મહર્ષિ કૃષ્ણદ્વૈપાયન વેદવ્યાસ પ્રણીત

# નારદમહાપુરાણ

સરળ ગુજરાતી ભાષાંતર

★

ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ભદ્ર પાસે અમદાવાદ અને પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ-૨

★

'સસ્તુ' સાહિત્ય ' એટલે ઊંચામાં ઊંચુ' સાહિત્ય

મહર્ષિ કૃષ્ણદ્વૈપાયન વેદવ્યાસ પ્રણીત

# નારદમહાપુરાણ

## સરળ ગુજરાતી ભાષાન્તર



ભાષાન્તરકાર :

શ્રી વાસુદેવ મહાશંકર જોષી




ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠેઃ ભદ્ર પાસે અમદાવાદ અને પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઇ-૨



પંદર રૂપિયા

# નિવેદન

આ સંસ્થા તરફથી પ્રસિદ્ધ થતી પુરાણોના પ્રકાશનની શ્રેણીમાં આ આઠમું 'નારદમહાપુરાણ'નું ભાષાંતર પ્રસિદ્ધ કરવામાં આવે છે. આ અગાઉ શ્રીમદ્ ભાગવત, દેવીભાગવત, શિવપુરાણ, વિષ્ણુપુરાણ, માર્કણ્ડેયપુરાણ, અગ્નિપુરાણ, વાયુપુરાણ અને વામનપુરાણ–આ પુરાણો સંસ્થા તરફથી પ્રસિદ્ધ થયાં છે.

આ નારદમહાપુરાણમાં જ્ઞાન–વિજ્ઞાનની અનેક કથાઓ, પ્રાચીન ઇતિહાસો; વ્રત, અનુષ્ઠાન આદિનાં વર્ણનો, ધર્મના સ્વરૂપનું નિરૂપણ, ભક્તિનું મહત્ત્વ બતાવતા કથા–પ્રસંગો, વિવિધ આખ્યાનો–ઉપાખ્યાનો, વ્યાકરણ, નિરુક્ત, જ્યોતિષ, મંત્રવિજ્ઞાન, સર્વ મહાપુરાણો સંબંધી વિવરણ, વર્ષના પ્રત્યેક મહિનાની તિથિઓનાં વ્રતોની કથાઓ, એકાદશીવ્રત–કથા, ગંગા આદિ તીર્થોનાં માહાત્મ્ય વગેરે અનેક વિષયો ભાવપૂર્ણ સ્વરૂપે આપવામાં આવ્યા છે. આ બધી કથાઓ નારદજી દ્વારા કહેવાઈ છે, એથી તેનું 'નારદમહાપુરાણ' નામ ઉચિત જ છે. વળી આની ગણના અષ્ટાદશ મહાપુરાણોમાં હોઈ આના રચયિતા શ્રી કૃષ્ણદ્વૈપાયન વ્યાસ જ છે.

અનેક વિષયો અને પવિત્ર કથાઓથી ભરપૂર આ બૃહન્નારદીય પુરાણનું કલેવર ૨૨૦૦૦ શ્લોકોનું છે, અર્થાત્ આ પુરાણ શ્રીમદ્ભાગવત કરતાં પણ મોટું છે. આની કથાઓમાં જ્ઞાન, ભક્તિ, નીતિ, ધર્મ અને વ્યવહારનાં અનેક રહસ્યો સમાયેલાં છે. આપણે સૌ તેને વાંચી–વિચારીને જીવનના વિકાસમાં તેનો યથાયોગ્ય ઉપયોગ કરીએ.

પુરાણોનું સાહિત્ય અતિ વિશાળ છે. તેના મૂળ સંસ્કૃત ગ્રંથો પણ પૂરેપૂરા મેળવવા અત્યારે મુશ્કેલ પડે છે. તેમને ગુજરાતીમાં યથાયોગ્ય ભાષાંતર કરાવીને પ્રસિદ્ધ કરવા તે એક મહાભારત કાર્ય છે અને હાલના સમયમાં એક ભગીરથ યત્ન સમાન છે. અગાઉ આ સંસ્થા તરફથી પ્રસિદ્ધ થયેલાં પુરાણોની જેમ આ નારદમહાપુરાણને પણ ગુજરાતી જનતા, શિક્ષણસંસ્થાઓ તેમ જ પુસ્તકાલયો આવકારશે અને બાકી રહેલાં પુરાણોનાં ભાષાંતરો પ્રકટ કરવાના સંસ્થાના કાર્યને પ્રોત્સાહન આપશે એવી આશા રાખીએ છીએ.

વલ્લભવિદ્યાનગર,
તા. ૨૫-૧૨-'૯૮

'સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી
**એચ. એમ. પટેલ** (પ્રમુખ)

# પ્રાસ્તાવિક

આ નારદમહાપુરાણ નારદજીએ કહેલું હોવાથી 'નારદીય' નામથી પ્રખ્યાત છેઃ

नारदोक्तं पुराणं तु नारदीयं प्रचक्षते। (શિવપુરાણ)

પુરાણોની ગણનામાં 'નારદપુરાણ'ની ઉપપુરાણોમાં, 'નારદોક્ત પુરાણ'ની ઔપપુરાણોમાં અને 'બૃહન્નારદીય પુરાણ'ની ગણના અષ્ટાદશ પુરાણોમાં મળે છે. 'બૃહન્નારદીય પુરાણ'ને જ 'નારદમહાપુરાણ' કહેલું છે. આ પુરાણની શ્લોકસંખ્યા ૨૫૦૦૦ હજારની કહેવાઈ છે, પરંતુ તેમાં ૩૦૦૦ શ્લોકો અપ્રાપ્ય છે. હાલના સમયે ૨૨૦૦૦ શ્લોકોવાળું જ આ પુરાણ મળે છે. તેનું ભાષાંતર આ ગ્રંથરૂપે પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

કહેવાય છે કે મહર્ષિ વેદવ્યાસે વેદને ચાર ભાગોમાં વિભક્ત કર્યો, બ્રહ્મસૂત્રો, મહાભારત વગેરેની રચના કરી અને ત્યારપછી અઢાર પુરાણો બનાવ્યાં, તો 'પુરાણ' નામ કેવી રીતે સુસંગત થઈ શકે? કારણ કે 'પુરાણ' એટલે 'પહેલાંનું' એવો તે શબ્દનો અર્થ જાણીતો છે. જ્યારે પુરાણો તો શ્રીવ્યાસની વેદવિભાગ, બ્રહ્મસૂત્રો, મહાભારત વગેરે પછીની રચનાઓ છે, જેથી તેમને 'પુરાણ' નામ આપવું બંધબેસતુ થતું નથી. આનો ઉત્તર આપતાં નિરુક્ત કહે છે કે, 'पुराणं कस्मात्–पुरा नवं भवति।' (निरुक्त ३–१९–२४) અર્થાત્ તે પ્રાચીન તત્ત્વને, જીવનના મૂળભૂત સનાતન નિયમોને નવા સ્વરૂપે રજૂ કરે છે. આથી 'पुरा+नवम् પ્રાચીનને નવા સ્વરૂપે રજૂ કરનાર' એ અર્થમાં નિરુક્ત અનુસાર અહીં 'પુરાણ' શબ્દ છે.

ભારતીય તત્ત્વવિજ્ઞાનના સિદ્ધાંત અનુસાર વિશ્વમાં કોઈ નવો અથવા અભૂતપૂર્વ પદાર્થ ઉત્પન્ન થતો નથી. પ્રત્યેક સર્જનો અથવા નવરચનાઓ એ પૂર્વવર્તી અર્થાત્ પ્રાચીન પદાર્થનાં જ નૂતન સ્વરૂપો છે. એટલે સુધી કહેવામાં આવ્યું છે કે સૃષ્ટિ કરનાર બ્રહ્મા પણ સૃષ્ટિની તદ્દન નવેસરથી રચના કરતા નથી. धाता यथापूर्वमकल्पयत्। પણ પૂર્વકલ્પની સૃષ્ટિ અનુસાર જ વર્તમાન કલ્પની સૃષ્ટિ કરે છે. એથી જીવનના મૂળભૂત નિયમો સનાતન અથવા અનાદિ છે. બ્રહ્માને અને ઋષિઓને તેનું 'દર્શન' પોતાના હૃદયમાં, માનસમાં પ્રાપ્ત થાય છે. આ દર્શનરૂપી જ્ઞાન એ જ વેદ કહેવાય છે. તે અનાદિ અને અપૌરુષેય છે. જીવનનાં સત્યોને વેદો સૂત્રાત્મક અથવા મંત્રાત્મક સ્વરૂપે

શબ્દોમાં રજૂ કરે છે. એ જ સત્યોને પુરાણો કથાઓ અને ઘટનાઓમાં સાકાર બનાવીને આલેખે છે: तत्कथासु तु वेदार्थः श्लोके श्लोके पदे पदे । અર્થાત્ પુરાણોમાં શ્લોકશ્લોકમાં અને પદેપદમાં વેદનો જ અર્થને કથાઓ દ્વારા વિસ્તૃત રીતે સમજાવવામાં આવ્યો છે.

આથી પુરાણો આદિકાળની કૃતિ ( રચના ) છે. તેના સૌથી પ્રથમ પ્રકાશક સૃષ્ટિકર્તા બ્રહ્માજી છે. તેમની પાસેથી તે ઋષિ–મુનિઓએ સાંભળ્યાં અને પ્રત્યેક કલ્પમાં જુદી જુદી સંહિતાઓની રચના કરી. પ્રત્યેક કલ્પમાં જુદા જુદા વ્યાસ થયા છે. પ્રત્યેક વ્યાસ પોતપોતાના સમયમાં તે ઋષિમુનિઓએ કરેલી રચનાઓ અને વાક્યોને તેમાંના તાત્ત્વિક ભાવોને યથાવત્ રાખીને સંક્ષેપમાં સંપાદિત કરે છે. અને તેમાં આવશ્યકતા અનુસાર પ્રસંગ વગેરેની પૂર્તિ માટે અને સ્પષ્ટીકરણ માટે પોતાનાં વચનો સહિત પુરાણરચના કરે છે. એથી વ્યાસ પણ પુરાણોની તદ્દન સ્વતંત્ર અને નવેસરથી રચના કરનારા નથી, પણ 'પુરાણ' શબ્દના અર્થ અનુસાર પ્રાચીન તત્ત્વને નવા સ્વરૂપે સંપાદિત કરી રજૂ કરનાર છે. 'પુરાણ' એટલે જ પ્રાચીન તત્ત્વનાં નવા સ્વરૂપે રજૂઆત–આલેખન. અને પુરાણકાર એટલે પ્રાચીન તત્ત્વની નવા સ્વરૂપે રજૂઆત કરનાર. આમ, પુરાણોમાં પ્રાચીન સત્યોનું જ યુગાનુસારી લોકગ્રાહ્ય નવું સ્વરૂપ રજૂ થયું હોય છે.

એ રીતે હાલનાં અઢાર પુરાણો મૂળ તો શ્રીવેદવ્યાસની પૂર્વની જ રચના છે. મહર્ષિ વ્યાસે તો પુરાણોની પુરાતન સામગ્રીનું સંપાદન કરીને અર્થાત્ એક બૃહત્–વિશાળ મહાપુરાણનું યોજનાબદ્ધ સંક્ષિપ્તીકરણ કરીને તેને અષ્ટાદશ મહાપુરાણોના વિભાગમાં વિભક્ત કરીને પોતાની પછીના અનુયાયીઓ માટે અથવા ભવિષ્યના જનસમાજ માટે આ સાહિત્યનો એક અનુપમ ભંડાર સરલ, સુબોધ અને વ્યવસ્થિત સ્વરૂપમાં પ્રસ્થાપિત કર્યો છે. આપણા ઉપર–જનસમાજ ઉપર કાયમને માટે તેમનો આ એક મહાન ઉપકાર છે.

ભારતીય સાહિત્યમાં પુરાણોની અઢારની સંખ્યા પરંપરાથી નિશ્ચિત રૂપમાં મનાયેલી છે. નીચેના શ્લોકમાં આ અઢાર મહાપુરાણોનાં નામ સૂત્રરૂપે આપવામાં આવ્યાં છે. મહાપુરાણો યાદ રાખવા માટે આ શ્લોક ખૂબ ઉપયોગી છે:

'मद्वयं' 'भद्वयं' चैव 'ब्रत्रयं' वचतुष्टयम्' । अ, ना, प, लिं, ग, कू,–स्कानि पुराणानि पृथक् पृथक् ॥

– મકારાદિ નામવાળાં બે પુરાણ: મત્સ્ય અને માર્કંડેય, ભકારાદિ નામવાળાં બે પુરાણ–ભવિષ્ય અને ભાગવત, બ્રકારાદિ ત્રણ પુરાણ–બ્રહ્મ, બ્રહ્મવૈવર્ત અને બ્રહ્માણ્ડ, વકારાદિ ચાર પુરાણ–વાયુ, વિષ્ણુ, વામન અને વારાહ અને તે પછી (શ્લોકની બીજી લીટીમાં બતાવેલ પુરાણોના નામના આદિ અક્ષર અનુસાર) અગ્નિ, નારદ, પદ્મ, લિંગ, ગરુડ, કૂર્મ અને સ્કંદ–આમ બધાં મળીને અઢાર પુરાણો થાય છે.

કેવળ સ્થૂલ ભોગો ભોગવવા એ જ જીવનનો હેતુ નથી. જીવન અનંત છે. સંકુચિતતામાંથી વ્યાપકતામાં, અજ્ઞાનમાંથી જ્ઞાનમાં, નશ્વરતામાંથી શાશ્વતતામાં એનો વિકાસ થઈ રહ્યો છે, અને કોઈ પણ વ્યક્તિનું જીવન યોગ્ય માર્ગે ચાલતાં સત્–ચિત્–આનંદરૂપ જીવનની પૂર્ણ સ્થિતિને પ્રાપ્ત થઈ શકે છે. જીવનમાં જે પ્રકારના આચાર–વ્યવહારોથી જીવવાથી કોઈ પણ મનુષ્ય ઉત્તરોત્તર જીવનનો વિકાસ પ્રાપ્ત કરતો પૂર્ણ સ્વરૂપને પ્રાપ્ત થાય છે, તેનું નિરૂપણ વેદો અને પુરાણોમાં થયેલું છે. વેદોમાં જીવનવિકાસના નિયમો–સિદ્ધાંતોનું દર્શન છે, એમ

ગણીએ તો પુરાણોનું આખ્યાનો-ઉપાખ્યાનો, દૃષ્ટાંતો, પ્રસંગકથાઓના વિશાળ આલેખનવાળું
સાહિત્ય જીવનના એ નિયમોને વ્યાવહારિક અથવા ક્રિયાત્મક ક્ષેત્રે કામ કરતાં અને પરિણામો
પ્રાપ્ત કરતાં દર્શાવનારી પ્રયોગશાળા જેવાં છે. આમ, વેદો, પુરાણો અને ધર્મશાસ્ત્રોનું ભારતીય
પ્રાચીન સાહિત્ય, એ જીવનના મૂળભૂત સિદ્ધાંતો, તેના વિકાસની પ્રક્રિયાઓ અને તેની અંતિમ
પરમ સ્થિતિનું યથાર્થ, વાસ્તવિક અને વિજ્ઞાનશુદ્ધ નિરૂપણ–દર્શન આપતું સાહિત્ય છે. કોઈ
પણ વ્યક્તિનું અંતિમ સ્વરૂપ સત્–ચિત્–આનંદ પરમાત્માથી ભિન્ન નથી. આ સર્વ જગતનો
તેમાંથી જ આવિર્ભાવ થયેલો છે. આ અનંત અપાર વિશ્વરૂપી રંગભૂમિનું તે જ એક કેંદ્ર
છે અને દરેક જીવ તે સ્વરૂપને પ્રાપ્ત કરીને અજર, અભય અને અમૃતસ્વરૂપ બની શકે છે.
આથી જ ભારતીય તત્ત્વજ્ઞાન અને સંસ્કૃતિનું સાહિત્ય તે કોઈ એક દેશ, ધર્મ કે જાતિનું સાહિત્ય
નથી, પણ સર્વ જનસમુદાય માટેનું સર્વકાલીન સાહિત્ય છે.

ભારતીય જનતાના આચાર, વ્યવહાર, પ્રણાલિકાઓ, ભાવના અને શ્રદ્ધાના ઘડતરમાં તેના
આ પ્રાચીન સાહિત્યની અને વારસાની મોટી અસર છે. એને લીધે જ જુદા જુદા અનેક પ્રાંતો
અને ભાષાઓવાળા આ દેશના લોકો પોતાને એક ભારત દેશના અને ભારતીય સંસ્કૃતિના અનુ-
યાયી ગણે છે. જેટલી ભૂમિમાં યુરોપમાં નાનાં નાનાં અનેક રાજ્યો છે, લગભગ તેટલી જ ભારતની
ભૂમિના જનસમુદાયને આ સંસ્કૃતિ અનેક શતાબ્દીઓ સુધી એકસૂત્રતામાં સાંકળી રાખી તેનામાં
એક, અખંડ, અને સનાતન અસ્મિતાનાં અમૃત સિંચી રહી છે.

મધ્યયુગમાં પૌરાણિકો અને કથા–પ્રવચનકારો જનતાને પુરાણ–કથાઓ અને તેનાં રહસ્યો
સમજાવતા, પણ હાલમાં સારા પૌરાણિકોનો વર્ગ લુપ્ત થતો જાય છે. વળી હાલના પ્રવૃત્તિપ્રધાન
જીવનમાં લોકોને કથાસ્થાને જઈ શ્રવણ કરવા જેટલો સમય અને અનુકૂળતા ભાગ્યે જ હોય છે.
આ સ્થિતિમાં લોકભાષામાં અનુવાદ થયેલા પુરાણોના ગ્રંથો પ્રાપ્ય બને તો જનવર્ગને ઘેરબેઠાં
પોતાની સંસ્કૃતિનો પરિચય મેળવવામાં તે વિશેષ અનુકૂળ થઈ શકે. આ સિવાય મૂળ પુરાણના
અનુવાદગ્રંથો ઉપરાંત તેમાંની કથાઓ અને ભાવનાઓને રજૂ કરતી બાળકો, સ્ત્રીઓ અને વિદ્યાર્થી-
ઓના શિક્ષણને ઉપયોગી પુસ્તિકાઓ તૈયાર થાય એ પણ ઇચ્છવા યોગ્ય છે.

# અનુક્રમણિકા

## પૂર્વભાગ

### પ્રથમ પાદ



### દ્વિતીય પાદ

## ઉત્તરભાગ

મહર્ષિ કૃષ્ણદ્વૈપાયન વેદવ્યાસ પ્રણીત

# નારદમહાપુરાણ

## સરળ ગુજરાતી ભાષાન્તર



મહર્ષિ વેદવ્યાસ પ્રણીત

# નારદમહાપુરાણ

શુદ્ધ ગુજરાતી ભાષાન્તર

## પૂર્વભાગ

### પ્રથમ પાદ

### અધ્યાય ૧ લો : સિદ્ધાશ્રમમાં શૌનકાદિ મહર્ષિઓનો સૂતને પ્રશ્ન

ॐ नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् । देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥

वन्दे वृन्दावनासीनमिन्दिरानन्दमन्दिरम् । उपेन्द्रं सान्द्रकारुण्यं परानन्दं परात्परम् ॥ १ ॥
ब्रह्मविष्णुमहेशाख्यं यस्यांशा लोकसाधकाः । तमादिदेवं चिद्रूपं विशुद्धं परमं भजेत् ॥ २ ॥

ॐ નારાયણને, નરોમાં ઉત્તમ નરને, દેવી સરસ્વતીને વંદન કરીને ભગવદીય ઉત્કર્ષનું પ્રતિપાદન કરનાર જય (શાસ્ત્ર)નું વર્ણન કરવું; ઇતિહાસ–પુરાણ આદિનું આખ્યાન કરવાનો આરંભ કરવો.

વૃંદાવનમાં વિરાજમાન થયેલા, લક્ષ્મીના આનંદધામરૂપ, ઇંદ્રના નાના ભાઈ–વામનરૂપને ધારણ કરનારા, અત્યંત કરુણા કરનારા, ઉત્કૃષ્ટ આનંદસ્વરૂપ, પરમશ્રેષ્ઠ વિષ્ણુ ભગવાનને હું વંદન કરું છું.

સૃષ્ટિ રચવાના કારણને લીધે જે બ્રહ્મનું 'બ્રહ્મા' એવું નામ પડ્યું છે; પાલન કરવાને લીધે 'વિષ્ણુ' અને સંહાર કરવાના કારણથી 'શિવ' એવું નામ પડ્યું છે; લોકપાલ, ઇંદ્ર, વરુણ વગેરે સંસારનું સાધન કરવાને માટે જેના અંશથી પોતાની સ્થિતિ કરીને રહેલા છે, તે આદિદેવ, પરમ વિશુદ્ધ ચિદ્રૂપ પરમાત્માને હું ભજું છું.

બ્રહ્મવાદી શૌનક આદિ મહાત્મા ઋષિઓ મોક્ષની ઇચ્છાથી નૈમિષારણ્યમાં તપ કરતા હતા; તેમણે ઇંદ્રિયો પર વિજય મેળવ્યો હતો; ભોજન કરવામાં તેઓ મિતાહારી હતા; સત્યરૂપ પરાક્રમથી યુક્ત હોઈ તેઓ પરમભક્તિપૂર્વક આદિદેવ, સનાતન વિષ્ણુ ભગવાનની પૂજા કરી રહ્યા હતા.

તેઓ કોઈની ઈર્ષ્યા કરતા ન હતા; ધૃતિ, ક્ષમા વગેરે ધર્મોને જાણતા હતા અને પ્રાણીઓ પર અનુગ્રહ કરવા માટે તત્પર રહેતા હતા. કોઈ વસ્તુ પર તેઓ મમત્વ રાખતા ન હતા. અહંકારનો તેમને સ્પર્શ પણ થયો ન હતો અને તેમનું ચિત્ત પરમાત્માના ચિંતનમાં જ મગ્ન રહેતું. સર્વ કામનાઓનો તેમણે ત્યાગ કર્યો હતો. તેઓ પાપરહિત હતા અને શમ આદિ ગુણોથી યુક્ત હતા. તે જટાધારી બ્રહ્મચારીઓ કાળા હરણનાં ચર્મ-વસ્ત્રો ધારણ કરતા હતા. સૂર્ય સમાન ઓજસ્વી, વેદનો સ્વાધ્યાય કરનારા, ધર્મશાસ્ત્રના તત્ત્વને જાણનારા તે મુનિઓ નૈમિષારણ્યમાં તપ કરતા હતા. એમાંના કેટલાક મુનિઓ યજ્ઞો દ્વારા યજ્ઞપતિ વિષ્ણુનું પૂજન કરતા હતા; કેટલાક જ્ઞાનસ્વરૂપ ઈશ્વરની ઉપાસના અને જ્ઞાનચર્ચા કરતા હતા ને બીજા કેટલાક ઋષિઓ ભક્તિભાવ સહિત નારાયણનું પૂજન કરી રહ્યા હતા.

એક સમયે ધર્મ, અર્થ, કામ અને મોક્ષનો ઉપાય જાણવાની ઇચ્છાથી તે શ્રેષ્ઠ મહાત્માઓએ એક સંમેલન યોજ્યું. તેમાં છવ્વીસ હજાર ઊર્ધ્વરેતા (નૈષ્ઠિક બ્રહ્મચર્યનું પાલન કરનારા) મુનિઓ એકત્ર થયા હતા. તેમના શિષ્યો-પ્રશિષ્યો અસંખ્ય હતા. પવિત્ર અંતઃકરણવાળા તે મહાતેજસ્વી મહર્ષિઓ લોકો પર અનુગ્રહ કરવા માટે જ એકઠા મળ્યા હતા. તેમનામાં રાગ, દ્વેષ અને માત્સર્ય આદિનો સર્વથા અભાવ હતો. તેઓ શૌનકને પૂછતા હતા કે આ પૃથ્વી પર ક્યાં ક્યાં પુણ્યક્ષેત્ર અને પવિત્ર તીર્થો છે? આધિ, વ્યાધિ અને ઉપાધિરૂપ ત્રિવિધ તાપથી સંતપ્ત ચિત્તવાળા મનુષ્યોને મુક્તિ કઈ રીતે પ્રાપ્ત થઈ શકે? લોકોને ભગવાન વિષ્ણુની અવિચલ ભક્તિ કઈ રીતે પ્રાપ્ત થાય; તેમ જ સાત્ત્વિક, રાજસ અને તામસ ભેદથી ત્રણ પ્રકારનાં કર્મોનું ફળ શાથી પ્રાપ્ત થાય છે? પોતાને આવા પ્રશ્નો પૂછવા માટે મુનિઓને ઉદ્યત થયેલા જોઈ ઉત્તમ બુદ્ધિવાળા શૌનક નમ્રતાપૂર્વક હાથ જોડીને તેમને કહેવા લાગ્યા:

શૌનક બોલ્યા: હે મહર્ષિઓ! પવિત્ર સિદ્ધાશ્રમ તીર્થમાં પૌરાણિકોમાં શ્રેષ્ઠ સૂતજી રહે છે. તેઓ ત્યાં અનેક પ્રકારના યજ્ઞો દ્વારા વિશ્વરૂપ ભગવાન વિષ્ણુનું યજન કરતા હોય છે. મહામુનિ સૂત વ્યાસના શિષ્ય છે. તેઓ આ બધા વિષયો સારી પેઠે જાણે છે. તેમનું નામ રોમહર્ષણ છે. તેઓ શાન્ત સ્વભાવના છે અને પુરાણસંહિતાના વક્તા છે. ભગવાન મધુસૂદન પ્રત્યેક યુગમાં ધર્મનો હ્રાસ થતો જોઈને વેદવ્યાસરૂપથી પ્રકટ થાય છે ને એક જ વેદના અનેક વિભાગ કરે છે. વિપ્રગણ! અમે સર્વ શાસ્ત્રોમાં એમ સાંભળ્યું છે કે, વેદવ્યાસ મુનિ સાક્ષાત્ ભગવાન નારાયણ જ છે. તે જ ભગવાન વ્યાસે સૂતજીને પુરાણોનો ઉપદેશ કર્યો છે. પરમ બુદ્ધિમાન વેદવ્યાસ દ્વારા સારી પેઠે ઉપદેશ પ્રાપ્ત કરીને સૂતજી સર્વ ધર્મોના જ્ઞાતા બન્યા છે. સંસારમાં તેમના કરતાં વધારે બીજો કોઈ પુરાણોનો જ્ઞાતા નથી; કારણ કે આ લોકમાં સૂતજી પુરાણોના તાત્ત્વિક અર્થને જાણનારા, સર્વજ્ઞ અને બુદ્ધિમાન છે. તેમનો સ્વભાવ શાન્ત છે. તેઓ મોક્ષધર્મના જ્ઞાતા તો છે જ ને તે સાથે કર્મ અને ભક્તિનાં વિવિધ સાધનોને પણ જાણે છે. હે મુનીશ્વરો! વેદ, વેદનાં અંગો અને શાસ્ત્રોનું સર્વસારભૂત તત્ત્વ મુનિવર વ્યાસે જગતના હિત માટે પુરાણોમાં દર્શાવ્યું છે અને જ્ઞાનના સાગરરૂપ સૂતજી તે સર્વનું યથાર્થ તત્ત્વ જાણવામાં કુશળ છે, તેથી આપણે બધા તેમને જ બધા પ્રશ્નો પૂછીએ.

આ પ્રમાણે શૌનકે મુનિઓને જ્યારે પોતાનો અભિપ્રાય જણાવ્યો, ત્યારે તે સર્વ

મહર્ષિઓ વિદ્વાનોમાં શ્રેષ્ઠ શૌનકને ભેટી અતિ પ્રસન્ન થયા ને 'વાહ ! વાહ !' કહેવા લાગ્યા. ત્યાર પછી સર્વ મુનિઓ વનમાં આવેલા પવિત્ર 'સિદ્ધાશ્રમ તીર્થમાં ગયા ને ત્યાં તેમણે સૂતજીને અગ્નિષ્ટોમ યજ્ઞ દ્વારા અનંત, અપરાજિત ભગવાન નારાયણનું યજન કરતા દીઠા. સૂતજીએ તે વિખ્યાત તેજસ્વી મહાત્માઓનો યોગ્ય આદરસત્કાર કર્યો. ત્યારપછી તેમને નૈમિષારણ્યમાં રહેતા મુનિઓએ આ પ્રમાણે પૂછયું.

ઋષિઓ બોલ્યા : ઉત્તમ વ્રતનું પાલન કરનારા હે સૂતજી! અમે આપની પાસે અતિથિરૂપે આવ્યા છીએ તેથી અતિથિ-સત્કારના અધિકારી છીએ. આપ જ્ઞાનનું દાન આપવારૂપ સામગ્રી વડે અમારું પૂજન કરો. હે મુનિ! દેવતાઓ ચંદ્રમાનાં કિરણોમાંથી નીકળેલું અમૃત પીને જીવન ધારણ કરે છે; પરંતુ આ પૃથ્વીના દેવતા–બ્રાહ્મણો આપના મુખથી નીકળેલ જ્ઞાનરૂપી અમૃત પીને તૃપ્ત થાય છે. હે તાત! અમે એ જાણવા માગીએ છીએ કે, આ સંપૂર્ણ જગત કોનાથી ઉત્પન્ન થયું? આનો આધાર અને સ્વરૂપ શું છે? આ શામાં રહેલું છે ને આનો શામાં લય થશે? ભગવાન વિષ્ણુ કયા સાધનથી પ્રસન્ન થાય છે? મનુષ્યો દ્વારા તેમની પૂજા કઈ રીતે કરવામાં આવે છે? ભિન્ન ભિન્ન વર્ણો અને આશ્રમોનો આચાર શો છે? અતિથિપૂજા કેવી રીતે કરવી જોઈએ કે જેથી સર્વ કર્મો સફળ થાય? મોક્ષ માણસોને કેવી રીતે સુલભ થાય? પુરુષોને ભક્તિથી કયું ફળ પ્રાપ્ત થાય છે ને ભક્તિનું સ્વરૂપ શું છે? હે મુનિશ્રેષ્ઠ સૂતજી! આ બધી વાતો આપ અમને એવી રીતે સમજાવીને કહો કે ફરીથી અમારા મનમાં એ વિષે કોઈ શંકા ન રહે. અમૃત જેવાં આપનાં વચનો સાંભળવા માટે કોના મનમાં શ્રદ્ધા ઉત્પન્ન નહિ થાય?

સૂતજી બોલ્યા : હે મહર્ષિઓ! આપ સર્વ સાંભળો. આપને જે અભીષ્ટ છે, તે હું કહું છું. સનકાદિ મુનિઓએ મહાત્મા નારદજી આગળ જેનું વર્ણન કર્યું હતું તે 'નારદપુરાણ' આપ સાંભળો. આ વેદોના અર્થથી પરિપૂર્ણ છે–આમાં વેદના સિદ્ધાન્તોનું જ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. આ પુરાણ સર્વ પાપોની શાન્તિ તથા દુષ્ટ ગ્રહોની બાધાને દૂર કરે છે. દુઃસ્વપ્નોનો નાશ કરનારું, ધર્મસંમત તથા ભોગ તેમ જ મોક્ષને આપનારું છે. આમાં ભગવાન નારાયણની પવિત્ર કથાનું વર્ણન છે. આ નારદપુરાણ સર્વ પ્રકારનાં કલ્યાણની પ્રાપ્તિનો હેતુ છે. ધર્મ, અર્થ, કામ તથા મોક્ષનું પણ કારણ છે. આના દ્વારા મોટાં ફળોની પ્રાપ્તિ થાય છે, આ અપૂર્વ પુણ્યફળ આપનારું છે. આપ સર્વ ઋષિઓ એકાગ્રચિત્તે આ મહાપુરાણને સાંભળો. મહાપાતક તથા ઉપપાતકોથી યુક્ત મનુષ્ય પણ મહર્ષિ વ્યાસે કહેલ આ દિવ્ય પુરાણનું શ્રવણ કરીને શુદ્ધિ પામે છે. આના એક અધ્યાયનો પાઠ કરવાથી અશ્વમેધયજ્ઞનું અને બે અધ્યાયનો પાઠ કરવાથી રાજસૂયયજ્ઞનું ફળ મળે છે. હે બ્રાહ્મણો! જ્યેષ્ઠ માસની પૂર્ણિમાના દિવસે મૂળ નક્ષત્ર હોય ત્યારે મનુષ્યને, ઇંદ્રિયોનો સંયમ રાખી મથુરાપુરીના યમુનાના જળમાં વિધિપૂર્વક સ્નાન કરી, નિરાહાર રહીને ભગવાન્ શ્રીકૃષ્ણનું પૂજન કરવાથી જે ફળ મળે છે, તે આ પુરાણના ત્રણ અધ્યાયોનો પાઠ કરવાથી મળે છે. આના દસ અધ્યાયોનું ભક્તિપૂર્વક શ્રવણ કરીને મનુષ્ય નિર્વાણ–મોક્ષ પ્રાપ્ત કરે છે. આ પુરાણ કલ્યાણપ્રાપ્તિનાં સાધનોમાં સર્વથી શ્રેષ્ઠ છે. પવિત્ર ગ્રંથોમાં એનું સ્થાન બધા કરતાં ઊંચું છે. આ ખરાબ સ્વપ્નોનો નાશ કર-

નારું અને પરમપવિત્ર છે. હે બ્રહ્મર્ષિઓ! યત્નપૂર્વક એનું શ્રવણ કરવું જોઈએ. જો મનુષ્ય શ્રદ્ધાપૂર્વક એના એક શ્લોકનો કે અર્ધા શ્લોકનો પણ પાઠ કરે તો તે મહા-પાતકોના પુંજથી તત્કાળ મુક્ત થઈ જાય છે.

સત્પુરુષો આગળ જ આ પુરાણનું વર્ણન કરવું જોઈએ; કારણ કે આ અત્યંત ગુપ્ત રાખવા જેવું છે. ભગવાન વિષ્ણુના મંદિરમાં કોઈ પુણ્યક્ષેત્ર-પવિત્ર તીર્થસ્થળમાં તેમ જ બ્રાહ્મણ વગેરે દ્વિજાતિ સમક્ષ આ પુરાણની કથા વાંચવી જોઈએ, કે જેમણે કામ-ક્રોધાદિ દોષોનો ત્યાગ કર્યો હોય. જેમનું મન ભગવાન વિષ્ણુની ભક્તિમાં લાગેલું હોય અને જેઓ સદાચારી હોય, તેમને જ આ મોક્ષની પ્રાપ્તિ કરાવી આપનારું પુરાણ સંભળાવવું જોઈએ. ભગવાન વિષ્ણુમાં સર્વ દેવો રહેલા છે; તેઓ પોતાનું સ્મરણ કરનારા ભક્તોની સર્વ પીડાઓનો નાશ કરે છે. શ્રેષ્ઠ ભક્તો પર તેમનો સ્નેહ હમેશાં રહેતો હોય છે. હે બ્રાહ્મણો! ભગવાન વિષ્ણુ કેવળ ભક્તિથી જ સંતુષ્ટ થાય છે, બીજા કોઈ ઉપાયથી સંતુષ્ટ થતા નથી. તેમના નામનું શ્રદ્ધા વિના પણ કીર્તન અથવા શ્રવણ કરવાથી મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થઈને અવિનાશી વૈકુંઠ ધામને પ્રાપ્ત કરે છે. ભગવાન મધુસૂદન સંસારરૂપી ભયંકર વનને બાળી નાખવા માટે દાવાનલરૂપ છે. હે મહર્ષિઓ! ભગવાન શ્રીહરિ પોતાનું સ્મરણ કરનારા પુરુષોનાં સર્વ પાપોનો તે જ ક્ષણે નાશ કરી નાખે છે. તેમના તત્ત્વને પ્રકાશિત કરનારા આ ઉત્તમ પુરાણનું શ્રવણ અવશ્ય કરવું જોઈએ. સાંભળવાથી અથવા પાઠ કરવાથી પણ આ પુરાણ સર્વ પાપોનો નાશ કરે છે. હે બ્રાહ્મણો! આ પુરાણ સાંભળવામાં જેની બુદ્ધિ ભક્તિપૂર્વક જોડાય છે, તે જ કૃતકૃત્ય થાય છે, તે જ સર્વ શાસ્ત્રોના મર્મને જાણનારો પંડિત છે તથા તેના જ દ્વારા કરવામાં આવેલાં તપ અને પુણ્યને હું સફળ માનું છું; કારણ કે તપ અને પુણ્ય વિના આ પુરાણ સાંભળવામાં પ્રેમ ઉત્પન્ન થઈ શકતો નથી. સંસારનું હિત કરનારા જે સત્પુરુષો છે, તેઓ જ ઉત્તમ કથાઓ કહેવા-સાંભળવામાં પ્રવૃત્ત થાય છે. પાપમાં રચ્યાં-પચ્યા રહેલા દુષ્ટ પુરુષ તો લોકોની નિંદા કરવામાં ને એકબીજા સાથે કલહ કરવામાં જ ગૂંચાયેલા રહે છે. હે દ્વિજવરો! જે નરાધમો પુરાણોમાં અર્થવાદ હોવાની શંકા કરે છે, તેમણે કરેલાં બધાં પુણ્યો નાશ પામે છે. હે વિપ્રવરો! મોહગ્રસ્ત માણસો અન્યાન્ય કાર્યો સાધવાના કાર્યમાં લાગેલા રહે છે; પરંતુ પુરાણશ્રવણરૂપ પુણ્યકર્મનું આચરણ કરતા નથી. હે શ્રેષ્ઠ બ્રાહ્મણો! જે માણસ કોઈ પણ જાતના પરિશ્રમ વિના અહીં અનંત પુણ્ય પ્રાપ્ત કરવા ઇચ્છતો હોય, તેણે ભક્તિભાવથી નિશ્ચયપૂર્વક પુરાણોનું શ્રવણ કરવું જોઈએ. જે માણસનું ચિત્ત પુરાણ સાંભળવામાં એકાગ્ર રહે છે, તેના પૂર્વ જન્મનાં સર્વ પાપો નષ્ટ થઈ જાય છે એમાં સંદેહ નથી. જે માણસ સત્સંગ, દેવપૂજા, પુરાણકથા અને હિત કરનારા ઉપદેશમાં તત્પર રહે છે, તે આ દેહનો નાશ થયા પછી ભગવાન વિષ્ણુના જેવું તેજસ્વી સ્વરૂપ ધારણ કરીને તેમના જ પરમ ધામમાં નિવાસ કરે છે. એટલા માટે હે વિપ્રવરો! આપ બધા આ પવિત્ર 'નારદપુરાણ'નું શ્રવણ કરો. આને સાંભળવાથી મનુષ્યનું મન ભગવાન વિષ્ણુમાં જોડાય છે અને તે જન્મ, મૃત્યુ અને જરાના બંધનમાંથી છૂટી જાય છે.

આદિદેવ ભગવાન નારાયણ શ્રેષ્ઠ, મનઃકામના પૂર્ણ કરનારા તથા પુરાણ પુરુષ છે. તેમણે પોતાના પ્રભાવથી સર્વ લોકોને વ્યાપ્ત કરી રાખ્યા છે. તેઓ ભક્તજનોને ગમતા પદાર્થો આપે છે. તેમનું સ્મરણ

કરીને મનુષ્ય મોક્ષપદને પ્રાપ્ત કરી લે છે. હે બ્રાહ્મણો ! જે બ્રહ્મા, શિવ તથા વિષ્ણુ આદિ ભિન્ન ભિન્ન રૂપ ધારણ કરીને આ જગતનું સર્જન, સંહાર અને પાલન કરે છે, તે આદિદેવ પરમપુરુષ પરમેશ્વરને પોતાના હૃદયમાં સ્થાપી મનુષ્ય મુક્તિ મેળવે છે. જે નામ અને જાતિ વગેરેની કલ્પનાઓથી રહિત છે, સર્વશ્રેષ્ઠ તત્ત્વો કરતાં પણ પરમ ઉત્કૃષ્ટ છે, પરાત્પર પુરુષ છે, ઉપનિષદો દ્વારા જેનાં તત્ત્વનું જ્ઞાન થાય છે; તેમ જ જે પોતાના ભક્તોની આગળ જ સગુણ સાકારરૂપમાં પ્રકટ થાય છે, તે જ પરમેશ્વરની બધાં પુરાણો અને વેદો વડે સ્તુતિ કરવામાં આવે છે, તેથી જે સમસ્ત જગતના ઈશ્વર, મોક્ષસ્વરૂપ, ઉપાસના કરવા યોગ્ય, અજન્મા, પરમ રહસ્ય રૂપ તેમ જ સર્વ પુરુષાર્થોના હેતુ છે, તે ભગવાન્ વિષ્ણુનું સ્મરણ કરીને મનુષ્ય ભવસાગર તરી જાય છે. ધર્માત્મા, શ્રદ્ધાળુ, મુમુક્ષુ, યતિ તથા રાગદ્વેષથી રહિત પુરુષો જ આ પુરાણ સાંભળવાના અધિકારી છે. તેમને જ આનો ઉપદેશ કરવો જોઈએ. પવિત્ર સ્થળે, દેવમંદિરના સભામંડપમાં, પુણ્ય ક્ષેત્રમાં, પુણ્ય તીર્થમાં તથા દેવતાઓ અને બ્રાહ્મણો આગળ પુરાણનું પ્રવચન કરવું જોઈએ. પુરાણનું પ્રવચન કે કથા થતી હોય ત્યારે જે માણસ વચમાં એકબીજા સાથે વાતચીત કરે છે, તે ભયંકર નરકમાં પડે છે. જેનું ચિત્ત પુરાણશ્રવણ કરવામાં એકાગ્ર નથી, તે પ્રવચન સાંભળે તોપણ કાંઈ જ સમજતો નથી, તેથી એકચિત્ત થઈને ભગવાનની કથારૂપ અમૃતનું પાન કરવું જોઈએ. જેનું મન આમતેમ ભટક્યા કરતું હોય, તેને કથાના રસનો સ્વાદ કઈ રીતે મળી શકે ? સંસારમાં ચંચળ ચિત્તવાળા માણસને સુખ કેવી રીતે મળી શકે ? તેથી દુઃખના સાધનભૂત સર્વ કામનાઓ ત્યજી એકાગ્ર ચિત્ત થઈને ભગવાન વિષ્ણુનું ચિંતન કરવું. ગમે તે ઉપાયે પણ જો અવિનાશી ભગવાન નારાયણનું સ્મરણ કરવામાં આવે, તો તે પાપી મનુષ્ય ઉપર પણ પ્રસન્ન થાય છે, એમાં કોઈ શક નથી. સર્વ જગતના સ્વામી તથા સર્વત્ર વ્યાપક એવા અવિનાશી ભગવાન વિષ્ણુમાં જેની ભક્તિ રહેલી હોય, તેનો જન્મ સફળ થાય છે અને તેને મુક્તિ સુલભ બને છે. હે વિપ્રવરો ! ભગવાન વિષ્ણુના ભજનમાં રત માણસોને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચારેય પુરુષાર્થ પ્રાપ્ત થાય છે. ૧–૭૯

धर्मार्थकाममोक्षाख्यपुरुषार्था द्विजोत्तमाः ।
हरिभक्तिपराणां वै सम्पद्यन्ते न संशयः ॥ ७९ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'સૂત અને ઋષિઓનો સંવાદ' નામનો ૧ લો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૨ : નારદ દ્વારા ભગવાન વિષ્ણુની સ્તુતિ

ऋषय ऊचुः ।

कथं सनत्कुमारस्तु नारदाय महात्मने ।
प्रोक्तवान् सकलान् धर्मान् कथं तौ मिलितावुभौ ॥ १

ઋષિઓએ કહ્યું : હે સૂત ! સનત્કુમારે મહાત્મા નારદને કઈ રીતે સર્વ ધર્મોનો ઉપદેશ કર્યો ને તે બંનેનો મેળાપ શી રીતે થયો ? તે બંને બ્રહ્મવાદી મહાત્માઓ કયે સ્થાને બેસીને ભગવાનના મહિમાનું ગાન કરતા હતા ? એ બધું અમને કહો.

સૂત બોલ્યા : મહાત્મા સનક આદિ બ્રહ્માજીના માનસ પુત્રો છે. તેમનામાં મમત્વ નથી તેમ અહંકાર પણ નથી. તે બધા નૈષ્ઠિક બ્રહ્મચારી છે. તેમનાં નામ કહું છું, સાંભળો. સનક, સનંદન, સનત્કુમાર અને સનાતન આ જ નામે તેઓ ઓળખાય છે. તે ચારેય મહાત્માઓ ભગવાન વિષ્ણુના ભક્ત છે ને નિરંતર પરબ્રહ્મ પરમાત્માના

ચિંતનમાં મગ્ન રહે છે. તેમનો પ્રભાવ હજારો સૂર્યો સમાન છે. સત્યવ્રતનું પાલન કરનારા તથા મુમુક્ષુ તેઓ એક દિવસે જોવા ઇચ્છેલા મેરુ પર્વતના શિખર પર બ્રહ્મદેવની સભામાં જઈ રહ્યા હતા. માર્ગમાં તેમને ભગવાન વિષ્ણુના ચરણોમાંથી પ્રકટેલાં ગંગાજીનાં દર્શન થયાં. તે ચારેય મહાત્માઓ ગંગાજીની 'સીતા' નામની ધારામાં સ્નાન કરવા તૈયાર થયા, હે દ્વિજવરો! એજ સમયે ત્યાં દેવર્ષિ નારદ આવી પહોંચ્યા ને પોતાના મોટા ભાઈઓને ગંગાજીમાં સ્નાન કરવા માટે તૈયાર થયેલા જોઈને તેમને હાથ જોડી પ્રણામ કર્યા. તે સમયે તેઓ પ્રેમ અને ભક્તિ સાથે ભગવાન મધુસૂદનનાં નામોનું કીર્તન કરવા લાગ્યા: 'નારાયણ! અચ્યુત! અનંત! વાસુદેવ! જનાર્દન! યજ્ઞેશ! યજ્ઞપુરુષ! કૃષ્ણ! વિષ્ણુ! આપને નમસ્કાર છે. કમલનયન! કમલાકાન્ત! ગંગાજનક! કેશવ! ક્ષીરસમુદ્રમાં શયન કરનારા દેવેશ્વર! દામોદર! આપને નમસ્કાર છે. શ્રીરામ! વિષ્ણો! નૃસિંહ! વામન! પ્રદ્યુમ્ન! સંકર્ષણ! વાસુદેવ! અજ! અનિરુદ્ધ! નિર્મલ પ્રકાશસ્વરૂપ! મુરારે! આપ સર્વ પ્રકારના ભયથી નિરંતર અમારી રક્ષા કરો.' આ પ્રમાણે ઊંચે સાદે હરિનામનું ઉચ્ચારણ કરતા કરતા તેઓ અગ્રજ મુનિઓને પ્રણામ કરીને તેમની પાસે બેઠા ને તેમની જ સાથે પ્રસન્નતાથી સ્નાન કર્યું. સર્વ લોકોનાં પાપને દૂર કરનારી ગંગાની ધારા 'સીતા'ના જળમાં સ્નાન કરીને તે નિષ્પાપ મુનિઓએ દેવતાઓ, ઋષિઓ અને પિતૃઓનું તર્પણ કર્યું. પછી જળની બહાર આવીને સંધ્યોપાસનાદિ પોતાના નિત્ય નિયમનું તેમણે પાલન કર્યું. ત્યાર પછી તેઓ ભગવાન નારાયણના ગુણો સાથે સંબંધ ધરાવનારી નાના પ્રકારની કથા–વાર્તા કરવા લાગ્યા.

તે મનોરમ ગંગાના તટ પર સનકાદિ મુનિઓએ જ્યારે પોતાનું નિત્યકર્મ કરી લીધું, ત્યારે દેવર્ષિ નારદે અનેક પ્રકારની કથા–વાર્તાઓની વચ્ચે તેમને આ પ્રમાણે પૂછ્યું:

નારદ બોલ્યા: હે મુનિવરો! આપ સર્વજ્ઞ છો. હમેશાં ભગવાનનું ભજન કરતા રહો છો. આપ બધાય સનાતન ભગવાન જગદીશ્વર છો અને જગતના ઉદ્ધારમાં તત્પર છો. દીન અને દુઃખી જનો પ્રત્યે મિત્રભાવ રાખનારા આપ સર્વને હું કેટલાક પ્રશ્નો પૂછવા ચાહું છું તેના ઉત્તર આપશો. હે વિદ્વજ્જનો! મને ભગવાનનું લક્ષણ કહો. આ સંપૂર્ણ સ્થાવરજંગમ જેનાથી ઉત્પન્ન થયેલ છે, ભગવતી ગંગા જેમનાં ચરણોનું પ્રક્ષાલન કરે છે, તે ભગવાન શ્રીહરિને કેવી રીતે જાણી શકાય? મનુષ્યનાં મન, વાણી અને શરીરથી કરેલાં કર્મો કેવી રીતે સફળ થાય છે? સર્વને માન આપનારા હે મહાત્માઓ! જ્ઞાન અને તપશ્ચર્યાનાં લક્ષણ શાં છે તે પણ કહો. એ સાથે અતિથિપૂજાનું મહત્ત્વ પણ સમજાવશો કે જેનાથી ભગવાન વિષ્ણુ પ્રસન્ન થાય છે. હે નાથ! આ પ્રકારનાં બીજાં પણ જે ગુહ્ય સત્કર્મ ભગવાન વિષ્ણુને પ્રસન્ન કરનારાં છે, તે સર્વનું, મારા પર અનુગ્રહ કરી યથાર્થરૂપે વર્ણન કરો.

ત્યાર પછી નારદજી ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા: 'જે પરથી પણ પર, પરમ પ્રકાશસ્વરૂપ, પરમાત્મા, સંપૂર્ણ કારણરૂપ જગતમાં અન્તર્યામી રૂપથી નિવાસ કરે છે તથા જે સગુણ અને નિર્ગુણરૂપ છે, તેમને નમસ્કાર છે. જે માયાથી રહિત છે, પરમાત્મા જેનું નામ છે, માયા જેની શક્તિ છે, આ સંપૂર્ણ વિશ્વ જેનું સ્વરૂપ છે, જે યોગીઓનો ઈશ્વર, યોગસ્વરૂપ તથા યોગગમ્ય છે, તે સર્વવ્યાપી ભગવાન વિષ્ણુને

નમસ્કાર છે. જે જ્ઞાનસ્વરૂપ, જ્ઞાનગમ્ય તથા સંપૂર્ણ જ્ઞાનનો એક માત્ર હેતુ છે; જ્ઞાનેશ્વર, જ્ઞેય, જ્ઞાતા તથા વિજ્ઞાન સંપત્તિરૂપ છે, તે પરમાત્માને નમસ્કાર છે. જે ધ્યાનસ્વરૂપ, ધ્યાનગમ્ય તથા ધ્યાન કરનારા સાધકોનાં પાપનો નાશ કરનારા છે, જે ધ્યાન કરવા યોગ્ય ઈશ્વર શ્રેષ્ઠબુદ્ધિથી યુક્ત તથા ધ્યાતા, ધ્યેયસ્વરૂપ છે, તે પરમેશ્વરને નમસ્કાર છે. સૂર્ય, ચંદ્ર, અગ્નિ તથા બ્રહ્મ આદિ દેવતા, સિદ્ધ, યક્ષ, અસુર અને નાગગણ જેની શક્તિથી જ કાંઈક કરવામાં સમર્થ થાય છે; જે અજન્મા, પુરાણપુરુષ, સત્યસ્વરૂપ તથા સ્તુતિનો અધીશ્વર છે તે પરમાત્માને હું સર્વદા નમસ્કાર કરું છું. હે બ્રહ્મન્ ! જે બ્રહ્માનું રૂપ ધારણ કરીને સંસારનું સર્જન અને વિષ્ણુરૂપથી જગતનું પાલન કરે છે ને કલ્પનો અંત થતાં જે રુદ્રરૂપ ધારણ કરીને સંહારમાં પ્રવૃત્ત થાય છે ને એકાર્ણવના જળમાં અક્ષયવટનાં પાંદડાં પર શિશુરૂપથી પોતાના ચરણારવિંદનું રસપાન કરતા રહીને શયન કરે છે, તે અજન્મા પરમેશ્વરનું હું ભજન કરું છું. જેના નામનું સંકીર્તન કરવાથી ગજરાજ ગ્રાહ–મગરના બંધનથી મુક્ત થઈ ગયો, જે પ્રકાશસ્વરૂપ દેવ પોતાનાં પરમ પદમાં નિત્ય વિરાજમાન રહે છે, તે આદિ પુરુષ ભગવાન વિષ્ણુને હું શરણે છું. જે શિવની ભક્તિ કરનારા પુરુષો માટે શિવસ્વરૂપ છે, વિષ્ણુનું ધ્યાન કરનારા ભક્તો માટે વિષ્ણુસ્વરૂપ છે, સંકલ્પમાત્રથી જ દેહધારણમાં પોતે જ હેતુ છે તે નિત્ય પરમાત્માને હું શરણે છું. જેણે કેશી તથા નરકાસુરનો નાશ કર્યો છે, જેણે બાલ્યાવસ્થામાં પોતાના હાથના અગ્રભાગથી ગિરિરાજ ગોવર્ધનને ધારણ કર્યો હતો, પૃથ્વીના ભારને દૂર કરવો એ જેનો સ્વાભાવિક વિનોદ છે, તે દિવ્ય શક્તિથી યુક્ત ભગવાન વાસુદેવને હું સદા પ્રણામ કરું છું; જેણે ભયંકર નૃસિંહરૂપથી થાંભલામાંથી પ્રકટીને પર્વતના ખડક જેવા કઠોર દૈત્ય હિરણ્યકશિપુના વક્ષઃસ્થળને ચીરી નાખી પોતાના ભક્ત પ્રહ્લાદની રક્ષા કરી, તે અજન્મા પરમેશ્વરને હું નમસ્કાર કરું છું. જે આકાશ આદિ તત્ત્વોથી વિભૂષિત, પરમાત્મા નામથી પ્રસિદ્ધ, નિરંજન, નિત્ય, અમેયતત્ત્વ તથા કર્મરહિત છે, તે વિશ્વવિધાતા, પુરાણપુરુષ પરમાત્માને હું વંદન કરું છું. જે બ્રહ્મા, ઇંદ્ર, રુદ્ર, અગ્નિ, વાયુ; મનુષ્ય, યક્ષ, ગંધર્વ, અસુર તથા દેવતા આદિ પોતાનાં વિભિન્ન સ્વરૂપોથી રહેલા છે, જે એક અદ્વિતીય પરમેશ્વર છે, તે આદિપુરુષ પરમાત્માનું હું ભજન કરું છું. આ ભેદયુક્ત સંપૂર્ણ જગત જેનાથી ઉત્પન્ન થયું છે, જેનામાં રહેલું છે અને સંહારકાળે જેનામાં લીન થઈ જશે, તે પરમાત્માને હું શરણે છું. જે વિશ્વરૂપમાં સ્થિત થઈને અહીં આસક્ત હોય તેમ જણાય છે; પરંતુ વાસ્તવમાં જે અસંગ અને પરિપૂર્ણ છે, તે પરમેશ્વરને હું શરણે છું. જે ભગવાન બધાનાં હૃદયમાં રહીને પણ માયાથી મોહ પામેલા ચિત્તવાળા માણસોના અનુભવમાં આવતા નથી, તેમ જ જે પરમ શુદ્ધસ્વરૂપ છે, તેમને હું શરણે છું. જે માણસો સર્વ પ્રકારની આસક્તિથી દૂર રહીને ધ્યાનયોગમાં પોતાનું મન લગાડીને રહેલા છે, તેમને જે સર્વત્ર જ્ઞાનસ્વરૂપ પ્રતીત થાય છે, તે પરમાત્માને હું શરણે છું. ક્ષીરસાગરમાં અમૃતમંથનના સમયે જેમણે દેવતાઓના હિત ખાતર મંદરાચળને પોતાની પીઠ પર ધારણ કર્યો હતો, તે કૂર્મરૂપધારી ભગવાન વિષ્ણુને હું શરણે છું. જે અનંત પરમાત્માએ પોતાની દાઢના અગ્રભાગથી એકાર્ણવના જળથી આ પૃથ્વીનો ઉદ્ધાર કરીને સંપૂર્ણ જગતની સ્થાપના કરી તે વારાહરૂપધારી

ભગવાન વિષ્ણુને હું નમસ્કાર કરું છું. પોતાના ભક્ત પ્રહ્લાદની રક્ષા કરીને જેમણે પર્વતની શિલા સમાન અત્યંત કઠોર વક્ષઃસ્થલવાળા હિરણ્યકશિપુ દૈત્યને વિદીર્ણ કરીને મારી નાખ્યો હતો, તે ભગવાન નૃસિંહને હું નમસ્કાર કરું છું. વિરોચનના પુત્ર બલિ પાસેથી ત્રણ પગલાં ભૂમિ મેળવીને જેમણે બે જ પગલાંથી બ્રહ્મલોક-પર્યંત સંપૂર્ણ વિશ્વને માપી લીધું અને તે પછી દેવતાઓને તે આપી દીધું, તે અપરાજિત ભગવાન વામનને હું વંદન કરું છું. હૈહયરાજ સહસ્રબાહુ અર્જુનના અપરાધને લીધે જેણે સમસ્ત ક્ષત્રિય કુળનો એકવીસ વાર સંહાર કર્યો, તે જમદગ્નિપુત્ર ભગવાન પરશુરામને નમસ્કાર છે. જેણે રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન-આ ચાર રૂપોમાં પ્રકટ થઈ વાનરોની સેનાની સહાયથી રાક્ષસોનો સંહાર કર્યો હતો, તે ભગવાન શ્રીરામચંદ્રને હું નમસ્કાર કરું છું. જેણે બલરામ અને શ્રીકૃષ્ણ આ બે સ્વરૂપો ધારણ કરીને પૃથ્વીનો ભાર ઉતાર્યો અને પોતાના યાદવકુળનો સંહાર કર્યો તે ભગવાન શ્રીકૃષ્ણનું હું ભજન કરું છું. ભૂઃ, ભુવઃ, સ્વઃ-આ ત્રણ લોકોમાં વ્યાપ્ત પોતાના હૃદયમાં સાક્ષાત્કાર કરનારા શુદ્ધ-બુદ્ધ પરમેશ્વરનું હું ભજન કરું છું. કળિયુગના અંતમાં અશુદ્ધ ચિત્તવાળા પાપીઓને તલવારની તીણી ધારથી મારી નાખીને જેમણે સત્યયુગના આદિમાં ધર્મની સ્થાપના કરી છે, તે કલ્કિસ્વરૂપ ભગવાન વિષ્ણુને હું પ્રણામ કરું છું. આ પ્રમાણે જેનાં અનેક સ્વરૂપોની ગણના મોટા મોટા પંડિતો કરોડો વર્ષોમાં પણ કરી શકતા નથી, તે ભગવાન વિષ્ણુનું હું ભજન કરું છું. જેમના નામના મહિમાનો પાર પામવામાં સર્વ દેવતાઓ, અસુરો અને મનુષ્યો પણ સમર્થ નથી, તે પરમેશ્વરની હું એક ક્ષુદ્ર જીવ કઈ રીતે સ્તુતિ કરું? મહાપાતકી મનુષ્યો પણ જેનું નામ સાંભળવા માત્રથી જ પવિત્ર થઈ જાય છે, તે ભગવાનની સ્તુતિ મારા જેવો અલ્પ બુદ્ધિવાળો કેવી રીતે કરી શકે? જેના નામનું ગમે તે રીતે કીર્તન અથવા શ્રવણ કરવાથી પણ પાપી માણસો અત્યંત શુદ્ધ થઈ જાય છે અને શુદ્ધાત્મા મનુષ્યો મોક્ષ મેળવી લે છે, પાપરહિત યોગીજનો પોતાના મનને બુદ્ધિમાં સ્થાપીને જેમનો સાક્ષાત્કાર અનુભવે છે, તે જ્ઞાનસ્વરૂપ પરમેશ્વરને હું શરણે છું. સાંખ્યયોગીઓ સર્વ ભૂતોમાં આત્મારૂપથી પરિપૂર્ણ થયેલા જરારહિત જે આદિદેવ શ્રીહરિનો સાક્ષાત્કાર કરે છે, તે જ્ઞાનસ્વરૂપ ભગવાનનું હું ભજન કરું છું. સર્વ જીવો જેનાં સ્વરૂપ છે, જે પોતે શાંતસ્વરૂપ છે, સર્વના સાક્ષી, ઈશ્વર, હજારો મસ્તકોથી સુશોભિત તથા ભાવરૂપ છે, તે ભગવાન શ્રીહરિને હું વંદન કરું છું. ભૂત અને ભવિષ્ય ચરાચર જગતને વ્યાપ્ત કરીને જે તેના કરતાં દશ આંગળ ઉપર રહેલા છે તે જરા અને મૃત્યુથી રહિત પરમેશ્વરનું હું ભજન કરું છું. જે સૂક્ષ્મથી પણ અતિ સૂક્ષ્મ, મહાનથી પણ અત્યંત મહાન્ તેમ જ ગુહ્યથી પણ ગુહ્ય છે, તે અજન્મા ભગવાનને હું વારંવાર પ્રણામ કરું છું. જે પરમેશ્વર ધ્યાન, ચિંતન, પૂજન, શ્રવણ અથવા નમસ્કાર કરવા માત્રથી પણ જીવને પોતાનું પરમપદ આપી દે છે, તે ભગવાન પુરુષોત્તમને હું વંદન કરું છું. આ પ્રમાણે પરમપુરુષ પરમેશ્વરની નારદજીએ સ્તુતિ કરવાથી નારદ સહિત તે સનંદન આદિ મુનિઓ અત્યંત પ્રસન્ન થયા. તેમનાં નેત્રોમાં આનંદનાં અશ્રુઓ ઊભરાઈ આવ્યાં. જે મનુષ્ય સવારે ઊઠીને પરમ પુરુષ ભગવાન વિષ્ણુના ઉપર કહેલા સ્તોત્રનો પાઠ કરે છે, તે સર્વ પાપોથી શુદ્ધચિત્ત થઈને

ભગવાન વિષ્ણુના લોકમાં જાય છે.૧-૫૭

य इदं प्रातरुत्थाय पठेद्वै पौरुषं स्तवम्।
सर्वपापविशुद्धात्मा विष्णुलोकं स गच्छति॥५७॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'સનત્કુમાર-નારદ સંવાદ' નામનો ૨ જો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૩ : સૃષ્ટિક્રમનું સંક્ષિપ્ત વર્ણન

नारद उवाच।

कथं ससर्ज ब्रह्मादीनादिदेवः पुरा विभुः।
तन्ममाख्याहि सनक सर्वज्ञोऽस्ति यतो भवान्॥१॥

નારદ બોલ્યા : હે સનક! આદિદેવ ભગવાન વિષ્ણુએ પૂર્વે બ્રહ્મા આદિનું સર્જન કઈ રીતે કર્યું, તે મને કહો; કારણ કે આપ સર્વજ્ઞ છે.

સનકે કહ્યું : હે દેવર્ષિ! ભગવાન નારાયણ અવિનાશી, અનંત, સર્વવ્યાપી તથા નિરંજન છે. તેમનાથી આ સંપૂર્ણ ચરાચર જગત વ્યાપ્ત છે. સ્વયંપ્રકાશ, જગન્મય મહાવિષ્ણુએ આદિ સૃષ્ટિના સમયે ભિન્ન ભિન્ન ગુણોનો આશ્રય લઈને પોતાની ત્રણ મૂર્તિઓ પ્રકટ કરી. સૌ પ્રથમ ભગવાને પોતાના જમણા અંગથી જગતની સૃષ્ટિ માટે પ્રજાપતિ બ્રહ્માને પ્રકટ કર્યા. પછી પોતાના મધ્ય અંગથી જગતનો સંહાર કરનારા 'રુદ્ર' નામવાળા શિવને ઉત્પન્ન કર્યા અને તે સાથે જ આ જગતનું પાલન કરવાને માટે તેમણે પોતાના ડાબા અંગથી અવિનાશી ભગવાન વિષ્ણુને અભિવ્યક્ત કર્યા. જરા અને મૃત્યુથી રહિત તે આદિદેવ પરમાત્માને કેટલાક 'શિવ' કહે છે; કોઈ બીજા સદા સત્યરૂપ 'વિષ્ણુ' કહે છે ને બીજા કેટલાક તેમને 'બ્રહ્મા' કહે છે. ભગવાન વિષ્ણુની પરાશક્તિ જ જગતરૂપી કાર્યનું સંપાદન કરતી હોય છે, ભાવ અને અભાવ બન્ને તેનાં જ સ્વરૂપ છે, તે જ ભાવરૂપથી વિદ્યા અને અભાવરૂપથી અવિદ્યા કહેવાય છે. જે સમયે આ સંસાર મહાવિષ્ણુથી ભિન્ન પ્રતીત થાય છે, તે સમયે અવિદ્યા રૂપમાં તે પરાશક્તિ સિદ્ધ થઈને દુઃખનું કારણ થાય છે.

હે નારદ! જ્યારે જ્ઞાતા અને જ્ઞેયની ઉપાધિ નાશ પામી બધાં એક જ છે, આવો વિચાર કરનારી બુદ્ધિ થાય છે ત્યારે તે અભેદ દૃષ્ટિવાળી અવસ્થાને 'વિદ્યા' કહેવામાં આવે છે. આ પ્રમાણે માયાને મહાવિષ્ણુથી ભિન્ન જોવામાં આવે તો તે સંસારમાં નાખનારી હોય છે ને અભેદ બુદ્ધિથી-બ્રહ્મ બુદ્ધિથી જોવામાં આવે તો સંસારનો ક્ષય કરનારી હોય છે. આ સર્વ સ્થાવર-જંગમ જગત વિષ્ણુની શક્તિથી જ પ્રકટ થયું છે; જડ અથવા જંગમ જગત વિષ્ણુથી ભિન્ન નથી. જેવી રીતે ઘર-મઠ-ઓરડો વગેરે ઉપાધિઓને લીધે આકાશ જુદું જુદું જણાય છે, તેવી જ રીતે અવિદ્યારૂપી ઉપાધિના યોગને લીધે આ સંપૂર્ણ જગત ભિન્ન દેખાતું હોવા છતાં વાસ્તવમાં વિષ્ણુમય છે. હે મુને! જેવી રીતે હરિ જગતમાં વ્યાપીને રહેલા છે-તેવી જ રીતે તેમની શક્તિ પણ જગતમાં વ્યાપીને રહેલી છે; કારણ કે દાહકશક્તિ પોતાના આશ્રયરૂપ અંગારામાં વ્યાપ્ત થઈને રહે છે. વિષ્ણુની તે શક્તિ ભિન્ન ભિન્ન નામોથી ઓળખાય છે. તે શક્તિને કોઈ ઉમા કહે છે; કોઈ લક્ષ્મી કહે છે; કોઈ તેને ભારતી (સરસ્વતી); કોઈ તેને ગિરિજા તો કોઈ અંબિકા કહે છે; ને કોઈ વળી આ શક્તિને દુર્ગા, ભદ્રકાલી, ચંડી, માહેશ્વરી, કૌમારી, વૈષ્ણવી, વારાહી, ઐન્દ્રી અને શાંભવી કહે છે. કેટલાક આ શક્તિને બ્રાહ્મી, વિદ્યા, અવિદ્યા અને માયા કહે છે; કેટલાક શ્રેષ્ઠ ઋષિઓ આને પરા તથા પ્રકૃતિ કહે છે; અર્થાત્ વિષ્ણુની આ શ્રેષ્ઠ પરાશક્તિ જ જગતની રચના આદિ કાર્ય કરે છે ને પ્રકટ તથા અપ્રકટ રૂપથી જગતમાં વ્યાપીને રહેલી છે.

કેવળ વિષ્ણુ જ વિધિપૂર્વક સ્થિત રહીને પ્રકૃતિ, પુરુષ અને કાળરૂપથી સૃષ્ટિ, સ્થિતિ અને વિનાશના કારણ બને છે; કારણ કે બ્રહ્મરૂપધારી પરમાત્માથી આ સકલ જગત પ્રાદુર્ભૂત થયું છે, એટલા માટે તે પરમશ્રેષ્ઠ દેવ નિત્ય કહેવાય છે, તે (વિષ્ણુ) દેવ રક્ષા કરે છે, તેથી નિત્ય કહેવાય છે, એ વિષ્ણુ પર અર્થાત્ ભેદબુદ્ધિથી જગતની રક્ષા કરે છે તેથી તે પરમશ્રેષ્ઠ, અવિનાશી, પરમપદ છે. જે અક્ષર, નિર્ગુણ, શુદ્ધ, પરિપૂર્ણ અને સનાતન છે; યોગીઓ જે પરમશ્રેષ્ઠનું કાલસ્વરૂપથી ધ્યાન કરે છે, તે પરમાનંદ પરમાત્મા સર્વ ઉપાધિઓથી રહિત છે; જે કેવળ જ્ઞાનથી જ જાણી શકાય છે અને સચ્ચિદાનંદ વિગ્રહ છે. પરમાત્મા પરમ શુદ્ધ છે; તોપણ અહંકારથી યુક્ત મૂઢ પુરુષો તેને દેહી માને છે. આનું કારણ તેમનામાં રહેલું અજ્ઞાન છે. તે પરમ શુદ્ધ દેવ વિષ્ણુ જ સત્ત્વ આદિ ત્રણે ગુણોથી બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ આ ત્રણ રૂપોને પ્રાપ્ત કરીને સૃષ્ટિ, સ્થિતિ અને અંતનું કારણ થાય છે. હે મુને! જગતના કર્તા બ્રહ્મા જેમના નાભિકમળમાંથી ઉત્પન્ન થયા છે, તે જ પરમાનંદસ્વરૂપ (વિષ્ણુ) છે. તેના કરતાં શ્રેષ્ઠ બીજું કોઈ નથી, તે પરમેશ્વર અંતર્યામી, જગદ્વ્યાપી, સર્વસાક્ષી અને નિરંજન છે અને તે સર્વમાં (ઉપાધિભેદથી) ભિન્ન અને (નિરુપાધિભેદથી) અભિન્ન સ્વરૂપથી રહેલો છે. તેમની શક્તિ મહામાયાથી જગતમાં વિશ્વાસ ઉત્પન્ન થાય છે. વિશ્વની ઉત્પત્તિનું મૂળ કારણ હોવાને લીધે બુધજનો તે મહામાયા શક્તિને પ્રકૃતિ કહે છે. સૃષ્ટિના આદિ કાળમાં જ્યારે મહાવિષ્ણુ સંસારની રચના કરવા માટે તત્પર થયા ત્યારે તેઓ પોતે પ્રકૃતિ, પુરુષ અને કાલરૂપથી ત્રણ ભાગોમાં વહેંચાઈ ગયા. પવિત્ર અંતઃકરણવાળા જેને બ્રહ્મરૂપે જુએ છે ને જે શુદ્ધ પરમધામ છે તે જ વિષ્ણુનું પરમપદ છે. આ પ્રમાણે વિભુ, શુદ્ધ, અક્ષર, અનંતકાળરૂપી મહેશ્વર જ ગુણરૂપી ગુણાધાર બનીને જગતના આદિકાલમાં સર્જન કરે છે. પુરુષ નામવાળા જગદ્ગુરુમાં ક્ષોભ થતાં પ્રકૃતિ ઉત્પન્ન થાય છે, તેનાથી મહત્ થાય છે, પછી બુદ્ધિ થાય છે ને ત્યાર બાદ અહંકાર થાય છે, અહંકારથી સૂક્ષ્મ તન્માત્રાઓ થાય છે, ઇંદ્રિયો થાય છે. જગતના સર્જન માટે તન્માત્રાઓમાંથી જ પંચમહાભૂત પ્રકટ થાય છે. હે બ્રહ્મપુત્ર! આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી—આ સર્વ ક્રમથી એકબીજાનાં કારણ છે અને તેઓ પોતાના કારણમાં જ લીન થઈ જાય છે. પંચભૂતોની રચના પછી જગદ્ધાતા પ્રભુ બ્રહ્માએ તિર્યક્ યોનિનાં પશુ, પક્ષી, મૃગ આદિ તામસ પ્રાણીઓનું સર્જન કર્યું; પરંતુ તેમને પણ સૃષ્ટિકાર્યનાં યોગ્ય સાધક ન હોવાનું માનીને દેવતાઓની સૃષ્ટિ રચી ને ત્યાર પછી બ્રહ્માએ સનાતન પુરુષને મળતી આવતી માનવસૃષ્ટિની રચના કરી; તે પછી દક્ષ વગેરે પુત્રોનું સર્જન કર્યું ને તેઓ સૃષ્ટિની સાધનાના કાર્યમાં તત્પર થયા. તે દક્ષ આદિ પુત્રોનાં સંતાન અને પ્રસંતાનો દ્વારા આ દેવતાઓ, અસુરો અને મનુષ્યમય જગત વ્યાપ્ત થઈ રહ્યું છે. વળી ભૂઃ, ભુવઃ, સ્વઃ, મહઃ, જનઃ, તપઃ અને સત્ય—આ લોકોની રચના કરવામાં આવી. આ સર્વ લોકો સત્ય પર પ્રતિષ્ઠિત છે. અતલ, વિતલ, સુતલ, તલાતલ—એકબીજાની નીચે અનુક્રમે આવેલાં છે; અને હે વિપ્રેન્દ્ર! તલાતલની નીચે રસાતલ અને તેની નીચે પાતાલ આવેલું છે, આ બધાં સાત પાતાલ કહેવાય છે. પછી બ્રહ્માએ આ સર્વ લોકોમાં લોકનાથોની રચના કરી, ત્યાર પછી બ્રહ્માએ કુલાચલ નદી અને પ્રત્યેક લોકને યોગ્ય

વર્તન, વ્યાપાર અને આજીવિકા વગેરેની યોગ્ય રચના કરી. પૃથ્વીતલના મધ્યભાગમાં મેરુ પર્વત છે. એના પર સર્વ દેવતાઓનો વાસ છે. ભૂર્લોકને છેડે લોકાલોક પર્વત છે. ભૂલોકમાં સાત સમુદ્રો આવેલા છે. હે વિપ્રેન્દ્ર! એવી જ રીતે સાત દ્વીપ પણ છે અને પ્રત્યેક દ્વીપમાં કુલાચલ પર્વતો છે, એમની બહાર નદીઓ આવેલી છે. અહીંયાંના મનુષ્યો દેવ જેવા છે. જમ્બૂ, પ્લક્ષ, શાલ્મલ, કુશ, ક્રૌંચ અને પુષ્કર—આ સર્વ દ્વીપો દેવભૂમિ છે. આ દ્વીપો સાત સમુદ્રોથી ઘેરાયેલા છે. ક્ષારોદ, ઇક્ષુરસોદ, સુરોદ, ઘૃત, દહીં, દૂધ અને સ્વાદુ જળથી એ સમુદ્રો પૂર્ણ છે. આ દ્વીપો અને સમુદ્ર એકબીજાથી આગળ ને આગળ છે ને એમનો વિસ્તાર એકબીજાથી બેવડો થતો ગયો છે. આ પ્રમાણે તે લોકાલોક પર્વત સુધી વિસ્તાર પામેલો છે. ક્ષાર સમુદ્રની ઉત્તરે ને હિમાલય પર્વતની દક્ષિણે ભારતવર્ષ આવેલું છે, એ સર્વ કર્મોનું ફળ આપનાર છે. હે નારદ! અહીં માણસો નિત્ય, નૈમિત્તિક અને કામ્ય અથવા સાત્ત્વિક, રાજસિક, તામસિક એમ ત્રણ પ્રકારનાં જે કર્મ કરે છે તેમનું ફળ ભોગભૂમિમાં ક્રમશઃ ભોગવે છે. હે વિપ્રેન્દ્ર! ભારત દેશમાં કરવામાં આવતાં શુભ કે અશુભ કર્મોનું ફળ જીવો દ્વારા અન્યત્ર ભોગવવામાં આવે છે. આજે પણ દેવતાઓ ભારતભૂમિમાં જન્મ લેવા ઇચ્છે છે. તેઓ વિચારતા હોય છે કે, 'અમે સંચિત કરેલાં મહાન અક્ષય, નિર્મળ તેમ જ શુભ પુણ્યના ફળસ્વરૂપ ભારતવર્ષની ભૂમિ પર ક્યારે જન્મ લઈશું અને ત્યાં મહાન પુણ્ય કરીને ક્યારે પરમપદને પામીશું.' અથવા ત્યાં નાના પ્રકારનાં દાન, ભાતભાતના યજ્ઞો કે તપશ્ચર્યા દ્વારા જગદીશ્વર શ્રીહરિની આરાધના કરીને તેમના નિત્ય આનંદમય અનામયપદને ક્યારે પ્રાપ્ત કરીશું!

હે નારદ! ભારત ભૂમિમાં જન્મ લઈને ભગવાન વિષ્ણુની આરાધનામાં જે લાગી જાય છે, તેના જેવો પુણ્યાત્મા ત્રણે લોકમાં કોઈ હોતો નથી. ભગવાનનાં નામ અને ગુણોનું કીર્તન કરવાની જેને ટેવ પડી જાય છે, જેને ભગવાનના ભક્તો પ્રિય હોય છે અને જે મહાપુરુષોની સેવા-શુશ્રૂષા કરે છે તે દેવતાઓને માટે પણ વંદનીય છે.

જે નિત્ય ભગવાન વિષ્ણુની આરાધનામાં તત્પર છે અથવા હરિના ભક્તોના સ્વાગતસત્કારમાં લાગેલો રહે છે અને તેમને જમાડીને બાકી રહેલા શ્રેષ્ઠ અન્નનું સેવન કરે છે, તે ભગવાન વિષ્ણુના પરમપદને પામે છે. જે અહિંસા આદિ ધર્મોના પાલનમાં તત્પર થઈને શાંત ભાવથી રહે છે અને ભગવાનનાં 'નારાયણ, કૃષ્ણ તથા વાસુદેવ' આદિ નામોનું ઉચ્ચારણ કરે છે, તે શ્રેષ્ઠ ઇંદ્ર આદિ દેવતાઓને માટે પણ વંદનીય છે. જે માણસ શિવ, નીલકંઠ તથા શંકર આદિ નામોથી ભગવાન શિવનું સ્મરણ કરે છે તથા સઘળા જીવોના હિતમાં હમેશાં લાગેલો રહે છે, તે પણ દેવતાઓને માટે પૂજનીય મનાયો છે. જે ગુરુનો ભક્ત શિવનું ધ્યાન કરનારો, પોતાના આશ્રમધર્મના પાલનમાં તત્પર, બીજાના દોષોને ન જોનારો, પવિત્ર તથા કાર્યકુશળ છે તે પણ દેવેશ્વરો દ્વારા પૂજ્ય હોય છે. જે બ્રાહ્મણોનું હિત સાધે છે, વર્ણધર્મ અને આશ્રમધર્મમાં શ્રદ્ધા રાખે છે તથા હમેશાં વેદોના સ્વાધ્યાયમાં તત્પર રહે છે, તેને 'પંક્તિપાવન' માનવો જોઈએ. જે દેવેશ્વર ભગવાન નારાયણ તથા શિવમાં કાંઈ ભેદ જોતો નથી, તે બ્રહ્માને માટે પણ સદા વંદનીય છે, તો પછી આપણા માટે તો કહેવાનું જ શું હોય? હે નારદ! જે ગાયો પ્રતિ ક્ષમાશીલ—તેમના પર ક્રોધ ન કરનારો, બ્રહ્મચારી, પારકી નિંદાથી દૂર રહેનારો તેમ જ સંગ્રહ

કરવાથી જે દૂર રહે છે, તે પણ દેવતાઓને માટે પૂજનીય છે. જે ચોરી વગેરે દોષોથી પરાઙ્મુખ છે, બીજાઓએ પોતાની ઉપર કરેલા ઉપકારોને યાદ રાખે છે, સાચું બોલે છે, બહાર અને ભીતરથી પવિત્ર રહે છે, બીજાઓનાં ભલાં કાર્યોમાં હમેશાં લાગેલો રહે છે, તે દેવતાઓ અને અસુર–બધાને માટે પૂજનીય હોય છે. જેની બુદ્ધિ વેદાર્થ શ્રવણ કરવામાં, પુરાણની કથા સાંભળવામાં તેમ જ સત્સંગ કરવામાં લાગેલી રહે છે, તે પણ ઈંદ્ર વગેરે માટે વંદનીય હોય છે. જે ભારતવર્ષમાં રહીને શ્રદ્ધાપૂર્વક ઉપર કહેલાં અનેક પ્રકારનાં સત્કર્મ કરતો રહે છે, તે આપણા માટે વંદનીય છે.

'જે માણસ આ પુણ્યાત્માઓની કોઈ પણ એક શ્રેણીમાં પોતાને લઈ જવા માટે શીઘ્ર ચેષ્ટા નથી કરતો, તે પાપાચારી તેમ જ મૂઢ જ છે; તેના કરતાં વધારે બુદ્ધિહીન બીજું કોઈ પણ નથી. ભારતવર્ષમાં જન્મ લઈને જે માણસ પુણ્યકર્મોથી વિમુખ થાય છે, તે અમૃતના ઘડાનો ત્યાગ કરીને વિષના પાત્રને અપનાવે છે. હે મુનિ! જે માણસ શ્રુતિ અને સ્મૃતિઓમાં બતાવેલા ધર્મોનું આચરણ કરીને પોતાની જાતને પવિત્ર નથી કરતો, તે આત્મઘાતક તેમ જ પાપીઓનો અગ્રણી હોય છે.

હે મુનિશ્રેષ્ઠ! જે માણસ કર્મભૂમિ ભારતવર્ષનો આશ્રય લઈને ધર્મનું આચરણ નથી કરતો, તેને વેદ જાણનારા મહાત્માઓએ સર્વથી 'અધમ' કહ્યો છે. જે શુભ કર્મોનો પરિત્યાગ કરીને પાપ કર્મોનું સેવન કરે છે, તે કામધેનુનો ત્યાગ કરી આકડાના દૂધની ખોજમાં ફરે છે. હે વિપ્રવર! આ પ્રમાણે બ્રહ્મા આદિ દેવતાઓ પણ પોતાના ભોગોનો નાશ થવાના ભયને લીધે ભારતવર્ષના ભૂભાગની પ્રશંસા કરતા હોય છે, એટલા માટે ભારતવર્ષને સર્વથી વધારે પવિત્ર તથા ઉત્તમ સમજવો જોઈએ. આ દેશ દેવતાઓને પણ દુર્લભ છે ને સર્વ કર્મોનું ફળ આપનારો છે. જે માણસ આ પુણ્યમય ભૂખંડમાં સત્કર્મ કરવા માટે તત્પર બને છે, તેના જેવું ભાગ્યશાળી ત્રણેય લોકમાં બીજું કોઈ નથી. જે આ ભારતવર્ષમાં જન્મ લઈને પોતાનાં કર્મબંધનને કાપી નાખવાનો પ્રયત્ન કરે છે, તે નરના રૂપમાં છુપાયેલ સાક્ષાત્ 'નારાયણ' છે. જે પરલોકમાં ઉત્તમ ફળ મેળવવાની ઇચ્છા ધરાવતો હોય, તેણે આળસનો ત્યાગ કરી સત્કર્મોનું આચરણ કરવું જોઈએ. તે કર્મો ભક્તિપૂર્વક ભગવાન વિષ્ણુને અર્પણ કરવાથી તેમનું ફળ અક્ષય માનવામાં આવ્યું છે. જો કર્મફળો પ્રત્યે મનમાં વૈરાગ્ય હોય તો પોતાનાં પુણ્યકર્મોને ભગવાન વિષ્ણુ પ્રત્યે પ્રેમ થવાને માટે તેમનાં ચરણોમાં સમર્પણ કરી દેવાં. બ્રહ્મલોક સુધીના બધાય લોક પુણ્યક્ષય થયા પછી પુનર્જન્મ આપનારા હોય છે; પરંતુ જે કર્મોનાં ફળને ઇચ્છતો નથી–તે ભગવાન વિષ્ણુના પરમપદને પ્રાપ્ત કરી લે છે. ભગવાનની પ્રસન્નતાને માટે વેદશાસ્ત્રો દ્વારા બતાવવામાં આવેલાં આશ્રમને અનુકૂળ કર્મોનું આચરણ કરવું જોઈએ. જેણે કર્મફળની કામનાનો ત્યાગ કર્યો હોય છે તે અવિનાશી પદને પામે છે. મનુષ્ય નિષ્કામ હોય કે સકામ, તેણે વિધિપૂર્વક કર્મ અવશ્ય કરવું જોઈએ. જે માણસ પોતાનાં વર્ણ અને આશ્રમનાં કર્મ છોડી દે છે–તેને વિદ્વાન પુરુષો પતિત કહે છે. હે નારદ! સદાચારપરાયણ બ્રાહ્મણ પોતાના બ્રહ્મતેજની સાથે વૃદ્ધિ પામે છે. ભગવાનનાં ચરણોમાં ભક્તિ કરનારા તે બ્રાહ્મણ પર ભગવાન વિષ્ણુ ઘણા પ્રસન્ન થાય છે.

वासुदेवपरो धर्मो वासुदेवपरं तपः ।
वासुदेवपरं ज्ञानं वासुदेवपरा गतिः ॥ ८० ॥
वासुदेवात्मकं सर्वं जगत्स्थावरजङ्गमम् ।
आब्रह्मस्तम्बपर्यन्तं तस्मादन्यन्न विद्यते ॥ ८१ ॥

स एव धाता त्रिपुरान्तकश्च स एव देवासुरयज्ञरूपः । स एव ब्रह्माण्डमिदं ततोऽन्यन्न किञ्चिदस्ति व्यतिरिक्तरूपम् ॥ ८२॥

સમસ્ત ધર્મોનું ફળ ભગવાન વાસુદેવ છે, તપસ્યાનું અંતિમ લક્ષ્ય પણ વાસુદેવ જ છે. વાસુદેવના તત્ત્વને સમજી લેવું એ જ ઉત્તમ દાન છે; તેમ જ વાસુદેવને મેળવવા એ જ ઉત્તમ ગતિ છે. બ્રહ્માથી માંડીને કીટપર્યંત આ સંપૂર્ણ સ્થાવર-જંગમ જગત વાસુદેવસ્વરૂપ છે; તેમનાથી ભિન્ન કાંઈ જ નથી. તે જ બ્રહ્મા અને તે જ શિવ છે. તે જ દેવતા, અસુર તથા યજ્ઞસ્વરૂપ છે. આ બ્રહ્માંડ પણ તેઓ જ છે. તેમના વગરની પોતાનું પૃથક્ અસ્તિત્વ ધરાવનારી બીજી કોઈ વસ્તુ નથી.

જેમનાથી પર કે અપર કોઈ વસ્તુ નથી, તેમ જ જેમના કરતાં અત્યંત લઘુ અને મહાન પણ કોઈ નથી, તે જ ભગવાન વિષ્ણુએ આ વિચિત્ર વિશ્વને વ્યાપ્ત કરી રાખ્યું છે. સ્તુતિ કરવા યોગ્ય તે દેવાધિદેવ શ્રીહરિને સદા પ્રણામ કરવા જોઈએ.૧–૮૨

यस्मात्परं नापरमस्ति किञ्चिद्यस्मादणीयान्न तथा महीयान् । व्याप्तं हि तेनेदमिदं विचित्रं तं देवदवं प्रणमेत्समीड्यम् ॥ ८३ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'સૃષ્ટિક્રમનું વર્ણન' નામનો ૩ જો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૪ થો : સત્સંગનો મહિમા

सनक उवाच ।

श्रद्धापूर्वाः सर्वधर्मा मनोरथफलप्रदाः ।
श्रद्धया साध्यते सर्वं श्रद्धया तुष्यते हरिः ॥१॥

સનક બોલ્યા : હે નારદ! શ્રદ્ધાપૂર્વક આચરવામાં આવેલા સર્વ ધર્મો મનોવાંછિત ફળ આપનારા હોય છે. શ્રદ્ધાથી સર્વ કાંઈ સિદ્ધ થાય છે ને શ્રદ્ધાથી જ ભગવાન શ્રીહરિ સંતુષ્ટ થાય છે. ભક્તિયોગની સાધના ભક્તિપૂર્વક જ કરવી જોઈએ. વિપ્રવર નારદ! શ્રદ્ધા વિનાનાં કર્મ ક્યારેય સફળ થતાં નથી. જેવી રીતે સૂર્યનો પ્રકાશ સર્વ જીવોને કાર્યમાં પ્રવૃત્ત થવા માટેનું કારણ હોય છે, તેવી જ રીતે ભક્તિ સર્વ પ્રકારની સિદ્ધિઓ માટેનું પરમ કારણ છે. જેવી રીતે જળને સર્વ લોકોનું જીવન માનવામાં આવ્યું છે, તેવી જ રીતે ભક્તિ સર્વ પ્રકારની સિદ્ધિઓનું જીવન છે. જેવી રીતે સર્વ જીવજંતુઓ પૃથ્વીનો આશ્રય લઈને જીવન ધારણ કરે છે, તેવી જ રીતે ભક્તિનો આધાર લઈને સર્વ કાર્યોની સાધના કરવી જોઈએ. શ્રદ્ધાવાન પુરુષને ધર્મનો લાભ થાય છે, શ્રદ્ધાળુ માણસ જ ધન મેળવે છે, શ્રદ્ધા વડે જ કામનાઓની સિદ્ધિ થાય છે; શ્રદ્ધાળુ પુરુષ જ મોક્ષ પામે છે. હે મુનિશ્રેષ્ઠ! દાન, તપશ્ચર્યા અથવા ઘણી દક્ષિણાવાળા યજ્ઞો પણ જો ભક્તિથી રહિત હોય તો તેનાથી ભગવાન વિષ્ણુ સંતુષ્ટ થતા નથી. મેરુ પર્વત જેટલું સુવર્ણનું દાન પણ જો શ્રદ્ધા-ભક્તિ વિના કરવામાં આવે તો તે નિષ્ફળ થાય છે. ભક્તિ વિના કરવામાં આવતી તપશ્ચર્યા કેવળ શરીરનું શોષણ કરવા માટેનું કારણ બને છે. ભક્તિ વિના હોમેલું દ્રવ્ય ભસ્મમાં હોમ્યા બરાબર છે. શ્રદ્ધા–ભક્તિ સહિત કરવામાં આવતું થોડું પણ સત્કર્મ અનંતકાળ સુધી અક્ષય સુખ આપનારું થાય છે. વેદોક્ત અશ્વમેધ યજ્ઞ એક હજારવાર કરવામાં આવે; છતાં જો તે શ્રદ્ધા અને ભક્તિરહિત હોય તો તે નિષ્ફળ થાય છે. મનુષ્યો માટે ભગવાનની ઉત્તમ ભક્તિને કામધેનુ સમાન માનવામાં આવી છે. તે વિદ્યમાન હોવા છતાં અજ્ઞાની માણસો સંસારરૂપી વિષનું પાન કરે છે, આ ભારે આશ્ચર્યની વાત છે. હે બ્રહ્મપુત્ર નારદ! આ અસાર સંસારમાં આ ત્રણ વાતો જ સારભૂત છે : ભગવાનનાં ભક્તોનો સંગ, ભગવાન વિષ્ણુની ભક્તિ અને સુખદુઃખ

આદિ દ્વંદ્વોને સહન કરવાનો સ્વભાવ. હે બ્રહ્મન્! જેમની મનોવૃત્તિ બીજાના દોષ જોવાની હોય છે, તેમણે કરેલાં ભજન, દાન વગેરે બધાં જ કર્મો નિષ્ફળ જાણવાં. ભગવાન વિષ્ણુ તેમનાથી ઘણે દૂર છે. બીજાઓની સંપત્તિ જોઈને જેઓ મનમાં બળ્યા કરે છે, જેમનું મન પાખંડથી પૂર્ણ આચારોમાં લાગેલું રહે છે; તેમનાં સર્વ કર્મો વ્યર્થ નીવડે છે. ભગવાન શ્રીહરિ તેવા માણસોથી બહુ દૂર છે. જેઓ મોટા મોટા ધર્મોના વિષયમાં પ્રશ્ન કરે છે ને ધર્મોને ખોટા હોવાનું કહે છે; તેમ જ ધર્મકર્મના વિષયમાં જેમનું મન શ્રદ્ધા-ભક્તિથી રહિત છે, એવા લોકોથી ભગવાન વિષ્ણુ બહુ દૂર છે. ધર્મનું પ્રતિપાદન વેદમાં કરવામાં આવ્યું છે ને વેદ સાક્ષાત્ પરમપુરુષ નારાયણનું સ્વરૂપ છે; એવા વેદોમાં અશ્રદ્ધા ધરાવનારાઓથી ભગવાન બહુ દૂર છે. ધર્માચરણ કર્યા વિના જ જેમના દિવસો વ્યતીત થાય છે, તે લુહારની ધમણના જેવા માણસો શ્વાસ લેવા છતાં પણ જીવિત નથી. હે બ્રહ્મનંદન! ધર્મ, અર્થ, કામ અને મોક્ષ–આ ચાર પુરુષાર્થ સનાતન છે. શ્રદ્ધાળુ પુરુષોને જ એ સિદ્ધ થાય છે, શ્રદ્ધાહીન નરને એ સિદ્ધ થતા નથી. જે માણસ પોતાના વર્ણાશ્રમને યોગ્ય આચારનું ઉલ્લંઘન કર્યા વિના જ ભગવાન વિષ્ણુની ભક્તિમાં તત્પર રહે છે તે વૈકુંઠ-ધામમાં જાય છે, જેનું દર્શન મોટા જ્ઞાની ભક્તોને જ સુલભ હોય છે. હે મુનીશ્વર! જે પોતાના આશ્રમને અનુકૂલ વેદોક્ત ધર્મોનું પાલન કરતો રહીને ભગવાન વિષ્ણુના ભજન–ધ્યાનમાં લાગેલો રહે છે, તે પરમપદને મેળવે છે. આચારથી ધર્મ પ્રકટ થાય છે અને ધર્મના સ્વામી ભગવાન વિષ્ણુ છે, તેથી જે પોતાના આચારમાં સંલગ્ન હોય છે, તેનાથી ભગવાન શ્રીહરિ સદા પૂજાય છે. જે છયે અંગો સહિત વેદ અને ઉપનિષદોનો જ્ઞાતા હોઈને પણ પોતાના વર્ણાશ્રમને ઉચિત આચારથી પતિત હોય, તેને જ પતિત સમજવો જોઈએ; કારણ કે તે ધર્મકર્મથી ભ્રષ્ટ થઈ ચૂકયો હોય છે. ભગવાનની ભક્તિમાં તત્પર તથા ભગવાન વિષ્ણુના ધ્યાનમાં લીન હોઈને પણ જે પોતાના વર્ણાશ્રમોચિત આચારથી ભ્રષ્ટ હોય તેને પતિત કહેવામાં આવે છે. હે દ્વિજશ્રેષ્ઠ! વેદ, ભગવાન વિષ્ણુની ભક્તિ અથવા તો શિવની ભક્તિ પણ આચારથી ભ્રષ્ટ થયેલા મૂઢ પુરુષને પવિત્ર કરતી નથી. હે બ્રહ્મન્! પુણ્યક્ષેત્રોમાં ગમન, પવિત્ર તીર્થોનું સેવન અથવા વિવિધ યજ્ઞોનું અનુષ્ઠાન પણ આચારથી ભ્રષ્ટ થયેલા માણસનું રક્ષણ કરતાં નથી. આચારથી સ્વર્ગ પ્રાપ્ત થાય છે, આચારથી સુખ મળે છે ને આચારથી જ મોક્ષ સુલભ થાય છે. આચારથી શું નથી મળતું?

હે સાધુશ્રેષ્ઠ! સર્વ આચારોનું, સમસ્ત યોગોનું તેમ જ સ્વયં હરિભક્તિનું પણ મૂળ કારણ ભક્તિને જ માનવામાં આવેલ છે. સર્વને મનગમતું ફળ આપનારા ભગવાન વિષ્ણુ ભક્તિથી જ પૂજાય છે; તેથી ભક્તિ સર્વ લોકોની માતા કહેવાય છે. જેવી રીતે સર્વ જીવો માતાનો જ આશ્રય લઈને જીવન ધારણ કરે છે, તેવી જ રીતે સર્વ ધાર્મિક પુરુષો ભક્તિનો આશ્રય લઈને જીવે છે. હે નારદ! પોતાના વર્ણ અને આશ્રમના આચરણનું પાલન કરવામાં સંલગ્ન પુરુષને જો ભગવાન વિષ્ણુની ભક્તિ પ્રાપ્ત થઈ જાય તો ત્રણેય લોકમાં તેના સમાન બીજું કોઈ નથી. ભક્તિથી કર્મોની સિદ્ધિ થાય છે, તે કર્મોથી ભગવાન વિષ્ણુ સંતુષ્ટ થાય છે, સંતુષ્ટ થવાથી જ્ઞાન પ્રાપ્ત થાય છે ને જ્ઞાનથી મોક્ષ મળે છે. ભક્તિ તો ભગવદ્ભક્તોના સંગથી

પ્રાપ્ત થાય છે; પરંતુ ભગવદ્ભક્તોનો સંગ મનુષ્યોને પૂર્વજન્મના સંચિત પુણ્યથી જ મળે છે. જેઓ વર્ણાશ્રમને ઉચિત કર્તવ્યનું પાલન કરવામાં તત્પર, ભગવદ્ભક્તિની સાચી ઇચ્છા ધરાવનારા તથા કામ, ક્રોધ આદિ દોષોથી મુક્ત છે, તેઓ જ સર્વ લોકોને ઉપદેશ આપનારા સંત છે. હે બ્રહ્મન્! જેઓ પુણ્યાત્મા અથવા જિતેન્દ્રિય નથી, તેમને પરમ ઉત્તમ સત્સંગની પ્રાપ્તિ થતી નથી. જો સત્સંગ થઈ જાય તો તેમાં પૂર્વજન્મના સંચિત પુણ્યને જ કારણ જાણવું જોઈએ. જેનાં પૂર્વજન્મમાં કરેલાં સઘળાં પાપો નાશ પામે છે, તેને જ સત્સંગ સુલભ બને છે; નહિ તો તે પ્રાપ્ત થવાનું અસંભવિત હોય છે. સૂર્ય પોતાનાં કિરણોના સમૂહથી દિવસે બહારના અંધકારનો નાશ કરે છે; પરંતુ સંત મહાત્મા પોતાનાં ઉત્તમ વચનરૂપી કિરણોના સમુદાયથી હમેશાં અંદર રહેલા અજ્ઞાનાંધકારનો નાશ કરતા રહે છે. સંસારમાં ભગવદ્ભક્તિ માટે લાલસા ધરાવનારા પુરુષો દુર્લભ છે; તેમનો સંગ જેમને થાય છે, તેને સનાતન શાંતિ સુલભ થાય છે.

નારદ બોલ્યા: ભગવદ્ભક્ત પુરુષોનાં શાં લક્ષણો છે? તેઓ કેવાં કર્મ કરે છે તેમ જ તેમને કયા લોકની પ્રાપ્તિ થાય છે, આ બધું આપ યથાર્થ રીતે કહો. હે સનક! આપ સુદર્શનચક્રને ધારણ કરનારા દેવોના દેવ લક્ષ્મીપતિ ભગવાન વિષ્ણુના ભક્ત છો; તેથી આપ જ આ બધી વાતો કહેવામાં સમર્થ છો. આપના કરતાં શ્રેષ્ઠ બીજું કોઈ નથી.

સનક બોલ્યા: હે બ્રહ્મન્! યોગનિદ્રામાંથી મુક્ત થયા પછી જગદીશ્વર ભગવાન વિષ્ણુએ બુદ્ધિમાન મહાત્મા માર્કંડેયને જે પરમ ગોપનીય રહસ્યનો ઉપદેશ કર્યો હતો, તે જ તમને હું કહું છું, તે સાંભળો. તે પરમજ્યોતિઃસ્વરૂપ દેવાધિદેવ સનાતન ભગવાન વિષ્ણુ જ જગતરૂપે પ્રકટ થાય છે. આ જગતના સ્રષ્ટા પણ તે જ છે; ભગવાન શિવ તથા બ્રહ્મા પણ તેમનું જ સ્વરૂપ છે. પ્રલયકાળે તેઓ ભયંકર રુદ્રરૂપથી પ્રકટ થાય છે ને સમસ્ત બ્રહ્માંડને પોતાનો કોળિયો બનાવે છે. સ્થાવરજંગમરૂપ સંપૂર્ણ જગત નાશ પામી જ્યારે એકાર્ણવના જળમાં વિલીન થાય છે, તે સમયે ભગવાન વિષ્ણુ જ વડના પાંદડા પર શિશુરૂપથી શયન કરે છે. તેમનું એકેએક રુવાંટું અસંખ્ય બ્રહ્મા આદિથી શોભતું હોય છે. મહાપ્રલય સમયે જ્યારે ભગવાન વડનાં પાંદડાં પર સૂઈ રહ્યા હતા, તે સમયે તે જ સ્થાન પર ભગવાન નારાયણના પરમ ભક્ત, મહાભાગ્યશાળી ઋષિ માર્કણ્ડેય ભગવાનની વિવિધ લીલાઓનું દર્શન કરતા ઊભા હતા.

ઋષિઓએ પૂછ્યું: હે મુને! અમે સાંભળ્યું છે કે તે મહાભયંકર પ્રલયકાળમાં સ્થાવરજંગમ સમસ્ત પ્રાણી નષ્ટ થઈ ગયાં હતાં અને એકમાત્ર ભગવાન શ્રીહરિ જ વિરાજમાન હતા. હવે જ્યારે સઘળું ચરાચર જગત નષ્ટ થઈને એકાર્ણવમાં વિલીન થઈ ચૂક્યું હતું, ત્યારે સર્વને પોતાનો કોળિયો બનાવનારા શ્રીહરિએ માર્કણ્ડેય મુનિને શાથી બચાવી રાખ્યા હતા? હે સૂત! આ વિષયમાં અમારા મનમાં ભારે કુતૂહલ જાગ્યું છે, તેથી તે શાંત કરો—તેનું નિરાકરણ કરો. ભગવાન વિષ્ણુના યશનું શ્રવણ કરવામાં કોને આળસ થાય?

સૂત કહે: હે બ્રાહ્મણો! પૂર્વકાળમાં મૃકંડુ નામના એક પ્રખ્યાત ભાગ્યશાળી મુનિ થઈ ગયા છે. તે મહાતપસ્વી મહર્ષિએ શાલગ્રામ નામના મહાન તીર્થમાં ભારે તપશ્ચર્યા કરી. હે બ્રહ્મન્! તેમણે દશ હજાર યુગો સુધી સનાતન બ્રહ્મનાં ગુણગાન કરતાં રહીને ઉપવાસ કર્યો. તેઓ ક્ષમાશીલ, સત્ય-

વાદી તથા જિતેંદ્રિય હતા. સર્વ પ્રાણીઓમાં સમદષ્ટિ ધરાવતા હતા. તેમના મનમાં વિષય–ભોગ માટે સહેજ પણ કામના ન હતી. તેઓ સર્વ જીવોના હિતેચ્છુ તથા મન અને ઇંદ્રિયોને વશમાં રાખનારા હતા. તેમણે ઉક્ત તીર્થમાં ઉગ્ર તપશ્ચર્યા કરી. તેમની તપશ્ચર્યાથી શંકિત થઈને ઇંદ્ર આદિ સર્વ દેવતાઓ ભગવાન નારાયણને શરણે ગયા. ક્ષીરસાગરના ઉત્તર તટ પર જઈને દેવતાઓએ દેવદેવેશ્વર જગદ્દગુરુ પદ્મનાભનું આ પ્રમાણે સ્તવન કર્યું.

દેવતાઓ બોલ્યા : હે અવિનાશી નારાયણ! હે અનંત! હે શરણાગતપાલક! અમે સર્વ દેવતાઓ મૃકંડુ મુનિની તપશ્ચર્યાથી ભયભીત થઈ આપના શરણમાં આવ્યા છીએ. આપ અમારી રક્ષા કરો. હે દેવોના દેવ! આપનો જય થાઓ. શંખ અને ગદાને ધારણ કરનારા હે દેવ! આપનો જય થાઓ. આ સંપૂર્ણ જગત આપનું સ્વરૂપ છે. આપને નમસ્કાર છે. આપ જ બ્રહ્માંડની ઉત્પત્તિના આદિ કારણ છો. આપને નમસ્કાર છે. દેવદેવેશ્વર! આપને નમસ્કાર છે. હે લોકપાલ! આપને નમસ્કાર છે. સંપૂર્ણ જગતની રક્ષા કરનારા! આપને નમસ્કાર છે. લોકસાક્ષિન્! આપને નમસ્કાર છે. ધ્યાનગમ્ય! આપને નમસ્કાર છે. ધ્યાનના હેતભૂત! ધ્યાનસ્વરૂપ! ધ્યાનના સાક્ષી પરમેશ્વર! આપને નમસ્કાર છે. પૃથિવી આદિ પાંચ ભૂત આપનાં જ સ્વરૂપ છે; આપને નમસ્કાર છે. આપ ચૈતન્યરૂપ છો. આપને નમસ્કાર છે. આપ સર્વથી મોટા છો. આપને નમસ્કાર છે. આપ શુદ્ધ સ્વરૂપ છો, નિર્ગુણ છો તથા ગુણરૂપ છો, આપને નમસ્કાર છે. નિરાકાર, સાકાર તથા અનેક રૂપ ધારણ કરનારા આપને નમસ્કાર છે. ગાય તથા બ્રાહ્મણોના હિતેચ્છુ! આપને નમસ્કાર છે. જગતનું હિત સાધનારા, સચ્ચિદાનંદસ્વરૂપ હે ગોવિંદ! આપને વારંવાર નમસ્કાર છે.

આ પ્રમાણે દેવતાઓ દ્વારા કરવામાં આવેલી સ્તુતિ સાંભળીને શંખ, ચક્ર, ગદાને ધારણ કરનારા ભગવાન લક્ષ્મીપતિએ તેમને પ્રત્યક્ષ દર્શન આપ્યું. તેમનાં નેત્ર ખીલેલા કમળ જેવાં હતાં. કરોડો સૂર્ય સમાન તેમનો પ્રભાવ હતો. તમામ પ્રકારનાં દિવ્ય આભૂષણો તેમણે ધારણ કરેલાં હતાં. ભગવાનના વક્ષઃસ્થલ પર શ્રીવત્સ ચિહ્ન શોભી રહ્યું હતું. તેમણે પીતાંબર પહેરેલું હતું. તેમનો દેખાવ સૌમ્ય હતો. ડાબા ખભા પર સોનેરી રંગનું યજ્ઞોપવીત શોભતું હતું. મોટા મોટા મહર્ષિઓ તેમની સ્તુતિ કરી રહ્યા હતા ને શ્રેષ્ઠ પાર્ષદો તેમને બધી બાજુઓથી ઘેરીને ઊભા હતા, તેમનાં દર્શન કરીને તે સર્વ દેવતાઓ તેમના તેજ આગળ ઝાંખા પડી ગયા ને આનંદથી પૃથ્વી પર પડી પોતાનાં આઠે અંગોથી તેમને પ્રણામ કરવા લાગ્યા. પછી પ્રસન્ન થયેલા ભગવાન વિષ્ણુ પ્રણામ કરનારા ઇંદ્રાદિ દેવતાઓને આનંદ આપતા ગંભીર વાણીમાં બોલ્યા.

શ્રીભગવાન બોલ્યા : હે દેવતાઓ! હું જાણું છું કે મૃકંડુ મુનિની તપશ્ચર્યાથી તમારા મનમાં અતિ ખેદ થઈ રહ્યો છે; પરંતુ તે મહર્ષિ સાધુપુરુષોમાં અગ્રગણ્ય છે, તેથી તેઓ તમને કષ્ટ નહીં આપે. હે શ્રેષ્ઠ દેવતાઓ! સાધુપુરુષો સંપત્તિમાં કે વિપત્તિમાં કોઈ પણ રીતે બીજાઓને કષ્ટ આપતા નથી–સ્વપ્નમાં પણ તેઓ તેમ કરતા નથી. હે સજ્જનો! જે માણસ સંપૂર્ણ જગતનું હિત કરનારો, બીજાઓના દોષને ન જોનારો તેમ જ ઈર્ષારહિત હોય છે, તે આ લોક અને પરલોકમાં સાધુપુરુષો દ્વારા 'નિઃશંક' કહેવાય છે. શંકાશીલ માણસ સદા દુઃખી રહે છે અને નિઃશંક પુરુષ સુખ પામે છે, એટલા માટે નિશ્ચિંત

થઈને તમે પોતપોતાને ઘેર જાઓ. મૃકંડુ મુનિ તમને કાંઈ જ કષ્ટ નહીં આપે. એ સિવાય તમારી રક્ષા કરનારો હું તો છું જ, માટે સુખેથી વિચરો.

આ પ્રમાણે અળસીના ફૂલ જેવી શ્યામ કાંતિવાળા ભગવાન વિષ્ણુ દેવતાઓને વરદાન આપીને તેમના જોતજોતામાં ત્યાં જ અંતર્ધાન થઈ ગયા. દેવતાઓનું મન પ્રસન્ન થઈ ગયું. તેઓ આવ્યા હતા તેવા જ સ્વર્ગમાં પાછા ફરી ગયા. ભગવાન શ્રીહરિએ પ્રસન્ન થઈને મૃકંડુને પણ પ્રત્યક્ષ દર્શન આપ્યાં. જે સ્વયંપ્રકાશ નિરંજન; તેમ જ નિરાકાર પરબ્રહ્મ છે, તે જ અળસીના પુષ્પ સમાન શ્યામસુંદર પ્રકટ થઈ ગયા. દિવ્ય આયુધોથી સુશોભિત તે પીતામ્બર ધારણ કરનારા ભગવાન વિષ્ણુને જોઈને મૃકંડુ મુનિ આશ્ચર્યથી ચકિત થઈ ગયા. તેમણે ધ્યાનથી આંખો ખોલીને જોયું તો ભગવાન વિષ્ણુ દૃષ્ટિ સમક્ષ વિરાજમાન થયેલા હતા. તેમનું મુખ પ્રસન્ન હતું. તેઓ શાંતભાવથી ઊભા હતા. જગતનું ધારણ–પોષણ તેમના દ્વારા જ થાય છે. આ સમગ્ર વિશ્વ તેમનું જ તેજ છે. ભગવાનનાં દર્શન કરીને મુનિનું શરીર પુલકિત થઈ ગયું. તેમનાં નેત્રોમાંથી આનંદનાં અશ્રુ ઝરવા લાગ્યાં. તેમણે પૃથ્વી પર દંડની જેમ પડીને તે દેવાધિદેવ સનાતન પરમાત્માને પ્રણામ કર્યા. પછી હર્ષજનક આંસુઓથી ભગવાનનાં બન્ને ચરણ પખાળી મસ્તક પર અંજલિ બાંધીને તેમની સ્તુતિ કરવા લાગ્યા.

મૃકંડુ બોલ્યા : પરમાત્મસ્વરૂપ પરમેશ્વરને નમસ્કાર છે. જે પરથી પણ અતિ પર છે, જેમનો પાર પામવો અસંભવ છે; જેઓ બીજા પર અનુગ્રહ કરનારા તેમ જ બીજાઓને સંસારસાગરની પેલી પાર પહોંચાડનારા છે, તે ભગવાન શ્રીહરિને નમસ્કાર છે. જે નામ અને જાતિ આદિની કલ્પનાઓથી રહિત છે, જેમનું સ્વરૂપ શબ્દ આદિ વિષયોના દોષોથી દૂર છે, જેમનાં અનેક સ્વરૂપ છે; તેમ જ જે તમોગુણથી સર્વથા શૂન્ય છે, તે સ્તુતિ કરવા યોગ્ય પરમેશ્વરનું હું ભજન કરું છું. જે વેદાન્તવેદ્ય અને પુરાણપુરુષ છે, બ્રહ્મા આદિથી લઈને સંપૂર્ણ જગત જેનું સ્વરૂપ છે, જેને ક્યાંય પણ ઉપમા નથી; તેમ જ જે ભક્તજનો પર અનુગ્રહ કરનારા છે, તે સ્તવન કરવા યોગ્ય આદિપરમેશ્વરની હું આરાધના કરું છું. જેમના સર્વ દોષો દૂર થઈ ગયા છે, જે કેવળ ધ્યાનમગ્ન રહે છે, જેમની કામના નિવૃત્ત થયેલ છે અને મોહ દૂર થઈ ગયો હોય એવા મહાત્મા પુરુષ જેમનાં દર્શન કરે છે, તે સંસારબંધનને તોડનારા પરમ પવિત્ર પરમાત્માને હું પ્રણામ કરું છું. જેમનું કેવળ સ્મરણ કરવાથી સર્વ પીડાઓનો નાશ થાય છે તે પરમપવિત્ર પરમાત્માને હું પ્રણામ કરું છું. જેઓ શરણે આવેલાનું રક્ષણ કરે છે, ભક્તજનોનું પાલન કરે છે, જેઓ સમસ્ત સંસાર દ્વારા સેવા કરવા યોગ્ય છે; તેમ જ સંપૂર્ણ જગત જેમની અંદર નિવાસ કરે છે, તે કરુણાના સાગર પરમેશ્વર વિષ્ણુને હું નમસ્કાર કરું છું.

મહર્ષિ મૃકંડુએ આ પ્રમાણે સ્તુતિ કરવાથી શંખ, ચક્ર અને ગદા અને પદ્મને ધારણ કરનારા ભગવાન વિષ્ણુ અતિ પ્રસન્ન થયા. તેમણે પોતાની ચાર વિશાળ ભુજાઓથી પકડીને મુનિને પોતાના હૈયે લગાડ્યા ને અત્યંત પ્રેમપૂર્વક કહ્યું : 'ઉત્તમ વ્રતનું પાલન કરનારા હે મુને! તમે સર્વથા નિષ્પાપ છો, તમારી તપશ્ચર્યા અને સ્તુતિથી હું ઘણો પ્રસન્ન છું. તમે મારી પાસે કાંઈ વર માગો. હે સુવ્રત! તમારા મનને જે કાંઈ પણ ગમતું હોય; તે માગી લો.'

મૃકંડુએ કહ્યું : હે દેવના દેવ! હે

જગન્નાથ! હું કૃતાર્થ થઈ ગયો, એ વિષે જરા પણ શંકા નથી; કારણ કે જે પુણ્યાત્મા નથી, તેમના માટે આપનાં દર્શન સર્વથા દુર્લભ છે. બ્રહ્મા આદિ દેવતા તથા ઉગ્ર વ્રતનું પાલન કરનારા યોગીઓ પણ જેમનાં દર્શન કરવા પામતા નથી; ધર્મનિષ્ઠ યજ્ઞોની દીક્ષા લેનારા યજમાન, વીતરાગ સાધક તેમ જ ઈર્ષ્યારહિત સાધુઓને પણ જેમનાં દર્શન દુર્લભ છે, તે જ પરમ તેજોમય શ્રીહરિનાં હું દર્શન કરી રહ્યો છું; આના કરતાં શ્રેષ્ઠ બીજો કયો વર માગું? જગદ્ગુરુ હે જનાર્દન! હું આટલાથી જ કૃતાર્થ છું. હે અચ્યુત! મહાપાપી મનુષ્યો પણ આપનાં નામોનું સ્મરણ કરવા માત્રથી આપના પરમપદને મેળવી લે છે; તો પછી જે આપનાં દર્શન પામે છે, તેના માટે તો કહેવાનું જ શું હોય?

શ્રી ભગવાન બોલ્યા : હે બ્રહ્મન્! તમે ખરું કહ્યું. હે વિદ્વન્! હું તમારા પર ઘણો પ્રસન્ન છું. મારું કરેલું દર્શન ક્યારેય વ્યર્થ નહિ થાય માટે તમારી તપશ્ચર્યાથી સંતુષ્ટ થઈને હું તમારે ત્યાં (અંશરૂપથી) સર્વ ગુણોથી યુક્ત, રૂપવાન તથા દીર્ઘ આયુષ્યવાળા પુત્રના રૂપમાં ઉત્પન્ન થઈશ. હે મુનિશ્રેષ્ઠ! જેના કુળમાં મારો જન્મ થાય છે, તેનું આખું કુળ મોક્ષ પ્રાપ્ત કરે છે. મારા પ્રસન્ન થવાથી ત્રણે લોકમાં કયું કાર્ય અસાધ્ય છે?

આટલું કહીને દેવદેવેશ્વર ભગવાન્ વિષ્ણુ મૃકંડુ મુનિના જોતજોતામાં અંતર્ધાન થઈ ગયા. ત્યાર પછી તે મુનિ તપશ્ચર્યાથી નિવૃત્ત થઈ ગયા. ૧-૯૯

इत्युक्त्वा देवदेवेशो मुनेस्तस्य समीक्षतः ।
अन्तर्दधे मृकण्डुश्च तापसः संन्यवर्तत ॥ ९९ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'સત્સંગનો મહિમા' નામનો ૪ થો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૫ : માર્કંડેયનો પિતાને ઉપદેશ

नारद उवाच ।
ब्रह्मन् कथं स भगवान्मृकण्डोः पुत्रतां गतः ।
किं चकार च तद्ब्रूहि हरिर्भार्गववंशजः ॥ १ ॥

નારદ બોલ્યા : હે બ્રહ્મન્! ભગવાન મૃકંડુના પુત્ર કઈ રીતે બન્યા હતા અને વિષ્ણુએ ભૃગુવંશમાં જન્મ લઈને શું શું કર્યું હતું તેનું આપ વર્ણન કરો.

હે બ્રહ્મન્! પુરાણોમાં એવું સાંભળવામાં આવે છે કે દીર્ઘાયુષી મહામુનિ માર્કંડેયે આ જગતના પ્રલયકાળમાં ભગવાન વિષ્ણુની માયાનાં દર્શન કર્યાં હતાં, તેથી આ વિષયમાં કહો.

સનક બોલ્યા : હે નારદ! હું તે સનાતન કથાનું વર્ણન કરીશ. આપ સાવધાન થઈ સાંભળો : માર્કંડેય મુનિ સાથે સંબંધ ધરાવનારી આ કથા ભગવાન વિષ્ણુની ભક્તિથી પરિપૂર્ણ છે. સાધુ પુરુષોમાં શ્રેષ્ઠ મૃકંડુએ તપશ્ચર્યાથી નિવૃત્ત થયા પછી લગ્ન કરીને પોતાની પત્ની સાથે પ્રસન્નતાપૂર્વક ગૃહસ્થધર્મના પાલનનો આરંભ કર્યો. મન અને ઇંદ્રિયોનો સંયમ રાખીને તેઓ સદા પ્રસન્ન રહેતા અને કૃતાર્થતા અનુભવતા હતા. તેમનાં પત્ની અતિ પવિત્ર, કાર્યકુશળ અને નિરંતર પતિની સેવામાં તત્પર રહેતાં હતાં; મન, વાણી અને શરીરથી પણ પતિવ્રત ધર્મનું પાલન કરતાં હતાં. સમય પ્રાપ્ત થતાં તેમણે ભગવાનના તેજોમય અંશથી યુક્ત ગર્ભ ધારણ કર્યો ને દશ મહિના પછી એક પરમ તેજસ્વી પુત્રને જન્મ આપ્યો. મહર્ષિ મૃકંડુ ઉત્તમ લક્ષણોવાળા પુત્રને જોઈને અતિ પ્રસન્ન થયા. તેમણે વિધિપૂર્વક બાળકનો જાતકર્મ સંસ્કાર કર્યો. મુનિનો તે પુત્ર શુક્લપક્ષના ચંદ્રમાની જેમ દિવસે દિવસે વધવા લાગ્યો. હે વિપ્રવર! ત્યાર પછી પાંચમે વર્ષે પુત્રનો ઉપનયન-

સંસ્કાર કરીને મુનિએ તેને વૈદિક ધર્મ-સંહિતાનો ઉપદેશ આપ્યો ને કહ્યું: વત્સ! બ્રાહ્મણોનાં દર્શન થતાં જ સદા તેમને વિધિપૂર્વક વંદન કરવું જોઈએ. પ્રાતઃ, સાયં ને મધ્યાહ્ન સમયે સૂર્યને જળની અંજલિ આપીને તેમનું પૂજન કરવું અને વેદોના સ્વાધ્યાયપૂર્વક વેદોક્ત કર્મનું પાલન કરતા રહેવું જોઈએ. બ્રહ્મચર્ય તથા તપશ્ચર્યા દ્વારા સદા શ્રીહરિની પૂજા કરવી જોઈએ. દુષ્ટ માણસો સાથે વાર્તાલાપ આદિ નિષિદ્ધ કર્મનો ત્યાગ કરી દેવો જોઈએ. ભગવાન વિષ્ણુના ભજનમાં મગ્ન થયેલા સાધુ-પુરુષોની સાથે રહેવું જોઈએ. કોઈની પણ સાથે દ્વેષ રાખવો ઉચિત નથી. સર્વનું હિત થાય તેવું કામ કરવું જોઈએ. વત્સ! યજ્ઞ, અધ્યયન અને દાન—આ કર્મ તમારે સદા કરવાં જોઈએ.

આ પ્રમાણે પિતાનો આદેશ પ્રાપ્ત કરી મુનીશ્વર માર્કંડેય નિત્ય—નિરંતર ભગવાન વિષ્ણુના ચિંતનપૂર્વક સ્વધર્મનું પાલન કરવા લાગ્યા. મહાભાગ્યશાળી માર્કંડેય ધર્મમાં પ્રીતિ ધરાવનારા અને દયાળુ હતા. તેઓ મનને વશમાં રાખનારા અને સત્યવાદી હતા. તેઓ જિતેંદ્રિય, શાન્ત, મહાજ્ઞાની અને સર્વ તત્ત્વોના મર્મને જાણનારા હતા. તેમણે ભગવાન વિષ્ણુની પ્રસન્નતા માટે ઉગ્ર તપશ્ચર્યા કરી. બુદ્ધિમાન માર્કંડેયે વિષ્ણુની આરાધના કરવાથી, જગદીશ્વર ભગવાન વિષ્ણુએ તેમને પુરાણસંહિતા બનાવવાનું વરદાન આપ્યું. ચિરકાલ જીવનારા મુનીશ્વર માર્કંડેય સુદર્શન ચક્રને ધારણ કરનાર દેવાધિદેવ ભગવાન વિષ્ણુના મહાન ભક્ત અને તેમના તેજનો અંશ હતા. હે બ્રહ્મન્! જ્યારે આ સંસાર એકાર્ણવના જળમાં વિલીન થઈ ગયો, ત્યારે પણ તેમને પોતાનો પ્રભાવ દેખાડવાને માટે ભગવાન વિષ્ણુએ તેમનો સંહાર કર્યો નહિ. મૃકંડુના પુત્ર માર્કંડેય મહાબુદ્ધિમાન ને વિષ્ણુના ભક્ત હતા. ભગવાન શ્રીહરિ પોતે જ્યાં સુધી સૂતેલા હતા, ત્યાં સુધી માર્કંડેય ત્યાં ઊભા રહ્યા. તે સમયનું કાલમાપ હું કહું છું, તે સાંભળો. પંદર નિમેષની એક કાષ્ઠા કહેવાય છે. હે નારદ! ત્રીસ કાષ્ઠાની એક કલા જાણવી. ત્રીસ કલાની એક ક્ષણ થાય છે ને છ ક્ષણની એક ઘડી માનવામાં આવી છે. બે ઘડીનું એક મુહૂર્ત તથા ત્રીસ મુહૂર્તનો એક દિવસ થાય છે ને ત્રીસ દિવસનો એક માસ થાય છે. એક માસમાં બે પક્ષ હોય છે. બે માસની એક ઋતુ અને ત્રણ ઋતુઓનું એક અયન માનવામાં આવેલ છે. બે અયનનું એક વર્ષ થાય છે, જે દેવતાઓનો એક દિવસ અથવા અહોરાત્ર છે. ઉત્તરાયણ દેવતાઓનો દિવસ છે ને દક્ષિણાયન તેમની રાત્રિ છે. મનુષ્યોના એક દિવસના બરાબર પિતૃઓનો એક દિવસ હોય છે, તેથી સૂર્ય અને ચંદ્રમાના સંયોગમાં અર્થાત્ અમાવાસ્યાના દિવસે ઉત્તમ પિતૃકલ્પ જાણવો. બાર હજાર દિવ્ય વર્ષોનો એક દૈવત યુગ થાય છે. બે હજાર દૈવત યુગ બરાબર બ્રહ્માનો એક અહોરાત્ર થાય છે. તે મનુષ્યોના માટે સૃષ્ટિ અને પ્રલય બંને મળીને બ્રહ્માનો દિનરાત રૂપ એક કલ્પ છે. ઈકોતેર દિવ્ય ચાર યુગનો એક મન્વંતર થાય છે; અને ચૌદ મન્વંતરોથી બ્રહ્માનો એક દિવસ પૂરો થાય છે. હે મુને! બ્રહ્માનો જેવડો દિવસ થાય છે, તેટલી જ મોટી તેમની રાત્રિ પૂર્ણ હોય છે. હે વિપ્રવર! બ્રહ્માની રાત્રિના સમયે ત્રણે લોકોનો નાશ થઈ જાય છે. માનવ વર્ષની ગણના પ્રમાણે તેનું જે પ્રમાણ છે તે સાંભળો. હે મુને! એક હજાર ચતુર્યુગ (ચાર હજાર યુગ)નો બ્રહ્માનો એક દિવસ થાય છે. એવા જ ત્રીસ દિવસોનો એક માસ અને બાર માસનું એક વર્ષ સમજવું. એવાં સો વર્ષમાં તેમનું આયુષ્ય

પૂરું થાય છે. તેમના કાલમાન પ્રમાણે તેમનું સંપૂર્ણ આયુષ્ય બે પરાર્ધ વર્ષનું હોય છે. બ્રહ્માનાં બે પરાર્ધ વર્ષને ભગવાન વિષ્ણુના માટે એક દિવસ સમજવો, એવડી જ મોટી તેમની રાત્રિ પણ હોવાનું કહેલ છે. મૃકંડુના પુત્ર માર્કંડેય મુનિ તેટલા સમય સુધી તે ભયંકર એકાર્ણવના જલમાં ભગવાન વિષ્ણુની શક્તિથી બળવાન થઈને સૂકાં પાંદડાંની જેમ ઊભા રહ્યા. તે સમયે તેઓ શ્રીહરિની પાસે પરમાત્મતત્ત્વનું ધ્યાન કરતા ઊભા હતા.

ત્યાર પછી પ્રલયકાળનો અંત સમય આવી લાગતાં યોગનિદ્રાથી મુક્ત થઈને શ્રીહરિએ બ્રહ્માના રૂપથી આ ચરાચર જગતની રચના કરી. જળનો ઉપસંહાર અને જગતની નૂતન સૃષ્ટિ જોઈને માર્કંડેય ચકિત થઈ ગયા, તેમણે અત્યંત પ્રસન્ન થઈને શ્રીહરિના ચરણોમાં પ્રણામ કર્યા. મહામુનિ માર્કંડેયે મસ્તક પર અંજલિ બાંધી નિત્ય આનંદસ્વરૂપ શ્રીહરિનું પ્રિય વચનોથી આ પ્રમાણે સ્તવન કર્યું.

માર્કંડેય બોલ્યા: જેમનાં હજારો મસ્તકો છે, રોગ–શોક આદિ વિકારથી જે સર્વથા રહિત છે, જેમનો કોઈ આધાર નથી (પોતે જ સર્વના આધાર છે); તેમ જ જે સર્વવ્યાપક છે, મનુષ્યો વડે સદા પ્રાર્થના કરાતા તે ભગવાન્ નારાયણ દેવને હું સદા પ્રણામ કરું છું. જે પ્રમાણથી પર છે ને જરાવસ્થાથી રહિત છે, નિત્ય તેમ જ સચ્ચિદાનંદ સ્વરૂપ છે ને જ્યાં કોઈ પણ પ્રકારનો તર્ક ટકતો નથી, તે ભગવાન જનાર્દનને હું પ્રણામ કરું છું. જે પરમ અક્ષર, નિત્ય, વિશ્વના આદિ કારણ તેમ જ જગતના ઉત્પત્તિસ્થાન છે, તે સર્વ તત્ત્વમય શાન્તસ્વરૂપ ભગવાન જનાર્દનને હું નમસ્કાર કરું છું. જે પુરાણ–પુરાતન પુરુષ સર્વ પ્રકારની સિદ્ધિઓથી સંપન્ન અને સંપૂર્ણ જ્ઞાનના એકમાત્ર આશ્રય છે, જેમનું સ્વરૂપ પરથી પણ અતિ પર છે, તે ભગવાન જનાર્દનને હું નમસ્કાર કરું છું. જે પરમ-જ્યોતિ, પરમધામ તથા પરમ પવિત્ર પદ છે, જેમની સર્વ સાથે એકરૂપતા છે, તે પરમાત્મા જનાર્દનને હું પ્રણામ કરું છું. સત્–ચિત્ અને આનંદ જ જેમનું સ્વરૂપ છે, જે સર્વશ્રેષ્ઠ બ્રહ્મા આદિ દેવતાઓના માટે પરમપદ છે, તે સર્વસ્વરૂપ શ્રેષ્ઠ સનાતન ભગવાન જનાર્દનને હું નમસ્કાર કરું છું. જે સગુણ, નિર્ગુણ, શાન્ત, માયાતીત અને વિશુદ્ધ માયાના અધિપતિ છે; તેમ જ જે રૂપરહિત હોવા છતાં અનેક રૂપવાળા છે; તે ભગવાન જનાર્દનને હું પ્રણામ કરું છું. જે ભગવાન આ જગતની સૃષ્ટિ, પાલન અને સંહાર કરે છે, તે આદિદેવ ભગવાન જનાર્દનને હું નમસ્કાર કરું છું. પરેશ! પરમાનંદ! શરણાગતવત્સલ! દયાના સાગર! મારી રક્ષા કરો. મન–વાણીથી અતીત હે પરમેશ્વર! આપને નમસ્કાર છે.

વિપ્રવર નારદ! શંખ, ચક્ર અને ગદા ધારણ કરનારા જગદ્ગુરુ ભગવાન વિષ્ણુ આ પ્રમાણે સ્તુતિ કરનારા માર્કંડેય પર અત્યંત પ્રસન્ન થઈને કહેવાં લાગ્યા.

શ્રી ભગવાને કહ્યું: હે દ્વિજશ્રેષ્ઠ! સંસારમાં જે ભક્ત પુરુષો મારી ભક્તિમાં ચિત્ત લગાડીને રહે છે, તેમના પર હું સંતુષ્ટ થઈને હમેશાં તેમની રક્ષા કરું છું, એમાં સંદેહ નથી. ભગવદ્ભક્તરૂપથી પોતાને ગુપ્ત રાખીને હું જ હમેશાં સર્વ લોકોની રક્ષા કરું છું.

માર્કંડેયે પૂછ્યું: ભગવન્! ભગવદ્ભક્તનાં શાં લક્ષણો છે, કયા કર્મથી મનુષ્યો ભગવદ્ભક્ત થાય છે, એ હું સાંભળવા ચાહું છું; કારણ કે આ વાત જાણવાને માટે મારા મનમાં અતિ ઉત્કંઠા છે.

શ્રી ભગવાને કહ્યું: હે મુનિશ્રેષ્ઠ! ભગવદ્-

ભક્તોનાં લક્ષણ કહું છું તે સાંભળો: તેમના પ્રભાવનું કે તેમના મહિમાનું વર્ણન કરોડો વર્ષોમાં પણ કરી શકાય તેમ નથી. જે સર્વ જીવોના હિતેચ્છુ છે, બીજાના દોષ જોવાનો જેમનો સ્વભાવ નથી, જે ઈર્ષ્યા-રહિત, મન અને ઇંદ્રિયોને વશમાં રાખનારા, નિષ્કામ તથા શાન્ત છે, તેમને જ ભગવદ્‌ભક્તોમાં શ્રેષ્ઠ માનવામાં આવ્યા છે. જેઓ મન, વાણી તેમ જ ક્રિયા દ્વારા બીજાઓને ક્યારેય પીડા આપતા નથી; તેમ જ જેમને સંગ્રહ કરવાની કે કોઈની કોઈ વસ્તુ લેવાની ટેવ નથી, તેમને ભગવદ્‌ભક્ત માનવામાં આવ્યા છે. જેમની સાત્ત્વિક બુદ્ધિ ભગવત્‌સંબંધી ઉત્તમ કથાવાર્તા સાંભળવામાં સ્વભાવથી લાગેલી રહે છે; તેમ જ જેઓ ભગવાન અને તેમના ભક્તોના પણ ભક્ત હોય છે, તેમને શ્રેષ્ઠ ભક્ત માનવામાં આવે છે. જે શ્રેષ્ઠ માણસો માતામાં ગંગાનો ભાવ અને પિતામાં વિશ્વનાથનો ભાવ રાખી તેમની સેવા કરે છે, તેઓ પણ શ્રેષ્ઠ ભગવદ્‌ભક્ત છે. જેઓ ભગવાનની પૂજામાં લાગેલા રહે છે, જેઓ એમાં સહાયક થાય છે; તેમ જ જેઓ ભગવાનની પૂજા જોઈને તેમાં સમભાવ દર્શાવે છે, તેઓ ઉત્તમ ભગવદ્‌ભક્ત હોય છે. જેઓ વ્રત કરનારાઓ તથા યતિઓની સેવામાં સંલગ્ન તેમ જ પારકી નિંદાથી દૂર રહે છે, તેઓ શ્રેષ્ઠ ભગવદ્‌ભક્ત છે, જે માણસો બધાંના હિતની વાત કરે છે અને બધાંના ગુણોને જ ગ્રહણ કરે છે, તેમને આ લોકમાં ભગવદ્‌ભક્ત માનવામાં આવ્યા છે. જે શ્રેષ્ઠ મનુષ્ય સર્વ જીવોમાં આત્મભાવે જુએ છે તેમ જ શત્રુ અને મિત્રમાં પણ સમાનભાવ રાખે છે, તેઓ ઉત્તમ ભગવદ્‌ભક્ત છે. જેઓ ધર્મશાસ્ત્રના વક્તા, સત્યવાદી તથા સાધુપુરુષોના સેવક છે, તેમને ભગવદ્‌ભક્તોમાં શ્રેષ્ઠ ગણવામાં આવ્યા છે. જેઓ પુરાણોમાંની કથાઓ કહી સંભળાવે છે, જેઓ પુરાણ સાંભળે છે અને પુરાણ વાંચનારમાં શ્રદ્ધા-ભક્તિ રાખે છે, તેઓ શ્રેષ્ઠ ભગવદ્‌ભક્તો છે. જે માણસો હંમેશાં ગાય તથા બ્રાહ્મણોની સેવા કરે છે અને તીર્થયાત્રા કરે છે, તેઓ શ્રેષ્ઠ ભગવદ્‌ભક્ત છે. જે માણસો બીજાઓની ઉન્નતિ જોઈને પ્રસન્ન થાય છે અને ભગવાનના નામનો જપ કરતા રહે છે, તેઓ ઉત્તમ ભક્ત છે. જેઓ બાગ-બગીચા, તળાવ અને હવાડાઓનું રક્ષણ કરે છે; તેમ જ વાવ, કૂવા બંધાવે છે; તેઓ ઉત્તમ ભક્ત છે. જેઓ તળાવ ખોદાવે છે અને દેવાલય બંધાવે છે તેમ જ ગાયત્રીમંત્રનો જપ કરવામાં મગ્ન રહે છે, તેઓ શ્રેષ્ઠ ભક્ત છે. જેઓ હરિના નામનો આદર કરે છે, તે સાંભળીને અત્યંત હર્ષ પામે છે ને પુલકિત થાય છે, તેઓ શ્રેષ્ઠ ભગવદ્‌ભક્ત છે. જે માણસો તુલસીનો બગીચો જોઈને તેને નમસ્કાર કરે છે અને કાનમાં તુલસીનું કાષ્ઠ ધારણ કરે છે, તેઓ ઉત્તમ ભગવદ્‌ભક્ત છે, જેઓ તુલસીની સુવાસ લઈને તેમ જ તેના મૂળના સમીપની માટી સૂંઘીને ખુશ થાય છે, તેઓ પણ શ્રેષ્ઠ ભક્ત છે. જેઓ વર્ણાશ્રમ ધર્મના પાલનમાં તત્પર રહે છે, અતિથિઓનો સત્કાર કરે છે તથા વેદની વાણી બોલનારા હોય છે, તેમને શ્રેષ્ઠ ભક્ત માનવામાં આવ્યા છે. જેઓ ભગવાન શિવમાં પ્રેમ ધરાવનારા, શિવના જ ચિંતનમાં આસક્ત રહેનારા, શિવનાં ચરણોના પૂજનમાં તત્પર તેમ જ ત્રિપુંડ્ર ધારણ કરનારા હોય છે, તેઓ પણ શ્રેષ્ઠ ભક્ત હોય છે. જેઓ ભગવાન વિષ્ણુ તથા પરમાત્મા શિવનાં નામોનું સ્મરણ કરે છે; તેમ જ રુદ્રાક્ષની માળા ધારણ કરે છે, તેઓ શ્રેષ્ઠ ભગવદ્‌ભક્ત છે. જેઓ પ્રણી દક્ષિણાવાળા યજ્ઞો દ્વારા મહાદેવજી

અથવા ભગવાન વિષ્ણુનું ઉત્તમ ભક્તિથી યજન કરે છે, તેઓ શ્રેષ્ઠ ભક્ત છે. જેઓ ભણેલાં શાસ્ત્રોનો બીજાઓના હિત ખાતર ઉપદેશ કરે છે અને સર્વત્ર ગુણ જ ગ્રહણ કરે છે, તેમને ઉત્તમ ભક્ત માનવામાં આવ્યા છે. પરમેશ્વર શિવ તથા પરમાત્મા વિષ્ણુમાં જેઓ સમબુદ્ધિ રાખીને તેમનું પૂજન કરે છે, તેમને શ્રેષ્ઠ ભક્ત માનવામાં આવ્યા છે. જેઓ શિવની પ્રસન્નતા માટે અગ્નિહોત્રમાં તત્પર રહે છે; તેમ જ પંચાક્ષર મંત્રનો જપ કરવામાં સંલગ્ન રહે છે અને શિવનું ધ્યાન ધરવામાં પ્રીતિ ધરાવે છે, તેઓ ઉત્તમ ભક્ત છે. જેઓ જળનું દાન આપવામાં તત્પર, અન્નનું દાન કરવામાં સંલગ્ન તેમ જ એકાદશી વ્રતના પાલનમાં લાગેલા રહે છે, તેઓ શ્રેષ્ઠ ભક્ત છે. જેઓ ગોદાન કરવામાં, કન્યાદાન કરવામાં તત્પર રહે છે અને મારી પ્રસન્નતા માટે સત્કર્મ કરે છે, તેઓ શ્રેષ્ઠ ભગવદ્ભક્ત છે. વિપ્રવર હે માર્કંડેય! અહીં થોડાક જ ભક્તોનું વર્ણન કર્યું છે. હુંય સો કરોડ વર્ષોમાં પણ તે બધાંનું પૂરેપૂરું વર્ણન કરી શકતો નથી. તેથી હે વિપ્રવર! તમે પણ ઉત્તમ શીલથી યુક્ત થઈને રહો. સર્વ પ્રાણીઓને આશ્રય આપો. મન અને ઇંદ્રિયોને વશમાં રાખો. સર્વ પ્રત્યે મિત્રતાનો ભાવ રાખી ધર્મનું આચરણ કરતા રહો. ફરીથી મહાપ્રલયના કાળ સુધી સર્વ ધર્મોનું પાલન કરતા કરતા મારા સ્વરૂપના ધ્યાનમાં તત્પર રહીને તમે પરમ મોક્ષ પ્રાપ્ત કરશો. દેવતાઓના સ્વામી દયાના સાગર ભગવાન વિષ્ણુ પોતાના ભક્ત માર્કંડેયને આ પ્રમાણે વરદાન આપીને ત્યાં જ અંતર્ધાન થઈ ગયા. મહાભાગ્યશાળી માર્કંડેય હમેશાં ભગવાનનું ભજન કરતા રહીને ઉત્તમ ધર્મનું પાલન કરવા લાગ્યા. તેમણે અનેક પ્રકારના યજ્ઞો દ્વારા વિધિપૂર્વક ભગવાનનું પૂજન કર્યું. પછી મહાક્ષેત્ર શાલગ્રામતીર્થમાં ઉત્તમ તપશ્ચર્યા કરી અને ભગવાનના ધ્યાન દ્વારા કર્મબંધનનો નાશ કરીને પરમ મોક્ષ પ્રાપ્ત કરી લીધો. ભગવાનની આરાધના કરનારો ભક્ત પુરુષ સર્વ પ્રાણીઓનું હિત કરનારો હોય છે. તે મનથી જે કંઈ વસ્તુ મેળવવા ઇચ્છે છે, તે સર્વ તે નિઃસંદેહ પ્રાપ્ત કરી લે છે.

સનક કહે: વિપ્રવર નારદ! તમે જે કંઈ પૂછ્યું હતું, તે અનુસાર આ સર્વ ભગવદ્ભક્તિનું માહાત્મ્ય મેં તમને કહ્યું. હવે બીજું શું સાંભળવા ઇચ્છો છો? ૧–૮૩

एतत्सर्वं निगदितं त्वया पृष्टं द्विजोत्तम ।
भगवद्भक्तिमाहात्म्यं किमन्यच्छ्रोतुमिच्छसि ॥८३॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'માર્કંડેયનો પિતાને ઉપદેશ' નામનો ૫ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૬: ગંગા–યમુનાનો સંગમ, તેમ જ ગાયત્રીનો મહિમા

सूत उवाच ।
भगवद्भक्तिमाहात्म्यं श्रुत्वा प्रीतस्तु नारदः ।
पुनः पप्रच्छ सनकं ज्ञानविज्ञानपारगम् ॥ १ ॥

સૂત બોલ્યા: ભગવાનની ભક્તિનું આ માહાત્મ્ય સાંભળીને નારદ ઘણા પ્રસન્ન થયા. તેમણે જ્ઞાન–વિજ્ઞાનમાં પારંગત સનક મુનિને ફરીથી આ પ્રમાણે પ્રશ્ન કર્યો.

નારદે પૂછ્યું: હે મુને! આપ શાસ્ત્રોના પારદર્શી વિદ્વાન છો. મારા પર અનુગ્રહ કરીને મને જણાવો કે સર્વ ક્ષેત્રોમાં ઉત્તમ ક્ષેત્ર તથા સર્વ તીર્થોમાં ઉત્તમ તીર્થ કયું છે?

સનકે કહ્યું: હે બ્રહ્મન્! આ પરમ ગોપનીય પ્રસંગ છે, સાંભળો. ઉત્તમ ક્ષેત્રનું આ વર્ણન સર્વ પ્રકારની સંપત્તિઓને આપનારું, શ્રેષ્ઠ, ખરાબ સ્વપ્નાંઓને દૂર કરનાર, પવિત્ર, ધર્માનુકૂળ, પાપને હરનાર તથા શુભ છે. મુનિઓએ હમેશાં એનું શ્રવણ કરવું જોઈએ. ગંગા અને યમુનાના સંગમને જ મહર્ષિઓ શાસ્ત્રોમાં ઉત્તમ ક્ષેત્ર

તથા તીર્થોમાં ઉત્તમ તીર્થ કહેલું હોવાનું જણાવે છે. બ્રહ્માં આદિ સર્વ દેવતાઓ, મુનિ તથા પુણ્યની ઇચ્છા ધરાવનારા સર્વ માણસો શ્વેત અને શ્યામ જળથી ભરેલા તે સંગમ-તીર્થનું સેવન કરે છે. ગંગાને પરમ પવિત્ર નદી માનવી જોઈએ; કારણ કે તે ભગવાન વિષ્ણુનાં ચરણોમાંથી પ્રકટ થયેલ છે. એવી જ રીતે યમુના પણ સાક્ષાત્ સૂર્યનાં પુત્રી છે. હે બ્રહ્મન્! આ બન્નેનો સમાગમ પરમ કલ્યાણકારી છે. હે મુને! નદીઓમાં શ્રેષ્ઠ ગંગા સ્મરણમાત્રથી સર્વ ક્લેશોનો નાશ કરનારી; તેમ જ બધા પ્રકારના ઉપદ્રવોને મટાડનારી છે. હે મહામુને! સમુદ્ર પર્યંત પૃથ્વી પર જે જે પુણ્યક્ષેત્રો છે તે સર્વ કરતાં વધારે પુણ્યકારક ક્ષેત્ર પ્રયાગ જ છે એમ જાણવું. એ સ્થળે બ્રહ્માએ યજ્ઞ દ્વારા ભગવાન લક્ષ્મીપતિનું યજન કર્યું હતું; તેમ જ બીજા પણ મહર્ષિઓએ અહીં અનેક પ્રકારના યજ્ઞો કર્યા છે. સર્વ તીર્થોમાં સ્નાન કરવાથી જ પુણ્ય પ્રાપ્ત થાય છે, તે બધાં મળીને ગંગાના એક ટીપાં જળથી કરવામાં આવેલા અભિષેકની સોળમી કળાની બરાબરી કરી શકતાં નથી. જે માણસ ગંગાથી અનેક યોજન દૂર રહેલો છતાં 'ગંગા, ગંગા' બોલે તો તે પણ સર્વ પાપો-થી મુક્ત થઈ જાય છે; તો પછી જે માણસ ગંગામાં સ્નાન કરે છે તેના માટે તો કહેવાનું જ શું હોય! ભગવાન વિષ્ણુના ચરણ-કમળોથી પ્રકટ થઈને ભગવાન શિવના મસ્તક પર વિરાજમાન થનારી ભગવતી ગંગા મુનિઓ અને દેવતાઓ દ્વારા પણ સારી પેઠે સેવન કરવા યોગ્ય છે, ત્યારે સામાન્ય માનવીને માટે તો વાત જ શી છે! શ્રેષ્ઠ માણસો પોતાના કપાળમાં જ્યાં ગંગાની રેતીનો ચાંદલો કરે છે, ત્યાં જ અર્ધચંદ્રની નીચે પ્રકાશિત થનારું ત્રીજું નેત્ર જાણવું જોઈએ. ગંગામાં કરવામાં આવેલું સ્નાન મહાપુણ્યદાયક તેમ જ દેવતાઓને પણ દુર્લભ છે, તે સ્નાન ભગવાન વિષ્ણુનું સારૂપ્ય આપનારું હોય છે. આના કરતાં વધારે તેના મહિમાના વિષયમાં બીજું શું કહી શકાય તેમ છે; ગંગામાં સ્નાન કરનારાં પાપીઓ પણ સર્વ પાપોથી મુક્ત થઈને શ્રેષ્ઠ વિમાનમાં બેસીને પરમધામરૂપ વૈકુંઠમાં ચાલ્યાં જાય છે, જેમણે ગંગામાં સ્નાન કર્યું છે, તે મહાત્મા પુરુષો પિતા અને માતાના કુળની ઘણી બધી પેઢીઓનો ઉદ્ધાર કરીને ભગવાન વિષ્ણુના ધામમાં ચાલ્યા જાય છે. હે બ્રહ્મન્! જે ગંગાનું સ્મરણ કરે છે, તેણે સર્વ તીર્થોમાં સ્નાન અને બધાં જ પુણ્યક્ષેત્રોમાં નિવાસ કર્યો હોય છે—એમાં સંશય નથી. ગંગામાં સ્નાન કરેલું હોય તેવા માણસને જોઈને પાપી પણ સ્વર્ગલોકનો અધિકારી થઈ જાય છે, તેનાં અંગોનો કેવળ સ્પર્શ કરવાથી જ તે દેવતાઓનો અધિપતિ થઈ જાય છે. ગંગા, તુલસી, ભગવાનના ચરણોમાં અવિચલ ભક્તિ તથા ધર્મનો બોધ આપનારા સદ્-ગુરુમાં શ્રદ્ધા—આ સર્વ વાતો મનુષ્યો માટે અત્યંત દુર્લભ છે. ઉત્તમ ધર્મનો ઉપદેશ આપનારા ગુરુનાં ચરણોની રજ, ગંગાની રેતી, તેમ જ તુલસીના છોડના મૂળભાગની માટીને જે માણસ ભક્તિપૂર્વક પોતાને માથે ચડાવે છે, તે વૈકુંઠધામમાં જાય છે. જે માણસ મનમાં ને મનમાં એવી અભિલાષા કરે કે, હું ક્યારે ગંગાની સમીપે જાઉં અને ક્યારે તેનાં દર્શન કરું! તે પણ વૈકુંઠધામમાં જાય છે. હે બ્રહ્મન્! બીજી ઘણી બધી વાતો કહેવાથી શો લાભ! સાક્ષાત્ ભગવાન વિષ્ણુ પણ હજારો વર્ષોમાં ગંગાના મહિમાનું વર્ણન કરી શકતા નથી. અરે રે! માયાએ આખા જગતને મોહમાં નાખેલ છે, આ કેવી

અદ્ભુત વાત છે! કારણ કે ગંગા અને તેમનું નામ હોવા છતાં પણ માણસો નરકમાં જાય છે. ગંગાનું નામ સંસારનાં દુઃખોનો નાશ કરે છે, એમ કહેવામાં આવ્યું છે. તુલસીનું નામ ઉચ્ચારવાનું તથા ભગવાનની કથા કહેનારા સાધુ પુરુષના પ્રતિ દર્શાવવામાં આવેલી ભક્તિનું પણ આ જ ફળ છે. જે માણસ કેવળ એક જ વાર 'ગંગા' આ બે અક્ષરોનું ઉચ્ચારણ કરે છે, તે બધાં પાપોથી મુક્ત થઈ ભગવાન વિષ્ણુના લોકમાં જાય છે. પરમ પુણ્યમયી આ ગંગા નદીનું જો મેષ, તુલા અને મકરની સંક્રાંતિઓમાં (અર્થાત્ ચૈત્ર, આશ્વિન અને પોષ માસમાં ભક્તિપૂર્વક સેવન કરવામાં આવે તો સેવન કરનારા સર્વ જગતને તે પવિત્ર કરી દે છે. હે દ્વિજશ્રેષ્ઠ! ગોદાવરી, ભીમરથી, કૃષ્ણા, નર્મદા, સરસ્વતી, તુંગભદ્રા, કાવેરી, યમુના, બાહુદા, વેત્રવતી, તામ્રપર્ણી, તથા સરયૂ આદિ સર્વ તીર્થોમાં ગંગાને જ સર્વ કરતાં મુખ્ય માનવામાં આવે છે. જેવી રીતે સર્વવ્યાપી ભગવાન વિષ્ણુ સંપૂર્ણ જગતમાં વ્યાપીને રહેલા છે, તેવી જ રીતે સર્વ પાપનો નાશ કરનારી ગંગા સર્વ તીર્થોમાં વ્યાપ્ત છે. અહો! મહાન આશ્ચર્ય છે. પરમ પાવન જગદંબા ગંગા સ્નાન-પાન વગેરેથી આખા સંસારને પવિત્ર કરી રહેલી છે, તોપણ બધાં માણસો આનું સેવન શાથી કરતાં નથી?

એવી જ રીતે વિખ્યાત કાશીપુરી પણ તીર્થોમાં ઉત્તમ તીર્થ અને ક્ષેત્રોમાં ઉત્તમ ક્ષેત્ર છે. સર્વ દેવતાઓ તેનું સેવન કરે છે. આ લોકમાં કાનવાળા પુરુષોના તે જ બન્ને કાન ધન્ય છે અને તે જ ઘણાં શાસ્ત્રોનું જ્ઞાન ધારણ કરનારા છે કે જેમના દ્વારા વારંવાર કાશીનું નામ શ્રવણ કરવામાં આવે છે. હે દ્વિજશ્રેષ્ઠ! જે માણસો અવિમુક્ત ક્ષેત્ર કાશીનું સ્મરણ કરે છે, તેઓ સર્વ પાપોનો નાશ કરીને ભગવાન શિવના લોકમાં જાય છે. માણસ સો યોજન દૂરથી પણ જો અવિમુક્ત ક્ષેત્રનું સ્મરણ કરે છે તો ઘણાં પાપોથી ભરેલો હોય તોપણ ભગવાન શિવના, રોગ-શોકથી રહિત નિત્ય ધામમાં જાય છે. હે બ્રહ્મન્! પ્રાણ નીકળતી વખતે જે માણસ અવિમુક્ત ક્ષેત્રનું કેવળ સ્મરણ કરે છે તે પણ સર્વ પાપોથી મુક્ત થઈને શિવના ધામને પ્રાપ્ત થાય છે. કાશીનગરીના ગુણોના વિષયમાં અહીં વધારે કહેવાથી શો લાભ? જેઓ 'કાશી' આવું નામ માત્ર બોલે છે, તેમનાથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ-આ ચારેય પુરુષાર્થ દૂર રહેતા નથી. હે બ્રહ્મન્! ગંગા અને યમુનાનો સંગમ (પ્રયાગ) તો કાશીથી પણ વધી જાય તેવો છે; કારણ કે તેના દર્શન માત્રથી માણસ પરમ ગતિને પ્રાપ્ત કરી લે છે. સૂર્ય મકર રાશિમાં હોય ત્યારે ગમે તે સ્થળે ગંગામાં સ્નાન કરવામાં આવે, તે સ્નાન-પાન આદિ દ્વારા સંપૂર્ણ જગતને પવિત્ર કરે છે અને અંતે ઇંદ્રલોકમાં પહોંચાડે છે. લોકનું કલ્યાણ કરનારા લિંગસ્વરૂપ ભગવાન શંકર પણ જે ગંગાનું સદા સેવન કરે છે, તેના મહિમાનું પૂરેપૂરું વર્ણન કઈ રીતે કરી શકાય એમ છે? શિવલિંગ સાક્ષાત્ હરિરૂપ છે અને શ્રીહરિ સાક્ષાત્ શિવલિંગરૂપ છે. એ બંનેમાં જરા પણ ભેદ નથી. જે કોઈ એ બેમાં અંતર જુએ છે તેની બુદ્ધિમાં ભ્રમ છે એમ જાણવું. અજ્ઞાનના સમુદ્રમાં ડૂબેલા પાપી માણસો જ આદિ અંતરહિત ભગવાન વિષ્ણુ અને શિવમાં ભેદભાવ જુએ છે. જે સંપૂર્ણ જગતના સ્વામી અને કારણોના પણ કારણ છે, તે ભગવાન વિષ્ણુ જ પ્રલયકાળમાં રુદ્રરૂપ ધારણ કરે છે. ભગવાન રુદ્ર જ વિષ્ણુરૂપે સંપૂર્ણ જગતનું પાલન કરે છે. તેઓ જ બ્રહ્મરૂપે સંસારનું સર્જન કરે છે

ને છેવટે હરરૂપથી તેઓ જ ત્રણે લોકોનો સંહાર કરે છે. જે માણસ ભગવાન વિષ્ણુ, શિવ તથા બ્રહ્મામાં ભેદબુદ્ધિ રાખે છે, તે અત્યંત ભયંકર નરકમાં જાય છે! જે માણસ ભગવાન શિવ, વિષ્ણુ અને બ્રહ્માને એકરૂપથી જુએ છે તે પરમ આનંદ પામે છે, આ શાસ્ત્રોનો સિદ્ધાન્ત છે. જે અનાદિ, સર્વજ્ઞ, જગતના આદિ સ્રષ્ટા તથા સર્વત્ર વ્યાપક છે, તે ભગવાન વિષ્ણુ જ શિવલિંગરૂપથી કાશીમાં વિદ્યમાન છે. કાશીપુરીનું વિશ્વેશ્વરલિંગ જ્યોતિર્લિંગ કહેવાય છે. શ્રેષ્ઠ માણસ તેનાં દર્શન કરીને પરમજ્યોતિને પ્રાપ્ત થાય છે. ત્રિભુવનને પવિત્ર કરનારી કાશીપુરીની જેણે પરિક્રમા કરી તેણે સમુદ્ર, પર્વત તથા સાત દ્વીપો સહિત પૃથ્વીની પરિક્રમા કરી લીધી, એમ માનવામાં આવે છે. ધાતુ, માટી, લાકડું, પથ્થર અથવા ચિત્ર આદિથી બનાવવામાં આવેલી ભગવાન શિવ અથવા વિષ્ણુની સર્વ પ્રતિમાઓમાં ભગવાન વિષ્ણુ વિદ્યમાન છે. જ્યાં તુલસીનો બગીચો અથવા તો કમળનું વન હોય કે પુરાણોનું વાચન થતું હોય, ત્યાં ભગવાન વિષ્ણુ રહે છે. હે બ્રહ્મન્! પુરાણકથા સાંભળવામાં જે પ્રેમ થાય છે, તે ગંગામાં સ્નાન કર્યા સમાન છે; તેમ જ પુરાણની કથા કહેનારા વ્યાસ પ્રત્યે જે ભક્તિ થાય છે, તેને પ્રયાગ સમાન માનવામાં આવી છે. જે પુરાણોક્ત ધર્મનો ઉપદેશ આપીને જન્મમૃત્યુરૂપ સંસાર–સાગરમાં ડૂબેલા જગતનો ઉદ્ધાર કરે છે, તે સાક્ષાત્ શ્રીહરિનું સ્વરૂપ છે, એમ કહેવામાં આવ્યું છે. ગંગા જેવું કોઈ તીર્થ નથી, માતા સમાન કોઈ ગુરુ નથી, ભગવાન વિષ્ણુ સમાન કોઈ દેવતા નથી; તેમ જ ગુરુ કરતાં મોટું કોઈ તત્ત્વ નથી. જેવી રીતે ચારેય વર્ણોમાં બ્રાહ્મણ, નક્ષત્રોમાં ચંદ્રમા અને સરોવરોમાં સમુદ્ર શ્રેષ્ઠ છે, તેવી જ રીતે પુણ્યતીર્થ અને નદીઓમાં ગંગાને સર્વથી શ્રેષ્ઠ માનવામાં આવેલ છે. શાન્તિના જેવો કોઈ બંધુ નથી, સત્યથી વધી જાય એવું કોઈ મોટું તપ નથી, મોક્ષ કરતાં વધારે મોટો કોઈ લાભ નથી અને ગંગાના જેવી કોઈ નદી નથી. ગંગાનું ઉત્તમ નામ પાપરૂપી વનને ભસ્મ કરવાને માટે દાવાનલ સમાન છે. ગંગા સંસારરૂપી રોગને દૂર કરે છે, તેથી યત્નપૂર્વક તેનું સેવન કરવું જોઈએ. ગાયત્રી અને ગંગા બંને સર્વ પાપોને હરી લે છે, એમ માનવામાં આવ્યું છે. હે નારદ! આ બંને પ્રત્યે જે ભક્તિભાવથી રહિત હોય છે, તેને પતિત માનવો જોઈએ. ગાયત્રી વેદોની માતા છે અને જાહ્નવી (ગંગા) સંપૂર્ણ જગતની જનની છે, તે બંને સર્વ પાપોના નાશનું કારણ છે. જેના પર ગાયત્રી પ્રસન્ન થાય છે, તેના પર ગંગા પણ પ્રસન્ન થાય છે. તે બંને ભગવાન વિષ્ણુની શક્તિથી સંપન્ન છે, તેથી સંપૂર્ણ કામનાઓને સિદ્ધ કરે છે. ગંગા અને ગાયત્રી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ–આ ચારેય પુરુષાર્થોના ફલરૂપે પ્રકટ થયેલ છે. આ બંને નિર્મલ તેમ જ પરમ ઉત્તમ છે અને સર્વ લોકો પર અનુગ્રહ કરવાને માટે પ્રવૃત્ત થયેલ છે. મનુષ્યો માટે ગાયત્રી અને ગંગા બંને અત્યંત દુર્લભ છે, એવી જ રીતે તુલસી પ્રત્યે ભક્તિ અને ભગવાન વિષ્ણુ પ્રત્યે સાત્ત્વિક ભક્તિ પણ દુર્લભ છે. અહો! મહા ભાગ્યશાલિની ગંગા સ્મરણ કરતાં બરોબર સર્વ પાપોનો નાશ કરે છે, દર્શન કરવાથી ભગવાન વિષ્ણુના લોકને આપે છે ને એનું જલ પીતાં ભગવાનનું સારૂપ્ય આપે છે. તેમાં સ્નાન કરવાથી માણસો ભગવાન વિષ્ણુના ઉત્તમ ધામમાં જાય છે. જગતનું ધારણપોષણ કરનાર સર્વવ્યાપી સનાતન ભગવાન નારાયણ ગંગાસ્નાન કર-

નારા માણસોને મનોવાંછિત ફળ આપે છે. જે શ્રેષ્ઠ માણસ ગંગાજળના એક ટીપાથી પણ અભિષિક્ત થાય છે, તે સર્વ પાપોથી મુક્ત થઈને પરમધામને પ્રાપ્ત કરી લે છે.

ગંગાના જળના કેવળ એક જ બિંદુનું સેવન કરવામાત્રથી રાજા સગરની સંતતિ રાક્ષસભાવનો ત્યાગ કરી પરમપદને પ્રાપ્ત થઈ. ૧-૭૭

यद्बिन्दुसेवनादेव सगरान्वयसम्भवः।
विसृज्य राक्षसं भावं सम्प्राप्तः परमं पदम्॥ ७०॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'ગંગામાહાત્મ્ય' નામનો ૬ ઠ્ઠો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૭: અસૂયા-દોષને લીધે રાજા બાહુની અવનતિ

नारद उवाच।
कोऽसौ राक्षसभावाद्धि मोचितः सगरान्वये।
सगरः को मुनिश्रेष्ठ तन्ममाख्यातुमर्हसि॥ १॥

નારદે પૂછ્યું: હે મુનિશ્રેષ્ઠ! સગર વંશમાં રાક્ષસભાવથી કોણ મુક્ત થયું હતું? રાજા સગર કોણ હતા? તે કૃપા કરીને મને કહો.

સનક કહે: હે મુનિવર! ગંગાનું ઉત્તમ માહાત્મ્ય સાંભળો કે જેના જળનો કેવળ સ્પર્શ થવાથી રાજા સગરનું કુળ પવિત્ર થઈને સર્વ લોકોમાં સર્વથી ઉત્તમ એવા વૈકુંઠધામમાં ગયું. સૂર્યવંશમાં 'બાહુ' નામનો એક રાજા થઈ ગયો, જેના પિતાનું નામ 'વૃક' હતું, બાહુ અતિ ધર્મપરાયણ રાજા હોઈને સમગ્ર પૃથ્વીનું ધર્મપૂર્વક પાલન કરતો હતો. તેણે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને અન્ય જીવોને પોતપોતાના ધર્મની મર્યાદામાં સ્થાપ્યા હતા. મહારાજા બાહુએ સાતે દ્વીપોમાં સાત અશ્વમેધ યજ્ઞ કર્યા હતા અને બ્રાહ્મણોને ગાય, ભૂમિ, સુવર્ણ તથા વસ્ત્ર આદિ આપીને સારી પેઠે સંતુષ્ટ કર્યા હતા. નીતિશાસ્ત્ર અનુસાર તેણે ચોર અને લૂંટારાઓને ઘટતી સજા કરીને પોતાના શાસનમાં રાખ્યા અને પ્રજાનો સંતાપ દૂર કરીને પોતાને કૃતાર્થ માન્યો. પૃથ્વીને ખેડ્યા-વાવ્યા વિના તેમાં અનાજ પેદા થતું હતું ને તે ફૂલ અને ફળથી હરીભરી રહેતી હતી. હે મુનીશ્વર! દેવરાજ ઇંદ્ર તેના રાજ્યની ભૂમિમાં સમયસર વૃષ્ટિ કરતો હતો. પાપી અને દુષ્ટ માણસોનો અંત થઈ જવાથી ત્યાંની પ્રજા ધર્મથી સુરક્ષિત રહેતી હતી.

એક સમયે રાજા બાહુના મનમાં અસૂયા (ગુણોમાં દોષદૃષ્ટિ) સાથે ભારે અહંકાર પેદા થયો. એ પેદા થવાથી સર્વ સંપત્તિઓનો નાશ થાય છે; તેમ જ તે જેનામાં ઉત્પન્ન થાય તેના વિનાશનો પણ હેતુ બને છે. રાજા બાહુ વિચારવા લાગ્યો કે, 'હું સર્વ લોકોનું પાલન કરનારો બળવાન રાજા છું. મેં મોટા મોટા યજ્ઞ કર્યા છે, મારા કરતાં વધારે પૂજનીય બીજું કોણ છે? હું વિદ્વાન છું, શ્રીમાન છું, મેં સઘળા શત્રુઓને જીતી લીધા છે, મને વેદ અને તેનાં અંગોનાં તત્ત્વનું જ્ઞાન છે અને નીતિશાસ્ત્રનો તો હું મોટો પંડિત છું, મને કોઈ જીતી શકે તેમ નથી, મારા ઐશ્વર્યને કોઈ હાનિ પહોંચાડી શકે તેમ નથી, આ પૃથ્વી પર મારા કરતાં ચડે તેવો બીજો કોણ છે?' આ પ્રમાણે અહંકાર થવાને લીધે તેના મનમાં બીજાઓ પ્રત્યે દોષદૃષ્ટિ પેદા થઈ. હે મુનિવર! દોષદૃષ્ટિને લીધે તે રાજાના હૃદયમાં કામની પ્રબળતા થઈ. આ બધા દોષો એકત્ર થવાથી માણસનો વિનાશ થાય છે, એ વાત નિશ્ચિત છે. યૌવન, ધનસંપત્તિ, પ્રભુત્વ અને અવિવેક-આમાંનું એકે એક અનર્થનું કારણ હોય છે ત્યારે જ્યાં આ ચારેય વિદ્યમાન હોય ત્યાં તો કહેવાનું જ શું હોય?

હે વિપ્રવર! તે રાજામાં ભારે અસૂયા પેદા થઈ કે જેને લીધે લોકોનો વિરોધ, પોતાના દેહનો નાશ તેમ જ સર્વ સંપત્તિઓનો અંત થાય છે. હે સુવ્રત! અસૂયાથી ભરેલા ચિત્તવાળા પુરુષની પાસે જો ધનસંપત્તિ હોય તો તેને કુશકાની આગમાં વાયુનો સંયોગ થયા સમાન જાણવું. જેમનું ચિત્ત બીજાઓના દોષ જોવામાં લાગેલું હોય છે, જેઓ પાખંડભર્યું આચરણ કરે છે તેમ જ કડવાં વચન બોલે છે, તેમને આ લોક અને પરલોકમાં પણ સુખ મળતું નથી. જેમનું મન અસૂયાના દોષને લીધે બગડેલું છે; તેમ જ જેઓ હમેશાં કઠોરપણે બોલતા હોય છે, તેમનાં પ્રિયજન, પુત્ર તથા ભાઈભાંડું પણ શત્રુ બની જાય છે. જે પરસ્ત્રીને જોઈને મનમાં ને મનમાં તેને મેળવવાની ઇચ્છા કરે છે, તે પોતાની સંપત્તિનો નાશ કરવાને માટે પોતે જ કુહાડો બન્યો છે એ વિષે સંશય નથી. હે મુને! જે માણસ પોતાના કલ્યાણનો નાશ કરવાને માટે પ્રયત્ન કરે છે, તે જ બીજાઓનું કલ્યાણ જોઈને પોતાની કુત્સિત બુદ્ધિને લીધે તેમની અદેખાઈ કરવા લાગે છે. હે બ્રહ્મન્! જે પોતાનાં મિત્ર, સંતાન, ઘર, જમીન, પૈસો–ટકો, ઢોર–ઢાંખર, અનાજ–પાણી વગેરેનો નાશ જોવા ઇચ્છતો હોય, તેણે જ બીજાઓની અદેખાઈ અથવા તો અસૂયા કરવી. અસૂયા કરવાથી સર્વસ્વનો નાશ થાય છે, એટલા માટે કોઈએ ક્યારેય પણ કોઈની અદેખાઈ કરવી નહિ; પરંતુ પારકાનું સુખ જોઈ આનંદ પામવો; એમાં જ 'પોતાનું' હિત સમાયેલું છે, એમ સમજવું.

જ્યારે રાજા બાહુનું હૃદય અસૂયા દોષથી દૂષિત થઈ જવાને લીધે તે ભારે ઉદ્ધત થઈ ગયો હતો, ત્યારે હૈહય અને તાલજંઘ કુળના ક્ષત્રિયો તેના પ્રબળ શત્રુ બની ગયા. અસૂયા થવાથી બીજાઓની સાથે દ્વેષ ઘણો વધી જાય છે એમાં કંઈ જ સંદેહ નથી. અસૂયાને લીધે દૂષિત થયેલા ચિત્તવાળા તે રાજાનું પોતાના શત્રુઓની સાથે એક મહિના સુધી એક સરખું ભયંકર યુદ્ધ થતું રહ્યું; જેના પરિણામે પોતાના વેરી હૈહય અને તાલજંઘ નામવાળા ક્ષત્રિયોથી તે રાજા બાહુ હારી ગયો, એથી દુઃખી થઈને પોતાની ગર્ભવતી પત્ની સાથે તે વનમાં ચાલ્યો ગયો. ત્યાં એક ઘણું મોટું તળાવ જોઈને તેને સંતોષ થયો; પરંતુ તેના મનમાં તો અસૂયાએ ઘર કર્યું હતું તેથી તેનો ભાવ જોઈને તે જળાશયની સમીપનાં વૃક્ષો પર રહેનારાં પક્ષીઓ આમતેમ છુપાઈ ગયાં. અરે! આ તો ભારે નવાઈની વાત થઈ! તે સમયે ઉતાવળથી પોતાના માળામાં પેસી જતાં તે પક્ષીઓ આ પ્રમાણે કહેવા લાગ્યાં: 'અરે! મોટા દુઃખની વાત છે કે, અહીં કોઈ ભયાનક પુરુષ આવી ચડ્યો છે.' રાજાએ પોતાની બન્ને પત્નીઓ સાથે તે સરોવરમાં પ્રવેશ કરીને જળ પીધું અને એક ઝાડની નીચે સુખ આપનારી તેની છાયામાં તે બેઠો. હે નારદ! ગુણવાન ગમે તે માણસ હોય, તેની બધાં પ્રશંસા કરે છે; જ્યારે ગુણહીન માણસ સર્વ પ્રકારની સંપત્તિઓથી યુક્ત હોય તો પણ માણસો વડે તે નિંદાય છે. હે દ્વિજશ્રેષ્ઠ નારદ! તે સમયે તે રાજાની ઘણી નિંદા થઈ હતી. સંસારમાં પોતાના પુરુષાર્થ અને યશનો નાશ કરીને તે રાજા મરેલાની જેમ વનમાં રહેતો હતો. અપકીર્તિના જેવું મૃત્યુ પણ નથી. ક્રોધ જેવો બીજો કોઈ શત્રુ નથી. નિંદાના જેવું કોઈ પાપ નથી અને મોહના જેવો કોઈ આસવ (નશો કરનાર) નથી. અસૂયા જેવી કોઈ અપકીર્તિ નથી, કામ જેવી કોઈ આગ પણ નથી, રાગના જેવું કોઈ બંધન નથી અને સંગ અર્થાત્

આસક્તિના જેવું કોઈ વિષ નથી.×

આ પ્રમાણે ઘણો વિલાપ કરીને રાજા બાહુ ઘણો દુઃખી થયો. માનસિક સંતાપ અને ઘડપણને લઈને તેનું શરીર ખખડી ગયું હતું. આમ ઘણો સમય વીત્યા પછી ઔર્વ મુનિના આશ્રમની પાસે મંદવાડમાં પટકાઈને રાજા બાહુ મરણ પામ્યો. તેની નાની પત્ની જોકે ગર્ભવતી હતી તોપણ દુઃખથી કાયર થઈને લાંબા સમય સુધી વિલાપ કરી તેના પતિની સાથે ચિતામાં પડી તેણે બળી મરવાનો વિચાર કર્યો. એવામાં જ પરમ બુદ્ધિમાન ઔર્વમુનિ, જેઓ મહાન તેજસ્વી હતા, તેઓ ત્યાં આવી પહોંચ્યા. તેમણે સમાધિના બળથી બધી વાત જાણી લીધી હતી. મુનિગણ ત્રણે કાળના જ્ઞાતા હોય છે. અસૂયાથી રહિત તે મહાત્માઓ પોતાની જ્ઞાનદૃષ્ટિથી ભૂત, ભવિષ્ય અને વર્તમાન વગેરે સર્વ કાંઈ જોઈ લે છે. પરમ પુણ્યાત્મા ઔર્વ મુનિ પોતાની તપશ્ચર્યાના પ્રભાવને લીધે તેજની રાશિ જેવા જણાતા હતા. રાજા બાહુની પ્રિય તેમ જ પતિવ્રતા પત્ની જ્યાં ઊભી હતી ત્યાં જ તેઓ આવી પહોંચ્યા. હે મુનિશ્રેષ્ઠ નારદ! રાણીને ચિતા પર ચડવા માટે તૈયાર થયેલી જોઈને મુનિઓમાં શ્રેષ્ઠ ઔર્વ આ પ્રમાણે ધર્મયુક્ત વચનો બોલ્યા :

ઔર્વ બોલ્યા : 'મહારાજ બાહુની પ્રિય પત્ની! તું પતિવ્રતા છે એ વાત ખરી; પરંતુ ચિતા પર ચડવાના અત્યંત સાહસપૂર્ણ કાર્યને કરીશ નહિ. તારા ગર્ભમાં શત્રુઓનો નાશ કરનારો પુત્ર છે. હે કલ્યાણમયી રાજપુત્રી! જેનું સંતાન નાનું હોય, જે ગર્ભવતી હોય, જેણે હજું ઋતુકાળ જોયો ન હોય; તેમ જ જે રજસ્વલા હોય, આવી સ્ત્રીઓથી પતિ સાથે ચિતા પર ચડાય નહિ—તેમના માટે ચિતારોહણ નિષેધ છે. શ્રેષ્ઠ પુરુષોએ બ્રહ્મહત્યા આદિ પાપોનું પ્રાયશ્ચિત્ત કહ્યું છે, પાખંડી અને પારકી નિંદા કરનારાનો પણ ઉદ્ધાર થાય છે; પરંતુ જે કોઈ ગર્ભમાંના બાળકની હત્યા કરે છે, તેના ઉદ્ધારનો કોઈ ઉપાય નથી. હે સુવ્રતે! નાસ્તિક, કૃતઘ્ન, ધર્મનો ત્યાગ કરનાર અને વિશ્વાસઘાતીના ઉદ્ધારનો પણ કોઈ ઉપાય નથી.* તેથી હે શોભને! તારે આવું મહાન પાપ કરવું ન જોઈએ.

મુનિએ આ પ્રમાણે કહેવાથી પતિવ્રતા રાણીને તેમનાં વચનો પર વિશ્વાસ બેઠો ને તે અત્યંત દુઃખથી પીડાઈને મરણ પામેલા પોતાના પતિના પગ પકડીને વિલાપ કરવા લાગી. મહાત્મા ઔર્વ સર્વ શાસ્ત્રોના જ્ઞાતા હતા. તેમણે ફરીથી રાણીને કહ્યું : 'હે રાજકુમારી તું રડીશ નહિ, તને શ્રેષ્ઠ રાજલક્ષ્મી પ્રાપ્ત થશે. અત્યારે સત્પુરુષોના સહકારથી આ મૃત શરીરનો અગ્નિસંસ્કાર કરવાની આવશ્યકતા છે, તેથી શોકનો ત્યાગ કરી તું આ સમયને ઉચિત કાર્ય કર. પંડિત હોય કે મૂર્ખ હોય; દરિદ્ર હોય કે ધનવાન; દુરાચારી હોય કે સદાચારી—મૃત્યુ બધાંને સરખી નજરે જુએ છે. નગરમાં હોય કે વનમાં; સમુદ્રમાં હોય કે પર્વત પર; જે જીવે જે કર્મ કર્યું છે, તેને તેનું ફળ અવશ્ય ભોગવવું પડે છે. દુઃખને તેજી કર્યા વિના જ જેમ તે પ્રાણી

× नास्त्यकीर्तिसमो मृत्युर्नास्ति क्रोधसमो रिपुः ।
नास्ति निन्दासमं पापं नास्ति मोहसमासवः ॥
नास्त्यसूयासमाकीर्तिर्नास्ति कामसमोऽनलः ।
नास्ति रागसमः पाशो नास्ति सङ्गसमं विषम् ॥
(૭-૪૧-૪૨)

* बालापत्याश्च गर्भिण्यो ह्यदृष्टऋतवस्तथा ।
रजस्वला राजसुते नारोहन्ति चितां शुभे ॥
ब्रह्महत्यादिपापानां प्रोक्ता निष्कृतिरुत्तमैः ।
दम्भिनो निन्दकस्यापि भ्रूणघ्नस्य न निष्कृतिः ॥
नास्तिकस्य कृतघ्नस्य धर्मोपेक्षाकरस्य च ।
विश्वासघातकस्यापि निष्कृतिर्नास्ति सुव्रते ॥
(૭-૫૨-૫૪)

પાસે આવી લાગે છે તેમ સુખ પણ આવતું હોય છે આમ મારું માનવું છે. આ વિષયમાં દૈવ જ બળવાન છે. પૂર્વજન્મમાં કરેલાં કર્મોનું ફળ અહીં ભોગવવું પડે છે. હે કમલાનને! જીવ ગર્ભમાં હોય કે બાલ્યાવસ્થામાં; જુવાનીમાં હોય કે ઘડપણમાં–તેને મૃત્યુને અધીન થવું જ પડે છે. માટે હે સુવ્રતે! આ દુઃખને ભૂલી જઈને તું સુખી થા. પતિનો અંત્યેષ્ટિસંસ્કાર કર અને વિવેક ધારણ કરી શાન્ત થા. આ શરીર કર્મના પાશથી બંધાયેલું છે; તેમ જ હજારો દુઃખ અને વ્યાધિઓથી ઘેરાયેલ છે. એમાં સુખનો તો કેવળ આભાસ માત્ર જ હોય છે, ક્લેશ જ વધારે હોય છે.'

પરમ બુદ્ધિમાન ઔર્વ મુનિએ રાણીને આ પ્રમાણે સમજાવી, શાન્ત કરીને તેની પાસે અગ્નિદાહસંબંધી સઘળું કાર્ય કરાવ્યું. ત્યાર પછી રાણીએ શોકનો ત્યાગ કર્યો ને મુનીશ્વરને પ્રણામ કરીને કહ્યું : 'હે ભગવન્! આપ જેવા સંત હમેશાં બીજાઓનું ભલું કરવાની ઇચ્છા રાખે એમાં કંઈ જ આશ્ચર્ય નથી. પૃથ્વી પરનાં જેટલાં પણ વૃક્ષો છે, તે પોતાનાં ઉપભોગ માટે નથી ફળતાં–તેમનું ફળ બીજાઓના જ કામમાં આવે છે, તેથી જે માણુસ પારકાના દુઃખે દુઃખી અને તેમનાં સુખ જોઈને સુખી–પ્રસન્ન થાય છે, તે જ નર–દેહધારી નારાયણ સ્વરૂપ છે. સંત પુરુષો બીજાઓનાં દુઃખ દૂર કરવાને માટે શાસ્ત્રોનું શ્રવણ કરે છે ને પ્રસંગ પ્રાપ્ત થતાં બધાંનાં દુઃખ દૂર કરવા માટે શાસ્ત્રોનાં વચન કહે છે, જ્યાં સંત હોય ત્યાં દુઃખ હોતું નથી, જ્યાં સૂર્ય છે ત્યાં અંધકાર કઈ રીતે રહી શકે?

આ પ્રમાણે કહીને રાણીએ તે તળાવને કિનારે મુનિએ બતાવેલી વિધિ પ્રમાણે પોતાના પતિની બીજી ઔર્ધ્વદૈહિક ક્રિયાઓ કરી. તે સ્થળે ઔર્વ મુનિ ઊભા હતા તેથી રાજા બાહુ તેજના ચમકારા સાથે ચિતામાંથી નીકળીને વિમાનમાં બેઠો ને મુનીશ્વર ઔર્વને પ્રણામ કરીને પરમ ધામમાં ગયો. મહાપાતક અને ઉપપાતકથી યુક્ત માણુસ પર મહાપુરુષની દૃષ્ટિપાત થતાં જ તે અવશ્ય પરમ પદને પ્રાપ્ત થાય છે. પુણ્યાત્મા પુરુષ જો કોઈના શરીરને, શરીરની ભસ્મને અથવા શબના ધુમાડાને પણ જુએ તો તેવો માણુસ પરમપદને પ્રાપ્ત થાય છે.

હે નારદ! પતિનું શ્રાદ્ધકર્મ કરીને રાણી ઔર્વ મુનિના આશ્રમ પર ગઈ ને પોતાની શોક્યસાથે મહર્ષિની સેવા કરવા લાગી. ૧–૭૬

पत्युः कृतक्रिया सा तु गत्वाश्रमपदं मुनेः ।
चकार तस्य शुश्रूषां सपत्न्या सह नारद ॥७६॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'રાજા બાહુની અવનતિ' નામનો ૭ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૮ : સગરનો જન્મ તથા શત્રુઓ પર વિજય

सनक उवाच ।

एवमौर्वाश्रमे ते द्वे बाहुभार्ये मुनीश्वर ।
चक्राते भक्तिभावेन शुश्रूषां प्रतिवासरम् ॥ १ ॥

સનક બોલ્યા : હે મુનીશ્વર! આ પ્રમાણે રાજા બાહુની તે બંને રાણીઓ ઔર્વ મુનિના આશ્રમમાં રહીને પ્રતિદિન ભક્તિભાવથી તેમની સેવા–શુશ્રૂષા કર્યા કરતી હતી.

હે નારદ! આ પ્રમાણે છ મહિના વીતી ગયા પછી રાજાની મોટી રાણીના મનમાં શોક્યની સમૃદ્ધિ જોઈને પાપી વિચાર ઉત્પન્ન થયો. આથી તે પાપિણીએ નાની રાણીને ઝેર આપ્યું; પરંતુ નાની રાણી પ્રતિદિન આશ્રમની ભૂમિને લીંપવા વગેરેનું કામ કરીને મુનિની સાચી પેઠે સેવા કરતી હતી, તેથી તેના પુણ્યકર્મના પ્રભાવથી રાણી પર ઝેરની અસર થઈ નહિ. ત્યાર પછી બીજા ત્રણ મહિના વીતી ગયા પછી રાણીએ શુભ સમયે ઝેર સાથે જ એક પુત્રને

જન્મ આપ્યો. મુનિની સેવા કરવાથી રાણીનાં બધાં પાપ નષ્ટ થઈ ચૂક્યાં હતાં. અહો ! લોકમાં સત્સંગનું કેવું માહાત્મ્ય છે ! તે કયું પાપ નષ્ટ કરતું નથી ! ને સત્સંગના પ્રભાવથી પાપ નષ્ટ થઈ ગયા પછી પુણ્યાત્મા માણસોને કયું સુખ વધારેમાં વધારે મળી શકતું નથી ? જાણ્યે-અજાણ્યે કરેલું તેમ જ બીજા પાસે કરાવેલું પાપ હોય તેને મહાપુરુષોની સેવા તત્કાળ નષ્ટ કરી નાખે છે. સંસારમાં સત્સંગના પ્રભાવથી જડ પણ પૂજ્ય બને છે. ભગવાન શંકરે લલાટમાં ધારણ કરવાને લીધે એક કલાવાળો ચંદ્રમા પણ વંદનીય થઈ ગયો. હે વિપ્રવર ! આ લોક અને પરલોકમાં સત્સંગ મનુષ્યોને સદા ઉત્તમ સમૃદ્ધિ આપે છે, તેથી સંત પુરુષ પૂજનીય છે. હે મુનીશ્વર ! મહાત્મા પુરુષોના ગુણોનું વર્ણન કરવામાં કોણ સમર્થ છે ? અહો ! તેમના પ્રભાવને લીધે ગર્ભમાં પડેલું વિષ ત્રણ માસ સુધી પચતું રહ્યું, આ કેવી અદ્ભુત વાત છે.

તેજસ્વી મુનિ ઔર્વે ગર (વિષ) સહિત ઉત્પન્ન થયેલા પુત્રને જોઈને તેનો જાતકર્મ સંસ્કાર કર્યો અને તેનું નામ 'સગર' રાખ્યું. માતાએ બાળક સગરને ખૂબ વહાલથી ઉછેર્યો. મુનીશ્વર ઔર્વે યોગ્ય સમયે તેના ચૂડાકર્મ તથા યજ્ઞોપવીત સંસ્કાર કર્યા; તેમ જ રાજાને ઉપયોગી શાસ્ત્રોનું અધ્યયન કરાવ્યું. મુનિ સર્વ મંત્રોના જ્ઞાતા હતા. સગરને ઉંમરલાયક થયેલો જોઈ મુનિએ તેને મંત્ર સહિત અસ્ત્રશસ્ત્રોનું શિક્ષણ આપ્યું. હે નારદ ! મહર્ષિ ઔર્વ પાસેથી શિક્ષણ પામીને સગર મહાબળવાન, ધર્માત્મા, કૃતજ્ઞ, ગુણવાન; તેમ જ પરમ બુદ્ધિમાન થયો. ધર્મને જાણનારો સગર હવે પ્રતિદિન અમિત તેજસ્વી ઔર્વ મુનિના માટે સમિધ, દર્ભ, જળ અને ફૂલ લઈ આવવા લાગ્યો. તે ઘણો વિનયી અને સદ્‌ગુણોનો ભંડાર હતો. એક દિવસે તેણે પોતાની માતાને પ્રણામ કરી હાથ જોડીને પૂછ્યું : હે માતા ! મારા પિતાજી ક્યાં ગયા છે ? તેમનું શું નામ છે ? તેઓ કોના કુળમાં ઉત્પન્ન થયા છે ? આ સઘળી વાત મને જણાવો. એ સાંભળવા માટે મારા મનમાં અતિ ઉત્કંઠા છે. સંસારમાં જેને પિતા નથી, તે જીવતો છતાં પણ મરેલા સમાન છે. જેનાં માતા-પિતા જીવિત નથી, તેને કાંઈ જ સુખ નથી. જેવી રીતે ધર્મહીન મૂર્ખ માણસ આ લોક અને પરલોકમાં નિંદિત હોય છે, તે જ દશા પિતા વગરના બાળકની પણ હોય છે. મા-બાપ વિનાનો અજ્ઞાની, અવિવેકી, પુત્ર વગરનો તેમ જ દેવાદાર માણસનો જન્મ વ્યર્થ છે; જેવી રીતે ચંદ્રમા વિનાની રાત્રિ, કમળ વિનાનું તળાવ અને પતિ વિના સ્ત્રી શોભતી નથી, તેવી રીતે પિતા વિનાનું બાળક પણ શોભતું નથી. જેવી રીતે ધર્મહીન મનુષ્ય, કર્મહીન ગૃહસ્થ અને ગાય આદિ પશુઓ ને ધન-સંપત્તિ વિનાનો વણિક શોભતો નથી, તેવી જ રીતે પિતા વિનાનો પુત્ર સુશોભિત હોતો નથી. જેવી રીતે સત્યરહિત વચન, સાધુ પુરુષો વિનાની સભા તેમ જ દયાથી રહિત તપ વ્યર્થ છે; તે જ દશા પિતા વિનાના બાળકની હોય છે.* જેમ વૃક્ષ વિનાનું વન, જળ વિનાની નદી અને વેગ વિનાનો ઘોડો નિરર્થક હોય છે, તેવી જ પિતા વિનાના બાળકની દશા હોય છે.× હે માતા ! જેવી

---

* चन्द्रहीना यथा रात्रिः पद्महीनं यथा सरः ।
पतिहीना यथा नारी पितृहीनस्तथा शिशुः ॥
धर्महीनो यथा जन्तुः कर्महीनो यथा गृही ।
पशुहीनो यथा वैश्यस्तथा पित्रा विनार्भकः ॥
सत्यहीनं यथा वाक्यं साधुहीना यथा सभा ।
तपो यथा दयाहीनं तथा पित्रा विनार्भकः ॥
(८-२१-२३)

× वृक्षहीनं यथारण्यं जलहीना यथा नदी ।
वेगहीनो यथा वाजी तथा पित्रा विनार्भकः ॥
(८-२४)

રીતે યાચક મનુષ્ય લોકમાં અત્યંત હલકો ગણાય છે, તેવી જ રીતે પિતા વિનાનું બાળક ઘણું હલકું મનાય છે ને તે અત્યંત દુઃખ ભોગવે છે.

પુત્રની આ વાત સાંભળી રાણીએ ભારે નિસાસો નાખ્યો ને દુઃખમાં ડૂબી ગઈ. સગરે પૂછવાથી રાણીએ તેને બધી વાત વિગતવાર કહી સંભળાવી. એ સઘળું સાંભળીને સગરને ઘણો ક્રોધ ચડ્યો. તેની આંખો લાલ થઈ. તેણે તે જ સમયે શત્રુઓનો નાશ કરવા માટે પ્રતિજ્ઞા કરી. પછી ઔર્વ મુનિની પરિક્રમા કરીને માતાને પ્રણામ કર્યાં ને મુનિની આજ્ઞા લઈને ત્યાંથી પ્રસ્થાન કર્યું. ઔર્વના આશ્રમમાંથી નીકળ્યા પછી સત્યવાદી તેમ જ પવિત્ર રાજકુમાર સગરને તેના કુલ-પુરોહિત મહર્ષિ વસિષ્ઠનો ભેટો થયો. એથી તેને આનંદ થયો. પોતાના કુલગુરુ મહાત્મા વસિષ્ઠને પ્રણામ કરીને પોતાની બધી વાત તેમને જણાવી; જોકે જ્ઞાનદૃષ્ટિથી તેઓ સઘળું પ્રથમથી જ જાણતા હતા. રાજા સગરે તે જ મહર્ષિ પાસેથી ઐન્દ્ર, વારુણ, બ્રાહ્મ અને આગ્નેય અસ્ત્ર તથા ઉત્તમ ખડ્ગ તેમ જ વજ્ર જેવું સુદૃઢ ધનુષ પ્રાપ્ત કર્યું. ત્યાર પછી શુદ્ધ હૃદયવાળા સગરે મુનિની આજ્ઞા લઈ તેમના આશીર્વાદ મેળવ્યા અને તેમને પ્રણામ કરીને તત્કાલ ત્યાંથી પોતાના માર્ગે પ્રયાણ કર્યું. શૂરવીર સગરે એક જ ધનુષથી પોતાના વિરોધીઓને પુત્ર-પૌત્ર અને સેના સહિત સ્વર્ગલોકમાં પહોંચાડી દીધા. તેમના ધનુષમાંથી છૂટેલાં અગ્નિ જેવાં બાણોથી સંતપ્ત થઈને કેટલાય શત્રુઓ નાશ પામ્યા ને કેટલાક ભયભીત થઈને નાસી છૂટ્યા.

શક, યવન તથા બીજા ઘણા બધા રાજાઓ પ્રાણ બચાવવાની ઇચ્છાથી તરત વસિષ્ઠ મુનિના શરણે ગયા. આ પ્રમાણે ભૂમંડલ પર વિજય પ્રાપ્ત કરીને બાહુપુત્ર સગર વસિષ્ઠની પાસે આવ્યો. પોતાના ગુપ્તચરો દ્વારા તેના જાણવામાં આવ્યું કે પોતાના શત્રુઓ ગુરુના શરણે આવ્યા છે. બાહુપુત્ર સગરને આવેલો સાંભળી મહર્ષિ વસિષ્ઠ શરણે આવેલા રાજાઓની રક્ષા કરવાનો તેમ જ પોતાના શિષ્ય સગરને પ્રસન્ન કરવાનો ક્ષણભર વિચાર કરવા લાગ્યા. આથી તેમણે કેટલાક રાજાઓનાં માથાં ને કેટલાક રાજાઓની દાઢી-મૂંછ મુંડાવી નાખ્યાં. એ જોઈને સગરને હસવું આવ્યું ને તે પોતાના તપોનિધિ ગુરુને આ પ્રમાણે કહેવા લાગ્યો.

સગર બોલ્યો : ગુરુદેવ! આપ આ દુરાચારીઓની વ્યર્થ રક્ષા કરો છો. એમણે મારા પિતાનું રાજ્ય હરી લીધું છે, તેથી હું સર્વ રીતે એમનો સંહાર કરી નાખીશ. પાપાત્મા દુષ્ટ માણસ શક્તિમાન હોય ત્યાં સુધી દુષ્ટતા કર્યા જ કરે છે, માટે શત્રુ જો દાસ બનીને આવે, વેશ્યાઓ ભલી લાગણી દેખાડે અને સાપ સાધુતા પ્રકટ કરે તો પોતાનું કલ્યાણ ઇચ્છનારા માણસે તેમનો વિશ્વાસ ન કરવો જોઈએ. દુષ્ટ માણસ પહેલાં તો ઘણાં કઠણ વચન બોલે છે, પણ જ્યારે ઢીલો પડે છે ત્યારે કરગરવા માંડે છે. જે પોતાનું કલ્યાણ ઇચ્છતો હોય એવા નીતિશાસ્ત્રના જાણકાર માણસે દુષ્ટ માણસોના દંભભર્યા સાધુપણા પર કે રાંકપણા પર ક્યારેય વિશ્વાસ ન કરવો. નમ્રતા દેખાડતો દુર્જન, છળકપટ કરનારો મિત્ર અને દુષ્ટ સ્વભાવવાળી સ્ત્રીમાં વિશ્વાસ રાખનારો માણસ મરણતોલ ભયમાં જ હોય છે, એટલા માટે હે ગુરુદેવ! આપ એમના પરથી હાથ ઉઠાવી લો-એમના પ્રાણોની રક્ષા ન કરો. આ બધા ગરીબ ગાય જેવા બનીને આવ્યા છે, પણ એમનાં કામ તો વાઘના જેવાં અત્યંત ક્રૂર છે. આ બધા દુષ્ટોનો વધ કરીને હું આપની કૃપાથી

આ પૃથ્વીનું પાલન કરીશ.

વસિષ્ઠ બોલ્યા : હે મહાભાગ ! તારું કલ્યાણ થાઓ. હે સુવ્રત ! તું કહે છે તે ખરું છે; છતાં મારી વાત સાંભળવાથી તને શાન્તિ પ્રાપ્ત થશે. હે રાજન્ ! બધા જીવ કર્મોના પાશથી બંધાયેલા છે, તો પછી જેઓ પોતાનાં પાપથી જ માર્યા ગયા છે, તેમને ફરીથી શા માટે મારે છે ? આ શરીર પાપથી ઉત્પન્ન થયું છે ને પાપથી જ વધી રહ્યું છે, એ પાપમૂલક હોવાનું તું જાણે છે, તેમ છતાં તું એનો વધ કરવા માટે શાથી ઉદ્યત થયો છે ? તું વીર ક્ષત્રિય છે. આ પાપમૂલક શરીરને હણવાથી તને કયો યશ મળવાનો છે ? આ સર્વ વાતોનો વિચાર કરી જો. આ લોકોને હણીશ નહિ.

ગુરુ વસિષ્ઠનું આ વચન સાંભળીને સગરનો ક્રોધ શાન્ત થઈ ગયો. તે સમયે મુનિ પણ સગરના શરીર પર હાથ ફેરવતાં ઘણા પ્રસન્ન થયા. ત્યાર પછી મહર્ષિ વસિષ્ઠે ઉત્તમ વ્રત પાલન કરનારા અન્ય મુનિઓ સાથે મહાત્મા સગરનો રાજ્યાભિષેક કર્યો. સગરને કેશિની અને સુમતિ નામની બે સ્ત્રીઓ હતી. હે નારદ ! તે બન્ને વિદર્ભરાજ કાશ્યપની કન્યાઓ હતી. એક સમયે રાજા સગરની બન્ને પત્નીઓએ પ્રાર્થના કરવાથી ભૃગુવંશી મંત્રવેત્તા ઔર્વ મુનિએ તેમને પુત્રપ્રાપ્તિ માટે વરદાન આપ્યું. તે મુનીશ્વર ત્રણેય કાલની વાતો જાણતા હતા. તેમણે થોડીકવાર ધ્યાનમાં રહીને કેશિની અને સુમતિનો હર્ષ વધારતાં કહ્યું.

ઔર્વ બોલ્યા : હે મહાભાગે ! તમારા બન્નેમાંથી એક રાણી તો એક જ પુત્ર પ્રાપ્ત કરશે, પરંતુ તે વંશને વધારનારો થશે; પણ બીજી કેવળ સંતાનવિષયક ઇચ્છાની પૂર્તિ માટે સાઠ હજાર પુત્ર પેદા કરશે. તમને બન્નેને ગમતું આમાંનું એક એક વરદાન માગી લો.

ઔર્વ મુનિનું આ વચન સાંભળીને કેશિનીએ વંશપરંપરાને હેતુભૂત એક જ પુત્રનું વરદાન માગ્યું; જ્યારે રાણી સુમતિને સાઠ હજાર પુત્ર થયા. હે મુનિશ્રેષ્ઠ ! કેશિનીના પુત્રનું નામ 'અસમંજા' હતું. દુષ્ટ અસમંજા ઉન્મત્તના જેવી ચેષ્ટાઓ કરવા લાગ્યો. તેને જોઈને સગરના બધા જ પુત્રો ભૂંડાં આચરણ કરવા લાગ્યા. એ બધાંનાં ખરાબ કર્મ જોઈને બાહુપુત્ર રાજા સગર ઘણો દુઃખી થયો. તેમનાં દુષ્ટ કર્મો પર વિચાર કરતાં તે બોલ્યો : 'અહો ! આ સંસારમાં ભૂંડા માણસોની સોબત ઘણું દુઃખ આપનારી હોય છે !' ત્યાર પછી અસમંજાને અંશુમાન નામનો પુત્ર થયો. જે ધર્માત્મા, ગુણવાન અને શાસ્ત્રોનો જ્ઞાતા હતો. તે હમેશાં પોતાના પિતામહ રાજા સગરના હિતમાં સંલગ્ન રહેતો હતો. સગરના બધા દુરાચારી પુત્રો લોકમાં ઉપદ્રવ મચાવવા લાગ્યા. તેઓ ધાર્મિક અનુષ્ઠાન કરનારા માણસોના કામમાં હમેશાં વિઘ્ન કરવા લાગ્યા. તે દુષ્ટ રાજકુમારો સદા મદ્યપાન કરતા અને પારિજાત આદિ દિવ્ય વૃક્ષોનાં ફૂલોથી પોતાના શરીરને શણગારતા હતા. તેમણે સારા માણસોની આજીવિકા છીનવી લીધી અને સદાચારનો નાશ કરી નાખ્યો. આ બધું જોઈને ઇંદ્ર આદિ દેવતાઓને ઘણું દુઃખ થયું, તેથી તેઓ આ સગરના પુત્રોનો નાશ કરવા માટે વિચારવા લાગ્યા. બધા દેવતાઓ કાંઈક નિશ્ચય કરીને પાતાલની ગુફામાં રહેનારા દેવોના દેવેશ્વર ભગવાન કપિલજી પાસે ગયા. કપિલ મુનિ પરમાનંદસ્વરૂપ આત્માના ધ્યાનમાં મગ્ન હતા. દેવતાઓએ તેમને પ્રણામ કરી સ્તુતિ કરી.

દેવતાઓ બોલ્યા : ભગવન્ ! આપ યોગશક્તિથી સંપન્ન છો, આપને નમસ્કાર છે. આપ નરના રૂપમાં રહેલા નારાયણ છો.

આપને નમસ્કાર છે. સંસારરૂપી વનને ભસ્મ કરવાને માટે આપ દાવાનલ સમાન છો. તેમ જ ધર્મપાલનને માટે સેતુરૂપ છો, આપને નમસ્કાર છે. પ્રભો! આપ મહાન વીતરાગ મહાત્મા છો, આપને વારંવાર નમસ્કાર છે. અમે સર્વ દેવતાઓ સગરના પુત્રોના ત્રાસથી પીડાઈને આપના શરણે આવ્યા છીએ. આપ અમારી રક્ષા કરો.

કપિલ બોલ્યા : હે શ્રેષ્ઠ દેવગણુ! જે માણસો આ જગતમાં પોતાનાં યશ, બળ, ધન અને આયુષ્યનો નાશ ઇચ્છતા હોય છે, તેઓ જ લોકોને કષ્ટ આપે છે, જેઓ હમેશાં મન, વાણી અને ક્રિયા દ્વારા બીજાઓને પીડે છે, તેમને દૈવ જ શીઘ્ર નષ્ટ કરી નાખે છે. થોડાક જ દિવસોમાં આ સગરપુત્રોનો નાશ થઈ જશે.

મહાત્મા કપિલ મુનિએ આ પ્રમાણે કહેવાથી દેવતાઓ વિધિપૂર્વક તેમને પ્રણામ કરીને સ્વર્ગલોકમાં ચાલ્યા ગયા. એ દરમિયાન રાજા સગરે વસિષ્ઠ આદિ મહર્ષિઓના સહયોગથી પરમ ઉત્તમ અશ્વમેધ યજ્ઞનો આરંભ કર્યો. તે યજ્ઞ માટે નિયુક્ત કરવામાં આવેલા ઘોડાને દેવરાજ ઇંદ્રે ચોરી જઈ પાતાળમાં જ્યાં કપિલ મુનિ રહેતા હતા, ત્યાં બાંધી દીધો. ઇંદ્રે ચોરેલા તે ઘોડાને શોધવા માટે સગરના બધા જ પુત્રો આશ્ચર્યચકિત થઈને ભૂ-આદિ લોકોમાં ભમવા લાગ્યા. ઉપરના લોકોમાં જ્યારે ક્યાંય પણ તે ઘોડો તેમને દેખાયો નહીં ત્યારે તેઓ પાતાલમાં જવા માટે તૈયાર થયા. ત્યાર પછી તો આખી પૃથ્વી ખોદવાનું તેમણે શરૂ કર્યું. દરેકે અલગ અલગ એક એક યોજન જમીન ખોદી નાખી. ખોદેલી માટી તેમણે સમુદ્રકાંઠે નાખી દીધી ને તે જ દ્વારથી તે બધા જ સગર પુત્રો પાતાલલોકમાં જઈ પહોંચ્યા. તે બધા અવિવેકીઓ મદથી છકી ગયા હતા. પાતાલમાં બધી બાજુએ તેમણે ઘોડાને ખોળવા માંડ્યો. શોધ કરતાં કરતાં ત્યાં તેમને કરોડો સૂર્ય સમાન પ્રભાવશાળી મહાત્મા કપિલનાં દર્શન થયાં, તેઓ ધ્યાનમાં મગ્ન હતા. તેમની પાસે જ તે ઘોડો પણ તેમના જોવામાં આવ્યો. આથી તેઓ બધા ઘણા ક્રોધે ભરાયા ને મુનિને જોઈને તેમને મારી નાખવાનો વિચાર કરીને ઝડપથી ધસી જઈ તેમના પર તૂટી પડ્યા. તે સમયે આપસમાં તેઓ એકબીજાને આ પ્રમાણે કહી રહ્યા હતા : 'એને મારી નાખો-મારી નાખો; બાંધી લો, બાંધી લો; બાંધી લો; પકડો, જલદી પકડો; જુઓ તો ખરા, ઘોડો ચોરીને અહીં સાધુરૂપે બગલાની જેમ ધ્યાન ધરીને બેઠો છે! અહો! સંસારમાં એવા પણ ખલ છે, જેઓ મોટા મોટા આડંબર રચે છે!' આ પ્રમાણે બોલીને તેઓ મુનીશ્વર કપિલનો ઉપહાસ કરવા લાગ્યા. કપિલ મુનિ પોતાની તમામ ઇંદ્રિયો અને બુદ્ધિને આત્મામાં સ્થિર કરીને ધ્યાનમગ્ન હતા; તેથી તેમના આ કરતૂતની તેમને કશી જ ખબર પડી નહીં. સગરના પુત્રોને માથે મોત ભમતું હતું તેથી તેમની બુદ્ધિ હણાઈ ગઈ હતી. તેઓ મુનિને લાતોથી મારવા લાગ્યા. કેટલાકોએ તેમના હાથ પકડી લીધા, આથી મુનિની સમાધિનો ભંગ થયો. તેમણે ચકિત થઈને લોકમાં ઉપદ્રવ કરનારા સગરપુત્રોને ઉદ્દેશીને ગંભીરપણાથી આ પ્રમાણે કહ્યું : 'જેઓ ઐશ્વર્યના મદથી ઉન્મત્ત છે, જેઓ ભૂખથી પીડાતા હોય છે, જેઓ કામથી વિહ્વલ હોય છે ને અહંકારથી મૂઢ થયેલા છે-એવા માણસોને વિવેક હોતો નથી.× જો દુષ્ટ માણસો સજ્જનોને સતાવે તો એમાં આશ્ચર્ય શું છે? નદીનો વેગ કિનારા પર

× ऐश्वर्यमदमत्तानां क्षुधितानां च कामिनाम् ।
अहङ्कारविमूढानां विवेको नैव जायते ॥ (८-१०३)

ઊગેલાં વૃક્ષોને પણ ઉખેડી નાખે છે. જ્યાં ધન હોય, જુવાની હોય તથા પારકી સ્ત્રી પણ હોય ત્યાં હમેશાં બધાં આંધળા અને મૂર્ખ બનેલા હોય છે. દુષ્ટ માણુસ પાસે રહેલી લક્ષ્મી લોકનો વિનાશ કરનારી જ હોય છે. વાયુ અગ્નિની જ્વાળાને વધારવામાં સહાયક થાય છે અને જેવી રીતે દૂધ સાપનું વિષ વધારવામાં કારણુ હોય છે, તેવી જ રીતે દુષ્ટની લક્ષ્મી તેની દુષ્ટતાને વધારી મૂકે છે. અહો! ધનના મદથી અંધ બનેલો માણસ જોતો હોવા છતાં પણ જોતો નથી. જો તેને પોતાનું હિત દેખાતું હોય તો જ તે વાસ્તવમાં જુએ છે.

આમ કહીને કુપિત થયેલા કપિલ મુનિએ પોતાનાં નેત્રોમાંથી આગ પ્રકટાવી, જે આગે સમસ્ત સગરપુત્રોને ક્ષણભરમાં બાળી નાખીને ભસ્મ કરી નાખ્યા. તેમનાં નેત્રોમાંથી પ્રકટ થયેલા અગ્નિને જોઈને પાતાલમાં રહેનારા જીવ શોકમાં ડૂબી ગયા અને અકાલે પ્રલય થયો હોવાનું જાણીને ચિત્કાર કરવા લાગ્યા. તે અગ્નિથી સંતપ્ત થઈને બધા સર્પો તથા રાક્ષસો સમુદ્રમાં ઝડપથી સમાઈ ગયા. ખરેખર જ સાધુ-મહાત્માઓનો કોપ સહન ન થઈ શકે તેવો હોય છે.

ત્યાર પછી દેવદૂતે રાજાના યજ્ઞસ્થળે આવીને યજમાન સગરને તે બધા સમાચાર કહ્યા. રાજા સગર સર્વ શાસ્ત્રોનો જ્ઞાતા હતો. આ સઘળો વૃત્તાન્ત સાંભળીને તેણે અત્યંત પ્રસન્નતાપૂર્વક કહ્યું: દૈવે જ તે દુષ્ટોને સજા કરી છે. માતા-પિતા, ભાઈ અથવા પુત્ર એમાંનું જે કોઈ પણ પાપકર્મ કરે છે, તેને શત્રુ જ માનવામાં આવે છે. પાપમાં પ્રવૃત્ત થઈને જે બધાંની સાથે વિરોધ કરે છે, તેને મોટો શત્રુ જાણવો, આવો શાસ્ત્રોનો નિર્ણય છે. હે મુનીશ્વર નારદ! સગરે પોતાના પુત્રોનો નાશ થયો છતાં શોક કર્યો નહીં; કારણ કે દુરાચારીઓનું મૃત્યુ સાધુ પુરુષોને માટે સંતોષનું કારણ હોય છે. 'પુત્ર વિનાના પુરુષને યજ્ઞકાર્યમાં અધિકાર નથી.' ધર્મશાસ્ત્રની આવી આજ્ઞા હોવાથી મહારાજા સગરે પોતાના પૌત્ર અંશુમાનને જ દત્તક પુત્રના રૂપમાં ખોળે લઈ લીધો. સારગ્રાહી રાજા સગરે બુદ્ધિમાન તેમ જ વિદ્વાનોમાં શ્રેષ્ઠ અંશુમાનને અશ્વ ખોળી લાવવાના કાર્યમાં નિયુક્ત કર્યો. અંશુમાને તે ગુફાના દ્વાર પર જઈને તેજના રાશિ મુનિવર કપિલને જોયા ને તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યા. પછી બંને હાથ જોડીને તે વિનયપૂર્વક તેમની આગળ ઊભો રહ્યો ને શાન્ત ચિત્તવાળા સનાતન દેવાધિદેવ કપિલ મુનિને આ પ્રમાણે કહેવા લાગ્યો.

અંશુમાન બોલ્યા: બ્રહ્મન્! મારા પિતાના ભાઈઓએ અહીં આવીને જે દુષ્ટતા આચરી છે, તેને આપ ક્ષમા કરો; કારણ કે સાધુ પુરુષો સદા બીજાઓના ઉપકારમાં લાગેલા રહે છે ને ક્ષમા એ જ તેમનું બળ છે. સંત-મહાત્માઓ દુષ્ટ જીવો પર પણ દયા કરે છે. ચાણ્ડાલના ઘર પર પડતી ચાંદનીને ચંદ્રમા ખેંચી નથી લેતો. સંતપુરુષને બીજાઓ સતાવે તોપણ તે તેમના માટે સુખકારક જ હોય છે. દેવતાઓ દ્વારા પોતાની અમૃતમયી કલાનું ભક્ષણ કરવામાં આવ્યા છતાંય ચંદ્રમા તેમને પરમ સંતોષ જ આપે છે. ચંદનને કાપવામાં આવે તોપણ તે પોતાની સુગંધથી બધાંને સુવાસિત કરતું રહે છે. સાધુપુરુષોનો પણ આવો જ સ્વભાવ હોય છે. હે પુરુષોત્તમ! આપના ગુણોને જાણનારા મુનિગણ એમ માને છે કે આપ ક્ષમા, તપશ્ચર્યા તથા ધર્માચરણ દ્વારા સર્વ લોકોને ઉપદેશ આપવા માટે આ ભૂતળ પર અવતર્યા છો. હે બ્રહ્મન્! આપને નમસ્કાર છે. હે મુને! આપ બ્રહ્મસ્વરૂપ છો.

આપને નમસ્કાર છે; આપ સ્વભાવથી જ બ્રાહ્મણોનું હિત કરનારા છો ને સદા બ્રહ્મના ચિંતનમાં મગ્ન રહો છો, આપને નમસ્કાર છે.

અંશુમાને આ પ્રમાણે સ્તુતિ કરવાથી કપિલ મુનિનું મુખ પ્રસન્નતાથી ખીલી ઊઠયું ને તે સમયે તેઓ બોલ્યા: 'હે નિષ્પાપ રાજકુમાર! હું તારા પર પ્રસન્ન છું, વર માગ!' મુનિએ આ પ્રમાણે કહેવાથી અંશુમાને પ્રણામ કરીને કહ્યું: 'ભગવન્! મારા એ પિતૃઓને બ્રહ્મલોકમાં પહોંચાડો!' એ સાંભળીને કપિલ મુનિ અંશુમાન પર અત્યંત પ્રસન્ન થઈને આદરપૂર્વક બોલ્યા: 'રાજકુમાર! તમારો પૌત્ર અહીં ગંગાજીને લાવીને પોતાના પિતૃઓને સ્વર્ગમાં પહોંચાડશે. વત્સ! તમારા પૌત્ર ભગીરથ દ્વારા લાવવામાં આવેલી ગંગા નદી આ સગર-પુત્રોનાં પાપ ધોઈને એમને પરમ પદની પ્રાપ્તિ કરાવશે. બેટા! આ ઘોડાને લઈ જા, જેથી તારા પિતામહનો યજ્ઞ પૂર્ણ થાય.' ત્યાર પછી અંશુમાન પોતાના પિતામહની પાસે પાછો ફર્યો ને ઘોડો તેમને આપીને સઘળી હકીકત જણાવી. સગરે એ પશુ દ્વારા બ્રાહ્મણોની સાથે તે યજ્ઞ પૂર્ણ કર્યો અને તપશ્ચર્યા દ્વારા ભગવાન વિષ્ણુની આરાધના કરીને તે વૈકુંઠધામમાં ગયો. અંશુમાનને દિલીપ નામનો પુત્ર થયો. દિલીપથી ભગીરથનો જન્મ થયો કે જેણે દિવ્ય લોકમાંથી ગંગાને આ ભૂતળ પર આણી છે. ભગીરથની તપશ્ચર્યાથી સંતુષ્ટ થઈને બ્રહ્માએ તેને ગંગા આપી; પણ ગંગાને ધારણ કોણ કરશે, એ વિષે ભગીરથ વિચાર કરવા લાગ્યો. ત્યાર પછી ભગવાન શિવની આરાધના કરીને તેમની સહાયતાથી દેવનદી ગંગાને તે પૃથ્વી પર લાવ્યો ને તેના જળનો સ્પર્શ થવાથી પવિત્ર થયેલા પિતૃઓને તેણે દિવ્ય સ્વર્ગલોકમાં પહોંચાડ્યા. ભગીરથના વંશમાં સુદાસ નામનો રાજા થયો. તેનો પુત્ર સર્વ લોકમાં મિત્રસહ નામે પ્રસિદ્ધ થયો.

વસિષ્ઠના શાપથી સૌદાસને રાક્ષસનું શરીર મળ્યું હતું. તે રાજાના દેહ પર ગંગા-જળનું બિંદુ પડવાથી રાક્ષસભાવથી મુક્ત થઈને ફરીથી માનવ દેહધારી રાજા થયો હતો. ૧–૧૩૮

वसिष्ठशापात्प्राप्तः स सौदासो राक्षसीं तनुम्।
गङ्गाबिन्दुनिषेकेण पुनर्मुक्तो नृपोऽभवत् ॥१३८॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'સગરનો જન્મ' નામનો ૮ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૯ : ગંગાજીનું માહાત્મ્ય

नारद उवाच।

शप्तः कथं वसिष्ठेन सौदासो नृपसत्तमः।
गङ्गाबिन्द्वभिषेकेण पुनः शुद्धोऽभवत्कथम् ॥ १ ॥

નારદ બોલ્યા: રાજાઓમાં શ્રેષ્ઠ સૌદાસને વસિષ્ઠે શા માટે શાપ આપ્યો હતો અને તે રાજા ગંગાજળનાં બિંદુઓના અભિષેકથી ફરીથી કેવી રીતે શુદ્ધ થયો હતો?

હે ભાઈ! આ બધી વાત તમે મને પૂર્ણ રીતે કહેવાને યોગ્ય છો, તેથી વિગતવાર જણાવો; કારણ કે ગંગાજીની કથા વક્તા અને શ્રોતા બંનેને પવિત્ર કરે છે.

સનકે ઉત્તર આપ્યો: સુદાસનો પુત્ર મિત્રસહ સર્વ ધર્મોને જાણનારો, સર્વજ્ઞ, ગુણવાન અને પવિત્ર હતો. તે પિતાની પેઠે જ પ્રજાને પ્રસન્ન કરી સમસ્ત પૃથ્વીનો ઉપભોગ કરતો હતો. પ્રથમ રાજા સગરે જેવી રીતે સાતે સમુદ્રોવાળી પૃથ્વીનું પાલન કર્યું હતું, તેવી જ રીતે ધર્મના કોઈ પણ અંશ સાથે વિરોધ ન રાખતાં રાજા મિત્રસહ પણ પૃથ્વીની રક્ષા કરતો હતો. તેણે યુવાવસ્થા, પુત્ર–પૌત્ર અને સર્વ પ્રકારનાં ઐશ્વર્ય સહિત આડત્રીશ હજાર વર્ષ સુધી પૃથ્વીનો ઉપભોગ કર્યો હતો. એક સમયે રાજા મિત્રસહ મંત્રીઓ દ્વારા રક્ષાયેલા

વનમાં મૃગયા–શિકાર માટે ગયો. ત્યાં તેની સાથે નિષાદો પણ મૃગોના યૂથોનો વધ કરતા હતા. એવામાં તૃષાતુર થવાથી તે રાજા રેવાનદીના તટ પર જઈ પહોંચ્યો. હે મુને! રાજા મિત્રસહે ત્યાં સ્નાનસંધ્યાદિ કરી મંત્રીઓ સાથે ભોજન કર્યું અને રાત્રે ત્યાં જ નિવાસ કર્યો. બીજા દિવસે સવારે પ્રાતઃકાળમાં ઊઠીને દિવસના પૂર્વભાગની ક્રિયા કરીને મંત્રીઓ સાથે તે રાજા નર્મદાના તટની આસપાસ આવેલા વનમાં ફરવા લાગ્યો. એક વનમાંથી બીજા વનમાં ફરતાં ફરતાં રાજા પોતાના સાથીઓથી વિખૂટો પડી ગયો. એવામાં એણે એક કૃષ્ણસાર મૃગ જોયું. કાન સુધી બાણ ખેંચીને તે રાજા તેની પાછળ દોડ્યો. તે સમયે રાજાના સેવકો ઘણા પાછળ રહી ગયા હતા. અશ્વ પર આરૂઢ થયેલા તે રાજાએ એક ગુફામાં વ્યાઘ્રદંપતીને મૈથુન કરતાં જોયાં. ધનુર્વિદ્યામાં નિપુણ તે રાજાએ મૃગનો પીછો છોડી દીધો ને વ્યાઘ્રદંપતી ભણી વળ્યો અને એક બાણથી વ્યાઘ્રીને હણી નાખી. વ્યાઘ્રીએ મરણ સમયે મેઘની પેઠે ગર્જના કરીને એકસો ચુંવાળીસ યોજન લાંબી રાક્ષસીનું રૂપ ધારણ કર્યું. પોતાની પ્રિયાને મરણ પામેલી જોઈને તે વ્યાઘ્રરૂપ રાક્ષસ 'આનો હું બદલો લઈશ' આમ બોલી અંતર્ધાન થઈ ગયો. ભયથી ઉદ્વિગ્ન થયેલો રાજા વનમાં ફરતા પોતાના અનુચરોને મળ્યો ને તેમને સર્વ વૃત્તાન્ત જણાવી નગરમાં તેમની સાથે પાછો ફર્યો. સુદાસનો પુત્ર રાજા મિત્રસહ તે રાક્ષસના કૃત્યથી ભયભીત રહેતો હતો. આથી તેણે તે દિવસ પછી મૃગયાએ જવાનું બંધ કર્યું. હે નારદ! ઘણા દિવસો વીતી ગયા પછી તે રાજાએ પ્રસન્નચિત્તથી વસિષ્ઠ આદિ ઋષિઓ સાથે અશ્વમેધ યજ્ઞનો આરંભ કર્યો. ત્યાં બ્રહ્મા આદિ દેવતાઓને યથાવિધિ હવિ આપીને યજ્ઞને સમાપ્ત કરી તે સ્નાતક રાજા અને વસિષ્ઠ પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા. આ કાલાવધિમાં રાજાએ જેની પત્નીને મારી નાખી હતી તે રાક્ષસ રોષે ભરાઈને બદલો લેવાની ઇચ્છાથી વસિષ્ઠનું રૂપ ધારણ કરી રાજા પાસે આવીને કહેવા લાગ્યો કે, 'હું માંસ ખાવા ઇચ્છું છું.' વળી ફરીથી તે રાક્ષસે વસિષ્ઠનું રૂપ બદલી નાખી રસોઈયાનું રૂપ ધારણ કર્યું ને રાજાને મનુષ્યનું માંસ રાંધીને આપ્યું. રાજા તેને સુવર્ણપાત્રમાં મૂકી ગુરુ વસિષ્ઠના આવવાની રાહ જોવા લાગ્યો. ગુરુના આગમન પછી રાજા મિત્રસહે વિનય સાથે સુવર્ણપાત્રમાં મૂકી રાખેલું તે માંસ આદરપૂર્વક ગુરુજીને અર્પણ કર્યું. તે જોઈ ગુરુજી વિસ્મિત થઈને વિચારવા લાગ્યા કે, 'આ શું હશે?' ધ્યાનથી જોતાં તે મનુષ્યનું માંસ હોવાનું જણાયું.

વિસ્મિત થયેલા મુનિને આથી ક્રોધ ચડ્યો ને તેઓ ખિન્ન થઈને વિચારવા લાગ્યા કે, અરે! આ રાજાની દુષ્ટતા તો જુઓ; આણે મને અભક્ષ્ય નર-માંસ આપ્યું છે! પછી 'તેઓ રાજાને કહેવા લાગ્યા કે, હે રાજન્! તેં મારા તપનો નાશ કરવા આ અભક્ષ્ય પદાર્થ આપ્યો તેથી આ તારું જ ભોજ્ય થશે! અરે રાજન્! આ રાક્ષસોનું ભોજન નર-માંસ તેં મને આપ્યું તેથી આ ખાવાને યોગ્ય તું રાક્ષસ થઈ જા!'

રાજા મિત્રસહ વસિષ્ઠે આ પ્રમાણે શાપ આપવાથી ભયને લીધે વ્યાકુળ થઈ ગયો ને કાંપતો કાંપતો કહેવા લાગ્યો કે, 'આપે જ પોતે આ પ્રમાણે કરવા માટે મને આજ્ઞા આપી હતી.'

રાજાની આ વાત સાંભળી વસિષ્ઠે વિચાર કરી દિવ્ય દૃષ્ટિથી જોતાં તેમને જણાઈ આવ્યું કે એક રાક્ષસે રાજાની સાથે કપટ કર્યું હતું. હવે તો રાજા પણ જળ લઈને વસિષ્ઠને શાપ આપવા માટે તૈયાર થઈ ગયો. રાજાને આ પ્રમાણે ક્રુદ્ધ થઈ

વસિષ્ઠને શાપ આપવા માટે તૈયાર થયેલો જોઈને સુંદર વ્રતોનું આચરણ કરનારી તેની રાણી મદયન્તી તેને કહેવા લાગી કે, 'હે ક્ષત્રિયપુત્ર! કોપ કરશો નહીં. તમારે જે કર્મનું ફળ ભોગવવાનું હતું તે તમને પ્રાપ્ત થયું છે. જે મૂઢ માણુસ ગુરુની સાથે તુંકારથી વાત કરે છે તે નિર્જન વનમાં બ્રહ્મરાક્ષસ થાય છે. સાથે સાથે શાસ્ત્રોનો આવો પણ નિર્ણય છે કે ઇંદ્રિયો અને ક્રોધને વશમાં રાખીને જે માણુસો ગુરુની સેવામાં તત્પર રહે છે તેઓ બ્રહ્મલોકમાં જાય છે.'

પોતાની પત્નીની આ વાત સાંભળીને રાજાએ ક્રોધનો ત્યાગ કર્યો ને તેને આનંદ આપી શાપ આપવા માટે હાથમાં લીધેલું જળ ક્યાં છોડવું તે વિષે વિચાર કરવા લાગ્યો; કારણુ કે એ જળ જેના ઉપર પડે તે ભસ્મ જ થઈ જાય એવો તે જળનો પ્રભાવ તે રાજા જાણુતો હોવાથી તે જળ તેણે પોતાના જ પગ પર નાખ્યું. જળનો સ્પર્શ થતાં જ તેના પગ કલ્માષ કાબરચીતરા થઈ ગયા ને તે દિવસથી તે કલ્માષપાદ નામથી પ્રસિદ્ધ થયો. પછી હતો. પત્નીએ આશ્વાસન આપવાથી મનમાં બીતાં બીતાં બુદ્ધિમાન કલ્માષપાદે ગુરુને વંદન કર્યું. અને ગુરુના શરણે જઈને તે કહેવા લાગ્યો કે, 'હે ભગવન્! મેં જે જે અપરાધ કર્યા છે, તે સર્વ માટે આપ મને ક્ષમા કરો.'

આ સાંભળી વસિષ્ઠ મુનિ દુઃખી થયા ને નિઃશ્વાસ નાખી રાજાને કહ્યું: 'હું ઘણો અવિવેકી છું, મને ધિક્કાર છે. અવિવેક (કાર્ય—અકાર્યનો વિચાર ન હોવો) જ સર્વ આપત્તિઓનું મૂળ છે. વિવેક વિનાનો નર પશુ જ થઈ જાય છે. હે રાજન્! તમે તો અજાણુ જ હતા, તેથી મને શાપ આપ્યો હોત તો ઠીક થાત; હું તો મૂઢ હતો, વિવેકરહિત હતો તેથી મારાથી આ પાપકર્મ થઈ ગયું. જે વિવેકથી પોતાના ચિત્તને વશમાં રાખે છે, તે ગમે તે હોય પણ સુખ જ પામે છે. જે વિવેકને છોડી દે છે તેને અનેક પ્રકારનાં દુઃખ આવી પડે છે. આ પ્રમાણે પોતાની નિંદા કરીને મુનિ રાજાને ફરીથી કહેવા લાગ્યા કે, 'આ શાપ ચિરકાલ સુધી નહીં રહે, બાર વર્ષે તમે એનાથી મુક્ત થઈ જશો. ગંગાજળના બિંદુઓનો તમારા ઉપર અભિષેક થશે ત્યારે તમે આ રાક્ષસ શરીરનો ત્યાગ કરી ફરીથી તમારા પૂર્વ રૂપને પામી આ પૃથ્વીનો ઉપભોગ કરશો. ગંગાજળના અભિષેકથી તમને જ્ઞાન થશે ને તમારાં પાપો નષ્ટ થઈ જશે, તમે હરિની સેવા કરીને પરમ શાન્તિને પામશો.

અથર્વવેદના જ્ઞાતા વસિષ્ઠ મુનિ રાજાને આ પ્રમાણે કહીને પોતાના આશ્રમે ચાલ્યા ગયા ને રાજા મિત્રસહ પણ રાક્ષસ શરીર પામીને કષ્ટમાં પડી ગયો. તે ભૂખ અને તરસથી પિડાવા લાગ્યો. હમેશાં ક્રોધે ભરાયેલો અને કૃષ્ણુપક્ષની રાત્રિની કાલિમા જેવો થઈને નિર્જન વનમાં ભમવા લાગ્યો. ત્યાં અનેક પ્રકારનાં મૃગ, મનુષ્ય, સર્પ, પક્ષીઓ અને વાનરોનું ભક્ષણ કરવા લાગ્યો. ત્યાંની ભૂમિ હાડકાંઓથી, રક્ત ચૂસી લીધેલી લાશોથી, ખૂનથી ખરડાયેલા માણુસોના કેશોથી છવાયેલી હોવાથી જુગુપ્સાજનક ને ભયંકર લાગતી હતી. તે છ મહિના સુધી સોસો યોજન ભૂમિમાં વસેલાં પ્રાણીઓને દુઃખી કરી બીજા વનમાં ચાલ્યો ગયો. ત્યાં પણ તે સદા મનુષ્યોનું માંસ ખાતો રહીને મુનિ અને સિદ્ધોથી સેવાયેલા નર્મદા નદીના તટ પર જઈ પહોંચ્યો. સર્વ પ્રાણીઓને ભય ઉપજાવનારા તે રાક્ષસે નર્મદાકિનારે વિચરતાં વિચરતાં એક મુનિને પોતાની પ્રિયા સાથે રમણ કરતો જોયો. ભૂખના દુઃખથી પિડાયેલો તે રાક્ષસ તે મુનિના ઉપર ત્રાટક્યો ને વ્યાઘ

મૃગના બચ્ચાને પકડે તેમ તે બ્રાહ્મણને ઝડપી લીધો. બ્રાહ્મણી પોતાના પતિને તે રાક્ષસના હાથમાં ફસાયેલો જોઈ ભયથી વ્યાકુળ થઈ ને માથું નમાવી હાથ જોડી કરગરીને કહેવા લાગી: 'હે રાજશાર્દૂલ! આપ ભયથી વ્યાકુળ થયેલી મારી રક્ષા કરો. મારા નાથને આપના હાથમાંથી મુક્ત કરી મારો મનોરથ પૂર્ણ કરો. આપ રાક્ષસ નથી; આપનું નામ મિત્રસહ છે. આપનો જન્મ સૂર્યવંશમાં થયેલો છે તેથી આ નિર્જન વનમાં હું અનાથ છું, તેની રક્ષા કરો. જે નારી ભર્તાથી રહિત હોય છે તે જીવતી હોવા છતાં મૃત સમાન થઈ જાય છે, અને હે અરિમર્દન! વૈધવ્યને પામેલી સ્ત્રીના દુઃખનું વર્ણન હું કેવી રીતે કરી શકું! હું માતાને જાણતી નથી, તેમ પિતાને જાણતી નથી ને કોઈ બંધુને પણ હું જાણતી નથી. મારા તો આ પતિ જ બંધુ છે, આ જ મારું જીવન છે. આપ સર્વ ધર્મોને જાણો છો અને સ્ત્રીઓના વર્તનને પણ જાણો છો. હે જનેશ્વર! હું બંધુ વિનાની છું, સન્તાનવાળી અબળા છું, આપ મારી રક્ષા કરો. પતિ વિના આ નિર્જન વનમાં હું કેવી રીતે જીવી શકીશ! હું આપની પુત્રી છું: આપ મારા પતિનું મને દાન આપી મારી રક્ષા કરો. બુદ્ધિમાન માણસો કહે છે કે, પ્રાણદાન કરતાં કોઈ દાન શ્રેષ્ઠ હોતું નથી. તેમ એના કરતાં અધિક શ્રેષ્ઠ હોવાનું પણ નથી, માટે મને પ્રાણદાન આપો.'

આ પ્રમાણે કહીને તે રાક્ષસનાં ચરણોમાં પડી. બ્રાહ્મણીએ તે રાક્ષસને આ પ્રમાણે પ્રાર્થના કર્યા છતાં વાઘ જેવી રીતે કૃષ્ણસાર મૃગના બચ્ચાને બલપૂર્વક ખાઈ જાય તેવી રીતે તે રાક્ષસ બ્રાહ્મણને ખાઈ ગયો. આ જોઈને તે બ્રાહ્મણની પતિવ્રતા પત્નીએ ભારે વિલાપ કર્યો ને પ્રથમથી જ શાપને લીધે નષ્ટ થયેલા રાજાને ક્રુદ્ધ થઈને શાપ આપ્યો: 'રતિમાં આસક્ત થયેલા મારા પતિને તેં બળપૂર્વક મારી નાખ્યો છે તેથી તું પણ સ્ત્રીસંગ કરતાં જ મરણ પામીશ!'

આ પ્રમાણે શાપ આપ્યા પછી કોપાવિષ્ટ થયેલી તે સ્ત્રીએ ફરીથી શાપ આપ્યો: 'તું મારા પતિને ખાઈ ગયો તેથી તારું રાક્ષસપણું ચિરકાલ સુધી નિશ્ચળ રહે તેમ થાઓ!'

આથી તે રાક્ષસ પણ તે સ્ત્રીએ આપેલા બે શાપ સાંભળીને ક્રોધથી ધૂંઆપૂંઆ થઈને અંગારા ઓકતો હોય તેમ બોલી ઊઠયો. 'હે દુષ્ટે! એક અપરાધ માટે એક જ શાપ આપવાનું ઉચિત હતું તો પછી તેં મને બે શાપ શાથી આપ્યા? અરે! તેં મને બીજો શાપ પણ આપ્યો તેથી તું પણ આજે જ તારા પુત્ર સહિત રાક્ષસી થઈ જા!'

રાક્ષસે આ પ્રમાણે શાપ આપતાં જ બ્રાહ્મણી પોતાના પુત્ર સહિત રાક્ષસી થઈ ગઈ ને પોતાના પુત્રની સાથે ભૂખી થઈને ભયંકર ચીસો પાડવા લાગી. આ પ્રમાણે નિર્જન વનમાં ચીસો પાડતાં તે રાક્ષસ અને પિશાચી નર્મદાતટ પર આવેલા એક બ્રહ્મરાક્ષસના નિવાસસ્થાનરૂપ વટવૃક્ષ પાસે જઈ પહોંચ્યાં. તે વૃક્ષ ઉપર લોકોનો વિરોધ કરનારો, ગુરુ પ્રત્યે ઉદાસીન ભાવ ધરાવનારો અને તે કારણને લીધે રાક્ષસ શરીરને પામીને દુઃખથી સંતપ્ત એક બ્રહ્મરાક્ષસ રહેતો હતો. પોતાના વટવૃક્ષરૂપ સ્થાનક પાસે આવી લાગેલાં તે રાક્ષસ અને પિશાચીને જોઈને તે બ્રહ્મરાક્ષસ ક્રોધે ભરાઈને બોલ્યો: 'અરે ભયંકર પ્રાણીઓ! તમે મારા આ સ્થાન ઉપર શા માટે આવ્યાં છો? અને મને જણાવો કે કયા પાપકર્મને લીધે તમારી આ દશા થઈ છે!

આ સાંભળીને સુદાસનો પુત્ર કલ્માષપાદ થયેલો રાક્ષસ મિત્રસહ તે બ્રાહ્મણીએ

તથા પોતે જે કર્યું હતું તે બધું તે બ્રહ્મરાક્ષસને સંભળાવી કહેવા લાગ્યો : હે મહાભાગ! આપ પણ પહેલાં મને કહો કે આપ કોણ છો? ને આપે પહેલાં શું કર્મ કર્યું હતું કે જેથી આપની આ દશા થઈ છે! મને આપ પોતાનો મિત્ર જાણો ને મારા પર સ્નેહ ધરાવી આપનું સર્વ વૃત્તાન્ત મને સંભળાવો. મિત્રની સાથે જે છલ કરે છે તે દુર્બુદ્ધિ દશ હજાર યુગ સુધી પાપફળની યાતના ભોગવે છે. મિત્રોનાં દર્શન થતાં જ પ્રાણીનાં સર્વ દુઃખો દૂર થઈ જાય છે, તેથી બુદ્ધિમાન મિત્ર પાસે કાંઈ પણ ગુપ્ત ન રાખવું–તેનાથી કશું છુપાવવું નહીં.

હે નારદ! કલ્માષપાદે આ પ્રમાણે કહ્યાથી વટવૃક્ષ પર રહેતો તે બ્રહ્મરાક્ષસ પ્રસન્ન થઈને આ પ્રમાણે ધર્મયુક્ત વચન કહેવા લાગ્યો :

બ્રહ્મરાક્ષસ બોલ્યો : હું પહેલાં મગધ-દેશમાં રહેતો હતો અને વેદપારગામી, ધર્મપરાયણ સોમદત્ત નામનો બ્રાહ્મણ હતો. મેં વિદ્યા, યુવાવસ્થા અને ધનના મદમાં ઉન્મત્ત થઈને ગુરુ પ્રત્યે ઉદાસીનતા દેખાડી તેથી હું આ દશાને પ્રાપ્ત થયો છું. મને હવે સુખ મળતું નથી. ભૂખના દુઃખે મને પરાજિત કરી મૂક્યો છે. આથી હું ઘણો દુઃખી રહું છું. મેં હજારો બ્રાહ્મણોને ખાઈ નાખ્યા છે. મને હમેશાં ભૂખ-તરસ લાગેલાં રહે છે; ને અંતઃકરણના અગ્નિથી બળતો રહું છું. સદા સંસારને બિવડાવતો રહું છું ને માંસ ભક્ષણ કરતો રહું છું. ગુરુ-જનોનું કરેલું અપમાન મનુષ્યોને રાક્ષસત્વ આપે છે. આનો મને અનુભવ થઈ ગયો છે તેથી કોઈએ પણ તેમ કરવું નહીં.

કલ્માષપાદે પૂછ્યું : શાસ્ત્રમાં ગુરુનાં કેવાં લક્ષણ હોવાનું કહ્યું છે? એમની શી પ્રશંસા છે? આ સર્વ વાતનું આપ મારી આગળ પૂર્ણરૂપથી વર્ણન કરો, હું એ સાંભળવા માટે અતિ ઉત્સુક છું.

બ્રહ્મરાક્ષસ બોલ્યો : ગુરુ અનેક પ્રકાર-ના છે. તે સર્વની આદરપૂર્વક પૂજા કરવી જોઈએ અને તેમને વંદન કરવું જોઈએ. હવે હું તેમનું વર્ણન કરું છું. હે સખે! તમે મનને એકાગ્ર કરી તે સાંભળો.

વેદ ભણાવનાર, શ્રુતિઓના અર્થને બતાવનાર, શાસ્ત્રની વ્યાખ્યા કરનાર, ધર્મનો ઉપદેશ આપનાર, નીતિશાસ્ત્રનો ઉપદેશ કરનાર, મંત્રનો ઉપદેશ આપનાર અને વ્યાખ્યા કરનાર, વેદમાં ઉત્પન્ન થયેલા સંદેહને નિવારનાર, વ્રતનો ઉપદેશ કરનાર, ભયથી બચાવનાર, અન્ન આપનાર, શ્વશુર, મામા, મોટો ભાઈ, પિતા, ઉપનયન કરનાર અને જેણે ગર્ભાધાન આદિ સર્વ સંસ્કાર કરાવ્યા હોય–આ બધા ગુરુ છે; એમનું આદર-પૂર્વક પૂજન અને વંદન કરવું જોઈએ.

કલ્માષપાદ બોલ્યો : આપે ઘણા બધા ગુરુઓનું વર્ણન કરી નાખ્યું! તેમનામાંનો કયો શ્રેષ્ઠ હોય છે? કે બધા સમાન હોય છે? હે સખે! આ સર્વનું મારી આગળ યથાર્થ વર્ણન કરો.

બ્રહ્મરાક્ષસ બોલ્યો : હે મહાપ્રાજ્ઞ! આ તમે ઘણું સારું પૂછ્યું. આ સર્વ હું તમને કહું છું; કારણ કે ગુરુના માહા-ત્મ્યનું વર્ણન, શ્રવણ અથવા અનુમોદન સર્વનું કલ્યાણ કરે છે તેથી હું આ સર્વનું વર્ણન તમારી આગળ કરું છું, જો કે આ બધા એક સરખા વંદનીય અને પૂજ્ય છે તોપણ હું આ વિષયમાં શાસ્ત્રોનો સિદ્ધાન્ત શું છે તે કહું છું. સાંભળો–વેદ ભણાવનારો, મંત્રોની વ્યાખ્યા કરનારો, પિતા અને ધર્મનો ઉપદેશ કરનાર–આ વિશેષ ગુરુ કહેવાય છે. હે ભૂપાલ! આ પૈકી પણ જે શ્રેષ્ઠ ગુરુ હોય છે તેના વિષે આપ સાંભળો. સર્વ શાસ્ત્રોના મર્મને જાણનારા-

એનું જે મંતવ્ય છે તે હું કહું છું.

જે સંસારનો પાશ કાપનારાં ધર્મમય પુરાણોનું વર્ણન કરે છે તે ઉત્તમ ગુરુ છે. દેવપૂજાનાં કર્મ અને દેવપૂજાનું ફળ પુરાણો દ્વારા જાણવામાં આવે છે, તેથી હે ભૂપતે! પુરાણો સર્વ વેદોના તાત્પર્યનો સાર છે માટે તેઓ દેવ જ છે. મુનિ કહે છે કે તે પુરાણોનું વર્ણન કરનાર પરમ ગુરુ છે. જેને સંસારરૂપી સાગર તરવાનો ઉદ્યોગ કરવો હોય તેણે પુરાણોનું શ્રવણ કરવું. હે રાજન્! સર્વ શાસ્ત્રોના વિભાગ કરનારા વ્યાસે પુરાણોમાં સર્વ ધર્મોનું વર્ણન કર્યું છે. હે મહાબુદ્ધિમાન સૌદાસ! તર્ક કરવો એ તો વિવાદનું કારણ છે. નીતિથી આ લોકનાં કાર્ય સિદ્ધ થાય છે. પુરાણો આ લોક અને પરલોક બંને લોકોમાં સુખ આપે છે. જે ભક્તિભાવપૂર્વક સદા પુરાણોનું શ્રવણ કરે છે તેની બુદ્ધિ નિર્મળ થઈ જાય છે ને તે વિશેષ ધર્માચરણ કરવા લાગે છે. પુરાણનું શ્રવણ કરવાથી શ્રીપતિની શુભભક્તિ ઉત્પન્ન થાય છે અને હે ભૂપ! જે માણસો વિષ્ણુ-ભક્ત હોય છે તેમની બુદ્ધિ ધર્મમાં પ્રવૃત્ત રહે છે. ધર્મથી પાપ નષ્ટ થઈ જાય છે અને નિર્મળ જ્ઞાન પ્રાપ્ત થાય છે. પ્રાચીન જ્ઞાની-ઓ કહે છે કે, 'જેઓ ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપી ફળ મેળવવા ઇચ્છતા હોય તેમણે પુરાણોનું શ્રવણ કરવું જોઈએ.'

મેં તો ગંગાજીના રમણીય તટ પર સર્વજ્ઞ બ્રહ્મવાદી ગૌતમમુનિ પાસેથી સર્વ ધર્મોનું તાત્પર્ય સાંભળ્યું હતું.

એક સમયે હું શિવજીની પૂજા કરી રહ્યો હતો. એવામાં મારા ગુરુજી આવી પહોંચ્યા. (પૂજામાં નિમગ્ન હોવાથી) મેં તેમને પ્રણામ કર્યા નહીં; પરંતુ મારા ગુરુજી ગૌતમઋષિ પરમબુદ્ધિમાન અને તેજના નિધિરૂપ હતા તેથી તેઓ શાન્ત રહ્યા. હું મન્ત્રશાસ્ત્રોક્ત કર્મ કરી રહ્યો છું એમ જાણી તેઓ પ્રસન્ન થયા; પરંતુ મેં જે સર્વ જગતના ગુરુ ભગવાન શંકરની પૂજા કરી હતી તેમણે, ગુરુની અવજ્ઞા કરવાને લીધે મને રાક્ષસ બનાવી દીધો. જે જાણ્યે-અજાણ્યે ગુરુનું અપમાન કરે છે તેની બુદ્ધિ, વિદ્યા, ધન, સંતાન અને સત્કર્મ આદિ શીઘ્ર નષ્ટ થઈ જાય છે અને જે મનુષ્ય ગુરુજનોની આદરપૂર્વક સેવા કરે છે તેને હે રાજન્! સર્વ પ્રકારની સંપત્તિ પ્રાપ્ત થાય છે, આમ વિદ્વાન માણસો કહે છે. તે શિવજીના શાપથી હું શેકાઈ રહ્યો છું અને ભૂખની આગ મને અંદરથી ભરખી રહી છે. કોને ખબર આ દુઃખથી મારો પિંડ ક્યારે છૂટશે!

હે વિપ્રેન્દ્ર! તે વટવૃક્ષ પર રહેનારો રાક્ષસ આ પ્રકારે બોલી રહ્યો હતો તેથી ધર્મની ચર્ચા થવાને લીધે તેનાં પાપ ક્ષીણ થઈ ગયાં. એવામાં એક પરમ ધાર્મિક બ્રાહ્મણ ત્યાં આવી પહોંચ્યો. કલિંગદેશમાં ઉત્પન્ન થયેલા તે બ્રાહ્મણનું નામ ગર્ગ હતું. તે ખભા પર ગંગાજળ લઈને વિશ્વના ઈશ્વર પ્રભુની સ્તુતિ કરી રહ્યો હતો ને તેમનાં જ નામોનું કીર્તન કરતો હતો. પ્રસન્નતાને લીધે તેને રોમાંચ થઈ રહ્યો હતો.

તે બ્રાહ્મણને આવેલો જોઈને તે પિશાચી અને રાક્ષસ 'અમારો ખોરાક આવી ગયો' આમ બોલીને હાથ ઊંચા કરી તેના તરફ દોડ્યાં; પરંતુ તેના મુખેથી પ્રભુનાં નામોનું કીર્તન સાંભળીને તેઓ તેની સમીપમાં જઈ શક્યાં નહીં અને તેઓ જ્યાં હતાં ત્યાં જ અટકી ગયાં. તેને ઝડપવામાં અશક્ત બનેલાં તેઓ તે બ્રાહ્મણને કહેવા લાગ્યાં: હે મહાભાગ્યશાળી બ્રાહ્મણ! અમે આપ મહાત્માને પ્રણામ કરીએ છીએ. અહો! જે વિષ્ણુના નામના કીર્તનના માહાત્મ્યને લીધે અમારા જેવા રાક્ષસ આપની પાસે ફરકી પણ શકતા નથી એવા વિષ્ણુને પ્રણામ છે. અમોએ આ પહેલાં લાખો ને કરોડો

બ્રાહ્મણોને ખાઈ નાખ્યા; પરંતુ હે વિપ્ર! આ પ્રભુનાં નામનો કિલ્લો મહાભયથી તમારી રક્ષા કરી રહ્યો છે. અમે રાક્ષસ છીએ તોપણ ભગવાનનું નામમાત્ર સાંભળવાથી અમને પરમ શાન્તિ મળી રહી છે. અહો! ભગવાન અચ્યુતનો મહિમા મોટો છે. હે મહાભાગ! આપ તો રાગ આદિથી રહિત છો, તેથી 'આ રાક્ષસો મને ખાઈ જવા તૈયાર હતા માટે હું આમનો ઉદ્ધાર શા માટે કરું!' આ ભાવને આપના મનમાંથી દૂર કરી ગંગાજળનો અમારા ઉપર અભિષેક કરો ને અમને મહાન પાપમાંથી બચાવો!

વિદ્વાન પુરુષો કહે છે કે, જે હરિની સેવામાં પરાયણ રહીને પોતાને તારે છે તે સર્વ જગતને પણ તારી શકે છે. હરિનું નામ આ ભવરોગની મહૌષધિ છે; મુક્તિ અતિ દુર્લભ છે. કહો જોઈએ કે આ હરિના નામસ્મરણ સિવાય શું કોઈ અન્ય ઉપાયથી તે મળી શકે છે? લોખંડની નૌકાથી જળના પ્રવાહને તરી જવાનો ઉદ્યોગ કરનારો માણસ ડૂબી જાય છે; તે જ પ્રમાણે જેણે પુણ્ય કર્યું નથી તે માણસ બીજાને કેવી રીતે તારી શકે? જેવી રીતે ચંદ્રમા સર્વ લોકોને આનંદ જ આપે છે તેવી જ રીતે મહાત્માઓનું ચરિત્ર સર્વ લોકોને કેવળ સુખ આપે છે.

હે દ્વિજોત્તમ! પૃથ્વી ઉપર જેટલાં પણ તીર્થો છે તે સર્વ ગંગાજળના બિંદુની પવિત્રતા સમાન પણ નથી. તુલસીદલ જેમાં પડેલું હોય તેવું સરસવના કણ જેટલું પણ ગંગાજળ એકવીસ પેઢીઓને પવિત્ર કરી દે છે, એટલા માટે હે સર્વશાસ્ત્રવિશારદ! મહાભાગ બ્રાહ્મણ! ગંગાજળ આપીને અમે પાપકર્મીઓ છીએ, તેમની રક્ષા કરો.

રાક્ષસોએ ગંગાજીનું આવું ઉત્તમ માહાત્મ્ય કહ્યું; તે સાંભળીને તે શ્રેષ્ઠ બ્રાહ્મણ અતિ વિસ્મિત થયો. તે વિચારવા લાગ્યો કે જો આ રાક્ષસોની પણ લોકોની માતા ગંગા વિષે આવી ભક્તિ છે તો પછી જેઓ ગંગાના માહાત્મ્યને જાણે છે તે મહાન પુણ્યાત્માઓની શ્રદ્ધા સંબંધમાં હું શું કહું! વળી તે દ્વિજોત્તમે વિચાર્યું કે, જે સર્વ પ્રાણીઓનું હિત કરે છે તે ભક્ત પરમપદને પામે છે તેથી આમનો ઉદ્ધાર કરવો એ પણ ધર્મ છે. આ વિચારને લીધે કરુણા ઉત્પન્ન થવાથી તે બ્રાહ્મણે તુલસીદલ મિશ્રિત ગંગાજળ તેમના ઉપર છાંટ્યું.

તે બ્રાહ્મણે સરસવના દાણા જેટલું ગંગાજળ તેમના પર છાંટતાં જ તે રાક્ષસો રાક્ષસભાવમાંથી મુક્ત થઈને દેવતાઓ જેવા થઈ ગયા. પુત્ર સહિત બ્રાહ્મણી તથા બ્રહ્મરાક્ષસ થયેલો સોમદત્ત કરોડો સૂર્યની કાંન્તસમાન તેજસ્વી શ્રેષ્ઠ દેવતાઓ બની ગયાં. તેમનું રૂપ શંખ, ચક્ર, ગદા અને પદ્મને ધારણ કરનારા વિષ્ણુ સમાન થઈ ગયું અને તેઓ તે ગર્ગ નામના બ્રાહ્મણની સ્તુતિ કરતાં કરતાં વિષ્ણુના લોકમાં ચાલ્યાં ગયાં; પરંતુ રાક્ષસભાવને પ્રાપ્ત થયેલો કલ્માષપાદ નામનો તે મિત્રસહ રાજા પોતાના રાક્ષસરૂપમાં જ રહીને તે પાપીઓની રાક્ષસપણામાંથી મુક્તિ થયેલી જોઈને ચિંતામાં મગ્ન થઈ ગયો.

આ પ્રમાણે જ્યારે તે ઘણો દુઃખી થયો ત્યારે સરસ્વતી દેવીએ ગુપ્તરૂપે ગંભીર વાણીમાં ધર્મમય વચન કહ્યું: 'હે મહાભાગ્યવાન રાજન્! તારે દુઃખ માનવું નહીં. કર્મનાં ફળને ભોગવી રહ્યા પછી તારું પણ અત્યંત કલ્યાણ થશે. સારાં કર્મ કરવાથી જેમનાં પાપ ધોવાઈ જાય છે, એવાં હરિની ભક્તિ કરવામાં નિમગ્ન પ્રાણીઓ વિષ્ણુના પરમપદને અવશ્ય પામે છે, આ વિષયમાં કંઈ જ સંદેહ નથી. જેઓ સર્વ પ્રાણીઓ પ્રત્યે દયા ધારણ કરી 'સદ્વર્તન'નું આચરણ કરે છે. ધર્મમાર્ગ

પર ચાલે છે અને બીજાઓને ધર્મમાર્ગ પર ચાલવાની પ્રેરણા આપે છે, હરિની ભક્તિમાં લીન રહે છે, મહાત્માઓની સેવા કરતાં રહે છે તેઓ પરમધામને પ્રાપ્ત થાય છે.'

આ પ્રકારની આકાશવાણી સાંભળીને તે રાજા પ્રસન્ન થયો અને તેને ગુરુ વસિષ્ઠનાં વચનોનું સ્મરણ થયું; આથી તે અતિ હર્ષમાં આવી જઈ ગુરુની, તે બ્રાહ્મણની અને હરિની સ્તુતિ કરવા લાગ્યો. ત્યાર પછી તેણે પોતાનો પૂર્વનો સર્વ વૃત્તાન્ત પણ આ બ્રાહ્મણને કહી સંભળાવ્યો. હે મુને! ત્યાર બાદ એ રાજાએ કલિંગ દેશવાસી તે બ્રાહ્મણને પ્રણામ કર્યા અને વિધિપૂર્વક વિષ્ણુનાં નામ લેતો લેતો તરત કાશીપુરી તરફ ચાલી નીકળ્યો. ત્યાં તેણે છ માસ સુધી ગંગામાં સ્નાન કરી સદાશિવનાં દર્શન કર્યાં. આથી તે રાજા મિત્રસહની બ્રાહ્મણીએ આપેલા શાપમાંથી મુક્તિ થઈ. તે પછી તે જ્યારે પોતાની નગરીમાં પહોંચ્યો, ત્યારે મહાત્મા વસિષ્ઠે તેનો અભિષેક કર્યો ને તે પોતાના રાજ્યનું પાલન કરવા લાગ્યો. રાજ્યનું પાલન કરવા સાથે પૃથ્વી પરના અનેક ભોગો ભોગવી તે શ્રેષ્ઠ રાજા વસિષ્ઠની કૃપાથી સંતાન પ્રાપ્ત કરીને મોક્ષને પ્રાપ્ત થયો.

હે દ્વિજશ્રેષ્ઠ! વિષ્ણુ અને વારાણસીના ગુણોનું તેમ જ ગંગાજીનું જે વર્ણન કરે છે, તેમના માહાત્મ્યનું શ્રવણ કરે છે અથવા ગંગાજળનું પાન કરે છે તે મુક્ત થઈ જાય છે; આ વિષયમાં કાંઈ જ આશ્ચર્ય કરવા જેવું નથી. હે વિપ્રેન્દ્ર! દેવતાઓના સ્વામી બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ પણ ગંગાજીના મહિમાનો પાર પામી શકતા નથી. ગંગાજીનું કેવળ નામ લેવાથી જ મનુષ્ય કરોડો મહાપાતકોથી મુક્ત થઈને બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે.

'ગંગા-ગંગા' આ નામ એકવાર પણ મુખમાંથી નીકળતાં જ મનુષ્ય પાપમાંથી મુક્ત થઈ જાય છે અને બ્રહ્મલોકમાં તેની પ્રશંસા થવા માંડે છે. ૧-૧૪૮

गङ्गा गङ्गेति यन्नाम सकृदप्युच्यते यदा ।
तदैव पापनिर्मुक्तो ब्रह्मलोके महीयते ॥ १४८ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'ગંગાજીનું માહાત્મ્ય' નામનો ૯ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૦ : બલિ દ્વારા દેવતાઓનો પરાજય ને અદિતિની તપશ્ચર્યા

नारद उवाच ।

विष्णुपादाग्रसम्भूता या गङ्गेत्यभिधीयते ।
तदुत्पत्तिं वद भ्रातरनुग्राह्योऽस्मि ते यदि ॥ १ ॥

નારદ બોલ્યા: હે ભાઈ! જો હું આપની કૃપાને પાત્ર હોઉં તો ભગવાન વિષ્ણુનાં ચરણોના અગ્રભાગથી ઉત્પન્ન થયેલી ગંગાની ઉત્પત્તિની કથા મને કહો.

સનક બોલ્યા: હે નિષ્પાપ નારદ! હું ગંગાની ઉત્પત્તિ કહું છું, તે સાંભળો. તે કથા કહેનાર અને સાંભળનાર-ઉભયને પુણ્ય આપનારી તેમ જ સર્વ પાપોનો નાશ કરનારી છે. કશ્યપ નામના એક પ્રસિદ્ધ મુનિ થઈ ગયા છે. તેઓ જ ઇંદ્ર આદિ દેવતાઓના જનક છે. દક્ષની પુત્રીઓ દિતિ અને અદિતિ-આ બન્ને તેમની પત્નીઓ છે. અદિતિ દેવતાઓની માતા છે અને દિતિ દૈત્યોની જનની છે. હે બ્રહ્મન્! તે બન્નેના બે પુત્રો છે. તેઓ હમેશાં એકબીજાને જીતવાની ઇચ્છા રાખે છે. દિતિનો પુત્ર આદિદૈત્ય હિરણ્યકશિપુ મહા બળવાન હતો. તેમનો પુત્ર પ્રહ્લાદ હતો. દૈત્યોમાં તેઓ એક મહાન સંત હતા. પ્રહ્લાદનો પુત્ર વિરોચન થયો. તે બ્રાહ્મણોનો ભક્ત હતો. વિરોચનનો પુત્ર બલિ હતો. તે અત્યંત તેજસ્વી અને પ્રતાપી હતો. હે મુને! બલિ જ દૈત્યોનો સેનાપતિ થયો. તે ઘણી મોટી સેના સાથે આ પૃથ્વીનું રાજ્ય ભોગવતો

હતો. આખી પૃથ્વીને જીતી લીધા પછી સ્વર્ગને પણ જીતી લેવાનો વિચાર કરીને તે યુદ્ધમાં પ્રવૃત્ત થયો. તેણે વિશાળ સેના સાથે દેવલોક પ્રતિ પ્રસ્થાન કર્યું. દેવતાઓના શત્રુ બલિએ સ્વર્ગલોકમાં પહોંચી જઈને સિંહ સમાન પરાક્રમી ઇંદ્રની રાજધાનીને ઘેરો ઘાલ્યો. આથી ઇંદ્ર આદિ દેવતાઓ પણ યુદ્ધ કરવાને માટે નગરમાંથી બહાર નીકળ્યા. ત્યાર પછી દેવતાઓ અને દૈત્યોમાં ઘોર યુદ્ધ થયું. દૈત્યોએ દેવતાઓની સેના પર બાણોની ઝડીઓ વરસાવી. એવી જ રીતે દેવતાઓ પણ દૈત્યોની સેના પર બાણો વરસાવવા લાગ્યા. એટલે દૈત્યો પણ દેવતાઓ પર નાના પ્રકારનાં અસ્ત્રશસ્ત્રો દ્વારા પ્રાણઘાતક પ્રહાર કરવા લાગ્યા. પથ્થર, ભિન્દિપાલ, ખડ્ગ, પરશુ, તોમર, પરિઘ, ક્ષુરિકા, કુન્ત, ચક્ર, શંકુ, મુસલ, અંકુશ, લાંગલ, પટ્ટિશ, શક્તિ, ઉપલ, શતઘ્ની, પાશ, થપ્પડ, મુક્કાઓ, શૂલ, નાલીક, નારાચ, દૂરથી ફેંકવા યોગ્ય બીજાં અસ્ત્રો તેમ જ મુદ્ગરથી તેઓ દેવતાઓને મારવા લાગ્યા. રથ, ઘોડા, હાથી અને પૈદલ સેનાઓથી ખીચોખીચ ભરાયેલું તે યુદ્ધ એકસરખું વધવા લાગ્યું. દેવતાઓએ પણ દૈત્યો પર અનેક પ્રકારનાં અસ્ત્રો ચલાવ્યાં. આ પ્રમાણે એક હજાર વર્ષ સુધી યુદ્ધ ચાલતું રહ્યું. છેવટે દૈત્યોનું બળ વધી જવાને લીધે દેવતાઓ હારી ગયા ને બધા ભયભીત થઈને સ્વર્ગલોક છોડીને નાસી છૂટયા. તેઓ માણસોના રૂપમાં છુપાઈને પૃથ્વી પર વિચરવા લાગ્યા. વિરોચનકુમાર બલિએ ભગવાન નારાયણનું શરણ લઈ અખંડિત ઐશ્વર્ય, વૃદ્ધિ પામેલી લક્ષ્મી અને મહાન્ બળથી સંપન્ન થઈ ત્રણે ભુવનનું રાજ્ય ભોગવવા માંડયું. તેણે ભગવાન વિષ્ણુની પ્રીતિને માટે અનેક અશ્વમેધ યજ્ઞ કર્યા. બલિ સ્વર્ગમાં રહીને ઇંદ્ર અને દિક્પાલ બંને પદોનો-ઉપભોગ કરતો હતો. દેવતાઓની માતા અદિતિ પોતાના પુત્રોની આવી દશા જોઈને બહુ દુઃખી થઈ. હવે મારું અહીં રહેવું વ્યર્થ છે, એવો વિચાર કરીને હિમાલય પ્રતિ પ્રસ્થાન કર્યું. ત્યાં ઇંદ્રનું ઐશ્વર્ય તેમ જ દૈત્યોનો પરાજય ઇચ્છતી તે ભગવાન વિષ્ણુના ધ્યાનમાં તત્પર થઈ અત્યંત કઠિણ તપશ્ચર્યા કરવા લાગી. કેટલાક સમય સુધી તો તે નિરંતર બેસી જ રહી. ત્યાર પછી લાંબા સમય સુધી બન્ને પગો પર ઊભી રહી. વળી ત્યારબાદ ઘણું સમય સુધી એક પગ પર ને પછી તે એક પગની આંગળીઓ પર ઊભી રહી. થોડાક સમય સુધી તે ફલાહાર કરીને રહી; ત્યાર પછી સૂકાં પાંદડાં ખાઈને રહેવા માંડયું. કેટલાક દિવસ સુધી કેવળ જળ પીને રહી. પછી વાયુ ભક્ષણ કરીને રહી ને છેવટે તેણે આહારનો તદ્દન ત્યાગ કરી દીધો. હે નારદ! અદિતિ પોતાના અંતઃકરણ દ્વારા સચ્ચિદાનંદ આનંદઘન પરમાત્માનું ધ્યાન કરતી રહીને એક હજાર દિવ્ય વર્ષો સુધી તપશ્ચર્યામાં મગ્ન રહી.

ત્યાર પછી દૈત્યોએ અદિતિને ધ્યાનમાંથી વિચલિત કરવાને માટે પોતાની દાઢોના અગ્રભાગેથી અગ્નિ પ્રકટાવ્યો કે જેણે તે વનને ક્ષણભરમાં બાળી નાખ્યું. તેનો વિસ્તાર સો યોજન જેટલો હતો અને તે નાના પ્રકારનાં જીવજંતુઓથી ભરેલું હતું. જે દૈત્યો અદિતિનું અપમાન કરવાને માટે ગયા હતા, તે બધા તે જ અગ્નિમાં બળીને ભસ્મ થઈ ગયા.

કેવળ દેવમાતા અદિતિ જ જીવતી બચી ગઈ હતી; કારણ કે દૈત્યોનો વિનાશ અને સ્વજનો પર અનુકંપા કરનારા ભગવાન વિષ્ણુના સુદર્શનચક્રે તેની રક્ષા કરી હતી.

सैवावशिष्टा जननी सुराणामब्दाच्छतादच्युतसक्तचित्ता । संरक्षिता विष्णुसुदर्शनेन दैत्यान्तकेन स्वजनानुकम्पिना ॥५२॥

## અધ્યાય ૧૧ : અદિતિને ભગવાનનાં દર્શન અને વરપ્રાપ્તિ

नारद उवाच ।

अहो ह्यत्यद्भुतं प्रोक्तं त्वया भ्रातरिदं मम ।
स वह्निरदितिं मुक्त्वा कथं तानदहत्क्षणात् ॥ १ ॥

નારદ બોલ્યા : હે ભાઈ! આપે તો આ ભારે નવાઈની વાત કરી. હું જાણવા ચાહું છું કે તે અગ્નિએ અદિતિને છોડી દઈને તે દૈત્યોને જ ક્ષણભરમાં કેવી રીતે બાળી નાખ્યા. આપ અદિતિના મહાન સત્ત્વનું વર્ણન કરો કે જે ભારે આશ્ચર્યકારક છે; કારણ કે હે મુનીશ્વર! સાધુપુરુષ બીજાઓને ઉપદેશ આપવામાં સદા તત્પર રહે છે.

સનક બોલ્યા : હે નારદ! જેનું મન ભગવાનના ભજનમાં લાગેલું છે, એવા સંતોનો મહિમા સાંભળો. ભગવાનના ચિંતનમાં મગ્ન થયેલા સાધુપુરુષોને ભલા કોણ કષ્ટ આપી શકે એમ છે! જ્યાં ભગવાનનો ભક્ત રહે છે; ત્યાં બ્રહ્મા, વિષ્ણુ, શિવ, દેવતા, સિદ્ધ, મુનીશ્વર અને સાધુસંત નિત્ય નિવાસ કરે છે. હે મહાભાગ! શાન્ત ચિત્તવાળા હરિનામપરાયણ ભક્તોના હૃદયમાં પણ ભગવાન વિષ્ણુ સદા વિરાજે છે, તો પછી જેઓ નિરંતર તેમના ધ્યાનમાં મગ્ન છે, તેમના વિષયમાં તો કહેવાનું જ શું હોય? ભગવાન શિવજીની પૂજામાં લાગેલો અથવા ભગવાન વિષ્ણુની આરાધનામાં તત્પર થયેલો ભક્તપુરુષ જ્યાં રહે છે, ત્યાં લક્ષ્મી તથા સર્વ દેવતાઓ નિવાસ કરે છે. જ્યાં ભગવાન વિષ્ણુની પૂજામાં સંલગ્ન ભક્તપુરુષ વાસ કરે છે, ત્યાં અગ્નિ કોઈ જાતની બાધા પહોંચાડી શકતો નથી. રાજા, ચોર અથવા રોગ કે વ્યાધિ પણ કષ્ટ આપી શકતાં નથી. પ્રેત, પિશાચ, કૂષ્માણ્ડ, ગ્રહ, બાલગ્રહ, ડાકિની તેમ જ રાક્ષસ–આ ભગવાન વિષ્ણુની આરાધના કરનારા પુરુષને પીડા કરી શકતાં નથી. જિતેન્દ્રિય, સર્વનું હિત કરનારો તથા ધર્મ-કર્મનું પાલન કરનારો માણસ જ્યાં રહે છે, ત્યાં જ સર્વ તીર્થો અને દેવતાઓ વાસ કરે છે. જ્યાં એક કે અડધી પળ પણ યોગી મહાત્મા પુરુષ સ્થિત રહે છે, ત્યાં જ સર્વ શ્રેય છે, ત્યાં જ તીર્થ છે અને તે જ તપોવન છે. જેમનાં નામકીર્તનથી, સ્તોત્રપાઠથી અથવા પૂજનથી જ બધા ઉપદ્રવ નષ્ટ થઈ જાય છે, તો પછી તેમના ધ્યાનથી ઉપદ્રવો નાશ પામી જાય, એ વિષે કહેવાનું જ શું હોય! હે બ્રહ્મન્! આ પ્રમાણે દૈત્યોએ પ્રકટાવેલા તે અગ્નિથી દૈત્યો સહિત આખું વન બળી ગયું; પરંતુ દેવમાતા અદિતિ તેમાં બળી નહીં; કારણ કે તે ભગવાન વિષ્ણુના ચક્રથી રક્ષાયેલી હતી.

ત્યાર પછી શંખ, ચક્ર, ગદાને ધારણ કરનારા ભગવાન વિષ્ણુ અદિતિની સમીપે પ્રકટ થયા. તેમના મુખ પર મંદ સ્મિતની છટા છવાયેલી હતી અને ચળકતા દાંતોની પ્રભાથી સર્વ દિશાઓ પ્રકાશિત થયેલી હતી. તેમણે પોતાના પવિત્ર હાથથી કશ્યપપત્ની અદિતિનો સ્પર્શ કરતાં કહ્યું :

શ્રી ભગવાન બોલ્યા : દેવમાતા તમે તપશ્ચર્યા દ્વારા મારી આરાધના કરી છે, તેથી હું તમારા પર પ્રસન્ન છું. તમે ઘણા સમય સુધી કષ્ટ વેઠ્યું છે; હવે તમારું કલ્યાણ થશે, એ વિષે સંદેહ નથી. તમને ગમતું હોય તે વર માગો, હું અવશ્ય આપીશ. હે ભદ્રે! ભય પામશો નહિ! હે મહાભાગે! તમારું અવશ્ય કલ્યાણ થશે.

દેવાધિદેવ ભગવાન વિષ્ણુએ આમ કહેવાથી દેવમાતા અદિતિએ તેમના ચરણોમાં પ્રણામ કર્યા ને સકલ જગતને સુખ આપનારા તે પરમેશ્વરની સ્તુતિ કરી.

અદિતિ બોલી : દેવદેવેશ્વર! સર્વવ્યાપી જનાર્દન! આપને નમસ્કાર છે. આપ જ

સત્ત્વ આદિ ગુણોના ભેદથી જગતના પાલન આદિ વ્યવહાર ચલાવવા માટે કારણ છો. આપ રૂપરહિત હોવા છતાં પણ અનેક રૂપ ધારણ કરો છો. આપ પરમાત્માને નમસ્કાર છે. સર્વની સાથે એકરૂપતા (અભિન્નપણું) એ જ આપનું સ્વરૂપ છે. આપ નિર્ગુણ તેમ જ ગુણસ્વરૂપ છો. આપને નમસ્કાર છે, આપ સંપૂર્ણ જગતના સ્વામી અને પરમ જ્ઞાનરૂપ છો. શ્રેષ્ઠ ભક્તજનો પ્રત્યેનો આપનો વાત્સલ્યભાવ હમેશાં આપની શોભા વધારતો રહે છે. આપ મંગલમય પરમાત્માને નમસ્કાર છે. મુનીશ્વરો જેમના અવતાર પરમાત્માનાં સ્વરૂપોની સદા પૂજા કરે છે, તે આદિ પુરુષ ભગવાનને હું મારા મનોરથોની સિદ્ધિ માટે પ્રણામ કરું છું. જેમને શ્રુતિઓ જાણતી નથી; શ્રુતિઓને જાણનારા વિદ્વાન પુરુષો પણ જેમને જાણતા નથી; જે આ જગતનું કારણ છે; તેમ જ માયાને સાથે રાખતા હોવા છતાં પણ જે માયાથી સર્વથા પૃથક્ છે; તે ભગવાનને હું નમસ્કાર કરું છું. જેમની અદ્‌ભુત કૃપાદૃષ્ટિ માયાને દૂર ભગાડી દે છે; જેઓ જગતનું કારણ છે; તેમ જ જગતસ્વરૂપ છે એવા વિશ્વવંદિત તે ભગવાનને હું વંદન કરું છું. જેમનાં ચરણારવિંદોની ધૂળના સેવનથી સુશોભિત મસ્તકવાળા ભક્તજન પરમ સિદ્ધિને પ્રાપ્ત થઈ ચૂક્યા છે, તે ભગવાન કમલાકાન્તને હું નમસ્કાર કરું છે. બ્રહ્મા આદિ દેવતાઓ પણ જેના મહિમાને જાણતા નથી; તેમ જ જે ભક્તોની અતિ નિકટ રહે છે, તે ભક્તસંગ ભગવાનને હું પ્રણામ કરું છું. જે કરુણાસાગર ભગવાન જગતના સંગનો ત્યાગ કરીને શાન્ત ભાવથી રહેનારાં ભક્તજનોને પોતાનો સંગ પ્રદાન કરે છે, તે સંગરહિત શ્રીહરિને હું પ્રણામ કરું છું. જેઓ યજ્ઞોના સ્વામી, યજ્ઞોના ભોક્તા, યજ્ઞકર્મોમાં સ્થિત રહેનારા, યજ્ઞકર્મના બોધક; તેમ જ યજ્ઞોના ફળને આપનારા છે, તે ભગવાનને હું નમસ્કાર કરું છું. પાપાત્મા અજામિલ પણ જેના નામનો ઉચ્ચાર કરવાથી પરમધામને પ્રાપ્ત થયો તે લોકસાક્ષી ભગવાનને હું પ્રણામ કરું છું. જેઓ વિષ્ણુરૂપી શિવ અને શિવરૂપી વિષ્ણુ થઈને આ જગતનું સંચાલન કરે છે, તે જગતગુરુ ભગવાન નારાયણને હું નમસ્કાર કરું છું. બ્રહ્મા આદિ દેવેશ્વર પણ જેની માયાના પાશમાં બંધાયેલ હોવાના કારણે જેના પરમાત્મભાવને સમજી શકતા નથી, તે ભગવાન સર્વેશ્વરને હું પ્રણામ કરું છું. જે સર્વના હૃદયમાં રહેલો હોવા છતાં પણ અજ્ઞાની માણસોને તે દૂર રહેલો હોવાનું જણાય છે; તેમ જ જેની સત્તા પ્રમાણોથી પર છે, તે જ્ઞાનસાક્ષી પરમેશ્વરને હું નમસ્કાર કરું છું. જેના મુખથી બ્રાહ્મણો પ્રકટ થયા, બન્ને બાહુઓથી ક્ષત્રિયની ઉત્પત્તિ થઈ, ઊરુઓથી વૈશ્ય પેદા થયા અને બન્ને ચરણોથી શૂદ્રનો જન્મ થયો છે. જેમના મનથી ચંદ્રમા પ્રકટ થયો છે, નેત્રથી સૂર્યનો પ્રાદુર્ભાવ થયો છે; મુખથી અગ્નિ અને ઇંદ્રની તેમ જ કાનોથી વાયુની ઉત્પત્તિ થઈ છે; ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ જેમનાં સ્વરૂપ છે, તે આપ પરમેશ્વરને વારંવાર મારા નમસ્કાર છે. જે સંગીતવિષયક સાતે સ્વરોના આત્મા છે, વ્યાકરણ આદિ છ અંગ પણ જેમનાં સ્વરૂપ છે, તે આપ પરમાત્માને મારા પ્રણામ છે. ભગવન્! આપ જ ઇંદ્ર, વાયુ અને ચંદ્રમા છો. આપ જ ઈશાન (શિવ) અને આપ જ યમ છો. અગ્નિ અને નિર્ઋતિ પણ આપ જ છો. આપ જ વરુણ તેમ જ સૂર્ય છો. દેવતા, સ્થાવર વૃક્ષ આદિ, પિશાચ, રાક્ષસ, સિદ્ધ, ગંધર્વ, પર્વત, નદી, ભૂમિ અને સમુદ્ર પણ આપનાં સ્વરૂપ છે. આપ જ જગદીશ્વર છો, જેનાથી પરાત્પર તત્ત્વ બીજું કોઈ નથી.

હે દેવ! સંપૂર્ણ જગત આપનું જ સ્વરૂપ છે, તેથી સદા આપને નમસ્કાર છે. હે નાથના નાથ! સર્વજ્ઞ! આપ જ સર્વભૂતોના આદિ કારણ છો. વેદ આપનાં જ સ્વરૂપ છે. હે જનાર્દન! દૈત્યો દ્વારા પીડિત મારા પુત્રોની રક્ષા કરો.

આ પ્રમાણે સ્તુતિ કરીને દેવમાતા અદિતિએ ભગવાનને વારંવાર પ્રણામ કર્યા ને હાથ જોડીને બોલ્યાં તે સમયે આનંદનાં અશ્રુઓથી તેમનું વક્ષઃસ્થળ પલળી રહ્યું હતું. (તે બોલ્યાં-) 'હે દેવેશ! આપ સર્વના આદિ કારણ છો, હું આપની કૃપાને પાત્ર છું, દેવલોકવાસી મારા પુત્રોને અકંટક રાજ્યલક્ષ્મી આપો. હે અંતર્યામી! વિશ્વરૂપ! સર્વજ્ઞ! પરમેશ્વર! લક્ષ્મીપતે! આપથી શું અજાણ્યું છે! હે પ્રભો! આપ મને પૂછીને 'શા માટે મોહમાં નાખો છો! આપની આજ્ઞાનું પાલન કરવાને માટે મારા મનમાં જે અભિલાષા છે, તે આપને જણાવીશ. હે દેવેશ્વર! હું દૈત્યોથી પીડાઈ રહી છું; મારા પુત્રો આ સમયે મારી રક્ષા કરી શકતા નથી, તેથી તેઓ વ્યર્થ થઈ ગયા છે. હું દૈત્યોનો પણ વધ કરવા ઇચ્છતી નથી; કારણ કે તેઓ પણ મારા જ પુત્રો છે. હે સુરેશ્વર! તે દૈત્યોને માર્યા વિના જ મારા પુત્રોને સંપત્તિ આપો.' હે નારદ! અદિતિએ આ પ્રમાણે કહેવાથી દેવદેવેશ્વર ભગવાન વિષ્ણુ ઘણા પ્રસન્ન થયા અને દેવમાતાને આનંદિત કરતા આદરપૂર્વક બોલ્યા.

શ્રીભગવાન બોલ્યા: દેવિ! હું પ્રસન્ન છું, તમારું કલ્યાણ થાઓ; હું પોતે જ તમારો પુત્ર બનીશ. કારણ કે શોક્યના પુત્રો પર આટલું વાત્સલ્ય તમારા સિવાય બીજે દુર્લભ છે. તમે જે સ્તુતિ કરી છે, તેને જે માણસો ભણશે, તેમને શ્રેષ્ઠ સંપત્તિ પ્રાપ્ત થશે ને તેમના પુત્રો કદાપિ હીન દશા નહીં પામે. જે પોતાના તથા બીજાના પુત્ર પર સમાન ભાવ રાખે છે, તેને ક્યારેય પુત્રનો શોક થતો નથી, આ સનાતન ધર્મ છે.+

અદિતિ બોલ્યાં: હે દેવ! આપ સર્વના આદિ કારણ અને પરમ પુરુષ છો. હું આપને મારા ગર્ભમાં ધારણ કરવા અસમર્થ છું. આપના એક એક રોમમાં અસંખ્ય બ્રહ્માણ્ડ છે. આપ સર્વના ઈશ્વર તથા કારણ છો. પ્રભો! સર્વ દેવતાઓ અને શ્રુતિઓ પણ જેના પ્રભાવને જાણતી નથી, તે જ દેવાધિદેવ ભગવાનને હું ગર્ભમાં કેવી રીતે ધારણ કરીશ! આપ સૂક્ષ્મથી પણ અતિ સૂક્ષ્મ, અજન્મા તથા પરાત્પર પરમેશ્વર છો. હે દેવ! આપ પુરુષોત્તમને હું કેવી રીતે ગર્ભમાં ધારણ કરીશ! મહા પાપી માણસ પણ જેના નામના સ્મરણ માત્રથી મુક્ત થઈ જાય છે, તે પરમાત્મા ગ્રામ્યજનો વચ્ચે જન્મ કેવી રીતે ધારણ કરી શકે! પ્રભો! જેવી રીતે આપના મત્સ્ય અને વરાહ અવતાર થઈ ગયા છે, તેવો જ આ પણ હશે. હે વિશ્વેશ! આપની લીલાને કોણ જાણે છે! હે દેવ! હું આપના ચરણારવિન્દોમાં પ્રણામ કરીને આપના જ નામસ્મરણમાં મગ્ન થયેલી સદા આપનું જ ચિંતન કરું છું, આપને રુચે તેમ કરો.

સનક બોલ્યા: અદિતિનું વચન સાંભળીને દેવોના દેવ ભગવાન જનાર્દને દેવમાતાને અભયદાન આપ્યું ને આ પ્રમાણે કહ્યું:

શ્રી ભગવાન બોલ્યા: હે મહાભાગે! તમે સત્ય કહ્યું છે, એમાં સંશય નથી. શુભે! તોપણ હું તમને એક અત્યંત ગોપનીય રહસ્ય કહું છું, તે સાંભળો. રાગ-દ્વેષથી રહિત, બીજાઓમાં ક્યારેય દોષ ન જોનારા અને દંભથી દૂર રહેનારા જે મારા શરણાગત ભક્તો છે, તેઓ સદા મને ધારણ

+ स्वात्मजे वान्यपुत्रे वा यः समत्वेन वर्तते ।
न तस्य पुत्रशोकः स्यादेष धर्मः सनातनः ॥
(ना. ११-४८)

કરી શકે છે. જેઓ બીજાઓને પીડા આપતા નથી, ભગવાન શિવના ભજનમાં લાગ્યા રહીને મારી કથા સાંભળવામાં અનુરાગ રાખે છે, તેઓ સદા મને પોતાના હૃદયમાં ધારણ કરે છે. હે દેવિ ! જેમણે પતિભક્તિનો આશ્રય લીધો છે, પતિ જ જેમના પ્રાણ છે ને જે કદી કોઈની ઈર્ષ્યા કે અદેખાઈ કરતી નથી એવી પતિવ્રતા સ્ત્રીઓ પણ સદા મને તેમનામાં ધારણ કરી શકે છે. માતા–પિતાની સેવા કરનારો, ગુરુનો ભક્ત, અતિથિઓનો પ્રેમી અને બ્રાહ્મણોનો હિતેચ્છુ હોય તે સદા મને ધારણ કરે છે.

જેઓ સદા પુણ્યતીર્થોનું સેવન કરે છે, સત્સંગમાં લાગ્યા રહે છે અને સ્વભાવથી જ સંપૂર્ણ જગત પર કૃપા કરે છે, તેઓ મને સદા પોતાના હૃદયમાં ધારણ કરે છે. જેઓ પરોપકારમાં તત્પર, પારકાના ધનમાં લોભવૃત્તિ ન ધરાવનારા; તેમ જ પારકી સ્ત્રીઓ પ્રત્યે નપુંસક હોય છે, તેઓ પણ સદા મને પોતામાં ધારણ કરે છે.*

જેઓ તુલસીની ઉપાસના કરે છે; સદા ભગવાનના નામનો જપ કરવામાં તત્પર રહે છે અને ગાયોની રક્ષામાં સંલગ્ન રહે છે, તેઓ સદા મને હૃદયમાં ધારણ કરે છે. જેઓ દાન લેતા નથી; પારકા અન્નનું સેવન કરતા નથી; પણ જેઓ પોતે જ બીજાઓને અન્ન અને જળનું દાન આપે છે, તેઓ પણ સદા મને ધારણ કરે છે. હે દેવિ ! તમે તો સર્વ ભૂતોના હિતમાં તત્પર પતિને જ પોતાના પ્રાણ માનનારાં સાધ્વી સ્ત્રી છો, તેથી હું તમારો પુત્ર થઈને જ તમારી ઇચ્છા પૂર્ણ કરીશ.

દેવમાતા અદિતિને આમ કહીને દેવદેવેશ્વર વિષ્ણુએ પોતાના ગળામાંની માળા ઉતારીને તેમને આપી દીધી ને અભયદાન આપીને તેઓ ત્યાંથી અંતર્ધાન થઈ ગયા. ત્યાર પછી દક્ષકુમારી દેવમાતા અદિતિ પ્રસન્નચિત્તથી ભગવાનને પ્રણામ કરીને પોતાના સ્થાન પર પાછાં ફર્યાં. સમય પ્રાપ્ત થતાં અદિતિએ અત્યંત પ્રસન્નતાપૂર્વક સર્વ લોકમાં વન્દન કરવા યોગ્ય પુત્રને જન્મ આપ્યો. તે બાળક ચન્દ્રમંડલના મધ્યમાં વિરાજમાન અને પરમ શાન્ત હતો. તેણે એક હાથમાં શંખ અને બીજામાં ચક્ર ધારણ કરેલાં હતાં. ત્રીજા હાથમાં અમૃતનો કળશ અને ચોથામાં દહીં મેળવેલું અન્ન હતું. આ ભગવાનનો સુપ્રસિદ્ધ વામન અવતાર હતો. ભગવાન વામનની કાન્તિ હજારો સૂર્ય સમાન ઉજ્જવલ હતી. તેમનાં નેત્ર ખીલેલા કમળની જેમ શોભતાં હતાં. તે પીતામ્બરધારી શ્રીહરિ સર્વ પ્રકારનાં દિવ્ય આભૂષણોથી વિભૂષિત હતા. સર્વ લોકોના એકમાત્ર નાયક સ્તોત્રો દ્વારા સ્તવન કરવા યોગ્ય, ઋષિમુનિઓએ ધ્યાન કરવા યોગ્ય ભગવાન વિષ્ણુને પ્રકટ થયેલા જાણી મહર્ષિ કશ્યપ હર્ષથી વિહ્વલ થઈ ગયા. તેમણે ભગવાનને પ્રણામ કરીને હાથ જોડી આ પ્રમાણે સ્તુતિ કરવા માંડી :

કશ્યપ બોલ્યા : સકલ વિશ્વની સૃષ્ટિના કારણભૂત ! આપ પરમાત્માને નમસ્કાર છે, નમસ્કાર છે. સમસ્ત જગતનું પાલન કરનારા ! આપને નમસ્કાર છે, નમસ્કાર છે. હે દેવતાઓના સ્વામી ! આપને નમસ્કાર છે, નમસ્કાર છે. દૈત્યોનો નાશ કરનારા હે દેવ ! આપને નમસ્કાર છે, નમસ્કાર છે. ભક્તજનોના પ્રિયતમ ! આપને નમસ્કાર છે, નમસ્કાર છે. સાધુપુરુષો આપને પોતાની ચેષ્ટાઓથી પ્રસન્ન કરે છે; આપને નમસ્કાર છે, નમસ્કાર છે. દુષ્ટોનો નાશ કરનારા ભગવાનને નમસ્કાર છે, નમસ્કાર છે. તે જગદીશ્વરને નમસ્કાર છે, નમસ્કાર છે. કારણવશ વામનસ્વરૂપ ધારણ

* परोपकारनिरताः परद्रव्यपराङ्मुखाः ।
नपुंसकाः परस्त्रीषु ते वहन्ति च मां सदा ॥
(ना. ११–६२)

કરનારા અમિત પરાક્રમી ભગવાન નારાયણ-ને નમસ્કાર છે, નમસ્કાર છે. ધનુષ, ચક્ર, ખડ્ગ અને ગદા ધારણ કરનારા પુરુષોત્તમ-ને નમસ્કાર છે. ક્ષીરસાગરમાં નિવાસ કર-નારા ભગવાનને નમસ્કાર છે. સાધુ પુરુષોના હૃદયકમળમાં બિરાજમાન પરમાત્માને નમ-સ્કાર છે. જેમની અનંત પ્રભાની સૂર્ય આદિ સાથે તુલના કરી શકાય નહીં, જે પુણ્ય-કથામાં આવે છે ને સ્થિત રહે છે, તે ભગ-વાનને નમસ્કાર છે, નમસ્કાર છે. સૂર્ય અને ચંદ્રમા આપનાં નેત્ર છે, આપને નમસ્કાર છે, નમસ્કાર છે. આપ યજ્ઞોનું ફળ આપ-નારા છો, આપને નમસ્કાર છે. આપ યજ્ઞનાં સર્વ અંગોમાં વિરાજમાન થાઓ છો, આપને નમસ્કાર છે. સાધુ પુરુષોના પ્રિયતમ! આપને નમસ્કાર છે. જગતનાં કારણોના પણ કારણ! આપને નમસ્કાર છે. પ્રાકૃત શબ્દરૂપ આદિથી રહિત આપ પરમેશ્વરને નમસ્કાર છે. દિવ્યસુખ આપનારા આપને નમસ્કાર છે. ભક્તોના હૃદયમાં વસનારા આપને નમસ્કાર છે. મત્સ્યરૂપ ધારણ કરીને અજ્ઞાન-રૂપી અંધકારનો નાશ કરનારા આપને નમસ્કાર છે. કચ્છપરૂપથી મંદરાચલને ધારણ કરનારા આપને નમસ્કાર છે. યજ્ઞવરાહ-નામ-ધારી આપને નમસ્કાર છે. હિરણ્યાક્ષને વિદીર્ણ કરનારા આપને નમસ્કાર છે. વામનરૂપધારી આપને નમસ્કાર છે. ક્ષત્રિય કુળનો સંહાર કરનારા પરશુરામરૂપધારી આપને નમસ્કાર છે, રાવણનો વધ કરનારા શ્રીરામ-રૂપધારી આપને નમસ્કાર છે. નંદ-સુત બલરામ જેના મોટા ભાઈ છે તે કૃષ્ણાવતારધારી આપને નમસ્કાર છે. કમલા-કાન્ત! આપને નમસ્કાર છે. આપ સર્વને સુખ આપનારા તથા કેવળ સ્મરણ કરવાથી જ સર્વની પીડાઓનો નાશ કરનારા છો. આપને વારંવાર નમસ્કાર છે. યજ્ઞેશ! યજ્ઞસ્થાપક! યજ્ઞવિઘ્નવિનાશક! યજ્ઞરૂપ! અને યજમાનરૂપ પરમેશ્વર! આપ જ યજ્ઞનાં સંપૂર્ણ અંગ છો. હું આપનું યજન કરું છું.

કશ્યપે આ પ્રમાણે સ્તુતિ કરવાથી સંપૂર્ણ લોકોને પવિત્ર કરનારા દેવેશ્વર વામન હસીને કશ્યપના હર્ષને વધારતા બોલ્યા:

શ્રી ભગવાન બોલ્યા: તાત! તમારું કલ્યાણ થાઓ. હું તમારા પર પ્રસન્ન છું. દેવોથી પૂજાયેલા હે મહર્ષિ! થોડા જ દિવસોમાં હું તમારા સર્વ મનોરથ સિદ્ધ કરીશ. હું પહેલાં પણ બે જન્મોમાં તમારો પુત્ર થયો છું; ને હવે આ જન્મમાં પણ તમારો પુત્ર થઈને તમને ઉત્તમ સુખની પ્રાપ્તિ કરાવીશ.

આ તરફ દૈત્યરાજ બલિએ પણ પોતાના ગુરુ શુક્રાચાર્ય તેમ જ બીજા મુનીશ્વરો સાથે લાંબા સમય સુધી ચાલનારા એક મોટા યજ્ઞનો આરંભ કર્યો. તે યજ્ઞમાં બ્રહ્મ-વાદી મહર્ષિઓએ હવિષ્ય ગ્રહણ કરવાને માટે લક્ષ્મી સહિત ભગવાન વિષ્ણુનું આવા-હન કર્યું. જેનું ઐશ્વર્ય અત્યંત વૃદ્ધિ પામેલું હતું, તે દૈત્યરાજ બલિના મહા યજ્ઞમાં માતા-પિતાની આજ્ઞા લઈને બ્રહ્મ-ચારી વામન પણ ગયા. તેઓ પોતાના મંદ સ્મિતથી સર્વ લોકોના મનને જીતી લેતા હતા. ભક્તવત્સલ ભગવાન વિષ્ણુ વામનના રૂપમાં જાણે કે બલિના હવિષ્યાન્ન-નો પ્રત્યક્ષ ભોગ ગ્રહણ કરવાને માટે આવ્યા હતા. દુરાચારી હોય કે સદાચારી; મૂર્ખ હોય કે પંડિત; જે ભક્તિભાવથી યુક્ત હોય છે તેના અંતઃકરણમાં ભગવાન વિષ્ણુ સદા વિરાજમાન રહે છે. વામનને આવતા જોઈને જ્ઞાનદૃષ્ટિવાળા મહર્ષિઓ તેમને સાક્ષાત્ ભગવાન નારાયણ જાણીને સભાસદો સહિત તેમના સ્વાગત માટે ગયા. એ જોઈને દૈત્યોના ગુરુ શુક્રાચાર્ય એકાન્તમાં બલિને સલાહ આપવા લાગ્યા.

શુક્રાચાર્ય બોલ્યા: હે દૈત્યરાજ! સૌમ્ય!

તમારી રાજલક્ષ્મીનું અપહરણ કરવાને માટે ભગવાન વિષ્ણુ વામનરૂપે અદિતિના પુત્ર થયા છે. તેઓ તમારા યજ્ઞમાં આવી રહ્યા છે. હે અસુરેશ્વર! તમે તેમને કંઈ આપશો નહીં. તમે પોતે તો વિદ્વાન છો. આ સમયે મારો મત શું છે, તે સાંભળો. પોતાની બુદ્ધિ જ સુખ આપનારી હોય છે. ગુરુની બુદ્ધિ વિશેષ રૂપથી સુખદ હોય છે. બીજાંઓની બુદ્ધિ વિનાશનું કારણ હોય છે અને સ્ત્રીની બુદ્ધિ તો પ્રલય કરનારી હોય છે.

બલિ બોલ્યો: ગુરુદેવ! આપે આ પ્રમાણે ધર્મમાર્ગનું વિરોધી વચન ન કહેવું જોઈએ. જો સાક્ષાત્ ભગવાન વિષ્ણુ મારી પાસેથી દાન ગ્રહણ કરે તો એથી વધારે રૂડું બીજું શું હોઈ શકે! વિદ્વાન પુરુષ ભગવાન વિષ્ણુની પ્રસન્નતા માટે યજ્ઞ કરે છે. સાક્ષાત્ વિષ્ણુ જ આવીને આપણા હવિષ્યને ગ્રહણ કરે. છે, ત્યારે સંસારમાં મારા કરતાં વધુ ભાગ્યશાળી બીજું કોઈ હોઈ શકે ખરું? પુરુષોત્તમ ભગવાન વિષ્ણુનું ઉત્તમ ભક્તિભાવથી સ્મરણ કરનારા જીવને તેઓ પાવન કરી દે છે. ગમે તે વસ્તુથી તેમનું પૂજન કરવામાં આવતાં તેઓ પરમ ગતિ આપે છે.

અનિચ્છાએ-અજાણતાં પણ જો અગ્નિને અડી જવાય તો તે બાળે જ છે, તેમ દુષ્ટ ચિત્તવાળો પુરુષ ભગવાન વિષ્ણુનું કેવળ સ્મરણ કરે તોપણ તેઓ તેનાં પાપને બાળી નાખે છે. જેની જીભના અગ્રભાગ પર 'હરિ' આ બે અક્ષર વાસ કરે છે તે વિષ્ણુના ધામને પ્રાપ્ત કરે છે કે જ્યાંથી ફરીથી આવવાજવાનું રહેતું નથી.* જે રાગ આદિ દોષોથી દૂર રહીને સદા ભગવાન ગોવિંદનું ધ્યાન ધરે છે તે વૈકુંઠધામમાં જાય છે- આમ મનીષીઓ કહે છે. હે મહાભાગ ગુરુદેવ! ભગવાન વિષ્ણુ પ્રત્યે ભક્તિભાવ રાખીને તેમને ઉદ્દેશીને અગ્નિ અથવા બ્રાહ્મણના મુખમાં જે હવિષ્યની આહુતિ આપવામાં આવે છે, તેમાથી ભગવાન પ્રસન્ન થાય છે. હું તો કેવળ ભગવાન વિષ્ણુની પ્રસન્નતાને માટે જ ઉત્તમ યજ્ઞનું અનુષ્ઠાન કરી રહ્યો છું. સ્વયં ભગવાન પોતે જ અહીં આવી રહ્યા છે, તેથી હું કૃતાર્થ થઈ ગયો- એમાં સંશય નથી.

દૈત્યરાજ બલિ આ પ્રમાણે બોલતો હતો તે જ સમયે વામનરૂપધારી ભગવાન વિષ્ણુએ યજ્ઞશાળામાં પ્રવેશ કર્યો. તે સ્થાન હોમયુક્ત પ્રજ્વલિત અગ્નિને લીધે અતિ મનોરમ જણાતું હતું. કરોડો સૂર્યો સમાન પ્રકાશમાન અને ઘાટીલાં અંગોને લીધે પરમ સુંદર વામનને જોઈને રાજા બલિએ સહર્ષ ઊભા થઈ, હાથ જોડીને તેમનું સ્વાગત કર્યું. બેસવા માટે આસન આપી તેણે વામનરૂપધારી ભગવાનનાં ચરણ પખાળ્યાં અને તે ચરણોદકને કુટુંબ સહિત મસ્તક પર ધારણ કરી ભારે આનંદ અનુભવ્યો. જગતના આધારરૂપ ભગવાન વિષ્ણુને વિધિપૂર્વક અર્ઘ્ય આપતી વખતે બલિના શરીરમાં રોમાંચ થઈ આવ્યો, નેત્રોમાંથી આનંદનાં અશ્રુ વહેવા લાગ્યાં ને તે આ પ્રમાણે કહેવા લાગ્યો.

બલિ બોલ્યો: આજ મારો જન્મ સફળ થયો. આજ મારો યજ્ઞ સફળ થયો ને મારું જીવન પણ સફળ થઈ ગયું. હું કૃતાર્થ થઈ ગયો, એ વિષે સંદેહ નથી. ભગવન્! આજ મારે ત્યાં અત્યંત દુર્લભ અમોઘ અમૃતની વર્ષા થઈ ગઈ. આપના કલ્યાણકારી આગમનને લીધે અનાયાસે મહાન ઉત્સવ છવાઈ ગયો. આ ઋષિઓ પણ કૃતાર્થ થઈ ગયા એમાં સંદેહ નથી. હે પ્રભો! એમણે અગાઉ

* हरिर्हरति पापानि दुष्टचित्तैरपि स्मृतः।
अनिच्छयापि संस्पृष्टो दहत्येव हि पावकः॥
जिह्वाग्रे वसते यस्य हरिरित्यक्षरद्वयम्।
स विष्णुलोकमाप्नोति पुनरावृत्तिदुर्लभम्॥
(ના. ૧૧, ૧૦૦-૧૦૧)

કરેલી તપશ્ચર્યા આજે સફળ થઈ ગઈ. હું કૃતાર્થ છું, કૃતાર્થ છું, કૃતાર્થ છું–એમાં સંશય નથી; તેથી હે ભગવન્! આપને નમસ્કાર છે, નમસ્કાર છે, વારંવાર નમસ્કાર છે. આપની આજ્ઞાથી આપના આદેશનું પાલન કરું એવો વિચાર મારા મનમાં થઈ રહ્યો છે–ઘોળાઈ રહ્યો છે, એટલા માટે હે પ્રભો! આપ પૂર્ણ ઉત્સાહની સાથે મને આપની સેવા કરવા માટે આજ્ઞા આપો.

યજ્ઞમાં દીક્ષિત યજમાન બલિએ આ પ્રમાણે કહેવાથી ભગવાન વામન હસીને બોલ્યા: 'રાજન્! મને તપશ્ચર્યાર્થે રહેવાને માટે ત્રણ પગલાં ભૂમિ આપ. ભૂમિદાનનું માહાત્મ્ય મોટું છે. તેવું દાન થયું નથી ને થવાનું પણ નથી. ભૂમિદાન કરનારો માણસ નિશ્ચયપૂર્વક પરમ મોક્ષ પામે છે. જેણે અગ્નિની સ્થાપના કરી હોય તેવા શ્રોત્રિય બ્રાહ્મણને થોડી પણ ભૂમિનું દાન કરીને મનુષ્ય આવાગમનથી રહિત બ્રહ્મલોકને પામે છે. ભૂમિનું દાન આપનારાને સર્વ કાંઈ આપનારો કહેવામાં આવેલ છે. ભૂમિદાન કરનારો મોક્ષ પામે છે. ભૂમિદાનને અતિદાન સમજવું જોઈએ. તે સર્વ પાપોનો નાશ કરે છે. કોઈ મહાપાતકથી યુક્ત માણસ અથવા સર્વ પાપોથી દૂષિત થયેલો હોય તેવો માણસ ત્રણ દશ હાથ ભૂમિનું દાન કરવાથી સર્વ પાપોથી છૂટી જાય છે. સત્પાત્રને ભૂમિનું દાન કરનારો માણસ, સર્વ દાનોનું ફળ પામે છે. ભૂમિદાન જેવું બીજું કોઈ દાન ત્રણે લોકમાં નથી. હે દૈત્યરાજ! જીવિકારહિત બ્રાહ્મણને જે ભૂમિનું દાન કરે છે, તેને મળતા પુણ્યના ફળનું વર્ણન હું સો વર્ષમાં પણ કરી શકું તેમ નથી. શેલડી, ઘઉં, ચોખા અને સોપારીનાં વૃક્ષ આદિથી યુક્ત ભૂમિનું જે દાન કરે છે, તે વિષ્ણુના જેવો છે. જીવિકાહીન, દરિદ્ર તેમ જ કુટુંબ–કબીલાવાળા બ્રાહ્મણને થોડી પણ ભૂમિ આપવાથી મનુષ્ય ભગવાન વિષ્ણુનું સાયુજ્ય પ્રાપ્ત કરી લે છે. ભૂમિદાન એ ઘણું મોટું દાન છે. તેને અતિદાન કહેવામાં આવ્યું છે, તે સઘળાં પાપોનો નાશ કરનારું ને મોક્ષરૂપ ફળને આપનારું છે, એટલા માટે હે દૈત્યરાજ! તું ધર્મનું અનુષ્ઠાન કરતો રહીને મને ત્રણ પગલાં પૃથ્વી આપી દે. ત્યાં રહીને હું તપશ્ચર્યા કરીશ.'

ભગવાને આ પ્રમાણે કહેવાથી વિરોચનકુમાર બલિ ઘણો પ્રસન્ન થયો અને તેણે બ્રહ્મચારી વામનને ભૂમિનું દાન કરવા માટે જળથી ભરેલો કળશ હાથમાં લીધો. સર્વવ્યાપી ભગવાન વિષ્ણુ એ વાત કળી ગયા કે શુક્રાચાર્ય આ કળશમાં દાખલ થઈને તેની નળીમાંના કાણામાંથી પડતી જળની ધારાને અટકાવી રહ્યા છે. આથી તેમણે પોતાના હાથમાં ધરી રાખેલા દર્ભની અણીને તે કળશની નળીના કાણામાં ખોસી દીધી, જેથી શુક્રાચાર્યની એક આંખ ફૂટી ગઈ. ત્યાર પછી શુક્રાચાર્યે સોયા જેવા દર્ભની તે અણીને આંખમાંથી ખસેડી એટલામાં રાજા બલિએ ભગવાન મહાવિષ્ણુને ત્રણ પગલાં ભૂમિનું દાન કરી દીધું. ત્યાર પછી વિશ્વાત્મા ભગવાન તે સમયે વધવા લાગ્યા. તેમનું માથું બ્રહ્મલોક સુધી પહોંચી ગયું. અત્યંત તેજસ્વી વિશ્વરૂપ શ્રીહરિએ પોતાના બે પગથી આખી પૃથ્વી માપી લીધી. તે સમયે તેમનો બીજો પગ બ્રહ્માણ્ડકટાહ(શિખર)ને અડી ગયો ને અંગૂઠાના અગ્રભાગના આઘાતથી ભાંગી જઈને તે બ્રહ્માણ્ડના બે ભાગ થઈ ગયા. તે છિદ્ર દ્વારા બ્રહ્માણ્ડની બહારનું જળ અનેક ધારાઓમાં વહીને આવવા લાગ્યું. ભગવાન વિષ્ણુનાં ચરણોને ધોઈને નીકળેલું તે નિર્મળ ગંગાજળ સર્વ લોકોને પવિત્ર કરનારું હતું. બ્રહ્માણ્ડની બહાર જેનું ઉદ્ગમસ્થાન છે, તે શ્રેષ્ઠ તેમ જ પવિત્ર ગંગાજળ

ધારારૂપે વહેવા લાગ્યું ને બ્રહ્મા આદિ દેવતાઓને તેણે પવિત્ર કર્યા, ત્યાર પછી સપ્તર્ષિઓથી સેવાતું તે મેરુપર્વતના શિખર પર પડ્યું. વામન ભગવાનનું આ અદ્ભુત કર્મ જોઈને બ્રહ્મા આદિ દેવતાઓ, ઋષિઓ તથા મનુષ્યો હર્ષથી પુલકિત થઈને તેમની સ્તુતિ કરવા લાગ્યા.

દેવતાઓ બોલ્યા : આપ પરમાત્મ-સ્વરૂપ પરમેશ્વરને નમસ્કાર છે. આપ પરાત્પર હોવા છતાં પણ અપરા પ્રકૃતિથી ઉત્પન્ન જગતરૂપ ધારણ કરો છો, આપને નમસ્કાર છે; આપ બ્રહ્મરૂપ છો, આપનું મન અને બુદ્ધિ પોતાના બ્રહ્મરૂપમાં જ રમણ કરે છે; આપ અકુંઠિત કર્મથી શોભો છો, આપને નમસ્કાર છે. હે પરેશ! પરમાનંદ! પરમાત્મન્! પરાત્પર વિશ્વમૂર્તે! પ્રમાણાતીત! આપ સર્વાત્માને નમસ્કાર છે. આપને સર્વ બાજુએ નેત્ર છે, સર્વ બાજુએ ભુજાઓ છે, સર્વ બાજુએ મસ્તક છે ને સર્વ બાજુએ ગતિ છે, આપને નમસ્કાર છે.

બ્રહ્મા આદિ દેવતાઓ દ્વારા આ પ્રમાણે સ્તુતિ કરવામાં આવતાં ભગવાન મહાવિષ્ણુએ સ્વર્ગવાસી દેવતાઓને અભયદાન આપ્યું અને તે દેવાધિદેવ સનાતન શ્રીહરિ ઘણા પ્રસન્ન થયા. તેમણે એક પગલું ભૂમિ પૂરી કરી લેવા માટે વિરોચનપુત્ર દૈત્યરાજ બલિને બાંધી લીધો. પછી તેને પોતાના શરણે આવેલો જાણીને તેને રસાતલનું રાજ્ય આપ્યું ને પોતે ભક્તને આધીન થઈને તેના દ્વારપાલ થઈને રહેવા લાગ્યા.

નારદ બોલ્યા : હે મુને! રસાતલ તો સર્પોના ભયથી યુક્ત ભયંકર સ્થાન છે. ભગવાન મહાવિષ્ણુએ વિરોચનના પુત્ર બલિના ખાવાપીવા માટે શી સગવડ કરી?

શ્રી સનક બોલ્યા : હે નારદ! અગ્નિમાં મંત્ર ભણ્યા વિના નાખવામાં આવતી આહુતિ ને અપાત્રને આપવામાં આવતું દાન તેના કર્તા માટે ભયંકર હોય છે અને તે જ રાજા બલિના ઉપભોગ માટે સાધન બને છે. અપવિત્ર મનુષ્ય દ્વારા કરાતાં હવિષ્યનાં હોમ, દાન અને સત્કર્મ તે સર્વ રસાતલમાં રહેલા બલિના ઉપભોગને યોગ્ય બને છે અને કર્તાને અધઃપતનરૂપ ફળ આપનારું થાય છે. આ પ્રમાણે ભગવાન વિષ્ણુએ બલિદૈત્યને રસાતલલોક અને સર્વ દેવતાઓને અભયદાન સાથે સ્વર્ગનું રાજ્ય આપી દીધું. તે સમયે તેમનું દેવતાઓ પૂજન, મહર્ષિઓ સ્તવન અને ગંધર્વો ગુણગાન કરી રહ્યા હતા. તે વિરાટ મહાવિષ્ણુ ફરીથી વામનરૂપ થઈ ગયા. બ્રહ્મવાદી મુનિઓએ ભગવાનનું આ મહાન કર્મ જોઈને આપસમાં સ્મિત કરીને તે પુરુષોત્તમને પ્રણામ કર્યા. સર્વ ભૂતોસ્વરૂપ ભગવાન વિષ્ણુ વામનરૂપ ધારણ કરીને સર્વ લોકોને મોહ પમાડતા તપશ્ચર્યાને માટે વનમાં ચાલ્યા ગયા. ભગવાન વિષ્ણુનાં ચરણોમાંથી નીકળેલી ગંગાનો એવો પ્રભાવ છે કે જેનું કેવળ સ્મરણ કરવાથી જ મનુષ્ય સર્વ પાતકોથી મુક્ત થઈ જાય છે.

ગંગાના આ માહાત્મ્યને જે માણસ દેવાલય કે નદીતટે ભણે છે કે સાંભળે છે તે અશ્વમેધ યજ્ઞના ફળને પામે છે. ૧–૧૯૭

इदं तु गङ्गामाहात्म्यं यः पठेच्छृणुयादपि ।
देवालये नदीतीरे सोऽश्वमेधफलं लभेत् ॥ १९७॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં અદિતિને ભગવાનનાં દર્શન અને વરપ્રાપ્તિ નામનો ૧૧ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૨ : ધર્માખ્યાન

नारद उवाच ।

श्रुतं तु गङ्गामाहात्म्यं वाञ्छितं पापनाशनम् ।
अधुना लक्षणं ब्रूहि भ्रातर्मे दानपात्रयोः ॥ १ ॥

નારદ બોલ્યા : હે ભાઈ! ગંગાનું માહાત્મ્ય સાંભળવાની મને ઇચ્છા હતી, તે તો મેં સાંભળ્યું. તે સર્વ પાપોનો નાશ કરનારું છે. હવે મને દાન તેમ જ દાનના

પાત્રનું લક્ષણ કહો.

શ્રી સનક બોલ્યા : હે દેવર્ષે ! બ્રાહ્મણ સર્વ વર્ણોનો શ્રેષ્ઠ ગુરુ છે. આપેલા દાનને અક્ષય બનાવવા ઇચ્છતા માણસે બ્રાહ્મણને જ દાન આપવું જોઈએ. સદાચારી બ્રાહ્મણ નિર્ભય થઈને બધાં પાસેથી દાન લઈ શકે છે; પરંતુ ક્ષત્રિય અને વૈશ્યે ક્યારેય કોઈ પાસેથી દાન લેવું નહીં. જે બ્રાહ્મણ ક્રોધી, પુત્રહીન, દંભાચારપરાયણ તેમ જ પોતાનાં કર્મનો ત્યાગ કરનારો હોય, તેને આપેલું દાન નિષ્ફળ થાય છે. જે પારકી સ્ત્રીમાં આસક્ત, પારકા ધનનો લોભી અને નક્ષત્ર-સૂચક (જોષી) હોય, તેને આપેલું દાન પણ નિષ્ફળ થાય છે. જેના મનમાં બીજાઓના દોષ જોવાનો દુર્ગુણ ભરેલો હોય; જે કૃતઘ્ન, કપટી અને યજ્ઞ કરાવવાનો અધિકાર ન હોય તેવાઓ પાસે યજ્ઞ કરાવે છે, તેને આપેલું દાન પણ નિષ્ફળ થાય છે. જે હમેશાં યાચના કર્યા કરતો હોય, જે હિંસક, દુષ્ટ અને રસ(ઘી–દૂધ)નો વિક્રય કરતો હોય, તેને આપેલું દાન પણ નિષ્ફળ થાય છે. હે બ્રહ્મન્ ! જે વેદ, સ્મૃતિ તથા ધર્મનો વિક્રય કરનારો હોય તેને આપેલું દાન પણ નિષ્ફળ થાય છે. જે ગાઈ–બજાવીને જીવન-નિર્વાહ ચલાવતો હોય, જેની સ્ત્રી વ્યભિચારિણી હોય; તેમ જ જે બીજાઓને કષ્ટ આપતો હોય, તેને આપેલું દાન પણ નિષ્ફળ થાય છે. જે માણુસ તલવારથી આજીવિકા ચલાવતો હોય, શાહીથી જીવનનિર્વાહ કરતો હોય, જીવિકા માટે દેવની પૂજા સ્વીકારતો હોય; જે માણુસ આખા ગામનો પુરોહિત હોય, હલકારો હોય–એવા માણુસોને આપેલું દાન નિષ્ફળ થાય છે. વેતન લઈને જે બીજાઓને માટે રસોઈ બનાવતો હોય, જે કવિતાઓ રચીને લોકોનાં ખોટાં વખાણ કરતો હોય; જે વૈદ્યનો વ્યવસાય કરતો હોય, જે અભક્ષ્ય વસ્તુઓનું ભક્ષણ કરતો હોય, તેને આપેલું દાન પણ નિષ્ફળ થાય છે. જે શૂદ્રોનું અન્ન ખાતો હોય, શૂદ્રોનાં મડદાં બાળતો હોય અને વ્યભિચારિણી સ્ત્રીનાં સંતાનનું અન્ન જમતો હોય, તેને આપેલું દાન પણ નિષ્ફળ થાય છે. જે માણુસ ભગવાન વિષ્ણુના નામના કરેલા જપને વેચે છે; સંધ્યાકર્મનો ત્યાગ કરે છે તેમ જ ન લેવા જેવાં દાન લઈને દગ્ધ થયેલો હોય તેને આપેલું દાન પણ નિષ્ફળ થાય છે. જે માણુસ દિવસે ઊંઘતો હોય, દિવસે મૈથુન કરતો હોય ને સંધ્યાસમયે ખાતો હોય, તેને આપેલું દાન પણ નિષ્ફળ થાય છે. જે મહાપાતકથી યુક્ત હોય, જેને નાતીલાઓએ નાત બહાર મૂક્યો હોય; કુંડ (પતિની હયાતીમાં પત્નીએ જાર પુરુષ સાથેના વ્યભિચારથી ઉત્પન્ન કરેલો પુત્ર) અને ગોલક (પતિના મરણ પછી પર પુરુષ સાથે વ્યભિચાર કરીને વિધવાએ પેદા કરેલો) હોય તેને આપેલું દાન પણ નિષ્ફળ થાય છે. પરિવિત્તિ (નાનો ભાઈ પરણેલો હોવા છતાં પોતે અપરિણીત રહેલો મોટો ભાઈ), શઠ, પરિવેત્તા (મોટો ભાઈ અવિવાહિત હોય છતાં પોતે પરણેલો નાનો ભાઈ), સ્ત્રીના વશમાં રહેનારો ને અત્યંત દુષ્ટ હોય, તેવા માણસોને આપેલું દાન પણ નિષ્ફળ થાય છે. મદ્યપાન કરનારો, માંસ ખાનારો, સ્ત્રી-લંપટ, અત્યંત લોભી, ચોર અને ચાડી-ખોર હોય એવા માણસોને આપેલું દાન પણ નિષ્ફળ થાય છે. હે દ્વિજશ્રેષ્ઠ ! જે કોઈ પણ માણુસ પાપકર્મ કર્યા કરતો હોય, સત્પુરુષોથી નિંદાયેલો હોય તેવા પાસેથી ક્યારેય દાન લેવું નહીં તેમ તેવા માણસને દાન આપવું પણ નહીં.

નારદ ! જે બ્રાહ્મણ સત્કર્મ કરતો હોય, તેને યત્નપૂર્વક દાન આપવું. જે દાન શ્રદ્ધાપૂર્વક તેમ જ ભગવાન વિષ્ણુને સમર્પણ થવાના ભાવથી આપવામાં આવ્યું હોય, તેમ જ

ઉત્તમ પાત્રે યાચના કરવાથી તેને આપવામાં આવ્યું હોય, તે દાન અત્યંત ઉત્તમ હોય છે. હે નારદ! આ લોક અને પરલોકમાં લાભ મળવાનો ઉદ્દેશ રાખીને સુપાત્રને આપવામાં આવતા સકામ દાનને મધ્યમ માનવામાં આવેલ છે. દંભથી, બીજાઓની હિંસાને માટે અવિધિપૂર્વક, ક્રોધથી, અશ્રદ્ધાથી તેમ જ અપાત્રને જે દાન આપવામાં આવે છે, તેને અધમ માનવામાં આવ્યું છે. રાજા બલિને સન્તુષ્ટ કરવા માટે એટલે કે અપવિત્ર ભાવથી તેમ જ અપાત્રને આપેલું દાન, અધમ સ્વાર્થસિદ્ધિ માટે કરવામાં આવેલું દાન મધ્યમ તથા ભગવાનની પ્રસન્નતા માટે કરવામાં આવેલું દાન ઉત્તમ છે–એમ વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ જ્ઞાની પુરુષો કહે છે. દાન, ભોગ અને નાશ–આ ધનની ત્રણ પ્રકારની ગતિ છે. જે નથી દાન કરતો કે નથી ઉપભોગમાં લેતો, તેનું ધન કેવળ તેના નાશનું કારણ થાય છે; બ્રહ્મન્! ધનનું ફળ છે ધર્મ: ને ધર્મ તે જ છે જે ભગવાન વિષ્ણુને પ્રસન્ન કરે. શું વૃક્ષો જીવન ધારણ નથી કરતાં? તેઓ પણ આ જગતમાં બીજાઓનાં હિત ખાતર જીવે છે. વિપ્રવર નારદ! જ્યારે વૃક્ષો પણ પોતાનાં મૂળ અને ફળ દ્વારા બીજાઓનું હિત સાધે છે, ત્યારે જો મનુષ્યો પરોપકારી ન થાય તો તેઓ મરેલા સમાન જ છે. મરણશીલ જે માણસો શરીરથી, ધનથી અથવા મન અને વાણીથી પણ બીજાઓને ઉપકારી થતા નથી, તેમને મહાન પાપી સમજવા જોઈએ. હે નારદ! આ વિષયમાં એક યથાર્થ ઇતિહાસ સંભળાવું છું, સાંભળો: તેમાં દાન આદિનું લક્ષણ પણ કહેવામાં આવશે, સાથે જ તેમાં ગંગાનું માહાત્મ્ય પણ આવી જશે, ને તે સર્વ પાપોનો નાશ કરનાર છે. આ ઇતિહાસમાં ભગીરથ અને ધર્મનો પુણ્યકારક સંવાદ છે.

સગરના કુલમાં ભગીરથ નામનો રાજા થઈ ગયો. જે સાત દ્વીપો અને સમુદ્રો સહિત આ પૃથ્વી પર શાસન કરતો હતો. તે હમેશાં ધર્મમાં તત્પર, સત્ય વચન બોલનારો અને પ્રતાપી હતો. તે કામદેવના જેવો રૂપાળો, મહાન યજ્ઞકર્તા ને વિદ્વાન હતો. તે રાજા ભગીરથ ધૈર્યમાં હિમાલય અને ધર્માચરણમાં ધર્મરાજ સમાન હતો. તેનામાં સર્વ પ્રકારનાં શુભ લક્ષણો હતાં. હે મુને! તે સર્વ શાસ્ત્રોના પારને પામેલો વિદ્વાન, સર્વ સંપત્તિઓથી યુક્ત અને સર્વને આનંદ આપનાર હતો. અતિથિઓનો સત્કાર કરવામાં યત્નપૂર્વક લાગેલો રહેતો અને સદા ભગવાન્ વાસુદેવની આરાધનામાં તત્પર રહેતો હતો. તે અતિ પરાક્રમી, સદ્‌ગુણોનો ભંડાર, બધાના પ્રત્યે મૈત્રીભાવથી યુક્ત, દયાળુ તથા ઉત્તમ બુદ્ધિવાળો હતો. રાજા ભગીરથને આવા ગુણોથી યુક્ત જાણીને એક દિવસે સાક્ષાત્ ધર્મરાજ તેનાં દર્શન કરવા માટે આવ્યા. રાજાએ પોતાના ઘેર પધારેલા ધર્મરાજાનું શાસ્ત્રીય વિધિથી પૂજન કર્યું. ત્યાર પછી ધર્મરાજ પ્રસન્ન થઈને રાજાને કહેવા લાગ્યા.

ધર્મરાજ બોલ્યા: ધર્મજ્ઞોમાં શ્રેષ્ઠ હે ભગીરથ! તમે ત્રણે લોકમાં પ્રસિદ્ધ છો. હું ધર્મરાજ છું; છતાં તમારી કીર્તિ સાંભળીને તમારાં દર્શન માટે આવ્યો છું. તમે સન્માર્ગમાં તત્પર, સત્યવાદી અને સર્વ પ્રાણીઓના હિતેચ્છુ છો. તમારામાં રહેલા ઉત્તમ ગુણોને લીધે દેવતાઓ પણ તમારાં દર્શન કરવા ઇચ્છે છે. હે ભૂપાલ! જ્યાં કીર્તિ, નીતિ અને સંપત્તિ છે, ત્યાં નિશ્ચય જ ઉત્તમ ગુણ, સાધુપુરુષ તથા દેવતાઓ નિવાસ કરે છે, રાજન્! હે મહાભાગ! સમસ્ત પ્રાણીઓના હિતમાં લાગ્યા રહેવું વગેરે તમારું ચરિત્ર ઘણું સુંદર છે. તે મારા જેવાઓ માટે પણ દુર્લભ છે.

આ પ્રમાણે કહેતા ધર્મરાજને પ્રણામ

કરીને રાજા ભગીરથ પ્રસન્ન તેમ જ નમ્ર ભાવથી મધુર વાણીમાં બોલ્યા :

ભગીરથ બોલ્યા : ભગવન્ ! આપ સર્વ ધર્મોના જ્ઞાતા છો. આપ સમદર્શી પણ છો. હું જે કાંઈ પૂછું તે કૃપા કરીને મને કહો. કેટલા પ્રકારના ધર્મ કહેવામાં આવ્યા છે? ધર્માત્મા પુરુષોના કયા લોક છે? યમલોકમાં કેટલા પ્રકારની યાતનાઓ બતાવવામાં આવી છે? તે કોને ભોગવવી પડે છે? હે મહાભાગ ! કેવાં માણસો આપના દ્વારા માન પામે છે? અને કેવા લોકોને આપ સજા કરો છો? આ બધું વિસ્તારપૂર્વક કહેવાની કૃપા કરો.

ધર્મરાજ બોલ્યા : ભલે, બહુ સારું. હે મહાબુદ્ધે! બહુ સારું ! તમારી બુદ્ધિ નિર્મળ અને ઓજસ્વિની છે. ધર્મ અને અધર્મનું હું યથાર્થ વર્ણન કરું છું. તમે ભક્તિ-પૂર્વક સાંભળો. ધર્મ અનેક પ્રકારના બતાવવામાં આવ્યા છે કે જેમનાથી પુણ્ય-લોકની પ્રાપ્તિ થાય છે. એવી જ રીતે અધર્મનાં આચરણોને લીધે ઉત્પન્ન થનારી યાતનાઓ પણ અસંખ્ય છે. જે જોવામાં પણ ભયંકર છે. આથી હું ટૂંકમાં જ ધર્મ અને અધર્મનું દિગ્દર્શન કરાવીશ. બ્રાહ્મણ-ને જીવિકા આપવાનું કાર્ય અત્યંત પુણ્યમય કહેવામાં આવ્યું છે. એવી જ રીતે અધ્યાત્મ-તત્ત્વને જાણનારા પુરુષને આપેલું દાન અક્ષય હોય છે. બ્રાહ્મણને સર્વ દેવતાઓનું સ્વરૂપ હોવાનું કહેવામાં આવેલ છે. તેને જીવિકા આપનારા મનુષ્યને મળતા પુણ્યનું વર્ણન કરવામાં કોણ સમર્થ છે? જે નિત્ય (સદાચારી) બ્રાહ્મણનું હિતકાર્ય કરે છે, તેણે સર્વ યજ્ઞોનું અનુષ્ઠાન કર્યું, સર્વ તીર્થોમાં સ્નાન કર્યું અને સર્વ પ્રકારની તપશ્ચર્યા પૂર્ણ કરી હોવાનું માનવામાં આવ્યું છે. બ્રાહ્મણોને જીવિકા આપવા માટે 'આપો' આમ કહીને બીજાને પ્રેરણા આપે છે, તેને પણ તેના દાનનું ફળ મળે છે.

જે માણસ પોતે અથવા બીજાઓ પાસે તળાવ બનાવડાવે છે તેને મળતા પુણ્યનું વર્ણન કરવાનું અસંભવ છે. હે રાજન્ ! કોઈ પથિક તે તળાવમાંનું પાણી પીએ તો તેને બંધાવનારનાં સર્વ પાપો અવશ્ય નષ્ટ થઈ જાય છે. જે માણસ એક દિવસ પણ ભૂમિ પર જળનો સંગ્રહ અને તેનું સંરક્ષણ કરે છે, તે સર્વ પાપોથી છૂટી જઈને સો વર્ષ સુધી સ્વર્ગલોકમાં નિવાસ કરે છે. જે માણસ પોતાની શક્તિ પ્રમાણે તળાવ ગોડાવવામાં મદદ કરે છે, તેનાથી સંતોષ પામીને જે તેને પ્રેરણા આપે છે, તે પણ તળાવ બનાવવાનું પુણ્ય મેળવે છે. સરસવના દાણા જેટલી માટી પણ તળાવમાંથી કાઢીને જે બહાર ફેંકે છે, તે અનેક પાપોથી મુક્ત થઈને સો વર્ષ સુધી સ્વર્ગમાં નિવાસ કરે છે. હે નૃપશ્રેષ્ઠ ! જેના પર દેવતાઓ અથવા ગુરુજન સન્તુષ્ટ થાય છે, તે તળાવ ગોડાવવાથી મળતા પુણ્યનો અધિકારી થાય છે—આ સનાતન શ્રુતિ છે.

હે નૃપશ્રેષ્ઠ! આ સંબંધમાં હું તમને એક ઇતિહાસ સંભળાવું છું. જે સાંભળીને માણસ બધાં પાપોમાંથી છૂટી જાય છે, એમાં સંશય નથી. ગૌડદેશમાં વીરભદ્ર નામનો એક અતિ વિખ્યાત રાજા થઈ ગયો. તે મહાપ્રતાપી, વિદ્વાન તેમ જ હમેશાં બ્રાહ્મણોનું પૂજન કરનારો હતો. વેદ અને શાસ્ત્રોની આજ્ઞા અનુસાર કુળને ઉચિત સદાચારનું તે સદા પાલન કરતો અને મિત્રોના અભ્યુ-દયમાં સદા સાથ આપતો હતો. તેની રાણીનું નામ ચંપકમંજરી હતું. તેના મંત્રીઓ શું કરવા યોગ્ય છે અને શું અયોગ્ય છે એનો વિચાર કરવામાં કુશળ હતા. તેઓ સદા ધર્મશાસ્ત્રો દ્વારા ધર્મનો નિર્ણય કરતા હતા. પ્રાયશ્ચિત્ત, ચિકિત્સા, જ્યોતિષ

અને ધર્મનો નિર્ણય શાસ્ત્રના આધાર વિના જે કરે છે, તેને બ્રહ્મઘાતી હોવાનું કહ્યું છે. મનમાં એવો વિચાર કરીને રાજા હમેશાં પોતાના આચાર્યો પાસે મનુ આદિએ બતાવેલા ધર્મોનું વિધિપૂર્વક શ્રવણ કરતો હતો. તેના રાજ્યમાં અદનામાં અદનો માણસ અન્યાયનું આચરણ કરતો ન હતો; ધર્મપૂર્વક પાળવામાં આવતો તેનો દેશ સ્વર્ગ સમાન હતો ને ઉત્તમ રાજ્યના આદર્શરૂપ હતો.

એક દિવસે રાજા વીરભદ્ર મંત્રી વગેરે સાથે શિકાર કરવા માટે ગાઢ જંગલમાં ગયો ને બપોર થતાં સુધી આમતેમ ફરતો રહ્યો. તે ઘણો થાકી ગયો હતો. હે ભગીરથ! તે વખતે રાજાને ત્યાં આગળ એક નાનું સરખું તળાવ દેખાયું. તે પણ સુકાઈ ગયેલું હતું. તે જોઈને મંત્રીએ વિચાર કર્યો કે પૃથ્વી ઉપર આવેલા આ શિખર પર આ તળાવ કોણે બંધાવ્યું છે? અહીં જળ કેવી રીતે મળી શકે કે જે પીને આ રાજા વીરભદ્ર તરસ મટાડીને જીવન ધારણ કરી શકે! હે નૃપશ્રેષ્ઠ! ત્યાર પછી મંત્રીના મનમાં તે તળાવ ખોદાવવાનો વિચાર થયો. તેણે એક હાથ જેટલો ખાડો ખોદીને તેમાંથી જળ મેળવ્યું. હે રાજન્! તે જળ પીવાથી રાજાને અને તેના બુદ્ધિસાગર નામના મંત્રીને પણ તૃપ્તિ થઈ. આથી ધર્મ અને અર્થને જાણનારા બુદ્ધિસાગરે રાજાને કહ્યું: 'હે રાજન્! આ તળાવ પહેલાં વરસાદના પાણીથી ભરેલું હતું, એને બધી બાજુથી વધારે ખોદાવીને ચણાવી લેવું જોઈએ—એમ હું માનું છું. દેવ! હે નિષ્પાપ રાજન્! આપ આ વાતમાં સંમત થશો ને એ માટે આજ્ઞા આપશો. નૃપશ્રેષ્ઠ! વીરભદ્ર પોતાના મંત્રીની આ વાત સાંભળીને બહુ પ્રસન્ન થયો ને આ કામ કરવા માટે તૈયાર થયો. તેણે પોતાના મંત્રી બુદ્ધિસાગરને જ આ શુભ કામ કરવા માટે નીમ્યો. ત્યાર પછી રાજાની આજ્ઞાથી અતિશય પુણ્યાત્મા બુદ્ધિસાગર તે તળાવને એક મોટા સરોવરમાં ફેરવવાના કામમાં લાગી ગયો અને તેની લંબાઈ અને પહોળાઈ બધી બાજુથી પચાસ ધનુષ જેટલી થઈ (એક ધનુષ એટલે ચાર હાથ). તેની ચારે બાજુ પથ્થરના પાકા ઘાટ બનાવવામાં આવ્યા. તે સરોવરમાં અગાધ જલરાશિનો સંચય થઈ ગયો. આવું સરોવર બનાવરાવીને મંત્રીએ રાજાને બધા સમાચાર જણાવ્યા. ત્યાર પછી વનનાં સર્વ પ્રાણીઓ અને પથિકો તે સરોવરમાંનું પાણી પીવા લાગ્યાં. આયુષ્ય પૂરું થતાં મંત્રી બુદ્ધિસાગરનું મૃત્યુ થયું. હે રાજન્! તેઓ મારા ધર્મરાજના લોકમાં ગયા. એમની ધર્મ સંબંધી પ્રવૃત્તિ વિષે ચિત્રગુપ્તને મેં પૂછ્યું, ત્યારે ચિત્રગુપ્તે એણે સરોવર બનાવ્યા વિષેનું એનું સર્વ કાર્ય મને જણાવ્યું. રાજાને એ ધર્મકાર્યનો ઉપદેશ આપતો હતો, એમ પણ સાથે સાથે કહ્યું; એટલા માટે આ ધર્મવિમાન પર ચડવાનો એ અધિકારી છે. હે રાજન્! ચિત્રગુપ્તે આ પ્રમાણે કહેવાથી મેં બુદ્ધિસાગરને ધર્મવિમાન પર ચડવાની આજ્ઞા આપી દીધી. હે ભગીરથ! પછી કાલાન્તરે રાજા વીરભદ્ર પણ મૃત્યુ પામ્યા પછી મારી પાસે આવ્યો ને પ્રસન્નતાપૂર્વક મને પ્રણામ કર્યા. મેં તેની બાબતમાં પણ અહીં ચિત્રગુપ્તને પૂછ્યું, એટલે તેણે રાજાએ સરોવર ખોદાવ્યાથી થયેલા ધર્મકાર્યની વાત મને કરી ત્યારે મેં રાજાને જે વાત કરી તે સાંભળો. મેં કહ્યું:

'હે ભૂપાલ ભગીરથ! પૂર્વકાલમાં સૈકતગિરિના શિખર પર લાવક નામના એક પક્ષીએ પાણી મેળવવા માટે પોતાની ચાંચથી બે આંગળ જેટલી જમીન ખોદી.

નૃપશ્રેષ્ઠ! ત્યારપછી એક વરાહે પોતાના દાંતથી એક હાથ ઊંડો ખાડો ખોદ્યો, ત્યારથી તેમાં હાથભર ઊંડું પાણી રહેતું હતું. ત્યારપછી એક સમયે કાલી નામના એક પક્ષીએ તેને વધારે ખોદીને બે હાથ ઊંડો કરી દીધો. હે મહારાજ! ત્યારથી તેમાં બે મહિના સુધી પાણી ટકવા માંડ્યું. વનમાંનાં નાનાં નાનાં પ્રાણીઓ તરસથી વ્યાકુળ થતાં ત્યારે તે પાણી પીતાં હતાં. હે સુવ્રત! ત્યાર બાદ ત્રણ વર્ષ પછી હાથીએ તે ખાડો ત્રણ હાથ ઊંડો કરી નાખ્યો. હવે તેમાં વધારે જળ સંચિત થઈને ત્રણ મહિના સુધી ટકવા લાગ્યું. જંગલમાંનાં જીવજંતુઓ તે પીધા કરતાં હતાં. પાણી સુકાઈ ગયા પછી તમે તે સ્થાન પર આવ્યા. ત્યાં એક હાથ માટી ખોદીને તમે જળ પ્રાપ્ત કર્યું. હે નરપતે! ત્યાર પછી મંત્રી બુદ્ધિસાગરના ઉપદેશથી તમે પચાસ ધનુષ લંબાઈ–પહોળાઈમાં તે ખાડાને તેટલો જ ઊંડો ગોડાવ્યો. આથી તેમાં પુષ્કળ જળ સંચિત થઈ ગયું. ત્યાર પછી પથ્થરના મોટા ઘાટ બંધાઈ ગયા પછી તે તળાવ મહાન સરોવરના રૂપમાં પરિવર્તન પામ્યું. તેને કાંઠે લોકોને આરામ આપવા માટે ચારે બાજુ વૃક્ષો ઉગાડવામાં આવ્યાં. તે તળાવ ખોદાવવાથી મળેલા પોતપોતાના પુણ્યથી આ પાંચ જીવ ધર્મવિમાન પર આરૂઢ થયેલા છે. હવે છઠ્ઠા તમે પણ તેના પર ચડી જાઓ.' હે ભગીરથ! મારું આ વચન સાંભળીને છઠ્ઠો રાજા વીરભદ્ર પણ તે પાંચ જણની પેઠે જ પુણ્યાત્મા બનીને તે ધર્મ-વિમાન પર જઈ બેઠો. હે રાજન્! આ પ્રમાણે મેં તળાવ ખોદાવવાથી મળતા સંપૂર્ણ ફળનું વર્ણન કર્યું. આ સાંભળવાથી માણસ જન્મથી લઈને મૃત્યુ સુધીનાં સર્વ પાપોથી મુક્ત થઈ જાય છે.

જે માણસ શ્રદ્ધાપૂર્વક આ કથા સાંભળે છે અથવા વાંચે છે, તે પણ તળાવ બનાવરાવવાના સંપૂર્ણ પુણ્યને પ્રાપ્ત કરી લે છે. ૧–૯૫

यो नरः श्रद्धया युक्तो व्याख्यातं शृणुयात्पठेत् ।
सोऽप्याप्नोत्यखिलं पुण्यं सरोनिर्माणसम्भवम् ॥९५॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'ધર્માખ્યાન' નામનો ૧૨ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૩ : ધર્માનુકથન

धर्मराज उवाच ।

देवतायतनं यस्तु कुरुते कारयत्यपि ।
शिवस्यापि हरेर्वापि तस्य पुण्यफलं शृणु ॥ १ ॥

ધર્મરાજ બોલ્યા : જે માણસ શિવ અથવા વિષ્ણુનું મંદિર બનાવે છે કે બનાવડાવે છે તેને જે પુણ્ય મળે છે, તેનું ફળ સાંભળો.

તે માણસ પોતાના માતૃકુળ અને પિતૃકુળની લાખો ને કરોડો પેઢીઓ સહિત ત્રણ કલ્પ સુધી વિષ્ણુના લોકમાં નિવાસ કરે છે એમાં સંશય નથી. જે માણસ માટીથી દેવમંદિર બનાવે છે તેને જે ફળ મળે છે તે કહું છું, સાંભળો : તેનું શરીર દિવ્ય થઈ જાય છે અને તે શ્રેષ્ઠ વિમાનમાં બેસીને ત્રણ કલ્પ સુધી વિષ્ણુલોકમાં રહે છે. જે પાકા ચણતરનું દેવમંદિર બનાવે છે, તે દિવ્ય દેહ ધારણ કરીને શ્રેષ્ઠ વિમાનમાં બેસી વિષ્ણુલોકમાં જાય છે. ત્યાં ત્રણ કલ્પ સુધી રહીને બ્રહ્મલોક પ્રતિ પ્રસ્થાન કરે છે. ત્યાં તે બે કલ્પ સુધી રહ્યા પછી એક કલ્પ સુધી સ્વર્ગમાં નિવાસ કરે છે. તે પછી તે માણસ યોગીઓના કુળમાં ઉત્પન્ન થાય છે ને દયાળુ રહે છે. પછી યોગ વડે વિષ્ણુનું ધ્યાન કરતો રહીને શાશ્વત મુક્તિને પ્રાપ્ત થાય છે. કાષ્ઠ વડે દેવમંદિર બનાવનારને બમણું ફળ મળે છે. ઈંટોથી બનાવનારને ચારગણું અને આરસપહાણથી દેવમંદિર બનાવનારને દશગણું ફળ મળે છે. તાંબાથી બનાવનારને સોગણું અને સુવર્ણથી દેવ-

મંદિર બનાવનારને કરોડગણું ફળ મળે છે. જે દેવાલય, તળાવ અને ગામનું રક્ષણ કરે છે, તેને તેના બનાવનારા કરતાં સોગણું ફળ મળે છે. દેવમંદિરને વાળવાનું, ધોવાનું અને લૂછવાનું કાર્ય ભક્તિપૂર્વક કરનારા માણસને અનંત પુણ્ય મળે છે. વેતન આપીને દેવાલયની સેવા કરનાર અથવા વેતન વિના દેવમંદિરનું કામ કરનારાઓને સદા માટે વિષ્ણુલોક પ્રાપ્ત થાય છે.

હે રાજન્! કાચું તળાવ બનાવવાનું ફળ પાકા તળાવ કરતાં અડધું કહેવામાં આવ્યું છે. કૂવો બનાવવાનું ફળ ચોથા ભાગનું મળે છે એમ જણાવવામાં આવ્યું છે. વાવડી બનાવવાથી કમળોથી ભરેલા સરોવર બનાવવા જેટલું પુણ્ય પ્રાપ્ત થાય છે; એમ બ્રહ્મા કહે છે. હે ભૂપાલ! નહેર બનાવવાથી વાવડી કરતાં સોગણું ફલ પ્રાપ્ત થાય છે. શ્રીમન્ત માણસ પથ્થરથી મંદિર કે તળાવ બનાવરાવે અને ગરીબ માણસ માટીથી બનાવે તો તે બંનેનું સરખું જ ફળ મળે છે.

ધનાઢ્ય માણસ એક નગર દાનમાં આપે અને ગરીબ એક હાથ ભૂમિ આપે આ બંનેનું દાનનું સમાન ફળ છે એમ વેદવેત્તા પુરુષો કહે છે. જે ધની પુરુષ ઉત્તમ પુણ્યફળ આપવાના સાધનરૂપ તળાવનું નિર્માણ કરે છે અને નિર્ધન માણસ કેવલ એક કૂવો બનાવરાવે તો તે બંનેનું પુણ્ય સરખું જ મળે છે એમ કહેવામાં આવ્યું છે. જે માણસ ઘણાં પ્રાણીઓને આરામ મળે તે હેતુથી મઠ કે આશ્રમ અથવા ધર્મશાળા બનાવરાવે છે તે ત્રણ પેઢીઓ સહિત બ્રહ્મલોકમાં જાય છે.

હે રાજન્! ધેનુ અથવા બ્રાહ્મણ અથવા બીજું જે કોઈ પણ અડધી પળ પણ તે આશ્રમની છાયામાં ઊભું રહે છે, તે તેના બનાવનારને સ્વર્ગલોકમાં પહોંચાડે છે. રાજન્! જે માણસ બાગબગીચા, દેવમંદિર બનાવરાવે છે; તળાવ ખોદાવરાવે છે અથવા ગામ વસાવે છે, તે ભગવાન વિષ્ણુની સાથે પૂજાય છે. જે તુલસીનાં મૂળિયાંના અગ્રભાગની માટીથી, ગોપીચંદનથી, ચિત્રકૂટની માટીથી અથવા ગંગાની મૃત્તિકાથી ઊર્ધ્વપુંડ્ર તિલક કરે છે, તેને પ્રાપ્ત થતા પુણ્યના ફળનું વર્ણન સાંભળો. તે શ્રેષ્ઠ વિમાનમાં બેસીને ગન્ધર્વો અને અપ્સરાઓના સમુદાય દ્વારા પોતાના ચરિત્રનું ગાન સાંભળે છે ને ભગવાન વિષ્ણુના ધામમાં આનંદ ભોગવે છે.

જે માણસ તુલસીના છોડ પર થોડું પણ પાણી રેડે છે તે ભગવાન વિષ્ણુની સાથે ચંદ્ર અને નક્ષત્રો વિદ્યમાન હોય ત્યાં સુધી રહે છે ને ત્યાર પછી વિષ્ણુમાં લય પામે છે. બ્રાહ્મણોને કોમળ તુલસીદલ આપનારો ત્રણ પેઢીઓ સાથે બ્રહ્મલોકમાં જાય છે. તુલસીના છોડની ચારે બાજુ વાડ કરનારો અથવા ક્યારો બનાવનારો પણ એકવીસ પેઢીઓ સાથે ભગવાન વિષ્ણુના ધામમાં આનંદનો અનુભવ કરે છે. હે નરેશ્વર! તુલસીનાં કોમળ દળથી ભગવાન વિષ્ણુનાં ચરણકમળની પૂજા કરનારો વિષ્ણુલોકને પામે છે; તેનું ત્યાંથી ક્યારેય પુનરાગમન થતું નથી.

પુષ્પ તથા ચંદન મિશ્રિત જળથી ભગવાન ગોવિંદને સ્નાન કરાવનારો માણસ વિષ્ણુના ધામમાં જાય છે. કપૂરથી ગાળેલા જળ વડે જે માણસ ભગવાન લક્ષ્મીપતિને નવડાવે છે તે સર્વ પાપોથી મુક્ત થઈને ભગવાન વિષ્ણુની સાથે સુખી થાય છે. સૂર્યની સંક્રાન્તિના દિવસે દૂધ વગેરેથી જે શ્રીહરિને નવડાવે છે તે એકવીસ પેઢીઓની સાથે વિષ્ણુલોકમાં નિવાસ કરે છે. શુક્લપક્ષમાં ચતુર્દશી, અષ્ટમી, પૂર્ણિમા, એકાદશી, રવિવાર, દ્વાદશી, પંચમી તિથિ, સૂર્યગ્રહણ, ચંદ્રગ્રહણ, મન્વાદિતિથિ, યુગાદિતિથિ, સૂર્ય

અડધો ઉદય પામ્યો હોય તે સમયે; પુષ્ય નક્ષત્રમાં સૂર્ય હોય ત્યારે; રોહિણી અને બુધના યોગમાં; શનિ અને રોહિણી તથા મંગળ અને અશ્વિનીના યોગમાં; શનિ-અશ્વિની; બુધ-અશ્વિની; શુક્ર-રેવતીયોગ; બુધ-અનુરાધા; શ્રવણ-સૂર્ય; સોમવાર-શ્રવણ; હસ્ત-બૃહસ્પતિ; બુધ-અષ્ટમી તેમ જ બુધ અને (પૂર્વા અથવા ઉત્તરા પૈકી ગમે તે) આષાઢાના યોગમાં અને અન્યાન્ય પવિત્ર દિવસોમાં જે પુરુષ શાન્તચિત્ત, મૌન અને પવિત્ર થઈને દૂધ, દહીં, ઘી અને મધથી શ્રીવિષ્ણુને સ્નાન કરાવે છે, તેને પ્રાપ્ત થનારા ફળનું વર્ણન સાંભળો. તે સર્વ પાપોથી છૂટી જઈને સંપૂર્ણ યજ્ઞોનું ફળ પામે છે અને એકવીસ પેઢીઓની સાથે વૈકુંઠધામમાં નિવાસ કરે છે. પછી તે જ જ્ઞાન પ્રાપ્ત કરીને તે પુનરાવૃત્તિથી રહિત અને યોગીઓને માટે પણ દુર્લભ હરિનું સાયુજ્ય પ્રાપ્ત કરે છે.

હે ભૂપતે! જે કૃષ્ણપક્ષમાં ચતુર્દશી તિથિ અને સોમવારના દિવસે ભગવાન શંકરને દૂધથી નવડાવે છે, તે શિવનું સાયુજ્ય પ્રાપ્ત કરે છે. અષ્ટમી અથવા સોમવારના દિવસે ભક્તિપૂર્વક નારિયેળના જળથી ભગવાન શિવને સ્નાન કરાવીને મનુષ્ય શિવ-સાયુજ્યનો અનુભવ કરે છે. ભૂપતે! શુક્લપક્ષની ચતુર્દશી અથવા અષ્ટમીએ ઘી અને મધ વડે ભગવાન શિવને સ્નાન કરાવીને માણસ સાત પેઢીઓ સાથે તેમનું સારૂપ્ય પ્રાપ્ત કરે છે. શિવને ભક્તિપૂર્વક જે શેરડીના રસથી સ્નાન કરાવે છે, તે સાત પેઢીઓ સાથે એક કલ્પ સુધી ભગવાન શિવના લોકમાં નિવાસ કરે છે. પછી શિવનું સાયુજ્ય પ્રાપ્ત કરે છે.

હે નરેશ! એકાદશીના દિવસે સુગંધિત ફૂલો વડે ભગવાન વિષ્ણુની પૂજા કરીને મનુષ્ય દશ હજાર જન્મોનાં પાપોથી છૂટી જાય છે અને તેમના પરમ ધામને પ્રાપ્ત કરે છે. હે મહારાજ! ચંપાનાં ફૂલોથી ભગવાન વિષ્ણુની અને આકડાનાં ફૂલોથી ભગવાન શંકરની પૂજા કરીને મનુષ્ય તે તે દેવોનું સાલોક્ય પ્રાપ્ત કરે છે. જે મનુષ્ય ભક્તિપૂર્વક ભગવાન શંકર અથવા વિષ્ણુને ઘીથી યુક્ત ગૂગળનો ધૂપ અર્પણ કરે છે, તે સર્વ પાપોથી છૂટી જાય છે. હે નૃપશ્રેષ્ઠ! જે ભગવાન વિષ્ણુ અથવા શંકરને તલના તેલનો દીવો અર્પણ કરે છે, તે સમસ્ત કામનાઓને પ્રાપ્ત કરી લે છે. જે ભગવાન શિવ અથવા વિષ્ણુને ઘીનો દીવો આપે છે, તે સર્વ પાપોથી મુક્ત થઈને ગંગાસ્નાનનું ફળ પામે છે.

જે જે અભીષ્ટ વસ્તુઓ હોય તે સર્વનું બ્રાહ્મણને દાન કરનારો મનુષ્ય પુનર્જન્મથી રહિત એવા ભગવાન વિષ્ણુના ધામમાં જાય છે. અન્નદાન અને જળના દાન જેવું કોઈ દાન નથી ને એના જેવું કોઈ દાન થવાનુંય નથી. અન્નદાન કરનારને પ્રાણદાતા કહેવામાં આવ્યો છે ને પ્રાણદાતા સર્વ કાંઈ આપનારો હોય છે.

હે નૃપશ્રેષ્ઠ! અન્નદાન કરનારને સર્વ દાનોનું ફળ મળે છે. જળદાનને તત્કાળ તુષ્ટિ આપનારું માનવામાં આવ્યું છે. હે નૃપશ્રેષ્ઠ! એટલા માટે બ્રહ્મવાદીઓએ જળદાનને અન્નદાન કરતાં શ્રેષ્ઠ હોવાનું કહ્યું છે. મહાપાતક અથવા ઉપપાતકોથી યુક્ત મનુષ્ય પણ જો જળદાન કરે છે તો તે સર્વ પાપોથી મુક્ત થઈ જાય છે, એમ બ્રહ્મા કહે છે. શરીર અન્નથી ઉત્પન્ન થાય છે, એમ કહેવામાં આવ્યું છે. પ્રાણોને પણ અન્નથી ઉત્પન્ન થયા હોવાનું માનવામાં આવે છે. તેથી હે પૃથ્વીપતે! અન્નદાતાને પ્રાણદાતા માનવો જોઈએ; કારણ કે તૃપ્તિ આપનારું દાન સર્વ મનોવાંછિત ફળને આપે છે; એટલા માટે હે ભૂપાલ! આ પૃથ્વી પર

અન્નદાન સમાન બીજું કોઈ દાન નથી.

જે દરિદ્ર અથવા રોગી મનુષ્યની રક્ષા કરે છે, તેના પર પ્રસન્ન થઈને ભગવાન વિષ્ણુ તેની સર્વ કામનાઓ પૂર્ણ કરે છે. મન, વાણી અને કર્મથી રોગીની રક્ષા કરનારો માણસ બધાં પાપોથી છૂટી જાય છે ને તેની બધી સદ્દઇચ્છાઓ પૂરી થાય છે.

બ્રાહ્મણને નિવાસ કરવા માટે જે માણસ સ્થાનનું દાન આપે છે, તેના પર પ્રસન્ન થઈને દેવેશ્વર ભગવાન વિષ્ણુ તેને પોતાના લોકમાં સ્થાન આપે છે. બ્રહ્મવેત્તા બ્રાહ્મણને જે માણસ દૂઝણી ગાયનું દાન કરે છે, તે બ્રહ્મલોકમાં જાય છે ને વેદવેત્તા બ્રાહ્મણને કપિલા ગાયનું દાન કરનારો સર્વ પાપોથી મુક્ત થઈને રુદ્રસ્વરૂપ થઈ જાય છે.

હે રાજન્ ! ભયથી વ્યાકુળ થયેલા ચિત્તવાળા માણસોને જે અભયદાન આપે છે તેને મળનારા પુણ્યના ફળનું વર્ણન કરું છું, તે સાંભળો. ઉત્તમ દક્ષિણા આપીને કરવામાં આવેલા યજ્ઞો અને ભયભીત મનુષ્યની કરવામાં આવેલી પ્રાણરક્ષા આ બન્નેનું ફળ સમાન છે. ભયથી વ્યાકુળ થયેલા બ્રાહ્મણની રક્ષા કરનારાને સર્વ તીર્થોમાં કરેલાં સ્નાન અને સર્વ યજ્ઞોમાં લીધેલી દીક્ષાનું ફળ મળે છે. વસ્ત્રદાન કરનારો રુદ્રલોકમાં અને કન્યાનું દાન આપનારો બ્રહ્મલોકમાં જાય છે.

હે ભૂપતે ! કાર્તિક અથવા આષાઢ માસની પૂર્ણિમાએ જે મનુષ્ય ભગવાન શિવની પ્રસન્નતા માટે વૃષોત્સર્ગ કર્મ કરે છે, તે સાત જન્મોનાં પાપથી મુક્ત થઈને રુદ્રનું સ્વરૂપ પ્રાપ્ત કરે છે. હે નૃપશ્રેષ્ઠ ! જે માણસ પાડાને શિવલિંગથી આંકીને છૂટો મૂકે છે, તેને ક્યારેય યમયાતના-(નરક)ની પ્રાપ્તિ થતી નથી. હે નૃપસત્તમ ! જે મનુષ્ય શક્તિ અનુસાર તામ્બૂલનું દાન કરે છે, તેના પર પ્રસન્ન થઈને ભગવાન વિષ્ણુ તેને આયુષ, યશ તથા લક્ષ્મી પ્રદાન કરે છે. દૂધ, દહીં, ઘી અને મધનું દાન કરનારો દશ હજાર દિવ્ય વર્ષ સુધી સ્વર્ગલોકમાં પ્રતિષ્ઠિત થાય છે.

હે નૃપોત્તમ ! શેરડીનું દાન કરનારો માણસ બ્રહ્મલોકમાં જાય છે. સુગંધી દ્રવ્ય તેમ જ પવિત્ર ફળ આપનારો પુરુષ પણ બ્રહ્મધામમાં જાય છે. ગોળ અને શેરડીના રસનું દાન આપનારો મનુષ્ય ક્ષીરસાગરને પ્રાપ્ત થાય છે. વિદ્યાનું દાન કરવાથી મનુષ્યને ભગવાન વિષ્ણુનું સાયુજ્ય પ્રાપ્ત થાય છે. વિદ્યાદાન, ભૂમિદાન અને ગોદાન—આ ઉત્તમથી ઉત્તમ ત્રણ દાન અનુક્રમે જપ, ખેડવા-વાવવાની સરળતા અને દૂધ દોહવાને લીધે નરકથી ઉદ્ધાર કરનારાં થાય છે.

હે નૃપોત્તમ ! સર્વ દાનોમાં વિદ્યાદાન શ્રેષ્ઠ છે. વિદ્યાદાનથી મનુષ્ય ભગવાન વિષ્ણુનું સાયુજ્ય પ્રાપ્ત કરી લે છે. ઈંધનનું દાન કરવાથી મનુષ્યને ઉપપાતકોથી મુક્તિ મળે છે. શાલગ્રામનું દાન મહાદાન કહેવાયું છે, તેનું દાન કરવાથી મનુષ્ય મોક્ષ પામે છે. શિવલિંગના દાનને પણ આવું જ માનવામાં આવ્યું છે. હે પ્રભો ! જે મનુષ્ય શ્રેષ્ઠ પુરુષોને ઘરનું દાન કરે છે; રાજન્ ! તેને ગંગાસ્નાનનું ફળ અવશ્ય મળે છે.

નૃપશ્રેષ્ઠ ! જે રત્નયુક્ત સુવર્ણનું દાન કરે છે, તે ભોગ અને મોક્ષ બન્ને પ્રાપ્ત કરે છે; કારણ કે સુવર્ણના દાનને મહાદાન માનવામાં આવેલ છે. માણેકનું દાન કરવાથી મનુષ્ય પરમ મોક્ષને પ્રાપ્ત થાય છે. હીરાનું દાન દેવાથી માણસ ધ્રુવલોકમાં જાય છે, પરવાળાંનું દાન કરવાથી સ્વર્ગ તેમ જ રુદ્રલોકની પ્રાપ્તિ થાય છે. વાહનનું તેમ જ મોતીનું દાન આપવાથી દાતા ચંદ્રલોકને પ્રાપ્ત કરે છે, વૈડૂર્ય અને પદ્મરાગમણિ આપનારો મનુષ્ય રુદ્રલોકમાં જાય

છે. પદ્મરાગમણિના દાનથી સર્વત્ર સુખની પ્રાપ્તિ થાય છે. રાજન્! ઘોડાનું દાન કરનારો લાંબા સમય સુધી અશ્વિનીકુમારોની સમીપ રહે છે, હાથીનું દાન મહાદાન છે. તેના દાનથી મનુષ્યની સર્વ કામનાઓ પૂર્ણ થાય છે. ભેંસ આપનારો ખરેખર અપમૃત્યુને જીતી લે છે. ગાયોને ઘાસ આપવાથી રુદ્રલોકની પ્રાપ્તિ થાય છે. હે મહીપતે! લવણનું દાન કરનારો વરુણલોકમાં જાય છે.

જે પોતાના આશ્રમને ઉચિત આચારપાલનમાં સંલગ્ન, સર્વ ભૂતોના હિતમાં તત્પર તથા દંભ અને અસૂયાથી રહિત હોય છે, તે બ્રહ્મલોકમાં જાય છે. રાગ, દ્વેષ અને ઈર્ષ્યાથી રહિત થઈને જેઓ બીજાઓને પરમાર્થનો ઉપદેશ આપે છે ને પોતે પણ ભગવાનનાં ચરણોની આરાધનામાં લાગ્યા રહે છે, તેઓ વૈકુંઠમાં જાય છે. જેઓ સત્સંગમાં આનંદનો અનુભવ કરે છે, સત્કર્મ કરવાને માટે સદા તત્પર રહે છે ને બીજાઓની નિંદાથી દૂર રહે છે તેઓ વિષ્ણુના ધામમાં જાય છે. જેઓ હમેશાં ગાય અને બ્રાહ્મણોનું હિત સાધે છે અને પારકી સ્ત્રીઓથી વિમુખ રહે છે તેઓ યમલોકનું દર્શન કરતા નથી. જેમણે ઈંદ્રિયો અને આહાર પર વિજય મેળવ્યો હોય છે, જેઓ ગાયો પ્રત્યે ક્ષમાભાવ ધરાવે છે અને સુશીલ હોય છે તેમ જ બ્રાહ્મણો ઉપર પણ ક્ષમા રાખે છે, તેઓ વૈકુંઠધામમાં જાય છે. અગ્નિ અને ગુરુની સેવા કરનારા માણસો તથા પતિની સેવામાં તત્પર રહેનારી સ્ત્રી–આટલાં ક્યારેય જન્મમરણરૂપ સંસારબંધનમાં પડતાં નથી. જે હમેશાં દેવપૂજામાં તત્પર, હરિના નામનું શરણ લેનારા તેમ જ પ્રતિગ્રહથી દૂર રહે છે, તેઓ પરમપદને પ્રાપ્ત થાય છે.

હે નૃપશ્રેષ્ઠ! જેઓ અનાથ બ્રાહ્મણના શબનો દાહ કરે છે, તેઓ હજાર અશ્વમેધ યજ્ઞોનું ફળ પામે છે. હે મનુજેશ્વર! પૂજાથી રહિત શિવલિંગનું જેઓ પત્ર, પુષ્પ, ફળ અથવા જળથી પૂજન કરે છે, તેઓ વિમાનમાં બેસીને ભગવાન શિવની સમીપે જાય છે. ભક્ષ્ય, ભોજ્ય અને ફળ વડે જે નિર્જન સ્થાનમાં રહેલા શિવલિંગનું પૂજન કરે છે, તે પુનરાવૃત્તિરહિત શિવ–સાયુજ્યને પ્રાપ્ત કરે છે.

હે સૂર્યવંશી ભગીરથ! જે પૂજારહિત વિષ્ણુની પ્રતિમાનું કેવળ જળથી પણ પૂજન કરે છે, તેને વિષ્ણુનું સાલોક્ય પ્રાપ્ત થાય છે. જે દેવાલયની થોડી જમીનને પણ જળથી સીંચે છે તે સ્વર્ગલોકને પામે છે. દેવમંદિરની ભૂમિને ચંદનમિશ્રિત જળથી સીંચે છે તે જેટલા કણોને ભીંજવે છે, તેટલા કલ્પ સુધી તે દેવતાની સમીપ નિવાસ કરે છે. જે મનુષ્ય પથ્થરના ચૂનાથી દેવમંદિરને ધોળે છે અથવા સ્વસ્તિક આદિનાં ચિહ્નોથી અંકિત કરે છે, તેને અનંત પુણ્ય પ્રાપ્ત થાય છે.

જે ભગવાન વિષ્ણુ અથવા શંકરની સમીપમાં અખંડ દીવો બાળે છે, તેને દરેક ક્ષણે અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. હે ભૂમિપાલ! જે દેવીના મંદિરની એક વાર, સૂર્યના મંદિરની સાત વાર, ગણેશના મંદિરની ત્રણ વાર અને વિષ્ણુના મંદિરની ચાર વાર પરિક્રમા કરે છે, તે તે દેવોના ધામોમાં જઈને લાખો યુગો સુધી સુખ ભોગવે છે. જે ભક્તિભાવથી ભગવાન વિષ્ણુ, ગાય તથા બ્રાહ્મણની પ્રદક્ષિણા કરે છે, તેને દરેક પગલે અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે.

જે કાશીમાં શિવલિંગનું પૂજન કરીને પ્રણામ કરે છે તેના માટે તે પછી કાંઈ જ કરવાનું બાકી રહેતું નથી; ફરીથી સંસારમાં તેનો જન્મ થતો નથી. જે માણસ વિધિપૂર્વક ભગવાન શંકરની જમણી

અને ડાબી પરિક્રમા કરે છે, તે માણસ તેમની કૃપાથી સ્વર્ગથી નીચે આવતો નથી. જે રોગ અને શોકથી રહિત ભગવાન નારાયણની સ્તોત્રો દ્વારા સ્તુતિ કરે છે, તે મનથી જે જે ઇચ્છે તે સર્વ પૂર્ણ થાય છે. ભક્તિભાવથી યુક્ત થઈને જે માણસ દેવમંદિરમાં નૃત્ય અથવા ગાન કરે છે, તે રુદ્ર લોકમાં જાય છે, તે મોક્ષનો અધિકારી થાય છે. જે માણસો દેવમંદિરમાં વાજિંત્ર વગાડે છે, તેઓ હંસયુક્ત વિમાનમાં બેસીને બ્રહ્માના ધામમાં જાય છે.

જેઓ દેવાલયમાં કરતાલ વગાડે છે, તે બધાં પાપોથી મુક્ત થઈને દશ હજાર યુગો સુધી વિમાનમાં બેસી ફરે છે. જેઓ ભેરી, મૃદંગ, પટહ, મુરજ અને ડિંડિમ આદિ વાજિંત્રોથી શિવને પ્રસન્ન કરે છે, તેઓની સર્વ કામનાઓ સિદ્ધ થાય છે અને સ્વર્ગલોકમાં જઈને પાંચ કલ્પ સુધી સુખ ભોગવે છે. હે રાજન્! જે મનુષ્ય દેવમંદિરમાં શંખધ્વનિ કરે છે તે સર્વ પાપોથી મુક્ત થઈને ભગવાન વિષ્ણુની સાથે સુખ ભોગવે છે. ભગવાન વિષ્ણુના મંદિરમાં કરતાલ અને ઝાંઝ વગેરેનો શબ્દ કરે છે, તે સર્વ પાપોથી મુક્ત થઈને ભગવાન વિષ્ણુના લોકમાં જાય છે. સર્વના સાક્ષી નિરંજન તેમ જ જ્ઞાનસ્વરૂપ ભગવાન વિષ્ણુ સંતુષ્ટ થતાં સર્વ ધર્મોનું યથાયોગ્ય સંપૂર્ણ ફળ આપે છે.

હે ભૂપતે! જે દેવાધિદેવ શ્રીહરિના સ્મરણમાત્રથી સર્વ કર્મ સફળ થાય છે, તે જગદીશ્વર પરમાત્મા જ સમસ્ત કર્મોનાં ફળરૂપ છે, પુણ્યકર્મ કરનારા પુરુષો દ્વારા સદા સ્મરણ કરવામાં આવતાં તે ભગવાન તેમની સર્વ પીડાઓનો નાશ કરે છે. ભગવાન વિષ્ણુને ઉદ્દેશીને જે કાંઈ કરવામાં આવે છે, તે અક્ષય મોક્ષનું કારણ થાય છે. ભગવાન વિષ્ણુ એ જ ધર્મ છે. ધર્મનું ફળ પણ ભગવાન વિષ્ણુ જ છે. એવી જ રીતે કર્મ, કર્મોનાં ફળ અને તેમના ભોક્તા પણ ભગવાન વિષ્ણુ જ છે. કાર્ય પણ વિષ્ણુ છે અને કારણ પણ વિષ્ણુ જ છે. તેનાથી ભિન્ન કોઈ પણ વસ્તુ નથી.× ૧–૧૫૩

धर्माणि विष्णुश्च फलानि विष्णुः कर्माणि विष्णुश्च फलानि भोक्ता। कार्यं च विष्णुः करणानि विष्णुस्तस्मान्न किञ्चिद्व्यतिरिक्तमस्ति ॥ १५३ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'ધર્મકથન' નામનો અધ્યાય ૧૩ મો સંપૂર્ણ

## અધ્યાય ૧૪: વિવિધ પ્રાયશ્ચિત્તનું વર્ણન

धर्मराज उवाच ।

श्रुतिस्मृत्युदितं धर्मं वर्णानामनुपूर्वशः ।
प्रब्रवीमि नृपश्रेष्ठ तं शृणुष्व समाहितः ॥ १ ॥

ધર્મરાજ બોલ્યા: હે નૃપશ્રેષ્ઠ! હવે હું ચારેય વર્ણો માટે વેદ અને સ્મૃતિઓમાં બતાવેલા ધર્મનું ક્રમશઃ વર્ણન કરું છું તે એકચિત્ત થઈને સાંભળો.

જે જમતી વખતે ક્રોધે ભરાઈને અથવા અજ્ઞાનને લીધે કોઈ અપવિત્ર વસ્તુને, ચાંડાલને કે પતિતને અડી જાય છે, તેના માટે પ્રાયશ્ચિત્ત કહું છું. તે અપવિત્ર વસ્તુને સ્પર્શ કરવાથી ત્રણ રાત અને ચાંડાલ અથવા પતિતને સ્પર્શ કરવાથી છ રાત સુધી પંચગવ્ય વડે ત્રણેય સમય સ્નાન કરવાથી શુદ્ધ થાય છે. જમતી વખતે જો કદી અનિચ્છાએ મલત્યાગ થઈ જાય અથવા મોઢું એઠું હોય અથવા અપવિત્ર રહેવાથી એમ થઈ જાય તો તેની શુદ્ધિનો ઉપાય કહું છું. પ્રથમ તે બ્રાહ્મણે શૌચ જઈ આવીને જળથી પવિત્ર થવું.

× यो देवः सर्वद्दक्विष्णुर्ज्ञानरूपी निरञ्जनः ।
सर्वधर्मफलं पूर्णं सन्तुष्टः प्रददाति च ॥
यस्य स्मरणमात्रेण देवदेवस्य चक्रिणः ।
सफलानि भवन्त्येव सर्वकर्माणि भूपते ॥
परमात्मा जगन्नाथः सर्वकर्मफलप्रदः ।
सत्कर्मकर्तृभिर्नित्यं स्मृतः सर्वार्तिनाशनः ॥
तमुद्दिश्यकृतं यच्च तदानन्त्याय कल्पते ॥

(અર્થાત્ શૌચ જઈને જળથી હાથપગની શુદ્ધિ કરીને કોગળા કરવા ને સ્નાન કરવું) ત્યાર પછી એક અહોરાત્ર ઉપવાસ કરીને પંચગવ્ય પીવાથી શુદ્ધ થાય છે. જો ભોજન કરતી વખતે પેશાબ થઈ જાય અથવા પેશાબ કર્યા પછી શુદ્ધ થયા વિના જ જમવા બેસે તો તેણે એક અહોરાત્ર ઉપવાસ કરવો ને અગ્નિમાં ઘીની આહુતિ આપવી. જો ભોજન કરતી વખતે જે બ્રાહ્મણ કોઈ પણ નિમિત્તથી અપવિત્ર થઈ જાય તો તે સમયે હાથમાંનો કોળિયો જમીન પર મૂકી દઈને સ્નાન કરવાથી શુદ્ધ થાય છે. જો તે કોળિયો ખાવામાં આવે તો ઉપવાસ કરવાથી શુદ્ધ થાય છે. તે જો અપવિત્ર અવસ્થામાં પીરસેલું બધું અન્ન જમીને ઊઠે તો ત્રણ રાત્રિ સુધી તે અશુદ્ધ રહે છે; (અર્થાત્ ત્રણ રાત સુધી ઉપવાસ કરવાથી શુદ્ધ થાય છે.) જો જમતાં-જમતાં ઊલટી થઈ જાય તો અસ્વસ્થ એવા તે માણસે ત્રણસો વાર ગાયત્રી મંત્રનો જપ કરવો; પરંતુ જો મનુષ્ય સ્વસ્થ હોય તો તેણે ગાયત્રીમંત્રનો ત્રણ હજારવાર જપ કરવો; તેના માટે એ જ ઉત્તમ પ્રાયશ્ચિત્ત છે.

જો દ્વિજ મલમૂત્ર કર્યા પછી ચાણ્ડાલ કે અરોડાને અડી જાય તો તેણે ત્રણ રાત સુધી ઉપવાસ કરવો ને જો જમ્યા પછી એંઠા મોઢે અડી જાય તો તેણે છ રાત સુધી ઉપવાસ કરવો. જો રજસ્વલા તેમ જ સુવાવડી સ્ત્રીને ચાણ્ડાલ અડી જાય તો ત્રણ રાત સુધી ઉપવાસ કરવાથી તેની શુદ્ધિ થાય છે. આ શાતાતપ મુનિનું વચન[×] છે. જો રજસ્વલા સ્ત્રી કૂતરાંઓ, ચાંડાલો અને કાગડાઓને અડી જાય; તો તેણે, અશુદ્ધ અવસ્થા થતાં સુધી નિરાહાર રહવું. ત્યાર પછી ચોથા દિવસે સ્નાન કરવાથી તે શુદ્ધ થાય છે. જો બે રજસ્વલાઓ પરસ્પર એક-બીજાને અડી જાય તો બ્રહ્મકૂર્ચ* પીવાથી તેમની શુદ્ધિ થાય છે; અને બહારથી પણ બ્રહ્મકૂર્ચ દ્વારા તેમણે સ્નાન કરવું જોઈએ. એઠવાડને અડી ગયા પછી જે તુરત નાહતો નથી, તેના માટે પણ આ જ પ્રાયશ્ચિત્ત છે.

ઋતુકાલમાં મૈથુન કરનાર પુરુષને માટે

× આ પ્રસંગના ઘણાખરા શ્લોકો યમસ્મૃતિ સાથે અને કેટલાક શ્લોકો વૃદ્ધ શાતાતપસ્મૃતિ સાથે પણ મળતા આવે છે.

* પંચગવ્ય અને કુશોદકના મિશ્રણથી બ્રહ્મકૂર્ચ બને છે. તેનો વિધિ આ પ્રમાણે છે: ખાખરાના અથવા કમળના પાંદડામાં, તાંબાના અથવા સુવર્ણના પાત્રમાં પંચગવ્ય એકઠું કરવું. પછી ગાયત્રામંત્રથી ગોમૂત્રનો, 'गन्धद्वारा०' આ મંત્રથી છાણનો, 'आप्यायस्व०' આ મંત્રથી દૂધનો, 'दधिक्राव्णो०' આ મંત્રથી દહીંનો, 'तेजोऽसि शुक्रम्०' આ મંત્રથી ઘીનો અને 'देवस्यत्वा०' આ મંત્રથી કુશોદકનો સંગ્રહ કરવો. ચતુર્દશીના દિવસે ઉપવાસ કરીને અમાવાસ્યાના દિવસે ઉપર કહેલી વસ્તુઓનો સંગ્રહ કરવો. ગોમૂત્ર એક પલ (ચાર તોલા) હોવું જોઇએ. છાણ અડધા અંગૂઠા જેટલું લેવું. દૂધનું પ્રમાણ સાત પલ (અઠ્ઠાવીસ તોલા) અને દહીંનું પ્રમાણ ત્રણ પલ (બાર તોલા, છે. ઘી અને કુશોદક એક-એક પલ (ચાર-ચાર તોલા) કહેલ છે. આ પ્રમાણે આ સર્વ દ્રવ્યોને એકત્ર કરીને મેળવી દેવાં. ત્યાર પછી સાત-સાત સળીવાળા ત્રણ કુશ (દર્ભ) લઈને જેમના અગ્રભાગ કપાઇ ગયા ન હોય, તેમનાથી તે પંચ-ગવ્યની અગ્નિમાં આહુતિ આપવી. આહુતિ આપ્યા પછી બચેલા પંચગવ્યનું પ્રણવથી આલોડન અને પ્રણવથી જ મંથન કરીને પ્રણવથી જ હાથમાં લેવું અને પ્રણવનો ઉચ્ચાર કરી તે પી જવું. આ પ્રમાણે તૈયાર કરેલું પંચગવ્ય બ્રહ્મકૂર્ચ કહવાય છે. સ્ત્રી તેમ જ શૂદ્રોએ બ્રાહ્મણ દ્વારા પંચગવ્ય તૈયાર કરાવીને પ્રણવનો ઉચ્ચાર કર્યા વિના જ પી જવું જોઇએ. સર્વસાધારણને માટે બ્રહ્મકૂર્ચ પીવાના મંત્ર આ પ્રમાણે છે :—'यत्त्वगस्थिगतं पापं देहे तिष्ठति देहिनाम्। ब्रह्मकूर्चो दहेत्सर्वं प्रदीप्ताग्निरिवेन्धनम् ॥' (વૃદ્ધ શાતાતપ૦ ૧૨) અર્થાત્ 'દેહધારીઓના શરીરના ચામડી અને હાડકામાં જે પાપ વિદ્યમાન છે, તેને પ્રજ્વલિત અગ્નિ જેમ ઇન્ધનને બાળી નાખે છે તેમ બ્રહ્મકૂર્ચ બાળી નાખે!'

ગર્ભાધાન થવાની આશંકાથી સ્નાન કરવાનું વિધાન છે. ઋતુકાલ વિના સ્ત્રીસંગ કરવામાં આવતાં મલમૂત્રની શુદ્ધિની જેમ જ તેની શુદ્ધિ માનવામાં આવી છે; અર્થાત્ હાથ-મોઢું ધોઈને કોગળા કરવા જોઈએ. મૈથુન કર્મમાં જોડાયેલાં પતિ-પત્ની બન્નેય અશુદ્ધ હોય છે; પરંતુ શય્યામાંથી ઊઠ્યા પછી સ્ત્રી તો શુદ્ધ થઈ જાય છે, પણ પુરુષ તો સ્નાન કરે ત્યાં સુધી અપવિત્ર જ હોય છે.

પતિત ન હોવા છતાં જે માણુસ પોતાના બંધુજનોનો ત્યાગ કરે છે, તેને રાજાએ ઉત્તમ સાહસ*નો દંડ દેવો. જો પિતા પતિત થઈ જાય તો તેની સાથે ઇચ્છાનુસાર વર્તાવ કરવો; અર્થાત્ પોતાની મરજી પ્રમાણે તેનો ત્યાગ અને ગ્રહણ બન્ને કરી શકાય છે; પરંતુ માતાનો ત્યાગ ક્યારેય ન કરાય.

દોરડું વગેરે સાધનો દ્વારા જે માણુસ ફાંસો ખાઈને આત્મહત્યા કરે ને તેમ કરવાથી જો તેનું મરણ થાય તો તેના શરીરમાં પવિત્ર વસ્તુનો લેપ કરવો; પણ જો જીવતો રહે તો રાજ્યે તેની પાસેથી બસો મુદ્રા દંડ લેવો. તેના પુત્ર અને મિત્રો પાસેથી એક-એક મુદ્રા દંડ લેવો અને તેમણે શાસ્ત્રીય વિધિ અનુસાર પ્રાયશ્ચિત્ત કરવું. ડૂબીને મરી જવાના હેતુથી જે માણુસ જળાશયમાં પડતું મૂકે અથવા ફાંસો ખાય ને તેમ છતાં મૃત્યુથી બચી જાય; જે સંન્યાસ ગ્રહણ કરીને અથવા ઉપવાસ વ્રતનો પ્રારંભ કરીને છોડી દે; ઝેર ખાઈને અથવા ઊંચા સ્થાન પરથી મરવા માટે પડતું મૂકે; છતાં જીવતો બચી જાય; હથિયારથી પોતાની જાત પર હુમલો કરવા છતાં મૃત્યુ ન પામે, તેવા સર્વ માણુસોનો લોકમાંથી બહિષ્કાર કરવામાં આવ્યો છે. તેમની સાથે બેસી જમવું નહીં તેમ તેમની સાથે રહેવું પણ નહીં. આ બધાં માણુસો એક ચાન્દ્રાયણ અથવા જો તપ્તકૃચ્છ્ર વ્રત કરવાથી શુદ્ધ થાય છે.

કૂતરું, શિયાળ અને વાંદરું વગેરે પ્રાણીઓ કરડવાથી અથવા માણુસ બચકું ભરે તોપણ દિવસ, રાત અથવા સંધ્યાકાળ કે ગમે તે સમય હોય તોપણ તરત સ્નાન કરવાથી શુદ્ધ થઈ જાય છે. જે બ્રાહ્મણ અજ્ઞાનથી-અજાણપણે કોઈ રીતે ચાણ્ડાળનું અન્ન ખાઈ લે તો તે ગોમૂત્રનું પાન કરવાથી અથવા જવનો સાથવો ખાવાથી પંદર દિવસે શુદ્ધ થાય છે.

ગાય અથવા બ્રાહ્મણનું ઘર બાળીને, ફાંસો ખાઈને મરેલા મનુષ્યનો સ્પર્શ કરીને તેમ જ તેનાં બંધનો કાપીને બ્રાહ્મણે પોતાની શુદ્ધિના માટે એક કૃચ્છ્રવ્રત કરવું.

માતા, ગુરુપત્ની, પુત્રી, બહેન અને પુત્રવધૂ સાથે સમાગમ કરનારાએ તો

---

* પોતાના બળના અભિમાનને લીધે માણુસ જે ક્રૂર કર્મ કરે છે, તેને 'સાહસ' કહેવામાં આવે છે. તેના ત્રણ ભેદ છે-પ્રથમ, મધ્યમ અને ઉત્તમ. ફળ, મૂળ, જળ વગેરે તેમજ ખેતરના પાકનો નાશ કરવારૂપ ક્રિયાને 'પ્રથમ સાહસ' માનવામાં આવ્યું છે. લૂગડાં-લત્તાં, ઢોર-ઢાંખર, અનાજ-પાણી અને ઘરનું રાચરચીલું વગેરે લૂંટી લેવું-આ ક્રિયાને 'મધ્યમ સાહસ' કહ્યું છે. ઝેર આપીને, હથિયારથી કે કોઈ અન્ય સાધનથી કોઈને મારી નાખવું; સ્ત્રીઓ પર બળાત્કાર આચરવો તેમ જ પ્રાણનો નાશ કરે એવાં કાર્યો કરવાં-આ ક્રિયાનો 'ઉત્તમ સાહસ'માં સમાવેશ થાય છે. પ્રથમ સાહસનો ઓછામાં ઓછો દંડ-સો પણ; મધ્યમ સાહસનો પાંચસો પણ; ને ઉત્તમ સાહસનો ઓછામાં ઓછો એક હજાર પણ દંડ કહેવામાં આવ્યો છે. (એક પણ એટલે એંશી કોડી.)

આ સિવાય અપરાધીનો વધ કે અંગોનું છેદન અથવા સર્વસ્વહરણ કે દેશનિકાલ વગેરેને પણ 'ઉત્તમ-સાહસ'નો દંડ કહેવામાં આવેલ છે.

तस्य दण्डः क्रियापेक्षः प्रथमस्य शतावरः ।<br>
मध्यमस्य तु शास्त्रज्ञैर्दृष्टः पञ्चशतावरः ॥<br>
उत्तमे साहसे दण्डः सहस्रावर इष्यते ।<br>
वधः सर्वस्वहरणं पुरान्निर्वासनाङ्कने ॥<br>
तदङ्गच्छेद इत्युक्तो दण्ड उत्तमसाहसे ॥

(विवादपद ७-९)

ભડભડ બળતા અગ્નિમાં પ્રવેશ કરી બળી મરવું, તેના માટે તો આ જ એક પ્રાયશ્ચિત્ત છે. આ સિવાય તેના માટે શુદ્ધિનો બીજો કોઈ ઉપાય નથી. વેરાગણ, ધાવ, પોતાના કરતાં શ્રેષ્ઠ વર્ણની સ્ત્રી, તેમ જ સગોત્ર સ્ત્રી સાથે સમાગમ થાય તો માણસે બે કૃચ્છ્રવ્રત કરવાં. પિતાના ગોત્રમાં અથવા માતાના ગોત્રમાં ઉત્પન્ન થયેલી સ્ત્રીઓ તેમ જ બીજી પારકી સ્ત્રીઓ સાથે અઘટિત સંબંધ રાખનારો પુરુષ તે પાપથી દૂર થઈ જઈને પોતાની શુદ્ધિ થવા માટે તેણે કૃચ્છ્રશાન્તપનવ્રત કરવું. ખૂબ ગરમ કરેલા કુશોદકને કેવળ એકવાર પાંચ રાત સુધી પીને દ્વિજગણ વેશ્યાગમનના પાપનું નિવારણ કરે છે. ગુરુતલ્પગામીના માટે જે વ્રત છે, તે જ વ્રત ગોઘાતકને માટે પણ કેટલાક કહે છે અને કેટલાક વિદ્વાનો અવકીર્ણી(ધર્મભ્રષ્ટ થયેલા)ને માટે પણ તે જ વ્રતનું વિધાન આપે છે.

લાકડીથી ગાયના ઉપર પ્રહાર કરીને જે તેને મારે છે, તેના માટે ગોવધના સામાન્ય પ્રાયશ્ચિત્ત કરતાં બમણું વ્રત કરવાનું વિધાન છે; અને આ પ્રમાણે કરવામાં આવે તો જ તે વ્રત તેનાં પાપને શુદ્ધ કરી શકે છે: ગાયને હાંકવાને માટે અંગૂઠા જેવડી જાડી, અડધો વામ જેટલી લાંબી, પાંદડાંઓ સાથેની લીલી ને પાતળી ડાળની સોટી ઉચિત હોવાનું માનવામાં આવ્યું છે. ગાયના ઉપર પ્રહાર કરીને તેને મારવામાં આવતાં તે ગર્ભિણી હોય ને તે અવસ્થામાં જ મરણ પામે તો તેના માટે જુદું જુદું એક એક કૃચ્છ્રવ્રત કરવું. જો કોઈ માણસ લાકડી કે અન્ય કાષ્ઠ, ઢેખાળો, પથરો અથવા કોઈ પ્રકારના શસ્ત્ર દ્વારા ગાયને મારી નાખે તો ભિન્ન-ભિન્ન શસ્ત્ર માટે શાસ્ત્રમાં આ પ્રમાણે પ્રાયશ્ચિત્ત બતાવવામાં આવ્યું છે. કાષ્ઠથી મરણ નિપજાવવામાં આવતાં શાન્તપનવ્રતનું વિધાન છે, ઢેખાળાથી મારી નાખવામાં આવે તો પ્રાજાપત્યવ્રત કરવું જોઈએ, પથ્થરથી આઘાત કરવામાં આવે તો તપ્તકૃચ્છ્ર અને કોઈ શસ્ત્રથી પ્રહાર કરીને વધ કરાયો હોય તો અતિકૃચ્છ્રવ્રત કરવું જોઈએ.

જો કોઈ માણસ ગાય અને બ્રાહ્મણોને માટે શુભનિષ્ઠાથી ઔષધિ, તેલ તેમ જ ભોજન-ખોરાક આપે અને તે લીધા પછી તે ગાય અથવા બ્રાહ્મણ મરણ પામે તો તેવી દશામાં, આપનાર માણસને માટે કોઈ પ્રાયશ્ચિત્ત નથી. તેલ અથવા દવા પીવામાં આવતાં અથવા દવા ખાધા પછી કે શરીરમાં પેસી ગયેલા લોખંડ અથવા કાંટા વગેરેને બહાર કાઢવાનો પ્રયત્ન કરતી, વખતે જો મૃત્યુ નીપજે તોપણ કોઈ પ્રાયશ્ચિત્ત કરવાની આવશ્યકતા નથી. ચિકિત્સા અથવા તો દવા કરવાને માટે વાછરડાંઓનું ગળું બાંધવાથી અથવા તેમની રક્ષા કરવા માટે કોઢમાં પૂરવામાં આવે કે તેમને બાંધવામાં આવે તોપણ તેમાં કોઈ દોષ લાગતો નથી.

(ઉપર કહેલાં પાપનું પ્રાયશ્ચિત્ત કરતી વખતે માણસે આ પ્રમાણે મુંડન કરાવવું જોઈએ :) ચોથા ભાગનું પ્રાયશ્ચિત કરાય ત્યારે થોડાક બાલ કપાવી નાખવાં. અડધા પ્રાયશ્ચિત્તમાં કેવળ દાઢી અને મૂંછ મુંડાવી લેવાં; પોણા ભાગનું પ્રાયશ્ચિત્ત કરવાનું હોય તો ચોટલી સિવાય બધા બાલ કઢાવી નાખવા ને પૂરું પ્રાયશ્ચિત્ત કરતી વખતે સર્વ કાંઈ મુંડાવી નાખવું જોઈએ.

જો સ્ત્રીઓને પ્રાયશ્ચિત્ત કરવું પડે તો બધા કેશ એક લટમાં લઈને બે આંગળભર કપાવી નંખાવવા જોઈએ. એવી જ રીતે સ્ત્રીઓનાં માથાં મુંડાવવાનું વિધાન છે. સ્ત્રીઓને માટે બધા બાલ કપાવવાનો અને વીરાસનથી બેસવાનો નિયમ નથી. તેમના માટે ગોશાળામાં નિવાસ કરવાનો વિધિ નથી.

જો ગાય ક્યાંક જતી હોય તો તેની

પાછળ જવું ન જોઈએ. રાજા, રાજકુમાર અથવા ઘણાં શાસ્ત્રોનો જ્ઞાતા બ્રાહ્મણ હોય તો તે બધાને માટે કેશ મુંડાવ્યા વિના જ પ્રાયશ્ચિત્ત થઈ શકે તેમ કહેવું જોઈએ. કેશોની રક્ષાને માટે બમણું વ્રત કરવાની તેમને આજ્ઞા કરવી. બમણું વ્રત કરવાથી તે માટેની દક્ષિણા પણ બેવડી જ હોવી જોઈએ. જો આમ કરવામાં ન આવે તો હત્યા કરનારનું પાપ નષ્ટ થતું નથી; અને દાતા નરકમાં પડે છે.

જેઓ વેદ અને સ્મૃતિની વિરુદ્ધ વ્રત-પ્રાયશ્ચિત્ત બતાવે છે, તેઓ ધર્મના પાલનમાં વિઘ્ન નાખનારા હોય છે. રાજાએ એવા માણસોને દંડ દ્વારા વશમાં લેવા; પરંતુ કોઈ કામના કે સ્વાર્થથી પ્રેરાઈને રાજાએ તેમને ક્યારેય દંડ ન દેવો; નહીં તો તેમનું પાપ સોગણું થઈને તે રાજા પર જ પડે છે. પ્રાયશ્ચિત્ત પૂરું થઈ ગયા પછી બ્રાહ્મણોને ભોજન કરાવવું ને તેમને દક્ષિણામાં વીસ ગાય અને એક બળદ આપવાં. જો ગાયોના અંગોમાં ઘા પડીને તેમાં કીડા પડી જાય અથવા માખી વગેરેના સંસર્ગથી તે ગાયો મરણ પામે તો તે ગાયોને રાખનાર માણસે અડધા કૃચ્છ્રવ્રતનું અનુષ્ઠાન કરવું અને પોતાની શક્તિ અનુસાર દક્ષિણા આપવી. આ પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરીને શ્રેષ્ઠ બ્રાહ્મણોને જમાડીને ઓછામાં ઓછું એક માસા સુવર્ણનું દાન કરવાથી શુદ્ધિ થાય છે.

જળના અંદરની, રાફડાની, ઉંદરોના દરની, ક્ષારવાળી ભૂમિની, માર્ગમાંની, શ્મશાનભૂમિની, તેમ જ શૌચક્રિયાની શુદ્ધિ કર્યા પછી વધેલી—આ પ્રમાણે સાત પ્રકારની માટી ઉપયોગમાં લેવી ન જોઈએ.

બ્રાહ્મણે પ્રયત્નપૂર્વક ઇષ્ટાપૂર્ત કર્મ કરવાં જોઈએ. ઇષ્ટ(યજ્ઞ-યાગ આદિ)થી તે સ્વર્ગ પામે છે અને પૂર્ત કર્મથી તે મોક્ષનો અધિકારી થાય છે. ધનની જેમાં અપેક્ષા રાખવામાં આવે તેવા યજ્ઞ, દાન આદિ કર્મ ઇષ્ટ કહેવાય છે અને જળાશય બનાવરાવવાં વગેરે કાર્ય પૂર્ત કહેવાય છે. ખાસ કરીને બગીચાઓ, કોઈ દેવતાના માટે બનેલાં તળાવ, વાવ, કૂવા, હવાડા અને દેવાલયનો જે જીર્ણોદ્ધાર કરે છે, તે પૂર્તકર્મનું ફળ ભોગવે છે; કારણ કે આ બધાં પૂર્તકર્મ છે.

ધોળી ગાયનું મૂત્ર અને દહીં, કાળી ગાયનું છાણ, તાંબાના જેવા રંગવાળી ગાયનું દૂધ અને કપિલા ગાયનું ઘી—આ વસ્તુઓ લઈને એકત્ર કરેલું પંચગવ્ય મહાપાતકોનો નાશ કરે છે. દર્ભથી પવિત્ર કરી લાવવામાં આવેલું તીર્થજળ અને નદીના જળની સાથે તે બધાંય દ્રવ્યોને પૃથક્-પૃથક્ પ્રણવ મંત્રથી લાવીને પ્રણવ દ્વારા જ તેમને ઉપાડવાં, પ્રણવનો જપ કરતા રહીને જ તેમનું આલોડન કરવું અને પ્રણવના ઉચ્ચારણ સાથે તેનું પાન કરવું. ખાખરાનાં ત્રણ પાંદડાંમાંના વચલા પાંદડામાં અથવા તાંબાના શુભ પાત્રમાં અથવા તો કમળના પાંદડામાં કે માટીના વાસણમાં કુશોદક સહિત તે પંચગવ્ય પીવું જોઈએ.

એક સૂતક લાગેલું હોય તેની સાથે જ બીજું સૂતક આવી લાગે તો બીજાનો દોષ લાગતો નથી. પહેલા સૂતકની સાથે જ તેની શુદ્ધિ થઈ જાય છે. એક જનનાશૌચની સાથે બીજું જનનાશૌચ અને એક મરણાશૌચની સાથે બીજું મરણાશૌચ પણ શુદ્ધ થઈ જાય છે.

એક માસની અંદર ગર્ભસ્રાવ થાય તો ત્રણ દિવસનું અશૌચ જાણવું. બે માસ ઉપર થઈ ગયા પછી જેટલા માસે ગર્ભસ્રાવ થાય, તેટલી જ રાત્રિઓમાં તેના અશૌચની નિવૃત્તિ થાય છે. સાધ્વી રજસ્વલા સ્ત્રી રજ બંધ થઈ ગયા પછી સ્નાનમાત્રથી શુદ્ધ થાય છે.

લગ્ન થતી વેળાએ સાતમા પદ પર અર્થાત્

સપ્તપદીની ક્રિયા પૂરી થયા પછી કન્યા પોતાના પિતાના ગોત્રથી ચ્યુત થઈને પતિના ગોત્રની થઈ જાય છે; આથી તેના નિમિત્તે શ્રાદ્ધ અને તર્પણ તેના પતિના ગોત્રોચ્ચાર સાથે જ કરવાં જોઈએ. પિંડદાન પતિ અને પત્ની બન્નેને ઉદ્દેશીને થાય છે. આથી દરેક પિંડમાં બે નામે સંકલ્પ થવો જોઈએ. તાત્પર્ય એ છે કે પિતા અથવા પિતામહ વગેરેને સપત્નીક વિશેષણ લગાડીને પિંડદાન કરવું જોઈએ. આ પ્રમાણે છ વ્યક્તિઓના માટે ત્રણ પિંડ આપવા ઉચિત છે. આવો દાતા મોહમાં પડતો નથી. માતા અને પિતા વિશ્વેદેવ થઈને શ્રાદ્ધનો ઉપભોગ કરે છે. એવી જ રીતે પિતામહી અને પ્રપિતામહી પણ પોતપોતાના પતિની સાથે જ શ્રાદ્ધ-ભોગ કરે છે. પ્રત્યેક વર્ષે માતા–પિતાનો એકોદ્દિષ્ટ શ્રાદ્ધ દ્વારા સત્કાર કરવો. તે વાર્ષિક શ્રાદ્ધમાં વિશ્વેદેવનું પૂજન કરવામાં આવતું નથી, તેથી તેમના વિના જ શ્રાદ્ધ-ભોજન કરાવવું. તેમાં એક જ પિંડ આપવો.

નિત્ય, નૈમિત્તિક, કામ્ય, વૃદ્ધિશ્રાદ્ધ અને પાર્વણ–આ પાંચ પ્રકારનાં શ્રાદ્ધ વિદ્વાન બ્રાહ્મણે જાણવાં જોઈએ. ગ્રહણ, સંક્રાન્તિ, પૂર્ણિમા કે અમાવાસ્યા પર્વ, ઉત્સવકાલ તથા મહાલય શ્રાદ્ધ સમયે માણસે ત્રણ પિંડ આપવા અને મરણ-તિથિએ એક જ પિંડ આપવો. જે કન્યાનું લગ્ન થયું ન હોય તે પિંડ, ગોત્ર અને સૂતકની બાબતમાં પિતાના ગોત્રથી પૃથક્ હોતી નથી; પણ પાણિગ્રહણ અને મંત્રો દ્વારા તે પોતાના પિતાના ગોત્રથી પૃથક્ થાય છે.

જે કન્યાનું લગ્ન જે વર્ણની સાથે થાય છે, તેના જેવું તેને સૂતક પણ લાગે છે. તેના માટે પિંડ અને તર્પણ પણ તે જ વર્ણ અનુસાર થવાં જોઈએ. લગ્ન થાય પછી ચોથી રાતે પિંડ, ગોત્ર અને સૂતકના વિષયમાં તે પોતાના પતિની સાથે એક થાય છે.

મરણ પામેલી વ્યક્તિનું હિત ઇચ્છનારા માણસોએ શવદાહ પછી પહેલા, બીજા ત્રીજા, અથવા ચોથા દિવસે વાની–ટાઢી વાળવી જોઈએ; અથવા બ્રાહ્મણ વગેરે ચારે વર્ણોની વાની–ટાઢી વાળવાનું અનુક્રમે ચોથા, પાંચમા, સાતમા અથવા નવમા દિવસે પણ કહ્યું છે. મરણ પામેલી જે વ્યક્તિના માટે અગિયારમા દિવસે વૃષોત્સર્ગ કરવામાં આવે છે, તે પ્રેત-લોકથી મુક્ત થઈને સ્વર્ગલોકમાં પ્રતિષ્ઠિત થાય છે.

નાભિ ડૂબે તેટલા ઊંડા જળમાં ઊભા રહીને મનમાં એવું ચિંતન કરવું કે મારા પિતૃઓ આવે ને આ જળની અંજલિ ગ્રહણ કરે. બન્ને હાથ ભેગા કરીને અંજલિમાં જળ ભરવું અને ગાયના શીંગડા જેટલે ઊંચે ઉઠાવી જળની તે અંજલિ વારંવાર જળમાં નાખ્યા કરવી. જળમાં દક્ષિણ દિશા ભણી મોઢું રાખી ઊભા રહેવું ને આકાશ તરફ જોઈ જલાંજલિ આપવી; કારણ કે પિતૃઓનું સ્થાન આકાશ અને દક્ષિણ દિશા છે. એના દેવતા 'આપ' (જળ) કહેવાય છે ને પિતૃઓનું નામ પણ 'આપ' છે; એટલા માટે પિતૃઓનું હિત ઇચ્છનારાએ તેમના અર્થે જળમાં જ જળ આપવું. દિવસે જે સૂર્યનાં કિરણોથી તપે છે; રાત્રે નક્ષત્રોનું તેજ અને વાયુના સ્પર્શને પામે છે, તેમ જ બન્ને સંધ્યાસમયે પણ ઉક્ત બન્ને વસ્તુ-ઓનો સંપર્ક મેળવે છે એવા તે જળને સદા પવિત્ર માનવામાં આવેલ છે. જે પોતાના સ્વાભાવિક રૂપમાં હોય જેમાં કોઈ અપવિત્ર વસ્તુ મળેલી ન હોય, તે જળ સદા પવિત્ર છે. આવું જળ કોઈ પાત્રમાં હોય કે પૃથ્વી પર હોય તેને સદા શુદ્ધ માનવામાં આવ્યું છે. દેવતાઓ અને પિતૃ-ઓને જળમાં જ જલાંજલિ આપવી.

સંસ્કાર વિના જેઓ મરણ પામ્યા હોય તેમના નિમિત્તે વિદ્વાન પુરુષે ભૂમિ

પર જળની અંજલિ આપવી.

શ્રાદ્ધ અને હોમના સમયે પિંડ તેમ જ આહુતિ એક હાથથી આપવાં; પરંતુ તર્પણ કરતી વખતે તો બન્ને હાથોથી જળ આપવું જોઈએ. શાસ્ત્રો દ્વારા જણાવવામાં આવેલો આ નિશ્ચિત ધર્મ છે. ૧–૯૪

श्राद्धे हवनकाले च दद्यादेकेन पाणिना ।
उभाभ्यां तर्पणे दद्यादेष धर्मो व्यवस्थितः ॥ ९४ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'વિવિધ પ્રાયશ્ચિત્તનું વર્ણન'-નામનો ૧૪ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૫ : નરકોની યાતનાઓનું વર્ણન

धर्मराज उवाच ।

पापभेदान्प्रवक्ष्यामि यथा स्थूलाश्च यातनाः ।
शृणुष्व धैर्यमास्थाय रौद्रा ये नरका यतः ॥ १ ॥

ધર્મરાજ બોલ્યા : રાજા ભગીરથ! હવે હું પાપોના ભેદનું અને સ્થૂલ યાતનાઓનું વર્ણન કરીશ. તમે ધૈર્ય ધારણ કરીને સાંભળો; કારણ કે નરક ઘણાં ભયંકર હોય છે.

દુરાત્મા પાપી જીવોને જે નરકાગ્નિઓમાં પકાવવામાં આવે છે, તે નરકો પાપનું ભયંકર ફળ આપનારાં છે. હું તે બધાંનું વર્ણન કરું છું. તેમનાં નામ આ પ્રમાણે છે: તપન, વાલુકા, રૌરવ, મહારૌરવ, કુંભ, કુંભીપાક, નિરુચ્છ્વાસ, કાલસૂત્ર, પ્રમર્દન, અસિપત્રવન, લાલાભક્ષ, હિમોત્કટ, મૂષાવસ્થા, વસાકૂપ, વૈતરણી નદી, શ્વભક્ષ્ય, મૂત્રપાન, પુરીષહ્રદ, તપ્તશૂલ, તપ્તશિલા, શાલ્મલીવૃક્ષ, શોણિતકૂપ, શોણિતભોજન, વહ્નિજ્વાલાનિવેશન, શિલાવૃષ્ટિ, શસ્ત્રવૃષ્ટિ, અગ્નિવૃષ્ટિ, ક્ષારોદક, ઉષ્ણતોય, તપ્તાયઃપિંડભક્ષણ, અધઃશિરઃશોષણ, મરુપ્રતપન, પાષાણવર્ષા, કૃમિભોજન, ક્ષારોદપાન, ભ્રમણ, ક્રકચદારણ, પુરીષલેપન, પુરીષભોજન, મહાઘોરરેતઃપાન, સર્વસંધિદાહન, ધૂમપાન, પાશબંધ, નાનાશૂલાનુલેપન, અંગારશયન, મુસલમર્દન, વિવિધકાષ્ઠયંત્ર, કર્ષણ, છેદન, પતનોત્પતન, ગદાદંડાદિપીડન, ગજદંતપ્રહરણ, નાનાસર્પદંશન, નાસામુખશીતાંબુસેચન, ઘોરક્ષારાંબુપાન, લવણભક્ષણ, સ્નાયુચ્છેદ, સ્નાયુબંધ, અસ્થિચ્છેદ, ક્ષારાંબુપૂર્ણરંધ્રપ્રવેશ, માંસભોજન, મહાઘોર પિત્તપાન, શ્લેષ્મભોજન, વૃક્ષાગ્રપાતન, જલાંતર્મજ્જન, પાષાણધારણ, કંટકોપરિશયન, પિપીલિકાદંશન, વૃશ્ચિકપીડન, વ્યાઘ્રપીડા, શૃગાલીપીડા, મહિષપીડન, કર્દમશયન, દુર્ગંધપરિપૂર્ણ, બહુશસ્ત્રાસ્ત્રશયન, મહાતિક્તનિષેવણ, અત્યુષ્ણતૈલપાન, મહાકટુનિષેવણ, કષાયોદકપાન, તપ્તપાષાણતક્ષણ, અત્યુષ્ણશીતસ્નાન, દશનશીર્ણન, તપ્તાયઃશયન અને અયોભારબંધન. હે મહાભાગ! આ પ્રમાણે કરોડો પ્રકારની નરકયાતનાઓ હોય છે, જેમનું હજારો વર્ષે પણ હું વર્ણન કરી શકતો નથી.

હે ભૂપાલ! આ નરકોમાંથી જે પાપીઓને જે નરક પ્રાપ્ત થાય છે, તે સર્વ હું કહીશ. આ બધું મારે મોઢે સાંભળો. બ્રહ્મઘાતી, મદ્યપાન કરનારો, સુવર્ણની ચોરી કરનારો, ગુરુપત્નીની સાથે ગમન કરનારો, આ બધા મહાપાતકી કહેવાય, એમની સોબત રાખનારો પાંચમો મહાપાતકી છે.+ જે પંક્તિભેદ કરે છે, બલિવૈશ્વદેવહીન હોવાથી વ્યર્થ (કેવલ શરીર પોષવા માટે જ) રાંધે છે (કે રંધાવે છે), સદા બ્રાહ્મણોને કલંકિત કરતો હોય, બ્રાહ્મણો કે ગુરુજનોને હુકમ કરતો હોય ને વેદ વેચતો હોય—આ પાંચ પ્રકારના પાપીઓને બ્રહ્મઘાતક કહેવામાં આવ્યા છે; 'હું તમને ધન આપીશ' આવી આશા આપીને જે બ્રાહ્મણને બોલાવે ને પછી 'નથી' આમ કહીને તેને લૂખો જવાબ આપી દે છે, તેને

+ ब्रह्महा च सुरापी च स्तेयी च गुरुतल्पगः ।
महापातकिनस्त्वेते तत्संसर्गी च पञ्चमः ॥

બ્રહ્મઘાતી કહેવામાં આવ્યો છે. સ્નાન અથવા પૂજન કરવાને માટે જતા બ્રાહ્મણના કાર્યમાં વિઘ્ન નાખે છે, તેને પણ બ્રહ્મઘાતી કહ્યો છે; જે પારકી નિંદા અને પોતાની પ્રશંસા કર્યા કરે ને જુઠું બોલતો રહે તેને પણ બ્રહ્મહત્યારો કહેવામાં આવ્યો છે. અધર્મને ટેકો આપે તેને પણ બ્રહ્મઘાતી કહ્યો છે. જે માણસ લોકોનાં ચિત્તને ઉદ્વેગ ઉપજાવે, બીજાઓના દોષોની ચાડી ખાતો ફરે ને પાખંડપૂર્ણ આચારમાં તત્પર રહે, તે બ્રહ્મહત્યારો કહેવાય છે. જે દરરોજ દાન લીધા કરતો હોય, પ્રાણીઓની હિંસા કરતો હોય તેમ જ અધર્મનું અનુમોદન કરે, તેને પણ બ્રહ્મઘાતી કહ્યો છે. હે રાજન્! આ પ્રમાણે અનેક પ્રકારનાં પાપોને બ્રહ્મહત્યાતુલ્ય માનવામાં આવ્યાં છે.

હવે મદિરાપાન સમાન જે પાપો છે, તેમનું સંક્ષેપમાં વર્ણન કરું છું. ગણાન્નભોજન (અનેક સ્થળેથી ભોજન મેળવીને તેનો આહાર કરવો), વેશ્યાનું સેવન કરવું અને પતિત પુરુષોના અન્નનું ભોજન કરવું ઇત્યાદિને સુરાપાનતુલ્ય માનવામાં આવેલ છે. ઉપાસનાનો ત્યાગ, દેવમંદિરના પૂજારીનું અન્નભક્ષણ તેમ જ મદિરાનું પાન કરનારી સ્ત્રી સાથેના સંબંધને મદિરાપાન જેવું માનવામાં આવ્યું છે. શૂદ્રને ત્યાં જમનારા દ્વિજને સર્વ ધર્મોથી બહિષ્કૃત થયેલો ને મદ્યપાન કરનારો જ જાણવો. શૂદ્રની આજ્ઞામાં રહીને જે દાસકર્મ કરે છે, તે નરાધમ બ્રાહ્મણ મદિરાપાન સમાન પાપમાં ભાગીદાર થાય છે. આ પ્રમાણે અનેક પ્રકારનાં પાપ મદિરાપાન તુલ્ય માનવામાં આવ્યાં છે.

હવે હું સુવર્ણની ચોરીના સમાન પાપોનું વર્ણન કરું છું, તે સાંભળો. કંદ, મૂળ, ફળ, કસ્તૂરી, રેશમી વસ્ત્ર તેમ જ રત્નોની ચોરીને સદા સુવર્ણની ચોરીનાં જેવી જ ગણવામાં આવી છે. સોપારી, જળ, ચંદન તથા કપૂરની ચોરી પણ સુવર્ણની ચોરીની સમાન છે. શ્રાદ્ધનો ત્યાગ, ધર્મકાર્યનો લોપ કરવો અને યતિપુરુષોની નિંદા કરવાના કાર્યને પણ સુવર્ણની ચોરીના સમાન માનેલ છે. જમવા જેવા પદાર્થોનું અપહરણ, વિવિધ પ્રકારના અનાજની ચોરી તથા રુદ્રાક્ષના અપહરણને પણ સુવર્ણની ચોરીની સમાન હોવાનું કહેવામાં આવ્યું છે.

હવે ગુરુપત્નીગમન જેવાં પાપોનું વર્ણન કરવામાં આવે છે. ભગિની (બહેન), પુત્રવધૂ તેમ જ રજસ્વલા સ્ત્રી સાથે કરવામાં આવેલા મૈથુનને ગુરુપત્ની સાથે કરવામાં આવેલા સમાગમ સમાન માનવામાં આવ્યું છે. અસમયે મૈથુનકર્મ કરવું, પુત્રી સાથે સંભોગ કરવો, નીચ જાતિની સ્ત્રી સાથે આડો વ્યવહાર રાખવો, મદિરાપાન કરનારી સ્ત્રી સાથે સહવાસ કરવો; તેમ જ પારકી સ્ત્રી સાથે સંબંધ રાખવાના કાર્યને ગુરુતલ્પગમન સમાન માનવામાં આવ્યું છે. ભાઈની સ્ત્રી સાથે સંભોગ કરવો, મિત્રની સ્ત્રીનું સેવન તેમ જ પોતાની ઉપર વિશ્વાસ ધરાવનારી સ્ત્રીના સતીત્વના અપહરણને પણ ગુરુતલ્પગમન સમાન માનવામાં આવેલ છે. ધર્મનો લોપ અને શાસ્ત્રની નિંદા કરવી વગેરે કાર્યને ગુરુતલ્પગમન સમાન હોવાનું કહ્યું છે. હે રાજન્! આ પ્રકારનાં પાપોને મહાઘાતક કહ્યાં છે. આમાંના ગમે તે એકની સાથે પણ સંસર્ગ રાખનારો પુરુષ તેના જેવો થઈ જાય છે. શાંતચિત્ત મહર્ષિઓએ ગમે તે પ્રકારે પ્રાયશ્ચિત્ત આદિની વ્યવસ્થા દ્વારા આ પાપોના નિવારણનો ઉપાય જોયો છે.

હે ભૂપતે! જે પાપોનું કોઈ પ્રાયશ્ચિત્ત જ નથી; અર્થાત્ જે પાપોનું કોઈ રીતે નિવારણ જ ન થઈ શકે તેવાં પ્રાયશ્ચિત્તરહિત પાપોનું વર્ણન સાંભળો. આ પાપો

સર્વ પાપોના જેવાં તેમ જ ઘોર નરકની પ્રાપ્તિ કરાવનારાં છે. બ્રહ્મહત્યા આદિ પાપોના નિવારણનો ઉપાય તો કોઈ રીતે થઈ શકે છે; પરંતુ જે બ્રાહ્મણનો દ્વેષ કરે છે, તેનો તો પાપમાંથી છુટકારો થતો જ નથી. હે નરેશ્વર! જેઓ વિશ્વાસઘાત, કૃતઘ્ન તેમ જ શૂદ્ર જાતિની સ્ત્રીનો સંગ કરનારા હોય છે, તેમનો ઉદ્ધાર ક્યારેય થતો નથી. જેમનું શરીર નિંદિત અન્નથી પુષ્ટ થયું હોય છે તેમ જ જેમનું ચિત્ત વેદોની નિંદામાં જ લાગેલું હોય છે અને જેઓ ભાગવત-કથાવાર્તા આદિની નિંદા કરે છે, તેમનો આ લોકમાં કે પરલોકમાં—ક્યાંય પણ ઉદ્ધાર થતો નથી. જેમના માટે કોઈ પ્રાયશ્ચિત્ત જ નથી એવાં બીજાં પણ ઘણાં પાપો છે, તેમનો પરિચય હું નરકનું વર્ણન કરું તેની સાથે સાંભળો. જેમને મહાપાતકી કહેવામાં આવ્યા છે, તેઓ તે પ્રત્યેક નરકમાં એક-એક યુગ સુધી રહે છે અને અંતે આ પૃથ્વી પર આવીને સાત જન્મ સુધી ગધેડાં થાય છે; ત્યાર પછી તે પાપીઓ દસ જન્મ સુધી વ્રણથી યુક્ત શરીરવાળાં કૂતરાં થાય છે; પછી સો વર્ષ સુધી તેમને વિષ્ઠાના કીડા બનવું પડે છે. ત્યાર પછી બાર જન્મ સુધી તેઓ સર્પ થાય છે. હે રાજન્! ત્યારબાર એક હજાર જન્મ સુધી તેઓ મૃગ આદિ પશુ થાય છે. પછી સો વર્ષ સુધી સ્થાવર (વૃક્ષ આદિ) યોનિઓમાં જન્મ લે છે. ત્યાર પછી તેમને ગોધા(ઘો)નું શરીર પ્રાપ્ત થાય છે. પછી સાત જન્મો સુધી તેઓ પાપાચારી ચાંડાળ થાય છે. ત્યારબાદ સોળ જન્મ સુધી તેમને નીચ જાતિઓમાં જન્મ લેવો પડે છે. પછી બે જન્મ સુધી તેઓ દરિદ્ર, રોગથી પીડાતા તેમ જ હમેશાં પ્રતિગ્રહ લેનારા થાય છે, આથી તેમને ફરીથી નરકગામી થવું પડે છે. જેમનું ચિત્ત અસૂયા(ગુણોમાં દોષ દૃષ્ટિ)થી વ્યાપ્ત હોય છે, તેમને રૌરવ નરક પ્રાપ્ત થતું હોવાનું કહેવામાં આવ્યું છે. ત્યાં બે કલ્પ સુધી રહીને તેઓ સો જન્મ સુધી ચાંડાળ થાય છે. જેઓ અગ્નિ, ગાય અને બ્રાહ્મણના માટે 'આપશો નહીં' આમ બોલીને વિઘ્ન નાખે છે, તેઓ સો વાર કૂતરાની યોનિમાં જન્મ લઈને અંતે ચાંડાળોના ઘરમાં ઉત્પન્ન થાય છે. ત્યારબાદ તેઓ વિષ્ઠાના કીડા થાય છે. ત્યાર પછી ત્રણ જન્મ સુધી વાઘની યોનિમાં જન્મ પામીને છેવટે એકવીશ યુગો સુધી નરકમાં પડ્યા રહે છે. જેઓ પારકી નિંદામાં તત્પર, કટુ ભાષણ કરનારા અને દાનમાં વિઘ્ન નાખનારા હોય છે, તેમનાં પાપનું ફળ અહીં ઉપર બતાવવામાં આવ્યું છે. જેઓ ચોરી કરે છે, તેમને સાંબેલાથી ખાણિયામાં ખાંડવામાં આવે છે. ત્યાર પછી તેમને ત્રણ વર્ષ સુધી તપાવેલો પથ્થર ઉપાડવો પડે છે; તે પછી તેમને સાત વર્ષ સુધી શારડીથી વીંધવામાં આવે છે. તે સમયે પારકા ધનનું અપહરણ કરનારા તે ચોરો પોતે કરેલાં પાપકર્મોને માટે પશ્ચાત્તાપ અને બળાપો કરતા હોય છે, તેમણે કરેલાં કર્મોનાં ફળરૂપે તેમને હમેશાં નરકાગ્નિમાં શેકવામાં આવે છે, જેઓ બીજાંઓના દોષો દેખાડે છે કે ચાડી ખાય છે, તેમને જે ભયંકર નરકની પ્રાપ્તિ થાય છે, તે સાંભળો: તેમને એક હજાર યુગ સુધી તપાવેલા લોઢાના પિંડનું ભક્ષણ કરવું પડે છે, અત્યંત ભયાનક સાંડસીઓથી તેમની જીભને પીડા આપવામાં આવે છે અને તેઓ અત્યંત ઘોર નિરુચ્છ્વાસ નામના નરકમાં અડધા કલ્પ સુધી નિવાસ કરે છે. હવે પરસ્ત્રી-લંપટ પુરુષોને પ્રાપ્ત થતા નરકનું તમારી આગળ વર્ણન કરું છું: તપાવેલા તાંબાની સ્ત્રીઓ સુંદર રૂપ અને આભરણોથી યુક્ત થઈને તેમની સાથે બળ-

જબરીથી હઠપૂર્વક લાંબા સમય સુધી રમણ કરે છે, જેવા રૂપરંગની સ્ત્રીઓ સાથે તેઓ આ લોકમાં સંબંધ રાખતા હોય છે, તેવા જ પ્રકારનું રૂપ તે સ્ત્રીઓનું હોય છે, તે સ્ત્રીઓના ભયથી તે પુરુષો નાસવા જાય છે કે તરત તે સ્ત્રીઓ તેમને જોરથી પકડી લે છે ને તેમનાં પાપકર્મોનો પરિચય આપતી તેમને જુદાં જુદાં નરકોમાં પહોંચાડી દે છે. હે ભૂપાલ! આ લોકમાં જે સ્ત્રીઓ પોતાના પતિનો ત્યાગ કરીને બીજા પુરુષની સેવા સ્વીકારે છે, તેમને યમલોકમાં તપાવેલા લોઢાના બળવાન પુરુષો લોઢાની તપાવેલી શય્યા પર બળજબરીથી નાખીને તેમની સાથે ઘણા સમય સુધી સંભોગ કરે છે, તેમની પાસેથી છૂટ્યા પછી તે સ્ત્રીઓ અગ્નિના જેવા લાલચોળ ધગધગતા લોઢાના થાંભલાને વીંટળાઈને એક હજાર વર્ષ સુધી ઊભી રહે છે. ત્યાર પછી તેમને મીઠું નાખેલા પાણીથી નવડાવવામાં આવે છે ને ખારા પાણીનું જ સેવન કરાવવામાં આવે છે. ત્યાર પછી તેઓ સો વર્ષો સુધી તમામ પ્રકારનાં નરકોની યાતના ભોગવે છે. જે માણસ બ્રાહ્મણ, ગાય અને શ્રેષ્ઠ ક્ષત્રિય રાજાનો આ લોકમાં વધ કરે છે, તે પણ પાંચ કલ્પો સુધી સર્વ યાતનાઓને ભોગવે છે. પવિત્ર મહાપુરુષોની નિંદાને જે માણસ ખૂબ રસપૂર્વક સાંભળે છે, તેનું ફળ સાંભળો. એવા માણસોના કાનમાં તપાવેલા લોઢાની પુષ્કળ ખીલીઓ ઠોકી દેવામાં આવે છે. ત્યાર પછી કાનોનાં છિદ્રોમાં ઊકળતું તેલ રેડીને તેમને ભૂરી દેવામાં આવે છે. પછી તેમને કુમ્ભીપાક નરકમાં નાખવામાં આવે છે. હવે શિવ અને વિષ્ણુની ભક્તિથી વિમુખ અને નાસ્તિક માણસોને મળતા ફળનું વર્ણન કરું છું, તે સાંભળો! યમલોકમાં તે માણસોને કરોડો વર્ષો સુધી કેવળ મીઠું ખાઈને જ રહેવું પડે છે. ત્યાર પછી એક કલ્પ સુધી તપેલી રેતીથી ભરેલા રૌરવ નરકમાં તેમને નાખવામાં આવે છે. હે રાજન્! એવી જ રીતે બીજા નરકોમાં પણ તે પાપકર્મ કરનારા જીવો પોતાનાં પાપોનું ફળ ભોગવે છે. જે નરાધમ કોપપૂર્ણ દૃષ્ટિથી બ્રાહ્મણોને જુએ છે, તેમની આંખોમાં તપાવેલી હજારો સોયો ભોંકવામાં આવે છે. હે નૃપશ્રેષ્ઠ! ત્યાર પછી તેમને ખારા પાણીમાં નાખવામાં આવે છે, પછી તે પાપકર્મીઓને ભયંકર મોટી કરવતોથી વહેરવામાં આવે છે. હે રાજન્! જેઓ વિશ્વાસઘાતી મર્યાદાનો ભંગ કરનારા; તેમ જ પારકું અન્ન ખાવાના લોભી હોય છે તેમને પ્રાપ્ત થતા ભયંકર નરકનું વર્ણન સાંભળો. તેઓ પોતાનું માંસ ખાય છે અને તેમના શરીરને ત્યાં દરરોજ કૂતરાંઓ ફાડી ખાતાં હોય છે, તેમને બધાં નરકોમાં એક એક વર્ષ રહેવું પડે છે.

જેઓ હમેશાં દાન જ લીધા કરે છે, જેઓ કેવલ જોષ જોઈને નક્ષત્ર–વિદ્યાથી પોતાની જીવિકા ચલાવે છે, તેમ જ જેઓ પૂજારીનું અન્ન જમે છે, તેમની શી દશા થાય છે, તે સાંભળો. હે રાજન્! પાપથી ખદબદતા તે જીવો એક કલ્પ સુધી આ બધી યાતનાઓને ભોગવે છે ને હમેશાં દુઃખથી પિડાઈને કષ્ટ ભોગવતા રહે છે. તેમને તેલમાં ડુબાવવામાં આવે છે. પછી તેમને ખારા પાણીથી નવડાવવામાં આવે છે. તેમને મળ–મૂત્ર ખાવાં પડે છે. તે પછી તેઓ પૃથ્વી પર આવીને મ્લેચ્છ જાતિમાં જન્મ લે છે. જેઓ હમેશાં લોકોને ઉદ્વિગ્ન કરે છે, તેઓ વૈતરણી નદીમાં જાય છે. પંચમહાયજ્ઞોનો ત્યાગ કરનારા પુરુષો 'લાલાભક્ષ' નરકમાં પડે છે. ત્યાં તેમને લાળ ચાટવી પડે છે. ઉપાસનાનો ત્યાગ કરનારો પુરુષ રૌરવ નરકમાં જાય છે. હે ભૂપાલ! જેઓ બ્રાહ્મણોના ગામમાંથી 'કર' લે છે; તેઓ

ચંદ્ર અને નક્ષત્રોની હયાતી સુધી આ નરકોની યાતનાઓ ભોગવે છે. જે રાજા પ્રજા પાસેથી વધુ કર લે છે, તે પાંચ કલ્પ સુધી પોતાની હજારો પેઢીઓ સાથે નરક ભોગવે છે. હે રાજન્! બ્રાહ્મણો પાસેથી કર લેવાની અનુમતિ આપનારો હજારો બ્રહ્મહત્યાઓના પાપનો ભાગીદાર થાય છે. તે બે ચતુર્યુગો સુધી મહાઘોર કાળસૂત્ર નામના નરકમાં નિવાસ કરે છે.

જે મહાપાપી અયોનિ (યોનિથી ભિન્ન સ્થાન), વિયોનિ (વિજાતીય યોનિ) અને પશુયોનિમાં વીર્યપાત કરે છે, તે યમલોકમાં વીર્યનું જ ભોજન પામે છે. ત્યારબાદ ચરબીથી ભરેલા કૂવામાં તેને નાખવામાં આવે છે, જ્યાં તે સાત દિવ્ય વર્ષો સુધી કેવળ વીર્યનો આહાર કરીને રહે છે. ત્યાર પછી મનુષ્ય થઈને સર્વ લોકોમાં નિંદાને પાત્ર થાય છે. હે રાજન્! જે માણસ ઉપવાસના દિવસે દાતણ કરે છે, તે ચાર યુગો સુધી વ્યાઘ્રભક્ષ નામના ઘોર નરકમાં પડ્યો રહે છે. જ્યાં વ્યાઘ્ર તેનું માંસ ખાતા હોય છે. પોતાનાં કર્મોનો ત્યાગ કરનારાને વિદ્વાન પુરુષો પાખંડી કહે છે. તેનો સંસર્ગ રાખનારો પણ તેવો જ થઈ જાય છે. એ બંન્ને અત્યંત પાપી છે, અને હજારો કલ્પ સુધી નરકની યાતનાઓ ભોગવે છે. હે રાજન્! દેવ અને ગુરુના દ્રવ્યનું અપહરણ કરનારાઓ બ્રહ્મહત્યા સમાન પાપનું ફળ ભોગવે છે. અનાથનું ધન ઉચાપત કરનારા અને તેની સાથે દ્વેષ કરનારાઓ કરોડો, કલ્પસહસ્ર સુધી નરકમાં નિવાસ કરે છે. સ્ત્રીઓ અને શૂદ્રોની સમીપ વેદાધ્યયન કરનારનું માથું નીચું કરીને તેના પગ અદ્ધર કરી દેવામાં આવે છે ને તેમને થાંભલા સાથે ખીલાઓથી જડી દેવામાં આવે છે. તેઓ બ્રહ્માના એક વર્ષ સુધી ધુમાડો પીને રહે છે. જળાશય અને દેવાલય આગળ મળમૂત્રનો ત્યાગ કરનાર બ્રહ્મહત્યા જેવા પાપમાં પડે છે. બ્રાહ્મણનું ધન અને સુગંધિત કાષ્ઠ ચોરનારાઓ ચંદ્ર અને તારાઓની હયાતી સુધી ઘોર નરકમાં પડ્યા રહે છે. હે રાજન્! બ્રાહ્મણના ધનનું અપહરણજન્ય પાપ આ લોક અને પરલોકમાં પણ દુઃખ આપનારું છે, આ લોકમાં તો તે ધનનો નાશ કરે છે અને પરલોકમાં નરકની પ્રાપ્તિ કરાવે છે.

ખોટી સાક્ષી આપનારો ચૌદ ઇંદ્રોનું રાજ્ય સમાપ્ત થતાં સુધી સર્વ યાતનાઓને ભોગવતો રહે છે. આ લોકમાં તેના પુત્ર-પૌત્રાદિ નષ્ટ થઈ જાય છે; અને પરલોકમાં તે રૌરવ તથા અન્ય નરકોની યાતના ભોગવે છે. જે માણસો અત્યંત કામી અને મિથ્યાવાદી હોય છે, તેમના મોઢામાં જળો ભરી દેવામાં આવે છે. તેમને સાઠ હજાર વર્ષ સુધી આ દશામાં રહેવું પડે છે, ત્યારપછી તેમને ખારા પાણીથી નવડાવવામાં આવે છે. ઋતુકાલમાં પોતાની પત્ની પાસે સમાગમ કરવા માટે ન જનારા પુરુષો બ્રહ્મહત્યાના ફળને પામી ઘોર નરકમાં જાય છે. કોઈના ઉપર અત્યાચાર થતો જોઈને તેનું નિવારણ કરવાની શક્તિ હોવા છતાં જે માણસ તેને અટકાવતો નથી, તે પણ તે અત્યાચારના પાપનો ભાગીદાર થાય છે અને તે બંને જણા નરકમાં પડે છે. જે માણસ પાપીઓનાં પાપ બીજા કોઈને ગણી બતાવે છે, તે પાપ ખરાં હોય તોપણ તેમના પાપના ભાગીદાર થાય છે. હે રાજન્! જો તેનું કહેવું ખોટું ઠરે તો તે પાપો કહી બતાવનારો બેવડા પાપનો ભાગીદાર થાય છે. નિષ્પાપ પુરુષમાં પાપનો આરોપ મૂકીને જે તેની નિંદા કરે છે, તે ચંદ્રમા અને તારાઓના અસ્તિત્વ સુધી ઘોર નરકમાં રહે છે. વ્રતનો અંગીકાર કર્યા પછી તેને પૂર્ણ કર્યા વિના જે માણસ તેને છોડી દે

છે, તે અસિપત્ર વનમાં પીડા ભોગવીને પૃથ્વી પર ગમે તે અંગથી હીન થઈને જન્મે છે, બીજાઓનાં વ્રતમાં વિઘ્ન નાખનારો માણુસ 'શ્લેષ્મભોજન' નામના નરકમાં પડી લીંટ, ગળફા અને કફને ખાય છે, ન્યાય કરવામાં અને અપરાધીને ઉચિત શિક્ષા અને દંડ કરવામાં જે પક્ષપાત કરે છે; અર્થાત્ લાંચ લઈને અન્યાય કરી તેને જતો કરે અથવા નિરપરાધીને શિક્ષા કરે ને દંડે તેવો માણુસ દશ હજાર પ્રાયશ્ચિત્ત કરે, તોપણ તેણે કરેલા પ્રસ્તુત પાપમાંથી તેની મુક્તિ થતી નથી.* જે કટુ વચનો બોલીને બ્રાહ્મણોનું અપમાન કરે છે, તેને બ્રહ્મહત્યાનું પાપ લાગે છે અને બધાં નરકોની યાતના ભોગવીને દશ જન્મ સુધી ચાંડાળ થાય છે. બ્રાહ્મણને કોઈ વસ્તુ અપાતી હોય ત્યારે તેમાં જે માણુસ વિઘ્ન નાખે છે, તેણે બ્રહ્મહત્યાથી થનારા પાપમાં કરવા પડતા પ્રાયશ્ચિત્તને કરવું. જે બીજાઓનું ધન ચોરીને અન્યને દાન આપે છે, તે ચોરી કરનારો તો નરકમાં જાય જ છે, પણ દાનનું ફળ તો મૂળ ધણીને જ મળે છે. જે માણુસ કાંઈક આપવાનું કહીને આપતો નથી, તે 'લાલાભક્ષ' નરકમાં જાય છે.

હે રાજન્! જે માણુસ સંન્યાસીની નિંદા કરે છે, તે 'શિલાયંત્ર' નામના નરકમાં જાય છે. ઉદ્યાનોનો નાશ કરનારા માણુસો એકવીશ યુગો સુધી 'શ્વભોજન' નામના નરકમાં રહે છે, જ્યાં કૂતરાંઓ તેમનું માંસ ખાય છે. ત્યાર બાદ તેઓ ક્રમે ક્રમે બધાં જ નરકોની યાતનાઓ ભોગવે છે.

હે ભૂપતે! જેઓ દેવાલય અને તળાવને તોડી નાખી તેમનો નાશ કરે છે, બાગબગીચા ઉજ્જડ કરી દે છે તેઓ અનેક પ્રકારની યાતનાઓ ભોગવવા માટે જુદાં જુદાં નરકોમાં જાય છે. અંતે એકવીશ કલ્પો સુધી તેઓ વિષ્ઠાના કીડા બને છે. હે રાજન્! ત્યાર પછી તેઓ સો વાર ચાંડાળ યોનિમાં જન્મ પામે છે. જેઓ એઠું ખાય છે અને મિત્રોનો દ્રોહ કરે છે, તેમને ચંદ્ર અને સૂર્ય વિદ્યમાન હોય ત્યાં સુધી ભયંકર નરકની યાતનાઓ ભોગવવી પડે છે. પિતૃયજ્ઞ અને દેવયજ્ઞનો ઉચ્છેદ કરી જેઓ વૈદિકમાર્ગથી બહાર નીકળી જાય છે, તેમને પાખંડી કહેવામાં આવે છે. તેમને સર્વ પ્રકારની યાતનાઓ ભોગવવી પડે છે.

હે રાજા ભગીરથ! આ પ્રમાણે પાપીઓ માટે અનેક પ્રકારની યાતનાઓ છે. પ્રભો! હું નરક અને તેમાં પ્રાપ્ત થતી યાતનાઓની ગણુના કરવામાં અસમર્થ છું. હે ભૂપતે! પાપ, યાતનાઓ તથા ધર્મોની સંખ્યા કહેવા માટે સંસારમાં ભગવાન વિષ્ણુ સિવાય બીજું કોણુ સમર્થ છે? આ સર્વ પાપોનું ધર્મશાસ્ત્રની વિધિ પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરવાથી પાપોનો પુંજ નષ્ટ થઈ જાય છે. ધાર્મિક કૃત્યોમાં જે ન્યૂનાધિકતા રહી જાય છે, તેની પૂર્તિ માટે ભગવાન વિષ્ણુના સમીપમાં ઉપર જણાવેલાં પાપોનાં પ્રાયશ્ચિત્ત કરવાં જોઈએ. ગંગા, તુલસી, સત્સંગ, હરિકીર્તન, કોઈના દોષ ન જોવા, હિંસાથી દૂર રહેવું—આ સર્વ વાતો પાપોનો નાશ કરનારી છે. ભગવાન વિષ્ણુને અર્પણ કરેલાં કર્મ નિશ્ચયપૂર્વક સફળ થાય છે. જે કર્મ તેમને અર્પવામાં આવતાં નથી, તે રાખમાં નાખેલી આહુતિ સમાન વ્યર્થ ઠરે છે. નૈમિત્તિક, કામ્ય તેમ જ મોક્ષના સાધનભૂત કર્મ ભગવાન વિષ્ણુને સમર્પિત થવાથી સાત્ત્વિક અને સફળ થાય છે.

ભગવાન વિષ્ણુની ઉત્તમ ભક્તિ સર્વ પાપોનો નાશ કરનારી છે. હે નૃપશ્રેષ્ઠ!

* न्याये च धर्मशिक्षायां पक्षपातं करोति यः।
न तस्य निष्कृतिर्भूयः प्रायश्चित्तायुतैरपि ॥
(૧૫-૧૧૯)

સાત્ત્વિક, રાજસ અને તામસ ભેદોથી ભક્તિ દશ* પ્રકારની જાણવી જોઈએ; તે પાપરૂપી વનને બાળી નાખવા માટે દાવાનળ સમાન છે. હે રાજન્! બીજાનો વિનાશ કરવા માટે કરવામાં આવતું ભગવાનનું ભજન 'અધમા તામસી' ભક્તિ છે; કારણ કે તેમાં દુષ્ટભાવ રહેલો છે.

વ્યભિચારિણી સ્ત્રી મનમાં કપટભાવ રાખીને પોતાના પતિની સેવા કરે છે તેમ મનમાં કપટબુદ્ધિ રાખીને ભગવાન નારાયણનું કરાતું પૂજન 'મધ્યમ તામસી' ભક્તિ છે. બીજાઓને ભગવાનની આરાધના કરતા જોઈને જે માણસ ઈર્ષ્યાવશ થઈને પોતે પણ શ્રીહરિની પૂજા કરે છે, તેની તે ક્રિયાને 'ઉત્તમ તામસી' ભક્તિ માનવામાં આવી છે. ધનધાન્ય આદિની યાચના કરતા રહીને પરમશ્રદ્ધાની સાથે શ્રીહરિની કરવામાં આવતી અર્ચનાને 'અધમા રાજસી' ભક્તિ કહેવામાં આવી છે. લોકોમાં કીર્તિ ફેલાવાની ભાવનાથી ભગવાનની કરવામાં આવતી આરાધના 'મધ્યમા રાજસી' ભક્તિ કહેવાય છે. સાલોક્ય અને સારૂપ્ય પદ પામવાની ઇચ્છાથી ભગવાન વિષ્ણુની કરવામાં આવતી અર્ચના 'ઉત્તમ રાજસી' ભક્તિ કહેવાય છે. પોતે કરેલાં પાપોનાં નાશ થવાના હેતુથી પૂર્ણ શ્રદ્ધા સાથે કરાતી શ્રીહરિની પૂજાને 'અધમા સાત્ત્વિકી' ભક્તિ માનવામાં આવી છે.

'ભગવાન વિષ્ણુને આ પ્રિય છે' એમ માનીને જે શ્રદ્ધાપૂર્વક સેવાશુશ્રૂષા કરે છે, તેની તે સેવા 'મધ્યમા સાત્ત્વિકી' ભક્તિ છે. હે રાજન્! 'શાસ્ત્રની આ જ આજ્ઞા છે' એમ માનીને ભગવાનની કરવામાં આવતી પૂજાને સર્વ પ્રકારની ભક્તિઓમાં શ્રેષ્ઠ 'ઉત્તમ સાત્ત્વિકી' ભક્તિ માનવામાં આવી છે. ભગવાન વિષ્ણુનો સહેજ પણ મહિમા સાંભળીને પરમ સન્તુષ્ટ થઈને તેમના ધ્યાનમાં જે તત્પર અને તન્મય બને છે, તેમની તે ભક્તિને 'ઉત્તમોત્તમા' કહી છે. 'હું જ પરમ વિષ્ણુરૂપ છું, મારામાં જ આ સંપૂર્ણ જગત રહેલું છે.' આ પ્રમાણે પોતાને સદા ભગવાનથી અભિન્ન જુએ છે, તેને ઉત્તમોત્તમ ભક્ત જાણવો.*

આ દશ પ્રકારની ભક્તિ સંસારબંધનનો નાશ કરનારી છે. તેમાં પણ સાત્ત્વિકી ભક્તિ સંપૂર્ણ મનોવાંછિત ફળ આપનારી છે, એટલા માટે હે ભૂપાલ! સાંભળો,

* સાત્ત્વિક, રાજસ અને તામસ ભેદથી ભક્તિના ત્રણ ભેદ છે. પછી પ્રત્યેકના ઉત્તમ, મધ્યમ અને અધમ—આ ત્રણ ભેદ થાય છે. આ પ્રમાણે નવ ભેદ થયા. દશમી 'ઉત્તમોત્તમા પરા ભક્તિ' છે.

* यच्चान्यस्य विनाशार्थं भजनं श्रीपतेर्नृप ।
सा तामस्यधमा भक्तिः खलभावधरा यतः ॥
योऽर्चयेत्कैतवधिया स्वैरिणी स्वपतिं यथा ।
नारायणं जगन्नाथं तामसी मध्यमा तु सा ॥
देवपूजापरान् दृष्ट्वा मात्सर्याद् योऽर्चयेद्धरिम् ॥
सा भक्तिः पृथिवीपाल तामसी चोत्तमा स्मृता ॥
धनधान्यादिकं यस्तु प्रार्थयन्नर्चयेद्धरिम् ॥
श्रद्धया परया युक्तः सा राजस्यधमा स्मृता ।
यः सर्वलोकविख्यातकीर्तिमुद्दिश्य माधवम् ।
अर्चयेत्परया भक्त्या सा मध्या राजसी मता ॥
सालोक्यादि पदं यस्तु समुद्दिश्यार्चयेद्धरिम् ।
सा राजस्युत्तमा भक्तिः कीर्तिता पृथिवीपते ॥
यस्तु स्वकृतपापानां क्षयार्थं प्रार्चयेद्धरिम् ।
श्रद्धया परयोपेतः सा सात्त्विक्यधमा स्मृता ॥
हरेरिदं प्रियमिति शुश्रूषां कुरुते तु यः ।
श्रद्धया संयतो भूयः सात्त्विकी मध्यमा तु सा ॥
विधिबुद्ध्यार्चयेद्यस्तु दासवच्छ्रीपतिं नृप ।
भक्तीनां प्रवरा सा तु उत्तमा सात्त्विकी स्मृता ॥
महिमात्तं हरेर्यस्तु किञ्चिच्छ्रुत्वापि यो नरः ।
तन्मयत्वेन सन्तुष्टः सा भक्तिरुत्तमोत्तमा ॥
अहमेव परो विष्णुर्मयि सर्वमिदं जगत् ।
इति यः सततं पश्येत्तं विद्यादुत्तमोत्तमम् ॥
(ना. पूर्व. १५-१४०-१५०)

સંસારને જીતવાની ઈચ્છા ધરાવનારા ઉપાસકે પોતાના કર્મનો ત્યાગ ન કરતાં ભગવાન જનાર્દનની ભક્તિ કરવી જોઈએ. સ્વધર્મનો પરિત્યાગ કરીને જે માણુસ ભક્તિમાત્રથી જીવન ધારણુ કરે છે, તેના પર ભગવાન વિષ્ણુ સંતુષ્ટ થતા નથી, તે તો ધર્માચરણથી સંતુષ્ટ થાય છે. સંપૂર્ણ આગમોમાં આચારને પ્રથમસ્થાન આપવામાં આવ્યું છે, 'આચારથી ધર્મ પ્રકટ થાય છે અને ધર્મના સ્વામી સાક્ષાત્ ભગવાન વિષ્ણુ છે.* આથી સ્વધર્મનો વિરોધ ન કરતાં શ્રીહરિની ભક્તિ કરવી જોઈએ. સદાચાર વિનાના માણુસોના ધર્મ પણુ સુખ આપનારા હોતા નથી. સ્વધર્મના પાલન વિના કરવામાં આવેલી ભક્તિ પણુ ન કર્યા સમાન છે. હે રાજન્! તમે જે કાંઈ પૂછ્યું તે સર્વ મેં તમને કહ્યું, તેથી તમે પોતાના ધર્મમાં તત્પર રહીને સૂક્ષ્મથી સૂક્ષ્મ સ્વરૂપવાળા જનાર્દન ભગવાન નારાયણનું પૂજન કરો. આથી તમને શાશ્વત સુખની પ્રાપ્તિ થશે. ભગવાન શિવ જ સાક્ષાત્ શ્રીહરિ છે; અને શ્રીહરિ જ સ્વયં શિવ છે. આ બંનેમાં ભેદદૃષ્ટિ રાખનારો દુષ્ટ પુરુષ કરોડો નરકોમાં જાય છે. એટલા માટે ભગવાન વિષ્ણુ અને શિવને સમાન સમજીને તેમની આરાધના કરો. એમનામાં ભેદ જોનારો માણુસ આ લોક અને પરલોકમાં પણુ દુઃખ પામે છે.

હે જનેશ્વર! હું જે કાર્ય માટે તમારી પાસે આવ્યો હતો, તે તમને કહું છું. હે સુમતે! સાવધાન થઈને સાંભળો. રાજન્! આત્મઘાતનું પાપ કરનારા તમારા પિતામહગણુ મહાત્મા કપિલના ક્રોધાગ્નિથી ભસ્મ થઈ ગયા છે, ને આ સમયે તેઓ નરકમાં નિવાસ કરી રહ્યા છે. હે મહાભાગ! ગંગાજીને લાવવાનું પરાક્રમ કરીને તેમનો ઉદ્ધાર કરો; હે ભૂપતે! ગંગા ખરે જ સર્વ પાપોનો નાશ કરનારી છે. હે નૃપશ્રેષ્ઠ! મનુષ્યનાં કેશ, હાડકાં, નખ, દાંત અને શરીરની રાખ પણુ જો ગંગાનો સ્પર્શ પામે તો તે ભગવાન વિષ્ણુના ધામમાં તેને પહોંચાડે છે. હે ભૂપતે! અત્યાર સુધી તમને જેટલાં પાપ કહી બતાવ્યાં છે, તે સર્વ ગંગાજળના એક બિંદુમાત્રના અભિષેકથી નષ્ટ થઈ જાય છે.

શ્રી સનક બોલ્યા : હે મુનિશ્રેષ્ઠ નારદ! ધર્માત્મા ભગીરથ રાજાને આ પ્રમાણે કહીને ધર્મરાજ તત્કાલ અંતર્ધાન થઈ ગયા. ત્યાર પછી સર્વશાસ્ત્રોના પારગામી મહાબુદ્ધિમાન ભગીરથ સકલ પૃથ્વીનું રાજ્ય મંત્રીઓને સોંપીને પોતે વનમાં ચાલ્યા ગયા.

ત્યાંથી હિમાલય પર જઈને નરનારાયણ આશ્રમથી પશ્ચિમ દિશા તરફ આવેલા એક શિખર પર તેમણે તપશ્ચર્યા કરી અને ગંગાને તેઓ આ ભૂતલ પર લઈ આવ્યા..૧-૧૬૯

तुहिनाद्रौ ततो गत्वा नरनारायणाश्रमात् ।
पश्चिमे तुहिनाक्रान्ते शृङ्गे षोडशयोजने ।
तपस्तप्त्वानयामास गङ्गां त्रैलोक्यपावनीम् ॥ १६९ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'પાપીઓને પ્રાપ્ત થતી નરકોની યાતનાઓનું વર્ણન' નામનો ૧૫ મો અધ્યાય સમાપ્ત

## અધ્યાય ૧૬ : રાજા ભગીરથ દ્વારા ગંગાનું અવતરણ

नारद उवाच ।

हिमवद्गिरिमासाद्य किं चकार महीपतिः ।
कथमानीतवान्गङ्गामेतन्मे वक्तुमर्हसि ॥ १ ॥

નારદ બોલ્યા : હે મુને! હિમાલય પર્વત પર જઈને રાજા ભગીરથે શું કર્યું? તેઓ ગંગાને કેવી રીતે લઈ આવ્યા? આ કૃપા કરીને મને કહો.

* सर्वागमानामाचारः प्रथमं परिकल्पते ।
आचारप्रभवो धर्मो धर्मस्य प्रभुरच्युतः ॥
(ना. पूर्व० १५, १५४)

શ્રી સનક બોલ્યા : હે મુને! મહારાજા ભગીરથ જટા અને ચીર ધારણ કરીને તપશ્ચર્યા કરવાને માટે હિમાલય પર જતી વખતે ગોદાવરી નદીનાં તટ પર પહોંચ્યા.* ત્યાં મહાવનમાં તેમણે મહર્ષિ ભૃગુનો આશ્રમ જોયો. જ્યાં કૃષ્ણસાર મૃગ ચરતાં હતાં ને ચમરી ગાયોનો સમુદાય પોતાનું પૂંછ હલાવીને આશ્રમને ચમર ઢાળતો હોય તેમ જણાતું હતું. ત્યાં અનેક જાતનાં પુષ્પો ખીલેલાં હતાં. ઋષિમુનિઓનો સમુદાય ત્યાં નિવાસ કરતો હતો. વેદો અને શાસ્ત્રોનો મહાન ઘોષ આકાશમાં થઈ રહ્યો હતો. મહર્ષિ ભૃગુના આવા આશ્રમમાં રાજા ભગીરથે પ્રવેશ કર્યો. એ સમયે મહર્ષિ ભૃગુ પરબ્રહ્મનું પ્રતિપાદન કરી રહ્યા હતા. તેમની આગળ શિષ્યમંડળ બેઠું હતું. રાજા ભગીરથે તેમનાં દર્શન કરીને તેમને વંદન કર્યું. ભૃગુએ પણ સન્માનપૂર્વક રાજાનો સત્કાર કર્યો. આ સર્વ વિધિ પતી ગયા પછી રાજા ભગીરથ મુનીશ્વર આગળ વિનયપૂર્વક હાથ જોડીને બોલ્યા.

ભગીરથ બોલ્યા : ભગવન્! આપ સર્વ ધર્મોનાં જ્ઞાતા તથા સંપૂર્ણ શાસ્ત્રોમાં પારંગત છો. હું સંસાર–બંધનના ભયથી વિકળ થઈને મનુષ્યોનો ઉદ્ધાર થવા માટેનો ઉપાય પૂછવાને માટે આપની પાસે આવ્યો છું. જો હું આપનો કૃપાપાત્ર હોઉં તો જે કર્મથી ભગવાન સન્તુષ્ટ થતા હોય, તે મને બતાવો.

ભૃગુ બોલ્યા : રાજન્! તમારી અભિલાષા હું સમજી ગયો. તમે પુણ્યાત્માઓમાં શ્રેષ્ઠ છો, અન્યથા પોતાના સમસ્ત કુળનો ઉદ્ધાર કરવાની યોગ્યતા તમારામાં શી રીતે આવત! પોતાનાં શુભ કર્મો દ્વારા કુળનો ઉદ્ધાર કરવા ઇચ્છનારને નરના રૂપમાં સાક્ષાત્ નારાયણ જ જાણવો જોઈએ. જે કર્મથી પ્રસન્ન થઈને ભગવાન વિષ્ણુ મનુષ્યોને અભીષ્ટ ફળ આપે છે, તે હું કહું છું; તમે ધ્યાન દઈને સાંભળો. હે રાજન્! તમે સદા સત્યનું પાલન કરજો અને અહિંસા ધર્મનું આચરણ કરજો. સર્વ પ્રાણીઓનાં હિતકાર્યોમાં તત્પર રહેજો. દુષ્ટોની સોબત કરશો નહીં. સત્સંગનું સેવન કરજો, પુણ્યકાર્ય કરતા રહીને દિનરાત સનાતન ભગવાન વિષ્ણુનું સ્મરણ કરતા રહેજો. ભગવાન મહાવિષ્ણુની પૂજા કરો અને ઉત્તમ શાન્તિનો આશ્રય લો. દ્વાદશાક્ષર અથવા અષ્ટાક્ષર મંત્રનો જપ કરો. આથી તમારું કલ્યાણ થશે.

ભગીરથ બોલ્યા : હે મુને! 'સત્ય' કોને કહેવું? 'સર્વ પ્રાણીઓનું હિત' એટલે શું? 'અનૃત' કોને કહેવાય? દુષ્ટો કેવા હોય? કેવા માણસોને 'સાધુ' કહેવામાં આવે છે? ને પુણ્ય કેવું હોય છે? ભગવાન વિષ્ણુનું સ્મરણ કેવી રીતે કરવું જોઈએ અને તેમની પૂજા કેવી રીતે થાય છે? હે મુને! 'શાન્તિ' કોને કહેવાય? 'અષ્ટાક્ષર મંત્ર' શું છે? તત્ત્વાર્થને જાણનારા હે મહર્ષિ! 'દ્વાદશાક્ષર' મંત્ર શું છે? મારા પર કૃપા કરીને આ સર્વ વાતો મને કહો.

ભૃગુ બોલ્યા : હે મહાપ્રાજ્ઞ! બહુ સારું, ઘણું સારું. તમારી બુદ્ધિ ઉત્તમ છે. હે ભૂપાલ! તમે મને જે કાંઈ પૂછ્યું છે, તે સર્વ હું તમને કહું છું. વિદ્વાન પુરુષો યથાર્થ કથનને 'સત્ય' કહે છે. ધર્મપરાયણ માણસોએ સત્ય એવી રીતે બોલવું જોઈએ કે જેથી ધર્મનો વિરોધ ન થાય. એટલા માટે સાધુ પુરુષો દેશ,

* આ પ્રસંગ પરથી એવું જણાય છે કે તે દિવસોમાં રાજા ભગીરથ દક્ષિણ ભારતમાં ગોદાવરીથી પણ થોડેક દૂર દક્ષિણના કોઈ સ્થાનમાં રહેતા હશે ને આ કારણથી તેમના માર્ગમાં ગોદાવરી નદી આવી શકી. સૂર્યવંશી રાજાઓની રાજધાની અયોધ્યાથી હિમાલય જતાં તો માર્ગમાં ગોદાવરી આવવાનો સંભવ નથી.

કાળ આદિનો વિચાર કરીને સ્વધર્મનો વિરોધ ન થાય એવી રીતે જે યથાર્થ વચન બોલે છે, તે સત્ય કહેવાય છે. કોઈ પણ જીવને ક્લેશ ન આપવો, તેનું નામ 'અહિંસા' છે. તેનાથી સર્વ કામનાઓ પૂર્ણ થતી હોવાનું માનવામાં આવ્યું છે. ધર્મના કાર્યમાં સહાયતા કરવી ને અધર્મ કાર્યનો વિરોધ કરવો–આને ધર્મજ્ઞ પુરુષ 'સર્વ લોકોના હિતનું સાધન' કહે છે. ધર્મ–અધર્મનો વિચાર ન કરતાં કેવળ પોતાની મરજી પ્રમાણે બોલવું તે 'અસત્ય' કહેવાય; તેને સર્વ પ્રકારનાં કલ્યાણોનો વિરોધી હોવાનું સમજવું. હે રાજન્! જેની બુદ્ધિ સદા કુમાર્ગમાં લાગેલી રહે છે, જેઓ સર્વ લોકોની સાથે દ્વેષ રાખે છે ને મૂર્ખ હોય છે, તેમને સંપૂર્ણ ધર્મોથી બહિષ્કૃત 'દુષ્ટ પુરુષ' જાણવા જોઈએ. જે માણસો ધર્મ અને અધર્મનો વિવેક કરીને વેદોક્ત માર્ગ પર ચાલે છે તેમ જ સર્વ લોકોનાં હિત–કાર્યોમાં લાગ્યા રહે છે, તેમને 'સાધુ' કહેવામાં આવ્યા છે.* ભગવાનની ભક્તિ કરવામાં જે સહાયક છે, સાધુ પુરુષ જેનું પાલન કરે છે, તેમ જ જે પોતાના માટે પણ આનંદદાયક છે, તે 'ધર્મ' કહેવાય છે.

આ સંપૂર્ણ જગત ભગવાન વિષ્ણુનું સ્વરૂપ છે, વિષ્ણુ સર્વના કારણ છે અને હું પણ વિષ્ણુ છું–આવું જે જ્ઞાન છે, તેને જ 'ભગવાન વિષ્ણુનું સ્મરણ' સમજવું જોઈએ. ભગવાન વિષ્ણુ સર્વ દેવમય છે. હું વિધિપૂર્વક તેમની પૂજા કરીશ. આ પ્રકારની શ્રદ્ધાને 'ભક્તિ' કહેવામાં આવે છે. શ્રી વિષ્ણુ સર્વભૂતસ્વરૂપ છે, સર્વત્ર પરિપૂર્ણ સનાતન પરમેશ્વર છે. ભગવાન પ્રત્યેની આ પ્રકારની અભેદ બુદ્ધિનું નામ 'સમતા' છે. હે રાજન્! શત્રુ અને મિત્ર પ્રત્યે સમાનભાવ હોય, સર્વ ઇંદ્રિયો પોતાના વશમાં હોય, અને દૈવવશ જે કાંઈ મળી આવે, તેમાં સંતોષ રહે, આ સ્થિતિને 'શાન્તિ' કહેવામાં આવે છે.

રાજન્! આ પ્રમાણે તમારા આ બધાય પ્રશ્નોની વ્યાખ્યા થઈ ગઈ. આ સર્વ વિષય મનુષ્યોને સિદ્ધિ આપનારા અને સમસ્ત પાપરાશિઓનો જલદી નાશ કરવાનાં સાધન છે.

અષ્ટાક્ષરમંત્ર સર્વ પાપોનો નાશ કરે છે. હે રાજેન્દ્ર! હું તેનું સ્વરૂપ તમને કહું છું. તે સર્વ પુરુષાર્થોમાં એકમાત્ર સાધન, ભગવાન વિષ્ણુને પ્રસન્ન કરનારો તેમ જ સર્વ સિદ્ધિઓને આપનારો છે. 'ૐ નમો નારાયણાય' આ જ અષ્ટાક્ષર મંત્ર છે. આનો જપ કરવો જોઈએ. મહારાજ! 'ૐ નમો ભગવતે વાસુદેવાય' આ દ્વાદશાક્ષર મંત્ર કહેવાય છે. રાજન્! આ અષ્ટાક્ષર અને દ્વાદશાક્ષર–બન્ને મંત્રોનું સમાન ફળ છે. પ્રવૃત્તિ અને નિવૃત્તિ માર્ગ માટે એની સમતા બતાવવામાં આવી છે. આ બંને મંત્રોનો જપ કરતી વખતે ભગવાન નારાયણનું આ પ્રમાણે ધ્યાન કરવું જોઈએ. ભગવાન પોતાના હાથોમાં શંખ અને ચક્ર ધારણ કરીને વિરાજમાન છે. રોગ અને શોક તેમનો ક્યારેય સ્પર્શ કરતા નથી. તેમના વામાંગમાં લક્ષ્મીજી શોભી રહ્યાં છે. તે સર્વશક્તિમાન પ્રભુ સર્વને અભયદાન આપી રહ્યા છે. તેમના મસ્તક પર કિરીટ અને કાનોમાં કુંડળ શોભી રહ્યાં છે, તેઓ નાના પ્રકારના અલંકારોથી સુશોભિત છે, ગળામાં કૌસ્તુભમણિ અને વનમાળા ધારણ કરીને રહેલા છે, તેમનું વક્ષઃસ્થલ શ્રીવત્સ-ચિહ્નથી અંકિત છે. દેવતાઓ અને દાનવોથી પણ ભગવાન વંદિત છે. તેમનો આદિ કે અંત નથી. તે તમામ મનોવાંછિત

* धर्माधर्मविवेकेन वेदमार्गानुसारिणः ।
सर्वलोकहितासक्ताः साधवः परिकीर्तिताः ॥
(ના. પૂર્વ. ૧૬, ૨૯–૩૦)

ફળોને આપનારા છે. આ પ્રમાણે ભગવાનનું ધ્યાન કરવું જોઈએ, તે અંતર્યામી, જ્ઞાનસ્વરૂપ, સર્વવ્યાપી તથા સનાતન છે. હે રાજા ભગીરથ! તમે જે કાંઈ પૂછયું, તે સર્વ આ પ્રમાણે બતાવવામાં આવ્યું છે, તમારું કલ્યાણ થાઓ. હવે સુખપૂર્વક તપશ્ચર્યામાં સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે જાઓ.

મહર્ષિ ભૃગુએ આ પ્રમાણે કહેવાથી રાજા ભગીરથ બહુ પ્રસન્ન થયા. અને તપશ્ચર્યાને માટે વનમાં ગયા. હિમાલય પર ગયા પછી તેમણે ત્યાં નાદેશ્વર મહાક્ષેત્રમાં ઘોર તપશ્ચર્યા કરી. તેઓ ત્રણે કાળ સ્નાન કરતા. કંદ, મૂળ તથા ફળ ખાઈને રહેતા અને એનાથી જ અતિથિઓનો સત્કાર પણ કરતા. તેઓ દરરોજ હોમમાં તત્પર રહેતા. સર્વ ભૂતોના હિતેચ્છુ થઈને શાંત ભાવથી રહેતા હતા. તેમણે ભગવાન નારાયણનું શરણ સ્વીકાર્યું હતું. પત્ર, પુષ્પ, ફળ અને જળથી તેઓ ત્રણે કાળ શ્રીહરિની આરાધના કરતા હતા. આ પ્રમાણે અત્યંત ધૈર્યપૂર્વક ભગવાન નારાયણનું ધ્યાન કરતા રહીને તેઓ સૂકાં પાંદડાં ખાઈને રહેવા લાગ્યા. ત્યાર પછી ભગીરથે પ્રાણાયામ ક્રિયા દ્વારા શ્વાસનો અવરોધ કરીને તપશ્ચર્યા કરવાનું શરૂ કર્યું. જેનો ક્યાંય અંત નથી, જે કોઈથી પરાજિત થતા નથી, તે શ્રી નારાયણ દેવનું ચિંતન કરતાં રહીને તેમણે સાઠહજાર વર્ષો સુધી શ્વાસ રોકી રાખ્યો. તે સમયે રાજાના નસકોરામાંથી ભયંકર અગ્નિ પ્રકટ થયો. તેને જોઈને બધા દેવતાઓ ધ્રૂજી ઊઠ્યા અને તેનાથી સંતપ્ત થવા લાગ્યા. પછી તે દેવેશ્વરગણ ક્ષીરસાગરના ઉત્તર તટ પર જ્યાં જગદીશ્વર શ્રીહરિ નિવાસ કરે છે, ત્યાં પહોંચી જઈને ભગવાન મહાવિષ્ણુના શરણે ગયો ને તેમની આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો :

દેવતાઓ બોલ્યા : જે જગતના એક માત્ર સ્વામી તથા સ્મરણ કરનાર ભક્તજનોની પીડાને દૂર કરનારા છે, તે પરમેશ્વર શ્રીવિષ્ણુને અમે નમસ્કાર કરીએ છીએ. જ્ઞાની પુરુષો તેમને સ્વભાવથી શુદ્ધ, સર્વત્ર પરિપૂર્ણ તેમ જ જ્ઞાનસ્વરૂપ કહે છે. શ્રેષ્ઠ યોગીજન જેમનું સદા ધ્યાન કરે છે, જે પરમાત્મા પોતાની ઇચ્છાનુસાર શરીર ધારણ કરીને દેવતાઓનું કાર્ય સિદ્ધ કરે છે, આ સંપૂર્ણ જગત જેનું સ્વરૂપ છે તેમ જ જે જગતના આદિ સ્વામી છે, તે ભગવાન પુરુષોત્તમને અમે પ્રણામ કરીએ છીએ. જેમનાં નામોનું સંકીર્તન કરવા માત્રથી દુષ્ટ પુરુષોનાં પણ સર્વ પાપ નષ્ટ થઈ જાય છે; જે સર્વના શાસક, સ્તવન કરવા યોગ્ય તેમ જ પુરાણપુરુષ છે, તે ભગવાન વિષ્ણુને અમે પુરુષાર્થ સિદ્ધિને માટે નમસ્કાર કરીએ છીએ. સૂર્ય આદિ જેના તેજથી પ્રકાશિત થાય છે અને જેઓ ક્યારેય જેની આજ્ઞાનું ઉલ્લંઘન કરતા નથી જે સર્વ દેવતાઓના અધીશ્વર તથા પુરુષાર્થરૂપ છે, તે કાળસ્વરૂપ શ્રીહરિને અમે નમસ્કાર કરીએ છીએ. જેની આજ્ઞાનુસાર બ્રહ્મા આ સૃષ્ટિની રચના કરે છે, રુદ્ર સંહાર કરે છે અને બ્રાહ્મણો શ્રુતિઓ દ્વારા સર્વ લોકોને પવિત્ર કરે છે, જે ગુણોના ભંડાર છે અને સર્વના ઉપદેશક ગુરુ છે, તે આદિદેવ ભગવાન વિષ્ણુને અમે શરણે આવ્યા છીએ. જે સર્વથી શ્રેષ્ઠ છે, વરણ કરવા યોગ્ય તથા મધુ અને કૈટભને મારનારા છે, દેવતા અને દૈત્ય પણ જેની ચરણપાદુકાનું પૂજન કરે છે, જે શ્રેષ્ઠ ભક્તોની મનોવાંછિત કામનાઓની સિદ્ધિના કારણ છે; તેમ જ એકમાત્ર જ્ઞાન દ્વારા જેના તત્ત્વોનો બોધ થાય છે, તે દિવ્યશક્તિ સંપન્ન ભગવાનને અમે પ્રણામ કરીએ છીએ. જે આદિ, મધ્ય અને અંતથી રહિત, અજન્મા, અનાદિ, અવિદ્યા નામક અંધકારનો નાશ કરનારા; સત્, ચિત્, પરમાનંદ-

ઘનસ્વરૂપ તથા રૂપ આદિથી રહિત છે, તે ભગવાન પરમેશ્વરને અમે પ્રણામ કરીએ છીએ. જે જળમાં શયન કરવાને લીધે નારાયણ, સર્વવ્યાપી હોવાને લીધે વિષ્ણુ, અવિનાશી હોવાથી અનંત અને સર્વનું શાસન કરનારા હોવાથી ઈશ્વર કહેવાય છે; પોતાનાં શ્રી અંગો પર પીતામ્બર ધારણ કરે છે; બ્રહ્મા તથા રુદ્ર આદિ જેની સેવામાં લાગેલા રહે છે; જે યજ્ઞના પ્રેમી, યજ્ઞ કરનારા, વિશુદ્ધ, સર્વોત્તમ તેમ જ અવ્યય છે, તે ભગવાન વિષ્ણુને અમે નમસ્કાર કરીએ છીએ.

ઇંદ્ર આદિ દેવતાઓએ આ પ્રમાણે સ્તુતિ કરવાથી ભગવાન વિષ્ણુએ દેવતાઓને રાજર્ષિ ભગીરથનું ચરિત્ર કહ્યું. હે નારદ! પછી તે સર્વને આશ્વાસન તથા અભય આપીને ભગવાન વિષ્ણુ, રાજર્ષિ ભગીરથ તપશ્ચર્યા કરતા હતા ત્યાં ગયા અને તેને પ્રત્યક્ષ દર્શન આપ્યાં. રાજા ભગીરથે તેમને પ્રણામ કર્યા, તેમના કંઠમાંથી 'કૃષ્ણ, કૃષ્ણ, કૃષ્ણ, શ્રીકૃષ્ણ'–આવો ઉદ્‌ગાર નીકળી રહ્યો હતો. ભગવાન વિષ્ણુ રાજર્ષિ ભગીરથ પર પ્રસન્ન હતા. કરુણાપૂર્ણ વાણીથી તેઓ કહેવા લાગ્યા.

શ્રી ભગવાન બોલ્યા : હે મહાભાગ ભગીરથ! તમારું અભીષ્ટ સિદ્ધ થશે. તમારા પૂર્વ પિતામહ મારા લોકમાં જશે. રાજન્! ભગવાન શિવ મારા બીજા સ્વરૂપ છે. તમે યથાશક્તિ તેમનું સ્તવન કરો. તેઓ તમારા સકળ મનોરથ તત્કાળ સિદ્ધ કરશે. જેમણે પોતાના શરણે આવેલા ચંદ્રમાનો સ્વીકાર કર્યો છે, તેઓ શરણાગતવત્સલ છે, તેમની તમે આરાધના કરો. અનાદિ, અનંતદેવ મહેશ્વર સર્વ કામનાઓ તથા ફળને આપનારા છે. તેઓ તમારી પૂજાથી પ્રસન્ન થઈને શીઘ્ર તમારું કલ્યાણ કરશે.

હે મુનિશ્રેષ્ઠ નારદ! ત્રણે લોકના સ્વામી દેવદેવેશ્વર ભગવાન અચ્યુત આ પ્રમાણે કહીને અંતર્ધાન થઈ ગયા. પછી રાજા ભગીરથ પણ ઊઠ્યા. હે દ્વિજશ્રેષ્ઠ! રાજાના મનમાં ભારે આશ્ચર્ય થયું. તેઓ વિચાર કરવા લાગ્યા કે શું આ સ્વપ્ન હતું અથવા સાક્ષાત્ સત્યનાં જ દર્શન થયાં છે, હવે હું શું કરું? આ પ્રમાણે ભ્રાંતચિત્ત થયેલા રાજા ભગીરથને આકાશવાણીએ ઉચ્ચસ્વરથી કહ્યું : 'રાજન્! આ સર્વ ખરેખર સત્ય છે, તમે ચિંતા ન કરશો.' આકાશવાણી સાંભળીને ભૂપાળ ભગીરથે આપણા સર્વના કારણ; તેમ જ સમસ્ત દેવતાઓના સ્વામી ભગવાન શિવનું ભક્તિપૂર્વક સ્તવન કર્યું.

ભગીરથ બોલ્યા : પ્રણતજનોની પીડાનો નાશ કરનારા વિશ્વનાથ શિવને હું પ્રણામ કરું છું. જે પ્રમાણથી પર તથા પ્રમાણરૂપ છે, તે ભગવાન ઈશાનને હું વંદન કરું છું. જે જગતસ્વરૂપ હોવા છતાં પણ નિત્ય અને અજન્મા છે, સંસારનું સર્જન, સંહાર અને પાલનના એકમાત્ર કારણ છે, તે ભગવાન શિવને હું પ્રણામ કરું છું. યોગીઓ, મહાત્માઓ જેમનું આદિ, મધ્ય અને અંતથી રહિત અનંત, અજન્મા તેમ જ અવ્યયરૂપથી ચિંતન કરે છે, તે પુષ્ટિવર્ધક શિવને હું પ્રણામ કરું છું. પશુપતિ ભગવાન શિવને નમસ્કાર છે. ચૈતન્યસ્વરૂપ ભગવાન શંકરને નમસ્કાર છે. અસમર્થોને સામર્થ્ય આપનારા શિવને નમસ્કાર છે. સમસ્ત પ્રાણીઓના પાલક ભગવાન ભૂતનાથને નમસ્કાર છે. પ્રભો! આપ હાથમાં પિનાક નામના ધનુષને ધારણ કરો છો. આપને નમસ્કાર છે. જગતનાં અનેક રૂપો આપનાં જ રૂપ છે. આપ નિર્ગુણ પરમાત્માને નમસ્કાર છે. ધ્યાનસ્વરૂપ આપને નમસ્કાર છે. ધ્યાનના સાક્ષી આપને નમસ્કાર છે. ધ્યાનમાં સમ્યક્‌રૂપે રહેલા આપને નમસ્કાર છે; તેમ જ ધ્યાન વડે જ અનુભવમાં આવ-

નારા આપને નમસ્કાર છે. જે પોતાના જ પ્રકાશથી પ્રકાશિત થાય છે, જે મહાત્મા પરમ જ્યોતિઃસ્વરૂપ તથા સનાતન છે, તત્ત્વજ્ઞ પુરુષો જેને માનવનેત્રોને પ્રકાશ આપનારા સૂર્ય કહે છે, જે ઉમાકાન્ત, નંદિકેશ્વર, નીલકંઠ, સદાશિવ, મૃત્યુંજય, મહાદેવ, પરાત્પર તેમ જ વિભુ કહેવાય છે, પરબ્રહ્મ અને શબ્દબ્રહ્મ જેમનાં સ્વરૂપ છે, તે સમસ્ત જગતના કારણભૂત પરમાત્માને હું પ્રણામ કરું છું. હે પ્રભો ! આપ જટાજૂટને ધારણ કરો છો, આપને નમસ્કાર છે, જેનાથી સમુદ્ર, નદીઓ, પર્વત, ગંધર્વ, યક્ષ, અસુર, સિદ્ધસમુદાય, સ્થાવર—જંગમ, નાનાં—મોટાં, સત્—અસત્ તથા જડ અને ચેતનનો પ્રાદુર્ભાવ થયો છે, યોગીઓ જેમનાં ચરણોમાં વંદન કરે છે, જે સર્વના અંતરાત્મા, રૂપહીન તેમ જ ઈશ્વર છે, તે સ્વતંત્ર એક તથા ગુણીઓના ગુણસ્વરૂપ ભગવાન શિવને પ્રણામ કરું છું.

સર્વ લોકોનું કલ્યાણ કરનારા મહાદેવ ભગવાન શંકર આ પ્રમાણે પોતાની સ્તુતિ સાંભળીને રાજા ભગીરથ સમક્ષ પ્રકટ થયા. તેમનાં પાંચ મુખ અને દશ ભુજાઓ છે. તેમણે અર્ધચંદ્રનો મુગટ ધારણ કરેલો છે. તેમને ત્રણ નેત્ર છે. પ્રત્યેક અંગમાં ઉદારતા ટપકે છે, તેમણે સર્પનું યજ્ઞોપવીત ધારણ કરેલું છે. તેમનું વક્ષઃસ્થળ વિશાળ છે અને કાંતિ હિમાલય સમાન ઉજ્જવળ છે, ગજચર્મનું વસ્ત્ર પહેરેલા તે ભગવાન શિવનાં ચરણારવિંદ સમસ્ત દેવતાઓ દ્વારા પૂજાઈ રહ્યાં છે. હે નારદ ! ભગવાન શિવને આ રૂપમાં પ્રકટ થયેલા જોઈને રાજા ભગીરથે તેમનાં ચરણોમાં દંડવત્ પ્રણામ કર્યા. પછી ઊભા થઈને તેમણે ભગવાનને હાથ જોડ્યા અને તેમનાં નામોનું કીર્તન કરી પ્રણામ કર્યા. રાજાની ભક્તિથી સંતુષ્ટ થઈને ભગવાન શિવ બોલ્યા : 'રાજન્ ! હું અતિ પ્રસન્ન છું, તમારી ઇચ્છાનુસાર વર માગો. તમે સ્તોત્ર અને તપશ્ચર્યાથી મને સારી પેઠે સન્તુષ્ટ કર્યો છે.' ભગવાન શિવે આ પ્રમાણે કહેવાથી રાજાનું હૈયું પ્રસન્નતાથી ખીલી ઊઠ્યું અને તેઓ હાથ જોડીને જગદીશ્વર શિવને આ આ પ્રમાણે કહેવા લાગ્યા.

ભગીરથ બોલ્યા : મહેશ્વર ! જો વરદાન આપીને હું અનુગ્રહિત કરવા યોગ્ય જણાતો હોઉં તો અમારા પિતૃઓની મુક્તિ થવા માટે આપ અમને ગંગાનું પ્રદાન કરો.

ભગવાન શિવ બોલ્યા : રાજન્ ! હું તમને ગંગા આપું છું, આથી તમારા પિતૃઓને ઉત્તમ ગતિ પ્રાપ્ત થશે અને તમને પણ પરમ મોક્ષની પ્રાપ્તિ થશે.

આ પ્રમાણે કહીને ભગવાન શિવ અંતર્ધાન થઈ ગયા. ત્યાર પછી જટાજૂટધારી ભગવાન શિવની જટાથી નીકળીને જગતને પાવન કરનારી ગંગા ભૂતલ પર નીચે આવીને રાજા ભગીરથની પાછળ પાછળ ચાલવા લાગી ત્યારથી પરમ નિર્મળ ગંગા 'ભાગીરથી' નામે વિખ્યાત થઈ. સગરના પુત્રો અગાઉ જ્યાં પોતાનાં જ પાપોને લીધે દગ્ધ થયા હતા, તે સ્થાનને પણ ગંગાએ પોતાના જળથી પ્લાવિત કરી દીધું. સગરના પુત્રોની ભસ્મ ગંગાનાં જળથી પ્રવાહિત થતાં જ તેઓ નિષ્પાપ થઈ ગયા. નરકમાં ડૂબેલા તે સગરના પુત્રોનો ગંગાએ ઉદ્ધાર કર્યો. પૂર્વકાળમાં યમરાજે અત્યંત કુપિત થઈને જેમને ભારે પીડા આપી હતી તેઓ જ ગંગાના જળથી (તેમનાં શરીરની ભસ્મ) આપ્લાવિત થવાને લીધે યમરાજ વડે પૂજાયા. સગર પુત્રોને નિષ્પાપ માનીને યમરાજે તેમને પ્રણામ કર્યા અને વિધિપૂર્વક તેમની પૂજા કરીને પ્રસન્નતાથી કહ્યું : 'હે રાજકુમારો ! ભયંકર નરકમાંથી તમારો ઉદ્ધાર થઈ ગયો. હવે તમે આ વિમાનમાં બેસીને ભગવાન વિષ્ણુના

ધામમાં જાઓ' યમરાજે આ પ્રમાણે કહેવાથી તે પાપરહિત મહાત્માઓ દિવ્ય દેહ ધારણ કરીને ભગવાન વિષ્ણુના લોકમાં ચાલ્યા ગયા. ભગવાન વિષ્ણુના ચરણોના અગ્રભાગથી પ્રકટ થયેલી ગંગાનો આવો પ્રભાવ છે. મહાપાતકોનો નાશ કરનારી ગંગા સર્વ લોકોમાં વિખ્યાત છે. આ પવિત્ર આખ્યાન મહાપાતકોનો નાશ કરનારું છે. જે આ વાંચે છે અથવા સાંભળે છે, તે ગંગામાં સ્નાન કરવાના પુણ્ય ફળને પામે છે.

'જે આ પવિત્ર આખ્યાન બ્રાહ્મણને કહી સંભળાવે છે, તે ભગવાન વિષ્ણુના પુનરાવૃત્તિથી રહિત ધામમાં જાય છે.૧-૧૧૬

यस्त्वेतत्पुण्यमाख्यानं कथयेद्ब्राह्मणाग्रतः ।
स याति विष्णुभवनं पुनरावृत्तिवर्जितम् ॥ ११६ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'રાજા ભગીરથ દ્વારા ગંગાનું અવતરણ' નામનો ૧૬ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૭ : બાર માસની શુક્લપક્ષની દ્વાદશીનું વ્રત

ऋषय ऊचुः ।

साधु सूत महाभाग त्वयातिकरुणात्मना ।
श्रावितं सर्वपापघ्नं गङ्गामाहात्म्यमुत्तमम् ॥ १ ॥

ઋષિઓ બોલ્યા : હે મહાભાગ્યશાળી સૂત ! આપનું કલ્યાણ થાઓ. આપનું હૃદય અત્યંત દયાળુ છે. આપે કૃપા કરીને સર્વ પાપોનો નાશ કરનારું ગંગાનું માહાત્મ્ય અમને સંભળાવ્યું છે. આ ગંગામાહાત્મ્ય સાંભળીને દેવર્ષિ નારદે મુનિઓમાં શ્રેષ્ઠ સનક મુનિને કયો પ્રશ્ન પૂછ્યો, તે અમને કહો.

સૂત બોલ્યા : આપ સર્વ ઋષિઓ સાંભળો. દેવર્ષિ નારદે જે પ્રશ્ન પૂછ્યો હતો, તે હું તમને કહીશ.

નારદ બોલ્યા : હે મુને ! ભગવાન વિષ્ણુ જે વ્રતો કરવાથી પ્રસન્ન થાય, તે વ્રતોનું આપ વર્ણન કરો, જે માણસો ભગવત્સંબંધી વ્રત, પૂજન અને ધ્યાનમાં તત્પર થઈને ભગવાનનું ભજન કરે છે, તેમને ભગવાન વિષ્ણુ મુક્તિ તો અનાયાસે જ આપી દે છે; પરંતુ તેઓ જલદીથી કોઈને ભક્તિયોગ આપતા નથી. હે મુનિશ્રેષ્ઠ ! આપ ભગવાન વિષ્ણુના ભક્ત છો. પ્રવૃત્તિમાર્ગ અને નિવૃત્તિમાર્ગ સંબંધી જે કર્મ ભગવાન શ્રીહરિને પ્રસન્ન કરનારું હોય તે મને કહી સંભળાવો.

શ્રી સનક બોલ્યા : બહુ સારું, બહુ સારું, તમે ભગવાનના ભક્ત છો, તેથી જ વારંવાર તે શાર્ઙ્ગધન્વા-શ્રીહરિનું ચરિત્ર પૂછો છો. ભગવાન શ્રીહરિ જેમનાથી પ્રસન્ન થઈને સાધકને અભયદાન આપે છે તે લોકોપકારી વ્રતોનો હું તમને ઉપદેશ કરું છું, જે પુરુષ પર યજ્ઞસ્વરૂપ ભગવાન જનાર્દનની કૃપા થાય છે, તેને આ લોકમાં અને પરલોકમાં સુખ મળે છે; તેમ જ તેના તપની વૃદ્ધિ થાય છે. મહર્ષિઓ કહે છે કે ગમે તે ઉપાય દ્વારા પણ જે માણસો ભગવાન વિષ્ણુની આરાધનામાં લાગેલા રહે છે, તેઓ પરમપદને પ્રાપ્ત થાય છે. માર્ગશીર્ષ માસમાં શુક્લપક્ષની બારશે ઉપવાસ કરીને માણસે શ્રદ્ધાપૂર્વક ભગવાન નારાયણની પૂજા કરવી. હે મુનિશ્રેષ્ઠ ! પ્રથમ દાતણ કરીને સ્નાન કરવું. પછી શ્વેત વસ્ત્ર ધારણ કરીને મૌન રાખીને ગંધ, પુષ્પ, અક્ષત, ધૂપ, દીપ અને નૈવેદ્ય આદિ ઉપચારો દ્વારા ભક્તિભાવથી શ્રીહરિનું પૂજન કરવું. 'केशवाय नमस्तुभ्यम्' (હે કેશવ ! આપને નમસ્કાર છે) આ મંત્રથી શ્રી વિષ્ણુની પૂજા કરવી જોઈએ. તે જ મંત્રથી પ્રજ્જ્વલિત અગ્નિમાં ઘૃતમિશ્રિત તલની એકસો આઠ આહુતિઓ આપીને ભગવાન શાલગ્રામની સમીપે રાત્રે જાગરણ કરવું. તે રાત્રિએ જ બશેર દૂધથી રોગ અને શોકરહિત ભગવાન શાલગ્રામ-શ્રીનારાયણને સ્નાન કરાવવું અને ગીત-વાદ્ય, નૈવેદ્ય,

ભક્ષ્ય તથા ભોજ્ય પદાર્થો દ્વારા મહાલક્ષ્મી સહિત તે ભગવાન નારાયણનું ભક્તિપૂર્વક ત્રણ સમય પૂજન કરવું. પછી સવારે ઊઠીને શૌચસ્નાનાદિ કર્મથી નિવૃત્ત થઈને પહેલાંની જેમ મન અને ઇંદ્રિયોને સંયમમાં રાખીને મૌન ધારણ કરી ભગવાનની પૂજા કરવી. ત્યાર પછી નીચે લખેલા મંત્રથી દક્ષિણા સહિત ઘૃતમિશ્રિત ખીર અને નારિયેળનું ફળ ભક્તિપૂર્વક બ્રાહ્મણને અર્પિત કરવાં–

केशवः केशिहा देवः सर्वसम्पत्प्रदायकः ।
परमान्नप्रदानेन मम स्यादिष्टदायकः ॥

જેમણે કેશી દૈત્યનો સંહાર કર્યો છે તથા જેઓ સર્વ પ્રકારની સંપત્તિને આપનારા છે; તે ભગવાન કેશવ આ ઉત્તમ અન્નનું દાન કરવાથી મને અભીષ્ટ વસ્તુને આપનારા થાઓ.'

ત્યાર બાદ પોતાની શક્તિ પ્રમાણે બ્રાહ્મણભોજન કરાવવું. ત્યાર પછી ભગવાન નારાયણનું ચિંતન કરતા રહીને મૌન રાખીને પોતે પણ ભાઈ–ભાંડુઓ સાથે ભોજન કરવું. આ પ્રમાણે જે માણસ ભક્તિભાવથી ભગવાન કેશવની ઉત્તમ પૂજા કરે છે, તે આઠ પૌણ્ડરીક યજ્ઞ કરવાથી પ્રાપ્ત થતા ફળને પામે છે. પૌષ માસની શુક્લ દ્વાદશીએ ઉપવાસ કરીને 'નમો નારાયણાય' આ મંત્રથી પવિત્રતાપૂર્વક શ્રીહરિનું પૂજન કરવું. દૂધથી ભગવાનને નવડાવીને ખીરનું નૈવેદ્ય અર્પણ કરવું. રાત્રે ત્રણે સમયે શ્રીહરિની પૂજામાં સંલગ્ન રહીને જાગરણ કરવું. ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, નૃત્ય, ગીત–વાદ્ય આદિ તથા સ્તોત્રો દ્વારા શ્રીહરિની પૂજા કરવી. સવારની પૂજા પછી ઘી અને દક્ષિણા સહિત ખીચડી બ્રાહ્મણને આપવી અને તે સમયે નીચે લખેલો મંત્ર બોલવો–

सर्वात्मा सर्वलोकेशः सर्वव्यापी सनातनः ।
नारायणः प्रसन्नः स्यात् कृशरान्नप्रदानतः ॥

'જે સર્વના આત્મા, સર્વ લોકોના ઈશ્વર તથા સર્વત્ર વ્યાપક છે, તે સનાતન ભગવાન શ્રી નારાયણ આ ખીચડીનું દાન કરવાથી મારા પર પ્રસન્ન થાઓ.'

આ મંત્ર ભણી બ્રાહ્મણને ઉત્તમ દાન આપીને યથાશક્તિ તેમને જમાડવા. પછી પોતે પણ સગાંવહાલાં સાથે જમવું. જે માણસ આ પ્રમાણે ભક્તિપૂર્વક ભગવાન નારાયણ દેવનું પૂજન કરે છે, તે આઠ અગ્નિષ્ટોમયજ્ઞોના સંપૂર્ણ ફળને પામે છે. માઘ શુક્લ દ્વાદશીએ પણ ઉપર કહ્યા પ્રમાણે ઉપવાસ કરીને 'नमस्ते माधवाय' આ મંત્રથી અગ્નિમાં આઠવાર ઘીની આહુતિ આપવી. તે દિવસે પહેલાંની જેમ જ અશેર દૂધથી ભગવાન માધવને સ્નાન કરાવવું. પછી ચિત્તને એકાગ્ર કરીને ગંધ, પુષ્પ અને અક્ષત આદિથી અગાઉ કહ્યા પ્રમાણે ત્રણે સમય ભક્તિપૂર્વક પૂજન કરીને રાત્રે જાગરણ કરવું. ત્યાર પછી પ્રાતઃકૃત્ય કરીને ફરીથી શ્રી માધવનું પૂજન કરવું. છેવટે બધાં પાપોમાંથી મુક્તિ પામવાને માટે વસ્ત્ર અને દક્ષિણા સહિત અશેર તલ બ્રાહ્મણને આ મંત્ર બોલી દાન કરવા–

माधवः सर्वभूतात्मा सर्वकर्मफलप्रदः ।
तिलदानेन महता सर्वान् कामान् प्रयच्छतु ॥

'સર્વ કર્મોનાં ફળને આપનારા તથા સર્વ ભૂતોના આત્મા ભગવાન લક્ષ્મીપતિ તલના આ મહાદાનથી પ્રસન્ન થઈને મારી સર્વ કામનાઓ પૂરી કરે.'

આ મંત્રથી ભક્તિપૂર્વક બ્રાહ્મણને તલનું દાન કરી ભગવાન માધવનું સ્મરણ કરતા રહીને યથાશક્તિ બ્રાહ્મણોને ભોજન કરાવવું. હે મુને! જે આ પ્રમાણે ભક્તિભાવથી તિલદાન આપવા સાથે વ્રત કરે છે, તેઓ

વાજપેય યજ્ઞના સંપૂર્ણ ફળને પ્રાપ્ત કરી લે છે. ફાગણ સુદ બારશે ઉપવાસ કરીને વ્રત કરનારા માણસે 'गोविन्दाय नमस्तुभ्यम्' આ મંત્રથી ભગવાનનું પૂજન કરીને અને ઘૃતમિશ્રિત તલની એકસો આઠ આહુતિ આપીને પ્રથમ કહ્યા પ્રમાણે આઠશેર દૂધથી ભગવાનને નવડાવવા. રાત્રે જાગરણ કરવું અને ત્રણે સમયે પૂજા કરવી. પછી પ્રાતઃકાલે શૌચ-સ્નાન આદિ કર્મ કર્યા પછી ફરીથી ભગવાન ગોવિંદની પૂજા કરવી. ત્યાર પછી વસ્ત્ર અને દક્ષિણા સહિત એક આઢક (આઠ શેર) અનાજ બ્રાહ્મણને આપવું, તે વખતે નીચે લખેલો મંત્ર ભણવો–

नमो गोविन्द सर्वेश गोपिकाजनवल्लभ ।
अनेन धान्यदानेन प्रीतो भव जगद्गुरो ॥

'ગોવિંદ! સર્વેશ્વર! ગોપીઓના પ્રાણવલ્લભ! જગદ્ગુરુ! આ અનાજના દાનથી આપ મારા પર પ્રસન્ન થાઓ.'

આ પ્રમાણે સારી પેઠે વ્રતનું પાલન કરીને મનુષ્ય બધાં પાપોથી મુક્ત થઈ જાય છે અને મહાન યજ્ઞનું પૂરેપૂરું પુણ્ય પ્રાપ્ત કરી લે છે.

ચૈત્ર માસના શુક્લપક્ષની દ્વાદશી તિથિએ ઉપવાસ કરીને ઉપર બતાવ્યા પ્રમાણે 'नमोऽस्तु विष्णवे तुभ्यम्' આ મંત્રથી ભગવાનની પૂજા કરવી. પહેલાંની જેમ આઠશેર દૂધથી ભગવાન વિષ્ણુને સ્નાન કરાવવું. વિપ્રવર! જો શક્તિ હોય તો તે જ પ્રમાણે આઠશેર ઘીથી પણ આદરપૂર્વક ભગવાનને નવડાવી તેમ જ રાત્રે પણ નિયમ મુજબ જાગરણ અને પૂજન કરવું. ત્યાર બાદ સવારે ઊઠીને સવારના નિત્ય કર્મથી પરવારીને મધ, ઘી અને તલમિશ્રિત હવનસામગ્રીની એકસો આઠ આહુતિઓ આપવી. એ પછી બ્રાહ્મણને દક્ષિણા સહિત એક આઢક (આઠ શેર) ચોખાનું દાન કરવું. મંત્ર આ પ્રમાણે છે:

प्राणरूपी महाविष्णुः प्राणदः सर्ववल्लभः ।
ताण्डुलाढकदानेन प्रीयतां मे जनार्दनः ॥

'ભગવાન મહાવિષ્ણુ પ્રાણસ્વરૂપ છે. તેઓ જ બધાના પ્રિયતમ અને પ્રાણદાતા છે. આ એક આઢક ચોખાના દાનથી તે ભગવાન જનાર્દન મારા પર પ્રસન્ન થાઓ.

આ પ્રકારે ભક્તિભાવથી વ્રતનું પાલન કરીને મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થઈ જાય છે અને અત્યગ્નિષ્ટોમ યજ્ઞના આઠગણા ફળને પામે છે.

વૈશાખ સુદ બારશે ઉપવાસ કરીને ભક્તિપૂર્વક દેવેશ્વર મધુસૂદનને એક દ્રોણ–ચાર આઢક–ચોવીશ શેર દૂધથી સ્નાન કરાવવું ને રાત્રે ત્રણ વખતે પૂજન કરીને જાગરણ કરવું. મધુસૂદનની વિધિપૂર્વક પૂજા કર્યા પછી 'नमस्ते मधुहन्त्रे' આ મંત્રથી ઘીની એકસો આઠ આહુતિઓ આપી હોમ કરવો. ઘીનો ઉપયોગ પોતાના ગજા પ્રમાણે કરવો. એમ કરવાથી પાપરહિત થઈને માણસ આઠ અશ્વમેધ યજ્ઞોનું ફળ પામે છે.

જેઠ મહિનાની સુદ બારશે ઉપવાસ કરીને છશેર દૂધથી ભગવાન ત્રિવિક્રમને સ્નાન કરાવવું અને 'नमस्त्रिविक्रमाय' આ મંત્રથી ભક્તિપૂર્વક ભગવાનનું પૂજન કરવું. ખીરની એકસો આઠ આહુતિઓ આપી હોમ કરવો. પછી રાત્રે જાગરણ કરીને ભગવાનની પૂજા કરવી. સવારે નિત્યકર્મ કરીને પૂજન કરવું, તે પછી બ્રાહ્મણને દક્ષિણા સહિત વીસ માલપૂઆ દાનમાં આપવા. દાન કરવાનો મંત્ર આ પ્રમાણે છે–:

देवदेव जगन्नाथ प्रसीद परमेश्वर ।
उपायनं च सङ्गृह्य ममामीष्टप्रदो भव ॥

હે દેવોના દેવ! જગન્નાથ! પરમેશ્વર! આપ મારા પર પ્રસન્ન થાઓ; ને આ ભેટ ગ્રહણ કરીને મારા અભીષ્ટની સિદ્ધિ કરો.

ત્યારબાદ યથાશક્તિ બ્રાહ્મણોને ભોજન

કરાવવું અને પછી પોતે પણ મૌન રહીને ભોજન કરવું. હે ભગવાન! જે માણસ આ પ્રમાણે ભગવાન ત્રિવિક્રમનું વ્રત કરે છે, તે નિષ્પાપ થઈને આઠ યજ્ઞોનું ફળ પામે છે.

આષાઢ સુદ બારશે ઉપવાસ કરનારા પુરુષે જિતેન્દ્રિય રહીને છશેર દૂધથી વામનજીને સ્નાન કરાવવું. 'नमस्ते वामनाय' આ મંત્રથી દૂર્વા અને ઘીની એકસો આઠ આહુતિ આપીને રાત્રે જાગરણ અને ભગવાન વામનનું પૂજન કરવું. દક્ષિણા સહિત દહીં, અન્ન અને નારિયેળનું ફળ વામનજીની પૂજા કરનારા બ્રાહ્મણને ભક્તિપૂર્વક અર્પણ કરવું. મંત્ર આ પ્રમાણે છે–

वामनो बुद्धिदो होता द्रव्यस्थो वामनः सदा।
वामनस्तारकोऽस्माच्च वामनाय नमो नमः॥

'વામન બુદ્ધિદાતા છે, તે જ હોતા છે અને દ્રવ્યમાં પણ સદા વામનજી રહે છે. વામન જ આ સંસારસાગરથી તારનારા છે. વામનજીને વારંવાર નમસ્કાર છે.'

આ મંત્રથી દહીં–અન્નનું દાન કરીને યથાશક્તિ બ્રાહ્મણોને ભોજન કરાવવું. આ પ્રમાણે કરવાથી માણસને સો અગ્નિષ્ટોમ યજ્ઞોનું ફળ મળે છે.

શ્રાવણ માસની શુક્લ પક્ષની દ્વાદશી તિથિએ ઉપવાસ કરનારા વ્રતીએ મધ મેળવેલા દૂધથી ભગવાન શ્રીધરને સ્નાન કરાવવું અને 'नमोऽस्तु श्रीधराय' આ મંત્રથી ગન્ધ, પુષ્પ, ધૂપ, દીપ વગેરે સામગ્રીઓ દ્વારા ક્રમશઃ પૂજન કરવું. હે મુને! ત્યાર પછી દહીં મેળવેલા ઘીથી એકસો આઠ આહુતિઓ આપવી. પછી રાત્રે જાગરણ કરીને પૂજાની વ્યવસ્થા કરવી અને બ્રાહ્મણને પરમ ઉત્તમ છશેર દૂધ દાનમાં આપવું. હે વિપ્રવર! એ સાથે જ સર્વ કામનાઓની સિદ્ધિ માટે વસ્ત્ર અને દક્ષિણા સહિત સુવર્ણનાં બે કુંડળ પણ નીચેનો મંત્ર બોલીને અર્પણ કરવાં.

क्षीराब्धिशायिन् देवेश रमाकांत जगत्पते।
क्षीरदानेन सुप्रीतो भव सर्वसुखप्रदः॥

'ક્ષીરસાગરમાં શયન કરનારા દેવેશ્વર! લક્ષ્મીકાન્ત! જગત્પતે! આ દૂધના દાનથી અત્યંત પ્રસન્ન થઈને સર્વ સુખોને આપનારા થાઓ.'

બ્રહ્મભોજન સુખ આપનારું છે; એથી વ્રત કરનારાએ યથાશક્તિ બ્રહ્મભોજન કરાવવું. આમ કરવાથી એક હજાર અશ્વમેધ યજ્ઞોનું ફળ પ્રાપ્ત થાય છે.

ભાદ્રપદ માસના શુક્લ પક્ષની દ્વાદશી તિથિએ ઉપવાસ કરીને ચોવીસ શેર દૂધથી ભગવાન હૃષીકેશને સ્નાન કરાવવું. 'हृषीकेश नमस्तुभ्यम्' આ મંત્રથી માણસે ભગવાનનું પૂજન કરવું. પછી મધ મેળવેલા ચરુથી એકસો આઠ આહુતિ આપવી. તે પછી જાગરણ આદિ કાર્ય તથા પૂજન કરીને તત્ત્વવેત્તા બ્રાહ્મણને નવ શેર ઘઉં તથા ગજા પ્રમાણે સુવર્ણની દક્ષિણા આપવી. (મંત્ર આ પ્રમાણે છે–)

हृषीकेश नमस्तुभ्यं सर्वलोकैकहेतवे।
मह्यं सर्वसुखं देहि गोधूमस्य प्रदानतः॥

'ઇન્દ્રિયોના સ્વામી ભગવાન હૃષીકેશ! સંપૂર્ણ લોકોના એક માત્ર કારણરૂપ આપને નમસ્કાર છે. આ ઘઉંના દાનથી પ્રસન્ન થઈને આપ મને સર્વ પ્રકારનાં સુખ આપો.'

ત્યારબાદ યથાશક્તિ બ્રાહ્મણોને ભોજન કરાવીને વ્રતીએ પોતે પણ મૌન ધારણ કરીને ભોજન કરવું. આમ કરનારો પુરુષ સર્વ પાપોથી મુક્ત થઈને મહાન યજ્ઞના ફળને પામે છે.

આસો માસની સુદ બારશના દિવસે ઉપવાસ કરીને પવિત્ર થઈને ભક્તિપૂર્વક ભગવાન પદ્મનાભને દૂધથી નવડાવવા. પછી 'नमस्ते पद्मनाभाय' આ મંત્રથી યથાશક્તિ તલ, ચોખા, જવ અને ઘી વડે હોમ કરવો

અને વિધિપૂર્વક પૂજન કરવું. રાત્રે જાગરણ કરીને ફરી પૂજા કરવી. બ્રાહ્મણને દક્ષિણા સહિત પાશેર મધનું દાન કરવું. (મંત્ર આ પ્રમાણે છે– )

पद्मनाभ नमस्तुभ्यं सर्वलोकपितामह ।

मधुदानेन सुप्रीतो भव सर्वसुखप्रदः ॥

'સર્વ લોકોના પિતામહ પદ્મનાભ! આપને નમસ્કાર છે. આ મધુદાનથી અત્યંત પ્રસન્ન થઈને અમને સર્વ પ્રકારનું સુખ આપો.'

જે ઉત્તમ બુદ્ધિવાળો પુરુષ આ પ્રમાણે ભક્તિભાવથી આ પદ્મનાભવ્રત કરે છે, તેને નક્કી એક હજાર મહાન યજ્ઞોનું ફળ પ્રાપ્ત થાય છે.

કાર્તિક શુક્લ દ્વાદશીએ ઉપવાસ કરીને જિતેન્દ્રિય પુરુષે છ શેર દૂધ, દહીં અથવા તેટલા જ ઘીથી ભક્તિપૂર્વક ભગવાન દામોદરને નવડાવવા. તે વખતે આ મંત્ર ભણવો– 'ॐ नमो दामोदराय', આ જ મંત્રથી મધ અને ઘી મેળવેલા તલની એકસો આઠ આહુતિઓ આપવી. પછી સંયમનિષ્ઠ રહી ત્રણે સમયે શ્રીહરિની પૂજામાં તત્પર થઈને રાત્રે જાગરણ કરવું. સવારે આવશ્યક કૃત્યોથી નિવૃત્ત થઈને કમળનાં ફૂલોથી ભગવાનની પૂજા કરવી. ત્યાર બાદ ઘીયુક્ત તલથી ફરીથી એકસો આઠ આહુતિઓ આપવી અને પાંચ પ્રકારના ભક્ષ્ય પદાર્થોથી યુક્ત અન્ન બ્રાહ્મણને ભક્તિપૂર્વક આપવું. (મંત્ર આ પ્રમાણે છે–)

दामोदर जगन्नाथ सर्वकारणकारण ।

त्राहि मां कृपया देव शरणागतपालक: ॥

'દામોદર! જગન્નાથ! આપ સર્વ કારણોના પણ કારણ છો. શરણે આવેલાંઓની રક્ષા કરનારા હે દેવ! કૃપા કરીને મારી રક્ષા કરો.'

આ પ્રમાણે કુટુંબવાળા શ્રોત્રિય બ્રાહ્મણને દાન અને યથાશક્તિ દક્ષિણા આપીને બ્રાહ્મણોને જમાડવા ને પોતે પણ ભાઈ-ભાંડુઓ સાથે મૌન રહીને જમવું. આથી બે હજાર અશ્વમેધ યજ્ઞોનું ફળ મળે છે.

મુનિશ્રેષ્ઠ! આ પ્રમાણે એક વર્ષ સુધી આ દ્વાદશી વ્રત જે માણસ કરે છે, તે પરમપદને પામે છે. એક કે બે માસની દ્વાદશીનું વ્રત કરનારો તે તે માસમાં બતાવેલાં ફળને મેળવી હરિના પરમ પદને પામે છે. મુનીશ્વર! વ્રતગ્રહણ કરનાર માણસે એક વર્ષ સુધી આ વ્રતનું યથાયોગ્ય પાલન કરીને માર્ગશીર્ષ માસના શુક્લ પક્ષમાં બારસના વ્રતનું ઉદ્યાપન કરવું. સવારે શૌચ આદિ કર્મથી પરવારીને નિત્યકર્મ કરવું. પછી શ્વેત વસ્ત્ર અને શ્વેત પુષ્પોની માળા ધારણ કરવી, શ્વેત ચંદનનો લેપ કરવો. ઘરના આંગણે એક સુંદર મંડપ બાંધવો. તેમાં ઘંટા અને ચામર યથાસ્થાને ગોઠવવાં. નાની નાની ઘંટડીઓના ધ્વનિથી તે મંડપને સુશોભિત કરવો. ફૂલનાં તોરણથી તેને શણગારવો. ઉપર ચંદરવો બાંધવો અને ધજા-પતાકા પણ લગાડવાં. તે મંડપને શ્વેત વસ્ત્રથી આચ્છાદિત કરી તેમાં દીપમાળાઓ પ્રગટાવવી. તેની વચ્ચોવચ સર્વતોભદ્રમંડળ આલેખી તેને વિવિધ રંગોથી અલંકૃત કરવો. સર્વતોભદ્રની ઉપર જળ ભરેલા બાર કળશ મૂકવા. તે કળશોને પવિત્ર અને સ્વચ્છ એક સફેદ વસ્ત્રથી ઢાંકી દેવા. તે બધા કળશો પંચરત્નથી યુક્ત હોવા જોઈએ. બ્રહ્મન્! વ્રતનું ઉદ્યાપન કરનારા માણસે પોતાની શક્તિ પ્રમાણે સોનું, ચાંદી કે તાંબાની ભગવાન લક્ષ્મીનારાયણની પ્રતિમા બનાવરાવવી અને તે પ્રતિમાને મન અને ઇંદ્રિયોને સંયમમાં રાખી કળશ ઉપર સ્થાપવી. હે દ્વિજશ્રેષ્ઠ! જે પ્રતિમા ન બનાવરાવી શકે તેણે પોતાની

શક્તિ પ્રમાણે સુવર્ણ અથવા તેના મૂલ્ય જેટલી રકમ કળશ પર મૂકવી. બુદ્ધિમાન પુરુષે સર્વ વ્રતોમાં ઉદાર રહેવું. ધનની કંજૂસાઈ કરવી નહિ. કૃપણતા કરવાથી આયુષ્ય અને ધનસંપત્તિનો ક્ષય થાય છે. સર્વ પ્રથમ શેષનાગની શય્યા પર શયન કરનારા, રોગ–શોકથી રહિત ભગવાન લક્ષ્મીનારાયણનું ધ્યાન કરીને તેમને ભક્તિપૂર્વક પંચામૃતથી નવડાવવા. પછી કેશવ આદિ નામોથી તેમના પર જુદાં જુદાં દ્રવ્યો ચડાવવાં. રાત્રે પુરાણકથા સાંભળવી તથા જાગરણ કરવું–નિદ્રાને જીતી લઈ ઉપવાસપૂર્વક જિતેંદ્રિય ભાવથી રહીને પોતાના વૈભવ અનુસાર રાતના પ્રથમ, દ્વિતીય અને તૃતીય પ્રહરના અંતમાં ત્રણ વાર ભગવાનની પૂજા કરવી. પછી સવારે નિત્યકર્મથી પરવારી બ્રાહ્મણો દ્વારા વ્યાહૃતિમંત્રથી તલની એક હજાર આહુતિઓ અપાવવી. ત્યાર પછી ક્રમશઃ ગંધ, પુષ્પ વગેરેથી ફરીથી ભગવાનની પૂજા કરવી અને તેમની સમક્ષ પુરાણકથા પણ સાંભળવી. પછી બારેય બ્રાહ્મણોને દશ દશ માલપૂઆ, ઘી, દહીં સહિત અન્ન તથા ખીરનું દાન કરવું. તેની સાથે તેમને દક્ષિણા આપવી. (દાન આપવાનો મંત્ર આ પ્રમાણે છે–)

देवदेव जगन्नाथ भक्तानुग्रहविग्रह ।
गृहाणोपायनं कृष्ण सर्वाभीष्टप्रदो भव ॥

'ભક્તોના ઉપર કૃપા કરીને અવતીર–શરીર ધારણ કરનારા દેવના દેવ જગદીશ્વર! આ ભેટ ગ્રહણ કરો અને મને સર્વ અભીષ્ટ વસ્તુઓ આપો.'

આ મંત્રથી ભગવાનને ભેટ અર્પણ કરીને બંને ઢીંચણો જમીન પર ટેકવી, વ્રત કરનાર માણસે માથું નમાવી, હાથ જોડીને આ પ્રમાણે પ્રાર્થના કરવી :

नमो नमस्ते सुरराजराज नमोऽस्तु ते देव जगन्निवास । कुरुष्व सम्पूर्णफलं ममाद्य नमोऽस्तु तुभ्यं पुरुषोत्तमाद्य ॥

'દેવતાઓના રાજાધિરાજ! આપને નમસ્કાર છે, નમસ્કાર છે. સંપૂર્ણ જગતના નિવાસસ્થાન નારાયણદેવ! આપને નમસ્કાર છે. આજે મારા વ્રતને પૂર્ણ રીતે સફળ બનાવો. આપ પુરુષોત્તમને નમસ્કાર છે!'

આ પ્રમાણે બ્રાહ્મણોની તથા ભગવાન પુરુષોત્તમની પ્રાર્થના કરવી. ત્યાર પછી મહાલક્ષ્મી સહિત ભગવાન વિષ્ણુને નીચેના મંત્રથી અર્ઘ્ય આપવો :

लक्ष्मीपते नमस्तुभ्यं क्षीरार्णवनिवासिने ।
अर्घ्यं गृहाण देवेश लक्ष्म्या च सहितः प्रभो ॥
यस्य स्मृत्या च नामोक्त्या तपोयज्ञक्रियादिषु ।
न्यूनं सम्पूर्णतां याति सद्यो वन्दे तमच्युतम् ॥

'હે લક્ષ્મીપતે! ક્ષીરસાગરમાં નિવાસ કરનારા આપને નમસ્કાર છે, દેવેશ્વર! પ્રભો! આપ લક્ષ્મીજીની સાથે આ અર્ઘ્યનો સ્વીકાર કરો. જેમનું સ્મરણ તથા જેમનાં નામનું ઉચ્ચારણ કરવાથી તપ તથા યજ્ઞકર્મ આદિમાં જે ન્યૂનતા રહી ગઈ હોય તેની પૂર્તિ થાય છે, તે ભગવાન અચ્યુતને હું શીઘ્ર મસ્તક નમાવું છું.'

આ પ્રમાણે ભગવાન વિષ્ણુને સર્વ કાંઈ નિવેદન કરીને સંયમનિષ્ઠ વ્રતીએ દક્ષિણા સહિત પ્રતિમા આચાર્યને અર્પણ કરવી. ત્યાર બાદ બ્રાહ્મણોને ભોજન કરાવવું અને યથાશક્તિ દક્ષિણા આપવી. પછી પોતાના બંધુજનો સાથે મૌન રાખી ભોજન કરવું. પછી સાંજ સુધી વિદ્વાનો સાથે બેસી કથા સાંભળવી. હે નારદજી! જે માણસ આ પ્રમાણે બારશનું વ્રત કરે છે, તેની આ લોક અને પરલોકમાં સર્વ કામનાઓ પૂર્ણ થાય છે અને તે સર્વ પાપોથી મુક્ત થઈને પોતાની એકવીસ પેઢીઓ સાથે ભગવાન વિષ્ણુના ધામમાં જાય છે,

જ્યાં ગયા પછી તેને કોઈ જાતનો શોક રહેતો નથી.

હે બ્રહ્મન્! જે આ દ્વાદશીના વ્રતને વાંચે છે કે સાંભળે છે, તે મનુષ્ય વાજપેય-યજ્ઞનું ફળ પામે છે. ૧–૧૧૩

य इदं शृणुयाद्विप्र द्वांदशीव्रतमुत्तमम् ।
याचयेद्वापि स नरो वाजपेयफलं लभेत् ॥ ११३ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'માર્ગશીર્ષ શુક્લ દ્વાદશી–વ્રતકથન' નામનો ૧૭ રો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૮ : લક્ષ્મીનારાયણ વ્રતનો વિધિ અને મહિમા

सनक उवाच ।
अन्यद्व्रतवरं वक्ष्ये शृणुष्व मुनिसत्तम ।
सर्वपापहरं पुण्यं सर्वदुःखनिबर्हणम् ॥ १ ॥

સનક બોલ્યા : હે મુનિશ્રેષ્ઠ! હવે હું બીજા ઉત્તમ વ્રતનું વર્ણન કરું છું. સાંભળો, તે સર્વ પાપોનો નાશ કરે છે. આ વ્રત બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર તથા સ્ત્રી, આ સર્વની મનોવાંછિત કામનાઓને સફળ કરનારું અને સર્વ વ્રતોનાં ફળને આપનારું છે. તે વ્રતથી ખરાબ સ્થાનોનો નાશ થાય છે. તે ધર્માનુકૂળ વ્રત દુષ્ટ ગ્રહોની પીડાને દૂર કરે છે. આ પૂર્ણિમાવ્રત પરમ શ્રેષ્ઠ તથા સંપૂર્ણ જગતમાં વિખ્યાત છે. તેના પાલનથી કરોડો પાપો નષ્ટ થઈ જાય છે. માર્ગશીર્ષ માસના શુક્લપક્ષની પૂર્ણિમાની તિથિએ સંયમ-નિયમપૂર્વક પવિત્ર થઈને શાસ્ત્રીય આચાર અનુસાર દંતધાવન કરી સ્નાનાદિથી શુદ્ધ થઈ ભગવાન નારાયણનું સ્મરણ કરવું. સંકલ્પપૂર્વક ભક્તિભાવથી તેમનું પૂજન કરવું. વ્રત કરનારે 'નમો નારાયણાય' આ મંત્રથી આવાહન, આસન તથા ગંધ–પુષ્પ આદિ ઉપચારો દ્વારા ભક્તિયુક્ત થઈને ભગવાનની અર્ચના કરવી ને એકાગ્રચિત્ત થઈને ગીત, વાદ્ય, નૃત્ય, પુરાણ–પાઠ તથા સ્તોત્ર આદિથી શ્રીહરિની આરાધના કરવી. ભગવાનની આગળ ચતુષ્કોણ વેદી બનાવવી. એની લંબાઈ–પહોળાઈ આશરે એક હાથ રાખવી. ગૃહ્યસૂત્રમાં જણાવેલી પદ્ધતિ પ્રમાણે તેના પર અગ્નિની સ્થાપના કરવી અને તેમાં આજ્યભાગાન્ત+ હોમ કરીને પુરુષસૂક્તના મંત્રો દ્વારા ચરુ, તલ, તથા ઘી વડે યથાશક્તિ એક, બે, ત્રણવાર હોમ કરવો. તમામ પાપો દૂર થવા માટે પ્રયત્નપૂર્વક હોમકાર્ય પૂરું કરવું જોઈએ. પોતાની શાખાના ગૃહ્યસૂત્રમાં બતાવેલી વિધિ પ્રમાણે પ્રાયશ્ચિત્ત આદિ કાર્ય કરવું. પછી વિધિ અનુસાર હોમની સમાપ્તિ કરીને વિદ્વાન પુરુષે શાંતિસૂક્તનો જપ કરવો. ત્યાર બાદ ભગવાનની ફરીથી પૂજા કરીને પોતાના ઉપવાસનું વ્રત ભક્તિભાવથી ભગવાનને અર્પણ કરવું.

पौर्णमास्यां निराहारः स्थित्वा देव तवाज्ञया ।
मोक्ष्यामि पुण्डरीकाक्ष परेऽह्नि शरणं भव ॥

'દેવ! પુંડરીકાક્ષ! હું પૂર્ણિમાએ

---

+ અગ્નિસ્થાપન કર્યા પછી જમણા હાથમાં સ્રુવ લઈને જમણું ઢીંચણ જમીન પર ટેકવી બ્રહ્માથી અન્વારંભ કરીને ઘીની જે ચાર આહુતિઓ આપવામાં આવે છે, તેમાંની બે આહુતિઓની 'આધાર' સંજ્ઞા છે અને બાકીની બે આહુતિઓને 'આજ્યભાગ' કહેવામાં આવે છે. 'પ્રજાપતયે સ્વાહા' આ મંત્રથી પ્રજાપતિ માટે ઘીની જે અવિચ્છિન્ન ધારા આપવામાં આવે છે, તે 'પૂર્વ આધાર' છે. અગ્નિના ઉત્તર ભાગમાં પ્રજ્વલિત અગ્નિમાં જ આ ધારા છોડવામાં આવે છે, એવી જ રીતે અગ્નિના દક્ષિણ ભાગમાં 'ઇંદ્રાય સ્વાહા' આ મંત્રથી પ્રજ્વલિત અગ્નિમાં ઇંદ્ર માટે જે અવિચ્છિન્ન ઘૃતની ધારા આપવામાં આવે છે, તેનું નામ 'ઉત્તર આધાર' છે. ત્યાર પછી અગ્નિના ઉત્તરાર્ધ–પૂર્વાર્ધમાં 'અગ્નયે સ્વાહા' આ મંત્રથી અગ્નિના માટે ઘૃતની જે આહુતિ આપવામાં આવે છે, તેનું નામ 'આગ્નેય આજ્યભાગ' છે ને અગ્નિના દક્ષિણાર્ધ–પૂર્વાર્ધમાં 'સોમાય સ્વાહા' આ મંત્રથી સોમ માટે આપવામાં આવતી આહુતિનું નામ 'સૌમ્ય આજ્યભાગ' છે.

નિરાહાર રહીને બીજે દિવસે આપની આજ્ઞાથી ભોજન કરીશ. આપ મારા માટે શરણરૂપ થાઓ.'

આ પ્રમાણે ભગવાનને વ્રત અર્પણ કરીને સંધ્યાકાળે ચંદ્રનો ઉદય થયા પછી પૃથ્વી પર બંને ઢીંચણ ટેકવીને શ્વેત પુષ્પ, અક્ષત, ચંદન અને જળ સહિત અર્ઘ્ય હાથમાં લઈને ચંદ્રને અર્પણ કરવાં.

क्षीरोदार्णवसम्भूत अत्रिगोत्रसमुद्भव ।
गृहाणार्घ्यं मया दत्तं रोहिणीनायक प्रभो ॥

'રોહિણીના પતિ હે પ્રભો! આપનો જન્મ અત્રિકુળમાં થયો છે અને આપ ક્ષીરસાગરમાંથી પ્રકટ થયા છો. મેં આપેલા આ અર્ઘ્યનો સ્વીકાર કરો.'

હે નારદ! આ પ્રમાણે ચંદ્રદેવને અર્ઘ્ય આપીને, પૂર્વાભિમુખ ઊભા રહીને, ચંદ્રમા ભણી જોઈ હાથ જોડી પ્રાર્થના કરવી:

नमः शुक्लांशवे तुभ्यं द्विजराजाय ते नमः ।
रोहिणीपतये तुभ्यं लक्ष्मीभ्रात्रे नमोऽस्तु ते ॥

'હે ભગવાન! આપ શ્વેત કિરણોથી સુશોભિત થાઓ છો, આપને નમસ્કાર છે. આપ દ્વિજોના રાજા છો, આપને નમસ્કાર છે. આપ રોહિણીના પતિ છો, આપને નમસ્કાર છે. આપ લક્ષ્મીના ભાઈ છો, આપને નમસ્કાર છે.'

ત્યાર પછી પુરાણશ્રવણ આદિ દ્વારા જિતેન્દ્રિય રહી શુદ્ધ ભાવે આખી રાત જાગરણ કરવું. પાખંડીઓની દૃષ્ટિથી દૂર રહેવું. પછી સવારના પોતાના નિત્યનિયમોનું પાલન કરવું. ભગવાનની પૂજા કરવી. ત્યારપછી યથાશક્તિ બ્રાહ્મણોને ભોજન કરાવવું, ને પોતે પણ શુદ્ધ ચિત્તવાળા થઈ પોતાના ભાઈ–ભાંડુઓ સાથે મૌન ધારણ કરી ભોજન કરવું. એવી જ રીતે પૌષ આદિ માસોમાં પણ પૂર્ણિમાએ ઉપવાસ કરીને ભક્તિયુક્ત થઈને રોગ–શોકરહિત ભગવાન નારાયણની પૂજા–અર્ચા કરવી. આ પ્રમાણે એક વર્ષ પૂરું કરીને કાર્તિકની પૂર્ણિમાના દિવસે આ પ્રમાણે ઉદ્યાપન કરવું. એક સુંદર ચતુષ્કોણ મંડપ બનાવરાવી તેને પુષ્પલતાઓથી સુશોભિત કરવો. તેમાં ચંદરવો બાંધી ધજા–પતાકાઓથી તેને શણગારવો. તે મંડપમાં દીપક પ્રકટાવવા. તેની શોભા વધારવા માટે નાની નાની ઘંટડીઓ બંધાવવી. તેમાં મોટાં મોટાં દર્પણ ગોઠવવાં અને ચમ્મર લગાવવાં. એની ચારે બાજુ કળશ ગોઠવી દેવા. મંડપના મધ્યભાગમાં પાંચ રંગોથી સુશોભિત સર્વતોભદ્રમંડળ આલેખવું. એ મંડળમાં જ જળથી ભરેલો એક કળશ મૂકવો. એ કળશને સુંદર બારીક વસ્ત્રથી ઢાંકી દેવો. તેના ઉપર સોનું, ચાંદી અથવા તાંબા વગેરેની બનાવેલી ભગવાન લક્ષ્મીનારાયણની સુંદર પ્રતિમા સ્થાપિત કરવી. ત્યાર પછી જિતેંદ્રિય પુરુષે ભક્તિભાવથી ભગવાનને પંચામૃત દ્વારા સ્નાન કરાવવું અને ક્રમશઃ ગંધ, પુષ્પ, ધૂપ, દીપ વગેરે સામગ્રી તથા ભક્ષ્ય, ભોજ્ય આદિ નૈવેદ્યો દ્વારા તેમની પૂજા કરીને શ્રદ્ધાપૂર્વક રાત્રે જાગરણ કરવું. બીજે દિવસે સવારે પહેલાંની જેમ ભગવાન વિષ્ણુની વિધિપૂર્વક અર્ચના કરવી. પછી દક્ષિણા સહિત પ્રતિમા આચાર્યને દાનમાં આપવી. પૈસો હોય તો બ્રાહ્મણોને યથાશક્તિ જમાડવા. ત્યારબાદ એકાગ્રચિત્ત થઈને શક્તિ પ્રમાણે તલનું દાન કરવું અને તલનો જ વિધિપૂર્વક હોમ કરવો. જે માણસ આ પ્રમાણે લક્ષ્મીનારાયણનું સારી પેઠે વ્રત કરે છે, તે આ લોકમાં પુત્રપૌત્રોની સાથે મહાન ભોગ ભોગવીને સર્વ પાપોથી મુક્ત થઈને પોતાની પેઢીઓ સાથે ભગવાન વિષ્ણુના ધામમાં જાય છે. એ ધામ યોગીઓને પણ દુર્લભ છે. ૧–૩૮

सर्वपापविनिर्मुक्तः कुलायुतसमन्वितः ।
प्रयाति विष्णुभवनं योगिनामपि दुर्लभम् ॥ ३८ ॥

## અધ્યાય ૧૯ : શ્રી વિષ્ણુમંદિરમાં ધ્વજારોપણ વિધિ ને મહિમા

सनक उवाच ।

अन्यद्व्रतं प्रवक्ष्यामि ध्वजारोपणसंज्ञितम् ।
सर्वपापहरं पुण्यं विष्णुप्रीणनकारणम् ॥ १ ॥

શ્રી સનક બોલ્યા : હે નારદ! હવે હું ધ્વજારોપણ નામના બીજા વ્રતનું વર્ણન કરીશ. એ સર્વ પાપોને દૂર કરનારું તેમ જ પુણ્યસ્વરૂપ છે અને ભગવાન વિષ્ણુની પ્રસન્નતાનું કારણ છે. વિષ્ણુના મંદિરમાં ધ્વજારોપણ કરનારો બ્રહ્મા આદિ દેવતાઓ દ્વારા પૂજાય છે. બીજી બધી વાતો કરવાથી શો લાભ! કુટુંબકબીલાવાળા બ્રાહ્મણને એક હજાર ભાર સુવર્ણનું દાન કરવાથી થતું ફળ ધ્વજારોપણ કર્મની બરાબર જ થાય છે. ગંગાસ્નાન, તુલસીની સેવા અથવા શિવલિંગનું પૂજન–આ બધાં કર્મો જ ધ્વજારોપણની બરાબર છે. હે બ્રહ્મન્! આ ધ્વજારોપણ કર્મ અદ્ભુત છે, અપૂર્વ છે ને આશ્ચર્યજનક છે. આ સર્વ પાપોને દૂર કરનાર છે. ધ્વજારોપણના કાર્યમાં જે કંઈ આવશ્યક છે, તે સર્વ હું કહું છું, આપ મારા મુખથી તે સાંભળો :

કાર્તિક માસના શુક્લ પક્ષની દશમી તિથિએ અનુક્રમે પોતાનું મન અને ઇંદ્રિયોને સંયમમાં રાખીને પ્રાતઃસ્નાન આદિ ક્રિયાઓ કરવી. વ્રત કરનારે તે દિવસે એક વખતે જમવું. બ્રહ્મચર્ય પાળવું, ધોયેલાં શુદ્ધ વસ્ત્રો ધારણ કરવાં, ભગવાન નારાયણનું સ્મરણ કરતા રહીને શયન કરવું. પછી સવારે ઊઠીને વિધિપૂર્વક સ્નાન અને આચમન કરીને નિત્યકર્મ કર્યા પછી ભગવાન વિષ્ણુની પૂજા કરવી. ચાર બ્રાહ્મણોની સાથે સ્વસ્તિવાચન કરીને ધ્વજારોપણ નિમિત્તે નાન્દીમુખ શ્રાદ્ધ કરવું. વસ્ત્ર સહિત ધ્વજ અને સ્તંભનું ગાયત્રીમંત્ર દ્વારા પ્રોક્ષણ (જળથી અભિષેક) કરવું. પછી તે ધ્વજના વસ્ત્રમાં સૂર્ય, ગરુડ અને ચંદ્રમાની પૂજા કરવી. ધ્વજના દંડમાં ધાતા અને વિધાતાનું પૂજન કરવું. હળદર, અક્ષત અને ગંધ વગેરે સામગ્રીઓ વડે ખાસ કરીને શ્વેત પુષ્પોથી પૂજન કરવું જોઈએ. તત્પશ્ચાત્ ગોચર્મ× જેટલા માપની એક વેદી બનાવીને તેને જળ અને છાણથી લીંપવી. પછી પોતાની શાખાના ગૃહ્યસૂત્રમાં બતાવેલી વિધિ પ્રમાણે પંચભૂસંસ્કારપૂર્વક અગ્નિની સ્થાપના કરીને ક્રમશઃ આઘાર અને આજ્યભાગ આદિ હોમકાર્ય કરવું. પછી ઘી નાખેલી ખીરની એકસો આઠ આહુતિ આપવી. આ આહુતિઓ પ્રધાન દેવતા ભગવાન વિષ્ણુના અષ્ટાક્ષર-મંત્રથી આપવી જોઈએ. (જેમ કે 'ૐ નમો નારાયણાય સ્વાહા) હે બ્રહ્મન્! ત્યાર બાદ પુરુષસૂક્તનો પ્રથમ મંત્ર[1] તથા विष्णोर्नुकम्,[2] इरावती,[3] वैनतेयाय स्वाहा, सोमो[4] धेनुम् અને उदुत्यं जातवेदसं[5]–આ મંત્રો-

× વસિષ્ઠે કહેલું એક પ્રકારનું ભૂમિનું માપ: દશ હાથનો એક વંશ (વાંસ) એવા પંદર ચોરસ વંશ-પ્રમાણ ભૂમિને 'ગોચર્મ' કહેવામાં આવે છે.

दशहस्तेन वंशेन दशवंशान् समन्ततः ।
पञ्च चाभ्यधिकान् दद्यादेतद्गोचर्म चोच्यते ॥

१ सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् ।
स भूमिꣳ सर्वतः स्पृत्वा त्यतिष्ठद्दशाङ्गुलम् ॥ (યજુ. ૩૧–૧)

२ विष्णोर्नुकं वीर्य्याणि प्रवोचं यः पार्थिवानि विममे रजाꣳसि । यो अस्कभायदुत्तरं सधस्थंविचक्रमाणस्त्रेधोरुगायो विष्णवे त्वा ॥ (યજુ. ૫–૧૮.)

३ इरावती धेनुमती हि भूतꣳ सूयवसिनी मनवे दशस्या । व्यस्कभ्ना रोदसी विष्णवे ते दाधर्थ पृथिवीमभितो मयूखैः स्वाहा ॥ (યજુ. ૫–૧૬)

४ सोमो धेनुꣳ सोमो अर्वन्तमाशुꣳ सोमो वीरं कर्मण्यं ददाति । सादन्यं विदथ्यꣳ सभेयं पितृश्रवणं यो ददाशदस्मै ॥ (યજુ. ૩૪–૨૧)

५ उदुत्यं जातवेदसं देवं वहन्ति केतवः ।
दृशे विश्वाय सूर्यꣳ स्वाहा ॥ (યજુ. ૩૩–૩૧)

થી ક્રમશઃ આઠ આઠ આહુતિ અગ્નિમાં નાખવી. ત્યાર પછી ત્યાં યથાશક્તિ 'विभ्राड् बृहत् पिबतु सोम्यं मधु' વગેરે (યજુ. ૩૩/૩૦) સૂર્યદેવતા સંબંધી મંત્રો તથા 'शं नो मित्रः शं वरुणः' (યજુ. ૩૬/૯) વગેરે શાન્તિસૂક્તના મંત્રોનો પાઠ અથવા તો જપ કરવો અને પવિત્રતાપૂર્વક ભગવાન વિષ્ણુની સમીપમાં રાત્રે જાગરણ કરવું. બીજે દિવસે પ્રાતઃકાળે નિત્યકર્મ સમાપ્ત કરીને ગંધ, પુષ્પ આદિ દ્વારા ક્રમશઃ પહેલાંની જેમ જ ભગવાનની પૂજા કરવી જોઈએ. ત્યારબાદ તે સુંદર ધ્વજને મંગલ વાદ્ય, સૂક્તપાઠ, સ્તોત્રગાન અને નૃત્ય આદિ ઉત્સવની સાથે ભગવાન વિષ્ણુના મંદિરમાં લઈ જવો. હે નારદ! ભગવાનના દ્વાર પર અથવા મંદિરના શિખર પર થાંભલા સહિત તે ધ્વજને પ્રસન્નતાપૂર્વક દૃઢતાની સાથે સ્થાપિત કરવો, પછી ગંધ, પુષ્પ, અક્ષત, ધૂપ, દીપ આદિ મનોહર ઉપચારો તથા ભક્ષ્ય, ભોજ્ય આદિ પદાર્થયુક્ત નૈવેદ્યોથી ભગવાન વિષ્ણુની પૂજા કરવી. આ પ્રમાણે તે ઉત્તમ તેમ જ સુંદર ધ્વજને દેવાલય ઉપર ચડાવી તેની પરિક્રમા કરવી.

ત્યારે બાદ ભગવાનની આગળ આ સ્તોત્રનો પાઠ કરવો: પુણ્ડરીકાક્ષ! કમલનયન! આપને નમસ્કાર છે. વિશ્વભાવન! આપને નમસ્કાર છે. હૃષીકેશ! મહાપુરુષ! સર્વના પૂર્વજ! આપને નમસ્કાર છે. જેનાથી આ સકળ જગત ઉત્પન્ન થયું છે, જેનામાં આ સર્વ પ્રતિષ્ઠિત છે અને પ્રલયકાળ આવતાં જેનામાં એનો લય થશે, તે ભગવાન વિષ્ણુને હું શરણે છું. બ્રહ્મ આદિ દેવતાઓ પણ જેનાં પરમભાવને (યથાર્થસ્વરૂપને) નથી જાણતા અને યોગીઓ પણ જેને જોવા પામતા નથી, તે જ્ઞાનસ્વરૂપ શ્રી હરિને હું વંદન કરું છું. અન્તરિક્ષ જેની નાભિ છે, દ્યુલોક જેનું મસ્તક છે અને પૃથ્વી જેમનું ચરણ છે; તે વિશ્વરૂપ ભગવાનને હું પ્રણામ કરું છું. સર્વ દિશાઓ જેના કાન છે, સૂર્ય અને ચંદ્રમા જેનાં નેત્ર છે; ઋક્, સામ અને યજુર્વેદ જેનાથી પ્રકાશિત થયા છે; તે બ્રહ્મસ્વરૂપ ભગવાન વિષ્ણુને હું નમસ્કાર કરું છું, જેના મુખમાંથી બ્રાહ્મણો ઉત્પન્ન થયા છે; જેની ભુજાથી ક્ષત્રિયોની ઉત્પત્તિ થઈ છે; જેના ઊરુથી વૈશ્ય પ્રકટ થયા છે અને જેનાં ચરણોથી શૂદ્રનો જન્મ થયો છે; વિદ્વાન માણસો માયાના સંયોગ માત્રથી જેને પુરુષ કહે છે; જે સ્વભાવથી જ નિર્મળ, શુદ્ધ, નિર્વિકાર તથા દોષોથી નિર્મળ છે; જેનો ક્યાંય અંત નથી, જે કોઈથી પરાજિત થતા નથી અને ક્ષીર-સાગરમાં શયન કરે છે; શ્રેષ્ઠ ભક્તો પર હમેશાં જેના પ્રેમનો ઝરો વહેતો રહે છે તથા જે ભક્તિથી જ સુલભ થાય છે, તે ભગવાન વિષ્ણુને હું પ્રણામ કરું છું. પૃથ્વી આદિ પાંચ ભૂત, તન્માત્રાએ, ઇંદ્રિયો તથા સૂક્ષ્મ અને સ્થૂલ બધા જ પદાર્થો જેનાથી અસ્તિત્વ પામે છે, સર્વે બાજુએ મુખવાળા તે સર્વવ્યાપી પરમેશ્વરને હું નમસ્કાર કરું છું. જેને સર્વ લોકોમાં ઉત્તમથી ઉત્તમ, નિર્ગુણ, અત્યન્ત સૂક્ષ્મ, પરમ પ્રકાશ-મય પરબ્રહ્મ કહેવામાં આવેલ છે, તે શ્રી-હરિને હું વારંવાર પ્રણામ કરું છું. યોગી-ઓ જેને નિર્વિકાર, અજન્મા, શુદ્ધ, બધી બાજુએ હાથવાળા તેમ જ ઈશ્વર માને છે, જે સમસ્ત કારણ તત્ત્વોનાં પણ કારણ છે; જે ભગવાન સંપૂર્ણ પ્રાણીઓના અન્તર્યામી આત્મા છે, આ જગત જેનું સ્વરૂપ છે તથા જે નિર્ગુણ પરમાત્મા છે, તે ભગવાન વિષ્ણુ મારા પર પ્રસન્ન થાઓ. માયાથી મોહિત ચિત્તવાળા અજ્ઞાની પુરુષો માટે હૃદયમાં રહીને પણ જે તેમનાથી દૂર રહે છે અને જ્ઞાનીઓના માટે જે સર્વત્ર પ્રાપ્ત છે તે ભગવાન વિષ્ણુ મારા પર પ્રસન્ન થાઓ.

ચાર,[1] ચાર,[2] બે,[3] પાંચ[4] અને બે,[5] અક્ષરવાળા મંત્રોથી જેમના માટે આહુતિ અપાય છે, તે વિષ્ણુ ભગવાન મારા પર પ્રસન્ન થાઓ. જ્ઞાનીઓને, કર્મયોગીઓને તથા ભક્ત પુરુષોને, જેઓ ઉત્તમ ગતિ દેનારા છે તે વિશ્વનું પાલન કરનાર પ્રભુ મારા પર પ્રસન્ન થાઓ. જગતનું કલ્યાણ કરવાને માટે શ્રીહરિ, લીલાપૂર્વક જે શરીરો ધારણ કરે છે, વિદ્વાન લોકો તે સર્વની પૂજા કરે છે, તે ભગવાન મારા પર પ્રસન્ન થાઓ. જ્ઞાની મહાત્મા એમને સચ્ચિદાનન્દસ્વરૂપ, નિર્ગુણ તથા ગુણોના અધિષ્ઠાન માને છે, તે ભગવાન વિષ્ણુ મારા પર પ્રસન્ન થાઓ.

આ પ્રમાણે સ્તુતિ કરીને ભગવાન વિષ્ણુને પ્રણામ કરવા અને બ્રાહ્મણોનું પૂજન કરવું. ત્યાર બાદ દક્ષિણા અને વસ્ત્ર આદિ દ્વારા આચાર્યની પણ પૂજા કરવી. વિપ્રવર ! ત્યાર પછી ભક્તિભાવપૂર્વક યથાશક્તિ બ્રાહ્મણોને ભોજન કરાવવું ને પોતે પણ સગાંવહાલાં સાથે ભોજન કરવું તથા નિરન્તર ભગવાન નારાયણના ચિન્તનમાં લાગ્યા રહેવું. હે નારદ ! જેટલી ક્ષણો સુધી તે ધજાની પતાકા વાયુથી ફરકતી રહે, તેટલો જ પાપરાશિ તે ધજા લગાડનારા મનુષ્યનો નષ્ટ થઈ જાય છે. મહાપાતકોથી યુક્ત અથવા સઘળાં પાતકોથી દૂષિત મનુષ્ય પણ ભગવાન વિષ્ણુના મંદિરમાં ધજા ફરકાવીને સર્વ પાતકોથી મુક્ત થાય છે. જે ધાર્મિક પુરુષો ધજાને ચડાવેલી જોઈને તેનું અભિનંદન કરે છે તે બધા જ અનેક પાતકોથી મુક્ત થાય છે. ભગવાન વિષ્ણુના મંદિર પર ચડાવેલી ધજા જ્યારે ફરકવા માંડે છે, ત્યારે અડધી પળમાં જ તે ચડાવનારનાં સર્વ પાપોને નષ્ટ કરી નાખે છે.

૧. ઓશ્રાવય, ૨. અસ્તુ શ્રૌષટ્, ૩. યજ, ૪. યે યજામહે, ૫. વષટ્.

વિષ્ણુના મંદિર ઉપર ધજા ચડાવીને જે માણસ સદા તેને વંદન કરે છે, તે સુમતિ રાજાની પેઠે દેવયાનમાં બેસીને સ્વર્ગમાં જાય છે. ૧-૪૭

यस्त्वारोप्य गृहे विष्णोर्ध्वजं नित्यमुपाचरेत् ।
स देवयानेन दिवं यातीव सुमतिर्नृपः ॥ ४७॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'વિષ્ણુમંદિરમાં ધ્વજારોપણ' નામનો ૧૯ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૨૦ : રાજા સુમતિનું ચરિત્ર

नारद उवाच ।
भगवन्सर्वधर्मज्ञ सर्वशास्त्रार्थपारग ।
सर्वकर्मवरिष्ठं च त्वयोक्तं ध्वजधारणम् ॥ १ ॥

નારદ બોલ્યા : હે સકળ શાસ્ત્રોના મર્મને જાણનારા સર્વધર્મજ્ઞ ભગવન્ ! આપે સર્વ કર્મોમાં શ્રેષ્ઠ ધ્વજારોપણનું વર્ણન કર્યું. હે મુને ! એમાં આપે ધજા ચડાવનારા રાજા સુમતિ વિષે કહ્યું તેથી તેના ચરિત્ર સંબંધમાં સર્વ હકીકત વિગતવાર મને કહી સંભળાવો.

સનક બોલ્યા : તમે એકાગ્ર થઈને આ પવિત્ર પ્રાચીન ઇતિહાસ સાંભળો. સકળ પાપોને દૂર કરનારા આ ઇતિહાસનું બ્રહ્માએ મારી આગળ વર્ણન કર્યું હતું.

પહેલાં સત્યયુગમાં સુમતિ નામનો એક રાજા હતો. તે શ્રીમાન રાજા સોમવંશમાં ઉત્પન્ન થયો હતો અને સાતે દ્વીપો પર તેનું શાસન ચાલતું હતું, તે ધર્માત્મા અને સત્યભાષી હતો; પવિત્ર વંશમાં ઉત્પન્ન થયો હતો ને અતિથિઓ પ્રત્યે પ્રેમ ધરાવતો હતો. સર્વ સુલક્ષણોથી યુક્ત તે રાજા સર્વ પ્રકારની સંપત્તિઓથી શોભતો હતો. તે નિત્ય હરિકથા સાંભળતો હતો અને વિષ્ણુના પૂજનમાં મગ્ન રહેતો હતો તેમ જ નિરભિમાન થઈને વિષ્ણુના ભક્તોની સેવા કરતો હતો. વંદનીય પુરુષોની તે પૂજા કરતો હતો. તે સમદર્શી અને ગુણવાન હતો, સર્વ પ્રાણીઓનું હિત ઇચ્છતો હતો. તે શમનું પાલન

કરતો હતો ને કૃતજ્ઞ હતો તેથી તેની કીર્તિનો વિસ્તાર થયા કરતો હતો.

હે મુને! તેમની પત્નીનું નામ સત્યમતિ હતું. તે મહાભાગ્યશાળી, સર્વ શુભ લક્ષણથી સંપન્ન, પતિને પ્રાણ સમાન સમજનારી, પતિવ્રતા હતી. તે બંને–દંપતી સદા હરિ-પૂજામાં તત્પર રહેતાં. તેમને પૂર્વજન્મનું સ્મરણ હતું, તેઓ સત્યજ્ઞ અને સત્–પરાયણ હતાં. સદા અન્નદાન અને જળદાન કરતાં રહેતાં હતાં. તેમણે અનેક તળાવો, બગીચાઓ, વાવ અને ધર્મશાળાઓ બનાવડાવ્યાં હતાં.

તે સતી સત્યમતિ વિષ્ણુમંદિરમાં સદા પવિત્રતાપૂર્વક નૃત્ય કરતી હતી અને સંતુષ્ટ થઈને કર્ણમધુર વાદ્યો વગાડતી હતી. તે રાજા સુમતિ પણ પ્રત્યેક દ્વાદશીએ વિશાળ મનોહર ધજા ચડાવ્યા જ કરતો હતો. વિષ્ણુપરાયણ, ધર્મકાર્યમાં ચતુર આવા રાજાની અને તેની પત્ની સત્યમતિની દેવતાઓ પણ પ્રશંસા કરવા લાગ્યા. આ દંપતીને ત્રિલોકમાં પ્રખ્યાત અને ધર્મચતુર હોવાનું જાણીને વિભાંડક મુનિ પોતાના અનેક શિષ્યો સાથે તેમને જોવા માટે આવ્યા. વિભાંડક મુનિ પોતાને ત્યાં આવે છે એવું સાંભળીને તે રાજા પોતાની પત્ની સાથે તેમનું સામૈયું કરવા ગયો. તેણે તેમનો અનેક રીતે અતિથિસત્કાર કર્યો. મુનિ આસન ઉપર શાન્ત થઈને બેઠા પછી રાજા તેમની આગળ ઊભો રહી હાથ જોડીને કહેવા લાગ્યો.

રાજા બોલ્યો : હે ભગવન્! આપના આગમનથી હું કૃતકૃત્ય થયો છું; કારણ કે સજ્જનોના આગમનથી સુખ મળે છે, આવો સત્પુરુષોનો મહિમા છે. વિદ્વજ્જનો કહે છે કે, જ્યાં ઉદાર પુરુષો પ્રેમ કરવા લાગે છે ત્યાં કીર્તિ, ધન, પુત્ર આદિ સકળ સંપત્તિઓ વધવા માંડે છે. હે મુને! હે પ્રભો! જ્યાં સંતો કૃપા કરે છે, ત્યાં પ્રતિદિન મંગળ થાય છે. હે બ્રહ્મન્! જે મહાપુરુષોનાં ચરણોદક અને રજને પોતાના મસ્તક ઉપર ધારણ કરે છે, તે પુણ્યાત્માઓ સકળ તીર્થોમાં સ્નાન કરી લીધાનું મનાય છે, આ વિષે કંઈજ સંદેહ નથી. હું, મારો પુત્ર, સ્ત્રી અને સર્વ સંપત્તિ આપને અર્પણ કરું છું. હે વિપ્રેન્દ્ર! મને આજ્ઞા કરો, હું આપનું શું પ્રિય કાર્ય કરું?

તે મુનીશ્વર રાજાની નમ્રતા જોઈને તેના પર પ્રેમથી હાથ ફેરવતાં પ્રસન્નતાપૂર્વક કહેવા લાગ્યા :

ઋષિ બોલ્યા : હે રાજન્! તમે જે કંઈ કહ્યું તે સર્વ તમારા કુળને યોગ્ય જ છે. જે વિનમ્ર હોય છે, તેને અનેક પ્રકારના કલ્યાણની પ્રાપ્તિ થાય છે. હે નૃપસત્તમ! વિનયથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સર્વ કંઈ મનુષ્યને પ્રાપ્ત થાય છે. મહાત્માઓને કોઈ પદાર્થ દુર્લભ રહેતો નથી. હે ભૂપ! તમે શ્રેષ્ઠ માર્ગ પર ચાલો છો; હું તમારા ઉપર પ્રસન્ન છું; તમારું સદા કલ્યાણ થાઓ. હવે હું તમને જે પૂછું છું, તેનો ઉત્તર આપો.

વિષ્ણુને પ્રસન્ન કરનારી અનેક પ્રકારની પૂજાઓ છે; પરંતુ તેમાંની ધ્વજારોપણ નામની પૂજા જ તમે સદા કરતા રહો છો અને તમારી આ સાધ્વી પત્ની પણ સદા નૃત્ય કરે છે; આ સર્વ શું છે? તમે બન્ને આવું શા માટે કરો છો? સાચેસાચું કહો.

રાજા બોલ્યા : હે ભગવન્! આપે જે કંઈ પૂછયું તે વિષે હું કહું છું સાંભળો : અમારા બન્નેના આચરણથી લોકો આશ્ચર્યમાં પડી જાય છે. હે સત્તમ! હું પહેલાં માલિનિ નામનો શૂદ્ર હતો. હું કુમાર્ગગામી હોઈ સદા સર્વનું અહિત કરવામાં લાગ્યો રહેતો. હું ચાડિયો, ધર્મનો દ્વેષ કરનારો; દેવદ્રવ્ય ચોરનારો, ગાય અને બ્રાહ્મણને મારનારો હતો તેમજ બધાં

પ્રાણીઓને મારતો હતો; વેશ્યાગમન પણ કરતો હતો. શિષ્ટ પુરુષોની વાત હું માનતો ન હતો. આ પ્રમાણે કેટલોક કાળ વીતી જતાં સર્વ બાંધવોએ મારો ત્યાગ કર્યો. દુઃખી થઈને હું જંગલમાં આવ્યો. મૃગોનું માંસ ખાવા લાગ્યો અને પ્રવાસીઓને લૂંટવા લાગ્યો. હું અનેક જાતનાં દુઃખોથી સંતપ્ત થઈને વનમાં રહેવા લાગ્યો. એક વખતે હું ભૂખ, તરસ અને તાપથી પીડાઈને ભમતો હતો, એવામાં મેં એ નિર્જન વનમાં વિષ્ણુનું એક જીર્ણ મંદિર જોયું. તેની પાસે જ હંસ અને કારંડવોથી ઘેરાયેલું એક મોટું સરોવર હતું. જળથી પરિપૂર્ણ એ સરોવર પુષ્પ અને લતાઓથી આચ્છાદિત હતું. તેના તટ પર મેં જળ પીધું ને મારો શ્રમ દૂર થયો. મેં ઝાડ પરથી નીચે પડેલાં ફળો ખાધાં ને ક્ષુધાનું નિવારણ કર્યું. હું તે જીર્ણ વિષ્ણુમંદિરમાં રહેવા લાગ્યો. તેના ઢળી પડેલા ને ભાંગી ગયેલા ભાગોને પાંદડાં, સરકટ ને લાકડાં વગેરેથી દુરસ્ત કરી મારા માટે રહેવા યોગ્ય એક સ્થાન બનાવી લીધું. હે મુનીશ્વર! ત્યાંની ભૂમિને મારા આરામ માટે લીંપી–ગૂંપી લીધી. ત્યાં વ્યાધનું કામ કરતા રહીને મેં અનેક મૃગોનો વધ કર્યો. આ પ્રમાણે હું ત્યાં વીસ વર્ષ સુધી રહ્યો. ત્યારબાદ હે વિપ્ર! વિંધ્યદેશના નિષાદ કુળમાં ઉત્પન્ન થયેલી આ અવકોકિલા નામની સાધ્વી સ્ત્રી ત્યાં આવી ચડી. એના બંધુઓએ એનો પણ ત્યાગ કર્યો હતો તેથી એનું શરીર જીર્ણ થયેલું હતું. ભૂખ, તરસ અને તાપથી વ્યાકુળ થઈને પોતાનાં પાપો પર સંતાપ કરતી અને નિર્જન વનમાં ભમતી ભમતી દૈવયોગથી મારી પાસે આવી લાગી. તે બહાર તડકાથી શેકાતી હતી ને હૈયામાં દુઃખથી સંતપ્ત હતી. આથી એની આવી દુઃખાવસ્થા જોઈને એના પ્રત્યે મને કરુણા ઉત્પન્ન થઈ. મેં એને ખાવા માટે માંસ અને જંગલનાં ફળ આપ્યાં ને પીવા માટે જળ આપ્યું. હે બ્રહ્મન્! ખાધાપીધા પછી જ્યારે એનો શ્રમ દૂર થયો ત્યારે મેં એનો વૃત્તાંત પૂછ્યો. હે મહામુને! એણે મને જે કંઈ કહ્યું તે આપ સાંભળો.

એ બોલી: 'હું નિષાદ કુળમાં ઉત્પન્ન થઈ છું, મારું નામ અવકોકિલા છે. મારા પિતાનું નામ દારુક છે ને હું વિંધ્ય પર્વત પર રહેતી હતી. હું પારકાંનું ધન ચોરતી ને હમેશાં ચાડીચૂગલી કર્યા કરતી. મારા બાંધવોએ મને છિનાળ કહીને મારો ત્યાગ કર્યો હતો. હું લોકોમાં નિંદિત હોવા છતાંય મારા પતિએ થોડાક સમય સુધી મારું પાલનપોષણ કર્યું. પ્રારબ્ધવશ તે પણ મને એકલી મૂકીને યમલોકમાં ચાલ્યો ગયો. દુઃખથી પીડાઈને હું નિર્જન વનમાં ભટકતી હતી. દૈવયોગે હું તારી પાસે આવી લાગી ને તેં મને મોતના મુખમાંથી બચાવી લીધી.' આ પ્રમાણે એણે પોતાનો સર્વ વૃત્તાંત મને કહ્યો હતો.

ત્યાર પછી અમે બંને જણાં એ મંદિરમાં દંપતીરૂપે માંસ અને ફળ ખાઈ દસ વર્ષ સુધી રહ્યાં. ત્યાર બાદ હે મુને! એક સમયે માંસ અને ફળ ખાઈને રાતે મદ્યપાન કરીને મત્ત થઈ આનંદપ્રમોદ કરી રહ્યાં હતાં, તે સમયે પોતાનાં શરીર અને વસ્ત્રોની સૂધબૂધ ગુમાવી અમે બન્ને જણાં મોહવશ થઈ નાચવા લાગ્યાં. આવામાં અમારાં બંનેનાં પ્રારબ્ધભોગનો અંત આવી ગયો. અમે નાચતાં હતાં ત્યારે હાથમાં પાશ ધારણ કરેલા ભયંકર યમદૂતો અમને નરકમાં લઈ જવા માટે તે સ્થળે આવી લાગ્યા. હે માનદ! એ જ સમયે હું દેવાલયને સ્વચ્છ રાખતો હતો તે કાર્યથી ભગવાને પ્રસન્ન થઈને પોતાના દૂતોને

અમારી પાસે મોકલ્યા; કારણ કે ભગવાન પોતાના ભક્તોની રક્ષા કરવા માટે સદા તત્પર રહે છે. દેવોના દેવ તે ભગવાનના દૂતોએ શંખ, ચક્ર અને ગદા ધારણ કરેલાં હતાં. તેઓ સહસ્ર સૂર્યો સમાન પ્રકાશમાન હતા. બધાને ચાર હાથ હતા ને કિરીટ, કુંડલ અને વનમાળાથી શોભતા હતા. હે વિપ્ર! તેમની કાંતિથી દિશાઓનો અંધકાર દૂર થઈ રહ્યો હતો એવા કૃષ્ણના પાર્ષદોએ અમને ઝડપી લેવા માટે તૈયાર થઈ બેઠેલા ભયંકર દાઢવાળા અને પાશ ધારણ કરેલા યમના કિંકરોને કહ્યું.

વિષ્ણુના દૂતો બોલ્યા: અરે વિવેકહીન દુરાચારી ક્રૂરો! આ નિષ્પાપ, હરિને પ્યારાં દંપતીને તમે મુક્ત કરો. ત્રણે લોકોમાં વિવેકને જ સંપત્તિઓનું આદિ કારણ માનવામાં આવેલ છે. નિષ્પાપ પુરુષમાં જે પાપ–બુદ્ધિ કરે છે અને પાપીમાં નિષ્પાપ બુદ્ધિ ધરાવે છે, તેને અધમ પુરુષ જાણવો.

યમદૂતો બોલ્યા: આપે સાચું જ કહ્યું; પરંતુ આ બન્ને તો પાપીઓમાં શિરોમણિ-રૂપ છે. યમરાજ પાપીઓને દંડ આપે છે તેથી અમે આ બન્નેને લઈ જઈએ છીએ. વેદ જે વાતનું પ્રતિપાદન કરે તે ધર્મ; તેથી વિરુદ્ધ કર્મ અધર્મ કહેવાય છે. આ ધર્મ અધર્મનો વિચાર છે, તેથી અમે એમને યમની પાસે લઈ જવાના છીએ.

આ વાત સાંભળીને મહાપરાક્રમી વિષ્ણુના દૂતો અત્યંત ક્રુદ્ધ થયા ને અધર્મને ધર્મ માનનારા તે યમદૂતોને કહેવા લાગ્યા.

વિષ્ણુના દૂતો બોલ્યા: અરે, અતિ દુઃખની વાત છે કે ધર્મદ્રષ્ટાઓની સભાને અધર્મ સ્પર્શ કરવા ચાહે છે! જેઓ યોગ્ય અને અયોગ્યનો યથાર્થ વિચાર કરી શકતા નથી તેમને આ અધર્મ ભારે આપત્તિમાં નાખી દે છે. અરે! તમારામાં વિવેકબુદ્ધિ જ નથી તો પછી તમને નરકના અધિષ્ઠાતા કોણે બનાવી દીધા? અરે! હજુય તમો પાપ કરવા માટે શાથી કેડ બાંધીને ઊભા છો? અહો! પાપકર્મોનો જ્યાં સુધી ક્ષય થતો નથી ત્યાં સુધી મહાપાતકીઓ ઘોર નરકમાં પડેલા રહે છે; એટલું જ નહીં, પણ પ્રલય-કાળ સુધી ત્યાં પડ્યા રહે છે. અરે! હજુ તો પહેલાંનાં પાપોથી તમારો છુટકારો થયો નથી, છતાંય ફરીથી વધુ પાપકર્મ કરવા માટે તમો શાથી તૈયાર થયા છો? વેદમાં કહેવામાં આવેલી વાત જ ધર્મ છે, એ સાચી વાત છે; તેથી આમણે કરેલાં ધર્મકાર્યનું અમે વર્ણન કરીએ છીએ. આ બંને જણ વિષ્ણુની પૂજા કરવાથી નિષ્પાપ થઈ ગયાં છે. વિષ્ણુ એમની રક્ષા કરવા ઇચ્છે છે તેથી એમને સત્વર છોડી દો. આ સ્ત્રીએ અંત સમયે વિષ્ણુના મંદિરમાં નૃત્ય કર્યું છે ને આ પુરુષે વિષ્ણુમંદિર પર ધજા ચડાવી છે, તેથી આ બંને જણ નિષ્પાપ થઈ ગયાં છે. જે અંત સમયે એક વાર પણ ભગવાનના નામનું ઉચ્ચારણ અથવા શ્રવણ કરે છે તે પરમ સ્થાનને પ્રાપ્ત થાય છે તો પછી ભગવાનની સેવામાં રહેનારાઓને પરમપદની પ્રાપ્તિ થાય તે માટે તો કહેવાનું શું હોય? પાતકી હોય કે મહાપાતકી હોય તોપણ કૃષ્ણની સેવા કરનારો અંતમાં પરમ ગતિને પ્રાપ્ત થાય છે. અરે દૂતો! સંન્યાસીઓ અને વિષ્ણુભક્તોની સેવામાં જેઓ સંલગ્ન રહે છે, તેઓ પાપી હોય તોપણ પરમ-ગતિ પામે છે. જે માણસ મુહૂર્ત કે અર્ધમુહૂર્ત જેટલા સમય સુધી હરિના મંદિરમાં રહે છે, તે પણ પરમપદને પામે છે, જ્યારે આ બંને તો બત્રીસ વર્ષ સુધી વિષ્ણુના મંદિરમાં રહ્યાં છે. આ બંને જણ વિષ્ણુમંદિરની ભૂમિ લીંપતાં હતાં, તેને વાળતાં હતાં અને ભાંગેલા-તૂટેલા ભાગની મરામત કરતાં હતાં. વિષ્ણુમંદિરની ભૂમિ પર જળ છાંટતાં હતાં અને દીપકો પ્રકટાવતાં

હતાં. આવાં પવિત્ર કાર્ય કરતાં હોવા છતાં આ મહાભાગ્યશાળીઓ નરકનાં અધિકારી શાથી થયાં?

વિષ્ણુના દૂતોએ આ પ્રમાણે કહીને તેમના પાશ કાપી નાખ્યા અને બંને જણને ઉત્તમ વિમાનમાં બેસાડી વિષ્ણુના ધામમાં તેઓ ચાલ્યા ગયા.

હે મુનીશ્વર! ત્યાં દેવાધિદેવ ચક્રધારી ભગવાન વિષ્ણુ પાસે પહોંચી અમે ઘણા કાળ સુધી દિવ્ય ભોગો ભોગવ્યા. આ પ્રમાણે ત્યાં દિવ્ય ભોગો ભોગવીને અમે આ પૃથ્વી પર જન્મ્યાં; ને અહીંયાં પણ વિષ્ણુ-ભક્તિના પ્રસાદથી અતુલ સંપત્તિ પ્રાપ્ત કરી છે. હે વિપ્ર! હે મુનિ! આ પ્રમાણે અમારી અનિચ્છાથી થઈ ગયેલી વિષ્ણુની સેવાથી અમને આવા દેવોને પણ દુર્લભ ફળની પ્રાપ્તિ થઈ છે, તેથી વિષ્ણુની સેવા અનન્ય ભાવથી કરીને અમે પરમશ્રેય મેળ-વવા ઇચ્છીએ છીએ. ભક્તિપૂર્વક માધવની આરાધના કરવાનું આ કારણ છે.

હે ભૂસુરરાજ! અનિચ્છાથી પણ થઈ ગયેલું કર્મ જો આવું ફળ આપે છે તો પછી શ્રદ્ધાપૂર્વક કરવામાં આવેલા હરિ-ભજનના ફળ વિષે તો કહેવાનું જ શું હોય?

આ વૃત્તાંત સાંભળી વિભાંડક મુનિ તે દંપતીની પ્રશંસા કરી પોતાના તપો-વનમાં ચાલ્યા ગયા. આ ઉપરથી હે દેવર્ષિ! સમજવાનું એ છે કે ચક્રધારી દેવેશ્વરની સેવા સર્વને કામધેનુ સમાન ફળ આપે છે. હરિની પૂજામાં મગ્ન રહેનારાઓને, સર્વ કામનાઓને પૂર્ણ કરનારા શ્રીહરિ જ પરમ-શ્રેય આપે છે.

સકળ પાપોનો નાશ કરનારા આ પવિત્ર આખ્યાનને જે માણસ સાંભળે છે અથવા વાંચે છે તે પણ પરમગતિને પામે છે. ૧–૮૬

य इदं पुण्यमाख्यानं सर्वपापप्रणाशनम् ।
पठेच्च शृणुयाद्वापि सोऽपि याति परां गतिम् ॥ ८६ ॥

## અધ્યાય ૨૧ : હરિપંચક-વ્રતનો વિધિ અને માહાત્મ્ય

सनक उवाच ।

अन्यद्व्रतं प्रवक्ष्यामि शृणु नारद तत्त्वतः ।
दुर्लभं सर्वलोकेषु विख्यातं हरिपञ्चकम् ॥ १ ॥

શ્રી સનક બોલ્યા : હે નારદ! હવે હું બીજા વ્રતનું યથાર્થરૂપથી વર્ણન કરું છું, તે સાંભળો. આ વ્રત હરિપંચક નામથી પ્રસિદ્ધ છે અને સર્વલોકોમાં દુર્લભ છે.

હે મુનિશ્રેષ્ઠ! સ્ત્રીઓ તથા પુરુષોનાં સર્વ દુઃખો આ વ્રત કરવાથી દૂર થાય છે તથા આ વ્રત ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ કરાવનારું છે; તેમ જ સર્વ મનોરથો પૂરનારું અને સમસ્ત વ્રતોનાં ફળને આપનારું છે. માર્ગશીર્ષ માસના શુક્લપક્ષની દશમી તિથિએ મન અને ઇંદ્રિયોને સંયમમાં રાખીને સ્નાન આદિ કર્મ કરીને માણસે નિત્યકર્મ કરવું. પછી દેવપૂજન તથા પંચમહાયજ્ઞોનું અનુષ્ઠાન કરીને તે દિવસે નિયમમાં રહી કેવળ એક વખતે જ જમવું. હે મુનીશ્વર! બીજે દિવસે એકાદશીએ સવારે ઊઠીને સ્નાન અને નિત્ય-કર્મથી નિવૃત્ત થઈને પોતાના ઘરે ભગવાન વિષ્ણુની પૂજા કરવી. પંચામૃત વડે વિધિ-પૂર્વક શ્રીહરિને સ્નાન કરાવવું. પછી ગંધ, પુષ્પ આદિથી તથા ધૂપ, દીપ, નૈવેદ્ય, તાંબૂલ અને પરિક્રમા દ્વારા ઉત્તમ ભક્તિભાવ સાથે ક્રમશઃ ભગવાનનું અર્ચન કરવું. પૂજા કર્યા પછી આ મંત્ર ભણવો :

नमस्ते ज्ञानरूपाय ज्ञानदाय नमोऽस्तुते ।
नमस्ते सर्वरूपाय सर्वसिद्धिप्रदायिने ॥

'હે પ્રભો! જ્ઞાનસ્વરૂપ આપને નમસ્કાર છે. સર્વસ્વરૂપ તથા સર્વ સિદ્ધિઓને આપ-નારા આપને નમસ્કાર છે.'

આ પ્રમાણે ભગવાન જનાર્દનને પ્રણામ કરી આગળના મંત્ર દ્વારા પોતાનું ઉપવાસ–

વ્રત ભગવાનને સમર્પિત કરવું :

पञ्चरात्रं निराहारो ह्यद्यप्रभृति केशव ।
त्वदाज्ञया जगत्स्वामिन् ममाभीष्टप्रदो भव ॥

'સંપૂર્ણ જગતના સ્વામી કેશવ! આપની આજ્ઞાથી હું આજથી પાંચ રાત સુધી નિરાહાર રહીશ. આપ મને મારી અભીષ્ટ વસ્તુ પ્રદાન કરો.'

આ પ્રમાણે ભગવાનને ઉપવાસ અર્પણ કરીને જિતેન્દ્રિય પુરુષે રાત્રે જાગરણ કરવું. હે મુને! અગિયારશ, બારશ, તેરશ, ચૌદશ તથા પૂનમે ઇંદ્રિયસંયમ તેમ જ ઉપવાસપૂર્વક આ પ્રમાણે ભગવાન વિષ્ણુનું પૂજન કરવું. વિપ્રવર! અગિયારશ તથા પૂનમની રાત્રે જાગરણ કરવું. પંચામૃત વગેરેથી પાંચે દિવસ એકસરખી રીતે પૂજા કરવી; પરંતુ પૂનમના દિવસે યથાશક્તિ દૂધથી ભગવાન વિષ્ણુને સ્નાન કરાવવું. સાથે જ તલનો હોમ અને દાન પણ કરવાં. પછી છઠ્ઠે દિવસે પોતાના આશ્રમને ઉચિત કર્મ કરીને પંચગવ્ય પી વિધિપૂર્વક શ્રીહરિની પૂજા કરવી. જો પોતાની પાસે ધન હોય તો બ્રાહ્મણોને સારી રીતે જમાડવા; ને પછી પોતે પણ ભાઈભાંડુઓ સાથે મૌન રાખીને ભોજન કરવું. હે નારદ! આ પ્રમાણે પોષથી માંડી કાર્તક સુધીના મહિનાઓમાં પણ શુક્લપક્ષમાં માણસે ઉપર કહેલા વિધિ પ્રમાણે આ વ્રત કરવું. આ પ્રમાણે આ પાપનાશક વ્રત એક વર્ષ સુધી કરવું. પછી માગશીર્ષ માસ આવે ત્યારે વ્રત કરનારે તેનું ઉદ્યાપન કરવું. બ્રહ્મન્! એકાદશીના દિવસે પહેલાંની જેમ નિરાહાર રહીને દ્વાદશીએ એકાગ્રચિત્ત થઈને પંચગવ્ય પીવું. પછી ગંધ, પુષ્પ આદિ સામગ્રીઓથી ભગવાન જનાર્દનની સારી પેઠે પૂજા કરીને બ્રાહ્મણને ભેટ આપવી. હે મુનીશ્વર! મધ અને ઘી સહિત ખીર, ફળ, સુગંધિત જળથી ભરેલો અને વસ્ત્રથી ઢાંકેલો, પંચરત્ન અને દક્ષિણા સહિત કળશ, અધ્યાત્મતત્ત્વને જાણનારા બ્રાહ્મણને દાનમાં આપવો. (તે સમયે આ પ્રમાણે પ્રાર્થના કરવી–)

सर्वात्मन् सर्वभूतेश सर्वव्यापिन् सनातन ।
परमान्नप्रदानेन सुप्रीतो भव माधव ॥

'સર્વના આત્મા, સર્વ ભૂતોના સ્વામી, સર્વવ્યાપી, સનાતન માધવ! આપ આ ઉત્તમ અન્નના દાનથી અત્યંત પ્રસન્ન થાઓ.'

આ મંત્રથી ખીરનું દાન કરીને યથાશક્તિ બ્રાહ્મણભોજન કરાવવું અને પોતે પણ મૌન રહી સગાંવહાલાં સાથે ભોજન કરવું. જે આ હરિપંચક નામના વ્રતનું પાલન કરે છે, તેનું પરમાત્માના પરમધામરૂપ બ્રહ્મલોકમાંથી ક્યારેય પુનરાગમન થતું નથી. મુમુક્ષુઓએ આ વ્રત અવશ્ય કરવું જોઈએ. બ્રહ્મન્! પાપરૂપી દુર્ગમ વનને બાળી નાખવા માટે આ વ્રત દાવાનળ સમાન છે. જે માણસ હરિની ભક્તિમાં પરાયણ રહીને આ વ્રતને ભક્તિપૂર્વક સાંભળે છે તે કરોડો મહાઘોર પાતકોથી મુક્ત થાય છે. ૧–૨૮

यस्त्वेतच्छृणुयाद्भक्त्या नारायणपरायणः ।
स मुच्यते महाघोरैः पातकानां च कोटिभिः ॥ २८ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'પંચરાત્રિવ્રત' નામનો ૨૧ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૨૨ : માસોપવાસ વ્રતનો વિધિ અને મહિમા

सनक उवाच ।

अन्यद्व्रतवरं वक्ष्ये तच्छृणुष्व समाहितः ।
सर्वपापहरं पुण्यं सर्वलोकोपकारकम् ॥ १ ॥

સનક બોલ્યા : હે નારદ! હવે હું માસોપવાસ નામના બીજા શ્રેષ્ઠ વ્રતનું વર્ણન કરીશ; એકાગ્રચિત્ત થઈને સાંભળો. તે સર્વ પાપોને હરી લેનારું, પવિત્ર તથા સર્વ લોકો પર ઉપકાર કરનારું છે.

હે વિપ્રવર! આષાઢ, શ્રાવણ, ભાદરવો

અથવા આસો માસમાં આ વ્રત કરવું. આમાંના ગમે તે એક માસના શુક્લપક્ષમાં પંચગવ્ય પીને ભગવાન વિષ્ણુની સમીપમાં શયન કરવું. પછી સવારે ઊઠીને નિત્યકર્મથી પરવારી મન અને ઇંદ્રિયોને વશમાં કરી ક્રોધરહિત થઈને શ્રદ્ધાપૂર્વક ભગવાન વિષ્ણુની પૂજા કરવી. વિદ્વાનોની સાથે ભગવાન વિષ્ણુનું યથોચિત પૂજન કરી સ્વસ્તિવાચન આમ સંકલ્પ કરવો:

मासमेकं निराहारो ह्यद्यप्रभृति केशव ।
मासान्ते पारणं कुर्वे देवदेव तवाज्ञया ॥
तपोरूप नमस्तुभ्यं तपसां फलदायक ।
ममाभीष्टफलं देहि सर्वविघ्नान् निवारय ॥

'હે દેવોના પણ દેવ! કેશવ! આજથી એક માસ સુધી હું નિરાહાર રહીને માસને અંતે આપની આજ્ઞાથી પારણાં કરીશ. હે પ્રભો! તપશ્ચર્યાના ફળને આપનારા આપને નમસ્કાર છે. આપ મને અભીષ્ટ ફળ આપો અને મારાં સર્વ વિઘ્નોને દૂર કરો.'

આ પ્રમાણે ભગવાન વિષ્ણુને શુભ માસવ્રત સમર્પણ કરીને તે દિવસથી માંડીને મહિનાના અંત સુધી ભગવાન વિષ્ણુના મંદિરમાં નિવાસ કરવો અને દરરોજ પંચામૃતવિધિથી ભગવાનને સ્નાન કરાવવું. એ માસમાં નિરંતર ભગવાનના મંદિરમાં દીપ પ્રકટાવવો, દરરોજ અઘેડાનું દાતણ કરવું અને ભગવાન નારાયણના ચિંતનમાં રત થઈને વિધિપૂર્વક સ્નાન કરવું. ત્યારબાદ પહેલાંની જેમ સંયમપૂર્વક ભગવાન વિષ્ણુને સ્નાન કરાવવું અને તેમની પૂજા કરવી. આ પ્રમાણે માસોપવાસ પૂરો થયા પછી ભગવાનનું પૂજન કરવા સાથે યથાશક્તિ બ્રાહ્મણોને ભોજન કરાવવું અને ભક્તિપૂર્વક તેમને દક્ષિણા આપવી. પછી પોતે પણ ઇંદ્રિયોને વશમાં રાખી ભાઈભાંડુઓ સાથે જમવું. આ પ્રમાણે વ્રતી પુરુષે તેર વાર માસોપવાસ અર્થાત્ દર વર્ષે એક માસોપવાસ વ્રત કરતા રહીને તેર વર્ષ સુધી વ્રત કર્યા કરવું. તે પૂરું થયા પછી વેદવેત્તા બ્રાહ્મણને દક્ષિણા સહિત ગાયનું દાન કરવું. બાર બ્રાહ્મણોને વિધિપૂર્વક ભોજન કરાવવું અને પોતાની શક્તિ અનુસાર તેમને વસ્ત્ર, આભૂષણ તથા દક્ષિણા આપવી.

આ પ્રમાણે જે મનુષ્ય ઇંદ્રિયસંયમપૂર્વક તેર વર્ષનું વ્રત પૂરું કરે લે છે, તે પરમાનંદ પદને પ્રાપ્ત થાય છે. ત્યાં ગયા પછી કોઈ જાતનો શોક કરવાનો રહેતો નથી. માસોપવાસનું વ્રત કરનારા, ગંગાસ્નાનમાં તત્પર તથા ધર્મમાર્ગનો ઉપદેશ કરનારા માણસો નિઃસંદેહ મુક્ત જ હોય છે. વિધવા સ્ત્રીઓએ, સંન્યાસીઓએ, બ્રહ્મચારીઓએ અને ખાસ કરીને વાનપ્રસ્થીઓએ આ માસોપવાસ વ્રત કરવું જોઈએ. સ્ત્રી હોય કે પુરુષ જે કોઈ આ વ્રત કરે છે, તે મોક્ષ પામે છે, જે યોગીઓને પણ દુર્લભ છે. ગૃહસ્થ કે વાનપ્રસ્થ, બ્રહ્મચારી કે સંન્યાસી તથા મૂર્ખ અથવા તો પંડિત આ પ્રસંગને સાંભળવાથી કલ્યાણ પામે છે.

જે ભગવાન નારાયણને શરણે જઈ આ પુણ્યમય વ્રતનું વર્ણન સાંભળે છે અથવા વાંચે છે, તે સર્વ પાપોથી મુક્ત થાય છે.

इदं पुण्यं व्रताख्यानं नारायणपरायणः ।
शृणुयाद्वाचयेद्वापि सर्वपापैः प्रमुच्यते ॥ २८ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'માસોપવાસ વ્રતનો વિધિ' નામનો ૨૨ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૨૩: એકાદશી વ્રતનો વિધિ અને મહિમા: ભદ્રશીલની કથા

सनक उवाच ।

इदमन्यत्प्रवक्ष्यामि व्रतं त्रैलोक्यविश्रुतम् ।
सर्वपापप्रशमनं सर्वकामफलप्रदम् ॥ १ ॥

સનક બોલ્યા: હે નારદ! હવે ત્રણે લોકોમાં વિખ્યાત એવા એક બીજા વ્રતનું

હું વર્ણન કરીશ. આ વ્રત સર્વ પાપોનો નાશ કરનારું છે તથા સંપૂર્ણ મનોવાંછિત ફળોને આપનારું છે.

આવું એકાદશીનું વ્રત ભગવાન વિષ્ણુને વિશેષ પ્રિય છે. ભક્તિભાવપૂર્વક આ વ્રત કરનાર સર્વ વર્ણો અને જાતિઓને મોક્ષની પ્રાપ્તિ થાય છે. મનુષ્યોને તેમની સર્વ અભીષ્ટ વસ્તુઓ આ વ્રત કરવાથી મળે છે. હે વિપ્રવર! સર્વ રીતે આ વ્રત કરવું જોઈએ; કારણ કે એકાદશીનું વ્રત કરવાથી ભગવાન વિષ્ણુ પ્રસન્ન થાય છે. બંને પક્ષની એકાદશીએ ભોજન કરવું નહીં. આ દિવસે ભોજન કરનારો મહાન પાપી છે. પરલોકમાં તેને નરકની પ્રાપ્તિ થાય છે. હે મુનીશ્વર! મુક્તિની અભિલાષા રાખનારાઓએ દશમી અને દ્વાદશીએ એક વખતે ભોજન કરવું અને એકાદશીએ તદ્દન નિરાહાર રહેવું. મહાપાતકો અથવા સર્વ પાતકોથી યુક્ત મનુષ્ય પણ જો એકાદશીએ નિરાહાર રહે તો તે પરમગતિને પામે છે. એકાદશી અત્યંત પુણ્યપ્રદ તિથિ છે. ભગવાન વિષ્ણુને એ અતિ પ્રિય છે. સંસારબંધનનો ઉચ્છેદ કરવાની ઇચ્છાવાળા બ્રાહ્મણોએ સર્વથા આ વ્રત કરવું જોઈએ. દશમી તિથિએ સવારે વહેલા ઊઠીને સ્નાનાદિ કરીને ભગવાન વિષ્ણુનું પૂજન કરવું. રાત્રે ભગવાન નારાયણનું ચિંતન કરતા રહીને તેમના જ સમીપે શયન કરવું. એકાદશીએ સવારે સ્નાન કર્યા પછી ગંધ, પુષ્પ આદિ સામગ્રીઓ દ્વારા ભગવાન વિષ્ણુની વિધિપૂર્વક પૂજા કરીને આ પ્રમાણે બોલવું :—

एकादश्यां निराहारः स्थित्वाद्याहं परेऽहनि ।
मोक्ष्यामि पुण्डरीकाक्ष शरणं मे भवाच्युत ॥

હે કમળ જેવાં નેત્રોવાળા અચ્યુત ભગવાન! આજે અગિયારશે નિરાહાર રહીને હું બીજે દિવસે ભોજન કરીશ. આપ મારા માટે શરણદાતા થાઓ.'

સુદર્શન ચક્રને ધારણ કરનારા દેવોના દેવ ભગવાન વિષ્ણુના સમીપે ભક્તિભાવથી ઉપરના મંત્રનું ઉચ્ચારણ કરીને સંતુષ્ટ ચિત્તવાળા થઈને તેમને એકાદશીનો ઉપવાસ અર્પણ કરવો. વ્રત કરનારાએ ભગવાન વિષ્ણુ સમક્ષ ગીત, વાદ્ય, નૃત્ય તથા પુરાણ—શ્રવણ આદિ દ્વારા રાત્રે જાગરણ કરવું. બારશના દિવસે સવારે ઊઠીને વ્રતધારી પુરુષે સ્નાન કરી વિધિપૂર્વક ભગવાન વિષ્ણુની પૂજા કરવી. વિપ્રવર! એકાદશીના દિવસે ભગવાન જનાર્દનને પંચામૃતથી સ્નાન કરાવીને બારશના દિવસે જે તેમને દૂધથી નવડાવે છે, તે શ્રીહરિનું સારૂપ્ય પ્રાપ્ત કરે છે, (પૂજા કર્યા પછી આ પ્રમાણે પ્રાર્થના કરવી :)

अज्ञानतिमिरान्धस्य व्रतेनानेन केशव ।
प्रसीद सुमुखो भूत्वा ज्ञानदृष्टिप्रदो भव ॥

'હે કેશવ! હું અજ્ઞાનરૂપી તિમિરરોગથી આંધળો થયેલો છું. મારા આ વ્રતથી આપ પ્રસન્ન થાઓ અને પ્રસન્નમુખ થઈને મને જ્ઞાનદૃષ્ટિ પ્રદાન કરો.'

હે વિપ્રવર! આ પ્રમાણે બારશના દિવસે ભગવાનને પ્રાર્થના કરી યથાશક્તિ બ્રાહ્મણોને ભોજન કરાવવું અને તેમને દક્ષિણા આપવી. ત્યાર પછી પોતાના ભાઈ—ભાંડુઓ સાથે ભગવાન નારાયણનું ચિંતન કરી પંચમહાયજ્ઞ (બલિવૈશ્વદેવ) કરી પોતે પણ ભોજન કરવું, એ વખતે મૌન ધારણ કરવું. આ પ્રમાણે સંયમપૂર્વક એકાદશી વ્રત કરનારો વૈકુંઠધામમાં નિવાસ કરે છે. ઉપવાસ—વ્રતમાં તત્પર તથા ધર્મકાર્યમાં રોકાયેલા માણસે ચાંડાળ અને પતિત માણસો તરફ ક્યારેય જોવું નહીં. નાસ્તિક, મર્યાદાભંગ કરનાર, વેદની નિંદા કરનાર, ચાડીખોર માણસો સાથે ઉપવાસ—વ્રત કરનારાએ ક્યારેય વાતચીત કરવી નહીં; યજ્ઞ

કરવાનો અધિકાર ન હોય છતાં તેવા માણસોને જે યજ્ઞ કરાવે, તેની સાથે પણ વ્રત કરનાર માણસે ક્યારેય બોલવું નહીં. પતિ જીવતો હોય તેવી સ્થિતિમાં પરપુરુષની સાથે સ્ત્રીએ વ્યભિચાર કર્મ કરવાથી ઉત્પન્ન થયેલ 'કુંડ' માણુસનું જે અન્ન ખાતો હોય; દેવ અને બ્રાહ્મણો સાથે વિરોધ રાખતો હોય; પારકું અન્ન ખાવા માટે લાલચ ધરાવતો હોય; પારકી સ્ત્રીઓમાં આસક્ત થતો હોય; આવા માણસનો વ્રતીએ વાણીથી પણ આદર ન કરવો. જે આ પ્રકારના દોષોથી રહિત હોય, શુદ્ધ, જિતેંદ્રિય તેમ જ સર્વના હિતમાં તત્પર હોય, તે ઉપવાસપરાયણ થઈને પરમસિદ્ધિને પ્રાપ્ત કરે છે. ગંગા સમાન કોઈ તીર્થ નથી, માતા સમાન કોઈ ગુરુ નથી, ભગવાન્ વિષ્ણુ સમાન કોઈ દેવ નથી અને ઉપવાસ કરતાં મોટું કોઈ તપ નથી. ક્ષમા સમાન કોઈ માતા નથી, કીર્તિ જેવું કોઈ ધન નથી, જ્ઞાન જેવો કોઈ લાભ નથી, ધર્મ સમાન પિતા નથી, વિવેક સમાન કોઈ બંધુ નથી અને એકાદશીથી ચડિયાતું કોઈ વ્રત નથી.[×]

આ વિષયમાં માણુસો ભદ્રશીલ અને ગાલવમુનિના જૂના ઇતિહાસનું દૃષ્ટાંત આપતા હોય છે. પુરાતન કાળની વાત છે. નર્મદાને કાંઠે ગાલવ નામના એક સત્યપરાયણ મુનિ રહેતા હતા. તેઓ શમ (મનોનિગ્રહ) અને દમ(ઇંદ્રિયસંયમ)થી સંપન્ન તથા તપશ્ચર્યાના નિધિ હતા. સિદ્ધ ચારણ, ગન્ધર્વ, યક્ષ અને વિદ્યાધર વગેરે દેવયોનિઓનાં પ્રાણીઓ પણ અહીં વિહાર કરતાં હતાં. કંદ, મૂળ અને ફળોથી સમૃદ્ધ એ સ્થાનમાં ઘણા મુનિઓ નિવાસ કરતા હતા. વિપ્રવર ગાલવ ત્યાં દીર્ઘકાલથી નિવાસ કરતા હતા. તેમને એક પુત્ર હતો જેનું નામ ભદ્રશીલ હતું. તે બાળક મન અને ઇંદ્રિયોને વશમાં રાખતો હતો. તેને પોતાના પૂર્વજન્મની વાતોનું સ્મરણ હતું. તે હમેશાં ભગવાન નારાયણના ચિન્તનમાં લાગેલો રહેતો. તે બાળક રમતી વખતે પણ ભગવાન વિષ્ણુની માટીની પ્રતિમા બનાવીને તેનું પૂજન કરતો અને પોતાના સાથિઓને પણ ભગવાન વિષ્ણુની આરાધના કરવાનું સમજાવતો અને વિદ્વાનોએ એકાદશી વ્રત કરવું જોઈએ એમ કહેતો. ભદ્રશીલના આ પ્રમાણે કહેવાથી તેના સાથી શિશુઓ પણ માટીની ભગવાનની પ્રતિમા બનાવી ભેગા થઈ અથવા જુદા જુદા બેસી તેનું પૂજન કરતા. આ પ્રમાણે પરમ સૌભાગ્યશાળી બાળકો ભગવાન વિષ્ણુના પૂજનમાં તત્પર બન્યા. ભદ્રશીલ ભગવાન વિષ્ણુને નમસ્કાર કરી પ્રાર્થના કરતો કે, 'સર્વ જગતનું કલ્યાણ થાઓ.' રમતી વખતે પણ તે બે કે એક ઘડી પણ ધ્યાનસ્થ થઈને એકાદશીના વ્રતનો સંકલ્પ કરી ભગવાન વિષ્ણુને સમર્પિત કરતો. પોતાના પુત્રને આ પ્રમાણે ઉત્તમ ચરિત્રથી યુક્ત જોઈ તપોનિધિ ગાલવ મુનિ અતિ વિસ્મત થયા ને તેને હૈયા સાથે ચાંપી પૂછવા લાગ્યા.

ગાલવ બોલ્યા : ઉત્તમ વ્રતનું પાલન કરનારા હે મહાભાગ ભદ્રશીલ ! તમે પોતાના કલ્યાણમય શીલ-સ્વભાવને લીધે ખરેખર ભદ્રશીલ છો. તમારું મંગલમય ચરિત્ર યોગીઓને પણ દુર્લભ છે. તમે સર્વદા ભગવાનની પૂજામાં તત્પર, સર્વ પ્રાણીઓના હિતમાં સંલગ્ન તેમ જ એકાદશી વ્રતના પાલનમાં લાગેલા રહો છો. શાસ્ત્રે નિષેધ

× नास्ति गङ्गासमं तीर्थं नास्ति मातृसमो गुरुः।
नास्ति विष्णुसमं दैवं तपो नानशनात्परम्॥
नास्ति क्षमासमा माता नास्ति कीर्तिसमं धनम्।
नास्ति ज्ञानसमो लाभो न च धर्मसमः पिता॥
न विवेकसमो बंधुर्नैकादश्याः परं व्रतम्।
(ना. पूर्व. २३-३०-३२)

કરેલાં કર્મોથી તમે સદા દૂર રહો છો. તમારા પર સુખ-દુઃખ આદિ દ્વંદ્વોનો પ્રભાવ પડતો નથી. તમને કશામાં મમત્વ નથી ને તમે શાંત ભાવથી ભગવાનના ધ્યાનમાં મગ્ન રહો છો. દીકરા, તમે ઉંમરમાં ઘણા નાના છો તોપણ તમારી બુદ્ધિ આવી પ્રૌઢ શાથી થઈ? કારણ કે મહાપુરુષોની સેવા વિના ભગવાનની ભક્તિ ઘણું કરીને દુર્લભ હોય છે. આ જીવની બુદ્ધિ સ્વભાવથી જ અજ્ઞાન-યુક્ત સકામ કર્મોમાં લાગેલી રહે છે, છતાં તમારી બધી ક્રિયાઓ અલૌકિક શાથી છે? સત્સંગ હોવા છતાંય પૂર્વજન્મનાં પુણ્ય હોય તો જ માણસોમાં ભગવાનની ભક્તિનો ઉદય થાય છે. તમારી અદ્ભુત સ્થિતિ જોઈને હું ભારે વિસ્મય થાય છે તો આનું કારણ શું છે તે તમે કહો.

હે મુનિશ્રેષ્ઠ! પિતાએ આ પ્રમાણે પૂછવાથી પૂર્વજન્મનું સ્મરણ ધરનારો ભદ્રશીલ ઘણો પ્રસન્ન થયો. તેના મોઢા પર હાસ્ય ફરકી ઊઠ્યું. તેણે પોતાના અનુભવમાં આવેલી સર્વ વાતો પિતાને યોગ્ય રીતે કહી સંભળાવી.

ભદ્રશીલ બોલ્યો : પિતાજી! સાંભળો. ગયા જન્મમાં મેં જે કાંઈ અનુભવ્યું છે, તે સર્વ જાતિસ્મર હોવાને લીધે હજીય જાણું છું. હે મુનિશ્રેષ્ઠ! હું પૂર્વ જન્મમાં ચંદ્રવંશી રાજા હતો. મારું નામ ધર્મકીર્તિ હતું અને મહર્ષિ દત્તાત્રેયે મને ઉપદેશ આપ્યો હતો. મેં નવ હજાર વર્ષ સુધી સંપૂર્ણ પૃથ્વીનું પાલન કર્યું હતું. પહેલાં મેં પુણ્યકર્મ પણ ઘણાં કર્યાં હતાં; પરંતુ પછી પાખંડીઓના ફંદામાં ફસાઈને મેં વૈદિક માર્ગને છોડી દીધો. પાખંડીઓની ક્રૂર યુક્તિનું અવલંબન કરીને મેં પણ સર્વ યજ્ઞોનો વિધ્વંસ કર્યો. મને અધર્મમાં તત્પર થયેલો જોઈને મારી પ્રજા પણ સદા પાપકર્મ કરવા લાગી. અને તેમાંનો છઠ્ઠો ભાગ મને મળવા લાગ્યો. આ પ્રમાણે હું હમેશાં પાપાચારપરાયણ થઈને દુર્વ્યસનોમાં આસક્ત રહેવા લાગ્યો. એક દિવસે શિકાર રમવાની ઇચ્છાથી હું સેના સહિત એક વનમાં ગયો. અને ત્યાં ભૂખતરસથી પીડાઈને થાક્યોપાક્યો નર્મદાને કાંઠે આવી રહ્યો. ધોમધખતા તાપથી સન્તપ્ત થવાને લીધે મેં નર્મદાના જળમાં સ્નાન કર્યું. સેના કઈ બાજુ ગઈ તે મેં જોયું નહીં. હું એકલો ભૂખના દુઃખથી ત્યાં ખૂબ પીડાતો હતો. સંધ્યાસમયે નર્મદાના કાંઠે રહેતા એકાદશીનું વ્રત કરતા માણસો ત્યાં એકઠા મળ્યા. તે બધાને મેં જોયા. તેમની સાથે જ નિરાહાર રહીને સેના વિનાનો હું એકલો રાત્રે ત્યાં જાગરણ કરતો રહ્યો. અને હે તાત! જાગરણ પૂરું થતાં મારું તે જ સ્થળે મૃત્યુ થયું. યમરાજના દૂતો બાંધીને મને યમની પાસે લઈ ગયા. યમરાજ સર્વની સાથે સમાન વર્તન ધરાવે છે. તેમણે ચિત્રગુપ્તને બોલાવીને પૂછયું : 'વિદ્વન્! આનો શો દંડ કરવાનો છે તે કહો.' હે સાધુશિરોમણે! ધર્મરાજે આ પ્રમાણે પૂછવાથી ચિત્રગુપ્તે થોડી વાર વિચાર કર્યા પછી કહ્યું : 'ધર્મરાજ! જોકે આ હમેશાં પાપમાં જ લાગેલો રહ્યો છે તોપણ એક વાત સાંભળો. એકાદશીએ ઉપવાસ કરનારો માણસ સર્વ પાપોથી છૂટી જાય છે. નર્મદાના તટ પર એકાદશીના દિવસે આ નિરાહાર રહ્યો છે; ત્યાં જાગરણ અને ઉપવાસ કરીને તદ્દન નિષ્પાપ થઈ ગયો છે. એણે જે કોઈ પણ પાપ કર્યાં હતાં તે સર્વ ઉપવાસના પ્રભાવથી નષ્ટ થઈ ગયાં છે.' બુદ્ધિમાન ચિત્રગુપ્તે આ પ્રમાણે કહેવાથી ધર્મરાજ મારી આગળ ધ્રૂજવા લાગ્યા. તેમણે મને સાષ્ટાંગ પ્રણામ કર્યા અને ભક્તિભાવથી મારી પૂજા કરી. ત્યાર પછી ધર્મરાજે પોતાના સર્વ દૂતોને બોલાવીને આ પ્રમાણે કહ્યું.

ધર્મરાજ બોલ્યા : દૂતો ! મારી વાત સાંભળો. હું તમારા હિતની એક વાત કહું છું. ધર્મમાર્ગમાં પ્રવૃત્ત થયેલા માણસોને મારી પાસે લાવશો નહીં. જેઓ ભગવાન વિષ્ણુના પૂજનમાં તત્પર, સંયમી, કૃતજ્ઞ, એકાદશી વ્રત કરનારા તથા જિતેન્દ્રિય છે અને જેઓ હે નારાયણ ! હે અચ્યુત ! હે હરે ! મને તમારું શરણ આપો આ પ્રમાણે શાન્ત ભાવથી નિરન્તર કહેતા હોય, એવાઓને તમારે તરત છોડી દેવા. હે મારા દૂતો ! જેઓ સર્વના હિતેચ્છુ તથા પરમ શાન્ત ભાવથી રહેનારા હોય, જેઓ નારાયણ ! અચ્યુત ! જનાર્દન ! કૃષ્ણ ! વિષ્ણો ! કમલાકાન્ત ! શિવ ! શંકર ! ઇત્યાદિ નામોથી નિત્ય કીર્તન કર્યા કરતા હોય તેમને દૂરથી જ છોડી દેજો; કેમકે તેમના પર મારું શાસન ચાલતું નથી. મારા સેવકો ! જેઓ પોતાનું સઘળું કર્મ ભગવાન વિષ્ણુને સમર્પિત કરી દે છે, તેમનું જ ભજન કરતા રહે છે, પોતાના વર્ણાશ્રમ-ધર્મના ઉચિત આચારમાં સ્થિત રહે છે; પોતાના ગુરુજનોની સેવામાં લાગેલા હોય છે; સત્પાત્રને દાન આપે છે; દીન જનોની રક્ષા કરે છે; અને નિરંતર ભગવાનના નામના જપ–કીર્તનમાં સંલગ્ન રહે છે, તેમને પણ ત્યજી દેવા. હે દૂતો ! જેઓ પાખંડીઓના સંગથી રહિત, બ્રાહ્મણોના પ્રતિ ભક્તિ રાખનારા, સત્સંગ ઇચ્છનારા, અતિથિ-સત્કારમાં સ્નેહ ધરાવનારા; ભગવાન શિવમાં અને વિષ્ણુમાં સમત્વ રાખનારા તથા લોકોના ઉપકારમાં તત્પર રહેતા હોય, તેમને છોડી દેવા. હે મારા દૂતો ! જેઓ ભગવાનની કથારૂપ અમૃતથી વંચિત હોય; ભગવાન વિષ્ણુના ચિન્તનમાં મન રાખનારા સાધુ-મહાત્માઓથી જેઓ દૂર રહેતા હોય, તે પાપીઓને જ મારી આગળ લાવતા રહેજો. હે કિંકરો ! જેઓ માતાપિતાને ધમકાવતા હોય; લોકો સાથે દ્વેષ રાખતા હોય; પોતાનું ભલું કરનારાઓનું પણ જેઓ બૂરું કરતા હોય; દેવદ્રવ્યના લોભી, બીજાઓનો નાશ કરનારા તેમ જ હમેશાં બીજાઓનો અપરાધ કરવામાં તત્પર રહેતા હોય તેમને પકડીને તમારે અહીં લઈ આવવા. હે મારા દૂતો ! જેઓ એકાદશી-વ્રતથી વિમુખ, ક્રૂર સ્વભાવવાળા, લોકોને લાંછન લગાડનારા, પરનિંદામાં તત્પર, ગામડાંઓને ઉજ્જડ કરનારા, શ્રેષ્ઠ પુરુષો સાથે વૈર રાખનારા તથા બ્રાહ્મણનું ધન લઈ લેવાની ઇચ્છા કરનારા હોય તેમને અહીં લઈ આવો. જેઓ ભગવાન વિષ્ણુની ભક્તિથી વિમુખ હોય, તેમને પ્રણામ ન કરતા હોય, તેમ જ જે મૂર્ખ માણસો ક્યારેય ભગવાન વિષ્ણુના મંદિરમાં જતા ન હોય તે અતિશય પાપમાં રત રહેનારા દુષ્ટ માણસોને જ પકડીને અહીં લઈ આવો.

આ પ્રમાણે જ્યારે યમરાજે કહેલી વાતો મેં સાંભળી ત્યારે પશ્ચાત્તાપથી દગ્ધ થઈને મેં કરેલા તે નિંદિત કર્મનું મેં સ્મરણ કર્યું. પાપકર્મના માટે પશ્ચાત્તાપ અને શ્રેષ્ઠ ધર્મનું શ્રવણ કરવાથી મારાં સર્વ પાપ ત્યાં જ નષ્ટ થઈ ગયાં. ત્યાર પછી હું તે પુણ્ય કર્મના પ્રભાવથી ઇંદ્રલોકમાં ગયો. ત્યાં મેં સર્વ પ્રકારના ભોગો ભોગવ્યા. બધા દેવતાઓ મને નમસ્કાર કરતા હતા. ઘણા સમય સુધી સ્વર્ગમાં રહીને પછી ત્યાંથી હું ભૂલોકમાં આવ્યો. ત્યાં પણ આપ જેવા વિષ્ણુભક્તોના કુળમાં મારો જન્મ થયો. હે મુનીશ્વર ! જાતિસ્મર હોવાને લીધે હું આ બધી વાતો જાણું છું. એટલા માટે હું બાળકોની સાથે ભગવાન વિષ્ણુના પૂજનની ચેષ્ટા કરું છું. એકાદશીના વ્રતનું આવું માહાત્મ્ય છે, આ વાત હું પૂર્વજન્મમાં જાણી શક્યો ન હતો. આ સમયે પૂર્વજન્મની વાતોની સ્મૃતિના પ્રભાવથી મેં એકાદશી-વ્રતને જાણી લીધું છે. પહેલાં તો ઇચ્છા

વિના પણ જે વ્રત કર્યું હતું, તેનું આવું ફળ મળ્યું છે, તો પછી હે પ્રભો! જેઓ ભક્તિપૂર્વક એકાદશીવ્રત કરે છે, તેમને શું ન મળી શકે? એટલા માટે હે વિપ્રેન્દ્ર! હું શુભ એકાદશીવ્રત તથા પ્રતિ દિન ભગવાન વિષ્ણુનું પૂજન કરીશ. ભગવાનના પરમધામને પામવાની આકાંક્ષા જ એમાં હેતુ છે. જે માણસો શ્રદ્ધાપૂર્વક એકાદશીનું વ્રત કરે છે, તેમને નિશ્ચય જ પરમાનંદ આપનાર વૈકુંઠધામ પ્રાપ્ત થાય છે. પોતાના પુત્રનું આવું વચન સાંભળીને ગાલવ મુનિ ઘણા પ્રસન્ન થયા. તેમને અતિ સંતોષ થયો. તેઓ બોલ્યા: 'વત્સ! મારો જન્મ સફળ થયો. મારું કુળ પણ પવિત્ર થઈ ગયું; કારણ કે તમારા જેવો વિષ્ણુભક્ત પુરુષ મારા ઘરમાં પેદા થયો છે.'

આ પ્રમાણે પુત્રના ઉત્તમ કર્મથી મનમાં ને મનમાં સન્તુષ્ટ થઈને મહર્ષિ ગાલવે તેને ભગવાનની પૂજાનું વિધાન યથાર્થ રીતે સમજાવ્યું. હે નારદ! તમારા પૂછવાથી આ બધી વાતો મેં તમને કહી સંભળાવી. બીજું તમે શું સાંભળવા ઇચ્છો છો? ૧–૯૯

हरिपूजाविधानं च यथावत्समबोधयत् ॥
इत्येतत्ते मुनिश्रेष्ठ यथावत्कथितं मया ।
संकोचविस्तराभ्यां च किमन्यच्छ्रोतुमिच्छसि ॥९९॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'એકાદશી વ્રતનો વિધિ અને મહિમા' નામનો ૨૩ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૨૪ : સદાચાર

सूत उवाच ।

एतन्निशम्य सनकोदितमप्रमेयं पुण्यं हरेर्दिन-भवं निखिलोत्तमं च । पापौघशान्तिकरणं व्रतसार-मेवं ब्रह्मात्मजः पुनरभाषत हर्षयुक्तः ॥ १ ॥

સૂત બોલ્યા: હે મહર્ષિઓ! સનકના મુખથી એકાદશીવ્રતનું આ અપ્રમેય, પવિત્ર, સર્વોત્તમ તથા પાપના સમૂહનો નાશ કરનારું માહાત્મ્ય સાંભળી નારદજી ઘણા પ્રસન્ન થયા ને પછી આ પ્રમાણે બોલ્યા. નારદ બોલ્યા: હે મહર્ષિ! આપ તત્ત્વજ્ઞ છો, આપે ભગવાનની ભક્તિ આપનારું આ વ્રતનું યથાર્થરૂપે પૂરેપૂરું વર્ણન કર્યું છે. હવે હું ચારે વર્ણોના આચારની વિધિ અને સર્વ આશ્રમોના આચાર તથા પ્રાયશ્ચિત્તની વિધિ સાંભળવા ચાહું છું. હે મહાભાગ! મારા પર કૃપા કરીને એ સર્વ મને યથાર્થરૂપથી કહી સંભળાવો.

સનક બોલ્યા: હે મુનિશ્રેષ્ઠ! સાંભળો. ભક્તોનું પ્રિય કરનારા અવિનાશી શ્રીહરિ વર્ણાશ્રમધર્મનું પાલન કરનારા પુરુષો દ્વારા જેવી રીતે પૂજાય છે, તે સર્વ કહું છું. મનુ વગેરે સ્મૃતિકારોએ વર્ણ અને આશ્રમ સંબંધી ધર્મનું જે પ્રમાણે વર્ણન કર્યું છે, તે સર્વ આપને વિધિપૂર્વક કહી સંભળાવું છું; કારણ કે તમે ભગવાનના ભક્ત છો. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર—આ ચારને જ વર્ણ કહેવામાં આવ્યા છે. આ સર્વમાં બ્રાહ્મણ શ્રેષ્ઠ છે. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય—આ ત્રણને દ્વિજ કહેવામાં આવેલ છે. પહેલો જન્મ માતાથી અને બીજો ઉપનયન-સંસ્કારથી થાય છે. આ બે કારણોને લીધે જ ત્રણેય વર્ણના માણસોને દ્વિજપણું પ્રાપ્ત થાય છે. આ વર્ણના માણસોએ પોત-પોતાના વર્ણને અનુરૂપ સર્વધર્મોનું પાલન કરવું જોઈએ. પોતાના વર્ણના ધર્મનો ત્યાગ કરવાથી વિદ્વાન પુરુષો તેને પાખંડી કહે છે. પોતાની શાખાના ગૃહ્યસૂત્રમાં બતાવેલા કર્મનું અનુષ્ઠાન કરનારો દ્વિજ કૃતકૃત્ય થાય છે, તેમ ન કરનારો સર્વ ધર્મોથી બહિષ્કૃત તેમ જ પતિત થઈ જાય છે. આ વર્ણોએ યથોચિત યુગધર્મ ધારણ કરવો જોઈએ; તેમ જ સ્મૃતિધર્મથી વિરુદ્ધ ન હોય તેવો દેશાચાર પણ ગ્રહણ કરવો જોઈએ. મન, વાણી અને ક્રિયા દ્વારા યત્નપૂર્વક ધર્મનું પાલન કરવું જોઈએ.

હે દ્વિજશ્રેષ્ઠ! હવે હું બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોનાં સામાન્ય કર્તવ્યોનું વર્ણન કરું છું તે એકાગ્રચિત્ત થઈને સાંભળો. બ્રાહ્મણે બ્રાહ્મણને દાન આપવું, યજ્ઞો દ્વારા દેવતાઓનું યજન કરવું. જીવનનિર્વાહ કરવા માટે બીજાઓને યજ્ઞ કરાવવા અને ભણાવવા. અલબત્ત, યજ્ઞનો અધિકારી હોય તેમને જ યજ્ઞ કરાવવા. બ્રાહ્મણે નિત્ય સ્નાન, સંધ્યા અને તર્પણ કરવાં જોઈએ. તેણે વેદોનો સ્વાધ્યાય કરવો તથા અગ્નિહોત્ર કરવા. સર્વ લોકોનું હિત કરવું. હમેશાં મધુર વાણી બોલવી અને ભગવાન વિષ્ણુની પૂજામાં તત્પર રહેવું. હે દ્વિજશ્રેષ્ઠ! ક્ષત્રિયે પણ બ્રાહ્મણોને દાન આપવું. તેણે પણ વેદોનો સ્વાધ્યાય અને યજ્ઞો દ્વારા દેવતાઓનું યજન કરવું. તે શસ્ત્ર ધારણ કરે અને તે દ્વારા તેણે જીવિકા ચલાવવી અને તેણે પૃથ્વીનું પાલન કરવું, દુષ્ટોને દંડ દેવો અને શિષ્ટ પુરુષોનું રક્ષણ કરવું. હે દ્વિજસત્તમ! વૈશ્ય માટે વેદનું અધ્યયન આવશ્યક હોવાનું કહેવામાં આવ્યું છે. આ સિવાય તેણે પશુઓનું પાલન, વ્યાપાર તથા કૃષિકર્મ કરવું. પોતાના જ વર્ણની સ્ત્રી સાથે તેણે લગ્ન કરવું અને ધર્મનું સારી પેઠે પાલન કરતા રહેવું. તેણે ક્રય–વિક્રય અથવા શિલ્પકર્મ દ્વારા પ્રાપ્ત થયેલા ધનથી જીવિકા ચલાવવી. શૂદ્રે પણ બ્રાહ્મણોને દાન આપવું. પરંતુ પાકયજ્ઞો* દ્વારા તેણે યજન કરવું નહિ. તેણે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોની સેવામાં તત્પર રહેવું; અને પોતાની જ સ્ત્રી સાથે ઋતુકાલમાં સહવાસ કરવો.

બધાં માણસોનું ભલું ઇચ્છવું, પ્રિય વચન બોલવું, કોઈને કષ્ટ આપવું નહીં, મન પ્રસન્ન રાખવું, સહનશીલ થવું તેમ જ અભિમાન ન કરવું. મુનિઓએ સર્વ વર્ણો માટે આ સામાન્ય ધર્મ કહ્યો છે. પોતાના આશ્રમને ઉચિત કર્મના પાલનથી બધાં માણસો મુનિ જેવા બને છે. હે બ્રહ્મન્! આપત્તિકાળમાં બ્રાહ્મણ ક્ષત્રિયને ઉચિત હોય તેવા આચારનો આશ્રય લઈ શકે છે, એવી જ રીતે ભારે આપત્તિ આવી પડે તો ક્ષત્રિય પણ વૈશ્યવૃત્તિ ગ્રહણ કરી શકે છે; તેમ છતાં ગમે તેવી ભારે આફત આવે તોપણ બ્રાહ્મણે ક્યારેય શૂદ્રવૃત્તિનો આશ્રય લેવો નહીં. જો કોઈ મૂઢ બ્રાહ્મણ શૂદ્રવૃત્તિ ગ્રહણ કરે તો તે ચાંડાલપણાને પામે છે. હે મુનિશ્રેષ્ઠ! બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય–આ ત્રણે વર્ણો માટે જ ચાર આશ્રમોનું વિધાન કરવામાં આવ્યું છે. હે સાધુશિરોમણે! બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ આ ચાર આશ્રમ છે, એ સિવાય બીજો કોઈ પાંચમો આશ્રમ સિદ્ધ થતો નથી. હે વિપ્રવર! આ ચાર આશ્રમો દ્વારા ઉત્તમ ધર્મનું આચરણ કરવામાં આવે છે. જેમનું ચિત્ત કર્મયોગમાં લાગેલું છે, જેના પર ભગવાન વિષ્ણુ પ્રસન્ન થાય છે, જેના મનમાં કોઈ કામના નથી, જેનું ચિત્ત શાંત છે તથા જે પોતાના વર્ણ–આશ્રમોચિત કર્તવ્યના પાલનમાં લાગેલા રહે છે, તેઓ તે પરમધામને પ્રાપ્ત થાય છે કે જ્યાંથી આ સંસારમાં ફરીથી પાછા ફરવું પડતું નથી. ૧–૩૫

निःस्पृहाशान्तमनसः स्वकर्मनिरतस्य च ।
ततो याति परं स्थानं यतो नावर्तते पुनः ॥ ३५ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'સદાચાર' નામનો ૨૪ મો અધ્યાય સંપૂર્ણ

* રાંધેલા અનાજ વડે કરવામાં આવતા યજ્ઞોને 'પાકયજ્ઞ' કહેવામાં આવે છે. મનુસ્મૃતિમાં વૈશ્વદેવ હોમ, બલિકર્મ, નિત્યશ્રાદ્ધ અને અતિથિભોજન–આ ચાર પ્રકારના પાકયજ્ઞોનો ઉલ્લેખ છે.

## અધ્યાય ૨૫ : ધર્મનિરૂપણ

सनक उवाच ।

वर्णाश्रमाचारविधिं प्रवक्ष्यामि विशेषतः ।
शृणुष्व तन्मुनिश्रेष्ठ सावधानेन चेतसा ॥ १ ॥

સનક બોલ્યા : હે મુનિશ્રેષ્ઠ ! હવે હું વિશેષરૂપથી વર્ણ અને આશ્રમ સંબંધી આચાર અને વિધિનું વર્ણન કરું છું, તે તમે સાવધાન થઈને સાંભળો. જે સ્વધર્મનો ત્યાગ કરીને પરધર્મને સ્વીકારે છે, તેને પાખંડી સમજવો. દ્વિજોના ગર્ભાધાન આદિ સંસ્કાર વૈદિક મંત્રો દ્વારા કરવા જોઈએ. સ્ત્રીઓના સંસ્કાર યોગ્ય વખતે મંત્ર વિના જ વિધિપૂર્વક કરવા જોઈએ. પહેલી વાર ગર્ભાધાન થયા પછી ચોથે મહિને સીમંતકર્મ કરવાનું ઉત્તમ માનવામાં આવ્યું છે અથવા તો છઠ્ઠે, સાતમે કે આઠમે મહિને કરાવવું. પુત્રનો જન્મ થયા પછી પિતાએ વસ્ત્ર સહિત સ્નાન કરીને સ્વસ્તિવાચનપૂર્વક નાન્દીશ્રાદ્ધ તથા જાતકર્મસંસ્કાર કરવા. પુત્રના જન્મ પ્રસંગે કરવામાં આવતું વૃદ્ધિશ્રાદ્ધ સુવર્ણ અથવા ચાંદીથી કરવું જોઈએ. સૂતક ઊતરી ગયા પછી પિતાએ મૌન ધારણ કરી આભ્યુદયિક શ્રાદ્ધ કરવું. ત્યાર પછી પુત્રનો નામકરણસંસ્કાર કરવો. હે વિપ્રવર ! જે સ્પષ્ટ ન હોય, જેમાંથી કોઈ અર્થ ન નીકળતો હોય, જેમાં વધુ પડતા ગુરુ અક્ષરો આવતા હોય અથવા જેમાં અક્ષરોની સંખ્યા વિષમ થતી હોય, એવું નામ ન પાડવું. ત્રીજે વર્ષે પુત્રનો ચૂડા-સંસ્કાર ( બાબરી ઊતરાવવાનું કર્મ ) ઉત્તમ છે. તે સમયે ન થઈ શકે તો પાંચમે, છઠ્ઠે, સાતમે અથવા આઠમે વર્ષે પણ ગૃહ્યસૂત્રમાં બતાવેલી વિધિ પ્રમાણે કરી શકાય. ગર્ભથી આઠમે વર્ષે અથવા તો જન્મથી આઠમે વર્ષે બ્રાહ્મણનો ઉપનયનસંસ્કાર કરવો જોઈએ. વિદ્વાન પુરુષો સોળમા વર્ષ સુધી ઉપનયન માટે ગૌણકાળ હોવાનું કહે છે. ગર્ભથી અગિયારમે વર્ષે ક્ષત્રિયને ઉપનયનસંસ્કાર આપવાનો મુખ્યકાળ છે. તેના માટે બાવીશમા વર્ષ સુધી ગૌણકાળ માનવામાં આવ્યો છે. ગર્ભથી બારમે વર્ષે વૈશ્યનો ઉપનયન સંસ્કાર ઉચિત કહેવાયો છે. તેના માટે ચોવીશમા વર્ષ સુધી ગૌણકાળ કહ્યો છે. બ્રાહ્મણની મેખલા મુંજની, ક્ષત્રિયની મેખલા ધનુષની પ્રત્યંચાથી બનેલી ( સૂતરની ) અને વૈશ્યની મેખલા ઘેટાના ઊનથી બનેલી હોવી જોઈએ. બ્રાહ્મણોને માટે ખાખરાનો, ક્ષત્રિયને માટે ઊંબરાનો અને વૈશ્યને માટે બીલીનો દંડ ધારણ કરવાનું વિધાન છે. બ્રાહ્મણના દંડની ઊંચાઈ કેશ સુધી, ક્ષત્રિયના દંડની લલાટ સુધી અને વૈશ્યના દંડની ઊંચાઈ નાકની અણી સુધી હોવી જોઈએ. બ્રાહ્મણ આદિ બ્રહ્મચારીઓના માટે ક્રમશઃ ભગવું, લાલ અને પીળા રંગનું વસ્ત્ર ધારણ કરવા માટે કહ્યું છે. હે વિપ્રવર ! ઉપનયનસંસ્કાર કરવામાં આવેલા દ્વિજે ગુરુની સેવામાં તત્પર રહેવું અને વેદાધ્યયન સમાપ્ત થતાં સુધી ગુરુના ઘરમાં જ નિવાસ કરવો. હે મુનીશ્વર ! બ્રહ્મચારીએ પ્રભાતમાં સ્નાન કરીને દરરોજ સવારે જ ગુરુના માટે સમિધ, દર્ભ અને ફળ વગેરે લઈ આવવાં. હે મુનિશ્રેષ્ઠ ! યજ્ઞોપવીત, મૃગચર્મ અથવા દંડ ખંડિત થઈ જાય કે અપવિત્ર થાય ત્યારે મંત્રથી યજ્ઞોપવીત વગેરે નવાં ધારણ કરી જીર્ણ તેમ જ ખંડિત થયેલાંને જળમાં નાખી દેવાં. બ્રહ્મચારીના માટે કેવળ ભિક્ષાન્નથી જ જીવનનિર્વાહ કરવાનું કહેવામાં આવ્યું છે. મન અને ઇંદ્રિયોને સંયમમાં રાખીને તેણે શ્રોત્રિય પુરુષના ઘેરથી ભિક્ષા મેળવવી. ભિક્ષા માગતી વખતે બ્રાહ્મણે વાક્યની શરૂઆતમાં, ક્ષત્રિયે વાક્યની વચ્ચે અને વૈશ્યે વાક્યને છેડે 'भवत्' શબ્દનો પ્રયોગ કરવો. દા. ત. બ્રાહ્મણે– 'भवति ! भिक्षां मे देहि'

(પૂજ્ય દેવિ! મને ભિક્ષા આપો), ક્ષત્રિયે -'भिक्षां भवति! मे देहि' અને વૈશ્યે-'भिक्षां मे देहि भवति!' કહેવું. જિતેન્દ્રિય બ્રહ્મચારીએ દરરોજ સવાર-સાંજ બંને વખતે શાસ્ત્રીય વિધિ અનુસાર અગ્નિહોત્ર (બ્રહ્મયજ્ઞ) તથા તર્પણ કરવાં, જે અગ્નિહોત્ર કરતો નથી તેને વિદ્વાન પુરુષો પતિત કહે છે. બ્રહ્મયજ્ઞ ન કરનારા બ્રહ્મચારીને બ્રહ્મઘાતી કહ્યો છે. બ્રહ્મચારીએ દરરોજ દેવની પૂજા અને ગુરુની સેવા કરવી. બ્રહ્મચારીએ હંમેશાં ભિક્ષામાં મળેલા અન્નનું જ ભોજન કરવું. એક જ ઘરનું અન્ન રોજ ન ખાવું. તેણે સંયમ ધારણ કરીને શ્રેષ્ઠ બ્રાહ્મણોના ઘરથી ભિક્ષા લાવીને ગુરુને અર્પણ કરવી અને તેમની આજ્ઞા મેળવી મૌન ધારણ કરીને જમવું. બ્રહ્મચારીએ મધ, માંસ, સ્ત્રી, મીઠું, તાંબૂલભક્ષણ, દન્તધાવન, ઉચ્છિષ્ટ ભોજન, દિવસે ઊંઘવું; તેમ જ છત્રી, ઓઢવી વગેરેનો ત્યાગ કરવો. વળી ચાખડી પહેરવી નહીં, ચંદન લગાડવું નહીં, માળા ધારણ ન કરવી, અનુલેપન, જલક્રીડા, નૃત્ય, ગીત, વાદ્ય, પરનિંદા વગેરે કરવાં નહીં, કોઈને પીડા કરવી નહીં, મોટી-મોટી વાતો ન કરવી, આંખો આંજવી નહીં, પાખંડીઓની સોબત કરવી નહીં; શૂદ્રોની સાથે ફરવું નહીં.

વૃદ્ધ પુરુષોને ક્રમશઃ પ્રણામ કરવા. વૃદ્ધ ત્રણ પ્રકારના છે: જ્ઞાનવૃદ્ધ, તપોવૃદ્ધ અને વયોવૃદ્ધ. જે ગુરુ વેદશાસ્ત્રોના ઉપદેશથી આધ્યાત્મિક આદિ દુઃખોનું નિવારણ કરે છે તેમને સર્વ પ્રથમ પ્રણામ કરવા. પ્રણામ કરતી વખતે દ્વિજ બાળકે 'હું અમુક છું' આ પ્રમાણે પોતાનો પરિચય પણ આપવો. બ્રાહ્મણે કોઈ રીતે ક્ષત્રિય વગેરેને પ્રણામ ન કરવા. જે નાસ્તિક હોય, ધર્મમર્યાદાનો ભંગ કરનારો હોય, કૃતઘ્ન, ગામનો ગોર, ચોર અને શઠ હોય તેવો માણસ બ્રાહ્મણ હોય તોપણ તેને પ્રણામ કરવા નહીં. પાખંડી, પતિત, સંસ્કારથી ભ્રષ્ટ, નક્ષત્ર અને ગ્રહોની ગતિનું પરિમાણ આદિ કહીને જીવનનિર્વાહ કરનારાને તથા પાતકીને પણ પ્રણામ કરવા નહીં. પાગલ-ગાંડો, શઠ, ધૂર્ત, દોડતો માણસ, અપવિત્ર, માથામાં તેલ લગાડેલ તેમ જ મંત્રનો જપ કરતો હોય તેવા પુરુષને પણ પ્રણામ કરવા ન જોઈએ. જે કજિયાખોર હોય, ક્રોધી હોય, ઊલટી કરી રહ્યો હોય, પાણીમાં ઊભો હોય, હાથમાં ભિક્ષાનું અન્ન લીધેલો હોય ને સૂતો હોય તેને પણ પ્રણામ ન કરવા, જેણે પતિની હત્યા કરેલી હોય, રજસ્વલા હોય, પરપુરુષ સાથે સંબંધ ધરાવતી હોય, સૂતિકા, ગર્ભપાત કરનારી, કૃતઘ્ન અને ક્રોધી હોય તેવી સ્ત્રીને ક્યારેય પ્રણામ કરવા નહીં. સભા, યજ્ઞશાળા અને દેવમંદિરમાં પણ એકેએક વ્યક્તિને કરવામાં આવતા નમસ્કાર પૂર્વકૃત પુણ્યનો નાશ કરે છે. શ્રાદ્ધ, વ્રત, દાન, દેવપૂજા, યજ્ઞ અને તર્પણ કરી રહેલા પુરુષને પ્રણામ ન કરવા; કારણ કે પ્રણામ કર્યા પછી જે શાસ્ત્રીય વિધિથી આશીર્વાદ ન આપી શકે, તે પ્રણામ કરવા યોગ્ય નથી. બુદ્ધિમાન શિષ્યે બંને પગ ધોઈ આચમન કરીને સદા ગુરુની સામે બેસવું અને તેમનાં ચરણ પકડીને વંદન કરવું. પછી અધ્યયન કરવું. અષ્ટમી, ચતુર્દશી, પ્રતિપદા, અમાવાસ્યા, પૂર્ણિમા, મહાભરણી (ભરણી નક્ષત્રના યોગથી થનારાં પર્વવિશેષ), શ્રવણયુક્ત દ્વાદશી, પિતૃપક્ષની દ્વિતીયા, માઘ સુદ સપ્તમી, આસો સુદ નવમી-આ તિથિઓમાં તેમ જ સૂર્યની ચારે બાજુ વર્તુલ થતાં અને કોઈ શ્રોત્રિય વિદ્વાન પોતાના ઘેર પધારે ત્યારે અધ્યયન બંધ રાખવું જોઈએ. જે દિવસે કોઈ શ્રેષ્ઠ બ્રાહ્મણનું સ્વાગત કર્યું હોય-સત્કાર કરવામાં આવ્યો હોય અથવા કોઈની સાથે કલહ-કંકાસ થયો હોય, તે દિવસે

પણ અનધ્યાય પાળવો જોઈએ. હે દેવર્ષિ ! સંધ્યા સમયે, અકાલ મેઘગર્જના થતાં, અસમયે વર્ષા થતાં, ઉલ્કાપાત તથા વજ્રપાત થાય ત્યારે, પોતાથી કોઈ બ્રાહ્મણનું અપમાન થયું હોય, મન્વાદિ તથા યુગાદિ તિથિઓ હોય ત્યારે સર્વ કર્મોના ફળની ઇચ્છા રાખનારા કોઈ પણ દ્વિજે અધ્યયન કરવું નહીં. વૈશાખ સુદ ત્રીજ, ભાદરવા વદ તેરશ, કાર્તક સુદ નોમ તથા મહા સુદ પૂનમ—આ તિથિઓ યુગાદિ કહેવાય છે. આ તિથિઓમાં અપાતાં દાનનું પુણ્ય અક્ષય બને છે.×

હે નારદ ! આસો સુદ નવમી, કાર્તિક સુદ બારશ, ચૈત્ર તથા ભાદ્રપદ માસની ત્રીજ, આષાઢ સુદ દશમી, મહા સુદ સાતમ, શ્રાવણ વદ આઠમ, આષાઢ સુદ પૂનમ, ફાગણ વદ અમાસ, પોષ સુદ અગિયારશ તથા કાર્તિક, ફાગણ, ચૈત્ર અને જ્યેષ્ઠ માસની પૂર્ણિમા તિથિઓ—આ મન્વંતરની આદિ તિથિઓ છે. આ તિથિઓમાં આપવામાં આવેલાં દાનનું પુણ્ય અક્ષય બને છે.÷

× तृतीया माधवे शुक्ला भाद्रे कृष्णा त्रयोदशी ।
कार्तिके नवमी शुद्धा माघे पञ्चदशी तिथिः ॥
एता युगाद्याः कथिता दत्तस्याक्षयकारिकाः ।
(ना. पूर्व २५-५०-५१)

સ્કંદપુરાણ અનુસાર કાર્તિક સુદ નવમી સત્યયુગની, વૈશાખ સુદ ત્રીજ ત્રેતાયુગની, મહા સુદ પૂનમ દ્વાપરની અને ભાદરવા વદ તેરશ કળિયુગની આદિતિથિ છે.

÷ अश्वयुक्शुक्लनवमी कार्तिके द्वादशी सिता ।
तृतीया चैत्रमासस्य तथा भाद्रपदस्य च ॥
आषाढशुक्लदशमी सिता माघस्य सप्तमी ।
श्रावणस्याष्टमी कृष्णा तथाषाढी च पूर्णिमा ॥
फाल्गुनस्य त्वमावास्या पौषस्यैकादशी सिता ।
कार्तिकी फाल्गुनी चैत्री ज्यैष्ठी पञ्चदशी सिता ॥
मन्वादयः समाख्याता दत्तस्याक्षयकारिकाः ।
(ना. पूर्व. २५-५१-५५)

સ્કંદપુરાણમાં પણ મન્વાદિ તિથિઓનો પાઠ આવો જ છે. કેવળ શ્લોકોના ક્રમમાં થોડુંક અંતર છે.

દ્વિજોએ મન્વાદિ અને યુગાદિ તિથિઓમાં શ્રાદ્ધ કરવું જોઈએ. શ્રાદ્ધનું નિમંત્રણ અપાઈ ગયા પછી, ચંદ્રગ્રહણ અને સૂર્યગ્રહણના દિવસે, ઉત્તરાયણ અને દક્ષિણાયન પ્રારંભ થવાના દિવસે, ધરતીકંપ થાય ત્યારે, વાદળાંઓ ચઢી આવીને અંધારું છવાઈ જાય ત્યારે કદાપિ અધ્યયન ન કરવું. હે નારદ ! આ સર્વ અનધ્યાયોમાં જેઓ અધ્યયન કરે છે, તે મૂઢ પુરુષોની સંતતિ, બુદ્ધિ, યશ, લક્ષ્મી, આયુષ, બળ તથા આરોગ્યનો યમરાજ પોતે જ નાશ કરે છે, અનધ્યાયના કાળમાં જે અધ્યયન કરે છે, તેને બ્રહ્મઘાતક જાણવો જોઈએ. બ્રાહ્મણ હોવા છતાં જે માણસ વેદશાસ્ત્રોનું અધ્યયન કરતાં અન્ય કર્મો કરવામાં પરિશ્રમ કરે છે, તેને શૂદ્ર સમાન જાણવો જોઈએ. તે નરકનો મહેમાન બને છે. વેદના અધ્યયનથી રહિત બ્રાહ્મણનાં નિત્ય, નૈમિત્તિક, કામ્ય તથા બીજાં વૈદિક સર્વ કર્મો નિષ્ફળ થાય છે.

ભગવાન વિષ્ણુ શબ્દ-બ્રહ્મમય છે અને વેદ સાક્ષાત્ શ્રીહરિનું સ્વરૂપ મનાયા છે. વેદનું અધ્યયન કરનારા બ્રાહ્મણની સર્વ સત્ કામનાઓ પૂર્ણ થાય છે. ૧-૬૫

शब्दब्रह्ममयो विष्णुर्वेदः साक्षाद्धरिः स्मृतः ।
वेदाध्यायी ततो विप्रः सर्वान्कामानवाप्नुयात् ॥६५

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'ધર્મનિરૂપણ' નામનો ૨૫ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૨૬ : ગૃહસ્થોના શિષ્ટાચારનું વર્ણન

सनक उवाच ।
वेदग्रहणपर्यन्तं शुश्रूषानियतो गुरोः ।
अनुज्ञातस्ततस्तेन कुर्यादग्निपरिग्रहम् ॥ १ ॥

સનક બોલ્યા : હે નારદ ! વેદનું અધ્યયન પૂરું થતાં સુધી બ્રહ્મચારીએ નિરંતર ગુરુની સેવામાં લાગ્યા રહેવું ને અધ્યયન પૂરું થયા પછી ગુરુની આજ્ઞા લઈને

ગાર્હપત્યઅગ્નિની સ્થાપના કરવી. વેદશાસ્ત્રો અને વેદાંગોનું અધ્યયન કરી રહ્યા પછી ગુરુને દક્ષિણા આપી પોતાના ઘેર જવું. ત્યાં ગયા પછી ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલ, રૂપ-લાવણ્યથી યુક્ત, સદ્‌ગુણી તેમ જ સુશીલ અને ધર્મપરાયણ કન્યાની સાથે લગ્ન કરવું. જે કન્યા કોઈ રોગમાં સપડાયેલી હોય અથવા જેના કુળમાં કોઈ વારસાગત રોગ ચાલ્યો આવતો હોય; જેના શરીર પર ઝાઝા વાળ હોય અથવા તો તદ્દન ઓછાં હોય કે વાળ વિનાની હોય, વાચાળ હોય તેની સાથે ડાહ્યા માણસે પરણવું નહિ. ક્રોધી સ્વભાવની હોય, ઠીંગણી હોય, ઘણી ઊંચી હોય, સ્થૂલ કાયાવાળી હોય; કદરૂપી હોય; ઓછાવત્તા અંગવાળી હોય; જેને હિસ્ટીરિયા આવતું હોય; ચાડિયણ હોય; જે ખૂંધી હોય ને ખંધી પણ હોય તેવી કન્યા સાથે લગ્ન ન કરવું. જે હમેશાં પારકાંઓ સાથે નિવાસ કરતી હોય; કજિયાખોર હોય; જે ભમેલા મગજની હોય, ઝનૂની હોય, ઝાઝું ખાતી હોય; જેના દાંત મોટા હોય અને હોઠ જાડા હોય; જેના નાકમાંથી ઘર્‌ર્‌ર્‌ર્ ઘર્‌ર્‌ર્‌ર્ અવાજ આવતો હોય અને શઠ હોય તેની સાથે લગ્ન ન કરવું.

જે હમેશાં રડ્યા કરતી હોય, જેના શરીરની આભા શ્વેતરંગની હોય ને વગોવાયેલી હોય; ઉધરસ, દમ વગેરે રોગથી પીડાતી હોય; ઊંઘણશી હોય; કડવાં તેમ જ અનર્થ કરનારાં વેણ બોલતી હોય; લોકો સાથે અદાવત રાખતી હોય; ચોરી કરતી હોય તેવી કન્યા સાથે ડાહ્યા માણસે લગ્ન કરવું નહીં. જેનું નાક મોટું હોય, કાવતરાખોર હોય, જેના શરીર પર રુવાંટાં ઘણાં હોય; જે ઠસ્સો કરતી હોય ને અભિમાનમાં રહેતી હોય; બગલા જેવી વૃત્તિવાળી (ઉપર ઉપરથી ભલી જણાતી હોય પણ અંદરથી ભૂંડી હોય) તેની સાથે પણ લગ્ન ન કરવું.

હે મુનિશ્રેષ્ઠ! બ્રાહ્મ વગેરે આઠ પ્રકારના વિવાહ કહેવામાં આવ્યા છે, એમાં બીજાના કરતાં પહેલો પહેલો શ્રેષ્ઠ છે. અર્થાત્ એક પછીનો બીજો ઊતરતા ક્રમનો છે. પહેલાના અભાવમાં જ બીજો ગ્રાહ્ય છે. બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ અને આઠમો પૈશાચ વિવાહ છે. શ્રેષ્ઠ દ્વિજે બ્રાહ્મવિવાહની વિધિથી વિવાહ કરવો જોઈએ અથવા દૈવવિવાહની રીતિથી પણ લગ્ન કરી શકાય છે. કેટલાકો આર્ષવિવાહને પણ શ્રેષ્ઠ હોવાનું કહે છે. હે બ્રહ્મન્! બાકીના વિવાહ ઊતરતા પ્રકારના છે.

(હવે ગૃહસ્થ પુરુષ માટેનો શિષ્ટાચાર કહેવામાં આવે છે:) ગૃહસ્થે બે જનોઈ ધારણ કરવી. ઉપરણું ઓઢવું. બન્ને કાનોમાં સોનાનાં કુંડળ પહેરવાં. ધોતિયાં બે રાખવાં. માથાના વાળ અને નખ કપાવતા રહેવું. પવિત્રપણે રહેવું, સ્વચ્છ પાઘડી, છત્રી તેમ જ ચાખડીઓ ધારણ કરવી. આંખને ગમે એવો પોશાક રાખવો. દરરોજ વેદોનું અધ્યયન કરવું, સ્વાધ્યાય કરવો, શાસ્ત્રમાં કહેલા આચારનું પાલન કરવું. પારકું અન્ન ખાવું નહીં. કોઈની કૂથલી કરવી નહીં. પગથી પગને દબાવવો નહીં; એઠવાડ ઓળંગવો નહીં. બન્ને હાથે માથું ખંજવાળવું નહીં. વંદનીય પુરુષો તથા દેવાલયને ડાબી બાજુએ રાખી ચાલવું નહીં. દેવપૂજા, સ્વાધ્યાય, આચમન, સ્નાન, વ્રત તથા શ્રાદ્ધકર્મ વગેરેમાં ચોટલી છૂટી ન રાખવી ને એક વસ્ત્ર ધારણ કરી ન રહેવું. ગધેડાવગેરે પર સવારી કરવી નહીં. વ્યર્થ વાદવિવાદ કોઈ સાથે કરવો નહીં; જીભાજોડી કરવાથી દૂર રહેવું, પરસ્ત્રીગમન કદીય ન કરવું. હે બ્રહ્મન્! ગાય, પીપળો તથા અગ્નિને પણ પોતાની ડાબી બાજુએ કરી ચાલવું નહીં. બીજાઓના દોષ જોવા નહીં.

કોઈની ઈર્ષ્યા કરવી નહીં, દિવસે ઊંઘવું નહીં, બીજાઓનાં પાપ કહી બતાવવાં નહીં, પોતે કરેલું પુણ્ય જાહેર ન કરવું. પોતાનું નામ, જન્મ, નક્ષત્ર તથા પોતાનું કરાયેલું માન અત્યંત ગુપ્ત રાખવું, દુષ્ટ માણસો સાથે વસવું નહીં. શાસ્ત્રવિરુદ્ધ વાત સાંભળવી નહીં, મદ્યપાન કરવામાં, જુગાર રમવામાં તેમ જ ગાયન સાંભળવામાં કદી આસક્તિ રાખવી ન જોઈએ. ભીનું હાડકું, એઠવાડ, પતિત માણસ, મડદું અને કૂતરાને અડાય તો માણસે વસ્ત્રો સહિત સ્નાન કરવું. ચિતા, ચિતાનું લાકડું, યૂપ (યજ્ઞકાર્યમાં વધ માટે પશુને જે થાંભલા સાથે બાંધવામાં આવે છે તે થાંભલો), અને ચાંડાલનો સ્પર્શ કરવામાં આવે તો માણસે વસ્ત્ર સહિત જળમાં પ્રવેશ કરવો. દીવો, ખાટલો અને શરીરની છાયા; વાળ, વસ્ત્ર અને સાદડી પરના જળના છાંટા;. બકરી અને બિલાડીના શરીર પરની ધૂળ તથા સાવરણીથી કચરો કાઢતાં ઊડતી રજકણો શરીર પર પડવાથી દારિદ્રયની પ્રાપ્તિ થાય છે. સૂપડાનો પવન, મડદું બાળતાં ચિતામાંથી નીકળતો ધુમાડો, શૂદ્રના અન્નનું ભોજન અને શૂદ્રની સોબતનો દૂરથી જ ત્યાગ કરવો. અસત્ શાસ્ત્રોના અર્થનો વિચાર; નખ અને કેશોને દાંતથી છેદવાનું તેમ જ નગ્ન થઈ સૂવાનું હમેશાં છોડી દેવું. માથામાં નાખવામાં આવેલા તેલમાંથી વધેલું તેલ શરીરે લગાડવું નહીં, બજારુ પાનપટ્ટી ખાવી નહીં, ઊંઘતા માણસને જગાડવો નહીં, અપવિત્ર થયેલા માણસે અગ્નિની સેવા, દેવતાઓ અને ગુરુજનોનું પૂજન કરવું નહિ. ડાબા હાથે અથવા તો જળમાં મોઢું ઘાલીને જળ પીવું નહિ. હે મુનીશ્વર! ગુરુની છાયા પર પગ મૂકવો નહિ. યોગી, બ્રાહ્મણ અને યતિપુરુષોની ક્યારેય નિંદા કરવી નહિ. દ્વિજે પરસ્પરના ગુપ્ત રહસ્યની વાતો કદી કહેવી નહિ. અમાવાસ્યા તથા પૂર્ણિમાએ વિધિપૂર્વક યજ્ઞ કરવો. દ્વિજોએ સવાર–સાંજ ઉપાસના અને હોમ અવશ્ય કરવાં જોઈએ. જે ઉપાસનાનો પરિત્યાગ કરે છે, તેને વિદ્વાન પુરુષો 'મદ્યપાન કરનારો' હોવાનું કહે છે. અયનના આરંભ થવાના દિવસે, વિષુવયોગમાં (દિવસ અને રાતનું કાળમાન સરખું હોય ત્યારે), ચાર યુગાદિ તિથિઓએ, અમાવાસ્યા અને પ્રેતપક્ષમાં ગૃહસ્થ દ્વિજે અવશ્ય શ્રાદ્ધ કરવું જોઈએ. હે નારદ! મન્વાદિ તિથિઓમાં, મૃત્યુ તિથિએ, ત્રણે અષ્ટકાઓમાં તથા નવું અન્ન ઘરમાં આવે ત્યારે ગૃહસ્થ પુરુષે અવશ્ય શ્રાદ્ધ કરવું જોઈએ. કોઈ શ્રોત્રિય બ્રાહ્મણ ઘરે આવી રહે અથવા ચંદ્ર કે સૂર્યગ્રહણ થયું હોય અથવા તો પુણ્યક્ષેત્ર તેમ જ તીર્થમાં મુકામ હોય તો ગૃહસ્થ પુરુષે શ્રાદ્ધ કરવું જ જોઈએ. ઉપર કહેલા સદાચારમાં જેઓ તત્પર હોય તેમના પર ભગવાન વિષ્ણુ પ્રસન્ન થાય છે. હે દ્વિજશ્રેષ્ઠ! ભગવાન વિષ્ણુના પ્રસન્ન થયા પછી શું અસાધ્ય હોય?

सदाचारपरा ये तु तेषां विष्णुः प्रसीदति ।
विष्णौ प्रसन्नतां याते किमसाध्यं द्विजोत्तम ॥४६

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'ગૃહસ્થોચિત શિષ્ટાચારનું વર્ણન' નામનો ૨૬ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૨૭ : ગૃહસ્થે પાળવાના શૌચાચાર

सनक उवाच ।

गृहस्थस्य सदाचारं वक्ष्यामि मुनिसत्तम ।
यत्कृतां सर्वपापानि नश्यन्त्येव न संशयः ॥ १ ॥

શ્રી સનક બોલ્યા : હે મુનિશ્રેષ્ઠ! હવે હું ગૃહસ્થના સદાચાર કહું છું; સાંભળો. તે સદાચારોનું પાલન કરનારા પુરુષોનાં સર્વ પાપ નષ્ટ થઈ જાય છે; એમાં સંશય નથી.

હે બ્રહ્મન્! ગૃહસ્થ પુરુષે બ્રાહ્મમુહૂર્તમાં (સૂર્યોદય થતાં પહેલાંની ચાર ઘડીમાં) ઊઠીને પ્રભુનું સ્મરણ કરવું. દિવસે અથવા

તો સંધ્યા સમયે ઉત્તર દિશા તરફ મોઢું રાખી મળમૂત્રનો ત્યાગ કરવો ને રાત્રે દક્ષિણ દિશા ભણી મોઢું રાખીને બેસવું જોઈએ. માથું કપડાથી ઢાંકીને જમીન પર ઘાસ પાથરી મળમૂત્રના ત્યાગ માટે બેસવું. એ ક્રિયા પૂરી થઈ રહે ત્યાં સુધી મૌન ધારણ કરવું. માર્ગમાં, ગોશાળામાં, નદીના કાંઠા પર, તળાવના કિનારે, ઘરની પાસે, ઝાડ તળે, દુર્ગમ સ્થાનમાં, અગ્નિની નજીકમાં, દેવાલય પાસે, બગીચામાં, ખેડેલા ખેતરમાં, ચાર રસ્તાઓ ભેગા થતા હોય ત્યાં; બ્રાહ્મણ, ગાય, ગુરુજન તથા સ્ત્રીઓના આવવા-જવાના માર્ગે; કુશકા અથવા ભૂસું-ચૂનો, અંગારા, ભાંગેલાં હાંલ્લામાં અથવા ખોપરીમાં તેમ જ જળાશયમાં હગવું કે મૂતરવું નહીં. ગુદાપ્રક્ષાલન તેમ જ હાથ-પગની શુદ્ધિમાં હંમેશાં સારી પેઠે કાળજી રાખવી. શૌચ અથવા પવિત્રતા એ જ દ્વિજત્વનું મૂળ છે. શૌચાચારથી રહિત હોય તેવા માણસોનાં સર્વ કર્મ નિષ્ફળ થાય છે.+

શૌચ બે પ્રકારનું કહેવાય છે: એક બાહ્ય અને બીજું આભ્યંતર શૌચ. માટી અને જળથી ઉપર-ઉપરથી કરવામાં આવતી શુદ્ધિ બાહ્યશૌચ છે. અંદરની પવિત્રતાને આભ્યંતર શૌચ કહેવામાં આવે છે. મળત્યાગ કરી રહ્યા પછી ઊભા થઈને શુદ્ધિ માટે માટી લેવી. ઉંદરોએ ખોતરી કાઢેલી; વાવ, કૂવા અને તળાવમાંથી ખોદેલી માટી શૌચ-હાથપગની શુદ્ધિ માટે લેવી નહીં, પરંતુ સારી માટી લઈને કાળજીપૂર્વક હાથ-પગ ધોઈ શુદ્ધ કરવા. એક વાર અથવા ત્રણ વાર માટી લગાડીને લિંગને ધોવું. અંડકોષમાં બે વાર માટી લગાડી જળથી ધોવા. મનીષીઓએ શુદ્ધિનું વિધાન આ પ્રમાણે કહ્યું છે: લિંગ પર એકવાર, ગુદા દ્વારમાં પાંચવાર, ડાબા હાથમાં દશવાર, પછી બન્ને હાથ ભેગા કરી સાતવાર તથા બન્ને પગોમાં ત્રણવાર માટી લગાડીને ધોવા જોઈએ. મળત્યાગ કર્યા પછી તેનો ખરડાટ અને દુર્ગન્ધ દૂર કરવા માટે આ શુદ્ધિનું વિધાન કરવામાં આવ્યું છે. બ્રહ્મચારીઓ માટે આનાથી બમણા શૌચનું વિધાન કરવામાં આવ્યું છે. વાનપ્રસ્થો માટે ત્રણગણું અને સંન્યાસીઓ માટે ગૃહસ્થના કરતાં ચારગણી શુદ્ધિ કરવાનું વિધાન છે. હે મુનિશ્રેષ્ઠ! ક્યાંક મુસાફરીમાં હોય તો અડધી શુદ્ધિ કરવી. મંદવાડમાં અથવા ભારે આફત આવી પડે ત્યારે નિયમનું બંધન રહેતું નથી. સ્ત્રીઓ માટે અને જનોઈ આપેલ ન હોય તેવા દ્વિજકુમારો માટે પણ દુર્ગંધ દૂર થાય એટલા પૂરતી જ શુદ્ધિ કહી છે. ત્યાર પછી કોઈ શ્રેષ્ઠ વૃક્ષનું છાલ સહિત દાતણ લઈ મુખશુદ્ધિ કરવી. આંબો, લીમડો, વડ, બાવળ, અઘેડો, બીલીનું દાતણ કરી શકાય. પ્રથમ દાતણને ધોવું, પછી તેની આ પ્રમાણે પ્રાર્થના કરવી:

आयुर्बलं यशो वर्चः प्रजाः पशुवसूनि च।
ब्रह्म प्रज्ञां च मेधां च त्वं नो देहि वनस्पते॥

હે વનસ્પતે! તમે અમને આયુષ્ય, યશ, બળ, તેજ, પ્રજા, પશુ, ધન, વેદ, બુદ્ધિ તથા ધારણાશક્તિ આપો.

ટચલી આંગળીના ટેરવા જેટલું જાડું અને દશ આંગળ લાંબું દાતણ બ્રાહ્મણે કરવું. ક્ષત્રિયે નવ આંગળ, વૈશ્યે આઠ આંગળ, શૂદ્ર અને સ્ત્રીઓએ ચાર આંગળ લાંબું દાતણ કરવું. દાતણ ન મળે તો બાર કોગળા કરી મુખશુદ્ધિ કરવી. તે થઈ રહ્યા પછી નદી વગેરેના સ્વચ્છ જળમાં સ્નાન કરવું. ત્યાં તીર્થોને પ્રણામ કરીને સૂર્યમંડળમાં ભગવાન નારાયણનું આવાહન કરવું.

+ शौचे यत्नः सदा कार्यः शौचमूलो द्विजः स्मृतः।
शौचाचारविहीनस्य समस्तं कर्म निष्फलम्॥
(ना. पूर्व. २७-८)

પછી ગંધ આદિથી મંડળ બનાવીને ભગવાન જનાર્દનનું ધ્યાન ધરવું. પછી હે નારદ! પવિત્ર મંત્રો ભણતા રહીને તીર્થોનું સ્મરણ કરતાં કરતાં સ્નાન કરવું:

गङ्गे च यमुने चैव गोदावरि सरस्वति ।
नर्मदे सिन्धु कावेरि जलेऽस्मिन् सन्निधिं कुरु ॥
पुष्कराद्यानि तीर्थानि गङ्गाद्याः सरितस्तथा ।
आगच्छन्तु महाभागा स्नानकाले सदा मम ॥
अयोध्या मथुरा माया काशी काञ्ची ह्यवन्तिका ।
पुरी द्वारावती ज्ञेयाः सप्तैता मोक्षदायिकाः ॥

'ગંગા, યમુના, ગોદાવરી, સરસ્વતી, નર્મદા, સિંધુ તથા કાવેરી નામક નદીઓ આ જળમાં નિવાસ કરો. પુષ્કર આદિ તીર્થો અને ગંગા વગેરે પવિત્ર નદીઓ હું સ્નાન કરતો હોઉં ત્યારે અહીં પધારો. અયોધ્યા, મથુરા, માયાવતી નગરી, હરિદ્વાર, કાશી, કાંચી, અવંતી (ઉજ્જૈન) અને દ્વારકાપુરી આ સાતેય મોક્ષ આપનારી છે.'

ત્યાર બાદ શ્વાસ અદ્ધર ચઢાવીને તેને રોકવો અને પાણીમાં ડૂબકી મારી અઘમર્ષણસૂક્ત ભણવું. પછી સ્નાન અંગેનું તર્પણ કરવું; ને આચમન કરી સૂર્યને અર્ઘ્ય આપવો. તે પછી સૂર્યનું ધ્યાન કરતા રહીને પાણીમાંથી બહાર નીકળી ધોયેલાં વસ્ત્ર પહેરી દર્ભાસન પર બેસી સંધ્યાકર્મની ઉપાસના કરવી. હે બ્રહ્મન્! ઈશાન ખૂણા તરફ મોઢું રાખી આચમન કરવું; પછી 'ઋતઞ્ચ૦' ઇત્યાદિ મંત્રનું ઉચ્ચારણ કરીને વિદ્વાન માણસે ફરીથી આચમન કરવું અને પોતાની આજુબાજુ તથા પોતાની ઉપર જળ છાંટવું. પછી પ્રાણાયામ કરવા માટેનો સંકલ્પ કરવો. પ્રણવનું ઉચ્ચારણ કર્યા પછી પ્રણવ સહિત સાતેય વ્યાહૃતિઓના તથા ગાયત્રી મંત્રના ઋષિ, ઇંદ્ર અને દેવતાઓનું સ્મરણ* કરી (વિનિયોગ કરવા સાથે) ભૂઃ આદિ સાત વ્યાહૃતિઓથી મસ્તક પર જળથી અભિષેક કરવો. પછી જુદા જુદા કરન્યાસ અને અંગન્યાસ કરવા. પ્રથમ હૃદયમાં પ્રણવનો ન્યાસ કરી મસ્તક પર ભૂઃનો ન્યાસ કરવો. પછી શિખામાં ભુવઃનો, કવચમાં સ્વઃનો, નેત્રોમાં ભૂર્ભુવઃનો તથા દિશાઓમાં ભૂર્ભુવઃસ્વઃ—આ ત્રણેય વ્યાહૃતિઓનો અંતે અસ્ત્રનો ન્યાસ કરવો. હથેલી પર ત્રણ વાર તાલી પાડવી એ અસ્ત્રન્યાસ કહેવાય છે.+

---

* ૐકાર સહિત વ્યાહૃતિઓનો, ગાયત્રી મંત્રનો તથા શિરોમંત્રનો વિનિયોગ અથવા તેમના ઋષિ અને દેવતાઓનું સ્મરણ આ પ્રમાણે છે:

ॐकारस्य ब्रह्मा ऋषिर्दैवी गायत्री छन्दः परमात्मा देवता सप्तव्याहृतीनां प्रजापतिर्ऋषिर्गायत्र्युष्णिगनुष्टुब्बृहतीपंक्तित्रिष्टुब्जगत्यश्छन्दांस्यग्निवायुसूर्यबृहस्पतिवरुणेन्द्रविश्वेदेवा देवताः तत्सवितुरिति विश्वामित्रऋषिर्गायत्री छन्दः सविता देवता, आपो ज्योतिरिति शिरसः प्रजापतिऋषिर्यजुश्छन्दो ब्रह्माग्निवायुसूर्या देवताः प्राणायामे विनियोगः ।

+ સંધ્યાવિધિ દર્શાવનારાં કેટલાંક પુસ્તકોમાં ન્યાસની વિધિ સૂર્યોપસ્થાન પછી બતાવવામાં આવી છે; પરંતુ નારદપુરાણ અનુસાર પ્રાણાયામ કરતાં પહેલાં તેમ જ જપ કરતાં પહેલાં પણ ન્યાસ કરવા જોઈએ. મૂળમાં કરન્યાસ અને અંગન્યાસ બંનેની ચર્ચા કરવામાં આવી છે; પરંતુ વિધિ કેવળ અંગન્યાસની જ આપવામાં આવી છે જેનો પ્રયોગ આ પ્રમાણે છે: ૐ હૃદયાય નમઃ, ૐ ભૂઃ શિરસે સ્વાહા; ૐ ભુવઃ શિખાયૈ વષટ્; ૐ સ્વઃ કવચાય હુમ્ ૐ ભૂર્ભુવઃ નેત્રાભ્યાં વૌષટ્; ૐ ભૂર્ભુવઃ સ્વઃ અસ્ત્રાય ફટ્.

ઉપર કહેલાં છ મંત્રવાક્યો અંગન્યાસનાં છે. એમાંના પહેલા વાક્યનું ઉચ્ચારણ કરીને જમણા હાથની હથેલીથી હૃદયને સ્પર્શ કરવો; બીજું વાક્ય બોલી અંગૂઠાથી મસ્તકને સ્પર્શ કરવો; ત્રીજા વાક્યનું ઉચ્ચારણ કરીને આંગળીઓના અગ્રભાગથી શિખાને સ્પર્શ કરવો; ચોથું વાક્ય ભણી જમણા

ત્યાર પછી પ્રાતઃકાળે કમળના આસન પર વિરાજમાન સંધ્યા( ગાયત્રી )દેવીનું આવાહન કરવું.

બધાંને વર આપનારી, ત્રણ અક્ષરોથી યુક્ત બ્રહ્મવાદિની હે ગાયત્રીદેવી! તમે વેદોની માતા તથા બ્રહ્મયોનિ છો! તમને નમસ્કાર છે.+

મધ્યાહ્નકાલે વૃષભ પર આરૂઢ થયેલી, શ્વેત વસ્ત્ર ધારણ કરેલી સાવિત્રીનું આવાહન કરવું. એ રુદ્રયોનિ તથા રુદ્રવાદિની છે.*

સાયંકાલના સમયે ગરુડ પર ચઢેલી, પીતાંબરથી આચ્છાદિત વિષ્ણુયોનિ તેમ જ વિષ્ણુવાદિની સરસ્વતી દેવીનું આવાહન કરવું જોઈએ.×

પ્રણવ, સાત વ્યાહૃતિઓ, ત્રિપદા, ગાયત્રી તથા શિરઃશિખા મંત્ર–આ સર્વ ઉચ્ચારણ કરતા રહીને ક્રમશઃ પૂરક, કુંભક અને રેચક ક્રિયા કરવી. પ્રાણાયામમાં ડાબી નાસિકાના છિદ્રથી વાયુ ધીરે ધીરે પોતાનાં ફેફસાંમાં ભરવો. પછી ક્રમશઃ કુંભક કરી વિરેચન દ્વારા તેને બહાર કાઢવો જોઈએ.* પ્રાણાયામ

---

હાથની આંગળીઓથી ડાબી ભુજાને અને ડાબા હાથની આંગળીઓથી જમણી ભુજાને સ્પર્શ કરવો; પાંચમા વાક્યથી અનામિકા આંગળી અને અંગૂઠાથી બન્ને નેત્રોને સ્પર્શ કરવો. છઠું વાક્ય બોલી જમણો હાથ ડાબી બાજુથી પાછળની બાજુએ લઈ જવો અને જમણી બાજુથી આગળ લાવવો. તર્જની તથા મધ્યમા આંગળીઓથી ડાબા હાથની હથેલી પર તાળી વગાડવી. અંગન્યાસ કરતાં પહેલાં કરન્યાસ કરવો જોઈએ. કરન્યાસનાં વાક્યો આ પ્રમાણે છે: ૐ અઙ્ગુષ્ઠાભ્યાં નમઃ, ૐ ભૂઃ તર્જનીભ્યાં નમઃ, ૐ ભુવઃ મધ્યમાભ્યાં નમઃ, ૐ સ્વઃ અનામિકાભ્યાં નમઃ, ૐ ભૂર્ભુવઃ કનિષ્ઠિકાભ્યાં નમઃ, ૐ ભૂર્ભુવઃ સ્વઃ કરતલકરપૃષ્ઠાભ્યાં નમઃ

આમાંનું પ્રથમ વાક્ય બોલીને બંને તર્જનીથી બન્ને અંગૂઠાઓને; બીજું વાક્ય બોલી બંને અંગૂઠાઓથી બન્ને તર્જનીઓને; ત્રીજું વાક્ય બોલી અંગૂઠાઓથી જ બન્ને મધ્યમાઓને; ચોથા વાક્યથી બન્ને અનામિકાઓને; પાંચમા વાક્યથી બંને કનિષ્ઠિકાઓને અને છઠ્ઠા વાક્યથી બંને હથેલીઓને તથા તેમના પૃષ્ઠભાગોને પરસ્પર સ્પર્શ કરવો જોઈએ.

\+ आगच्छ वरदे देवि त्र्यक्षरे ब्रह्मवादिनि ।
गायत्रिच्छन्दसां मातर्ब्रह्मयोने नमोऽस्तु ते ॥

* मध्याह्ने वृषभारूढां शुक्लाम्बरसमावृताम् ।
सावित्रीं रुद्रयोनिं चावाहयेद्रुद्रवादिनीम् ॥

× सायं तु गरुडारूढां पीताम्बरसमावृताम् ।
सरस्वतीं विष्णुयोनिमाह्वयेद् विष्णुवादिनीम् ॥
(ના૦ પૂર્વ. ૨૭–૪૪–૪૬)

* પ્રાણાયામનો મંત્ર અને તેનો વિધિ આ પ્રમાણે છે:

ૐ ભૂઃ ૐ ભુવઃ ૐ સ્વઃ ૐ મહઃ ૐ જનઃ ૐ તપઃ ૐ સત્યમ્ ૐ તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ ધિયો યો નઃ પ્રચોદયાત્, ૐ આપો જ્યોતી રસોઽમૃતં બ્રહ્મ ભૂર્ભુવઃ સ્વરોમ્.

પહેલાં જમણા હાથના અંગૂઠાથી જમણી બાજુનું નસકોરું દબાવી ડાબા નસકોરાથી વાયુ અંદર ખેંચવો. એ સાથે જ નાભિ દેશમાં નીલકમલદલ સમાન શ્યામ વર્ણ ચતુર્ભુજ ભગવાન વિષ્ણુનું ધ્યાન ધરી પ્રાણાયામ મંત્ર ત્રણ વાર ભણવો (જો ત્રણ વાર ન ભણી શકાય તો એક જ વાર ભણીને વધારે વાર મનમાં ભણી શકાય તે માટે ટેવ પાડવી.) આ ક્રિયાને પૂરક કહેવામાં આવે છે. પૂરક કર્યા પછી અનામિકા અને કનિષ્ઠિકા અંગુલિઓથી ડાબું નસકોરું દબાવી શ્વાસને રોકી રાખવો ને પ્રાણાયામનો મંત્ર તે દરમ્યાન ત્રણવાર ભણી જવો. તેમ ન થઈ શકે તો મંત્ર એક વાર ભણવો. આ કુંભક ક્રિયા ચાલતી હોય તે સમયે કમલાસન પર વિરાજમાન અરુણ-ગૌરમિશ્રિત વર્ણવાળા ચતુર્મુખ બ્રહ્માનું ધ્યાન કરવું. કુંભક ક્રિયા થઈ રહ્યા પછી જમણા નસકોરા પર દબાવેલો અંગૂઠો નસકોરા પરથી ઉપાડી લઈને (ડાબું નસકોરું અનામિકા અને કનિષ્ઠિકાથી દબાવી રાખેલું છે, તેમને તેમ જ રાખી) ધીરે ધીરે શ્વાસ બહાર કાઢવો અને પ્રાણાયામનો મંત્ર ત્રણવાર ભણવાનું ચાલુ જ રાખવું. આ પ્રમાણે રેચક

કરી રહ્યા પછી પ્રાતઃકાલની સંધ્યા૦ કરતી વખતે 'सूर्यश्च मा०' વગેરે મંત્ર ભણીને બે વાર આચમન કરવું. મધ્યાહ્નસંધ્યા સમયે 'आपः पुनन्तु०' ઇત્યાદિ મંત્રથી અને સાયંકાલની સંધ્યામાં 'अग्निश्च मा०' મંત્રથી આચમન કરવું જોઈએ. ત્યાર બાદ 'आपो हि ष्ठा मयो भुवः०' વગેરે ત્રણ ઋચાઓથી માર્જન કરવું. પછી सुमित्रा न आप ओषधयः सन्तु दुर्मित्रियास्तस्मै सन्तु योस्मान्द्वेष्टि यं च वयं द्विष्मः । આ મંત્ર ભણીને હથેળીમાં જળ લઈ નાકને અડકાડવું અને અન્તરમાંના કામક્રોધાદિ શત્રુઓ તે જળમાં આવી રહ્યા હોવાની ભાવના કરી જળ એક બાજુ નાખી દેવું. આ પ્રમાણે શત્રુ વર્ગને દૂર કરી 'द्रुपदादिव०' ઇત્યાદિ મંત્રથી મંતરેલા જળને પોતાના માથા પર નાખવું. તે પછી 'ऋतञ्च सत्यम्०' ઇત્યાદિ મંત્રથી અઘમર્ષણ (પાપ પુરુષનું નિરસન) કરીને 'अन्तश्चरसि' વગેરે મંત્ર દ્વારા એક જ વાર જળનું આચમન કરવું. હે દેવર્ષે! ત્યાર પછી સૂર્યને વિધિપૂર્વક ગન્ધ, પુષ્પ અને જળની અંજલિ આપવી. સવારે સ્વસ્તિકના આકારની અંજલિ બનાવી સૂર્યનું પૂજન કરવું. મધ્યાહ્નને બન્ને હાથ ઊંચા કરી અને સાયંકાલે હાથ નીચા રાખી પૂજન કરવું. આ પ્રમાણે ત્રણે કાલની સંધ્યાના સમય માટે જુદી જુદી વિધિ છે. હે નારદ! સૂર્યોપસ્થાન કરતી વખતે 'उदुत्यं जातवेदसम्०' 'चित्रं देवानाम्०' 'तच्चक्षुर्देव०'—આ ત્રણ ઋચાઓ ભણવી. આ સિવાય સૂર્ય દેવતા સંબંધી બીજા મંત્રો, શિવ તથા વિષ્ણુને લગતા મંત્રો પણ ભણી શકાય છે. સૂર્યોપસ્થાન કર્યા પછી 'तेजोऽसि शुक्रमसि' તથા 'गायत्र्यस्येकपदी०' ઇત્યાદિ મંત્રો ભણીને ભગવાનના તેજઃસ્વરૂપ ગાયત્રીની અથવા પરમાત્મતેજની સ્તુતિ—પ્રાર્થના કરવી. ત્યાર બાદ ફરીથી ત્રણવાર અંગન્યાસ કરીને બ્રહ્મા, રુદ્ર તથા વિષ્ણુના સ્વરૂપમાંથી ઉત્પન્ન થયેલી શક્તિઓનું ચિન્તન કરવું. પ્રાતઃકાલે બ્રહ્માની, મધ્યાહ્નને રુદ્રની અને સાયંકાળે વિષ્ણુની શક્તિરૂપથી ક્રમશઃ ગાયત્રી, સાવિત્રી અને સરસ્વતીનું ચિન્તન કરવું. તેમનું ક્રમશ ધ્યાન આ પ્રમાણે છે:

ब्रह्माणी चतुराननाक्षवलयं कुम्भं करैः स्रुक्स्रुवौ
बिभ्राणा त्वरुणेन्दुकान्तिवदना ऋग्रूपिणी बालिका ।
हंसारोहणकेलिखण्खणमणेर्बिम्बार्चिता भूषिता
गायत्री परिभाविता भवतु नः सम्पत्समृद्ध्यै सदा ॥

'પ્રાતઃકાલે ગાયત્રી દેવી ઋગ્વેદ સ્વરૂપે બાલિકાના રૂપમાં વિરાજતાં હોય છે, એ બ્રહ્માની શક્તિ છે. એનાં ચાર મુખ છે. એમણે પોતાના હાથોમાં અક્ષવલય કળશ, સ્રુક્ અને સ્રુવ ધારણ કરેલાં છે. એમના મુખની કાન્તિ અરુણ ચંદ્રમાના જેવી સુંદર છે. તેઓ હંસ પર આરૂઢ થવાની ક્રીડા કરી રહ્યાં છે. એ સમયે એમનાં મણિમય આભૂષણો ખણખણાટ કરવા લાગે છે. મણિઓથી તેઓ વિભૂષિત થયેલાં છે. એવાં ગાયત્રી દેવી અમારા ધ્યાનનો વિષય થઈને દૈવી સમ્પતિ વધારવામાં સહાયક થાઓ.'

रुद्राणी नवयौवना त्रिनयना वैयाघ्रचर्माम्बरा ।
खट्वाङ्गत्रिशिखाक्षसूत्रवलयाऽभीतिः श्रियै चास्तु नः
विद्युद्दामजटाकलापविलसद्बालेन्दुमौलिर्मुदा ।
सावित्री वृषवाहना सिततनुर्ध्येया यजूरूपिणी ॥

'મધ્યાહ્ન સમયે તે જ ગાયત્રી 'સાવિત્રી' નામ ધારણ કરે છે. એ રુદ્રની શક્તિ છે. નૂતન યૌવનથી સમ્પન્ન છે. એમને ત્રણ નેત્ર છે. વાઘનું ચામડું એમણે વસ્ત્રરૂપે ધારણ કરેલું છે. એમના હાથોમાં ખટ્વાંગ, ત્રિશૂળ, અક્ષવલય અને અભયની મુદ્રા છે. તેજોમય વિદ્યુતના જેવી દેદીપ્યમાન જટામાં

---

કરતી વખતે શ્વેતવર્ણવાળા, ત્રણ નેત્રવાળા ભગવાન શંકરનું ધ્યાન કરવું. આ પૂરક, કુંભક અને રેચકની આખી ક્રિયાને પ્રાણાયામ કહેવામાં આવે છે.

ચંદ્રમા મુકુટરૂપે શોભી રહ્યો છે. એઓ આનંદમાં મગ્ન થયેલાં છે. વૃષભ એમનું વાહન છે. શરીરનો વર્ણ કપૂર જેવો ગૌર છે ને યજુર્વેદ એમનું સ્વરૂપ છે. આ રૂપમાં ધ્યાન કરવા યોગ્ય સાવિત્રી અમારા ઐશ્વર્યની વૃદ્ધિ કરો.'

ध्येया सा च सरस्वती भगवती पीताम्बरालङ्कृता
श्यामा श्यामतनुर्जरा परिलसद्गात्राञ्चिता वैष्णवी ।
तार्क्ष्यस्था मणिनूपुराङ्गदलसद्ग्रैवेयभूषोज्ज्वला
हस्तालङ्कृतशङ्खचक्रसुगदापद्मा श्रियै चास्तु नः ॥

'સાયંકાલે તે જ ગાયત્રી વિષ્ણુશક્તિ ભગવતી સરસ્વતીનું રૂપ ધારણ કરે છે. તેમનું અંગ પીતાંબરથી અલંકૃત હોય છે. તેમનાં રંગ અને રૂપ શ્યામ છે. શરીરનો એકેએક અવયવ શ્યામ છે. જુદા જુદા અંગોમાં જરાવસ્થાનાં લક્ષણ પ્રકટ થઈને તેમની શોભા વધારી રહ્યાં છે. તેઓ ગરુડ પર બેઠેલાં છે. મણિમય નૂપુર, બાજુબંધ અને સુંદર હાર વગેરે ભૂષણોથી તેમની સ્વાભાવિક પ્રભામાં વૃદ્ધિ થઈ છે. તેમના હાથોમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ શોભી રહ્યાં છે. આ રૂપમાં ધ્યાન કરવા યોગ્ય સરસ્વતી દેવી અમારી શ્રીમાં વૃદ્ધિ કરો.'

આ પ્રમાણે ધ્યાન કરીને ગાયત્રી–મંત્રનો જપ કરવો. સવારે તથા બપોરે ઊભા થઈને અને સંધ્યાકાળે બેસીને ભક્તિ-ભાવથી ગાયત્રીના ધ્યાનમાં જ મન પરોવી જપ કરવો જોઈએ. દરેક વખતે સંધ્યા કરતાં ગાયત્રીના એક હજાર જપ કરવામાં આવે તેને ઉત્તમ, સો જપને મધ્યમ અને દશ જપને સાધારણ માનવામાં આવ્યા છે. આરંભમાં પ્રણવ, પછી ભૂર્ભુવઃસ્વઃ અને તે પછી તત્સવિતુઃ ઇત્યાદિ ત્રિપદા ગાયત્રી—આ જ જપવા યોગ્ય ગાયત્રીમંત્રનું સ્વરૂપ છે. હે મુને! બ્રહ્મચારી, વાનપ્રસ્થ અને યતિ દ્વારા કરવામાં આવતા ગાયત્રી-મંત્રના જપમાં છ પ્રણવ લગાડવા અથવા આદિ અંતમાં પ્રણવ લગાડીને મંત્રને તેમાં સંપુટિત કરવો; પરંતુ ગૃહસ્થ માટે આદિમાં કેવળ એક પ્રણવ લગાડવાનો નિયમ છે. આવો જ મંત્ર તેના માટે જપવા યોગ્ય છે. ત્યારબાદ યથાશક્તિ જપ કરીને તે સૂર્યને અર્પણ કરવો. ત્યાર બાદ ગાયત્રી તથા સૂર્યને એક એક અંજલિ જલ આપવું. પછી 'उत्तरे× शिखरे देवि' ઇત્યાદિ મંત્રથી ગાયત્રીનું વિસર્જન કરતી વખતે કહેવું કે, 'હે દેવિ! શ્રી બ્રહ્મા, શિવ તથા ભગવાન વિષ્ણુની અનુમતિ લઈને સાદર સિધાવો.' ત્યાર પછી દિશાઓ અને દિગ્દેવતાઓને હાથ જોડીને પ્રણામ કરી સવારે કરવાનું બીજું જે કાંઈ કર્મ હોય તે પૂર્ણ કરવું. હે દેવર્ષે! ગૃહસ્થ પુરુષે પ્રાતઃકાલ અને મધ્યાહ્નકાલમાં સ્નાન કરવું; પરંતુ વાનપ્રસ્થ અને સંન્યાસીએ ત્રણે સમયે સ્નાન કરવું જોઈએ. જેઓ મંદવાડથી પીડાતા હોય તેમના માટે તેમ જ પથિકો માટે એક જ વાર સ્નાન કરવાનું વિધાન કરવામાં આવ્યું છે.

હે મુનીશ્વર! સંધ્યોપાસન થઈ રહ્યા પછી દ્વિજે હાથમાં દર્ભ ધારણ કરીને બ્રહ્મયજ્ઞ કરવો. દિવસે કરવાનાં કર્મ પ્રમાદને લીધે ન કરી શકાયાં હોય તો રાત્રિના પહેલા પ્રહરમાં ક્રમે ક્રમે તે પૂરાં કરી લેવાં જોઈએ. ધૂર્તબુદ્ધિવાળો જે દ્વિજ આપત્તિ-કાળ ન હોવા છતાં પણ સંધ્યાની ઉપાસના કરતો નથી તેને ધર્મથી ભ્રષ્ટ થયેલો તેમ જ પાખંડી જાણવો જોઈએ. કપટ ભરેલી ચાલાકી કરવામાં ચતુર હોઈને જે માણસ સંધ્યા આદિ કર્મો કરવાની કાંઈ જ જરૂર નથી એમ બોલીને તેમનો ત્યાગ કરે છે,

× તૈત્તિરીય આરણ્યકમાં 'उत्तमे शिखरे' આવો પાઠ મળે છે.

તેને મહાપાતકીઓનો શિરોમણિ જાણવો.*

સંધ્યા કરી રહ્યા પછી વિધિપૂર્વક દેવપૂજા તથા બલિવૈશ્વદેવકર્મ કરવાં. તે સમયે આવી પહોંચેલા અતિથિનો અન્ન સારી પેઠે સત્કાર કરવો. તેને મધુર વચનોથી આવકારવો. તેને ઉતારો આપીને અન્ન-જળ અથવા કંદ-મૂળફળથી તેની સેવા કરવી. જેના ઘેરથી અતિથિ નિરાશ થઈને પાછો ફરે છે, તેને તે પોતાનું પાપ આપીને બદલામાં તેનું પુણ્ય લઈને ચાલ્યો જાય છે. જેનું નામ અને ગોત્ર આગળથી ખબર ન હોય અને જે બીજા ગામથી આવ્યો હોય. એવા માણસને વિદ્વાન પુરુષો અતિથિ કહે છે. તેનું શ્રીવિષ્ણુની પેઠે પૂજન કરવું.* હે બ્રહ્મન્! પ્રતિદિન પિતૃઓ તૃપ્ત થાય એવા ઉદ્દેશથી પોતાના ગામમાં રહેતા શ્રોત્રિય તેમ જ વૈષ્ણવ બ્રાહ્મણને અન્ન આદિથી તૃપ્ત કરવો. જે દ્વિજ પંચમહાયજ્ઞ કરતો નથી તેને વિદ્વાન માણસો બ્રહ્મઘાતક કહે છે, આથી દરરોજ પંચમહાયજ્ઞો કરવા જોઈએ. દેવયજ્ઞ, ભૂતયજ્ઞ, પિતૃયજ્ઞ, મનુષ્યયજ્ઞ અને બ્રહ્મયજ્ઞ આ પંચયજ્ઞ કહેવાય છે. પોતાના સેવકો તથા બંધુઓ અને મિત્રવર્ગની સાથે મૌન ધારણ કરીને ભોજન કરવું જોઈએ. અભક્ષ્ય પદાર્થ દ્વિજે કદી ખાવો નહીં. સુપાત્ર વ્યક્તિનો કદી ત્યાગ ન કરવો, તેને જરૂર જમાડવો, પોતાના આસન ઉપર પગ રાખીને અથવા અડધું વસ્ત્ર પહેરીને જે માણસ ભોજન કરે છે અથવા મોઢામાંથી બહાર કાઢેલા અન્નને જે ફરીથી ખાય છે, તેને વિદ્વાન માણસો 'મદ્યપાન કરનારો' કહે છે. દાંતથી કરડીને ખાધેલા કોળિયામાંના અન્નને અથવા દાંતથી કરડેલા ફળને ફરીથી ખાવામાં આવે તો તે ખાનાર માણસ ગોમાંસભોજી કહેવાય છે. પાણી પીતી વખતે, આચમન કરતી વખતે અને પદાર્થો ખાતી વખતે મોઢાથી અવાજ થવો ન જોઈએ. તેમ કરનારો નરકગામી થાય છે. અન્નની નિંદા કરવી નહીં, મૌન ધારણ કરી હિતકર અન્નનું ભોજન કરવું જોઈએ. જમતા પહેલાં એકવાર જળનું આચમન કરવું. તે સમયે 'अमृतोपस्तरणमसि' (હે અમૃતરૂપ જળ! તું ભોજનનો આશ્રય અથવા આસન છે) આ પ્રમાણે બોલવું. જમી રહ્યા પછી ફરીથી એક આચમન કરવું અને 'अमृतापिधानमसि' (હે અમૃતરૂપ જળ! તું ભોજનનું આવરણ-આચ્છાદન-ઢાંકણ છે) આમ બોલવું. જમતા પહેલાં આચમન કર્યા પછી 'प्राणाय स्वाहा', 'अपानाय स्वाहा', 'व्यानाय स्वाहा', 'समानाय स्वाहा', उदानाय स्वाहा'-આમ બોલીને પ્રાણ, અપાન, વ્યાન, સમાન અને ઉદાન-એમના નિમિત્તે અન્નની પાંચ આહુતિઓ પોતાના મુખમાં આપવી. પછી જમવાની શરૂઆત કરવી. હે નારદ! આ પ્રમાણે ભોજન કરી રહ્યા પછી આચમન કરીને શાસ્ત્રચિંતનમાં તત્પર થવું જોઈએ. રાતનો વખત હોય તોપણ તે વખતે આવેલા અતિથિનો ભોજન અને રહેઠાણ વગેરે આપીને સત્કાર કરવો. હે મુને! આ પ્રમાણે ગૃહસ્થ પુરુષે સદાચારનું હંમેશાં પાલન કરવું, સદાચારનો ત્યાગ કરવાથી પ્રાયશ્ચિત્ત કરવું પડે છે. પોતાના શરીર પર પળિયાં આદિ આવ્યાનો દોષ જોઈને ઘરની જવાબદારી સ્ત્રી-પુત્રાદિને સોંપીને અથવા તો સ્ત્રીને પોતાની સાથે લઈને ગૃહત્યાગ કરીને વનમાં ચાલ્યા જવું. ત્યાં ત્રણે સમયે સ્નાન કરવું. નખ,

* यस्तु सन्ध्यादिकर्माणि कूट्युक्तिविशारदः।
परित्यजति तं विद्यान्महापातकिनां वरम्॥
(ना. पू. २७-६८)

* अतिथिर्यस्य भग्नाशो गृहात्प्रतिनिवर्तते।
स तस्मै दुष्कृतं दत्त्वा पुण्यमादाय गच्छति॥
अज्ञातगोत्रनामानं अन्यग्रामादुपागतम्।
विपश्चितोऽतिथिं प्राहुर्विष्णुवत् तं प्रपूजयेत्॥

દાઢી, મૂછ અને જટા ધારણ કરીને રહેવું, ભૂમિ પર સૂવું, બ્રહ્મચર્યનું પાલન કરવું અને પંચમહાયજ્ઞો કરવામાં તત્પર રહેવું, કંદ-ફળ-મૂળ ખાઈને સ્વાધ્યાયમાં લાગ્યા રહેવું. ભગવાન વિષ્ણુના ભજનમાં તત્પર રહીને સર્વ પ્રાણીઓ પ્રતિ દયાભાવ રાખવો. ગામમાં નીપજેલાં ફળ-ફૂલનો ત્યાગ કરવો. રોજ માત્ર આઠ કોળિયા ભોજન કરવું ને રાત્રે ઉપવાસ કરવો. વાનપ્રસ્થ આશ્રમનો સ્વીકાર કરેલા દ્વિજે સુગંધી દ્રવ્યનું શરીરે વિલેપન, તેલનો અભ્યંગ, મૈથુન, નિદ્રા અને આળસનો ત્યાગ કરવો. તેણે ભગવાન નારાયણનું ચિંતન તથા ચાંદ્રાયણ આદિ તપોમય વ્રત કરવાં; ટાઢ-તડકાના દ્વન્દ્વને સહન કરવાં, અગ્નિહોત્ર કરવું.

સર્વ વસ્તુઓ પ્રત્યે મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થાય ત્યારે જ સંન્યાસ ગ્રહણ કરવો. અકાળે તેમ કરવાથી તે પતિત થઈ જાય છે. સંન્યાસીએ વેદાંતના અભ્યાસમાં તત્પર રહેવું. શાંત, સંયમી અને જિતેન્દ્રિય, દ્વન્દ્વોથી રહિત તથા મમતા અને અહંકારથી શૂન્ય રહેવું જોઈએ. શમ, દમ આદિ ગુણોથી યુક્ત તથા કામ, ક્રોધ આદિ દોષોથી દૂર રહેવું. સંન્યાસી દ્વિજે નગ્ન રહેવું અથવા તો જૂની લંગોટી પહેરવી, માથે મૂંડન રાખવું. તેણે શત્રુ-મિત્ર તથા માન-અપમાનમાં સમાનભાવ રાખવો. ગામમાં એક રાત અને શહેરમાં ત્રણ રાતથી વધારે સમય રહેવું નહીં. સંન્યાસીએ હમેશાં ભિક્ષાન્નથી જ ઉદરનિર્વાહ કરવો. ખાસ અમુક જ ઘરનું અન્ન ખાવાનો આગ્રહ ન રાખવો. ઘરોમાંથી રસોડાનો ધુમાડો નીકળતો બંધ થાય, ગામમાંનાં ઘરોમાં અગ્નિ ઠીક થઈ જઈને ચૂલા લીંપાઈ ગયા પછી અર્થાત્ બધાં ખાઈ-પી રહ્યાં હોય, જ્યાં કજિયો-કંકાસ થતો ન હોય એવા દ્વિજના ઘરે સંન્યાસીએ ભિક્ષા ગ્રહણ કરવા માટે જવું જોઈએ. સંન્યાસીએ ત્રણે કાળ સ્નાન કરવું અને ભગવાન નારાયણનું ધ્યાન ધરવું. મન પર વિજય મેળવી ઇંદ્રિયોને વશમાં રાખી દરરોજ પ્રણવનો જપ કરવો. કોઈ લંપટ સંન્યાસી જો કદી કોઈ એક જ ઘરનું અન્ન ખાઈને રહેવા લાગે તો દશ હજાર પ્રાયશ્ચિત્ત કર્યાં છતાં તેનો ઉદ્ધાર થતો નથી. લોભવશ થઈને શરીરને લાડ લડાવવામાં લાગી રહેલા સંન્યાસીને ચાંડાલ સમાન જાણવો ને માનવો જોઈએ. તમામ વર્ણ અને આશ્રમોમાં તેની નિંદા થાય છે. સંન્યાસીએ પોતાના આત્મસ્વરૂપ ભગવાન નારાયણનું ચિંતન કરવું. પરમાત્માનું નિત્ય ધ્યાન કરવું જોઈએ. ઉપનિષદ્નાં વાક્યોનો પાઠ અને વેદાન્તશાસ્ત્રના અર્થનો વિચાર કરતા રહેવું જોઈએ. જિતેન્દ્રિય રહીને સદા હજારો મસ્તકવાળા ભગવાન શ્રીહરિનું ધ્યાન કરવું, ઈર્ષ્યાનો ત્યાગ કરી ભગવાનના ધ્યાનમાં તત્પર રહેનારો માણસ પરમાનંદસ્વરૂપ સનાતન જ્યોતિને પ્રાપ્ત થાય છે. જે દ્વિજ આ પ્રમાણે ક્રમશઃ આશ્રમ સંબંધી આચારોનું પાલન કરે છે-તે પરમ ધામમાં જાય છે, ત્યાં ગયા પછી કોઈ જાતનો શોક કરવો પડતો નથી. વર્ણ અને આશ્રમ સંબંધી ધર્મના પાલનમાં તત્પર તેમ જ સર્વ પાપોથી રહિત ભગવદ્ભક્તો વિષ્ણુના પરમ ધામને પ્રાપ્ત થાય છે. ૧-૧૦૬

वर्णाश्रमाचाररताः सर्वपापविवर्जिताः ।
नारायणपरा यान्ति तद्विष्णोः परमं पदम् ॥१०६

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'ગૃહસ્થ સંબંધી શૌચાચાર' નામનો ૨૭ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૨૮ : શ્રાદ્ધનો વિધિ

सनक उवाच ।

शृणुष्व मुनिशार्दूल श्राद्धस्य विधिमुत्तमम् ।
यच्छ्रुत्वा सर्वपापेभ्यो मुच्यते नात्र संशयः ॥१॥

સનક બોલ્યા : હું શ્રાદ્ધના વિધિનું વર્ણન કરું છું. સાંભળો, તે સાંભળીને માણસ

બધાં પાપોથી મુક્ત થઈ જાય છે. પિતાની મરણતિથિના આગલા દિવસે સ્નાન કરીને એક વખત જમવું, ભોંય પર સૂવું. બ્રહ્મચર્યનું પાલન કરવું; ને રાત્રે બ્રાહ્મણોને નિમંત્રણ આપવું. શ્રાદ્ધ કરનારા માણસે દંતધાવન, તાંબૂલભક્ષણ, તૈલાભ્યંગ, સુગંધી દ્રવ્યોનું વિલેપન, મૈથુન, ઔષધસેવન અને પરાન્નભક્ષણનો અવશ્ય ત્યાગ કરવો. માર્ગક્રમણ, પરગ્રામગમન, કલહ, ક્રોધ અને મૈથુન, ભારવહન, દિવાશયન—આ સર્વ પ્રવૃત્તિઓ શ્રાદ્ધકર્તા અને શ્રાદ્ધભોક્તાએ છોડી દેવી જોઈએ, શ્રાદ્ધમાં નિમંત્રિત પુરુષ મૈથુન કરે તો બ્રહ્મહત્યાને પ્રાપ્ત થઈ નરકગામી થાય છે. શ્રાદ્ધમાં વેદને જાણનારા એવા વૈષ્ણવ બ્રાહ્મણને નિયુક્ત કરવો જોઈએ. પોતાના વર્ણાશ્રમ ધર્મને પાળવામાં તત્પર, પરમ શાંત, ઉત્તમ કુળમાં ઉત્પન્ન, રાગદ્વેષથી રહિત, પુરાણોના અર્થને જાણવામાં નિપુણ, પ્રાણી માત્ર પર દયા રાખનારો, દેવપૂજાપરાયણ, સ્મૃતિઓનું તત્ત્વ જાણવામાં કુશળ, વેદાન્તના તત્ત્વનો જ્ઞાતા, સર્વલોકોના હિતમાં તત્પર, કૃતજ્ઞ, ઉત્તમ ગુણયુક્ત, ગુરુજનોની સેવામાં તત્પર તથા ઉત્તમ શાસ્ત્રવચનો દ્વારા ધર્મનો ઉપદેશ આપનારો હોય, તેને શ્રાદ્ધમાં નિમંત્રણ આપવું.

કોઈ અંગથી હીન હોય કે અધિક અંગવાળો હોય, રોગી, કોઢિયો, ખરાબ નખવાળો, પોતાના વ્રતને ખંડિત કરનારો, જ્યોતિષનો ધંધો કરનારો, મડદાં બાળનારો, ભૂંડું બોલનારો, પરિવેત્તા (મોટો ભાઈ કુંવારો હોય છતાં પોતે લગ્ન કરનારો), પૂજારી, દુષ્ટ, નિંદાખોર, અસહિષ્ણુ, ધૂર્ત, ગામનો ગોર, અસત્ શાસ્ત્રોમાં અનુરાગ રાખનારો, વૃષલીપતિ,× કુણ્ડગોલક, યજ્ઞ કરવાનો અધિકાર ન હોય તેવાઓને યજ્ઞ કરાવનારો, પાખંડપૂર્ણ આચરણ કરનારો, કારણ વિના માથું મુંડાવનારો, પારકી સ્ત્રી અને પારકા ધનનો લોભ રાખનારો, ભગવાન વિષ્ણુની ભક્તિથી રહિત, ભગવાન વિષ્ણુની ભક્તિથી વિમુખ, વેદ વેચનારો, વ્રતનો વિક્રય કરનારો, સ્મૃતિઓ અને મંત્રોને વેચનારો, ગવૈયો, માણસોનાં ખોટાં વખાણ કરવા માટે કવિતા કરનારો, વૈદું કરીને જીવન ગુજારનારો, વેદોની નિંદા કરનારો, ગામમાં અને વગડામાં આગ લગાડનારો, અત્યંત કામી, દૂધ-દહીં-ઘી વગેરે રસ વેચનારો, છળકપટ કરનારો—આ સર્વ બ્રાહ્મણો શ્રાદ્ધકાર્યમાં ત્યાજ્ય છે. આવા બ્રાહ્મણોને શ્રાદ્ધમાં નિમંત્રણ અપાય નહિ. શ્રાદ્ધના આગલા દિવસે અથવા શ્રાદ્ધના દિવસે બ્રાહ્મણોને નિમંત્રણ આપવું. શ્રાદ્ધ કરનાર પુરુષે હાથમાં દર્ભ લઈ, ઇંદ્રિયોને વશમાં રાખી વિદ્વાન બ્રાહ્મણને નિમંત્રણ આપવું અને તેને પ્રાર્થના કરીને કહેવું કે, 'હે સાધુશિરોમણે! શ્રાદ્ધમાં આપનો સમય આપી મારે ઘેર પધારવા કૃપા કરશો.'

ત્યાર બાદ પ્રાતઃકાલે ઊઠીને સવારનું નિત્યકર્મ કર્યા પછી વિદ્વાન પુરુષે કુતપકાળમાં* શ્રાદ્ધકર્મનો પ્રારંભ કરવો. દિવસના આઠમા મુહૂર્તમાં જ્યારે સૂર્યનું તેજ કાંઈક મંદ થઈ જાય છે, તે સમયને કુતપકાળ કહેવામાં આવે છે. તે સમયે પિતૃઓની તૃપ્તિ માટે આપવામાં આવેલું દાન અક્ષય થાય છે, બ્રહ્માએ પિતૃઓને અપરાહ્ણકાલ

× શૂદ્ર જાતિની સ્ત્રીને વૃષલી કહેવામાં આવે છે. સ્મૃતિઓ અનુસાર જે કન્યા અવિવાહિત અવસ્થામાં પોતાના પિતાને ઘેર રજસ્વલા થાય તો તેને પણ વૃષલી કહેવામાં આવે છે.

* દિવસ પંદર મુહૂર્તનો હોય છે. તેમાં સૂર્યોદય પછી આઠમું મુહૂર્ત મધ્યાહ્નકાલ પછી આવે છે; અર્થાત્ સૂર્યોદય પછી પાંચ કલાક અને છત્રીસ મિનિટ પૂરી થઈ ગયા પછીનો અડતાલીસ મિનિટનો કાલ જ 'કુતપકાળ' કહેવાય છે અને પિતૃઓના શ્રાદ્ધના માટે તેને જ ઉત્તમકાળ માનવામાં આવેલ છે.

જ આપ્યો છે. હે મુને! જુદાં જુદાં દ્રવ્યોની સાથે જે દ્રવ્ય આ સમયે પિતૃઓના નિમિત્તે આપવામાં આવે છે, તેને રાક્ષસનો ભાગ જાણવો જોઈએ. તે દ્રવ્ય પિતૃઓ પાસે પહોંચવા પામતું નથી. સાયંકાળે આપવામાં આવેલું દ્રવ્ય રાક્ષસનો ભાગ બની જાય છે. તે આપનારો નરકમાં પડે છે. અને તેનો ભોક્તા પણ નરકગામી થાય છે. હે બ્રહ્મન્! જો મરણતિથિનું માન 'પહેલે દિવસે એક દંડ જ હોય અને બીજે દિવસે તે અપરાહ્ણકાલ સુધી વ્યાપ્ત હોય તો વિદ્વાન પુરુષે બીજે જ દિવસે શ્રાદ્ધ કરવું જોઈએ; પરંતુ મૃત્યુતિથિ જો બંને દિવસે અપરાહ્ણકાલમાં વ્યાપ્ત હોય તો જે પક્ષમાં તિથિનો ક્ષય હોય તેવા ક્ષયપક્ષમાં પૂર્વની તિથિ શ્રાદ્ધમાં ગ્રહણ કરવી જોઈએ, અને વૃદ્ધિપક્ષમાં પર તિથિ લેવી. જો પહેલે દિવસે ક્ષય–મરણ દિવસવાળી તિથિ ચાર ઘડી હોય અને બીજે દિવસે તે સાંજ સુધી પહોંચતી હોય તો શ્રાદ્ધ માટે બીજા દિવસવાળી તિથિને જ ઉત્તમ માનવામાં આવી છે. હે દ્વિજોત્તમ! નિમંત્રિત બધા બ્રાહ્મણો આવી ગયા પછી પ્રાયશ્ચિત્ત કરવાથી શુદ્ધ થયેલા હૃદયવાળા શ્રાદ્ધકર્તા પુરુષે તે પૈકી બે બ્રાહ્મણોને વિશ્વેદેવ શ્રાદ્ધને માટે અને ત્રણને વિધિપૂર્વક પિતૃશ્રાદ્ધ માટે ફરીથી નિમંત્રિત કરવા; અથવા તો દેવશ્રાદ્ધ અને પિતૃશ્રાદ્ધને માટે એક એક બ્રાહ્મણને જ નિમંત્રિત કરવો. શ્રાદ્ધ કરવા માટે આજ્ઞા લઈને એક એક મંડળ બનાવવું. બ્રાહ્મણ માટે ચાર ખૂણાવાળું, ક્ષત્રિય માટે ત્રિકોણ, વૈશ્ય માટે ગોળ મંડળ બનાવવું જરૂરી છે. શૂદ્રને મંડળ બનાવવાની આવશ્યકતા નથી, તેણે કેવળ ભૂમિ પર જળસિંચન કરવું. યોગ્ય બ્રાહ્મણોના અભાવમાં ભાઈને, પુત્રને અથવા પોતે પોતાને જ શ્રાદ્ધમાં નિયુક્ત કરવો; પરંતુ વેદશાસ્ત્રના જ્ઞાનથી રહિત બ્રાહ્મણને શ્રાદ્ધમાં નિયુક્ત કરવો નહીં. બ્રાહ્મણોના પગ ધોઈને તેમને આચમન કરાવવું. નક્કી કરેલા આસન પર બેસાડીને વિષ્ણુનું સ્મરણ કરતા રહીને તેમની વિધિપૂર્વક પૂજા કરવી. બ્રાહ્મણોની વચ્ચે તથા શ્રાદ્ધમંડપના દ્વાર પ્રદેશમાં શ્રાદ્ધકર્તાએ 'अपहता रक्षांसि वेदिषदः०'–આ ઋચા ભણતા જઈને તલ વેરવા. જવ અને દર્ભ દ્વારા વિશ્વેદેવોને આસન આપવું, હાથમાં જવ અને દર્ભ લઈને–'विश्वेषां देवानां इदम् आसनम्' આમ બોલીને વિશ્વેદેવોને બેસવા માટે આસનરૂપે દર્ભ મૂકવો અને પ્રાર્થના કરવી–'હે વિશ્વેદેવો! આપ આ દેવશ્રાદ્ધમાં આપનો સમય આપો અને પ્રતીક્ષા કરો. અક્ષય્યોદક આસન સમર્પણના વાક્યમાં વિશ્વેદેવો અને પિતૃઓ માટે છઠ્ઠી વિભક્તિનો પ્રયોગ કરવો જોઈએ. આવાહન કરવાના વાક્યમાં બીજી વિભક્તિ જણાવવામાં આવી છે. અન્ન સમર્પણના વાક્યમાં ચોથી વિભક્તિનો પ્રયોગ થવો જોઈએ. બાકીનું બધું કાર્ય સંબોધનપૂર્વક કરવું જોઈએ; દર્ભની પવિત્રીથી યુક્ત એ પાત્ર લઈને 'शं नो देवी०' ઇત્યાદિ ઋચાનું ઉચ્ચારણ કરી તેમાં જળ નાખવું. પછી 'यवोऽसि'० ઇત્યાદિ મંત્ર બોલીને તે પાત્રોમાં જવ નાખવા. ત્યારબાદ કોઈ પણ મંત્ર ભણ્યા વિના મૂંગે મોઢે તેમાં ગંધ અને પુષ્પ નાખવાં. આ પ્રમાણે અર્ઘ્યપાત્ર તૈયાર થઈ ગયા પછી 'विश्वेदेवाः स०' ઇત્યાદિ મંત્રથી વિશ્વેદેવોનું આવાહન કરવું. તે પછી 'या दिव्या आपः०' ઇત્યાદિ મંત્રથી અર્ઘ્યને અભિમંત્રિત કરી તે એકચિત્ત થઈ પિતૃઓ અને માતામહ સંબંધી વિશ્વેદેવોને સંકલ્પપૂર્વક ક્રમશઃ આપવો. ત્યાર પછી ગંધ, પત્ર, પુષ્પ, યજ્ઞોપવીત, ધૂપ, દીપ આદિ દ્વારા તે દેવતાઓનું પૂજન કરવું. ત્યારબાદ વિશ્વેદેવોની આજ્ઞા લઈને

પિતૃઓનું પૂજન કરવું. તેમના માટે હમેશાં તલ સહિત દર્ભવાળું આસન આપવું જોઈએ. તેમને અર્ઘ્ય આપવા માટે દ્વિજે અગાઉ જણાવ્યા પ્રમાણે ત્રણ પાત્ર રાખવાં, 'शं नो-देवी०' ઇત્યાદિ મંત્રથી જળ નાખીને 'तिलोऽसि सोमदैवत्यो०' ઇત્યાદિ મંત્રથી તલ નાખવા; પછી 'उशन्तस्त्वा०' ઇત્યાદિ મંત્ર દ્વારા પિતૃઓનું આવાહન કરીને બ્રાહ્મણે એકાગ્રચિત્ત થઈ 'या दिव्या आपः' ઇત્યાદિ મંત્રથી અર્ઘ્યને અભિમંત્રિત કરીને પૂર્વવત્ સંકલ્પપૂર્વક પિતૃઓને અર્પણ કરવો. (અર્ઘ્યપાત્ર ઉલટાવીને પિતૃઓની ડાબી બાજુએ મૂકવું જોઈએ.) સાધુ–શિરોમણે! ત્યારબાદ ગંધ, પત્ર, પુષ્પ, ધૂપ, દીપ, વસ્ત્ર અને આભૂષણથી પોતાની શક્તિ અનુસાર તે સર્વની પૂજા કરવી. તે પછી વિદ્વાન પુરુષે ઘી સાથે અન્નનો કોળિયો લઈ 'अग्नौ करिष्ये' (અગ્નિમાં હોમ કરીશ) આમ બોલીને તે બ્રાહ્મણો પાસે એ માટે આજ્ઞા લેવી. હે મુને! 'करवै'–અથવા 'करवाणि' (કરું?) આમ શ્રાદ્ધ કરનાર માણસ પૂછે ત્યારે બ્રાહ્મણોએ 'कुरुष्व' 'क्रियताम्' અથવા 'कुरु' (કરો) આમ કહેવું, તે પછી પોતાની શાખાના ગૃહ્યસૂત્રમાં બતાવેલી વિધિ અનુસાર ઉપાસનાગ્નિની સ્થાપના કરીને તેમાં પૂર્વોક્ત અન્નના ગ્રાસની બે આહુતિઓ આપવી. તે સમયે 'सोमाय पितृमते स्वधा नमः' એમ બોલવું. પછી अग्नये कव्यवाहनाय स्वधा नमः' આવું ઉચ્ચારણ કરવું. વિદ્વાન પુરુષ છેવટે સ્વધાને બદલે સ્વાહા બોલીને પણ પિતૃયજ્ઞની જેમ આહુતિ આપી શકે છે. આ જ બે આહુતિઓથી પિતૃઓને અક્ષય તૃપ્તિ પ્રાપ્ત થાય છે. અગ્નિના અભાવમાં અર્થાત્ યજમાન અગ્નિહોત્રી ન હોય તો બ્રાહ્મણના હાથમાં દાનરૂપી હોમ કરવાનું વિધાન છે.+

હે બ્રહ્મન્! જેવો આચાર હોય તે પ્રમાણે જ બ્રાહ્મણના હાથમાં અથવા અગ્નિમાં ઉક્ત હોમ કરવો જોઈએ. પાર્વણ શ્રાદ્ધ વખતે અગ્નિને દૂર કરવો ન જોઈએ. હે વિપ્રવર! પાર્વણ શ્રાદ્ધ વખતે જો પોતાનો ઉપાસ્ય અગ્નિ દૂર હોય તો પહેલાં નવા અગ્નિની સ્થાપના કરીને તેમાં હોમ આદિ કર્યા પછી વિદ્વાન પુરુષે તે અગ્નિનું વિસર્જન કરી દેવું. જો મરણતિથિએ કરવાના શ્રાદ્ધના દિવસે અગ્નિ દૂર હોય તો પોતાના અગ્નિહોત્રી દ્વિજભાઈઓ દ્વારા વિધિપૂર્વક શ્રાદ્ધ-કર્મ કરાવવું. શ્રાદ્ધકર્તાએ પ્રાચીનાવીતી થઈને (જનોઈ જમણે ખભે કરીને અર્થાત્ અપસવ્ય થઈ) અગ્નિમાં હોમ કરવો અને હોમ કરતાં બાકી વધેલું અન્ન બ્રાહ્મણનાં પાત્રોમાં ભગવાનનું નામ દઈને નાખી દેવું. તે પછી સ્વાદિષ્ટ ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય આદિ દ્વારા બ્રાહ્મણોનું પૂજન કરવું. પછી એકાગ્રચિત્ત થઈને વિશ્વેદેવ અને પિતૃઓ-બન્ને માટે અન્ન પીરસવું. તે સમયે આ પ્રમાણે પ્રાર્થના કરવી :

आगच्छन्तु महाभागा विश्वेदेवा महाबलाः ॥
ये यत्र विहिताः श्राद्धे सावधाना भवन्तु ते ।

'મહા બળવાન મહાભાગ વિશ્વેદેવો અહીં પધારે અને જે શ્રાદ્ધમાં જેઓ વિહિત હોય તેના માટે તેઓ સાવધ રહે.'

---

+ સાંપ્રતકાળમાં થતા અપાત્રક પાર્વણ આદિ શ્રાદ્ધોમાં અગ્નૌકરણ હોમની બંને આહુતિઓ પુટક–દડિયામાં રાખેલ જળમાં નાખવામાં આવે છે; પરંતુ જૂનો મત તો ઉપાસનાગ્નિમા જ હવન કરવાનો છે. આશ્વલાયનનું વચન છે : 'अग्नौ करण-होमं तु कुर्यादौपासनानले' જ્યારે અગ્નિના અભાવમાં પિતૃસ્વરૂપ બ્રાહ્મણોના હાથમાં હવન કરવાનું વિધાન છે, જેવું કે આશ્વલાયનનું વચન છે. 'जुहुयात् पितृपाणिषु' આથી નારદપુરાણનું મૂળ વચન બીજા સ્મૃતિકારો સાથે મળતું આવે છે.

આ પ્રમાણે વિશ્વેદેવોને પ્રાર્થના કરવી. 'યે દેવાસઃ૦' મંત્રથી પણ તેમની અભ્યર્થના કરવી જોઈએ. દેવપક્ષના બ્રાહ્મણોને પણ આવી જ પ્રાર્થના કરવી. તે પછી 'યે ચેહ પિતરો૦' ઇત્યાદિ મંત્રથી પિતૃઓની અભ્યર્થના કરીને નીચેના મંત્રથી તેમને નમસ્કાર કરવા:

अमूर्तानां च मूर्तानां पितृणां दीप्ततेजसाम् ।
नमस्यामि सदा तेषां ध्यानिनः योगचक्षुषाम् ॥

'જેમનું તેજ બધી બાજુએ પ્રકાશી રહ્યું છે, જેઓ ધ્યાનપરાયણ તથા યોગદૃષ્ટિથી સમ્પન્ન છે, તે મૂર્ત પિતૃઓને તથા અમૂર્ત પિતૃઓને પણ હું સદા નમસ્કાર કરું છું.

આ પ્રમાણે પિતૃઓને પ્રણામ કરીને શ્રાદ્ધકર્તા પુરુષે ભગવાન નારાયણનું સ્મરણ-ચિન્તન કરતા રહીને આપેલું હવિષ્ય અને શ્રાદ્ધકર્મ ભગવાન વિષ્ણુને અર્પણ કરવું. તે સમયે જો કોઈ બ્રાહ્મણ હસે કે વાત કરે તો તે હવિષ્ય રાક્ષસનો ભાગ થઈ જાય છે. રસોઈને વખાણવી કે વગોવવી નહીં. સર્વથા મૌન રહેવું, ભોજન કરવા માટેના પાત્રને હાથથી સ્પર્શ કરી રાખીને જ જમવું. શ્રાદ્ધમાં નિયુક્ત કરવામાં આવેલો જો કોઈ બ્રાહ્મણ પાત્રને છોડી દે તો તેને શ્રાદ્ધહંતા જાણવો. અને તે નરકમાં પડે છે. ભોજન કરનારા બ્રાહ્મણોમાંના જો કોઈ એકબીજાને જમતી વખતે સ્પર્શ થઈ જાય છતાં જમવાનું ચાલુ રાખે તો તે સ્પર્શજનિત દોષનું નિવારણ કરવા માટે તેમણે આઠસો ગાયત્રી મંત્રનો જપ કરવો જોઈએ. બ્રાહ્મણો જમતા હોય તે વખતે શ્રાદ્ધ કરનારા માણસે શ્રદ્ધાપૂર્વક ભગવાન નારાયણનું સ્મરણ કરવું. રક્ષોઘ્ન[1] મંત્ર, વૈષ્ણવ સૂક્ત[2] તથા ખાસ કરીને પિતૃ[3] સંબંધી મંત્રોનો પાઠ કરવો, એ સિવાય પુરુષસૂક્ત,[4] ત્રિણાચિકેત,[5] ત્રિમધુ,[6] ત્રિસુપર્ણ,[7] પવમાનસૂક્ત તથા યજુર્વેદ અને સામવેદના મંત્રોનો જપ કરવો, બીજા પણ પુણ્યદાયક પ્રસંગોનું ચિંતન કરવું. ઇતિહાસ, પુરાણ તથા ધર્મશાસ્ત્રોનો પણ પાઠ કરવો. બ્રાહ્મણો જમતા હોય ત્યાં સુધી બધા મંત્રો ભણ્યા કરવા. એ બધા બ્રાહ્મણો જમી રહે ત્યારે પીરસવાના પાત્રમાં વધેલું અન્ન એઠવાડની બાજુમાં ભોંય પર વેરી નાખવું. આ અન્નને વિકિરાન્ન+ કહેવામાં આવે છે.

તે સમયે 'मधुवाता ऋतायते' વગેરે સૂક્ત ભણવું. હે નારદ! ત્યાર બાદ શ્રાદ્ધ કરનારે પોતે બંને પગ ધોઈને આચમન કરવું, બ્રાહ્મણો આચમન કરી રહે ત્યાર પછી પિંડદાન કરવું. સ્વસ્તિવાચન કરાવી અક્ષય્યોદક આપવું (તર્પણ કરવું). તે આપ્યા પછી એકાગ્રચિત્ત થઈને બ્રાહ્મણોનું

---

૧ 'ॐ अपहता असुरा रक्षाᳬसि वेदिषदः' ઇત્યાદિ.

૨ 'इदं विष्णुर्विचक्रमे०' 'विष्णोः कर्माणि पश्यत०' 'विष्णोः क्रमोऽसि सप त्नहा०' 'विष्णोर्नुकं वीर्याणि प्रवोचम्०' 'विष्णोरराटमसि विष्णो०' "

૩ 'आयन्तु नः पितरः०' 'उदीरतामवर०' 'ये चेह पितरो०' 'ऊर्जं वहन्तीरमृतं०' ઇત્યાદિ.

૪ 'सहस्रशीर्षाः पुरुषः ઇત્યાદિ.

૫ બીજા કઠમાં આવેલા 'अयं वाव यः पवते' વગેરે ત્રણ અનુવાક.

૬ 'मधुवाता०' વગેરે ત્રણ ઋચાઓ.

૭ 'ब्रह्ममेतु माम्' વગેરે ત્રણ અનુવાક.

+ વિકિરાન્ન એવા પિતૃઓનો ભાગ છે કે જેઓ આગમાં બળીને મરી ગયા હોય અથવા જેમનો અગ્નિસંસ્કાર ન થયો હોય. પિતૃસંબંધી બ્રાહ્મણની આગળ એઠવાડની બાજુમાં દક્ષિણાગ્ર દર્ભ પાથરીને પીરસવાના પાત્રમાં વધેલું અન્ન વેરી નાખવું, પછી તલ અને જળ છાંટીને નીચે લખેલો શ્લોક ભણતા રહીને તે અન્ન અર્પણ કરવું જોઈએ:

अग्निदग्धाश्च ये जीवा येऽप्यदग्धाः कुले मम ।
भूमौ दत्तेन तोयेन तृप्ता यान्तु परां गतिम् ॥

(યાજ્ઞ૦આચાર૦૨૪૧ શ્લોકની મિતાક્ષરી ટીકા)

અભિવાદન કરવું. ઉલટાવીને ઊંધાં પાડેલાં અર્ધ્યપાત્રોને ચત્તાં કરી બ્રાહ્મણોને દક્ષિણા આપવી અને તેમની પાસેથી સ્વસ્તિવાંચન-પૂર્વક આશીર્વાદ લેવા. જે દ્વિજ અર્ધ્ય-પાત્રને હલાવ્યા કે ચત્તું કર્યા વિના (દક્ષિણા લે છે અને) સ્વસ્તિવાચન કરે છે; તેમના પિતૃઓ એક વર્ષ સુધી એઠું ભોજન કરે છે. સ્મૃતિમાં કહેલાં 'गोत्रं नो वर्धताम्' 'दातारो नोऽभिवर्धन्ताम्' વગેરે વચનો બોલીને બ્રાહ્મણો પાસેથી આશીર્વાદ ગ્રહણ કરવા. તે પછી તેમને પ્રણામ કરવા અને તેમને યથાશક્તિ દક્ષિણા, ગંધ તેમ જ પાનનાં બીડાં આપવાં. ઊંધા અર્ધ્યપાત્રને ચત્તું કર્યા પછી હાથમાં લઈને 'સ્વધા' બોલવું. પછી 'वा वाजे०' વગેરે ઋચા ભણીને પિતૃઓ તથા દેવતાઓનું વિસર્જન કરવું.

શ્રાદ્ધનું ભોજન કરેલા બ્રાહ્મણો એ તથા શ્રાદ્ધ કરનારા યજમાને તે રાત્રે મૈથુનનો ત્યાગ કરવો. તે દિવસે સ્વાધ્યાય કરવો નહીં, તેમ પગે ચાલીને મુસાફરી પણ કરવી નહીં. ક્યાંય જવા માટે જો કોઈ માણસ યાત્રામાં નીકળેલો હોય, જેને કોઈ રોગ થયેલો હોય તેમ જ જે નિર્ધન હોય તેણે પક્વ તથા સિદ્ધ અન્નથી શ્રાદ્ધ ન કરતાં કાચા અન્નથી શ્રાદ્ધ કરવું. વળી જેની પત્ની રજસ્વલા થયેલી હોય તેથી સ્પર્શ કરવા યોગ્ય ન હોય તે માણસે દક્ષિણારૂપે સુવર્ણ આપીને શ્રાદ્ધકાર્ય પૂરું કરવું. જો ધનનો અભાવ હોય અને બ્રાહ્મણ પણ ન મળતા હોય તો અન્ન પક્વ કરી પિતૃસૂક્તના મંત્રથી તેનો હોમ કરવો. હે બ્રહ્મન્! જો અન્નમય હવિષ્ય ન હોય તો પોતાની શક્તિ પ્રમાણે ઘાસ લઈ આવીને પિતૃઓની તૃપ્તિના ઉદ્દેશથી ગાયોને ખવડાવવું અથવા સ્નાન કરી વિધિપૂર્વક તલ અને જળથી પિતૃઓનું તર્પણ કરવું, અથવા નિર્જન વનમાં જતા રહીને 'હું મહાપાપી દરિદ્ર છું'-આમ બોલીને ઊંચે સાદે રડવું. શ્રદ્ધાપૂર્વક શ્રાદ્ધ કરનાર માણસો ધનવાન બને છે ને તેમની સંતાન પરંપરાનો નાશ થતો નથી. શ્રાદ્ધમાં પિતૃઓનું પૂજન કરનારાઓ દ્વારા સાક્ષાત્ ભગવાન વિષ્ણુ પૂજાય છે, અને વિષ્ણુ પૂજાવાથી સર્વ દેવતાઓ સન્તુષ્ટ થાય છે. દેવતાઓ, પિતૃઓ, ગંધર્વો, અપ્સરાઓ, યક્ષો, સિદ્ધો અને મનુષ્યના રૂપમાં સનાતન ભગવાન વિષ્ણુ જ વિરાજમાન છે. સ્થાવર-જંગમરૂપ આ જગત તેમનાથી જ ઉત્પન્ન થયું છે, તેથી દાતા અને ભોક્તા સર્વ કાંઈ ભગવાન વિષ્ણુ છે. ભગવાન વિષ્ણુ સર્વ જગતના આધાર, સર્વભૂતસ્વરૂપ તથા અવિનાશી છે. તેમના સ્વભાવની ક્યાંય પણ તુલના નથી; તે પોતે જ હવ્ય અને કવ્યના ભોક્તા છે. એક માત્ર ભગવાન જનાર્દન જ પરબ્રહ્મ પરમાત્મા કહેવાય છે. આ પ્રમાણે મેં તમને શ્રાદ્ધની વિધિ કહી છે તેમ જ વિધિપૂર્વક શ્રાદ્ધ કરનારનાં પાપ તત્કાળ નષ્ટ થઈ જાય છે.

શ્રાદ્ધ વખતે ભક્તિપૂર્વક આ પ્રસંગને વાંચનારા દ્વિજના પિતૃઓ સંતુષ્ટ થાય છે અને સંતતિની વૃદ્ધિ થાય છે. ૧-૯૦

य इदं पठते भक्त्या श्राद्धकाले द्विजोत्तमः ।
पितरस्तस्य तुष्यन्ति सन्ततिश्चैव वर्धते ॥९०॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'શ્રાદ્ધક્રિયા વર્ણન' નામનો ૨૮ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૨૯: વ્રત, દાન અને શ્રાદ્ધ વગેરે માટે તિથિનિર્ણય

सनक उवाच।

तिथीनां निर्णयं वक्ष्ये प्रायश्चित्तविधिं तथा ।
शृणुष्वं तन्मुनिश्रेष्ठ कर्मसिद्धिर्यतो भवेत् ॥१॥

સનક બોલ્યા: હે મુનિશ્રેષ્ઠ! હવે હું તિથિઓનો નિર્ણય અને પ્રાયશ્ચિતની વિધિ કહું છું તે સાંભળો. એનાથી બધાં કાર્યો

સિદ્ધ થાય છે. ૧

હે બ્રહ્મન્ ! શ્રુતિ અને સ્મૃતિઓમાં કહેલાં વ્રત, દાન અને અન્ય વૈદિક કર્મ જો અનિશ્ચિત તિથિઓમાં કરવામાં આવે તો તેમનું કશું જ ફળ મળતું નથી. અગિયારશ, આઠમ, છઠ, પૂનમ, ચૌદશ, અમાવાસ્યા અને ત્રીજ–આ તિથિઓ પર–તિથિઓથી વિદ્ધ હોય (સંયુક્ત–જોડાયેલી હોય) તો ઉપવાસ અને વ્રતમાં શ્રેષ્ઠ મનાય છે. પૂર્વની અર્થાત્ એના પહેલાંની તિથિઓની સાથે સંયુક્ત હોય તો વ્રત આદિમાં આ તિથિઓ લેવાતી નથી. કેટલાક આચાર્યો કૃષ્ણ પક્ષમાં સાતમ, ચૌદશ, ત્રીજ અને નોમને પૂર્વતિથિ દ્વારા વિદ્ધ હોય તોપણ શ્રેષ્ઠ હોવાનું કહે છે; પરંતુ સંપૂર્ણ વ્રત આદિના શુક્લપક્ષને જ ઉત્તમ માનવામાં આવ્યો છે અને અપરાહ્ણ કરતાં પૂર્વાહ્ણને વ્રતમાં ગ્રહણ કરવા યોગ્ય કાળ કહ્યો છે; કારણ કે તેના કરતાં તે અત્યંત શ્રેષ્ઠ છે. રાત્રિ–વ્રતમાં જે તિથિ પ્રદોષકાલ સુધી પહોંચતી હોય તે જ ગ્રહણ કરવી જોઈએ. દિવસે કરવાના વ્રતમાં દિવસવ્યાપિની તિથિઓ જ વ્રતાદિ કરવા માટે પવિત્ર મનાય છે. એવી જ રીતે રાત્રિ–વ્રતોમાં તિથિઓની સાથે, રાત્રિના સંયોગને અતિશ્રેષ્ઠ માનવામાં આવ્યો છે. શ્રાવણ દ્વાદશીના વ્રતમાં સૂર્યોદયવ્યાપિની દ્વાદશી લેવી જોઈએ. સૂર્યગ્રહણ અને ચંદ્ર-ગ્રહણમાં જ્યાં સુધી ગ્રહણ ચાલુ રહે ત્યાં સુધીની તિથિ જપ આદિમાં ગ્રહણ કરવા યોગ્ય છે.

હવે સર્વ સંક્રાન્તિઓમાં થનારા પુણ્ય-કાળનું વર્ણન કરવામાં આવે છે. સૂર્યની સંક્રાન્તિઓમાં સ્નાન, દાન અને જપ આદિ કરનારાઓને અક્ષય ફળ મળે છે. આ સંક્રાન્તિઓ પૈકી કર્ક રાશિમાં થતી સંક્રાન્તિને દક્ષિણાયન સંક્રમણ જાણવું. કર્કની સંક્રાન્તિમાં વિદ્વાનો પ્રથમ ત્રીસ ઘડીને પુણ્યકાળ માને છે. વૃષભ, વૃશ્ચિક, સિંહ અને કુંભરાશિની સંક્રાન્તિઓમાં પ્રથમના આઠ મુહૂર્ત (સોળ ઘડી) સ્નાન અને જપ આદિમાં ગ્રાહ્ય છે. તુલા તથા મેષની સંક્રાન્તિઓમાં પૂર્વ અને પરની દશ દશ ઘડી સ્નાન આદિ માટે શ્રેષ્ઠ માનવામાં આવી છે, એમાં આપેલું દાન અક્ષય થાય છે. હે બ્રહ્મન્! કન્યા, મિથુન, મીન અને ધનની સંક્રાન્તિઓમાં પાછલી સોળ ઘડી પુણ્ય આપનારી જાણવી. મકરસંક્રાન્તિને ઉત્તરાયણ સંક્રમણ કહેવામાં આવેલ છે. એમાં પૂર્વની ચાળીસ અને બાકીની ત્રીસ ઘડીઓ સ્નાન-દાન આદિ માટે પવિત્ર માની છે. હે વિપ્રવર ! જો સૂર્ય અને ચંદ્રમા ગ્રસ્ત થયેલા જ અસ્ત થઈ જાય તો બીજે દિવસે તેમનું શુદ્ધ મંડળ જોયા પછી જ ભોજન કરવું જોઈએ.

ધર્મની ઇચ્છા રાખનારા વિદ્વાનોએ અમાવાસ્યા બે પ્રકારની કહી છે : સિનીવાલી અને કુહૂ. ચંદ્રમાની કળા જોવામાં આવે તે ચતુર્દશીયુક્ત અમાવાસ્યા સિનીવાલી કહેવાય છે, અને જેમાં ચંદ્રમાની કળાનો તદ્દન ક્ષય થઈ જાય છે તે ચતુર્દશીયુક્ત અમાવાસ્યાને કુહૂ માનવામાં આવી છે.* અગ્નિહોત્રી દ્વિજોએ શ્રાદ્ધકર્મમાં સિનીવાલી અમાવાસ્યા જ ગ્રહણ કરવી.

સ્ત્રીઓ, શૂદ્રો અને અગ્નિરહિત દ્વિજોએ કુહૂમાં શ્રાદ્ધ કરવું જોઈએ. જો અમાવાસ્યા તિથિ અપરાહ્ણ કાળમાં વ્યાપ્ત હોય તો

* અમાવાસ્યાના ત્રણ વિભાગ છે–સિનીવાલી દર્શ અને કુહૂ. ચતુર્દશીનો અંતિમ પ્રહર અને અમાવાસ્યાના આઠ પ્રહર : આ પ્રમાણે આ નવ પ્રહરના સમયને ચંદ્રમાના ક્ષયનો કાળ માનવામાં આવ્યો છે. એમાંના પહેલા બે પ્રહરોમાં ચંદ્રમાની કળા રહે છે, તેથી તેને 'સિનીવાલી' કહે છે અને અંતિમ બે પ્રહરોમાં ચંદ્રમાની કળાનો પૂર્ણ રીતે ક્ષય થઈ જાય છે તેથી તેનું નામ 'કુહૂ' છે અને વચ્ચેના બાકીના પાંચ પ્રહરને 'દર્શ' કહેવામાં આવે છે.

ક્ષય( મૃત્યુકર્મ )માં પૂર્વતિથિ અને વૃદ્ધિ-(જન્મકર્મ )માં ઉત્તરતિથિ ગ્રહણું કરવી જોઈએ. જો અમાવાસ્યા મધ્યાહ્નકાલ પછી પ્રતીત થાય તો શાસ્ત્રકુશળ સાધુપુરુષોએ તેને ભૂતવિદ્ધા ( પાછલી તિથિ–ચતુર્દશીથી સંયુક્ત ) કહી છે. તિથિનો અત્યંત ક્ષય થવાથી બીજે દિવસે તે અપરાહ્ણવ્યાપિની ન હોય તો ( પૂર્વ દિનની ) સાયંકાલ-વ્યાપિની સિનીવાલી તિથિ જ શ્રાદ્ધમાં ગ્રહણુ કરવી જોઈએ. એવી જ રીતે જો તિથિની અતિશય વૃદ્ધિ થઈ હોય ને તે બીજે દિવસે અપરાહ્ણ કાળ સુધી પહોંચતી હોય તો ચતુર્દશીવિદ્ધા અમાવાસ્યા છોડી દેવી અને કુહૂને જ શ્રાદ્ધકર્મમાં લેવી. જો અમાવાસ્યા તિથિ એક મધ્યાહ્નથી લઈને બીજા મધ્યાહ્ન સુધી વ્યાપ્ત હોય તો ઇચ્છા અનુસાર પૂર્વ અથવા પર દિવસની તિથિ ગ્રહણુ કરવી.

હે મુનિશ્રેષ્ઠ! હવે હું સર્વ પર્વો પર થનારાં અન્વાધાન( અગ્નિસ્થાપન )નું વર્ણન કરું છું. પ્રતિપદાના દિવસે યાગ કરવો જોઈએ. પર્વના અંતિમ ચતુર્થાંશ અને પ્રતિપદાના પ્રથમ ત્રણ અંશને વિદ્વાનોએ યાગનો સમય કહ્યો છે. યાગનો આરંભ પ્રાતઃકાળે કરવો જોઈએ. હે વિપ્રવર ! જો અમાવાસ્યા અને પૂર્ણિમા બંને મધ્યાહ્નકાલમાં વ્યાપ્ત હોય તો બીજે દિવસે જ યાગનો મુખ્ય કાળ નિયત કરવામાં આવે છે. જો અમાવાસ્યા અને પૂર્ણિમા બીજે દિવસે સંગવકાળ (પ્રાતઃકાળથી છ ઘડી ) પછી હોય તો બીજે દિવસે જ પુણ્યકાળ હોય છે. તિથિક્ષયમાં પણુ આવી જ વ્યવસ્થા જાણવી: બધાં માણુસોએ દશમી રહિત એકાદશી તિથિ વ્રતમાં ગ્રહણુ કરવી દશમી યુક્ત એકાદશી ત્રણુ જન્મોમાં મેળ-વેલા પુણ્યનો નાશ કરી નાખે છે. દ્વાદશીમાં એકાદશી એક કલા જેટલી જ હોય અને આખો દિવસ દ્વાદશી હોય તો દ્વાદશી પણુ ત્રયોદશીયુક્ત હોય તો બીજા દિવસની તિથિ ( દ્વાદશી ) જ ઉત્તમ માનવામાં આવી છે. જો આખો દિવસ શુદ્ધ એકાદશી હોય અને દ્વાદશીમાં પણુ તેનો સંયોગ પ્રાપ્ત થતો હોય ને રાત્રિના અંતે ત્રયોદશી થતી હોય તો તે બાબતમાં નિર્ણય એવો છે કે પહેલા દિવસની એકાદશી ગૃહસ્થોએ કરવી અને બીજા દિવસની વિરક્તોએ રરવી. જો એક કલા જેટલી પણુ બારશ ન હોવાથી પારણું કરવાનો અવસર ન મળે તો તે દશામાં દશમીવિદ્ધા એકાદશીએ પણુ ઉપવાસ કરી શકાય. જો શુક્લ અથવા કૃષ્ણપક્ષમાં બે એકાદશીઓ થતી હોય તો તે પૈકી પહેલી ગૃહસ્થો માટે અને બીજી વિરક્ત યતિઓ માટે ગ્રાહ્ય માનવામાં આવી છે. જો આખો દિવસ દશમીયુક્ત એકાદશી હોય અને દિવસની સમાપ્તિ સમયે દ્વાદશી સાથે પણુ થોડીક એકાદશી હોય તો બીજા દિવસે જ બધાના માટે ( દ્વાદશી ) વ્રતોપવાસનું વિધાન કરવામાં આવ્યું છે. જો બીજે દિવસે દ્વાદશી ન હોય તો પહેલા દિવસની દશમીવિદ્ધા એકાદશી પણુ વ્રતમાં ગ્રાહ્ય છે. જો બીજે દિવસે દ્વાદશી હોય તો પૂર્વ દિનની દશમીવિદ્ધા એકાદશી પણુ નિષિદ્ધ જ છે ( તેથી) આવી પરિસ્થિતિમાં દ્વાદશીએ વ્રત કરવું જોઈએ. જો એક જ દિવસે એકાદશી, દ્વાદશી તથા રાત્રિના અંતિમ ભાગમાં ત્રયોદશી પણુ થતી હોય તો ત્રયોદશીએ પારણાં કરવાથી બાર દ્વાદશી-ઓનું પુણ્ય થાય છે. જો બારશના દિવસે એક કળા જેટલી જ અગિયારશ હોય કે ન હોય તો ગૃહસ્થોના પહેલા દિવસની વિદ્ધા એકાદશી પણુ વ્રતમાં ગ્રહણુ કરવી જોઈએ અને વિરક્ત સાધુઓ તેમ જ વિધવા-ઓએ બીજા દિવસની તિથિ ( દ્વાદશી ) સ્વીકારવી જોઈએ.

જો આખો દિવસ ચોખ્ખી એકાદશી હોય, દ્વાદશી સાથે તેનો સહેજ પણુ યોગ ન હોય ને દ્વાદશી તિથિ ત્રયોદશી સાથે

જોડાયેલી હોય, તો ગૃહસ્થોએ પહેલી (એકાદશી) તિથિમાં વ્રતી રહીને ઉપવાસ કરવો જોઈએ, અને વિરક્ત સાધુઓએ બીજે દિવસે દ્વાદશી તિથિએ ઉપવાસ કરવો. કેટલાક વિદ્વાનોનો મત એવો છે કે, સર્વ માણસોએ બીજા દિવસની તિથિમાં જ ભક્તિપૂર્વક ઉપવાસ કરવો જોઈએ. જ્યારે એકાદશી તિથિ દશમીથી વિદ્ધ હોય, દ્વાદશીમાં તેની પ્રતીતિ ન હોય અને દ્વાદશી ત્રયોદશી સાથે સંયુક્ત હોય તો તેવી દશામાં બધાંએ શુદ્ધ દ્વાદશી તિથિમાં ઉપવાસ કરવો જોઈએ એમાં સંશય નથી. કેટલાક પૂર્વતિથિમાં ઉપવાસ કરવાનું કહે છે; પરંતુ તેમનો મત બરાબર નથી.

જે માણસ રવિવારે દિવસે, અમાવાસ્યા અને પૂર્ણિમાએ રાતે, ચતુર્દશી અને અષ્ટમી તિથિએ દિવસે તથા એકાદશી તિથિએ દિવસે તથા રાતે-એમ બંને વખતે જમે છે, તેમણે પ્રાયશ્ચિત્તરૂપે ચાંદ્રાયણવ્રતનું અનુષ્ઠાન કરવું જોઈએ. સૂર્યગ્રહણ થવાનું હોય તે સમય પહેલાં ત્રણ પ્રહર-નવ કલાક અગાઉથી જ જમવાનું બંધ કરવું પડે; અર્થાત્ સૂર્યગ્રહણ થવાના સમય પહેલાંના નવ કલાક પહેલાં જ જમી લેવું જોઈએ. સૂર્યગ્રહણના ત્રણ પ્રહર પહેલાં વેધ લાગે છે. વેધકાળમાં જમાય નહિ. એ કાળમાં જમનારો મદ્યપાન કરનારા જેવો મનાય છે. હે મુનિશ્રેષ્ઠ! જો અગ્ન્યાધાન અને દર્શપૌર્ણમાસ આદિ યાગ વચ્ચે ચંદ્રગ્રહણ અથવા સૂર્યગ્રહણ થઈ જાય, તો યજ્ઞકર્તા પુરુષોએ પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ. હે બ્રહ્મન્! ચંદ્રગ્રહણ થાય ત્યારે 'दशमे सोमः०' 'आप्यायस्व०' તથા 'सोमपास्ते०' આ ત્રણ મંત્રોથી હવન કરવો. સૂર્યગ્રહણ વખતે 'उदुत्यं जातवेदसं०' 'आसत्येन०' 'उद्वयं तमसः०'-આ ત્રણ મંત્રોથી હવન કરવાનું વિધાન છે. જે વિદ્વાન આ પ્રમાણે સ્મૃતિમાર્ગથી તિથિનો નિર્ણય કરીને વ્રત આદિ કરે છે, તેને અક્ષય ફળ પ્રાપ્ત થાય છે. વેદમાં જેનું પ્રતિપાદન કરવામાં આવ્યું હોય તે ધર્મ છે. ધર્મથી ભગવાન વિષ્ણુ સન્તુષ્ટ થાય છે. ધર્મપરાયણ મનુષ્ય ભગવાન વિષ્ણુના પરમ ધામમાં જાય છે.

જેઓ ધર્માચરણ કરવા ચાહે છે, તેઓ સાક્ષાત્ ભગવાન કૃષ્ણના સ્વરૂપ હોય છે, તેથી સંસારરૂપી રોગ તેમને કોઈ પ્રકારની હરકત પહોંચાડતો નથી. ૧-૯૩

धर्मान्ये कर्तुमिच्छन्ति ते वै कृष्णस्वरूपिणः ।
तस्मात्तांस्तु भवव्याधिः कदाचिन्नैव बाधते ॥९३॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'વ્રતદાન અને શ્રાદ્ધ આદિ માટે તિથિઓનો નિર્ણય' નામનો ૨૯ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૩૦: વિવિધ પાપોનાં પ્રાયશ્ચિત્તનું વિધાન

सनक उवाच ।
प्रायश्चित्तविधिं वक्ष्ये शृणु नारद साम्प्रतम् ।
प्रायश्चित्तविशुद्धात्मा सर्वकर्मफलं लभेत् ॥१॥

સનક બોલ્યા: હે નારદ! હવે હું પ્રાયશ્ચિત્તના વિધિનું વર્ણન કરીશ, સાંભળો. સંપૂર્ણ ધર્મનું ફળ ઇચ્છનારા પુરુષોએ કામ-ક્રોધથી રહિત, ધર્મશાસ્ત્રમાં પારંગત બ્રાહ્મણોને ધર્મની વાત પૂછવી જોઈએ. હે વિપ્રવર! ભગવાન નારાયણથી વિમુખ હોય તેવા માણસ દ્વારા કરવામાં આવતાં પ્રાયશ્ચિત્ત તેમને પવિત્ર કરતાં નથી. મદિરાના પાત્રને નદીઓ પવિત્ર કરી શકતી નથી, તેમ બ્રહ્મહત્યા કરનાર, મદ્યપાન કરનાર, સોનું વગેરે વસ્તુઓ ચોરનાર અને ગુરુપત્ની સાથે ગમન કરનાર-આ ચારને મહાપાતકી કહેવામાં આવે છે. એમની સોબત કરનારો પુરુષ પાંચમો મહાપાતકી છે. એમની સાથે એક વર્ષ સુધી સૂવાનો, બેસવાનો અને ખાવા-પીવાનો સંબંધ રાખીને નિવાસ કરનારો હોય, તેને પણ

સર્વ કર્મોથી પતિત હોવાનો માનવો જોઈએ, અજાણતાં બ્રહ્મહત્યા થઈ જાય તો ફાટેલાં વસ્ત્રો પહેરવાં અને માથાના વાળ વધારી જટા ધારણ કરવી તથા પોતાના હાથે માર્યા ગયેલા બ્રાહ્મણની કોઈ વસ્તુ ધ્વજ-દંડમાં બાંધીને તે સાથે લઈને વનમાં ભમવું અને વગડાઉ ફળ-મૂળ ખાઈને ત્યાં રહેવું. દિવસમાં એક વાર માપસર ભોજન કરવું, ત્રણે કાળ સ્નાન-સંધ્યા આદિ કર્મો કરવાં. અધ્યયન અને અધ્યાપન આદિ કાર્યનો ત્યાગ કરવો. નિરંતર ભગવાન વિષ્ણુનું ચિંતન કરતા રહેવું. નિત્ય બ્રહ્મચર્યનું પાલન કરવું અને ચંદન તેમ જ માળા આદિ ભોગ્ય વસ્તુઓ છોડી દેવી. તીર્થસ્થાન અને પવિત્ર આશ્રમોમાં નિવાસ કરવો. વનમાંનાં ફળ-મૂળથી નિર્વાહ ન થાય તો ગામમાં જઈને ભિક્ષા માગવી. આ પ્રમાણે શ્રીહરિનું ચિંતન કરતા રહીને બાર વર્ષનું વ્રત કરવું. આથી બ્રહ્મઘાતક શુદ્ધ થઈને બ્રાહ્મણોચિત કર્મ કરવા માટે યોગ્ય બને છે. વ્રત ચાલુ હોય તે દરમિયાન જો હિંસક જંતુઓ અથવા રોગથી તેનું મૃત્યુ થાય, તો તે શુદ્ધ થાય છે. જો તે ગાયો અથવા બ્રાહ્મણોને માટે પ્રાણત્યાગ કરે અથવા શ્રેષ્ઠ બ્રાહ્મણોને દશ હજાર ઉત્તમ ગાયોનું દાન કરે તો તેનાથી પણ તેની શુદ્ધિ થાય છે. આમાંનું ગમે તે પ્રાયશ્ચિત્ત કરવાથી બ્રહ્મઘાતક પાપમાંથી મુક્ત થઈ શકાય છે.

યજ્ઞમાં દીક્ષિત ક્ષત્રિયનો વધ કર્યો હોય તોપણ બ્રહ્મહત્યા માટે જ કહેલું વ્રત કરવું અથવા તો પ્રજ્વલિત અગ્નિમાં પ્રવેશ કરવો અથવા કોઈ ઊંચા સ્થાન પરથી પડતું મૂકવું. યજ્ઞમાં દીક્ષિત બ્રાહ્મણની હત્યા કર્યા પછી બેગણા વ્રતનું આચરણ કરવું. આચાર્ય આદિની હત્યા થઈ જાય તો વ્રત ચારગણું કરવાનું કહ્યું છે. કેવળ નામનો જ બ્રાહ્મણ હોય એવા માણસની હત્યા થઈ જાય તો એક વર્ષ સુધી વ્રત કરવું. હે બ્રહ્મન્! આ પ્રમાણે બ્રાહ્મણ માટે પ્રાયશ્ચિત્તનો વિધિ જણાવવામાં આવ્યો છે. જો ક્ષત્રિય દ્વારા ઉપર કહેલું પાપ થઈ જાય તો તેના માટે બેગણું અને વૈશ્ય માટે ત્રણગણું પ્રાયશ્ચિત્ત કહેવામાં આવ્યું છે. જો શૂદ્ર બ્રાહ્મણનો વધ કરે તો તેને વિદ્વાન પુરુષો મુશલ્ય (મુશળ-સાંબેલાથી મારી નાખવા યોગ્ય) માને છે, રાજાએ તેને જ દંડ આપવો જોઈએ. શાસ્ત્રોનો આ જ નિર્ણય છે. બ્રાહ્મણીના વધમાં અર્ધું અને બ્રાહ્મણકન્યાના વધમાં પા ભાગનું પ્રાયશ્ચિત્ત કહેવામાં આવ્યું છે. યજ્ઞોપવીત-સંસ્કાર થયો ન હોય એવા બ્રાહ્મણ-બાળકનો વધ થયો હોય, તોપણ પા ભાગનું પ્રાયશ્ચિત્ત કરવું. જો બ્રાહ્મણ ક્ષત્રિયનો વધ કરે તો તેણે છ વર્ષ સુધી કૃચ્છ્રવ્રતનું આચરણ કરવું. વૈશ્યનો વધ થાય તો ત્રણ વર્ષ અને શૂદ્રનો વધ કરવામાં આવે તો એક વર્ષ સુધી વ્રત કરવું. યજ્ઞમાં દીક્ષિત બ્રાહ્મણની ધર્મપત્નીનો વધ થયો હોય તો આઠ વર્ષ સુધી બ્રહ્મહત્યાનું વ્રત કરવું. હે મુનિશ્રેષ્ઠ! વૃદ્ધ, રોગી, સ્ત્રી અને બાળકોને માટે સર્વત્ર અર્ધા પ્રાયશ્ચિત્તનું વિધાન છે.

સુરા મુખ્ય ત્રણ પ્રકારની જાણવી જોઈએ. ગૌડી (ગોળમાંથી તૈયાર કરાયેલી), પૈષ્ટી (ચોખા વગેરેના લોટમાંથી બનાવવામાં આવેલી) તથા માધ્વી (ફૂલના રસ, દ્રાક્ષ અથવા મહુડામાંથી બનાવેલી). હે નારદ! ચારે વર્ણના પુરુષ તથા સ્ત્રીઓમાંથી કોઈએ પણ સુરા પીવી ન જોઈએ. હે મુને દારૂ પીનારાં દ્વિજે સ્નાન કરી ભીનાં કપડાં પહેરી રાખી, મનને એકાગ્ર કરી ભગવાન નારાયણનું નિરંતર સ્મરણ કરવું; અને દૂધ, ઘી અથવા ગોમૂત્રને તપાવેલા

લોહખંડ સમાન ગરમ કરીને પી જવું; પછી (જીવતો રહે તો) પાણી પીવું. તે પણ લોહપાત્ર અથવા તાંબાના પાત્રથી પીને મરી જવું. આ પ્રમાણે કરવાથી જ દારૂ પીનારો દ્વિજ મદિરાપાનના પાપથી મુક્ત થાય છે. અજ્ઞાનવશ પાણી સમજીને જો દ્વિજથી દારૂ પિવાઈ જાય તો તેણે વિધિપૂર્વક બ્રહ્મહત્યાનું વ્રત કરવું; પરંતુ તેનાં ચિહ્નો ધારણ કરવાં નહિ. રોગ મટાડવા ખાતર દવારૂપે કોઈ દ્વિજ દારૂ પીએ તો, તેનો ફરીથી ઉપનયનસંસ્કાર કરીને તેની પાસે બે ચાંદ્રાયણ વ્રતો કરાવવાં જોઈએ. દારૂ અડકાડેલા પાત્રમાં જમવું, જેમાં ક્યારેક દારૂ મૂકવામાં આવેલો હોય તે પાત્રમાં જળ પીવું; તેમ જ દારૂથી પલળેલી કોઈ વસ્તુ ખાવી—આ બધું દારૂ પીધા સમાન જ છે. તાડ, ફણસ, દ્રાક્ષ, ખજૂર અને મહુડાંથી તૈયાર કરાયેલ તેમ જ ધાન્યને પથરાથી વાટીને બનાવવામાં આવેલ અરિષ્ટ, મૈરેય અને નારિયળ તેમ જ ગોળમાંથી બનાવેલી માધ્વી—આ અગિયાર પ્રકારની મદિરા કહેવામાં આવી છે. (ઉપર જણાવવામાં આવેલી ત્રણ પ્રકારની મદિરાના જ આ અગિયાર ભેદ છે.) એમાંના કોઈ પણ પ્રકારના મદ્યને બ્રાહ્મણે પીવું નહિ. દ્વિજથી અજ્ઞાનવશ એમાંનું કોઈ પણ મદ્ય પિવાઈ જાય તો ફરીથી પોતાનો ઉપનયન-સંસ્કાર કરાવીને તપ્તકૃચ્છ્રવ્રતનું આચરણ કરવું.

પ્રત્યક્ષ કે પરોક્ષમાં બળપૂર્વક અથવા ચોરી કરીને બીજાઓનું ધન જે માણસ લઈ લે છે, તેના આ કર્મને વિદ્વાન પુરુષો-એ સ્તેય (ચોરી) કહેલ છે. મનુ આદિએ સુવર્ણના માપની પરિભાષા આ પ્રમાણે કરી છે. હે વિપ્રવર! તે માન (માપ) આગળ કહેવામાં આવનારા પ્રાયશ્ચિત્તની ઉક્તિનું સાધન છે, તેથી તેનું વર્ણન કરું છું; સાંભળો: ગવાક્ષમાંથી ઘરમાં આવતાં સૂર્યકિરણોથી જે સૂક્ષ્મ રજકણો ઊડતાં દેખાય છે, તેને વિદ્વાનો ત્રસરેણુ કહે છે. ત્રસરેણુનું આ જ માપ છે. આઠ ત્રસરેણુનો એક 'નિષ્ક' થાય છે. ત્રણ નિષ્કનો એક 'રાજસર્ષપ' (રાઈ) કહેલ છે. ત્રણ રાજસર્ષપનો એક 'ગૌરસર્ષપ' (સરસવ) થાય છે. છ ગૌરસર્ષપનો એક 'જવ' કહ્યો છે. ત્રણ જવનો એક 'કૃષ્ણલ' (ચણોઠી) થાય છે. પાંચ કૃષ્ણલનો એક માષ (માસા) માનવામાં આવેલ છે. હે નારદ! ૧૬ માસા બરાબર એક 'સુવર્ણ' (૧૭૫ ગ્રેન-ટ્રૉય) થાય છે. મૂર્ખતાને લીધે જો કોઈ માણસ એક સુવર્ણ જેટલું બ્રાહ્મણનું ધન અર્થાત્ ૧૬ માસા સોનું ચોરી લે, તો તેણે ઉપર જણાવ્યા મુજબ ૧૨ વર્ષ સુધી કપાલ અને ધ્વજનાં ચિહ્ન ધારણ કર્યા વિના બ્રહ્મહત્યા-વ્રત કરવું જોઈએ. ગુરુજનો યજ્ઞ કરનારા બ્રહ્મ-નિષ્ઠ પુરુષો તથા શ્રોત્રિય બ્રાહ્મણોના સુવર્ણની ચોરી કરી હોય તો નીચે જણાવ્યા પ્રમાણેનું પ્રાયશ્ચિત્ત કરવું. પ્રથમ તો તે પાપ કરવા માટે બને તેટલો પશ્ચાત્તાપ કરવો. પછી આખા શરીરે ઘી ચોપડવું. પછી છાણાંઓથી પોતાનું આખું શરીર ઢંકાય તે પ્રમાણે પોતાના શરીર પર છાણાં ગોઠવવાં ને તે સળગાવીને તેમાં બળી મરવું. આ પ્રમાણે કર્યા પછી જ તે ચોરીના પાપમાંથી મુક્ત થાય છે. જો કોઈ ક્ષત્રિય બ્રાહ્મણના ધનને ચોરી લે ને પશ્ચાત્તાપ થયા પછી ત્યાં ને ત્યાં જ પાછું આપી દે, તો બાર દિવસ ઉપવાસ કર્યા પછી સાન્તપન વ્રત કરવાથી તે શુદ્ધ થાય છે. રત્ન, સિંહાસન, મનુષ્ય, સ્ત્રી, દૂધ આપતી ગાય તથા ભૂમિ આદિ પદાર્થોને પણ સુવર્ણ સમાન જ માનવામાં આવ્યાં છે. એમની ચોરી કરાય તો તે માટે અર્ધું પ્રાયશ્ચિત્ત કહેવામાં આવ્યું છે. રાજસર્ષપ (રાઈ) જેટલું સોનું ચોર-વામાં આવે તો તેના પ્રાયશ્ચિત્તરૂપે ચાર

પ્રાણાયામ કરવા. ગૌરસર્ષપ (સરસવ) જેટલું સુવર્ણનું અપહરણ, કરાય તો સ્નાન કરીને વિધિપૂર્વક ૮૦૦૦ (આઠ હજાર) ગાયત્રી-મંત્રનો જપ કરવો. એક જવ જેટલું સોનું ચોરવામાં આવે તો દ્વિજ સવારથી સાંજ સુધી ગાયત્રીનો જપ કરવાથી શુદ્ધ થાય છે. કૃષ્ણલ (ચણોઠી) જેટલું સોનું ચોરે તો સાન્તપનવ્રત કરવું. એક માસા જેટલું સોનું ચોરે તો એક વર્ષ સુધી ગોમૂત્રમાં રાંધેલા જવ ખાઈને રહેવાથી શુદ્ધ થાય છે. હે મુનીશ્વર! જો સોળ માસા સોનાની ચોરી કરવામાં આવે તો મનુષ્યે એકાગ્ર ચિત્તે બાર વર્ષ સુધી બ્રહ્મહત્યાવ્રત કરવું.

હવે ગુરુપત્ની સાથે વ્યભિચાર કરનારા માણસો માટે પ્રાયશ્ચિત્ત કહેવામાં આવે છે. જો મનુષ્યથી અજ્ઞાનને લીધે સાવકી મા સાથે અથવા પોતાની જનેતા સાથે વ્યભિચાર થઈ જાય તો લોકો આગળ પોતાનું તે પાપ પ્રગટ કરી તેણે પોતાનો અંડકોષ કાપી નાખવો ને તે અંડકોષને પોતાના હાથમાં રાખી નૈર્ઋત્યકોણમાં ચાલ્યા જવું. જતી વખતે માર્ગમાં ક્યારેય સુખ-દુઃખનો વિચાર ન કરવો. આ પ્રમાણે કોઈ માણસ તરફ ન જોતાં પ્રાણનો અંત થતાં સુધી ચાલ્યો જનારો માણસ એ પાપમાંથી શુદ્ધ થાય છે, અથવા પોતાનાં પાપોની ઘોષણા કરતા રહીને કોઈ ઊંચાસ્થાને થીભૂસકો મારીને પડતું મૂકવું. એવીજ રીતે જો કશાય વિચાર વિના પોતાના વર્ણની અથવા પોતાના કરતાં ઉત્તમ વર્ણની સ્ત્રી સાથે મૈથુન થઈ જાય તો એકાગ્ર ચિત્ત થઈને બાર વર્ષ સુધી બ્રહ્મહત્યા-વ્રત કરવું. હે દ્વિજશ્રેષ્ઠ! અજાણતાં અનેકવાર જો સમાન વર્ણ અથવા ઉત્તમ વર્ણની સ્ત્રી સાથે સમાગમ કરવામાં આવે તો સળગતાં છાણાંના અગ્નિમાં બળી મરીને જ તે પાપ કર્મ કરનારો શુદ્ધ થાય છે. વીર્યપાત થતાં પહેલાં જ માતા સાથેની મૈથુનપ્રવૃત્તિમાંથી જો નિવૃત્ત થઈ જાય તો તેણે બ્રહ્મહત્યાનું વ્રત કરવું ને વીર્યપાત થઈ જાય તો પોતાના શરીરને અગ્નિમાં બાળી નાખવું. પોતાના વર્ણની અથવા પોતાના કરતાં ઉત્તમ વર્ણની સ્ત્રી સાથે સમાગમ કરનારો પુરુષ વીર્યપાત થતાં પહેલાં જ નિવૃત્ત થઈ જાય-મૈથુન કરતાં અટકી જઈ તે કાર્યમાંથી ખસી જાય તો તેણે ભગવાન વિષ્ણુનું સ્મરણ અને ચિંતન કરતા રહીને નવ વર્ષ સુધી બ્રહ્મહત્યા-વ્રત કરવું. કામથી વિહ્વળ થઈને જો કોઈ માણસ પોતાની માસી, ફોઈ, ગુરુપત્ની, સાસુ, કાકી, મામી અને દીકરી સાથે વ્યભિચાર કરે તો તેણે વિધિ-પૂર્વક બ્રહ્મહત્યાનું વ્રત કરવું. ત્રણ વખત સંભોગ કરે તો તે વ્યભિચારી પુરુષે આગમાં બળી મરવું. આ પ્રમાણે કરવાથી જ તે શુદ્ધ થાય છે, બીજી કોઈ રીતે તે શુદ્ધ થતો નથી. હે મુનીશ્વર! કામવશ થઈને જે માણસ ચાંડાલી, ભીલડી, પુત્ર-વધૂ, બહેન, મિત્રપત્ની તથા શિષ્યની સ્ત્રી સાથે સમાગમ કરનારે છ વર્ષ સુધી બ્રહ્મહત્યાનું વ્રત કરવું.*

હવે મહાપાતકી પુરુષો સાથે સંસર્ગ રાખનાર માટે પ્રાયશ્ચિત્ત કહેવામાં આવે છે. બ્રહ્મઘાતક આદિ ચાર પ્રકારના મહા-પાતકીઓમાંના જે કોઈની સાથે જે પુરુષનો સંસર્ગ થાય છે. તે માણસના માટે જણા-વવામાં આવેલા પ્રાયશ્ચિત્તના વ્રતનું પાલન કરવાથી નિશ્ચયપૂર્વક તે શુદ્ધ થઈ જાય છે. જે કોઈ માણસ અજાણતાં પાંચ રાત સુધી એમની સાથે નિવાસ કરે છે, તેણે વિધિ-પૂર્વક પ્રાજાપત્યકૃચ્છ્ર નામનું વ્રત કરવું

* આ અથવા આવાં પાપ સમાજમાં ઘણું કરીને બહુ જ ઓછાં થાય છે; પરંતુ પ્રાયશ્ચિત્ત વિધાનોમાં તો લાખો કે કરોડો માણસોમાંના કોઈ એક પણ માણસના હાથે જો તેવું પાપ થાય તો તેનું પણ પ્રાયશ્ચિત્ત જણાવવું જોઈએ એટલા માટે શાસ્ત્રનું આ કઠોર દંડવિધાન છે.

જોઈએ. બાર દિવસ સુધી તેમની સાથે સંસર્ગ ચાલુ રહે તો તેના પ્રાયશ્ચિત્તરૂપે મહાસાન્તપનવ્રત કરવાનું કહેવામાં આવ્યું છે. પંદર દિવસ સુધી મહાપાતકીઓનો સંસર્ગ કરવામાં આવે તો તે માણસે બાર દિવસ સુધી ઉપવાસ કરવા. એક માસ સુધી સંસર્ગ કરાય તો પરાક વ્રત અને ત્રણ માસ સુધી સંસર્ગ થાય તો ચાન્દ્રાયણ વ્રતનું વિધાન છે. છ માસ સુધી મહાપાતકી માણસનો સંગ કરાય તો બે ચાન્દ્રાયણ વ્રતનું અનુષ્ઠાન કરવું. એક વર્ષ કરતાં સહેજ ઓછા સમય સુધી તેમનો સંગ કરાય તો છ મહિના સુધી ચાન્દ્રાયણ વ્રતનું પાલન કરવું.

જો ઇચ્છાપૂર્વક મહાપાતકી પુરુષોનો સંગ કરવામાં આવે તો ક્રમશઃ આ સર્વનું પ્રાયશ્ચિત્ત ઉપર જણાવેલા પ્રાયશ્ચિત્ત કરતાં ત્રણગણું જણાવવામાં આવ્યું છે. દેડકું, નોળિયું, કાગડો, ડુક્કર, ઉંદર, બિલાડી, બકરી, ઘેટું, કૂતરું અને કૂકડો—આમાંના ગમે તેનો વધ કરવામાં આવે તો બ્રાહ્મણે અર્ધકૃચ્છ્ર વ્રતનું આચરણ કરવું. ઘોડાની હત્યા કરનારા માણસે અતિકૃચ્છ્ર વ્રતનું પાલન કરવું. હાથીની હત્યા કરવામાં આવે તો તપ્તકૃચ્છ્ર અને ગોહત્યા કરાય તો પરાક વ્રત કરવાનું વિધાન છે. સ્વેચ્છાએ ઇરાદાપૂર્વક ગાયોનો વધ કરવામાં આવે તો વિદ્વાનોએ તેની શુદ્ધિનો કોઈ ઉપાય જોયો નથી. પીવા યોગ્ય વસ્તુ, શય્યા, આસન, ફૂલ, ફળ, મૂળ તથા ભક્ષ્ય અને ભોજ્ય પદાર્થોની ચોરી કરવાના પાપમાંથી શુદ્ધ થવા માટે પ્રાયશ્ચિત્તરૂપે પંચગવ્યનું પાન કરવાનું કહેવામાં આવ્યું છે. સૂકાં લાકડાં, ઘાસ, વૃક્ષ, ગોળ, ચામડું, વસ્ત્ર અને માંસ—એમની ચોરી કરવામાં આવે તો ત્રણ રાત સુધી ઉપવાસ કરવો જોઈએ. ટિટોડી, ચક્રવાક, હંસ, કારંડવ, ઘુવડ, સારસ, કબૂતર, જલકૂકડો, પોપટ, ચાસ પક્ષી, બગલો અને કાચબો—એમાંના ગમે તેને મારવામાં આવે તો બાર દિવસ સુધી ઉપવાસ કરવો જોઈએ. વીર્ય, મળ અને મૂત્ર ખવાઈ જાય તો પ્રાજાપત્યવ્રત કરવું. શૂદ્રનું એઠું ખાવામાં આવે તો ત્રણ ચાંદ્રાયણ વ્રત કરવાનું વિધાન છે. રજસ્વલા સ્ત્રી, ચાંડાલ, મહાપાતકી, સુવાવડી સ્ત્રી, પતિત અને ઉચ્છિષ્ટ વસ્તુ આદિનો સ્પર્શ કરવામાં આવે તો વસ્ત્ર સહિત સ્નાન કરવું અને ઘી પીવું. હે નારદ ! એ ઉપરાંત આઠસો ગાયત્રી મંત્રનો જપ કરવો, ત્યારે જ તે શુદ્ધ થાય છે. બ્રાહ્મણો અને દેવતાઓની નિંદારૂપ કાર્ય સર્વ પાપોથી મોટું પાપ છે. વિદ્વાનોએ જે જે પાપો મહાપાતક સમાન કહ્યાં છે, તે સર્વનું આ પ્રમાણે જ વિધિપૂર્વક પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ. ભગવાન નારાયણનું શરણ સ્વીકારીને પ્રાયશ્ચિત્ત કરનારા માણસનાં બધાં પાપ નષ્ટ થઈ જાય છે.

રાગદ્વેષ આદિથી મુક્ત થઈને પાપોનું જે માણસ પ્રાયશ્ચિત્ત કરે છે, સમસ્ત પ્રાણીઓ પ્રત્યે જે દયાભાવ રાખે છે અને ભગવાન વિષ્ણુના સ્મરણમાં તત્પર રહે છે, તે મહાપાતકોથી અથવા સઘળાં પાપોથી યુક્ત હોય તોપણ તેને સર્વ પાપોથી મુક્ત જ જાણવો જોઈએ; કારણ કે તે ભગવાન વિષ્ણુના ભજનમાં લાગેલો હોય છે. જે માનવી અનાદિ, અનંત, વિશ્વરૂપ તથા રોગ અને શોકથી રહિત ભગવાન નારાયણનું ચિંતન કરે છે, તે કરોડો પાપોથી છૂટી જાય છે. સાધુ પુરુષોના હૃદયમાં વિરાજેલા ભગવાન વિષ્ણુનું સ્મરણ, પૂજન, ધ્યાન અથવા નમસ્કાર કરવાથી સર્વ પાપોનો અવશ્ય નાશ થાય છે. જે માણસ કોઈના સંપર્કથી અથવા મોહને વશ થઈને પણ ભગવાન વિષ્ણુનું પૂજન કરે છે, તે સર્વ પાપોથી મુક્ત થઈને વૈકુંઠધામમાં જાય છે. હે નારદ! ભગવાન વિષ્ણુનું એકવાર સ્મરણ કરવાથી સર્વ ક્લેશોનો સમૂહ નષ્ટ થઈ જાય છે. તે માણસને

સ્વર્ગ આદિ ભોગોની પ્રાપ્તિ થાય છે. મનુષ્ય-જન્મ અતિ દુર્લભ છે. જેમને એ પ્રાપ્ત થાય છે, તેઓ ધન્ય છે. માનવદેહ પ્રાપ્ત થયા છતાં ભગવાનની ભક્તિ તો વળી વધારે દુર્લભ હોવાનું કહેવામાં આવ્યું છે; તેથી મનુષ્ય યોનિમાં જન્મ પામીને ભક્તિપૂર્વક ભગવાન વિષ્ણુનું ભજન કરવું જોઈએ. ભગવાન જ અજ્ઞાની જીવોને અજ્ઞાનમય બંધનમાંથી મુક્ત કરતા હોય છે. ભગવાનનું ભજન કરવાથી સર્વ વિઘ્ન નષ્ટ થઈ જાય છે તથા મનની શુદ્ધિ થાય છે. ભગવાન જનાર્દનની પૂજા કરવાથી મનુષ્ય પરમ મોક્ષ પ્રાપ્ત કરી લે છે. ભગવાનની આરાધનામાં લાગેલા માણસોના ધર્મ, અર્થ, કામ અને મોક્ષ નામના સનાતન પુરુષાર્થ અવશ્ય સિદ્ધ થાય છે; એમાં સંશય નથી.

અરે! પુત્ર, સ્ત્રી, ઘર, ખેતર, ધન અને ધાન્ય નામને ધારણ કરનારી માનવી વૃત્તિને પામીને તું અભિમાન ન કર. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, પરાપવાદ અને નિંદાનો સર્વથા ત્યાગ કરીને ભક્તિપૂર્વક ભગવાન શ્રીહરિનું ભજન કર. સર્વ પ્રવૃત્તિઓનો ત્યાગ કરીને ભગવાન જનાર્દનની આરાધનામાં લાગી જા. યમપુરીનાં તે વૃક્ષો નજીકમાં જ દેખાઈ રહ્યાં છે. ઘડપણ આવ્યું નથી, મૃત્યુ પણ જ્યાં સુધી આવી પહોંચ્યું નથી અને ઇંદ્રિયો પણ શિથિલ થઈ નથી ત્યાં સુધીમાં ભગવાન વિષ્ણુની આરાધના કરી લેવી જોઈએ. આ શરીર નાશવાન છે. ડાહ્યા માણસે કદી એનો ભરોસો ન કરવો. મૃત્યુ હમેશાં એની સાથે જ રહેલું છે. ધનવૈભવ અત્યંત ચંચળ છે અને શરીર થોડા જ સમયમાં મોતનો કોળિયો બની જવાનું છે, એટલા માટે એનું અભિમાન છોડી દેવું. હે મહાભાગ! સંયોગનો અંત વિયોગ જ છે. અહીં સર્વ કાંઈ ક્ષણભંગુર છે, એમ જાણીને ભગવાન જનાર્દનની પૂજા કર. આશાને લીધે માણસ દુષ્ટ બને છે, તેના માટે મોક્ષ અત્યંત દુર્લભ છે. જે માણસ ભક્તિપૂર્વક ભગવાન વિષ્ણુનું ભજન કરે છે, તે મહાપાતકી હોય તોપણ તેમના પરમ ધામને પામે છે. ત્યાં ગયા પછી કોઈને શોક થતો નથી. સર્વ તીર્થો, સર્વ યજ્ઞો અને અંગો સહિત તમામ વેદો પણ ભગવાન નારાયણના પૂજનની સોળમી કળાની સરખામણીમાં આવી શકતા નથી. ભગવાન વિષ્ણુની ભક્તિથી વંચિત હોય તેવા માણસને વેદ, યજ્ઞ અને શાસ્ત્રોથી લાભ શો? એવા માણસો તીર્થયાત્રા કરે અથવા તપવ્રત કે ઉપવાસ કરે તો તેથી પણ શું મળવાનું છે? વિષ્ણુનું યજન કરનારા માણસો વૈકુંઠધામમાં જાય છે. અચ્યુત ભગવાનનું સ્મરણ કરનારો માણસ પોતાના નિત્ય સખા નારાયણને પ્રાપ્ત કરી લે છે. ૧–૧૧૪

अनादिमात्मानमनन्तशक्तिमाधारभूतं जगतः सुरेड्यम्। ज्योतिःस्वरूपं परमच्युताख्यं स्मृत्वा समभ्येति नरः सखायम् ॥ ११४ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'પ્રાયશ્ચિત્તવિધિ' નામનો ૩૦ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૩૧ : યમલોકમાં પાપીઓનાં કષ્ટ તથા પુણ્યાત્માઓના સુખનું વર્ણન

नारद उवाच।

कथितो भवता सम्यग्वर्णाश्रमविधिर्मुने।
इदानीं श्रोतुमिच्छामि यममार्गं सुदुर्गमम् ॥ १ ॥

નારદ બોલ્યા : હે મુને! આપે વર્ણ અને આશ્રમોના ધર્મનું સારી પેઠે વર્ણન કર્યું. હવે હું દુર્ગમ યમમાર્ગનું વર્ણન સાંભળવા ઇચ્છું છું!

સનક બોલ્યા : હે બ્રહ્મન્! સાંભળો! હું અત્યંત દુર્ગમ યમલોકના માર્ગનું વર્ણન કરું છું. પુણ્યાત્માઓને તે સુખ આપનારું અને પાપીઓને માટે ભયપ્રદ છે. હે મુનીશ્વર! પ્રાચીન જ્ઞાની પુરુષોએ

યમલોકના માર્ગનો વિસ્તાર છયાશીહજાર યોજનનો કહ્યો છે. જેમણે મૃત્યુલોકમાં દાન કર્યું હોય છે, તેઓ સુખપૂર્વક એ માર્ગમાં પ્રવાસ કરે છે અને જેઓ ધર્મથી હીન હોય છે તેઓ અત્યંત કષ્ટપૂર્વક, ભારે પીડા ભોગવવા સાથે આ માર્ગથી ગમન કરતા હોય છે. પાપી માણસો તે માર્ગ પર દીનભાવે જોરજોરથી રડતા-કકળતા જાય છે-તેઓ અત્યંત ભયભીત અને નગ્ન હોય છે. તેમનું ગળું, હોઠ અને તાળવું સુકાતાં હોય છે. યમના દૂતો ચાબુક વગેરેથી તથા અનેક પ્રકારનાં આયુધોથી તેમના પર આઘાત કરતા રહે છે-તેઓ આમતેમ નાસતાં રહીને ભારે કષ્ટથી તે માર્ગ પર ચાલવા શક્તિમાન થાય છે. તે માર્ગમાં ક્યાંક કાદવ, ક્યાંક ભડભડતી આગ, ક્યાંક ધખધખતી પથરાયેલી રેત ને ક્યાંક ધારદાર શિલાઓ હોય છે. ક્યાંક કાંટાળાં ઝાડ અને ક્યાંક એવા પહાડ હોય છે કે, જેમની શિલાઓ પર ચઢવાનું ભારે ત્રાસદાયક હોય છે. ક્યાંક વળી કાંટાઓની મોટી વાડ કરેલી હોય છે ને ક્યારેક કંદરાઓમાં પેસવું પડે છે. તે માર્ગમાં ક્યાંક કાંકરા છે, ક્યાંક ઢેખાળાઓ છે અને ક્યાંક સોય જેવા તીક્ષ્ણ કાંટા પાથરેલા હોય છે. ક્યાંક વાઘ ગર્જતા હોય છે. હે નારદ! આ પ્રમાણે પાપી માણસો ભારે કષ્ટ ભોગવતાં એ માર્ગ પર થઈને જતાં હોય છે. કેટલાક પાશમાં બંધાયેલા હોય છે, કેટલાકને અંકુશોથી ખેંચવામાં આવે છે અને કેટલાકની પીઠ પર અસ્ત્ર-શસ્ત્રનો માર પડતો હોય છે. આવી ભૂંડી હાલતે પાપી માણસો તે માર્ગ પર થઈને જાય છે. કેટલાંક માણસોનાં નસકોરાંની વચ્ચે કાણું પાડીને મોઈ નાખી દેવામાં આવે છે અને તેને જ પકડીને તેમને ખેંચવામાં આવે છે, કેટલાંક આંતરડાંથી બંધાયેલાં રહે છે અને કેટલાક પાપી પુરુષો પોતાના શિશ્નના અગ્રભાગથી લોઢાનો વજનદાર બોજો-ભાર વહન કરતા એ માર્ગે જતા હોય છે. કેટલાક માણસો નાસિકાના અગ્રભાગ દ્વારા અને કેટલાક પાપીઓ બંને કાનોથી લોહભાર વહન કરતા હોય છે. કેટલાંક ભારે નિસાસા નાખતાં હોય છે. કેટલાંકની આંખો ઢાંકી દેવામાં આવે છે. તે માર્ગમાં ક્યાંય પણ આરામ કરવા માટે છાયા અને પીવાને માટે પાણી સુદ્ધાં હોતું નથી, તેથી પાપી માણસો જાણે-અજાણે કરેલાં પોતાનાં પાપકર્મો માટે શોક કરતાં રહીને ભારે દુઃખ ભોગવતાં એ માર્ગ પરથી જતાં હોય છે.

હે નારદ! ઉત્તમ બુદ્ધિવાળા જે માણસો ધર્મનિષ્ઠ અને દાનશીલ હોય છે, તેઓ અત્યન્ત સુખી થઈને ધર્મરાજના લોકમાં જાય છે. હે મુનિશ્રેષ્ઠ! અન્નદાન કરનારાઓ સ્વાદિષ્ટ અન્નનું ભોજન કરતા રહીને ધર્મરાજ પાસે જાય છે. જળદાન કરેલું હોય તેઓ પણ અત્યન્ત સુખી થઈને ઉત્તમ દૂધનું પાન કરતા રહીને જતાં હોય છે. મઠો અને દહીંનું દાન કરનારા પણ ઉત્તમ ભોગ ભોગવે છે. હે દ્વિજશ્રેષ્ઠ! ઘી, મધ અને દૂધનું દાન કરનારાઓ સુધાપાન કરતા રહીને ધર્મરાજ પાસે જાય છે. શાકનું દાન આપનાર ક્ષીરભોજન પામે છે અને દીપદાન કરનારાઓ તમામ દિશાઓને પ્રકાશિત કરતાં ધર્મરાજના ધામમાં જાય છે. વસ્ત્રદાન કરનારો પુરુષ દિવ્ય વસ્ત્રોથી વિભૂષિત થઈને જાય છે. આભૂષણોનું દાન કરેલું હોય તે માણસ દેવતાઓના મુખથી પોતાની સ્તુતિ સાંભળતો તે માર્ગ પર થઈને પ્રયાણ કરે છે. ગાયનું દાન કરવાના પુણ્યફળથી સર્વ પ્રકારનાં સુખથી સમ્પન્ન થાય છે. હે દ્વિજશ્રેષ્ઠ! ઘોડા, હાથી તથા રથ આદિનું દાન કરનારો માણસ સકળ ભોગોથી

યુક્ત વિમાન દ્વારા ધર્મરાજના મંદિરમાં જાય છે. માંતા-પિતાની સેવા ચાકરી કરી હોય તે માણુસ દેવતાઓથી પૂજાઈને પ્રસન્નચિત્તે ધર્મરાજ પાસે જાય છે. યતિઓ, વ્રતધારીઓ તથા શ્રેષ્ઠ બ્રાહ્મણુની સેવા કરનારો માણુસ સુખપૂર્વક ધર્મલોકમાં જાય છે. સર્વ પ્રાણીઓ પ્રત્યે દયાભાવ રાખનારો દ્વિજ દેવતાઓથી પૂજાઈને સર્વ ભોગોથી યુક્ત થઈને વિમાન દ્વારા ધર્મરાજ પાસે જાય છે. વિદ્યાદાન આપનારો બ્રહ્મા વડે પૂજાય છે. પુરાણુ વાંચનારો માણુસ મુનિઓ દ્વારા થતી પોતાની સ્તુતિને સાંભળે છે. આ પ્રમાણે ધર્મપરાયણુ માણુસો સુખપૂર્વક ધર્મરાજના લોકમાં જાય છે. તે સમયે ધર્મરાજ શંખ, ચક્ર, ગદા અને ખડ્ગ ધારણુ કરીને અત્યન્ત સ્નેહપૂર્વક મિત્રની પેઠે તે પુણ્યાત્મા પુરુષનું પૂજન કરતી વખતે કહેતા હોય છે કે, 'હે પુણ્યાત્મા પુરુષો! માનવજન્મ પ્રાપ્ત કર્યા પછી જે માણુસ પુણ્યકર્મ કરતો નથી, તે મહાન પાપી છે ને તે આત્મહત્યા કરે છે. અનિત્ય એવો માનવજન્મ પામીને જે ધર્મકાર્ય કરતો નથી, તે ઘોર નરકમાં જાય છે. એના જેવો મૂર્ખ બીજો કોણુ હોય! આ શરીર યાતનારૂપ છે અને મળ વગેરેથી સદા અપવિત્ર છે. જે એની સ્થિરતા પર ભરોસો રાખે છે તેને આત્મઘાતી જાણુવો. સર્વ ભૂતોમાં પ્રાણુધારી શ્રેષ્ઠ છે, ને તેમાંય બુદ્ધિથી જીવનનિર્વાહ કરનારાં પશુપક્ષી આદિ શ્રેષ્ઠ છે; ને તેમના કરતાંય મનુષ્ય શ્રેષ્ઠ છે. માણુસોમાં બ્રાહ્મણુ, બ્રાહ્મણોમાં વિદ્વાન અને વિદ્વાનોમાં સ્થિર બુદ્ધિવાળા પુરુષો શ્રેષ્ઠ છે. સ્થિર-અચંચલ બુદ્ધિવાળા પુરુષોમાં કર્તવ્યનું પાલન કરનારા શ્રેષ્ઠ છે અને કર્તવ્યપાલકોમાં પણુ બ્રહ્મવાદી (વેદનું કથન કરનારા) પુરુષો શ્રેષ્ઠ છે. બ્રહ્મવાદીઓમાં પણુ જે મમતા આદિ દોષોથી રહિત હોય તે શ્રેષ્ઠ છે; પરંતુ ભગવાનના ધ્યાનમાં જે સદા તત્પર રહેતો હોય તે સર્વ કરતાં શ્રેષ્ઠ છે, એટલા માટે હમેશાં (સદાચાર અને ઈશ્વરની ભક્તિરૂપ) ધર્મનો પ્રયત્નપૂર્વક સંગ્રહ કરવો જોઈએ. ધર્માત્મા જીવ બધે પૂજાય છે, એમાં સંશય નથી. તમો બધાં સંપૂર્ણુ ભોગોથી યુક્ત પુણ્યલોકમાં જાઓ. જો કોઈ પાપ હોય તો તેનું ફળ, અહીં પાછા આવીને ભોગવજો.'

આમ કહીને યમરાજ તે પુણ્યાત્માઓની પૂજા કરીને તેમને સદ્‌ગતિએ પહોંચાડી દે છે અને પાપીઓને બોલાવીને તેમને કાલદંડથી બીવડાવીને ફટકારે છે. તે સમયે તેમનો અવાજ પ્રલયકાળના મેઘની ગર્જના જેવો ભયંકર હોય છે અને તેમના શરીરનો વર્ણુ કાજળના ગિરિ સમાન જણાતો હોય છે. તેમનાં અસ્ત્રશસ્ત્રો વીજળીની જેમ ચળકતાં હોય છે, જેથી તે ઘણાં ભયંકર જણાય છે. તેમને બત્રીસ હાથ હોય છે અને શરીરનો વિસ્તાર ત્રણુ યોજનનો હોય છે. તેમની લાલ-લાલ આંખો વાવના જેવી જણાય છે, તેમના બધા દૂતો યમરાજના જેવા ભયંકર થઈને ગર્જવા લાગે છે. તેમને જોઈને પાપી જીવો ધ્રૂજવા માંડે છે, ને પોતપોતાનાં કર્મોનો વિચાર કરીને શોકગ્રસ્ત થઈ જાય છે. તે સમયે યમની આજ્ઞાથી ચિત્રગુપ્ત તે પાપીઓને કહે છે કે, 'અરે! ઓ! દુરાચારી પાપાત્માઓ! તમો બધાં અભિમાનથી દૂષિત થયેલાં છો. તમે અવિવેકીઓએ કામ, ક્રોધ આદિથી દૂષિત અહંકારયુક્ત ચિત્તથી શા માટે પાપાચરણુ કર્યું? શરૂઆતમાં તો તમોએ ખૂબ મોજમાં આવી જઈને પાપકર્મ કર્યાં છે. હવે એ જ પ્રમાણે તમારે નરકનાં દુઃખો પણુ ભોગવવાં જોઈએ. પોતાનું કુટુંબ, પોતાના મિત્ર અને સ્ત્રીને માટે જેવું પાપ તમોએ કર્યું છે, તે અનુસાર કર્મવશઃ તમો

અહીં આવી પહોંચ્યા છો! તો હવે સંતાપ શા માટે કરો છો? પાપકર્મ કરતી વખતે તમોએ એવો વિચાર સુદ્ધાં ન કર્યો કે યમરાજ આપણુને અવશ્ય સજા કરશે. દરિદ્ર હોય કે ધનવાન, મૂર્ખ હોય કે, પંડિત, કાયર હોય કે વીર–યમરાજની દૃષ્ટિમાં બધાં સમાન છે, તેઓ બધાંની સાથે સમાન ભાવથી વર્તે છે. ચિત્રગુપ્તનાં આ વચન સાંભળીને તે પાપીઓ ભયભીત થઈ પોતાનાં કર્મો માટે શોક કરતા મૌન-ભાવ ધારણ કરી ઊભા રહે છે, ત્યારે યમરાજની આજ્ઞાનું પાલન કરનારા ક્રૂર, ક્રોધી અને ભયંકર દૂતો આ પાપીઓને બળપૂર્વક પકડીને નરકમાં નાખી દે છે. ત્યાં પોતાનાં પાપોનું ફળ ભોગવીને છેવટે શેષ રહેલા પાપના ફળસ્વરૂપ તેઓ ભૂતળ પર આવીને સ્થાવર આદિ યોનિઓમાં જન્મ પામે છે.

નારદે પૂછ્યું : હે ભગવન્! મારા મનમાં એક શંકા પેદા થઈ છે. આપે જ કહ્યું છે કે, ગ્રામ આદિનું દાન આપીને પુણ્ય કર્મ કરનારાઓને કરોડો કલ્પ સુધી તેમનાં ફળ મહાન ઐશ્વર્ય ભોગરૂપે પ્રાપ્ત થતાં રહે છે. બીજી બાજુ આપે એમ પણ કહ્યું છે કે, પ્રાકૃત પ્રલયમાં સર્વ લોકોનો નાશ થઈ જાય છે અને એકમાત્ર ભગવાન વિષ્ણુ જ અવશિષ્ટ રહે છે, આથી મને એવો સંશય થયો છે કે પ્રલયકાળ સુધી જીવનાં પુણ્ય અને પાપભોગની શું સમાપ્તિ થતી નથી? આપ મારા આ સંદેહનું નિવારણ કરવા યોગ્ય છો.

શ્રી સનકે કહ્યું : હે મહાપ્રાજ્ઞ! ભગવાન નારાયણ અવિનાશી, અનંત, પરમ પ્રકાશ-સ્વરૂપ અને સનાતન પુરુષ છે. તેઓ વિશુદ્ધ, નિર્ગુણ, નિત્ય અને માયામોહથી રહિત છે. પરમાનંદ સ્વરૂપ શ્રીહરિ નિર્ગુણ હોવા છતાં પણ સગુણ જેવા પ્રતીત થાય છે. બ્રહ્મા, વિષ્ણુ અને શિવ આદિ રૂપોમાં વ્યક્ત થઈને તેઓ ભેદરૂપે જણાય છે. માયાના સંયોગથી તેઓ જ સંપૂર્ણ જગતનું કાર્ય કરે છે, તેઓ જ સર્જન, પાલન અને સંહાર કરે છે. આ નિશ્ચિત સત્ય છે. પ્રલયકાળ વ્યતીત થઈ ગયા પછી ભગવાન જનાર્દને શેષશય્યામાંથી ઊઠીને બ્રહ્મારૂપે સમસ્ત ચરાચર વિશ્વની પૂર્વકલ્પો અનુસાર સૃષ્ટિ રચના કરી છે. હે વિપ્રવર! પૂર્વ કલ્પોમાં જે જે સ્થાવરજંગમ જીવો જ્યાં જ્યાં હોય છે, ત્યાં ત્યાં નવા કલ્પના પ્રારંભમાં બ્રહ્મા તે સંપૂર્ણ જગતની પૂર્વવત્ રચના કરી દે છે. આથી હે સાધુશિરોમણિ! કરેલાં પાપો અને પુણ્યોનું અવશ્ય ફળ ભોગવવું પડે છે. (પ્રલય થઈ ગયા પછી જીવનાં જે કર્મોનું ફળ બાકી રહી જાય છે, તે પોતાનાં પુરાતન કર્મોનું ફળ બીજા કલ્પમાં નવી સૃષ્ટિરચના થતાં જીવ અવશ્ય ભોગવે છે.) કોઈ પણ કર્મ સો કરોડ કલ્પોમાં પણ તેનું ફળ ભોગવ્યા વિના નષ્ટ થતું નથી. પોતાનાં શુભ અથવા અશુભ કર્મોનું ફળ અવશ્ય ભોગવવું જ પડે છે. જે સર્વ લોકોનો અંતરાત્મા જગન્મય નારાયણદેવ છે, તે પરિપૂર્ણ સનાતન બ્રહ્મ જ સર્વ કર્મોનું ફળ ભોગવે છે.

જે વિશ્વંભર દેવ ગુણભેદથી વ્યવસ્થિત કરે છે, તે અવ્યય પોષણ અને સંહાર રહીને સર્જન, ઈશ્વર જ સર્વભુક્ છે. ૧–૭૧

योऽसौ विश्वंभरो देवो गुणभेदव्यवस्थितः ।
सृजत्यवति चात्येतत्सर्वं सर्वभुगव्ययः ॥ ७१ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'યમલોકના માર્ગમાં કષ્ટ તથા સુખનું વર્ણન' નામનો ૩૧ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૩૨ : પાપી જીવોની અવસ્થા

सनैक उवाच ।

एवं कर्मपाशनियन्त्रितजन्तवः स्वर्गादिपुण्यस्थानेषु पुण्यभोगमनुभूय यातनासु चातीव दुःखतरं पापफलमनुभूय प्रक्षीणकर्मावशेषेणामुं लोकमागत्य सर्वभयविह्वलेषु मृत्युबाधासंयुतेषु स्थावरादिषु जायन्ते ॥

શ્રી સનક બોલ્યા : આ પ્રમાણે કર્મના પાશમાં બંધાયેલા જીવો સ્વર્ગ આદિ પુણ્યસ્થાનોમાં પુણ્ય કર્મોનું ફળ ભોગવીને તથા નરકની યાતનાઓમાં પાપોનું અત્યંત દુઃખમય ફળભોગ વીત્યા પછી ક્ષીણ થયેલાં કર્મોના અવશેષ ભાગથી આ લોકમાં આવીને સ્થાવર આદિ યોનિઓમાં જન્મ લે છે, વૃક્ષ, ગુલ્મ, લતા, વલ્લી અને પર્વત તથા તૃણ આ સ્થાવર નામથી વિખ્યાત છે. સ્થાવર જીવો મહામોહથી ઢંકાયેલા હોય છે. સ્થાવર યોનિઓમાં તેમની સ્થિતિ આ પ્રમાણે હોય છે : તેમને પ્રથમ બીજરૂપે વાવવામાં આવે છે. ત્યારબાદ જળ સિંચાયા પછી તેઓ મૂળ ભાવને પ્રાપ્ત થાય છે. મૂળમાંથી અંકુર ઉત્પન્ન થાય છે, અંકુરમાંથી પાંદડાં, થડ, પાંતળી ડાળીઓ વગેરે ફૂટે છે. શાખાઓમાંથી કળી અને કળીઓમાંથી ફૂલ પ્રકટે છે, ફૂલોમાંથી જ અનાજ તથા ફળ વગેરે થાય છે. સ્થાવર યોનિઓમાં જે મોટાં મોટાં વૃક્ષો હોય છે, તેઓ પણ કપાવું, દાવાનળમાં બળવું તથા ટાઢ–તડકો સહેવો વગેરે મહાન દુઃખ ભોગવીને મૃત્યુ પામે છે, ત્યાર પછી તે જીવો કીટ આદિ યોનિઓમાં ઉત્પન્ન થઈને હમેશાં અતિશય દુઃખ ભોગવતાં રહે છે. પોતાના કરતાં બળવાન પ્રાણીઓ દ્વારા કષ્ટ આપવામાં આવતાં તેઓ તેનું નિવારણ કરવા અસમર્થ થાય છે, ટાઢ અને પવન આદિથી ભારે કષ્ટ પામે છે અને દરરોજ ભૂખથી પીડાઈને મળ–મૂત્ર આદિમાં ખદબદતા રહે છે, ને કષ્ટ ભોગવતા રહે છે. ત્યાર પછી એવા જ ક્રમથી પશુયોનિમાં આવીને પોતાના કરતાં બળવાન પશુઓના ઉપદ્રવથી ભયભીત થઈને તે જીવો નિષ્કારણ પણ ભારે ઉદ્વેગ અનુભવતા રહીને કષ્ટ ભોગવ્યા કરે છે. તેમને પવન અને પાણી અંગે ઘણું કષ્ટ વેઠવું પડે છે. અંડજ(પક્ષી)ની યોનિઓમાં પણ તેઓ ક્યારેક પવન ભક્ષણ કરીને રહે છે, અને ક્યારેક માંસ તથા અપવિત્ર વસ્તુઓ ખાતાં હોય છે. ગ્રામીણ પશુઓની યોનિઓમાં આવીને પણ તેમને ક્યારેક ભાર ખેંચવાનું, દોરડાં વગેરેથી બંધાવાનું, લાકડીઓથી ફટકારાવાનું; તેમ જ હળ વગેરેમાં જોતરાવાનું દુઃખ ભોગવવું પડે છે. આ પ્રમાણે અનુક્રમે ઘણી યોનિઓમાં ભ્રમણ કરીને તે જીવો મનુષ્ય યોનિમાં જન્મે છે. વળી જો કોઈ ખાસ પુણ્ય કર્યું હોય તો તે ક્રમ વિના પણ શીઘ્ર મનુષ્યયોનિ પ્રાપ્ત કરી લે છે. મનુષ્યજન્મ પામીને પણ નીચ જાતિઓમાં નીચ પુરુષની સેવા કરનારા, દરિદ્ર, અંગહીન અથવા અધિક અંગવાળા થઈને તેઓ કષ્ટ અને અપમાન સહન કરે છે તથા અત્યંત દુઃખથી પૂર્ણ, તાવ, ટાઢ અને તડકો તેમજ અનેક પ્રકારના રોગોથી પીડાઈને ભારે કષ્ટ ભોગવે છે.

મનુષ્યજન્મમાં પણ જ્યારે સ્ત્રી અને પુરુષ મૈથુન કરે છે, તે સમયે વીર્ય સ્ખલિત થઈને જ્યારે જરાયુ(ગર્ભાશય)માં પ્રવેશ કરે છે, તે જ સમયે જીવ પોતાનાં કર્મોને વશ થઈને તે વીર્યની સાથે ગર્ભાશયમાં પ્રવેશી રજ–વીર્યના કલલમાં સ્થિર થાય છે. તે વીર્ય જીવના પ્રવેશ કર્યાના પાંચ દિવસ પછી કલલરૂપે પરિણત થાય છે. ત્યાર બાદ પંદર દિવસ પછી તે પલલ-(માંસ–પિંડના જેવી સ્થિતિ)ભાવને પ્રાપ્ત

થઈ એક માસમાં વધીને પ્રાદેશ[1] જેવડો થાય છે. ત્યારથી માંડીને પૂર્ણ ચેતનાનો અભાવ હોવા છતાંય માતાના ઉદરમાં ન વેઠી શકાય તેવો તાપ અને ક્લેશ થવાને લીધે તે એક સ્થાન પર સ્થિર ન રહી શકવાથી, વાયુની પ્રેરણાથી આમતેમ ભ્રમણ કરે છે. ત્યાર બાદ બીજો મહિનો પૂરો થતાં તે મનુષ્યનો આકાર પામે છે. ત્રીજો મહિનો પૂરો થયા પછી તેના હાથ–પગ આદિ અવયવો પ્રકટ થાય છે અને ચાર મહિના વીતી ગયા પછી તેના સર્વ અવયવોની સંધિ થઈ ગયાનું જણાવા લાગે છે. પાંચ મહિના પછી આંગળીઓ પર નખ આવવા લાગે છે, છ માસ પૂરા થતાં નખોની સંધિ સ્પષ્ટ થઈ જાય છે, તેની નાભિમાંની નાળ દ્વારા અન્નરસ મેળવીને તે પોષણ પામે છે. તેનાં સર્વ અંગો અપવિત્ર મળમૂત્ર આદિથી ખરડાયેલાં રહે છે, જરાયુ–ઓળમાં તેનું શરીર બંધાયેલું હોય છે અને તે માતાનાં રક્ત, હાડકાં, કીડા, વસા, મજ્જા, સ્નાયુ અને કેશ આદિથી દૂષિત તથા ગંધાતા શરીરમાં નિવાસ કરે છે. માતાએ ખાધેલા ખાટા, ખારા તથા ઊના ખોરાકથી તે દાઝતો રહે છે. પોતાને આવી કપરી હાલતમાં મુકાયેલો જોઈને તે દેહધારી જીવ પૂર્વ-જન્મોની સ્મૃતિના પ્રભાવથી અગાઉ વેઠેલાં નરકનાં દુઃખોને પણ યાદ કરીને આંતરિક દુઃખથી વધુ ને વધુ બળવા લાગે છે: 'અરે! હું મહાપાપી છું. કામવાસ-નાથી અંધ થઈ જવાને લીધે પારકી સ્ત્રીઓનું હરણ કરીને તેમની સાથે સંભોગ કરી મેં ઘણાં મોટાં પાપ કર્યાં છે. તે પાપોને લીધે હું એકલો જ આવાં આવાં નરકોનાં કષ્ટ ભોગવતો રહ્યો. વળી ત્યાર પછી સ્થાવર આદિ યોનિઓમાં ભારે દુઃખ ભોગવીને હવે માનવ યોનિમાં આવ્યો છું. આંતરિક દુઃખ તથા બાહ્ય સંતાપથી બળી રહ્યો છું. અરેરે! દેહધારીઓને કેટલું બધું દુઃખ ભોગવવું પડે છે! પાપને લીધે જ શરીર પ્રાપ્ત થાય છે, માટે પાપ ન કરવું જોઈએ. કુટુંબ, મિત્ર અને સ્ત્રીના માટે મેં પારકાંઓનું ધન ચોર્યું છે. તે પાપને લીધે જ ગર્ભની પોટલીમાં બંધાયેલો બળી રહ્યો છું. પૂર્વજન્મમાં પારકાંઓનું ધન જોઈને અદેખાઈને લીધે બળી જતો હતો; તેથી હું પાપી જીવ આ સમયે પણ ગર્ભની આગથી નિરંતર બળ્યા કરું છું. મન, વાણી અને શરીરથી મેં બીજાઓને ઘણું કષ્ટ આપ્યું હતું, તે પાપથી હું એકલો જ આજે અત્યંત દુઃખી થઈને બળી રહ્યો છું.' આ પ્રમાણે તે ગર્ભસ્થ જીવ નાના પ્રકારે વિલાપ કરીને પોતે જ પોતાને આ પ્રમાણે આશ્વાસન આપે છે:

'હવે હું જન્મ લીધા પછી સત્સંગ તથા ભગવાન વિષ્ણુની કથાનું શ્રવણ કરીને વિશુદ્ધ ચિત્તવાળો થઈને સત્કર્મ કરીશ અને ભગવાન નારાયણની ભક્તિપૂર્વક પૂજા કરીશ. ભગવાનનાં ચરણો સંસારનાં બંધન-ને તોડવા માટે હેતુરૂપ છે. વેદોનાં રહસ્ય-ભૂત ઉપનિષદો દ્વારા તેમના મહિમાનું સ્પષ્ટ જ્ઞાન થાય છે. તેઓ જ સકળ જગત-ના આશ્રય છે. હું તે જ ભગવાનનાં ચરણોને પોતાના હૃદયમાં રાખીને દુઃખથી ભરેલા સંસારને ઓળંગી જઈશ.' આ પ્રમાણે તે મનમાં ભાવના કરે છે.

હે નારદ! જ્યારે માતાના પ્રસવનો સમય આવે છે, તે સમયે તે ગર્ભસ્થ જીવ વાયુથી અત્યંત પીડાઈને માતાને પણ દુઃખ આપતો કર્મપાશથી બંધાઈને બળજબરીથી યોનિમાર્ગમાંથી નીકળે છે.

[1] અંગૂઠા અને તર્જનીનો વિસ્તાર કરવામાં આવતાં બંનેનાં ટેરવાં સુધીની લંબાઈના પ્રમાણને 'પ્રાદેશ' કહેવામાં આવે છે.

બહાર નીકળતી વખતે તમામ નરક યાતનાઓ એકીસાથે તેને ભોગવવી પડે છે. બહારની હવા લાગતાં જ તેની સ્મરણશક્તિ નષ્ટ થઈ જાય છે. પછી તે જીવ બાલ્યાવસ્થા પામે છે. તેમાં પણ પોતાના જ મળ–મૂત્રથી તેનું શરીર ખરડાયેલું રહે છે. આધ્યાત્મિક આદિ ત્રિવિધ દુઃખોથી પીડાઈને પણ તે કશું જ કહી કે દેખાડી શકતો નથી. તેના રડવાથી લોકોને એમ લાગે છે કે તે ભૂખ–તરસથી પીડાઈ રહેલ છે, તેથી એને દૂધ આપવું જોઈએ. અને આવું માનીને લોકો તેમ કરે પણ છે. આ પ્રમાણે તે અનેક પ્રકારનાં શારીરિક દુઃખોનો અનુભવ કરે છે. માંકડ કે મચ્છર તેને કરડે તો તેમને તે દૂર કરવા માટે અસમર્થ હોય છે. ધીમે ધીમે મોટો થતાં મા–બાપ અને શિક્ષક વગેરેના ઠપકા સાંભળે છે ને તેમના હાથનો માર ખાય છે. વળી તે ઘણાં બધાં નકામાં કાર્યોમાં લાગેલો રહે છે, તે સફળ ન થવાથી માનસિક કષ્ટ ભોગવે છે. આ પ્રમાણે બાળપણમાં તે અનેક પ્રકારનાં કષ્ટોનો અનુભવ કરે છે. ત્યાર બાદ તરુણાવસ્થા આવી પહોંચતાં જીવ ધનોપાર્જન કરવાની પ્રવૃત્તિમાં પડે છે. કમાયેલા ધનની રક્ષા કરવાના કામમાં લાગ્યો રહે છે. તે ધન નષ્ટ થઈ જાય કે ખર્ચાઈ જાય તો અતિ દુઃખી થાય છે, માયામાં લપટાયેલો રહે છે, તેનું અંતઃકરણ કામ–ક્રોધથી દૂષિત થયેલું રહે છે. બીજાઓના ગુણોમાં પણ તે દોષ જ જોયા કરે છે, પારકું ધન અને પારકી સ્ત્રીને હરી લેવાના પ્રયત્નમાં લાગેલો રહે છે. પુત્ર, મિત્ર અને સ્ત્રી આદિના ભરણ–પોષણ માટે શો ઉપાય કરવો? હવે આ વધતા રહેલા કુટુંબનો નિર્વાહ કેવી રીતે થશે? મારી પાસે કાંઈ મૂડી નથી (આથી કોઈ વેપાર થઈ શકતો નથી). વળી આ વખતે વરસાદ થયો નથી (ખેતીની શી આશા રખાય?); મારાં બાળકો પણ હજુ ઘણાં નાનાં છે (આથી કામકાજમાં તેઓ કાંઈ મદદ કરી શકે તેમ નથી); મારી તબિયત પણ સારી રહેતી નથી, હું મુફલિસ જ રહ્યો. ખેતીવાડીનું ધ્યાન ન રાખવાથી તેય બગડી ગઈ. બાળકો રોજ રડ્યા કરે છે. મારું ઘર ભાંગી ગયું. કોઈ રોજીયે નથી મળતી. રાજા તરફથી પણ ભારે તકલીફ થઈ રહી છે. દુશ્મનો પાછળ લાગેલા છે. હું એમને કઈ રીતે જીતીશ? આ પ્રમાણે ચિંતાથી વ્યાકુળ અને પોતાનું દુઃખ દૂર કરવામાં અસમર્થ બની પોતાના ભાગ્યને નિંદે છે. આ પ્રમાણે જ જીવને જ્યારે વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે, ત્યારે તેની શક્તિ ક્ષીણ થવા માંડે છે; વાળ ધોળા થઈ જાય છે ને આખા શરીરે કરચલીઓ પડી જાય છે. અનેક પ્રકારના રોગો તેને સતાવવા માંડે છે. તેનું શરીર ધ્રૂજતું રહે છે. તેને શ્વાસ ચડે છે ને ઉધરસ આવ્યા કરે છે. આંખે ચીપડા વળે છે. ગળું કફથી ભરાઈ જાય છે. પુત્ર અને પત્ની વગેરે તેને છણકા કર્યા કરે છે. 'હું ક્યારે મરીશ?'—આ ચિંતાથી તે વ્યાકુળ થઈ જાય છે અને વિચારમાં પડી જાય છે કે 'મારા મરણ બાદ જો લોકો મારું ધન પડાવી લેશે તો મારા પુત્ર વગેરેનો જીવનનિર્વાહ કેવી રીતે થશે?' આ પ્રમાણે મમતા અને દુઃખમાં ગરકાવ થયેલો તે ઊંડા નિસાસા નાખે છે અને જિંદગીમાં કરેલાં કર્મોને વારંવાર યાદ કરે છે અને ઘડી–ઘડીમાં ભૂલી જાય છે. મૃત્યુનો સમય જ્યારે નજીક આવે છે ત્યારે તે રોગથી પીડાઈને આંતરિક સંતાપથી વ્યાકુળ થઈ જાય છે, મારું કમાયેલું ધન કોના કબજામાં જશે—આવા વિચારથી. તેની આંખોમાં આંસુ આવી જાય છે, ગળું ભરાઈ આવે છે ને આવી જ હાલતમાં તેના

શરીરમાંથી પ્રાણ નીકળી જાય છે. ત્યાર બાદ યમદૂતોની ધમકી અને હાકોટા સાંભળતો તે જીવ પાશમાં બંધાઈને પૂર્વવત્ નરક આદિનાં કષ્ટ ભોગવે છે. સુવર્ણ આદિ ધાતુઓનો મેલ બળી જાય ત્યાં સુધી તે ધાતુઓને અગ્નિમાં તપાવવામાં આવે છે, તેમ જીવધારીઓનાં કર્મોનો ક્ષય થાય ત્યાં સુધી તેમને કષ્ટ ભોગવવું પડે છે.

હે દ્વિજશ્રેષ્ઠ! એટલા માટે સંસારરૂપી દાવાનળના તાપથી સંતપ્ત માણસે પરમ જ્ઞાનનો અભ્યાસ કરવો. જ્ઞાન દ્વારા તે મોક્ષ પ્રાપ્ત કરી લે છે. જ્ઞાન વિનાનાં માણસોને પશુ કહેવામાં આવ્યાં છે. એટલા માટે સંસારના બંધનમાંથી મુક્ત થવા માટે પરમ જ્ઞાનનો અભ્યાસ કરવો. સર્વ કર્મોને સિદ્ધ કરનારા મનુષ્યજન્મ પામીને પણ જે માણસ ભગવાન વિષ્ણુની સેવા કરતો નથી, તેનાથી અધિક બીજો મૂર્ખ કોણ હોઈ શકે? હે મુનિશ્રેષ્ઠ! મનગમતાં તમામ ફળોને આપનારા ભગવાન વિષ્ણુ હોવા છતાં પણ મનુષ્ય જ્ઞાનરહિત થઈને નરકમાં પકાવાય છે–એ ભારે નવાઈની વાત છે. જેમાંથી હમેશાં મળમૂત્રનો સ્રોત વહેતો રહે છે, તેવા આ ક્ષણભંગુર શરીરમાં, અજ્ઞાની માણસો મુગ્ધ થઈને મોહથી ઢંકાયેલા રહેવાને લીધે એ શરીરને નિત્ય અર્થાત્ અવિનાશી માનતા હોય છે. માંસ તથા લોહીથી ભરેલા, આ ઘૃણા ઉપજાવનારા શરીરને પામ્યા પછી સંસારના બંધનનો નાશ કરનારા ભગવાન વિષ્ણુને જે માણસ ભજતો નથી, તે મહાપાપી છે. બ્રહ્મન્! મૂર્ખપણું અથવા અજ્ઞાન ભારે કષ્ટ આપનારું છે; પરંતુ ભગવાનના ધ્યાનમાં લાગેલો ચાંડાળ પણ જ્ઞાન પ્રાપ્ત કરીને ઘણો સુખી થાય છે. મનુષ્યયોનિમાં જન્મ થવો દુર્લભ છે. દેવતાઓ પણ તે પ્રાપ્ત કરવા પ્રાર્થના કરે છે, એટલા માટે તે પામ્યા પછી વિદ્વાન માણસે પરલોક સુધારવા માટે યત્ન કરવો.*

અધ્યાત્મ જ્ઞાનથી યુક્ત તથા ભગવાનની આરાધના કરનારા માણસો પરમ ધામને પામે છે. જેનાથી આ વિશ્વ ઉત્પન્ન થયું છે, જેનાથી ચેતના પામે છે અને જેનામાં એનો લય થાય છે, તેવા ભગવાન વિષ્ણુ જ સંસારના બંધનમાંથી છોડાવનાર છે.

નિર્ગુણ હોવા છતાંય જે અનંત પરમેશ્વર સગુણ જેવા પ્રતીત થાય છે, તે દેવોના ઈશ્વર શ્રીહરિની પૂજા–અર્ચા કરીને મનુષ્ય સંસારબંધનથી મુક્ત થાય છે. ૧–૫૧

निर्गुणोऽपि परोऽनन्तो गुणवानिव भाति यः।
तं समभ्यर्च्य देवेशं संसारात्परिमुच्यते ॥ ५१ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'પાપી જીવોની અવસ્થાનું વર્ણન' નામનો ૩૨ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૩૩: મોક્ષપ્રાપ્તિનો ઉપાય, યોગ તથા તેનાં અંગોનું નિરૂપણ

नारद उवाच ।
भगवन्सर्वमाख्यातं यत्पृष्टं विदुषा त्वया ।
संसारपाशबद्धानां दुःखानि सुबहूनि च ॥ १ ॥

નારદ બોલ્યા: હે ભગવન્! આપ વિદ્વાન છો; તેથી મેં આપને જે કંઈ પૂછ્યું તે સર્વ આપે કહ્યું અને સંસારના પાશમાં બંધાયેલાઓનાં ઘણાં બધાં દુઃખોનું આપે વર્ણન કર્યું.

કર્મને લીધે દેહ પ્રાપ્ત થાય છે, દેહધારી જીવ કામનાથી બંધાય છે, કામને લીધે તે લોભમાં ફસાય છે અને લોભથી ક્રોધના તડાકામાં સપડાય છે. ક્રોધથી ધર્મનો નાશ થાય છે. ધર્મનો નાશ થવાથી બુદ્ધિ બગડે અને જેની બુદ્ધિ નાશ પામે છે, તે માણસ ફરીથી પાપ કરવા માંડે છે. એટલા માટે દેહ એ જ પાપનું મૂળ છે અને પાપકર્મમાં તેની જ પ્રવૃત્તિ થાય છે;

* दुर्लभं मानुषं जन्म प्रार्थ्यते त्रिदशैरपि ।
तल्लब्ध्वा परलोकार्थं यत्नं कुर्याद्विचक्षणः ॥

માટે માણસ આ દેહના ભ્રમનો ત્યાગ કરીને જે કોઈ રીતે મોક્ષ પ્રાપ્ત કરી શકે, તેવા ઉપાય બતાવો.

સનકે કહ્યું : હે મહાપ્રાજ્ઞ! સુવ્રત! જેની આજ્ઞાથી બ્રહ્મા જગતનું સર્જન કરે છે, વિષ્ણુ પાલન અને રુદ્ર સંહાર કરે છે; મહત્તત્ત્વથી લઈને વિશેષ સુધીનાં બધાં જ તત્ત્વો જેના પ્રભાવથી ઉત્પન્ન થયાં છે, તે રોગ-શોકથી રહિત, સર્વવ્યાપી ભગવાન નારાયણને જ મોક્ષદાતા જાણવા જોઈએ. સંપૂર્ણ ચરાચર જગત જેનાથી ભિન્ન નથી તથા જરા અને મૃત્યુથી જે પર છે, તે તેજ-પ્રભાવવાળા ભગવાન નારાયણનું ધ્યાન કરીને મનુષ્ય દુઃખથી મુક્ત થઈ જાય છે. જે વિકારરહિત, અજન્મા, શુદ્ધ, સ્વયં-પ્રકાશ, નિરંજન, જ્ઞાનરૂપ તથા સચ્ચિદાનંદમય છે, બ્રહ્મા આદિ દેવતાઓ જેમનાં અવતારસ્વરૂપોની સદા આરાધના કરે છે, તે શ્રીહરિ જ સનાતન સ્થાન(પરમ ધામ અથવા મોક્ષ)ના દાતા છે એમ જાણવું જોઈએ. જે નિર્ગુણ હોવા છતાં સર્વ ગુણોના આધાર છે. લોકો પર અનુગ્રહ કરવાને માટે વિવિધ રૂપ ધારણ કરે છે અને સર્વના હૃદયાકાશમાં વિરાજે છે તથા સર્વત્ર પરિપૂર્ણ છે, જેની ક્યાંય પણ ઉપમા નથી; તેમ જ જે સર્વના આધાર છે, તે ભગવાનને શરણે જવું જોઈએ. કલ્પના અંતે જે બધાંને પોતાની અંદર સમાવી લઈને પોતે જળમાં શયન કરે છે, વેદના અર્થને જે જાણે છે, જેનું કર્મકાંડના વિષયમાં વિદ્વાન માણસો નાના પ્રકારના યજ્ઞો દ્વારા યજન કરે છે, તે જ ભગવાન કર્મફળના દાતા છે અને નિષ્કામભાવથી કર્મ કરનારાઓને તેઓ જ મોક્ષ આપે છે. ધ્યાન, પ્રણામ અથવા ભક્તિપૂર્વક પૂજન કરવાથી જેઓ પોતાનું સ્થાન 'વૈકુંઠ' આપી દે છે, તે દયાળુ ભગવાનની આરાધના કરવી જોઈએ. હે મુનીશ્વર! જેમની પૂજા કરીને દેહાભિમાની જીવ પણ શીઘ્ર જ અમૃતત્વ (મોક્ષ) પ્રાપ્તિ કરી લે છે, તેમને જ જ્ઞાનીજનો પુરુષોત્તમ માને છે. જે આનંદસ્વરૂપ, જરારહિત, પરમ જ્યોતિર્મય સનાતન તેમ જ પરાત્પર બ્રહ્મ છે, તે જ ભગવાન વિષ્ણુનું સુપ્રસિદ્ધ પરમ પદ છે. જે અદ્વૈત, નિર્ગુણ, નિત્ય, અદ્વિતીય, અનુપમ, પરિપૂર્ણ તથા જ્ઞાનમય બ્રહ્મ છે, તેને જ સાધુ પુરુષો મોક્ષનું સાધન માને છે. જે યોગીપુરુષ યોગમાર્ગની વિધિથી આવા પરમ તત્ત્વની ઉપાસના કરે છે, તે પરમ પદને પામે છે. જે સર્વ પ્રકારની આસક્તિઓનો ત્યાગ કરે છે, શમ-દમ આદિ ગુણોથી યુક્ત અને કામ આદિ દોષોથી રહિત છે, તે યોગી પરમપદને પ્રાપ્ત થાય છે.

નારદે પૂછ્યું : વક્તાઓમાં શ્રેષ્ઠ! ક્યા કર્મથી યોગીઓના યોગની સિદ્ધિ થાય છે, તે ઉપાય યથાર્થરૂપથી મને કહો.

સનકે કહ્યું : તત્ત્વાર્થચિંતક જ્ઞાની પુરુષો કહે છે કે પરમ મોક્ષ જ્ઞાનથી જ પ્રાપ્ત થવા યોગ્ય છે, તે જ્ઞાનનું મૂળ ભક્તિ છે. ભગવાનની પ્રીતિ અર્થે કામ કરનારાઓને ભક્તિ પ્રાપ્ત થાય છે. લેશમાત્ર ભક્તિ હોય તોપણ અક્ષય પરમ ધર્મ સંપન્ન થાય છે. ઉત્કૃષ્ટ શ્રદ્ધાથી બધાં પાપ નષ્ટ થઈ જાય છે. પાપોના નાશ થવાથી નિર્મળ બુદ્ધિનો ઉદય થાય છે. જ્ઞાનીજનોએ તે નિર્મળ બુદ્ધિને 'જ્ઞાન' એવી સંજ્ઞા આપી છે. જ્ઞાન મોક્ષ આપે છે, એમ કહેવામાં આવ્યું છે. એવું જ્ઞાન યોગીઓને હોય છે. યોગના પ્રકાર બે છે: કર્મયોગ અને જ્ઞાનયોગ. કર્મયોગ વિના માણસોને જ્ઞાનયોગ સિદ્ધ થતો નથી, એટલા માટે ક્રિયા(કર્મ)-યોગમાં તત્પર થઈને શ્રદ્ધાપૂર્વક શ્રીહરિની પૂજા કરવી જોઈએ. બ્રાહ્મણ, ભૂમિ, અગ્નિ, સૂર્ય, જળ, ધાતુ, હૃદય તથા ચિત્ર નામે

ભગવાન કેશવની આઠ પ્રતિમાઓ છે. ભક્તિપૂર્વક ભગવાનનું એમના વિષે પૂજન કરવું જોઈએ. અહિંસા, સત્ય, ક્રોધનો અભાવ, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, ઈર્ષ્યાનો ત્યાગ તથા દયા–આ સદ્‌ગુણ જ્ઞાનયોગ અને કર્મયોગ–બંનેમાં સમાન રૂપથી આવશ્યક છે.×

આ ચરાચર વિશ્વ સનાતન ભગવાન વિષ્ણુનું જ સ્વરૂપ છે. આ પ્રમાણે મનમાં નક્કી કરીને ઉપર કહેલા બંને યોગોનો અભ્યાસ કરવો. જે મનીષી પુરુષો સર્વ પ્રાણીઓને પોતાના આત્મા સમાન માને છે, તેઓ જ દેવાધિદેવ ચક્ર–સુદર્શનધારી ભગવાન વિષ્ણુના પરમ ભાવને જાણે છે. જે બીજાના દોષો જોવામાં સંલગ્ન રહીને તપ, પૂજા અને ધ્યાન કરે છે, તેનાં તે તપ, પૂજા અને ધ્યાન વ્યર્થ નીવડે છે. એટલા માટે શમ–દમ આદિ ગુણોને સાધવાના કાળમાં લાગી વિધિપૂર્વક ક્રિયાયોગમાં તત્પર થઈને મન, વાણી અને ક્રિયા દ્વારા દેવોના ઈશ્વર ભગવાન વિષ્ણુનું જે સારી રીતે પૂજન કરે છે–તેમની સ્તુતિ કરે છે, તે કર્મયોગી કહેવાય છે. ઉપવાસ આદિ વ્રત, પુરાણ, શ્રવણ આદિ સત્કર્મ તથા ફૂલ વગેરે સામગ્રીથી ભગવાન વિષ્ણુની કરાતી પૂજાને ક્રિયાયોગ કહેવામાં આવે છે. આ પ્રમાણે ભગવાન વિષ્ણુમાં ભક્તિ રાખીને ક્રિયાયોગમાં ચિત્ત લગાડનારા માણસોનાં પૂર્વજન્મમાં કરેલાં સર્વ પાપો નષ્ટ થઈ જાય છે. પાપોનો નાશ થવાથી શુદ્ધ થયેલી બુદ્ધિવાળો માણસ ઉત્તમ જ્ઞાનની ઈચ્છા ધરાવે છે; કારણ કે જ્ઞાન મોક્ષ આપનારું છે એમ જાણવું જોઈએ. હવે જ્ઞાન કઈ રીતે પ્રાપ્ત થાય તેનો ઉપાય કહું છું.

બુદ્ધિમાન માણસે શાસ્ત્રના અર્થને જાણવામાં કુશળ સાધુ પુરુષોના સહયોગથી આ ચરાચર વિશ્વમાં રહેલી નિત્ય અને અનિત્ય વસ્તુનો સારી પેઠે વિચાર કરવો. સંસારના સર્વ પદાર્થો અનિત્ય છે. કેવળ ભગવાન શ્રીહરિને નિત્ય માનવામાં આવ્યા છે, એટલા માટે અનિત્ય વસ્તુઓનો પરિત્યાગ કરીને નિત્ય એવા શ્રીહરિનો જ આશ્રય લેવો જોઈએ. આ લોક અને પરલોકના તમામ ભોગોમાંથી વિરક્ત થવું જોઈએ. ભોગોમાંથી જે વિરક્ત થતો નથી, તે સંસારમાં ફસાઈ જાય છે. જગતના અનિત્ય પદાર્થોમાં આસક્ત થનારા માણસના સંસારબંધનનો નાશ ક્યારેય થતો નથી. એટલા શમ–દમ આદિ ગુણોથી સંપન્ન થઈને મુક્તિ મેળવવાની ઇચ્છાથી જ્ઞાન પ્રાપ્ત થવાના કાર્યમાં પ્રવૃત્ત થવું. શમ–દમ આદિ ગુણોથી રહિત હોય તેને જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. રાગ–દ્વેષ આદિથી રહિત, શમાદિ ગુણોથી યુક્ત તેમ જ પ્રતિદિન ભગવાન વિષ્ણુના ધ્યાનમાં તત્પર રહેતો હોય, તેને જ 'મુમુક્ષુ' કહેવામાં આવે છે. નિત્યાનિત્ય વસ્તુવિચાર, વૈરાગ્ય, શમ, દમ, તિતિક્ષા, ઉપરતિ, શ્રદ્ધા અને સમાધાન આદિ ષટ્‌સંપત્તિ અને મુમુક્ષુત્વ એ ચાર સાધનોથી મનુષ્ય વિશુદ્ધ બુદ્ધિવાળો કહેવાય છે. આવા પુરુષે સર્વ પ્રાણીઓ પ્રતિ દયાભાવ રાખીને સદા ભગવાન વિષ્ણુનું ધ્યાન કરવું. જડ–ચેતન સ્વરૂપ સકળ વિશ્વમાં વ્યાપીને ભગવાન નારાયણ વિરાજમાન છે. આ પ્રમાણે જાણનારાના જ્ઞાનને યોગ્યજન્ય માનવામાં આવ્યું છે. હવે સંસારના બંધનને દૂર કરનારા યોગનો ઉપાય કહું છું.

પર અને અપર ભેદથી આત્માને બે પ્રકારનો કહેવામાં આવ્યો છે. અથર્વવેદની શ્રુતિ પણ કહે છે કે બે બ્રહ્મ જાણવા યોગ્ય છે–द्वे विद्ये वेदितव्ये इति ह स्म यद् ब्रह्मविदो वदन्ति परा चैवापरा च। (मुंडक १–१–४) પર આત્મા અથવા પરબ્રહ્મને નિર્ગુણ

× अहिंसा सत्यमक्रोधो ब्रह्मचर्यापरिग्रहौ।
अनीर्ष्या च दया चैव योगयोरुभयोः समाः॥

કહેવામાં આવ્યો છે તથા અપર આત્મા કે અપર બ્રહ્મને અહંકારયુક્ત (જીવાત્મા) હોવાનું કહેલ છે. આ બન્નેનું અભેદ જ્ઞાન 'જ્ઞાનયોગ' કહેવાય છે. આ પાંચ-ભૌતિક શરીરની અંદર હૃદયદેશમાં જે સાક્ષીરૂપે સ્થિત છે, તેને સાધુ પુરુષોએ અપરાત્મા કહ્યો છે તથા પરમાત્માને પર (શ્રેષ્ઠ) માનવામાં આવ્યો છે. શરીરને ક્ષેત્ર કહેવામાં આવે છે. જે ક્ષેત્રમાં સ્થિત આત્મા છે, તે ક્ષેત્રજ્ઞ કહેવાય છે. પરમાત્મા અવ્યક્ત, શુદ્ધ તેમ જ સર્વત્ર પરિપૂર્ણ કહેવાય છે. હે મુનિશ્રેષ્ઠ! જ્યારે જીવાત્મા અને પરમાત્માના અભેદનું જ્ઞાન થઈ જાય છે, ત્યારે અપરાત્માના બંધનનો નાશ થાય છે. પરમાત્મા એક, શુદ્ધ, અવિનાશી, નિત્ય તેમ જ જગન્મય છે. મનુષ્યોના બુદ્ધિભેદને લીધે તે ભિન્ન હોવાનું જણાય છે. હે બ્રહ્મન્! ઉપનિષદોમાં વર્ણવવામાં આવેલા એક અદ્વિતીય, સનાતન, પરબ્રહ્મ પરમાત્માથી ભિન્ન કોઈ વસ્તુ નથી. તે નિર્ગુણ પરમાત્મા નથી કોઈ રૂપ, નથી કોઈ રંગ, નથી કાંઈ કર્તવ્યકર્મ કે નથી કાંઈ કર્તૃત્વ કે ભોક્તૃત્વ. તે સર્વ કારણોનું પણ આદિ કારણ છે; સર્વ તેજોનું પ્રકાશક પરમ તેજ છે. તેનાથી ભિન્ન બીજી કોઈ વસ્તુ નથી. મુક્તિ મેળવવા માટે તે પરમાત્મા સંબંધી જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ. હે બ્રહ્મન્! શબ્દબ્રહ્મમય જે મહાવાક્ય આદિ છે; અર્થાત્ વેદમાં વર્ણવેલાં જે 'તત્ત્વમસિ', 'સોઽહમસ્મિ' વગેરે મહાવાક્યો છે, તેમના પર વિચાર કરવાથી જીવાત્મા અને પરમાત્માનું અભેદ જ્ઞાન પ્રકાશિત થાય છે. મુક્તિનું તે સર્વશ્રેષ્ઠ સાધન છે. ઉત્તમ જ્ઞાનથી રહિત હોય તેમને આ જગત નાના ભેદોથી યુક્ત હોવાનું દેખાય છે; પરંતુ પરમ જ્ઞાનીઓની દૃષ્ટિમાં આ બધું પરબ્રહ્મરૂપ છે. પરમાનંદસ્વરૂપ, પરાત્પર, અવિનાશી તેમ જ નિર્ગુણ એવો પરમાત્મા એક જ છે; પરંતુ બુદ્ધિભેદને લીધે તે ભિન્ન ભિન્ન અનેક રૂપ ધારણ કરતો હોવાનું જણાય છે. હે દ્વિજશ્રેષ્ઠ! જેમના પર માયાનો પડદો પડેલો છે, તેઓ માયાને લીધે પરમાત્મામાં ભિન્નતા જુએ છે, એટલા માટે મુક્તિની ઇચ્છા રાખનારા પુરુષે યોગના બળથી માયાને અસાર સમજીને તેનો ત્યાગ કરવો. માયા સદ્રૂપ નથી, અસદ્રૂપ નથી, તેમ સદ્ કે અસદ્ ઉભયરૂપ નથી; તેથી તેને અનિર્વાચ્ય (કોઈ પણ રૂપમાં ન કહેવા યોગ્ય) સમજવી. તે કેવળ ભેદબુદ્ધિ જ આપનારી છે. હે મુનિશ્રેષ્ઠ! અજ્ઞાન શબ્દથી માયાનોજ બોધ થાય છે; માટે જેઓ માયાને જીતી લે છે, તેમના અજ્ઞાનનો નાશ થાય છે. જ્ઞાનશબ્દથી સનાતન પરબ્રહ્મનું જ પ્રતિપાદન કરવામાં આવે છે; કારણ કે જ્ઞાનીઓના હૃદયમાં નિરંતર પરમાત્મા પ્રકાશે છે. મુનિશ્રેષ્ઠ! યોગી પુરુષે યોગ દ્વારા અજ્ઞાનનો નાશ કરવો. આઠ અંગોથી યોગ સિદ્ધ થાય છે; તેથી હું તે આઠ અંગોનું યથાર્થરૂપથી વર્ણન કરું છું.

મુનિવર નારદ! યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ—યોગનાં આ આઠ અંગો છે. હે મુનીશ્વર! હવે ક્રમશઃ ટૂંકમાં એમનાં લક્ષણ કહું છું. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, અક્રોધ અને અસૂયા—આ સંક્ષેપથી યમ કહેવાય છે. સકળ પ્રાણીઓમાંનાં કોઈને (ક્યારેય સહેજ) પણ કષ્ટ ન આપવું તે ભાવને સત્પુરુષોએ 'અહિંસા' કહેલ છે. 'અહિંસા' યોગમાર્ગમાં સિદ્ધિ આપે છે. હે મુનિશ્રેષ્ઠ! ધર્મ અને અધર્મનો વિચાર કરીને જે યથાર્થ વાત કહેવામાં આવે છે, તેને શ્રેષ્ઠ પુરુષો 'સત્ય' કહે છે. ચોરી કરીને અથવા તો બળજબરીથી પારકા ધનને પડાવી લેવું એ ક્રિયાને સાધુ પુરુષોએ 'સ્તેય' કહી છે; એનાથી વિપ-

રીત કોઈની વસ્તુ ન લેવી તેને ‘અસ્તેય’ કહે છે. સર્વ પ્રકારના મૈથુનનો ત્યાગ ‘બ્રહ્મચર્ય’ કહેવાય. છે. હે મુનીશ્વર! આપત્તિકાળમાં પણ દ્રવ્યનો સંગ્રહ ન કરવો, તેને ‘અપરિગ્રહ’ કહેલ છે. યોગ-માર્ગમાં એ ઉત્તમ સિદ્ધિ આપનાર છે. પોતાનો ઉત્કર્ષ જણાવવા સાથે જે માણસ કોઈને કઠોર અને ક્રૂરતાભર્યાં વચન કહે છે, તેના તે ભાવને ધર્મજ્ઞ પુરુષો ‘ક્રોધ’ કહે છે; એનાથી વિપરીત શાંતભાવનું નામ ‘અક્રોધ’ છે. કોઈની ચડતી થતી જોઈને મનમાં સંતાપ–બળાપો થાય, તેને સાધુ પુરુષો અદેખાઈ–ઈર્ષ્યા અથવા ‘અસૂયા’ કહે છે. એ અસૂયાનો ત્યાગ એ જ ‘અન-સૂયા’ છે. હે દેવર્ષિ! આ પ્રમાણે સંક્ષેપમાં ‘યમ’ જણાવવામાં આવેલ છે.

હે નારદ! હવે હું તમને ‘નિયમ’ કહું છું, તે સાંભળો: તપ, સ્વાધ્યાય, સંતોષ, શૌચ, ભગવાન વિષ્ણુની આરાધના તથા સંધ્યો-પાસન આદિ ‘નિયમ’ કહેવાય છે. ચાંદ્રા-યણ આદિ વ્રતો દ્વારા શરીરને કૃશ કરવામાં આવે છે, તેને સાધુપુરુષો ‘તપ’ કહે છે. તે યોગનું ઉત્તમ સાધન છે. હે બ્રહ્મન્! ૐકાર, ઉપનિષદ, દ્વાદશાક્ષર મંત્ર (ૐ નમો ભગવતે વાસુદેવાય), અષ્ટાક્ષરમંત્ર (ૐ નમો નારાયણાય) તથા તત્ત્વમસિ આદિ મહાવાક્યોનો જપ, અધ્યયન અને વિચારને ‘સ્વાધ્યાય’ કહ્યો છે, તે પણ યોગનું ઉત્તમ સાધન છે. જે મૂળ સ્વાધ્યાય છોડી દે છે, તેનો યોગ સિદ્ધ થતો નથી; પરંતુ યોગ વિના પણ કેવળ સ્વાધ્યાય-મંત્રથી માણસોનાં પાપનો નાશ થઈ જાય છે. સ્વાધ્યાયથી સન્તુષ્ટ કરવામાં આવેલા ઇષ્ટ દેવતાઓ પ્રસન્ન થાય છે. હે વિપ્રવર! જપ ત્રણ પ્રકારનો કહ્યો છે: વાચિક, ઉપાંશુ અને માનસ. આ ત્રણમાં પણ પહેલાના કરતાં બીજો અને તેના કરતાં ત્રીજો એમ ઉત્તરોત્તર એકબીજાના કરતાં શ્રેષ્ઠ છે. વિધિ-પૂર્વક અક્ષર અને પદ સ્પષ્ટ બોલીને કર-વામાં આવતા મંત્રના ઉચ્ચારણને ‘વાચિક’ જપ કહ્યો છે. તે સંપૂર્ણ યજ્ઞોના ફળને આપે છે. કંઈક મંદ સ્વરે મંત્રનો ઉચ્ચાર કરતી વખતે એક પદથી બીજા પદને છૂટા પાડતા જવું, તેને ‘ઉપાંશુ’ જપ કહેલો છે. પહેલાના કરતાં આનું બમણું મહત્ત્વ છે. મનમાં ને મનમાં અક્ષરોની શ્રેણીનું ચિંતન કરતા રહીને તેના અર્થ પર કરવામાં આવતા વિચારને ‘માનસ જપ’ કહેવામાં આવે છે. માનસ જપ યોગસિદ્ધિ આપે છે.*

જપ દ્વારા સ્તુતિ કરનારા પુરુષ પર ઇષ્ટદેવ નિત્ય પ્રસન્ન રહે છે, તેથી સ્વાધ્યાય–પરાયણ માણસની સર્વ કામનાઓ પૂર્ણ થાય છે. પ્રારબ્ધ અનુસાર જે કાંઈ મળે તેનાથી જ પ્રસન્ન રહેવું, તે ‘સંતોષ’ કહે-વાય છે. અસંતોષી માણસ ક્યાંય સુખ પામતો નથી, ભોગ્ય વસ્તુઓને ભોગવી લેવાથી ભોગોની કામના શાંત થતી નથી; પરંતુ એના કરતાંય વધારે ભોગ ભોગવવાનું મને ક્યારે મળશે, એ પ્રમાણે કામના વધતી જ રહે છે. એટલા માટે કામનાનો ત્યાગ કરીને દૈવયોગે જે કાંઈ મળે તેનાથી જ સન્તુષ્ટ રહીને માણસે ધર્મમાં લાગ્યા રહેવું જોઈએ.

બાહ્ય શૌચ અને આભ્યંતર શૌચના ભેદથી ‘શૌચ’ બે પ્રકારનું માનવામાં આવ્યું છે અને જળથી કરવામાં આવતી શરીરની શુદ્ધિને ‘બાહ્ય શૌચ’ કહેવામાં આવે છે અને અંતઃકરણના ભાવની શુદ્ધિને આભ્યન્તર શૌચ કહેવામાં આવે છે. હે મુનિશ્રેષ્ઠ! આન્તરિક શુદ્ધિથી હીન પુરુષો દ્વારા કરવામાં આવતા નાના પ્રકારના યજ્ઞો રાખમાં નાખેલી આહુતિની જેમ નિષ્ફળ જાય છે, તેથી રાગ આદિ સર્વ દોષોનો ત્યાગ કરીને

* धिया यदक्षरश्रेण्यां तत्तदर्थविचारणम् ।
स जपो मानसः प्रोक्तो योगसिद्धिप्रदायकः ॥

સુખી થવું જોઈએ. ગમે તેટલી માટી કે જળથી બાહ્યશુદ્ધિ કરવામાં આવે તોપણ જેનું અંતઃકરણ અપવિત્ર-દૂષિત હોય તેવો માણસ ચાંડાળના જેવો જ અપવિત્ર હોવાનું માનવામાં આવ્યું છે. આંતરિક શુદ્ધિથી રહિત હોઈને જે કેવળ બહારથી શરીરને શુદ્ધ કરે છે, તે ઉપરથી શણગારેલા મદિરાના પાત્રની જેમ અપવિત્ર જ છે; તેને શાન્તિ પ્રાપ્ત થતી નથી; મદિરાથી ભરેલા પાત્રને નદીઓ શુદ્ધ કરતી નથી, તેવી રીતે મનથી અપવિત્ર રહીને તીર્થયાત્રા કરનાર માણસને તીર્થો પવિત્ર કરતાં નથી. મનથી પાપકર્મ કરવા ઇચ્છતો હોય; પરંતુ વાણીથી ધર્મનો ઉપદેશ કરતો હોય, તેવા માણસને મહાપાતકીઓનો શિરોમણિ જાણવો. શુદ્ધ અંતઃકરણવાળાઓ જો પરમ ઉત્તમ ધર્મ-માર્ગનું આચરણ કરે, તો તેનું ફળ અક્ષય અને સુખદાયક જાણવું જોઈએ. મન, વાણી અને ક્રિયા દ્વારા સ્તુતિકથાનું શ્રવણ તથા પૂજા કરવાથી ભગવાન વિષ્ણુમાં થયેલી દૃઢ ભક્તિને પણ ભગવાન વિષ્ણુની 'આરાધના' કહેવામાં આવી છે. (સંધ્યોપાસના તો પ્રસિદ્ધ જ છે.) હે નારદ! આ પ્રમાણે મેં યમ અને નિયમો સંક્ષેપથી કહ્યા. એમના દ્વારા શુદ્ધ થયેલા ચિત્તવાળાને મોક્ષ હાથ-વેંતમાં જ હોવાનું માનવામાં આવ્યું છે. યમ અને નિયમો દ્વારા બુદ્ધિને સ્થિર કરીને જિતેન્દ્રિય પુરુષે યોગસાધનાને અનુકૂળ ઉત્તમ આસનનો વિધિપૂર્વક અભ્યાસ કરવો.

પદ્માસન, સ્વસ્તિકાસન, પીઠાસન, સિંહાસન, કુક્કુટાસન, કુંજરાસન, કૂર્માસન, વજ્રાસન, વારાહાસન, મૃગાસન, ચૈલિકાસન, ક્રૌંચાસન, નાલિકાસન, સર્વતોભદ્રાસન, વૃષભાસન, નાગાસન, મત્સ્યાસન, વ્યાઘ્રાસન, અર્ધચંદ્રાસન, દંડવાતાસન, શૈલાસન, ખડ્ગાસન, મુદ્ગરાસન, મકરાસન, ત્રિપથાસન, કાષ્ઠાસન, સ્થાણુ-આસન, વૈકર્ણિકાસન, ભૌમાસન અને વીરાસન-આ સર્વ યોગ-સાધનનાં હેતુ છે. મુનીશ્વરોએ આ ત્રીસ આસન કહ્યાં છે. સાધક પુરુષે શીત-ઉષ્ણ આદિ દ્વંદ્વોથી પૃથક્ થઈને ઈર્ષ્યા-દ્વેષ આદિનો ત્યાગ કરી ગુરુદેવનાં ચરણોમાં ભક્તિ રાખી ઉપર કહેલાં આસનોમાંથી ગમે તે એક સિદ્ધ કરીને પ્રાણોને જીતવાનો અભ્યાસ કરવો. જ્યાં માણસોની ભીડ ન હોય, જ્યાં કોઈ પ્રકારનો ઘોંઘાટ ન થતો હોય એવા એકાંત-સ્થાનમાં પૂર્વ, ઉત્તર અથવા પશ્ચિમ દિશા ભણી મોઢું રાખીને અભ્યાસપૂર્વક પ્રાણોને જીતવા-પ્રાણાયામનો અભ્યાસ કરવો. હૃદય-માં રહેલા વાયુનું નામ પ્રાણ છે. તેના વિગ્રહ (વશ કરવાની ચેષ્ટા)ને આયામ કહેવામાં આવે છે, એને જ 'પ્રાણાયામ' કહ્યો છે. એના બે ભેદ બતાવવામાં આવ્યા છે: એક અગર્ભ પ્રાણાયામ અને બીજો સગર્ભ પ્રાણાયામ. આમાંનો બીજો શ્રેષ્ઠ છે. જપ અને ધ્યાનરહિત પ્રાણાયામ અગર્ભ છે અને જપ તથા ધ્યાન સહિત કરાતો પ્રાણાયામ સગર્ભ કહેવાય છે. મનીષી પુરુષોએ આ બે ભેદોવાળા પ્રાણાયામને રેચક, પૂરક, કુંભક અને શૂન્યકના ભેદથી ચાર પ્રકારનો કહ્યો છે. જીવોની જમણી નાડીનું નામ 'પિંગલા' છે. તેનો દેવતા સૂર્ય છે. તેને પિતૃયોનિ પણ કહેવામાં આવે છે. એવી જ રીતે ડાબી નાડીનું નામ 'ઈડા' છે; એને દેવયોનિ પણ કહે છે. ચંદ્રમા તેનો અધિદેવતા છે. આ બંનેના મધ્યભાગમાં 'સુષુમ્ણા' નાડી છે. આ અત્યંત સૂક્ષ્મ અને પરમગુહ્ય છે. બ્રહ્મા એના અધિદેવતા છે. ડાબા નસકોરામાંથી વાયુને બહાર કાઢવો. રેચન કરવાને લીધે એનું નામ 'રેચક' છે. ફરીથી જમણા નસકોરાથી વાયુને પોતાના શરીરમાં પૂરવો. વાયુ પૂરવાને કારણે એને 'પૂરક' કહ્યો છે. પોતાના દેહમાં ભરેલા વાયુને રોકી રાખવો, છોડવો નહીં, પણ ભરેલા કુંભ-

(ઘડા)ની જેમ સ્થિરભાવથી બેસી રહેવું. કુંભની પેઠે સ્થિત રહેવાથી આ પ્રાણાયામનું નામ 'કુંભક' છે, બહારના વાયુને ન તો અંદર લેવો કે અંદરના વાયુને ન બહાર કાઢવો, જેવો હોય તેવો રાખવો. આ પ્રકારના પ્રાણાયામને 'શૂન્યક' જાણવો. મસ્ત ગજરાજને જેમ ધીરે ધીરે વશ કરવામાં આવે છે, તેવી જ રીતે પ્રાણને ધીરે ધીરે જીતવો જોઈએ. તેમ ન કરવાથી ભારે ને ભયંકર રોગો થાય છે. જે યોગી ક્રમશઃ વાયુને જીતવાનો અભ્યાસ કરે છે, તે નિષ્પાપ થઈ જાય છે અને સર્વ પાપોથી મુક્ત થઈ ગયા પછી તે બ્રહ્મલોકને પામે છે.

હે મુનીશ્વર! વિષયોમાં ફસાયેલી ઇંદ્રિયોને સંકુચિત કરીને જે માણસ પોતામાં નિયંત્રિત કરીને રહે છે, તેના આ પ્રયત્નનું નામ 'પ્રત્યાહાર' છે. હે બ્રહ્મન્! પ્રત્યાહાર દ્વારા જેમણે પોતાની ઇંદ્રિયોને જીતી લીધી હોય છે, તે મહાત્મા પુરુષો ધ્યાન ન કરવા છતાંય પુનરાવૃત્તિરહિત પરમપદને પ્રાપ્ત કરે છે, ઇંદ્રિય સમુદાયને વશમાં કર્યા વિના જ જે માણસ ધ્યાનમાં તત્પર થાય છે, તેને મૂર્ખ જાણવો; કારણ કે તેની ધ્યાન-ક્રિયા સિદ્ધ થતી નથી. માણસ જે જે વસ્તુને જુએ, તે તે વસ્તુને પોતાના આત્મા-માં આત્મસ્વરૂપ જાણવી. પ્રત્યાહાર દ્વારા વશ કરવામાં આવેલી ઇંદ્રિયોને પોતાના આત્મામાં જ ધારણ કરીને અંતર્મુખ કરવી. આ પ્રમાણે ઇંદ્રિયોને આત્મામાં ધારણ કરવાની ક્રિયાને 'ધારણા' કહેવામાં આવે છે. યોગ(પ્રત્યાહાર)થી ઇંદ્રિયોના સમુદાયને જીતીને ધારણા દ્વારા તે ઇંદ્રિયોને દૃઢતા-પૂર્વક હૃદયમાં ધારણ કરી લીધા પછી સાધકે સર્વને ધારણ કરનારો અને સર્વનું પોષણ કરનારો અને જે ક્યારેય પોતાના મહિમાથી ચ્યુત થતો નથી એવા પરમાત્મા-નું ધ્યાન કરવું. સકળ વિશ્વ તેનું જ સ્વરૂપ છે. તે સર્વત્ર વ્યાપક હોવાથી 'વિષ્ણુ' કહેવાય છે. સમસ્ત લોકોનું એકમાત્ર કારણ તે જ છે. તે દિવ્યશક્તિથી સંપન્ન છે. તેમણે સ્વર્ણમય યજ્ઞોપવીત ધારણ કરેલું છે. ગળામાં તુલસીની માળા પહેરેલી છે. કૌસ્તુભમણિથી તેમની શોભામાં વૃદ્ધિ થયેલી છે. વક્ષઃસ્થલમાં શ્રીવત્સનું ચિહ્ન સુશોભિત છે. દેવતાઓ અને અસુરો બધાય ભગવાનના ચરણોમાં મસ્તક નમાવી રહ્યા છે. બાર આંગળના વિસ્તારવાળું તથા આઠ દળોથી વિભૂષિત પોતાના હૃદયકમળના આસન પર વિરાજમાન સર્વવ્યાપી અવ્યક્ત-સ્વરૂપ પરાત્પર પરમાત્માનું ઉપર કહેલા-રૂપથી ધ્યાન કરવું જોઈએ, ધ્યેય વસ્તુમાં ચિત્તની વૃત્તિનું એકાકાર થવું, એ ક્રિયાને સાધુ પુરુષોએ 'ધ્યાન' કહેલ છે. બે ઘડી ધ્યાન કરીને પણ મનુષ્ય પરમ મોક્ષને પ્રાપ્ત કરે છે, ધ્યાનથી પાપ નષ્ટ થાય છે. ધ્યાનથી મોક્ષ મળે છે. ધ્યાનથી ભગવાન વિષ્ણુ પ્રસન્ન થાય છે તથા ધ્યાનથી સર્વ મનોરથો સિદ્ધ થઈ જાય છે.* ભગવાન વિષ્ણુનાં જે સ્વરૂપો છે, તેમનામાંનાં ગમે તેનું એકાગ્રતાપૂર્વક ધ્યાન કરવું. તે ધ્યાનથી સંતુષ્ટ થઈને ભગવાન વિષ્ણુ નિશ્ચય જ મોક્ષ આપે છે. હે સાધુશિરોમણિ! ધ્યેય વસ્તુમાં મનને એવી રીતે સ્થિર કરવું કે ધ્યાતા, ધ્યાન અને ધ્યેયની ત્રિપુટીનું સહેજ પણ ભાન ન રહે. ત્યાર પછી જ જ્ઞાનરૂપી અમૃતના સેવન-થી અમૃતત્વ(પરમાત્મા)ને પામે છે.

નિરંતર ધ્યાન કરવાથી ધ્યેય વસ્તુની સાથે પોતાનો અભેદભાવ સ્પષ્ટ અનુભવાય છે. જેની સર્વ ઇંદ્રિયો વિષયોથી નિવૃત્ત થઈ જાય છે અને તે પરમાનંદથી પૂર્ણ થઈને વાયુરહિત સ્થાનમાં બળતા દીપકની જેમ અવિચળભાવથી ધ્યાનમાં સ્થિર થઈ

* ध्यानात्पापानि नश्यन्ति ध्यानान्मोक्षं च विन्दति ।
ध्यानात्प्रसीदति हरिर्ध्यानात्सर्वार्थसाधनम् ॥

જાય છે, ત્યારે તેની આ ધ્યેયાકાર સ્થિતિને 'સમાધિ' કહેવામાં આવે છે. હે નારદ! યોગી પુરુષ સમાધિઅવસ્થામાં જોતો નથી, સાંભળતો નથી, સૂંઘતો નથી, સ્પર્શ કરતો નથી તેમ કંઈ બોલતો પણ નથી. તે અવસ્થામાં યોગીઓને સર્વ ઉપાધિઓથી મુક્ત, શુદ્ધ, નિર્મળ, સચ્ચિદાનંદસ્વરૂપ તથા અવિચળ આત્માનો સાક્ષાત્કાર થાય છે. હે નારદ! આ આત્મા પરમ જ્યોતિર્મય તથા અમેય છે. માયાને અધીન હોય તેમને જ તે માયાયુક્ત જેવો પ્રતીત થાય છે, તે માયાનું નિવારણ થતાં તે નિર્મળ બ્રહ્મરૂપથી પ્રકાશિત થાય છે. તે બ્રહ્મ એક અદ્વિતીય, પરમજ્યોતિસ્વરૂપ, નિરંજન તથા સર્વ પ્રાણીઓને અંતર્યામી આત્મારૂપથી સ્થિત છે. પરમાત્મા સૂક્ષ્મથી પણ અત્યંત સૂક્ષ્મ અને મહાનથી પણ અત્યંત મહાન છે. તે સનાતન પરમેશ્વર. સમસ્ત વિશ્વનું કારણ છે. જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ પુરુષો પરમ પવિત્ર, પરાત્પર બ્રહ્મરૂપમાં તેનાં દર્શન કરે છે, 'અ'થી લઈને 'હ' સુધીના ભિન્ન ભિન્ન વર્ણોના રૂપમાં રહેલા અનાદિ પુરાણપુરુષ પરમાત્માને જ શબ્દબ્રહ્મ કહેવામાં આવ્યો છે, અને જે વિશુદ્ધ, અક્ષર, નિત્ય, પૂર્ણ, હૃદયાકાશના મધ્યમાં વિરાજમાન અથવા આકાશમાં વ્યાપ્ત, આનંદમય, નિર્મળ તેમ જ શાંત તત્ત્વ છે, તેને જ 'પરબ્રહ્મ પરમાત્મા' કહેવામાં આવે છે. યોગીઓ પોતાના હૃદયમાં જે અજન્મા, શુદ્ધ, વિકારરહિત, સનાતન પરમાત્માનું દર્શન કરે છે, તેનું જ નામ પરબ્રહ્મ છે.

હે મુનિશ્રેષ્ઠ! હવે બીજું ધ્યાન કહું છું, સાંભળો: પરમાત્માનું આ ધ્યાન સંસારના તાપથી સંતપ્ત માણસોને અમૃતની વર્ષા સમાન શાંતિ આપનારું છે. પરમાનંદસ્વરૂપ ભગવાન નારાયણ પ્રણવમાં રહેલા છે—એમ ચિંતન કરવું. તેમની ક્યાંય ઉપમા નથી. તેઓ પ્રણવની અર્ધમાત્રાની ઉપર વિરાજમાન નાદસ્વરૂપ છે. અકાર બ્રહ્માનું રૂપ છે, ઉકાર વિષ્ણુનું સ્વરૂપ છે, મકાર રુદ્રરૂપ છે તથા અર્ધમાત્રા નિર્ગુણ પરબ્રહ્મ પરમાત્મસ્વરૂપ છે. અકાર, ઉકાર અને મકાર—આ પ્રણવની ત્રણ માત્રાઓ કહી છે. બ્રહ્મા, વિષ્ણુ અને (મહેશ) શિવ—આ ત્રણ ક્રમશઃ તેમના દેવતા છે, આ સર્વનો સમુચ્ચયરૂપ જે ૐકાર છે, તે પરબ્રહ્મ પરમાત્માને બોધ કરનારો છે. પરબ્રહ્મ પરમાત્માવાચ્ય છે અને પ્રણવને તેનો વાચક માનવામાં આવ્યો છે. હે નારદ! આ બન્નેમાં વાચ્ય—વાચક સંબંધ ઉપચારથી જ કહેવામાં આવેલ છે. દરરોજ પ્રણવનો જપ કરનારો સર્વ પાતકોથી મુક્ત થઈ જાય છે અને નિરંતર જેઓ તેના અભ્યાસમાં લાગેલા રહે છે, તેઓ પરમમોક્ષ પામે છે. જે બ્રહ્મા, વિષ્ણુ અને શિવરૂપ પ્રણવમંત્રનો જપ કરે છે, તેણે પોતાના અંતઃકરણમાં કરોડો સૂર્યના જેવા નિર્મળ તેજનું ધ્યાન કરવું જોઈએ અથવા પ્રણવના જપના સમયે ભગવાનની પ્રતિમાના સ્વરૂપનું ધ્યાન કરવું જોઈએ અથવા પાપનાશક તીર્થાદિક વસ્તુઓનું હૃદયમાં ચિંતન કરવું જોઈએ. આ વૈષ્ણવજ્ઞાન જાણ્યા પછી યોગીશ્વર પુરુષ ઉત્તમ મોક્ષ પ્રાપ્ત કરી લે છે.

એકાગ્ર ચિત્ત થઈને આ પ્રસંગને વાંચનાર કે સાંભળનાર સર્વ પાપોથી મુક્ત થઈને ભગવાન વિષ્ણુનું સાલોક્ય પામે છે. ૧—૧૬૨

यस्त्वेतच्छृणुयाद्वापि पठेद्वापि समाहितः ।
स सर्वपापनिर्मुक्तो हरिसालोक्यमाप्नुयात् ॥१६२॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'મોક્ષ–પ્રાપ્તિ'નો ઉપાય નામનો ૩૩ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૩૪ : ભવબંધનથી છૂટવા માટે વિષ્ણુનું ભજન

नारद उवाच ।

समाख्यातानि सर्वाणि योगाङ्गानि महामुने ।
इदानीमपि सर्वज्ञ यत्पृच्छामि तदुच्यताम् ॥ १ ॥

નારદ બોલ્યા : હે મહામુને ! આપે યોગોનાં સર્વ અંગોનું વર્ણન કર્યું. હવે હે સર્વજ્ઞ ! હું આપને જે પૂછું, તેનું વર્ણન કરો.

આપે કહ્યું કે જેમનામાં ભક્તિ હોય છે, તેમને જ યોગ સિદ્ધ થાય છે, તેમના પર સર્વેશ્વર પ્રસન્ન થાય છે ને તેમને જ સદાને માટે ભક્તિ પ્રાપ્ત થાય છે. હવે હે સર્વજ્ઞ મહામુનિ ! સર્વના સ્વામી દેવોના દેવ ભગવાન જનાર્દન જે રીતે સંતુષ્ટ થાય તે ઉપાય મને બતાવો.

સનક બોલ્યા : હે નારદ ! જો મુક્તિની ઇચ્છા હોય તો સચ્ચિદાનંદસ્વરૂપ પરમદેવ ભગવાન નારાયણનું એકચિત્તથી ભજન કરવું. ભગવાન વિષ્ણુને શરણે જનારા માણસને શત્રુઓ મારી શકતા નથી; ગ્રહો પીડા આપી શકતા નથી; તેમ જ રાક્ષસો તેના તરફ આંખ ઉઠાવીને જોઈ શકતા નથી. ભગવાન જનાર્દનમાં દૃઢભક્તિ ધરાવનારા માણસની સર્વ શુભ કામનાઓ સિદ્ધ થાય છે. એટલા માટે ભક્ત પુરુષ સર્વના કરતાં શ્રેષ્ઠ છે. મનુષ્યના તે જ પગોને સફળ જાણવા જોઈએ કે જે ભગવાન વિષ્ણુના મંદિરમાં માણસને દર્શન કરવા માટે લઈ જાય છે. ભગવાન વિષ્ણુની પૂજા કરવામાં તત્પર રહેતા હોય તે જ હાથોને સફળ સમજવા જોઈએ. પુરુષનાં તે જ નેત્રોને સફળ જાણવાં જોઈએ કે, જે ભગવાન જનાર્દનનાં દર્શન કરે છે. ભગવાનના નામના જપ અને કીર્તનમાં લાગી રહેતી જીભને જ સફળ માનવામાં આવી છે. હું સત્ય કહું છું અને હિતની વાત કહું છું તથા વારંવાર સર્વ શાસ્ત્રોનો સાર બતાવું છું કે આ અસાર સંસારમાં કેવળ શ્રીહરિની આરાધના જ સત્ય છે. આ સંસારનું બંધન અત્યંત દૃઢ છે અને મહામોહમાં નાખનારું છે. ભગવાનની ભક્તિરૂપી કુહાડીથી એને કાપી નાખીને અત્યંત સુખી થઈ જાઓ. ભગવાન વિષ્ણુના ચિંતનમાં લાગેલું મન સાર્થક છે. ભગવાનની કથાશ્રવણરૂપ સુધાની ધારાથી પરિપૂર્ણ રહેનારા કાન જગતને માટે વંદનીય છે. હે નારદ ! હૃદયમાં વિરાજમાન ભગવાનનું તમે નિરંતર ભજન કરો. હે મુનિશ્રેષ્ઠ ! જેમનું અંતઃકરણ શુદ્ધ નથી એવા માણસો ભગવાનના સ્થાન કે સ્વરૂપનું વર્ણન કરી શકતા નથી, તેમ દર્શન પણ કરી શકતા નથી. હે વિપ્રવર ! આ સ્થાવર–જંગમરૂપ જગત કેવળ ભાવનામય છે અને વીજળીના જેવું ચંચળ છે, તેથી એનાથી વિરક્ત થઈને ભગવાન જનાર્દનનું ભજન કરવું.

જેમનામાં અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ છે, તેમના પર જ શ્રીહરિ સંતુષ્ટ થાય છે. જે સર્વ પ્રત્યે દયાભાવ રાખે છે અને બ્રાહ્મણોનો આદરસત્કાર કરે છે, તેના પર ભગવાન વિષ્ણુ પ્રસન્ન થાય છે. જે ભગવાન અને તેના ભક્તોની કથામાં પ્રેમ રાખે છે, પોતે ભગવાનની કથા કહે છે, સાધુમહાત્માઓનો સંગ કરે છે અને મનમાં અહંકાર આણતો નથી, તેના પર ભગવાન વિષ્ણુ પ્રસન્ન રહે છે. ભૂખ–તરસ તેમ જ આપત્તિ વખતે પણ જે હમેશાં ભગવાન વિષ્ણુના નામનું ઉચ્ચારણ કરે છે, તેના પર ભગવાન અધોક્ષજ (વિષ્ણુ) પ્રસન્ન થાય છે. હે મુને ! જે સ્ત્રી પતિને પ્રાણ સમાન માનીને તેના આદર–સત્કારમાં રત રહે છે, તેના પર પ્રસન્ન થઈને શ્રીહરિ તેને પોતાનું પરમ ધામ આપી દે છે. જેઓ ઈર્ષ્યા તથા દોષદૃષ્ટિથી રહિત

બનીને અહંકારથી દૂર રહે છે અને સદા દેવનું આરાધન કર્યા કરે છે, તેમના પર ભગવાન કેશવ પ્રસન્ન થાય છે, તેથી હે દેવર્ષિ! સાંભળો: તમારે સદા શ્રીહરિનું ભજન કરવું. શરીર મૃત્યુ સાથે જોડાયેલું છે. જીવન અત્યંત ચંચળ છે. ધન વગેરે પર રાજા વગેરે તરફથી હમેશાં ભય રહેતો હોય છે. સંપત્તિ ક્ષણભરમાં નાશ પામી શકે છે. દેવર્ષે! શું તમે જોતા નથી? અડધું આયુષ્ય તો ઊંઘવામાં જ નષ્ટ થઈ જાય છે, અને કેટલુંક ખાવાપીવામાં જ પૂરું થઈ જાય છે. આયુષ્યનો કેટલોક ભાગ બાળપણામાં, કેટલોક વિષયભોગોમાં અને કેટલોક ઘડપણમાં વહી જાય છે, તો પછી તમે ધર્મનું આચરણ ક્યારે કરશો? બાળપણમાં ને ઘડપણમાં ભગવાનની આરાધના થઈ શકતી નથી, તેથી અહંકારનો ત્યાગ કરીને યુવાવસ્થામાં જ ધર્મનું આચરણ કરવું જોઈએ. હે મુને! આ શરીર મૃત્યુનું નિવાસસ્થાન અને આપત્તિઓનો અડ્ડો છે. આ શરીર રોગોનું ઘર છે. આ મળ વગેરેથી સદા ખરડાયેલું હોવાથી દૂષિત રહે છે. તો પછી માણસો એને સદાકાળ સ્થાયી માનીને વ્યર્થ પાપ શાથી કરે છે? આ સંસાર અસાર છે. એમાં નાના પ્રકારનાં દુઃખો ભરેલાં છે. નિશ્ચય જ આ મૃત્યુથી વ્યાપ્ત છે, તેથી એના પર વિશ્વાસ ન રાખવો જોઈએ. તેથી હે વિપ્રવર! સાંભળો; હું સત્ય કહું છું-દેહબંધનની નિવૃત્તિ માટે ભગવાન વિષ્ણુની જ પૂજા કરવી જોઈએ. અભિમાન અને લોભનો ત્યાગ કરી કામક્રોધથી રહિત થઈને સદા ભગવાન વિષ્ણુનું પૂજન કરવું; કારણ કે મનુષ્યજન્મ અતિદુર્લભ છે.

હે સત્તમ! (મોટા ભાગના) જીવોને કરોડો વર્ષ સુધી સ્થાવર આદિ યોનિઓમાં ભટકયા બાદ તેમને ક્યારેક કોઈ રીતે મનુષ્યશરીર મળે છે. હે સાધુશિરોમણે! મનુષ્યજન્મમાં પણ દેવારાધનની બુદ્ધિ, દાનની બુદ્ધિ અને યોગસાધનાની બુદ્ધિ પ્રાપ્ત થવી એ મનુષ્યોના પૂર્વજન્મની તપશ્ચર્યાનું ફળ છે. દુર્લભ માનવદેહ પામ્યા પછી જે માણસ એકવાર પણ શ્રીહરિની પૂજા કરતો નથી, તેનાથી વધુ મૂર્ખ અને જડબુદ્ધિ કોણ છે? દુર્લભ માનવજન્મ પામીને જેઓ ભગવાન વિષ્ણુની પૂજા કરતા નથી તે મહામૂર્ખ મનુષ્યોમાં વિવેક છે જ ક્યાં? બ્રહ્મન્! ભગવાન વિષ્ણુની આરાધના કરવાથી તેઓ મનોવાંછિત ફળ આપે છે, તો પછી સંસારરૂપ અગ્નિમાં બળેલો કયો માણસ તેમની પૂજા નહિ કરે? હે મુનિશ્રેષ્ઠ! ચાંડાલ પણ જો વિષ્ણુનો ભક્ત હોય તો ભક્તિહીન દ્વિજ કરતાં તે ચડિયાતો છે. એટલા માટે કામ, ક્રોધ આદિનો ત્યાગ કરી નારાયણનું ભજન કરવું. તે પ્રસન્ન હોય તો બધા સંતુષ્ટ હોય છે; કારણ કે તે ભગવાન શ્રીહરિ જ સર્વની અંદર વિદ્યમાન છે. જેવી રીતે સકળ સ્થાવર-જંગમ જગત્ આકાશથી વ્યાપ્ત છે, તેવી જ રીતે આ ચર અને અચર વિશ્વને ભગવાન વિષ્ણુએ વ્યાપ્ત કરી રાખેલ છે. ભગવાન વિષ્ણુના ભજનથી જન્મ અને મૃત્યુ બન્નેનો નાશ થઈ જાય છે. ધ્યાન, સ્મરણ, પૂજન અથવા પ્રણામ માત્ર કરવાથી ભગવાન જનાર્દન જીવના સંસારબંધનને કાપી નાખે છે. હે બ્રહ્મર્ષે! તેમના નામનું કેવળ ઉચ્ચારણ કરવાથી જ મહાપાતકોનો નાશ થાય છે અને વિધિપૂર્વક પૂજા કરીને મનુષ્ય મોક્ષ પ્રાપ્ત કરે છે. બ્રહ્મન્! આ મોટા આશ્ચર્યની વાત છે. આ ભારે નવાઈની વાત છે અને આ બહુ વિચિત્ર વાત છે કે, ભગવાન વિષ્ણુનું નામ હોવા છતાં પણ માણસો જન્મ-મૃત્યુરૂપ સંસારમાં આંટા મારે છે.× જ્યાં સુધી ઇંદ્રિયો શિથિલ બની

× अहो चित्रमहो चित्रमहो चित्रमिदं द्विज।
हरिनाम्नि स्थिते लोकः संसारे परिवर्तते॥

નથી અને જ્યાં સુધી રોગ-વ્યાધિએ સતાવવા માંડયું નથી, ત્યાં સુધીમાં જ ભગવાન વિષ્ણુની આરાધના કરી લેવી જોઈએ. માતાના ગર્ભમાંથી બહાર પડતાંની સાથે મૃત્યુ જીવની સાથે થઈ જાય છે, તેથી બધાંએ ધર્મપાલનમાં લાગી જવું જોઈએ. અરેરે! ભારે કષ્ટની વાત છે, કષ્ટની વાત છે, અતિ કષ્ટની વાત છે કે શરીરને નાશવાન સમજીને પણ આ જીવ ધર્મનું આચરણ કરતો નથી.

હે નારદ! હાથ ઊંચો કરીને આ સત્ય, સત્ય અને બિલકુલ સત્ય વાત વારંવાર કહેવામાં આવે છે કે, પાખંડપૂર્ણ આચરણનો ત્યાગ કરી માણસે ભગવાન વાસુદેવની આરાધનામાં લાગી જવું. ક્રોધ માનસિક સંતાપનું કારણ છે, ક્રોધ સંસારબંધનમાં નાખનારો છે અને ક્રોધ સર્વ ધર્મોનો નાશ કરનારો છે, એટલા માટે ક્રોધનો ત્યાગ કરવો જોઈએ. કામ આ જન્મનું મૂળ દૂષણ છે; કામ પાપ કરાવવામાં હેતુ છે અને કામ યશનો નાશ કરનારો છે, તેથી કામનો પણ ત્યાગ કરવો જોઈએ. માત્સર્યને સમસ્ત દુઃખસમુદાયનું કારણ માનવામાં આવ્યું છે, તે નરકોનું પણ સાધન છે, તેથી તેનોય ત્યાગ કરવો.* મન જ મનુષ્યોનાં બંધન અને મોક્ષનું કારણ છે, તેથી મનને પરમાત્મામાં જોડીને સુખી થવું જોઈએ: અહો! માણસોનું ધૈર્ય કેટલું અદ્‌ભુત, કેટલું વિચિત્ર તથા કેટલું બધું આશ્ચર્યજનક છે કે જગદીશ્વર ભગવાન વિષ્ણુ વિદ્યમાન હોવા છતાં પણ તેઓ મદથી ઉન્મત્ત થઈને તેમનું ભજન કરતા નથી!× સર્વને ધારણ કરનારા અને સર્વનું પોષણ કરનારા જગદીશ્વર ભગવાન અચ્યુતની આરાધના કર્યા વિના સંસારસાગરમાં ડૂબેલાં માણસો કેવી રીતે પાર જઈ શકશે? અચ્યુત, અનંત અને ગોવિંદ-આ નામોનાં ઉચ્ચારણરૂપ ઔષધથી બધા રોગો મટી જાય છે, આ હું સત્ય કહું છું, સત્ય કહું છું.÷ જે માણસો નારાયણ! જગન્નાથ! વાસુદેવ! જનાર્દન! આદિ નામોનું નિત્ય ઉચ્ચારણ કર્યા કરે છે, તેઓ સર્વત્ર વંદનીય છે. હે દેવર્ષિ! દુષ્ટ ચિત્તવાળા માણસોની આ કેવી મૂર્ખતા છે કે તેઓ પોતાના હૃદયમાં વસતા ભગવાન વિષ્ણુને જાણતા નથી. હે મુનિશ્રેષ્ઠ! સાંભળો. હું વારંવાર આ વાત બેવડાવીને કહું છું કે ભગવાન વિષ્ણુ શ્રદ્ધાળુ માણસો પર જ સન્તુષ્ટ થાય છે. વધારે ધન કે ભાઈ-ભાંડુઓ ધરાવતો હોય, તેના પર નહીં. આ લોક અને પરલોકમાં સુખ ઇચ્છનારા માણસે સદા શ્રીહરિની પૂજા કરવી તથા આ લોક અને પરલોકમાં દુઃખ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાએ બીજાઓની નિંદામાં તત્પર રહેવું. ભગવાન જનાર્દનની ભક્તિ વગરના માણસોના જન્મને ધિક્કાર છે. સત્પાત્રને દાન ન અપાતું હોય તે ધનને વારંવાર ધિક્કાર છે. હે મુનિશ્રેષ્ઠ નારદ! ભગવાન વિષ્ણુને નમસ્કાર ન કરનારા શરીરને પાપની ખાણ જાણવું. સુપાત્રને દાન ન આપતાં એકઠું કરી રાખેલું ધન ચોરીના ધન જેવું નિંદનીય છે. સંસારી માણસો વીજળીની જેમ ચંચળ ધનસંપત્તિથી ઉન્મત્ત થયેલા છે. જીવોના અજ્ઞાનને દૂર કરનારા જગદીશ્વર શ્રીહરિની તેઓ આરાધના કરતા નથી.

* काममूलमिदं जन्म कामः पापस्य कारणम् ।
यशःक्षयकरः कामस्तस्मात्तं परिवर्जयेत् ॥
समस्तदुःखजालानां मात्सर्यं कारणं स्मृतम् ।
नरकाणां साधनं च तस्मात्तदपि सन्त्यजेत् ॥

× अहो धैर्यमहो धैर्यमहो धैर्यमहो नृणाम् ।
विष्णौ स्थिते जगन्नाथे न भजन्ति महोद्धताः ॥

÷ अच्युतानन्तगोविन्दनामोच्चारणभेषजात् ।
नश्यन्ति सकला रोगाः सत्यं सत्यं वदाम्यहम् ॥

દૈવી અને આસુરી સૃષ્ટિના ભેદથી સૃષ્ટિ બે પ્રકારની કહી છે. જ્યાં ભગવાનની ભક્તિ (અને સદાચાર) છે, તે દૈવી સૃષ્ટિ છે અને ભક્તિ(તથા સદાચાર)થી હીન છે, તે આસુરી સૃષ્ટિ છે, તેથી હે વિપ્રવર નારદ! સાંભળો: ભગવાન વિષ્ણુના ભજનમાં લગ્ન માણસોને સર્વત્ર શ્રેષ્ઠ કહેવામાં આવ્યા છે; કારણ કે ભક્તિ અત્યંત દુર્લભ છે. જે ઈર્ષ્યા અને દ્વેષથી રહિત, બ્રાહ્મણોની રક્ષામાં તત્પર તથા કામ આદિ દોષોથી દૂર હોય છે, તેમના પર ભગવાન સન્તુષ્ટ થાય છે.

જેઓ મંદિરને વાળવું—ઝાડવું વગેરે કાર્ય કરી વિષ્ણુની સેવામાં પરાયણ રહે છે અને સત્પાત્રોને દાન આપતા રહે છે, તેઓ પરમ પદને પામે છે. ૧–૭૭

संमार्जनादिना येतु विष्णुशुश्रूषणे रताः ।
सत्पात्रदाननिरताः प्रयान्ति परमं पदम् ॥ ७७॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં, 'ભવબંધનથી છૂટવા માટે વિષ્ણુનું ભજન' નામનો ૩૪ મો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૩૫ : જાનન્તિ મુનિનો વેદમાલીને ઉપદેશ

सनक उवाच ।
पुनर्वक्ष्यामि माहात्म्यं देवदेवस्य चक्रिणः ।
पठतां शृण्वतां सद्यः पापराशिः प्रणश्यति ॥ १ ॥

સનક બોલ્યા : હવે હું દેવોના દેવ, સુદર્શન ચક્રને ધારણ કરનારા ભગવાન વિષ્ણુના માહાત્મ્યનું ફરીથી વર્ણન કરું છું. જેઓ આને વાંચે છે કે સાંભળે છે, તેમનાં સર્વ પાપો નાશ પામે છે. હે નારદ! જેમણે યોગ દ્વારા કામ, ક્રોધ, મદ, લોભ, મોહ અને મત્સરરૂપી છ શત્રુઓને જીતી લીધા છે તથા જેઓ અહંકારશૂન્ય અને શાંત હોય છે એવા જ્ઞાની મહાત્માઓ જ્ઞાનસ્વરૂપ અવિનાશી શ્રીહરિનું જ્ઞાનયોગ દ્વારા યજન કરે છે. જેઓ વ્રત, દાન, તપશ્ચર્યા, યજ્ઞ તથા તીર્થસ્નાન કરીને વિશુદ્ધ થઈ ગયા છે, તેઓ કર્મયોગી મહાપુરુષો કર્મયોગ દ્વારા ભગવાન અચ્યુતનું પૂજન કરે છે. જેઓ લોભી, દુર્વ્યસનોમાં આસક્ત અને અજ્ઞાની છે, જેઓ જગદીશ્વર શ્રીહરિની આરાધના નથી કરતા તે મૂઢ માણસો પોતાને અજરઅમર માને છે; પરંતુ વાસ્તવમાં તેઓ માણસોમાં કીડાના જેવું જીવન ગુજારે છે; વીજળીના લિસોટા સમાન ક્ષણભર ચમકારો કરીને લુપ્ત થઈ જનારી લક્ષ્મીના મદથી ઉન્મત્ત થઈને વ્યર્થ અહંકારથી દૂષિત ચિત્તવાળા માણસો સર્વ પ્રકારે કલ્યાણ કરનારા જગદીશ્વર ભગવાન વિષ્ણુની પૂજા કરતા નથી. ભગવદ્ધર્મના પાલનમાં તત્પર શાંત શ્રીહરિના ચરણારવિંદોની સેવા કરનારા તથા સંપૂર્ણ જગત પર અનુગ્રહ ધરાવનારા તો કોઈ વિરલ મહાત્મા જ દૈવયોગે જ ઉત્પન્ન થાય છે. મન, વાણી અને ક્રિયા દ્વારા ભક્તિપૂર્વક ભગવાન વિષ્ણુની આરાધના કરનારો સમસ્ત લોકમાં શ્રેષ્ઠ પરમ ધામમાં જાય છે. આ વિષયમાં એક પ્રાચીન ઉદાહરણ આપવામાં આવે છે જેના વાંચન અને શ્રવણથી સમસ્ત પાપો નાશ પામે છે.

હે નારદ! પ્રાચીન કાળની વાત છે. રૈવત મન્વન્તરમાં વેદમાલી નામે એક પ્રખ્યાત બ્રાહ્મણ થઈ ગયા છે, જે વેદ અને વેદાંગોના પારદર્શી વિદ્વાન હતા. સર્વ પ્રાણીઓ પ્રત્યે તેમના મનમાં દયા ભરેલી હતી. તેઓ સદા ભગવાનની પૂજા કરતા; પરંતુ પાછળથી તેઓ સ્ત્રી, પુત્ર અને મિત્રો માટે ધન કમાવાના કામમાં લાગી ગયા. ન વેચવા યોગ્ય વસ્તુને પણ તેઓ વેચવા લાગ્યા, તેમણે રસ (દૂધ, દહીં ઘી) વગેરે પણ વેચવા માંડયું. તેઓ ચાંડાલ આદિ સાથે પણ વાતો કરતા અને તેમનું આપેલું દાન પણ તેમણે લેવા માંડયું. તેમણે પૈસા લઈને તપશ્ચર્યા અને વ્રતોનો વિક્રય કર્યો અને તીર્થયાત્રા પણ તેઓ પારકાંઓ માટે જ

કરતા. આ બધું તેમણે કેવળ પોતાની સ્ત્રીને સન્તુષ્ટ કરવાને માટે જ કર્યું. હે વિપ્રવર! આ પ્રમાણે કેટલોક સમય વીત્યા પછી તે બ્રાહ્મણને બે જોડકા પુત્ર થયા. તેમનાં નામ હતાં–યજ્ઞમાલી અને સુમાલી. એ બન્ને બાળકો ખૂબ સુંદર હતા. તે બ્રાહ્મણે અનેક પ્રકારનાં સાધનોથી તે બન્નેનું પાલનપોષણ કરવા માંડયું. વેદમાલીએ અનેક ઉપાયોથી યત્નપૂર્વક ધન એકત્ર કર્યું. 'જોઉં તો ખરો! મારી પાસે કેટલું ધન છે!' આવો વિચાર કરીને તેણે પોતાનું ધન ગણવા માંડયું. વિપુલ સંખ્યામાં એકત્ર થયેલા ધનને જોઈને હર્ષથી તેનું હૈયું નાચી ઊઠયું. સાથે સાથે જ તેને અર્થની ચિંતા પણ થવા માંડી. તેને લીધે તેને ભારે વિસ્મય પણ થયો. તેને વિચાર થયો કે, 'મેં નીચ માણસો પાસેથી દાન લઈને ન વેચવા યોગ્ય વસ્તુઓ તેમ જ તપશ્ચર્યા વગેરેને પણ વેચીને ઘણું ધન પેદા કર્યું છે; પરંતુ મારી તૃષ્ણા હજુય ઘટી નથી હું તો એમ માનું છું કે, આ તૃષ્ણા એ ભારે કષ્ટ છે; સર્વ ક્લેશોનું કારણ પણ આ જ છે. એને પૂર્ણ કરવા માટે, એની સર્વ કામનાઓ સફળ થઈ જાય તોપણ ફરીથી બીજું વધારે દ્રવ્ય મળવાની અભિલાષા તે કરવા લાગે છે. ઘડપણમાં માણસના વાળ પાકીને ધોળા થઈ જાય છે; દાંત પડી જાય છે, આંખ અને કાન પણ જીર્ણ થઈ જાય છે; પરંતુ એકમાત્ર તૃષ્ણા જ તરુણ બને છે.* મારી સર્વ ઇંદ્રિયો શિથિલ થઈ રહી છે. ઘડપણે મારી શક્તિને પણ હણી નાખી છે, પરંતુ તૃષ્ણા તરુણી થઈને પ્રબળ બની ગઈ છે. જેના મનમાં તૃષ્ણા જાગ્રત થયેલી હોય, તે માણસ વિદ્વાન હોય તોપણ મૂર્ખ થઈ જાય છે. પરમ શાંત હોય તોપણ ક્રોધી થઈ જાય છે અને બુદ્ધિમાન હોવા છતાં અત્યંત મૂઢબુદ્ધિ થઈ જાય છે. માણસોને માટે આશા એ ન જીતી શકાય તેવા શત્રુના જેવી ભયંકર છે. શાશ્વત સુખની ઇચ્છા ધરાવનારાએ આશાનો ત્યાગ કરવો. બળ હોય, તેજ હોય, વિદ્યા હોય, યશ હોય, માન હોય, અભ્યુદય થઈ રહ્યો હોય અને ઉત્તમ કુળમાં જન્મ થયેલો હોય તોપણ જો મનમાં આશા–તૃષ્ણા રહેલાં હોય તો તે ભારે વેગથી આ બધા પર પાણી ફેરવી દે છે.* મેં ભારે કષ્ટથી આ ધન મેળવ્યું છે, હવે મારું શરીર જીર્ણ થઈ ગયું છે, ઘડપણે મારી શક્તિ હણી નાખી છે. તેથી હવે હું ઉત્સાહપૂર્વક પરલોક સુધારવાને યત્ન કરીશ.'

હે વિપ્રવર! આવો નિશ્ચય કરીને વેદમાલિ ધર્મના માર્ગ પર ચાલવા લાગ્યા. તે જ ક્ષણે તેમણે તે ધનના ચાર ભાગ કરી નાખ્યા. તેમાંના બે ભાગ પોતાના માટે રાખ્યા અને બાકીના બે ભાગ બંને પુત્રોને આપી દીધા. ત્યારબાદ પોતે કરેલાં પાપોનો નાશ કરવાની ઇચ્છાથી તેમણે ઠેકઠેકાણે વાવ, કૂવા, તળાવ, બગીચા અને ઘણાં બધાં દેવમંદિરો બનાવરાવ્યાં ને ગંગાજીના તટ પર અન્ન આદિનું દાન પણ કર્યું. આ પ્રમાણે સંપૂર્ણ ધનનું દાન કરી ભગવાન વિષ્ણુના પ્રતિ ભક્તિભાવથી યુક્ત થઈને તેઓ તપશ્ચર્યાને માટે નરનારાયણના આશ્રમ બદરી વનમાં ગયા. ત્યાં તેમણે એક અત્યંત રમણીય આશ્રમ જોયો. ત્યાં ઘણા ઋષિઓ હતા. ફલફૂલોથી સમૃદ્ધ વૃક્ષસમૂહ તે આશ્રમની શોભા વધારી રહ્યો હતો. વેદમાલીએ ત્યાં જઈને જાનન્તિ

* जीर्यन्ति जीर्यतः केशाः दन्ता जीर्यन्ति जीर्यतः।
चक्षुःश्रोत्रे च जीर्येते तृष्णैका तरुणायते ॥

* आशा भयंकरी पुंसामजेयारातिसन्निभा।
तस्मादाशां त्यजेत्प्राज्ञो यदीच्छेच्छाश्वतं सुखम् ॥
बलं तेजो यशश्चैव विद्या मानं च वृद्धताम्।
तथैव सत्कुले जन्म आशाहन्त्यतिवेगतः ॥

નામના એક મુનિનાં દર્શન થયાં. તેઓ શિષ્યોને પરબ્રહ્મતત્ત્વનો ઉપદેશ કરી રહ્યા હતા. તે મુનિ મહાતેજના પુંજ જેવા જણાતા હતા. તેમનામાં શમ, દમ આદિ સર્વ ગુણો રહેલા હતા. તેમનામાં રાગ આદિ દોષોનો સર્વથા અભાવ હતો. તેઓ સૂકાં પાંદડાં ખાઈને રહેતા હતા. આવા મુનિને જોઈ વેદમાલીએ પ્રણામ કર્યા. તેમને હે મુને! જાનન્તિએ કંદ, મૂળ અને ફળ આદિ સામગ્રીઓ દ્વારા નારાયણ બુદ્ધિથી અતિથિ વેદમાલીનું પૂજન કર્યું. પછી વેદમાલીએ પોતાને જ્ઞાન આપવા માટે મહર્ષિને વિનંતિ કરી. આથી મુનિશ્રેષ્ઠ જાનન્તિએ તેમને કહ્યું:

બ્રહ્મન્! તમારે પ્રતિદિન ભગવાન વિષ્ણુનું ભજન અને ચિંતન કરતા રહેવું. કોઈની ચાડીચૂગલી ક્યારેય કરવી નહિ. સદા પરોપકારમાં લાગ્યા રહેવું. ભગવાન વિષ્ણુની પૂજામાં મન લગાડવું. મૂર્ખ માણસોની સોબત કરવી નહિ. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સરનો ત્યાગ કરી લોકને પોતાના આત્મા સમાન ગણવો, એથી તમને શાંતિ મળશે. કોઈની ઈર્ષા કે નિંદા કરવી નહિ. દોષદૃષ્ટિ રાખવી નહિ. પાખંડપૂર્ણ આચાર, અહંકાર અને ક્રૂરતાનો સર્વથા ત્યાગ કરવો. સર્વ પ્રાણીઓ પર દયા કરવી. સાધુ પુરુષોની સેવા કરવી. પોતે કરેલાં ધર્મકાર્યો વિષે પૂછવામાં આવે તો પણ પ્રકટ કરવાં નહીં. કોઈના તરફથી કોઈના પર અત્યાચાર થતો હોવાનું જોવામાં આવે તો યથાશક્તિ તે અટકાવવાનો પ્રયત્ન કરવો. એ સંબંધમાં આળસ કે પ્રમાદ કરવો નહીં, પોતાના કુટુંબનો વિરોધ ન થાય તે પ્રમાણે હમેશાં અતિથિઓનાં સ્વાગત-સત્કાર કરવાં. પત્ર, પુષ્પ, ફળ અથવા દૂર્વા વડે નિષ્કામભાવથી ભગવાન નારાયણની પૂજા કરવી. દેવતાઓ, ઋષિઓ તથા પિતૃઓનું વિધિપૂર્વક તર્પણ કરવું. હે વિપ્રવર! વિધિપૂર્વક અગ્નિની સેવા પણ કરવી. દેવમંદિર પ્રતિદિન વાળવું, ઝાડવું અને એકાગ્રચિત્તથી તેને રંગવું-ધોળવું પણ જોઈએ. દેવમંદિરમાં કંઈ ભાંગ્યુંતૂટ્યું હોય તો તેની દુરસ્તી પણ કરાવવી. મંદિરમાં પ્રવેશ થવાના માર્ગને પતાકા અને પુષ્પ આદિથી સુશોભિત કરવો-શણગારવો અને ભગવાન વિષ્ણુના ગૃહમાં દીવા પ્રકટાવવા. દરરોજ યથાશક્તિ પુરાણની કથા સાંભળવી, પુરાણ વાંચવું. વેદાંતનો સ્વાધ્યાય કરવો. આમ કરવાથી તમને ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત થશે. જ્ઞાન પ્રાપ્ત થતાં પાપોનું નિવારણ થઈને મોક્ષ પ્રાપ્ત થાય છે.

જાનન્તિ મુનિએ આ પ્રમાણે ઉપદેશ આપ્યા પછી વેદમાલી જ્ઞાન પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરવા લાગ્યા. તે પોતાની અંદર જ પરમાત્માનાં દર્શન કરીને ઘણા પ્રસન્ન થયા. હું જ ઉપાધિરહિત, સ્વયંપ્રકાશ નિર્મળ બ્રહ્મ છું-આવો નિશ્ચય કરવાથી તેમને પરમ શાંતિ પ્રાપ્ત થઈ.

તે પછી તે વેદમાલી વ્યવહાર માટે ગુરુ જાનન્તિને પ્રણામ કરી સદા ધ્યાનપરાયણ થઈ રહ્યા. હે મુનીશ્વર! આ પ્રમાણે ઘણો સમય વીતી ગયા પછી વેદમાલી વારાણસીમાં જઈને મોક્ષને પ્રાપ્ત થયા.

જે આ અધ્યાયને વાંચે છે અથવા સાવધાન થઈને સાંભળે છે, તે કર્મપાશથી છૂટી જઈને પરમ સુખ પામે છે. ૧-૭૩

य इमं पठतेऽध्यायं शृणुयाद्वा समाहितः।
स कर्मपाशविच्छेदं प्राप्य सौख्यमवाप्नुयात्॥७३॥

ઇતિશ્રીનારદમહાપુરાણમાં 'વેદમાલીને જાનન્તિ મુનિનો ઉપદેશ' નામનો ૩૫ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૩૬: વિષ્ણુની સેવાનો પ્રભાવ

सनक उवाच।

वेदमालेः सुतौ प्रोक्तौ यावुभौ मुनिसत्तम।
यज्ञमाली सुमाली च तयोः कर्माधुनोच्यते॥१॥

સનક બોલ્યા: હે મુનિસત્તમ! વેદમાલીના જે બે પુત્રો યજ્ઞમાલી અને સુમાલી

કહેવામાં આવ્યા છે, તેમનાં કર્મોનું હવે વર્ણન કરવામાં આવે છે. તે બન્ને ભાઈઓમાંના યજ્ઞમાલીએ પિતાએ એકઠા કરેલા ધનના બે ભાગ કર્યા અને તેમાંનો એક ભાગ નાના ભાઈને આપ્યો.

હે દ્વિજ! સુમાલી વ્યસનોમાં ફસાઈને ધન વેડફવા લાગ્યો. તે હમેશાં ગીત અને વાજિંત્રો સાંભળ્યા કરતો અને દરરોજ મદ્યપાન કરી, વેશ્યાઓના હાવભાવથી મોહિત થઈ પરસ્ત્રીગામી થઈ ગયો. જ્યારે એમના પિતા તરફથી વારસામાં મળેલું સઘળું ધન વપરાઈ ગયું ત્યારે એ બીજાઓનું ધન અપહરણ કરીને વેશ્યાગમન કરવા લાગ્યો. સુમાલીનું દુષ્ટ આચરણ જોઈ મહામતિ યજ્ઞમાલી ઘણો ખિન્ન થયો ને તેને કહેવા લાગ્યો: હે અનુજ! તારા આ વ્યવહારથી મને ઘણું દુઃખ થાય છે; તેથી હવે આ દુરાચારથી નિવૃત્ત થા! આપણા કુળમાં એક તારું જ ચિત્ત આવું દૂષિત થયું છે! તું ઘોર પાપમાં પડતો જાય છે!

આ પ્રમાણે કહીને તેના મોટા ભાઈએ સુમાલીને અનેક વાર કુકર્મથી નિવૃત્ત કરવા ઇચ્છયું, એટલે તેણે યજ્ઞમાલીને મારી નાખવાનો વિચાર કરી એક હાથમાં તલવાર લીધી અને બીજા હાથથી તેની શિખા પકડી. આથી નગરમાં ભયંકર કોલાહલ મચી ગયો ને નાગરિકોએ કુપિત થઈને તેને બંધનમાં નાખ્યો. યજ્ઞમાલી ઉદારચિત્તનો હતો, તેથી ભાઈ પ્રત્યેના સ્નેહથી આકર્ષાઈને મનમાં દુઃખી થઈ તેણે નગરજનોને પ્રાર્થના કરી અને પોતાનાં ભાઈનાં બંધનો છોડાવી નંખાવ્યાં. વળી ફરીથી યજ્ઞમાલીએ પોતાના ધનના બે ભાગ પાડી તેમાંનું અડધું પોતે રાખી, બાકીનું અડધું ધન પોતાના નાના ભાઈને આપી દીધું.

પરંતુ હે નારદ! સુમાલી અત્યંત મૂર્ખ હતો તેથી તે ધનને પણ તે પાખંડીઓ અને ચાંડાલોમાં ફાવે તેમ વેડફવા લાગ્યો; કારણ કે દુર્જનોની વિભૂતિઓ અસજ્જનોના ઉપભોગ માટે હોય છે; લીંબોળીઓથી સમૃદ્ધ લીંબડાનું ઝાડ કાગડાઓથી જ સેવાય છે. હે મુને! ભાઈએ આપેલા તે ધનને પણ સુમાલી મદ્યપાનમાં આસક્ત રહી તથા ગોમાંસ આદિ ભક્ષણ કરીને ઉડાડવા લાગ્યો. આથી તેના સર્વ બાંધવોએ તેનો ત્યાગ કર્યો અને રાજાએ પણ તેને સજા કરી. હે વિપ્ર! આ પ્રમાણે કષ્ટમાં આવી પડવાથી તે પોતાની ચાંડાલ સ્ત્રી સાથે નિર્જન વનમાં આવી લાગ્યો.

હે વિપ્ર! યજ્ઞમાલીની બુદ્ધિ સારી હતી, તેથી તે સદા ધર્મપરાયણ રહેતો હતો. સત્સંગ કરવાને લીધે તેનાં પાપ નાશ પામ્યાં હતાં. એણે કોઈ પણ જાતના અવરોધ વિના અન્નદાન કરવાનો આરંભ કર્યો. હે સત્તમ! તે સદા ધર્મપરાયણ રહીને પિતાએ બંધાવેલાં તળાવ આદિ જળાશયો અને ઉદ્યાનોનું રક્ષણ કરતો હતો. મહાત્મા યજ્ઞમાલીનું સર્વ ધન સત્પાત્રોને દાન આપવા આદિ ધર્મકાર્યોમાં જ વપરાવા લાગ્યું. અહો! સજ્જનોની વિભૂતિઓ સદુપયોગ માટે જ હોય છે. કલ્પવૃક્ષનાં ફળોનો ઉપભોગ દેવતાઓ જ કરે છે.

તે મહામતિ યજ્ઞમાલી ધર્મના હેતુ માટે ધનનો વ્યય કરી વિષ્ણુના મંદિરમાં સદા ધર્માચરણ કર્યા કરતો હતો. કાળના વીતવા સાથે તે બન્ને—યજ્ઞમાલી અને સુમાલી વૃદ્ધ થઈને એક જ સમયે મરણ પામ્યા. વિષ્ણુપૂજામાં પરાયણ મહાત્મા યજ્ઞમાલી માટે વિષ્ણુ ભગવાને પાર્ષદો સાથે વિમાન મોકલ્યું. મહામતિ યજ્ઞમાલી દિવ્ય વિમાનમાં બેસી વિષ્ણુના ધામમાં પ્રયાણ કરી ગયો, ત્યારે માર્ગમાં દેવતાઓ તેનું પૂજન કરવા લાગ્યા અને મુનીશ્વરો સ્તુતિ કરવા લાગ્યા. ગંધર્વો તેની આગળ ગાયન કરવા લાગ્યા અને અપ્સરાઓ

તેની સેવા કરવા લાગી. કામધેનુંથી તે પુષ્ટ થવા લાગ્યો. અને ભાતભાતનાં આભૂષણોથી તે સુશોભિત થઈ રહ્યો. તેજના અંબારરૂપ વિષ્ણુલોકમાં જતી વખતે તેણે માર્ગમાં પોતાના નાના ભાઈને જોયો. યમદૂતો તેને મારતા હતા; તે ભૂખ્યો અને તરસ્યો હતો; શરીરે નગ્ન હતો. પ્રેતદેહમાં પાશથી જકડાયેલો હોવાથી દુઃખી થઈ રહ્યો હતો; તેથી અનાથની પેઠે તડપતો હતો અને વિલાપ કરી રહ્યો હતો. તેને ઊંચા સાદે રડતો જોઈને યજ્ઞમાલી વ્યથિત થયો. પછી તેણે પોતાની પાસે ઊભેલા વિષ્ણુદૂતોને હાથ જોડીને પૂછ્યું કે, 'આ યમદૂતો જેને પીડી રહ્યા છે, તે કોણ છે?' આના ઉત્તરમાં હરિના દૂતોએ તે મહૌજા યજ્ઞમાલીને કહ્યું: 'આ પાપાત્મા આપના ભાઈ સુમાલી છે!'

યજ્ઞમાલી વિષ્ણુના કિંકરોનાં વચન સાંભળી મનમાં ખિન્ન થઈ તેમને પૂછવા લાગ્યો: એનાં સંચિત પાપોનો નાશ કઈ રીતે થઈ શકે તેનો ઉપાય આપ મને બતાવો, આપ મારા બાંધવ છો! ધર્મને જાણનારાઓ કહે છે કે સાત પગલાં સાથે ચાલવાથી મિત્રતા છે. સજ્જનો સાથે સાત પગલાં ચાલવાથી મૈત્રી થાય છે અને સત્સાધુઓની મૈત્રી ત્રણ પગલાં ચાલવાથી થઈ જાય છે. વળી સત્-સાધુઓમાં પણ જેઓ સંત હોય છે, તેમની સાથે તો કેવળ એક જ પગલું ચાલવાથી મિત્રતા થઈ જાય છે. આપ મને લઈ જવા માટે આવ્યા છો તેથી મારા બાંધવ થયા છો, તેથી આ મારો ભાઈ પણ જે રીતે મુક્ત થઈ શકે તેવો કોઈ ઉપાય બતાવો. યજ્ઞમાલીનાં વચન સાંભળી દયાળુ વિષ્ણુદૂતો સ્મિતભાવે વિષ્ણુભક્ત યજ્ઞમાલીને કહેવા લાગ્યા.

વિષ્ણુદૂતો બોલ્યા: હે નારાયણપરાયણ! હે મહાભાગ્યશાળી યજ્ઞમાલી! સુમાલીને મુક્તિ અને પ્રસન્નતા આપનારો ઉપાય અમે આપને કહીએ છીએ. આપે પૂર્વજન્મમાં જે મહાન સત્કૃત્યો કર્યાં હતાં તે અમે ટૂંકમાં વર્ણન કરીએ છીએ, તે આપ સાવધાન થઈને સાંભળો.

પહેલાં આપ વિશ્વંભર નામના એક વણિક હતા. આપે અસંખ્ય મહાપાપ કર્યાં હતાં. સુકર્મની તો આપમાં વાસના જ ન હતી. મા-બાપ સાથે આપ વિરોધ ધરાવતા હતા. એક સમયે બાંધવોએ પણ આપનો ત્યાગ કરી દીધો હતો, તેથી શોકસંતાપથી અને ભૂખની જ્વાળાથી પીડિત થઈને આપ વિષ્ણુમંદિરમાં જઈ પહોંચ્યા. ત્યાં વરસાદ પડવાથી કાદવ થયો હતો. તે સ્થળે નિવાસ કરવાની ઇચ્છાથી ત્યાં એકઠો થઈ ગયેલો કાદવ આપે સાફ કરી નાખ્યો. આથી વિષ્ણુમંદિરનું તે સ્થાન લીંપાઈને સ્વચ્છ થઈ ગયું. હે દ્વિજ! તે દેવાલયમાં આપ રહેતા હતા ત્યારે એક રાત્રે સાપ કરડવાથી આપનું મરણ થયું; પરંતુ તે વિષ્ણુમંદિરનું સ્થાન લીંપવાને લીધે પ્રાપ્ત થયેલા પુણ્યના પ્રભાવથી આપને વિપ્રયોનિમાં જન્મ અને અચલ હરિભક્તિ પ્રાપ્ત થયેલ છે. હવે આપના મહાપાતકી ભાઈનો આપ ઉદ્ધાર કરવા ઇચ્છો છો, તે માટેનો ઉપાય અમે આપને બતાવીએ છીએ. હે મહામતે! તે આપ સાંભળો. હે મહાભાગ! જો આપ ભાઈ પર કૃપા કરવા ચાહતા હો તો આપ એને ગોચર્મમાત્ર (દશ હાથ સમચોરસ) ભૂમિ લીંપ્યાનું ફળ આપી દો, તેથી એનો ઉદ્ધાર થઈ જશે.

વિષ્ણુ-દૂતોએ આ પ્રમાણે જણાવ્યાથી તે મહામતિ યજ્ઞમાલીએ પોતાના ભાઈને પાપમાંથી મુક્ત થવા માટે ગોચર્મ (મહાભારત અનુશાસન પર્વમાં જણાવવામાં આવેલું ભૂમિનું એક પ્રકારનું માપ) માત્ર ભૂમિ લીંપ્યાનું પુણ્ય ફળ આપી દીધું. ભાઈએ આપેલા પુણ્યથી સુમાલી નિષ્પાપ

થયો, તેથી યમદૂતો તેને છોડી દઈ નાસી છૂટ્યા. એવામાં જ સર્વ ઐશ્વર્યોથી પૂર્ણ એક વિમાન તત્કાલ ત્યાં આવી પહોંચ્યું. હે મુને! તે સમયે સુમાલી તે વિમાનમાં બેસીને પ્રસન્ન થયો. તે બંને ભાઈઓને દેવવૃંદોએ પ્રણામ કર્યા અને તે ભાઈઓ પણ પરસ્પર એકબીજાને ભેટીને આનંદ પામ્યા. યજ્ઞમાલી અને સુમાલી–બંને જણા મહર્ષિઓથી થતી સ્તુતિ અને ગંધર્વો વડે ગવાતાં ગાયનો સાંભળતા વિષ્ણુલોકમાં ગયા. હે મુનિસત્તમ! યજ્ઞમાલી અને સુમાલી વિષ્ણુલોકમાં એક કલ્પ સુધી આનંદપૂર્વક રહ્યા. તે પછી મહામતિ યજ્ઞમાલી તો ત્યાં અનેક પ્રકારના ભોગો ભોગવી જ્ઞાનસંપન્ન થઈને ત્યાં જ મુક્ત થઈ ગયો; અને મહાભાગ્યવાન સુમાલી વિષ્ણુલોકમાં પ્રસન્નતાપૂર્વક રહીને વિપ્રયોનિમાં જન્મ ધારણ કરી પૃથ્વી પર ઉત્પન્ન થયો. તે જન્મમાં તે પરમ પવિત્ર કુળમાં ઉત્પન્ન થઈને ગુણવાન, વેદપારગામી, સર્વ સંપત્તિઓથી સંપન્ન, હરિભક્તિમાં પરાયણ થયો. તે હરિના નામનું રટણ કરતો ગંગાના તટ પર પહોંચ્યો. ગંગાજીમાં સ્નાન અને પ્રભુ વિશ્વેશ્વરનાં દર્શન કરી યોગીઓને પણ દુર્લભ એવા પરમસ્થાનને તે પ્રાપ્ત થયો.

હે મુનીશ્વર! આ પ્રમાણે તમને વિષ્ણુમંદિરના ઉપલેપનનું માહાત્મ્ય કહ્યું. સર્વ પ્રકારના પ્રયત્ન કરીને જગતના પતિનું પૂજન કરવું જોઈએ. જેઓ કામના ન હોવા છતાં વિષ્ણુનું એકવાર પણ પૂજન કરે છે, તેમને ક્યારેય ભવના બંધનમાં પડવું પડતું નથી. હરિભક્તિમાં મગ્ન પુરુષોને જે હરિબુદ્ધિથી પૂજે છે, હે વિપ્રેંદ્ર! તેના પર બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર પ્રસન્ન થાય છે. હરિભક્તોના સંગીઓના સંગ માત્રથી મહાપાપી પણ બધાં પાપોથી છૂટે છે.

હરિનું પૂજન કરનારા અને હરિનું નામસ્મરણમાં મગ્ન રહેનારાઓની સેવા કરનારા પાપીઓ પણ પરમ ગતિ પામે છે.૧–૬૧

हरिपूजापराणां च हरिनामरतात्मनाम् ।
शुश्रूषानिरता यान्ति पापिनोऽपि परां गतिम् ॥६१॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'વિષ્ણુની સેવાનો પ્રભાવ' નામનો ૩૬ મો અધ્યાય સમાપ્ત

## અધ્યાય ૩૭ : ભગવાન વિષ્ણુના ભજનનો મહિમા

सनक उवाच ।

भूयः शृणुष्व विप्रेन्द्र माहात्म्यं कमलापतेः ।
कस्य नो जायते प्रीतिः श्रोतुं हरिकथामृतम् ॥१॥

શ્રી સનક બોલ્યા : હે વિપ્રવર! ભગવાન વિષ્ણુના માહાત્મ્યનું વર્ણન ફરીથી સાંભળો. ભગવાનની કથા સાંભળવા માટે કોના મનમાં પ્રેમ અને ઉત્સાહ થતો નથી? વિષયભોગમાં પડેલા માણસો તથા મમતાથી વ્યાકુળ થયેલા ચિત્તવાળા માણસોનાં સઘળાં પાપોનો નાશ ભગવાનના એક જ નામસ્મરણથી થાય છે. ભગવાનની પૂજાથી વિમુખ રહેતા હોય, વેદોનો વિરોધ કરતા હોય અને ગાય તથા બ્રાહ્મણોનો જેઓ દ્વેષ કરતા હોય તેમને રાક્ષસ કહેવામાં આવ્યા છે.* ભગવાન વિષ્ણુની આરાધનામાં લાગ્યા રહીને જેઓ સર્વ માણસો પર અનુગ્રહ રાખે છે ને ધર્મકાર્યમાં સદા તત્પર રહેતા હોય છે, તેમને સાક્ષાત્ વિષ્ણુના સ્વરૂપ માનવામાં આવ્યા છે. ભગવાન વિષ્ણુની આરાધનામાં લાગેલા ચિત્તવાળાઓનાં કરોડો જન્મોનાં પાપ ક્ષણભરમાં નષ્ટ થઈ જાય છે, તો પછી તેમના મનમાં પાપનો વિચાર કઈ રીતે પેદા થઈ શકે? ભગવાન વિષ્ણુની આરાધના વિષયાંધ માણસોનાં પણ સઘળાં દુઃખોનો નાશ કરનારી હોય છે. તે ભોગ અને મોક્ષ આપે છે.

* हरिपूजाविहीनाश्च वेदविद्वेषिणस्तथा ।
गोद्विजद्वेषनिरता राक्षसाः परिकीर्तिताः ॥

જે માણસ કોઈની સોબતથી, સ્નેહથી, ભયથી, લોભથી અથવા અજ્ઞાનથી પણ ભગવાન વિષ્ણુની ઉપાસના કરે છે, તે અક્ષય સુખ પામે છે.* જે ભગવાન વિષ્ણુના ચરણના ઉદકનું એક ટીપું પણ પી લે છે, તે સર્વ તીર્થોમાં સ્નાન કર્યાનું ફળ પામે છે, તે ભગવાનનો પ્રિય થાય છે, ભગવાન વિષ્ણુનું ચરણોદક અકાળ મૃત્યુનું નિવારણ, સર્વ રોગોનો નાશ અને સંપૂર્ણ દુઃખોની શાંતિ કરનારું મનાયું છે.×

આ વિષયમાં પણ જ્ઞાની માણસો આ પ્રાચીન ઇતિહાસ કહેતા હોય છે. આ વાંચનારા તથા સાંભળનારાનાં સર્વ પાપોનો નાશ થઈ જાય છે.

ગુલિક નામનો એક પ્રસિદ્ધ વ્યાધ હતો, તે પારકી સ્ત્રી તથા પારકું ધન હરી લેવા માટે હમેશાં તત્પર રહેતો. તે સદા લોકોની નિંદા કર્યા કરતો. જીવજંતુઓને તે ભારે સંકટમાં નાખતો. તેણે અનેક ગાયો તથા બ્રાહ્મણોની હત્યા કરી હતી. હે નારદ! તેણે ઘણાં ભારે પાપ કર્યાં હતાં. જીવજંતુઓને માટે તો તે યમ રાજ સમાન હતો. એક દિવસે તે મહાપાપી વ્યાધ સૌવીરનરેશના નગરમાં ગયો. સંપૂર્ણ ઐશ્વર્યોથી ભરપૂર તે નગરના ઉપવનમાં ભગવાન વિષ્ણુનું સુંદર મંદિર હતું. તેના પર સુવર્ણના કળશ ચડાવેલા હતા, તેને તેણે ચોરી જવાનો નિશ્ચય કર્યો અને મંદિરમાં પેઠો. ત્યાં તેણે પરમ શાંત, તત્ત્વાર્થજ્ઞાનમાં નિપુણ ઉત્તંક નામના એક શ્રેષ્ઠ બ્રાહ્મણને જોયા. તેઓ ભગવાન વિષ્ણુની સેવાપૂજા કરી રહ્યા હતા. તે વ્યાધે તેમને પોતાના કાર્યમાં વિઘ્ન નાખનારા માન્યા, તે વ્યાધ દેવતાનું ધન હરી જવા માટે આવ્યો હતો. તે અત્યંત સાહસી લૂંટારો હતો અને મદથી ઉન્મત્ત થયેલો હતો. હાથમાં તલવાર લઈ તે ઉત્તંકને મારી નાખવા માટે તૈયાર થયો. મુનિને ભોંય પર પછાડી તેમની છાતી પર પગ મૂકીને એક હાથે તેમની જટા પકડી તેને મારી નાખવાનો વિચાર કર્યો. આ અવસ્થામાં તે વ્યાધને જોઈને ઉત્તંકે કહ્યું.

ઉત્તંક બોલ્યા: અરે ઓ સાધુ પુરુષ! તમે વ્યર્થ જ મને મારી રહ્યા છો. હું નિરપરાધ છું. હે મહામતે! મને કહો તો ખરા, મેં તમારો શો અપરાધ કર્યો છે. લોકમાં શક્તિશાળી પુરુષો અપરાધીઓને દંડ આપે છે; પરંતુ સત્પુરુષો પાપીઓને કારણ વિના નથી મારતા, જેમના ચિત્તમાં શાંતિ રહેલી છે, તે સાધુ પુરુષો પોતાની સાથે વિરોધ રાખનારા મૂર્ખમાં પણ જે ગુણ વિદ્યમાન હોય, તેમના પર જ દૃષ્ટિ રાખતા હોવાથી તેમનો વિરોધ કરતા નથી. અનેકવાર સતાવવામાં આવ્યા છતાં જે માણસ ક્ષમા કરે છે, તેને ઉત્તમ કહેવામાં આવ્યો છે. ભગવાન વિષ્ણુને તે માણસ હમેશાં પ્રિય હોય છે. જે માણસો સદા પારકાઓનું ભલું કરવામાં જ રચ્યા-પચ્યા રહે છે, તે સાધુ પુરુષો કોઈની સાથે વેર ધરાવતા નથી. ચંદનના વૃક્ષને કુહાડાથી કાપવામાં આવે તોપણ કુહાડાની ધારને તે સુગંધી જ કરે છે. હરણાંઓ ઘાસથી, માછલાંઓ જળથી તથા સત્પુરુષો સંતોષનું અવલંબન કરીને જીવનનિર્વાહ કરે છે તોપણ વ્યાધ, ધીવર અને દુષ્ટ માણસો એમની સાથેય વિના કારણ વેર રાખતા હોય છે.* અહો! માયા ભારે પ્રબળ છે, તે સમસ્ત જગતને મોહમાં નાખી દે છે, તેથી જ તો માણસો

* सङ्गात्स्नेहाद् भयाल्लोभादज्ञानाद्वापि यो नरः।
विष्णोरुपासनं कुर्यात्सोऽक्षयं सुखमश्नुते ॥

× अकालमृत्युशमनं सर्वव्याधिविनाशनम् ।
सर्वदुःखोपशमनं हरिपादोदकं स्मृतम् ॥

* मृगमीनसज्जनानां तृणजलसन्तोषविहितवृत्तीनाम् ।
लुब्धकधीवरपिशुना निष्कारणवैरिणो जगति ॥

પોતાનાં પુત્ર-મિત્ર અને સ્ત્રીની ખાતર બધાંને દુઃખી કરતા હોય છે. તમે બીજાંઓનું ધન લૂંટીને પોતાની સ્ત્રીનું પોષણ કર્યું છે; પરંતુ અંતકાળે મનુષ્ય બધું છોડીને એકલો જ પરલોકની યાત્રા કરે છે. મારી માતા, મારા પિતા, મારી પત્ની, મારા પુત્ર અને મારી આ વસ્તુ—આ પ્રમાણેની મમતા પ્રાણીઓને વ્યર્થ પીડા આપ્યા કરે છે. પુરુષ જ્યાં સુધી કમાતો-ધમાતો હોય છે, ત્યાં સુધી જ ભાઈ-ભાંડુઓ તેની સાથે સંબંધ રાખે છે, પરંતુ આ લોક અને પરલોકમાં કેવલ ધર્મ અને અધર્મ જ સદા તેની સાથે રહે છે, ત્યાં બીજું કોઈ સાથી હોતું નથી.+ ધર્મ અને અધર્મથી કમાવેલા ધન દ્વારા જેણે જેમનું પાલનપોષણ કર્યું હોય છે, તેઓ જ તે મરી ગયા પછી તેને આગના સુખમાં નાખી દઈને પોતે ઘૃતયુક્ત અન્ન જમે છે. પાપી માણસોની કામના રોજ વધે છે, અને પુણ્યાત્મા પુરુષોની કામના પ્રતિદિન ક્ષીણ થતી હોય છે. માણસો હમેશાં ધન વગેરે કમાવવામાં વ્યાકુળ રહેતા હોય છે. 'જે થવાનું હોય છે, તે થઈને જ રહે છે અને જે થવાનું નથી, તે ક્યારેય થતું નથી.' જેમની બુદ્ધિમાં આવો નિશ્ચય હોય છે, તેમને ચિંતા ક્યારેય સતાવતી નથી.* આ સંપૂર્ણ ચરાચર જગત દૈવને આધીન છે, આથી દૈવ જ જન્મ અને મૃત્યુને જાણે છે; બીજું કોઈ તેમને જાણતું નથી. અરે! મમતાથી વ્યાકુળ ચિત્તવાળા મનુષ્યોનું દુઃખ વળી મોટું છે; કારણ કે તેઓ મોટાં મોટાં પાપ કરીને પણ બીજાંઓનું યત્નપૂર્વક પાલન કરે છે. મનુષ્યે કમાયેલા સર્વ ધનને ભાઈ-ભાંડુઓ ભોગવે છે; પરંતુ તે મૂર્ખ પોતાનાં પાપોનું ફળ પોતે એકલો જ ભોગવે છે.×

આ પ્રમાણે કહી રહેલા મહર્ષિ ઉત્તંકને ગુલિકે છોડી દીધા. પછી તે ભયથી વ્યાકુળ થઈ ગયો અને હાથ જોડીને વારંવાર કહેવા લાગ્યો: 'મારો અપરાધ ક્ષમા કરો.' સત્સંગના પ્રભાવથી તથા ભગવાનનું સામીપ્ય મળી જવાથી વ્યાધનું સર્વ પાપ નાશ પામ્યું. એને પોતાનાં કર્મ માટે ભારે પશ્ચાત્તાપ થયો અને તે આ પ્રમાણે કહેવા લાગ્યો: 'હે વિપ્રવર! મેં ઘણાં ભારે અને અતિ ભયંકર પાપ કર્યાં છે. તે બધાં આપનાં દર્શનથી નષ્ટ થઈ ગયાં. અરેરે! મારી બુદ્ધિ પાપકર્મ કરવામાં જ લાગેલી રહી અને હું શરીરથી પણ હમેશાં મોટાં પાપો જ કરતો રહ્યો. હવે મારો ઉદ્ધાર કઈ રીતે થઈ શકવાનો છે? હે ભગવન્! હવે હું કોને શરણે જાઉં? પૂર્વજન્મમાં કરેલાં પાપોને લીધે વ્યાધના કુળમાં મારો જન્મ થયો. હવે આ જીવનમાં પણ ઢગલાબંધ પાપ કરીને હું કઈ ગતિ પામીશ? અરે! મારું આયુષ્ય ઝડપથી ક્ષીણ થઈ રહ્યું છે. પાપમાંથી છૂટવા માટે મેં કોઈ પ્રાયશ્ચિત્ત કર્યું નથી, તેથી તે પાપોનું ફળ હું કેટલા જન્મ સુધી ભોગવીશ?'

આ પ્રમાણે પોતે જ પોતાની નિંદા કરીને આંતરિક સંતાપના અગ્નિથી દગ્ધ થઈને તે વ્યાધે તરત પ્રાણ છોડી દીધા. વ્યાધને મરણ પામેલો જોઈને મહર્ષિ ઉત્તંકને ઘણી દયા આવી અને તે મહાબુદ્ધિમાન મુનિએ ભગવાન વિષ્ણુના ચરણોદકથી તેના શરીરને સીંચ્યું. ભગવાનના ચરણોદકનો સ્પર્શ થવાથી તેનાં પાપ નષ્ટ થઈ ગયાં અને તે વ્યાધ દિવ્ય શરીર સાથે દિવ્ય વિમાનમાં બેસીને મુનિને આ પ્રમાણે કહેવા લાગ્યો:

+ यावदर्जयति द्रव्यं बान्धवास्तावदेव हि ।
धर्माधर्मौ सहैवास्तामिहामुत्र न चापरः ॥

* यद्भावि तद्भवत्येव यदभाव्यं न तद्भवेत् ।
इति निश्चितबुद्धीनां न चिन्ता बाधते क्वचित् ॥

× अर्जितं च धनं सर्वं भुञ्जते बान्धवाः सदा ।
स्वयमेकतमो मूढस्तत्पापफलमश्नुते ॥

ગુલિક બોલ્યો : ઉત્તમ વ્રતનું પાલન કરનારા મુનિશ્રેષ્ઠ હે ઉત્તંક! આપ મારા ગુરુ છો. આપની જ કૃપાથી આ મહા-પાતકોમાંથી મને છુટકારો મળ્યો છે. હે મુનીશ્વર! આપના ઉપદેશથી મારો સંતાપ મટી ગયો અને સઘળાં પાપો પણ તુરત નષ્ટ થઈ ગયાં. હે મુને! આપે મારા ઉપર ભગવાનનું ચરણોદક છાંટયું છે, તેના પ્રભાવ-થી આજે મને આપે ભગવાન વિષ્ણુના પરમપદે પહોંચાડી દીધો. હે વિપ્રવર! આપના દ્વારા આ પાપમય શરીરમાંથી મારો ઉદ્ધાર થઈ ગયો, એટલા માટે હું આપનાં ચરણોમાં મારું મસ્તક નમાવું છું. હે ભગવન્! મેં કરેલા અપરાધને આપ ક્ષમા કરશો.

આ પ્રમાણે કહીને તેણે મુનિવર ઉત્તંક પર દિવ્ય પુષ્પોની વૃષ્ટિ કરી અને વિમાન-માંથી ઊતરી ત્રણવાર પરિક્રમા કરીને તેમને નમસ્કાર કર્યા. ત્યાર પછી ફરીથી દિવ્ય વિમાનમાં બેસીને તેગુલિક ભગવાન વિષ્ણુ-ના ધામમાં ગયો. આ બધું પ્રત્યક્ષ જોઈને તપોનિધિ મુનિ ઉત્તંક ભારે નવાઈ પામ્યા.

તેમણે માથા પર અંજલિ બાંધીને ભગવાન વિષ્ણુની સ્તુતિ કરી. આથી ભગવાન વિષ્ણુએ તેમને આપેલા વરદાનના પ્રભાવથી ઉત્તંક મુનિ પણ પરમપદને પ્રાપ્ત થઈ ગયા.

तेन स्तुतो महाविष्णुर्दत्तवान्वरमुत्तमम्।
वरेण तेनोत्तंकोऽपि प्रपेदे परमं पदम् ॥ ६९ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'ભગવાન વિષ્ણુના ભજનનો મહિમા' નામનો ૩૭ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૩૮ : ઉત્તંક દ્વારા ભગવાન વિષ્ણુની સ્તુતિ

नारद उवाच।

किं तत्स्तोत्रं महाभाग कथं तुष्टो जनार्दनः।
उत्तंकः पुण्यपुरुषः कीदृशं लब्धवान्वरम् ॥ १ ॥

નારદ બોલ્યા : હે મહાભાગ! તે કયું સ્તોત્ર હતું અને તેનાથી ભગવાન વિષ્ણુ કેવી રીતે સંતુષ્ટ થયા? પુણ્યાત્મા પુરુષ ઉત્તંકે ભગવાન પાસેથી કયું વર પ્રાપ્ત કર્યું હતું?

સનક બોલ્યા : ભગવાન વિષ્ણુના ધ્યાન-માં તત્પર રહેનારા વિપ્રવર ઉત્તંકે તે સમયે ભગવાનના ચરણોદકનું માહાત્મ્ય જોઈને ભક્તિભાવથી તેમની સ્તુતિ કરી.

ઉત્તંક બોલ્યા: જેઓ સંપૂર્ણ જગતના નિવાસસ્થાન અને તેના એકમાત્ર બંધુ છે; તે આદિદેવ ભગવાન નારાયણને હું નમસ્કાર કરું છું. જેમનું કેવળ સ્મરણ કરવાથી જ જેઓ ભક્તજનોની સર્વ પીડા-ઓનો નાશ કરી દે છે, પોતાના હાથમાં ચક્ર, કમલ, શાર્ઙ્ગધનુષ અને ખડ્ગ ધારણ કરનારા તે મહાવિષ્ણુને હું શરણે છું. જેમની નાભિમાંથી પ્રકટ થયેલા કમલમાંથી ઉત્પન્ન થઈને બ્રહ્મા આ સર્વ લોકસમુદાયનું સર્જન કરે છે અને જેમના ક્રોધથી પ્રકટ થયેલા ભગવાન રુદ્ર આ જગતનો સંહાર કરે છે, તે આદિદેવ ભગવાન વિષ્ણુને હું પ્રણામ કરું છું: લક્ષ્મીના પતિ, કમળ જેવાં નેત્રવાળા, અદ્ભુત શક્તિ ધરાવનારા, સકળ જગતના એકમાત્ર કારણ તથા વેદાંત-વેદ્ય પુરાણપુરુષ, તેજોરાશિ ભગવાન વિષ્ણુનું હું શરણ લઉં છું. સર્વના આત્મા, અવિનાશી, સર્વવ્યાપી, અચ્યુત, જ્ઞાનસ્વરૂપ તથા જ્ઞાની-ઓને શરણ આપનારા, કેવળ જ્ઞાનથી જ પોતાના તત્ત્વનો બોધ કરાવનારા, અનાદિ, વ્યષ્ટિ અને સમષ્ટિ જગતસ્વરૂપ ભગવાન વિષ્ણુ મારા પર પ્રસન્ન થાઓ. અનંત બળના ધામરૂપ, પરાક્રમી, ગુણ તથા જાતિથી હીન અને ગુણસ્વરૂપ, જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ, નિત્ય તથા શરણે આવેલાની પીડાને દૂર કરનારા, દયાના સાગર, પરમાત્મા મને વરપ્રદાન કરે. સ્થૂલ અને સૂક્ષ્મ આદિ વિશેષ ભેદોથી યુક્ત જગતની રચના કરીને પોતાના બનાવેલા તે જગતમાં પોતે જ

અંતર્યામી રૂપથી પ્રવિષ્ટ થયેલા છે, તે પરમેશ્વર આપ જ છો. હે અનંત શક્તિ સંપન્ન પરમાત્મન્! સર્વ જગતરૂપ આપ જ છો; કારણ કે આપનાથી ભિન્ન બીજી કોઈ વસ્તુ નથી. ભગવન્! આપનું શુદ્ધ સ્વરૂપ ઇંદ્રિયોથી અતીત, માયાથી રહિત, ગુણ અને જાતિ-શૂન્ય, નિરંજન, નિર્મલ અને અપ્રમેય છે. જ્ઞાની, સંત–મહાત્મા તે પરમાર્થ સ્વરૂપનું દર્શન કરે છે. એક જ સુવર્ણમાંથી બનેલાં અનેક આભૂષણો નામ અને રૂપથી ભિન્ન ભિન્ન જણાય છે, તેમ સર્વના આત્મસ્વરૂપ એક જ સર્વેશ્વર ઉપાધિભેદથી ભિન્ન ભિન્ન રૂપોમાં દૃષ્ટિગોચર થાય છે. જેમની માયાથી મોહિત ચિત્તવાળા અજ્ઞાની પુરુષો આત્મા-રૂપથી પ્રસિદ્ધ હોવા છતાં પણ તેમનાં દર્શન કરી શકતા નથી અને માયાથી રહિત હોય ત્યારે તેઓ જ તે સર્વાત્મા પરમેશ્વરને પોતાના જ આત્માના રૂપમાં જોવા લાગે છે. જેઓ સર્વત્ર વ્યાપક, જ્યોતિઃ-સ્વરૂપ તથા ઉપમારહિત છે, તે વિષ્ણુ ભગવાનને હું પ્રણામ કરું છું. આ સર્વ જગત જેમનાથી પ્રકટ થયું છે, જેમના આધારથી સ્થિત છે અને જેનાથી એને ચેતના પ્રાપ્ત થઈ છે અને જેનું આ સ્વરૂપ છે, તેને નમસ્કાર છે. જે પ્રમાણથી પર છે, જેને કોઈના આધારની આવશ્યકતા નથી, જે પોતે જ આધાર અને આધેયરૂપ છે, તે પરમ આનંદમય ચૈતન્ય સ્વરૂપ ભગવાન વાસુદેવને હું નમસ્કાર કરું છું. સર્વની હૃદયગુહામાં રહેલા, દેવસ્વરૂપ, યોગીઓથી સેવાયેલા, પ્રણવમાં તેના અર્થ તેમ જ અધિ-દેવતારૂપમાં જેમની સ્થિતિ છે, તે યોગ-માર્ગના આદિકારણ પરમાત્માને હું નમસ્કાર કરું છું. નાદસ્વરૂપ, નાદનાં બીજ, પ્રણવરૂપ સત્સ્વરૂપ, અવિનાશી, સત્ચિત્આનંદમય તથા ચક્રને ધારણ કરનારા ભગવાન વિષ્ણુને હું પ્રણામ કરું છું. જરા આદિથી રહિત, જગતના સાક્ષી, મન–વાણીને અગોચર, નિરંજન તથા અનંત નામથી પ્રસિદ્ધ વિષ્ણુ-રૂપ, ભગવાનને હું પ્રણામ કરું છું. ઇંદ્રિય, મન, બુદ્ધિ, સત્ત્વ, તેજ, બલ, ધૃતિ, ક્ષેત્ર, અને ક્ષેત્રજ્ઞ–આ સર્વને ભગવાન વાસુદેવનું સ્વરૂપ કહેવામાં આવેલ છે. વિદ્યા અને અવિદ્યા પણ તેમનાં જ રૂપ છે. તેને જ પરાત્પર પરમાત્મા કહેલ છે. જે અનાદિ અને અનંત છે તથા જે સર્વને ધારણ કરનારા અને સર્વનું પોષણ કરનારા છે, તે શાંતસ્વરૂપ ભગવાન અચ્યુતનું શરણ લેનારા આત્માઓને સનાતન મોક્ષ પ્રાપ્ત થાય છે. શ્રેષ્ઠ, વૈરાગ્ય વરદાતા, પુરાણ-પુરુષ, સનાતન, સર્વગત તથા સર્વ સ્વરૂપ છે તે ભગવાનને હું ફરીથી પ્રણામ કરું છું, ફરીથી પ્રણામ કરું છું, વારંવાર પ્રણામ કરું છું. જેમનાં ચરણોનું ઉદક સંસારરૂપી રોગને દૂર કરનાર વૈદ્યરૂપ છે, જેમનાં ચરણોની રજ અંતઃશુદ્ધિનું સાધન છે તથા જેમનું નામ સર્વ પાપોને દૂર કરનારું છે તે અપ્રમેય પુરુષ શ્રીહરિની હું આરાધના કરું છું. જે સદ્‌રૂપ, અસદ્‌રૂપ, સદસદ્‌રૂપ અને તે સર્વથી ભિન્ન છે તથા જે શ્રેષ્ઠ તેમ જ શ્રેષ્ઠથી પણ શ્રેષ્ઠતમ છે, તે અવિ-નાશી ભગવાન વિષ્ણુનું હું ભજન કરું છું. નિરંજન, નિરાકાર, સર્વત્ર પરિપૂર્ણ, પરમ-વ્યોમમાં વિરાજમાન, વિદ્યા અને અવિદ્યા-થી પર તથા હૃદયકમળમાં અંતર્યામીરૂપથી નિવાસ કરનારા, સ્વયંપ્રકાશ, અનિર્દેશ્ય (જાતિ, ગુણ અને ક્રિયા આદિથી રહિત), મહાનથી પણ પરમ મહાન્, સૂક્ષ્મથી પણ અત્યંત સૂક્ષ્મ, અજન્મા, સર્વ પ્રકારની ઉપાધિઓથી રહિત, નિત્ય, પરમાનંદ અને સનાતન, પરબ્રહ્મ, જગન્નિવાસ ભગવાન વિષ્ણુનું હું શરણ લઉં છું. ક્રિયાનિષ્ઠ ભક્ત જેનું ભજન કરે છે, યોગીઓ સમાધિ-માં જેનાં દર્શન કરે છે તેમ જ જે પૂજ્યથી

પણ પરમપૂજ્ય અને શાંત છે, તે ભગવાન શ્રીહરિનું હું શરણ લઉં છું. વિદ્વાન પુરુષો પણ જેને જોવા પામતા નથી; જે આ સંપૂર્ણ જગતમાં વ્યાપીને રહેલા છે ને સર્વથી શ્રેષ્ઠ છે, તે નિત્ય અવિનાશી વિભુને હું પ્રણામ કરું છું. અંતઃકરણના સંયોગથી જેને જીવ કહેવામાં આવે છે અને અવિદ્યાના કાર્યથી રહિત હોવાને લીધે જે પરમાત્મા કહેવાય છે, આ સંપૂર્ણ જગત જેનું સ્વરૂપ છે, જે સર્વનું કારણ, સર્વ કર્મોનાં ફળને આપનારા, શ્રેષ્ઠ, વરણ કરવા યોગ્ય તથા અજન્મા છે, તે પરાત્પર ભગવાનને હું પ્રણામ કરું છું. જે સર્વજ્ઞ, સર્વગત, સર્વના અંતર્યામી, જ્ઞાનસ્વરૂપ, જ્ઞાનનો આશ્રય તથા જ્ઞાનમાં સ્થિત છે, તે સર્વવ્યાપી શ્રીહરિનું હું ભજન કરું છું. જેઓ વેદોના નિધિ છે, વેદાંતના વિજ્ઞાન દ્વારા જેના પરમાર્થસ્વરૂપનો નિશ્ચય થાય છે, સૂર્ય અને ચંદ્ર સમાન જેનાં પ્રકાશમાન્ નેત્ર છે, જે ઐશ્વર્યશાળી ઇંદ્રરૂપ છે, આકાશમાં વિચરનારાં પક્ષી તેમ જ ગ્રહ, નક્ષત્ર આદિ જેમનાં સ્વરૂપ છે તથા જે ખગપતિ-(ગરુડ)સ્વરૂપ છે, તે ભગવાન મુરારિને હું પ્રણામ કરું છું. જે સર્વના ઈશ્વર, સર્વમાં વ્યાપક; મહાન વેદસ્વરૂપ, વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ, વાણી અને મનથી પર, અનંત શક્તિસંપન્ન; તેમ જ કેવળ જ્ઞાન દ્વારા જ જાણવા યોગ્ય તે પરમ પુરુષ શ્રીહરિનું હું ભજન કરું છું. જેમની સત્તા સર્વત્ર પરિપૂર્ણ છે; જે ઇંદ્ર, અગ્નિ, યમ, નિર્ઋતિ, વરુણ, વાયુ, સોમ, ઈશાન, સૂર્ય આદિ દ્વારા પોતે જ સર્વ લોકોની રક્ષા કરે છે, તે અપ્રમેય પરમેશ્વરનું હું શરણ લઉં છું. જેમનાં હજારો મસ્તક, હજારો પગ, હજારો હાથ અને હજારો નેત્ર છે; જે સર્વ યજ્ઞોથી સેવાયેલા તેમ જ બધાંને સંતોષ આપનારા છે, તે ઉગ્ર શક્તિવાળા આદિ પુરુષ શ્રીહરિને હું પ્રણામ કરું છું. જે કાળસ્વરૂપ, કાળવિભાગના હેતુ, ત્રણેય ગુણોથી અતીત, ગુણજ્ઞ, ગુણપ્રિય, કામના પૂર્ણ કરનારા, સંગરહિત, અતીંદ્રિય, વિશ્વપાલક, તૃષ્ણાહીન, નિરીહ, શ્રેષ્ઠ, મનથી પણ અગમ્ય, મનોમય અને અન્નમયસ્વરૂપ, સર્વમાં વ્યાપ્ત, વિજ્ઞાનથી સંપન્ન અને શક્તિશાળી છે; જે વાણીનો વિષય હોઈ શકતા નથી તથા જે સર્વના પ્રાણસ્વરૂપ છે, તે ભગવાનનું હું ભજન કરું છું. જેના રૂપને, જેના બળ અને પ્રભાવને, જેનાં વિવિધ કર્મોને તથા જેના પ્રમાણને બ્રહ્મા આદિ દેવતાઓ પણ જાણતા નથી, તે આત્મસ્વરૂપ શ્રીહરિની સ્તુતિ હું કેવી રીતે કરી શકું? હું સંસારસમુદ્રમાં પડેલો. એક દીન મનુષ્ય છું, મોહથી વ્યાકુળ છું; સેંકડો કામનાઓએ મને બાંધી રાખેલો છે. હું અપયશનો ભાગી છું; ચાડિયો, કૃતઘ્ન, સદા અપવિત્ર, પાપમાં રચીપચી રહેલો તથા અત્યંત ક્રોધી છું. હે દયાસાગર! હું ભયભીત છું, મારી રક્ષા કરો. હું વારંવાર આપને શરણે છું.*

* नतोऽस्मि नारायणमादिदेवं जगन्निवासं जगदेकबन्धुम् ।
चक्राब्जशार्ङ्गासिधरं महान्तं स्मृतार्तिनिघ्नं शरणं प्रपद्ये ॥
यन्नाभिजाब्जप्रभवो विधाता सृजत्यमुं लोकसमुच्चयं च ।
यत्क्रोधजो हन्ति जगच्च रुद्रस्तमादिदेवं प्रणतोऽस्मि विष्णुम् ॥
पद्मापतिं पद्मदलायताक्षं विचित्रवीर्यं निखिलैकहेतुम् ।
वेदान्तवेद्यं पुरुषं पुराणं तेजोनिधिं विष्णुमहं प्रपन्नः ॥
आत्माक्षरः सर्वगतोऽच्युताख्यो ज्ञानात्मको ज्ञानविदां शरण्यः
ज्ञानैकवेद्यो भगवाननादिः प्रसीदतां व्यष्टिसमष्टिरूपः ॥
अनन्तवीर्यो गुणजातिहीनो गुणात्मको ज्ञानविदां वरिष्ठः ।
नित्यः प्रपन्नार्तिहरः परात्मा दयाम्बुधिर्मे वरदस्तु भूयात् ॥
यः स्थूलसूक्ष्मादिविशेषभेदैर्जगद्यथावत्स्वकृतं प्रविष्टः ।
त्वमेव तत्सर्वमनन्तसारः त्वत्तः परं नास्ति यतः परात्मन् ॥
अगोचरं यत्तव शुद्धरूपं मायाविहीनं गुणजातिहीनम् ।
निरञ्जनं निर्मलमप्रमेयं पश्यन्ति सन्तः परमार्थसंज्ञम् ॥
एकेन हेम्नैव विभूषणानि यातानि भेदत्वमुपाधिभेदात् ।
तथैव सर्वेश्वर एक एव प्रदृश्यते भिन्न इवाखिलात्मा ॥

મહર્ષિ ઉત્તંકે આ પ્રમાણે સ્તુતિ કરવાથી પ્રસન્ન થયેલા પરમદયાળુ તથા તેજોનિધિ ભગવાન લક્ષ્મીપતિએ તેમને પ્રત્યક્ષ દર્શન આપ્યાં. તેમનાં શ્રીઅંગોની કાંતિ અળસીના ફૂલની જેમ શ્યામ હતી. બંને નેત્રો ખીલેલાં કમળ જેવાં હતાં. મસ્તક પર કિરીટ, બન્ને કાનોમાં કુંડળ, ગળામાં હાર અને ભુજાઓમાં કેયૂર શોભી રહ્યાં હતાં. તેમણે વક્ષઃસ્થળ પર શ્રીવત્સચિહ્ન અને કૌસ્તુભમણિ ધારણ કરેલાં હતાં. સુવર્ણમય યજ્ઞોપવીત તેમના ડાબા ખભા પર શોભતું હતું. નાકમાંના મુક્તામણિની પ્રભાથી તેમનાં શ્રીઅંગોની શ્યામ કાંતિમાં અભિવૃદ્ધિ થઈ હતી. તે શ્રીનારાયણ દેવ પીતામ્બર ધારણ કરીને વનમાળાથી વિભૂષિત થયેલા હતા. તુલસીનાં કોમળ દળોથી તેમનાં ચરણારવિંદોની અર્ચના કરવામાં આવી હતી. તેમના શ્રીવિગ્રહનો મહાન પ્રકાશ સર્વત્ર

यन्मायया मोहितचेतसस्तं पश्यन्ति नात्मानमपि प्रसिद्धम् ।
त एव मायारहितास्त देव पश्यन्ति सर्वात्मकमात्मरूपम् ॥
विभुं ज्योतिरनौपम्यं विष्णुसंज्ञं नमाम्यहम् ।
समस्तमेतदुद्भूतं यतो यत्र प्रतिष्ठितम् ॥
यतश्चैतन्यमायातं यद्रूपं तस्य वै नमः ।
अप्रमेयमनाधारमाधाराधेयरूपकम् ॥
परमानन्दचिन्मात्रं वासुदेवं नतोऽस्म्यहम् ।
हृद्गुहानिलयं देवं योगिभिः परिसेवितम् ॥
योगानामादिभूतं तं नमामि प्रणवस्थितम् ।
नादात्मकं नादबीजं प्रणवात्मकमव्ययम् ॥
सद्भावं सच्चिदानन्दं तं वन्दे तिग्मचक्रिणम् ।
अजरं साक्षिणं त्वस्य ह्यवाङ्मनसगोचरम् ॥
निरञ्जनमनन्ताख्यं विष्णुरूपं नतोऽस्म्यहम् ।
इन्द्रियाणि मनो बुद्धिः सत्त्वं तेजो बलं धृतिः ॥
वासुदेवात्मकान्याहुः क्षेत्रं क्षेत्रज्ञमेव च ।
विद्याविद्यात्मकं प्राहुः परात्परतरं तथा ॥
अनादिनिधनं शान्तं सर्वधातारमच्युतम् ।
ये प्रपन्ना महात्मानस्तेषां मुक्तिर्हि शाश्वती ॥
वरं वरेण्यं वरदं पुराणं सनातनं सर्वगतं समस्तम् ।
नतोऽस्मि भूयोऽपि नतोऽस्मि भूयो
नतोऽस्मि भूयोऽपि नतोऽस्मि भूयः ॥
यत्पादतोयं भवरोगवैद्यो यत्पादपांसुर्विमलत्वसिद्धयै ।
यन्नाम दुष्कर्मनिवारणाय तमप्रमेयं पुरुषं भजामि ॥
सद्रूपं तमसद्रूपं सदसद्रूपमव्ययम् ।
तत्तद्विलक्षणं श्रेष्ठं श्रेष्ठाच्छ्रेष्ठतरं भजे ॥
निरञ्जनं निराकारं पूर्णमाकाशमध्यगम् ।
परं च विद्याविद्याभ्यां हृदम्बुजनिवासिनम् ॥
स्वप्रकाशमनिर्देश्यं महतां च महत्तरम् ।
अणोरणीयांसमजं सर्वोपाधिविवर्जितम् ॥
यन्नित्यं परमानन्दं परं ब्रह्म सनातनम् ।
विष्णुसंज्ञं जगद्धाम तमस्मि शरणं गतः ॥
यं भजन्ति क्रियानिष्ठा यं पश्यन्ति च योगिनः ।
पूज्यात्पूज्यतरं शान्तं गतोऽस्मि शरणं प्रभुम् ॥
यं न पश्यन्ति विद्वांसो य एतद्व्याप्य तिष्ठति ।
सर्वस्मादधिकं नित्यं नतोऽस्मि विभुमव्ययम् ॥
अन्तःकरणसंयोगाज्जीव इत्युच्यते च यः ।
अविद्याकार्यरहितः परमात्मेति गीयते ॥
सर्वात्मकं सर्वहेतुं सर्वकर्मफलप्रदम् ।
वरं वरेण्यमजनं प्रणतोऽस्मि परात्परम् ॥
सर्वज्ञं सर्वगं शान्तं सर्वान्तर्यामिणं हरिम् ।
ज्ञानात्मकं ज्ञाननिधिं ज्ञानसंस्थं विभुं भजे ॥
नमाम्यहं वेदनिधिं मुरारिं वेदान्तविज्ञानसुनिश्चितार्थम् ।
सूर्येन्दुवत्प्रोज्ज्वलनेत्रमिन्द्रं खगस्वरूपं च पतिस्वरूपम् ॥
सर्वेश्वरं सर्वगतं महान्तं वेदात्मकं वेदविदां वसिष्ठम् ।
तं वाङ्मनोऽचिन्त्यमनन्तशक्तिं ज्ञानैकवेद्यं पुरुषं भजामि ॥
इन्द्राग्निकालासुरपाशिवायुसोमेशमार्तण्डपुरन्दराद्यैः ।
यः पाति लोकान्परिपूर्णभावस्तमप्रमेयं शरणं प्रपद्ये ॥
सहस्रशीर्षं च सहस्रपादं सहस्रबाहुं च सहस्रनेत्रम् ।
समस्तयज्ञैः परिजुष्टमाद्यं नतोऽस्मि तुष्टिप्रदमुग्रवीर्यम् ॥
कालात्मकं कालविभागहेतुं गुणत्रयातीतमहं गुणज्ञम् ।
गुणप्रियं कामदमस्तसङ्गमतीन्द्रियं विश्वभुजं वितृष्णम् ।
निरीहमग्र्यं मनसाप्यगम्यं मनोमयं चान्नमयं निरूढम् ।
विज्ञानभेदं प्रतिपन्नकल्पं न वाङ्मयं प्राणमयं भजामि ॥
न यस्य रूपं न बलप्रभावौ न यस्य कर्माणि न यत्प्रमाणम् ।
जानन्ति देवाः कमलोद्भवाद्याः स्तोष्याम्यहं तं कथमात्मरूपम् ॥
संसारसिन्धौ पतितं कदर्यं मोहाकुलं कामशतेनबद्धम् ।
अकीर्तिभाजं पिशुनं कृतघ्नं सदाशुचिं पापरतं प्रमन्युम् ॥
दयाम्बुधे पाहि भयाकुलं मां पुनः पुनस्त्वां शरणं प्रपद्ये ॥

ફેલાયેલો હતો. કટિપ્રદેશમાં કિંકિણી અને ચરણોમાં નૂપુર, આદિ આભૂષણ તેમની શોભા વધારી રહ્યાં હતાં. તેમની ધ્વજામાં ગરુડનું ચિહ્ન વિલસતું હતું. આ રૂપમાં ભગવાનનાં દર્શન કરીને વિપ્રવર ઉત્તંકે પૃથ્વી પર દંડની જેમ પડીને તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યા.* અને આનંદનાં અશ્રુઓથી શ્રીહરિનાં બન્ને ચરણોને પલાળી નાખ્યાં. પછી તેઓ એકાગ્રચિત્ત થઈને બોલ્યા : 'હે મુરારે! મારી રક્ષા કરો. રક્ષા કરો.' આથી પરમદયાળુ ભગવાન મહાવિષ્ણુએ મુનિશ્રેષ્ઠ ઉત્તંકને ઉઠાડીને છાતીસરસા ચાંપ્યા ને કહેવા લાગ્યા : 'હે વત્સ! કોઈ વર માગો. સાધુશિરોમણિ! હું તમારા પર પ્રસન્ન છું; તેથી તમારા માટે કાંઈ જ અસંભવ નથી.' ભગવાન ચક્રપાણિનું આ કથન સાંભળીને મહર્ષિ ઉત્તંકે ફરીથી પ્રણામ કર્યા અને તે દેવાધિદેવ જનાર્દનને આ પ્રમાણે કહ્યું : 'હે ભગવન્! મને મોહમાં શાથી નાખો છો? દેવ! મને બીજાં વરદાનોથી શું પ્રયોજન? જન્મજન્માંતરમાં પણ મારી અવિચળ ભક્તિ આપનાં ચરણોમાં જ બની રહે.' આથી જગદીશ્વર ભગવાન વિષ્ણુએ 'એવમસ્તુ – ભલે, તેમ થાઓ'–આમ કહીને શંખના છેડાથી ઉત્તંકના શરીરને સ્પર્શ કરી યોગીઓને પણ દુર્લભ એવું દિવ્ય જ્ઞાન આપ્યું. ત્યાર બાદ ફરીથી સ્તુતિ કરનારા વિપ્રવર ઉત્તંકને દેવોના દેવ જનાર્દને તેમના મસ્તક પર હાથ મૂકીને મલકાતાં મલકાતાં કહ્યું.

શ્રીભગવાન બોલ્યા : તમારા દ્વારા કરાયેલા સ્તોત્રનો જે માણસ સદા પાઠ કરશે, તેની સર્વ શુભ કામનાઓ સિદ્ધ થઈને છેવટે તેને મોક્ષ પ્રાપ્ત થશે.

હે નારદ! બ્રાહ્મણને આ પ્રમાણે કહીને ભગવાન લક્ષ્મીપતિ ત્યાં જ અંતર્ધાન થઈ ગયા. આથી દેવાધિદેવ, ભગવાન વિષ્ણુની સદા ભક્તિ કરવી જોઈએ. હરિભક્તિને શ્રેષ્ઠ કહેવામાં આવી છે. તે સર્વ મનોવાંછિત ફળ આપે છે. હે મુને! નરનારાયણના આશ્રમમાં જઈને ઉત્તંક મુનિ ક્રિયાયોગમાં તત્પર થઈને પ્રતિદિન ભક્તિભાવથી ભગવાન માધવની આરાધના કરવા લાગ્યા. તેઓ જ્ઞાનવિજ્ઞાનથી યુક્ત હતા. તેમનો દ્વૈતભ્રમ દૂર થયો હતો. આથી તેમણે ભગવાન વિષ્ણુના દુર્લભ પરમપદને પ્રાપ્ત કરી લીધું. જગદીશ્વર ભગવાન નારાયણનું પૂજન, નમસ્કાર અથવા તો સ્મરણ કરવામાત્રથી પણ તેઓ જીવને મોક્ષ પ્રદાન કરે છે.* માટે આ લોક અને પરલોકમાં સુખ ઇચ્છનારા માણસે અનંત, અપરાજિત, શ્રીનારાયણ દેવનું ભક્તિપૂર્વક પૂજન કરવું.

જે આ ઉપાખ્યાનને વાંચે છે અથવા એકાગ્રચિત્ત થઈને સાંભળે છે, તે પણ સર્વ પાપોથી મુક્ત થઈને ભગવાન વિષ્ણુના ધામમાં જાય છે. ૧–૫૯

यः पठेदिदमाख्यानं शृणुयाद्वा समाहितः ।
सोऽपि सर्वाघनिर्मुक्तः प्रयाति भवनं हरेः ॥ ५९ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'ઉત્તંકે દ્વારા ભગવાન વિષ્ણુની સ્તુતિ' નામનો અધ્યાય ૩૮ મો સંપૂર્ણ

## અધ્યાય ૩૯ : ભગવાન વિષ્ણુના ભજન–પૂજનનો મહિમા

सनक उवाच ।
भूयः शृणुष्व विप्रेन्द्र माहात्म्यं परमेष्ठिनः ।
सर्वपापहरं पुण्यं भुक्तिमुक्तिप्रदं नृणाम् ॥ १ ॥

શ્રી સનક બોલ્યા : હે વિપ્રવર નારદ!

---

* अतसीपुष्पसंकाशं फुल्लपंकजलोचनम् ।
किरीटिनं कुण्डलिनं हारकेयूरभूषितम् ॥
श्रीवत्सकौस्तुभधरं हेमयज्ञोपवीतिनम् ।
नासाविन्यस्तमुक्ताभवर्धमानतनुच्छविम् ॥
पीताम्बरधरं देवं वनमालाविभूषितम् ।
तुलसीकोमलदलैरर्चिताङ्घ्रिं महाद्युतिम् ॥
किङ्किणीनूपुराद्यैश्च शोभितं गरुडध्वजम् ।
दृष्ट्वा ननाम विप्रेन्द्रो दण्डवत्क्षितिमण्डले ॥

* पूजितो नमितो वापि संस्मृतो वापि मोक्षदः ।
नारायणो जगन्नाथो भक्तानां मानवर्द्धनः ॥

હવે ફરીથી ભગવાન વિષ્ણુનું માહાત્મ્ય સાંભળો. તે સર્વ પાપોને દૂર કરનારું, પવિત્ર તથા મનુષ્યોને ભોગ અને મોક્ષ આપનારું છે, અહો! સંસારમાં ભગવાન વિષ્ણુની કથા અદ્ભુત છે, તે શ્રોતા, વક્તા તથા ખાસ કરીને ભક્તજનોનાં પાપોનો નાશ કરનારી તથા પુણ્યને આપનારી છે. જે શ્રેષ્ઠ માણસો ભગવાનની ભક્તિના રસનો આસ્વાદ લઈને પ્રસન્ન થાય છે, તેમને હું પ્રણામ કરું છું. તેમનો સંગ કરવાથી સાધારણ મનુષ્ય પણ મોક્ષનો અધિકારી થાય છે. હે મુનિશ્રેષ્ઠ! સંસારસાગરની પાર જવા ઈચ્છનારે ભગવદ્ભક્તોના ભક્તોની સેવા કરવી. તેઓ સર્વ પાપોને હરી લે છે. દર્શન, સ્મરણ, પૂજન, ધ્યાન અથવા પ્રણામ માત્ર કરવાથી ભગવાન ગોવિંદ દુસ્તર ભવસાગરથી ઉદ્ધાર કરી દે છે. સૂતાં, ખાતાં, ચાલતાં, થોભતાં, ઊઠતાં, બેસતાં અને બોલતાં પણ ભગવાન વિષ્ણુનાં નામનું જે ચિંતન કરે છે, તેને પ્રતિદિન વારંવાર નમસ્કાર છે. જેનું મન ભગવાન વિષ્ણુની ભક્તિમાં અનુરક્ત છે, તેમનું અહોભાગ્ય છે, અહોભાગ્ય છે, કારણ કે યોગીઓને પણ દુર્લભ એવી મુક્તિ તે ભક્તોના હાથમાં જ રહે છે.+

હે વિપ્રવર નારદ! જાણીને કે વગર જાણીને પણ જે માણસો ભગવાનની પૂજા કરે છે, તેમને અવિનાશી ભગવાન નારાયણ અવશ્ય મોક્ષ આપે છે. સર્વ ભાઈ–ભાંડુઓ અનિત્ય છે, ધન–વૈભવ પણ સદા રહેનારો નથી અને મૃત્યુ તો હમેશાં બાજુમાં ઊભેલું જ હોય છે–એમ જાણીને, ધર્મનો સંચય કરવો જોઈએ.× મૂર્ખ માણસો મદથી ઉન્મત્ત થઈને વ્યર્થ ગર્વ કર્યા કરે છે. જ્યારે શરીરનો જ વિનાશ નજીક છે ત્યારે ધન વગેરેની તો વાત જ કરવાની ક્યાં રહી? તુલસીની સેવા દુર્લભ છે, સાધુ પુરુષોનો સંગ દુર્લભ છે અને સર્વ પ્રાણીઓ પ્રતિ દયાભાવ પણ કોઈ વિરલ પુરુષને જ સુલભ થાય છે. સત્સંગ, તુલસીની સેવા તથા ભગવાન વિષ્ણુની ભક્તિ આ સર્વ દુર્લભ છે. દુર્લભ એવા માનવ શરીરને પ્રાપ્ત કર્યા પછી વિદ્વાન પુરુષે એને વેડફી નાખવું નહીં. જગદીશ્વર શ્રીહરિની પૂજા કરવી. હે દ્વિજોત્તમ! આ સંસારમાં આ જ સાર છે. ભવ-સાગર તરી જવાની ઈચ્છાવાળા માણસે ભગવાનનું ભજન કરવા માંડવું. આ જ રસાયન છે. ભાઈ! ભગવાન ગોવિંદનો આશ્રય લો. પ્રિય મિત્ર! આ કામમાં વિલંબ ન કરશો; કારણ કે યમરાજનું નગર નજીક જ છે. જે મહાત્માઓએ ભગવાન વિષ્ણુનું શરણ લીધું, તેઓ કૃતાર્થ થઈ ગયા. જેઓ ભગવાન મહાવિષ્ણુની પૂજા કરે છે, તેઓ વંદનીય છે. જે વિષ્ણુભક્ત પુરુષો નિષ્કામ-ભાવથી પરમેશ્વર શ્રીહરિનું યજન–પૂજન કરે છે, તેઓ એકવીસ પેઢીઓ સાથે વૈકુંઠ-ધામમાં જાય છે, જેઓ નિઃસ્પૃહ એવા ભગવદ્ભક્તને જળ અથવા ફળ આપે છે, તેઓ ભગવાનને પ્રિય થાય છે, જેઓ કામનારહિત થઈને ભગવાન વિષ્ણુના ભક્તો તથા ભગવાન વિષ્ણુનું પણ પૂજન કરે છે, તેઓ જ પોતાનાં ચરણોની રજથી સકળ વિશ્વને પવિત્ર કરે છે.* જેના ઘરમાં સદા

+ संसारसागरं तर्तुं य इच्छेन्मुनिपुङ्गव ।
स भजेद्धरिभक्तानां भक्तान्वै पापहारिणः ॥
दृष्टः स्मृतः पूजितो वा ध्यातः प्रणमितोऽपि वा ।
समुद्धरति गोविन्दो दुस्तराद् भवसागरात् ॥
स्वपन् भुञ्जन्व्रजंस्तिष्ठन्नुत्तिष्ठंश्च वदंस्तथा ।
चिन्तयेद्यो हरेर्नाम तस्मै नित्यं नमोनमः ॥
अहो भाग्यमहोभाग्यं विष्णुभक्तिरतात्मनाम् ।
येषां मुक्तिः करस्थैव योगिनामपि दुर्लभा ॥

× अनित्या बान्धवाः सर्वे विभवो नैव शाश्वतः ।
नित्यं संनिहितो मृत्युः कर्तव्यो धर्मसङ्ग्रहः ॥

* ये यजन्ति स्पृहाशून्या हरिभक्तान् हरिं तथा ।
त एव भुवनं सर्वं पुनन्ति स्वाङ्घ्रिपांशुना ॥

ભગવત્પૂજાપરાયણ પુરુષ નિવાસ કરે છે. ત્યાં સર્વ દેવતાઓ તથા સાક્ષાત્ શ્રીહરિ બિરાજતા હોય છે. હે બ્રહ્મન્! જેના ઘરમાં તુલસી પૂજાય છે, ત્યાં પ્રતિદિન સર્વ પ્રકારના શ્રેયની વૃદ્ધિ થતી હોય છે, જ્યાં શાલગ્રામ-શિલારૂપમાં ભગવાન કેશવ નિવાસ કરે છે, ત્યાં ભૂતવેતાલ નડી શકતા નથી. જ્યાં શાલગ્રામશિલા વિદ્યમાન હોય છે, તે સ્થાન તીર્થ છે, તપોવન છે; કારણ કે શાલગ્રામશિલામાં સાક્ષાત્ ભગવાન મધુ-સૂદન નિવાસ કરે છે. બ્રહ્મન્! પુરાણ, ન્યાય, મીમાંસા, ધર્મશાસ્ત્ર તથા અંગો સહિત છ વેદ આ બધાંને વિષ્ણુનું સ્વરૂપ કહેવામાં આવ્યું છે.

જેઓ ભક્તિપૂર્વક ભગવાન વિષ્ણુની ચાર વાર પરિક્રમા કરે છે, તેઓ પણ તે પરમપદને પ્રાપ્ત થાય છે કે જ્યાં સર્વ કર્મબંધનોનો નાશ થઈ જાય છે. ૧–૩૧

भक्त्या कुर्वन्ति ये विष्णोः प्रदक्षिणचतुष्टयम्।
तेऽपि यान्ति परं स्थानं सर्वकर्मनिबर्हणम्॥७१॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'ભગવાન વિષ્ણુના ભજન અને પૂજનનો મહિમા' નામનો ૩૯ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૪૦ : ઇંદ્ર–સુધર્મનો સંવાદ

सनक उवाच।

अतःपरं प्रवक्ष्यामि विभूतिं वैष्णवीं मुने।
यां शृण्वतां कीर्तयतां सद्यः पापक्षयो भवेत्॥१॥

શ્રી સનક બોલ્યા : હે મુને! હવે પછી હું ભગવાન વિષ્ણુની વિભૂતિસ્વરૂપ મનુ અને ઇંદ્ર આદિનું વર્ણન કરીશ. આ વૈષ્ણવી વિભૂતિનું શ્રવણ અથવા કીર્તન કરનારા પુરુષોનું પાપ તત્કાળ નાશ પામે છે.

એક સમયે વૈવસ્વત મન્વંતરમાં જ ગુરુ બૃહસ્પતિ અને દેવતાઓ સહિત ઇંદ્ર સુધર્મના નિવાસસ્થાને ગયા. હે દેવર્ષિ! બૃહસ્પતિની સાથે દેવરાજને આવેલા જોઈ સુધર્મે આદરપૂર્વક તેમનું યથાયોગ્ય પૂજન કર્યું. પૂજાયા પછી ઇંદ્રે વિનયપૂર્વક કહ્યું :

ઇંદ્ર બોલ્યા : હે વિદ્વન્! તમે ગત બ્રહ્મકલ્પનો વૃત્તાંત જાણતા હો તો કહો. એ પૂછવા હું ગુરુજીની સાથે આવ્યો છું.

દેવરાજ ઇંદ્રે આ પ્રમાણે કહ્યાથી સુધર્મ હસ્યો અને તેણે વિનયપૂર્વક પૂર્વ-કલ્પની બધી વાતોનું વિધિપૂર્વક વર્ણન કર્યું.

સુધર્મ બોલ્યા : ઇંદ્ર! એકહજાર ચાર યુગોનો બ્રહ્માનો એક દિવસ થાય છે; અને તેમના એક દિવસમાં ચૌદ મનુ, ચૌદ ઇંદ્ર તથા જુદા જુદા અનેક પ્રકારના દેવતાઓ થતા હોય છે. હે વાસવ! બધા ઇંદ્ર અને મનુ આદિ તેજ, લક્ષ્મી, પ્રભાવ અને બળમાં સમાન જ હોય છે. હું તે બધાંનાં નામ જણાવું છું; એકાગ્રચિત્ત થઈને સાંભળો. સર્વથી પહેલાં સ્વાયંભુવ મનુ થયા. ત્યાર પછી અનુક્રમે સ્વારોચિષ, ઉત્તમ, તામસ, રૈવત, ચાક્ષુષ, સાતમા વૈવસ્વત મનુ, આઠમા સૂર્યસાવર્ણિ અને નવમા દક્ષસાવર્ણિ છે. દશમા મનુનું નામ બ્રહ્મસાવર્ણિ અને અગિયારમાનું ધર્મસાવર્ણિ છે. ત્યારબાદ બારમા રુદ્રસાવર્ણિ તથા તેરમા રોચમાન થયા. ચૌદમા મનુનું નામ ભૌત્ય જણાવવામાં આવેલ છે—આ ચૌદ મનુ છે.

દેવરાજ! હવે હું દેવતાઓ અને ઇંદ્રોનું વર્ણન કરું છું, સાંભળો. સ્વયંભૂ મન્વન્તરમાં દેવતાઓ યામના નામથી વિખ્યાત હતા. તેમના પરમ બુદ્ધિમાન ઇંદ્ર શચીપતિ નામથી પ્રસિદ્ધિ પામ્યા હતા. સ્વારોચિષ મન્વન્તરમાં પારાવત તૃષિત નામના દેવતાઓ હતા. તેમના સ્વામી ઇંદ્રનું નામ વિપશ્ચિત હતું. તેઓ સર્વ પ્રકારની સંપત્તિઓથી સમૃદ્ધ હતા. ત્રીજા ઉત્તમ નામના મન્વન્તરમાં સુધામા, સત્ય, શિવ તથા પ્રતર્દન નામના દેવતાઓ હતા. તેમના ઇંદ્ર સુશાંતિ નામથી પ્રસિદ્ધ હતા.

ચોથા તામસ મન્વન્તરમાં સુપાર, હરિ, સત્ય અને સુધી–આ દેવતાઓ થઈ ગયા. હે શક્ર! તે દેવતાઓના ઇંદ્રનું નામ તે સમયે શિખિ હતું. પાંચમા (રૈવત) મન્વન્તરમાં અમિતાભ આદિ દેવતાઓ હતા ને તે પાંચમા દેવરાજનું નામ વિભુ કહેવામાં આવે છે. છઠ્ઠા (ચાક્ષુષ) મન્વન્તરમાં આર્ય આદિ દેવતાઓ જણાવવામાં આવ્યા છે. તે સર્વના ઇંદ્રનું નામ મનોજવ હતું. આ સાતમા વૈવસ્વત મન્વન્તરમાં આદિત્ય, વસુ તથા રુદ્ર આદિ દેવતાઓ છે અને સંપૂર્ણ ભોગોથી સંપન્ન પોતે જ ઇંદ્ર છે. એનનું વિશેષ નામ પુરંદર જણાવવામાં આવેલ છે. આઠમા સૂર્યસાવર્ણિ મન્વન્તરમાં અપ્રમેય તથા સુતપ આદિ થનારા દેવતાઓ કહેવાયા છે.

ભગવાન વિષ્ણુની આરાધનાના પ્રભાવથી રાજા બલિ તેમના ઇંદ્ર થશે. નવમા દક્ષસાવર્ણિ મન્વન્તરમાં પછી આદિ દેવતાઓ થશે, તેમના ઇંદ્રનું નામ 'અદ્દ્ભુત' કહેવામાં આવે છે. દશમા બ્રહ્મસાવર્ણિ મન્વન્તરમાં સુવાસન આદિ દેવતાઓ જણાવવામાં આવ્યા છે. તેમના ઇંદ્રનું નામ 'શાન્તિ' હશે. અગિયારમા ધર્મસાવર્ણિ મન્વન્તરમાં વિહંગમ વગેરે દેવતાઓ થશે અને તેમના ઇંદ્ર વૃષ નામથી પ્રસિદ્ધ થશે. બારમા રુદ્રસાવર્ણિ મન્વન્તરમાં હરિત આદિ દેવતાઓ અને ઋતુધામા નામના ઇંદ્ર થશે. તેરમા રોચમાન અથવા રૌચ્યનામક મન્વન્તરમાં સુત્રામા આદિ દેવતાઓ થશે. તેમના મહાપરાક્રમી ઇંદ્રનું નામ દિવસ્પતિ કહેવામાં આવે છે. ચૌદમા ભૌત્ય મન્વંતરમાં ચાક્ષુષ આદિ દેવતાઓ થશે, અને તેમના ઇંદ્ર શુચિ નામથી પ્રખ્યાત થશે. હે દેવરાજ! આ પ્રમાણે મેં થઈ ગયેલા અને થનારા મનુ, ઇંદ્ર તથા દેવતાઓનું યથાર્થ વર્ણન કર્યું છે. આ બધા બ્રહ્માના એક દિવસમાં પોતાના અધિકારનો ઉપભોગ કરે છે. સર્વ લોકો તથા બધાં સ્વર્ગોમાં એક જ પ્રકારની સૃષ્ટિ કહેવામાં આવી છે. તે સૃષ્ટિના વિધાતાઓ ઘણા છે. તેમની સંખ્યા અહીં કોણ જાણે છે? દેવરાજ! હું બ્રહ્મલોકમાં હતો તેટલા સમયમાં ઘણા બ્રહ્મા આવ્યા અને ગયા. આજે હું તેમની સંખ્યા જણાવવા માટે અસમર્થ છું. આ સ્વર્ગલોકમાં આવ્યા પછી પણ મારો જે સમય વ્યતીત થયો છે, તેની વિગત સાંભળો. અત્યાર સુધીમાં ચાર મનુઓ થઈ ગયા છે; છતાં મારી સમૃદ્ધિનો વિસ્તાર વધતો જ ગયો. હે પ્રભો! હજુ મારે સો કરોડ યુગો સુધી અહીં જ રહેવાનું છે. ત્યાર પછી હું કર્મભૂમિમાં જઈશ.

મહાત્મા સુધર્મે આ પ્રમાણે કહ્યાથી દેવરાજ મનમાં ને મનમાં અતિ પ્રસન્ન થયા અને ભગવાન વિષ્ણુની આરાધનામાં લાગી ગયા. જોકે દેવતાઓ સ્વર્ગનું સુખ ભોગવે છે, તોપણ તે બધા આ ભારતવર્ષમાં જન્મ પામવાને માટે ઉત્સુક રહે છે. ભગવાન નારાયણની પૂજા કરનારાઓનું બ્રહ્મા વગેરે દેવતાઓ હમેશાં પૂજન કરતા હોય છે. જે મહાપુરુષો સર્વ પ્રકારના સંગ્રહ-પરિગ્રહનો ત્યાગ કરીને નિરંતર ભગવાન નારાયણના ચિંતનમાં લાગ્યા રહે છે, તેમને સંસારનું બંધન કઈ રીતે પ્રાપ્ત થઈ શકે? તેમનો સંગ રાખવા ઇચ્છનારાઓ પણ મોક્ષના અધિકારી થઈ જાય છે. જે માણસો સર્વ પ્રકારની આસક્તિઓનો ત્યાગ કરીને ભગવાન નારાયણનું અર્ચન કરે છે, તેઓ સર્વ પાપોમાંથી મુક્ત થઈને ભગવાન વિષ્ણુના કલ્યાણમય પદને પામે છે. જે માણસો આસક્તિરહિત તથા સારા–નરસાના જાણકાર છે અને નિરંતર ભગવાનનું ચિંતન કરતા રહે છે, તે ધ્યાનને લીધે તેમનાં સર્વ પાપો નષ્ટ થઈ જાય છે અને ત્યાર પછી

તેઓને ક્યારેય માતાના સ્તનનું દૂધ પીવું પડતું નથી—તેમનો પુનર્જન્મ થતો નથી; અર્થાત્ મોક્ષ પ્રાપ્ત કરી લે છે.—ભગવાનની કથા સાંભળવાથી જેમના સર્વ, દોષ અને દુર્ગુણ દૂર થઈ ગયા હોય છે અને જેઓ ભગવાનનાં ચરણોની આરાધનામાં લાગેલા રહે છે, તેઓ પોતાના શરીરના સંગથી અથવા સંભાષણથી પણ સંસારને પવિત્ર કરે છે, તેથી હમેશાં શ્રીહરિની પૂજા કરવી જોઈએ. હે બ્રહ્મન્! જેવી રીતે નીચાણવાળી ભૂમિમાં આજુબાજુનું બધું જળ એકત્ર થઈ જાય છે, તેવી જ રીતે જ્યાં ભગવાનની પૂજામાં લાગેલા શુદ્ધ ચિત્તવાળા મહાપુરુષો રહેતા હોય છે, ત્યાં જ સંપૂર્ણ કલ્યાણ નિવાસ કરે છે. ભગવાન વિષ્ણુ જ સર્વથી શ્રેષ્ઠ બંધુ છે. તેઓ જ સર્વોત્તમ ગતિ છે, તેથી તેમની જ નિરંતર પૂજા કરવી જોઈએ; કારણ કે તેઓ જ સર્વની ચેતનાના કારણરૂપ છે. હે મુનિશ્રેષ્ઠ! સ્વર્ગ અને મોક્ષફળ આપનારા, સદા આનંદસ્વરૂપ, નિરામય ભગવાન શ્રીહરિની તમે પૂજા કરો, એથી તમને પરમ કલ્યાણની પ્રાપ્તિ થશે.

હે મુનિવરોત્તમ! જે સાવધાનતાપૂર્વક કથા સાંભળે છે અથવા વાંચે છે, તે અશ્વમેધયજ્ઞનું ફળ પામે છે. હે દ્વિજ! આ પ્રમાણે તમને સંક્ષિપ્ત તથા વિસ્તૃત રૂપથી હરિની પૂજાનું ફળ કહ્યું. હવે હું તમને બીજું શું કહું? ૧–૫૯

इत्येतत्ते समाख्यातं हरिपूजाफलं द्विज।
संकोचविस्तराभ्यां तु किमन्यत्कथयामि ते ॥५९॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'ઇંદ્ર અને સુધર્મનો સંવાદ' નામનો ૪૦ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૪૧: ચાર યુગોનું સંક્ષિપ્ત તથા કલિધર્મનું વિસ્તૃત વર્ણન

नारद उवाच।
आख्यातं भवता सर्वं मुने तत्त्वार्थकोविद।
इदानीं श्रोतुमिच्छामि युगान्तं स्थितिलक्षणम् ॥ १ ॥

નારદ બોલ્યા: હે મુને! આપ તાત્ત્વિક અર્થોના જ્ઞાનમાં નિપુણ છો. હવે હું યુગોની સ્થિતિનો પરિચય સાંભળવા ચાહું છું;

સનક બોલ્યા: મહાપ્રાજ્ઞ! તમે બહુ સારી વાત પૂછી. ધન્યવાદ. હે મુને! તમે સર્વ લોકોને ઉપકાર કરનારા છો. હવે હું સમસ્ત જગતના માટે ઉપકારી યુગ–ધર્મનું વર્ણન કરું છું. ક્યારેક તો પૃથ્વી પર ઉત્તમ ધર્મની વૃદ્ધિ થાય છે ને ક્યારેક તેનો વિનાશ થાય છે. હે સાધુશિરોમણિ! સત્યયુગ, ત્રેતા, દ્વાપર અને કલિયુગ—આ ચાર યુગ માનવામાં આવ્યા છે. એમનું આયુષ્ય બાર હજાર દિવ્ય વર્ષોનું જાણવું. તે ચારે યુગ તેટલા જ સો વર્ષોની સંધ્યા અને સંધ્યાંશથી યુક્ત હોય છે. એમની કાળસંખ્યા સદા એકસરખી જ જાણવી જોઈએ. પહેલા યુગને સત્યયુગ કહેવામાં આવે છે; બીજાનું નામ ત્રેતા છે, ત્રીજાનું નામ દ્વાપર છે અને અંતિમ યુગને કલિયુગ કહેવામાં આવે છે. આ જ ક્રમ પ્રમાણે એમનું આગમન થાય છે. હે વિપ્રવર! સત્યયુગમાં દેવતા, દાનવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ તથા સર્પોમાં ભેદ ન હતો. તે સમયે તે બધા દેવતાઓના જેવા સ્વભાવવાળા હતા. બધા પ્રસન્ન અને ધર્મનિષ્ઠ હતા. કૃતયુગમાં ક્રયવિક્રયનો વ્યાપાર અને વેદોનો વિભાગ ન હતો. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર—બધા પોતપોતાના કર્તવ્યના પાલનમાં તત્પર રહીને સદા ભગવાન નારાયણની ઉપાસના કરતા હતા. બધા જ પોતાની યોગ્યતા પ્રમાણે તપ અને ધ્યાનમાં લાગેલા રહેતા. તેમનામાં કામ, ક્રોધ આદિ

દોષો ન હતા. બધાં માણસો શમ-દમ આદિ સદ્‌ગુણોમાં તત્પર હતા. બધાંનું મન ધર્મની સાધના કરવામાં લાગેલું રહેતું. કોઈની ઈર્ષ્યા કરવાનો કે કોઈના દોષ જોવાનો કોઈનો સ્વભાવ ન હતો. બધાંય માણસો દંભ અને પાખંડથી રહિત હતાં. સત્યયુગના બધા દ્વિજ સત્યવાદી; ચારે આશ્રમોના ધર્મનું પાલન કરનારા, વેદોનું અધ્યયન કરેલા તથા સંપૂર્ણ શાસ્ત્રોના જ્ઞાનમાં નિપુણ હતા. ચારે આશ્રમોવાળાઓ પોતપોતાનાં કર્મો દ્વારા કામના અને ફળની આસક્તિનો ત્યાગ કરીને પરમ ગતિને પ્રાપ્ત થતા હતા. સત્યયુગમાં ભગવાન નારાયણનો શ્રીવિગ્રહ અત્યંત નિર્મળ તેમ જ શુક્લ વર્ણનો હોય છે.

મુનિશ્રેષ્ઠ! ત્રેતામાં ધર્મ એક પાદથી હીન થઈ જાય છે; અર્થાત્ સત્યયુગ કરતાં એક ચતુર્થાંશ જેટલા ઓછા લોકો ધર્મનું પાલન કરે છે. ભગવાનના શરીર નો વર્ણ લાલ થઈ જાય છે. તે સમયે લોકોને થોડોક ક્લેશ થવા માંડે છે. ત્રેતામાં બધા દ્વિજ ક્રિયાયોગમાં તત્પર રહે છે. યજ્ઞકર્મમાં તેમની નિષ્ઠા હોય છે. તેઓ નિયમપૂર્વક સત્ય બોલે છે. ભગવાનનું ધ્યાન કરે છે, દાન આપે છે અને ન્યાયયુક્ત પ્રતિગ્રહ પણ સ્વીકારે છે. મુનીશ્વર! દ્વાપરમાં ધર્મના બે જ પગ રહે છે. ભગવાન વિષ્ણુનો વર્ણ પીળો થઈ જાય છે અને વેદના ચાર વિભાગ થઈ જાય છે. હે દ્વિજોત્તમ! તે સમયે કેટલાકો અસત્ય પણ બોલવા માંડે છે. બ્રાહ્મણ આદિ વર્ણોમાંના કેટલાક માણસોમાં રાગદ્વેષ આદિ દુર્ગુણો આવી જાય છે. હે વિપ્રવર! કેટલાકો સ્વર્ગ અને અપવર્ગની પ્રાપ્તિને માટે યજ્ઞ કરે છે. કોઈક વળી ધનાદિની કામનાઓમાં આસક્ત થઈ જાય છે અને કેટલાંક માણસોનું હૃદય પાપથી મલિન થઈ જાય છે. હે દ્વિજશ્રેષ્ઠ! દ્વાપરમાં ધર્મ અને અધર્મ બંનેની સ્થિતિ સરખી થઈ જાય છે. અધર્મને લીધે તે સમયની પ્રજા ક્ષીણ થવા માંડે છે. હે મુનીશ્વર! કેટલાંય માણસો દ્વાપર આવી લાગતાં અલ્પાયુ પણ થશે. બ્રહ્મન્! કેટલાક માણસો બીજાઓને પુણ્યકાર્ય કરવાની પ્રવૃત્તિમાં પડેલાં જોઈને તેમની અદેખાઈ કરવા લાગશે. કલિયુગ આવતાં ધર્મનો એક જ પગ શેષ રહી જાય છે. આ તામસયુગનો આરંભ થતાં ભગવાન શ્રીહરિ શ્યામ વર્ણના થઈ જાય છે. કોઈ વિરલ ધર્માત્મા જ એ યુગમાં યજ્ઞોનું અનુષ્ઠાન કરે છે ને કોઈ મહાન પુણ્યાત્મા જ ક્રિયાયોગમાં તત્પર રહે છે. તે સમયે ધર્મપરાયણ માણસને જોઈને બધા માણસો તેની ઈર્ષ્યા અને નિંદા કરે છે. કલિયુગમાં વ્રત અને સદાચાર નષ્ટ થઈ જાય છે. જ્ઞાન અને યજ્ઞ આદિની પણ તે જ દશા થાય છે. તે સમયે અધર્મનો પ્રચાર થવાથી જગતમાં ઉપદ્રવ થતા રહે છે. બધાં માણસો બીજાઓના દોષ દેખાડનારા અને પોતે પાખંડથી ભરપૂર આચરણ કરનારા હોય છે.

નારદ બોલ્યા: મુને! આપે સંક્ષેપમાં જ યુગધર્મનું વર્ણન કર્યું છે, કૃપા કરીને કલિયુગનું વિસ્તારપૂર્વક વર્ણન કરી બતાવો; કારણ કે આપ ધર્મજ્ઞોમાં શ્રેષ્ઠ છો. હે મુનિશ્રેષ્ઠ! કલિયુગમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્રોનાં ખાન-પાન અને આચાર-વ્યવહાર કેવા પ્રકારના હશે, તે કહો!

સનક બોલ્યા: સર્વ લોકોનો ઉપકાર કરનારા હે મુનિશ્રેષ્ઠ! સાંભળો: હું કલિના ધર્મોનું યથાર્થ તેમ જ વિસ્તારપૂર્વક વર્ણન કરું છું. કલિ બહુ ભયંકર યુગ છે. તેમાં પાપો ભેગાં થાય છે; અર્થાત્ પાપોની અધિકતા હોવાને કારણે એક પાપ સાથે બીજું પાપ ભેગું થઈ જાય છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર ધર્મથી વિમુખ

થઈ જાય છે. ઘોર કલિયુગ આવી લાગતાં બધા દ્વિજ વેદોનો અભ્યાસ કરવાનું છોડી દે છે. ગમે તે બહાનું ઊભું કરીને લોકો ધર્મ-માં લાગેલા રહે છે. બધા બીજાઓના દોષો દેખાડ્યા કરે છે. લોકોનું અંતઃકરણ મિથ્યા-ભિમાનથી દૂષિત હોય છે. પંડિતો પણ સત્યથી આઘા રહે છે. 'હું જ બધાથી મોટો છું' આમ બોલીને લોકો પરસ્પર વિવાદ કરે છે. સર્વ માણસો અધર્મમાં આસક્ત અને વિતંડાવાદી હોય છે. એટલા માટે જ કલિયુગમાં માણસો સ્વલ્પાયુ થશે. હે બ્રહ્મન્! અલ્પ આયુષવાળા હોવાને લીધે માણસો શાસ્ત્રોનું અધ્યયન નહીં કરી શકે, તેથી અભણ રહેશે. તેઓ વારંવાર અધર્મનું આચરણ કરતા રહેશે. પાપ-કર્મમાં પ્રીતિ રાખીને પાપ કરનારા તે સમયના માણસો અવસ્થાના ક્રમથી વિપ-રીત રીતે મરણ પામવા માંડશે. બ્રાહ્મણ આદિ બધા વર્ણોના લોકો ભેળસેળ થઈને મિશ્ર બની જશે. તેમનામાં પરસ્પર વર્ણસંકરતા આવી જશે. લોકો શિશ્નોદરપરાયણ થઈને પ્રજોત્પત્તિ અને ઉદરપોષણના વ્યવહારમાં જ લાગેલા રહેશે. મૂર્ખ માણસો કામ-ક્રોધને વશ થઈ વ્યર્થ સંતાપથી પીડાશે. કળિયુગમાં બધા વર્ણના માણસો શૂદ્રો જેવા થઈ જશે. ઉચ્ચ વર્ણના માણસો નીચ થઈ જશે અને નીચ વર્ણવાળા ઉચ્ચ થશે. શાસક ગણ ધન એકઠું કરવાના કાળમાં લાગી જશે અને પ્રજા સાથે અન્યાય ભરેલો વર્તાવ કરશે. વધારેમાં વધારે કર નાખીને તેઓ પ્રજાને દુઃખ આપશે. દ્વિજ માણસો શૂદ્રોનાં મડદાં ઊંચકશે. પોતાની ધર્મપત્ની હોવા છતાં પણ પતિ વ્યભિચાર-માં ફસાઈને પારકાં બૈરાંઓ સાથે મૈથુન કરશે. પુત્ર પોતાના પિતા સાથે અને સ્ત્રીઓ પોતાના પતિ સાથે દ્વેષબુદ્ધિથી અદાવત રાખીને વર્તશે. સર્વ માણસો પરસ્ત્રીલંપટ અને પારકા ધનમાં આસક્ત થશે. માછલાં ખાઈને જીવન ગુજારો કરશે અને બકરી તથા ઘેટીને પણ દોહશે: હે નારદ! ઘોર કલિયુગમાં બધા માણસો પાપકર્મ કરવામાં જ લાગેલા રહેશે. બધા માણસો શ્રેષ્ઠ પુરુષોમાં દોષ જોશે ને તેમનો ઉપહાસ-મશ્કરી કરશે. નદીઓના પટમાં અને તેમના તટ પર કોદાળીથી જમીન ખોદીને અનાજ વાવશે. પૃથ્વી ફળ વિનાની થઈ જશે. બી અને ફળ પણ નાશ પામી જશે. યુવતીઓ ઘણું કરીને વેશ્યાઓના જેવા શણગાર સજશે. ભાતભાતનાં સૌંદર્ય પ્રસાધનો વાપરશે અને તેમના જેવા સ્વ-ભાવવાળી થઈને વેશ્યાઓને જ પોતાને માટે આદર્શ માનીને તેમના જેવી થવાની અભિલાષા સેવશે. બ્રાહ્મણો ધર્મ વેચનારા થશે, સ્ત્રીઓ પોતાનું શરીર વેચશે અર્થાત્ વેશ્યાવૃત્તિ કરશે તથા બીજા દ્વિજ વેદોનો વિક્રય કરનારા અને શૂદ્રોના જેવા આચ-રણમાં તત્પર થશે. માણસો શ્રેષ્ઠ પુસ્તકો અને વિધવાઓનું પણ ધન હરણ કરી લેશે. બ્રાહ્મણો ધન માટે લોલુપ થઈને વ્રતોનું પાલન નહીં કરે. લોકો વ્યર્થ વાદ-વિવાદમાં ફસાઈને ધર્મનું આચરણ છોડી દેશે. દ્વિજ માણસો કેવળ દંભ ખાતર શ્રાદ્ધ આદિ ક્રિયાઓ કરશે. નીચ માણસો અપાત્રોને જ દાન આપશે અને કેવળ દૂધના લોભથી ગાયો પ્રત્યે પ્રેમ રાખશે. વિપ્રવર્ગ સ્નાન-શૌચ આદિ ક્રિયા-ઓ છોડી દેશે. અધમ દ્વિજ મુખ્ય કાળ વીતાવી દઈને અસમયે સંધ્યા આદિ કર્મ કરશે. માણસો સાધુઓ અને બ્રાહ્મણોની નિંદા કર્યા કરશે.

હે નારદ! ઘણું કરીને કોઈનું પણ મન ભગવાન વિષ્ણુના ભજનમાં લાગશે નહીં. દ્વિજ માણસો યજ્ઞ કરશે નહીં તથા દુષ્ટ રાજાના કર્મચારીઓ ધન મેળવવા માટે

દ્વિજોને પણ મારશે. હે મુને! ઘોર કલિયુગમાં બધાં માણસો દાનથી વિમુખ થઈ જશે અને બ્રાહ્મણો પતિતોએ આપેલું દાન પણ ગ્રહણ કરશે. કલિના પ્રથમ પાદમાં પણ માણસો ભગવાન વિષ્ણુની નિંદા કરશે અને યુગના અંતિમ ભાગમાં તો ભગવાનનું નામ સુદ્ધાં કોઈ નહીં લે. કલિયુગમાં દ્વિજ માણસો શૂદ્રોની સ્ત્રીઓ સાથે સંગમ કરશે; વિધવાઓ સાથે વ્યભિચાર કરવા માટે લાલચ રાખશે અને શૂદ્રોના ઘેરે રાંધેલું અન્ન જમશે. વેદોમાં જણાવેલા સન્માર્ગનો ત્યાગ કરી કુમાર્ગે ચાલવા માંડશે અને ચારે આશ્રમોની નિંદા કરતા રહીને પાખંડી બની જશે, શૂદ્ર જાતિના માણસો દ્વિજવર્ગની સેવા કરશે નહીં અને પાખંડ ચિહ્નો ધારણ કરીને તેઓ દ્વિજજાતિઓના ધર્મ અપનાવશે. ભગવાં વસ્ત્ર પહેરી, જટા વધારી શરીરે ભસ્મ લગાડીને શૂદ્ર માણસો ખોટી દલીલ કરી, ખોટા દાખલા આપી ધર્મનો ઉપદેશ કરવા માંડશે. દૂષિત અને મલિન અંતઃકરણવાળા શૂદ્રો સંન્યાસી બની જશે. હે મુને! કલિયુગમાં કેવળ વ્યાજ—વટાવથી જીવનનિર્વાહ કરશે, ધર્મહીન અધમ માણસો પાખંડી, કાપાલિક તેમ જ ભિક્ષુ બનશે. હે દ્વિજશ્રેષ્ઠ! શૂદ્ર ઊંચે આસને બેસીને દ્વિજ વર્ગને ઉપદેશ આપવા માંડશે. આ અને આવા બીજા ઘણા પાખંડમત પ્રચલિત થશે ને તેઓ ઘણે ભાગે વેદોની નિંદા કરશે, કલિયુગમાં ઘણું કરીને ધર્મનો નાશ કરનારા માણસો ગાવા—બજાવવામાં કુશળ તથા શૂદ્રોના ધર્મનો આશ્રય લેનારા થશે. બધા માણસો પાસે અલ્પ ધન હશે. ઘણું કરીને બધા જ માણસો વ્યર્થ ચિહ્નો ધારણ કરનારા અને મિથ્યા અભિમાનથી દૂષિત હશે. કલિયુગના નીચ માણસો પારકાંઓનું ધન પડાવીને હડપ કરી જનારા થશે. મોટેભાગે બધા જ માણસો દાન લેશે અને લોકોને ખોટે માર્ગે લઈ જનારા સ્વભાવવાળા થશે. બધા જ આત્મશ્લાઘી અને પારકાંઓની નિન્દા કરનારા થશે. હે નારદ! કળિયુગમાં અધર્મ એ જ લોકોનો સ્વજન થશે. બધા માણસો વિશ્વાસઘાતી, ક્રૂર અને દયા તથા ધર્મથી રહિત થશે. હે વિપ્રવર! ઘોર કલિયુગમાં વધુમાં વધુ આયુષ્ય સોળ વર્ષનું હશે અને પાંચ વર્ષની કન્યાને પ્રજાસંતાન થવા માંડશે. માણસો સાત-આઠ વર્ષની ઉંમરમાં યુવાન કહેવાશે. બધાં જ પોતાના કર્મનો ત્યાગ કરનારા, કૃતઘ્ન તથા ધર્મયુક્ત આજીવિકાનો ભંગ કરનારા થશે, કલિયુગમાં દ્વિજ દરરોજ ભીખ માગનારા થશે. તેઓ બીજાઓનું અપમાન કરશે અને પારકાંઓના ઘરમાં રહીને પ્રસન્ન થશે. એવી જ રીતે બીજાંઓની નિંદામાં તત્પર તથા વ્યર્થ વિશ્વાસ અપાવનારાં માણસો સદા પિતા, માતા અને પુત્રોની નિંદા કરશે, બોલવા પૂરતી જ ધર્મની વાતો કરશે; પરંતુ તેમનું મન સદા પાપમાં આસક્ત હશે. ધન, વિદ્યા અને જુવાનીના મદમાં ઉન્મત્ત થઈને માણસો દુઃખ ભોગવતા રહેશે. માણસો મંદવાડ, ચોર અને દુર્ભિક્ષથી પીડાશે. બધાના મનમાં અત્યંત છળ—કપટ ભરેલાં હશે ને પોતાના અપરાધનો વિચાર ન કરતાં બીજાઓ પર વ્યર્થ જ દોષારોપણ કરશે, પાપી માણસો ધર્મમાર્ગનું સંચાલન કરનારા, ધર્મપરાયણ પુરુષનો તિરસ્કાર કરશે, કલિયુગ આવતાં મ્લેચ્છ જાતિના રાજાઓ થશે, શૂદ્રો ભિક્ષાથી જીવનનિર્વાહ કરનારા થશે અને દ્વિજગણ તેમની સેવા—શુશ્રૂષામાં લાગેલા રહેશે. એ સંકટકાળમાં ન કોઈ શિષ્ય હશે, ન ગુરુ, ન પુત્ર હશે, ન પિતા અને ન તો પત્ની હશે કે ન પતિ હશે. કલિયુગમાં ધનવાનો પણ યાચક થશે અને દ્વિજવર્ગનાં માણસો રસનો વિક્રય કરશે, ધર્મનો વાઘો સજેલા

મુનિવેશધારી દ્વિજ ન વેચવા યોગ્ય વસ્તુઓ વેચશે તથાં ન ભોગવવા યોગ્ય અગમ્ય સ્ત્રીઓ સાથે સંભોગ કરશે. હે મુને! નરકના અધિકારી દ્વિજ વેદ અને ધર્મશાસ્ત્રોની નિંદા કરતા રહીને શૂદ્રવૃત્તિથી જ જીવનનિર્વાહ કરશે.

કલિયુગમાં બધા જ માણુસો અનાવૃષ્ટિને લીધે ભયભીત થઈને આકાશ ભણી મીટ માંડી રહેશે અને ભૂખના દુઃખથી વ્યાકુળ થયેલા રહેશે. દુકાળમાં માણુસો કંદ, પાંદડાં અને ફળ ખાઈને રહેશે. કેટલાકો દુઃખ વેઠી નહિ શકવાથી આપઘાત કરીને મરી જશે. કલિયુગમાં સ્ત્રી અને પુરુષો અસહ્ય કામવેદનાથી પીડાતાં રહેશે. તેઓ ઠીંગણા કદનાં, લોભી, અધર્મપરાયણ, મંદ ભાગ્યવાળાં તથા ઘણાં સંતાનવાળાં થશે. સ્ત્રીઓ પોતાના જ શરીરનું પોષણ કરનારી તથા વેશ્યાઓનાં સૌંદર્ય અને સ્વભાવને અપનાવનારી થશે. તેઓ પતિનાં વચનોનો અનાદર કરીને સદા પારકાંઓના ઘરમાં પડી–પાથરી રહેશે. ઉચ્ચ કુળની સ્ત્રીઓ પણ ભ્રષ્ટ આચારવાળી થઈને કામલંપટ, વ્યભિચારી પુરુષોનું સેવન કરી તેમની સાથે મૈથુન કરશે અને પોતાના ધણી સાથે ભૂંડી રીતે વર્તશે. ચોર અને લૂંટારાની બીકથી ભય પામેલાં માણુસો પોતાની રક્ષા માટે કાષ્ઠયંત્ર અર્થાત્ લાકડાંનાં મજબૂત કમાડ બનાવશે. દુકાળ અને ભારે કરબોજથી પીડાયેલાં માણુસો દુઃખી થઈને ઘઉં અને જવ વગેરે અન્નથી સમૃદ્ધ પ્રદેશમાં ચાલ્યાં જશે. મનમાં ભૂંડું કરવાની દાનત રાખીને માણુસો ઉપર–ઉપરથી મીઠું બોલશે. પોતાનું કાર્ય સધાય ત્યાં સુધી જ માણુસો પરસ્પર મિત્રભાવ દેખાડશે. સંન્યાસીઓ પણ મિત્ર આદિના સ્નેહસંબંધથી જોડાયેલા રહેશે અને અનાજનો સંગ્રહ કરવાને માટે માણુસોને ચેલા બનાવશે. સ્ત્રીઓ બન્ને હાથોથી માથું ખંજવાળતી વડીલો તથા પતિની આજ્ઞાનું ઉલ્લંઘન કરશે. દ્વિજ માણુસો પાખંડીઓની સોબત કરીને પાખંડભરેલી વાતો કરવા માંડશે ત્યારે કલિયુગનો વેગ ખૂબ વધી જશે. દ્વિજજાતિની પ્રજા યજ્ઞ અને હોમ કરવાનું છોડી દે ત્યારથી જ બુદ્ધિમાન પુરુષોએ કલિયુગની વૃદ્ધિ થતી હોવાનું અનુમાન કરી લેવાનું રહેશે.

હે નારદ! કલિયુગની વૃદ્ધિ થતાં પાપની વૃદ્ધિ થશે અને નાનાં બાળકોનું પણ મૃત્યુ થવા માંડશે. સર્વ ધર્મોનો નાશ પામી જતાં આ જગત શ્રીથી હીન થઈ જશે. હે વિપ્રવર! આ પ્રમાણે મેં તમને કલિનું સ્વરૂપ બતાવ્યું છે. જે માણુસો ભગવાન વિષ્ણુની ભક્તિમાં તત્પર છે તેમને આ કલિયુગ ક્યારેય હરકત કરતો નથી. સત્યયુગમાં તપશ્ચર્યાને, ત્રેતામાં ભગવાનના ધ્યાનને, દ્વાપરમાં યજ્ઞને અને કલિયુગમાં કેવળ દાનને જ શ્રેષ્ઠ માનવામાં આવેલ છે. સત્યુગમાં જે પુણ્યકર્મ દશ વર્ષમાં સિદ્ધ થાય છે, ત્રેતામાં એક વર્ષમાં અને દ્વાપરમાં એક માસમાં જે ધર્મ સફળ થાય છે, તે જ કલિયુગમાં એક જ દિનરાતમાં સિદ્ધ થઈ જાય છે. સત્યયુગમાં ધ્યાન, ત્રેતામાં યજ્ઞો દ્વારા યજન અને દ્વાપરમાં ભગવાનનું પૂજન કરીને મનુષ્ય જે ફળ પામે છે, તે જ ફળ કલિયુગમાં કેવળ ભગવાન કેશવનું કીર્તન કરીને પ્રાપ્ત કરી લે છે.* જે માણુસો દિન–રાત ભગવાન વિષ્ણુના નામનું કીર્તન અથવા તેમની પૂજા કરે છે, તેમને કલિયુગ બાધા કરતો નથી–નડતો નથી. જે માણુસો નિષ્કામ અથવા સકામભાવથી 'નમો નારાયણાય' આ પ્રમાણે કીર્તન કરે છે, તેમને કલિયુગ પીડતો નથી. ઘોર કલિયુગ આવી લાગતાં પણ સંપૂર્ણ જગતના આધાર

* यत्कृते दशभिर्वर्षैस्त्रेतायां शरदा च यत् ।
द्वापरे यच्च मासेन ह्यहोरात्रेण तत्कलौ ॥
ध्यायन् कृते यजन् यज्ञैस्त्रेतायां द्वापरेऽर्चयन् ।
यदाप्नोति तदाप्नोति कलौ संकीर्त्य केशवम् ॥

તેમ જ પરમાર્થસ્વરૂપ ભગવાન વિષ્ણુનું ધ્યાન કરનારો કદી કષ્ટ પામતો નથી. અહો! સર્વ ધર્મોથી રહિત ભયંકર કલિયુગ પ્રાપ્ત થતાં જેમણે એક વાર પણ ભગવાન કેશવનું પૂજન કર્યું હોય છે, તેઓ પરમ ભાગ્યશાળી છે. કલિયુગમાં વેદોક્ત કર્મોના અનુષ્ઠાન સમયે જે ઓછા-વધતાપણું રહી જાય છે, તે દોષના નિવારણ-પૂર્વક કર્મમાં પૂર્ણતા આણનારું કેવળ ભગવાનનું સ્મરણ જ છે. જે માણસો પ્રતિદિન 'હરે! કેશવ! ગોવિંદ! જગન્મય! વાસુદેવ!' આ પ્રમાણે કીર્તન કરે છે, તેમને કલિયુગ બાધા કરતો નથી.* અથવા જેઓ 'શિવ! શંકર! રુદ્ર! ઇશ! નીલકંઠ! ત્રિલોચન!' વગેરે મહાદેવનાં નામોનું ઉચ્ચારણ કરે છે, તેમને પણ કલિયુગ બાધા કરતો નથી. હે નારદ! 'મહાદેવ! વિરૂપાક્ષ! ગંગાધર! મૃડ અને અવ્યય!' આ પ્રમાણે જેઓ શિવનાં નામોનું કીર્તન કરે છે, તેઓ કૃતાર્થ થઈ જાય છે, અથવા જેઓ 'જનાર્દન! જગન્નાથ! પીતાંબરધર! અચ્યુત!' આદિ વિષ્ણુનાં નામોનું ઉચ્ચારણ કરે છે, તેમને આ સંસારમાં કલિયુગથી ભય થતો નથી. હે વિપ્રવર! ઘોર કલિયુગ આવી લાગતાં સંસારમાં માણસોને પુત્ર, સ્ત્રી અને ધન આદિ સુલભ છે; પરંતુ ભગવાન વિષ્ણુની ભક્તિ દુર્લભ છે. જેઓ વેદમાર્ગથી બહિષ્કૃત, પાપકર્મપરાયણ તથા માનસિક શુદ્ધિથી રહિત છે, એવા માણસોનો ઉદ્ધાર કેવળ ભગવાનના નામથી જ થાય છે. આથી માણસે પોતાના અધિકાર પ્રમાણે યથાશક્તિ સર્વ વૈદિક કર્મોનું અનુષ્ઠાન કરીને તે કર્મ ભગવાન મહાવિષ્ણુને અર્પણ કરી દેવાં અને પોતે પણ નારાયણને શરણે જવું. ભગવાન વિષ્ણુને અર્પેલાં કર્મ તેમના સ્મરણમાત્રથી નિશ્ચય જ પૂર્ણ થઈ જાય છે. જેઓ ભગવાન વિષ્ણુના સ્મરણમાં લાગેલા રહે છે અને જેમનું ચિત્ત ભગવાન શિવના નામમાં અનુરક્ત છે, તેમનાં સઘળાં કર્મ અવશ્ય પૂર્ણ થઈ જાય છે. ભગવાનના નામના સંકીર્તનમાં અનુરાગી માણસોનું અહોભાગ્ય છે, અહોભાગ્ય છે. તેઓ દેવતાઓને પણ વંદનીય છે. વધુ બોલવાથી શો લાભ? એટલા માટે હું બધાં માણસોના હિતની વાત કહું છું કે ભગવાનના નામમાં પરાયણ મનુષ્યોને કલિયુગ કદી પણ નડી શકતો નથી. ભગવાન વિષ્ણુનું નામ એ જ મારું જીવન છે. કલિયુગમાં બીજી કોઈ ગતિ નથી, નથી ને નથી જ.+

સૂત બોલ્યા : હે વિપ્રો! સનકે આ પ્રમાણે ઉપદેશ આપ્યા પછી નારદ પ્રસન્ન થઈને કહેવા લાગ્યા.

નારદ બોલ્યા : હે સર્વશાસ્ત્રજ્ઞ ભગવન્! આપના ચિત્તમાં અત્યંત કરુણા ભરેલી છે, તેથી જ આપે જગતના જ્યોતિરૂપ સનાતન પરબ્રહ્મના સ્વરૂપનું વર્ણન કરીને તે પ્રકાશિત કર્યું. પુંડરીકાક્ષ ભગવાનનું સ્મરણ સર્વ પાપોને દૂર કરનારું છે. આ પરમ પુણ્યકારી છે ને આ જ પરમ તપ છે. ૧-૧૧૮

एतदेव परं पुण्यमेतदेव परंतपः ।
पुण्डरीकाक्षस्य स्मरणं सर्वपापविनाशनम् ॥ ११८ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'ચારે યુગોની સ્થિતિનું વર્ણન' નામનો ૪૧ મો અધ્યાય સંપૂર્ણ

* न्यूनातिरिक्तदोषाणां कलौ वेदोक्तकर्मणाम् ।
हरिस्मरणमेवात्र सम्पूर्णत्वविधायकम् ॥
हरे केशव गोविन्द वासुदेव जगन्मय ।
इतीरयन्ति ये नित्यं नहि तान्बाधते कलिः ॥

+ हरेर्नामैव नामैव नामैव मम जीवनम् ।
कलौ नास्त्येव नास्त्येव नास्त्येव गतिरन्यथा ॥

## પૂર્વભાગનો પ્રથમપાદ સંપૂર્ણ

# દ્વિતીય પાદ

## અધ્યાય ૪૨ : જગતની ઉત્પત્તિનું વર્ણન

श्रीनारद उवाच ।

कुतः सृष्टमिदं ब्रह्मञ्जगत्स्थावरजङ्गमम् ।
प्रलये च कमभ्येति तन्मे ब्रूहि सनन्दन ॥ १ ॥

નારદ બોલ્યા : હે સનંદન ! આ સ્થાવર-જંગમરૂપ જગતની ઉત્પત્તિ કોનાથી થઈ છે અને પ્રલય સમયે એ કોનામાં લીન થાય છે, તે તમે મને કહો.

સમુદ્ર, આકાશ, પર્વત મેઘ, પૃથ્વી, અગ્નિ અને પવન સહિત આ લોકોનું નિર્માણ કોણે કર્યું છે? પ્રાણીઓની રચના તથા તેમના વર્ણના વિભાગો કેવી રીતે કરવામાં આવ્યા છે? તેમનાં શૌચ અને અશૌચ કેવા પ્રકારનાં છે? તેમના ધર્મ અને અધર્મનો વિધિ શો છે? પ્રાણીઓના જીવની સ્થિતિ કેવી છે? મરણ પામેલાં માણસો આ લોકમાંથી પરલોકમાં ક્યાં જાય છે? તે સર્વ આપ મને કહો.

સનંદન બોલ્યા : હે નારદ! સાંભળો. ભરદ્વાજે પૂછવાથી ભૃગુએ કહેલ શાસ્ત્ર અને પ્રાચીન ઇતિહાસ હું તમને કહું છું. દિવ્ય પ્રભાવવાળા મહર્ષિ ભૃગુને કૈલાસના શિખર ઉપર બેઠેલા જોઈને ભરદ્વાજ તેમને પૂછવા લાગ્યા.

ભરદ્વાજ બોલ્યા : હે માનદ! જીવ અનેક યોનિઓમાં નિરંતર શાથી ભ્રમણ કરતો રહે છે? આ સંસારમાંથી તેની મુક્તિ કેવી રીતે થાય છે? જે ભગવાન પોતે નારાયણ છે અને બ્રહ્મા સ્રષ્ટા છે, તે બન્ને સદા સેવ્ય-સેવકભાવથી રહેલા છે. સ્થાવર અને જંગમ સર્વ કંઈ પ્રલયકાળે જેનામાં લીન થઈ જાય છે, જે સર્વ લોકોમાં વ્યાપ્ત છે, જે ગુણાતીત અને નિરાકાર છે, અવ્યક્ત છે, અકલ્પ્ય છે, એવા ભગવાનને હે મુને! કોણ કઈ રીતે જાણી શકે? જે પરમાત્માને કાળની શક્તિ બાધ કરી શકતી નથી, જેનું કાર્ય કલ્પી શકાતું નથી, તેની વેદો આદરપૂર્વક શાથી સ્તુતિ કરે છે? જીવ તેના દ્રષ્ટાથી પર થઈને બ્રહ્મને કેવી રીતે પામી શકે?

હે કૃપાનિધિ! આ સર્વ હું સાંભળવા ઇચ્છું છું, તેથી આપ મને આ વિષે કહો. ભરદ્વાજે આમ પ્રશ્ન પૂછવાથી બ્રહ્મતેજથી પ્રકાશતા છ ઐશ્વર્યવાળા મહર્ષિ ભૃગુએ તેમને સર્વ પ્રશ્નોના યથાર્થ ઉત્તર આપતાં કહ્યું :

ભૃગુ બોલ્યા : હે ભરદ્વાજ ! મહર્ષિઓએ જે પૂર્વ પુરુષને 'માનસ' નામથી જાણ્યો અને સાંભળ્યો છે, તે આદિ-અંતથી રહિત દેવ 'અવ્યક્ત' નામથી વિખ્યાત છે. તે અવ્યક્ત પુરુષ શાશ્વત, અક્ષય તેમ જ અવિનાશી છે. તેમનાથી ઉત્પન્ન થઈને સર્વ પ્રાણીઓ જન્મે છે અને મૃત્યુ પામે છે. તે સર્વ પ્રાણીઓને ધારણ કરનારા વિરાટ પુરુષે સર્વ પ્રથમ 'મહત્' નામના તત્ત્વને ઉત્પન્ન કર્યું. તેમાંથી ઉત્પન્ન થયેલા તત્ત્વને આકાશ કહેવામાં આવે છે. આકાશમાંથી જળ થયું. જળમાંથી તેજ (અગ્નિ) અને વાયુ ઉત્પન્ન થયા. તેજ (અગ્નિ) અને વાયુના સંયોગથી પૃથ્વી થઈ. સ્વયંભૂ ભગવાન નારાયણે પોતાની નાભિથી દિવ્ય કમળ પ્રકટ કર્યું. તે કમળમાંથી વેદસ્વરૂપ બ્રહ્મા ઉત્પન્ન થયા. તેમનું બીજું નામ વિધિ છે. તેમણે જ સર્વ પ્રાણીઓનાં શરીરની રચના કરી છે. તેને અહંકાર કહેવામાં આવ્યો છે. (પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ) અત્યંત શક્તિશાળી પાંચ તત્ત્વો જ મહાતેજસ્વી બ્રહ્મા છે. પર્વતો વિરાટ

પુરુષનાં હાડકાં છે; પૃથ્વી તેના મેદ અને માંસ છે; સમુદ્રો તેનું રુધિર છે અને આકાશ તેનું પેટ છે; વાયુ તેનો નિઃશ્વાસ છે; તેજ એ અગ્નિ છે અને નદીઓ તેની શિરાઓ છે. અગ્નિ અને સોમરૂપ સૂર્ય તથા ચંદ્રમા તેનાં નેત્રરૂપે પ્રખ્યાત છે. નભ એ તેનું મસ્તક છે; પૃથ્વી એ તેના પગ છે અને દિશાઓ તેની ભુજાઓ છે. સિદ્ધ પુરુષો વડે પણ તે ધ્યાનમાં આવવો કઠિન છે, એ વિષે સંશય નથી. આ પ્રમાણે આ વિરાટ રૂપમાં સાક્ષાત્ ભગવાન વિષ્ણુ જ વિરાજી રહ્યા છે અને તે 'અનંત' નામથી વિખ્યાત છે. તે સર્વ પ્રાણીઓમાં આત્મા-રૂપે રહેલા છે. અશુદ્ધ અંતઃકરણવાળા પુરુષોને તેમનું જ્ઞાન થવું અત્યંત કઠિન છે. તે અહંકાર તથા સર્વ પ્રાણીઓના સર્જક છે. તેનાથી આ વિશ્વ ઉત્પન્ન થયું છે. હે ભરદ્વાજ! તમે જે પૂછ્યું તે સર્વ વિષે મેં તમને કહ્યું.

ભરદ્વાજ બોલ્યા: આકાશની દિશા કઈ છે? ભૂતળ અને પવનનાં શાં પરિમાણો છે? તેમને જણાવી મારી શંકાનું યથાર્થ રીતે નિવારણ કરો.

ભૃગુ બોલ્યા: સિદ્ધો અને દેવતાઓથી સેવાયેલું આ આકાશ અનંત છે. નાના પ્રકારના તારાઓના સમૂહોથી આ રમ્ય આકાશનો અંત જણાતો નથી. સૂર્ય અને અગ્નિના જેવી કાંતિવાળા દેવતાઓ પણ આકાશની સીમાને જોઈ શકતા નથી; કારણ કે તે દુર્ગમ અને અનંત છે. સમુદ્રો પૃથ્વીની સીમા છે. સમુદ્રની સીમા અંધકારથી છવા-યેલી છે. અંધકારને છેડે જળ આવેલું છે અને જળના અંતભાગમાં અગ્નિ રહેલો છે. રસાતળની નીચે જળ છે અને જળની નીચે સર્પોનું સામ્રાજ્ય છે. એની નીચે વળી આકાશ છે અને આકાશની નીચે ફરી જળ આવેલું છે. આ પ્રમાણે ભગવાન અનંતનો આ મહિમા છે અને જળની આ સીમાઓ છે. અગ્નિ, પવન અને જળથી પર આ અનંતનો મહિમા દેવતાઓ પણ જાણી શકતા નથી. પૃથ્વી, જળ, વાયુ અને તેજ આકાશ જેવાં અનંત છે અને તેમના યથાર્થ જ્ઞાનથી જ તેમને જાણી શકાય છે. અનેક શાસ્ત્રોમાં મુનિઓએ જણાવ્યું છે કે સિદ્ધો અને દેવતાઓ પણ જેને જાણવા માટે સમર્થ નથી, તેવા સીમારહિત 'અનંત'નું પ્રમાણ શું હોઈ શકે? અર્થાત્ 'અનંત' અમેય છે ને તેને કોઈ પ્રમાણ આપી શકાતું નથી. એ પૂર્વ પુરુષ 'માનસ'ને 'અનંત' આવી સંજ્ઞા આપવામાં આવી છે. આ 'અનંત' એવા ભગવાન વિષ્ણુના નાભિ-કમળમાંથી ધર્મમય, મૂર્તિમાન પ્રજાપતિ બ્રહ્મા ઉત્પન્ન થયા.

ભરદ્વાજ બોલ્યા: કમળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા હોવાનું આપ કહો છો ત્યારે તો બ્રહ્મા કરતાં કમળ જ્યેષ્ઠ હોવાનો નિર્ણય થયો, છતાં આપ તો બ્રહ્માને પૂર્વજ હોવાનું જણાવો છો, તેથી આ વિષયમાં મને સંદેહ થાય છે.

ભૃગુ બોલ્યા: પૂર્વ પુરુષ 'માનસ'ના આકારને જે બ્રહ્માપણું પ્રાપ્ત થયું, તેના અધિષ્ઠાન માટે પૃથ્વીને પદ્મ કહેવામાં આવેલ છે. તે કમળની પાંખડીઓ મેરુ પર્વત અને ગગન સુધી ઊંચે ગયેલી છે. તેમાં બેસીને બ્રહ્મા લોકનું સર્જન કરે છે.

ભરદ્વાજ બોલ્યા: હે દ્વિજસત્તમ! કમળમાં બેઠેલા બ્રહ્મા તેની બહાર વિવિધ પ્રકારની પ્રજાનું સર્જન કેવી રીતે કરે છે?

ભૃગુ બોલ્યા: બ્રહ્માએ મન વડે સર્વ પ્રાણીઓનું સર્જન કર્યું છે. પ્રાણીઓની રક્ષા માટે સર્વ પ્રથમ તેમણે જળ ઉત્પન્ન કર્યું છે. જળ સર્વ પ્રાણીઓનો પ્રાણ છે, તેને લીધે તેમની વૃદ્ધિ થાય છે. તેના અભાવમાં તેઓ નાશ પામે છે. જળથી જ

સર્વ કંઈ આવૃત્ત થયેલું છે—ઘેરાયેલું છે. પૃથ્વી, પર્વત, પ્રાણી મેઘ અને સર્વ એ જળરૂપ છે. જળનો જ સર્વત્ર વિસ્તાર છે, એમ જાણવું.

ભરદ્વાજ બોલ્યા : જળ, અગ્નિ (તેજ), વાયુ અને પૃથ્વીની ઉત્પત્તિ કેવી રીતે થઈ? મારા આ વિષે મનમાં મહાન સંશય થાય છે.

ભૃગુ બોલ્યા : હે બ્રહ્મન્! પહેલાં બ્રહ્મકલ્પમાં બ્રહ્મર્ષિઓ એક સ્થળે એકત્રિત થયા હતા. તે વખતે તે મહાત્માઓને પણ લોકોના સર્જન વિષે આવી જ શંકા ઉત્પન્ન થઈ હતી. તે દ્વિજોત્તમો આનું કારણ જાણવા માટે આહારનો ત્યાગ કરી, પરબ્રહ્મનું ધ્યાન ધરી, મૌન ધારણ કરી નિશ્ચળ ભાવે સો દિવ્ય વર્ષો સુધી નિષ્ઠાવાન થઈ રહ્યા. આથી તેમણે પરબ્રહ્મની દિવ્ય વાણી સાંભળી. તેમના જાણવામાં આવ્યું કે સૂર્ય, ચંદ્ર અને પવનથી રહિત અનંત, અચળ અને શાન્ત આકાશ સર્વથી પ્રથમ ઉત્પન્ન થયું. તેનાથી જળ ઉત્પન્ન થયું. જળના ઉત્પીડનને લીધે વાયુની ઉત્પત્તિ થઈ. નિઃશબ્દ જણાતા એકાદ અખંડિત ભવનને પાણીથી ભરવામાં આવતાં તેમાં રહેલા વાયુથી શબ્દ ઉત્પન્ન થાય છે, તેમ સમુદ્રતલ પર આકાશમાંથી જળનો પ્રપાત થતાં સમુદ્રતલને ભેદીને અત્યંત દોષવાળો વાયુ ઉત્પન્ન થાય છે. સમુદ્રના ઉત્પીડનથી ઉત્પન્ન થયેલો વાયુ આકાશને પ્રાપ્ત થયા પછી શાન્ત થતો નથી. વાયુ અને જળના સંઘર્ષથી ઉત્પન્ન થયેલો અત્યંત દીપ્તિમાન અને મહાબળવાન અગ્નિ ગાઢ અંધકારને દૂર કરે છે. અગ્નિ અને પવનનો સંયોગ થવાથી આકાશ જળની વૃષ્ટિ કરે છે. અગ્નિ અને વાયુના સંપર્કથી જળ ઘનત્વને પામે છે. એ ઘનત્વ સાથે અગ્નિ અને વાયુનો સંયોગ થવાથી પૃથ્વી ઉત્પન્ન થયેલ છે. પૃથ્વીને સર્વ વસ્તુઓનું ઉત્પત્તિસ્થાન જાણવું.

ભરદ્વાજ બોલ્યા : મહાભૂત સંજ્ઞાવાળા આ પાંચ તત્ત્વોનું પ્રભુએ સર્જન કર્યું છે ને એમનાથી આ સર્વ લોકો આવૃત છે. પ્રભુએ જ્યારે હજારો ભૂતો (પ્રાણીઓ)નું સર્જન કર્યું છે ત્યારે આ પાંચ તત્ત્વોમાં ભૂતત્વ કેવી રીતે પ્રાપ્ત થાય છે; અર્થાત્ એમને ભૂત હોવાનું કેવી રીતે કહી શકાય?

ભૃગુ બોલ્યા : અસંખ્ય પ્રાણીઓને ભૂત હોવાનું તો કહી શકાય; પરંતુ આ પાંચ તત્ત્વોને મહાભૂત કહેવામાં આવેલ છે; કારણ કે આ સર્વ પ્રાણીઓની ઉત્પત્તિના કારણરૂપ છે. શરીર પાંચ તત્ત્વોથી બનેલું છે, એમાં થતી ચેષ્ટા કે ગતિ એ વાયુ છે; એમાં રહેલો અવકાશ તે આકાશ છે, એમાંની ઉષ્મા એ અગ્નિ અથવા તેજસ્તત્ત્વ છે, એમાંનો દ્રવ પદાર્થ જળ છે અને એમાં રહેલું ઘનત્વ (અસ્થિ, ત્વચા, કેશ, નખ આદિ) એ પૃથ્વીતત્ત્વ છે, તેથી શરીરને પાંચભૌતિક કહેવામાં આવે છે. શ્રોત્ર, નાસિકા, રસના (જીભ), નેત્ર અને સ્પર્શ (ત્વચા) આ ઇંદ્રિયો અને પાંચ મહાભૂતોના સંયોગથી સર્વ સ્થાવર-જંગમ યુક્ત છે.

ભરદ્વાજ બોલ્યા : સ્થાવર અને જંગમને આ પાંચ ભૂતોથી યુક્ત હોવાનું આપ કહો છો; પરંતુ સ્થાવર શરીરોમાં તો આ પાંચ તત્ત્વો દેખાતાં નથી. ઉષ્મા અને ગતિ કે ચેષ્ટારહિત વૃક્ષોના શરીરમાં આ પાંચ તત્ત્વો હોવાનું જણાતું નથી. તેઓ સાંભળતાં નથી, જોતાં નથી, તેમને સ્વાદ કે ગંધનું જ્ઞાન હોતું નથી, તેઓ સ્પર્શને જાણી શકતાં નથી; તો પછી તેઓ પાંચ તત્ત્વવાળાં કેવી રીતે હોઈ શકે! તેમનામાં દ્રવત્વનો અભાવ છે, તેમનામાં અગ્નિ નથી, તેઓ ભૂમિતત્ત્વથી રહિત છે અને તેમનામાં વાયુ નથી; તેમનામાં આકાશ જણાતું નથી તો પછી વૃક્ષોને પાંચભૌતિક કહી જ કેમ શકાય!

ભૃગુ બોલ્યા : સ્થાવર એવાં વૃક્ષોમાં પણ આકાશ તો છે જ, એમાં સંશય નથી, તેમના પર પુષ્પ અને ફળ હમેશાં આવતાં હોય છે. તેમનાં પાંદડાં, છાલ, ફળ અને પુષ્પ ઉષ્મા-ગરમીને લીધે સૂકાઈને વિલાઈ જતાં હોય છે, સૂકાઈને તે ખરી પડે છે તેથી સ્પર્શ પણ ત્યાં વિદ્યમાન હોય છે. વાયુ અને અગ્નિના સંયોગથી થતી મેઘગર્જના સાંભળવાથી ઝાડ પરનાં ફળ-ફૂલ ખરી પડે છે. શ્રોત્રને લીધે જ શબ્દનું ગ્રહણ થાય છે તેથી વૃક્ષો સાંભળે છે પણ ખરાં !

વૃક્ષોને વેલ સર્વ બાજુએથી વીંટળાઈ વળે છે અને પોતાના માર્ગમાં આગળ વધતી જ રહે છે. વૃક્ષો લતાદિના માર્ગને જોતાં હોય છે તેથી વૃક્ષો જુએ છે ખરાં ! વૃક્ષો અનેક પ્રકારની સુગંધ અને દુર્ગંધને ગ્રહણ કરી અને પ્રસારીને આરોગ્ય મેળવે છે અને પુષ્પયુક્ત બને છે, તેથી વૃક્ષો સૂંઘે છે પણ ખરાં !

વૃક્ષોના છેદનથી થતા વ્રણ રૂઝાયાથી વૃક્ષોને થતી સુખ-દુઃખની અનુભૂતિને લીધે વૃક્ષોમાં જીવનું અસ્તિત્વ જોવામાં આવે છે. આથી તેઓ ચેતનારહિત નથી. વૃક્ષ ચૈતન્ય-યુક્ત હોવાથી જળને ગ્રહણ કરે છે, અગ્નિ અને વાયુનું પચન કરે છે. આહારને લીધે તેનામાં સ્નિગ્ધતા આવે છે ને એના પરિ-ણામે તે વૃદ્ધિ પામે છે.

સર્વ જંગમ પૃથ્વીમય શરીરોમાં ત્વચા, માંસ, હાડકાં, મજ્જા અને સ્નાયુ-આ પાંચ ધાતુઓ રહેલી છે અને તે શરીરને ગતિમાન રાખે છે. અગ્નિતત્ત્વથી ઉત્પન્ન થયેલાં તેજ, અગ્નિ, ક્રોધ, ચક્ષુ અને ઉષ્મા-આ પાંચ અગ્નિઓ શરીરધારીઓમાં રહેલા છે, તેથી તેઓ પંચાગ્નેય છે.

આકાશતત્ત્વને લીધે શ્રોત્ર, નાસિકા, મુખ, હૃદય અને ઉદર-આ પાંચ તત્ત્વો શરીરને ધારણ કરીને રહેલાં છે.

શ્લેષ્મા, પિત્ત, સ્વેદ (પરસેવો), વસા અને શોણિત-આ પાંચ જલીય તત્ત્વો પ્રાણીઓના દેહમાં સદા રહે છે.

પ્રાણવાયુને લીધે પ્રાણી આનંદિત રહે છે. વ્યાનને લીધે વૃદ્ધિ પામે છે, અપાન-વાયુ અધોભાગથી ગતિ કરે છે; ઉદાનને લીધે શ્વસનક્રિયા થાય છે. જ્યારે સમાન-વાયુ હૃદયમાં રહેલો છે. આ પ્રમાણે વાયુના પાંચ ભેદ જણાવવામાં આવ્યા છે. આ પાંચ વાયુઓ દેહધારીઓમાં વ્યાપીને રહેલા છે.

શરીરને ધારણ કરનાર વ્યક્તિ પૃથ્વીના ગંધરૂપ ગુણોને તથા જળના રસતત્ત્વને જાણે છે. વિસ્તારથી કહેવામાં આવેલા ગંધના ગુણોને હું કહું છું : ઇષ્ટ, અનિષ્ટ, મધુર, કટુ, સુગંધિત, તીવ્ર, સ્નિગ્ધ, રુક્ષ અને વિશદ-આ પ્રકારે પૃથ્વીતત્ત્વના ગંધરૂપ ગુણના નવ ભેદ જાણવા. શરીર-ધારી જ્યોતિરૂપ પ્રકાશને નેત્રોથી જુએ છે; વાયુ વડે સ્પર્શને અનુભવે છે. શબ્દ, સ્પર્શ, રૂપ અને રસના પણ ગુણો કહેવામાં આવ્યા છે. હવે હું રસના ગુણ કહું છું તે સાંભળો. આત્મદર્શી ઋષિઓએ રસ અનેક પ્રકારનો હોવાનું કહ્યું છે. મધુર, લવણ, તિક્ત, કષાય અને અમ્લ-આ પ્રમાણે છ પ્રકારના રસને જળતત્ત્વ કહેલ છે. શબ્દ, સ્પર્શ અને રૂપ આવા ભેદથી તેજસ્તત્ત્વ જ્યોતિને ત્રિગુણાત્મક કહેલ છે. જ્યોતિ અર્થાત્ પ્રકાશ દ્વારા રૂપ જોવામાં આવે છે. રૂપના પણ અનેક ભેદ છે. હ્રસ્વ, દીર્ઘ, સ્થૂલ, ચતુરસ્ર, ગોળ, શુક્લ, કૃષ્ણ, રક્ત, નીલ, પીત, અરુણ, કઠિન, ચિક્કણ, શ્લક્ષ્ણ (પિચ્છિલ), મૃદુ અને દારુણ-આ પ્રમાણે સોળ ભેદવાળો જ્યોતિરૂપ ગુણ કહ્યો છે. આકાશને કેવળ શબ્દગુણવાળું કહ્યું છે. વિવિધ પ્રકારના શબ્દગુણને વિસ્તારથી કહું છું. ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, ધૈવત, પંચમ તથા નિષાદ-શબ્દના આ સાત ભેદ આકાશ-

તત્ત્વથી ઉત્પન્ન થયેલા છે. એ પોતાના પ્રભાવથી ઢોલ, મૃદંગ, ભેરી, શંખ, મેઘ અને રથમાંથી ઉત્પન્ન થતા અનેક પ્રકારના શબ્દોને આકાશનો ગુણ કહ્યો છે.

વાયુના ગુણને સ્પર્શ કહેવામાં આવ્યો છે. તેના પણ અનેક ભેદ છે. ઉષ્ણ, શીત, સુખ, દુઃખ, સ્નિગ્ધ, વિશદ, ખર, મૃદુ, શ્લક્ષ્ણ, લઘુ અને ગુરુ—આ પ્રમાણે વાયુના ગુણના અગિયાર ભેદ જાણવા. શબ્દ અને સ્પર્શ આ બે ગુણોને વાયુના પણ માનવામાં આવ્યા છે. શરીરને ધારણ કરનારાં આ તત્ત્વો વડે દેહની વૃદ્ધિ થતી હોય છે. જળ, તેજ અને વાયુ—આ ત્રણ તત્ત્વો દેહધારીઓમાં નિત્ય જાગ્રત રહે છે. શરીરનાં એ મૂળતત્ત્વો છે અને પ્રાણોને વ્યાપીને તે રહેલાં છે.

આ પ્રમાણે દેહધારી પ્રાણો વડે પોષણ પામે છે. 'સમાન'વાયુથી શરીરનો પૃષ્ઠ ભાગ પોષાય છે. જઠરાગ્નિને પ્રાપ્ત થઈને બસ્તિના મૂળમાં અને ગુદાભાગમાં રહેલો 'અપાન'વાયુ મૂત્ર અને મળનું વહન કરે છે. વાણી વગેરેના કર્મમાં પ્રવૃત્તિ કરાવનારા વાયુને તત્ત્વજ્ઞો 'ઉદાન' કહે છે. મનુષ્યોના શરીરની સમગ્ર સંધિઓમાં વ્યાપીને રહેલા વાયુને 'વ્યાન' કહેવામાં આવ્યો છે, પ્રાણ અને અપાનવાયુના મધ્યમાં રહેલા સમાનવાયુની પ્રેરણાથી જઠરાગ્નિ અન્નનું પચન કરે છે. પક્વાશયથી ઉપર આમાશય આવેલું છે અને નાભિના મૂળમાં સર્વ પ્રાણ રહેલા છે.

આ પ્રમાણે સર્વ દેહધારીઓમાં પ્રાણ અને અપાન વગેરે વાયુઓ હોવાનું કહેવામાં આવ્યું છે. આહિતાગ્નિ સ્થાલીપાત્રમાં દીપ્ત રહે છે તેમ દેહમાં જઠરાગ્નિ નિત્ય રહેલો છે. ૧–૧૧૩

एवं सर्वेषु विहितप्राणापानेषु देहिनाम्।
तस्मिन्समिध्यते नित्यमग्निःस्थाल्यामिवाहितः ॥११३

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'જગતની ઉત્પત્તિનું વર્ણન' નામનો ૪૨ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૪૩ : બ્રાહ્મણ આચાર નિરૂપણ

भरद्वाज उवाच।

यदि प्राणपतिर्वायुर्वायुरेव विचेष्टते।
श्वसित्याभाषते चैव ततो जीवो निरर्थकः ॥ १ ॥

ભરદ્વાજ બોલ્યા : જો વાયુ જ શરીરમાં રહેલા પ્રાણનો પતિ–સ્વામી છે અને શરીરમાં જ તે ગતિ–ચેષ્ટા કરે છે, શ્વસનક્રિયા કરે છે, બોલે છે તો પછી જીવ નિરર્થક છે.

અગ્નિને લીધે જ શરીરમાં પ્રાપ્ત થતો આગ્નેય ઉષ્મભાવ છે, અગ્નિ જ આહારનું પચન કરે છે તેથી જીવને વ્યર્થતા પ્રાપ્ત થાય છે. જંતુ મરણ પામ્યા પછી તેમાં જીવ હોતો નથી એ તો ઠીક; પરંતુ વાયુ જ તેને છોડી જતો હોય છે અને તેનો ઉષ્મભાવ નાશ પામી જાય છે. આત્મયુક્ત જીવ જો વાયુથી સંશ્લિષ્ટ છે તો તે મરુદ્‌ગણની સાથે જાય છે. જો તેને વાયુના સંશ્લેષથી રહિત હોવાનું માનવામાં આવે તો તે નાશ પામે છે. કૂવામાં પાણી નાખવામાં આવે, અગ્નિમાં અગ્નિ નાખવામાં આવે તો તેમાં તે મળી જવાથી જેમ શીઘ્ર નાશ પામે છે, તેમ જીવ નાશ પામે છે. આ પાંચ તત્ત્વોને લીધે જ શરીર જીવિત રહે છે; એમનો અભાવ થતાં જીવનું અસ્તિત્વ રહેતું નથી, એ વિષે સંશય નથી. આહાર ન કરવાથી જળ અને અગ્નિતત્ત્વ નાશ પામે છે; શ્વાસના નિગ્રહથી વાયુ નાશ પામે છે, વ્યાધિ અને વ્રણના દુઃખથી પૃથ્વીતત્ત્વ નાશ પામે છે, આમાંનું કોઈ પણ એક તત્ત્વ નષ્ટ થવાથી શરીરેન્દ્રિય સંઘાત મૃત્યુ પામે છે. શરીર પાંચતત્ત્વોમાં મળી ગયા પછી જીવનું શું થાય છે? શું એ એમની પાછળ જાય છે? એ ખેદ કરે છે? એ સાંભળતો નથી તેમ બોલતો પણ નથી! 'પરલોકમાં ગયા પછી ગાય મને તારશે' આવી બુદ્ધિથી મરણ પામતા જંતુએ આપેલી

ગાય શું જીવનો ઉદ્ધાર કરે છે ખરી? ગાય અને તે લેનાર તેમ જ આપનાર—આ બધાં એક જ કોટિનાં છે. તેઓ અહીંયાં જ વિલય પામ્યા પછી તેમનો સમાગમ થતો નથી. પર્વત પરથી પડી જવાથી કે અગ્નિમાં બળી ગયાથી નાશ પામેલું અથવા પક્ષીઓએ ખાઈ નાખેલું શરીર ફરીથી સજીવ કેવી રીતે થઈ શકે? કપાઈ ગયેલા વૃક્ષનું મૂળ ફરીથી ઊગતું નથી, તેવી જ રીતે જીવના ગયા પછી તે ફરીથી કેવી રીતે આવી શકે! પ્રથમ પ્રાણી માત્રનું સર્જન થયું. એક પ્રાણીમાંથી બીજું પ્રાણી ઉત્પન્ન થયું: તે મરણ પામ્યું. આમ એક પછી એક પ્રાણી મરણ પામ્યા પછી બીજમાં-થી ઉત્પન્ન થતા બીજનો નાશ થાય છે; આમ માનવું રહ્યું, આવી રીતે કારણ પરંપરા નાશ પામ્યા પછી કાર્યનું પણ અવસાન થતું હોવાનો સંશય, મારા હૃદયમાં થાય છે. હે સર્વજ્ઞ! હે બ્રહ્મન્! હું આપનો આશ્રિત છું તેથી આપ મારી શંકાનું નિવારણ કરો.

સનંદન બોલ્યા: આ પ્રમાણે ભરદ્વાજે પૂછવાથી હે મુનિશ્રેષ્ઠ નારદ! બ્રહ્માના પુત્ર ભૃગુ ફરીથી આ પ્રમાણે બોલ્યા.

ભૃગુ બોલ્યા: શરીર નાશ પામ્યા પછી તેમાં જીવ કે પ્રાણ રહેતા નથી. તે જીવ અન્ય દેહને ધારણ કરે છે. શરીરના આશ્રયે રહેલો જીવ શરીર નાશ પામ્યા પછી પણ નાશ પામતો નથી. અગ્નિમાં કાષ્ઠ બળી ગયા પછી અગ્નિનું અસ્તિત્વ હોય છે તેમ શરીર નાશ પામી ગયા પછી જીવ વિદ્યમાન રહી અન્ય દેહને ધારણ કરે છે.

ભરદ્વાજ બોલ્યા: કાષ્ઠ બળી ગયા પછી અગ્નિનો નાશ થતો નથી એ વાત ખરી; પરંતુ તે કાષ્ઠ બળીને શાંત થઈ ગયા પછી છેવટે તો અગ્નિ પણ રહેતો નથી. તેની ચેષ્ટા, પ્રમાણ અથવા સ્થિતિ પણ જાણવામાં આવતી નથી. કાષ્ઠરહિત અગ્નિ શાંત થઈ ગયા પછી નાશ પામી જાય છે, આટલું જ હું જાણું છું.

ભૃગુ બોલ્યા: અગ્નિ આકાશને અનુસરતો હોવાથી દુર્ગ્રાહ્ય અને આશ્રય વિનાનો છે. તેવી જ રીતે જીવ પણ આકાશની પેઠે રહેલ હોવાથી શરીરનો ત્યાગ કર્યા પછી તે અત્યંત સૂક્ષ્મ હોવાથી દેખાતો નથી. અગ્નિ પ્રાણને ધારણ કરી રાખે છે, પ્રાણ જીવને ધારણ કરીને રહેતા હોય છે. વાયુને પણ અગ્નિ ધારણ કરે છે અને ઉચ્છ્વાસનો નિગ્રહ કરવાથી તે અગ્નિ પણ નાશ પામે છે. આ પ્રમાણે શરીરમાં રહેલો અગ્નિ નાશ પામ્યા પછી અચેતન દેહ પાર્થિવ તત્ત્વને પ્રાપ્ત થાય છે અને તે પછી તેને ધારણ કરી રાખવાનું સ્થાન કેવળ પૃથ્વી જ હોય છે. આ પ્રમાણે સર્વ સ્થાવર અને જંગમનું કેવળ પૃથ્વી જ આશ્રયસ્થાન છે. પવન આકાશને અને અગ્નિ પવનને અનુસરે છે. જ્યાં આકાશ છે ત્યાં પવન છે; જ્યાં પવન છે ત્યાં અગ્નિ છે. આમને આકાર વિનાનાં જાણવાં, જ્યારે દેહધારીઓ આકાર ધરાવતા હોય છે.

ભરદ્વાજ બોલ્યા: જો શરીરધારીઓમાં અગ્નિ, વાયુ, પૃથ્વી, આકાશ અને જળતત્ત્વો રહેલાં છે, તો પછી એમાં જીવ કયા લક્ષણથી યુક્ત થઈને રહેલો છે? હે અનઘ! આપ તે મને કહો. માંસ, શોણિત, મેદ, સ્નાયુ અને અસ્થિવાળા આ શરીરનું ભેદન કરવામાં આવ્યા પછી એમાં જીવ મળી આવતો નથી. જો પાંચ મહાભૂતોથી યુક્ત શરીર અજીવ છે તો પછી શારીરિક અને માનસિક દુઃખની પીડાનો અનુભવ કોણ કરે છે? હે મહર્ષિ! જીવ કાનથી સાંભળે છે, એમ કહેવામાં આવ્યું છે; પરંતુ મન વ્યગ્ર હોય ત્યારે તે સાંભળતો નથી તેથી જીવ નિરર્થક છે. સર્વ પ્રાણીઓ

મનનો નેત્ર સાથે સંયોગ થવાથી જ દશ્ય પદાર્થને જુએ છે; પરંતુ મન જો વ્યાકુળ હોય તો પદાર્થને નેત્રો જોતાં હોવા છતાં જોતાં નથી. પ્રાણી નિદ્રાવશ થયા પછી જોતો નથી, સૂંઘતો નથી, સાંભળતો નથી, બોલતો નથી તેમ સ્પર્શને પણ જાણતો નથી, નિદ્રાવસ્થામાં હર્ષ કોણ પામે છે? ક્રુદ્ધ કોણ થાય છે? શોક કોણ કરે છે? ઉદ્વેગ કોણ પામે છે? ઇચ્છા કોણ કરે છે? ચિંતન કોણ કરે છે? દ્વેષ કોણ કરે છે? અને વાણી કોણ બોલે છે?

ભૃગુ બોલ્યા : હે મુને! સામાન્ય રીતે પાંચ ભૂતોથી બનેલા કોઈ પણ શરીરને અહીં એકમાત્ર અંતરાત્મા ધારણ કરે છે. તેજ, ગંધ, રસ, શબ્દ, સ્પર્શ, રૂપ તથા બીજા ગુણોનો પણ અનુભવ કરે છે. અંતરાત્મા સર્વ અંગોમાં વ્યાપીને રહે છે. આ શરીરમાં થનારાં સુખ-દુઃખને પણ તે જ અનુભવે છે. આ શરીરનાં પાંચે તત્ત્વો જ્યારે જુદાં પડી જાય છે, ત્યારે તે આ દેહનો ત્યાગ કરીને અદશ્ય થઈ જાય છે. ચેતનતાને જીવનો ગુણ હોવાનું કહેવામાં આવ્યું છે. એ પોતે ચેષ્ટા કરે છે અને સર્વને ચેષ્ટામાં લગાડે છે, હે મુનિ! દેહનો નાશ થવાથી જીવનો નાશ થતો નથી. દેહના નાશથી જીવનો નાશ થતો હોવાનું જેઓ કહેતા હોય, તેઓ અજ્ઞાની છે અને તેમનું આ કથન મિથ્યા છે. જીવ તો આ દેહમાંથી બીજા દેહમાં ચાલ્યો જાય છે. તત્ત્વદર્શી પુરુષો પોતાની તીવ્ર અને સૂક્ષ્મ બુદ્ધિથી જ તેનાં દર્શન કરે છે.

વિદ્વાન પુરુષ શુદ્ધ તેમ જ સાત્ત્વિક આહાર કરીને સદા રાતના સમયે પહેલા અને છેલ્લા પ્રહરમાં યોગયુક્ત તથા વિશુદ્ધચિત્ત થઈને પોતાની અંદર જ આત્માનાં દર્શન કરે છે. મનુષ્યે સર્વ રીતે દરેક ઉપાયથી લોભ અને ક્રોધને વશમાં રાખવા જોઈએ. સર્વ જ્ઞાનોમાં આ જ પવિત્ર જ્ઞાન છે અને આ જ આત્મસંયમ છે. લોભ અને ક્રોધ સદા મનુષ્યના શ્રેયનો વિનાશ કરવા માટે તૈયાર રહે છે. એટલા માટે સર્વથા તેમનો ત્યાગ કરવો જોઈએ. ક્રોધથી લક્ષ્મીને સદા બચાવવી અને માત્સર્યથી તપની રક્ષા કરવી. માન અને અપમાનથી વિદ્યાને બચાવવી, તથા પ્રમાદથી પોતાની રક્ષા કરવી. હે બ્રહ્મન્! જેનાં સર્વ કાર્ય કામનાઓના બંધનથી રહિત હોય છે તથા ત્યાગ માટે જેણે પોતાના સર્વસ્વની આહુતિ આપી દીધી હોય છે, તે જ ત્યાગી અને બુદ્ધિમાન છે. કોઈ પણ પ્રાણીની હિંસા ન કરવી. બધાંની સાથે મૈત્રીભાવ રાખી નભાવતા રહેવું અને સંગ્રહનો ત્યાગ કરીને બુદ્ધિ વડે ઇંદ્રિયો પર વિજય મેળવવો. કાર્ય એવું કરવું કે જે માટે શોક કરવો ન પડે-શોક માટે અવકાશ ન હોય તથા આ લોક અને પરલોકમાં પણ તે કાર્ય ભયપ્રદ ન હોય. સદા તપશ્ચર્યામાં લાગ્યા રહીને ઇંદ્રિયોનું દમન તથા મનનો નિગ્રહ કરીને મુનિવૃત્તિથી રહેવું. આસક્તિના સર્વ વિષયોમાં અનાસક્ત રહેવું અને પરમેશ્વરને પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખવી.

ઇંદ્રિયોથી ગ્રહણ થતી સર્વ વસ્તુઓ વ્યક્ત છે. વ્યક્તની આ જ પરિભાષા છે. અનુમાન દ્વારા જેનો સહેજ-સાજ અવબોધ થાય તે ઇંદ્રિયાતીત વસ્તુને અવ્યક્ત જાણવી. (જ્ઞાનની ઊણપને લીધે) જ્યાં સુધી પૂર્ણ વિશ્વાસ-શ્રદ્ધા ઉત્પન્ન ન થાય ત્યાં સુધી જ્ઞેયસ્વરૂપ પરમાત્માનું મનન કરતા રહેવું જોઈએ અને પૂર્ણ શ્રદ્ધા ઉત્પન્ન થયા પછી મનને તેમાં જોડવું અર્થાત્ તેનું ધ્યાન કરવું જોઈએ. પ્રાણાયામ દ્વારા મનને વશમાં કરવું અને સંસારની કોઈ પણ વસ્તુનું ચિંતન ન કરવું. હે બ્રહ્મન્! સત્ય એ જ વ્રત, તપ તથા પવિત્રતા છે, સત્ય જ પ્રજાનું સર્જન કરે

છે, સત્યથી જ આ લોક ધારણ કરાય છે, અને સત્યથી જ માણસો સ્વર્ગલોકમાં જાય છે,* અસત્ય તમોગુણનું સ્વરૂપ છે. તમોગુણ મનુષ્યને નીચે (નરકમાં) લઈ જાય છે. તમોગુણથી ગ્રસ્ત મનુષ્યો અજ્ઞાનરૂપ અંધકારથી વીંટળાયેલા હોઈ તેને જોવા પામતા નથી. નરકને તમ અને દુષ્પ્રકાશ કહેવામાં આવે છે. આ લોકની સૃષ્ટિ શારીરિક અને માનસિક દુઃખોથી પરિપૂર્ણ છે. અહીંયાં જે સુખો છે તેઓ પણ ભવિષ્યમાં દુઃખને જ લાવનારાં છે. જગતને આ સુખ-દુઃખોથી સંયુક્ત જોઈને વિદ્વાન પુરુષ મોહ પામતા નથી, બુદ્ધિમાન પુરુષે દુઃખમાંથી છૂટવાનો પ્રયત્ન કરવો. પ્રાણીઓને આ લોક અને પરલોકમાં પ્રાપ્ત થનારું સુખ અનિત્ય છે. મોક્ષરૂપી ફળ કરતાં શ્રેષ્ઠ સુખ કાંઈ જ નથી; તેથી તેની જ અભિલાષા કરવી જોઈએ, તેમને માટે મેળવવામાં આવતા શમ-દમાદિ સદ્ગુણોનો ઉદ્દેશ પણ એ જ હોય છે કે સુખની પ્રાપ્તિ થાય. સર્વ કર્મોનો આરંભ સુખરૂપ પ્રયોજનની સિદ્ધિ માટે કરવામાં આવે છે; પરંતુ અનૃત-અસત્યથી તમોગુણનો પ્રાદુર્ભાવ થાય છે. પછી તે તમોગુણથી ગ્રસાયેલા માણસો ધર્મના માર્ગે ન ચાલતાં અધર્મની પાછળ જ ચાલે છે. તેઓ ક્રોધ, લોભ, મોહ, હિંસા અને અસત્ય આદિથી ઘેરાઈને આ લોક તેમ જ પરલોકમાં પણ સુખ પામતા નથી. અનેક પ્રકારના રોગ, વ્યાધિ અને ઉગ્ર તાપથી તેઓ પીડાય છે. વધ, બંધનથી ઉત્પન્ન થયેલ ક્લેશ આદિથી તથા ભૂખ, તરસ અને પરિશ્રમથી થયેલા સંતાપથી સંતપ્ત રહે છે. વરસાદ, વંટોળિયો, વધુ પડતી ગરમી અને ટાઢના ભયથી ચિંતામાં ડૂબેલા રહે છે. શારીરિક દુઃખોથી દુઃખી તેમ જ સગાંવહાલાં અને ધન આદિનો નાશ અથવા વિયોગથી પ્રાપ્ત થનારાં માનસિક ક્લેશોથી વ્યાકુળ રહે છે અને જરા તથા મૃત્યુજનિત કષ્ટથી કે અન્ય આ પ્રકારના ક્લેશોથી પીડાયેલા રહે છે. સ્વર્ગલોકમાં જીવ રહે છે ત્યાં સુધી તેને સુખ મળ્યા જ કરે છે. આ લોકમાં સુખ અને દુઃખ બને છે. નરકમાં કેવળ દુઃખ જ હોવાનું કહ્યું છે. ખરું સુખ તો મોક્ષપદની પ્રાપ્તિમાં જ છે.

ભરદ્વાજ બોલ્યા : બ્રહ્મર્ષિઓએ પૂર્વકાળમાં જે ચાર આશ્રમોનું વિધાન કર્યું છે, તે આશ્રમોના પોતપોતાના આચાર શા છે? એ કૃપા કરીને કહો.

ભૃગુ બોલ્યા : હે મુને! જગતનું હિત સાધવાને માટે અને ધર્મની રક્ષાને માટે બ્રહ્માએ પ્રથમથી જ ચાર આશ્રમોનો ઉપદેશ કર્યો છે. તેમાં ગુરુકુલના નિવાસને જ પહેલો આશ્રમ કહ્યો છે. આ આશ્રમમાં શૌચ-સંસ્કાર-નિયમ તથા વ્રતના પાલનમાં ચિત્ત જોડીને બંને સંધ્યા સમયે ઉપાસના કરવી જોઈએ. સૂર્ય તથા અગ્નિનું ઉપસ્થાન કરવું. આળસ ત્યજી ગુરુને પ્રણામ કરવા. ગુરુના મુખથી વેદનું શ્રવણ કરવું અને વેદનો અભ્યાસ કરીને પોતાના અંતઃકરણને પવિત્ર કરવું. ત્રણે સમય સ્નાન કરીને બ્રહ્મચર્યનું પાલન અને અગ્નિહોત્ર કરવું તથા ગુરુની સેવા કરવી. પ્રતિદિન ભિક્ષા માગવી ને તેમાં જે કંઈ મળે તે બધું ગુરુને આપી દેવું. પોતાના અંતરાત્માને પણ ગુરુનાં ચરણોમાં સમર્પી દેવો. ગુરુનાં વચન અને આજ્ઞાનું પાલન કરવામાં ક્યારેય અગવડ હોવાનું કહેવું નહીં-સદા આજ્ઞા પાળવામાં તત્પર રહેવું તથા ગુરુની કૃપાથી પ્રાપ્ત થયેલા વેદશાસ્ત્રોના સ્વાધ્યાયમાં લાગ્યા રહેવું. આ વિષેનો એક પ્રસિદ્ધ શ્લોક છે. તેનો અર્થ આ છે: જે દ્વિજ ગુરુની આરાધના કરીને વેદનું જ્ઞાન પ્રાપ્ત કરે છે, તેને

* सत्यं व्रतं तपः शौचं सत्यं विसृजते प्रजाः ।
सत्येन धार्यते लोकः स्वः सत्येनैव गच्छति ॥

સ્વર્ગરૂપ ફળ મળે છે ને તેનો મનોરથ સિદ્ધ થાય છે.

બીજો આશ્રમ ગૃહસ્થાશ્રમ છે. તેના સદાચારનું સ્વરૂપ બરાબર કહું છું. ગુરુકુળમાંથી ભણી આવીને ધર્માનુષ્ઠાનનું ફળ ઇચ્છતા સદાચારપરાયણ સ્નાતકો માટે ગૃહસ્થાશ્રમનું વિધાન છે. એમાં ધર્મ, અર્થ અને કામ આ ત્રણેની પ્રાપ્તિ થાય છે. અહીં ત્રિવર્ગ–સાધનની અપેક્ષા રાખીને નિંદિત કર્મના પરિત્યાગપૂર્વક ઉત્તમ ન્યાયયુક્ત કર્મથી ધનોપાર્જન કરવું. વેદોના સ્વાધ્યાય દ્વારા પ્રાપ્ત થયેલી પ્રતિષ્ઠાથી અથવા બ્રહ્મર્ષિઓએ નિર્માણ કરેલા માર્ગથી મળેલા ધન વડે અથવા સમુદ્રજળમાંથી મળેલા દ્રવ્ય દ્વારા અથવા તો નિયમપાલન તથા દેવતાઓની કૃપાથી પ્રાપ્ત થયેલી સંપત્તિ દ્વારા ગૃહસ્થ પુરુષે પોતાનો જીવનનિર્વાહ કરવો. ગૃહસ્થાશ્રમ સર્વ આશ્રમોનું મૂળ હોવાનું કહેવામાં આવે છે. ગુરુકુળમાં નિવાસ કરનારા બ્રહ્મચારી, સંન્યાસી તથા અન્ય માણસો જેઓ સંકલિત વ્રત, નિયમ તેમ જ ધર્મનું અનુષ્ઠાન કરનારા છે, તે સર્વનો આધાર ગૃહસ્થાશ્રમ છે. એ સિવાય પણ ગૃહસ્થાશ્રમમાં ભિક્ષા અને બલિવૈશ્વ આદિ પણ અપાતાં રહે છે. વાનપ્રસ્થો માટે પણ જરૂરી સામગ્રી ગૃહસ્થાશ્રમીઓ પાસેથી જ મળે છે. સામાન્ય રીતે આ શ્રેષ્ઠ પુરુષો ઉત્તમ પથ્ય અન્નનું સેવન કરતા રહી સ્વાધ્યાયના પ્રસંગથી અથવા તીર્થયાત્રા માટે આ પૃથ્વી પર ફરતા રહે છે. ગૃહસ્થે ઊભા થઈ તેમનું સ્વાગત કરવું, તેમનાં ચરણોમાં માથું નમાવવું. તેમની સાથે ઈર્ષ્યારહિત થઈ વાત કરવી. તેમને આવશ્યક વસ્તુઓનું દાન કરવું. તેમનો સત્કાર કરવો અને તેમને સુખાસન આપવું. તેમના માટે આરામથી સૂવાની અને ખાવા–પીવાની સગવડ કરવી. આ સંબંધમાં આ શ્લોક છે: 'જેના ઘેરથી અતિથિ આશાભંગ થઈ પાછો જાય છે, તેને તે પોતાનાં પાપ આપી તેનું પુણ્ય લઈ ને ચાલ્યો જાય છે.* એ સિવાય, આ આશ્રમમાં યજ્ઞકર્મો દ્વારા દેવતાઓ તૃપ્ત થાય છે. શ્રાદ્ધ તેમ જ તર્પણથી પિતૃઓની તૃપ્તિ થાય છે. વિદ્યાના વારંવાર શ્રવણ અને ધારણથી ઋષિઓ સંતુષ્ટ થાય છે અને સંતાનોત્પાદનથી પ્રજાપતિ પ્રસન્ન થાય છે. આ વિષયમાં આ બે શ્લોક છે: આ આશ્રમમાં સર્વ પ્રાણીઓ માટે વાત્સલ્યનો ભાવ હોય છે. દેવતાઓ અને અતિથિઓનું વારંવાર વાણી દ્વારા સ્તવન કરવામાં આવે છે. એમાં બીજાઓને સતાવવું, કષ્ટ આપવું અથવા કઠોરતા દર્શાવવી નિંદિત છે. એવી જ રીતે બીજાઓની અવહેલના તથા પોતામાં અહંકાર અને દંભ હોવો એને પણ નિંદિત જ માનવામાં આવેલ છે. અહિંસા, સત્ય અને અક્રોધ–આ બધાં જ આશ્રમના માટે તપ છે. જેના ગૃહસ્થાશ્રમમાં પ્રતિદિન ધર્મ, અર્થ, કામરૂપ ત્રિવર્ગનું સંપાદન થાય છે, તે આ લોકમાં સુખનો અનુભવ કરીને શ્રેષ્ઠ પુરુષોની ગતિને પ્રાપ્ત થાય છે. જે ગૃહસ્થ ઉંછવૃત્તિથી રહીને પોતાના ધર્મના પાલનમાં તત્પર રહી કામ્યસુખને છોડી દે છે, તેના માટે સ્વર્ગનું સુખ દુર્લભ નથી.

વાનપ્રસ્થીઓ પણ ધર્માચરણ કરતા રહીને તીર્થસ્થળ, નદીઓ અને ઝરણાંઓની આસપાસ રહે છે. વનમાં રહીને તપશ્ચર્યા કરે છે, સામાન્ય જનતા વડે ધારણ કરાતાં વસ્ત્રો, સેવન કરાતું અન્ન તથા અન્ય ઉપભોગનો તેઓ ત્યાગ કરે છે. વગડાઉ અન્ન, ફળ, મૂળ અને પાંદડાંઓનું પરિમિત તેમ જ નિયમિત ભોજન કરે છે. પોતાના સ્થાન પર જ બેસે છે અને ભૂમિ, પથ્થર, રેતી

* अतिथिर्यस्य भग्नाशो गृहात्प्रतिनिवर्तते ।
तस्मै दुष्कृतं दत्त्वा पुण्यमादाय गच्छति ॥

અને કાંકરા પર સૂઈ જાય છે. કાસડો, દર્ભ, મૃગચર્મ તથા વલ્કલથી જ પોતાના શરીરને ઢાંકે છે. કેશ, દાઢી, મૂછ, નખ તથા લોમ ધારણ કરીને રહે છે. નિયત સમયે સ્નાન કરે છે અને શુષ્ક, બલિવૈશ્વ તેમ જ હોમાદિ ક્રિયાઓનું નિશ્ચિત સમયે અનુષ્ઠાન કરે છે. સમિધ, કુશ, પુષ્પસંચય તથા સંમાર્જન આદિ કાર્યોમાં જ તેઓ વિશ્રામ પામે છે, આરામ અનુભવતા હોય છે. ટાઢ, તડકો તેમ જ વાયુના આઘાતથી તેમના શરીર પરની ચામડી ફાટી ગયેલી હોય છે. અનેક પ્રકારના નિયમ તથા યોગક્રિયાના આચરણથી તેમના શરીરનું માંસ અને લોહી સૂકાઈ જઈને કેવળ હાડ–ચામના માળારૂપે રહી ધૈર્યપૂર્વક સત્ત્વગુણના યોગથી શરીર ધારણ કરે છે. બ્રહ્મર્ષિઓ દ્વારા વિહિત આ વ્રતચર્યાનું જે નિયમપૂર્વક પાલન કરે છે, તે અગ્નિની જેમ સર્વ દોષોને બાળી નાખે છે અને દુર્જય લોકો પર અધિકાર પ્રાપ્ત કરે છે.

હવે સંન્યાસીઓના આચાર કહેવામાં આવે છે. ધન, સ્ત્રી તથા રાજોચિત સામગ્રીઓ–મોજશોખનાં સાધનોમાં રહેલા સ્નેહના બંધનને કાપી નાખી તથા અગ્નિહોત્ર આદિ કર્મોનો વિધિપૂર્વક ત્યાગ કરીને વિરક્ત તેમ જ જિજ્ઞાસુ પુરુષો સંન્યાસી થાય છે. તેઓ ઢેફું, પથ્થર અને સુવર્ણને સમાન માને છે. ધર્મ, અર્થ અને કામમય પ્રવૃત્તિઓમાં તેમની બુદ્ધિ આસક્ત થતી નથી. શત્રુ, મિત્ર અને ઉદાસીનો પ્રતિ તેમની દૃષ્ટિ સમાન રહે છે, તેઓ સ્થાવર, જરાયુજ, અંડજ અને સ્વેદજ પ્રાણીઓ પ્રત્યે મન, વાણી અને ક્રિયા દ્વારા ક્યારેય દ્રોહ કરતા નથી. તેમનું કોઈ અમુક ચોક્કસ નિવાસસ્થાન હોતું નથી. તેઓ પર્વત, નદીનો તટ, વૃક્ષનું મૂળ તથા દેવમંદિર આદિ સ્થાનોમાં ઊતરે છે ને ફરતા રહે છે. ક્યારેય વળી સમૂહની પાસે જઈને વસે છે અથવા તો નગર કે ગામમાં આરામ કરે છે. ક્રોધ, દર્પ, લોભ, મોહ, કૃપણતા, દંભ, નિંદા તથા અભિમાનના અભાવને લીધે તેમનાથી ક્યારેય હિંસા થતી નથી. આ વિષયમાં આ શ્લોક છે: જે મુનિ સર્વ પ્રાણીઓને અભયદાન આપીને મુક્તપણે વિચરે છે, તેને ક્યારેય તે સર્વ પ્રાણીઓથી ભય થતો નથી.× બ્રાહ્મણ સંન્યાસી અગ્નિહોત્રને પોતાના શરીરમાં સ્થાપી શરીરરૂપી અગ્નિને તૃપ્ત કરવા માટે ભિક્ષાન્નરૂપી હવિષ્યની આહુતિ પોતાના મુખમાં નાખે છે અને તે જ શરીરસંચિત અગ્નિ દ્વારા ઉત્તમ લોકોમાં જાય છે.

પોતાના સંકલ્પ અનુસાર બુદ્ધિને સંયમમાં રાખનારો જે પવિત્ર બ્રાહ્મણ શાસ્ત્રોક્તવિધિથી સંન્યાસાશ્રમમાં વિચરે છે, તે બંધનરહિત અગ્નિની પેઠે પરમ શાંતિમય બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે. ૧–૧૨૭

मोक्षाश्रमं यश्चरते यथोक्तं शुचिः स्वसंकल्पितयुक्तबुद्धिः । अनिंधनं ज्योतिरिव प्रशान्तं स ब्रह्मलोकं श्रयते द्विजातिः ॥ १२७॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'બ્રાહ્મણ આચાર નિરૂપણનું વર્ણન' નામનો ૪૩ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૪૪: ઉત્તમ લોક, અધ્યાત્મતત્ત્વ તથા ધ્યાનયોગનું વર્ણન

भरद्वाज उवाच ।

असाल्लोकात्परो लोकः श्रूयते नोपलभ्यते ।
तमहं ज्ञातुमिच्छामि तद्भवान्वक्तुमर्हति ॥ १ ॥

ભરદ્વાજ બોલ્યા: આ લોક કરતાં ઉત્તમ એક બીજો લોક અર્થાત્ પ્રદેશ છે, એમ સંભળાય છે. પણ તે જાણવામાં આવ્યો નથી. તો હું તે ઉત્તમ લોક વિષે જાણવા ચાહું છું. આપ તેના વિષયમાં કહો.

× अभयं सर्वभूतेभ्यो दत्त्वा यश्चरते मुनिः ।
न तस्य सर्वभूतेभ्यो भयमुत्पद्यते क्वचित् ॥

ભૃગુએ કહ્યું : ઉત્તરમાં હિમાલય પાસે સર્વગુણસંપન્ન પુણ્યમય પ્રદેશ છે. એ પુણ્યદાયક, કલ્યાણકારી અને સુંદર છે. તેને જ 'ઉત્તમ લોક' કહેવામાં આવે છે. ત્યાંનાં માણસો પાપકર્મથી રહિત, પવિત્ર, અત્યંત નિર્મળ, લોભ–મોહથી શૂન્ય તથા ઉપદ્રવરહિત છે. તે પ્રદેશ સ્વર્ગ સમાન છે. ત્યાં સાત્ત્વિક શુભ ગુણ હોવાનું કહેવામાં આવ્યું છે, ત્યાં યોગ્ય સમયે જ મૃત્યુ થાય છે (અકાળે મૃત્યુ થતું નથી). ત્યાંનાં માણસોને રોગ સ્પર્શ કરતો નથી. ત્યાં કોઈના મનમાં પારકી સ્ત્રી માટે લોભ હોતો નથી. બધા માણસો પોતાની સ્ત્રી સાથે જ પ્રેમ ધરાવતા હોય છે. તે દેશમાં ધન માટે બીજાંઓનો વધ કરવામાં આવતો નથી. અધર્મ તો તે પ્રદેશમાં હોતો જ નથી. ધર્મ વિષે કોઈને સંદેહ ઉત્પન્ન થતો નથી. ત્યાં કરેલા કર્મનું ફળ પ્રત્યક્ષ મળે છે.

જ્યારે આ લોકમાં તો કોઈકની પાસે જ જીવનનિર્વાહ માટે સર્વ વસ્તુઓ સુલભ છે ને બીજાં ઘણાંઓ ભારે કષ્ટ અને પરિશ્રમથી જીવિકા ચલાવે છે. અહીં કેટલાક શઠ છે, તેથી શઠતા કરે છે; કોઈ સુખી છે, કોઈ દુઃખી છે; કોઈ ધનવાન છે, કોઈ નિર્ધન છે. અહીં આ લોકમાં પરિશ્રમ, ભય, મોહ અને તીવ્ર ક્ષુધાનું કષ્ટ પ્રાપ્ત થાય છે. માણસોના મનમાં ધન માટે લોભ લાગેલો રહે છે, જેથી અજ્ઞાની માણસો મોહિત થાય છે. કપટ, શઠતા, ચોરી, પરનિંદા, દોષદૃષ્ટિ, બીજાઓ પર ઘા કરવો, હિંસા, ચાડી–ચૂગલી તથા મિથ્યાભિમાન—આ દુર્ગણોનું સેવન કરનારાની તપશ્ચર્યા નષ્ટ થાય છે. જે વિદ્વાન આ દુર્ગુણોને વશ થતો નથી તેના તપની વૃદ્ધિ થાય છે. આ લોકમાં ધર્મ અને અધર્મ સંબંધી કર્મ માટે નાના પ્રકારની ચિંતા કરવી પડે છે. લોકમાં આ કર્મભૂમિ છે. અહીં શુભ અને અશુભ કર્મ કરીને મનુષ્ય શુભ કર્મોનું શુભ ફળ અને અશુભ કર્મોનું અશુભ ફળ પામે છે. પૂર્વકાળમાં અહીં પ્રજાપતિ બ્રહ્મા, બીજા દેવતાઓ તથા મહર્ષિઓએ યજ્ઞ અને તપશ્ચર્યા કરીને પવિત્ર થઈ બ્રહ્મલોક પ્રાપ્ત કર્યો હતો. પૃથ્વીનો ઉત્તર તરફનો ભાગ સર્વથી વધારે પવિત્ર અને શુભ છે. અહીં પુણ્યકર્મ કરનારાં માણસો જો સત્કામ (શુભ ફળ) ઇચ્છતા હોય તો તેઓ પૃથ્વીના તે ભાગમાં જન્મ પામે છે; બીજાઓ ક્ષીણ આયુષ્યવાળા થઈને અહીં ભૂમિતળ પર જ નષ્ટ થઈ જાય છે. લોભ અને મોહમાં ડૂબેલા એકબીજાને ખાઈ જવા ઇચ્છતા માણસો અહીં જ ચક્કર મારતા ફરે છે, પણ ઉત્તર દિશામાં જતા નથી. જેઓ ગુરુજનોની સેવા કરે છે અને ઇંદ્રિયસંયમ રાખી બ્રહ્મચર્યનું પાલન કરે છે, તે મનીષી પુરુષો સર્વ લોકોના માર્ગને જાણે છે. આ પ્રમાણે મેં બ્રહ્માએ કહેલા ધર્મનું સંક્ષેપમાં વર્ણન કર્યું છે. જગતના ધર્મ અને અધર્મને જાણનારો જ બુદ્ધિમાન છે.

ભરદ્વાજે પૂછ્યું : હે તપોધન! પુરુષના શરીરમાં અધ્યાત્મ નામથી જે વસ્તુનું ચિંતન કરવામાં આવે છે, તે અધ્યાત્મ શું છે ને કેવું છે? એ મને કહો.

ભૃગુ બોલ્યા; બ્રહ્મર્ષિ! જે અધ્યાત્મના વિષયમાં તમે પૂછી રહ્યા છો, તે કહું છું. તાત! તે અતિ કલ્યાણકારી સુખસ્વરૂપ છે. સર્વ પ્રાણીઓનું હિત એ જ અધ્યાત્મજ્ઞાનનું ફળ છે. પૃથ્વી, વાયુ, આકાશ, જળ અને તેજ—આ પાંચ મહાભૂત છે. એ સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ અને લયનાં સ્થાન છે. જે ભૂત જેમાંથી ઉત્પન્ન થાય છે, તે તેમાં જ ફરીથી લીન થઈ જાય છે. સમુદ્રમાંથી ઉત્પન્ન થતા તરંગો ફરીથી તેમાં જ લીન થાય છે, તે પ્રમાણે આ

મહાભૂત ક્રમશઃ પોતપોતાના કારણરૂપ અન્ય ભૂતોમાંથી ઉત્પન્ન થાય છે, તે પ્રલય-કાળે ફરીથી તેમાં જ લીન થઈ જાય છે. જેવી રીતે કાચબો પોતાનાં અંગોનો વિસ્તાર કરીને પછી તેમને સંકોચી લે છે, તેવી જ રીતે ભૂતાત્મા પરમેશ્વર પોતાનાં રચેલાં ભૂતોને ફરીથી પોતામાં લીન કરે છે. મહાભૂત પાંચ જ છે. પરમેશ્વરે સર્વ પ્રાણી-ઓમાં તે જ પાંચ ભૂતોને સારી પેઠે નિયુક્ત કર્યાં છે; પરંતુ જીવ પરમાત્માને જોતો નથી.

શબ્દ, કાન અને શરીરનાં છિદ્ર—આ ત્રણે આકાશથી પ્રકટ થયેલાં છે. સ્પર્શ, ચેષ્ટા અને ત્વચા—આ ત્રણ વાયુનાં કાર્ય છે. રૂપ, નેત્ર અને પાક—આ ત્રણ પ્રકારે તેજનાં કાર્ય છે. રસ, ક્લેદ (ભીનાશ) અને જિહ્વા—આ ત્રણ જળના ગુણ કહ્યા છે. ગંધ, નાસિકા અને શરીર—આ ત્રણ ભૂમિનાં કાર્ય છે. ઇંદ્રિય-રૂપે પાંચ જ મહાભૂત છે અને છઠ્ઠું મન છે. આ પ્રમાણે શ્રોત્ર આદિ પાંચ ઇંદ્રિયો-નો અને મનનો પરિચય આપવામાં આવ્યો છે. બુદ્ધિને સાતમું તત્ત્વ કહ્યું છે. ક્ષેત્રજ્ઞ આઠમો છે. કાન સાંભળવાને માટે અને ત્વચા સ્પર્શનો અનુભવ કરવા માટે છે. રસનું આસ્વાદન કરવા માટે રસના (જિહ્વા) અને ગંધ ગ્રહણ કરવા માટે નાસિકા છે. નેત્રનું કામ જોવાનું છે. મન સંદેહ કરે છે. બુદ્ધિ નિશ્ચય કરવા માટે છે અને ક્ષેત્રજ્ઞ સાક્ષીની જેમ સ્થિત છે. બંને પગથી માથા સુધી—નીચેઉપર જે કંઈ પણ છે, તે સર્વને ક્ષેત્રજ્ઞ જ જુએ છે. ક્ષેત્રજ્ઞ (આત્મા) વ્યાપક છે. એણે આ સમસ્ત શરીર-ને અંદર અને બહારથી વ્યાપ્ત કરી રાખ્યું છે. પુરુષ જ્ઞાતા છે અને સર્વ ઇંદ્રિયો તેને માટે જ્ઞેય છે. તમ, રજ અને સત્ત્વ—આ સર્વ ભાવ પુરુષને આશ્રિત છે. જે માણસ આ અધ્યાત્મજ્ઞાનને જાણી લે છે, તે ભૂતોના આવાગમનનો વિચાર કરીને ધીરે ધીરે ઉત્તમ શાંતિ પ્રાપ્ત કરે છે. પુરુષ જેનાંથી જુએ છેં, તે નેત્ર છે; જેના દ્વારા સાંભળે છે તેને શ્રોત્ર (કાન) કહેવામાં આવે છે; જેના વડે સૂંઘે છે, તેનું નામ ઘ્રાણ (નાસિકા) છે, તે જિહ્વાથી રસનો અનુભવ કરે છે, ત્વચાથી સ્પર્શને જાણે છે, બુદ્ધિ સદા જ્ઞાન ઉત્પન્ન કરાવે છે અથવા નિશ્ચય કરાવે છે. પુરુષ જેનાથી કામના કરે છે, તે મન છે. બુદ્ધિ આ સર્વનું અધિષ્ઠાન છે. એટલા માટે પાંચ વિષય અને પાંચ ઇંદ્રિયો તેનાથી પૃથક્ હોવાનું કહેવામાં આવ્યું છે. આ સર્વનો અધિષ્ઠાતા ચેતન ક્ષેત્રજ્ઞ એમને દેખાતો નથી.

પ્રીતિ અથવા પ્રસન્નતા સત્ત્વગુણનું કાર્ય છે, શોક રજોગુણ અને ક્રોધ તમો-ગુણ છે. આ પ્રમાણે આ ત્રણ ભાવ છે. લોકમાં જે જે ભાવ છે, તે બધા આ ત્રણ ગુણોમાં સમાયેલા છે. સત્ત્વ, રજ અને તમ—આ ત્રણે ગુણ સદા પ્રાણીઓમાં રહેલા હોય છે, તેથી સર્વ જીવોમાં સાત્ત્વિકી, રાજસી અને તામસી—આ ત્રણ પ્રકારની અનુભૂતિ જોવામાં આવે છે. તમારા શરીર અથવા મન-માં જે કંઈ પ્રસન્નતાથી સંયુક્ત છે, તે સર્વ સાત્ત્વિક ભાવ છે. મુનિશ્રેષ્ઠ! જે કંઈ પણ દુઃખથી સંયુક્ત અને મનને અપ્રસન્ન કરનારું છે, તેને રજોગુણનો જ પ્રકાશ સમજવો. આ સિવાય જે કંઈ મોહથી સંયુક્ત હોય ને તેનો આધાર વ્યક્ત ન હોય તેમ જ જે જ્ઞાનમાં ન આવતું હોય, તે તમોગુણ છે, એમ નિશ્ચયપૂર્વક જાણવું. હર્ષ, પ્રીતિ, આનંદ, સુખ અને ચિત્તની શાંતિ—આ ભાવોને સાત્ત્વિક ગુણ સમજવો જોઈએ. અસંતોષ, પરિતાપ, શોક, લોભ, અસહિષ્ણુતા આ રજોગુણનાં ચિહ્નો છે. અપમાન, મોહ, પ્રમાદ, સ્વપ્ન, તંદ્રા આદિભાવ તમોગુણનાં જ ભિન્ન ભિન્ન કાર્ય છે. ઘણું કરીને દોષ

ભણી જતા મનનાં બે સ્વરૂપ છે-યાચના કરવી અને સંશય આણવો. મન ઉપર સંયમ ધરાવનારો આ લોકમાં તો સુખી થાય જ છે; પરંતુ પરલોકમાં પણ તેને સુખ મળે છે.

સત્ત્વ (બુદ્ધિ) તથા ક્ષેત્રજ્ઞ (પુરુષ) આ બન્ને સૂક્ષ્મ છે. જેને આ બન્નેનું અંતર સમજાઈ જાય છે, તે પણ આ લોકમાં સુખનો ભોક્તા થાય છે. એમનામાંનું એક તો ગુણોને સર્જે છે અને બીજો તેમ કરતો નથી, સત્ત્વ આદિ ગુણો આત્માને જાણતા નથી, પરંતુ સર્વ રીતે ગુણોને જાણે છે. જોકે પુરુષ કેવળ ગુણોનો દ્રષ્ટા છે, તોપણ બુદ્ધિના સંસર્ગથી તે પોતાને તેમનો સ્રષ્ટા માને છે. આ પ્રમાણે સત્ત્વ અને પુરુષનો સંયોગ થયો છે; પરંતુ તેમનો વિયોગ-પૃથક્ત્વ નિશ્ચિત છે. જ્યારે બુદ્ધિ મન દ્વારા ઇંદ્રિયરૂપી ઘોડાની લગામ ખેંચે છે અને તેને સારી પેઠે કાબૂમાં રાખે છે, તે સમયે આત્મા પ્રકાશિત થવા માંડે છે. જે મુનિ પ્રાકૃત કર્મોનો ત્યાગ કરીને સદા આત્મામાં જ રમણ કરે છે, તે સર્વ ભૂતોનો આત્મા થઈને ઉત્તમ ગતિને પ્રાપ્ત થાય છે. જેમ જળચર પક્ષી જળથી લેપાતું નથી, તેવી જ રીતે શુદ્ધબુદ્ધિ પુરુષ લેપાતો નથી. તે સર્વ પ્રાણીઓ વિષે અનાસક્ત ભાવથી રહે છે. આ પ્રમાણે પોતાની બુદ્ધિ દ્વારા વિચાર કરીને મનુષ્યે અનાસક્તભાવથી વ્યવહાર કરવો, તેણે હર્ષ અને શોકથી રહિત થઈને સર્વ અવસ્થાઓમાં સમ રહેવું. ઈર્ષ્યા અને શોક તેમ જ દ્વેષનો તેણે ત્યાગ કરવો. બુદ્ધિ અને ચેતનની એકતા જ હૃદયની સુદૃઢ ગ્રંથિ છે. એને ઉકેલીને બુદ્ધિમાન વિદ્વાન પુરુષે સુખી થવું અને સંશયનો ઉચ્છેદ કરીને સદાને માટે શોકનો ત્યાગ કરવો. મલિન માણસો ગંગામાં સ્નાન કરીને શુદ્ધ થાય છે તેમ શ્રેષ્ઠ વિદ્વાન આ જ્ઞાનગંગામાં ડૂબકી મારીને નિર્મળ થઈ જાય છે એમ જાણવું. આ પ્રમાણે જે માણસો આ ઉત્તમ અધ્યાત્મજ્ઞાનને જાણે છે, તેઓ કૈવલ્યને પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે જાણીને સર્વ માણસોએ સંપૂર્ણ ભૂતોના આવાગમન પર દૃષ્ટિ રાખીને બુદ્ધિપૂર્વક વિચાર કરવો. આથી ધીરે ધીરે શાંતિ પ્રાપ્ત થાય છે. જેમનું અંતઃકરણ પવિત્ર નથી, તેવાં માણસો ભિન્ન ભિન્ન વિષયો ભણી પ્રવૃત્ત થયેલી ઇંદ્રિયોમાં જો જુદા જુદા આત્માની ખોજ કરવા ચાહે, તો તેમને આ પ્રમાણે આત્માનો સાક્ષાત્કાર થઈ શકતો નથી. આત્મા તો આ સર્વ ઇંદ્રિય, મન અને બુદ્ધિને સાક્ષી હોવાને લીધે તેમનાથી પર છે-આમ જાણી લીધા પછી જ મનુષ્ય જ્ઞાની થઈ શકે છે. આ તત્ત્વને જાણી લીધા પછી મનીષી પુરુષો પોતાને કૃતકૃત્ય થયેલા માને છે. અજ્ઞાની પુરુષોને પ્રાપ્ત થતો મહાન ભય જ્ઞાનીઓને થતો નથી. ફળની ઇચ્છા અને આસક્તિનો ત્યાગ કરીને કર્મ કરનારો પુરુષ પોતાના પૂર્વકૃત કર્મબંધનને બાળી નાખે છે. આવા પુરુષ વડે કરાયેલું કર્મ પ્રિય અથવા અપ્રિય ફળ ઉત્પન્ન કરી શકતું નથી. લોકોને પીડવાના કર્મમાં લાગેલા પુરુષનું તે અશુભ કર્મ તેના માટે અશુભ ફળ જ ઉત્પન્ન કરે છે. પુણ્યકર્મ કરનારું કોઈ પણ શોક કે દુઃખમાં પડતું નથી; પરંતુ તેના હાથે પાપકર્મ થાય તો તેનો સદાને માટે ભય પ્રાપ્ત થાય છે.

ભરદ્વાજ બોલ્યા : બ્રહ્મન્! મને અભય-પદની સિદ્ધિને માટે ધ્યાનયોગ જણાવો; જે તત્ત્વને જાણ્યા પછી મનુષ્ય આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક ત્રણે તાપોથી મુક્ત થઈ જાય છે; તેનો મને ઉપદેશ આપો.

ભૃગુ બોલ્યા : મુને! હું તમને ધ્યાન-યોગ જણાવું છું, (જોકે) તે ચાર પ્રકારનો છે (પરંતુ અહીં તેનો એક જ પ્રકાર જણાવવામાં

આવે છે,) જેને જાણ્યા પછી મહર્ષિઓ આ જગતમાં શાશ્વત સિદ્ધિને પામે છે. યોગીઓ અભ્યાસપૂર્ણ ધ્યાનનું જેવી રીતે અનુષ્ઠાન કરે છે, તેવું જ ધ્યાન કરીને જ્ઞાનતૃપ્ત મહર્ષિઓ સંસારદોષથી મુક્ત થઈ ગયા છે. તે મુક્ત પુરુષોનું ફરીથી આ સંસારમાં આગમન થતું નથી. તેઓ જન્મરૂપ દોષ વગરના થઈને પોતાના શુદ્ધ સ્વરૂપમાં સ્થિત થઈ ગયા છે. તેમના પર શીત–ઉષ્ણ આદિ દ્વન્દ્વોનો પ્રભાવ પડતો નથી. તેઓ સદા પોતાના વિશુદ્ધ સ્વરૂપમાં રહે છે. તેઓ સર્વ પ્રકારનાં બંધનોથી મુક્ત તથા પરિગ્રહથી રહિત હોય છે. અનાસક્તિ આદિ ગુણ મનને શાંતિ આપે છે.

અનેક પ્રકારની ચિંતાઓથી ઘેરાયેલા મનને ધ્યાન દ્વારા એકાગ્ર કરીને ધ્યેયવસ્તુમાં સ્થિર અને સ્થિત કરવું. ઇંદ્રિય સમુદાયને બધી બાજુએથી ખેંચી લઈને ધ્યાનયોગી મુનિએ કાષ્ઠની જેમ સ્થિત થવું. કાનથી કોઈ શબ્દનું ગ્રહણ કરવું નહીં. ત્વચાથી સ્પર્શનો અનુભવ ન કરવો. નેત્રથી રૂપ ન જોવું તથા જિહ્વાથી રસોનું આસ્વાદન ન કરવું. નાસિકા દ્વારા સર્વ પ્રકારની ગંધોનું ગ્રહણ કરવાનું પણ છોડી દેવું. પાંચે વિષયો પાંચે ઇંદ્રિયોને મથી નાખનારા છે. તત્ત્વવેત્તા પુરુષે ધ્યાન દ્વારા આ વિષયોની અભિલાષા છોડી દેવી. ત્યારબાદ સશક્ત તેમ જ બુદ્ધિમાન પુરુષે પાંચ ઇંદ્રિયોને મનમાં લીન કરીને પાંચે ઇંદ્રિયો સહિત આમતેમ ભટકનારા મનને ધ્યેયવસ્તુમાં એકાગ્ર કરવું. મન ચારે બાજુ ફરનારું છે. તેનો કોઈ દૃઢ આધાર નથી. પાંચે ઇંદ્રિયોનાં દ્વાર તેને નીકળવાના માર્ગ છે. તે અજિતેંદ્રિય પુરુષને માટે બળવાન અને જિતેંદ્રિયને માટે નિર્બળ છે. ધીર પુરુષે પૂર્વોક્ત ધ્યાનના સાધનમાં ઝડપથી મનને એકાગ્ર કરવું, જ્યારે તે ઇંદ્રિય અને મનને પોતાના વશમાં કરી લે છે, ત્યારે તેનું પૂર્વોક્ત ધ્યાન સિદ્ધ થઈ જાય છે. આ પ્રમાણે મેં અહીં પ્રથમ ધ્યાનમાર્ગનું વર્ણન કર્યું.

વળી એ પછી વશમાં આણેલો મન સહિત ઇંદ્રિયવર્ગ વાદળમાં વીજળી ઝબૂકે તેમ ફરીથી મોકો મળતાં સ્ફુરિત થાય છે. પાંદડા પર પડેલું જળનું ટીપું ચંચળ અને અસ્થિર હોય છે, તેવી જ રીતે પ્રથમ ધ્યાનમાર્ગમાં સાધકનું ચિત્ત પણ ચંચળ હોય છે. એક પળ માટે ક્યારેક એકાગ્ર થઈને થોડીવાર ધ્યાનમાર્ગમાં સ્થિર થાય છે, પણ ફરીથી ભ્રાંત થઈને વાયુની પેઠે આકાશમાં દોડવા માંડે છે; પરંતુ ધ્યાનયોગના જ્ઞાતા પુરુષે તેથી કંટાળી જવું નહીં. તેણે ક્લેશ, ચિંતા, ઈર્ષ્યા અને આળસનો ત્યાગ કરીને ફરીથી ધ્યાન દ્વારા ચિત્તને એકાગ્ર કરવું. શરૂઆતમાં વિચાર, વિતર્ક તેમ જ વિવેકની ઉત્પત્તિ થાય છે. મન ઉદ્વિગ્ન થતાં તેનું સમાધાન કરવું. ધ્યાનયોગી મુનિએ ક્યારેય તેનાથી ખિન્ન અથવા ઉદાસીન ન થવું. ધ્યાન દ્વારા પોતાનું હિત અવશ્ય સાધવું. આ ઇંદ્રિયોને ધીરે ધીરે શાંત કરવાનો પ્રયત્ન કરવો. ક્રમશઃ એમનો ઉપસંહાર કરવો. આમ કરવાથી એમની પૂર્ણરૂપે શાંતિ થઈ જશે. હે મુનીશ્વર! પ્રથમ ધ્યાનમાર્ગમાં પાંચે ઇંદ્રિયો અને મનને સ્થાપિત કરીને નિત્ય અભ્યાસ કરવાથી એ આપમેળે જ શાંત થઈ જાય છે. આ પ્રમાણે આત્મસંયમ કરનારા પુરુષને જે સુખની પ્રાપ્તિ થાય છે, તે કોઈ લૌકિક પુરુષાર્થ અથવા પ્રારબ્ધથી મળતું નથી. તે સુખ પ્રાપ્ત થતાં મનુષ્ય ધ્યાનના સાધનમાં પ્રવૃત્ત થાય છે. આ પ્રમાણે ધ્યાનનો અભ્યાસ કરનારા યોગીજન નિરામય મોક્ષને પ્રાપ્ત થાય છે.

સનંદન બોલ્યાઃ બ્રહ્મન્! મહર્ષિ ભૃગુએ આ પ્રમાણે કહેવાથી પરમ ધર્માત્મા તેમ જ

પ્રતાપી ભરદ્વાજ મુનિ અતિ વિસ્મિત થયા અને તેમણે ભૃગુની ભારે પ્રશંસા કરી.

આ પ્રમાણે તમને જગતના સર્જન વિષે સર્વ કંઈ કહ્યું. બીજું તમે શું સાંભળવા ઇચ્છો છો. ૧–૧૦૭

एष ते प्रसवो विद्वन् जगतः सम्प्रकीर्तितः ।
निखिलेन महाप्राज्ञ किं भूयः श्रोतुमिच्छसि ॥१०७

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'ઉત્તરલોક તથા ધ્યાનયોગનું વર્ણન' નામનો ૪૪ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૪૫ : રાજા જનકને પંચશિખનો ઉપદેશ

सूत उवाच ।

सनन्दनवचः श्रुत्वा मोक्षधर्माश्रितं द्विजाः ।
पुनः पप्रच्छ तत्त्वज्ञो नारदोऽध्यात्मसत्कथाम् ॥ १ ॥

સૂત બોલ્યા : હે બ્રાહ્મણો ! સનન્દનનું મોક્ષધર્મ સંબંધી વચન સાંભળીને તત્ત્વજ્ઞ નારદે ફરીથી અધ્યાત્મવિષયને લગતી ઉત્તમ વાત પૂછી.

નારદ બોલ્યા : હે મહાભાગ ! મેં આપે જણાવેલું અધ્યાત્મ અને ધ્યાનવિષયક મોક્ષશાસ્ત્ર સાંભળ્યું. એ વારંવાર સાંભળવા છતાં મને તૃપ્તિ થતી નથી (વધારે ને વધારે સાંભળવાની ઇચ્છા વધતી જ જાય છે.) હે મુને! અવિદ્યાબંધનથી જીવ જે રીતે મુક્ત થાય છે, તે ઉપાય મને બતાવો. સાધુપુરુષોએ જેનો આશ્રય લીધેલો છે, તે મોક્ષધર્મનું ફરીથી વર્ણન કરો.

સનન્દન બોલ્યા: નારદ આ વિષયમાં વિદ્વાન પુરુષો આ પ્રાચીન ઇતિહાસનું ઉદાહરણ આપતા હોય છે. આ પરથી મિથિલાનરેશ જનકે કેવી રીતે મોક્ષ પ્રાપ્ત કર્યો હતો તે જણાઈ આવે છે. મિથિલામાં જનકવંશના રાજા જનદેવનું રાજ્ય હતું તે સમયની આ વાત છે. તેઓ સદા બ્રહ્મની પ્રાપ્તિ કરાવનારા ધર્મોનું જ ચિંતન કરતા હતા. તેમના દરબારમાં એક સો આચાર્ય રહેતા હતા. તેઓ તેમને જુદા જુદા આશ્રમોના ધર્મોનો ઉપદેશ આપતા. આ શરીરનો ત્યાગ કરી દીધા પછી જીવનું અસ્તિત્વ રહે છે કે નહીં ? અથવા દેહ છોડી દીધા પછી તેનો પુનર્જન્મ થાય છે કે નહીં ? આ વિષયમાં તે આચાર્યોનો જે નિશ્ચિત સિદ્ધાંત હતો; તેમ જ તે આચાર્યો આત્મતત્ત્વના વિષયમાં જે વિચાર જણાવતા, તેનાથી શાસ્ત્રને અનુસરનારી રાજા જનદેવને પૂરતો સંતોષ થતો નહીં. એક વાર કપિલાના પુત્ર મહામુનિ પંચશિખ સમગ્ર પૃથ્વીની પરિક્રમા કરતા કરતા મિથિલામાં આવી પહોંચ્યા. તેઓ સંપૂર્ણ સંન્યાસ ધર્મોના જ્ઞાતા અને તત્ત્વજ્ઞાનના નિર્ણયમાં એક નિશ્ચિત સિદ્ધાંતના પોષક હતા. તેમના મનમાં કોઈ પ્રકારનો સંદેહ ન હતો. તે નિર્દ્વંદ્વ થઈને વિચર્યા કરતા. ઋષિઓમાં તેમને અદ્વિતીય કહેવામાં આવે છે. કામના તો તેમનામાં લેશમાત્ર ન હતી. તેઓ માણસોના હૃદયમાં પોતાના ઉપદેશ દ્વારા અત્યંત દુર્લભ સનાતન સુખની પ્રતિષ્ઠા કરવા ઇચ્છતા હતા. સાંખ્યના વિદ્વાન તો તેમને સાક્ષાત્ પ્રજાપતિ મહર્ષિ કપિલનું જ સ્વરૂપ માનતા હતા. તેમને જોઈને એમ લાગતું હતું કે જાણે સાંખ્યશાસ્ત્રના પ્રવર્તક ભગવાન કપિલ પોતે પંચશિખના રૂપમાં આવીને લોકોને આશ્ચર્યમાં નાખી રહ્યા છે. તેમને આસુરિ મુનિના પ્રથમ શિષ્ય અને ચિરંજીવી હોવાનું જણાવવામાં આવે છે. એક સમયે તેમણે મહર્ષિ કપિલના મતને અનુસરનારા મુનિઓની વિશાળ સભામાં જઈને સર્વમાં અંતર્યામીરૂપે રહેલા પરમાર્થસ્વરૂપ અવ્યક્ત બ્રહ્મના વિષયમાં નિવેદન કર્યું હતું અને ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞનો ભેદ સ્પષ્ટ રીતે જાણી લીધો હતો. આટલું જ નહીં, જે એકમાત્ર અક્ષર તેમ જ અવિનાશી બ્રહ્મ નાના રૂપોમાં

જોવામાં આવે છે, તેનું જ્ઞાન પણ આસુરિએ મુનિઓની તે સભામાં પ્રાપ્ત કર્યું હતું. તેમના જ શિષ્ય પંચશિખ હતા કે જેઓ દેવ કોટિના પુરુષ હોવા છતાં પણ માનવીના દૂધથી ઊછર્યા હતા. કપિલા નામે એક બ્રાહ્મણી હતી, જે પોતાના પતિ–પુત્રાદિ કુટુંબ સાથે રહેતી હતી; તેના જ પુત્રભાવને પ્રાપ્ત થઈને તેઓ તેના સ્તનનું દૂધ પીતા હતા. કપિલાનું દૂધ પીવાને લીધે તેઓ કાપિલેય કહેવાયા. તેમણે બ્રહ્મમાં નિષ્ઠા ધરાવનારી નૈષ્ઠિકી બુદ્ધિ પ્રાપ્ત કરી હતી. કાપિલેયની ઉત્પત્તિના સંબંધમાં આ વાત મને બ્રહ્માએ જણાવી હતી. તેમને કપિલાપુત્ર કહેવામાં અને તેઓ સર્વજ્ઞ હોવા વિષે આ જ ઉત્તમ વૃત્તાંત છે. ધર્મજ્ઞ પંચશિખે ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. રાજા જનક આચાર્યો પર સમાનભાવથી અનુરક્ત છે એમ જાણીને તેઓ તેના દરબારમાં ગયા. ત્યાં જઈને તેમણે પોતાનાં યુક્તિયુક્ત વચનોથી તે સર્વ આચાર્યોને મુગ્ધ કરી નાખ્યા. તે સમયે રાજા જનક પંચશિખનું જ્ઞાન જોઈને તેમના પ્રત્યે આકર્ષાયા અને પોતાના સો આચાર્યોને છોડીને તેમની પાછળ ચાલવા લાગ્યા. આથી મુનિ પંચશિખે રાજાને ધર્માનુસાર ચરણોમાં પડેલ જોઈને તેમને યોગ્ય અધિકારી માની પરમ મોક્ષનો ઉપદેશ આપ્યો; જેનું સાંખ્યશાસ્ત્રમાં વર્ણન છે. તેમણે 'જાતિનિર્વેદ[1]'નું વર્ણન કરીને 'કર્મનિર્વેદ[2]'નો ઉપદેશ કર્યો. પછી 'સર્વનિર્વેદ[3]'ની વાત કરી. તેમણે કહ્યું કે, 'જેને માટે ધર્મનું આચરણ કરવામાં આવે છે, જે કર્મનાં ફળોનો ઉદય થવાથી મળે છે, તે આ લોક કે પરલોકનો ભોગ નશ્વર છે. તેના પર આસ્થા રાખવી ઉચિત નથી. તે મોહરૂપ ચંચળ અને અસ્થિર છે.'

કેટલાક નાસ્તિકો કહેતા હોય છે કે, 'દેહરૂપી આત્માનો વિનાશ પ્રત્યક્ષ જોવામાં આવી રહ્યો છે, સમગ્ર લોક એનો સાક્ષી છે; છતાં પણ જો કોઈ શાસ્ત્રના પ્રમાણની ઓથ લઈને દેહથી ભિન્ન આત્માના અસ્તિત્વનું પ્રતિપાદન કરે છે તો તેમાં તે હારેલો જ છે; કારણ કે તેનું કથન લોકના અનુભવથી વિરુદ્ધ છે. આત્માના સ્વરૂપનો અભાવ થવો એ જ તેનું મૃત્યુ છે. જે લોકો અજ્ઞાનને લીધે આત્માને દેહથી ભિન્ન માને છે, તેમની તે માન્યતા બરાબર નથી. લોકમાં જે વસ્તુનો સંભવ નથી એવી વસ્તુનું જો અસ્તિત્વ માની લેવામાં આવે; અર્થાત્ શાસ્ત્રનો આધાર લઈને જો એમ સ્વીકારવામાં આવે કે શરીરથી ભિન્ન કોઈ અજર–અમર આત્મા છે કે જે સ્વર્ગ આદિ લોકોમાં દિવ્ય સુખ ભોગવે છે; ત્યારે તો રાજાને અજર–અમર કહેનારા બંદીજનોની વાત પણ બરાબર હોવાનું માનવું પડશે. સારાંશ એ છે કે જેવી રીતે બંદીજનો આશીર્વાદના ભાવમાં ઉપચારથી રાજાને અજર–અમર કહે છે, તેવી જ રીતે શાસ્ત્રનું આ વચન પણ ઔપચારિક જ છે. નીરોગી શરીરને જ અજર–અમર અને અહીંના પ્રત્યક્ષ સુખભોગને જ સ્વર્ગીય સુખ કહેવામાં આવેલ છે. આત્મા છે કે નથી–આવો સંશય ઉપસ્થિત થતાં અનુમાનથી તેના અસ્તિત્વનો સ્વીકાર કરવામાં

૧. જન્મ સમયે ગર્ભવાસ આદિને લીધે જે કષ્ટ થાય છે, તેના પર વિચારવાથી શરીર પ્રત્યે ઉત્પન્ન થતો વૈરાગ્ય 'જાતિનિર્વેદ' કહેવાય છે.

૨. કર્મજનિત ક્લેશ–જુદી જુદી યોનિઓની પ્રાપ્તિ તેમ જ નરકાદિ યાતનાઓનો વિચાર કરીને પાપ તેમ જ કામ્ય કર્મોથી વિરક્ત થવું, એ 'કર્મનિર્વેદ' છે.

૩. આ જગતની નાનામાં નાની વસ્તુ લઈને, બ્રહ્મલોક સુધીના ભોગોની ક્ષણભંગુરતા તથા દુઃખનો વિચાર કરી બધી બાજુએથી વિરક્ત થવું એ 'સર્વનિર્વેદ' કહેવાય છે.

આવે તો તે માટે બીજે ક્યાંય વ્યભિચરિત થતો ન હોય. એવો કોઈ જ્ઞાપક હેતુ ઉપલબ્ધ થતો નથી; તો પછી કયા અનુમાનનો આશ્રય લઈને લોકવ્યવહારનો નિશ્ચય કરી શકાય! અનુમાન અને આગમ—આ બન્ને પ્રમાણોનું મૂલ્ય પ્રત્યક્ષ પ્રમાણ છે. આગમ અથવા અનુમાન જો પ્રત્યક્ષ અનુભવથી વિરુદ્ધ હોય તો તે કંઈ જ નથી, તેની પ્રમાણિકતાનો સ્વીકાર કરી શકાય નહીં. ચાહે તે અનુમાન હોય તેમાં ઈશ્વર, અદૃષ્ટ અથવા નિત્ય આત્માની સિદ્ધિ માટે કરવામાં આવેલી ભાવના પણ વ્યર્થ છે; તેથી નાસ્તિકોના મતે શરીરથી ભિન્ન જીવનું અસ્તિત્વ નથી. આ વાત સ્થિર થઈ. જેવી રીતે વડના બીજમાં પત્ર, પુષ્પ, ફળ, મૂળ તથા ત્વચા આદિ રહેલાં હોય છે; જેવી રીતે ગાયે ખાધેલા ઘાસમાંથી ઘી, દૂધ વગેરે પ્રકટ થાય છે, તથા જેવી રીતે અનેક ઔષધ-દ્રવ્યોના પાંક તેમ જ અધિવાસન કરવાથી તેમાં ઉત્તેજન ઉત્પન્ન કરવાની શક્તિ આવી જાય છે, તેવી જ રીતે વીર્યથી જ શરીર આદિની સાથે ચેતના પણ પ્રકટ થાય છે.'

(આ નાસ્તિક મતનું ખંડન આ પ્રમાણે જાણવું જોઈએ:) મરેલા શરીરમાં ચેતનાનું જે અતિક્રમણ જોવામાં આવે છે, તે જ દેહથી અતિરિક્ત આત્માના અસ્તિત્વમાં પ્રમાણ છે. જો ચેતનતા દેહનો જ ધર્મ હોત તો મૃત-શરીરમાં પણ તેની ઉપલબ્ધિ થાત. મૃત્યુ થઈ ગયા પછી થોડા સમય સુધી શરીર તો રહે છે, પણ તેનામાં ચૈતન્ય હોતું નથી, તેથી ચેતન આત્મા શરીરથી ભિન્ન છે—એવું સિદ્ધ થાય છે. નાસ્તિકો પણ રોગ આદિની નિવૃત્તિ થવા માટે મંત્ર, જપ-તથા તાંત્રિક પદ્ધતિથી દેવતા વગેરેની આરાધના કરે છે. તે દેવતા કોણ છે? જો પાંચભૌતિક છે તો ઘટ આદિની જેમ તે દૃષ્ટિગોચર થવો જોઈએ અને જો તે ભૌતિક પદાર્થોથી ભિન્ન હોય તો ચૈતન્યનું અસ્તિત્વ આપમેળે જ સિદ્ધ થઈ ગયું એટલા માટે દેહથી ભિન્ન આત્મા છે—આ વાત પ્રત્યક્ષ અનુભવથી સિદ્ધ થઈ જાય છે અને દેહ એ જ આત્મા છે—આ પ્રત્યક્ષ અનુભવથી વિરુદ્ધ હોવાનું જણાઈ આવે છે. શરીરના મૃત્યુ સાથે આત્માનું પણ મૃત્યુ માની લેવામાં આવે, તો પછી તેણે કરેલાં કર્મોનો પણ નાશ માનવો પડશે; ને એમ થાય તો તેનાં શુભાશુભ કર્મોનું ફળ ભોગવનારું કોઈ નહીં રહે ને દેહની ઉત્પત્તિમાં અકૃતાભ્યાગમ (કર્મ કર્યા વિના જ તેનું ફળ ભોગવવાનું પ્રાપ્ત થયું એમ) માનવાનો પ્રસંગ ઊભો થશે. આ બધાં પ્રમાણોથી એવું સિદ્ધ થાય છે કે, દેહથી અતિરિક્ત ચેતન આત્માનું અસ્તિત્વ અવશ્ય છે. નાસ્તિકોએ આપેલાં હેતુભૂત દૃષ્ટાંતો મૂર્ત પદાર્થ છે. મૂર્ત જડ-પદાર્થથી મૂર્ત જડ-પદાર્થની જ ઉત્પત્તિ થાય છે. આ જ તેમનાથી સિદ્ધ થાય છે. જેમ કે કાષ્ઠથી અગ્નિની ઉત્પત્તિ, વગેરે.

પંચભૂતોથી આત્માની ઉત્પત્તિની જેમ જો મૂર્તથી અમૂર્તની ઉત્પત્તિ માનવામાં આવે તો પૃથ્વી આદિ મૂર્ત ભૂતોથી અમૂર્ત આકાશની પણ ઉત્પત્તિ સ્વીકારવી પડશે ને તે અસંભવ છે; એટલા માટે સ્થૂલ ભૂતોના સંયોગથી અમૂર્ત ચેતન આત્માની ઉત્પત્તિ સર્વથા અસંભવ છે.

આત્માનું અસ્તિત્વ માનવામાં ન આવે તો જીવનનિર્વાહ થઈ શકશે નહીં. દાન, ધર્મના ફલની પ્રાપ્તિ માટે કોઈ આસ્થા રહેશે નહીં; કારણ કે વૈદિક શબ્દ તથા લૌકિક વ્યવહાર વગેરે સર્વ કંઈ આત્માને જ સુખ આપવા માટે છે. આ પ્રમાણે મનમાં અનેક પ્રકારના તર્ક ઉત્પન્ન થાય છે અને તે તર્ક તથા યુક્તિઓથી આત્માના અસ્તિત્વ કે

અનસ્તિત્વ વિષે કશો પણ નિર્ણય થતો જોવામાં આવતો નથી. આ પ્રમાણે વિચાર કરતાં ભિન્ન ભિન્ન મતો ભણી દોડનારા માણસોની બુદ્ધિ કોઈ એક જ સ્થળમાં પ્રવેશ કરે છે ને વૃક્ષની પેઠે મૂળ નાખી જીર્ણ થઈ જાય છે. આ પ્રમાણે અર્થ અને અનર્થથી બધાં જ પ્રાણીઓ દુઃખી રહે છે. મહાવત હાથી પર અંકુશ રાખી તેને કબજામાં રાખે છે, તેમ શાસ્ત્રો જ તેમને ઠેકાણે રાખે છે. કેટલાંક શુષ્ક હૃદયવાળાં માણસો અત્યંત સુખ આપનારા વિષયોની લિપ્સા રાખે છે; પરંતુ તે લિપ્સામાં તેમને દારુણ દુઃખોનો જ સામનો કરવો પડે છે ને અંતે તેઓ ભોગોનો ત્યાગ કરી મૃત્યુના ભોગ બને છે. જે એક દિવસે નાશ પામનારું છે, જેના જીવનનો કોઈ ભરોસો નથી એવા અનિત્ય શરીરને પામીને આ સગાં–વહાલાં, ભાઈ–ભાંડુઓ, સ્ત્રી–પુત્રાદિથી શો લાભ છે? આવો વિચાર કરી જે માણસ આ બધાંને પળવારમાં વૈરાગ્યપૂર્વક છોડી દઈને ચાલવા માંડે છે, તેને મૃત્યુ પછી ફરીથી જન્મ લેવો પડતો નથી. પૃથ્વી, આકાશ, જલ, અગ્નિ અને વાયુ–સદા શરીરની રક્ષા કરતા રહે છે, આ વાત સારી પેઠે સમજાઈ ગયા પછી એના પ્રતિ આસક્તિ કઈ રીતે થઈ શકે? જે એક દિવસે મોતના મુખમાં જઈ પડવાનું છે, એવા શરીરથી સુખ કેવું?

પંચશિખ ફરીથી બોલ્યા: રાજન્! હવે હું તે પરમ ઉત્તમ સાંખ્યશાસ્ત્રનું વર્ણન કરું છું; જેનું નામ છે–સમ્યહ્મન (મનને સંદેહરહિત કરનાર), તેમાં ત્યાગની પ્રધાનતા છે. તમે ધ્યાન દઈને સાંભળો. તેમનો ઉપદેશ તમારા મોક્ષમાં સહાયક થશે. જે માણસો મુક્તિ માટે પ્રયત્નશીલ હોય તેમણે સકામ કર્મ અને ધન આદિનો ત્યાગ કરવો. જેઓ ત્યાગ કર્યા વિના વ્યર્થ જ વિનીત (શમ–દમાદિ સાધનોમાં તત્પર) હોવાનો ખોટો દાવો કરે છે, તેમને દુઃખ આપનારા અવિદ્યારૂપ ક્લેશ પ્રાપ્ત થતા રહે છે. શાસ્ત્રોમાં દ્રવ્યનો ત્યાગ કરવા માટે યજ્ઞ આદિ કર્મ, ભોગનો ત્યાગ કરવા માટે વ્રત, દૈહિક સુખોના ત્યાગ માટે તપ અને સર્વ કંઈ ત્યાગ માટે યોગના અનુષ્ઠાનની આજ્ઞા આપવામાં આવી છે. આ જ ત્યાગની સીમા છે. સર્વસ્વ–ત્યાગનો આ એકમાત્ર માર્ગ જ દુઃખથી છુટકારો પામવા માટે ઉત્તમ કહેલો છે. એનો આશ્રય ન લેનારાઓને દુર્ગતિ ભોગવવી પડે છે.

છઠ્ઠા મન સહિત પાંચ જ્ઞાનેંદ્રિયો જણાવવામાં આવી છે. એમની સ્થિતિ બુદ્ધિમાં છે, એમનું વર્ણન કરીને પાંચ કર્મેંદ્રિયોનું નિરૂપણ કરું છું. બંને હાથ કામ કરનારી ઇંદ્રિયો છે. બંને પગ ચાલવા-ફરવાનું કાર્ય કરનારી ઇંદ્રિયો છે. લિંગ મૈથુનજન્ય સુખ આપવા માટે તથા સંતાનોત્પત્તિના હેતુ માટે છે. ગુદ નામક ઇંદ્રિયનું કાર્ય મળત્યાગ કરવાનું છે. વાક્ઇંદ્રિય શબ્દવિશેષનું ઉચ્ચારણ કરવા માટે છે. મનને આ પાંચેથી સંયુક્ત માનવામાં આવેલ છે. આ પ્રમાણે પાંચ જ્ઞાનેંદ્રિય અને પાંચ કર્મેંદ્રિય તથા મન–આ સર્વ મળી અગિયાર ઇંદ્રિયો છે. આ સર્વને મનરૂપ જાણીને બુદ્ધિ દ્વારા શીઘ્ર એમનો ત્યાગ કરી દેવો જોઈએ. શ્રવણકાળમાં શ્રોત્રરૂપી ઇંદ્રિય, શબ્દરૂપી વિષય અને ચિત્તરૂપી કર્તા–આ ત્રણનો સંયોગ થાય છે. આ જ પ્રમાણે સ્પર્શ, રૂપ, રસ તથા ગંધના અનુભવકાળમાં પણ ઇંદ્રિય, વિષય અને મનનો સંયોગ અપેક્ષિત છે. આ પ્રમાણે ત્રણ–ત્રણના પાંચ સમુદાય છે. આ સર્વને ગુણ કહેવામાં આવે છે. એમના વડે શબ્દાદિ વિષયોનું ગ્રહણ થાય છે અને તેથી જ કર્તા, કર્મ અને કરણરૂપ ત્રિવિધ ભાવ એક

પછી એક ઉપસ્થિત થાય છે. એમાંથી દરેક-ના સાત્ત્વિક, રાજસ અને તામસ—એમ ત્રણ પ્રકારના ભેદ હોય છે. હર્ષ, પ્રીતિ, આનંદ, સુખ અને ચિત્તની શાંતિ—આ સર્વ ભાવ વિના ગમે તે કારણે અથવા કારણને લીધે* હોય, તેમને સાત્ત્વિક ગુણ માનવામાં આવ્યા છે. અસંતોષ, સંતાપ, શોક, લોભ તથા ક્ષમાનો અભાવ—આ ગમે તે કારણથી હોય કે અકારણ હોય, પણ રજોગુણનાં ચિહ્ન છે. અવિવેક, મોહ, પ્રમાદ સ્વપ્ન અને આળસ આ ભલે ને ગમે તે રીતે રહેલાં હોય, પણ તમોગુણનાં જ ભિન્ન ભિન્ન રૂપ છે.×

જે માણસ આ મોક્ષવિદ્યાને જાણ્યા પછી સાવધાનતાથી આત્મતત્ત્વનું અનુ-સંધાન કરે છે, તે જળથી કમળનાં પાંદડાં-ની જેમ કર્મનાં અનિષ્ટ ફળથી ક્યારેય લેપાતો નથી. સંતાનો પ્રત્યે આસક્તિ અને ભિન્ન ભિન્ન દેવતાઓ માટે સકામ યજ્ઞોનું અનુષ્ઠાન—મનુષ્યને માટે આ સર્વ દૃઢ બંધન છે. જ્યારે તે આ બંધનોથી છૂટીને સુખદુઃખની ચિંતા છોડી દે છે, તે સમયે સર્વશ્રેષ્ઠ ગતિ (મુક્તિ) પ્રાપ્ત કરી લે છે. શ્રુતિનાં મહાવાક્યોનો વિચાર અને શાસ્ત્રમાં

* મનમાં હર્ષ, પ્રીતિ આદિ ભાવોનો ઉદય જ્યારે કોઈ અભીષ્ટ વસ્તુની પ્રાપ્તિને લીધે થાય છે, ત્યારે તેને કારણને લીધે થયેલો કહેવામાં આવે છે. અને જ્યારે વૈરાગ્ય આદિથી સ્વતઃ ઉક્ત ભાવોનો ઉદય થાય તો તેને અકારણ માન-વામાં આવ્યો છે.

× મહાભારત શાંતિપર્વ અધ્યાય ૨૧૮ અને ૨૧૯ માં પણ આ જ પ્રસંગ આવેલો છે. ૨૧૯ના ૨૮ મા શ્લોક સુધી આ પ્રસંગ જેવો ને તેવો છે. એ પછી મહાભારતમાં પંદર શ્લોક વધારે છે; જે આ પ્રસંગની દૃષ્ટિએ ઘણા જરૂરી છે. નારદ-પુરાણના શ્લોક સિત્તોતેર પછી જ તે શ્લોકોનો ભાવ અપેક્ષિત છે. તેથી પ્રસંગની પૂર્તિ માટે અહીં તે શ્લોકોમાંથી કેટલાકનો સંક્ષિપ્ત ભાવ આપવામાં આવે છે.

કહેલાં મંગલમય સાધનોનું અનુષ્ઠાન કર-વાથી મનુષ્ય જરા તથા મૃત્યુના ભયથી રહિત થઈને સુખપૂર્વક રહે છે, જ્યારે પુણ્ય તથા પાપનો ક્ષય તથા તેમનાથી પ્રાપ્ત થનારાં સુખદુઃખાદિ ફળોનો નાશ થઈ જાય છે, તે સમયે સર્વ વસ્તુઓની આસક્તિ-થી રહિત પુરુષ આકાશના જેવા નિર્લેપ તેમ જ નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર કરી લે છે. શરીરમાં આસક્તિ ન રાખતાં તેના પ્રતિ જે માણસ પોતાપણાના અભિમાનનો ત્યાગ કરે છે, તે દુઃખથી છૂટી જાય છે. જેવી રીતે વૃક્ષ પ્રતિ આસક્તિ ન રાખનારું પક્ષી જળમાં પડતા વૃક્ષને છોડીને ઊડી જાય છે, તેવી જ રીતે જેણે શરીરની આસક્તિને છોડી દીધી હોય તે મુક્ત પુરુષ સુખ અને દુઃખ બન્નેનો ત્યાગ કરીને ઉત્તમ ગતિને પ્રાપ્ત થાય છે.

આચાર્ય પંચશિખે ઉપદેશેલા આ અમૃતમય જ્ઞાનને સાંભળીને રાજા જનકે તેના ઉપર પૂર્ણ વિચાર કર્યો. આથી તેઓ એક ચોક્કસ સિદ્ધાંત પર પહોંચી ગયા અને શોકરહિત થઈને સુખપૂર્વક રહેવા લાગ્યા. પછી તો તેમની સ્થિતિ એવી થઈ કે, એક વાર મિથિલા નગરીને આગમાં બળતી જોઈને રાજાએ પોતે આવો ઉદ્ગાર કાઢ્યો કે, 'આ નગરના સળગવાથી મારું કંઈ જ સળગતું નથી!' મહામુનિ નારદ! આ અધ્યાયમાં મોક્ષતત્ત્વનો નિર્ણય કરવામાં આવ્યો છે.

જે સદા એનો સ્વાધ્યાય અને ચિંતન કરતો રહે છે, તે દુઃખથી તથા શોકથી રહિત થઈને ક્યારેય કોઈ પણ જાતના ઉપદ્રવનો અનુભવ કરતો નથી. અને રાજા જનક પંચશિખના સંપર્કથી આ જ્ઞાન પ્રાપ્ત કરીને મુક્ત થઈ ગયા હતા, તેવી જ રીતે તે પણ મોક્ષ પ્રાપ્ત કરે છે. ૧–૮૭

इमं हि यः पठति विमोक्षनिश्चयं महामुने

सततमवेक्षतें तथा । उपद्रवाननुभवते ह्यदुःखितः
प्रमुच्यते कपिलमिवेत्य मैथिलः ॥ ८७॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'રાજા જનકને પંચશિખનો ઉપદેશ' નામનો ૪૫ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૪૬ : ત્રિવિધ તાપોથી છૂટવાનો ઉપાય

सूत उवाच ।

तच्छ्रुत्वा नारदो विप्रा मैथिलाध्यात्ममुत्तमम् ।
पुनः पप्रच्छ तं प्रीत्या सनन्दनमुदारधीः ॥ १ ॥

સૂત બોલ્યા : હે મહર્ષિઓ! ઉત્તમ અધ્યાત્મજ્ઞાન સાંભળીને નારદ ઘણા પ્રસન્ન થયા. તેમણે ફરીથી પ્રશ્ન કર્યો.

નારદ બોલ્યા : હે દયાનિધે! હું આપના શરણે છું. મુને! મનુષ્યને આધ્યાત્મિક આદિ ત્રણે તાપોનો અનુભવ થાય, તેવો ઉપાય મને જણાવો.

સનંદન બોલ્યા : વિદ્વન્! ગર્ભમાં, જન્મકાળમાં અને વૃદ્ધત્વ આદિ અવસ્થાઓમાં પ્રકટ થનારા ત્રણ પ્રકારના દુઃખસમુદાયની એકમાત્ર અમોઘ તેમજ અનિવાર્ય ઔષધિ ભગવાનની પ્રાપ્તિ જ માનવામાં આવી છે. ભગવત્પ્રાપ્તિ થતી વેળાએ આવા લોકોત્તર આનંદની અભિવ્યક્તિ થાય છે, જેના કરતાં વધારે સુખ અને આહ્લાદ ક્યાંય છે જ નહિ. આ જ તે ભગવત્પ્રાપ્તિની ઓળખાણ છે. આથી વિદ્વાન માણસોએ ભગવત્પ્રાપ્તિ માટે અવશ્ય પ્રયત્ન કરવો જોઈએ. હે મહામુને! ભગવત્પ્રાપ્તિ માટે જ્ઞાન અને નિષ્કામ કર્મ–આ બે જ ઉપાય જણાવવામાં આવ્યા છે. જ્ઞાન પણ બે પ્રકારનું કહેવામાં આવ્યું છે : એમાંનું એક તો શાસ્ત્રના અધ્યયન અને અનુશીલનથી પ્રાપ્ત થાય છે અને બીજું વિવેકથી પ્રકટ થાય છે. શબ્દબ્રહ્મ અર્થાત્ વેદનું જ્ઞાન શાસ્ત્રજ્ઞાન છે અને પરબ્રહ્મ પરમાત્માનો બોધ વિવેકજન્ય જ્ઞાન છે. હે મુનિશ્રેષ્ઠ! મનુએ પણ વેદાર્થનું સ્મરણ કરીને આ વિષયમાં જે કંઈ કહ્યું છે, તે હું સ્પષ્ટ રીતે જણાવું છું, સાંભળો. જાણવા યોગ્ય બ્રહ્મ બે પ્રકારનું છે : એક શબ્દબ્રહ્મ અને બીજું પરબ્રહ્મ. જે શબ્દબ્રહ્મ(શાસ્ત્રજ્ઞાન)માં પારંગત થઈ જાય છે, તે વિવેકજન્ય જ્ઞાન દ્વારા પરબ્રહ્મને પ્રાપ્ત કરી લે છે.÷

અથર્વવેદની શ્રુતિ કહે છે કે, બે પ્રકારની વિદ્યાઓ જાણવા યોગ્ય છે–પરા અને અપરા. પરાથી નિર્ગુણ સગુણરૂપ પરમાત્માની પ્રાપ્તિ થાય છે. જે અવ્યક્ત, અજર, ચેષ્ટારહિત, અજન્મા, અવિનાશી, અનિર્દેશ્ય (નામ આદિથી રહિત), રૂપહીન, હાથપગ આદિ અવયવોથી શૂન્ય, વ્યાપક, સર્વગત, નિત્ય, ભૂતોનું આદિ કારણ તથા પોતે કારણહીન, જેનાથી સંપૂર્ણ વ્યાપ્ય વસ્તુઓ વ્યાપ્ત છે, સમસ્ત જગત જેનાથી પ્રકટ થયું છે તેમજ જ્ઞાની જન જ્ઞાનદૃષ્ટિથી જેનો સાક્ષાત્કાર કરે છે, તે જ પરમધામ સ્વરૂપ બ્રહ્મ છે. મોક્ષની

---

÷ શબ્દનો આધાર શ્રોત્રેન્દ્રિય છે અને શ્રોત્રેન્દ્રિયનો આધાર આકાશ છે, તેથી તે આકાશરૂપ જ છે. એવી જ રીતે ત્વચા, નેત્ર, જિહ્વા અને નાસિકા પણ ક્રમશઃ સ્પર્શ, રૂપ, રસ અને ગંધનો આશ્રય તથા પોતાના આધારભૂત મહાભૂતોનાં સ્વરૂપ છે. આ સર્વનું અધિષ્ઠાન છે મન; તેથી બધા મનઃસ્વરૂપ છે; કારણ કે જ્યારે સર્વ ઇંદ્રિયોનું કાર્ય એક જ સમયે પ્રારંભ થાય છે ત્યારે તે સર્વના વિષયોનો એક સાથે અનુભવ કરવા માટે મન જ સર્વમાં અનુગતરૂપથી ઉપસ્થિત રહે છે, તેથી મનને અગિયારમી ઇંદ્રિય કહેવામાં આવી છે અને બુદ્ધિને બારમી માનવામાં આવી છે. આ પ્રમાણે સર્વ પ્રાણીઓ અનાદિ અવિદ્યાને લીધે સ્વભાવથી વ્યવહારપરાયણ થઈ રહ્યાં છે, આવી સ્થિતિમાં જ્ઞાન દ્વારા અવિદ્યાની નિવૃત્તિ થઈ જાય છે ને કેવળ સનાતન આત્મા જ શેષ રહે છે. જેવી રીતે નાની–મોટી નદીઓ સમુદ્રમાં લીન થઈ ગયા પછી પોતાનાં નામ–રૂપને છોડી દે છે તેવી જ રીતે સર્વ પ્રાણીઓ પોતાનાં નામ અને રૂપનો ત્યાગ કરી મહત્સ્વરૂપમાં પ્રતિષ્ઠિત થાય છે. આ જ તેમનો મોક્ષ છે.

ઇચ્છા ધરાવનારા પુરુષોએ તેનું જ ધ્યાન કરવું જોઈએ. તે જ વેદવાક્યો દ્વારા પ્રતિપાદિત, અતિ સૂક્ષ્મ ભગવાન વિષ્ણુનું પરમપદ છે. પરમાત્માનું તે સ્વરૂપ જ 'ભગવત્' શબ્દનો વાચ્યાર્થ છે અને 'ભગવત્' શબ્દ તે અવિનાશી પરમાત્માનો વાચક છે, એ પ્રમાણે જેનું સ્વરૂપ જણાવવામાં આવ્યું છે, તે જ પરમાત્માનું યથાર્થ તત્ત્વ છે, જે વડે તેનો ઠીક ઠીક બોધ થાય છે, તે જ પરા વિદ્યા અથવા પરમ જ્ઞાન છે. એથી ભિન્ન જે ત્રણે વેદ છે, તેમને અપર જ્ઞાન અથવા અપરા વિદ્યા કહેવામાં આવેલ છે.

બ્રહ્મન્! જો કે કે બ્રહ્મ કોઈ શબ્દ કે વાણીનો વિષય નથી, તોપણ ઉપાસના માટે 'ભગવાન' આ નામથી તેનું કથન કરવામાં આવે છે. દેવર્ષે! જે સમસ્ત કારણોનું પણ કારણ છે, તે પરમ શુદ્ધ મહાભૂતિ નામવાળા પરબ્રહ્મ માટે જ 'ભગવત્' શબ્દનો પ્રયોગ થયો છે. ભગવત્ શબ્દમાં રહેલા 'ભ'કારના બે અર્થ છે: એક સંભર્તા (ભરણપોષણ કરનારો) તથા બીજો ભર્તા (ધારણ કરનારો). હે મુને! 'ગ'કારના ત્રણ અર્થ છે–ગમયિતા (પ્રેરક), નેતા (સંચાલક) તથા સ્રષ્ટા (જગતની સૃષ્ટિ કરનારો). 'ભ' અને 'ગ'ના યોગથી 'ભગ' શબ્દ બને છે, જેનો અર્થ આ પ્રમાણે છે–સંપૂર્ણ ઐશ્વર્ય, સંપૂર્ણ ધર્મ, સંપૂર્ણ યશ, સંપૂર્ણ શ્રી, સંપૂર્ણ જ્ઞાન તથા સંપૂર્ણ વૈરાગ્ય–આ છનું નામ 'ભગ' છે.* તે સર્વાત્મા પરમેશ્વરમાં સંપૂર્ણ ભૂત–પ્રાણી નિવાસ કરે છે, તથા તે પોતે પણ સર્વ ભૂતોમાં વાસ કરે છે, તેથી તે અવ્યય પરમાત્મા જ 'વ'કારનો અર્થ છે. હે સાધુશિરોમણે! આ પ્રમાણે 'ભગવાન'–આ મહાન શબ્દ પરબ્રહ્મસ્વરૂપ ભગવાન વાસુદેવનો જ બોધ કરાવનારો છે. પૂજ્યપદના અર્થને સૂચિત કરવાની પરિભાષાથી યુક્ત આ ભગવત્ શબ્દ પરમાત્માને માટે તો પ્રધાનરૂપથી પ્રયુક્ત થાય છે અને બીજાઓને માટે ગૌણરૂપથી. સર્વ પ્રાણીઓને અને પ્રલયને; આવાગમનને તથા વિદ્યા અને અવિદ્યાને જાણનારો જ ભગવાન કહેવા માટે યોગ્ય છે. ત્યાગ કરવા યોગ્ય અવગુણ આદિને છોડી અલૌકિક જ્ઞાન, શક્તિ, બળ, ઐશ્વર્ય, વીર્ય અને તેજ આદિ બધા સદ્ગુણો ભગવત્ શબ્દના વાચ્યાર્થ છે. તે પરમાત્મામાં સંપૂર્ણ ભૂત વસે છે અને તે પોતે પણ સમસ્ત ભૂતોમાં નિવાસ કરે છે, તેથી જ તેને 'વાસુદેવ' કહેવામાં આવેલ છે.× પૂર્વકાળમાં ખાંડિક્ય જનકે પૂછવાથી કેશિધ્વજે ભગવાન અનંતના વાસુદેવ નામની યથાર્થ વ્યાખ્યા તેની આગળ આ પ્રમાણે કરી હતી: પરમાત્મા સર્વ ભૂતોમાં વાસ કરે છે અને તે ભૂત–પ્રાણી પણ તેમની અંદર રહે છે તથા તે પરમાત્મા જ જગતને ધારણ કરનારા, તેનું પોષણ કરનારા તેમ જ તેના સ્રષ્ટા છે; તેથી તે સર્વશક્તિમાન પ્રભુને 'વાસુદેવ' કહેવામાં આવ્યા છે.* મુને! જે સંપૂર્ણ જગતના આત્મા તથા સમસ્ત આવરણોથી પર છે, તે પરમાત્મા સંપૂર્ણ ભૂતોની પ્રકૃતિ, પ્રાકૃત વિકાર તથા ગુણ અને દોષોથી રહિત છે. પૃથ્વી અને આકાશની વચ્ચે જે કંઈ સ્થિત છે, તે સર્વ

* ऐश्वर्यस्य समग्रस्य धर्मस्य यशसः श्रियः।
ज्ञानवैराग्ययोश्चैव षण्णां भग इतीरणा॥

× उत्पत्तिं प्रलयं चैव भूतानामागतिं गतिम्।
वेत्ति विद्यामविद्यां च स वाच्यो भगवानिति॥
ज्ञानशक्तिबलैश्वर्यवीर्यतेजांस्यशेषतः।
भगवच्छब्दवाच्यानि विना हेयैर्गुणादिभिः।
सर्वाणि तत्र भूतानि वसन्ति परमात्मनि।
भूतेषु वसनादेव वासुदेवस्ततः स्मृतः॥

* भूतेषु वसते सोऽन्तर्वसन्त्यत्र च तानि यत्।
धाता विधाता जगतां वासुदेवस्ततः प्रभुः॥

તેનાથી વ્યાપ્ત છે. સર્વ કલ્યાણમય ગુણ તેના સ્વરૂપ છે. તેણે પોતાની શક્તિના લેશમાત્રથી સંપૂર્ણ ભૂતસમુદાયને વ્યાપ્ત કરી રાખ્યો છે. તે પોતાની ઇચ્છામાત્રથી મનને અનુકૂળ અનેક શરીર ધારણ કરે છે અને સમગ્ર જગતનું હિત કરતા રહે છે, તે તેજ, બળ, ઐશ્વર્ય, જ્ઞાન, વીર્ય અને શક્તિ આદિ ગુણોની રાશિ છે. પ્રકૃતિ આદિથી પણ પર છે અને તે સમસ્ત કાર્ય-કારણના સ્વામી પરમેશ્વરમાં સમસ્ત ક્લેશોનો સર્વથા અભાવ છે. તે સર્વનો ઉત્પન્ન કરનારો ઈશ્વર છે. વ્યષ્ટિ અને સમષ્ટિ જગત તેનું જ સ્વરૂપ છે. તે જ વ્યક્ત છે ને તે જ અવ્યક્ત, તે સર્વના સ્વામી, સંપૂર્ણ સૃષ્ટિનો જ્ઞાતા, સર્વશક્તિમાન તથા પરમેશ્વર નામથી પ્રસિદ્ધ છે. જેનાથી નિર્દોષ, વિશુદ્ધ, નિર્મળ તથા એકરૂપ પરમાત્માના સ્વરૂપનો સાક્ષાત્કાર અથવા બોધ થાય છે, તેનું જ નામ જ્ઞાન છે અને તેનાથી વિપરીત જે કંઈ છે તેને અજ્ઞાન કહેવામાં આવેલ છે. ભગવાન પુરુષોત્તમનાં દર્શન સ્વાધ્યાય અને સંયમથી થાય છે. બ્રહ્મની પ્રાપ્તિનું કારણ હોવાને લીધે વેદનું નામ પણ બ્રહ્મ જ છે. એટલા માટે જ વેદોનો સ્વાધ્યાય કરવામાં આવે છે. સ્વાધ્યાયથી યોગનું અનુષ્ઠાન કરવું અને યોગથી સ્વાધ્યાયનો અભ્યાસ કરવો. આ પ્રમાણે સ્વાધ્યાય અને યોગ-બન્ને સાધનોનું સંપાદન થવાથી પરમાત્મા પ્રકાશિત થાય છે. તેનાં દર્શન કરવા માટે સ્વાધ્યાય અને યોગ એ બે નેત્ર છે.

નારદ બોલ્યા: ભગવન્! જેને જાણ્યા પછી સર્વના આધારરૂપ પરમેશ્વરનાં દર્શન કરી શકું, તે યોગને હું જાણવા ઇચ્છું છું. કૃપા કરી તેનું વર્ણન કરો.

સનંદન બોલ્યા : પૂર્વકાળમાં કેશિધ્વજે મહાત્મા ખાંડિક્ય જનકને યોગનો ઉપદેશ આપ્યો હતો, તે જ હું તમને જણાવું છું.

નારદ બોલ્યા : બ્રહ્મન્! ખાંડિક્ય અને કેશિધ્વજ કોણ હતા? ને તેમની વચ્ચે યોગસંબંધી વાતચીત કઈ રીતે થઈ હતી?

સનંદન બોલ્યા : નારદ! પૂર્વકાળમાં ધર્મધ્વજ જનક નામનો એક રાજા થઈ ગયો. તેના મોટા પુત્રનું નામ અમિતધ્વજ હતું. તેનો નાનો ભાઈ કૃતધ્વજ નામથી વિખ્યાત હતો. રાજા કૃતધ્વજ સદા અધ્યાત્મ-ચિંતનમાં જ અનુરક્ત રહેતો. કૃતધ્વજનો કેશિધ્વજ હતો. તે પોતાના સદ્જ્ઞાનને લીધે ધન્ય થઈ ગયો. અમિતધ્વજના પુત્રનું નામ ખાંડિક્ય જનક હતું. ખાંડિક્ય કર્મકાંડમાં નિપુણ હતા. એક સમયે કેશિધ્વજે ખાંડિક્યને હરાવી તેમને રાજ્યસિંહાસનેથી ઉતારી મૂક્યા. રાજ્યથી ભ્રષ્ટ થયા પછી ખાંડિક્ય જૂજ જાજ સાધનસામગ્રી લઈને પુરોહિત અને મંત્રીઓ સાથે એક દુર્ગમ વનમાં ચાલ્યા ગયા. આ બાજુ કેશિધ્વજે જ્ઞાનનિષ્ઠ હોવા છતાં પણ નિષ્કામ ભાવથી અનેક યજ્ઞોનું અનુષ્ઠાન કર્યું. હે નારદ! એક સમયે કેશિધ્વજ યજ્ઞકાર્યમાં પ્રવૃત્ત હતા ત્યારે તેમની એક ગાયને કોઈક વિકરાળ વાઘે મારી નાખી. વાઘે ગાયને મારી નાખ્યાનું જાણ્યા પછી રાજાએ ઋત્વિજોને એના પ્રાયશ્ચિત્ત વિષે પૂછ્યું. તેઓ આ સંબંધમાં કાંઈ જાણતા ન હોવાથી તેમણે કશેરુ અને શુનકને પૂછવા માટે રાજાને જણાવ્યું. રાજાએ પ્રાયશ્ચિત્ત સંબંધમાં તેમને પૂછતાં તેમણે જણાવ્યું કે, ખાંડિક્ય સિવાય આ પૃથ્વી પર આના પ્રાયશ્ચિત્ત વિષે બીજું કોઈ જાણતું નથી; તેથી ખાંડિક્યને આનું શું પ્રાયશ્ચિત્ત હોઈ શકે તે વિષે પૂછવું. રાજા કેશિધ્વજ કાળું મૃગચર્મ ધારણ કરી મહારાજ ખાંડિક્ય પાસે વનમાં ગયા. ખાંડિક્યે પોતાના શત્રુ કેશિધ્વજને આવતો જોઈ ધનુષ ચડાવી ક્રોધે ભરાઈને પૂછ્યું : 'અરે! તું કાળું મૃગચર્મ કવચરૂપે ધારણ કરીને

શું મને મારવા આવ્યો છે?'

કેશિધ્વજ બોલ્યા : ના, ખાંડિક્ય! હું તમને મારવા નથી આવ્યો. મારા મનમાં એક શંકા ઉત્પન્ન થઈ છે, તેનું નિવારણ પૂછવા માટે આવ્યો છું.

આ સાંભળીને ખાંડિક્યે પોતાના સર્વ મંત્રીઓ અને પુરોહિતો સાથે મંત્રણા કરી. મંત્રીઓએ તેને મારી નાખવાનું કહી સમસ્ત પૃથ્વી તેના અધીન કરી લેવાનું જણાવ્યું. આ સાંભળીને ખાંડિક્યે તેમને કહ્યું કે, 'વાત તો ખરી છે, પરંતુ તેમ કરવા જતાં તેને પારલૌકિક વિજય મળશે અને મને પોતાને સમસ્ત પૃથ્વી મળશે. પણ જો તેને મારું નહિ તો પારલૌકિક વિજય મારો પોતાનો થશે અને તેને સમગ્ર પૃથ્વી મળશે. પારલૌકિક વિજય અનંત કાળ માટે હોય છે, જ્યારે પૃથ્વીની જીત અલ્પકાળ સુધી જ રહે છે; તેથી હું તેને મારવાનો નથી.' એ જે કંઈ પૂછશે, તે હું તેને જણાવીશ.' આવો નિશ્ચય કરીને ખાંડિક્ય જનક પોતાના શત્રુની પાસે ગયા ને તેને કહ્યું કે, 'તમારે જે કંઈ પૂછવું હોય, તે બધું પૂછો; હું તે વિષે કહીશ.' હે નારદ! ખાંડિક્યે આ પ્રમાણે કહેવાથી કેશિધ્વજે, વાઘે ગાય મારી નાખ્યાનું જણાવી તે અંગેનું વ્રતરૂપ પ્રાયશ્ચિત્ત પૂછ્યું. આથી ખાંડિક્યે પણ વિધિપૂર્વક સર્વ પ્રાયશ્ચિત્ત જણાવી દીધું. બધી વાતો જાણી લીધા પછી ખાંડિક્યની આજ્ઞા લઈ કેશિધ્વજે યજ્ઞભૂમિ ભણી પ્રસ્થાન કર્યું ને પ્રાયશ્ચિત્તનું સર્વ કાર્ય પૂર્ણ કર્યું. યજ્ઞ સમાપ્ત થયા પછી રાજાએ અવભૃથસ્નાન કર્યું. ત્યાર પછી કાર્યથી નિવૃત્ત થઈને રાજા કેશિધ્વજે મનમાં ને મનમાં વિચાર્યું કે, 'મેં સર્વ ઋત્વિજોનું પૂજન તેમજ સઘળા સદસ્યોનું સન્માન કર્યું છે, યાચકોને પણ મનોવાંછિત વસ્તુઓ આપી છે અર્થાત્ જે કાંઈ કરવા જેવું હતું તે બધું મેં કર્યું છે, તોપણ જાણે કંઈ કરવાનું રહી ગયું છે એમ મને લાગે છે.' આ પ્રમાણે વિચાર કરતાં કરતાં રાજાને એ વાત સૂઝી આવી કે ખાંડિક્યને હજી સુધી ગુરુદક્ષિણા આપવામાં આવી નથી. આથી તેઓ ખાંડિક્ય રહેતા હતા તે વનમાં ફરીથી ગયા. ખાંડિક્યે તેને આવતો જોઈ હથિયાર ઉઠાવ્યું; એટલે કેશિધ્વજે કહ્યું: 'ખાંડિક્ય! ક્રોધ ન કરશો. હું તમારું અહિત કરવા આવ્યો નથી; ગુરુદક્ષિણા આપવા માટે આવ્યો છું. આપના ઉપદેશ પ્રમાણે મેં મારો યજ્ઞ વિધિપૂર્વક પૂરો કર્યો છે; આથી હું તમને ગુરુદક્ષિણા આપવા ઇચ્છું છું.'

રાજા કેશિધ્વજે આ પ્રમાણે કહેવાથી ખાંડિક્યે ફરીથી પોતાના મંત્રીઓની આ વિષયમાં સલાહ લીધી ને તેમને પૂછ્યું: 'આ મને ગુરુદક્ષિણા આપવા ચાહે છે, હું એની પાસે શું માગું?' મંત્રીઓએ સંપૂર્ણ રાજ્ય માગી લેવાનું જણાવ્યું. આથી રાજા ખાંડિક્યે મંત્રીઓને હસીને કહ્યું: 'પૃથ્વીનું રાજ્ય તો થોડા જ સમય માટે રહેનારું છે, તે મારા જેવો માણસ કેવી રીતે માગી શકે? તમારા બધાનું કહેવું પણ ઠીક જ છે, કારણ કે તમે બધા સ્વાર્થ-સાધનના મંત્રી છો. પરમાર્થ શું અને કેવો છે એ વિષે તમે જ્ઞાન ધરાવતા નથી.' મંત્રીઓને આ પ્રમાણે કહીને તેઓ રાજા કેશિધ્વજ પાસે જઈને કહેવા લાગ્યા: 'તો શું તમે મને નિશ્ચય જ ગુરુદક્ષિણા આપશો?' કેશિધ્વજે તે આપવાનું સ્વીકારવાથી ખાંડિક્યે કહ્યું: 'આપ અધ્યાત્મ-જ્ઞાનરૂપ પરમાર્થ વિદ્યાના જ્ઞાતા છો. જો મને ગુરુદક્ષિણા અવશ્ય આપવા ચાહતા હો, તો સંપૂર્ણ ક્લેશોનો નાશ કરવામાં જે કર્મ સમર્થ હોય, તેનો મને ઉપદેશ કરો.' આના પ્રત્યુત્તરરૂપે કેશિધ્વજે પૂછ્યું:

'રાજન્ ! આપે મારું નિષ્કંટક રાજ્ય કેમ ન માગ્યું ? કારણ કે ક્ષત્રિયો માટે રાજ્યપ્રાપ્તિ કરતાં વધારે પ્રિય વસ્તુ બીજી કોઈ નથી.'

ખાંડિક્ય બોલ્યા : કેશિધ્વજ ! મેં તમારું સંપૂર્ણ રાજ્ય શાથી ન માગ્યું એનું કારણ સાંભળો. વિદ્વાન્ પુરુષ રાજ્યની ઇચ્છા કરતો નથી. પ્રજાનું રક્ષણ કરવું એ ક્ષત્રિયનો ધર્મ છે. અને પોતાના વિરોધીઓનો ધર્મયુદ્ધ દ્વારા વધ કરવો એ કર્તવ્યના પાલનમાં હું અસમર્થ થઈ ગયો હતો, તેથી 'તમે મારું રાજ્ય લઈ લીધું' એમાં કોઈ દોષ નથી. આ રાજકારભાર અવિદ્યા જ છે. જો સમજપૂર્વક તેનો ત્યાગ કરવામાં ન આવે, તો એ બંધનનું કારણ જ બને છે; રાજ્યની ચાહના અનેક જન્મોનાં કર્મ દ્વારા પ્રાપ્ત થયેલા સુખના ઉપભોગ માટે થાય છે; તેથી રાજ્ય લેવાનો મને અધિકાર નથી. એ સિવાય કોઈની પાસે યાચના કરવી એ ક્ષત્રિયોનો ધર્મ નથી એવો સાધુ પુરુષોનો મત છે. એટલા માટે અવિદ્યાના અંતર્ગત તમારા રાજ્યની યાચના મેં કરી નહિ. જેમનું ચિત્ત મમતાથી ખેંચાયેલું છે, અહંકારની મદિરાનું પાન કરીને જેઓ ઉન્મત્ત થયેલા હોય, તેવા અજ્ઞાની પુરુષો જ રાજ્યની અભિલાષા કરે છે.

કેશિધ્વજ બોલ્યા : હું પણ વિદ્યા વડે મૃત્યુની પાર જવાની ઇચ્છા રાખીને કર્તવ્યબુદ્ધિથી રાજ્યની રક્ષા અને નિષ્કામ ભાવથી અનેક પ્રકારના યજ્ઞોનું અનુષ્ઠાન કરું છું. પરમ સૌભાગ્યની વાત છે કે તમારું મન વિવેકરૂપી ધનથી સંપન્ન થયેલું છે તેથી અવિદ્યાનું સ્વરૂપ કેવું છે, તે સાંભળો. અવિદ્યારૂપી વૃક્ષની ઉત્પત્તિનું બીજ એ પ્રકારનું છે : અનાત્મામાં આત્મબુદ્ધિ અને જે પોતાનું નથી તેને પોતાનું માનવું અર્થાત્ અહંતા અને મમતા.

જેની બુદ્ધિ શુદ્ધ નથી તેમ જ જે મોહરૂપી અંધકારથી ઘેરાયેલો છે, તે દેહાભિમાની જીવ આ પંચભૌતિક શરીરમાં 'હું' અને 'મારા'પણાની દુષ્ટ ભાવના કરી લે છે. પરંતુ આત્મા જ જ્યારે આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી આદિથી સર્વથા પૃથક્ છે, ત્યારે કયો બુદ્ધિમાન પુરુષ શરીરમાં આત્મબુદ્ધિ કરશે ? જ્યારે આત્મા દેહથી પર છે, ત્યારે દેહના ઉપભોગમાં આવનારાં ઘર અને ખેતર વગેરેને કયો બુદ્ધિમાન પુરુષ 'આ મારાં છે' એમ બોલીને પોતાનાં માની શકે ? આ પ્રમાણે આ શરીર અનાત્મા હોવાથી એના દ્વારા ઉત્પન્ન કરવામાં આવેલા પુત્ર, પૌત્ર આદિમાં પણ કયો વિદ્વાન પુરુષ મમત્વ રાખે ? મનુષ્ય સર્વ કર્મો શરીરના ઉપભોગ માટે જ કરે છે; પરંતુ જ્યારે આ દેહ પુરુષથી ભિન્ન છે ત્યારે તો કર્મો કેવળ બંધનનાં જ કારણ થાય છે. માટીના ઘરને માણસો માટી અને જળથી જ લીંપતા–ધોળતા હોય છે; તેવી જ રીતે આ પાર્થિવ શરીર પણ અન્ન અને જળથી જ સ્થિર રહેતું હોય છે. પંચભૂતોનું બનેલું આ શરીર જો પંચભૌતિક પદાર્થોથી જ પુષ્ટ થાય છે, તો પછી પુરુષે એના માટે ગર્વ કરવા જેવું કારણ જ કયું છે ? આ જીવ હજારો વર્ષથી સંસારરૂપી માર્ગ પર ચાલી રહ્યો છે અને વાસનારૂપી ધૂળથી ઢંકાઈ જઈને મોહરૂપી શ્રમને પ્રાપ્ત થાય છે. હે સૌમ્ય ! જે સમયે જ્ઞાનરૂપી ગરમ જળથી એની વાસનારૂપી ધૂળ ધોઈ નાખવામાં આવે છે, તે જ સમયે આ સંસારમાર્ગના પથિકનો મોહરૂપી શ્રમ શાંત થઈ જાય છે ને તેમ થવાથી પુરુષનું અંતઃકરણ નિર્મળ થઈ જાય છે અને તે નિરતિશય પરમ નિર્વાણપદને પ્રાપ્ત કરી લે છે. આ જ્ઞાનમય વિશુદ્ધ આત્મા નિર્વાણસ્વરૂપ જ છે.

આ પ્રમાણે 'મેં તમને અવિદ્યાનું

બીજ કહ્યું. અવિદ્યાને લીધે ઉત્પન્ન થયેલા કલેશોને નષ્ટ કરવા માટે યોગ સિવાય બીજો કોઈ ઉપાય નથી. ૧–૧૦૧

तदेतत्कथितं बीजमविद्याया मया तव ।
क्लेशानां च क्षयकरं योगादन्यन्न विद्यते ॥ १०१ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'ત્રિવિધ તાપોથી છૂટવાનો ઉપાય' નામનો ૪૬ મો અધ્યાય સમાપ્ત

## અધ્યાય ૪૭ઃ મુક્તિપ્રદ યોગનું વર્ણન

सनन्दन उवाच ।

एतदध्यात्ममानाढ्यं वचः केशिध्वजस्य सः ।
खाण्डिक्योऽमृतवच्छ्रुत्वा पुनराह तमीरयन् ॥ १ ॥

સનંદન બોલ્યા : હે નારદ ! કેશિધ્વજનાં અધ્યાત્મ જ્ઞાનથી યુક્ત મધુર વચન સાંભળીને ખાંડિક્યે ફરીથી તેને કહ્યું.

ખાંડિક્ય બોલ્યા : યોગવેત્તાઓમાં શ્રેષ્ઠ મહાભાગ કેશિધ્વજ ! આપ નિમિવંશમાં યોગશાસ્ત્રના ખાસ જાણકાર છો, તેથી આપ યોગનું વર્ણન કરો.

કેશિધ્વજ બોલ્યા : ખાંડિક્ય ! હું યોગનું સ્વરૂપ જણાવું છું, સાંભળો. તે યોગમાં સ્થિત થયા પછી મુનિ બ્રહ્મમાં લીન થાય છે અને પોતાના સ્વરૂપથી ચ્યુત થતો નથી. મન જ મનુષ્યોનાં બંધન અને મોક્ષનું કારણ છે; વિષયોમાં આસક્ત થવાથી તે બંધનનું કારણ થાય છે અને વિષયોથી દૂર થતાં તે જ મોક્ષનું સાધક બની જાય છે.* એટલા માટે વિવેકજ્ઞાનસંપન્ન વિદ્વાન પુરુષે મનને વિષયોમાંથી ખસેડી પરમેશ્વરનું ચિંતન કરવું. ચુંબક પોતાની શક્તિથી લોખંડને ખેંચીને પોતામાં જોડી દે છે, તેવી જ રીતે બ્રહ્મનું ચિંતન કરનારા મુનિનો ચિત્તને પરમાત્મા પોતાના સ્વરૂપમાં લીન કરી લે છે; આત્મજ્ઞાનના ઉપાયરૂપ યમ–નિયમ આદિ સાધનોની અપેક્ષા રાખનારી મનની વિશિષ્ટ ગતિનો બ્રહ્મની સાથે સંયોગ થવો એને જ 'યોગ' કહેવામાં આવે છે. જેનો યોગ આવા વિશિષ્ટ ધર્મથી યુક્ત હોય છે, તે યોગી 'મુમુક્ષુ' કહેવાય છે. યોગનો પ્રાથમિક અભ્યાસ કરનારો યોગી 'યુંજાન' કહેવાય છે અને જ્યારે તેને પરબ્રહ્મ પરમાત્માની પ્રાપ્તિ થાય છે ત્યારે તે 'વિનિષ્પન્નસમાધિ' (યુક્ત) કહેવાય છે. જો કોઈ વિઘ્નને લીધે તે પૂર્વોક્ત યોગી(યુંજાન)નું ચિત્ત દૂષિત થઈ જાય છે, તો બીજા જન્મોમાં તે યોગભ્રષ્ટની, અભ્યાસ કરતા રહેવાથી મુક્તિ થઈ જાય છે. 'વિનિષ્પન્નસમાધિ' યોગી યોગના અગ્નિથી પોતાનાં સર્વ કર્મોને ભસ્મ કરી નાખે છે, તેથી તે જ જન્મમાં શીઘ્ર મુક્તિ પ્રાપ્ત કરી લે છે. યોગીએ પોતાના ચિત્તને યોગની સાધના કરવાયોગ્ય બનાવીને બ્રહ્મચર્ય, અહિંસા, સત્ય, અસ્તેય તથા અપરિગ્રહનું નિષ્કામ ભાવથી પાલન કરવું. આ પાંચ યમ છે. એમની સાથે જ શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય તથા પરબ્રહ્મ પરમાત્મામાં મનને લીન કરવું–આ પાંચ નિયમોનું પાલન કરવું. આ પ્રમાણે આ પાંચ યમ અને પાંચ નિયમ બતાવવામાં આવ્યા છે. તેમને સકામ ભાવથી સેવવાથી વિશિષ્ટ ફળ આપે છે અને નિષ્કામભાવથી સેવવાથી મોક્ષ આપે છે.

યત્નશીલ સાધકે સ્વસ્તિક, સિદ્ધ, પદ્મ આદિ આસનોમાંના ગમે તે એકનો આશ્રય લઈને, યમ અને નિયમ નામના ગુણોથી સંપન્ન થઈને નિયમપૂર્વક યોગનો અભ્યાસ કરવો. અભ્યાસ વડે સાધકે વશમાં કરેલા પ્રાણવાયુની ક્રિયાને પ્રાણાયામ કહેવામાં આવે છે. એના બે ભેદ છેઃ સબીજ અને નિર્બીજ. (જેમાં ભગવાનના નામ અને રૂપનું આલંબન થાય, તે સબીજ પ્રાણાયામ અને જેમાં આવું કોઈ આલંબન ન હોય,

---

* मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः ।
बन्धस्य विषयासङ्गि मुक्तेर्निर्विषयं तथा ॥

તે નિર્બીજ પ્રાણાયામ કહેવાય છે.) સાધુ પુરુષોના ઉપદેશથી પ્રાણાયામની ક્રિયા કરતી વખતે જ્યારે યોગીના પ્રાણ અને અપાન એકબીજાનો પરાભવ કરે છે–દબાવે છે, ત્યારે ક્રમશઃ રેચક અને પૂરક નામના બે પ્રાણાયામ થાય છે ને આ બન્નેનો એક જ સમયે સંયમ (નિરોધ) કરવાથી કુંભક નામનો ત્રીજો પ્રાણાયામ્ થાય છે.÷ રાજન્! જ્યારે યોગી સબીજ પ્રાણાયામનો અભ્યાસ કરે છે, ત્યારે તેનું આલંબન સર્વવ્યાપી અનંતસ્વરૂપ ભગવાન વિષ્ણુનું સાકાર રૂપ થાય છે. યોગવેત્તા પુરુષે પ્રત્યાહારનો અભ્યાસ (ઇંદ્રિયોને વિષયોમાંથી ખેંચી લઈ અંતર્મુખ કરવાનો પ્રયત્ન) કરતા રહીને શબ્દાદિ વિષયોમાં અનુરક્ત થયેલી ઇંદ્રિયોને અટકાવી પોતાના ચિત્તને અનુસરતી થાય તે પ્રમાણે તેમને કેળવવી. આમ કરવાથી અત્યંત ચંચળ ઇંદ્રિયો સારી પેઠે વશમાં આવી જાય છે. જો ઇંદ્રિયો વશમાં ન હોય, તો કોઈ પણ યોગી તેના દ્વારા યોગની સાધના કરી શકતો નથી. પ્રાણાયામ વડે પ્રાણ–અપાનરૂપ વાયુ અને પ્રત્યાહારથી ઇંદ્રિયોને પોતાના વશમાં કરીને ચિત્તને તેના શુભ આશ્રયમાં સ્થિર કરવું.

÷ પ્રાણાયામનાં ત્રણ અંગ છે: પૂરક, રેચક અને કુંભક. જમણું નસકોરું જમણા હાથના અંગૂઠાથી બંધ કરીને ડાબા નસકોરાથી વાયુને શરીરમાં પૂરવામાં આવે, તે ક્રિયાને પૂરક કહે છે; એમાં પ્રાણવાયુનો દબાવ થવાથી અપાનવાયુની નિમ્ન ગતિ થાય છે; આમ થવું એ જ પ્રાણવાયુ દ્વારા અપાનનો પરાભવ છે. ડાબું નસકોરું મધ્યમા અને અનામિકાથી બંધ કરીને જમણા નસકોરાથી વાયુને બહાર કાઢવામાં આવે, તેને રેચક કહે છે; એમાં પ્રાણવાયુ બહાર નીકળવાથી અપાનવાયુ ઊર્ધ્વગતિ કરે છે; અપાન દ્વારા પ્રાણનો આ પરાભવ છે. શરીરમાં પૂરેલા વાયુને જ્યારે બન્ને નસકોરાં બંધ કરીને–દબાવી રાખીને થોડાક સમય સુધી રોકી રાખવામાં આવે છે, તે સમયે પ્રાણ અને અપાન બન્ને નિયત સ્થાન અને સીમામાં અટકેલા રહે છે. આ જ આ બન્નેનો સંયમ અથવા નિરોધ છે; આનું જ નામ કુંભક છે

ખાંડિક્ય બોલ્યા: ચિત્તનો શુભ આશ્રય કયો છે કે જેનું અવલંબન કરીને તે સંપૂર્ણ દોષોની ઉત્પત્તિ નષ્ટ કરી દે છે?

કેશિધ્વજ બોલ્યા: રાજન્! ચિત્તનો આશ્રય બ્રહ્મ છે. તેનાં બે સ્વરૂપ છે: મૂર્ત અને અમૂર્ત અથવા અપર અને પર. સંસારમાં ત્રણ પ્રકારની ભાવનાઓ છે અને તે ભાવનાઓને કારણે આ જગત ત્રણ પ્રકારનું કહેવાય છે: પહેલી ભાવનાનું નામ 'કર્મભાવના' છે, બીજીનું 'બ્રહ્મભાવના' અને ત્રીજી 'ઉભયાત્મિક ભાવના' છે; એમાંની પહેલીમાં કર્મની ભાવના હોવાને લીધે તે 'કર્મભાવાત્મિકા' છે, બીજીમાં બ્રહ્મની ભાવના હોવાથી તે 'બ્રહ્મભાવાત્મિકા' કહેવાય છે અને ત્રીજીમાં બન્ને પ્રકારની ભાવના હોવાથી તેને 'ઉભયાત્મિકા' કહે છે. આ પ્રમાણે ત્રણ પ્રકારની ભાવાત્મક ભાવનાઓ છે. સનક આદિ સિદ્ધ પુરુષો સદા બ્રહ્મભાવનાથી યુક્ત હોય છે. તેનાથી ભિન્ન દેવતાઓથી માંડી સ્થાવર–જંગમ સુધીનાં પ્રાણીઓ કર્મભાવથી યુક્ત હોય છે. હિરણ્યગર્ભ, પ્રજાપતિ આદિ સચ્ચિદાનંદ બ્રહ્મનો બોધ અને સૃષ્ટિરચના વગેરે કર્મોનો અધિકાર આ બંનેથી યુક્ત હોય છે, તેથી તેમનામાં બ્રહ્મભાવના તેમ જ કર્મભાવના એમ બંનેની પ્રાપ્તિ થાય છે.

હે રાજન્! જ્યાં સુધી વિશેષ ભેદજ્ઞાનનાં હેતુભૂત સર્વ કર્મો ક્ષીણ થઈ જતાં નથી, ત્યાં સુધી જ ભેદદર્શી મનુષ્યોની દૃષ્ટિમાં આ વિશ્વ તથા પરબ્રહ્મ ભિન્ન ભિન્ન પ્રતીત થાય છે. જ્યાં સર્વ ભેદોનો અભાવ થઈ જાય છે, જે કેવળ સત્ છે અને વાણીનો અવિષય છે તથા જે પોતે જ અનુભવસ્વરૂપ છે, તેને જ બ્રહ્મજ્ઞાન કહેવા-

માં આવેલ છે.* તે જ વિશ્વરૂપથી સર્વથા ભિન્ન અજન્મા તેમ જ નિરાકાર વિષ્ણુનું પરમ સ્વરૂપ છે. યોગની સાધના કરનારો પ્રથમ તે નિર્વિશેષ સ્વરૂપનું ચિંતન નથી કરી શકતો, તેથી તેણે શ્રીહરિના વિશ્વમય સ્થૂળ રૂપનું જ ચિંતન કરવું જોઈએ. ભગવાન હિરણ્યગર્ભ, ઇંદ્ર, પ્રજાપતિ, મરુદ્ગણ, વસુ, રુદ્ર, સૂર્ય, તારા, ગ્રહ, ગંધર્વ, યક્ષ અને દૈત્ય વગેરે સમસ્ત દેવ–યોનિઓ; મનુષ્ય, પશુ, પર્વત, સમુદ્ર, નદી, વૃક્ષ, સંપૂર્ણ ભૂત તથા પ્રધાનથી લઈને વિશેષ સુધી તે ભૂતોનાં કારણ તથા ચેતન–અચેતન, એક પગ, બે પગ અને અનેક પગવાળા જીવ તેમ જ પગ વિનાનાં પ્રાણી–આ સર્વ ભગવાન વિષ્ણુનાં ત્રિવિધ ભાવનાત્મક મૂર્ત-રૂપ છે; આ સંપૂર્ણ ચરાચર જગત પર-બ્રહ્મ સ્વરૂપ ભગવાન વિષ્ણુનું તેમની શક્તિથી સંપન્ન 'વિશ્વ' નામનું રૂપ છે.

શક્તિ ત્રણ પ્રકારની કહેવામાં આવી છેઃ પરા, અપરા અને કર્મશક્તિ. ભગવાન વિષ્ણુને 'પરાશક્તિ' કહેલ છે, ક્ષેત્રજ્ઞ 'અપરાશક્તિ' છે અને કર્મને ત્રીજી શક્તિ માનવામાં આવી છે. ક્ષેત્રજ્ઞ શક્તિ સર્વ શરીરોમાં વ્યાપ્ત છે; પરંતુ તે આ અસાર સંસારમાં અવિદ્યા નામક શક્તિથી આવૃત્ત થઈને અત્યંત વિસ્તારથી પ્રાપ્ત થનારા સંપૂર્ણ સાંસારિક ક્લેશો ભોગવ્યા કરે છે. અવિદ્યાશક્તિથી તિરોહિત હોવાને કારણે તે ક્ષેત્રજ્ઞ શક્તિ સંપૂર્ણ પ્રાણીઓમાં તાર-તમ્યથી જણાય છે. પ્રાણ વિનાના એવા જડ પદાર્થોમાં તે ઘણી ઓછી છે; તેમના કરતાં વધારે વૃક્ષ–પર્વત આદિ સ્થાવરોમાં રહેલી છે; સ્થાવરો કરતાં વધારે સર્પ વગેરે જીવોમાં અને તેમના કરતાં પણ વધારે પક્ષીઓમાં અભિવ્યક્ત થયેલી છે. પક્ષીઓ કરતાં તે શક્તિમાં મૃગ આગળ વધેલાં છે અને મૃગો કરતાં પશુઓ વધુ આગળ છે. પશુઓ કરતાં મનુષ્યો પરમ પુરુષ ભગવાન-ની તે ક્ષેત્રજ્ઞ શક્તિથી વધુ પ્રભાવિત છે. મનુષ્યો કરતાં પણ વધારે આગળ નાગ, ગંધર્વ, યક્ષ આદિ દેવતાઓ છે. દેવતાઓ-થી પણ ઇંદ્ર અને ઇંદ્ર કરતાં પણ પ્રજાપતિ તે શક્તિમાં આગળ વધેલા છે. પ્રજાપતિની અપેક્ષાએ પણ હિરણ્યગર્ભ બ્રહ્મામાં ભગવાન-ની તે શક્તિનો વિશેષ પ્રકાશ થયો છે. હે રાજન્! આ સર્વ રૂપો તે પરમેશ્વરનાં જ શરીર છે; કારણ કે એ બધાં આકાશની જેમ તેની શક્તિથી વ્યાપ્ત છે. બ્રહ્મનું વિષ્ણુ નામક બીજું અમૂર્ત (નિરાકાર) રૂપ છે. યોગીઓ તેનું ધ્યાન કરે છે અને જ્ઞાનીજનો તેને 'સત્' કહે છે. ભગવાનનું તે જ રૂપ પોતાની લીલાથી દેવ, તિર્યક્ અને મનુષ્ય આદિ ચેષ્ટાઓથી યુક્ત સર્વ-શક્તિમયરૂપ ધારણ કરે છે. આ રૂપોમાં અપ્રમેય ભગવાનની વ્યાપક તેમ જ અવ્યા-હત થતી ચેષ્ટા સર્વ જગતના ઉપકાર માટે જ હોય છે; તે કર્મજન્ય હોતી નથી. યોગના સાધકે આત્મશુદ્ધિને માટે વિશ્વરૂપ ભગવાનના તે સર્વ પાપનાશક સ્વરૂપનું જ ચિંતન કરવું જોઈએ. વાયુના સહયોગને પામીને પ્રજ્વલિત થયેલા અગ્નિની ઊંચી જ્વાળાઓ તૃણના સમૂહને ભસ્મ કરી નાખે છે, તેવી જ રીતે યોગીઓના ચિત્તમાં વિરાજમાન ભગવાન વિષ્ણુ તેમનાં સમસ્ત પાપોને બાળી નાખે છે. એટલા માટે સર્વ શક્તિઓના આધારભૂત ભગવાન વિષ્ણુમાં ચિત્તને સ્થિર કરવું–આ જ શુદ્ધ ધારણા છે.

રાજન્! ત્રણે ભાવનાઓથી અતીત ભગવાન વિષ્ણુ જ યોગીઓની મુક્તિ માટે એમના ચંચળ ચિત્તના શુભ આશ્રય છે.

* अक्षीणेषु समस्तेषु विशेषज्ञानकर्मसु ।
विश्वमेतत्परं चान्यद् भेदभिन्नदृशां नृप ॥
प्रत्यस्तमितभेदं यत् सत्तामात्रमगोचरम् ।
वचसामात्मसंवेद्यं तज्ज्ञानं ब्रह्मसंज्ञितम् ॥

ભગવાનથી અતિરિક્ત મનના બીજા આશ્રય સર્વ દેવતાઓ વગેરે છે તે બધા અશુદ્ધ છે. ભગવાનનું મૂર્તરૂપ ચિત્તને બીજા સર્વ આશ્રયોથી નિઃસ્પૃહ કરી દે છે. ચિત્તને ભગવાનમાં ધારણ કરવું–સ્થિરતાપૂર્વક લગાડવું, એને જ 'ધારણા' સમજવી જોઈએ. કોઈ પણ આધાર વિના ધારણા થઈ શકતી નથી; તેથી ભગવાનના સગુણ–સાકાર સ્વરૂપનું ચિંતન કેવી રીતે કરવું તે કહું છું, સાંભળો. ભગવાનનું મુખ પ્રસન્ન અને મનોહર છે–તેમનાં નેત્ર ખીલેલાં કમળ જેવાં વિશાળ તેમ જ સુંદર છે. બન્ને કપોલ ખૂબ જ સોહામણા તથા સ્નિગ્ધ છે. લલાટ પહોળું અને ચળકતું છે. બન્ને કાન સપ્રમાણ છે અને તેમાં ધારણ કરેલાં કુંડળ ખભાને સ્પર્શતાં હોય છે. તેમણે સ્વચ્છ પીતાંબર ધારણ કરેલું છે. આ પ્રમાણે તે બ્રહ્મસ્વરૂપ ભગવાન વિષ્ણુનું ચિંતન કરવું જોઈએ. તેમના મસ્તક પર કિરીટ, ગળામાં હાર, ભુજાઓમાં કેયૂર અને હાથોમાં કડાં વગેરે આભૂષણો શોભી રહેલાં છે. શાર્ઙ્ગધનુષ, પાંચજન્ય શંખ, કૌમોદકી ગદા, નંદક ખડ્ગ, સુદર્શનચક્ર, અક્ષમાળા તથા વરદ અને અભયની મુદ્રા–આ સર્વ ભગવાનના કરકમળોની શોભાને વધારતાં હોય છે. તેમની આંગળીઓમાં રત્નમંડિત મુદ્રિકાઓ રહેલી છે. આ પ્રમાણે યોગીએ ભગવાનના મનોહર સ્વરૂપનું, પોતાનું ચિત્ત લગાડીને તે જ સ્વરૂપમાં તેની ધારણા દૃઢ થાય ત્યાં સુધી તેનું ચિંતન કરતા રહેવું. પોતાની ઇચ્છા અનુસાર ગમે તે કાર્ય કરતી વેળાએ પણ તે ધારણા જ્યારે ચિત્તથી વેગળી ન થાય ત્યારે તેને સિદ્ધ થયેલી જાણવી.

એ દૃઢ થઈ ગયા પછી બુદ્ધિમાન પુરુષે શંખ, ચક્ર, ગદા તથા શાર્ઙ્ગધનુષ આદિ આયુધો વિનાના ભગવાનના સ્વરૂપનું ચિંતન કરવું. એ સ્વરૂપ પરમ શાંત તથા અક્ષમાલા તેમ જ યજ્ઞોપવીતથી વિભૂષિત હોય. જ્યારે આ ધારણા પણ પૂર્વવત્ સ્થિર થઈ જાય ત્યારે ભગવાનના કિરીટ, કેયૂર આદિ આભૂષણોથી રહિત સ્વરૂપનું ચિંતન કરવું, તત્પશ્ચાત્ વિદ્વાન સાધકે પોતાના ચિત્તથી ભગવાનના કોઈ એક અવયવ(ચરણ કે મુખારવિંદ)નું ધ્યાન કરવું.

ત્યારબાદ અવયવોનું ચિંતન છોડી દઈને કેવળ અવયવી એવા ભગવાનના ધ્યાનમાં તત્પર થઈ જવું. જેમાં ભગવાનના સ્વરૂપની જ પ્રતીતિ થાય છે એવી જે અન્ય વસ્તુઓની ઇચ્છાથી રહિત ધ્યેયાકાર ચિત્તની અનવરત ધારા છે, તેને જ 'ધ્યાન' કહેવામાં આવે છે. તે પોતાના પૂર્વ યમ–નિયમ આદિ છ અંગોથી નિષ્પન્ન થાય છે, તે ધ્યેય પદાર્થનું જ કે જે મનના દ્વારા સિદ્ધ થવા યોગ્ય કલ્પનાહીન (ધ્યાતા, ધ્યેય અને ધ્યાનની ત્રિપુટીથી રહિત) સ્વરૂપ ગ્રહણ કરવામાં આવે છે, તેને જ 'સમાધિ' કહે છે.+ પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુ પરબ્રહ્મ પરમાત્મા છે; તેની સમીપ પહોંચાડનાર પ્રથમ કહેવામાં આવેલ સમાધિજનિત વિજ્ઞાન એ સહાયક છે તથા સંપૂર્ણ કામનાઓથી રહિત આત્મા તે પરમાત્મા સુધી પહોંચવાનું પાત્ર છે. ક્ષેત્રજ્ઞ કર્તા છે અને જ્ઞાન કરણ છે; તેથી તે જ્ઞાનરૂપી કરણ દ્વારા તે પ્રાપક વિજ્ઞાન તે ક્ષેત્રજ્ઞનું મુક્તિરૂપ કાર્ય સિદ્ધ કરીને કૃતકૃત્ય થઈ નિવૃત્ત થાય છે.

તે સમયે તે ભગવદ્ભાવમય ભાવનાથી પૂર્ણ થઈને પરમાત્માથી અભિન્ન થઈ જાય છે. વાસ્તવમાં ક્ષેત્રજ્ઞ અને પરમાત્માનો ભેદ તો અજ્ઞાનને લીધે જ ઉત્પન્ન થયેલો છે. ભેદ ઉત્પન્ન કરનારું અજ્ઞાન તદ્દન નષ્ટ

+ तद्रूपप्रत्यया चैकसन्ततिश्चान्यनिःस्पृहा ।
तद्ध्यानं प्रथमैरङ्गैः षड्भिर्निष्पाद्यते नृप ॥
तस्यैव कल्पनाहीनं स्वरूपग्रहणं हि यत् ।
मनसा ध्याननिष्पाद्यं समाधिः सोऽभिधीयते ॥

થઈ ગયા પછી આત્મા અને બ્રહ્મમાં ભેદ રહેતો નથી. એવી દશામાં ભેદબુદ્ધિ કઈ રીતે થાય ? હે ખાંડિક્ય ! આ પ્રમાણે આપના પ્રશ્નના ઉત્તરરૂપે મેં સંક્ષેપ અને વિસ્તારથી યોગનું વર્ણન કર્યું, હવે હું આપનું બીજું કયું કાર્ય કરું ?

ખાંડિક્ય બોલ્યા : રાજન્ ! આપે યોગ દ્વારા પરમાત્મભાવને પ્રાપ્ત કરવાના ઉપાયનું વર્ણન કર્યું. આથી મારું સર્વ કાર્ય સિદ્ધ થયું. આજે આપના ઉપદેશથી મારા મનની બધી મલિનતા દૂર થઈ ગઈ. મેં જે 'મારા' શબ્દનો પ્રયોગ કર્યો, તે પણ અસત્ય જ છે; એમ ન હોય તો જ્ઞેયતત્ત્વને જાણનારા જ્ઞાનીજન તો આ પણ ન કહી શકે. 'હું' અને 'મારું' આ બુદ્ધિ તથા અહંતા-મમતાનો વ્યવહાર પણ અવિદ્યા જ છે. પરમાર્થ વસ્તુ તો અનિર્વચનીય છે, કારણ કે તે વાણીનો વિષય નથી.+ હે કેશિધ્વજ ! આપે જે આ અવિનાશી મોક્ષદાયક યોગનું વર્ણન કર્યું છે, તે દ્વારા મારા કલ્યાણ માટે આપે સર્વ કંઈ કરી નાખ્યું.

સનન્દન બોલ્યા : બ્રહ્મન્ ! ત્યાર પછી રાજા ખાંડિક્યે યોગ્ય રીતે મહારાજા કેશિધ્વજનું પૂજન કર્યું. અને તેમનાથી સમ્માનિત થઈને તેઓ પોતાની રાજધાનીમાં પાછા ફર્યા. ખાંડિક્ય યોગની સાધના કરવા માટે વિશાલાપુરી(બદરિકાશ્રમ)માં ચાલ્યા ગયા. ત્યાં યમ-નિયમ આદિ ગુણોથી યુક્ત થઈ ભગવાનની ઉપાસના કરીને અંતે તેઓ પરબ્રહ્મરૂપ વિષ્ણુમાં લીન થયા.

હે નારદ ! તમે આધ્યાત્મિક આદિ ત્રણે તાપોની ચિકિત્સા માટે જે ઉપાય પૂછ્યો હતો, તે વિષે બધું મેં તમને કહ્યું.

एतत्ते कथितं सर्वं यन्मां त्वं परिपृष्टवान् ।
तापत्रयचिकित्सार्थं किमन्यत्कथयामि ते ॥८२॥

+ अहं ममेत्यविद्येयं व्यवहारस्तथानयोः ।
परमार्थस्त्वसंलाप्यो वचसां गोचरो न यः ॥

## અધ્યાય ૪૮ : રાજા ભરતની મૃગ-શરીરમાં આસક્તિ

नारद उवाच ।
श्रुतं मया महाभाग तापत्रयचिकित्सितम् ।
तथापि मे मनो भ्रान्तं न स्थितिं लभतेऽञ्जसा ॥१॥

નારદ બોલ્યા : હે મહાભાગ ! મેં આધ્યાત્મિક આદિ ત્રણે તાપોની ચિકિત્સાનો ઉપાય સાંભળ્યો તોપણ મારા મનનો ભ્રમ હજી દૂર થતો નથી. મન સ્થિર થતું નથી. બ્રહ્મન્ ! આપ બીજાઓને માન આપો છો, પણ મને કહો તો ખરા કે દુષ્ટ માણસો કોઈના મનથી વિરુદ્ધ વર્તન કરે તો માણસ તે કેવી રીતે સહન કરી શકે ?

સૂત બોલ્યા : નારદની આ વાત સાંભળીને બ્રહ્માના પુત્ર સનંદનને ભારે હર્ષ થયો. તેમને રાજા ભરતના ચરિત્રનું સ્મરણ થઈ આવ્યું ને આ પ્રમાણે કહેવા લાગ્યા.

સનંદન બોલ્યા : નારદ ! આ વિષયમાં એક પ્રાચીન ઇતિહાસ કહું છું, જે સાંભળીને તમારું ભ્રાંત મન સ્થિર થશે. પ્રાચીન કાળમાં ભરત નામના એક રાજા થઈ ગયા. તેઓ ઋષભદેવના પુત્ર હતા અને એમના નામ પરથી આ દેશને 'ભારતવર્ષ' કહેવામાં આવે છે. રાજા ભરતે વંશપરંપરાગત ચાલતા આવેલા રાજ્યને પ્રાપ્ત કરી ધર્મપૂર્વક તેનું પાલન કર્યું. પિતા પોતાના પુત્રને જેવી રીતે સન્તુષ્ટ કરે છે, તેવી જ રીતે તેઓ પ્રજાને પ્રસન્ન રાખતા હતા. તેમણે નાના પ્રકારના યજ્ઞો કરીને ભગવાન વિષ્ણુનું યજન કર્યું. તેઓ સદા ભગવાનમાં મન લગાડી સત્કર્મો કર્યા કરતા હતા. કેટલાક પુત્રો થયા પછી રાજા ભરત વિષયોથી વિરક્ત થઈ ગયા અને રાજ્યનો ત્યાગ કરી પુલસ્ત્ય તથા પુલહ મુનિના શાલગ્રામ નામક મહાક્ષેત્રમાં આવેલા આશ્રમમાં ચાલ્યા ગયા. મુક્તિની ઇચ્છા ધરાવનારા ઘણા બધા

સાધકો તે તીર્થનું સેવન કરતા હતા. રાજા ભરત પણ ત્યાં જ રહીને ભગવાન વિષ્ણુની આરાધના કરવા લાગ્યા. તેઓ પરબ્રહ્મની સ્તુતિ કરતા હતા અને પ્રણવ સહિત વેદના મંત્રોનું ઉચ્ચારણપૂર્વક સૂર્યોપસ્થાન કરતા અને આશ્રમે આવીને પોતે જ આણેલાં સમિધ, દર્ભ તથા માટી આદિ દ્રવ્યોથી તેમજ ફળ, ફૂલ, તુલસીદલ અને સ્વચ્છ જળથી એકાગ્રતાપૂર્વક ભગવાન વાસુદેવની પૂજા કરતા ને તેમનામાં તન્મય થઈ જતા.

એક દિવસે રાજા ભરત પ્રાતઃકાલે નદીમાં સ્નાન કરી એકાગ્રચિત્તે જળમાં ઊભા રહીને જપ કરતા હતા. એજ સમયે એક હરણી જળ પીવા માટે વનમાંથી એકલી જનદીના તટ પર આવી લાગી. તેનો પ્રસવકાળ નજીક હતો. તેણે પાણી પી લીધું હતું. એવામાં જ સર્વ પ્રાણીઓને ભય પમાડનારી સિંહની ડણુક તેના સાંભળવામાં આવી. આથી ભગ્ન પામીને તે ઊછળી. તેનો ગર્ભ નદીમાં પડ્યો ને પાણીના પ્રવાહમાં તણાવા લાગ્યો. રાજા ભરતે તે ગર્ભને તે મૃગ-શાવકને કરુણાવશ થઈ ઉપાડી લીધું. બીજી તરફ તે હરણી ઊછળવાને લીધે નીચે પડવાથી તેમ જ ગર્ભ પડી જવાની વેદનાના કારણે ત્યાં જ મરણ પામી. હરણીને અવસાન પામેલી જોઈ રાજા ભરત તે મૃગશિશુને લઈ આશ્રમ પર આવ્યા ને તેને ઉછેરવા લાગ્યા. પોષણ પામવાથી તે મૃગશિશુ મોટું થઈ વધવા લાગ્યું. રાજા ભરતનું ચિત્ત તેનામાં આસક્ત થયું તેવું ભગવાનમાં પણ થયું ન હતું. તેમણે રાજપાટ, પુત્રો તથા સગાંવહાલાંઓનો પણ ત્યાગ કર્યો. તેમને એ હરણના બચ્ચામાં મમત્વ પેદા થયું. મૃગની મમતામાં તેમનું ચિત્ત વશીભૂત થવાને લીધે તેમની સમાધિનો ભંગ થયો. ત્યારબાદ થોડા સમય પછી રાજા ભરત અવસાન પામ્યા. તે સમયે પુત્ર પોતાના પિતાને જોતો હોય તેમ તે મૃગ આંખમાં આંસુ સાથે તેમને જોઈ રહ્યું હતું. રાજા પણ પ્રાણત્યાગ કરતી વખતે તે મૃગ ભણી જોઈ રહ્યા હતા. મૃગમાં જ તેમની ભાવના હોવાને લીધે રાજા ભરત બીજા જન્મમાં મૃગ થયા. પરંતુ પૂર્વજન્મનું સ્મરણ હોવાથી તેમના મનમાં સંસાર પ્રતિ વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો. તેઓ પોતાની માનો ત્યાગ કરી ફરીથી શાલગ્રામ તીર્થમાં આવ્યા અને સૂકું ઘાસ તથા પાંદડાં ખાઈને શરીરનું પોષણ કરવા લાગ્યા. આમ કરવાથી મૃગશરીરની પ્રાપ્તિ કરાવનારા કર્મનું પ્રાયશ્ચિત્ત થઈ ગયું, તેથી ત્યાં જ પોતાના શરીરનો ત્યાગ કરીને તેઓ જાતિ-સ્મર (પૂર્વજન્મની વાતોનું સ્મરણ કરનારા) બ્રાહ્મણના રૂપમાં ઉત્પન્ન થયા. સદાચારી યોગીઓના શ્રેષ્ઠ તેમ જ શુદ્ધ કુળમાં તેમનો જન્મ થયો. તેઓ સંપૂર્ણ વિજ્ઞાનથી સંપન્ન તથા સમસ્ત શાસ્ત્રોના તત્ત્વજ્ઞ થયા.

હે મુનિશ્રેષ્ઠ! તેઓ આત્માને પ્રકૃતિથી પર માનતા હતા; તેઓ આત્મજ્ઞાનથી સંપન્ન હોવાને લીધે દેવતા આદિ સર્વ ભૂતોને પોતાથી અભિન્ન જોતા હતા. ઉપનયનસંસ્કાર થયા. પછી તેઓ ગુરુએ ભણાવેલા વેદ-શાસ્ત્રનું અધ્યયન કરતા ન હતા. કોઈ પણ વૈદિક કર્મો પ્રતિ તેઓ ધ્યાન આપતા નહિ તેમ શાસ્ત્રોના ઉપદેશને પણ ગ્રહણ કરતા નહીં. જ્યારે તેમને કોઈ પૂછતું ત્યારે તેઓ જડની જેમ ગામઠી ભાષામાં ગમે તે કહી દેતા. તેમનું શરીર મેલું-ઘેલું રહેતું હોવાથી ગોબરું લાગતું. તેઓ હમેશાં મેલાં લૂગડાં પહેરતા. આથી ત્યાંનાં બધાં માણસો તેમનું અપમાન કર્યા કરતાં હતાં. સન્માન યોગસંપત્તિની હાનિ કરે છે અને બીજા માણસોથી અપમાનિત થનારો યોગી, યોગમાર્ગમાંથી જલદી

સિદ્ધિ પ્રાપ્ત કરી લે છે—આવો વિચાર કરી તે પરમબુદ્ધિમાન બ્રાહ્મણ સામાન્ય રીતે લોકોમાં પોતાની જાતને જડ અને ઉન્મત્ત જેવી જ પ્રકટ કરતા. જે વખતે જે મળી આવે તેને પ્રેમથી આરોગી લેતા. પિતાના મરણ પછી તેમના ભાઈ—ભાંડુઓએ તેમની પાસે ખેતી કરાવવા માંડી. તેઓ જે સડેલો-ગળેલો ખોરાક આપતા તેનાથી તેમનું શરીર પોષાવા લાગ્યું. તેમનું એકેએક અંગ બળદના અંગ જેવું પુષ્ટ હતું અને કામ-કાજમાં તેઓ જડની જેમ મંડ્યા રહેતા. એમને ખાવાનું મળે એ જ એમનું વેતન (પગાર) હતું, તેથી બધા એમની પાસે પોતાનું કામ કરાવી લેતા.

બ્રહ્મન્! એક સમયે સૌવીરરાજાએ શિબિકા (પાલખી) પર સવાર થઈ ઈક્ષુમતી નદીના તીર પાસે આવેલા મહર્ષિ કપિલના આશ્રમે જવાનો નિશ્ચય કર્યો. 'આ દુઃખમય સંસારમાં મનુષ્યોના માટે કલ્યાણકારી સાધનકારી સાધન કયું છે?' આ પ્રશ્નનો ઉત્તર તેઓ મોક્ષધર્મના જ્ઞાતા મહામુનિ કપિલ પાસેથી જાણવા ઇચ્છતા હતા. તે દિવસે રાજાની વેઠમાં ઘણા બધા માણસોને પકડી લાવવામાં આવ્યા. તેમની સાથે ભરત મુનિને પણ વેઠ માટે પકડવામાં આવ્યા. હે નારદ! તેઓ સંપૂર્ણ જ્ઞાનના એક માત્ર પાત્ર હતા. તેમને પૂર્વજન્મની વાતોનું સ્મરણ હતું; તેથી પોતાના પાપ-મય પ્રારબ્ધનો ક્ષય કરવા માટે તે શિબિ-કાને ખભા પર ઉપાડીને ચાલવા માંડ્યા. બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ જડભરત (ક્ષુદ્ર જીવો પગ નીચે કચડાઈ ન જાય તેથી તેમને બચાવવા માટે) ચાર હાથ આગળની ધરતીને જોતા જોતા મંદ ગતિએ ચાલવા લાગ્યા; પરંતુ તેમના સિવાય બાકીના બીજા ભોઈ લોકો ઝડપથી ચાલતા હતા. એક સરખી ગતિથી પાલખી વહન કરવામાં આવતી નથી એવું જોઈને રાજાએ તેમને કહ્યું: 'અરે! એ પાલખી ઉપાડનારા ભોઈ઼ઓ! તમે આ શું કરો છો? બધા સરખી ગતિથી સાથે ચાલો.' આમ કહેવા છતાંય જ્યારે પાલખીની ગતિમાં કંઈ સુધારો થયો નહીં ત્યારે રાજાએ કરડાકીથી પૂછ્યું: 'અરે! આ શું છે? તમે લોકો મારી આજ્ઞાથી વિરુદ્ધ વર્તો છો?', રાજાનાં વારંવાર આવાં વચનો સાંભળીને પાલખી ઊંચકનારા ભોઈ-ઓએ જડભરત ભણી સંકેત કરતાં કહ્યું: 'આ જ ધીરે ધીરે ચાલે છે.'

રાજાએ પૂછ્યું: અરે! શું તું થાકી ગયો? હજી તો તેં થોડી જ વાર મારી પાલખી ઊંચકી છે. શું તારાથી આ થાક વેઠાતો નથી? આમ તો તું તગડો દેખાય છે.

બ્રાહ્મણ બોલ્યા: રાજન્! હું તગડોય નથી તેમ મેં પાલખી ઊંચકી નથી. હું થાક્યોય નથી તેમ મને કંઈ મહેનત પણ જણાતી નથી. આ પાલખીને ઊંચકનારો કોઈ બીજો જ છે.

રાજા બોલ્યા: તગડો છે એ તો તું દેખાઈ જ રહ્યો છે અને પાલખી હજુય તારા ખભા પર હાજર છે. જ્યારે ભાર ઉપાડવામાં દેહધારીઓને મહેનત તો પડે જ છે ને થાક પણ લાગે છે.

બ્રાહ્મણ બોલ્યા: રાજન્! આ વિષય-માં મારી વાત સાંભળો. બધાથી નીચે પૃથ્વી છે, પૃથ્વી પર બે પગ છે, બે પગ પર બે જંઘાઓ છે, તે જંઘાઓ પર બે ઊરુ છે ને તેમના પર ઉદર છે. પછી ઉદર-ની ઉપર છાતી, હાથ અને ખભા છે ને ખભાઓની ઉપર આ પાલખી મૂકવામાં આવી છે. આવી દશામાં મારા ઉપર ભાર કઈ રીતે રહેલો છે? પાલખીમાં પણ જેને તમારું કહેવામાં આવે છે તે શરીર મુકાયેલું છે. રાજન્! હું, તમે અને બીજા બધા જીવ પંચભૂતો દ્વારા જ વહન કરાતા હોઈએ

છીએ તેમજ આ ભૂતવર્ગ પણ ગુણોના પ્રવાહમાં પડીને તણાતો જઈ રહ્યો છે. આ સત્ત્વ આદિ ગુણ પણ કર્મોને વશીભૂત છે અને તે કર્મ સર્વ જીવોમાં અવિદ્યા દ્વારા જ સંચિત છે. આત્મા તો શુદ્ધ, અક્ષર, શાંત, નિર્ગુણ અને પ્રકૃતિથી પર છે. તે એક જ સર્વ જીવોમાં વ્યાપ્ત છે, તેની વૃદ્ધિ કે હ્રાસ ક્યારેય થતાં નથી. હવે જ્યારે આત્મામાં નથી તો વૃદ્ધિ થતી કે નથી હ્રાસ થતો, તો પછી તમે શાથી કહ્યું કે તું જાડો છે? જો ક્રમશઃ પૃથ્વી, પગ, જંઘા, ઊરુ, કેડ, ઉદર આદિ અંગો પર રહેલા ખભાની ઉપર મુકાયેલી આ પાલખી મારા માટે ભારરૂપ થઈ શકતી હોત તો તેવી જ રીતે તમારા માટે પણ થઈ શકે છે. હે રાજન્! આ રીતે તો બીજા બધા જીવોએ પણ કેવળ પાલખી જ ઉપાડેલી નથી, પરંતુ પર્વત, વૃક્ષ, ગૃહ અને પૃથ્વી આદિનો ભાર પણ પોતાની ઉપર ઉપાડેલો છે. હે રાજન્! જે દ્રવ્યથી આ પાલખી બનેલી છે, તેનાથી જ આ તમારું, મારું અથવા બીજાં બધાનું શરીર પણ બનેલું છે, ને એમાં જ બધાંનું મમત્વ છે.

સનંદન બોલ્યા: આટલું બોલીને તે બ્રાહ્મણ ખભા પર પાલખી ઉપાડી રાખીને મૌન થઈ ગયા. એટલે રાજાએ પણ તુરત નીચે ઊતરીને તેમનાં ચરણો પકડી લીધાં.

રાજા બોલ્યા: હે વિપ્રવર! આ પાલખીને મૂકી દઈ કૃપા કરીને આપ મને જણાવો કે આ છદ્મવેશ ધારણ કરેલા આપ કોણ છો? કોના પુત્ર છો? અથવા આપના અહીં આગમનનું શું કારણ છે? આ બધું આપ મને કહો.

બ્રાહ્મણ બોલ્યા: ભૂપાલ! સાંભળો. હું કોણ છું એ વાત કહી શકાય તેમ નથી ને અહીં આવવાનું જે કારણ તમે પૂછ્યું તે વિષે જણાવવાનું કે ક્યાંય પણ આવવા-જવાનું કર્મ એ કર્મોનું ફળ ભોગવવા માટે જ થતું હોય છે. ધર્મ અને અધર્મથી ઉત્પન્ન થયેલાં સુખ-દુઃખને ભોગવવા માટે જ જીવ દેહ ધારણ કરે છે. સર્વ જીવોની બધી દશાઓનાં કારણ કેવળ તેમના ધર્મ-અધર્મ જ છે.

રાજા બોલ્યા: આ વાત ખરી છે કે સર્વ કર્મોનાં ધર્મ અને અધર્મ જ કારણ છે ને કર્મફળ ભોગવવા માટે એક દેહમાંથી બીજા દેહમાં જવાનું થાય છે; પરંતુ તમે જે એમ કહ્યું કે, 'હું કોણ છું' એ વાત કહી શકાય તેમ નથી, તેથી આ જ વાત સાંભળવાની મારી ઇચ્છા છે.

બ્રાહ્મણ બોલ્યા: રાજન્! 'અહં' શબ્દનું ઉચ્ચારણ જીભ, દાંત, હોઠ અને તાલુ જ કરતાં હોય છે, પરંતુ એ બધાં 'અહં' નથી; કારણ કે એ બધાં તે શબ્દના ઉચ્ચારણમાં જ હેતુ છે. તો પછી શું આ જિહ્વા આદિ કારણો દ્વારા આ વાણી જ પોતે પોતાને 'અહં' કહે છે? ના, તેથી આવી સ્થિતિમાં તું તગડો છે આમ બોલવું કદાપિ ઉચિત નથી. રાજન્! માથું અને હાથ-પગ આદિ લક્ષણોવાળું આ શરીર આત્માથી પૃથક્ જ છે; તેથી આ 'અહં' શબ્દનો પ્રયોગ હું ક્યાં અને કોના માટે કરું? જો મારાથી ભિન્ન કોઈ બીજો પણ સજાતીય 'આત્મા' હોય તોપણ 'આ હું છું અને આ બીજું કોઈ છે' આમ બોલવું ઉચિત લેખાત; જ્યારે આખા શરીરમાં એક જ આત્મા વિરાજમાન છે, ત્યારે 'આપ કોણ છો અને હું કોણ છું' વગેરે પ્રશ્નવાક્યો વ્યર્થ જ છે. હે નરેશ! 'તમે રાજા છો! આ પાલખી છે અને આ સામે પાલખી ઉપાડનારા ઊભા છે તથા આ જગત આપના અધિકારમાં છે' આમ જે કહેવામાં આવે છે તે વાસ્તવમાં સત્ય નથી. ઝાડમાંથી લાકડું પેદા થયું અને તેમાંથી આ પાલખી બની કે જેમાં તમે બેસો છો. જો એને પાલખી કહેવામાં આવે તો એનું 'ઝાડ' અને 'લાકડું'

આ નામ ક્યાં જતાં રહ્યાં? આ તમારા સેવકો એવું કહેતા નથી કે મહારાજા ઝાડ-પર ચઢેલા છે કે તેમાં બેઠા છે. તમે લાકડા-પર ચઢેલા છો એમ પણ કોઈ કહેતું નથી. તમે પાલખીમાં બેઠેલા છો આમ જ બધા કહે છે. પરંતુ પાલખી એ છે શું? કેવળ લાકડાઓનો જથ્થો. એ જથ્થો જ પોતાના માટે એક વિશેષ નામનો આશ્રય લઈને રહેલો છે. એ લાકડાંઓના સાંધાઓને છૂટા કરી નાખો ને પછી એમાંથી શોધી કાઢો કે તમારી પાલખી ક્યાં છે. એવી જ રીતે છત્રીના સળિયાઓને છૂટા પાડી દઈને વિચારી જુઓ કે, 'છત્રી' નામની વસ્તુ ક્યાં ચાલી ગઈ? આ જ વાત મને અને તમને લાગુ પડે છે (અર્થાત્ મારા અને તમારા શરીરમાં પંચભૂતથી અતિરિક્ત કોઈ વસ્તુ નથી). પુરુષ, સ્ત્રી, ગાય, બકરી, ઘોડો, હાથી, પક્ષી અને વૃક્ષ આદિ લૌકિક નામકર્મથી ઉત્પન્ન થયેલાં વિભિન્ન શરીરો માટે જ રાખવામાં આવ્યાં છે, એમ જાણવું જોઈએ. હે ભૂપાલ! આત્મા એ દેવતા નથી, મનુષ્ય નથી, પશુ નથી તેમ વૃક્ષ પણ નથી. એ બધા તો શરીરની આકૃતિઓના ભેદ છે અને એ ભિન્ન ભિન્ન કર્મો અનુસાર ઉત્પન્ન થયાં છે. રાજન્! લોકમાં જે રાજા, રાજાના સિપાહીઓ ને બીજી પણ જે જે એવી વસ્તુઓ છે, તે બધી કાલ્પનિક છે, સત્ય નથી. જે વસ્તુ પરિણામ આદિને લીધે કોઈ નવી સંજ્ઞાને કાલાંતરે પણ પ્રાપ્ત થતી નથી, તે જ પારમાર્થિક વસ્તુ છે. વિચારી તો જુઓ, તે શું છે? તમે સમસ્ત પ્રજાને માટે રાજા છો, પોતાના પિતાને માટે પુત્ર છો, શત્રુને માટે શત્રુ છો, પત્નીને માટે પતિ અને પુત્રને માટે પિતા છો. બોલો, હું તમને શું કહીને બોલાવું? તમે શું છો? આ માથું છો કે ગરદન; અથવા પેટ કે પગ વગેરેમાંથી કોઈ છો; ને આ માથું વગેરે પણ તમારાં શું છે? પૃથ્વીપતે! તમે બધા અવયવોથી પૃથક્ થઈને સારી પેઠે વિચાર કરી જુઓ કે તમે કોણ છો?

હે નરેશ! જ્યારે આત્મતત્ત્વ આ પ્રમાણે સ્થિત છે, ને બધાંથી પૃથક્ કરીને જ તેનું પ્રતિપાદન કરી શકાય છે, ત્યારે હું તેને 'અહં' આ નામથી કેવી રીતે બતાવી શકું? ૧-૯૫.

एवं व्यवस्थिते तत्त्वे मयाहमिति भावितुम्।
पृथक् चरणनिष्पाद्यं शक्यं तु नृपते कथम् ॥९५॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'રાજા ભરતની મૃગશરીરમાં આસક્તિ' નામનો ૪૮ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૪૯ : જડભરત અને સૌવીરનરેશનો સંવાદ

सनन्दन उवाच।

निशम्य तस्येति वचः परमार्थसमन्वितम्।
प्रश्रयावनतो भूत्वा तमाह नृपतिर्द्विजम् ॥ १ ॥

સનંદન બોલ્યા : નારદ! બ્રાહ્મણનું પરમાર્થયુક્ત વચન સાંભળીને સૌવીરનરેશે નમ્ર થઈ વિનયપૂર્વક કહ્યું.

રાજા બોલ્યા : વિપ્રવર! આપે સર્વ જીવોમાં વ્યાપીને રહેલા જે વિવેકવિજ્ઞાનનું દર્શન કરાવ્યું છે, તે પ્રકૃતિથી પર એવા બ્રહ્મનું જ સ્વરૂપ છે; પરંતુ આપે જે એમ કહ્યું કે, 'હું પાલખીનું વહન કરતો નથી ને મારા પર તેનો ભાર પણ નથી. જેણે આ પાલખી ઉપાડી રાખી છે, તે શરીર મારાથી ભિન્ન છે. જીવોની પ્રવૃત્તિ ગુણોની પ્રેરણાથી થાય છે ને આ ગુણો કર્મોથી પ્રેરાઈને પ્રવૃત્ત થાય છે, એમાં મારું કર્તૃત્વ શું છે?' પરમાર્થને જાણનારા હે દ્વિજશ્રેષ્ઠ! આપની આ વાત મારા કાનમાં પડતાં જ મારું મન પરમાર્થનો જિજ્ઞાસુ થઈને તેને પ્રાપ્ત કરવા માટે વિહ્વળ થઈ ગયું છે. હું પ્રથમ મહર્ષિ કપિલની પાસે જઈને એ પૂછવા

માટે જ જતો હતો કે જગતમાં શું શ્રેય છે: પરંતુ એ દરમિયાન આપે જે વાતો કહી, તે સાંભળીને મારું મન પરમાર્થશ્રવણ માટે આપના ભણી દોડી રહ્યું છે. મહર્ષિ કપિલ ભગવાન વિષ્ણુના અંશ છે અને સંસારના મોહનો નાશ કરવા માટે આ પૃથ્વી પર તેમનું આગમન થયું છે, એવું મને જણાય છે. તે જ ભગવાન કપિલ મારું હિત કરવાની કામનાથી અહીં આપના રૂપમાં પ્રત્યક્ષ પ્રકટ થયા છે, તેથી જ તો આપ આવું ભાષણ કરી રહ્યા છો. હે બ્રહ્મન્! મારા મોહનો નાશ કરવા માટે જે પરમ કલ્યાણકારી હોય, તે મને જણાવો; કારણ કે આપ સંપૂર્ણ વિજ્ઞાનમય તત્ત્વના સાગરરૂપ જણાઓ છો.

બ્રાહ્મણ બોલ્યા: ભૂપાલ! શું તમે શ્રેયની વાત પૂછો છો કે પરમાર્થ જાણવા માટે પ્રશ્ન કરો છો? રાજન્! જે માણસ દેવતાની આરાધના કરીને ધનસંપત્તિ ઇચ્છે છે, પુત્ર તથા રાજ્ય(તેમ જ સ્વર્ગ)ની અભિલાષા કરે છે, તેના માટે તો તે જ વસ્તુઓ શ્રેય છે; પરંતુ વિવેકી પુરુષો માટે પરમાત્માની પ્રાપ્તિ જ કલ્યાણકારી છે. સ્વર્ગલોકરૂપ ફળ આપનારું યજ્ઞ આદિ કર્મ પણ શ્રેય જ છે; પરંતુ મુખ્ય શ્રેય તો તેના ફળની ઇચ્છા ન કરવામાં જ છે. ભૂપાલ! યોગયુક્ત તથા અન્ય પુરુષોએ પણ સદા પરમાત્માનું ચિંતન કરવું જોઈએ; કારણ કે પરમાત્માનો સંયોગ થવારૂપ શ્રેય જ વાસ્તવિક શ્રેય છે. આ પ્રમાણે શ્રેય તો અનેક છે, પરંતુ તે બધાં પરમાર્થ નથી. હવે પરમાર્થ એટલે શું તે કહું છું, સાંભળો. જો 'ધન જ પરમાર્થ હોત તો ધર્મ માટે તેનો ત્યાગ શાથી કરવામાં આવત? તેમ જ ભોગોની પ્રાપ્તિ માટે પણ તેનો વ્યય શાથી કરવામાં આવત? હે નરેશ્વર! જો આ સંસારમાં રાજ્ય આદિની પ્રાપ્તિને 'પરમાર્થ' કહેવામાં આવે તો તેઓ ક્યારેક રહે છે ને ક્યારેક નથી રહેતાં; તેથી પરમાર્થને પણ આગમાપાયી માનવું પડશે. જો ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદના મંત્રોથી સંપન્ન થનારા યજ્ઞકર્મને તમે પરમાર્થ માનતા હો તો તેના વિષયમાં હું જે કહું છું, તે સાંભળો. રાજન્! કારણભૂત મૃત્તિકાથી ઉત્પન્ન થનારું કર્મ કારણનું અનુગમન કરવાથી મૃત્તિકાસ્વરૂપ જ સમજાય છે. આ ન્યાયથી સમિધા, ઘૃત અને દર્ભ આદિ વિનાશશીલ દ્રવ્યો દ્વારા કરાતી ક્રિયા પણ અવશ્ય વિનાશશીલ હોવાની; પરંતુ વિદ્વાન પુરુષો પરમાર્થને અવિનાશી હોવાનું માને છે. જે ક્રિયા નાશવાન પદાર્થોથી કરવામાં આવે છે તે અને તેનું ફળ—બન્ને અવશ્ય, નાશવાન હોય છે. નિષ્કામભાવથી કરવામાં આવેલું કર્મ સ્વર્ગાદિ ફળ ન આપવાને લીધે જો તેને પરમાર્થ માનવામાં આવે તો મારા વિચાર પ્રમાણે તે પરમાર્થભૂત મોક્ષનું સાધન માત્ર છે અને સાધન તો ક્યારેય પરમાર્થ હોઈ શકતું નથી; કારણ કે તેને સાધ્ય માનવામાં આવેલ છે. રાજન્! જો આત્માના ધ્યાનને જ પરમાર્થ નામ આપવામાં આવે તો તે બીજાઓના આત્માથી ભિન્નતા દર્શાવનારું થાય છે, પરંતુ પરમાર્થમાં ભિન્નતા હોતી નથી. એટલા માટે હે રાજન્! આ સર્વ શ્રેય જ છે, પરમાર્થ નથી. હવે હું સંક્ષેપથી પરમાર્થનું વર્ણન કરું છું, તે સાંભળો.

આત્મા એક, વ્યાપક, સમ, શુદ્ધ, નિર્ગુણ અને પ્રકૃતિથી પર છે, તેમાં જન્મ અને વૃદ્ધિ આદિનો વિકાર નથી. તે સર્વત્ર વ્યાપક તથા પરમ જ્ઞાનમય છે. અસત્ નામ અને જાતિ આદિ સાથે તે સર્વવ્યાપક પરમાત્માનો ક્યારેય સંયોગ થયો નથી ને થવાનો પણ નથી. તે પોતાનાં અને

બીજાઓનાં શરીરમાં વિદ્યમાન હોવા છતાં પણ એક જ છે. આ પ્રકારનું જે વિશેષજ્ઞાન છે, તે જ પરમાર્થ છે. દ્વૈતભાવના રાખનારો પુરુષ તો અપરમાર્થદર્શી જ છે. જેવી રીતે વાંસળીમાં એક જ વાયુ અભેદભાવથી વ્યાપ્ત છે, પરંતુ તેના છિદ્રોના ભેદથી તેમાં ષડ્જ, ઋષભ આદિ સ્વરોની ભિન્નતા રહેલી છે, તેવી જ રીતે તે એક જ પરમાત્માના દેવ, મનુષ્ય આદિ અનેક ભેદ પ્રતીત થાય છે. તે ભેદ અવિદ્યાના આવરણ સુધી જ સીમિત છે. રાજન્! આ વિષયમાં એક પ્રાચીન ઇતિહાસ સાંભળો.

નિદાઘ નામના બ્રાહ્મણને ઉપદેશ આપતી વખતે મહામુનિ ઋભુએ જે કંઈ કહ્યું હતું તેનું જ આમાં વર્ણન છે. બ્રહ્માના ઋભુ નામના એક પુત્ર હતા. તેઓ સ્વભાવથી પરમાર્થ તત્ત્વના જ્ઞાતા હતા. પૂર્વકાળમાં પુલસ્ત્ય મુનિના પુત્ર નિદાઘ તેમના શિષ્ય થયા હતા. ઋભુએ અતિ પ્રસન્નતાથી નિદાઘને સંપૂર્ણ તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપ્યો હતો. સમસ્ત જ્ઞાનપ્રધાન શાસ્ત્રોનો ઉપદેશ પ્રાપ્ત કરી લીધા છતાં પણ નિદાઘની અદ્વૈતમાં નિષ્ઠા થઈ નહીં. ઋભુએ નિદાઘની આ સ્થિતિ કરી લીધી. દેવિકા નદીના તટ પર વીરનાગર નામનું એક અત્યંત સમૃદ્ધશાળી અને પરમ રમણીય નગર હતું. મહર્ષિ પુલસ્ત્યે તે વસાવ્યું હતું. તે જ નગરમાં પહેલાં મહર્ષિ ઋભુના શિષ્ય યોગવેત્તા નિદાઘ નિવાસ કરતા હતા. તેઓને ત્યાં રહેતાં જ્યારે એક હજાર દિવ્ય વર્ષ વ્યતીત થઈ ગયાં, ત્યારે મહર્ષિ ઋભુ પોતાના શિષ્ય નિદાઘને મળવા માટે તે નગરમાં ગયા. નિદાઘ બલિવૈશ્વદેવ કર્યા પછી બારણે બેસી અતિથિઓની પ્રતીક્ષા કરી રહ્યા હતા. તેઓ ઋભુને પાદ્ય અને અર્ઘ્ય આપીને પોતાના ઘરમાં લઈ ગયા અને હાથપગ ધોવડાવીને આસન પર બેસાડ્યા પછી નિદાઘે આદરપૂર્વક કહ્યું : 'વિપ્રવર! હવે આપ ભોજન કરો.'

ઋભુ બોલ્યા : દ્વિજશ્રેષ્ઠ! આપના ઘરમાં જમવા યોગ્ય જે જે ખોરાક તૈયાર હોય, તેનું નામ આપો.

નિદાઘ બોલ્યા : મારા ઘરમાં સાથવો, જવની લાપસી અને બાટી બનેલ છે. આપને એમાંથી જે કંઈ રુચે તે જ ઇચ્છા અનુસાર આરોગો.

ઋભુ બોલ્યા : બ્રહ્મન્! એ સર્વમાં મારી રુચિ નથી. મને મિષ્ટાન્ન જમાડો. શીરો, દૂધપાક અને એવાં બીજાં મિષ્ટાન્નનું ભોજન કરાવો.

નિદાઘે પોતાની પત્નીને કહ્યું : શોભને! આપણા ઘરમાં સારામાં સારી જે ભોજન-સામગ્રી હોય તેમાંથી આ અતિથિદેવ માટે મિષ્ટાન્ન બનાવો.

પતિએ આ પ્રમાણે કહ્યાથી બ્રાહ્મણ-પત્નીએ નાથની આજ્ઞાનો આદર કરી તે અતિથિદેવ માટે મિષ્ટાન્ન તૈયાર કર્યું. રાજન્! મહામુનિ ઋભુ ઇચ્છાનુસાર મિષ્ટાન્નનું ભોજન કરી રહ્યા પછી નિદાઘે નમ્રભાવે ઊભા થઈને પૂછ્યું.

નિદાઘ બોલ્યા : બ્રહ્મન્! ભોજનથી આપને સારી પેઠે તૃપ્તિ થઈ? આપ સંતુષ્ટ તો થયા ને? હવે આપનું ચિત્ત સંપૂર્ણ રીતે સ્વસ્થ છે ને? વિપ્રવર! આપ ક્યાંના નિવાસી છો, ક્યાં જવા નીકળ્યા છો ને આપ ક્યાંથી પધાર્યા છો? આ સર્વ જણાવો.

ઋભુ બોલ્યા : બ્રહ્મન્! જેને ભૂખ લાગે છે, તેને જ જમ્યા પછી તૃપ્તિ પણ થાય છે. મને તો નથી ક્યારેય ભૂખ લાગી ને નથી તો તૃપ્તિ થઇ. તો પછી મને શા માટે પૂછો છો? જઠરાગ્નિથી પાર્થિવ ધાતુ (પહેલાં ખાધામાં આવેલો પદાર્થ) પચી ગયા પછી ક્ષુધાની પ્રતીતિ થાય છે. એવી જ રીતે પીધેલું જળ ક્ષીણ થઈ ગયા પછી માણસોને તૃષાનો અનુભવ થાય છે. હે

દ્વિજ! આ ક્ષુધા અને તૃષા દેહના જ ધર્મ છે, મારા નહીં. એટલા માટે મને ક્યારેય પણ ભૂખ લાગવાની સંભાવના જ નથી. તેથી મને તો સર્વદા તૃપ્તિ જ રહે છે. બ્રહ્મન્! મનની સ્વસ્થતા અને સંતોષ–આ બંને ચિત્તના ધર્મ (વિકાર) છે. તેથી આત્મા આ ધર્મોથી સંયુક્ત થતો નથી; અને તમે જે એમ પૂછ્યું છે કે આપનો નિવાસ ક્યાં છે, આપ ક્યાં જશો ને ક્યાંથી પધારો છો–આ ત્રણ પ્રશ્નોના વિષયમાં મારો મત-શો છે તે સાંભળો. આત્મા સર્વમાં વ્યાપ્ત છે. આકાશની પેઠે એ સર્વવ્યાપક છે, તેથી એના સંબંધમાં ક્યાંથી આવ્યા, ક્યાં રહો છો ને ક્યાં જશો–આ પ્રશ્ન કેવી રીતે સાર્થક હોઈ શકે? એટલા માટે હું જનારો નથી તેમ આવનારો પણ નથી. (તું હું અને તેનો ભેદ પણ શરીરને લીધે જ છે) વાસ્તવમાં તું તું નથી, તે તે નથી ને હું હું નથી (કેવળ વિશુદ્ધ આત્મા જ સર્વત્ર વિરાજમાન છે), એવી જ રીતે મધુર એ મધુર નથી. મને મિષ્ટાન્ન જમાડવા માટે મેં તમને કહ્યું હતું તેમાં પણ મારો એ જ ભાવ હતો કે, જોઉં તો ખરો, તમે આ વિષયમાં શું કહો છો. દ્વિજશ્રેષ્ઠ! હવે આ વિષયમાં મારો શો વિચાર છે, તે સાંભળો. તૃપ્ત થઈ ગયા પછી મિષ્ટાન્ન પણ મિષ્ટ લાગતું નથી એટલું જ નહીં પરંતુ ઉદ્વેગજનક થઈ પડે છે. ક્યારેક તો જે મિષ્ટ નથી હોતું તે પણ મિષ્ટ લાગે છે; અર્થાત્ કકડીને ભૂખ લાગી હોય ત્યારે મોળું અન્ન પણ મધુર લાગે છે, એવું કયું અન્ન છે જે આદિ, મધ્ય અને અંત–ત્રણે કાળમાં રુચિકર જ હોય. માટીનું ઘર માટી વડે લીંપવાથી સ્થિર થાય છે, તેવી જ રીતે આ પાર્થિવ શરીર પાર્થિવ પરમાણુઓથી પુષ્ટ થાય છે. જવ, ઘઉં, મગ, ઘી, તેલ, દૂધ, દહીં, ખાંડ, ગોળ અને ફળ આદિ બધા જ ભોજ્ય પદાર્થ પાર્થિવ પરમાણુ જ છે ને (એમાં કયો પદાર્થ સ્વાદિષ્ટ છે ને કયો સ્વાદિષ્ટ નથી)! એટલા માટે આ બધું સમજી લઈને ગળ્યાં–મોળાંનો વિચાર કરનારા મનને તમારે સમદર્શી બનાવવું જોઈએ; કારણ કે સમતા જ મોક્ષનો ઉપાય છે.

રાજન્! ઋભુનાં આ પરમાર્થયુક્ત વચન સાંભળીને નિદાઘે તેમને પ્રણામ કરીને કહ્યું: બ્રહ્મન્! આપ પ્રસન્ન થાઓ અને મને જણાવો કે મારું હિત સાધવા માટે અહીં પધારેલા આપ કોણ છો? આપનાં આ વચન સાંભળીને મારો સઘળો મોહ નષ્ટ થઈ ગયો છે.

ઋભુ બોલ્યા: દ્વિજશ્રેષ્ઠ! હું તમારો આચાર્ય ઋભુ છું અને તત્ત્વને સમજનારી બુદ્ધિ તમને આપવા માટે અહીં આવ્યો હતો. હવે હું જાઉં છું. જે કંઈ પરમાર્થ છે, તે સર્વ મેં તમને સમજાવી દીધો. આ પ્રમાણે પરમાર્થતત્ત્વ પર વિચાર કરતા રહીને તમે આ સંપૂર્ણ જગતને કેવળ 'વાસુદેવ' એવી સંજ્ઞાવાળા પરમાત્માનું સ્વરૂપ જાણજો, એમાં ભેદનો સર્વથા અભાવ છે.

બ્રાહ્મણ જડભરત બોલ્યા: ત્યાર બાદ નિદાઘે 'ઘણું સારું' આમ કહીને ગુરુદેવને પ્રણામ કર્યા અને ભક્તિભાવથી તેમની પૂજા કરી. ત્યાર પછી નિદાઘની ઇચ્છા ન હોવા છતાં પણ મહર્ષિ ઋભુ ત્યાંથી ચાલ્યા ગયા. હે નરેશ્વર! તે પછી એક સહસ્ર દિવ્ય વર્ષો વીતી ગયા બાદ તેઓ નિદાઘને જ્ઞાનોપદેશ કરવા માટે ફરીથી તે જ નગરમાં આવ્યા. તો તેમણે નિદાઘને નગરની બહાર ઊભો રહેલો દીઠો. ત્યાંનો રાજા ઘણી ભારે સેના-ની સાથે દમામથી નગરમાં પ્રવેશ કરી રહ્યો હતો અને નિદાઘ માણસોની ભીડથી આઘા જઈને ઊભા હતા. તેઓ વનમાંથી દર્ભ વગેરે લાવ્યા હતા અને ભૂખ તથા તરસથી

તેમનું ગળું સુકાતું હતું. નિદાઘને જોઈને ઋભુ તેમની પાસે ગયા અને અભિવાદન કરીને બોલ્યા 'અહો! તમે અહીં એકાંતમાં શાથી ઊભા છો?

નિદાઘ બોલ્યા : વિપ્રવર! આજે આ રમણીય નગરમાં અહીંના રાજા પ્રવેશ કરવા ઇચ્છે છે, તેથી અહીં માણસોની ભારે ઠઠ જામી છે, એટલા માટે હું અહીં ઊભો છું.

ઋભુ બોલ્યા : દ્વિજશ્રેષ્ઠ! આપ અહીંની વાતો જાણો છો તો મને કહો કે એમાં રાજા કયો છે ને બીજા માણસો કોણ છે?

નિદાઘ બોલ્યા : આ જે પર્વતના શિખરના જેવા ઊંચા અને મતવાલા ગજરાજ પર ચઢેલો છે, તે જ રાજા છે ને બીજા માણસો તેના પરિજન છે.

ઋભુ બોલ્યા : મહાભાગ! મેં હાથી તથા રાજાને એકસાથે જોયા છે. આપે વિશેષરૂપથી એમનાં પૃથક્ પૃથક્ ચિહ્ન જણાવ્યાં નહિ; તેથી હું ઓળખી શક્યો નહીં માટે એમની વિશેષતા જણાવો. હું જાણવા ઇચ્છું છું કે એમાં રાજા કોણ છે ને હાથી કોણ છે?

નિદાઘ બોલ્યા : એમાં આ જે નીચે ઊભો છે, તે હાથી છે ને એના ઉપર આ રાજા બેઠેલો છે, એ બંનેમાં એક વાહન છે ને બીજો સવાર છે. વાહ્ય-વાહક સંબંધને ભલા કોણ જાણતું નથી?

ઋભુ બોલ્યા : બ્રહ્મન્! હું સારી રીતે સમજી શકું તે રીતે મને સમજાવો. 'નીચે' આ શબ્દનો શો અભિપ્રાય છે ને 'ઉપર' કોને કહેવામાં આવે છે?

બ્રાહ્મણ જડભરત કહે છે કે ઋભુએ આ પ્રમાણે પૂછવાથી નિદાઘ સહસા તેમના ઉપર ચઢી ગયા અને આ પ્રમાણે બોલ્યા: 'સાંભળો, આપ મને જે પૂછી રહ્યા છો તે હવે સમજાવીને કહું છું. આ સમયે હું રાજાની પેઠે ઉપર છું, ને આપ ગજરાજની જેમ નીચે છો. હે વિપ્રવર! આપને સારી પેઠે સમજાવવા ખાતર જ મેં આ દૃષ્ટાંત આપ્યું છે.

ઋભુ બોલ્યા : દ્વિજશ્રેષ્ઠ! જો આપ રાજા સમાન છો ને હું હાથીના સમાન છું તો મને કહો કે આપ કોણ છો ને હું કોણ છું?

બ્રાહ્મણ બોલ્યા: ઋભુએ આ પ્રમાણે પૂછતાં જ નિદાઘે તુરત તેમનાં ચરણોમાં મસ્તક નમાવ્યું ને કહ્યું: 'ભગવન્! આપ નિશ્ચય જ મારા આચાર્યપાદ મહર્ષિ ઋભુ છો; કારણ કે મારા આચાર્ય સિવાય બીજાનું હૃદય આ પ્રમાણે અદ્વૈત સંસ્કારથી સંપન્ન નથી. તેથી મને વિશ્વાસ છે કે, આપ મારા ગુરુજી જ અહીં પધાર્યા છો.

ઋભુ બોલ્યા : નિદાઘ! પહેલાં તમે મારી ઘણી સેવા શુશ્રૂષા કરી છે તેથી અત્યંત સ્નેહને લીધે હું તમને ઉપદેશ આપવા માટે તમારો આચાર્ય ઋભુ જ અહીં આવ્યો છું., મહામતે! સમસ્ત પદાર્થોમાં અદ્વૈત આત્મબુદ્ધિ થવી એ જ પરમાર્થનો સાર છે, મેં સંક્ષેપથી તમને તેનો ઉપદેશ આપી દીધો છે.

બ્રાહ્મણ જડભરત બોલ્યા : વિદ્વાન ગુરુ મહર્ષિ ઋભુ નિદાઘને આમ કહીને ચાલ્યા ગયા. નિદાઘ પણ તેમના ઉપદેશથી અદ્વૈતપરાયણ થઈ સર્વ પ્રાણીઓને પોતાથી અભિન્ન જોવા લાગ્યા. બ્રહ્મર્ષિ નિદાઘે આ પ્રમાણે બ્રહ્મપરાયણ થઈને પરમમોક્ષ પ્રાપ્ત કરી લીધો. હે ધર્મજ્ઞ નરેશ! આ જ પ્રમાણે તમારે પણ આત્માને બધામાં વ્યાપ્ત રહેલો જાણીને પોતામાં તથા શત્રુમાં અને મિત્રમાં સમાન ભાવ રાખવો.

સનંદન બોલ્યા : બ્રાહ્મણ જડભરતે આમ કહ્યું એથી સૌવીરનરેશે પરમાર્થ ભણી દૃષ્ટિ રાખી ભેદબુદ્ધિનો ત્યાગ કરી દીધો અને તે બ્રાહ્મણ પણ પૂર્વજન્મની

વાતોનું સ્મરણ કરીને બોધયુક્ત થઈ તે જ જન્મમાં મુક્ત થઈ ગયા. નારદ! આ પ્રમાણે મેં તમને પરમાર્થરૂપ આ અધ્યાત્મજ્ઞાન આપ્યું છે જે સાંભળનારા સર્વ કોઈને પણ મુક્તિપ્રદાન કરનારું છે.

હે બ્રહ્મન્! તમે મને જે કંઈ પૂછ્યું તે સર્વ મેં તમને કહ્યું. આ બ્રહ્મજ્ઞાન શુદ્ધ છે, બીજું તમને શું કહું! ૧–૯૪

यथा पृष्टं त्वया ब्रह्मंस्तथा ते गदितं मया ।
ब्रह्मज्ञानमिदं शुद्धं किमन्यत्कथयामि वै ॥९४॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'જડભરત અને સૌવીર-નરેશનો સંવાદ' નામનો ૪૯ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૫૦ : શિક્ષા–નિરૂપણ

सूत उवाच ।
श्रुत्वा सनन्दनस्येत्थं वचनं नारदो मुनिः ।
असन्तुष्ट इव प्राह भ्रातरं तं सनन्दनम् ॥१॥

સૂત બોલ્યા : સનંદનનું આવું વચન સાંભળીને નારદ અતૃપ્ત જ રહ્યા. તેઓ વળી વધુ શ્રવણ કરવા માટે ઉત્સુક થઈને સનંદનને કહેવા લાગ્યા.

નારદ બોલ્યા : ભગવન્! મેં આપને જે કંઈ પૂછ્યું, તે બધું આપે મને જણાવી દીધું; તોપણ ભગવત્સંબંધી ચર્ચા વારંવાર સાંભળીને પણ મારું મન તૃપ્ત થતું નથી–વધારે ને વધારે સાંભળવા માટે ઉત્કંઠિત થઈ રહ્યું છે. એવું સાંભળવામાં આવે છે કે, પરમ ધર્મજ્ઞ વ્યાસપુત્ર શુકદેવજીએ આંતરિક અને બાહ્ય–બધા ભોગોથી પૂર્ણ રીતે વિરક્ત થઈને ભારે સિદ્ધિ પ્રાપ્ત કરી છે. બ્રહ્મન્! મહાત્માઓની સેવા (સત્સંગ) કર્યા વિના ઘણું કરીને પુરુષને વિજ્ઞાન (તત્ત્વજ્ઞાન) પ્રાપ્ત થતું નથી, પરંતુ શુકદેવે બાલ્યાવસ્થામાં જ જ્ઞાન મેળવી લીધું. આ કેવી રીતે બન્યું? આપ મોક્ષશાસ્ત્રના તત્ત્વને જાણનારા છો, તે હું સાંભળવા ચાહું છું, તો આપ મને શુકદેવજીના રહસ્યમય જન્મ અને કર્મ વિષે કહો.

સનંદન બોલ્યા : નારદ! સાંભળો. હું શુકદેવજીનું વૃત્તાંત સંક્ષેપથી કહીશ. હે મુને! આ વૃત્તાંત સાંભળીને મનુષ્ય બ્રહ્મતત્ત્વનો જ્ઞાતા બની શકે છે. મોટી ઉંમરને લીધે, વાળ ધોળા થવાથી, ધનથી અથવા ભાઈભાંડુઓને લીધે કોઈ મોટું ગણાતું નથી. પરંતુ ઋષિ–મુનિઓએ ધર્મપૂર્વક એવો નિશ્ચય કર્યો છે કે, અમારામાં જે 'અનૂચાન' હોય, તે જ મહાન છે.

નારદ બોલ્યા : સર્વને માન આપનારા હે વિપ્રવર! પુરુષ 'અનૂચાન' કેવી રીતે થાય છે? તે ઉપાય મને જણાવો. કારણ કે એને જાણવા મારા મનમાં મોટું કૌતુક છે.

સનંદન બોલ્યા : નારદ! સાંભળો. હું અનૂચાનનું લક્ષણ જણાવું છું, જે જાણવાથી મનુષ્ય અંગો સહિત વેદોનો જ્ઞાતા થાય છે. શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, જ્યોતિષ તથા છંદઃશાસ્ત્ર–આ છને વિદ્વાન પુરુષો વેદાંગ કહે છે. ધર્મનું પ્રતિપાદન કરવામાં ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ–આ ચાર વેદો જ પ્રમાણ છે. જે શ્રેષ્ઠ દ્વિજ ગુરુ પાસેથી છયે અંગો સહિત વેદોનું અધ્યયન સારી પેઠે કરે છે, તે 'અનૂચાન' થાય છે; એ સિવાય, અગણિત ગ્રંથો વાંચી લેવાથી પણ કોઈને 'અનૂચાન' કહી શકાય નહીં.

નારદ બોલ્યા : હે માનદ! આપ અંગો સહિત આ સંપૂર્ણ વેદોના મહાપંડિત છો. તેથી મને અંગો અને વેદોનાં લક્ષણ વિસ્તારપૂર્વક જણાવો.

સનંદન બોલ્યા : બ્રહ્મન્! તમે મારા પર પ્રશ્નનો આ અનુપમ ભાર મૂકી દીધો. હું સંક્ષેપથી આ સર્વના સુનિશ્ચિત સાર-સિદ્ધાંતનું વર્ણન કરીશ. વેદવેત્તા બ્રહ્મર્ષિઓએ વેદોની શિક્ષામાં સ્વરને પ્રધાન કહેલ છે; તેથી સ્વરનું વર્ણન કરું છું, સાંભળો–

સ્વરશાસ્ત્રોના નિશ્ચય અનુસાર વિશેષરૂપથી આર્ચિક (ઋક્ સંબંધી), ગાથિક (ગાથા સંબંધી) અને સામિક (સામ સંબંધી) સ્વર-વ્યવધાનનો પ્રયોગ કરવો જોઈએ. ઋચાઓમાં એકના વ્યવધાનથી સ્વર થાય છે. ગાથાઓમાં બેના વ્યવધાનથી અને સામમંત્રોમાં ત્રણના વ્યવધાનથી સ્વર થાય છે; સ્વરોનું આટલું જ વ્યવધાન સર્વત્ર જાણવું જોઈએ. ઋક્, સામ અને યજુર્વેદના અંગભૂત જે યાજ્ય, સ્તોત્ર, કરણ અને મંત્ર આદિ યાજ્ઞિકો દ્વારા યજ્ઞોમાં પ્રયુક્ત થાય છે, તેમાં શિક્ષા-શાસ્ત્રનું જ્ઞાન ન હોવાથી વિસ્વર (વિરુદ્ધ સ્વરનું ઉચ્ચારણ) થઈ જાય છે. મંત્ર જો યથાર્થ સ્વર અને વર્ણથી હીન હોય તો મિથ્યા પ્રયુક્ત થવાથી તે અભીષ્ટ અર્થનો બોધ કરાવતો નથી; એટલું જ નહીં પણ તે વાક્રૂપી વજ્ર યજમાનને હણી નાખે છે, જેમ કે 'ઇંદ્રશત્રુ' આ પદ સ્વર-ભેદથી થયેલા અપરાધને લીધે યજમાન માટે હાનિકારક થઈ ગયું.× સંપૂર્ણ વાઙ્મયના ઉચ્ચારણ માટે વક્ષઃસ્થલ, કંઠ અને શિર આ ત્રણ સ્થાન છે. આ ત્રણેયને સવન કહેવામાં આવે છે, અર્થાત્ વક્ષઃસ્થાનમાં નિમ્ન-સ્વરથી જે શબ્દોચ્ચાર થાય છે, તે પ્રાતઃ-સવન કહેવાય છે; કંઠસ્થાનમાં મધ્યમસ્વરથી કરવામાં આવેલું શબ્દોચ્ચારણ માધ્યન્દિન સવન છે તથા મસ્તકરૂપ સ્થાનમાં ઉચ્ચ સ્વરથી જે શબ્દોચ્ચારણ થાય છે, તેને તૃતીયસ્તવન કહે છે.

અધરોત્તભેદના કારણથી સપ્તસ્વરાત્મક સામનાં પણ પૂર્વોક્ત ત્રણ જ સ્થાન છેઃ ઉરોભાગ, કંઠ તથા મસ્તક-આ સાતેય સ્વરોનાં વિચરણ સ્થાન છે; પરંતુ ઉરસ્થલમાં મંદ અને અતિસ્વારની અભિવ્યક્તિ યોગ્ય રીતે ન થવાથી તેને સાતેય સ્વરોનું વિચરણ-સ્થલ કહી શકાય નહીં; તો પણ અધ્યયન-અધ્યાપન માટે તેવું વિધાન કરવામાં આવ્યું છે. (યોગ્ય રીતે અભિવ્યક્તિ ન થવા છતાંય ઉપાંશુ કે માનસ પ્રયોગમાં વર્ણ તથા સ્વરનું સૂક્ષ્મ ઉચ્ચારણ તો થાય જ છે;) કઠ, કલાપ, તૈત્તિરીય તથા આહ્વરક શાખાઓમાં અને ઋગ્વેદ તથા સામવેદમાં પ્રથમ સ્વરનું ઉચ્ચારણ કરવું જોઈએ. ઋગ્વેદની પ્રવૃત્તિ બીજા અને ત્રીજા સ્વર દ્વારા થાય છે. લૌકિક વ્યવહારમાં ઉચ્ચ અને મધ્યમનો સંઘાત સ્વર થાય છે. આહ્વરક શાખાવાળા તૃતીય તથા પ્રથમમાં ઉચ્ચારિત સ્વરોનો પ્રયોગ કરે છે; તૈત્તિરીય શાખાવાળા દ્વિતીય-થી લઈને પંચમ સુધી ચાર સ્વરોનું ઉચ્ચારણ કરે છે, સામગાન કરનારા વિદ્વાન પ્રથમ (ષડ્જ) દ્વિતીય (ઋષભ), તૃતીય (ગાન્ધાર) ચતુર્થ (મધ્યમ), મન્દ્ર (પંચમ), ક્રુષ્ટ (ધૈવત) તથા અતિસ્વાર (નિષાદ) આ સાત સ્વરોનો પ્રયોગ કરે છે. દ્વિતીય અને પ્રથમ એ તાંડી (તાંડ્ય પંચવિંશાદિ બ્રાહ્મણના અધ્યેતા કૌથુમ આદિ શાખાવાળા) તથા ભાલ્લવી (છન્દોગ શાખાવાળા) વિદ્વાનોના સ્વર છે. વળી શતપથ બ્રાહ્મણમાં આવેલા આ બંને સ્વર વાજસનેયી શાખા-વાળાઓ દ્વારા પણ યોજાય છે. આ સર્વ વેદોમાં યોજાનારા સ્વર વિશેષરૂપથી બતાવવામાં આવ્યા છે. આ પ્રમાણે સર્વ વૈદિક

× તૈત્તિરીય શાખાની કૃષ્ણયજુઃસંહિતાના દ્વિતીય કાંડમાં પંચમ પ્રપાઠકની દ્વિતીય અનુવાકની પ્રથમ પંચશતીમાં-'स्वाहेन्द्रशत्रुर्वर्धस्व'-આવો મંત્ર છે. પૌરાણિક કથા અનુસાર, ત્વષ્ટા પ્રજાપતિએ 'ઇંદ્રના શત્રુ' વૃત્રના અભ્યુદય માટે આ મંત્રનું ઉચ્ચારણ કર્યું હતું. 'इन्द्रस्य शत्रु' આ વિગ્રહ પ્રમાણે ષષ્ઠી સમાસમાં સમાસાંત પ્રયુક્ત અંતોદાત્તનું ઉચ્ચારણ અભીષ્ટ હતું; પરંતુ પ્રયોગમાં પૂર્વપદ-પ્રકૃતિસ્વર-આદ્યુદાત્ત બોલવામાં આવ્યો. તેથી તે બહુવ્રીહિના અર્થનો બોધક થયો. એટલા માટે 'ઇંદ્ર છે શત્રુ (સંહારક) જેનો' આવો અર્થ નીકળવાને લીધે વૃત્રાસુર જ ઇંદ્રના હાથે મરાયો.

સ્વર-સંચય કહેવામાં આવેલ છે.

હવે હું સામવેદના સ્વરસંચારનું વર્ણન કરીશ; અર્થાત્ છન્દોગ વિદ્વાન સામગાનમાં તથા ઋક્ પાઠમાં જે સ્વરોનો ઉપયોગ કરે છે, તેમનું અહીં વિશેષરૂપથી નિરૂપણ કરવામાં આવે છે, અહીં શ્લોક ઓછા હશે; પરંતુ તેમાં અર્થનો વિસ્તાર વધારે હશે; આ ઉત્તમ વેદાંગનો વિષય સાવધાનીથી સાંભળવા જેવો છે. નારદ! મેં તમને પહેલાં પણ ક્યારેક તાન, રાગ, સ્વર, ગ્રામ તથા મૂર્ચ્છનાઓનું લક્ષણ કહ્યું છે, જે પરમ પવિત્ર, પાવન તથા પુણ્યમય છે. દ્વિજાતિઓને ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદના સ્વરૂપનો પરિચય કરાવવો એને જ શિક્ષા કહેવામાં આવે છે. સાત સ્વર, ત્રણ ગ્રામ, એકવીસ મૂર્ચ્છના ને ઓગણપચાસ તાન-આ બધાંને સ્વરમંડળ કહેવામાં આવ્યું છે. ષડ્જ, ઋષભ, ગાન્ધાર, મધ્યમ, પંચમ, ધૈવત તથા સાતમો નિષાદ-આ સાત સ્વર છે. ષડ્જ, મધ્યમ અને ગાંધાર-આ ત્રણને ગ્રામ કહેવામાં આવે છે. ભૂર્લોકથી ષડ્જ ઉત્પન્ન થાય છે, ભુવર્લોકથી મધ્યમ પ્રકટ થાય છે ને સ્વર્ગ તેમ જ મેઘલોકથી ગાન્ધાર પ્રકટે છે. આ ત્રણ જ ગ્રામસ્થાન છે. સ્વરોના રાગવિશેષથી ગ્રામોના વિવિધ રાગ કહેવામાં આવ્યા છે. સામગાન કરનારા વિદ્વાન મધ્યમ ગ્રામમાં વીસ, ષડ્જગ્રામમાં ચૌદ તથા ગાન્ધાર ગ્રામમાં પંદર તાન સ્વીકારે છે. નન્દી, વિશાલા, સુમુખી, ચિત્રા, ચિત્રવતી, સુખા તથા બલા-દેવતાઓની આ સાત મૂર્ચ્છનાઓ જાણવી. આપ્યાયિની, વિશ્વભૃતા, ચંદ્રા, હેમા, કપર્દિની, મૈત્રી તથા બાર્હતી-આ પિતરોની સાત મૂર્ચ્છનાઓ છે. ષડ્જસ્વરમાં ઉત્તર મન્દ્રા, ઋષભમાં અભિરૂઢતા (અથવા અભિરુદ્ગતા) તથા ગાન્ધારમાં અશ્વક્રાન્તા નામવાળી ત્રણ મૂર્ચ્છનાઓ માનવામાં આવી છે. મધ્યમ સ્વરમાં સૌવીરા, પંચમમાં હૃષિકા તથા ધૈવતમાં ઉત્તરાયિતા નામની મૂર્ચ્છના જાણવી. નિષાદ સ્વરમાં રજની નામની મૂર્ચ્છના જાણવી જોઈએ. આ ઋષિઓની સાત મૂર્ચ્છનાઓ છે. ગંધર્વ ગણ દેવતાઓની સાત મૂર્ચ્છનાઓનો આશ્રય લે છે. યક્ષો પિતૃઓની સાત મૂર્ચ્છનાઓ અપનાવે છે, એ વિષે સંશય નથી. ઋષિઓની સાત મૂર્ચ્છનાઓ લૌકિક કહેવાય છે. તેમનું અનુસરણ મનુષ્યો કરે છે. ષડ્જ સ્વર દેવતાઓને અને ઋષભસ્વર ઋષિ-મુનિ ઓને તૃપ્ત કરે છે. ગાન્ધારસ્વર પિતૃઓને, મધ્યમ સ્વર ગન્ધર્વોને તથા પંચમ સ્વર દેવતાઓને, પિતૃઓને તેમ જ મહર્ષિઓને પણ સંતુષ્ટ કરે છે. નિષાદ સ્વર યક્ષોને તથા ધૈવત સંપૂર્ણ ભૂતસમુદાયને તૃપ્ત કરે છે. ગાનની ગુણવૃત્તિ દશ પ્રકારની છે; અર્થાત્ લૌકિક-વૈદિક ગાન દશ ગુણોથી યુક્ત છે. રક્ત, પૂર્ણ, અલંકૃત, પ્રસન્ન, વ્યક્ત, વિક્રુષ્ટ, શ્લક્ષ્ણ, સમ, સુકુમાર તથા મધુર-આ જ તે દશ ગુણ છે. વેણુ, વીણા તથા પુરુષના સ્વર જ્યાં એકએકમાં મળી જઈને અભિન્ન પ્રતીત થવાને લીધે જે રંજન થાય છે, તેનું નામ 'રક્ત' છે. સ્વર તથા શ્રુતિની પૂર્તિ કરવાથી તથા છંદ તેમ જ પાદાક્ષરોના સંયોગ(સ્પષ્ટ ઉચ્ચારણ)થી જે ગુણ પ્રકટ થાય છે, તેને 'પૂર્ણ' કહે છે, કંઠ અર્થાત્ પ્રથમ સ્થાનમાં રહેલા સ્વરને નીચે કરીને હૃદયમાં સ્થાપિત કરવો અને ઊંચે ચઢાવીને મસ્તકમાં લઈ જવો-એ 'અલંકૃત' કહેવાય છે. જેમાં કંઠનો ગદ્ગદ-ભાવ નીકળી ગયો હોય ને કોઈ જાતની શંકા રહી ન હોય, તે 'પ્રસન્ન' નામનો ગુણ છે. જેમાં પદ, પદાર્થ, પ્રકૃતિ, વિકાર, આગમ, લોપ, કૃદંત, તદ્ધિત, સમાસ, ધાતુ, નિપાત, ઉપસર્ગ, સ્વર, લિંગ, વૃત્તિ, વાર્તિક, વિભક્ત્યર્થ તથા એકવચન, બહુવચન આદિનું

સારી પેઠે ઉપપાદન થયેલ હોય, તેને 'વ્યક્ત' કહેવાય છે. જેનાં પદ અને અક્ષર સ્પષ્ટ હોય, તેમ જ જે ઉચ્ચ સ્વરથી બોલવામાં આવેલ હોય, તેનું નામ 'વિકૃષ્ટ' છે. દ્રુત અને વિલંબિત એવા બન્ને દોષોથી રહિત ઉચ્ચ, નીચ, પ્લુત, સમાહાર, હેલ, તાલ અને ઉપનય આદિ ઉપપત્તિઓથી યુક્ત ગીતને 'શ્લક્ષ્ણ' કહે છે. સ્વરોના અવાપ-નિર્વાપ( આરોહ-અવરોહ )ના પ્રદેશોનો વ્યવહિત સ્થાનોમાં સમાવેશ થવો, તેનું નામ 'સમ' છે. પદ, વર્ણ, સ્વર તથા કુહરણ ( અવ્યક્ત અક્ષરોને કંઠમાં દબાવીને બોલવું.) –આ બધા જેમાં કોમળ હોય તે રીતને 'સુકુમાર' કહેવામાં આવેલ છે. સહજ ભાવે સુખમાંથી નીકળેલું લલિત પદ તેમ જ અક્ષરોના ગુણથી સમ્પન્ન ગીત 'મધુર'કહેવાય છે. આ પ્રમાણે ગાન આ દશ ગુણોથી યુક્ત હોય છે.

આથી વિપરીતં ગીતના દોષ બતાવવામાં આવે છે. આ વિષયમાં આ શ્લોકો કહેવામાં આવ્યા છે: શંકિત, ભીષણ, ભીત, ઉદ્‌ઘુષ્ટ, અનુનાસિક, કાકસ્વર, મૂર્ધ્વગત ( અત્યંત ઉચ્ચ સ્વરથી શિર સુધી ખેંચવામાં આવેલું અપૂર્ણ ગાન ), સ્થાનવિવર્જિત, વિસ્વર, વિરસ, વિશ્લિષ્ટ, વિષમાહત, વ્યાકુલ તથા તાલહીન-આ ચૌદ ગીતના દોષ છે. આચાર્યો સમગાન ઇચ્છતા હોય છે, પંડિતો પદચ્છેદ ( પ્રત્યેક પદનો વિભાગ ) ચાહે છે; સ્ત્રીઓ મધુર ગીતની અભિલાષા કરે છે અને બીજાઓ વિકૃષ્ટ ( પદ અને અક્ષરના વિભાગપૂર્વક ઉચ્ચ સ્વરથી ઉચ્ચારિત ) ગીત સાંભળવા ઇચ્છે છે, ષડ્જ સ્વરનો રંગ કમલપત્રના રંગ જેવો લીલો છે. ઋષભ સ્વર પોપટના રંગ જેવો કંઈક પીળાપણ સાથે લીલા રંગનો છે, ગાંધાર સુવર્ણના જેવી કાંતિવાળો છે, મધ્યમ સ્વર કુંદ્રના જેવો શ્વેતવર્ણનો છે, પંચમ સ્વરનો રંગ શ્યામ છે. ધૈવતને પીળા રંગનો માનવામાં આવ્યો છે, નિષાદ સ્વરમાં બધા રંગો મળેલા છે. આ પ્રમાણે આ સ્વરોના વર્ણ કહેવામાં આવ્યા છે. પંચમ, મધ્યમ અને ષડ્જ-આ ત્રણ સ્વરોને બ્રાહ્મણ માનવામાં આવ્યો છે. ઋષભ અને ધૈવત આ બંનેય ક્ષત્રિય છે. ગાંધાર તથા નિષાદ-આ બંને સ્વરને અર્ધા વૈશ્ય કહ્યા છે, અને પતિત હોવાને લીધે એ અર્ધા શૂદ્ર છે, એમાં સંશય નથી. જ્યાં ઋષભ પછી પ્રકટ થયેલા ષડ્જની સાથે ધૈવત સહિત પંચમ સ્વર, મધ્યમરાગમાં પ્રાપ્ત થાય છે, તે નિષાદ સહિત સ્વરગ્રામને 'ષાડવ' કે 'ષાડ્જવ' જાણવો જોઈએ. જો મધ્યમ સ્વરમાં પંચનો વિરામ થાય અને અંતર સ્વર ગાંધાર થઈ જાય ને તેના પછી ક્રમથી ઋષભ, નિષાદ તેમ જ પંચમનો ઉદય થાય તો તે પંચમને પણ એવો જ ( ષાડવ કે ષાડ્જવ ) સમજવો. મધ્યમ સ્વરનો આરંભ થતાં ગાંધારનું આધિપત્ય ( વૃદ્ધિ ) થઈ જાય, નિષાદ સ્વર વારંવાર સંભળાયા કરે, ધૈવતનું એક જ વાર ઉચ્ચારણ થવાથી તે દુર્બલ અવસ્થામાં રહે તથા ષડ્જ અને ઋષભની બીજા પાંચેયના જેવી જ સ્થિતિ હોય તો તેને 'મધ્યમ ગ્રામ' કહે છે. જ્યાં આરંભમાં ષડ્જ હોય અને નિષાદનો નહિ જેવો સ્પર્શ કરાયો હોય, તેમ જ ગાંધારનું વધારે પડતું ઉચ્ચારણ કરાયું હોય ને એની સાથે જ ધૈવત સ્વરનું કંપન-પાતન જોવામાં આવતું હોય ને ત્યારબાદ વળી બીજા સ્વરોનું યથારુચિ ગાન કરવામાં આવ્યું હોય, તેને 'ષડ્જગ્રામ' કહેવામાં આવેલ છે. જ્યાં આરંભમાં ષડ્જ હોય ને તેના પછી અંતર સ્વરથી યુક્ત કાકલી સંભળાતી હોય; અર્થાત્ ચાર વાર કેવળ નિષાદનું જ શ્રવણ થતું હોય, પંચમ સ્વરમાં સ્થિત તે આધારયુક્ત ગીતને 'શ્રુતિ કૈશિક' જાણવું

જોઈએ, જ્યારે પૂર્વોક્ત કૈશિક નામનું ગીત સર્વ સ્વરોથી સંયુક્ત કરીને મધ્યમથી આરંભ કરાય અને મધ્યમાં જ તેની સ્થાપના થાય તો તે 'કૈશિક મધ્યમ' નામનો 'ગ્રામરાગ' થાય છે; જ્યાં પૂર્વોક્ત કાકલી જોવામાં આવતી હોય અને પ્રધાનતા પંચમ સ્વરની હોય ને બાકીના બીજા સ્વરો સામાન્ય સ્થિતિમાં હોય તો કશ્યપ ઋષિ તેને મધ્યમ ગ્રામજનિત 'કૈશિક રાગ' કહે છે. વિદ્વાન પુરુષો 'ગા'નો અર્થ ગેય માને છે,'ધા'નો અર્થ વાજિંત્ર કલાપૂર્વક વગાડવું–એમ કહે છે અને રેફ સહિત 'વ'નો અર્થ વાદ્યસામગ્રી કહે છે. 'ગાંધર્વ' શબ્દનો આ જ લક્ષ્યાર્થ છે. સામગાન કરનારા વિદ્વાનોનો જે પ્રથમ સ્વર છે, તેને જ વેણુનો મધ્યમ સ્વર કહ્યો છે; જે તેમનો દ્વિતીય સ્વર છે, તે જ વેણુનો ગાંધારસ્વર છે; અને જે તેમનો તૃતીય છે, તેને જ વેણુનો ઋષભ સ્વર માનવામાં આવ્યો છે. સામગ વિદ્વાનોના ચોથા સ્વરને વેણુનો ષડ્જ કહ્યો છે; તેમનો પંચમ વેણુનો ધૈવત થાય છે, તેમના છઠ્ઠાને વેણુનો નિષાદ જાણવો અને તેમના સાતમાને વેણુનો પંચમ માન્યો છે. કેકારવ ષડ્જ સ્વરમાં થાય છે. ગાયો ઋષભ સ્વરમાં ભાંભરે છે. ઘેટાં–બકરાં ગાંધાર સ્વરમાં અવાજ કરતાં હોય છે. ક્રૌંચપક્ષી મધ્યમસ્વરમાં બોલે છે. સાધારણ રીતે 'સર્વ પ્રકારનાં ફૂલ ખીલવા માંડે છે, તે વસંતઋતુમાં કોયલ પંચમ સ્વરમાં ટહુકે છે. ઘોડો ધૈવત સ્વરમાં હણહણે છે અને હાથી નિષાદ સ્વરમાં ચિંઘાડતો હોય છે. ષડ્જ સ્વર કંઠથી થાય છે. ઋષભ મસ્તકથી ઉત્પન્ન થાય છે; ગાંધારનું ઉચ્ચારણ મુખ સહિત નાસિકાથી પ્રકટ થાય અને મધ્યમ સ્વર હૃદયથી પ્રકટ થાય છે. પંચમ સ્વરનું ઉત્થાન છાતી, મસ્તક અને કંઠથી થાય છે. ધૈવતને લલાટથી ઉત્પન્ન થયેલો જાણવો તથા નિષાદનું પ્રાકટ્ય સર્વ સંધિઓથી થાય છે. ષડ્જ સ્વર નાસિકા, કંઠ, વક્ષઃસ્થલ, તાલુ, જિહ્વા તથા દાંતને આશ્રિત છે. આ છ અંગોથી તેનો જન્મ થાય છે, એટલા માટે તેને 'ષડ્જ' કહેવામાં આવેલ છે. નાભિમાંથી ઉત્પન્ન થયેલો વાયુ કંઠ અને મસ્તક સાથે અથડાઈને વૃષભના ભાંભરવા જેવો અવાજ કરે છે તેથી તેનાથી પ્રકટ થયેલા સ્વરનું નામ 'ઋષભ' છે. નાભિમાંથી ઉત્પન્ન થયેલો વાયુ કંઠ અને શિર સાથે ટકરાઈ પવિત્ર ગંધ લઈને વહે છે, તેથી તેને 'ગાંધાર' કહે છે. નાભિથી ઉત્પન્ન થયેલો વાયુ ઉરુ તથા હૃદય સાથે અથડાઈને નાભિસ્થાનમાં આવીને મધ્યવર્તી થાય છે, તેથી તેમાંથી નીકળેલા સ્વરનું નામ 'મધ્યમ' છે. નાભિમાંથી ઉત્પન્ન થયેલો વાયુ વક્ષઃ, હૃદય, કંઠ અને શિર સાથે ટકરાઈને આ પાંચે સ્થાનોથી સ્વર સાથે પ્રકટ થાય છે, તેથી તે સ્વરનું નામ 'પંચમ' રાખવામાં આવ્યું છે. અન્ય વિદ્વાનો ધૈવત અને નિષાદ–આ બે સ્વરોને છોડીને શેષ પાંચ સ્વરોને પાંચ સ્થાનોથી પ્રકટ થયેલા માને છે. પાંચે સ્થાનોમાં સ્થિત હોવાને લીધે એમને સર્વ સ્થાનોમાં ધારણ કરવામાં આવે છે. ષડ્જસ્વર અગ્નિ દ્વારા ગાવામાં આવ્યો છે. ઋષભ બ્રહ્મા દ્વારા ગાવામાં આવેલો કહેવાય છે. ગાંધારનું ગાન સોમે અને મધ્યમ સ્વરનું ગાન વિષ્ણુએ કર્યું છે. હે નારદ! પંચમ સ્વરનું ગાન તો તમે જ કર્યું છે, આ વાતનું સ્મરણ કરો. ધૈવત અને નિષાદ આ બે સ્વરો તુમ્બરુએ ગાયા છે. વિદ્વાન પુરુષોએ બ્રહ્માને આદિ ષડ્જ સ્વરના દેવતા કહ્યા છે. ઋષભનો પ્રકાશ તીક્ષ્ણ અને ઉદ્દીપ્ત છે, તેથી અગ્નિ જ તેનો દેવતા છે, જે ગાવાથી ગાયો સંતુષ્ટ થાય છે, તે ગાંધાર છે; ને એટલા માટે જ ગાયો તેની અધિ-

ક્ષાત્રી દેવીઓ છે. ગાંધારને સાંભળતાં જ ગાયો દોડી આવે છે, એમાં સંદેહ નથી. પંચમ સ્વરનો દેવતા સોમ છે. એને બ્રાહ્મણોનો રાજા કહેવામાં આવ્યો છે. ચંદ્રમા શુક્લ પક્ષમાં વધે છે અને કૃષ્ણ પક્ષમાં ઘટે છે, તેવી જ રીતે સ્વરગ્રામમાં પ્રાપ્ત થયા પછી જે સ્વરનો હ્રાસ થાય છે અને વૃદ્ધિ થાય છે તેમ જ આ પૂર્વોત્પન્ન સ્વરોની જ્યાં અતિસંધિ થાય છે, તે ધૈવત છે. એટલા માટે જ તેના ધૈવતત્ત્વનું વિધાન કરવામાં આવ્યું છે. નિષાદમાં સર્વ સ્વરોનું નિષાદન (અંતર્ભાવ) થાય છે, તેથી જ તે નિષાદ કહેવાય છે. આ સ્વર બધા સ્વરોને, સૂર્ય બધાં નક્ષત્રોને ઝાંખાં પાડી દઈ જીતી લે છે તેમ કરી લે છે; કારણ કે સૂર્ય જ એનો અધિદેવતા છે.

કાષ્ઠની વીણા તથા ગાત્ર વીણા—આ બે પ્રકારની વીણા ગાન—જાતિમાં હોય છે. નારદ !. સામગાન માટે ગાત્રવીણા હોય છે, તેનું લક્ષણ સાંભળો: સામગાન કરનારા વિદ્વાનો જેના પર ગાય છે તે ગાત્ર વીણા કહેવાય છે. તે અંગુલિ અને અંગુષ્ઠથી રંજિત તથા સ્વર—વ્યંજનથી યુક્ત હોય છે. તેમાં પોતાના બંને હાથોને સંયમમાં રાખીને તેમને ઢીંચણ પર ટેકવી ગુરુનું અનુકરણ કરવું કે જેથી ભિન્ન બુદ્ધિ ન થાય. પ્રથમ પ્રણવનું ઉચ્ચારણ કરવું ને ત્યાર પછી વ્યાહૃતિઓનું. તે પછી ગાયત્રી મંત્રનું ઉચ્ચારણ કરીને સામગાનનો પ્રારંભ કરવો. બધી આંગળીઓને પહોળી કરી સ્વર મંડળનું આરોપણ કરવું. આંગળીઓથી અંગૂઠાનો અને અંગૂઠાથી આંગળીઓનો સ્પર્શ કદાપિ ન કરવો. આંગળીઓને જુદી ન રાખવી તેમ જ તેમના મૂલભાગને પણ સ્પર્શ ન કરવો. સદા તે આંગળીઓના મધ્ય પર્વમાં અંગૂઠાના ટેરવાથી સ્પર્શ કરવો જોઈએ. વિભાગના જ્ઞાતા પુરુષે માત્રા—દ્વિમાત્રા—વૃદ્ધિના વિભાગ માટે ડાબા હાથની આંગળીઓથી દ્વિમાત્રનો બોધ કરાવતા રહેવું જોઈએ. જ્યાં ત્રિરેખા જોવામાં આવે, ત્યાં સંધિનો નિર્દેશ કરવો; તે પર્વ છે, એમ જાણવું જોઈએ. સામ-મંત્રમાં (પ્રથમ દ્વિતીય સ્વરની વચ્ચે) જવ જેટલું ને ઋચાઓમાં તલના જેટલું અંતર રાખવું. મધ્યમ પર્વોમાં સારી પેઠે નિવિષ્ટ કરાયેલા સ્વરોનો જ નિવેશ કરવો. વિદ્વાન પુરુષે શરીરના કોઈ અવયવને કંપાવવો નહીં. નીચેનાં અંગો—ઊરુ, જંઘા આદિને સુખપૂર્વક આરામભરી સ્થિતિમાં રાખીને તેમના પર બન્ને હાથોએ પ્રચલિત પરિપાટી અનુસાર રાખવા (અર્થાત્ જમણો હાથ ગાયના કાન જેવો રાખવો અને ડાબાને ઉત્તાન ભાવથી રાખવો). વાદળોમાં વીજળી મણિમય સૂત્રની જેમ ઝબૂકતી દેખાય છે, આ જ વિવૃત્તિઓ (પદાદિ વિભાગો)ના છેદ—સ્પષ્ટ નિર્દેશનું દૃષ્ટાન્ત છે. માથાના વાળ પર ફરતી કાતર વાળને એક એકથી જુદા પાડી દે છે; તેવી જ રીતે પદ અને સ્વર આદિનો પૃથક્ પૃથક્ વિભાગ-પૂર્વક બોધ કરાવવો જોઈએ. કાચબો પોતાનાં સર્વ અંગોને સંકોચી લે છે તેમ બધી ચેષ્ટાઓને વિલીન કરીને મન અને દૃષ્ટિ લગાડીને વિદ્વાન પુરુષે સ્વસ્થ, શાંત, તથા નિર્ભીક થઈને વર્ણોનું ઉચ્ચારણ કરવું, વર્ણોનું ઉચ્ચારણ કરતી વખતે નાકની સામે પૂર્વ દિશા ભણી ગાયના કાન જેવી આકૃતિમાં હાથને ઉઠાવીને રાખવો ને હાથના અગ્રભાગ પર દૃષ્ટિ રાખી શાસ્ત્રના અર્થનું નિરંતર ચિંતન કર્યા કરવું. મંત્ર-વાક્યને હાથ અને મુખ બંનેથી સાથે-સાથે ઉચ્ચારિત કરવું. વર્ણોનું જેવી રીતે દ્રુતાદિ વૃત્તિથી આરંભમાં ઉચ્ચારણ કરાય, તેવી જ રીતે તેમને સમાપ્ત પણ કરવા. (એક જ મંત્રમાં બે વૃત્તિઓની યોજના

ન કરવી.) અભ્યાઘાત, નિર્ઘાત, પ્રગાન તથા કમ્પન ન કરવાં; સમભાવથી સામ મંત્રોનું ગાન કરવું. જેવી રીતે આકાશમાં સ્યેન(બાજ)પક્ષી સમગતિથી ઊડે છે, જળમાં વિચરતી માછલીઓ અથવા આકાશમાં ઊડતા પક્ષીઓના માર્ગનો વિશેષરૂપથી પત્તો લાગતો નથી, તેવી જ રીતે સામગાનાંમાં સ્વરગત શ્રુતિના વિશેષ સ્વરૂપની ખબર પડતી નથી. સામાન્ય રીતે કેવલ ગીતની ઉપલબ્ધિ થાય છે. જેવી રીતે દહીંમાં ઘી, કાષ્ઠમાં અગ્નિ ગુપ્ત રીતે રહેલ હોય છે ને પ્રયત્નથી તેની ઉપલબ્ધિ પણ થાય છે, તેવી જ રીતે સ્વરગત શ્રુતિ પણ ગીતામાં છુપાયેલી રહે છે. પ્રયત્નથી તેના વિશેષ સ્વરૂપની પણ ઉપલબ્ધિ થાય છે, પ્રથમ સ્વર પરથી બીજા સ્વર પર જે સ્વરસંક્રમણ થાય છે, તે પ્રથમ સ્વર સાથે સંધિ રાખીને જ કરવું; વિચ્છેદ કરીને ન કરવું, તેમ વેગથી પણ ન કરવું. છાયા અને ધૂપ સૂક્ષ્મ ગતિથી ધીરે ધીરે એક સ્થાનથી બીજા સ્થાન પર જતી વખતે પૂર્વના સ્થાન સાથે સહસા પોતાનો સંબંધ તોડી નાખતાં નથી ને નવા સ્થાન પર વેગથી જતાં નથી, તેવી જ રીતે સ્વરનું સંક્રમણ પણ સમ તથા અવિચ્છિન્ન ભાવથી કરવું. પ્રથમ સ્વર ખેંચતી વખતે જ્યારે બીજા સ્વર ઉત્પન્ન થાય છે, ત્યારે તેને 'કર્ષણ' કહેવામાં આવે છે. વિદ્વાન પુરુષે નીચે જણાવેલા છ દોષોથી યુક્ત કર્ષણનો ત્યાગ કરવો; અનાગત તથા અતિક્રાંત અવસ્થામાં કર્ષણ ન કરવું. દ્વિતીય સ્વરના આરંભથી પૂર્વ તેની અનાગત અવસ્થા છે; પ્રથમ સ્વરનું સર્વથા વ્યતીત થઈ જવું એ તેની અતિક્રાંત અવસ્થા છે; આ બન્ને અવસ્થાઓમાં પ્રથમ સ્વરનું કર્ષણ ન કરવું. પ્રથમ માત્રાનો વિચ્છેદ કરીને પણ કર્ષણ ન કરવું, તેને વિષમાહત–કમ્પિત કરીને પણ દ્વિતીય સ્વર પર ન જવું, કર્ષણકાળમાં ત્રણ માત્રાથી અધિક સ્વરનો વિસ્તાર ન કરવો. દ્વિતીય સ્વરમાં પણ ત્રિમાત્રાયુક્ત સ્થિતિ કરવી જોઈએ; બે માત્રાથી યુક્તમાં સ્થિતિ ન કરવી. જે સ્વર સ્થાનથી ચ્યુત થઈને પોતાના સ્થાનનું અતિવર્તન (લંઘન) કરે છે, તેને સામગાન કરનારા વિદ્વાન 'વિસ્વર' કહે છે અને વીણા વગાડીને ગાનારા ગાયકો તેને 'વિરક્ત' એવી સંજ્ઞા આપે છે. સ્વયં અભ્યાસ કરવા માટે દ્રુત વૃત્તિથી મંત્રનું ઉચ્ચારણ કરવું. પ્રયોગ માટે મધ્યમ વૃત્તિનો આશ્રય લેવો અને શિષ્યોના ઉપદેશ માટે વિલંબિત વૃત્તિનું અવલંબન કરવું. આ પ્રમાણે શિક્ષાશાસ્ત્રમાં કહેલી વિધિ અનુસાર ગ્રંથ(સામગાન)ને ગ્રહણ કરેલા વિદ્વાન દ્વિજે ગ્રંથના ઉચ્ચારણની શિક્ષા લેનારા શિષ્યોને હાથથી જ અધ્યયન કરાવવું.

ક્રુષ્ટ (સાતમા તેમ જ પાંચમા) સ્વરનું સ્થાન મસ્તકમાં છે. પ્રથમ (ષડ્જ) સ્વરનું સ્થાન લલાટમાં છે. દ્વિતીય (ઋષભ) સ્વરનું સ્થાન બન્ને ભ્રમરોની મધ્યમાં છે. તૃતીય (ગાંધાર) સ્વરનું સ્થાન બંને કાનોમાં છે. ચતુર્થ (મધ્યમ) સ્વરનું સ્થાન કંઠ છે. મન્દ્ર(પંચમ)નું સ્થાન રસના–જિહ્વા કહેલ છે. (मन्द्रस्योरसि तूच्यते–આ પાઠ પ્રમાણે તેનું સ્થાન વક્ષઃસ્થલ પણ છે.) અતિસ્વાર નામવાળા નીચ સ્વર(નિષાદ)નું સ્થાન હૃદયમાં હોવાનું જણાવવામાં આવે છે. અંગુષ્ઠના અગ્રભાગમાં(ક્રુષ્ટ સપ્તમ–પંચમ)નો ન્યાસ કરવો જોઈએ. અંગુષ્ઠમાં જ પ્રથમ સ્વરનું પણ સ્થાન બતાવવામાં આવ્યું છે. તર્જનીમાં ગાન્ધાર તથા મધ્યમામાં ઋષભ રહેલ છે. અનામિકામાં ષડ્જ અને કનિષ્ઠિકામાં ધૈવત છે. કનિષ્ઠિકાના મૂલ ભાગમાં નિષાદ સ્વરની સ્થિતિ જણાવવી, મન્દ્ર સ્વરથી સર્વથા પૃથક્ ન હોવાથી નિષાદ 'અપર્વ' છે તેનું પૃથક્ જ્ઞાન ન

હોવાને લીધે તેને 'અસંજ્ઞ' કહેવામાં આવેલ છે; તેમ જ તેમાં લિંગ, વચન આદિનો સંબંધ ન હોવાના કારણે તેને 'અવ્યય' પણ કહે છે, એટલા માટે મન્દ્ર જ મંદ થઈને 'પરિસ્વાર' (નિષાદ) કહેવાયેલો છે. ક્રુષ્ટ સ્વરથી દેવતાઓ જીવન ધારણ કરે છે અને પ્રથમથી મનુષ્ય, દ્વિતીયથી પશુ તથા તૃતીય સ્વરથી ગંધર્વ અને અપ્સરાઓ જીવન ધારણ કરે છે. અંડજ (પક્ષી) તથા પિતૃગણ ચતુર્થ સ્વરથી જીવનારાં હોય છે. પિશાચ, અસુર તથા રાક્ષસ મંદ સ્વરથી જીવનનિર્વાહ કરે છે, નીચ અતિસ્વાર(નિષાદ)થી સ્થાવર-જંગમરૂપ જગત જીવન ધારણ કરે છે. આ પ્રમાણે સામિક સ્વરથી બધાં જ પ્રાણીઓ જીવન ધારણ કરે છે.

દીપ્તા, આયતા, કરુણા, મૃદુ તથા મધ્યમ શ્રુતિઓનો જે વિશેષજ્ઞ ન હોય, તેને આચાર્ય કહેવડાવવાનો અધિકાર નથી. મન્દ્ર (પંચમ), દ્વિતીય, ચતુર્થ, અતિસ્વર (ષષ્ઠ) અને તૃતીય-આ પાંચ સ્વરોની શ્રુતિને 'દીપ્તા' કહેવામાં આવી છે. (પ્રથમની શ્રુતિ મૃદુ છે) અને સપ્તમની શ્રુતિ 'કરુણા' છે, અન્ય જે 'મૃદુ', 'મધ્યમા' અને 'આયતા'-નામવાળી શ્રુતિઓ છે, તે દ્વિતીય સ્વરમાં હોય છે. હું તે સર્વનાં પૃથક્ પૃથક્ લક્ષણ કહું છું. નીચ અર્થાત્ તૃતીય સ્વર પર હોય ત્યારે દ્વિતીય સ્વરની આયતા શ્રુતિ થાય છે; વિપર્યય અર્થાત્ ચતુર્થ સ્વર પર હોય ત્યારે ઉક્ત સ્વરની મૃદુભૂતા શ્રુતિ થાય છે, પોતાનો સ્વર પર હોય અને સ્વરાન્તર પર ન હોય તો તેની મધ્યમા શ્રુતિ થાય છે. આ બધું વિચારીને સામ-સ્વરનો પ્રયોગ કરવો જોઈએ. ક્રુષ્ટ સ્વર પર હોતાં દ્વિતીય સ્વરમાં રહેલી શ્રુતિને 'દીપ્તા' જાણવી. પ્રથમ સ્વરમાં હોય તો તેને 'મૃદુ' શ્રુતિ માનવામાં આવી છે. જો ચતુર્થ સ્વરમાં હોય તોપણ તે શ્રુતિ મૃદુ જ કહેવાય છે ને મન્દ્ર સ્વરમાં હોય તો દીપ્તા હોય છે. સ્વર સમાપ્ત થતાં પહેલાં આયતાદિ શ્રુતિનો પ્રયોગ ન કરવો. સ્વર સમાપ્ત થયા પછી પણ જ્યાં સુધી ગાનનો વિચ્છેદ ન થઈ જાય ત્યાંસુધી બે સ્વરોના મધ્યમાં પણ શ્રુતિનો પ્રયોગ ન કરવો. હ્રસ્વ તથા દીર્ઘ અક્ષરનું ગાન થતી વખતે પણ શ્રુતિ ન કરવી જોઈએ (કેવલ પ્લુતમાં જ શ્રુતિ કરવાની હોય છે). વળી જ્યાં ઘુટસંજ્ઞક સ્વર હોય ત્યાં પણ શ્રુતિનો પ્રયોગ ન કરવો. તાલવ્ય, ઇકારનો 'આ' 'ઈ'ભાવ થાય છે અને 'આ' 'ઉ'ભાવ થાય છે; આ બે પ્રકારની ગતિઓ છે. ઉષ્મવર્ણ 'શ ષ સ'ની સાથે જે ત્રિવિધ પદાન્ત સંધિ છે તે બધાં મળીને પાંચસ્થાન છે; આ સ્થાનોમાં ઘુટસંજ્ઞક સ્વર જાણવા (એમાં શ્રુતિ કરવી ન જોઈએ). શ્રુતિ સ્થાનોમાં જ્યાં સ્વર અને સ્વરાન્તર સમાપ્ત ન થયા હોય તેમ જ જે હ્રસ્વ, દીર્ઘ અને ઘુટસંજ્ઞાનાં સ્થળ છે, તે બધાં શ્રુતિથી રહિત છે, તેમાં શ્રુતિ ન કરવી જોઈએ. ત્યાં સ્વરથી જ શ્રુતિ જેવું કાર્ય થાય છે.

'સામથી વ્યતિરિક્ત સ્થાનોમાં ઉદાત્ત સ્વરમાં 'દીપ્તા' નામની શ્રુતિ જાણવી. સ્વરિતમાં પણ વિદ્વાન પુરુષો 'દીપ્તા'ની જ સ્થિતિ માને છે. અનુદાત્તમાં 'મૃદુ' શ્રુતિ જાણવી જોઈએ. ગાન્ધર્વ ગાનમાં શ્રુતિનો અભાવ હોય તોપણ સ્વરને જ શ્રુતિના સમાન કરવો જોઈએ, ત્યાં સ્વરમાં જ શ્રુતિનો વૈભવ રહેલો છે. ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત, પ્રચય[1] તથા નિઘાત[2]-આ પાંચ-સ્વરભેદ હોય છે.

૧. સ્વરિતથી આગળ સ્વરિત જ હોય તો તેની 'પ્રચય' સંજ્ઞા થાય છે. ૨ પ્રચય પર હોય તો સ્વરિતનું આહનન થવાથી તેની 'નિઘાત' સંજ્ઞા થાય છે. પ્રચય ન હોય, ત્યારે તો શુદ્ધ સ્વરિત જ રહે છે.

હવે હું આચિકના ત્રણ સ્વરોનું પ્રતિપાદન કરું છું. પહેલો ઉદાત્ત, બીજો અનુદાત્ત અને ત્રીજો સ્વરિત છે. ઉદાત્ત જો સ્વરિતથી પર હો તો તેને પ્રચય. ત્યાં બીજો કોઈ સ્વરાન્તર થતો નથી. સ્વારિતના બે ભેદ છે-વર્ણસ્વાર તથા અતીત-સ્વાર. એવી જ રીતે વર્ણ પણ માત્રિક તેમ જ ઉચ્ચરિત પછી દીર્ઘ થાય છે. પ્રત્યય સ્વારરૂપ પ્રત્યયનું દર્શન થવાથી તેને સાત પ્રકારનો જાણવો. તે શું છે, ક્યાં છે ને કેવું છે, એનું જ્ઞાન પદથી પ્રાપ્ત કરવું જોઈએ. જમણા કાનમાં સાતેય સ્વરોનું શ્રવણ કરાવવું. આચાર્યોએ પુત્ર અને શિષ્યોના હિતની ઇચ્છાથી જ આ શિક્ષાશાસ્ત્રનું પ્રણયન કર્યું છે. ઉચ્ચ (ઉદાત્તથી) કોઈ ઉચ્ચતર નથી અને નીચ (અનુદાત્ત)થી નીચતર નથી. તો પછી વિશિષ્ટ સ્વરના રૂપમાં જે 'સ્વાર' સંજ્ઞા આપવામાં આવે છે, તેમાં સ્વરનું કયું સ્થાન છે? (એના ઉત્તરમાં કહે છેઃ) ઉચ્ચ (ઉદાત્ત) અને નીચ(અનુદાત્ત)ના મધ્યમાં જે 'સાધારણ' આ શ્રુતિ છે, તેને જ શિક્ષાશાસ્ત્રના વિદ્વાનો સ્વાર-સંજ્ઞામાં 'સ્વાર' નામે ઓળખે ઉદાત્તમાં નિષાદ અને ગાન્ધર્વ સ્વરો છે, અનુદાત્તમાં ઋષભ અને ધૈવત સ્વર છે ને આ ષડ્જ, મધ્યમ તથા પંચમ સ્વરિતમાં પ્રકટ થાય છે. જેનાથી પરે 'ક' અને 'ખ' હોય તથા જે જિહ્વામૂલીયરૂપ પ્રયોજનને સિદ્ધ કરનારી, તે 'ઉષ્મા' (ᳵક ᳵખ)ને 'માત્રા' જાણવી. તે પોતાના સ્વરૂપથી જ 'કલા' છે (કોઈ બીજા વર્ણનો અવયવ નથી એને ઉપધ્માનીયનું પણ ઉપલક્ષણ માનવું જોઈએ.)

જાત્ય, ક્ષૈપ્ર, અભિનિહિત, તૈરવ્યંજન, તિરોવિરામ, પ્રશ્લિષ્ટ તથા સાતમું પાદવૃત્ત આ સાત સ્વાર છે. હવે હું આ બધા સ્વારોનાં પૃથક્ પૃથક્ લક્ષણ જણાવું છું: લક્ષણમાં જણાવ્યા પછી તે બધાનાં યથાયોગ્ય ઉદાહરણ પણ કહીશ. જે અક્ષર 'ય'કાર અને 'વ'કારની સાથે સ્વરિત થાય છે તેમ જ જેની આગળ ઉદાત્ત હોતો નથી, તે 'જાત્ય' સ્વર કહેવાય છે. જ્યારે ઉદાત્ત 'ઈ' વર્ણ અને 'ઉ' વર્ણ ક્યાંક પદાદિ અનુદાત્ત અકાર પર હોઈને સન્ધિ થતાં 'ય' 'વ'ના રૂપમાં ફેરવાઈ જઈને સ્વરિત થાય, ત્યારે ત્યાં સદા 'ક્ષૈપ્ર' સ્વરનું લક્ષણ જાણવું. 'એ' અને 'ઓ' આ (બે ઉદાત્ત સ્વરોથી પર જો વકાર સહિત અકાર નિહિત (અનુદાત્ત રૂપમાં નિપાતિત) હોય અને તેનો જ્યાં લોપ (એકાર કે ઉકારમાં અનુપ્રવેશ) થાય છે, તેને 'અભિનિહિત' સ્વાર માનવામાં આવે છે. છન્દમાં જ્યાં ક્યાંય અથવા જે કોઈ પણ એવો સ્વરિત હોય કે જેના પૂર્વમાં ઉદાત્ત હોય તો તે સર્વ બહુસ્વાર-સર્વત્ર (બહુલતાથી થનારો સ્વર) 'તૈરવ્યંજન' કહેવાય છે. જો ઉદાત્ત અવગ્રહ હોય અને અવગ્રહથી પરે બીજો સ્વરિત હોય, તો તેને 'તિરોવિરામ' જાણવું જોઈએ. જ્યાં ઉદાત્ત ઈકાર અનુદાત્ત ઈકારથી સંયુક્ત જોવામાં આવે ત્યાં 'પ્રશ્લિષ્ટ' સ્વાર છે એમ માનવું જ્યાં સ્વર અક્ષર અકારાદિમાં સ્વરિત હોય અને પૂર્વપદની સાથે સંહિતા વિભક્ત હોય તેને પાદવૃત્ત સ્વારનું શાસ્ત્રોક્ત લક્ષણ જાણવું.

'જાત્ય' સ્વારનું ઉદાહરણ છે. सजात्येन વગેરે શ્રુષ્ટીક અગ્ને=શ્રુષ્ટ્યગ્ને આદિ સ્થળોમાં 'ક્ષૈપ્ર' સ્વાર છે. 'વે મન્વંત' ઇત્યાદિમાં 'અભિનિહિત' સ્વાર જાણવો જોઈએ, ઉ+ ઊતયે=ઊતયે, વિ+ઈતિયે=વીતયે વગેરેમાં 'તૈરવ્યંજક' નામક સ્વાર છે. 'વિસ્કભિતે વિસ્કભિતે આદિ સ્થળોમાં 'તિરોવિરામ' છે. 'હિ ઇન્દ્ર ગિર્વણઃ='હીન્દ્ર' ઇત્યાદિમાં 'પ્રશ્લિષ્ટ' સ્વાર છે. 'ક ઈમ કઈ વેદ' ઇત્યાદિમાં 'પાદવૃત્ત' નામક સ્વાર છે. આ પ્રમાણે આ બધા સાત સ્વાર છે.

જાત્ય સ્વરો સિવાય એક પૂર્વવર્તી ઉદાત્ત

અક્ષરથી પર જે પણ અક્ષર હોય, તેની સ્વરિત સંજ્ઞા થાય છે. સ્વરિતનું આ સામાન્ય લક્ષણ કહેવામાં આવે છે. પૂર્વોક્ત ચાર સ્વાર ઉદાત્ત અથવા એક અનુદાત્ત પર હોતાં શાશ્વતઃ 'કમ્પ' ઉત્પન્ન કરે છે. (જેનું સ્વરૂપ ચલ હોય, તે સ્વારનું નામ કમ્પ છે) આનું ઉદાહરણ 'જુહૃઘ્નિઃ' 'ઉપ ત્વા જુહૂ' 'ઉપત્વા જુહ્વો મમ' ઇત્યાદિ પૂર્વપદ ઇકારાન્ત હોય અને તેનાથી પરે ઉકાર હોય તો મેધાવી પુરુષે ત્યાં 'હ્રસ્વ કમ્પ' જાણવો-એમાં સંશય નથી. જો એ ઉકારથી યુક્ત પદ પરે હોય તો ઇકારાન્ત પદમાં દીર્ઘ, કમ્પ જાણવું. આનું દૃષ્ટાંત-'શગ્ધ્વૃષૂ' ઇત્યાદિ સન્ધ્યક્ષરોમાં હોય છે તે ત્રણ દીર્ઘ કમ્પ જાણવાં જોઈએ. તેમનાં ક્રમશઃ ઉદાહરણો આ છે-મન્યા, પથ્યા, ન ઇંદ્રાભ્યામ્. બાકીનાં હ્રસ્વ કહેવામાં આવ્યાં છે. જ્યારે અનેક ઉદાત્તો પછી કોઈ અનુદાત્ત પ્રત્યય હોય તો એક ઉદાત્ત પર રહેતાં બીજા-ત્રીજા ઉદાત્તની 'શિવકમ્પ' સંજ્ઞા થાય છે, અર્થાત્ તે શિવકમ્પસંજ્ઞક આદિ ઉદાત્ત હોય છે; પરંતુ તે ઉદાત્ત પ્રત્યય હોવો જોઈએ. જ્યાં બે-ત્રણ-ચાર આદિ-ઉદાત્ત અક્ષરો હોય, નીચ-અનુદાત્ત હોય અને તેનાથી પૂર્વ ઉચ્ચ અર્થાત્ ઉદાત્ત હોય ને તે પણ પૂર્વવર્તી ઉદાત્ત કે ઉદાત્તોથી પર હોય તો ત્યાં વિદ્વાન પુરુષો 'ઉદાત્ત' માને છે. રેફ કે હકારમાં ક્યાંય દ્વિત્વ હોતું નથી. બે રેફ કે બે હકારનો પ્રયોગ એક સાથે થતો નથી. ક વર્ગ આદિ વર્ગોના બીજા અને ચોથા અક્ષરોમાં પણ ક્યારેય દ્વિત્વ થતું નથી. વર્ગના ચોથા અક્ષરને ત્રીજાથી અને બીજાને પહેલા અક્ષરથી પીડિત કરવો નહીં. આદિ, મધ્ય અને અન્ત્ય (ક, ગ, ઙ્. આદિને) પોતાના જ અક્ષરથી પીડિત (સંયુક્ત) કરવો. જો સંયોગ દશામાં અનન્ત્ય (જે અન્તિમ વર્ણ નથી, તે ગકાર આદિ) વર્ણ પહેલાં હોય અને નકારાદિ અન્ત્ય વર્ણ પછી હોય તો મધ્યમાં યમ (ય વ ર લ ઞ મ ઙ ણ ન) અક્ષર સ્થિત થાય છે, ને તે આગલા અક્ષરનો સવર્ણ હોય છે. પૂર્વવર્તી શ ષ સ તથા ય ર લ વ-આ અક્ષરોથી સંયુક્ત વર્ગના અન્ત્ય વર્ણોને જોઈને યમ નિવૃત્ત થઈ જાય છે-ચોર અને લૂંટારાઓને જોઈને મુસાફરો પોતાના માર્ગથી પાછા ફરી જાય છે તેમ, યમ નિવૃત્ત થઈ જાય છે. સંહિતામાં જ્યારે વર્ગના ત્રીજા અને ચોથા અક્ષરો સંયુક્ત હોય ત્યારે પદકાલમાં ચતુર્થ અક્ષરથી જ આરંભ કરીને ઉત્તર પદ થશે. બીજા, ત્રીજા અને હકાર-આ સર્વનો સંયોગ હોય તો ઉત્તર પદ હકારાદિ જ થશે. અનુસ્વાર, ઉપધ્માનીય, તથા જિહ્વામૂલીયના અક્ષર કોઈ પદમાં જતા નથી, તેમનું બે વાર ઉચ્ચારણ થતું નથી. જો પૂર્વમાં ર અથવા હ અક્ષર સાથે સંયોગ હોય તો પાછલા અક્ષરનું દ્વિત્વ થઈ જાય છે. જ્યાં સંયોગમાં સ્વરિત હોય તથા ઉદ્ધૃત(નીચેથી ઉપર જવા)માં અને પતન (ઊંચેથી નીચે જવા)-માં સ્વરિત હોય, ત્યાં પૂર્વાંગને આદિમાં કરીને (નીચમાં ઉચ્ચત્વ આણીને) પરાંગના-આદિમાં સ્વરિતનો સંનિવેશ કરવો. સંયોગ વિરત (વિભક્ત) થતાં જો ઉત્તર પદ સાથે અસંયુક્ત વ્યંજન જણાય તો તેને પૂર્વાંગ જાણવું, તેમ જ જે વ્યંજનથી ઉત્તર પદનો આરંભ થાય તેને પરાંગ સમજવું. સંયોગથી પૂરવતી ભાગને સ્વરયુક્ત કરવો જોઈએ, કારણ કે તે ઉત્તમ તેમ જ સંયોગનો નાયક છે. મુખ્યત્વે સ્વરની વિશ્રાન્તિ ત્યાં જ થાય છે. વળી વ્યંજન સાથેના વર્ણનો પૂર્વ અક્ષર સ્વરિત છે, તેથી તેને સ્વર વિના જ બોલવો જોઈએ. અનુસાર પદાન્ત, પ્રત્યય તથા સવર્ણ પદ પરે હોતાં થનારું દ્વિત્વ તથા રેફસ્વરૂપ સ્વર ભક્તિ-આ સર્વ પૂર્વાંગ

કહેવાય છે. પાદાદિમાં, પદાદિમાં, સંયોગ તથા અવગ્રહોમાં પણ યકારના દ્વિત્વનો પ્રયોગ કરવો જોઈએ; તેને 'ય્ય 'શબ્દ જાણવો જોઈએ. અન્યત્ર 'ય' કેવળ 'ય'ના રૂપમાં જ રહે છે. પદાદિમાં રહેવા છતાં પણ વિચ્છેદ (વિભાગ) ન થવાથી અથવા સંયોગના અંતમાં સ્થિત હોય ત્યારે ર હ્ રેફવિશિષ્ટ ય–એમના સિવાયના અન્ય વર્ણોનો 'અય' આદેશ (દ્વિત્વાભાવ) જોવામાં આવે છે. પોતે સંયોગરહિત અક્ષર હોય તો તેને ગુરુ જાણવો જોઈએ. અનુસ્વારયુક્ત તેમ જ વિસર્ગ સહિત વર્ણ તો ગુરુ હોય જ છે, એ સ્પષ્ટ છે, બાકીના અણુ (હ્રસ્વ) છે. 'હ્રિ' 'ગોઃ' એમાં પ્રથમ સંયુક્ત અને બીજો વિસર્ગયુક્ત છે. સંયોગ અને વિસર્ગ બન્નેના આદિ અક્ષરનું ગુરુત્વ પણ સ્પષ્ટ છે. જે ઉદાત્ત હોય છે, તે ઉદાત્ત જ રહે છે; જે સ્વરિત હોય છે, તે પદમાં નીચ (અનુદાત્ત) થાય છે. જે અનુદાત્ત હોય છે, તે તો અનુદાત્ત રહે જ છે. જે પ્રચયસ્થ સ્વર હોય, તે પણ અનુદાત્ત થઈ જાય છે. વિભિન્ન મંત્રોમાં આવેલાં 'અગ્નિઃ' 'સુતઃ' 'મિત્રમ્' 'ઇદમ્' 'વયમ્' 'અયા' 'વહા' 'પ્રિયમ્' 'દ્રુતમ્' ઘૃતમ્' 'ચિત્તમ્' તથા 'અભિ'–આ પદ નીચ (અર્થાત્ અનુદાત્ત-થી આરંભ) થાય છે. 'અર્ક' 'સુત' 'યજ્ઞ' 'કલશ' 'શત' તથા 'પવિત્ર'–આ શબ્દો-માં અનુદાત્તથી શ્રુતિના ઉચ્ચારણનો પ્રારંભ કરાય છે. 'હરિ' 'વરુણ' 'વરેણ્ય' 'ધારા' તથા 'પુરુષ'–આ શબ્દોમાં રેફયુક્ત સ્વર જ સ્વરિત હોય છે. 'વિશ્વાનર' શબ્દમાં નકારયુક્ત અને અન્યત્ર નર શબ્દોમાં રેફ-યુક્ત સ્વર જ સ્વરિત હોય છે; પરંતુ 'ઉદુત્તમં ત્વં વરુણ' ઇત્યાદિ વરુણ સંબંધી બે મંત્રોમાં 'વ'કાર જ સ્વરિત હોય છે, રેફ હોતો નથી. 'ઉરુધારામરં કૃતમ્' 'ઉરુધારેરવ દોહતે ઇત્યાદિ મંત્રોમાં 'ધારા'-નો 'ધાકાર' જ સ્વરિત હોય છે, રેફ સ્વરિત હોતો નથી. (આ પૂર્વ નિયમનો અપવાદ છે), હ્રસ્વ કે દીર્ઘ જે અક્ષર અહીં સ્વરિત હોય છે, તેની પહેલી અડધી માત્રા ઉદાત્ત હોય છે અને શેષ અડધી માત્રા તેનાથી પરે અનુદાત્ત હોય છે. પાણિનિએ પણ આ જ કહ્યું છે–'तस्यादित उदात्तमर्ध-ह्रस्वम्'. (૧–૨–૩૨) કમ્પ, ઉત્સ્વરિત અને અભિગીતના વિષયમાં જ્યાં દ્વિસ્વરનો પ્રયોગ થાય છે, ત્યાં હ્રસ્વને દીર્ઘના સમાન કરવું ને હ્રસ્વ કર્ષણ કરવું. આંખનું મટકું મારવામાં જેટલો સમય લાગે છે, તે એક માત્રા છે, બીજા આચાર્યો એવું માને છે કે વીજળી ચમકીને જેટલા સમયમાં અદશ્ય થઈ જાય છે, તે એક 'માત્રા'ને માન–પ્રમાણ છે. કેટલાક વિદ્વાનોનો એવો મત છે કે ઋ, છ અથવા શના ઉચ્ચારણમાં જેટલો સમય લાગે છે, તેટલા કાલની એક માત્રા થાય છે. સમાસમાં જો અવગ્રહ (વિગ્રહ કે પદ–વિચ્છેદ) કરાય તો તેમાં સમાસપદને સંહિતાયુક્ત જ રાખવું; કારણ કે ત્યાં જેનાથી અક્ષરાદિ કરણ થાય છે, તે જ સ્વરને તે સમાસપદનો અંત માનવામાં આવે છે. સર્વત્ર, પુત્ર, મિત્ર, સખિ, અદ્રિ, શતક્રતુ, આદિત્ય, પ્રજાતવેદ, સત્પતિ, ગોપતિ, વૃત્રહા, સમુદ્ર–આ બધા શબ્દ અવગ્રાહ્ય (અવગ્રહને યોગ્ય) છે. 'સ્વર્યુવઃ' 'દેવયુવઃ,' 'અરતિમ્' 'દેવતાતયે,' 'ચિકિતિઃ' 'ચુક્રુ-ધમ્'–આ સર્વમાં એકપદ હોવાના કારણે પંડિતો અવગ્રહ કરતા નથી. અક્ષરોના નિયોગથી ચાર પ્રકારની વિવૃત્તિઓ જાણવી જોઈએ, આવો મારો મત છે. હવે તેમનાં નામ સાંભળો–વત્સાનુસૃતા, વત્સાનુસારિણી, પાકવતી અને પિપીલિકા–જેના પૂર્વપદમાં હ્રસ્વ અને ઉત્તરપદમાં દીર્ઘ છે, તે હ્રસ્વાદિરૂપ વાછરડાઓથી અનુગત હોવાને લીધે 'વત્સાનુસૃતા' વિવૃત્તિ કહેવાય છે.

જેના પહેલા જ પદમાં દીર્ઘ અને ઉત્તર-પદમાં હ્રસ્વ હોય, તે 'વત્સાનુસારિણી' વિવૃત્તિ છે. જ્યાં બન્ને પદોમાં હ્રસ્વ છે, તે 'પાકવતી' કહેવાય છે તેમ જ જેના બન્ને પદોમાં દીર્ઘ છે, તે 'પિપીલિકા' કહેવાઈ છે. આ ચારે વિવૃત્તિઓમાં એક માત્રાનું અંતર હોય છે. બીજાઓના મતમાં આ અંતર અડધી માત્રા છે અને કેટલાકોના મતે અણુમાત્રા છે. રેફ તથા શ, ષ, સ આ વર્ણો જેના આદિમાં હોય એવા પ્રત્યય પરે હોય ત્યારે 'મકાર' અનુસ્વાર ભાવને પામે છે. ય વ લ પરે હોય તો તે પરસવર્ણ થાય છે અને સ્પર્શવર્ણ પરે હોય તો તે વર્ગોના પંચમ વર્ણને પ્રાપ્ત થાય છે. નકારાન્ત પદ પૂર્વમાં હોય અને સ્વાર પરે હોય તો નકાર દ્વારા પૂર્વવર્તી આકાર અનુરંજિત થાય છે, તેથી તેને 'રક્ત' કહે છે (જેમ કે 'મહાં રૂ અસિ' ઇત્યાદિ), જો નકારાન્ત પદ પૂર્વમાં હોય અને ય વ હિ આદિ વ્યંજન પરે હોય તો પૂર્વની અડધી માત્રા અણુમાત્રા અનુરંજિત થાય છે. પૂર્વમાં સ્વરથી સંયુક્ત હલંત નકાર જો પદને અંતે રહેલો હોય અને તેનાથી પરે પદ હોય તો તે ચાર રૂપોથી યુક્ત થાય છે. ક્યાંક તે રેફ થાય છે, ક્યાંક રંગ (કે રક્ત) બને છે, ક્યાંક તેનો લોપ અને ક્યાંક અનુસ્વાર થઈ જાય છે (જેમ કે 'ભવાંશ્ચિનોતિ'માં રેફ થાય છે. 'મહાં રૂ અસિ'માં રંગ છે. 'મહાં ઇંદ્ર'માં નનો લોપ છે. પૂર્વનો અનુનાસિક અથવા અનુસ્વાર થયો છે.) 'રંગ' હૃદયમાંથી ઊઠે છે, કાંસાના વાદ્યના જેવો તેનો ધ્વનિ થાય છે. તે મૃદુ તથા બે માત્રાનો (દીર્ઘ) હોય છે. દધન્વાંર આ ઉદાહરણ છે. નારદ! સૌરાષ્ટ્ર દેશની નારી જેમ 'અરાં' બોલે છે, તેવી જ રીતે રંગનો પ્રયોગ કરવો જોઈએ—આ મારો મત છે. નામ, આખ્યાત, ઉપસર્ગ તથા નિપાત —આ ચાર પ્રકારના પદોના અંતમાં સ્વર-પૂર્વક ગ ડ દ વ ઙ ણ ન મ ષ સ—આ દશ અક્ષર 'પદાન્ત' કહેવામાં આવ્યા છે. ઉદાત્ત સ્વર; અનુદાત્ત સ્વર અને સ્વરિત સ્વર જ્યાં પણ રહેલા હોય ત્યાં વ્યંજન તેમનું અનુસરણ કરે છે. આચાર્યવર્ગ ત્રણેય સ્વરોની પ્રધાનતા બતાવે છે. વ્યંજનોને મણિ સમાન સમજવા અને સ્વરને સૂત્ર-દોરા સમાન જાણવા. બળવાન રાજા દુર્બળના રાજ્યને છીનવી લે છે તેમ બળવાન સ્વર દુર્બળ વ્યંજનને હરી લે છે, ઓભાવ, વિવૃત્તિ, શ, ષ, સ, ર, જિહ્વામૂલીય તથા ઉપધ્માનીય—ઉષ્માની આ આઠ ગતિઓ છે. ઉષ્મા (સકાર) આ આઠ ભાવોમાં પરિણીત થાય છે. સંહિતામાં જ્યાં સ્વર-પ્રત્યયા વિવૃત્તિ થાય છે, ત્યાં વિસર્ગ સમજવા અથવા તેનું તાલવ્ય થાય છે. જેની ઉપધામાં સંધ્યક્ષર (એ, ઓ, ઐ, ઔ) હોય ને એવી સંધિમાં જો ય અને વ લોપ પામ્યા હોય તો ત્યાં વ્યંજન નામની વિવૃત્તિ અને સ્વર નામની પ્રતિસંહિતા થાય છે, જ્યાં ઉષ્માન્ત વિરદ્ધ (વિભક્ત) હોય અને સંધિમાં વ થતો હોય, ત્યાં જે વિવૃત્ત થાય છે, તેને 'સ્વર-વિવૃત્તિ' કહેવી જોઈએ. જો 'આ' ભાવનું પ્રસંધાન હોય તો ઉત્તર પદ ઋકારાદિ થાય છે; એવા પ્રસંધાનને સ્વરાન્ત જાણવું જોઈએ. એનાથી ભિન્ન ઉષ્માનું પ્રસંધાન થાય છે (જેમ કે 'વાયો ઋ' અહીં ઓભાવનું પ્રસંધાન છે. 'ક ઇહ' અહીં ઉષ્માનું પ્રસંધાન છે.) જ્યારે શ ષ સ આદિ પરે હોય તે સમયે જો પ્રથમ (વર્ગના પહેલા અક્ષર) અને ઉત્તમ (વર્ગના છેલ્લા અક્ષર) પદાન્તમાં રહેલા હોય તો તે દ્વિતીય સ્થાનને પ્રાપ્ત થાય છે. ઉષ્મથી સંયુક્ત હોતાં અર્થાત્ સકારાદિ પરે હોય ત્યારે પ્રથમ જે તકારાદિ અક્ષરો છે, તેમને દ્વિતીય (થકાર આદિ)ની જેમ દેખાડવા—થકાર આદિની

જેમ બોલવાં, પરંતુ તેમને સ્પષ્ટ રીતે થકાર આદિના રૂપમાં જ ન સમજી લેવા. દા. ત. 'મત્સ્યઃ', 'ક્ષુરઃ' અને 'અપ્સરાઃ' આદિ ઉદાહરણ છે. લૌકિક શ્લોક વગેરેમાં છંદનો બોધ કરાવવા માટે ત્રણ હેતુ છે–છંદોમાન, વૃત્ત અને પાદસ્થાન (પદાન્ત); પરંતુ ઋચાઓ સ્વભાવથી ગાયત્રી આદિ છંદોથી આવૃત છે. તેમની પાદ–ગણના અથવા ગુરુ, લઘુ તેમ જ અક્ષરોની ગણના તો છંદ-વિભાગને સમજવા માટે જ છે; તે લક્ષણો અનુસાર જ ઋચાઓ હોય અથવા હોવી જોઈએ, એવો નિયમ નથી. લૌકિક છંદ જ પાદ અને અક્ષરોની ગણના અનુસાર હોય છે. ઋવર્ણ અને સ્વરભક્તિમાં રહેલા રેફને અક્ષરાન્તર માનીને છંદની અક્ષર-ગણના કે માત્રાગણનામાં સંમિલિત કરવો, પરંતુ સ્વર ભક્તિઓમાં પ્રત્યયની સાથે રેફરહિત અક્ષરની ગણના કરવી. ઋવર્ણમાં રેફરૂપ વ્યંજનની પ્રતીતિ જુદી થાય છે અને સ્વરૂપ અક્ષરની પ્રતીતિ જુદી થાય છે. જો ઋની સાથે ઉષ્માનો સંયોગ ન હોય તો તે ઋકારને લઘુ અક્ષર જાણવો. અહીં 'તૃચમ્' ઉદાહરણ છે. (અહીં ઋકાર લઘુ છે.) જ્યાં ઉષ્મા(શકાર આદિ)થી સંયુક્ત થઈને ઋકાર પીડિત થાય છે, તે ઋવર્ણને જ સ્વર હોય તોપણ ગુરુ સમજવો. ઋષભ, ગૃહીત, બૃહસ્પતિ, પૃથ્વી તથા નિર્ઋતિ–આ પાંચ શબ્દોમાં ઋકાર સ્વર જ છે, એમાં સંશય નથી. શ, ષ, સ, હ, ર–આ જેના આદિમાં હોય, એવા પદમાં દ્વિપદસંધિ થતાં ક્યાંક 'ઇ' અને 'ઉ'થી રહિત એકપદા સ્વરભક્તિ થાય છે, તે ક્રમવિયુક્ત હોય છે. સ્વરભક્તિ બે પ્રકારની કહેવામાં આવી છે: ઋકાર તથા રેફ. તેને અક્ષરચિંતકોએ 'સ્વરોદા' અને 'વ્યંજનોદા' નામ આપ્યું છે. શ, ષ, સના વિષયમાં સ્વરોદયા તેમ જ વિવૃતાને સ્વરભક્તિ માનવામાં આવી છે અને હકારના વિષયમાં વિદ્વાનો વ્યંજનોદયા તેમ જ સંવૃતા સ્વરભક્તિ નિશ્ચિત કરે છે. બન્નેનાં ક્રમશઃ ઉદાહરણ છે 'ઊર્ષતિ,' 'અર્હતિ.' સ્વરભક્તિનો પ્રયોગ કરનારાએ ત્રણ દોષોને છોડી દેવા–ઇકાર, ઉકાર તથા ગ્રસ્તદોષ. જેનાથી પરે સંયોગ હોય અને જેનાથી પરે છ હોય, જે વિસર્ગથી યુક્ત હોય, દ્વિમાત્રિક (દીર્ઘ) હોય, છેડે હોય, અનુસ્વરથી યુક્ત હોય તથા ઘુડન્ત હોય–આ બધા લઘુ મનાતા નથી.

પથ્યા (આર્યા) છંદના પ્રથમ અને તૃતીય પાદ બાર માત્રાના હોય છે. દ્વિતીય પાદ અઢાર માત્રાનું હોય છે. અને અંતિમ (ચતુર્થ) પાદ પંદર માત્રાનું હોય છે. આ પથ્યાનું લક્ષણ કહેવામાં આવ્યું; આનાથી ભિન્નનું નામ વિપુલા છે. અક્ષરમાં જે હ્રસ્વ હોય, તેનાથી પરે જો સંયોગ ન હોય તો તેની 'લઘુ' સંજ્ઞા થાય છે. જો હ્રસ્વથી પરે સંયોગ હોય તો તેને ગુરુ જાણવો; તેમ જ દીર્ઘ અક્ષરોને પણ ગુરુ જાણવા. જ્યાં સ્વર આવતાં જ વિવૃતિ જોવામાં આવતી હોય, ત્યાં ગુરુ સ્વર જાણવો જોઈએ; ત્યાં લઘુનું અસ્તિત્વ હોતું નથી. પદોના સ્વરના આઠ પ્રકાર જાણવા જોઈએ–અંતોદાત્ત, આદ્યુદાત્ત, ઉદાત્ત, અનુદાત્ત, નીચસ્વરિત, મધ્યોદાત્ત, સ્વરિત તથા દ્વિરુદાત્ત–આ આઠ પદ-સંજ્ઞાઓ છે. 'અગ્નિર્વૃત્રાણિ' આમાં 'અગ્નિઃ' અંતોદાત્ત છે. 'સોમઃ પવતે' આમાં 'સોમઃ' આદ્યુદાત્ત છે. 'પ્ર વો યહ્વમ્' આમાં 'પ્ર' ઉદાત્ત અને 'વઃ' અનુદાત્ત છે. 'બલં ન્યુબ્જં વીર્યમ્' આમાં 'વીર્યમ્' નીચસ્વરિત છે. 'હવિષા વિધેમ' આમાં 'હવિષા' મધ્યોદાત્ત છે. 'ભૂર્ભુવઃ સ્વઃ' આમાં 'સ્વઃ' સ્વરિત છે. 'વનસ્પતિઃ'માં 'વ'કાર અને 'સ્પ' બે ઉદાત્ત હોવાથી આ દ્વિરુદાત્તનું

ઉદાહરણ છે. નામમાં અંતર તેમ જ મધ્યમાં ઉદાત્ત હોય છે. નિપાતમાં અનુદાત્ત હોય છે. ઉપસર્ગમાં આદ્યસ્વરથી પરે સ્વરિત હોય છે તથા આખ્યાતમાં બે અનુદાત્ત હોય છે. સ્વરિતથી પરે જે ધાર્ય અક્ષરો છે (જેમ કે 'નિહોતા સત્સિ' આમાં 'તા' સ્વરિત છે, તેનાથી પરે 'સત્સિ' આ ધાર્ય અક્ષરો છે), આ બધાં પ્રચયસ્થાન છે; કારણ કે 'સ્વરિત' પ્રચિત હોય છે. ત્યાં આદિ સ્વરિતનો નિઘાત સ્વર હોય છે. જ્યાં પ્રચય જોવામાં આવે ત્યાં વિદ્વાન પુરુષે સ્વરનો નિઘાત કરવો. જ્યાં કેવળ મૃદુસ્વરિત હોય, ત્યાં નિઘાત ન કરવો. આચાર્ય-કર્મ પાંચ પ્રકારનું હોય છે—મુખ, ન્યાસ, કરણ, પ્રતિજ્ઞા તથા ઉચ્ચારણ. આ વિષયમાં એવું કહેવાય છે કે, સપ્રતિજ્ઞ ઉચ્ચારણ જ શ્રેય છે. જે કોઈ પણ વર્ણનું કરણ (શિક્ષાદિ શાસ્ત્ર) ઉપલબ્ધ ન થતું હોય, ત્યાં પ્રતિજ્ઞા(ગુરુ-પરંપરાગત નિશ્ચય)નો નિર્વાહ કરવો જોઈએ; કારણ કે કરણ પ્રતિજ્ઞારૂપ જ છે. હે નારદ! તમે, તુમ્બુરુ, વસિષ્ઠ તથા વિશ્વાવસુ આદિ ગંધર્વો પણ સામના વિષયમાં શિક્ષાશાસ્ત્રમાં કહેલાં સંપૂર્ણ લક્ષણોને સ્વરની સૂક્ષ્મતાને લીધે જાણવા પામતા નથી.

જઠરાગ્નિની સદા રક્ષા કરવી. હિતકર (પથ્ય) ભોજન કરવું. ભોજન પચી ગયા પછી ઉષઃકાલમાં નિદ્રાનો ત્યાગ કરી બ્રહ્મનું ચિંતન કરવું. શરત્કાલમાં જે વિષુવદ્યોગ આવે છે (જે સમયે દિવસ અને રાત સરખા પ્રમાણનાં થાય છે), તે વીતી ગયા પછી જ્યાં સુધી વસંતઋતુની મધ્યમ રાત્રિ ન આવી લાગે ત્યાં સુધી વેદોના સ્વાધ્યાય માટે ઉષઃકાલમાં ઊઠવું જોઈએ, સવારે ઊઠીને મૌન ભાવથી આંબો, ખાખરો, બિલ્વ, અપામાર્ગ (અઘેડો) અથવા શિરીષ—આમાંનાં ગમે તે વૃક્ષનું દાતણ કરવું. ખેર, કદંબ, કરવીર તથા કરંજ પણ લઈ શકાય. કાંટાળાં તથા દૂધાળાં બધાં વૃક્ષ પવિત્ર અને યશસ્વી મનાયાં છે. એમના દાતણથી પુરુષની વાક્ઇંદ્રિયમાં સૂક્ષ્મતા (કફ ઓછો થઈને સરલતાપૂર્વક શબ્દનું ઉચ્ચારણ કરવાની શક્તિ)* તથા મધુરતા (અવાજમાં મીઠાશ) આવે છે. આવી વ્યક્તિ પ્રત્યેક વર્ણનું સ્પષ્ટ ઉચ્ચારણ કરી શકે છે, એમ 'પ્રાચીનૌદવજ્રિ' નામના આચાર્યનું માનવું છે. વેદાધ્યયન કરનારા શિષ્યે સૈન્ધવ સાથે સદા ત્રિફળાના ચૂર્ણનું સેવન કરવું. ત્રિફળા જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર તથા મેધાને (ધારણાશક્તિને) વધારનાર છે. સ્વર અને વર્ણના સ્પષ્ટ ઉચ્ચારણમાં પણ સહયોગ કરનારું આ ત્રિફળાચૂર્ણ છે. પહેલાં જઠરાનલની ઉપાસના અર્થાત્ મળમૂત્રાદિનો ત્યાગ કરીને આવશ્યક ધર્મો(દંતધાવન, સ્નાન, સંધ્યોપાસન)નું અનુષ્ઠાન કર્યા પછી મધ અને ઘીનું પ્રાશન કરી વેદનો પાઠ કરવો. પ્રથમ સાત મંત્રો ઉપાંશુભાવથી (સ્પષ્ટ બોલ્યા વિના) ભણવા. ત્યાર બાદ મંદ્ર સ્વરમાં વેદપાઠનો આરંભ કરી યથેષ્ટ સ્વરમાં મંત્રોચ્ચારણ કરવું. બધી શાખાઓ માટે આ વિધિ છે. પ્રાણનો ઉપરોધ કરે એવી વાણીનું પ્રાતઃકાલમાં ઉચ્ચારણ ન કરવું; કારણ કે પ્રાણના ઉપરોધથી વિપરીત સ્વરનું ઉચ્ચારણ થઈ જાય છે; એટલું જ નહિ, પણ તેનાથી સ્વર અને વ્યંજનનું માધુર્ય પણ લુપ્ત થઈ જાય છે, એમાં સંશય નથી. આપરૂપ સર્પના વિષથી જીવનની રક્ષા થવા પામતી નથી; તેમ કુતીર્થ પાસેથી પ્રાપ્ત થયેલ દગ્ધ (અપવિત્ર) વસ્તુને જે દુર્જન ખાઈ લે છે, તેનો તેના દોષથી ઉદ્ધાર થતો નથી. એવી જ રીતે, કુતીર્થ(ખરાબ અધ્યાપક)થી પ્રાપ્ત થયેલ દગ્ધ (નિષ્ફળ) અધ્યયન છે, તેને જે માણસો અશુદ્ધ

વર્ણોના ઉચ્ચારણપૂર્વક ભક્ષણ (ગ્રહણ) કરે છે તેમનો, પાપરૂપી સર્પના વિષની જેમ પાપી ઉપાધ્યાય પાસેથી મળેલા તે કુત્સિત અધ્યયનના દોષથી છુટકારો થતો નથી. ઉત્તમ આચાર્ય પાસેથી વિદ્યા શીખીને તેનો સારી પેઠે અભ્યાસ કરવામાં આવે, તો તે શિષ્યમાં ટકે છે અને તેના દ્વારા સુંદર મુખ તેમ જ શોભન સ્વરથી ઉચ્ચારિત વેદની અતિ શોભા થાય છે. જે માણુસ નાક, આંખ, કાન આદિ વિકૃત હોવાને લીધે વિકરાળ જણાતો હોય, જેના હોઠ લાંબા હોય, જે નાકથી જ સર્વ કંઈ બોલતો હોય; જેની જીભ જાણે બંધ થયેલી જ હોય ને જે અટકી અટકીને બોલતો હોય, તે વેદમંત્રોના પ્રયોગનો અધિકારી થતો નથી. જેનું ચિત્ત એકાગ્ર હોય, અંતઃકરણ વશમાં હોય અને જેના દાંત અને હોઠ સુંદર હોય, તેવી વ્યક્તિ જો સ્નાન કરીને શુદ્ધ થઈ ગાવાનું છોડે, તો તે મંત્રાક્ષરોનો ઠીક પ્રયોગ કરી શકે છે. જે અત્યંત ક્રોધી, જડ, આળસુ તથા રોગી હોય અને જેનું મન આમ તેમ ભટકતું હોય—આ પાંચ પ્રકારના માણસો વિદ્યા ગ્રહણ કરી શકતા નથી. વિદ્યા ધીરે ધીરે ભણાય છે; ધન ધીરે ધીરે કમાવાય છે; પર્વત પર ધીરે ધીરે ચડવું જોઈએ. પંથ પણ ધીરે ધીરે જ કાપવો જોઈએ. એક દિવસમાં એક યોજનથી વધારે ન ચાલવું. કીડી ધીરે ધીરે ચાલતી રહીને હજારો યોજનની મજલ કાપે છે; પરંતુ ગરુડ પણ જો ચાલવાનું શરૂ ન કરે, તો તે એક પગલું પણ આગળ જઈ શકતો નથી. પાપથી દૂષિત થયેલી પાપીની વાણી પ્રયોગો-(વેદમંત્રો)નું ઉચ્ચારણ કરી શકતી નથી. જેવી રીતે ચતુર સ્ત્રી વાતચીતમાં બહેરાની આગળ કંઈ કહી શકતી નથી, તેવી રીતે પાપીની વાણી વેદમંત્રો બોલી શકતી નથી.* જે ઉપાંશુ (સૂક્ષ્મ) ઉચ્ચારણ કરે છે; જે ઉતાવળથી ઉચ્ચારણ કરે છે; તેમ જ જે બીતો બીતો અધ્યયન કરે છે, તે સહસ્રરૂપો-(શબ્દોચ્ચારણ)ના વિષયમાં સદા સંદેહ-માં જ પડ્યો રહે છે. જેવી રીતે જાર પુરુષ-થી ગર્ભધારણ કરનારી સ્ત્રી સમાજમાં માન પામતી નથી, તેવી રીતે પુસ્તકો માત્ર વાંચીને જે ભણ્યો હોય પણ ગુરુ પાસે રહીને ભણ્યો ન હોય તે માણસ સભામાં સન્માન પામતો નથી. પર્વતના જેવડો અંજનનો ઢગલો પણ પ્રતિદિન વ્યય કરવાથી ક્ષય પામે છે અને કીડીઓ દ્વારા થોડી થોડી માટીના સંગ્રહ-થી ઘણો મોટો રાફડો બને છે; આ દૃષ્ટાંત દૃષ્ટિ સમક્ષ રાખીને દાન અને અધ્યયન આદિ સત્કર્મમાં લાગ્યા રહીને જીવનના પ્રત્યેક દિનને સફળ બનાવવો—દિવસને અવંધ્ય કરવો—વ્યર્થ ન ગુમાવવો. કીડીઓ માટીના કણોમાંથી મોટો રાફડો બનાવી લે છે, તેમાં તેમના બળનો પ્રભાવ નથી, પણ ઉદ્યોગ જ કારણ છે. વિદ્યાનો હજારો વાર અભ્યાસ કરવો અને સેંકડો વાર શિષ્યોને ભણાવવી. આમ કરવાથી જ ઊંચેથી પડતું પાણી નીચાણમાં આપો-આપ વહી આવે છે તેમ તે જીભને ટેરવે આવી લાગશે. જાતવાન ઘોડો અર્ધી રાતે પણ અર્ધી જ ઊંઘ લે છે અથવા અર્ધી રાતે ફક્ત એક પ્રહર ઊંઘે છે, તેવી જ રીતે વિદ્યાર્થીઓની આંખમાં ઊંઘ લાંબો વખત ટકતી નથી. વિદ્યાર્થીએ ભોજનમાં આસક્ત રહેવું નહિ તેમ અભ્યાસમાં વિલંબ ન કરવો, નારીના મોહમાં ફસાવું નહિ. વિદ્યાની અભિલાષા રાખનારા વિદ્યાર્થીએ

* શિક્ષાસંગ્રહમાં આપેલ નારદશિક્ષામાં આ શ્લોકનો પાઠ આ પ્રમાણે છે:—

न हि पार्ष्णिहता वाणी प्रयोगान् वक्तुमर्हति ।
बधिरस्येव तल्पस्था विदग्धा वामलोचना ॥

આવશ્યકતા જણાય તો ગરુડ અને હંસની જેમ ઘણે દૂર સુધી પણ જવું. સર્પથી ભય પમાય છે, તેમ વિદ્યાર્થીએ જનસમાજથી ભય પામવો. દોસ્તી વધારવાના વ્યસનને નરક જેવું સમજીને તેનાથી પણ દૂર રહેવું. સ્ત્રીઓથી રાક્ષસીઓની જેમ બચીને રહેવું. આ પ્રમાણે વર્તનારો વિદ્યાર્થી જ વિદ્યા પ્રાપ્ત કરી શકે છે. શઠ પ્રકૃતિના માણસો વિદ્યારૂપ અર્થની સિદ્ધિ મેળવી શકતા નથી. કાયર તથા અહંકારી પણ વિદ્યા તેમજ ધનનું ઉપાર્જન કરી શકતા નથી. લોકાપવાદથી ડરનારા માણસો પણ વિદ્યા અને ધનથી વંચિત રહી જાય છે. એવી જ રીતે, જેઓ 'આજે નહિ, કાલે-' એમ બોલીને દિવસો કાઢતા હોય છે તેઓ પણ વિદ્યા ભણી શકતા નથી તેમ ધન પણ કમાઈ શકતા નથી. જેવી રીતે કોદાળીથી જમીન ખોદનારો માણસ કોઈ દિવસે પણ અવશ્ય પાણી મેળવે છે, તેવી જ રીતે ગુરુની સેવા કરનારો માણસ પણ ગુરુ પાસે રહેલી વિદ્યાને એક દિવસે જરૂર પ્રાપ્ત કરી લે છે. ગુરુની સેવા કરવાથી વિદ્યા પ્રાપ્ત થાય છે અથવા ઘણું ધન આપવાથી તેની પ્રાપ્તિ થાય છે. અથવા એક વિદ્યા આપવાથી બીજી વિદ્યા મળે છે-એ સિવાય બીજી કોઈ રીતે તેની પ્રાપ્તિ થતી નથી. જો કે બુદ્ધિના ગુણોથી સેવા કર્યા વિના પણ વિદ્યા પ્રાપ્ત થઈ જાય છે, તોપણ વંધ્યા યુવતીની જેમ તે સફળ થતી નથી.

હે નારદ! આ પ્રમાણે મેં તમારી આગળ શિક્ષાગ્રંથનું સંક્ષેપમાં વર્ણન કરી બતાવ્યું. વેદના આ પ્રથમ અંગને જાણ્યા પછી માણસ બ્રહ્મભાવની પ્રાપ્તિને યોગ્ય થઈ જાય છે. ૧-૨૩૭

इति दिङ्मात्रमुद्दिष्टं शिक्षाग्रन्थं मया तव ।
ज्ञात्वा वेदाङ्गमाद्यं तु ब्रह्मभूयाय कल्पते ॥२३७॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'શિક્ષાનિરૂપણ' નામનો ૫૦ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૫૧ મો : કલ્પનું વર્ણન

सनन्दन उवाच।

अथातः सम्प्रवक्ष्यामि कल्पग्रन्थं मुनीश्वर ।
यस्य विज्ञानमात्रेण स्यात्कर्मकुशलो नरः ॥ १ ॥

સનંદન બોલ્યા : મુનીશ્વર! હવે હું કલ્પગ્રંથનું વર્ણન કરું છું, જેને જાણવા માત્રથી માણસ કર્મમાં કુશળ થાય છે. કલ્પ પાંચ પ્રકારનાં માનવામાં આવ્યાં છે. નક્ષત્રકલ્પ, વેદકલ્પ, સંહિતાકલ્પ, આંગિરસકલ્પ અને શાન્તિકલ્પ. નક્ષત્રકલ્પમાં નક્ષત્રોના સ્વામીનું વિસ્તારપૂર્વક યથાર્થ વર્ણન કરવામાં આવ્યું છે. તે અહીંયાં પણ જાણવા યોગ્ય છે. મુનીશ્વર! વેદકલ્પમાં ઋગાદિ વિધાનનું વિસ્તારથી વર્ણન છે; અને તે ધર્મ, અર્થ, કામ તથા મોક્ષની સિદ્ધિ માટે કહેવામાં આવેલ છે. સંહિતાકલ્પમાં તત્ત્વદર્શી મુનિઓએ મંત્રોના ઋષિ, છંદ અને દેવતાઓનો નિર્દેશ કર્યો છે. આંગિરસકલ્પમાં બ્રહ્માએ જાતે અભિચાર વિધિથી વિસ્તારપૂર્વક છ કર્મોનું વર્ણન કર્યું છે. શાન્તિકલ્પમાં દિવ્ય, ભૌમ અને અન્તરિક્ષ સંબંધી ઉત્પાતોની પૃથક્ પૃથક્ શાન્તિ જણાવવામાં આવી છે. આ સંક્ષેપથી કલ્પના સ્વરૂપનો પરિચય આપવામાં આવ્યો છે. અન્ય શાખાઓમાં આનું વિશેષ રૂપથી અલગ અલગ નિરૂપણ કરવામાં આવ્યું છે. હે દ્વિજશ્રેષ્ઠ! ગૃહ્યકલ્પ બધાંને માટે ઉપયોગી છે. તેથી આ સમયે તેનું જ વર્ણન કરીશ, તે સાવધાન થઈને સાંભળો. પૂર્વકાળમાં 'ૐકાર' અને 'અથ' શબ્દ-આ બંને બ્રહ્માના કંઠનું ભેદન કરીને નીકળ્યા હતા, એટલા માટે તે મંગલસૂચક છે. જે શાસ્ત્રોક્ત કર્મોનું અનુષ્ઠાન કરીને તેમને ઊંચે ઉઠાવવા ચાહતો હોય, તેણે 'અથ' શબ્દનો પ્રયોગ કરવો, જેથી તે કર્મ અક્ષય થાય છે. પરિસમૂહન માટે પરિગણિત શાખાવાળા કુશ કહેવામાં આવ્યા છે. ન્યૂન અથવા

સંખ્યામાં તે ગ્રહણ કરવામાં આવે તો તે અભીષ્ટ કર્મને નિષ્ફળ કરી નાખે છે. પૃથ્વી પર ભમતા કૃમિ, કીટ અને પતંગ આદિની રક્ષા માટે પરિસમૂહન કહેવામાં આવ્યું છે. હે બ્રહ્મન્! વેદી પર કરવા માટે કહેવામાં આવેલી ત્રણ રેખાઓ બરાબર કરવી જોઈએ, તે ન્યૂનાધિક ન કરવી જોઈએ; આવું જ શાસ્ત્રનું કથન છે. હે નારદ! આ પૃથ્વી મધુ અને કૈટભ નામના દૈત્યના મેદથી વ્યાપ્ત છે, એટલા માટે ગાયના છાણથી લીંપવી જોઈએ. જે ગાય વંધ્યા, દુષ્ટા, હીન અંગવાળી અને મૃતવત્સા હોય (જેનાં વાછડાં મરી જતાં હોય), તેવી ગાયનું છાણ યજ્ઞના કાર્યમાં ન લેવું જોઈએ, એવી શાસ્ત્રની આજ્ઞા છે. વિપ્રવર! જે પતંગ આદિ ભયંકર જીવ સદા આકાશમાં ઊડતા રહે છે, તેમના પર પ્રહાર કરવા માટે વેદીમાંથી માટી લેવાનું વિધાન છે. સ્રુવના મૂળ ભાગથી અથવા કુશથી વેદી પર રેખા કરવી જોઈએ. આ પરથી અસ્થિ, કંટક, તુષ, કેશ આદિથી શુદ્ધિનો ઉદ્દેશ છે. બધા દેવતા અને પિતૃઓ જળસ્વરૂપ છે; એટલા માટે વિધિજ્ઞ ઋષિ–મુનિઓએ જળથી વેદીનું પ્રોક્ષણ કરવાની આજ્ઞા આપી છે. સૌભાગ્યવતી સ્ત્રીઓ દ્વારા જ અગ્નિ લાવવાનું વિધાન છે. મંગળકારી માટીના પાત્રને જળથી ધોઈને તેમાં અગ્નિ લાવવો જોઈએ. વેદી પર મૂકવામાં આવેલો અમૃત કલશ દૈત્યો દ્વારા લઈ લેવાતો જોઈને બ્રહ્મા આદિ સર્વ દેવતાઓએ વેદીની રક્ષા માટે તેના પર સમિધા સહિત અગ્નિની સ્થાપના કરી છે. નારદ! યજ્ઞથી દક્ષિણ દિશામાં દાનવ વગેરે રહેલા હોય છે, તેથી તેમના દ્વારા યજ્ઞમાં સંભવિત વિઘ્નને દૂર કરવા અને યજ્ઞની રક્ષા કરવા માટે બ્રહ્માને વેદીથી દક્ષિણ દિશામાં સ્થાપવા. ઉત્તર દિશામાં પ્રણીતા–પ્રોક્ષણી આદિ બધાં યજ્ઞપાત્રો મૂકવાં. પશ્ચિમમાં યજમાને તથા પૂર્વમાં સર્વ બ્રાહ્મણોએ બેસવું. જુગારમાં, વ્યાપારમાં અને યજ્ઞકર્મમાં જો કર્તા ઉદાસીનચિત્ત થઈ જાય તો તેનું તે કર્મ નષ્ટ થઈ જાય છે–એ જ વાસ્તવિક સ્થિતિ છે–યજ્ઞકર્મમાં પોતાની જ શાળાના વિદ્વાન બ્રાહ્મણોને બ્રહ્મા અને આચાર્ય બનાવવા જોઈએ. બીજા ઋત્વિજો માટે કોઈ નિયમ નથી. યથાલાભ તેમનું પૂજન કરવું જોઈએ. ત્રણ ત્રણ આંગળની બે પવિત્રી હોવી જોઈએ. ચાર આંગળની એક પ્રોક્ષણી, ત્રણ આંગળની એક આજ્યસ્થાલી અને છ આંગળની એક ચરુસ્થાલી હોવી જોઈએ; બે આંગળનું એક ઉપયમન કુશ અને એક આંગળનું સંમાર્જન કુશ હોવું જોઈએ. સ્રુવ છ આંગળનું અને સ્રુચ સાડા ત્રણ આંગળનું જણાવવામાં આવ્યું છે. સમિધાઓ પ્રાદેશમાત્ર (અંગૂઠાથી લઈને તર્જનીના શિરોભાગ સુધીના માપની) હોવી જોઈએ. પ્રોક્ષણીના ઉત્તર ભાગમાં પ્રણીતાપાત્ર રાખવું અને તે આઠ આંગળનું હોવું જોઈએ. સરોવર, સમુદ્ર અને સરિતા વગેરે સર્વતીર્થ પ્રણીતાપાત્રમાં રહે છે, તેથી તેને જળથી ભરી દેવું. હે દ્વિજશ્રેષ્ઠ! વસ્ત્રહીન વેદી નગ્ન કહેવાય છે, તેથી વિદ્વાન પુરુષે તેની ચારે બાજુએ કુશ પાથરીને તેના ઉપર અગ્નિનું સ્થાપન કરવું. ઇંદ્રનું વજ્ર, વિષ્ણુનું ચક્ર અને મહાદેવનું ત્રિશૂળ–એ ત્રણે કુશરૂપથી ત્રણ 'પવિત્રચ્છેદન' બને છે. પવિત્રીથી જ પ્રોક્ષણીને પ્રણીતાના જળથી સંયુક્ત કરવી જોઈએ, એટલા માટે પવિત્ર–નિર્માણને અત્યંત પુણ્યદાયક કર્મ કહેવામાં આવેલ છે. આજ્યસ્થાલી પલમાત્રની બનાવવી જોઈએ. કુંભારના ચાક પર ચડેલું માટીનું પાત્ર 'આસુર' કહેવાય છે. આ જ હાથથી બનાવવામાં આવેલું–સ્થાલીપાત્ર આદિ હોય, તો તેને 'દૈવિક' માનવામાં આવેલ છે. સ્રુવથી શુભ અને

અશુભ બધાં કામ થાય છે. આથી તેની પવિત્રતા માટે તેને અગ્નિમાં તપાવવાનું વિધાન છે. સ્રુવને જો અગ્રભાગથી પકડવામાં આવે તો ધણી–સ્વામીનું મૃત્યુ થાય છે, મધ્યમાં પકડવામાં આવે તો પ્રજા તેમજ સંતતિનો નાશ થાય છે અને મૂળભાગમાં તેને પકડવાથી હોતાનું મૃત્યુ થાય છે, એટલા માટે વિચાર કરીને તેને હાથમાં ધારણ કરવું જોઈએ. અગ્નિ, સૂર્ય, સોમ, વિરંચિ (બ્રહ્મા), વાયુ તથા યમ–આ છ દેવતા સ્રુવના એક એક આંગળમાં રહેલા છે. અગ્નિ ભોગ અને ધનનો નાશ કરનારો છે; સૂર્ય રોગકારક છે; ચંદ્રમાનું કંઈ ફળ નથી; બ્રહ્મા સર્વ કામનાઓ આપનાર છે; વાયુ વૃદ્ધિદાતા છે અને યમદેવને મૃત્યુદાયક માનવામાં આવેલ છે; (તેથી સ્રુવને મૂળ ભાગ તરફ ત્રણ આંગળ છોડીને ચોથા–પાંચમા અંગુલ પર પકડવો.) સંમાર્જન અને ઉપયમન નામનાં બે કુશ બનાવવાં. આમાંનું સંમાર્જન કુશ સાત શાખાનું અને ઉપયમન શાખા પાંચનું હોય છે. સ્રુક્ તથા સ્રુવ બનાવવા માટે શ્રીપર્ણી (ગાંભારી), શમી, ખદિર, વિકંકત (કંટાઈ) અને ખાખરો–આ પાંચ પ્રકારનાં કાષ્ઠ શુભ જાણવાં. એક હાથભરના સ્રુવને ઉત્તમ અને ત્રણ આંગળના સ્રુક્‌ને શ્રેષ્ઠ માન્યો છે. બ્રાહ્મણોના સ્રુવ અને સ્રુક કેવા હોવા જોઈએ તે વિષયમાં આ કહેવામાં આવ્યું છે; અન્ય વર્ણનાઓ માટે તે એક આંગળ નાના રાખવાનું વિધાન છે. હે નારદ! શૂદ્રો, પતિતો તથા ગર્દભ આદિ જીવોની દૃષ્ટિના દોષનું નિવારણ કરવા માટે સર્વ પાત્રોના પ્રોક્ષણની વિધિ છે. હે વિપ્રવર! પૂર્ણપાત્રનું દાન કર્યા વિના યજ્ઞમાં છિદ્ર ઉત્પન્ન થાય છે અને પૂર્ણપાત્રની વિધિ કરવાથી યજ્ઞની પૂર્તિ થઈ જાય છે. આઠ મૂઠીનું 'કિંચિત્' થાય છે; ચાર કિંચિતનું 'પુષ્કળ' થાય છે અને ચાર પુષ્કળનું એક 'પૂર્ણપાત્ર' થાય છે, આવો વિદ્વાનોનો મત છે. હોમકાળ પ્રાપ્ત થતાં અન્યત્ર ક્યાંય આસન ન આપવું જોઈએ; આપવામાં આવે તો અગ્નિદેવ અતૃપ્ત થાય છે ને દારુણ શાપ આપે છે. 'આઘાર' નામની બે આહુતિઓને અગ્નિની નાસિકા કહેવામાં આવી છે. 'આજ્યભાગ' નામવાળી બે આહુતિઓ તેમનાં નેત્ર છે. 'પ્રાજાપત્ય' આહુતિને મુખ કહેવામાં આવેલ છે અને વ્યાહૃતિ હોમને કટિભાગ જણાવવામાં આવ્યો છે. પંચવરુણ હોમને બે હાથ, બે પગ અને મસ્તક કહે છે. વિપ્રવર! 'સ્વિષ્ટકૃત્' હોમ તથા પૂર્ણાહુતિ–આ બે આહુતિઓ બંને કાન છે. અગ્નિનાં બે મુખ, એક હૃદય, ચાર કાન, બે નાક, બે મસ્તક, છ નેત્ર, પિંગલ વર્ણ અને સાત જિહ્વાઓ છે. તેની ડાબી બાજુ ત્રણ અને જમણી બાજુ ચાર હાથ છે. સ્રુક્, સ્રુવ, અક્ષમાળા અને શક્તિ–આ બધાં તેના જમણા હાથમાં છે. તેને ત્રણ મેખલા અને ત્રણ પગ છે. તેણે ઘૃતપાત્ર ધારણ કરેલું છે, તે બે ચામર ધરાવે છે. ઘેટાની ઉપર સવાર થયેલો છે. તેને ચાર શિંગડાં છે. બાલસૂર્ય સમાન તેની અરુણ કાંતિ છે. તેણે યજ્ઞોપવીત ધારણ કરેલું છે. જટા અને કુંડલથી તે સુશોભિત છે. આ પ્રમાણે અગ્નિના સ્વરૂપનું ધ્યાન કરીને હોમકર્મનો પ્રારંભ કરવો. દૂધ, દહીં, ઘી અને ઘૃતપક્વ કે તૈલપક્વ પદાર્થને હાથથી જે હોમે છે તે બ્રહ્મઘાતી થાય છે. (આ બધાંનો સ્રુવથી હોમ કરવો જોઈએ.) મનુષ્ય જે અન્ન ખાય છે, તેના દેવતાઓ પણ તે જ અન્ન ખાય છે. સર્વ કામનાઓની સિદ્ધિ માટે હવિષ્યમાં તલનો ભાગ અધિક રાખવાનું ઉત્તમ માનવામાં આવ્યું છે. હોમમાં ત્રણ પ્રકારની મુદ્રાઓ જણાવી છે: મૃગી, હંસી અને સૂકરી. અભિચાર કર્મમાં સૂકરી મુદ્રાનો અને શુભ કર્મમાં

મૃગી તથા હંસી નામની મુદ્રાઓ ઉપયોગમાં લેવામાં આવે છે. બધી આંગળીઓથી સૂકરી મુદ્રા બને છે. હંસી મુદ્રામાં ટચલી આંગળી છૂટી રહે છે અને મૃગી નામવાળી મુદ્રા કેવળ મધ્યમા, અનામિકા, અંગુષ્ઠથી થતી ને કહેવામાં આવી છે. પૂર્વોક્ત પ્રમાણવાળી આહુતિ પાંચે આંગળીઓથી લઈને તેમના દ્વારા અન્ય ઋત્વિજો સાથે હવન કરવું. હવન-સામગ્રીમાં દહીં, મધ, અને ઘી મેળવેલા તલ હોવા જોઈએ. પુણ્યકર્મો કરતી વખતે પોતાની અનામિકા આંગળીમાં દર્ભની પવિત્રી અવશ્ય ધારણ કરવી.

ભગવાન રુદ્ર અને બ્રહ્માએ ગણેશને 'ગણપતિ' પદ પર સ્થાપિત કર્યા અને કર્મોમાં વિઘ્ન નાખવાનું કાર્ય તેમને સોંપી રાખ્યું છે. તે વિઘ્નેશ-વિનાયક જેના પર સવાર થાય છે, તે પુરુષનાં લક્ષણ સાંભળો. સ્વપ્નમાં તે ઘણા અગાધ જલમાં પ્રવેશ કરી જાય છે. માથું મુંડાવેલા માણસો તથા ભગવાં વસ્ત્ર પહેરેલા પુરુષોને તે જુએ છે. કાચું માંસ આનારાં ગીધ વગેરે પક્ષીઓ તથા વાઘ વગેરે પશુઓ પર તે આરૂઢ થાય છે. ચાંડાલ, ગધેડાં અને ઊંટોથી ઘેરાયેલો એક સ્થાન પર તેમની સાથે બેસે છે. ચાલતી વખતે પણ શત્રુઓથી પોતાનો પીછો કરાતો હોય તેમ માને છે-શત્રુઓ જાણે પોતાની પાછળ પડ્યા હોય તેવું તેને લાગ્યા કરે છે. (જાગ્રત અવસ્થામાં પણ) તેનું ચિત્ત વિક્ષિપ્ત રહે છે, તેનું દરેક કામ નિષ્ફળ નીવડે છે; કારણ વિના તે ખિન્ન રહે છે, વિઘ્નરાજ વડે સતાવવામાં આવેલો માણસ રાજાનો પુત્ર હોઈને પણ રાજ્ય પામતો નથી, કુંવારી કન્યા અનુકૂળ પતિ પામતી નથી, પરણેલી સ્ત્રીને અભીષ્ટ પુત્રની પ્રાપ્તિ થતી નથી, શ્રોત્રિયને આચાર્યપદ મળતું નથી, શિષ્ય સ્વાધ્યાય કરવા પામતો નથી, વાણિયાને વેપારમાં તથા ખેડૂતને ખેતીમાં લાભ થતો નથી.

એવા પુરુષને કોઈ પવિત્ર દિવસે તેમ જ શુભ મુહૂર્તમાં વિધિપૂર્વક સ્નાન કરાવવું જોઈએ. પીળા સરસવને વાટી ઘીમાં મેળવીને તે માણસના શરીરે પીઠીની જેમ ચોળવું. પ્રિયંગુ, નાગકેસર વગેરે સર્વ પ્રકારની ઔષધિઓ તેમ જ ચંદન, અગુરુ, કસ્તૂરી વગેરે સર્વ પ્રકારની સુગંધિત વસ્તુઓ તેના માથા પર લગાડવી. પછી તેને ભદ્રાસને બેસાડી તેના માટે બ્રાહ્મણ પાસે શુભ સ્વસ્તિવાચન (પુણ્યાહવાચન) કરાવવું. અશ્વશાલા, ગજશાલા, વલ્મીક (રાફડો), નદીઓનો સંગમ તથા જલાશયમાંથી આણેલી પાંચ પ્રકારની માટી, ગોરોચન, ગંધ (ચંદન, કેસર, અગુરુ આદિ) અને ગૂગળ-આ સર્વ વસ્તુઓ-ઊંડા જલાશયમાંથી કે જે ક્યારેય સૂકાતું ન હોય, તેમાંથી એક જ રંગના ચાર નવા કળશો દ્વારા લાવવામાં આવી હોય -જળમાં નાખવી. ત્યાર પછી લાલ રંગના વૃષભચર્મ પર ભદ્રાસન× સ્થાપિત કરવું. (આ જ ભદ્રાસન પર યજમાનને બેસાડી બ્રાહ્મણો દ્વારા પૂર્વોક્ત સ્વસ્તિવાચન કરાવવું.) ત્યારબાદ જેમના પતિ અને પુત્ર જીવતા હોય, તેવી સુવેશ ધારણ કરેલી સ્ત્રીઓ દ્વારા મંગળ ગીત ગવડાવવાં અને પૂર્વદિશામાં મૂકેલો કળશ લઈને આચાર્યે નીચેના મંત્રથી યજમાન પર અભિષેક કરવો:)

सहस्राक्षं शतधारमृषिभिः पावनं कृतम्।
तेन त्वामभिषिञ्चामि पावमान्यः पुनन्तु ते ॥

× પૂર્વોક્ત ગંધ ઔષધાદિ સહિત ચાર કળશોમાં આંબા આદિનાં પાંદડાં નાખીને તે કળશોના કંઠમાં માળા નાખીને તેમને ચંદનથી ચર્ચિત કરવા અને તેમને નવા વસ્ત્રથી વિભૂષિત કરી તે કળશોને પૂર્વાદિ ચારે દિશાઓમાં સ્થાપિત કરવા. પછી પવિત્ર અને લીંપી-ગૂંપીને તૈયાર કરેલી વેદી પર પાંચ રંગોથી સ્વસ્તિક બનાવવો ને તેના પર લાલ રંગનું વૃષભચર્મ જેનાં લોમ ઉત્તર ભણી અને ગ્રીવા પૂર્વ તરફ હોય તે પાથરવું ને તેના ઉપર સફેદ વસ્ત્ર પાથરેલું લાકડાનું આસન મૂકવું-આ જ ભદ્રાસન છે.

'જે હજારો નેત્રો (અનેક પ્રકારની શક્તિઓ)થી યુક્ત છે; જેની સેંકડો ધારાઓ (ઘણા પ્રવાહ) છે અને જેને મહર્ષિઓએ પાવન બનાવ્યું છે, તે પવિત્ર જળથી હું તમારો અભિષેક કરું છું, પાવમાની ઋચાઓ તથા આ પવિત્ર જળ તમને પવિત્ર કરે (ને વિનાયકજનિત વિઘ્નની શાંતિ થાઓ).'

(ત્યાર બાદ દક્ષિણ દિશામાં મૂકેલો બીજો કળશ લઈને નીચેનો મંત્ર ભણી અભિષેક કરવો :)

भगं ते वरुणो राजा भगं सूर्यो बृहस्पतिः ।
भगमिन्द्रश्च वायुश्च भगं सप्तर्षयो ददुः ॥

'રાજા વરુણ, સૂર્ય, બૃહસ્પતિ, ઇંદ્ર, વાયુ તથા સપ્તર્ષિઓ તમને કલ્યાણ પ્રદાન કરે.'

(પછી ત્રીજો પશ્ચિમ દિશામાં મૂકેલો કળશ લઈને નીચે જણાવેલા મંત્રથી અભિષેક કરવો :)

यत्ते केशेषु दौर्भाग्यं सीमन्ते यच्च मूर्धनि ।
ललाटे कर्णयोरक्ष्णोरापस्तद् घ्नन्तु सर्वदा ॥

'તમારા કેશોમાં, સીમંતમાં, મસ્તક પર, લલાટમાં, કાનોમાં અને નેત્રોમાં પણ જે દુર્ભાગ્ય (અથવા અકલ્યાણ) છે, તે સર્વને સદાને માટે જળ શાંત કરી નાખે.'

(ત્યાર બાદ ચોથો કળશ લઈને પૂર્વોક્ત ત્રણે મંત્રો ભણીને અભિષેક કરવો. આ પ્રમાણે સ્નાન કરનારા યજમાનના મસ્તક પર ડાબા હાથમાં રાખેલા દર્ભ મૂકી તેના પર ઉંબરાના સ્રુવથી સરસિયું નાખવું. તે વખતે નીચેનો મંત્ર ભણવો :) 'ॐ मिताय स्वाहा । ॐ संमिताय स्वाहा । ॐ शालाय स्वाहा । ॐ कटंकटाय स्वाहा । ॐ कूष्मांडाय स्वाहा । ॐ राजपुत्राय स्वाहा ।' મસ્તક પર હોમ કર્યા પછી લૌકિક અગ્નિમાં પણ સ્થાલીપાકની વિધિથી ચરુ તૈયાર કરીને ઉક્ત છ મંત્રોથી તે જ અગ્નિમાં હોમ કરવો. હોમ કર્યા પછી બાકી રહેલા ચરુથી બલિમંત્રો ભણીને ઇંદ્ર આદિ દિક્પાલોને બલિ આપવો. ત્યાર બાદ કૃતાકૃત આદિ ઉપહાર દ્રવ્ય ભગવાન વિનાયકને અર્પણ કરીને તેમની સમીપમાં રહેનારાં માતા પાર્વતીને પણ ઉપહારની ભેટ ધરવી. તે પછી પૃથ્વી પર માથું ટેકવી 'तत्पुरुषाय विद्महे । वक्रतुण्डाय धीमहि । तन्नो दन्ती प्रचोदयात् ॥ આ મંત્રથી ગણેશ અને सुभगायै विद्महे । काममालिन्यै धीमहि । तन्नो गौरी प्रचोदयात् ॥ આ મંત્રથી અંબિકા દેવીને નમસ્કાર કરવા. પછી ગણેશજનની અંબિકાનું ઉપસ્થાન કરવું. ઉપસ્થાન કરતાં પહેલાં ફૂલ અને જળથી અર્ઘ્ય આપીને દૂર્વા, સરસવ અને પુષ્પથી પૂર્ણ અંજલિ અર્પણ કરવી. (ઉપસ્થાનનો મંત્ર આ પ્રમાણે છે :)

रूपं देहि यशो देहि भगं भगवति देहि मे ।
पुत्रान् देहि धनं देहि सर्वकामांश्च देहि मे ॥

'હે ભગવતી! મને રૂપ આપો, યશ આપો, કલ્યાણ પ્રદાન કરો, પુત્ર આપો, ધન આપો અને સર્વ કામનાઓને પૂર્ણ કરો.'

પાર્વતીજીનું ઉપસ્થાન કર્યા પછી ધૂપ, દીપ, ગંધ, માલ્ય, અનુલેપ અને નૈવેદ્ય આદિ દ્વારા ભગવાન શંકરની પૂજા કરવી. ત્યાર પછી શ્વેત ચંદન અને માળાથી અલંકૃત થઈ બ્રાહ્મણોને જમાડવા અને ગુરુને પણ દક્ષિણા સહિત બે વસ્ત્ર આપવાં.

આ પ્રમાણે વિનાયકની પૂજા કરીને લક્ષ્મી, શાંતિ, પુષ્ટિ, વૃદ્ધિ તથા આયુની ઇચ્છા રાખનારા વીર્યવાન પુરુષે ગ્રહોની પણ પૂજા કરવી જોઈએ. સૂર્ય, સોમ, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ, રાહુ તથા કેતુ—આ નવે ગ્રહોની ક્રમશઃ સ્થાપના કરવી જોઈએ. સૂર્યની પ્રતિમા તાંબાની, ચંદ્રમાની રજત(ચાંદી)ની અથવા સ્ફટિકની, મંગળની લાલ ચંદનની, બુધની અને

ગુરુની સુવર્ણની, શુક્રની રજતની, શનિની લોઢાની અને રાહુ—કેતુની સીસાની બનાવવી. એનાથી શુભની પ્રાપ્તિ થાય છે, અથવા વસ્ત્ર પર તેમના—તેમના રંગ અનુસાર તેમનું ચિત્ર અંકિત કરી લેવું જોઈએ અથવા મંડળ બનાવીને તેમાં ગંધ(ચંદન, કુંકુમ આદિ)થી ગ્રહોની આકૃતિ બનાવી લેવી. ગ્રહોના રંગ અનુસાર જ તેમને ફૂલ અને વસ્ત્ર પણ આપવાં જોઈએ. સર્વને ગંધ, બલિ, ધૂપ અને ગૂગળ આપવા જોઈએ. પ્રત્યેક ગ્રહ માટે (અગ્નિસ્થાપનપૂર્વક) સમંત્રક ચરુનો હોમ કરવો જોઈએ. 'आ कृष्णेन रजसा०' એ સૂર્યનો, 'इमं देवाः०' એ ચંદ્રનો, 'अग्निमूर्धा दिवः ककुत्०' એ મંગળનો, 'उद्बुध्यस्व०' એ બુધનો, 'बृहस्पते अति यदर्यः०' એ બૃહસ્પતિનો, 'अन्नात् परिस्रुतो०' એ શુક્રનો, 'शन्नो देवी०' એ શનૈશ્ચરનો, 'काण्डात् काण्डात्०' એ રાહુનો અને 'केतुं कृण्वन्नकेतवे०' એ મંત્ર કેતુનો છે. આકડો, ખાખરો, ખેર, અઘેડો, પીપળો, ઉંબરો, શમી, દૂર્વા અને દર્ભ—આ ક્રમશઃ સૂર્ય આદિ ગ્રહોની સમિધા છે. સૂર્યાદિ ગ્રહોમાંના પ્રત્યેક માટે એકસો આઠ અથવા અઠ્ઠાવીશ વાર મધ, ઘી, દહીં અથવા ખીરની આહુતિ આપવી જોઈએ. ગોળ મેળવેલો ભાત, ખીર, હવિષ્ય (મુનિ અન્ન), દૂધ મેળવેલો સાઠી ચોખાનો ભાત, દહીં—ભાત, ઘી—ભાત, તલચૂર્ણ મિશ્રિત ભાત, માષ (અડદ) મેળવેલો ભાત અને ખીચડી—એમનું ગ્રહના ક્રમ પ્રમાણે વિદ્વાન પુરુષે બ્રાહ્મણને ભોજન આપવું. પોતાની શક્તિ અનુસાર યથાપ્રાપ્ત વસ્તુઓથી બ્રાહ્મણોનો વિધિપૂર્વક સત્કાર કરવા માટે ક્રમશઃ ધેનુ, શંખ, બળદ, સુવર્ણ, વસ્ત્ર, અશ્વ, કાળી ગાય, લોઢું અને બકરો—આ વસ્તુઓ દક્ષિણામાં આપવી. ગ્રહોની આ દક્ષિણા જણાવવામાં આવી છે. જે માણસને જે ગ્રહ અષ્ટમ આદિ સ્થાનોમાં રહેલો હોય તે માણસે તે ગ્રહની તે સમયે વિશેષ યત્નપૂર્વક પૂજા કરવી. બ્રહ્માએ આ ગ્રહોને વર આપેલ છે કે, 'જે તમારી પૂજા કરે, તેની તમે પણ પૂજા (મનોરથ પૂર્ણ કરવારૂપ સન્માન) કરજો. રાજાઓનું ધન અને જાતિનો ઉત્કર્ષ તથા જગતનાં જન્મ અને મૃત્યુ પણ ગ્રહોને જ અધીન છે, તેથી ગ્રહો બધાંને માટે પૂજવા યોગ્ય છે. જે સદા સૂર્યની પૂજા તેમ જ સ્કન્દ સ્વામીને તથા મહાગણપતિને તિલક કરે છે, તે સિદ્ધિઓને પ્રાપ્ત કરે છે; એટલું જ નહિ પણ તેને પ્રત્યેક કર્મમાં સફળતા તેમ જ ઉત્તમ લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે. માતૃયાગ કર્યા વિના જે ગ્રહપૂજન કરે છે, તેના પર માતૃકાઓ કુપિત થાય છે ને તેના પ્રત્યેક કાર્યમાં વિઘ્ન નાખે છે, શુભ થવાની ઇચ્છા રાખનારા માણસોએ 'वसोः पवित्रम्०'-આ મંત્રથી વસુધારા સમર્પિત કરીને પ્રત્યેક માંગલિક કર્મમાં ગૌરી આદિ માતૃકાઓનું પૂજન કરવું જોઈએ. તેમનાં નામ આ પ્રમાણે છેઃ ગૌરી, પદ્મા, શચી, મેધા, સાવિત્રી, વિજયા, જયા, દેવસેના, સ્વધા, સ્વાહા, માતૃકાઓ, વૈધૃતિ, ધૃતિ, પુષ્ટિ, હૃષ્ટિ અને તુષ્ટિ. એમની સાથે પોતાની કુલદેવી અને ગણેશ વધારામાં સમજવાં. વૃદ્ધિના અવસરો પર આ સોળ માતૃકાઓની અવશ્ય પૂજા કરવી જોઈએ. આ સર્વની પ્રસન્નતા માટે ક્રમશઃ આવાહન, પાદ્ય, અર્ઘ્ય, આચમનીય, સ્નાન, વસ્ત્ર, ચંદન, અક્ષત, પુષ્પ, ધૂપ, દીપ, ફળ, નૈવેદ્ય, આચમનીય, તાંબૂલ, પૂગીફળ, આરતી અને દક્ષિણા—આ ઉપચાર કરવા જોઈએ.

હવે હું પિતૃકલ્પનું વર્ણન કરીશ. એ ધન અને સંતતિની વૃદ્ધિ કરનારું છે. અમાવાસ્યા, અષ્ટકા, વૃદ્ધિ (લગ્ન વગેરેનો અવસર), કૃષ્ણપક્ષ, બન્ને અયનોનો આરંભનો દિવસ,

શ્રાદ્ધને લગતા દ્રવ્યની ઉપસ્થિતિ, ઉત્તમ બ્રાહ્મણની પ્રાપ્તિ, વિષુવત્યોગ, સૂર્યની સંક્રાન્તિ, વ્યતીપાતયોગ, ગજચ્છાયા, ચંદ્રગ્રહણ, સૂર્યગ્રહણ તથા શ્રાદ્ધ માટે રુચિ હોવી—આ બધાને શ્રાદ્ધનો સમય અથવા અવસર કહેવામાં આવ્યો છે. સંપૂર્ણ વેદોના જ્ઞાનમાં અગ્રગણ્ય, શ્રોત્રિય, બ્રહ્મવેત્તા, યુવક, મંત્ર અને બ્રાહ્મણરૂપ વેદનો તત્ત્વજ્ઞ જ્યેષ્ઠ સામનું જ્ઞાન કરનારો, ત્રિમધુ,[1] ત્રિસૂપર્ણ,[2] ભાણેજ, ઋત્વિક, જમાઈ, યજમાન, શ્વસુર, મામા, ત્રિણાચિકેત,[3] દૌહિત્ર, શિષ્ય, સંબંધી, બાન્ધવ, કર્મનિષ્ઠ, તપોનિષ્ઠ—પંચાગ્નિસેવન[4] કરનારો, બ્રહ્મચારી તથા માતા-પિતાના ભક્ત બ્રાહ્મણો શ્રાદ્ધની સંપત્તિ છે. માંદો, ઓછા અંગવાળો, વધારે અંગવાળો, કાણો, પુનર્ભૂનું સંતાન, અવકીર્ણી (બ્રહ્મચર્ય-આશ્રમમાં રહીને બ્રહ્મચર્યનો ભંગ કરનારો), કુંડ (પતિ જીવતા છતાં પર-પુરુષથી ઉત્પન્ન કરેલ સંતાન), ગોલક (પતિના મૃત્યુ પછી જારથી થયેલ સંતાન), ખરાબ નખવાળો, કાળા દાંતવાળો, વેતન લઈને ભણાવનારો, નપુંસક, કન્યાને દૂષિત કરનારો, જેના પર દોષારોપણ થયેલ હોય, મિત્રદ્રોહી, ચાડિયો, સોમરસ વેચનારો; માતા, પિતા અને ગુરુનો ત્યાગ કરનારો, કુંડ અને ગોલકનું અન્ન ખાનારો, શૂદ્રથી ઉત્પન્ન થયેલો, એક પતિને છોડીને આવેલી સ્ત્રીનો પતિ, ચોર અને કર્મભ્રષ્ટ—આ બ્રાહ્મણો શ્રાદ્ધમાં નિંદિત છે (એટલા માટે એમનો ત્યાગ કરવો જોઈએ.)

શ્રાદ્ધ કરનારા પુરુષે મન અને ઇંદ્રિયોને વશમાં રાખીને શ્રાદ્ધના એક દિવસ પહેલાં બ્રાહ્મણોને નિમંત્રિત કરવા. તે નિમંત્રિત બ્રાહ્મણોએ પણ તે જ સમયથી, મન, વાણી, શરીર તથા ક્રિયા દ્વારા પૂર્ણ સંયમથી રહેવું જોઈએ. શ્રાદ્ધના દિવસે, અપરાહ્ણકાળમાં આવેલા બ્રાહ્મણોનું સ્વાગતપૂર્વક પૂજન કરવું. શ્રાદ્ધકર્તાએ પોતે હાથમાં દર્ભની પવિત્રી ધારણ કરી રાખવી. બ્રાહ્મણો આચમન કરી રહે ત્યારે તેમને આસન પર બેસાડવા. દેવકાર્યમાં પોતાની શક્તિ અનુસાર યુગ્મ-(બે, ચાર, છ આદિ—બેકી) સંખ્યાવાળા અને શ્રાદ્ધમાં અયુગ્મ (એક, ત્રણ, પાંચ—એકી) સંખ્યાવાળા બ્રાહ્મણોને નિમંત્રિત કરવા. બધી બાજુએથી રક્ષિત ગાયના છાણથી લીંપેલા પવિત્ર સ્થાનમાં જ્યાં દક્ષિણ દિશા તરફ કંઈક નીચી ભૂમિ હોય એવા સ્થળમાં શ્રાદ્ધ કરવું જોઈએ. વૈશ્વદેવ શ્રાદ્ધમાં બે બ્રાહ્મણોને પૂર્વાભિમુખ બેસાડવા અને પિતૃકાર્યમાં ત્રણ બ્રાહ્મણોને ઉત્તરાભિમુખ બેસાડવા અથવા બન્નેમાં એક-એક જ બ્રાહ્મણ લેવો. માતામહના શ્રાદ્ધમાં પણ આમ જ કરવું જોઈએ; અર્થાત્ બે વૈશ્વદેવ શ્રાદ્ધમાં અને ત્રણ માતામહાદિ શ્રાદ્ધમાં અથવા ઉભય પક્ષમાં એક એક જ બ્રાહ્મણ રાખવો.

વૈશ્વદેવ શ્રાદ્ધ માટે હાથ ધોવડાવવા, તેના હાથમાં જળ આપવું અને આસન માટે કુશ-દર્ભ આપવું. પછી બ્રાહ્મણને પૂછવું—'હું વિશ્વેદેવોનું આવાહન કરવા ચાહું છું.' ત્યારે બ્રાહ્મણે આજ્ઞા આપવી—'આવાહન કરો.' આ પ્રમાણે તેમની આજ્ઞા મેળવી 'विश्वेदेवास आगत' ઇત્યાદિ ઋચા ભણીને વિશ્વેદેવોનું આવાહન કરવું. તે સમયે બ્રાહ્મણની સમીપની ભૂમિ પર જવ વેરવા. પછી પવિત્રીયુક્ત અર્ઘ્યપાત્રમાં 'शं नो देवी०'—આ મંત્રથી જળ છોડવું. 'यवोऽसि०' ઇત્યાદિથી જવ નાખવા. તે પછી મંત્ર

૧. 'मधुवाता' ઇત્યાદિ ત્રણ ઋચાઓનો જપ અને તદનુકૂળ વ્રતનું આચરણ કરનારો.

૨. ત્રિસૌપર્ણી ઋચાઓ ભણનારો અને તે સંબંધી વ્રતનું પાલન કરનારો.

૩. ત્રિણાચિકેત—સંજ્ઞક ત્રિવિધ અગ્નિવિદ્યાને જાણનારો અને તદનુકૂળ વ્રત પાળનારો.

૪. સભ્ય, આવસથ્ય તથા ત્રિણાચિકેત—આ પાંચ અગ્નિઓની ઉપાસના કરનારો.

ભણ્યા વિના જ ગંધ અને પુષ્પ પણ નાખવાં. ત્યાર પછી ‘या दिव्या आपः०’ આ મંત્રથી અર્ઘ્યને અભિમંત્રિત કરી બ્રાહ્મણના હાથમાં સંકલ્પપૂર્વક અર્ઘ્ય આપીને કહેવું–‘अमुकश्राद्धे विश्वेदेवा ! इदं वो हस्तार्घ्यं नमः’ આમ બોલીને તે અર્ઘ્ય-જલ કુશયુક્ત બ્રાહ્મણના હાથમાં અથવા કુશો પર રેડી દેવું, એ પછી હાથ ધોવા માટે જળ આપીને ક્રમશઃ ગંધ, પુષ્પ, ધૂપ, દીપ તથા આચ્છાદન વસ્ત્ર અર્પણ કરવાં. ફરીથી હસ્તશુદ્ધિ માટે જળ આપવું. વિશ્વેદેવોને જે કંઈ પણ આપવાનું હોય તે સવ્યભાવથી ઉત્તરાભિમુખ થઈને આપવું અને પિતરોને પ્રત્યેક વસ્તુ અપસવ્યભાવથી દક્ષિણાભિમુખ થઈને આપવી.

વૈશ્વદેવ કાંડની વિધિ પૂર્ણ થયા પછી યજ્ઞોપવીત અપસવ્ય કરીને પિતા આદિ ત્રણ માટે ત્રણ દ્વિગુણ–ભુગ્ન દર્ભ તેમના આસન માટે અપ્રદક્ષિણાક્રમથી આપવા. પછી પૂર્વવત્ બ્રાહ્મણોની આજ્ઞા લઈને ‘उशन्त-स्त्वा०’ ઇત્યાદિ મંત્રથી પિતૃઓનું આવાહન કરીને ‘आयन्तु नः’ ઇત્યાદિનો જપ કરવો. ‘अपहता असुरा रक्षा॑ंसि वेदिषदः’– આ મંત્ર ભણીને બધી બાજુ તલ વેરવા. વૈશ્વદેવ શ્રાદ્ધમાં જે કાર્ય જવથી કરવામાં આવે છે, તે જ કાર્ય પિતૃશ્રાદ્ધમાં તલથી કરવું જોઈએ. અર્ઘ્ય આદિ પૂર્વવત્ કરવા. સંસ્રવ (બ્રાહ્મણના હાથમાંથી ટપકેલું જલ) પિતૃપાત્રમાં લઈને ભૂમિ પર દક્ષિણાગ્ર કુશ મૂકીને તેના પર તે પાત્ર ઊંધું કરી ગગડાવી દેવું ને ‘पितृभ्यः स्थानमसि’ એમ બોલવું. પછી તેના ઉપર અર્ઘ્યપાત્ર અને પવિત્ર આદિ મૂકીને ગંધ, પુષ્પ, ધૂપ, દીપ આદિ પિતૃઓને આપવાં.

ત્યાર બાદ ‘अग्नौ करण’ કર્મ કરવું. ઘીથી લસલસતું અન્ન લઈને બ્રાહ્મણોને પૂછવું–‘अग्नौ करिष्ये’ (હું અગ્નિમાં આની આહુતિ આપવા ચાહું છું). પછી બ્રાહ્મણોએ તે માટે આજ્ઞા આપવી. આ પ્રમાણે આજ્ઞા લઈને તેણે પિંડ–પિતૃયજ્ઞની જેમ તે અન્નની બે આહુતિ આપવી. (તે સમયે આ બે મંત્ર ક્રમશઃ ભણવા–अग्नये कव्यवाहनाय स्वाहा नमः, सोमाय पितृमते स्वाहा नमः) ત્યાર પછી હોમશેષ અન્ન એકાગ્રચિત્ત થઈને પ્રાપ્ત થયેલાં હોય તે પાત્રોમાં–ખાસ કરીને ચાંદીનાં પાત્રોમાં પીરસવું. આ પ્રમાણે અન્ન પીરસીને ‘पृथिवी ते पात्रं द्यौरपिधानम्’ ઇત્યાદિ મંત્ર ભણીને પાત્રને અભિમન્ત્રિત કરવું, પછી ‘इदं विष्णुः’ ઇત્યાદિ મંત્ર ભણીને અન્નને બ્રાહ્મણના અંગૂઠાનો સ્પર્શ કરાવવો. ત્યારબાદ ત્રણે વ્યાહૃતિઓ સહિત ગાયત્રી મંત્ર તથા ‘मधु वाता०’ ઇત્યાદિ ત્રણ ઋચાઓનો જપ કરી બ્રાહ્મણોને કહેવું–‘આપ સુખપૂર્વક અન્ન ગ્રહણ કરો.’ પછી તે બ્રાહ્મણોએ મૌન રાખીને પ્રસન્નતાપૂર્વક ભોજન કરવું. તે સમયે યજમાને ક્રોધ અને ધાંધલનો ત્યાગ કરવો. ને બ્રાહ્મણો જ્યાં સુધી તૃપ્ત થાય ત્યાં સુધી પૂછી–પૂછીને પ્રિય અન્ન હવિષ્ય તેમને પીરસ્યા કરવું. તે સમયે પૂર્વોક્ત મંત્રોનો તથા પાવમાની આદિ ઋચાઓનો જપ કે પાઠ કરતા રહેવું જોઈએ. ત્યાર પછી અન્ન લઈને બ્રાહ્મણોને પૂછવું–‘શું આપ પૂર્ણપણે તૃપ્ત થઈ ગયા?’ બ્રાહ્મણોએ કહેવું–‘હા, અમે તૃપ્ત થઈ ગયા છીએ.’ યજમાને ફરી પૂછવું–‘બાકી રહેલા અન્નનું શું કરવું?’ બ્રાહ્મણોએ કહેવું–‘ઈષ્ટજનોની સાથે બેસી ભોજન કરો.’ તેમની આ આજ્ઞાનો ‘બહુ સારું’ કહીને સ્વીકાર કરવો. પછી બ્રાહ્મણો જમ્યા હોય તે સ્થળે દક્ષિણાગ્રકુશ ભૂમિ પર મૂકીને તે કુશ પર તલ અને જળ છાંટી તે અન્ન તેમની આગળ મૂકીને ‘ये अग्निदग्धाः०’ મંત્ર ભણવો. પછી બ્રાહ્મણોના હાથમાં કોગળા કરવા માટે જળ આપવું. પછી પિંડ માટે તૈયાર

કરવામાં આવેલું તમામ અન્ન લઈને દક્ષિણાભિમુખ થઈને પિંડપિતૃયજ્ઞ કલ્પ અનુસાર તલ સહિત તેનું પિંડદાન કરવું. એવી જ રીતે માતામહાદિ માટે પિંડ આપવા. પછી બ્રાહ્મણોને આચમન માટે જલ આપવું. ત્યાર બાદ બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવવું અને તેમના હાથમાં જલ આપી તેમને પ્રાર્થનાપૂર્વક કહેવું કે, આપ 'अक्षय्यमस्तु' કહો અને બ્રાહ્મણોએ તે પ્રમાણે યજમાનને કહેવું. તે પછી બ્રાહ્મણોને યથાશક્તિ દક્ષિણા આપીને કહેવું, 'હવે હું સ્વધાવાચન કરાવીશ,' બ્રાહ્મણોએ કહેવું, 'સ્વધાવાચન કરાવો.' આ પ્રમાણે તેમની આજ્ઞા મેળવી 'પિતૃઓ અને માતામહાદિ માટે આપ સ્વધાવાચન કરો. આમ યજમાને બ્રાહ્મણોને કહેવું, એટલે બ્રાહ્મણોએ-'अस्तु स्वधा' આમ બોલવું. ત્યાર પછી પૃથ્વી પર જળ છાંટી અને 'विश्वेदेवाः प्रीयन्ताम्' આ પ્રમાણે યજમાને કહેવું ને બ્રાહ્મણોએ પણ આ વાક્ય 'प्रीयन्तां विश्वेदेवाः' આમ બોલવું. ત્યારપછી બ્રાહ્મણોની આજ્ઞાથી શ્રાદ્ધકર્તા યજમાને નીચે લખેલો મંત્ર બોલવો:

दातारो नोऽभिवर्धन्तां वेदाः सन्ततिरेव च ।
श्रद्धा च नो मा विगंमद् बहु देयं च नोऽस्त्विति ॥

'અમારા દાતાઓની વૃદ્ધિ થાઓ. વેદ અને સંતતિની વૃદ્ધિ થાઓ. અમારી શ્રદ્ધા ઓછી ન થાય અને દાન આપવા માટે અમારી પાસે પુષ્કળ ધન થાઓ.'

આમ કહીને બ્રાહ્મણો સાથે પ્રિય અને મધુર વચન નમ્રતાપૂર્વક બોલીને તેમને પ્રણામ કરવા અને 'वाजे-वाजे' ઇત્યાદિ ઋચાઓ ભણીને પ્રસન્નતાપૂર્વક તેમને વિદાયગીરી આપવી. પ્રથમ પિતૃઓનું ને તે પછી વિશ્વેદેવોનું વિસર્જન કરવું જોઈએ. પહેલાં જે અર્ઘ્યપાત્રમાં સંસ્રવનું જલ નાખવામાં આવ્યું હતું, તે પિતૃપાત્રને ચત્તું કરીને બ્રાહ્મણોને વિદાયગીરી આપવી જોઈએ. ગામના સીમાડા સુધી બ્રાહ્મણોની પાછળ પાછળ જઈને તેઓ યજમાનને પાછા ફરવાનું કહે ત્યારે તેમની પરિક્રમા કર્યા પછી ઘેર પાછા આવવું અને પિતૃઓએ સેવેલું શ્રાદ્ધનું અન્ન ઇષ્ટજનો સાથે જમવું. તે રાત્રે યજમાન અને બ્રાહ્મણોએ બ્રહ્મચર્ય પાળવું.

એવી જ રીતે પુત્રજન્મ અને વિવાહાદિ વૃદ્ધિના અવસરો પર પ્રદક્ષિણા વૃત્તિથી નાન્દીમુખ પિતૃઓનું યજન કરવું. દહીં અને બોર મેળવેલા અન્નનો પિંડ આપવો અને તલથી કરવામાં આવતાં સર્વ કાર્યો જવથી કરવાં, એકોદ્દિષ્ટ શ્રાદ્ધ વૈશ્વદેવ વિના થાય છે. તેમાં એક જ અર્ઘ્યપાત્ર તથા એક જ પવિત્રક આપવામાં આવે છે. એમાં આવાહન અને અગ્નૌકરણની ક્રિયા થતી નથી. સર્વ કાર્ય જનોઈને અપસવ્ય રાખીને થાય છે. 'अक्षय्यमस्तु'ના સ્થાને 'उपतिष्ठताम्'નો પ્રયોગ કરવો. 'वाजे-वाजे०' આ મંત્રથી બ્રાહ્મણોનું વિસર્જન કરતી વખતે 'अभिरम्यताम्' કહેવું અને બ્રાહ્મણોએ 'अभिरताः स्मः' આવો ઉત્તર આપવો. સપિંડીકરણ શ્રાદ્ધમાં પૂર્વોક્ત વિધિથી અર્ઘ્યસિદ્ધિ માટે ગંધ, જળ અને તલથી યુક્ત ચાર અર્ઘ્યપાત્ર તૈયાર કરવાં (એ પૈકીનાં ત્રણ તો પિતૃઓનાં પાત્ર છે અને એક પ્રેતનું પાત્ર હોય છે). એમાંના પ્રેતના પાત્રનું જલ પિતૃઓના પાત્રમાં નાખવું, તે સમયે 'ये समानाः०' ઇત્યાદિ બે મંત્રો ભણવા. બાકીની ક્રિયા પહેલાંની જેમ કરવી. આ સપિંડીકરણ અને એકોદ્દિષ્ટ શ્રાદ્ધ માતા માટે પણ કરવું જોઈએ. જેનું સપિંડીકરણ શ્રાદ્ધ વર્ષ પૂરું થતાં પહેલાં થઈ જાય છે તેના માટે એક વર્ષ સુધી બ્રાહ્મણને અન્ન અને ઉદક સહિત કુંભદાન આપતા રહેવું જોઈએ. એક વર્ષ સુધી દર મહિને મૃત્યુતિથિએ એકોદ્દિષ્ટ શ્રાદ્ધ કરવું જોઈએ. પછી દર વર્ષે એક વખતે ક્ષયાહતિથિએ

એકોદ્દિષ્ટ કરવું ઉચિત છે. પ્રથમ એકોદ્દિષ્ટ તો મરણ બાદ અગિયારમે દિવસે કરવામાં આવે છે. બધા જ શ્રાદ્ધોમાં પિંડ ગાય, બકરાં અથવા તે લેવાની ઇચ્છા ધરાવનારા બ્રાહ્મણોને આપી દેવાં જોઈએ અથવા તો તે પિંડો અગ્નિમાં કે અગાધ જળમાં નાખી દેવા જોઈએ. બ્રાહ્મણો જમીને ઊઠે નહિ ત્યાં સુધી ઉચ્છિષ્ટ સ્થાન પર વાળવું નહિ. શ્રાદ્ધમાં હવિષ્યાન્નના દાનથી એક માસ સુધી અને ખીર આપવાથી એક વર્ષ સુધી પિતૃઓ તૃપ્ત રહે છે. ભાદરવા વદ તેરશે ને ખાસ કરીને મઘા નક્ષત્રનો યોગ હોય ત્યારે પિતૃઓના નિમિત્તે જે કંઈ આપવામાં આવે તે અક્ષય થાય છે. એકમાત્ર ચતુર્દશી સિવાય પ્રતિપદાથી અમાવાસ્યા સુધીની ચૌદ તિથિઓમાં શ્રાદ્ધદાન કરનારો પુરુષ ક્રમશઃ આ ચૌદ ફળ પામે છે: રૂપ–શીલયુક્ત કન્યા, બુદ્ધિમાન તથા રૂપવાન જમાઈ, પશુ, શ્રેષ્ઠ પુત્ર, દ્યૂતમાં વિજય, ખેતીમાં લાભ, વ્યાપારમાં લાભ, બે ખરી અને એક ખરીવાળાં પશુ, બ્રહ્મતેજથી સંપન્ન પુત્ર, સુવર્ણ, રજત, કુપ્યક ( ત્રપુ–સીસું આદિ ), જ્ઞાતિજનોમાં શ્રેષ્ઠત્વ અને સકળ મનોરથોની સિદ્ધિ. શસ્ત્ર વડે મરાયાં હોય તેમને જ તે ચતુર્દશી તિથિએ શ્રાદ્ધપ્રદાન કરવામાં આવે છે. સ્વર્ગ, સંતાન, ઓજ, શૌર્ય, ક્ષેત્ર, બળ, પુત્ર, શ્રેષ્ઠતા, સૌભાગ્ય, સમૃદ્ધિ, પ્રધાનતા, શુભ, પ્રવૃત્તચક્રતા ( અપ્રતિહત શાસન ), વાણિજ્ય આદિ, નીરોગતા, યશ, શોકરહિતપણું, પરમ ગતિ, ધન, વેદ, ચિકિત્સામાં સફળતા, કુપ્ય ( ત્રપુ–સીસું આદિ ), ગાય, બકરી, ઘેટાં, અશ્વ તથા આયુ–આ સત્તાવીસ પ્રકારના કામ્ય પદાર્થો, કૃત્તિકાથી લઈને ભરણી સુધી પ્રત્યેક નક્ષત્રમાં વિધિપૂર્વક શ્રાદ્ધ કરનારો ક્રમશઃ પ્રાપ્ત કરે છે, તથા તે આસ્તિક, શ્રદ્ધાળુ તેમ જ મદ–માત્સર્ય આદિ દોષોથી રહિત થાય છે, વસુ, રુદ્ર અને આદિત્ય–આ ત્રણ પ્રકારના પિતૃઓ શ્રદ્ધાના દેવતા છે. તેઓને શ્રદ્ધાથી સંતુષ્ટ કરવામાં આવ્યાથી તેઓ મનુષ્યોના પિતૃઓને તૃપ્ત કરે છે.

પિતરો તૃપ્ત થાય છે, ત્યારે તેઓ મનુષ્યોને આયુ, પ્રજા, ધન, વિદ્યા, સ્વર્ગ, મોક્ષ, સુખ તથા રાજ્ય પ્રદાન કરે છે. આ પ્રમાણે તમને કલ્પાધ્યાયનો વિષય ટૂંકમાં જણાવ્યો. વિશેષ વિગતો અન્ય પુરાણો દ્વારા જાણી લેવી. હે મુનીશ્વર! જે વિદ્વાન આ કલ્પાધ્યાયનું ચિંતન કરે છે, તે આ લોકમાં કર્મમાં કુશળ થાય છે અને પરલોકમાં શુભ ગતિ પામે છે. જે મનુષ્ય દેવકાર્ય તથા પિતૃકાર્યમાં આ કલ્પાધ્યાયનું શ્રવણ કરે છે, તે યજ્ઞ અને શ્રાદ્ધનું પૂર્ણ ફળ પામે છે; એટલું જ નહિ, પણ આ લોકમાં ધન, વિદ્યા, યશ અને પુત્ર પ્રાપ્ત કરે છે તથા પરલોકમાં તેને પરમગતિ પ્રાપ્ત થાય છે.

હવે હું વેદના મુખરૂપ વ્યાકરણનું સંક્ષેપથી વર્ણન કરીશ. તે તમે એકાગ્ર ચિત્ત થઈને સાંભળો. ૧–૧૫૮

अतः परं व्याकरणं तुभ्यं वेदमुखाभिधम्।
कथयिष्ये समासेन शृणुष्व सुसमाहितः ॥१५८॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'કલ્પગ્રંથનું વર્ણન' નામનો ૫૧ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૫૨ : વ્યાકરણશાસ્ત્રનું વર્ણન

सनन्दन उवाच।
अथ व्याकरणं वक्ष्ये संक्षेपात्तव नारद।
सिद्धरूपप्रबन्धेन मुखं वेदस्य साम्प्रतम् ॥ १ ॥

સનંદન બોલ્યા: હવે હું શબ્દોનાં સિદ્ધ રૂપોનો ઉલ્લેખ કરવા સાથે તમને સંક્ષેપમાં વ્યાકરણનું વર્ણન કહી સંભળાવીશ; કારણ કે વ્યાકરણ વેદનું મુખ છે. ૧

सुप्तिङन्तं पदं विप्र सुपां सप्त विभक्तयः।
स्वौजसः प्रथमा प्रोक्ता सा प्रातिपदिकात्मिका ॥२॥

હે વિપ્રવર! સુબન્ત[1] અને તિઙન્ત[2] શબ્દને પદ કહેવામાં આવે છે (જેના અંતમાં 'સુપ્' પ્રત્યય હોય, તે સુબંત કહેવાય છે). સુપ્‌ની સાત વિભક્તિઓ છે, એમાંની પ્રથમા (પહેલી) વિભક્તિ સુ, ઔ, જસ્–આ પ્રમાણે બતાવવામાં આવી છે ('સુ' પ્રથમાનું એકવચન છે. 'ઔ' દ્વિવચન છે; 'જસ્' બહુવચન છે). પ્રથમા વિભક્તિને પ્રાતિપદિક(નામ)સ્વરૂપ માનવામાં આવી છે. ૨

सम्बोधने च लिङ्गादावुक्ते कर्मणि कर्तरि ।
अर्थवत्प्रातिपदिकं धातुप्रत्ययवर्जितम् ॥ ३ ॥

સંબોધનમાં[3] પ્રથમા વિભક્તિનો પ્રયોગ થાય છે; જ્યાં પ્રાતિપદિકથી અતિરિક્ત લિંગ,[4] પરિમાણ[5] અને વચનાદિ[6]નો બોધ કરાવવો હોય ત્યાં પણ પ્રથમા વિભક્તિનો જ પ્રયોગ થાય છે. ઉક્ત[1] કર્મમાં (જ્યાં કર્મ વાચ્ય હો, તેમાં) તથા ઉક્ત કર્તામાં[2] (જ્યાં કર્તા વાચ્ય હો, તેમાં), પણ પ્રથમા વિભક્તિનો જ પ્રયોગ થાય છે. ધાતુ અને પ્રત્યયથી રહિત સાર્થક શબ્દની પ્રાતિપદિક[3] સંજ્ઞા થાય છે. ૩

अमौशसौ द्वितीया स्यात्तत्कर्म क्रियते च यत् ।
द्वितीया कर्मणि प्रोक्तान्तरान्तरेण संयुते ॥ ४ ॥

'અમ્' 'ઔ' 'શસ્'–આ દ્વિતીયા વિભક્તિ છે (અહીં પણ 'અમ્' આદિને ક્રમશઃ એકવચન, દ્વિવચન અને બહુવચન સમજવું જોઈએ). જે કરવામાં આવે છે, તે કર્મ કહેવાય છે. અનુક્ત કર્મમાં[4] દ્વિતીયા વિભક્તિનો પ્રયોગ કહે-

૧. રામઃ, હરિમ્, પિતુઃ, રમાયાઃ, જ્ઞાનમ્ ઇત્યાદિ.

૨. તિઙ્ વિભક્તિ જેના અંતમાં હોય, તેને તિઙન્ત કહે છે. તિઙ્‌ના બે વિભાગ છે–પરસ્મૈપદ અને આત્મનેપદ. આ બન્નેમાં ત્રણ પુરુષ હોય છે: પ્રથમ, મધ્યમ તથા ઉત્તમ. પ્રત્યેક પુરુષમાં ત્રણ વચન હોય છે. એકવચન, દ્વિવચન અને બહુવચન. પરસ્મૈપદના પ્રથમ પુરુષ સંબંધી પ્રત્યય આ પ્રમાણે છે: 'તિપ્, તસ્, અન્તિ' આ ક્રમશઃ એકવચન, દ્વિવચન તથા બહુવચન છે. એવી જ રીતે આગળ પણ સમજવું. આત્મનેપદના પ્રથમ પુરુષમાં 'તે, આતે, અંતે' આ પ્રત્યયો થાય છે. આ પ્રમાણે બંને પદોના ત્રણે પુરુષ સંબંધી પ્રત્યયોનો મૂળમાં ઉલ્લેખ થયો છે. અહીં સંક્ષેપમાં દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે. 'તિ'થી લઈને 'મહે' સુધીના સમસ્ત પ્રત્યયોનું સંક્ષિપ્ત નામ 'તિઙ્' છે. આ જેના અંતમાં હોય, તે 'તિઙન્ત' છે. તેની જ પદસંજ્ઞા થાય છે. દા. ત. 'ભવતિ' (થાય છે), 'પપાઠ' (ભણ્યો), 'ગમિષ્યતિ' (જશે), 'એધતે' (વધે છે) વગેરે.

૩. 'સંબોધન'માં પ્રથમા વિભક્તિનો પ્રયોગ થાય છે–'હે રામ' ઇત્યાદિ.

૪. 'तटः,' 'तटी' 'तटम्'.

૫. પરિમાણનું ઉદાહરણ 'द्रोणो व्रीहिः' (એક દ્રોણ ડાંગર) વગેરે.

૬. 'एकः' 'द्वौ' 'बहवः'

૧ 'हरिः सेव्यते' (શ્રીહરિ ભક્તો દ્વારા સેવિત થાય છે.) 'लक्ष्म्या सेवितः' (ભગવાન વિષ્ણુ લક્ષ્મી દ્વારા સેવિત છે) વગેરે.

૨ 'रामः करोति' (રામ કરે છે).

૩ ધાતુથી રહિત એટલા માટે કહેવાયું કે 'अहन्' ઇત્યાદિ પદોમાં પ્રાતિપદિક સંજ્ઞા થઈને 'ન'નો લોપ ન થઈ જાય. પ્રત્યયથી રહિત કહેવાનું કારણ એ છે કે 'हरिषु, करोषि' ઇત્યાદિમાં પણ 'સુ'ની પ્રાતિપદિક સંજ્ઞા ન થઈ જાય, જો પ્રાતિપદિક સંજ્ઞા થઈ જાત તો ઔત્સર્ગિક એકવચન લાવીને પદ સંજ્ઞા કરવામાં આવતાં ઉક્ત ઉદાહરણોમાં દંત્ય 'સ'ના સ્થાનમાં મૂર્ધન્ય 'ષ' થવા ન પામતઃ કારણ કે પદાદિ 'સ'કારના સ્થાનમાં 'ષ'કાર થવાનો નિષેધ છે. પ્રત્યયના નિષેધથી પ્રત્યયાન્તનો પણ નિષેધ સમજવો જોઈએ આથી 'हरिषु' ઇત્યાદિ સમુદાયની પ્રાતિપદિક સંજ્ઞા થશે નહિ. સાર્થક શબ્દની જ પ્રાતિપદિક સંજ્ઞા થાય છે, નિરર્થકની નહિ. તેથી 'धनम्' 'वनम्' ઇત્યાદિમાં પ્રત્યેક અક્ષરની જુદી જુદી 'પ્રાતિપદિક' સંજ્ઞા થઈ શકતી નથી.

૪ 'हरिं भजति' (શ્રીહરિને ભજે છે) ઇત્યાદિ વાક્યોમાં 'હરિ' ઇત્યાદિ પદ અનુક્ત છે, તેથી તેમાં દ્વિતીયા વિભક્તિનો પ્રયોગ થાય છે.

વામાં આવ્યો છે. (કર્તૃવાચ્ય વાક્યોમાં કર્મ અનુક્ત હોય છે; ત્યાં તેની પ્રધાનતા રહેતી નથી, આથી જ તેને 'અનુક્ત' કહેવામાં આવેલ છે. 'અંતરા', 'અંતરેણ' આ શબ્દોનો જેની સાથે સંયોગ કે અન્વય હોય, તે શબ્દમાં દ્વિતીયા વિભક્તિનો[1] પ્રયોગ કરવો જોઈએ. ૪

टाभ्याम्भिसस्तृतीया स्यात्करणे कर्तरीरिता।
येन क्रियते तत्करणं स कर्ता स्यात्करोति यः॥५॥

'ટા', 'ભ્યામ્', 'ભિસ્'–આ તૃતીયા વિભક્તિ છે. (અહીંયાં પણ પૂર્વવત્ એકવચન, આદિનો વિભાગ સમજવો જોઈએ). કરણમાં[2] અને અનુક્ત[3] કર્તામાં તૃતીયા વિભક્તિ જણાવવામાં આવી છે. જેની મદદથી કાર્ય કરવામાં આવે છે તેનું નામ કરણ છે, અને જે કાર્ય કરે છે તે કર્તા કહેવાય છે (જે વાક્યમાં કર્મનું પ્રાધાન્ય હોય છે, ત્યાં કર્તા અનુક્ત મનાય છે). ૫

ङेभ्याम्भ्यसश्चतुर्थी स्यात्सम्प्रदाने च कारके।
यस्मै दित्सां धारयेद्वै रोचते सम्प्रदानकम्॥६॥

'ङે' 'ભ્યામ્', 'ભ્યસ્'–આ ચતુર્થી વિભક્તિ છે. આનો પ્રયોગ સંપ્રદાન કારકમાં થાય છે. જે વ્યક્તિને કોઈ વસ્તુ આપવાની ઇચ્છા ધારણ કરાય, તેની 'સંપ્રદાન'[4] સંજ્ઞા થાય છે, તથા જેને કોઈ વસ્તુ રુચિકર પ્રતીત થાય છે, તે પણ સંપ્રદાન[1] છે (સંપ્રદાનમાં ચતુર્થી વિભક્તિ થાય છે). ૬

पञ्चमी स्यान्ङसिभ्याम्भ्यो ह्यपादाने च कारके।
यतोऽपैति समादत्ते अपादाने च यं यतः॥७॥

'ङसि', 'ભ્યામ્', 'ભ્યસ્' આ પંચમી વિભક્તિ છે. આનો પ્રયોગ અપાદાન કારકમાં થાય છે. જ્યાંથી કોઈ જતું હોય, જેની પાસેથી કોઈ કંઈ લેતું હોય તથા જે સ્થાનથી કોઈ વસ્તુ અલગ કરવામાં આવતી હોય કે અલગ થતી હોય, વિભાગ અથવા અલગ જણાતી તે સીમાને 'અપાદાન'કારક[2] કહેવામાં આવે છે. ૭

ङसोसामश्च षष्ठी स्यात्स्वामिसम्बन्धमुख्यके।
ङ्योस्सुपः सप्तमी तु स्यात्सा चाधिकरणे भवेत्॥८॥

'ङસ્' 'ઓસ્' 'આમ્'–આ છઠ્ઠી વિભક્તિ છે. જ્યાં સ્વામી–સેવક આદિ સંબંધની[3] પ્રધાનતા હોય, ત્યાં (ભેદકમાં) છઠ્ઠી વિભક્તિનો પ્રયોગ થાય છે. 'ङि' 'ઓસ્' 'સુપ્'–આ સપ્તમી વિભક્તિ છે. આનો પ્રયોગ 'અધિકરણ'[4] કારકમાં થાય છે. ૮

आधारे चापि विप्रेन्द्र रक्षार्थानां प्रयोगतः।
ईप्सितं चानीप्सिताद् यत्तदपादानकं स्मृतम्॥९॥

---

૧ આનું ઉદાહરણ છે 'अन्तरा त्वां मां हरिः (તમારી અને મારી અંદર પણ ભગવાન છે.) 'अन्तरेण हरिं न सुखम्' (ભગવાન વિના સુખ નથી) ઇત્યાદિ.

૨,૩ 'रामेण बाणेन हतो वाली' (શ્રીરામે બાણથી વાલીને માર્યો) આ વાક્યમાં રામ અનુક્ત કર્તા છે અને બાણ કરણ (સાધન) છે, એટલા માટે આ બંનેમાં તૃતીયા વિભક્તિનો પ્રયોગ થયો છે.

૪ 'ब्राह्मणाय गां ददाति' (બ્રાહ્મણને ગાય આપે છે) આ વાક્યમાં બ્રાહ્મણ સંપ્રદાન છે તેથી તેમાં ચતુર્થી થઈ છે.

૧ આનું ઉદાહરણ છે: 'हरये रोचते भक्तिः' (ભગવાન શ્રીહરિને ભક્તિ ગમે છે).

૨ આનાં ઉદાહરણ આ પ્રમાણે છે–'ग्रामादपैति (ગામથી દૂર જાય છે), 'देवदत्तः यज्ञदत्तात् पुस्तकं समादत्ते' (દેવદત્ત યજ્ઞદત્ત પાસેથી પુસ્તક લે છે), 'पात्रात् ओदनं गृह्णाति' (વાસણમાંથી ભાત લે છે), 'अश्वात् पतति' (ઘોડા પરથી પડે છે), 'पर्वतात् नदी निस्सरति' (પર્વતમાંથી નદી નીકળે છે) વગેરે.

૩ 'गृहस्य स्वामी' (ઘરનો માલિક), 'राज्ञः सेवकः' (રાજાનો સેવક), 'दशरथस्य पुत्रः' (દશરથનો પુત્ર), 'सीतायाः पतिः' (સીતાનો પતિ) વગેરે.

૪ 'गृहे वसति' (ઘરમાં રહે છે).

હે વિપ્રવર! 'આધારમાં[1] પણ સપ્તમી થાય છે. ભયાર્થક[2] તથા રક્ષાર્થક ધાતુઓ-નો[3] પ્રયોગ થતાં ભયના તથા રક્ષાના કારણની અપાદાન સંજ્ઞા થાય છે. એવી જ રીતે વારણાર્થક[4] ધાતુઓનો પ્રયોગ થતાં અની-પ્સિતથી (જે અભીષ્ટ નથી, તેનાથી) રક્ષણ કરવા યોગ્ય અભીષ્ટ વસ્તુની અપાદાન સંજ્ઞા થાય છે. ૯

पञ्चमी पर्यपाङ्योगे इतरर्तेऽन्यदिङ्मुखे ।
एतैर्योगे द्वितीया स्यात्कर्मप्रवचनीयकैः ॥ १० ॥

પરિ, અપ, આઙ્, ઇતર, ઋતે, અન્ય (આરાત્) તથા દિગ્વાચક શબ્દ–આ સર્વના યોગમાં પંચમી[5] વિભક્તિ થાય છે. 'કર્મ-પ્રવચનીય' સંજ્ઞાવાળા શબ્દો સાથે યોગ થતાં દ્વિતીયા વિભક્તિ થાય છે. ૧૦

लक्षणेत्थंभूतेऽभिरभागे चानुपरिप्रति ।
अन्तरेषु सहार्थे च हीने ह्युपश्च कथ्यते ॥ ११ ॥

લક્ષણ,[1] ઇત્થંભૂતાખ્યાન,[2] ભાગ[3] તથા વીપ્સા[4]–આ સર્વની અભિવ્યક્તિ માટે પ્રયુક્ત થયેલાં પ્રતિ, પરિ, અનુ–આ અવ્યયોની 'કર્મપ્રવચનીય' સંજ્ઞા થાય છે. 'ભાગ' અર્થને છોડીને શેષ જે લક્ષણ આદિ અર્થ છે, તેમની અભિવ્યક્તિ માટે પ્રયુક્ત થનાર 'અભિ'[5] અવ્યય 'કર્મપ્રવચનીય' થાય છે.

હીન[6] અર્થને પ્રકાશિત કરનારો 'અનુ' તથા 'હીન' અને 'અધિક'[7] અર્થોને

---

૧ આધાર ત્રણ પ્રકારના છે: ઔપશ્લેષિક, વૈષયિક અને અભિવ્યાપક. એના અનુક્રમે ઉદાહરણ આ પ્રમાણે છે: 'कटे आस्ते' (સાદડી પર બેસે છે), 'मोक्षे इच्छा अस्ति' (મોક્ષ વિષે ઇચ્છા છે), 'सर्वस्मिन् आत्मा अस्ति' (બધામાં આત્મા છે.)

૨ 'चौर्याद् बिभेति' (ચોરીથી બીએ છે.)

૩ 'पापाद् रक्षति' (પાપથી બચાવે છે.)

૪ 'यवेभ्यो गां वारयति' (જવથી ગાયને વારે છે.)

૫ 'परि हरेः संसारः' (શ્રીહરિથી સંસાર અલગ છે), 'अप हरेः सर्वे दोषाः' (બધા દોષો ભગવાનથી દૂર છે), 'आ मुक्तेः संसारः' (જ્યાં સુધી મોક્ષ ન થાય, ત્યાં સુધી જ સંસાર છે), 'इतरः कृष्णात्' (કૃષ્ણથી ભિન્ન), 'ऋते भगवतः' (ભગવાનના વિના), 'अन्यः श्रीरामात्' (શ્રીરામથી ભિન્ન), 'आरात् वनात्' (વનથી દૂર કે સમીપ), 'पूर्वो ग्रामात्' (ગામથી પૂર્વ) વગેરે ઉદાહરણ જાણવાં.

૧ 'वृक्षं प्रति परि अनु वा विद्योतते विद्युत्' (વૃક્ષ તરફ વીજળી ચમકે છે). અહીં વૃક્ષના પ્રકાશિત થવાથી વીજળી ચમકવાનું જ્ઞાન થાય છે, તેથી વૃક્ષ લક્ષણ છે. કોઈકના મતે વિદ્યુતનું વિદ્યોતન જ લક્ષણ છે, અને વ્યક્ત કરનારા પ્રતિ, પરિ અથવા અનુ–ગમે તેના યોગમાં દ્વિતીયા જ થશે.

૨ 'भक्तो विष्णुं प्रति परि, अनु वा' (આ વિષ્ણુનો ભક્ત છે). અહીં ઇત્થંભૂતનો અર્થ છે–કોઈ વિશેષણને પ્રાપ્ત. ભક્ત સ્વરૂપ વિશેષણને પ્રાપ્ત પુરુષ-ના કથનમાં પ્રયુક્ત પ્રતિ આદિ અવ્યય કર્મપ્રવચ-નીય થઈને 'વિષ્ણુ' શબ્દથી યુક્ત થઈ તેમાં દ્વિતીયા વિભક્તિ લાવે છે.

૩ 'लक्ष्मीर्हरिं प्रति, परि, अनु वा' એનો અર્થ એ થયો કે લક્ષ્મી ભગવાન શ્રીહરિની વસ્તુ છે, તેના પર તેમનો જ અધિકાર છે, તે શ્રીહરિનો ભાગ છે.૦

૪ મૂળમાં 'વીપ્સા'નો પ્રયોગ ન થયો હોવા છતાં પણ 'लक्षणेत्थंभूत०' (૧-૪-૯૦) પાણિનીય સૂત્રના આધારે તે ગ્રહણ કરવામાં આવેલ છે. તેનો અર્થ છે વ્યાપ્તિ. ઉદાહરણ 'वृक्षं वृक्षं प्रति सिञ्चति' (એક એક ઝાડને સિંચે છે), 'परि सिञ्चति, अनु सिञ्चति' પણ પ્રયોગ થઈ શકે છે.

૫ ઉદાહરણ–'हरिमभिवर्तते'.

૬ 'अनु हरिं सुराः' આનો અર્થ એ છે કે દૈત્યો ભગવાનથી હીન છે.

૭ 'અધિક' અર્થમાં જ્યાં 'ઉપ' છે, ત્યાં સપ્તમી વિભક્તિ થાય છે. 'હીન' અર્થમાં જ્યાં 'ઉપ' છે, ત્યાં તેના યોગમાં દ્વિતીયા થાય છે; જેમકે 'उप हरिं सुराः' દેવતા ભગવાનથી હીન છે.

પ્રકટ કરવા માટે પ્રયુક્ત 'ઉપ' અવ્યય પણ 'કર્મપ્રવચનીય' હોય છે. અન્તર અર્થાત્ મધ્ય[1] અર્થ તથા સહાર્થ એટલે તૃતીયા[2] વિભક્તિનો અર્થ વ્યક્ત કરવા માટે પ્રયુક્ત થયેલો 'અનુ' શબ્દ પણ 'કર્મપ્રવચનીય' છે. (આ બધાના યોગમાં દ્વિતીયા વિભક્તિ થાય છે.) ૧૧

द्वितीया च चतुर्थी स्याच्चेष्टायां गतिकर्मणि ।
अप्राणिषु विभक्ती द्वे मन्यकर्मण्यनादरे ॥ १२ ॥

ગત્યર્થક[3] ધાતુઓના કર્મમાં દ્વિતીયા અને ચતુર્થી બંને વિભક્તિઓ યોજાય છે, ગમનની ચેષ્ટા પ્રકટ થતી હોય તો. (પરંતુ માર્ગ કે તેનો વાચક શબ્દ જો ગત્યર્થક ધાતુનું કર્મ હોય, તો તેમાં ચતુર્થી થતી નથી, કેવળ દ્વિતીયા થાય છે.[4] આ ચતુર્થીનો નિષેધ ત્યારે જ લાગુ થાય છે, જ્યારે પથિક માર્ગ પર ચાલી રહ્યો હોય, જો તે ભૂલેલા માર્ગે જઈને ખરે રસ્તે જવા ચાહતો હોય તો ચતુર્થીનો પ્રયોગ પણ થઈ શકે છે.[5]) 'મન્' ધાતુનું કર્મ જો કોઈ પ્રાણીભિન્ન વસ્તુ હોય ને અનાદર અર્થ પ્રકટ કરવો હોય[6] તો તેમાં દ્વિતીયા અને ચતુર્થી બંને વિભક્તિઓ થાય છે. ૧૨

नमः स्वस्तिस्वधास्वाहालंवषड्योग ईरिता ।
चतुर्थी चैव तादर्थ्ये तुमर्थाद्भाववाचिनः ॥ १३ ॥

'નમઃ, સ્વસ્તિ, સ્વધા, સ્વાહા, અલમ્, વષટ્-આ સર્વ અવ્યય શબ્દોના યોગમાં ચતુર્થી વિભક્તિના પ્રયોગનું વિધાન છે.[1] તાદર્થ્યમાં અર્થાત્ જે વસ્તુ માટે કોઈ કાર્ય કરવામાં આવે છે, તે 'વસ્તુ'ના બોધક શબ્દમાં ચતુર્થી વિભક્તિ થાય છે.[2] 'તુમુન્' અર્થમાં પ્રયુક્ત અવ્યયભિન્ન ભાવાર્થક પ્રત્યયાન્ત શબ્દમાં પણ ચતુર્થી વિભક્તિનો જ પ્રયોગ થવો જોઈએ.[3] ૧૩

तृतीया सहयोगे स्यात्कुत्सितेऽङ्गे विशेषणे ।
काले भावे सप्तमी स्यादेतैर्योगे च षष्ठ्यपि ॥ १४ ॥
स्वामीश्वराधिपतिभिः साक्षिदायादसूतकैः ।
निर्धारणे द्वे विभक्ती षष्ठी हेतुप्रयोगके ॥ १५ ॥

'સહ' તથા તેના પર્યાયવાચી શબ્દો સાથે યોગ થતાં તૃતીયા વિભક્તિ થાય છે.[4] (એવી જ રીતે સદૃશાર્થક[5] શબ્દોના

---

૧. ઉદાહરણ 'हृदयमनु हरिः' ભગવાન હૃદયની અંદર છે.

૨. 'नदीमन्ववसिता सेना' नद्या सह सम्बद्धेत्यर्थः (સેના નદી સાથે સમ્બદ્ધ છે).

૩. ઉદાહરણ-'ग्रामं ग्रामाय वा गच्छति' (ગામે જાય છે).

૪. જેમ કે- पन्थानं गच्छति' (માર્ગે ચાલે છે).

૫. ઉદાહરણ-'उत्पथेन पथे गच्छति'

૬. જેમ કે-'न त्वां तृणं मन्ये, तृणाय वा' (હું તને તણખલાની તોલે પણ ગણુતો નથી). વાર્તિકકારના મતે અહીં 'પ્રાણીભિન્ન'ને હટાવી 'નૌકા, અન્ન, શુક, શૃગાલ-આ શબ્દોને છોડી દઈ' આટલું વધારી દેવું જોઈએ. આથી 'न त्वाम् अन्नं मन्ये' વગેરે ઠેકાણે પ્રાણીભિન્ન હોવા છતાં પણ ચતુર્થી વિભક્તિ થશે નહિ અને 'न त्वां शुने मन्ये' ઇત્યાદિ સ્થળે 'પ્રાણી' હોવા છતાંય ચતુર્થી થઈ જશે.

૧. ક્રમશઃ ઉદાહરણ આ પ્રમાણે છે-हरये नमः, स्वस्ति प्रजाभ्यः, अग्नये स्वाहा, पितृभ्यः स्वधा, अलं मल्लो मल्लाय, वषट् इन्द्राय.

૨. मुक्तये हरिं भजति (મોક્ષ માટે હરિને ભજે છે).

૩. यागाय याति-यष्टुं यातीत्यर्थः (યજ્ઞ માટે જાય છે).

૪. पुत्रेण सहागतः पिता (પુત્રની સાથે પિતા આવ્યા છે). અહીં 'સહ'ના યોગમાં તૃતીયા થઈ છે. એવી જ રીતે 'સાકમ્', 'સાર્ધમ્', 'સમમ્'-આ શબ્દોના યોગમાં પણ તૃતીયા સમજવી.

૫. 'સદૃશ,' 'તુલ્ય', 'સમ', 'નિભ', 'સદૃક્ષ', 'નીકાશ', 'સંકાશ', 'ઉપમિત' આદિ શબ્દ સદૃશાર્થક છે; એમના યોગમાં પણ તૃતીયા

યોગમાં પણ તૃતીયા થાય છે). જો કોઈ વિકૃત અંગ વિશેષણરૂપથી પ્રયુક્ત થયું હોય તો તેમાં પણ તૃતીયા વિભક્તિ થાય[1] છે. જ્યાં એક ક્રિયા થતી વખતે બીજી ક્રિયા લક્ષિત થતી હોય, ત્યાં સપ્તમી વિભક્તિ થાય છે.[2] 'સ્વામી', 'ઈશ્વર', 'અધિપતિ', 'સાક્ષી', 'દાયાદ', 'પ્રસૂત' (તથા 'પ્રતિભૂ')–આ શબ્દોના યોગમાં સપ્તમી અને ષષ્ઠી બંને વિભક્તિઓ થાય છે.[3] જે સમુદાયમાંથી કોઈ એકની જાતિસંબંધી, ગુણસંબંધી, ક્રિયાસંબંધી અથવા કોઈ વિશેષ નામવાળી વ્યક્તિસંબંધી વિશેષતાનો નિશ્ચય કરવો હોય, તે સમુદાયબોધક શબ્દમાં સપ્તમી અને ષષ્ઠી બંને વિભક્તિઓ થાય છે.[4] 'હેતુ' શબ્દનો પ્રયોગ કરીને જો હેત્વર્થનું પ્રકાશન કરવામાં આવે તો ષષ્ઠી વિભક્તિ થાય છે.[5]

स्मृत्यर्थकर्मणि तथा क्रोतेः प्रतियत्नके ।
हिंसार्थानां प्रयोगे च कृति कर्मणि कर्तरि ॥ १६ ॥

સ્મરણાર્થક ક્રિયાઓના કર્મમાં શેષષષ્ઠી થાય છે.[6] 'કૃ' ધાતુના કર્મમાં પણ શેષષષ્ઠીનું વિધાન છે; જો પ્રતિયત્ન (ગુણાધાન કે સંસ્કાર) સૂચિત હોય તો.[1] 'હિંસા' અર્થવાળા ધાતુઓનો પ્રયોગ થતાં તેમના કર્મમાં શેષષષ્ઠી થાય છે.[2] કૃદન્ત શબ્દનો યોગ થતાં કર્તા અને કર્મમાં ષષ્ઠી થાય[3] છે. ૧૬

न कर्तृकर्मणोः षष्ठी निष्ठादिप्रतिपादने ।
एता वै द्विविधा ज्ञेयाः सुबादिषु विभक्तिषु ॥
भूवादिषु तिङन्तेषु लकारा दश वै स्मृताः ॥१७॥

જો નિષ્ઠા આદિનું પ્રતિપાદન કરનારા પ્રત્યયોથી યુક્ત શબ્દનો પ્રયોગ થાય તો કર્તા અને કર્મમાં ષષ્ઠી થતી નથી.[4] આ વિભક્તિઓ બે પ્રકારની સમજવી જોઈએ. સુપ્ અને તિઙ્. ઉપર સુપ્ આદિ વિભક્તિઓના વિષયમાં વર્ણન કરવામાં આવ્યું છે. ક્રિયાવાચક 'भू' 'वा' આદિ શબ્દો

---

થાય છે. જેમ કે–मेघेन सदृशः श्यामो हरिः (ભગવાન વિષ્ણુ મેઘના જેવા શ્યામ છે).

૧. જેમ કે–'अक्ष्णा काणः' (આંખે કાણો), 'कर्णेन बधिरः' (કાને બ્હેરો), 'पादेन खञ्जः' (પગે લંગડો) વગેરે.

૨. જેમ કે–गोषु दुह्यमानासु गतः (ગાયો દોહવાતી હતી ત્યારે ગયો.

૩. गवां गोषु वा स्वामी. मनुष्याणां मनुष्येषु वा ईश्वरः–વગેરે ઉદાહરણો છે.

૪. नृणां नृषु वा ब्राह्मणः श्रेष्ठः, गवां गोषु वा कृष्णा बहुक्षीरा, गच्छतां गच्छत्सु वा धावन् शीघ्रः, छात्राणां छात्रेषु वा मैत्रः पटुः। આ ઉદાહરણો છે.

૫. જેમ કે–अन्नस्य हेतोर्वसति.

૬. मातुः स्मरति, मातुः स्मरणम् આદિ ઉદાહરણો છે. શેષત્વથી વિવક્ષિત હોય તો જ ષષ્ઠી થાય છે. વિવક્ષા ન હોય ત્યારે 'मातरं स्मरति' આ પ્રમાણે દ્વિતીયા વિભક્તિ જ થશે.

૧. ઉદાહરણ–एधोदकस्योपस्करणम्–एधोदकस्योपस्कुरुते.

૨. મહર્ષિ પાણિનિએ અહીં–'जासिनिप्रहणनाटक्राथपिषां हिंसायाम्' (૨-૩-૫૬) આ સૂત્ર દ્વારા હિંસા અર્થમાં ગણવામાં આવેલા ધાતુઓ જ ગ્રહણ કર્યા છે. ઉદાહરણાર્થ–'चौरस्योज्जासनम्'। 'चौरस्य प्रणिहननम्, निहननं, प्रहणनं वा।' 'चौरस्योन्नाटनम्'। 'चौरस्य क्राथनम्'। 'चौरस्य पेषणं वा।' વગેરે પ્રયોગો છે.

૩. જેમ કે–'कृष्णस्य कृतिः' અહીં કૃષ્ણ કર્તા છે, તેમાં ષષ્ઠી થઈ છે. 'जगतः कर्ता कृष्णः' એમાં જગત કર્મ છે. અહીં કર્મમાં ષષ્ઠી થઈ છે.

૪. આદિ પદથી 'न लोकाव्ययनिष्ठाखलर्थतृनाम्' (૨-૩-૬૯) આ સૂત્રમાં નિર્દિષ્ટ સ્થળો ગ્રહણ કરવાં જોઈએ. નિષ્ઠાનું ઉદાહરણ આ છે–'विष्णुना हता दैत्याः' (વિષ્ણુ વડે દૈત્યો હણાયા). 'दैत्यान् हतवान् विष्णुः' (દૈત્યોને વિષ્ણુએ હણ્યા). એમાં કૃદંત શબ્દનો યોગ હોવાથી વિષ્ણુ શબ્દમાં ષષ્ઠીની પ્રાપ્તિ થતી હતી, પણ આ નિષેધથી તે બાધિત થઈ ગઈ.

જ તિઙ્ વિભક્તિઓની સાથે સંયુક્ત હોય ત્યારે તિઙન્ત કહેવાય છે. એમાં દશ[1] લકાર જણાવવામાં આવ્યા છે. ૧૭

तिप्तसन्तीति प्रथमो मध्यः सिप्थस्थ उत्तमः ।
मिब्वस्मसः परस्मै तु पदानां चात्मनेपदम् ॥१८॥

(પ્રત્યેક લકારમાં પરસ્મૈપદ અને આત્મને-પદ–આ બે પદ હોય છે. પ્રત્યેક પદમાં પ્રથમ, મધ્યમ અને ઉત્તમ–આ ત્રણ પુરુષ હોય છે.") 'तिप्', 'तस्', 'अन्ति' આ પ્રથમ પુરુષ છે. 'सिप्', 'थस्', 'थ' આ મધ્યમ પુરુષ છે તથા 'मिप्', 'वस्', 'मस्' આ ઉત્તમ પુરુષ છે.( પ્રત્યેક પુરુષમાં જે ત્રણ ત્રણ પ્રત્યયો છે, તે ક્રમશઃ એક વચન, દ્વિવચન અને બહુ-વચન છે. ) આ બધા પરસ્મૈપદના પ્રત્યયો છે. હવે આત્મનેપદ જણાવવામાં આવે છે. ૧૮

ते आतेऽन्ते प्रथमो मध्यः से आथे ध्वे तथोत्तमः ।
ए वहे मह आदेशा ज्ञेया ह्यन्ये लिडादिषु ॥१९

'ते', 'आते', 'अन्ते' આ પ્રથમ પુરુષ છે. 'से', 'आथे', 'ध्वे'–આ મધ્યમ પુરુષ છે. 'ए', 'वहे', 'महे'–આ ઉત્તમ પુરુષ છે. આ લટ્ લકારના સ્થાનમાં થનારા આદેશ છે. 'લિટ્' આદિ લકારોના સ્થાનમાં થનારા પ્રત્યયરૂપ આદેશ બીજા છે. તેમને ( અન્ય વ્યાકરણ સંબંધી ગ્રંથોમાંથી) જાણી લેવા.

नाम्नि प्रयुज्यमाने तु प्रथमः पुरुषो भवेत् ।
मध्यमो युष्मदि प्रोक्त उत्तमः पुरुषोऽस्मदि ॥ २० ॥

જ્યાં 'યુષ્મદ્', 'અસ્મદ્' શબ્દોથી અતિરિક્ત અન્ય કોઈ પણ નામ ( સંજ્ઞા-શબ્દ ) ઉક્ત કર્તા કે ઉક્ત કર્મના રૂપમાં પ્રયુક્ત થાય ત્યાં પ્રથમ પુરુષ થાય છે, 'युष्मद्' શબ્દ ઉક્ત કર્તા કે ઉક્ત કર્મના રૂપમાં પ્રયુક્ત થતો હોય તો મધ્યમ પુરુષ થાય છે અને 'અસ્મદ્' શબ્દમાં ઉક્ત કર્તા કે ઉક્ત કર્મના રૂપમાં પ્રયોગ થાય તો ઉત્તમ પુરુષ કહેવાય છે. ૨૦

भूवाद्या धातवः प्रोक्ताः सनाद्यन्तास्तथा ततः ।
लडीरितो वर्तमाने भूतेऽनद्यतने तथा ॥ २१ ॥
मास्मयोगे च लङ्वाच्यो लोडाशिषि च धातुतः ।
विध्यादौ स्यादाशिषि च लिङितो द्विविधो मुने ॥२२

ક્રિયા-બોધક 'भू' 'वा' આદિ શબ્દોને 'ધાતુ' કહેવામાં આવ્યા છે. 'सन्'[1] આદિ પ્રત્યય જેના અંતે હોય, તેમની પણ ધાતુ-સંજ્ઞા છે. ધાતુઓ સાથે વર્તમાનકાળમાં લટ્ લકારનું વિધાન છે. અનદ્યતન ( આજથી પહેલાંના ) ભૂતકાળમાં લઙ્ લકાર થાય છે. 'मा' અને 'स्म'–આ બન્નેના યોગમાં લઙ્ ( અને લુઙ્ ) લકાર થાય છે, એ જણાવવું જોઈએ. આશીર્વાદ અને વિધિ[2] આદિ અર્થમાં ધાતુથી લોટ્ લકારનું વિધાન છે. વિધિ આદિ અર્થમાં તથા આશીર્વાદમાં લિઙ્ લકારનો પણ પ્રયોગ થાય છે; પરંતુ વિધિલિઙ્ અને આશિષલિઙ્ના ધાતુના રૂપોમાં ફરક હોય છે. હે મુને! એટલા માટે તે બે પ્રકારનો મનાયો છે. ૨૧,૨૨

लिडतीते परोक्षे स्याच्छ्वस्तने लुड् भविष्यति ।
स्यादेवाद्यतने लट् च भविष्यति तु धातुतः ॥२३॥

પરોક્ષ ભૂતકાળમાં લિટ્ લકારનો પ્રયોગ થાય છે. આજ પછી થનારા ભવિષ્યમાં 'લુટ્'નો પ્રયોગ થાય છે. આજે થનારા ભવિષ્યમાં ( તથા સામાન્ય ભવિષ્યકાળમાં પણ ) ધાતુથી લૃટ્ લકાર થાય છે. ૨૩

भूते लुङ्तिपत्तौ च क्रियाया लङ् प्रकीर्तितः ।
सिद्धोदाहरणं विद्धि संहितादिपुरःसरम् ॥ २४ ॥

૧. લટ્, લિટ્, લુટ્, લૃટ્, લેટ્, લોટ્, લઙ્, લિઙ્, લુઙ્, લૃઙ્–આ દસ લકાર છે. એમાંનો પાંચમા લકાર ( લેટ્ )નો પ્રયોગ કેવળ વેદમાં થાય છે.

૧. સન્, ક્યચ્, કામ્યચ્, ક્યઙ્, ક્યષ્, આચારક્વિપ્, ણિચ્, યઙ્, યક્, આય, ઈયઙ્ તથા ણિઙ્–આ બાર પ્રત્યયો સનાદિ કહેવાય છે.

૨. વિધિ ( પ્રેરણા કે આજ્ઞા ), નિમંત્રણ ( શ્રાદ્ધ આદિમાં નિયુક્તિ કે નોતરુ ) આમંત્રણ ( ઇચ્છાનુસાર બોલાવવું ), તથા અધીષ્ટ ( સત્કાર-પૂર્ણ વ્યવહાર ) વિધિ આદિ કહેવાય છે.

સામાન્ય ભૂતકાળમાં લુઙ્ લકારનો પ્રયોગ કરવો જોઈએ. હેતુહેતુમદ્ભાવ આદિ જે લિઙ્ના નિમિત્ત છે, તે હોય ત્યારે જ ભવિષ્ય અર્થમાં લૃઙ્ લકારનો પ્રયોગ થાય છે; પણ જો ક્રિયાની અસિદ્ધિ સૂચિત થતી હોય તો જ આમ થવું ઉચિત છે. હે મુને! (હવે સંધિનું પ્રકરણ આરંભ કરીએ છીએ–) સંધિનાં સિદ્ધ ઉદાહરણ સંહિતા આદિ ગ્રંથો અનુસાર સમજવાં. ૨૪

दण्डाग्रं च दधीदं च मधूदकं पितृषभः ।
होतॄकारस्तथा सेयं लाङ्गलीषा मनीषया ॥ २५ ॥
गङ्गोदकं तवल्कार ऋणार्णं च मुनीश्वर ।
शीतार्तश्च मुनिश्रेष्ठ सैन्द्रः सौकार इत्यपि ॥ २६ ॥

પહેલાં સ્વરસંધિનાં ઉદાહરણ આપવામાં આવે છે. दण्ड + अग्रम्=दण्डाग्रम् (દંડનો અગ્ર ભાગ), दधि + इदम्=दधीदम् (આ દહીં છે), मधु + उदकम्=मधूदकम् (મધ અને પાણી), पितृ + ऋषभः=पितृषभः (પિતૃવર્ગમાં શ્રેષ્ઠ), होतृ + लृकारः= होतॄकारः (હોતાનો લૃકાર)* એવી જ રીતે, 'मनीषा'ની સાથે 'लाङ्गलीषा' પણ સિદ્ધસંધિ છે.÷ હે મુનીશ્વર! 'गङ्गा + उदकम् गङ्गोदकम् (ગંગાજળ), तव + लृकारः= तवल्कारः (તમારો લૃકાર), सा + इयम्= सेयम् (તે આ–સ્ત્રી),* स + ऐन्द्रः=सैन्द्रः (તે ઇંદ્રનો ભાગ), स + औकारः=सौकारः (તે ઔકાર), ऋण + ऋणम्=ऋणार्णम् (ઋણ ફેડવા માટે ઋણ), शीत + ऋतः= शीतार्तः (શીતથી યુક્ત), कृष्ण + एकत्वम्= कृष्णैकत्वम् (કૃષ્ણની એકતા), गङ्गा + ओघः= गङ्गौघः (ગંગાની જલરાશિનો પ્રવાહ)– આ વૃદ્ધિસંધિનાં ઉદાહરણ છે.× ૨૫,૨૬

वध्वासनं पित्रर्थो नायको लवणस्तथा ।
त आद्या विष्णवे ह्यत्र तस्मा अर्घो गुरा अधः ॥२७॥

दधि + अत्र=दध्यत्र (અહીં દહીં છે), वधू + आसनम्=वध्वासनम् (વહુનું આસન), पितृ + अर्थः=पित्रर्थः (પિતાનું ધન), लृ + आकृतिः=लाकृतिः (દેવજાતિની માતાનું સ્વરૂપ)–આ યણ્ સંધિનાં ઉદાહરણ છે.÷

---

* આ પાંચ ઉદાહરણ દીર્ઘસંધિનાં છે. નિયમ એવો છે કે અ, ઇ, ઉ, ઋ અને લૃ–આ સ્વર દીર્ઘ હોય કે હ્રસ્વ, પરંતુ એમના જેવો જ સ્વર જો એમની સમીપમાં હોય તો બંને મળી જઈને તેમના સ્થાન પર એક જ દીર્ઘ સ્વર થઈ જાય છે. ઋ અને લૃ અસમાન પ્રતીત થવા છતાંય પરસ્પર સવર્ણ મનાયા છે, તેથી ઋ અને લૃની સંધિ થતાં એક જ 'ૠ' થઈ જાય છે. જેવું કે 'होतॄकारः'માં જણાવવામાં આવ્યું છે.

÷ लाङ्गल+ईषा=लाङ्गलीषा । मनस्+ईषा=मनीषा। આ જ એમના પદચ્છેદ છે. પહેલામાં 'लाङ्गल' શબ્દના અંતમાં આવેલા 'લ'કારમાંનો 'અ' ईषा'ના ઈકારમાં મળીને તદ્રૂપ થઈ ગયો છે; બીજામાં 'मनस्'ના અંતમાંનો 'अस्' ભાગ 'ईषा'ના 'ઈ'કારનું સ્વરૂપ બની ગયો છે; આવી સંધિને પરરૂપ કહેવામાં આવે છે. 'મનીષા' એટલે બુદ્ધિ અને લાઙ્ગલીષા' એટલે હલપુણી. વાર્તિકકારે 'મનીષા' આદિ શબ્દોને "શકન્ધૂ' આદિ ગણ(સમુદાય)માં ગણ્યા છે. આવા શબ્દો જે પ્રાચીન ગ્રંથોમાં પ્રયુક્ત થયા છે અને જેમના સાધનની કોઈ વિશેષ પદ્ધતિ નથી, તેમને નિપાતનાત્ સિદ્ધ માનવામાં આવ્યા છે.

* આ ગુણસંધિનાં ઉદાહરણ છે. નિયમ એવો છે કે, 'અ' અથવા 'આ'થી પરે 'ઇ' 'ઉ' અથવા 'ઋ' હોય, તો ક્રમશઃ 'એ' 'ઓ' અથવા 'અર્'નું રૂપ ધારણ કરે છે. આ આદેશ બે અક્ષરોના સ્થાન પર એકલા થાય છે.

× નિયમ એવો છે કે, 'અ' અથવા 'આ'થી પરે 'એ', 'ઓ' અથવા 'ઋ' હોય તો બે અક્ષરોના સ્થાન પર 'ઐ' 'ઔ' તેમજ 'આર્' આદેશ થાય છે. 'એ' અથવા 'ઓ'ના સ્થાને 'ઐ' 'ઔ' હોય, તોપણ તેવું જ રૂપ બને છે. 'ઋ'ના ઠેકાણે 'આર્' થવાનાં સ્થળ પરિગણિત છે.

÷ નિયમ એવો છે કે, 'ઇ' 'ઉ' 'ઋ'

हरे+ए=हरये (ભગવાન માટે), नै+अकः= नायकः (સ્વામી), लो+अणः=लवणः (મીઠું), पौ + अकः=पावकः (અગ્નિ)–આ અયાદિ સંધિ કહેવાય છે.÷ ते + आद्याः=त आद्याः (તેઓ પ્રથમ છે), विष्णो + एह्यत्र=विष्ण एह्यत्र (હે વિષ્ણો ! અહીં પધારો), तस्मै + अर्घः=तस्मा अर्घः (તેને માટે અર્ઘ્ય), गुरौ + अधः=गुरा अधः (ગુરુની સમીપ નીચે). આ ઉદાહરણોમાં 'य'નો અને 'व'નો લોપ થયેલો છે.* ૨૭

हरेऽव विष्णोऽवेत्येषादसो मादप्यमी अघाः ।
शौरी एतौ विष्णू इमौ दुर्गे अमू नो अर्जुनः ॥२८॥
आ एवं च प्रकृत्यैते तिष्ठन्ति मुनिसत्तम ।

हरे+अव=हरेऽव (હે હરિ ! રક્ષા કરો), विष्णो+अव=विष्णोऽव–(હે વિષ્ણો ! રક્ષા કરો). આ પૂર્વરૂપ સંધિ છે.× अदस् શબ્દ સંબંધી 'મ'કારથી પરે જો દીર્ઘ 'ई' અને 'ऊ' હોય તો તે જેવા ને તેવા રહે છે. આ અવસ્થાને પ્રકૃતિભાવ કહેવામાં આવે છે. જેમ કે अमी+अघाः (આ (બધા) પાપી છે.)× शौरी+एतौ (આ બંને શ્રીકૃષ્ણ-બલરામ છે). विष्णू+इमौ (આ બંને વિષ્ણુ-રૂપ છે), दुर्गे+अमू (આ બંને દુર્ગારૂપ છે). આ પણ પ્રકૃતિભાવનાં જ ઉદાહરણ છે.÷ नो+अर्जुनः (અર્જુન નથી), आ+एवम् (આમ જ છે)–આમાં પણ સંધિ થતી નથી.= મુનિશ્રેષ્ઠ નારદ ! 'अमी+अघाः'થી લઈને અહીં સુધીનાં બધાં ઉદાહરણ આવાં જ છે કે જે પોતાની પ્રકૃતાવસ્થામાં જ રહે છે. ૨૮ઽ

षडत्र षण्मातरश्च वाक्छूरो वाग्घरिस्तथा ॥ २९ ॥

હવે વ્યંજનસંધિનાં ઉદાહરણ આપવામાં આવે છે. षट्+अत्र=षडत्र[1] (અહીં છ છે),

---

'ऌ'–આ ચાર અક્ષરો દીર્ઘ હોય કે હ્રસ્વ, પરંતુ એમના પરે કોઈ પણ અસવર્ણ (અસમાન) સ્વર હોય ત્યારે આ 'ઇ'કાર આદિના સ્થાન પર ક્રમશઃ य्, व्, र्, ल् આદેશ થાય છે.

÷ નિયમ એવો છે કે, 'એ', 'ઓ' 'ઐ', 'ઔ'–એમનાથી પરે કોઈ પણ સ્વર હોય તો એમના સ્થાનમાં ક્રમશઃ 'અય્' 'અવ્' 'આય્' 'આવ્' આદેશ થાય છે.

* નિયમ એવો છે કે, કોઈ પણ સ્વર પરે હોય ત્યારે અવર્ણપૂર્વક પદાન્ત 'ય' 'વ'નો લોપ થઈ જાય છે. અહીં પૂર્વોક્ત નિયમ અનુસાર પહેલાં 'અય્', અવ્' આદિ આદેશ થાય છે, ત્યારે હમણાં બતાવેલા નિયમ અનુસાર 'ય' 'વ'નો લોપ થઈ જાય છે. અહીં 'ય' લોપ કે 'વ' લોપ થયા પછી 'त आद्याः', 'विष्ण एह्यत्र' આદિમાં ફરીથી દીર્ઘ અથવા તો ગુણ આદિ સંધિ થઈ શકતી નથી; કારણ કે આ સંધિઓની દૃષ્ટિમાં 'ય-લોપ', 'વ-લોપ' અસિદ્ધ છે; તેથી એમની પ્રવૃત્તિ થતી નથી–સારાંશ એ છે કે એ સ્થળે ફરીથી સંધિ થવાનો નિષેધ છે.

× નિયમ એવો છે કે પદાન્ત એકાર અને ઓકાર પછી જો હ્રસ્વ અકાર હોય તો તે પૂર્વવર્તી સ્વરમાં મળી જાય છે.

× આ ઉદાહરણમાં યણ્ સંધિ પ્રાપ્ત થઈ હતી, પરંતુ હમણાં જણાવેલા નિયમ અનુસાર પ્રકૃતિભાવ હોવાને લીધે સંધિ થઈ નહીં.

÷ પૂર્વનાં બે ઉદાહરણોમાં 'યણ્'ની અને અંતિમ ઉદાહરણમાં પૂર્વરૂપની પ્રાપ્તિ હતી; પરંતુ સંધિનો નિષેધ થઈ ગયો. નિયમ એવો છે કે ઈકારાન્ત, ઊકારાન્ત અને એકારાન્ત દ્વિવચનનો પ્રકૃતિભાવ થાય છે, તેથી ત્યાં સંધિ થતી નથી.

= પહેલાંમાં પૂર્વરૂપ અને બીજામાં વૃદ્ધિ સંધિની પ્રાપ્તિ હતી; પરંતુ પ્રકૃતિભાવ થઈ ગયો. નિયમ એવો છે કે ઓકારાન્ત નિપાત અને એક સ્વરવાળા નિપાત જેવા છે તેવા જ રહી જાય છે.

૧. અહીંયાં 'षट्'માંના 'ट्'ની જગ્યાએ 'ड्' થયો છે. નિયમ એવો છે કે झ, भ, घ, ढ, ध; ख, फ, छ, ठ, थ; च, ट, त; क, प; श, ष, स–આમાંનો કોઈ વર્ણ પદના અંતમાં હોય તો તેના સ્થાનમાં ज, ब, ग, ड, द–આમાંનો કોઈ વર્ણ યોગ્યતા અનુસાર થાય છે; યોગ્યતાનો અભિપ્રાય સ્થાનની સમાનતાથી છે: જેમકે, 'ट'નું

षड्+मातरः=षण्मातरः[1] (છ માતાઓ), वाक्+शूरः=वाक्छूरः[2] (બોલવામાં બહાદુર), वाक्+हरिः=वाग्घरिः[3] (વાણીરૂપ ભગવાન). ૨૯

हरिश्शेते विमुश्चिन्त्यस्तच्छेशो यच्चरस्तथा।
प्रश्नस्त्वथ हरिष्षष्ठः कृष्णट्टीकत इत्यपि ॥ ३० ॥

हरिस्+शेते=हरिश्शेते[4] (શ્રી હરિ શયન કરે છે). विमुस्+चिन्त्यः=विमुश्चिन्त्यः[5] (સર્વવ્યાપી પરમેશ્વર ચિંતન કરવાયોગ્ય છે). तत्+शेषः=तच्छेषः[6] (તેનો શેષ), यत्+चरः यच्चरः[7] (જેમાં ચાલનારો), प्रश्+नः=प्रश्नः[8] (સવાલ), हरिस्+षष्ठः=हरिष्षष्ठः[9] (શ્રી હરિ છઠ્ઠા છે) તથા कृष्णः+टीकते=कृष्णट्टीकते[10] (શ્રીકૃષ્ણ જાય છે) વગેરે. ૩૦

भवान्षष्ठश्च षट्सन्तः षट् ते तल्लेप एव च।
चक्रिंश्छिन्धि भवाञ्छौरिर्भवाञ्शौरिरिहेत्यपि ॥ ३१ ॥

भवान्+षष्ठः (આપ છઠ્ઠા છો). આમાં પૂર્વ નિયમ અનુસાર 'तोः षि' આ સૂત્રને લીધે 'त' વર્ગનો 'ट' વર્ગ થયો નહિ 'ष' કાર પરે છે તેથી. એવી જ રીતે षट्+सन्तः (છ સત્પુરુષ) અને षट्+ते (તેઓ છ છે) ઇત્યાદિમાં પણ ષ્ટુત્વ થયું નહિ.+

तत्+लेपः=तल्लेपः* (તેનો લેપ), चक्रिन्+छिन्धि=चक्रिंश्छिन्धि÷ (ચક્રધારી

---

સ્થાન મૂર્ધા છે, તેથી તેની જગ્યાએ મૂર્ધાસ્થાનીય 'ड' અક્ષર થયો. ज व વગેરેનાં સ્થાન ભિન્ન છે, તેથી તે થયા નહિ.

૧. આમાં 'ट्'ની જગ્યાએ 'ण' આદેશ થયો છે. 'क'થી લઈ ને 'म' વર્ણ સુધીના કોઈ પણ સ્પર્શાક્ષર પછી જો અનુનાસિક વર્ણ (ङ, ञ, ण, न, म) હોય તો પૂર્વવર્તી અક્ષર જો પદાન્તમાં હોય તો તેનાં સ્થાનમાં અનુનાસિક થઈ જાય છે. જે અક્ષર જે વર્ગનો હોય તેના સ્થાનમાં તે જ વર્ગનો પાંચમો અક્ષર અનુનાસિક થાય છે. તેથી જ ઉક્ત ઉદાહરણમાં 'ट्'ની જગ્યાએ તે જ વર્ગનો પાંચમો અક્ષર 'ण्' થયો.

૨. અહીં 'श्'ના સ્થાનમાં 'छ्' થયો છે. ઉપર લખેલા 'झ'થી 'प' સુધીના અક્ષરો પછી જો 'श्' હોય તો તેની જગ્યાએ 'छ्' થઈ જાય છે; પરંતુ તે 'श' પછી કોઈ સ્વર અથવા હ, ય, વ, ર–આ અક્ષરો હોવા જોઈએ. આ જ આ સંધિનો નિયમ છે.

૩. ઉપર્યુક્ત 'झ' થી 'प' સુધીના અક્ષરો પછી જો 'ह्' હોય તો તે 'ह्'ના સ્થાનમાં પૂર્વવર્તી અક્ષરના વર્ગનો ચોથો વર્ણ થઈ જાય છે. આ નિયમ પ્રમાણે ઉક્ત ઉદાહરણમાં 'क्' પછી 'ह्' હોવાથી 'ह्'ના સ્થાનમાં 'ક' વર્ગનો ચોથો અક્ષર 'घ्' થઈ ગયો છે અને 'क्'ની જગ્યાએ પૂર્વોક્ત નિયમાનુસાર 'ग्' થઈ ગયો.

૪–૫–૬–૭. શકાર અને ચવર્ગનો યોગ થતાં સકાર અને ત વર્ગના સ્થાનમાં ક્રમશઃ શકાર અને ચવર્ગ થાય છે. આ નિયમ અનુસાર પૂર્વ બે ઉદાહરણોમાં 'સ્'ના સ્થાને 'श' થયો છે અને બાકીના બેમાં ત વર્ગની જગ્યાએ ચ વર્ગ થયો છે. 'શેષ'ના શકારનો છકાર થયો છે. નિયમ 'वाक्छूरः'માં બતાવવામાં આવ્યો છે.

૮. 'श' પછી ત વર્ગ હોય તો તેની જગ્યાએ ચ વર્ગ થતો નથી; તેથી 'प्रश्नः'માં 'न' જેવો ને તેવો જ રહ્યો છે.

૯, ૧૦. ષકાર અને 'ट' વર્ગ સાથે સંયોગ થતાં સકાર અને ત વર્ગના સ્થાનમાં ક્રમશઃ ષકાર અને ટ વર્ગ થાય છે. આ નિયમ અનુસાર બંને ઉદાહરણોમાં 'स'ની જગ્યાએ 'ष' થયો છે.

+ 'न पदान्ताट्टोरनाम्' આ પાણિનીય સૂત્રથી પદને અંતે રહેલા ટ વર્ગથી પરે નામ્–ભિન્ન સકાર અને ત વર્ગના સ્થાનમાં ષકાર અને ટ વર્ગ થવાનો નિષેધ છે.

* અહીં તકારના સ્થાનમાં લકાર આદેશ થયો. નિયમ એવો છે કે લકાર પરે હોય ત્યારે ત વર્ગના સ્થાનમાં 'ल्' થઈ જાય છે.

÷ અહીં 'न्'ના સ્થાનમાં 'र्', 'र'નો વિસર્ગ તેમ જ તેનો દન્ત્ય 'स्' થઈ ને પછી છકારના યોગમાં તેનો તાલવ્ય 'श' થઈ ગયો ને તેના પૂર્વ અનુસ્વાર તેમ જ અનુનાસિક થયો. નિયમ એવો છે કે છ, ઠ, થ, ચ, ટ, ત–આ

પ્રભો! મારાં બંધન કાપો), भवान् + शौरिः= भवाञ्छौरिः, भवाञ्शौरिः इह (આપ શ્રીકૃષ્ણ અહીં છો). (भवाञ्छौरिः भवाञ्चूशौरिः) આ પદચ્છેદમાં આ ચાર રૂપ બને છે.× ૩૧

सम्यङ्ङनन्तोऽङ्गच्छाया कृष्णं वन्दे मुनीश्वर ।
तेजांसि मंस्यते गङ्गा हरिश्छेत्तामरश्शिवः ॥३२॥

सम्यङ्+अनन्तः= सम्यङ्ङनन्तः (સારા શેષનાગ), सुगण्+ईशः=सुगण्णीशः (સારા ગણકોના સ્વામી), सन्+अच्युतः=सन्नच्युतः* (નિત્ય સત્સ્વરૂપ શ્રીહરિ), अङ्ग+छाया= अङ्गच्छाया[1] (શરીરનો પડછાયો), कृष्णम्+ वन्दे=कृष्णं वन्दे[2] (શ્રીકૃષ્ણને પ્રણામ કરું છું), तेजान्+सि=तेजांसि (તેજ),मन्+स्यते=मंस्यते[3] (માનશે), गं+गा=गङ्गा[1] (દેવનદી ગંગા).

મુનીશ્વર નારદ! અહીં સુધી વ્યંજનસંધિનું વર્ણન થયું; હવે વિસર્ગસંધિનો પ્રારંભ કરે છે. हरिः+छेत्ता=हरिश्छेत्ता (શ્રીહરિ બંધન કાપનારા છે). अमरः+शिवः=अमरश्शिवः[2] (ભગવાન શિવ અમર છે). ૩૨

राम× काम्यः कृप× पूज्यो हरिः पूज्योऽर्च्य एव हि ।
रामो दृष्टोऽबला अत्र सुप्ता दृष्टा इमा यतः ॥३३॥

रामः + काम्यः= राम×काम्यः (શ્રીરામ કમનીય છે), कृपः + पूज्यः=कृप×पूज्यः[3] (કૃપાચાર્ય પૂજ્ય છે), पूज्यस् + अर्च्यः= पूज्योऽर्च्यः[4] (પૂજનીય અને અર્ચનીય),

---

અક્ષરો પરે હોય તો પદના અંતમાં રહેલા નકારનો 'ર્' થાય અને તેના પૂર્વના સ્વરનો વિકલ્પથી અનુનાસિક અથવા 'ર્' થી પરે અનુસ્વારનો આગમ થાય.

× નિયમ એવો છે કે શકાર પરે હોય ત્યારે પદના અંતે રહેલા 'ન્'ની આગળ 'ત્' વધી જાય છે. બાકીનું પરિવર્તન ઉપર કહેલા નિયમ અનુસાર થાય છે.

* આ ઉદાહરણોમાં ङ् ण् न् પોતપોતાના વર્ણ જેવા એકસરખા થઈ ગયા છે. નિયમ એવો છે કે હ્રસ્વથી પરે જો ङ् ण् न् હોય ને તેના પછી કોઈ સ્વર હોય તો તે પૂર્વસદશ વર્ણ જેવા થઈ જાય છે.

૧. અહીં છ ના પહેલાં અર્ધો ચ વધી ગયો છે. નિયમ એવો છે કે હ્રસ્વથી પરે છ હોય તો તેના પહેલાં અર્ધો ચ વધી જાય છે.

૨. અહીં મ્ના સ્થાનમાં અનુસ્વાર થયો છે. કોઈ પણ હલ્ અક્ષર પરે હોય તો પદના અંતમાં રહેલા મ્નો અનુસ્વાર થઈ જાય છે.

૩. અહીં અપદાન્ત ન્નો અનુસ્વાર થયો છે. નિયમ એવો છે કે 'ઝલ્' પ્રત્યય પરે હોય ત્યારે અપદાન્ત ન્ મ્નો અનુસ્વાર થાય છે. ઝલ્માં આટલા અક્ષરો હોય છે. ઝ, ભ, ઘ, ઢ, ધ, જ, બ, ગ, ડ, દ, ખ, ફ, છ, ઠ, થ, ચ, ટ, ત, ક, પ, શ, ષ, સ, હ.

૧. અહીં અપદાન્ત અનુસ્વારનો પરસવર્ણ થયો છે. ર, શ, ષ, સ, હ–આટલા અક્ષરો છોડીને કોઈ પણ હલ્ અક્ષર પરે હોય ત્યારે અપદાન્ત અનુસ્વારનો નિત્ય પરસવર્ણ (પરવર્તી અક્ષરના વર્ગનો પંચમ વર્ણ) થાય છે–આવો નિયમ છે.

૨. આ બંને ઉદાહરણોમાં વિસર્ગના સ્થાનમાં દન્ત્ય 'સ્' થઈને શ્ચુત્વ સંધિના નિયમથી તાલવ્ય 'શ્' થયો. નિયમ એવો છે કે, 'ખ, ફ, છ, ઠ, થ, ચ, ટ, ત, ક, પ, શ, ષ, સ'– આટલા અક્ષરો–(ખર્)–પરે હોય ત્યારે વિસર્ગના સ્થાનમાં 'સ્' થઈ જાય છે.

૩. અહીં વિસર્ગના સ્થાનમાં × આવું ચિહ્ન થયું છે. વિસર્ગ પછી ક, ખ, આવતા હોય ત્યારે વિસર્ગનું ઉચ્ચારણ જિહ્વામૂલથી થાય છે ને એ વિસર્ગ જિહ્વામૂલીય કહેવાય છે. વિસર્ગ પછી પ, ફ, આવતા હોય ત્યારે વિસર્ગનું ઉચ્ચારણ ઉપધ્માનથી થાય છે ને એ વિસર્ગ ઉપધ્માનીય કહેવાય છે.

૪. અહીં 'સ્'ના સ્થાનમાં 'રુ' થઈને 'રુ'ના સ્થાનમાં 'ઉ' થયો છે. પછી ગુણસંધિના નિયમથી ઓકાર થયાથી 'અર્ચ્યઃ'ના અકારનું પૂર્વરૂપ થઈ ગયું છે. અહીં નવો નિયમ એ જાણવાનો છે કે, પદાન્ત 'સ્'ના સ્થાનમાં 'સ' થાય છે ને અપ્લુત અકારથી પરે હોતાં તે 'રુ'નો 'ઉ' થઈ જાય છે. આવું ત્યારે જ થાય

रामस् + दृष्टः=रामो दृष्टः[5] (રામ જોવામાં આવ્યા છે), अबलास् + अत्र=अबला अत्र (અહીં અબળાઓ છે), सुप्तास् + दृष्टाः= सुप्ता दृष्टाः (સૂતેલી જોવામાં આવી), इमास् + अतः=इमा यतः[6] (આ સ્ત્રીઓ છે, તેથી). ૩૩

विष्णुर्नम्यो रविरयं गीःफलं प्रातरच्युतः ।
भक्तैर्वन्द्योऽप्यन्तरात्मा भो भो एष हरिस्तथा ॥
एष शार्ङ्गी सैष रामः संहितैवं प्रकीर्तिता ॥३४॥

विष्णुः+ नम्यः=विष्णुर्नम्यः (શ્રીવિષ્ણુ પ્રણામને યોગ્ય છે), रविः + अयम्= रविरयम् (આ સૂર્ય છે), गीः + फलम्= गीःफलम् (વાણીનું ફળ), प्रातर् + अच्युतः= प्रातरच्युतः (પ્રાતઃકાલ શ્રીહરિ), भक्तैस् + वन्द्यः=भक्तैर्वन्द्यः (ભક્તજનો વડે વંદનીય છે), अन्तर् + आत्मा=अन्तरात्मा (જીવાત્મા કે અંતર્યામી પરમાત્મા), भोस् + भोः= भो भोः (હે હે)–આ બધાં ઉદાહરણ પૂર્વોક્ત નિયમોથી જ બને છે. एषस् + हरिः=एष हरिः (આ શ્રી હરિ છે), एषस् + शार्ङ्गी= एष शार्ङ्गी[1] (આ શાર્ઙ્ગધારી હરિ છે), सस् + एषस् + रामः=सैष रामः[2] (તે જ આ શ્રીરામ છે). આ પ્રમાણે સંહિતા-સંધિનું પ્રકરણ બતાવવામાં આવ્યું. ૩૪

(હવે સુબન્તના પ્રકરણનો આરંભ કરવામાં આવે છે. પહેલાં સ્વરાંત શબ્દોનું શુદ્ધ રૂપ આપીએ છીએ. તેમાંય એક શ્લોક દ્વારા મંગલાચરણ માટે શ્રીરામનું સ્મરણ કરવા સાથે 'રામ' શબ્દના લગભગ બધી વિભક્તિઓના એક એક રૂપનો ઉલ્લેખ કરીએ છીએ.)

रामेणाभिहितं करोमि सततं[3] रामं भजे सादरं
रामेणापहृतं समस्तदुरितं रामाय तुभ्यं नमः ।
रामान्मुक्तिरभीप्सिता मम सदा रामस्य दासोऽस्म्यहं
रामे रज्यतु मे मनः सुविशदं हे राम तुभ्यं नमः ॥३५॥

શ્રીરામ દ્વારા અપાયેલા આદેશનું હું સદા પાલન કરું છું. શ્રીરામનું આદરપૂર્વક ભજન કરું છું. રામે મારાં બધાં પાપ હરી લીધાં છે. હે રામ! તમને નમસ્કાર છે. શ્રીરામ પાસેથી મને મોક્ષની પ્રાપ્તિ અભીષ્ટ છે. હું સદાને માટે શ્રીરામનો દાસ છું. મારું નિર્મળ મન શ્રીરામમાં અનુરક્ત

---

છે જ્યારે તે 'રુ'ના પછી પણ કોઈ અપ્લુત અકાર કે 'હશ્' હોય. હ, ય, વ, ર, લ, ઞ, મ, ઙ, ણ, ન, ઝ, ભ, ઘ, ઢ, ધ, જ, બ, ગ, ડ, દ–આ અક્ષરોના સમુદાયને 'હશ્' કહેવાય છે.

૫. અહીં હમણાં બતાવવામાં આવેલા નિયમ અનુસાર, 'સ'નો 'રુ' કર્યા પછી તેનું ઉત્વ થયું. ત્યારબાદ ગુણ થઈ ને 'રામો' બન્યું.

૬. આ બધાં ઉદાહરણોમાં 'સ્'ના સ્થાનમાં પૂર્વવત્ 'રુ' થાય છે. પછી 'રુ'ના સ્થાનમાં 'ય્' થઈને પૂર્વ બે ઉદાહરણોમાં તેનો લોપ થઈ જાય છે ને અંતિમ ઉદાહરણમાં 'ય' 'અ'માં મળી જાય છે. અહીં સ્મરણમાં રાખવા યોગ્ય નિયમ એ છે–ભો, ભગો, અઘો તથા અવર્ણ-પૂર્વક 'રુ'ના સ્થાનમાં, 'ય્' થાય છે. 'અશ્' પરે હોય ત્યારે. 'હલ્' પરે હોય ત્યારે, તે 'ય્'નો લોપ થઈ જાય છે. સંપૂર્ણ સ્વરવર્ણ તથા હ, ય, વ, ર, લ, ઞ, મ, ઙ, ણ, ન, ઝ, ભ, ઘ, ઢ, ધ, જ, બ, ગ, ડ, દ–આ બધા અક્ષર 'અશ્'ના અન્તર્ગત છે.

૧. 'એતત્' અને 'તત્' શબ્દોથી પર 'સુ' વિભક્તિના સકારનો લોપ થઈ જાય છે, હલ્' પરે હોય ત્યારે. આ નિયમ પ્રમાણે અહીં 'સ્'નો લોપ થઈ ગયો છે.

૨. અહીં 'एष रामः'ની સિદ્ધિ તો પૂર્વવત્ થઈ જાય છે; પરંતુ 'सस्'ના 'सु'નો લોપ થાય છે, અચ્ પરે હોય ત્યારે; જો તેનો લોપ થયા પછી જ શ્લોકના પાદની પૂર્તિ થતી હોય તો. જેમ કે सैष रामः समायाति (તે જ આ રામ આવે છે).

૩ ક્યાંક ક્યાંક આવા પ્રકારનો પાઠ મળે છે– 'रामो राजमणिः सदा विजयते' વગેરે. પ્રથમા વિભક્તિના રૂપની દૃષ્ટિએ આ જ પાઠ ઠીક જણાય છે.

થાઓ. હે શ્રીરામ! તમને નમસ્કાર છે[1] ૩૫

सर्व इत्यादिका गोपाः सखा चैव पतिर्हरिः ॥३६॥

સર્વ આદિ શબ્દો[2] સર્વનામ છે.[3] ‘ગોપાઃ’ એટલે ગાયોનું પાલન કરનાર.[4] ‘સખા’ એટલે મિત્ર. આ ‘સખિ’ શબ્દનું રૂપ છે.[5] પતિ એટલે સ્વામી.[6] હરિનો અર્થ છે ભગવાન વિષ્ણુ.[7] ૩૬

सुश्रीर्भानुः स्वयंभूश्च कर्ता रा गौस्तु नौरिति।

अनड्वान्गोधुग्लिट् च द्वौ त्रयश्चत्वार एव च ॥३७

[1] ઉત્તમ શ્રીથી સંપન્ન હોય તે સુશ્રી કહેવાય છે. ભાનુનો અર્થ છે સૂર્ય અને કિરણ. સ્વયંભૂનો અર્થ છે સ્વયં પ્રકટ થનારો. આનો પ્રયોગ ઘણું કરીને બ્રહ્માને માટે થાય છે. કામના કરનારાને કર્તા કહેવામાં આવે છે. આ ‘કર્તૃ’ શબ્દનું રૂપ છે. ‘રૈ’[1] શબ્દ ધનનો વાચક છે. પુંલ્લિંગમાં ‘ગો’[2] શબ્દનો અર્થ ‘બળદ’ થાય છે; અને સ્ત્રીલિંગમાં ‘ગાય’ થાય છે. ‘નૌ’[3] શબ્દ નૌકાનો વાચક છે. અહીં સુધી સ્વરાન્ત પુંલ્લિંગ શબ્દનાં રૂપો આપવામાં આવ્યાં છે.

હવે હલન્ત પુંલ્લિંગ શબ્દનાં રૂપો આપવામાં આવે છે. ગાડું ખેંચનારો બળદ અનડ્વાન કહેવાય છે. આ અનડુહ્ શબ્દનું રૂપ છે.[4] ગાય દોહનારો ગોધુક્ કહેવાય.

---

૧. રામ શબ્દનાં બધી વિભક્તિઓમાં રૂપ આ પ્રમાણે સમજવાં: ‘रामः, रामौ, रामाः; रामम्, रामौ, रामान्; रामेण, रामाभ्याम्, रामैः; रामाय, रामाभ्याम्, रामेभ्यः; रामात्–द्, रामाभ्याम्, रामेभ्यः; रामस्य, रामयोः, रामाणाम्; रामे, रामयोः, रामेषु; हे राम! हे रामौ! हे रामाः!

૨. આ જ પ્રકરણમાં આગળ (શ્લોક ૪૭–૪૮) સર્વનામ શબ્દો ગણાવવામાં આવ્યા છે.

૩. સર્વ શબ્દનાં રૂપ આ પ્રમાણે છે: सर्वः, सर्वौ, सर्वे; सर्वम्, सर्वौ, सर्वान्; सर्वेण, सर्वाभ्याम्, सर्वैः; सर्वस्मै, सर्वाभ्याम्, सर्वेभ्यः; सर्वस्मात्–द्, सर्वाभ्याम्, सर्वेभ्यः; सर्वस्य, सर्वयोः, सर्वेषाम्; सर्वस्मिन् सर्वयोः, सर्वेषु. અન્ય સર્વનામોનાં રૂપ પણ ઘણું કરીને આવાં જ થાય છે.

૪. આનાં રૂપ આ પ્રમાણે છે: गोपाः, गोपौ, गोपाः; गोपाम्, गोपौ, गोपः; गोपा, गोपाभ्याम् गोपाभिः; गोपे, गोपाभ्याम्, गोपाभ्यः; गोपः, गोपाभ्याम्, गोपाभ्यः; गोपः, गोपोः, गोपाम्; गोपि, गोपोः, गोपासु; हे गोपाः, हे गोपौ, हे गोपाः ॥

૫. ‘सखि’ શબ્દનાં પૂરાં રૂપ આ પ્રમાણે છે: सखा, सखायौ, सखायः; सखायम्, सखायौ, सखीन्; सख्या, सखिभ्याम्, सखिभिः; सख्ये, सखिभ्याम्, सखिभ्यः; सख्युः, सखिभ्याम्, सखिभ्यः; सख्युः, सख्योः, सखीनाम्; सख्यौ, सख्योः, सखिषु; हे सखे, हे सखायौ, हे सखायः ॥

૬. એનાં બે વિભક્તિઓમાં રૂપ આ પ્રમાણે થાય છે: पतिः पती, पतयः; पतिम्, पती, पतीन्; બાકીની વિભક્તિઓમાં सखि શબ્દના સમાન રૂપ થાય છે. સમ્બોધનમાં हे पते! हे पती! हे पतयः! આ પ્રમાણે રૂપો જાણવાં.

૭. એનાં રૂપ આ પ્રમાણે છે: हरिः, हरी, हरयः; हरिम्, हरी, हरीन्; हरिणा, हरिभ्याम्, हरिभिः; हरये, हरिभ्याम्, हरिभ्यः; हरेः, हरिभ्याम्, हरिभ्यः, हरेः, हर्योः, हरीणाम्; हरौ, हर्योः हरिषु; हे हरे! हे हरी, हे हरयः.

૧. તેનાં રૂપ આ પ્રમાણે છે–राः रायौ २, रायः २; रायम्; राया, राभ्याम् ३; राभिः, राये; राभ्यः २; रायः २; रायोः २; रायाम्; रायि, रासु.

૨. બંને લિંગોમાં એનાં એકસરખાં જ રૂપ થાય છે. જે આ પ્રમાણે છે–गौः, गावौ २; गावः; गाम्; गाः; गवा, गोभ्याम् ३; गोभिः; गवे; गोभ्यः २; गोः २; गवोः २; गवाम्; गवि; गोषु. हे गौः, हे गावौ, हे गावः.

૩. આનો પ્રયોગ સ્ત્રીલિંગમાં થાય છે, છતાં અહીં પુંલ્લિંગના પ્રકરણમાં એ લખ્યો છે. પ્રકરણ અનુસાર અહીં ‘सुनौ’ શબ્દ ગ્રહણ કરવો જોઈએ. આનાં રૂપ આ પ્રમાણે છે: नौः, नावौ २; नावः २; नावम्; नावा, नौभ्याम् ३; नौभिः; नावे, नौभ्यः २; नावः २, नावोः २; नावाम्; नावि, नौषु.

૪. એનાં પૂરાં રૂપ આ પ્રમાણે છે: अनड्वान्, अनड्वाहौ २; अनड्वाहः; अनड्वाहम्, अनडुहः;

મૂલ શબ્દ ગોદુહ્[૫] છે. લિહ્ શબ્દનો અર્થ છે ચાટનારો.[૬] 'द्वि' શબ્દ સંખ્યા બેનો, 'त्रि' શબ્દ ત્રણનો અને 'चतुर्' ચારનો વાચક છે. એમાંનો પહેલો કેવળ દ્વિવચનમાં અને બાકીના બન્ને શબ્દો કેવળ બહુવચનમાં પ્રયુક્ત થાય[૭] છે. ૩૭

राजा पन्थास्तथा दण्डी ब्रह्महा पञ्च चाष्ट च।
अष्टौ अयं मुने सम्राट् सुराड्विभ्रद्वपुष्मतः॥३८॥

राजा એ राजन् શબ્દનું રૂપ[૮] છે. पन्थाः એટલે માર્ગ. આ पथिन् શબ્દનું રૂપ છે.[૯] જે દંડ ધારણ કરે તેને दण्डी કહેવાય.[૧૦] ब्रह्महन् શબ્દ બ્રાહ્મણનો ઘાત કરનારાના અર્થમાં યોજાય છે.[૧] पञ्चन् શબ્દ પાંચનો અને अष्टन् શબ્દ આઠનો વાચક છે. આ બંને બહુવચનાન્ત હોય છે.[૨] अयम् એટલે 'આ'. આ इदम् શબ્દનું રૂપ છે.[૩] सम्राट् ચક્રવર્તી રાજાને કહેવામાં આવે છે.[૪] सुराज् શબ્દનાં રૂપ—सुराट् सुराजौ सुराजः વગેરે છે. બાકીનાં રૂપ सम्राज् શબ્દ સમાન જાણવાં. એનો અર્થ છે સારો રાજા. बिभ्रत्‌નો અર્થ છે ધારણપોષણ કરનારો.[૫] वपुष्मत् (वपुष्मान्) એટલે શરીરધારી.[૬] ૩૮

---

अनडुहा; अनडुद्भ्याम् २; अनडुद्भिः, अनडुहे, अनडुद्भ्यः २; अनडुहः २; अनडुहोः २; अनडुहाम्, अनडुहि, अनडुत्सु, સંબોધનનાં એક વચનમાં हे अनड्वन्

૫. એનાં રૂપ આ પ્રમાણે થાય છે—गोधुक्-ग्, गोदुहौ २; गोदुहः २, गोदुहम्; गोदुहा, गोधुग्भ्याम् ३; गोधुग्भिः; गोदुहे, गोधुग्भ्यः २; गोदुहः २; गोदुहोः २, गोदुहाम्; गोदुहि गोधुक्षु.

૬. એનાં રૂપ આ પ્રમાણે છે: लिट्-ड्, लिहौ २; लिहः २; लिहम्; लिहा, लिड्भ्याम् ३; लिड्भिः; लिहे, लिड्भ्यः २; लिहः २, लिहोः २, लिहाम्, लिहि, लिट्सु-लिट्त्सु.

૭. રૂપ અનુક્રમે આ પ્રમાણે છે: द्वौ २; द्वाभ्याम् ३; द्वयोः २; त्रयः, त्रीन्, त्रिभिः, त्रिभ्यः २, त्रयाणाम्, त्रिषु. चत्वारः, चतुरः, चतुर्भिः चतुर्भ्यः २, चतुर्णाम्, चतुर्षु.

૮. એનાં રૂપ આ પ્રમાણે છે: राजा राजानौ २; राजानः; राजानम्, राज्ञः; राज्ञा, राजभ्याम् ३; राजभिः; राज्ञे; राजभ्यः २; राज्ञः २; राज्ञोः २; राज्ञाम्; राज्ञि-राजनि, राजसु; हे राजन्! हे राजानौ, हे राजानः.

૯. બાકીનાં રૂપ આ પ્રમાણે જાણવાં: पन्थानौ २; पन्थानः; पन्थानम्, पथः; पथा, पथिभ्याम् ३; पथिभिः; पथे, पथिभ्यः २; पथः २; पथोः २; पथाम्; पथि, पथिषु।

૧૦. આનો મૂળ શબ્દ दण्डिन् છે, એનાં રૂપ આ પ્રમાણે છે: दण्डी, दण्डिनौ २; दण्डिनः; २; दण्डिनम्; दण्डिना, दण्डिभ्याम् ३; दण्डिभिः; दण्डिने, दण्डिभ्यः २; दण्डिनः २; दण्डिनोः २; दण्डिनाम्; दण्डिनि, दण्डिषु; हे दण्डिन्।

૧. એનાં રૂપ આ પ્રમાણે છે: ब्रह्महा, ब्रह्महणौ २; ब्रह्महणः; ब्रह्महणम्, ब्रह्मघ्नः; ब्रह्मघ्ना, ब्रह्महभ्याम् ३; ब्रह्महभिः; ब्रह्मघ्ने; ब्रह्महभ्यः २; ब्रह्मघ्नः २; ब्रह्मघ्नो २; ब्रह्मघ्नाम्; ब्रह्मघ्नि, ब्रह्महसु।

૨. એમનાં રૂપ આ પ્રમાણે છે: पञ्च २; पञ्चभिः, पञ्चभ्यः २; पञ्चानाम्; पञ्चसु। अष्टौ २; अष्ट २। अष्टाभिः, अष्टभिः; अष्टाभ्यः २; अष्टभ्यः २; अष्टानाम्; अष्टासु, अष्टसु।

૩. એનાં રૂપ આ પ્રમાણે છે: अयम्, इमौ, इमे; इमम्, इमौ, इमान्; अनेन, आभ्याम् ३; एभिः; अस्मै एभ्यः २; अस्मात्; अस्य, अनयोः २; एषाम्; अस्मिन्, एषु।

૪ सम्राज् શબ્દનાં રૂપ આ પ્રમાણે છે: सम्राट्-ड्, सम्राजौ २; सम्राजः २; सम्राजम्; सम्राजा, सम्राड्भ्याम् ३; सम्राड्भिः; सम्राजे, सम्राड्भ्य २ सम्राजः २; सम्राजोः २; सम्राजाम्; सम्राजि, सम्राट्सु-सम्राट्त्सु।

૫. એનાં રૂપ આ પ્રમાણે છે: बिभ्रत्-द्, बिभ्रतौ २; बिभ्रतः २; बिभ्रतम्; बिभ्रता, बिभ्रद्भ्याम् ३; बिभ्रद्भिः; बिभ्रते, बिभ्रद्भ्यः २; बिभ्रतः २; बिभ्रतोः २; बिभ्रताम्; बिभ्रति, बिभ्रत्सु।

૬. આ શબ્દનાં રૂપ આ પ્રમાણે છે: वपुष्मान्, वपुष्मन्तौ २; वपुष्मन्तः; वपुष्मन्तम्, वपुष्मतः; वपुष्मता, वपुष्मद्भ्याम् ३; वपुष्मद्भिः; वपुष्मते,

प्रत्यङ् पुमानमहान्धीमान् विद्वान्षट् पिपठीश्च दोः।
उशनासाविमे प्रोक्ताः पुंस्यज्झलिरामकाः॥३९॥

प्रत्यञ्च શબ્દનો અર્થ છે પ્રતિકૂળ અથવા પાછળ જનારો, 'અંદરની બાજુ' એવો પણ અર્થ છે.[1] पुमान्નો અર્થ છે પુરુષ, આ 'पुंस्' શબ્દનું [2]રૂપ છે. 'महान्' એટલે શ્રેષ્ઠ.[3] धीमान्નો અર્થ છે બુદ્ધિમાન. (धीमत् શબ્દનાં રૂપ वपुष्मत् શબ્દના જેવાં સમજવાં.) विद्वान् એટલે પંડિત.[4] षष् શબ્દ છનો વાચક છે અને બહુવચનાન્ત છે. (એનાં રૂપ આ પ્રમાણે છે–षट्–षड् २; षड्भिः; षड्भ्यः २; षण्णाम्; षट्सु–षट्त्सु.) જે ભણવાની ઇચ્છા કરે તેને 'पिपठीः'[5] કહેવાય છે. 'दोः'નો અર્થ છે ભુજા.[1] उशना એટલે શુક્રાચાર્ય.[2] अदस्[3] શબ્દનો અર્થ 'આ' અથવા 'તે'. આ અજન્ત (સ્વરાન્ત) અને હલન્ત પુંલ્લિંગ શબ્દો કહેવામાં આવ્યા. ૩૯

राधा सर्वा गतिर्गोपी स्त्री श्रीर्धेनुर्वधूः स्वसा।
गौर्नौरुपानद्द्यौर्गीर्वत् ककुप्संवित्तु वा क्वचित्॥४०

હવે સ્ત્રીલિંગ શબ્દોનું દિગ્દર્શન કરવામાં આવે છે. राधा એટલે ભગવાન શ્રીકૃષ્ણની આહ્‌લાદિની શક્તિ: જે તેમની પણ આરાધ્યા હોવાથી 'राधा' કહેવાય છે.[4] 'सर्वा' એટલે બધી.[5] ગતિનો અર્થ છે

---

वपुष्मद्भ्यः २; वपुष्मतः २, वपुष्मतोः २, वपुष्मताम्; वपुष्मति, वपुष्मत्सु; हे वपुष्मन्।

१. એનાં રૂપ આ પ્રમાણે છે–प्रत्यङ् प्रत्यञ्चौ २; प्रत्यञ्चः। प्रत्यञ्चम्, प्रतीचः। प्रतीचा, प्रत्यग्भ्याम् ३; प्रत्यग्भिः। प्रतीचे, प्रत्यग्भ्यः २। प्रतीचः २। प्रतीचोः २; प्रतीचाम्। प्रतीचि, प्रत्यक्षु।

२. એનાં પૂરાં રૂપ આ પ્રમાણે છે–पुमान् पुमांसौ २। पुमांसः। पुमांसम् पुंसः। पुंसा पुम्भ्याम् ३। पुम्भिः। पुंसे पुम्भ्यः २। पुंसः २। पुंसोः २। पुंसाम्। पुंसि पुंसु। हे पुमन्!

३. महत् શબ્દનાં રૂપ આ પ્રમાણે છે–महान् महान्तौ २। महान्तः। महान्तम् महतः। महता महद्भ्याम् ३। महद्भिः। महते महद्भ्यः २; महतः २; महतोः २। महताम्। महति महत्सु।

४. विद्वस् શબ્દનાં રૂપ આ પ્રમાણે જાણવાં–विद्वान् विद्वांसौ २। विद्वांसः। विद्वांसम् विदुषः। विदुषा विद्वद्भ्याम् ३। विद्वद्भिः। विदुषे विद्वद्भ्यः २; विदुषः २; विदुषोः २। विदुषाम्। विदुषि विद्वत्सु। हे विद्वन्!

५. એનાં પૂરાં રૂપ આ પ્રમાણે છે–पिपठीः पिपठिषौ २। पिपठिषः २। पिपठिषम्। पिपठिषा पिपठीर्भ्याम् ३। पिपठीर्भिः। पिपठिषे पिपठीर्भ्यः २; पिपठिषः २। पिपठिषोः २। पिपठिषाम्। पिपठिषि पिपठीष्षु पिपठीःषु।

१. दोष् શબ્દનાં રૂપ આ પ્રમાણે છે–दोः दोषौ २। दोषः। दोषम् दोष्णः–दोषः। दोष्णा–दोषा। दोर्भ्याम् ३। दोर्भिः। दोष्णे–दोषे। दोर्भ्यः २। दोष्णः २ दोषः २; दोष्णोः २–दोषोः दोष्णाम्–दोषाम्। दोष्णि–दोषि दोष्षु–दोःसु।

२. उशनस् શબ્દનાં રૂપ આ પ્રમાણે છે–उशना उशनसौ २ उशनसः २। उशनसम्। उशनसा उशनोभ्याम् ३ उशनोभिः। उशनसे उशनोभ्यः २। उशनसः २। उशनसोः २ उशनसाम्। उशनसि उशनस्सु–उशनःसु। हे उशनः! हे उशनन्! हे उशन्!

३. એનાં રૂપ આ પ્રમાણે છે–असौ अमू अमी। अमुम् अमू अमून्। अमुना अमुभ्याम् अमीभिः। अमुष्मै अमूभ्याम् अमीभ्यः। अमुष्मात् अमूभ्याम् अमीभ्यः। अमुष्य अमुयोः अमीषाम्। अमुष्मिन् अमुयोः अमीषु।

४. એનાં રૂપ આ પ્રમાણે છે–राधा राधे राधाः। राधाम् राधे राधाः। राधया राधाभ्याम् राधाभिः। राधायै राधाभ्याम् राधाभ्यः। राधायाः राधाभ्याम् राधाभ्यः। राधायाः राधयोः राधानाम्। राधायाम् राधयोः राधासु। हे राधे हे राधे हे राधाः।

५. આ શબ્દનાં રૂપ આ પ્રમાણે છે–ચતુર્થીના એક વચનમાં सर्वस्यै, પંચમી અને ષષ્ઠીના એકવચનમાં सर्वस्याः, ષષ્ઠીના બહુવચનમાં सर्वासाम्, સપ્તમીના એકવચનમાં सर्वस्याम् બાકીનાં બધાં રૂપ 'राधा' શબ્દના સમાન સમજવાં.

ગમન, મોક્ષ, પ્રાપ્તિ અથવા જ્ઞાન.[1] 'ગોપી' શબ્દ પ્રેમભક્તિની આચાર્યરૂપા ગોપીઓનો વાચક[2] છે. 'સ્ત્રી'નો અર્થ છે નારી.[3] 'શ્રી' શબ્દ લક્ષ્મીનો વાચક[4] છે. 'ધેનુ' એટલે દૂધ આપનારી ગાય.[5] 'વધૂ'નો અર્થ છે જાયા અથવા પુત્રવધૂ.[6] 'સ્વસા'[7] અર્થાત્ બહેન.

ગો શબ્દનાં રૂપ સ્ત્રીલિંગમાં પણ પુંલ્લિંગ સમાન થાય છે. નૌ શબ્દનાં રૂપ આ પહેલાં અપાઈ ગયાં છે—ઉપાનહ્[8] શબ્દ જૂતાંનો વાચક છે. દ્યૌઃ[1] સ્વર્ગનો વાચક છે; કકુભ્[2] શબ્દ દિશાનો વાચક છે. સંવિદ્[3] શબ્દ બુદ્ધિ તેમ જ જ્ઞાનનો વાચક છે. ૪૦

रुग्विड्डुद्भाः स्त्रियां तपः कुलं सोमपमक्षि च ।
प्रामण्यम्बु खल्प्वेवं कर्तृ चातिरि वातिनु ॥४१॥

रुक्[4] એટલે રોગ. विट्[5] શબ્દ વૈશ્યનો વાચક છે. उद्भाः[6]નો અર્થ છે ઉત્તમ પ્રકાશ અથવા પ્રકાશિત થનારી. આ શબ્દો સ્ત્રી-લિંગમાં પ્રયુક્ત થાય છે. હવે નપુંસકલિંગ શબ્દોનો પરિચય આપે છે. 'तपस्'[7] તપ-શ્ચર્યાનો વાચક છે. कुल[8] શબ્દ વંશ કે સમુદાયનો વાચક છે. सोमप[9] એટલે સોમ-

---

૧. गति શબ્દનાં રૂપ આ પ્રમાણે જાણવાં—गतिः गती गतयः । गतिम् गती गतीः । गत्या गतिभ्याम् ३; गतिभिः । गत्यै–गतये; गतिभ्यः २; गत्याः २; गतेः २; गत्योः २; गतीनाम् । गत्याम्–गतौ; गतिषु । हे गते हे गती हे गतयः ।

૨. गोपी શબ્દનાં રૂપ આ પ્રમાણે છે—गोपी गोप्यौ गोप्यः । गोपीम् गोप्यौ गोपीः । गोप्या गोपीभ्याम् ३ गोपीभिः । गोप्यै गोपीभ्यः २ । गोप्याः २ गोप्योः २ गोपीनाम् । गोप्याम् गोपीषु । हे गोपि हे गोप्यौ हे गोप्यः ।

૩. આ શબ્દનાં રૂપ આ પ્રમાણે છે—स्त्री स्त्रियौ २ स्त्रियः । स्त्रियम् स्त्रीम् स्त्रियः–स्त्रीः । स्त्रिया स्त्रीभ्याम् ३ स्त्रीभिः । स्त्रियै स्त्रीभ्यः २ स्त्रियाः २ स्त्रियोः २ स्त्रीणाम् । स्त्रियाम् स्त्रीषु । हे स्त्रि ! हे स्त्रियौ हे स्त्रियः ।

૪. તેનાં રૂપ આ પ્રમાણે છે—श्रीः श्रियौ २ श्रियः २ । श्रियम् श्रिया श्रीभ्याम् ३ श्रीभिः । श्रियै–श्रिये श्रीभ्यः २ श्रियाः २ श्रियः २ श्रियोः २ श्रीणाम् श्रियाम् । श्रियि । श्रीषु । हे श्रीः हे श्रियौ हे श्रियः ।

૫. એનાં રૂપ गति શબ્દનાં જેવાં થાય છે—धेनुः धेनू धेनवः । धेन्वै–धेनवे ઇત્યાદિ ।

૬. આ શબ્દનાં રૂપ આ પ્રમાણે છે—वधूः वध्वौ वध्वः । બાકીનાં રૂપ गोपी શબ્દના જેવાં જાણવાં. ત્યાં 'ઈ' ના સ્થાનમાં 'य' થાય છે, અહીં 'ઊ'-ના સ્થાનમાં 'व' થશે, આટલો જ ફરક છે.

૭. એનાં રૂપ कर्तृ શબ્દ સમાન થાય છે. કેવળ દ્વિતીયાના બહુ વચનમાં 'स्वसॄः' આવું રૂપ થાય છે. આ આટલો જ તફાવત છે.

૮. તેનાં રૂપ આ પ્રમાણે છે—उपानत्–द् उपानहौ उपानहः । उपानहम् उपानहौ उपानहः । उपानहा उपानद्भ्याम् ३ उपानद्भिः । उपानहे उपानद्भ्यः २ । उपानहः उपानहोः २ उपानहाम् । उपानहि उपानत्सु ।

૧. दिव् શબ્દનાં રૂપ 'गो' શબ્દના જેવાં સમજવાં.

૨. આનાં રૂપ ककुप्–ककुब् ककुभौ २, ककुभः २ ककुभम् । ककुभा ककुब्भ्याम् • વગેરે છે. સપ્તમીના બહુવચનમાં ककुप्सु રૂપ થાય છે.

૩. એનાં રૂપ संवित्–द् संविदौ संविदः વગેરે છે.

૪. એનાં રૂપ છે. रुक्–ग् रुजौ २ रुजः २ । रुजम् । रुजा रुग्भ्याम् २ रुग्भिः વગેરે.

૫. એનાં રૂપ विट्–ड्, विशौ विशः ઇત્યાદિ.

૬. એનાં રૂપ છે—उद्भाः उद्भासौ उद्भासः વગેરે.

૭. નપુંસકલિંગમાં પ્રથમા અને દ્વિતીયા વિભક્તિનાં રૂપ એકસરખાં થાય છે અને તૃતીયાથી સપ્તમી વિભક્તિ સુધીનાં રૂપ પુંલ્લિંગ સમાન થાય છે. तपस् શબ્દનાં રૂપ આ પ્રમાણે સમજવાં. तपः तपसी तपांसि આ ત્રણે રૂપ પ્રથમા અને દ્વિતીયા વિભક્તિમાં પ્રયુક્ત થાય છે. બાકીનાં રૂપ उशनस् શબ્દ સમાન થશે.

૮. રૂપ આ પ્રમાણે છે—कुलम् कुले कुलानि । બાકી રામ શબ્દ સમાન જાણવાં.

૯. પ્રથમા–દ્વિતીયા વિભક્તિઓમાં એનાં રૂપ છે—सोमपम् सोमपे सोमपानि । શેષ रामवत्

પાન કરનાર, 'अक्षिका'[1]નો અર્થ છે આંખ. ગામનો નેતા હોય તે 'ग्रामणी'[2] કહેવાય.

'अम्बु'[3] શબ્દ જળનો વાચક છે. 'खलपू'[4] ખળું અથવા ખળાની જમીન સાફ કરનાર. 'कर्तृ'[5] શબ્દ કર્તાનો વાચક છે. જે કુળ ધનની સીમાને ઓળંગી ગયું હોય તે કુળને 'अतिरि'[1] કહેવામાં આવે છે, જે પાણી નાવ(હોડી)ની શક્તિ બહારનું હોય જેને નાવથી તરી જવાનું અસંભવ હોય, તે 'अतिनु'[2] કહેવાય છે. ૪૧

स्वनडुच्च विमलद्यु वाश्चत्वारीदमेव च ।
एतद्ब्रह्माहश्च दण्डी असृक्किश्चित्त्यदादि च ॥४२॥

જે કુળમાં કે ઘરમાં ગાડું ખેંચનારા સારા બળદ હોય, તેને 'स्वनडुत्'[3] કહે છે. આકાશ સ્વચ્છ હોય તે દિવસ 'विमलद्यु'[4] કહેવાય. 'वार्'[5] શબ્દ જળનો વાચક છે.

'चतुर्' શબ્દનું રૂપ નપુંસકલિંગમાં કેવલ પ્રથમા અને દ્વિતીયામાં 'चत्वारि' થાય છે, બાકીનાં રૂપ પુંલ્લિંગ સમાન થાય છે. 'इदम्' શબ્દનાં રૂપ નપુંસકલિંગમાં આ પ્રમાણે થાય છેઃ इदम् इमे इमानि-શેષ પુલિંગવત્ 'एतत्' શબ્દનાં રૂપ પુંલ્લિંગમાં 'एषः एतौ एते ઇત્યાદિ સર્વ શબ્દના સમાન થાય છે. નપુંસકમાં કેવલ પ્રથમ બે વિભક્તિઓમાં આ રૂપ છે, एतत् एते एतानि । ब्रह्मन् શબ્દનાં રૂપ નપુંસકમાં 'ब्रह्म ब्रह्मणी ब्रह्माणि । શેષ

---

૧. એનાં રૂપ પ્રથમ બે વિભક્તિઓમાં–अक्षि अक्षिणी अक्षीणि । બાકીની પાંચ વિભક્તિઓમાં એકવચનમાં આ પ્રમાણે છે–अक्ष्णा । अक्ष्णे । अक्ष्णः । अक्ष्णः । अक्ष्णि–अक्षणि ।

૨. પુંલ્લિંગમાં એનાં રૂપ–ग्रामणीः, ग्रामण्यौ ग्रामण्यः વગેરે થશે. જો કોઈ (ખાનદાન) કુલ ગામનું આગેવાન હોય તો આ શબ્દ નપુંસકલિંગમાં યોજાય છે. તે વખતે એનાં રૂપ આ પ્રમાણે થશે : ग्रामणि ग्रामणिनी ग्रामणीनि । તૃતીયાથી સપ્તમી સુધીના એકવચનમાં ग्रामण्या–ग्रामणिना । ग्रामण्ये ग्रामणिने । ग्रामण्यः २ ग्रामणिनः २ । ग्रामण्याम्–ग्रामणिनि । આ રૂપ છે. બાકીનાં રૂપ પુલ્લિંગવત્ થાય છે.

૩. એનાં રૂપ–अम्बु, अम्बुनी, अम्बूनि ઇત્યાદિ છે. તૃતીયાથી સપ્તમી સુધીના એકવચનમાં ક્રમશઃ अम्बुना । अम्बुने । अम्बुनः २ । अम्बुनि–આ રૂપ થાય છે. બાકીનાં રૂપ 'भानु' સમાન જાણવાં.

૪. પુંલ્લિંગમાં એનાં રૂપ 'खलपूः खलप्वौ, खलप्वः' ઇત્યાદિ થાય છે. જ્યારે આ કોઈ સાધન કે ઓજારનો વાચક હોય છે તો નપુંસકમાં યોજાય છે તેમાં એનાં રૂપ આ પ્રમાણે થાય છે–खलपु, खलपुनी, खलपूनि–એમાં પણ તૃતીયાથી સપ્તમી સુધી એકવચન खलपुना । खलपुने । खलपुनः २–खलपुनि આ રૂપ વધારાનાં થાય છે. બાકીનાં રૂપ પુંલ્લિંગ સમાન છે.

૫. પુંલ્લિંગમાં એનાં રૂપ બતાવવામાં આવ્યાં છે. નપુંસકલિંગમાં 'कर्तृ कर्तृणी कर्तृणि'–આ રૂપો થાય છે. તૃતીયાથી સપ્તમી સુધીના એકવચનમાં બે–બે રૂપો થાય છે कर्तृणा–कर्त्रा । कर्तृणे–कर्त्रे । कर्तृणः २ कर्तुः २ । कर्तृणि–कर्तरि–બાકીનાં રૂપ પુલ્લિંગ સમાન છે.

૧. એનાં 'अतिरि, अतिरिणी, अतिरीणि'–આ રૂપ છે. તૃતીયા વિભક્તિથી આ પ્રમાણે રૂપ ચાલે છે–अतिरिणा, अतिराभ्याम् ३ अतिराभिः । अतिरिणे अतिराभ्यः २ । अतिरिणः २ अतिरिणोः २ अतिरीणाम् । अतिरिणि अतिरासु ।

૨. એનાં રૂપ આ પ્રમાણે છે–अतिनु अतिनुनी अतिनूनि । તૃતીયાથી સપ્તમી સુધીના એકવચનમાં अतिनुना । अतिनुने । अतिनुनः २ । अतिनुनि'–આ રૂપો થાય છે.

૩. રૂપ આ પ્રમાણે છે–'स्वनडुत्–द, स्वनडुही, स्वनड्वांहि ।'–શેષ પુંલિંગ સમાન.

૪. રૂપ આ પ્રમાણે છે–'विमलद्यु, विमलदिवी विमलदिवि ।' તૃતીયા વગેરે વિભક્તિઓમાં 'विमलदिवा, विमलद्युभ्याम्' વગેરે રૂપો થાય છે.

૫. એનાં રૂપ આ પ્રમાણે થાય છે–'वाः वारी वारि । वारा वार्भ्याम् वार्भिः ।' વગેરે.

પુંલ્લિંગવત્[1] છે. अहन्[2] શબ્દ દિવસનો વાચક છે. दण्डिन् શબ્દનાં નપુંસકમાં 'दण्डि दण्डिनी दण्डीनि' આ રૂપો છે. શેષ પુંલ્લિંગવત્. असृज्[3] શબ્દ રક્તનો વાચક છે. किम् શબ્દનાં રૂપ પુંલ્લિંગમાં 'कः कौ के ઇત્યાદિ સર્વવત્ થાય છે. નપુંસકમાં કેવલ પ્રથમ બે વિભક્તિઓમાં 'किम् के कानि' આ રૂપો થાય છે. 'चित्' શબ્દનાં રૂપ 'चित् चिती चिन्ति। चिता चिद्भ्याम् ३ चिद्भिः' ઇત્યાદિ થાય છે. त्यद् આદિ[4] શબ્દોનાં રૂપ પુંલ્લિંગમાં 'स्यः त्यौ त्ये' ઇત્યાદિ સર્વવત્ થાય છે. નપુંસકમાં 'त्यत् त्ये त्यानि' આ રૂપો થાય છે.

एतद् बेभिद्गवाग् गवाङ् गोअग् गोङ् गोग् गोऽङ्।
तिर्यग्यकृच्छकृच्चैत्र ददद्भ्रत्तुदत्पचत् ॥ ४३ ॥

(इदम् અને) एतत् શબ્દનાં રૂપ અન્વાદેશમાં[5] દ્વિતીયા વિભક્તિમાં તૃતીયાના એકવચનમાં તથા ષષ્ઠી અને સપ્તમીના દ્વિવચનમાં કંઈક ભિન્ન થાય છે. પુંલ્લિંગમાં 'एनम्, एनौ, एनान्, एनेन एनयोः ॥ २

નપુંસકમાં 'एनत् एने एनानि' આ રૂપો થાય છે, અન્વાદેશ ન થાય ત્યારે પૂર્વોક્ત રૂપો થાય છે. बेभित् શબ્દનાં રૂપ આ પ્રમાણે થાય છે—'बेभित–द्, बेभिदी बेभिदि। (અહીં નુમ્ થતો નથી.) बेभिदा बेभिद्भ्याम् बेभिद्भिः ઇત્યાદિ. गवाक् શબ્દનાં રૂપ ગતિ અને પૂજા અર્થના ભેદથી અનેક થાય છે. ગતિ પક્ષમાં ગવાક્નો અર્થ છે ગાયની પાસે જનારો અને પૂજા-પક્ષમાં તેનો અર્થ છે ગાયને પૂજનારો. પ્રથમા અને દ્વિતીયા વિભક્તિઓમાં તેનાં ઉભયપક્ષીય રૂપ આ પ્રમાણે છેઃ એકવચનમાં આ નવ રૂપ થાય છે—गवाक्–गवाग् गोअक् गोअग् गोक् गोग् गवाङ् गोअङ् गोङ। દ્વિવચનમાં ચાર રૂપ થાય છે—गोची गवाञ्ची गोअञ्ची गोञ्ची. બહુવચનમાં ત્રણ રૂપ છે—गवाञ्ची गोअञ्ची गोञ्चि। પ્રથમા અને દ્વિતીયા વિભક્તિઓમાં આ જ રૂપો થાય છે. તૃતીયાથી લઇને સપ્તમીના એકવચનમાં સર્વત્ર ચાર-ચાર રૂપ થાય છે—'गोचा गवाञ्चा गोअञ्चा गोञ्चा ઇત્યાદિ भ्याम् भिस भ्यस्માં એનાં છ-છ રૂપ થાય છે—गवाभ्याम् गोअग्भ्याम् गोग्भ्याम् गवाङ्भ्याम् गोअङ्भ्याम् गोङ्भ्याम् વગેરે. સપ્તમીના બહુચનમાં પણ નવ રૂપ થાય છે—गवाङ्क्षु, गोअङ्क्षु, गोङ्क्षु गवाङ्षु, गोअङ्षु, गोङ्षु, गवाक्षु, गोअक्षु, गोक्षु. આ પ્રમાણે કુલ એકસો નવરૂપ થાય છે.[1] तिर्यक्[2] શબ્દ પશુ-પક્ષીઓનો વાચક છે. यकृत्[3] શબ્દ કલેજું તથા તેની સાથે

---

૧. પુંલ્લિગમાં એનાં બધાં રૂપ આ પ્રમાણે છે : ब्रह्मा, ब्रह्माणौ ब्रह्माणः। ब्रह्माणम् ब्रह्माणौ ब्रह्मणः। ब्रह्मणा ब्रह्मभ्याम् ब्रह्मभिः। ब्रह्मणे ब्रह्मभ्याम् ब्रह्मभ्यः। ब्रह्मणः ब्रह्मभ्याम् ब्रह्मभ्यः। ब्रह्मणः ब्रह्मणोः ब्रह्मणाम्। ब्रह्मणि ब्रह्मणोः ब्रह्मसु। हे ब्रह्मन्! हे ब्रह्माणौ हे ब्रह्माणः।

૨. એનાં રૂપ આ પ્રમાણે છે—'अहः अह्नी अहानि। अह्ना अहोभ्याम् अहोभिः।' ઇત્યાદિ સપ્તમીના એકવચનમાં अह्नि–अहनि–આ બે રૂપ થાય છે.

૩. એનાં રૂપ આ પ્રમાણે છે—असृक् असृजी असृञ्जि। असृजा असृग्भ्याम् असृग्भिः। ઇત્યાદિ.

૪. त्यद्, तद्, यद्, एतद्, इदम्, अदस्, एक, द्वि–આ ત્યદાદિ કહેવાય છે.

૫. એકના વિષયમાં બીજી વાર કરવામાં આવેલી ચર્ચા 'અન્વાદેશ' છે. જેમ કે 'એણે વ્યાકરણ ભણી લીધું છે, એને છંદશાસ્ત્ર ભણાવો.' આ વાક્યમાં 'એને' આ અન્વાદેશ થયો.

૧. કેટલાક મનીષી–વિદ્વાન એમાં ૫૨૭ રૂપોની ઉદ્ભાવના કરે છે.

૨. પુંલ્લિંગમાં એનાં 'तिर्यङ् तिर्यञ्चौ' ઇત્યાદિ प्रत्यङ् શબ્દના જેવાં રૂપ થાય છે. દ્વિતીયાના બહુવચનમાં 'तिरश्चः' રૂપ થાય છે. તૃતીયા વગેરેમાં 'तिरश्चा तिर्यग्भ्याम्' ઇત્યાદિ રૂપો થાય છે. નપુંસકમાં 'तिर्यक् तिरश्ची तिर्यञ्ची' રૂપ થાય છે પૂજાપક્ષમાં 'तिर्यङ् तिर्यञ्ची तिर्यञ्चि' રૂપ થાય છે. શેષ પુંલ્લિંગવત્.

૩. એનાં રૂપ થાય છે—यकृत् यकृती यकृन्ति।

સંબંધ ધરાવનારા રોગનો બોધક છે. શકૃત્[1] શબ્દ વિષ્ઠાનો વાચક છે. દદત્ શબ્દનું રૂપ પુલ્લિંગમાં બિભ્રત્ શબ્દના સમાન થાય છે. નપુંસકમાં 'દદત; દદતી, દદતિ–દદન્તિ' આ રૂપ થાય છે. શેષ પુંલ્લિંગવત્. ભવત્[2] શબ્દનો અર્થ છે પૂજ્ય. શતૃ પ્રત્યયાન્ત 'ભવત્' શબ્દનાં રૂપ પુંલ્લિંગમાં 'ભવન્ ભવન્તૌ ભવન્તઃ વગેરે થાય છે. શેષ પૂર્વવત્. સ્ત્રીલિંગમાં 'ભવન્તી ભવન્ત્યૌ ભવન્ત્યઃ' ઇત્યાદિ ગોપી શબ્દનાં રૂપ જેવાં રૂપ થાય છે. નપુંસકમાં પૂર્વવત્ છે. પચત્ શબ્દનાં રૂપ બધાં લિંગોમાં શતૃ પ્રત્યયાન્ત 'ભવત્' શબ્દના જેવાં થાય છે. તુદત્ શબ્દ પુંલ્લિંગમાં પચત્ શબ્દના સમાન છે. સ્ત્રીલિંગમાં ઙીપ્ પ્રત્યય થતાં તેનાં બે રૂપ થાય છે–તુદતી અને તુદન્તી. પછી આ બંનેનાં રૂપ ગોપી શબ્દની જેમ ચાલે છે. નપુંસકમાં પ્રથમ બે વિભક્તિઓમાં રૂપ આ પ્રમાણે છેઃ–તુદત્, તુદતી–તુદન્તી, તુદન્તિ। શેષ પુંલ્લિંગવત્. ૪૩

दीव्यद्धनुश्च पिपठीः पयोऽदः सुपुमांसि च।
गुणद्रव्यक्रियायोगांस्त्रिलिङ्गांश्च कति ब्रुवे ॥ ४४ ॥

દીવ્યત્ શબ્દનાં રૂપ બધાં જ લિંગોમાં પચત્ ના સમાન છે. ધનુષ્ શબ્દનાં રૂપ આ પ્રમાણે છે.–ધનુઃ ધનુષી ધનૂંષિ। ધનુષા ધનુર્ભ્યામ્ ઇત્યાદિ. પિપઠિષ્ શબ્દનાં રૂપ નપુંસકમાં આ પ્રમાણે છેઃ 'પિપઠીઃ પિપઠિષી પિપઠિષિ' બાકીનાં પુંલ્લિંગ પ્રમાણે. પયસ્ શબ્દનાં રૂપ તપસ્ શબ્દના સમાન થાય છે. આ શબ્દ દૂધ અને જળનો વાચક છે. અદસ્[1] શબ્દનાં પુંલ્લિંગ રૂપો પહેલાં બતાવ્યાં છે. જે કુળમાં સારા માણસો હોય તે કુળ સુપુમ્[2] કહેવાય. હવે કેટલાક એવા શબ્દોનું વર્ણન કરવામાં આવે છે, જે ગુણ, દ્રવ્ય અને ક્રિયાના સંબંધથી ત્રણે લિંગોમાં યોજાય છે. ૪૪

शुक्तः कीलालपाश्चैव शुचिश्च ग्रामणीः सुधीः ।
पटुः स्वयम्भूः कर्ता च माता चैव पिता च ना ॥
सत्यानायुर्पुंसश्च मतभ्रमरदीर्घपात् ।
धनाढ्यसोम्यौ चागईस्तादृक् स्वर्णमथो बहु ॥४६॥

શુક્ત[3], કીલાલપા, શુચિ, ગ્રામણી, સુધી, પટુ, સ્વયમ્ભૂ તથા કર્તા*. માતૃ શબ્દ જો પરિચ્છેતૃવાચક હોય તો ત્રણે લિંગોમાં યોજાય છે.

---

યક્નતા યક્નદ્ભ્યામ્ ઇત્યાદિ. 'યકન્' આદેશ થયા પછી 'યકાનિ' રૂપ કેવળ દ્વિતીયાના બહુવચન-(શસ્ વિભક્તિ)માં થાય છે. તૃતીયા આદિના એકવચનમાં 'યક્ના' આદિ રૂપ અધિક થાય છે.

૧. એનાં રૂપ પણ યકૃત્ શબ્દની જેમ જ થાય છે.

૨. એનાં ત્રણે લિંગોમાં રૂપ થાય છે. પુંલ્લિંગમાં 'ભવાન્ ભવન્તૌ ભવન્તઃ' ઇત્યાદિ. 'ધીમત્' શબ્દનાં સમાન રૂપો છે. સ્ત્રીલિંગમાં 'ભવતી ભવત્યૌ ભવત્યઃ' ઇત્યાદિ, 'ગોપી' શબ્દના જેવાં રૂપ થાય, છે. નપુંસકમાં બે વિભક્તિઓમાં તેનાં 'ભવત્. ભવતી ભવન્તિ' રૂપ થાય છે, શેષ પુંલ્લિંગવત્.

૧. સ્ત્રીલિંગમાં એનાં પૂરાં રૂપ આ પ્રમાણે છેઃ અસૌ અમૂ અમૂઃ । અમુમ્ અમૂ અમૂઃ । અમુયા અમૂભ્યામ્ ૩ અમૂભિઃ । અમુષ્યૈ અમૂભ્યઃ ૨ । અમુષ્યાઃ ૨ । અમુયોઃ ૨ અમૂષામ્ । અમુષ્યામ્ અમૂષુ । નપુંસકલિંગમાં પ્રથમ બે વિભક્તિઓનાં રૂપ 'અદઃ અમૂ અમૂનિ' છે. બાકીનાં પુંલ્લિંગ પ્રમાણે.

૨. સુપુમ્ સુપુંસી સુપુમાંસિ । શેષ વિભક્તિઓમાં પુંસ્ શબ્દના જેવાં રૂપો થાય છે.

૩. 'શુક્ત' (છીપ) શબ્દનાં પુંલિંગ રૂપ–શુક્તઃ શુક્તૌ શુક્તાઃ । શુક્તં શુક્તૌ શુક્તાન્ । શુક્તેન શુક્તાભ્યામ્ શુક્તૈઃ । શુક્તાય શુક્તાભ્યામ્ શુક્તેભ્યઃ વગેરે રામ શબ્દ સમાન થાય છે. સ્ત્રીલિંગમાં–શુક્તા શુક્તે શુક્તાઃ । વગેરે 'રાધા' સમાન રૂપો સમજવાં. નપુંસકમાં 'શુક્તં શુક્તે શુક્તાનિ' આ પ્રથમા અને દ્વિતીયા વિભક્તિનાં રૂપો છે; બાકીનાં પુંલ્લિંગ સમાન રૂપો જાણવાં.

* કીલાલપા (જળ પીનારા)નાં બધાં જ રૂપ ગોપાના સમાન છે અને નપુંસકમાં કુલના સમાન રૂપ થાય છે. 'શુચિ' (પવિત્ર) શબ્દનાં પુંલ્લિંગ રૂપ હરિના જેવાં થાય છે. સ્ત્રીલિંગ રૂપ 'ગતિ'ના

એનાં પુંલ્લિંગ રૂપ 'माता मातरौ० मातारः' વગેરે. નપુંસકલિંગમાં—मातृ, मातृणी, मातृणि ઇત્યાદિ અને સ્ત્રીલિંગ રૂપ–'मात्री, मात्र्यौ, मात्र्यः' છે. જનનીવાચક માતૃ શબ્દ નિત્ય સ્ત્રીલિંગ છે. એનાં રૂપ આ પ્રમાણે છે : माता मातरौ मातरः। मातरम् मातरौ मातृः' ઇત્યાદિ. એનાં બાકીનાં રૂપ સ્વસૃ શબ્દના સમાન છે. પિતૃ શબ્દ જો કુળનું વિશેષણ હોય તો નપુંસકલિંગમાં પ્રયુક્ત થઈ શકે છે. એ સિવાય તે નિત્ય પુંલ્લિંગ છે. એનાં રૂપ 'पिता पितरौ पितरः। पितरम् पितरौ पितॄन्' વગેરે છે. બાકીનાં 'कर्तृ' શબ્દના જેવાં જાણવાં. નૃ શબ્દ નિત્ય પુંલ્લિંગ છે અને તેનાં બધાં રૂપ પિતૃ શબ્દના સમાન છે. કેવળ છઠ્ઠી વિભક્તિના બહુવચનમાં એનાં રૂપ થાય છે— 'नृणाम्–नॄणाम्'।

सत्य, अनायुष्, अपुंस्, मत, भ्रमर, दीर्घपात्, धनाढ्या, सोम्य, अगर्ह, तादृक्, स्वर्ण, बहु—આ શબ્દો પણ ત્રણે લિંગોમાં યોજાય છે.+

સર્વે विश्वोभये चोभौ अन्यान्यतरेतराणि च ॥४७॥
डतरो डतमो नेमस्त्वत्समौ त्वसिमावपि।
पूर्वः परावरौ चैव दक्षिणश्चोत्तराधरौ ॥४८॥
अपरः स्वोऽन्तरस्त्यत्तद्यावेतत्किमसावयम्।
युष्मदस्मच्च प्रथमश्चरमोऽल्पस्तयार्थकः ॥४९॥

જેવાં અને નપુંસક રૂપ 'वारि'ના સમાન છે. ग्रामणी(ગામનો નેતા)નાં પુંલ્લિંગ રૂપ જણાવ્યાં છે. સ્ત્રીલિંગ રૂપ પણ લગભગ તે જ પ્રમાણે છે. નપુંસક રૂપ પણ બતાવ્યાં છે. 'सुधी' શબ્દનો અર્થ છે શ્રેષ્ઠ બુદ્ધિવાળો તથા વિદ્વાન. પુંલ્લિંગ અને સ્ત્રીલિંગમાં 'सुधीः सुधियौ सुधियः' ઇત્યાદિ રૂપ થાય છે. નપુંસકમાં सुधि सुधिनी सुधीनि' ઇત્યાદિ રૂપ થાય છે. 'पट्ठ'(સમર્થ)નાં પુંલ્લિંગ રૂપ 'भानु'ના સમાન, સ્ત્રીલિંગ રૂપ 'धेनु'ના સમાન અને નપુંસક રૂપ 'पट्ठु पट्ठुनी पट्ठूनि' છે. શેષ 'भानु' સમાન જાણવાં 'स्वयम्भू'(બ્રહ્મા)નાં પુંલ્લિંગ રૂપ બતાવ્યાં છે. સ્ત્રીલિંગમાં પણ તેવાં જ થાય છે. નપુંસકમાં 'स्वयम्भू स्वयम्भुनी स्वयम्भूनि' રૂપ થાય છે. શેષ પુંલ્લિંગવત્. 'कर्तृ' શબ્દનાં પુંલ્લિંગ અને નપુંસકલિંગનાં રૂપ જણાવ્યાં છે. 'कर्त्री' શબ્દનાં સ્ત્રીલિંગમાં 'गोपी' શબ્દની જેમ રૂપ ચાલે છે.

+ 'सत्य' શબ્દ જ્યારે સામાન્ય રીતે 'સાચું બોલવું'ના અર્થમાં વપરાય છે ત્યારે નપુંસકલિંગી હોય છે ને વિશેષણના રૂપમાં યોજવામાં આવે ત્યારે વિશેષ્ય અનુસાર ત્રણ લિંગોમાં પ્રયુક્ત થાય છે, એનાં પુંલ્લિંગ રૂપો सत्यः सत्यौ सत्याः—વગેરે રામ શબ્દના જેવાં થાય છે. સ્ત્રીલિંગ રૂપ 'राधा' સમાન–सत्या सत्ये सत्याः થાય છે. નપુંસક રૂપ 'सत्यम् सत्ये सत्यानि' છે. બાકીનાં રામ સમાન. 'अनायुष्' શબ્દનો અર્થ છે આયુહીન. પુંલ્લિંગમાં પણ 'अनायुः अनायुषौ अनायुषः' વગેરે. સ્ત્રીલિંગમાં પણ આ પ્રમાણે જ રૂપ થાય છે. નપુંસકલિંગમાં 'अनायुः अनायुषी अनायूंषि' વગેરે. 'अपुंस्'નો અર્થ છે પુરુષરહિત. પુંલ્લિંગમાં 'अपुमान्' ઇત્યાદિ. સ્ત્રીલિંગમાં 'अपुंस्का' આદિ તથા નપુંસકમાં 'अपुम्' ઇત્યાદિ રૂપો થાય છે. 'मत'નો અર્થ છે અભિમત, અભિપ્રાય વગેરે. 'मतः, मता, मतम्' અનુક્રમે પુંલ્લિંગ આદિનાં રૂપો છે. 'भ्रमर' એટલે ભમરો. અથવા ભમીને શબ્દ કરનારો. પુંલ્લિંગમાં भ्रमरः, સ્ત્રીલિંગમાં भ्रमरी, નપુંસકમાં भ्रमरम् વગેરે રૂપો થાય છે. જેના પગ મોટા હોય તે दीर्घपात् કહેવાય. ત્રણે લિંગોમાં 'दीर्घपात्' આ જ પ્રથમ રૂપ છે. 'धनाढ्य'નો અર્થ છે ધનવાન. ધનાઢ્યઃ, ધનાઢ્યા, ધનાઢ્યમ્–આ પ્રમાણે ક્રમશઃ ત્રણે લિંગોમાં પ્રથમા વિભક્તિના એકવચનનાં રૂપો થાય છે. 'सोम्य'નો અર્થ છે શાન્ત–મૃદુ સ્વભાવવાળો. એનાં રૂપ ધનાઢ્ય સમાન જ થાય છે. अगर्ह એટલે નિંદારહિત. તેનાં રૂપો પૂર્વવત્ થાય છે. तादृश् એટલે 'તેના જેવો.' એનાં રૂપ 'तादृक् तादृशौ तादृशः' ઇત્યાદિ પુંલ્લિંગ અને સ્ત્રીલિંગમાં થાય છે. નપુંસકલિંગમાં 'तादृक् तादृशी तादृंशि' રૂપ થાય છે. 'स्वर्ण' એટલે સોનું. એનાં રૂપો 'धनाढ्य' સમાન થાય છે. ત્રણે લિંગોમાં 'बहु'નાં રૂપ ક્રમશઃ बहवः, बह्व्यः, बहूनि વગેરે થાય છે.

नेमः कतिपयो द्वे निपाताः स्वरादयस्तथा ।
उपसर्गविभक्तिस्वरप्रतिरूपाश्चाव्ययाः ॥ ५० ॥

હવે સર્વનામ શબ્દો જણાવવામાં આવે છે : सर्व, विश्व, उभय, उभ, अन्य, अन्यतर, इतर, डतर, डतम, नेम, त्व, त्वत्, सम, सिम, पूर्व, पर, अवर, दक्षिण, उत्तर, अधर, अपर, स्व, अन्तर, त्यद्, तद्, यद्, एतद्, इदम्, अदस्, किम्, एक, द्वि, युष्मद्, अस्मद् भवत्.—આ સર્વનામ છે અને એમનાં રૂપ પ્રાયઃ[1] सर्व શબ્દ જેવાં જ થાય છે. प्रथम, चरम, तय, अल्प, अर्ध, कतिपय અને नेम આ શબ્દોનાં પ્રથમાના બહુવચનમાં બે રૂપ થાય છે. જેમકે—प्रथमे—प्रथमाः, चरमे—चरमाः વગેરે.

સ્વરાદિ અને નિપાત તથા ઉપસર્ગ, વિભક્તિ તેમજ સ્વરના પ્રતિરૂપક શબ્દો અવ્યયસંજ્ઞક હોય છે. ૪૯–૫૦

तद्धिताश्चाप्यपत्यार्थे पाण्डवाः श्रैधरस्तथा ।
गार्ग्यो नाडायनात्रेयौ गाङ्गेयः पैतृष्वस्रीयः ॥५१॥

હવે તદ્ધિત પ્રત્યયાન્ત શબ્દોનો ઉલ્લેખ કરે છે. નીચે જણાવેલા શબ્દો અપત્યવાચક સંજ્ઞાના રૂપમાં યોજાય છે. પાંડવ, શ્રૈધર, ગાર્ગ્ય, નાડાયન, આત્રેય, ગાંગેય, પૈતૃષ્વસ્રીય.[1] ૫૧

देवतार्थे चेदमर्थे ह्यैन्द्रं ब्राह्मो हविर्बलिः ।
क्रियायुजोः कर्मकर्त्रोर्धौरेयः कौङ्कुमं तथा ॥५२॥

નીચે લખેલા શબ્દો દેવતાર્થક અને ઇદમ્ અર્થવાળા પ્રત્યયથી યુક્ત છે. જેમ કે ऐन्द्रं हविः । ब्राह्मो બલિઃ ।[2] ક્રિયામાં સંયુક્ત કર્મ અને કર્તાથી તદ્ધિત પ્રત્યય થાય છે—धुरं वहति इति धौरेयः—જે ધુર અર્થાત્ ભારને વહન કરે તે धौरेय છે. અહીં ધુર શબ્દ કર્મ છે અને વહનક્રિયામાં સંયુક્ત પણ

૧. 'પ્રાયઃ' કહેવાનો આશય એ છે કે, કેટલાક શબ્દોનાં રૂપમાં ક્યાંક ક્યાંક અંતર છે. જેમ કે पूर्व, पर, अवर, दक्षिण, अपर, उत्तर, अधर—આ વ્યવસ્થા અને અસંજ્ઞામાં જ સર્વનામ મનાય છે. જ્યાં સંજ્ઞા હોય અથવા વ્યવસ્થાથી ભિન્ન અર્થમાં આ શબ્દોનો પ્રયોગ થાય ત્યાં એમનું રૂપ 'सर्व' શબ્દના સમાન ન થતાં 'राम' શબ્દ જેવું થઈ જાય છે; જેમ કે—दक्षिणाः गायकाः, उत्तराः कुरवः । અહીં દક્ષિણ શબ્દ કુશલ અર્થમાં અને ઉત્તર શબ્દ દેશની સંજ્ઞામાં યોજવામાં આવ્યા છે. વ્યવસ્થા અને અસંજ્ઞામાં જોકે એ સર્વનામસંજ્ઞક હોય છે તોપણ પ્રથમાના બહુવચનમાં તથા પંચમી અને સપ્તમીના એકવચનમાં એમની સર્વનામ સંજ્ઞા વૈકલ્પિક હોય છે. તેથી તે ઠેકાણે બે-બે રૂપો થાય છે :—એક सर्ववत् બીજું रामवत्. જેમકે—'पूर्वे पूर्वाः, पूर्वस्मात्—पूर्वात्, पूर्वस्मिन् पूर्वे' વગેરે. બાકીનાં બધાં રૂપ सर्ववत् છે. જ્ઞાતિ અને ધનથી ભિન્ન 'स्व' શબ્દનું રૂપ પણ પૂર્વાદિ શબ્દોના સમાન જ થાય છે. બાહ્ય અને પરિધાનીય ( પહેરવા યોગ્ય વસ્ત્ર ) અર્થમાં પ્રયુક્ત अन्तर શબ્દનું રૂપ પણ પૂર્વ આદિના સમાન જ થાય છે. डतर અને डतम શબ્દો પ્રત્યયો છે. આથી તે પ્રત્યયો જેના અંતમાં હોય તે શબ્દો જ અહીં सर्व આદિમાં લેવામાં આવે છે. જેમ કે—यतर यतम ततम कतर कतम વગેરે.

૧. એમના અનુક્રમે અર્થ આ પ્રમાણે છે : પાંડુપુત્ર, શ્રીધર—પુત્ર, ગર્ગની સન્તાનપરંપરા, નડગોત્રમાં ઉત્પન્ન સન્તાન, અત્રિપુત્ર, ગંગાનો પુત્ર ( ભીષ્મ ) તથા ફોઈનો પુત્ર. અહીંયાં પહેલા બેમાં 'अण्', ત્રીજામાં 'यञ्', ચોથામાં 'आयन', પાંચમા છઠ્ઠામાં 'एय' અને સાતમામાં 'ईय' પ્રત્યયો થયા છે. પ્રત્યેકમાં આદિ સ્વરની વૃદ્ધિ થઈ છે. તદ્ધિત શબ્દોમાં 'कृत्तद्धितसमासाश्च' ( કૃદન્ત, તદ્ધિતાન્ત અને સમાસની પ્રાતિપદિક સંજ્ઞા થાય છે ) આ નિયમથી પ્રાતિપદિક સંજ્ઞા થયા પછી 'सु' આદિ વિભક્તિઓ થાય છે.

૨. ऐन्द्रं हविः નો અર્થ છે—આ હવિષ્યના દેવતા ઇન્દ્ર છે. ब्राह्मो बलिः એટલે આ બલિ બ્રહ્માને માટે છે. એકમાં દેવતાના અર્થમાં 'अण्' પ્રત્યય થયો છે અને બીજામાં 'तस्य इदम्' ( તેનું આ ) આ અર્થમાં 'अण्' પ્રત્યય થયો છે. બંનેમાં આદિ સ્વરની વૃદ્ધિ થઈ છે.

છે, તેથી તેને 'एय' આ તદ્ધિત પ્રત્યય થયો. આદિ સ્વરની વૃદ્ધિ થઈ એટલે 'धौरेय' શબ્દ સિદ્ધ થયો. એવી જ રીતે कुङ्कुमेन रक्तं वस्त्रम्–આમાં कुङ्कुम શબ્દ 'રંગવું' ક્રિયાનો કર્તા છે અને તેમાં સંયુક્ત પણ છે. તેથી તદ્ધિત 'अण्' પ્રત્યય થઈને આદિ પદની વૃદ્ધિ થઈને 'कौङ्कुम' શબ્દ સિદ્ધ થયો. પર

भवाद्यर्थे तु कानीनः क्षत्रियो वैदिकः स्वकः ।
स्वार्थे चौरस्तु तुल्यार्थे चन्द्रवन्मुखमीक्षते ॥५३॥

હવે 'भव' આદિ અર્થોમાં થનારા તદ્ધિત પ્રત્યયોનું ઉદાહરણ આપે છે:–कन्यायां भवः कानीनः–જે અવિવાહિત કન્યાથી ઉત્પન્ન થયો હોય તે 'कानीन'[1] કહેવાય છે. क्षत्रस्यापत्यं जातिः क्षत्रियः–ક્ષત્રિય કુલથી ઉત્પન્ન તે જ જાતિનો બાળક 'क्षत्रिय'[2] કહેવાય છે. वेदे भवः वैदिकः । इक् પ્રત્યય અને આદિ સ્વરની વૃદ્ધિ થઈ છે. स्व एव स्वकः । અહીં સ્વાર્થમાં 'कं' પ્રત્યય છે. चोर एव चौरः, સ્વાર્થમાં 'अण्' પ્રત્યય થયો છે. તુલ્ય અર્થમાં वत् પ્રત્યય થાય છે. જેમકે चन्द्रवन्मुखमीक्षते–ચન્દ્રમા જેવા મોઢાને જુએ છે. चन्द्र+वत्=चन्द्रवत्. ૫૩

ब्राह्मणत्वं ब्राह्मणता भावे ब्राह्मण्यमेव च ।
गोमान्धनी च धनवानस्त्यर्थे प्रमितौ क्रियान् ॥५४॥

ભાવ અર્થમાં त्व, ता અને य પ્રત્યય થાય છે. જેમકે–ब्राह्मणस्य भावः ब्राह्मणत्वम्, ब्राह्मणता, ब्राह्मण्यम् । अस्ति–છે આ અર્થમાં मतुप् અને इन् પ્રત્યયો થાય છે–गौः अस्य अस्ति इति 'गोमान्' । धनम् अस्य अस्ति इति धनी (જેની પાસે ગાય હોય તે 'गोमान्', જેની પાસે ધન હોય તે 'धनी' છે.)[1] અકારાન્ત, મકારાન્ત તથા મકારોપધ શબ્દથી તેમજ ઝયન્ત (ઝ ભ ઘ ઢ ધ જ બ ગ ડ દ ખ ફ છ ઠ થ ચ ટ ત ક પ) ઝ થી પ વર્ણના અંતવાળા શબ્દોથી પરે मत् ના म નો 'व' થઈ જાય છે–જેમકે धनम् अस्ति इति धनवान् । પરિમાણ અર્થમાં 'इदम्' 'किम्', 'यत्', 'तत्', 'एतत्'–આ શબ્દોથી वतुप् પ્રત્યય થાય છે; પરંતુ इदम् અને किम् શબ્દોથી પરે वतुप્ના વકારનો 'इय्' આદેશ થઈ જાય છે. दृक्, दृश्, वतु–આ પરે હોય તો इदम् ના સ્થાનમાં 'ई' તથા किम् ના સ્થાનમાં 'कि' થઈ જાય છે. किं परिमाणं यस्य स कियान्–અહીં પરિણામ અર્થમાં वतुप् પ્રત્યય, इय આદેશ તથા कि ભાવ કરવાથી कियान् બને છે. આનો અર્થ છે–'કેટલું'.

जातार्थे तुंदिलः श्रद्धालुरौन्नत्ये तु दन्तुरः ।
स्रग्वी तपस्वी मेधावी मायाव्यस्त्यर्थ एव च ॥५५

હવે જાતાર્થમાં થનારા પ્રત્યયોનું ઉદાહરણ આપે છે: तुन्दः संजातः अस्य तुन्दिलः । જેને તોંદ થઈ જાય અર્થાત્ ફાંદ વધી જાય તે 'तुन्दिल' કહેવાય. (तुन्दिलो मन्दं मन्दं गच्छति–ફાંદાળો ધીરે ધીરે જાય છે.) तुन्द+इल=तुन्दिल, श्रद्धा संजाता अस्य इति श्रद्धालुः । श्रद्धा+आलु. (એવી જ રીતે दयालु, कृपालु વગેરે બને છે). દાંતોની ઊંચાઈ વ્યક્ત કરવા માટે दन्त શબ્દને, उर પ્રત્યય લાગે છે. उन्नताः दन्ता अस्य इति दन्तुरः (ઊંચા દાંતવાળો). अस्, माया, मेधा તથા स्रज्–આ શબ્દોને अस्ति અર્થમાં 'विन्' પ્રત્યય લાગે છે. એમનાં ઉદાહરણ ક્રમથી तपस्वी, मायावी, मेधावी (બુદ્ધિમાન) અને स्रग्वी છે. स्रग्वी

---

૧. મહર્ષિ વ્યાસ અને કર્ણ કાનીન હતા. કન્યા શબ્દથી 'अण्' થયા પછી કન્યા શબ્દના સ્થાનમાં કનીન આદેશ થાય છે; આ આદિ પદની વૃદ્ધિ થવાથી કાનીન થાય છે.

૨. क्षत्र+इय=क्षत्रियः । ''त्र'માં રહેલા 'अ' નો લોપ થઈને તે 'इय'ના 'इ'માં મળેલો છે.

૧. मतुप् માં उप् નો લોપ થઈ જાય છે, પછી 'धीमत्' શબ્દના જેવાં રૂપ ચાલે છે–'धीमान्', 'गोमान्' વગેરે. धनिन् શબ્દનાં રૂપ 'दण्डिन्' જેવાં જાણવાં.

એટલે માળા ધારણ કરનારો. ૫૫

वाचालश्चैव वाचाटो बहुकुत्सितभाषिणि ।
ईषदपरिसमाप्तौ कल्पब्देशीय एव च ॥ ५६ ॥

ઘણી ખરાબ વાતો બોલનારાના અર્થમાં વાચ્ શબ્દને 'आल' અને 'आट' પ્રત્યયો લાગે છે. कुत्सितं बहु भाषते इति वाचालः, वाचाटः । ईषत् ( અલ્પ ) અને અસમાપ્તિના અર્થમાં कल्पप्, देश्य અને देशीय પ્રત્યયો થાય છે. ૫૬

कविकल्पः कविदेश्यः प्रकारवचने तथा ।
पटुजातीयः कुत्सायां वैद्यपाशः प्रशंसने ॥ ५७ ॥
वैद्यरूपो भूतपूर्वे मतो दृष्टचरो मुने ।
प्राचुर्यादिष्वन्नमयो मृन्मयः स्त्रीमयस्तथा ॥ ५८ ॥

જેમકે-ईषत् ऊनः कविः कविकल्पः, कविदेश्यः, कविदेशीयः । જ્યાં પ્રકાર બતાવવાનો હોય, ત્યાં किम् અને સર્વનામ આદિ શબ્દોને 'था' પ્રત્યય લાગે છે, तेन प्रकारेण तथा । तत्+था=तथा. त्यद् આદિ શબ્દોનો અન્તિમ હલ્ નિવૃત્ત થઈને તે અકારાન્ત થઈ જાય છે, જો વિભક્તિ પરે હોય તો. (था, दा, त्र, तस् આદિ પ્રત્યયો વિભક્તિરૂપ માનવામાં આવ્યા છે.) આ નિયમ અનુસાર तत् ના સ્થાનમાં 'त' થવાથી 'तथा' બન્યું. એવી જ રીતે, तदा, तत्र, ततः રૂપો સમજવાં. જ્યાં કોઈ વિશેષ પ્રકારની વ્યક્તિનું પ્રતિપાદન કરવું હોય ત્યાં जातीय પ્રત્યય થાય છે.

જેમ કે-पटुप्रकारः-पटुजातीयः । पटु શબ્દથી जातीय પ્રત્યય થયો. કોઈની હીનતા પ્રકાશિત કરવા માટે સંજ્ઞા શબ્દ આગળ 'पाश' પ્રત્યય લાગે છે. જેમ કે-कुत्सितो वैद्यः वैद्यपाशः ( ખરાબ વૈદ્ય ). પ્રશંસા કરવાના અર્થમાં 'रूप' પ્રત્યય લાગે છે. યથા-प्रशस्तो वैद्यः वैद्यरूपः ( ઉત્તમ વૈદ્ય ). ભૂતપૂર્વ અર્થને વ્યક્ત કરવા માટે 'चर' પ્રત્યય થાય છે. જેમ કે पूर्वं दृष्टो दृष्टचरः (પહેલાં જોયેલો ).

પ્રાચુર્ય ( અધિકતા ) અને વિકારાર્થ આદિ વ્યક્ત કરવા માટે 'मयट्' પ્રત્યય થાય છે. જેમ કે अन्नमयो यज्ञः । જેમાં અધિક અન્ન વ્યય કરવામાં આવે તે અન્નમય યજ્ઞ છે. અહીં अन्न શબ્દ આગળ 'मयट्' પ્રત્યય થયો. એવી જ રીતે, मृन्मयः अश्वः ( માટીનો ઘોડો ) તથા स्त्रीमयः पुरुषः વગેરે ઉદાહરણો સમજવાં. ૫૭,૫૮

जातार्थे लज्जितोऽत्यर्थे श्रेयाञ्छ्रेष्ठश्च नारद ।
कृष्णतरः शुक्लतमः किम आख्यानतोऽव्ययात् ॥ ५९
किन्तरां चैवातितरामपि ह्युच्चैस्तरामपि ।
परिमाणे जानुदघ्नं जानुद्वयसमित्यपि ॥ ६० ॥

જાત અર્થમાં તારકાદિ શબ્દોથી 'इत' પ્રત્યય થાય છે. જેમકે-लज्जा संजाता अस्य इति लज्जितः[1] ( જેના મનમાં લજ્જા પેદા થઈ હોય તે લજ્જિત કહેવાય. જો ઘણુંમાંથી કોઈ એકની વિશેષતા બતાવવી હોય તો 'तम' અને 'इष्ठ' પ્રત્યયો થાય છે; અને એમાંથી એકની વિશેષતા બતાવવી હોય તો तर અને 'ईयसु' પ્રત્યયો થાય છે. ईयसु માં ઉકાર ઇત્સંજ્ઞક છે. अयम् एषां अतिशयेन प्रशस्यः श्रेष्ठः[2] ( આ બધામાં આ અધિક પ્રશંસનીય છે, તેથી શ્રેષ્ઠ છે). द्वयोः प्रशस्यः श्रेयान् ( એમાંથી જે અધિક પ્રશંસનીય છે, તે 'श्रेयान्' કહેવાય છે ). અહીંયાં પણ प्रशस्य+ईयस्=श्रेयस ( પૂર્વવત્ श्र આદેશ થયો ). એનાં રૂપ श्रेयान् श्रेयांसौ श्रेयांसः । श्रेयांसम् श्रेयांसौ श्रेयसः । श्रेयसा श्रेयो-

૧. ईकार અને તદ્ધિત પરે હોય ત્યારે भसंज्ञक इ वर्ण અને अ वर्णનો લોપ થઈ જાય છે. આ નિયમ અનુસાર 'लज्जा+इत' આ સ્થિતિમાં 'अ'નો લોપ થઈ જાય છે.

૨. प्रशस्य+इष्ठ=श्रेष्ठ ( પ્રશસ્ય શબ્દના સ્થાનમાં 'श्र' આદેશ થઈ જાય છે. પછી ગુણ કરવાથી 'શ્રેષ્ઠ' શબ્દ બને છે. )

भ्याम् श्रेयोभिः ઇત્યાદિ. એવી જ રીતે, જે બેમાંથી અધિક કૃષ્ણ છે તેને कृष्णतर અને જે ઘણાંમાંથી એક અધિક શુક્લ છે, તેને शुक्लतम કહે છે. कृष्ण+तर=कृष्णतर. शुक्ल+तम= शुक्लतम. 'किम्' ક્રિયાવાચક શબ્દ (तिङन्त) અને અવ્યયથી પરે જે तम અને तर પ્રત્યયો છે, તેમના અંતમાં 'आम्' લાગે છે. દાખલા તરીકે किंतराम्, अतितराम् તથા उच्चैस्तराम् વગેરે પ્રયોગો છે. પ્રમાણ (જલ વગેરેનાં માપ) વ્યક્ત કરવા માટે द्वयस, दघ्न અને मात्र પ્રત્યયો થાય છે. जानु प्रमाणम् अस्य इति जानुदघ्नं जलम् (ઢીંચણ સુધી જો જલ આવતું હોય તો, તે જલ जानुदघ्न કહેવાય છે) जानु+दघ्न=जानुदघ्न। એવી જ રીતે जानुद्वयसम् અને जानुमात्रम् આ પ્રયોગો પણ થાય છે. ૫૯,૬૦

जानुमात्रं च निर्द्धारे बहूनां च द्वयोः क्रमात्।
कतरः कतमः संख्येयविशेषावधारणे ॥ ६१ ॥
द्वितीयश्च तृतीयश्च चतुर्थः षष्ठपञ्चमौ।
एकादशः कतिपयथः कतिथः कति नारद ॥६२॥

બેમાંથી એકનો અને ઘણામાંથી એકનો નિશ્ચય કરવા માટે 'किम्', 'यत्' અને 'तत्' શબ્દોને डतर અને डतम પ્રત્યયો લાગે છે. જેમકે—भवतोः कतरः[1] श्यामः? (આપ બંનેમાંથી શ્યામ કોણ અથવા કયો છે?) भवतां कतमः श्रीरामः? (આપ બધામાંથી કોણ અથવા કયો શ્રીરામ છે?) સંખ્યા (ગણના) કરવા યોગ્ય વસ્તુવિશેષનો નિશ્ચય કરવા માટે द्वि શબ્દથી द्वितीय, त्रि શબ્દથી तृतीय,[2] चतुर् શબ્દથી चतुर्थ અને षष् શબ્દથી षष्ठ રૂપો બને છે. એમનો અર્થ ક્રમશઃ આ પ્રમાણે છે : બીજો, ત્રીજો, ચોથો અને છઠ્ઠો. पञ्चन्, सप्तन्, अष्टन्, नवन् અને दशन्—આ શબ્દોના 'न'કારના સ્થાને 'म'કાર થઈ જાય છે, જેથી पञ्चम, सप्तम, अष्टम, नवम, दशम રૂપો બને છે. एकादशन् થી अष्टादशन् સુધી ઉક્ત અર્થમાં 'न'કારનો લોપ થઈને બધા જ શબ્દો 'अ'કારાંત થઈ જાય છે ને એમનાં રૂપ 'राम' શબ્દ સમાન ચાલે છે. જેમકે—एकादशः द्वादशः વગેરે. હે નારદ! कति અને कतिपय શબ્દોને 'थ' પ્રત્યય લાગે છે, જેથી कतिथः અને कतिपयथः પદો બને છે. ૬૧,૬૨

विंशश्च विंशतितमस्तथा शततमादयः।
द्वेधा द्वैधा द्विधा संख्या प्रकारेऽथ मुनीश्वर ॥६३॥

વીસમાના અર્થમાં विंश અને विंशतितमः[3] આ બે રૂપો થાય છે. शत આદિ સંખ્યાવાચક શબ્દોને (તથા मास, अर्धमास તેમજ संवत्सर શબ્દોને) નિત્ય 'तम' પ્રત્યય લાગે છે. જેમ કે—शततमः(एकशततमः, मासतमः, अर्धमासतमः, संवत्सरतमः). ક્રિયાના પ્રકારનો બોધ કરાવવા માટે સંખ્યાવાચક શબ્દને સ્વાર્થમાં 'धा' પ્રત્યય લાગે છે.

---

૧. किम्+डतर, किम्+डतम। અહીં 'ड'કાર ઇત્સંજ્ઞક છે. डित् પ્રત્યય પરે હોય ત્યારે પૂર્વવર્તી શબ્દના 'टि' ભાગનો લોપ થાય છે. અંતિમ સ્વર અને તેના પછીના हल् અક્ષરો પણ 'टि' કહેવાય છે. 'किम्'માં 'क' છોડી દઈને 'इम्' ભાગ 'टि' છે. તેનો લોપ થયો. क्+अतर=कतर અને क्+अतम=कतम શબ્દો બન્યા. એવી જ રીતે यतर, यतम, ततर, ततम—આ શબ્દો પણ બને છે.

૨. 'त्रि+तीय' આ અવસ્થામાં 'त्रि'ના સ્થાનમાં સંપ્રસારણ–પૂર્વરૂપ થઈને 'तृतीय'—આ રૂપ બને છે.

૩. એનાથી આગળની બધી સંખ્યાઓમાં આ જ પ્રકારનાં બે રૂપો થાય છે. સાઠમાંના અર્થમાં કેવળ 'षष्टितम' શબ્દ બને છે. તેનાથી આગળની સંખ્યાઓમાં પણ જો આદિમાં બીજી સંખ્યાનો પ્રયોગ ન થયેલો હોય તો કેવળ 'तम' પ્રત્યયનું વિધાન છે. જેમ કે—सप्ततितमः, अशीतितमः, नवतितमः વગેરે. આદિમાં સંખ્યા લાગવાથી 'विंशः' 'विंशतितमः'ની જેમ બબ્બે રૂપો થાય જ છે. જેમ કે—एकषष्टः, एकषष्टितमः વગેરે.

જેમ કે-( एकधा ) द्विधा, त्रिधा ઇત્યાદિ[1].

क्रियावृत्तौ पञ्चकृत्वो द्विस्त्रिर्बहुष इत्यपि ।
द्वितयं त्रितयं चापि संख्यायां हि द्वयं त्रयम् ॥६४

ક્રિયાની આવૃત્તિનો બોધ કરાવવા માટે 'कृत्वस्' પ્રત્યય થાય છે; અને 'स'કારનો વિસર્ગ થઈ જાય છે; જેમ કે-पञ्चकृत्वः[2] (પાંચ (વાર), द्विः,[3] त्रिः ( બે વાર, ત્રણ વાર ). बहु શબ્દને 'धा', 'शस्' તેમજ 'कृत्वस्' ત્રણે પ્રત્યયો લાગે છે; જેમ કે-बहुधा, बहुशः, बहुकृत्वः સંખ્યાના અવયવનો બોધ કરાવવા માટે 'तय' પ્રત્યય થાય છે. ઉદાહરણ માટે द्वितय, त्रितय, चतुष्टय અને पञ्चतय આદિ શબ્દો છે. द्वि અને त्रि શબ્દોની આગળ જે 'तय' પ્રત્યય છે, તેના સ્થાનમાં વિકલ્પથી अय થઈ જાય છે; પછી द्वि અને त्रि શબ્દના 'इ'કારનો લોપ થવાથી द्वय, त्रय શબ્દો બને છે. ૬૪

कुटीरश्च शमीरश्च शुण्डारोऽल्पार्थके मतः ।
स्त्रैणः पौंस्नस्तुण्डिभश्च वृन्दारककृषीवलौ ॥६५॥

લઘુતાનો બોધ કરાવવા માટે कुटी, शमी અને शुण्डा શબ્દને 'र' પ્રત્યય લાગે છે. નાની कुटी ને कुटीर કહેવામાં આવે છે. कुटी+र=कुटीरः એવી જ રીતે નાની शमी ને शमीर અને નાની शुण्डा ને शुण्डार કહે છે. शुण्डा શબ્દ હાથીની સૂંઢ અને મદ્યશાળા-(દારૂનું પીઠું )નો બોધક છે. स्त्री અને पुंस् શબ્દોને नञ् પ્રત્યય લાગે છે. આદિસ્વરની વૃદ્ધિ થાય છે. 'ञ'કાર ઇત્સંજ્ઞક છે; 'न'-ના સ્થાનમાં 'ण' થાય છે. આ પ્રમાણે 'स्त्रैण' શબ્દ બને છે. જે પુરુષમાં સ્ત્રીનો સ્વભાવ હોય, તેમ જ જે સ્ત્રીમાં વધુ આસક્ત હોય, તેને 'स्त्रैण' કહે છે. पुंस्+न, આદિસ્વરની વૃદ્ધિ=पौंस्न ( પુરુષ સંબંધી ). तुण्डि આદિ શબ્દોને અસ્તિ અર્થમાં 'भ' પ્રત્યય લાગે છે. तुण्डि+भ=तुण्डिभः (મોટી દૂંટીવાળો). शृङ्ग અને वृन्द શબ્દોને અસ્ત્યર્થમાં 'आरक' પ્રત્યય થાય છે. शृङ्ग+आरक=शृङ्गारकः (પર્વત). वृन्द+आरक=वृन्दारकः ( દેવતા ). रजस અને कृषि આદિ શબ્દોને 'वल' પ્રત્યય લાગે છે, रजस्वला સ્ત્રી, कृषिवलः ( ખેડૂત ). ૬૫

मलिनो विकटो गोमी भौरिकिविधमुत्कटम् ।
अत्रटीटोऽवनाटश्च निविडं चेक्षुशाकिनम् ॥ ६६ ॥
निविरीसमैषुकारिभक्तं विद्याचणस्तथा ।
विद्याचञ्चुर्बहुतिथं पर्वतः शृङ्गिणस्तथा ॥ ६७ ॥
स्वामी विषमं रूप्यं चोपत्यकाधित्यका तथा ।
चिलश्च चिपिटं चिक्कं वातूलः कुतुपस्तथा ॥६८॥
वल्लश्च हिमेलुश्च कहिकश्चोपडस्तथा ।
ऊर्णायुश्च मरुतश्चैकाकी चर्मण्वती तथा ॥ ६९ ॥
ज्योत्स्ना तमिस्राऽष्ठीवच्च कक्षीवद्रुमण्वती ।
आसन्दीवच्च चक्रीवत्तूष्णीकां जल्पतक्यपि ॥७०॥

मल શબ્દને અસ્ત્યર્થમાં 'इन' પ્રત્યય થાય છે. मलम् अस्य अस्ति इति मलिनः ( મલયુક્ત ). मल+इन અકારનો લોપ-मलिन. सम्, प्र, उद् અને वि-આમને 'कट' પ્રત્યય થાય છે. જેમકે-संकटः, प्रकटः, उत्कटः, विकटः.

---

૧. द्वि અને त्रि શબ્દોના इकारનો વિકલ્પથી एकार પણ થઈ જાય છે. જેમ કે द्वेधा, त्रेधा. 'द्वि' અને 'त्रि' શબ્દોને 'धमु' પ્રત્યય અને આદિસ્વરની વૃદ્ધિ-આ બે કાર્ય વધારામાં થાય છે. જેમ કે-द्वैधम् त्रैधम्.

૨. था, धा, त्र, तस्, कृत्वस् આદિ પ્રત્યયો જે શબ્દોના અંતમાં લાગે, તેમને तद्धितान्त અવ્યય માનવામાં આવે છે.

૩. द्वि, त्रि અને चतुर् શબ્દોને कृत्वस् પ્રત્યય ન લાગતાં કેવળ 'सुच्' પ્રત્યય લાગે છે. એમાંથી કેવળ 'स्' રહે છે અને उकार તથા चकारની इत् સંજ્ઞા થઈ જાય છે. પ્રયોગમાં सकारનો વિસર્ગ થઈ જાય છે. चतुर् શબ્દની આગળ 'स्'નો લોપ થાય છે અને रुनो વિસર્ગ થઈ જાય છે આ પ્રમાણે ક્રમશઃ द्विः त्रिः चतुः-આ રૂપો બને છે. આ ત્રણે અવ્યય છે.

ગો શબ્દને 'मिन्' પ્રત્યય થાય છે અસ્ત્યર્થમાં. ગો+मिन्=गोमी (જેની પાસે ગાયો હોય તેવો પુરુષ). ज्योत्स्ना (ચાંદની), तमिस्रा (અંધારી રાત), शृङ्गिण (શીંગડાંવાળો), ऊर्जस्विन् (ઓજસ્વી); ऊर्जस्वल, गोमिन्, मलिन અને मलीमस (મલિન)–આ શબ્દો મત્વર્થમાં નિપાતન સિદ્ધ છે. 'भौरिकिविधम्' આની વ્યુત્પત્તિ આ પ્રમાણે છે: भौरिकीणां विषयो देशः–भौरिकिविधम् (ભૌરિકિ નામવાળા વર્ગવિશેષના લોકોનો દેશ). ऐषुकारीणाम् विषयोदेशः–ऐषुकारिभक्तम् (ऐषुकारि બાણુ બનાવનારા લોકોનો દેશ.) આ બંને ઉદાહરણોમાં ક્રમશઃ 'विध' તેમજ 'भक्त' પ્રત્યયો થયા છે. भौरिक्यादि તથા ऐषुकार्यादि શબ્દોને 'विध' તેમજ 'भक्त' પ્રત્યયો થવાનો નિયમ છે. उत्कटम्–આની સિદ્ધિનો નિયમ પહેલાં જણાવવામાં આવ્યો છે. નાસિકાનું ચીબાપણું વ્યક્ત કરવા માટે 'अव' ઉપસર્ગને 'टीट', 'नाट' અને 'भ्रट' પ્રત્યયો થાય છે. नि ઉપસર્ગને 'विड' અને 'विरीस' પ્રત્યયો થાય છે. એ સિવાય नि ને 'इन' અને 'पिट' પ્રત્યયો પણ થાય છે. इन પ્રત્યય પરે હોય ત્યારે नि ના સ્થાનમાં 'चिक्' આદેશ થઈ જાય છે; અને पिट પ્રત્યય પરે હોય ત્યારે 'नि'ના સ્થાનમાં 'चि' આદેશ થાય છે. મૂલોક્ત ઉદાહરણો આ પ્રમાણે છે–अवटीटः, अवनाटः, (अवभ्रटः)–ચીબા નાકવાળો પુરુષ. निविडम् (ચીબું નાક), निविरीसम्, चिकिनम्, चिपिटम्, चिक्कम्, આ બધાનો અર્થ ચીબું નાક છે. જેની આંખમાં પિયાં વળતાં હોય, આંખો ગળ્યા કરતી હોય તેને 'चिल्ल' અને 'पिल्ल' કહે છે. ल, પ્રત્યય છે અને क्लिन्न શબ્દ પ્રકૃતિ છે–એના સ્થાનમાં चिल्ल અને पिल्ल આદેશ થયેલા છે. ઊપજ આપનારા ખેતરના અર્થમાં પેદાશવાચક શબ્દને शाकट અને शाकिन પ્રત્યયો થાય છે. જેમકે–इक्षुशाकटम्, इक्षुशाकिनम्.

'તેને લીધે પ્રખ્યાત છે,' આ અર્થમાં चञ्चु અને चण પ્રત્યયો થાય છે. જે માણસ વિદ્યાને લીધે પ્રખ્યાત છે તે 'विद्याचण' અને 'विद्याचञ्चु' કહેવાય છે. बहु આદિ શબ્દોને પૂરણના અર્થમાં 'तिथ' પ્રત્યય લાગે છે. बहुनां पूरणम् इति–बहुतिथम्. शृङ्गिण શબ્દ પર્વતનો વાચક છે; આને નિપાતસિદ્ધ બનાવવામાં આવ્યો છે. ઐશ્વર્યવાચક स्व શબ્દને 'आमिन्' પ્રત્યય લાગે છે–स्व+आमिन्=स्वामी (અધીશ્વર અથવા માલિક): 'रूप' શબ્દને आहत અને પ્રશંસા અર્થમાં 'य' પ્રત્યય થાય છે. જેમ કે–विषमम् आहतं वा रूपम् अस्य अस्ति इति–रूप्यः कार्षापणः (ખોટું નાણું), रूप्यम् आभूषणम् (ખોટો દાગીનો) વગેરે. 'उप' અને 'अधि' ને त्यक પ્રત્યય લાગે છે; ક્રમશઃ સમીપ તથા ઊંચી ભૂમિનો બોધ કરાવવો હોય ત્યારે. પર્વત પાસેની ભૂમિને 'उपत्यका' (તળેટી) અને પર્વતના ઉપરની ઊંચી ભૂમિને 'अधित्यका' કહેવામાં આવે છે. 'वात' શબ્દને 'ऊल' પ્રત્યય લાગે છે, અસંહન તેમ જ સમૂહના અર્થમાં. वातं न सहते वातूलः. વાયુને સહન ન કરી શકે તે वातूलः–'वातूल' કહેવાય. वात+ऊल, अ નો લોપ= वातूलः. વાતના સમૂહ–વંટોળિયાને પણ 'वातूल' કહેવામાં આવે છે. 'कुतू' શબ્દને 'डुप' પ્રત્યય લાગે છે; ड કારની ઇત્સંજ્ઞા થઈ. ટિલોપ ह्रस्वा कुतूः कुतुपः ('ચામડાનું તૈલપાત્ર–કુપ્પી). बलं न सहते (બલને સહેતો નથી)–આ અર્થમાં बल શબ્દને ऊल પ્રત્યય લાગે છે. बल+ऊलः=बलूलः। हिमं न सहते (હિમને સહેતો નથી) આ અર્થમાં हिमने एलु પ્રત્યય લાગે છે. हिम+एलु=हिमेलुः। અનુકમ્પા અર્થમાં મનુષ્યના નામવાચક શબ્દને इक તેમ જ अड આદિ પ્રત્યયો લાગે છે તથા સ્વર આદિમાં હોય તેવો પ્રત્યય પરે હોય તો પૂર્વવર્તી શબ્દના

દ્વિતીય સ્વરથી આગળના બધા જ અક્ષરો લુપ્ત થઈ જાય છે. જો દ્વિતીય સ્વર સંધિ અક્ષર હોય તો તેનો પણ લોપ થઈ જાય છે. આ સર્વ નિયમો અનુસાર આ બે ઉદાહરણો છે—अनुकम्पितः कहोडः=कहिकः। अनुकम्पितः उपेन्द्रदत्तः=उपडः. 'ऊर्णायुः' નો અર્થ છે ઊનવાળું પ્રાણી (ઘેટું વગેરે); અથવા ઊની—ગરમ કાંબળો આદિ. 'ऊर्णा'-ને-युस પ્રત્યય લાગીને 'ऊर्णायुः' બને છે. पर्व અને मरुत् શબ્દોને त પ્રત્યય લાગે છે. पर्व+त=पर्वतः (પહાડ). मरुत्+त=मरुत्तः ('મરવો' નામનો છોડ અથવા મહારાજ मरुत्त). एक શબ્દને અસહાય અર્થમાં आकिन्, कन् અને તેનું लुक् કાર્ય આ ત્રણે કાર્ય વારાફરતી થાય છે. एक+आकिन्=एकाकी. एक+क=एककः। कन् નો લોપ થતાં एकः. આ બધાનો અર્થ—એકલો, અસહાય છે. चर्मण्वती એક નદીનું નામ છે. (એમાં चर्मन् શબ્દને मतुप्, મકારના સ્થાને 'व'કારનો આદેશ, 'न' લોપનો અભાવ અને णत्व આદિ કાર્યો નિપાતસિદ્ધ છે. સ્ત્રીલિંગબોધક ङीप् પ્રત્યય થયો છે). 'ज्योत्स्ना' અને 'तमिस्रा' નિપાતસિદ્ધ છે, આ વાત 'गोमी'ના પ્રસંગમાં કહેવામાં આવી છે. એવી જ રીતે अष्ठीवत्, कक्षीवत्, रुमण्वत्, आसन्दीवत् તથા चक्रीवत्—આ શબ્દો પણ નિપાતસિદ્ધ છે. જેમકે—आसन्दीवान् ग्रामः, अष्ठीवान् नाम ऋषिः, चक्रीवान् नाम राजा, कक्षीवान् नाम ऋषिः, रुमण्वान् नाम पर्वतः। तूष्णीं શબ્દને अकच् પ્રકરણમાં काम् પ્રત્યય થાય છે. तूष्णीकाम् आस्ते (ચૂપ બેસે છે). मित् કાર્ય અંતિમ સ્વર પછી થાય છે, तिङन्त, अव्यय અને સર્વનામને "टि"ના પહેલાં अकच् લાગે છે. 'च'કાર ઇત્સંજ્ઞક છે. આ નિયમ અનુસાર 'जल्पति' આ तिङन्त પદના 'इ'કાર પહેલાં अकच् થવાથી 'जल्पतकि' (બોલે છે) રૂપ બને છે. ૬૯-૭૦

कंवः कम्भश्च कंयुश्च कन्तिः कन्तुस्तथैव च।
कन्तः कंयश्च शंवश्च शम्भः शंयुस्तथा पुनः ॥७१॥
शन्तिः शन्तुः शन्तशंयौ तथाहंयुः शुभंयुवत्।

कम् અને शम् આ મકારાંત અવ્યય છે. कम् નો અર્થ 'જલ' અને 'સુખ' થાય છે. આ બંનેને સાત પ્રત્યયો લાગે છે.—व, भ, युस, ति, तु, त અને यस्. युस् અને यस्નો સકાર ઇત્સંજ્ઞક છે. આ બધાનાં ઉદાહરણ ક્રમશઃ આ પ્રમાણે છેઃ कंवः कम्भः, कंयुः, कन्तिः, कन्तुः, कन्तः, कंयः शंवः, शम्भः, शंयुः, शन्तिः, शन्तुः, शन्तः, शंयः। अहम्—આ મકારાન્ત અવ્યય શુભ અર્થમાં છે, આને 'युस' પ્રત્યય લાગે છે. 'स'કાર ઇત્સંજ્ઞક છે. अहम्+यु=अहंयुः (अहङ्कारवान्), शुभम्+यु=शुभंयुः (શુભ યુક્ત પુરુષ). ૭૧

भवति बभूव भविता भविष्यति भवत्वभवद्भवेच्चापि॥
भूयादभूदभविष्यल्लादावेतानि रूपाणि।
अत्ति जघासात्तात्स्यत्यत्त्वादददद्यादघसदात्स्यत्॥

(હવે તિઙન્ત પ્રકરણ પ્રારંભ કરીને કેટલાક ધાતુઓનાં રૂપોનું દિગ્દર્શન કરાવવામાં આવે છે. વૈયાકરણોએ દશ પ્રકારના ધાતુસમુદાય માન્યા છે, તેમને 'નવગણી' કે 'દશગણી'ના નામે ઓળખવામાં આવે છે. તેમનાં નામ આ પ્રમાણે છેઃ भ्वादि, अदादि, जुहोत्यादि, दिवादि, स्वादि, तुदादि, रुधादि, तनादि, क्र्यादि, તથા चुरादि. भ्वादि ગણના બધા જ ધાતુઓનાં રૂપ ઘણું કરીને એક જ પ્રકારનાં ને એક જ શૈલિનાં થાય છે. બીજા બીજા ગણોના ધાતુઓ પણ પોતપોતાની રીતે એક જ પ્રકારના હોય છે. અહીં બધા જ ગણોના એક એક ધાતુના નવ લકારોમાં એક એક રૂપ આપવામાં આવે છે. બાકીના ધાતુ અને તેમનાં રૂપોનું જ્ઞાન વિદ્વાન ગુરુ પાસેથી મેળવી લેવું.)

'भू' ધાતુના लट् લકારમાં 'भवति, भवतः, भवन्ति' ઇત્યાદિ રૂપો બને છે. लिट्

લકારમાં 'बभूव, बभूवतुः, बभूवुः' ઇત્યાદિ; લુટ્માં 'भविता, भवितारौ, भवितारः' ઇત્યાદિ. લૃટ્માં 'भविष्यति भविष्यतः भविष्यन्ति' ઇત્યાદિ. લોટ્માં 'भवतु, भवतात्–भवताद्, भवताम्, भवन्तु' ઇત્યાદિ. લઙ્ લકારમાં अभवत्, अभवताम्, अभवन् ઇત્યાદિ. વિધિલિઙ્માં 'भवेत्, भवेताम्, भवेयुः, ઇત્યાદિ. આશિષ્ લિઙ્માં 'भूयात्, भूयास्ताम्, भूयासुः, ઇત્યાદિ. લુઙ્માં 'अभूत्, अभूताम्, अभूवन्' ઇત્યાદિ તથા લૃઙ્ લકારમાં 'अभविष्यत्, अभविष्यताम्, अभविष्यन्' ઇત્યાદિ–આ બધાં રૂપ થાય છે. 'भू' ધાતુનો અર્થ સત્તા અર્થાત્ હોવાપણું છે. 'भवति' નો અર્થ 'થાય છે' આવો કરવામાં આવે છે. હવે अद्–આદિ ગણુના 'अद्' ધાતુના પૂર્વવત્ પ્રત્યેક લકારમાં એક એક રૂપ આપવામાં આવે છે. 'अद्' ધાતુ भक्षण અર્થમાં પ્રયુક્ત થાય છે. अत्ति। आद–जघास। अत्ता। अत्स्यति। अत्तु। आदत्। अद्यात्। अद्यात्। अघसत्। आत्स्यत्। ૭૨,૭૩

जुहोति जुहाव जुहवाञ्चकार होता होष्यति जुहोतु।
अजुहोज्जुहुयाद्धूयादहोषीदहोष्यद्दीव्यति । दिदेव
देविता देविष्यति दीव्यतु चादीव्यद्दीव्येद्दीव्याद्वै ॥
अदेवीददेविष्यत्सुनोति सुषाव सोता सोष्यति वै ।
सुनोत्वसुनोत्सुनुयात्सूयादसावीदसोष्यत्तुदति च ॥
तुतोद तोत्ता तोत्स्यति तुदत्वतुदत्तुदेत्तुद्याद्धि ।
अतौत्सीदतोत्स्यदिति च रुणद्धि रुरोध रोद्धा
रोत्स्यति वै ॥ ७६ ॥

रुणद्ध्वरुणद्रुन्ध्याद्रुध्यादरौत्सीदरोत्स्यच्च ।
तनोति ततान तनिता तनिष्यति तनोत्वतनोत्तनुयाद्धि ॥

तन्यादतनीत्तातानीदतनिष्यत्क्रीणाति चिक्राय क्रेता क्रेष्यति क्रीणात्विति च । अक्रीणाक्रीणीयात्क्रीयादक्रैषीदक्रेष्यच्चोरयति चोरयामास चोरयिता चोरयिष्यति चोरयत्वचोरयच्चोरयेच्चोर्याद-
चूचुरदचोरयिष्यदित्येवं दश वै गणाः ॥ ७८ ॥

जुहोत्यादि ગણુમાં 'हु' ધાતુ પ્રધાન છે. આનો પ્રયોગ અગ્નિમાં આહુતિ નાખવાના અર્થમાં અથવા તો દેવતાને તૃપ્ત કરવાના અર્થમાં થાય છે. એના પ્રત્યેક લકારમાં રૂપ આ પ્રમાણે થાય છે: जुहोति। जुहाव–जुहवाञ्चकार –जुहवाम्बभूव–जुहवामास। होता। होष्यति। जुहोतु। अजुहोत्। जुहुयात्। हूयात्। अहौषीत्। अहोष्यत्। दिवादि ગણુમાં 'दिव्' ધાતુ મુખ્ય છે. એના અનેક અર્થ છે–ક્રીડા, વિજયની ઇચ્છા, વ્યવહાર, દ્યુતિ, સ્તુતિ, મોદ, સ્વપ્ન, મદ, કાન્તિ અને ગતિ. એનાં રૂપ પૂર્વવત્ વિભિન્ન લકારોમાં આ પ્રમાણે છે: दीव्यति। दिदेव। देविता। देविष्यति। दीव्यतु। अदीव्यत्। दीव्येत्। दीव्यात्। अदेवीत्। अदेविष्यत्। स्वादि ગણુમાં 'सु' ધાતુ પ્રધાન છે. મૂળમાં षुञ् ધાતુના નામથી પ્રસિદ્ધ છે. આનો અર્થ છે अभिषव् અર્થાત્ નવડાવવું, રસ નીચોવવો, નાહવું તથા સોમરસ કાઢવો. રૂપ આ પ્રમાણે છે: सुनोति। सुषाव। सोता। सोष्यति। सुनोतु। असुनोत्। सुनुयात्। सूयात्। असावीत्। असोष्यत्। આ પરસ્મૈપદનાં રૂપ છે. આત્મનેપદમાં–सुनुते। सुषुवे। ઇત્યાદિ રૂપો થાય છે. तुदादि ગણુમાં 'तुद्' ધાતુ પ્રધાન છે. આનો અર્થ છે–વ્યથા થવી, પીડાં આપવી. રૂપ આ પ્રમાણે છે: तुदति। तुतोद। तोत्ता। तोत्स्यति। तुदतु। अतुदत्। तुदेत्। तुद्यात्। अतौत्सीत्। अतोत्स्यत्। रुधादि ગણુમાં 'रुध्' ધાતુ મુખ્ય છે. આનો અર્થ છે: રોકવું, અટકાવવું, વાડ કરવી, રૂંધવું, ઘેરો ઘાલવો. રૂપ આ પ્રમાણે છે: रुणद्धि। रुरोध। रोद्धा। रोत्स्यति। रुणद्धु। अरुणत्। रुन्ध्यात्। रुध्यात्। अरौत्सीत्। अरोत्स्यत्[1]।

[1] આ ઉભયપદી ધાતુ છે. મૂળમાં કેવળ પરસ્મૈપદનાં રૂપ આપવામાં આવ્યાં છે. આનાં આત્મનેપદનાં રૂપ આ પ્રમાણે છે: रुन्धे। रुरुधे। रोद्धा। रोत्स्यते। रुन्धाम्। अरुन्ध। रुन्धीत। रोत्सीष्ट। अरुद्ध। अरोत्स्यत।

तनादि ગણમાં 'तन्' ધાતુ મુખ્ય છે. આનો અર્થ છે વિસ્તાર કરવો, ફેલાવવું. રૂપ આ પ્રમાણે છે: तनोति। ततान। तनिता। तनिष्यति। तनोतु। अतनोत्। तनुयात्। तन्यात्। अतनीत्-अतानीत्। अतनीष्यत्[1]। क्र्यादि માં क्री ધાતુ મુખ્ય છે. આનો અર્થ છે: ખરીદવું, એક વસ્તુ આપીને બીજી વસ્તુ લેવી-વિનિમય કરવો. રૂપ આ પ્રમાણે છે: क्रीणाति। चिक्राय। क्रेता। क्रेष्यति। क्रीणातु। अक्रीणात्। क्रीणीयात्। क्रीयात्। अक्रैषीत्[2]। अक्रेष्यत्।

चुरादि ગણમાં 'चुर्' ધાતુ મુખ્ય છે; આનો અર્થ છે 'ચોરવું.' રૂપ આ પ્રમાણે છે: चोरयति। चोरयामास-चोरयाञ्चकार-चोरयाम्बभूव। चोरयिता। चोरयिष्यति। चोरयतु। अचोरयत्। चोरयेत्। चोर्यात्। अचूचुरत्। अचोरयिष्यत्।[3] આ પ્રમાણે આ ધાતુઓના દશ ગણ માનવામાં આવ્યા છે. ૭૪-૭૮

प्रयोजके भावयति सनीच्छायां बुभूषति।
क्रियासमभिहारे तु पण्डितो बोभूयते मुने ॥७९॥

પ્રયોજકના વ્યાપારમાં પ્રત્યેક ધાતુને 'णिच्' પ્રત્યય લાગે છે. 'चकार' અને 'णकार' ઇત્સંજ્ઞક છે. 'णिच्' પ્રત્યય પરે હોય ત્યારે સ્વરાંત-અન્તસ્વરવાળા અંગની વૃદ્ધિ થાય છે. भू ને णिच्-પ્રત્યય લાગતાં भू+इ થયું; પછી વૃદ્ધિ અને આવ્ આદેશ થતાં 'भावि' બન્યું. તેને ધાતુ સંબંધી અન્ય કાર્ય કરવામાં આવ્યા પછી 'भावयति' રૂપ બને છે. કર્તાને જે પ્રેરણા આપે તેને પ્રયોજક કહે છે. જેમ કે-'चैत्रः पण्डितो भवति' (ચૈત્ર પંડિત થાય છે), 'तं मैत्रः अध्यापनादिना प्रेरयति' (તેને મૈત્ર ભણાવવા આદિ ક્રિયા દ્વારા પંડિત થવામાં પ્રેરણા આપે છે). આ વાક્યમાં ચૈત્ર પ્રયોજ્ય કર્તા છે અને મૈત્ર પ્રયોજક કર્તા છે. આ પ્રયોજકના વ્યાપારમાં જ 'णिच्' પ્રત્યય થાય છે; તેથી તે અનુસાર પ્રથમ મધ્યમ આદિ પુરુષની વ્યવસ્થા તેમજ ક્રિયા થાય છે. પ્રયોજ્ય કર્તા પ્રયોજકના વ્યાપારમાં કર્મ બની જાય છે, તેથી તેમાં દ્વિતીયા વિભક્તિ થાય છે અને પ્રયોજક કર્તામાં પ્રથમા વિભક્તિ. જેમકે-मैत्रः चैत्रं पण्डितं भावयति (મૈત્ર ચૈત્રને પંડિત બનાવવામાં યોગ આપે છે). એવી જ રીતે અન્ય ધાતુઓથી પણ પ્રેરણાર્થક પ્રત્યય થાય છે; જેમકે-'छात्रः पठति गुरुः प्रेरयति इति गुरुः छात्रं पाठयति (વિદ્યાર્થી ભણે છે, ગુરુ તેને પ્રેરિત કરે છે; તેથી ગુરુ વિદ્યાર્થીને ભણાવે છે).

ઇચ્છા અર્થમાં 'सन्' પ્રત્યય થાય છે. 'भवितुम् इच्छति बुभूषति' (થવાની ઇચ્છા કરે છે). એવી જ રીતે પઠ, गम्, આદિ અન્ય ધાતુઓનાં પણ ઇચ્છા અર્થમાં पिपठिषति (ભણવાની ઇચ્છા કરે છે), जिगमिषति (જવા ઇચ્છે છે)-વગેરે સન્નન્ત રૂપો થાય છે. ક્રિયાસમભિહારમાં એક સ્વરવાળા હલાદિ ધાતુને 'यङ' પ્રત્યય લાગે છે. આ નિયમ અનુસાર भू ધાતુને यङ् પ્રત્યય લાગતાં ધાતુનું દ્વિત્વ થાય છે; કારણ કે सन् અને यङ् પરે હોય ત્યારે ધાતુ દ્વિત્વ થવાનો નિયમ છે. પછી ધાતુપ્રત્યય સંબંધી અન્ય કાર્ય કરવામાં આવતાં 'बोभूयते' રૂપ બને છે. જેમ કે-'देवदत्तः पण्डितो बोभूयते' (દેવદત્ત મહાન પંડિત થઈ રહ્યો છે). 'વારંવાર' અથવા 'અધિક' અર્થનો બોધ કરા-

---

૧. આ ત્રણ ઉભયપદીય ધાતુ છે. આનાં આત્મનેપદમાં રૂપ આ પ્રમાણે છે: तनुते। तेने। तनिता। तनिष्यते। तनुताम्। अतनुत। तन्वीत्। तनिषीष्ट। अतत-अतनिष्ट। अतनिष्यत।

૨. આનાં આત્મનેપદમાં રૂપ આ પ્રમાણે છે: क्रीणीते। चिक्रिये। क्रेता। क्रेष्यते। क्रीणीताम्। अक्रीणीत। क्रीणीत। क्रेषीष्ट। अक्रेष्ट। अक्रेष्यत।

૩. આનાં આત્મનેપદનાં રૂપ આ પ્રમાણે છે: चोरयते। चोरयाञ्चक्रे-चोरयामासे-चोरयाम्बभूवे। चोरयिता। चोरयिष्यते। चोरयताम्। अचोरयत। चोरयेत। चोरयिषीष्ट। अचूचुरत। अचोरयिष्यत।

વવો એ જ ક્રિયાસમભિહાર કહેવાય છે. આ પ્રકારના પ્રયોગને यङन्त કહે છે. पठ् અને गम् આદિ ધાતુઓને यङ् પ્રત્યય લાગતાં पापठ्यते, ( વારંવાર અથવા ઘણું ભણે છે ). जङ्गम्यते ( વારંવાર અથવા ઘણું જાય છે ); ઇત્યાદિ રૂપો થાય છે. ૭૯

तथा यङ्लुकि विप्रेन्द्र बोभवीति च पठ्यते ।
पुत्रीयतीत्यात्मनीच्छायां तथाचारेऽपि नारद ।
अनुदात्तङितो धातोः क्रियाविनिमये तथा ॥८०॥

यङ् પ્રત્યયનો લોપ ( लुक् ) થતો હોવાનું પણ જોવામાં આવે છે. તે વખતે बोभवीति, बोभोति, पापठीति અને जङ्गमीति વગેરે રૂપો થાય છે. આ રૂપોને यङ्लुगन्त રૂપ કહે છે. અર્થ यङन्त જેવા જ થાય છે. 'आत्मनः पुत्रम् इच्छति' ( પોતાને માટે પુત્ર ઇચ્છે છે ), આ વાક્યથી પુત્રની ઇચ્છા વ્યક્ત થાય છે. એવા સ્થળે ઇચ્છાક્રિયાના કર્મભૂત શબ્દને क्यच् પ્રત્યય થાય છે. ककार અને चकारની ઇત્સંજ્ઞા થાય છે. ઉપર્યુક્ત ઉદાહરણમાં पुत्र શબ્દને क्यच् પ્રત્યય લાગતાં पुत्र+य આ અવસ્થામાં पुत्रમાંના त्र માં રહેલા अकार નો ई થઈ જાય છે, પછી 'पुत्रीय'ની ધાતુ સંજ્ઞા કરીને તિઙન્ત જેવાં રૂપ ચાલે છે. આ રીતે 'पुत्रीयति' ઇત્યાદિ રૂપો થાય છે. 'पुत्रीयति' નો અર્થ છે–પોતાને માટે પુત્ર ઇચ્છે છે. આવા પ્રયોગને નામધાતુ કહે છે. કર્મભૂત ઉપમાનવાચક શબ્દને આચાર અર્થમાં પણ क्यच् થાય છે. જેમ કે– 'पुत्रमिव आचरति पुत्रीयति छात्रम्' ( ગુરુજી વિદ્યાર્થીની સાથે પુત્રના જેવો વર્તાવ કરે છે ).

હવે આત્મનેપદ પ્રકરણનો આરંભ કરવામાં આવે છે. જે ધાતુમાં અનુદાત્ત સ્વર અને ङकारની ઇત્સંજ્ઞા થાય છે, તેને આત્મનેપદના પ્રત્યયો લાગે છે; જેમકે– एधते, वर्धते ઇત્યાદિ. આ અનુદાત્તેત્ છે. त्रैङ् पालने–આ ઙિત્ ધાતુ છે. એનાં કેવળ આત્મનેપદમાં 'त्रायते' ઇત્યાદિ રૂપો થાય છે. જ્યાં ક્રિયાનો વિનિમય વ્યક્ત થતો હોય ત્યાં પણ આત્મનેપદ થાય છે. જેમ કે व्यतिलुनीते ( બીજાના લાયકનું લણવારૂપી કાર્ય બીજો કરે છે ). ૮૦

निविशादेस्तथा विप्र विजानीह्यात्मनेपदम् ।
परस्मैपदमाख्यातं शेषात्कर्तरि शाब्दिकैः ॥ ८१ ॥

વિપ્રવર ! નિપૂર્વક 'विश्' તેમ જ વિ અને પરાપૂર્વક 'जि' ઇત્યાદિ ધાતુઓથી પણ આત્મનેપદ જ જાણવું. જેમ કે–निविशते, विजयते, पराजयते ઇત્યાદિ. ભાવ અને કર્મમાં પ્રત્યય લાગવાથી પણ આત્મનેપદ જ થાય છે. આત્મનેપદનાં જેટલાં નિમિત્ત છે તેમના સિવાય શેષ ધાતુઓથી કર્તામાં પરસ્મૈપદ થાય છે; આમ વૈયાકરણો કહે છે. ૮૧

ञित्स्वरितेतश्च उभे यस्य स्याद्भावकर्मणोः ।

જે ધાતુઓમાં 'स्वरित' અને 'ञ'ની ઇત્સંજ્ઞા થઈ હોય, તેમનાથી પરસ્મૈપદ અને આત્મનેપદ–બંને થાય છે; જેમ કે 'खनति खनते; श्रयति, श्रयते' ઇત્યાદિ.

( હવે ભાવ–કર્મ–પ્રકરણનો આરંભ કરે છે–) ભાવ અને કર્મમાં ધાતુથી 'यक्' પ્રત્યય થાય છે. ભાવમાં પ્રત્યય થવાથી ક્રિયામાં કેવળ ઔત્સર્ગિક એકવચન થાય છે અને હમેશાં પ્રથમ પુરુષના જ એકવચનનું રૂપ લેવામાં આવે છે. તે અવસ્થામાં કર્તા તૃતીયાન્ત હોય છે. 'भू' ધાતુને ભાવમાં પ્રત્યય લાગતાં 'भूयते' રૂપ થાય છે. વાક્યમાં તેનો પ્રયોગ આ પ્રમાણે છે: 'त्वया मया अन्यैश्च भूयते । સકર્મક ધાતુને કર્મમાં પ્રત્યય લાગતાં કર્મ ઉક્ત થઈ જાય છે. તેથી તેમાં પ્રથમા વિભક્તિ થાય છે ને અનુક્ત કર્તામાં તૃતીયા વિભક્તિનો પ્રત્યય થાય છે. કર્મના અનુસાર જ ક્રિયામાં પુરુષ અને વચનની વ્યવસ્થા થાય છે. જેમ કે चैत्रः आनन्दमनुभवति इति कर्मणि प्रत्यये चैत्रेणानन्दोऽनुभूयते, ( ચૈત્રથી

આનંદનો અનુભવ કરવામાં આવે છે અથવા આનંદ ભોગવાય છે.) चैत्रस्त्वामनुभवति, चैत्रेण त्वमनुभूयसे, (ચૈત્રથી તમે અનુભવ કરવામાં આવો છો.) चैत्रो मामनुभवति, चैत्रेणाहमनुभूये (ચૈત્ર વડે હું અનુભવ કરવામાં આવું છું) વગેરે ઉદાહરણો ભાવ-કર્મનાં છે.

सौकर्यातिशयं चैव यदा द्योतयितुं मुने ॥ ८२ ॥

विवक्ष्यते न व्यापारो लक्ष्ये कर्तुस्तदापरे ।

लभन्ते कर्तृतां पश्य पच्यते ह्योदनः स्वयम् ॥८३

साध्वसिश्छिनत्त्येवं स्थाली पचति वै मुने ।

धातोः सकर्मकात्कर्तृकर्मणोरपि प्रत्ययाः ॥ ८४ ॥

હે મુને! જ્યારે અતિશય સૌકર્ય પ્રકાશિત કરવા માટે લક્ષ્યમાં કર્તાના વ્યાપારની વિવક્ષા રહેતી ન હોય ત્યારે કર્મ અને કરણ આદિ બીજાં કારકો જ કર્તૃભાવને પ્રાપ્ત થાય છે; જેમ કે–चैत्रो वह्निना स्थाल्यामोदनं पचति–(ચૈત્ર અગ્નિ દ્વારા તપેલીમાં ભાત રાંધે છે)–આ વાક્યમાં જ્યારે ચૈત્રના કર્તૃત્વની વિવક્ષા ન રહે અને કરણ આદિના કર્તૃત્વની વિવક્ષા થાય ત્યારે તે જ કર્તા થઈ જાય છે અને તદનુકૂલ ક્રિયા થાય છે. જેમ કે–'वह्निः पचति' (અગ્નિ રાંધે છે.) અહીં કરણ જ કર્તારૂપમાં પ્રયુક્ત થયેલ છે. 'स्थाली पचति'–(તપેલી રાંધે છે)–અહીં અધિકરણ જ કર્તાના રૂપમાં પ્રયુક્ત થયેલ છે. 'ओदनः स्वयं पच्यते' (ભાત પોતે રંધાય છે)–અહીં કર્મ જ કર્તાના રૂપમાં પ્રયુક્ત થયું છે. જ્યારે કર્મ જ કર્તારૂપમાં પ્રયુક્ત થયેલ હોય ત્યારે કર્તામાં લકાર થાય છે; પરંતુ કર્મવદ્ભાવ હોવાથી 'यक्' અને આત્મનેપદ આદિ થાય છે, તેથી 'पचति' આવું રૂપ ન થતાં 'पच्यते' રૂપ થાય છે. આવા પ્રયોગને કર્મકર્તૃપ્રકરણના અંતર્ગત માનવામાં આવે છે. બીજું ઉદાહરણ આ પ્રમાણે છે: 'असिना साधु छिनत्ति' (તલવારથી સારી પેઠે કાપે છે)–આ વાક્યમાં ઉપર્યુક્ત નિયમ અનુસાર કરણમાં કર્તૃત્વની વિવક્ષા થતાં આવું વાક્ય બનશે–साधु असिश्छिनत्ति (તલવાર સારું કાપે છે.) હે મુને! સકર્મક ધાતુ પણ કર્મકર્તૃમાં અકર્મક થઈ જાય છે; તેથી તેને ભાવ તથા કર્તામાં પણ લકાર થાય છે. યથા ભાવે–'पच्यते ओदनेन। કર્તરિ–पच्यते ओदनः। સમ્પ્રદાન અને અપાદાન કારકોમાં કર્તૃત્વની વિવક્ષા ક્યારેય કરાતી નથી; કારણ કે એ અનુભવની વિરુદ્ધ છે. સામાન્ય સ્થિતિમાં સકર્મક ધાતુને 'કર્તા' અને 'કર્મ'માં પ્રત્યયો લાગે છે. ૮૨–૮૪

तस्माद् वाकर्मकाद्विप्र भावे कर्तरि कीर्तिताः ।

फलव्यापारयोरेकनिष्ठतायामकर्मकः ॥ ८५ ॥

धातुस्तयोर्धर्मिभेदे सकर्मक उदाहृतः ।

गौणे कर्मणि दुह्यादेः प्रधाने नीहृकृष्वहाम् ॥८६॥

बुद्धिभक्षार्थयोः शब्दकर्मकाणां निजेच्छया ।

प्रयोज्यकर्मण्यन्येषां ण्यन्तानां लादयो मताः ॥८७॥

વિપ્રવર! તે જ ધાતુ જો અકર્મક હોય તો તેને 'ભાવ' અને 'કર્તા'માં પ્રત્યયો લાગે છે, એમ કહેવામાં આવ્યું છે. સર્વ ધાતુઓના ફળ અને વ્યાપાર–આ બે અર્થ છે. બન્ને જ્યાં કેવળ કર્તામાં જ મોજૂદ હોય, તે ધાતુઓને અકર્મક કહેવામાં આવે છે. જેમ કે भू ધાતુનો અર્થ सत्ता અર્થાત્ 'હોવું' એવો છે. સત્તાનું તાત્પર્ય છે–આત્મધારણાનુકૂલ વ્યાપાર. એમાં આત્મધારણારૂપ ફલ અને તદનુકૂલ વ્યાપાર–બન્ને કેવળ કર્તામાં જ સ્થિત છે; તેથી 'भू' ધાતુ અકર્મક છે.

જ્યાં ફળ અને વ્યાપાર બન્ને ભિન્નભિન્ન ધર્મોમાં રહેલાં હોય, ત્યાં ધાતુને સકર્મક માનવામાં આવેલ છે. જેમ કે–'पच्'ધાતુનો અર્થ છે–વિક્લિત્ત્યનુકૂલ વ્યાપાર (ચોખા આદિને ચડાવવાને અનુરૂપ પ્રયત્ન). આમાં વિક્લિત્તિ (ચડવું–બફાવું) આ ફળ છે, જે

ચોખામાં હોય છે અને એને અનુકૂલ ચૂલામાં અગ્નિ-પેટાવવા આદિનો વ્યાપાર છે, તે કર્તામાં છે; તેથી पच् ધાતુ સકર્મક છે.

'दुह्' આદિ[1] ધાતુઓનાં બે કર્મ હોય છે. જેમ કે 'गां दोग्धि पयः'-(ગાયમાંથી દૂધ દોહે છે)-આમાં ગાય ગૌણકર્મ છે અને દૂધ પ્રધાન કર્મ, दुह् આદિ ધાતુઓના ગૌણ કર્મમાં જ પ્રત્યય થાય છે, જેમ કે 'गौर्दुह्यते पयः; बलिर्याच्यते वसुधाम्' ઇત્યાદિ. नी, हृ, कृष् અને वह्-આ ચાર ધાતુઓના પ્રધાનકર્મમાં પ્રત્યય થાય છે. જેમકે 'अजां ग्रामं नयति'-આ વાકયમાં अजा પ્રધાનકર્મ અને ग्राम ગૌણકર્મ છે. પ્રધાનકર્મમાં પ્રત્યય થતાં વાક્યનું સ્વરૂપ આ પ્રકારનું થશે-अजा ग्रामं नीयते । જ્ઞાનાર્થક અને ભક્ષણાર્થક ધાતુઓ તેમજ શબ્દકર્મક ધાતુઓ ण्यन्त હોય ત્યારે તેમને પ્રધાન કે અપ્રધાન કોઈ પણ કર્મમાં પોતાની ઇચ્છા અનુસાર પ્રત્યય લગાડી શકાય છે. જેમકે बोध्यते माणवकं धर्मः, माणवको धर्मम् इति वा । અન્ય ગત્યર્થક તેમ જ અકર્મક ધાતુઓ ण्यन्त હોય ત્યારે તેમના પ્રયોજ્ય કર્મમાં લકાર આદિ પ્રત્યયો થવાનું માનવામાં આવ્યું છે, જેમકે मासमास्यते माणवकः ॥ ૮૫-૮૭

फलव्यापारयोर्धातुराश्रये तु तिङः स्मृताः ।
फले प्रधानं व्यापारस्तिङर्थस्तु विशेषणम् ॥८८॥

ધાતુ, ફળ અને વ્યાપારરૂપ અર્થોનો બોધક હોય છે. જેમકે भू ધાતુ આત્મધારણરૂપ ફળ અને તદનુકૂલ વ્યાપારનો બોધક છે. ફળ અને વ્યાપાર બન્નેનો જે આશ્રય છે, તેમાં અર્થાત્ કર્તા તેમ જ કર્મમાં (તથા ભાવમાં પણ) तिङ् પ્રત્યયો થાય છે. ફળમાં વ્યાપારની જ પ્રધાનતા છે, તિઙર્થરૂપ ફળ તે વ્યાપારનું વિશેષણ હોય છે. જેમકે-'पचति' આ ક્રિયા દ્વારા ચોખા વગેરે ચડવાનું પ્રતિપાદન થાય છે. અહીં વિક્લિત્તિરૂપ ફળને અનુકૂલ જે અગ્નિપ્રજ્વાલન અને ફુત્કાર (ફૂંક મારવી) વગેરે વ્યાપાર છે, તેમના આશ્રયભૂત કર્તામાં પ્રત્યય થયો છે. 'ओदनः पच्यते' ઇત્યાદિમાં ફલાશ્રયભૂત કર્મમાં तिङ् પ્રત્યય થવાને લીધે ओदनમાં પ્રથમા વિભક્તિ છે. ૮૮

एधितव्यमेधनीयमिति कृत्ये निदर्शनम् ।
भावे कर्मणि कृत्याः स्युः कृतः कर्तरि कीर्तिताः ॥
कर्ता कारक इत्याद्या भूते भूतादि कीर्तितम् ।
गम्यादि गम्ये निर्दिष्टं शेषमद्यतने मतम् ॥ ९० ॥

(હવે કૃદંત પ્રકરણ પ્રારંભ કરવામાં આવે છે: कृत् પ્રત્યય જેના અંતમાં હોય, તે કૃદંત કહેવાય છે. ण्वुल्, तृच्, अच् આદિ પ્રત્યયો 'कृत्' કહેવાય છે. कृत् પ્રત્યયોમાંના જ कृत्य, क्त અને खलर्थ પ્રત્યયો છે, તે કેવળ ભાવ અને કર્મમાં જ થાય છે. तव्यत्, तव्य, अनीयर्, केलिमर् આદિ પ્રત્યયો 'कृत्य' કહેવાય છે. घञ् આદિ પ્રત્યયો ભાવ, કરણ અને અધિકરણમાં થાય છે. સામાન્ય રીતે कृत् પ્રત્યયો 'कर्ता'માં પ્રયુક્ત થાય છે. અહીં પહેલાં कृत्य પ્રત્યયોનાં ઉદાહરણ આપે છે)-एधितव्यम् અને एधनीयम्-આ कृत्य પ્રત્યયનાં ઉદાહરણો છે. 'कृत्य' ભાવ અને કર્મમાં તથા 'कृत्' કર્તામાં બતાવવામાં આવ્યા છે. त्वया मया अन्यैश्च एधितव्यम्, અહીં ભાવમાં तव्य અને अनीयर् પ્રત્યયો થયા છે, કર્મમાં પ્રત્યયનું ઉદાહરણ આ પ્રમાણે સમજવું જોઈએ. 'छात्रेण पुस्तकं पठनीयम्' 'ग्रन्थः, पठितव्यः' ઇત્યાદિ કર્મમાં પ્રત્યય થવાથી કર્તામાં તૃતીયા વિભક્તિ અને કર્મમાં પ્રથમા વિભક્તિ થઈ છે. कर्ता, कारकः ઇત્યાદિ 'कृत्' પ્રત્યયનાં ઉદાહરણો છે. જેમકે 'रामः कर्ता' 'ब्रह्मा कारकः' અહીં

[1] दुह्, याच्, पच्, दण्ड्, रुध्, प्रच्छ्, चि, ब्रू, शास्, जि, मथ्, मुष्-આ दुह् આદિના અંતર્ગત છે. એમનાં બે કર્મ હોય છે. એવી જ રીતે नी, हृ, कृष् અને वह्-એમનાં પણ બે કર્મ હોય છે.

कर्तामां 'तृच्' અને 'ण्वुल्' પ્રત્યયો થયા છે. 'वु'ના સ્થાનમાં 'अक्' આદેશ થાય છે. ण्, ल्, च् આદિની ઇત્સંજ્ઞા થાય છે. 'क्त' અને 'क्तवतु' આ પ્રત્યયો ભૂતકાળમાં થાય છે. જેમકે भूतः भूतवान् ઇત્યાદિ; અને 'गम्य' આદિ શબ્દો ભવિષ્યત્ અર્થમાં નિર્દિષ્ટ થયા છે. બાકીના શબ્દો વર્તમાન કાલમાં પ્રયુક્ત થવા યોગ્ય માનવામાં આવ્યા છે. ૮૯,૯૦

अधिस्त्रीत्यव्ययीभावे यथाशक्ति च कीर्तितम्।
रामाश्रितस्तत्पुरुषे धान्यार्थो यूपदारु च ॥९१॥
व्याघ्रभी राजपुरुषोऽक्षशौण्डो द्विगुरुच्यते।
पञ्चगवं दशग्रामी त्रिफलेति तु रूढितः ॥९२॥

હવે સમાસના પ્રકરણનો આરંભ કરવામાં આવે છેઃ સમાસ ચાર પ્રકારના માનવામાં આવે છેઃ અવ્યયીભાવ, તત્પુરુષ, બહુવ્રીહિ અને દ્વન્દ્વ. 'તત્પુરુષ'નો એક વિશિષ્ટભેદ 'કર્મધારય' ને કર્મધારયનો એક વિશિષ્ટભેદ 'દ્વિગુ' છે. भूतपूर्वः ઇત્યાદિ સ્થળોમાં જે સમાસ છે, તેનો કોઈ નામનિર્દેશ કરી શકાતો નથી; તેથી તેને કેવળ સમાસ માત્ર જાણવો. જેમાં પ્રથમ પદ અવ્યય હોય, તે સમાસ અવ્યયીભાવ હોય છે, અથવા અવ્યયીભાવના અધિકારમાં જે સમાસવિધાયક વચન છે, તે પ્રમાણે જ્યાં સમાસ થયો છે, તે અવ્યયીભાવ સમાસ છે. અવ્યયીભાવ અવ્યયસંજ્ઞક હોય છે, તેથી બધી જ વિભક્તિઓમાં તેનું સમાન રૂપ છે છે. અકારાંત અવ્યયીભાવમાં વિભક્તિઓને 'अम्' આદેશ થાય છે; પરંતુ પંચમી વિભક્તિને છોડીને. તૃતીયા અને સપ્તમીમાં પણ 'अम्'ભાવ વૈકલ્પિક છે. જેમ કે अपदिशम्, अपदिशे ઇત્યાદિ, अधिस्त्री અને यथाशक्ति આદિ પદ અવ્યયીભાવ સમાસના અંતર્ગત જણાવવામાં આવ્યાં છે. જે દ્વિતીયાન્તથી લઈને સપ્તમ્યંત સુધીનાં પદ સુબંતની સાથે સમાસ થયેલાં હોય છે તે સમાસ તત્પુરુષ કહેવાય છે. તત્પુરુષનાં ઉદાહરણ આ પ્રમાણે હોય છેઃ रामम्+आश्रितः= रामाश्रितः। धान्येन+अर्थः=धान्यार्थः। यूपाय+दारु=यूपदारु। व्याघ्रात्+भीः=व्याघ्रभीः। राज्ञः+पुरुषः=राजपुरुषः। अक्षेषु+शौण्डः= अक्षशौण्डः ઇત્યાદિ. જેમાં સંખ્યાવાચક શબ્દ પૂર્વમાં હોય, તેને 'द्विगु' સમાસ કહ્યો છે. पञ्चानां गवां समाहारः पञ्चगवम्। दशानां ग्रामाणां समाहारः दशग्रामी (અહીં સ્ત્રીલિંગસૂચક 'ङीप्' પ્રત્યય થયો છે.) त्रयाणां फलानां समाहारः त्रिफला. (આમાં સ્ત્રીત્વસૂચક 'टाप्' પ્રત્યય થયો છે.) ત્રિફલા શબ્દ આંબળાં, હરડે અને બહેડાં માટે રૂઢ (પ્રસિદ્ધ) છે. ૯૧,૯૨

नीलोत्पलं महाषष्ठी तुल्यार्थे कर्मधारयः।
अब्राह्मणो नञि प्रोक्तः कुंभकारादिकः कृतः ॥९३॥

समानाधिकरण तत्पुरुषनी 'કર્મધારય' સંજ્ઞા થાય છે. તેનાં બન્ને પદ પ્રાયઃ વિશેષ્ય-વિશેષણ હોય છે, વિશેષણવાચક શબ્દ ઘણે ભાગે પહેલાં મુકાય છે. नीलं च तत् उत्पलं च= नीलोत्पलम्; महती चासौ षष्ठी च=महाषष्ठी. જ્યાં 'न' શબ્દ કોઈ સુબન્તની સાથે સમસ્ત હોય છે, ત્યાં તે 'नञ् तत्पुरुष' કહેવાય છે, न ब्राह्मणः अब्राह्मणः ઇત્યાદિ. कुम्भकार આદિ પદોમાં 'उपपद तत्पुरुष' સમાસ છે. ૯૩

अन्यार्थे तु बहुव्रीहौ ग्रामः प्राप्तोदको द्विज।
पञ्चगू रूपवद्भार्यो मध्याह्नः ससुतादिकः ॥९४॥

વિપ્રવર! જ્યાં અન્ય અર્થની પ્રધાનતા હોય, તે સમાસની બહુવ્રીહિમાં ગણના થાય છે. प्राप्तम् उदकं यं स प्राप्तोदको ग्रामः (જ્યાં જળ પહોંચ્યું હોય, તે ગામ 'પ્રાપ્તોદક' કહેવાય છે.) એવી જ રીતે-पञ्च गावो यस्य स पञ्चगुः। रूपवती भार्या यस्य स रूपवद्भार्यः। मध्याह्नः પદ તત્પુરુષ સમાસ છે. 'सुतेन सह आगतः ससुतः' આદિ પદ બહુવ્રીહિ સમાસના અંતર્ગત છે. ૯૪

समुच्चये गुरुं चेशं भजस्वान्वाचये त्वट।
भिक्षामानय गां चापि वाक्यमेवानयोर्भवेत् ॥९५॥

च અર્થમાં દ્વંદ્વ સમાસ થાય છે. 'च'ના ચાર અર્થ છે-સમુચ્ચય, અન્વાચય, ઇતરેતર યોગ અને સમાહાર. પરસ્પર નિરપેક્ષ અનેક પદોનો એકમાં અન્વય થવો તે 'સમુચ્ચય' કહેવાય છે. સમુચ્ચયમાં 'ईशं गुरुं च भजस्व' આ વાક્ય છે. આમાં ઈશ અને ગુરુ બન્ને સ્વતંત્ર રૂપથી 'भज' આ ક્રિયાપદ સાથે અન્વિત થાય છે. ઈશ પદનો ક્રિયાની સાથે અન્વય થઈ ગયા પછી ફરીથી ક્રિયાપદની આવૃત્તિ કરીને ગુરુપદનો પણ તેમાં અન્વય થાય છે. આ જ તે બંનેની નિરપેક્ષતા છે. સમાસ સાકાંક્ષ પદોમાં થાય છે. એટલા માટે સમુચ્ચય વાક્યમાં દ્વન્દ્વ સમાસ થતો નથી. જ્યાં એક પ્રધાન અને બીજો અપ્રધાનરૂપથી અન્વિત હોય ત્યાં અન્વાચય થાય છે. જેમ કે-'भिक्षामट गाञ्चानय' આ વાક્યમાં ભિક્ષા માટે 'ગમન' પ્રધાન છે અને ગાયને લાવવાની ક્રિયા અપ્રધાન અથવા આનુષંગિક કાર્ય છે. તેથી એકાર્થીભાવરૂપ સામર્થ્ય ન હોવાથી અન્વાચયમાં પણ દ્વંદ્વ સમાસ થતો નથી. સમુચ્ચયમાં અને અન્વાચયમાં વાક્યમાત્રનો જ પ્રયોગ થાય છે. ૯૫

ઉદ્‌ભૂત અવયવ-ભેદ-સમૂહરૂપ પરસ્પર અપેક્ષા રાખનારાં સમ્મિલિત પદોનો એક ધર્મથી અચ્છિન્નમાં અન્વય થવો એ ઇતરેતર યોગ કહેવાય છે. તેથી એમાં સામર્થ્ય હોવાને લીધે સમાસ થાય છે. જેમ કે 'रामकृष्णौ भज' આ વાક્યમાં रामश्च-कृष्णश्च-रामकृष्णौ આ પ્રમાણે સમાસ છે. ઇતરેતરયોગ દ્વંદ્વમાં સમસ્યમાન પદાર્થગત સંખ્યાનો સમુદાયમાં આરોપ થાય છે; તેથી ત્યાં દ્વિવચનાન્ત કે બહુવચનાન્તનો પ્રયોગ જોવામાં આવે છે-સમૂહને સમાહાર કહેવામાં આવે છે, ત્યાં અવયવગત ભેદ ગુપ્ત હોય છે. જેમ કે रामश्च कृष्णश्चेत्यनयोः समाहारः रामकृष्णम्, સમાહાર દ્વંદ્વમાં અવયવગત સંખ્યા સમુદાયમાં આરોપિત થતી નથી. તેથી એકત્વ બુદ્ધિથી એકવચનાન્તનો પ્રયોગ કરવામાં આવે છે. સમાહારમાં નપુંસક લિંગ હોય છે. ઇતરેતર યોગમાં રામ અને કૃષ્ણ બે છે, જ્યારે સમાહારમાં તેમની એકતા છે, તે એટલા માટે કે બ્રહ્મરૂપથી તેમને એક માનીને તેમની ઉપાસના કરવામાં આવે છે. ૯૬

इतरेतरयोगे तु रामकृष्णौ समाहृतौ।
रामकृष्णं द्विज द्वौ द्वौ ब्रह्म चैकमुपास्यते ॥९६॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'વ્યાકરણું નિરૂપણ' નામનો પર મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૫૩ : નિરુક્ત વર્ણન

सनन्दन उवाच।

निरुक्तं ते प्रवक्ष्यामि वेदं श्रोत्राङ्गमुत्तमम्।
तत्पंचविधमाख्यातं वैदिकं धातुरूपकम् ॥ १ ॥

સનંદન બોલ્યા : હવે હું નિરુક્તનું વર્ણન કરું છું; વેદનું આ કર્ણરૂપ ઉત્તમ અંગ છે, આ વૈદિક ધાતુરૂપ છે. આ પાંચ પ્રકારનું હોવાનું જણાવવામાં આવ્યું છે.૧ આમાં ક્યાંક વર્ણનો આગમ થાય છે; ક્યાંક વર્ણનો વિપર્યય થાય છે; ક્યાંક વર્ણોનો વિકાર થાય છે અને ક્યાંક વર્ણનો નાશ થતો હોવાનું માનવામાં આવ્યું છે. હે નારદ! જ્યાં વર્ણોનો વિકાર અથવા નાશ દ્વારા ધાતુની સાથે વિશેષ અર્થનો પ્રકાશક જે સંયોગ થાય છે તેને પાંચમો ઉત્તમ યોગ કહેવામાં આવ્યો છે. વર્ણના આગમથી 'हंसः[1]' પદની સિદ્ધિ થાય છે; વર્ણોના વિપર્યયથી (ફેરફારથી) 'सिंहः[2]' પદ સિદ્ધ થાય છે. વર્ણવિકારથી

૧. 'हन्तीति हंसः' આ વ્યુત્પત્તિ અનુસાર हन् ધાતુ આગળ ('वृतृवदिहनि०' ઇત્યાદિ ઉણાદિ સૂત્રથી) 'स'નો આગમ થવાથી 'हंस' શબ્દ બને છે.

૨. 'हिसि हिंसायाम्' આ ધાતુથી 'हिनस्तीति'

'गूढोत्मा[1]'ની સિદ્ધિ થાય છે અને વર્ણ-નાશથી 'पृषोदरः[2]' સિદ્ધ થાય છે. 'भ्रमर[3]' આદિ શબ્દોમાં પાંચમો યોગ સમજવો જોઈએ. વેદોમાં લૌકિક નિયમોનો વિકલ્પ અથવા વિપર્યય કહેવામાં આવ્યો છે. અહીંયાં 'पुनर्वसु[4]' પદને ઉદાહરણરૂપે લેવું જોઈએ. 'नभस्वत्' માં 'वत्' પ્રત્યય પરે છે તેથી 'भ' સંજ્ઞા થવાથી 'स'નું રુત્વ થયું નથી. (વાર્તિક પણ છે –नभोऽङ्गिरो मनुषां वत्युपसंख्यानम्) 'वृषन् अश्वो यस्य सः' આ વિગ્રહમાં બહુવ્રીહિ સમાસ થતાં 'वृषन् + अश्वः' આ દશામાં અન્તર્વર્તિની વિભક્તિનો આશ્રય લઈને પદસંજ્ઞા કરી નકારનો લોપ પ્રાપ્ત થતો હતો; પરંતુ 'वृषण्वस्वश्वयोः' આ વાર્તિકના નિયમાનુસાર 'भ' સંજ્ઞા થવાથી 'न'નો લોપ થયો નહીં, તેથી 'वृषणश्वः' આ વૈદિક પ્રયોગ છે. (લોકમાં 'वृषाश्वः' થાય છે.) ક્યાંક ક્યાંક આત્મનેપદના સ્થાનમાં પરસ્મૈપદનો પ્રયોગ થાય છે. યથા– 'प्रतीपमन्य ऊर्मिर्युध्यति' અહીં 'युध्यते' થવું જોઈએ; પરંતુ પરસ્મૈપદનો પ્રયોગ કરવામાં આવ્યો છે. 'प्र' આદિ ઉપસર્ગ જો ધાતુના પહેલાં હોય તો તેમની ઉપસર્ગ તેમ જ ગતિ સંજ્ઞા થાય છે; પરંતુ વેદમાં તેઓ ધાતુના પછી અથવા વ્યવધાન આપીને પ્રયુક્ત હોય તોપણ 'ઉપસર્ગ' તેમ જ 'ગતિ' કહેવાય છે. જેમ કે 'हरिभ्यां याह्योक आ। आ मन्द्रैरिन्द्र हरिभिर्याहि।' અહીં 'अप्याहि'ના અર્થમાં 'याहि + आ'નો વ્યવહિત તથા પર પ્રયોગ છે. બીજા ઉદાહરણમાં आ + याहिના વચમાં ઘણાં પદોનું વ્યવધાન છે. વેદમાં વિભક્તિઓનો વિપર્યાસ જોવામાં આવે છે; જેમ કે दध्ना जुहोति; અહીં 'दधि' શબ્દ 'हु' ધાતુનું કર્મ છે, તેમાં દ્વિતીયા થવી જોઈએ પરંતુ 'तृतीया च होश्छन्दसि' આ નિયમ અનુસાર કર્મમાં તૃતીયા થઈ છે. 'अभ्युत्सादयामकः' આમાં अभि + उत्पूर्वक 'सद्' ધાતુને લુઙ્ લકારમાં 'साम्' અને 'अक'નો અનુપ્રયોગ થયો છે (લોકમાં 'अभ्युदषीषदत्' રૂપ બને છે). 'मा त्वाग्निर्ध्वनयीत्' આમાં 'नोनयति ध्वनयः०' ઇત્યાદિ વૈદિક સૂત્ર દ્વારા ચ્લિના चङ् ભાવનો નિષેધ થાય છે. माङ्ना યોગમાં 'अट् आट्' ન થવાથી 'ध्वनयीत्' રૂપ થયું છે (લોકમાં ઘટાદિ 'ध्वन' ધાતુનું રૂપ 'अदिध्वनत्' થાય છે અને ચુરાદિનું રૂપ 'अदध्वनत्' થાય છે). 'ध्वनयीत्' ઇત્યાદિ મુખ્ય ઉદાહરણો છે. 'निष्टक्यं०' ઇત્યાદિ પ્રયોગ વેદમાં નિપાતનથી સિદ્ધ થાય છે, 'छन्दसि निष्टक्यं'

---

વ્યુત્પત્તિ અનુસાર કર્તા અર્થમાં 'अच्' પ્રત્યય કરવામાં આવ્યા પછી પહેલાં 'हिंसः' બને છે. પછી 'पृषोदरादीनि यथोपदिष्टम्'ના આદેશ અનુસાર 'ह'ના સ્થાનમાં 'स' અને 'स'ના સ્થાનમાં ह આવી જવાથી 'सिंहः' પદ સિદ્ધ થાય છે.

1. 'गूढ+आत्मा' આ અવસ્થામાં 'आ' વિકૃત થઈને 'उ'ના રૂપમાં પરિણત થયો ને ગુણ થવાથી 'गूढोत्मा' આ રૂપ થયું. (एषु सर्वेषु भूतेषु गूढोत्मा न प्रकाशते.)

2. 'पृषोदरः'માં 'पृषद्+उदरः' આ પદચ્છેદ છે. 'पृषोदरादीनि यथोपदिष्टम्'ના આદેશ પ્રમાણે અહીં 'द'કારનો લોપ (નાશ) થયો તથા ગુણ થવાથી 'पृषोदरः' સિદ્ધ થયું છે.

3. 'भ्रमतीति भ्रमरः' અહીં 'भ्रमु अनवस्थाने'થી 'अर्तिकमिभ्रमिचमिदेविवासिभ्यश्चित्' આ ઉણાદિ સૂત્ર અનુસાર 'अर' પ્રત્યય થવાથી 'भ्रमर' શબ્દ સિદ્ધ થાય છે. કેટલાક વિદ્વાનોના મતે 'भ्रमन् रौति' આ વ્યુત્પત્તિ અનુસાર 'भ्रमर' શબ્દ બને છે. આમાં 'भ्रम्+अतृ+रु+अच्' આ અવસ્થામાં 'तृ'નો લોપ અને 'रु'માંના 'उ'નો લોપ કરવાથી 'भ्रमर'ની સિદ્ધિ થાય છે.

4. લૌકિક પ્રયોગમાં 'पुनर्वसु' શબ્દ નિત્ય દ્વિવચનાન્ત છે, પરંતુ વેદમાં 'छन्दसि पुनर्वस्वोरेकवचनम्'ના નિયમાનુસાર આનો એકવચનાન્ત પ્રયોગ પણ થાય છે.

ઇત્યાદિ સૂત્ર આમાં પ્રમાણુ છે.' અહીં 'निसपूर्वक कृत्' ધાતુથી 'ऋदुपधाच्च' સૂત્ર અનુસાર 'क्यप्' થવો જોઈતો હતો, પરંતુ 'ण्यत्' પ્રત્યય થયો છે; એ સાથે જ 'कृत्' માં આદિ અંતનો વિપર્યય થવાથી 'तृक' રૂપ બન્યું. પછી ગુણ થવાથી 'तर्क्य' બન્યું. નિસ્ના 'स'નો 'ष' થયો અને ष्टुत्व થઈને 'निष्टर्क्य' સિદ્ધ થયું. 'गृभाय' ઇત્યાદિ પ્રયોગ વૈકલ્પિક 'शायच्' થવાથી બને છે. हृ ધાતુથી शायच् થયો અને 'हृग्रहोर्भश्छन्दसि'ના આદેશ અનુસાર 'हृ'ના સ્થાનમાં 'भ' થયો, તેથી 'गृभाय' બન્યું—गृभाय जिह्वया मधु. શાસ્ત્રકારે સુપ્, તિઙ્ ઉપગ્રહ (પરસ્મૈપદ—આત્મનેપદ) 'લિંગ, પુરુષ, કાલ, હલ્, અચ્, સ્વર, કર્તૃ (કારક) અને યઙ્ આ સર્વનો વ્યત્યય (વિપર્યય) ઈચ્છે છે, તે પણ બાહુલકથી સિદ્ધ થાય છે, 'रात्री' શબ્દમાં 'रात्रेश्चाजसौ' (પા. સૂ૦ ૪–૧–૩૧) આ નિયમ અનુસાર રાત્રિ શબ્દને ઙીપ્ પ્રત્યય થયો છે (લોકમાં 'कृदिकारादक्तिनः'થી ઙીષ્ થઈને અન્તોદાત્ત થાય છે). 'विभ्वी'માં વિભુ શબ્દને 'भुवश्च' ના નિયમ અનુસાર ઙીષ્ થયો છે. 'कद्रूः' પદમાં 'कद्रुकमण्डल्वोश्छन्दसि'થી ऊङ् પ્રત્યય થયો છે. 'आविष्ट्यो वर्धते' ઇત્યાદિ સ્થળોમાં 'आविष्ट्यस्योपसंख्यानं छन्दसि'ના નિયમાનુસાર 'आविस्' અવ્યયને 'त्यप्' આ તદ્ધિત પ્રત્યય થયો છે. 'वाजसनेयिनः'માં 'वाजसनेयेन प्रोक्तमधीयते' આ વ્યુત્પત્તિ અનુસાર 'वाजसनेय' શબ્દને 'शौनकादिभ्यश्छन्दसि' સૂત્રદ્વારા 'णिनि' પ્રત્યય થયો છે. 'कर्णेभिः'માં 'बहुलं छन्दसि'ના નિયમાનુસાર 'भिस्'ના સ્થાનમાં 'ऐस्' આદેશ થયો નથી. 'यशोभग्यः' પદમાં 'वेशोयश आदेर्भगाद्यल्' આ સૂત્રથી 'यल्' પ્રત્યય થયો છે વગેરે ઉદાહરણો જાણવાં જોઈએ. 'चतुरक्षरम्' પદથી ચાર અક્ષરવાળા 'आश्रावय' 'अस्तु श्रौषट्' આદિ પદો તરફ સંકેત કરવામાં આવ્યો છે. અક્ષરસમૂહ વાચ્ય હોય તો 'छन्दस्' શબ્દને 'यत्' પ્રત્યય થાય છે 'छन्दस्यः' આ ઉદાહરણ છે. દેવાસઃમાં 'आज्जसेरसुक्' આ નિયમ અનુસાર 'असुक्' આગમ થયેલ છે. 'सर्वदेव' શબ્દથી સ્વાર્થમાં तातिल् પ્રત્યય થાય છે. 'सविता नः सुवतु सर्वतातिम्' આ ઉદાહરણમાં 'सर्वदेव' શબ્દને 'तातिल्' પ્રત્યય થયાથી 'सर्वदेवताति' શબ્દની સિદ્ધિ થઈ છે. 'युष्मद्' 'अस्मद्' શબ્દોને સાદૃશ્ય અર્થમાં 'वतुप्' પ્રત્યય થાય છે. આ નિયમથી 'त्वावतः' પદ સિદ્ધ થયેલ છે. त्वावतःનો પર્યાય છે 'त्वत्सदृशान्' (તમારા જેવા), 'उभयाविनम्' ઇત્યાદિ પદોમાં 'बहुलं छन्दसि'ના નિયમથી મત્વર્થમાં विनि પ્રત્યય થયો છે. 'छन्दोविन्प्रकरणे०' ઇત્યાદિ નિયમથી 'उभय' શબ્દમાં રહેલા યકારમાંનો અકાર દીર્ઘ થવાથી 'उभयाविनम्' રૂપ બન્યું છે. प्रत्न, पूर्व આદિ શબ્દોને ઇવાર્થમાં 'थाल्' પ્રત્યય લાગે છે, આ નિયમથી 'प्रत्नथा' રૂપ બને છે. એવી જ રીતે 'पूर्वथा' આદિ રૂપ પણ બને છે. વેદમાં 'ऋच्' શબ્દ પરે હોય ત્યારે 'त्रि'નું સંપ્રસારણ થાય છે; અને ઉત્તરપદના આદિનો લોપ થઈ જાય છે. 'तिस्र ऋचो यस्मिन् तत् तृचं सूक्तम्।' જેમાં ત્રણ ઋચાઓ હોય, તે સૂક્તનું નામ 'तृच्' છે. 'त्रि+ऋच्' આ અવસ્થામાં 'त्रि'નું સંપ્રસારણ થતાં 'तृ' બન્યું અને 'ऋच्'ના 'ऋ'નો લોપ થયો એટલે 'तृचम्' સિદ્ધ થયું. 'इन्द्रश्च विष्णो यदपस्पृधेथाम्' અહીં 'अप' ઉપસર્ગની સાથે 'स्पृध' ધાતુના લઙ્લકારમાં પ્રથમ પુરુષના દ્વિવચનનું રૂપ છે. 'अपस्पृधेथाम्' આ નિપાતનથી સિદ્ધ થાય છે. રેફનું સંપ્રસારણ અને અલોપ નિપાતનથી જ થાય છે. 'माङ्' નો યોગ ન હોવા છતાં પણ 'अट्'ના આગમનો

અભાવ થયો છે. (લોકમાં આનું રૂપ 'अपारपर्येथाम्' થાય છે.) 'वसुभिर्नो अव्यात्' ઇત્યાદિમાં 'अव्यादवद्या०' ઇત્યાદિ સૂત્ર અનુસાર વ્યપર 'अ' પરે હોવાથી एङ् (ओ)નો પ્રકૃતિભાવ થયો છે. 'आपो अस्मान्मातरः' ઇત્યાદિ પ્રયોગો પણ 'आपो जुषाणो०' આદિ નિયમ અનુસાર પ્રકૃતિભાવથી સિદ્ધ થાય છે. आकार પરે હોવાથી 'आपो' વગેરેમાં પ્રકૃતિભાવ થાય છે. समानो गर्भः सगर्भस्तत्र भवः सगर्भ्यः । અહીં 'समानस्य च्छन्दसि०' ઇત્યાદિ સૂત્રથી 'समान'ના સ્થાને 'स' આદેશ થયો છે. 'सगर्भसयूथसनुताद् यत्'થી 'यत्' પ્રત્યય થયો છે. 'अष्टापदी' અહીં 'छन्दसि च'ના નિયમ પ્રમાણે ઉત્તરપદ પરે હોતાં 'अष्टन्'માંના 'न'ના સ્થાનમાં 'आ' આદેશ થયો છે. 'ऋतौ भवम् ऋत्व्यम्'-ઋતુમાં જે થાય તે 'ऋत्व्य' કહેવાય. 'ऋत्व्यवास्त्व्यः' ઇત્યાદિ સૂત્રથી નિપાતન કરવામાં આવ્યાથી 'ऋत्व्यम्' પદની સિદ્ધિ થાય છે. अतिशयेन 'ऋजु' इति 'रजिष्ठम्'-જે અત્યંત ઋજુ (કોમલ અથવા સરલ) હોય, તેને 'रजिष्ठम्' (रजिष्ठ) કહેવામાં આવે છે. 'विभाषर्जोश्छन्दसि'ના નિયમાનુસાર इष्ठ, इमन् અને ईयस् પરે હોય ત્યારે ऋजुના 'ऋ'ના સ્થાનમાં 'र' થાય છે. 'ऋजु+इष्ठ' આ અવસ્થામાં ऋ ના સ્થાનમાં 'र' તથા ઉકારનો લોપ થવાથી 'रजिष्ठ' શબ્દ બન્યો છે. 'त्रिपञ्चकम्'-त्रीणी पञ्चकानि यत्र तत् 'त्रिपञ्चकम्' આ વિગ્રહ અનુસાર બહુવ્રીહિ સમાસ કરવાથી 'त्रिपञ्चकम्'ની સિદ્ધિ થાય છે. 'हिरण्ययेन सविता रथेन' આ મંત્રવાક્યમાં 'ऋत्व्यवास्त्व्य०' આદિ સૂત્ર અનુસાર હિરણ્ય શબ્દને मयट् પ્રત્યય અને તેના 'म'નો લોપ નિપાતન કરવામાં આવે છે. આથી 'हिरण्यय' શબ્દની સિદ્ધિ થાય છે. 'इतरम्'-શબ્દને માટે 'अद्ड'-નો નિષેધ છે, તેથી 'सु'ના સ્થાને 'अम्' આદેશ થવાથી 'इतरम्' પદ સિદ્ધ થાય છે. યથા 'वार्त्रघ्नमितरम्'। 'परमे व्योमन्' અહીં 'व्योमनि' રૂપ થવું જોઈતું હતું; પરંતુ 'सुपां सुलुक्०' ઇત્યાદિ નિયમ અનુસાર 'ङि' વિભક્તિનો લુક્ થયો. 'उर्विया'-ની જગ્યાએ 'उरुणा' રૂપ પ્રાપ્ત હતું. 'टा'નો 'इया' આદેશ થવાથી 'उर्विया' રૂપ બન્યું. 'इयाडियाजीकाराणामुपसंख्यानम्' આ વાર્તિકથી અહીં 'इयाज्' થયો છે. 'स्वप्नया'ના સ્થાનમાં 'स्वप्नेन' આ રૂપ થવાનું હતું, પરંતુ 'सुपां सुलुक्' ઇત્યાદિ નિયમથી 'टा'નો 'अयाच्' થઈ ગયો; ને 'स्वप्नया' રૂપ સિદ્ધ થયું. 'धारयध्वम्' રૂપ પ્રાપ્ત હતું, પરંતુ 'ध्वमो ध्वात्' સૂત્રથી 'ध्वम्'ના સ્થાનમાં 'ध्वात्' આદેશ થવાથી 'धारयध्वात्' થઈ ગયું. 'अदुहत'ના સ્થાનમાં 'अदुह्र' આ વૈદિક પ્રયોગ છે. 'लोपस्त आत्मनेपदेषु' આ સૂત્રથી 'त'નો લોપ અને 'बहुलं छन्दसि' થી 'रुट्'નો આગમ થયો છે. 'वै' પાદપૂર્તિ માટે છે. 'अवधिषम्' આ રૂપ પ્રાપ્ત હતું, એના સ્થાનમાં 'वधीं' રૂપ થયું છે. અહીં 'अम्'ના સ્થાનમાં 'म्' આદેશ ને 'अट्'ના આગમનો અભાવ તથા 'ईट्'નો આગમ થયો છે-'वधीं वृत्रम्' 'यजध्वैनं'-અહીં 'यजध्वम्+एनम्' આ દશામાં 'ध्वम्'ના 'म्'નો લોપ થઈને વૃદ્ધિ થવાથી ઉક્ત રૂપની સિદ્ધિ થઈ છે. 'तमो भरन्त एमसि'-અહીં 'इमः'ના સ્થાનમાં 'इदन्तो मसि' આ સૂત્ર અનુસાર 'एमसि' રૂપ થયું છે. 'स्विन्नः स्नात्वी मलादिव'-આ મંત્રમાં 'स्नात्वा' રૂપ પ્રાપ્ત હતું, પરંતુ 'स्नात्व्यादयश्च' આ સૂત્ર અનુસાર તેના સ્થાનમાં 'स्नात्वी' નિપાતન થયું, 'गत्वाय'-गत्वाના સ્થાનમાં 'क्त्वो यक्' સૂત્ર પ્રમાણે 'यक्'નો આગમ થવાથી ઉક્ત પદ સિદ્ધ થાય છે, 'अस्थभिः' માં અસ્થિ

શબ્દના 'इ' ના સ્થાનમાં अनङ् આદેશ થઈ ને ન લોપ થયો છે. 'छन्दस्यपि दृश्यते' આ નિયમથી હલાદિ વિભક્તિ પરે હોય તો પણ 'अनङ्' આદેશ થાય છે. 'गोनाम्' અહીં 'आम्' વિભક્તિ પરે હોતાં 'नुट्'નો આગમ થયો છે, કોઈ છંદના પાદને અંતે 'गो' શબ્દ હોય તો પ્રાયઃ ષષ્ઠીના બહુવચનમાં ત્યાં 'नुट्'નો આગમ થાય છે. 'अपरिह्वृताः' અહીં 'हु ह्वरेश्छन्दसि'થી પ્રાપ્ત થયેલા 'हु' આદેશનો અભાવ નિપાતિત થયો છે. 'ततुरिः,' 'जगुरिः' ઇત્યાદિ પદ પણ 'बहुलं छन्दसि'ના નિયમથી નિપાતન દ્વારા સિદ્ધ થાય છે. 'प्रसितम्' 'प्रसु' अदनેનું નિષ્ઠાન્ત રૂપ છે. અહીં 'इट्'નો નિષેધ પ્રાપ્ત થયો હતો, પરંતુ નિપાતનથી 'इट्' થયેલ છે. એવી જ રીતે 'स्कभित्' આદિ પણ જાણવા જોઈએ. 'पश्वे' અહીં 'जसादिषु छन्दसि वा वचनं०' ઇત્યાદિથી વૈકલ્પિક 'घि' સંજ્ઞા થવાને લીધે ઘિ સંજ્ઞાના અભાવમાં 'यण्' થવાથી 'पश्वे' રૂપ બન્યું છે. એવી જ રીતે 'दंधद्' આ 'दधाति'ના સ્થાનમાં નિપાતિત થયું છે; લેટ્ લકારનું રૂપ છે. 'दधद्रत्नानि दाशुषे' આ મંત્ર છે. 'बभूथ' આ લિટ્ લકારના મધ્યમ પુરુષનું એકવચન છે, વેદમાં એના 'इट्'નો અભાવ નિપાતિત થયો છે, 'प्रमिणन्ति'–અહીં 'प्रमीणन्ति' રૂપ પ્રાપ્ત હતું, मीनातेर्निगमे' સૂત્રથી હ્રસ્વ થઈ ગયું. 'अवीवृधत्'–नित्यं छन्दसि'થી चङ् પરે હોતાં ઉપધા ઋવર્ણનો 'ऋ'–ભાવ નિત્ય થાય છે. 'मित्रयुः' અહીં દીર્ઘનો નિષેધ થાય છે. 'दुष्ट इवाचरति' આ અર્થમાં क्यच् પરે રહેતાં દુષ્ટ શબ્દને 'दुरस्' આદેશ થાય છે. 'दुरस्युः' આ નિપાતનથી સિદ્ધ રૂપ છે. એવી જ રીતે 'द्रविणस्युः'ઇત્યાદિ પણ છે. વેદમાં 'क्त्वा' પ્રત્યય પરે હોય ત્યારે 'हा' ધાતુના સ્થાનમાં 'हि' આદેશ વિકલ્પથી થાય છે. 'हि' આદેશ ન થાય ત્યારે 'घुमास्था०' ઇત્યાદિ સૂત્રથી 'आ'ના સ્થાનમાં 'ई' થાય છે; તેથી 'हित्वा' અને 'हीत्वा' બંને રૂપ થાય છે, 'सु'-પૂર્વક 'धा' ધાતુથી क्त પ્રત્યય પરે હોય ત્યારે 'इत्व' નિપાતન કરવામાં આવે છે તેથી 'सुधितम्' રૂપ બને છે. યથા–'गर्भं मातां सुधितं वक्षणासु ।' 'दाधर्ति', 'दर्धर्ति' અને 'दर्धर्षि' આદિ રૂપો નિપાતનથી સિદ્ધ છે. 'धृ' ધાતુનાં આ यङ्लुगन्त રૂપો છે, 'स्ववद्भिः' अव ધાતુને असुन् પ્રત્યય લગાડવામાં આવતાં 'अवस्' રૂપ થાય છે. 'शोभनमवो येषां ते स्ववसः तैः०स्ववद्भिः' આ એની વ્યુત્પત્તિ છે. 'स्ववःस्वतवसोरुषसश्चेष्यते' આ વાર્તિકથી 'म'કારાદિ પ્રત્યય પરે હોય ત્યારે 'स्ववस्' આદિ શબ્દોના 'स्'નો 'त्' થઈ જાય છે. પ્રસવાર્થક 'सू' ધાતુના લિટ્માં 'ससूवेतिनिगमे' સૂત્રથી 'ससूव' આ નિપાતથી સિદ્ધ થયેલું રૂપ છે. યથા–'गृष्टिः ससूव स्थविरम्'। 'सुधित'ઇત્યાદિ સૂત્રથી 'धत्स्व'-ના સ્થાનમાં 'धिस्व' નિપાતિત થાય છે– धिस्व वज्रं दक्षिण इन्द्र हस्ते 'प्रप्रायमग्निः' અહીં 'प्रसमुपोदः पादपूरणे'થી પાદપૂર્તિને માટે 'प्र' ઉપસર્ગનું દ્વિત્વ થયું છે. 'हरिवते हर्यश्वाय' અહીં 'छन्दसीरः'થી 'मतुप्'ના 'म'નો 'व' થયો છે. 'अक्षण्वन्तः'માં अक्षि શબ્દને, 'मतुप्' 'छन्दस्यपि दृश्यते'થી 'अनङ्' આદેશ તથા 'अनो नुट्'થી नुट्નો આગમ થયો છે. सुपथिन्तरः'માં 'नाद्घस्य'થી 'नुट्'નું આગમ વિશેષ કાર્ય છે. 'रथीतरः'માં 'ईद्रथिनः'માં 'ई' થયેલ છે. 'नसत्तम्'માં नञ्પૂર્વક सद् ધાતુથી નિષ્ઠામાં નત્વનો અભાવ નિપાતિત થયો છે. એવી જ રીતે સૂત્રોક્ત 'निषत्त' આદિ શબ્દો જાણવા જોઈએ. 'अम्नेरव'–એમાં 'अम्नस्' શબ્દ ઈષત્ અર્થમાં છે. વેદમાં સકારનો વૈકલ્પિક રેફ નિપાતિત

થયો છે. 'भुवरथो इति' અહીં 'भुवश्च महाव्याहृतेः'થી 'भुवस्'ના 'स्'નો 'र्' થયો છે. 'ब्रूहि' અહીં 'ब्रूहि प्रेष्य०' ઇત્યાદિ સૂત્રથી ઉકાર પ્લુત થયો છે–જેમ કે अग्नये ऽनुब्रू ३ हि । 'अद्यामावास्येत्या ३ त्थ' અહીં 'निगृह्यानुयोगे च' આ સૂત્રથી વાક્યના ટિનો પ્લુતભાવ થાય છે. अग्नीत्प्रेषणे परस्य च' આ સૂત્રથી આદિ અને પરનું પણ પ્લુત થાય છે. ઉદાહરણ માટે 'ओ३ श्रा३ वय' ઇત્યાદિ પદ છે. આ બધામાં પ્લુત થયું છે. 'दाश्वान्' આદિ પદ क्वसु प्रत्ययान्त નિપાતિત થાય છે. 'स्वतवान्' 'न'કારનો વિકલ્પથી 'रु' થાય છે. પાયુ શબ્દ પરે હોય ત્યારે–'स्वतवाँः पायुरग्ने' 'त्रिभिष्ट्वं देव सवितः' અહીં 'त्रिभिस्+त्वम्' આ સ્થિતિમાં 'युष्मत्तत्तक्षुष्वन्तः पादम्' આ સૂત્રથી 'स्'ના સ્થાનમાં 'ष्' થઈને ષ્ટુત્વ થવાથી त्रिभिष्ट्वम्' બને છે. 'नृभिष्टुतः' અહીં 'स्तुतस्तोमयोश्छन्दसि' આ સૂત્રથી 'नृभिस्'ના स्‌નો 'ष्' થઈને ષ્ટુત્વ થયું છે. 'अभीषुणः' અહીં 'सुञः' સૂત્રથી 'स्' નો 'ष्' થયો છે. ऋताषाहम्' માં सहेः पृतनर्तभ्यां च' સૂત્રથી 'स' નો મૂર્ધન્ય આદેશ થયો છે. 'न्यषीदत्' અહીંયાં પણ 'निव्यभिभ्योऽड्व्यवाये वा छन्दसि' આ સૂત્રથી 'स्' નો મૂર્ધન્ય 'ष्' થયો છે. 'नृमणाः' આ પદમાં ''छन्दस्यृदवग्रहात्' સૂત્રથી 'न' નો 'ण' થયો છે. બાહુલક ચાર પ્રકારના હોય છે–ક્યાંક પ્રવૃત્તિ હોય છે, ક્યાંક અપ્રવૃત્તિ હોય છે; ક્યાંક વૈકલ્પિક વિધિ હોય છે ને ક્યાંક અન્યથાભાવ હોય છે. આ પ્રમાણે સંપૂર્ણ વૈદિક પદસમુદાય સિદ્ધ છે. ક્રિયાવાચી 'भू' 'वा' આદિ શબ્દોની ''ધાતુ' સંજ્ઞા જાણવી જોઈએ. 'भू' આદિ ધાતુઓને પરસ્મૈપદી માનવામાં આવ્યા છે. 'एध' આદિ છત્રીસ ધાતુઓ ઉદાત્ત. તેમ જ આત્મનેપદી છે (એમને 'અનુદાત્તેત્' માનવામાં આવ્યા છે.) હે મુને! 'अत' આદિ સાડત્રીસ ધાતુઓ પરસ્મૈપદી છે. 'शीकृ' આદિ બેતાલીસ ધાતુઓ આત્મનેપદમાં ગણાયેલા છે. 'फक्क' આદિ પચાસ ધાતુઓ ઉદાત્તેત્ (પરસ્મૈપદી) કહેવામાં આવ્યા છે. 'वर्च' આદિ એકવીસ ધાતુઓ અનુદાત્તેત્ આત્મનેપદી બતાવવામાં આવ્યા છે. 'गुप्' આદિ બેતાલીસ ધાતુઓ 'ઉદાત્તેત્' (પરસ્મૈપદી) કહેવામાં આવ્યા છે. 'घिणि' આદિ દશ ધાતુ શાબ્દિકો દ્વારા 'અનુદાત્તેત્' કહેવામાં આવ્યા છે. 'अण्' આદિ સત્તાવીશ ધાતુઓ 'ઉદાત્તેત્' જણાવવામાં આવ્યા છે. 'अय' આદિ ચોત્રીસ ધાતુઓ વૈયાકરણોએ 'અનુદાત્તેત્' (આત્મનેપદી) માન્યા છે. 'मव्य' આદિ બોતેર ધાતુ ઉદાત્તાનુબન્ધી કહ્યા છે. 'धावु' ધાતુ એકલાને જ 'स्वरितेत्' કહેલ છે. 'क्षुध्' આદિ બાવન ધાતુ 'અનુદાત્તેત્' કહ્યા છે. 'घुषिर्' આદિ અઠ્યાસી ધાતુ 'ઉદાત્તેત્' માનવામાં આવ્યા છે, ''द्युत' આદિ બાવીશ ધાતુ 'અનુદાત્તેત્' સ્વીકારવામાં આવ્યા છે. ઘટાદિમાં તેર ધાતુઓ 'षित् અને 'અનુદાત્તેત્' કહેવામાં આવેલ છે. ત્યાર પછી 'ज्वर' આદિ બાવન ધાતુઓ ઉદાત્ત જણાવવામાં આવ્યા છે. 'राजृ' ધાતુ 'સ્વરિતેત્' છે. તે પછી 'भ्राजृ भ्राशृ અને भ्लाशृ'–આ ત્રણ ધાતુ 'અનુદાત્તેત્' કહેવાયા છે. ત્યાર પછી ''स्यमु' ધાતુથી લઈને આગળ બધા જ આદ્યુદાત્ત તેમ જ ઉદાત્તેત્ (પરસ્મૈપદી) છે. પછી એકમાત્ર 'षह' ધાતુ 'અનુદાત્તેત્' તથા એકલો 'रम' ધાતુ આત્મનેપદી છે. તે પછી 'सद' આદિ ત્રણ ધાતુઓ 'ઉદાત્તેત્' છે. 'कुच' આદિ ચાર ધાતુઓ પણ 'ઉદાત્તેત્' (પરસ્મૈપદી) જ છે. ત્યાર પછી 'हिक्क' આદિ પાંત્રીસ ધાતુઓ 'સ્વરિતેત્' છે. 'श्रिञ्' ધાતુ 'સ્વરિતેત્' છે.' सृजू' આદિ ચાર ધાતુઓ

પણ સ્વરિતેત્ જ છે. 'वेट्' આદિ છેંતાલીસ ધાતુઓને પરસ્મૈપદી કહેવામાં આવ્યા છે. 'स्मिङ्' આદિ અઢાર ધાતુઓને આત્મનેપદી માનેલ છે. 'पूङ्' આદિ ત્રણ ધાતુઓને અનુદાત્તેત્ કહેવામાં આવ્યા છે. 'हृवृ' ધાતુ પરસ્મૈપદી છે, પછી 'गुप'થી લઈને ત્રણ ધાતુ આત્મનેપદી છે. 'रम' 'અનુદાત્તેત્' છે. અને 'ञिक्ष्विदा' 'ઉદાત્તેત્' છે. 'स्कम्भु' આદિ પંદર ધાતુઓ પરસ્મૈપદી છે.

'कित' ધાતુ ઉદાત્તેત્ છે. 'दान' 'शान' આ બે ધાતુ ઉભયપદી છે. 'पच' આદિ નવ ધાતુઓ 'સ્વરિતેત્' (ઉભયપદી છે.) તેમને પરસ્મૈપદી અને આત્મનેપદી બન્ને માનવામાં આવેલ છે. પછી ત્રણ 'સ્વરિતેત્' ધાતુઓ છે. પરિભાષણ અર્થવાળા 'वद' અને 'वच' ધાતુ પરસ્મૈપદી છે. આ એક હજાર ને છ ધાતુઓને 'ભ્વાદિ' કહેવામાં આવેલ છે.

'अद' અને 'हन्' ધાતુ પરસ્મૈપદી કહ્યા છે. 'द्विष' આદિ ચાર ધાતુ 'સ્વરિતેત્ માનવામાં આવ્યા છે. અહીં કેવલ 'चक्षिङ्' ધાતુને આત્મનેપદી કહેલ છે. પછી 'ईर' આદિ તેર ધાતુઓ અનુદાત્તેત્ છે. હે મુને! વૈયાકરણોએ 'षूङ्' અને 'शीङ्'—આ બે ધાતુઓને આત્મનેપદી કહેલ છે. પછી 'षु' આદિ સાત ધાતુ પરસ્મૈપદી જણાવ્યા છે. અહીં એક 'ऊर्णुञ्' ધાતુ સ્વરિતેત્ કહ્યો છે. 'द्यु' આદિ ત્રણ ધાતુઓ પરસ્મૈપદી જણાવ્યા છે. કેવલ 'ष्टुञ्' ધાતુને શાબ્દિકોએ ઉભયપદી કહેલ છે. 'रा' આદિ અઢાર ધાતુઓને પરસ્મૈપદ માનવામાં આવેલ છે. પછી કેવલ 'इङ्' ધાતુ આત્મનેપદી કહ્યો છે. ; ત્યારબાદ 'विद' આદિ ચાર ધાતુ પરસ્મૈપદ માનવામાં આવ્યા છે. 'ञिष्वप् शये' આ ધાતુ પરસ્મૈપદ છે. श्वस આદિ ધાતુ પરસ્મૈપદ કહ્યા છે. 'दीधीङ्' અને 'वेवीङ्' આ બે ધાતુ આત્મનેપદી મનાયા છે. 'षस' આદિ ત્રણ ધાતુ 'ઉદાત્તેત્' છે. 'चर्करीतं च' આ યઙ્-લુગન્તનું પ્રતીક છે. એને अदादि માનવામાં આવેલ છે. 'ह्नुङ्' ધાતુને અનુદાત્તેત્ કહ્યો છે. આ પ્રમાણે अदादि ગણમાં તોત્તેર ધાતુ હોવાનું જણાવવામાં આવ્યું છે.

'हु' આદિ (हु, भी, ह्री અને पृ) ચાર ધાતુને પરસ્મૈપદ માન્યા છે. 'भृञ्' ધાતુ સ્વરિતેત્ અને 'ओहाक्' ધાતુ અનુદાત્તેત્ છે. 'माङ्' અને 'ओहाङ्'—આ બે ધાતુઓ અનુદાત્તેત્ છે. દાનાર્થક 'दा' અને ધારણાર્થક 'धा' એમાં સ્વરિતની ઇત્સંજ્ઞા થઈ છે. 'णिजिर्' આદિ ત્રણ ધાતુ સ્વરિતેત્ કહ્યા છે. 'घृ' આદિ બાર ધાતુઓ પરસ્મૈપદી માનવામાં આવ્યા છે. આ પ્રમાણે ह्वादि (जुहोत्यादि) ગણમાં બાવીશ ધાતુ કહેવામાં આવ્યા છે.

'दिव' આદિ પચીશ ધાતુઓને પરસ્મૈપદી કહેલા છે. 'षूङ्' અને 'दूङ्' આ આત્મનેપદી છે. 'पूङ्' આદિ સાત ધાતુઓ 'ओदित्' અને આત્મનેપદી માનવામાં આવ્યા છે. 'लीङ्' આદિ ધાતુઓ અહીં આત્મનેપદી માનવામાં આવ્યા છે. 'श्यति' (शो) આદિ ચાર ધાતુઓ પરસ્મૈપદી છે. 'जनी' આદિ પંદર ધાતુઓ આત્મનેપદી છે. 'मृष' આદિ પાંચ ધાતુઓ સ્વરિતેત્ કહ્યા છે. 'पद' આદિ અગિયાર ધાતુઓ આત્મનેપદી છે. અહીં વૃદ્ધિ અર્થમાં જ અકર્મક 'राध' ધાતુનું ગ્રહણ છે. આ સ્વાદિ અને ચુરાદિ ગણમાં પણ પઠિત છે.[૫૨] 'राध' આદિ તેર ધાતુઓને ઉદાત્તેત્ કહ્યા છે, ત્યારબાદ रघ આદિ આઠ ધાતુઓ પરસ્મૈપદી જણાવ્યા છે. 'शम' આદિ છેતાલીસ ધાતુઓને ઉદાત્તેત્ કહ્યા છે. આ પ્રમાણે દિવાદિમાં એકસોચાલીસ ધાતુ

માનવામાં આવ્યા છે.[૫૪]

'सु' આદિ નવ ધાતુઓ સ્વરિતેત્ કહેવાય છે; 'दु' આદિ સાત ધાતુઓ પરસ્મૈપદી જણાવવામાં આવ્યાં છે. 'अश' અને 'ष्टिघ' આ બે ધાતુ અનુદાત્તેત્ કહ્યા છે. અહીં 'तिक' આદિ ચૌદ ધાતુઓને પરસ્મૈપદી માનવામાં આવેલ છે. સ્વાદિ-ગણુમાં કુલ બત્રીસ ધાતુઓ જણાવવામાં આવ્યા છે.

'तुद' આદિ છ સ્વરિતેત્ છે. 'ऋषी' ધાતુ ઉદાત્તેત્ છે અને 'जुषी' આદિ ચાર ધાતુઓ આત્મનેપદી છે. 'व्रश्च' આદિ એકસો પાંચ ધાતુઓને ઉદાત્તેત્ કહ્યા છે. અહીં કેવલ 'गुरी' ધાતુ અનુદાત્તેત્ માન્યો છે. 'णू' આદિ ચાર ધાતુઓ પરસ્મૈપદી જણાવ્યા છે. 'कुङ्' ધાતુને અનુદાત્તેત્ કહેવામાં આવેલ છે. અહીં કુટાદિ ગણુની પૂર્તિ થઈ છે. 'पृङ्' અને 'मृङ्' આ આત્મનેપદી ધાતુઓ છે. 'रि' અને 'पि'થી છ ધાતુઓ સુધીનાને પરસ્મૈપદી ધાતુઓ કહેલ છે. 'दृङ्' અને 'धृङ्' આ બે ધાતુઓ આત્મને-પદી છે. 'प्रच्छ' આદિ સોળ ધાતુઓ પરસ્મૈપદી જણાવેલ છે. પછી 'मिल' આદિ છ ધાતુઓ સ્વરિતેત્ કહેવામાં આવ્યા છે. એ પછી 'कृती' આદિ ત્રણ ધાતુઓ પરસ્મૈ-પદી છે. આ પ્રમાણે તુદાદિમાં એકસો સત્તાવન ધાતુઓ છે.

'रुध' આદિ નવ ધાતુઓ સ્વરિતેત્ છે. 'कृती' ધાતુ પરસ્મૈપદી છે. 'ञि इन्धी'થી ત્રણ ધાતુઓ સુધી અનુદાત્તેત્ કહેવામાં આવેલ છે. ત્યાર પછી 'शिष् पिष्' આદિ બાર ધાતુઓ ઉદાત્તેત્ છે, આ પ્રમાણે રુધાદિ ગણુમાં કુલ પચીસ ધાતુઓ છે.

'तनु' ધાતુથી લઈને સાત ધાતુઓને 'સ્વરિતેત્' કહેલ છે. 'मनु' અને 'वनु'-આ બંને આત્મનેપદી છે. 'कृञ्' ધાતુ 'સ્વરિતેત્' છે. આ પ્રમાણે તનાદિ ગણુમાં દશ ધાતુઓની ગણુના કરી છે.

'क्री' આદિ સાત ધાતુઓ ઉભયપદી છે. 'स्तम्भु' આદિ ચાર સૌત્ર (સૂત્રોક્ત) ધાતુ પરસ્મૈપદી કહ્યા છે. 'क्नूञ्' આદિ બાવીશ ધાતુઓને ઉદાત્તેત્ કહેલ છે. 'वृङ्' ધાતુ આત્મનેપદી છે. 'श्रन्थ' આદિ એકવીસ ધાતુઓ પરસ્મૈપદી છે અને 'ग्रह' ધાતુ સ્વરિતેત્ છે. આ પ્રમાણે ક્ર્યાદિ ગણુમાં બાવન ધાતુઓ ગણુવામાં આવ્યા છે.

ચુર આદિ એકસો છત્રીશ ધાતુઓ 'ञित्' (ઉભયપદી) માનવામાં આવેલ છે. 'चित' આદિ અઢાર (કે આડત્રીશ) આત્મનેપદી માન્યા છે. 'चर्च'થી લઈને धृष ધાતુ સુધીના ધાતુઓને ञित् (ઉભયપદી) કહેવામાં આવ્યા છે.

તે પછીની અડતાલીસ अदन्त ધાતુ પણુ ઉભયપદી જ છે. 'पद' આદિ દશ ધાતુઓ આત્મનેપદમાં ગણુવામાં આવેલ છે. અહીં 'सूत्र' આદિ આઠ ધાતુઓને પણુ મનીષી પુરુષોએ ઉભયપદી કહેલ છે. પ્રાતિપદિકથી ધાત્વર્થમાં णिच् અને ઘણું કરીને બધી બાબતો इष्ठ પ્રત્યયની જેમ થાય છે. તાત્પર્ય એ છે કે 'इष्ठ' પ્રત્યય પરે હોય ત્યારે જેવી રીતે પ્રાતિપદિક્, પુંવદ્ભાવ, રભાવ, ટિલોપ, વિન્મતુપ્ લોપ, યણાદિ લોપ, પ્ર, સ્થ, સ્ફ આદિ આદેશ અને ભસંજ્ઞા આદિ કાર્ય થાય છે, તેવી જ રીતે 'णि' પરે હોય ત્યારે પણુ બધાં કાર્ય થશે. 'તેને કરે છે, અથવા તેને કહે છે' આ અર્થમાં પણુ પ્રાતિપદિકથી 'णिच्' પ્રત્યય થાય છે. પ્રયોજક વ્યાપારમાં પ્રેષણુ આદિ વાચ્ય હોય તો ધાતુથી णिच થાય છે. કર્તૃ-વ્યાપાર માટે જે કરણુ હોય, તેનાથી ધાત્વર્થમાં णिच् થાય છે. 'चित्र' આદિ આઠ ધાતુઓ ઉદાત્તેત્ છે. પરંતુ 'સંગ્રામ' ધાતુને શબ્દ-શાસ્ત્રના વિદ્વાનોએ અનુદાત્તેત્ માનેલ છે.

'स्तोभ' આદિ સોળ ધાતુઓ અદંત ધાતુઓના નિર્દેશક છે. 'बहुलमेतन्निदर्शनम्'–આમાં જે બહુલ શબ્દ આવ્યો છે, તેનાથી અન્ય જે સૂત્રોક્ત લૌકિક અને વૈદિક ધાતુઓ છે, તે સર્વનું ગ્રહણ થાય છે. બધા જ ધાતુઓ બધા ગણોમાં છે અને સર્વના અનેક અર્થ છે; આ ધાતુઓથી અતિરિક્ત 'सनादि'[1] પ્રત્યય જેના અંતમાં હોય તેમની પણ ધાતુ સંજ્ઞા થાય છે. નામધાતુ પણ ધાતુ જ છે. આ પ્રમાણે અનંત ધાતુઓની ઉદ્ભાવના થઈ શકે છે. અહીં સંક્ષેપથી સર્વ કાંઈ બતાવવામાં આવ્યું છે. આનો વિસ્તાર તે તે વિષયને લગતા ગ્રંથોમાં છે.

(ઉપદેશાવસ્થામાં એકાચ્ અનુદાત્ત ધાતુથી પરે 'वल' આદિ આર્ધધાતુકને ઇટ્નો આગમ થતો નથી. જેમને આ નિષેધ લાગુ પડે છે, તે ધાતુઓને 'અનિટ્' કહેવાય છે. તે જ અનિટ્ કે એકાચ્ અનુદાત્ત ધાતુઓનો અહીં સંગ્રહ કરવામાં આવે છે–) અજન્ત ધાતુઓમાં–ઊકારાન્ત ૠકારાન્ત, यु, रु, क्ष्णु, शीङ्, स्नु, नु, श्वि, डीङ्, श्रिञ्, वृङ्, वृञ्–આ ધાતુઓ સિવાય બાકીના બધા જ અનુદાત્ત (અનિટ્) માનવામાં આવ્યા છે. शक्लृ, पच्, मुच्, रिच्, वच्, सिच्, प्रच्छ, त्यज् निजिर्, भज्, भञ्ज्, भुज्, भ्रस्ज् मस्ज्, यज्, युज्, रुज्, रञ्ज्, विजिर्, स्वञ्ज्, सञ्ज्, सृज्। अद्, क्षुद्, खिद्, छिद्, तुद्, नुद्, पद्, भिद्, विद् (सत्ता), विद् (विचारणे), शद्, सद्, स्विद्, स्कन्द्, हृद्, क्रुध्, क्षुध्, बुध्, बन्ध्, युध्, रुध्, राध् व्यध्, शुध्, साध्, सिध्, मन् (दिवादि), हन्, आप्, क्षिप्, क्षुप्, तप्, तिप्, तृप्, दृप्, लिप्, लुप्, वप्, शप्, स्वप्, सृप्, यभ्, रभ्, लभ्, गम्, नम्, यम्, रम्, क्रुश्, दंश्, दिश्, दृश्, मृश्, रिश्, रुश्, लिश्, विश्, स्पृश्, कृष्, त्विष्, तुष्, द्विष्, दुष्, पुष्, पिष्, विष्, शिष्, शुष्, श्लिष्, घस्, वस्, दह्, दिह्, दुह्, नह्, मिह्, रुह्, लिह् તથા वह् હલન્તમાં આ એકસો બે ધાતુઓને અનુદાત્ત માનવામાં આવ્યા છે. 'च' આદિની નિપાતસંજ્ઞા થાય છે. 'प्र' આદિ ઉપસર્ગ 'गति' કહેવાય છે. ભિન્ન ભિન્ન દિશા, દેશ અને કાળમાં પ્રકટ થયેલા શબ્દો અનેક અર્થોના બોધક હોય છે. તેઓ દેશકાળના ભેદથી બધા જ લિંગોમાં પ્રયુક્ત થાય છે. અહીંયાં ગણપાઠ, સૂત્રપાઠ, ધાતુપાઠ તથા અનુનાસિક પાઠને 'પારાયણ' કહેવામાં આવેલ છે. વૈદિક અને લૌકિક બધા જ શબ્દો નિત્યસિદ્ધ છે. વૈયાકરણો દ્વારા શબ્દોના કરવામાં આવતા સંગ્રહમાં તે શબ્દોનું પારાયણ જ મુખ્ય હેતુ છે. (પારાયણજનિત પુણ્યલાભ માટે જ તેમનું સંકલન થાય છે.) સિદ્ધ શબ્દોનું જ પ્રકૃતિ, પ્રત્યય, આદેશ અને આગમ દ્વારાં લઘુમાર્ગથી સમ્યક્ નિરૂપણ કરવામાં આવે છે.

આ પ્રમાણે નિરુક્તનું યત્કિંચિત જ વર્ણન કર્યું છે, પૂર્ણરૂપે આનું વર્ણન તો કોઈ પણ કરી શકતું જ નથી.૧–૮૮

इत्थमेतत्समाख्यातं निरुक्तं किंचिदेव ते।
कार्त्स्न्येन वक्तुमानं स्यात्कोऽपि शक्तो नु नारद ॥८८

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'નિરુક્તવર્ણન' નામનો ૫૩ મો અધ્યાય સંપૂર્ણ

[1] सन्, क्यच्, काम्यच्, क्यङ्, कष्, आचारक्विप्, णिच्, यङ्, यक्, आय, इयङ्, णिङ्–આ બાર પ્રત્યયો સનાદિ કહેવાય છે.

## અધ્યાય ૫૪ મો

### ત્રિસ્કન્ધ જ્યોતિષનું વર્ણન : ગણિતનું પ્રતિપાદન

सनन्दन उवाच ।

ज्यौतिषाङ्गं प्रवक्ष्यामि यदुक्तं ब्रह्मणा पुरा ।
यस्य विज्ञानमात्रेण धर्मसिद्धिर्भवेन्नृणाम् ॥ १ ॥
त्रिस्कन्धं ज्यौतिषं शास्त्रं चतुर्लक्षमुदाहृतम् ।
गणितं जातकं विप्र संहितास्कन्धसंज्ञितम् ॥ २ ॥
गणिते परिकर्माणि खगमध्यस्फुटक्रिये ।
अनुयोगश्चन्द्रसूर्यग्रहणं चोदयास्तकम् ॥ ३ ॥
छाया शृङ्गोन्नतियुती पातसाधनमीरितम् ।

શ્રી સનન્દન કહે છે : હે દેવર્ષે ! હવે હું જ્યોતિષ નામના વેદાંગનું વર્ણન કરીશ; પૂર્વે બ્રહ્માએ આનો ઉપદેશ કર્યો હતો. વળી એના વિજ્ઞાનમાત્રથી માણસોના ધર્મની સિદ્ધિ થઈ શકે છે. હે બ્રહ્મન્ ! જ્યોતિષશાસ્ત્ર ચાર લાખ શ્લોકોથી વર્ણવાયેલ હોવાનું જણાવવામાં આવ્યું છે. આના ત્રણ સ્કન્ધ× છે, જેનાં નામ આ પ્રમાણે છે : ગણિત ( સિદ્ધાન્ત ), જાતક ( હોરા ) અને સંહિતા. ગણિતમાં પરિકર્મ* ગ્રહોને મધ્યમ તેમ જ સ્પષ્ટ કરવાની રીતો બતાવવામાં આવી છે. સિવાય અનુયોગ ( દેશ, દિશા અને કાળનું જ્ઞાન ), ચંદ્રગ્રહણ, સૂર્યગ્રહણ, ઉદય, અસ્ત, છાયાધિકાર, ચંદ્રશૃંગોન્નતિ,+ ગ્રહયુતિ ( ગ્રહોનો યોગ ) તથા પાત( મહાપાત= સૂર્યચંદ્રમાનાં ક્રાંતિસામ્ય )નો સાધન–પ્રકાર કહેવામાં આવ્યો છે. ૧–૩½

जातके राशिभेदाश्च ग्रहयोनिर्वियोनिजे ॥ ४ ॥
निषेकजन्मारिष्टानि ह्यायुर्दायो दशाक्रमः ।
कर्माजीवं चाष्टवर्गो राजयोगाश्च नाभसाः ॥ ५ ॥
चन्द्रयोगा प्रव्रज्याख्या राशिशीलं च दृक्फलम् ।
ग्रहभावफलं चैवाश्रययोगप्रकीर्णके ॥ ६ ॥
अनिष्टयोगाः स्त्रीजन्मफलं निर्याणमेव च ।
नष्टजन्मविधानं च तथा द्रेष्काणलक्षणम् ॥ ७ ॥

જાતક સ્કન્ધમાં રાશિભેદ, ગ્રહયોનિ ( ગ્રહોની જાતિ, રૂપ અને ગુણ આદિ ), વિયોનિજ ( માનવેતર જન્મફળ ), ગર્ભાધાન, જન્મ, અરિષ્ટ, આયુર્દાય, દશાક્રમ, કર્મજીવ ( આજીવિકા ), અષ્ટકવર્ગ, રાજયોગ, નાભસયોગ, ચન્દ્રયોગ, પ્રવ્રજ્યાયોગ, રાશિફળ, ગ્રહદૃષ્ટિફળ, ગ્રહોનાં ભાવફળ, આશ્રયયોગ, પ્રકીર્ણ, અનિષ્ટયોગ, સ્ત્રીજાતકફળ, નિર્યાણ ( મૃત્યુવિષયક વિચાર ), નષ્ટજન્મવિધાન (અજ્ઞાત જન્મ–કાળ જાણવાનો પ્રકાર) તથા દ્રેષ્કાણોનાં× સ્વરૂપ–આ સર્વ વિષયોનું વર્ણન છે. ૪–૭

संहिताशास्त्ररूपं च ग्रहचारोऽब्दलक्षणम् ।
तिथिवासरनक्षत्रयोगतिथ्यर्द्धसंज्ञकाः ॥ ८ ॥
मुहूर्तोपग्रहाः सूर्यसंक्रान्तिर्गोचरः क्रमात् ।
चन्द्रताराबलं चैव सर्वलग्नार्तवाह्वयः ॥ ९ ॥
आधानपुंससीमन्तजातनामान्नभुक्तयः ।
चौलं कर्णच्छिदा मौञ्जी क्षुरिकाबन्धनं तथा ॥ १० ॥
समावर्तनवैवाहप्रतिष्ठासद्मलक्षणम् ।
यात्रा प्रवेशनं सद्योवृष्टिः कर्मविलक्षणम् ॥ ११ ॥
उत्पत्तिलक्षणं चैव सर्वं संक्षेपतो ब्रुवे ।

હવે સંહિતા સ્કંધના સ્વરૂપનો પરિચય આપવામાં આવે છે. તેમાં ગ્રહચાર ( ગ્રહોની ગતિ ) વર્ષ, લક્ષણ, તિથિ, દિવસ, નક્ષત્ર,

× કેટલાકોના મતે જ્યોતિષના પાંચ સ્કન્ધ છે–સિદ્ધાંત, હોરા, સંહિતા, સ્વર અને સામુદ્રિક. સિદ્ધાંતને જ ગણિત કહેવામાં આવે છે. હોરાનું જ બીજું નામ જાતક છે.

* યોગ, અન્તર, ગુણન, ભજન, વર્ગ, વર્ગમૂળ, ઘન અને ઘનમૂળ–આ પરિકર્મ કહેવાયાં છે.

+ બીજના દિવસે થતા ચંદ્રના ઉદયમાં ચંદ્રનું શૃંગ ક્યારેક જમણે ને ક્યારેક ડાબે ઉપસેલું રહે છે. એને જ 'ચંદ્રશૃંગોન્નતિ' કહેલ છે. જ્યોતિષમાં તેના પરિણામનો વિચાર કરવામાં આવ્યો છે.

× રાશિના ત્રીજા ભાગ(૧૦ અંશ)ની 'દ્રેષ્કાણ' સંજ્ઞા છે.

યોગ, કરણ, મુહૂર્ત, ઉપગ્રહ, સૂર્યસંક્રાન્તિ, ગ્રહગોચર, ચંદ્રમા અને તારાનું બળ, સંપૂર્ણ લગ્નો તથા ઋતુદર્શનનો વિચાર, ગર્ભાધાન, પુંસવન, સીમન્તોન્નયન, જાતકર્મ, નામકરણ, અન્નપ્રાશન, ચૂડાકરણ, કર્ણવેધ, ઉપનયન, મૌંજીબંધન (વેદારંભ), ક્ષુરિકાબંધન, સમાવર્તન, વિવાહ, પ્રતિષ્ઠા, ગૃહલક્ષણ, યાત્રા, ગૃહપ્રવેશ, તત્કાળ વૃષ્ટિજ્ઞાન, કર્મવૈલક્ષણ્ય તથા ઉત્પત્તિનું લક્ષણ—આ સર્વ વિષયોનું સંક્ષેપમાં વર્ણન કરીશ. ૮–૧૧૩

एकं दश शतं चैव सहस्रायुतलक्षकम् ॥ १२ ॥
प्रयुतं कोटिसंज्ञा चार्बुदमब्जं च खर्वकम् ।
निखर्वं च महापद्मं शङ्कुर्जलधिरेव च ॥ १३ ॥
अन्त्यं मध्यं परार्द्धं च संज्ञा दशगुणोत्तराः ।
क्रमादुत्क्रमतो वापि योगः कार्योन्तरं तथा ॥१४॥
हन्याद्गुणेन गुण्यं स्यात्तेनैवोपान्तिमादिकान् ।
शुद्धचेद्धरो यद्गुणश्च भाज्यान्त्यात्तत्फलं मुने ॥१५॥

[હવે ગણિતના પ્રકરણનો પ્રારંભ કરવામાં આવે છેઃ] એકમ, દશક, સો, હજાર, (અયુત) દશ હજાર, લાખ, (પ્રયુત) દશ લાખ, (કોટિ) કરોડ, (અર્બુદ) દશ કરોડ, (અબ્જ) અબજ, (ખર્વ) દશ અબજ, નિખર્વ, મહાપદ્મ, શંકુ, જલધિ, અન્ત્ય, મધ્ય, પરાર્ધ ઇત્યાદિ સંખ્યાબોધક સંજ્ઞાઓ ઉત્તરોત્તર દશગણી માનવામાં આવી છે. પોતપોતાના સ્થાનમાં રહેલા આંકડાઓનો સરવાળો કે બાદબાકી ક્રમ અથવા વ્યુત્ક્રમથી કરવાં જોઈએ. (અર્થાત્ એકમનો આંકડો એકમની નીચે, દશકનો દશકની નીચે મૂકી સરવાળો કે બાદબાકી કરવામાં આવે તો જવાબ બરાબર આવશે.) ગુણ્યના અંતિમ અંકને ગુણકથી ગુણવો જોઈએ. પછી તેની બાજુના અંકને પણ તે જ ગુણકથી ગુણવો જોઈએ. આ પ્રમાણે આદિ અંક સુધી ગુણ્યા કરવાથી ગુણાકાર આવે છે.* એવી જ રીતે ભાગાકાર જાણવાં માટે પણ યત્ન કરવો. જેટલા અંકોથી ભાજકને ગુણવાથી ભાજ્યમાંથી ઓછા થતા આવે તે જ અંકો લબ્ધિ અથવા ભાગાકાર હોય છે. અર્થાત્ ભાજ્યને ભાજક વડે ભાગવાથી જે અંકો પ્રાપ્ત થાય તે ભાગાકાર કહેવાય. (દા. ત. ભાજ્ય ૧૬૨૦ ÷ભાજક ૧૨=૧૩૫ ભાગાકાર અથવા અંક-લબ્ધિ.) ૧૨–૧૫

समाङ्कघातो वर्गः स्यात्तमेवाहुः कृतिं बुधाः ।
अन्त्याच्च विषमात्त्यक्त्वा कृतिं मूलं न्यसेत्पृथक् ॥१६
द्विगुणेनामुना भक्ते फलं मूले न्यसेत्क्रमात् ।
तत्कृतिं च त्यजेद्विप्र मूलेन विभजेत्पुनः ॥ १७॥
एवं मुहुर्वर्गमूलं जायते च मुनीश्वर ।

બે સમાન અંકોના ગુણન ફળને વર્ગ કહેવામાં આવે છે. વિદ્વાન પુરુષો તેને જ કૃતિ કહે છે. (જેમ કે, ૪નો વર્ગ ૪×૪=૧૬ અને ૯નો વર્ગ ૯×૯=૮૧ થાય છે.)× [વર્ગમૂળ જાણવાને માટે જમણા અંકથી ડાબા અંક સુધી અર્થાત્ આદિથી અંત સુધી વિષમ અને સમનું ચિહ્ન કરવું. ઊભી લીટીને વિષમનું અને આડી લીટીને સમનું ચિહ્ન માનવામાં આવ્યું છે.] અંતિમ વિષમમાં જેટલા વર્ગ બાદ થઈ શકે તેટલા બાદ કરી દેવા જોઈએ. તે વર્ગનું મૂળ લેવું અને તેને જુદું રાખવું, ૧૬ પછી દ્વિગુણિત મૂળથી સમ અંકને ભાગવો, ને જે લબ્ધિ આવે તે અંકના

* અહીં 'अङ्कानां वामतो गतिः' આ ઉક્તિ અનુસાર આદિ–અંત જાણવા જોઈએ. જેમ કે '૧૩૫×૧૨' આમાં ૧૩૫ ગુણ્ય છે અને ૧૨ ગુણક છે. ગુણ્યનો અંતિમ અંક ૧ છે, તેને પ્રથમ ૧૨ થી ગુણાય, પછી ૩ ને ત્યાર પછી તેના પછી આવતા ૫ ને ૧૨ થી ગુણાય. રૂપ–વિભાગથી અને સ્થાન–વિભાગથી આ ગુણાકારના અનેક પ્રકાર છે. આનો વિસ્તાર લીલાવતીમાં જોવો જોઈએ.

× વર્ગ અથવા કૃતિ કાઢવાના બીજા પણ ઘણા પ્રકારો લીલાવતીમાં બતાવવામાં આવ્યા છે.

વર્ગને વિષમમાંથી બાદ કરવો, પછી તેને બમણો કરી પંક્તિમાં મૂકવો. આ પ્રમાણે વારંવાર કરવાથી પંક્તિથી અર્ધું વર્ગમૂળ* થાય છે.૧૬,૧૭

समत्र्यङ्कहतिः प्रोक्तो घनस्तत्र विधिः पदे ॥१८॥
प्रोच्यते विषमं त्वाद्यं समे द्वे च ततः परम् ।
विशोध्यं विषमादन्त्याद् घनं तन्मूलमुच्यते ॥१९॥
त्रिनिघ्न्यासं मूलकृत्या समं मूले न्यसेत्फलम् ।
तत्कृतिश्चान्त्यनिहतान्त्रिघ्नीं चापि विशोधयेत् ॥२०
घनं च विषमादेवं घनमूलं मुहुर्भवेत् ।

સમાન ત્રણ અંકોના ગુણનફળને +'ઘન' કહેવામાં આવે છે. હવે ઘનમૂળ કાઢવાની રીત બતાવવામાં આવે છે: જમણી બાજુના પહેલા અંક પર ઘન અથવા વિષમનું ચિહ્ન (ઊભી લીટીના રૂપમાં) કરવું, તેની ડાબી બાજુના બે અંકો પર (આડી લીટીના રૂપમાં) અઘન અથવા સમ-ચિહ્ન મૂકવું. એ જ પ્રમાણે અંતિમ અંક સુધી એક ઘન (વિષમ) અને બે અઘન(સમ)નાં ચિહ્નો મૂકવાં. અંતિમ અથવા વિષમ ઘનમાંથી જેટલા ઘન બાદ થઈ શકે તેટલા બાદ કરી તેમને જુદા રાખવા. તેનું ઘનમૂળ લેવું ને તે ઘનમૂળનો વર્ગ કરવો, પછી તેને ત્રણથી ગુણવો. તેના વડે આદિ અંકને ભાગવો. ભાગાકાર અથવા લબ્ધાંક જુદો લખી લેવો. તે લબ્ધિનો વર્ગ કરવો અને તેને અંત્ય (પ્રથમ મૂલાંક) તેમ જ ત્રણથી ગુણવો. પછી તેના પછીનો અંક તેમાંથી બાદ કરવો. અને જુદા લખી રાખેલા લબ્ધાંકનો ઘન આગલા ઘનના અંકમાંથી બાદ કરવો. આ પ્રમાણે વારંવાર કરવાથી *ઘનમૂળ નીકળી આવે છે.૧૮-૨૦

अन्योन्यहारनिहतौ हरांशा तु समच्छिदा ॥२१॥
लवा लवघ्नाश्च हरा हरघ्ना हि सवर्णनम् ।
भागप्रभागे विज्ञेयं मुने शास्त्रार्थचिन्तकैः ॥२२॥
अनुबन्धेऽपवाहे चैकस्य चेदधिकोनकः ।
भागास्तलस्थहारेण हारं स्वांशाधिकेन तान् ॥२३॥
ऊनेन चापि गुणयेद्धनर्णं चिन्तयेत्तथा ।
कार्यस्तुल्यहरांशानां योगश्चाप्यन्तरे मुने ॥२४॥
अहारराशौ रूपं तु कल्पयेद्धरमप्यथ ।
अंशाहतिश्छेदघातहृद्भिन्नगुणने फलम् ॥२५॥
छेदं चापि लवं विद्वन्परिवर्त्य हरस्य च ।
शेषः कार्यो भागहारे कर्तव्यो गुणनाविधिः ॥२६॥

ભિન્ન અંકોના પરસ્પર હરથી હર (ભાજક) અને અંશ (ભાજ્ય) બંનેને ગુણવાથી બધાની નીચે બરાબર હર× થઈ

---

* જેમ કે ૧૬૩૮૪ નું વર્ગમૂળ ઉપર જણાવેલી રીતે કાઢવાથી ૧૨૮ આવે છે.

```
|–|–|
૧૬૩૮૪
૧                    ૧૨૮
──                   ───
૦૬                   ૨૫૬  પંક્તિ
 ૪
──
 ૨૩
 ૦૪
───
૧૯૮
૧૯૨
────
૦૦૬૪
  ૬૪
────
  ૦૦
```

આંકડાઓ માંડ્યા પછી ડાબેથી જમણી બાજુ ઊભી અને આડી રેખાઓ આંકડાઓ પર મૂકીને વિષમ અને સમ આંકડાઓ જાણવા જોઈએ.

+ જેમ કે ત્રણનો ઘન થયો ૩×૩×૩=૨૭

* ઉદાહરણ આ પ્રમાણે છે:

૧૯૬૮૩નું ઘનમૂળ કાઢવાનું છે. મૂળમાં કહેલી રીત પ્રમાણે આની ક્રિયા આ પ્રમાણે થશે.

```
              |––|
              ૧૯૬૮૩        ૮ ઘન, તેનું મૂળ ૨
               ૮           ૨ નો વર્ગ=      ૪
૨×૨×૩=૧૨ ) ૧૧૬ (૨૭=
               ૮૪  ઘનમૂળ ૪×૩=          ૧૨
              ───
              ૩૨૮          ૭ નો વર્ગ     ૪૯
 ૭×૭×૨×૩=૨૯૪              ૪૯×૨=         ૯૮
              ───
               ૩૪૩          ૯૮×૩=        ૨૯૪
     ૭×૭×૭=૩૪૩
              ───
               ૦૦૦
```

× જેમ કે ૧/૨, ૧/૩, ૧/૪ અહીં પરસ્પર હરથી

જાય છે. ભાગ–પ્રભાગમાં અંશને અંશથી અને હરને હરથી ગુણવા જોઈએ. ભાગાનુબંધ તેમ જ ભાગાપવાહમાં* જો એક એક પોતાના અંશથી વધારે કે ઓછો હોય તો નીચેના હરથી ઉપરના હરને ગુણવો જોઈએ. ત્યાર બાદ પોતાના અંશથી અધિક બાદ કરેલા હરથી (અર્થાત્ ભાગાનુબંધમાં હર અંશ ઉમેરીને અને ભાગાપવાહમાં હર અંશ બાદ કરીને) અંશને ગુણવો જોઈએ.

આ પ્રમાણે કરવાથી ભાગાનુબંધ અને ભાગાપવાહનું ફળ સિદ્ધ થશે.+ જેની નીચે હર ન હોય તેની નીચે એક હરની કલ્પના કરવી જોઈએ. ભિન્ન ગુણન–સાધનમાં અંશને અંશનો ગુણાકાર કરવો અને હરને હરના ગુણનથી ભાગાકાર કરવો, આથી ભિન્ન ગુણમાં ફળની સિદ્ધિ થશે. (જેમ કે $\frac{૨}{૭}\times\frac{૩}{૮}$ અહીં ૨ અને ૩ અંશ છે અને ૭ અને ૮ હર છે, એથી અંશનો અંશ સાથે ગુણાકાર કરવાથી ૨×૩ = ૬ થયો અને હરને હર સાથે ગુણવાથી ૭×૮ = ૫૬ થયો, પછી ૬÷૫૬ કરવાથી $\frac{૬}{૫૬}$ થયા, તેનો છેદ ઉડાડવાથી $\frac{૩}{૨૮}$ ઉત્તર થયો.) ભિન્ન સંખ્યાના ભાગાકારમાં ભાજકના હર અંશને ઉલટાવીને (હરને અંશ અને અંશને હર બનાવીને) પછી ભાજ્યના હર–અંશ સાથે ગુણાકાર કરવો જોઈએ. આ પ્રમાણે કરવાથી ભાગાકાર નીકળી આવે છે. (જેમ કે $\frac{૩}{૮}\div\frac{૪}{૫}$ માં હર અને અંશને ઉલટાવવાથી $\frac{૩}{૮}\times\frac{૫}{૪}=\frac{૧૫}{૩૨}$ આ ભાગફળ થયું.) ૨૬

हरांशयोः कृती वर्गे घनौ घनविधौ मुने।
पदसिद्ध्यै पदे कुर्यादथो खं सर्वतश्च खम् ॥२७॥

ભિન્ન અંકોના વર્ગ વગેરે કાઢવા માટે જો વર્ગ કરવો હોય, તો હર અંશ બંનેનો વર્ગ કરવો; ને ઘન કરવો હોય તો બંનેનો ઘન કરવો. એવી જ રીતે વર્ગમૂળ કાઢવું હોય તો બંનેનું વર્ગમૂળ કાઢવું અને ઘનમૂળ કાઢવું હોય તો બંનેનું ઘનમૂળ કાઢવું જોઈએ. (જેમ કે, $\frac{૩}{૭}$ નો વર્ગ થયો $\frac{૯}{૪૯}$ અને મૂળ થયું $\frac{૩}{૭}$ એવી રીતે $\frac{૩}{૭}$ નો ઘન થયો $\frac{૨૭}{૩૪૩}$ અને મૂળ થયું $\frac{૩}{૭}$) ૨૭

छेदं गुणं गुणं छेदं वर्गं मूलं पदं कृतिम्।
ऋणं स्वं स्वमृणं कुर्याद्दृश्ये राशिप्रसिद्धये ॥२८॥
अथ स्वांशाधिकोने तु लवाढ्योनो हरो हरः।
अंशस्त्वविकृतस्तत्र विलोमे शेषमुक्तवत् ॥२९॥

વિલોમ વિધિથી રાશિ જાણવા માટે દૃશ્યમાં હરને ગુણક, ગુણકને હર, વર્ગને મૂળ, મૂળને વર્ગ, ઋણને ધન અને ધનને ઋણ બનાવીને છેવટે ઊલટી ક્રિયા કરવાથી રાશિ (ઇષ્ટ સંખ્યા) સિદ્ધ થાય છે. વિશેષતા એ છે કે જ્યાં પોતાનો અંશ ઉમેરવામાં આવ્યો હોય ત્યાં હરમાં અંશને ઉમેરીને અને જ્યાં પોતાનો અંશ બાદ કરવામાં આવ્યો હોય ત્યાં હરમાંથી અંશ બાદ કરી હરની કલ્પના કરવી ને અંશને જેવો ને તેવો રાખવો. પછી દૃશ્ય રાશિમાં વિલોમ ક્રિયા ઉક્ત રીતે કરવામાં આવે

---

હર અને અંશથી અંશ બંનેને ગુણવામાં આવે છે. જે હરથી ગુણવામાં આવે છે, તે પોતાના સિવાય બીજા હર અને અંશને જ ગુણે છે. જેમ કે—

| | |
|---|---|
| $\frac{૧}{૨}, \frac{૨}{૬}, \frac{૨}{૮}$ | આ પ્રમાણે અહીં બધાનો હર સમાન થઈ ગયો. આમ કર્યા પછી જ ભિન્ન અંકોનો |
| $\frac{૩}{૬}, \frac{૨}{૬}, \frac{૬}{૨૪}$ | સરવાળો કે બાદબાકી કરવામાં આવે છે. જેમ કે : |
| $\frac{૧૨}{૨૪}, \frac{૮}{૨૪}, \frac{૬}{૨૪}$ | $\frac{૧}{૨}+\frac{૧}{૩}+\frac{૧}{૪}=\frac{૧૨+૮+૬}{૨૪}=\frac{૨૬}{૨૪}=\frac{૧૩}{૧૨}$ |

* કોઈ ભાગના સરવાળાને ભાગાનુબંધ અને બાદબાકીને ભાગાપવાહ કહેવામાં આવે છે.

+ ઉદાહરણ માટે આ પ્રશ્ન છે $\frac{૧}{૮}$માંથી $\frac{૧}{૩}$ બાદ કરો. જે શેષ રહે તેમાં $\frac{૧}{૨}$ ઉમેરો. આ લખવાની રીત આ પ્રમાણે થશે—

$\frac{૧}{૮}-\frac{૧}{૩}+\frac{૧}{૨}$ $\frac{૧}{૮}\times\frac{૩}{૨}\times\frac{૨}{૩}=\frac{૧}{૮}$

$\frac{૧}{૮}$ ઉત્તર

તો રાશિ સિદ્ધ થાય છે.*૨૮,૨૯

**उद्दिष्टराशिः संक्षुण्णो हृतोंऽशै रहितो युतः ।**
**इष्टघ्नदृष्टमेतेन भक्तं राशिरितीरितम् ॥ ३० ॥**

અભીષ્ટ સંખ્યા જાણવા માટે ઇષ્ટ રાશિની કલ્પના કરવી જોઈએ. પછી પ્રશ્નકર્તાના કથન અનુસાર તે રાશિનો ગુણાકાર કરવો કે ભાગાકાર કરવો. કોઈ અંશ ઓછો કરવાનું કહેવામાં આવ્યું હોય તો બાદ કરવો ને ઉમેરવાનું કહેવામાં આવ્યું હોય તો ઉમેરવો. અર્થાત્ પ્રશ્નમાં જે જે ક્રિયાઓ કહેવામાં આવી હોય, તે ઇષ્ટ રાશિમાં કર્યા પછી જે રાશિ (સંખ્યા) નિષ્પન્ન થાય, તેનાથી કલ્પિત ઇષ્ટ ગુણિત દૃષ્ટમાં ભાગાકાર કરવો; તેમ કરવાથી જે લબ્ધિ થાય તે જ ઇષ્ટ સંખ્યા છે.+૩૦

**योगोन्तरेणोनयुतोऽर्धितो राशी तु संक्रमे ।**
**राश्यन्तरहृतं वर्गान्तरं योगस्ततश्च तौ ॥ ३१ ॥**

સંક્રમણ ગણિતમાં (જો બે સંખ્યાઓનો યોગ અને અન્તર જ્ઞાત હોય તો) યોગ—સરવાળો બે જગ્યાએ લખીને એમાંની એક જગ્યાએ અંતર—બાદબાકી ઉમેરીને તેનું અડધું કરવાથી એક સંખ્યા જણાઈ આવશે અને બીજી જગ્યાએ અંતર—બાદબાકી ઓછી કરી તેનું અડધું કરવાથી બીજી સંખ્યા મળી આવશે. આ પ્રમાણે બંને સંખ્યાઓ જણાઈ આવે છે.* વર્ગસંક્રમણમાં (જો બે સંખ્યાઓનો વર્ગાન્તર તથા અન્તર જ્ઞાત હોય તો) વર્ગાન્તરમાં અન્તર વડે ભાગ આપવાથી જે ભાગાકાર

---

* ઉદાહરણ રૂપે આ પ્રશ્ન લઈએં : એવી કઈ સંખ્યા છે કે જેને ૩ થી ગુણીને તેમાં પોતે ધારેલી સંખ્યા $\frac{૩}{૪}$ ઉમેરવામાં આવે છે, પછી ૭ થી ભાગવામાં આવે છે, પછી પોતે કલ્પેલા $\frac{૧}{૩}$ બાદ કરાય છે, પછી તેનો વર્ગ કરવામાં આવે છે. પછી તેમાંથી ૫૨ બાદ કરીને તેનું મૂળ કરાય છે. તેમાં ૮ ઉમેરીને ૧૦ વડે ભાગવામાં આવે છે ત્યારે લબ્ધિ (ભાગાકાર) ૨ થાય છે. આવી તે સંખ્યા કાઢવાની છે. આમાં મૂળમાં કહેલા નિયમ પ્રમાણે આ પ્રકારની ક્રિયા કરવામાં આવશે.

| | | | |
|---|---|---|---|
| ગુણક ૩ | | ૩ હર | ૮૪÷૩=૨૮ રાશિ |
| ધન $\frac{૩}{૪}$ ધારેલી રકમ $\frac{૩}{૭}$ | | ઋણ | ૧૪૭−૬૩=૮૪ |
| હર ૭ | | ગુણક | ૨૧×૭=૧૪૭ |
| ઋણ $\frac{૧}{૩}$ ધારેલી રકમ $\frac{૧}{૨}$ | | ધન | ૧૪+૭=૨૧ |
| વર્ગ = | | મૂળ | ૧૯૬=૧૪ |
| ઋણ ૫૨ | | ધન | ૧૪૪+૫૨=૧૯૬ |
| મૂળ = | | વર્ગ | ૧૨=૧૪૪ |
| ધન ૮ | | ઋણ | ૨૦−૮=૧૨ |
| હર ૧૦ | | ગુણક | ૨×૧૦=૨૦ |
| | | દૃશ્ય | ૨ |

એટલા માટે વિલોમ ગણિતની વિધિથી તે સંખ્યા ૨૮ નક્કી થઈ.

+ આને સ્પષ્ટ રૂપથી જાણવા માટે તે ઉદાહરણાત્મક પ્રશ્ન રજૂ કરવામાં આવે છે : તે કઈ સંખ્યા છે, જેને ૫ વડે ગુણીને તેમાં તેનો જ $\frac{૧}{૩}$ બાદ કરી ૧૦ વડે ભાગવાથી જે લબ્ધિ પ્રાપ્ત થાય તેમાં રાશિના $\frac{૧}{૩}$, $\frac{૧}{૨}$, $\frac{૧}{૪}$ ઉમેરવાથી ૬૮ થાય છે. આમાં ગુણક ૫ ઓછા $\frac{૧}{૩}$ હર ૧૦. યુક્ત થનારા રાશિ અંશ $\frac{૧}{૩}$, $\frac{૧}{૨}$, $\frac{૧}{૪}$ અને દૃશ્ય સંખ્યા ૬૮ છે. ધારો કે ઇષ્ટ રાશિ ૩ છે, આમાં પ્રશ્નકર્તાના કથન અનુસાર ૫ વડે ગુણવામા આવતાં ૧૫ થયા. આમાંથી $\frac{૧}{૩}$ ઓછા કરવાથી ૧૦ થયા. એને ૧૦ થી ભાગતાં લબ્ધાંક ૧ આવ્યો. એમાં કલ્પિત રાશિ ૩ના $\frac{૧}{૩}$, $\frac{૧}{૨}$, $\frac{૧}{૪}$ ઉમેરવાથી $\frac{૧}{૧}+\frac{૩}{૩}+\frac{૩}{૨}+\frac{૩}{૪}=\frac{૧૨+૧૨+૧૮+૯}{૧૨}=\frac{૫૧}{૧૨}=\frac{૧૭}{૪}$ થયા. પછી દૃશ્ય ૬૮માં કલ્પિત ઇષ્ટ ૩ ગુણ્યા અને $\frac{૧૭}{૪}$થી ભાગ્યા; તેથી $\frac{૬૮\times૩\times૪}{૧૭}=૪૮$ આ જ ઇષ્ટ સંખ્યા થઈ.

* જેમ કે કોઈ કે પૂછયું : તે બે કઈ સંખ્યાઓ છે કે જેમનો સરવાળો ૧૦૧ અને તફાવત ૨૫ છે? અહીં સરવાળો બે જગ્યાએ લખ્યો—

| | | | |
|---|---|---|---|
| | ૧૦૧ | | ૧૦૧ |
| વત્તા | + ૨૫ | ઓછા | −૨૫ |
| | ૧૨૬÷૨=૬૩ | | ૭૬÷૨=૩૮ |

ઉત્તર—તે બંને સંખ્યાઓ ૬૩ અને ૩૮ છે.

આવે તે જ તેમનો યોગ—સરવાળો છે; સરવાળો જણાઈ આવ્યા પછી ઉપર કહેલી રીતે બંને સંખ્યાઓ જાણી લેવી જોઈએ.× ૩૧

गजघ्नीष्टकृतिर्व्येका दलिता चेष्टभाजिता ।
एकोऽस्य वर्गो दलितः सैको राशिः परो मतः ॥३२
द्विगुणेष्टहृतं रूपं सेष्टं प्राग्रूपकं परम् ।
वर्गयोगान्तरे व्येके राश्योर्वर्गा स्त एतयोः ॥३३
इष्टवर्गकृतिश्चेष्टघनोऽष्टघ्नौ च सैककः ।
आद्यः स्यातामुमे व्यक्ते गणितेऽव्यक्त एव च ॥३४

વર્ગ-કર્મ ગણિતમાં+ ઇષ્ટનો વર્ગ કરીને તેને આઠથી ગુણવો, પછી એક ઓછો કરવો તેનું અડધું કરવું. ત્યાર બાદ તેને ઇષ્ટથી ભાગવો. આમ કરવાથી એક રાશિ જ્ઞાત થશે. પછી તેનો વર્ગ કરીને અડધું કરવું ને તેમાં એક ઉમેરવો એટલે બીજી સંખ્યા જણાઈ આવશે.÷ ૩૨ અથવા કોઈ ઇષ્ટ કલ્પના કરીને તે દ્વિગુણિત ઇષ્ટથી ૧ ને ભાગો પછી લબ્ધિ—ભાગાકારમાં ઇષ્ટ ઉમેરવો એટલે એક સંખ્યા મળી આવશે અને બીજી સંખ્યા ૧ હશે. આ બન્ને સંખ્યાઓ તે જ હશે, જેમના વર્ગનો સરવાળો અને બાદબાકીમાંથી એક ઓછો કરવામાં આવ્યા પછી પણ વર્ગાંક જ શેષ રહે છે.× ૩૩

કોઈ ઇષ્ટના વર્ગનો વર્ગ તથા પૃથક્ પૃથક્ તેનું જ ઘન કરીને બંનેને પૃથક્ પૃથક્ આઠથી ગુણવા. પછી પહેલામાં એક ઉમેરવો એટલે બંને સંખ્યાઓ જણાઈ આવશે. આ વિધિ વ્યક્ત અને અવ્યક્ત બંને ગણિતમાં ઉપયુક્ત છે.÷ ૩૪

गुणघ्नमूलोनयुते सगुणार्द्धकृतेः पदम् ।
दृष्टस्य च गुणार्द्धोनयुतं वर्गीकृतं गुणः ॥ ३५ ॥
यदा लवोनयुग्राशिर्दृश्यं भागोनयुग्भुवा ।
भक्तं तथा मूलगुणं ताभ्यां साध्योऽथ व्यक्तवत् ॥३६

ગુણકર્મ પોતાના ઇષ્ટાંકગુણિત મૂળથી ઊન અથવા યુક્ત થઈને જો કોઈ સંખ્યા જણાઈ આવી હોય તો મૂળ ગુણકના અર્ધાનો વર્ગ તે જણાઈ આવેલી સંખ્યામાં ઉમેરીને મૂળ લેવું જોઈએ. તેમાં ક્રમથી મૂળ ગુણકના અર્ધા ઉમેરવા અને બાદ કરવા જોઈએ (અર્થાત્ જ્યાં ઇષ્ટ ગુણિત મૂળથી ઊન—ઓછો થઈને દૃશ્ય થાય—જણાય ત્યાં ગુણકાર્ધને ઉમેરવો તેમ જ જો ઇષ્ટ ગુણિત-મૂળ યુક્ત થઈને દૃશ્ય થાય તો ઉક્તમૂળ-

---

× ઉદાહરણ માટે આ પ્રશ્ન છે: જે બે સંખ્યાઓનો તફાવત ૮ અને વર્ગાન્તર ૪૦૦ છે, તે જણાવો. ૪૦૦÷૮=૫૦ આ યોગ થયો. ૫૦+૮÷૨ =૨૯ એક સંખ્યા. ૫૦−૮÷૨=૨૧ બીજી સંખ્યા થઈ; અથવા વર્ગાન્તરમાં સંખ્યાના સરવાળાને ભાગવાથી તફાવત જણાઈ આવશે. જેમ કે—૪૦૦÷૫૦=૮ આ સંખ્યાનો તફાવત છે. પછી જણાવેલી પ્રક્રિયાથી બંને સંખ્યાઓ જણાઈ આવશે.

+ જ્યાં કોઈ બે સંખ્યાઓનો વર્ગયોગ અને વર્ગાન્તર કરીને બંનેમાંથી પૃથક્—પૃથક્ ૧ ઓછો કર્યા પછી પણ વર્ગાંક જ શેષ રહે છે તેને 'વર્ગ-કર્મ' કહેવામાં આવે છે.

÷ ધારો કે ઇષ્ટ $\frac{1}{2}$ છે, તેનો વર્ગ થયો $\frac{1}{4}$. તેને આઠથી ગુણતાં ૨ થયા. તેમાંથી એક બાદ કરી તેનું અડધું કર્યું તો $\frac{1}{2}$ થયા, તેને ઇષ્ટ $\frac{1}{2}$ ભાગતાં ૧ આવ્યો—આ પ્રથમ સંખ્યા છે, તેનો વર્ગ કર્યો એટલે ૧ થયો, એનું અડધું કરવાથી $\frac{1}{2}$ થયા. એમાં ૧ ઉમેરવાથી $\frac{3}{2}$ થયા. આ બીજી સંખ્યા થઈ.

× ધારો કે ઇષ્ટ ૧ છે, તેને ૨ થી ગુણતાં ૨ થયા, તેનાથી ૧ ને ભાગતાં $1\div\frac{2}{1}=\frac{1}{2}\times\frac{1}{1}=\frac{1}{2}$ થયા. તેમાં ૧ ઇષ્ટ ઉમેરતાં $1\frac{1}{2}=\frac{3}{2}$ પ્રથમ સંખ્યા જણાઈ આવી અને બીજી સંખ્યા ૧ તો છે જ.

÷ ધારો કે ઇષ્ટ ૨ છે, એના વર્ગનો વર્ગ થયો ૧૬ અને તેનું ઘન થયું ૮. બન્નેને જુદા જુદા ૮ વડે ગુણવાથી એક થયા ૧૨૮ અને બીજા થયા ૬૪. અહીંયાં પ્રથમ ૧ ઉમેરવાથી ૧૨૯ થયા. આ પહેલી સંખ્યા છે અને ૬૪ બીજી સંખ્યા થઈ.

માંથી ગુણાર્ધ બાદ કરવો જોઈએ. ) પછી તેનો વર્ગ કરી લેવાથી પ્રશ્નકર્તાની અભીષ્ટ સંખ્યા સિદ્ધ થાય છે.× જો રાશિ મૂલોન અથવા મૂલયુક્ત થઈને ફરી પોતાના કોઈ ભાગથી પણ ઊન કે યુત થઈને દશ્ય થતી હોય તો તે ભાગને ૧ માંથી બાદ કરીને કે ઉમેરીને ( જો ભાગ ઓછો થયો હોય તો બાદ કરીને અને જો યુત થયો હોય તો ઉમેરીને ) તેના દ્વારા પૃથક્ પૃથક્ દશ્ય અને મૂળ ગુણકને ભાગવો; પછી આ નવા દશ્ય અને મૂળ ગુણકથી પહેલાંની જેમ સંખ્યા સિદ્ધ કરી લેવી જોઈએ. ૩૫,૩૬

प्रमाणेच्छे सजातीये आद्यन्ते मध्यगं फलम् ।
इच्छाघ्नमाद्यहृत्स्वेष्टं फलं व्यस्ते विपर्ययात् ॥३७॥

( ત્રિરાશિમાં ) પ્રમાણ અને ઇચ્છા આ સમાન જાતિનાં હોય છે, એમને આદિ અને અંતમાં મૂકવાં. ફળ ભિન્ન જાતિનું છે, તેથી તેને ( પદને ) વચમાં મૂકવું. ફળને ઇષ્ટ પદથી ગુણીને પ્રમાણપદ દ્વારા ભાગવાથી લબ્ધિ અર્થાત્ ભાગાકાર ઇષ્ટ ફળ હોય છે. ( આ ત્રિરાશિનો ક્રમ બતાવવામાં આવ્યો. ) વ્યસ્ત ત્રિરાશિમાં આનાથી વિપરીત ક્રિયા કરવી જોઈએ, એટલે કે પ્રમાણફળને પ્રમાણથી ગુણીને ઇષ્ટથી ભાગવામાં આવે તો લબ્ધિ ઇષ્ટફળ થાય છે. પ્રમાણ, પ્રમાણ-ફળ અને ઇચ્છા-આ ત્રણ સંખ્યાઓ-રાશિઓ જાણ્યા પછી ઇચ્છાફળ જાણવાની સંખ્યા જણાવો.

ઉત્તર : અહીં મૂલગુણક ૧૨ અને ભાગ $\frac{૧}{૧૦}$ થી યુત દષ્ટ ૧૩૨૦૦ છે. તેથી ઉક્ત રીતિ અનુસાર ભાગમાં ૧ ઉમેર્યો, એટલે $\frac{૧૧}{૧૦}$ થયા. આથી મૂળ-ગુણક ૧૨ અને દશ્ય ૧૩૨૦૦ માં ભાગ આપતાં નવીન મૂલગુણક અને નવીન દશ્ય ૧૧૦૦ થયા. ઉપર કહેલી રીત પ્રમાણે ગુણકના અર્ધા ૫ ના વર્ગ ૨૫ને નવીન દશ્યમાં ઉમેરવાથી ૧૧૦૨૫ થયા. આનું મૂળ ૧૦૫ થયા. આમાં નવીન ગુણક-ના અર્ધા ૫ બાદ કરવાથી ૧૦૦ થયા. આનો વર્ગ ૧૦૦૦૦ છે. આજ પ્રાતઃકાળની જપસંખ્યા થઈ, શેષ ૩૨૦૦ સાયંકાળની જપ સંખ્યા થઈ.

× જો કોઈ પૂછે-કોઈ એક હંસ-સમૂહના મૂળનો સપ્તગુણિત અર્ધો ( $\frac{૭}{૨}$ ) ભાગ સરોવરના તટ પર ચાલ્યો ગયો અને બાકીના ૨ હંસ જળમાં જ ક્રીડા કરતા જોવામાં આવ્યા, તો તે હંસોની કુલ સંખ્યા કેટલી હતી ?

અહીં મૂળ ગુણક $\frac{૭}{૨}$ છે, દષ્ટ સંખ્યા ૨ છે. ગુણાર્ધ થયો $\frac{૭}{૪}$, તેનો વર્ગ થયો $\frac{૪૯}{૧૬}$, તેમાં દષ્ટ ૨ ઉમેરતાં $\frac{૮૧}{૧૬}$ થયા. એનું મૂળ થયું $\frac{૯}{૪}$. પછી એમાં ગુણાર્ધ $\frac{૭}{૪}$ ઉમેરતાં $\frac{૧૬}{૪}$=૪ થયા. એનો વર્ગ કર્યો, એટલે ૧૬ થયા. આ જ કુલ હંસોની સંખ્યા છે. ( આ મૂલોન દષ્ટનું ઉદાહરણ છે. )

ભાગોન દષ્ટનું ઉદાહરણ આ પ્રમાણે છે : કોઈ એક માણસે પોતાના ધનનો અર્ધો $\frac{૧}{૨}$ ભાગ પોતાના પુત્રને આપ્યો અને ધન-સંખ્યાના મૂળનો ૧૨ ગણો ભાગ પોતાની સ્ત્રીને આપ્યો. તે પછી તેની પાસે રૂપિયા ૧૦૮૦ બચ્યા તો તેની પાસેની કુલ રકમની સંખ્યા કેટલી હશે તે જણાવો.

ઉત્તર : આ પ્રશ્નમાં મૂળ ગુણક ૧૨ છે અને $\frac{૧}{૨}$ ભાગથી ઊન દષ્ટ ૧૦૮૦ છે, તેથી મૂળ શ્લોકમાં વર્ણવેલી રીત પ્રમાણે ભાગને ૧માંથી બાદ કરવાથી ૧-$\frac{૧}{૨}$=$\frac{૧}{૨}$ થયો, તેથી મૂળ ગુણક ૧૨ અને દશ્ય ૧૦૮૦માં ભાગ આપવાથી ક્રમશઃ નવીન મૂલ-ગુણક ૨૪ અને નવીન દશ્ય ૨૧૬૦ થયા. પછી ઉપર કહેલી રીતે આ મૂલ-ગુણકના અર્ધા ૧૨ના વર્ગ ૧૪૪ને દશ્યમાં ઉમેરવાથી ૨૩૦૪ થયા, એના મૂળ ૪૮માં ગુણક ૨૪ના અર્ધા ૧૨ ઉમે-રવાથી ૬૦ થયા અને તેનો વર્ગ ૩૬૦૦ થયો, આ જ ઉત્તર છે.

ભાગયુક્ત દષ્ટનું ઉદાહરણ : એક ભગવદ્ભક્ત પ્રાતઃકાળમાં જેટલી સંખ્યામાં હરિના નામનો જપ કરે છે, તે સંખ્યાના પંચમાંશમાં તેજ સંખ્યાના મૂળના ૧૨ ગણા ઉમેરવાથી જે સંખ્યા થાય, તેટલા જપ સાયંકાળે કરે છે, જો બંને સમયની જપસંખ્યા મળીને ૧૩૨૦૦ હોય, તો પ્રાતઃકાળ અને સાયંકાળની જુદી જુદી જપ-

ક્રિયાને ત્રિરાશિ કહેવામાં આવે છે.*૩૭

पञ्चराश्यादिकेऽन्योन्यपक्षं कृत्वा फलच्छिदाम् ।
बहुराशिवधे भक्ते फलं स्वल्पवधेन च ॥ ३८ ॥
इष्टकर्मविधेर्मूलं च्युतं मिश्रात्कलान्तरम् ।
मानघ्नकालश्चातीतकालघ्नफलसंहताः ॥ ३९ ॥
स्वयोगभक्ता मिश्रघ्नाः सम्प्रयुक्तदलानि च ।

પંચરાશિ, સપ્તરાશિ (નવરાશિ, એકાદશ રાશિ) આદિમાં ફળ અને હરોને પરસ્પર પક્ષમાં ફેરવી નાખીને (પ્રમાણપક્ષવાળાને ઇચ્છા–ઇષ્ટ પક્ષમાં અને ઇચ્છાપક્ષવાળાને પ્રમાણપક્ષમાં મૂકીને) અધિક રાશિઓ–સંખ્યાઓના ઘાતમાં અલ્પ રાશિના ઘાતથી ભાગવાથી જે લબ્ધિ ભાગાકાર આવે તે જ ઇચ્છાફલ છે.×૩૮

મિશ્ર ધનને–વ્યાજમુદ્દલને ઇષ્ટ માનીને ઇષ્ટકર્મથી મૂલ ધન જાણવું. રાસ–મૂળ રકમ જાણવી. તેને મિશ્ર ધનમાંથી બાદ કરવાથી એટલે કે વ્યાજમુદ્દલમાંથી બાદ કરવામાં આવે ત્યારે બાકી રકમ રહે તે વ્યાજ

---

* ઉદાહરણ માટે આ પ્રશ્ન છે: જો પાંચ રૂપિયામાં ૧૦૦ કેરીઓ મળે તો સાત રૂપિયામાં- કેટલી મળે? આ પ્રશ્નમાં ૫ પ્રમાણ છે, ૧૦૦ પ્રમાણ ફળ છે અને ૭ ઇષ્ટ છે. પ્રમાણ અને ઇષ્ટ એક જાતિ (રૂપિયા) તથા પ્રમાણફળ ભિન્ન જાતિ (કેરી) છે. આદિમાં પ્રમાણ, મધ્યમાં પ્રમાણ-ફળ અને અંતમાં ઇષ્ટપદ મૂકવામાં આવ્યું. ૫ રૂપિયામાં ૧૦૦ કેરી તો ૭ રૂપિયામાં કેટલી? અહીં પ્રમાણફળ ૧૦૦ ને ઇષ્ટથી ગુણી પ્રમાણ થી ભાગવામાં આવે તો ૧૦૦×૭/૫=૧૪૦ આ ઇષ્ટફળ થયું (અર્થાત્ ૭ રૂપિયામાં ૧૪૦ કેરી આવે).

જ્યાં ઇષ્ટની વૃદ્ધિમાં ફળની વૃદ્ધિ અને ઇષ્ટના હ્રાસમાં ફળનો હ્રાસ હોય ત્યાં–ક્રમ–ત્રિરાશિ થાય છે. જ્યાં ઇષ્ટની વૃદ્ધિમાં ફળનો હ્રાસ અને ઇષ્ટના હ્રાસમાં ફળની વૃદ્ધિ થાય ત્યાં વ્યસ્ત ત્રિરાશિ થાય છે. તેવાં સ્થળોમાં પ્રમાણફળને પ્રમાણથી ગુણીને તેને ઇષ્ટ સંખ્યા વડે ભાગવાથી ઇષ્ટફળ થાય છે. આ પ્રકારની વ્યસ્ત ત્રિરાશિનાં કેટલાંક ગણતરીનાં સ્થળ છે.

'जीवानां वयसो मौल्यें तौल्ये वर्णस्य हैमने ।
भागहारे च राशिनां व्यस्तं त्रैराशिकं भवेत् ॥

અર્થાત્ જીવોના વયસ્ના મૂલ્યમાં, ઉત્તમની સાથે અધમ મૂલ્યવાળા સુવર્ણના તોલમાં તેમજ કોઈ સંખ્યાને ભિન્ન ભિન્ન ભાજકથી ભાગવાથી વ્યસ્ત ત્રિરાશિ થાય છે. દા. ત. ૩ માણસો મળીને એક કામ ૧૦ દિવસમાં પૂરું કરે છે તો ૧૫ માણસો તે જ કામ કેટલા દિવસમાં પૂરું કરશે?

અહીં ૧૦×૩÷૧૫ કરવાથી ઉત્તર આવ્યો ૨; તેથી ૨ દિવસમાં કામ પૂરું કરશે.

× આનું પ્રશ્નાત્મક ઉદાહરણ આ પ્રમાણે છે: જો એક માસમાં રૂપિયા ૧૦૦નું વ્યાજ રૂ. ૫ થાય છે, તો ૧૨ માસમાં રૂ. ૧૬નું વ્યાજ કેટલા રૂપિયા થાય? આની રીત આ પ્રમાણે છે:

| પ્રમાણપક્ષ | ઇચ્છાપક્ષ | | ઓછું | વધારે |
|---|---|---|---|---|
| ૧ | ૧૨ | પરસ્પર પદો | ૧ | ૧૨ |
| ૧૦૦ | ૧૬ | ગોઠવીને રીત | ૧૦૦ | ૧૬ |
| ૫ | ૦ | આ પ્રમાણે થઈ | ૦ | ૫ |

બહુરાશિના ઘાત(ગુણન)થી–૧૨×૧૬×૫= ૯૬૦, અલ્પરાશિના ઘાત(ગુણન)થી–૧×૧૦૦= ૧૦૦, ૯૬૦÷૧૦૦=૯ ૬૦/૧૦૦=૯ ૩/૫ રૂપિયા વ્યાજ થયું. એવી જ રીતે મૂડી તથા વ્યાજ જાણીને વખત બતાવવો જોઈએ, તેમ જ વખત તથા વ્યાજ જાણીને મૂડી બતાવી જોઈએ..

સપ્તરાશિનું ઉદાહરણ આ પ્રમાણે છે: જો ૪ હાથ પહોળી અને ૮ હાથ લાંબી ૧૦ શેતરંજીઓની કિંમત રૂ. ૧૦૦) છે, તો ૮ હાથ પહોળી તથા ૧૦ હાથ લાંબી ૨૦ શેતરંજીઓની શી કિંમત પડે?

| પ્રમાણપક્ષ | ઇચ્છાપક્ષ | | ઓછું | વધારે |
|---|---|---|---|---|
| ૪ | ૮ | ભિન્ન ભિન્ન | ૪ | ૮ |
| ૮ | ૧૦ | પદોની ગોઠ- | ૮ | ૧૦ |
| ૧૦ | ૨૦ | વણીથી | ૧૦ | ૨૦ |
| ૧૦૦ | | | | ૧૦૦ |

શ્લોકમાં કહેલી રીત પ્રમાણે (૮×૧૦×૨૦×૧૦૦)/(૪×૮×૧૦) = ૫૦૦) રૂપિયા આ જ ઉત્તર થયો. એવી જ રીતે નવ રાશિ વગેરે પણ જાણવી.

જાણવું.+ પોતપોતાના પ્રમાણ ધનથી પોતપોતાની મુદ્દતના કાળનો ગુણાકાર કરવો. તેમાં પોતપોતાની મુદ્દતના કાળ અને ફળના ઘાત( ગુણન )થી ભાગાકાર કરવો. લબ્ધિ જુદી રાખવી; તે સર્વમાં તેમના જ યોગનો–સરવાળાનો જુદો જુદો ભાગાકાર કરવો અને બધાને મિશ્ર ધનથી ગુણાકાર કરવો. આમ કરવાથી વ્યાપારમાં રોકેલી મૂડી જણાઈ આવે છે.* ૩૯ ૧/૨

---

+ ઉદાહરણ આ પ્રમાણે છે: ૧ માસમાં રૂ. ૧૦૦ના વ્યાજના હિસાબે જો બાર માસમાં મુદ્દલ સહિત વ્યાજે રૂ. ૧૦૦૦ થાય તો જુદું જુદું મુદ્દલ અને વ્યાજની રકમ જણાવો. ઇષ્ટકર્મથી મૂળ ધન–મુદ્દલ જાણવા માટે ઇષ્ટ ૫ એ ધારેલું મુદ્દલ અને દશ્ય ૧૦૦૦ એ મિશ્ર ધન અર્થાત્ વ્યાજમુદ્દલ છે. અહીંયાં કલ્પિત મૂળ ધન–મુદ્દલથી પંચરાશિ દ્વારા વ્યાજ જાણવા માટે રીત આ પ્રમાણે છે:

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૧૨ | પરસ્પર પદની | ૧ | ૧૨ |
| ૧૦૦ | ૫ | ગોઠવણીથી | ૧૦૦ | ૫ |
| ૫ | × | | × | ૫ |

બહુ રાશિના ઘાત( ગુણન )માં સ્વલ્પરાશિના ઘાત( ગુણન )થી ભાગતાં $\frac{૧૨ \times ૫ \times ૫}{૧૦૦}$=૩. વ્યાજ રૂ. ૩ ધારેલું વ્યાજ. ધારેલું વ્યાજમુદ્દલ ૫+૩=૮. આથી ઇષ્ટ ગણિત દશ્યમાં ભાગ આપવાથી ઉદ્દિષ્ટ મુદ્દલ $\frac{૧૦૦૦ \times ૫}{૮}$=૬૨૫ રૂપિયા.

આ મુદ્દલને વ્યાજ મુદ્દલ રૂ. ૧૦૦૦માંથી બાદ કરવાથી રૂા. ૩૭૫ વ્યાજની રકમ થઈ. ટૂંકમાં આ પ્રમાણે રીત કરવી:

| | | |
|---|---|---|
| ૧ | ૧૨ | લબ્ધિ–ક્રમથી |
| ૧૦૦ | ૧૦૦૦ | મુદ્દલ રૂા. ૬૨૫ |
| ૫ | ૦ | વ્યાજ ૩૭૫ |

અથવા ઇષ્ટ કર્મથી ધારેલી રકમ ૧ ઉપર કહેલી રીત પ્રમાણે વ્યાજ $\frac{૩}{૫}$

વ્યાજ મુદ્દલ–૧$\frac{૩}{૫}$=$\frac{૮}{૫}$

∴ ૧૦૦૦÷$\frac{૮}{૫}$=$\frac{૧૦૦૦ \times ૫}{૮}$=રૂા. ૬૨૫ મુદ્દલ

૧૦૦૦–૬૨૫=રૂા. ૩૭૫ વ્યાજ

---

* ઉદાહરણ માટે આ પ્રશ્ન છે–એક માણસે પોતાના ૯૪, રૂપિયા મૂડીના ત્રણ ભાગ કરીને દર માસે દર સેંકડે ૫, વ્યાજે તેમાંનો એક ભાગ રોકયો બીજો ભાગ ૩, અને ત્રીજો ભાગ દર માસે દર સેકંડે ૪, ક્રમશઃ સાત, દશ અને પાંચ માસમાં એક સરખું વ્યાજ મળે તો ત્રણે ભાગોની જુદી જુદી સંખ્યા જણાવો.

ભાગ–૧ : મુદ્દત દર માસે–૧ : મુદ્દત ૭ માસે
મૂડી ,, ૧૦૦
વ્યાજ ,, ૫

ભાગ–૨ : દર માસે : મુદ્દત માસથી
મૂડી ૧૦૦
વ્યાજ ૩

ભાગ–૩ : દર ૧ માસે મૂડી રોકાણ
મૂડી ૧૦૦ રૂા. ૯૪
વ્યાજ ૪

પોતાની નિશ્ચિત મુદ્દત, મૂડીના ગુણાકારને ઇષ્ટ મુદ્દત અને વ્યાજના ગુણાકાર વડે ભાગવામાં આવતાં–

ભા. ૧ લો:

$$\frac{૧૦૦ \times ૧ = ૧૦૦}{૭ \times ૫ = ૩૫} = \frac{૨૦}{૭}$$

ભા. ૨ જો:

$$\frac{૧૦૦ \times ૧}{૩ \times ૧૦} = \frac{૧૦૦}{૩૦} = \frac{૧૦}{૩}$$

ભા. ૩ જો:

$$\frac{૧૦૦ \times ૧}{૪ \times ૫} = \frac{૧૦૦}{૨૦} = ૫$$

એમને એમનો સરવાળો $\frac{૨૩૫}{૨૧}$ વડે ભાગવાથી અને કુલ મૂડી( રૂા. ૯૪ )થી ગુણવાથી જુદા જુદા ભાગ આ પ્રમાણે થાય છે:

$$\frac{૨૦}{૭} \div \frac{૨૩૫}{૨૧}, \frac{૨૦}{૭} \times \frac{૨૧}{૨૩૫} \times \frac{૯૪}{૧} = રૂા.\ ૨૪$$

આ પહેલો ભાગ થયો;

$$\frac{૧૦}{૩} \div \frac{૨૩૫}{૨૧}, \frac{૧૦}{૩} \times \frac{૨૧}{૨૩૫} \times \frac{૯૪}{૧} = રૂા.\ ૨૮$$

આ બીજો ભાગ થયો;

$$\frac{૫}{૧} \div \frac{૨૩૫}{૨૧}, \frac{૫}{૧} \times \frac{૨૧}{૨૩૫} \times \frac{૯૪}{૧} = રૂા.\ ૪૨$$

આ ત્રીજો ભાગ થયો.

**बहुराशिफलात् स्वल्पराशिमासफलं बहु ॥ ४० ॥**
**चेद्राशिजफलं मासफलाहतिहृतं चयः ।**

પંચરાશિ વગેરેમાં ફળ અને હરને પરસ્પર પદ ગોઠવીને ઇષ્ટ પક્ષમાં ફળની પ્રાપ્તિ માટે ઇષ્ટ પક્ષને વધારાનું પદ અને પ્રમાણ પક્ષને ઓછાનું પદ માનવામાં આવે છે. આ ગણિતના ઉદાહરણમાં ઇચ્છાફળ જાણ્યા પછી મૂળધન અર્થાત્ મૂડી જાણવી હોય તો ફળોને પરસ્પર પદોમાં ફેરવવાથી પ્રમાણપક્ષ( નાની સંખ્યા )નું ફળ જ વધુ સંખ્યા( ઇચ્છાપક્ષ )થી વધારે થશે. અહીં સંખ્યાથી નિષ્પન્ન થયેલા ફળને ઇષ્ટ માસ અને પ્રમાણ ફળના ગુણાકાર વડે ભાગવાથી મૂડી જણાઈ આવે છે. ૪૦½÷

**क्षेपा मिश्रहताः क्षेपयोगभक्ताः फलानि च ॥४१॥**
**भजेच्छिदोंऽशैस्तैर्मिश्रै रूपं कालश्च पूर्तिकृत् ।**

પ્રક્ષેપ( પૂંજીના વિભાગ )ને જુદી જુદી સંયુક્ત મૂડીની સંખ્યાથી ગુણાકાર કરવો અને તેને પૂંજીની રકમના સરવાળા વડે ભાગવો. આમ કરવાથી, પૃથક્ પૃથક્ ફળ જણાઈ આવે છે.+ વાવ અથવા ટાંકી આદિ પૂરણના પ્રશ્નમાં–પોતપોતાના અંશોથી હરને ભાગવા. પછી તે બધાના સરવાળાથી ૧ ને ભાગવાથી વાવ ભરાવાના સમયનું જ્ઞાન થાય છે.* ૪૧½

---

÷ ઉદાહરણ :–એક માસમાં રૂા. ૧૦૦)નું વ્યાજ રૂપિયા ૫ ) થાય, તો ૧૨ માસમાં રૂપિયા ૧૬ )નું વ્યાજ કેટલું થશે ?

ઉત્તર માટેની રીત—

| પ્રમાણ | ઇચ્છા | પદ ફેરવવાથી સ્વલ્પરાશિ | બહુરાશિ |
|---|---|---|---|
| ૧ | ૧૨ | | ૧૨ |
| ૧૦૦ | ૧૬ | ૧ | ૧૬ |
| ૫ | × | ૧૦૦ | ૫ |

શ્લોકની રીત પ્રમાણે :

$\frac{૧૨ \times ૧૬ \times ૫}{૧૦૦} = \frac{૪૮}{૫} = ૯\frac{૩}{૫}$ ઇચ્છાફળ

આ જ દાખલામાં મૂડી જાણવા માટે રીત—

| | પ્રમાણ પક્ષ | ઇચ્છા પક્ષ |
|---|---|---|
| માસ | ૧ | ૧૨ માસ |
| રૂપિયા મૂડી | ૧૦૦ | × |
| ,, વ્યાજ | ૫ | $\frac{૪૮}{૫}$ = ઇચ્છાફળ (૫મી રાશિ) |

અહીં વ્યાજ ( ફળ ) અને હરનાં પદ ફેરવવાથી

| | બહુરાશિ પ્રમાણ | સ્વલ્પરાશિ ઇચ્છા |
|---|---|---|
| માસ | ૧ | ૧૨ |
| મૂડી રૂા. | ૧૦૦ | × |
| વ્યાજ રૂા. | ૪૮ | ૫ / ૫ |

'बहुराशिफलात्' ઇત્યાદિ ૪૦ મા શ્લોક અનુસાર :

$\frac{૧ \times ૧૦૦ \times ૪૮}{૧૨ \times ૫ \times ૫}$ = ૧૬ રૂપિયા મૂડી.

---

+ ધારો કે ૩ વેપારીઓએ ક્રમથી ૫૧, ૬૮, ૮૫ રૂપિયા મૂડીનું રોકાણ કર્યું. ત્રણેએ સાથે મળીને વેપારમાંથી રૂપિયા ૩૦૦ મેળવ્યા. તો આ ત્રણેની જુદી જુદી રકમ કેટલી ?

અહીં મૂળમાં જણાવેલા નિયમ અનુસાર રોકેલી પૂંજી( રૂા. ૫૧, ૬૮, ૮૫ )ને સંયુક્ત લાભ રૂા. ૩૦૦ )થી ગુણી રોકેલી પૂંજીના સરવાળા ૨૦૪ વડે ભાગતાં લબ્ધિક્રમથી ત્રણેના પૃથક્ પૃથક્ ભાગ થયા. જેમ કે,

પહેલાનો ભાગ— $\frac{૫૧ \times ૩૦૦}{૨૦૪}$ = રૂા. ૭૫. બીજાનો ભાગ— $\frac{૬૮ \times ૩૦૦}{૨૦૪}$ = રૂા. ૧૦૦

ત્રીજાનો ભાગ—

$\frac{૮૫ \times ૩૦૦}{૨૦૪}$ = રૂા. ૧૨૫

* ધારો કે એક નળથી એક ટાંકી ( ૧૨ કલાક ) ૧ દિવસમાં ભરાય છે; બીજા નળથી $\frac{૧}{૨}$ દિવસમાં, ત્રીજાથી $\frac{૧}{૩}$ દિવસમાં અને ચોથાથી $\frac{૧}{૬}$ દિવસમાં જુદા જુદા વખતે નળ ખોલવાથી ભરાય છે. જો ચારેય નળ એક સાથે ખોલી નાખવામાં આવે, તો ટાંકી કેટલા વખતમાં ભરાશે ?

મૂળમાં કહેલી રીત પ્રમાણે પોતપોતાના અંશથી હરને ભાગવાથી $\frac{૧}{૧}$, $\frac{૨}{૧}$, $\frac{૩}{૧}$, $\frac{૬}{૧}$ એમનો સરવાળો $\frac{૧૨}{૧}$ થી ૧ને ભાગવાથી $\frac{૧}{૧૨}$ થયા, અર્થાત્ ૧ દિવસના ૧૨ મા ભાગમાં ( ૧ કલાકમાં ) ટાંકી ભરાઈ જશે.

गुणो गच्छेऽसमे व्येके समे वर्गोऽर्द्धिते‌ऽन्ततः ॥४२
यद् गच्छान्तफलं व्यस्तं गुणवर्गभवं हि तत् ।
व्येकं व्येकगुणाप्तं च प्राग्घ्नं मानं गुणोत्तरे ॥४३॥

(દ્વિગુણુ ચયાદિ વૃદ્ધિમાં ફળનું સાધન) –(જ્યાં દ્વિગુણુ ત્રિગુણુ આદિ ચય હોય ત્યાં) પદ જો વિષમ (એકી) સંખ્યા હોય, તો તેમાંથી ૧ બાદ કરી ગુણક લખવો. જો પદ સમ (બેકી) હોય તો અર્ધું કરી વર્ગચિહ્ન લખવું. આ પ્રમાણે એક બાદ કરવાથી અને અર્ધું કરવાથી પણ જ્યારે વિષમાંક હોય ત્યારે ગુણક ચિહ્ન, જ્યારે સમાંક હોય ત્યારે વર્ગચિહ્ન કરવું. આમ જ્યાં સુધી પદની કુલ સંખ્યા પૂરી ન થઈ જાય ત્યાં સુધી કરતા રહેવું જોઈએ, પછી અન્ત્ય ચિહ્નથી વિપરીત ગુણજ અને અને વર્ગફળ સિદ્ધ કરીને આદ્ય ચિહ્ન સુધી જે ફળ થાય, તેમાંથી ૧ બાદ કરી શેષમાં એકોન ગુણકથી ભાગાકાર કરવો. લબ્ધિને આદિ અંક સાથે ગુણવાથી સર્વ ધન થાય છે.* ૪૨,૪૩

भुजकोटिकृतेर्योगमूलं कर्णश्च दोर्भवेत् ।
श्रुतकोटिकृतेरन्तः पदं दोःकर्णवर्गयोः ॥ ४४ ॥
विवराद् यत्पदं कोटिः क्षेत्रे त्रिचतुरस्रके ।
राश्योरन्तरवर्गेण द्विघ्ने घाते युते तयोः ॥ ४५ ॥
वर्गयोगोऽथ योगान्तर्हतिर्वर्गान्तरं भवेत् ।

(ક્ષેત્રવ્યવહાર પ્રકરણુ)–ભુજ અને કોટિના વર્ગયોગનું મૂળ કર્ણ થાય છે; ભુજ અને કર્ણના વર્ગાન્તરનું મૂળ કોટિ થાય છે તથા કોટિ તેમ જ કર્ણના વર્ગાંતરનું મૂળ ભુજ થાય છે–આ વાત ત્રિભુજ અથવા ચતુર્ભુજ ક્ષેત્ર માટે કહેવામાં આવી છે.* અથવા રાશિના અંતર વર્ગમાં

---

* ધારો કે કોઈ દાતાએ એક યાચકને પહેલે દિવસે ૨ રૂપિયા આપ્યા. ત્યાર બાદ દરરોજ બમણું ધન આપવાનું નક્કી કર્યું, તો ૩૦ દિવસમાં તે દાતાએ કુલ કેટલા રૂપિયા દાનમાં આપ્યા ?

ઉત્તર : અહીં આદિ=૨, ગુણાત્મક ચય=૨, પદ=૩૦ છે. પદ સમ અંક છે, તેથી અર્ધું કરીને ૧૫ના સ્થાનમાં વર્ગચિહ્ન લગાડયું. આ વિષમાંક થયો. તેથી તેમાંથી ૧ બાદ કરીને ૧૪ ના સ્થાનમાં ગુણકચિહ્ન લખ્યું. આથી તે સમ થયો, માટે અર્ધું કરી –૭ કરીને વર્ગચિહ્ન કર્યું. આ પ્રમાણે પદ સંખ્યાની સમાપ્તિ સુધી રીત આ પ્રમાણે ચાલુ રાખી :–

રીત :

૧૫ વર્ગ ૧૦૭૩૭૪૧૮૨૪
૧૪ ગુણુ ૩૨૭૬૮
૭ વર્ગ ૧૬૩૮૪
૬ ગુણુ ૧૨૮
૩ વર્ગ ૬૪
૨ ગુણુ ૮
૧ વર્ગ ૪
૦ ગુણુ ૨

અંતમાં ગુણચિહ્ન થયું, ત્યાં ગુણક અંક ૨ મૂકીને વિપરીત ક્રમે પ્રથમ ચિહ્ન સુધી ગુણક વર્ગજ ફળ પ્રાપ્ત કરતાં ૧૦૭૩૭૪૧૮૨૪ સંખ્યા મળી આવી.

આમાંથી એક બાદ કરી એકોનગુણ(૧)થી ભાગી આદિ(૨)થી ગુણવામાં આવતાં ૨૧૪૭૪૮-૩૬૪૬ રૂપિયા દાનમાં આપેલી સર્વ ધનની રકમ થઈ.

* લીલાવતી(ક્ષેત્રવ્યવહાર શ્લોક ૧, ૨)માં આ વિષય આ પ્રમાણે સ્પષ્ટ કરવામાં આવ્યો છે–'ત્રિભુજ કે ચતુર્ભુજમાં જ્યારે એક ભુજ પર બીજો ભુજ લંબરૂપ હોય, 'તે બંનેમાં એક(નીચેની આડી રેખા) 'ભુજ' અને બીજી(ઉપરની ઊભી રેખા) 'કોટિ' કહેવાય છે. વળી તે બંનેના વર્ગયોગ મૂળને 'કર્ણ' કહે છે. ભુજ અને કર્ણનું વર્ગાંતર મૂળ કોટિ તથા કોટિ અને કર્ણનું વર્ગાન્તર મૂળ ભુજ હોય છે. જેમ કે–'ક, ગ, ચ' આ એક ત્રિભુજ છે. 'ક, ગ' આ રેખાને કોટિ કહે છે. 'ગ, ચ' આ રેખાનું નામ ભુજ છે, 'ક, ચ'નું નામ કર્ણ છે.




ઉદાહરણ : એક પ્રશ્ન એવો છે કે જે જાત્ય-

તે બંને રાશિ-સંખ્યાઓનો દ્વિગુણિત ઘાત (ગુણન ફળ) ઉમેરવાથી વર્ગયોગ થાય છે અથવા તે જ બંને રાશિઓના યોગાન્તરનો ઘાત વર્ગાંતર થાય છે.÷ ૪૪,૪૫॥

व्यास आकृतिसंक्षुण्णोऽद्व्याप्तः स्यात्परिधिर्मुने* ॥

ज्याव्यासयोगविवराहतमूलोनितोऽर्द्धितः ।
व्यासः शरः शरोनाच्च व्यासाच्छरगुणात्पदम् ॥४७
द्विघ्नं जीवाथ जीवार्द्धवर्गे शरहृते युते ।
व्यासो वृत्ते भवेदेवं प्रोक्तं गणितकोविदैः ॥४८॥

---

ત્રિભુજમાં કોટિ = ૪, ભુજ = ૩ છે ત્યાંનું કર્ણમાન શું હશે? વળી ભુજ અને કર્ણ જાણ્યા પછી કોટિ જણાવો અને કોટિ-કર્ણ જાણ્યા પછી ભુજ જણાવો.

ઉપર કહેલી રીત પ્રમાણે ૪ નો વર્ગ ૧૬ અને ૩ નો વર્ગ ૯; બંનેનો સરવાળો ૨૫ નું મૂળ ૫ આ કર્ણ થયું. એ જ પ્રમાણે કર્ણ ૫ અને ભુજ ૩, આ બંનેનું વર્ગાન્તર ૨૫-૯=૧૬, આનું મૂળ જ કોટિ થયું તથા કર્ણનો વર્ગ ૨૫ મા કોટિના વર્ગ ૧૬ ને, બાદ કરી બાકી રહેલ ૯ નું મૂળ ૩ ભુજ થયું. આ પ્રમાણે બધે જાણવું.

÷ જેમ કે, ૩ અને ૪ આ બે રાશિઓ-સંખ્યા છે; આ બંનેના બેવડા ગુણનફળમાં ૩×૪×૨=૨૪ માં બંને રાશિઓનો અંતર વર્ગ (૪-૩) >=(૧) >=૧ ઉમેરવાથી ૨૪+૧=૨૫ આ બંને રાશિઓના વર્ગયોગ (૩) >+(૪) >=૯+૧૬=૨૫ બરાબર છે તેમજ તે બંને રાશિઓના યોગાંતર ઘાત (૩+૪)×(૪-૩)=૭×૧=૭ આ બંને રાશિઓના વર્ગાન્તર ૧૬-૯=૭ના બરાબર છે. (> આ ચિહ્ન વર્ગનું છે.)

* નારદપુરાણના આ ગણિત વિભાગમાં ક્ષેત્ર-વ્યવહારની કેવળ ચર્ચા જ થઈ છે, ને બીજા બીજા વિષયો આમાં આવી ગયા છે. ત્રિભુજાદિ ક્ષેત્રફળનું વિવેચન ન થવાને લીધે આ પ્રકરણ અધૂરું હોય તેમ જણાય છે. એવું લાગે છે કે આ વિષયના શ્લોક લેખકના પ્રમાદથી રહી ગયા હશે. આથી ટિપ્પણીમાં સંક્ષિપ્ત રીતે ઉક્ત ન્યૂનતા પૂર્ણ કરવામાં આવે છે.

त्रिभुजे भुजयोर्योगस्तदन्तरगुणो हृतः ।
भुवा लब्ध्या युतोना भूर्द्विष्ठा च दलिता पृथक् ॥
आबाधे भुजयोर्ज्ञेये क्रमशश्चाधिकाल्पयोः ।
स्वाबाधाभुजयोर्वर्गान्तरान्मूलं च लम्बकः ॥
लम्बभूमिहतेरर्धं प्रस्फुटं त्रिभुजे फलम् ।
ततो बहुभुजान्तःस्थत्रिभुजेभ्यश्च तत्फलम् ॥

(ત્રિભુજાદિ ક્ષેત્રફલાનયન) ત્રિભુજનું ફળ જાણવું હોય તો તેના ત્રણ ભુજોમાં એકને ભૂમિ અને બાકીના બેને ભુજ માનીને ક્રિયા કરવી. જેમ કે બંને ભુજના સરવાળાને તે જ બંનેની બાદબાકી વડે ગુણીને ગુણાકારને ભૂમિ વડે ભાગવાથી પ્રાપ્ત થયેલા ભાગાકારને ભૂમિમાં ઉમેરીને તેનું અર્ધું કરવાથી મોટા ભુજની 'આબાધા' થાય છે અને તે જ ભાગાકારને ભૂમિમાંથી બાદ કરી તેનું અર્ધું કરવાથી લઘુભુજની 'આબાધા' થાય છે. પોતપોતાના ભુજ અને આબાધાના 'વર્ગાન્તર' કરીને શેષ રહે તેનું મૂળ લેવાથી લંબનું માન પ્રકટ થાય છે. લંબ અને ભૂમિના ગુણાકારનું અર્ધું ત્રિભુજનું ક્ષેત્રફળ થાય છે.

ઉદાહરણ : ધારો કે કોઈ ત્રિભુજમાં ત્રણે ભુજોના માન ક્રમથી ૧૩, ૧૪, ૧૫ છે, તો તે ત્રિભુજનું ક્ષેત્રફળ શું હશે? એટલે અહીં ૧૪ ને ભૂમિ અને ૧૩, ૧૫ ને ભુજ માનીને ક્રિયા થશે. જેમ કે બંને ભુજનો સરવાળો ૨૮ થયો. તેને તે જ બંનેની બાદબાકી કરવાથી પ્રાપ્ત થયેલા ૨ વડે ગુણવાથી ૫૬ થયા. એને ભૂમિ ૧૪ વડે ભાગવાથી લબ્ધિ-(ભાગાકાર) ૪ થઈ. આ ૪ને ભૂમિ ૧૪માં ઉમેરી તેનું અર્ધું કરવાથી ૯ થયા. આ મોટા ભુજની 'આબાધા'નું માન છે. એ જ રીતે ભૂમિ ૧૪માંથી લબ્ધિ ૪ બાદ કરીને તેનું અર્ધું કરવાથી ૫ થયા. આ લઘુભુજની 'આબાધા' થઈ. ભુજ અને આબાધાના વર્ગાન્તર (૨૨૫-૮૧ =૧૪૪) અથવા (૧૬૯-૨૫=૧૪૪) નું મૂળ ૧૨ થયા. આ લમ્બનું માન છે. લંબ અને ભૂમિનો ગુણાકાર (૧૨×૧૪)=૧૬૮ના અર્ધા ૮૪ થયા. આ ઉક્ત ત્રિભુજનું ક્ષેત્રફળ છે.

આ પ્રમાણે ત્રિભુજ ફલાનયનની રીત જાણવામાં આવ્યા પછી બહુભુજ ક્ષેત્રમાં એક કોણથી

હે મુને! વ્યાસને ૨૨થી ગુણવા અને ૭ વડે ભાગવાથી સ્થૂલ પરિધિનું

---

બીજા કોણ સુધી કર્ણરેખાને ભૂમિ અને તેને આશ્રિત બે ભુજાને ભુજ માનીને ફળ કહેવામાં આવશે. ચતુર્ભુજમાં બંને ત્રિભુજોનું ફળ ઉમેરવાથી ક્ષેત્રફળ જણાઈ આવશે તેમજ પંચભુજમાં ૩ ત્રિભુજ બનશે અને તે ત્રણે ત્રિભુજોનાં ફળનો સરવાળો કરવાથી ફળ સિદ્ધ થશે. એવી જ રીતે ષડ્ભુજ આદિમાં પણ સમજવું જોઈએ.

વિશેષ વક્તવ્ય : ત્રણ રેખાઓથી બનેલું ક્ષેત્ર ત્રિભુજ કહેવાય છે. તે ત્રણ રેખાઓમાંની નીચેની રેખાને ભૂમિ અને બંને બાજુઓની બે રેખાઓને 'ભુજ' કહે છે.

(લંબ) ઉપરના કોણથી ભૂમિ સુધીની સીધી રેખાને લંબ કહે છે.

(આબાધા) લંબથી વિભક્ત ભૂમિના ખંડ (જે લંબની બંને બાજુએ છે) બંને ભુજોની 'આબાધા' કહેવાય છે. નીચે દોરેલા ક્ષેત્રની આકૃતિમાં સ્પષ્ટ જુઓ.




વૃત્તક્ષેત્રમાં પરિધિ અને વ્યાસના ગુણાકારનો ચતુર્થાંશ ક્ષેત્રફળ થાય છે. જેમ કે—




જે વૃત્તક્ષેત્રમાં વ્યાસમાન ૭ અને પરિધ ૨૨ છે, તેનું ક્ષેત્રફળ જાણવું છે, તેથી પરિધ ૨૨ ને વ્યાસ ૭ વડે ગુણવાથી ૧૫૪ થયા. આનું ચતુર્થાંશ ૩૮½ થાય છે. આ જ ક્ષેત્રફળ થયું.

જ્ઞાન થાય છે.* જ્યા (જીવા) અને વ્યાસનો સરવાળો એક બાજુએ કરી રાખવો અને તેની બાદબાકી બીજી બાજુએ કરી રાખવી જોઈએ. પછી એ બંનેનો ઘાત (ગુણાકાર) કરવો. તે ગુણાકારનું મૂલ લેવું અને વ્યાસમાંથી તે બાદ કરવું; પછી તેનું અડધું કરવું, તે જ 'શર' થશે. વ્યાસમાંથી 'શર' બાદ કરવું ને આવેલા અંતરને શરથી ગુણવું. તેનું મૂળ કાઢીને તેને બમણું કરી દેવું, એટલે 'જીવા' થઈ જશે. જીવાનું અડધું કરી તેનો વર્ગ કરવો ને શર વડે ભાગવો. ભાગાકારને શરમાં ઉમેરી દેવાથી વ્યાસનું માન થશે.× ૪૬–૪૮

---

* દાખલા તરીકે પૂછવામાં આવ્યું કે જે વૃત્તક્ષેત્રનું વ્યાસ ૧૪ છે ત્યાં પરિધિનું માન શું હશે? ને જેમાં ૪૪ પરિધિ છે, ત્યાં વ્યાસમાન શું હશે? તેથી ઉક્ત રીતિ અનુસાર વ્યાસ ૧૪ ને ૨૨થી ગુણવાથી અને ગુણાકારને ૭ વડે ભાગવાથી $\frac{૨૨ \times ૧૪}{૭}$ = ૪૪ પરિધિમાન સ્થૂળ થયું. એવી જ રીતે ૪૪ પરિધિને ૭ વડે ગુણીને ગુણાકારને ૨૨ વડે ભાગવાથી વ્યાસમાન જણાઈ આવશે $\frac{૪૪ \times ૭}{૨૨}$ = ૧૪ વ્યાસમાન થયું.

× ઉદાહરણ માટે પ્રશ્ન છે: જે વૃત્તનું વ્યાસ ૧૦ છે, તેમાં જો 'જીવા'નું માન ૬ છે તો 'શર'નું માન શું હશે? 'શર'નું જ્ઞાન હોય તો 'જીવા' બતાવવું તથા 'જીવા' અને 'શર' જાણીને વ્યાસનું માન જણાવો.

ઉત્તર : એની ક્રિયા આ પ્રમાણે છે–મૂળમાં કહેલા નિયમ પ્રમાણે વ્યાસ અને જીવાનો સરવાળો ૧૦+૬=૧૬ થયો. વ્યાસ અને જીવાની



चापोननिघ्नः परिधिः प्रागाख्यः परिधेः कृतेः ।
तुर्यांशेन शरघ्नेनाद्योनेनाद्यं चतुर्गणम् ॥ ४९ ॥
व्यासघ्नं प्रभजेद्विप्र ज्यका संजायते स्फुटा ।
ज्याङ्घ्रीषुघ्नो वृत्तवर्गोऽङ्घिघ्नव्यासाद्यमौर्विहृत् ॥
लब्धोनवृत्तवर्गाङ्घ्रेः पदेऽर्धात्पतिते धनुः ।

પરિધિમાંથી ચાપને બાદ કરવો. શેષને ચાપથી જ ગુણવાથી ગુણાકારને ‘પ્રથમ’ કહેવામાં આવે છે. પરિધિનો વર્ગ કરવો, તેનો ચોથો ભાગ લેવો, તેને ૫ થી ગુણવો અને તેમાંથી ‘પ્રથમ’ને બાદ કરી દેવો; આ ભાજક થશે. ચતુર્ગુણિત વ્યાસને ‘પ્રથમ’ વડે ગુણવો, એટલે ભાજ્ય થશે, ભાજ્યને ભાજક વડે ભાગવો એટલે ‘જીવા’ થઈ જશે.* વ્યાસને ૪ વડે ગુણીને તેમાં જીવા ઉમેરી દેવી. આ ભાજક થયો. પરિધિના વર્ગને જીવાનો ૫ા ભાગ અને ૫ થી ગુણવો. આ ભાજ્ય થયો. ભાજક વડે ભાજ્યને ભાગવાથી જે લબ્ધિ આવે તેને પરિધિ વર્ગના ચતુર્થાંશમાંથી બાદ કરવી. જે શેષ રહે તેનુ મૂળ લેવું, તેને વૃત્ત(પરિધિ)-ના અડધામાંથી બાદ કરવામાં આવે તો ધનુ (ચાપ) આવી જશે.× ૪૯,૫૦½

બાદબાકી ૧૦–૬=૪ થઈ. બંનેનો ગુણાકાર ૧૬×૪=૬૪ થયો. આનું મૂળ ૮ થયું. આને વ્યાસ ૧૦ માંથી બાદ કરવાથી ૨ થયા. આનું અડધું કર્યું, એટલે ૧ ‘શર’ (બાણ) થયું. વ્યાસ ૧૦ માંથી ૧ શર બાદ કરવાથી ૯ થયા. આને શર ૧ વડે ગુણવાથી ૯ થયા. આનું મૂળ ૩ આવ્યું. આના બમણા કર્યા એટલે ૬ જીવાનું પ્રમાણ થયું. એવી જ રીતે ‘જીવા’ અને ‘શર’ જાણવામાં આવ્યા પછી જીવા ૬ ના અડધા ૩ નો વર્ગ કર્યો તો ૯ થયા. આને શર ૧ વડે ભાગવાથી અને લબ્ધિમાં શરને ઉમેરવામાં આવતાં $\frac{9}{1}+\frac{1}{1}=10$ થયા. આ જ વ્યાસનું માન છે.

* જે વૃત્તનું વ્યાસાર્ધ ૧૨૦ (અર્થાત્ વ્યાસ ૨૪૦) છે, તે વૃત્તના અષ્ટાદશાંશ ક્રમથી ૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭, ૮, ૯ વડે ગુણવામાં આવેલ જે ચાપમાન હોય તો બધાની જુદી જુદી “જીવા” જણાવો.

ઉત્તર: વ્યાસમાન ૨૪૦. આ પરથી પરિધિ ૭૫૪. આનો અઢારમો ભાગ ૪૨ ને ક્રમથી ૧ આદિ વડે ગુણવામાં આવતાં ૪૨; ૮૪, ૧૨૬, ૧૬૮, ૨૧૦, ૨૫૨, ૨૯૪, ૩૩૬ અને ૩૭૮–આ ૯ પ્રકારનાં ચાપમાન થયાં. મૂળ સૂત્ર અનુસાર આ ચાપ અને પરિધિ પરથી જીવાઓનાં જે માન થશે, તે જ ગમે તે તુલ્યાંકથી અપવર્તિત ચાપ અને અપવર્તિત પરિધિથી પણ થશે. એટલા માટે ૪૨ થી અપવર્તન કરાતાં પરિધિ ૧૮ તથા ચાપમાન ૧, ૨, ૩, ૪ ૫, ૬, ૭, ૮, ૯ થયાં. હવે પ્રથમ જીવામાન કાઢવું છે, તેથી પ્રથમ અપવર્તિત ચાપ ૧ ને પરિધિમાંથી બાદ કરી શેષને ચાપ ૧ વડે ગુણવાથી ૧૭, આ ‘પ્રથમ’ અથવા ‘આદ્ય’ સંજ્ઞક થયાં. પરિધિ વર્ગ ચતુર્થાંશને ૫ વડે ગુણીને $\frac{\cancel{324}\,81}{\cancel{4}}\times 5=405$; આમાંથી ૧૭ બાદ કરી શેષ ૩૮૮ થી ચતુર્ગુણિત વ્યાસ દ્વારા ગુણિત ‘પ્રથમ’ને ભાગવાથી $\frac{240\times4\times17}{\cancel{388}\,97}=42$ લબ્ધિ થઈ. આ (સ્વલ્પાંતરથી) પ્રથમ જીવા થઈ. દ્વિતીય ચાપ ૨ને પરિધિમાંથી બાદ કરી શેષને ચાપથી ગુણી દેવાથી ૩૨ આ ‘પ્રથમ’ અથવા ‘આદ્ય’ થયા. આને પંચગુણિત પરિધિ વર્ગના ચતુર્થાંશ ૪૦૫માંથી બાદ કરવાથી શેષ ૩૭૩થી ચતુર્ગુણિત વ્યાસ દ્વારા ગુણિત ‘પ્રથમ’ને ભાગવાથી $\frac{240\times4\times32}{373}=82$ લબ્ધિ થઈ. સ્વલ્પાંતરથી આ જ દ્વિતીય જીવા થઈ. આ જ પ્રમાણે બીજી જીવાઓ પણ સિદ્ધ કરી લેવી.

× હવે જીવામાન જાણ્યા પછી ચાપમાન જાણવાની વિધિ બતાવવામાં આવે છે: જેમ કે પ્રશ્ન એ છે કે ૨૪૦ વ્યાસવાળા વૃત્તમાં જીવામાન ૪૨ અને ૮૨ છે, તો એનાં ચાપમાન શાં હશે?

ઉત્તર: જેમ કે જીવા ૮૨ છે. વૃત્તવ્યાસ ૨૪૦ છે. અહીં ઓછાપણાને લીધે પરિધિમાન અપવર્તિત જ લીધું. એટલા માટે આ પરથી ચાપમાન અપવર્તિત જ આવશે. હવે શ્લોક અનુસાર પરિધિ-

स्थूलमध्याण्वन्नवेधो वृत्ताङ्कोशशभागिकः ॥ ५१ ॥
वृत्ताङ्गांशकृतिर्वेधनिघ्नी घनकरा मितौ ।
वारिव्यासहतं दैर्घ्यं वेधाङ्गुलहतं पुनः ॥ ५२ ॥
खखेन्दुरामविहृतं मानं द्रोणादि वारिणः ।

(અન્નાદિ રાશિ વ્યવહાર) રાશિવ્યવહારમાં સ્થૂલ, મધ્યમ, સૂક્ષ્મ અન્ન રાશિઓમાં ક્રમશઃ તેમની પરિધિનો નવમાંશ, દશમાંશ અને એકાદશાંશ વેધ થાય છે. પરિધિનો ષષ્ઠાંશ લઈને તેનો વર્ગ કરવો અને તેને વેધથી ગુણવો જોઈએ. તેનું નામ 'ઘનહસ્ત' થશે* જલના વ્યાસ (પહોળાઈ) વડે લંબાઈને ગુણવી, પછી તે જ ઊંડાઈના અંગુલમાનથી ગુણવું ને ૩૧૦૦ વડે ભાગવું જોઈએ. આમ કરવાથી જળનું દ્રોણાત્મક માન જણાઈ આવશે.+ ૫૧,૫૨½

विस्तारायामवेधानामङ्गुल्योऽन्योन्यताडिताः ॥५३॥
रसाङ्काभ्राब्धिमिर्भक्ता धान्ये द्रोणादिका मितिः ।
उत्सेधव्यासदैर्घ्याणामङ्गुलान्यश्मनो द्विज ॥ ५४ ॥
मिथोघ्नानि भजेत्खाक्षेशैर्द्रोणादिमितिर्भवेत् ।
विस्ताराद्यङ्गुलान्येवं मिथोघ्नान्ययसां भवेत् ॥५५॥
बाणेभमार्गणैर्लब्धं द्रोणाद्यं मानमादिशेत् ।

પહોળાઈ, ઊંડાઈ અને લંબાઈના અંગુલાત્મક માનને પરસ્પર ગુણવાં અને તેને ૪૦૯૬ વડે ભાગવામાં આવે તો અન્નનું દ્રોણાદિક માન નીકળે,÷ ઊંચાઈ, વ્યાસ

---

વર્ગ ૩૨૪ને જીવાના ચતુર્થાંશ $\frac{82}{4}$ અને ૫ વડે ગુણવાથી $\frac{૩૨૪ \times ૮૨ \times ૫}{૪} = ૮૧ \times ૮૨ \times ૫ =$ ૩૩૨૧૦ થયા. એમાં ચતુર્ગુણિત વ્યાસથી યુક્ત જીવા ૧૦૪૨ વડે ભાગ આપવાથી લબ્ધિ સ્વલ્પાંતરથી ૩૨ થઈ. આને પરિધિવર્ગના ચતુર્થાંશ ૮૧ માંથી બાદ કરવાથી ૪૯ થયા. આનું મૂળ ૭ થયું. આને અપવર્તિત પરિધિના અર્ધા ૯ માંથી બાદ કરવાથી શેષ ૨ આ અપવર્તિત દ્વિતીય ચાપ થયો. એટલા માટે અપવર્તન અંક ૪૨ વડે ગુણવાથી વાસ્તવિક ચાપ ૨×૪૨=૮૪ થયો.

* ઉદાહરણ માટે આ એક પ્રશ્ન છે : સમતલ ભૂમિમાં રાખવામાં આવેલા સ્થૂલ ધાન્યની પરિધિ જો ૬૦ હાથ છે તો તેમાં કેટલા ઘનહસ્ત (ખારી) પ્રમાણ હશે? તેમ જ સૂક્ષ્મ ધાન્ય અને મધ્યમ ધાન્યની પરિધિ પણ જો ૬૦ હાથ હોય તો તેમનાં અલગ અલગ ખારી પ્રમાણ શું હશે?

ઉત્તર : મૂળમાં કહેલા નિયમ પ્રમાણે પરિધિમાનનો દશમાંશ ૬ આ મધ્યમ ધાન્યનો વેધ થયો. પરિધિના ષષ્ઠાંશ ૧૦ના વર્ગને વેધથી ગુણવાથી ૧૦૦×૬=૬૦૦ ઘનહસ્ત માન થયાં. એવી જ રીતે સૂક્ષ્મ ધાન્યનો વેધ $\frac{૬૦}{૧૧}$ છે, એની સાથે પરિધિના ષષ્ઠાંશના વર્ગ ૧૦૦ ને ગુણવાથી સૂક્ષ્મ ધાન્યના ઘનહસ્ત માન $\frac{૬૦૦૦}{૧૧}$=૫૪૫$\frac{૫}{૧૧}$ થયાં તથા સ્થૂલ ધાન્યનો વેધ $\frac{૬૦}{૯}$ છે. એની સાથે પરિધિના ષષ્ઠાંશના વર્ગને ગુણવાથી સ્થૂળ ધાન્યનાં ઘનહસ્ત માન $\frac{૬૦૦૦}{૯}$ = ૬૬૬$\frac{૨}{૩}$ થયાં.

+ ઉદાહરણ રૂપે આ એક પ્રશ્ન છે. કોઈ એક વાવની લંબાઈ ૬૨ હાથ, પહોળાઈ ૨૦ હાથ અને ઊંડાઈ ૧૦ હાથ છે તો તે વાવમાં કેટલા દ્રોણ જળ હશે? અહીં મૂળમાં કહેલા નિયમ પ્રમાણે આ પ્રશ્ન આ પ્રમાણે હલ કરવો જોઈએ. પહેલા તો હાથના માપને આંગળના માપમાં ફેરવવા માટે તેને ૨૪થી ગુણવો જોઈએ. ૬૨×૨૪=૧૪૮૮ આંગળ લંબાઈ છે. ૨૦×૨૪=૪૮૦ આંગળ પહોળાઈ છે. ૧૦×૨૪=૨૪૦ આંગળ ઊંડાઈ છે. આ ત્રણેનો પરસ્પર ગુણાકાર કરવાથી ૧૪૮૮×૪૮૦×૨૪૦= ૧૭૧૪૧૭૬૦૦ ગુણાકાર થયો. એને ૩૧૦૦ વડે ભાગ્યા; એટલે $\frac{૧૭૧૪૧૭૬૦૦}{૩૧૦૦}$=૫૫૨૯૬ લબ્ધિ થઈ. આટલું જ દ્રોણ જળ તે વાવમાં છે.

÷ ઉદાહરણ માટે પ્રશ્ન છે : કોઈ અન્ન રાશિની લંબાઈ ૬૪ આંગળ, પહોળાઈ ૩૨ આંગળ અને ઊંચાઈ ૧૬ આંગળ છે, તો તેનું દ્રોણાત્મક માન શું હશે? અર્થાત્ તે અન્નરાશિ કેટલા દ્રોણ હશે?

મૂળમાં કહેલા નિયમ પ્રમાણે ૬૪×૩૨×૧૬ આ સંખ્યાઓને પરસ્પર ગુણવાથી ગુણાકાર ૩૨૭૬૮ થયો. આને ૪૦૯૬ વડે ભાગવાથી $\frac{૩૨૭૬૮}{૪૦૯૬}$=૮ લબ્ધિ થઈ. ઉત્તર એ આવ્યો કે તે અન્ન રાશિ ૮ દ્રોણ છે.

(પહોળાઈ) અને લંબાઈના અંગુલાત્મક માનને પરસ્પર ગુણવાં અને ૧૧૫૦ વડે ભાગવાં. આમ કરવાથી પથ્થરનું દ્રોણાત્મક માન નીકળશે.÷ વિસ્તાર આદિના અંગુલાત્મક માનને પરસ્પર ગુણી ૫૮૫ વડે ભાગવાથી પ્રાપ્ત થતી લબ્ધિ લોઢાના દ્રોણાત્મક માનનું સૂચક હોય છે.* ૫૩–૫૫$\frac{૧}{૨}$

दीपशङ्कुतलच्छिद्रघ्नः शङ्कुर्भा भवेन्मुने ॥५६॥
नरोनदीपकशिखौच्यभक्तो ह्यथ भोद्धृते ।
शङ्कौ नृदीपाधश्छिद्रघ्ने दीपौच्च्यं नरान्विते ॥५७
विशङ्कुदीपौच्च्यगुणा छायाशङ्कूद्धृता भवेत् ।
दीपशङ्क्वन्तरं चाथ च्छायाग्रविवरघ्नभा ॥५८॥
मानान्तरहृता भूमिः स्यादथो भूनराहतिः ।
प्रभाप्ता जायते दीपशिखौच्च्यं स्यात्त्रिराशिकात् ॥
एतत्संक्षेपतः प्रोक्तं गणिते परिकर्मकम् ।
ग्रहमध्यादिकं वक्ष्ये गणिते नातिविस्तरात् ॥६०॥

છાયાનું માન કાઢવું હોય તો દીપક અને શંકુતલના અંતર (બાદબાકી) સાથે શંકુને ગુણવો અને દીપકની ઊંચાઈમાંથી શંકુને બાદ કરી તેના વડે ગુણિત શંકુને ભાગવો. એટલે છાયામાન નીકળી આવશે.*

શંકુ અને દીપતલની બાદબાકીથી શંકુને ગુણવા અને છાયા વડે ભાગવા. પછી જે લબ્ધિ આવે તેમાં શંકુ ઉમેરવાથી દીપકની ઊંચાઈ જણાઈ આવશે.÷ શંકુરહિત દીપકની ઊંચાઈથી છાયાને ગુણવી અને શંકુ વડે ભાગવી. આથી શંકુ તથા દીપકનું અંતર જણાશે.=

---

÷ ઉદાહરણ માટે આ પ્રશ્ન છે: કોઈ એક પથ્થરના ટુકડાની લંબાઈ ૨૩, પહોળાઈ ૨૦ અને ઊંચાઈ ૧૦ આંગળ છે તો તે પથ્થર કેટલા દ્રોણ વજનનો હશે?

ઉત્તર: મૂલોક્ત નિયમાનુસાર લંબાઈ વગેરેને પરસ્પર ગુણ્યા–૨૩×૨૦×૧૦=૪૬૦૦ ગુણાકાર થયો. આને ૧૧૫૦ વડે ભાગવાથી લબ્ધિ જ થઈ, તેથી જ દ્રોણ તે પથ્થરના ટુકડાનું માન થશે.

* જેમ કે કોઈકે પૂછ્યું: એક લોહખંડની લંબાઈ ૧૧૭ આંગળ, પહોળાઈ ૧૦૦ આંગળ અને ઊંચાઈ ૫ આંગળ છે, તો તેનું વજન કેટલા દ્રોણ હશે?

ઉત્તર: લંબાઈ વગેરેને પરસ્પર ગુણ્યાં–૧૧૭×૧૦૦×૫=૫૮૫૦૦. આ ગુણાકારને ૫૮૫ વડે ભાગવાથી $\frac{૫૮૫૦૦}{૫૮૫}$=૧૦૦ લબ્ધિ થઈ, તેથી ૧૦૦ દ્રોણ તે લોહખંડનું પરિમાણ છે.

* ઉદાહરણ માટે આ પ્રશ્ન છે:-શંકુ અને દીપક વચ્ચેની ભૂમિનું માન ૩ હાથ છે અને દીપકની ઊંચાઈ $\frac{૭}{૨}$ હાથ છે, તો બાર આંગળ ($\frac{૧}{૨}$ હાથ) શંકુની છાયાનું માન શું હશે?




આ ક્ષેત્રમાં 'અ'થી 'ઉ' સુધી દીપકની ઊંચાઈ છે. 'ગ'થી 'ત' સુધી શંકુ છે. 'અ' 'ત' = 'ક' 'ગ' = શંકુ અને દીપતલનું અંતર છે.

અહીં શંકુને શંકુ–દીપાન્તર–ભૂમિ–માન વડે ગુણવાથી $\frac{૧}{૨}$×૩=$\frac{૩}{૨}$ ગુણાકાર થયો. પછી દીપકની ઊંચાઈમાંથી શંકુને બાદ કરતાં $\frac{૭}{૨}$–$\frac{૧}{૨}$=૩ શેષ રહ્યા. ઉપર જણાવેલા ગુણાકાર $\frac{૩}{૨}$ ને શંકુ બાદ કરેલી દીપકની ઊંચાઈ ૩ વડે ભાગતાં લબ્ધિ $\frac{૧}{૨}$ થઈ. આ જ છાયાનું માન છે.

÷ જો શંકુ $\frac{૧}{૨}$ હાથ, શંકુ–દીપાંતર ભૂમિ ૩ હાથ અને છાયા ૧૬ આંગળ છે તો દીપકની ઊંચાઈ કેટલી હશે? આ પ્રશ્નનો ઉત્તર આ પ્રમાણે છે:

શંકુને શંકુ દીપાંતરથી ગુણ્યા એટલે $\frac{૧}{૨}$×૩=$\frac{૩}{૨}$ થયા. એને છાયા ૧૬ આંગળ અર્થાત્ $\frac{૨}{૩}$ હાથ વડે ભાગતાં $\frac{૩}{૨}$÷$\frac{૨}{૩}$=$\frac{૩}{૨}$×$\frac{૩}{૨}$=$\frac{૯}{૪}$ થયા. આમાં શંકુ $\frac{૧}{૨}$ ઉમેર્યો તો $\frac{૧૧}{૪}$=૨$\frac{૩}{૪}$ હાથ દીપકની ઊંચાઈ થઈ.

= ઉપર જણાવેલ દીપકની ઊંચાઈ $\frac{૧૧}{૪}$માંથી શંકુ $\frac{૧}{૨}$ બાદ કરતાં $\frac{૧૧}{૪}$–$\frac{૧}{૨}$=$\frac{૯}{૪}$ શેષ રહ્યા, આનાથી છાયાને ગુણ્યા તો $\frac{૯}{૪}$×$\frac{૨}{૩}$=$\frac{૩}{૨}$ થયા. આને શંકુ $\frac{૧}{૨}$ વડે ભાગતાં $\frac{૩}{૨}$×$\frac{૨}{૧}$=૩ લબ્ધિ થઈ. આથી શંકુ અને દીપક વચ્ચેની ભૂમિ ૩ હાથ છે.

છાયાના અગ્રભાગના અંતરથી છાયાને ગુણવી અને છાયાના પ્રમાણાન્તરથી ભાગવી એટલે 'ભૂ' થશે. 'ભૂ' અને શંકુનો ઘાત (ગુણાકાર) કરવો અને છાયા વડે ભાગવો, તેથી દીપકની ઊંચાઈ જણાશે.* ઉપર કહેલી સર્વ વાતોનું જ્ઞાન ત્રિરાશિથી થાય છે. આ પરિકર્મ ગણિત સંક્ષેપમાં કહ્યું. હવે સંક્ષેપમાં ગ્રહોનું મધ્યાદિક ગણિત કહેવામાં આવે છે. ૫૯-૬૦

युगमानं स्मृतं विप्र खचतुष्करदार्णवाः ।
तद्दशांशास्तु चत्वारः कृताख्यं पदमुच्यते ॥ ६१ ॥

* અભ્યાસાર્થ પ્રશ્ન: ૧૨ આંગળના શંકુની છાયા ૧૨ આંગળ હતી, પછી તે જ શંકુને છાયાના અગ્રભાગ ભણી ૨ હાથ વધારીને રાખવાથી બીજી છાયા ૧૬ આંગળની થઈ, તો છાયાનો અગ્રભાગ અને દીપતલના વચ્ચેની ભૂમિનું પ્રમાણ કેટલું હશે? તેમ જ દીપકની ઊંચાઈ કેટલી હશે?

ઉત્તર: અહીં પહેલા શંકુથી બીજા શંકુ સુધીની ભૂમિનું માન ૨ હાથ. પહેલી છાયા $\frac{૧}{૨}$ હાથ, બીજી છાયા $\frac{૨}{૩}$ હાથ. શંકુ-અંતર ૨માંથી પહેલી છાયા $\frac{૧}{૨}$ બાદ કરી શેષ $\frac{૩}{૨}$માં બીજી છાયા $\frac{૨}{૩}$ ઉમેરવાથી $\frac{૧૩}{૬}$. આ છાયાના અગ્રભાગનું અંતર થયું તથા છાયા-અંતર $\frac{૨}{૩} - \frac{૧}{૨} = \frac{૧}{૬}$ થયો. હવે મૂળના નિયમ પ્રમાણે પહેલી છાયા $\frac{૧}{૨}$ને છાયાના અગ્રભાગના અંતર (બાદબાકી)થી ગુણતાં $\frac{૧}{૨} \times \frac{૧૩}{૬} = \frac{૧૩}{૧૨}$ થયા. આને છાયાંતર $\frac{૧}{૬}$ વડે ભાગતાં $\frac{૧૩}{૧૨} \times \frac{૬}{૧} = \frac{૧૩}{૨} = ૬\frac{૧}{૨}$ આ પ્રથમ ભૂમિમાન થયું. એવી જ રીતે બીજી છાયા $\frac{૨}{૩}$ વડે છાયાગ્રની બાદબાકીને ગુણી છાયાંતર $\frac{૧}{૬}$ વડે ભાગવાથી બીજું ભૂમિમાન $\frac{૨૬}{૩}$ થયું તથા પ્રથમ ભૂમિમાન $\frac{૧૩}{૨}$ને શંકુથી ગુણી ગુણાકાર $\frac{૧૩}{૪}$ને પ્રથમ છાયા વડે ભાગવાથી લબ્ધિ $\frac{૧૩}{૨}$ આ દીપકની ઊંચાઈ થઈ. એવી જ રીતે દ્વિતીય ભૂમિમાં પણ દીપકની ઊંચાઈ આટલી જ થાય છે.



त्रयस्त्रेता द्वापरो द्वौ कलिरेकः प्रकीर्तितः ।
मनुः कृताब्दसहिता युगानामेकसप्ततिः ॥ ६२ ॥
विधेर्दिने स्युर्विप्रेन्द्र मनवस्तु चतुर्दश ।
तावत्येव निशा तस्य विप्रेन्द्र परिकीर्तिता ॥ ६३ ॥
स्वयम्भुवः सृष्टिगतानब्दान्संपिण्डय नारद ।
खचरानयनं कार्यमथवेष्टयुगादितः ॥ ६४ ॥

વિપ્રવર! ચારે યુગોનું સંમિલિત માન ૪૩૨૦૦૦૦ વર્ષનું જણાવવામાં આવ્યું છે. તેના દશમા ભાગને ચારે ગુણવાથી સત્યયુગ નામક પાદ થશે (તેનું માન ૧૭૨૮૦૦૦ વર્ષનું છે.) દશમા ભાગને ૩ વડે ગુણવાથી ૧૨૯૬૦૦૦ વર્ષ ત્રેતાયુગનાં થાય છે. દશમા ભાગને ૨ વડે ગુણવાથી ૮૬૪૦૦૦ વર્ષ દ્વાપરનાં થાય છે અને ઉક્ત દશાંશને ૧ વડે ગુણવાથી ૪૩૨૦૦૦ વર્ષ કળિયુગનાં કહેવામાં આવ્યાં છે. કૃતાબ્દ સહિત (એક સત્યયુગ અધિક) એકોતેર ચતુર્યુગનો એક મન્વંતર થાય છે. બ્રહ્મન્! બ્રહ્માના એક દિવસમાં ૧૪ મનુ થાય છે અને તેટલા જ સમયની તેમની એક રાત્રિ થાય છે. હે નારદ! બ્રહ્માના વર્તમાન કલ્પમાં જેટલાં વર્ષ વીતી ગયાં છે, તેમને એકત્ર કરીને ગ્રહાનયન (ગ્રહસાધન) કરવું જોઈએ અથવા ઇષ્ટ યુગાદિથી ગ્રહસાધન કરવું. ૬૧-૬૪

युगे सूर्यज्ञशुक्राणां खचतुष्करदार्णवाः ।
कुजार्किगुरुशीघ्राणां भगणाः पूर्वयायिनाम् ॥ ६५ ॥
इन्द्रो रसाग्नित्रित्रीषुसप्तभूधरमार्गणाः ।
दस्त्रत्र्यष्टरसाङ्काक्षिलोचनानि कुजस्य तु ॥ ६६ ॥
बुधशीघ्रस्य शून्यर्तुखाद्रित्र्यङ्कनगेन्दवः ।
बृहस्पतेः खदस्राक्षिवेदषड्वह्नयस्तथा ॥ ६७ ॥
सितशीघ्रस्य षट्सप्तत्रियमाश्विखभूधराः ।
शनेर्भुजङ्गषट्पञ्चरसवेदनिशाकराः ॥ ६८ ॥
चन्द्रोच्चस्याग्निशून्याश्विवसुसर्पार्णवा युगे ।
वामं पातस्य वस्वग्नियमाश्विशिखिदस्रकाः ॥ ६९ ॥

એક યુગમાં પૂર્વ દિશા પ્રતિ ગતિ કરનારા સૂર્ય, બુધ અને શુક્રના ૪૩૨૦૦૦૦ 'ભગણ' થાય છે; તેમ જ મંગળ, શનિ અને બૃહસ્પતિના શીઘ્રોચ્ચ ભગણ પણ તેટલા જ થાય છે. એક યુગમાં ચંદ્રમાના ભગણ ૫૭૭૫૩૩૩૬ થાય છે. મંગળના ૨૨૯૬૮૩૨, બુધના શીઘ્રોચ્ચના ૧૭૯૩૭૦૬૦, ગુરુના ૩૬૪૨૨૦, શુક્રના શીઘ્રોચ્ચના ૭૦૨૨૩૭૬, શનિના ૧૪૬૫૬૮ તથા ચંદ્રમાના ઉચ્ચના ભગણ ૪૮૮૨૦૩ થાય છે. ચંદ્રમાના પાતની વામગતિ સંબંધી ભગણોની સંખ્યા ૨૩૨૨૩૮ છે. ૬૫–૬૯

उदयादुदयं भानोर्भूमिसावनवासराः ।
वसुद्वयष्टाद्रिरूपाङ्कसप्ताद्रितिथयो युगे ॥ ७० ॥
षड्वह्नित्रिहुताशाङ्कतिथयश्चाधिमासकाः ।
तिथिक्षया यमार्थाश्विद्वयष्टव्योमशराश्विनः ॥ ७१ ॥
खचतुष्कसमुद्राष्टकुपञ्च रविमासकाः ।
षट्त्र्यग्नित्रयवेदाग्निपञ्च शुभ्रांशुमासकाः ॥ ७२ ॥
प्राग्गतेः सूर्यमन्दस्य कल्पे सप्ताष्टवह्नयः ।
कौजस्य वेदखयमा बौधस्याष्टर्तुवह्नयः ॥ ७३ ॥
खखरन्ध्राणि जैवस्य शौक्रस्यार्थगुणेषवः ।
गोऽग्नयः शनिमन्दस्य पातानामथ वामतः ॥७४॥
मनुदस्रास्तु कौजस्य बौधस्याष्टाष्टसागराः ।
कृताद्रिचन्द्रा जैवस्य शौक्रस्याग्निखनन्दकाः ॥७५
शनिपातस्य भगणाः कल्पे यमरसर्तवः ।

એક સૂર્યોદયથી બીજા સૂર્યોદય પર્યંત દિવસના માનને ભૌમ વાસર અથવા સાવનવાસર કહેવામાં આવે છે. તે એક મહાયુગ (ચતુર્યુગ)માં ૧૫૭૭૯૧૭૮૨૮ થાય છે. (ચાન્દ્ર દિવસ ૧૬૦૩૦૦૦૦૮૦ થાય છે.) અધિકમાસ ૧૫૯૩૩૩૬ થાય છે; ને તિથિક્ષય ૨૫૦૮૨૨૫૨ થાય છે. રવિમાસોની સંખ્યા ૫૧૮૪૦૦૦૦ છે. 'ચાંદ્રમાસ ૫૩૪૩૩૩૩૬ થાય છે. પૂર્વાભિમુખ ગતિના ક્રમથી એક કલ્પમાં સૂર્યના મન્દોચ્ચ ભગણ ૩૮૭, મંગલના મન્દોચ્ચ ભગણ ૨૦૪, બુધના મન્દોચ્ચ ૩૬૮, ગુરુના મન્દોચ્ચ ૯૦૦, શુક્રના મન્દોચ્ચ ૫૩૫ તથા શનિના મન્દોચ્ચ ભગણ ૩૯ થાય છે. હવે મંગલ આદિ ગ્રહોના પાતોની વિલોમ ગતિ (પશ્ચિમગમન) અનુસાર એક કલ્પમાં થનારા ભગણ કહેવામાં આવે છે. ભૌમપાતના ભગણ ૨૧૪, બુધપાતના ભગણ ૪૮૮, ગુરુપાતના ભગણ ૧૭૪, ભૃગુપાતના ભગણ ૯૦૩ તથા શનિપાતના ભગણ ૬૬૨ થાય છે. ૭૦–૭૫

वर्तमानयुगे याता वत्सरा भगणाभिधाः ॥ ७६ ॥
मासीकृता युता मासैर्मधुशुक्लादिभिर्गतैः ।
पृथक्स्थास्तेऽधिमासघ्नाः सूर्यमासविभाजिताः ॥७७
लब्धाधिमासकैर्युक्ता दिनीकृत्य दिनान्विताः ।
द्विष्ठास्थितिक्षयाभ्यस्ताश्चान्द्रवासरभाजिताः ॥७८॥
लब्धोनरात्रिरहिता लङ्कायामार्धरात्रिकः ।
सावनो द्युगणः सूर्याद् दिनमासाब्दपास्ततः ॥७९

વર્તમાન યુગ(જે યુગમાં, જે સમયના અહર્ગણ કે ગ્રહ આદિનું જ્ઞાન મેળવવું હોય તે સમય)માં સૃષ્ટિ આદિ કાલ અથવા યુગાદિ કાલથી અત્યાર સુધી જેટલાં વર્ષ વીતી ચૂક્યાં હોય, તે સૂર્યના ભગણ હોય છે. ભગણને ૧૨ વડે ગુણીને માસ બનાવવા જોઈએ. તેમાં 'વર્તમાન વર્ષ'ના ચૈત્ર શુક્લ પ્રતિપદાથી લઈને વર્તમાન માસ સુધી જેટલા માસ વીત્યા હોય, તેમની સંખ્યા ઉમેરીને સરવાળો બે ઠેકાણે માંડી રાખવો. બીજા સ્થાનમાં માંડી રાખેલા માસના સરવાળાને યુગના ઉપર્યુક્ત અધિમાસોની સંખ્યા વડે ગુણીને ગુણાકારને યુગના સૂર્યમાસોની સંખ્યાથી ભાગવો. પ્રાપ્ત થયેલી લબ્ધિ(ભાગાકાર)ને 'અધિમાસની સંખ્યા' જાણવી ને તેને પહેલા માંડી રાખેલા માસના સરવાળામાં ઉમેરવી. (એ સરવાળો વીતેલા ચાન્દ્રમાસોની સંખ્યાનો સૂચક હોય છે.) તે સંખ્યાને ૩૦ વડે

ગુણવી (એ ગુણાકાર તિથિની સંખ્યાનો સૂચક હોય છે), તેમાં વર્તમાન માસની શુક્લ પ્રતિપદાથી ઇષ્ટતિથિ સુધીની સંખ્યા ઉમેરવી. (આમ કરવાથી ચાન્દ્રદિવસની સંખ્યા જણાઈ આવે છે) આને પણ એ ઠેકાણે માંડી રાખવી. બીજા સ્થાનમાં લખી રાખેલી સંખ્યાને યુગ માટે કહેલી તિથિ ક્ષય સંખ્યા વડે ગુણવી. ગુણાકારને યુગની ચાન્દ્રદિન (તિથિ) સંખ્યા વડે ભાગવો. જે લબ્ધિ આવે તે જ તિથિક્ષય સંખ્યા છે. તેને પ્રથમ સ્થાન લખી રાખેલી ચાન્દ્ર-દિન સંખ્યામાંથી બાદ કરવી. આથી અભીષ્ટ દિનનો લંકાર્ધ રાત્રિ કાલિક સાવન દિન-ગણ (અહર્ગણ) થાય છે.* આનાથી દિનપતિ, માસપતિ અને વર્ષપતિનું જ્ઞાન મેળવવું. ૭૬–૭૯

सप्तभिः क्षयितः शेषः सूर्याद्यो वासरेश्वरः ।
मासाब्ददिनसंख्याप्तं द्वित्रिघ्नं रूपसंयुतम् ॥८०॥
सप्तोद्धृतावशेषौ तौ विज्ञेयौ मासवर्षणौ ।

જેમ કે દિનગણમાં ૭ વડે ભાગ આપવાથી શેષ બચેલા ૧ આદિ સંખ્યા અનુસાર રવિ આદિ વારપતિ સમજવા જોઈએ તથા દિનગણને ૩૦ વડે ભાગીને લબ્ધિ–(ભાગાકાર)ને ૨ થી ગુણી ગુણાકારમાં ૧ ઉમેરવો. પછી તેને ૭ થી ભાગીને ૧ આદિ શેષ રહેતાં રવિ આદિને માસપતિ સમજવા. એવી જ રીતે દિનગણને ૩૬૦ થી ભાગીને લબ્ધિને ૩ વડે ગુણી ગુણાકારમાં ૧ ઉમેરવો. પછી તેને ૭ થી ભાગતાં ૧ આદિ શેષ સંખ્યા અનુસાર રવિ આદિ 'વર્તમાન' વર્ષપતિ થાય છે.* ૮૦½

* આ પ્રમાણે અહર્ગણ સિદ્ધ કરવામાં ક્યારેક એકાદ દિવસ ઓછોવત્તો પણ થાય છે. તેવે વખતે ૧ બાદ કરીને કે ઉમેરીને અહર્ગણ સાધી લેવા.

કલિયુગાદિથી અહર્ગણોનું ઉદાહરણ : શાકે ૧૮૭૫ કાર્તિક શુક્લ પૂર્ણિમા શુક્રવારને અહર્ગણ બનાવવો છે, તેથી કલિયુગાદિથી ગત યુધિષ્ઠિર સંવતની વર્ષ સંખ્યા ૩૧૭૯માં શાકે ૧૮૭૫ ઉમેરવાથી ૫૦૫૪ થયા; આને ૧૨ વડે ગુણવાથી ૬૦૬૪૮ થયા. આમાં ચૈત્ર શુક્લ પ્રતિપદાથી પાછલા મહિનાઓની સંખ્યા ૭ ઉમેરવાથી ૬૦૬૫૫ સૌર માસ થયા. આને પૃથક્ યુગની અધિમાસ–સંખ્યા ૧૫૯૩૩૩૬ વડે ગુણવાથી ૯૬૬૪૩૭૯૫૦૮૦ થયા. આને યુગની સૌરમાસ સંખ્યા ૫૧૮૪૦૦૦૦ વડે ભાગવાથી લબ્ધિ (ભાગાકાર) અધિમાસ સંખ્યા ૧૮૬૪ને જુદા લખી રાખેલા માસગણ ૬૦૬૫૫માં ઉમેરવાથી ૬૨૫૧૯ ચાંદ્રમાસ સંખ્યા થઈ. આને ૩૦ વડે ગુણીને ગુણાકારમાં તિથિ સંખ્યા ૧૫ ઉમેરવાથી ૧૮૭૫૫૮૫ આ ચાંદ્રદિનસંખ્યા થઈ. આને યુગની ક્ષયતિથિસંખ્યા ૨૫૦૮૨૨૫૨–થી ગુણીને ગુણાકાર ૪૭૦૪૩૮૯૫૬૧૭૪૨૦ ને યુગની ચાંદ્રદિન સંખ્યા ૧૬૦૩૦૦૦૦૮૦ વડે ભાગવાથી લબ્ધિ તિથિક્ષય સંખ્યા ૨૯૩૪૭ ને ઉપર્યુક્ત ચાંદ્રદિન સંખ્યા ૧૮૭૫૫૮૫ માંથી બાદ કરવાથી ૧૮૪૬૨૩૮ અહર્ગણ થયા. આને ૭ વડે ભાગવાથી શેષ ૨ રહે છે; જેથી શુક્ર આદિ ગણના અનુસાર શનિવાર આવે છે; પરંતુ હોવો જોઈએ ૧ શેષ (શુક્રવાર); એટલા માટે આમાંથી ૧ બાદ કરીને વાસ્તવિક અહર્ગણ ૧૮૪૬૨૩૭ થયા. પ્રસ્તુત ઉદાહરણમાં પૂર્ણિમાનો ક્ષય હોવાને લીધે ૧ દિવસનો અંતર પડ્યું છે.

* કલિયુગનો આદિ દિવસ શુક્રવાર હતો તેથી કલિયુગ આદિ અહર્ગણને ૭ વડે ભાગવાથી ૧ આદિ શેષ રહેતાં શુક્ર આદિ વારપતિ થાય છે. માસપતિ જાણવા માટે અહર્ગણ ૧૮૪૬૨૩૭ને ૩૦થી ભાગી લબ્ધિ ૬૧૫૪૧ને ૨ વડે ગુણવાથી ૧૨૩૦૮૨ થયા. આમાં ૧ ઉમેરી ૭ વડે ભાગવાથી શેષ ૨ રહે. તેથી શુક્રથી બીજો શનિ વર્તમાન માસપતિ થયો.

એવી જ રીતે અહર્ગણને ૩૬૦ વડે ભાગી લબ્ધિ ૫,૧૨૮ને ૩થી ગુણી ગુણાકાર ૧૫૩૮૪મ ૧ ઉમેરી ૧૫૩૮૫ થયા. આને ૭ વડે ભાગવાથી શેષ ૬ રહી, તેથી શુક્રથી ગણતાં છઠ્ઠે આવતો બુધ વર્તમાન વર્ષપતિ થયો.

ग्रहस्य भगणाभ्यस्तो दिनराशिः कुवासरैः ॥८१॥
विभाजितो मध्यगत्या भगणादिर्ग्रहो भवेत् ।
एवं स्वशीघ्रमन्दोच्चा ये प्रोक्ताः पूर्वयायिनः ॥८२
विलोमगतयः पातास्तद्वच्चक्राद् विशोधिताः ।

(મધ્યમગ્રહજ્ઞાન) યુગ માટે કહેલા ભગણુની સંખ્યાથી દિનગણુને ગુણુવા. ગુણાકારને યુગની કુદિન (સાવનદિન) સંખ્યા વડે ભાગવાથી ભગણાદિ+ગ્રહ લંકાર્ધરાત્રિકાલિક થાય છે. એવી જ રીતે પૂર્વાભિમુખ ગતિવાળા જે શીઘ્રોચ્ચ અને મન્દોચ્ચ ગ્રહો કહેવામાં આવ્યા છે, તેમના ભગણુ દ્વારા તેમને પણુ સિદ્ધ કરી શકાય છે.÷ વિલોમ (પશ્ચિમાભિમુખ) ગતિવાળા ગ્રહોના જે પાતભગણુ કહેવામાં આવ્યા છે, તેમના દ્વારા એવી જ રીતે જે પાતસિદ્ધ થાય, તેમને ૧૨ રાશિમાંથી બાદ કરવાથી શેષને મેષ આદિ ક્રમથી રાશ્યાદિપાત જાણુવા જોઈએ* ૮૧,૮૨ꣳ

योजनानि शतान्यष्टौ भूकर्णो, द्विगुणानि तु ॥८३
तद्वर्गतो दशगुणात्पदं भूपरिधिर्भवेत् ।
लम्बज्याघ्नस्त्रिजीवाप्तः स्फुटो भूपरिधिः स्वकः ॥८४॥

(ભૂપરિધિ પ્રમાણુ)-પૃથ્વીનો વ્યાસ ૧૬૦૦ યોજન છે. આ(૧૬૦૦)ના વર્ગને ૧૦ થી ગુણુવાથી પ્રાપ્ત થતા ગુણાકારનું મૂલ ભૂમધ્યપરિધિ હોય છે; અર્થાત્ વર્ગમૂળની જે સંખ્યા હોય, તેટલા યોજનની પૃથ્વીની પરિધિ સમજવી. આ ભૂમધ્યપરિધિ સંખ્યાને પોતપોતાના લમ્બાંશ-જ્યાથી ગુણીને ગુણાકારને ત્રિજ્યા (૩૪૩૮) વડે ભાગવાથી જે લબ્ધિ થાય, તે સ્પષ્ટ ભૂપરિધિની યોજન-સંખ્યા હોય છે.+ ૮૩,૮૪.

---

+ પ્રથમ લબ્ધિ ભગણુ હોય છે. શેષને ૧૨ વડે ગુણીને ગુણાકારને યુગ-કુદિન વડે ભાગવાથી જે લબ્ધિ (ભાગાકાર) થાય, તે રાશિ હોય છે. ફરીથી શેષને ૩૦ વડે ગુણી ગુણાકારને યુગ-કુદિન વડે ભાગવાથી જે લબ્ધિ થાય તે અંશ છે. અંશશેષને ૬૦ થી ગુણી, ગુણાકારને કુદિન વડે ભાગવાથી પ્રાપ્ત થતી લબ્ધિ કળ હોય છે, કળાશેષને ૬૦ થી ગુણીને પૂર્વવત્ યુગ-કુદિન વડે ભાગવાથી જે લબ્ધિ થાય તે વિકળા હોય છે. આમાં ભગણુ સિવાય રાશિ આદિ જ ગ્રહ કહેવાય છે. આ પ્રમાણે મધ્યમ ગ્રહ હોય છે.

÷ ઉદાહરણ-જેમ કે યુગના સૂર્યભગણુ ૪૩૨૦-૦૦૦ને અહર્ગણુ ૧૮૪૬૨૩૭ વડે ગુણુવાથી ૭૯૭૫૭૪૩૮૪૦૦૦૦ થયા., આને યુગના કુદિન ૧૫૭૭૯૧૭૮૨૮ વડે ભાગવાથી લબ્ધ ભગણુ ૫૦૫૪ થયા. શેષ ૯૪૭૧૩૭૨૮૮ ને ૧૨ વડે ગુણી ગુણાકાર ૧૧૩૬૫૬૪૭૪૫૬ ને કુદિન વડે ભાગવાથી લબ્ધિ રાશિ ૭ થઈ. રાશિશેષ ૩૨-૦૨૨૨૬૬૦ને ૩૦ વડે ગુણીને ગુણાકાર ૯૬૦૬૬૭-૯૮૦૦ ને કુદિનથી ભાગવાથી લબ્ધ અંશ ૬ થયા. અંશશેષ ૧૩૯૧૭૨૮૩૨ ને ૬૦ વડે ગુણી ગુણાકાર ૮૩૫૦૩૬૯૯૨૦ ને કુદિનથી ભાગતાં લબ્ધિકળા ૫ થઈ. કળાશેષ ૪૬૦૭૮૦૭૮૦ ને ૬૦ વડે ગુણીને ગુણાકાર ૨૭૬૪૬૮૪૬૮૦૦ ને કુદિન વડે ભાગવાથી લબ્ધિ વિકળા ૧૮ થઈ. વળી ભગણુ ઉપયોગમાં આવતો નથી તેથી તેને છોડી દઈ રાશ્યાદિ કુલ ૭/૬/૫/૧૮ આ લંકાર્ધરાત્રિકાલિક મધ્યમ સૂર્ય થયો. એવી જ રીતે પોતાના ભગણુ દ્વારા બધા ગ્રહો, ઉચ્ચ અને પાત સિદ્ધ થાય છે. પાતની વિપરીત ગતિ હોય છે, અહર્ગણું દ્વારા સિદ્ધ કરેલા પાતને ૧૨ રાશિઓમાંથી, બાદ કરવાથી શેષને મેષાદિ ક્રમથી રાશ્યાદિ પાત જાણુવા જોઈએ. આ વાત આગળ ઉપર કહેવામાં આવશે.

* આ પ્રમાણું સાધિત ગ્રહરેખાદેશીય હોય છે. આમાં આગળ કહેવામાં આવેલા દેશાંતર-સંસ્કાર કરવાથી સ્વદેશીય મધ્યમ ગ્રહ થાય છે.

+ જેમ કે ૧૬૦૦ વર્ગને ૧૦ વડે ગુણુવાથી ૨૫૬૦૦૦૦૦ થયા. આનું મૂળ (સ્વલ્પાંતરથી) ૫૦૫૮ થયું. આટલા જ યોજન સ્થૂલમાનથી મધ્યભૂપરિધિનું પ્રમાણુ છે.

અમુક કોઈ સ્થળમાં સ્પષ્ટ ભૂપરિધિસાધન-જો લમ્બાંશ ૬૩/૧૫ છે, તો તેની જ્યા આગળના ૯૩૯૭ શ્લોકોમાં વર્ણુવવામાં આવેલી રીત

तेन देशान्तराभ्यस्ता ग्रहभुक्तिर्विभाजिता ।
कलादि तत्फलं प्राच्यां ग्रहेभ्यः परिशोधयेत् ॥८५
रेखाप्रतीचीसंस्थाने प्रक्षिपेत्स्युः स्वदेशजाः ।

( ગ્રહોમાં દેશાંતર સંસ્કાર )- ગ્રહની કલાદિ મધ્યમગતિને દેશાંતરયોજન ( રેખા-દેશથી જેટલા યોજન પૂર્વ અથવા પશ્ચિમે પોતાનું સ્થાન હોય તેની ) સાથે ગુણીને ગુણાકારને 'સ્પષ્ટ ભૂપરિધિ-યોજન' વડે ભાગવાથી જે લબ્ધિ થાય તે કલા આદિ છે. તે લબ્ધિને રેખાથી પૂર્વ દેશમાં પૂર્વ-સાધિત ગ્રહમાંથી બાદ કરવાથી અને પશ્ચિમદેશમાં ઉમેરવાથી પોતાના સ્થાનનો અર્ધરાત્રિકાલિક ગ્રહ થાય છે.÷ ૮૯૩

राक्षसालयदेवौकः शैलयोर्मध्यसूत्रगाः ॥ ८६ ॥
अवन्तिकारोहितकं यथा सन्निहितं सरः ।
वारप्रवृत्तिः प्राग्देशे क्षपार्द्धेऽभ्यधिके भवेत् ॥८७॥
तद्देशान्तरनाडीभिः पश्चादूने विनिर्दिशेत् ।

( રેખાદેશ )-લંકાથી સુમેરુપર્વતપર્યન્ત યામ્યોત્તર રેખામાં જે જે દેશો ( સ્થાન ) છે, તે રેખાદેશ કહેવાય છે. જેમ કે ઉજ્જૈન, રોહતક, કુરુક્ષેત્ર વગેરે. ૮૬૩

( વાર પ્રવૃત્તિ )-ભૂમધ્યરેખાથી પૂર્વ-દેશમાં રેખાદેશીય મધ્યરાત્રિથી, દેશાંતર ઘટીતુલ્ય પાછળ અને રેખાથી પશ્ચિમ-દેશમાં મધ્યરાત્રિથી દેશાંતર ઘટીતુલ્ય પૂર્વે જ વારપ્રવૃત્તિ ( રવિ આદિ વારોનો આરંભ ) થાય છે.* ૮૭૩

इष्टनाडीगुणा भुक्तिः षष्ट्या भक्ता कलादिकम् ॥८८
गते शोद्ध्यं तथा योज्यं गम्ये तात्कालिको ग्रहः ।
भचक्रलिप्ताशीत्यंशं परमं दक्षिणोत्तरम् ॥८९॥
विक्षिप्यते स्वपातेन स्वक्रान्त्यन्तादनुष्णगुः ।
तन्नवांशं द्विगुणितं जीवस्त्रीगुणितं कुजः ॥ ९० ॥
बुधशुक्रार्कजाः पातैर्विक्षिप्यन्ते चतुर्गुणम् ।

(ઇષ્ટકાળમાં મધ્યમ ગ્રહ જાણવાની રીત)- મધ્યરાત્રિથી જેટલી ઘડી પછી ગ્રહ નક્કી કરવો હોય, તે સંખ્યાથી ગ્રહની કળા આદિ ગતિને ગુણીને ગુણાકારને ૬૦ વડે ભાગી લબ્ધિના જેટલી કળા આદિના ગુણા-કારને પૂર્વસાધિત ગ્રહમાં ઉમેરવાથી તેમ જ જેટલી ઘડી મધ્યરાત્રિથી પૂર્વગ્રહ નક્કી કરવો હોય તેટલી સંખ્યાથી ગતિને ગુણીને ગુણાકારને ૬૦ વડે ભાગી કળા આદિના

અનુસાર ૩૦૭૦ થઈ. મધ્યભૂપરિધિ ૫૦૫૮ ને તે સ્થળની લમ્બજ્યા ૩૦૭૦ થી ગુણીને ગુણાકાર ૧૫૫૨૮૦૬૦ ને ત્રિજ્યા ૩૪૩૮ વડે ભાગવાથી લબ્ધિ ૪૫૧૬ સ્પષ્ટ ભૂપરિધિ થઈ.

દેશાંતર-કાળજ્ઞાન આ પ્રમાણે થાય છે. ગણિત દ્વારા સિદ્ધ ચંદ્રગ્રહણ સ્પર્શ કાળથી જેટલાં ઘડી પળ પછી સ્પર્શ થાય છે, તેટલી જ ઘડીને રેખાદેશથી 'પૂર્વદેશાંતર' તથા જેટલી ઘડી પહેલાં ગ્રહણનો સ્પર્શ થાય છે, તેટલી ઘડીને 'પશ્ચિમ-દેશાંતર' માનવામાં આવે છે. પ્રસ્તુત સ્થળ આ પ્રમાણે ૧ ઘડી અને ૧૩ પળ પૂર્વદેશાંતર છે.

આ દેશાંતર-પળથી દેશાંતર યોજનનું જ્ઞાન ત્રિરાશિથી થાય છે. જેમ કે ૩૬૦૦ પળમાં સ્પષ્ટ ભૂપરિધિયોજન ૪૫૧૬ છે તો દેશાંતર-પળમાં કેટલું હશે? આ પ્રમાણે પ્રસ્તુત સ્થળમાં દેશાંતર ૭૩ પળ દ્વારા. રેખાદેશથી દેશાંતર યોજન $\frac{૪૫૧૬ \times ૭૩}{૩૬૦૦}$ = ૯૧ થયા. આનાથી ગ્રહોમાં દેશાં-તર સંસ્કાર થાય છે.

રેખાદેશથી પ્રસ્તુત સ્થળના પૂર્વ દેશાંતર યોજન ૯૧ ને સૂર્યની મધ્યગતિ કલા ૫૯/૮ થી ગુણીને ગુણાકાર ૫૩૮૧/૮ ને સ્પષ્ટ ભૂપરિધિયોજન ૪૫૧૬ વડે ભાગવાથી લબ્ધિ કલાદિ ૧/૧૧ થઈ. આને અહર્ગણ સાધિત મધ્યમ સૂર્ય ૭/૬/૫/૧૮-માંથી પૂર્વ દેશાંતર હોવાના કારણે બાદ કરવાથી ૭/૬/૪/૭ આ મધ્યરાત્રિકાલિક મધ્યમ સૂર્ય થયો.

÷ પાત ( રાહુ )માં દેશાંતર સંસ્કાર વિપરીત થાય છે.

* રેખાદેશના મધ્યરાત્રિના સમયથી જ સૃષ્ટિનો આરંભ માનવામાં આવ્યો છે; તેથી રેખાદેશના મધ્યરાત્રિ-સમયમાં જ વાર-પ્રવેશ થાય છે.

ગુણાકારને પૂર્વસાધિત ગ્રહમાંથી બાદ કરવાથી ઈષ્ટકાલિક ગ્રહ નક્કી થાય છે.÷ ૮૮½

(ચંદ્ર આદિ ગ્રહોના પરમ વિક્ષેપ)–ભચક્ર કળા (૨૧૬૦૦)નો ૮૦ મો ભાગ (૨૭૦) કળા પર્યંત ક્રાંતિવૃત્ત (સૂર્યના માર્ગ)થી પરમ દક્ષિણ અને ઉત્તર ચંદ્રમા વિક્ષિપ્ત થાય છે–હટે છે. એ જ પ્રમાણે ગુરુ કલા, મંગલ ૯૦ કલા, બુધ, શુક્ર અને શનિ–આ ત્રણે ૧૨૦ કલા સુધી ક્રાંતિવૃત્તથી દક્ષિણ અને ઉત્તર ભણી ખસતા રહે છે.= ૮૯,૯૦½

राशिलिप्ताष्टमो भागः प्रथमं ज्यार्द्धमुच्यते ॥९१॥
तत्तद्विभक्तलब्धोनमिश्रितं तद् द्वितीयकम् ।
आद्येनैवं क्रमात्पिण्डान्भक्त्वा लब्धोनसंयुताः ॥९२
खण्डकाः स्युश्चतुर्विंशज्ज्यार्द्धपिण्डाः क्रमादमी ।

(અભીષ્ટ જીવા સિદ્ધ કરવા માટે ઉપયોગી ૨૪ જીવા સાધન) રાશિકલા ૧૮૦૦નો આઠમો ભાગ (૨૨૫ કલા) પ્રથમ જીવાર્ધ*

÷ ધારો કે શુક્રવારે મધ્યરાત્રિ સમયનો ગ્રહ આવ્યા પછી બીજા દિવસના સવારના છ વાગ્યાનો મધ્યમ સૂર્ય નક્કી કરવો છે, તેથી ઈષ્ટ કાલ ૬ કલાક (૧૫ ઘડી) થયો, માટે સૂર્યની કલાદિ ગતિ ૫૯/૮ ને ૧૫ વડે ગુણીને ૬૦ વડે ભાગવાથી લબ્ધિ ૧૪ કલા ૪૭ વિકલા મધ્યરાત્રિના સૂર્ય ૭/૬/૪/૭ માં ઉમેરવાથી ૭/૬/૧૮/૫૪–આ શનિવારે સવારે ૬ વાગ્યાનો મધ્યમ સૂર્ય થયો.

= સૂર્ય અને અન્ય ગ્રહોના માર્ગોનું યોગસ્થાન (ચતુષ્પથ) પાત કહેવાય છે. જ્યારે ગ્રહ પોતાના સ્થાન પર ચાલતો પાતસ્થાનમાં આવે છે, તે સમયે તે ક્રાન્તિવૃત્તિમાં હોવાને લીધે પોતાના સ્થાનમાં જ હોય છે; કારણ કે સર્વગ્રહોનાં સ્થાન ક્રાન્તિવૃત્તમાં જ હોય છે. પાતસ્થાનથી આગળ-પાછળ થતાં ક્રાન્તિવૃત્તથી જેટલે દૂર વિક્ષિપ્ત થાય છે–ખસે છે, તેટલો તે ગ્રહનો 'વિક્ષેપ' (શર) કહેવાય છે. સૂર્યના માર્ગને ક્રાન્તિમંડલ અને અન્ય ગ્રહોના માર્ગને તે તે ગ્રહોનું 'વિમંડલ' કહેવામાં આવે છે. ચંદ્રમાના પાતસ્થાનને 'રાહુ' અને 'કેતુ' કહે છે.

* જીવા, જ્યા, શિંજિની, મૌર્વી, ગુણ, રજ્જુ–આ પર્યાયવાચક શબ્દો છે. જ્યોતિષમાં ચાપ અને જીવાદ્વારા જ ગ્રહોનું ગણિત થાય છે; કારણ કે ગ્રહનો માર્ગ વૃત્તાકાર છે. વૃત્તપરિધિનો ખંડ ચાપ કહેવાય છે. જેમ કે અ, ગ, પ, લ, અ, આ વર્તુલ માર્ગ છે. આમાં અ, ક, અ, ગ આદિ પરિધિખંડ ચાપ કહેવાય છે. જેમ કે અ, ઈ, ક, ચ, પ છે અને અ, ક, સરલ રેખા અ, ઈ, ક ચાપની પૂર્ણ જ્યા કહેવાય છે તથા અ, ત સરલ રેખા અ, ઈ, ક ચાપની ઉત્ક્રમજ્યા તથા ક, ત, રેખા અ, ઈ, ક ચાપનો જીવાર્ધ કે જ્યાર્ધ કહેવાય છે. આને જ અર્ધજ્યા પણ કહે છે. ગણિતમાં અર્ધજ્યા (જ્યાર્ધ)થી જ કામ લેવામાં આવે છે; તેથી જ્યોતિષ ગ્રન્થમાં જ્યાર્ધને જ જ્યા=જીવા= મૌર્વી આદિ કહે છે. તે જીવાર્ધ કે જીવાવૃત્તના ચતુર્થાંશમાં જ બને છે. આ વૃત્તના ચતુર્થાંશને પદ કહેવામાં આવેલ છે. તેથી સંપૂર્ણ વૃત્તમાં ૪ પદ હોય છે. ૧–૩ વિષમ અને ૨–૪ સમપદ કહેવાય છે.



વૃત્તની સંપૂર્ણ પરિધિમાં ૧૨ રાશિ કે ૩૬૦ અંશ હોય છે, તેથી એક એક પદમાં ત્રણ ત્રણ રાશિ અથવા ૯૦ અંશ હોય છે. પ્રથમ અને તૃતીયપદમાં ગત ચાપને ભુજ અને ગમ્ય ચાપને કોટિ કહે છે. દ્વિતીય અને ચતુર્થપદમાં ગત ચાપને કોટિ અને ગમ્ય ચાપને જ ભુજ કહે છે. જેમ કે પ્રથમ પદમાં 'अ क'=ભુજ અને 'क ग'=કોટિ છે; દ્વિતીય પદમાં 'ग च'=કોટિ અને 'च प'=ભુજ છે. પ્રત્યેક પદમાં ચાપને ૯૦ અંશમાંથી બાદ કરવાથી શેષ ચાપ કોટિ હોય છે; તેથી क ग ચાપ=अ क ચાપની કોટિ તથા क न સરલરેખા કોટિજ્યા છે. એવી જ રીતે સમ (દ્વિતીય) પદમાં च र ભુજજ્યા

હોય છે;તે (પ્રથમ જીવાર્ધ) વડે પ્રથમ જીવાર્ધને ભાગીને લબ્ધિને પ્રથમ જીવાર્ધમાંથી બાદ કરી શેષ( પ્રથમ ખંડ )ને પ્રથમ જીવાર્ધમાં જ ઉમેરવાથી દ્વિતીય જીવાર્ધ થાય છે. એવી જ રીતે પ્રથમ જીવા વડે જ દ્વિતીય જીવાને ભાગી લબ્ધિને દ્વિતીય ખંડમાંથી બાદ કરી શેષને દ્વિતીય જીવાર્ધમાં ઉમેરવાથી તૃતીય જીવાર્ધ થાય છે, એવી જ રીતે આગળ પણ ક્રિયા કરવાથી ક્રમશઃ ૨૪ જીવાર્ધ સિદ્ધ÷ થાય છે. ૯૧,૯૨½

परमापक्रमज्या तु सप्तरन्ध्रगुणेन्दवः ॥ ९३ ॥
तद्गुणा ज्या त्रिजीवाप्ता तच्चापं क्रान्तिरुच्यते ।

આ પ્રમાણે સૂર્યની પરમ ક્રાંતિજ્યા ૧૩૯૭ હોય છે. આ ( પરમ ક્રાંતિજ્યા ) વડે ગ્રહની જ્યા( ભુજજ્યા )ને ગુણીને ગુણાકારને ત્રિજ્યા દ્વારા ભાગવાથી 'ઇષ્ટ ક્રાંતિજ્યા' બને છે. તેનો ચાપ કરવાથી 'ઇષ્ટક્રાંતિ' ( મધ્યમા ) કહેવાય છે. ૯૩½

ग्रहं संशोध्य मन्दोच्चात्तथा शीघ्राद्विशोध्य च ॥९४
शेषं केन्द्रपदं तस्माद्भुजज्या कोटिरेव च ।
गताद्भुजज्याविषमे गम्यात्कोटिः पदे भवेत् ॥९५
युग्मे तु गम्याद्बाहुज्या कोटिज्या तु गताद् भवेत् ।

( 'ભુજજ્યા' અને 'કોટિજ્યા' બનાવવાની રીત ) ગ્રહોને પોતપોતાના મન્દોચ્ચમાંથી બાદ કરવાથી બાકી રહે તે તે ગ્રહનું મંદ કેન્દ્ર તથા શીઘ્રોચ્ચમાંથી બાદ કરવાથી શેષ રહે તે તે ગ્રહનું 'શીઘ્રકેન્દ્ર' કહેવાય છે. તે રાશ્યાદિ કેન્દ્રની 'ભુજજ્યા' અને 'કોટિજ્યા' બનાવવી જોઈએ. વિષમ (૧–૩) પદમાં 'ગત' ચાપની જીવા ભુજજ્યા અને 'ગમ્ય' ચાપની જીવા 'કોટિજ્યા' કહેવાય છે+ સમ (૨–૪) પદમાં 'ગમ્ય' ચાપની જીવા 'ભુજજ્યા' અને 'ગત' ચાપની જીવા 'કોટિજ્યા' હોય છે.* ૯૪,૯૫½

---

અને ચ વ કોટિજ્યા છે. આવા જ ક્રમથી તૃતીય અને ચતુર્થ પદમાં ભુજજ્યા અને કોટિજ્યા જાણવી જોઈએ. કેવલ જ્યા શબ્દથી સર્વત્ર ભુજજ્યા જ સમજવામાં આવે છે.

÷ ઉદાહરણ : જેમ કે પ્રથમ જ્યા ૨૨૫ ને પ્રથમ જ્યા ૨૨૫ વડે ભગિતાં લબ્ધિ ૧ ને પ્રથમ જ્યામાંથી બાદ કરી લેતાં ૨૨૪ ( પ્રથમ ખંડ ) થયા. આને પ્રથમ જ્યામાં ઉમેરવાથી ૨૨૪+૨૨૫=૪૪૯ આ દ્વિતીય જીવા થઈ. દ્વિતીય જીવા ૪૪૯ ને પ્રથમ જ્યા ૨૨૫ વડે ભાગવાથી લબ્ધિ ૨ ને પ્રથમ ખંડ ૨૨૪ માંથી બાદ કરતાં શેષ ૨૨૨ દ્વિતીય ખંડ થયો. આને દ્વિતીય જીવા ૪૪૯ માં ઉમેરવાથી ૬૭૧ તૃતીય જીવા થઈ. પછી તૃતીય જીવા ૬૭૧ ને પ્રથમ જ્યા ૨૨૫ વડે ભાગતાં લબ્ધિ ૩ ને દ્વિતીય ખંડ ૨૨૨ માંથી બાદ કરવાથી ૨૧૯ તૃતીય ખંડ થયો. આને તૃતીય જીવા ૬૭૧ માં ઉમેરવાથી ૮૯૦ આ આ ચતુર્થ જીવા થઈ. એ જ પ્રમાણે આગળ સિદ્ધ કરતા રહેવાથી નીચે જણાવેલી સિદ્ધ ૨૪ જ્યાર્ધ કલાઓ થાય છે: ૨૨૫, ૪૪૯, ૬૭૧, ૮૯૦, ૧૧૦૫, ૧૩૧૫, ૧૫૨૦, ૧૭૧૯, ૧૯૧૦, ૨૦૯૩, ૨૨૬૭, ૨૪૩૧, ૨૫૮૫, ૨૭૨૮, ૨૮૫૯, ૨૯૭૮, ૩૦૮૪, ૩૧૭૭, ૩૨૫૬, ૩૩૨૧, ૩૩૭૨, ૩૪૦૯, ૩૪૩૧ તથા ૩૪૩૮. આ ૧ પદમાં ( ૩ રાશિમાં ) ૨૪ જ્યાર્ધ પિંડ છે. )

+ ૩ રાશિ( ૯૦ અંશ )નું એક પદ હોય છે. તે પદમાંથી 'ગત' ચાપને બાદ કરવાથી શેષ રહે તે 'ગમ્ય' ચાપ કહેવાય છે. જેમ કે સૂર્ય રાશિ આદિ ૮/૧૦/૧૫/૨૫ છે, તેનું મંદોચ્ચ ૨/૧૭/૩૫/૪૦ છે, તેથી મંદોચ્ચમાંથી સૂર્યને બાદ કરવાથી રાશ્યાદિ શેષ ૬/૭/૧૭/૧૫ થયા. અહીં કેન્દ્ર ૬ રાશિથી વધારે છે, તેથી ત્રીજા ( વિષમ ) પદમાં પડ્યું. તેથી ત્રીજા પદના ગતાંશાદિ ૭/૧૭/૧૫ને ૯૦ અંશમાંથી બાદ કરવાથી અંશાદિ ૮૨/૪૨/૪૫–આ 'ગમ્ય' અંશાદિ થયા.

* જેમ કે સ્વલ્પાન્તરથી સૂર્યનું મન્દોચ્ચ ૨/૧૭/૪૮/૫૪ છે. આમાંથી મધ્યમ સૂર્ય ૭/૬/૧૮/૫૪ બાદ કરવાથી શેષ ૭/૧૧/૩૦/૦ આ મન્દકેન્દ્ર થયું. આ ૭ રાશિ કરતાં વધુ હોવાથી તુલાદિમાં પડ્યું તથા ત્રીજા પદમાં હોવાને લીધે એમાંથી ૬

लिप्तास्तत्त्वयमैर्भक्ता लब्धं ज्यापिण्डकं गतम् ॥९६
गतगम्यान्तराभ्यस्तं विभजेत्तत्त्वलोचनैः ।
तदवाप्तफलं योज्यं ज्यापिण्डे गतसंज्ञके ॥ ९७ ॥
स्यात्क्रमज्या विधिरयमुत्क्रमज्यास्वपि स्मृतः ।

(ઇષ્ટજ્યા સાધવાની રીત-) જેટલા રાશ્યાદિ ચાપની જીવા બનાવવી હોય, તેની કલા બનાવીને તેને ૨૨૫ વડે ભાગવાથી જે લબ્ધિ થાય, તેટલી સંખ્યા (સિદ્ધ ૨૪ જ્યા-પિંડમાં) ગતજ્યા-પિંડની સંખ્યા સમજવી. શેષ કલાને 'ગતજ્યા' અને 'ગમ્યજ્યા'ના અંતરથી ગુણી, ગુણાકારને ૨૨૫ વડે ભાગી લબ્ધ કલાદિને 'ગતજ્યા' પિંડમાં ઉમેરવાથી 'અભીષ્ટજ્યા' થાય છે. 'ઉત્ક્રમજ્યા' પણ આવી જ રીતે સિદ્ધ કરવામાં આવે છે.+ ૯૬-૯૭½

ज्यां प्रोह्य शेषं तत्त्वाश्विहतं तद्विवरोद्धृतम् ॥९८
संख्यातत्त्वाश्विसंवर्गे संयोज्य धनुरुच्यते ।

(જીવાથી ચાપ બનાવવાની વિધિ)- ઇષ્ટજીવાની કલામાં સિદ્ધ જીવાપિંડોમાંથી જેટલી સંખ્યાવાળી જીવા બાદ થઈ શકે, તેટલી બાદ કરવી જોઈએ. શેષ કલાને ૨૨૫ વડે ગુણીને ગુણાકારને ગત અને ગમ્ય જીવાની બાદબાકીથી ભાગીને જે લબ્ધિ, કલાદિ હોય, તેને બાદ કરેલી સિદ્ધ-જીવા સંખ્યાથી ગુણિત ૨૨૫માં ઉમેરવાથી ઇષ્ટજ્યાનો ચાપ થાય છે.* ૯૮½

रवेर्मन्दपरिध्यंशा मनवः शीतगो रदाः ॥ ९९ ॥
युग्मान्ते विषमान्ते तु नखलिप्तोनितास्तयोः ।

(રવિ અને ચંદ્રમાના મંદ પરિધ્યંશ) સમપદના અંતમાં સૂર્યના ૧૪ અંશ અને ચંદ્રમાના ૩૨ અંશ મંદ પરિધિમાન હોય છે, અને વિષમપદના અંતમાં ૨૦ કલા ઓછી અર્થાત્ સૂર્યના ૧૩/૪૦ અને ચંદ્રમાના ૩૧/૪૦ મંદ પરિધિ અંશ છે. ૯૯½

युग्मान्तेऽर्थाद्रयः खाग्निसुराः सूर्या नवार्णवाः ॥१००॥
ओजे द्व्यगा वसुयमा रदा रुद्रा गजाब्धयः ।
कुजादीनामतः शैघ्र्या युग्मान्तेऽर्थाग्निदस्रकाः ॥१०१॥
गुणाग्निचन्द्रा खनगा द्विरसाक्षीणि गोऽग्नयः ।
ओजान्ते द्वित्रियमला द्विविश्वे यमपर्वताः ॥१०२॥
खर्तुदस्रा वियद्वेदाः शीघ्रकर्मणि कीर्तिताः ।

(મંગળ આદિ ગ્રહોની મંદ અને શીઘ્ર પરિધિ)-સમપદના અંતમાં મંગલના ૭૫, બુધના ૩૦, ગુરુના ૩૩, શુક્રના ૧૨ અને શનિના ૪૯ તથા વિષમપદના અંતમાં

---

રાશિ બાદ કરવાથી શેષ ૧/૧૧/૩૦/૦ આ ભુજ થયો. આને ૯૦ અંશ(૩ રાશિ)માંથી બાદ કરતાં બાકી રહેલ ૧/૧૮/૩૦/૦ આ કોટિ થઈ.

ભુજજ્યા બનાવવા માટે આગળ કહેલી રીતે રાશ્યાદિ ભુજ ૧/૧૧/૩૦ને કલા બનાવવાથી ૨૪૯૦ કલા થઈ. આને ૨૨૫ વડે ભાગવાથી લબ્ધિ ગતજ્યા ૧૧ થઈ. શેષ ૨૫ને ગતજ્યા, એષ્યજ્યા. (૧૧મી અને ૧૨મી જ્યા)ના અંતર (૨૪૩૧-૨૨૬૭)= ૧૬૪ વડે ગુણવાથી ૨૪૬૦ થયા. આને ૨૨૫ વડે ભાગવાથી લબ્ધિ ૧૧ કલાને ગતજ્યા ૨૨૬૭માં ઉમેરતાં સૂર્યની ભુજજ્યા ૨૨૭૮ થઈ. એવી જ રીતે કોટિની કળા દ્વારા કોટિજ્યા ૨૬૭૫ થઈ.

+ જેમ કે પરમક્રાંતિ ૨૪ અંશની કલા ૧૪૪૦ને ૨૨૫ વડે ભાગવાથી લબ્ધિ ૬ 'ગતજ્યા'-સંખ્યા થઈ, જેનું પ્રમાણ ૧૩૧૫ છે. શેષ કલા ૯૦ને 'ગતજ્યા' અને 'એષ્યજ્યા'ના અંતર (૧૫૨૦-૧૩૧૫=૨૦૫) વડે ગુણી તેના ગુણાકારને ૨૨૫ વડે ભાગતાં લબ્ધિ ૮૨ને ગતજ્યા ૧૩૧૫માં ઉમેરવાથી ૧૩૯૭ આ પરમક્રાંતિ(૨૪ અંશ)ની જ્યા થઈ.

* જેમ કે પરમક્રાંતિ જ્યાનો ચાપ બનાવવો છે તો પરમક્રાંતિ જ્યા ૧૩૯૭માંથી કહેલી છઠ્ઠી જીવા ૧૩૧૫ બાદ કરી શેષ ૮૨ ને ૨૨૫ વડે ગુણીને ગત, ગમ્ય જ્યાના અંતર ૨૦૫ વડે ભાગવાથી લબ્ધિ ૯૦ ને ૬×૨૨૫ = ૧૩૫૦ માં ઉમેરવાથી ૧૪૪૦ થયા. આને અંશ બનાવવાથી ૨૪ પરમક્રાંતિ-અંશ થયા.

મંગલના ૭૨, બુધના ૨૮, ગુરુના ૩૨, શુક્રના ૧૧ અને શનિના ૪૮ મંદ પરિધિ અંશ છે. આવી જ રીતે સમપદના અંતમાં મંગલના ૨૩૫, બુધના ૧૩૩, ગુરુના ૭૦, શુક્રના ૨૬૨ અને શનિના ૩૯ તથા વિષમ પદના અંતમાં મંગળના ૨૩૨, બુધના ૧૩૨, ગુરુના ૭૨, શુક્રના ૨૬૦ અને શનિના ૪૦ શીઘ્ર પરિધિ અંશ કહેવામાં આવ્યા છે.

ओजयुग्मान्तरगुणा भुजज्या त्रिज्ययोद्धृता ॥१०३॥
युग्मवृत्ते धनर्णं स्यादोजादूनाधिके स्फुटम् ।

(અભીષ્ટ સ્થાનમાં પરિધિ સાધન)– અભીષ્ટ સ્થાનમાં મંદ કે શીઘ્ર પરિધિ બનાવવી હોય તો તે ગ્રહની ભુજજ્યાને વિષમ અને સમપદના અંતવાળી પરિધિની બાદબાકી કરી શેષ વડે ગુણવી. ગુણાકારને ત્રિજ્યા (૩૪૩૮) વડે ભાગી જે અંશ વગેરે લબ્ધિ આવે તેને સમપદના અંતવાળી પરિધિમાં ઉમેરવાથી કે બાદ કરવાથી (વિષમ પદાન્ત કરતાં સમપદાન્ત ઓછો હોય તો ઉમેરવાથી ને તેમ ન હોય તો બાદ કરવાથી) ઇષ્ટસ્થાનમાં સ્પષ્ટ મંદ કે શીઘ્ર પરિધિ અંશ થાય છે.* ૯૯½–૧૦૩½

तद्गुणे भुजकोटिज्ये भगणांशविभाजिते ॥ १०४ ॥
तद्भुजज्याफलधनुर्मान्दं लिप्तादिकं फलम् ।

(ભુજફલ–કોટિફલ–સાધન–) આ પ્રમાણે સાધિત સ્પષ્ટ પરિધિથી ગ્રહની 'ભુજજ્યા' અને 'કોટિજ્યા'ને પૃથક્ પૃથક્ ગુણીને ભગણાંશ(૩૬૦)થી ભાગી લબ્ધ-(ભુજજ્યા)થી ભુજફલ અને (કોટિજ્યાથી) કોટિફલ બને છે. એવી જ રીતે મંદ પરિધિ દ્વારા મંદફલ અને શીઘ્ર પરિધિ દ્વારા શીઘ્રફલ જાણવાં જોઈએ. અહીં મંદ પરિધિને લીધે ભુજજ્યા દ્વારા જે ભુજફલ આવે, તેનો ચાપ બનાવવાથી મંદ કલાદિ ફલ આવે છે.÷ ૧૦૪½

शैघ्र्यं कोटिफलं केन्द्रे मकरादौ धनं स्मृतम् ॥
संशोध्यं तु त्रिजीवायां कर्क्यादौ कोटिजं फलम् ।
तद्बाहुफलवर्गैक्यान्मूलं कर्णश्चलाभिधः ॥ १०६ ॥

(શીઘ્ર કર્ણસાધન)–ઉપર કહેલી રીત પ્રમાણે શીઘ્ર પરિધિ દ્વારા જે કોટિફલ આવે તેને, જો મકર વગેરે કેન્દ્ર હોય તો તો ત્રિજ્યા(૩૪૩૮)માં ઉમેરવું. કર્કાદિ કેન્દ્ર હોય તો બાદ કરવું. ઉમેરવાથી કે બાદ કરવાથી જે ફલ આવે, તેના વર્ગમાં શીઘ્ર ભુજફલના વર્ગને ઉમેરી દેવો. પછી તેનું મૂલ લેવાથી શીઘ્ર કર્ણ થાય છે.

त्रिज्याभ्यस्तं भुजफलं चलकर्णविभाजितम् ।
लब्धस्य चापं लिप्तादिफलं शैघ्र्यमिदं स्मृतम् ॥७॥
एतदाद्ये कुजादीनां चतुर्थे चैव कर्मणि ।

(શીઘ્રફલસાધન–) ઉપરની રીતે સાધેલા શીઘ્ર ભુજફલને ત્રિજ્યા વડે ગુણીને ગુણાકારને શીઘ્ર કર્ણ દ્વારા ભાગવાથી જે કલા વગેરે લબ્ધિ આવે, તેના ચાપ બનાવવાથી શીઘ્ર 'ભુજફલ' થાય છે. આ શીઘ્રફલ મંગલાદિ ૫ ગ્રહોમાં પ્રથમ અને ચતુર્થ કર્મમાં સંસ્કૃત (ધન અથવા ઋણ) કરવામાં આવે છે. ૧૦૭½

मान्दं कर्मैकमर्केन्द्वोर्भौमादीनामथोच्यते ॥ १०८ ॥
शैघ्र्यं मान्दं पुनर्मान्दं शैघ्र्यं चत्वार्यनुक्रमात् ।

* જેમ કે સૂર્યની ભુજજ્યા ૨૨૭૮ને વિષમ-સમપરિધિના અંતર ૨૦ વડે ગુણવાથી ૪૫૫૬૦ થયા. આને ૩૪૩૮ વડે ભાગવાથી લબ્ધિ ૧૩ કલાને સમપદાંત પરિધિ અંશ ૧૪માંથી બાદ કરવાથી ૧૩/૪૭ સૂર્યની સ્પષ્ટ મન્દપરિધિ થઈ.

÷ જેમ કે–સૂર્યની ભુજજ્યા ૨૨૭૮ને સ્પષ્ટ મન્દ પરિધિ ૧૩/૪૭ વડે ગુણી ગુણાકાર ૩૧૩૯૮/૨૬ને ૩૩૦ વડે ભાગવાથી લબ્ધિ કલાદિ ૮૭/૧૩ આ ભુજફળ થયું. આ ૨૨૫ કરતાં ઓછું છે, તેથી આનો ચાપ પણ આટલો જ થયો ને આ જ સૂર્યનું કલાદિ મંદફળ થયું. આના અંશ આદિ બનાવવાથી ૧/૨૭/૧૩ થયા. આને તુલાદિ કેન્દ્ર હોવાથી મધ્યમ સૂર્ય ૭/૬/૧૮/૫૪માંથી બાદ કરવાથી ૭/૪/૫૧/૪૧ આ સ્પષ્ટ સૂર્ય થયો.

રવિ અને ચંદ્રમામાં કેવળ એક જ મંદ ફળનો સંસ્કાર (ધન અથવા ઋણ) કરવામાં આવે છે. મુને! મંગલાદિ ગ્રહોના સંસ્કારનું વર્ણન કરું છું, તેમાં પ્રથમ શીઘ્ર ફળનો, દ્વિતીય મંદ ફળનો, તૃતીય પણ મંદ ફળનો અને ચતુર્થ શીઘ્ર ફળનો સંસ્કાર કરવામાં આવે છે.૧૦૮½

अजादिकेन्द्रे सर्वेषां शैघ्र्ये मान्दे च कर्मणि ॥१०९॥
धनं ग्रहाणां लिप्तादि तुलादावृणमेव तत्।

(સંસ્કારવિધિ) શીઘ્ર કે મંદ કેન્દ્ર મેષાદિ (૬ રાશિની અંદર) હોય તો શીઘ્રફળ અને મંદફળ ઉમેરવામાં આવે છે, જો તુલાદિ કેન્દ્ર (૬ રાશિથી ઉપર) હોય તો બાદ કરાય છે.૧૦૯½

अर्कबाहुफलभ्यस्ता ग्रहभुक्तिर्विभाजिता ॥ ११० ॥
भचक्रकलिकाभिस्तु लिप्ताः कार्या ग्रहेऽर्कवत्।

(રવિભુજફલ—સંસ્કાર) પ્રત્યક ગ્રહની ગતિ કલાને પૃથક્ પૃથક્ સૂર્યની મંદભુજ કળાથી ગુણીને ગુણાકારને ૨૧૬૦૦ વડે ભાગવાથી જે કલાદિ લબ્ધિ થાય, તેનો પૂર્વસાધિત ઉદયકાલિક ગ્રહોમાં રવિ મંદ ફળ સમાન સંસ્કાર (મંદ ફળ ધન હોય તો ધન, ઋણ હોય તો ઋણ) કરવો જોઇએ આથી સ્પષ્ટ સૂર્યોદય કાલિક ગ્રહ થાય છે.*૧૧½

स्वमन्दभुक्तिसंशुद्धैर्मध्यभुक्तेर्निशापतेः ॥ १११ ॥
ग्रहभुक्तेः फलं कार्यं ग्रहवन्मन्दकर्मणि।
दोर्ज्यान्तरगुणा भुक्तिस्तत्त्वनेत्रोद्धृता पुनः ॥११२॥
स्वमन्दपरिधिक्षुण्णा भगणांशोद्धृताः कलाः।
कर्कादौ तु धनं तत्र मकरादावृणं स्मृतम् ॥११३॥
मन्दस्फुटीकृतां भुक्तिं प्रोज्झ्य शीघ्रोच्चभुक्तितः।
तच्छेषं विवरेणाथ हन्यात्त्रिज्यान्त्यकर्णयोः ॥११४
चलकर्णहृतं भुक्तौ कर्णे त्रिज्याधिके धनम्।
ऋणमूनेऽधिके प्रोज्झ्य शेषं वक्रगतिर्भवेत् ॥११५

(સ્પષ્ટગ્રહગતિસિદ્ધ કરવા માટે ગતિફલ) ચંદ્રની મધ્ય ગતિમાંથી ચંદ્રની મંદોચ્ચગતિને બાદ કરી તેનાથી (અર્થાત્ ચંદ્ર કેન્દ્રગતિથી) તેમ જ અન્ય ગ્રહોની (સ્વલ્પાન્તરથી) પોતપોતાની ગતિથી જ મંદ સ્પષ્ટ ગતિ સાધનમાં ફલની સિદ્ધિ કરવી. જેમ કે ઉક્ત ગતિ (ચંદ્રની કેન્દ્રગતિ અને અન્ય ગ્રહોની ગતિ)ને દોર્જ્યાન્તર-(ગમ્યજ્યા અને ગતજ્યાના અંતર)થી ગુણીને અને આવેલા ગુણાકારને ૨૨૫ વડે ભાગી લબ્ધિને પોતપોતાની મંદ પરિધિ વડે ગુણીને ભગણાંશ (૩૬૦) દ્વારા ભાગવાથી જે કલાદિ ફલ લબ્ધિ હોય તેને કર્કાદિ (૩ થી ઉપર ૯ રાશિની અંદર) કેન્દ્ર હોય તો મધ્ય ગતિમાં ઉમેરવાથી તથા મકરાદિ (૯ રાશિથી ઉપર ૩ રાશિ સુધી) કેન્દ્ર હોય તો બાદ કરવાથી મંદ સ્પષ્ટ ગતિ સિદ્ધ થાય છે.* ફરીથી આ મંદ સ્પષ્ટ ગતિને પોતાની શીઘ્રોચ્ચ ગતિમાંથી બાદ કરી શેષને ત્રિજ્યા તથા અંતિમ શીઘ્ર કર્ણની બાદબાકી સાથે ગુણીને પૂર્વ સાધિત શીઘ્ર કર્ણ વડે ભાગવાથી જે લબ્ધિ (કલા

* પૂર્વસાધિત મધ્યમ કે સ્પષ્ટ સૂર્ય મધ્યમ અર્કોદયકાલિક હોય છે, તેને સ્પષ્ટ સૂર્યોદયકાલિક બનાવવા માટે ભુજફળ સંસ્કાર કરવા આવે છે. જેમ કે સૂર્યના ભુજફળ ૮૭/૧૩ ને સૂર્યની સ્પષ્ટ ગતિ ૬૦/૪૭ વડે ગુણવાથી ૫૩૦૧/૨૦ થયા. આને ૨૧૬૦૦ થી ભાગવાથી લબ્ધિ કલાદિ ૦/૧૫ અર્થાત્ ૧૫ વિકલા સ્પષ્ટ સૂર્યમાં મંદફળ ઋણ હોવાથી બાદ કરવાથી સ્પષ્ટ સૂર્યોદયકાલિક સૂર્ય ૭/૪/૫૧/૨૬ થયો.

* ગ્રહોની કેન્દ્રગતિ દ્વારા મંદસ્પષ્ટ ગતિ ફળ સિદ્ધ થાય છે. ત્યાં ચંદ્રમાની અધિક ગતિ હોવાને લીધે કેન્દ્ર ગતિગ્રહણ કરાય છે. અન્ય ગ્રહની ૧ દિવસમાં મંદોચ્ચ ગતિ શૂન્ય હોવાથી ગ્રહગતિના જેટલી જ કેન્દ્ર ગતિ હોય છે; તથા રવિ અને ચંદ્રમાની મંદ સ્પષ્ટ ગતિ જ સ્પષ્ટ ગતિ હોય છે. મંગળ વગેરે ગ્રહોના શીઘ્રોચ્ચવશ શીઘ્ર ગતિ ફળનો પુનઃસંસ્કાર કરવાથી સ્પષ્ટ ગતિ થાય છે.

વગેરે) થાય. તેને જો તે કર્ણ ત્રિજ્યાથી વધારે હોય તો મંદ સ્પષ્ટ ગતિમાં ઉમેરવાથી અને ઓછી હોય તો બાદ કરવાથી સ્પષ્ટ ગતિ સિદ્ધ થાય છે. જો સાધિત ઋણગતિ ફલ મંદ સ્પષ્ટ ગતિ કરતાં વધારે હોય તો તે (ઋણગતિફલ)માંથી મંદ-સ્પષ્ટ ગતિ બાદ કરી જે શેષ રહે તે વક્ર-ગતિ હોય છે. આ સ્થિતિમાં તે ગ્રહ વક્ર-ગતિએ રહે છે.* ૧૧૧-૧૧૫

कृतर्तुचन्द्रैर्वेदेन्द्रैः शून्यत्र्येकैर्गुणाष्टिभिः ।
शररुद्रैश्चतुर्थेषु केन्द्रांशैर्भूसुतादयः ॥ ११६ ॥
वक्रिणश्चक्रशुद्धैस्तैरंशैरुज्झन्ति वक्रताम् ।

(ગ્રહોની વક્ર કેન્દ્રાંશ સંખ્યા-) મંગળ પોતાના ચતુર્થ શીઘ્ર કેન્દ્રાંશ ૧૬૪માં, બુધ ૧૪૪ કેન્દ્રાંશમાં, ગુરુ ૧૩૦ કેન્દ્રાંશમાં, શુક્ર ૧૬૨ કેન્દ્રાંશમાં અને શનિ ૧૧૫ શીઘ્ર કેન્દ્રાંશમાં વક્રગતિ થાય છે. પોતપોતાના વક્રકેન્દ્રાંશને ૩૬૦માંથી બાદ કર્યા પછી શેષના જેટલો કેન્દ્રાંશ થયા પછી તે માર્ગી થાય છે-માર્ગ-ગતિવાળો બને છે.÷ ૧૧૬½

क्रान्तिज्या विषुवद्भाघ्नी क्षितिज्या द्वादशोद्धृता ॥
त्रिज्यागुणा दिनव्यासभक्ता चापं चरासवः ।
तत्कार्मुकमुदक्क्रान्तौ धनहीने पृथक् स्थिते ॥ १८
स्वाहोरात्रचतुर्भागे दिनरात्रिदले स्मृते ।
याम्यक्रान्तौ विपर्यस्ते द्विगुणे तु दिनक्षपे ॥ १९ ॥

(કાલજ્ઞાન) રવિ-ક્રાન્તિજ્યાને પલભા+ વડે ગુણી, ગુણાકારને ૧૨ વડે ભાગવાથી પ્રાપ્ત થતી લબ્ધિ 'કુજ્યા' હોય છે. તે-(કુજ્યા)ને ત્રિજ્યા વડે ગુણી દ્યુજ્યા-(ક્રાન્તિની કોટિજ્યા)થી ભાગી લબ્ધિ-(ચરજ્યા)ના ચાપ બનાવવાથી ચરાસુ= થાય છે. તે ચર-ચાપને જો ઉત્તરક્રાન્તિ હોય તો ૧૫ ઘડીમાંથી બાદ કરવાથી રાત્ર્યર્ધ થાય છે. દક્ષિણ ક્રાન્તિ હોય તો વિપરીત (એટલે ૧૫ ઘડીમાંથી બાદ કરવાથી અને ઉમેરવાથી રાત્ર્યર્ધ) થાય છે. દિનાર્ધને બમણો કરવાથી દિનમાન અને રાત્ર્યર્ધને બમણો કરવાથી રાત્રિમાન થાય છે.*૧૧૭-૧૧૯

---

* જેમ કે સૂર્યની ગતિ ૫૯/૮ ને ગત એષ્ય-જ્યાના અંતર ૧૬૪ વડે (જે ભુજજ્યા સાધનમાં ગત એષ્યજ્યા અંતર થયું હતું) ગુણવાથી ૯૩૫૭/૫૨ થયા. આને ૧૨૫ વડે ભાગવાથી લબ્ધિ કલા ૪૩ થઈ, તેને મંદપરિધિ ૧૩/૪૭ થી ગુણીને આવેલ ગુણાકાર ૫૯૨/૪૧ ને ૩૬૦ વડે ભાગવાથી લબ્ધિ કલાદિ ગતિફળ ૧/૩૯ થયું. આને કર્ક આદિ કેન્દ્ર હોવાને લીધે સૂર્યની મધ્યગતિ ૫૯/૮ માં ઉમેરવાથી ૬૦/૪૭ આ મંદ સ્પષ્ટ ગતિ થઈ; સૂર્યની સ્પષ્ટ ગતિ પણ આ જ હોય છે.

÷ જેમ કે મંગળના વક્ર કેન્દ્રાંશ ૧૬૪ ને ૩૬૦-માંથી બાદ કરવાથી બાકી રહેલા ૧૯૬, માર્ગ કેન્દ્રાંશ થયા. આથી સિદ્ધ થયું કે, જ્યાં સુધી મંગળનો શીઘ્ર કેન્દ્રાંશ ૧૬૪ થી ૧૯૬ સુધી રહે ત્યાં સુધી મંગળ વક્ર રહે છે. આવી જ રીતે બધા ગ્રહોના માર્ગ કેન્દ્રાંશ જાણવા જોઈએ.

+ ૩૦ ઘડીનો દિવસ હોય તો તે દિવસના બપોરે બાર અંગુલ શંકુની છાયાનું નામ 'પલભા' છે.

= દીર્ઘ અક્ષર દશ વાર બોલતાં જેટલો સમય લાગે છે, તેટલો કાળ ૧ અસુ (પ્રાણ) કહેવાય છે. ૬ અસુની ૧ પળ અને ૬૦ પળની એક ઘડી થાય છે. આથી ચરાસુને ૬ વડે ભાગી, પળ બનાવી દિનમાન સિદ્ધ કરી લેવું જોઈએ.

* ક્રાન્તિ બનાવવામાં અયનાંશ ઉમેરવા પડે છે, તેથી ૧૩૨ મા શ્લોક પ્રમાણે અયનાંશ સિદ્ધ કરવામાં આવે છે. અહર્ગણ ૧૮૪૬૨૩૭ ને ૬૦૦ થી ગુણી ગુણાકાર ૧૧૦૭૭૪૨૨૦૦ ને યુગ-કુદિન ૧૫૭૭૯૧૭૮૨૮ વડે ભાગવાથી લબ્ધિ રાશિ આદિ ૮/૧૨/૪૪ થઈ. આના ભુજ ૨/૧૨/૪૪ ના અંશાદિ ૭૨/૪૪ ને ૩ વડે ગુણી ગુણાકાર ૨૧૮/૧૨ ને ૧૦ વડે ભાગવાથી લબ્ધિ અંશાદિ ૨૧/૪૯/૧૨ આ અયનાંશ થયા. આ અયનાંશનો સ્પષ્ટ સૂર્ય ૭/૪/૫૧/૧૨ માં ઉમેરવાથી સાયન સૂર્ય ૭/૨૬/૪૦/૨૪ થયા આના ભુજ ૧/૨૬/૪૦/૨૪ છે અને

भभोगोऽष्टशतीलिप्ताः खाश्विशैलास्तथा तिथेः।
ग्रहलिप्ता भभोगाप्ता भानि भुक्त्या दिनादिकम्॥२०

(પંચાંગ સિદ્ધ કરવાની રીત) ૮૦૦ કલા એક એક નક્ષત્રનું અને ૭૨૦ કલા એક એક તિથિનું ભોગમાન હોય છે. (એથી ગ્રહ કયા નક્ષત્રમાં છે, એ જાણવું હોય તો) રાશ્યાદિ ગ્રહને કલાત્મક બનાવીને તેને ભભોગ (૮૦૦) વડે ભાગવાથી જે લબ્ધિ થાય, તે અનુસાર અશ્વિની આદિ ગત નક્ષત્ર જાણવાં જોઈએ. શેષ કલાદિથી ગ્રહની ગતિ દ્વારા તેની ગત અને ગમ્ય ઘટી સમજી લેવી.* ૧૨૦

रवीन्दुयोगलिप्ताभ्यो योगा भभोगभाजिताः।
गतगम्याश्च षष्टिघ्न्यो भुक्तियोगाप्तनाडिकाः॥२१॥

ઉદયકાલિક સ્પષ્ટ રવિ અને ચંદ્રનો યોગ કરીને તેની કલાને ભભોગ (૮૦૦) વડે ભાગી લબ્ધિગત વિષ્કુમ્ભ આદિ યોગો થાય છે. શેષ રહે તે વર્તમાન યોગની ગત-કલા હોય છે. તેને ૮૦૦માંથી બાદ કરવાથી ગમ્યકલા થાય છે. તે ગત અને ગમ્ય કલાને ૬૦ થી ગુણી અને તેને રવિ અને ચંદ્રની ગતિકલાના યોગથી ભાગવાથી, ગત અને ગમ્ય ઘટી થાય છે.+ ૧૨૧

---

આ ભુજની જ્યા ૨૮૭૨ થઈ આ ભુજજ્યાને પરમ ક્રાન્તિ જ્યા ૧૩૯૭ થી ગુણી ગુણાકાર ૪૦૧૨-૧૮૪ ને ત્રિજ્યા ૩૪૩૮ વડે ભાગવાથી લબ્ધિ ૧૧૬૭ ક્રાન્તિ જ્યા થઈ. આની ચાપકલા ૧૧૯૧ ના અંશ ૧૯/૫૧ ક્રાન્ત્યંશ થયા આને ૯૦ અંશ-માંથી બાદ કરવાથી ૭૦/૯ ક્રાન્તિનો કોટિચાપ થયો. આની જ્યા ૩૨૩૩ થઈ. આને દ્યુજ્યા કહે-વામાં આવે છે.

અમુક ચોક્કસ સ્થળની પલભા ૬ છે. તેના વર્ગ ૩૬ ને ૧૨ ના વર્ગ ૧૪૪માં ઉમેરવાથી ૧૮૦ થયા. આનું મૂલ સ્વલ્પાન્તરથી ૧૨+૨/૩ પલકર્ણ થયું. ક્રાન્તિજ્યા ૧૧૬૭ ને પલભા ૬ થી ગુણી ગુણાકાર ૭૦૦૨ ને ૧૨ વડે ભાગવાથી લબ્ધિ સ્વલ્પાન્તરથી ૫૮૩ કુજ્યા થઈ. આને ત્રિજ્યા ૩૪૩૮ થી ગુણી ગુણાકાર ૨૦૦૪૩૫૪ ને દ્યુજ્યા ૩૨૩૩ વડે ભાગવાથી લબ્ધિ ૬૨૦ ચરજ્યા થઈ. આનો ચાપ ૬૨૬—આ ચરાસુ થયો, આને ૬ થી ભાગતાં લબ્ધ ચરપલ ૧૦૪ થયા; આની ઘડી ૧/૪૪ થઈ. આને સાયન સૂર્ય દક્ષિણ ગોલમાં હોવાને લીધે ૧૫ ઘડીમાંથી બાદ કરવાથી ૧૩/૧૬ આ દિનાર્ધ અને ચરને ૧૫ ઘડીમાં ઉમેરવાથી રાત્ર્યર્ધ ૧૬/૪૪ થયા. દિનાર્ધને બમણા કરવાથી ઘટયાદિ ૨૬/૩૨ દિનમાન થયું ને રાત્ર્યર્ધને બમણા કરવાથી ૩૩/૨૮ રાત્રિમાન થયું.

* ઉદાહરણ: જેમ કે સ્પષ્ટ ચંદ્રમાની ગતિ ૮૧૯, રાશ્યાદિ ૨/૧૦/૧૫/૨૫ છે, માટે આને કલાત્મક બનાવવાથી ૪૨૧૫/૨૫ થઈ. કળાને ૮૦૦ વડે ભાગવાથી લબ્ધિ ૫ થઈ. આ ગત અર્થાત્ પાછલા નક્ષત્ર અશ્વિનીથી પાંચમા મૃગશીર્ષનું સૂચક છે. શેષ રહેલ ૨૧૫/૨૫ આ વર્તમાન આર્દ્રા નક્ષત્રની ગત કલા થઈ. આને ભભોગ (૮૦૦)માંથી બાદ કરવાથી શેષ ૫૮૪/૩૫ આ આર્દ્રાની ગમ્યકલા થઈ. આ પ્રમાણે ઉદયકાલિક ચંદ્રકલાથી નક્ષત્રની ગમ્યકલા દ્વારા ત્રિરાશિથી નક્ષત્રની ગમ્યઘટી સિદ્ધ કરીને પંચાંગમાં લખવામાં આવે છે. ત્રિરાશિ આ પ્રમાણે છે: જો ચંદ્રગતિ કલામાં ૬૦ ઘડી તો ગત અને ગમ્ય કલામાં કેટલી? આનો ઉત્તર આગળના શ્લોક ૧૨૨ ની પાદટીપમાં જુઓ: તિથિ, વાર, નક્ષત્ર, યોગ અને કરણ—આ પાંચને પંચાંગ કહેવામાં આવે છે. સ્પષ્ટ ચંદ્રમાંથી ઉક્ત રીતે સિદ્ધ કરેલું નક્ષત્ર જ પંચાંગોપયોગી નક્ષત્ર હોય છે; અર્થાત્ તે જ નક્ષત્ર પંચાંગમાં લખાય છે.

+ યોગ સિદ્ધ કરવાની રીત—સ્પષ્ટ સૂર્ય અને ચન્દ્રમાના યોગ ૭/૨૯/૬૭/૪૦ ની કલા ૧૪૩૯૭/૪૦ ને ૮૦૦ વડે ભાગવાથી લબ્ધિ ૧૭ ગત યોગ વ્યતિપાત થયો; શેષ ૭૯૭/૪૦ આ વર્તમાન વરિ-યાન યોગનો ભુક્ત થયો. આને ૮૦૦ કલામાંથી બાદ કરવાથી શેષ ૨/૨૦ વરિયાનનો ભોગ્ય થયો. ઉપર કહેલી વિધિથી ભક્ત ૭૯૭/૪૦ અને ભોગ્ય ૨/૨૦ કલાને પૃથક્ પૃથક્ ૬૦ ઘડીથી ગુણી ગુણા-કારને સૂર્ય અને ચન્દ્રમાની ગતિના યોગ ૮૭૬/૩૬

अर्कोनचन्द्रलिप्ताभ्यस्तिथयो भोगभाजिताः ।
गतागम्याश्च षष्टिघ्न्यो नाड्यो भुक्त्यन्तरोद्धृताः ॥१२२

સ્પષ્ટ ચંદ્રમાથી સ્પષ્ટ સૂર્યને બાદ કરી શેષ રાશ્યાદિની કલા બનાવી તેને તિથિભોગ (૭૨૦) વડે ભાગવાથી લબ્ધિ ગત-તિથિ સંખ્યા થાય છે. બાકી રહે તે વર્તમાન તિથિની ગતકલા છે. તેને ૭૨૦માંથી બાદ કરવાથી ગમ્યકલા બને છે. ગત અને ગમ્યકલાને પૃથક્ ૬૦ થી ગુણી ચંદ્ર અને રવિના સ્પષ્ટ ગત્યન્તરથી ભાગતાં લબ્ધિ-ક્રમથી ભુક્ત (ગત) અને ગમ્ય ઘટી બને છે. (પંચાંગમાં વર્તમાન તિથિની આગળ ગમ્ય ઘટી લખવામાં આવે છે.* ૧૨૨

तिथयः शुक्लप्रतिपदो याता द्विघ्ना नगोद्धृताः ।
शेषं ववो बालवश्च कौलवस्तैतिलो गरः ॥ २३ ॥

वणिजश्च भवेद्विष्टिः कृष्णभूतापरार्द्धतः ।
शकुनिर्नागश्च चतुष्पदः किंस्तुघ्नमेव च ॥ २४ ॥

(તિથિમાં કરણ જાણવાની રીત) શુક્લ-પ્રતિપદાદિ ગત-તિથિસંખ્યાને બમણી કરી ૭ વડે ભાગવાથી ૧ વગેરે શેષ રહે તો ક્રમથી ૧ બવ, ૨ બાલવ, ૩ કૌલવ, ૪ તૈતિલ, ૫ ગર, ૬ વણિજ, ૭ વિષ્ટિ (ભદ્રા)-આ કરણ વર્તમાન તિથિના પૂર્વાર્ધમાં હોય છે.× (આ) કરણ શુક્લપ્રતિપદાના ઉત્તરાર્ધથી કૃષ્ણ ચતુર્દશીના પૂર્વાર્ધ સુધી (૨૮) તિથિઓમાં આઠ આવર્તન કરે છે, તેથી આ સાત ચર કરણ કહેવાય છે. કૃષ્ણપક્ષની ચતુર્દશીના ઉત્તરાર્ધથી શુક્લપ્રતિપદાના પૂર્વાર્ધ સુધી ક્રમથી ૧ શકુનિ, ૨ નાગ, ૩ ચતુષ્પદ અને ૪ કિંસ્તુઘ્ન-આ ચાર સ્થિર કરણ હોય છે.+ ૧૨૩,૧૨૪

शिलातलेऽम्बुसंशुद्धे वज्रलेपेऽपि वा समे ।
तत्र शङ्कवङ्गुलैरिष्टैः समं मण्डलमालिखेत् ॥२५॥

तन्मध्ये स्थापयेच्छङ्कुं कल्पनाद्वादशाङ्गुलम् ।
तच्छायाग्रं स्पृशेद्यत्र वृत्ते पूर्वापरार्द्धयोः ॥ २६॥

---

વડે ભાગવાથી લબ્ધિ ક્રમશઃ ભુક્ત ઘડી-પલ ૫૪/૩૫ અને ભોગ્ય ઘડી-પલ ૦/૯ થઈ.

* જેમ કે આર્દ્રા નક્ષત્રની ગમ્યકલા ૫૮૪/૩૫ છે તો તેને ૬૦ વડે ગુણવાથી ગુણાકાર ૩૫૦૭૫ આવ્યો. આને ચન્દ્રગતિકલા ૮૧૯ વડે ભાગવાથી લબ્ધિ ઘટયાદિ ૪૨/૪૯ આ આર્દ્રાનું ગમ્ય (ઉદયથી આગળનું) માન થયું. તિથિ સાધવાની રીત: જો ઉદયકાલમાં ચન્દ્રમા ૬/૨૪/૧૫/૩, સૂર્ય ૧/૫/૪૨/૩૭, ચન્દ્રગતિ ૮૧૯/૦, સૂર્યગતિ ૫૭/૩૬. છે, તેથી ચન્દ્રમા ૬/૨૪/૧૫/૩માંથી સૂર્ય ૧/૫/૪૨/૩૭ બાદ કરવાથી શેષ ૫/૧૮/૩૨/૨૬ની કલા ૧૦૧૧૨/૨૬ ને ૭૨૦ વડે ભાગતાં લબ્ધિ ૧૪ ગતતિથિ થઈ; શેષ ૦/૩૨/૨૬ પૂર્ણિમાની ગતકલાદિ છે. આને ૭૨૦ કલામાંથી બાદ કરવાથી શેષ ૬૮૭/૩૪ પૂર્ણિમાની ભોગ્ય કલાદિ થઈ. ગતકલા ૩૨/૨૬.ને ૬૦ થી ગુણી ગુણાકાર ૧૯૪૬ ને ચન્દ્રમા અને સૂર્યની ગત્યન્તર કલા ૭૬૧/૨૪ વડે ભાગવાથી લબ્ધ ઘડી-પલ ૨/૩૩ પૂર્ણિમા તિથિનું ભુક્ત થયું તથા ભોગ્ય કલા ૬૮૭/૩૪ ને ૬૦ થી ગુણી ગુણાકાર ૪૧૨૫૪ ને ગત્યન્તર કલા ૭૬૧/૨૪ વડે ભાગતાં લબ્ધ ઘટયાદિ ૫૪/૧૨ પૂર્ણિમા તિથિનું ભોગ્ય (સૂર્યોદય પછીનું માન) થયું.

× જેમ કે શુકલ પક્ષની દ્વાદશીમા કરણનું જ્ઞાન પ્રાપ્ત કરવું છે, તેથી ગત-તિથિ સંખ્યા ૧૧ ને બમણી કરવાથી ૨૨ થયા. આને ૭ વડે ભાગવાથી શેષ ૧ રહ્યો. માટે દ્વાદશીના પૂર્વાર્ધમાં 'બવ' અને ઉત્તરાર્ધમાં 'બાલવ' નામનું કરણ થયું. કૃષ્ણ પક્ષની તિથિ સંખ્યામાં ૧૬ ઉમેરીને તિથિ-સંખ્યા ગ્રહણ કરવી જોઈએ. જેમ કે કૃષ્ણ પક્ષની દ્વાદશીમાં કરણ જાણવું છે તેથી ગત તિથિસંખ્યા ૨૬ ને ૨ વડે ગુણી ગુણાકાર ૫૨ ને ૭ વડે ભાગવાથી શેષ ૩ રહ્યા. માટે દ્વાદશીના પૂર્વાર્ધમાં ત્રીજું 'કૌલવ' અને ઉત્તરાર્ધમાં ચોથું 'તૈતિલ' નામનું કરણ થયું.

\+ તિથિમાનનું અડધું કરણ કહેવાય છે. તેથી એક એક તિથિમાં બે બે કરણ હોય છે. બવ આદિ ૭ ચર કરણ અને શકુનિ આદિ ૪ સ્થિર કરણ છે.

तत्र बिन्दुं विधायोमौ वृत्ते पूर्वापरामिधौ ।
तन्मध्ये तिमिना रेखा कर्तव्या दक्षिणोत्तरा ॥२७॥
याम्योत्तरदिशोर्मध्ये तिमिना पूर्वपश्चिमा ।
दिङ्मध्यमत्स्यैः संसाध्या विदिशस्तद्वदेव हि ॥२८

(દિક્ સાધન-દિશાઓ સિદ્ધ કરવા વિષે:) જલથી શુદ્ધ કરેલી સંશોધિત શિલાની સપાટી અથવા વજ્રલેપ અર્થાત્ સિમેન્ટથી સમ બનાવેલા ભૂતલમાં જે અંગુલમાનથી શંકુ બનાવેલ હોય, તે જ અંગુલમાનથી અભીષ્ટ ત્રિજ્યાંગુલથી વૃત્ત બનાવીને તેના મધ્ય(કેન્દ્ર)માં સમાન બાર વિભાગ(કલ્પિત અંગુલ)થી બનાવેલ શંકુની સ્થાપના કરવી. તે શંકુની છાયાનો અગ્રભાગ દિનના પૂર્વાર્ધમાં જ્યાં વૃત્ત પરિધિને સ્પર્શ કરે, ત્યાં પશ્ચિમ બિંદુ જાણવું અને દિનના ઉત્તરાર્ધમાં ફરીથી તે જ શંકુની છાયાનો અગ્રભાગ જ્યાં વૃત્તપરિધિને સ્પર્શ કરે, ત્યાં પૂર્વ બિંદુ સમજવું. આ પ્રમાણે પૂર્વ અને પશ્ચિમ બિંદુ જાણી લેવાં; અર્થાત્ તે બંને બિંદુઓમાં એક સીધી રેખા દોરવાથી પૂર્વાપર રેખા થશે. તે પૂર્વાપર રેખાના બંને અગ્રોને કેંદ્ર માનીને બે વૃત્તાર્ધ બનાવવાથી મત્સ્યનો આકાર થશે. તેના મુખ અને પુચ્છમાં રેખા કરવાથી દક્ષિણોત્તર રેખા થશે. આ દક્ષિણોત્તર રેખા કેન્દ્ર બિંદુમાં થઈને પસાર થાય છે. આ રેખા જ્યાં વૃત્તને સ્પર્શ કરે ત્યાં દક્ષિણ તથા ઉત્તર બિંદુ સમજવાં. પછી આ દક્ષિણોત્તર રેખા પર ઉપર જણાવેલી રીત પ્રમાણે મત્સ્ય કાઢી પૂર્વાપર રેખા બનાવવામાં આવે તો તે રેખા કેંદ્રના બિંદુમાં થઈને બરાબર પૂર્વ અને પશ્ચિમ બિંદુના વૃત્તને સ્પર્શ કરશે. આ પ્રમાણે ચાર દિશાઓ જાણી લઈને ફરીથી બબ્બે દિશાઓના મધ્ય બિંદુથી મત્સ્ય ઉત્પાદન દ્વારા વિદિશાઓ-ખૂણાઓનું જ્ઞાન મેળવી લેવું. ૧૨૫-૧૨૮

चतुरस्रं बहिः कुर्यात्सूत्रैर्मध्याद्विनिःसृतैः ।
भुजसूत्राङ्गुलैस्तत्र दत्तैरिष्टप्रभा स्मृता ॥२९॥
प्राक्पश्चिमाश्रिता रेखा प्रोच्यते सममण्डले ।
उन्मण्डले च विषुवमण्डले परिकीर्त्यते ॥३०॥
रेखा प्राच्यपरा साध्या विषुवद्भाग्रगा तथा ।
इष्टच्छायाविषुवतोर्मध्यमग्राभिधीयते ॥३१॥

(આ પ્રમાણે વૃત્તમાં દિશાઓનું જ્ઞાન થઈ ગયા પછી) વૃત્તની બહાર ચારે દિશાઓનાં બિંદુઓથી સ્પર્શરેખા દ્વારા ચતુરસ્ર (ચતુર્ભુજ) બનાવવું. વૃત્તના મધ્યકેંદ્રથી ભુજાંગુલતુલ્ય (ભુજની દિશામાં ઉત્તર અથવા દક્ષિણ) બિંદુ પર છાયારેખા, હોય છે, તે છાયારેખાને પૂર્વાપર રેખાના સમાન અંતરવાળી બનાવવી. પૂર્વાપર રેખા; પૂર્વાપર વૃત્ત ઉન્મંડલ અને નાડી વૃત્તના ધરાતલમાં હોય છે, તેથી ક્ષિતિજ ધરાતલગત વૃત્તના કેન્દ્રથી પૂર્વાપર રેખા દોરીને પછી પલભાના અગ્રબિંદુગત પૂર્વાપરના સમાન અંતરે રેખા દોરવી. આ પ્રમાણે ઇષ્ટ છાયાના અગ્રગત તથા પલભા રેખાના મધ્ય(અંતર)ને 'અગ્રા' કહેવામાં આવે છે. ૧૨૯-૧૩૧

शङ्कुच्छायाकृतियुतेर्मूलं कर्णोऽस्य वर्गतः ।
प्रोज्झ्य शङ्कुकृतिं मूलं छाया शङ्कुर्विपर्ययात् ॥३२

શંકુ(૧૨)ના વર્ગમાં, છાયાના વર્ગને ઉમેરી મૂલ લેવાથી છાયાકર્ણ થાય છે અને છાયાકર્ણના વર્ગમાંથી શંકુના વર્ગને બાદ કરવાથી મૂલ છાયા બને છે તથા છાયાનો વર્ગ બાદ કરવાથી મૂલ શંકુ બને છે.*

त्रिंशत्कृत्यो युगे मानां चक्रं प्राक् परिलम्बते ।
तद्गुणाद्भूदिनैर्भक्ताद् द्युगणाद्यदवाप्यते ॥३३॥
तद्दोस्त्रिघ्नाद्दशाप्तांशा विज्ञेया अयनामिधाः ।
तत्संस्कृताद्ग्रहात्क्रान्तिच्छायाचरदलादिकम् ॥३४॥

(અયનાંશ સિદ્ધ કરવાની રીત-)

* કારણ કે, શંકુકોટિ, છાયાભુજ અને આ જ બંનેના 'વર્ગયોગનું મૂલ છાયાકર્ણ કહેવાય છે.

એક યુગમાં (રાશિચક્ર સૃષ્ટિ આદિ સ્થાનથી પૂર્વ અને પશ્ચિમે ૬૦૦ વાર ચલિત) થાય છે. જે તેના ભગણ કહેવાય છે. એટલા માટે અહર્ગણને ૬૦૦ થી ગુણી કુદિન વડે ભાગીને રાશ્યાદિ ફલથી ભુજ બનાવવા. તે ભુજને ૩ થી ગુણીને ૧૦ વડે ભાગવામાં આવે તો લબ્ધિ અયનાંશ થાય છે. આ અયનાંશને અહર્ગણ દ્વારા સિદ્ધ કરેલા ગ્રહમાં ઉમેરીને ક્રાન્તિ, છાયા અને ચરખંડ વગેરે બનાવવાં જોઈએ.* ૧૩૩,૧૩૪

शङ्कुच्छायाहते त्रिज्ये विषुवत्कर्णभाजिते ।
लम्बाक्षज्ज्ये तयोश्चापे लम्बाक्षौ दक्षिणौ सदा ॥३५

(લંબાંશ અને અક્ષાંશ સિદ્ધ કરવાની રીત–) શંકુ (૧૨) અને પલભાને પૃથક્ પૃથક્ ત્રિજ્યાથી ગુણીને તેને પલકર્ણ વડે ભાગવાથી લબ્ધિ ક્રમશઃ 'લંબજ્યા' અને 'અક્ષજ્યા' થાય છે. બંનેનાં માપ બનાવવાથી 'લમ્બાંશ' અને 'અક્ષાંશ' થાય છે. એમની દિશા હમેશાં દક્ષિણ માનવામાં આવે છે.÷ ૧૩૫

स्वाक्षार्कापक्रमयुतिर्दिक्साम्येऽन्तरमन्यथा ।
शेषा नतांशाः सूर्यस्य तद्बाहुज्या च कोटिजा ॥३६
शङ्कुमानाङ्गुलाभ्यस्ते भुजत्रिज्ये यथाक्रमम् ।
कोटिज्यया विभज्यास्ते छायाकर्णावहर्दले ॥ ३७ ॥

(સૂર્યજ્ઞાનથી મધ્યાહ્ન છાયા સિદ્ધ કરવાની રીત:) પોતાના અક્ષાંશ અને સૂર્યના ક્રાન્ત્યંશ બંને એક દિશા ભણી હોય તો સરવાળો કરવાથી અને જો ભિન્ન દિશાના હોય તો બાદબાકી કરવાથી જે શેષ રહે તે સૂર્યનો 'નતાંશ' હોય છે. તે 'નતાંશ'ની 'ભુજજ્યા' અને 'કોટિજ્યા' બનાવવી. ભુજજ્યા અને ત્રિજ્યાને પૃથક્ પૃથક્ શંકુમાન(૧૨)થી ગુણીને તેને કોટિજ્યાથી ભાગવાથી લબ્ધિ ક્રમશઃ મધ્યાહ્ન કાલમાં છાયા અને છાયાકર્ણના માનની સૂચક હોય છે.× ૧૩૬,૧૩૭

स्वाक्षार्कनतभागानां दिक्साम्येऽन्तरमन्यथा ।
दिग्भेदेऽपक्रमः शेषस्तस्य ज्या त्रिज्यया हता ॥३८
परमापक्रमज्याप्ता चापं मेषादिगो रविः ।
कर्क्यादौ प्रोज्झ्य चक्रार्द्धात्तुलादौ भार्धसंयुतात् ॥३९
मृगादौ प्रोज्झ्य चक्रात्तु मध्याह्नेऽर्कः स्फुटो भवेत् ।
तन्मान्दमसकृद्वामं फलं मध्यो दिवाकरः ॥ ४० ॥

(મધ્યાહ્ન છાયાથી સૂર્ય સિદ્ધ કરવાની રીત:) પોતાના 'અક્ષાંશ' અને મધ્યાહ્નકાલિક સૂર્યના 'નતાંશ' બંને એક દિશાના હોય તો બાદ કરવાથી અને ભિન્ન દિશાના હોય તો સરવાળો કરવાથી જે નિષ્પન્ન થાય તે સૂર્યની 'ક્રાન્તિ' હોય છે. 'ક્રાન્તિ-

---

* અયનાંશ સિદ્ધ કરવાનું ઉદાહરણ કાલસાધનમાં અગાઉ આપવામાં આવેલ છે

÷ જેમ કે ૧૨ આંગળ શંકુને ત્રિજ્યા ૩૪૩૮થી ગુણી ગુણાકાર ૪૧૨૫૬ને પલકર્ણ $૧૩\times\frac{૩}{૧}=\frac{૬૭}{૫}$ વડે ભાગવાથી લબ્ધિ ૩૦૭૯ લંબજ્યા થઈ. આની ચાપકલા ૩૮૧૪ને ૬૦ વડે ભાગવાથી અંશાદિ ૬૩/૩૪ લમ્બાંશ થયા. આને ૯૦ અંશમાંથી બાદ કરવાથી ૨૬/૨૬ અક્ષાંશ થયા.

× જો મધ્યાહ્નકાલિક રાશ્યાદિ ૦/૯/૫૧ સાયન સૂર્ય હોય તો અક્ષાંશ ૨૬/૨૬ના સ્થળમાં તે દિવસે મધ્યાહ્નકાલિક છાયાનું પ્રમાણ શું હશે?

ઉત્તર: સાયન સૂર્ય ૦/૯/૫૧ની ભુજકલા ૫૯૧ની જ્યા ૫૮૭ને પરમ ક્રાન્તિ જ્યા ૧૩૯૭થી ગુણીને ગુણાકાર ૮૨૦૦૩૯ ને ત્રિજ્યા ૩૪૩૮ વડે ભાગવાથી લબ્ધિ સૂર્યની ક્રાન્તિજ્યા ૨૩૮ કલાનો ચાપ પણ સ્વલ્પાંતરથી આટલો જ થયો. માટે આના અંશ બનાવવાથી ૩/૫૮ આ સૂર્યની અંશાદિ ક્રાન્તિ સૂર્ય ઉત્તર ગોળાર્ધમાં હોવાને લીધે ઉત્તરની થઈ. તેથી અક્ષાંશ ૨૬/૨૬ અને ક્રાન્ત્યંશ ૩/૫૮ની બાદબાકી કરવાથી ૨૨/૨૮ આ નતાંશ થયા. આને ૯૦ અંશમાંથી બાદ કરવાથી નતાંશની કોટિ ૬૭/૩૨ થઈ. નતાંશની ભુજજ્યા ૧૩૦૮ અને કોટિજ્યા ૩૧૭૮ થઈ. ભુજજ્યા ૧૩૦૮ને ૧૨થી ગુણી ગુણાકાર ૧૫૬૯૬ને કોટિજ્યા વડે ભાગવાથી લબ્ધિ સ્વલ્પાંતરથી ૫ અંગુલ મધ્યાહ્નકાલિક છાયાનું પ્રમાણ થયું.

જ્યા 'ને 'ત્રિજ્યા 'થી ગુણીને તેને 'પરમ-ક્રાન્તિજ્યા' (૧૯૩૭) વડે ભાગવાથી લબ્ધિ સૂર્યની 'ભુજજ્યા' થાય છે, તેના ચાપ બનાવવાથી મેષાદિ ૩ રાશિમાં સૂર્ય આવે તો તે જ સ્પષ્ટ સૂર્ય હોય છે.* કર્ક આદિ ૩ રાશિમાં આવે તો તે ચાપને ૬ રાશિ-માંથી બાદ કરવાથી, તુલાદિ ૩ રાશિમાં આવે તો ૬ રાશિમાં ઉમેરવાથી અને મકરાદિ ૩ રાશિમાં ૧૨ રાશિમાંથી બાદ કરવાથી જે સરવાળો કે બાદબાકી હોય તે મધ્યાહ્નમાં સ્પષ્ટ સૂર્ય હોય છે. તે સ્પષ્ટ સૂર્યથી વિપરીત ક્રિયા દ્વારા મંદ ફળ સિદ્ધ કરીને વારંવાર સંસ્કાર કરવાથી મધ્યમ સૂર્યનું જ્ઞાન થાય છે.

ग्रहोदयप्राणहता खखाष्टैकोद्धृता गतिः ।
चक्रासवो लब्धयुताः स्वाहोरात्रासवः स्मृताः ॥४१

ગ્રહોનાં અહોરાત્રમાન—જે રાશિમાં તે સમયનો ગ્રહ હોય, તે રાશિના ઉદયમાનથી તે ગ્રહની ગતિને ગુણી તેને ૧૮૦૦ વડે ભાગી લબ્ધ અસુને 'અહોરાત્રના અસુ'—(૨૧૬૦૦)માં ઉમેરવાથી તે ગ્રહનું અહો-રાત્રમાન થાય છે. (અસુ પરથી પલ અને ઘડી બનાવી લેવી જોઈએ.) ૧૪૧

त्रिभद्युकर्णार्द्धगुणाः स्वाहोरात्रार्द्धभाजिताः ।
क्रमादेकद्वित्रिभज्यास्तच्चापानि पृथक् पृथक् ॥४२
स्वाधोऽधः प्रविशोध्याथ मेषाल्लङ्कोदयासवः ।
खागाष्टयोऽर्थगोऽगैकाः शरत्र्यङ्कहिमांशवः ॥४३॥
स्वदेशचरखण्डोना भवन्तीष्टोदयासवः ।
व्यस्ता व्यस्तैर्युताः स्वैः स्वैः कर्कटाद्यास्ततस्त्रयः ॥४४
उत्क्रमेण षडेवैते भवन्तीष्टास्तुलादयः ।

રાશિઓનાં ઉદયમાન—પહેલી, બીજી અને ત્રીજી રાશિની જ્યાને પૃથક્ પૃથક્ 'પરમઅલ્પદ્યુજ્યા' (પરમક્રાન્તિની કોટિ-જ્યા)થી ગુણીને તેને પોતપોતાની દ્યુજ્યા (ક્રાન્તિકોટિજ્યા) વડે ભાગી લબ્ધિઓના ચાપ બનાવવા. તેમાંનો પ્રથમ ચાપ મેષનું ઉદય(લંકોદય)માન હોય છે. પ્રથમ ચાપને દ્વિતીય ચાપમાંથી બાદ કરી જે શેષ આવે તે વૃષભનું ઉદયમાન હોય છે. એવી જ રીતે દ્વિતીય ચાપને તૃતીય ચાપમાંથી બાદ કરવાથી જે શેષ રહે, તે મિથુનનું લંકો-દયમાન હોય છે. જેમ કે ૧૬૭૦ અસુ મેષનું ૧૭૯૫ વૃષભનું તથા ૧૯૩૫ મિથુનનું સિદ્ધ લંકોદયમાન હોય છે.* આ ત્રણેમાં-

* અક્ષાંશ ૨૬/૨૬વાળા અમુક સ્થળે સાયન મેષ-સંક્રાન્તિ પછી વૈશાખ વદમાં જો મધ્યાહ્ન સમયે ૧૨ અંગુલ શંકુની છાયા ૫ અંગુલ ઉત્તર દિશા ભણી હોય તો તે દિવસે રાશ્યાદિ સ્પષ્ટ સૂર્ય કયો હશે?

ઉત્તર: છાયા ૫ નો વર્ગ ૨૫માં શંકુ ૧૨નો વર્ગ ૧૪૪ ઉમેરવાથી ૧૬૯ થયા. આનું વર્ગમૂળ ૧૩ છાયાકર્ણ થયો. છાયા ૫ ને ત્રિજ્યાથી ગુણી ગુણાકાર ૩૪૩૮×૫=૧૭૧૯૦ છાયાકર્ણને ૧૩ વડે ભાગવાથી લબ્ધિ ૧૩૨૨ સૂર્યની નતજ્યા થઈ. આનો ચાપ ૧૩૫૮ થયો. આને અંશાત્મક બના-વવાથી ૨૨/૩૮ સૂર્યનો નતાંશ થયો. આ ઉત્તર છાયા હોવાથી દક્ષિણ દિશાનો થયો. આને અમુક વિશિષ્ટ સ્થળના અક્ષાંશ ૨૬/૨૬માંથી બાદ કરવા-થી ૩/૪૮ આ સૂર્યની ક્રાન્તિ થઈ. આની કલા ૨૨૮ની જ્યા પણ આટલી જ થઈ. આ ક્રાન્તિ-જ્યા ૨૨૮ને ત્રિજ્યાથી ગુણી ગુણાકારને પરમ ક્રાન્તિજ્યા ૧૩૯૭ વડે ભાગવાથી લબ્ધિ ૫૬૧ સૂર્યની ભુજજ્યા થઈ. આની ચાપકલા ૫૬૩ને અંશાદિ બનાવવાથી ૦/૯/૨૩ રાસ્યાદિ સૂર્ય થયો. આ જ મેષાદિ ૩ રાશિની અંદર હોવાથી તે દિવસે મધ્યાહ્નકાલિક સાયન સૂર્ય થયો.

* રાશિઓનાં લંકોદયમાન સિદ્ધ કરવાનું ઉદાહરણ: એક રાશિ(૧૮૦૦ કલા)ની જ્યા ૧૭૧૯, તેની દ્યુજ્યા ૩૩૫૧ તથા પરમ અલ્પ દ્યુજ્યા ૩૧૩૯ કલા છે, તો એક રાશિજ્યા ૧૭૧૯ને પરમાલ્પ દ્યુજ્યા ૩૧૩૯થી ગુણીને ગુણાકાર ૫૩૯૫-૯૪૧ ને એક રાશિની દ્યુજ્યા ૩૩૫૧વડે ભાગવાથી લબ્ધિ એક રાશિ ઉદયજ્યા ૧૬૧૦ થઈ. આનો ચાપ મેષનો ઉદયાસુ સ્વલ્પાન્તરથી ૧૬૭૦ થયો.

થી ક્રમથી, પોતાના દેશીય ત્રણેય ચરખંડોને બાદ કરવામાં આવે તો ક્રમશઃ ત્રણે પોતાના દેશના મેષ આદિ ત્રણ રાશિઓનાં ઉદયમાન બને છે. ફરીથી તે જ ત્રણે લંકોદયમાનોને ઉત્ક્રમથી મૂકીને–આ ત્રણેમાં પોતાના દેશના ત્રણે ચરખંડોને ઉત્ક્રમથી ઉમેરવામાં આવતાં કર્ક આદિ ત્રણે રાશિઓનાં સ્વદેશ ઉદયમાન થાય છે, એ જ પ્રમાણે મેષથી લઈને કન્યા સુધી ૬ રાશિઓનાં ઉદયમાન સિદ્ધ થાય છે. ફરીથી આ જ ઉત્ક્રમથી તુલાદિ ૬ રાશિઓનાં માન થાય છે.+ ૧૪૨–૧૪૪½

આ જ પ્રમાણે આગળ પોતપોતાની જ્યા અને ઘુજ્યાથી સિદ્ધ કરીને રાશિઓના ઉદયાસુ લખવામાં આવેલ છે. જેમ કે–

| | લંકોદયાસુ | | ચરાસુ | | સ્વદેશોદયાસુ | |
|---|---|---|---|---|---|---|
| મેષ | ૧૬૭૦ | − | ૩૬૦ | = | ૧૩૧૦ | મીન |
| વૃષભ | ૧૭૯૫ | − | ૨૮૮ | = | ૧૫૦૭ | કુંભ |
| મિથુન | ૧૯૩૫ | − | ૧૨૦ | = | ૧૮૧૫ | મકર |
| કર્ક | ૧૯૩૫ | + | ૧૨૦ | = | ૨૦૫૫ | ધન |
| સિંહ | ૧૭૯૫ | + | ૨૮૮ | = | ૨૦૮૩ | વૃશ્ચિક |
| કન્યા | ૧૬૭૦ | + | ૩૬૦ | = | ૨૦૩૦ | તુલા |

આ ઉદયમાન અસુસંખ્યામાં છે. આને ૬ વડે ભાગવાથી પલાત્મક બને છે. જેમ કે મેષોદય અસુ ૧૬૭૦ છે, તેથી મેષોદય પલ $\frac{૧૬૭૦}{૬}$=૨૭૮ સ્વલ્પાન્તરથી થઈ. એવી જ રીતે બીજાં માન પણ થાય છે.

+ ઉદાહરણ–પલમાન ૬ છે, ત્યાં ચરખંડ ક્રમથી પલાત્મક ૬૦/૪૮/૨૦ થયા. આમને ક્રમ–ઉત્ક્રમથી પલાત્મક લંકોદયમાંથી બાદ કરવાથી તેમ જ તેમાં ઉમેરવાથી ૬ પલાભાદેશીય (સ્વદેશોદય) માન થયાં. નીચે કોઠામાં જુઓ:

| | લંકોદય | | ચરખંડ | | સ્વદેશોદય | |
|---|---|---|---|---|---|---|
| મેષ | ૨૭૮ | − | ૬૦ | = | ૨૧૮ | મીન |
| વૃષભ | ૨૯૯ | − | ૪૮ | = | ૨૫૧ | કુંભ |
| મિથુન | ૩૨૩ | − | ૨૦ | = | ૩૦૩ | મકર |
| કર્ક | ૩૨૩ | + | ૨૦ | = | ૩૪૩ | ધન |
| સિંહ | ૨૯૯ | + | ૪૮ | = | ૩૪૭ | વૃશ્ચિક |
| કન્યા | ૨૭૮ | + | ૬૦ | = | ૩૩૮ | તુલા |

गतभोग्यासवः कार्याः सायनात् स्वेष्टभास्करात् ॥
स्वोदयासुहता भुक्तभोग्या भक्ताः खवह्निभिः ।
अभीष्टघटिकासुभ्यो भोग्यासून्प्रविशोधयेत् ॥४६॥
तद्वदेवैष्यलग्नासूनेवं यातांस्तथोत्क्रमात् ।
शेषं चेत् त्रिंशताभ्यस्तमशुद्धेन विभाजितम् ॥४७
भागयुक्तं च हीनं च व्ययनांशं तनुः कुजे ।

લગ્ન સિદ્ધ કરવાની રીત–ઇષ્ટકાલિક સાયનાંશ સૂર્યના ભુક્તાંશ અને ભોગ્યાંશ દ્વારા 'ભુક્તઅસુ' અને 'ભોગ્યઅસુ' સિદ્ધ કરવા જોઈએ. (જેમ કે ભુક્તાંશને સાયન સૂર્યના સ્વદેશ ઉદયમાનથી ગુણીને તેને ૩૦ વડે ભાગવાથી લબ્ધિ 'ભુક્તાસુ' અને ભોગ્યઅંશની સ્વદેશોદયમાનથી ગુણી તેને ૩૦ વડે ભાગવાથી લબ્ધિ 'ભોગ્યાસુ' થાય છે. ઇષ્ટ ઘટીના 'અસુ' બનાવી તેમાંથી 'ભોગ્યાસુ' બાદ કરવાથી જે શેષ રહે તેમાંથી આગળની રાશિઓમાંથી જેટલા સ્વદેશોદયમાન બાદ થઈ શકે, તેટલા બાદ કરવા (અથવા) આવી જ રીતે 'ઇષ્ટાસુ'–માંથી 'ભુક્તાસુ' બાદ કરીને બાકી રહે તે શેષમાંથી ગત રાશિઓના ઉત્ક્રમથી જેટલાં સ્વદેશોદયમાન બાદ થઈ શકે, તેટલાં બાદ કરવાં. જે રાશિ સુધીનું માન બાદ થઈ શકે ત્યાં સુધી 'શુદ્ધ' અને જેનું માન બાદ ન થઈ શકે, તે 'અશુદ્ધ'સંજ્ઞક હોય છે. શેષ રહેલા 'ઇષ્ટાસુ'ને ૩૦ થી ગુણીને 'અશુદ્ધ' રાશિના ઉદયમાન વડે ભાગીને લબ્ધ અંશ વગેરેને (ભોગ્ય ક્રમ વિધિ હોય તો) શુદ્ધરાશિ સંખ્યામાં ઉમેરવાથી અને (ભુક્ત ઉત્ક્રમ વિધિ હોય તો) અશુદ્ધ રાશિની સંખ્યામાંથી બાદ કરવાથી 'સાયન લગ્ન' સિદ્ધ થાય છે. તેમાંથી અયનાંશ બાદ કરવાથી ફલકથનને યોગ્ય ઉદય લગ્ન હોય છે.* ૧૪૫–૧૪૭½

* જેમ કે જો કલ્પિત અયનાંશ ૧૮/૧૦ અને સૂર્ય ૧/૫/૫૨/૪૦ હોય તો તેમનો સરવાળો સાયન

प्राक् पश्चान्नतनाडीभिस्तद्वल्लङ्कोदयासुभिः ॥४८॥

(મધ્ય–દશમ લગ્ન સાધન–) આ જ પ્રમાણે પૂર્વ 'નતકાલઅસુ' પરથી લંકોદય દ્વારા અંશ વગેરે સિદ્ધ કરીને તેને સૂર્યમાંથી બાદ કરવાથી તથા પશ્ચિમ 'નતકાલઅસુ' અને લંકોદય દ્વારા (ત્રિરાશિથી) અંશાદિ સિદ્ધ કરીને સૂર્યમાં ઉમેરવાથી મધ્ય (દશમ=આકાશમધ્ય) લગ્ન સિદ્ધ થાય છે.÷ ૧૪૮½

સૂર્ય ૧/૨૪/૨/૪૦ થયો. ઇષ્ટ કાલ ૧૦ ઘડી અને ૨૦ પલ છે. આથી સૂર્યના વૃષરાશિ ભોગ્યાંશ ૫/૫૭/૨૦ અને ઇષ્ટ-કાલાસુ ૩૭૨૦ થયા. સૂર્યના ભોગ્યાંશ ૫/૫૭/૨૦ ને વૃષ રાશિના સ્વોદય અસુ સંખ્યા ૧૫૦૭થી ગુણવામાં આવતાં ૩૭૨૦/૮૫-૮૯૯/૩૦૧૪૦ ને ૬૦ થી સવર્ણન કરવાથી ૮૯-૭૫/૧/૨૦ થયા. આને ૩૦ વડે ભાગવાથી લબ્ધિ ૨૯૯/૧૦/૩ ભોગ્યાસુ થયા. આને ઇષ્ટકાલ અસુ ૩૭૨૦ માંથી બાદ કરવાથી ૩૪૨૦/૪૯/૫૭ થયા. આમાંથી વૃષના પરવર્તી મિથુનના સ્વોદયાસુ ૧૮૧૫ બાદ કરવાથી બાકી ૧૬૦૫/૪૯/૫૭ રહ્યા. આમાંથી કર્કના સ્વોદયાસુ માન ૨૦૫૫ બાદ થઈ શકતાં નથી તેથી કર્ક રાશિ અશુદ્ધ અને મિથુન શુદ્ધ સંજ્ઞક થઈ. બાકી રહેલા અસુ ૧૬૦૫/૪૯/૫૭-ને ૩૦ વડે ગુણવાથી ૪૮૧૭૪/૫૮/૩૦ થયા. આને અશુદ્ધ કર્કના સ્વોદયમાન ૨૦૫૫ વડે ભાગવાથી લબ્ધ અંશાદિ ૨૩/૨૬/૩૨માં શુદ્ધ રાશિ (મિથુન) સંખ્યા ૩ ઉમેરવાથી ૩/૨૩/૨૬/૩૨ થયા. આમાંથી અયનાંશ ૧૮/૧૦ બાદ કરવાથી ૨/૫/૧૬/૩૨ આ લગ્ન થયું.

લગ્ન સિદ્ધ કરવામાં વિશેષતા એ છે કે જો સૂર્યોદયથી ઇષ્ટકાલ દ્વારા લગ્ન સાધવું હોય તો સાયન સૂર્યના ભોગ્યાંશ દ્વારા તથા ઇષ્ટકાલને ૬૦ ઘડીમાંથી બાદ કરીને શેષ રહેલા કાલ દ્વારા સિદ્ધ કરવું હોય તો સૂર્યના ભુક્તાંશ દ્વારા જ ઉપર કહેલી રીત પ્રમાણે લગ્ન કાઢવું જોઈએ.

÷ ઉદાહરણ : જો પૂર્વ 'નતકાલઅસુ' ૩૭૫૦ અને 'સાયનસૂર્ય' ૬/૫/૪/૨૦ હોય તો ભુક્ત પ્રકારથી અને 'લંકોદય'દ્વારા દશમ લગ્ન આ પ્રમાણે

मानौ क्षयधने कृत्वा मध्यलग्नं तदा भवेत् ।
भोग्यासूनूनकस्याथ भुक्तासूनधिकस्य च ॥ ४९ ॥
सपिण्डयान्तरलग्नासूनेवं स्यात्कालसाधनम् ।

(લગ્ન અને સ્પષ્ટ સૂર્ય જાણ્યા પછી ઇષ્ટકાલ સિદ્ધ કરવાની રીત:) લગ્ન અને સૂર્ય આ બંનેમાંથી જે ઊન (પાછળ) હોય, તેના ભોગ્યાંશ દ્વારા 'ભોગ્યાસુ' અને જે અધિક (આગળ) હોય તેના ભુક્તાંશ દ્વારા 'ભુક્તાસુ' સિદ્ધ કરી બંનેનો સરવાળો કરવો અને તેમાં, તે બંને (લગ્ન અને સૂર્ય)ની× વચમાં જે રાશિઓ હોય, તેમના ઉદયાસુ ઉમેરવા, આથી 'ઇષ્ટકાલ-અસુ' સિદ્ધ થાય છે.÷ ૧૪૯½

સિદ્ધ થશે: સૂર્યના 'ભુકતાંશ' ૫/૪/૧૦ ને તુલા રાશિના 'લંકોદય' ૧૬૭૦ થી ગુણવાથી ગુણાકાર ૮૪૬૫ થયો. આને ૩૦ વડે ભાગવાથી લબ્ધિ ૨૮૨ સૂર્યના ભુકતઅસુ થયા. આને 'નતકાલ-અસુ' ૩૭૫૦ માંથી બાદ કરવાથી બાકી ૩૪૬૮ રહ્યા. આમાંથી સૂર્ય પછીની કન્યા રાશિના લંકોદય અસુ ૧૭૯૫ બાદ કરવાથી ૧૬૭૩ રહ્યા. આમાંથી સિંહના લંકોદય અસુ ૧૭૯૫ બાદ થઈ શકે નહીં, તેથી આ સિંહ અશુદ્ધ સંજ્ઞક થયો. હવે બાકી રહેલા અસુ ૧૬૭૩ ને ૩૦ થી ગુણવાથી ગુણાકાર ૫૦૧૯૦ થયો. આને અશુદ્ધ ઉદય અસુ ૧૭૯૫ વડે ભાગવાથી લબ્ધ અંશાદિ ૨૭/૫૭/૩૯ થયા. આને અશુદ્ધ રાશિ સંખ્યા ૫ માંથી બાદ કરવાથી ૪/૨/૨/૨૧ સાયન દશમ લગ્ન થયું.

× અહીં આગળ રહેનારાને અધિક અને પાછળ રહેનારાને ઊન માનવામાં આવે છે. બંનેનું અંતર ૭ રાશિ કરતાં અલ્પ હોય તે ગ્રહણ કરવું જોઈએ. જો સૂર્ય અધિક હોય તો રાત્રિને શેષ ઇષ્ટકાલ જાણવો.

÷ ઉદાહરણ માટે આ પ્રશ્ન છે–જો સાયન સૂર્ય ૧/૨૪/૪૫/૦ અને સાયન લગ્ન ૩/૫/૨૦/૩૦ હોય તો ઇષ્ટકાલ શું હશે?

ઉત્તર–અહીં લગ્ન અધિક છે, તેથી લગ્નના ભુક્તાંશ ૫/૨૦/૩૦ને કર્કરાશિના 'સ્વદેશોદય અસુ' ૨૦૫૫થી ગુણતાં ગુણાકાર ૧૦૯૭૭ થયો. આને ૩૦

विराह्नर्कभुजांशाश्चेदिन्द्राल्पाः स्याद्ग्रहो विधोः ॥
तेंऽशाः शिवघ्नाः शैलाप्ता व्यग्वर्कांशाः शरोऽङ्गुलैः ।
अर्के विधुर्विधुं भूमा छादयत्यथ छन्नकम् ॥ ५१ ॥
छाद्यच्छादकमानार्धं शरोनं ग्राह्यवर्जितम् ।
तत् खच्छन्नं च मानैक्यार्धं शराढ्यं दशाहतम् ॥५२
छन्नघ्नमस्मान्मूलं तु स्वाङ्गोनं ग्लौवपुर्हृतम् ।
स्थित्यर्द्धं घटिकादि स्याद् व्यगुवाह्वंशसंमितैः ॥५३
इष्टैः पलैस्तदूनाढ्यं व्यगावूनेऽर्कषड्गृहात् ।
तदन्यथाधिके तस्मिन्नेवं स्पष्टे मुखान्त्यगे ॥ ५४ ॥

ગ્રહણસાધન–ગ્રહણ સિદ્ધ કરવાની રીત : ચંદ્રગ્રહણ વખતે પૂર્ણિમા અને સૂર્ય ગ્રહણ વખતે અમાવાસ્યા પર્વ કહેવાય છે. પર્વના અંત સમયે સ્પષ્ટ સૂર્ય, ચંદ્ર અને રાહુ સિદ્ધ કરવા. સૂર્યમાંથી રાહુને બાદ કરી જે બાકી રહે, તેના ભુજાંશ જો ૧૪ થી ઓછા હોય તો ચંદ્રગ્રહણનો સંભવ જાણવો.* તે ભુજાંશોને ૧૧થી ગુણી ૭ વડે ભાગવાથી લબ્ધિ અંક અંગુલાદિ 'શર' હોય છે. ૧૫૦,૧૫૦ર્ે

---

વડે ભાગવાથી ૩૬૫/૫૪=૩૬૬ લગ્નના 'ભુક્તાસુ' થયા. એવી જ રીતે સૂર્યના ભોગ્યાંશ ૫/૧૫/૦ને વૃષ રાશિના 'સ્વદેશોદય અસુ' ૧૫૦૭થી ગુણીને ગુણાકાર ૭૯૧૧ને ૩૦ વડે ભાગવાથી લબ્ધ સૂર્યના ભોગ્યાસુ ૨૬૪ થયા. લગ્નના 'ભુક્તાસુ' ૩૬૬ અને સૂર્યના 'ભોગ્યાસુ' ૨૬૪નો સરવાળો ૬૩૦–માં મધ્યની રાશિ મિથુનના 'સ્વદેશોદય અસુ' ૧૮૧૫ ઉમેરવાથી ૨૪૪૫ 'ઇષ્ટકાલ અસુ' થયા. આને ૬ વડે ભાગવાથી લબ્ધિ પલ ૪૦૭/૩૦, આને ૬૦થી ભાગતાં લબ્ધ ઘટી આદિ ૬/૪૭/૩૦ સૂર્યોદયથી 'ઇષ્ટકાલ' થયો.

---

* સૂર્ય અને ચંદ્રગ્રહણનો સંક્ષિપ્ત પરિચય આ પ્રમાણે છે: ગ્રહ જે માર્ગમાં ભ્રમણ કરતો પૃથ્વીની પ્રદક્ષિણા કરે છે, તે (માર્ગ) તે ગ્રહની કક્ષા કહેવાય છે. પૃથ્વીથી સૂર્યની કક્ષા દૂર અને ચંદ્રની કક્ષા સમીપ છે, તેથી સૂર્ય અને પૃથ્વીની વચમાં જ ચંદ્રમા ફરતો રહે છે.

જે દિશામાં સૂર્ય હોય છે તેનાથી વિરુદ્ધ અર્થાત્ સામેની દિશામાં પૃથ્વીની છાયા પડતી હોય છે. સૂર્ય જે પ્રમાણે ફરે છે તે જ પ્રમાણે પ્રસ્તુત છાયા પણ ફરતી રહે છે અને તેની લંબાઈ ચંદ્રની કક્ષાથી આગળ વધેલી હોય છે. પૃથ્વી ગોળ હોવાને લીધે ચંદ્રકક્ષામાં પૃથ્વીની છાયા પણ ગોળાકાર જ હોય છે. તે સૂર્યથી હમેશાં છઠ્ઠી રાશિ પર ફરતી રહે છે.

ચન્દ્રમા પોતાની કક્ષામાં ફરતો ફરતો જ્યારે સૂર્યની સાથે એક દક્ષિણોત્તર રેખામાં આવી રહે છે, તે સમયે દર્શનો અંત (અમાવાસ્યાનો અન્ત અને શુક્લ પ્રતિપદાના આરંભની સન્ધિ) કાલ કહેવાય છે; અને જ્યારે સૂર્યથી ચન્દ્રમા ૬ રાશિ આગળ પહોંચી જાય છે, તે સમયને પૂર્ણિમાનો અન્તકાલ કહેવામાં આવે છે.



સર્વગ્રાસ ચંદ્ર-ગ્રહણનું દશ્ય

ચન્દ્રનું બિમ્બ જલમય છે. તેના જે ભાગ ઉપર સૂર્યનાં કિરણો પડે છે, તે ભાગ તેજોયુક્ત (ઉજ્જ્વલ) દેખાય છે, તેથી તેના લીધે રાત્રિમાં પણ અંધકારનું નિવારણ થાય છે.

ઉપર કહેવામાં આવ્યું છે કે સૂર્યથી ૬ ઠ્ઠી રાશિ પર પૃથ્વીની છાયા ફરે છે અને ચન્દ્રમા સૂર્યથી ૬ ઠ્ઠી રાશિ પર પહોંચતાં પૂર્ણિમા થાય છે; તેથી જે પૂર્ણિમાએ ચન્દ્રમા પૃથ્વીની છાયાથી આજુબાજુ થઈને ચાલ્યો જાય છે, તે પૂર્ણિમાએ ચન્દ્રગ્રહણ થતું નથી અને જે પૂર્ણિમાએ ચન્દ્રમા પૃથ્વીની છાયામાં આવી જાય છે, તે સમયે તેના પર સૂર્યનાં કિરણો પડતાં નથી, તેથી ચન્દ્રમા પૂરેપૂરો અદૃશ્ય થઈ જાય છે ને તે વખતે 'સર્વગ્રાસ' અથવા 'ખગ્રાસ ચન્દ્રગ્રહણ' કહેવાય છે. જે પૂર્ણિમાએ ચન્દ્રમાનો થોડોક જ ભાગ પૃથ્વીની છાયામાં આવે છે, તે સમયે તેટલો જ ભાગ અદૃશ્ય થવાથી તેને 'ખંડગ્રહણ' કહેવામાં આવે છે, એટલા માટે ચન્દ્રગ્રહણ પૂર્ણિમાએ જ

સૂર્યને ચંદ્રમા અને ચંદ્રમાને ભૂભા (પૃથ્વીની છાયા) છાદિત કરે છે. તેથી થતું હોય છે.

(સૂર્યગ્રહણ) ઉપર કહેવામાં આવ્યું છે કે ચન્દ્રમા પૃથ્વી અને સૂર્યની વચમાં ફરે છે અને જ્યારે સૂર્યની સમીપ એક દક્ષિણોત્તર રેખામાં આવે છે, તે દિવસે ચન્દ્રમાના ઉપરના ભાગમાં સૂર્યનાં કિરણો પડતાં હોય છે (નીચેના ભાગમાં જેને આપણે જોઈએ છીએ તેના પર પડતાં નથી). એટલા માટે જ અમાવાસ્યાના દિવસે આપણને ચન્દ્ર દેખાતો નથી. રાત્રે સૂર્યની સાથે જ ચન્દ્રમા પણ પૃથ્વીની નીચે ચાલ્યો જાય છે.

જે અમાવાસ્યાએ પૃથ્વી અને સૂર્યની મધ્યમાં ચન્દ્રમા આવી જાય છે, તે દિવસે તેનાથી આચ્છાદિત થઈને સૂર્યનું બિમ્બ વાદળાંઓથી આવૃત્ત થતાં અદશ્ય થાય છે, તે જ પ્રમાણે અહીં પણ બને છે. આ પ્રમાણે ચન્દ્ર–બિમ્બથી સૂર્યનો સંપૂર્ણ કે ઓછોવત્તો ભાગ અદશ્ય થાય છે ત્યારે ક્રમશઃ તેને 'સર્વગ્રાસ' કે 'ખંડસૂર્યગ્રહણ' કહે છે.

ખંડસૂર્યગ્રહણનું દશ્ય






અમાવાસ્યાએ ચન્દ્રમાની છાયા પૃથ્વી તરફ હોય છે. તે છાયામાં જે ભૂ–ભાગ આવે છે, તેના માટે સંપૂર્ણ સૂર્યબિમ્બ અદશ્ય થઈ જાય છે, તેથી ત્યાં સર્વગ્રાસ સૂર્ય-ગ્રહણ થાય છે, ને અન્યત્ર ખંડગ્રાસ થાય છે.

સૂર્યગ્રહણ અને ચન્દ્રગ્રહણ થવામાં રાહુ કારણ હોવાનું પુરાણોમાં જે કહેવામાં આવ્યું છે, તેનો અભિપ્રાય આ છે કે, અમૃત-મન્થન સમયે જ્યારે રાહુનું માથું કાપી નાખીને છૂટું કરવામાં આવ્યું, તે સમયે અમૃત પીવાને લીધે તેનું મરણ થયું નહીં. તે એકમાંથી બે થઈ ગયો. બ્રહ્માએ તે બન્નેમાંથી એક(રાહુ)ને ચન્દ્રમાની છાયામાં અને બીજા(કેતુ)ને પૃથ્વીની છાયામાં રહેવા માટે સ્થાન આપ્યું. એટલા માટે ગ્રહણ સમયે રાહુ અને કેતુ ચંદ્રમા અને સૂર્યની સમીપમાં જ રહે છે. આથી છાયારૂપ રાહુ–કેતુ દ્વારા જ ગ્રહણનું વર્ણન કરવામાં આવ્યું છે.

સૂર્યગ્રહણમાં સૂર્ય છાદ્ય અને ચંદ્રમા છાદક તથા ચંદ્રગ્રહણમાં ચંદ્રમા છાદ્ય, ભૂભા છાદક (ગ્રહણ કરનારી) છે–આમ જાણવું જોઈએ. હવે છન્ન (ગ્રાસ)માન કહે છે: છાદ્ય અને છાદકનાં બિંબમાનનો સરવાળો કરીને તેના અર્ધમાંથી 'શર' બાદ કરવાથી 'છન્ન' (ગ્રાસ) માન થાય છે. જો ગ્રાસ-માન ગ્રાહ્ય (છાદ્ય) કરતાં વધારે હોય તો તેમાંથી છાદ્યને બાદ કરવાથી જે બાકી રહે, તેટલું ખચ્છન્ન (ખગ્રાસ) જાણવું જોઈએ.*

અહીં સનન્દન મુનિએ ચન્દ્રાદિનું મધ્યમ બિમ્બ પ્રસિદ્ધ હોવાથી સ્પષ્ટ બિમ્બ સાધવાનો પ્રકાર કહ્યો નથી, તેથી સરલતાપૂર્વક સમજવા માટે ચન્દ્ર, રવિ અને ભૂભા(પૃથ્વીની છાયા)ના બિમ્બ-સાધનનો પ્રકાર અહીં જણાવવામાં આવે છે.

गतिर्द्विघ्नीशाप्ताङ्गुलमुखतनुः स्यात् खररुचो
विधोर्मुक्तिर्वेदाद्रिभिरपहृता बिम्बमुदितम् ।
नृपाश्वोना चान्द्रीगतिरपहृता लोचनकरै

* દાખલા તરીકે પૂર્ણિમાન્ત કાલ ઘટ્યાદિ ૪૦/૪૮ અને તે સમયનો સ્પષ્ટ સૂર્ય રાશ્યાદિ ૮/૦/૧૨/૬, ચન્દ્રમા ૨/૦/૧૨/૧ તથા રાહુ ૭/૨૮/૨૩/૧૮ છે. માટે સ્પષ્ટ સૂર્ય ૮/૦/૧૨/૬માંથી રાહુ ૭/૨૮/૨૩/૧૮ બાદ કરવાથી ૦/૧/૪૮/૪૮ વ્યગુ થયો. આ ૩ રાશિથી ઓછો છે તેથી આનો ભુજાંશ આટલો જ અર્થાત્ ૧/૪૮/૪૮ થયો. આ ૧૪ અંશથી ઓછો છે, તેથી ગ્રહણની સંભાવના નિશ્ચિત થઈ. વ્યગુના ભુજાંશ ૧/૪૮/૪૮ ને ૧૧ થી ગુણીને ગુણાકાર ૧૯/૫૬/૪૮ ને ૭ વડે ભાગવાથી ૨/૫૦ 'શર' થયો. આ વ્યગુના ઉત્તર ગોલમાં હોવાને લીધે ઉત્તર દિશાનો થયો.

માનૈક્યાર્ધ (છાદ્ય–છાદકના બિંબના સરવાળાનો અર્ધભાગ)માં શર ઉમેરી ૧૦ થી ગુણવું. પછી ગ્રાસમાનથી ગુણીને ગુણાકારનું જે મૂલ હોય તેમાંથી પોતાનો ષષ્ઠાંશ બાદ કરી શેષને ચંદ્ર બિંબ વડે ભાગવાથી લબ્ધિમાં પ્રાપ્ત થયેલી ઘટી વગેરેને સ્થિત્યર્ધ* જાણવું. આ સ્થિત્યર્ધ એ ઠેકાણે લખી રાખવું, વ્યગુ (વ્યગ્વર્ક–રાહુ બાદ કરેલો સૂર્ય) જો ૬ કે ૧૨ રાશિથી ઓછો હોય તો દ્વિગુણિત વ્યગુ ભુજાંશતુલ્ય પલને પ્રથમ લખી રાખેલ સ્થિત્યર્ધમાંથી બાદ કરવી અને બીજે લખી રાખેલ સ્થિત્યર્ધમાં ઉમેરવી. જો વ્યગુ ૬ કે ૧૨ કરતાં વધારે હોય તો વિપરીત ક્રમથી (પ્રથમ લખી રાખેલ સ્થિત્યર્ધમાં ઉમેરવાથી અને બીજે લખી રાખેલ સ્થિત્યર્ધમાંથી બાદ કરવાથી) સ્પર્શ અને મોક્ષકાલિક સ્પષ્ટ સ્થિત્યર્ધ થાય છે.÷ ૧૫૧–૧૫૪

ग्रासे नखाहते छाद्यमानाप्ते स्युर्विंशोपकाः ।
पूर्णान्तं मध्यमत्रस्याद्दर्शान्तेऽङ्गं त्रिभोनकम् ॥५५॥
पृथक् तत्क्रान्त्यक्षभागसंस्कृतौ स्युर्नतांशकाः ।
तद् द्विघ्नं शक्रतिर्द्विघ्नी द्वयनार्घाकियुता हरः ॥५६
त्रिभोनाङ्गार्कविश्लेषांशाशोनघ्नाः पुरन्दराः ।
हराप्ता लम्बनं स्वर्णं वित्रिभेऽर्काधिकोनके ॥५७॥

ગ્રહણનું વિંશોપક ફલ–અંગુલાદિ ગ્રાસમાનને ૨૦ વડે ગુણી ગુણાકારને અંગુલા-

---

रदाढ्यां भूमा स्यादिनगतिनगांशेन रहिता ॥
(શ્રી વિશ્વનાથ દૈવજ્ઞ)

'સૂર્યની ગતિને ૨ થી ગુણીને ગુણાકારને ૧૧ વડે ભાગવાથી જે લબ્ધિ આવે, તેટલું જ સૂર્યનું અંગુલાદિ બિમ્બમાન હોય છે, તેમજ ચન્દ્રમાની ગતિકલાને ૭૪ વડે ભાગવાથી જે લબ્ધિ થાય, તેટલા અંગુલાદિ ચન્દ્રબિમ્બનું માન હોય છે. ચન્દ્રમાની ગતિમાંથી ૭૧૬ બાદ કરી બાકી રહે તેને ૨૨ વડે ભાગવાથી આવેલી લબ્ધિ ૩૨ માં ઉમેરવી પછી તેમાંથી સૂર્યગતિના સપ્તમાંશને બાદ કરવાથી ભૂભા (પૃથ્વીની છાયા) પ્રાપ્ત થાય છે.'

જેમ કે સ્પષ્ટ સૂર્યગતિ ૬૧/૧૧ અને ચન્દ્રગતિ ૮૨૪/૫ છે તેથી ઉપર કહેલી રીત પ્રમાણે સૂર્યની ગતિના દ્વિગુણિત ૧૨૨/૨૨/૧૧ ને ૧૧ વડે ભાગવાથી ભાગફલ–લબ્ધિ,૧૧/૭ સૂર્યબિમ્બ થયું. એવી જ રીતે ચન્દ્રગતિ ૮૨૪/૫ ને ૭૪ વડે ભાગવાથી ભાગફલ ૧૧/૮ ચન્દ્રબિમ્બ થયું. ચન્દ્રગતિ ૮૨૪/૫ માંથી ૭૧૬ બાદ કરવાથી બાકી ૧૦૮/૫ ને ૨૨ વડે ભાગવાથી લબ્ધિ ૪/૫૫ માં ૩૨ ઉમેરવાથી ૩૬/૫૫ થયા. આમાંથી સૂર્યગતિ ૬૧/૧૧ ના સપ્તમાંશ ૮/૪૪ બાદ કરવાથી બાકી રહેલ ૨૮/૧૧ ભૂભાનું બિમ્બ થયું. હવે છાદ્ય (ચન્દ્ર) અને છાદક (ભૂભા)ના બિમ્બનો સરવાળો ૧૧/૮+૨૮–૧૧=૩૯/૧૯ના અડધાં ૧૯/૩૯ માંથી પૂર્વ સાધિત શર ૨/૫૦ બાદ કરવાથી શેષ ૧૬/૪ ગ્રાસમાન થયું. આ છાદ્ય (ચન્દ્ર) બિમ્બથી અધિક છે તેથી આમાંથી ચન્દ્રબિમ્બ ૧૧/૮ બાદ કરવાથી શેષ ૫/૪૧ ખગ્રાસ થયો.

* સ્પર્શકાલથી મોક્ષકાલ સુધીના અંતરને સ્થિતિ કહે છે, આથી તેનો અર્ધ મધ્યમ સ્થિત્યર્ધ કહેવાય છે. સ્પર્શકાલથી મધ્યકાલ સુધી સ્પર્શ સ્થિત્યર્ધ અને મધ્યકાલથી મોક્ષકાલ સુધી મોક્ષ સ્થિત્યર્ધ કહેવાય છે.

÷ જેમ કે છાદ્ય (ચંદ્ર) અને છાદક (ભૂભા)ના બિંબનો સરવાળો ૩૯/૧૯ના અર્ધા ૧૯/૩૯માં શર ૨/૫૦ને ઉમેરતાં ૨૨/૨૯ થયા; આને ૧૦ વડે ગુણવાથી ગુણાકાર ૨૨૪/૫૦ થયો, આને ગ્રાસમાન ૧૬/૪૯થી ગુણતાં ૩૭૮૦/૫૬/૫૦ થયા. આનું ૬૧/૨૯માંથી પોતાના જ ષષ્ઠાંશ ૧૦/૧૫ બાદ કરવાથી શેષ ૫૧/૧૪ રહ્યા. આને ચંદ્રમાના બિંબ ૧૧/૮ વડે ભાગવાથી લબ્ધિ ઘટી પલ ૪/૩૬ સ્થિત્યર્ધ થયું.

વ્યગુ ભુજાંશ ૧/૪૮/૪૮ને ૨થી ગુણતાં ગુણાકાર ૩/૩૭/૩૬ પલ અર્થાત્ સ્વલ્પાંતરથી જ પલ થઈ. આ પલોને વ્યગુ (રાહુમાંથી બાદ કરેલા સૂર્ય) ૦=૧૨ રાશિથી વધુ હોવાને લીધે સ્થિત્યર્ધ ૪/૩૬માં ઉમેરવાથી સ્પર્શ સ્થિત્યર્ધ ૪/૪૦ અને સ્થિત્યર્ધમાંથી ૪ પલ બાદ કરવાથી ૪/૩૨ મોક્ષ-સ્થિત્યર્ધ થયું.

ત્મક છાદ્યમાન વડે ભાગવાથી જે લબ્ધિ આવે, તે વિંશોપક ફલ† હોય છે.

સૂર્યગ્રહણમાં વિશેષ લમ્બન ઘટી–સાધન : પર્વના અન્તકાલમાં ગ્રહણનું મધ્ય હોય છે. સૂર્યગ્રહણમાં દર્શના અંત સમયનું લગ્ન કાઢી, તેમાંથી ત્રણ રાશિ બાદ કરવાથી આવતું લગ્ન 'વિત્રિભ' કે 'ત્રિલોન' લગ્ન કહેવાય છે. તેને જુદું રાખી તેની ક્રાન્તિ અને અક્ષાંશના સંસ્કાર (એક દિશામાં સરવાળો ને બીજી દિશામાં બાદબાકી) કરવાથી 'નતાંશ' બને છે. તેનો ૨૨ મો ભાગ કરીને વર્ગ કરવો જોઈએ. જો ૨થી ઓછો હોય તો તેમાંથી જ અને જો ૨ થી વધારે થઈ જાય તો બાદ કરી બાકી રહે તેના અર્ધાને તે જ (વર્ગમાં) ઉમેરીને ફરીથી ૧૨ માં ઉમેરવાથી 'હાર' થાય છે, 'ત્રિલોન' લગ્ન અને સૂર્યના અંતરાંશના દશમ અંશને ૧૪ માંથી બાદ કરી બાકી જે રહે તેને તે જ દશમાંશથી ગુણવું. તેને ઉપર' સિદ્ધ કરેલા 'હાર' વડે ભાગવાથી લબ્ધિ આવે તેના જેટલું ઘટ્યાદિ લમ્બન થાય છે. આ (લમ્બન) જો વિત્રિભ સૂર્યથી અધિક હોય તો ધન ને અલ્પ હોય તો ઋણ થાય છે. અર્થાત્ સાધિત દર્શના અંત કાલમાં આ લમ્બનને ઉમેરવાથી કે બાદ કરવાથી પૃષ્ઠસ્થાનીય દર્શાન્ત કાલ થાય છે.

विश्वघ्नलम्बनकलाढ्योनस्तु तिथिवद् व्यगुः ।
शरोऽतो लम्बनं षड्घ्नं तल्लवाढ्योनवित्रिभात् ॥५८
नतांशास्तद्दशांशोनघ्ना धृत्यंस्तद्विवर्जितैः ।
साष्टेन्दुलिप्तैः षड्भिस्तु भक्तानतिर्नतांशदिक् ॥५९

† જેમ કે ગ્રાસમાન ૧૬/૪૯ને ૨૦થી ગુણતાં ગુણાકાર ૩૩૬/૨૦ આવ્યો. આને છાદ્યમાન ૧૧/૮ વડે ભાગતાં લબ્ધ ગ્રહણવિંશોપક બલ ૩૦/૧૩ થયું. જો વિંશોપક ૨૦ હોય તો ગ્રહણનું પુરાણોક્ત ફલ સાધારણ હોય છે. જો વિંશોપક ૨૦થી ઓછું હોય તો કથિત ફલ બલાનુસાર અલ્પ અને ૨૦થી અધિક હોય તો કથિત ફલ અધિક હોય છે.

तं योनाढ्यो हि भिन्नैक दिक्शरः स्फुटतां व्रजेत् ।
ततश्छन्नस्थितिदले साध्ये स्थित्यर्धषड्हतिः ॥६०
अंशास्तैर्वित्रिभं द्विष्ठं रहितं सहितं क्रमात् ।
विधाय ताभ्यां संसाध्ये लम्बने पूर्ववत् तयोः ॥६१
पूर्वोक्ते संस्कृते ताभ्यां स्थित्यर्धे भवतः स्फुटे ।
ताभ्यां हीनयतोमध्यदर्शः कालौ मुखान्तगौ ॥६२

ઘટી આદિ લમ્બનને ૧૩ વડે ગુણવાથી ગુણાકાર કલા આદિ થાય છે. તેને વ્યગ્વ-ર્કમાં ઉમેરવાથી કે બાદ કરવાથી 'શર' બનાવવામાં આવે તો (પૃષ્ઠીય દર્શાન્તકાલિક) શર (સ્પષ્ટ) થાય છે. ઘટ્યાદિ લમ્બનને ૬ થી ગુણી ગુણાકારને અંશાદિ જાણી વિત્રિભમાં ઉમેરીને કે બાદ કરીને 'નતાંશ' સિદ્ધ કરવા નતાંશના દશમાંશને ૧૮ માંથી બાદ કરી બાકી રહે તેને તે જ દશમાંશથી ગુણવું. ગુણાકારને ૬ અંશ ૧૮ કલામાંથી બાદ કરી જે શેષ રહે તેનાથી ગુણાકારને ભાગતાં લબ્ધિ અંગુલાદિ નતાંશની દિશાની જ નતિ હોય છે. આ નતિ અને અગાઉ સિદ્ધ કરેલા શર–બંન્નેના સંસ્કાર (ભિન્ન દિશા હોય તો બાદબાકી ને એક દિશા હોય તો સરવાળો) થી સ્પષ્ટ શર થાય છે. સૂર્યગ્રહણમાં તે જ શરથી ગ્રાસ અને સ્થિત્યર્ધ બનાવવાં. સ્થિત્યર્ધને ૬ થી ગુણીને આવેલા અંશાદિ ગુણાકારને વિત્રિભમાંથી બાદ કરવો અને બીજા સ્થાનમાં ઉમેરવો. આ બંને પરથી પૂર્વવિધિથી પૃથક્ લમ્બન સાધન કરીને ક્રમેશઃ પૂર્વ વિધિથી સાધિત સ્પર્શ અને મોક્ષ કાલમાં સંસ્કાર કરવાથી સ્પષ્ટ પૃષ્ઠસ્થાનીય સ્પર્શ અને મોક્ષકાલ થાય છે.÷ ૧૫૮–૧૬૨

÷ ઉદાહરણમાં જ્યાં દક્ષિણ અક્ષાંશ ૨૫/૨૬/૪૨ સ્પષ્ટ, દર્શાન્તકાલ ૧૩ ઘડી ૪ પલ, દર્શાન્ત-કાલિક સ્પષ્ટ સૂર્ય ૮/૫/૨૬/૨૫, સ્પષ્ટ ચંદ્રમા ૮/૫/૨૬/૨૦, રાહુ ૨/૧૧/૪૧/૧૮, સ્પષ્ટ સૂર્યગતિ ૬૧/૧૫ અને સ્પષ્ટ ચંદ્રગતિ ૭૨૬/૩૦ છે, ત્યાં

अर्का घना विश्व ईशा नवपञ्चदशांशकाः।
कालांशास्तैरूनयुक्ते खौ ह्यस्तोदयौ विधोः ॥१६३
दृष्ट्वा ह्यादौ खेटबिम्बं दृगौच्यं लम्बमेक्ष्य च।
तल्लम्बपातबिम्बान्तर्दृगौच्याप्तरविन्नभा ॥ १६४ ॥

ગ્રહોના ઉદયાસ્તકાલાંશ–૧૨, ૧૭, ૧૩, ૧૧, ૯, ૧૫ આ ક્રમથી ચંદ્ર, મંગલ, બુધ, ગુરુ, શુક્ર અને શનિના કાલાંશ છે. પોતપોતાના કાલાંશતુલ્ય સૂર્યથી પાછળ ગ્રહો હોય તો અસ્ત અને કાલાંશતુલ્ય સૂર્યથી આગળ હોય તો તેમનો ઉદય હોય છે.

---

ઉક્ત ઘટી–પલને ઇષ્ટ માનીને લગ્ન કાઢવાથી ૧૧/૨/૪૬/૧૭ લગ્ન નિષ્પન્ન થયું. આમાંથી ૩ રાશિ બાદ કરવાથી ત્રિભોન લગ્ન (વિત્રિભ) ૯/૨/૪૬/૧૭ થયું. ઉપર કહેલી રીત પ્રમાણે સિદ્ધ કરવાથી આની ક્રાન્તિ ૨૩/૩૮/૧૦ થઈ. આ વિત્રિભના દક્ષિણ ગોલમાં હોવાને લીધે દક્ષિણ દિશાની થઈ. તેથી આને દક્ષિણ દિશાના અક્ષાંશ ૨૫/૨૬/૪૨માં ઉમેરવાથી ૪૯/૪/૫૨ નતાંશ થયા. ઉક્ત નતાંશનો ૨૨મો ભાગ ૨/૧૩/૫૧નો વર્ગ ૪/૫૮ થયો. આ ૨ કરતાં વધારે છે તેથી આમાંથી ૨ બાદ કરવાથી બાકી ૨/૫૮ થયા. આનું અડધું ૧/૨૯ને તે જ વર્ગ ૪/૫૮માં ઉમેરવાથી ૬/૨૭ થયા. આને ૧૨માં ઉમેરતાં ૧૮/૨૭ 'હાર' થયો. વિત્રિભ લગ્ન ૮/૨/૪૬/૧૭ અને સૂર્ય ૮/૫/૨૬/૨૫ના અંતરાંશ ૨/૪૦/૮નો દશમાંશ ૦/૧૬ થયો. આને ૧૪માંથી બાદ કરવાથી બાકી ૧૩/૪૪ રહ્યા. આને તે જ દશમાંશ ૦/૧૬થી ગુણતાં ગુણાકાર ૩/૩૯ થયો. આને હાર ૧૮/૨૭ વડે ભાગવાથી લબ્ધિ ૦/૧૧ થઈ. આ (૧૧ પલ) લંબન થયું. સૂર્યથી વિત્રિભ અલ્પ હોવાથી દર્શાન્ત ઘટી ૧૩/૪માં આ લંબન ૧૧ પલ બાદ કરવાથી પૃષ્ઠ સ્થાનીય ઘટ્યાદિ દર્શાન્તકાલ ૧૨/૫૩ થયો.

હવે ઘટ્યાદિ ૦/૧૧ લંબનને ૧૩ વડે ગુણવાથી ગુણાકાર ૨/૨૩ કલા આદિ થયો. ઉક્ત લંબન ઋણ હોવાથી સૂર્ય ૮/૫/૨૬/૨૫માંથી રાહુ ૨/૧૧/૪૧/૧૮ બાદ કરવાથી વ્યગ્વર્ક ૫/૨૩/૪૫/૭ થયો. આમાંથી ૨/૨૩ કલાદિ બાદ કરવાથી ૫/૨૩/૪૨/૪૪ પૃષ્ઠ સ્થાનીય વ્યગ્વર્ક થયો. આને ૬ રાશિમાંથી બાદ કરવાથી ૦/૬/૧૭/૧૬ આ જ ભુજાંશ થયો. આને ઉપર કહેલ શર સિદ્ધ કરવાની રીત પ્રમાણે ૧૧થી ગુણી ૭ વડે ભાગવાથી લબ્ધ અંગુલાદિ ૯/૫૨ શર થયો. વ્યગુ ઉત્તર ગોલમાં હોવાને લીધે આ ઉત્તર દિશાનો થયો.

વળી લંબન ૦/૧૧ને ૬ વડે ગુણવાથી ગુણાકાર અંશાદિ ૧/૬ (ઋણ લંબન હોવાના કારણે) વિત્રિભ લગ્ન ૮/૨/૪૬/૧૭માંથી બાદ કરવાથી ૮/૧/૪૦/૧૭ થયું. માટે ક્રાન્તિ સિદ્ધ કરવાની રીત પ્રમાણે દક્ષિણ દિશાની ક્રાન્તિ ૨૩/૩૪/૩૫ થઈ. આને દક્ષિણ દિશાના અક્ષાંશ ૨૫/૨૬/૪૨માં ઉમેરવાથી ૪૯/૧/૧૭ દક્ષિણ દિશાનો પૃષ્ઠસ્થાનીય (સ્પષ્ટ) નતાંશ થયો. આ નતાંશને ૧૦ વડે ભાગવાથી લબ્ધ કલાદિ ૪/૫૪ થઈ. આને ૧૮માંથી બાદ કરવાથી શેષ ૧૩/૬ રહ્યા. આને ઉક્ત દશમાંશ ૫/૫૪થી જ ગુણતાં ૬૪/૧૧ કલાદિ થઈ. આના અંશ ૧/૪/૧૧ને ૬ અંશ ૧૮ કલામાંથી બાદ કરવાથી ૫/૧૩/૪૯ થયા. આનાથી ઉપર જણાવેલા ગુણાકાર ૬૪/૧૧ને ભાગવાથી લબ્ધિ ૧૨/૧૮ અંગુલાદિ નતિ થઈ. દક્ષિણ નતાંશ હોવાથી આની દિશા દક્ષિણ થઈ તે પૂર્વસાધિત અંગુલાદિ શર ૯/૫૨ આ ઉત્તર દિશાનો છે; તેથી ભિન્ન દિશા હોવાને લીધે બંનેનું અંતર (બાદબાકી) ૨/૨૬ અંગુલાદિ સ્પષ્ટ શર થયા. આ સ્પષ્ટ શર દ્વારા ચંદ્રગ્રહણની જેમ ગ્રસમાન આદિ સિદ્ધ કરવા માટે સૂર્ય સ્પષ્ટ ગતિ ૬૧/૧૫ને ૨થી ગુણી ગુણાકારને ૧૧ વડે ભાગતાં સૂર્યબિંબ ૧૧/૧૮ થયું અને ચંદ્ર સ્પષ્ટ ગતિ ૭૨૬/૩૦ને ૭૪ વડે ભાગવાથી ચંદ્રબિંબ ૯/૪૯ થયું. આ બંનેના સરવાળાનો અર્ધ કરવાથી ૧૦/૨૮ થયા. આમાંથી સ્પષ્ટ શર ૨/૨૬ બાદ કરવામાં આવતાં શેષ અંગુલાદિ ૮/૨ આ ગ્રાસમાન થયું.

હવે સ્થિતિ ઘટી સિદ્ધ કરવા માટે સૂર્ય તથા ચંદ્રના બિંબના સરવાળાનો અર્ધ ૧૦/૨૮માં સ્પષ્ટ શર ૨/૨૬ ઉમેરવાથી સરવાળો ૧૨/૫૪ થયો. આને ૧૦ વડે ગુણવાથી ગુણાકાર ૧૨૯/૦ને ગ્રાસમાન ૮/૨થી ગુણતાં ગુણાકાર ૧૦૩૬/૧૮ થયો.

( અર્થાત્ ગ્રહો પોતપોતાના કાલાંશની અંદર સૂર્યથી પાછળ કે આગળ જ્યાં સુધી રહે છે ત્યાં સુધી તેના સાન્નિધ્ય કે દૂરીને લીધે અસ્ત અથવા ઉદિત રહે છે ).

ગ્રહોના પ્રતિબિંબ દ્વારા છાયા સાધન : સમભૂમિમાં મૂકેલા દર્પણ આદિમાં ગ્રહોના પ્રતિબિંબને જોઈને દૃષ્ટિસ્થાનથી ભૂમિ-પર્યન્ત લમ્બપાત કરી દૃષ્ટિની ઊંચાઈનું માન સમજવું. લંબમૂલ અને પ્રતિબિંબના અંતર પ્રમાણેની દૃષ્ટિની ઊંચાઈ વડે ભાગી લબ્ધિને ૧૨ થી ગુણવાથી ગ્રહની છાયાનું પ્રમાણ નીકળે છે.÷ ૧૬૩,૧૬૪

अस्ते सावयवा ज्ञेया गतैष्यास्तिथयो बुधैः ।
शरेन्द्वाप्तोत्तराशा सा संस्कृतार्कापमैर्विधोः ॥६५॥
षोडशघ्नतिथिर्हीना स्वघ्नतिथ्याक्षभाहता ।
व्यस्तेषु क्रान्तिभागैश्च द्विघ्नतिथ्या हृता स्फुटम् ॥
संस्कारदिक्कं वलनमङ्गुलाद्यं प्रजायते ।
स्वेष्वंशोनाः सितं तिथ्यो वलनाशोन्नतं विधोः ॥
शृङ्गमन्यन्नतं वाच्यं वलनाङ्गुललेखनात् ।

ચંદ્રશૃઙ્ગોન્નતિ-જ્ઞાન-સૂર્યાસ્ત સમયે સાવયવ ગત અને એષ્ય તિથિ સિદ્ધ કરવી. તે સાવયવ તિથિને ૧૬ થી ગુણી તેમાંથી તિથિના વર્ગને બાદ કરી શેષ રહે તેને સ્વદેશીય પલભાથી ગુણવું. ગુણાકારને ૧૫ વડે ભાગવાથી આવેલ લબ્ધિ( ફલ )ની દિશા ઉત્તર સમજવી. તેમાં સૂર્યની ક્રાન્તિનો યથોક્ત સંસ્કાર ( એક દિશામાં સરવાળો, ભિન્ન દિશામાં બાદબાકી ) કરવો તથા ચંદ્રમાના શર અને ક્રાન્તિનો વિપરીત સંસ્કાર કરવો, આથી જે ફળ આવે તેને દ્વિગુણિત તિથિ વડે ભાગવાથી જેટલી લબ્ધિ આવે તેટલા અંગુલ સંસ્કાર દિશાનું

---

આના મૂલ ૩૨/૧૧માંથી આના જ ષષ્ઠાંશ ૫/૨૨ બાદ કરવાથી શેષ ૨૬/૪૯ને ચંદ્રબિંબ ૯/૪૯ વડે ભાગવાથી લબ્ધિ ઘટ્યાદિ ૨/૪૪ સ્થિતિ ઘટી થઈ.

હવે સ્થિતિ ઘટી ૨/૪૪ને ૬થી ગુણીને ગુણાકાર અંશાદિ ૧૬/૨૪ને વિત્રિભ લગ્ન ૮/૨/૪૬/૧૭માંથી બાદ કરવાથી ૭/૧૬/૨૨/૧૭ સ્પર્શકાલિક વિત્રિભ થયું. તેમ જ દર્શાન્તકાલની ગતિ ૬૧/૧૫ ને સ્થિતિઘટી ૨/૪૪થી ગુણી ગુણાકાર ૧૬૭ને ૬૦ વડે ભાગતાં લબ્ધિ ૨/૪૭ને દર્શાન્તકાલિક સૂર્ય ૮/૫/૨૬/૨૫માંથી બાદ કરવાથી સ્પર્શકાલિક સૂર્ય ૮/૫/૨૩/૩૮ થયો. આ સ્પર્શકાલિક સૂર્ય અને વિત્રિભ લગ્ન દ્વારા ઉપર જણાવેલી વિધિ પ્રમાણે સ્પર્શકાલિક ઋણલંબન ૧/૧૭ ઘટી વગેરે થયું.

એવી જ રીતે સ્થિતિઘટી ૨/૪૪ને ૬થી ગુણતાં ગુણાકાર અંશાદિ ફલ ૧૬/૨૪ને વિત્રિભ લગ્ન ૯/૨/૪૬/૧૭માં ઉમેરવાધી મોક્ષકાલિક વિત્રિભ લગ્ન ૮/૧૯/૧૦/૧૭ થયું. એવી જ રીતે સૂર્યગતિ ૬૧/૧૫ને સ્થિતિઘટી ૨/૪૪થી ગુણી ગુણાકાર ૧૬૭ને ૬૦ વડે ભાગતાં લબ્ધિ ૨/૪૭ને સૂર્ય ૮/૫/૨૬/૨૫માં ઉમેરવાથી મોક્ષકાલિક સ્પષ્ટ સૂર્ય ૮/૫/૨૯/૨૨ થયો. આ બંને ( વિત્રિભ અને સૂર્ય ) દ્વારા ઉપર કહેલી વિધિ પ્રમાણે, મોક્ષકાલિક ધનલંબન સૂર્ય કરતાં વિત્રિભ અધિક હોવાને લીધે ઘટ્યાદિ ૦/૫૬ થયું.

હવે દર્શાન્તકાલ ૧૩/૪માંથી સ્થિતિઘટી ૨/૪૪ બાદ કરવાથી ૧૦/૨૦ મધ્યમ સ્પર્શકાલ થયો. આમાંથી સ્પર્શકાલિક ઋણલંબન ૧/૧૭ બાદ કરવાથી ૯/૩ સ્પષ્ટ ( ભૂપૃષ્ઠસ્થાનીય ) સ્પર્શકાલ થયો તથા દર્શાન્તકાલમાં સ્થિતિઘટી ઉમેરવાથી મધ્યમ દર્શાન્તકાલ ૧૫/૪૮ થયો ને એવી જ રીતે આમાં મોક્ષકાલિક ધનલંબન ૦/૫૬ ઉમેરવાથી ૧૬/૪૪ સ્પષ્ટ મોક્ષકાલ થયો.

÷ જો સમભૂમિથી લમ્બમાન (દૃષ્ટિની ઊંચાઈ) ૭૨ અંગુલ અને દ્રષ્ટા તથા પ્રતિબિમ્બનું અન્તર ભૂમિમાન ૯૬ અંગુલ હોય તો ઉપર કહેલી રીત પ્રમાણે ભૂમિમાન ૯૬ ને દૃષ્ટિની ઊંચાઈ ૭૨ થી ભાગીને ૧૨ વડે ગુણવાથી $\frac{૯૬×૧૨}{૭૨}$=૧૬ અંગુલ છાયાનું પ્રમાણ થયું.

આ પ્રમાણે રાત્રિમાં મંગલાદિ ગ્રહની છાયાનું પ્રમાણ સમજવામાં આવે છે, જે ગ્રહને યુતિ વગેરેમાં ઉપયોગી થાય છે.

વલન હોય છે. ચંદ્રમાથી જે દિશામાં સૂર્ય રહે છે તે જ સંસ્કારની દિશા સમજાય છે. તિથિમાંથી તેનો પંચમાંશ બાદ કરવાથી શુકલ (ચંદ્રના શ્વેત ભાગ)નું અંગુલાદિ માન થાય છે. વલનની જે દિશા હોય છે, તે દિશાનું ચંદ્રશૃંગ ઉન્નત અને અન્ય દિશામાં નત હોય છે. તે પ્રમાણે પરિલેખ કરવો જોઈએ.+ ૧૬૫-૧૬૭½

पञ्चर्त्वगाङ्गविशिखाः कर्णशेषहताः पृथक् ॥६८॥
प्रकृत्यार्काङ्गसिद्धाग्निभक्ता लब्धोनसंयुताः ।
त्रिज्याधिकोने श्रवणे वपूंषि त्रिहृताः कुजात् ॥६९
ऋज्व्योरनृज्व्योर्विवरं गत्यन्तरविभाजितम् ।
वक्रर्ज्व्योर्गतियोगाप्तं गम्येऽतीते दिनादिकम् ॥७०॥
स्वनत्या संस्कृतौस्वेषू दिक्साम्येऽन्येऽन्तरं युतिः ।
याम्योदक्खेटविवरं मानैक्यार्धाल्पकं यदा ॥७१॥
तदा भेदो लम्बनाद्यं स्फुटार्थं सूर्यपर्ववत् ।

**ગ્રહની યુતિના જ્ઞાન માટે મંગલ વગેરે પાંચ ગ્રહોનાં બિંબ સાધવાની રીત :**–મંગલ વગેરેના ૫,૬,૭,૯,૫ આ મધ્યમ બિંબમાનોને ક્રમથી મંગલાદિ ગ્રહોના કર્ણશેષ (ત્રિજ્યા અને પોતપોતાના શીઘ્ર કર્ણની બાદબાકી)થી ગુણીને ગુણાકાર ૨ સ્થાનોમાં રાખવો. એક સ્થાનમાં રાખેલા ગુણાકારને ક્રમથી મંગલાદિ ગ્રહના ૨૧, ૧૨, ૬, ૨૪ અને ૩ વડે ભાગી લબ્ધિને બીજા સ્થાનમાં લખી રાખેલા ગુણાકારમાંથી, જો કર્ણ ત્રિજ્યાથી (અહીં ત્રિજ્યાનું પ્રમાણ ૧૧ લેવું જોઈએ) અધિક હોય તો બાદ કરવી, ને જો ત્રિજ્યાથી અલ્પ હોય તો ઉમેરવી. પછી તેને ૩ વડે ભાગવાથી ક્રમશઃ મંગલાદિ ગ્રહોનાં બિંબપ્રમાણ થાય છે.*

**ગ્રહોની યુતિના ગત અને ગમ્ય દિવસ સાધવાની રીત :**–જો બે ગ્રહોનો યુતિકાલ જાણવો હોય, તે બંને માર્ગી હોય અથવા બંને વક્રી હોય તો બંને ગ્રહોની અંતર કલાને બન્નેની ગત્યન્તર કલાથી ભાગવી જોઈએ. જો એક વક્ર અને એક માર્ગી હોય તો બન્નેની ગતિનો સરવાળો કરવાથી આવેલી કલાથી અંતર્કલાને ભાગવી જોઈએ. જે લબ્ધિ આવે તે ગ્રહની યુતિના ગત કે ગમ્ય દિવસો હોય છે.÷

---

+ ઉદાહરણ–શુકલ પક્ષની દ્વિતીયાના દિવસે સાયંકાલિક ચન્દ્રમાની શૃંગોન્નતિ જાણવા માટે, ધારો કે તે સમયની સાવયવ (ઘડી સાથે) તિથિ ૨/૩૦ સૂર્યની ઉત્તરક્રાન્તિ ૧૦, ચન્દ્રમાનો ઉત્તર શર ૫ અને ચન્દ્રમાની ઉત્તરક્રાન્તિ ૬ હોય તો કહેલી રીત પ્રમાણે સાવયવ તિથિ ૨/૩૦ ને ૧૬થી ગુણી ગુણાકાર ૪૦ માંથી સાવયવ તિથિના વર્ગ ૬/૧૫ બાદ કરવાથી શેષ ૩૩/૪૫ રહ્યા આને પલભા ૬ થી ગુણી ગુણાકાર ૨૦૨/૩૦ ને ૧૫ વડે ભાગવાથી લબ્ધિ ૧૩/૩૦. આ ઉત્તર દિશાનું ફલ થયું. આમાં સૂર્યની ઉત્તરક્રાન્તિ ૧૦ (એક દિશા હોવાથી) ઉમેરવાથી ૨૩/૩૦ થયા. તથા (એક દિશા હોવાના કારણે) ચન્દ્રમાના ઉત્તર શર ૫ અને ઉત્તર ક્રાંતિ ૬ આ બંનેનો સરવાળો ૧૧ ને ઉત્તર દિશાના ફલ ૧૩/૩૦ માંથી બાદ કરવાથી (વિપરીત સંસ્કાર કરવાથી) શેષ ૨/૩૦ રહ્યા. આને દ્વિગુણિત તિથિ ૨/૩૦×૨=૫ વડે ભાગવાથી લબ્ધ અંગુલાદિ ૦/૩૦ સ્પષ્ટ વલન થયું. આ ચંદ્રમાથી સૂર્યની દક્ષિણ દિશામાં હોવાને લીધે દક્ષિણ દિશાનું થયું; એ જ પ્રમાણે સાવયવ તિથિ ૨/૩૦માંથી પોતાનો પંચમાંશ ૦/૩૦ બાદ કરવાથી ૨/૦ અંગુલાદિ શુકલમાન થયું. આ પ્રમાણે તે દિવસે દક્ષિણ દિશાનું ચંદ્રશૃંગ ઉન્નત થયું.

* જેમ કે મંગલનો શીઘ્રકર્ણ ૧૩ છે તેથી ત્રિજ્યા ૧૧ અને કર્ણ ૧૩ ના અંતર ૨ થી મંગલના મધ્યમ બિંબમાન ૫ ને ગુણવાથી ૧૦ થયા. આને ૨૧ વડે ભાગવાથી ભાગફલ ૦/૨૯ ને (ત્રિજ્યાથી કર્ણ અધિક હોવાથી) ગુણાકાર ૧૦ માંથી બાદ કરવાથી શેષ ૯/૩૧ રહ્યા. આને ૩ વડે ભાગવાથી લબ્ધિ અંગુલાદિ ૩/૧૦ મંગલનું સ્પષ્ટ બિંબમાન થયું. આ જ રીતે બીજા ગ્રહોનું પણ બિંબમાન સમજી લેવું.

÷ જેમ કે મંગલ અને શુક્રની યુતિનો સમય

**ગ્રહોની યુતિમાં ભેદ જાણવાની રીત :** જે બે ગ્રહોની યુતિ થતી હોય, તે બંનેના પોતપોતાની નતિથી સંસ્કાર કરેલા શર (ભૂપૃષ્ઠસ્થાન આભિપ્રાયિક શર) એક દિશાના હોય તો બાદબાકી ને જો ભિન્ન દિશાના હોય તો સરવાળો કરવાથી બંને ગ્રહોનું અંતર આવે છે-દક્ષિણ અને ઉત્તર વચ્ચેનું અંતર આવે છે. આ અંતર જો બંનેના બિંબમાનના સરવાળાના અર્ધથી અલ્પ હોય તો તેમની યુતિમાં ભેદ (એકથી બીજો ઢંકાયેલો) હોય છે. તેથી એમનામાંના નીચેવાળાને છાદ્ય અને ઉપરવાળાને છાદ્ય માની સૂર્યગ્રહની જેમ જ લંબન, ગ્રાસમાન વગેરે સિદ્ધ કરવાં.× ૧૬૮-૧૭૧ ½

एकायनगतौ स्यातां सूर्याचन्द्रमसौ यदा ।
तद्युते मण्डले क्रान्त्योस्तुल्यत्वे वैधृताभिधः ॥७२॥
विपरीतायनगतौ चन्द्रार्कौ क्रान्तिलिप्तिकाः ।
समास्तदा व्यतीपातो भगणार्द्धे तयोर्युतौ ॥ ७३ ॥
भास्करेन्द्वोर्भचक्रान्तश्चक्रार्धावधि संस्थयोः ।
दृक्तुल्यसाधितांशादियुक्तयोः स्वावपक्रमौ ॥७४॥
अथौजपदगस्येन्दोः क्रान्तिर्विक्षेपसंस्कृता ।
यदि स्यादधिका भानोः क्रान्तेः पातो गतस्तदा ॥
न्यूना चेत्स्यात्तदा भावी वामं युग्मपदस्य च ।
पदान्यत्वं विधोः क्रान्तिर्विक्षेपाच्चेद् विशुद्धयति ॥
क्रान्त्योर्ज्येत्रिज्ययाभ्यस्ते परमापक्रमोद्धृते ।
तच्चापान्तरमर्द्धं वा योज्यं भाविनि शीतगौ ॥७७॥
शोध्यं चन्द्राद्गते पाते तत्सूर्यगतिताडितम् ।
चन्द्रभुक्त्या हृतं भानौ लिप्तादिशशिवत्फलम् ॥
तद्वच्छशाङ्कपातस्य फलं देयं विपर्ययात् ।
कर्मैतदसकृत्तावत्क्रान्ती यावत्समे तयोः ॥ १७९ ॥

**પાતાધિકાર-પાતની સંજ્ઞા :** જ્યારે સૂર્ય અને ચંદ્રમા બંને એક જ અયન-(યામ્યાયન-દક્ષિણાયન અથવા સૌમ્યાયન-ઉત્તરાયણ)માં હોય તથા તે બંનેના રાશ્યાદિ યોગ ૧૨ રાશિ હોય તો તે સ્થિતિમાં બંનેનું ક્રાન્તિસામ્ય હોવાથી વૈધૃતિ નામનો પાત કહેવાય છે. તથા જ્યારે બંને ભિન્ન (પૃથક્ પૃથક્) અયનમાં હોય અને બંનેનો યોગ ૬ રાશિ હોય તો તે સ્થિતિમાં બંનેનું ક્રાંતિસામ્ય હોવાથી વ્યતીપાત નામનો પાત હોય છે.

જ્યારે સૂર્યચંદ્રનું અંતર ૦ અથવા તો ૬ રાશિ હોય તે સમયે તાત્કાલિક અયનાંશાદિથી યુક્ત સૂર્ય અને ચંદ્રમાની પોતપોતાની ક્રાન્તિ સિદ્ધ કરવી. જો શરથી સંસ્કારી થયેલી ચંદ્રમાની ક્રાન્તિ (સ્પષ્ટ-ક્રાન્તિ) તે વખતના સૂર્યની ક્રાન્તિ કરતાં અધિક હોય ને ચંદ્રમા જો વિષમ પદમાં હોય તો પાતકાલને ગત (વીતી ગયેલો) જાણવો. જો વિષમ પદમાં રહેલા ચંદ્રમાની શરથી સંસ્કારી થયેલી ક્રાંતિ સૂર્યની ક્રાંતિથી અલ્પ હોય તો પાતકાલને ભાવી (થવાનો છે) સમજવો. જો ચંદ્રમા સમ પદમાં હોય

---

જાણવો છે, તેથી ધારો કે તે દિવસે સ્પષ્ટ મંગલ ૭/૧૫/૨૦/૨૫, મંગલની સ્પષ્ટ ગતિ ૪૦/૧૨, સ્પષ્ટ શુક્ર ૭/૧૦/૩૦/૨૫ તથા શુક્રની સ્પષ્ટ ગતિ ૭૦/૧૨ છે, માટે અહીં શીઘ્ર (અધિક) ગતિવાળો શુક્ર મંગલથી અલ્પ (પાછળ) છે, તેથી બંનેની યુતિ થવાની છે-આવો નિશ્ચય થયો. આ બંને માર્ગી હોય તો ઉપર કહેલી રીત પ્રમાણે મંગલ ૭/૧૫/૨૦/૨૫ માંથી શુક્ર ૭/૧૦/૩૦/૨૫ બાદ કરી બાકી રહેલ ૦/૪/૫ કલાને શુક્રગતિ ૭૦/૧૨ અને મંગલ ગતિ ૪૦/૧૨ના અંતર ૩૦ ગત્યંતર કલા વડે ભાગવાથી લબ્ધિ ૦/૯/૪૦ ગમ્ય દિનાદિ થઈ; અર્થાત્ આટલો સમય વ્યતીત થયા પછી યુતિ થવાની છે.

× જ્યારે બે ગ્રહોના ક્રાંતિવૃત્તમાં એક જ સ્થાન (પૂર્વાપર અંતરનો અભાવ) હોય છે, ત્યારે તે બંનેની યુતિ (યોગ) સમજવામાં આવે છે. ગ્રહોની આ પ્રમાણે પરસ્પર યુતિથી થતું શુભ અને અશુભ ફલ સંહિતા સ્કંધમાં આગળ કહેવામાં આવ્યું છે. એટલા માટે જ ગ્રહની યુતિ કયે સમયે થશે તે જાણવું જરૂરી છે.

તો આનાથી વિપરીત (સૂર્યની ક્રાંતિથી ચંદ્રમાની સ્પષ્ટ ક્રાંતિ અધિક હોય તો ભાવી ને અલ્પ હોય તો ગત) પાતકાલ સમજવો. જો સ્પષ્ટ ક્રાંતિ બનાવવા માટે ચંદ્રમાના શરમાંથી ક્રાંતિ બાદ કરવામાં આવે તો આ સ્થિતિમાં ચંદ્રમાના બિંબ અને સ્થાનમાં પદની ભિન્નતા હોય છે.

**સ્ફુટ-ક્રાંતિ-સામ્ય-જ્ઞાન-પ્રકાર:** સૂર્ય અને ચંદ્રમા બંનેની 'ક્રાંતિજ્યા'ને ત્રિજ્યાથી ગુણી તેને પરમક્રાંતિજ્યાથી ભાગી જે લબ્ધિઓ થાય, તે બંનેના ચાપ બનાવવા. તે બંને ચાપનું જે અંતર હોય તેને સંપૂર્ણ અથવા અડધું (સહેજ ઓછું) કરીને જો ગમ્યપાત હોય તો ચંદ્રમામાં ઉમેરવું ને ગતપાત હોય તો બાદ કરવું. ફરીથી ઉપર્યુક્ત ચાપના અંતરને અથવા તેના ભાગને સૂર્યની ગતિથી ગુણી ગુણાકારને ચંદ્રની ગતિથી ભાગી જે લબ્ધિ (કલાદિ) હોય, તેને ચંદ્રમાની જેમ જ સૂર્યમાં સંસ્કાર કરવો. (ગમ્યપાત હોય તો ઉમેરવી ને ગતપાત હોય તો બાદ કરવી.) એવી જ રીતે (સૂર્યના ફળની જેમ ઉક્ત ચાપના અંતરને ચંદ્રપાતની ગતિથી ગુણી તેને ચંદ્રગતિ વડે ભાગી) લબ્ધિરૂપ ચંદ્રપાતના કલાદિ ફલનો ચંદ્રપાત(રાહુ)માં વિપરીત સંસ્કાર કરવો (ગતપાતમાં ઉમેરવું, ગમ્યપાતમાં બાદ કરવું). આથી પાતકાલની સમીપના સમયના સૂર્ય, ચંદ્ર અને ચંદ્રપાત બને છે. પછી આ ત્રણે (રવિ, ચંદ્ર અને ચંદ્રપાત) દ્વારા ઉપર કહેલી ક્રિયા, જ્યાં સુધી બંનેની ક્રાંતિ સમ ન થઈ જાય ત્યાં સુધી વારંવાર કર્યા કરવી.* ૧૭૨-૧૭૯

*જો સાયન સૂર્ય હોય ૫/૨૬/૪૦/૦, સાયન ચંદ્ર ૦/૨/૫/૦, પાત (રાહુ) ૦/૫/૨૫/૦, 'સૂર્યગતિ ૬૦/૧૫, ચંદ્રગતિ ૭૮૩/૧૫ અને રાહુગતિ ૩/૧૧ હોય તો ચંદ્ર ૦/૨/૫/૦ અને પાત ૦/૫/૨૫/૦ નો સરવાળો ૦/૭/૩૦ સપાત ચંદ્રની ભુજકલા ૪૫૦ ની જ્યા ૪૪૯ થઈ. આને ચંદ્રમાના પરમશર ૨૭૦ થી ગુણી ગુણાકાર ૧૨૧૨૩૦ ને ત્રિજ્યા ૩૪૩૮ વડે ભાગવાથી લબ્ધિ ચંદ્રમાની શરકલા ૩૬ થઈ. આનો ચાપ પણ આટલો જ થયો. કેવલ ચંદ્રમા ૦/૨/૫/૦ ની ભુજજ્યા ૧૨૫ કલાને પરમક્રાંતિજ્યા ૧૩૯૭ થી ગુણી ગુણાકાર ૧૭૪૬૨૫ ને ત્રિજ્યા ૩૪૩૮ વડે ભાગવાથી લબ્ધિ ૫૦ ચંદ્રમાની ક્રાંતિજ્યા થઈ. આનો ચાપ પણ આટલો જ થયો. માટે ચંદ્રમાના શર ૩૬ અને ક્રાંતિ ૫૦નો સરવાળો કરવાથી ૮૬ ચંદ્રમાની સ્પષ્ટ ક્રાંતિ થઈ.

રાશ્યાદિ સૂર્ય ૫/૨૬/૪૦/૦ ને ૬ રાશિમાંથી બાદ કરવાથી ભુજ ૦/૩/૨૦/૦ ની કલા ૨૦૦ની જ્યા આટલી જ થઈ. આને પરમક્રાંતિજ્યા ૧૩૯૭ થી ગુણી ગુણાકાર ૨૭૯૪૦૦ ને ત્રિજ્યા ૩૪૩૮ વડે ભાગવાથી લબ્ધિ ૮૧ સૂર્યની ક્રાંતિજ્યા થઈ. આનો ચાપ પણ આટલો જ હોવાના કારણે આ જ સૂર્યની ક્રાંતિ થઈ.

સૂર્યની ક્રાંતિ કરતાં વિષમ (પ્રથમ) પદમાં રહેલા ચંદ્રમાની ક્રાંતિ અધિક છે, તેથી અહીં ગત-પાત નિશ્ચિત થયો તથા સૂર્ય અને ચંદ્રમા ભિન્ન અયન(ચંદ્રમા ઉત્તરાયણમાં અને સૂર્ય દક્ષિણાયન)માં હોવાથી તેમજ બંનેના રાશ્યાદિ યોગ ૬ રાશિ હોવાથી આ ક્રાંતિસામ્યનું નામ વ્યતીપાત થયું.

હવે, ચંદ્ર ક્રાંતિજ્યા ૮૬ ને ત્રિજ્યા ૩૪૩૮ થી ગુણી ગુણાકાર ૨૯૫૬૬૮ ને પરમક્રાંતિજ્યા ૧૩૯૭ વડે ભાગવાથી લબ્ધિ ૨૧૧ ચંદ્રમાની ભુજજ્યા થઈ, આનો ચાપ પણ સ્વલ્પાંતરથી આટલો જ થયો. એવી જ રીતે સૂર્યની ક્રાંતિજ્યા ૮૧ ને ત્રિજ્યા ૩૪૩૮ થી ગુણી ગુણાકાર ૨૭૮૪૭૮ ને પરમક્રાંતિજ્યા ૧૩૯૭ વડે ભાગવાથી લબ્ધિ સૂર્યની ભુજજ્યા ૧૯૨ થઈ. આનો ચાપ પણ આટલો જ થયો.

સૂર્ય અને ચંદ્રના ચાપોની બાદબાકી કરવા--

क्रान्त्योः समत्वे पातोऽथ प्रक्षिप्तांशोनिते विधौ ।
हीनेऽर्द्धरात्रिकाद्यातो भावी तात्कालिकेऽधिके ॥८०॥
स्थिरीकृतार्द्धरात्रेन्द्वोर्द्वयोर्विवरलिप्तिकाः ।
षष्टिघ्न्यश्चन्द्रमुक्त्याप्ताः पातकालस्य नाडिकाः ॥८१॥

આ પ્રમાણે ક્રાંતિસામ્ય થાય ત્યારે

પાત સમજવો. જો ઉપર્યુક્ત ક્રિયા દ્વારા પ્રાપ્ત અંશાદિથી યુક્ત કે હીન કરેલો ચન્દ્રમા અર્ધરાત્રિકાલિક સાધિત ચન્દ્રમાથી અલ્પ (પાછળ) હોય તો પાતકાલને 'ગત' સમજવો ને જો અધિક (આગળ) હોય તો પાતકાલને ભાવી સમજવો.

**(અર્ધરાત્રિથી ગત, ગમ્ય પાતકાલનું જ્ઞાન :)** ઉપર કહેલી ક્રિયા દ્વારા સ્થિર કરેલો (પાતકાલિક)ચંદ્રમા અને અર્ધરાત્રિકાલિક ચંદ્રમાની અંતરકલાને ૬૦ થી ગુણી, ગુણા- કારને ચંદ્રની ગતિકલાથી ભાગવાથી જે લબ્ધિ આવે, તેટલી તેટલી ઘડી અર્ધરાત્રિથી પાછળ કે આગળ (ગતપાતમાં પાછળ ને ગમ્યપાતમાં આગળ) સુધી પાતકાલની ઘડી માનવામાં આવે છે.*

रवीन्द्वोर्मानयोगार्द्धं षष्ट्या संगुण्य भाजयेत् ।
तयोर्भुक्त्यन्तरेणाप्तं स्थित्यर्धं नाडिकादि तत् ॥८२
पातकालः स्फुटो मध्यः सोऽपि स्थित्यर्द्धवर्जितः ।
तस्य सम्भवकालः स्यात्तत्संयुक्तोऽन्त्यसंज्ञितः ॥८३
आद्यन्तकालयोर्मध्यः कालो ज्ञेयोऽतिदारुणः ।
प्रज्वलज्ज्वलनाकारः सर्वकर्मसु गर्हितः ॥ १८४ ॥

**પાતના સ્થિતિકાલ, આરંભ તથા અંતકાલનું સાધન :** સૂર્ય તથા ચંદ્રમાના બિંબના સરવાળાના અર્ધ ભાગને ૬૦થી ગુણી ગુણકારને સૂર્યચંદ્રની ગત્યંતર કલાથી ભાગીને જે લબ્ધિ થાય તે પાતની સ્થિત્યર્ધ ઘડી હોય છે. આને પાતના સ્પષ્ટ મધ્યકાલમાંથી બાદ કરવાથી પાતનો આરંભકાલ થાય છે; અને ઉમેરવાથી અંતકાલ થાય છે.+

---

થી (૨૧૧−૧૯૨=) ૧૦ કલા થઈ. આના અડધા (સ્વલ્પાંતરથી) ૧૦ ને મધ્યરાત્રિકાલિક ચંદ્રમા ૦/૨/૫/૦ માંથી બાદ કરવાથી પાતાસન્નકાલિક ચંદ્રમા ૦/૧/૫૫/૦ થયો. તથા તે જ અંતરાર્ધકલા ૧૦ ને સૂર્યની ગતિ ૬૦/૧૫ થી ગુણી ગુણાકાર ૬૦૨/૩૦ ને ચંદ્રગતિ ૭૮૩/૧૫ વડે ભાગવાથી લબ્ધિફલ ૧ કલાને મધ્યરાત્રિકાલિક સૂર્ય ૫/૨૬/૪૦ માંથી બાદ કરવાથી ૫/૨૬/૩૯ થયો, એ જ પ્રમાણે તે જ અંતરાર્ધકલા ૧૦ ને રાહુની ગતિ ૩/૧૧ થી ગુણી ગુણાકાર ૩૧/૫૦ ને ચંદ્રગતિ ૭૮૩/૧૫ વડે ભાગવાથી લબ્ધિ ૦/ થઈ. આનો વિપરીત સંસ્કાર કરવાથી પણ મધ્યરાત્રિકાલિક રાહુના સમાન જ તત્કાલીન રાહુ ૦/૫/૨૫ થયો.

હવે પાતાસન્નકાલિક ચંદ્ર ૦/૧/૫૫/૦, સૂર્ય ૫/૨૬/૩૯/૦ અને રાહુ ૦/૫/૨૫/૦ રહ્યા. એમના દ્વારા ફરી ક્રાંતિ સિદ્ધ કરવામાં આવે છે. ચંદ્રમા ૦/૧/૫૫/૦ ની ભુજજ્યા ૧૧૫ ને પરમક્રાંતિજ્યા ૧૩૯૭ થી ગુણી ગુણાકાર ૧૬૦૬૫૫ ને ત્રિજ્યા ૩૪૩૮ વડે ભાગવાથી લબ્ધિ ૪૬ ચંદ્રક્રાંતિજ્યા થઈ; આનો ચાપ પણ આટલો જ થયો. તથા ચંદ્ર ૦/૧/૫૫/૦ અને રાહુ ૦/૫/૨૫/૦ નો સરવાળો કરવાથી સપાતચંદ્ર ૦/૭/૨૦ ની ભુજજ્યા ૪૪૦ ને ચંદ્રના પરમશર ૨૭૦ થી ગુણી ગુણાકાર ૧૧૮૮૦૦ ને ત્રિજ્યા ૩૪૩૮ વડે ભાગવાથી લબ્ધિ (સ્વલ્પાંતરથી) ૩૫ ચંદ્ર શરજ્યા થઈ. આના ચાપ બનાવવાથી આટલો જ ચંદ્રશર થયો. ચંદ્રશર ૩૫ ચંદ્રક્રાંતિ ૪૬ માં ઉમેરવાથી ૮૧ કલા થઈ. આના અંશ બનાવવાથી ૧/૨૧ ચંદ્રમાની સ્પષ્ટ ક્રાંતિ થઈ. એવી જ રીતે તત્કાલીન સૂર્ય ૫/૨૬/૩૯ ની ભુજજ્યા ૨૦૧ ને પરમક્રાંતિજ્યા ૧૩૯૭ થી ગુણી ગુણાકાર ૨૮૦૭૯૭ ને ત્રિજ્યા ૩૪૩૮ વડે ભાગવાથી લબ્ધિ ૮૧ સૂર્યની ક્રાંતિજ્યા થઈ. આનો ચાપ પણ આટલો જ થયો. આને અંશાત્મક બનાવવાથી ૧/૨૧ સૂર્યની ક્રાંતિ થઈ. એટલા માટે અહીં સૂર્ય અને ચંદ્રમાની ક્રાંતિઓમાં સમાનતા થઈ.

* ક્રાન્તિસામ્ય (પાત) કાલ-સાધન-મધ્યકાલિક ચંદ્રમા ૦/૨/૫/૦ અને સ્થિર કરેલ ક્રાંતિસામ્ય-(પાત)કાલિક ચંદ્રમા ૦/૧/૫૫/૦ની અંતરકલા ૧૦ને ૬૦થી ગુણી ગુણાકાર ૬૦૦ને ચંદ્રગતિ ૭૮૩/૧૫, વડે ભાગવાથી (સ્વલ્પાન્તરથી) લબ્ધિ ૧ ઘડી થઈ, આ (ગતપાત હોવાથી) મધ્યરાત્રિ ઘડી ૪૫/૧૫માંથી બાદ કરવાથી શેષ ૪૪/૧૫ પાતનો મધ્યકાલ થયો.

\+ ક્રાંતિસામ્ય સિદ્ધ કરવા માટે કહેલી સૂર્યની ગતિ ૬૦/૧૫ દ્વારા સૂર્યબિંબ ૧૦/૫૭ થયું ને ચંદ્રગતિ ૭૮૩/૧૫ દ્વારા ચંદ્રબિંબ ૧૦/૩૫ થયું.

પાતના આરંભકાલથી અંતકાલ સુધીના વચમાં જે મધ્યકાલ છે, તે પ્રજ્વલિત અગ્નિ સમાન અત્યંત દારુણ (ભયાનક) હોય છે, તે સર્વ કાર્યમાં નિષિદ્ધ છે.૧૮૨-૧૮૪

બ્રહ્મન્! આ પ્રમાણે મેં ગણિત સ્કંધ-માં સંક્ષેપથી કંઈક (ઉપયોગી) વિષયોનું પ્રતિપાદન કર્યું છે. હવે આગળના અધ્યાય-માં રાશિઓના સંજ્ઞાદિ કથનપૂર્વક જાતક-નું વર્ણન કરીશ. ૧૮૫

इत्येतद्गणिते किञ्चित्प्रोक्तं संक्षेपतो द्विज ।
जातकं वच्मि समयाद्राशिसंज्ञापुरःसरम् १८५॥

ઇતિ શ્રીબૃહન્નારદીયપુરાણમાં પૂર્વભાગમાં બૃહદુપા-ખ્યાનમાં દ્વિતીયપાદમાં જ્યોતિષ ગણિતવર્ણન નામનો ૫૪મો અધ્યાય સમાપ્ત

## અધ્યાય ૫૫ મો

## ત્રિસ્કંધ જ્યોતિષનો જાતકસ્કંધ

सनन्दन उवाच ।

मूर्द्धास्यबाहुहृत्क्रोडान्तर्वस्तिव्यंजसो नखः ।
जानुजंघाङ्घ्रियुगलं कालाङ्गानि क्रियादयः॥ १

સનન્દન બોલ્યા: નારદ! મેષ આદિ રાશિઓ કાલપુરુષનાં ક્રમશઃ મસ્તક, મુખ, બાહુ, હૃદય, ઉદર, કટિ, બસ્તિ (પેઢું), લિંગ, ઊરુ, જાનુ, જંઘા અને બંને ચરણ છે. મંગલ, શુક્ર, બુધ, ચંદ્રમા, સૂર્ય, બુધ, શુક્ર, મંગલ, ગુરુ, શનિ, શનિ તથા ગુરુ-આ ક્રમશઃ મેષ આદિ રાશિઓના અધી-શ્વર (સ્વામી) છે. વિષમ રાશિઓમાં પહેલાં સૂર્યની, પછી ચંદ્રમાની હોરા પસાર થાય છે, ને સમ રાશિઓમાં પહેલાં સૂર્ય-ની પછી ચંદ્રમાની હોરા પસાર થતી હોય છે, આદિના દશ અંશ સુધી તે જ રાશિનું દ્રેષ્કાણ હોય છે અને તે રાશિના સ્વામી જ તે દ્રેષ્કાણના સ્વામી હોય છે. અગિયારથી વીસમા અંશ સુધી તે રાશિથી પાંચમી રાશિનું દ્રેષ્કાણ હોય છે; અને તેના સ્વામી જ તે દ્રેષ્કાણના સ્વામી હોય છે. આ જ પ્રમાણે અંતિમ દશ અંશ સુધીની (અર્થાત્ ૨૧ થી ૩૦ મા અંશ સુધી) તે રાશિથી નવમી રાશિનું દ્રેષ્કાણ હોય છે, અને તેના જ સ્વામીને તે દ્રેષ્કાણના સ્વામી કહેવામાં આવ્યા છે. વિષમ રાશિઓમાં પહેલા પાંચ અંશ સુધી મંગલ, પછી પાંચ અંશ સુધી શનિ, પછી આઠ અંશ સુધી બૃહ-સ્પતિ, પછી સાત અંશ સુધી બુધ અને અંતિમ પાંચ અંશ સુધી શુક્રને ત્રિંશાંશના ઈશ કહેવામાં આવ્યા છે. સમ રાશિઓમાં આનાથી વિપરીત ક્રમથી પહેલા પાંચ અંશ સુધી શુક્ર, પછી સાત અંશ સુધી બુધ, પછી આઠ અંશ સુધી બૃહસ્પતિ, પછી પાંચ અંશ સુધી શનિ અને અંતિમ પાંચ અંશ સુધી મંગલને ત્રિંશાંશેશ જણાવવામાં આવ્યા છે. મેષ આદિ રાશિઓના નવમાંશ મેષ, મકર, તુલા અને કર્કથી પ્રારંભ થાય છે. (જેમ કે મેષ, સિંહ, ધનના મેષથી; વૃષભ, કન્યા, મકરના મકરથી; મિથુન, તુલા અને કુંભના તુલાથી તથા કર્ક, વૃશ્ચિક અને મીનના નવમાંશ કર્કથી ચાલે છે.) ૨½ (અઢી) અંશના દ્વાદશાંશ હોય છે. જે પોતાની રાશિથી શરૂ થઈને અંતિમ રાશિએ પૂરા થાય છે; ને તે તે રાશિઓના સ્વામી જ તે દ્વાદશાંશોના સ્વામી હોવાનું કહેવામાં આવ્યું છે. આ પ્રમાણે આ રાશિ, હોરા આદિ ષડ્વર્ગ કહેવાય છે.*

આ બંનેનો સરવાળો ૨૦/૯૨ના અડધા ૧૦/૪૬ને ૬૦થી ગુણી ગુણાકાર ૬૪૬ને સૂર્ય અને ચંદ્રમાની ગતિના અંતર ૭૨૩ વડે ભાગવાથી લબ્ધિ (સ્વ-લ્પાન્તરથી) ૧ ઘડી થઈ. આ પાતકાલની સ્થિત્યર્ધ ઘડી થઈ. આને પાતમધ્યકાલ ૪૪/૧૫માંથી બાદ કરવાથી શેષ ૪૩/૧૫ આરંભકાલને ઉમેરવાથી ૪૫/૧૫ પાતનો અંતકાલ થયો.

* ગૃહ (રાશિ), હોરા, દ્રેષ્કાણ, નવમાંશ, દ્વાદશાંશ તથા ત્રિંશાંશ-આમને ષડ્વર્ગ કહ્યો છે. જે રાશિઓના જે સ્વામી છે, તે જ રાશિઓ તે ગ્રહોનાં ઘર છે. એક રાશિમાં ત્રીસ અંશ હોય છે,

વૃષભ, મેષ, ધન, કર્ક, મિથુન અને મકર—આ રાત્રિસંજ્ઞક છે, અર્થાત્ રાત્રે બળવાન હોવાનું માનવામાં આવેલ છે. આ પૃષ્ઠભાગથી ઉદય થતી હોવાથી પૃષ્ઠોદય કહેવાય છે (પરંતુ મિથુન પૃષ્ઠોદય નથી). શેષ રાશિઓની દિનસંજ્ઞા છે (તેઓ દિવસે બળવાન અને શીર્ષોદય મનાય છે); મીન રાશિને ઉભયોદય કહી છે. મેષ આદિ રાશિઓ ક્રમથી ક્રૂર અને સૌમ્ય (અર્થાત્ મેષ આદિ વિષમ રાશિઓ ક્રૂર અને વૃષભ આદિ સમ રાશિઓ સૌમ્ય) છે. મેષ આદિ રાશિઓ ક્રમથી પુરુષ, સ્ત્રી અને નપુંસક હોય છે. (નવીન મતમાં બે વિભાગ છે, મેષ આદિ વિષમ રાશિઓ પુરુષ અને વૃષભ આદિ સમ રાશિઓ સ્ત્રી છે.) એવી જ રીતે મેષ આદિ રાશિઓ ક્રમથી ચર, સ્થિર અને દ્વિસ્વભાવમાં વિભાજિત છે (અર્થાત્ મેષ ચર, વૃષભ સ્થિર અને મિથુન દ્વિસ્વભાવ છે. કર્ક ચર, સિંહ સ્થિર અને કન્યા દ્વિસ્વભાવ છે.) આ જ ક્રમ બાકીની રાશિઓ માટે પણ સમજવો. મેષ આદિ રાશિઓ પૂર્વ આદિ દિશાઓમાં રહેલી છે. (જેમ કે મેષ, સિંહ, ધન પૂર્વમાં; વૃષભ, કન્યા, મકર દક્ષિણ દિશામાં; મિથુન, તુલા,

તે પૈકી પંદર અંશની એક હોરા હોય છે. એક રાશિમાં બે હોરા હોય છે. દશ અંશનો એક દ્રેષ્કાણ હોય છે, આથી એક રાશિમાં ત્રણ દ્રેષ્કાણ વ્યતીત થાય છે. ૩⅓ અંશનો એક નવમાંશ હોય છે. રાશિમાં નવ નવમાંશ હોય છે. ૨½ અંશનો એક દ્વાદશાંશ હોય છે. રાશિમાં બાર દ્વાદશાંશ હોય છે, એક એક અંશનો ત્રિંશાંશ હોય છે. તેથી તેનું આ નામ છે.

**રાશિઓના સ્વામી જાણવા માટેનો કોઠો**

| રાશિ | મેષ | વૃષભ | મિથુન | કર્ક | સિંહ | કન્યા | તુલા | વૃશ્ચિક | ધન | મકર | કુંભ | મીન |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સ્વામી | મંગળ | શુક્ર | બુધ | ચંદ્ર | સૂર્ય | બુધ | શુક્ર | મંગળ | ગુરુ | શનિ | શનિ | ગુરુ |

**(રાશ્યર્ધ) હોરા જાણવા માટેનો કોઠો**

| હોરા—અંશ— | મેષ | વૃષભ | મિથુન | કર્ક | સિંહ | કન્યા | તુલા | વૃશ્ચિક | ધન | મકર | કુંભ | મીન |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧–૧૫ સુધી— | રવિ | ચંદ્ર | રવિ | ચંદ્ર | રવિ | ચંદ્ર | રવિ | ચંદ્ર | રવિ | ચંદ્ર | રવિ | ચંદ્ર |
| ૧૬–૩૦ સુધી— | ચંદ્ર | રવિ | ચંદ્ર | રવિ | ચંદ્ર | રવિ | ચંદ્ર | રવિ | ચંદ્ર | રવિ | ચંદ્ર | રવિ |

**(રાશિતૃતીયાંશ) દ્રેષ્કાણ જાણવા માટેનો કોઠો**

| | મેષ | વૃષભ | મિથુન | કર્ક | સિંહ | કન્યા | તુલા | વૃશ્ચિક | ધન | મકર | કુંભ | મીન | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧–૧૦ સુધી | ૧ મંગળ | ૨ શુક્ર | ૩ બુધ | ૪ ચંદ્ર | ૫ સૂર્ય | ૬ બુધ | ૭ શુક્ર | ૮ મંગળ | ૯ ગુરુ | ૧૦ શનિ | ૧૧ શનિ | ૧૨ ગુરુ | રાશિ સ્વામી |
| ૧૧–૨૦ સુધી | ૫ સૂર્ય | ૬ બુધ | ૭ શુક્ર | ૮ મંગળ | ૯ ગુરુ | ૧૦ શનિ | ૧૧ શનિ | ૧૨ ગુરુ | ૧ મંગળ | ૨ શુક્ર | ૩ બુધ | ૪ ચંદ્ર | રાશિ સ્વામી |
| ૨૧–૩૦ સુધી | ૯ ગુરુ | ૧૦ શનિ | ૧૧ શનિ | ૧૨ ગુરુ | ૧ મંગળ | ૨ શુક્ર | ૩ બુધ | ૪ ચંદ્ર | ૫ સૂર્ય | ૬ બુધ | ૭ શુક્ર | ૮ મંગળ | રાશિ સ્વામી |

કુંભ પશ્ચિમમાં અને કર્ક, વૃશ્ચિક, મીન ઉત્તરમાં રહેલી છે.)* (ફૂટનોટ માટે જુઓ પાન ૩૧૮) આ પોતપોતાની દિશામાં રહે છે. ૭

સૂર્ય મેષ રાશિનો ઉચ્ચ ગણાય છે, ચંદ્રમા વૃષભનો, મંગલ મકરનો, બુધ કન્યાનો, ગુરુ કર્કનો, શુક્ર મીનનો તથા શનિ તુલા રાશિનો હોય તો ઉચ્ચનો સમજવો. સૂર્યના મેષમાં ૧૦ અંશ, ચંદ્રમાના વૃષભમાં ૩ અંશ, મંગલના મકરમાં ૨૮ અંશ, બુધના કન્યામાં ૧૫ અંશ, ગુરુના કર્કમાં ૫ અંશ, શુક્રના મીનમાં ૨૭ અંશ તથા શનિના તુલામાં ૨૦ અંશ ઉચ્ચાંશ (પરમોચ્ચ) છે. સૂર્યાદિ ગ્રહોની જે ઉચ્ચ રાશિઓ કહેવામાં આવી છે, તેમનાથી સાતમી રાશિ તે ગ્રહોનું નીચ સ્થાન છે.

ચરમાં પૂર્વ નવમાંશ વર્ગોત્તમ છે. સ્થિરમાં મધ્ય (પાંચમો) નવમાંશ અને દ્વિસ્વભાવમાં અંતિમ (નવમો) નવમાંશ વર્ગોત્તમ છે. તનુ (લગ્ન) આદિ બાર ભાવ છે. સૂર્યનો સિંહ, ચંદ્રમાનો વૃષભ, મંગલનો મેષ, બુધનો કન્યા, ગુરુનો ધન, શુક્રનો તુલા અને શનિનો કુંભ, આ મૂલત્રિકોણ કહેવાય છે. ચતુર્થ અને અષ્ટમભાવનું નામ ચતુરસ્ર છે. નવમ અને પંચમનું નામ ત્રિકોણ છે. દ્વાદશ, અષ્ટમ અને ષષ્ઠનું નામ ત્રિક છે; લગ્ન, ચતુર્થ, સપ્તમ અને દશમનું નામ કેંદ્ર છે. દ્વિપદ, જલચર, કીટ અને પશુ–આ રાશિઓ ક્રમશઃ

### રાશિઓમાં નવમાંશ જાણવાનું ચક્ર

| અંશ-કલા | મેષ | વૃષભ | મિથુન | કર્ક | સિંહ | કન્યા | તુલા | વૃશ્ચિક | ધન | મકર | કુંભ | મીન |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩/૨૦ | ૧ મંગળ | ૧૦ શનિ | ૭ શુક્ર | ૪ ચંદ્ર | ૧ મંગળ | ૧૦ શનિ | ૭ શુક્ર | ૪ ચંદ્ર | ૧ મંગળ | ૧૦ શનિ | ૭ શુક્ર | ૪ ચંદ્ર |
| ૬/૪૦ | ૨ શુક્ર | ૧૧ શનિ | ૮ મંગળ | ૫ રવિ | ૨ શુક્ર | ૧૧ શનિ | ૮ મંગળ | ૫ રવિ | ૨ શુક્ર | ૧૧ શનિ | ૮ મંગળ | ૫ રવિ |
| ૧૦/૦ | ૩ બુધ | ૧૨ ગુરુ | ૯ ગુરુ | ૬ બુધ | ૩ બુધ | ૧૨ ગુરુ | ૯ ગુરુ | ૬ બુધ | ૩ બુધ | ૧૨ ગુરુ | ૯ ગુરુ | ૬ બુધ |
| ૧૩/૨૦ | ૪ ચંદ્ર | ૧ મંગળ | ૧૦ શનિ | ૭ શુક્ર | ૪ ચંદ્ર | ૧ મંગળ | ૧૦ શનિ | ૭ શુક્ર | ૪ ચંદ્ર | ૧ મંગળ | ૧૦ શનિ | ૭ શુક્ર |
| ૧૬/૪૦ | ૫ સૂર્ય | ૨ શુક્ર | ૧૧ શનિ | ૮ મંગળ | ૫ સૂર્ય | ૨ શુક્ર | ૧૧ શનિ | ૮ મંગળ | ૫ સૂર્ય | ૨ શુક્ર | ૧૧ શનિ | ૮ મંગળ |
| ૨૦/૦ | ૬ બુધ | ૩ બુધ | ૧૨ ગુરુ | ૯ ગુરુ | ૬ બુધ | ૩ બુધ | ૧૨ ગુરુ | ૯ ગુરુ | ૬ બુધ | ૩ બુધ | ૧૨ ગુરુ | ૯ ગુરુ |
| ૨૩/૨૦ | ૭ શુક્ર | ૪ ચંદ્ર | ૧ મંગળ | ૧૦ શનિ | ૭ શુક્ર | ૪ ચંદ્ર | ૧ મંગળ | ૧૦ શનિ | ૭ શુક્ર | ૪ ચંદ્ર | ૧ મંગળ | ૧૦ શનિ |
| ૨૬/૪૦ | ૮ મંગળ | ૫ રવિ | ૨ શુક્ર | ૧૧ શનિ | ૮ મંગળ | ૫ રવિ | ૨ શુક્ર | ૧૧ શનિ | ૮ મંગળ | ૫ રવિ | ૨ શુક્ર | ૧૧ શનિ |
| ૩૦/૦ સુધી | ૯ ગુરુ | ૬ બુધ | ૩ બુધ | ૧૨ ગુરુ | ૯ ગુરુ | ૬ બુધ | ૩ બુધ | ૧૨ ગુરુ | ૯ ગુરુ | ૬ બુધ | ૩ બુધ | ૧૨ ગુરુ |

કેન્દ્રમાં બલી હોય છે. (અર્થાત્ દ્વિપદ લગ્નમાં, જલચર ચતુર્થમાં, કીટ સાતમામાં અને પશુ દશમમાં બળવાન મનાયાં છે. ) કેન્દ્ર પછીનાં સ્થાનો ( ૨, ૫, ૮, ૧૧ આ ) 'પણફર' કહેવાય છે. તે પછીનાં ૩, ૬, ૯, ૧૨–આ આપોક્લિમ કહેવાય છે. મેષનું સ્વરૂપ રક્તવર્ણ, વૃષનું શ્વેત, મિથુનનું શુકના સમાન હરિત, કર્કનું પાટલ ( ગુલાબી ), સિંહનું ધૂમ્ર, કન્યાનું પાંડુ ( ગૌર ), તુલાનું કાબરચિતરું, વૃશ્ચિકનું કૃષ્ણવર્ણ, ધનનું પીત,

## રાશિઓમાં દ્વાદશાંશ જાણવા માટેનો કોઠો

| અંશ.કલા | મેષ | વૃષભ | મિથુન | કર્ક | સિંહ | કન્યા | તુલા | વૃશ્ચિક | ધન | મકર | કુંભ | મીન |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨/૩૦ | ૧ મંગળ | ૨ શુક્ર | ૩ બુધ | ૪ ચંદ્ર | ૫ રવિ | ૬ બુધ | ૭ શુક્ર | ૮ મંગળ | ૯ ગુરુ | ૧૦ શનિ | ૧૧ શનિ | ૧૨ ગુરુ |
| ૫/૦ | ૨ શુક્ર | ૩ બુધ | ૪ ચંદ્ર | ૫ રવિ | ૬ બુધ | ૭ શુક્ર | ૮ મંગળ | ૯ ગુરુ | ૧૦ શનિ | ૧૧ શનિ | ૧૨ ગુરુ | ૧ મંગળ |
| ૭/૩૦ | ૩ બુધ | ૪ ચંદ્ર | ૫ રવિ | ૬ બુધ | ૭ શુક્ર | ૮ મંગળ | ૯ ગુરુ | ૧૦ શનિ | ૧૧ શનિ | ૧૨ ગુરુ | ૧ મંગળ | ૨ શુક્ર |
| ૧૦/૦ | ૪ ચંદ્ર | ૫ રવિ | ૬ બુધ | ૭ શુક્ર | ૮ મંગળ | ૯ ગુરુ | ૧૦ શનિ | ૧૧ શનિ | ૧૨ ગુરુ | ૧ મંગળ | ૨ શુક્ર | ૩ બુધ |
| ૧૨/૩૦ | ૫ રવિ | ૬ બુધ | ૭ શુક્ર | ૮ મંગળ | ૯ ગુરુ | ૧૦ શનિ | ૧૧ શનિ | ૧૨ ગુરુ | ૧ મંગળ | ૨ શુક્ર | ૩ બુધ | ૪ ચંદ્ર |
| ૧૫/૦ | ૬ બુધ | ૭ શુક્ર | ૮ મંગળ | ૯ ગુરુ | ૧૦ શનિ | ૧૧ શનિ | ૧૨ ગુરુ | ૧ મંગળ | ૨ શુક્ર | ૩ બુધ | ૪ ચંદ્ર | ૫ રવિ |
| ૧૭/૩૦ | ૭ શુક્ર | ૮ મંગળ | ૯ ગુરુ | ૧૦ શનિ | ૧૧ શનિ | ૧૨ ગુરુ | ૧ મંગળ | ૨ શુક્ર | ૩ બુધ | ૪ ચંદ્ર | ૫ રવિ | ૬ બુધ |
| ૨૦/૦ | ૮ મંગળ | ૯ ગુરુ | ૧૦ શનિ | ૧૧ શનિ | ૧૨ ગુરુ | ૧ મંગળ | ૨ શુક્ર | ૩ બુધ | ૪ ચંદ્ર | ૫ રવિ | ૬ બુધ | ૭ શુક્ર |
| ૨૨/૩૦ | ૯ ગુરુ | ૧૦ શનિ | ૧૧ શનિ | ૧૨ ગુરુ | ૧ મંગળ | ૨ શુક્ર | ૩ બુધ | ૪ ચંદ્ર | ૫ રવિ | ૬ બુધ | ૭ શુક્ર | ૮ મંગળ |
| ૨૫/૦ | ૧૦ શનિ | ૧૧ શનિ | ૧૨ ગુરુ | ૧ મંગળ | ૨ શુક્ર | ૩ બુધ | ૪ ચંદ્ર | ૫ રવિ | ૬ બુધ | ૭ શુક્ર | ૮ મંગળ | ૯ ગુરુ |
| ૨૭/૩૦ | ૧૧ શનિ | ૧૨ ગુરુ | ૧ મંગળ | ૨ શુક્ર | ૩ બુધ | ૪ ચંદ્ર | ૫ રવિ | ૬ બુધ | ૭ શુક્ર | ૮ મંગળ | ૯ ગુરુ | ૧૦ શનિ |
| ૩૦/૦ | ૧૨ ગુરુ | ૧ મંગળ | ૨ શુક્ર | ૩ બુધ | ૪ ચંદ્ર | ૫ રવિ | ૬ બુધ | ૭ શુક્ર | ૮ મંગળ | ૯ ગુરુ | ૧૦ શનિ | ૧૧ શનિ |

## વિષમ રાશિઓમાં ત્રિંશાંશ

| અંશ | ૫ | ૫ | ૮ | ૭ | ૫ |
|---|---|---|---|---|---|
| સ્વામી | મંગળ | શનિ | ગુરુ | બુધ | શુક્ર |

## સમ રાશિઓમાં ત્રિંશાંશ

| અંશ | ૫ | ૭ | ૮ | ૫ | ૫ |
|---|---|---|---|---|---|
| સ્વામી | શુક્ર | બુધ | ગુરુ | શનિ | મંગળ |

મકરનું પિંગ, કુંભનું બભ્રુ(નોળિયા)ના જેવું સ્વરૂપ અને મીનનું સ્વચ્છ વર્ણનું સ્વરૂપ હોય છે. આ પ્રમાણે મેષથી લઈ મીન રાશિ સુધી બધી રાશિઓની કાંતિનું વર્ણન કરવામાં આવ્યું. બધી રાશિઓ પોતાના સ્વામીની દિશા ભણી વળેલી રહે છે. સૂર્યને આશ્રિત રાશિથી બીજી રાશિનું નામ 'વેશિ' છે. ૧૧-૧૩

**ગ્રહોનાં શીલગુણ આદિનું નિરૂપણ:** સૂર્ય કાલપુરુષનો આત્મા છે, ચંદ્રમા મન, મંગલ પરાક્રમ, બુધ વાણી, ગુરુ જ્ઞાન તથા સુખ, શુક્ર કામ અને શનિ દુઃખ છે. સૂર્ય–ચંદ્રમા રાજા, મંગલ સેનાપતિ, બુધ રાજકુમાર, બૃહસ્પતિ તથા શુક્ર મંત્રી અને શનિ સેવક અથવા દૂત છે. આ જ્યોતિષ-શાસ્ત્રના શ્રેષ્ઠ વિદ્વાનોનો મત છે. સૂર્ય આદિ ગ્રહોના વર્ણ આ પ્રમાણે છે: સૂર્યનો તામ્ર, ચંદ્રમાનો શુક્લ, મંગલનો રક્ત, બુધનો હરિત, બૃહસ્પતિનો પીત, શુક્રનો કાબરચિતરો તથા શનિનો કાળો છે. અગ્નિ, જળ, કાર્તિકેય, હરિ, ઈંદ્ર, ઈંદ્રાણી અને બ્રહ્મા–આ સૂર્યાદિ ગ્રહોના સ્વામી છે. સૂર્ય, શુક્ર, મંગલ, રાહુ, શનિ, ચંદ્રમા, બુધ તથા બૃહસ્પતિ–આ ક્રમશઃ પૂર્વ, અગ્નિકોણ, દક્ષિણ, નૈઋત્યકોણ, પશ્ચિમ, વાયવ્યકોણ, ઉત્તર તથા ઈશાનકોણના સ્વામી છે. ક્ષીણ ચંદ્રમા, સૂર્ય, મંગલ અને શનિ પાપ-ગ્રહો છે. આમનાથી યુક્ત થતાં બુધ પણ પાપગ્રહ થઈ જાય છે. બુધ અને શનિ નપુંસક ગ્રહ છે. શુક્ર અને ચંદ્રમા સ્ત્રી–

(પાન ૩૧૬ની ફૂટનોટ) * મેષાદિ રાશિઓનાં રૂપ, ગુણ વગેરેનું બોધચક્ર

| રાશિઓ | મેષ | વૃષભ | મિથુન | કર્ક | સિંહ | કન્યા | તુલા | વૃશ્ચિક | ધન | મકર | કુંભ | મીન |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અંગમાં સ્થાન | મસ્તક | મુખ | ભુજ | હૃદય | પેટ | કમર | પેઢુ | લિંગ | ઊરુ | જાનુ | જંઘા | પગ |
| અધિપતિ | મંગળ | શુક્ર | બુધ | ચંદ્ર | સૂર્ય | બુધ | શુક્ર | મંગળ | ગુરુ | શનિ | શનિ | ગુરુ |
| બલનો સમય | રાત્રિ | રાત્રિ | રાત્રિ | રાત્રિ | દિવસ | દિવસ | દિવસ | દિવસ | રાત્રિ | રાત્રિ | દિવસ | દિવસ |
| ઉદય | પૃષ્ઠોદય | પૃષ્ઠોદય | શીર્ષો–દય | પૃષ્ઠોદય | શીર્ષો–દય | શીર્ષો–દય | શીર્ષો–દય | શીર્ષો–દય | પૃષ્ઠોદય | પૃષ્ઠોદય | શીર્ષો–દય | ઉભયો–દય |
| શીલ | ક્રૂર | સૌમ્ય | ક્રૂર | સૌમ્ય | ક્રૂર | સૌમ્ય | ક્રૂર | સૌમ્ય | ક્રૂર | સૌમ્ય | ક્રૂર | સૌમ્ય |
| પું.સ્ત્રીત્વ | પુરુષ | સ્ત્રી | પુરુષ | સ્ત્રી | પુરુષ | સ્ત્રી | પુરુષ | સ્ત્રી | પુરુષ | સ્ત્રી | પુરુષ | સ્ત્રી |
| સ્વભાવ | ચર | સ્થિર | દ્વિ-સ્વભાવ | ચર | સ્થિર | દ્વિ-સ્વભાવ | ચર | સ્થિર | દ્વિ-સ્વભાવ | ચર | સ્થિર | દ્વિ-સ્વભાવ |
| દિશા | પૂર્વ | દક્ષિણ | પશ્ચિમ | ઉત્તર | પૂર્વ | દક્ષિણ | પશ્ચિમ | ઉત્તર | પૂર્વ | દક્ષિણ | પશ્ચિમ | ઉત્તર |
| દ્વિપદાદિ | ચતુ-ષ્પદ | ચતુ-ષ્પદ | દ્વિપદ | જલ કીટ | ચતુ-ષ્પદ | દ્વિપદ | દ્વિપદ | કીટ | ૧૫/૧૫ દ્વિ. ચ. | ૧૫/૧૫ ચ. જ. | દ્વિપદ | જલ ચર |
| વર્ણ | રક્ત | શ્વેત | હરિત | ગુલાબી | ધૂમ્ર | ગૌર | ચિત્ર | કૃષ્ણ | પીત | પિંગ | ભૂરો | સ્વચ્છ |
| જાતિ | ક્ષત્રિય | વૈશ્ય | શૂદ્ર | બ્રાહ્મણ | ક્ષત્રિય | વૈશ્ય | શૂદ્ર | બ્રાહ્મણ | ક્ષત્રિય | વૈશ્ય | શૂદ્ર | બ્રાહ્મણ |

ગ્રહ છે. બાકીના બધા (રવિ, મંગલ, ગુરુ) ગ્રહ પુરુષ છે. મંગલ, બુધ, ગુરુ, શુક્ર તથા શનિ—આ ક્રમશઃ અગ્નિ, ભૂમિ, આકાશ, જલ તથા વાયુ—આ તત્ત્વોના સ્વામી છે. શુક્ર અને ગુરુ બ્રાહ્મણવર્ણના સ્વામી છે. ભૌમ તથા રવિ ક્ષત્રિયવર્ણના સ્વામી છે. ચંદ્રમા વૈશ્ય વર્ણનો અને બુધ શૂદ્રવર્ણનો અધિપતિ છે. શનિ અંત્યજોનો તથા રાહુ મ્લેચ્છાનો સ્વામી છે. ચંદ્રમા, સૂર્ય અને બૃહસ્પતિ સત્ત્વગુણના, બુધ અને શુક્ર રજોગુણના તથા મંગલ અને શનિ તમોગુણના સ્વામી છે. સૂર્ય દેવતાઓના, ચંદ્રમા જલના, મંગલ અગ્નિના, બુધ ક્રીડાવિહારના, બૃહસ્પતિ ભૂમિના, શુક્ર કોષના, શનિ શયનના તથા રાહુ ઊસરના સ્વામી છે. સૂર્યનું વસ્ત્ર જાડું (જાડા સૂતરમાંથી બનેલું), ચંદ્રનું નવીન, મંગલનું અગ્નિથી બળેલું, બુધનું પાણીથી પલળેલું, ગુરુનું મધ્યમ (નહિ નવું કે નહિ જૂનું), શુક્રનું સુદૃઢ તથા શનિનું ફાટેલું વસ્ત્ર હોય છે. તાંબુ, મણિ, સુવર્ણ, કાંસું, ચાંદી, મોતી અને લોઢું—ક્રમશઃ સૂર્ય આદિના આ પદાર્થો છે. શિશિર, વસન્ત, ગ્રીષ્મ, વર્ષા, શરદ અને હેમંત—આ ક્રમથી શનિ, શુક્ર, મંગલ, ચંદ્ર, બુધ તથા ગુરુની ઋતુઓ છે. લગ્નમાં જે ગ્રહનું દ્રેષ્કાણ હોય તે ગ્રહની ઋતુ મનાય છે.* ૨૧,૨૨

**ગ્રહોની દૃષ્ટિ :** હે નારદ ! બધા જ ગ્રહ પોતપોતાના આશ્રિતસ્થાનથી ૩,૧૦ સ્થાનને એક ચરણથી, ૫, ૯ સ્થાનને બે ચરણથી, ૪,૮ સ્થાનને ત્રણ ચરણથી અને ૭મા સ્થાનને ચાર ચરણથી જુએ છે; પરંતુ ૩,૧૦ ને શનિ, ૫,૯ સ્થાનને ગુરુ તથા ૪,૮ને મંગલ પૂર્ણ દૃષ્ટિથી (ચારે ચરણોથી) જુએ છે. ૨૩

**ગ્રહોનાં કાલમાન :** અયન (૬ માસ), મુહૂર્ત (બે ઘડી), અહોરાત્ર, ઋતુ (બે

* સૂર્યના દ્રેષ્કાણથી ગ્રીષ્મઋતુ મનાય છે.

**સૂર્ય આદિ ગ્રહોની જાતિ, શીલ વગેરે**

| ગ્રહ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|---|
| જાતિ | ક્ષત્રિય | વૈશ્ય | ક્ષત્રિય | શૂદ્ર | બ્રાહ્મણ | બ્રાહ્મણ | અંત્યજ |
| શીલ | તીક્ષ્ણ | મૃદુ | ક્રૂર | મિશ્ર | સૌમ્ય | સૌમ્ય | ક્રૂર |
| પું. સ્ત્રી. નપુંસક | પુરુષ | સ્ત્રી | પુરુષ | નપુંસક | પુરુષ | સ્ત્રી | નપુંસક |
| દિશા | પૂર્વ | વાયવ્ય | દક્ષિણ | ઉત્તર | ઐશાન્ય | આગ્નેય | પશ્ચિમ |
| ગૃહ | સિંહ | કર્ક | મેષ–વૃશ્ચિક | મિથુન–કન્યા | ધન–મીન | વૃષ–તુલા | મકર–કુંભ |
| ગુણ | સત્ત્વ | સત્ત્વ | તમ | રજ | સત્ત્વ | રજ | તમ |
| સ્થાન | દેવાલય | જલાશય | અગ્નિશાલા | ક્રીડાસ્થાન | ભૂમિ | ભંડારસ્થાન | શયનસ્થાન |
| આત્માદિ | આત્મા | મન | બલ | વાણી | જ્ઞાનસુખ | કન્દર્પ | દુઃખ |
| દેવતા | અગ્નિ | જલ | કાર્તિકેય | વિષ્ણુ | ઇંદ્ર | ઇંદ્રાણી | બ્રહ્મા |
| દ્રવ્ય | તામ્ર | મણિ | સુવર્ણ | કાંસું | ચાંદી | મોતી | લોઢું |
| ધાતુ | અસ્થિ | શોણિત | મજ્જા | ત્વચા | વસા | વીર્ય | સ્નાયુ |
| અધિકાર | રાજા | રાજા | સેનાપતિ | યુવરાજ | પ્રધાન મંત્રી | મંત્રી | ભૃત્ય |

માસ), માસ, પક્ષ તથા વર્ષ–આ ક્રમથી, સૂર્ય આદિ ગ્રહોનાં કાલમાન છે. કટુ (મરચાં વગેરે), લવણ, તિક્ત (લીંબડો વગેરે), મિશ્ર (સર્વ રસોનો મેળ), મધુર, અમ્લ (ખાટું), અને કષાય (તૂરું) આ ક્રમશઃ સૂર્ય આદિ ગ્રહોના રસ છે. ૨૪

**ગ્રહોની સ્વાભાવિક બહુસંમત મૈત્રી:** ગ્રહોનાં પોતપોતાનાં જે મૂલ ત્રિકોણસ્થાન કહેવામાં આવ્યાં છે, તે (મૂલત્રિકોણ) સ્થાનથી ૨,૧૨,૫,૯,૮,૪, આ સ્થાનોના તથા પોતાનાં ઉચ્ચ સ્થાનોના સ્વામી ગ્રહ મિત્ર હોય છે અને એમનાથી ભિન્ન (મૂલ ત્રિકોણથી ૧,૩,૬,૭,૧૦,૧૧) સ્થાનોના સ્વામી શત્રુ હોય છે.

**મતાન્તરથી ગ્રહમૈત્રી:** સૂર્યનો બૃહસ્પતિ; ચંદ્રના ગુરુ, બુધ; મંગલના શુક્ર–બુધ; બુધના રવિ સિવાયના બધા ગ્રહો; ગુરુના મંગલ સિવાયના બધા ગ્રહો; શુક્રના ચંદ્ર–રવિ સિવાયના બીજા બધા ગ્રહો અને શનિના મંગલ, ચંદ્ર, રવિને છોડી બાકીના બધા જ ગ્રહો મિત્ર હોય છે. આ મત અન્ય વિદ્વાનો દ્વારા સ્વીકૃત છે.

**ગ્રહોની તાત્કાલિક મૈત્રી:** તે તે સમયે જે જે બે ગ્રહો ૨,૧૨,૩,૧૧,૪,૧૦– આ સ્થાનોમાં હોય તેઓ પણ પરસ્પર તાત્કાલિક મિત્ર હોય છે. (એમનાથી ભિન્ન સ્થાનોમાં રહેલા ગ્રહો તાત્કાલિક શત્રુ હોય છે.) આ પ્રમાણે સ્વાભાવિક મૈત્રીમાં (મૂલ ત્રિકોણથી જે સ્થાનોના સ્વામીને મિત્ર કહેવામાં આવ્યા છે–તેમાંનાં) બે સ્થાનોના સ્વામીને મિત્ર, એક સ્થાનના સ્વામીને સમ અને ન કહેવામાં આવેલા સ્થાનના સ્વામીને શત્રુ સમજવો. ત્યાર પછી તાત્કાલિક મિત્ર અને શત્રુનો વિચાર કરીને બંનેની રીતે અધિમિત્ર, મિત્ર, સમ, શત્રુ અને અધિશત્રુનો નિશ્ચય કરવો જોઈએ.÷

÷ જેમ કે બંને પ્રકારથી જે ગ્રહ મિત્ર હોય તે અધિમિત્ર, જે મિત્ર અને સમ હોય તે મિત્ર, જે મિત્ર અને શત્રુ હોય તે સમ, જે શત્રુ અને સમ હોય તે શત્રુ તથા જે બંને પ્રકારોથી શત્રુ હોય તે અધિશત્રુ હોય છે. આ પ્રમાણે ગ્રહમૈત્રી પાંચ પ્રકારની માનવામાં આવી છે.

**ગ્રહોની નૈસર્ગિક મૈત્રીબોધક ચક્ર**

| ગ્રહ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|---|
| મિત્ર | ચં. મં. ગુ. | બુ. સૂ. | મં. સૂ. ગુ. | શુ. સૂર્ય | સૂ. મં. ચં. | બુ. શ. | શુ. બુ. |
| સમ | બુધ | મં. ગુ. શુ. શ. | શુ. શ. | મં. ગુ. શનિ | શનિ | મં. ગુ. | ગુરુ |
| શત્રુ | શુક્ર શનિ | × | બુધ | ચંદ્ર | બુધ શુક્ર | સૂર્ય ચંદ્ર | સૂ. ચં. મં. |




જેમ કે આ કુંડલીમાં સૂર્યથી દ્વિતીય, તૃતીય અને ચતુર્થ સ્થાનમાં ક્રમશઃ બુધ, શુક્ર અને મંગળ છે, તેથી આ ત્રણે સૂર્યના મિત્ર થયા ને બીજા ગ્રહો શત્રુ થયા. આવી જ રીતે ચંદ્રમાથી તૃતીય, ચતુર્થ, દશમ અને એકાદશ સ્થાનમાં ક્રમશઃ શનિ, ગુરુ, શુક્ર અને મંગલ છે, માટે આ ચારેય ચંદ્રમાના તાત્કાલિક મિત્ર થયા ને બીજા

**ગ્રહોના બળનું કથન :** પોતપોતાના ઉચ્ચ, મૂલ ત્રિકોણ, ગ્રહ અને નવમાંશમાં ગ્રહોનાં સ્થાન સંબંધી બળ હોય છે. બુધ અને ગુરુને પૂર્વ( ઉદય લગ્ન )માં, રવિ અને મંગલને દક્ષિણ( દશમ ભાવ )માં, શનિને પશ્ચિમ( સપ્તમ ભાવ )માં અને ચંદ્ર તથા શુક્રને ઉત્તર( ચતુર્થ ભાવ )માં દિશાસંબંધી બળ પ્રાપ્ત થાય છે. રવિ અને ચંદ્રમા ઉત્તરાયણ( મકરથી ૬ રાશિ )માં હોય તથા બીજા ગ્રહો વક્ર અને સમાગમમાં ( ચંદ્રમાની ) સાથે હોય ત્યારે ચેષ્ટાબળથી યુક્ત માનવામાં આવે છે. વળી જે બે ગ્રહોમાં યુતિ થાય છે, તે પૈકી ઉત્તર દિશામાં રહેનારો પણ ચેષ્ટાબળથી સંપન્ન મનાય છે. ચંદ્રમા, મંગળ અને શનિ આ રાત્રિમાં; બુધ દિવસ અને રાત્રિમાં તથા બીજા ગ્રહો (રવિ, ગુરુ અને શુક્ર) દિવસે બળવાન હોય છે. કૃષ્ણપક્ષમાં પાપગ્રહ અને શુક્લપક્ષમાં શુભગ્રહ બળવાન હોય છે. આ પ્રમાણે વિદ્વાનોએ ગ્રહોનું કાલ સંબંધી બળ માન્યું છે. શનિ, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, ચંદ્રમા તથા રવિ—આ ઉત્તરોત્તર બલી હોય છે. આ પ્રમાણે આ ગ્રહોનું નૈસર્ગિક (સ્વાભાવિક ) બળ છે.

**વિયોનિ જન્મજ્ઞાન:** (પ્રશ્ન, આધાન અથવા જન્મ સમયે ) જો પાપગ્રહો નિર્બળ હોય, શુભગ્રહ બળવાન હોય, નપુંસક ( બુધ, શનિ ) કેન્દ્રમાં હોય તથા લગ્ન ઉપર શનિ કે બુધની દૃષ્ટિ હોય તો તાત્કાલિક ચંદ્રમા જે રાશિના દ્વાદશાંશમાં હોય, તે રાશિના જેવી વિયોનિ( માનવેતર પ્રાણી )નો જન્મ જાણવો જોઈએ. અર્થાત્ ચંદ્રમા જો વિયોનિ રાશિનાં દ્વાદશાંશમાં હોય ત્યારે વિયોનિ પ્રાણીઓનો જન્મ જાણવો જોઈએ. અથવા પાપગ્રહ પોતાના નવમાંશમાં અને શુભ ગ્રહ અન્ય ગ્રહોના નવમાંશમાં હોય તથા નિર્બળ વિયોનિ રાશિ લગ્નમાં હોય તોપણ વિદ્વાન પુરુષે વિયોનિ કે માનવેતર જીવના જ જન્મનું પ્રતિપાદન કરવું.૩૧–૩૩½

**વિયોનિનાં અંગોમાં રાશિસ્થાન:** ૧ મસ્તક, ૨ મુખ, ગળું ( ગરદન ), ૩ પગ, ખભા, ૪ પીઠ, ૫ હૃદય, ૬ બંને પડખાં, ૭ પેટ, ૮ ગુદામાર્ગ, ૯ પાછલા પગ, ૧૦

---

ગ્રહો શત્રુ થયા. આ પ્રમાણે બધા ગ્રહોની તાત્કાલિક મૈત્રી ચક્રમાં જુઓ.

**તાત્કાલિક મૈત્રીબોધક ચક્ર**

| ગ્રહ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|---|
| મિત્ર | મં. બુ. શુ. | મં. ગુ. શુ. શ. | સૂ. ચં. બુ. શુ. | સૂ. ચં. મં. શુ. | ચં. શ. | સૂ. ચં. મં. બુ. | ચંદ્ર ગુરુ |
| શત્રુ | ચં. ગુ. શ. | સૂ. બુ. | ગુ. શ. | ગુ. શ. | સૂ. મં. બુ. શુ. | ગુ. શ. | સૂ. મં. બુ. શુ. |

તાત્કાલિક અને નૈસર્ગિક મૈત્રીચક્ર લખ્યા પછી તેમાં પંચધા મૈત્રી આ પ્રમાણે જોવામાં આવે છે. જેમકે સૂર્યનો ચંદ્રમા નૈસર્ગિક મિત્ર છે તથા તાત્કાલિક શત્રુ થયો છે, આથી ચંદ્રમા સૂર્યનો સમ થયો. મંગલ નૈસર્ગિક મિત્ર અને તાત્કાલિક મિત્ર છે, આથી અધિમિત્ર થયો. બુધ નૈસર્ગિક સમ અને તાત્કાલિક મિત્ર છે, આથી મિત્ર જ રહ્યો. ગુરુ નૈસર્ગિક મિત્ર અને તાત્કાલિક શત્રુ છે, આથી સમ થયો. શુક્ર નૈસર્ગિક શત્રુ અને તાત્કાલિક મિત્ર છે, આથી સમ થયો. શનિ નૈસર્ગિક શત્રુ અને તાત્કાલિક પણ શત્રુ છે, આથી શનિ સૂર્યનો અધિશત્રુ થયો. આ જ પ્રમાણે આ બંને ચક્રો પરથી બધા ગ્રહોની પંચધા મૈત્રી જોઈને જ તેમને પરસ્પર મિત્ર, શત્રુ કે સમ જાણવા જોઈએ.

લિંગ, ૧૧ અંડકોષ, ૧૨ ઢગરાં તથા પુચ્છ-આ પ્રમાણે ચતુષ્પદ આદિ (પશુ–પક્ષી)નાં અંગોમાં મેષ આદિ રાશિઓનાં સ્થાન છે.

**વિયોનિ વર્ણ-જ્ઞાન**—લગ્નમાં જે ગ્રહનો યોગ હોય તે ગ્રહના સમાન અને જો કોઈનો યોગ ન હોય તો લગ્નના નવમાંશ-(રાશિ–રાશિપતિ)ના સમાન વિયોનિનો વર્ણ (શ્યામ, ગૌર આદિ રંગ) કહેવો. ઘણુા ગ્રહોનો યોગ–યુતિ અથવા દૃષ્ટિ હોય તો તેમનામાંનો જે બળવાન હોય અથવા જેટલા બળવાન હોય, તેમના જેવો વર્ણ કહેવો જોઈએ. લગ્નના સપ્તમ ભાવમાં ગ્રહ હોય તો તે ગ્રહના જેવું (તે ગ્રહનો જેવો વર્ણ કહેવામાં આવ્યો છે તેવું) ચિહ્ન તે વિયોનિની પીઠ આદિ અંગોમાં જાણવું જોઈએ.

**પક્ષીજન્મજ્ઞાન**—ગ્રહયુક્તલગ્નમાં પક્ષી-દ્રેષ્કાણ* હોય અથવા બુધનો નવમાંશ હોય કે ચરરાશિનો નવમાંશ હોય તથા તેના પર શનિ અથવા ચંદ્રમા કે બંનેની દૃષ્ટિ હોય તો ક્રમશઃ શનિ અને ચંદ્રમાની દૃષ્ટિથી સ્થલચર અને જલચર પક્ષીનો જન્મ જાણવો. ૩૬

**વૃક્ષાદિ જન્મજ્ઞાન**—જો લગ્ન, ચંદ્ર, ગુરુ અને સૂર્ય આ ચારે નિર્બળ હોય તો વૃક્ષોનો જન્મ જાણવો જોઈએ. સ્થલ કે જલસંબંધી વૃક્ષોના ભેદ લગ્નાંશ અનુસાર સમજવા.÷ તે સ્થલ કે જલચર નવમાંશનો સ્વામી લગ્નથી જેટલા નવમાંશ આગળ હોય તેટલી જ સ્થલ કે જલસંબંધી વૃક્ષોની સંખ્યા જાણવી. ૩૭,૩૮

જો ઉક્ત અંશનો સ્વામી સૂર્ય હોય તો અંતઃસાર (સાગ, શીશમ આદિ), શનિ હોય તો દુર્ભગ (કશાય કામમાં ન આવનારાં) વૃક્ષ, ચંદ્રમા હોય તો દૂધાળાં વૃક્ષ, મંગળ હોય તો કાંટાવાળાં, ગુરુ હોય તો ફળ આપનારાં (આંબો વગેરે), બુધ હોય તો વિફલ (જેના પર ફળ આવતાં નથી) વૃક્ષ, શુક્ર હોય તો પુષ્પવૃક્ષો-(ગલગોટો, ગુલાબ વગેરે)નો જન્મ સમજવો જોઈએ. ચંદ્રમા અંશપતિ હોય તો સઘળાં ચીકણાં વૃક્ષો (દેવદારુ વગેરે) તથા મંગલ અંશપતિ હોય તો કડવાં વૃક્ષો-(લીંબડો વગેરે)નો પણ જન્મ જાણવો જોઈએ. જો શુભ ગ્રહ અશુભ રાશિમાં હોય તો ખરાબ ભૂમિમાં સુંદર વૃક્ષ અને પાપ ગ્રહ શુભ રાશિમાં હોય તો સુંદર ભૂમિમાં ખરાબ વૃક્ષને જન્મ આપે છે. આ પરથી ખરી વાત એ જણાય છે કે જો કોઈ શુભ ગ્રહ અંશપતિ હોય અને તે શુભ રાશિમાં રહેલો હોય તો સુંદર ભૂમિમાં સુંદર વૃક્ષનો જન્મ થાય છે અને જો પાપ-ગ્રહ અંશપતિ થઈને પાપરાશિમાં રહેલો હોય તો ખરાબ ભૂમિમાં ખરાબ વૃક્ષનો જન્મ થાય છે. આ સિવાય તે અંશપતિ પોતાના નવમાંશથી આગળ જેટલી સંખ્યા પર અન્ય નવમાંશમાં હોય તેટલી જ સંખ્યામાં અને તેટલા જ પ્રકારનાં વૃક્ષોનો જન્મ સમજવો જોઈએ. ૩૯,૪૦½

**આધાન જ્ઞાન**—દરેક મહિને મંગલ અને ચંદ્રમાને લીધે સ્ત્રીને ઋતુધર્મ થયા કરે છે–અટકાવ આવતો હોય છે. જે સમયે ચંદ્રમા સ્ત્રીની રાશિથી નેષ્ટ (અનુપચય) સ્થાનમાં હોય અને શુભ પુરુષ ગ્રહ (બૃહસ્પતિ)થી જોવાતો હોય તથા પુરુષની રાશિથી અન્યથા (ઇષ્ટ=ઉપચય* સ્થાનમાં) હોય અને બૃહસ્પતિથી દૃષ્ટ હોય તો તે સ્ત્રીને પુરુષનો સંયોગ પ્રાપ્ત થાય છે.+ આધાન

* પક્ષીદ્રેષ્કાણનું વર્ણન આગળ (અંતમાં) કરવામાં આવશે.

÷ સારાંશ એ છે કે, જલચર રાશિનો અંશ હોય તો જળનાં અને સ્થળ રાશિનો અંશ હોય તો સ્થળનાં વૃક્ષ જાણવાં જોઈએ.

* જન્મરાશિથી ૩/૬/૧૦/૧૧ આ ઉપચય તથા અન્ય સ્થાન અનુપચય કહેવાય છે.

+ આશય એ છે કે, ચંદ્રમા જળમય અને

લગ્નથી સપ્તમ ભાવ પર પાપ ગ્રહનો યોગ કે દૃષ્ટિ હોય તો રોષપૂર્વક અને શુભ ગ્રહનો યોગ તેમજ દૃષ્ટિ હોય તો પ્રસન્નતાપૂર્વક પતિ-પત્નીનો સંયોગ થાય છે. આધાનકાલમાં શુક્ર, રવિ, ચંદ્રમા અને મંગલ પોતપોતાના નવમાંશ હોય, ગુરુ લગ્નથી કેન્દ્ર કે ત્રિકોણમાં હોય તો વીર્યવાન પુરુષને નિશ્ચય જ સંતાન થાય છે.

જો સૂર્યથી સપ્તમ ભાવમાં મંગલ અને શનિ હોય તો તે પુરુષના માટે તથા ચંદ્રમાથી સપ્તમમાં હોય તો સ્ત્રીના માટે રોગપ્રદ હોય છે. સૂર્યથી ૧૨મે અને ૨ જે શનિ અને મંગલ હોય તો પુરુષના માટે અને ચંદ્રથી ૧૨ મે, ૨ જે આ બંને હોય તો સ્ત્રીના માટે ઘાતક હોય છે. અથવા આ-(શનિ-મંગલ)માંના એકથી યુત અને અન્યથી દૃષ્ટ રવિ હોય તો તે પુરુષના માટે અને ચંદ્રમા એકથી યુત તથા અન્યથી દૃષ્ટ હોય તો તે સ્ત્રીના માટે ઘાતક હોય છે.

દિવસે ગર્ભાધાન થાય તો શુક્ર માતૃગ્રહ અને સૂર્ય પિતૃગ્રહ હોય છે. રાતે ગર્ભાધાન થાય તો ચંદ્રમા માતૃગ્રહ અને શનિ પિતૃગ્રહ હોય છે. પિતૃગ્રહ જો વિષમ રાશિમાં હોય તો પિતાના માટે અને માતૃગ્રહ સમ રાશિમાં હોય તો માતાના માટે શુભકારક થાય છે. જો પાપગ્રહ બારમા ભાવમાં રહેલો હોય ને તેને પાપગ્રહ જોતો હોય અને શુભગ્રહ ન જોતો હોય અથવા લગ્નમાં શનિ હોય તથા તેના પર ક્ષીણ ચંદ્ર અને મંગલની દૃષ્ટિ હોય તો ગર્ભાધાન થવાથી સ્ત્રીનું મરણ થાય છે. લગ્ન અને ચંદ્ર બંને અથવા એ પૈકી એક પણ પાપગ્રહોની વચ્ચે હોય તો ગર્ભાધાન થતાં સ્ત્રી ગર્ભ સહિત (ગર્ભની સાથે જ) અથવા પૃથક્ મૃત્યુને પ્રાપ્ત થાય છે. લગ્ન અથવા ચંદ્રમાથી ચતુર્થ સ્થાનમાં પાપગ્રહ હોય, મંગલ અષ્ટમભાવમાં હોય અથવા લગ્નથી ૪ થા, ૧૨ મા સ્થાનમાં મંગલ અને શનિ હોય તથા ચંદ્રમા ક્ષીણ હોય તોપણ ગર્ભવતી સ્ત્રીનું મરણ થાય છે. જો લગ્નમાં મંગલ અને સપ્તમ ભાવમાં રવિ હોય તો ગર્ભવતી સ્ત્રીનું શસ્ત્ર દ્વારા મરણ થાય છે. ગર્ભાધાનકાલમાં જે માસનો સ્વામી અસ્ત હોય, તે માસમાં ગર્ભનો સ્રાવ થાય છે, તેથી આ પ્રકારના લગ્નને ગર્ભાધાનમાં છોડી દેવું જોઈએ. ૪૫-૪૯

મંગળ રક્ત તેમજ પિત્તપ્રકૃતિનો છે; તેથી આ બંને રજોધર્મના હેતુ થાય છે. જે સમયે સ્ત્રીના અનુપચય સ્થાનમાં ચંદ્રમા હોય, તે સમયે જો તેના પર મંગળની દૃષ્ટિ હોય છે તો તે રજ ગર્ભધારણમાં સમર્થ થાય છે. જો તેના પર ગુરુની પણ દૃષ્ટિ થઈ જાય તો તે સ્ત્રીને પુરુષના સંયોગથી નિશ્ચય જ સત્પુત્રની પ્રાપ્તિ થાય છે.

આધાનકાલિક લગ્ન અથવા ચંદ્રની સાથે અથવા આ બંનેથી ૫, ૯, ૭, ૪, ૧૦ મા સ્થાનમાં બધા શુભગ્રહ હોય અને ચંદ્ર પર સૂર્યની દૃષ્ટિ હોય અને ૩, ૬ ૧૧ ભાવમાં બધા પાપ ગ્રહ હોય તથા લગ્ન અને ચંદ્ર પર સૂર્યની દૃષ્ટિ હોય તો ગર્ભ સુખી રહે છે. રવિ, ગુરુ, ચંદ્ર અને લગ્ન આ વિષમ રાશિ તેમ જ વિષમ નવમાંશમાં હોય અથવાં રવિ અને ગુરુ વિષમ રાશિમાં રહેલા હોય તો પુત્રનો જન્મ સમજવો જોઈએ. ઉક્ત બધા ગ્રહો જો સમરાશિ અને સમનવમાંશમાં હોય અથવાં મંગલ, ચંદ્ર અને શુક્ર આ સમરાશિમાં હોય તો વિજ્ઞજનોએ કન્યાનો જન્મ જાણવો જોઈએ. અથવા એ બધા દ્વિસ્વભાવ રાશિમાં હોય અથવા બુધથી જોવાતા હોય તો પોતપોતાના પક્ષના યમલ(જોડકાં સંતાન)ને જન્મ આપનારા હોય છે. (જો બંને પ્રકારના ગ્રહ હોય તો એક પુત્ર અને એક કન્યાનો જન્મ સમજવો. લગ્નથી વિષમ (૩, ૫ આદિ) સ્થાનોમાં રહેલો શનિ પણ પુત્ર-

ને જન્મ આપનારો હોય છે. ૫૧-૫૩

ક્રમશઃ વિષમ તેમ જ સમ રાશિમાં રહેલા રવિ અને ચંદ્ર અથવા બુધ અને શનિ એકબીજાને જોતા હોય અથવા સમરાશિમાં રહેલા સૂર્યને વિષમ રાશિમાં રહેલો મંગલ જોતો હોય, અથવા વિષમ-સમરાશિસ્થ લગ્ન તેમ જ ચંદ્ર પર મંગલની દૃષ્ટિ હોય અથવા ચંદ્ર સમરાશિ અને લગ્ન વિષમ રાશિમાં સ્થિત હોય તથા તેના પર મંગલની દૃષ્ટિ હોય અથવા લગ્ન, ચંદ્ર અને શુક્ર-આ ત્રણે પુરુષ રાશિના નવમાંશમાં હોય તો આ સર્વ યોગોમાં નપુંસકનો જન્મ થાય છે.

શુક્ર અને ચંદ્ર સમરાશિમાં હોય તથા બુધ, મંગલ, લગ્ન અને બૃહસ્પતિ વિષમ રાશિમાં રહીને પુરુષ ગ્રહથી જોવાતા હોય અથવા લગ્ન તેમ જ ચંદ્ર સમરાશિમાં હોય અથવા પૂર્વોક્ત બુધ, મંગલ લગ્ન તેમ જ ગુરુ સમરાશિમાં હોય તો આ યમલ(જોડકાં સંતાન)ને જન્મ આપનારા હોય છે. ૫૫½

જો બુધ પોતાના (મિથુન કે કન્યાના) નવમાંશમાં રહીને દ્વિસ્વભાવ રાશિસ્થ ગ્રહ અને લગ્નને જોતો હોય તો ગર્ભમાં ત્રણ સંતાનો હોવાનું સમજવું. તેમાંનાં બે તો બુધ-નવમાંશનાં જેવાં હશે અને એક લગ્નાંશનાં જેવું. જો બુધ અને લગ્ન બન્ને તુલ્ય નવમાંસમાં હોય તો ત્રણે સંતાનો એક સરખાં સમજવાં.× ૫૬½

જો ધન રાશિનું અંતિમાંશ લગ્ન હોય, તે જ અંશમાં બળવાન ગ્રહ રહેલા હોય અને બળવાન બુધ અથવા શનિથી જોવાતા હોય તો ગર્ભમાં વધારે (ત્રણથી અધિક) સંતાનો હોવાનું જાણવું જોઈએ. ૫૭½

**ગર્ભ-માસના અધિપતિ:** શુક્ર, મંગલ, બૃહસ્પતિ, સૂર્ય, ચંદ્ર, શનિ, બુધ, આધાન, લગ્નેશ, સૂર્ય અને ચંદ્ર÷ આ ગર્ભાધાનકાલથી લઈને પ્રસવ પર્યંત ૧૦ મહિનાઓના ક્રમશઃ સ્વામી છે. આધાન-સમયે જે ગ્રહ બળવાન કે નિર્બળ હોય છે, તેના માસમાં તે જ પ્રમાણે શુભ અથવા અશુભ ફલ થાય છે. બુધ ત્રિકોણ(૫, ૯)-માં હોય ને બીજા ગ્રહ નિર્બળ હોય તો ગર્ભસ્થ શિશુનાં બે મુખ, ચાર પગ અને ચાર હાથ હોય છે. ચંદ્રમા વૃષભમાં હોય ને બીજા બધા પાપગ્રહો રાશિસંધિમાં હોય તો બાળક મૂંગું હોય છે. જો ઉક્ત ગ્રહો પર શુભ ગ્રહોની દૃષ્ટિ હોય તો તે બાળક ઘણે દિવસે બોલે છે. ૫૮-૬૦

મંગલ અને શનિ જો બુધની રાશિ-નવમાંશમાં હોય તો શિશુ ગર્ભમાં જ દાંતથી યુક્ત હોય છે. ચંદ્રમા કર્કરાશિનો થઈને લગ્નમાં હોય અને તેના પર શનિ તથા મંગલની દૃષ્ટિ હોય તો ગર્ભસ્થ શિશુ કૂબડું હોય છે. મીન રાશિ લગ્નમાં હોય અને તેના પર શનિ, ચંદ્રમા તથા મંગલની દૃષ્ટિ હોય તો ગર્ભમાંનું બાળક પાંગળું હોય છે. પાપગ્રહ અને ચંદ્રમા રાશિસંધિમાં હોય ને તેમના પર શુભ ગ્રહની દૃષ્ટિ ન હોય તો ગર્ભસ્થ શિશુ જડ (મૂર્ખ) હોય છે. મકરનો અંતિમ અંશ લગ્નમાં હોય ને તેના પર શનિ, ચંદ્ર તથા સૂર્યની દૃષ્ટિ હોય તો ગર્ભસ્થ બાળક ઠીંગણું હોય છે. પંચમ તથા નવમ લગ્નના દ્રેષ્કાણમાં પાપ-ગ્રહ હોય તો જાતક ક્રમશઃ પગ, મસ્તક અને હાથથી રહિત હોય છે. ૬૧,૬૨

ગર્ભાધાન સમયે જો સિંહ લગ્નમાં સૂર્ય અને ચંદ્ર હોય તથા તેમના પર શનિ

---

× અર્થાત્ કાં તો ત્રણે પુત્ર છે અથવા ત્રણે કન્યાઓ જ છે. આમ સમજવું. આથી વિરુદ્ધ બુધ પુરુષ નવમાંશમાં હોય તો બે પુત્ર અને એક કન્યા, સ્ત્રી નવમાંશમાં હોય તો બે કન્યા અને એક પુત્ર સમજવો.

÷ અન્ય જાતક ગ્રંથોમાં નવમા અને દશમા માસના સ્વામી ક્રમથી ચંદ્ર અને સૂર્ય કહેવામાં આવ્યા છે. અહીં તેનાથી વિપરીત છે.

અને મંગલની દૃષ્ટિ હોય તો શિશુ નેત્ર-હીન હોય છે. જો શુભ અને પાપગ્રહ બંને-ની દૃષ્ટિ હોય તો આંખમાં ફૂલ પડેલું હોય છે. જો લગ્નથી બારમા ભાવમાં ચંદ્ર હોય તો બાળકની ડાબી આંખ અને સૂર્ય હોય તો જમણી આંખ નષ્ટ થયેલી હોય છે. ઉપર જે અશુભ યોગ કહેવામાં આવ્યા છે, તેમના પર શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો તે યોગોનાં ફળ પૂર્ણ હોતાં નથી. (આવી પરિસ્થિતિમાં દેવનું આરાધન તેમ જ ચિકિ-ત્સા વગેરે ઉપાયોથી અશુભ ફળનું નિવા-રણ થાય છે.) ૯૩૩

જો આધાનલગ્નમાં શનિનો નવમાંશ હોય અને શનિ સપ્તમભાવમાં હોય તો ત્રણ વર્ષે પ્રસવ થાય છે. જો આ જ સ્થિતિમાં ચંદ્ર હોય (અર્થાત્ લગ્નમાં ચંદ્રનો નવ-માંશ હોય ને ચંદ્ર સપ્તમભાવમાં રહેલો હોય) તો બાર વર્ષે પ્રસવ થાય છે. આ યોગોનો વિચાર જંન્મકાલમાં પણ કરવો જોઈએ. આધાનકાલમાં જે દ્વાદશાંશમાં ચંદ્રમા હોય, તેનાથી તેટલી જ સંખ્યા આગળની રાશિમાં ચંદ્રમા ગયા પછી બાળકનો જન્મ થાય છે. દ્વાદશાંશ ભુક્ત અંશાદિને બેથી ગુણી તેને ૫ વડે ભાગ-વાથી લબ્ધિ રાશિ આદિ માનની સૂચક હોય છે.* ૯૪–૯૭

જન્મજ્ઞાન—શિશુની જન્મકુંડલીમાં જો ચંદ્ર જન્મલગ્નને જોતો નં હોય તો પિતાના પરોક્ષમાં બાળકનો જન્મ સમજવો. આ જ યોગમાં જો સૂર્ય ચર રાશિમાં મધ્યમ (દશમ) ભાવથી આગળ ૧૧,૧૨ માં અથવા પાછળ ૯,૮ માં હોય તો પિતા પરદેશ હોય ત્યારે પુત્રનો જન્મ થવાનું સમજવું. (આથી આવું સિદ્ધ થાય છે કે જો સૂર્ય સ્થિર રાશિ-માં હોય તો સ્વદેશમાં રહેતા પિતાના પરો-

---

* આ વિષય સ્પષ્ટ સમજવા માટે એક ઉદાહરણ આપવામાં આવે છે: ધારો કે વૈશાખ-માસની પૂર્ણિમાએ ગુરુવારની રાત્રે અગિયાર દંડ, શૂન્ય પલ (૧૧/૦) ગર્ભાધાનનો સમય છે. તે વખતના ચંદ્રની રાશિ ૭, અંશ ૯, કલા ૩૦ અને વિકલા ૧૦ છે. અહીં ચંદ્ર વૃશ્ચિક રાશિના ચોથા દ્વાદશાંશમાં છે. વૃશ્ચિકમાં ચોથો દ્વાદશાંશ કુંભ રાશિનો હોય છે, તેથી કુંભથી ચોથી રાશિ વૃષભમાં દૈનિક ચંદ્ર આવ્યા પછી દશમા મહિને ફાગણમાં બાળકનો જન્મ થશે; આવું ફળ સમજવું જોઈએ. પરંતુ કૃત્તિકાનાં ત્રણ ચરણ, રોહિણીનાં ચારે ચરણ તથા મૃગશીર્ષનાં બે ચરણ—આ પ્રમાણે નવ ચરણની વૃષભ રાશિ હોય છે. તે દશામાં કયા નક્ષત્રના કયા ચરણમાં ચંદ્રમા આવવાથી જન્મ થશે, આ પ્રશ્ન ઊભો થઈ શકે છે.

હવે આનું સમાધાન કરવામાં આવે છે—પૂર્વોક્ત ચંદ્રની રાશ્યાદિમાં ભુક્ત દ્વાદશાંશમાન (૯/૩૦/૧૦)–(૭/૩૦)=(૨/૦/૧૦)=(૧૨૦/૧૦) =૧૨૦ (સ્વલ્પાન્તરથી) માનવામાં આવ્યું. 'अर्धाल्पे त्याज्यं अर्धाधिके रूपं ग्राह्यम्-અડધાથી ઓછું હોય તો છોડી દેવું ને અડધાથી વધારે હોય તો પૂરેપૂરું રૂપ ગ્રહણ કરવું.' આ નિયમ અનુસાર (૧૦) દશના અંકનો ત્યાગ કર્યો. અહીંયાં એક દ્વાદશાંશ ખંડ પર એક રાશિપ્રમાણ થાય છે, —આ સ્પષ્ટ છે. આ જ આધાર પર (૧૨૦) એકસોવીસ કલાસંબંધી ચરણમાન અનુપાતથી હવે લાવીએ; એક દ્વાદશાંશ ખંડકલા-પ્રમાણ (૨/૩૦)=(૧૫૦ કલા)માં એક રાશિનું કલામાન ૧૮૦૦ થાય તો ૧૨૦માં કેટલું થશે? આની રીત આ પ્રમાણે છે: $\frac{1800 \times 120}{150}$ = ૧૨×૧૨૦=૧૪૪૦. એક રાશિમાં નવ ચરણ હોય છે ને એક ચરણનું કલામાન ૨૦૦ કલા હોય છે, તેથી ચરણ જાણવા માટે $\frac{1440}{200} = 7 + \frac{40}{200}$ (૭⅕) અહીં લબ્ધિ અને શેષ પર દૃષ્ટિપાત કરવાથી એવું જણાઈ આવે છે કે વૃષ રાશિના આઠમા ચરણમાં અર્થાત્ મૃગશીર્ષ નક્ષત્રના પ્રથમ ચરણમાં ચંદ્રનો પ્રવેશ થતાં બાળકનો જન્મ થશે.

જન્મનો ઇષ્ટકાલ જાણવાની વિધિ—ગર્ભાધાન સમયનું લગ્ન ૯/૧૦/૨૫/૦ છે. આમાં મકર રાશિનું

ક્ષમાં અને દ્વિસ્વભાવ રાશિમાં હોય તો સ્વદેશ અને પરદેશના મધ્યસ્થાનમાં પિતા હોય ત્યારે બાળકનો જન્મ થાય છે.)

લગ્નમાં શનિ અને સપ્તમભાવમાં મંગલ હોય અથવા બુધ અને શુક્રની વચ્ચે ચંદ્ર હોય તોપણ પિતાના પરોક્ષમાં શિશુનો જન્મ સમજવો. પાપગ્રહની રાશિવાળા લગ્નમાં ચંદ્ર હોય અથવા તે વૃશ્ચિકના દ્રેષ્કાણુમાં હોય તથા શુભગ્રહ ૨, ૧૧ ભાવમાં રહેલો હોય તો સર્પ અથવા સર્પથી વેષ્ટિત મનુષ્યનો જન્મ સમજવો. ૬૮–૭૦

હે મુનિશ્રેષ્ઠ! જો સૂર્ય ચતુષ્પદ રાશિમાં હોય અને શેષ ગ્રહો બળવાન હોય તો એક જ કોશમાં વીંટળાયેલાં બે શિશુઓનો જન્મ જાણવો. શનિ અથવા મંગલથી યુક્ત સિંહ, વૃષ કે મેષ લગ્ન હોય તો લગ્નના નવમાંશની રાશિ જે અંગની હોય તે અંગમાં નાલથી વીંટળાયેલા શિશુનો જન્મ જાણવો જોઈએ.

જો લગ્ન અને ચંદ્રમા પર ગુરુની દૃષ્ટિ ન હોય અથવા ચંદ્રમા સૂર્યથી સંયુક્ત હોય તો શિશુને પરપુરુષના વીર્યથી ઉત્પન્ન થયેલું સમજવું. જો બે પાપ ગ્રહ પાપરાશિમાં રહીને સૂર્યથી સાતમા ભાવમાં હોય તો સૂર્યના ચર આદિ રાશિ અનુસાર વિદેશ, સ્વદેશ અથવા માર્ગમાં બાળકનો જન્મ થયાનું જાણવું. પૂર્ણ ચંદ્ર પોતાની રાશિ-(કર્ક)માં હોય, બુધ લગ્નમાં હોય, શુભ ગ્રહ ચતુર્થ ભાવમાં હોય અથવા જલચર રાશિ લગ્ન હોય ને તેનાથી સાતમા સ્થાનમાં ચંદ્ર હોય તો હોડી અથવા વહાણુમાં શિશુનો જન્મ થયેલો જાણવો.

હે નારદ! જો જલચર રાશિ લગ્નને જલચર રાશિમાં રહેલો પૂર્ણ ચંદ્ર જોતો હોય અથવા તે ૧૦, ૪ કે લગ્નમાં હોય તો જલમાં પ્રસવ થાય છે, એમાં સંશય નથી. જો લગ્ન અને ચંદ્રમાથી શનિ બારમા ભાવમાં હોય, તેના પર પાપગ્રહની દૃષ્ટિ હોય તો બાળકનો જન્મ કારાગારમાં થાય. કર્ક અથવા વૃશ્ચિક લગ્નમાં શનિ હોય ને તેના પર ચંદ્રની દૃષ્ટિ હોય તો ખાડામાં બાળકનો જન્મ થયેલો જાણવો. જલચર રાશિસ્થ શનિ લગ્નમાં હોય તથા તેના પર બુધ, સૂર્ય કે ચંદ્રની દૃષ્ટિ હોય તો ક્રમશઃ ક્રીડાસ્થાન, દેવાલય અને ઊષર ભૂમિમાં શિશુનો પ્રસવ જાણવો. જો મંગલ બળવાન થઈને લગ્નમાં રહેલા શનિને જોતો હોય તો શ્મશાનભૂમિમાં, ચંદ્ર અને શુક્ર જોતા હોય તો રમ્ય સ્થાનમાં; ગુરુ જોતો હોય તો અગ્નિહોત્રગૃહમાં; સૂર્ય જોતો હોય તો રાજગૃહ, દેવાલય અને ગોશાલામાં તથા બુધ જોતો હોય તો ચિત્રશાળામાં બાળકનો જન્મ થયાનું સમજવું. ૭૧–૭૯

જો લગ્નમાં ચર રાશિ હોય તો માર્ગમાં લગ્નરાશિના કથિત સ્થાનના* સમાન સ્થાનમાં બાળકનો જન્મ થાય છે. જો લગ્નમાં સ્થિર રાશિ હોય તો સ્વદેશના જ ઉક્ત સ્થાનમાં જન્મ થાય છે ને જો

---

ચોથું નવમાંશ છે, જે તેનાથી ચોથી રાશિ મેષનું છે. મેષ રાશિ રાત્રે બળવાન હોય છે, તેથી રાત્રે જન્મ થશે. માટે રાત્રિગત ઇષ્ટકાલ જાણવાની જરૂર છે. અહીંયાં રાશિઓની દિનરાત્રિસંજ્ઞા પ્રમાણે એક નવમાંશનું પ્રમાણ દિવસ અથવા રાત્રિનું પૂરું પ્રમાણ હોય છે તેથી ત્રિરાશિ માંડવામાં આવી–એક નવમાંશ પ્રમાણ (૩ અંશ ૨૦ કલા=૨૦૦ કલા)માં ગર્ભાધાન રાત્રિમાન જો ૨૮/૦ દંડ છે તો લગ્નના ચતુર્થ નવમાંશના ભુક્ત કલામાન ૨૫માં કેટલું હશે? આ પ્રમાણે $\frac{૨૮ \times ૨૫}{૨૦૦}$ = ૩/૩૦ ઘટ્યાદિ માન થયું. અર્થાત્ ૩ દંડ ૩૦ પલ રાત ગયા પછી જન્મ થશે; આવો નિશ્ચય થયો. આ જ પ્રમાણે બીજાં ઉદાહરણો પણ જાણવાં.

* રાશિસ્થાન અગાઉ આપેલ રાશિસ્વરૂપ બોધક ચક્રમાં જુઓ.

લગ્નરાશિ પોતાના નવમાંશમાં હોય તો સ્વગૃહમાં જ તેવા સ્થળે જન્મ થાય છે. મંગળ અને શનિથી ત્રિકોણ(૫, ૯)માં અથવા સપ્તમ ભાવમાં ચંદ્ર હોય તો માતા જાતકનો ત્યાગ કરી દે છે. જો તેના પર ગુરુની દૃષ્ટિ હોય તો ત્યજાયેલ હોવા છતાં દીર્ઘાયુ હોય છે. પાપગ્રહથી જોવાયેલો ચંદ્ર જો લગ્નમાં હોય અને મંગલ સાતમા ભાવમાં હોય તો માતાએ ત્યજી દીધા પછી જાતક મૃત્યુ પામે છે. અથવા પાપગ્રહદૃષ્ટ ચંદ્ર જો શનિ-મંગલથી ૧૧ મા ભાવમાં રહેલો હોય તોપણ શિશુનું મૃત્યુ થાય છે. જો ચંદ્ર શુભ ગ્રહથી જોવાતો હોય તો બાળક બીજાના હાથમાં જઈને સુખી થાય છે. જો પાપગ્રહથી જ દૃષ્ટ હોય તો બીજાના હાથમાં જવા છતાંય હીનાયુ થાય છે. ૮૦-૮૨

પિતૃસંજ્ઞક ગ્રહ બળવાન હોય તો પિતાના ઘરમાં અને માતૃસંજ્ઞક ગ્રહ બલી હોય તો માતા( અર્થાત્ મોસાળ )ના ઘરમાં જન્મ થયાનું જાણવું. હે મુને ! જો શુભ ગ્રહ નીચ સ્થાનમાં હોય તો વૃક્ષાદિની નીચે-તૃણપત્રાદિની કુટીમાં જન્મ સમજવો. શુભ ગ્રહ નીચ સ્થાનમાં હોય અને લગ્ન અથવા ચંદ્ર પર એકસ્થાનમાં રહેલા શુભ ગ્રહોની દૃષ્ટિ ન હોય તો નિર્જન સ્થાનમાં પ્રસવ થાય છે. જો ચંદ્રમા શનિની રાશિના નવમાંશમાં રહીને ચતુર્થભાવમાં વિદ્યમાન હોય તથા શનિથી દૃષ્ટ કે યુક્ત હોય તો પ્રસવકાળમાં 'પ્રસૂતિનું' શયન ભૂમિ પર થયેલું જાણવું. શીર્ષોદય રાશિલગ્ન હોય તો માથા તરફથી તથા પૃષ્ઠોદય રાશિલગ્ન હોય તો પૃષ્ઠ (પગ) તરફથી શિશુનો જન્મ થાય છે. ચંદ્રથી ચતુર્થસ્થાનમાં પાપગ્રહ હોય તો માતા માટે કષ્ટ સમજવું જોઈએ.૮૩-૮૫¾

જન્મ સમયે બધા ગ્રહોના કરતાં શનિ બળવાન હોય તો સૂતિકાનું ઘર જૂનું, પરંતુ સંસ્કાર કરેલું જાણવું. મંગલ બળવાન હોય તો બળેલું, ચંદ્ર બળવાન હોય તો નવું અને સૂર્ય બળવાન હોય તો કાષ્ઠથી યુક્ત હોવા છતાં મજબૂત હોતું નથી. બુધ બળવાન હોય તો પ્રસવગૃહ ઘણાં ચિત્રોથી યુક્ત, શુક્ર બળવાન હોય તો ચિત્રોથી યુક્ત, નવીન અને મનોહર તથા ગુરુ બળવાન હોય તો સૂતિકાનું ગૃહ સુદૃઢ જાણવું જોઈએ.

લગ્નમાં તુલા, મેષ, કર્ક, વૃશ્ચિક કે કુંભ હોય તો (વાસ્તુભૂમિમાં) પૂર્વ ભાગમાં; મિથુન, કન્યા, ધન કે મીન હોય તો ઉત્તરભાગમાં; વૃષ હોય તો પશ્ચિમ ભાગમાં તથા મકર અથવા સિંહ હોય તો દક્ષિણ ભાગમાં સૂતિકાનું ઘર સમજવું જોઈએ.

**ગૃહ રાશિઓનાં સ્થાન :** ઘરની પૂર્વ આદિ દિશાઓમાં મેષ આદિ બે-બે રાશિઓ અને ચારે ખૂણાઓમાં ચારે દ્વિસ્વભાવ રાશિઓ સમજવી. સૂતિકાગૃહના સમાન જ સૂતિકાના પલંગમાં પણ લગ્ન આદિ ભાવો સમજવા. ત્યાં ૩,૬,૯ અને ૧૨મા ભાવને ક્રમશઃ ચારે પાયાઓમાં સમજવા. ચંદ્રમા અને લગ્નની વચમાં જેટલા ગ્રહ હોય તેટલી ઉપસૂતિકાઓની* પ્રસવકાલમાં હાજરી જાણવી. દૃશ્ય ચક્રાર્ધમાં (સપ્તમભાવથી આગળ લગ્ન સુધી) જેટલા ગ્રહ હોય, તેટલી ઉપસૂતિકાઓ ઘરની બહાર સમજવી; ને અદૃશ્ય ચક્રાર્ધમાં (લગ્નથી આગળ સપ્તમભાવ સુધી) જેટલા ગ્રહ હોય, તેટલી ઉપસૂતિકાઓની હાજરી ઘરની અંદર રહે છે. ઘણા આચાર્યો અને મુનિઓએ આનાથી ભિન્ન મત દર્શાવ્યો છે. (અર્થાત્ દૃશ્ય ચક્રાર્ધમાં જેટલા ગ્રહ હોય તેટલી ઉપસૂતિકાઓ ઘરની અંદર તથા અદૃશ્ય ચક્રાર્ધમાં જેટલા ગ્રહ હોય તેટલીને

* પ્રસૂતા સ્ત્રીની પાસે રહીને તેને સહયોગ આપનારી સ્ત્રીઓને 'ઉપસૂતિકા' કહેવામાં આવે છે.

ઘરની બહાર હોવાનું કહ્યું છે.÷૮૯–૯૦

લગ્નમાં જે નવમાંશ હોય તેના સ્વામી ગ્રહના જેવું અથવા જન્મ સમયમાં જે ગ્રહ સર્વથી બળવાન હોય તેના જેવું શિશુનું શરીર સમજવું. આ જ પ્રમાણે ચંદ્રમા જે નવમાંશમાં હોય તે રાશિના સમાન વર્ણ (ગૌર આદિ) સમજવો જોઈએ; તેમજ દ્રેષ્કાણવશ લગ્ન આદિ ભાવોથી જાતકનો મસ્તક આદિ અંગ વિભાગો જાણવા જોઈએ. જેમ કે લગ્નમાં પ્રથમ દ્રેષ્કાણ હોય તો લગ્ન મસ્તક, ૨/૧૨ નેત્ર, ૩/૧૧ કાન, ૪/૧૦ નાક, ૫/૯ કપોલ, ૬/૮ હનુ (હડપચી) અને ૭ (સપ્તમ) ભાવ મુખ. દ્વિતીય દ્રેષ્કાણ હોય તો લગ્ન કંઠ, ૨/૧૨ ખભા, ૩/૧૧ પાંસળાં, ૪/૧૦ હૃદય, ૫/૯ ભુજા, ૬/૮ પેટ અને ૭ નાભિ. તૃતીય દ્રેષ્કાણ હોય તો લગ્ન બસ્તિ (નાભિ અને લિંગના મધ્યનું સ્થાન), ૨/૧૨ લિંગ, ગુદમાર્ગ; ૩/૧૨ અંડકોષ, ૪/૧૦ જંઘા, ૫/૯ ઢીંચણ, ૬/૮ પિંડીઓ અને સપ્તમ ભાવ પગ સમજવા જોઈએ.

જે અંગની રાશિમાં પાપગ્રહ હોય, તે અંગમાં વ્રણ ને જો તેના પર શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો તે અંગમાં ચિહ્ન (તલ કે મસો વગેરે) જાણવું. પાપગ્રહ પોતાની રાશિ કે નવમાંશમાં અથવા સ્થિર રાશિમાં હોય તો જન્મની સાથે જ વ્રણ થયેલ હોય છે. અન્યથા તે ગ્રહની દશા–અંતર્દશામાં આગળ ઉપર વ્રણ થાય છે. શનિના સ્થાનમાં વાત કે પથ્થરના આઘાતથી, મંગલના સ્થાનમાં વિષ, શસ્ત્ર અને અગ્નિથી; બુધના સ્થાનમાં ઢેખાળો વાગવાથી, સૂર્યને આશ્રિત અંગમાં કાષ્ઠ (લાકડું) વાગવાથી અથવા પશુથી, ક્ષીણ ચંદ્રને આશ્રિત અંગમાં શીંગડાંવાળાં પશુ અને જલચર દ્વારા ઇજા થાય છે. જે અંગની રાશિમાં ત્રણ પાપગ્રહ હોય, તે અંગમાં નિશ્ચિત રૂપથી વ્રણ થાય જ છે. છઠ્ઠા ભાવમાં પાપગ્રહ હોય તો તે રાશિના આશ્રિત અંગમાં વ્રણ થાય છે. જો તેના પર શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો તે અંગમાં તલ કે મસો હોય છે. જો શુભ ગ્રહનો યોગ હોય તો તે અંગમાં ચિહ્ન (ડાઘ) માત્ર હોય છે. ૯૧–૯૬½

**ગ્રહોનાં સ્વરૂપ અને ગુણનું વર્ણન :** સૂર્યની આકૃતિ ચતુરસ્ર છે.* શરીરની કાન્તિ અને નેત્ર પિંગલ છે. પિત્તપ્રધાન પ્રકૃતિ છે ને તેના માથા પર આછા વાળ છે. ચંદ્રમાનો આકાર ગોળ છે; તેની પ્રકૃતિમાં વાત અને કફની પ્રધાનતા છે, તે પંડિત અને મૃદુભાષી છે તથા તેનાં નેત્ર ઘણાં સુંદર છે. મંગલની દૃષ્ટિ ક્રૂર છે, યુવાવસ્થા છે, પિત્તપ્રધાન પ્રકૃતિ છે અને ચંચલ સ્વભાવનો છે. બુધની પ્રકૃતિમાં કફ, પિત્ત અને વાતની પ્રધાનતા છે, તે હાસ્યપ્રિય તેમજ અનેકાર્થક શબ્દ બોલનારો છે. બૃહસ્પતિના અંગની કાન્તિ, કેશ અને નેત્ર પિંગલ છે, તેનું શરીર મોટું છે, પ્રકૃતિમાં કફની પ્રધાનતા છે અને તે બહુ બુદ્ધિમાન છે. શુક્રનાં અંગ અને નેત્ર સુંદર છે, મસ્તક પર કાળા વાંકડિયા વાળ છે ને તે સર્વદા સુખપૂર્વક રહેનારો છે. શનિનું શરીર લાંબું અને નેત્ર કપિશ વર્ણનાં છે. તેની વાતપ્રધાન પ્રકૃતિ છે. તેના કેશ કઠણ છે ને તે બહુ આળસુ છે.

**ગ્રહોની ધાતુઓ :** સ્નાયુ (શિરા), હાડકાં, શોણિત, ત્વચા, વીર્ય, વસા અને મજ્જા—આ ક્રમશઃ શનિ, સૂર્ય, ચંદ્ર, બુધ, શુક્ર, ગુરુ અને મંગલની ધાતુઓ છે.

**અરિષ્ટકથન :** ચંદ્રમા, લગ્ન અને પાપગ્રહ—આ રાશિના અંતિમાંશમાં હોય અથવા ચંદ્રમા અને ત્રણે પાપગ્રહ આ લગ્નાદિ ચારે કેન્દ્રોમાં હોય તથા કર્કલગ્ન હોય તો

÷ સપ્તમથી આગળ લગ્ન સુધી ક્ષિતિજની ઉપર હોવાથી દશ્ય ચક્રાર્ધ કહેવાય છે.

* જેની લંબાઈ–પહોળાઈ સરખી હોય તે ચતુષ્કોણ વસ્તુ 'ચતુરસ્ર' કહેવાય છે.

જાતકનું મૃત્યુ થાય છે. બે પાપગ્રહ લગ્ન અને સપ્તમભાવમાં હોય તથા ચંદ્રમા એક પાપગ્રહથી યુક્ત હોય ને તેના પર શુભગ્રહની દૃષ્ટિ ન હોય તો શિશુનું શીઘ્ર મરણ થાય છે. ક્ષીણ ચંદ્રમા ૧૨મા ભાવમાં હોય, પાપગ્રહ લગ્ન અને અષ્ટમભાવમાં હોય તથા શુભ ગ્રહો કેન્દ્રમાં ન હોય તો ઉત્પન્ન થયેલા શિશુનું મૃત્યુ થાય છે. અથવા પાપયુક્ત ચંદ્રમા સપ્તમ, દ્વાદશ કે લગ્નમાં રહેલો હોય ને તેના પર કેન્દ્રથી ભિન્ન સ્થાનમાં રહેલા શુભગ્રહની દૃષ્ટિ ન હોય તો જાતકનું મૃત્યુ થાય છે. જો ચંદ્રમા ૬,૮ સ્થાનમાં રહીને પાપગ્રહથી જોવાતો હોય તો શિશુનું શીઘ્ર મરણ થાય છે. શુભ ગ્રહથી દૃષ્ટ હોય તો ૮ વર્ષમાં અને શુભ તથા પાપગ્રહ બંનેથી દૃષ્ટ હોય તો ૪ વર્ષમાં જાતક મરણ પામે છે. ક્ષીણ ચંદ્રમા લગ્નમાં તથા પાપગ્રહો ૮, ૧, ૪, ૭, ૧૦ સ્થાનમાં રહેલા હોય તો ઉત્પન્ન થયેલ બાળકનું મૃત્યુ થાય છે. અથવા બે પાપગ્રહોની વચ્ચે થઈને ચંદ્રમા ૪, ૭, ૮ સ્થાનમાં સ્થિત હોય અથવા લગ્ન જ બે પાપગ્રહોની વચમાં હોય તો જાતકનું મૃત્યુ થાય છે. પાપગ્રહો ૭,૮ માં હોય ને તેમના પર શુભ ગ્રહની દૃષ્ટિ ન હોય તો માતાપિતા સહિત શિશુનું મૃત્યુ થાય છે. રાશિના અંતિમાંશમાં ચંદ્રમા પાપગ્રહથી અદૃષ્ટ હોય ને પાપગ્રહ ત્રિકોણ ૫-૯માં હોય અથવા લગ્નમાં ચંદ્રમા અને સપ્તમમાં પાપગ્રહ હોય તો શિશુનું મરણું થાય છે. રાહુગ્રસ્ત ચંદ્રમા પાપગ્રહથી યુક્ત હોય અને મંગલ અષ્ટમ સ્થાનમાં રહેલો હોય તો માતા અને શિશુ બંનેનું મૃત્યુ થાય છે. આ જ પ્રમાણે રાહુગ્રસ્ત સૂર્ય જો પાપગ્રહથી યુક્ત હોય તથા બળવાન પાપગ્રહ અષ્ટમ સ્થાનમાં રહેલો હોય તો માતા અને શિશુનું શસ્ત્રથી મરણ થાય છે.

**આયુર્દાયકથન :** ચંદ્રમા અને બૃહસ્પતિથી યુક્ત કર્કલગ્ન હોય, બુધ અને શુક્ર કેન્દ્રમાં હોય ને બાકીના ગ્રહો (રવિ, મંગલ તથા શનિ) ૩, ૬, ૧૧ મા સ્થાનમાં હોય તો આવા યોગમાં ઉત્પન્ન જાતકની આયુષ્ય ઘણું હોય છે. મીન લગ્નમાં મીનનું નવમાંશ હોય, બુધ વૃષભમાં ૨૫ કલા પર હોય તથા શેષ બધા ગ્રહો પોતપોતાના ઉચ્ચ સ્થાનમાં હોય તો જાતકનું આયુષ્ય પરમ (૧૨૦ વર્ષ ૫ દિવસનું) હોય છે. લગ્નેશ બળવાન થઈને કેન્દ્રમાં હોય ને તેના પર શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો બાળક ધનસંપન્ન અને દીર્ઘાયુ હોય છે. ચંદ્ર પોતાના ઉચ્ચમાં હોય, શુભ ગ્રહો પોતાની રાશિમાં હોય, બળવાન લગ્નેશ લગ્નમાં હોય તો જાતકનું ૬૦ વર્ષનું આયુષ્ય હોય છે. કેન્દ્રમાં શુભ ગ્રહો હોય ને અષ્ટમભાવ શુદ્ધ (ગ્રહરહિત) હોય તો ૭૦ વર્ષનું આયુષ્ય હોય છે. શુભ ગ્રહો પોતપોતાના મૂલ ત્રિકોણમાં હોય, ગુરુ પોતાના ઉચ્ચમાં હોય તથા લગ્નેશ બળવાન હોય તો ૮૦ વર્ષનું આયુષ્ય હોય છે. સબલ શુભ ગ્રહો કેન્દ્રમાં હોય ને અષ્ટમભાવમાં કોઈ ગ્રહ ન હોય તો ૩૦ વર્ષનું આયુષ્ય હોય છે. અષ્ટમેશ નવમભાવમાં હોય, બૃહસ્પતિ અષ્ટમભાવમાં રહીને પાપગ્રહથી જોવાતો હોય તો ૨૪ વર્ષનું આયુ હોય છે. લગ્નેશ અને અષ્ટમેશ બંને અષ્ટમભાવમાં સ્થિત હોય તો ૨૭ વર્ષનું આયુષ્ય હોય છે, લગ્નમાં પાપગ્રહ સહિત બૃહસ્પતિ હોય, તેના પર ચંદ્રની દૃષ્ટિ હોય તથા અષ્ટમમાં કોઈ ગ્રહ ન હોય તો ૨૨ વર્ષનું આયુષ્ય જાણવું જોઈએ. શનિ નવમભાવમાં કે લગ્નમાં હોય, શુક્ર કેન્દ્રમાં હોય ને ચંદ્ર ૧૨ મા કે ૯મા સ્થાનમાં હોય તો ૧૦૦ વર્ષનું આયુષ્ય હોય છે. બૃહસ્પતિ કર્કનો થઈને કેન્દ્રમાં હોય અથવા બૃહસ્પતિ અને શુક્ર બંને કેન્દ્રમાં હોય તો ૧૦૦ વર્ષનું આયુષ્ય સમજવું. અષ્ટમેશ લગ્નમાં હોય

ને અષ્ટમભાવમાં શુભ ગ્રહ ન હોય તો ૪૦ વર્ષનું આયુષ્ય હોય છે. લગ્નેશ અષ્ટમભાવમાં ને અષ્ટમેશ લગ્નમાં હોય તો ૫ વર્ષનું આયુષ્ય હોય છે. શુક્ર અને બૃહસ્પતિ એક રાશિમાં હોય અથવા બુધ અને ચંદ્રમા લગ્ન કે અષ્ટમભાવમાં હોય તો ૫૦ વર્ષનું આયુષ્ય હોય છે. ૧૧૦-૧૧૮

હે મુને! મેં આ પ્રમાણે ગ્રહયોગ સંબંધથી આયુર્દાયનું પ્રમાણ કહ્યું છે. હવે ગણિત દ્વારા સ્પષ્ટ આયુર્દાયનું વર્ણન કરું છું. (સૂર્ય, ચંદ્ર અને લગ્નમાંથી) જો સૂર્ય અધિક બળવાન હોય તો પિંડાયુ, ચંદ્રમા બલી હોય તો નિસર્ગાયુ ને લગ્ન બળવાન હોય તો અંશાયુ સિદ્ધ કરવાં જોઈએ. તે સિદ્ધ કરવાની રીત કહું છું. ૧૧૯½

**પિંડાયુ* અને નિસર્ગાયુ÷ સાધવાની રીત :** સૂર્ય આદિ ગ્રહ પોતપોતાના ઉચ્ચમાં હોય તો ક્રમશઃ ૧૯, ૨૫, ૧૫, ૧૨, ૧૫, ૨૧ અને ૨૦ વર્ષ પિંડાયુનાં પ્રમાણ હોય છે તથા ૨૦, ૧, ૨, ૯, ૧૮, ૨૦, ૫૦ આ ક્રમશઃ સૂર્યાદિ ગ્રહોના નિસર્ગ આયુર્દાયનાં પ્રમાણ હોય છે. ૧૨૦,૧૨૧

પિંડાયુ અને નિસર્ગાયુમાં આયુ સિદ્ધ કરવું હોય તો રાશ્યાદિ ગ્રહમાંથી પોતાના ઉચ્ચને બાદ કરવો જોઈએ. જો તે ૬ રાશિથી અલ્પ હોય તો તેને ૧૨ રાશિમાંથી બાદ કરી ગ્રહણ કરવું. તેના અંશ બનાવવાથી તે આયુર્દાય સિદ્ધ કરવામાં ઉપયોગી થાય છે. જે ગ્રહ શત્રુના ગ્રહમાં હોય તેના અંશોમાંથી તેનો જ તૃતીયાંશ બાદ કરવો. જો તે ગ્રહ વક્રગતિ ન હોય તો જ તેમ કરવું જોઈએ. (જો ગ્રહ વક્રગતિ હોય તો શત્રુગૃહમાં રહેવા છતાંય તૃતીયાંશ બાદ ન કરવો જોઈએ.) તથા શનિ અને શુક્ર સિવાય બીજા ગ્રહો અસ્ત હોય તો તેમના અંશોમાંથી અડધા અંશ બાદ કરવા જોઈએ (શનિ અને શુક્ર અસ્ત હોય તોપણ તેમના અંશોમાંથી અડધા અંશ બાદ ન કરવા જોઈએ.) જો કોઈ ગ્રહમાં બંને હાનિ પ્રાપ્ત થતી હોય (અર્થાત્ તે શત્રુગૃહમાં હોય ને અસ્ત પણ હોય) તો તેમાંથી અધિક હાનિ બાદ કરવી (એટલે કે અડધા અંશ બાદ કરવા, તૃતીયાંશ નહિ). જો લગ્નમાં પાપગ્રહ હોય તો તેની રાશિ છોડી દઈ કેવળ અંશાદિથી આયુર્દાય અંશને ગુણીને ગુણાકારને ૩૬૦ વડે ભાગી લબ્ધ અંશાદિને પૂર્વોક્ત અંશાદિમાંથી બાદ કરવા. આ પ્રમાણે પાપગ્રહના સમસ્ત લબ્ધાંશ બાદ કરવા. જો તેમાં શુભ ગ્રહનો યોગ કે દૃષ્ટિ હોય તો લબ્ધાંશના અડધા અંશ બાદ કરવા. આ પ્રમાણે આગળ ઉપર બતાવવામાં આવનારા પ્રકારથી આયુર્દાય સાધન માટે સ્પષ્ટ ઉપલબ્ધ થાય છે. ૧૨૨-૧૨૫

**પિંડાયુસાધન :** તે સ્પષ્ટાંશોને પોતપોતાના પૂર્વોક્ત ગુણક(ઉચ્ચસ્થ વર્ષસંખ્યા ૧૯ આદિ)થી ગુણીને ગુણાકારને ૩૬૦ વડે ભાગવાથી લબ્ધિવર્ષ-સંખ્યા હોય છે. શેષ રહે તેને ૧૨ થી ગુણી ૩૬૦ વડે ભાગવાથી લબ્ધિ માસ-સંખ્યા હોય છે. ફરીથી શેષને ૩૦ થી ગુણીને ૩૬૦ વડે ભાગવાથી લબ્ધિ દિન-સંખ્યા હોય છે; ને વળી ફરીથી શેષને ૬૦ થી ગુણી ૩૬૦ થી ભાગવાથી લબ્ધિ ઘટી અને પલાદિરૂપમાં પ્રાપ્ત થશે.*

---

* 'પિંડાયુ' તે છે, જેમાં ઉચ્ચ અને નીચ સ્થાનમાં આયુના પિંડ(માનસંખ્યા)નો નિર્દેશ કરવામાં આવ્યો છે. તેના દ્વારા ઇષ્ટસ્થાનમાં રહેલા ગ્રહથી આયુ સિદ્ધ કરવામાં આવે છે.

÷ નિસર્ગ આયુ તે છે જે ગ્રહોના નિસર્ગથી જ સિદ્ધ છે, જેમાં ક્યારેય પરિવર્તન થતું નથી.

* જો લગ્ન રાશ્યાદિ ૩/૧૫/૨૦/૩૦ અને સ્પષ્ટ સૂર્ય ૧૦/૧૫/૧૦/૨૦ છે તો ઉપર કહેલી રીત પ્રમાણે સૂર્યની રાશ્યાદિમાંથી સૂર્યની ઉચ્ચ રાશ્યાદિ ૦/૧૦ બાદ કરવાથી ૧૦/૫/૧૦/૨૦ રહ્યા. આ ૬ રાશિથી વધારે છે તેથી આને જ અંશાત્મક બનાવવાથી ૩૦૫/૧૦/૨૦ થયા. સૂર્ય શત્રુના ઘરમાં

**લગ્નાયુ સિદ્ધ કરવાની રીત**–લગ્નની રાશિઓને છોડી દઈ અંશાદિને કલા બનાવી ૨૦૦ વડે ભાગવાથી લબ્ધિ વર્ષસંખ્યા થશે. શેષને ૧૨થી ગુણી ૨૦૦ વડે ભાગવાથી લબ્ધિ માસસંખ્યા થશે. ફરીથી અગાઉ જણાવ્યા પ્રમાણે ૩૦ આદિથી ગુણીને હર વડે ભાગવાથી લબ્ધિ દિનાદિની સૂચક થશે.×

**×અંશાયુર્દાય સિદ્ધ કરવાની રીત :** લગ્ન સહિત ગ્રહોના પૃથક્ પૃથક્ અંશ બનાવી ૪૦ વડે ભાગી જે શેષ રહે તેને આયુર્દાય સિદ્ધ કરવા માટે ઉપયોગી અંશાદિ જાણવા; તેમાં જે વિશેષ સંસ્કાર કરવાનો હોય છે; તેનું વર્ણન કરું છું. લગ્નમાંથી ગ્રહને બાદ કરવો. જો શેષ ૬ રાશિથી અલ્પ હોય તો તેમાં નીચે લખેલ સંસ્કાર વિશેષ કરવો. ૬ થી અલ્પ ન હોય તો ન કરવો. જો બાદ કરેલો ગ્રહ ૬ રાશિથી અલ્પ ને ૧ રાશિથી અધિક હોય તો તે અંશોથી ૩૦ને ભાગી લબ્ધિને ૧ માંથી બાદ કરવી. બાકી રહે તેને ગુણક સમજવું. જો ગ્રહ બાદ કરેલું જો લગ્ન ૧ રાશિથી અલ્પ હોય તો તે જ અંશોને ૩૦ વડે ભાગી લબ્ધિને ૧ માંથી બાદ કરવાથી શેષ રહે તે ગુણક હોય છે. આ પ્રમાણે શુભ ગ્રહના ગુણકને અડધો કરીને તેને ગુણક સમજવો, તેમ પાપગ્રહના બધા ગુણકો પણ ગ્રહણ કરવા. ત્યાર પછી આ પ્રકારના ગુણકોથી ઉપર્યુક્ત આયુર્દાયના અંશને ગુણવામાં આવે તો અંશ સંસ્કાર પામેલો બને છે. આને સંસ્કાર કહેવામાં આવે છે. આ સંસ્કાર કરેલા

---

નથી, તેથી આમાં સંસ્કારવિશેષ ન કરતાં આ જ અંશાદિને સૂર્યના ઉચ્ચસ્થાનીય આયુમાન ૧૯થી ગુણીને ગુણાકાર ૫૭૯૮/૧૬/૨૦ને ૩૬૦ વડે ભાગવાથી લબ્ધવર્ષ ૧૬ થયાં. શેષ ૩૮/૧૬/૨૦ને ૧૨થી ગુણી ગુણાકાર ૪૫૯/૧૬/૦ને ૩૬૦ વડે ભાગવાથી લબ્ધ માસ ૧ થયો. માસ–શેષ ૯૯/૧૬ને ૩૦થી ગુણી ગુણાકાર ૨૯૭૬ને ૩૬૦થી ભાગવાથી લબ્ધદિન ૮ થયા. શેષ ૯૬ને ૬૦થી ગુણી ગુણાકાર ૫૭૬૦ને ૩૬૦ વડે ભાગવાથી લબ્ધિ ઘડી ૧૬ થઈ; શેષ ૦ રહ્યું. આ પ્રમાણે સૂર્યથી આયુમાન વર્ષાદિ ૧૬/૧/૮/૧૬/૦ થયું. આ જ પ્રમાણે સર્વ ગ્રહો પરથી આયુષ્ય સિદ્ધ કરી લેવું જોઈએ.

**ગ્રહોનું ઉચ્ચાદિ બોધક ચક્ર**

| ગ્રહ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|---|
| ઉચ્ચ રાશિ | ૦ | ૧ | ૯ | ૫ | ૩ | ૧૧ | ૬ |
| ,, અંશ | ૧૦ | ૩ | ૨૮ | ૧૫ | ૫ | ૨૭ | ૨૦ |
| નીચ રાશિ | ૬ | ૭ | ૩ | ૧૧ | ૯ | ૫ | ૦ |
| ,, અંશ | ૧૦ | ૩ | ૨૮ | ૧૫ | ૫ | ૨૭ | ૨૦ |
| આયુપિંડ | ૧૯ | ૨૫ | ૧૫ | ૧૨ | ૧૫ | ૨૧ | ૨૦ |

× લગ્નાયુ સાધવાની રીત: લગ્નની રાશિને છોડી દઈ અંશાદિ ૧૫/૨૦/૩૦ને કલાત્મક બનાવવાથી ૯૨૦/૩૦ થયા. આને ૨૦૦ વડે ભાગવાથી લબ્ધવર્ષ ૪ થયા. શેષ ૧૨૦/૩૦ ને ૧૨થી ગુણી ગુણાકાર ૧૪૪૬/૦ને ૨૦૦ વડે ભાગવાથી લબ્ધમાસ ૭ થયા. શેષ ૪૬ ને ૩૦થી ગુણી ગુણાકાર ૧૩૮૦ને ૨૦૦ વડે ભાગવાથી લબ્ધ દિન ૬ થયા. શેષ ૧૮૦ ને ૬૦ થી ગુણી ગુણાકાર ૧૦૮૦૦ને ૨૦૦ વડે ભાગવાથી લબ્ધિ ૫૪ ઘડી થઈ. આ પ્રમાણે લગ્નાયુમાન ૪ વર્ષ, ૭ માસ, ૬ દિવસ, ૫૪ ઘડી ને ૭ પલ થયું.

× જે ગ્રહોના અંશ (નવમાંશ) દ્વારા અનુપાતથી જાણવામાં આવે છે તે 'અંશાયુ' કહેવાય છે.

આયુર્દાયના અંશને કલાત્મક બનાવીને ૨૦૦ વડે ભાગી લબ્ધિ આવે તેને વર્ષ સમજવાં. પછી શેષને ૧૨ થી ગુણીને ગુણાકારને ૨૦૦ થી ભાગવાથી પ્રાપ્ત થયેલ લબ્ધિને માસ સમજવા. પછી શેષને ૩૦ આદિથી ગુણી ૨૦૦ વડે ભાગવાથી થતી લબ્ધિને દિવસ અને ઘડી વગેરે સમજવાં.×

લગ્નના આયુર્દાય અંશાદિને ૩ થી ગુણી, ગુણાકારને ૧૦ વડે ભાગવાથી જે લબ્ધિ થાય તે વર્ષ છે. પછી શેષને ૧૨થી ગુણીને ૧૦ વડે ભાગવાથી જે લબ્ધિ આવે તેને માસાદિ સમજવા (લગ્નની આયુમાં વિશેષતા એટલી છે કે,) જો લગ્ન સબળ હોય તો લગ્નની જેટલી ભુક્તરાશિસંખ્યા હોય તેટલાં વર્ષ વધારે ઉમેરવાં તેમ જ અંશાદિને ૨ થી ગુણી ૫ વડે ભાગવાથી આવેલી લબ્ધિને માસ સમજી તે પણ ઉમેરવી તથા શેષને ૩૦ થી ગુણી હર વડે ભાગવાથી જે લબ્ધિ આવે તેના જેટલું દિનાદિ રૂપ ફળ પણ ઉમેરવામાં આવે તો લગ્નાયુ સ્પષ્ટ થાય છે.÷ આ ક્રિયા પિંડાયુ અને નિસર્ગાયુમાં કરવામાં આવતી નથી. ૧૨૯–૧૩૫ ફ

**દશાનિરૂપણ :** લગ્ન, સૂર્ય અને ચંદ્રમા આ ત્રણેમાં જે અધિક બળવાન હોય છે, પ્રથમ તેની જ આવે છે. તે પછી કેંદ્રસ્થિત ગ્રહોની, ત્યારબાદ 'પણકર' સ્થિત ગ્રહોની, તે પછી 'આપોક્લિમ' સ્થિત ગ્રહોની દશા હોય છે. કેન્દ્રાદિ સ્થાનમાં રહેલા ગ્રહોમાં બલ પ્રમાણે જ પૂર્વ પૂર્વ દશા હોય છે. એક સ્થાનમાં રહેલા બે કે ત્રણ ગ્રહોમાં જો બળની સમાનતા હોય તો તે પૈકી જેનું અધિક આયુષ્ય હોય તેની પ્રથમ દશા હોય છે. આયુનાં વર્ષ વગેરેમાં પણ સમતા હોય તો જે ગ્રહનો સૂર્ય–સાન્નિધ્યથી પ્રથમ ઉદય થયો હોય તેની પ્રથમ દશા હોય છે.૧૩૬,૩૭

**અંતર્દશાકથન :** દશાપતિ પૂર્ણ

---

× અંશાયુ સિદ્ધ કરવાની રીત–સ્પષ્ટ રાશિ આદિ સૂર્ય ૧૦/૧૫/૧૦/૨૦ને અંશાત્મક બનાવવાથી ૩૧૫/૧૦/૨૦ને ૪૦ વડે ભાગવાથી શેષ ૩૫/૧૦/૨૦ થયા. આ અંશાયુ સાધવા માટે ઉપયોગી અંશ થયા. આમાં સંસ્કાર વિશેષ કરવા માટે સૂર્ય ૧૦/૧૫/૧૦/૨૦ લગ્ન ૩/૧૫/૨૦/૩૦માંથી બાદ ન થઈ શકવાને લીધે નિયમાનુસાર ૧૨ રાશિમાં ઉમેરી બાદ કરવાથી શેષ ૫/૦/૧૦/૧૦ આ ૬ રાશિથી અલ્પ અને ૧૦ રાશિથી અધિક છે, તેથી આ શેષના અંશાદિ ૧૫૦/૧૦/૧૦ થી ૩૦ ને ભાગવાથી લબ્ધ અંશ ૦ (શૂન્ય) આવ્યું. શેષ ૩૦ને ૬૦થી ગુણવાથી ગુણાકાર ૧૮૦૦ થયો. આને ઉક્ત ભાજક વડે ભાગવાથી લબ્ધિ કલા ૧૧ થઈ. શેષ ૧૪૮/૮/૧૦ને ૬૦થી ગુણી ગુણાકાર ૮૮૮૮/૧૦ને ઉક્ત અંશાદિ ભાજક વડે ભાગવાથી તૃતીય લબ્ધિ ૫૯ થઈ. આ પ્રમાણે લબ્ધિમાન અંશાદિ ૦/૧૧/૧૫ થયું. આને ૧ અંશમાંથી બાદ કરવાથી બાકી ૦/૪૮/૧ આ ગુણક થયો. સૂર્ય પાપગ્રહ છે, તેથી આ ગુણકથી આયુસાધન માટે ઉપયોગી અંશાદિ ૩૫/૧૦/૨૦ને ગુણવાથી ગુણાકાર ૨૮/૮/૫૧ આ સંસ્કારી કરેલો અંશાદિ થયો. આને કલાત્મક બનાવવાથી ૧૬૮૮/૫૧ થયા. આને ૨૦૦ વડે ભાગવાથી લબ્ધ વર્ષ ૮ થયાં. શેષ ૮૮/૫૧ને ૧૨ આદિથી ગુણી ગુણાકારને ૨૦૦ વડે ભાગી અગાઉ બતાવ્યા પ્રમાણે માસ વગેરે કાઢવાથી આયુમાન ૮ વર્ષ, ૫ માસ, ૯ દિવસ, ૫૫ ઘડી, ૪૮ પલ થયું.

÷ લગ્નના અંશાયુ સિદ્ધ કરવાની રીત–લગ્ન ૩/૧૫/૨૦/૩૦ની અંશાદિ બનાવવાથી ૧૦૫/૨૦/૩૦ થયા. આને ૪૦ વડે ભાગવાથી બાકી રહેલા ૨૫/૨૦/૩૦ને ૩થી ગુણી ગુણાકાર ૭૬/૧/૩૦ને ૧૦થી ભાગતાં લબ્ધ ૭ વર્ષ થયાં. શેષ ૬/૧/૩૦ ને ૧૨ થી ગુણી ગુણાકાર ૭૨/૧૮/૦ને ૧૦થી ભાગવાથી લબ્ધ ૭ માસ થયા. માસશેષ ૨/૧૮/૩૦ને ૩૦થી ગુણી ગુણાકાર ૬૯/૦ને ૧૦ થી ભાગતાં લબ્ધ ૬ દિવસ થયા. શેષ ૯ને ૬૦થી ગુણી ગુણાકાર ૫૪૦ને ૧૦ વડે ભાગવાથી લબ્ધિ ૫૪ ઘડી થઈ. આ પ્રમાણે લગ્નનું અંશ આયુર્દાયમાન ૭ વર્ષ, ૭ માસ, ૬ દિવસ, ૫૪ ઘડી ૦ પલ થયું.

દશાનો પાચક હોય છે, તોપણુ તેની સાથે રહેનારો ગ્રહ અર્ધા (½) નો દશાપતિથી ત્રિકોણુ (૫,૯)માં રહેનારો તૃતીયાંશ (⅓)નો, સપ્તમમાં રહેનારો સપ્તમાંશ (1/7) ચતુરસ્ર (૪,૮)માં રહેનારો ચતુર્થાંશ (¼) અંતર્દશાનો પાચક હોય છે. આ પરથી સિદ્ધ થાય છે કે, આ સ્થાનોથી ભિન્ન સ્થાનમાં રહેલા ગ્રહોની અંતર્દશા હોતી નથી. ૧૩૮½

**અંતર્દશા સિદ્ધ કરવાના ગુણુક:** મૂલદશાપતિનો ૮૪, તેની સાથે રહેનારાનો ૪૨, ત્રિકોણુમાં રહેનારાનો ૨૮, સપ્તમમાં રહેનારાનો ૧૨ તથા ચતુર્થ–અષ્ટમમાં રહેનારાનો ૨૧ ગુણક કહેવામાં આવ્યો છે. વર્ષાદિરૂપ દશા–પ્રમાણુને પોતપોતાના ગુણુકથી ગુણીને બધા ગુણુકોનો સરવાળો કરી તેના વડે ભાગવાથી જે લબ્ધિ આવે તે વર્ષ હોય છે. શેષ રહે તેને ૧૨, ૩૦ વગેરેથી ગુણીને ગુણાકારને ગુણુકોનો સરવાળા વડે ભાગવાથી જે લબ્ધિ આવે તે માસ અને દિવસ વગેરેની સૂચક હોય છે.*

આ પ્રમાણે અંતર્દશામાં ઉપદશાનાં માન જાણવાં જોઈએ.

**દશાફલ :** દશાના આરંભ કાળમાં જો ચંદ્ર દશાપતિના મિત્રની રાશિ, સ્વોચ્ચ, સ્વરાશિ કે દશાપતિ–૧, ૪, ૭, ૩, ૧૦, ૧૧ માં શુભસ્થાનમાં હોય તો જે ભાવમાં ચંદ્ર હોય, તે ભાવની વિશેષરૂપથી પુષ્ટિ કરતો રહી શુભ ફળ આપે છે. આ સ્થાનોથી ભિન્ન સ્થાનમાં હોય તો તે ભાવનો નાશ કરનારો થાય છે. પહેલાં જે ગ્રહનાં જે દ્રવ્યો બતાવવામાં આવ્યાં છે, ભાવ અને રાશિઓમાં તે ગ્રહોની દૃષ્ટિ તથા યોગનું જે ફળ કહેવામાં આવ્યું છે; તેમજ આજીવિકા આદિ જે જે ફળ બતાવવામાં આવ્યાં છે, તે સર્વનો વિચાર તે ગ્રહની દશામાં કરવો જોઈએ. જે ગ્રહ પાપદશામાં પ્રવેશ સમયે પોતાના શત્રુથી જોવાતો હોય, તે વિપત્તિકારક (અત્યંત અશુભ ફળ આપનારો) હોય છે તથા જે શુભ ગ્રહ મિત્રથી જોવાતો હોય ને શુભવર્ગમાં રહીને તે સમયે બળવાન હોય, તે સર્વ આંપત્તિઓ(દુષ્ટફળ)ને નષ્ટ કરી દે છે. જેનું (આગળ બતાવવામાં આવનારું) અષ્ટક વર્ગજ ફળ પૂર્ણુ શુભ હોય તથા જે ગ્રહ લગ્ન અથવા ચંદ્રમાથી ૧,૩, ૬, ૧૦, ૧૧માં, પોતાના ઉચ્ચ

---

* અહીં લગ્ન, સૂર્ય અને ચંદ્ર આ ત્રણેમાં લગ્ન બળવાન હોય છે; તેથી પ્રથમ દશા લગ્નમાં રહેલા ગ્રહની આવશે; પછી કેંદ્ર વગેરેમાં રહેલા ગ્રહોની. એ જ પ્રમાણે લગ્નની દશામાં પ્રથમ અંતર્દશા લગ્નની; આગળ બળના ક્રમથી તે પછી શુક્ર અને બુધની અંતર્દશા થશે. અહીં દશાપતિ લગ્ન છે, તેથી આના ગુણુક અંક ૮૪થી દશા વર્ષ ૧૧/૧/૧૧ને ગુણી ગુણાકાર ૯૩૩/૬/૨૪ ને ગુણકનો સરવાળો ૧૮૭ વડે ભાગવાથી લબ્ધ વર્ષ ૪ થયાં. શેષ ૧૮૫/૬/૨૪ ને ૧૨ થી ગુણી ગુણાકાર ૨૨૨૬ ૯/૧૮ ને ૧૮૭ વડે ભાગવાથી લબ્ધ ૧૧ માસ થયા. શેષ ૧૬૯/૯/૧૮ ને ૩૦ થી ગુણી ગુણાકાર ૫૦૯૪ ને ૧૮૭ વડે ભાગવાથી લબ્ધ ૨૭ દિવસ થયા. શેષ ૪૩ ને ૬૦ થી ગુણી ગુણાકાર ૨૫૮૦ ને ૧૮૭ વડે ભાગવાથી લબ્ધિ ૧૩ ઘડી થઈ. શેષ ૧૪૯ ને ૬૦ થી ગુણી ગુણાકાર ૮૯૪૦ ને ૧૮૭ વડે ભાગવાથી લબ્ધ ૪૭ પલ થઈ. આ પ્રમાણે લબ્ધ વર્ષાદિ ૪/૧૧/૨૭/૧૩/૪૭ આ લગ્નની દશામાં લગ્નની અંતર્દશાનું માન થયું.

આ જ પ્રમાણે બીજા ગ્રહોના પણું પોતપોતાના ગુણકથી દશામાનને ગુણી ગુણાકારને ગુણકના સરવાળા વડે ભાગીને અન્તર્દશામાન સિદ્ધ કરવું જોઈએ.



સ્થાનમાં, પોતાની રાશિમાં, પોતાના મૂળ ત્રિકોણમાં તથા મિત્રની રાશિમાં હોય, તેનું અશુભ ફળ પણ મધ્યમ થઈ જાય છે, મધ્યમ ફળ શ્રેષ્ઠ થઈ જાય છે તથા શુભ ફળ તો અત્યંત શ્રેષ્ઠ થઈ જાય છે. જો તે ગ્રહ આનાથી ભિન્ન સ્થાનમાં હોય, તો તેનાં પાપફળની વૃદ્ધિ થાય છે ને તેનું શુભફળ પણ ઓછું થઈ જાય છે. ગ્રહનું બલાબલ સમજીને તે પ્રમાણે આ ફળ પણ ઓછાં-વત્તાં સમજવાં જોઈએ.[૧૪૨-૧૪૮]

**લગ્નદશાફલ :** ચર લગ્નમાં પ્રથમ, દ્વિતીય, તૃતીય દ્રેષ્કાણ હોય તો ક્રમથી લગ્નની દશા શુભ, મધ્યમ અને અશુભ ફળ આપનારી હોય છે. દ્વિસ્વભાવ લગ્ન હોય તો આનાથી વિપરીત ફળ હોય છે, (અર્થાત્ પ્રથમાદિ દ્રેષ્કાણમાં ક્રમથી અશુભ, મધ્યમ અને શુભ ફળ આપનારી દશા હોય છે.) સ્થિર લગ્ન હોય તો પ્રથમાદિ દ્રેષ્કાણમાં અશુભ, શુભ અને મધ્યમ ફળ આપનારી દશા હોય છે. લગ્નસ્થાન જો પોતાના સ્વામી ગુરુ અને બુધથી યુક્ત તેમજ દૃષ્ટ હોય તો તેની દશા શુભ ફળ આપનારી હોય છે. જો તે પાપગ્રહથી યુક્ત કે દૃષ્ટ હોય તો અથવા પાપના મધ્યમાં હોય તો તેની દશા અશુભ ફળ આપનારી હોય છે.૧૪૯,૧૫૦

**અષ્ટવર્ગકથન :** સૂર્ય જન્મસમયની સ્વાશ્રિત રાશિથી ૧/૨/૧૦/૪/૮/૧૧/૯/૭ આ સ્થાનોમાં શુભ હોય છે, મંગલ અને શનિ પણ આ જ સ્થાનોમાં હોય તો શુભ હોય છે. શુક્રથી ૭/૧૨/૬માં; ગુરુથી ૯, ૫, ૧૧, ૬માં; ચંદ્રમાથી ૧૦/૩/૧૧/૬માં; બુધથી આ જ ૧૦/૩/૧૧/૬ સ્થાનોમાં અને ૧૨/૫/૯માં પણ તે શુભ હોય છે. લગ્નથી ૩/૬/૧૦/૧૧/૧૨/૪ આ સ્થાનોમાં સૂર્ય શુભ હોય છે.૧૫૧,૧૫૨

ચંદ્ર લગ્નથી ૬,૩,૧૦,૧૧ સ્થાનોમાં; મંગલથી ૨,૫,૯ સહિત આ જ ૬,૩,૧૦, ૧૧ સ્થાનોમાં; પોતાના સ્થાનથી ૩,૬,૧૦,૧૧ ૭,૧માં, સૂર્યથી ૩,૬,૧૦,૧૧,૭,૮માં; શનિથી ૬,૩,૧૧,૫ માં; બુધથી ૫,૩,૮, ૧,૪,૭,૧૦ માં; ગુરુથી ૧,૪,૭,૧૦,૮,૧૧, ૧૨માં અને શુક્રથી ૪,૫,૯, ૩, ૧૧, ૭, ૧૦ આ સ્થાનોમાં શુભ હોય છે.૧૫૩,૧૫૪

મંગલ સૂર્યથી ૩,૬,૧૦,૧૧,૫માં; લગ્નથી ૩,૬,૧૦,૧૧,૧માં; ચંદ્રમાથી ૩,૬,૧૧માં; પોતાના આશ્રિત સ્થાનથી ૧,૪,૭,૧૦,૮, ૧૧,૨ માં, શનિથી ૯,૮,૧૧,૧,૪,૭,૧૦માં; બુધથી ૬, ૩, ૫, ૧૧માં; શુક્રથી ૬,૧૧,૨, ૮માં અને ગુરુથી ૧૦,૧૧,૧૨,૬ સ્થાનોમાં શુભ હોય છે.૧૫૫,૧૫૬

બુધ શુક્રથી ૫, ૩ સહિત ૨,૧,૮,૯,૪, ૧૧ સ્થાનોમાં; શનિ અને મંગલથી ૧૦,૭ સહિત ૨,૧,૮,૯,૪ અને ૧૧મા સ્થાનમાં; ગુરુથી ૧૨,૬,૧૧,૮મા સ્થાનોમાં; સૂર્યથી ૯, ૧૧, ૬, ૫, ૧૨ મા સ્થાનોમાં; પોતાના આશ્રિત સ્થાનથી ૧,૩,૧૦,૯,૧૧,૬,૫,૧૨મા સ્થાનોમાં; ચંદ્રમાથી ૬,૧૦,૧૧,૮,૪,૧૦માં અને લગ્નથી ૧ તથા પૂર્વોક્ત ૬,૧૦,૧૧,૮, ૪, ૧૦ સ્થાનોમાં શુભ હોય છે.૧૫૭,૧૫૮

ગુરુ મંગલથી ૧૦, ૨, ૮, ૧, ૭, ૪, ૧૧ સ્થાનોમાં; પોતાના આશ્રિત સ્થાનથી ૩ સહિત પૂર્વોક્ત (૧૦,૨,૮,૧,૭,૪,૧૧) સ્થાનોમાં; સૂર્યથી ૩,૯ સહિત પૂર્વોક્ત (૧૦,૨,૮,૧,૭, ૪,૧૧) સ્થાનોમાં; શુક્રથી ૫,૨,૯,૧૦,૧૧,૬, માં; ચંદ્રમાથી ૨,૧૧,૫,૯,૭માં; શનિથી ૫,૩,૬,૧૨માં; બુધથી ૯,૪,૫,૬,૨,૧૦,૧,૧૧, માં તથા લગ્નથી ૭ સહિત પૂર્વોક્ત (૯,૪,૫, ૬,૨,૧૦,૧,૧૧) સ્થાનોમાં, શુભ હોય છે.

શુક્ર લગ્નથી ૧,૨,૩,૪,૫,૧૧,૮,૯ સ્થાનોમાં, ચંદ્રમાથી પણ આ જ સ્થાનોમાં (૧, ૨,૩,૪,૫,૧૧,૮,૯ માં) અને ૧૨મા સ્થાનમાં; પોતાના આશ્રિત સ્થાનથી ૧૦ સહિત ઉક્ત (૧,૨,૩,૪,૫,૧૧,૮,૯) સ્થાનમાં; શનિથી ૩,૫,૯,૪,૧૦,૮,૧૧ સ્થાનોમાં; સૂર્યથી

૮,૧૧,૧૨ સ્થાનોમાં; ગુરુથી ૯,૮,૫,૧૦,૧૧, સ્થાનોમાં; બુધથી ૫,૩,૧૧,૬,૯ સ્થાનોમાં અને મંગલથી ૩,૬,૯,૫,૧૧ તથા ૧૨ મા સ્થાનમાં શુભ હોય છે.૧૬૧,૧૬૨

શનિ પોતાના આશ્રિત સ્થાનથી ૩,૫, ૧૧, ૬ માં; મંગલથી ૧૦,૧૨ સહિત પૂર્વોક્ત (૩,૫,૧૧,૬) સ્થાનોમાં. સૂર્યથી ૧,૪,૭, ૧૦,૧૧,૮,૨ માં; લગ્નથી ૩,૬,૧૦,૧૧,૧,૪ માં; બુધથી ૯,૮,૧૧,૬,૧૦,૧૨ માં; ચંદ્રમાથી ૧૧,૩,૬ માં; શુક્રથી ૬,૧૧,૧૨ માં અને ગુરુથી ૫,૧૧,૬ સ્થાનોમાં શુભ હોય છે.

ઉપર કહેલાં સ્થાનોમાં રહેલા ગ્રહો રેખાપ્રદ અને ન કહેલાં સ્થાનોમાં બિંદુપ્રદ હોય છે.* જે ગ્રહો લગ્ન કે ચંદ્રથી વૃદ્ધિ અથવા ઉપચયસ્થાન(૩, ૬, ૧૦, ૧૧)માં હોય અથવા પોતાના મિત્રગૃહમાં, ઉચ્ચ સ્થાનમાં તથા પોતાની રાશિમાં રહેલા હોય, તેમના દ્વારા શુભ ફળની અધિકતા થાય છે ને આનાથી ભિન્ન સ્થાનોમાં જે ગ્રહો હોય, તેમના દ્વારા અશુભ ફળની અધિકતા થાય છે. ૧૬૫

**એકાદિ રેખાવાળા સ્થાનનું ફલ :** ઉક્ત પ્રકારથી જે સ્થાનમાં એક રેખા હોય, ત્યાં ગ્રહના જવાથી કષ્ટ થાય છે. બે રેખાવાળા સ્થાનમાં જવાથી ધનનો નાશ થાય છે. ત્રણ રેખાવાળામાં જવાથી કલેશ થાય છે. ચાર રેખાવાળા સ્થાનમાં ગ્રહના પહોંચવાથી મધ્યમ ફળ થાય છે (શુભ–અશુભ ફળ સરખાં હોય છે). પાંચ રેખાવાળા સ્થાનમાં સુખની પ્રાપ્તિ, છ રેખાવાળામાં ધનનો લાભ, સાત રેખાવાળા સ્થાનમાં સુખ તથા આઠ રેખાવાળા સ્થાનમાં ચારવશ ગ્રહના જવાથી અભિષ્ટફળની સિદ્ધિ થાય છે.

**આજીવિકાકથન :** જન્મસમયનું લગ્ન અને ચંદ્રમાથી ૧૦મા સ્થાનમાં જો સૂર્ય આદિ ગ્રહો હોય તો ક્રમથી પિતા–માતા, શત્રુ, મિત્ર, ભાઈ, સ્ત્રી અને નોકર દ્વારા ધનનો લાભ થાય છે. જન્મ–લગ્ન, જન્મ સમયનો ચંદ્ર તથા જન્મકાલિક સૂર્ય–આ ત્રણેમાં દશમ સ્થાનના સ્વામી જે નવમાંશમાં હોય, તે નવમાંશના અધિપતિની વૃત્તિથી આજીવિકા જાણવી જોઈએ. જેમ કે–ઉક્ત દશમ સ્થાનોના સ્વામી સૂર્યના નવમાંશમાં હોય તો તૃણ (પત્ર–પુષ્પાદિ), સુવર્ણ, ઔષધ, ઊન (ઊની વસ્ત્ર) તથા રેશમ આદિથી જીવિકા સમજવી જોઈએ.

* બાળકના જન્મકાળમાં જે ગ્રહસ્થિતિ હોય, તેમાં ગ્રહની નિજાશ્રિત રાશિથી વિચાર કરીને આ પ્રમાણે રેખા અને બિંદુનું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ. અર્થાત્ આ પ્રમાણે રેખા અને બિંદુ લગાડવાથી જે સ્થાનમાં અધિક રેખાની સંખ્યા હોય, તે સ્થાનમાં ચારવશ ગ્રહના જવાથી શુભ ફલ થાય છે અને જેમાં બિંદુની સંખ્યા અધિક હોય, તે સ્થાનમાં ગ્રહના જવાથી અશુભ ફળની પ્રાપ્તિ થાય છે.

સૂર્યનું અષ્ટવર્ગ ચક્ર જુઓ




અહીં રેખા અને બિંદુ લગાડીને સૂર્યનું અષ્ટવર્ગચક્ર અંકિત કરવામાં આવ્યું છે. આમાં વૃષ, કન્યા, ધન અને મીનમાં રેખા અધિક હોવાથી આ રાશિઓ શુભ છે તથા મિથુન, સિંહ, તુલા અને કુંભમાં રેખા અને બિંદુ તુલ્ય હોવાને લીધે આ મધ્યમ છે ને બાકીની કર્ક, વૃશ્ચિક, મકર અને મેષ–આ અધિક બિંદુ હોવાના કારણે અશુભ છે.

ચંદ્રના નવમાંશમાં હોય તો ખેતી, જલજ દ્રવ્ય (મોતી, પરવાળાં, શંખ, છીપ વગેરે) અને સ્ત્રી દ્વારા જીવિકા ચાલે. મંગલના નવમાંશમાં હોય તો ધાતુ, અસ્ત્ર–શસ્ત્ર અને સાહસથી જીવનનિર્વાહ થાય છે. બુધના નવમાંશમાં હોય તો કાવ્ય, શિલ્પકલાદિથી, ગુરુના નવમાંશમાં હોય તો દેવ અને બ્રાહ્મણો દ્વારા તથા લોઢું, સોનું વગેરેની ખાણુથી, શુક્રના નવમાંશમાં હોય તો ચાંદી, ગાય તથા રત્ન આદિથી અને શનિના નવમાંશમાં હોય તો પારકાંઓને પીડા કરી, પરિશ્રમ અને નીચ કર્મ દ્વારા ધનની પ્રાપ્તિ થાય છે.[૧૬૬–૧૬૯]

**રાજયોગનું વર્ણન:** શનિ, સૂર્ય, ગુરુ અને મંગળ–આ ચારેય જો પોત–પોતાના ઉચ્ચમાં હોય ને આમાંનો જ કોઈ એક લગ્નમાં હોય તો આ ચારે લગ્નોમાં જન્મનારાં બાળકો રાજા થાય છે. લગ્ન અથવા ચંદ્ર વર્ગોત્તમ નવમાંશમાં હોય ને તેના પર ૪, ૫ કે ૬ ગ્રહની દૃષ્ટિ હોય તો આના ૨૨ ભેદમાં ૨૨ પ્રકારના રાજયોગ થાય છે. મંગળ પોતાના ઉચ્ચમાં હોય, રવિ અને ચંદ્રમા ધન રાશિમાં હોય ને મકરસ્થ શનિ લગ્નમાં હોય તો જાતક રાજા થાય છે. ઉચ્ચ(મેષ)નો રવિ લગ્નમાં હોય, ચંદ્રમા સહિત શનિ સપ્તમભાવમાં હોય, બૃહસ્પતિ પોતાની રાશિ(ધન કે મીન)-માં હોય તો જન્મનારો રાજા થાય છે. શનિ અથવા ચંદ્રમા પોતાની ઉચ્ચ રાશિના થઈને લગ્નમાં હોય, છઠ્ઠા ભાવમાં સૂર્ય અને બુધ હોય, શુક્ર તુલામાં, મંગલ મેષમાં અને ગુરુ કર્કમાં હોય તો આ બંને લગ્નોમાં જન્મ પામનારા શિશુઓ રાજા થાય છે. ઉચ્ચસ્થ* મંગલ જો ચંદ્રમાની સાથે લગ્નમાં હોય તોપણ જાતક રાજા થાય છે. ચંદ્ર વૃષ લગ્નમાં હોય અને સૂર્ય, ગુરુ તથા શનિ–આ ક્રમથી ૪, ૭, ૧૦મા સ્થાનમાં હોય તો જાતક રાજા થાય છે. મકર લગ્નમાં શનિ હોય અને લગ્નથી ૩, ૬, ૯ તથા ૧૨ મા ભાવમાં ક્રમશઃ ચંદ્ર, મંગલ, બુધ તથા બૃહસ્પતિ હોય તો જન્મ લેનાર બાળક રાજા થાય છે.[૧૭૦–૧૭૨]

ગુરુ સહિત ચંદ્ર ધનમાં અને મંગળ મકરમાં હોય તથા બુધ કે શુક્ર પોતાના ઉચ્ચમાં રહીને લગ્નમાં રહેલા હોય તો તે બંને યોગોમાં જન્મનાર શિશુ રાજા થાય છે. બૃહસ્પતિ સહિત કર્ક લગ્ન હોય; બુધ, ચંદ્ર તથા શુક્ર ત્રણે ૧૧ મા ભાવમાં હોય અને સૂર્ય મેષમાં હોય તો જાતક રાજા થાય છે. ચંદ્ર સહિત મીન લગ્ન હોય; સૂર્ય, શનિ, મંગળ–આ ક્રમથી સિંહ, કુંભ અને મકરમાં હોય તો ઉત્પન્ન થયેલું બાળક રાજા થાય છે. મંગલ સહિત મેષ લગ્ન હોય, બૃહસ્પતિ કર્કમાં હોય, અથવા કર્કસ્થ બૃહસ્પતિ લગ્નમાં હોય તો જાતક નરેશ થાય છે. મંગલ અને શનિ પંચમભાવમાં; ગુરુ, ચંદ્ર તથા શુક્ર ચતુર્થભાવમાં અને બુધ કન્યા લગ્નમાં હોય તો જન્મ લેનાર શિશુ રાજા થાય છે. મકર લગ્નમાં શનિ હોય તથા મેષ, કર્ક, સિંહ આ પોતપોતાના સ્વામીથી યુક્ત હોય; શુક્ર તુલામાં અને બુધ મિથુનમાં હોય તો બાળક યશસ્વી રાજા થાય છે. હે મુનીશ્વર! આ બતાવવામાં આવેલા યોગોમાં જન્મ લેનારો ગમે તેનો પુત્ર હોય તોપણ રાજા થાય છે. આગળ જે યોગો જણાવવામાં આવશે, તેમાં જન્મ લેનારા રાજકુમારને જ રાજા સમજવો જોઈએ. (જો કોઈ અન્ય

* પહેલાં ઉચ્ચસ્થ મંગલ વગેરે ગ્રહો લગ્નમાં રહેલા હોય તો 'રાજયોગ' કહેવામાં આવ્યો છે, તેથી અહીંયાં પણ જો ચંદ્રમા સહિત મંગલને લગ્નમાં રહેલો કહેવામાં આવ્યો છે, તેનાથી તેમના ઉચ્ચસ્થ ભાવની જ અનુવૃત્તિ સમજવી જોઈએ. અન્ય મુનિઓએ મકરસ્થ મંગલ લગ્નમાં હોય તો 'રાજયોગ' કહ્યો છે.

વ્યક્તિ આ યોગમાં ઉત્પન્ન થયેલ હોય તો તે રાજા જેવી થાય છે, રાજા થતી નથી.)

ત્રણ કે વધારે ગ્રહો બળવાન થઈને પોતપોતાના ઉચ્ચ કે મૂલ ત્રિકોણમાં હોય તો બાળક રાજા થાય છે. સિંહમાં સૂર્ય, મેષ લગ્નમાં ચંદ્ર, મકરમાં મંગલ, કુંભમાં શનિ અને ધનમાં બૃહસ્પતિ હોય તો ઉત્પન્ન શિશુ ભૂપાલ થાય છે. મુને! શુક્ર પોતાની રાશિમાં હોઈને ચતુર્થ સ્થાનમાં રહેલો હોય; ચંદ્રમા નવમ ભાવમાં રહીને શુભ ગ્રહથી જોવાતો હોય કે તેનાથી યુક્ત હોય તથા બાકીના ગ્રહો ૩, ૧, ૧૧ મા ભાવમાં રહેલા હોય તો જાતક આ વસુધાનો અધીશ્વર થાય છે. બુધ બળવાન થઈને લગ્નમાં રહેતો હોય, બળવાન શુભ ગ્રહો નવમ ભાવમાં રહેલા હોય ને બાકીના ગ્રહો ૯, ૫, ૩, ૬, ૧૦ અને ૧૧ મા ભાવમાં હોય તો ઉત્પન્ન બાળક ધર્માત્મા નરેશ થાય છે. ચંદ્રમા, શનિ અને બૃહસ્પતિ ક્રમશઃ દશમા, અગિયારમા ભાવમાં તથા લગ્નમાં રહેલા હોય; બુધ અને મંગળ બીજા ભાવમાં તથા શુક્ર અને રવિ ચોથા ભાવમાં હોય તો જાતક ભૂપાલ થાય છે. વૃષ લગ્નમાં ચંદ્ર, દ્વિતીયમાં ગુરુ, ૧૧ મામાં શનિ તથા શેષ ગ્રહો પણ રહેલા હોય તો બાળક નરેશ થાય છે. ૧૭૪–૧૮૩

ચતુર્થ ભાવમાં ગુરુ, ૧૦ ભાવમાં રવિ અને ચંદ્ર, લગ્નમાં શનિ અને ૧૧ મા ભાવમાં બાકીના ગ્રહો હોય તો ઉત્પન્ન શિશુ રાજા થાય છે. મંગળ અને શનિ લગ્નમાં હોય; ચંદ્ર, ગુરુ, શુક્ર, રવિ અને બુધ આ ક્રમથી ૪, ૭, ૯, ૧૦ અને ૧૧ મામાં હોય તો આ બધા ગ્રહો એવા બાળકને જન્મ આપે છે, જે ભવિષ્યમાં રાજા થાય છે.

હે મુનીશ્વર! ઉપર કહેલા યોગોમાં ઉત્પન્ન થયેલા મનુષ્યના દશમ ભાવ કે લગ્નમાં જે ગ્રહ હોય, તેની દશા–અંતર્દશા આવતાં તેને રાજ્યની પ્રાપ્તિ થાય છે. આ બન્ને સ્થાનોમાં ગ્રહ ન હોય તો જન્મસમયે જે ગ્રહ બળવાન હોય, તેની દશામાં રાજ્ય-લાભ થવાનું સમજવું; તથા જે ગ્રહ જન્મ-સમયે શત્રુની રાશિ કે પોતાની નીચ રાશિમાં હોય, તેની રાશિમાં કલેશ, પીડા વગેરે પ્રાપ્ત થાય છે. ૧૮૪,૧૮૫ર્ડ્ડ

×**નાભસયોગકથન:** સમીપવર્તી–નજીકનાં બે કેન્દ્રસ્થાનોમાં જ (રવિથી શનિ પર્યંત) બધા ગ્રહો હોય તો '**ગદા**' નામનો યોગ થાય છે. કેવળ લગ્ન અને સપ્તમ આ બે જ સ્થાનોમાં બધા ગ્રહો હોય તો '**શકટ**' યોગ થાય છે. દશમ અને ચતુર્થમાં જ બધા ગ્રહો રહેલા હોય તો '**વિહગ**'(પક્ષી)યોગ થાય છે. ૫, ૯ અને લગ્ન–આ ત્રણ જ સ્થાનોમાં બધા ગ્રહો હોય તો '**શૃંગાટક**' યોગ થાય છે. આવી જ રીતે લગ્નભિન્નસ્થાનથી ત્રિકોણસ્થાનોમાં જ બધા ગ્રહો હોય તો '**હલ**' નામનો યોગ થાય છે. લગ્ન અને સપ્તમમાં બધા શુભ ગ્રહો હોય અથવા ચતુર્થ–દશમમાં બધા પાપગ્રહો હોય તો બંને સ્થિતિઓમાં '**વજ્ર**' યોગ થાય છે. આનાથી વિપરીત જો લગ્ન, સપ્તમમાં બધા પાપ ગ્રહો અથવા ચતુર્થ દશમમાં બધા શુભ ગ્રહો હોય તો '**યવ**' યોગ થાય છે. જો ચારે કેન્દ્રમાં બધા (શુભ અને પાપ) ગ્રહો મળીને બેઠા હોય તો '**કમલ**' યોગ થાય છે. કેન્દ્રસ્થાનથી બહાર (ચારે પણફર અથવા ચારે આપોક્લિમ-સ્થાનોમાં) જ બધા ગ્રહો બેઠા હોય તો '**વાપી**' નામનો યોગ થાય છે. લગ્નથી એકસરખા જ સ્થાનો(૧, ૨. ૩, ૪)માં બધા ગ્રહો રહેલા હોય તો '**યૂપ**' યોગ થાય છે. ચતુર્થથી ચાર સ્થાને (૪, ૫, ૬, ૭)

× નાભસયોગ અનેક હોય છે. આ યોગોમાં રાહુ અને કેતુ સિવાય કેવળ સૂર્ય આદિ સાત ગ્રહો જ લેવામાં આવ્યા છે.

માં જ બધા ગ્રહો સ્થિત હોય તો 'શર' યોગ થાય છે. સપ્તમથી ૪ સ્થાન- (૭, ૮, ૯, ૧૦)માં જ બધા ગ્રહોની સ્થિતિ હોય તો 'શક્તિ' યોગ થાય છે અને દશમથી ૪ સ્થાન(૧૦, ૧૧, ૧૨, ૧)માં જ બધા ગ્રહો વિદ્યમાન હોય તો 'દંડ' યોગ થાય છે. લગ્નથી ક્રમશઃ સાત સ્થાનો- (૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭)માં બધા ગ્રહો હોય તો 'નૌકા' યોગ; ચતુર્થથી આરંભ કરીને લગાતાર સાત સ્થાનોમાં સાતે ગ્રહો હોય તો 'કૂટ' યોગ; સપ્તમ ભાવથી આરંભ કરીને એક સરખી રીતે સાત સ્થાનોમાં સાતે ગ્રહ વિદ્યમાન હોય તો 'છત્ર' યોગ અને દશમથી આરંભ કરીને સાત સ્થાનોમાં બધા ગ્રહો સ્થિત હોય તો 'ચાપ' નામનો યોગ થાય છે. આ જ પ્રમાણે કેન્દ્રથી ભિન્ન સ્થાનથી આરંભ કરીને લગાતાર સાત સ્થાનોમાં બધા ગ્રહો હોય તો 'અર્ધચંદ્ર' નામનો યોગ થાય છે.૧૮૬-૧૯૦

લગ્નથી આરંભ કરીને એક એક સ્થાન છોડી ક્રમશઃ (૧, ૩, ૫, ૭, ૯, ૧૧ આ) ૬ સ્થાનોમાં જ બધા ગ્રહો સ્થિત હોય તો 'ચક્ર' નામનો યોગ થાય છે અને દ્વિતીય ભાવથી લઈને એક એક સ્થાન છોડી ક્રમશઃ ૬ સ્થાનોમાં (૨, ૪, ૬, ૮, ૧૦, ૧૨) જ બધા ગ્રહો રહેલા હોય તો 'સમુદ્ર' નામનો યોગ થાય છે.૧૯૧

૭ થી ૧ સ્થાન સુધીમાં બધા ગ્રહો રહેલા હોય તો ક્રમશઃ વીણા આદિ નામ- વાળા ૭ યોગ થાય છે; જેમ કે-૭ સ્થાનો- માં બધા ગ્રહો હોય તો 'વીણા', ૬ સ્થાનોમાં બધા ગ્રહો હોય તો 'દામ', ૫ સ્થાનોમાં બધા ગ્રહો હોય તો 'પાશ', ૪ સ્થાનોમાં બધા ગ્રહો હોય તો 'ક્ષેત્ર', ૩ સ્થાનોમાં બધા ગ્રહો હોય તો 'શૂલ', ૨ સ્થાનોમાં બધા ગ્રહો હોય તો 'યુગ', ને ૧ જ સ્થાનમાં બધા ગ્રહો હોય તો 'ગોલ' નામનો યોગ થાય છે. બધા ગ્રહો ચર રાશિમાં હોય તો 'રજ્જુ', સ્થિર રાશિમાં હોય તો 'મુસલ' અને દ્વિસ્વ- ભાવમાં હોય તો 'નલ' નામનો યોગ થાય છે. બધા શુભ ગ્રહો કેન્દ્રસ્થાનોમાં હોય તો 'માલા' અને બધા પાપગ્રહો કેન્દ્રસ્થાનોમાં હોય તો 'સર્પ' નામનો યોગ થાય છે.૧૯૨,૧૯૩

**આ યોગોમાં જન્મનારનાં ફળ:** રજ્જુયોગમાં જન્મનાર બાળક ઈર્ષ્યાવાન અને માર્ગે ચાલવા(યાત્રા કરવા કે હરવા ફરવા)ની ઇચ્છાવાળો હોય છે. મુસલ યોગ- માં ઉત્પન્ન શિશુ ધન અને માનથી યુક્ત હોય છે, નલયોગમાં ઉત્પન્ન થયેલો પુરુષ અંગહીન, સ્થિરબુદ્ધિ અને ધનવાન હોય છે. માલાયોગમાં પેદા થયેલો માણસ ભોગી હોય છે તથા સર્પયોગમાં ઉત્પન્ન પુરુષ દુઃખથી પીડિત હોય છે. વીણા- યોગમાં જેનો જન્મ થયેલો હોય, તે મનુષ્ય સર્વ કાર્યોમાં નિપુણ તથા સંગીત અને નૃત્યમાં રુચિ ધરાવનારો હોય છે. દામ- યોગમાં ઉત્પન્ન મનુષ્ય દાતા અને ધનાઢ્ય હોય છે. પાશયોગમાં ઉત્પન્ન ધનવાન અને સુશીલ હોય છે. કેદાર(ક્ષેત્ર)યોગમાં પેદા થયેલો ખેતીથી જીવિકા ચલાવનારો થાય છે તથા શૂલયોગમાં ઉત્પન્ન થયેલો પુરુષ શૂરવીર, શસ્ત્રથી આઘાત ન પામનારો ને નિર્ધન હોય છે. યુગયોગમાં જન્મ લેનારો પાખંડી તથા ગોલયુગમાં ઉત્પન્ન મનુષ્ય મલિન તેમ જ ધનહીન હોય છે.

ચક્રયોગમાં જન્મ લેનારા પુરુષનાં ચરણોમાં રાજાઓ પણ મસ્તક નમાવે છે. સમુદ્રયોગમાં ઉત્પન્ન પુરુષ રાજોચિત ભોગો- થી સંપન્ન હોય છે. અર્ધચંદ્રયોગમાં ઉત્પન્ન થયેલું બાળક સુંદર શરીરવાળું તથા ચાપ- યોગમાં ઉત્પન્ન થયેલ શિશુ સુખી અને શૂરવીર હોય છે. છત્રયોગમાં ઉત્પન્ન મનુષ્ય

મિત્રોના ઉપર ઉપકાર કરનારો તથા કૂટયોગમાં ઉત્પન્ન થયેલો હોય તો મિથ્યાભાષી ને જેલનો માલિક થાય છે. નૌકાયોગમાં ઉત્પન્ન પુરુષ નિશ્ચય જ યશસ્વી અને સુખી થાય છે. યૂપયોગમાં જન્મનારો મનુષ્ય દાની, યજ્ઞ કરનારો ને જિતાત્મા હોય છે. શરયોગમાં ઉત્પન્ન મનુષ્ય બીજાઓને કષ્ટ આપનારો ને ગોપનીય સ્થાનોનો સ્વામી થાય છે. શક્તિયોગમાં ઉત્પન્ન થયેલો માણસ નીચ, આળસુ અને નિર્ધન હોય છે ને દંડયોગમાં ઉત્પન્ન પુરુષ પોતાનાં પ્રિયજનોથી વિયોગનું કષ્ટ ભોગવે છે. ૧૯૪–૧૯૯

**ચંદ્રયોગનું કથન:** જો ચંદ્રથી બીજે સ્થાને સૂર્ય સિવાય કોઈ પણ બીજો ગ્રહ હોય તો 'સુનફા'યોગ થાય છે; બારમા સ્થાનમાં હોય તો 'અનફા' અને ચંદ્રથી બન્ને સ્થાનો(૨,૧૨)માં ગ્રહો હોય તો 'દુરુધરા'યોગ થયેલો જાણવો. આનાથી ભિન્ન(અર્થાત્ ૨,૧૨)માં કોઈ ગ્રહ ન હોય તો ''કેમદ્રુમ' યોગ થાય છે. ૨૦૦

**ઉક્ત યોગોનું ફળ:** સુનફાયોગમાં જન્મ લેનારો પુરુષ પોતાના ભુજબલથી ઉપાર્જિત ધનનો ભોગી, દાતા, ધનવાન અને સુખી થાય છે. અનફાયોગમાં ઉત્પન્ન મનુષ્ય રોગહીન, સુશીલ, વિખ્યાત અને સુંદર રૂપવાળો હોય છે. દુરુધરામાં જન્મ લેનારો ભોગી, સુખી, ધનવાન, દાતા અને વિષયોથી નિઃસ્પૃહ હોય છે; તથા 'કેમદ્રુમ' યોગમાં ઉત્પન્ન મનુષ્ય અત્યંત મલિન, દુઃખી, નીચ અને નિર્ધન હોય છે. ૨૦૧,૨૦૨

**દ્વિગ્રહયોગફળ:** હે મુને! સૂર્ય જો ચંદ્રથી યુક્ત હોય તો ભાતભાતનાં યંત્ર (મશીન) અને પથ્થરના કાર્યમાં કુશળ બનાવે છે. મંગળથી યુક્ત હોય તો તે બાળકને નીચ કાર્યમાં લગાડે છે. બુધથી યુક્ત હોય તો યશસ્વી, કાર્યકુશળ, વિદ્વાન અને ધનવાન બનાવે છે. ગુરુથી યુક્ત હોય તો બીજાઓનાં કાર્ય કરનારો. શુક્રથી યુક્ત હોય તો ધાતુઓ(તાંબા આદિ)ના કાર્યમાં નિપુણ તથા પાત્રનિર્માણ (વાસણો બનાવવાની) કલાનો જાણકાર બનાવે છે. ૨૦૩,૪

ચંદ્ર જો મંગળથી યુક્ત હોય તો જાતક કૂટવસ્તુ (નકલી સામાન), સ્ત્રી અને આસવ–અરિષ્ટાદિનો ક્રય–વિક્રય કરનારો તથા માતાનો દ્રોહી થાય છે. બુધની સાથે ચંદ્ર હોય તો ઉત્પન્ન શિશુને ધનવાન, કાર્યકુશળ તથા વિનય અને કીર્તિથી યુક્ત કરે છે. ગુરુથી યુક્ત હોય તો ચંચલ બુદ્ધિ, કુળમાં મુખ્ય, પરાક્રમી અને ધનવાન બનાવે છે. હે મુને! જો શુક્રથી યુક્ત ચંદ્ર હોય તો બાળકને વસ્ત્રનિર્માણકલાનો જ્ઞાતા બનાવે છે. શનિથી યુક્ત હોય તો તે બાળકને એવી સ્ત્રીના પેટે જન્મ આપે છે કે જેણે પતિ મરણ પામ્યા પછી અથવા પતિની હયાતિમાં પરપુરુષ સાથે સંબંધ બાંધી લીધો હોય. ૨૦૫,૨૦૬

મંગલ જો બુધથી યુક્ત હોય તો ઉત્પન્ન થયેલ બાળક બાહુઓ વડે યુદ્ધ કરનારો (પહેલવાન) થાય છે. ગુરુથી યુક્ત હોય તો નગરનો સ્વામી, શુક્રથી યુક્ત હોય તો જુગાર રમનારો તથા ગાયો પાળનારો અને શનિથી યુક્ત હોય તો મિથ્યાવાદી તથા જુગારી થાય છે.૨૦૭

હે નારદ! બુધ જો બૃહસ્પતિથી યુક્ત હોય તો ઉત્પન્ન શિશુ નૃત્ય અને સંગીતનો પ્રેમી થાય છે. શુક્રથી યુક્ત હોય તો માયાવી અને શનિથી યુક્ત હોય તો ઉત્પન્ન મનુષ્ય લોભી અને ક્રૂર હોય છે.૨૦૮

ગુરુ જો શુક્રથી યુક્ત હોય તો મનુષ્ય વિદ્વાન, શનિથી યુક્ત હોય તો રસોઇયો અથવા હાંડલાં ઘડનારો (કુંભાર) થાય છે. શુક્ર જો શનિની સાથે હોય તો મંદ દૃષ્ટિવાળો તથા સ્ત્રીના આશ્રયથી ધનોપાર્જન કરનારો થાય છે.૨૦૯

**પ્રવ્રજ્યાયોગ :** જો જન્મ સમયે ચાર કે ચારથી વધારે ગ્રહો એક સ્થાનમાં બળવાન હોય તો મનુષ્ય ગૃહત્યાગ કરી સંન્યાસી થાય છે. તે ગ્રહોમાં મંગલ, બુધ, ગુરુ, ચંદ્ર, શુક્ર, શનિ અને સૂર્ય બળવાન હોય તો મનુષ્ય ક્રમશઃ શાકય (રક્ત વસ્ત્રધારી બૌદ્ધ), આજીવક (દંડી), ભિક્ષુ (યતી), વૃદ્ધ (વૃદ્ધશ્રાવક), ચરક (ચક્રધારી), અહી (નગ્ન) અને ફલાહારી થાય છે. પ્રવ્રજ્યાકારક ગ્રહ જો અન્ય ગ્રહથી પરાજિત હોય તો મનુષ્ય તે પ્રવ્રજ્યાથી પતિત થાય છે. જો પ્રવ્રજ્યાકારક ગ્રહ સૂર્યની સન્નિધિને લીધે અસ્ત હોય તો મનુષ્ય તેની દીક્ષા જ લેતો નથી ને જો તે ગ્રહ બળવાન હોય તો તેની 'પ્રવ્રજ્યા'માં પ્રીતિ રહે છે. જન્મરાશિને જો અન્ય ગ્રહ જોતો ન હોય અને જન્મરાશિના સ્વામીને 'શનિ જોતો હોય અથવા નિર્બળ જન્મરાશિના અધિપતિને શનિ જોતો હોય અથવા શનિના દ્રેષ્કાણુ કે મંગલ૦ અથવા શનિના નવમાંશમાં ચંદ્ર હોય ને તેના પર શનિની દૃષ્ટિ હોય તો આ યોગોમાં વિરક્ત થઈને ગૃહત્યાગ કરનારો પુરુષ સંન્યાસધર્મની દીક્ષા લે છે.૨૧૦–૨૧૩

**અશ્વિની આદિ નક્ષત્રોમાં જન્મેલાનું ફળ :** અશ્વિની નક્ષત્રમાં જન્મ થાય તો બાળક સુંદર રૂપવાળું અને ભૂષણપ્રિય હોય છે. ભરણીમાં ઉત્પન્ન શિશુ સર્વ કાર્ય કરવામાં સમર્થ અને સત્યવક્તા હોય છે. કૃત્તિકામાં જન્મનારો અમિતાહારી, પરસ્ત્રીમાં આસક્ત, સ્થિરબુદ્ધિ અને પ્રિય વક્તા હોય છે. રોહિણીમાં પેદા થયેલો મનુષ્ય ધનવાન, મૃગશીર્ષમાં ભોગી, આર્દ્રામાં હિંસ્રસ્વભાવવાળો, શઠ અને અપરાધી; પુનર્વસુમાં જિતેન્દ્રિય, રોગી અને સુશીલ તથા પુષ્યમાં કવિ અને સુખી હોય છે. આશ્લેષા નક્ષત્રમાં ઉત્પન્ન મનુષ્ય ધૂર્ત, શઠ, કૃતઘ્ન, નીચ અને ખાવાપીવાનો વિચાર ન રાખનારો હોય છે. મઘામાં ભોગી, ધનવાન તથા દેવ વગેરેનો ભક્ત હોય છે. પૂર્વાફાલ્ગુનીમાં દાતા અને પ્રિયવક્તા હોય છે, ઉત્તરાફાલ્ગુનીમાં ધનવાન અને ભોગી; હસ્તમાં ચોરસ્વભાવ, નફફટ અને નિર્લજ્જ તથા ચિત્રામાં નાના પ્રકારનાં વસ્ત્ર ધારણ કરનારો ને સુંદર નેત્રવાળો હોય છે. સ્વાતિમાં જન્મ લેનારો મનુષ્ય ધર્માત્મા અને દયાળુ હોય છે, વિશાખામાં લોભી, ચતુર અને ક્રોધી; અનુરાધામાં ભ્રમણશીલ અને વિદેશમાં રહેનારો, જ્યેષ્ઠામાં ધર્માત્મા અને સંતોષી તથા મૂલમાં ધનવાન, પ્રતિષ્ઠિત તેમ જ સુખી હોય છે. પૂર્વાષાઢામાં માન પામનારો, સુખી અને લોકમાં વિખ્યાત તથા ધનિષ્ઠામાં દાની, શૂરવીર અને ધનવાન હોય છે. શતભિષામાં શત્રુને જીતનારો અને વ્યસનમાં આસક્ત. પૂર્વાભાદ્રપદમાં સ્ત્રીના વશમાં રહેનારો ને ધનવાન. ઉત્તરાભાદ્રપદમાં વક્તા, સુખી અને સુંદર તથા રેવતીમાં જન્મ લેનારો શૂરવીર, ધનવાન ને પવિત્ર હૃદયવાળો હોય છે. ૨૧૪–૨૨૦

**મેષ આદિ ચંદ્રરાશિમાં જન્મનું ફળ :** મેષ રાશિમાં જન્મનારો કામી, શૂરવીર, કૃતજ્ઞ; વૃષભમાં સુંદર, દાની અને ક્ષમાશીલ; મિથુનમાં સ્ત્રીભોગમાં આસક્ત, દ્યુતવિદ્યાને જાણનારો તથા કર્ક રાશિમાં સ્ત્રીને વશ અને ટૂંકા શરીરવાળો હોય છે. સિંહ રાશિમાં સ્ત્રીનો દ્વેષ કરનારો, ક્રોધી, અભિમાની, પરાક્રમી, સ્થિરબુદ્ધિ ને સુખી હોય છે. કન્યા રાશિમાં ધર્માત્મા, કોમળ શરીરવાળો ને સૂક્ષ્મબુદ્ધિ ધરાવનારો હોય છે. તુલા રાશિમાં ઉત્પન્ન પુરુષ પંડિત, ઊંચા કદવાળો અને ધનવાન હોય છે. વૃશ્ચિક રાશિમાં જન્મનારો રોગી, લોકમાં પૂજ્ય અને ક્ષતયુક્ત હોય છે. ધનમાં જન્મ લેનારો કવિ, શિલ્પજ્ઞ અને ધનવાન; મકરમાં કાર્ય

કરવામાં ઉત્સાહ વિનાનો, વ્યર્થ ફરનારો અને સુંદર નેત્રવાળો; કુંભમાં પરસ્ત્રી અને પરધન હરણ કરવાના સ્વભાવવાળો તથા મીનમાં જન્મેલો કવિ અને શિલ્પશાસ્ત્રને જાણનારો હોય છે.

જો ચંદ્રમાની રાશિ બળવાન હોય તથા રાશિનો સ્વામી અને ચંદ્રમા બંને બળવાન હોય તો ઉપર કહેલાં ફળ પૂર્ણરૂપથી પ્રાપ્ત થાય છે, એમ જાણવું. અન્યથા વિપરીત ફળ (અર્થાત્ નિર્બળ હોય તો ફળનો અભાવ અથવા બળ અનુસાર ફળમાં પણ તારતમ્ય) જાણવું જોઈએ. એવી જ રીતે અન્ય ગ્રહોની રાશિ અનુસાર ફળનો વિચાર કરવો જોઈએ. ૨૨૪

**સૂર્ય આદિ ગ્રહો અને રાશિફળ:** સૂર્ય જો મેષ રાશિમાં હોય તો જાતક લોકમાં વિખ્યાત થાય છે; વૃષભમાં હોય તો સ્ત્રીનો દ્વેષી; મિથુનમાં હોય તો ધનવાન; કર્કમાં હોય તો ઉગ્ર સ્વભાવવાળો; સિંહમાં હોય તો મૂર્ખ; કન્યામાં હોય તો કવિ; તુલામાં હોય તો કલાવાન; વૃશ્ચિકમાં હોય તો ધનવાન; ધનમાં હોય તો લોકપૂજ્ય; મકરમાં હોય તો લોભી; કુંભમાં હોય તો નિર્ધન અને મીનમાં હોય તો જાતક સુખથી રહિત હોય છે.

મંગલ જો સિંહમાં હોય તો જાતક નિર્ધન; કર્કમાં હોય તો ધનવાન; સ્વરાશિ-(મેષ-વૃશ્ચિક)માં હોય તો ભ્રમણશીલ; બુધની પોતાની રાશિ(કન્યા-મિથુન)માં હોય તો કૃતઘ્ન; ગુરુની સ્વરાશિ(ધન-મીન)માં હોય તો વિખ્યાત; શુક્રની વૃષ અને તુલા રાશિમાં હોય તો પરસ્ત્રીમાં આસક્ત; મકરમાં હોય તો બહુ પુત્રવાળો અને ધનવાન તથા કુંભમાં હોય તો દુઃખી, દુષ્ટ અને મિથ્યા સ્વભાવવાળો હોય છે.

બુધ જો સૂર્યની રાશિ સિંહમાં હોય તો સ્ત્રીનો દ્વેષી; ચંદ્રની રાશિ(કર્ક)માં હોય તો પોતાના પરિજનોનો દ્વેષી; મંગલની રાશિ(મેષ, વૃશ્ચિક)માં હોય તો નિર્ધન અને સત્ત્વહીન; પોતાની રાશિ(મિથુન-કન્યા)માં હોય તો બુદ્ધિમાન અને ધનવાન, ગુરુની રાશિ(ધન-મીન)માં હોય તો માન અને ધનથી યુક્ત; શુક્રની રાશિ-(વૃષ-તુલા)માં હોય તો પુત્ર અને સ્ત્રીથી સંપન્ન તથા શનિની રાશિ(મકર-કુંભ)-માં હોય તો કરજદાર હોય છે.

ગુરુ જો સિંહમાં હોય તો સેનાપતિ; કર્કમાં હોય તો સ્ત્રીપુત્રાદિથી યુક્ત, તેમ જ ધનવાન; મંગલની રાશિ(મેષ-વૃશ્ચિક)-માં હોય તો ધનવાન અને ક્ષમાશીલ; બુધની રાશિ(મિથુન-કન્યા)માં હોય તો વસ્ત્ર આદિ વૈભવથી યુક્ત; પોતાની રાશિ-(ધન-મીન)માં હોય તો મંડલનો અધિપતિ; શુક્રની રાશિ(વૃષભ અને તુલા)માં હોય તો ધનવાન અને સુખી તથા શનિની રાશિ મકરમાં હોય તો કરજદાર અને કુંભમાં હોય તો ધનવાન હોય છે.

શુક્ર સિંહમાં હોય તો જાતક સ્ત્રી દ્વારા ધન મેળવનારો; કર્કમાં હોય તો ગર્વ અને શોકથી યુક્ત; મંગલની રાશિ(મેષ-વૃશ્ચિક)માં હોય તો બંધુઓ સાથે દ્વેષ રાખનારો; બુધની રાશિ(મિથુન-કર્ક)માં હોય તો ધનવાન અને પાપ કરવાના સ્વભાવ-વાળો; ગુરુની રાશિ(ધન-મીન)માં હોય તો ધનવાન અને પંડિત; પોતાની રાશિ-(વૃષ-તુલા)માં હોય તો ધનવાન અને ક્ષમાશીલ તથા શનિની રાશિ(મકર-કુંભ)-માં હોય તો સ્ત્રીથી પરાજિત થાય છે.

શનિ જો સિંહમાં હોય તો પુત્ર અને ધનથી રહિત; કર્કમાં હોય તો ધન અને સંતાનથી હીન, મંગળની રાશિ(મેષ-વૃશ્ચિક)માં હોય તો બુદ્ધિરહિત અને મિત્ર વિનાનો; બુધની રાશિ(મિથુન-કન્યા)માં હોય તો પ્રધાન રક્ષક; ગુરુની રાશિ(ધન-

મીન )માં હોય તો સુપુત્ર, ઉત્તમ સ્ત્રી અને ધનથી યુક્ત; શુક્રની રાશિ( વૃષ–તુલા )માં હોય તો રાજા અને પોતાની રાશિ( મકર–કુંભ )માં હોય તો જાતક ગામનો અધિપતિ થાય છે. ૨૩૦૩

**ચંદ્ર પર દૃષ્ટિનું ફળ :** મેષ રાશિમાં રહેલા ચંદ્રમા પર મંગલ આદિ ગ્રહોની દૃષ્ટિ હોય તો જાતક ક્રમથી રાજા, પંડિત, ગુણવાન, ચોર સ્વભાવનો તથા નિર્ધન હોય છે.÷

વૃષસ્થ ચંદ્રમા પર મંગલ આદિ ગ્રહોની દૃષ્ટિ હોય તો ક્રમથી નિર્ધન, ચોરસ્વભાવવાળો, રાજા, પંડિત તથા પ્રેષ્ય( ભૃત્ય ) હોય છે. મિથુન રાશિમાં રહેલા ચંદ્રમા પર મંગલ આદિ ગ્રહોની દૃષ્ટિ હોય તો મનુષ્ય ક્રમશઃ ધાતુઓથી આજીવિકા ચલાવનારો, રાજા, પંડિત, નિર્ભય, વસ્ત્ર બનાવનારો તથા ધનહીન હોય છે. પોતાની રાશિ( કર્ક )માં રહેલ ચંદ્રમા પર જો મંગલ આદિ ગ્રહોની દૃષ્ટિ હોય તો જાતક શિશુ ક્રમશઃ યોદ્ધો, કવિ, પંડિત, ધની, ધાતુથી જીવિકા ચલાવનારો તથા નેત્રરોગી હોય છે. સિંહ રાશિમાં રહેલા ચંદ્રમા પર જો બુધ આદિ ગ્રહોની દૃષ્ટિ હોય તો મનુષ્ય ક્રમશઃ જ્યોતિષી, ધનવાન, લોકમાં પૂજ્ય, વાળંદનું કામ કરનાર, રાજા તથા મનુષ્યોનો અગ્રણી હોય છે. કન્યા રાશિમાં રહેલ ચંદ્રમા પર બુધ આદિ ગ્રહોની દૃષ્ટિ હોય તેમ જ શુભ ગ્રહો( બુધ, ગુરુ, શુક્ર )ની દૃષ્ટિ હોય તો ઉત્પન્ન બાલક ક્રમથી ભૂપતિ, સોનીનું કામ કરનાર અને વેપારી હોય છે. ને બાકીના ગ્રહો( શનિ, રવિ અને મંગલ )ની દૃષ્ટિ હોય તો તે હિંસ્ર સ્વભાવવાળો હોય છે.

÷ મંગળની દૃષ્ટિથી ભૂપ; બુધની દૃષ્ટિથી જ્ઞ ( પંડિત ); ગુરુની દૃષ્ટિથી ગુણવાન, શુક્રની દૃષ્ટિથી ચોરનો સ્વભાવ તથા શનિની દૃષ્ટિથી નિર્ધન હોવાનું કહ્યું છે; સૂર્યની દૃષ્ટિનું ફળ કહ્યું નથી તેથી તેનું ફળ શનિના ફળ સમાન જાણવું.

વૃશ્ચિક રાશિસ્થ ચંદ્રમા પર બુધ આદિ ગ્રહોની દૃષ્ટિ હોતાં ક્રમથી જાતક બે સંતાનોનો પિતા, મૃદુસ્વભાવ, વસ્ત્ર વગેરે રંગનારો, અંગહીન, નિર્ધન અને ભૂમિપતિ હોય છે. ધન રાશિસ્થ ચંદ્રમા પર બુધ આદિ શુભ ગ્રહોની દૃષ્ટિ હોય તો ઉત્પન્ન બાલક ક્રમશઃ પોતાના કુલ, પૃથ્વી તથા જનસમૂહનો પાલક હોય છે. શેષ ગ્રહો ( શનિ, રવિ તથા મંગલ )ની દૃષ્ટિ હોય તો જાતક દંભી અને શઠ હોય છે. ૨૩૫

મકર રાશિમાં રહેલા ચંદ્રમા પર બુધ આદિની દૃષ્ટિ હોય તો તે ક્રમશઃ ભૂમિપતિ, પંડિત, ધનવાન, લોકમાં પૂજ્ય, ભૂપતિ તથા પરસ્ત્રીમાં આસક્ત હોય છે. કુંભ રાશિમાં રહેલા ચંદ્રમા પર પણ ઉક્ત ગ્રહોની દૃષ્ટિ હોય તો મકરસ્થ ચંદ્રની સમાન ફળ જાણવું. મીનરાશિસ્થ ચંદ્રમા પર શુભ ગ્રહો( બુધ, ગુરુ, શુક્ર )ની દૃષ્ટિ હોય તો જાતક ક્રમશઃ હાસ્યપ્રિય, રાજા અને પંડિત હોય છે. ( તથા શેષ ગ્રહો( પાપ–ગ્રહો )ની દૃષ્ટિ હોતાં અનિષ્ટ ફળ જાણવું. ) ૨૩૬

હોરા( લગ્ન )ના સ્વામીની હોરામાં સ્થિત ચંદ્રમા પર તે જ હોરામાં રહેલા ગ્રહોની દૃષ્ટિ હોય તો તે શુભ ફળ આપનારા હોય છે. જે તૃતીયાંશ( દ્રેષ્કાણ )માં ચંદ્રમા હોય તેના સ્વામીથી તથા મિત્ર રાશિમાં રહેલા ગ્રહોથી યુક્ત અથવા દૃષ્ટ ચંદ્રમા શુભ ફળ આપનાર હોય છે, પ્રત્યેક રાશિમાં રહેલા ચંદ્રમા પર ગ્રહોની દૃષ્ટિ હોવાથી જે જે ફળો કહેવામાં આવ્યાં છે, તે રાશિઓના દ્વાદશાંશમાં રહેલા ચંદ્રમા પર પણ તે તે ગ્રહોની દૃષ્ટિ હોવાથી તે જ ફળ પ્રાપ્ત થાય છે.

હવે નવમાંશમાં રહેલા ચંદ્રમા પર ભિન્ન ભિન્ન ગ્રહોની દૃષ્ટિથી પ્રાપ્ત થનારાં ફળોનું વર્ણન કરું છું. મંગલના નવમાંશમાં રહેલા ચંદ્રમા પર જો સૂર્યાદિ ગ્રહોની દૃષ્ટિ

હોય તો જાતક ક્રમશઃ+ ગામ કે નગરનો રક્ષક, હિંસા કરવાના સ્વભાવવાળો, યુદ્ધમાં નિપુણ, ભૂપતિ, ધનવાન તથા કજિયાખોર હોય છે. શુક્રના નવમાંશમાં સ્થિત ચંદ્રમા પર સૂર્યાદિ ગ્રહોની દૃષ્ટિ હોય તો ઉત્પન્ન બાલક ક્રમશઃ મૂર્ખ, પરસ્ત્રીમાં આસક્ત, સુખી તથા કાવ્ય કરનારો હોય છે. બુધના નવમાંશમાં રહેલા ચંદ્રમા પર જો સૂર્યાદિ ગ્રહોની દૃષ્ટિ હોય તો બાલક ક્રમશઃ નર્તક, ચોરસ્વભાવનો, પંડિત, મંત્રી, સંગીતજ્ઞ તથા શિલ્પકાર હોય છે. પોતાના (કર્ક) નવમાંશમાં સ્થિત ચંદ્રમા પર જો સૂર્યાદિ ગ્રહોની દૃષ્ટિ હોય તો ટૂંકા શરીરવાળો, ધનવાન, તપસ્વી, લોભી પોતાની સ્ત્રીની કમાણી ઉપર જીવનારો અને કર્તવ્યપરાયણ હોય છે. સૂર્યના નવમાંશ(સિંહ)માં સ્થિત ચંદ્રમા પર જો સૂર્યાદિ ગ્રહોની દૃષ્ટિ હોય તો બાલક ક્રમશઃ ક્રોધી, રાજમંત્રી, નિધિપતિ કે મંત્રી, રાજા, હિંસાના સ્વભાવવાળો તેમ જ પુત્રહીન હોય છે. ગુરુના નવમાંશમાં રહેલા ચંદ્રમા પર સૂર્યાદિ ગ્રહોની દૃષ્ટિ હોય તો બાલક ક્રમશઃ હાસ્યપ્રિય, કુશળ, બળવાન, મંત્રી, ધર્માત્મા તથા ધર્મશીલ હોય છે, શનિના નવમાંશમાં સ્થિત ચંદ્રમા પર જો સૂર્યાદિ ગ્રહોની દૃષ્ટિ હોય તો જાતક ક્રમશઃ અલ્પસંતતિ, દુઃખી, અભિમાની, પોતાના કાર્યમાં તત્પર, દુષ્ટ સ્ત્રીનો પતિ તથા કૃપણ હોય છે. જેવી રીતે મેષાદિ રાશિ અથવા તેના નવમાંશમાં સ્થિત ચંદ્રમા ઉપર સૂર્યાદિ ગ્રહોની દૃષ્ટિનાં ફળ કહેવામાં આવ્યાં છે; આ જ પ્રમાણે મેષાદિ રાશિ કે નવમાંશમાં સ્થિત સૂર્ય પર ચંદ્ર આદિ ગ્રહોની દૃષ્ટિથી પણ પ્રાપ્ત થનારાં ફળ સમજવાં જોઈએ.૨૩૭-૨૪૩

+ સૂર્યાદિ ક્રમમાં સૂર્ય, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ આ પ્રમાણે ૬ ગ્રહ તથા બુધાદિમાં બુદ્ધ, ગુરુ, શુક્ર, શનિ રવિ, મંગળ આ પ્રમાણે ૬ ગ્રહ સમજવા.

**ફળોમાં ન્યૂનાધિક્ય:** ચંદ્રમા જો વર્ગોત્તમ નવમાંશમાં હોય તો પૂર્વોક્ત શુભ ફળ પૂર્ણ, પોતાના નવમાંશમાં હોય તો મધ્યમ (અડધું) ને અન્ય નવમાંશમાં હોય તો અલ્પ સમજવું જોઈએ. (આ ઉપરથી આવું પણ સિદ્ધ થાય છે કે જે અશુભ ફળ કહેવામાં આવ્યું છે, તે પણ વિપરીત દશામાં વિપરીત હોય છે, અર્થાત્ વર્ગોત્તમમાં ચંદ્રમા હોય તો અશુભ ફળ અલ્પ, પોતાના નવમાંશમાં હોય તો અડધું ને અન્ય નવમાંશમાં હોય તો પૂર્ણ હોય છે.) રાશિ અને નવમાંશમાંનાં ફળોમાં જો ભિન્નતા હોય ને નવમાંશનો સ્વામી બળવાન હોય તો તે રાશિફળને અટકાવીને જ ફળ આપે છે.

**દ્વાદશભાવગત ગ્રહોનાં ફળ:** સૂર્ય જો લગ્નમાં હોય તો શિશુ શૂરવીર, દીર્ઘસૂત્રી (વિલંબથી કામ કરવાના સ્વભાવવાળો), દુર્બળ દૃષ્ટિવાળો અને નિર્દય હોય છે. જો મેષમાં રહીને લગ્નમાં હોય તો ધનવાન અને નેત્રરોગી હોય છે, અને સિંહ લગ્નમાં હોય તો રતાંધળો, તુલા લગ્નમાં હોય તો આંધળો અને નિર્ધન હોય છે. કર્ક લગ્નમાં હોય તો જાતકની આંખમાં ફૂલું પડેલું હોય છે.

દ્વિતીય ભાવમાં સૂર્ય હોય તો બાળક ઘણો ધનવાન, રાજદંડ ધરાવનારો અને મુખના રોગવાળો હોય છે. તૃતીય સ્થાનમાં સૂર્ય હોય તો પંડિત અને પરાક્રમી હોય છે. ચતુર્થ સ્થાનમાં સૂર્ય હોય તો સુખહીન અને પીડાયુક્ત હોય છે. સૂર્ય પંચમ ભાવમાં હોય તો મનુષ્ય ધનહીન અને પુત્ર વિનાનો હોય છે. છઠ્ઠા ભાવમાં હોય તો બળવાન અને શત્રુઓને જીતનારો હોય છે. સાતમા સ્થાનમાં સૂર્ય રહેલો હોય તો મનુષ્ય પોતાની સ્ત્રીથી પરાજિત થાય છે. આઠમા ભાવમાં સૂર્ય હોય તો તેને પુત્રો ઓછા હોય છે, ને તેને દેખાય છે પણ ઓછું. નવમા ભાવમાં સૂર્ય

હોય તો જાતક પુત્રવાન, ધનવાન અને સુખી હોય છે. દશમભાવમાં હોય તો વિદ્વાન અને પરાક્રમી તથા અગિયારમા સ્થાનમાં સૂર્ય હોય તો અધિક ધનવાન અને માન-પાન મેળવનારો હોય છે. જો બારમા સ્થાનમાં સૂર્ય હોય તો ઉત્પન્ન થયેલ બાલક નીચ અને ધનહીન હોય છે.૨૪૫-૨૪૯

ચંદ્રમા જો મેષ લગ્નમા હોય તો જાતક મૂંગો, બહરો, આંધળો અને બીજાઓનો દાસ હોય છે. વૃષ લગ્નમાં હોય તો ધનવાન હોય છે. દ્વિતીય ભાવમાં હોય તો વિદ્વાન અને ધનવાન; તૃતીય ભાવમાં ચંદ્રમા હોય તો હિંસા કરવાના સ્વભાવવાળો; ચતુર્થ સ્થાનમા હોય તો તે ભાવ માટે કહેવામાં આવેલાં ફળો(સુખ, ગૃહ આદિ)થી સંપન્ન, પંચમ ભાવમા ચંદ્રમા રહેલો હોય તો કન્યા-રૂપ સંતાનવાળો અને આળસુ હોય છે. છઠ્ઠા ભાવમાં હોય તો બાળક મંદાગ્નિનો રોગી હોય છે. તેને અભીષ્ટ ભોગો ઘણા ઓછા મળે છે ને તે ઉગ્ર સ્વભાવનો હોય છે. સાતમા સ્થાનમાં ચંદ્રમા હોય તો જાતક ઈર્ષ્યાળુ ને અત્યંત કામી હોય છે. અષ્ટમ ભાવમાં હોય તો રોગથી પીડિત; નવમા ભાવમાં હોય તો મિત્ર અને ધનથી યુક્ત; દશમા ભાવમાં હોય તો ધર્માત્મા, બુદ્ધિમાન અને ધનવાન હોય છે. અગિયારમા ભાવમાં હોય તો ઉત્પન્ન થયેલ શિશુ વિખ્યાત, બુદ્ધિમાન અને ધનવાન હોય છે, બારમા-સ્થાનમાં ચંદ્રમા રહેલો હોય તો જાતક ક્ષુદ્ર અને અંગહીન હોય છે. ૨૫૦-૨૫૨½

મંગળ લગ્નમાં હોય તો ઉત્પન્ન શિશુ શરીરે ગરગૂમડાંવાળો હોય છે. દ્વિતીય ભાવમાં હોય તો તે અચ્છટ અનાજ ખાનારો તથા નવમ ભાવમાં હોય તો દુષ્ટ અને પાપી સ્વભાવવાળો હોય છે. આથી ભિન્ન (૩, ૪, ૫, ૬, ૭, ૮, ૧૦, ૧૧, ૧૨મા) સ્થાનોમાં હોય તો તેનાં ફળ સૂર્યનાં ફળ સમાન જાણવાં. ૨૫૩½

બુધ લગ્નમાં હોય તો જાતક પંડિત હોય છે. દ્વિતીય ભાવમાં હોય તો શિશુ ધનવાન, તૃતીય ભાવમાં બુધ હોય તો ખરાબ સ્વભાવવાળો, ચોથા સ્થાનમાં હોય તો પંડિત, પાંચમા ભાવમાં હોય તો રાજમંત્રી, છઠ્ઠા ભાવમાં બુધ હોય તો શત્રુહીન, સાતમા સ્થાનમાં હોય તો ધર્મજ્ઞ, આઠમા ભાવમાં હોય તો પ્રખ્યાત ગુણવાળો અને બાકીનાં (૯, ૧૦, ૧૧ અને ૧૨ મા) સ્થાનમાં હોય તો સૂર્યનાં ફળ કહેવામાં આવ્યાં છે તેવાં જ ફળ સમજવાં જોઈએ. ૨૫૪½

બૃહસ્પતિ લગ્નમાં હોય તો જાતક વિદ્વાન, બીજા ભાવમાં હોય તો પ્રિયભાષી, ત્રીજા સ્થાનમાં હોય તો કૃપણ, ચોથા સ્થાનમાં હોય તો સુખી, પાંચમામાં હોય તો ડાહ્યો, છઠ્ઠામાં હોય તો શત્રુ વિનાનો, સાતમામાં હોય તો સંપત્તિવાળો, આઠમામાં હોય તો નીચ સ્વભાવવાળો, નવમામાં હોય તો તપસ્વી, દશમામાં હોય તો ધન-વાન, અગિયારમા સ્થાનમાં હોય તો નિત્ય લાભ કરનારો અને બારમા ભાવમાં હોય તો દુષ્ટ હૃદયવાળો હોય છે. ૨૫૫½

શુક્ર લગ્નમાં હોય તો જાતક કામી અને સુખી, સાતમા ભાવમાં હોય તો કામી તથા પાંચમા ભાવમાં હોય તો સુખી હોય છે. બીજાં સ્થાનો(૨, ૩, ૪, ૬, ૮, ૯, ૧૦, ૧૧, ૧૨)માં હોય તો તે ઉત્પન્ન બાળકને બૃહસ્પતિનાં ફળ સમાન જ ફળ આપે છે. ૨૫૬½

શનિ લગ્નમાં હોય તો જાતક નિર્ધન, રોગી, કામાતુર, મલિન, બાલ્યાવસ્થામાં રોગી અને આળસુ હોય છે. પરંતુ જો પોતાની રાશિ (મકર-કુંભ) અથવા પોતાની ઉચ્ચ રાશિ(તુલા)માં હોય તો જાતક ભૂપતિ, ગ્રામપતિ, પંડિત અને સુંદર શરીરવાળો હોય છે. બીજાં (દ્વિતીય આદિ) સ્થાનોમાં સૂર્યનાં ફળ સમાન જ

શનિનું પણ ફળ હોય છે. ૨૫૭,૨૫૮

**ફળમાં ન્યૂનતા અને અધિકતા:** શુભ ગ્રહ જો પોતાના ઉચ્ચમાં હોય. તો પૂર્ણરૂપથી ઉપર્યુક્ત ફળ પ્રાપ્ત થાય છે. જો પોતાના મૂલ ત્રિકોણમાં હોય તો ત્રણ ચરણ; પોતાની રાશિમાં હોય તો અડધું; મિત્રના ગ્રહમાં હોય તો એક ચરણ તથા શત્રુની રાશિમાં હોય તો તેનાથી પણ ઓછું ફળ પ્રાપ્ત થાય છે ને નીચમાં કે અસ્ત હોય તો કાંઈ પણ ફળ હોતું નથી. (આ પ્રમાણે શુભ ગ્રહનું ફળ કહેવાથી એ સિદ્ધ થાય છે કે પાપગ્રહનું ફળ આથી વિપરીત હોય છે. અર્થાત્ પાપગ્રહ નીચમાં કે અસ્ત હોય તો પૂર્ણ ફળ; શત્રુ રાશિમાં ત્રણ ચરણ, મિત્ર રાશિમાં અડધુ; પોતાની રાશિમાં એક ચરણ; પોતાના મૂલ ત્રિકોણમાં તેનાથી પણ ઓછું ને પોતાના ઉચ્ચમાં હોય તો પોતાનું કાંઈ પણ ફળ હોતું નથી.)

**પોતાની રાશિમાં રહેલા ગ્રહનું ફળ:** જો પોતાની રાશિમાં એક ગ્રહ હોય તો જાતક પોતાના પિતા જેવો ધનવાન અને યશસ્વી હોય છે. બે ગ્રહ હોય તો બાળક પોતાના કુળમાં શ્રેષ્ઠ, ત્રણ ગ્રહ હોય તો બંધુઓમાં પૂજ્ય, ચાર ગ્રહ હોય તો વિશેષ ધનવાન, પાંચ ગ્રહ હોય તો સુખી, છ ગ્રહ હોય તો ભોગી અને સાતે ગ્રહો પોતાની રાશિમાં રહેલા હોય તો જાતક રાજા થાય છે.૨૬૦ા

જો પોતાની મિત્ર રાશિમાં એક ગ્રહ હોય તો જાતક બીજાના ધનથી પાલિત; બે ગ્રહ હોય તો મિત્રો દ્વારા પોષિત અને ત્રણ ગ્રહ હોય તો તે પોતાના બંધુઓ દ્વારા પાળવામાં આવેલો હોય છે. જો ચાર ગ્રહ મિત્ર રાશિમાં હોય તો બાળક પોતાના બાહુબળથી જીવનનિર્વાહ કરે છે. પાંચ ગ્રહ હોય તો ઘણાં માણસોનું પાલન કરનારો હોય છે. છ ગ્રહ હોય તો સેનાપતિ ને સાતે ગ્રહો મિત્ર રાશિમાં હોય તો જાતક રાજા હોય છે. ૨૬૧ા

પાપગ્રહ જો વિષમ રાશિ અને સૂર્યની હોરા(રાશ્યર્ધ)માં હોય તો જાતક લોકમાં વિખ્યાત, મહાન ઉદ્યોગી, અત્યંત તેજસ્વી, બુદ્ધિમાન, ધનવાન અને બળવાન હોય છે. શુભ ગ્રહ જો સમ રાશિ અને ચંદ્રમાની હોરામાં હોય તો જાતક કાન્તિમાન, કોમલ શરીરવાળો, ભાગ્યવાન ને બુદ્ધિમાન હોય છે. જો પાપગ્રહ સમ રાશિ અને સૂર્યની હોરામાં હોય તો પૂર્વોક્ત ફલ મધ્યમ (અર્ધુ) હોય છે. તેમ જ શુભગ્રહ જો વિષમ રાશિ અને સૂર્યની હોરામાં હોય તો ઉપર કહેવામાં આવેલાં ફળ મળતાં નથી.૨૬૨–૬૪

ચંદ્ર જો પોતાના અથવા પોતાના મિત્રના દ્રેષ્કાણમાં હોય તો જાતક સુંદર સ્વરૂપવાળો અને ગુણવાન હોય છે. અન્ય દ્રેષ્કાણમાં હોય તો દ્રેષ્કાણની રાશિ અને દ્રેષ્કાણપતિના જેવું જ ફળ પ્રાપ્ત થાય છે. (સારાંશ એ છે કે તે દ્રેષ્કાણનો સ્વામી જો ચંદ્ર મિત્ર હોય તો ત્રણ ચરણ ફળ મળે છે; સમ હોય તો બે ચરણ (અડધું) ફળ મળે છે; ને શત્રુ હોય તો એક ચરણ ફળ મળે છે.) જો સર્પ દ્રેષ્કાણ,* શસ્ત્ર દ્રેષ્કાણ, ચતુષ્પદ દ્રેષ્કાણ અને પક્ષી દ્રેષ્કાણમાં ચંદ્રમા હોય તો જાતક ક્રમશઃ ઉગ્ર સ્વભાવવાળો; હિંસા કરવાના સ્વભાવવાળો; ગુરુની શય્યા પર બેસનારો ને ભ્રમણશીલ હોય છે.

**લગ્નનવમાંશ રાશિફળ:** લગ્નમાં મેષનો નવમાંશ હોય તો જાતક ચોર સ્વભાવનો; વૃષ નવમાંશ હોય તો ભોગી; મિથુન નવમાંશ હોય તો ધનવાન; કર્ક નવમાંશ હોય તો બુદ્ધિમાન; સિંહ નવમાંશ હોય તો રાજા; કન્યા નવમાંશ હોય તો નપુંસક; તુલા નવમાંશ હોય તો શત્રુને જીતનારો; વૃશ્ચિક નવમાંશ હોય તો મજૂરી

---

* દ્રેષ્કાણ નિરૂપણમાં જુઓ.

કરનારો; ધન નવમાંશ હોય તો દાસકર્મ કરનારો; મકર નવમાંશ હોય તો પાપી સ્વભાવનો; કુંભ નવમાંશ હોય તો હિંસાના સ્વભાવવાળો ને મીન નવમાંશ લગ્નમાં હોય તો બુદ્ધિમાન હોય છે. પરંતુ જો વર્ગોત્તમ નવમાંશ (અર્થાત્ જે રાશિ હોય તેનો જ નવમાંશ પણ) હોય તો જાતક આ (ચોર સ્વભાવ આદિ) સર્વનો શાસક હોય છે. (જેમ કે મેષ નવમાંશમાં ઉત્પન્ન મનુષ્ય ચોરસ્વભાવનો હોય છે; પરંતુ જો મેષ રાશિમાં મેષનો નવમાંશ હોય તો તે ચોરસ્વભાવવાળાનો શાસક હોય છે, વગેરે.) એવી જ રીતે મેષાદિ રાશિઓના દ્વાદશાંશમાં મેષાદિ રાશિઓ સમાન ફળ પ્રાપ્ત થાય છે. ૨૬૭,૨૬૮

**મંગલ આદિ ગ્રહોના ત્રિંશાંશનું ફળ:** મંગલ પોતાના ત્રિંશાંશમાં હોય તો જાતક સ્ત્રી, બળ, આભૂષણ તથા પરિજન આદિથી સંપન્ન; સાહસી અને તેજસ્વી હોય છે. શનિ પોતાના ત્રિંશાંશમાં હોય તો રોગી, સ્ત્રીના પ્રતિ કુટિલ, પરસ્ત્રીમાં આસક્ત, દુઃખી, વસ્ત્રાદિ આવશ્યક સાધનોથી યુક્ત હોય છતાં મલિન હોય છે. ગુરુ પોતાના ત્રિંશાંશમાં હોય તો જાતક સુખી, બુદ્ધિમાન, ધનવાન, કીર્તિમાન, તેજસ્વી, લોકમાં પૂજનીય, નીરોગી, ઉદ્યમી અને ભોગી હોય છે. બુધ પોતાના ત્રિંશાંશમાં હોય તો મનુષ્ય મેધાવી, કલાકુશલ, કાવ્ય અને શિલ્પ વિદ્યાનો વિવાદ કરનારો, કપટી, શાસ્ત્રના તત્ત્વને જાણનારો તથા સાહસી હોય છે. શુક્ર પોતાના ત્રિંશાંશમાં હોય તો જાતક અધિક સંતાન, સુખ, આરોગ્ય, સૌન્દર્ય અને ધનથી યુક્ત, મનોહર શરીરવાળો તથા અજિતેન્દ્રિય હોય છે. ૨૬૯–૨૭૩

**સૂર્ય–ચંદ્રનું ફળ:** મંગલના ત્રિંશાંશમાં સૂર્ય હોય તો જાતક શૂરવીર; ચંદ્ર હોય તો દીર્ઘસૂત્રી (વિલંબથી કામ કરનારો); બુધના ત્રિંશાંશમાં સૂર્ય હોય તો જાતક કુટિલ અને ચંદ્ર હોય તો હિંસ્ર સ્વભાવનો હોય છે. ગુરુના ત્રિંશાંશમાં રવિ હોય તો ગુણવાન અને ચંદ્ર હોય તોપણ ગુણવાન હોય છે. શુક્રના ત્રિંશાંશમાં સૂર્ય હોય તો બાળક સુખી અને ચંદ્ર હોય તો વિદ્વાન હોય છે. શનિના ત્રિંશાંશમાં રવિ હોય તો સુંદર શરીરવાળો તથા ચંદ્ર હોય તો સર્વ જનોને પ્રિય હોય છે. ૨૭૪

**કારક ગ્રહ:** પોતપોતાના મૂલ ત્રિકોણ, સ્વરાશિ અથવા સ્વોચ્ચમાં રહેલો ગ્રહ જો કેન્દ્રમાં હોય તો તે બધા પરસ્પર કારક (શુભ ફલ આપનારા) હોય છે. તે પૈકી દશમ સ્થાનમાં રહેનારો બધાથી શ્રેષ્ઠ કારક હોય છે. ૨૭૫

**શુભ જન્મલક્ષણ:** લગ્ન કે ચંદ્ર વર્ગોત્તમ નવમાંશમાં હોય અથવા શ્રેષ્ઠ (સૂર્યથી દ્વિતીય) સ્થાનમાં શુભ ગ્રહ હોય અથવા તો કેન્દ્રોમાં કારક ગ્રહો હોય તો જન્મ શુભ ફળ આપનાર હોય છે. અર્થાત્ આ સ્થિતિમાં જન્મ લેનાર બાળક સુખી અને યશસ્વી હોય છે. ગુરુ, જન્મરાશિ અને જન્મલગ્નેશ આ બધા અથવા આ પૈકીનો એક પણ કેન્દ્રમાં હોય તો જીવનના મધ્યભાગમાં સુખ આપનારા હોય છે.* પૃષ્ઠોદય રાશિમાં રહેનારા ગ્રહ જીવનની પાછલી અવસ્થામાં, દ્વિસ્વભાવ રાશિમાં રહેલા ગ્રહ મધ્યાવસ્થામાં અને શીર્ષોદય રાશિસ્થ ગ્રહ જીવનની પૂર્વાવસ્થામાં પોતપોતાનું ફળ આપે છે. ૨૭૬.૨૭૭

---

* ભાવ એ છે કે પૂર્વકેન્દ્ર(પ્રથમ સ્થાન લગ્ન)માં હોય તો જીવનના આરંભકાળમાં; મધ્યકેન્દ્ર(૪–૧૦)માં હોય તો મધ્યવય(યુવાવસ્થા)માં; જો પશ્ચિમ કેન્દ્ર(૭મા સ્થાન)માં હોય તો અંતિમ વયમાં સુખ આપનારા હોય છે. આથી સિદ્ધ થાય છે કે જેના જન્મસમયે ત્રણ કેન્દ્રોમાં શુભ ગ્રહો હોય તે માણસ જીવન પર્યંત સુખી રહે છે.

**ગ્રહ ગોચર ફળનો સમય :** સૂર્ય અને મંગલ આ બન્ને રાશિમાં પ્રવેશ કરતાં જ પોતાની રાશિસંબંધી (ગોચર) ફળ આપે છે. શુક્ર અને બૃહસ્પતિ રાશિના મધ્યમાં આવતાં ને ચંદ્રમા તથા શનિ આ બન્ને રાશિના અંતિમ તૃતીયાંશમાં પહોંચ્યા પછી પોતાનું શુભ કે અશુભ ફળ આપે છે. બુધ સર્વદા (આદિ, મધ્ય, અંતમાં) પોતાના શુભ અથવા અશુભ ફળને આપે છે. ૨૭૮

**શુભ–અશુભ યોગ :** લગ્ન અથવા ચંદ્રથી પાંચમા અને સાતમા ભાવ શુભ-ગ્રહ અને પોતાના સ્વામીથી યુક્ત અથવા દૃષ્ટ હોય તો જાતકને તે બન્ને (પુત્ર અને સ્ત્રી)નું સુખ સુલભ હોય છે, અન્યથા હોય તો સુખ હોતું નથી. કન્યા લગ્નમાં રવિ અને મીન લગ્નમાં શનિ હોય તો આ બન્ને સ્ત્રીનો નાશ કરનારા હોય છે. આ જ પ્રમાણે પંચમ ભાવ (મેષ–વૃશ્ચિકથી અતિરિક્ત રાશિ)માં મંગલ હોય તો પુત્રનો નાશ કરનારો હોય છે. જો શુક્રથી કેન્દ્ર(૧,૪,૭,૧૦)માં પાપ ગ્રહ હોય અથવા બે પાપ ગ્રહોની વચ્ચે શુક્ર હોય; તેમના પર શુભ ગ્રહનો યોગ કે દૃષ્ટિ ન હોય તો તે જાતકની સ્ત્રીનું મરણ અગ્નિથી અથવા પડવાથી થાય છે. લગ્નથી ૧૨, ૯ ભાવમાં ચંદ્રમા અને સૂર્ય હોય તો તે સ્ત્રી સહિત× એક નેત્રવાળા (કાણા) પુત્રને જન્મ આપે છે; આમ મુનિઓએ કહ્યું છે. લગ્નથી સપ્તમ, નવમ અથવા પંચમ ભાવમાં શુક્ર અને સૂર્ય બંને હોય તો તે જાતકની સ્ત્રી વિકલ (અંગહીના) હોય છે.

શનિ લગ્નમાં અને શુક્ર સપ્તમ ભાવમાં રાશિ–સન્ધિ(કર્ક, વૃશ્ચિક, મીનના અંતિમાંશ)માં હોય તો તે જાતક વંધ્યા સ્ત્રીનો પતિ હોય છે. જો પંચમ ભાવ શુભ ગ્રહથી યુક્ત કે દૃષ્ટ ન હોય; લગ્નથી ૧૨,૭માં અને લગ્નમાં જો પાપ ગ્રહ હોય તથા પંચમ ભાવમાં ક્ષીણ ચંદ્રમા રહેલો હોય તો તે પુરુષ પુત્ર અને સ્ત્રીથી રહિત હોય છે. શનિના વર્ગ-(રાશિનવમાંશ)માં શુક્ર સપ્તમ ભાવમાં હોય અને શનિથી દૃષ્ટ હોય તો તે જાતક પર-સ્ત્રીમાં આસક્ત હોય છે. જો તે બંને (શનિ અને શુક્ર) ચંદ્રમાની સાથે હોય તો તે પોતે પરસ્ત્રીમાં આસક્ત અને તેની પત્ની પર-પુરુષમાં આસક્ત હોય છે.

શુક્ર અને ચંદ્રમા બંને સપ્તમ ભાવમાં હોય તો જાતક સ્ત્રીહીન અથવા પુત્રહીન હોય છે. પુરુષ અને સ્ત્રી ગ્રહ સાતમા ભાવમાં હોય અને તેમના ઉપર શુભ ગ્રહોની દૃષ્ટિ હોય તો પતિ–પત્ની બંને પૂર્ણ આયુષ્ય ભોગવીને વૃદ્ધાવસ્થા સુધી જીવનારાં હોય છે. દશમા, સાતમા અને ચોથા ભાવમાં ક્રમશઃ ચંદ્રમા, શુક્ર અને પાપ ગ્રહ હોય તો જાતક વંશનો નાશ કરનારો હોય છે, અર્થાત્ તેનો વંશ નષ્ટ થઈ જાય છે. બુધ જો દ્રેષ્કાણમાં હોય તેના ઉપર જો કેન્દ્રસ્થિત શનિની દૃષ્ટિ હોય તો જાતક શિલ્પકલામાં કુશળ હોય છે. શુક્ર જો શનિના નવમાંશમાં હોઈ ને દ્વાદશ ભાવમાં રહેલો હોય તો જાતક દાસીનો પુત્ર હોય છે. સૂર્ય અને ચંદ્રમા બંને સપ્તમ ભાવમાં રહીને શનિથી દૃષ્ટ હોય તો જાતક નીચ સ્વભાવનો હોય છે. શુક્ર અને મંગલ બંને સાતમા ભાવમાં સ્થિત હોય અને તેમના ઉપર પાપગ્રહની દૃષ્ટિ હોય તો જાતક વાત-રોગી હોય છે. કર્ક અથવા વૃશ્ચિકના નવમાંશમાં રહેલો ચંદ્રમા જો પાપગ્રહથી યુક્ત હોય તો બાળક ગુપ્ત રોગથી ગ્રસ્ત હોય છે. ચંદ્ર જો પાપગ્રહોની વચ્ચે રહીને લગ્નમાં સ્થિત હોય તો ઉત્પન્ન શિશુ કુષ્ઠરોગી હોય છે. ચંદ્ર દશમ ભાવમાં, મંગલ સપ્તમ ભાવમાં અને શનિ જો શ્રેષ્ઠ (સૂર્યથી દ્વિતીય) સ્થાન-માં હોય તો જાતક અંગહીન હોય છે. સૂર્ય અને ચંદ્ર બંને પરસ્પર નવમાંશમાં હોય

× સારાંશ એ છે કે પુરુષ તો કાણો હોય જ છે, તેને સ્ત્રી પણ કાણી જ મળે છે.

તો બાળક શૂલરોગી હોય છે. જો બંને કોઈ એક જ સ્થાનમાં હોય તો કૃશ (ક્ષીણ શરીર) હોય છે. જો સૂર્ય, ચંદ્રમા, મંગલ અને શનિ – આ ચારે ક્રમશઃ ૮,૬,૨,૧૨ ભાવોમાં રહેલા હોય તો આ પૈકી જે બળવાન હોય તે ગ્રહના દોષ(કફ-પિત્ત અને વાત-સંબંધી વિકાર)થી જાતક નેત્રહીન હોય છે. જો ૯,૧૧,૩,૫ – આ ભાવોમાં પાપગ્રહ હોય તથા તેમના પર શુભ ગ્રહની દૃષ્ટિ ન હોય તો તેઓ ઉત્પન્ન શિશુ માટે કાનના રોગ ઉત્પન્ન કરનારા થાય છે. સાતમા ભાવમાં રહેલા પાપગ્રહ જો શુભ ગ્રહથી દૃષ્ટ ન હોય તો તેઓ દાંતના રોગ પેદા કરે છે. લગ્નમાં શુરુ અને સપ્તમ ભાવમાં શનિ હોય તો જાતક વાતરોગથી પીડિત હોય છે. ૪થા અને ૭મા ભાવમાં મંગલ અને લગ્નમાં બૃહસ્પતિ હોય અથવા શનિ લગ્નમાં અને મંગલ નવમા, પાંચમા અને સાતમા ભાવમાં હોય અથવા બુધ સહિત ચંદ્ર ૧૨મા ભાવમાં હોય તો જાતક ઉન્માદ રોગથી પીડિત હોય છે.

જો ૫, ૯, ૨ અને ૧૨ ભાવોમાં પાપ-ગ્રહો હોય તો તે જાતકને બંધન પ્રાપ્ત થાય છે (તેને જેલનું કષ્ટ ભોગવવું પડે છે). લગ્નમાં જેવી રાશિ હોય તેના અનુકૂળ જ બંધન સમજવું જોઈએ. (જેમ કે ચતુષ્પદ રાશિ લગ્ને હોય તો દોરડાથી બંધાઈને, દ્વિપદ રાશિ લગ્ન હોય તો બેડીઓમાં જક-ડાઈને તથા જલચર રાશિ લગ્ને હોય તો બંધન વિના જ તે જેલમાં રહે છે.) જો સર્પ, શૃંખલા, પાશસંજ્ઞક દ્રેષ્કાણ લગ્નમાં હોય તથા તેમના પર બળવાન પાપગ્રહની દૃષ્ટિ હોય તોપણ પૂર્વોક્ત પ્રકારથી બંધન પ્રાપ્ત થાય છે. મંડળ(પરિવેષ)યુક્ત ચંદ્ર જો શનિથી યુક્ત અને મંગળથી જોવામાં આવતો હોય તો જાતક વાઈના રોગથી પીડિત, કડવાં વચન બોલનારો અને ક્ષયરોગથી યુક્ત હોય છે. મંડળ(પરિવેષ)-યુક્ત ચંદ્ર જો દશમભાવમાં રહેલા સૂર્ય, શનિ અને મંગળથી દૃષ્ટ હોય તો જાતક ભૃત્ય (બીજાનો નોકર) હોય છે; તેમાં પણ એકથી દૃષ્ટ હોય તો શ્રેષ્ઠ; બેથી દૃષ્ટ હોય તો મધ્યમ અને ત્રણેથી દૃષ્ટ હોય તો અધમ ભૃત્ય હોય છે. ૨૯૪-૨૯૬

**સ્ત્રી-જાતકની વિશેષતા:** ઉપર કહેવા-માં આવેલાં જે જે ફળ સ્ત્રી-જાતકમાં સંભવ હોય તે તેવા યોગમાં ઉત્પન્ન સ્ત્રી માત્ર માટે સમજવાં જોઈએ. જે ફળ સ્ત્રીમાં અસંભવ હોય તે બધાં તેના પતિમાં સમ-જવાં. સ્ત્રીના પતિના મૃત્યુનો વિચાર અષ્ટમ ભાવથી; શરીરના શુભાશુભ ફળનો વિચાર લગ્ન અને ચંદ્રથી તથા સૌભાગ્ય અને પતિનું સ્વરૂપ, ગુણ આદિનો વિચાર સપ્તમ ભાવથી કરવો જોઈએ. સ્ત્રીના જન્મસમયે લગ્ન અને ચંદ્ર બંને સમરાશિ અને સમ નવમાંશમાં હોય તો તે સ્ત્રી પોતાની પ્રકૃતિ(સ્ત્રી-સ્વભાવ)થી યુક્ત હોય છે. જો તે બંને (લગ્ન અને ચંદ્ર) પર શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો તે સુશીલ હોય છે. જો તે બંને (લગ્ન તથા ચંદ્ર) વિષમ રાશિ અને વિષમ નવમાંશમાં હોય તો તે સ્ત્રી પુરુષ જેવા આકાર અને સ્વભાવવાળી હોય છે. જો તે બંને પર પાપગ્રહની દૃષ્ટિ હોય તો સ્ત્રી પાપી સ્વભાવવાળી અને ગુણ-હીન હોય છે. ૨૯૭,૨૯૮

લગ્ન અને ચંદ્રને આશ્રિત મંગળની રાશિમાં (મેષ-વૃશ્ચિકમાં) જો મંગળનો ત્રિંશાંશ હોય તો તે સ્ત્રી બાલ્યાવસ્થામાં જ દુષ્ટ સ્વભાવવાળી હોય છે. શનિનો ત્રિંશાંશ હોય તો દાસી હોય છે. ગુરુનો ત્રિંશાંશ હોય તો સચ્ચરિત્ર; બુધનો ત્રિંશાંશ હોય તો ધૂર્ત અને શુક્રનો ત્રિંશાંશ હોય તો તે ઉતાવળા સ્વભાવની હોય છે. શુક્ર રાશિ-(વૃષભ-તુલા)માં રહેલ લગ્ન અથવા ચંદ્ર-માં મંગળનો ત્રિંશાંશ હોય તો નારી

ખરાબ સ્વભાવવાળી; શનિનો ત્રિંશાંશ હોય તો પુનર્ભૂ( બીજો પતિ કરનારી ); ગુરુનો ત્રિંશાંશ હોય તો ગુણવતી; બુધનો ત્રિંશાંશ હોય તો કળાઓને જાણનારી અને શુક્રનો ત્રિંશાંશ હોય તો લોકમાં વિખ્યાત હોય છે. બુધ રાશિ( મિથુન-કન્યા )માં સ્થિત લગ્ન કે ચંદ્રમાં જો મંગળનો ત્રિંશાંશ હોય તો માયાવી ( ધૂર્ત ); શનિનો હોય તો નપુંસક; ગુરુનો હોય તો પતિવ્રતા; બુધનો હોય તો ગુણવતી અને શુક્રનો હોય તો ચંચળ હોય છે. ચંદ્ર રાશિ-( કર્ક )માં સ્થિત લગ્ન કે ચંદ્રમાં જો મંગળનો ત્રિંશાંશ હોય તો નારી સ્વેચ્છા-ચારિણી; શનિનો હોય તો પતિ માટે ઘાતક; ગુરુનો હાય તો ગુણવતી; બુધનો હોય તો શિલ્પકળા જાણનારી અને શુક્રનો ત્રિંશાંશ હોય તો નીચ સ્વભાવવાળી હોય છે. સિંહ રાશિસ્થ લગ્ન અથવા ચંદ્રમાં જો મંગળ-નો ત્રિંશાંશ હોય તો પુરુષ સમાન આચરણ કરનારી; શનિનો હોય તો કુલટા સ્વભાવવાળી; ગુરુનો હોય તો રાણી; બુધનો હોય તો પુરુષ જેવી બુદ્ધિવાળી ને શુક્રનો ત્રિંશાંશ હોય તો અગમ્યગમન કરનારી હાય છે. ગુરુ રાશિમાં રહેલ ( ધન-મીનમાં રહેલ ) લગ્ન અથવા ચંદ્રમાં મંગળનો ત્રિંશાંશ હોય તો નારી ગુણવતી; શનિનો હોય તો ભોગોમાં અલ્પ આસક્તિવાળી; ગુરુનો હોય તો ગુણવતી; બુધનો હોય તો જ્ઞાનવતી ને શુક્રનો ત્રિંશાંશ હોય તો પતિવ્રતા હોય છે.

શનિરાશિ( મકર-કુંભ )સ્થિત લગ્ન કે ચંદ્રમાં મંગળનો ત્રિંશાંશ હોય તો સ્ત્રી દાસી; શનિનો હોય તો નીચ પુરુષમાં આસક્ત; ગુરુનો હોય તો પવિત્રતા; બુધનો હોય તો દુષ્ટ સ્વભાવવાળી અને શુક્રનો ત્રિંશાંશ હોય તો સંતાન વિનાની હોય છે. આ પ્રમાણે લગ્ન અને ચંદ્રાશ્રિત રાશિઓનાં ફળ ગ્રહોના બળ અનુસાર ઓછાંવત્તાં સમજવાં જોઈએ. ૨૯૯-૩૦૪

શુક્ર અને શનિ આ બંને પરસ્પર નવમાંશમાં ( શુક્રના નવમાંશમાં શનિ અને શનિના નવમાંશમાં શુક્ર ) હોય અથવા શુક્ર રાશિ ( વૃષ-તુલા ) લગ્નમાં કુંભનો નવમાંશ હોય તો આ બંને યોગોમાં જન્મ લેનારી સ્ત્રી કામાગ્નિથી સંતપ્ત થઈ ને સ્ત્રીઓ સાથે પણ ક્રીડા કરે છે. ૩૦૫

**પતિભાવ:** સ્ત્રીના જન્મ લગ્નથી સપ્તમ ભાવમાં કોઈ ગ્રહ ન હોય તો તેનો પતિ કુત્સિત હોય છે. સપ્તમ સ્થાન નિર્બળ હોય અને તેના પર શુભ ગ્રહની દૃષ્ટિ ન હોય તો તે સ્ત્રીનો પતિ નપુંસક હોય છે, જો સપ્તમભાવમાં ચર રાશિ હોય તો તેનો પતિ પરદેશમાં વસનારો હોય છે. સપ્તમ સ્થાનમાં બુધ અને શનિ હોય તો પણ પતિ નપુંસક હોય છે. સપ્તમ ભાવમાં સૂર્ય હોય તો તે સ્ત્રીને પતિ ત્યજી દે છે. મંગળ હોય તો તે સ્ત્રી બાળવિધવા થાય છે. શનિ સપ્તમ ભાવમાં પાપ ગ્રહથી જોવાતો હોય તો તે સ્ત્રી કન્યા ( અવિવાહિતા ) રહીને જ વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થાય છે.

જો સપ્તમ ભાવમાં એકથી વધારે પાપ ગ્રહ હોય તો પણ સ્ત્રી વિધવા થાય છે; શુભ અને પાપ ગ્રહ બંને હોય તો તે પુનર્ભૂ થાય છે. જો સપ્તમ ભાવમાં પાપ ગ્રહ નિર્બળ હોય અને તેના પર શુભ ગ્રહની દૃષ્ટિ ન હોય તો પણ સ્ત્રી પોતાના પતિથી ત્યજી દેવાય છે, અન્યથા શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો તે પતિને પ્રિય થાય છે. ૩૦૬-૩૦૮

મંગળના નવમાંશમાં શુક્ર અને શુક્રના નવમાંશમાં મંગળ હોય તો તે સ્ત્રી પરપુરુષમાં આસક્ત થાય છે. આ યોગમાં ચંદ્ર જો સપ્તમ ભાવમાં હોય તો તે પોતાના પતિની આજ્ઞાથી તે કાર્યમાં પ્રવૃત્ત થાય છે. જો ચંદ્ર અને શુક્રથી સંયુક્ત શનિ

તેમ જ મંગળની રાશિ ( મકર-કુંભ અને મેષ-વૃશ્ચિક ) લગ્નમાં હોય તો તે સ્ત્રી કુલટા હોય છે. જો ઉક્ત લગ્ન પર પાપગ્રહની દૃષ્ટિ હોય તો તે સ્ત્રી પોતાની માતા સહિત કુલટા હોય છે. જો સપ્તમ ભાવમાં મંગલનો નવમાંશ હોય અને તેના પર શનિની દૃષ્ટિ હોય તો તે નારી રોગયુક્ત યોનિવાળી હોય છે. જો સપ્તમ ભાવમાં શુભ ગ્રહનો નવમાંશ હોય તો તે પતિને પ્રિય હોય છે. શનિની રાશિ કે નવમાંશ સપ્તમ ભાવમાં હોય તો તે સ્ત્રીનો પતિ વૃદ્ધ અને મૂર્ખ હોય છે. સપ્તમ ભાવમાં મંગળની રાશિ અથવા નવમાંશ હોય તો તેનો પતિ સ્ત્રીલોલુપ અને ક્રોધી હોય છે. બુધની રાશિ કે નવમાંશ હોય તો વિદ્વાન અને સર્વ કાર્યમાં નિપુણ હોય છે. ગુરુની રાશિ અથવા નવમાંશ હોય તો જિતેન્દ્રિય અને ગુણવાન હોય છે. ચંદ્રની રાશિ અથવા નવમાંશ હોય તો કામી અને કોમલ હોય છે. શુક્રની રાશિ કે નવમાંશ હોય તો ભાગ્યવાન્ અને મનોહર સ્વરૂપવાળો હોય છે. સૂર્યની રાશિ અથવા નવમાંશ સપ્તમ ભાવમાં હોય તો પતિ અત્યંત કોમલ ને અધિક કાર્ય કરનારો હોય છે. ૩૧૦-૩૧૨

શુક્ર અને ચંદ્ર લગ્નમાં હોય તો તે સ્ત્રી સુખી અને ઈર્ષ્યાળુ હોય છે. જો બુધ અને ચંદ્ર લગ્નમાં હોય તો કળાઓને જાણનારી તથા સુખ અને ગુણોથી યુક્ત હોય છે. શુક્ર અને બુધ લગ્નમાં હોય તો સૌભાગ્યવતી, કળાઓને જાણનારી ને અત્યંત સુંદર હોય છે. લગ્નમાં ત્રણ શુભ ગ્રહ હોય તો તે અનેક પ્રકારનાં સુખ, ધન અને ગુણોથી યુક્ત હોય છે. ૩૧૩,૩૧૪

પાપ ગ્રહ અષ્ટમ ભાવમાં હોય તો તે સ્ત્રી, અષ્ટમેશ જે ગ્રહના નવમાંશમાં હોય તે ગ્રહના પૂર્વકથિત બાલ્ય આદિ વયમાં વિધવા થાય છે. જો દ્વિતીય ભાવમાં શુભ ગ્રહ હોય તો તે સ્ત્રી પોતે જ પતિના દેખતાં જ મૃત્યુ પામે છે. કન્યા, વૃશ્ચિક, સિંહ અથવા વૃષ રાશિમાં ચંદ્ર હોય તો સ્ત્રી અલ્પ સંતતિવાળી હોય છે. જો શનિ મધ્યમ બલી તથા ચંદ્ર, શુક્ર અને બુધ આ ત્રણે નિર્બળ હોય તથા બાકીના ગ્રહો ( રવિ, મંગળ અને ગુરુ ) બળવાન થઈને વિષમ રાશિ લગ્નમાં હોય તો તે સ્ત્રી કુરૂપ હોય છે.૩૧૫-૩૧૭

ગુરુ, મંગલ, શુક્ર, બુધ-આ ચારેય બળવાન થઈને સમરાશિ લગ્નમાં રહેલા હોય તો તે સ્ત્રી અનેક શાસ્ત્રો અને બ્રહ્મને જાણનારી તથા લોકમાં વિખ્યાત હોય છે.

જે સ્ત્રીના જન્મ લગ્નથી સપ્તમ ભાવમાં પાપ ગ્રહ હોય અને નવમ ભાવમાં કોઈ ગ્રહ હોય તો સ્ત્રી પૂર્વકથિત નવમ સ્થાનમાં રહેલા ગ્રહે ઉત્પન્ન કરેલ પ્રવ્રજ્યા યોગને પ્રાપ્ત થાય છે. આ કહેલા વિષયોનો વિવાહ, વરણ કે પ્રશ્નકાલમાં પણ વિચાર કરવો જોઈએ.૩૧૯

**નિર્યાણ( મૃત્યુ )વિચાર :** લગ્નથી અષ્ટમ ભાવને જે જે ગ્રહો જોતા હોય ને તે પૈકી જે બળવાન હોય તેની ધાતુ( કફ, પિત્ત કે વાત )ના પ્રકોપથી જાતક( સ્ત્રી-પુરુષ )નું મરણ થાય છે. અષ્ટમ ભાવમાં જે રાશિ હોય, તે કાલપુરુષના જે અંગમાં ( મસ્તકાદિમાં ) પડી હોય તે અંગમાં રોગ થવાથી જાતકનું મૃત્યુ થાય છે. ઘણા ગ્રહોની દૃષ્ટિ કે યોગ હોય તો તે તે ગ્રહો સાથે સંબંધ રાખનારા રોગોથી મરણ થાય છે. જેમ કે અષ્ટમમાં સૂર્ય હોય તો અગ્નિથી; ચંદ્રમા હોય તો જલથી; મંગળ હોય તો શસ્ત્રના ઘાતથી; બુધ હોય તો તાવથી, ગુરુ હોય તો અજ્ઞાત રોગથી; શુક્ર હોય તો તરસથી; શનિ હોય તો ભૂખથી મરણ થાય છે. અષ્ટમ ભાવમાં ચર રાશિ હોય તો પરદેશમાં; સ્થિર રાશિ હોય તો

સ્વસ્થાનમાં અને દ્વિસ્વભાવ રાશિ હોય તો માર્ગમાં મૃત્યુ થાય છે. સૂર્ય, મંગલ આદિ ૧૦મા, ૪થા ભાવમાં હોય તો પર્વત આદિ ઊંચા સ્થાન પરથી મનુષ્યનું મૃત્યુ થાય છે.

૪, ૭, ૧૦ ભાવોમાં જો શનિ, ચંદ્ર અને મંગળ હોય તો કૂવામાં પડવાથી મરણ થાય છે. કન્યા રાશિમાં રવિ અને ચંદ્ર બંને હોય ને તેમના પર પાપ ગ્રહની દૃષ્ટિ હોય તો પોતાના સંબંધી દ્વારા મરણ થાય છે. જો ઉભયોદય (મીન) લગ્નમાં ચંદ્ર અને સૂર્ય બંને હોય તો જલમાં મરણ થાય છે. જો મંગલની રાશિમાં સ્થિત ચંદ્ર બે પાપ ગ્રહોની વચમાં હોય તો શસ્ત્ર અથવા અગ્નિથી મૃત્યુ થાય છે.

મકરમાં ચંદ્ર અને કર્કમાં શનિ હોય તો જલોદર રોગથી મરણ થાય છે. કન્યા રાશિમાં રહેલો ચંદ્ર બે પાપ ગ્રહોની વચ્ચે હોય તો રક્તશોષરોગથી મૃત્યુ થાય છે. જો બે પાપગ્રહોની વચમાં રહેલો ચંદ્ર શનિની રાશિ(મકર અને કુંભ)માં હોય તો દોરડું, અગ્નિ અથવા ઊંચા સ્થાન પરથી પડવાથી મૃત્યુ થાય છે. ૫ અને ૯મા ભાવોમાં પાપગ્રહ હોય અને તેમના પર શુભગ્રહની દૃષ્ટિ ન હોય તો બંધન-થી મૃત્યુ થાય છે, અષ્ટમ ભાવમાં પાશ, સર્પ અથવા નિગંડ દ્રેષ્કાણ હોય તોપણ બંધનથી જ મૃત્યુ થાય છે. પાપગ્રહની સાથે બેઠેલો ચંદ્ર જો કન્યારાશિમાં હોઈને સપ્તમ ભાવમાં રહેલો હોય તથા મેષમાં શુક્ર અને લગ્નમાં સૂર્ય હોય તો પોતાના ઘરમાં સ્ત્રીના નિમિત્તથી મરણ થાય છે. ચતુર્થ ભાવમાં મંગલ કે સૂર્ય હોય દશમ ભાવમાં શનિ હોય અને લગ્ને, ૫ અને ૯મા ભાવમાં પાપ ગ્રહ સહિત ચંદ્ર હોય અથવા ચતુર્થ ભાવમાં સૂર્ય અને દશમમાં મંગલ રહીને ક્ષીણ ચંદ્રમાથી દૃષ્ટ હોય તો આ યોગોમાં કાષ્ઠ વાગવાથી મનુષ્યનું મૃત્યુ થાય છે. ૮મા, ૧૦મા ભાવમાં, લગ્નમાં તથા ૪થા ભાવોમાં ચંદ્રમંગલ, શનિ અને સૂર્ય હોય તો લાકડીના પ્રહારથી મૃત્યુ થાય છે. જો તે જ (ક્ષીણ ચંદ્ર, મંગલ, શનિ તથા સૂર્ય) દશમા, નવમા, લગ્નમાં અને પાંચમા ભાવોમાં હોય તો મુદ્દગર આદિના પ્રહારથી મૃત્યુ થાય છે. જો ૪, ૭, ૧૦ ભાવોમાં ક્રમશઃ મંગલ, રવિ અને શનિ હોય તો શસ્ત્ર, અગ્નિ તથા રાજા દ્વારા મૃત્યુ થાય છે. જો શનિ, ચંદ્ર અને મંગલ—આ ૬,૪,૧૦ ભાવોમાં હોય તો કીડાઓના ક્ષતથી શરીરનું પતન (મરણ) થાય છે. જો દશમ ભાવમાં સૂર્ય અને ચતુર્થ ભાવમાં મંગલ હોય તો વાહન પરથી પડવાથી મૃત્યુ થાય છે, જો ક્ષીણ ચંદ્રની સાથે મંગલ સપ્તમ ભાવમાં હોય તો યંત્ર(મશીન)ના આઘાતથી મૃત્યુ થાય છે, જો મંગલ, શનિ અને ચંદ્ર—આ તુલા, મેષ તથા શનિની રાશિમાં (મકર-કુંભમાં) હોય અથવા ક્ષીણ ચંદ્રમા, સૂર્ય અને મંગલ—આ ૧૦,૭,૪ ભાવોમાં સ્થિત હોય તો વિષ્ઠાની સમીપમાં મૃત્યુ થાય છે. ક્ષીણ ચંદ્ર પર મંગલની દૃષ્ટિ હોય અને શનિ સપ્તમ ભાવમાં હોય તો ગુહ્ય (ભગંદર આદિ)રોગ અથવા કીડા, શસ્ત્ર, અગ્નિ કે કાષ્ઠના આઘાતથી મરણ થાય છે. મંગલ સહિત સૂર્ય સપ્તમ ભાવમાં, શનિ અષ્ટમમાં અને ક્ષીણ ચંદ્ર ચતુર્થ ભાવમાં હોય તો પક્ષી દ્વારા મરણ થાય છે. જો લગ્ન, ૫,૮,૯ ભાવોમાં સૂર્ય, મંગલ, શનિ અને ચંદ્ર હોય તો પર્વતના શિખર પરથી પડવાથી અથવા વજ્રપાતથી કે ભીંત પડવાથી મૃત્યુ થાય છે. ૩૨૫—૩૩૫

લગ્નથી ૨૨ મો દ્રેષ્કાણ અર્થાત્ અષ્ટમ ભાવનો દ્રેષ્કાણ જે હોય તેનો સ્વામી અથવા આ પૈકી જે બળવાન હોય તે પોતાના ગુણોથી (પૂર્વોક્ત અગ્નિ શસ્ત્રાદિ દ્વારા) મનુષ્ય માટે મરણકારક હોય છે. લગ્નમાં જે નવમાંશ

હોય છે, તેનો સ્વામી જે ગ્રહ હોય તેના જેવા સ્થાન (અર્થાત્ તે જે રાશિમાં હોય તે રાશિનું જેવું સ્થાન બતાવવામાં આવ્યું છે, તેવું સ્થાન) તથા તેના પર જે ગ્રહનો યોગ કે દૃષ્ટિ હોય તેના જેવા સ્થાનમાં પરદેશમાં મનુષ્યનું મરણ થાય છે, તથા જેટલા અંશ અનુદિત (ભોગ્ય) હોય, તે અંશોમાં જેટલો સમય* હોય તેટલા સમય સુધી મરણ કાલે વિકલતા થયા કરે છે. જો તેના પર પોતાના સ્વામીની દૃષ્ટિ હોય તો તેનાથી બમણા અને શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો તેનાથી ત્રણગણા સમય સુધી વિકલતા થાય છે. આ વિષયને લગતી અન્ય વાતો પોતાની બુદ્ધિથી વિચાર કરીને સમજી લેવી જોઈએ. ૩૩૬,૩૩૭

**શવ-પરિણામ :** અષ્ટમ સ્થાનમાં જે પ્રકારનો દ્રેષ્કાણુ હોય તે અનુસાર દેહધારીનું મૃત્યુ અને તેના શવના પરિણામ પર વિચાર કરવો જોઈએ. જેમ કે અગ્નિ(પાપ ગ્રહ)નો દ્રેષ્કાણુ હોય તો મૃત્યુ બાદ તેનું શવ બાળીને ભસ્મ કરવામાં આવે છે. જળ (સૌમ્ય) દ્રેષ્કાણુ હોય તો જળમાં નંખાયાથી તે ત્યાં જ ગળી જાય છે. જો સૌમ્ય દ્રેષ્કાણુ પાપ ગ્રહથી યુક્ત અથવા પાપ દ્રેષ્કાણુ શુભ ગ્રહથી યુક્ત હોય તો મડદું બાળવામાં આવતું નથી તેમ જળમાં નંખાતું નથી; પરંતુ સૂર્યનાં કિરણો અને હવાથી સુકાઈ જાય છે, જો સર્પ દ્રેષ્કાણ અષ્ટમ ભાવમાં હોય તો તે મડદાને શિયાળ અને કાગડાઓ વગેરે ફાડી ટોચી ખાય છે. ૩૩૮

**પૂર્વજન્મસ્થિતિ:** સૂર્ય અને ચંદ્ર પૈકી જે અધિક બળવાન હોય, તે જે દ્રેષ્કાણુમાં સ્થિત હોય તે દ્રેષ્કાણુના સ્વામી અનુસાર પૂર્વજન્મની સ્થિતિ સમજવામાં આવે છે. જેમ કે ઉક્ત દ્રેષ્કાણુનો સ્વામી ગુરુ હોય તો જાતક પૂર્વજન્મમાં દેવલોકમાં હતો. ચંદ્ર અથવા શુક્ર દ્રેષ્કાણુનો સ્વામી હોય તો તે પિતૃલોકમાં હતો. સૂર્ય કે મંગલ દ્રેષ્કાણુનો સ્વામી હોય તો તે જાતક પહેલા જન્મમાં પણ મૃત્યુલોકમાં જ હતો અને શનિ અથવા બુધ હોય તો તે પહેલાં નરકલોકમાં રહ્યો છે-આમ સમજવું. જો ઉક્ત દ્રેષ્કાણુનો સ્વામી પોતાના ઉચ્ચમાં હોય તો જાતક પૂર્વજન્મમાં દેવાદિ શ્રેષ્ઠ લોકમાં હતો. જો ઉચ્ચ અને નીચના મધ્યમાં હોય તો તે લોકમાં તેની મધ્યમ સ્થિતિ હતી અને જો પોતાના નીચમાં હોય તો તે લોકમાં તે નિમ્નકોટિની અવસ્થામાં હતો-આમ ઉચ્ચ અને નીચના તારતમ્યથી જાણી લેવું જોઈએ.

**ગતિ-ભાવિજન્મની સ્થિતિ :** ષષ્ઠ અને અષ્ટમ ભાવના દ્રેષ્કાણોના સ્વામી પૈકી જે અધિક બળવાન હોય તે જ ગ્રહના (પૂર્વદર્શિત) લોકમાં જાતક મૃત્યુ પછી જાય છે. સપ્તમ સ્થાનમાં રહેલો ગ્રહ બળવાન હોય તો તે પોતાના લોકમાં લઈ જાય છે.

**મોક્ષયોગ :** જો બૃહસ્પતિ પોતાના ઉચ્ચમાં હોઈ ૬, ૧, ૪, ૭, ૮, ૧૦ અથવા ૧૨ માં શુભગ્રહના નવમાંશમાં હોય ને અન્ય ગ્રહો નિર્બળ હોય તો મરણ પછી મનુષ્યનો મોક્ષ થાય છે. આ યોગ જન્મ અને મરણ બંને કાલથી જોવો જોઈએ.

**અજ્ઞાત જન્મસમયને જાણવાનો પ્રકાર :** જે વ્યક્તિના આધાન અથવા જન્મનો સમય અજ્ઞાત હોય, તેના પ્રશ્નલગ્નથી જન્મનો સમય જાણવો જોઈએ. પ્રશ્ન-લગ્નના પૂર્વાર્ધ(૧૫ અંશ સુધી)માં ઉત્તરાયણ અને ઉત્તરાર્ધ (૧૫ અંશ પછી) માં દક્ષિણાયન જન્મનો સમય સમજવો. ત્ર્યંશ (દ્રેષ્કાણ) દ્વારા ક્રમશઃ લગ્ન, ૫, ૯

* ૩૦ અંશોમાં મધ્યમમાનથી બે કલાક (૫ ઘડી) સમય થાય છે; તે જ અનુપાતથી સમય જાણવો જોઈએ.

રાશિમાં ગુરુ સમજી, પછી પ્રશ્નકર્તાના વય અનુસાર વર્ષમાનની કલ્પના કરવી જોઈએ.+ લગ્નમાં સૂર્ય હોય તો ગ્રીષ્મઋતુ જાણવી. તેમ ન હોય તો તે વિષે જાણવા માટે અન્ય ગ્રહોની ઋતુનું વર્ણન આ પહેલાં થઈ ગયું છે તે પરથી નક્કી કરવું. અયન અને ઋતુમાં ભિન્નતા હોય તો ચંદ્ર, બુધ અને ગુરુની ઋતુ-ઓના સ્થાનમાં ક્રમથી શુક્ર, મંગલ અને શનિની ઋતુ પરિવર્તિત કરીને જાણી લેવું ને ઋતુ સર્વથા રાશિથી (સૌરમાસથી) જ ગ્રહણ કરવી જોઈએ. આ પ્રમાણે અયન અને ઋતુ જાણવામાં આવી ગયા પછી લગ્નના દ્રેષ્કાણમાં પૂર્વાર્ધ હોય તો ઋતુનો પ્રથમ માસ, ઉત્તરાર્ધ હોય તો દ્વિતીય માસ સમજી લેવો. દ્રેષ્કાણના પૂર્વાર્ધ અથવા ઉત્તરાર્ધના ભુક્ત અંશોથી અનુપાત* દ્વારા તિથિ (સૂર્યના ગત અંશાદિ) નું જ્ઞાન કરી લેવું જોઈએ. ૩૪૨-૩૪૪.

**દિન-રાત્રિ જન્મજ્ઞાન :** પ્રશ્ન લગ્નમાં દ્રેષ્કાણાંશની કલામાં શું અનુપાત હશે ?

આનો ઉત્તર નીચે પ્રમાણે છે: ધારો કે કોઈ અનાથ બાળકને પોતાના જન્મસમયની ખબર નથી. તેની ઉંમર અનુમાનથી ૮-૯ વર્ષની જણાય છે. તેણે પોતાનો જન્મસમય જાણવા માટે સંવત ૨૦૧૦ ના જ્યેષ્ઠ શુક્લ પૂર્ણિમાએ પ્રશ્ન કર્યો. તે સમયની લગ્ન રાશિ આદિ ઘડી ૨/૧૪/૪૫/૦ છે અને બૃહસ્પતિ રાશ્યાદિ ૧/૧૮/૨/૫ (વૃષભ રાશિમાં) છે. અહીં લગ્નમાં દ્વિતીય દ્રેષ્કાણ છે તેથી લગ્ન-(મિથુન)થી પાંચમી રાશિ તુલામાં તેના જન્મ સમયે બૃહસ્પતિ હોવાનું જણાયું. પ્રશ્નસમયનો બૃહસ્પતિ વૃષમાં છે, જે તુલાથી ૮ મી સંખ્યામાં છે; તેથી ગત વર્ષ સંખ્યા ૭ થઈ. આ પરથી જણાયું કે, આજથી ૭, ૧૯ તથા ૩૧ ઇત્યાદિ વર્ષ પૂર્વે બૃહસ્પતિ તુલા રાશિમાં હોઈ શકે છે, કારણ કે બૃહસ્પતિ એક રાશિમાં એક વર્ષ રહે છે; પરંતુ આ (૭, ૧૯, ૩૧) સંખ્યાઓમાં ૭ સંખ્યા જ પ્રશ્નકર્તાની ઉંમરની સમીપ હોવાને લીધે આજથી ૭ વર્ષ પૂર્વજન્મનો સમય નક્કી થયો. તેથી પ્રશ્ન કરવાનો સંવત ૨૦૧૦ માંથી ૭ બાદ કરવાથી બાકી રહેલો સંવત્ત ૨૦૦૩ જન્મસંવત નિશ્ચિત થયો. તે સંવતનું પંચાંગ જોવાથી જાણી શકાયું કે તે વખતે બૃહસ્પતિ તુલા રાશિમાં હતો. રાશિના પૂર્વાર્ધમાં પ્રશ્નલગ્ન છે, માટે જન્મનો સમય ઉત્તરાયણ સિદ્ધ થયો. પ્રશ્નલગ્નમાં શુક્રનો દ્રેષ્કાણ છે તેથી વસંત ઋતુ હોવાનો નિશ્ચય થયો. પ્રશ્નકલામાં દ્વિતીય દ્રેષ્કાણનો પૂર્વાર્ધ હોવાથી વસંત ઋતુનો પ્રથમ માસ (સૌર ચૈત્ર) જન્મનો માસ નક્કી થયો.

તે પછી પ્રશ્નલગ્નસ્થ દ્રેષ્કાણના ગતાંશાદિ ૪/૪૫/૦ ની કલા ૨૮૫ ને ૩૦ થી ગુણી ગુણાકાર ૮૫૫૦ ને ૩૦૦ વડે ભાગવાથી લબ્ધ ૨૮/૩૦ થયા. આ મીનમાં સૂર્યના ભુક્તાંશ થયા. તેથી મેષ સાથે ૧૧ મી રાશિ જોડતાં જન્મકાળનો સ્પષ્ટ સૂર્ય ૧૧/૨૮/૩૦ થયો. આ ચૈત્ર શુક્લ ૧૧ ને શુક્રવારે

---

+ અર્થાત્ લગ્નમાં પ્રથમ દ્રેષ્કાણ હોય તો પ્રશ્નકર્તાના જન્મ સમયે લગ્ન રાશિમાં જ ગુરુ હતો; દ્વિતીય દ્રેષ્કાણ હોય તો પ્રશ્નલગ્નથી ૫ મી રાશિમાં; તૃતીય દ્રેષ્કાણ હોય તો પ્રશ્નલગ્નથી ૯ મી રાશિમાં જન્મ વખતે ગુરુની સ્થિતિ જાણવી. પછી વર્તમાન સમયમાં ગુરુની રાશિ સુધી ગણીને વર્ષસંખ્યા કાઢવી. આ પ્રમાણે કરવાથી સંખ્યા ૧૨ થી ઓછી જ થશે. આટલાં વર્ષનું વય જો પ્રશ્નકર્તાના અનુમાનથી બરાબર હોય તો તો ખરું માનવું; તેમ ન હોય તો તે સંખ્યામાં ૧૨ ઉમેરતા જવા. જ્યારે પ્રશ્નકર્તાના વય અનુસાર વર્ષસંખ્યાનું અનુમાન થઈ જાય ત્યારે તે સંખ્યાને વર્તમાન સંવતમાંથી બાદ કરવાથી પ્રશ્નકર્તાનો જન્મ સંવત નક્કી થઈ જશે તે સંવતમાં ગુરુ તે રાશિમાં હશે જ. ભલે એક વર્ષ આગળ કે પાછળ! જ્યાં તે રાશિમાં ગુરુ મળી આવે તે જ પ્રશ્નકર્તાનો જન્મસંવત્સર જાણવો. પછી ઉક્ત રીતિથી અયન વિષે જાણી લેવું.

* અનુપાત આ પ્રમાણે છે. જેમ કે ૫ અંશની કલા (૩૦૦)માં ૩૦ તિથિ અંશ છે તો ભુક્ત

દિનસંજ્ઞક, રાત્રિસંજ્ઞક રાશિઓ હોય તો વિલોમ ક્રમથી (દિનસંજ્ઞક રાશિમાં રાત્રિ અને રાત્રિસંજ્ઞક રાશિમાં દિન) જન્મનો સમજવો જોઈએ. અને લગ્નના અંશાદિથી અનુપાત દ્વારા ઇષ્ટઘટ્યાદિ વગેરે જાણવાં જોઈએ.

**જન્મલગ્નજ્ઞાન :** કેવળ જન્મલગ્ન જાણવા માટે પ્રશ્નકર્તા પ્રશ્ન કરે તો લગ્નથી (૧,૫,૯,માં) જે રાશિ બળવાન હોય, તે જ તેનું જન્મલગ્ન સમજવું જોઈએ, અથવા તે જે અંગનો સ્પર્શ કરતો રહીને પ્રશ્ન કરે, તે અંગની રાશિને જ જન્મલગ્ન કહેવું જોઈએ.

**જન્મરાશિજ્ઞાન :** જન્મરાશિ જાણવા માટે પ્રશ્ન કરે તો પ્રશ્નલગ્નથી ચંદ્ર જેટલો આગળ હોય ને ચંદ્રથી તેટલી જ આગળ જે રાશિ હોય તે પૂછનારાની જન્મરાશિ સમજવી જોઈએ. ૩૪૫,૩૪૬

**અન્ય પ્રકારથી અજ્ઞાત જન્મ-કાલાદિનું જ્ઞાન :** પ્રશ્નલગ્નમાં વૃષ અથવા સિંહ હોય તો લગ્નરાશિ આદિને કલા આદિનું રૂપ આપીને ૧૦થી ગુણવું; મિથુન કે વૃશ્ચિક હોય તો ૮થી; મેષ કે તુલા હોય તો ૭ થી; મકર અથવા કન્યા હોય તો ૫ થી ગુણવું, બાકીની રાશિઓ (કર્ક, ધન, કુંભ, મીન)માંથી કોઈનું લગ્ન હોય તો તેની કલાને પોતાની સંખ્યાથી (જેમ કે કર્કને ૪ થી) ગુણવું. જો લગ્નમાં ગ્રહ હોય તો પછી તે જ ગુણાકારને ગ્રહના ગુણકથી પણ ગુણવું. જેમ કે ગુરુ હોય તો ૧૦ થી, મંગલ હોય તો ૮ થી; શુક્ર હોય તો ૭ થી; બુધ હોય તો ૫ થી; અન્ય ગ્રહો (રવિ, શનિ અને ચંદ્ર) હોય તો ૫ થી ગુણવું. આ પ્રમાણે લગ્નની રાશિ અનુસાર ગુણન નિશ્ચિત રહે છે. જો તેમાં ગ્રહ હોય તો જ ગ્રહનું ગુણન પણ કરવું જોઈએ. જેટલા ગ્રહ હોય તે સર્વના ગુણક ગુણાકાર કરવો જોઈએ. આ રીતે ગુણનફળ(ગુણાકાર)ને ધ્રુવપિંડ માનીને તેને ૭ થી ગુણી ૨૭ વડે ભાગી ૧ આદિ શેષ રહે તે અનુસાર અશ્વિની આદિ જન્મ નક્ષત્ર સમજવાં જોઈએ. આ પ્રણાલીમાં વિશેષતા એ છે, કે ઉક્ત રીતે આવેલી સંખ્યામાં કયારેક ૯ ઉમેરીને ને કયારેક બાદ કરીને નક્ષત્ર લેવામાં આવે છે.* વળી ઉક્ત ધ્રુવપિંડને ૧૦ થી ગુણીને ગુણનફળ ઉપરથી વર્ષ, ઋતુ અને માસ સમજવાં.+ પક્ષ અને તિથિ જાણવી હોય તો ધ્રુવપિંડને ૮ થી ગુણીને

છે. માટે પ્રશ્નકર્તાનો તે જ જન્મમાસ અને સંવત નિશ્ચિત થયા.

હવે ઇષ્ટકલા જાણવા માટે તે દિવસે ઉદયકાલિક સ્પષ્ટ સૂર્ય–રાશ્યાદિ ૧૧/૨૮/૧૫/૨૦ તથા સૂર્યની ગતિ ૫૮/૪૫ છે; તેથી નિશ્ચિત કરાયેલા જન્મકાલિક સૂર્ય ૧૧/૨૮/૩૦/૦ અને ઉદયકાલિક સૂર્ય ૧૧/૨૮/૧૫/૨૦ની બાદબાકી ૧૪/૪૦ કલાને ૬૦ થી ગુણી ગુણાકાર ૮૮૦ને સૂર્યની ગતિ ૫૮/૪૫ વડે ભાગવાથી લબ્ધિ ઘટ્યાદિ ૧૪–૫૯ થઈ. આ જન્મના સૂર્યથી અધિક હોવાને લીધે ઉદયકાળ પછીનો ઇષ્ટકાળ થયો. આ પરથી તે સમયના અન્ય ગ્રહ અને લગ્નાદિ દ્વાદશ ભાવો સિદ્ધ કરીને જે જન્મપત્રી બને છે તે નષ્ટ જન્મપત્રી કહેવાય છે; તેના પરથી પણ અસલ જન્મપત્રી પ્રમાણે જ ફળ ઘટિત થાય છે.

* ૯ ઉમેરવાનો કે બાદ કરવાનો નિયમ એવો છે કે પ્રશ્નલગ્નમાં પ્રથમ દ્રેષ્કાણ હોય તો ૯ ઉમેરીને, ત્રીજો દ્રેષ્કાણ હોય તો ૯ બાદ કરીને તથા મધ્ય દ્રેષ્કાણ હોય તો યથા પ્રાપ્ત નક્ષત્ર ગ્રહણ કરવું.

\+ જેમ કે ગુણાકારને ૧૨૦ વડે ભાગી શેષ રહે તે અનુસાર તેટલી સંખ્યાનું વર્ષ તથા આ જ ગુણનફળને ૬ વડે ભાગી બાકી વધે તે અનુસાર શિશિરાદિ ઋતુઓ જાણવી. માસ જાણવો હોય તો ગુણાકારને ૧૨ વડે ભાગી શેષ વધે તે સંખ્યા તુલ્ય ચૈત્રાદિ માસ જાણવા. ઋતુનું જ્ઞાન થઈ ગયા પછી માસ જાણવો હોય તો ઉક્ત ગુણનફળને ૨ વડે ભાગવાથી જો ૧ શેષ રહે તો પ્રથમ અને ૨ શેષ વધે તો દ્વિતીય માસ સમજવો.

૨ વડે ભાગી ૧ શેષ રહે તો શુક્લ પક્ષ અને ૨ શેષ હોય તો કૃષ્ણપક્ષ જાણવો. આમાં પણ ૯ ઉમેરીને કે બાદ કરીને ગ્રહણ કરવું જાણવું જોઈએ. અર્થાત્ ગુણનફળમાં ૯ ઉમેરી અથવા બાદ કરી ભાગાકાર કરવો જોઈએ. આ જ પ્રમાણે પક્ષનું જ્ઞાન થઈ ગયા પછી ગુણનફળને જ ૧૫ વડે ભાગી જે શેષ રહે તે અનુસાર પ્રતિપદા આદિ તિથિઓ સમજવી. અહોરાત્ર જાણવો હોય તો ધ્રુવપિંડને ૭ થી ગુણી ૨ વડે ભાગવાથી જો ૧ શેષ રહે તો દિવસ અને ૨ શેષ રહે તો રાત્રિ સમજવી. લગ્ન-નવમાંશ, ઇષ્ટ ઘડી તથા હોરા જાણવાં હોય તો ધ્રુવપિંડને ૫ થી ગુણી પોતપોતાના વિકલ્પથી ( અર્થાત્ લગ્ન જાણવા માટે ૧૨ થી અને ઇષ્ટ ઘડી× જાણવા માટે ૬૦ થી અથવા દિવસ કે રાત્રિ જાણવામાં આવ્યા પછી દિન-માન કે રાત્રિમાન-ઘટીથી ), નવમાંશ માટે ૯ થી તથા હોરા માટે ૨ વડે ભાગી જે શેષ રહે તે પરથી બધા વિષે જાણી લેવું જોઈએ. આ પ્રમાણે જેમના જન્મનો સમય વગેરેની ખબર ન હોય તેમના માટે આ સર્વ વાતોનો વિચાર કરવો જોઈએ.૩૪૭-૩૫૦

**દ્રેષ્કાણનું સ્વરૂપ :** હાથમાં પરશુ ધારણ કરેલો, કાળા રંગનો પુરુષ, જેની આંખો લાલ હોય અને જે સર્વ જીવોની રક્ષા કરવામાં સમર્થ હોય-આવું મેષના પ્રથમ દ્રેષ્કાણનું સ્વરૂપ છે. તરસથી પીડાયેલો; એક પગથી ચાલનારો, ઘોડા જેવા મુખવાળો; લાલ વસ્ત્ર ધારણ કરેલો અને ઘોડાના સમાન આકાર-વાળો-આ મેષના દ્વિતીય દ્રેષ્કાણનું સ્વરૂપ છે. કપિલવર્ણ, ક્રૂરદૃષ્ટિ, ક્રૂરસ્વભાવ, લાલ વસ્ત્રધારી અને બોલેલું વચન ન પાળનારો-આ મેષના તૃતીય દ્રેષ્કાણનું સ્વરૂપ છે.

ભૂખ અને તરસથી પીડિત; આછા પાતળા વાંકડિયા વાળ તથા દૂધના જેવું ધોળું વસ્ત્ર-આ વૃષભ-પ્રથમ દ્રેષ્કાણનું સ્વરૂપ છે. મલિન શરીર; ભૂખથી પીડાયેલો; બકરાના જેવું મુખ અને કૃષિ આદિ કાર્યોમાં કુશળ-આ વૃષના બીજા દ્રેષ્કાણનું સ્વરૂપ છે. હાથી-ના જેવી વિશાળ કાયા, શરભના* જેવા

---

× જેમ કે સંવત ૨૦૧૦ના ચૈત્ર શુક્લ ૫ ને ગુરુવારે અનુમાનથી લગભગ ૩૦ વર્ષની અવસ્થા-વાળા કોઈ પુરુષે પોતાનો અજ્ઞાત જન્મસમય જાણવા માટે પ્રશ્ન કર્યો. તે સમયની લગ્ન-(વૃષ) રાશ્યાદિ ૧/૫/૨૯ છે ને લગ્નમાં કોઈ ગ્રહ નથી; તો લગ્ન રાશ્યાદિની ૨૧૨૯ કલાને વૃષલગ્નના ગુણક અંક ૧૦ થી ગુણવાથી ૨૧૨૯૦ ધ્રુવપિંડ થયું. લગ્નમાં કોઈ ગ્રહ નથી તેથી બીજું ગુણક પ્રાપ્ત થયું નહીં. હવે પ્રશ્નકર્તાની ગત વર્ષ-સંખ્યા જાણવા માટે ધ્રુવપિંડને ફરીથી ૧૦ થી ગુણી ગુણનફળ (ગુણાકાર) ૨૧૨૯૦૦ ને ૧૨૦ વડે ભાગવાથી શેષ વધેલા ૨૦-આ વર્ષસંખ્યા થઈ; પરંતુ આ સંખ્યા અનુમાન કરવામાં આવેલી વર્ષસંખ્યા કરતાં ઓછી છે તેથી લગ્નમાં પ્રથમ દ્રેષ્કાણ હોવાને કારણે લબ્ધ થયેલ શેષ સંખ્યામાં ૯ ઉમેરવાથી ૨૯ થયા. આ જ સંભાવિત વર્ષ હોવાથી પ્રશ્નકર્તાના જન્મથી વીતેલાં વર્ષ થયાં. આ સંખ્યાને વર્તમાન સંવત્ ૨૦૧૦ માંથી બાદ કરવાથી શેષ ૧૯૮૧ આ પ્રશ્ન-કર્તાનો જન્મ સંવત થયો. વળી માસ જાણવા માટે દશગુણિત ધ્રુવપિંડમાં ૯ ઉમેરવાથી ૨૧૨૯૦૯ થયા. આને ૧૨ વડે ભાગવાથી શેષ ૫ રહ્યા. તેથી ચૈત્રથી પાંચમો માસ શ્રાવણ જન્મ-માસ થયો. પક્ષ જાણવા માટે ધ્રુવપિંડ ૨૧૨૯૦ ને ૮ થી ગુણી ગુણનફળ ૧૭૦૩૨૦ માં ૯ ઉમેરી ૨ વડે ભાગવાથી ૧ શેષ રહેવાને લીધે શુક્લપક્ષ થયો, તિથિ જાણવા માટે તે જ અષ્ટગુણિત તેમ જ ૯ થી યુક્ત ધ્રુવપિંડ ૧૭૦૩૨૯ ને ૧૫ વડે ભાગવાથી શેષ ૪ રહ્યા, તેથી ચતુર્થી તિથિ થઈ. ઇષ્ટ ઘડી જાણવા માટે ધ્રુવપિંડ ૨૧૨૯૦ ને ૫ થી ગુણી, ગુણાકારમાં ૯ ઉમેરવાથી સરવાળો ૧૦૬૪૫૯ થયો. આને ૬૦ વડે ભાગવાથી શેષ ૧૯ ઇષ્ટ ઘડી થઈ. આ પ્રમાણે સંવત ૧૯૮૧ શ્રાવણ શુક્લ ૪ ની ૧૯ ઘડી વીત્યા પછી પ્રશ્નકર્તાનો જન્મસમય નક્કી થયો.

* પુરાણોમાં શરભના આઠ પગ હોવાનું

પગ; પિંગલવર્ણ અને વ્યાકુળચિત્ત-આ વૃક્ષના ત્રીજા દ્રેષ્કાણનું સ્વરૂપ છે.

સોયથી સીવવા-પરોવવાનું કામ કરનારી, રૂપવતી, સુશીલ અને સંતાન વિનાની નારી, જેણે હાથ ઊંચો કરી રાખેલો છે-આ મિથુનનો પ્રથમ દ્રેષ્કાણ છે. કવચ અને ધનુષ ધારણ કરેલો; ઉપવનમાં ક્રીડા કરવાની ઇચ્છાથી ઉપસ્થિત થયેલો; ગરુડ જેવા મુખવાળો પુરુષ, મિથુનનો બીજો દ્રેષ્કાણ છે.

નૃત્ય આદિની કળામાં પ્રવીણ; વરુણ સમાન રત્નોના અનંત ભંડારથી ભરપૂર; ધનુષ ધારણ કરેલો વીરપુરુષ-આ મિથુનનો ત્રીજો દ્રેષ્કાણ છે.

ગણેશના જેવો કંઠ; શૂકરના જેવું મુખ; શરભના જેવા પગ અને વનમાં રહેનારો-આ કર્કના પ્રથમ દ્રેષ્કાણનું રૂપ છે. માથા પર સર્પ ધારણ કરેલ; પલાશ(ખાખરો)-ની શાખા પકડીને રડતી કર્કશા સ્ત્રી-આ કર્કના બીજા દ્રેષ્કાણનું સ્વરૂપ છે. ચપટું મોઢું, સર્પથી વીંટળાયેલો, સ્ત્રીની ખોજમાં નૌકામાં બેસી જળમાં ફરનારો પુરુષ-આ કર્કના ત્રીજા દ્રેષ્કાણનું રૂપ છે. ૩૫૧-૩૫૯

સીમળાના ઝાડ નીચે શિયાળ અને ગીધ રાખીને રડતો બેઠેલો કૂતરાના આકારનો મનુષ્ય-આ સિંહના પ્રથમ દ્રેષ્કાણનું સ્વરૂપ છે. ધનુષ અને કાળું મૃગચર્મ ધારણ કરેલો; સિંહ જેવો પરાક્રમી તથા ઘોડાના જેવી આકૃતિવાળો મનુષ્ય આ સિંહના બીજા દ્રેષ્કાણનું સ્વરૂપ છે. ફળ અને ભોજ્ય-પદાર્થ ધરાવનારો; લાંબી દાઢીથી શોભતો; રીંછ જેવા મોઢાવાળો અને વાંદરાના જેવા ચપળ સ્વભાવવાળો મનુષ્ય-સિંહના તૃતીય દ્રેષ્કાણનું રૂપ છે.

કૂલથી ભરેલા કળશવાળી, વિદ્યાની અભિલાષા કરનારી, મલિન વસ્ત્ર ધારણ કરેલી કુમારી કન્યા-આ કન્યારાશિના પ્રથમ દ્રેષ્કાણનું સ્વરૂપ છે. હાથમાં ધનુષ, આવક-જાવકનો હિસાબ રાખનારો, શ્યામવર્ણના શરીરવાળો; લેખનકાર્યમાં ચતુર તથા આખા શરીરે રુવાંટાંવાળો મનુષ્ય-આ કન્યારાશિના બીજા દ્રેષ્કાણનું સ્વરૂપ છે. ગૌરવર્ણ અંગો પર ધોયેલાં સ્વચ્છ વસ્ત્રો ધારણ કરેલી; હાથમાં કળશ લઈ દેવમંદિરે જતી સ્ત્રી-આ કન્યારાશિના ત્રીજા દ્રેષ્કાણનો પરિચય છે.

હાથમાં તરાજુ અને કાટલાં લઈ બજારમાં વસ્તુઓ તોલનારો તથા વાસણો ઘડનારો પુરુષ તુલા રાશિનો પ્રથમ દ્રેષ્કાણ છે. હાથમાં કળશ લઈ, ભૂખતરસથી વ્યાકુળ તથા ગીધના જેવા મુખવાળો અને સ્ત્રી-પુત્રની સાથે ભમતો પુરુષ તુલાનો બીજો દ્રેષ્કાણ છે. હાથમાં ધનુષ લઈ હરણની પાછળ પડેલો કિન્નરના જેવી ચેષ્ટાવાળો; સુવર્ણનું કવચ ધારણ કરેલો પુરુષ તુલાનો તૃતીય દ્રેષ્કાણ છે.

જેના પગ નાના પ્રકારના સર્પોથી વીંટળાયેલા હોવાથી ધોળા દેખાય છે એવી એક સ્ત્રી સમુદ્રેથી કાંઠા ભણી જઈ રહી છે-આ જ વૃશ્ચિકના પ્રથમ દ્રેષ્કાણનું રૂપ છે. જેનાં સર્વ અંગો સર્પોથી ઢંકાયેલો છે અને જેનો આકાર કાચબા જેવો છે; તેમ જ જે પોતાના પતિ માટે સુખની ઇચ્છા ધરાવનારી છે; આવી સ્ત્રી વૃશ્ચિકનો બીજો દ્રેષ્કાણ છે. મલયગિરિનિવાસી સિંહ, જેના મુખનો આકાર કાચબા જેવો છે, કૂતરાં, શૂકર અને હરણ આદિને જે બિવડાવી રહ્યો છે; આ વૃશ્ચિકનો ત્રીજો દ્રેષ્કાણ છે. ૩૬૦-૩૬૨

મનુષ્યના જેવું મુખ; ઘોડા જેવું શરીર હાથમાં ધનુષ લઈ તપસ્વીઓ અને યજ્ઞોની રક્ષા કરનારો પુરુષ ધનુ રાશિનો પ્રથમ દ્રેષ્કાણ છે. ચંપાના પુષ્પ જેવી કાન્તિવાળી; આસન ઉપર બેઠેલી; સમુદ્રનાં રત્નોને

---

કહેવામાં આવ્યું છે અને તે વાઘ તથા સિંહ કરતાં પણ વધારે બળવાન ને ભયંકર હોય છે; પરંતુ આ પ્રાણી હવે ક્યાંય મળી આવતું નથી. શરભનો બીજો અર્થ 'ઊંટ' પણ છે.

વધારનારી; મધ્યમ કદની સ્ત્રી ધનુનો બીજો દ્રેષ્કાણ છે. દાઢી–મૂછ વધારેલો; આસન ઉપર બેઠેલો; ચંપાના પુષ્પ જેવી કાન્તિવાળો; દંડ, પટ્ટવસ્ત્ર અને મૃગચર્મ ધારણ કરનારો પુરુષ ધનુનો ત્રીજો દ્રેષ્કાણ છે.

મગરના જેવા દાંત, રુવાંટાંઓથી ભરેલા શરીરવાળો તથા સૂવરના જેવી આકૃતિવાળો પુરુષ મકરનો પ્રથમ દ્રેષ્કાણ છે. કમળદલના જેવાં નેત્રોવાળી; આભૂષણપ્રિય શ્યામા સ્ત્રી મકરનો બીજો દ્રેષ્કાણ છે. હાથમાં ધનુષ, કામળો, કળશ અને કવચ ધારણ કરનારો કિન્નરના જેવો પુરુષ મકરનો ત્રીજો દ્રેષ્કાણ છે. ૩૬૩–૩૬૬

ગીધના જેવા મુખવાળો; તેલ, ઘી અને મદ્ય પીવાની ઇચ્છાવાળો; કંબલ ધારણ કરેલો પુરુષ કુંભનો પ્રથમ દ્રેષ્કાણ છે. હાથમાં લોઢું, શરીરમાં આભૂષણ તથા મસ્તક પર વાસણ મૂકી, મલિન વસ્ત્ર પહેરી બળેલાં ગાડા પર બેઠેલી સ્ત્રી કુંભનો બીજો દ્રેષ્કાણ છે. કાન પર મોટા મોટા રોમવાળો; શરીરે શ્યામ કાન્તિવાળો; મસ્તક પર કિરીટ તથા હાથમાં ફળ અને પાંદડાં ધારણ કરનારો, વાસણનો વ્યાપારી કુંભનો ત્રીજો દ્રેષ્કાણ છે.

દાગીના બનાવવા માટે અનેક પ્રકારનાં રત્નોને હાથમાં લઈ સમુદ્રમાં નૌકા પર બેઠેલો પુરુષ મીનનો પ્રથમ દ્રેષ્કાણ છે. જેના મુખની કાન્તિ ચંપાના પુષ્પ જેવી મનોહર છે, તે પોતાના પરિવાર સાથે નૌકા પર બેસી સમુદ્રમાંથી કિનારા તરફ આવતી સ્ત્રી મીનનો બીજો દ્રેષ્કાણ છે. ખાડાની પાસે બેઠેલો તથા ચોર અને અગ્નિથી પીડાઈને રડતો, સર્પથી વીંટળાયેલો, નગ્ન શરીરવાળો પુરુષ મીન રાશિનો ત્રીજો દ્રેષ્કાણ છે.

આ પ્રમાણે મેષ વગેરે બારે રાશિઓમાં થનારા છત્રીસ દ્રેષ્કાણાંશનાં રૂપ ક્રમથી બતાવવામાં આવ્યાં છે.

મુનિશ્રેષ્ઠ નારદ! આ જાતક નામનો સ્કંધ સંક્ષેપમાં કહેવામાં આવ્યો છે. હવે લોકવ્યવહાર માટે ઉપયોગી સંહિતાસ્કંધનું વર્ણન સાંભળો. ૩૬૭–૩૭૦

एतत्संक्षेपतः प्रोक्तं जातकं मुनिसत्तम ।
निबोध संहितास्कन्धं लोककृत्युपयोगिनम् ॥३७०॥

ઇતિ શ્રીનારદમહાપુરાણે જાતકનિરૂપણ નામનો અધ્યાય ૫૫ મો સમાપ્ત

## અધ્યાય ૫૬ મો

### ત્રિસ્કંધ જ્યોતિષનું સંહિતા પ્રકરણ

सनन्दन उवाच ॥

क्रमाच्चैत्रादिमासेषु मेषाद्याः संक्रमा मताः ।
चैत्रशुक्लप्रतिपदो यो वारः स नृपः स्मृतः ॥१॥

સનન્દન બોલ્યાઃ હે નારદ! ચૈત્રાદિમાસોમાં ક્રમશઃ મેષ વગેરે રાશિઓમાં સૂર્યની સંક્રાંતિ થાય છે.* ચૈત્ર શુક્લ પ્રતિપદાના આરંભમાં જે વાર (દિવસ) હોય, તે જ ગ્રહ તે (ચાંદ્ર) વર્ષનો હોય છે. સૂર્યના મેષ રાશિના પ્રવેશ સમયે જે વાર હોય, તે સેનાપતિ (કે મંત્રી) હોય છે. કર્ક રાશિની સંક્રાંતિના સમયે જે વાર હોય તે સસ્ય (ધાન્ય)નો અધિપતિ હોય છે. ઉક્ત વર્ષ આદિનો અધિપતિ જો સૂર્ય હોય તો તે મધ્યમ (શુભ અને અશુભ બંને) ફળ આપે છે. ચંદ્રમા અધિપતિ હોય તો ઉત્તમ ફળ આપે છે. મંગળ હોય તો અનિષ્ટ (અશુભ) ફળ આપનારો હોય છે. બુધ, ગુરુ અને શુક્ર–આ ત્રણે અતિ ઉત્તમ (શુભ) ફળની પ્રાપ્તિ કરાવનારા હોય છે. શનિ અધિપતિ હોય, તો અશુભ ફળ થાય છે. આ ગ્રહોનાં બળાબળ જોઈને તે પ્રમાણે ન્યૂન કે પૂર્ણ ફળ સમજવું જોઈએ. (ધૂમકેતુ–પૂછડિયા તારા આદિનું ફળ) જો કદી

* જેમ કે મેષમાં સૂર્ય હોતાં જે અમાવાસ્યા થાય છે, ત્યાં ચૈત્રમાસની સમાપ્તિ સમન્વય છે; તેમ જ વૃષાદિના સૂર્યમાં વૈશાખાદિ માસ જાણવો જોઈએ.

ક્યાંકથી સૂર્યમંડળમાં દંડ(લાઠી)કબન્ધ (મસ્તક વિનાનું શરીર-ધડ) કાગડો અથવા સમડીના આકારવાળા કેતુ (ચિહ્ન) જોવામાં આવે તો ત્યાં વ્યાધિ, ભ્રાંતિ તથા ચોરોના ઉપદ્રવથી ધનનો નાશ થાય છે.

છત્ર, ધ્વજ, પતાકા અથવા જળ ભરેલા મેઘ જેવો કે સ્ફુલિંગ (તણખા) સહિત ધુમાડો સૂર્યમંડળમાં જોવામાં આવે તો તે દેશનો નાશ થાય છે. ધોળું, લાલ, પીળું અથવા કાળું સૂર્યમંડળ જોવામાં આવે તો ક્રમથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર વર્ણોને પીડા થાય છે. મુનિવર! જો બે, ત્રણ કે ચાર પ્રકારના રંગ સૂર્યમંડળમાં દેખાય તો રાજાઓનો નાશ થાય છે. જો સૂર્યનાં ઊર્ધ્વગામી કિરણો લાલ રંગનાં દેખાય તો સેનાપતિનો નાશ થાય છે. જો તે પીળાં હોય તો રાજકુમારનો, ધોળો રંગનાં હોય તો રાજપુરોહિતનો ને અનેક વર્ણનાં હોય તો પ્રજાજનોનો નાશ થાય છે. આ જ પ્રમાણે ધૂમ્રવર્ણનાં હોય તો રાજાનો અને પિશંગ (કપિલ) વર્ણનાં હોય તો મેઘનો નાશ થાય છે. જો સૂર્યનાં ઉક્ત કિરણો નિમ્નગામી (નીચે પડતાં) હોય તો સંસારનો નાશ થાય છે. ૪-૭.

સૂર્ય શિશિર ઋતુમાં તાંબા જેવો (લાલ) દેખાય તો સંસાર માટે શુભ (કલ્યાણકારી) હોય છે. એવી જ રીતે વસંતમાં કુંકુમવર્ણ; ગ્રીષ્મમાં પાંડુ(ધોળો પીળો મિશ્ર)વર્ણ; વર્ષામાં અનેક વર્ણ; શરદઋતુમાં કમળવર્ણ તથા હેમંતમાં રક્તવર્ણનું સૂર્યબિંબ દેખાય તો તેને શુભ ફળ આપનારું જાણવું.

મુનિશ્રેષ્ઠ હે નારદ! જો શીતકાલમાં સૂર્યનું બિંબ પીળું; વર્ષામાં શ્વેત (ઊજળું) તથા ગ્રીષ્મમાં લાલ રંગનું દેખાય તો ક્રમથી રોગ, અનાવૃષ્ટિ તથા ભય ઉપજાવનારું થાય છે. જો કદી સૂર્યનું અડધું બિંબ ઇંદ્રધનુષ જેવું દેખાય તો રાજાઓમાં પરસ્પર વિરોધ વધે છે. સસલાના રક્ત જેવો સૂર્યનો વર્ણ હોય તો અલ્પકાળમાં જ રાજાઓ વચ્ચે મહાયુદ્ધનો પ્રારંભ થાય છે. જો સૂર્યનો વર્ણ મોરનાં પીછાં જેવા વર્ણનો હોય તો બાર વર્ષ સુધી વરસાદ થતો નથી. જો સૂર્ય કદી ચંદ્રમા જેવો દેખાય તો તે સ્થળના રાજાને જીતી બીજો રાજા ત્યાં રાજ્ય કરે છે.

જો સૂર્ય શ્યામ રંગનો દેખાય તો કીડાઓનો ભય ઉત્પન્ન થાય છે. રાખોડી રંગનો દેખાય તો આખા રાષ્ટ્ર પર ભય આવી પડે છે અને સૂર્યમંડળમાં છિદ્ર દેખાય તો સમ્રાટનું મૃત્યુ થાય છે. કળશ સમાન આકારવાળો સૂર્ય ભૂખમરાનો ભય પેદા કરે છે. તોરણના જેવા આકારવાળો સૂર્ય ગામ તથા નગરોનો નાશ કરનારો હોય છે. છત્રના આકારનો સૂર્ય ઊગે તો દેશનો નાશ થાય છે અને સૂર્યબિંબ ખંડિત દેખાય તો રાજાનો નાશ થાય છે. ૮-૧૪

જો સૂર્યોદય કે સૂર્યાસ્ત સમયે મેઘગર્જના થાય; વીજળી પડે કે ઉલ્કાપાત થાય તો રાજાનો નાશ અથવા રાજાઓમાં પરસ્પર યુદ્ધ થાય છે. જો પંદર અથવા સાડાસાત દિવસ સુધી દિવસે સૂર્ય પર તથા રાત્રે ચંદ્રમા પર મંડળ હોય અથવા ઉદય અને અસ્ત સમયે તે અત્યંત રક્ત વર્ણનું દેખાય તો રાજાનું પરિવર્તન થાય છે.

ઉદય અથવા અસ્ત સમયે જો સૂર્ય શસ્ત્રના આકારવાળા અથવા ગધેડું, ઊંટ વગેરે અશુભ આકારવાળા મેઘથી ખંડિત થયેલા જેવો જણાય તો રાજાઓમાં યુદ્ધ થાય છે.

**ચંદ્રશૃંગોન્નતિ ફળ:** મીન અને મેષ રાશિમાં (દ્વિતિયા તિથિએ ઉદયકાળ)-માં ચંદ્રનું જમણી બાજુનું શૃંગ ઉન્નત

(ઊંચું) હોય તો શુભ ફળ આપે છે. મિથુન અને મકરમાં જો ડાબી બાજુનું શૃંગ ઉન્નત હોય તો શ્રેષ્ઠ સમજવું જોઈએ. કુંભ અને વૃષમાં જો બંને શૃંગ સરખાં હોય તો શુભ છે, કર્ક અને ધનુમાં જો શૃંગ શર જેવું હોય તો શુભ છે. વૃશ્ચિક અને સિંહમાં પણ ધનુષ જેવું હોય તો શુભ છે તથા તુલા અને કન્યામાં જો ચંદ્રમાનું શૃંગ શૂળના જેવું દેખાય તો શુભ ફળ સમજવું જોઈએ. આથી વિપરીત સ્થિતિમાં ચંદ્રનો ઉદય થાય તો તે માસમાં પૃથ્વી પર દુર્ભિક્ષ, રાજાઓમાં પરસ્પર વિરોધ તથા યુદ્ધ આદિ અશુભ ફળ પ્રકટ થાય છે.

પૂર્વાષાઢા, ઉત્તરષાઢા, મૂલ અને જ્યેષ્ઠા–આ નક્ષત્રોમાં ચંદ્ર જો દક્ષિણ દિશામાં હોય તો જળચર, વનચર અને સર્પનો નાશ તથા અગ્નિનો ભય થાય છે.

વિશાખા અને અનુરાધામાં જો જમણા દક્ષિણભાગમાં હોય તો પાપફળ આપનાર થાય છે. મઘા અને વિશાખામાં જો ચંદ્ર મધ્યભાગમાં થઈને ચાલે તોપણ શુભ ફળ આપનારો હોય છે. રેવતીથી મૃગશીર્ષ પર્યંત ૬ નક્ષત્રો 'અનાગત,' આર્દ્રાથી અનુરાધા પર્યંત બાર નક્ષત્રો 'મધ્યયોગી' અને વાસવ(જ્યેષ્ઠા)થી નવ નક્ષત્રો 'ગતયોગી' છે. એમનામાં પણ ચંદ્ર ઉત્તરભાગમાં રહેલો હોય તો શુભ ફળ આપનારો હોય છે.

ભરણી, જ્યેષ્ઠા, આશ્લેષા, આર્દ્રા, શતભિષા અને સ્વાતિ–આ અર્ધભોગ (૪૦૦ કળા); ધ્રુવ (ત્રણે ઉત્તરા, રોહિણી) પુનર્વસુ અને વિશાખા–આ સાર્ધૈકભોગ (૧૨૦૦ કળા) તથા અન્ય નક્ષત્રો સમ (પૂર્ણ) ભોગ (૮૦૦ કળા).× સામાન્ય રીતે ચંદ્રની દક્ષિણ શૃંગોન્નતિ શુભફળ આપનારી છે. તિથિ અનુસાર ચંદ્રમાં શુક્લપણું ન હોય ને તેની શુક્લતામાં જો ઊણપ હોય તો પ્રજાનાં કાર્યોમાં હાનિ અને શુક્લતામાં વૃદ્ધિ (અધિકતા) હોય તો પ્રજાજનની વૃદ્ધિ થાય છે.* સમતામાં સમપણું સમજવું જોઈએ. જો ચંદ્રમાનું બિંબ મધ્યમ માનથી વિશાળ (મોટું) જોવામાં આવે તો સુભિક્ષકારક (સોંઘવારી કરનારું) અને નાનું દેખાય તો દુર્ભિક્ષકારક (મોંઘવારી કરનારું અથવા દુકાળ આણનારું) હોય છે. ચંદ્રમાનું શૃંગ અધોમુખ હોય તો શાસ્ત્રનો ભય ઊભો કરે છે. દંડાકાર હોય તો કલહ (રાજા–પ્રજામાં યુદ્ધ) થાય છે. ચંદ્રમાનું શૃંગ અથવા બિંબ મંગલ આદિ ગ્રહો (મંગલ, બુધ, ગુરુ, શુક્ર તથા શનિ)થી આહત (ભેદાયેલું) દેખાય તો ક્રમશઃ ક્ષેમ, અન્ન વગેરે, વર્ષા, રાજા અને પ્રજાનો નાશ થાય છે.

**ભૌમ–ચારફળ :** જે નક્ષત્રમાં મંગળનો ઉદય હોય, તેનાથી સાતમા, આઠમા કે નવમા નક્ષત્રમાં વક્ર હોય તો તે 'ઉષ્ણ'નામક વક્ર હોય છે. તેમાં પ્રજાને પીડા

× રાશિમંડળમાં સર્વ નક્ષત્રોનો ભોગ ૮૦૦ કળાના બરાબર છે; પરંતુ પ્રત્યેક નક્ષત્ર વિભાગમાં યોગતારાનું સ્થાન જ્યાં આવે છે, ત્યાં તેનું ભોગસ્થાન કહેવાય છે. ૬ નક્ષત્રોમાં મધ્યભાગમાં આવે છે અને ૬ નક્ષત્રોમાં આગળ વધી જાય છે. જેનું વાસ્તવિકમાન ક્રમથી ૩૯૫ કળા, ૧૭ વિકળા; અને ૧૧૮૫ કળા ને ૫૨ વિકળા છે. સ્વલ્પાંતરથી જે ૪૦૦ અને ૧૨૦૦ માની લેવામાં આવ્યાં છે, ક્રમશઃ એમને જ અનાગત અને ગતયોગી કહેવામાં આવ્યાં છે. શેષ નક્ષત્રોનાં ભોગસ્થાન અંતિમાંશમાં જ આવે છે, તેથી એમનાં માન ૮૦૦ કળા છે. આ જ મધ્યયોગી છે.

* પ્રતિપદાના અંતમાં (શુક્લદ્વિતીયાના આરંભમાં) ચંદ્રમા દેખાય તો સમતા, તેના પછી દેખાય તો હાનિ અને પહેલાં દેખાય તો વૃદ્ધિ માનવામાં આવે છે.

અને અગ્નિનો ભય પ્રાપ્ત થાય છે. જો ઉદયના નક્ષત્રથી દશમા, અગિયારમા તથા બારમા નક્ષત્રમાં મંગળ વક્ર હોય તો તે 'અશ્વમુખ' નામક વક્ર હોય છે. તેમાં અન્ન અને વર્ષાનો નાશ થાય છે. જો તેરમા કે ચૌદમા નક્ષત્રમાં વક્ર હોય તો 'વ્યાલ-મુખ' વક્ર કહેવાય છે. તેમાં પણ અન્ન અને વર્ષાનો નાશ થાય છે. પંદરમા કે સોળમા નક્ષત્રમાં વક્ર હોય તો 'રુધિર મુખ' વક્ર કહેવાય છે. તેમાં મંગલ દુર્ભિક્ષ ક્ષુધા, તથા રોગને વધારે છે. ૧૭મા કે ૧૮મા નક્ષત્રમાં વક્ર હોય તો તે 'મુસલ' નામક વક્ર હોય છે. તેનાથી ધન ધાન્યનો નાશ તથા દુર્ભિક્ષનો ભય થાય છે. જો મંગલ પૂર્વાફાલ્ગુની નક્ષત્રમાં ઉદિત થઈને ઉત્તરાષાઢામાં વક્ર થાય તથા રોહિણીમાં અસ્ત થાય તો ત્રણે લોકો માટે નાશકારી હોય છે. જો મંગળ શ્રવણમાં ઉદિત થઈને પુષ્યમાં વક્રગતિ થાય તો ધનની હાનિ કરનારો થાય છે.

મંગળ જે દિશામાં ઉદિત થાય છે, તે દિશાના રાજા માટે તે ભયકારક હોય છે. જો મઘા નક્ષત્રના મધ્યમાં થઈને ચાલતો મંગળ તેમાં વક્રી થઈ જાય તો વર્ષાનો અભાવ અને શસ્ત્રનો ભય ઉપસ્થિત કરે છે તથા રાજા માટે વિનાશકારી થાય છે. જો મંગળ મઘા, વિશાખા અથવા રોહિણી યોગતારાનું ભેદન કરીને ચાલે તો દુર્ભિક્ષ, મરણ તથા રોગ પ્રવર્તાવનારો થાય છે. ત્રણે ઉત્તરા (ફાલ્ગુની, ઉત્તરાષાઢા ઉત્તરાભાદ્રપદ) રોહિણી, મૂલ, શ્રવણ અને મૃગશિરા—આ નક્ષત્રોની વચ્ચે તથા રોહિણીના દક્ષિણે થઈને મંગળ ચાલે તો અનાવૃષ્ટિકારક થાય છે. મંગળ બધાં નક્ષત્રોની ઉત્તરે થઈને ચાલે તો શુભપ્રદ છે ને દક્ષિણે થઈને ચાલે તો અશુભ ફળ આપનારો તથા પ્રજામાં કલહ ઉત્પન્ન કરનારો થાય છે.

**બુધ-ચારફળ :** જો કદાચિત્ આંધી, મેઘ આદિ ઉત્પાત ન હોવા છતાં (નિર્મળ) આકાશમાં પણ બુધનો ઉદય જોવામાં ન આવે તો અનાવૃષ્ટિ, અગ્નિભય, અનર્થ અને રાજાઓ વચ્ચે યુદ્ધ થવાનો સંભવ જાણવો જોઈએ. ધનિષ્ઠા, શ્રવણ, ઉત્તરાષાઢા, મૃગશિરા અને રોહિણીમાં ચાલતો બુધ જો તે નક્ષત્રોનાં યોગતારાઓનું ભેદન કરે તો તે લોકમાં પીડા અને અનાવૃષ્ટિ વગેરેથી ભય ઉપજાવનાર હોય છે. જો આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, આશ્લેષા અને મઘા—આ નક્ષત્રોમાં બુદ્ધ દેખાય તો દુર્ભિક્ષ, કલહ, રોગ તથા અનાવૃષ્ટિ આદિનો ભય ઉપસ્થિત કરનારો થાય છે. હસ્તથી છ (હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા તથા જ્યેષ્ઠા) નક્ષત્રોમાં બુધ રહેવાથી લોકમાં કલ્યાણ, સુભિક્ષ તથા આરોગ્ય થાય છે. ઉત્તરાભાદ્રપદ, ઉત્તરાફાલ્ગુની, કૃત્તિકા અને ભરણીમાં વિચરનારો બુધ વૈદ્ય, ઘોડાઓ અને વ્યાપારીઓનો નાશ કરનારો થાય છે; પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા અને પૂર્વ ભાદ્રપદમાં વિચરતો બુધ જો આ નક્ષત્રોનાં યોગતારાઓનું ભેદન કરે તો ક્ષુધા, શસ્ત્ર, અગ્નિ અને ચોરોથી પ્રાણીઓને ભય પ્રાપ્ત થાય છે.

ભરણી, કૃત્તિકા, રોહિણી અને સ્વાતિ—આ નક્ષત્રોમાં બુધની ગતિ 'પ્રાકૃતિકી' કહેવામાં આવી છે. આર્દ્રા, મૃગશિરા, આશ્લેષા અને મઘા—આ નક્ષત્રોમાં બુધની ગતિ 'મિશ્રા' માનવામાં આવી છે. પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની, પુષ્ય અને પુનર્વસુ—આમનામાં બુધની 'સંક્ષિપ્તા' ગતિ કહેવાઈ છે. પૂર્વાભાદ્રપદ, ઉત્તરાભાદ્રપદ, રેવતી અને અશ્વિની—આમાં બુધની 'તીક્ષ્ણ' ગતિ હોય છે. ઉત્તરાષાઢ, પૂર્વાષાઢા અને મૂલમાં તેમની 'યોગાન્તિકા' ગતિ માનવામાં આવી છે. શ્રવણ, ચિત્રા, ધનિષ્ઠા

અને શતભિષામાં 'ઘોરા' ગતિ અને વિશાખા, અનુરાધા તથા હસ્ત-આ નક્ષત્રોમાં બુધની 'પાપ'સંજ્ઞક ગતિ હોય છે. આ પ્રાકૃતિકી આદિ સાત પ્રકારની ગતિઓમાં ઉદિત થયા પછી જેટલા દિવસો સુધી બુધ દેખાતો રહે છે, તેટલા જ દિવસો સુધી તેમનામાં અસ્ત થયા પછી અદ્રશ્ય રહે છે. તે દિવસોની સંખ્યા ક્રમથી ૪૦, ૩૦, ૨૨, ૧૮, ૯, ૧૫ અને ૧૧ છે. બુધ જ્યારે પ્રાકૃત ગતિમાં રહે છે ત્યારે સંસારમાં કલ્યાણ, આરોગ્ય અને સુભિક્ષ (અન્નવસ્ત્ર આદિની વૃદ્ધિ) કરે છે. મિશ્ર અને સંક્ષિપ્ત ગતિમાં મધ્યમ ફળ આપે છે; તથા અન્ય ગતિઓમાં અનાવૃષ્ટિ(દુર્ભિક્ષ)-કારક હોય છે. વૈશાખ, શ્રાવણ, પોષ અને આષાઢમાં ઉદિત થવાથી બુધ પાપરૂપ ફળ આપે છે અને અન્ય માસોમાં ઉદિત થતાં તે શુભ ફળ આપે છે. આશ્વિન અને કાર્તિકમાં બુધનો ઉદય થાય તો શસ્ત્ર, દુર્ભિક્ષ અને અગ્નિનો ભય પ્રાપ્ત થાય છે. જો ઉદિત થયેલા બુધની કાન્તિ ચાંદી અથવા સ્ફટિક સમાન સ્વચ્છ હોય તો તે શ્રેષ્ઠ ફળ આપનારો થાય છે.

**બૃહસ્પતિ-ચાર-ફળ**-કૃત્તિકા આદિ બબ્બે નક્ષત્રોના આશ્રયથી કાર્તિક આદિ માસ થાય છે; પરંતુ અંતિમ (આશ્વિન) પંચમ (ફાલ્ગુન) અને એકાદશ (ભાદ્રપદ) -આ ત્રણ નક્ષત્રોથી પૂર્ણ હોય છે.* એવી જ રીતે બૃહસ્પતિનો જે નક્ષત્રમાં ઉદય થાય છે, તે નક્ષત્રો પરથી (માસ પ્રમાણે જ) સંવત્સરોનાં નામ હોય છે. તે સંવત્સરોમાં કાર્તિક અને માર્ગશીર્ષ નામના સંવત્સરો પ્રાણીઓને અશુભ ફળ આપનારા હોય છે. પોષ અને માઘ નામના સંવત્સર શુભ ફળ આપનારા હોય છે. ફાલ્ગુન અને ચૈત્ર નામક સંવત્સર મધ્યમ (શુભ અને અશુભ બંને) ફળ આપે છે. વૈશાખ શુભ અને જ્યેષ્ઠ મધ્યમ ફળ આપનારા હોય છે. આષાઢ મધ્યમ અને શ્રાવણ શ્રેષ્ઠ હોય છે. તથા ભાદ્રપદ પણ ક્યારેય શ્રેષ્ઠ હોય છે, ક્યારેક નથી હોતો. પરંતુ આશ્વિન સંવત્સર તો પ્રજાજનો માટે અત્યંત શ્રેષ્ઠ હોય છે. મુનિશ્રેષ્ઠ! આ પ્રમાણે સંવત્સરોનું ફળ સમજવું જોઈએ.

બૃહસ્પતિ જ્યારે નક્ષત્રોની ઉત્તરે થઈને ચાલે છે, ત્યારે સંસારમાં કલ્યાણ, આરોગ્ય તથા સુભિક્ષ કરનારો થાય છે. જ્યારે નક્ષત્રોની દક્ષિણે થઈને ચાલે છે ત્યારે વિપરીત પરિણામ (અશુભ, રોગવૃદ્ધિ તથા દુર્ભિક્ષ) આપે છે ને જ્યારે મધ્ય થઈને ચાલે છે તે સમયે મધ્યમ ફળ આપનારો થાય છે. ગુરુનું બિંબ જો પીતવર્ણ, અગ્નિ જેવું, શ્યામ, હરીત અને લાલ જોવામાં આવે તો પ્રજાજનોમાં ક્રમશઃ વ્યાધિ,

* કૃત્તિકા આદિ નક્ષત્રોમાં પૂર્ણિમા થવાથી માસોનાં કાર્તિક આદિ નામ પડે છે. જુઓ

| કાર્તિક | માર્ગ-શીર્ષ | પૌષ | માઘ | ફાલ્ગુન | ચૈત્ર | વૈશાખ | જ્યેષ્ઠ | આષાઢ | શ્રાવણ | ભાદ્ર-પદ | આશ્વિન |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| કૃત્તિકા | મૃગ-શિરા | પુનર્વસુ | આ-શ્લેષા | પૂર્વા ફા. | ચિત્રા | વિ-શાખ | જ્યેષ્ઠા | પૂર્વા-ષાઢા | શ્રવણ | શત. પૂ. ભા. | રેવતી |
| રોહિણી | આર્દ્રા | પુષ્ય | મઘા | ઉ. ફા. હસ્ત | સ્વાતિ | અનુ-રાધા | મૂળ | ઉત્તરા ષાઢા | ધનિષ્ઠા | ઉ. ભા. | અશ્વિન ભરણી |
| ૨ | ૨ | ૨ | ૨ | ૩ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૩ | ૩ |

અગ્નિ, ચોર, શસ્ત્ર અને અસ્ત્ર+નો ભય ઉપસ્થિત થાય છે. જો ગુરુનો વર્ણ ધુમાડા જેવો હોય તો અનાવૃષ્ટિ કરનારો થાય છે. જો ગુરુ દિવસે (સવારસાંજ સિવાય) દેખાય તો રાજાનો નાશ, રોગભય અથવા રાષ્ટ્રનો વિનાશ થાય છે. કૃત્તિકા તથા રોહિણી આ સંવત્સરનાં શરીર છે. પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢા આ બંને નાભિ છે, આર્દ્રા હૃદય અને મઘા સંવત્સરનું પુષ્પ છે. જો શરીર પાપ ગ્રહથી પીડિત હોય તો દુર્ભિક્ષ, અગ્નિ અને વાયુનો ભય ઉપસ્થિત થાય છે. નાભિ પાપગ્રહથી યુક્ત હોય તો ક્ષુધા અને તૃષાથી પીડા થાય છે. પુષ્પ પાપગ્રહથી આક્રાન્ત હોય તો મૂળ અને ફળોનો નાશ થાય છે. જો હૃદયનક્ષત્ર પાપગ્રહથી પીડિત હોય તો અન્ન આદિનો નાશ થાય છે. શરીર આદિ શુભ ગ્રહથી સંયુક્ત હોય તો સુભિક્ષ અને કલ્યાણ આદિ શુભ ફળ પ્રાપ્ત થાય છે, જો મઘા આદિ નક્ષત્રોમાં બૃહસ્પતિ હોય તો તે ક્રમશઃ શસ્ય–વૃદ્ધિ; પ્રજામાં આરોગ્ય, યુદ્ધ, અનાવૃષ્ટિ, દ્વિજાતિઓને પીડા, ગાયોને સુખ, રાજાઓને અને સ્ત્રી–સમાજને સુખ; વાયુનો અવરોધ; અનાવૃષ્ટિ, સર્પભય, સુવૃષ્ટિ, સ્વાસ્થ્ય, ઉત્સવવૃદ્ધિ, મોંઘવારી, સમ્પત્તિની વૃદ્ધિ, દેશનો નાશ, અતિવૃષ્ટિ, નિર્વૈરપણું, રોગવૃદ્ધિ, ભયની હાનિ, રોગનો ભય, અન્નની વૃદ્ધિ, વર્ષા, રોગથી વૃદ્ધિ, ધાન્યની વૃદ્ધિ અને અનાવૃષ્ટિરૂપ ફળ આપે છે.

**શુક્ર–ચારફળ :** શુક્રના ત્રણ માર્ગ છે–સૌમ્ય (ઉત્તર), મધ્ય અને યામ્ય (દક્ષિણ) આમાંના પ્રત્યેકમાં ત્રણ–ત્રણ વીથીઓ છે ને એકએક વીથીમાં વારાફરતી ત્રણ ત્રણ નક્ષત્રો આવે છે. આ નક્ષત્રો અશ્વિનીથી આરંભ કરીને જાણવાં જોઈએ. આ પ્રમાણે ઉત્તરથી દક્ષિણ સુધી શુક્રના માર્ગમાં ક્રમશઃ નાગ, ઇભ, ઐરાવત, વૃષ, ઉષ્ટ્ર, ખર, મૃગ, અજ તથા દહન–આ નવ વીથીઓ છે.×

ઉત્તરમાર્ગની ત્રણ વીથીઓમાં વિચરણ કરનારો શુક્ર ધાન્ય, ધન, વૃષ્ટિ અને શસ્ય (અનાજનો પાક)–આ સર્વ વસ્તુઓને પુષ્ટ તેમ જ પરિપૂર્ણ કરે છે, મધ્યમાર્ગની ત્રણ વીથીઓમાં શુક્ર ગમન કરે તો બધાં અશુભ જ ફળ પ્રાપ્ત થાય છે. મઘાથી પાંચ નક્ષત્રોમાં શુક્ર જાય ત્યારે પૂર્વદિશામાં ઊઠેલો મેઘ સારી વૃષ્ટિ કરનારો તથા શુભ ફળ આપનારો હોય છે. સ્વાતિથી ત્રણ નક્ષત્ર સુધી જ્યારે શુક્ર રહે છે, ત્યારે પશ્ચિમદિશામાં (દેશમાં) સુવૃષ્ટિકારક અને શુભ ફળદાયક થાય છે. શેષ સર્વ નક્ષત્રોમાં તેનું ફળ

+ હાથમાં ધારણ કરીને જ ચલાવવામાં આવે તે શસ્ત્ર છે, જેમ કે તલવાર, કટાર, બરછી, ભાલો વગેરે; તથા જેને હાથ વડે ફેંકવામાં આવે તે અસ્ત્ર કહેવાય છે; જેમ કે, બાણ, પથ્થર, બંદૂકની ગોળી આદિ.

× શુક્રના ત્રણ માર્ગ અને નવ વીથિઓ આ પ્રમાણે છે :

| માર્ગ | સૌમ્ય ૧ | | | મધ્યમ ૨ | | | યામ્ય ૩ | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર | અશ્વિની ભરણી કૃત્તિકા | રોહિણી મૃગશિરા આર્દ્રા | પુનર્વસુ પુષ્ય આશ્લેષા | મઘા પૂર્વાફાલ્ગુની ઉ. ફાલ્ગુની | હસ્ત ચિત્રા સ્વાતિ | વિશાખા અનુરાધા જ્યેષ્ઠા | મૂલ પૂર્વાષાઢા ઉત્તરાષાઢા | શ્રવણ ધનિષ્ઠા શતભિષા | પૂર્વાભાદ્રપદ ઉત્તરાભાદ્રપદ રેવતી |
| વીથિ | ૧ નાગ | ૨ ઇભ | ૩ ઐરાવત | ૪ વૃષ | ૫ ઉષ્ટ્ર | ૬ ખર | ૭ મૃગ | ૮ અજ | ૯ દહન |

વિપરીત (અનાવૃષ્ટિ અને દુર્ભિક્ષ કરનારો) થાય છે. કૃષ્ણપક્ષની અષ્ટમી, ચતુર્દશી અને અમાવાસ્યામાં જો શુક્રનો ઉદય અથવા અસ્ત થાય તો પૃથ્વી જળથી પરિપૂર્ણ થાય છે.

ગુરુ અને શુક્ર પરસ્પર સપ્તમ રાશિમાં હોય તથા એક પૂર્વવીથીમાં અને બીજો પશ્ચિમવીથીમાં વિદ્યમાન હોય તો તે બંને દેશમાં અનાવૃષ્ટિ તથા દુર્ભિક્ષ આણનારા અને રાજાઓમાં પરસ્પર યુદ્ધ કરાવનારા થાય છે.

મંગળ, બુધ, ગુરુ અને શનિ જો શુક્રથી આગળ હોય છે તો યુદ્ધ, અતિવાયુ, દુર્ભિક્ષ અને અનાવૃષ્ટિ કરનારા થાય છે. ૬૭-૭૨

પૂર્વાષાઢા, અનુરાધા, ઉત્તરાફાલ્ગુની, આશ્લેષા, જ્યેષ્ઠા-આ નક્ષત્રોમાં શુક્ર હોય તો તે સુભિક્ષકારક હોય છે. મૂળમાં હોય તો શસ્ત્ર-ભય ને અનાવૃષ્ટિ કરનારો થાય છે.

**શનિ-ચારફળ** : શ્રવણ, સ્વાતિ, હસ્ત, આર્દ્રા, ભરણી અને પૂર્વાફાલ્ગુની-આ નક્ષત્રોમાં વિચરનારો શનિ મનુષ્યો માટે સુભિક્ષ, આરોગ્ય તથા ખેતીની પેદાશ વધારનારો થાય છે. જન્મનક્ષત્રથી પ્રારંભ કરીને મનુષ્યાકૃતિ શનિ-ચક્રના મુખમાં એક, ગુદામાં બે, માથામાં ત્રણ, નેત્રોમાં બે, હૃદયમાં પાંચ, ડાબા હાથમાં ચાર, ડાબા પગમાં ત્રણ, જમણા પગમાં ત્રણ તથા જમણા હાથમાં ચાર-આ પ્રમાણે નક્ષત્રોની સ્થાપના કરવી. શનિનું વર્તમાન નક્ષત્ર જે અંગમાં હોય તેનું ફળ નીચે લખ્યા પ્રમાણે જાણવું જોઈએ. શનિ નક્ષત્ર મુખમાં હોય તો રોગ, ગુદામાં હોય તો લાભ, માથામાં હોય તો હાનિ, નેત્રમાં હોય તો લાભ, હૃદયમાં હોય તો સુખ, ડાબા હાથમાં હોય તો બંધન, ડાબા પગમાં હોય તો પરિશ્રમ, જમણા પગમાં હોય તો શ્રેષ્ઠ યાત્રા અને જમણા હાથમાં હોય તો ધનલાભ થાય છે. આ પ્રમાણે ક્રમશઃ ફળ કહેવામાં આવ્યું છે. ઘણું કરીને વક્રગામી શનિ હોય ત્યારે તો આ ફળોને આપે જ છે. જો તે સમમાર્ગ પર હોય તો ફળ પણ મધ્યમ હોય છે ને જો તે શીઘ્રગતિ હોય તો ઉત્તમ ફળ પ્રાપ્ત થાય છે.

**રાહુ-ચાર ફળ** : ભગવાન વિષ્ણુએ પોતાના ચક્રથી રાહુનું મસ્તક કાપી નાખ્યું તોપણ અમૃત પી જવાને લીધે તેનું મૃત્યુ થયું નહિ, તેથી તેને ગ્રહના પદ પર સ્થાપ્યો. તે બ્રહ્માના વરને લીધે સંપૂર્ણ પર્વો (પૂર્ણિમા અને અમાવાસ્યા)ના સમયે ચંદ્ર અને સૂર્યને પીડા આપે છે; પરંતુ 'શર' તથા 'અવનતિ' અધિક હોવાના કારણથી તે બંનેથી તે દૂર જ રહે છે.

એક સૂર્યગ્રહણ પછી બીજા સૂર્યગ્રહણનો તથા એક ચંદ્રગ્રહણ બાદ બીજા ચંદ્રગ્રહણનો વિચાર છ માસ પર ફરીથી કરી લેવો જોઈએ. દરેક છ માસે ક્રમશઃ બ્રહ્મા આદિ સાત દેવતાઓ પર્વના ઈશ (ગ્રહણના અધિપતિ), હોય છે. તેમનાં નામ આ પ્રમાણે છે: બ્રહ્મા, ચંદ્ર, ઈન્દ્ર, કુબેર, વરુણ, અગ્નિ તથા યમ. બ્રાહ્મપર્વમાં ગ્રહણ થાય તો પશુ, ધાન્ય અને દ્વિજોની વૃદ્ધિ થાય છે. ચંદ્રપર્વમાં ગ્રહણ થાય તોપણ આવું જ ફળ હોય છે; વિશેષતા એટલી જ કે લોકોને કફથી પીડા થાય છે. ઇંદ્રપર્વમાં ગ્રહણ થતાં રાજાઓમાં વિરોધ, જગતમાં દુઃખ તથા ખેતીવાડીનો નાશ થાય છે. વારુણપર્વમાં ગ્રહણ થવાથી રાજાઓનું અકલ્યાણ અને પ્રજાજનોનું કલ્યાણ થાય છે.

અગ્નિપર્વમાં ગ્રહણ થાય તો વૃષ્ટિ, ધાન્યની વૃદ્ધિ તથા કલ્યાણની પ્રાપ્તિ થાય છે. યમપર્વમાં ગ્રહણ થવાથી વર્ષાનો અભાવ, ખેતીની હાનિ તથા દુર્ભિક્ષરૂપ ફળ પ્રાપ્ત થાય છે. વેલાહીન સમયમાં અર્થાત્ સમય કરતાં પહેલાં ગ્રહણ થાય તો ખેતીની હાનિ તથા રાજાઓને દારુણ ભય પ્રાપ્ત થાય છે.

'અતિવેલ' કાળમાં અર્થાત્ વેલા વિતાવી ગ્રહણ થાય= તો ફૂલોની હાનિ થાય છે, જગતમાં ભય ઉત્પન્ન થાય છે અને ખેતીનો પાક સમૂળ નાશ પામે છે. જ્યારે એક જ માસમાં ચંદ્ર અને સૂર્ય–બંનેનું ગ્રહણ થાય છે ત્યારે રાજાઓમાં વિરોધ થાય છે તથા ધન અને વૃષ્ટિનો વિનાશ થાય છે. ગ્રસ્ત થયેલા ચંદ્ર અને સૂર્યનો ઉદય અથવા અસ્ત થાય તો તે રાજાઓ અને ધાન્યોનો વિનાશ કરનારા થાય છે. જો ચંદ્ર અને સૂર્યનો સર્વગ્રાસ ગ્રહણ હોય તો તે દુર્ભિક્ષ, રોગ અને અગ્નિનો ભય ઉત્પન્ન કરનારા થાય છે.

ઉત્તરાયણમાં ગ્રહણ થાય તો બ્રાહ્મણો અને ક્ષત્રિયોની હાનિ થાય છે તથા દક્ષિણાયનમાં ગ્રહણ થતાં અન્ય વર્ણના લોકોને હાનિ પહોંચે છે. સૂર્ય અથવા ચંદ્રના બિંબની ઉત્તરે તથા પૂર્વ આદિ ભાગમાં જો રાહુ દેખાય (સ્પર્શ જોવામાં આવે) તો તે ક્રમશઃ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોને હાનિ પહોંચાડે છે.

આ જ પ્રમાણે ગ્રહણના સમયે ગ્રાસ અને મોક્ષના પણ દશ–દશ ભેદ હોય છે, જેની સૂક્ષ્મગતિને દેવતાઓ પણ જાણી શકતા નથી, તોપછી સામાન્ય માનવીની તો વાત જ શી!

ગણિત દ્વારા ગ્રહોને સિદ્ધ કરી તેમના 'ચાર' (ગતિમાન,-સ્પર્શ અને મોક્ષકાળની સ્થિતિ) પર વિચાર કરવો જોઈએ; જેથી તે ગ્રહો દ્વારા ગ્રહણકાળનાં શુભ અને અશુભ લક્ષણોનાં ફળને આપણે જોઈ અને જાણી શકીએ. બુદ્ધિમાન પુરુષે તે સમયનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે તેમાં ચિત્ત લગાડવું.

= ગણિતશાસ્ત્રના આધારે ગ્રહણનો જે સમય પ્રાપ્ત થતો હોય, તેનાથી પહેલાં ગ્રહણ થાય, તે 'વેલાહીન' છે અને તે સમય વીત્યા પછી જે ગ્રહણ થાય છે તે 'અતિવેલ' કહેવાય છે.

ધૂમકેતુ આદિ તારાઓનો ઉદય અને અસ્ત મનુષ્યો માટે ઉત્પાતરૂપ થાય છે. તે ઉત્પાત દિવ્ય, ભૌમ અને આંતરિક્ષભેદથી ત્રણ પ્રકારના હોય છે. તે શુભ અને અશુભ બે પ્રકારનાં ફળ આપે છે. આકાશમાં યજ્ઞની ધજા, અસ્ત્ર–શસ્ત્ર, ભવન અને મોટા હાથી જેવા તથા થાંભલો, ત્રિશૂળ અને અંકુશ જેવા જે કેતુ જોવામાં આવે છે, તેમને 'આંતરિક્ષ' ઉત્પાત કહે છે. સાધારણ તારા સમાન ઉદિત થઈને કોઈ નક્ષત્ર સાથે કેતુ હોય તો તે 'દિવ્ય' ઉત્પાત કહેવાય છે. ભૂલોક સાથે સંબંધ ધરાવનારા (ભૂકંપ આદિ) ઉત્પાતોને 'ભૌમ' કહે છે.

કેતુ તારો એક હોવા છતાં પણ પ્રાણીઓને અશુભ ફળ આપવા માટે ભિન્ન ભિન્ન રૂપ ધારણ કરે છે. જેટલા દિવસો સુધી વિવિધ રૂપને ધારણ કરનારો કેતુ આકાશમાં જોવામાં આવે છે, તેટલા જ માસ અથવા સૌર વર્ષો સુધી તે પોતાનું શુભ અથવા અશુભ ફળ આપે છે. જે દિવ્ય કેતુઓ છે, તે સદા પ્રાણીઓને વિવિધ ફળ આપનારા હોય છે. નાનો ચીકણો અને સ્વચ્છ શ્વેત રંગનો કેતુ સુવૃષ્ટિ આપે છે. શીઘ્ર અસ્ત થનારો વિશાળ કેતુ અવૃષ્ટિકારક હોય છે. ઇંદ્રધનુષ જેવી કાન્તિવાળો ધૂમકેતુ તારો અનિષ્ટ ફળ આપે છે. બે, ત્રણ કે ચાર રૂપોમાં પ્રગટ થયેલો ત્રિશૂળ આકારવાળો કેતુ રાષ્ટ્રનો વિનાશક હોય છે. પૂર્વ તથા પશ્ચિમ દિશામાં સૂર્યસંબંધી કેતુ મણિ, હાર તેમ જ સુવર્ણ સમાન દેદીપ્યમાન જણાય તો તે દિશાઓના રાજાઓની હાનિ થાય છે. પલાશ, બિંબફળ (પાકેલું ઘિલોડું), પોપટની ચાંચ સમાન રક્ત વર્ણનો કેતુ અગ્નિકોણમાં ઉદિત થાય તો શુભ ફળ આપનારો હોય છે.

ભૂમિ સંબંધી કેતુઓની કાન્તિ જળ તેમ જ તેલ સમાન હોય છે. તેઓ ભૂખમરાનો ભય ઉપજાવનારા છે. ચંદ્રજનિત

કેતુઓનો વર્ણ શ્વેત હોય છે; તે સુભિક્ષ અને કલ્યાણ આપનારા હોય છે. બ્રહ્મદંડથી ઉત્પન્ન તથા ત્રણ રંગ અને ત્રણ અવસ્થાઓથી યુક્ત ધૂમકેતુ નામવાળો પિતામહજનિત ( આંતરિક્ષ ) કેતુ પ્રજાઓનો વિનાશ કરનારો માનવામાં આવ્યો છે. જો ઈશાન કોણમાં શ્વેત વર્ણના શુક્રજનિત કેતુઓ ઉદિત થાય તો અનિષ્ટ ફળ આપે છે. શિખારહિત તેમ જ કનક નામથી પ્રસિદ્ધ શનૈશ્ચરસંબંધી કેતુ પણ અનિષ્ટ ફળ આપનાર હોય છે. ગુરુસંબંધી કેતુઓની વિકચ સંજ્ઞા છે. તેઓ દક્ષિણ દિશામાં પ્રકટ થાય તોપણ અભીષ્ટ ફળ આપે છે. તે જ દિશામાં સૂક્ષ્મ તથા શુક્લવર્ણવાળા બુધસંબંધી કેતુ હોય તો તેઓ ચોર તથા રોગનો ભય ઉત્પન્ન કરનારા છે. કુંકુમ નામથી પ્રસિદ્ધ મંગળ સંબંધી કેતુ લાલ રંગનો હોય છે. તેની આકૃતિ સૂર્ય સમાન હોય છે. તેઓ પણ ઉક્ત દિશામાં ઉદિત થાય તો અનિષ્ટ ફળ આપે છે. અગ્નિના જેવી કાન્તિવાળા અગ્નિસંબંધી કેતુ વિશ્વરૂપ નામથી પ્રસિદ્ધ છે. તેઓ અગ્નિકોણમાં ઊગે તો સુખદ હોય છે. શ્યામવર્ણવાળા સૂર્યસંબંધી કેતુ અરુણ કહેવાય છે. તેઓ દુઃખ આપનારા હોય છે. રીંછના જેવા રંગવાળા શુક્રસંબંધી કેતુ શુભ ફળ આપે છે. કૃત્તિકા તારામાં ઉદિત થયેલો ધૂમકેતુ નિશ્ચયપૂર્વક પ્રજાજનોનો નાશ કરે છે. રાજમહેલ, વૃક્ષ અને પર્વત પર પ્રકટ થયેલો કેતુ રાજાઓનો નાશ કરનારો થાય છે. કુમુદના પુષ્પ જેવા વર્ણવાળો કૌમુદ નામનો કેતુ સુભિક્ષકારક હોય છે. સંધ્યાકાળે મસ્તક સહિત ઉદિત થયેલો ગોળાકાર કેતુ અનિષ્ટ ફળ આપનારો હોય છે.

**કાલમાન :** બ્રાહ્મ, દૈવ, માનવ, પિત્ર્ય, સૌર, સાવન, ચાંદ્ર, નાક્ષત્ર તથા બાર્હસ્પત્ય–આ નવ માન હોય છે. આ લોકમાં આ નવ માનોમાંથી કેવળ પાંચના જ દ્વારા વ્યવહાર થાય છે; પરંતુ તે નવે માનોનું વ્યવહાર અનુસાર પૃથક્ પૃથક્ કાર્ય બતાવવામાં આવશે; સૌર માનથી ગ્રહોની સર્વ પ્રકારની ગતિ ( ભગણાદિ ) જાણવી જોઈએ. વર્ષોનો સમય તથા સ્ત્રીના પ્રસવનો સમય સાવન માસથી જ લેવામાં આવે છે. વર્ષોની અંદરનું ઘટીમાન આદિ નક્ષત્રમાનથી જ લેવામાં આવે છે. યજ્ઞોપવીત, મુંડન, તિથિ તેમ જ વર્ષેશનો નિર્ણય તથા પર્વ, ઉપવાસ આદિનો નિશ્ચય ચાંદ્રમાનથી કરવામાં આવે છે. બાર્હસ્પત્યમાનથી પ્રભવ આદિ સંવત્સરનું સ્વરૂપ ગ્રહણ કરવામાં આવે છે. તે તે માન અનુસાર બાર મહિનાઓનું તેમનું પોતપોતાનું વિભિન્ન વર્ષ હોય છે.

બૃહસ્પતિની પોતાની મધ્યમ ગતિથી પ્રભવ આદિ નામવાળા સાઠ સંવત્સર હોય છે. પ્રભવ, વિભવ, શુક્લ, પ્રમોદ, પ્રજાપતિ, અંગિરા, શ્રીમુખ, ભાવ, યુવા, ધાતા, ઈશ્વર, બહુધાન્ય, પ્રમાથી, વિક્રમ, વૃષ, ચિત્રભાનુ, સુભાનુ, તારણ, પાર્થિવ, વ્યય, સર્વજિત, સર્વધારી, વિરોધી, વિકૃત, ખર, નંદન, વિજય, જય, મન્મથ, દુર્મુખ, હેમલમ્બ, વિલંબ, વિકારી, શર્વરી, પ્લવ, શુભકૃત, શોભન, ક્રોધી, વિશ્વાવસુ, પરાભવ, પ્લવંગ, કીલક, સૌમ્ય, સમાન, વિરોધકૃત, પરિભાવી, પ્રમાદી, આનંદ, રાક્ષસ, અનલ, પિંગલ, કાલયુક્ત, સિદ્ધાર્થ, રૌદ્ર, દુર્મતિ, દુંદુભિ, રુધિરોદ્ગારી, રક્તાક્ષ, ક્રોધન તથા ક્ષય–આ સાઠ સંવત્સર જાણવા.

આ બધા જ પોતાના નામ પ્રમાણે ફળ આપે છે. પાંચ વર્ષોનો યુગ હોય છે. આ પ્રમાણે સાઠ સંવત્સરોમાં બાર યુગ હોય છે. તે યુગોના સ્વામી ક્રમશઃ આ પ્રમાણે જાણવા જોઈએ : વિષ્ણુ, બૃહસ્પતિ, ઇંદ્ર, લોહિત, ત્વષ્ટા, અહિર્બુધ્ન્ય, પિતર,

વિશ્વેદેવ, ચંદ્રમા, ઇંદ્રાગ્નિ, અશ્વિનીકુમાર તથા ભગ. આવી જ રીતે યુગની અંદર જે પાંચ વર્ષ હોય છે તેમના સ્વામી ક્રમશઃ અગ્નિ, સૂર્ય, ચંદ્રમા, બ્રહ્મા અને શિવ છે.

સંવત્સરના રાજા, મંત્રી તથા ધાન્યેશ-રૂપ ગ્રહોના બલાબલનો વિચાર કરીને તથા તેમની તાત્કાલિક સ્થિતિને પણ સારી પેઠે જાણી લઈને સંવત્સરનું ફળ સમજવું જોઈએ.

મકર આદિ છ રાશિઓમાં છ માસ સુધી સૂર્યના ભોગથી સૌમ્યાયન (ઉત્તરાયણ) થાય છે. દેવતાઓનો દિવસ અને કર્ક આદિ છ રાશિઓમાં છ માસ સુધી સૂર્યના ભોગથી દક્ષિણાયન થાય છે, દેવતાઓની રાત્રિ છે.

ગૃહપ્રવેશ, વિવાહ-લગ્ન, પ્રતિષ્ઠા તથા યજ્ઞોપવીત આદિ શુભ કર્મ માઘ આદિ ઉત્તરાયણના માસોમાં કરવાં જોઈએ. દક્ષિણાયનમાં ઉક્ત કાર્યો ત્યાજ્ય માનવામાં આવ્યાં છે. અત્યંત આવશ્યકતા હોય તો તે સમયે પૂજા આદિ યત્ન કરવાથી શુભ થાય છે.* માઘથી લઈ બબ્બે માસોની શિશિર આદિ છ ઋતુઓ હોય છે. મકરથી બબ્બે રાશિઓમાં સૂર્યભોગ અનુસાર ક્રમશઃ શિશિર, વસંત અને ગ્રીષ્મ-આ ત્રણ ઋતુઓ ઉત્તરાયણમાં થાય છે અને કર્કથી બબ્બે રાશિઓમાં સૂર્યભોગ અનુસાર ક્રમશઃ વર્ષા, શરદ અને હેમંત-આ ત્રણ ઋતુઓ દક્ષિણાયનમાં થાય છે.

શુક્લ પક્ષની પ્રતિપદાથી અમાવાસ્યા સુધી 'ચાન્દ્રમાસ' હોય છે. સૂર્યની એક સંક્રાંતિથી બીજી સંક્રાતિ સુધી 'સૌર માસ' હોય છે. ત્રીસ દિવસનો એક 'સાવન માસ' હોય છે અને ચંદ્રને સર્વ નક્ષત્રોનો ઉપભોગ કરવામાં જેટલા દિવસ લાગે છે તેટલા અર્થાત્ ૨૭ દિવસોનો એક નાક્ષત્રમાસ હોય છે.

મધુ, માધવ, શુક્ર, સૂચિ, નભઃ, નભસ્ય, ઈષ, ઉર્જ, સહાઃ, સહસ્ય, તપ અને તપસ્ય, આ ચૈત્રાદિ બાર માસની સંજ્ઞાઓ છે. જે માસની પૂર્ણિમા જે નક્ષત્રથી યુક્ત હોય, તે નક્ષત્રના નામથી જ તે માસનું નામકરણ થાય છે. (જેમ કે ચિત્રા નક્ષત્રથી યુક્ત પૂર્ણિમા હોય તો ચૈત્ર.)

પ્રત્યેક માસના બે પક્ષ ક્રમશઃ દેવ-પક્ષ અને પિતૃપક્ષ છે; અન્ય વિદ્વાનો તેમને શુક્લ તથા કૃષ્ણપક્ષ કહે છે. તે બંને પક્ષ શુભ અને અશુભ કાર્યોમાં સદા યોગ્ય માનવામાં આવ્યા છે.

બ્રહ્મા, અગ્નિ, વિરંચિ, વિષ્ણુ, ગૌરી, ગણેશ, યમ, સર્પ, ચંદ્રમા, કાર્તિકેય, સૂર્ય, ઈંદ્ર, મહેંદ્ર, વાસવ, નાગ, દુર્ગા, દંડધર, શિવ, વિષ્ણુ, હરિ, રવિ, કામ, શંકર, કલાધર, યમ, ચંદ્ર (વિષ્ણુ, કામ અને શિવ)-આ બધા શુક્લ પ્રતિપદાથી લઈને ક્રમશઃ ઓગણત્રીસ તિથિઓના સ્વામી હોય છે. અમાવાસ્યા નામની તિથિના સ્વામી પિતૃઓ છે.

**તિથિઓની નંદા આદિ પાંચ સંજ્ઞા** : પ્રતિપદા આદિ તિથિઓની ક્રમશઃ નંદા, ભદ્રા, જયા, રિક્તા અને પૂર્ણા-આ પાંચ સંજ્ઞાઓ માનવામાં આવી છે. પંદર તિથિઓમાં આમની ત્રણ આવૃત્તિ કરીને આમનું પૃથક્ પૃથક્ જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ. શુક્લ પક્ષમાં પ્રથમ આવૃત્તિની (૧, ૨, ૩, ૪, ૫-આ) તિથિઓ અધમ; દ્વિતીય આવૃત્તિની (૬, ૭, ૮, ૯, ૧૦-આ) તિથિઓ મધ્યમ; અને તૃતીય આવૃત્તિની (૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૫-આ) તિથિઓ શુભ

* मार्गशीर्षमपीच्छन्ति विवाहे केऽपि कोविदाः।
'કેટલાક વિદ્વાનો માર્ગશીર્ષ માસમાં પણ લગ્ન થવાનું ઉચિત માને છે.' આ માન્યતા અનુસાર માર્ગશીર્ષમાં દક્ષિણાયન હોવા છતાં પણ લગ્ન થઈ શકે છે.

હોય છે. આ જ પ્રમાણે કૃષ્ણ પક્ષની પ્રથમ આવૃત્તિની નંદા આદિ તિથિઓ ઇષ્ટ (શુભ), દ્વિતીય આવૃત્તિની મધ્યમ અને તૃતીય આવૃત્તિની અનિષ્ટપ્રદ (અધમ) હોય છે. બંને પક્ષોની ૮, ૧૨, ૬, ૪, ૯, ૧૪–આ તિથિઓને પક્ષરન્ધ્ર કહેવામાં આવી છે. આમને અત્યંત રૂક્ષ માનવામાં આવી છે. આમાંની ક્રમશઃ આરંભની ૪, ૧૪, ૯, ૯, ૨૫ અને પાછળી બધાં શુભ કામોમાં ત્યાજ્ય છે. અમાવાસ્યા અને નવમી સિવાય બીજી બધી વિષમ તિથિઓ (૩, ૫, ૭, ૧૧, ૧૩) સર્વ કાર્યોમાં પ્રશસ્ત છે. શુક્લપક્ષની પ્રતિપદા મધ્યમ છે. (કૃષ્ણપક્ષની પ્રતિપદા શુભ છે.)

છઠના દિવસે તેલ અને આઠમના દિવસે માંસનો* ત્યાગ કરવો. ચૌદશ, પૂર્ણિમા અને અમાવાસ્યાએ સ્ત્રીનું સેવન ન કરવું. અમાવાસ્યા, ષષ્ઠી, પ્રતિપદા, દ્વાદશી, બધાં જ પર્વો અને નવમી–આ તિથિઓમાં ક્યારેય દાતણ ન કરવું જોઈએ. વ્યતિપાત, સંક્રાંતિ, એકાદશી, પર્વ, રવિ અને મંગળવાર તથા ષષ્ઠી તિથિ અને વૈધૃતિ યોગમાં અભ્યંજનનો નિષેધ છે. જે માણસ દશમી તિથિએ આંબળાંથી સ્નાન કરે છે તેને પુત્રની હાનિ ભોગવવી પડે છે. ત્રયોદશીએ આંબળાંથી સ્નાન કરવાથી ધનનો નાશ થાય છે. દ્વિતીયાના દિવસે આંબળાંથી સ્નાન કરવાથી ધન અને પુત્ર બંનેનો નાશ થાય છે, એમાં સંશય નથી. અમાવાસ્યા, નવમી અને સપ્તમી–આ ત્રણ તિથિઓમાં આંબળાંઓથી સ્નાન કરનારાંઓના કુળનો વિનાશ થાય છે.

જે પૂર્ણિમા દિવસમાં પૂર્ણ ચંદ્રમાથી યુક્ત હોય (અર્થાત્ જેમાં રાત્રિના સમયે ચંદ્ર કળાહીન હોય) તે પૂર્ણિમા 'અનુમતી' કહેવાય છે અને જે રાત્રે પૂર્ણ ચંદ્રમાથી યુક્ત હોય તે 'રાકા' કહેવાય છે. એવી જ રીતે અમાવાસ્યા પણ બે પ્રકારની હોય છે. જેમાં ચંદ્રમાની કળાનો સહેજ પણ અંશ શેષ રહે છે, તેને 'સિનીવાલી' કહી છે ને જેમાં ચંદ્રમાની સંપૂર્ણ કળા લુપ્ત થઈ જાય છે, તે અમાવાસ્યા 'કુહૂ' કહેવાય છે.*

**યુગાદિ તિથિઓ :** કાર્તિક શુક્લ પક્ષની નવમી સત્યુગની આદિ તિથિ છે. (આ જ દિવસે સત્યયુગનો પ્રારંભ થયો હતો.) વૈશાખ શુક્લ તૃતીયા (અખાત્રીજ) ત્રેતાયુગની આદિ તિથિ છે. માઘમાસની અમાવાસ્યા, દ્વાપર યુગની આદિતિથિ અને ભાદ્રપદ કૃષ્ણત્રયોદશી કલિયુગની આદિતિથિ છે. (આ બધી તિથિઓ અતિ પુણ્યદાયી કહેવામાં આવી છે.)

**મન્વાદિ તિથિઓ :** કાર્તિક શુક્લા દ્વાદશી, આશ્વિન શુક્લા નવમી, ચૈત્ર શુક્લા તૃતીયા, ભાદ્રપદ શુક્લા તૃતીયા, પોષ શુક્લા એકાદશી, આષાઢ શુક્લા દશમી, માઘ શુક્લા સપ્તમી, ભાદ્રપદ કૃષ્ણા અષ્ટમી, શ્રાવણની અમાવાસ્યા, ફાલ્ગુનની પૂર્ણિમા, આષાઢની પૂર્ણિમા, કાર્તિકની પૂર્ણિમા, જ્યેષ્ઠ અને ચૈત્રની પૂર્ણિમા–આ ચૌદ મન્વાદિ તિથિઓ છે. આ સર્વ તિથિઓ પિતૃકર્મ (પાર્વણ શ્રાદ્ધ)માં અત્યંત પુણ્ય આપનારી છે.

**ગજચ્છાયાયોગ :** ભાદરવા×ના કૃષ્ણ-

* માંસ તો બધાંને માટે નિત્ય ત્યાજ્ય જ છે, છતાં માંસાહારીઓએ પણ આઠમના દિવસે માંસનો ત્યાગ કરવો જ જોઈએ.

* અમાવાસ્યા ઘણું કરી બે દિવસ હોય છે. તેમાં પ્રથમ દિવસની સિનીવાલી અને બીજા દિવસની કુહૂ હોય છે, ચતુર્દશીયુક્ત અમાવાસ્યાનો ક્ષય ન હોય તો તે સિનીવાલી હોય છે.

× 'અમાવાસ્યા'એ પૂરા થતા માસની દૃષ્ટિએ અહીં ભાદ્રપદ માસનો કૃષ્ણ પક્ષ કહેવામાં આવ્યો છે. જ્યાં પૂર્ણિમાએ મહિનો પૂરો થતો હોવાનું માનવામાં આવે છે, ત્યાંના માટે આ ભાદ્રપદનો અર્થ આશ્વિન સમજવો જોઈએ.

પક્ષની (શુક્લાદિ ક્રમથી ભાદ્રપદ કૃષ્ણ અને કૃષ્ણાદિ ક્રમથી આશ્વિન કૃષ્ણપક્ષની) ત્રયોદશીએ સૂર્ય હસ્તનક્ષત્રમાં અને ચંદ્ર મઘામાં હોય તો 'ગજચ્છાયા' નામનો યોગ થાય છે. તે પિતૃઓના પાર્વણાદિ શ્રાદ્ધકર્મમાં અત્યંત પુણ્ય આપનારો છે.

કોઈ એક દિવસમાં ત્રણ તિથિઓનો સ્પર્શ હોય તો ક્ષયતિથિ તથા એક જ તિથિનો ત્રણ દિવસોમાં સ્પર્શ હોય તો અધિક તિથિ થાય છે. આ બંનેય નિંદિત છે. જે દિવસે સૂર્યોદયથી સૂર્યાસ્ત પર્યંત જે તિથિ રહે છે, તે દિવસે તે અખંડ તિથિ કહેવાય છે. જો સૂર્યાસ્ત પહેલાં સમાપ્ત થતી હોય તો તે ખંડતિથિ કહેવાય છે.

**ક્ષણતિથિકથન :** પ્રત્યેક તિથિમાં તિથિમાનનો પંદરમો ભાગ ક્ષણતિથિ કહેવાય છે. (અર્થાત્ પ્રત્યેક તિથિમાં તે જ તિથિથી આરંભ કરીને પંદર તિથિઓના અંતર્ભોગ હોય છે.) અને તે ક્ષણતિથિઓની પણ અર્ધાં ક્ષણ તિથ્યર્ધ (ક્ષણ-કરણ) હોય છે.*

**વાર–પ્રકરણ :** રવિ સ્થિર, સોમ ચર, મંગળ ક્રૂર, બુધ અખિલ (સંપૂર્ણ), ગુરુ લઘુ, શુક્ર મૃદુ અને શનિ તીક્ષ્ણ ધર્મવાળો છે.

**વારોએ તેલ લગાડવાનું ફળ :** જે માણસ રવિવારે તેલ લગાડે છે, તે રોગી થાય છે. સોમવારે તેલ લગાડવાથી કાન્તિ વધે છે. મંગળે વ્યાધિ થાય છે. બુધવારે તૈલાભ્યંગથી સૌભાગ્યની વૃદ્ધિ થાય છે, ગુરુવારે સૌભાગ્યની હાનિ થાય છે. શુક્રવારે પણ હાનિ થાય છે. શનિવારે તેલ લગાડવાથી ધન–સમ્પત્તિની વૃદ્ધિ થાય છે.

**રવિ આદિ વારોનો આરંભકાળ :** જે સમયે ભૂમધ્યરેખા પર સૂર્યોદય થાય છે, તે જ સમયે સર્વત્ર રવિ આદિ વારોનો આરંભ થાય છે. તે સમયે દેશાન્તર (ભૂમધ્યરેખા પરના સૂર્યોદયકાળથી પોતાના સ્થળના ઉદયકાળનો અંતર) અને ચરાર્ધ ઘટીતુલ્ય આગળ કે પાછળ અન્ય દેશમાં સૂર્યોદય થતો હોય છે.*

જે ગ્રહ બળવાન હોય છે તેના વારમાં જો કોઈ પણ કાર્ય કરવામાં આવે છે તો તે સિદ્ધ થાય છે; પરંતુ જે ગ્રહ બળહીન (જાતક અધ્યાયમાં કહેલા બળથી રહિત) હોય છે, તેના વારમાં ઘણો યત્ન કરવા છતાં પણ કાર્ય સિદ્ધ થતું નથી. સોમ, બુધ, બૃહસ્પતિ અને શુક્ર સર્વ શુભ કાર્યોમાં શુભ ફળ આપનારા હોય છે; બીજા વાર (શનિ, રવિ અને મંગળ) ક્રૂર કર્મમાં ઇષ્ટ સિદ્ધિ આપનારા હોય છે.

---

* જેમ કે પ્રતિપદાનું ભોગમાન (આરંભથી અંત સુધી) ૬૦ ઘડી છે તો તિથિએ આરંભથી ૪ ઘડી પ્રતિપદા છે, તે પછીની ૪ ઘડી દ્વિતીયા છે ને તે પછીની ૪ ઘડી તૃતીયા છે. આ જ પ્રમાણે આગળ પણ ચતુર્થી આદિ સર્વ તિથિઓ પ્રાપ્ત થાય છે. એવી જ રીતે દ્વિતીયામાં પણ દ્વિતીયા આદિ સર્વ તિથિઓનો ભોગ સમજવો જોઈએ, ને ક્ષણ તિથિમાં પણ ૨–૨ ઘડી ક્ષણ કરણનું માન સમજવું જોઈએ. આનું પ્રયોજન એ છે કે જે તિથિએ જે કાર્ય શુભ કે અશુભ કહેવામાં આવ્યું છે, તે ક્ષણતિથિમાં પણ શુભ અથવા અશુભ સમજવું જોઈએ. જેમ કે ચતુર્દશીએ ક્ષૌર કરાવવું અશુભ કહ્યું છે તેથી તૃતીયા આદિ અન્ય તિથિઓમાં પણ જ્યારે ચતુર્દશી ક્ષણતિથિના રૂપમાં પ્રાપ્ત થાય ત્યારે તે તિથિએ ક્ષૌર કરાવવું અશુભ હોય છે તથા ચતુર્દશીએ પણ આવશ્યક હોય તો અન્ય તિથિના ભોગ સમયે ક્ષૌર કરાવવામાં દોષ માનવામાં આવતો નથી. વિશેષ આવશ્યક શુભ કાર્યમાં જ તિથિ અને ક્ષણતિથિનો વિચાર કરવો જોઈએ.

* આથી સિદ્ધ થાય છે કે પોતપોતાના સૂર્યોદયકાળમાં દેશાંતર અને ચરાર્ધકાળ આગળ કે પાછળ વારનો પ્રવેશ થયા કરે છે.

સૂર્યનો વર્ણ લાલ છે, ચંદ્ર ગૌર-વર્ણનો છે, મંગળ અધિક લાલ છે, બુધની કાન્તિ દૂર્વાદળના સમાન હરિત-શ્યામ છે, ગુરુનો વર્ણ સુવર્ણ સદૃશ પીત છે. શુક્ર શ્વેત અને શનિ કૃષ્ણ વર્ણનો છે. તેથી તે ગ્રહોના વારોમાં તેમના ગુણ અને વર્ણન અનુરૂપ કાર્યો જ સિદ્ધ તેમ જ હિતકર થાય છે.

**નિંદ્ય મુહૂર્ત:** રવિવારથી આરંભ કરી રવિમાં ૭, ૫, ૪; સોમમાં ૬, ૪, ૭; મંગળમાં ૫, ૩, ૨; બુધમાં ૪, ૨, ૫; ગુરુમાં ૩, ૧, ૮; શુક્રવારમાં ૨, ૭, ૩ અને શનિમાં ૧, ૬, ૮, આ પ્રહરાર્ધ ક્રમશઃ કુલિક, ઉપ-કુલિક અને વારવેલા કહેવામાં આવ્યાં છે. આમનું માન અર્ધા પ્રહરનું સમજવું જોઈએ.

**પ્રત્યેક વારમાં ક્ષણવાર કથન:** જે વારે ક્ષણવાર જાણવો હોય તે વારમાં પ્રથમ ક્ષણવાર તે જ વારપતિનો હોય છે. તેનાથી છઠ્ઠા વારેશનો દ્વિતીય, તેનાથી પણ છઠ્ઠાનો તૃતીય, આ પ્રમાણે છઠ્ઠા-છઠ્ઠાના ક્રમથી દિનરાતમાં ૨૪ ક્ષણવાર (કાલહોરા અથવા હોરા) હોય છે. એક એક ક્ષણવારનું માન અઢી-અઢી ઘડી (અર્થાત્ એક કલાક છે.)*

**ક્ષણવારનું પ્રયોજન:** જે વારે જે કર્મ શુભ અથવા અશુભ કહેવામાં આવ્યું છે, તે તેના ક્ષણવારમાં પણ તેવી જ રીતે શુભ કે અશુભ જાણવું જોઈએ.

**નક્ષત્રાધિપતિકથન:** ૧ દસ્ર (અશ્વિની-કુમાર), ૨ યમ, ૩ અગ્નિ, ૪ બ્રહ્મા, ૫ ચંદ્ર, ૬ શિવ, ૭ અદિતિ, ૮ ગુરુ, ૯ સર્પ, ૧૦ પિતૃઓ, ૧૧ ભગ, ૧૨ અર્યમા, ૧૩ સૂર્ય, ૧૪ વિશ્વકર્મા, ૧૫ વાયુ, ૧૬ ઇંદ્ર અને અગ્નિ ૧૭ મિત્ર, ૧૮ ઇંદ્ર, ૧૯ રાક્ષસ (નિર્ઋતિ), ૨૦ જળ, ૨૧ વિશ્વેદેવ, ૨૨ બ્રહ્મા, ૨૩ વિષ્ણુ, ૨૪ વસુ, ૨૫ વરુણ, ૨૬ અનેકપાદ, ૨૭ અહિર્બુધ્ન્ય અને ૨૮ પૂષા-આ ક્રમથી (અભિજિત સહિત) અશ્વિની આદિ ૨૮ નક્ષત્રોના સ્વામી કહેવામાં આવ્યા છે.

**નક્ષત્રોનાં મુખ:** પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ, મઘા, આશ્લેષા, કૃત્તિકા, વિશાખા, ભરણી, મૂલ-આ નવ નક્ષત્રો, અધોમુખ (નીચે મુખવાળાં) છે. આ નક્ષત્રોમાં બિલપ્રવેશ (કૂવો ભૂ-વિવર અથવા પાતાલ આદિમાં જવું), ગણિત, ભૂત-પ્રેતોની સાધના, લેખન, શિલ્પ (ચિત્ર આદિ) કળા, કૂવો ખોદવો તથા દાટેલા ધનને કાઢવું વગેરે બધાં કામો સિદ્ધ થાય છે.

અનુરાધા, મૃગશિરા, ચિત્રા, હસ્ત, જ્યેષ્ઠા, પુનર્વસુ, રેવતી, અશ્વિની અને સ્વાતિ-આ નક્ષત્રો તિર્યક (સામાં) મુખવાળાં છે. આ નક્ષત્રોમાં હળ જોડવું, યાત્રા કરવી, ગાડું બનાવવું, પત્ર લખીને મોકલવો; હાથી, ઊંટ વગેરે પર સવારી કરવી; ઘોડાં, ગધેડાં-ખચ્ચર અને બળદ વગેરેથી ખેંચવામાં આવતાં વાહનો બનાવવાં; નૌકામાં બેસવું તથા ભેંસ, ઘોડાં વગેરેને લગતાં કાર્યો કરવાં.

રોહિણી, શ્રવણ, આર્દ્રા, પુષ્ય, શતભિષા, ધનિષ્ઠા, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા તથા ઉત્તરાભાદ્રપદ-આ નવ નક્ષત્રો ઊર્ધ્વ-મુખ (ઉપર મુખવાળાં) કહેવામાં આવ્યાં છે. આ નક્ષત્રોમાં રાજ્યાભિષેક, મંગલ (વિવાહાદિ) કાર્ય, હાથી ઉપર સવારી કરવી, ધજા-રોપણ, મંદિરનિર્માણ, દરવાજા બનાવવા, બાગ-બગીચા બનાવવા અને વાડો બનાવવો વગેરે કાર્ય સિદ્ધ થાય છે.

**નક્ષત્રોની ધ્રુવ આદિ સંજ્ઞા:** રોહિણી, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા અને ઉત્તરા-ભાદ્રપદ-આ ધ્રુવ નામક નક્ષત્રો છે. હસ્ત, અશ્વિની અને પુષ્ય-આ ક્ષિપ્રસંજ્ઞક છે. વિશાખા અને કૃત્તિકા-આ બન્ને સાધારણ-સંજ્ઞક છે. ધનિષ્ઠા, પુનર્વસુ, શતભિષા, સ્વાતિ અને શ્રવણ-આ ચરસંજ્ઞક છે. મૃગશિરા, અનુરાધા, ચિત્રા તથા રેવતી-આ

* ફૂટનોટ માટે જુઓ પૃ. ૩૭૦.

મૃદુ નામક નક્ષત્રો છે. પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ અને ભરણી–આ ઉગ્રસંજ્ઞક નક્ષત્રો છે. મૂલ, આર્દ્રા, આશ્લેષા અને જ્યેષ્ઠા–આ તીક્ષ્ણ નામક નક્ષત્રો છે. આ

* દિન–રાતમાં હોરા જાણવાનું ચક્ર :–

| હોરા | રવિ | સોમ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | રવિ | સોમ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ |
| ૨ | શુક્ર | શનિ | રવિ | સોમ | મંગળ | બુધ | ગુરુ |
| ૩ | બુધ | ગુરુ | શુક્ર | શનિ | રવિ | સોમ | મંગળ |
| ૪ | સોમ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ | રવિ |
| ૫ | શનિ | રવિ | સોમ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર |
| ૬ | ગુરુ | શુક્ર | શનિ | રવિ | સોમ | મંગળ | બુધ |
| ૭ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ | રવિ | સોમ |
| ૮ | રવિ | સોમ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ |
| ૯ | શુક્ર | શનિ | રવિ | સોમ | મંગળ | બુધ | ગુરુ |
| ૧૦ | બુધ | ગુરુ | શુક્ર | શનિ | રવિ | સોમ | મંગળ |
| ૧૧ | સોમ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ | રવિ |
| ૧૨ | શનિ | રવિ | સોમ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર |
| ૧૩ | ગુરુ | શુક્ર | શનિ | રવિ | સોમ | મંગળ | બુધ |
| ૧૪ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ | રવિ | સોમ |
| ૧૫ | રવિ | સોમ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ |
| ૧૬ | શુક્ર | શનિ | રવિ | સોમ | મંગળ | બુધ | ગુરુ |
| ૧૭ | બુધ | ગુરુ | શુક્ર | શનિ | રવિ | સોમ | મંગળ |
| ૧૮ | સોમ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ | રવિ |
| ૧૯ | શનિ | રવિ | સોમ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર |
| ૨૦ | ગુરુ | શુક્ર | શનિ | રવિ | સોમ | મંગળ | બુધ |
| ૨૧ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ | રવિ | સોમ |
| ૨૨ | રવિ | સોમ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ |
| ૨૩ | શુક્ર | શનિ | રવિ | સોમ | મંગળ | બુધ | ગુરુ |
| ૨૪ | બુધ | ગુરુ | શુક્ર | શનિ | રતિ | સોમ | મંગળ |

ક્ષણવાર (હોરેશ) જાણવાનો પ્રકાર એવો છે કે જે દિવસે હોરેશ(ક્ષણવાર)નો વિચાર કરવો હોય, તે દિવસનો પ્રથમ કલાક તે જ દિવસનો ક્ષણવાર હોય છે. તેનાથી આગળ તે પછીના છઠ્ઠા–છઠ્ઠા દિવસનો ક્ષણવાર સમજવો; જેમ કે રવિવારે વાર–પ્રવેશકાલથી પહેલો કલાક રવિનો, બીજો કલાક રવિથી છઠ્ઠા શુક્રનો વગેરે.

બધાં પોતાનાં નામ પ્રમાણે જ ફળ આપે છે. (એટલા માટે આ નક્ષત્રોમાં એમનાં નામને અનુરૂપ જ કાર્યો કરવાં જોઈએ.)

**કર્ણવેધનું મુહૂર્ત :** ચિત્રા, પુનર્વસુ, શ્રવણ, હસ્ત, રેવતી, અશ્વિની, અનુરાધા, ધનિષ્ઠા, મૃગશિરા અને પુષ્ય–આ નક્ષત્રોમાં કર્ણવેધ (કાન વીંધવાની ક્રિયા) કરાવવો.

**હાથી અને ઘોડાસંબંધી કાર્ય :** અશ્વિની, મૃગશીર્ષ, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, ચિત્રા અને સ્વાતિ–આ નક્ષત્રોમાં તથા સ્થિરસંજ્ઞક નક્ષત્રોમાં હાથી સંબંધી બધાં કામો કરવાં. તથા આ જ નક્ષત્રોમાં ઘોડાનાં પણ સર્વ કૃત્યો શુભ હોય છે; પરંતુ રવિવારે આ કૃત્યોનો ત્યાગ કરી દેવો જોઈએ.

**અન્ય પશુકૃત્ય :** ચિત્રા, શતભિષા, રોહિણી તથા ત્રણે ઉત્તરા–આ નક્ષત્રોમાં પશુઓને લાવવાં–લઈ જવાં, એ કાર્ય શુભ છે; પરંતુ અમાવાસ્યા, અષ્ટમી અને ચતુર્દશીએ પશુઓ સંબંધી કોઈ કૃત્ય ક્યારેય ન કરવું.

**પ્રથમ હળ જોડવાનું કાર્ય :** મૃદુ, ધ્રુવ, ક્ષિપ્ર અને ચરસંજ્ઞક નક્ષત્રો, વિશાખા, મઘા અને મૂળ આ નક્ષત્રોમાં બળદો દ્વારા પ્રથમ હળ જોડવાનું કાર્ય શુભ હોય છે. સૂર્ય જે નક્ષત્રમાં હોય, તેનાથી પાછલા નક્ષત્રથી ત્રણ નક્ષત્રો હળના મૂળમાં રહે છે. આ નક્ષત્રોમાં પ્રથમવાર હળ જોડવાથી બળદનો નાશ થાય છે. તેનાથી આગળનાં ત્રણ નક્ષત્રો હળના અગ્ર ભાગમાં રહે છે. આ નક્ષત્રોમાં હળ જોડવાથી ધાન્યવૃદ્ધિ થાય છે. તેનાથી આગળનાં પાંચ નક્ષત્રો હળની ડાબી બાજુ રહે છે, આમાં લક્ષ્મી પ્રાપ્ત થાય છે. ત્રણ શૂળોમાં નવ નક્ષત્રો રહે છે. આમાં હળ જોડવાથી ખેડૂતનું મૃત્યુ થાય છે. એનાથી આગળનાં પાંચ નક્ષત્રોમાં હળ જોડવાથી ધનની વૃદ્ધિ થાય છે. ફરી એનાથી આગળનાં ત્રણ નક્ષત્રોમાં પ્રથમવાર હળ જોડવાથી શ્રેષ્ઠ ફળ મળે છે.

**બીની વાવણી :** મૃદુ, ધ્રુવ અને ક્ષિપ્રસંજ્ઞક નક્ષત્રો, મઘા, સ્વાતિ, ધનિષ્ઠા અને મૂળ–આ નક્ષત્રોમાં બી વાવવું શ્રેષ્ઠ છે. આમાં રાહુ જે નક્ષત્રમાં હોય તેનાથી પાછલાં ત્રણ નક્ષત્રો લાંગલ–ચક્રના અગ્રભાગમાં રહે છે. આ ત્રણેમાં બી વાવવાથી ધાન્યનો નાશ થાય છે. તેનાથી આગળનાં ત્રણ નક્ષત્રો હળના ગળામાં રહે છે, તેમાં બી વાવવાથી પાણી ઓછું મળે છે. તેનાથી આગળનાં બાર નક્ષત્રો હળના ઉદરમાં રહે છે, તેમાં બી વાવવાથી ધાન્યની વૃદ્ધિ થાય છે. તેનાથી આગળનાં ચાર નક્ષત્રો લાંગલની કટિમાં રહે છે, તેમાં બી વાવવાથી કોઠીઓમાં દાણા ભરાતા નથી. તેનાથી આગળનાં પાંચ નક્ષત્રો નાભિમાં રહે છે, એમાં પ્રથમ બીજ વાવવાથી અગ્નિનો ભય રહે છે. આ ચક્રનો વિચાર વાવતી વખતે અવશ્ય કરવો જોઈએ.

**રોગમાંથી મુક્ત થયેલા માટે સ્નાન-વિચાર :** સ્થિરસંજ્ઞક, પુનર્વસુ, આશ્લેષા, રેવતી, મઘા અને સ્વાતિ–આ નક્ષત્રોમાં તથા સોમવાર અને શુક્રવારના દિવસે રોગમાંથી મુક્ત થયેલાને પ્રથમવાર સ્નાન કરાવવું જોઈએ નહિ.

**નાટ્યવિદ્યાનો પ્રારંભ :** ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, અનુરાધા, જ્યેષ્ઠા, ધનિષ્ઠા, શતભિષા, પુષ્ય, હસ્ત અને રેવતી–આ નક્ષત્રોમાં નાટ્યવિદ્યા શીખવાના કાર્યના પ્રારંભને ઉત્તમ કહેવામાં આવેલ છે.

રેવતીથી છ નક્ષત્રો પૂર્વાર્ધયોગી, આર્દ્રાથી બાર નક્ષત્રો મધ્યયોગી અને ધનિષ્ઠાથી નવ નક્ષત્રો પરાર્ધયોગી છે. એ પૈકી પૂર્વયોગીમાં જો વર અને કન્યા બંનેનાં નક્ષત્રો આવતાં હોય તો સ્ત્રીનો એના પતિમાં અધિક પ્રેમ હોય છે, મધ્યયોગીમાં હોય તો બંનેમાં પરસ્પર સમાન પ્રેમ હોય છે અને પરાર્ધયોગીમાં બંનેનાં નક્ષત્ર હોય તો સ્ત્રીમાં પતિનો અધિક પ્રેમ હોય છે.

**બૃહત્, સમ અને અધમ નક્ષત્ર:** શતભિષા, આર્દ્રા, આશ્લેષા, સ્વાતિ, ભરણી અને જ્યેષ્ઠા-આ છ નક્ષત્ર જઘન્ય (અધમ) કહેવામાં આવ્યાં છે. ધ્રુવસંજ્ઞક, પુનર્વસુ અને વિશાખા-આ નક્ષત્રો બૃહત્ (શ્રેષ્ઠ) કહેવાય છે. અન્ય નક્ષત્રો સમસંજ્ઞક છે. આમનું વિંશોપકમાન ક્રમશઃ ૩૦, ૯૦ અને ૬૦ ઘડી કહેવામાં આવ્યું છે.× જો દ્વિતીયા તિથિએ બૃહત્સંજ્ઞક નક્ષત્રમાં ચંદ્રનો ઉદય થાય તો અનાજનો ભાવ સસ્તો થાય છે. સમસંજ્ઞક નક્ષત્રમાં ચંદ્રદર્શન થાય તો અન્ન આદિના ભાવમાં સમતા હોય છે અને જઘન્યસંજ્ઞક નક્ષત્રમાં ચંદ્રોદય થાય તો તે મહિનામાં અનાજના ભાવ વધે છે.

**સંગ્રામયાત્રા કરનારાને જય-પરાજય આપનારાં નક્ષત્રો:** અશ્વિની, કૃત્તિકા, મૃગશીર્ષ, પુષ્ય, મૂલ, ચિત્રા, શ્રવણ, ત્રણે ઉત્તરા, પૂર્વાફાલ્ગુની, મઘા, વિશાખા, ધનિષ્ઠા* આટલાં નક્ષત્રો કુલસંજ્ઞક છે. રોહિણી, જ્યેષ્ઠા,* પુનર્વસુ, સ્વાતિ, રેવતી, હસ્ત, અનુરાધા, પૂર્વભાદ્રપદ, ભરણી અને આશ્લેષા આ નક્ષત્રો અકુલસંજ્ઞક છે. બાકીનાં નક્ષત્રોમાં વિજયની ઇચ્છાથી સંગ્રામયાત્રા કરનારા રાજાનો પરાજય થાય છે. અકુલસંજ્ઞક નક્ષત્રોમાં યાત્રા કરવાથી તે નિશ્ચય શત્રુ પર વિજય પ્રાપ્ત કરે છે અને કુલાકુલસંજ્ઞક નક્ષત્રોમાં સંગ્રામ માટે યાત્રા કરવામાં આવતાં શત્રુઓની સાથે સંધિ થાય છે. અથવા જો યુદ્ધ થાય તોપણ બન્ને સરખા ઊતરે છે. (કોઈ એક પક્ષની હાર કે જીત થતી નથી.)

**ત્રિપુષ્કર, દ્વિપુષ્કર યોગ:** રવિ, શનિ કે મંગળવારે ભદ્રા (૨, ૭, ૧૨) તિથિ તથા વિષમ ચરણવાળાં નક્ષત્રો (કૃત્તિકા, પુનર્વસુ, ઉત્તરાફાલ્ગુની, વિશાખા, ઉત્તરાષાઢા અને પૂર્વભાદ્રપદ) હોય તો (આ-વાર, તિથિ અને નક્ષત્ર-ત્રણેના સંયોગથી) 'ત્રિપુષ્કર' નામનો યોગ થાય છે; તથા તે જ રવિ, શનિ અને મંગળવાર તેમ જ ભદ્રા તિથિઓમાં બે ચરણવાળાં નક્ષત્ર (મૃગશીર્ષ, ચિત્રા અને ધનિષ્ઠા) હોય તો 'દ્વિપુષ્કર' યોગ થાય છે. ત્રિપુષ્કરયોગ ત્રણગણા અને દ્વિપુષ્કરયોગ બમણા લાભ અથવા હાનિ આપનારા છે. તેથી આ યોગમાં કોઈ વસ્તુની હાનિ થાય તો તે દોષોની શાંતિ માટે ત્રણ ગાયનું દાન અથવા તેનું મૂલ્ય તથા દ્વિપુષ્કરયોગના દોષની શાંતિ માટે બે ગાયોનું દાન અથવા તેનું મૂલ્ય બ્રાહ્મણોને આપવું જોઈએ. આથી ઉક્ત (તિથિ, વાર અને) નક્ષત્રના દોષનું નિવારણ થાય છે.

**પુષ્યનક્ષત્રની પ્રશંસા:** પાપ ગ્રહથી વિદ્ધ હોવા છતાં પણ પુષ્ય નક્ષત્ર બળવાન હોય છે અને વિવાહ-લગ્ન સિવાય તે સર્વ કાર્યોમાં અભીષ્ટ ફળ આપનારું છે.

**નક્ષત્રોમાં યોગ-તારાઓની સંખ્યા:** અશ્વિની આદિ (અભિજિત સહિત) અઠ્ઠાવીસ નક્ષત્રોમાં ક્રમશઃ ૩, ૩, ૬, ૫, ૩, ૧, ૪, ૩, ૫, ૫, ૨, ૨, ૫, ૧, ૧, ૪, ૪, ૩, ૧૧, ૨, ૨, ૩, ૩, ૪, ૧૦૦, ૨, ૨ અને ૩૨ યોગ-તારાઓ હોય છે. પોતપોતાના આકાશીય વિભાગમાં જે અનેક તારાઓનો પુંજ હોય છે, તેમાં જે અત્યંત ઉદ્દીપ્ત તારાઓ દેખાય છે, તે જ યોગ-તારાઓ કહેવાય છે.

---

× ખરી રીતે કોઈ પણ નક્ષત્રનું ૫૬ ઘડીથી ઓછું અને ૬૬ ઘડીથી વધારે કાલમાન હોતું નથી. અહીં જે 'બૃહત્'સંજ્ઞક નક્ષત્રોનો ૯૦ ઘડી (૪૫ મુહૂર્ત); સમસંજ્ઞક નક્ષત્રોનો ૬૦ ઘડી (૩૦ મુહૂર્ત) અને જઘન્ય-સંજ્ઞક નક્ષત્રોનો ૩૦ ઘડી (૧૫ મુહૂર્ત) સમય બતાવવામાં આવ્યો છે તે ક્રમશઃ સોંઘવારી, સમતા અને મોંઘવારીનો સૂચક છે.

* અન્ય સંહિતામાં ધનિષ્ઠા નક્ષત્ર અકુલગણમાં, જ્યેષ્ઠા કુલગણમાં અને મૂલ કુલાકુલગણમાં લેવામાં આવેલ છે.

**નક્ષત્રોથી વૃક્ષોની ઉત્પત્તિ :** જેટલાં પણ વૃક્ષો છે, તેમની ઉત્પત્તિ અશ્વિનીથી થઈ છે. ભરણીથી યમક (જોડાયેલાં બે) વૃક્ષ, કૃત્તિકાથી ઉદુમ્બર (ઊંબરો), રોહિણીથી જાંબુ, મૃગશીર્ષથી ખેર, આર્દ્રાથી કાલી પાકર (વૃક્ષવિશેષ), પુનર્વસુથી વાંસ, પુષ્યથી પીપળો, આશ્લેષાથી નાગકેસર, મઘાથી વડ, પૂર્વાફાલ્ગુનીથી પલાશ (ખાખરો), ઉત્તરાફાલ્ગુનીથી રુદ્રાક્ષનું વૃક્ષ, હસ્તથી અરીઠાનું, ચિત્રાથી શ્રીવૃક્ષ (બેલફળ), સ્વાતિથી અર્જુન, વિશાખાથી વિકંકત, અનુરાધાથી બકુલ, જ્યેષ્ઠાથી વિષ્ટિવૃક્ષ, મૂલથી સર્જ (શાલવૃક્ષ), પૂર્વાષાઢાથી વંજુલ (અશોક-આસોપાલવ), ઉત્તરાષાઢાથી ફણુસ, શ્રવણથી આકડો, ધનિષ્ઠાથી શમીવૃક્ષ, શતભિષાથી કદંબ, પૂર્વાભાદ્રપદથી આમ્રવૃક્ષ, ઉત્તરભાદ્રપદથી પિચુમન્દ (લીંબડો), તથા રેવતીથી મહુડાના વૃક્ષની ઉત્પત્તિ થઈ છે. આ પ્રમાણે આ નક્ષત્ર સંબંધી વૃક્ષો કહેવામાં આવ્યાં છે.

જે જે નક્ષત્રમાં શનૈશ્ચર વિદ્યમાન હોય, તે સમયે તે નક્ષત્ર સંબંધી વૃક્ષનું યત્નપૂર્વક પૂજન કરવું જોઈએ.

**યોગોના સ્વામી :** યમ, વિશ્વેદેવ, ચંદ્ર, બ્રહ્મા, ગુરુ, ચંદ્ર, ઇંદ્ર, જળ, સર્પ, અગ્નિ, સૂર્ય, ભૂમિ, રુદ્ર, બ્રહ્મા, વરુણ, ગણેશ, રુદ્ર, કુબેર, વિશ્વકર્મા, મિત્ર, ષડાનન, સાવિત્રી, કમલા, ગૌરી, અશ્વિનીકુમાર, પિતૃઓ અને અદિતિ—આ ક્રમશઃ વિષ્કંભ આદિ સત્તાવીસ યોગોના સ્વામી છે.

**નિંદ્યયોગ :** વૈધૃતિ અને વ્યતીપાત—આ બંને મહાપાત છે. આ બંનેનો શુભ કાર્યોમાં સદા ત્યાગ કરવો જોઈએ. પરિઘયોગનો પૂર્વાર્ધ અને વજ્રયોગના આરંભની ત્રણ ઘડી; ગંડ અને અતિગંડની છ ઘડી; વ્યાઘાત યોગની ૯ ઘડી અને શૂલ યોગની ૫ ઘડી બધાં શુભ કાર્યોમાં નિન્દિત છે.

**ખાર્જૂર ચક્ર :** વૈધૃતિ, વ્યતીપાત, પરિઘ, વિષ્કંભ, વજ્ર, ગંડ, અતિગંડ, વ્યાઘાત અને શૂલ—આ નવ નિન્દ્યયોગોમાં ક્રમશઃ પુનર્વસુ, મૃગશીર્ષ, મઘા, આશ્લેષા, અશ્વિની, મૂલ, અનુરાધા, પુષ્ય અને ચિત્રા—આ નવ મૂર્ધા (મસ્તક)નાં નક્ષત્ર માનવામાં આવ્યાં છે.

એક ઊભી લીટી દોરવી, પછી તેના ઉપર તેર આડી લીટીઓ દોરવી. આ ખાર્જૂર ચક્ર કહેવાય છે. આ ચક્રમાં ઉપર કહેલા નિંદ્યયોગોમાં તેમના મૂર્ધગત નક્ષત્રને લીટીના મસ્તકની ઉપર લખીને ક્રમશઃ ૨૮ નક્ષત્રો લખવાં. આમાં જો સૂર્ય અને ચંદ્રમા એક રેખામાં વિભિન્ન ભાગમાં પડે તો તે બંનેના પરસ્પરનો દૃષ્ટિપાત 'એકાર્ગલ' દોષ કહેવાય છે, જે શુભ કાર્યમાં ત્યાજ્ય છે; પરંતુ જો સૂર્ય અને ચંદ્રમા પૈકી કોઈ એક અભિજિતમાં હોય તો વેધદોષ થતો નથી.

**પ્રત્યેક યોગમાં અંતર્યોગ :** ૧૨ પલરહિત, ૨ ઘડીના માનથી એકએક યોગમાં સત્તાવીસ યોગ વ્યતીત થાય છે.

**કરણના સ્વામી અને શુભાશુભ વિભાગ :** ઇંદ્ર, બ્રહ્મા, મિત્ર, વિશ્વકર્મા, ભૂમિ, હસ્તિપ્રિયા (લક્ષ્મી), કીનાશ (યમ), કલિ, રુદ્ર, સર્પ તથા મરુત—આ અગિયાર દેવો ક્રમશઃ બવ, બાલવ, કૌલવ, તૈતિલ, ગર, વાણિજ, વિષ્ટિ, શકુનિ, ચતુષ્પદ, નાગ અને કિંસ્તુઘ્ન—આ અગિયાર કરણોના સ્વામી છે. આમાં બવથી લઈ છ કરણ શુભ હોય છે; પરંતુ 'વિષ્ટિ' નામનું કરણ ક્રમથી આવ્યું હોય તો વિપરીત ક્રમથી કોઈ પણ રીતે મંગલકાર્યમાં તે શુભ નથી.

**વિષ્ટિનાં અંગોમાં ઘડી અને ફળ :** વિષ્ટિના મુખમાં પાંચ ઘડી, ગળામાં એક, હૃદયમાં અગિયાર, નાભિમાં ચાર, કટિમાં છ અને પુચ્છમાં ત્રણ ઘડીઓ હોય છે.

મુખની ઘડીઓમાં કાર્યનો આરંભ કરવાથી કાર્યની હાનિ થાય છે. ગળાની ઘડીમાં મૃત્યુ, હૃદયની ઘડીમાં નિર્ધનતા, કટિની ઘડીમાં ઉન્મત્તપણું, નાભિની ઘડીમાં પતન તથા પુચ્છની ઘડીમાં કાર્ય કરવાથી નિશ્ચય વિજય (સિદ્ધિ) પ્રાપ્ત થાય છે. ભદ્રા પછીનાં જે ચાર સ્થિરકરણ છે, તે મધ્યમ છે-ખાસ કરીને નાગ અને ચતુષ્પદ.

**મુહૂર્તકથન :** દિવસે ક્રમશઃ રુદ્ર, સર્પ, મિત્ર, પિતૃઓ, વસુ, જળ, વિશ્વેદેવ, વિધિ (અભિજિત), બ્રહ્મા, ઇંદ્ર, ઇંદ્રાગ્નિ, રાક્ષસ, વરુણ, અર્યમા અને ભગ-આ પંદર મુહૂર્ત જાણવાં. રાત્રે શિવ, અજપાદ, અહિર્બુધ્ન્ય, પૂષા, અશ્વિનીકુમાર, યમ, અગ્નિ, બ્રહ્મા, ચંદ્રમા, અદિતિ, બૃહસ્પતિ, વિષ્ણુ, સૂર્ય, વિશ્વકર્મા અને વાયુ-આ ક્રમશઃ પંદર મુહૂર્તો વ્યતીત થાય છે. દિનમાનનો પંદરમો ભાગ દિવસના મુહૂર્તનું માન છે અને રાત્રિમાનનો પંદરમો ભાગ રાત્રિના મુહૂર્તનું માન જાણવું. એમના પરથી દિવસે તથા રાત્રે ક્ષણનક્ષત્રનો વિચાર કરવો.÷

**વારોમાં નિંદ્યમુહૂર્ત :** રવિવારે અર્યમા, સોમવારે બ્રાહ્મ તથા રાક્ષસ, મંગળવારે પિતૃ અને અગ્નિ, બુધવારે અભિજિત, ગુરુવારે રાક્ષસ અને જળ, શુક્રવારે બ્રાહ્મ અને પિતૃ તથા શનિવારે સર્પ મુહૂર્ત નિંદ્ય માનવામાં આવ્યાં છે. તેથી શુભ કાર્યોમાં એમનો ત્યાગ કરવો જોઈએ.

**મુહૂર્તનું વિશેષ પ્રયોજન:** જે જે નક્ષત્રમાં યાત્રા આદિ જે જે કર્મ શુભ અથવા અશુભ કહેવામાં આવ્યાં છે તે કર્મ તે તે નક્ષત્રના સ્વામીના મુહૂર્તમાં પણ શુભ અથવા અશુભ હોય છે. એમ સમજીને તે મુહૂર્તમાં સદા તેવાં કાર્ય કરવાં કે ત્યજી દેવાં જોઈએ.

**ભૂકંપાદિ સંજ્ઞાઓથી યુક્ત નક્ષત્ર :** સૂર્ય જે નક્ષત્રમાં હોય તેનાથી સાતમા નક્ષત્રની ભૂકંપ, પાંચમાની વિદ્યુત, આઠમાની શૂલ, દસમાની અશનિ, અઢારમાની કેતુ, પંદરમાની દંડ, ઓગણીસમાની ઉલ્કા, ચૌદમાની નિર્ઘાતપાત, એકવીસમાની મોહ, બાવીસમાની નિર્ઘાત, તેવીસમાની કંપ, ચોવીસમાની કુલિશ તથા પચીસમાની પરિવેષ સંજ્ઞા જાણવી. આ સંજ્ઞાઓથી યુક્ત ચંદ્ર નક્ષત્રોમાં શુભ કર્મ કરવાં ન જોઈએ.

સૂર્યના નક્ષત્રથી આશ્લેષા, મઘા, ચિત્રા, અનુરાધા, રેવતી તથા શ્રવણ સુધીની જેટલી સંખ્યા હોય તેટલી જ જો અશ્વિનીથી ચંદ્ર નક્ષત્ર સુધીની સંખ્યા થાય તો તેના ઉપર દુષ્ટયોગનો સંપાત અર્થાત્ રુદ્રના પ્રચંડ અસ્ત્રનો પ્રહાર થાય છે. તેથી તેનું નામ 'ચંડીશચંડાયુધ' યોગ છે. આ યોગમાં શુભકર્મ કરવું ન જોઈએ.

**ક્રકચયોગ :** પ્રતિપદાદિ તિથિથી તથા રવિ આદિ વારની સંખ્યાઓનો સરવાળો જો ૧૩ થાય તો તે ક્રકચ યોગ થાય છે, જે શુભ કાર્યમાં અત્યંત નિંદિત મનાયો છે.

**સંવર્તયોગ :** રવિવારે સપ્તમી અને બુધવારે પ્રતિપદા હોય તો સંવર્તયોગ જાણવો. આ યોગ શુભકાર્યને નષ્ટ કરનારો છે.

**આનંદાદિ યોગ :** ૧ આનંદ, ૨ કાલદંડ, ૩ ધૂમ્ર, ૪ ધાતા, ૫ સુધાકર (સૌમ્ય), ૬ ધ્વાંક્ષ, ૭ કેતુ, ૮ શ્રીવત્સ, ૯ વજ્ર, ૧૦ મુદ્ગર, ૧૧ છત્ર, ૧૨ મિત્ર, ૧૩ માનસ, ૧૪ પદ્મ, ૧૫ લુમ્બ, ૧૬ ઉત્પાત, ૧૭ મૃત્યુ, ૧૮ કાણ, ૧૯ સિદ્ધિ, ૨૦ શુભ, ૨૧ અમૃત, ૨૨ મુસલ, ૨૩ અંતક (ગદ),

÷ ઉદાહરણ જે સમયે બ્રહ્માનું મુહૂર્ત હોય, તે સમયે તેનું જ ક્ષણનક્ષત્ર હોયછે. જેમ કે દિવસે નવમું મુહૂર્ત બ્રહ્માનું છે અને દિનમાન ૩૦ ઘડીનું છે તેથી ૧૬ ઘડી પછી ૧૮ ઘડી સુધી બ્રહ્માના જ નક્ષત્ર(રોહિણી)ને ક્ષણનક્ષત્ર સમજવું જોઈએ. એટલા માટે દિવસમાં નવમું મુહૂર્ત બ્રાહ્મ કે રોહિણ કહેવાય છે, જેને શ્રાદ્ધમાં શ્રેષ્ઠ માનવામાં આવેલ છે.

૨૪ કુંજર (માતંગ), ૨૫ રાક્ષસ, ૨૬ ચર, ૨૭ સુસ્થિર અને ૨૮ વર્ધમાન—આ ક્રમશઃ ૨૮ યોગ પોતપોતાનાં નામ પ્રમાણે જ ફળ આપનારા કહેવામાં આવ્યા છે.

**આ યોગોને જાણવાની રીત :** રવિવારે અશ્વિની નક્ષત્રથી, સોમવારે મૃગશીર્ષથી, મંગળવારે આશ્લેષાથી, બુધવારે હસ્તથી, ગુરુવારે અનુરાધાથી, શુક્રવારે ઉત્તરાષાઢાથી અને શનિવારે શતભિષાથી આરંભ કરી તે દિવસના નક્ષત્ર સુધી ગણવાથી જે સંખ્યા થાય તે જ સંખ્યાવાળો યોગ તે દિવસે થશે.*

**સિદ્ધિયોગ :** રવિવારે હસ્ત, સોમવારે મૃગશીર્ષ, મંગળવારે અશ્વિની, બુધવારે અનુરાધા, ગુરુવારે પુષ્ય, શુક્રવારે રેવતી અને શનિવારે રોહિણી નક્ષત્ર હોય તો સિદ્ધિયોગ થાય છે.

**મૃત્યુયોગ :** રવિ અને મંગળવારે નંદા (૧,૬,૧૧), શુક્રવાર અને સોમવારે ભદ્રા (૨,૭,૧૨), બુધવારે જયા (૩,૮,૧૩), ગુરુવારે રિક્તા (૪,૯,૧૪) અને શનિવારે પૂર્ણા (૫,૧૦,૧૫) હોય તો મૃત્યુયોગ÷ થાય છે. તેથી આમાં શુભ કર્મ ન કરવાં.

**સિદ્ધયોગ :** શુક્રવારે નંદા, બુધવારે ભદ્રા, મંગળવારે જયા, શનિવારે રિક્તા અને ગુરુવારે પૂર્ણા તિથિ હોય તો સિદ્ધયોગ કહ્યો છે.

**દગ્ધયોગ :** સોમવારે એકાદશી, ગુરુવારે ષષ્ઠી, બુધવારે તૃતીયા, શુક્રવારે અષ્ટમી, શનિવારે નવમી તથા મંગળવારે પંચમી તિથિ હોય તો દગ્ધયોગ કહેવામાં આવ્યો છે.

**ગ્રહોનાં જન્મનક્ષત્ર :** રવિવારે ભરણી, સોમવારે ચિત્રા, મંગળવારે ઉત્તરાષાઢા, બુધવારે ધનિષ્ઠા, ગુરુવારે ઉત્તરાફાલ્ગુની, શુક્રવારે જ્યેષ્ઠા અને શનિવારે રેવતી—આ ક્રમશઃ સૂર્યાદિ ગ્રહોનાં જન્મનક્ષત્ર હોવાથી શુભ કાર્યનાં વિનાશક હોય છે.

જો રવિ આદિ વારોમાં વિશાખા આદિ ચાર ચાર નક્ષત્ર હોય, અર્થાત્ રવિવારે વિશાખાથી, સોમે પૂર્વાષાઢાથી, મંગળે ધનિષ્ઠાથી, બુધવારે રેવતીથી, ગુરુવારે રોહિણીથી, શુક્રવારે પુષ્યથી અને શનિએ ઉત્તરાફાલ્ગુનીથી ચાર ચાર નક્ષત્રો હોય તો ક્રમશઃ ઉત્પાત, મૃત્યુ, કાણુ તથા સિદ્ધ નામના યોગ કહેવામાં આવે છે.

**પરિહાર :** આ જે ઉપર તિથિ અને વારના સંયોગથી તથા વાર અને નક્ષત્રના સંયોગથી અનિષ્ટકારક યોગ બતાવવામાં આવ્યા છે, તે સર્વ હૂણોના દેશ—ભારતના પશ્ચિમોત્તર (વાયવ્ય) ભાગમાં, બંગાળમાં અને નેપાલ દેશમાં જ ત્યાજ્ય છે. અન્ય-દેશોમાં આ અત્યંત શુભપ્રદ હોય છે.

**સૂર્યસંક્રાંતિકથન :** રવિ આદિવારોમાં સૂર્યની સંક્રાંતિ થતાં ક્રમશઃ ઘોરા, ધ્વાંક્ષી, મહોદરી, મંદા, મંદાકિની, મિશ્રા તથા રાક્ષસી—આવાં સંક્રાંતિનાં નામ હોય છે. ઉક્ત ઘોરા આદિ સંક્રાંતિઓ ક્રમશઃ શૂદ્ર, ચોર, વૈશ્ય, બ્રાહ્મણ, ક્ષત્રિય, ગાય આદિ પશુ તથા ચારે વર્ણોથી અતિરિક્ત મનુષ્યોને સુખ આપનારી હોય છે. એ સૂર્યસંક્રાંતિ પૂર્વાહ્નમાં હોય તો તે ક્ષત્રિયોને માટે હાનિકારક હોય છે. મધ્યાહ્નમાં હોય તો બ્રાહ્મણોને, અપરાહ્નમાં હોય તો વૈશ્યોને, સૂર્યાસ્ત સમયે હોય તો શૂદ્રોને, રાત્રિના

---

* સંક્ષિપ્ત ઉદાહરણ—જેમ કે રવિવારે અશ્વિની હોય તો આનંદ, ભરણી હોય તો કાલદંડ વગેરે. સોમવારે મૃગશીર્ષ હોય તો આનંદ, આર્દ્રા હોય તો કાલદંડ. એવી જ રીતે મંગળ આદિ વારોમાં કહેવામાં આવેલાં આશ્લેષાદિથી ગણીને યોગોનો નિશ્ચય કરવો જોઈએ.

÷ અન્ય સંહિતાઓમાં આનું નામ મૃત્યુયોગ છે, તેથી તેમ લખવામાં આવ્યું છે. મૂલમાં કોઈ સંજ્ઞા ન આપતાં આને અશુભ જણાવવામાં આવ્યો છે. આમાં શુભ કર્મ ત્યાજ્ય કહ્યું છે.

પ્રથમ પ્રહરમાં હોય તો પિશાચોને, દ્વિતીય પ્રહરમાં હોય તો નિશાચરોને, તૃતીય પ્રહરમાં હોય તો નાટ્યકારોને, ચતુર્થ પ્રહરમાં હોય તો ગાય પાળનારાઓને અને સૂર્યોદય સમયે હોય તો વેશધારીઓ, પાખંડી, આશ્રમ અથવા 'સંપ્રદાયનાં ચિહ્ન ધારણ કરનારાઓને હાનિ પહોંચાડે છે.

જો સૂર્યની મેષ સંક્રાંતિ દિવસે હોય તો સંસારમાં અનર્થ અને કલહ પેદા કરનારી છે. રાત્રે મેષ સંક્રાંતિ હોય તો અનુપમ સુખ અને સુકાળ થાય છે. જો બંને સંધ્યાઓના સમયે હોય તો વૃષ્ટિનો નાશ કરનારી છે.

**કરણ-સંક્રાંતિવશ સૂર્યનાં વાહન ભોજન આદિ :** બવ આદિ અગિયાર કરણોમાં સંક્રાંતિ હોય તો ક્રમશઃ ૧ સિંહ, ૨ વાઘ, ૩ સૂવર, ૪ ગધેડું, ૫ હાથી, ૬ પાડો, ૭ ઘોડો, ૮ કૂતરું, ૯ બકરું, ૧૦ બળદ અને ૧૧ કૂકડો-આ સૂર્યનાં વાહન હોય છે તથા ૧ ભુશુંડી, ૨ ગદા, ૩ તલવાર, ૪ લાકડી, ૫ ધનુષ, ૬ બરછી-કટારી, ૭ કુંત (ભાલો), ૮ પાશ, ૯ અંકુશ, ૧૦ અસ્ત્ર અને ૧૧ બાણ-આ ક્રમશઃ સૂર્ય પોતાના હાથોમાં ધારણ કરે છે. ૧ અન્ન, ૨ ખીર, ૩ ભિક્ષાન્ન, ૪ પક્વાન્ન, ૫ દૂધ, ૬ દહીં, ૭ મીઠાઈ, ૮ ગોળ, ૯ મધ, ૧૦ ઘી અને ૧૧ ખાંડ-આ બવ આદિની સંક્રાંતિમાં ક્રમશઃ ભગવાન સૂર્યનાં હવિષ્ય (ભોજન) હોય છે.

**સૂર્યની સ્થિતિ :** બવ, વણિજ, વિષ્ટિ, બાલવ અને ગર-આ કરણોમાં સૂર્ય બેઠેલા; કૌલવ, શકુનિ અને કિંસ્તુઘ્ન-આ કરણોમાં ઊભેલા તથા ચતુષ્પદ, તૈતિલ અને નાગ-આ ત્રણ કરણોમાં સૂતેલી અવસ્થામાં એક રાશિમાંથી બીજી રાશિમાં સંક્રમણ કરીને જતા હોય તો આ સંક્રાંતિમાં પ્રજાને ક્રમશઃ ધર્મ, આયુષ્ય અને વર્ષાના વિષયમાં સમાન, શ્રેષ્ઠ અને અનિષ્ટ ફળ પ્રાપ્ત થાય છે તથા ઉપર કહેલાં અસ્ત્ર, વાહન અને ભોજન તથા તેનાથી આજીવિકા કે વ્યવહાર કરનારા મનુષ્ય આદિ પ્રાણીઓનું અનિષ્ટ થાય છે. સૂતેલી, બેસેલી કે ઊભી રહેલી-આમ જેવી અવસ્થામાં સંક્રાંતિ થાય છે તે જ પ્રમાણે સૂતેલા, બેસેલા અને ઊભા રહેલાં પ્રાણીઓનું અનિષ્ટ થાય છે.

**નક્ષત્રોની અંધ-અક્ષ આદિ સંજ્ઞાઓ :** રોહિણી નક્ષત્રથી આરંભ કરીને ચાર-ચાર નક્ષત્રોને ક્રમશઃ અંધ, મંદનેત્ર, મધ્યનેત્ર અને સુલોચન માનવાં અને ફરીથી આગળ આ જ ક્રમથી સૂર્યના નક્ષત્ર સુધી ગણીને નક્ષત્રોની અંધ આદિ ચાર સંજ્ઞાઓ જાણવી.*

**સંક્રાંતિની વિશેષ સંજ્ઞા :** સ્થિર રાશિઓ (વૃષભ, સિંહ, વૃશ્ચિક અને કુંભ)માં સૂર્યની સંક્રાંતિનું નામ 'વિષ્ણુપદી', દ્વિસ્વભાવ રાશિઓ (મિથુન, કન્યા, ધન અને મીન)માં 'ષડશીતિમુખા', તુલા અને મેષમાં 'વિષુવ' (વિષુવત્), મકરમાં 'સૌમ્યાયન' અને કર્કમાં 'યામ્યાયન' સંજ્ઞા હોય છે.

*** નક્ષત્રોની અંધ આદિ ચાર સંજ્ઞાઓ :-**

| અન્ધાક્ષ | રોહિણી | પુષ્ય | ઉ. ફા. | વિશાખા | પૂર્વાષાઢા | ધનિષ્ઠા | રેવતી |
|---|---|---|---|---|---|---|---|
| મન્દાક્ષ | મૃગશીર્ષ | આશ્લેષા | હસ્ત | અનુરાધા | ઉ.અષાઢા | શતભિષા | અશ્વિની |
| મધ્યાક્ષ | આર્દ્રા | મઘા | ચિત્રા | જ્યેષ્ઠા | અભિજિત | પૂ. ભા. | ભરણી |
| સુલોચન | પુનર્વસુ | પૂ. ફા. | સ્વાતિ | મૂલ | શ્રવણ | ઉ. ભા. | કૃત્તિકા |

**પુણ્યકાલ :** યામ્યાયન અને સ્થિર રાશિઓની ( વિષ્ણુપદ ) સંક્રાંતિમાં સંક્રાંતિ કાલથી પૂર્વ ૧૬ ઘડી; દ્વિસ્વભાવ રાશિઓની ષડશીતિમુખા અને સૌમ્યાયન સંક્રાંતિમાં સંક્રાંતિકાલ પછી ૧૬ ઘડી તથા વિષુવત્ ( મેષ, તુલા ) સંક્રાંતિમાં મધ્યની ( સંક્રાંતિ-કાલથી ૮ પહેલી અને ૮ પછીની ) ૧૬ ઘડીનો સમય પુણ્યદાયક હોય છે.

સૂર્યોદયથી પહેલાંથી ત્રણ ઘડી પ્રાતઃ-સંધ્યા અને સૂર્યાસ્ત પછીની ત્રણ ઘડી સાયંસંધ્યા કહેવાય છે. જો સાયંસંધ્યામાં યામ્યાયન કે સૌમ્યાયન કોઈ સંક્રાંતિ હોય તો આગલા દિવસે અને પ્રાતઃસંધ્યામાં સંક્રાંતિ હોય તો પછીના દિવસે સૂર્યોદય બાદ પુણ્યકાલ હોય છે.

સૂર્યસંક્રાંતિ સમયે પ્રત્યેક મનુષ્ય માટે જેવો શુભ કે અશુભ ચંદ્રમા હોય છે, તેના જ અનુસાર તે મહિનામાં મનુષ્યોને ચંદ્રમાનું શુભ કે અશુભ ફળ પ્રાપ્ત થાય છે. કોઈ સંક્રાંતિ પછી સૂર્ય જેટલા અંશ ભોગવીને તે સંક્રાંતિની આગળ અયનસંક્રાંતિ કરે, તેટલા સમય સુધી સંક્રાંતિ કે ગ્રહણનું જે નક્ષત્ર હોય, તે તથા તેની આગળપાછળનાં બંને નક્ષત્રો ઉપનયન અને વિવાહાદિ શુભ કાર્યોમાં અશુભ હોય છે. સંક્રાંતિ અથવા ગ્રહણ-જનિત અનિષ્ટ દોષોની શાન્તિ માટે માટે તલની ઢગલી પર ત્રણ ત્રિશૂળવાળું ત્રિકોણ ચક્ર આલેખવું અને તેના પર યથાશક્તિ સુવર્ણ મૂકીને બ્રાહ્મણોને દાન આપવું.

**ગ્રહ ગોચર :** તારાના બળથી ચંદ્ર બળવાન થાય છે અને ચંદ્ર બળવાન થતાં સૂર્ય બળવાન થાય છે. સંક્રમણ કરનારો સૂર્ય બળવાન થવાથી બીજા બધા ગ્રહો પણ બળવાન સમજાય છે.*

હે મુનીશ્વર ! પોતાની જન્મરાશિથી ૩, ૧૧,૧૦,૬ સ્થાનમાં સૂર્ય શુભ હોય છે, પરંતુ જો ક્રમશઃ જન્મરાશિથી જ ૯, ૫, ૪ તથા ૧૨મા સ્થાનમાં રહેલા શનિથી અતિ-રિક્ત અન્ય ગ્રહોથી તે વિદ્ધ ન હોય તો જ શુભ હોય છે.÷ એવી જ રીતે ચંદ્ર જન્મરાશિથી ૭, ૬, ૧૧, ૧, ૧૦ તથા ૩માં શુભ હોય છે. જો ક્રમશઃ ૨, ૧૨, ૮, ૫, ૪ અને ૯માંમાં રહેલા બુધ સિવાય બીજા ગ્રહોથી વિદ્ધ ન હોય તો મંગળ જન્મ-રાશિથી ૩, ૧૧, ૬ માં શુભ છે, જો ક્રમશઃ ૧૨, ૫ તથા ૯ મા સ્થાનમાં સ્થિત અન્ય ગ્રહથી વિદ્ધ ન હોય. શનિ પણ પોતાની જન્મરાશિથી આ જ ૩, ૧૧, ૬ સ્થાનોમાં શુભ છે; જો ક્રમશઃ ૧૨, ૫, ૯, સ્થાનોમાં રહેલા સૂર્ય સિવાય બીજા ગ્રહોથી વિદ્ધ ન હોય. બુધ પોતાની જન્મરાશિથી ૨, ૪, ૬, ૮, ૧૦ અને ૧૧ સ્થાનોમાં શુભ છે, જો ક્રમશઃ ૫, ૩, ૯, ૧, ૮ અને ૧૨મા સ્થાન-માં સ્થિત ચંદ્ર સિવાય બીજા કોઈ ગ્રહથી વિદ્ધ ન હોય. હે મુનીશ્વર ! ગુરુ જન્મરાશિથી ૨, ૧૧, ૯, ૫ અને ૭ આ સ્થાનોમાં શુભ હોય છે, જો ક્રમશઃ ૧૨,

* કહેવાનો આશય એ છે કે, તારા અને ગ્રહનું બળ જોઈને કોઈ પણ કાર્યને આરંભ કરવાનો આદેશ છે. જો પોતાનો તારો બળવાન હોય તો નિર્બળ ચંદ્રમા પણ બળવાન મનાય છે તથા રવિની શુદ્ધિના વિચારથી જો પોતાનો ચંદ્રમા બળવાન હોય તો નિર્બળ સૂર્ય પણ બળવાન થાય છે. સૂર્ય બળવાન થવાથી બીજા ગ્રહો અનિષ્ટ પણ હોય તો ઇષ્ટ સાધક થાય છે. તેથી આ જ ત્રણે( તારા, ચંદ્રમા તથા રવિ )નું બળ જોવામાં આવે છે.

÷ સર્વ ગ્રહોનાં જેટલાં શુભ સ્થાન કહેવામાં આવ્યાં છે, ક્રમશઃ તેટલાં જ તેમનાં વેધસ્થાન પણ કહેવામાં આવ્યાં છે. જેમ કે સૂર્ય ત્રીજામાં શુભ હોય છે; પરંતુ જો નવમામાં કોઈ ગ્રહ હોય તો વિદ્ધ થઈ જાય છે; એવી જ રીતે બીજાં શુભ-સ્થાન અને વેધસ્થાન જાણવાં જોઈએ.

૮, ૧૦, ૪ અને ૩ સ્થાનોમાં સ્થિત અન્ય કોઈ પણ ગ્રહથી વિદ્ધ ન હોય. એવી જ રીતે શુક્ર પણ જન્મરાશિથી ૧, ૨, ૩, ૪, ૫, ૮, ૯, ૧૨ તથા ૧૧ સ્થાનોમાં શુભ હોય છે; જો ક્રમશઃ ૮, ૭, ૧, ૧૦, ૯, ૫, ૧૧, ૬ અને ૩ સ્થાનોમાં રહેલા અન્ય ગ્રહોથી વિદ્ધ ન હોય.+

જે ગ્રહ ગોચરમાં વેધયુક્ત થઈ જાય છે, તે શુભ કે અશુભ ફળ આપતો નથી; આથી વેધનો વિચાર કરીને જ શુભ અથવા અશુભ ફળ સમજવું જોઈએ. વામવેધ (વેધસ્થાનમાં ગ્રહ અને શુભસ્થાનમાં અન્ય ગ્રહ) થવાથી દુષ્ટ (અશુભ) ગ્રહ પણ શુભકારક થઈ જાય છે; તથા શુભ ગ્રહ પણ પાપ ગ્રહથી દુષ્ટ હોય તો અનિષ્ટ ફળ આપે છે. શુભ અને પાપ બંને ગ્રહો જો પોતાના શત્રુથી જોવાતા હોય અથવા નીચ રાશિમાં કે પોતાના શત્રુની રાશિમાં હોય તો નિષ્ફળ થઈ જાય છે. એવી જ રીતે જે ગ્રહ અસ્ત હોય તે પણ પોતાના શુભ કે અશુભ ફળને આપતો નથી. ગ્રહ જો દુષ્ટ સ્થાનમાં હોય તો યત્નપૂર્વક તેની શાંતિ કરી લેવી જોઈએ. હાનિ અને લાભ ગ્રહોને જ અધીન છે, તેથી ગ્રહોની વિશેષ યત્નપૂર્વક પૂજા કરવી જોઈએ.

સૂર્ય આદિ નવ ગ્રહોની તૃપ્તિ માટે ક્રમશઃ મણિ (પદ્મરાગ-લાલ), મુક્તા (મોતી), વિદ્રુમ (પરવાળું), મરકત (પન્ના), પુષ્પરાગ (પોખરાજ), વજ્ર (હીરો), નીલમ, ગોમેદ-રત્ન તેમ જ વૈડૂર્ય (લસણિયું) વગેરે રત્નો ધારણ કરવાં જોઈએ.

**ચંદ્રશુદ્ધિમાં વિશેષતા :** શુક્લ પક્ષના પ્રથમ દિવસ પ્રતિપદાએ જે વ્યક્તિનો ચંદ્રમા શુભ હોય છે તેના માટે શુક્લ પક્ષ અને કૃષ્ણ પક્ષ-બંનેય શુભ ફળ આપનારા હોય છે; અન્યથા હોય તો બંને પક્ષ અશુભ જ હોય છે. (પહેલાં જે જન્મરાશિથી ૨, ૯, ૫ મા ચંદ્રમાને અશુભ કહેવામાં આવ્યો છે, તે કેવળ કૃષ્ણ પક્ષમાં જ અશુભ હોય છે.) શુક્લ પક્ષમાં ૨, ૯ તથા ૫ મા સ્થાનમાં સ્થિત ચંદ્રમા પણ શુભ ફળ આપનારો જ હોય છે, જો તે ૬, ૮, ૧૨ મા સ્થાનોમાં રહેલા બીજા ગ્રહોથી વિદ્ધ ન હોય.

**તારાવિચાર:** પોતપોતાના જન્મનક્ષત્રથી નવ નક્ષત્ર સુધી ગણવાથી ક્રમશઃ ૧ જન્મ, ૨ સંપત્, ૩ વિપત્, ૪ ક્ષેમ, ૫ પ્રત્યરિ, ૬ સાધક, ૭ વધ, ૮ મિત્ર તથા ૯ પરમમિત્ર-આ પ્રમાણે ૯ તારાઓ થાય છે. ફરી આ પ્રમાણે આગળ ગણવાથી ૧૦ થી ૧૮ સુધી તથા ૧૯ થી ૨૭ સુધી ક્રમશઃ આ જ ૯ તારાઓ થશે. એમાં ૧, ૩, ૫ અને ૭ મી તારાઓ પોતાના નામ પ્રમાણે અનિષ્ટ ફળ આપનાર હોય છે. આ ચારે તારાઓમાં એમના દોષની શાંતિ માટે બ્રાહ્મણોને ક્રમશઃ શાક, ગોળ, મીઠું અને તલ સહિત સુવર્ણનું દાન આપવું જોઈએ. કૃષ્ણ પક્ષમાં તારા બળવાન હોય છે અને શુક્લ પક્ષમાં ચંદ્ર બળવાન હોય છે.

**ચંદ્રમાની અવસ્થા :** પ્રત્યેક રાશિમાં ચંદ્રમાની બાર બાર અવસ્થાઓ હોય છે, જે યાત્રા તથા વિવાહ આદિ શુભ કાર્યોમાં પોતાના નામ પ્રમાણે જ ફળ આપે છે.

**અવસ્થાનું જ્ઞાન:** અભીષ્ટ દિવસમાં

+ આશય એ છે કે ઉપર ગ્રહોનાં જે શુભ અને વેધસ્થાન કહેવામાં આવ્યાં છે, તેમાં મનુષ્યોને પોતપોતાની જન્મરાશિથી શુભસ્થાનોમાં ગ્રહોના જવાથી શુભ ફળ અને વેધસ્થાનમાં જવાથી અશુભ ફળ પ્રાપ્ત થાય છે. વિશેષતા એ છે કે શુભસ્થાનમાં જવાથી પણ જો તે ગ્રહોનાં વેધસ્થાનોમાં કોઈ અન્ય ગ્રહ હોય તો તે શુભ હોતા નથી તથા શુભ અને વેધસ્થાનોથી ભિન્ન સ્થાનમાં રહેવાથી ગ્રહો મધ્યમ ફળ આપનારા થાય છે. આ જ વાત સંક્ષેપમાં આગળ કહે છે.

ગત નક્ષત્રસંખ્યાને ૬૦ થી ગુણી તેમાં વર્તમાન નક્ષત્રની ભુક્ત ઘડી ઉમેરવી, સરવાળાને ૪ થી ગુણી ગુણાકારને ૪૫ વડે ભાગવો. જે લબ્ધિ આવે તેને ૧૨ થી ભાગતાં ૧, ૨, ૩ વગેરે શેષ આવે તે અનુસાર મેષ, વૃષભ આદિ રાશિઓમાં ક્રમશઃ પ્રવાસ, નષ્ટ, મૃત, જય, હાસ્ય, રતિ, મુદા, સુપ્તિ, ભુક્તિ, જ્વર, કમ્પ અને સુસ્થિતિ–આ બાર ગત અવસ્થાઓ સૂચિત થાય છે.* આ પોતપોતાના નામના જેવું ફળ આપનારી હોય છે.

**મેષાદિ લગ્નોમાં કરવાનાં કામો :** પટ્ટબંધન (રાજસિંહાસન, રાજમુકુટ આદિનું ધારણ), યાત્રા, ઉગ્રકર્મ, સંધિ, વિગ્રહ, આભૂષણધારણ, ધાતુ અને ખાણ સંબંધી કાર્ય અને યુદ્ધકર્મ–આ સર્વ **મેષ લગ્નમાં** આરંભ કરવાથી સિદ્ધ થાય છે. **વૃષભ લગ્નમાં** વિવાહ આદિ મંગળકર્મ, ગૃહારંભાદિ સ્થિરકર્મ, જલાશય, ગૃહપ્રવેશ, કૃષિ, વાણિજ્ય તથા પશુપાલન આદિ કાર્યો સિદ્ધ થાય છે. **મિથુન લગ્નમાં** કળા, વિજ્ઞાન, શિલ્પ, આભૂષણ, યુદ્ધ, સંશ્રવ (કીર્તિસાધક કર્મ), રાજકાર્ય, વિવાહ, રાજ્યાભિષેક આદિ કાર્ય કરવાં જોઈએ. **કર્ક લગ્નમાં** વાવ, કૂવા, તળાવ, જળના સંગ્રહ માટે બંધ બાંધવા, જળના નિકાલ માટે નાળાં બનાવવાં, પૌષ્ટિક કર્મ, ચિત્રકામ તથા લેખનાદિ કાર્ય કરવાં જોઈએ. **સિંહ લગ્નમાં** શેલડી તથા અનાજ સંબંધી બધાં કાર્ય, વાણિજ્ય (ખરીદ–વેચાણ), હાટ માંડવી, કૃષિકર્મ તથા સેવા આદિ કર્મ, સ્થિર કાર્ય, સાહસ, યુદ્ધ તથા આભૂષણ બનાવવાનાં કાર્ય સિદ્ધ થાય છે.

**કન્યા લગ્નમાં** વિદ્યારંભ, શિલ્પકર્મ, ઔષધિનિર્માણ અને તેનું સેવન, આભૂષણો બનાવવાં અને ધારણ કરવાં; સમસ્ત ચર અને સ્થિર કાર્ય, પૌષ્ટિક કર્મ તથા વિવાહ આદિ સઘળાં શુભ કામો કરવાં જોઈએ.

**તુલા લગ્નમાં** કૃષિકર્મ, વ્યાપાર, યાત્રા, પશુપાલન, વિવાહ–ઉપનયનાદિ સંસ્કાર તથા તોલવા સંબંધી કાર્યો સિદ્ધ થાય છે. **વૃશ્ચિક લગ્નમાં** ગૃહારંભાદિ બધાં સ્થિર કાર્યો, રાજસેવા, રાજ્યાભિષેક, ગુપ્ત અને સ્થિર કાર્યોનો આરંભ કરવો જોઈએ. **ધન લગ્નમાં** ઉપનયન, વિવાહ, યાત્રા, હાથી અને ઘોડાને લગતાં કામો, શિલ્પકળા તથા ચર, સ્થિર અને મિશ્ર કાર્યો કરવાં જોઈએ. **મકર લગ્નમાં** ધનુષ બનાવવું, તેમાં પ્રત્યંચા બાંધવી, બાણ છોડવું, અસ્ત્ર બનાવવું અને ચલાવવું, ખેતી કરવી, ગોપાલન કરવું, હાથી અને ઘોડાઓને લગતાં કામો, પશુઓનો ક્રય–વિક્રય તથા નોકરોની નિમણૂક આદિ સર્વ કાર્ય કરવાં જોઈએ. **કુંભ લગ્નમાં** કૃષિ, વેપારધંધો, પશુપાલન, વાવ–કૂવો–તળાવ વગેરે જળાશયો, શિલ્પકર્મ, કળા આદિનું નિર્માણ, વાસણો બનાવવાં તથા અસ્ત્ર–શસ્ત્ર તૈયાર કરવાનાં કાર્યો કરવાં જોઈએ. **મીન લગ્નમાં** ઉપનયન, વિવાહ, રાજ્યાભિષેક, જળાશયની પ્રતિષ્ઠા, ગૃહપ્રવેશ, વાસણો તથા દાગીના ઘડવા અને ઘોડાઓને લગતાં કામો શુભ હોય છે.

આ પ્રમાણે મેષાદિ લગ્નો શુભ સ્વામીથી યુક્ત અથવા દૃષ્ટ રહેવાથી શુદ્ધ

---

* જેમ કે રોહિણી નક્ષત્રની ૧૨ ઘડી વીતી ગયા પછી ચંદ્રની કઈ અવસ્થા હશે ? આ જાણવું છે તેથી ગત નક્ષત્રસંખ્યા ૩ ને ૬૦ થી ગુણી; એટલે ગુણાકાર ૧૮૦ થયો. તેમાં રોહિણીની ગત (ભુક્ત) ઘડી ૧૨ ઉમેરવાથી ૧૯૨ થયા. આને ૪થી ગુણતાં ગુણાકાર ૭૬૮ ને ૪૫ વડે ભાગવાથી લબ્ધિ ૧૭ થઈ. આને વળી ૧૨ વડે ભાગવાથી શેષ ૫ રહ્યા. તેથી આ સમયે પાંચ અવસ્થાઓ ગત થઈ ને છઠ્ઠી અવસ્થા ચાલુ છે. વૃષ રાશિમાં નષ્ટ આદિના ક્રમથી ગણના થતી હોવાથી છઠ્ઠી અવસ્થા 'મુદા' સૂચિત થાય છે.

હોય છે. તેથી શુભ કાર્યો સિદ્ધ થાય છે. પાપગ્રહથી યુક્ત અથવા દષ્ટ લગ્ન હોય તો તેમાં કેવળ ક્રૂર કર્મ જ સિદ્ધ થાય છે, શુભ કર્મો સિદ્ધ થતાં નથી.

વૃષ, મિથુન, કર્ક, કન્યા, મીન, તુલા અને ધન–આ શુભ ગ્રહની રાશિ હોવાના કારણે શુભ છે તથા અન્ય ( મેષ, સિંહ, વૃશ્ચિક, મકર અને કુંભ–આ ) પાપ રાશિઓ છે.

લગ્ન પર શુભ અથવા અશુભજન્ય ગ્રહોનો યોગ અથવા દૃષ્ટિ હોય તેના અનુસાર જ લગ્ન પોતાનું ફળ આપે છે. જો લગ્નમાં ગ્રહના યોગ અથવા દૃષ્ટિનો અભાવ હોય તો લગ્ન પોતાના સ્વભાવને અનુકૂળ ફળ આપે છે. કોઈ લગ્નના આરંભમાં કાર્યનો આરંભ થવાથી તેનું પૂર્ણ ફળ મળે છે. લગ્નના મધ્યમાં મધ્યમ અને અંતમાં અલ્પ ફળ પ્રાપ્ત થાય છે. આ વાત સર્વ લગ્નોમાં સમજવી જોઈએ. કાર્ય કરનારા માટે સર્વત્ર પહેલાં લગ્નબળ, ત્યાર પછી ચંદ્રબળ જોવું જોઈએ. ચંદ્ર જો બળવાન હોય, સપ્તમભાવમાં રહેલો હોય તો બધા ગ્રહ બળવાન મનાય છે. ચંદ્રનું બળ આધાર અને અન્ય ગ્રહોનું બળ આધેય છે. આધારના બળ પર જ આધેય સ્થિર રહે છે. જો ચંદ્ર શુભ ફળ આપનારો હોય તો બધા ગ્રહો શુભ ફળ આપનાર થાય છે, જો ચંદ્ર અશુભ હોય તો બીજા બધા ગ્રહો પણ અશુભ ફળ આપનારા થઈ જાય છે; પરંતુ ધનસ્થાનના સ્વામીને છોડીને જ આ નિયમ લાગુ થાય છે; કારણ કે જો ધનેશ શુભ હોય તો તે ચંદ્ર અશુભ હોય તોપણ પોતાના શુભ ફળને જ આપે છે.

લગ્નના જેટલા અંશ ઉદિત થયા હોય ( ક્ષિતિજથી ઉપર આવી ગયા હોય ), તેમાં જે ગ્રહ હોય તે લગ્નના ફળને આપે છે. આ ઉપરથી એવું પણ સિદ્ધ થાય છે કે લગ્નના જેટલા ભાવાંશ હોય તેમની અંદર રહેનારો ગ્રહ લગ્નભાવનું ફળ આપે છે ને તેનાથી આગળપાછળ હોય તો લગ્નરાશિમાં રહેલો હોય તો પણ આગળપાછળના ભાવનું ફળ આપે છે. લગ્નના કહેલા અંશ કરતાં જે ગ્રહ આગળ વધી જાય છે, તે દ્વિતીય ભાવનું ફળ આપે છે. આ પ્રમાણે સર્વ ભાવોમાં ગ્રહોની સ્થિતિ અને ફળની કલ્પના કરવી જોઈએ. બધા ગુણોથી યુક્ત લગ્ન તો થોડા દિવસમાં મળી શકતું નથી; તેથી સ્વલ્પ દોષ અને અધિક ગુણોથી યુક્ત લગ્ન જ બધાં કાર્યોમાં હમેશાં ગ્રહણ કરવું જોઈએ; કારણ કે અધિક દોષોથી યુક્ત કાળને બ્રહ્મા પણ શુદ્ધ કરી શકતા નથી; તેથી થોડા દોષોથી યુક્ત હોવા છતાં પણ અધિક ગુણવાળો લગ્નકાળ હિતકર હોય છે.

**સ્ત્રીઓનું પ્રથમ રજોદર્શન :** અમાવાસ્યા, રિક્તા ( ૪, ૯, ૧૪, ), ૮, ૬, ૧૨ અને પ્રતિપદા–આ તિથિઓમાં, પરિઘ યોગના પૂર્વાર્ધમાં વ્યતીપાત અને વૈધૃતિમાં; સંધ્યા સમયે સૂર્ય અને ચંદ્રના ગ્રહણકાળમાં તથા વિષ્ટિ(ભદ્રા)માં સ્ત્રીનો પ્રથમ માસિક ધર્મ અશુભ હોય છે. રવિ આદિ વારોમાં પ્રથમ રજોદર્શન થાય તો તે સ્ત્રી ક્રમશઃ રોગયુક્ત, પતિને પ્રિય, દુઃખયુક્ત પુત્રવાળી, ભોગોને પ્રાપ્ત કરનારી, પતિવ્રતા તેમ જ ક્લેશયુક્ત હોય છે. ભરણી, કૃત્તિકા, આર્દ્રા, પૂર્વાફાલ્ગુની, આશ્લેષા, વિશાખા, જ્યેષ્ઠા, પૂર્વાષાઢા અને પૂર્વાભાદ્રપદા–આ નક્ષત્રો તથા ચૈત્ર, કાર્તિક, અષાઢ અને પૌષ–આ માસ પ્રથમ માસિક ધર્મમાં અનિષ્ટકારક કહેવામાં આવ્યા છે. ભદ્રા, સૂર્યની સંક્રાંતિ, નિદ્રાવસ્થા–રાત્રિકાળ, સૂર્યગ્રહણ તથા ચંદ્રગ્રહણ–આ સર્વ પ્રથમ માસિક ધર્મમાં શુભ નથી. અશુભ યોગ, નિંદ્યનક્ષત્ર તથા

નિંદિત દિવસે પ્રથમ માસિક ધર્મ થાય તો સ્ત્રી કુલટા સ્વભાવાળી થાય છે. તેથી આ સર્વ દોષોની શાંતિ માટે તલ, ઘી અને દૂર્વાથી ગાયત્રીમંત્ર દ્વારા ૧૦૮ વાર આહુતિ આપવી તથા સુવર્ણ, ગાય અને તલનું દાન કરવું.

**ગર્ભાધાનસંસ્કાર :** માસિક ધર્મ શરૂ થાય ત્યારથી ચાર રાત્રીઓ ગર્ભાધાનમાં ત્યાજ્ય છે. સમરાત્રીઓમાં જ્યારે ચંદ્રમાં વિષમ રાશિ અને વિષમ નવમાંશમાં હોય, લગ્ન પર પુરુષગ્રહ( રવિ, મંગલ તથા બૃહસ્પતિ )ની દૃષ્ટિ હોય ત્યારે પુત્રની કામનાવાળા પુરુષે સમ ( ૨, ૪, ૬, ૮, ૧૦, ૧૨ ) તિથિઓમાં; રેવતી, મૂલ, આશ્લેષા અને મઘા—આ નક્ષત્રો છોડી દઈ બીજાં નક્ષત્રોમાં ઉપવીતી અને અનગ્ન ( નગ્ન થયા વિના—વસ્ત્ર યુક્ત ) રહીને સ્ત્રીનો સંગ કરવો.

**પુંસવન અને સીમન્તોન્નયન :** ગર્ભ સ્થિર થઈ ગયા પછી તૃતીય અથવા દ્વિતીય માસમાં પ્રથમ પુંસવન કર્મ કરવું. એવી જ રીતે ૪, ૬ કે ૮મા માસમાં તે માસના સ્વામી જ્યારે બળવાન હોય તથા સ્ત્રી—પુરુષ બંનેને ચંદ્રમા અને તારાનું બળ પ્રાપ્ત હોય ત્યારે સીમંત કર્મ કરવું જોઈએ. રિક્તા તિથિ અને પર્વ સિવાય અન્ય તિથિઓમાં જ તે કરવાનો વિધિ છે. મંગલ, ગુરુ તથા રવિવારે, તીક્ષ્ણ અને મિશ્ર નક્ષત્રો સિવાયનાં અન્ય નક્ષત્રોમાં જ્યારે ચંદ્ર વિષમ રાશિ અને વિષમ રાશિના નવમાંશમાં હોય; લગ્નથી અષ્ટમ સ્થાનશુદ્ધ ( ગ્રહ—વર્જિત ) હોય; સ્ત્રી—પુરુષના જન્મ-લગ્નથી અષ્ટમ રાશિલગ્ન ન હોય તથા લગ્નમાં શુભ ગ્રહનો યોગ અને દૃષ્ટિ હોય; પાપગ્રહની દૃષ્ટિ ન હોય તેમ જ શુભ ગ્રહ લગ્નથી ૫,૧,૪,૭,૯,૧૦ માં અને પાપ ગ્રહ ૬,૧૧ તથા ૩માં હોય અને ચંદ્ર ૧૨,૮ તથા લગ્નથી અન્ય સ્થાનોમાં હોય ત્યારે ઉક્ત બંને કર્મ ( પુંસવન અને સીમંતોન્નયન ) કરવાં જોઈએ. જો એક પણ બળવાન પાપગ્રહ લગ્નથી ૧૨, ૫ અને ૮મા ભાવમાં હોય તો તે સિમંતિની સ્ત્રી અથવા તેના ગર્ભનો નાશ કરી નાખે છે.

**જાતકર્મ અને નામકર્મ :** જન્મના સમયે જ જાતકર્મ કરી લેવું જોઈએ. કંઈ કારણસર તે સમયે ન કરી શકાય તો સૂતક ઊતરી ગયા પછી પણ ઉક્ત લગ્નમાં પિતૃઓનું પૂજન ( નાન્દીમુખ કર્મ ) કરી બાળકનો જાતકર્મસંસ્કાર અવશ્ય કરવો જોઈએ; ને પોતપોતાના કુળની રીત પ્રમાણે બાળકનો નામકરણ—સંસ્કાર પણ કરવો જોઈએ. સારી પેઠે વિચાર કરીને દેવતા આદિનું વાચક, મંગલદાયક ઉત્તમ નામ પાડવું જોઈએ. જો કોઈ કારણથી યોગ્ય સમયે કર્મ ન થઈ શકે તો પછી જ્યારે ગુરુ અને શુક્રનો ઉદય હોય ત્યારે ઉત્તરાયણમાં ચર, સ્થિર, મૃદુ અને ક્ષિપ્રસંજ્ઞક નક્ષત્રોમાં શુભ ગ્રહ—સોમ, બુધ, ગુરુ અને શુક્રવારોમાં, પિતા અને બાળકનાં ચંદ્રબળ અને તારાબળ પ્રાપ્ત થતાં શુભ લગ્ન અને નવમાંશમાં, લગ્નથી અષ્ટમભાવમાં કોઈ ગ્રહ ન હોય ત્યારે બાળકના જાતકર્મ અને નામકર્મ-સંસ્કાર કરવા જોઈએ.

**અન્નપ્રાશન :** બાળકોને માટે ૬ ઠ્ઠા કે ૮ મા માસમાં અને બાલિકાઓ માટે ૫મા અથવા ૭મા માસમાં અન્નપ્રાશન કર્મ શુભ હોય છે; પરંતુ રિક્તા ( ૪,૯,૧૪ ) તિથિક્ષય, નંદા (૧,૬,૧૧) ૧૨, ૮, તિથિઓ સિવાય ( અન્ય તિથિઓમાં ) શુભ દિવસમાં ચર, સ્થિર, મૃદુ અને ક્ષિપ્રસંજ્ઞક નક્ષત્રમાં લગ્નથી અષ્ટમ અને દશમ સ્થાન શુદ્ધ ( ગ્રહરહિત ) હોય ત્યારે શુભ નવાંશયુક્ત શુભ રાશિ લગ્નમાં, લગ્ન પર શુભ ગ્રહનો યોગ અથવા દૃષ્ટિ હોય અને જ્યારે પાપ ગ્રહ

લગ્નથી ૩, ૬, ૧૧ ભાવમાં અને શુભ ગ્રહ ૧, ૪, ૭, ૧૦, ૫, ૯ ભાવમાં હોય તથા ચંદ્રમા ૧૨, ૬, ૮ સ્થાનથી ભિન્ન સ્થાનમાં હોય ત્યારે પૂર્વાહ્નસમયે બાળકોનું અન્નપ્રાશન કર્મ શુભ હોય છે.

**ચૂડાકરણ :** બાળકોના જન્મસમયથી ત્રીજા અથવા પાંચમા વર્ષમાં અથવા પોતાના કુળના આચારવ્યવહાર અનુસાર અન્ય વર્ષમાસમાં પણ ઉત્તરાયણમાં, જ્યારે ગુરુ અને શુક્ર ઉદિત હોય ( અસ્ત ન હોય ), પર્વ તથા રિક્તાથી અન્ય તિથિઓમાં, શુક્ર, ગુરુ, સોમવારે; અશ્વિની, પુનર્વસુ, પુષ્ય, મૃગશીર્ષ, જ્યેષ્ઠા, રેવતી, હસ્ત, ચિત્રા, સ્વાતિ, શ્રવણ, ધનિષ્ઠા અને શતભિષા—આ નક્ષત્રોમાં પોતપોતાના ગૃહ્યસૂત્રમાં બતાવેલ વિધિ અનુસાર ચૂડાકરણ કરવું જોઈએ. રાજાઓનાં પટબંધન, બાળકોનાં ચૂડાકરણ, અન્નપ્રાશન અને ઉપનયનમાં જન્મનક્ષત્ર ઉત્તમ હોય છે. અન્ય કર્મોમાં જન્મનક્ષત્ર અશુભ કહેવામાં આવ્યું છે. લગ્નથી અષ્ટમસ્થાન શુદ્ધ હોય; શુભ રાશિ લગ્ન હોય; તેમાં શુભ ગ્રહનો નવમાંશ હોય તથા જન્મરાશિ કે જન્મલગ્નથી અષ્ટમ રાશિલગ્ન ન હોય; ચંદ્રમા લગ્નથી ૬, ૮, ૧૨ સ્થાનોથી ભિન્ન સ્થાનોમાં હોય; શુભ ગ્રહ ૨, ૫, ૯, ૧, ૪, ૭, ૧૦ ભાવમાં હોય તથા પાપ ગ્રહ ૩, ૬, ૧૧, ભાવોમાં હોય ત્યારે ચૂડાકરણ કર્મ શુભ મનાય છે.

**સામાન્ય ક્ષૌરકર્મ :** તેલ લગાડીને તેમ જ સવાર-સાંજ સંધ્યા સમયે ક્ષૌર ( હજામત ) કર્મ ન કરાવવું જોઈએ. એવી જ રીતે મંગળવારે તથા રાત્રે પણ ક્ષૌરનો નિષેધ છે. દિવસે પણ જમ્યા પછી ક્ષૌર ન કરાવવું જોઈએ. સંગ્રામયાત્રામાં જતી વખતે પણ ક્ષૌર-કર્મ વર્જિત છે. શય્યા પર બેસીને અથવા ચંદન વગેરે લગાડીને ક્ષૌર ન કરાવવું જોઈએ. જે દિવસે કોઈ સ્થળની યાત્રા કરવી હોય-ક્યાંક બહારગામ જવું હોય તે દિવસે પણ ક્ષૌર ન કરાવવું જોઈએ તથા ક્ષૌર કરાવ્યા પછી તેનાથી નવમે દિવસે પણ ક્ષૌર ન કરાવવું. રાજાઓ માટે ક્ષૌર કરાવ્યા પછી પાંચમે પાંચમે દિવસે ક્ષૌર કરાવવાનું વિધાન છે. ચૂડાકરણમાં જે નક્ષત્ર, વાર આદિ કહેવામાં આવ્યા છે તે જ નક્ષત્રો અને વાર આદિમાં અથવા ક્યારેક ક્ષૌરમાં વિહિત નક્ષત્ર અને વારના ઉદય-( મુહૂર્ત તેમ જ ક્ષણ )માં ક્ષૌર કરાવવું શુભ હોય છે.

**ક્ષૌરકર્મમાં વિશેષ :** રાજા અથવા બ્રાહ્મણોની આજ્ઞાથી યજ્ઞમાં, માત-પિતાના મરણમાં, જેલમાંથી છૂટ્યા પછી તથા લગ્ન આદિ અવસર પર નિષિદ્ધ નક્ષત્ર, વાર તેમ જ તિથિ આદિમાં પણ ક્ષૌર કરાવવું શુભપ્રદ કહ્યું છે. સમસ્ત મંગલ કાર્યોમાં મંગલાર્થ ઇષ્ટ દેવતાની પાસે ક્ષુર (અસ્તરો) અર્પણ કરવો જોઈએ.*

**ઉપનયન :** જે દિવસે ઉપનયનનું મુહૂર્ત સ્થિર હોય, તેનાથી પૂર્વ નવમા, સાતમા, પાંચમા કે ત્રીજા દિવસે ઉપનયન માટે વિહિત નક્ષત્ર( અથવા તે નક્ષત્રના મુહૂર્ત )માં શુભ વાર અને શુભ-લગ્નમાં પોતાના ઘરને ચંદરવો, પતાકા અને તોરણ આદિથી સારી પેઠે શણગારી, બ્રાહ્મણો દ્વારા આશીર્વચન, પુણ્યાહવાચન આદિ પવિત્ર કાર્ય કરાવી, મંગલ વાદ્ય વગડાવી, સૌભાગ્યવતી સ્ત્રીઓ દ્વારા માંગલિક ગીતો ગવડાવતા રહી પોતાના ઘરથી પૂર્વોત્તર દિશા( ઈશાનખૂણા )માં જઈ પવિત્ર સ્થાનમાંથી ચીકણી માટી ખોદાવીને માંગલિક ગાયન વાદ્ય સાથે ઘેર પાછા ફરવું. ત્યાં માટીનું વાસણ કે વાંસના ટોપલાઓમાં માટી મૂકી તેમાં અનેક વસ્તુ-

* ચૂડાકરણ અથવા ઉપનયનમાં ક્ષુર(અસ્તરા)થી જ કાર્ય થાય છે, તેથી તેની રક્ષા માટે માણસો પોતપોતાના કુળદેવતાની પાસે ક્ષુર સમર્પણ કરે છે.

એથી યુક્ત અને ભાતભાતનાં પુષ્પોથી સુશોભિત પવિત્ર જળ નાખવું. (એવી જ રીતે પોતાના કુળને અનુરૂપ બીજા પણ આચારનું પાલન કરવું.) ગર્ભાધાન અથવા જન્મથી આઠમા વર્ષે બ્રાહ્મણ બાળકોને, અગિયારમે વર્ષે ક્ષત્રિય બાળકોને અને બારમે વર્ષે વૈશ્ય બાળકોને મૌંજીબંધન (યજ્ઞોપવીત) સંસ્કાર થવો જોઈએ. જન્મથી પાંચમા વર્ષે યજ્ઞોપવીતસંસ્કાર કરવાથી બાળક વેદશાસ્ત્રવિશારદ તથા શ્રીથી યુક્ત થાય છે. તેથી તેમાં બ્રાહ્મણ બાળકનો, ઉપનયનસંસ્કાર કરવો જોઈએ. શુક્ર અને બૃહસ્પતિ નિર્બળ હોય તોપણ તેઓ બાળક માટે શુભ ફળ આપનારા હોય છે, તેથી શાસ્ત્રે કહેલા વર્ષમાં ઉપનયનસંસ્કાર અવશ્ય કરવો જોઈએ. શાસ્ત્રે જે વર્ષમાં ઉપનયન માટે આજ્ઞા ન આપી હોય તેમાં તે સંસ્કાર ન કરવો જોઈએ. ગુરુ તથા શુક્ર અને પોતાના વેદની શાખાના સ્વામી—આ દશ્ય હોય—અસ્ત થયેલા ન હોય તો ઉત્તરાયણમાં ઉપનયનસંસ્કાર કરવો ઉચિત છે. ગુરુ, શુક્ર, મંગલ અને બુધ—આ ક્રમશઃ ઋક્, યજુ, સામ અને અથર્વવેદના અધિપતિ છે. શરદ, ગ્રીષ્મ અને વસંત—આ વ્યુત્ક્રમથી દ્વિજાતિઓના ઉપનયનનો મુખ્ય કાલ છે. અર્થાત્ શરદઋતુ વૈશ્યોના, ગ્રીષ્મ ક્ષત્રિયોના અને વસંત બ્રાહ્મણોના ઉપનયનનો મુખ્ય કાળ છે. માઘ આદિ પાંચ મહિનાઓમાં તે બધાં માટે ઉપનયનનો સામાન્ય કાળ છે. માઘ માસમાં જેનું ઉપનયન થાય તે પોતાના કુળને ઉચિત આચાર તથા ધર્મનો જ્ઞાતા હોય છે. ફાલ્ગુનમાં યજ્ઞોપવીત ધારણ કરનાર વિધિજ્ઞ તથા ધનવાન થાય છે. ચૈત્રમાં ઉપનયન થવાથી બ્રહ્મચારી વેદ—વેદાંગોનો પારગામી વિદ્વાન થાય છે. વૈશાખ માસમાં જેનું ઉપનયન થાય તે ધનવાન તથા વેદશાસ્ત્ર અને વિવિધ વિદ્યાઓમાં નિપુણ થાય છે અને જ્યેષ્ઠમાં યજ્ઞોપવીત ધારણ કરનારો દ્વિજ વિધિજ્ઞોમાં શ્રેષ્ઠ અને બળવાન હોય છે.

શુક્લપક્ષમાં દ્વિતીયા, તૃતીયા, પંચમી, ત્રયોદશી, દશમી અને સપ્તમી તિથિઓ યજ્ઞોપવીતસંસ્કાર માટે ગ્રાહ્ય છે. એકાદશી, ષષ્ઠી અને દ્વાદશી—આ તિથિઓ અધિક શ્રેષ્ઠ છે. બાકીની તિથિઓને મધ્યમ માનવામાં આવી છે. કૃષ્ણપક્ષમાં દ્વિતીયા, તૃતીયા અને પંચમી ગ્રાહ્ય છે. અન્ય તિથિઓ અત્યંત નિંદિત છે. હસ્ત, ચિત્રા, સ્વાતિ, રેવતી, પુષ્ય, આર્દ્રા, પુનર્વસુ, ત્રણે ઉત્તરા, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, અશ્વિની, અનુરાધા તથા રોહિણી—આ નક્ષત્રો ઉપનયનસંસ્કાર માટે ઉત્તમ છે.

જન્મનક્ષત્રથી દસમું નક્ષત્ર 'કર્મ'સંજ્ઞક છે, સોળમું 'સંઘાત' નક્ષત્ર છે, અઢારમું 'સમુદય' નક્ષત્ર છે, તેવીસમું 'વિનાશ'-કારક છે અને પચીસમું 'માનસ' છે. આ નક્ષત્રોમાં શુભ કર્મોનો આરંભ ન કરવો જોઈએ. ગુરુ, બુધ અને શુક્ર—આ ત્રણ વાર ઉપનયનમાં પ્રશસ્ત છે. સોમવાર અને રવિવારને મધ્યમ માનવામાં આવ્યા છે. મંગળ અને શનૈશ્ચર નિન્દિત મનાયા છે. દિવસના ત્રણ ભાગ કરી તેના આદિ ભાગમાં દેવ સંબંધી કર્મ (યજ્ઞપૂજનાદિ) કરવાં જોઈએ. દ્વિતીય ભાગમાં મનુષ્ય સંબંધી કાર્ય (અતિથિસત્કાર આદિ) કરવાનું વિધાન છે અને તૃતીય ભાગમાં પૈતૃક કર્મ (શ્રાદ્ધ-તર્પણાદિ)નું અનુષ્ઠાન કરવું જોઈએ. ગુરુ, શુક્ર અને પોતાની વૈદિક શાખાના અધિપતિ પોતાની નીચ રાશિમાં અથવા તેના કોઈ અંશમાં હોય અથવા પોતાના શત્રુની રાશિમાં અથવા તેના કોઈ અંશમાં સ્થિત હોય તો તે સમયે યજ્ઞોપવીત ગ્રહણ કરનારા દ્વિજ કલા અને શીલથી રહિત થાય છે. એવી જ રીતે પોતાની

શાખાના અધિપતિ, ગુરુ તેમ જ શુક્ર જો પોતાના અધિશત્રુગૃહમાં અથવા તેના કોઈ અંશમાં રહેલા હોય તો બ્રહ્મચર્યવ્રત (યજ્ઞોપવીત) ગ્રહણ કરનારો દ્વિજ મહા-પાતકી હોય છે. ગુરુ, શુક્ર તેમજ પોતાની શાખાના અધિપતિ ગ્રહ જો પોતાની ઉચ્ચ રાશિ અથવા તેના કોઈ અંશમાં હોય; પોતાની રાશિ કે તેના કોઈ અંશમાં હોય અથવા કેન્દ્ર (૧, ૪, ૭, ૧૦,) અથવા ત્રિગુણ-(૫, ૯) માં રહેલા હોય ત્યારે યજ્ઞોપવીત લેનારો બ્રહ્મચારી અત્યન્ત ધનવાન તથા વેદવેદાંગોનો પારંગત વિદ્વાન થાય છે. જો ગુરુ, શુક્ર અથવા શાખાધિપતિ પરમ ઉચ્ચ સ્થાનમાં હોય અને મૃત્યુ( આઠમું )-સ્થાન શુદ્ધ હોય તો તે સમયે બ્રહ્મચર્યવ્રત ગ્રહણ કરનારો દ્વિજ વેદ અને શાસ્ત્રમાં 'નિષ્ણાત' થાય છે.

ગુરુ, શુક્ર અથવા શાખાધિપતિ જો પોતાના અધિમિત્રગૃહમાં કે તેના ઉચ્ચ ગૃહમાં અથવા તેના અંશમાં સ્થિત હોય તો યજ્ઞોપવીત લેનારો બ્રહ્મચારી વિદ્યા તથા ધનથી યુક્ત થાય છે. શાખાધિપતિનો દિવસ હોય; બાળકને શાખાધિપતિનું બળ પ્રાપ્ત થયેલ હોય તથા શાખાધિપતિનું જ લગ્ન હોય-આ ત્રણ વાતો ઉપનયનસંસ્કારમાં દુર્લભ છે. તે લગ્નથી ચતુર્થાંશમાં ચંદ્રમા હોય તો યજ્ઞોપવીત લેનારો બાળક વિદ્યામાં નિપુણ થાય છે; પરંતુ જો તે પાપ ગ્રહના અંશમાં અથવા પોતાના અંશમાં હોય તો યજ્ઞોપવીત પામેલો દ્વિજ સદા દરિદ્રી અને દુ:ખી રહે છે. શ્રવણ આદિ નક્ષત્રમાં વિદ્યમાન ચંદ્રમા કર્કના અંશવિશેષમાં સ્થિત હોય તો બ્રહ્મચર્યવ્રત ગ્રહણ કરનારો દ્વિજ વેદ, શાસ્ત્ર તથા ધનધાન્ય સમૃદ્ધિથી યુક્ત હોય છે. શુભ લગ્ન હોય, શુભ ગ્રહનો અંશ ચાલી રહ્યો હોય, મૃત્યુસ્થાન શુદ્ધ હોય તથા લગ્ન અને મૃત્યુ (અષ્ટમ) સ્થાન શુભ ગ્રહોથી સંયુક્ત હોય અથવા તેમના પર શુભ ગ્રહની દૃષ્ટિ હોય, અભીષ્ટ સ્થાનમાં રહેલા બૃહસ્પતિ, સૂર્ય અને ચંદ્ર આદિ બળવાન ગ્રહોથી લગ્નસ્થાન સંયુક્ત અથવા દૃષ્ટ હોય અથવા સ્થાન આદિના બળથી પૂર્ણ ચાર જ શુભ ગ્રહ યુક્ત ગ્રહો દ્વારા લગ્નસ્થાન જોવાતું હોય અને તે એકવીસ મહાદોષોથી રહિત હોય તો યજ્ઞોપવીત લેવું શુભ છે. શુભ ગ્રહોથી સંયુક્ત અથવા દૃષ્ટ બધી રાશિઓ શુભ છે. શુભ રાશિઓ શુભ ગ્રહના નવાંશમાં હોય તો યજ્ઞોપવીત( વ્રતબંધ )માં ગ્રહણ છે. પરંતુ કર્કરાશિનો અંશ શુભ ગ્રહથી યુક્ત કે દૃષ્ટ હોય તોપણ ક્યારેય ગ્રહણ કરવા યોગ્ય નથી.

વૃષ અને મિથુનના અંશ તથા તુલા અને કન્યાના અંશ શુભ છે. આ પ્રમાણે લગ્ન-ગત નવાંશ હોય ત્યારે વ્રતબંધને ઉત્તમ માનવામાં આવેલ છે. ત્રીજા, છઠ્ઠા અને અગિયારમા સ્થાનમાં પાપ ગ્રહ હોય; છઠ્ઠું, આઠમું અને બારમું સ્થાન શુભ ગ્રહથી ખાલી હોય ને ચંદ્ર છઠ્ઠા, આઠમા, લગ્ન તથા બારમા સ્થાનમાં ન હોય તો ઉપનયન શુભ હોય છે. ચંદ્રમા પોતાના ઉચ્ચ સ્થાન-માં હોઈને પણ જો વ્રતી પુરુષના વ્રતબંધ મુહૂર્ત સંબંધી લગ્નમાં સ્થિત હોય તો તે બાળકને નિર્ધન અને ક્ષયનો રોગી બનાવી દે છે. જો સૂર્ય કેંદ્રસ્થાનમાં પ્રકાશિત હોય તો યજ્ઞોપવીત લેનારા બટુકોના પિતાનો નાશ થાય છે. પાંચ દોષોથી રહિત લગ્ન ઉપનયનમાં શુભ ફળ આપનારું હોય છે. વસંતઋતુ સિવાય અને ક્યારેય પણ કૃષ્ણપક્ષમાં, ગલગ્રહમાં, અનધ્યાયના દિવસે, ભદ્રામાં તથા ષષ્ઠીએ બાળકનો ઉપનયન-સંસ્કાર ન થવો જોઈએ. ત્રયોદશીથી લઈને ચાર, સપ્તમીથી લઈને ત્રણ દિવસ અને ચતુર્થી આ આઠ ગલગ્રહ અશુભ કહેવામાં આવ્યા છે.

**ક્ષુરિકાબંધનકર્મ-કટાર બાંધવાની ક્રિયા :** ક્ષત્રિયો માટે લગ્ન પહેલાં કરવામાં આવતું ક્ષુરિકાબંધન કર્મનું હવે વર્ણન કરવામાં આવે છે. વિવાહ માટે કહેવામાં આવેલા માસોમાં, શુક્લ પક્ષમાં જ્યારે બૃહસ્પતિ, શુક્ર અને મંગલ અસ્ત ન હોય, ચંદ્ર અને તારાઓનું બળ પ્રાપ્ત થયેલ હોય તે સમયે મૌંજીબંધન માટે કહેલી તિથિઓમાં મંગળવાર સિવાય બાકીના બધા દિવસોમાં આ કર્મ કરવામાં આવે છે. કર્તાનો લગ્નગત નવાંશ જો અષ્ટમોદયથી રહિત ન હોય, અષ્ટમ સ્થાન શુદ્ધ હોય, ચંદ્ર છઠ્ઠા, આઠમા અને બારમામાં ન હોય પણ લગ્નમાં રહેલો હોય; શુભ ગ્રહો ૨, ૫, ૯મા સ્થાનમાં, લગ્નમાં, ૪, ૭ અને ૧૦ મા સ્થાનમાં હોય; પાપગ્રહ ૩, ૧૧ અને ૬ ઠ્ઠા સ્થાનમાં હોય તો દેવો અને પિતૃઓની પૂજા કરીને ક્ષુરિકાબંધન કર્મ કરવું જોઈએ. પ્રથમ દેવોની સમીપમાં ક્ષુરિકા(કટાર)ની સારી રીતે પૂજા કરવી. ત્યાર બાદ શુભ લક્ષણોથી યુક્ત તે ક્ષુરિકાને ઉત્તમ લગ્નમાં પોતાની કમ્મરે બાંધવી. ક્ષુરિકાની લંબાઈના અર્ધ (મધ્યભાગ) પર જે વિસ્તારમાન થાય તેનાથી ક્ષુરિકાના વિભાગ કરવા. તે છેદખંડ (વિભાગ) ક્રમથી ધ્વજ આદિ આય કહેવાય છે. તેમની આઠ સંજ્ઞાઓ છે-ધ્વજ, ધૂમ્ર, સિંહ, શ્વા, વૃષ, ગર્દભ, ગજ અને ધ્વાંક્ષ. ધ્વજ નામક આયમાં શત્રુનો નાશ થાય છે. ધૂમ્ર આયમાં ઘાત; સિંહ નામક આયમાં જય; શ્વા (કૂતરું) નામક આયમાં રોગ; વૃષ આયમાં ધનલાભ; ગર્દભ આયમાં અત્યંત દુઃખની પ્રાપ્તિ; ગજ આયમાં અત્યંત પ્રસન્નતા અને ધ્વાંક્ષ નામક આયમાં ધનનો નાશ થાય છે. ખડ્ગ અથવા છરીને પોતાના આંગળથી માપવી. અંગુલનાં માપ જો અગિયારથી વધારે થતાં હોય તો અંગુલના માપમાંથી અગિયાર બાદ કરવા; પછી બાકી રહેલા અંગુલોનાં ક્રમશઃ ફળ આ પ્રમાણે છે. એક શેષ રહે તો પુત્રલાભ, બે શેષ રહે તો શત્રુવધ ને એવી જ રીતે ૩, ૪ વગેરે બાકી રહે તો સ્ત્રીલાભ, શુભ ગમન, અર્થહાનિ, અર્થવૃદ્ધિ, પ્રીતિ, સિદ્ધિ જય અને સ્તુતિ વગેરે ફળ સમજવાં.

છરી અથવા તલવારમાં જો ધ્વજ અથવા વૃષ આયવિભાગના પૂર્વભાગ*માં નષ્ટ હોય (ભંગ થયેલ હોય) તથા સિંહ અને મંદ-આયના મધ્યભાગમાં તથા કુક્કુર અને કાક આયના અંતિમ ભાગમાં તેમ જ ધૂમ્ર અને ગર્દભ આયના અંતિમ ભાગમાં નષ્ટ થઈ જાય ભાંગી જાય તો શુભ થતું નથી. (તેથી આવા પ્રકારની ખંડિત છરી અથવા તલવાર લેવી નહિ, આ વાત બરાબર સિદ્ધ થાય છે.)

**સમાવર્તન :** ઉત્તરાયણમાં જ્યારે ગુરુ અને શુક્ર બન્ને ઉદિત હોય; ચિત્રા, ત્રણે ઉત્તરા, પુનર્વસુ, પુષ્ય, રેવતી, શ્રવણ, અનુરાધા, રોહિણી-આ નક્ષત્રો હોય તથા રવિ, સોમ, બુધ, ગુરુ અને શુક્રવાર-માંનો કોઈ વાર હોય ત્યારે આ જ રવિ આદિ પાંચ ગ્રહોની રાશિ, લગ્ન અને નવમાંશમાં પ્રતિપદા, પર્વ, રિક્તા, અમાવાસ્યા તથા સપ્તમીથી ત્રણ તિથિ-આ સર્વ તિથિઓ સિવાય અન્ય તિથિઓમાં અધ્યયન સમાપ્ત કરીને ઘરે પાછા ફરેલા દ્વિજકુમારનો સમાવર્તન-સંસ્કાર (મુંડન-હવન આદિ) કરવું જોઈએ.

**વિવાહકથન :** વિપ્રવર ! સર્વ આશ્રમોમાં આ ગૃહસ્થાશ્રમ જ શ્રેષ્ઠ છે; તેમાં પણ સુશીલ ધર્મપત્ની પ્રાપ્ત થાય તો જ સુખ મળે છે. સ્ત્રીને વિવાહકાલિક લગ્ન શુભ હોય તો જ સુશીલપણાની પ્રાપ્તિ થાય છે. તેથી સાક્ષાત્ બ્રહ્માએ કહેલ લગ્નશુદ્ધિનો

* છરી અથવા તલવારની મૂઠ તરફનો ભાગ પૂર્વ તથા છેડા તરફ અંત સમજવો જોઈએ.

વિચાર કરીને કહું છું.

સર્વ પ્રથમ કન્યાદાન કરનારાએ કોઈ શુભ દિવસે પોતાની અંજલિમાં પાન, ફૂલ, ફળ અને દ્રવ્ય આદિ લઈને જ્યોતિષ-શાસ્ત્રના જ્ઞાતા, સમસ્ત શુભ લક્ષણોથી યુક્ત, પ્રસન્નચિત્ત તથા સુખપૂર્વક બેઠેલા વિદ્વાન બ્રાહ્મણની પાસે જવું અને તેમને દેવ સમાન માની ભક્તિપૂર્વક પ્રણામ કરી પોતાની કન્યાના વિવાહ—લગ્નના વિષયમાં પૂછવું.

(જ્યોતિષીએ તે સમયે લગ્ન અને ગ્રહ સ્પષ્ટ કરીને જોવા—) જો પ્રશ્નલગ્નમાં પાપ ગ્રહ હોય અથવા લગ્નથી સપ્તમ ભાવમાં મંગલ હોય તો જેના વિષયમાં પ્રશ્ન કરવામાં આવ્યો છે તે કન્યા અને વરને ૮ વર્ષની અંદર જ ઘાતક અરિષ્ટ પ્રાપ્ત થશે, એમ સમજવું. જો લગ્નમાં ચંદ્ર અને તેનાથી સપ્તમભાવમાં મંગલ હોય તો ૮ વર્ષની અંદર જ તે કન્યાના પતિને ઘાતક કષ્ટ પ્રાપ્ત થશે એમ સમજવું. જો લગ્નથી પાંચમા ભાવમાં પાપ ગ્રહ હોય અને તે નીચ રાશિમાં પાપ ગ્રહથી જોવામાં આવતો હોય તો તે કન્યા કુલટા સ્વભાવવાળી અથવા મૃતવત્સા થાય છે; આમાં સંશય નથી. જો પ્રશ્ન લગ્ન-થી ૩, ૫, ૭, ૧૧ અને ૧૦ મા ભાવમાં ચંદ્ર હોય તથા તેના પર ગુરુની દૃષ્ટિ હોય તો તે કન્યાને પતિની પ્રાપ્તિ શીઘ્ર જ થશે, એમ જાણવું. જો પ્રશ્નલગ્નમાં તુલા, વૃષ અથવા કર્કરાશિ હોય તથા તે શુક્ર અને ચંદ્રથી યુક્ત હોય તો વિવાહના વિષયમાં પ્રશ્ન કરવામાં આવતાં વર માટે કન્યા(પત્ની) લાભ થાય છે અથવા સમરાશિ લગ્ન હોય, તેમાં સમરાશિનો જ દ્રેષ્કાણ હોય અને સમરાશિનો નવમાંશ તથા તેના પર ચંદ્ર અને શુક્રની દૃષ્ટિ હોય તો વરને પત્નીની પ્રાપ્તિ થાય છે.

એવી જ રીતે જો પ્રશ્નલગ્નમાં પુરુષરાશિ અને પુરુષરાશિનો નવમાંશ હોય તથા તેના પર પુરુષ ગ્રહ(રવિ, મંગળ અને ગુરુ)ની દૃષ્ટિ હોય તો જેમના માટે પ્રશ્ન કરવામાં આવ્યો છે તે કન્યાઓને પતિની પ્રાપ્તિ થાય છે.

જો પ્રશ્ન સમયે કૃષ્ણ પક્ષ હોય અને ચંદ્ર સમ રાશિમાં થઈને લગ્નથી છઠ્ઠા કે આઠમા ભાવમાં જોવાતો હોય તો (નિકટના) ભવિષ્યમાં વિવાહસંબંધ થવા પામતો નથી. જો પ્રશ્નકાલમાં શુભ નિમિત્ત અને શુભ શકુન જોવા—સાંભળવામાં આવે તો વર—કન્યા માટે શુભ હોય છે, ને નિમિત્ત તેમ જ શકુન વગેરે જો અશુભ હોય તો અશુભ ફળ થાય છે.

**કન્યાવરણ**: પંચાંગ(તિથિવાર, નક્ષત્ર, યોગ, કરણ)થી શુદ્ધ દિવસે જો વર અને કન્યાને ચંદ્રબળ તથા તારાબળ પ્રાપ્ત હોય તો વિવાહ માટે વિહિત નક્ષત્ર અથવા તેના મુહૂર્તમાં વરે પોતાના કુળના શ્રેષ્ઠ જનોની સાથે ગીત, વાંદ્યની ધ્વનિ અને બ્રાહ્મણોનાં આશીર્વચન (શાંતિ—મંત્રપાઠ) આદિથી યુક્ત થઈને વિવિધ આભૂષણ, શુભવસ્ત્ર, ફૂલ, ફળ, પાન, અક્ષત, ચંદન અને સુગંધ આદિ લઈને કન્યાને ઘેર જવું ને વિનીત ભાવથી કન્યાનું વરણ કરવું (કન્યાનું વરણ વરના મોટા ભાઈ અથવા ગુરુજને કરવું જોઈએ). ત્યાર બાદ કન્યાના પિતાએ પ્રસન્નચિત્ત થઈને અભીષ્ટ વરને કન્યાદાન કરવું.

કન્યાના પિતાએ પોતાની કન્યાથી શ્રેષ્ઠ, કુલ, શીલ, આરોગ્ય, રૂપ, ધન અને વિદ્યાથી યુક્ત વરને, વરના કરતાં ઉંમરે નાની, રૂપવતી પોતાની કન્યા આપવી. કન્યાનું દાન કરતાં પહેલાં સર્વ ગુણોની આશ્રયભૂત, ત્રણે લોકમાં સર્વથી અધિક સુંદર, દિવ્ય ગંધ, માળા અને વસ્ત્રથી સુશોભિત સંપૂર્ણ શુભ લક્ષણોથી યુક્ત તથા સર્વ આભૂષણોથી મંડિત અમૂલ્ય મણિમાળાઓથી દશે દિશાઓને પ્રકાશિત

કરતી, સર્વ ગુણોથી યુક્ત શચી( ઇંદ્રાણી ) દેવીની પૂજા કરીને તેની પ્રાર્થના કરવી : 'હે દેવી ! હે ઇંદ્રાણી ! આપને મારા નમસ્કાર છે. આ વિવાહમાં આપ સૌભાગ્ય, આરોગ્ય અને પુત્ર પ્રદાન કરો.' આ પ્રમાણે પ્રાર્થના કરીને પૂજા થયા પછી વિધાનપૂર્વક ઉપર કહેલા ગુણોથી યુક્ત વરને પોતાની કુમારી કન્યાનું દાન કરવું.

**કન્યા-વરની વર્ષશુદ્ધિ :** કન્યાના જન્મસમયથી સમ વર્ષોમાં અને વરના જન્મ-સમયથી વિષમ વર્ષોમાં થનારો વિવાહ તે બન્ને વચ્ચે પ્રેમ અને પ્રસન્નતાને વધારનારો થાય છે. આથી વિપરીત ( કન્યાના વિષમ અને વરના સમ વર્ષમાં ) વિવાહ વર-કન્યા બન્ને માટે ઘાતક થાય છે.

**વિવાહવિહિત માસ :** માઘ, ફાગણ, વૈશાખ અને જ્યેષ્ઠ-આ ચાર માસ વિવાહમાં શ્રેષ્ઠ તથા કાર્તિક અને માર્ગશીર્ષ આ બે માસ મધ્યમ છે. બીજા મહિનાઓ નિંદિત છે.

સૂર્ય આર્દ્રા નક્ષત્રમાં પ્રવેશ કરે ત્યારથી દસ નક્ષત્ર સુધી ( અર્થાત્ આર્દ્રાથી સ્વાતિ સુધીનાં નક્ષત્રોમાં જ્યાં સુધી સૂર્ય રહે ત્યાં સુધી ) વિવાહ-લગ્ન, દેવની પ્રતિષ્ઠા અને ઉપનયન ન કરવાં જોઈએ. ગુરુ અને શુક્ર અસ્ત હોય, બાલ અથવા વૃદ્ધ હોય તથા કેવળ ગુરુ સિંહ રાશિ અથવા તેના નવમાંશમાં હોય તે સમયે પણ ઉપર કહેલાં શુભ કાર્ય ન કરવાં જોઈએ.

**ગુરુ તથા શુક્રનાં બાલ્ય અને વૃદ્ધત્વ :** શુક્ર જ્યારે પશ્ચિમમાં ઉદય થાય છે ત્યારે દસ દિવસ અને પૂર્વમાં ઉદય થાય છે ત્યારે ત્રણ દિવસ સુધી બાળક રહે છે અને જ્યારે પશ્ચિમમાં અસ્ત થવાનો હોય છે ત્યારે અસ્તથી પાંચ દિવસ પહેલાં અને પૂર્વમાં અસ્ત થતાં પંદર દિવસ પહેલાં વૃદ્ધ થઈ જાય છે. ગુરુ ઉદય થયા પછી પંદર દિવસ સુધી બાળક અને અસ્ત થતાં પહેલાં પંદર દિવસ વૃદ્ધ રહે છે.

જ્યાં સુધી ભગવાન હૃષીકેશ શયનાવસ્થામાં ( અષાઢ શુક્લ ૧૧ થી કાર્તિક શુક્લ ૧૧ સુધી ) હોય ત્યાં સુધી તથા ભગવાનના ઉત્સવ( ઉત્થાન- કે જન્મ )ના દિવસે પણ અન્ય મંગળ કાર્યો ન કરવાં જોઈએ. પહેલાં ગર્ભનાં પુત્ર અને કન્યાના જન્મમાસ, જન્મનક્ષત્ર અને જન્મતિથિ-વારમાં પણ વિવાહ ન કરવો જોઈએ. આદ્ય ગર્ભની કન્યા અને આદ્ય ગર્ભના વરનો પરસ્પર વિવાહ ન કરવો જોઈએ તથા વર-કન્યામાં કોઈ એક જ જ્યેષ્ઠ ( આદ્ય ગર્ભનું ) હોય તો જ્યેષ્ઠ માસમાં વિવાહ શ્રેષ્ઠ છે. જો બંને જ્યેષ્ઠ હોય તો જ્યેષ્ઠ માસમાં વિવાહ અનિષ્ટકારક કહેવામાં આવ્યો છે.

**વિવાહમાં વર્જ્ય :** ભૂકંપ આદિ ઉત્પાત તથા સર્વગ્રાસ સૂર્યગ્રહણ કે ચંદ્રગ્રહણ હોય તો તે પછીના સાત દિવસ સુધીનો સમય શુભ હોતો નથી. જો ખંડગ્રહણ હોય તો ત્યાર પછીના ત્રણ દિવસ અશુભ હોય છે. ત્રણ દિવસનો સ્પર્શ કરનારી વૃદ્ધિ તિથિ, ક્ષય તિથિ તથા ગ્રસ્તાસ્ત ( ગ્રહણ લાગેલી અવસ્થામાં જ ચંદ્ર, સૂર્યનો અસ્ત ) હોય તો પહેલાના ત્રણ દિવસો સારા માનવામાં આવતા નથી. જો ગ્રહણ લાગેલા સૂર્ય-ચંદ્રનો ઉદય થાય તો પછીના ત્રણ દિવસ અશુભ મનાય છે. સંધ્યા સમયે ગ્રહણ હોય તો પહેલા અને પાછળના પણ ત્રણ ત્રણ દિવસો અનિષ્ટકારક હોય છે તથા મધ્યરાત્રિમાં ગ્રહણ હોય તો સાત દિવસ ( ત્રણ પહેલાંના અને ત્રણ પાછળના ને એક ગ્રહણનો દિવસ ) અશુભ હોય છે. માસના અંતિમ દિવસો, રિક્તા, અષ્ટમી, વ્યતીપાત અને વૈધૃતિ યોગ સંપૂર્ણ તથા પરિઘ યોગનો પૂર્વાર્ધ વિવાહમાં વર્જિત છે.

**વિહિત નક્ષત્ર :** રેવતી, રોહિણી,

ત્રણે ઉત્તરા, અનુરાધા, સ્વાતિ, મૃગશીર્ષ, હસ્ત, મઘા અને મૂલ-આ અગિયાર નક્ષત્ર વેધરહિત હોય તો આ નક્ષત્રોમાં જ સ્ત્રીના લગ્નને શુભ કહ્યું છે. લગ્ન વખતે વરને સૂર્યનું અને કન્યાને ગુરુનું બળ અવશ્ય પ્રાપ્ત થવું જોઈએ. જો આ બંને અનિષ્ટકારક હોય તો યત્નપૂર્વક એમની પૂજા કરવી જોઈએ. ગોચર, વેધ અને અષ્ટકવર્ગ સંબંધી બળ ઉત્તરોત્તર અધિક છે.* તેથી ગોચરબળ સ્થૂલ (સાધારણ) મનાય છે. અર્થાત્ ગ્રહોનું અષ્ટકવર્ગબળ ગ્રહણ કરવું જોઈએ. પ્રથમ તો વરકન્યાનાં ચંદ્રબળ અને તારાબળ જોવાં જોઈએ. ત્યાર બાદ પંચાંગ(તિથિ, વાર આદિ)નું બળ જોવું. તિથિમાં એક, વારમાં બે, નક્ષત્રમાં ત્રણ, યોગમાં ચાર અને કરણમાં પાંચગણું બળ હોય છે. આ સર્વના કરતાં મુહૂર્ત બળવાન હોય છે. મુહૂર્તથી પણ લગ્ન, લગ્નથી પણ હોરા (રાશ્યર્ધ), હોરાથી દ્રેષ્કાણ, દ્રેષ્કાણથી નવમાંશ, નવમાંશથી પણ દ્વાદશાંશ અને તેનાથી પણ ત્રિંશાંશ× બળવાન હોય છે. માટે આ બધાંનું બળ જોવું જોઈએ.

વિવાહમાં શુભગ્રહથી યુક્ત અથવા દૃષ્ટ હોય તો બધી રાશિઓ પ્રશસ્ત છે. ચંદ્ર, સૂર્ય, બુધ, બૃહસ્પતિ તથા શુક્ર આદિ પાંચ ગ્રહ જે રાશિનાં ઇષ્ટ હોય, તે લગ્ન શુભપ્રદ હોય છે. જો ચાર ગ્રહ પણ બળવાન હોય તોપણ તેમને શુભપ્રદ જ જાણવા જોઈએ.

હે મુને! જામિત્ર (લગ્નથી સપ્તમ સ્થાન) શુદ્ધ (ગ્રહવર્જિત) હોય તથા લગ્ન એકવીસ દોષોથી રહિત હોય તો લગ્નમાં ગ્રહણ કરવું જોઈએ. હવે એકવીસ દોષોનાં નામ, સ્વરૂપ અને ફળનું સંક્ષેપમાં વર્ણન કરવામાં આવે છે, તે સાંભળો.

**વિવાહના એકવીસ દોષ:** પંચાંગ-શુદ્ધિ ન હોવી-આ પ્રથમ દોષ કહ્યો છે. ઉદયાસ્તની શુદ્ધિ ન હોવી-૨, તે દિવસે સૂર્યની સંક્રાન્તિ હોવી-૩, પાપગ્રહનું ષડ્વર્ગમાં હોવું-૪, લગ્નથી છઠ્ઠા ભાવમાં શુક્રની સ્થિતિ ૫, અષ્ટમમાં મંગલનું હોવું-૬, ગંડાન્ત હોવું-૭, કર્તરીયોગ-૮; બારમો, છઠ્ઠો અને આઠમો ચંદ્રમા હોવો તથા ચંદ્રમા સાથે કોઈ અન્ય ગ્રહનું હોવું-૯; વરકન્યાની જન્મરાશિથી અષ્ટમરાશિ લગ્ને હોય કે દૈનિક ચંદ્રરાશિ હોય-૧૦, વિષઘટી-૧૧, દુર્મુહૂર્ત-૧૨, વારદોષ-૧૩, ખાર્જૂર-૧૪, નક્ષત્રૈકચરણ-૧૫, ગ્રહણ અને ઉત્પાતનાં નક્ષત્ર-૧૬, પાપગ્રહથી વિદ્ધ નક્ષત્ર-૧૭; પાપથી યુક્ત નક્ષત્ર-૧૮, પાપગ્રહનો નવમાંશ-૧૯, મહાપાત-૨૦ અને વૈધૃતિ-૨૧; વિવાહમાં આ ૨૧ દોષ કહેવામાં આવ્યા છે.

મુને! તિથિ, વાર, નક્ષત્ર, યોગ અને કરણ-આ પાંચેના મેળને પંચાંગ કહેવામાં આવે છે. તેની શુદ્ધિ પંચાંગશુદ્ધિ કહેવાય છે. જે દિવસે પંચાંગના દોષ હોય તે દિવસે લગ્ન કરવું નિરર્થક છે. આ પ્રકારનું લગ્ન કદી પાંચ ઇષ્ટ ગ્રહોથી યુક્ત હોય તોપણ તેનો ઝેર મેળવેલા દૂધની જેમ ત્યાગ કરી દેવો જોઈએ. લગ્ન અથવા તેના નવમાંશ પોતપોતાના સ્વામીથી યુક્ત કે દૃષ્ટ ન હોય અથવા પરસ્પર (લગ્નેશથી નવમાંશ અને નવમાંશપતિથી લગ્નેશ) યુક્ત કે દૃષ્ટ ન હોય તો વર માટે ઘાતક થાય છે.*

* અર્થાત્ ગોચરબળ એક, વેધબળ બે અને અષ્ટકવર્ગ બળ ત્રણના બરાબર છે

× જાતક અધ્યાયમાં જુઓ. આશય એ છે કે નક્ષત્ર વિહિત (ગુણયુક્ત) ન મળે તો તેનું મુહૂર્ત લેવું જોઈએ. જો લગ્નરાશિ નિર્બળ હોય તો તેના નવમાંશ આદિનું બળ જોઈને નિર્બળ લગ્નને પણ પ્રશસ્ત સમજવું જોઈએ.

* અહીં ઘાતક શબ્દ અશુભસૂચક સમજવો જોઈએ. અર્થાત્ આવા લગ્નમાં વરને અશુભ ફળ પ્રાપ્ત થાય છે.

એવી જ રીતે લગ્નથી સપ્તમ અને તેના નવમાંશમાં પણ આ બંને જો પોતપોતાના સ્વામીથી અથવા પરસ્પર યુક્ત કે દૃષ્ટ ન હોય અથવા તો પોતપોતાના સ્વામીના શુભ મિત્રથી યુક્ત કે દૃષ્ટ ન હોય તો તે દશામાં લગ્ન થવાથી તે વધુ માટે ઘાતક થાય છે.

સૂર્યની સંક્રાંતિના સમયથી પહેલાં અને પછી સોળ સોળ ઘડી વિવાહ આદિ શુભ કાર્યોમાં ત્યાજ્ય છે. લગ્નનો ષડ્‌વર્ગ (રાશિ, હોરા, દ્રેષ્કાણ, નવમાંશ, દ્વાદશાંશ તથા ત્રિંશાંશ) શુભ હોય તો લગ્ન, દેવપ્રતિષ્ઠા આદિ કાર્યોમાં શ્રેષ્ઠ માનવામાં આવેલ છે.

લગ્નથી છઠ્ઠા સ્થાનમાં શુક્ર હોય તો તે 'ભૃગુષષ્ઠ' નામક દોષ કહેવાય છે. ઉચ્ચસ્થ અને શુભ ગ્રહથી યુક્ત હોય તોપણ તે લગ્ન સદા છોડી દેવું જોઈએ. લગ્નથી અષ્ટમ સ્થાનમાં મંગલ હોય તો તે 'ભૌમ મહાદોષ' કહેવાય છે. જો મંગલ ઉચ્ચમાં હોય અને ત્રણ શુભ ગ્રહ લગ્નમાં હોય તો આ લગ્નનો ત્યાગ ન કરવો જોઈએ. (અર્થાત્ આવી સ્થિતિમાં અષ્ટમ મંગળનો દોષ નષ્ટ થઈ જાય છે.)

**ગંડાંત દોષ :** પૂર્ણા (૫, ૧૦, ૧૫) તિથિઓના અંત અને નંદા (૧, ૬, ૧૧) તિથિઓની આદિની સંધિમાં બે ઘડી 'તિથિગંડાંત દોષ' કહેવાય છે. જન્મ, યાત્રા, ઉપનયન અને વિવાહાદિ શુભ કાર્યોમાં આને ઘાતક કહ્યો છે. કર્ક લગ્નના અંત અને સિંહ લગ્નના આદિની સંધિમાં, વૃશ્ચિક અને ધનની સંધિમાં તથા મીન અને મેષ લગ્નની સંધિમાં અર્ધી ઘડી 'લગ્નગંડાંત' કહેવાય છે. આ પણ ઘાતક હોય છે. આશ્લેષાના અંતનું ચતુર્થ ચરણ અને મઘાનું પ્રથમ ચરણ તેમ જ રેવતી નક્ષત્રના અંતની અગિયાર ઘડી અને અશ્વિનીનું પ્રથમ ચરણ—આ પ્રમાણે આ બબ્બે નક્ષત્રોની સંધિનો કાલ 'નક્ષત્ર ગંડાંત' કહેવાય છે. આ ત્રણે પ્રકારના ગંડાંત મહાક્રૂર હોય છે.

**કર્તરીદોષ :** લગ્નથી બારમામાં માર્ગી અને દ્વિતીયમાં વક્રી બંને પાપ ગ્રહ હોય તો લગ્નમાં આગળ-પાછળ બંને બાજુએથી જવાને લીધે તે 'કર્તરીદોષ' કહેવાય છે. આમાં લગ્ન થવાથી આ કર્તરીદોષ વર-વધૂ બંનેનાં ગળાં પર છરી ચલાવનારો (તેમનું અરિષ્ટ કરનારો) થાય છે. આવા કર્તરીદોષથી યુક્ત લગ્નનો ત્યાગ કરવો.

**લગ્નદોષ :** જો લગ્નથી છઠ્ઠા, આઠમા તથા બારમામાં ચંદ્ર હોય તો આ 'લગ્નદોષ' કહેવાય છે. આવું લગ્ન શુભ ગ્રહો તથા અન્ય સંપૂર્ણ ગુણોથી યુક્ત હોય તોપણ દોષયુક્ત હોય છે. તે લગ્ન બૃહસ્પતિ અને શુક્રથી યુક્ત હોય તથા ચંદ્ર ઉચ્ચ, નીચ, મિત્ર અથવા શત્રુ રાશિમાં (ક્યાંય પણ) હોય, તોપણ યત્નપૂર્વક ત્યજવા યોગ્ય છે; કારણ કે આ સર્વ ગુણોથી યુક્ત હોય તોપણ વર-વધૂ માટે 'ઘાતક' છે.

**સગ્રહદોષ :** ચંદ્ર જો કોઈ ગ્રહથી યુક્ત હોય તો 'સગ્રહ' નામક દોષ હોય છે. આ દોષમાં પણ લગ્ન ન કરવું જોઈએ. ચંદ્રમા જો સૂર્યથી યુક્ત હોય તો દરિદ્રતા, મંગલથી યુક્ત હોય તો ઘાત અથવા રોગ, બુધથી યુક્ત હોય તો સંતાનહાનિ, ગુરુથી યુક્ત હોય તો દૌર્ભાગ્ય, શુક્રથી યુક્ત હોય તો પતિ-પત્ની વચ્ચે શત્રુતા, શનિથી યુક્ત હોય તો પ્રવ્રજ્યા (ઘરનો ત્યાગ), રાહુથી યુક્ત હોય તો સર્વસ્વહાનિ અને કેતુથી યુક્ત હોય તો કષ્ટ અને દરિદ્રતા થાય છે.

**પાપગ્રહની નિંદા અને શુભ ગ્રહોની પ્રશંસા :** આ પ્રમાણે સગ્રહદોષમાં ચંદ્રમા જો પાપ ગ્રહથી યુક્ત હોય તો વર-વધૂ બન્ને માટે ઘાતક હોય છે. જો શુભ ગ્રહોથી યુક્ત હોય તો અને તે સ્થિતિમાં જો ઉચ્ચ અથવા મિત્રની રાશિમાં ચંદ્રમા

હોય તો લગ્ન દોષયુક્ત હોય તોપણ વરવધૂ માટે કલ્યાણકારી થાય છે; પરંતુ ચંદ્રમા સ્વોચ્ચમાં કે સ્વરાશિમાં અથવા મિત્રની રાશિમાં હોય, છતાં જો પાપ ગ્રહથી યુક્ત હોય તો વર-વધૂ-બંને માટે ઘાતક થાય છે.

**અષ્ટમરાશિ લગ્નદોષ :** વર અથવા વધૂના જન્મલગ્નથી કે જન્મરાશિથી અષ્ટમ રાશિ વિવાહ-લગ્નમાં પડે તો આ દોષ પણ વર-વધૂ માટે ઘાતક થાય છે. તે રાશિ કે તે લગ્ન શુભ ગ્રહથી યુક્ત હોય તોપણ તે નવમાંશથી યુક્ત લગ્ન અથવા તેના સ્વામીનો યત્નપૂર્વક ત્યાગ કરવો જોઈએ.

**દ્વાદશ રાશિદોષ :** વર-વધૂના જન્મ-લગ્ન અથવા જન્મરાશિથી બારમી રાશિ જો વિવાહ-લગ્નમાં પડે તો વર-વધૂને ધનની હાનિ થાય છે. તેથી તે લગ્નને, તેના નવ-માંશને અને તેના સ્વામીને પણ છોડી દેવો.

**જન્મલગ્ન અને જન્મરાશિની પ્રશંસા :** જન્મરાશિ અને જન્મલગ્નનો ઉદય વિવાહમાં શુભ હોય છે તથા બંનેનાં ઉપચયસ્થાન ( ૧, ૬, ૧૦, ૧૧ ) જો વિવાહ-લગ્નમાં હોય તો અત્યંત શુભપ્રદ હોય છે.

**વિષઘટી ધ્રુવાંક :** અશ્વિનીના ધ્રુવાંક ૫૦, ભરણીના ૨૪, કૃત્તિકાના ૩૦, રોહિ-ણીના ૫૪, મૃગશિરાના ૧૩, આર્દ્રાના ૨૧, પુનર્વસુના ૩૦, પુષ્યના ૨૦, આશ્લેષાના ૩૨, મઘાના ૩૦, પૂર્વાફાલ્ગુનીના ૨૦, ઉત્તરાફાલ્ગુનીના ૧૮, હસ્તના ૨૧, ચિત્રાનાં ૨૦, સ્વાતિના ૧૪, વિશાખાના ૧૪, અનુ-રાધાના ૧૦, જ્યેષ્ઠાના ૧૪, મૂલના ૫૬, પૂર્વાષાઢાના ૨૪, ઉત્તરાષાઢાના ૨૦, શ્રવણના ૧૦, ધનિષ્ઠાના ૧૦, શતભિષાના ૧૮, પૂર્વ-ભાદ્રપદના ૧૬, ઉત્તરભાદ્રપદના ૨૪ અને રેવતીના ધ્રુવાંક ૩૦ છે. આ અશ્વિની આદિ નક્ષત્રોના પોતપોતાના ધ્રુવાંક જેટલી ઘડી પછી ૪ ઘડી સુધી વિષઘટી હોય છે. વિવાહ આદિ શુભ કાર્યોમાં વિષઘટિકાઓનો ત્યાગ કરવો જોઈએ.×

રવિ આદિ વારોમાં જે મુહૂર્ત નિન્દિત કહેવામાં આવ્યું છે, તે જો બીજા લાખ ગુણોથી યુક્ત હોય તોપણ વિવાહ આદિ શુભ કાર્યોમાં છોડી દેવા યોગ્ય જ છે. રવિ આદિ દિવસે જે જે વાર દોષ કહેવામાં આવ્યા છે, તે અન્ય સર્વ ગુણોથી યુક્ત હોય તોપણ શુભ કાર્યમાં ત્યાજ્ય છે.

નક્ષત્રના જે ચરણમાં પૂર્વોક્ત 'એકા-ર્ગલ દોષ' હોય, તે ચરણ( નવાંશ )થી યુક્ત જે લગ્ન હોય, તેમાં જો ગુરુ શુક્રનો યોગ હોય તોપણ વિષયુક્ત દૂધની જેમ તેનો ત્યાગ કરવો જોઈએ.

ગ્રહણ તથા ઉત્પાતથી દૂષિત નક્ષત્ર ત્રણ ઋતુ ( છ માસ સુધી ) શુભ કાર્યમાં

---

× મહત્ત્વની વાત-જો નક્ષત્રનું માન ૬૦ ઘડી હોય ત્યારે આટલા ધ્રુવાંક અને તેનો પંદરમો ભાગ ૪ ઘડી સુધી 'વિષઘટી'નું અવસ્થાન મધ્યમમાન અનુસાર કહેવામાં આવેલ છે. આ પરથી આ વાત આપમેળે જ સિદ્ધ થાય છે કે જો નક્ષત્રનું માન ૬૦ ઘડીથી અધિક અથવા અલ્પ હશે તો વિષઘટીનું માન અને ધ્રુવાંક પણ તે જ અનુપાતથી વધારે કે ઓછો થઈ જશે તથા સ્પષ્ટ ભભોગમાનનો પંદરમો ભાગ જ વિષઘટીનું સ્પષ્ટમાન થશે. ધારો કે પુનર્વસુનું ભભોગમાન ૫૬ ઘડી છે તો ત્રિરાશિથી અનુપાત કાઢો-દા. ત જો ૬૦ ઘડીમાં ૩૦ ધ્રુવાંક છે તો ઇષ્ટ ભભોગ ૫૬ ઘડીમાં કેટલો હશે? આથી ૫૬ થી ૩૦ ને ગુણી ૬૦ વડે ભાગવાથી લબ્ધિ ૨૮ પુનર્વસુનો સ્પષ્ટ ધ્રુવાંક થયો તથા ભભોગ ૫૬ નો ૧૫મો ભાગ ૩ ઘડી ૪૪ પળ સ્પષ્ટ 'વિષઘટી' થઈ. તેથી ૨૮ ઘડી બાદ ૩ ઘડી ૪૪ પળ સુધી વિષઘટી રહેશે.

છોડી દેવું જોઈએ. જ્યારે ચંદ્રમા તે નક્ષત્રને ભોગવીને છોડી દે ત્યારે તે નક્ષત્ર બળી ગયેલા લાકડાની જેમ નિષ્ફળ થઈ જાય છે, અર્થાત્ દોષકારક રહેતું નથી. શુભ કાર્યોમાં ગ્રહથી વિદ્ધ અને પાપ ગ્રહથી યુક્ત સંપૂર્ણ નક્ષત્ર મદિરામિશ્રિત પંચગવ્ય પેઠે છોડી દેવું જોઈએ; પરંતુ નક્ષત્ર શુભ ગ્રહથી વિદ્ધ હોય તો તેનું વિદ્ધ ચરણમાત્ર ત્યાજ્ય છે, આખું નક્ષત્ર ત્યાજ્ય નથી; પરંતુ પાપગ્રહથી વિદ્ધ નક્ષત્ર શુભ કાર્યમાં સંપૂર્ણ રૂપથી ત્યાગવા યોગ્ય છે.

**વિહિત નવમાંશ :** વૃષ, તુલા, મિથુન, કન્યા અને ધનનો ઉત્તરાર્ધ તથા આ રાશિઓના નવમાંશ વિવાહ–લગ્નમાં શુભપ્રદ છે. કોઈ પણ લગ્નમાં અંતિમ નવમાંશ જો વર્ગોત્તમ હોય તો જ તેને શુભપ્રદ જાણવો* અન્યથા વિવાહ–લગ્નનો અંતિમ નવમાંશ (૨૬ અંશ ૪૦ કળા બાદ) અશુભ હોય છે. અહીં બીજા નવમાંશો ગ્રહણ ન કરવા જોઈએ; કારણ કે તે કુનવાંશ કહેવાય છે. લગ્નમાં કુનવાંશ હોય તો અન્ય સર્વ ગુણોથી યુક્ત હોવા છતાં પણ તે ત્યાજ્ય છે. જે દિવસે મહાપાત (સૂર્ય–ચંદ્રનો ક્રાન્તિ–સામ્ય) હોય, તે દિવસ પણ શુભ કાર્યમાં છોડી દેવા જેવો છે; કારણ કે તે અન્ય સર્વ ગુણોથી યુક્ત હોય તોપણ વર–વધૂ માટે ઘાતક નીવડે છે. આ દોષોથી ભિન્ન વીજળીના ચમકારા, ધુમ્મસ અને વૃષ્ટિ આદિ દોષો, જેમનું હજી વર્ણન કરવામાં આવ્યું નથી તે, 'સ્વલ્પદોષ' કહેવાય છે.

* કોઈ પણ રાશિમાં પોતાનો જ નવમાંશ હોય તો તે વર્ગોત્તમ કહેવાય છે. જેમ કે મેષમાં મેષનો નવમાંશ તથા વૃષમાં વૃષનો નવમાંશ વગેરે.

**લઘુ દોષ :** વિદ્યુત, નીહાર, વૃષ્ટિ, પ્રતિસૂર્ય (બે સૂર્ય જેવું દેખાવું), પરિવેષ, (ઘેરાવો), ઇંદ્રધનુષ, મેઘગર્જના, લત્તા, ઉપગ્રહ,[1] પાત, માસદગ્ધ,[2] તિથિ, દગ્ધ, અંધ, બધિર તથા પંગુ–આ રાશિઓનાં લગ્ન[3] તેમ જ નાના નાના બીજા પણ અનેક દોષ છે; હવે તેમની વ્યવસ્થાનું પ્રતિપાદન કરવામાં આવે છે.

વિદ્યુત (વીજળી), નીહાર (ધુમ્મસ અથવા હિમ), વૃષ્ટિ (વર્ષા)–આ જો અસમયમાં થાય તો જ દોષ સમજાય છે. જો તેમના ઉચિત સમયે થાય. (જેમ કે શિયાળામાં હિમ પડે, વર્ષાઋતુમાં વર્ષા થાય તથા સઘન મેઘમાં વીજળી ચમકે) તો આ બધા શુભ જ સમજાય છે.

જો બૃહસ્પતિ, શુક્ર અથવા બુધ–આમાંનો એક પણ કેન્દ્રમાં હોય તો સર્વ દોષોને નષ્ટ કરી દે છે, આમાં સંશય નથી.

૧. સૂર્ય જે નક્ષત્રમાં વર્તમાન હોય, તેમાં ૫, ૭, ૮, ૧૦, ૧૪, ૧૫, ૧૮, ૧૯, ૨૧, ૨૨, ૨૩, ૨૪, ૨૫–આ સંખ્યાઓના કોઈ પણ નક્ષત્રમાં ચંદ્ર હોય તો 'ઉપગ્રહદોષ' કહેવાય છે.

૨. સૂર્ય જો ધન કે મીનમાં હોય તો દ્વિતીયા, વૃષ કે કુંભમાં હોય તો ચતુર્થી, કર્ક અથવા મેષમાં હોય તો ષષ્ઠી, કન્યા અથવા મિથુનમાં હોય તો અષ્ટમી, સિંહ કે વૃશ્ચિકમાં હોય તો દશમી તથા તુલા અથવા મકરમાં હોય તો દ્વાદશી 'દગ્ધ તિથિ' કહેવાય છે.

૩. કુંભ, મીન, વૃષ, મિથુન, મેષ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન અને કર્ક–આ ક્રમશઃ ચૈત્ર આદિ માસોમાં 'દગ્ધ રાશિઓ' છે. તુલા અને વૃશ્ચિક–આ બંને કેવળ દિવસે તથા ધન અને મકર–આ બંને કેવલ રાત્રે 'બધિર' હોય છે. એવી જ રીતે મેષ, વૃષ અને સિંહ–આ ત્રણે દિવસે તથા મિથુન, કર્ક અને કન્યા આ ત્રણે રાત્રે અંધ હોય છે. દિવસે કુંભ અને રાત્રે મીન 'પંગુ' હોય છે.

**પંચશલાકાવેધ:** પાંચ રેખાઓ આડી અને પાંચ રેખાઓ ઊભી દોરીને બબ્બે રેખાઓ ખૂણામાં દોરવાથી પંચશલાકા ચક્ર* બને છે.

આ ચક્રના ઈશાન ખૂણાવાળી બીજી રેખામાં કૃત્તિકા લખી આગળ પ્રદક્ષિણ ક્રમથી રોહિણી આદિ અભિજિત સહિત બધાં નક્ષત્રો લખવાં. જે રેખામાં ગ્રહ હોય, તે જ રેખાની સામી બાજુનું નક્ષત્ર વિદ્ધ સમજાય છે.

**લત્તાદોષ:** સૂર્ય આદિ× ગ્રહ ક્રમશઃ પોતાના આશ્રિત નક્ષત્રથી આગળ અને પાછળ÷ ૧૨, ૨૨, ૩, ૭, ૬, ૫, ૮ તથા ૯ મા દૈનિક નક્ષત્રને લાતોથી દૂષિત કરે છે, તેથી આનું નામ 'લત્તાદોષ' છે.

**પાતદોષ:** સૂર્ય જે નક્ષત્રમાં હોય તેનાથી આશ્લેષા, મઘા, રેવતી, ચિત્રા, અનુરાધા અને શ્રવણ સુધીની જેટલી સંખ્યા હોય, તેટલી જ જો અશ્વિનીથી દિન નક્ષત્ર સુધી ગણવાથી થાય તો તે નક્ષત્ર પાતદોષથી દૂષિત સમજાય છે.

* પંચશલાકા ચક્ર:—




જેમ કે શ્રવણમાં કોઈ ગ્રહ હોય તો મઘા નક્ષત્ર વિદ્ધ સમજાય છે.

× સૂર્ય, પૂર્ણ ચંદ્ર, મંગલ, બુધ, ગુરુ, શુક્ર, શનિ, રાહુ–

÷ આમાં સૂર્ય પોતાથી આગળનાં અને પૂર્ણ ચંદ્ર પાછળનાં; પછી મંગળ આગળનાં અને બુધ પાછળનાં નક્ષત્રોને દૂષિત કરે છે. આવો જ ક્રમ આગળ પણ સમજવો.

**પરિહાર :** સૌરાષ્ટ્ર અને શાલ્વદેશમાં લત્તાદોષ વર્જિત છે. કલિંગ ( જગન્નાથપુરીથી કૃષ્ણા નદી સુધીનો ભૂભાગ ), બંગ (બંગાલ), બાહ્લિક ( બલ્ખ ) અને કુરુ ( કુરુક્ષેત્ર ) દેશમાં પાતદોષ ત્યાજ્ય છે; અન્ય દેશમાં આ દોષો ત્યાજ્ય નથી. માસદગ્ધ તિથિ તથા દગ્ધલગ્ન આ મધ્યદેશ (પ્રયાગથી પશ્ચિમ, કુરુક્ષેત્રથી પૂર્વ, વિંધ્ય અને હિમાલયના મધ્ય)માં વર્જિત છે. અન્ય દેશોમાં આ દૂષિત નથી.

પંગુ, અંધ, કાણુ લગ્ન તથા માસોમાં જે શૂન્ય રાશિઓ કહેવામાં આવી છે તે ગૌડ ( બંગાલથી ભુવનેશ્વર સુધી ) અને માલવ ( માલવા ) દેશમાં ત્યાજ્ય છે. અન્ય દેશોમાં નિંદિત નથી.

**વિશેષ :** અધિક દોષોથી દુષ્ટ થયેલા કાળને તો બ્રાહ્મણ શુભ બનાવી શકતા નથી; તેથી જેમાં થોડા દોષ અને અધિક ગુણ હોય એવો કાળ ગ્રહણ કરવો જોઈએ.

**વેદી અને મંડપ :** આ પ્રમાણે વર-વધૂ માટે શુભપ્રદ ઉત્તમ સમયમાં શ્રેષ્ઠ લગ્ન જોવું જોઈએ. ત્યાર બાદ એક હાથ ઊંચી, ચાર હાથ લાંબી અને ચાર હાથ પહોળી, ઉત્તર દિશામાં સહેજ ઢળતી વેદી બનાવીને સુંદર ચાર થાંભલાઓનો એક મંડપ તૈયાર કરવો કે જેમાં ચારે બાજુ પગથિયાં બનાવેલાં હોય. મંડપ પણ પૂર્વ-ઉત્તર તરફ ઢળતો હોવો જોઈએ. એની ચારે બાજુ કેળના થાંભલા રોપેલા હોય. તે મંડપ શુક આદિ પક્ષીઓનાં ચિત્રોથી સુશોભિત હોય તેમ જ વેદી વિવિધ પ્રકારના માંગલિક ચિત્ર યુક્ત કળશોથી શોભતી હોવી જોઈએ. ભાતભાતનાં તોરણો તથા અનેક પ્રકારનાં ફૂલોથી તે સ્થાન શણગારેલું હોવું જોઈએ. આવા મંડપની વચ્ચે બનાવેલી વેદી પર, જ્યાં બ્રાહ્મણો સ્વસ્તિવાચનપૂર્વક આશીર્વાદ આપી રહ્યા હોય, જે પુણ્યશીલ સ્ત્રીઓ તથા દિવ્ય સમારોહને લીધે અત્યંત મનોરમ જણાતી હોય તથા નૃત્ય, વાદ્ય અને માંગલિક ગીતોના ધ્વનિથી જે હૃદયને આનંદ આપી રહી હોય ત્યાં વર અને વધૂને લગ્ન માટે બેસાડવાં.

**વર-વધૂની કુંડલીનું મિલન :** આઠ પ્રકારનાં ભકૂટ, નક્ષત્ર, રાશિ, રાશિસ્વામી, યોનિ તથા વર્ણ આદિ સર્વ ગુણ જો ઋજુ ( અનુકૂળ કે શુભ ) હોય તો પુત્ર-પૌત્રાદિનું સુખ આપનારા થાય છે.

વર અને કન્યા બંનેની રાશિ અને નક્ષત્ર ભિન્ન હોય તો તે બંનેનો વિવાહ ઉત્તમ ગણાય છે. બંનેની રાશિ ભિન્ન અને નક્ષત્ર એક હોય તો તેમનો વિવાહ મધ્યમ હોય છે. ને જો બંનેનું એક જ નક્ષત્ર અને એક જ રાશિ હોય તો બંનેનો વિવાહ પ્રાણસંકટ ઉપસ્થિત કરનાર થાય છે.

**સ્ત્રીદૂર-દોષ :** કન્યાના નક્ષત્રથી પ્રથમ નવક( નવ નક્ષત્રો )ની અંદર વરનું નક્ષત્ર હોય તો આ 'સ્ત્રીદૂર' નામનો દોષ કહેવાય છે; જે અત્યંત નિંદિત છે. દ્વિતીય નવક-( ૧૦ થી ૧૮ સુધી )ની અંદર હોય તો મધ્યમ કહેલ છે. જો તૃતીય નવક, ( ૧૯ થી ૨૭ સુધી )ની અંદર હોય તો તે બંનેનો વિવાહ શ્રેષ્ઠ કહેવામાં આવ્યો છે.

**ગણવિચાર :** પૂર્વાફાલ્ગુની પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, રોહિણી, ભરણી અને આર્દ્રા-આ નક્ષત્રો મનુષ્યગણ છે. શ્રવણ, પુનર્વસુ, હસ્ત, સ્વાતિ, રેવતી, અનુરાધા, અશ્વિની, પુષ્ય અને મૃગશીર્ષ-આ દેવગણ છે તથા મઘા, ચિત્રા, વિશાખા, કૃત્તિકા, જ્યેષ્ઠા, ધનિષ્ઠા, શતભિષા, મૂળ અને આશ્લેષા-આ નક્ષત્રો રાક્ષસગણ છે.

જો વર અને કન્યાનાં નક્ષત્ર કોઈ એક જ ગણમાં હોય તો બંનેમાં પરસ્પર સર્વ પ્રકારથી પ્રેમ વધે છે. જો એકનો મનુષ્ય-

ગણ અને બીજાનો દેવગણ હોય તો બંને વચ્ચે મધ્યમ" પ્રેમ હોય છે; ને જો એકનો રાક્ષસ અને બીજાનો દેવ કે મનુષ્ય ગણ હોય તો વર-વધુ બંનેને મરણ સમાન ક્લેશ પ્રાપ્ત થાય છે.

**રાશિકૂટ :** "વર અને કન્યાની રાશિઓ પરસ્પર ગણવાથી જો તે છઠ્ઠી અને આઠમી સંખ્યામાં પડતી હોય તો બંને માટે ઘાતક છે. જો પાંચમી અને નવમી સંખ્યામાં હોય તો સંતાનની હાનિ થાય છે. જો બીજી અને બારમી સંખ્યામાં હોય તો વર-વધૂ બંને નિર્ધન થાય છે. એમનાથી ભિન્ન સંખ્યામાં હોય તો બંનેમાં પરસ્પર પ્રેમ હોય છે.

**પરિહાર :** દ્વિર્દ્વાદશ (૨,૧૨) અને નવપંચમ (૯,૫) દોષમાં જો બંનેની રાશિઓનો એક જ સ્વામી હોય અથવા બંનેના રાશિસ્વામીઓમાં મિત્રતા હોય તો વિવાહ શુભ કહેવાય છે; પરંતુ ષડષ્ટક-(૬, ૮)માં બંનેના સ્વામી એક હોય તોપણ વિવાહ શુભદાયક હોતો નથી.

**યોનિકૂટ :** ૧-અશ્વ, ૨-ગજ, ૩-મેષ, ૪-સર્પ, ૫-સર્પ, ૬-શ્વાન, ૭-માર્જાર, ૮-મેષ, ૯-માર્જાર, ૧૦-મૂષક, ૧૧-મૂષક, ૧૨-ગૌ, ૧૩-મહિષ, ૧૪-વ્યાઘ્ર, ૧૫-મહિષ, ૧૬-વ્યાઘ્ર, ૧૭-મૃગ, ૧૮-મૃગ, ૧૯-શ્વાન, ૨૦-વાનર, ૨૧-નકુલ, ૨૨-નકુલ, ૨૩-વાંનર, ૨૪-સિંહ, ૨૫-અશ્વ, ૨૬-સિંહ, ૨૭-ગૌ તથા ૨૮-ગજ; આ ક્રમશઃ અશ્વિનીથી લઈને રેવતી સુધી (અભિજિત સહિત) અઠ્ઠાવીસ નક્ષત્રોની યોનિઓ છે. આમાં શ્વાન અને મૃગમાં, નકુલ અને સર્પમાં, મેષ અને વાનરમાં, સિંહ અને ગજમાં, ગૌ અને વ્યાઘ્રમાં, મૂષક અને માર્જારમાં તથા મહિષ અને અશ્વમાં પરસ્પર ભારે શત્રુતા હોય છે.

**વર્ણકૂટ :** મીન, વૃશ્ચિક અને કર્ક રાશિ બ્રાહ્મણ વર્ણ છે. તેમના પછીના ક્રમશઃ ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર વર્ણ છે.* (એક વર્ણના વર અને વધૂમાં તો વિવાહ સ્વયંસિદ્ધ છે જ.) પુરુષરાશિના વર્ણથી સ્ત્રીરાશિનો વર્ણ હીન હોય તોપણ વિવાહ શુભ મનાયો છે. આથી વિપરીત (અર્થાત્ પુરુષરાશિના વર્ણથી સ્ત્રીરાશિનો વર્ણ શ્રેષ્ઠ) હોય તો અશુભ સમજવું જોઈએ.

**નાડીવિચાર :** ચાર ચરણવાળાં નક્ષત્ર-(અશ્વિની, ભરણી, રોહિણી, આર્દ્રા, પુષ્ય, આશ્લેષા, મઘા, પૂર્વાફાલ્ગુની, હસ્ત, સ્વાતિ, અનુરાધા, જ્યેષ્ઠા, મૂલ, પૂર્વાષાઢા, શ્રવણ, શતભિષા, ઉત્તરા ભાદ્રપદ, રેવતી-આ)માં ઉત્પન્ન કન્યા માટે અશ્વિનીથી આરંભ કરીને રેવતી સુધી ત્રણ પર્વો પર ક્રમ-ઉત્ક્રમથી ગણી નાડી સમજવી. ત્રણ ચરણવાળાં (કૃત્તિકા, પુનર્વસુ, ઉત્તરાફાલ્ગુની, વિશાખા, ઉત્તરા-

* રાશિઓના વર્ણ જાણવા માટે આ કોઠો જુઓ-

| મીન કર્ક વૃશ્ચિક | મેષ સિંહ ધન | વૃષભ કન્યા મકર | મિથુન તુલા કુંભ |
|---|---|---|---|
| બ્રાહ્મણ | ક્ષત્રિય | વૈશ્ય | શૂદ્ર |

÷ ત્રિનાડી :-

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | અશ્વિની | આર્દ્રા | પુનર્વસુ | ઉ.ફાલ્ગુની | હસ્ત | જ્યેષ્ઠા | મૂલ | શતભિષા | પૂ. ભાદ્રપદ |
| ૨ | ભરણી | મૃગશીર્ષ | પુષ્ય | પૂ.ફાલ્ગુની | ચિત્રા | અનુરાધા | પૂર્વાષાઢા | ધનિષ્ઠા | ઉ. ભાદ્રપદ |
| ૩ | કૃત્તિકા | રોહિણી | આશ્લેષા | મઘા | સ્વાતિ | વિશાખા | ઉ. અષાઢ | શ્રવણ | રેવતી |

ષાઢા અને પૂર્વાભાદ્રપદ) નક્ષત્રોમાં ઉત્પન્ન થયેલ કન્યા માટે કૃત્તિકાથી લઈને ભરણી સુધી ક્રમ–ઉત્ક્રમથી+ ચાર પર્વ સુધી ગણીને નાડીનું જ્ઞાન પ્રાપ્ત કરવું તથા બે ચરણોવાળાં (મૃગશીર્ષ, ચિત્રા, ધનિષ્ઠા) નક્ષત્રોમાં ઉત્પન્ન કન્યાની નાડી જાણવા માટે મૃગશીર્ષથી લઈને રોહિણી સુધી પાંચ પર્વો પર ક્રમ–ઉત્ક્રમથી* ગણવું. જો વર અને વધૂ બંનેનાં

+ ચતુર્નાડી

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | કૃત્તિકા | મઘા | પૂ.ફાલ્ગુની | જ્યેષ્ઠા | મૂલ | ઉ. ભાદ્રપદ | રેવતી |
| ૨ | રોહિણી | આશ્લેષા | ઉ.ફાલ્ગુની | અનુરાધા | પૂર્વાષાઢા | પૂર્વાભાદ્રપદ | અશ્વિની |
| ૩ | મૃગશીર્ષ | પુષ્ય | હસ્ત | વિશાખા | ઉત્તરાષાઢા | શતભિષા | ભરણી |
| ૪ | આર્દ્રા | પુનર્વસુ | ચિત્રા | સ્વાતિ | શ્રવણ | ધનિષ્ઠા | × |

* પંચનાડી

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | મૃગશિર્ષ | ચિત્રા | સ્વાતિ | શતભિષા | પૂ. ભાદ્રપદ | × |
| ૨ | આર્દ્રા | હસ્ત | વિશાખા | ધનિષ્ઠા | ઉ. ભાદ્રપદ | × |
| ૩ | પુનર્વસુ | ઉ. ફાલ્ગુની | અનુરાધા | શ્રવણ | રેવતી | × |
| ૪ | પુષ્ય | પૂર્વાફાલ્ગુની | જ્યેષ્ઠા | ઉત્તરાષાઢ. | અશ્વિની | રોહિણી |
| ૫ | આશ્લેષા | મઘા | મૂળ | પૂર્વાષાઢા | ભરણી | કૃત્તિકા |

વર અને કન્યાની કુંડળી મેળવવા માટે જે વશ્ય, યોનિ, રાશિકૂટ, યોનિકૂટ, વર્ણકૂટ તથા નાડી આદિનું વર્ણન કરવામાં આવ્યું છે, તે સર્વ સુગમતાપૂર્વક જાણવા માટે તથા તેમના ગુણોને સમજવા માટે નીચેનાં ચક્રો જુઓ :

શતપદચક્ર

| નક્ષત્ર | અ. | ભ. | કૃ. | રો. | મૃ. | આ. | પુન. | પુ | આ. | મ. | પૂ ફા. | ઉ.ફા. | હ. | ચિ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ચરણ | ચૂ. ચે. ચો.લા. | લી. લુ લે. લો. | અ ઈ. ઉ. એ. | ઓ.વા વી. વૂ | વે. વો કા કી. | કુ ઘ. ઙ. છ | કે. કો. હા હી | હૂ. હે. હો.ડા. | ડી. ડૂ. ડે. ડો. | મ. મી. મૂ. મે. | મો.ટા ટી ટૂ | ટે. ટો. પા પી. | પૂ. ષ. ણ. ઠ. | પે. પો. રા.રી. |
| રાશિ | મેષ | મેષ | મે. ૧ વૃ. ૩ | વૃષભ | વૃષ. ૨ મિ. ૨ | મિથુન | મિ. ૩ કર્ક. ૧ | કર્ક | કર્ક | સિંહ | સિંહ | સિં ૧ ક. ૩ | કન્યા | કન્યાર તુલા ર |
| વર્ણ | ક્ષ. | ક્ષ. | ક્ષ. ૧ વૈ. ૩ | વૈ. | વૈ. ૨ શૂ. ૨ | શૂ. | શૂ. ૩ બ્રા. ૧ | બ્રા. | બ્રા | ક્ષ. | ક્ષ. | ક્ષ. ૧ વૈ. ૩ | વૈ. | વૈ. ૨ શૂ. ૨ |
| વશ્ય | ચ. | ચ. | ચ. | ચ. | ચ. ૨ ન. ૨ | ન. | ન. ૩ જ. ૧ | જ. | જ. | વ. | વ. | વ. ૧ ન ૩ | ન. | ન. |
| યોનિ | અશ્વ | ગજ | છાગ | સર્પ | સર્પ | શ્વાન | માર્જાર | છાગ | માર્જાર | મૂષક | મૂષક | ગૌ. | મહિષ | વ્યાઘ્ર |
| રાશીશ | મંગળ | મંગળ | મં. ૧ શુ. ૩ | શુ. | શુ. ૨ બુ. ૨ | બુધ | બુ. ૩ ચં. ૧ | ચં. | ચં. | સૂ. | સૂ. | સૂ. ૧ બુ. ૩ | બુધ | બુ. ૨ શુ. ૨ |
| ગણ | દેવ. | મનુષ્ય | રાક્ષસ | મ. | દે. | મ. | દે. | દે. | રા. | રા. | મ. | મ. | દે. | રા. |
| નાડી | આદ્ય | મધ્ય | અંત્ય | અં. | મ. | આ. | આ. | મ. | અં. | અં. | મ. | આ. | આ. | મ. |

નક્ષત્ર એક પર્વ પર આવે તો તે તેમના માટે ઘાતક છે અને ભિન્ન પર્વો પર આવે તો તેમને શુભ સમજવાં જોઈએ.

**વિવાહોના ભેદ :** ઉપર જણાવવામાં આવેલા શુભ સમયમાં (૧) પ્રાજાપત્ય, (૨) બ્રાહ્મ, (૩) દૈવ અને (૪) આર્ષ–આ ચાર પ્રકારના વિવાહ કરવા જોઈએ. આ જ ચારે વિવાહ ઉપર કહેલું ફળ આપનારા છે. આ સિવાયના જે ગાન્ધર્વ, આસુર, પૈશાચ તથા રાક્ષસ વિવાહો છે, તે તો બધા સમય પ્રમાણે જ ફળ આપનારા હોય છે.

**અભિજિત અને ગોધૂલિ લગ્ન :** સૂર્યોદય સમયે જે લગ્ન રહે છે, તેનાથી ચતુર્થ લગ્નનું નામ અભિજિત છે અને સાતમું ગોધૂલિ લગ્ન કહેવાય છે. આ બંને વિવાહમાં પુત્ર–પૌત્રની વૃદ્ધિ કરનારાં હોય છે. પૂર્વ તથા કલિંગ દેશવાસીઓ માટે ગોધૂલિ લગ્ન પ્રધાન છે, જ્યારે અભિજિત લગ્ન તો સર્વ દેશો માટે મુખ્ય ગણવામાં આવેલું છે; કારણ કે તે સર્વ દોષોનો નાશ કરનારું છે.

**અભિજિત–પ્રશંસા :** સૂર્ય મધ્ય આકાશમાં આવતાં અભિજિત મુહૂર્ત હોય છે. શંકરે ત્રિપુરાસુરનો નાશ કર્યો હતો, તેવી રીતે તે સમસ્ત દોષોને નષ્ટ કરી નાખે છે.

| નક્ષત્ર | સ્વા. | વિ. | અનુ. | જ્યે. | મૂલ | પૂ. ષા. | ઉ. ષા. | શ્ર. | ધ. | શ. | પૂ.ભા. | ઉ.ભા. | રેવતી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ચરણ | રુ. રે. રો. તા | તી. તૂ. તે. તો | ન. ની નૂ. ને. | નો.યા. યિ યૂ | યે. યો. ભ.ભી. | ભૂ. ધ. ફ. ઢ. | ભે. ભો. જ. જી. | ખી.ખૂ ખે. ખો | ગ. ગી. ગૂ. ગે. | ગો. સ. સી. સૂ. | સે. સો. દ. દી. | દૂ. થ. ઝ. અ. | દે. દી. ચા ચી. |
| રાશિ | તુલા | તુ. ૩ વૃ. ૧ | વૃશ્ચિક | વૃ. | ધન | ધન | ધ. ૧ મકર ૩ | મકર | મ. ૨ કું. ૨ | કુંભ | કું. ૩ મી. ૧ | મીન | મીન |
| વર્ણ | શૂદ્ર | શૂ. ૩ બ્રા. ૧ | બ્રા. | બ્રા. | ક્ષ. | ક્ષ. | ક્ષ. ૧ વૈ. ૩ | વૈ. | વૈ. ૨ શૂ. ૨ | શૂ. | શૂ. ૩ બ્રા. ૧ | બ્રા. | બ્રા. |
| વશ્ય | ન. | ન. ૩ કી. ૧ | કી. | કી. | ન. | ૦॥ ન ૩॥ ચ. | ચ. | ૧॥ ચ ૨॥ જ | જ. ૨ ન. ૨ | ન. | ન. ૩ જ. ૧ | જ. | જ. |
| યોનિ | મહિષ | વ્યાઘ્ર | મૃગ | મૃગ | શ્વાન | વાનર | નકુલ | વાનર | સિંહ | અશ્વ | સિંહ | ગૌ | ગજ |
| રાશીશ | શુ. | શુ. ૩ મં. ૧ | મંગળ | મંગળ | બૃહ. | બૃહ. | બૃ. ૧ શ ૩ | શ. | શ. | શ. | શ. ૩ બૃ. ૧ | બૃ. | બૃ. |
| ગણ | દે. | રા. | દે. | રા. | રા. | મ. | મ. | દે. | રા. | રા. | મ. | મ. | દે. |
| નાડી | અં. | અં. | મ. | આ. | આ. | મ. | અં. | અં | મ. | આ. | આ. | મ. | અં. |

૬ ગણ ગુણ/વર

| | | દે. | મ. | રા. |
|---|---|---|---|---|
| કન્યા | દેવ | ૬ | ૫ | ૧ |
| | મનુષ્ય | ૬ | ૬ | ૦ |
| | રાક્ષસ | ૦ | ૦ | ૬ |

૮ નાડી ગુણ/વર

| | | આ. | મં. | અં. |
|---|---|---|---|---|
| કન્યા | આદિ | ૦ | ૮ | ૮ |
| | મધ્ય | ૮ | ૦ | ૮ |
| | અંત | ૮ | ૮ | ૦ |

પુત્રનું લગ્ન કર્યા પછી છ માસની અંદર પુત્રીનું લગ્ન કરવું નહિ. એક પુત્ર કે પુત્રીનું લગ્ન કર્યા પછી બીજા પુત્રનું ઉપનયન પણ ન કરવું જોઈએ; એવી જ રીતે એક મંગલ કાર્ય કર્યા પછી છ માસની અંદર બીજું મંગલ કાર્ય ન કરવું. એક ગર્ભથી ઉત્પન્ન થયેલી બે કન્યાઓનું લગ્ન જો છ માસની અંદર થાય તો તેમાંની એક ત્રણ વર્ષની અંદર અવશ્ય વિધવા થાય છે. પોતાના પુત્ર સાથે જેની પુત્રીનું લગ્ન થાય તેના

૭ ભકૂટ ગણ

| | મેષ | વૃષભ | મિથુન | કર્ક | સિંહ | કન્યા | તુલા | વૃશ્ચિક | ધન | મકર | કુંભ | મીન |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મેષ | ૭ | ૦ | ૭ | ૭ | ૦ | ૦ | ૭ | ૦ | ૦ | ૭ | ૭ | ૦ |
| વૃષભ | ૦ | ૭ | ૦ | ૭ | ૭ | ૦ | ૦ | ૭ | ૦ | ૦ | ૭ | ૭ |
| મિથુન | ૭ | ૦ | ૭ | ૦ | ૭ | ૭ | ૦ | ૦ | ૭ | ૦ | ૦ | ૭ |
| કર્ક | ૭ | ૭ | ૦ | ૭ | ૦ | ૭ | ૭ | ૦ | ૦ | ૭ | ૦ | ૦ |
| સિંહ | ૦ | ૭ | ૭ | ૦ | ૭ | ૦ | ૭ | ૭ | ૦ | ૦ | ૭ | ૦ |
| કન્યા | ૦ | ૦ | ૭ | ૭ | ૦ | ૭ | ૦ | ૭ | ૭ | ૦ | ૦ | ૭ |
| તુલા | ૭ | ૦ | ૦ | ૭ | ૭ | ૦ | ૭ | ૦ | ૭ | ૭ | ૦ | ૦ |
| વૃશ્ચિક | ૦ | ૭ | ૦ | ૦ | ૭ | ૭ | ૦ | ૭ | ૦ | ૭ | ૭ | ૦ |
| ધન | ૦ | ૦ | ૭ | ૦ | ૦ | ૭ | ૭ | ૦ | ૭ | ૦ | ૭ | ૭ |
| મકર | ૭ | ૦ | ૦ | ૭ | ૦ | ૦ | ૭ | ૭ | ૦ | ૭ | ૦ | ૭ |
| કુંભ | ૭ | ૭ | ૦ | ૦ | ૭ | ૦ | ૦ | ૭ | ૭ | ૦ | ૭ | ૦ |
| મીન | ૦ | ૭ | ૭ | ૦ | ૦ | ૭ | ૦ | ૦ | ૭ | ૭ | ૦ | ૭ |

૩ તારા ગુણ/વર :-

| | | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| કન્યા | ૧ | ૩ | ૩ | ૧॥ | ૩ | ૧॥ | ૩ | ૧॥ | ૩ | ૩ |
| | ૨ | ૩ | ૩ | ૧॥ | ૩ | ૧॥ | ૩ | ૧॥ | ૩ | ૩ |
| | ૩ | ૧॥ | ૧॥ | ૦ | ૧॥ | ૦ | ૧॥ | ૦ | ૧॥ | ૧॥ |
| | ૪ | ૩ | ૩ | ૧॥ | ૩ | ૧॥ | ૩ | ૧॥ | ૩ | ૩ |
| | ૫ | ૧॥ | ૧॥ | ૦ | ૧॥ | ૦ | ૧॥ | ૦ | ૧॥ | ૧॥ |
| | ૬ | ૩ | ૩ | ૧॥ | ૩ | ૧॥ | ૩ | ૧॥ | ૩ | ૩ |
| | ૭ | ૧॥ | ૧॥ | ૦ | ૧॥ | ૦ | ૧॥ | ૦ | ૧॥ | ૧॥ |
| | ૮ | ૩ | ૩ | ૧॥ | ૩ | ૧॥ | ૩ | ૧॥ | ૩ | ૩ |
| | ૯ | ૩ | ૩ | ૧॥ | ૩ | ૧॥ | ૩ | ૧॥ | ૩ | ૩ |

પુત્ર સાથે પોતાની પુત્રીનું લગ્ન કરવામાં આવે તેને 'પ્રત્યુદ્વાહ' કહેવામાં આવે છે. આવું સાટું-સામસામું લગ્ન ક્યારેય કરવું ન જોઈએ. વળી એક જ વરને પોતાની બે કન્યાઓ ન આપવી જોઈએ. બે સગા-ભાઈઓને બે સહોદર કન્યાઓ આપવી ન જોઈએ. બે સહોદરોએ એક જ દિવસે (એક સાથે) લગ્ન કે મુંડન કરવું ન જોઈએ.

**ગંડાન્તદોષ :** અગાઉ કહેવામાં આવેલા ગંડાન્તમાં દિવસે જો બાળકનો જન્મ થાય

### ૫ ગ્રહમૈત્રી ગુણ/વર

| કન્યા | | સૂર્ય | ચંદ્ર | મંગલ | બુધ | ગુરુ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|---|---|
| | સૂર્ય | ૫ | ૫ | ૫ | ૪ | ૫ | ૦ | ૦ |
| | ચંદ્ર | ૫ | ૫ | ૪ | ૧ | ૪ | ૦। | ૦। |
| | મંગલ | ૫ | ૪ | ૫ | ૦। | ૫ | ૩ | ૦। |
| | બુધ | ૪ | ૧ | ૦। | ૫ | ૦। | ૫ | ૪ |
| | ગુરુ | ૫ | ૪ | ૫ | ૦। | ૫ | ૦। | ૩ |
| | શુક્ર | ૦ | ૦। | ૩ | ૫ | ૦। | ૫ | ૫ |
| | શનિ | ૦ | ૦। | ૦। | ૪ | ૩ | ૫ | ૫ |

### ૪ યોનિ ગુણ/વર :-

| | અશ્વ | ગજ | મેષ | સર્પ | શ્વાન | માર્જાર | મૂષક | ગૌ | મહિષ | વ્યાઘ્ર | મૃગ | વાનર | નકુલ | સિંહ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અશ્વ | ૪ | ૨ | ૩ | ૨ | ૨ | ૩ | ૩ | ૨ | ૦ | ૧ | ૩ | ૨ | ૨ | ૧ |
| ગજ | ૨ | ૪ | ૩ | ૨ | ૨ | ૩ | ૩ | ૩ | ૩ | ૧ | ૩ | ૨ | ૨ | ૦ |
| મેષ | ૩ | ૩ | ૪ | ૨ | ૨ | ૩ | ૩ | ૩ | ૩ | ૧ | ૩ | ૦ | ૧ | ૧ |
| સર્પ | ૨ | ૨ | ૨ | ૪ | ૨ | ૧ | ૧ | ૨ | ૨ | ૨ | ૨ | ૧ | ૦ | ૨ |
| શ્વાન | ૨ | ૨ | ૨ | ૨ | ૪ | ૧ | ૧ | ૨ | ૨ | ૨ | ૦ | ૨ | ૨ | ૨ |
| માર્જાર | ૩ | ૩ | ૩ | ૧ | ૧ | ૪ | ૦ | ૩ | ૩ | ૨ | ૩ | ૨ | ૨ | ૨ |
| મૂષક | ૩ | ૨ | ૨ | ૧ | ૨ | ૦ | ૪ | ૩ | ૩ | ૨ | ૩ | ૨ | ૧ | ૨ |
| ગૌ | ૨ | ૩ | ૩ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૩ | ૦ | ૩ | ૨ | ૨ | ૧ |
| મહિષ | ૦ | ૩ | ૩ | ૨ | ૨ | ૩ | ૩ | ૩ | ૪ | ૧ | ૩ | ૨ | ૨ | ૧ |
| વ્યાઘ્ર | ૧ | ૧ | ૧ | ૨ | ૨ | ૨ | ૨ | ૦ | ૧ | ૪ | ૧ | ૨ | ૨ | ૩ |
| મૃગ | ૩ | ૩ | ૩ | ૨ | ૦ | ૩ | ૩ | ૩ | ૩ | ૧ | ૪ | ૨ | ૨ | ૧ |
| વાનર | ૨ | ૨ | ૦ | ૧ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૪ | ૨ | ૨ |
| નકુલ | ૨ | ૨ | ૨ | ૦ | ૨ | ૨ | ૧ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૪ | ૨ |
| સિંહ | ૧ | ૦ | ૧ | ૨ | ૨ | ૨ | ૨ | ૧ | ૧ | ૩ | ૧ | ૨ | ૨ | ૪ |

તો તે પિતાનો, રાત્રે જન્મ થાય તો માતાનો અને (સવાર-સાંજ) સંધ્યા સમયે જન્મ થાય તો તે પોતાના શરીર માટે ઘાતક હોય છે. ગંડનું આ પરિણામ આવ્યા વિના રહેતું નથી. 'મૂળ'માં ઉત્પન્ન થનારું સંતાન પુત્ર હોય કે કન્યા હોય, શ્વસુર માટે તે ઘાતક હોય છે; પરંતુ મૂળના ચતુર્થ ચરણમાં જન્મ લેનારું બાળક શ્વસુરનો નાશ કરતું નથી તથા આશ્લેષાના પ્રથમ ચરણમાં જન્મ લેનારું બાળક પણ પિતાનો કે શ્વસુરનો વિનાશ કરનારં હોતું નથી. જેષ્ઠાના અંતિમ ચરણમાં ઉત્પન્ન બાળક જ શ્વસુર માટે ઘાતક હોય છે; કન્યા ઘાતક હોતી નથી. એવી જ રીતે પૂર્વાષાઢા કે મૂળમાં ઉત્પન્ન થયેલી કન્યાં પણ માતા કે પિતાનો નાશ કરનારી હોતી નથી. જેષ્ઠા

**૧ વિવાહમાં વર્ણ ગુણ/વર**

| વધૂ | બ્રા. | ક્ષ. | વૈ. | શૂ. |
|---|---|---|---|---|
| બ્રાહ્મણ | ૧ | ૦ | ૦ | ૦ |
| ક્ષત્રિય | ૧ | ૧ | ૦ | ૦ |
| વૈશ્ય | ૧ | ૧ | ૧ | ૦ |
| શૂદ્ર | ·૧ | ૧ | ૧ | ૧ |

**૨ વશ્ય ગુણ/વર**

| વધૂ | ચ. | મા. | જ. | વ. | કી. |
|---|---|---|---|---|---|
| ચતુષ્પદ | ૨ | ૧ | ૧ | ૦ | ૧ |
| માનવ | ૧ | ૨ | ૦॥ | ૦ | ૧ |
| જલચર | ૧ | ૦॥ | ૨ | ૧ | ૧ |
| વનચર | ૦ | ૦ | ૧ | ૨ | ૦ |
| કીટ | ૧ | ૧ | ૧ | ૦ | ૨ |

જન્મકાલના ગ્રહોની સ્થિતિ તથા જન્મનક્ષત્ર સંબંધી આઠ પ્રકારના કૂટ દ્વારા વર-વધૂની કુંડલી મેળવવામાં આવે છે. જો જન્મલગ્ન કે જન્મરાશિ(ચદ્ર)થી ૧-૪, ૭, ૮ કે ૧૨મા સ્થાનમાં મંગલ અથવા અન્ય પાપગ્રહ વરની કુંડલીમાં હોય તો પત્ની માટે અને કન્યાની કુંડલીમાં હોય તો વર માટે અનિષ્ટકારક હોય છે. જો બંનેની કુંડલીઓમાં ઉક્ત સ્થાનોમાં પાપગ્રહની સંખ્યા સમાન હોય તો ઉક્ત દોષ માનવામાં આવતો નથી. દા. ત.

**વરની કુંડળી**




પુનર્વસુના ચતુર્થ ચરણમાં જન્મ

**કન્યાની કુંડળી**




પૂર્વાફાલ્ગુનીના પ્રથમ ચરણમાં જન્મ

અહીં વરની કુંડલીમાં ૪થા અને ૭મા સ્થાનમાં શનિ અને મંગલ બે પાપ ગ્રહ છે તથા કન્યાની કુંડળીમાં પણ ૭મા સ્થાનમાં શનિ મંગળ છે, જેથી બંનેના પરસ્પર મંગળનો દોષ નષ્ટ થવાથી આ બંનેનો વૈવાહિક સંબંધ શ્રેષ્ઠ સિદ્ધ થાય છે. અહીં ભકૂટના ગુણ આ પ્રમાણે છે:

નક્ષત્રમાં ઉત્પન્ન થયેલી કન્યા પોતાના પતિના મોટાભાઈ (જેઠ) માટે અને વિશાખામાં જન્મેલી કન્યા પોતાના દિયર માટે ઘાતક હોય છે.

**વધૂ-પ્રવેશ :** લગ્નના દિવસથી ૬, ૮, ૧૦ અને ૭મા દિવસે વધૂ-પ્રવેશ (પતિગૃહમાં પ્રથમ પ્રવેશ) થાય તો તે સંપત્તિની વૃદ્ધિ કરનારો હોય છે. દ્વિતીય વર્ષ, જન્મ-રાશિ, જન્મ-લગ્ન અને જન્મ-દિન સિવાય અન્ય સમયે સંમુખ શુક્ર હોય તોપણ વૈવાહિક યાત્રા (વધૂ-પ્રવેશ) શુભ હોય છે.

**દેવપ્રતિષ્ઠા :** ઉત્તરાયણમાં બૃહસ્પતિ અને શુક્ર ઉદિત હોય ત્યારે ચૈત્ર સિવાય માઘ આદિ પાંચ માસોના શુક્લ પક્ષમાં અને કૃષ્ણ પક્ષમાં પણ આરંભથી આઠ દિવસ સુધી સર્વ દેવતાઓની સ્થાપના શુભ ફળ આપનારી હોય છે. જે દેવતાની જે તિથિ છે તેમાં તે દેવતાની અને ૨, ૩, ૫, ૬, ૭,

| | વર | કન્યા | ગુણ |
|---|---|---|---|
| ૧ વર્ણ- | બ્રાહ્મણ | ક્ષત્રિય | ૧ |
| ૨ વશ્ય- | જળચર | વનચર | ૦ |
| ૩ તારા | ૫ | ૬ | ૧ાા |
| ૪ યોનિ- | માર્જાર | મૂષક | ૦ |
| ૫ ગ્રહ (રાશીશ) | ચંદ્ર | સૂર્ય | ૫ |
| ૬ ગણ | દેવ | મનુષ્ય | ૬ |
| ૭ ભકૂટ | ૨ | ૧૨ | ૦ |
| ૮ નાડી | ૧ | ૨ | ૮ |
| | ગુણોનો સરવાળો=૨૧ાા | | |

આ પ્રમાણે નક્ષત્રમેળાપથી પણ ગુણોનો સરવાળો ૨૧ાા છે. અઢાર કરતાં વધારે હોવાથી આ બંનેનો વિવાહસંબંધ શ્રેષ્ઠ સિદ્ધ થાય છે.

એવી જ રીતે અન્ય કુંડળીઓમાં પણ ગ્રહ અને નક્ષત્રનો મેળ જોઈને વિવાહનો નિર્ણય કરવો જોઈએ.

૧૦, ૧૧, ૧૨, ૧૩ તથા પૂર્ણિમા-આ તિથિઓમાં સર્વ દેવતાઓની સ્થાપના શુભ હોય છે. ત્રણે ઉત્તરા, પુનર્વસુ, મૃગશીર્ષ, રેવતી, હસ્ત, ચિત્રા, સ્વાતિ, પુષ્ય, અશ્વિની, રોહિણી, શતભિષા, શ્રવણ, અનુરાધા અને ધનિષ્ઠા-આ નક્ષત્રોમાં તથા મંગળવાર સિવાય અન્ય વારોમાં દેવની પ્રતિષ્ઠા કરવી જોઈએ. સ્થાપના કરનારા (યજમાન) માટે સૂર્ય, તારા અને ચંદ્રમા બળવાન હોય, તે દિવસે પૂર્વાહ્ણમાં શુભ સમય, શુભ લગ્ન અને શુભ નવમાંશમાં તથા યજમાનની જન્મરાશિથી અષ્ટમ રાશિ છોડી દઈને અન્ય લગ્નોમાં દેવોની પ્રતિષ્ઠા શુભ ફળ આપનારી હોય છે.

મેષ આદિ સર્વ રાશિઓ શુભ ગ્રહથી યુક્ત અથવા દૃષ્ટ હોય તો દેવસ્થાપન માટે શ્રેષ્ઠ માનવામાં આવે છે. પ્રત્યેક કાર્યમાં પંચાંગ (તિથિ, વાર, નક્ષત્ર, યોગ અને કરણ) શુભ હોવાં જોઈએ અને લગ્નથી અષ્ટમ સ્થાન પણ શુદ્ધ (ગ્રહરહિત) હોવું આવશ્યક છે. (૧) લગ્નમાં ચંદ્રમા, સૂર્ય, મંગળ, રાહુ, કેતુ અને શનિ કર્તા માટે ઘાતક હોય છે. બીજા (બુધ, ગુરુ અને શુક્ર) લગ્નમાં ધન, ધાન્ય અને સર્વ સુખોને આપનારા હોય છે. (૨) દ્વિતીય ભાવમાં પાપ ગ્રહ અનિષ્ટ ફળ આપનારા અને શુભ ગ્રહ ધનની વૃદ્ધિ કરનારા હોય છે. (૩) તૃતીય ભાવમાં શુભ અને પાપ સર્વ ગ્રહો પુત્ર-પૌત્રાદિ સુખને વધારનારા હોય છે. (૪) ચતુર્થ ભાવમાં શુભ ગ્રહ શુભ ફળ અને પાપગ્રહ પાપ-ફળ આપે છે. (૫) પંચમ ભાવમાં પાપગ્રહ કષ્ટદાયક અને શુભ ગ્રહ પુત્રાદિ સુખ આપનારા હોય છે. (૬) છઠ્ઠા ભાવમાં શુભ ગ્રહ શત્રુને વધારનારા અને પાપગ્રહ શત્રુ માટે ઘાતક હોય છે. (૭) સાતમા ભાવમાં પાપગ્રહ રોગકારક અને શુભ ગ્રહ શુભ ફળ આપનારા હોય છે. (૮) અષ્ટમ ભાવમાં શુભ ગ્રહ અને પાપગ્રહ-આ જ

કર્તા ( યજમાન ) માટે ઘાતક હોય છે. (૯) નવમ ભાવમાં પાપગ્રહ હોય તો તે ધર્મને નષ્ટ કરનારા છે અને શુભગ્રહ શુભફળ આપનારા હોય છે. (૧૦) દશમ ભાવમાં પાપગ્રહ દુઃખદાયક અને શુભગ્રહ સુયશની વૃદ્ધિ કરનારા હોય છે. (૧૧) એકાદશ સ્થાનમાં પાપ અને શુભ બધા ગ્રહ સર્વ પ્રકારથી લાભકારક જ હોય છે. (૧૨) લગ્નથી દ્વાદશ સ્થાનમાં પાપ કે શુભ બધા જ ગ્રહ વ્યય ( ખર્ચ ) વધારનારા હોય છે.

**પ્રતિષ્ઠામાં અન્ય વિશેષ વાતો :** પ્રતિષ્ઠા કરાવનારા પુરોહિત( અથવા આચાર્ય )ને અર્થજ્ઞાન ન હોય તો યજમાનનું અનિષ્ટ થાય છે. મંત્રોનું અશુદ્ધ ઉચ્ચારણ થાય તો ઋત્વિજો( યજ્ઞ કરાવનારાઓ )નું અને કર્મ વિધિહીન થાય તો કર્તાની સ્ત્રીનું અનિષ્ટ થાય છે; તેથી હે નારદ ! દેવપ્રતિષ્ઠા સમાન બીજો શત્રુ પણ નથી. જો લગ્નમાં ગુણ વધારે હોય અને દોષ થોડા હોય તો તે માટે દેવોની પ્રતિષ્ઠા કરી લેવી જોઈએ; જેથી કર્તા( યજમાન )ના અભીષ્ટ મનોરથની સિદ્ધિ થાય છે. મુને ! હવે હું સંક્ષેપમાં ગ્રામ, મંદિર તથા ગૃહ આદિના નિર્માણ વિષે જણાવું છું.

**ગૃહનિર્માણના વિષયમાં જાણવા જેવી વાતો :** ઘર વગેરે બનાવવું હોય તો પહેલાં ગંધ, વર્ણ, રસ તથા આકૃતિ દ્વારા ભૂમિની પરીક્ષા કરી લેવી જોઈએ. જો તે સ્થાનની માટીમાં મધ જેવી ગંધ હોય તો બ્રાહ્મણો માટે, પુષ્પ જેવી ગંધ હોય તો ક્ષત્રિયો માટે, અમ્લ ( ખાટી ) જેવી ગંધ હોય તો વૈશ્યો માટે અને માંસ જેવી ગંધ હોય તો શૂદ્રો માટે વસવા યોગ્ય તે સ્થાન જાણવું. ત્યાંની માટીનો રંગ સફેદ હોય તો બ્રાહ્મણોના, લાલ હોય તો ક્ષત્રિયોના, પીળો હોય તો વૈશ્યોના અને કાળો રંગ હોય તો તે શૂદ્રોના નિવાસ યોગ્ય છે. જો ત્યાંની માટીનો સ્વાદ મધુર હોય તો બ્રાહ્મણોને, તીખો હોય તો ક્ષત્રિયોને, કડવો હોય તો વૈશ્યોને અને તૂરો સ્વાદ હોય તો શૂદ્રોને વસવા યોગ્ય તે ભૂમિ સમજવી. ઈશાન, પૂર્વ અને ઉત્તર દિશામાં પ્લવ ( ઢળતી ) ભૂમિ બધાને માટે અત્યંત લાભદાયી હોય છે. અન્ય દિશાઓમાં પ્લવ ભૂમિ સર્વના માટે હાનિકારક હોય છે.

**ગૃહભૂમિ–પરીક્ષા :** જે સ્થળે ઘર બનાવવું હોય ત્યાં અરત્નિ ( કોણીથી ટચલી આંગળી સુધી ) જેટલી લંબાઈ, પહોળાઈ અને ઊંડાઈનો ખાડો ખોદવો, પછી તેને તે જ ખોદેલી માટીથી પૂરી દેવો. જો તે ખાડો પૂર્યા પછી માટી વધે તો તે સ્થળે વાસ કરવાથી સંપત્તિની વૃદ્ધિ થાય છે. જો માટી ઓછી થઈ જાય તો ત્યાં રહેવાથી સંપત્તિની હાનિ થાય છે ને જો બધી માટી પૂરતાં ખાડો ભરાઈ રહે ને માટી વધે નહીં તો મધ્યમ ફળ સમજવું જોઈએ. અથવા એવી જ રીતે અરત્નિના માપનો ખાડો ખોદી સાંજે તેને પાણીથી ભરી દેવો ને સવારે જોતાં તેમાં પાણી બાકી રહેલું જણાય તો તે સ્થાનમાં વસવાથી લાભ થાય, જો કાદવ ( ભીની માટી ) જ રહેલો હોય તો મધ્યમ ફળ જાણવું; પરંતુ જો ખાડામાં ચીરાડાઓ પડી ગયા હોય તો તે સ્થાનમાં વાસ કરવાથી હાનિ થાય.

હે મુને ! આ પ્રમાણે નિવાસ કરવા યોગ્ય સ્થાનની સારી પેઠે પરીક્ષા કરીને ઉપર જણાવેલાં લક્ષણોથી યુક્ત ભૂમિમાં દિક્સાધન–દિશાઓનું જ્ઞાન થવા માટે સમતલ ભૂમિમાં ગોળ રેખા દોરવી. એ વૃત-( ગોળ રેખા )ના મધ્યમાં દ્વાદશાંગુલ શંકુ, ( બાર વિભાગ અથવા પર્વથી યુક્ત એક સીધી લાકડી )ની સ્થાપના કરવી–રોપવી અને દિક્સાધન વિધિથી દિશાઓનું જ્ઞાન મેળવવું. પછી કર્તાના નામ અનુસાર ષડ્-

વર્ગશુદ્ધ ક્ષેત્રફળ (વાસ્તુભૂમિની લંબાઈ-પહોળાઈનો ગુણાકાર) વ્યવસ્થિત કરી અભીષ્ટ લંબાઈ-પહોળાઈ જેવડો (દિશા-સાધિત રેખાનુસાર) ચતુષ્કોણ બનાવવો. તે ચતુષ્કોણ રેખામાર્ગ પર સુંદર પ્રાકાર (કોટ) બનાવવો. લંબાઈ અને પહોળાઈમાં પૂર્વ આદિ ચારે દિશાઓમાં આઠ આઠ દ્વારના ભાગ હોય છે. પ્રદક્ષિણ ક્રમથી તેમનાં નીચે જણાવ્યા પ્રમાણે ફળ હોય છે. (જેમ કે પૂર્વભાગમાં ઉત્તરથી દક્ષિણ સુધી) ૧ હાનિ, ૨ નિર્ધનતા, ૩ ધનલાભ, ૪ રાજસન્માન, ૫ ઘણું ધન, ૬ અતિચોરી, ૭ અતિક્રોધ તથા ૮ ભય–આ ક્રમશઃ આઠ દ્વારોનાં ફળ છે. દક્ષિણ દિશામાં ક્રમશઃ ૧ મરણ, ૨ બંધન, ૩ ભય, ૪ ધનલાભ, ૫ ધનવૃદ્ધિ, ૬ નિર્ભયતા, ૭ વ્યાધિભય તથા ૮ નિર્બળતા–આ (પૂર્વથી પશ્ચિમ સુધીનાં) આઠ દ્વારોનાં ફળ છે. પશ્ચિમ દિશામાં ક્રમશઃ ૧ પુત્રહાનિ, ૨ શત્રુવૃદ્ધિ, ૩ લક્ષ્મીપ્રાપ્તિ, ૪ ધનલાભ, ૫ સૌભાગ્ય, ૬ અતિદૌર્ભાગ્ય, ૭ દુઃખ તથા ૮ શોક–આ દક્ષિણથી ઉત્તર સુધીનાં આઠ દ્વારોનાં ફળ છે. એવી જ રીતે ઉત્તર દિશામાં (પશ્ચિમથી પૂર્વ સુધી) ૧ સ્ત્રીહાનિ, ૨ નિર્બળતા, ૩ હાનિ, ૪ ધાન્યલાભ, ૫ ધનાગમ, ૬ સંપત્તિવૃદ્ધિ, ૭ ભય તથા ૮ રોગ–આ ક્રમશઃ આઠ દ્વારોનાં ફળ છે.

આ જ પ્રમાણે પૂર્વ આદિ દિશાઓના ગૃહાદિમાં પણ દ્વાર અને તેનાં ફળ જાણવાં જોઈએ. દ્વારની પહોળાઈ કરતાં બમણી ઊંચાઈનાં કમાડો બનાવી તેમને ઘરમાં દક્ષિણ અથવા પશ્ચિમ ભાગમાં લગાડવાં.

પ્રાકારની અંદરની જેટલી ભૂમિ હોય તેના એક્યાશી એક સરખા ખંડ બનાવવા. તેમની વચ્ચે નવ ખંડોમાં બ્રહ્માનું સ્થાન સમજવું.

ગૃહનિર્માણમાં આ અતિનિંદિત છે: પ્રાકાર–કોટને અડીને રહેલા ચારે બાજુના જે ૩૨ ભાગ છે, તે પિશાચાંશ કહેવાય છે. તેમાં બનાવેલું ઘર શોક અને ભય આપનારું હોય છે. શેષ ખંડોમાં ઘર બનાવવાથી પુત્ર, પૌત્ર અને ધનની વૃદ્ધિ થાય છે.

વાસ્તુભૂમિની દિશા વિદિશાઓની રેખા વાસ્તુની શિરા કહેવાય છે. બ્રહ્મભાગ, પિશાચ-ભાગ તથા શિરાનો જ્યાં જ્યાં મેળાપ થાય ત્યા ત્યાં વાસ્તુની મર્મસંધિ સમજવી જોઈએ. તે મર્મસંધિ ગૃહારંભ તથા ગૃહ-પ્રવેશમાં અનિષ્ટકારક માનવામાં આવે છે.

**ગૃહારંભમાં પ્રશસ્ત માસ :** માર્ગશીર્ષ, ફાલ્ગુન, વૈશાખ, માઘ, શ્રાવણ અને કાર્તિક આ માસ ગૃહારંભમાં પુત્ર, આરોગ્ય અને ધન આપનારા હોય છે.

**દિશાઓમાં વર્ગ અને વર્ગેશ* :**

* દિશા અને વર્ગ જાણવાનું ચક્ર, જેમકે—

પૂર્વ ૧

| | | | | |
|---|---|---|---|---|
| ૮ ઈશાન | શ વર્ગ શશક | અ વર્ગ ગરુડ | ક વર્ગ માર્જાર | અગ્નિ ૨ |
| ૭ ઉત્તર | ય વર્ગ ગજ | | ચ વર્ગ સિંહ | દક્ષિણ ૩ |
| ૬ વાયુ | પ વર્ગ મેષ | ત વર્ગ સર્પ | ટ વર્ગ શ્વાન | નૈઋર્ત્ય ૪ |

પશ્ચિમ ૫

ઉદાહરણ–અવર્ગ (અ ઇ ઉ ઋ લૃ એ ઐ ઓ ઔ)ની પૂર્વ દિશા અને ગરુડ યોનિ છે. ત્યાંથી

પૂર્વ આદિ આઠે દિશાઓમાં ક્રમશઃ અકારાદિ આઠ વર્ગ હોય છે. આ દિશા વર્ગોના ક્રમશઃ ગરુડ, માર્જાર, સિંહ, શ્વાન, સર્પ, મૂષક, ગજ અને શશક (સસલું)–આ યોનિઓ હોય છે. આ યોનિ–વર્ગોમાં પોતાથી પાંચમા વર્ગવાળા પરસ્પર શત્રુ હોય છે.

(જે ગામમાં કે જે દિશામાં ઘર બનાવવું હોય તે સાધ્ય તથા ઘર બનાવનારો સાધક, કર્તા, ભર્તા વગેરે કહેવાય છે. આ વાત ધ્યાનમાં રાખવી.) સાધ્ય(ગ્રામ)-ની વર્ગસંખ્યા લખી, તે પછી (ડાબી બાજુ) સાધકની વર્ગસંખ્યા લખવી. તેને આઠ વડે ભાગવાથી જે શેષ વધે તે સાધકનું ધન હોય છે. આથી વિપરીત રીતે (અર્થાત્ સાધકની વર્ગસંખ્યાના ડાબા ભાગમાં સાધ્યની વર્ગસંખ્યા રાખવાથી જે સંખ્યા બને તેને આઠે ભાગવાથી રહેતો શેષ) સાધકનું ઋણુ હોય છે. આ પ્રમાણે ઋણુની સંખ્યા અલ્પ અને ધનની સંખ્યા અધિક હોય તો શુભ માનવું. (અર્થાત્ તે ગામ અથવા તે દિશામાં બનાવેલું ઘર રહેવા યોગ્ય છે એમ સમજવું.)*

એવી જ રીતે સાધકના નક્ષત્રથી સાધ્યના નક્ષત્ર સુધી ગણવાથી જે સંખ્યા થાય તેને ચારથી ગુણી, ગુણાકારને સાત વડે ભાગવાથી શેષ રહે તે સાધકનું ધન હોય છે.

**વાસ્તુભૂમિ તથા ઘરનાં ધન, ઋણુ આય, નક્ષત્ર, વાર અને અંશના જ્ઞાનનું સાધન :** વાસ્તુભૂમિ અથવા ઘરની પહોળાઈ ને લંબાઈ વડે ગુણવાથી પ્રાપ્ત થતા ગુણનફલ(ગુણાકાર)ને 'પદ' કહેવામાં આવે છે. તે(પદ)ને (૬ સ્થાને લખી) ક્રમશઃ ૮, ૩, ૯, ૮, ૯, ૬ ગુણી આવેલા ગુણાકારને ક્રમશઃ ૧૨, ૮, ૮, ૨૭, ૭, ૯ વડે ભાગવો. પછી જે શેષ વડે, તે ક્રમશઃ ધન, ઋણુ, આય, નક્ષત્ર, વાર તથા અંશ હોય છે. ધન અધિક હોય તો તે ઘર શુભ હોય છે; જો ઋણુ અધિક હોય તો અશુભ હોય છે. વિષમ (૧, ૩, ૫, ૭) આય શુભ અને સમ (૨, ૪, ૬, ૮) આય અશુભ હોય છે. ઘરનું જે નક્ષત્ર

---

ક્રમશઃ દિશા ગણતાં પાંચમી દિશા(પશ્ચિમ)માં ત વર્ગ અને સર્પ આ અવર્ગ તેમ જ ગરુડનો શત્રુ છે. આ પ્રમાણે પરસ્પર સામી દિશામાં શત્રુતા હોય છે. આ જ પ્રમાણે કવર્ગ(ક ખ ગ ઘ ઙ)નો અગ્નિકોણુ અને યોનિ માર્જાર (બિલાડી) છે. ચ વર્ગની (ચ છ જ ઝ ઞ) દક્ષિણ દિશા અને સિંહ યોનિ છે. ટ વર્ગ-(ટ ઠ ડ ઢ ણ)નો નૈર્ઋત્યકોણુ અને શ્વાન યોનિ છે. ત વર્ગ(ત થ દ ધ ન)ની પશ્ચિમ દિશા અને સર્પયોનિ છે. પ વર્ગ (પ ફ બ ભ મ)નો વાયુકોણુ અને મૂષક (ઉંદર) યોનિ છે. ય વર્ગ(ય ર લ વ)ની ઉત્તર દિશા અને ગજ (હાથી) યોનિ છે, શ વર્ગ (શ ષ હ)ની ઈશાન-કોણુ અને શશક (સસલું) યોનિ છે. કહેવાનો આશય એ છે કે પોતપોતાના નામના આદિ અક્ષર પરથી પોતાનો વર્ગ જાણીને દિશા અને યોનિ સમજી લેવી. શત્રુ દિશામાં પોતાને રહેવા માટે ઘર બનાવવું નહિ. અર્થાત્ તે દિશાના ઘરમાં પોતે નિવાસ ન કરવો; તેમજ શત્રુ વર્ગવાળા ગામમાં જઈ ને વસવું નહીં વગેરે. આ સિવાય વિશેષ પ્રયોજન મૂળમાં કહેવામાં આવેલ છે.

* પ્રશ્ન આ છે કે, 'નર્મદાશંકર' નામક વ્યક્તિને અમદાવાદમાં વસવાથી કે વ્યાપાર કરવાથી લાભ થશે કે નહીં ? માટે સાધ્ય(અમદાવાદ)ની વર્ગસંખ્યા ૧ ની ડાબી બાજુએ સાધક(નર્મદાશંકર)ની વર્ગસંખ્યા ૫ લખવાથી ૫૧ થયા. આને ૮ વડે ભાગવાથી શેષ ૩ રહ્યા. આ સાધક-(નર્મદાશંકર)નું ધન થયું તથા આનાથી વિપરીત વર્ગસંખ્યા ૧૫ લખી તેને ૮ વડે ભાગવાથી શેષ ૭ રહ્યા. આ સાધક(નર્મદાશંકર)નું ઋણુ થયું. અહીં ઋણુ ૭થી ધન ૩ અલ્પ છે તેથી નર્મદાશંકર માટે અમદાવાદ લાભકારક નથી–આ સિદ્ધ થયું. તાત્પર્ય એ છે કે સાધકને ૩ લાભ અને ૭ ખર્ચ થતું રહેશે.

હોય ત્યાંથી પોતાના નામના નક્ષત્ર સુધી ગણવાથી થતી સંખ્યાને ૯ વડે ભાગવાથી શેષ (તારા) ૩ વધે તો ધનનો નાશ થાય છે; ૫ વધે તો યશની હાનિ થાય છે; અને ૭ વધે તો ઘર બનાવનારનું જ મરણ થાય છે. ઘરની રાશિ અને પોતાની રાશિ ગણવાથી પરસ્પર ૨, ૧૨ આવે તો ધનની હાનિ થાય છે. ૯—૫ આવે તો પુત્રની હાનિ થાય થાય ને ૬, ૮ આવે તો અનિષ્ટ થાય છે; અન્ય સંખ્યા આવતી હોય તે શુભ સમજવું જોઈએ. સૂર્ય અને મંગળના વાર તથા અંશ હોય તો તે ઘરમાં અગ્નિનો ભય થાય છે. અન્ય વાર અંશ હોય તો સકલ અભીષ્ટ વસ્તુઓની પ્રાપ્તિ થાય છે.*

**વાસ્તુપુરુષની સ્થિતિ :** ભાદ્રપદ વગેરે ત્રણ ત્રણ માસમાં ક્રમશઃ પૂર્વ આદિ દિશાઓ ભણી મસ્તક કરીને ડાબે પડખે સૂતેલા મહાસર્પસ્વરૂપ 'ચર' નામક વાસ્તુ પુરુષ પ્રદક્ષિણ ક્રમથી વિચરણ કરતા રહે છે. જે સમયે જે દિશામાં વાસ્તુ પુરુષનું મસ્તક હોય તે સમયે તે જ દિશામાં ઘરનો દરવાજો બનાવવો જોઈએ. મુખથી વિપરીત દિશામાં ઘરનો દરવાજો બનાવવાથી રોગ, શોક અને ભય થાય છે; પરંતુ જો ઘરમાં ચારે દિશાઓમાં દ્વાર હોય તો આ દોષ થતો નથી.

ઘર બનાવવાનું શરૂ કરવાના સમયે તેના પાયામાં કરેલા હાથભર ઊંડા ખાડામાં મૂકવા માટે સોનું, પવિત્ર સ્થાનની માટી, ધાન્ય અને શેવાળ સાથેની ઈંટ સંઘરી રાખવી. ઘરની લંબાઈના મધ્ય ભાગમાં વાસ્તુ પુરુષની નાભિ રહેલી હોય છે. તેનાથી ત્રણ આંગળ નીચે (વાસ્તુ પુરુષના પુચ્છભાગ તરફ) કુક્ષિ રહે છે. તેમાં શંકુનો ન્યાસ કરવાથી પુત્ર આદિની વૃદ્ધિ થાય છે.

**શંકુપ્રમાણ :** ખદિર (ખેર), અર્જુન, શાલ, યુગપત્ર, રક્તચંદન, ખાખરો, રક્તશાલ, વિશાલ આદિ વૃક્ષોમાંના ગમે તે વૃક્ષના લાકડામાંથી શંકુ બને છે. બ્રાહ્મણ આદિ વર્ણો માટે ક્રમશઃ ૨૪, ૨૩, ૨૦ અને ૧૬ આંગળના શંકુ હોવા જોઈએ. તે શંકુના એક સરખા ત્રણ ભાગ કલ્પીને ઉપરવાળા ભાગમાં ચતુષ્કોણ, મધ્યવાળા ભાગમાં અષ્ટકોણ અને નીચલા (તૃતીય) ભાગમાં કોણ વિનાનું (ગોળાકાર) તેનું સ્વરૂપ હોવું ઉચિત છે. આ પ્રમાણે ઉત્તમ લક્ષણોથી યુક્ત, કોમળ અને છેદરહિત શંકુ શુભ દિવસે બનાવવું; તેને ષડ્વર્ગ દ્વારા શુદ્ધ સૂતરથી વીંટાયેલી÷ ભૂમિ(ગૃહક્ષેત્ર)માં મૃદુ, ધ્રુવ, ક્ષિપ્રસંજ્ઞાવાળાં નક્ષત્રોમાં; અમાવાસ્યા અને રિક્તા સિવાય અન્ય

---

* ધારો કે ઘરની લંબાઈ ૨૫ હાથ અને પહોળાઈ ૧૫ હાથ છે. આ બંનેનો ગુણાકાર ૩૭૫ છે; તે પદ થયું. આને ૮ વડે ગુણવાથી ગુણાકાર ૩૦૦૦ થયો. આને ૧૨ વડે ભાગવાથી શેષ શૂન્ય (૦) અર્થાત્ ૧૨ ધન થયું. પછી પદને ૩ થી ગુણવાથી ૧૧૨૫ થયા. આને ૮ વડે ભાગવાથી શેષ ૫ રહ્યા તે ઋણ થયું. ફરીથી પદ ૩૭૫ ને ૯ થી ગુણતાં ૩૩૭૫ થયા. આને ૮ વડે ભાગતાં શેષ ૭ આય થઈ. એવી જ રીતે પદને ૮ થી ગુણતાં ૩૦૦૦ થયા. આને ૨૭ વડે ભાગવાથી શેષ રહેલ ૩, નક્ષત્ર થયું. પછી પદને ૯ થી ગુણવાથી ૩૩૭૫ થયા. આને ૭ વડે ભાગવાથી શેષ ૧, વાર થયો. ફરીથી પદ ૩૭૫ ને ૬ થી ગુણ્યા, એટલે ૨૨૫૦ થયા. આને ૯ વડે ભાગતાં શેષ ૦ અર્થાત્ ૯ અંશ થયો. અહીં સર્વ વસ્તુઓ શુભ છે, કેવળ વાર ૧ રવિ થયો. તેથી આ પ્રકારના ઘરમાં સર્વ કંઈ હોવા છતાં પણ અગ્નિનો ભય રહેશે, આમ સમજવું. માટે આવું પદ જોઈને ઘર લેવું અથવા કરાવવું કે જેથી સર્વથા શુભ થાય.

÷ અગાઉ કહેવામાં આવેલા ષડ્વર્ગાદિથી શોધિત ઘરની ચારેબાજુની લંબાઈ—પહોળાઈના માપ જેટલા સૂતરથી વીંટાયેલી ભૂમિ જ અહીં સમજવી.

તિથિઓમાં; રવિવાર, મંગળવાર તથા ચર લગ્ન છોડીને અન્ય વાર અને અન્ય (સ્થિર કે દ્વિસ્વભાવ) લગ્નોમાં, જ્યારે પાપ ગ્રહ લગ્નમાં ન હોય; અષ્ટમ સ્થાન શુદ્ધ (ગ્રહ-રહિત) હોય; શુભ રાશિ લગ્ને હોય અને તેમાં શુભ નવમાંશ હોય, તે લગ્નમાં શુભ લગ્નનો સંયોગ કે દૃષ્ટિ હોય; એવા સમય-(સુલગ્ન)માં બ્રાહ્મણો દ્વારા પુણ્યાહવાચન કરાવતાં માંગલિક વાદ્ય અને સૌભાગ્યવતી સ્ત્રીઓનાં મંગલ ગીત આદિ સાથે મુહૂર્ત કાઢી આપનારા દૈવજ્ઞ(જ્યોતિષના વિદ્વાન બ્રાહ્મણ)ના પૂજન(સત્કાર)પૂર્વક દુક્ષિ-સ્થાનમાં શંકુની સ્થાપના કરવી. લગ્નથી કેન્દ્ર અને ત્રિકોણમાં શુભ ગ્રહ તથા ૩, ૬, ૧૧-માં પાપગ્રહ અને ચંદ્ર હોય તો આ શંકુ સ્થાપન શ્રેષ્ઠ છે.

ઘરના છ ભેદ હોય છે: (૧) એકશાલા, (૨) દ્વિશાલા, (૩) ત્રિશાલા, (૪) ચતુ-શ્શાલા, (૫) સપ્તશાલા તથા (૬) દશશાલા. આ છયે શાલાઓમાંના પ્રત્યેકના ૧૬ ભેદ હોય છે. તે સર્વ ભેદોનાં નામ ક્રમશઃ આ પ્રમાણે છે: (૧) ધ્રુવ, (૨) ધાન્ય, (૩) જય, (૪) નંદ, (૫) ખર, (૬) કાંત, (૭) મનોરમ, (૮) સુમુખ, (૯) દુર્મુખ, (૧૦) ક્રૂર, (૧૧) શત્રુદ, (૧૨) સ્વર્ણદ, (૧૩) ક્ષય, (૧૪) આક્રંદ, (૧૫) વિપુલ અને (૧૬) વિજય નામક ગૃહ (ઘર) હોય છે. ચાર અક્ષરોના પ્રસ્તારના ભેદથી ક્રમશઃ આ ગૃહોની ગણના કરવી.

**પ્રસ્તારભેદ*** : પ્રથમ ૪ ગુરુ (ऽ)

* પ્રસ્તારસ્વરૂપ

| સંખ્યા | સ્વરૂપ | | | | નામ | દ્વારની દિશા |
|---|---|---|---|---|---|---|
| | પૂર્વ | દક્ષિણ | પશ્ચિમ | ઉત્તર | | |
| ૧ | ऽ | ऽ | ऽ | ऽ | ધ્રુવ | ઊર્ધ્વ (ઉપર) |
| ૨ | । | ऽ | ऽ | ऽ | ધાન્ય | પૂર્વ |
| ૩ | ऽ | । | ऽ | ऽ | જય | દક્ષિણ |
| ૪ | । | । | ऽ | ऽ | નન્દ | પૂર્વ-દક્ષિણ |
| ૫ | ऽ | ऽ | । | ऽ | ખર | પશ્ચિમ |
| ૬ | । | ऽ | । | ऽ | કાન્ત | પૂર્વ-પશ્ચિમ |
| ૭ | ऽ | । | । | ऽ | મનોરમ | દક્ષિણ-પશ્ચિમ |
| ૮ | । | । | । | ऽ | સુમુખ | પૂર્વ-દક્ષિણ-પશ્ચિમ |
| ૯ | ऽ | ऽ | ऽ | । | દુર્મુખ | ઉત્તર |
| ૧૦ | । | ऽ | ऽ | । | ક્રૂર | પૂર્વ-ઉત્તર |
| ૧૧ | ऽ | । | ऽ | । | શત્રુદ | દક્ષિણ-ઉત્તર |
| ૧૨ | । | । | ऽ | । | સ્વર્ણદ | પૂર્વ-દક્ષિણ-ઉત્તર |
| ૧૩ | ऽ | ऽ | । | । | ક્ષય | પશ્ચિમ-ઉત્તર |
| ૧૪ | । | ऽ | । | । | આક્રન્દ | પૂર્વ-પશ્ચિમ-ઉત્તર |
| ૧૫ | ऽ | । | । | । | વિપુલ | દક્ષિણ-પશ્ચિમ-ઉત્તર |
| ૧૬ | । | । | । | । | વિજય | પૂર્વ. દ. પ. ઉત્તર |

ચિહ્ન લખીને તેમાં પ્રથમ ગુરુની નીચે લઘુ ( । ) ચિહ્ન લખવું. પછી આગળ ઉપર હોય તેવા જ પ્રકારનાં ગુરુ કે લઘુ ચિહ્ન લખવાં જોઈએ. પછી તેની નીચે (ત્રીજી પંક્તિમાં) પ્રથમ ગુરુ ચિહ્નની નીચે લઘુ ચિહ્ન લખી આગળ (જમણી બાજુ) જેવું ઉપર ગુરુ કે લઘુ હોય તેવું જ ચિહ્ન લખવું; ત્યાર પછી (ડાબી બાજુએ) ગુરુ ચિહ્નથી પૂરું કરવું. આ જ પ્રમાણે પંક્તિ-(પ્રસ્તાર)માં બધાં ચિહ્ન લઘુ ન જ થઈ જાય ત્યાં સુધી ફરી ફરી લખ્યા કરવું. આ પ્રમાણે ચાર દિશા હોવાના કારણે ૪ અક્ષરોથી ૧૬ ભેદ થાય છે. પ્રત્યેક ભેદમાં ચારે ચિહ્નોને પ્રદક્ષિણા ક્રમથી પૂર્વ આદિ દિશા સમજીને જ્યાં જ્યાં લઘુ ચિહ્ન આવે ત્યાં ત્યાં ઘરનું દ્વાર અને અલિંદ (દ્વારની આગળનો ભાગ) બનાવવું જોઈએ. આ પ્રમાણે પૂર્વાદિ દિશાઓમાં અલિંદના ભેદોથી ૧૬ પ્રકારનાં ઘર હોય છે.

વાસ્તુભૂમિની પૂર્વ દિશામાં સ્નાનગૃહ, અગ્નિકોણમાં પાકગૃહ (રસોડું), દક્ષિણમાં શયનગૃહ, નૈઋર્ત્યકોણમાં શસ્ત્રાગાર, પશ્ચિમમાં ભોજનગૃહ (જમવા બેસવા માટેનો ઓરડો), વાયુકોણમાં ધનધાન્યાદિ મૂકવા માટેનો ઓરડો; ઉત્તરમાં દેવપૂજાગૃહ અને ઈશાનકોણમાં વારિગૃહ (પાણિયારું) બનાવવું જોઈએ. 'અગ્નિકોણથી આરંભ કરીને ઉક્ત બે–બે ઘરોની વચ્ચે ક્રમશઃ મંથન (દૂધ–દહીંમાંથી ઘી કાઢવા)નું, ઘી મૂકવાનું ઘર, શૌચાલય (જાજરૂ), વિદ્યાભ્યાસ માટેનું ઘર, સ્ત્રીસહવાસનો ઓરડો, ઔષધો અને શૃંગારની સામગ્રી મૂકવા માટેનું ઘર બનાવવાનું શુભ કહેવામાં આવ્યું છે. તેથી આ સર્વ ઘરોમાં તે તે સર્વ વસ્તુઓ મૂકવી જોઈએ.

**આયોનાં નામ અને દિશા :** પૂર્વાદિ આઠ દિશાઓમાં ક્રમથી ધ્વજ, ધૂમ્ર, સિંહ, શ્વાન, વૃષ, ખર (ગધેડું), ગજ અને ધ્વાંક્ષ (કાગડો) આ આઠ હોય છે.

**ઘરની સમીપ નિંદ્ય વૃક્ષ :** પાકર, ઉંબરો, આંબો, લીમડો, બહેડા તથા કાંટાવાળાં અને દૂધાળાં સર્વ વૃક્ષ, પીપળો, કપિત્થ (કોઠું), અગસ્ત્ય વૃક્ષ, સિંધુવાર (નિગુંડી) અને આંબલી–આ સર્વ વૃક્ષો ઘરની સમીપ હોવા માટે નિંદિત કહેવામાં આવ્યાં છે. ખાસ કરીને દક્ષિણ અને પશ્ચિમ ભાગમાં આ વૃક્ષો હોય તો તે ધન વગેરેનો નાશ કરે છે.

**ગૃહપ્રમાણ :** ઘરના સ્તંભ (થાંભલા) ઘરના પગ હોય છે, તેથી તે સમસંખ્યા (૪–૬–૮)માં હોય તો જ ઉત્તમ કહેવાય છે. ઘર બહુ ઊંચું ન બનાવવું તેમ તે ઘણું નીચું પણ ન હોવું જોઈએ. માટે પોતાની શક્તિ ને ઇચ્છા અનુસાર ભીંતોની ઊંચાઈ રાખવી જોઈએ. ઘરની ઉપર માળ લેતી વખતે પણ આ સંબંધમાં વિચાર કરવો જોઈએ. ઘરોની ઊંચાઈનાં પ્રમાણ આઠ પ્રકારના કહેવામાં આવ્યાં છે, જેમનાં નામ ક્રમશઃ આ પ્રમાણે છે: ૧ પાંચાલ, ૨ વૈદેહ, ૩ કૌરવ, ૪ કુજન્યક,[×] ૫ માગધ, ૬ શૂરસેન, ૭ ગાંધાર અને ૮ આવન્તિક. જ્યાં ઘરની ઊંચાઈ તેની પહોળાઈ કરતાં સવાગણી અધિક હોય છે, તે ભૂતલથી ઉપર સુધીનું પાંચાલ માન કહેવાય છે; પછી તે જ ઊંચાઈને ઉત્તરોત્તર સવાગણી વધારવાથી વૈદેહ આદિ બધાં માન થાય છે. આમાં પાંચાલ માન તો સર્વસાધારણ જનો માટે શુભ છે. બ્રાહ્મણો માટે આવન્તિક માન, ક્ષત્રિયો માટે ગાંધાર માન તથા

× મૂળમાં 'कुजन्यकम्' આવો પાઠ છે; પરંતુ કુજન્ય કોઈ પ્રસિદ્ધ દેશ નથી; તેથી એવું જણાય છે કે અહીં 'कान्यकुब्जकम्'ના સ્થાનમાં 'कुब्जकन्यकम्' હતું, પછી લેખકોના લેખનદોષથી 'कुजन्यकम्' થઈ ગયું છે.

વૈશ્યો માટે કૌજન્ય માન છે. આ પ્રમાણે બ્રાહ્મણાદિ વર્ણો માટે ગૃહમાન સમજવું. વળી બે માળ અને ત્રણ માળના મકાનમાં પણ પાણીનું વહેણ અગાઉ બતાવવામાં આવ્યા પ્રમાણે જ કાઢવા માટે સગવડ રાખવી જોઈએ.÷

**ઘરમાં પ્રશસ્તઆય :** ધ્વજ અથવા ગજ આયમાં ઊંટ અને હાથી રાખવા માટે ઘર બનાવવું તથા અન્ય સર્વ પશુ-ઓનાં ઘર પણ તે જ (ધ્વજ અને ગજ) આયમાં બનાવવાં જોઈએ. દ્વાર, શય્યા, બેઠક, છત્ર અને ધજા-આ સર્વના નિર્માણ માટે સિંહ, વૃષ અથવા ધ્વજ આય હોવાં જોઈએ.

હવે નૂતનગૃહમાં પ્રવેશ માટે વાસ્તુ-પૂજાની વિધિ કહેવામાં આવે છે: ઘરના મધ્યભાગમાં કરેલી વેદી ઉપર ચોખા પાથરી તેના પર પૂર્વથી પશ્ચિમ એક એક હાથી લાંબી દશ રેખાઓ કરવી; પછી એવી જ રીતે ઉત્તરથી દક્ષિણ તરફ પણ તેટલી જ લાંબી-પહોળી દશ રેખાઓ કરવી. આ પ્રમાણે કરવાથી તેમાં બરાબર એક સરખા ૮૧ કોઠાઓ (પદ) થાય છે. તેમાં આગળ જણાવવામાં આવનારા ૪૫ દેવતાઓનાં યથોક્ત સ્થાનમાં નામનો ઉલ્લેખ કરવો. ૩૨ દેવતાઓ બહાર (પ્રાન્તના કોઠાઓમાં) અને દેવતાઓ અંદરના કોઠાઓમાં પૂજ-નીય હોય છે; તે ૪૫ દેવતાઓનાં સ્થાન અને નામનું ક્રમશઃ હું વર્ણન કરું છું: કિનારાના-બહારના ૩૨ કોઠાઓમાં ઇશાન કોણથી આરંભ કરી ક્રમશઃ બત્રીશ દેવતા પૂજ્ય છે. તેમનાં નામ આ પ્રમાણે છે: ૧ શિખી-કૃપીટયોનિ (અગ્નિ), ૨ પર્જન્ય, ૩ જયંત, ૪ ઇંદ્ર, ૫ સૂર્ય, ૬ સત્ય, ૭ ભૃશ, ૮ આકાશ, ૯ વાયુ, ૧૦ પૂષા, ૧૧ અનૃત (વિતથ), ૧૨ ગૃહક્ષત,[1] ૧૩ યમ, ૧૪ ગન્ધર્વ, ૧૫ ભૃંગરાજ, ૧૬ મૃગ, ૧૭ પિતૃ, ૧૮ દૌવરિક, ૧૯ સુગ્રીવ, ૨૦ પુષ્પ-દન્ત, ૨૧ વરુણ, ૨૨ અસુર, ૨૩ શેષ, ૨૪ રાજયક્ષ્મા,[2] ૨૫ રોગ, ૨૬ અહિ, ૨૭ મુખ્ય, ૨૮ ભલ્લાટક, ૨૯ સોમ, ૩૦ સર્પ, ૩૧ અદિતિ અને ૩૨ દિતિ-આ ચારેય બાજુના બહારના કોઠાઓના દેવતાઓ છે. ઈશાન, અગ્નિ, નૈર્ઋત્ય અને વાયુકોણના દેવોની સમીપ ક્રમશઃ ૩૩ આપ, ૩૪ સાવિત્ર, ૩૫ જય તથા ૩૬ રુદ્રનાં પદ છે. બ્રહ્માની ચારે બાજુ પૂર્વ આદિ આઠે દિશાઓમાં ક્રમશઃ ૩૭ અર્યમા, ૩૮ સવિતા, ૩૯ વિવસ્વાન, ૪૦ વિબુધાધિપ, ૪૧ મિત્ર, ૪૨ રાજયક્ષ્મા, ૪૩ પૃથ્વીધર, ૪૪ આપવત્સ છે અને મધ્યનાં નવ પદોં-માં ૪૫ બ્રહ્માને સ્થાપવા જોઈએ. આ પ્રમાણે સર્વ પદો (કોઠાઓ)માં ૪૫ દેવતા-ઓ પૂજનીય હોય છે. જેમ કે ઇશાન-કોણમાં આપ, આપવત્સ, પર્જન્ય, શિખી (અગ્નિ) અને દિતિ: આ પાંચ દેવ એક-પદ હોય છે. તેવી જ રીતે અન્ય કોણોના પાંચ-પાંચ દેવતા પણ એકપદના ભાગી છે. અન્ય જે બાહ્ય પંક્તિના (જયન્ત, ઇન્દ્ર આદિ) વીશ દેવતાઓ છે, તે બધા દ્વિપદ (બે-બે પદોના ભાગી) છે તથા બ્રહ્માથી પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તર દિશામાં જે અર્યમા, વિવસ્વાન, મિત્ર અને પૃથ્વીધર આ ચાર દેવતાઓ છે તે ત્રિપદ (ત્રણ ત્રણ પદોના ભાગી) છે, તેથી વાસ્તુવિધિના જ્ઞાતા વિદ્વાન પુરુષે બ્રહ્મા સહિત આ એક પદ, દ્વિપદ તથા ત્રિપદ દેવતાઓનું વાસ્તુ

÷ પૂર્વ અથવા ઉત્તર (પ્લવભૂમિ) ઢળતી જમીન પર ઘર બનાવવાનું પ્રશસ્ત કહેવામાં આવ્યું છે. જો ભોંયતળિયે પાણીનું વહેણ પૂર્વ દિશામાં રાખ્યું હોય તો ઉપરના માળમાં પણ પૂર્વ દિશા તરફ જ પાણીનું વહેણ રાખવું જોઈએ.

૧-૨ અન્ય સંહિતાઓમાં ૧૨મું નામ બૃહત્ક્ષત અને ૨૪મું પાપયક્ષ્મા કહેવામાં આવ્યું છે.

મંત્રો દ્વારા દૂર્વા, દહીં, અક્ષત, પુષ્પ, ચંદન, ધૂપ, દીપ અંને નૈવેદ્ય આદિથી વિધિવત્ પૂજન કરવું જોઈએ. અથવા બ્રાહ્મમંત્રથી આવાહનાદિ ષોડશ (અથવા પંચ) ઉપચારો દ્વારા તેમને બે શ્વેત વસ્ત્ર સમર્પિત કરવાં.* નૈવેદ્યમાં ત્રણ પ્રકારનાં (ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય) અન્ન માંગલિક ગીત અને વાદ્ય સાથે અર્પણ કરવાં. અંતમાં તામ્બૂલ (પાન–સોપારી) અર્પણ કરીને વાસ્તુ પુરુષની આ પ્રમાણે પ્રાર્થના કરવી :

वास्तुपुरुष नमस्तेऽस्तु भूशय्यानिरत प्रभो ।
मद्गृहं धनधान्यादिसमृद्धं [illegible] सर्वदा ॥

ભૂમિશય્યા પર શયન કરનારા વાસ્તુ-પુરુષ! આપને મારા નમસ્કાર છે. હે પ્રભો! આપ મારા ઘરને ધન–ધાન્ય આદિથી સમૃદ્ધ–ભરપૂર કરો.'

આ પ્રમાણે પ્રાર્થના કરીને દેવતા સમક્ષ પૂજા કરનારા (પુરોહિત)ને યથાશક્તિ દક્ષિણા આપવી તથા પોતાની શક્તિ અનુસાર બ્રાહ્મણોને ભોજન કરાવવું અને તેમને પણ દક્ષિણા આપવી. જે મનુષ્ય સાવધાન થઈને ગૃહારંભ અથવા ગૃહપ્રવેશ સમયે આ વિધિથી વાસ્તુપૂજા કરે છે તે આરોગ્ય, પુત્ર, ધન અને ધાન્ય પ્રાપ્ત કરીને સુખી થાય છે. જે મનુષ્ય વાસ્તુપૂજા કર્યા વિના નવા ઘરમાં પ્રવેશે છે, તે વિવિધ પ્રકારના રોગ, ક્લેશ અને સંકટ પ્રાપ્ત કરે છે.

જેને કમાડ ન હોય, જેને છાપરાં વગેરેથી ઢાંકવામાં ન આવ્યું હોય તથા જેના માટે (ઉપર જણાવેલી રીતે વાસ્તુ-પૂજન કરીને) દેવતાઓને બલિ (નૈવેદ્ય), બ્રાહ્મણ આદિને ભોજન આપવામાં ન આવ્યું હોય એવા નવા ઘરમાં ક્યારેય પ્રવેશ કરવો નહિ; કારણ કે તે વિપત્તિ-ઓની ખાણ (સ્થાન) હોય છે.

**યાત્રાપ્રકરણ :** રાજા તથા અન્ય[illegible]

* એક્યાશી પદ વાસ્તુચક્ર—

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| શિખી ૧ | પર્જન્ય ૨ | જયન્ત ૩ | ઇન્દ્ર ૪ | સૂર્ય ૫ | સત્ય ૬ | ભૃશ ૭ | આકાશ ૮ | વાયુ ૯ |
| દિતિ ૩૨ | આપ ૩૩ | જયન્ત | ઇન્દ્ર | સૂર્ય | સત્ય | ભૃશ | સાવિત્ર ૩૪ | પૂષા ૧૦ |
| અદિતિ ૩૧ | અદિતિ | આપવત્સ ૪૪ | અર્યમા | અર્યમા ૩૭ | અર્યમા | સવિતા ૩૮ | વિતથ | વિતથ ૧૧ |
| સર્પ ૩૦ | સર્પ | પૃથ્વીધર | | | | વિવસ્વાન્ | ગૃહક્ષત | ગૃહક્ષત ૧૨ |
| સોમ ૨૯ | સોમ | પૃથ્વીધર ૪૩ | | ૪૫ બ્રહ્મા | | વિવસ્વાન્ ૩૯ | ગૃહક્ષત | ગૃહક્ષત ૧૩ |
| ભલ્લાટક ૨૮ | ભલ્લાટક | પૃથ્વીધર | | | | વિવસ્વાન્ | ગંધર્વ | ગંધર્વ ૧૪ |
| મુખ્ય ૨૭ | મુખ્ય | રાજ્યક્ષ્મા ૪૨ | મિત્ર | મિત્ર ૪૧ | મિત્ર | વિબુધાધિપ ૪૦ | ભૃંગ | ભૃંગ ૧૫ |
| અહિ ૨૬ | રુદ્ર ૩૬ | શેષ | અસુર | વરુણ | પુષ્પદંત | સુગ્રીવ | જય ૩૫ | મૃગ ૧૬ |
| રોગ ૨૫ | રાજયક્ષ્મા ૨૪ | શેષ ૨૩ | અસુર ૨૨ | વરુણ ૨૧ | પુષ્પદંત ૨૦ | સુગ્રીવ ૧૯ | દૌવારિક ૧૮ | પિતૃ ૧૭ |

જનોને અભીષ્ટ ફળની પ્રાપ્તિ માટે યાત્રા કરવાની વિધિનું વર્ણન કરવામાં આવે છે. પોતાનો જન્મસમય જેઓ જાણતાં હોય તેઓ, તે માટે જણાવેલી વિધિ પ્રમાણે યાત્રા કરે તો તેમને યાત્રાના ઉત્તમ ફળની પ્રાપ્તિ થાય છે. જેઓ પોતાના જન્મ-સમયથી અજાણ હોય તેમને ઘુણ* (ઉધઈ) અક્ષર-ન્યાયથી જ ક્યારેક ફળની પ્રાપ્તિ થઈ જાય છે તોપણ તેમનેય પ્રશ્નલગ્નથી તથા નિમિત્ત અને શકુન આદિ દ્વારા શુભાશુભ જોઈને યાત્રા કરવાથી અભીષ્ટ ફળનો લાભ થાય છે.

**યાત્રામાં નિષિદ્ધ તિથિઓ :** ષષ્ઠી, અષ્ટમી, દ્વાદશી, ચતુર્થી, નવમી, ચતુર્દશી, અમાવાસ્યા, પૂર્ણિમા અને શુક્લપક્ષની પ્રતિપદા—આ તિથિઓમાં યાત્રા કરવાથી દરિદ્રતા તથા અનિષ્ટની પ્રાપ્તિ થાય છે.

**વિહિત નક્ષત્ર :** અનુરાધા, પુનર્વસુ, મૃગશીર્ષ, હસ્ત, રેવતી, અશ્વિની, શ્રવણ, પુષ્ય અને ધનિષ્ઠા—આ નક્ષત્રોમાં જો પોતાના જન્મનક્ષત્રથી સાતમી અને ત્રીજી તારાં ન હોય તો યાત્રા અભીષ્ટ ફળને આપનારી થાય છે.

**દિશાશૂલ :** શનિ અને સોમવારે પૂર્વ દિશા ભણી ન જવું; ગુરુવારે દક્ષિણમાં ન જવું; શુક્ર અને રવિવારે પશ્ચિમમાં ન જવું તથા બુધ અને મંગળવારે ઉત્તર દિશાની યાત્રા ન કરવી. જ્યેષ્ઠા, પૂર્વભાદ્રપદ, રોહિણી અને ઉત્તરાફાલ્ગુની—આ નક્ષત્રો-માં ક્રમશઃ પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તર દિશામાં શૂલ હોય છે.

**સર્વ દિશાઓમાં જવા માટેનાં નક્ષત્રો :** અનુરાધા, હસ્ત, પુષ્ય અને અશ્વિની—આ ચાર નક્ષત્રો સર્વ દિશાઓની યાત્રામાં પ્રશસ્ત છે.

**દિગ્દ્વાર નક્ષત્ર :** કૃત્તિકાથી આરંભ કરીને સાત સાત નક્ષત્રસમૂહ પૂર્વાદિ દિશાઓમાં રહે છે તથા અગ્નિકોણથી વાયુ-કોણ સુધી પરિઘદંડ રહે છે. માટે પરિઘ-દંડ ઓળંગાય નહીં એવી રીતે યાત્રા કરવી જોઈએ.*

પૂર્વનાં નક્ષત્રોમાં અગ્નિકોણની યાત્રા કરવી. આ જ પ્રમાણે દક્ષિણનાં નક્ષત્રોમાં અગ્નિકોણની તથા પશ્ચિમ અને ઉત્તરનાં નક્ષત્રોમાં વાયુકોણની યાત્રા કરવી.

દિશાઓની રાશિઓ—પૂર્વ આદિ ચાર દિશાઓમાં મેષ આદિ ૧૨ રાશિઓ ફરી ફરી (ત્રણ આવૃત્તિથી) આવે છે.+

* પૂર્વનક્ષત્રમાં પશ્ચિમ કે દક્ષિણ દિશામાં જવાથી પરિઘદંડનું ઉલ્લંઘન થશે

કૃત્તિકા, રો. મૃગ. આ. પુન. પુ. આ.
ભરણી — મઘા
અશ્વિની — પૂર્વા. ફા.
રેવતી — ઉ. ફા.
ઉ. ભા. — હસ્ત
પૂ. ભાદ્રપદ — ચિત્રા
શતભિષા — સ્વાતિ
ધનિ. — વિશાખા
શ્ર અ. ઉષા. પૂષ્ય. મૂળ જ્યે. અનુરાધા
(પરિઘદંડ)

\+ દિશાઓની રાશિનું બોધક ચક્ર

(પૂર્વ)

| | મેષ ૧ | સિંહ ૫ | ધન ૯ | |
|---|---|---|---|---|
| મીન ૧૨ | | | | ૨ વૃષ |
| વૃશ્ચિક ૮ | | | | ૬ કન્યા |
| કર્ક ૪ | | | | ૧૦ મકર |
| | કુંભ ૧૧ | તુલા ૭ | મિથુન ૩ | |

(પશ્ચિમ)

* જેમ કે—ઘુણ (ઉધઈ) લાકડું કોતરે છે ત્યારે તેનાથી અકારાદિ અક્ષરનું સ્વરૂપ અકસ્માત બની જાય છે; તેવી જ રીતે પોતાના જન્મસમયથી અજાણ માણસો લગ્ન આદિ ન જાણીને પણ યાત્રા કરતાં કરતાં ક્યારેક સંયોગવશ શુભ ફળના ભાગી થઈ જાય છે.

**લલાટિક યોગ:** જે દિશામાં યાત્રા કરવી હોય, તે દિશાનો સ્વામી લલાટગત (સામે) હોય તો યાત્રા કરનારો પાછો ફરતો નથી. પૂર્વ દિશામાં યાત્રા કરનારાને લગ્નમાં જો સૂર્ય હોય તો તેને લલાટગત માનવામાં આવે છે.

જો શુક્ર લગ્નથી અગિયારમા કે બારમા સ્થાનમાં હોય તો અગ્નિકોણમાં યાત્રા કરવાથી, મંગળ દશમ ભાવમાં હોય તો દક્ષિણ દિશામાં યાત્રા કરવાથી, રાહુ નવમા અને આઠમા ભાવમાં હોય તો નૈર્ઋત્ય કોણની યાત્રા કરવાથી, શનિ સપ્તભાવમાં હોય તો પશ્ચિમની યાત્રાથી, ચંદ્રમા પાંચમા અને છઠ્ઠા ભાવમાં હોય તો વાયુકોણની યાત્રાથી, બુધ ચતુર્થ ભાવમાં હોય તો ઉત્તરની યાત્રાથી, ગુરુ ત્રીજા અને બીજા ભાવમાં હોય તો ઈશાનકોણની યાત્રા કરવાથી લલાટયોગ થાય છે. જીવનની ઇચ્છા ધરાવનારા માણસે આ લલાટયોગનો ત્યાગ કરીને યાત્રા કરવી.

લગ્નમાં વક્રગતિ ગ્રહ અથવા તેના ષડ્વર્ગ (રાશિ હોરાદિ) હોય તો યાત્રા કરનારા રાજાઓનો પરાજય થાય છે.

જ્યારે જે અયન*માં સૂર્ય અને ચંદ્ર બંને હોય, તે સમયે તે દિશાની યાત્રા શુભ ફળ આપનારી હોય છે. જો બંને ભિન્ન અયનમાં હોય તો જે અયનમાં સૂર્ય હોય તે તરફ દિવસે અને જે અયનમાં ચંદ્રમા હોય તે તરફ રાત્રે યાત્રા શુભ હોય છે. અન્યથા યાત્રા કરવાથી યાત્રા કરનારનો પરાજય થાય છે.

**શુક્રદોષ:** શુક્ર અસ્ત હોય તો યાત્રામાં હાનિ થાય છે. જો તે સંમુખ હોય તો પરાજય થાય છે. સંમુખ રહેલા શુક્રના દોષને કોઈ પણ ગ્રહ મટાડી શકતો નથી; પરંતુ વશિષ્ઠ, કશ્યપ, અત્રિ, ભરદ્વાજ અને ગૌતમ-આ પાંચ ગોત્રવાળાઓને સંમુખ શુક્રનો દોષ નડતો નથી. જો એક જ ગામમાં ને ગામમાં જવાનું હોય કે લગ્નમાં જવાનું હોય કે દુર્ભિક્ષ થવાથી અથવા રાજાઓમાં યુદ્ધ થવાથી તથા રાજા કે બ્રાહ્મણોનો કોપ થવાથી ક્યાંક જવું પડે તો આ અવસ્થાઓમાં સંમુખ શુક્રનો દોષ હોતો નથી. શુક્ર જો નીચ રાશિમાં કે શત્રુ રાશિમાં અથવા વક્રગતિ કે પરાજિત÷ હોય તો યાત્રા કરનારાઓનો પરાજય થાય છે. જો શુક્ર પોતાની ઉચ્ચ-રાશિ(મીન)માં હોય તો યાત્રામાં વિજય થાય છે.

પોતાના જન્મલગ્ન કે જન્મરાશિથી અષ્ટમ રાશિ અથવા લગ્નમાં તથા શત્રુની રાશિથી છઠ્ઠી રાશિમાં કે લગ્નમાં અથવા આ સર્વના સ્વામી જે રાશિમાં હોય, તે લગ્ન અથવા રાશિમાં યાત્રા કરનારાનું મૃત્યુ થાય છે; પરંતુ જો જન્મ-લગ્ન રાશિપતિ અને અષ્ટમ રાશિપતિમાં પરસ્પર મૈત્રી હોય તો ઉક્ત અષ્ટમ રાશિજન્ય દોષ આપમેળે જ નાશ પામી જાય છે.

દ્વિસ્વભાવ લગ્ન જો પાપગ્રહથી યુક્ત કે દુષ્ટ હોય તો યાત્રામાં પરાજય થાય છે તથા સ્થિર રાશિ પાપગ્રહથી યુક્ત ન હોય તોપણ તે યાત્રાલગ્નમાં અશુભ છે, જો સ્થિર રાશિલગ્નમાં શુભ ગ્રહનો યોગ કે દૃષ્ટિ

---

* મકરથી મિથુન સુધી ૬ રાશિઓ ઉત્તરાયણ છે. આ રાશિઓમાં સૂર્ય-ચંદ્ર હોય તો ઉત્તરની યાત્રા શુભ હોય છે, કારણ કે બંને સંમુખ હોય છે. આ પરથી સિદ્ધ થાય છે કે જો સૂર્ય અને ચંદ્ર જમણી બાજુએ પડે તોપણ યાત્રા શુભ હોઈ શકે છે; તેથી તે સમયે પશ્ચિમ યાત્રા પણ શુભ જ સમજવી જોઈએ. આ જ પ્રમાણે કર્કથી ધન સુધી છ રાશિઓ દક્ષિણાયન સમજવી.

÷ જ્યારે મંગલ આદિ ગ્રહોમાં કોઈ બે ગ્રહોની અંશકળા સરખી હોય ત્યારે બંનેમાં યુદ્ધ થવાનું સમજાય છે. તે બંનેમાં ઉત્તર તરફ રહેનારો વિજયી તથા દક્ષિણે રહેનારો પરાજિત થાય છે.

હોય તો શુભ ફળ હોય છે.

ધનિષ્ઠા નક્ષત્રના ઉત્તરાર્ધથી આરંભ કરીને (રેવતી પર્યન્ત) પાંચ નક્ષત્રોમાં ઘરવપરાશ માટે ઘાસ કે લાકડાં-બળતણ વગેરેનો સંગ્રહ, દક્ષિણની યાત્રા, શય્યા (ગાદલાં-ગોદડાં-ખાટલો-પલંગ વગેરે) બનાવવાં, ઘરને છાવરવું વગેરે કાર્ય ન કરવાં જોઈએ.

જો યાત્રાલગ્નમાં જન્મલગ્ન, જન્મરાશિ અથવા આ બંનેના સ્વામી હોય કે જન્મલગ્ન અથવા જન્મરાશિથી ૩, ૬, ૧૧, ૧૦ મી રાશિ હોય તો શત્રુઓનો નાશ થાય છે.

જો શીર્ષોદય (મિથુન, સિંહ, કન્યા, તુલા, કુંભ) તથા દિગ્દ્વાર(યાત્રાની દિશા)ની રાશિ લગ્નમાં હોય અથવા કોઈ પણ લગ્નમાં શુભ ગ્રહના વર્ગ (રાશિહોરાદિ) હોય તો યાત્રા કરનારા રાજાના શત્રુઓનો નાશ થાય છે.

શુક્રના જન્મલગ્ન કે જન્મરાશિથી અષ્ટમરાશિ અથવા તે બંનેના સ્વામી જે રાશિમાં હોય તે રાશિ યાત્રાલગ્નમાં હોય તો શત્રુનો નાશ થાય છે.

મીન લગ્નમાં અથવા લગ્નગત મીનના નવમાંશમાં યાત્રા કરવાથી માર્ગ વાંકો થઈ જાય છે. અર્થાત્ ઘણું ભમવું પડે છે તથા કુંભલગ્ન અને લગ્નગત કુંભનો નવમાંશ પણ યાત્રામાં અતિનિન્દિત છે.

જલચર રાશિ (કર્ક, મીન) અથવા જલચર રાશિનો નવમાંશ લગ્નમાં હોય તો નૌકા દ્વારા નદી આદિ માર્ગથી યાત્રા શુભ હોય છે.

**લગ્નભાવોની સંજ્ઞા :** ૧ મૂર્તિ (તન), ૨ કોષ (ધન), ૩ ધન્વી (પરાક્રમ, ભ્રાતા), ૪ વાહન (સવારી, માતા), ૫ મંત્ર (વિદ્યા, સંતાન), ૬ શત્રુ (રોગ, મામા), ૭ માર્ગ (યાત્રા, પતિ-પત્ની), ૮ આયુ (મૃત્યુ), ૯ મન (અંતઃકરણ, ભાગ્ય), ૧૦ વ્યાપાર (વ્યવસાય, પિતા), ૧૧ પ્રાપ્તિ (લાભ), ૧૨ અપ્રાપ્તિ (વ્યય)-આ ક્રમથી લગ્ન આદિ ૧૨ સ્થાનોની સંજ્ઞાઓ છે.

પાપગ્રહ (શનિ, રવિ, મંગલ, રાહુ તથા કેતુ-આ) ત્રીજા અને અગિયારમા સિવાય અન્ય સર્વ ભાવોમાં જવાથી ભાવફળને નષ્ટ કરી દે છે.* ત્રીજા અને અગિયારમા ભાવમાં જવાથી તે આ બન્ને ભાવોને પુષ્ટ કરે છે. સૂર્ય અને મંગળ આ બંને દશમ ભાવને પણ નષ્ટ કરતા નથી; પરંતુ દશમ ભાવમાં જવાથી તે ભાવફળ(વ્યાપાર, પિતા, રાજ્ય તથા કર્મ)ને પુષ્ટ જ કરે છે અને શુભ ગ્રહ (ચંદ્ર, બુધ, ગુરુ તથા શુક્ર) જે ભાવમાં જાય છે તે ભાવફલને પુષ્ટ જ કરે છે; કેવળ છઠ્ઠા ભાવમાં જવાથી તે ભાવફલ(શત્રુ અને રોગ)ને નષ્ટ કરે છે. શુભ ગ્રહોમાં શુક્ર સપ્તમ ભાવને અને ચંદ્ર લગ્ન તેમ જ અષ્ટમ(૧, ૮)ને પુષ્ટ કરતા નથી (પરંતુ નષ્ટ જ કરે છે).

**અભિજિત-પ્રશંસા :** અભિજિત મુહૂર્ત (દિવસનો મધ્યકાળ-બપોરના ૧૨ વાગ્યા પહેલાંની એક ઘડી (૨૪ મિનિટ)થી બાર વાગ્યા પછીની એકઘડી સુધી) અભીષ્ટ ફળ સિદ્ધ કરનારો યોગ છે. દક્ષિણ દિશાની યાત્રા સિવાય અન્ય દિશાઓની યાત્રાઓમાં શુભ ફળ આપે છે. આ(અભિજિત મુહૂર્ત)માં પંચાગ (તિથિ-વાર આદિ) શુભ ન હોય તોપણ યાત્રામાં તે ઉત્તમ ફળ આપનારું હોય છે.

**યાત્રાયોગ :** લગ્ન અને ગ્રહોની સ્થિતિથી નાના પ્રકારના યાત્રાયોગ થાય છે. હવે તે યોગોનું વર્ણન કરું છું, કારણ કે રાજાઓ-

* જેમ કે પાપગ્રહ લગ્ન(તનુભાવ)માં રહેલો હોય તો શરીરને કષ્ટ આપે છે તથા ધનભાવમાં ધનનો નાશ કરે છે. પરંતુ જ્યારે ત્રીજા સ્થાનમાં રહે છે ત્યારે પરાક્રમને અને અગિયારમા ભાવમાં રહે ત્યારે લાભને પુષ્ટ કરે છે.

(ક્ષત્રિયો)ને યોગબળથી જ અભિષ્ટ સિદ્ધિ પ્રાપ્ત થાય છે; બ્રાહ્મણોને નક્ષત્રબળથી તથા અન્ય મનુષ્યોને મુહૂર્તબળથી ઇષ્ટ-સિદ્ધિ થાય છે. તસ્કરો(ચોરો)ને શકુન-બળથી પોતાના અભીષ્ટની પ્રાપ્તિ થાય છે. શુક્ર, બુધ અને બૃહસ્પતિ-આ ત્રણમાંથી કોઈ પણ જો કેન્દ્ર અથવા ત્રિકોણમાં હોય તો યોગ કહેવાય છે. જો તેમાંના બે ગ્રહ કેન્દ્ર કે ત્રિકોણમાં હોય તો 'અધિયોગ' કહેવાય છે તથા જો ત્રણે લગ્નથી કેન્દ્ર (૧, ૪, ૭, ૧૦) અથવા ત્રિકોણ(૯, ૫)-માં હોય તો યોગાધિયોગ કહેવાય છે. યોગમાં યાત્રા કરવાવાળાઓનું કલ્યાણ થાય છે. અધિયોગમાં યાત્રા કરવાથી વિજય પ્રાપ્ત થાય છે અને યોગાધિયોગમાં યાત્રા કરનારનું કલ્યાણ અને વિજય થાય છે તથા સંપત્તિનો પણ લાભ થાય છે. લગ્નથી દશમા સ્થાનમાં ચંદ્ર, છઠ્ઠા સ્થાન-માં શનિ અને લગ્નમાં સૂર્ય હોય તો તે સમયે યાત્રા કરનારા રાજાને વિજય તથા શત્રુની સંપત્તિ પણ પ્રાપ્ત થાય છે. શુક્ર, રવિ, બુધ, શનિ અને મંગળ આ પાંચે ગ્રહો ક્રમથી લગ્ન, ચતુર્થ, સપ્તમ, તૃતીય અને ષષ્ઠ ભાવમાં હોય તો યાત્રા કરનારા રાજાની સન્મુખ આવેલો શત્રુગણ અગ્નિમાં પડેલા કાષ્ઠની જેમ નાશ પામે છે. બૃહ-સ્પતિ લગ્નમાં અને અન્ય ગ્રહો જો બીજા અને અગિયારમાં ભાવમાં હોય તો આ યોગમાં યાત્રા કરનારા રાજાના શત્રુઓની સેના યમરાજના ધામમાં પહોંચી જાય છે. જો લગ્નમાં શુક્ર, અગિયારમામાં રવિ અને ચતુર્થ ભાવમાં ચંદ્ર હોય તો આ યોગમાં યાત્રા કરનારો રાજા પોતાના શત્રુઓનો, સિંહ હાથીઓના જૂથનો નાશ કરે છે તેમ નાશ કરી નાખે છે.

પોતાની ઉચ્ચ રાશિ(મીન)માં રહેલો શુક્ર લગ્નમાં હોય અથવા પોતાના ઉચ્ચ-(વૃષ)નો ચંદ્ર લાભ (૧૧) સ્થાનમાં હોય તો યાત્રા કરનારો નરેશ પોતાના શત્રુની સેનાને નષ્ટ કરી નાખે છે. જો યાત્રા સમયે શુભ ગ્રહ કેન્દ્રમાં અથવા ત્રિકોણમાં હોય તથા પાપગ્રહ ત્રીજા, છઠ્ઠા અને અગિ-યારમા સ્થાનમાં હોય તો યાત્રા કરનારા રાજાના શત્રુની લક્ષ્મી અભિસારિકાની જેમ તેની પાસે આવી પહોંચે છે. ગુરુ, રવિ અને ચંદ્ર-આ ક્રમશઃ લગ્ને, ૬ ઠ્ઠા અને ૮ મા સ્થાનમાં હોય તો યાત્રા કરનારા રાજાની આગળ દુર્જનોની મૈત્રીની જેમ શત્રુઓની સેના ટકતી નથી. જો લગ્નથી ૩, ૬, ૧૧ માં પાપગ્રહ હોય અને શુભ ગ્રહો બળવાન થઈને પોતાના ઉચ્ચ આદિ સ્થાનમાં રહેલા હોય તો શત્રુની ભૂમિ યાત્રા કર-નારા રાજાના હાથમાં આવી જાય છે. પોતાની ઉચ્ચ રાશિ(કર્ક)માં સ્થિત ગુરુ જો લગ્નમાં હોય અને ચંદ્ર ૧૧ મા ભાવમાં રહેલો હોય તો યાત્રા કરનારો નરેશ, ત્રિપુરસુરને શિવજીએ નષ્ટ કર્યો હતો તેમ, પોતાના શત્રુનો નાશ કરી નાખે છે. શીર્ષોદય (મિથુન, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, કુંભ) રાશિમાં સ્થિત શુક્ર જો લગ્નમાં હોય અને ગુરુ અગિયારમા સ્થાનમાં હોય તો યાત્રા કરનારો પુરુષ પોતાના શત્રુને નષ્ટ કરી નાખે છે. ગુરુ લગ્નમાં અને શુક્ર કોઈ કેન્દ્ર કે ત્રિકોણમાં હોય તો યાત્રા કરનારો પોતાના શત્રુઓનો નાશ કરી નાખે છે. જો બુધ લગ્નમાં અને અન્ય શુભ ગ્રહ કોઈ કેન્દ્રમાં હોય તથા નક્ષત્ર પણ અનુકૂળ હોય તો યાત્રા કરનારો પોતાના શત્રુઓને નષ્ટ કરે છે. સર્વ શુભ ગ્રહો પોતાની રાશિમાં રહીને કેન્દ્ર (૧, ૪, ૭, ૧૦), ત્રિકોણ (૫, ૯) તથા આય (૧૧) ભાવમાં હોય તો યાત્રા કરનારના શત્રુઓનો નાશ થાય છે. બધા શુભ ગ્રહો કેન્દ્ર કે ત્રિકોણમાં હોય તથા સૂર્ય અથવા ચંદ્ર અગિયારમા

ભાવમાં સ્થિત હોય તો યાત્રા કરનારો નરેશ પોતાના શત્રુઓનો નાશ કરી નાખે છે. ચંદ્ર દશમ ભાવમાં અને બૃહસ્પતિ કેન્દ્રમાં હોય તો તેમાં યાત્રા કરનારો રાજા, જેમ પ્રણવ સહિત પંચાક્ષર મંત્ર (ૐ નમઃ શિવાય) પાપપુંજનો નાશ કરે છે તેમ, પોતાના સર્વ શત્રુઓનો નાશ કરી નાખે છે. એકલો શુક્ર પણ જો વર્ગોત્તમ નવમાંશગત લગ્નમાં સ્થિત હોય તો તેમાં પણ યાત્રા કરનારો રાજા પોતાના શત્રુઓનો નાશ કરી નાખે છે. શુભ ગ્રહ કેન્દ્ર કે ત્રિકોણમાં હોય તથા ચંદ્ર વર્ગોત્તમ નવમાંશમાં હોય તો રાજા પોતાના શત્રુઓનો નાશ કરી નાખે છે. બૃહસ્પતિ અથવા શુક્ર પોતાના મિત્રની રાશિમાં હોઈને કેન્દ્ર અથવા ત્રિકોણમાં હોય તો આવા સમયમાં યાત્રા કરનારો ભૂપાલ પોતાના શત્રુઓને અવશ્ય નષ્ટ કરી નાખે છે. જો એક પણ શુભ ગ્રહ વર્ગોત્તમ નવમાંશમાં સ્થિત હોઈને કેન્દ્રમાં હોય તો યાત્રા કરનારો નરેશ, ગંગાજી પાપના સમૂહનો નાશ કરે છે તેમ પોતાના શત્રુઓને ક્ષણભરમાં નષ્ટ કરી નાખે છે. જે રાજા શત્રુઓને જીતવા માટે ઉપર કહેલા રાજયોગોમાં યાત્રા કરે છે, તેનો કોપાનલ શત્રુઓની સ્ત્રીઓના અશ્રુજળથી શાંત થાય છે. વિજયાદશમીએ યાત્રા કરનારો રાજા પોતાના શત્રુઓ પર વિજય મેળવે છે અથવા શત્રુઓ સાથે સંધિ થઈ જાય છે. કોઈ પણ રીતે તેનો પરાજય થતો નથી.

**મનોજય પ્રશંસા :** યાત્રા આદિ સર્વ કાર્યોમાં નિમિત્ત અને શકુન આદિ લગ્ન તેમ જ ગ્રહયોગની અપેક્ષાએ પણ મનોજય (મનને વશમાં તથા પ્રસન્ન રાખવું) પ્રબળ છે. તેથી મનસ્વી પુરુષો માટે યત્નપૂર્વક ફળસિદ્ધિમાં મનોજય જ મુખ્ય કારણ હોય છે.

**યાત્રામાં પ્રતિબંધ :** જો ઘરમાં ઉત્સવ, ઉપનયન, વિવાહ, પ્રતિષ્ઠા કે સૂતક હોય તો જીવનની ઇચ્છા રાખનારાઓએ ઉત્સવાદિ કાર્ય પૂર્ણ કર્યા વિના યાત્રા ન કરવી જોઈએ.

**યાત્રામાં અપશુકન :** યાત્રા સમયે જો પરસ્પર બે ભેંસ, અથવા ઉંદરોમાં લડાઈ થાય, સ્ત્રી સાથે કલહ થાય અથવા સ્ત્રીને માસિક ધર્મ થયેલો હોય, વસ્ત્ર આદિ શરીર પરથી સરકી પડે, કોઈના ઉપર ક્રોધ થઈ જાય અથવા મોઢામાંથી દુર્વચન કહેવાયું હોય તો તેવી દશામાં યાત્રા ન કરવી જોઈએ.

**દિશા, વાર તથા નક્ષત્રદોહદ× :** જો રાજા ઘૃતમિશ્રિત અન્ન ખાઈને પૂર્વ દિશાની યાત્રા કરે, તલનું ચૂર્ણ મેળવેલું અન્ન ખાઈને દક્ષિણ દિશાએ જાય અને ઘૃતમિશ્રિત ખીર ખાઈને ઉત્તર દિશાની યાત્રા કરે તો નિશ્ચયપૂર્વક તે શત્રુઓ પર વિજય મેળવે છે. રવિવારે સજ્જિકા (મઠો)—ખાંડ, એલચી, લવિંગ વગેરે મસાલા નાખેલું મથિત દહીં; સોમવારે ખીર, મંગળવારે કાંજી, બુધવારે દૂધ, ગુરુવારે દહીં, શુક્રવારે દૂધ તથા શનિવારે તેલ અને ભાત ખાઈને યાત્રા કરવાથી શત્રુઓ પર વિજય પ્રાપ્ત થાય છે. અશ્વિની નક્ષત્રમાં કુલ્માષ—કળથી, ભરણીમાં તલ, કૃત્તિકામાં અડદ, રોહિણીમાં ગાયનું દહીં, મૃગશીર્ષમાં ગાયનું ઘી, આર્દ્રામાં ગાયનું દૂધ, આશ્લેષામાં ખીર, મઘામાં નીલકંઠ (ચાસપક્ષી)નાં દર્શન,

× જેને જે વસ્તુની વિશેષ ચાહના હોય છે અને જે મળવાથી મન પ્રસન્ન થઈ જાય છે, તે તેનું દોહદ કહેવાય છે. પૂર્વ દિશાની અધિષ્ઠાત્રી દેવી ઇચ્છતી હોય છે કે માણસો ઘૃતમિશ્રિત અન્ન ખાય. રવિવારનો અધિપતિ, લોકો સજ્જિકા ખાય એમ ઇચ્છે છે વગેરે. એવી જ રીતે બીજા વાર વગેરેમાં પણ સમજવું, દોહદ-ભક્ષણ કરવાથી તે વાર આદિનો દોષ નાશ પામે છે.

હસ્તમાં સાઠીચોખાનો ભાત, ચિત્રામાં પ્રિયંગુ ( કાંગ નામનું ધાન્ય ), સ્વાતિમાં અપૂપ ( માલપૂઆ ), અનુરાધામાં ફળ ( કેરી, કેળાં વગેરે ), ઉત્તરાષાઢામાં શાલીચોખા, અભિજિતમાં હવિષ્ય, શ્રવણમાં કૃશરાન્ન ( ખીચડી ), ધનિષ્ઠામાં મગ, શતભિષામાં જવનો લોટ, ઉત્તરાભાદ્રપદમાં ખીચડી તથા રેવતીમાં દહીં-ભાત ખાઈને રાજા જો હાથી, ઘોડા, રથ કે નરયાન ( પાલખી )માં બેસીને યાત્રા કરે, તો શત્રુઓ પર વિજય પ્રાપ્ત થાય છે અને તેનું અભીષ્ટ સિદ્ધ થાય છે.

**યાત્રા કરવાનો વિધિ :** પ્રજ્વલિત અગ્નિમાં તલથી હવન કરીને જે દિશામાં જવું હોય, તે દિશાના સ્વામીને તેના રંગ જેવાં જ રંગવાળાં વસ્ત્ર, ગંધ, પુષ્પ આદિ અર્પણ કરીને તે દિક્પાલોના મંત્રો દ્વારા વિધિપૂર્વક તેમનું પૂજન કરવું. પછી પોતાના ઇષ્ટદેવ અને બ્રાહ્મણોને પ્રણામ કરીને તેમના આશીર્વાદ લઈને રાજાએ યાત્રા કરવી જોઈએ.

**દિક્પાલોના સ્વરૂપનું ધ્યાન :** ( ૧. પૂર્વ દિશાના સ્વામી ) દેવરાજ ઇંદ્ર શચીદેવીની સાથે ઐરાવત પર આરૂઢ થઈ અતિ શોભા પામી રહ્યા છે. તેમનાં હાથમાં વજ્ર છે, તેમની કાન્તિ સુવર્ણ જેવી છે તથા તેઓ દિવ્ય આભૂષણોથી વિભૂષિત છે. ( ૨. અગ્નિકોણના અધીશ્વર ) અગ્નિદેવના સાત હાથ, સાત જીભ અને છ મુખ છે. તેઓ ઘેટા પર સવાર થયેલા છે; તેમની કાન્તિ લાલ છે; તેઓ સ્વાહાદેવીના પ્રિયતમ છે તથા સ્રુક્-સ્રુવા અને વિવિધ પ્રકારનાં આયુધ ધારણ કરે છે. ( ૩, દક્ષિણદિશાના સ્વામી ) યમરાજનો દંડ જ અસ્ત્ર છે. તેમની આંખો લાલ છે અને તેઓ પાડા પર આરૂઢ છે. તેમના શરીરનો રંગ સહેજ લાલ સાથે શામળો છે. તેમણે ઉપરની બાજુએ મોઢું ઊંચું કરેલું છે તથા શુભસ્વરૂપ છે. ( ૪. નૈર્ઋત્યકોણના અધિપતિ ) નિર્ઋતિનો વર્ણ નીલ છે. તેઓ પોતાના હાથમાં ઢાલ અને તલવાર ધારણ કરી રાખે છે; મનુષ્ય જ તેમનું વાહન છે. તેમની આંખો ભયંકર તથા કેશ ઉપરની બાજુએ ઊભેલા છે. તેઓ સામર્થ્યશાળી છે અને તેમની ગરદન ઘણી મોટી છે. ( ૫. પશ્ચિમદિશાના સ્વામી ) વરુણના અંગની કાન્તિ પીળી છે. તેઓ નાગપાશ ધારણ કરે છે. મગર તેમનું વાહન છે. તેઓ કાલિકાદેવીના પતિ છે અને રત્નમય આભૂષણોથી વિભૂષિત છે. ( ૬. વાયવ્યકોણના અધિપતિ ) વાયુદેવ કાળા રંગના મૃગ પર આરૂઢ છે. તેઓ અંજનીના પતિ છે. સમસ્ત પ્રાણીઓના પ્રાણસ્વરૂપ છે. તેમને બે ભુજાઓ છે અને તેઓ હાથમાં દંડ ધારણ કરે છે. આ પ્રમાણે તેમનું ધ્યાન અને પૂજન કરવું. ( ૭. ઉત્તરદિશાના સ્વામી ) કુબેર ઘોડા ઉપર સવાર થયેલા છે. તેમને બે ભુજાઓ છે. તેઓ હાથમાં કળશ ધારણ કરે છે. તેમના અંગની કાંતિ સુવર્ણ જેવી છે. તેઓ ચિત્રલેખાદેવીના પ્રાણવલ્લભ તથા યક્ષો અને ગંધર્વોના રાજા છે. ( ૮. ઈશાનકોણના સ્વામી ) ગૌરીપતિ ભગવાન શંકર હાથમાં પિનાક ધનુષ ધારણ કરી વૃષભ પર આરૂઢ થયેલા છે. તેઓ સર્વથી શ્રેષ્ઠ દેવ છે. તેમના અંગની કાન્તિ શ્વેત છે; માથા ઉપર ચંદ્રમાનો મુકુટ શોભતો હોય છે અને તેઓ સર્પમય યજ્ઞોપવીત ધારણ કરે છે. ( આ પ્રમાણે આ સર્વ દિક્પાલોનું ધ્યાન અને પૂજન કરવું જોઈએ ).

**પ્રસ્થાનવિધિ :** જો કોઈ ખાસ કામકાજને લીધે નક્કી કરેલા યાત્રાલગ્નમાં રાજાથી સ્વયં ન જઈ શકાય તો છત્ર, ધ્વજા, શસ્ત્ર, અસ્ત્ર અથવા વાહન-આમાંની

ગમે તે કોઈ એક વસ્તુ યાત્રાના નિર્ધારિત સમયે ઘરમાંથી કાઢી, જે દિશામાં જવું હોય તે જ દિશા ભણી દૂર મુકાવી દેવી. પોતાના સ્થાનથી નિર્ગમ સ્થાન (પ્રસ્થાન મૂકવાનું સ્થળ) ૨૦૦ દંડ (૪ હાથનો એક દંડ)=૮૦૦ હાથ કરતાં દૂર હોવાનું ઉચિત છે; અથવા ચાલીસ કે ઓછામાં ઓછા બાર દંડ દૂર હોવું જરૂરી છે. રાજા પોતે તૈયાર થઈને જાય તો એક જ સ્થાનમાં સાત દિવસથી વધારે રોકાવું નહિ. બીજા માણસોએ પણ પ્રસ્થાન કર્યા પછી એક સ્થાનમાં પાંચ કે છ દિવસથી વધારે રોકાવું નહીં. જો વધારે રોકાવું પડે તો તે પછીનું બીજું શુભ મુહૂર્ત ને ઉત્તમ લગ્ન નક્કી કરી યાત્રાનો આરંભ કરવો.

અસમયમાં (પોષથી ચૈત્ર માસ સુધી), વીજળી ચમકતી હોય ત્યારે, મેઘની ગર્જના થાય અથવા વર્ષા થવા માંડે તેમ જ ત્રિવિધ (દિવ્ય, આંતરિક્ષ અને ભૌમ) ઉત્પાત થવા લાગે તો રાજાએ સાત રાત્રિ સુધી અન્ય સ્થાનોની યાત્રા કરવી નહી.

**શકુન :** યાત્રા સમયે રલા નામનું પક્ષી, ઉંદર, શિયાળવી, કાગડો તથા કબૂતરના શબ્દ ડાબી બાજુ સંભળાય તો શુભ સમજવું. છછુંદર, પિંગલા (ઘૂવડ), ગરોળી અને ગધેડું–આ યાત્રાના સમયે ડાબી બાજુ હોય તો શ્રેષ્ઠ છે. કોયલ, પોપટ વગેરે પક્ષી જો જમણી બાજુએ આવી જાય તો શ્રેષ્ઠ છે. કાળા રંગ સિવાયના અન્ય રંગવાળાં પશુઓ જો ડાબી બાજુ જણાય તો શ્રેષ્ઠ છે. યાત્રા સમયે કૃકલાસ (કાચંડો) જોવામાં આવે તો તે શુભ નથી.

યાત્રાકાળમાં સુવર, સસલું; ઘો અને સર્પ હરતાં–ફરતાં દેખાય તો શુભ હોય છે; પરંતુ કોઈ ભુલાઈ ગયેલી વસ્તુને શોધવા માટે જવાનું હોય તો એમનું હરવું–ફરવું દેખાવું સારું હોતું નથી. વાંદરાં અને રીંછ હરતાં–ફરતાં જણાય તો વિપરીત ફળ થાય છે.

યાત્રામાં મોર, બકરું, નોળિયું, ચાસ અને કબૂતર જોવામાં આવી જાય તો એમનાં દર્શન માત્રથી શુભ થાય છે; પરંતુ યાત્રાએ પાછા ફરીને નગરમાં આવતાં કે ઘરમાં પ્રવેશ કરતી વેળાએ જો એ દેખાય તો અશુભ જ સમજવું. યાત્રા સમયે રુદનરહિત કોઈ શવ (મડદું) જોવામાં આવે તો યાત્રાનો ઉદ્દેશ સિદ્ધ થાય છે. પરંતુ યાત્રાએથી પાછા ફરીને ઘેરે આવતાં અથવા તો નવીન ગૃહમાં પ્રવેશ કરતી વખતે જો રુદન શબ્દ સહિત મડદું દેખાય તો તે ઘાતક હોય છે.

**અપશકુન :** યાત્રા સમયે પતિત, નપુંસક, જટાધારી, પાગલ, ઔષધ આદિ ખાઈને વમન (ઊલટી) કરનારો, શરીરે તેલ ચોપડેલો, ચરબી, હાડકાં, ચામડું, અંગારા (જ્વાલારહિત અગ્નિ), લાંબા કાળનો રોગી, ગોળ, રૂ, મીઠું, પ્રશ્ન (પૂછવાનો કે પડકારનો શબ્દ), ઘાસ, કાચંડો, વંધ્યા સ્ત્રી, કૂબડો–ખૂંધો, ભગવાં વસ્ત્ર પહેરેલો, છૂટા વાળવાળો, ભૂખ્યો તથા નાગો–આટલાં જો જોવામાં આવે તો અભીષ્ટ સિદ્ધિ થતી નથી.

**શુભ શકુન**–પ્રજ્વલિત અગ્નિ, સુંદર ઘોડો, રાજસિંહાસન, સુન્દર સ્ત્રી, ચંદન આદિની સુગંધ, ફળ, અક્ષત, છત્ર, ચામર, પાલખી, રાજા, ખાદ્યપદાર્થ, શેલડી, ચીકણી માટી, અન્ન, મધ, ઘી, દહીં, છાણ, ચૂનો, ધોયેલાં વસ્ત્ર, શંખ, ધોળો બળદ, ધ્વજા, સૌભાગ્યવતી સ્ત્રી, ભરેલો કળશ, રત્ન (હીરા, મોતી વગેરે), ઝારી, ગાય, બ્રાહ્મણ દેખાય; નગારું, મૃદંગ, ઢોલ, ઘંટા તથા વીણા (વાંસળી) આદિ વાદ્યોના શબ્દ, વેદમંત્ર તથા મંગલગીત આદિના શબ્દો સંભળાય તો યાત્રા કરનારા માણસોનાં સર્વ કાર્ય સિદ્ધ થાય છે.

**અપશકુન પરિહાર :** યાત્રા સમયે પ્રથમ વાર અપશકુન થાય તો ઊભા રહીને ઇષ્ટદેવનું સ્મરણ કર્યા પછી આગળ ચાલવું. બીજી વાર અપશકુન થાય તો બ્રાહ્મણોની પૂજા (વસ્ત્ર, દ્રવ્ય આદિથી તેમનો સત્કાર) કરીને પછી ચાલવું. જો ત્રીજીવાર અપશકુન થાય તો યાત્રા કરવાનું માંડી વાળવું.

**છીંકનાં ફળ :** યાત્રા સમયે બધી જ દિશાઓમાં થતી છીંક નિન્દિત છે; ગાયની છીંક ઘાતક હોય છે; પરંતુ બાળક, વૃદ્ધ, રોગી અથવા કફવાળા માણસની છીંક નિષ્ફળ નીવડે છે.

પરસ્ત્રીઓને સ્પર્શ કરનારો તથા બ્રાહ્મણ અને દેવના ધનનું અપહરણ કરનારો તેમ જ પોતે છૂટા મૂકેલા હાથી અને ઘોડાને બાંધી લેનારો, શત્રુ જો સામે આવી લાગે તો રાજાએ તેને અવશ્ય મારી નાખવો; પરંતુ સ્ત્રીઓ તથા શસ્ત્રહીન માણસો પર ક્યારેય હાથ ઉઠાવવો નહીં.

**ગૃહપ્રવેશ :** નવા ઘરમાં પ્રથમ વાર પ્રવેશ કરવો હોય તો ઉત્તરાયણના શુભ મુહૂર્તમાં કરવો. પહેલા દિવસે વિધિપૂર્વક વાસ્તુપૂજા અને બલિ (નૈવેદ્ય) અર્પણ કરીને ગૃહમાં પ્રવેશ કરવો જોઈએ.

**ગૃહપ્રવેશમાં વિહિતમાસ :** માઘ, ફાલ્ગુન, વૈશાખ અને જ્યેષ્ઠ-આ ચાર માસમાં ગૃહપ્રવેશ શ્રેષ્ઠ હોય છે; તથા માર્ગશીર્ષ અને કાર્તિક આ બે માસમાં મધ્યમ હોય છે.

**વિહિત નક્ષત્ર :** મૃગશીર્ષ, પુષ્ય, રેવતી, શતભિષા, ચિત્રા, અનુરાધા અને સ્થિર-સંજ્ઞક (ત્રણે ઉત્તરા અને રોહિણી) નક્ષત્રોમાં બૃહસ્પતિ અને શુક્ર બંને ઉદિત હોય ત્યારે રવિ અને મંગળ સિવાય અન્ય વારોમાં રિક્તા (૪, ૯, ૧૪) તથા અમાવાસ્યાથી અતિરિક્ત અન્ય તિથિઓમાં દિવસે અથવા રાત્રે ગૃહપ્રવેશ શુભપ્રદ હોય છે. ચંદ્રબળ અને તારાબળ સહિત ઉપદ્રવરહિત દિવસના પૂર્વાહ્ણ ભાગમાં સ્થિર રાશિના નવમાંશ-યુક્ત સ્થિર લગ્નમાં જ્યારે લગ્નથી અષ્ટમ સ્થાન શુદ્ધ (ગ્રહરહિત) હોય; શુભ ગ્રહ ત્રિકોણ અથવા કેન્દ્રમાં હોય, પાપગ્રહ ૩, ૬, ૧૧ ભાવોમાં હોય અને ચંદ્ર લગ્ન, ૧૨, ૮, ૬-આ સ્થાનોથી ભિન્ન સ્થાનોમાં હોય ત્યારે ગૃહપ્રવેશ કરનારા યજમાનની જન્મરાશિ, જન્મલગ્ન અથવા આ બંનેથી ઉપચય (૩, ૬, ૧૦, ૧૧ મી) રાશિના ગૃહપ્રવેશ લગ્નમાં વિદ્યમાન હોતાં સર્વ પ્રકારનાં સુખ અને સંપત્તિથી વૃદ્ધિ થાય છે; પણ આથી વિપરીત સમયમાં ગૃહપ્રવેશ કરવામાં આવે તો શોક અને નિર્ધનતા પ્રાપ્ત થાય છે.

**પ્રવેશવિધિ :** જે નૂતનગૃહમાં પ્રવેશ કરવો હોય તેને ચિત્ર વગેરેથી સજાવી તથા પુષ્પ-તોરણ આદિથી શણગારી વેદધ્વનિ, શાંતિપાઠ, સૌભાગ્યવંતી સ્ત્રીઓનાં માંગલિક ગીત તથા વાદ્ય આદિના શબ્દો સાથે સૂર્યને ડાબી બાજુએ રાખીને જળ ભરેલા કળશને આગળ કરી તેમાં પ્રવેશ કરવો જોઈએ.

**વૃષ્ટિવિચાર :** વર્ષાપ્રવેશ (આર્દ્રાનક્ષત્રમાં સૂર્યના પ્રવેશ) સમયે જો શુક્લપક્ષ હોય, ચંદ્ર જલચર રાશિમાં અથવા લગ્નથી કેન્દ્ર (૧, ૪, ૭, ૧૦)માં રહીને શુભ ગ્રહથી જોવામાં આવતો હોય તો અધિક વૃષ્ટિ થાય છે. જો તે સમયે ચંદ્ર પર પાપગ્રહની દૃષ્ટિ હોય તો લાંબા સમયે અલ્પવૃષ્ટિ થવાનું સમજવું. (આથી સિદ્ધ થાય છે કે જો ચંદ્ર પર પાપ અને શુભ બંને ગ્રહોની દૃષ્ટિ હોય તો મધ્યમ વૃષ્ટિ થાય છે.) જેવી રીતે ચંદ્ર પરથી ફળ કહેવામાં આવ્યું છે, તેવી જ રીતે તે સમયે શુક્રથી પણ સમજવું જોઈએ. (અર્થાત્ સૂર્યના આર્દ્રાપ્રવેશ સમયે ચંદ્ર અને શુક્ર બંનેની સ્થિતિ જોઈને

તારતમ્યથી ફળ જાણવું જોઈએ.)

વર્ષાકાલમાં આર્દ્રાથી સ્વાતિ સુધી સૂર્ય હોય ત્યારે ચંદ્ર જો શુક્રથી સપ્તમ સ્થાનમાં અથવા શનિથી પંચમ, નવમ તથા સપ્તમ સ્થાનમાં હોય તે સમયે તેના પર શુભ ગ્રહની દૃષ્ટિ પડે તો અવશ્ય વર્ષા થાય છે.

જો બુધ અને શુક્ર સમીપવર્તી (એક રાશિમાં રહેલ) હોય તો તત્કાળ વર્ષા થાય છે; પરંતુ તે બંને(બુધ અને શુક્ર)ની વચ્ચે સૂર્ય હોય તો વૃષ્ટિનો અભાવ થાય છે.

જો મઘા આદિ પાંચ નક્ષત્રોમાં શુક્ર પૂર્વ દિશામાં ઉદિત હોય અને સ્વાતિથી ત્રણ નક્ષત્રો(સ્વાતિ, વિશાખા, અનુરાધા)માં, શુક્ર પશ્ચિમદિશામાં ઉદિત થયેલો હોય તો નિશ્ચય જ વર્ષા થાય છે. આનાથી વિપરીત હોય તો વર્ષા થાય નહીં એમ જાણવું.

જો સૂર્યની સમીપ (એકરાશિની અંદર થઈને) કોઈ ગ્રહ આગળ કે પાછળ રહેતો હોય તો તે વૃષ્ટિ અવશ્ય કરે છે; પરંતુ તેની ગતિ વક્ર થઈ ન હોય તો જ તેમ થાય છે.

દક્ષિણ ગોલ(તુલાથી મીન સુધી)માં શુક્ર જો સૂર્યથી, ડાબી બાજુ પડે તો વૃષ્ટિ કરનારો થાય છે. ઉદય અથવા અસ્ત સમયે જો આર્દ્રામાં સૂર્યનો પ્રવેશ થાય તોપણ વર્ષા થાય છે.

સૂર્યનો આર્દ્રાપ્રવેશ જો સંધ્યા સમયે થાય તો શસ્ય(ધાન્ય)ની વૃદ્ધિ થાય છે. જો રાત્રે થાય તો મનુષ્યોને સર્વ પ્રકારની સમ્પત્તિ પ્રાપ્ત થાય છે. જો આર્દ્રામાં સૂર્યના પ્રવેશ સમયે ચંદ્ર, ગુરુ, બુધ તેમ જ શુક્રથી આર્દ્રા ભેદિત હોય તો ક્રમશઃ અલ્પવૃષ્ટિ, ધાન્યહાનિ, અનાવૃષ્ટિ અને ધાન્યવૃદ્ધિ થાય છે, આમાં સંશય નથી. જો આ ચારે ચંદ્ર, બુધ, ગુરુ અને શુક્ર પ્રવેશ-લગ્નથી કેન્દ્રમાં પડતા હોય તો ઈતિ-(તીડ વગેરેનો ઉપદ્રવ)નો નાશ થાય છે.

પૂર્વાષાઢા નક્ષત્રમાં સૂર્યના પ્રવેશ સમયે સૂર્ય મેઘોથી આચ્છન્ન (ઢંકાયેલો) હોય તો આર્દ્રાથી મૂલ સુધી દરરોજ વર્ષા થાય છે.

જો રેવતીમાં સૂર્યના પ્રવેશ સમયે વર્ષા થઈ જાય તો તેનાથી દશ નક્ષત્ર (રેવતીથી આશ્લેષા) સુધી વર્ષા થતી નથી. સિંહ-પ્રવેશમાં લગ્ન જો મંગળથી વિદ્ધ હોય, કર્ક-પ્રવેશમાં અવિદ્ધ હોય તેમજ કન્યા-પ્રવેશમાં વિદ્ધ હોય તો ઉત્તમ વૃષ્ટિ થાય છે. ઉત્તરાભાદ્રપદ પૂર્વધાન્ય, રેવતી પરધાન્ય તથા ભરણી સર્વધાન્ય નક્ષત્ર છે. અશ્વિનીને સર્વ ધાન્યોનું નાશક નક્ષત્ર કહેવામાં આવ્યું છે. વર્ષાકાલમાં પશ્ચિમમાં ઊગેલો શુક્ર જો ગુરુથી સપ્તમ રાશિમાં નિર્બળ હોય તો આર્દ્રાથી સાત નક્ષત્ર સુધી પ્રતિદિન અતિવૃષ્ટિ થાય છે. ચંદ્ર મંડળમાં પરિવેષ (ઘેરો) હોય અને ઉત્તર દિશામાં વીજળી થાય અથવા દેડકાંઓનો શબ્દ સંભળાય તો ચોક્કસ વર્ષા થાય છે. પશ્ચિમ ભાગમાં લટકતો મેઘ જો આકાશની વચ્ચે થઈને દક્ષિણ દિશાએ જાય તો શીઘ્ર વર્ષા થાય છે. બિલાડું પોતાના પંજાથી જમીન ખોદે; લોઢું, તાંબું અથવા કાંસું-આ ધાતુઓમાં કાટ લાગવા માંડે અથવા મળ જામવા લાગે તેમજ ઘણાં બાળકો મળીને રસ્તા પર પુલ બાંધવાની રમત આદરે તો આ બધાં વર્ષા આવવાનાં ચિહ્નો સમજવાં.

કીડીઓની લંગાર છિન્નભિન્ન થઈ જાય, આકાશમાં ઘણા આગિયા દેખાય તથા સર્પો વૃક્ષ પર ચઢતા દેખાય ને પ્રસન્ન જણાય તો આ બધાં દુર્વૃષ્ટિસૂચક ચિહ્નો હોવાનું જાણવું.

ઉદય તથા અસ્ત થતી વેળાએ જો સૂર્ય કે ચંદ્રનો રંગ બદલાયેલો જણાય અથવા તેમની કાંતિ મધ સમાન જણાય ને ખૂબ જોરથી પવન ફુંકાવા માંડે તો અતિવૃષ્ટિ થાય છે.

**પૃથ્વી આધારરૂપ કૂર્મના અંગ-**

**વિભાગ:** કૂર્મ દેવતા પૂર્વ ભણી મોઢું રાખીને રહેલા છે. તેમનાં નવ અંગોમાં આ ભારત-ભૂમિના નવ વિભાગ કરીને પ્રત્યેક ખંડમાં પ્રદક્ષિણ ક્રમથી વિભિન્ન પ્રદેશો સમજવા. અંતર્વેદી( મધ્યભાગ )માં પાંચાલદેશ રહેલો છે, એ કૂર્મ ભગવાનનું નાભિમંડળ છે. મગધ અને લાટ દેશ પૂર્વદિશામાં વિદ્યમાન છે. તે તેમનાં મુખમંડળ છે. કામરૂપ, કલિંગ અને કિરાત દેશ ભુજાઓ છે. અવન્તી, દ્રવિડ અને ભિલ્લદેશ તેમનું જમણું પડખું છે. ગૌડ, કોંકણ, શાલ્વ, આન્ધ્ર અને પૌણ્ડ્રદેશ આ સર્વ પ્રદેશો તેમના આગલા પગ છે. સિન્ધ, કાશી, મહારાષ્ટ્ર તથા સૌરાષ્ટ્ર દેશ પુચ્છભાગ છે. પુલિન્દ, ચીન, યવન અને ગુર્જર–આ સર્વ દેશો તેમના પાછલા પગ છે. કુરુ, કાશ્મીર, મદ્ર તથા મત્સ્ય દેશ ડાબું પડખું છે. ખસ ( નેપાલ ), અંગ, વંગ, બાલ્હીક અને કામ્બોજ–આ બંને હાથ છે.

આ નવ અંગોમાં ક્રમશઃ કૃત્તિકા આદિ ત્રણ ત્રણ નક્ષત્રોનો ન્યાસ કરવો ( સ્થાપ્યાની ધારણા હોવાનું કલ્પવું). જે અંગના નક્ષત્રમાં પાપગ્રહો રહે છે, તે અંગના દેશોમાં ત્યાં સુધી અશુભ ફળ થાય છે. અને જે અંગનાં નક્ષત્રોમાં શુભ ગ્રહો રહે છે તે અંગના દેશોમાં શુભ ફળ થાય છે.

**મૂર્તિ-પ્રતિમાવિકાર :** દેવતાઓની પ્રતિમા જો નીચે પડી જાય, બળી જાય, વારંવાર રડે, ગાય, પરસેવાથી નીતરવા માંડે, હસે, અગ્નિ, ધુમાડો, તેલ, લોહી, દૂધ અથવા જળનું વમન કરે, અધોમુખ થઈ જાય, એક સ્થાનથી બીજા સ્થાને ચાલી જાય તથા આવા જ પ્રકારની અદ્ભુત વાતો જણાવા માંડે તે પ્રતિમાવિકાર કહેવાય છે. આ વિકાર અશુભ ફળનો સૂચક છે.

**વિવિધ વિકાર :** જો આકાશમાં ગંધર્વ-નગર ( ગામના જેવો આકાર ), દિવસે તારાઓનું દર્શન, ઉલ્કાપતન, કાષ્ઠ, તૃણ અને શોણિત( લોહી )ની વર્ષા, ગંધર્વોનું દર્શન, દિશાઓનું બળવું, દિશાઓમાં ધુમાડો છવાઈ જવો, દિવસે કે રાત્રે ભૂકંપ થવો, અગ્નિ ન હોય છતાં સ્ફુલિંગ ( તણખા ) દેખાય, કાષ્ઠ વિના આગ લાગવી, રાત્રે ઇન્દ્રધનુષ અથવા પરિવેશ ( ઘેરો ) દેખાવો, પર્વત અથવા વૃક્ષ વગેરે પર ઊજળો કાગડો દેખાવો ને અગ્નિના તણખા પ્રકટ થવા વગેરે દેખાવા માંડે; ગાય, હાથી અને ઘોડાઓને બે કે ત્રણ માથાં-વાળું બચ્ચું જન્મે, પ્રાતઃકાલે એક સાથે જ ચારે દિશાઓમાં અરુણોદય થયા જેવું ભાસે, ગામમાં શિયાળવાં દિવસે નિવાસ કરે, ધૂમકેતુઓ દેખાય, રાત્રે કાગડા-ઓ અને દિવસે કબૂતરોનું ક્રન્દન થાય–આ બધા ભયંકર ઉત્પાત છે. વૃક્ષો પર સમય વિના ફૂલ કે ફળ દેખાય; તો તેવાં વૃક્ષો કાપી નાખવાં જોઈએ અને તે અંગેની શાંતિ કરવી. આ પ્રકારના બીજા પણ જે મોટા મોટા ઉત્પાતો દેખાય છે તે સ્થાન( દેશ અથવા ગામ )નો નાશ કરનારા હોય છે. કેટલાક ઉત્પાતો ઘાતક હોય છે. કેટલાક શત્રુઓ તરફથી ભય ઊભો કરે છે. કેટલાક ઉત્પાતોથી ભય, યશ, મૃત્યુ, હાનિ, કીર્તિ, સુખ–દુઃખ અને ઐશ્વર્યની પણ પ્રાપ્તિ થાય છે. જો રાફડા-ની માટી પર મધ દેખાય તો ધનની હાનિ થાય છે. હે દ્વિજશ્રેષ્ઠ! આ પ્રકારના સર્વ ઉત્પાતોમાં યત્નપૂર્વક કલ્પોક્ત વિધિથી શાંતિ અવશ્ય કરી લેવી જોઈએ. ૧–૭૫૭

હે નારદ! આ પ્રમાણે સંક્ષેપથી મેં જ્યોતિષશાસ્ત્રનું વર્ણન કર્યું છે. હવે વેદનાં છ અંગોમાં શ્રેષ્ઠ છંદશાસ્ત્રનો પરિચય આપું છું. ૭૫૮

अतः परं प्रवक्ष्यामि च्छन्दः शास्त्रमनुत्तमम् ॥

ઇતિ શ્રીનારદમહ પુરાણમાં 'ત્રિસ્કંધજ્યોતિષનું સંહિતાપ્રકરણ' નામનો ૫૬ મો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૫૭ મો

### છન્દઃ શાસ્ત્રનો સંક્ષિપ્ત પરિચય×

सनंदन उवाच।

वैदिकं लौकिकं चापि छन्दो द्विविधमुच्यते।
मात्रावर्णविभेदेन तच्चापि द्विविधं पुनः ॥ १ ॥

સનંદન બોલ્યા: નારદ! છન્દ બે પ્રકારના જણાવવામાં આવ્યા છે-વૈદિક* અને લૌકિક.÷

માત્રા અને વર્ણના ભેદથી તે લૌકિક અને વૈદિક છન્દો પણ ફરીથી બબ્બે પ્રકારના થાય છે (+માત્રિક છન્દ અને ×વર્ણિક છન્દ).

છન્દઃશાસ્ત્રના વિદ્વાનોએ મગણ, યગણ, રગણ, સગણ, તગણ, જગણ, ભગણ અને નગણ તથા ગુરુ તેમ જ લઘુ જ છન્દોની સિદ્ધિમાં કારણ જણાવ્યા છે. જેમાં બધા જ અર્થાત્ ત્રણે અક્ષર ગુરુ હોય તેને મગણ (SSS) કહ્યો છે. જેનો આદિ અક્ષર (લઘુ અને શેષ બે અક્ષરો ગુરુ) હોય તે યગણ (ISS) મનાયો છે. જેનો મધ્યવર્તી અક્ષર લઘુ હોય, તે રગણ (SIS) અને જેનો અન્તિમ અક્ષર ગુરુ હોય તે સગણ (IIS) છે. જેમાં અંતિમ અક્ષર લઘુ હોય, તે તગણ (SSI) કહેવાય છે. જ્યાં મધ્ય ગુરુ

× શાસ્ત્રકારોએ દ્વિજાતિઓ માટે છયે અંગો સહિત સંપૂર્ણ વેદોના અધ્યયનનો આદેશ આપ્યો છે, તેજ અંગોમાંનું છંદ પણ એક અંગ છે. આને વેદનું ચરણ માનવામાં આવેલ છે-छन्दः पादौ तु वेदस्य। (પા. શિ. ૪૧) 'अनुष्टुभा यजति, बृहत्या गायति, गायत्र्या स्तौति।' (પિં. સૂત્રવૃત્તિ અધ્યાય ૧) (અનુષ્ટુપ્થી યજન કરવું; બૃહતી છંદ દ્વારા ગાન કરવું; ગાયત્રી છંદથી સ્તુતિ કરવી) વગેરે વિધિઓનું શ્રવણ થવાથી છંદનું જ્ઞાન અતિ આવશ્યક સિદ્ધ થાય છે. છંદ ન જાણવાથી પ્રત્યવાય (હરકત) પણ થાય છે; જેમ કે છ દોગ બ્રાહ્મણનું વચન છે-'यो ह वा अविदितार्षेयच्छन्दोदैवतविनियोगेन ब्राह्मणेन मन्त्रेण याजयति वाध्यापयति वा स स्थाणुं वर्च्छति गर्तं वा पद्यते प्रमीयते वा पापीयान् भवति यातयामान्यस्य छन्दान्सि भवन्ति।' (પિં. સૂત્રવૃત્તિ અધ્યાય ૧) (જે ઋષિ, છંદ, દેવતા તથા વિનિયોગને જાણ્યા વિના બ્રાહ્મણ મંત્રથી યજ્ઞ કરાવે છે અને શિષ્યોને ભણાવે છે, તે કાષ્ઠના ઠૂંઠા જેવો થઈ જાય છે, નરકમાં પડે છે, વેદોક્ત આયુનો પૂરો ઉપભોગ કર્યા વિના વચ્ચે જ મૃત્યુને પ્રાપ્ત થાય છે અથવા મહાન પાપનો ભાગી થાય છે, તેણે કરેલા સમસ્ત વેદપાઠ યાતયામ (પ્રભાવશૂન્ય-વ્યર્થ) થઈ જાય છે); તેથી છંદનું જ્ઞાન અવશ્ય પ્રાપ્ત કરવું જોઈએ. એટલા માટે આ છંદઃશાસ્ત્રનો આરંભ થયો છે.

* વેદમંત્રોમાં જે ગાયત્રી, અનુષ્ટુપ્, બૃહતી અને ત્રિષ્ટુપ્ આદિ છંદ પ્રયુક્ત થયેલા છે તેમને વૈદિક છંદ કહેવામાં આવે છે. જેમ કે-

तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात्।

-આ ગાયત્રી છંદ છે.

÷ ઇતિહાસ, પુરાણ, કાવ્ય આદિનાં પદ્યોમાં પ્રયુક્ત જે છંદો છે, તેમને લૌકિક કહેવામાં આવ્યા છે. જેમ કે-

सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः॥

-આ 'શ્લોક' અનુષ્ટુપ્ છંદ છે.

+ પરિગણિત માત્રાઓથી પૂર્ણ થનારા છંદોને માત્રિક કહે છે. જેમ કે આર્યાછંદના પ્રથમ અને તૃતીય પાદ બાર માત્રાઓથી, દ્વિતીય પાદ અઢાર માત્રાઓથી અને ચતુર્થ પાદ પંદર માત્રાઓથી પૂર્ણ થાય છે. આર્યાના પૂર્વાર્ધ જેવું જ ઉત્તરાર્ધ પણ હોય તો 'ગીતિ' અને ઉત્તરાર્ધ જેવું પૂર્વાર્ધ હોય તો 'ઉપગીતિ' છંદ થાય છે.

આર્યાનું ઉદાહરણ-

वृन्दावने सलीलं वल्गुद्रुमकाण्डनिहिततनुयष्टिः।
स्मेरमुखार्पितवेणुः कृष्णो यदि मनसिकः स्वर्गः॥

× પરિગણિત અક્ષરોથી સિદ્ધ થનારા છંદોને 'વર્ણિક' કહે છે. જેમ કે-

जयन्ति गोविन्दमुखारविन्दे मरन्दसान्द्राधरमन्दहासाः।
चित्ते चिदानन्दमयं तमोघ्नममन्दमिन्दुद्रवमुद्गिरन्तः॥

-આ ઇંદ્રવજ્રા-ઉપેંદ્રવજ્રાના મેળથી બનેલો ઉપજાતિ નામનો છંદ છે.

હોય, તે જગણુ (।ऽ।) અને જેમાં આદિ ગુરુ હોય, તે ભગણુ (ऽ।।) છે. હે મુને! જેમાં ત્રણે અક્ષર લઘુ હોય, તે નગણુ (।।।) કહેલ છે. ત્રણ અક્ષરોના સમુદાયનું નામ ગણુ છે.* આર્યા આદિ છન્દોમાં ચાર માત્રા-વાળા પાંચ ગણુ કહેવામાં આવ્યા છે, જે ચાર લઘુવાળા ગણથી યુક્ત છે.+

જો લઘુ અક્ષરથી પરે સંયોગ, વિસર્ગ અને અનુસ્વાર હોય તો તે લઘુની દીર્ઘતાનો બોધક હોય છે.× આ છન્દઃશાસ્ત્રમાં 'ગ'નો અર્થ ગુરુ અથવા દીર્ઘ માનવામાં આવ્યો છે અને 'લ'નો અર્થ લઘુ સમજવામાં આવે છે. પદ્ય અથવા શ્લોકના પા ભાગને પાદ કહે છે. વિરામનું નામ 'યતિ' છે. હે નારદ! વૃત્ત(છન્દ)ના ત્રણ ભેદ માનવામાં આવ્યા છે—સમવૃત્ત, અર્ધ-સમવૃત્ત તથા વિષમવૃત્ત. જેનાં ચારે ચરણો-માં સમાન લક્ષણ લક્ષિત થતું હોય તે સમવૃત્ત= કહેવાય છે.

જેનાં પ્રથમ અને તૃતીય ચરણોમાં તેમ જ બીજા તથા ચોથા ચરણોમાં સમાન

* ગણોનું કોષ્ટક

| ગણનું નામ | મગણુ | યગણુ | રગણુ | સગણુ | તગણુ | જગણુ | ભગણુ | નગણુ |
|---|---|---|---|---|---|---|---|---|
| સ્વરૂપ | ऽऽऽ | ।ऽऽ | ऽ।ऽ | ।।ऽ | ऽऽ। | ।ऽ। | ऽ।। | ।।। |
| દેવતા | પૃથ્વી | જળ | અગ્નિ | વાયુ | આકાશ | સૂર્ય | ચંદ્ર | સ્વર્ગ |
| ફળ | લક્ષ્મી વૃદ્ધિ | વૃદ્ધિ અભ્યુદય | વિનાશ | ભ્રમણ | ધન-નાશ | રોગ | સુયશ | આયુ |
| મિત્રાદિ સંજ્ઞાઓ | મિત્ર | ભૃત્ય | શત્રુ | શત્રુ | ઉદાસીન | ઉદાસીન | ભૃત્ય | મિત્ર |

જો કાવ્યમાં પસંદ કરાયેલો છંદ જગણુ આદિ અનિષ્ટકારી ગણોથી સંયુક્ત હોય તો તેની શાંતિને માટે પ્રારંભમાં ભગવદ્વાચક તેમ જ દેવવાચક શબ્દોનો પ્રયોગ કરવો જોઈએ; જેમ કે ભામટનું વચન છે—

देवतावाचकाः शब्दा ये च भद्रादिवाचकाः ।
ते सर्वे नैव निन्द्याः स्युर्लिपितो गणतोऽपि वा ॥
(પિંગલસૂત્રની હલાયુધ-વૃત્તિથી ઉદ્ધૃત)

'જે દેવતાવાચક અને મંગલાદિવાચક શબ્દો છે, તે બધા લિપિદોષ અથવા ગણદોષથી પણ નિંદિત થતા નથી.' (તેમના દ્વારા ઉક્ત દોષોનું નિવારણ થઈ જાય છે.)

\+ જેમ કે

| સર્વગુરુ | અન્ત્યગુરુ | મધ્યગુરુ | આદિગુરુ | ચતુર્લઘુ |
|---|---|---|---|---|
| ऽऽऽ | ।।ऽ | ।ऽ। | ऽ।। | ।।।। |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |

આ ભેદોનાં નામ ક્રમશઃ આ પ્રમાણે છે—કર્ણ, કરતલ, પયોધર, વસુચરણ અને વિપ્ર.

× જેમ કે—रामं। रामः। रामस्य। અહીં 'राम' શબ્દના 'म'માં હ્રસ્વ અકાર છે, તોપણ તેમાં અનુસ્વાર અને વિસર્ગનો સંબંધ હોવાથી તે દીર્ઘ જ મનાય છે. એવી જ રીતે 'स्य' આ સંયુક્ત અક્ષર પરે હોવાથી 'रामस्य'માં મકાર પછીના અકારને દીર્ઘ માનવામાં આવે છે. પાદના અંતમાં રહેલો લઘુ અક્ષર પણ વિકલ્પે ગુરુ મનાય છે.

= સમવૃત્તનું ઉદાહરણ—

मुखे ते ताम्बूलं नयनयुगले कज्जलकला
ललाटे काश्मीरं विलसति गले मौक्तिकलता ।
स्फुरत्काञ्ची शाटी पृथुकटितटे हाटकमयी
भजामि त्वां गौरीं नगपतिकिशोरीमविरतम् ॥

(આ 'શિખરિણી' છન્દનાં ચારે ચરણોમાં એક સમાન હ્રસ્વ-દીર્ઘવાળા સત્તર સત્તર અક્ષરો છે.)

લક્ષણો હોય, તે અર્ધસમવૃત્ત* છે. જેનાં ચારેય ચરણોમાં એકબીજાથી ભિન્ન લક્ષણ લક્ષિત થતાં હોય તે વિષમવૃત્ત÷ છે. એક અક્ષરના પાદથી આરંભ કરીને એક એક અક્ષર વધારતા જઈ જ્યાં સુધી છવ્વીસ અક્ષરનો પાદ પૂરો થાય ત્યાં સુધી પૃથક્ પૃથક્ છન્દો બને છે. છવ્વીસ અક્ષરથી અધિકનું ચરણ હોય તો ચંડવૃષ્ટિપ્રપાત આદિ દંડક× બને છે. ત્રણ કે છ પાદોથી ગાથા+ થાય છે. હવે ક્રમશઃ એકથી છવ્વીસ અક્ષર સુધીના પાદવાળા છન્દોની સંજ્ઞા સાંભળો.

ઉક્તા, અત્યુક્તા, મધ્યા પ્રતિષ્ઠા, સુપ્રતિષ્ઠા, ગાયત્રી, ઉષ્ણિક્, અનુષ્ટુપ, બૃહતી, પંક્તિ, ત્રિષ્ટુપ, જગતી, અતિજગતી, શક્વરી, અતિશક્વરી, અષ્ટિ, અત્યષ્ટિ, ધૃતિ, વિધૃતિ, (કે અતિધૃતિ) કૃતિ, પ્રકૃતિ, આકૃતિ, વિકૃતિ, સંકૃતિ, અતિકૃતિ અથવા અભિકૃતિ તથા ઉત્કૃતિ=.

---

* અર્ધસમવૃત્તનું ઉદાહરણ–

। ।।।।ऽ ।ऽ।ऽऽ ।।।ऽ।।ऽ।ऽ ।ऽऽ

त्रिभुवनकमनं तमालवर्णं रविकरगौरवराम्बरं दधाने।
वपुरलकलकुलावृताननाब्जं विजयसखे रतिरस्तु मेऽनवद्या॥

આ 'પુષ્પિતાગ્રા' છન્દ છે–એનાં પ્રથમ અને તૃતીય ચરણ એક સમાન લક્ષણવાળાં બાર બાર અક્ષરનાં છે. તેમાં ૨ નગણ, ૧ રગણ અને ૧ યગણ છે. દ્વિતીય તથા ચતુર્થ ચરણમાં એક સરખા લક્ષણવાળા તેર તેર અક્ષર છે. એમાં ૧ નગણ, ૨ જગણ, ૧ રગણ અને ૧ ગુરુ છે.

અર્ધસમવૃત્તોમાં 'પુષ્પિતાગ્રા'થી અતિરિક્ત હરિણપ્લુતા તથા વૈતાલીય કે વિયોગિની વગેરે બીજા પણ અનેક છન્દ હોય છે. **વૈતાલીય** અથવા **વિયોગિનીનાં** પ્રથમ અને તૃતીય ચરણોમાં ૨ સગણ, ૧ જગણ અને ૧ ગુરુ હોય છે. દ્વિતીય અને ચતુર્થ ચરણોમાં ૧ સગણ, ૧ ભગણ, ૧ રગણ, ૧ લઘુ અને ૧ ગુરુ હોય છે. પાદના અંતમાં વિરામ હોય છે.

ઉદાહરણ–

।।ऽ। ।ऽ।ऽ। ऽ ।।ऽऽ ।।ऽ । ऽ।ऽ

जगदम्ब विचित्रमत्र किं परिपूर्णा करुणास्ति चेन्मयि।
अपराधपरम्परापरं न हि माता समुपेक्षते सुतम्॥

'હરિણપ્લુતા' (માં વિષમ પાદોમાં ૩ સગણ, ૧ લઘુ, ૧ ગુરુ હોય છે અને સમપાદોમાં ૧ નગણ, ૨ ભગણ અને ૧ રગણ હોય છે, એનો બીજો અને ચોથો પાદ દ્રુતવિલંબિતના જ સમાન છે.)

ઉદાહરણ–

।।ऽ।।ऽ ।।ऽ।ऽ ।।।ऽ।।ऽ।।ऽ ।ऽ

स्फुटफेनचया हरिणप्लुता वलिमनोज्ञतया तरणेः सुता।
कलहंसकुलारवशालिनी विहरतो हरतिस्म हरेर्मनः॥

÷ વિષમવૃત્તનું ઉદાહરણ–

नलिनेक्षणं शशिमुखं च रुचिरदशनं घनच्छविम्।
चारुचरणकमलं कमलाश्रितमात्रज व्रजमहेन्द्रनन्दनम्॥

(–આ 'ઉદ્ગતા' નામક છન્દમાં ચારે ચરણોનાં ભિન્નભિન્ન લક્ષણો છે. એના પ્રથમ પાદમાં સ, જ, સ, લ; દ્વિતીયપાદમાં ન, સ, જ, ગ; તૃતીયપાદમાં ભ, ન, જ, લ, ગ અને ચતુર્થપાદમાં સ, જ, સ, જ, ગ હોય છે.)

× છવ્વીસ અક્ષરોથી અધિકનું એક એક ચરણ હોય ત્યારે જે છન્દ બને છે તેને દંડક કહે છે. સત્તાવીસ અક્ષરોના દંડકનું નામ ચંડવૃષ્ટિપ્રપાત છે. આમાં બે 'નગણ' અને સાત 'રગણ' હોય છે. પાદના અન્તમાં વિરામ હોય છે.

ઉદાહરણ–

इह हि भवति दण्डकारण्यदेशे स्थितिः पुण्यभाजां मुनीनां मनोहारिणी त्रिदशविजयिवीर्यद्दृप्यद्दशग्रीवलक्ष्मीवीरामेण रामेण संसेविते। जनकयजनभूमिसम्भूतसीमन्तिनीसीमसीतापदस्पर्शपूताश्रमे भुवननमितपादपद्माभिधानाम्बिकातीर्थयात्रागतानेकसिद्धाकुले॥

\+ આચાર્ય પિંગલના મતે પિંગલસૂત્રોમાં જેમનાં નામનો ઉલ્લેખ થયેલો નથી, એવા છન્દોની 'ગાથા' સંજ્ઞા છે. અહીં મૂળમાં ત્રણ પાદ કે છ પાદના છન્દોને 'ગાથા' કહેવામાં આવેલ છે. તેથી તેના કોઈ વિશેષ લક્ષણ કે ઉદાહરણનો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી.

= (૧) જેના પ્રત્યેક ચરણમાં એક એક અક્ષર હોય, તે છન્દનું નામ 'ઉક્તા' છે, એના બે ભેદ હોય છે. પહેલો ગુરુ અક્ષરોથી બને છે, બીજો લઘુ અક્ષરોથી. ગુરુ અક્ષરોથી બનતા છન્દનું

નામ પિંગલાચાર્યે 'શ્રી' રાખ્યું છે. ઉદાહરણ-'વિષ્ણું વન્દે'. લઘુ અક્ષરોવાળા ઉક્તા છન્દનું ઉદાહરણ 'हरिरिह' જાણવું જોઈએ.

(૨) જેના પ્રત્યેક ચરણમાં બબ્બે અક્ષરોની સંયોજના હોય, તે 'અત્યુક્તા' નામક છન્દ છે. પ્રસ્તારથી એના ચાર ભેદ થઈ શકે છે, અહીં વિસ્તારભેદથી કેવલ એક પ્રથમ ભેદ 'સ્ત્રી'નું ઉદાહરણ આપવામાં આવે છે. બે ગુરુ અક્ષરોવાળાં ચાર પદોથી બનતા છન્દને 'સ્ત્રી' કહેવામાં આવે છે.

ઉદાહરણ-

'ऽऽ
अन्यस्त्रीभिः सङ्गस्त्याज्यः ।'

(૩) ત્રણ ત્રણ અક્ષરોનાં ચાર પાદોથી 'મધ્યા' નામનો છન્દ બને છે. પ્રસ્તારથી તેના ભેદોની સંખ્યા આઠ થાય છે. એના પ્રથમ ભેદમાં ત્રણેય અક્ષરો ગુરુ હોય છે. આચાર્ય પિંગલે તેનું 'નારી' નામ નિયત કર્યું છે.

ऽऽऽ
૧. ઉદાહરણ-'सर्वासां नारीणाम् । भर्ता स्यादाराध्यः॥'

ऽ।ऽ
૨.- ,, 'प्राणतः प्रेयसी। राधिका श्रीपतेः ॥'

આ બીજું ઉદાહરણ મધ્યાનો તૃતીય ભેદ છે, આને 'મૃગી' છન્દ કહે છે. એના પ્રત્યેક ચરણમાં એક એક રગણ હોય છે.

(૪) ચાર ચાર અક્ષરવાળા ચાર પાદવાળા છંદ-સમૂહનું નામ 'પ્રતિષ્ઠા' છે. પ્રસ્તારથી એના સોળ ભેદ હોય છે. એના પ્રથમ ભેદનું નામ 'કન્યા' છે. ઉદાહરણ જુઓ-

ऽऽऽऽ
भास्वत्कन्या सैका धन्या ।
यस्याः कूले कृष्णोऽखेलत् ॥

(૫) પાંચ પાંચ અક્ષરના ચાર પાદવાળા છંદસમુદાયનું નામ 'સુપ્રતિષ્ઠા' છે. પ્રસ્તારથી એના બત્રીસ ભેદ થાય છે. આમાં સાતમો ભેદ 'પંક્તિ' છે, તે અહીં બતાવવામાં આવે છે: ભગણ તથા બે ગુરુ અક્ષરોથી પંક્તિ છંદની સિદ્ધિ થાય છે.

ઉદાહરણ-

ऽ।।ऽऽ
कृष्णसनाथा तर्णकपंक्तिः ।
यामुनकच्छे चारु चचार ॥

(૬) જેનાં ચારેય ચરણોમાં છ છ અક્ષરો હોય તે છંદસમૂહનું નામ ગાયત્રી છે. પ્રસ્તારથી એના ચોસઠ ભેદ થાય છે. એના પ્રથમ ભેદનું નામ વિદ્યુલ્લેખા, તેરમા ભેદનું નામ તનુમધ્યા, સોળમાનું નામ શશિવદના તથા ઓગણીસમાનું નામ વસુમતી છે. અહીંયાં કેવળ આ જ ચારેનો ઉલ્લેખ કરવામાં આવે છે. બે મગણ (ऽऽऽ ऽऽऽ) હોવાથી વિદ્યુલ્લેખા, એક તગણ (ऽऽ।) અને એક યગણ (।ऽऽ) હોવાથી તનુમધ્યા, એક નગણ (।।) અને એક યગણ (।ऽऽ) હોવાથી શશિવદના તથા એક તગણ (ऽऽ।) અને એક સગણ (।।ऽ) હોવાથી વસુમતી નામનો છંદ બને છે.

ઉદાહરણ ક્રમશઃ આ પ્રમાણે છે-

'विद्युल्लेखा'-ऽऽऽऽऽऽ
गोगोपीगोपानां प्रेयांसं प्राणेशम् ।
विद्युल्लेखावस्त्रं वन्देऽहं गोविन्दम् ॥

'तनुमध्या'-ऽऽ ।।ऽऽ
प्रीत्या प्रतिवेलं नानाविधखेलं ।
सेवे गततन्द्रं वृन्दावनचन्द्रम् ॥

'शशिवदना'-।।।।ऽऽ
परममुदारं विपिनविहारम् ।
भज प्रतिपालं व्रजपतिवालम् ॥

'वसुमती'-ऽऽ।।।ऽ
भक्तार्तिकदनं संसिद्धिसदनम् ।
नौमीन्दुवदनं गोविन्दमधुना ॥

(૭) સાત સાત અક્ષરોના ચાર પાદવાલા છંદસમુદાયને 'ઉષ્ણિક્' કહેવામાં આવેલ છે, પ્રસ્તારથી એના એકસોઅઠ્ઠાવીસ ભેદ થાય છે. એમાંનો પચ્ચીસમો ભેદ 'મદલેખા' અને ત્રીસમો ભેદ 'કુમારલલિતા'ના નામથી પ્રસિદ્ધ છે. મગણ, સગણ તથા એક ગુરુ-આ સાત અક્ષરોથી 'મદલેખા' તથા જગણ, સગણ અને એક ગુરુથી 'કુમારલલિતા' છંદની સિદ્ધિ થાય છે, પ્રથમનું ઉદાહરણ આ પ્રમાણે છે-

ऽऽऽ।।ऽऽ ऽऽऽ।।ऽऽ
रङ्गे वाहुविरुग्णाद् दन्तीन्द्रान्मदलेखा।
लग्नाभून्मुरशत्रौ कस्तूरीरसचर्चा॥

(૮) આઠ અક્ષરવાળા ચાર પદોથી બનતા છંદોની જાતિવાચક સંજ્ઞા 'અનુષ્ટુપ્' છે. પ્રસ્તારથી અનુષ્ટુપ્ના બસોછપ્પન ભેદ થાય છે. એના વિદ્યુન્માલા, માણવકાક્રીડ ચિત્રપદા હંસરુત, પ્રમાણિકા કે નગસ્વરૂપિણી, સમાનિકા, શ્લોક તથા વિતાન આદિ અનેક ભેદ–પ્રભેદ છે. શ્લોક છંદના પ્રત્યેક ચરણમાં છઠ્ઠો અક્ષર ગુરુ અને પાંચમો લઘુ હોય છે. પ્રથમ અને તૃતીય ચરણોમાં સાતમો અક્ષર દીર્ઘ હોય છે અને દ્વિતીય તથા ચતુર્થ ચરણોમાં તે હ્રસ્વ હોય છે. શેષ અક્ષરો માટે વિશેષ નિયમ ન હોવાથી આ શ્લોક છંદના પણ ઘણા અવાન્તર ભેદો થઈ જાય છે. ઉપર્યુક્ત છંદોમાં વિદ્યુન્માલા અનુષ્ટુપ્નો પ્રથમ ભેદ છે; કારણ કે તેમાં બધા જ અક્ષરો ગુરુ હોય છે. આમાં ચાર ચાર અક્ષરે વિરામ થાય છે. પ્રમાણિકા અથવા નગસ્વરૂપિણી છયાસિમો ભેદ છે. આમાં જગણ, રગણ ૧ લઘુ તથા ૧ ગુરુ હોય છે. પ્રમાણિકા અને સમાનિકા સિવાય અનુષ્ટુપ્ના બધા ભેદો વિતાનના અંતર્ગત માનવામાં આવે છે. અહીં વિદ્યુન્માલા, નગસ્વરૂપિણી, શ્લોક (અનુષ્ટુપ્) તથા માણવકાક્રીડનું એક એક ઉદાહરણ આપવામાં આવે છે–

'विद्युन्माला'–ऽऽऽऽऽऽ ऽऽ

विद्युन्मालालोलान् भोगान् मुक्त्वा मुक्तौ यत्नं कुर्यात्।
ध्यानोत्पन्नं निःसामान्यं सौख्यं भोक्तुं यद्याकाङ्क्षेत्॥

'નગસ્વરૂપિણી–

શિવતાણ્ડવ સ્તોત્ર 'નગસ્વરૂપિણી' છન્દમાં જ લખવામાં આવેલ છે. તેના એક એક પદ્યમાં બબ્બે નગસ્વરૂપિણી છન્દ આવ્યા છે. કેટલાકો તે સંયુક્ત છન્દને 'પંચચામર' આદિ નામ આપે છે. એમાં જ. ર. જ. ર. જ અને ૧ ગુરુ હોય છે. ઉદાહરણ આ પ્રમાણે છે–

।ऽ।ऽ।ऽ।ऽ।ऽ।ऽ।ऽ।ऽ।ऽ
जटाकटाहसंभ्रमभ्रमन्निलिम्पनिर्झरी–
विलोलवीचिवल्लरीविराजमानमूर्द्धनि।
धगद्धगद्धगज्ज्वलल्ललाटपट्टपावके
किशोरचन्द्रशेखरे रतिः प्रतिक्षणं मम॥

શ્લોક–यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम्।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः॥

માણવકાક્રીડમાં ભગણ, તગણ, એક લઘુ અને ગુરુ હોય છે. જેમ કે—

ऽ।। ऽऽ। ।ऽ
आदिगतं तुर्यगतं पञ्चमकं चान्त्यगतम्।
स्याद् गुरु चेत् तत् कथितं माणवकाक्रीडमिदम्॥

(૯) નવ નવ અક્ષરોનાં ચાર ચરણોથી સિદ્ધ થનારા છંદસમૂહનું નામ 'બૃહતી' છે. પ્રસ્તારથી એના પાંચસો બાર ભેદ થાય છે. એના 'હલમુખી' (૧ રગણ, ૧ નગણ, ૧ સગણ) તથા 'ભુંજગશિશુભૃતા' (૨ નગણ, ૧ ભગણ) ભેદ અહીં બતાવવામાં આવે છે. એમાંનો એક તો ૨૫૧ મો ભેદ છે અને બીજો ૬૪ મો. ઉદાહરણ ક્રમશઃ આ પ્રમાણે છે–

ऽ।ऽ।।।।।ऽ
१–हृतयोर्मधुरमुरलीं धारयन्नधरशायंने।
सन्निवेश्य रवममृतं संसृजञ्जयति स हरिः॥

।।।। ।।ऽऽऽ
२–प्रणमत नयनारामं विकचकुवलयश्यामम्।
अघहरयमुनानीरे भुजगशिरसि नृत्यन्तम्॥

(૧૦) દશ અક્ષરોના પાદવાલા છન્દ સમુદાયને 'પંક્તિ' કહે છે. પ્રસ્તારથી એના ૧૦૨૪ ભેદ હોય છે. એના શુદ્ધવિરાટ્, પણવ, રુકમવતી, મયૂરસારિણી, મત્તા, મનોરમા, હંસી, ઉપસ્થિતા તથા ચમ્પકમાળા આદિ અનેક અવાન્તર ભેદો છે. શુદ્ધવિરાટ્–આ પંક્તિનો ૩૪૫ મો ભેદ છે. અહીં શુદ્ધવિરાટ્ (મગણ, સગણ, જગણ, ૧ ગુરુ) તથા ચમ્પકમાળાના ઉદાહરણ આપવામાં આવે છે—

ऽऽऽऽ।। ऽ।ऽ।ऽ
विश्वं तिष्ठति कुक्षिकोटरे वक्त्रे यस्य सरस्वती सदा।
सर्वेषां प्रपितामहो गुरुर्ब्रह्मा शुद्धविराट् पुनातु नः॥

'ચંપકમાલા'ના પ્રત્યેક પાદમાં ભગણ, મગણ, સગણ અને એક ગુરુ હોય છે તથા પાંચ પાંચ અક્ષરો પર વિરામ થાય છે. પ્રત્યેક ચરણે એનો અંતિમ અક્ષર ઓછો કરી દેવાથી 'મણિબંધ' છંદ થઈ જાય છે.

ઉદાહરણ–

ऽ। ।ऽ ऽऽ।।ऽऽ

सौम्य गुरु स्यादाद्यचतुर्थं पञ्चमषष्ठं चान्त्यमुपान्त्यम् ।
इन्द्रियवाणैर्यत्र विरामः सा कथनीया चम्पकमाला ॥

(૧૧) અગિયાર અગિયાર અક્ષરનાં ચાર ચરણોથી સિદ્ધ થનારા છંદસમુદાયનું નામ ત્રિષ્ટુપ્ છે. પ્રસ્તારથી એના ૨૦૪૮ ભેદ થાય છે. ત્રિષ્ટુપ્ના જ અનેક અવાંતર ભેદ ઇંદ્રવજ્રા, ઉપેંદ્રવજ્રા, ઉપજાતિ, દોધક, શાલિની, રથોદ્ધતા અને સ્વાગતા આદિ નામોથી પ્રસિદ્ધ છે. ત્રિષ્ટુપ્ની કઈ સંખ્યા-વાળા આ ભેદો છે એ વિષેનું જ્ઞાન મૂલમાં કહેલી રીતથી કરી લેવું જોઈએ. અહીં ઉક્ત સાત છંદોનાં લક્ષણ અને ઉદાહરણ ક્રમશઃ પ્રસ્તુત કરવામાં આવે છે; કારણ કે પ્રાચીન અને અર્વા-ચીન ગ્રંથોમાં એના પ્રયોગ વધારે મળે છે–

(૧) 'ઇંદ્રવજ્રાછંદ'–(માં ૨ તગણ, ૧ જગણ અને બે ગુરુ હોય છે–)

ऽऽ।ऽऽ।।ऽ।ऽऽ

निर्मानमोहा जितसङ्गदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः।
द्वन्द्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्गच्छन्त्यमूढाः पदमव्ययं तत् ॥

(૨) 'ઉપેંદ્રવજ્રા'–(માં ૧ જગણ ૧ તગણ, ૧ જગણ અને બે ગુરુ હોય છે.) ઇંદ્ર-વજ્રાના પ્રત્યેક ચરણનો પહેલો અક્ષર હ્રસ્વ થઈ જાય તો ઉપેંદ્રવજ્રા છંદ બની જાય છે.

।ऽ।ऽऽ।।ऽ।ऽऽ

त्वमेव माता च पिता त्वमेव त्वमेव बन्धुश्च सखा त्वमेव ।
त्वमेव विद्या द्रविणं त्वमेव त्वमेव सर्वं मम देवदेव ॥

(૩) ઇંદ્રવજ્રા અને ઉપેંદ્રવજ્રા–બન્નેના મેળથી બનતા છંદનું નામ ઉપજાતિ છે. ઉપજાતિમાં કોઈ ચરણ કે પાદ ઇંદ્રવજ્રાનું હોય છે તો કોઈ ઉપેન્દ્રવજ્રાનું. પ્રસ્તારથી ઉપજાતિના ચૌદ ભેદ થાય છે, તે ભેદોનાં નામ આ પ્રમાણે છે–કીર્તિ, વાણી, માલા, શાલા, હંસી, માયા, જાયા, બાલા, આર્દ્રા, ભદ્રા, પ્રેમા, રામા, ઋદ્ધિ તથા બુદ્ધિ, એમનું સ્વરૂપ નીચેના કોઠામાં જુઓ–

| | | | |
|---|---|---|---|
| ૧ | ઇ. ઇ. ઇ. ઇ. | શુદ્ધા | ઇંદ્રવજ્રા |
| ૨ | ઉ. ઇ. ઇ. ઇ. | ૧ ઉપજાતિ | કીર્તિ |
| ૩ | ઇ. ઉ. ઇ. ઇ. | ૨ | વાણી |
| ૪ | ઉ. ઉ. ઇ. ઇ. | ૩ | માલા |
| ૫ | ઇ. ઇ. ઉ. ઇ. | ૪ | શાલા |
| ૬ | ઉ. ઇ. ઉ. ઇ. | ૫ | હંસી |
| ૭ | ઇ. ઉ. ઉ. ઇ. | ૬ | માયા |
| ૮ | ઉ. ઉ. ઉ. ઇ. | ૭ | જાયા |
| ૯ | ઇ. ઇ. ઇ. ઉ. | ૮ | બાલા |
| ૧૦ | ઉ. ઇ. ઇ. ઉ. | ૯ | આર્દ્રા |
| ૧૧ | ઇ. ઉ. ઇ. ઉ. | ૧૦ | ભદ્રા |
| ૧૨ | ઉ. ઉ. ઇ. ઉ. | ૧૧ | પ્રેમા |
| ૧૩ | ઇ. ઇ. ઉ. ઉ. | ૧૨ | રામા |
| ૧૪ | ઉ. ઇ. ઉ. ઉ. | ૧૩ | ઋદ્ધિઃ |
| ૧૫ | ઇ. ઉ. ઉ. ઉ. | ૧૪ | વૃદ્ધિઃ |
| ૧૬ | ઉ. ઉ. ઉ. ઉ. | શુદ્ધા | ઉપેન્દ્રવજ્રા |

ઉદાહરણ–

ऽऽ।ऽऽ।।ऽ।ऽऽ

तस्मात्प्रणम्य प्रणिधाय कायं प्रसादये त्वमहमीशमीड्यम् ।
पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥

ઉપર જણાવેલા કોષ્ટક અનુસાર આ 'ઉપ-જાતિ'નો બુદ્ધિનામક ભેદ છે. આને જ વિપરીત-પૂર્વા અને આખ્યાનકી પણ કહે છે. આમાં પહેલું ચરણ ઇંદ્રવજ્રાનું અને બાકીનાં ત્રણ ચરણ ઉપેંદ્ર-વજ્રાનાં છે. જ્યાં આદિથી ત્રણ ઇંદ્રવજ્રાનાં અને શેષ (ચોથું) ઉપેંદ્રવજ્રાનું ચરણ હોય, ત્યાં 'બાલા' નામક ઉપજાતિ હોય છે.

જેમ કે–

ऽऽ।ऽऽ।।ऽ।ऽऽ

वन्द्यः स पुंसां त्रिदशाभिनन्द्यः कारुण्यपुण्योपचयक्रियाभिः।
संसारसारत्वमुपैति यस्य परोपकाराभरणं शरीरम् ॥

'દોધકવૃત્ત' (માં ત્રણ ભગણ અને બે ગુરુ હોય છે–)

ऽ।।ऽ।।ऽ।।ऽऽ
दोधकमर्थविरोधकमुग्रं स्त्रीचपलं युधि कातरचित्तम्।
स्वार्थपरं मतिहीनममात्यं मुञ्चति यो नृपतिः सः सुखी स्यात्॥

'શાલિની'-(માં મગણ, તગણ, તગણ અને બે ગુરુ હોય છે-)

ઉદાહરણ-

ऽऽऽऽ ऽ।ऽऽ।ऽऽ
रूपं यत्तत् प्राहुरव्यक्तमाद्यं ब्रह्मज्योतिर्निर्गुणं निर्विकारम्।
सत्तामात्रं निर्विशेषं निरीहं स त्वं साक्षाद् विष्णुरध्यात्मदीपः।

'રથોદ્ધતા'-(માં રગણ, નગણ, રગણ, એક લઘુ અને એક ગુરુ હોય છે-)

ઉદાહરણ-

ऽ।ऽ। ।।ऽ।ऽ ।ऽ
रामनाम जपतां कुतो भयं सर्वतापशमनैकभेषजम्।
पश्य तात मम गात्रसन्निधौ पावकोऽपि सलिलायतेऽधुना॥

'સ્વાગતા'-(માં રગણ, નગણ, ભગણ, બે ગુરુ હોય છે-)

ઉદાહરણ-

ऽ। ऽ।।।ऽ।।ऽऽ
कुन्ददामकृतकौतुकवेषो गोपगोधनवृतो यमुनायाम्।
नन्दसूनुरनघे तव वत्सो नर्मदः प्रणयिनां विजहार॥

આ સિવાય સુમુખી, વાતોર્મી, શ્રીભ્રમર-વિલસિત, વૃંતા, ભદ્રિકા, શ્યેનિકા, મૌક્તિકમાલા તથા ઉપસ્થિતા વગેરે બીજા પણ અનેક છંદ છે. એમનાં લક્ષણ, ઉદાહરણ બીજે જોઈ લેવાં જોઈએ.

(૧૨) જેનાં ચારે ચરણ બાર-બાર અક્ષરોથી બને છે, તે છન્દસમુદાયનું નામ 'જગતી' છે. પ્રસ્તારથી એના ૪૦૯૬ ભેદ થાય છે. એના ભેદોમાંથી કેવલ વંશસ્થ, ઇન્દ્રવંશા, દ્રુતવિલમ્બિત, તોટક, ભુજંગપ્રયાત, સ્રગ્વિણી, પ્રમિતાક્ષરા અને વૈશ્વદેવી છન્દોનાં જ લક્ષણ અને ઉદાહરણ અહીં આપવામાં આવે છે-

'વંશસ્થ'-(માં જગણ, તગણ, જગણ તથા રગણ-આ ચાર ગણ હોય છે. પાદના અંતમાં યતિ છે)

ઉદાહરણ-

।ऽ।ऽऽ ।।ऽ।ऽ।ऽ
सशङ्खचक्रं सकिरीटकुण्डलं सपीतवस्त्रं सरसीरुहेक्षणम्।
सहारवक्षःस्थलकौस्तुभश्रियं नमामि विष्णुं शिरसा चतुर्भुजम्॥

'ઇન્દ્રવંશા'-(માં તગણ, તગણ, જગણ તથા રગણ પ્રયુક્ત થાય છે તથા પાદાન્તે યતિ કે વિરામ છે. વંશસ્થના પ્રત્યેક ચરણનો પહેલો અક્ષર ગુરુ કરી દેવામાં આવે તો તે ઇન્દ્રવંશા છન્દ થઈ જાય છે.)

ઉદાહરણ-

ऽऽ।ऽऽ।।ऽ।ऽ।ऽ
यत्कीर्तनं यत्स्मरणं यदीक्षणं यद्वन्दनं यच्छ्रवणं यदर्हणम्।
लोकस्य सद्यो विधुनोति कल्मषं तस्मै सुभद्रश्रवसे नमो नमः॥

વંશસ્થ અને ઇંદ્રવંશાનાં ચરણોના મેળથી પણ ચૌદ પ્રકારની 'ઉપજાતિ' બને છે. ઉપરના કોષ્ટકમાં 'ઉ'ના સ્થાને 'વં' લખી દેવામાં આવે તો તે ઇંદ્રવંશા તથા વંશસ્થની-ઉપજાતિનું પ્રસ્તારચક્ર થઈ જશે. આ ચૌદ ઉપજાતિઓનાં નામ આ પ્રમાણે છે: ૧. વૈરાસિકી, ૨. રતાખ્યાનકી ૩. ઇંદુમા, ૪. પુષ્ટિદા, ૫. ઉપમેયા અથવા રામણીયક, ૬. સૌરભેયી? ૭. શીલાતુરા, ૮. વાસંતિકા, ૯. મંદહાસા, ૧૦. શિશિરા, ૧૧. વૈધાત્રી, ૧૨. શઙ્ખચૂડા, ૧૩. રમણા તથા ૧૪. કુમારી. આ બધાંનાં ઉદાહરણો અન્ય ગ્રંથોમાં ઉપલબ્ધ થાય છે. અહીં ઉપજાતિનું એક ઉદાહરણ પ્રસ્તુત કરવામાં આવે છે, જેમાં પ્રથમ ચરણ વંશસ્થનું. અને શેષ ત્રણ ચરણ ઇંદ્રવંશાનાં છે.

।ऽ।ऽऽ। ।ऽ।ऽ।ऽ
किरातहूणान्ध्रपुलिन्दपुल्कसा आभीरकङ्का यवनाः खसादयः
येऽन्ये च पापा यदुपाश्रयाश्रयाः शुद्ध्यन्ति तस्मै प्रभविष्णवे नमः

'દ્રુતવિલમ્બિત'(માં નગણ, ભગણ, ભગણ, રગણ-આ ચાર ગણ હોય છે, પાદના અંતે યતિ હોય છે.)

ઉદાહરણ-

।।।ऽ।।ऽ।।ऽ।ऽ
विपदि धैर्यमथाभ्युदये क्षमा सदसि वाक्पटुता युधि विक्रमः।
यशसि चाभिरुचिर्व्यसनं श्रुतौ प्रकृतिसिद्धमिदं हि महात्मनाम्।

'તોટકવૃત્ત'-(માં ચાર સગણ હોય છે અને પાદના અંતે વિરામ થતો હોય છે-)

ઉદાહરણ-

।।ऽ।।ऽ।।ऽ।।ऽ
अधरं मधुरं वदनं मधुरं नयनं मधुरं हसितं मधुरम्।
हृदयं मधुरं गमनं मधुरं मधुराधिपतेरखिलं मधुरम्॥

'ભુજંગપ્રયાત'–(માં ચાર યગણુ અને પાદના અંતમાં વિરામ હોય છે–)

ઉદાહરણ–

ISS ISS ISS ISS

अयं त्वत्कथामृष्टपीयूषनद्यां मनोवारणः क्लेशदावाग्निदग्धः।
तृषार्तोऽवगाढो न सस्मार दावं न निष्क्रामति ब्रह्मसपन्नवन्नः ॥

'સ્રગ્વિણી'–(માં ચાર રગણુ તથા પાદના અંતે વિરામ હોય છે–)

ઉદાહરણ–

SIS SISSI SS IS

स्वागतं ते प्रसीदेश तुभ्यं नमः श्रीनिवास श्रिया कान्तया त्राहि नः ।
त्वामृतेऽधीश नाकैर्मखः शोभते शीर्षहीनः कबन्धो यथा पूरुषः ॥

'પ્રમિતાક્ષરા'–(માં સગણુ, જગણુ, સગણુ, સગણુ તથા પાદાન્તે વિરામ હોય છે–)

ઉદાહરણ–

IISISIIISIIS

परिशुद्धवाक्यरचनातिशयं परिषिञ्चती श्रवणयोरमृतम् ।
प्रमिताक्षरापि विपुलार्थवती कविभारती हरति मे हृदयम् ॥

'વૈશ્વદેવી'–(માં ૨ મગણુ અને ૨ યગણુ હોય છે તથા પાંચમા, સાતમા અક્ષરો પર વિરામ હોય છે–)

ઉદાહરણ–

SSSSS S ISSISS

अर्चामन्येषां त्वं विहायामराणामद्वैतेनैकं विष्णुमर्च्यर्च भक्त्या ।
तत्राशेषात्मन्यर्चिते भाविनी ते भ्रातः सम्पन्नाऽऽराधना वैश्वदेवी ॥

ઉપર્યુક્ત છંદોથી અતિરિક્ત બૃહતીના અન્ય ભેદ પુટ, જલોદ્ધતગતિ, નત, કુસુમવિચિત્રા, ચંચલાક્ષિકા, કાન્તોત્પીડા, વાહિની, નવમાલિની, ચંદ્રવર્ત્મ, પ્રમુદિતવદના, પ્રિયંવદા, મણિમાલા, લલિતા, મોહિતોજ્જ્વલા, જલધરમાલા, પ્રભા, માલતી તથા અભિનવ તામરસ આદિનાં પણ લક્ષણો અને ઉદાહરણો અન્ય ગ્રંથોમાં મળે છે.

(૧૩) તેર તેર અક્ષરોના ચાર પાદથી થનારા છંદસમૂહનું નામ અતિજગતી છે, પ્રસ્તારથી એના ૮૧૯૨ ભેદ થાય છે. અતિજગતીના ભેદોમાં જ એક 'પ્રહર્ષિણી' નામનો ભેદ છે, એના પ્રત્યેક પાદમાં મગણુ, નગણુ, જગણુ, રગણુ તથા એક ગુરુ હોય છે. ત્રણુ તથા દશ અક્ષરો પર યતિ હોય છે.

ઉદાહરણ–

SSS IIIISISISS

जागर्ति प्रसभविपाकसंविधात्री श्रीविष्णोर्ललित कपोलजा नदी चेत् ।
सङ्कीर्णे यदि भवितास्ति को विषादः संवादः सकलजगत्पितामहेन ॥

આ સિવાય ક્ષમા, અતિરુચિરા, મત્તમયૂર, ગૌરી, મંજુભાષિણી અને ચંદ્રિકા આદિ ભેદો પણ બીજા ગ્રંથોમાં વર્ણવાયેલા છે, તેમનાં ઉદાહરણ ત્યાં જ જોઈ લેવાં જોઈએ.

(૧૪) ચૌદ ચૌદ અક્ષરોના ચાર પાદોવાળા છંદસમુદાયને 'શક્વરી' કહે છે. પ્રસ્તારથી એના ૧૬૩૮૪ ભેદ થાય છે, એના ભેદોમાં વસંતતિલકા નામનો છંદ અહીં બતાવવામાં આવે છે. આમાં તગણુ, ભગણ, ૨ જગણુ અને ૨ ગુરુ હોય છે. પાદના અંતમાં વિરામ હોય છે. વસંતતિલકાને જ કેટલાક વિદ્વાનો સિંહોન્નતા અને ઉદ્ધર્ષિણી પણ કહે છે.

ઉદાહરણ–

SSISIIISIISISS

या दोहनेऽवहनने मथनोपलेप प्रेङ्खेङ्खनार्भरुदितोक्षणमार्जनादौ ।
गायन्ति चैनमनुरक्तधियोऽश्रुकण्ठयो धन्या व्रजस्त्रिय उरुक्रमचित्तयानाः ॥

આ ઉપરાંત અસંબાધા, અપરાજિતા તથા પ્રહરણ–કલિતા આદિ બીજા પણ અનેક ભેદ છે. તેમાંથી પ્રહરણકલિતાનું ઉદાહરણ અહીં આપવામાં આવે છે. પ્રહરણકલિતામાં ૨ નગણુ, ૧ ભગણુ, ૧ નગણુ, ૧ લઘુ અને ૧ ગુરુ હોય છે. સાત સાત અક્ષરો પર વિરામ થાય છે. જેમ કે–

IIIIIISIIIIIIS

सुरमुनिमनुजैरुपचितचरणां रिपुभयचकितत्रिभुवनशरणाम् ।
प्रणमत महिषासुरवधकुपितां प्रहरणकलितां पशुपतिदयिताम् ॥

(૧૫) પંદર પંદર અક્ષરોનાં ચાર ચરણોથી સિદ્ધ થનારા છંદોનું નામ 'અતિશક્વરી' છે.

પ્રસ્તારથી એના ૩૨૭૬૮ ભેદ થાય છે એ ભેદોમાંના ચંદ્રાવર્તા અને માલિની-આ બે જ અહીં બતાવવામાં આવે છે ૪ નગણુ અને ૧ સગણુથી ચંદ્રાવર્તા છંદ બને છે. આમાં સાત અને આઠ અક્ષરો પર વિરામ છે. જો ૭ અને નવ અક્ષરો પર વિરામ હોય તો એનું નામ 'માલા' હોય છે. એવી જ રીતે આઠ અને સાત અક્ષરો પર વિરામ થવાથી તેની 'મણિનિકર' સંજ્ઞા થાય છે. ચંદ્રાવર્તાનું ઉદાહરણ આ પ્રમાણે છે-

।।।।।।।।।।।।।।ऽ

पटुजवपवनचलितजललहरीतरलितविहगनिचयरवमुखरम्।
विकसितकमलसुरभि शुचिसलिलं प्रविशति हरिरिह
शरदि शुभसरः ॥

'માલિની'-(માં ૨ નગણુ, ૧ મગણુ) અને ૨ ભગણુ હોય છે, આમાં સાત અને આઠ અક્ષરો પર વિરામ હોય છે-)

ઉદાહરણ-

।।।।।।ऽ ऽ ऽ।ऽऽ।ऽऽ

असितगिरिसमं स्यात् कज्जलं सिन्धु पात्रे
सुरतरुवरशाखा लेखनी पत्रमुर्वी ।
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं
तदपि तव गुणानामीश पारं न याति ॥

(૧૬) સોળ સોળ અક્ષરોના ચાર ચરણોથી સિદ્ધ થનારા છંદસમુદાયનું નામ 'અષ્ટિ' છે. પ્રસ્તારથી એના ભેદોની સંખ્યા ૬૫૫૩૬ થાય છે, એના ભેદોમાંનાં બેનાં લક્ષણુ અને ઉદાહરણુ અહીં આપવામાં આવે છે, એકનું નામ છે **ઋષભગજવિલસિત** અને બીજાનું નામ છે **વાણિની**, ઋષભગજવિલસિતમાં ભગણુ, રગણુ, ત્રણુ નગણુ તથા એક ગુરુ હોય છે. સાત, નવ અક્ષરો પર વિરામ હોય છે.

ऽ।।ऽ।ऽ। ।।।।।।।।ऽ

यो हरिरुच्चवान खरतरनखशिखरै-
र्दुर्जयदैत्यसिंहसुविकटहृदयतटम् ।
किं न्विह चित्रमेष यदखिलमपहृतवान्
कंसनिदेशदृप्यदृषभगजविलसितम् ॥

'વાણિની'-(માં નગણુ, જગણુ, ભગણુ, જગણુ, રગણુ તથા ૧ ગુરુ હોય છે-)

ઉદાહરણ-

।।। ।ऽ।ऽ। । । ऽ । ऽ।ऽऽ

स्फुरतु ममाननेऽद्य न नु वाणि नीतिरम्यं
तव चरणप्रसादपरिपाकतः कवित्वम् ।
भवजलराशिपारकरणक्षमं मुकुन्दं
सततमहं स्तवैः स्वरचितैः स्तवानि नित्यम् ॥

(૧૭) સત્તર-સત્તર અક્ષરોનાં ચાર ચરણોવાળા છંદસમૂહનું નામ 'અત્યષ્ટિ' છે. પ્રસ્તારથી એની સંખ્યા ૧૩૧૦૭૨ થાય છે. એના ભેદોમાંથી કેવળ હરિણી, પૃથ્વી, વંશપત્રપતિત, મંદાક્રાન્તા અને શિખરિણીનાં લક્ષણુ અને ઉદાહરણુ અહીં આપવામાં આવે છે.

'**હરિણી**'-(ના પ્રત્યેક ચરણમાં નગણુ, સગણુ, મગણુ, રગણુ, સગણુ, એક લઘુ તથા એક ગુરુ હોય છે. ૬, ૪, ૭, અક્ષરો પર વિરામ થાય છે.)

। ।।।।ऽ ऽऽ ऽऽ।ऽ ।।ऽ।ऽ

न समरसनाः काले भोगाश्चलं धनयौवनं
कुरुत सुकृतं यावन्नेयं तनुः प्रविशीर्यते ।
किमपि कलना कालस्येयं प्रधावति सत्वरा
तरुणहरिणीसन्त्रस्ते प्लवप्रविसारिणी ॥

'**પૃથ્વી**'-(ના પ્રત્યેક પાદમાં જગણુ, સગણુ, જગણુ, સગણુ, યગણુ, એક લઘુ, એક ગુરુ હોય છે, આઠ-નવ અક્ષરો પર વિરામ થાય છે.)

।ऽ ।।।ऽ।ऽ।।।ऽ।ऽऽ ।ऽ

हताः सपितिशात्रवस्त्रिभुवने प्रकीर्णं यशः
कृतश्च गुणिनां गृहे निरवधिर्महानुत्सवः ।
त्वया कृतपरिग्रहे रघुपतेऽथ सिंहासने
नितान्तनिरवग्रहा फलवती च पृथ्वी कृता ॥

'**વંશપત્રપતિત**'-(માં ભગણુ, રગણુ, નગણુ, ભગણુ, નગણુ, એક લઘુ, એક ગુરુ હોય છે. દશ-સાત અક્ષરો પર વિરામ થાય છે.)

ऽ। ।ऽ।ऽ। ।।ऽ।। ।।।ऽ

अद्य कुरुष्व कर्म सुकृतं यदि परदिवसे
मित्र विधेयमस्ति भवतः किमु चिरयसि तत् ।
जीवितमल्पकालकलनालघुतरतरलं
नश्यति वंशपत्रपतितं हिमसलिलमिव ॥

'**મંદાક્રાન્તા**'-(માં મગણુ, ભગણુ, નગણુ,

તગણ, તગણ અને બે ગુરુ હોય છે, ૪, ૬, ૭ અક્ષરો પર વિરામ થાય છે. (આના પ્રત્યેક ચરણના અંતમાં સાત અક્ષરો ઓછા કરવાથી 'હંસી' છંદ બની જાય છે.)

SSSS||||| SS|S S|SS
बर्हापीडं नटवरवपुः कर्णयोः कर्णिकारं
बिभ्रद्वासः कनककपिशं वैजयन्तीं च मालाम् ।
रन्ध्रान् वेणोरधर सुधया पूरयन् गोपवृन्दै-
र्वृन्दारण्यं स्वपदरमणं प्राविशद् गीतकीर्तिः ॥

'શિખરિણી'-(માં યગણ, મગણ, નગણ, સગણ, ભગણ, એક લઘુ, એક ગુરુ હોય છે તથા ૬, ૧૧ અક્ષરો પર વિરામ થાય છે.)

|SSSSS |||||SS|||S
महिम्नः पारं ते परमविदुषो यद्यसदृशी
स्तुतिर्ब्रह्मादीनामपि तदवसन्नास्त्वयि गिरः ।
अथावाच्यः सर्वः स्वमतिपरिणामावधि गृणन्
ममाप्येष स्तोत्रे हर निरपवादः परिकरः ॥

(૧૮) અઢાર-અઢાર અક્ષરોના ચાર ચરણોથી બનનારા છન્દસમૂહની સંજ્ઞા 'ધૃતિ' કહેવાઈ છે. પ્રસ્તારથી એના ૨૬૨૧૪૪ ભેદ થાય છે. તેમાંનો એક જ ભેદ 'કુસુમિતલતાવેલ્લિતા' નામક છન્દનું લક્ષણ અને ઉદાહરણ આપવામાં આવે છે. આમાં મગણ, તગણ, નગણ, અને ત્રણ ભગણ હોય છે ૫-૬-૭ અક્ષરો પર વિરામ થાય છે.

ઉદાહરણ-

SSSSS ||||||SS|SS|SS
धन्यानामेताः कुसुमितलतावेल्लितोत्फुल्लवृक्षाः
सोत्कण्ठं कूजत्परभृतकलालापकोलाहलिन्यः ।
मध्वादौ माद्यन्मधुकरकलोद्गीतझङ्कारम्या
ग्रामान्तः स्रोतःपरिसरभुवः प्रीतिमुत्पादयन्ति ॥

(૧૯) ઓગણીસ-ઓગણીસ અક્ષરોનાં ચાર ચરણોથી સિદ્ધ થનારા છન્દસમુદાયને વિધૃતિ કે અતિધૃતિ કહે છે. પ્રસ્તારથી એના ૫૨૪૨૮૮ ભેદ થાય છે, આમાંનો એક ભેદ 'શાર્દૂલવિક્રીડિત' નામથી પ્રસિદ્ધ છે, જેમાં મગણ, સગણ, જગણ, સગણ, બે તગણ અને એક ગુરુ હોય છે, તથા બાર અને સાત અક્ષરો પર વિરામ થાય છે.

ઉદાહરણ-

SSS||S|S|||S SS| SS |S
यं ब्रह्मा वरुणेन्द्ररुद्रमरुतः स्तुन्वन्ति दिव्यैः स्तवै-
र्वेदैः साङ्गपदक्रमोपनिषदैर्गायन्ति यं सामगाः ।
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यन्ति यं योगिनो
यस्यान्तं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥

(૨૦) વીસ-વીસ અક્ષરોના ચાર પાદોથી નિષ્પન્ન થનારા છન્દસમૂહનું નામ કૃતિ છે. પ્રસ્તારથી એના ૧૦૪૮૫૭૬ ભેદ થાય છે. તેમાંથી એનાં લક્ષણ અને ઉદાહરણ અહીં બતાવવામાં આવે છે. પહેલાંનું **સુવદના** અને બીજાનું નામ **વૃત્ત** છે.

સુવદનામાં મગણ, રગણ, ભગણ, નગણ, યગણ, ભગણ, ૧ લઘુ અને ૧ ગુરુ હોય છે. ૭-૭-૬ અક્ષરો પર વિરામ હોય છે.

ઉદાહરણ-

S SSS|SS||||||SSS|||S
या पीनोद्गाढतुङ्गस्तनजघनघनाभोगालसगति-
र्यस्याः कर्णावतंसोत्पलरुचिजयिनीदीर्घे च नयने ।
श्यामा सीमन्तिनीनां तिलकमिव मुखे या च त्रिभुवने
प्रत्यक्षं पार्वती मे भवतु भगवती स्नेहात्सुवदना ॥

'વૃત'-(માં એક ગુરુ, એક લઘુના ક્રમથી ૨૦ અક્ષર હોય છે. પાદના અન્તમાં વિરામ થાય છે.)

ઉદાહરણ-

S|S|S|S| S| S|S|S|S|S|
जन्तुमात्रदुःखकारि कर्म निर्मितं भवत्यनर्थहेतु
तेन सर्वमात्मतुल्यमीक्षमाण उत्तमं सुखं लभस्व ।
विद्धि बुद्धिपूर्वकं ममोपदेशवाक्यमेतदादरेण
वृत्तमेतदुत्तमं महाकुलप्रसूतजन्मनां हिताय ॥

(૨૧) એકવીસ-એકવીસ અક્ષરોના ચાર પાદોમાં પૂર્ણ થનારા છન્દોની જાતિવાચક સંજ્ઞા 'પ્રકૃતિ' છે. પ્રસ્તારથી એના ૨૦૯૭૧૫૨ ભેદ થાય છે. આમાંનો એક ભેદ 'સ્રગ્ધરા' નામથી પ્રસિદ્ધ છે. આમાં મગણ, રગણ, ભગણ, નગણ અને ત્રણ યગણ હોય છે. સાત-સાત અક્ષરે વિરામ થાય છે.

ઉદાહરણ-

SSS S|SS |||||| |SS|SS|SS
ब्रह्माण्डं खण्डयन्ती हरशिरसि जटावल्लिमुल्लासयन्ती
स्वर्लोकादापतन्ती कनकगिरिगुहागण्डशैलात्स्खलन्ती ।

श्रोणीपृष्ठे लुठन्ती दुरितचयचमूर्निर्भरं मर्त्सयन्ती
पाथोधिं पूरयन्ती सुरनगरसरित्पावनी नः पुनातु ॥

(૨૨) બાવીસ-બાવીસ અક્ષરોના ચાર પાદોથી પરિપૂર્ણ થનારા છન્દનું નામ 'આકૃતિ' છે. પ્રસ્તારથી એની ભેદ સંખ્યા ૪૧૯૪૩૦૪ થાય છે. એના એક ભેદ 'ભદ્રક'નું ઉદાહરણ અહીં આપવામાં આવે છે. ભદ્રકના પ્રત્યેક પાદમાં ભગણ, રગણ, નગણ, રગણ, નગણ, રગણ, નગણ, એક ગુરુ હોય છે. દસ-બાર અક્ષરો પર વિરામ થાય છે.

ऽ।।ऽ।ऽ ।।।ऽ ।ऽ। ।।ऽ।ऽ।।।ऽ

भद्रकगीतिभिः सकृदपि स्तुवन्ति भव ये भवन्तमभवं
भक्तिभरावनम्रशिरसः प्रणम्य तव पादयोः सुकृतिनः ।
ते परमेश्वरस्य पदवीमवाप्य सुखमाप्नुवन्ति विपुलं
मर्त्यभुवं स्पृहन्ति न पुनर्मनोहरसुरावलीपरिवृताः ॥

(૨૩) તેવીસ-તેવીસ અક્ષરોનાં ચાર ચરણોથી સિદ્ધ થનારા છન્દસમુદાયને 'વિકૃતિ' કહે છે. પ્રસ્તારથી એના ૮૩૮૮૬૦૮ ભેદ થાય છે, એમાંના 'અશ્વલલિત' અને 'મત્તાક્રીડા' નામના બે છન્દોના ઉદાહરણ અહીં આપવામાં આવે છે. પ્રત્યેક પાદમાં નગણ, જગણ, ભગણ, જગણ, ભગણ, જગણ, ભગણ, ૧ લઘુ, ૧ ગુરુ હોવાથી 'અશ્વલલિત' છન્દ થાય છે.

।।।।ऽ।ऽ।।।ऽ।ऽ।।। ऽ।ऽ ।।।ऽ

पवनविधूतवीचिचपलं विलोकयति जीवितं तनुभृतां
वपुरपि हीयमानमनिशं जरावनितया वशीकृतमिदम् ।
सपदि निपीडनव्यतिकरं यमादिव नराधिपान्नरपशुः
परवनितामवेक्ष्य कुरुते तथापि हतबुद्धिरश्वललितम् ॥

'મત્તાક્રીડા'-(૨ મગણ, ૧ તગણ, ૪ નગણ, ૧ લઘુ, ૧ ગુરુ હોય છે. આઠ અને પંદર અક્ષરો પર વિરામ થાય છે.)

ऽऽ ऽऽऽऽऽऽ ।।।।।।।।।।।।।।ऽ

वन्दे देवं श्रीगोविन्दं प्रणयपरवशमतिकरुणहृदयं
मात्रा बद्धं दाम्ना साम्ना स्तुतमपि सुतमिव निजमिह सभयम् ।
हन्तुं याऽऽगात्तस्यै मातुर्व्यतरदतुलनिजगतिमतिविमलां
गा गोपीर्गोपान् योऽगोपायदिह विधृतगिरिरुपचितघनतः ॥

(૨૪) ચોવીસ-ચોવીસ અક્ષરોનાં ચાર ચરણોથી બનતા છંદનું નામ 'સંકૃતિ' છે. પ્રસ્તારથી એના ૧૬૭૭૭૨૧૬ ભેદ થાય છે, એમાંના 'તન્વી' નામના છંદનું ઉદાહરણ આપવામાં આવે છે, એમાં ભગણ, તગણ, નગણ, સગણ, ૨ ભગણ, નગણ, યગણ હોય છે. ૫, ૭, ૧૨, અક્ષરો પર વિરામ થાય છે.

ઉદાહરણ-

ऽ।।ऽऽ।।।।।।ऽऽ।।ऽ।।।।।।ऽऽ

नाथ तवाहं तव पदकमलं सेवितुमेव मनसि मम कामो
नाम सुधासोदरमतिमधुरं मे रसना रसयतु नितरां वै ।
प्रेमिजना ये प्रभुगुणरसिकास्तेषु सदैव भवतु मम वासो
देव दयां दर्शय वस हृदये त्वां न विनेह जगति मम बन्धुः॥

(૨૫) પચીસ-પચીસ અક્ષરોના ચાર પાદોથી સંપન્ન થનારા છંદોને 'અતિકૃતિ' કે 'અભિકૃતિ' કહેવામાં આવે છે. પ્રસ્તારથી એના ૩૩૫૫૪૪૩૨ ભેદ થાય છે. આમાંના એક ભેદનું નામ 'ક્રૌંચપદા' છે, તેના પ્રત્યેક ચરણમાં ભગણ, મગણ, સગણ, ભગણ, ૪ નગણ તથા ૧ ગુરુ હોય છે. ૫, ૫, ૮, ૭ અક્ષરો પર વિરામ થાય છે.

ઉદાહરણ-

ऽ।।ऽऽऽ।।ऽऽ।।।।।।।।।।।।।ऽ

माधव भक्तिं देह्यविभक्तिं तव चरणयुगलशरणमुपगतः
संहर पापं दर्शिततापं निजगुणगणरतिमुपनय नितराम् ।
मोहन रूपं रम्यमनूपं प्रकटय शमय विषयविषमनिशं
वादय वंशी मानसदंशी तिमिनिभहृदयविहितवरवडिशाम्॥

(૨૬) છવ્વીસ-છવ્વીસ અક્ષરોનાં ચાર ચરણોથી બનનારા છંદની જાતિવાચક સંજ્ઞા 'ઉત્કૃતિ' છે. પ્રસ્તારથી એના ૬૭૧૦૮૮૬૪ ભેદ થાય છે. એમાંના બે ભેદ બતાવવામાં આવે છે. એકનું નામ 'ભુજંગવિજૃમ્ભિત' અને બીજાનું નામ 'અપવાહ' છે.

'ભુજંગવિજૃમ્ભિત'-(માં ૨ મગણ, ૧ તગણ, ૩ નગણ, ૧ રગણ, ૧ સગણ, ૧ લઘુ, ૧ ગુરુ હોય છે. ૮, ૧૧, ૭ અક્ષરો પર વિરામ થાય છે.)

ઉદાહરણ-

ऽऽऽऽ ऽऽऽऽ।।।।।।।।।ऽ।ऽ।।ऽ।ऽ

हेलोदञ्चन्न्यञ्चत्पादप्रकटविकटनटनभरो रणत्करतालकः
चारुप्रेङ्खच्चूडाबर्हः श्रुतितरलनवकिसलयस्तरङ्गितहारधृत् ।
त्रस्यन्नागस्त्रीभिर्भक्त्यामुकुलितकरकमलयुगंकृतस्तुतिरच्युत

આ છંદોની સંજ્ઞાઓ છે. પ્રસ્તારથી* એના અનેક ભેદ થાય છે. સંપૂર્ણ ગુરુ અક્ષરવાળા પાદમાં પ્રથમ ગુરુની નીચે લઘુ લખવો જોઈએ; પછી જમણી બાજુની પંક્તિને ઉપરની પંક્તિ સમાન ભરી દેવી, તાત્પર્ય એ છે કે બાકીનાં સ્થાનોમાં ઉપર પ્રમાણે ગુરુ-લઘુ વગેરે ભરી દેવા. આ ક્રિયા એક સરખી કર્યા કરવી. એમ કરતી વખતે ઊનસ્થાન અર્થાત્ ડાબી બાજુના શેષ સ્થાનમાં ગુરુ જ લખવા. જ્યાં સુધી બધા જ લઘુ અક્ષરોની પ્રાપ્તિ ન થાય ત્યાં આ ક્રિયા કર્યા કરવી. આને પ્રસ્તાર કહ્યો છે.× (પ્રસ્તાર નષ્ટ થઈ ગયા પછી જો તેના કોઈ ભેદનું સ્વરૂપ જાણવું હોય તો એ જાણવાની વિધિને 'નષ્ટ પ્રત્યય' કહે છે.)

જો નષ્ટ અંક સમ હોય તો તેના માટે એક લઘુ લખવો ને તેનો અડધો પણ જો સમ હોય તો તેના માટે ફરી એક લઘુ લખવો. જો નષ્ટ અંક વિષમ હોય તો તેના માટે એક ગુરુ લખવો ને તેમાં એક ઉમેરીને અડધો કરવો. તે અડધો અંક પણ જો વિષમ હોય તો તેના માટે પણ ગુરુ જ લખવો. જ્યાં સુધી અભીષ્ટ અક્ષરોનો પાદ પ્રાપ્ત ન થાય+ ત્યાં સુધી આ ક્રિયા કર્યા કરવી. (પ્રસ્તારના કોઈ ભેદના સ્વરૂપની તો ખબર હોય પણ સંખ્યાની ખબર ન હોય તો તેને જાણવાની વિધિને 'ઉદ્દિષ્ટ' કહે છે.) ઉદ્દિષ્ટમાં ગુરુ-લઘુ બોધક ચિહ્નોમાંના પહેલા અક્ષર પર એક લખવો અને ક્રમશઃ બીજા અક્ષરો પર બમણા અંક લખતા

પાયાદ્ વદ્દિચ્છન્દન્કાલિન્દ્રીહ્રદકૃતનિજવસતિબૃહદ્ભુજઙ્ગ-
વિજૃમ્ભિતમ્ ॥

'અપવાહ.'–(ના પ્રત્યેક પાદમાં ૧ મગણ, ૬ નગણ, ૧ સગણ, ૨ ગુરુ હોય છે. ૯, ૬, ૬, ૫ અક્ષરો પર વિરામ થાય છે.)

ઉદાહરણ–

ऽऽऽ।।।।।।।।।।।।।।।।।।।।ऽऽऽ

श्रीकण्ठंत्रिपुरदहनममृतकिरणशकलललितशिरसं रुद्रं
भूतेशं हतमुनिमखमखिलभुवननमितचरणयुगमीशानम् ।
सर्वेशं वृषभगमनमहिपतिकृतवलयरुचिकरमाराध्यं
तं वन्दे भवभयभिदममिमतफलवितरणगुरुमुमया युक्तम् ॥

* છંદ: શાસ્ત્રમાં છ પ્રત્યય હોય છે–૧ પ્રસ્તાર, ૨ નષ્ટ, ૩ ઉદ્દિષ્ટ, ૪ એકદ્વ્યાદિલગક્રિયા ૫ સંખ્યાન અને છઠ્ઠો અધ્વયોગ. પ્રસ્તાર એટલે ફેલાવો. અમુક સંખ્યાયુક્ત અક્ષરોથી બનેલા પાદવાલા છંદના કેટલા અને કયા કયા ભેદ થઈ શકે છે? આ પ્રશ્નનું સમાધાન કરવા માટે જે ક્રિયા કરવામાં આવે છે તેનું નામ પ્રસ્તાર છે. નષ્ટ આદિનું સ્વરૂપ આગળ બતાવવામાં આવશે.

× ઉદાહરણ માટે ચાર અક્ષરના પાદવાળા છંદનો મૂલોક્ત રીતિથી પ્રસ્તાર અંકિત કરવામાં આવે છે—

| | |
|---|---|
| ૧– ऽऽऽऽ | ૯– ऽऽऽ। |
| ૨– ।ऽऽऽ | ૧૦– ।ऽऽ। |
| ૩– ऽ।ऽऽ | ૧૧– ऽ।ऽ। |
| ૪– ।।ऽऽ | ૧૨– ।।ऽ। |
| ૫– ऽऽ।ऽ | ૧૩– ऽऽ।। |
| ૬– ।ऽ।ऽ | ૧૪– ।ऽ।। |
| ૭– ऽ।।ऽ | ૧૫– ऽ।।। |
| ૮– ।।।ऽ | ૧૬– ।।।। |

+ જેમ કે કોઈ પૂછે કે ચાર અક્ષરના પાદવાળા છંદનો છઠ્ઠો ભેદ શો છે? માટે આમાં છઠ્ઠો અંક સમ છે; તેથી તેના માટે પ્રથમ એક લઘુ (।) થશે, પછી છના અર્ધા કરવાથી ત્રણ વિષમ અંક થયો, તેથી તેના માટે એક ગુરુ (ऽ) લખ્યો. હવે ત્રણમાં એક ઉમેરીને અડધું કરવાથી બે સમ અંક થયો, તેથી તેના માટે ફરી એક લઘુ લખ્યો (।). તે બેનું અડધું કરવાથી એક વિષમ અંક થયો; તેથી તેના માટે એક ગુરુ લખ્યો (ऽ). બધું મળીને (।ऽ।ऽ) આ પ્રમાણે થયું, તેથી ચાર અક્ષરવાળા છંદના છઠ્ઠા ભેદમાં પ્રત્યેક પાદમાં પ્રથમ અક્ષર લઘુ, બીજો ગુરુ, ત્રીજો લઘુ અને ચોથો ગુરુ થશે.

જવું; પછી લઘુના ઉપર જે અંકો હોય, તેમનો સરવાળો કરી તેમાં એક ઉમેરી દેવો ને તેજ ઉદ્દિષ્ટ સ્વરૂપની સંખ્યા જણાવવી. આમ પુરાણવેત્તા વિદ્વાનોનું કથન છે.*

(અમુક છંદના પ્રસ્તારમાં એક ગુરુવાળા અથવા એક લઘુવાળા, બે લઘુવાળા કે બે ગુરુવાળા, ત્રણ લઘુવાળા કે ત્રણ ગુરુવાળા ભેદ કેટલા હોઈ શકે છે; આ પૃથક્ પૃથક્ જાણવાની પ્રક્રિયાને 'એકદ્વ્યાદિલગક્રિયા' કહે છે.) છંદના અક્ષરોની સંખ્યામાં એક ઉમેરી તેટલા જ એકાઙ્ક ઉપર નીચેના ક્રમથી લખવા. તે એકાઙ્કોને ઉપરની પંક્તિમાં ઉમેરવા, પરંતુ અન્ત્યના તદ્દન સમીપના અંકને ઉમેરવો નહીં ને ઉપરના એક એક અંકને છોડી દેવો; ઉપરના સર્વ ગુરુવાળા અંકો પહેલા ભેદથી નીચે સુધી ગણવા. આ રીતથી પ્રથમ ભેદ સર્વ ગુરુ, બીજો ભેદ એક ગુરુ અને ત્રીજો ભેદ દ્વિગુરુ હોય છે. એ જ પ્રમાણે નીચેથી ઉપરની બાજી ધ્યાન આપવાથી સર્વની નીચેનો સર્વ લઘુ, તેની ઉપરનો એક લઘુ, ત્રીજો ભેદ દ્વિલઘુ વગેરે થાય છે. આ પ્રમાણે એકદ્વ્યાદિલગક્રિયા જાણવી જોઈએ.×

લગક્રિયાના અંકોને ઉમેરી દેવાથી તે છંદના પ્રસ્તારની પૂરી સંખ્યા જાણવામાં આવી જાય છે. આ જ સંખ્યાને પ્રત્યય કહેવાય છે, અથવા ઉદ્દિષ્ટ પર આપેલા અંકોનો સરવાળો કરી તેમાં એક ઉમેરવામાં આવે તો તે પણ પ્રસ્તારની પૂરી સંખ્યા જણાવી દે છે.÷ છંદના પ્રસ્તારને અંકિત કરવા માટે જે સ્થાનનું નિયમન કરવામાં આવે છે, તેને અધ્વયોગ પ્રત્યય કહે છે. પ્રસ્તારની સંખ્યાને બમણી કરીને તેમાંથી એક બાદ કરવાથી જે અંક આવે છે, તેટલા જ આંગળનો તેના પ્રસ્તારના માટે અધ્વા

---

* જો કોઈ એમ પૂછે કે ચાર અક્ષરના પાદવાળા છંદમાં જ્યાં પ્રથમ ત્રણ ગુરુ અને અંતમાં એક લઘુ હોય તો તેની સંખ્યા શી છે અર્થાત્ તે છંદનો તે કયો ભેદ છે? આ જાણવા માટે પહેલાં ઉદ્દિષ્ટના ગુરુ-લઘુને નીચે જણાવેલી રીતે અંકિત કરીને તેમના ઉપર ક્રમશઃ બમણા અંક મૂકવા—

૧ ૨ ૪ ૮
ऽ ऽ ऽ ।

ત્યાર પછી કેવળ લઘુના અંક ૮ માં એક વધારે ઉમેરવાથી ૯ થયા. આ જ ઉદ્દિષ્ટની સંખ્યા છે અર્થાત્ તે છંદનો તે નવમો ભેદ છે.

× નીચે જણાવેલા કોષ્ટકથી આ વાત સ્પષ્ટ થઈ જાય છે—




અર્થાત્ ચાર અક્ષરવાળા છંદના પ્રસ્તારમાં ૪ લઘુવાળો ૧ ભેદ; ૧ ગુરુ, ૩ લઘુવાળા ૪ ભેદ; ૨ ગુરુ અને ૨ લઘુવાળા ૬ ભેદ; ૩ ગુરુ અને ૧ લઘુવાળા ૪ ભેદ અને ચાર ગુરુવાળો એક ભેદ થશે.

÷ જેમ કે-ચાર અક્ષરના પ્રસ્તારમાં લગક્રિયાના અંક ૧+૪+૬+૪+૧ હોય છે, આમનો સરવાળો સોળ થાય છે. તેથી ચાર અક્ષરના પાદવાળા છંદના સોળ ભેદ થશે અથવા ઉદ્દિષ્ટના અંક ૧+૨+૪+૮ છે. આમનો સરવાળો ૧૫ થયો. આમાં એક ઉમેરવાથી પ્રસ્તાર સંખ્યા ૧૬ જણાઈ આવે છે.

કે સ્થાન કહેવામાં આવેલ છે.

હે મુને! આ છંદોનું કિંચિત્ લક્ષણ સંક્ષેપમાં બતાવવામાં આવ્યું છે. પ્રસ્તાર દ્વારા પ્રતિપાદિત થનારા તેમના ભેદ–પ્રભેદોની સંખ્યા અનંત છે.[૧-૨૧]

इत्येतत्किञ्चिदाख्यातं लक्षणं छन्दसां मुने ।
प्रस्तारोक्तप्रभेदानां नामानन्त्यं प्रगाहते ॥ २१ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં છંદઃશાસ્ત્રનો સંક્ષિપ્ત પરિચય નામનો ૫૭ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૫૮ મો: શુકદેવજીની ઉત્પત્તિ

॥ नारद उवाच ॥

अनूचानप्रसङ्गेन वेदाङ्गान्यखिलानि च ।
श्रुतानि त्वन्मुखाम्भोजात्समासव्यासयोगतः ॥१॥

નારદ બોલ્યા: અંગ સહિત વેદનો અભ્યાસ કરવા માટેના પ્રસંગને લીધે વેદનાં સર્વ અંગોનું વિભાગવાર સંક્ષિપ્ત વર્ણન તમારા કમળરૂપ મુખથી સાંભળ્યું. હે મહામતે! હવે શુકદેવજીની ઉત્પત્તિ કેવી રીતે થઈ તે કથા વિસ્તારપૂર્વક કહી સંભળાવો.

સનંદન બોલ્યા: મેરુપર્વતના શિખર ઉપર આવેલા કર્ણિકાર વનમાં એક વખતે મહાદેવ પૃથ્વી પરના પોતાના ભૂતગણો અને દેવી પાર્વતી સાથે વિહાર કરતા હતા. ત્યાં યોગધર્મપરાયણ પ્રભુ કૃષ્ણદ્વૈપાયન યોગયુક્ત થઈને દિવ્ય તપ કરતા હતા. અગ્નિ, ભૂમિ, વાયુ તથા અંતરિક્ષ જેવો તેજસ્વી પુત્ર પ્રાપ્ત થવાના હેતુથી તે તપ આચરવામાં આવતું હતું. કૃષ્ણદ્વૈપાયન પ્રભુ ઉમાપતિ મહાદેવની આરાધના કરતા રહીને સો વર્ષ સુધી કેવળ વાયુનો આહાર કરીને દારુણ તપનું આચરણ કરતા રહ્યા. તે જ પ્રમાણે ત્યાં બ્રહ્મર્ષિઓ, બધા દેવર્ષિઓ, લોકપાલો આઠ વસુઓ સહિત સાધ્યો, આદિત્યો, રુદ્રો, સૂર્ય, ચંદ્ર, વિશ્વાવસુ, ગંધર્વ, સિદ્ધો, અપ્સરાઓનો સમૂહ પણ ભગવાન શંકરની આરાધના કરતા હતા. શરદ ઋતુમાં ચંદ્રમા શોભે છે તેમ મહાદેવ રુદ્ર કર્ણિકાર વૃક્ષના પુષ્પની માળા ધારણ કરીને ત્યાં શોભતા હતા. દેવતાઓ અને દેવર્ષિઓથી વ્યાપ્ત તે દિવ્ય અને રમણીય વનમાં પુત્ર પ્રાપ્તિની કામનાથી મહર્ષિ વ્યાસ ઉત્કૃષ્ટ તપ કરવામાં ઉદ્યત થયેલા હતા. એમનું શરીર કરમાયું ન હતું તેમ ધાતુઓ પણ ક્ષીણ થઈ ન હતી. આટલું કઠણ તપ કરવા છતાં પણ તેમના શરીરની કાંતિ ઝાંખી પડી ન હતી તેથી ત્રણે લોકોને તે તપ અદ્ભુત જણાતું હતું. તે કૃષ્ણ દ્વૈપાયનના અપ્રતિમ તપના તેજથી તેમની જટા અગ્નિની શિખા સમાન પ્રજ્વલિત જણાતી હતી. હે નારદ! તેમની ભક્તિ તથા આવા પ્રકારના દારુણ તપથી પ્રસન્ન થયેલા મહેશ્વર ભગવાન ત્ર્યંબકે વર આપવાની ઇચ્છાથી હસતાં હસતાં તેમને કહ્યું: 'હે કૃષ્ણ દ્વૈપાયન! અગ્નિ, વાયુ, ભૂમિ, જળ તથા અંતરિક્ષ જેવો તેજસ્વી પુત્ર તમને પ્રાપ્ત થશે અને તે ત્રણે લોકમાં યશ પ્રાપ્ત કરશે!'

સત્યવતીના સુત તેજસ્વી વ્યાસ આ પ્રમાણે ભગવાન શંકર પાસેથી વર પ્રાપ્ત કરીને અગ્નિ પ્રકટ કરવાની ઇચ્છાથી અરણી કાષ્ઠનું મંથન કરવા લાગ્યા.

હે વિપ્ર! અરણી મંથન કર્યા પછી તે ષડૈશ્વર્યથી સંપન્ન ઋષિ વેદવ્યાસે તેજના અંબારરૂપ અત્યંત લાવણ્યવતી 'ઘૃતાચી' નામની અપ્સરાને તે સ્થળે જોઈ.

હે મુનીશ્વર! ભગવાન વ્યાસ તે વનમાં તે અપ્સરાને ઓચિંતી જોઈને કામથી વિહ્વલ થયા. ઘૃતાચીએ વ્યાસને કામાતુર ચિત્તવાળા કરીને અત્યંત રમણીય શુકીનું રૂપ ધારણ કર્યું ને તેમની પાસે ગઈ. અન્ય રૂપમાં પરિવર્તન પામેલી તે અપ્સરાને જોઈને વ્યાસના શરીરમાં કામદેવનો સંચાર થયો. હૃદયમાં વ્યાપેલા કામના વેગને અત્યંત ધૈર્યપૂર્વક

રોકી રાખવા છતાંય મન તે પ્રત્યે આકર્ષાયેલું હોવાથી તેઓ કામનું દમન કરી શક્યા નહીં. 'જે થવાનું હોય છે તે થયા વગર રહેતું નથી' આ ન્યાય અનુસાર ઘૃતાચીના શરીરે હરી લીધેલા મનનો યત્નપૂર્વક સંયમ કરી રાખેલો હોવા છતાં પણ વ્યાસનું શુક્ર અરણી કાષ્ઠ પર પડ્યું. એ અરણી કાષ્ઠ સાથે શુક્રનું મંથન થતાં મહાતપસ્વી શુકદેવજી ઉત્પન્ન થયા.

અરણીના ગર્ભમાંથી ઉત્પન્ન થયેલા શ્રેષ્ઠ ઋષિ મહાયોગી શુકદેવજી હવ્ય પામવાથી પ્રજ્વલિત થયેલા અગ્નિ સમાન તેજસ્વી જણાતા હતા. હે વિપેન્દ્ર! એમનું રૂપ અને વર્ણ અત્યંત કમનીય હતાં. ગંગાએ તેમને પોતાના જલથી સ્નાન કરાવ્યું. અંતરિક્ષમાંથી શુક માટે કૃષ્ણ મૃગચર્મ પૃથ્વી પર આવી પડ્યું. ગંધર્વો ગાન કરવા લાગ્યા અને અપ્સરાઓ નૃત્ય કરવા લાગી. દેવતાઓનાં દુંદુભિઓ ભારે અવાજ સાથે વાગવા લાગ્યાં. વિશ્વાવસુ ગંધર્વ, તુંબુરુ–નારદ, હાહા અને હૂહૂ નામના ગંધર્વો શુકદેવજીનો જન્મ થવાથી આનંદ પામવા લાગ્યા. ત્યાં શક્રના અગ્રેસરો, લોકપાલો દેવતાઓ, દેવર્ષિઓ તેમ જ બ્રહ્મર્ષિઓ આવી લાગ્યા. વાયુએ દિવ્ય પુષ્પોની વૃષ્ટિ કરી. જંગમ અને સ્થાવર જગત હર્ષ પામ્યું. મહા દ્યુતિમાન ભગવાન શંકરે દેવી પાર્વતીને સાથે રાખી વ્યાસ મુનિના તે નવજાત પુત્ર શુકદેવનો પ્રીતિથી વિધિપૂર્વક ઉપનયન સંસ્કાર કર્યો. દેવેશ્વર ઈંદ્રે દિવ્ય અને અદ્ભુત આસન તથા કમંડળુ આપ્યાં અને દેવતાઓએ વસ્ત્રો આપ્યાં. હંસો, શતપત્રો અને હજારો સારસ પક્ષીઓ, પોપટ તથા ચાષોએ, હે નારદ! તે શુકદેવજીની પ્રદક્ષિણા કરી. આરણેય મહામુનિ શુક દિવ્ય જન્મ પામ્યા પછી ધર્માચરણ પૂર્વક ત્યાં જ નિવાસ કરીને રહ્યા. સર્વ વેદો રહસ્ય તથા અંગ સહિત મુનિઓમાં શ્રેષ્ઠ તેમના પિતાને પ્રાપ્ત થયા હતા તેવી રીતે જન્મતાંની સાથે જ શુકદેવજીને પ્રાપ્ત થયા.

હે દ્વિજશ્રેષ્ઠ! વેદનાં અંગો અને ભાષ્ય સહિત વેદને જાણનારા શુકદેવે ધર્મનું ચિંતન કરતા રહીને દેવગુરુ બૃહસ્પતિ પાસેથી સર્વ વેદો, તેમનાં અંગો, તથા સર્વ પુરાણોનું અધ્યયન કરી સમાવર્તન સંસ્કાર પ્રાપ્ત કર્યો અને ગુરુને દક્ષિણા આપી. બ્રહ્મચર્ય વ્રત ધારણ કરીને શુકદેવજીએ ઉગ્ર તપ આદર્યું. તે મહાતપસ્વી શુકદેવ જ્ઞાન અને તપને લીધે દેવતાઓ તથા ઋષિઓ માટે આદરણીય તથા આદર્શરૂપ હતા. હે મુનીશ્વર! ગૃહસ્થાદિ આશ્રમોનું સેવન કરવામાં એમની બુદ્ધિ કદી રમમાણ થતી નહીં. એમને એ આશ્રમોના મૂલમાં મોક્ષધર્મનાં જ દર્શન થતાં હતાં; તેથી મોક્ષધર્મનો જ વિચાર કરતા કરતા શુકદેવ પોતાના પિતા ભગવાન્ વેદવ્યાસ પાસે ગયા અને તેમને પ્રણામ કરીને બોલ્યા–'ભગવન! આપ મોક્ષધર્મમાં નિપુણ છો તેથી મને પરમશાન્તિ પ્રાપ્ત થાય એવો ઉપદેશ કરો.'

હે મુને! પુત્રની આ વાત સાંભળીને મહર્ષિ વ્યાસે તેમને કહ્યું: 'વત્સ! નાના પ્રકારના ધર્મોનું પણ તત્ત્વ સમજો અને મોક્ષશાસ્ત્રનું અધ્યયન કરો. આથી શુકે પિતાની આજ્ઞાથી સંપૂર્ણ યોગશાસ્ત્ર અને કપિલ પ્રોક્ત સાંખ્ય શાસ્ત્રનું અધ્યયન કર્યું. પોતાનો પુત્ર બ્રહ્મતેજથી સંપન્ન, શક્તિમાન તથા મોક્ષશાસ્ત્રમાં કુશલ થઈ ગયો છે એવું વ્યાસને જણાયા પછી તેમણે શુકને કહ્યું–'હે પુત્ર! હવે તમે મિથિલા નરેશ જનકની પાસે જાઓ! રાજા જનક તમને મોક્ષતત્ત્વ પૂર્ણ રૂપથી જણાવશે.'

પિતાની આજ્ઞાથી શુકદેવજી ધર્મની

નિષ્ઠા અને મોક્ષના પરમ આશ્રયના સંબંધમાં પ્રશ્ન કરવા માટે મિથિલાપતિ રાજા જનક પાસે જવા માટે નીકળ્યા. જતી વખતે વ્યાસજીએ ફરીથી કહ્યું : 'વત્સ! સામાન્ય માણસો જે માર્ગે ચાલતા હોય તે જ માર્ગ પર તમે પણ ચાલજો. આશ્ચર્ય અથવા તો અભિમાનને મનમાં સ્થાન આપશો નહીં. પોતાની યોગશક્તિના પ્રભાવથી અંતરિક્ષ-માર્ગ દ્વારા ક્યારેય ગમન કરશો નહીં. સરલ ભાવથી જ ત્યાં જજો. માર્ગમાં સુખ–સગવડ મેળવવાનો વિચાર ન કરશો. વિશેષ વ્યક્તિ કે સ્થાનોની ખોજ કરશો નહીં; કારણ કે તે આસક્તિ વધારનારા હોય છે. 'રાજા જનક શિષ્ય અને યજમાન છે–' એમ માની તેમની આગળ અહંકાર પ્રકટ ન કરશો. તેમના વશમાં રહેશો. તેઓ તમારો સંદેહ દૂર કરશે. રાજા જનક ધર્મમાં નિપુણ તથા મોક્ષશાસ્ત્રમાં કુશળ છે. તેઓ મારા શિષ્ય છે. છતાં તમને તેઓ જે આજ્ઞા કરે, તેનું નિસ્સંદિગ્ધ થઈને પાલન કરજો.'

પિતાએ આ પ્રમાણે કહ્યાથી શુકદેવ મુનિ મિથિલા ગયા. જો કે સમુદ્રો સહિત સંપૂર્ણ પૃથ્વીને તેઓ આકાશ માર્ગથી જ ઓળંગી શકે એવા હતા તોપણ પગે ચાલીને જ ગયા. મહામુનિ શુક વિદેહનગરમાં પહોંચ્યા. પહેલા રાજદ્વાર પર પહોંચતાં જ દ્વારપાલોએ તેમને અંદર જતા રોકયા; પરંતુ આથી તેમના મનને કશી જ ગ્લાનિ થઈ નહીં. નારદજી! મહાયોગી શુક ભૂખ–તરસથી રહિત થઈને ત્યાં જ તડકામાં જઈને બેઠા અને ધ્યાનમાં મગ્ન થઈ ગયા. તે દ્વારપાલોમાંના એકને પોતાના વ્યવહારથી ભારે દુઃખ થયું. તેણે જોયું કે શુકદેવજી બપોરના સૂર્યની જેમ અહીંયાં સ્થિત છે. તેથી તેણે હાથ જોડીને પ્રણામ કર્યા અને વિધિપૂર્વક તેમનું પૂજન તથા સત્કાર કરીને રાજમહેલના બીજા વિભાગમાં તેમનો પ્રવેશ કરાવ્યો. ત્યાં ચૈત્રરથ વનના જેવું એક વિશાળ ઉપવન હતું, જેનો અંતઃપુર સાથે સંબંધ હતો, તે વન ઘણું રમણીય હતું. દ્વારપાલે શુકદેવજીને આખું ઉપવન દેખાડીને એક સ્થળે સુંદર આસન પર તેમને બેસાડ્યા અને રાજા જનકને તેમના આગમનની જાણ કરી. હે મુનિશ્રેષ્ઠ! 'શુકદેવજી મારે ત્યાં આવ્યા છે' આવું રાજા જનકના જાણવામાં આવતાં તેમના હૃદયના ભાવોને જાણવાના ઉદ્દેશથી તેમની સેવા કરવા માટે અનેક યુવતીઓને નિયુક્ત કરવામાં આવી. તે સર્વના વેશ અતિ મનોહર હતા. તે બધી તરુણ અવસ્થાની અને જોવામાં મનને પ્રિય લાગે તેવી હતી. તેમણે લાલ રંગના બારીક અને રંગીન વસ્ત્રો ધારણ કરેલાં હતાં. તેમનાં શરીર પર તપાવેલા શુદ્ધ સુવર્ણનાં આભૂષણો ચળકી રહ્યાં હતાં. તેઓ વાતચીત કરવામાં ઘણી ચતુર અને સમસ્ત કળાઓમાં કુશળ હતી. તેમની સંખ્યા પચાસથી વધારે હતી. તે યુવતીઓએ શુકદેવજી માટે પાદ્ય, અર્ઘ્ય આદિ પ્રસ્તુત કર્યાં તથા દેશ અને કાલ અનુસાર પ્રાપ્ત થયેલ ઉત્તમ અન્ન ભોજન કરાવીને તેમને તૃપ્ત કર્યા. તેઓ જમી રહ્યા પછી તેમાંની એકેએક યુવતીએ શુકદેવજીને પોતાની સાથે લઈ તેમને તે અન્તઃપુરનું ઉદ્યાન દેખાડયું. પછી મનના ભાવોને સમજનારી તે સર્વ યુવતીઓ હસતી–ગાતી ઉદાર ચિત્તવાળા શુકદેવ મુનિની પરિચર્યા કરવા લાગી. શુકદેવ મુનિનું અંતઃકરણ પરમ શુદ્ધ હતું. તેઓ ક્રોધ અને ઇંદ્રિયોને જીતી ચૂક્યા હતા તથા નિરંતર ધ્યાનમાં જ લીન રહેતા હતા. તેમના મનમાં હર્ષ કે ક્રોધ થતો ન હતો. સંધ્યાનો સમય થતાં શુકદેવજીએ હાથપગ ધોઈ સંધ્યા ઉપાસના કરી. પછી આસન પર બેસી મોક્ષધર્મનો વિચાર

કરવા લાગ્યા. રાતના પહેલા પ્રહરમાં તેઓ ધ્યાન લગાવી બેસી રહ્યા. બીજા અને ત્રીજા પ્રહરમાં ભગવાન શુકે ન્યાયપૂર્વક નિદ્રાનો સ્વીકાર કર્યો. પછી પ્રાતઃકાળે બ્રહ્મવેળામાં જ ઊઠીને તેમણે શૌચ–સ્નાન કર્યું. તદનન્તર સ્ત્રીઓથી ઘેરાયેલા હોવા છતાં પણ પરમ બુદ્ધિમાન શુક ફરીની ધ્યાનસ્થ થયા.

હે નારદ! આ પ્રમાણે તેમણે શેષ રહેલો તે દિવસ અને સંપૂર્ણ રાત્રી રાજકુલમાં વ્યતીત કરી. ૧–૭૨

अनेन विधिना तत्र तदहः शेषमप्युत ।
तां च रात्रिं नृपकुले वर्तयामास नारद ॥ ७२ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં શુકદેવજીની ઉત્પત્તિ નામનો ૫૮ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૫૯ મો : શુકદેવજી સાથે રાજા જનકનો મોક્ષવિષયક સંવાદ

सनन्दन उवाच ।

ततः स राजा सहितो मन्त्रिभिर्द्विजसत्तम ।
पुरः पुरोहितं कृत्वा सर्वाण्यन्तः पुराणि च ॥ १ ॥

હે દ્વિજશ્રેષ્ઠ! તદનન્તર મંત્રીઓ સહિત રાજા જનક પુરોહિત તથા અંતઃપુરની સ્ત્રીઓને આગળ કરીને મસ્તક પર અર્ઘ્યપાત્ર લઈ ગુરુપુત્ર શુકદેવજી પાસે ગયા. તેમણે સંપૂર્ણ રત્નોથી વિભૂષિત એક મહાન સિંહાસન લઈ ગુરુપુત્ર શુકદેવજીને અર્પિત કર્યું. વ્યાસપુત્ર શુક આસન પર બિરાજમાન થયા પછી રાજાએ પહેલાં તેમને પાદ્ય અર્પણ કર્યું. ત્યાર બાદ અર્ઘ્ય સહિત ગાય નિવેદન કરી. મહાતેજસ્વી દ્વિજોત્તમ શુકે મંત્રોચ્ચારણપૂર્વક કરવામાં આવેલી તે પૂજાનો સ્વીકાર કરીને રાજાને કુશલ–મંગળ સમાચાર પૂછ્યા. રાજાનું હૃદય અને પરિજન બધાં જ ઉદાર હતાં. તેઓ પણ ગુરુપુત્રને કુશળ–મંગળ વૃત્તાન્ત જણાવી તેમની આજ્ઞા લઈ ભૂમિ પર બેઠાં. પછી શુકદેવજીને રાજાએ પ્રશ્ન કર્યો : 'બ્રહ્મન્! શા હેતુથી આપનું અહીં શુભ આગમન થયું છે?'

શુકદેવજી બોલ્યા : રાજન્! આપનું કલ્યાણ થાઓ! પિતાજીએ મને કહ્યું છે કે 'મારા યજમાન વિદેહરાજ જનક મોક્ષધર્મના તત્ત્વને જાણવામાં કુશળ છે. તમે તેમની જ પાસે જાઓ. તમારા હૃદયમાં પ્રવૃત્તિ અથવા નિવૃત્તિના વિષયમાં જે પણ સંદેહ હશે, તેનું તેઓ શીઘ્ર જ નિવારણ કરી દેશે; આ વિષયમાં સંશય નથી.' તેથી હું પિતાજીની આજ્ઞાથી આપની પાસે મારો હાર્દિક સંશય મટાડવા માટે આવ્યો છું. આપ ધર્માત્માઓમાં શ્રેષ્ઠ છો. મને યથાયોગ્ય ઉપદેશ આપવાની કૃપા કરો. બ્રાહ્મણનું આ જગતમાં શું કર્તવ્ય છે તથા મોક્ષનું સ્વરૂપ કેવું છે? તેણે જ્ઞાન અથવા તપ કયા સાધનથી પ્રાપ્ત કરવાં જોઈએ?

રાજા જનક બોલ્યા : બ્રહ્મન્! આ જગતમાં જન્મથી લઈને જીવનપર્યંત બ્રાહ્મણનું શું કર્તવ્ય છે તે કહું છું. સાંભળો : તાત! ઉપનયન સંસ્કાર થયા પછી બ્રાહ્મણ બાળકે વેદોના સ્વાધ્યાયમાં લાગી જવું જોઈએ. તેણે તપ, ગુરુસેવા અને બ્રહ્મચર્યપાલનમાં સંલગ્ન રહેવું. હોમ તથા શ્રાદ્ધતર્પણ દ્વારા દેવતાઓ અને પિતૃઓના ઋણથી મુક્ત થવું. કોઈની નિંદા ન કરવી. સંપૂર્ણ વેદોનું નિયમપૂર્વક અધ્યયન પૂરું કરીને ગુરુને દક્ષિણા આપવી અને તે પછી તેમની આજ્ઞા લઈને દ્વિજ બાળકે ઘેરે પાછા ફરવું. સમાવર્તન સંસ્કાર થયા પછી ગુરુકુળથી પાછા આવેલા બ્રાહ્મણકુમારે લગ્ન કરી પોતાની જ પત્નીમાં અનુરાગ રાખીને ગૃહસ્થાશ્રમમાં નિવાસ કરવો. કોઈના દોષ ન જોવા. ન્યાયપૂર્વક વર્તાવ કરવો. અગ્નિની સ્થાપના કરીને પ્રતિદિન આદરપૂર્વક અગ્નિહોત્ર કરવું. પુત્ર અને પૌત્રોની ઉત્પત્તિ થઈ ગયા પછી વાનપ્રસ્થ આશ્રમમાં રહેવું અને પહેલાં સ્થાપિત કરેલ અગ્નિનું જ વિધિપૂર્વક

આહુતિ દ્વારા પૂજન કરવું. વાનપ્રસ્થીએ પણ અતિથિસેવામાં પ્રેમ રાખવો જોઈએ. તદનંતર ધર્મજ્ઞ પુરુષે વનમાં ન્યાયપૂર્વક સંપૂર્ણ અગ્નિઓને ( ભાવના દ્વારા ) પોતાની અંદર જ લીન કરીને વીતરાગ થઈ બ્રહ્મચિંતનપરાયણ સંન્યાસ આશ્રમમાં નિવાસ કરવો અને શીત–ઉષ્ણ ( ટાઢ–તડકો ) વગેરે દ્વંદ્વોને ધૈર્યપૂર્વક સહન કરવા.

શુકદેવજી બોલ્યા : રાજન્ ! જો કોઈને બ્રહ્મચર્ય આશ્રમમાં જ સનાતન જ્ઞાન-વિજ્ઞાનની પ્રાપ્તિ થઈ જાય તેમ જ હૃદયનાં રાગ–દ્વેષ આદિ દ્વંદ્વો દૂર થઈ ગયા હોય તોપણ તેના માટે શું બાકીના ત્રણ આશ્રમોમાં નિવાસ કરવાનું અત્યંત આવશ્યક છે ખરું ? આ સંદેહના વિષયમાં હું આપને પૂછી રહ્યો છું, આપ જણાવવાની કૃપા કરશો.

રાજા જનક બોલ્યા : બ્રહ્મન્ ! જ્ઞાન–વિજ્ઞાન વિના જેમ મોક્ષની પ્રાપ્તિ થતી નથી, તેવી જ રીતે સદ્ગુરુ સાથે સંબંધ થયા વિના જ્ઞાનની ઉપલબ્ધિ પણ થતી નથી. ગુરુ આ સંસારસાગરથી પાર ઉતારનારા છે ને તેમનું આપેલું જ્ઞાન નૌકા સમાન જણાવવામાં આવ્યું છે. લોકની ધાર્મિક મર્યાદાનો ઉચ્છેદ ન થાય તેમ કર્માનુષ્ઠાનની પરંપરાનો પણ નાશ ન થવા પામે તે માટે પહેલાંના વિદ્વાન ચારે આશ્રમોના ધર્મોનું પાલન કરતા હતા. આ પ્રમાણે ક્રમશઃ અનેક પ્રકારનાં સત્કર્મોનું આચરણ કરતાં કરતાં શુભાશુભ કર્મોની આસક્તિનો ત્યાગ થતાં અહીંયાં જ મોક્ષ પ્રાપ્ત થઈ જાય છે. અનેક જન્મોથી સત્કર્મ કરતાં કરતાં જ્યારે સર્વ ઇંદ્રિયો પવિત્ર થઈ જાય છે, ત્યારે શુદ્ધ અંતઃકરણવાળો પુરુષ પ્રથમ આશ્રમમાં જ ઉત્તમ મોક્ષરૂપ જ્ઞાન પ્રાપ્ત કરી લે છે. તે પામ્યા પછી બ્રહ્મચર્ય આશ્રમમાં જ જો તત્ત્વનો સાક્ષાત્કાર તથા મુક્તિ સુલભ થઈ જાય તો પરમાત્માને ચાહનારા જીવનમુક્ત વિદ્વાન માટે શેષ ત્રણે આશ્રમોમાં જવાની શી આવશ્યકતા છે. વિદ્વાને રાજસ્ અને તામસ દોષોનો પરિત્યાગ કરી દેવો અને સાત્ત્વિક માર્ગનો આશ્રય લઈને બુદ્ધિ દ્વારા આત્માના દર્શન કરવાં. જે સર્વ ભૂતોને પોતામાં અને પોતાને સર્વ ભૂતોમાં રહેલો જુએ છે. તે સંસારમાં રહીને પણ તેના દોષોથી લેપાતો નથી ને અક્ષયપદને પ્રાપ્ત કરી લે છે હે તાત ! આ વિષયમાં રાજા યયાતિએ કહેલી ગાથા સાંભળો—

મોક્ષશાસ્ત્રમાં નિપુણ વિદ્વાન દ્વિજો જેને સદા ધારણ કરીને રહેલા છે તે આત્મજ્યોતિનો પ્રકાશ તેમની પોતાની અંદર જ છે, અન્યત્ર નથી. તે જ્યોતિ સકળ પ્રાણીઓમાં સમાનરૂપથી સ્થિત છે. સમાધિમાં પોતાના ચિત્તને સારી પેઠે એકાગ્ર કરનારો પુરુષ તેને સ્વયં જોઈ શકે છે. જેનાથી કોઈ પ્રાણી ભય પામતું નથી તેમ જ જે પોતે કોઈ અન્ય પ્રાણીથી ભયભીત થતો નથી તથા જે ઇચ્છા અને દ્વેષથી રહિત થઈ ગયો છે, તે બ્રહ્મભાવને પ્રાપ્ત થઈ જાય છે. જ્યારે મનુષ્ય મન, વાણી અને ક્રિયા દ્વારા કોઈ પણ પ્રાણીનું બૂરું કરતો નથી, તે સમયે તે બ્રહ્મરૂપ થઈ જાય છે. જ્યારે મોહમાં નાખનારી ઈર્ષ્યા, કામ અને લોભનો ત્યાગ કરીને પુરુષ પોતાને તપાચરણમાં પ્રવૃત્ત કરી દે છે, તે સમયે તેને બ્રહ્માનંદનો અનુભવ થાય છે. જ્યારે સાંભળવા અને જોવા યોગ્ય વિષયોમાં તથા સર્વ પ્રાણીઓ ઉપર મનુષ્યનો સમાનભાવ થઈ જાય અને સુખ–દુઃખ આદિ દ્વંદ્વ તેના ચિત્ત પર પ્રભાવ ન નાખી શકે ત્યારે તે બ્રહ્મને પ્રાપ્ત થઈ જાય છે. જ્યારે નિન્દા–સ્તુતિ, લોઢું–સોનું, સુખ–દુઃખ, ટાઢ–તડકો, અર્થ–અનર્થ, પ્રિય–અપ્રિય તથા જીવન–મરણમાં સમાન દૃષ્ટિ થઈ જાય છે,

ત્યારે મનુષ્ય બ્રહ્મભાવને પ્રાપ્ત થઈ જાય છે. જેવી રીતે કાચબો પોતાના અંગોનો વિસ્તાર કરીને પછી તેમને સંકોચી લે છે તેવી જ રીતે સંન્યાસીએ મન દ્વારા ઈંદ્રિયો પર નિયંત્રણ રાખવું જોઈએ. જેવી રીતે અંધકારથી વ્યાપ્ત થયેલું ઘર દીપકના પ્રકાશથી સ્પષ્ટ દેખાવા માંડે છે તેવી જ રીતે બુદ્ધિરૂપી દીપકની સહાયતાથી આત્માનાં દર્શન થઈ શકે છે. બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ હે શુકદેવજી! ઉપર કહેલી સર્વ વાતો મને આપમાં જોવામાં આવે છે. આ સિવાય બીજો જે કંઈ પણ જાણવા યોગ્ય વિષય છે, તેને આપ યથાર્થ રીતે જાણો છો. બ્રહ્મર્ષે! હું આપને સારી રીતે જાણું છું. આપ પોતાના પિતાની કૃપા અને ઉપદેશને લીધે વિષયોથી પર થઈ ગયા છો. તે જ મહામુનિ ગુરુદેવની કૃપાથી મને પણ આ દિવ્ય વિજ્ઞાન પ્રાપ્ત થયું છે, જેને લીધે હું આપની સ્થિતિને ઓળખી શક્યો છું. આપનું વિજ્ઞાન, આપની ગતિ અને આપનું ઐશ્વર્ય–આ સર્વ અધિક છે. કિન્તુ આપને આ વાતની ખબર નથી. બ્રહ્મન્! આપને જ્ઞાન થઈ ચૂક્યું છે ને આપની બુદ્ધિ પણ સ્થિર છે; સાથે જ આપમાં લોલુપતા પણ નથી. વિશુદ્ધ નિશ્ચય વિના કોઈને પણ પરબ્રહ્મની પ્રાપ્તિ થતી નથી. સુખ અને દુઃખમાં આપ કશો જ ભેદ જોતા નથી. આપના મનમાં સહેજ પણ લોભ નથી. આપને નાચ જોવાની તેમ જ ગીત સાંભળવાની ઉત્કંઠા થતી નથી; આપનો ક્યાંય પણ રાગ છે જ નહિ. બંધુઓ પ્રતિ આપની આસક્તિ નથી તેમ ભયદાયક પદાર્થોથી આપને ભય નથી. હે મહાભાગ! હું જોઉં છું કે આપની દૃષ્ટિમાં પોતાની નિન્દા અને સ્તુતિ સરખી જ છે. હું તથા બીજા મનીષી વિદ્વાનો પણ આપને અક્ષય તેમ જ અનામય પદ (મોક્ષ માર્ગ) પર સ્થિત માને છે. હે વિપ્રવર! આ લોકમાં બ્રાહ્મણ હોવાનું જે ફળ છે અને મોક્ષનું જે સ્વરૂપ છે, તેમાં જ આપની સ્થિતિ છે.

સનંદન બોલ્યા: હે નારદ! રાજા જનકની આ વાત સાંભળીને શુદ્ધ અંતઃકરણવાળા શુકદેવજી એક દૃઢ નિશ્ચય પર પહોંચી ગયા અને બુદ્ધિ દ્વારા આત્માનો સાક્ષાત્કાર કરીને તેમાં જ સ્થિત થઈને કૃતાર્થ થઈ ગયા. તે સમયે તેમને પરમ આનંદ અને પરમ શાન્તિનો અનુભવ થયો ત્યાર બાદ તેઓ હિમાલય પર્વતને લક્ષ્ય બનાવીને ઉત્તર દિશા ભણી ચાલી નીકળ્યા ને ત્યાં પહોંચીને તેમણે પોતાના પિતા વ્યાસજીને જોયા. તેઓ પૈલ આદિ શિષ્યોને તે સમયે વૈદિક સંહિતા ભણાવી રહ્યા હતા. શુદ્ધ અંતઃકરણવાળા શુકદેવજી પોતાની દિવ્ય પ્રભાથી સૂર્ય સમાન પ્રકાશી રહ્યા હતા. તેમણે પ્રસન્નચિત્ત થઈને આદરપૂર્વક પિતાના ચરણોમાં પ્રણામ કર્યા. તદનંતર ઉદાર બુદ્ધિ શુકે રાજા જનક સાથે થયેલો મોક્ષ સાધન વિષયક સર્વ સંવાદ પોતાના પિતાને કહી સંભળાવ્યો. તે સાંભળીને વેદોનો વિસ્તાર કરનારા વ્યાસે હર્ષ અને ઉલ્લાસથી પૂર્ણ હૃદયથી પુત્રને છાતી સાથે ચાંપ્યો ને પોતાની પાસે બેસાડ્યો. ત્યાર બાદ પૈલ આદિ બ્રાહ્મણો વ્યાસ પાસેથી વેદોનું અધ્યયન કરીને તે શૈલ શિખર પરથી પૃથ્વી ઉપર આવ્યા ને યજ્ઞ કરાવવાના તથા વેદ ભણાવવાના કાર્યમાં સંલગ્ન થઈ ગયા. ૧–૫૫

ततः पैलादयो विप्रा वेदान् व्यासादधीत्य च ।
शैलशृङ्गाद्भुवं प्राप्ता याजनाध्यापने रताः ॥५५॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં શુકદેવજી સાથે રાજા જનકનો મોક્ષવિષયક સંવાદ નામનો ૫૯ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૬૦ : સનત્કુમારનો શુકને ઉપદેશ

सनन्दन उवाच ॥

अवतीर्णेषु विप्रेषु व्यासः पुत्रसहायवान् ।
तूष्णीं ध्यानपरो धीमानेकान्ते समुपाविशत् ॥१॥

સનંદન બોલ્યા : હે નારદ ! પૈલ આદિ બ્રાહ્મણો પર્વત પરથી નીચે ઊતરી આવ્યા પછી પુત્ર સહિત પરમ બુદ્ધિમાન ભગવાન વ્યાસ એકાન્તમાં મૌન ભાવથી ધ્યાનસ્થ થયા.

તે સમયે આકાશવાણીએ પુત્ર સહિત વ્યાસજીને સંબોધીને કહ્યું : 'વસિષ્ઠકુળમાં ઉત્પન્ન મહર્ષિ વ્યાસ ! આ સમયે વેદધ્વનિ શાથી થતો નથી? તમે એકલા કંઈક ચિંતન કરતા હો તેમ ચૂપચાપ ધ્યાન લગાડીને શાથી બેઠા છો ? વેદોચ્ચારણના ધ્વનિથી રહિત થઈને આ પર્વત અત્યારે શોભતો નથી; તેથી હે ભગવન્ ! આપના વેદજ્ઞ પુત્ર સાથે પરમ પ્રસન્ન ચિત્ત થઈને સદા વેદોનું સ્વાધ્યાય કરો.'

આકાશવાણી દ્વારા બોલાયેલું આ વચન સાંભળીને વ્યાસજીએ પોતાના પુત્ર શુકદેવજીની સાથે વેદોના સ્વાધ્યાયનો આરંભ કરી દીધો. હે દ્વિજશ્રેષ્ઠ ! તે બન્ને પિતાપુત્ર દીર્ઘકાળ સુધી વેદોનું પારાયણ કરતા રહ્યા. એવામાં જ એક દિવસે સમુદ્રની હવાથી પ્રેરાઈને મોટું વંટોળિયું ઊભું થયું. આને અનધ્યાયનો હેતુ માનીને વ્યાસજીએ પુત્રને વેદોનું સ્વાધ્યાય કરવાના કાર્યથી અટકાવ્યા. આથી તેમણે પિતાને પૂછ્યું 'ભગવન્ ! આ જોરદાર પવન સાથેનું વંટોળિયું શાથી ઊઠ્યું હતું ? વાયુદેવની આ સર્વ ચેષ્ટા શાથી થઈ તે આપ કૃપા કરીને મને જણાવો.'

શુકદેવજીની આ વાત સાંભળીને વ્યાસજી અનધ્યાયના નિમિત્તસ્વરૂપ વાયુના વિષયમાં આ પ્રમાણે બોલ્યા : 'બેટા ! તમને દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થઈ છે. તમારું મન સ્વતઃ નિર્મળ છે. તમે તમોગુણ તથા રજોગુણથી દૂર તેમ જ સત્યમાં પ્રતિષ્ઠિત થયેલા છો, તેથી તમારા હૃદયમાં વેદોનો વિચાર કરીને તમે પોતે જ બુદ્ધિ દ્વારા અનધ્યાયના કારણરૂપ વાયુના વિષયમાં આલોચના કરો.

પૃથ્વી અને અંતરિક્ષમાં ચાલતા વાયુના સાત માર્ગ છે. ધૂમ તથા ગરમીથી ઉત્પન્ન થયેલા વાદળસમૂહ અને કરાઓને જે આમતેમ લઈ જાય છે, તે પ્રથમ માર્ગમાં પ્રવાહિત થનારો 'પ્રવહ' નામનો પ્રથમ વાયુ છે. આકાશમાં રસની માત્રાઓ અને વીજળી આદિની ઉત્પત્તિ માટે જે પ્રકટ થાય છે, તે મહાન તેજથી સમ્પન્ન દ્વિતીય-વાયુ 'આવહ' નામથી પ્રસિદ્ધ છે અને ઘણા ભારે અવાજ સાથે વહે છે. જે સદા સોમ-સૂર્ય આદિ જ્યોતિર્મય ગ્રહોનો ઉદય તેમ જ ઉદ્ભવ કરે છે; મનીષી પુરુષો શરીરની અંદર જેને ઉદાન કહે છે. જે ચારે સમુદ્રોમાંથી જળગ્રહણ કરે છે અને તેને ઉપર ઉઠાવી 'જીમૂતો'ને આપી દે છે તથા જીમૂતોને જળથી સંયુક્ત કરીને તેમને 'પર્જન્ય'ના હવાલે કરે છે, તે તૃતીય મહાન વાયુ 'ઉદ્વહ' કહેવાય છે. જેનાથી પ્રેરાઈને અનેક પ્રકારના નીલવર્ણના મહામેઘ ઘટારૂપે છવાઈને જળ વરસાવવાનો આરંભ કરે છે તેમ જ જે દેવતાઓના આકાશ માર્ગથી જનારા વિમાનોને પોતે જ વહન કરે છે, તે પર્વતોના માનનું મર્દન કરનારો ચતુર્થ વાયુ 'સંવહ' નામથી પ્રસિદ્ધ છે. જે રૂક્ષ-ભાવથી વેગપૂર્વક વહીને વૃક્ષોને તોડી નાખી ઊખેડીને ફેંકી દે છે તથા જેના દ્વારા સંગઠિત થયેલા પ્રલયકાલીન મેઘ 'બલાહક' સંજ્ઞા ધારણ કરે છે અને જેનું સંચરણ ભયાનક ઉત્પાત આણનારું છે તથા જે પોતાની સાથે મેઘોની ઘટાઓ લઈને ચાલે છે, તે અત્યંત વેગવાન પંચમ વાયુ 'વિવહ'

કહેવાયો છે, જેના આધારે આકાશમાં દિવ્યજળ પ્રવાહિત થાય છે, જે આકાશ-ગંગાના પવિત્ર જળને ધારણ કરીને સ્થિત છે અને જેના દ્વારા દૂરથી જ પ્રતિહત થઈને સહસ્ર કિરણોના ઉત્પત્તિ સ્થાનરૂપ સૂર્ય એક જ કિરણથી યુક્ત હોય તેવો જણાય છે. જેનાથી આ પૃથ્વી પ્રકાશિત થાય છે તથા અમૃતના દિવ્યનિધિ ચંદ્રમાનું પણ જેનાથી પોષણ થાય છે, તે છઠ્ઠો વાયુનું નામ 'પરિવહ' છે, તે સમગ્ર વિજયશીલ તત્ત્વોમાં શ્રેષ્ઠ છે. જે અંતકાળે સર્વ પ્રાણીઓના પ્રાણોને શરીરમાંથી બહાર કાઢે છે. જેના આ પ્રાણ કાઢવારૂપ માર્ગનું મૃત્યુ તથા વૈવસ્વત યમ અનુગમન માત્ર કરે છે; સદા અધ્યાત્મચિંતનમાં લાગેલી શાન્ત બુદ્ધિ દ્વારા સારી પેઠે વિચાર કે અનુસંધાન કરનારા ધ્યાનના અભ્યાસમાં પરાયણ પુરુષો-ને અમૃતત્વ આપવામાં જે સમર્થ છે; જેમાં સ્થિત થઈને પ્રજાપતિ દક્ષના દશ હજાર પુત્ર અતિવેગથી સર્વ દિશાઓના અંતમાં—છેડે પહોંચી ગયા તેમ જ જેનાથી વૃષ્ટિનું જળ તિરોહિત થઈને વરસાદ બંધ થઈ જાય છે, તે સર્વ શ્રેષ્ઠ સપ્તમવાયુ 'પરાવહ' નામથી પ્રસિદ્ધ છે. તેનું અતિક્રમણ કરવું બધાને માટે કઠણ છે. આ પ્રમાણે આ સાત મરુદ્‌ગણ દિતિના પરમ અદ્‌ભુત પુત્ર છે. એમની સર્વત્ર ગતિ છે. એ બધા સર્વત્ર વિચરતા રહે છે. પરંતુ ભારે આશ્ચર્યની વાત છે કે તે વાયુના વેગથી આજે પર્વતોમાં શ્રેષ્ઠ આ હિમાલય પણ સહસા કંપી ઊઠ્યો છે. બેટા! આ વાયુ ભગવાન વિષ્ણુનો નિઃશ્વાસ છે. જ્યારે કોઈ વખતે તે નિઃશ્વાસ વેગથી નીકળી પડે છે ત્યારે આખું જગત વ્યથિત થઈ જાય છે. એટલા માટે બ્રહ્મવેત્તા પુરુષો પ્રચંડ વાયુ ચાલતાં—ઝંઝાવાત સમયે વેદનો પાઠ કરતા નથી. વેદ પણ ભગવાન-નો નિઃશ્વાસ જ છે. તે સમયે વેદપાઠ કરવાથી વાયુ દ્વારા વાયુને ક્ષોભ પ્રાપ્ત થાય છે.

અનધ્યાયના વિષયમાં આ વાત કહ્યા પછી ભગવાન વ્યાસ પોતાના પુત્ર શુકદેવને કહેવા લાગ્યા : 'હવે તમે વેદપાઠ કરો.' આમ બોલીને તેઓ આકાશગંગાના તટ પર ગયા. વ્યાસજી સ્નાન કરવા ગયા ત્યારે બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ શુકદેવજી વેદોનો સ્વાધ્યાય કરવા લાગ્યા. એ જ સમયે ભગવાન સનત્કુમાર એકાન્તમાં તેમની પાસે આવ્યા.* શુકદેવજીએ બ્રહ્મપુત્ર સનત્કુમારનું ઊભા થઈને સ્વાગત કર્યું. હે વિપ્રેન્દ્ર! ત્યાર પછી બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ સનત્કુમારે શુકદેવજીને પૂછ્યું: 'હે મહાભાગ! હે મહા-તેજસ્વી વ્યાસપુત્ર! શું કરી રહ્યા છો?'

શુકદેવજી બોલ્યા : બ્રહ્મકુમાર! અત્યારે હું વેદોના સ્વાધ્યાયમાં લાગેલો છું. મારા કોઈ અજ્ઞાત પુણ્યના ફળથી આપનાં દર્શન થયાં છે. હે મહાભાગ! મોક્ષરૂપી પુરુષાર્થનો સાધક હોય એવા કોઈ એક તત્ત્વના વિષયમાં હું આપને પૂછવા ઇચ્છું છું; માટે મને તેનું જ્ઞાન થવા માટે કહો.

સનત્કુમાર બોલ્યા : બ્રહ્મન્! વિદ્યા સમાન કોઈ નેત્ર નથી; સત્ય જેવું કોઈ તપ નથી; રાગ સમાન કોઈ દુઃખ નથી અને ત્યાગના જેવું કોઈ સુખ નથી. પાપ-કર્મથી દૂર રહેવું; સદા પુણ્યનો સંચય કરતા રહેવું. સાધુ પુરુષોના વર્તાવને અપ-નાવવો અને ઉત્તમ સદાચારનું પાલન કરવું—આ સર્વોત્તમ શ્રેયનું સાધન છે. જ્યાં સુખનું નામ પણ નથી એવા માનવશરીરને પામીને વિષયોમાં આસક્ત થનારો મોહમાં ડૂબી જાય છે. વિષયોનો સંયોગ દુઃખરૂપ

* અહીં સનત્કુમારે શુકદેવજીને આપેલો ઉપદેશ જનકે આપેલા ઉપદેશ પહેલાનો પ્રસંગ હોવો જોઈએ અથવા તો આ ઉપદેશ સનત્કુમારે સંસારના હિત ખાતર શુકદેવજીને નિમિત્ત બના-વીને આપ્યો છે, એમ સમજવું જોઈએ.

છે; તે દુઃખમાંથી ક્યારેય છોડાવી શકતો નથી. આસક્ત મનુષ્યની બુદ્ધિ ચંચળ થઈ જાય છે અને મોહજાળનો વિસ્તાર કરનારી હોય છે. તે મોહજાળથી જે ઘેરાઈ જાય છે, તે આ લોક અને પરલોકમાં પણ દુઃખનો જ ભાગી થાય છે. પોતાનું કલ્યાણ ઇચ્છનારાએ બધા જ ઉપાયોથી કામ અને ક્રોધને કાબૂમાં રાખવા જોઈએ; કારણ કે તે બંને દોષ મનુષ્યના શ્રેયનો વિનાશ કરવા માટે તૈયાર રહે છે. માણસે તપને ક્રોધથી, સમ્પત્તિને ઈર્ષ્યાથી, વિદ્યાને માન–અપમાનથી અને પોતાને પ્રમાદથી બચાવવો જોઈએ. ક્રૂર સ્વભાવનો પરિત્યાગ સર્વથી મોટો ધર્મ છે. ક્ષમા સર્વથી મોટું બળ છે. આત્મજ્ઞાન સર્વોત્તમ જ્ઞાન છે અને સત્ય જ સર્વથી ચડિયાતું હિતનું સાધન છે.* સત્ય બોલવું એ સર્વથી શ્રેષ્ઠ છે; પરંતુ હિતકારક વાત કહેવી એ તો સત્ય કરતાં પણ ચડી જાય એવું કાર્ય છે. જેનાથી પ્રાણીઓનું અત્યંત હિત થતું હોય તેને જ હું સત્ય માનું છું. જેણે નવાં નવાં કર્મના આરંભ કરવાનો વિચાર છોડી દીધો છે; જેના મનમાં કોઈ કામના નથી; કોઈ પણ વસ્તુનો જે સંગ્રહ કરતો નથી તથા જેણે સર્વસ્વનો ત્યાગ કર્યો છે, તે જ વિદ્વાન છે અને તે જ પંડિત છે. પોતાના વશમાં કરાયેલી ઇંદ્રિયો દ્વારા અનાસક્ત ભાવથી જે વિષયોનો અનુભવ કરે છે, જેના અંતઃકરણમાં સદા શાન્તિ વિરાજે છે; જે નિર્વિકાર અને એકાગ્રચિત્ત છે તથા જે આત્મીય કહેવાતા શરીર અને ઇંદ્રિયોની સાથે રહીને પણ તેમની સાથે એકાકાર ન થતાં અળગા જેવો રહે છે, તે સર્વ બંધનોથી છૂટીને શીઘ્ર જ પરમ કલ્યાણ પ્રાપ્ત કરી લે છે. મુને! જેની કોઈ પણ પ્રાણી પ્રત્યે દૃષ્ટિ જતી નથી, જે કોઈને સ્પર્શ તથા કોઈ સાથે વાતચીત કરતો નથી, તેને મહાન શ્રેયની પ્રાપ્તિ થાય છે. કોઈ પણ જીવની હિંસા ન કરવી, સર્વ પ્રાણીઓ સાથે મિત્રભાવે વર્તવું. આ જન્મ (અથવા શરીર) પ્રાપ્ત કરીને કોઈ સાથે વૈરભાવ ન કરવો. આત્મતત્ત્વને જાણનારા તથા મનને વશમાં રાખનારાએ કોઈ પણ વસ્તુનો સંગ્રહ ન કરવો. મનમાં પૂર્ણ સંતોષ રાખવો. કામના તથા ચપળતાનો ત્યાગ કરવો. આથી પરમ કલ્યાણની સિદ્ધિ થાય છે. જેમણે ભોગોનો સર્વથા ત્યાગ કર્યો હોય છે, તેઓ ક્યારેય શોકમાં પડતા નથી, તેથી પ્રત્યેક મનુષ્યે ભોગાસક્તિનો ત્યાગ કરવો જોઈએ. કોઈથી પણ પરાજિત ન થનારા પરમાત્માને જીતવા ઇચ્છનારે તપસ્વી, જિતેન્દ્રિય, મનનશીલ, સંયમી થવું જોઈએ તેમ જ સર્વ વિષયોમાં આસક્તિરહિત થવું જોઈએ. જે બ્રાહ્મણ ત્રિગુણાત્મક વિષયોમાં આસક્ત ન થતાં સદા એકાન્તવાસ કરે છે તે સર્વોત્તમ સુખ (મોક્ષ) જલદીથી મેળવી લે છે.

હે મુને! મૈથુનમાં સુખ માનનારા પ્રાણીઓની વચ્ચે રહીને પણ (સ્ત્રીઓથી રહિત) એકલો રહેવામાં જ જે આનંદ માને છે, તેને જ્ઞાનના આનંદથી તૃપ્ત હોવાનું જાણવું જોઈએ. જે જ્ઞાનના આનંદથી પૂર્ણપણે તૃપ્ત છે, તે શોકમાં પડતો નથી. જીવ સદા કર્મોને અધીન રહે છે, તે શુભ કર્મોથી દેવત્વ પ્રાપ્ત કરે છે; શુભ અને અશુભ બંનેના આચરણથી મનુષ્યયોનિમાં જન્મ પામે છે તથા કેવળ અશુભ કર્મોથી પશુ-પક્ષી આદિ નીચ યોનિઓમાં જન્મ ગ્રહણ કરે છે. તે તે યોનિઓમાં જીવને સદા જરા–મૃત્યુ તથા નાના પ્રકારનાં દુઃખોનો શિકાર થવું પડે છે. આ પ્રમાણે સંસારમાં

* नित्यं क्रोधात्तपो रक्षेच्छ्रियं रक्षेच्च मत्सरात्।
विद्यां मानावमानाभ्यामात्मानं तु प्रमादतः॥
आनृशंस्यं परो धर्मः क्षमा च परमं बलम्।
आत्मज्ञानं परं ज्ञानं सत्यं हि परमं हितम्॥

જન્મ લેનારા પ્રત્યેક પ્રાણીને સંતાપની આગમાં પકવવામાં આવે છે.

અહીં જુદી જુદી વસ્તુઓના સંગ્રહ-પરિગ્રહની કોઈ આવશ્યકતા નથી, કારણ કે સંગ્રહથી ભારે દોષ લાગે છે. કોશેટો બનાવનાર કીડો પોતાના સંગ્રહના કારણને લીધે જ બંધનમાં પડે છે. સ્ત્રી, પુત્ર આદિ કુટુંબમાં આસક્ત રહેનારા જીવ, જંગલમાંના ઘરડા હાથીઓ તળાવના કળણમાં ફસાઈને દુઃખ ભોગવે છે તેવી જ રીતે કષ્ટ પામે છે. મહાન જાળમાં પકડાઈ ગયા પછી પાણીની બહાર લાવવામાં આવેલાં માછલાંઓ તરફડે છે. તેવી જ સ્નેહજાળમાં ફસાયા પછી અત્યંત કષ્ટ ભોગવી રહેલા આ પ્રાણીઓ પ્રત્યે દૃષ્ટિપાત કરો–જુઓ કુટુંબ, પુત્ર, સ્ત્રી, શરીર અને દ્રવ્યનો સંગ્રહ આ સર્વ કંઈ પારકું છે, સર્વ અનિત્ય છે. અહીંયા પોતાનું શું છે? કેવળ પુણ્ય અને પાપ! અર્થ-(પરમાત્મા)ની પ્રાપ્તિ માટે વિદ્યા, કર્મ, પવિત્રતા અને અત્યંત વિસ્તૃત જ્ઞાનનો આશ્રય લેવામાં આવે છે. અર્થની સિદ્ધિ (પરમાત્માની પ્રાપ્તિ) થઈ ગયા પછી મનુષ્ય મુક્ત થઈ જાય છે. ગામમાં રહેનારા માણસની વિષયો પ્રત્યેની આસક્તિ તેને બાંધવાની દોરડી સમાન છે. પુણ્યાત્મા પુરુષો તે દોરડીને કાપી નાખી પરમાર્થના પથ પર આગળ વધે છે; પરંતુ પાપી જીવ તેને કાપી શકતા નથી. આ સંસાર એક નદીના જેવો છે. રૂપ એનો કિનારો છે, મન ઝરણું છે; સ્પર્શ દ્વીપ અને રસ જ પ્રવાહ છે. ગંધ આ નદીનો કાદવ, શબ્દ જલ અને સ્વર્ગરૂપી દુર્ગમ ઘાટ છે. આ નદીને માનવશરીરરૂપી નૌકાની સહાયતાથી પાર કરી શકાય છે. ક્ષમા એને ચલાવવા માટેનાં હલેસાં છે અને ધર્મ એને સ્થિર કરનારું લંગર છે. વિષયાસક્તિના ત્યાગ-રૂપ પવન દ્વારા જ એ નદીને પાર કરી શકાય છે. તેથી તમે કર્મોથી નિવૃત્ત સર્વ પ્રકારનાં બંધનોથી મુક્ત, સર્વજ્ઞ, સર્વવિજયી, સિદ્ધ તથા ભાવ-અભાવથી રહિત થઈ જાઓ.

ઘણા જ્ઞાનીજનો સંયમ અને તપશ્ચર્યાના બળથી નવીન બંધનોનો ઉચ્છેદ કરીને નિત્ય સુખ આપનારી અબાધસિદ્ધિ(મુક્તિ)ને પ્રાપ્ત થઈ ચૂક્યા છે. ૧–૯૪

संयमेन च सम्बन्धान्निवृत्त्या तपसो बलात्।
सम्प्राप्ता बहवः सिद्धिं अव्याबाधां सुखोदयाम्॥९४

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'સનત્કુમારનો શુકને ઉપદેશ' નામનો ૬૦ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૬૧ : શુકદેવજીને સનત્કુમારનો ઉપદેશ

॥ सनत्कुमार उवाच ॥

अशोकं शोकनाशार्थं शास्त्रं शान्तिकरं शिवम्।
निशम्य लभ्यते बुद्धिर्लब्धायां सुखमेधते ॥१॥

સનત્કુમાર બોલ્યા : શુકદેવ! શાસ્ત્ર શોકને દૂર કરે છે; તે શાંતિકારક તથા કલ્યાણમય છે. પોતાના શોકનો નાશ કરવા માટે શાસ્ત્રનું શ્રવણ કરવાથી ઉત્તમ બુદ્ધિ પ્રાપ્ત થાય છે. તે પ્રાપ્ત થવાથી મનુષ્ય સુખી તથા અભ્યુદયશીલ થાય છે. શોકનાં હજારો અને ભયનાં સેંકડો સ્થાન છે. તે પ્રતિદિન મૂઢ માણસો પર જ પોતાનો પ્રભાવ પાડે છે. વિદ્વાન પુરુષો આગળ તેમનું જોર ચાલતું નથી. અલ્પ બુદ્ધિવાળા માણસો જ અપ્રિય વસ્તુનો સંયોગ અને પ્રિય વસ્તુનો વિયોગ થવાથી મનમાં ને મનમાં દુઃખી થાય છે. જે વસ્તુ ભૂતકાળના ગર્ભમાં છુપાઈને નષ્ટ થઈ ગઈ હોય તેના ગુણોનું સ્મરણ ન કરવું જોઈએ–તે સંભારવી ન જોઈએ; કારણ કે જે આદરપૂર્વક તેના ગુણોનું ચિંતન કરે છે, તે તેની આસક્તિના બંધનથી મુક્ત થવા પામતો નથી. જેમાં ચિત્તની આસક્તિ વધવા લાગે તેમાં જ દોષદૃષ્ટિ કરવી જોઈએ ને તેનાથી

અનિષ્ટ વધે છે, એમ જાણવું જોઈએ. આમ કરવાથી તેના પ્રત્યે શીઘ્ર જ વૈરાગ્ય પેદા થઈ જાય છે. વીતી ગયેલી વાત માટે શોક કરનારને ધર્મ, અર્થ અને યશની પ્રાપ્તિ થતી નથી. તે તેના અભાવનું દુઃખમાત્ર વેઠે છે. તેમ કરવાથી અભાવ દૂર થતો નથી. સર્વ પ્રાણીઓને ઉત્તમ પદાર્થો સાથે સંયોગ અને વિયોગ પ્રાપ્ત થતા રહે છે. કોઈ એકના જ ઉપર આ શોકનો અવસર આવતો નથી. ભૂતકાળમાં મરણ પામેલી કોઈ વ્યક્તિ અથવા નષ્ટ થયેલી કોઈ વસ્તુ માટે નિરંતર શોક કરનારો માણસ એક દુઃખમાંથી બીજા દુઃખને પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે તેને બે દુઃખ–અનર્થ ભોગવવા પડે છે. કદી કોઈ શારીરિક અથવા માનસિક આવી પડેલા દુઃખને દૂર કરવા માટે કોઈ ઉપાય કામ ન લાગે તો તે માટે ચિંતા ન કરવી જોઈએ. તેનું વારંવાર ચિંતન ન કરાય એ જ તે દુઃખને દૂર કરવાની સારામાં સારી દવા છે. દુઃખનો વિચાર કર્યા કરવાથી તે ઘટવાને બદલે વધ્યા જ કરે છે. તેથી માનસિક દુઃખને બુદ્ધિના વિચારથી અને શારીરિક કષ્ટને ઔષધના સેવન દ્વારા નષ્ટ કરવું જોઈએ. શાસ્ત્રના જ્ઞાનના પ્રભાવથી જ આમ થવાનો સંભવ છે. દુઃખ આવી પડે ત્યારે બાળકોની જેમ રોવું ઉચિત નથી. રૂપ, યૌવન, જીવન, ધનસંગ્રહ, આરોગ્ય તથા પ્રિયજનોનો સહવાસ–આ સર્વ અનિત્ય છે. વિદ્વાન પુરુષે આમનામાં આસક્ત ન થવું જોઈએ. આવી લાગેલા સંકટ માટે શોક કરવો ઉચિત નથી. તે ટાળવાનો કોઈ ઉપાય જણાય તો શોક છોડી દઈ તે ઉપાય જ કરવો જોઈએ. જીવનમાં સુખ કરતાં દુઃખ જ વધારે હોય છે એ વિષે સંદેહ નથી, તોપણ ઘડપણ અને મરણ–આ બે દુઃખ મોટાં છે તેથી પોતાના પ્રિય આત્માનો ઉદ્ધાર કરવાના કામમાં લાગી જવું–આત્માનું શ્રેય સધાય તેમ કરવું. શારીરિક અને માનસિક રોગ સુદૃઢ ધનુષ ધારણ કરનારા વીર પુરુષે છોડેલાં તીવ્ર ધારવાળાં બાણોની જેમ શરીરને પીડિત કરે છે. તૃષ્ણાથી વ્યથિત, દુઃખી તેમજ લાચાર થઈને જીવવાની ઇચ્છા રાખનારા મનુષ્યનું નાશવાન શરીર પ્રતિક્ષણે વિનાશ પામી રહ્યું છે. જેવી રીતે નદીનો પ્રવાહ આગળ ને આગળ જ વધ્યા કરે છે, પાછળ ફરતો નથી, તેવી જ રીતે રાત અને દિવસ પણ મનુષ્યોના આયુનું અપહરણ કરતાં રહી એક પછી એક વીતતાં ચાલ્યાં જાય છે. જીવે કરેલાં કર્મોનું ફળ જો પરાધીન ન હોત તો તે જે કામના કરત તે પૂરી થઈ જાત. મોટા મોટા સંયમી, ચતુર અને બુદ્ધિમાન માણસો પણ પોતાનાં કર્મોનાં ફળથી વંચિત થતા જોવામાં આવે છે તથા ગુણહીન, મૂર્ખ અને નીચ પુરુષો પણ કોઈના આશીર્વાદ વિના જ સમસ્ત કામનાઓથી સફળ થયેલા જોવામાં આવે છે. સદા પ્રાણીઓની હિંસામાં લાગેલો અને સંસારમાં છળકપટ કરતો માણસ પણ ક્યારેક સુખી હોવાનું જોવામાં આવે છે. કેટલાક એવા માણસો પણ છે કે જેઓ કોઈ કામ ન કરતાં હાથપગ જોડીને બેસી રહે છે, તોપણ તેમની પાસે લક્ષ્મી આપમેળે જઈ પહોંચે છે; જ્યારે કેટલાકો ઘણું કામ કરવા છતાં પણ મનગમતી વસ્તુ પામતા નથી. આ વિષે પુરુષનું પ્રારબ્ધ જ મુખ્ય હેતુ છે. જુઓ! વીર્ય અન્યત્ર પેદા થાય છે ને અન્યત્ર જઈને સંતાન ઉત્પન્ન કરે છે. ક્યારેક તો તે યોનિમાં પહોંચીને ગર્ભ ધારણ કરવામાં સમર્થ થાય છે ને ક્યારેક નથી થતું. કેટલાક માણસો પુત્ર–પૌત્રાદિની ઇચ્છા રાખીને તે મેળવવા માટે યત્ન કરે છે, તોપણ તેમને સંતાન થતું નથી. જ્યારે કેટલાય માણસો સંતાનને ક્રોધે ભરાયેલો કાળો નાગ સમજીને હમેશાં

તેનાથી ડરતા રહે છે તોપણ તેમને ત્યાં દીર્ઘજીવી પુત્ર ઉત્પન્ન થઈ જાય છે, જાણે કે તે પોતે કોઈ રીતે પરલોકથી આવીને પ્રકટ થઈ ગયો હોય !

કેટલાય ગર્ભો, પુત્રની અભિલાષા રાખનારાં દીન સ્ત્રી-પુરુષો વડે દેવોની પૂજા અને તપ કરીને પ્રાપ્ત કરવામાં આવે છે અને દશ માસ સુધી માતાના ઉદરમાં ધારણ કરાયા બાદ જન્મ લીધા પછી કુલાઙ્ગાર નીવડે છે. તેમ જ માઙ્ગલિક કૃત્યોથી પ્રાપ્ત થયેલા ઘણા એવા પુત્રો છે જેઓ જન્મતાંની સાથે જ પિતાએ સંચિત કરેલા અપાર ધનધાન્ય અને વિપુલ ભોગોના અધિકારી થાય છે. ( આ બધાંમાં પ્રારબ્ધ જ પ્રધાન છે. )

સુખ અને દુઃખ-બંનેની ચિંતાને છોડી દેનારો અવિનાશી બ્રહ્મને પ્રાપ્ત થાય છે, અને પરમ આનંદનો અનુભવ કરે છે. ધનના ઉપાર્જનમાં ઘણું કષ્ટ થાય છે, તેને સાચવવામાં પણ સુખ નથી તેમ જ તે ખર્ચવામાં પણ ક્લેશ જ થાય છે, તેથી ધનને પ્રત્યેક દશામાં દુઃખદાયક સમજીને તે નષ્ટ થાય તો તેના વિષે ચિંતા કરવી ન જોઈએ. માણસો ધનનો સંગ્રહ કરતા રહીને પહેલાંના કરતાં ઊંચી સ્થિતિને પ્રાપ્ત કર્યા પછી પણ ક્યારેય તૃપ્ત થતા નથી- ધરાતા નથી ને વધુ ને વધુ ધન કમાવાની આશા સાથે જ મરી જાય છે, તેથી વિદ્વાન પુરુષો સદા સંતુષ્ટ રહે છે. ( તેઓ ધનની તૃષ્ણામાં પડતા નથી. ) સંગ્રહનો અંત છે વિનાશ. સાંસારિક ઐશ્વર્યની ઉન્નતિનો અંત છે તે ઐશ્વર્યની અવનતિ. સંયોગનો અંત છે વિયોગ અને જીવનનો અંત છે મરણ. તૃષ્ણાનો ક્યારેય અંત થતો નથી. સંતોષ જ પરમ સુખ છે, તેથી પંડિત જન આ લોકમાં સંતોષને જ ઉત્તમ ધન કહે છે. આયુ નિરંતર વીતતું જાય છે. તે એક પળ માટે પણ વિશ્રામ લેતું નથી. જ્યારે પોતાનું શરીર જ અનિત્ય છે ત્યારે આ સંસારની બીજી કઈ વસ્તુને નિત્ય મનાય ! જે માણસો સર્વ પ્રાણીઓની અંદર મનથી પરે પરમાત્મસ્થિતિ માનીને તેનું જ ચિંતન કરે છે, તેઓ સંસારયાત્રા સમાપ્ત થયા પછી પરમપદનો સાક્ષાત્કાર કરીને શોકથી તરી જાય છે.

વનમાં નવા નવા ઘાસની ખોજમાં વિચરતા અતૃપ્ત પશુને જેવી રીતે ઓચિંતો વાઘ આવીને દબાવી દે છે તેવી જ રીતે ભોગોની શોધમાં લાગેલા અતૃપ્ત મનુષ્યને મૃત્યુ ઉપાડી જાય છે તેથી આ દુઃખમાંથી છુટકારો પામવાનો ઉપાય જરૂર વિચારવો જોઈએ. શોકનો ત્યાગ કરી જે માણસ સાધનાનો આરંભ કરે છે ને કોઈ વ્યસનમાં આસક્ત થતો નથી તેની મુક્તિ થઈ જાય છે. ધનવાન હોય અથવા તો નિર્ધન હોય- બધાંને ઉપભોગ કાળમાં જ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ઉત્તમ ગંધ આદિ વિષયોમાં કિંચિત સુખનો અનુભવ થાય છે. ભોગવ્યા પછી તેમાંનું કંઈ રહેતું નથી. પ્રાણીઓને એકબીજા સાથે સંયોગ થતા પહેલાં કોઈ દુઃખ હોતું નથી, પરંતુ સંયોગ થયા બાદ જ્યારે વિયોગ થાય છે ત્યારે જ બધાંને દુઃખ થતું હોય છે; તેથી વિવેકી પુરુષે પોતાના સ્વરૂપમાં સ્થિત થઈને ક્યારેય શોક ન કરવો જોઈએ. ધૈર્ય દ્વારા શિશ્ન અને ઉદરની, નેત્ર દ્વારા હાથ અને પગની, મન દ્વારા આંખ અને કાનની તથા સદ્વિદ્યા દ્વારા મન અને વાણીની રક્ષા કરવી જોઈએ. અન્ય મનુષ્યોમાંથી આસક્તિ દૂર કરી શાન્તભાવથી વિચરનારો માણસ જ સુખી છે અને તે જ વિદ્વાન છે.

જે અધ્યાત્મ-વિદ્યામાં અનુરક્ત, નિષ્કામ તથા ભોગ અને આસક્તિથી દૂર છે, તેમ જ હમેશાં એકલો જ વિચરતો રહે છે, તે

સુખી થાય છે. જ્યારે મનુષ્ય, સુખને દુઃખ અને દુઃખને સુખ માનવા લાગે છે, તે અવસ્થામાં બુદ્ધિ, સુનીતિ અને પુરુષાર્થ પણ તેની રક્ષા કરવા પામતાં નથી. એટલા માટે માણસે જ્ઞાન મેળવવા ખાતર સ્વભાવથી જ યત્ન કરવો જોઈએ, કારણ કે યત્ન કરનારો પુરુષ ક્યારેય પણ દુઃખમાં સપડાતો નથી.

સનન્દન બોલ્યા : વ્યાસપુત્ર શુકદેવજીને આ પ્રમાણે કહીને તેમની અનુમતિ લઈને મહામુનિ સનત્કુમાર તેમનાથી સાદર પૂજિત થઈને ત્યાંથી પ્રસ્થાન કરી ગયા.

યોગીઓમાં શ્રેષ્ઠ શુકદેવજી પણ પોતાની સ્વરૂપસ્થિતિને સારી પેઠે જાણી લીધા પછી બ્રહ્મપદનું અનુસંધાન કરવા માટે ઉત્સુક થઈને પિતા પાસે ગયા. પિતાને મળીને મહામુનિ શુકે તેમને પ્રણામ કર્યા અને તેમની પરિક્રમા કરીને તેઓ કૈલાસ પર્વત પર ચાલ્યા ગયા. વ્યાસ પણ શુકદેવજીના વિરહના દુઃખથી વ્યથિત થયેલા તેમ જ પુત્ર પ્રત્યેના સ્નેહથી ઘેરાયેલા હોવાથી બેબાકળા બનીને 'હે પુત્ર! થોડીવાર તો ઊભા રહો' આ પ્રમાણે તેમને હાંક મારીને રડવા લાગ્યા.

શુકદેવજી સંસારના બંધનમાંથી મુક્ત, સ્નેહરહિત તેમ જ કશાનીય અપેક્ષા વિનાના થઈને મોક્ષધર્મના જ્ઞાનમાં જ રત થઈને શ્રેષ્ઠ સ્થાનને પ્રાપ્ત થયા. ૧-૭૮

निरपेक्षः शुको भूत्वा निःस्नेहो मुक्तबन्धनः ।
मोक्षमेवानुसंचिन्त्य गत एव परं पदम् ॥७८॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'શુકદેવજીને સનત્કુમારનો ઉપદેશ' નામનો ૬૧ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૬૨ : શુકદેવજીની ઊર્ધ્વગતિ

सूत उवाच ।

एतच्छ्रुत्वा तु वचनं नारदो भगवानृषिः ।
पुनः पप्रच्छ तं विप्रं शुकाभिपतनं मुनिम् ॥ १ ॥

સૂત બોલ્યા : ભગવાન નારદઋષિ આ વાત સાંભળીને શુકદેવજીના પ્રસ્થાન વિષે ફરીથી તે મુનિ સનન્દનને પૂછવા લાગ્યા.

નારદ બોલ્યા : હે ભગવન્! આપે અત્યંત કરુણાથી સર્વ કંઈ કહ્યું અને તે સાંભળીને આજે મારું મન શાન્તિ પામ્યું છે. હે મહામુને! મને મોક્ષશાસ્ત્ર વિષે ફરીથી કહો; કારણ કે કૃષ્ણના અનંત ગુણો સાંભળીને મારી તૃષ્ણા પૂર્ણ થતી નથી. જેઓ સંસારમાંથી મુક્ત થયા છે અને મોક્ષશાસ્ત્રમાં મગ્ન થયેલા છે તેઓ ક્યાં નિવાસ કરે છે? આ સંબંધમાં મારા મનમાં એક મોટો સંશય ઊભો થયો છે. હે મહાભાગ! તેને આપ દૂર કરો; કારણ કે તેમ કરવામાં આપના જેવો અન્ય કોઈ જ્ઞાની (સમર્થ) નથી.

સનન્દન બોલ્યા : હે દેવર્ષિ! કૈલાસ પર્વત પર ગયા પછી, સૂર્યોદય થતાં વિદ્વાન શુકદેવજી હાથ-પગ ઉચિત રીતે ગોઠવી નમ્રભાવથી પૂર્વ દિશા તરફ મુખ રાખીને બેઠા અને યોગમાં નિમગ્ન થયા. તે સમયે તેમણે સર્વ પ્રકારના સંગોથી રહિત પરમાત્માનાં દર્શન કર્યાં. આ પ્રમાણે તે પરમાત્માનો સાક્ષાત્કાર કરીને શુકદેવજી મોકળા મનથી ખૂબ હસ્યા. પછી તેઓ વાયુની જેમ આકાશમાં વિચરવા લાગ્યા. તે સમયે તેમનું તેજ ઉદય સમયના અરુણ સમાન પ્રકાશિત થઈ રહ્યું હતું. તેઓ મન અને વાયુના સમાન આગળ વધી રહ્યા હતા. તે સમયે બધાંએ પોતાની શક્તિ તથા રીત અને નીતિ અનુસાર તેમનું પૂજન કર્યું. દેવતાઓએ તેમના પર દિવ્ય પુષ્પો વરસાવ્યાં.

તેમને આ પ્રમાણે ઉપર ઊડતા જોઈને ગન્ધર્વ, અપ્સરા, મહર્ષિ તથા સિદ્ધગણ બધા નવાઈ પામી ગયા. ત્યાર બાદ તેઓ નિત્ય, નિર્ગુણ તેમ જ લિંગરહિત બ્રહ્મપદમાં સ્થિત થઈ ગયા. તે સમયે તેમનું તેજ ધુમાડા વિનાના અગ્નિ જેવું પ્રકાશી રહ્યું હતું. આગળ વધતાં શુકદેવજીએ પર્વતનાં બે અનુપમ શિખર જોયાં. જેમાં એક હિમાલય જેવું શ્વેત અને બીજું મેરુ સમાન પીત વર્ણનું હતું. એક રજતમય હતું અને બીજું સુવર્ણમય. બન્ને એકબીજાને અડોઅડ આવેલાં અને સુન્દર હતાં. નારદ! એમનો વિસ્તાર ઉપરની બાજુ તથા આસપાસ સો સો યોજનનો હતો. શુકદેવજી બન્ને શિખરોની વચ્ચેથી એકદમ આગળ નીકળી ગયા. તે શ્રેષ્ઠ પર્વત તેમની ગતિને રોકી શક્યો નહીં. તે સમયે શુકદેવજી વાયુલોકથી ઉપર અંતરિક્ષમાં યાત્રા કરતા કરતા પોતાનો પ્રભાવ દેખાડી સર્વસ્વરૂપ થઈને સર્વ લોકોમાં વિચરણ કરવા લાગ્યા. પરમ યોગવેત્તા શુકદેવજી શ્વેતદ્વીપમાં જઈ પહોંચ્યા. ત્યાં તેમણે પહેલાં ભગવાન શ્રીનારાયણ દેવનો પ્રભાવ જોયો. ત્યાર બાદ વેદની ઋચાઓ જેમને શોધતી ફરે છે, તે દેવાધિદેવ જનાર્દનનાં સાક્ષાત દર્શન કર્યાં. તે પછી શુકદેવજીએ ભગવાનની સ્તુતિ કરી. હે નારદ! તેમની સ્તુતિથી પ્રસન્ન થઈને ભગવાન બોલ્યાઃ

હે યોગીન્દ્ર! હું સર્વ દેવતાઓ માટે પણ અદૃશ્ય થઈને રહું છું, તોપણ તમે મારાં દર્શન કરી લીધાં છે. હે બ્રહ્મચારી શુક! સનત્કુમારે બતાવેલા યોગ દ્વારા તમે સિદ્ધ થઈ ચૂક્યા છો; તેથી વાયુના માર્ગમાં સ્થિત થઈને ઇચ્છાનુસાર સર્વ લોકોને જુઓ.

હે વિપ્રવર! ભગવાન વાસુદેવે આ પ્રમાણે કહ્યા પછી શુકદેવ મુનિ તેમને પ્રણામ કરીને વિષ્ણુના ધામમાં ગયા. હે નારદ! વૈકુંઠલોક વિમાનમાં વિચરનારા દેવોથી સેવાયેલ છે. તેને વિરજા નામની દિવ્ય નદીએ ચારે બાજુથી આવરી લીધેલ છે. તે દિવ્ય ધામ પ્રકાશિત થવાથી જ આ સર્વ લોક પ્રકાશિત થઈ રહ્યા છે. ત્યાં સુંદર વાવડીઓ બનેલી છે. તે હંમેશાં કમળોથી પરિપૂર્ણ રહે છે. તેમના ઓવારા પરવાળાના બનેલા છે. તેમાં સુવર્ણ અને રત્ન જડેલાં છે. તે બધી વાવડીઓ નિર્મળ જળથી ભરેલી રહે છે. ત્યાંના દ્વારપાલ ચાર ભુજાવાળા હોય છે. નાના પ્રકારનાં આભૂષણ તેમની શોભા વધારતાં હોય છે. તે બધાયે વિષ્વક્સેનના અનુયાયી તથા સિદ્ધો છે. તેઓ કુમુદ વગેરે નામોથી પ્રસિદ્ધ છે. તેમાંના કોઈએ પણ શુકદેવજીને અટકાવ્યા નહીં. તેઓ કોઈ પણ જાતના અવરોધ વિના અંદર પ્રવેશ કરીને ગયા. ત્યાં તેમણે સિદ્ધ સમુદાય દ્વારા નિરંતર સેવાતા ભગવાન વિષ્ણુનાં દર્શન કર્યાં. તેમને ચાર ભુજાઓ હતી. તેઓ શાન્ત તેમ જ પ્રસન્ન જણાતા હતા. તેમણે પીતામ્બર ધારણ કરેલું હતું. શંખ, ચક્ર, ગદા અને પદ્મ મૂર્તિમાન થઈને ભગવાનની સેવામાં ઉપસ્થિત હતાં. તેમની બાજુમાં લક્ષ્મીજી વિરાજેલાં હતાં અને કૌસ્તુભ મણિથી તેઓ પ્રકાશી રહ્યાં હતાં. માથા પર મંડળાકાર કિરીટ અને ચરણોમાં નૂપુર શોભી રહ્યાં હતાં. ભગવાન મધુસૂદનનાં દર્શન કરીને શુકદેવે ભક્તિભાવથી તેમની સ્તુતિ કરી.

શુકદેવજી બોલ્યા : સર્વ લોકોમાં એકમાત્ર સાક્ષી આપ ભગવાન વાસુદેવને નમસ્કાર છે. સર્વ જગતના કારણરૂપ, સર્વત્ર પરિપૂર્ણ અને નિશ્ચલ આત્મરૂપ આપને નમસ્કાર છે. વાસુકિ નાગની શય્યા પર શયન કરનારા શ્વેતદ્વીપનિવાસી શ્રીહરિને નમસ્કાર છે. આપ હંસ, મત્સ્ય, વારાહ તથા નરસિંહરૂપ ધારણ કરનારા છો.

ધ્રુવના આરાધ્ય દેવ પણ આપ જ છો. આપ સાઙ્ખ્ય અને યોગ બન્નેના સ્વામી છો, આપને નમસ્કાર છે. ચારે સનકાદિ આપના જ અવતાર છે. આપે જ કચ્છપ અને પૃથુરૂપ ધારણ કર્યાં છે. આત્માનંદ જ આપનું સ્વરૂપ છે. આપ જ નાભિપુત્ર ઋષભદેવજીના રૂપમાં પ્રકટ થયા છો. જગતની સૃષ્ટિ, પાલન અને સંહાર કરનારા આપ જ છો. આપને નમસ્કાર છે. ભૃગુનંદન પરશુરામ, રઘુનંદન શ્રીરામ, પરાત્પર શ્રીકૃષ્ણ, વેદવ્યાસ, બુદ્ધ તથા કલ્કિ પણ આપનાં જ સ્વરૂપ છે, આપને નમસ્કાર છે. કૃષ્ણ, બલભદ્ર, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ–આ ચાર વ્યૂહોનાં રૂપમાં આપ જ વિરાજી રહ્યા છો. જાણવા અને ચિંતન કરવા યોગ્ય પરમાત્મા પણ આપ જ છો. નરનારાયણ, શિપિવિષ્ટ તથા વિષ્ણુ નામથી પ્રસિદ્ધ આપને નમસ્કાર છે. સત્ય જ આપનું ધામ છે. આપ ધામરહિત છો. ગરુડ આપનું જ સ્વરૂપ છે. આપ સ્વયંપ્રકાશ ઋભુ (દેવતા), ઉત્તમ વ્રતનું પાલન કરવા માટે વિખ્યાત, ઉત્કૃષ્ટ ધામવાળા ને અજિત છો; આપને નમસ્કાર છે. સંપૂર્ણ વિશ્વ આપનું સ્વરૂપ છે, આપ જ વિશ્વરૂપમાં પ્રકટ છો. સૃષ્ટિપાલન અને સંહાર કરનારા પણ આપ જ છો. યજ્ઞ અને તેના ભોક્તા, સ્થૂલ અને સૂક્ષ્મ તથા યાચના કરનારા વામનરૂપ આપને નમસ્કાર છે. સૂર્ય અને ચંદ્ર આપનાં નેત્ર છે. સાહસ, ઓજ અને બળ આપથી ભિન્ન નથી. આપ યજ્ઞો દ્વારા યજન કરવા યોગ્ય સાક્ષી, અજન્મા તથા અનેક હાથ–પગ અને મસ્તકવાળા છો. આપને નમસ્કાર છે. આપ લક્ષ્મીના સ્વામી, તેમના નિવાસ સ્થાન અને ભક્તોને અધીન રહેનારા છો. આપ શાઙ્ગર્ નામનું ધનુષ ધારણ કરો છો. આઠ* પ્રકૃતિઓના અધિપતિ બ્રહ્મા તથા અનંત શક્તિઓથી સંપન્ન આપ પરમેશ્વરને નમસ્કાર છે. બૃહદારણ્યક ઉપનિષદ દ્વારા આપના તત્ત્વનો બોધ થાય છે. આપ ઇંદ્રિયોના પ્રેરક તથા જગતના સ્રષ્ટા બ્રહ્મા છો. આપનાં નેત્ર વિકસિત કમળ જેવાં છે. ક્ષેત્રજ્ઞના રૂપમાં આપ જ પ્રકાશિત થઈ રહ્યા છો. આપને નમસ્કાર છે. ગોવિંદ, જગતકર્તા, જગન્નાથ, યોગી, સત્ય, સત્યપ્રતિજ્ઞ, વૈકુંઠ અને અચ્યુતરૂપ આપને નમસ્કાર છે. અધોક્ષજ, ધર્મ, વામન, ત્રિધાતુ, તેજઃપુંજ ધારણ કરનારા, વિષ્ણુ, અનંત તેમ જ કપિલરૂપ આપને નમસ્કાર છે. આપ જ વિરિંચિ નામથી પ્રસિદ્ધ બ્રહ્મા છો. ત્રણ શિખરવાળો ત્રિકૂટ પર્વત આપનું જ સ્વરૂપ છે. ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ આપનાં અભિન્ન સ્વરૂપ છે. એક શીંગડાવાળા શૃઙ્ગી ઋષિ પણ આપની જ વિભૂતિ છે. આપનો યશ પરમ પવિત્ર છે તથા સંપૂર્ણ વેદશાસ્ત્ર આપનાથી જ પ્રકટ થયાં છે. આપને નમસ્કાર છે. આપ વૃષાકપિ (ધર્મને અવિચળ રૂપથી સ્થાપિત કરનારા), વિષ્ણુ, શિવ, ઇંદ્ર, સૂર્ય અને અગ્નિ છો. સંપૂર્ણ સમૃદ્ધિઓથી સંપન્ન તથા પ્રભુ સર્વશક્તિમાન છો. આ આખું વિશ્વ આપની જ રચના છે. ભૂર્લોક, ભુવર્લોક અને સ્વર્લોક આપનાં જ સ્વરૂપ છે. આપ દૈત્યોનો નાશ કરનારા તથા નિર્ગુણરૂપ છો. આપને નમસ્કાર છે. આપ નિરંજન, નિત્ય, અવ્યય અને અક્ષરરૂપ છો. શરણાગતવત્સલ ઈશ્વર! આપને નમસ્કાર છે. આપ મારી રક્ષા કરો.*

---

* ગીતા અનુસાર આઠ પ્રકૃતિઓનાં નામ આ પ્રમાણે છે. ભૂમિ, જળ, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ, અહંકાર.

* शान्तं प्रसन्नवदनं पीतकौशेयवाससम् ।
शङ्खचक्रगदापद्मैर्मूर्तिमद्भिरुपासितम् ॥
वक्षःस्थलस्थया लक्ष्म्या कौस्तुभेन विराजितम् ।
कटिसूत्रब्रह्मसूत्रकटकाङ्गदभूषितम् ॥
भ्राजत्किरीटवलयं मणिनूपुरशोभितम् ।

આ પ્રમાણે સ્તુતિ કરવાથી પ્રણતજનો પર દયા કરનારા શંખ, ચક્ર અને ગદાધારી ભગવાન વિષ્ણુ શુકદેવજી આગળ

ददर्श सिद्धनिकरैः सेव्यमानमहर्निशम् ॥
तं दृष्ट्वा भक्तिभावेन तुष्टाव मधुसूदनम् ।
नमस्ते वासुदेवाय सर्वलोकैकसाक्षिणे ॥
जगद्बीजस्वरूपाय पूर्णाय निभृतात्मने ।
हरये वासुकिस्थाय श्वेतद्वीपनिवासिने ॥
हंसाय मत्स्यरूपाय वाराहतनुधारिणे ।
नृसिंहाय ध्रुवेज्याय साङ्ख्ययोगेश्वराय च ॥
चतुःसनाय कूर्माय पृथवे स्वसुखात्मने ।
नाभेयाय जगद्धात्रे विधात्रेऽन्तकराय च ॥
भार्गवेन्द्राय रामाय राघवाय पराय च ।
कृष्णाय वेदकर्त्रे च बुद्धकल्किस्वरूपिणे ॥
चतुर्व्यूहाय वेद्याय ध्येयाय परमात्मने ।
नरनारायणाख्याय शिपिविष्टाय विष्णवे ॥
ऋतधाम्ने विधाम्ने च सुपर्णाय स्वरोचिषे ।
ऋभवे सुव्रताख्याय सुधाम्ने चाजिताय च ॥
विश्वरूपाय विश्वाय सृष्टिस्थित्यन्तकारिणे ।
यज्ञाय यज्ञभोक्त्रे च स्थविष्ठायाणवेऽर्थिने ॥
आदित्यसोमनेत्राय सहओजोबलाय च ।
ईज्याय साक्षिणेऽजाय बहुशीर्षाङ्घ्रिबाहवे ॥
श्रीशाय श्रीनिवासाय भक्तवश्याय शार्ङ्गिणे ।
अष्टप्रकृत्यधीशाय ब्रह्मणेऽनन्तशक्तये ॥
बृहदारण्यवेद्याय हृषीकेशाय वेधसे ।
पुण्डरीकनिभाक्षाय क्षेत्रज्ञाय विभासिने ॥
गोविन्दाय जगत्कर्त्रे जगन्नाथाय योगिने ।
सत्याय सत्यसंधाय वैकुंठायाच्युताय च ॥
अधोक्षजाय धर्माय वामनाय त्रिधातवे ।
धृतार्चिषे विष्णवे तेऽनन्ताय कपिलाय च ॥
विरिञ्चये त्रिककुदे ऋग्यजुः सामरूपिणे ।
एकशृङ्गाय च शुचिश्रवसे शास्त्रयोनये ॥
वृषाकपय ऋद्धाय प्रभवे विश्वकर्मणे ।
भूर्भुवः स्वःस्वरूपाय दैत्यघ्ने निर्गुणाय च ॥
निरञ्जनाय नित्याय ह्यव्ययाक्षराय च ।
नमस्ते पाहि मामीश शरणागतवत्सल ॥

(ના. પૂર્વ. ૬૨/૪૭–૬૫)

આ પ્રમાણે બોલ્યા :

શ્રી ભગવાન બોલ્યા :' ઉત્તમ વ્રતનું પાલન કરનારા હે મહાભાગ વ્યાસપુત્ર! હું તમારા પર પ્રસન્ન છું, તમને વિદ્યા અને ભક્તિ બંને પ્રાપ્ત થાઓ. તમે જ્ઞાની અને સાક્ષાત્ મારું સ્વરૂપ છો. તમે પહેલાં શ્વેત દ્વીપમાં જે મારું સ્વરૂપ જોયું છે, તે જ છું; સંપૂર્ણ વિશ્વની રક્ષા માટે હું ત્યાં રહેલો છું. મારું તે જ સ્વરૂપ ભિન્નભિન્ન અવતાર ધારણ કરવા માટે જાય છે. મહાભાગ! મોક્ષધર્મનું નિરંતર ચિંતન કરવાથી તમે સિદ્ધ થઈ ગયા છો. વાયુ તથા સૂર્ય આકાશમાં વિચરણ કરે છે તેમ તમે પણ સમસ્ત શ્રેષ્ઠ લોકોમાં ભ્રમણ કરી શકો છો. તમે નિત્ય મુક્તસ્વરૂપ છો. હું જ સર્વને શરણ આપનારો છું. સંસારમાં મારા પ્રત્યેની ભક્તિ અત્યન્ત દુર્લભ છે; તે ભક્તિને પ્રાપ્ત કરી લીધા પછી બીજું કંઈ પ્રાપ્ત કરવાનું બાકી રહેતું નથી. (તે તમને પ્રાપ્ત થઈ ગઈ છે.) બદરિકાશ્રમમાં નરનારાયણ ઋષિ કલ્પના અન્તકાળ સુધીના સમય માટે તપશ્ચર્યામાં સ્થિત છે. તેમની આજ્ઞાથી ઉત્તમ વ્રતનું પાલન કરનારા તમારા પિતા વ્યાસ ભાગવતશાસ્ત્રની રચના કરશે, તેથી તમે પૃથ્વી પર જાઓ અને તે શાસ્ત્રનું અધ્યયન કરો. અત્યારે તેઓ ગન્ધમાદન પર્વત ઉપર તપશ્ચર્યા કરી રહ્યા છે.

હે નારદ! ભગવાને આ પ્રમાણે કહ્યાથી શુકદેવજીએ તે ચાર ભુજાવાળા શ્રી હરિને નમસ્કાર કર્યા અને તેઓ પિતાની પાસે પાછા ફર્યા. શુકદેવજીને પોતાની પાસે આવેલા જોઈને ભગવાન વ્યાસનું મન પ્રસન્ન થઈ ગયું. પુત્રને પામ્યા પછી તેઓ તપશ્ચર્યાથી નિવૃત્ત થઈ ગયા. પછી ભગવાન નારાયણ અને નરશ્રેષ્ઠ નરને નમસ્કાર કરી શુકદેવજીની સાથે પોતાના આશ્રમે આવ્યા.

હે મુનીશ્વર નારદ! તમારા મુખથી ભગવાન નારાયણનો આદેશ પ્રાપ્ત કરી તેમણે અનેક પ્રકારનાં શુભ આખ્યાનોથી યુક્ત દિવ્ય ભાગવત સંહિતા બનાવી. એ વેદના જેવી આદરણીય તથા ભગવાનની ભક્તિને વધારનારી છે. વ્યાસજીએ તે સંહિતા પોતાના નિવૃત્તિપરાયણ પુત્ર શુકદેવને ભણાવી. ભગવાન શુક જો કે આત્મામાં જ આનંદ માનનારા છે તોપણ તેમણે ભક્તોને સદા પ્રિય લાગનારી તે સંહિતાનું ઉત્સાહપૂર્વક અધ્યયન કર્યું. હે અનઘ! વાચક અને શ્રોતાઓના હૃદયમાં ભગવાનની ભક્તિ વધારનાર આ મોક્ષધર્મ આ પ્રમાણે બતાવવામાં આવ્યા છે. ૧-૮૦

एवमेते समाख्याता मोक्षधर्मास्तवानघ ।
पठतां शृण्वतां चापि हरिभक्तिविवर्धनाः ॥ ८० ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'શ્રી શુકદેવજીની ઊર્ધ્વગતિ' નામનો ૬૨ મો અધ્યાય સંપૂર્ણ

**દ્વિતીયપાદ સમાપ્ત**

# તૃતીય પાદ

## અધ્યાય ૬૩ મો : શૈવદર્શન* અનુસાર પતિ, પશુ અને પાશ આદિનું વર્ણન તથા દીક્ષાની મહત્તા

शौनक उवाच ।

सूत साधो चिरं जीव सर्वशास्त्रविशारदः ।
यत्त्वया पायिता विद्वन्वयं कृष्णकथामृतम् ॥ १ ॥

શૌનક બોલ્યા : હે સાધુ સૂત! આપ સર્વ શાસ્ત્રોના પંડિત છો. હે વિદ્વન્! આપે અમને શ્રીકૃષ્ણ કથારૂપી અમૃતનું પાન કરાવ્યું છે. ભગવાનના પ્રેમી ભક્ત દેવર્ષિ નારદે સનંદનના મુખથી મોક્ષ-

* 'શૈવમહાતન્ત્ર'નાં 'શૈવાગમ', 'શૈવ-દર્શન' તથા 'પાશુપત-દર્શન' વગેરે અનેક નામ છે. આ અધ્યાયમાં એનાં જ નિગૂઢ તત્ત્વોનું વિશદ વિવેચન કરવામાં આવ્યું છે. અહીં ભૂમિકા-રૂપે તે દર્શનની કેટલીક મુદ્દાની વાતો રજૂ કરવામાં આવે છે. જેથી પાશુપત-સિદ્ધાંત અને આ અધ્યાયમાં વર્ણવવામાં આવેલો વિષય સમજવામાં સરળતા થશે. શૈવ-આગમ પ્રમાણે ત્રણ પદાર્થ (પશુ, પાશ તથા પશુપતિ) અને ચાર પાદ અથવા સાધન (વિદ્યા, ક્રિયા, યોગ તથા ચર્યા) છે. જેમ કે તન્ત્રતત્ત્વને જાણનારાઓનું કથન છે-'त्रिपदार्थं चतुष्पादं महातन्त्रम्...'

ગુરુ પાસેથી નિયમપૂર્વક મંત્રનો ઉપદેશ લેવામાં આવે તેને દીક્ષા કહેવામાં આવે છે. આ દીક્ષા મન્ત્ર, મન્ત્રેશ્વર અને વિદ્યેશ્વર આદિ પશુ-ઓના જ્ઞાન વિના થઈ શકતી નથી. આ જ જ્ઞાનથી પશુ, પાશ તથા પશુપતિનો યથાર્થ નિર્ણય થાય છે. તેથી પરમ પુરુષાર્થની હેતુભૂત દીક્ષામાં ઉપકારક ઉક્ત જ્ઞાનનું પ્રતિપાદન કરનારા પ્રથમ પાદનું નામ 'વિદ્યા' છે. ભિન્ન ભિન્ન અધિકારીઓ અનુસાર ભિન્ન ભિન્ન પ્રકારની દીક્ષા હોય છે. તેથી અનેક પ્રકારની સાઙ્ગોપાઙ્ગ દીક્ષા-ઓના વિધિ-વિધાનનો પરિચય કરાવનારા દ્વિતીય પાદને 'ક્રિયા' પાદ કહેવામાં આવ્યો છે; પરંતુ યમ, નિયમ, આસન આદિ અષ્ટાંગ યોગ વિના અભીષ્ટ પ્રાપ્તિ થઈ શકતી નથી તેથી ક્રિયાપાદ પછી 'યોગ' નામના ત્રીજા પાદની આવશ્યકતા માનીને તેનું પ્રતિપાદન કરવામાં આવેલ છે. શાસ્ત્રવિહિત કર્મો કરવામાં આવે અને નિષિદ્ધ કર્મોનો સર્વથા ત્યાગ થાય ત્યારે જ યોગની સિદ્ધિ થાય છે; એટલા માટે આ સર્વ કર્મોના પ્રતિપાદક 'ચર્યા' નામક ચતુર્થ પાદનું વર્ણન થયેલ છે.

### પતિ અથવા પશુપતિ

કરવું ન કરવું ને, અન્યથા કરવું-એમાં સમર્થ, નિત્ય, નિર્ગુણ, સર્વશક્તિમાન, સર્વ-વ્યાપી, સર્વથા સ્વતંત્ર, પરમ સર્વજ્ઞ, પરમ ઐશ્વર્ય સ્વરૂપ, નિત્યમુક્ત, નિત્ય નિર્મળ, નિરતિ-શય જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિથી સંપન્ન તથા સર્વ પર અનુગ્રહ કરનારા ભગવાન મહેશ્વર પરમ શિવ જ પતિ અથવા પશુપતિ છે. મહેશ્વરનાં

ધર્મોનું વર્ણન સાંભળીને તે પછી શું પૂછયું? બ્રહ્માના માનસ પુત્ર સનકાદિ મુનીશ્વર ઉત્તમ સિદ્ધ પુરુષ છે. તેઓ લોકોના ઉદ્ધારમાં તત્પર થઈને સંપૂર્ણ જગતમાં વિચરતા રહે છે. હે મહાભાગ! શ્રી નારદજી પણ સદા શ્રીકૃષ્ણના ભજનમાં સંલગ્ન રહે છે અને તેમના જ શરણાગત ભક્ત છે. તે સનકાદિ અને નારદનો સમાગમ થયા પછી

---

પાંચ કૃત્ય છે—સૃષ્ટિ, સ્થિતિ, સંહાર, તિરોભાવ તથા અનુગ્રહ. જો કે વિદ્યેશ્વર ઇત્યાદિ મુક્ત જીવ પણ શિવભાવને પ્રાપ્ત થઈ જાય છે; પરંતુ આ બધા સ્વતંત્ર ન હોતાં પરમેશ્વરને અધીન રહેલા છે. ઉપાસના માટે જ્યાં પરમેશ્વર શિવના સાકાર રૂપનું વર્ણન છે, ત્યાં પણ તેમનું શરીર પ્રાકૃત નથી. તે નિર્મળ છે તથા કર્મ આદિ બંધનોથી નિત્યમુક્ત હોવાને લીધે શાક્ત (શક્તિસ્વરૂપ તેમ જ ચિન્મય) છે. ઉપનિષદોમાં મહેશ્વરના મંત્રમય સ્વરૂપનું વર્ણન છે. શૈવદર્શનમાં આ વાત સ્પષ્ટ શબ્દોમાં કહેવામાં આવી છે—'मलाद्यसम्भवाच्छाक्तं वपुर्नैतादृशं प्रभोः।' 'तद्वपुः पञ्चभिर्मन्त्रैः।' વગેરે.

**પશુ**

જીવાત્મા અથવા ક્ષેત્રજ્ઞનું જ નામ 'પશુ' છે. પાશો વડે બંધાયેલો હોય તેને પશુ કહે છે—'पाशनाच्च पशवः' જીવ પણ પાશથી બંધાયેલો છે, તેથી જ તેને પશુ કહે છે. ખરી રીતે તે અણુ નથી, વ્યાપક છે. નિત્ય છે. 'आत्मनो विभुनित्यता' આ શૈવતંત્રની સ્પષ્ટ ઘોષણા છે, પરંતુ પશુ (જીવ) દશામાં આ પરિચ્છિન્ન અને સીમિત-શક્તિથી યુક્ત છે; તોપણ આ 'સાંખ્ય'ના પુરુષની જેમ અકર્તા પણ નથી, કારણ કે પાશોથી મુક્ત થઈને શિવત્વને પ્રાપ્ત થઈ ગયા પછી આ પણ નિરતિશય જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિથી યુક્ત થઈ જાય છે. પશુ ત્રણ પ્રકારનો છે—'વિજ્ઞાનાકલ', 'પ્રલયાકલ' તથા 'સકલ'. (૧) પરમાત્માના સ્વરૂપને ઓળખ્યા પછી જે પશુ જપ, ધ્યાન તથા સંન્યાસ દ્વારા અથવા ભોગ દ્વારા કર્મોનો ક્ષય કરી નાંખે છે ને કર્મોનો ક્ષય થઈ જવાને લીધે જેને શરીર અને ઇંદ્રિય આદિનું કોઈ બંધન રહેતું નથી પણ તેમાં કેવળ મલરૂપી પાશ (બંધન) રહી જાય છે તેને 'વિજ્ઞાનાકલ' કહે છે. મલ ત્રણ પ્રકારના હોય છે—આણવ—મલ, કર્મજ—મલ તથા માયેય—મલ. વિજ્ઞાનાકલમાં કેવળ આણવમલ રહે છે. તે વિજ્ઞાન (તત્ત્વજ્ઞાન) દ્વારા અકલ—કલારહિત (કલાદિ ભોગબંધનોથી શૂન્ય) થઈ જાય છે, તેથી તેની 'વિજ્ઞાનાકલ' સંજ્ઞા થાય છે. (૨) જે જીવાત્માના દેહ, ઇંદ્રિય આદિ પ્રલયકાળમાં લીન થઈ જાય છે તેમાં માયેયમલ તો રહેતો નથી, પરંતુ આણવ અને કર્મજ—આ બે મલરૂપી પાશ (બંધન) રહી જાય છે, તે પ્રલયકાલમાં જ અકલ (કલારહિત) થવાના કારણે 'પ્રલયાકલ' કહેવાય છે. (૩) જે જીવાત્મામાં આણવ, માયેય અને કર્મજ—ત્રણેય મલ (પાશ) રહે છે, તે કલા વગેરે ભોગ-બંધનોથી યુક્ત હોવાને લીધે 'સકલ' કહેવાય છે.

વિજ્ઞાનાકલ પશુ(જીવ)ના પણ બે ભેદ છે—'સમાપ્ત—કલુષ' અને 'અસમાપ્ત કલુષ'. (૧) જીવાત્મા જે કર્મ કરે છે, તે પ્રત્યેક કર્મનો પોપડો મલ પર જામતો જાય છે, તેથી જ તે મલનો પરિપાક થવા પામતો નથી, પરંતુ જ્યારે કર્મોનો ત્યાગ થઈ જાય છે ત્યારે પોપડો ન જામવાને લીધે મલનો પરિપાક થઈ જાય છે અને જીવાત્માના બધા કલુષ (દોષ—પાપ) સમાપ્ત થઈ જાય છે. એટલા માટે જ તે 'સમાપ્તકલુષ' કહેવાય છે. આવા જીવાત્માઓને ભગવાન આઠ પ્રકારના 'વિદ્યેશ્વર' પદ પર પહોંચાડી દે છે, તેમનાં નામ આ છે—

'अनन्तश्चैव सूक्ष्मश्च तथैव च शिवोत्तमः।
एकनेत्रस्तथैवैकरुद्रश्चापि त्रिमूर्तिकः॥
श्रीकण्ठश्च शिखण्डी च, प्रोक्ता विद्येश्वरा इमे।'

(૧) અનંત, (૨) સૂક્ષ્મ, (૩) શિવોત્તમ, (૪) એકનેત્ર, (૫) એકરુદ્ર, (૬) ત્રિમૂર્તિ, (૭) શ્રીકણ્ઠ અને (૮) શિખંડી.

(૨) જેમના કલુષનો સમૂહ હજુ સમાપ્ત થયો નથી તેઓ 'અસમાપ્ત—કલુષ' છે. આવા

સર્વ લોકોને પવિત્ર કરનારી કલ્યાણકારી કઈ કથા થઈ, તે જણાવવાની કૃપા કરો!

સૂત બોલ્યાં: હે ભૃગુશ્રેષ્ઠ! સનંદને પ્રતિપાદિત કરેલા સનાતન મોક્ષધર્મોનું વર્ણન સાંભળીને નારદે ફરીથી તે મુનિઓને પૂછ્યું:

નારદ બોલ્યા: હે મુનીશ્વરો! કયા મંત્રોથી ભગવાન વિષ્ણુની આરાધના કરવી જોઈએ. શ્રી વિષ્ણુનાં ચરણોનું શરણ લેનારા ભક્તજનોએ કયા દેવતાઓની પૂજા કરવી જોઈએ. હે વિપ્રવરો! ભાગવતતંત્રનું તથા

---

જીવાત્માઓને પરમેશ્વર 'મંત્ર' સ્વરૂપ આપી દે છે. કર્મ તથા શરીરથી રહિત પરંતુ મલરૂપી પાશમાં બંધાયેલા જીવાત્માઓ જ મંત્ર છે અને એમની સંખ્યા સાત કરોડ છે. આ બધા અન્ય જીવાત્માઓ પર પોતાની કૃપા કરતા રહે છે. 'તત્ત્વપ્રકાશક' નામના ગ્રંથમાં ઉપર્યુક્ત વિષયના સંગ્રાહક શ્લોક આ પ્રમાણે છે–

पशवस्त्रिविधाः प्रोक्ता विज्ञानप्रलयाकलौ सकलः।
मल्युक्तस्तत्राद्यो मलकर्मयुतो द्वितीयः स्यात्॥
मलमायाकर्मयुतः सकलस्तेषु द्विधा भवेदाद्यः।
आद्यः समाप्तकलुषोऽसमाप्तकलुषो द्वितीयः स्यात्
आद्याननुगृह्य शिवो विधेशत्वे नियोजयत्यष्टौ।
मन्त्रांश्चकरोत्यपरान् ते चोक्ताः कोट्यः सप्त॥

'પ્રલયાકલ' પણ બે પ્રકારના હોય છે– 'પક્વપાશદ્વય' અને 'અપક્વપાશદ્વય.' (૧) જેમના મલ તથા કર્મરૂપી બંને પાશોનો પરિપાક થઈ ગયો છે, તે 'પક્વપાશદ્વય' મોક્ષને પ્રાપ્ત થઈ જાય છે. (૨) 'અપક્વપાશદ્વય' જીવ પુર્યષ્ટક દેહ ધારણ કરીને નાના પ્રકારનાં કર્મ કરતા રહીને અનેક યોનિઓમાં ભમ્યા કરે છે.

'સકલ' જીવોના પણ બે ભેદ છે–'પક્વકલુષ' અને 'અપક્વકલુષ.' (૧) જીવાત્માનાં મલ, કર્મ તથા માયા–આ પાશોનો પરિપાક જેમ જેમ વધતો જાય છે, તેમ તેમ આ સર્વ પાશ શક્તિહીન થતા જાય છે ત્યારે આ પક્વકલુષ જીવાત્મા મંત્રેશ્વર કહેવાય છે. સાત કરોડ મંત્રરૂપી વિશિષ્ટ જીવોનું વર્ણન ઉપર કરવામાં આવ્યું છે, જેમના અધિકારી આ જ ૧૧૮ મંત્રેશ્વર જીવો છે. (૨) અપક્વકલુષ જીવ સંસારરૂપી કૂવામાં પડે છે.

### પાશ

નારદમહાપુરાણમાં શૈવમહાતંત્રની માન્યતા અનુસાર પાંચ પ્રકારના પાશ જણાવામાં આવ્યા છે–(૧) મલજ, (૨) કર્મજ, (૩) માયેય (માયાજન્ય), (૪) તિરોધાન–શક્તિજ અને (૫) બિંદુજ. આધુનિક શૈવદર્શનમાં ચાર પ્રકારના પાશોનો ઉલ્લેખ છે–મલ, રોધ, કર્મ તથા માયા. રોધશક્તિ કે તિરોધાનશક્તિ એક જ વસ્તુ છે. 'બિંદુ' માયાસ્વરૂપ છે, તે શિવતત્ત્વ નામથી પણ જાણવા યોગ્ય છે. જો કે શિવપદપ્રાપ્તિરૂપ પરમ મોક્ષની અપેક્ષાથી તે પણ પાશ જ છે, તોપણ વિદ્યેશ્વરાદિ પદની પ્રાપ્તિમાં પરમ હેતુ હોવાને લીધે બિંદુ શક્તિને 'અપરામુક્તિ' કહેવામાં આવેલ છે, આથી તેને આધુનિક શિવદર્શનમાં 'પાશ' નામ આપવામાં આવ્યું નથી. માટે અહીં શેષ ચાર પાશો(મલ, કર્મ, રોધ અને માયા)ના જ સ્વરૂપનો વિચાર કરવામાં આવે છે. (૧) આત્માના સ્વાભાવિક જ્ઞાન તથા ક્રિયાશક્તિને જે ઢાંકી દે તે મલ (અર્થાત્ અજ્ઞાન) કહેવાય છે. આ મલ આત્મસ્વરૂપનું કેવળ આચ્છાદન કરતો નથી, પરંતુ જીવાત્માને બળપૂર્વક દુષ્કર્મોમાં પ્રવૃત્તિ કરાવનારો પાશ પણ આ જ છે. (૨) પ્રત્યેક વસ્તુમાં રહેલા સામર્થ્યને 'શિવશક્તિ' કહે છે, જેમ કે અગ્નિમાં દાહકશક્તિ. આ શક્તિ જેવા પદાર્થમાં રહે છે તેવું જ સારું–નરસું સ્વરૂપ ધારણ કરી લે છે, તેથી પાશમાં રહેલી આ શક્તિ જ્યારે આત્માના સ્વરૂપને ઢાંકી દે છે ત્યારે આ 'રોધશક્તિ' અથવા 'તિરોધાન પાશ' કહેવાય છે. આ અવસ્થામાં જીવ શરીરને આત્મા માનીને શરીરના પોષણમાં લાગ્યો રહે છે, આત્માના ઉદ્ધારનો પ્રયત્ન કરતો નથી. (૩) ફળની ઇચ્છાથી કરવામાં આવેલાં ધર્માધર્મરૂપ કર્મોને જ 'કર્મપાશ' કહે છે. (૪) જે શક્તિમાં પ્રલયના સમયે સર્વ કંઈ લીન થઈ જાય છે તથા સૃષ્ટિના સમયે જેમાંથી સર્વ કંઈ ઉત્પન્ન થઈ જાય છે તે 'માયાપાશ' છે, તેથી આ પાશોમાં બંધાયેલો પશુ જ્યારે

ગુરુ અને શિષ્યના સંબંધને સ્થાપિત કરી તેમને પોતપોતાના કર્તવ્યના પાલનની પ્રેરણા આપનારી દીક્ષાનું વર્ણન કરો, તેમ જ સાધકોએ પાળવા યોગ્ય પ્રાતઃકાળ આદિનાં સર્વ કૃત્યો પણ અમને જણાવો. જે મહિનાઓમાં જપ, હોમ આદિ જે જે કર્મોના અનુષ્ઠાનથી પરમાત્મા શ્રીહરિ પ્રસન્ન થાય છે, તેનું આપ મારી આગળ વર્ણન કરો.

સૂત બોલ્યા: મહાત્મા નારદનું આ વચન સાંભળી સનત્કુમાર બોલ્યા.

સનત્કુમાર: નારદ! સાંભળો હું તમારી આગળ ભાગવતતંત્રનું વર્ણન કરીશ. એ જાણ્યા પછી સાધક નિર્મળ ભક્તિ દ્વારા ભગવાન વિષ્ણુને પ્રાપ્ત કરી લે છે. (હવે પહેલાં શૈવતંત્રનું વર્ણન કરે છે.) શૈવ-મહાતંત્રમાં ત્રણ પદાર્થ અને ચાર પાદોનું વર્ણન છે, આમ વિદ્વાન પુરુષો કહે છે. ભોગ, મોક્ષ, ક્રિયા અને ચર્યા—આ શૈવ-મહાતંત્રમાં ચાર પાદ (સાધન) કહેવામાં આવ્યા છે. પદાર્થ ત્રણ જ છે—પશુપતિ, પશુ તથા પાશ: આમાં એક માત્ર શિવસ્વરૂપ પરમાત્મા જ 'પશુપતિ' છે, જ્યારે જીવોને 'પશુ' કહેવામાં આવ્યા છે. નારદ! જુઓ, જ્યાં સુધી સ્વરૂપના અજ્ઞાનને સૂચિત કરનારા મોહ વગેરે સાથે સંબંધ બનેલો રહે છે, ત્યાં સુધી આ સર્વ જીવોની 'પશુ' સંજ્ઞા માનવામાં આવી છે, તેમનું પશુત્વ દ્વૈતભાવથી યુક્ત છે. આ પશુઓના પાશ અર્થાત્ બંધન પાંચ પ્રકારનાં માનવામાં આવ્યા છે. તેમાંના પ્રત્યેકનું લક્ષણ બતાવવામાં આવશે.

પશુના ત્રણ ભેદ છે—'વિજ્ઞાનાકલ', 'પ્રલયાકલ' અને 'સકલ.' આમાંનું પ્રથમ અર્થાત્ 'વિજ્ઞાનાકલ પશુ' 'મલ' સંયુક્ત (મલરૂપ પાશથી બંધાયેલું) હોય છે. બીજું 'પ્રલયાકલ પશુ' 'મલ' અને 'કર્મ' આ બે પાશોથી સંયુક્ત (બદ્ધ) હોય છે. ત્રીજું અર્થાત્ 'સકલ પશુ' 'મલ', 'માયા' તથા 'કર્મ'—આ ત્રણ પાશોથી બંધાયેલ હોવાનું કહેવામાં આવ્યું છે. ઉક્ત ત્રણ પ્રકારના પશુઓમાંના પહેલા—વિજ્ઞાનાકલ પશુના બે ભેદ હોય છે—'સમાપ્ત-કલુષ' અને 'અસમાપ્ત-કલુષ'. બીજા—પ્રલયાકલ પશુના પણ બે ભેદ કહેવામાં આવ્યા છે—'પક્વમલ' અને 'અપક્વમલ' (અર્થાત્ પક્વપાશદ્વય અને અપક્વપાશદ્વય). વિજ્ઞાનાકલ અને પ્રલયાકલ આ બંને જીવ (પશુ) શુદ્ધ માર્ગ પર સ્થિત હોય છે અને સકલ જીવ કળા આદિ તત્ત્વોને અધીન હોઈને

---

તત્ત્વજ્ઞાન દ્વારા એમનો ઉચ્છેદ કરી નાખે છે, ત્યારે જ તે પરમ શિવતત્ત્વ અર્થાત્ પશુપતિપદને પ્રાપ્ત થાય છે.

**દીક્ષા**

દીક્ષા જ શિવત્વ પ્રાપ્તિનું સાધન છે. સર્વ અનુગ્રાહક પરમેશ્વર જ આચાર્યશરીરમાં સ્થિત થઈને દીક્ષા—કરણ દ્વારા જીવને પરમ શિવતત્ત્વની પ્રાપ્તિ કરાવે છે, આમ કહ્યું પણ છે.

'योजयति परे तत्त्वे स दीक्षयाऽऽचार्यमूर्तिस्थः।'

'અપક્વ—પાશદ્વય પ્રલયાકલ' જીવ તથા 'અપક્વકલુષ સકલ' જીવો જે પુર્યષ્ટક દેહને ધારણ કરે છે તે પંચભૂત તથા મન, બુદ્ધિ, અહંકાર—આ આઠ તત્ત્વોથી યુક્ત હોવાના કારણથી પુર્યષ્ટક કહેવાય છે પુર્યષ્ટક શરીર છત્રીસ તત્ત્વોથી યુક્ત હોય છે. અંતર્ભોગના સાધનભૂત કલા, કાલ, નિયતિ, વિદ્યા, રાગ, પ્રકૃતિ અને ગુણ—આ સાત તત્ત્વ, પંચભૂત, પંચતન્માત્રા, દશ ઇંદ્રિયો, ચાર અંતઃકરણ અને પાંચ (શબ્દ આદિ) વિષય—આ છત્રીસ તત્ત્વ છે. અપક્વપાશદ્વય જીવોમાં જે અધિક પુણ્યાત્મા છે, તેમને ભગવાન મહેશ્વર ભુવનેશ્વર અથવા લોકપાલ બનાવી દે છે.

નારદપુરાણના આ અધ્યાયમાં આ જ ઉપર્યુક્ત તત્ત્વોનું ક્રમ અથવા વ્યુત્ક્રમથી વિવેચન કરવામાં આવ્યું છે. વાચકોએ આને ધ્યાનપૂર્વક વાંચી આના પર મનન કરવા જેવું છે.

વિભિન્ન લોકોમાં કર્મ અનુસાર પ્રાપ્ત થયેલાં તિર્યક્–મનુષ્ય આદિ શરીરોમાં ભ્રમણ કરે છે. પાશ પાંચ પ્રકારના કહેવામાં આવ્યા છે. 'મલજ', 'કર્મજ', 'માયેય' (માયા-જન્ય), 'તિરોધાનશક્તિજ' અને 'બિંદુ-જ'–જેવી રીતે ફોતરું ચોખાના દાણાને ઢાંકી રાખે છે, તેવી જ રીતે એક પણ 'મલ' પુરુષની અનેક શક્તિ–દૃક્શક્તિ (જ્ઞાન) અને ક્રિયાશક્તિનું આચ્છાદન કરી લે છે ને આ જ જીવાત્માઓના માટે અન્ય દેહની પ્રાપ્તિમાં કારણ હોય છે. ધર્મ અને અધર્મ-નું નામ છે કર્મ. આ વિચિત્ર ફલભોગને આપનારું છે. પ્રવાહરૂપથી આ 'કર્મ' નિત્ય છે. બીજાઙ્કુરન્યાયથી આની સ્થિતિ અનાદિ માનવામાં આવી છે. આ પ્રમાણે આ પ્રથમ બે (મલજ અને કર્મજ) પાશ બતાવવા-માં આવ્યા. બ્રહ્મન્! હવે 'માયેય' આદિ પાશોનું વર્ણન સાંભળો.

('બિંદુજ પાશ' અપરામુક્તિ સ્વરૂપ છે અને શિવસ્વરૂપની પ્રાપ્તિ કરાવનારું છે, તેનું સ્વરૂપ આ છે–) સત્, ચિત્ અને આનંદ જેનું સ્વરૂપભૂત વૈભવ છે, તે એક માત્ર સર્વ-વ્યાપી સનાતન પરમાત્મા જ સર્વના કારણ તથા સંપૂર્ણ જીવોના પતિરૂપથી વિરાજી રહ્યા છે. જે મનમાં તો આવે છે, પરંતુ પ્રકટ થતો નથી અને સંસારમાંથી નિવૃત્તિ (વૈરાગ્ય) આપે છે; તથા દૃક્શક્તિ અને ક્રિયાશક્તિના રૂપમાં જે પોતે જ વિદ્યમાન છે, તે ઉત્કૃષ્ટ શૈવ તે જ છે. આ સિવાય, જે શક્તિ-થી સમર્થ થઈને જીવ પરમાત્માના સમીપ દિવ્ય ભોગથી યુક્ત થાય છે અને પશુ-સમુદાયની કોટિથી સદા માટે મુક્ત થઈ જાય છે; પરમાત્માની તે એકાન્તસ્વરૂપ આદ્ય-શક્તિને ચિદ્રૂપ કહે છે. તે ચિદ્રૂપ શક્તિથી ઉત્કર્ષને પ્રાપ્ત થયેલ 'બિંદુ' દૃક્ (જ્ઞાન) અને ક્રિયાસ્વરૂપ થઈને શિવ નામથી પ્રતિ-પાદિત થાય છે, તેને જ સર્વ તત્ત્વોનું કારણ જણાવવામાં આવેલ છે. તે સર્વત્ર વ્યાપક તથા અવિનાશી છે. તેમાં જ રહેલી ઇચ્છા આદિ સર્વ શક્તિઓ તેના અનુગ્રહથી પોત-પોતાનું કાર્ય કરે છે. એટલા માટે આ સર્વ પર અનુગ્રહ કરનારો છે. જડ અને ચેતન પર અનુગ્રહ કરવા માટે વિશ્વનું સર્જન કરતી વખતે એનો પ્રથમ ઉન્મેષ (વિસ્તાર) નાદના રૂપમાં થયો છે, જે શાન્તિ આદિથી યુક્ત તથા ભુવનસ્વરૂપ છે. વિપ્રવર! આ શક્તિતત્ત્વ સાવયવ હોવા-નું જણાવવામાં આવ્યું છે. આનાથી જ્ઞાન-શક્તિનો અને ક્રિયાશક્તિનો તથા ઉત્કર્ષ અને અપકર્ષનો પ્રસાર તેમ જ અભાવ થાય છે. તેથી આ તત્ત્વ સદા શિવરૂપ છે. જ્યાં દૃક્શક્તિ ઢંકાય છે અને ક્રિયાશક્તિની વૃદ્ધિ થાય છે, તેને ઈશ્વર નામક તત્ત્વ કહેલ છે, જે સમસ્ત મનોરથોને સિદ્ધ કરનાર છે. ક્રિયા-શક્તિનું આચ્છાદન અને જ્ઞાનશક્તિની વૃદ્ધિ થાય છે તે વિદ્યાતત્ત્વ કહેવાય છે. તે જ્ઞાનસ્વરૂપ અને પ્રકાશક છે. નાદ, બિંદુ અને સકલ–આ સત્ નામક તત્ત્વને આશ્રિત છે. આઠ વિદ્યેશ્વર ગણ ઈશતત્ત્વને અને સાત કરોડ 'મંત્ર'ગણ વિદ્યાતત્ત્વને આશ્રિત છે. આ સર્વ તત્ત્વને શુદ્ધ માર્ગ કહેવામાં આવેલ છે. અહીં ઈશ્વર સાક્ષાત્ નિમિત્તકારણ છે, તે જ બિંદુરૂપથી સુશોભિત થઈ અહીં ઉપાદાનકારણ બને છે. પાંચ પ્રકારના જે પાશ છે તેમનો કોઈ સમય ન હોવાથી તેમનો કોઈ નિશ્ચિત ક્રમ નથી. તેમનો વ્યાપાર જોઈને જ તેમની કલ્પના કરાય છે. વાસ્તવમાં વિચિત્ર શક્તિઓથી યુક્ત એક જ શિવ નામક તત્ત્વ વિરાજમાન છે. તે શક્તિયુક્ત હોવાથી 'શાક્ત' કહેવાય છે. અંતઃકરણની વૃત્તિઓના ભેદથી જ અનેક પ્રકારની કલ્પના કરવામાં આવી છે. પ્રભુ શિવ જડ–ચેતન પર અનુગ્રહ કરવા માટે વિવિધ રૂપ ધારણ કરીને અનાદિ મલથી

બંધાયેલા જીવો પર કૃપા કરે છે. સર્વ પર દયા કરનારા શિવ સર્વ જીવોને ભોગ અને મોક્ષ તથા જડ વર્ગને પોતાના વ્યાપારમાં જોડાવાની શક્તિ અને સામર્થ્ય આપે છે. ભગવાન શિવના સમાનરૂપ થઈ જાય તે જ મોક્ષ છે. આ જ ચેતન જીવો પર ઈશ્વર-નો અનુગ્રહ છે. કર્મો અનાદિ હોવાથી સદા વર્તમાન રહે છે, તેથી તે ભોગવ્યા વિના પણ ભગવાનની કૃપાથી મોક્ષ થઈ જાય છે. એટલા માટે જ ભગવાન શંકરને અનુગ્રાહક (કૃપા કરનારા) કહેવામાં આવ્યા છે. અવિનાશી પ્રભુ જીવોના ભોગ માટે સૂક્ષ્મ-કરણો (સાધન) દ્વારા અનાયાસે જ જગત-ની ઉત્પત્તિ કરે છે. કોઈ પણ કર્તા કોઈ પણ કાર્યમાં ઉપાદાન અને કરણો વિના જોવામાં આવતો નથી.

(હવે 'માયાપાશ'નો પ્રસંગ છે–) અહીં શક્તિઓ જ કરણ છે. માયાને ઉપા-દાન માનવામાં આવેલ છે. તે નિત્ય, એક અને કલ્યાણમયી છે. તેનો નથી આદિ કે નથી અંત. તે માયા પોતાની શક્તિ દ્વારા મનુષ્યો અને લોકોની ઉત્પત્તિનું સામાન્ય કારણ છે. માયા પોતાનાં કર્મો દ્વારા સ્વભાવ-થી જ મોહજનક હોય છે. તેનાથી ભિન્ન 'પરા માયા' છે, જે સૂક્ષ્મ તેમ જ વ્યાપક છે. આ વિકારયુક્ત કાર્યોથી તેને સર્વથા પરે માનવામાં આવી છે. વિદ્યાના સ્વામી ભગવાન શિવ જીવનાં કર્મોને જોઈ ને પોતાની શક્તિઓથી માયાને ક્ષોભમાં નાખે છે અને જીવોના ભોગ માટે માયા દ્વારા જ શરીર તેમ જ ઇંદ્રિયોની સૃષ્ટિ કરે છે. અનેક શક્તિઓથી યુક્ત માયા પહેલાં કાળતત્ત્વને સર્જે છે; ભૂત, ભવિષ્ય અને વર્તમાન જગતનું સંકલન તથા લય કરે છે ને ત્યાર પછી નિયમન-શક્તિ સ્વરૂપ નિયતિનું સર્જન કરે છે. આ સર્વને નિયમમાં રાખે છે તેથી જ નિયતિ કહેવાય છે. તે પછી સકલ વિશ્વને મોહમાં નાખનારી આદિ અંતરહિત નિત્ય માયા 'કલા' તત્ત્વને જન્મ આપે છે, કારણ કે એક બાજુથી માણસોના મલની કલના કરીને તે તેમનામાં કર્તૃત્વશક્તિ પ્રકટ કરે છે; આથી જ તેનું નામ કલા છે. આ કલા જ 'કાલ' અને 'નિયતિ'ના સહયોગ-થી પૃથ્વી પર્યંત પોતાનો સમગ્ર વ્યાપાર કરે છે. તે જ પુરુષને વિષયોનાં દર્શનનો અનુભવ કરાવવા માટે પ્રકાશસ્વરૂપ 'વિદ્યા' નામક તત્ત્વ ઉત્પન્ન કરે છે. વિદ્યા પોતાના કર્મથી જ્ઞાનશક્તિના આવરણનું ભેદન કરીને જીવા-ત્માઓને વિષયોનું દર્શન કરાવે છે; આથી તેને કારણ માનવામાં આવી છે, કારણ કે તે વિદ્યા ભોગ્યને ઉત્પન્ન કરે છે, જેથી પુરુષ જાગ્રત શક્તિવાળો થઈ ને પરમ કરણ દ્વારા મહત્–તત્ત્વ આદિને પ્રેરિત કરીને ભોગ્ય, ભોગ અને ભોક્તાનું ચિંતન કરે છે. એટલા માટે તે વિદ્યા પરમ કરણ છે. ભોક્તા પુરુષને ભોગ્ય વસ્તુની પ્રતીતિ કરાવવાથી વિદ્યાને 'કરણ' કહેવામાં આવેલ છે. બુદ્ધિ દ્વારા ચેતન જીવને થતા વિષયના અનુભવને જ 'ભોગ' કહેવામાં આવે છે. સંક્ષેપમાં વિષયાકાર બુદ્ધિ જ સુખ–દુઃખ આદિના રૂપમાં પરિણત થાય છે. ભોક્તાને ભોગ્ય વસ્તુનો અનુભવ આપમેળે જ થાય છે. વિદ્યા તેમાં કેવળ સહાયક જ હોય છે. જોકે બુદ્ધિ સૂર્યની જેમ કેવળ પ્રકાશ પાથર-નારી છે તોપણ કર્મરૂપ હોવાથી તેમાં સ્વયં કર્તૃત્વ નથી. તે અન્ય કરણોની અપેક્ષા રાખીને જ પુરુષને વિષયોનો અનુભવ કરાવવામાં સમર્થ થાય છે. પુરુષ પોતે જ કરણ આદિ સાથે સંબંધ સ્થાપિત કરે છે અને ભોગોની ઉત્કંઠાથી પોતે જ બુદ્ધિ આદિને પ્રેરિત કરે છે. સાથે જ તે બુદ્ધિ આદિની શુભાશુભ ચેષ્ટાઓથી પ્રાપ્ત થનારું ફળ તેને જ ભોગવવું પડે છે. તેથી પુરુષનું કર્તૃત્વ સિદ્ધ થાય છે. જો તેમાં કર્તૃત્વ ન

સ્વીકારવામાં આવે તો તેના ભોક્તૃત્વનું કથન પણ વ્યર્થ થાય છે. એના વિના પ્રધાન પુરુષ દ્વારા આચરવામાં આવેલું બધું કર્મ નિષ્ફળ થઈ જાત. જો પુરુષ કરણ આદિનો પ્રેરક ન હોય અને તેમાં કર્તૃત્વનો અભાવ હોય તો તેના દ્વારા ભોગ પણ અસંભવ જ છે. એટલા માટે પુરુષ જ અહીં પ્રવર્તક છે. કરણ આદિનું તેનું પ્રેરક હોવું વિદ્યા દ્વારા જ સંભવ હોવાનું માનવામાં આવ્યું છે.

તે પછી કળા દૃઢ વજ્રલેપ સમાન રાગને ઉત્પન્ન કરે છે, જેથી તે વજ્રલેપ-રાગયુક્ત પુરુષમાં ભોગ્ય વસ્તુ માટે ક્રિયાની પ્રવૃત્તિ ઉત્પન્ન થાય છે, તેથી એનું નામ રાગ છે. આ સર્વ તત્ત્વોદ્વારા જ્યારે આ આત્માને ભોક્તૃત્વ દશાએ પહોંચાડવામાં આવે છે, ત્યારે તે 'પુરુષ' આવું નામ ધારણ કરે છે. ત્યાર બાદ કળા જ અવ્યક્ત પ્રકૃતિને જન્મ આપે છે, જે પુરુષ માટે ભોગ ઉપસ્થિત કરે છે; અવ્યક્ત જ ગુણમય* સપ્તગ્રન્થિ-વિધાનનું કારણ છે; જેવી રીતે આધારમાં પૃથ્વી આદિના ભાગનો વિભાગ હોતો નથી તેવી રીતે એમાં ગુણોનો વિભાગ નથી. તેમનો આધાર પણ અવ્યક્ત જ કહેવાય છે. ગુણ ત્રણ જ છે, અવ્યક્તમાંથી જ તેમનું પ્રાકટ્ય થાય છે. તેમનાં નામ છે સત્ત્વ, રજ અને તમ, ગુણોથી જ બુદ્ધિ ઇંદ્રિયવ્યાપારનું નિયમન અને વિષયોનો નિશ્ચય કરે છે. ગુણથી ત્રિવિધ કર્મો અનુસાર બુદ્ધિને પણ સાત્ત્વિક, રાજસ અને તામસ ભેદથી ત્રણ પ્રકારની કહેવામાં આવી છે. મહત્ તત્ત્વથી અહંકાર ઉત્પન્ન થાય છે, જે અહંભાવની વૃત્તિથી યુક્ત હોય છે. આ અહંકારના જ સંભેદ( ઇંદ્રિય અને દેવતા આદિના રૂપમાં પરિણતિ )થી વિષયો વ્યવહારમાં આવે છે. સત્ત્વાદિ ગુણોના ભેદથી અહંકાર ત્રણ પ્રકારનો હોય છે. તે ત્રણેનાં નામ છે-તૈજસ, રાજસ અને તામસ અહંકાર. તેમાંના તૈજસ અહંકારથી મન સહિત જ્ઞાનેંદ્રિયો પ્રકટ થઈ છે, જે સત્ત્વગુણના પ્રકાશથી યુક્ત થઈને વિષયોનો બોધ કરાવે છે. ક્રિયાના હેતુભૂત રાજસ અહંકારથી કર્મેન્દ્રિયો ઉત્પન્ન થાય છે. તામસ અહંકારથી પાંચ તન્માત્રાઓ ઉત્પન્ન થાય છે, જે પાંચે ભૂતોની ઉત્પત્તિમાં કારણ છે. આમાંનું મન ઇચ્છા અને સંકલ્પના વ્યાપારવાળું છે, તેથી તે બે વિકારોથી યુક્ત છે. તે બાહ્ય ઇંદ્રિયોનું રૂપ ધારણ કરીને સદા ભોક્તાને માટે ભોગનો ઉત્પાદક થાય છે. મન પોતાના સંકલ્પથી હૃદયમાં સ્થિત રહીને ઇંદ્રિયોમાં વિષયગ્રહણની શક્તિ ઉત્પન્ન કરે છે; તેથી તેને અંતઃકરણ કહેવામાં આવે છે. મન, બુદ્ધિ અને અહંકાર આ અંતઃકરણના ત્રણ ભેદ છે. ઇચ્છા, બોધ અને સંરંભ ( ગર્વ અથવા અહંભાવ ) આ ક્રમશઃ એમની ત્રણ વૃત્તિઓ છે.

કાન, ત્વચા, નેત્ર, જિહ્વા અને નાસિકા આ જ્ઞાનેંદ્રિયો છે. હે મુને ! શબ્દ આદિને એમના ગ્રાહ્ય વિષયો જાણવા જોઈએ. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ-આ શબ્દાદિ વિષયો છે. વાણી, હાથ, પગ, ગુદા અને લિંગ-આ પાંચ કર્મેંદ્રિયો છે. બોલવું, ગ્રહણ કરવું, ચાલવું, મલ-ત્યાગ કરવો અને મૈથુનજનિત આનંદની ઉપલબ્ધિરૂપ કર્મોની સિદ્ધિનાં આ કરણ છે; કારણ કે કોઈપણ ક્રિયા કરણો વિના થઈ શકતી નથી. દસ પ્રકારનાં કરણોને કાર્યમાં લગાડીને એમના દ્વારા ચેષ્ટા કરવામાં આવે છે. વ્યાપક હોવાને લીધે કાર્યનો આશ્રય લઈને સર્વ ઇંદ્રિયો ચેષ્ટા કરે છે, તેથી તેમનું નામ કરણ છે. આકાશ, વાયુ, તેજ, જલ અને પૃથ્વી-આ પાંચ તન્માત્રાઓ છે. આ તન્માત્રાઓથી જ આકાશ આદિ

* કલા, કાલ, નિયતિ, વિદ્યા, રાગ, પ્રકૃતિ અને ગુણ-આ સાત ગ્રંથિઓ છે, એમને જ આન્તરિક ભોગ-સાધન કહેવામાં આવ્યાં છે.

પાંચ ભૂત પ્રકટ થાય છે; જે એક એક વિશેષ ગુણના કારણથી પ્રસિદ્ધ છે. શબ્દ આકાશનો મુખ્ય ગુણ છે. પરંતુ આ પાંચે ભૂતોમાં સામાન્ય રૂપથી ઉપલબ્ધ થાય છે. સ્પર્શ વાયુનો વિશેષ ગુણ છે, પણ તે વાયુ આદિ ચારેય ભૂતોમાં વિદ્યમાન છે. રૂપ તેજનો વિશેષ ગુણ છે, જે તેજ આદિ ત્રણે ભૂતોમાં ઉપલબ્ધ છે. રસ જળનો વિશેષ ગુણ છે, જે જળ અને પૃથ્વી બંનેમાં વિદ્યમાન છે તથા ગંધ નામક ગુણ કેવળ પૃથ્વીમાં જ ઉપલબ્ધ થાય છે. આ પાંચે ભૂતોનાં કાર્ય ક્રમશઃ આ પ્રમાણે છે—અવકાશ, ચેષ્ટા, પાક, સંગ્રહ અને ધારણ. વાયુમાં નથી શીત સ્પર્શ કે નથી ઉષ્ણ; જળમાં શીતળ સ્પર્શ છે; તેજમાં ઉષ્ણ સ્પર્શ છે; અગ્નિમાં ભાસ્વર શુક્લરૂપ છે અને જળમાં અભાસ્વર શુક્લ. પૃથ્વીમાં શુક્લ આદિ અનેક વર્ણ છે. રૂપ કેવળ ત્રણ ભૂતોમાં છે. જળમાં કેવળ મધુર રસ છે અને પૃથ્વીમાં છ પ્રકારનો રસ છે. પૃથ્વીમાં બે પ્રકારનો ગંધ છે—સુરભિ તથા અસુરભિ. તન્માત્રાઓમાં તેમના ભૂતોના જ ગુણ છે. કરણ અને પોષણ આ ભૂતસમુદાયની વિશેષતા છે. પરમાત્મતત્ત્વ નિર્વિશેષ છે. આ પાંચે ભૂત સર્વત્ર વ્યાપ્ત છે. સંપૂર્ણ ચરાચર જગત પંચભૂતમય છે. શરીરમાં આ પાંચે ભૂતોના સંનિવેશનું નિરૂપણ કરવામાં આવે છે. શરીરમાંનાં હાડકાં, માંસ, કેશ, ત્વચા, નખ અને દાંત વગેરે પૃથ્વીના અંશ છે. મૂત્ર, રક્ત, કફ, સ્વેદ અને શુક્ર આદિમાં જળ રહેલું છે. હૃદયમાં, નેત્રોમાં અને પિત્તમાં તેજની સ્થિતિ છે, કારણ કે ત્યાં તેના ઉષ્ણત્વ અને પ્રકાશ આદિ ધર્મોનું દર્શન થાય છે. શરીરમાં પ્રાણ આદિ વૃત્તિઓના ભેદથી વાયુ હોવાનું માનવામાં આવ્યું છે. તમામ નાડીઓ તથા ગર્ભાશયમાં આકાશતત્ત્વ વ્યાપ્ત છે.

કલાથી લઈને પૃથ્વી પર્યંત આ તત્ત્વસમુદાય સંપૂર્ણ બ્રહ્માંડનું સાધન છે. પ્રત્યેક શરીરમાં પણ આ આપમેળે રહેલ છે. ભોગભેદથી એનો નિશ્ચય કરવામાં આવે છે. આ પ્રમાણે પ્રત્યેક પુરુષમાં નિયતિ–કલા આદિ તત્ત્વ કર્મવશ પ્રાપ્ત થયેલાં સર્વ શરીરોમાં વિચરે છે. આ ‘માયેય પાશ’ કહેવાય છે. જેનાથી આ સંપૂર્ણ જગત આવૃત છે. પૃથ્વીથી લઈને કલા પર્યંત સર્વ તત્ત્વસમુદાયને અશુદ્ધ માર્ગ માનવામાં આવેલ છે.

(હવે ‘નિરોધ-શક્તિજ’ પાશને વર્ણવે છે–) ભૂમંડળમાં તે સ્થાવર-જંગમરૂપથી વિદ્યમાન છે. પર્વત અને વૃક્ષ આદિને સ્થાવર કહેવામાં આવે છે. જંગમના ત્રણ ભેદ છે—સ્વેદજ, અંડજ અને જરાયુજ. ચરાચર ભૂતોમાં ચોર્યાશી લાખ યોનિઓ છે. તે બધામાં ફરતો ફરતો જીવ ક્યારેક કર્મવશ મનુષ્ય શરીર પ્રાપ્ત કરી લે છે કે જે સર્વથી ઉત્તમ અને સંપૂર્ણ પુરુષાર્થોનું સાધક છે. તેમાં ય ભારતવર્ષમાં બ્રાહ્મણ આદિ દ્વિજોનાં કુળમાં તો મહાન પુણ્યથી જ જન્મ થાય છે. આવો જન્મ અત્યંત દુર્લભ છે. જન્મ થવા માટે પ્રથમ સ્ત્રી–પુરુષનો સંયોગ થાય છે. પછી રજ-વીર્યના યોગથી એક બિંદુ ગર્ભાશયમાં પ્રવેશ કરે છે. આ બિંદુ દ્વયાત્મક હોય છે—આમાં સ્ત્રી અને પુરુષ-બંનેના રજ-વીર્યનું સંમિશ્રણ થાય છે. તે સમયે રજની અધિકતા હોવાથી કન્યાનો જન્મ થાય છે અને વીર્યની માત્રા અધિક હોવાથી પુત્રની ઉત્પત્તિ થાય છે. તેમાં મલ, કર્મ આદિ પાશથી બંધાયેલો કોઈ આત્મા જીવભાવને પ્રાપ્ત થાય છે, તે (મલ, માયા અને કર્મ ત્રિવિધ પાશથી યુક્ત હોવાથી) ‘સકલ’ કહેવાય છે. માતાએ ખાધેલાં અન્ન-પાન આદિથી ગર્ભમાં પોષિત

થઈને તેનું શરીર પક્ષ માસ આદિ કાળથી વધતું રહે છે. તેનું શરીર જરાયુથી ઢંકાયેલું હોય છે ને અનેક પ્રકારનાં દુઃખ આદિથી તેને પીડા થતી રહે છે. આ પ્રમાણે ગર્ભમાં રહેલો જીવ પોતાનાં પૂર્વજન્મનાં શુભાશુભ કર્મોનું સ્મરણ કરતો રહીને વારંવાર દુઃખમગ્ન થઈને પીડાતો રહે છે. પછી સમય થતાં તે બાળક પોતે પીડાતું રહી માતાને પણ પીડતું રહીને મોઢું નીચું રાખી યોનિયંત્રમાંથી બહાર નીકળે છે. બહાર આવ્યા પછી ક્ષણભર તે નિઃશ્ચેષ્ટ રહે છે; પછી રડવા ઇચ્છે છે. ત્યાર બાદ ક્રમે ક્રમે વધતું રહી બાળ, પૌગંડ આદિ અવસ્થાઓને પાર કરી યુવાવસ્થામાં જઈ પહોંચે છે. આ લોકમાં દેહધારીઓના શરીરનો આ જ ક્રમથી પ્રાદુર્ભાવ થાય છે. સર્વ લોકોનો ઉપકાર કરનારા દુર્લભ માનવ જીવનને પામ્યા પછી જે પોતાના આત્માનો ઉદ્ધાર કરતો નથી, તેનાથી વધારે પાપી અહીં કોણ છે? આહાર, નિદ્રા, ભય અને મૈથુન-આ તો પશુઓમાં અને મનુષ્યોમાં સમાન જ છે. જે મનુષ્ય આ ચાર બાબતોમાં જ આસક્ત રહે છે તે મૂર્ખ અને આત્મઘાતક છે. મનુષ્યનો વિશેષ ધર્મ તો આ ચારની આસક્તિના બંધનને છેદવામાં છે.

**બંધનાશનો ઉપાય :** પાશબંધનનો વિચ્છેદ દીક્ષાથી જ થાય છે, તેથી બંધનનો વિચ્છેદ કરવા માટે મંત્રદીક્ષા ગ્રહણ કરવી જોઈએ. દીક્ષા તેમ જ જ્ઞાનશક્તિથી પોતાના બંધનનો નાશ કરીને અર્થાત્ શુદ્ધ આત્મા થયેલો પુરુષ નિર્વાણપદ(મોક્ષ)ને પ્રાપ્ત થાય છે, જે પોતાની શક્તિસ્વરૂપ દૃષ્ટિથી ભગવાન શિવનું ધ્યાન તેમ જ દર્શન કરે છે અને શિવમંત્રોથી તેમની આરાધનામાં તત્પર રહે છે, તે પોતાનો તેમ જ બીજાઓનો હિતકારી છે. શિવરૂપ સૂર્યની શક્તિરૂપ કિરણથી સમર્થ થયેલ પુરુષ, ચૈતન્ય દૃષ્ટિ દ્વારા આવરણને પોતાની અંદર લીન કરીને શક્તિ આદિની સાથે શિવનો સાક્ષાત્કાર કરે છે. અંતઃકરણની બોધ નામક વૃત્તિ બેડી વગેરેની જેમ પાશરૂપ હોવાથી મહેશ્વરને પ્રકાશિત કરવામાં સમર્થ થતી નથી; પરંતુ દીક્ષા જ પાશનો ઉચ્છેદ કરવામાં સર્વોત્તમ હેતુ છે, તેથી શાસ્ત્રોક્તવિધિથી મંત્રદીક્ષા લેવી. દીક્ષા લીધા પછી પોતાના વર્ણને અનુરૂપ સદાચારમાં તત્પર રહીને નિત્યનૈમિત્તિક કર્મોનું અનુષ્ઠાન કરવું જોઈએ. પોતાના વર્ણ તથા આશ્રમ સંબંધી આચારોનું મનથી પણ ઉલ્લંઘન ન કરવું. જે માણસ જે આશ્રમની દીક્ષા લે, તેણે તેમાં જ રહેવું અને તેના જ ધર્મોનું નિરંતર પાલન કરવું. અને આ પ્રમાણે કરેલાં કર્મ પણ બંધનકારક થતાં નથી. મંત્રાનુષ્ઠાનથી થયેલ એક જ કર્મ ફળદાયક થાય છે. દીક્ષિત પુરુષ જે જે લોકોના ભોગોની ઇચ્છા કરે છે તે સર્વનો મંત્રના આરાધનના સામર્થ્યથી ઉપભોગ કરીને મોક્ષ પ્રાપ્ત કરી લે છે. જે માણસ દીક્ષા ગ્રહણ કર્યા પછી નિત્ય અને નૈમિત્તિક કર્મોનું પાલન કરતો નથી, તેને થોડાક સમય સુધી પિશાચ યોનિમાં રહેવું પડે છે. તેથી દીક્ષા લીધેલા પુરુષે નિત્યનૈમિત્તિક આદિ કર્મ અવશ્ય કરવાં. નિત્યનૈમિત્તિક આચારનું પાલન કરનારા મનુષ્યને તેની દીક્ષામાં ખામી ન આવવાને લીધે તત્કાળ મોક્ષ પ્રાપ્ત થાય છે. દીક્ષા દ્વારા ગુરુના સ્વરૂપમાં સ્થિત થઈને ભગવાન શિવ બધાં પર અનુગ્રહ કરે છે. જે માણસ લોક-પરલોકના સ્વાર્થમાં આસક્ત થઈને કૃત્રિમ ગુરુભક્તિનું પ્રદર્શન કરે છે, તે સર્વ કંઈ કરવા છતાંય વિકલતાને જ પ્રાપ્ત થાય છે ને ડગલે ને પગલે તેને પ્રાયશ્ચિત્તના ભાગી થવું પડે છે. જે મન, વાણી અને ક્રિયા દ્વારા ગુરુભક્તિમાં તત્પર છે તેને પ્રાયશ્ચિત્ત પ્રાપ્ત થતું

નથી ને તેને દરેક પગલે સિદ્ધિ મળતી રહે છે. ગુરુભક્તિથી સંપન્ન અને સર્વસ્વ સમર્પણ કરનારા શિષ્ય પ્રત્યે મિથ્યા મંત્રનો પ્રયોગ કરનારો ગુરુ પ્રાયશ્ચિત્તનો ભાગીદાર થાય છે.* ૧-૧૨૪

गुरुभक्तियुते शिष्ये सर्वस्वविनिवेदके ।
मिथ्याप्रयुक्तमंत्रस्तु प्रायश्चित्ती भवेद्गुरुः ॥१२४॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'શૈવદર્શન અનુસાર પતિ, પશુ અને પાશ આદિનું વર્ણન' નામનો અધ્યાય ૬૩ મો સંપૂર્ણ

## અધ્યાય ૬૪: મંત્રના સંબંધમાં જાણવા જેવી વાતો

सनत्कुमार उवाच ।

अथ जीवस्य पाशौघच्छेदनायेष्टसिद्धिदम् ।
दीक्षाविधिं प्रवक्ष्यामि मंत्रसामर्थ्यदायकम् ॥१॥

સનત્કુમાર બોલ્યા: હવે હું જીવોના પાશસમુદાયનો ઉચ્છેદ કરવા માટે અભીષ્ટ સિદ્ધિપ્રદાન કરનારી દીક્ષાવિધિનું વર્ણન કરીશ કે જે મંત્રોને શક્તિ પ્રદાન કરનારી છે. દીક્ષા દિવ્યત્વ આપે છે અને પાપોનો ક્ષય કરે છે, એટલા માટે જ સર્વ આગમોના વિદ્વાનોએ તેને દીક્ષા કહેલ છે. મનન એટલે સર્વજ્ઞતા અને ત્રાણ એટલે સંસારી જીવ પર અનુગ્રહ કરવો. આ મનન અને ત્રાણ ધર્મથી યુક્ત હોવાને લીધે મંત્રનું 'મંત્ર' નામ સાર્થક થાય છે.

**મંત્રોના લિંગભેદ:** મંત્ર ત્રણ પ્રકારના હોય છે—સ્ત્રી, પુરુષ અને નપુંસક. જેના અંતમાં બે 'ઠ' અર્થાત્ 'સ્વાહા' લાગેલ હોય તે સ્ત્રીમંત્રો છે. જેના અંતમાં 'હુમ્' અને 'ફટ્' હોય છે તે પુરુષમંત્ર કહેવાય છે. જેના અંતમાં 'નમઃ' લાગેલ હોય છે, તે મંત્રો નપુંસક છે. આ પ્રમાણે મંત્રોની જાતિઓ છે. બધા જ મંત્રોના દેવતા પુરુષ છે અને બધી જ વિદ્યાઓની દેવતા સ્ત્રી છે. આ ત્રિવિધ મંત્રો છ ×કર્મોમાં યોજાય છે. જેમાં પ્રણવાન્ત રેફ (રાં) અને સ્વાહાનો પ્રયોગ હોય, તે મંત્રો આગ્નેય (અગ્નિ સંબંધી) કહેવાયા છે. મુને! જે મંત્રો ભૃગુબીજ (સં) અને પીયૂષબીજ (વં)થી યુક્ત છે, તે સૌમ્ય (સોમ સંબંધી) કહેવામાં આવ્યા છે. આ પ્રમાણે મનીષી પુરુષોએ બધા જ મંત્રો અગ્નિષોમાત્મક જાણવા જોઈએ. જ્યારે શ્વાસ પિંગલા નાડીમાં રહેલો હોય અર્થાત્ જમણો શ્વાસ ચાલતો હોય ત્યારે આગ્નેય મંત્રો જાગ્રત હોય છે. જ્યારે શ્વાસ ઇડા નાડીમાં રહેલો હોય અર્થાત્ ડાબો શ્વાસ ચાલતો હોય ત્યારે સોમ સંબંધી મંત્ર જાગરૂક હોય છે અને જ્યારે ઇડા અને પિંગલા બંને નાડીઓમાં શ્વાસ ચાલતો હોય અર્થાત્ ડાબો અને જમણો બંને સ્વર સમાન ભાવથી ચાલતા હોય ત્યારે બધા જ મંત્ર જાગ્રત હોય છે. જો મંત્ર સૂતો હોય તે સમયે તેનો જપ કરવામાં આવે ત્યારે તે અનર્થરૂપ ફળ આપનારો થાય છે. પ્રત્યેક મંત્રનું ઉચ્ચારણ કરતી વખતે શ્વાસ રોકીને તેમનું ઉચ્ચારણ ન કરવું. અનુલોમ ક્રમમાં બિંદુ-(અનુસાર)યુક્ત અને વિલોમ ક્રમમાં વિસર્ગસંયુક્ત મંત્રોનું ઉચ્ચારણ કરવું. જપ કરવામાં આવેલો મંત્ર જો દેવતાને જાગ્રત

---

* આ તૃતીય પાદમાં સવિશેષ સકામ અનુષ્ઠાનો જણાવવામાં આવ્યાં છે. આમાં દેવોનાં તથા ભગવાનનાં વિભિન્ન સ્વરૂપોનાં ધ્યાન–પૂજનનું નિરૂપણ છે તથા આરાધનાની સુંદર વિધિઓ બતાવવામાં આવી છે. તે વિધિઓ અનુસાર શ્રદ્ધા–વિશ્વાસપૂર્વક અનુષ્ઠાન કરવાથી ફળ અવશ્ય મળે છે. કેવળ ભગવાનની પ્રાપ્તિ થાય આ હેતુથી કરવામાં આવેલી સકામ આરાધનાથી અંતઃકરણની શુદ્ધિ દ્વારા છેવટે ભગવાન પોતાની પ્રાપ્તિ કરાવી દે છે. આ દૃષ્ટિથી આ પ્રસંગની ઉપયોગિતા ઘણી છે; આવો નિશ્ચય થાય છે.

× શાંતિ, વશ્ય, સ્તંભન, દ્વેષ, ઉચ્ચાટન અને મારણ—આ છ કર્મ છે. (મંત્રમહોદધિ)

કરી શકે તો તે શીઘ્ર સિદ્ધિ આપનારો થાય છે અને તે માળાથી જપવામાં આવેલો દુષ્ટ મંત્ર પણ સિદ્ધ થાય છે. ક્રૂર કર્મમાં આગ્નેય મંત્રનો ઉપયોગ થાય છે. સોમ-સંબંધી મંત્રો સૌમ્ય ફળ આપનારા હોય છે. શાંત, જ્ઞાન અને અત્યંત રૌદ્ર-આ મંત્રોની ત્રણ જાતિઓ છે. શાંતિ અને જાતિથી યુક્ત શાંત મંત્ર પણ 'હું ફટ્' આ પલ્લવ જોડવાથી રૌદ્રભાવ ધારણ કરી લે છે.

**મંત્રોના દોષ:** છિન્નતા આદિ દોષોથી યુક્ત મંત્રો સાધકની રક્ષા કરતા નથી. છિન્ન, રુદ્ધ, શક્તિહીન, પરાઙ્મુખ, કર્ણહીન, નેત્રહીન, કીલિત, સ્તંભિત, દગ્ધ, ત્રસ્ત, ભીત, મલિન, તિરસ્કૃત, ભેદિત, સુષુપ્ત, મદોન્મત્ત, મૂર્છિત, હતવીર્ય, ભ્રાંત, પ્રધ્વસ્ત, બાળક, કુમાર, યુવા, પ્રૌઢ, વૃદ્ધ, નિસ્ત્રિંશક, નિર્બીજ, સિદ્ધિહીન, મંદ, કૂટ, નિરંશક, સત્ત્વહીન, કેકર, બીજહીન, ધૂમિત, આલિંગિત, મોહિત, ક્ષુધાર્ત, અતિદીપ્ત, અંગહીન, અતિક્રુદ્ધ, અતિક્રૂર, વ્રીડિત (લજ્જિત), પ્રશાંત-માનસ, સ્થાનભ્રષ્ટ, વિકલ, અતિવૃદ્ધ, અતિ-નિઃસ્નેહ તથા પીડિત-આ (૪૯) મંત્રના દોષ કહેવામાં આવ્યા છે. હવે એમનાં લક્ષણ કહેવામાં આવે છે. જે મંત્રના આદિ, મધ્ય અને અંતમાં સંયુક્ત, વિયુક્ત કે સ્વર સહિત ત્રણ-ચાર અથવા પાંચ વાર અગ્નિબીજ(રં) નો પ્રયોગ થયેલો હોય તે મંત્ર 'છિન્ન' કહેવાય છે. જેના આદિ, મધ્ય અને અંતમાં બે વાર ભૂમિબીજ(લં)નો ઉચ્ચારણ થતો હોય તે મંત્રને 'રુદ્ધ' જાણવો જોઈએ. તે અતિ ક્લેશથી સિદ્ધ થાય છે. પ્રણવ અને કવચ (હું) આ ત્રણ વાર જે મંત્રમાં આવ્યા હોય તે લક્ષ્મીયુક્ત હોય છે. આવી લક્ષ્મીથી હીન મંત્રને 'શક્તિહીન' જાણવો જોઈએ. તે લાંબા સમય પછી ફળ આપે છે. જ્યાં આદિમાં કામબીજ (ક્લીં), મધ્યમાં માયા-બીજ (હ્રીં) અને અંતમાં અંકુશબીજ (ક્રોં) હોય તે મંત્રને 'પરાઙ્મુખ' જાણવો જોઈએ. તે સાધકોને ચિરકાલે સિદ્ધિ આપનારો હોય છે. જો આદિ, મધ્ય અને અંતમાં સકાર જોવામાં આવે, તો તે મંત્ર 'બધિર (કર્ણહીન)' કહેવાય છે. તે ઘણા કષ્ટ પછી અલ્પ ફળ આપે છે. મંત્ર પંચાક્ષર હોય પણ તેમાં રેફ, મકાર અને અનુસ્વાર ન હોય તો તેને 'નેત્રહીન' જાણવો. ગમે તેટલું કષ્ટ ઉઠાવવામાં આવે તોપણ તે સિદ્ધિ આપનારો થતો નથી. આદિ, મધ્ય ને અંતમાં હંસ (સં), પ્રાસાદ તથા વાગ્બીજ (ઐં) હોય અથવા હંસ અને ચંદ્રબિંદુ કે સકાર, ફકાર અથવા હું હોય તથા જેમાં મા, પ્રા, અને નમામિ પદ ન હોય તે મંત્રને 'કીલિત' માનેલ છે. આ જ પ્રમાણે મધ્યમાં ને અંતમાં પણ તે બંને પદ ન હોય તથા જેમાં ફટ્ અને લકાર ન હોય તે મંત્રને 'સ્તંભિત' માનવામાં આવ્યો છે, સિદ્ધિમાં તે વિઘ્ન કરનારો છે. જે મંત્રના અંતમાં અગ્નિ(રં) બીજ વાયુ(યં)બીજની સાથે હોય તથા જે સાત અક્ષરોથી યુક્ત જણાતો હોય તે 'દગ્ધ' સંજ્ઞક મંત્ર છે. જેમાં બે, ત્રણ, છ કે આઠ અક્ષરોની સાથે અસ્ત્ર (ફટ્) જણાય તે મંત્રને ત્રસ્ત જાણવો જોઈએ. જેના મુખ-ભાગમાં પ્રણવરહિત હકાર અથવા શક્તિ હોય તે મંત્ર 'ભીત' કહેવાય છે. જેના આદિ, મધ્ય અને અંતમાં ચાર મ હોય તે મંત્ર 'મલિન' મનાયો છે. તે અત્યંત ક્લેશથી સિદ્ધિ આપનારો થાય છે. જે મંત્રના મધ્ય-ભાગમાં દ અક્ષર ને અંતમાં બે ક્રોધ (હું હું)બીજ હોય ને તેની સાથે અસ્ત્ર (ફટ્) પણ હોય તો તે મંત્ર 'તિરસ્કૃત' કહેવાય છે, જેના અંતમાં 'મ' અને 'ય' તથા 'હૃદય' હોય અને મધ્યમાં વષટ્ તેમ જ વૌષટ્ હોય તે મંત્રને 'ભેદિત' કહેવામાં આવેલ છે, તેને છોડી દેવો જોઈએ; કારણ કે તે ઘણા ક્લેશથી ફળ આપનાર હોય છે.

જે મંત્ર ત્રણ અક્ષરથી યુક્ત તથા હંસહીન હોય તેને 'સુષુપ્ત' કહેવામાં આવેલ છે. જે વિદ્યા અથવા મંત્ર સત્તર અક્ષરોથી યુક્ત હોય તથા જેના આદિમાં પાંચ વાર ફટ્‌નો પ્રયોગ થયો હોય તેને મદોન્મત્ત માનવામાં આવેલ છે. જેના મધ્યભાગમાં ફટ્‌નો પ્રયોગ હોય તે મંત્રને 'મૂર્છિત' કહેલ છે. જેના વિરામસ્થાનમાં અસ્ત્ર(ફટ્)નો પ્રયોગ હોય તે 'હતવીર્ય' કહેવાય છે. મંત્રના આદિ, મધ્ય અને અંતમાં ચાર અસ્ત્ર(ફટ્)નો પ્રયોગ હોય તો તેને 'ભ્રાંત' જાણવો જોઈએ.

જે મંત્ર અઢાર અથવા વીસ અક્ષરવાળો થઈને કામબીજ(ક્લીં)થી યુક્ત થઈને સાથે જ તેમાં હૃદય, લેખ અને અંકુશનાં પણ બીજ હોય તો તેને 'પ્રધ્વસ્ત' કહેલ છે. સાત અક્ષરવાળો મંત્ર 'બાળક, આઠ અક્ષરવાળો 'કુમાર', સોળ અક્ષરવાળો 'યુવા', ચોવીસ અક્ષરોવાળો 'પ્રૌઢ' તથા વીસ, ચોસઠ, સો અને ચારસો અક્ષરોનો મંત્ર 'વૃદ્ધ' કહેવાય છે. પ્રણવ સહિત નવાણું મંત્રને 'નિસ્ત્રિંશ' કહે છે. જેના અંતમાં હૃદય (નમઃ) કહેવામાં આવેલ હોય, મધ્યમાં શિરોમંત્ર(સ્વાહા)નું ઉચ્ચારણ થતું હોય ને અંતમાં શિખા (વષટ્), વર્મ (હું), નેત્ર (વૌષટ્) અને અસ્ત્ર (ફટ્) જોવામાં આવતાં હોય તથા જે શિવ તેમ જ શક્તિ અક્ષરોથી હીન હોય, તે મંત્રને 'નિર્બીજ' માનવામાં આવેલ છે. જેના આદિ, મધ્ય અને અંતમાં છ વાર ફટ્‌નો પ્રયોગ જોવામાં આવતો હોય તે મંત્ર 'સિદ્ધિહીન' હોય છે. પાંચ અક્ષરના મંત્રને 'મંદ' અને એકાક્ષર મંત્રને 'કૂટ' કહે છે. તેને જ 'નિરંશક' પણ કહ્યો છે. બે અક્ષરનો મંત્ર 'સત્ત્વહીન', ચાર અક્ષરનો મંત્ર 'કેકર' અને છ અથવા સાડાસાત અક્ષરનો મંત્ર 'બીજહીન' કહ્યો છે. સાડાબાર અક્ષરના મંત્રને 'ધૂમિત' માન્યો છે, તે નિન્દિત છે. સાડાત્રણ બીજથી યુક્ત વીસ, ત્રીસ તથા એકવીસ અક્ષરના મંત્રને 'આલિંગિત' કહેલ છે. જેમાં દંતસ્થાનીય અક્ષર હોય તે મંત્રને 'મોહિત' કહ્યો છે. ચોવીસ અથવા સત્તાવીસ અક્ષરના મંત્રને 'ક્ષુધાર્ત' જાણવો જોઈએ. આ મંત્ર સિદ્ધિથી રહિત હોય છે. અગિયાર, પચીસ અથવા તેવીસ અક્ષરનો મંત્ર 'દૃપ્ત' કહેવાય છે. છવીસ, છત્રીસ તથા ઓગણત્રીસ અક્ષરના મંત્રને 'હીનાહ્ગ' માનવામાં આવ્યો છે. અઠ્ઠાવીસ અને એકત્રીસ અક્ષરના મંત્રને 'અત્યંત ક્રૂર' (અને 'અતિક્રુદ્ધ') જાણવો જોઈએ; તે સર્વ કર્મોમાં નિન્દિત મનાયો છે. ચાલીસ અક્ષરોથી લઈને ત્રેસઠ અક્ષરો સુધીના મંત્રને 'વ્રીડિત' (લજ્જિત) સમજવો જોઈએ. તે સર્વ કાર્યોની સિદ્ધિમાં સમર્થ થતો નથી. પાંસઠ અક્ષરના મંત્રોને 'શાંતમાનસ' જાણવા જોઈએ. પાંસઠ અક્ષરોથી લઈને નવ્વાણું અક્ષરો સુધીના મંત્રોને 'સ્થાનભ્રષ્ટ' જાણવા જોઈએ. તેર કે પંદર અક્ષરોના મંત્રોને વિદ્વાનોએ 'વિકલ' કહ્યા છે. સો, દોઢસો, બસો, બસો એકાણું અથવા ત્રણસો, અક્ષરોના મંત્રોને 'નિઃસ્નેહ' કહેવામાં આવ્યા છે. બ્રહ્મન્! ચારસોથી લઈને એક હજાર અક્ષર સુધીના મંત્રોને પ્રયોગમાં 'અત્યંત વૃદ્ધ' માનવામાં આવ્યા છે. તેમને શિથિલ કહ્યા છે. જેમાં એક હજારથી પણ વધારે અક્ષરો હોય, તે મંત્રોને 'પીડિત' કહ્યા છે. તેનાથી વધારે અક્ષરવાળા મંત્રોને સ્તોત્રરૂપ માનવામાં આવ્યા છે. આ પ્રકારના મંત્રો દોષયુક્ત કહેવાયા છે.

હવે 'છિન્ન' આદિ દોષોથી દૂષિત મંત્રોનું સાધન બતાવવામાં આવે છે. યોનિમુદ્રાના આસને બેસીને એકાગ્ર ચિત્તે થઈ ગમે તે મંત્રનો જપ કરવામાં આવે તો સર્વ પ્રકારની સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. ડાબા પગની એડીને ગુદાના આધારે ટેકવી

જમણા પગની એડીને ધ્વજ(લિંગ)ના ઉપર રાખવામાં આવતાં યોનિમુદ્રાબંધ નામક ઉત્તમ આસન થાય છે.

**આચાર્ય અને શિષ્યનાં લક્ષણ :** કુળની પરંપરાના ક્રમથી જે પ્રાપ્ત થયો હોય, નિત્ય મંત્રજપના અનુષ્ઠાનમાં તત્પર હોય, ગુરુની આજ્ઞાનું પાલન કરવામાં અનુરક્ત હોય તથા અભિષેકયુક્ત હોય; શાન્ત, કુલીન અને જિતેન્દ્રિય હોય, મંત્ર અને તંત્રના તાત્ત્વિક અર્થનો જ્ઞાતા તથા નિગ્રહ–અનુગ્રહમાં સમર્થ હોય, કોઈની પાસેથી કશીય વસ્તુની અપેક્ષા ન રાખતો હોય; મનનશીલ, ઇંદ્રિયોને સંયમમાં રાખનારો, હિત વચન બોલનારો, વિદ્વાન, તત્ત્વ કાઢવામાં ચતુર ને વિનયી હોય, કોઈ પણ એક આશ્રમની મર્યાદામાં રહેલો, ધ્યાનપરાયણ, સંશયને દૂર કરનારો હોય તેને જ 'આચાર્ય' કહેવામાં આવ્યો છે. શાન્ત, વિનયશીલ, શુદ્ધાત્મા, સર્વ શુભ લક્ષણોથી યુક્ત, શમ આદિ સાધનોથી સંપન્ન, શ્રદ્ધાવાન, ઠરેલ વિચાર અથવા સ્વસ્થ અંતઃકરણવાળો, ખાનપાનમાં શારીરિક શુદ્ધિથી યુક્ત, ધાર્મિક, શુદ્ધ હૃદયવાળો, સુદૃઢવ્રત તેમ જ સુસ્થિર આચારથી યુક્ત, કૃતજ્ઞ, પાપથી ડરનારો, ગુરુનું ધ્યાન, તેમની સ્તુતિ, તેમનાં જ ગુણગાન તથા ગુરુની સેવામાં જેનું મન લાગતું હોય, આવા શીલ–સ્વભાવનો પુરુષ આદર્શ શિષ્ય થઈ શકે છે; અન્યથા તે ગુરુને દુઃખ આપનારો થાય છે. ૧–૭૦

गुरुध्यानस्तुतिकथासेवनासक्तमानसः ।
एवंविधो भवेच्छिष्यस्त्वन्यथा गुरुदुःखदः ॥७०॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'મંત્રના સંબંધમાં અનેક જાણવા જેવી વાતો' નામનો અધ્યાય ૬૪ મો સંપૂર્ણ

## અધ્યાય ૬૫ : મંત્રશોધન તથા આત્મચિંતનનું વિધાન

सनत्कुमार उवाच ।
परीक्ष्य शिष्यं तु गुरुर्मन्त्रशोधनमाचरेत् ॥
प्राक्प्रत्यग्दक्षिणोदक्य पंचसूत्राणि पातयेत् ॥ १ ॥

સનત્કુમાર બોલ્યા : ગુરુએ શિષ્યની પરીક્ષા લઈને મંત્રનું શોધન કરવું. પૂર્વથી પશ્ચિમ અને દક્ષિણથી ઉત્તર (રંગમાં બોળેલા) પાંચ પાંચ સૂતરના દોરાથી (પાંચ ઊભી અને પાંચ આડી) રેખાઓ પાડવી. આ પ્રમાણે ચાર ચાર કોઠાઓના ચાર સમુદાય બનશે. એમાંની પહેલી ચોકડીના પ્રથમ કોઠામાં એક, બીજાના પ્રથમમાં બે, ત્રીજાના પ્રથમમાં ત્રણ અને ચોથાના પ્રથમમાં ચાર લખવા. (આ જ ક્રમથી આગળની સંખ્યાઓ પણ લખી લેવી.) પહેલા કોઠામાં 'અ' લખી તેનાથી આગ્નેય કોણમાં તેનાથી પાંચમો અક્ષર લખવો. આ પ્રમાણે બધા જ કોઠાઓમાં ક્રમવાર અક્ષરો લખીને બુદ્ધિમાન પુરુષે મંત્રનું સંશોધન કરવું. સાધકના નામનો આદિ અક્ષર જે કોઠામાં હોય, ત્યાંથી લઈને જ્યાં મંત્રનો આદિ અક્ષર હોય તે કોઠા સુધી પ્રદક્ષિણ ક્રમથી ગણવું જોઈએ. નામનો આદિ અક્ષર જે ચોકડી હોય તેમાં જ જો મંત્રનો આદિ અક્ષર હોય તો તે 'સિદ્ધ' કહેવાશે. તેનાથી પ્રદક્ષિણ ક્રમથી ગણતાં જો બીજી ચોકડીમાં મંત્રનો આદિ અક્ષર હોય તો તે 'સાધ્ય' કહેવાય છે. એવી જ રીતે ત્રીજી ચોકડી 'સુસિદ્ધ' અને ચોથી ચોકડી 'અરિ' નામથી પ્રસિદ્ધ છે. જો સાધકના નામ સંબંધી અને મંત્ર સંબંધી આદિ અક્ષર પહેલી ચોકડીના પહેલા જ કોઠામાં પડ્યા હોય તો તે મંત્ર 'સિદ્ધ સિદ્ધ' મનાય છે.

જો મંત્રવર્ણ પ્રથમ ચોકડીના બીજા કોઠામાં પડ્યો હોય તો તે 'સિદ્ધ સાધ્ય' કહેવાય છે. અને જો પ્રથમના તૃતીય

કોઠામાં હોય તો 'સિદ્ધ–સુસિદ્ધ' થશે, જો ચોથામાં હોય તો 'સિદ્ધારિ' કહેવાશે. નામના અક્ષરથી યુક્ત ચોકડીથી બીજી ચોકડીમાં જો મંત્રનો અક્ષર હોય તો પહેલાં જ્યાં નામનો અક્ષર હતો તે કોઠાથી આરંભ કરીને ક્રમવાર પહેલાંની જેમ ગણના કરવી. બીજી ચોકડીના પહેલા, બીજા, ત્રીજા અને ચોથા કોઠામાં મંત્રાક્ષર હોય તો તેની ક્રમશઃ 'સાધ્ય–સિદ્ધ', 'સાધ્ય-સાધ્ય,' 'સાધ્યસુસિદ્ધ' તથા 'સાધ્ય અરિ' સંજ્ઞા થશે. ત્રીજી ચોકડીમાં મંત્રનો અક્ષર હોય તો મનીષી પુરુષોએ પહેલાં કહેવામાં આવેલી રીતથી ગણના કરવી જોઈએ. ત્રીજી ચોકડીના પ્રથમ આદિ કોઠાઓ અનુસાર ક્રમશઃ તે મંત્રની 'સુસિદ્ધ–સિદ્ધ', 'સુસિદ્ધસાધ્ય', 'સુસિદ્ધ-સુસિદ્ધ' તથા 'સુસિદ્ધ અરિ' સંજ્ઞા થશે. જો ચોથી ચોકડીમાં મંત્રાક્ષર હોય તો પણ વિદ્વાન પુરુષે આ જ પ્રમાણે ગણના કરવી. ચતુર્થ ચોકડીના પ્રથમ આદિ કોઠાઓ અનુસાર તે યંત્રની 'અરિસિદ્ધ', 'અરિ-સાધ્ય', 'અરિસુસિદ્ધ' તથા 'અરિઅરિ' આ સંજ્ઞા થશે. સિદ્ધસિદ્ધ મંત્ર શાસ્ત્રોક્ત વિધિથી તેટલી જ સંખ્યામાં જપવાથી સિદ્ધ થઈ જશે; પરંતુ સિદ્ધસાધ્ય મંત્ર બમણી સંખ્યામાં જપ કરવાથી સિદ્ધ થશે. સિદ્ધ-સુસિદ્ધ મંત્ર શાસ્ત્રોક્ત સંખ્યાથી અડધો જપ કરવાથી જ સિદ્ધ થઈ જશે; પરંતુ સિદ્ધારિ મંત્ર કુટુમ્બીજનોનો નાશ કરે છે. સાધ્યસિદ્ધ મંત્ર બમણી સંખ્યામાં જપ કર-વાથી સિદ્ધ થાય છે. સાધ્યસાધ્ય મંત્ર બહુ વિલંબથી સિદ્ધ થાય છે. સાધ્યસુસિદ્ધ પણ બમણો જપવાથી સિદ્ધ થાય છે; પરંતુ સાધ્યારિ મંત્ર બંધુ–બાંધવોનું હનન કરે છે. સુસિદ્ધસિદ્ધ અડધો જ જપવાથી સિદ્ધ થઈ જાય છે. સુસિદ્ધસાધ્ય બમણો જપવાથી સિદ્ધ થાય છે. સુસિદ્ધસુસિદ્ધ મંત્ર પ્રાપ્ત થતાં જ સિદ્ધ થઈ જાય છે અને સુસિદ્ધ અરિ આખા કુટુંબનો નાશ કરે છે. અરિ-સિદ્ધ પુત્રનાશક છે તથા અરિસાધ્ય કન્યાનો નાશ કરનારો હોય છે. અરિસુસિદ્ધ સ્ત્રીનો નાશ કરે છે ને અરિઅરિ મંત્ર સાધક-નો જ નાશ કરનારો મનાયો છે. હે મુને! અહીં મંત્રશોધનના બીજા પણ ઘણા પ્રકાર છે; પરંતુ આ અ ક થ હ નામનું ચક્ર સર્વમાં પ્રધાન છે, તેથી આ જ તમને બતાવવામાં આવ્યું છે.*

આ પ્રમાણે મંત્રનું સારી પેઠે શોધન કરીને શુભ સમયે અને પવિત્ર સ્થાનમાં ગુરુએ શિષ્યને દીક્ષા આપવી. હવે દીક્ષાનું વિધાન બતાવવામાં આવે છે. પ્રાતઃકાળે નિત્યકર્મ કર્યાં પછી પ્રથમ ગુરુની પાદુકા-ઓને પ્રણામ કરવા. તત્પશ્ચાત્ આદરપૂર્વક વસ્ત્ર આદિ દ્વારા ભક્તિભાવથી સદ્‌ગુરુની પૂજા કરી તેમની પાસેથી અભીષ્ટ મંત્રની દીક્ષા લેવા માટે તેમને પ્રાર્થના કરવી. ત્યાર પછી ગુરુએ સંતુષ્ટ ચિત્તવાળા થઈ સ્વસ્તિવાચન-

* મૂળમાં બતાવેલી રીતે કોઠા બનાવી તેમાં અક્ષરો લખવાથી પહેલા કોઠામાં 'અ ક થ હ' અક્ષરો આવે છે. એમના જ નામ પરથી આ ચક્રને 'અ ક થ હ' ચક્ર કહેવામાં આવે છે. એમનું રેખાચિત્ર નીચે આપવામાં આવે છે—

અ ક થ હ—ચક્ર

| ૧<br>અ ક<br>થ હ | ૨<br>ઉ<br>ઙ પ | ૩<br>આં<br>ખ દ | ૪<br>ઊ<br>ચ ફ |
|---|---|---|---|
| ૫<br>ઓ<br>ડ બ | ૬<br>લૃ<br>ઝ મ | ૭<br>ઓ<br>છ શ | ૮<br>લૄ<br>ઞ ય |
| ૯<br>ઈ<br>ઘ ન | ૧૦<br>ૠ<br>જ ભ | ૧૧<br>ઇ<br>ગ ધ | ૧૨<br>ઋ<br>છ વ |
| ૧૩<br>અઃ<br>ત સ | ૧૪<br>ઐ<br>ઠ લ | ૧૫<br>અં<br>ણ ષ | ૧૬<br>એ<br>ટ ર |

પૂર્વક મંડળ આદિ વિધાન કરી શિષ્યની સાથે પવિત્ર થઈ યજ્ઞના મંડપમાં પ્રવેશ કરવો. પછી સામાન્ય અર્ઘ્ય જળથી દ્વારનો અભિષેક કરી અસ્ત્ર મંત્રોથી દિવ્ય વિઘ્નોનું નિવારણ કરવું; ત્યાર બાદ આકાશમાં રહેલ વિઘ્નોનું જળથી પૂજન કરી તેમને દૂર કરવાં. ભૂમિસંબંધી વિઘ્નોને ત્રણવાર તાળી વગાડી નિવારવાં ને પછી કાર્યનો આરંભ કરવો. ભિન્ન ભિન્ન રંગો દ્વારા શાસ્ત્રોક્ત વિધિથી સર્વતોભદ્રમંડળની રચના કરી તેમાં વહ્નિમંડળ અને તેની કલાઓનું પૂજન કરવું. તત્પશ્ચાત્ અસ્ત્રમંત્રનું ઉચ્ચારણ કરી ધોયેલા યથાશક્તિ નિર્માણ કરેલા કળશની ત્યાં વિધિપૂર્વક સ્થાપના કરીને સૂર્યની કળાનું યજન કરવું. વિલોમ માતૃકાના મૂળનું ઉચ્ચારણ કરતા રહી શુદ્ધ જળથી કળશને ભરવો અને તેની અંદર સોમની કળાઓનું વિધિપૂર્વક પૂજન કરવું. ધૂમ્રા, અર્ચિ, ઊષ્મા, જ્વલિની, જ્વાલિની, વિસ્ફુલિંગિની, સુશ્રી, સુરૂપા, કપિલા તથા હવ્યકવ્યવાહા–આ અગ્નિની દસ કળાઓ કહી છે. હવે સૂર્યની બાર કળાઓ જણાવવામાં આવે છે–તપિની, તાપિની, ધૂમ્રા, મરીચિ, જ્વાલિની, રુચિ, સુષુમ્ણા, ભોગદા, વિશ્વા, બોધિની, ધારિણી તથા ક્ષમા.

અમૃતા, માનદા, પૂષા, તુષ્ટિ, પુષ્ટિ, રતિ, ધૃતિ, શશિની, ચંદ્રિકા, કાંતિ, જ્યોત્સ્ના, શ્રી, પ્રીતિ, અંગદા, પૂર્ણા અને પૂર્ણામૃતા, આ સોળ ચંદ્રમાની કળાનાં નામ છે.

કળશને બે વસ્ત્રોથી વીંટીને તેની અંદર સર્વૌષધિ નાખવી. પછી તેમાં નવ રત્ન મૂકી પંચપલ્લવ નાખવાં. ફણસ, આંબો, વડ, પીંપળો અને બકુલ–આ પાંચ વૃક્ષોનાં પાંદડાંઓને અહીં 'પંચપલ્લવ માનવામાં આવ્યાં છે. મોતી, માણિક્ય, વૈડૂર્ય, ગોમેદ, વજ્ર (હીરો), વિદ્રુમ (પરવાળું), પદ્મરાગ, મરકત તથા નીલમ–આ નવ રત્નો કળશમાં મૂકી તેમાં ઇષ્ટદેવતાનું આવાહન કરવું અને મંત્રવેત્તા આચાર્યે વિધિપૂર્વક દેવપૂજાનું કાર્ય કરીને વસ્ત્ર અને આભૂષણોથી વિભૂષિત શિષ્યને વેદી પર બેસાડવો અને પ્રોક્ષણીના જળથી તેના પર અભિષેક કરવો. પછી તેના શરીરમાં વિધિપૂર્વક ભૂતશુદ્ધિ આદિ કરીને ન્યાસો દ્વારા શરીરની શુદ્ધિ કરવી અને મસ્તકમાં પલ્લવ મંત્રોનો ન્યાસ કરી એકસો આઠ મૂલમંત્ર દ્વારા અભિમંત્રિત જલથી શિષ્ય પર અભિષેક કરવો. એ વખતે મનમાં મૂળમંત્રનો જપ કરતા રહેવું જોઈએ. બાકી રહેલા જલથી શિષ્યે આચમન કરી બીજું વસ્ત્ર ધારણ કરવું અને ગુરુને વિધિપૂર્વક પ્રણામ કરી, પવિત્ર થઈ તેમની આગળ બેસવું. તે પછી ગુરુએ શિષ્યના મસ્તક પર હાથ મૂકી જે મંત્રની દીક્ષા આપવી હોય તેનો વિધિપૂર્વક એકસો આઠ વાર જપ કરવો. 'સમઃ અસ્તુ' (શિષ્ય મારા સમાન થાય.) આ ભાવથી શિષ્યને અક્ષરદાન કરવું. પછી શિષ્યે ગુરુની પૂજા કરવી. ત્યાર બાદ ગુરુએ શિષ્યના મસ્તક પર ચંદનયુક્ત હાથ મૂકી, એકાગ્રચિત્ત થઈને તેના કાનમાં આઠ વાર મંત્ર કહેવો. આ પ્રમાણે મંત્રનો ઉપદેશ પ્રાપ્ત કરી શિષ્યે પણ ગુરુનાં ચરણોમાં મસ્તક નમાવવું. તે સમયે ગુરુએ આ પ્રમાણે કહેવું: 'બેટા! ઊઠો. તમે બંધનમાંથી મુક્ત થઈ ગયા. વિધિપૂર્વક સદાચારી બનો. તમને સદા કીર્તિ, શ્રી, કાંતિ, પુત્ર, આયુ, બળ અને આરોગ્ય પ્રાપ્ત થાઓ.' પછી શિષ્યે ઊભા થઈને ગંધ આદિથી ગુરુની પૂજા કરવી અને તેમને દક્ષિણા આપવી.

આ પ્રમાણે ગુરુ પાસેથી મંત્ર પ્રાપ્ત કરી શિષ્યે તે સમયથી ગુરુની સેવામાં લાગી જવું. વચ્ચે પોતાના ઇષ્ટદેવનું પૂજન કરવું અને તેમને પુષ્પાંજલિ આપી અગ્નિ, નિર્ઋતિ અને બ્રહ્માનું પૂજન કરવું. જ્યારે

મધ્યમાં ભગવાન વિષ્ણુનું પૂજન કરતી વેળા તેમની ચારે બાજુ ક્રમશઃ ગણેશ, સૂર્ય, દેવી તથા શિવની પૂજા કરવી. મધ્યમાં જ્યારે શંકરની પૂજા કરતી વખતે તેમની પૂર્વાદિ દિશાઓમાં ક્રમશઃ સૂર્ય, ગણેશ, દેવી તથા વિષ્ણુનું પૂજન કરવું. જ્યારે મધ્યમાં દેવીની પૂજા કરતી વેળા તેની ચારે બાજુ શિવ, ગણેશ, સૂર્ય અને વિષ્ણુની પૂજા કરવી. મધ્યમાં ગણેશની પૂજા કરતી વખતે તેમની ચારે બાજુ ક્રમશઃ શિવ, દેવી, સૂર્ય અને વિષ્ણુની પૂજા કરવી અને જ્યારે મધ્યમાં સૂર્યની પૂજા કરતી વેળા પૂર્વાદિ દિશાઓમાં ક્રમશઃ ગણેશ, વિષ્ણુ, દેવી અને શિવની પૂજા કરવી. આ પ્રમાણે પ્રતિદિન આદરપૂર્વક પાંચ દેવોનું પૂજન કરવું જોઈએ.

વિદ્વાન પુરુષે બ્રાહ્મમુહૂર્તમાં ઊઠી નિત્યકર્મથી પરવારી પોતાના ગુરુદેવને નમસ્કાર કરવા—ત્યાર પછી પાદુકામંત્રનો દસવાર જપ અને સમર્પણ કરી ગુરુદેવને ફરીથી પ્રણામ કરી તેમનું સ્તવન કરવું.

પછી મૂલાધારથી બ્રહ્મરંધ્ર સુધી મૂલવિદ્યાનું ચિંતન કરવું. મૂલાધારથી નિમ્ન ભાગમાં ગોળાકાર વાયુમંડળ છે, તેમાં વાયુનું બીજ 'ય'કાર સ્થિત છે, તે બીજથી વાયુ વહી રહ્યો છે. તેનાથી ઉપર અગ્નિનું ત્રિકોણમંડળ છે. તેમાં રહેલા અગ્નિના બીજ 'ર'કારમાંથી અગ્નિ પ્રકટી રહ્યો છે. ઉક્ત વાયુ તથા અગ્નિની સાથે મૂલાધારમાં સ્થિત શરીરવાળી કુલકુંડલિનીનું ધ્યાન કરવું. એ સૂતેલા સર્પ સમાન આકારવાળી છે. તે પોતે ભૂલિંગને વીંટળાઈને સૂતેલી છે. જોવામાં તે કમળની નાળ જેવી જણાય છે. તે અત્યંત પાતળી છે અને તેના અંગમાંથી કરોડો વિદ્યુતો જેવી પ્રભા ફેલાઈ રહી છે. આ પ્રમાણે કુલકુંડલિનીનું ધ્યાન કરીને, ભાવનાત્મક સંકેત દ્વારા જગાડીને તેનું ઉત્થાન કરવું અને સુષુમ્ણા નાડીના માર્ગથી ક્રમશઃ છ ચક્રોનું ભેદન કરનારી તે કુંડલિનીને ગુરુએ બતાવેલી વિધિ અનુસાર વિદ્વાન પુરુષે બ્રહ્મરંધ્ર સુધી લઈ જવી અને ત્યાંના અમૃતમાં નિમગ્ન કરી આત્માનું ચિંતન કરવું. જાણે કે આત્મા તેના પ્રભાપુંજથી વ્યાપ્ત છે. તે નિર્મળ, ચિન્મય તથા દેહ આદિથી પરે છે. પછી તે કુંડલિનીને પોતાના સ્થાન પર પહોંચાડી દઈ હૃદયમાં ઇષ્ટદેવનું ચિંતન કરવું અને માનસિક ઉપચારોથી તેમનું પૂજન કરીને નીચે જણાવેલા મંત્રથી પ્રાર્થના કરવી :

> त्रैलोक्यचैतन्यमयादिदेव
> श्रीनाथ विष्णो भवदाज्ञयैव।
> प्रातः समुत्थाय तव प्रियार्थं
> संसारयात्रामनुवर्तयिष्ये ॥

'આદિદેવ! લક્ષ્મીકાંત! વિષ્ણો! ત્રૈલોકયનું ચૈતન્ય આપનું સ્વરૂપ છે. આપની આજ્ઞાથી જ પ્રાતઃકાળમાં ઊઠીને આપનું પ્રિય કાર્ય કરવા માટે હું સંસારયાત્રાનું અનુસરણ કરીશ.'

હે બ્રહ્મન્! જો ઇષ્ટદેવ કોઈ બીજો દેવતા હોય તો ઉપરના મંત્રમાં 'વિષ્ણો' આદિના સ્થાને ઊહા (કલ્પના) દ્વારા તેના વાચક શબ્દ કે નામનો પ્રયોગ કરવો. ત્યારબાદ સંપૂર્ણ સિદ્ધિ માટે અજપાજપનું નિવેદન કરવું. એક અહોરાત્રમાં જીવ 'એકવીસ હજાર છસો (૨૧૬૦૦)' વાર સદા અજપાનામક ગાયત્રીનો જપ કરે છે. આ અજપા મંત્રના ઋષિ હંસ છે, અવ્યક્ત ગાયત્રી છંદ છે. પરમહંસ દેવતા છે. આદિ (હં) બીજ અને અંત (સઃ) શક્તિ છે. તે પછી ષડંગન્યાસ કરવા. સૂર્ય, સોમ, નિરંજન, નિરાભાસ, ધર્મ અને જ્ઞાન—આ છ અંગ છે. ક્રમશઃ આમની આગળ 'હંસઃ' અને પાછળ 'આત્મને'પદ ઉમેરીને શ્રેષ્ઠ

સાધકે આમનો છ અંગોમાં ન્યાસ કરવો.* હકાર સૂર્ય સમાન તેજસ્વી થઈને શરીરમાંથી બહાર નીકળે છે અને સકાર તેવા જ તેજસ્વી રૂપથી શરીરમાં પ્રવેશ કરે છે. આ પ્રમાણે હકાર અને સકારનું ધ્યાન કરીને બુદ્ધિમાન પુરુષે વહ્નિ અને અર્કમંડળમાં વિભાગપૂર્વક જપ અર્પણ કરવો.

મૂલાધાર ચક્રમાં કમળ છે. એ બંધૂક પુષ્પના સમાન લાલ છે. તેનાં ચારેય દલોમાં ક્રમશઃ 'વ, શ, ષ, સ'-આ અક્ષરો અંકિત છે. તેમાં પોતાની શક્તિની સાથે ગણેશ વિરાજમાન છે. તેઓ પોતાના ચારેય હાથોમાં ક્રમશઃ પાશ, અંકુશ, સુધાપાત્ર તથા મોદક લઈને ઉલ્લસિત છે. આવા વાક્પતિ ગણેશને છસો જપ અર્પણ કરવા. સ્વાધિષ્ઠાન ચક્રમાં છ દલોનું કમળ છે. તે ચક્ર પરવાળાના જેવા રંગનું છે. તેનાં છ દલોમાં ક્રમશઃ 'બ, ભ, મ, ય, ર, લ'-આ અક્ષરો અંકિત છે. તેમાં કમળમાંથી જન્મેલા બ્રહ્મા હંસ પર આરૂઢ થઈને વિરાજમાન છે. તેમના વામાંગે તેમની બ્રાહ્મી શક્તિ સુશોભિત છે. તેઓ વિદ્યાના અધિપતિ છે. સ્રુવ અને અક્ષમાળા તેમના હાથોની શોભા વધારે છે. આવા બ્રહ્માને છ હજાર જપ નિવેદન કરવા. મણિપૂર ચક્રમાં દશદલ કમળ વિદ્યમાન છે. તેના પ્રત્યેક દલ પર ક્રમશઃ 'ડ, ઢ, ણ, ત, થ, દ, ધ, ન, પ, ફ'-આ અક્ષરો અંકિત છે. તેની પ્રભા વિદ્યુતથી વિલસિત મેઘના જેવી છે. તેમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરનારા ભગવાન્ વિષ્ણુ લક્ષ્મી સહિત વિરાજમાન છે. તેમને છ હજાર જપ અર્પણ કરવા. અનાહત ચક્રમાં દ્વાદશદલ કમળ વિદ્યમાન છે. એના પ્રત્યેક દલ પર 'ક, ખ, ગ, ઘ, ઙ, ચ, છ, જ, ઝ, ઞ, ટ, ઠ'-આ અક્ષરો અંકિત છે. તેનો વર્ણ શુક્લ છે. તેમાં શૂળ, અભય, વર અને અમૃતકલશ ધારણ કરનારા વૃષભ ઉપર આરૂઢ થયેલા ભગવાન રુદ્ર વિરાજી રહ્યા છે. તેમના વામાંગે તેમની શક્તિ પાર્વતીદેવી વિદ્યમાન છે. તેઓ વિદ્યાના અધિપતિ છે. વિદ્વાન પુરુષે તે રુદ્રદેવને છ હજાર જપ નિવેદન કરવા. વિશુદ્ધ ચક્ર ષોડશદલ કમળથી યુક્ત છે. તેના પ્રત્યેક દલ પર ક્રમશઃ સ્વરવર્ણ (અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, ઋ, ૠ, ઌ, ૡ, એ, ઐ, ઓ, ઔ, અં, અઃ) અંકિત છે. તે ચક્ર શુક્લ વર્ણનું છે. તેમાં મહાજ્યોતિથી પ્રકાશિત થનારા ઇંદ્રિયાધિપતિ ઈશ્વર વિરાજમાન છે, જેઓ પ્રાણશક્તિથી યુક્ત છે. તેમને એક હજાર જપ અર્પણ કરવા. આજ્ઞા ચક્રમાં બે દલવાળું કમળ છે. તેનાં દલોમાં ક્રમશઃ 'હ' અને 'ક્ષ' અંકિત છે; તેમાં પરાશક્તિથી યુક્ત જગદ્ગુરુ સદાશિવ વિદ્યમાન છે; તેમને એક સહસ્ર જપ અર્પણ કરવા. સહસ્રાર ચક્રમાં સહસ્ર દલોથી યુક્ત મહાકમળ વિદ્યમાન છે, તેમાં નાદબિન્દુ સહિત સમસ્ત માતૃકાવર્ણ વિરાજમાન છે. તેમાં રહેલા વર અને અભયયુક્ત હાથોવાળા પરમ આદિ ગુરુને એક સહસ્ર જપ નિવેદન કરવા. પછી હથેળીમાં જળ લઈને આ પ્રમાણે બોલવું: 'સ્વભાવથી જ થતા રહેનારા એકવીસ હજાર છસો અજપાજપનો પૂર્વોક્તરૂપથી વિભાગપૂર્વક સંકલ્પ કરવાને લીધે મોક્ષદાતા ભગવાન વિષ્ણુ મારા પર પ્રસન્ન થાઓ.' આ અજપા ગાયત્રીના સંકલ્પ માત્રથી મનુષ્ય મોટાં મોટાં પાપોથી મુક્ત થઈ જાય છે. 'હું બ્રહ્મ જ છું, સંસારી જીવ નથી. નિત્યમુક્ત છું, શોક મારો સ્પર્શ કરી શકતો નથી. હું સચ્ચિદાનંદ સ્વરૂપ છું.' આ

* હંસઃ સૂર્યાત્મને હૃદયાય નમઃ હંસ સોમાત્મને શિરસે સ્વાહા. હંસો નિરંજનાત્મને શિખાયૈ વષટ્. હંસો નિરાભાસાત્મને કવચાય હુમ્. હંસો ધર્માત્મને નેત્રાભ્યાં વૌષટ્. હંસો જ્ઞાનાત્મને અસ્ત્રાય ફટ્.

પ્રમાણે પોતાને વિષે ચિંતન કરવું, તે પછી દૈહિક કૃત્ય અને દેવાર્ચન કરવું. તેનું વિધાન અને સદાચારનું લક્ષણ જણાવીશ.૧-૯૭

ततः समाचरेद्देहकृत्यं देवार्चनं तथा।
तद्विधानं प्रवक्ष्यामि सदाचारस्य लक्षणम् ॥९७॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'મન્ત્રશોધન, દીક્ષાવિધિ અને આત્મચિંતનનું વિધાન' નામનો ૬૫ મો અધ્યાય સમાપ્ત

## અધ્યાય ૬૬ મો : દેવપૂજન અને માતૃકા આદિ ન્યાસ

सनत्कुमार उवाच ।
ततः श्वासानुसारेण दत्वा पादं महीतले ।
समुद्रमेखले देवि पर्वतस्तनमण्डले ।
विष्णुपत्नि नमस्तुभ्यं पादस्पर्शं क्षमस्व मे ॥१२॥

સનત્કુમાર બોલ્યા : ત્યારબાદ ડાબે અથવા જમણે જે બાજુથી શ્વાસ ચાલતો હોય તે બાજુનો ડાબો અથવા જમણો પગ પૃથ્વી ઉપર મૂકી આ પ્રમાણે પ્રાર્થના કરવી : 'હે પૃથ્વી દેવિ ! સમુદ્ર તમારી મેખલા (કંદોરો) અને પર્વતો સ્તનમંડળ છે. હે વિષ્ણુપત્નિ ! તમને નમસ્કાર છે. મારા પગથી મેં તમને સ્પર્શ કર્યો તેથી મારો આ અપરાધ ક્ષમા કરો.'

આ પ્રમાણે પૃથ્વીને ક્ષમા પ્રાર્થના કરીને વિધિપૂર્વક વિચરણ કરવું. ત્યારબાદ ગામથી નૈઋત્ય ખૂણામાં જઈને આ પ્રમાણે મંત્રનું ઉચ્ચારણ કરવું :

गच्छन्तु ऋषयो देवाः पिशाचा ये च गुह्यकाः ।
पितृभूतगणाः सर्वे करिष्ये मलमोचनम् ॥

'અહીંયાં જે ઋષિઓ, દેવતાઓ, પિશાચો, ગુહ્યકો, પિતૃઓ તથા ભૂતગણો હોય તેઓ અહીંથી ચાલ્યા જાય; હું અહીં મલત્યાગ કરીશ.'

આમ કહીને ત્રણવાર તાલી વગાડવી અને માથું લૂગડાથી ઢાંકીને મલત્યાગ કરવો. રાતનો સમય હોય તો દક્ષિણ દિશા ભણી મોઢું કરીને બેસવું અને દિવસ હોય તો ઉત્તર તરફ મુખ રાખીને મળત્યાગ કરવો. ત્યારબાદ માટી અને જળથી શુદ્ધિ કરવી. લિંગ પર એકવાર, ગુદા પર ત્રણ વાર, ડાબા હાથ પર દસવાર, પછી બંને હાથ ભેગા કરીને સાતવાર અને બંને પગો પર ત્રણવાર માટી લગાડવી. આ પ્રમાણે શૌચક્રિયા કર્યા પછી બાર વખત કોગળા કરવા. તે પછી દાતણ માટે નીચે લખેલા મંત્રથી વનસ્પતિની પ્રાર્થના કરવી :

आयुर्बलं यशोवर्चः प्रजाः पशुवसूनि च ।
श्रियं प्रज्ञां च मेधां च त्वं नो देहि वनस्पते ॥

'હે વનસ્પતે ! તમે અમને આયુ, બળ, યશ, તેજ, સંતાન, પશુ, ધન, લક્ષ્મી, પ્રજ્ઞા (જ્ઞાનશક્તિ) તથા મેધા (ધારણાશક્તિ) આપો.'

આ પ્રમાણે પ્રાર્થના કરીને મંત્રના સાધકે બાર આંગળનું દાતણ લઈને એકાગ્રચિત્ત થઈ તેનાથી દાંત અને મુખની શુદ્ધિ કરવી. ત્યારબાદ નદી વગેરે જળાશય પર નાહવા માટે જવું. તે સમયે દેવતાઓના ગુણોનું કીર્તન કરતા રહેવું. ત્યાં ગયા પછી તે દેવતાઓને નમસ્કાર કરી સ્નાન માટે ઉપયોગી વસ્તુ–વસ્ત્ર વગેરેને તટ પર મૂકી મૂલ* (ઇષ્ટ) મંત્રથી અભિમંત્રિત માટી લઈને તેને કેડથી પગ સુધીનાં અંગોમાં લગાડવી ને પછી જળથી તેને ધોઈ નાખવી. ત્યારપછી પાંચવાર જળથી પગ ધોઈને જળમાં પ્રવેશ કરવો ને નાભિ સુધી જળમાં ઊભા રહી જળાશયની માટી ડાબા હાથના પોંચા પર, હથેળી પર અને તેના અગ્રભાગમાં લગાડવી ને આંગળીથી માટી લઈને અસ્ત્ર(ફટ્)ના ઉચ્ચારણ દ્વારા તેને પોતાના માથા પર ફેરવી નાખી દેવી; પછી હથેળીની માટી છ અંગો પર મંત્રો દ્વારા લગાડવી. ત્યારબાદ ડૂબકી મારી સારી

* પોતાના ઇષ્ટદેવના અભીષ્ટ મંત્રને જ અહીં મૂળમંત્ર કહ્યો છે.

પેઠે સર્વ અંગો ધોઈ નાખવાં. આ જળ-સ્નાન કહેવામાં આવ્યું. આ પછી સંપૂર્ણ જગતને પોતાના ઇષ્ટદેવનું સ્વરૂપ માનીને આંતરિક સ્નાન કરવું. અનંત સૂર્ય સમાન તેજસ્વી તથા પોતાનાં આભૂષણ અને આયુધોથી સંપન્ન મંત્રમૂર્તિ ભગવાનનું ચિંતન કરીને એવી ભાવના કરવી કે તેમના ચરણોદકથી પ્રકટ થયેલી દિવ્યધારા બ્રહ્મરંધ્રથી મારા શરીરમાં પ્રવેશ કરી રહી છે. પછી તે ધારાથી શરીરની અંદરનો તમામ મળ ભાવના દ્વારા જ ધોઈ નાખવો. આમ કરવાથી મંત્રનો સાધક તત્કાળ રજોગુણથી રહિત થઈને સ્વચ્છ સ્ફટિક સમાન શુદ્ધ થઈ જાય છે. તે પછી મંત્રસાધકે શાસ્ત્રોક્ત વિધિથી સ્નાન કરી એકાગ્રચિત્ત થઈને મંત્રસ્નાન કરવું. તેનું વિધાન બતાવવામાં આવે છે. પહેલાં દેશકાળનું નામ લઈને સંકલ્પ કરવો, પછી પ્રાણાયામ અને ષડંગ–ન્યાસ કરીને બંને હાથોથી મુષ્ટિની મુદ્રા બનાવી સૂર્યમંડળથી આવતાં તીર્થોનું આવાહન કરવું.

ब्रह्माण्डोदरतीर्थानि करैः स्पृष्टानि ते रवे ।
तेन सत्येन मे देव देहि तीर्थं दिवाकर ॥
गङ्गे च यमुने चैव गोदावरि सरस्वति ।
नर्मदे सिन्धुकावेरी जलेऽस्मिन् संनिधिं कुरु ॥

'હે સૂર્યદેવ ! બ્રહ્માંડમાં જેટલાં તીર્થો છે, તે સર્વને આપનાં કિરણો સ્પર્શ કરે છે. હે દિવાકર ! આ સત્ય અનુસાર મારા માટે અહીં જ બધાં તીર્થો પ્રદાન કરો. ગંગા, યમુના, ગોદાવરી, સરસ્વતી, નર્મદા, સિંધુ, કાવેરી—હે બધી નદીઓ ! આપ આ જળમાં નિવાસ કરો.'

આ પ્રમાણે જળમાં સર્વ તીર્થોનું આવાહન કરીને તેમને સુધાબીજ(વં)થી યુક્ત કરવાં. પછી ગો–મુદ્રાથી તેમનું અમૃતીકરણ કરીને તેમને કવચથી અવગુંઠિત કરવાં. પછી અસ્ત્ર મુદ્રા દ્વારા સંરક્ષણ કરીને ચક્રમુદ્રાનું પ્રદર્શન કરવું. ત્યારબાદ તે જલમાં અગ્નિ, સૂર્ય અને ચંદ્રનાં મંડળોનું ચિંતન કરવું, પછી સૂર્યમંત્ર અને અમૃતબીજ દ્વારા તે જલને અભિમંત્રિત કરવું. ત્યારબાદ મૂળમંત્રથી અગિયાર વાર અભિમંત્રિત કરીને તેના મધ્યભાગમાં પૂજાયંત્રની ભાવના કરવી અને હૃદયથી દેવતાનું આવાહન કરી સ્નાન કરાવીને માનસિક ઉપચારથી તેની પૂજા કરવી. ઇષ્ટદેવ સિંહાસન ઉપર વિરાજેલા છે. આ ભાવનાથી તેમને નમસ્કાર કરી વિદ્વાન પુરુષે તે જળને પ્રણામ કરવા :

आधारः सर्वभूतानां विष्णोरतुलतेजसः ।
तद्रूपाश्च ततो जाता आपस्ताः प्रणमाम्यहम् ॥

'જળ સર્વ ભૂતોનો અને અતુલ તેજસ્વી ભગવાન વિષ્ણુનો આધાર છે. આથી તે વિષ્ણુસ્વરૂપ છે; માટે હું તેને પ્રણામ કરું છું.'

આ પ્રમાણે નમસ્કાર કરીને સાધકે પોતાના શરીરનાં સાત છિદ્રોને બંધ કરીને જળમાં ડૂબકી મારવી અને તેમાં મૂળ મંત્રનું ઇષ્ટદેવના સ્વરૂપમાં ધ્યાન કરવું. જળમાં ત્રણવાર ડૂબકી મારી ઉપર આવવું. ત્યાર બાદ બંને હાથ ઘડાની મુદ્રામાં રાખીને તે દ્વારા પોતાના મસ્તક પર અભિષેક કરવો.

પછી શ્રી શાલગ્રામશિલાનું જળ( ભગવચ્ચરણામૃત )પાન કરવું. ક્યારેય આથી વિરુદ્ધ આચરણ ન કરવું. આ શાસ્ત્રનું નિયત વિધાન છે. તદનંતર મંત્રના સાધકે પોતાના ઇષ્ટદેવનું સૂર્યમંડળમાં વિસર્જન કરી ધોયેલાં વસ્ત્રો ( ધોતિયું અને ઉપવસ્ત્ર ) ધારણ કરવાં ને તે પછી સંધ્યા આદિ નિત્ય કર્મ કરવાં. માંદગીને લીધે જળથી સ્નાન ન કરી શકાય ત્યારે અઘમર્ષણ કરવું અથવા ભસ્મ કે ધૂલિસ્નાન કરવું. પછી શુભ આસન પર બેસીને સંધ્યા કરવી.

'ॐ કેશવાય નમઃ' 'ॐ નારાયણાય નમઃ' 'ॐ માધવાય નમઃ' આ ત્રણ

મંત્રોથી ત્રણ વાર જળનું આચમન કરવું. 'ૐ ગોવિંદાય નમઃ', 'ૐ વિષ્ણુવે નમઃ' —આ મંત્રો બોલીને બંને હાથ ધોઈ લેવા. પછી 'ૐ મધુસૂદનાય નમઃ' 'ૐ ત્રિવિક્રમાય નમઃ'થી બંને હોઠોનું માર્જન કરવું. તે પછી 'ૐ વામનાય નમઃ' 'ૐ શ્રીધરાય નમઃ'થી મુખ અને બંને હાથોનો સ્પર્શ કરવો, 'ૐ હૃષીકેશાય નમઃ' 'ૐ પદ્મનાભાય નમઃ'થી બંને પગનો સ્પર્શ કરવો. 'ૐ દામોદરાય નમઃ'-થી મૂર્ધા( મસ્તક )નો, 'ૐ સંકર્ષણાય નમઃ'-થી મુખનો, 'ૐ વાસુદેવાય નમઃ' 'ૐ પ્રદ્યુમ્નાય નમઃ'થી ક્રમશઃ જમણા અને ડાબા નસકોરાને સ્પર્શ કરવો. 'ૐ અનિરુદ્ધાય નમઃ' 'ૐ પુરુષોત્તમાય નમઃ'થી પૂર્વવત્ બંને નેત્રોને તથા 'ૐ અધોક્ષજાય નમઃ' 'ૐ નૃસિંહાય નમઃ'થી બંને કાનોને સ્પર્શ કરવો. 'ૐ અચ્યુતાય નમઃ'થી નાભિને, 'ૐ જનાર્દનાય નમઃ'-થી વક્ષઃસ્થલને તથા 'ૐ હરયે નમઃ' 'ૐ વિષ્ણુવે નમઃ'થી બંને ખભાઓને સ્પર્શ કરવો. આ વૈષ્ણવ આચમનનો વિધિ છે. આદિમાં પ્રણવ અને અંતમાં ચતુર્થીનું એક વચન તથા નમઃ પદ લગાડીને પૂર્વોક્ત કેશવ આદિ નામો દ્વારા મુખ આદિને સ્પર્શ કરવો જોઈએ. મુખ અને નાકને તર્જની ( અંગૂઠા પાસેની ) આંગળીથી સ્પર્શ કરવો. નેત્રો તથા કાનોને અનામિકા ( ટચલીથી પહેલી ) આંગળીથી તથા નાભિદેશને કનિષ્ઠા ( ટચલી ) આંગળીથી સ્પર્શ કરવો. અંગૂઠાનો સ્પર્શ બધાં જ અંગોમાં કરવો જોઈએ. 'સ્વાહા' પદ અંતમાં લગાડીને ચતુર્થી વિભક્તિ સાથે આત્મતત્ત્વ, વિદ્યાતત્ત્વ અને શિવતત્ત્વનું ઉચ્ચારણ કરીને કરવામાં આવતું આચમન શૈવ આચમન કહેવાય છે. આદિમાં ક્રમશઃ ત્રણે દીર્ઘ, અનુસ્વાર અને હ અર્થાત્–હાં હીં હૂં લગાડી અંતમાં સ્વાહા પદવાળા આત્મતત્ત્વ, વિદ્યાતત્ત્વ અને શિવતત્ત્વ શબ્દોના ઉચ્ચારણપૂર્વક કરવામાં આવેલા આચમનને શૈવ÷ કહ્યું છે અને આદિમાં ક્રમશઃ 'ઐં હ્રીં શ્રીં' આ બીજની સાથે સ્વાહાન્ત ઉક્ત નામોનું ઉચ્ચારણ કરીને કરવામાં આવેલા આચમનને શાક્ત* આચમન કહેવામાં આવેલ છે. બ્રહ્મન્! વાગ્બીજ ( ઐં ), લજ્જાબીજ ( હ્રીં ) અને શ્રીબીજ( શ્રીં )-નો પ્રારંભમાં પ્રયોગ કરવાથી તે આચમન અભીષ્ટ અર્થને આપનારું થાય છે.

તદનંતર લલાટમાં સુંદર ગદાના જેવી આકૃતિવાળું તિલક કરવું. હૃદયમાં નંદક નામના ખડ્ગની અને બંને બાહુઓ પર ક્રમશઃ ખડ્ગ અને ચક્રની આકૃતિ બનાવવી. ઉત્તમ બુદ્ધિવાળા વૈષ્ણવ પુરુષે ક્રમશઃ મસ્તક, કર્ણમૂલ, પાર્શ્વભાગ, પીઠ, નાભિ તથા કકુદ્( શિખા )માં પણ શાર્ઙ્ગ નામક ધનુષ તથા બાણનો ન્યાસ કરવો. આ પ્રમાણે વૈષ્ણવ પુરુષે તીર્થજનિત માટી ( ગોપીચંદન ) વગેરેથી તિલક કરવું. અથવા શૈવજને 'ત્ર્યમ્બક' મંત્રથી અગ્નિહોત્રની ભસ્મ લઈને 'અગ્નિરિતિ ભસ્મ' વગેરે મંત્રથી અભિમંત્રિત કરીને તત્પુરુષ, અઘોર, સંદ્યોજાત, વામદેવ અને ઈશાન—આ નામો-થી ક્રમશઃ લલાટ, ખભા, ઉદર, ભુજા અને હૃદયમાં—પાંચ જગ્યાએ ત્રિપુંડ્ર લગાડવું.

શક્તિના ઉપાસકે ત્રિકોણની આકૃતિનું અથવા ગોળ તિલક કરવું જોઈએ. વૈદિકી સંધ્યા કર્યા પછી મંત્રના સાધકે વિધિવત્ આચમન કરીને તાંત્રિકી સંધ્યા કરવી. પૂર્વ-

÷ હાં આત્મતત્ત્વાય સ્વાહા. હીં વિદ્યાતત્ત્વાય સ્વાહા. હૂં શિવતત્ત્વાય સ્વાહા. આ શૈવ આચમન મંત્રો છે.

* ઐં આત્મતત્ત્વાય સ્વાહા. હ્રીં વિદ્યાતત્ત્વાય સ્વાહા. શ્રીં શિવતત્ત્વાય સ્વાહા—આ શાક્ત આચમન મંત્રો છે.

વત્ જળમાં તીર્થોનું આવાહન કરી લેવું. ત્યારબાદ દર્ભથી ત્રણ વાર પૃથ્વી પર જળ છાંટવું. પછી તે જ જળથી સાતવાર પોતાના મસ્તક પર અભિષેક કરવો. પછી પ્રાણાયામ અને ષડંગન્યાસ કરી ડાબા હાથમાં જળ લઈ તેને જમણા હાથથી ઢાંકવું અને મંત્રજ્ઞ પુરુષે આકાશ, વાયુ, અગ્નિ, જળ તથા પૃથ્વીના બીજમંત્રો દ્વારા* તેને અભિમંત્રિત કરીને તત્ત્વમુદ્રાપૂર્વક હાથમાંથી ટપકતાં જળબિંદુઓ વડે મૂળમંત્રથી પોતાના મસ્તકને સાતવાર માર્જિત કરવું; પછી શેષ જળને મંત્રના સાધકે બીજાક્ષરોથી અભિમંત્રિત કરીને નાક પાસે લાવવું. તે તેજોમય જળને ભાવના દ્વારા ઇડા નાડીથી અંદર ખેંચી અંતરના સર્વ મળો ધોઈ નાખવા. પછી ભાવનાથી કૃષ્ણવર્ણમાં પરિણત થયેલા તે જળને પિંગલા નાડીથી બહાર કાઢવું અને પોતાની આગળ વજ્રમય પથ્થરની કલ્પના કરીને અસ્ત્રમંત્ર(ફટ્)નું ઉચ્ચારણ કરતા રહી તે જળ તેના પર નાખવું. આ ક્રિયાને સર્વ પાપોનો નાશ કરનાર અઘમર્ષણ કહેવામાં આવેલ છે. પછી મંત્રવેત્તા પુરુષે હાથપગ ધોઈ પૂર્વવત્ આચમન કરી ઊભા થવું; અને તાંબાના પાત્રમાં પુષ્પચંદન આદિ નાખી મૂળ મંત્રનું ઉચ્ચારણ કરી સૂર્યમંડળમાં વિરાજમાન ઇષ્ટદેવને અર્ઘ્ય આપવો.

આ પ્રમાણે ત્રણ વાર અર્ઘ્ય આપી રવિમંડળમાં રહેલા આરાધ્યદેવનું ધ્યાન કરવું. તે પછી પોતપોતાના કલ્પમાં બતાવ્યા પ્રમાણે ગાયત્રીનો એકસો આઠ વાર અથવા અઠ્ઠાવીસ વાર જપ કરવો. તે પછી તેને 'गुह्यातिगुह्यगोप्त्री त्वं' ઇત્યાદિ મંત્રથી સમર્પિત કરવો; પછી ગાયત્રીનું ધ્યાન કરવું.

તદનન્તર વિધિ જાણનારા પુરુષે દેવતાઓ, ઋષિઓ તથા પોતાના પિતૃઓનું તર્પણ કરીને કલ્પમાં કહેલી રીતે પોતાના ઇષ્ટદેવનું પણ તર્પણ કરવું. ત્યારબાદ ચાલતી આવેલી ગુરુપરંપરાનું તર્પણ કરી અંગો, આયુધો અને આવરણો સહિત વિનતાના પુત્ર ગરુડનું 'साङ्गं सावरणं सायुधं वैनतेयं समर्पयामि' આમ બોલીને તર્પણ કરવું. તે પછી, નારદ, પર્વત, જિષ્ણુ, નિશઠ, ઉદ્ધવ, દારુક, વિષ્વક્સેન તથા શૈલેયનું વૈષ્ણવ પુરુષે તર્પણ કરવું. હે વિપ્રેન્દ્ર! આ પ્રમાણે તર્પણ કરીને, વિવસ્વાન સૂર્યને અર્ઘ્ય આપ્યા પછી પૂજાઘરમાં આવવું અને હાથપગ ધોઈ આચમન કરવું. પછી અગ્નિહોત્રમાં સ્થિત ગાર્હપત્ય આદિ અગ્નિઓની તૃપ્તિ માટે હવન કરી યત્નપૂર્વક તેમની ઉપાસના કરીને પૂજાના સ્થાનમાં આવવું અને દ્વારપૂજાનો આરંભ કરવો. દ્વારની ઉપરની શાખામાં ગણેશની, દક્ષિણ ભાગમાં મહાલક્ષ્મીની, વામભાગમાં સરસ્વતીની, દક્ષિણમાં ફરી વિઘ્નરાજ ગણેશની, વામભાગમાં ક્ષેત્રપાલની, દક્ષિણમાં ગંગાની, વામભાગમાં યમુનાની, દક્ષિણમાં ધાતાની, વામભાગમાં વિધાતાની, દક્ષિણમાં શંખનિધિની તથા વામભાગમાં પદ્મનિધિની પૂજા કરવી. તે પછી વિદ્વાન પુરુષે તે તે કલ્પમાં કહેલા દ્વારપાલોની પૂજા કરવી. નંદ, સુનંદ, ચંડ, પ્રચંડ, પ્રચલ, બલ, ભદ્ર તથા સુભદ્ર—આ વૈષ્ણવ દ્વારપાલ છે. નંદી, ભૃંગી, રિટિ, સ્કંદ, ગણેશ, ઉમામહેશ્વર, નંદી વૃષભ તથા મહાકાલ—આ શૈવ દ્વારપાલ છે. બ્રાહ્મી, માહેશ્વરી, કૌમારી, વૈષ્ણવી આદિ જે આઠ માતૃકા શક્તિઓ છે, તે સ્વયં દ્વારપાલિકા છે. આ સર્વનાં નામના આદિ અક્ષરમાં અનુસ્વાર લગાડીને તે નામના પહેલાં બોલવું જોઈએ. નામના ચતુર્થી વિભક્તિના અંતવાળા રૂપ પછી 'નમઃ' લગાડવું જોઈએ. જેમ કે 'नं नन्दाय नमः' ઇત્યાદિ. આ જ નામમંત્રોથી આ

* હં યં રં વં લં—આ ક્રમશઃ આકાશ આદિ તત્ત્વોનાં બીજ છે.

બધાની પૂજા કરવી જોઈએ.

**વૈષ્ણવમાતૃકાન્યાસ :** તે પછી બુદ્ધિમાન પુરુષે પવિત્ર થઈ મન અને ઇંદ્રિયોનો સંયમ કરવા સાથે આસન પર બેસી આચમન કરવું અને યત્નપૂર્વક સ્વર્ગ, અંતરિક્ષ તથા પૃથ્વીનાં વિઘ્નોનું નિવારણ કર્યા પછી શ્રેષ્ઠ વૈષ્ણવ પુરુષે કેશવ કીર્ત્યાદિ માતૃકાન્યાસ કરવા. કીર્તિ સહિત કેશવ, કાંતિ સહિત નારાયણ, તુષ્ટિની સાથે માધવ, પુષ્ટિની સાથે ગોવિંદ, ધૃતિ સાથે વિષ્ણુ, શાંતિ સાથે મધુસૂદન, ક્રિયા સાથે ત્રિવિક્રમ, દયા સાથે વામન, મેધા સાથે શ્રીધર, હર્ષા સાથે હૃષીકેશ, પદ્મનાભ સાથે શ્રદ્ધા, દામોદરની સાથે લજ્જા, લક્ષ્મી સહિત વાસુદેવ, સરસ્વતી સહિત સંકર્ષણ, પ્રીતિની સાથે પ્રદ્યુમ્ન, રતિની સાથે અનિરુદ્ધ, જયા સાથે ચક્રી, ચંડા સાથે શંખી, વાણી સાથે હલી, વિલાસિની સાથે મુસલી, વિજયા સાથે શૂલી, વિરજાની સાથે પાશી, વિશ્વા સાથે અંકુશી, વિનદા સાથે મુકુંદ, સુનંદા સાથે નંદજ, સ્મૃતિની સાથે નંદી, વૃદ્ધિની સાથે નર, સમૃદ્ધિ સાથે નરકજિત, શુદ્ધિની સાથે હરિ, બુદ્ધિની સાથે કૃષ્ણ, ભક્તિ સાથે સત્ય, મુક્તિની સાથે સાત્વત, ક્ષમા સહિત સૌરિ, રમા સહિત સૂર, ઉમા સહિત જનાર્દન (શિવ), ક્લેદિની સહિત ભૂધર, ક્લિન્ના સાથે વિશ્વમૂર્તિ, વસુધાની સાથે વૈકુંઠ, વસુદાની સાથે પુરુષોત્તમ, પરાની સાથે બલી, પરાયણા સાથે બલાનુજ, સૂક્ષ્માની સાથે બાલ, સંધ્યાની સાથે વૃષહન્તા, પ્રજ્ઞાની સાથે વૃષ, પ્રભાની સાથે હંસ, નિશાની સાથે વરાહ, ધારાની સાથે વિમલ તથા વિદ્યુતની સાથે નૃસિંહનો ન્યાસ કરવો. આ કેશવાદિ માતૃકા ન્યાસના નારાયણ ઋષિ, અમૃતાદ્યા ગાયત્રી છંદ અને વિષ્ણુ દેવતા છે. ભગવાન વિષ્ણુ ચક્ર આદિ આયુધોથી સુશોભિત છે. તેમણે હાથોમાં કળશ અને દર્પણ ધારણ કરેલ છે, તે શ્રીહરિ લક્ષ્મીજીની સાથે શોભા પામી રહ્યા છે. તેમના અંગની કાંતિ વિદ્યુત સમાન પ્રકાશમાન છે અને તેઓ અનેક પ્રકારનાં દિવ્ય આભૂષણોથી વિભૂષિત છે; આવા ભગવાન વિષ્ણુનું હું ભજન કરું છું. આ પ્રમાણે ધ્યાન કરીને શક્તિ (હ્રીં), શ્રી (શ્રીં) તથા કામ (ક્લીં) બીજથી સંપુટિત 'અ' આદિ એક એક અક્ષરનો લલાટ આદિમાં ન્યાસ કરવો. તેની સાથે આદિમાં પ્રણવ યોજીને શ્રીવિષ્ણુ અને તેમની શક્તિનાં ચતુર્થી વિભક્તિના અંતવાળાં નામ બોલી અંતમાં 'નમઃ' પદ ઉમેરી બોલવાં.*

એક અક્ષર 'અ'નો લલાટમાં, પછી એક અક્ષર 'આ'નો મુખમાં, બે અક્ષરો –'ઇ' અને 'ઈ'નો ક્રમશઃ જમણા અને ડાબા નેત્રમાં અને બે અક્ષરો–'ઉ' 'ઊ'-નો ક્રમશઃ જમણા અને ડાબા કાનમાં ન્યાસ કરવો. બે અક્ષરો 'ઋ' અને 'ૠ'નો જમણા અને ડાબા નસકોરામાં; બે અક્ષરો 'ઌ' 'ૡ'નો જમણા–ડાબા કપોલમાં; બે અક્ષરો 'એ' 'ઐ'નો ઉપર–નીચેના

* દાખલા તરીકે એક વાક્યયોજના અહીં આપવામાં આવે છે: 'ૐ હ્રીં શ્રીં ક્લીં અં ક્લીં શ્રીં હ્રીં કેશવ-કીર્તિભ્યાં નમઃ (લલાટે)' આમ બોલીને લલાટનો સ્પર્શ કરવો. આ જ પ્રમાણે 'ૐ હ્રીં શ્રીં ક્લીં આં ક્લીં શ્રીં હ્રીં નારાયણ-કાંતિભ્યાં નમઃ (મુખે)' આમ બોલીને મુખને સ્પર્શ કરવો. લલાટ, મુખ આદિ જે જે અંગોમાં માતૃકા વર્ણોનો ન્યાસ કરવાનો છે તેમનો નિર્દેશ મૂળમાં કરવામાં આવ્યો છે. તે બધા માટે ઉપર્યુક્ત રીતિથી વાક્યયોજના કરવી જોઈએ. તંત્રમાં દ્વિવચન-વિભક્તિ તથા શક્તિઓનો અંતમાં પ્રયોગ જોવામાં આવવાને લીધે દ્વંદ્વ સમાસ કરીને પણ સ્ત્રી-લિંગનો પૂર્વનિપાત કરવામાં આવ્યો નથી.

હોઠમાં; બે અક્ષરો 'ઓ' 'ઔ'નો ઉપર-નીચેની દંતપંક્તિમાં; એક અક્ષર 'અં'નો જિહ્વામૂળમાં તથા એક અક્ષર 'અઃ'નો ગ્રીવામાં ન્યાસ કરવો. જમણી ભુજામાં કવર્ગનો અને ડાબી ભુજામાં ચવર્ગનો ન્યાસ કરવો. ટવર્ગ અને તવર્ગનો બંને પગમાં તથા 'પ' અને 'ફ'નો બંને કુક્ષિઓમાં ન્યાસ કરવો. પૃષ્ઠવંશ-(મેરુદંડ)માં 'બ'નો, નાભિમાં 'ભ'-નો અને હૃદયમાં 'મ'નો ન્યાસ કરવો. 'ય' આદિ સાત અક્ષરોનો શરીરની સાત ધાતુઓમાં, 'હ'નો પ્રાણમાં તથા 'ળ'નો આત્મામાં ન્યાસ કરવો. 'ક્ષ'નો ક્રોધમાં ન્યાસ કરવો જોઈએ. આ પ્રમાણે ક્રમથી માતૃકાવર્ણોનો ન્યાસ કરીને મનુષ્ય ભગવાન વિષ્ણુની પૂજામાં સમર્થ થાય છે.

**શૈવમાતૃકાન્યાસ :** (ભગવાન શિવના ઉપાસકે કેશવ–કીર્ત્યાદિ માતૃકાન્યાસની જેમ શ્રીકંઠેશાદિ માતૃકાન્યાસ કરવા જોઈએ.)

પૂર્ણોદરી સાથે શ્રીકંઠેશનો, વિરજાની સાથે અનંતેશનો, શાલ્મલી સાથે સૂક્ષ્મેશનો, લોલાક્ષી સાથે ત્રિમૂર્તીશનો, વર્તુલાક્ષી સાથે મહેશનો, દીર્ઘઘોણા સાથે અધીશનો ન્યાસ કરવો.× દીર્ઘમુખી સાથે ભારભૂતીશનો, ગોમુખી સાથે તિથીશનો, દીર્ઘજિહ્વા સાથે સ્થાણ્વીશનો, કુંડોદરી સાથે હરેશનો, ઊર્ધ્વ-કેશીની સાથે ઝિંટીશનો, વિકૃતાસ્યાની સાથે ભૌતિકેશનો, જ્વાળામુખી સાથે સદ્યોજાતેશનો, ઉલ્કામુખી સાથે અનુગ્રહેશનો, આસ્થાની સાથે અક્રૂરનો, વિદ્યાની સાથે મહાસેનનો, મહાકાલીની સાથે ક્રોધીશનો, સરસ્વતી સાથે ચંદ્રેશનો, સિદ્ધગૌરી સાથે પંચાન્તકેશનો, ત્રૈલોક્યવિદ્યા સાથે શિવોત્તમેશનો, મંત્રશક્તિની સાથે એકરુદ્રેશનો, કમઠીની સાથે કૂર્મેશનો, ભૂતમાતાની સાથે એકનેત્રેશ-નો, લંબોદરીની સાથે ચતુર્વક્ત્રેશનો, દ્રાવિણીની સાથે અજેશનો, નાગરીની સાથે સર્વેશનો, ખેચરીની સાથે સોમેશનો, મર્યાદાની સાથે લાંગલીશનો, દારુકેશ સાથે રૂપિણીનો તથા વીરિણી સાથે અર્ધનારીશનો ન્યાસ કરવો જોઈએ. કાકોદરી સાથે ઉમા-કાન્ત(ઉમેશ)નો અને પૂતનાની સાથે આષાઢીશનો ન્યાસ કરવો જોઈએ. ભદ્રકાલી સાથે દંડીશનો, યોગિની સાથે અત્રીશનો, શંખિની સાથે મીનેશનો, તર્જની સાથે મેષેશનો, કાલરાત્રિની સાથે લોહિતેશનો, કુબ્જની સાથે શિખીશનો, કપર્દિની સાથે છલગંડેશનો, વજ્રાની સાથે દ્વિરંડેશનો, જયાની સાથે મહાબલેશનો, સુમુખેશ્વરી સાથે બલીશનો, રેવતીની સાથે ભુજંગેશનો, માધ્વી સાથે પિનાકીશનો, વારુણી સાથે ખડ્ગીશનો, વાયવી સાથે વકેશનો, વિદારણા સાથે લકુલીશનો, વ્યાપિની સાથે શિવેશનો તથા મહામાયા સાથે સંવર્તકેશનો ન્યાસ કરવો. આ શ્રીકંઠમાતૃકાઓ કહેવામાં આવી છે. જ્યાં 'ઈશ' પદ કહ્યું ન હોય ત્યાં સર્વત્ર તેની યોજના કરી લેવી. આ શ્રીકંઠમાતૃકાન્યાસના દક્ષિણામૂર્તિ ઋષિ અને ગાયત્રીછંદ કહેવામાં આવેલ છે. અર્ધ-નારીશ્વર દેવતા છે અને સકળ મનોરથોની પ્રાપ્તિ માટે આનો વિનિયોગ કહ્યો છે. એનાં હલ્ બીજ અને સ્વર શક્તિઓ છે. ભૃગુ-(સ)માં સ્થિત આકાશ(હ)ને છ દીર્ઘોથી યુક્ત કરીને તે દ્વારા અંગન્યાસ કરવાં.÷ તે પછી ભગવાન શંકરનું આ પ્રમાણે ધ્યાન કરવું. તેમનો વર્ણ બન્ધૂકપુષ્પ તેમ જ સુવર્ણ સમાન છે. તેઓ પોતાના હાથોમાં વર, અક્ષમાલા,

× ઉદાહરણ માટે વાક્યપ્રયોગ આ પ્રમાણે છેઃ હ્સૌં અં શ્રીકંઠેશપૂર્ણોદરીભ્યાં નમઃ (લલાટે). હ્સૌં આં અનન્તેશ–વિરજાભ્યાં નમઃ (મુખવૃત્તે) વગેરે.

÷ હ્સાં હૃદયાય નમઃ, હ્સીં શિરસે સ્વાહા. હ્સૂં શિખાયૈ વષટ્. હ્સૈં કવચાય હુમ્. હ્સૌં-નેત્રત્રયાય વૌષટ્; હ્સઃ અસ્ત્રાય ફટ્.

અંકુશ અને પાશ ધારણ કરે છે. તેમના મસ્તક પર અર્ધચંદ્રનો મુકુટ સુશોભિત છે. તેમને ત્રણ નેત્ર છે તથા સર્વ દેવતાઓ તેમના ચરણોને વંદન કરે છે.

**ગાણપત્ય માતૃકાન્યાસ :** આ પ્રમાણે શિવશક્તિનું ધ્યાન કરીને અંતમાં ચતુર્થી વિભક્તિ અને નમઃ પદ ઉમેરી તથા આદિમાં ગણેશનું પોતાનું બીજ લગાડી માતૃકાસ્થલમાં એક એક માતૃકા વર્ણની સાથે શક્તિ સહિત ગણેશનો ન્યાસ કરવો. હ્રીંની સાથે વિઘ્નેશ તથા શ્રીની સાથે વિઘ્નરાજનો ન્યાસ કરવો.* પુષ્ટિની સાથે વિનાયક, શાંતિ સાથે શિવોત્તમ, સ્વસ્તિ સહિત વિઘ્નકૃત્, સરસ્વતી સહિત વિઘ્નહર્તા, સ્વાહા સહિત ગણનાથ, સુમેધા સહિત એકદંત, કાન્તિ સહિત દ્વિદંત, કામિની સહિત ગજમુખ, મોહિની સહિત નિરંજન, નદી સહિત કપર્દી, પાર્વતી સહિત દીર્ઘજિહ્વ, જ્વાલિની સહિત શંકુકર્ણ, નંદા સહિત વૃષધ્વજ, સુરેશી સહિત ગણનાયક, કામરૂપિણી સાથે ગજેન્દ્ર, ઉમાની સાથે શૂર્પકર્ણ, તેજોવતીની સાથે વિરોચન, સતીની સાથે લંબોદર, વિઘ્નેશીની સાથે મહાનંદ, સુરૂપિણી સહિત ચતુર્મૂર્તિ, કામદા સહિત સદાશિવ, મદજિહ્વા સહિત આમોદ, ભૂતિ સહિત દુર્મુખ, ભૌતિકીની સાથે સુમુખ, સીતાની સાથે પ્રમોદ, રમાની સાથે એકપાદ, મહિષી સાથે દ્વિજિહ્વ, જંભિની સાથે શૂર, વિકર્ણા સાથે વીર, ભ્રુકુટી સાથે ષણ્મુખ, લજ્જાની સાથે વરદ, દીર્ઘઘોણાની સાથે વામદેવેશ, ધનુર્ધરી સાથે વક્રતુંડ, યામિની સાથે દ્વિરંડ, રાત્રિ સાથે સેનાની, ગ્રામણી સાથે કામાન્ધ, શશિપ્રભા સાથે મત્ત, લોલનેત્રા સાથે વિમત્ત, ચંચળા સાથે મત્તવાહ, દીપ્તિ સાથે જટી, સુભગા સાથે મુંડી, દુર્ભગા સાથે ખડ્ગી, શિવા સાથે વરેણ્ય, ભગા સાથે વૃષકેતન, ભગિની સાથે ભક્તપ્રિયા, ભોગિની સાથે ગણેશ, સુભગા સાથે મેઘનાદ, કાલરાત્રિ સાથે વ્યાપી તથા કાલિકા સાથે ગણેશનો પોતાનાં અંગોમાં ન્યાસ કરવો જોઈએ. આ પ્રમાણે વિઘ્નેશ માતૃકાનું વર્ણન કરવામાં આવ્યું છે. ગણેશમાતૃકાના ગણ ઋષિ કહેવામાં આવ્યા છે. નિચૃદ્ ગાયત્રી છંદ છે તથા શક્તિ સહિત ગણેશ્વર દેવતા છે. છ દીર્ઘ સ્વરોથી યુક્ત ગણેશબીજ—(ગાં ગીં ગૂં ગૈં ગૌં ગઃ)થી અંગન્યાસ કરી તેમનું આ પ્રમાણે ધ્યાન કરવું: ગણેશ પોતાના ચારે હાથોમાં ક્રમશઃ પાશ, અંકુશ, અભય અને વર ધારણ કરીને રહેલા છે. તેમનાં પત્ની સિદ્ધિ હાથમાં કમળ લઈને તેમની પાસે બેઠેલાં છે. તેમનું શરીર રક્તવર્ણનું છે, તેમને ત્રણ નેત્ર છે. આવા ગણપતિનું હું ભજન કરું છું. આ પ્રમાણે ધ્યાન કરીને પોતાના બીજને પૂર્વાક્ષરના રૂપમાં મૂકી ઉપર કહેલ માતૃકાન્યાસ કરવો જોઈએ.

**કલામાતૃકા ન્યાસ :** (હવે કલામાતૃકાન્યાસ જણાવવામાં આવે છે—નિવૃત્તિ, પ્રતિષ્ઠા, વિદ્યા, શાંતિ, ઇંધિકા, દીપિકા, રેચિકા, મોચિકા, પરા, સૂક્ષ્મા, અસૂક્ષ્મા, અમૃતા, જ્ઞાનામૃતા, આપ્યાયિની, વ્યાપિની, વ્યોમરૂપા, અનંતા, દ્યુષ્ટિ, સમૃદ્ધિકા, સ્મૃતિ, મેધા, કાંતિ, લક્ષ્મી, ધૃતિ, સ્થિરા, સ્થિતિ, સિદ્ધિ, જરા, પાલિની, ક્ષાન્તિ, ઈશ્વરી, રતિ, કામિકા, વરદા, હ્લાદિની, પ્રીતિ, દીર્ઘા, તીક્ષ્ણા, રૌદ્રા, નિદ્રા, તંદ્રા, ક્ષુધા, ક્રોધિની, ક્રિયાકારી, મૃત્યુ, પીતા, શ્વેતા, અરુણા, અસિતા, અનંતા—આ પ્રમાણે કલામાતૃકા કહેવામાં આવી છે. ભક્ત પુરુષોએ તે તે માતૃકાઓના ન્યાસ કરવા. આ કલામાતૃકાના પ્રજાપતિ ઋષિ કહ્યા છે. આનો છંદ ગાયત્રી અને દેવતા શારદા છે. હ્રસ્વ અને દીર્ઘ સ્વરની વચ્ચે પ્રણવ મૂકીને તેના જ દ્વારા ષડંગન્યાસ કરવા

* ગં અં વિઘ્નેશહ્રીંભ્યાં નમઃ (લલાટે). ગં આં વિઘ્નરાજશ્રીભ્યાં નમઃ (મુખવૃત્તે) વગેરે પ્રકારથી વાક્યયોજના કરી લેવી.

(જેમ કે અં ૐ આં હૃદયાય નમઃ; ઇં ૐ ઈં શિરસે 'સ્વાહા; ઉં ૐ ઊં શિખાયૈ વષટ્; એં ૐ ઐં કવચાય હુમ્; ઓં ૐ ઔં નેત્રત્રયાય વૌષટ્; અં ૐ અઃ અસ્ત્રાય ફટ્). વિદ્વાન પુરુષે મોતીઓનાં આભૂષણોથી વિભૂષિત પંચમુખી શારદાદેવીનું ધ્યાન કરવું. તેમને ત્રણ નેત્ર છે. તેઓ પોતાના હાથોમાં પદ્મ, ચક્ર, ગુણ (ત્રિશૂળ અથવા પાશ) તથા મૃગચર્મ ધારણ કરે છે.

આ પ્રમાણે ધ્યાન કરીને ૐપૂર્વક ચતુર્થ્યન્ત કલાયુક્ત માતૃકાનો ન્યાસ કરવો (જેમ કે ૐ અં નિવૃત્યૈ નમઃ લલાટે, ૐ આં પ્રતિષ્ઠાયૈ નમઃ મુખવૃત્તે ઇત્યાદિ). ત્યાર બાદ મૂળમંત્રનાં છયે અંગોનો ન્યાસ કરવો જોઈએ. 'હૃદય' આદિ ચતુર્થ્યન્ત પદમાં અંગન્યાસ સંબંધી જાતિઓનો સંયોગ કરીને ન્યાસ કરવો. 'નમઃ', 'સ્વાહા,' 'વષટ્', 'હુમ્', 'વૌષટ્' અને 'ફટ્' આ છ જાતિઓ કહેવામાં આવી છે. (અર્થાત્ હૃદયાય નમઃ, શિરસે સ્વાહા, શિખાયૈ વષટ્, કવચાય હુમ્, નેત્રત્રયાય વૌષટ્, અસ્ત્રાય ફટ્–આ પ્રમાણે સંયોજના કરવી). તે પછી આયુધ–આભૂષણો સહિત ઇષ્ટદેવનું ધ્યાન કરી તેમની મૂર્તિમાં છ અંગોનો ન્યાસ કર્યા પછી પૂજનનો પ્રારંભ કરવો.૧–૧૫૧

ततो ध्यात्वेष्टदेवं तं भूषायुधसमन्वितम् ।
न्यस्याङ्गषट्कं तन्मूर्तौ ततः पूजनमारभेत् ॥१५१॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'શૌચાચાર, સ્નાન, સંધ્યા-તર્પણ, પૂજાગૃહમાં દેવતાઓનું પૂજન' નામનો ૬૬મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૬૭: દેવપૂજનવિધિ

सनत्कुमार उवाच ।
अथ वक्ष्ये देवपूजां साधकाभीष्टसिद्धिदाम् ।
त्रिकोणं चतुरस्रं वा वामभागे प्रकल्प्य च ॥१॥

સનત્કુમાર બોલ્યા: હવે હું સાધકોના અભીષ્ટ મનોરથને સિદ્ધ કરનારી દેવપૂજાનું વર્ણન કરું છું. પોતાની ડાબી બાજુએ ત્રિકોણ અથવા ચતુષ્કોણની રચના કરીને તેની પૂજા કરવી અને અસ્ત્રમંત્ર દ્વારા તેના પર જળ છાંટવું. તે પછીથી હૃદયથી આધારશક્તિની ભાવના કરીને તેમાં અગ્નિમંડળનું પૂજન કરવું. પછી અસ્ત્રબીજથી પાત્ર ધોઈને આધારસ્થાનમાં ચમસ મૂકીને તેમાં સૂર્યમંડળની ભાવના કરવી. વિલોમ માતૃકામૂલનું ઉચ્ચારણ કરતા રહી તે પાત્રને જળથી ભરવું. પછી તેમાં ચંદ્રમંડળની પૂજા કરીને પૂર્વવત્ તેમાં તીર્થોનું આવાહન કરવું. તે પછી ધેનુમુદ્રાથી અમૃતીકરણ કરીને કવચથી તેને આચ્છાદિત કરવું. પછી અસ્ત્રથી તેનું સંક્ષાલન કરીને તેના પર આઠવાર પ્રણવનો જપ કરવો. માણસો માટે આ સર્વ સિદ્ધિદાયક સામાન્ય અર્ઘ્ય જણાવવામાં આવ્યો છે. શ્રેષ્ઠ સાધકે તેમાંથી થોડુંક જળ લઈને પોતાની ઉપર તથા સમગ્ર પૂજનસામગ્રી ઉપર જુદું જુદું છાંટવું. પોતાના વામભાગમાં આગળની બાજુએ એક ત્રિકોણમંડળ કરવું. તે ત્રિકોણને ષટ્કોણથી આવૃત્ત કરીને તેની ચારે બાજુ ગોળ રેખા દોરવી. પછી તે સર્વને ચતુષ્કોણ રેખાથી આવૃત્ત કરી અર્ઘ્યજળથી અભિષેક કરવો. ત્યાર પછી શ્રેષ્ઠ સાધકે શંખમુદ્રાથી સ્તંભન કરવું. આગ્નેય આદિ ચાર ખૂણાઓમાં હૃદય, શિર, શિખા અને કવચ (ભુજાઓનું મૂળ)–આ ચાર અંગોની પૂજા કરીને મધ્યભાગમાં નેત્રની તથા દિશાઓમાં અસ્ત્રની (પુષ્પ, અક્ષત આદિથી) પૂજા કરવી. પછી ત્રિકોણ મંડળના મધ્યમાં રહેલ આધારશક્તિનું મૂલખંડ–ત્રયથી પૂજન કરવું. આ પ્રમાણે વિધિવત્ પૂજન કરીને અસ્ત્ર(ફટ્)ના ઉચ્ચારણપૂર્વક ધોયેલી ઘોડી મૂકીને નીચેના મંત્રથી તેની પૂજા કરવી. 'मं वह्निमंडलाय दशकलात्मने.....देवतार्घ्यपात्रासनाय नमः' આધારપૂજન માટે આ ચોવીસ અક્ષરોનો મંત્ર છે. તે પછી શંખને તેના મંત્રથી

ધોઈને તે સ્થાપિત કર્યા પછી તેની પૂજા કરવી. શંખને સ્થાપન કરવાનો મંત્ર આ પ્રમાણે છે. પહેલાં તાર (ૐ) છે, પછી કામ (ક્લીં) છે, ત્યાર બાદ 'મહા' શબ્દ છે, તે પછી 'જલચરાય' છે. પછી વર્મ (હુમ્) 'ફટ્' 'સ્વાહા.'

'પાંચજન્યાય' તથા હૃદય (નમઃ પદ) છે. પૂરો મંત્ર આ પ્રમાણે સમજવો જોઈએ: 'ૐ ક્લીં મહાજલચરાય હું ફટ્ સ્વાહા પાંચજન્યાય નમઃ' ત્યાર બાદ 'ૐ અર્કમંડલાય દ્વાદશકલાત્મને....દેવાર્ઘ્ય-પાત્રાય નમઃ' આ તેવીસ અક્ષરવાળા મંત્રથી શંખની પૂજા કરવી જોઈએ. (ઇષ્ટદેવનું નામ ઉમેરવાથી અક્ષરસંખ્યા પૂરી થાય છે.) તે મંત્રથી પૂજન કર્યા પછી તેમાં સૂર્યની બાર કલાઓનું ક્રમશઃ પૂજન કરવું. ત્યાર-પછી વિલોમ ક્રમથી મૂલ માતૃકા વર્ણોનું ઉચ્ચારણ કરતા રહી શુદ્ધ જળથી શંખને ભરી દેવો અને નીચે લખેલા મંત્રથી તેની પૂજા કરવી.–'ૐ સોમમંડલાય ષોડશકલા-ત્મને દેવાર્ઘ્યામૃતાય નમઃ' અર્ઘ્યપૂજન માટે આ જ મંત્ર છે. પછી તે જળમાં ચંદ્રમાની સોળ કળાઓની પૂજા કરવી. તે પછી પ્રથમ જણાવ્યા પ્રમાણે 'गंगे च यमुने चैव' ઇત્યાદિ મંત્રથી સર્વ તીર્થોનું તેમાં આવાહન કરીને ધેનુમુદ્રા[1] દ્વારા તેનું અમૃતી[2]કરણ કરવું અને મત્સ્યમુદ્રા[3] દ્વારા તેને આચ્છાદિત કરવું. પછી કવચ (હું બીજ) દ્વારા અવ-ગુંઠન[4] કરીને પછી અસ્ત્ર (ફટ્) દ્વારા તેની રક્ષા કરવી. તે પછી ઇષ્ટદેવનું ચિંતન કરીને મુદ્રાનું પ્રદર્શન કરવું. શંખ,[5] મુસલ,[6] ચક્ર,[7] પરમીકરણ,[8] મહામુદ્રા[9] તથા યોનિ-

૧. ધેનુમુદ્રાનું લક્ષણ આ પ્રમાણે છે:

वामाङ्गुलीनां मध्येषु दक्षिणाङ्गुलिकास्तथा ।
संयोज्य तर्जनीं दक्षां मध्यमानामयोस्तथा ॥
दक्षमध्यमयोर्वामां तर्जनीं च नियोजयेत् ।
वामयानामया दक्षकनिष्ठां च नियोजयेत् ॥
दक्षयानामया वामां कनिष्ठां च नियोजयेत् ।
विहिताधोमुखी चैषा धेनुमुद्रा प्रकीर्तिता ॥

'ડાબા હાથની આંગળીઓની વચ્ચે જમણા હાથની આંગળીઓ સંયુક્ત કરીને જમણી તર્જ-નીને મધ્યમાની વચ્ચે લગાડવી. જમણા હાથની મધ્યમામાં ડાબા હાથની તર્જની મેળવવી. પછી ડાબા હાથની અનામિકા સાથે જમણા હાથની કનિષ્ઠિકા અને જમણા હાથની અનામિકા સાથે ડાબા હાથની કનિષ્ઠિકાને જોડવી. પછી આ બધાનું મોઢું નીચેની બાજુ કરવું–આને જ ધેનુમુદ્રા કહેવામાં આવી છે.

૨. અમૃતીકરણની વિધિમાં 'વં' આ અમૃત-બીજનું ઉચ્ચારણ કરીને ઉક્ત ધેનુમુદ્રા દેખાડવી.

૩. મત્સ્યમુદ્રામાં ડાબા હાથના પૃષ્ઠભાગ પર જમણા હાથની હથેળી મૂકવી. બન્ને અંગૂઠાઓ ફેલાયેલા રાખવા.

૪. ડાબી મુઠ્ઠી એવી રીતે વાળવી કે જેથી તર્જની આંગળી બહાર નીકળેલી રહે. આ પ્રકાર-ની મુઠ્ઠીને શંખની ઉપર ફેરવવી અવગુંઠની મુદ્રા છે.

૫. શંખમુદ્રાનું લક્ષણ આ પ્રમાણે છે: ડાબા અંગૂઠાને જમણી મૂઠીથી પકડવો. મૂઠીને ચત્તી કરવી અને અંગૂઠો ફેલાવવો. ડાબા હાથની ચારે આંગળીઓ જોડેલી રાખવી ને લંબાવીને જમણા અંગૂઠા સાથે જોડી દેવી. આ શંખમુદ્રા ઐશ્વર્ય આપનારી છે.

૬. મુસલમુદ્રા:

मुष्टिं कृत्वा तु हस्ताभ्यां वामस्योपरि दक्षिणम् ।
कुर्यान्मुसलमुद्रेयं सर्वविघ्नविनाशिनी ॥

બન્ને હાથની મૂઠી વાળીને ડાબી ઉપર જમણી મૂઠી મૂકવી. આ સર્વ વિઘ્નોનો નાશ કરનારી મુસલમુદ્રા કહેવાય છે.

૭ ચક્રમુદ્રા:

हस्तौ च सम्मुखौ कृत्वा सुभुग्नौ सुप्रसारितौ ।
कनिष्ठाङ्गुष्ठकौ लग्नौ मुद्रैषा चक्रसंज्ञिका ॥

બન્ને હાથ સામસામા રાખી તેમને સારી પેઠે ફેલાવીને વાળી દેવા અને બન્ને કનિષ્ઠિકાઓ તથા અંગૂઠાઓ પરસ્પર જોડી દેવા. આ ચક્ર-મુદ્રા છે.

મુદ્રાનું[10] વિદ્વાન પુરુષે ક્રમશઃ બતાવવી. ગારુડી[11] અને ગાલિની[12]–આ બે મુદ્રાઓને મુખ્ય કહેવામાં આવી છે. ગંધ–પુષ્પ આદિથી તે સમયે દેવોનું પૂજન અને સ્મરણ કરવું.

---

૮. બન્ને હાથોની આંગળીઓ પરસ્પર જોડી દઈને હાથો જુદા રાખવા. આ પરમીકરણ મુદ્રા છે.

૯. મહામુદ્રા :

अन्योऽन्यग्रंथिताङ्गुष्ठा प्रसारितकराङ्गुली ।
महामुद्रेयमुदिता परमीकरणे बुधैः ॥

અંગૂઠાઓ એકબીજા સાથે ગૂંથીને બન્ને હાથની આંગળીઓ ફેલાવવી. વિદ્વાનોએ આને જ પરમીકરણમાં મહામુદ્રા કહી છે.

૧૦. બન્ને હાથ ચત્તા રાખી જમણા હાથની અનામિકાથી ડાબા હાથની તર્જની અને ડાબા હાથની અનામિકાથી જમણા હાથની તર્જની પકડી લેવી. બન્ને મધ્યમાઓ તથા કનિષ્ઠિકાઓને પરસ્પર જોડેલી રાખીને બન્ને અંગૂઠાઓ તર્જનીના મૂળ સાથે મેળવેલા રાખવા–આ જ યોનિમુદ્રા છે.

૧૧. ગરુડ મુદ્રાનું લક્ષણ આ પ્રમાણે છે :

सम्मुखौ तु करौ कृत्वा ग्रन्थयित्वा कनिष्ठिके ।
पुनश्चाधोमुखे कृत्वा तर्जन्यौ योजयेत्तयोः ॥
मध्यमानामिके द्वे तु पक्षाविव विचालयेत् ।
मुद्रैषा पक्षिराजस्य सर्वविघ्ननिवारिणी ॥
(મંત્રમહોદધિ)

બન્ને હાથ સામા રાખી બન્ને કનિષ્ઠિકાઓ પરસ્પર ગૂંથી દઈ, અધોમુખ કરી તેમની સાથે તર્જનીઓ જોડી દેવી. પછી મધ્યમા તથા અનામિકાને પાંખની જેમ હલાવવી. આ ગરુડમુદ્રા સર્વ વિઘ્નોનું નિવારણ કરનારી છે

૧૨. कनिष्ठाङ्गुष्ठकौ सक्तौ करयोरितरेतरम् ।
तर्जनीमध्यमानामाः संहता भुग्नवर्जिताः ॥

બન્ને હાથોની કનિષ્ઠિકા અને અંગૂઠા પરસ્પર જોડાયેલા રહે અને તર્જની, મધ્યમા તથા અનામિકા આંગળીઓ તદ્દન સીધી રહીને પરસ્પર જોડાયેલી રહે–આ ગાલિની મુદ્રા કહી છે.

આઠ વાર મૂલમંત્રનો તથા આઠ વાર પ્રણવનો જપ કરવો. શંખથી દક્ષિણ દિશાએ પ્રોક્ષણીપાત્ર રાખવું. શંખમાંનું થોડુંક જળ પ્રોક્ષણીપાત્રમાં રેડીને તેનાથી પોતાની ઉપર ત્રણ વાર અભિષેક કરવો. તે સમયે ક્રમશઃ આ ત્રણ મંત્રોનું ઉચ્ચારણ કરવું: 'ૐ આત્મતત્ત્વાત્મને નમઃ,' 'ૐ વિદ્યાતત્ત્વાત્મને નમઃ,' 'ૐ શિવતત્ત્વાત્મને નમઃ' વિદ્વાન પુરુષે આ ત્રણ મંત્રો દ્વારા પોતાની સાથે જ તે મંડળનું પણ વિધિવત્ પ્રોક્ષણ કરવું અને તેમાં પુષ્પ તથા અક્ષત પણ નાખવા, અથવા મૂળ ગાયત્રીથી પૂજાદ્રવ્યોનું પ્રોક્ષણ કરવું. પછી કોઈ આધાર પર પાદ્ય, અર્ઘ્ય, આચમનીય તથા મધુપર્ક માટે પોતાની આગળ અનેક પાત્ર વિધિપૂર્વક મૂકવાં. સામો, દૂર્વા (ધરો), કમળ, વિષ્ણુક્રાંતા નામક ઔષધિ અને જલ–એમના મિશ્રણથી ભગવાન માટે પાદ્ય બને છે. ફૂલ, અક્ષત, જવ, કુશાગ્ર, તલ, સરસવ, ગંધ તથા દૂર્વાદલ–એમના વડે ભગવાનને અર્ઘ્ય આપવાનો વિધિ છે. આચમન માટે શુદ્ધ જળમાં જાયફળ, કંકોલ અને લવંગ મેળવીને રાખવું જોઈએ. મધ; ઘી અને દહીંના મિશ્રણથી મધુપર્ક બને છે. અથવા એક પાત્રમાં પાદ્ય આદિની વ્યવસ્થા કરવી. ભગવાન શંકર અને સૂર્યદેવના પૂજનમાં શંખમય પાત્ર સારું માનવામાં આવ્યું નથી. શ્વેત, કૃષ્ણ, અરુણ, પીત, શ્યામ, રક્ત, શુક્લ, અસિત (કાળી), લાલ વસ્ત્ર ધારણ કરનારી અને હાથમાં અભયની મુદ્રાથી યુક્ત પીઠશક્તિઓનું ધ્યાન કરવું જોઈએ. સુવર્ણ આદિના પત્ર પર લખેલા યંત્રમાં, શાલગ્રામ શિલામાં, અગ્નિમાં અથવા વિધિપૂર્વક સ્થાપિત કરેલી પ્રતિમામાં ઇષ્ટદેવની પૂજા કરવી જોઈએ. ઘરમાં પ્રતિદિન પૂજા માટે તે જ પ્રતિમા કલ્યાણ કરનારી હોય છે કે જે સુવર્ણ વગેરે ધાતુઓની બનેલી હોય ને ઓછામાં ઓછી અંગૂઠા જેવડી તથા વધારેમાં વધારે

એક વેંતની હોય. જે વાંકી હોય, બળેલી હોય, ખંડિત હોય, જેનું મસ્તક અથવા આંખ ફૂટેલ હોય; જેને ચાંડાલ આદિ અસ્પૃશ્ય મનુષ્યે સ્પર્શ કર્યો હોય તેવી પ્રતિમાની પૂજા ન કરવી જોઈએ. અથવા તો સમસ્ત શુભ લક્ષણોથી સુશોભિત બાણ આદિ-લિંગનું પૂજન કરવું. અથવા મૂળ મંત્રના ઉચ્ચારણપૂર્વક મૂર્તિનું નિર્માણ કરીને ઇષ્ટદેવના શાસ્ત્રોક્ત સ્વરૂપનું ધ્યાન કરવું. પછી તેમાં દેવતાનું પરિવાર સહિત આવાહન કરીને પૂજન કરવું. શાલગ્રામ શિલામાં તથા પહેલાં સ્થાપિત કરેલી દેવ-પ્રતિમામાં આવાહન અને વિસર્જન કરવામાં આવતાં નથી.

ત્યાર પછી પુષ્પાંજલિ લઈને ઇષ્ટદેવનું ધ્યાન કરી આ મંત્રનું ઉચ્ચારણ કરવું.

आत्मसंस्थमजं शुद्धं त्वामहं परमेश्वर ।
अरण्यामिव हव्यांशं मूर्तावावाहयाम्यहम् ॥
तवेयं हि महामूर्तिस्तस्यां त्वां सर्वगं प्रभो ।
भक्तस्नेहसमाकृष्टं दीपवत्स्थापयाम्यहम् ॥
सर्वान्तर्यामिणे देव सर्वबीजमयं शुभम् ।
स्वात्मस्थाय परं शुद्धमासनं कल्पयाम्यहम् ॥
अनन्या तव देवेश मूर्तिशक्तिरियं प्रभो ।
सांनिध्यं कुरु तस्यां त्वं भक्तानुग्रहकारक ॥
अज्ञानादुत मत्तत्वाद् वैकल्यात्साधनस्य च ।
यद्यपूर्णं भवेत्कृत्यं तथाप्यभिमुखो भव ॥
दृशा पीयूषवर्षिण्या पूरयन् यज्ञविष्टरे ।
मूर्तौ वा यज्ञसम्पूर्त्यै स्थितो भव महेश्वर ॥
अभक्तवाङ्मनश्चक्षुःश्रोत्रदूरायितद्युते ।
स्वतेजःपञ्जरेणाशु वेष्टितो भव सर्वतः ॥
यस्य दर्शनमिच्छन्ति देवाः स्वाभीष्टसिद्धये ।
तस्मै ते परमेशाय स्वागतं स्वागतं च मे ॥
कृतार्थोऽनुगृहीतोऽस्मि सफलं जीवितं मम ।
आगतो देवदेवेशः सुस्वागतमिदं पुनः ॥

પરમેશ્વર! આપ પોતાની અંદર સ્થિત, અજન્મા તેમ જ શુદ્ધ બુદ્ધસ્વરૂપ છો. જેવી રીતે અરણીમાં અગ્નિ ગુપ્તપણે રહેલ છે, તેવી જ રીતે આ મૂર્તિમાં આપ ગૂઢરૂપથી વ્યાપ્ત છો, હું આપનું આવાહન કરું છું. પ્રભો! આ આપની મહામૂર્તિ છે, ભક્તના પ્રત્યે સ્નેહવશ સ્વયં ખેંચાઈ આવ્યા છો એવા આપ સર્વવ્યાપી પરમાત્માને આની અંદર દીપની જેમ સ્થાપિત કરું છું. હે દેવ! મારા અંતઃકરણમાં સ્થિત આપ સર્વાંતર્યામી પ્રભુ માટે હું સર્વબીજમય, શુભ તેમ જ શુદ્ધ આસન આપું છું, દેવેશ! આ આપની અનન્ય મૂર્તિ-શક્તિ છે. ભક્તો પર અનુગ્રહ કરનારા પ્રભો! આપ આમાં નિવાસ કરો. અજ્ઞાનથી, પ્રમાદથી અથવા સાધનના અભાવને લીધે જો મારું આ અનુષ્ઠાન અપૂર્ણ રહી જાય તોપણ આપ અવશ્ય પ્રત્યક્ષ થશો. હે મહેશ્વર! આપ આપની અમૃત વરસાવનારી દૃષ્ટિ દ્વારા સર્વ ત્રુટિઓને પૂરી કરી યજ્ઞની પૂર્ણતા માટે આ યજ્ઞાસન પર અથવા મૂર્તિમાં સ્થિત થાઓ. આપનો પ્રકાશ અથવા તેજ અભક્તજનોનાં મન, વચન, નેત્ર અને કાનોથી ઘણે દૂર છે. ભગવન્! આપ બધી બાજુએ પોતાના તેજઃપુંજથી શીઘ્ર આવૃત્ત થઈ જાઓ. દેવતાઓ પોતાના અભીષ્ટ મનોરથની સિદ્ધિ માટે સદા જેમનાં દર્શન ઇચ્છે છે તે જ આપ પરમેશ્વર માટે મારા તરફથી આપનું આ વારંવાર સ્વાગત છે. દેવદેવેશ્વર હે પ્રભો! આપ આવી ગયા. હું કૃતાર્થ થઈ ગયો. મારા પર કૃપા થઈ. આજ મારું જીવન સફળ થઈ ગયું. હું ફરીથી આ શુભ આગમન માટે પ્રભુનું સ્વાગત કરું છું.

**પાદ્ય :**

यद्भक्तिलेशसम्पर्कात् परमानन्दसम्भवः ।
तस्मै ते चरणाब्जाय पाद्यं शुद्धाय कल्प्यते ॥

જેમની લેશમાત્ર ભક્તિનો સંપર્ક

હોવાથી પરમ આનંદનો સાગર ઉછાળા મારે છે એવા આપના તે શુદ્ધ ચરણકમળો માટે પાદ્ય રજૂ કરવામાં આવે છે.

**અર્ઘ્ય :**

तापत्रयहरं दिव्यं परमानन्दलक्षणम् ।
तापत्रयविनिर्मुक्त्यै तवार्घ्यं कल्पयाम्यहम् ॥

હે દેવ ! હું ત્રણ પ્રકારના તાપથી છુટકારો મેળવવા માટે આપની સેવામાં ત્રણે તાપને હરણ કરનાર પરમાનંદસ્વરૂપ દિવ્ય અર્ઘ્ય અર્પણ કરું છું.

**આચમનીય :**

वेदानामपि वेदाय देवानां देवतात्मने ।
आचामं कल्पयामीश शुद्धानां शुद्धिहेतवे ॥

ભગવન્ ! આપ વેદોના પણ વેદ અને દેવતાઓના પણ દેવ છો. શુદ્ધ પુરુષોના પણ પરમ શુદ્ધિના હેતુ છો. હું આપના માટે આચમનીય જળ અર્પું છું.

**મધુપર્ક :**

सर्वकालुष्यहीनाय परिपूर्णसुखात्मने ।
मधुपर्कमिदं देव कल्पयामि प्रसीद मे ॥

આપ સંપૂર્ણ કલુષતાથી રહિત તથા પરિપૂર્ણ સુખસ્વરૂપ છો. હે દેવ ! હું આપના માટે મધુપર્ક અર્પણ કરું છું. મારા પર પ્રસન્ન થાઓ.

**પુનરાચમનીય :**

उच्छिष्टोऽप्यशुचिर्वापि यस्य स्मरणमात्रतः ।
शुद्धिमाप्नोति तस्मै ते पुनराचमनीयकम् ॥

જેમનું સ્મરણ કરવા માત્રથી ઉચ્છિષ્ટ કે અપવિત્ર મનુષ્ય પણ શુદ્ધિ પ્રાપ્ત કરી લે છે. તે જ આપ પરમેશ્વર માટે ફરી આચમન માટે જળ અર્પણ કરું છું.

**સ્નેહ (તૈલ) :**

स्नेहं गृहाण स्नेहेन लोकनाथ महाशय ।
सर्वलोकेषु शुद्धात्मन् ददामि स्नेहमुत्तमम् ॥

હે જગદીશ્વર ! આપનું અંતઃકરણ વિશાળ છે. સંપૂર્ણ લોકોમાં આપ જ શુદ્ધ આત્મા છો. હું આપને આ ઉત્તમ સ્નેહ (તેલ) અર્પણ કરું છું. આપ આ સ્નેહને સ્નેહપૂર્વક ગ્રહણ કરો.

**સ્નાન :**

परमानन्दबोधाब्धिनिमग्ननिजमूर्तये ।
साङ्गोपाङ्गमिदं स्नानं कल्पयाम्यहमीश ते ॥

હે ઈશ ! આપનું નિજસ્વરૂપ તો નિરંતર પરમાનંદમય જ્ઞાનના અગાધ મહાસાગરમાં નિમગ્ન રહે છે, (આપના માટે બાહ્ય સ્નાનની શી આવશ્યકતા છે ?) તોપણ હું આપના માટે આ સાંગોપાંગ સ્નાનની વ્યવસ્થા કરું છું.

**અભિષેક :**

सहस्रं वा शतं वापि यथाशक्त्यादरेण च ।
गन्धपुष्पादिकैरीश मनुना चाभिषिञ्चये ॥

હે ઈશ ! હું આદરપૂર્વક યથાશક્તિ ગંધ પુષ્પ આદિથી તથા મંત્ર દ્વારા સહસ્ર અથવા સો વાર આપનો અભિષેક કરું છું.

**વસ્ત્ર :**

मायाचित्रपटच्छन्ननिजगुह्योरुतेजसे ।
निरावरणविज्ञान वासस्ते कल्पयाम्यहम् ॥

નિરાવૃત વિજ્ઞાનસ્વરૂપ પરમેશ્વર ! આપે માયારૂપ વિચિત્ર પટ દ્વારા આપના મહાન તેજને છુપાવી રાખ્યું છે; હું આપના માટે વસ્ત્ર અર્પણ કરું છું.

**ઉત્તરીય :**

यमाश्रित्य महामाया जगत्सम्मोहिनी सदा ।
तस्मै ते परमेशाय कल्पयाम्युत्तरीयकम् ॥

જેમને આશ્રિત રહીને ભગવતી મહામાયા સદા સંપૂર્ણ જગતને મોહિત કર્યા કરે છે, તે જ આપ પરમેશ્વર માટે હું ઉત્તરીય વસ્ત્ર અર્પણ કરું છું.

દુર્ગાદેવી, ભગવાન સૂર્ય તથા ગણેશને લાલ વસ્ત્ર અર્પણ કરવું જોઈએ. ભગવાન વિષ્ણુને પીળું વસ્ત્ર અને ભગવાન શિવને શ્વેત વસ્ત્ર ચડાવવું જોઈએ. તેલ વગેરેથી

ખરડાયેલું, જૂનું, ફાટેલું કે મેલું વસ્ત્ર ચડાવવું નહીં.

**યજ્ઞોપવીત :**

यस्य शक्तित्रयेणेदं सम्प्रीतमखिलं जगत् ।
यज्ञसूत्राय तस्मै ते यज्ञसूत्रं प्रकल्पये ॥

જેમની ત્રિવિધ શક્તિઓથી આ સંપૂર્ણ જગત સદા તૃપ્ત રહે છે, જે સ્વયં યજ્ઞસૂત્રરૂપ છે, તે જ આપ પ્રભુને હું યજ્ઞસૂત્ર અર્પણ કરું છું.

**ભૂષણ :**

स्वभावसुन्दराङ्गाय नानाशक्त्याश्रयाय ते ।
भूषणानि विचित्राणि कल्पयाम्यमरार्चित ॥

દેવપૂજિત પ્રભો! આપનાં શ્રી અંગ સ્વભાવથી જ પરમ સુંદર છે. આપ નાનાં શક્તિઓના આશ્રય છો, હું આપને આ વિચિત્ર આભૂષણ અર્પણ કરું છું.

**ગન્ધ :**

परमानन्द सौरभ्यपरिपूर्णदिगन्तरम् ।
गृहाण परमं गन्धं कृपया परमेश्वर ॥

જેણે પરમ આનંદ આપનારી પોતાની સુગંધથી દિશાઓને ભરી દીધી છે, તે પરમ ઉત્તમ દિવ્ય ગંધનો આપ કૃપા કરીને સ્વીકાર કરો.

**પુષ્પ :**

तुरीयवनसम्भूतं नानागुणमनोहरम् ।
अमन्दसौरभं पुष्पं गृह्यतामिदमुत्तमम् ॥

હે પ્રભો! ત્રણેય અવસ્થાઓથી પર તુરીયરૂપ વનમાં પ્રકટ થયેલા આ પરમ ઉત્તમ દિવ્ય પુષ્પને આપ ગ્રહણ કરો. આ અનેક પ્રકારના ગુણોના કારણે અત્યંત મનોહર છે. આની સુગંધ ક્યારેય મંદ થતી નથી.

કેતકી, કુટજ, કુન્દ, બંધૂક, નાગકેસર, જપા તથા માલતી—આ ફૂલ ભગવાન શંકરને ક્યારેય ચડાવવાં ન જોઈએ. માતુલિંગ (બિજોરું) અને તગર આ સૂર્યને ચડાવવાં નહીં. દૂર્વા, આકડો અને મંદાર—આ દુર્ગાને અર્પણ ન કરવાં તથા ગણેશપૂજનમાં તુલસીનો સર્વથા ત્યાગ કરવો. કમળ, મરવો, કુશ, વિષ્ણુકાંતા, પાન, દૂર્વા, અપામાર્ગ, દાડમ, આંબળાં અને અગથિયાનાં પત્રોથી દેવોનું પૂજન કરવું જોઈએ. કેળાં, બોર, આમળાં, આંબલી, બિજોરું, કેરી, દાડમ, મોસંબી, જામ્બૂ, ફણસ—આ ફળોથી વિદ્વાન પુરુષે દેવની પૂજા કરવી. સૂકાં અને કરમાઈ ગયેલાં કે વીણેલાં પાંદડાં, ફૂલ અને ફળથી દેવોનું પૂજન ન કરવું. હે મુને! આંબળાં, ખેર, બિલ્વ અને તમાલનાં પત્ર છિન્નભિન્ન પણ હોય તોય વિદ્વાન પુરુષો તેમને દૂષિત કહેતા નથી. કમળ અને આંબળાં ત્રણ દિવસ સુધી શુદ્ધ રહે છે. તુલસીદલ અને બિલ્વપત્ર સદા શુદ્ધ હોય છે. પલાશ (ખાખરો) અને કાસનાં ફૂલોથી તથા તમાલ, તુલસી, આંબળાં અને દૂર્વાથી ક્યારેય જગદંબાની પૂજા ન કરવી. ફૂલ, ફળ અને પાંદડાં દેવ પર અધોમુખ કરીને (ઊંધાં) ન ચડાવવાં. બ્રહ્મન્! પત્ર, પુષ્પ આદિ જે રૂપમાં ઉત્પન્ન થયાં હોય તે જ રૂપમાં તે દેવ પર ચડાવવાં જોઈએ.

**ધૂપ :**

वनस्पतिरसं दिव्यं गन्धाढ्यं सुमनोहरम् ।
आघ्रेयं देवदेवेश धूपं भक्त्या गृहाण मे ॥

દેવદેવેશ્વર! આ સૂંઘવા યોગ્ય ધૂપ ભક્તિપૂર્વક આપની સેવામાં અર્પિત છે. આને ગ્રહણ કરો. આ વનસ્પતિનો સુગંધયુક્ત પરમ મનોહર દિવ્ય રસ છે.

**દીપ :**

सुप्रकाशं महादीपं सर्वदा तिमिरापहम् ।
घृतवर्तिसमायुक्तं गृहाण मम सत्कृतम् ॥

ભગવન્! આ ઘીની વાટથી યુક્ત મહાદીપ સત્કારપૂર્વક આપની સેવામાં સમર્પિત છે. આ ઉત્તમ પ્રકાશથી યુક્ત અને સદા અંધકાર દૂર કરનારો છે. આપ આનો

સ્વીકાર કરો.

**નૈવેદ્ય :**

अन्नं चतुर्विधं स्वादु रसैः षड्भिः समन्वितम् ।
भक्त्या गृहाण मे देव नैवेद्यं तुष्टिदं सदा ॥

દેવ! આ છ રસોથી સંયુક્ત ચાર પ્રકારનાં સ્વાદિષ્ટ અન્નનું ભક્તિપૂર્વક નૈવેદ્યના રૂપમાં સમર્પણ કરું છું. આ સદા સંતોષ આપનારું છે. આપ આને ગ્રહણ કરો.

**તામ્બૂલ :**

नागवल्लीदलं श्रेष्ठं पूगखादिरचूर्णयुक् ।
कर्पूरादिसुगन्धाढ्यं यद्दत्तं तद् गृहाण मे ॥

પ્રભો! આ ઉત્તમ પાન સોપારી, કાથો અને ચૂનાથી સંયુક્ત છે. આમાં કપૂર આદિ સુગંધી વસ્તુઓ નાખવામાં આવી છે. આ આપની સેવામાં અર્પિત છે. મારી પાસેથી આ ગ્રહણ કરો.

તે પછી પુષ્પાંજલિ આપીને આવરણ-પૂજા કરવી. જે દિશા ભણી મોઢું રાખી પૂજન કરાય તેને જ પૂર્વ દિશા સમજવી અને તેનાથી ભિન્ન દસે દિશાઓ નક્કી કરવી. કમળના કેશરોમાં અગ્નિકોણ આદિથી આરંભ કરીને હૃદય આદિ અંગોની પૂજા કરવી. પોતાની આગળ નેત્રની અને સર્વ દિશાઓમાં અસ્ત્રની અંગ-મંત્રો દ્વારા ક્રમશઃ પૂજા કરવી. ક્રમશઃ શુક્લ, શ્વેત, સિત, શ્યામ, કૃષ્ણ તથા રક્ત વર્ણવાળી અંગશક્તિઓનું પોતપોતાની દિશાઓ-માં ધ્યાન કરવું જોઈએ. તે સર્વના હાથ-માં વર અને અભયની મુદ્રા સુશોભિત છે. 'અમુક આવરણના અંતર્વર્તી દેવતાઓની પૂજા કરું છું' આમ કહેવું. તે પછી અલં-કાર, અંગ, પરિચારક, વાહન તથા આયુધો સહિત સમસ્ત દેવતાઓની પૂજા કરીને, 'ઉપર કહેલા સર્વ દેવો પૂજિત તથા તૃપ્ત થઈને વર આપનારા થાઓ'–આમ બોલવું. મૂળ મંત્રના અંતમાં નીચે લખેલા વાક્યનું ઉચ્ચારણ કરીને ઇષ્ટદેવને પૂજા અર્પણ કરવી.

अभीष्टसिद्धिं मे देहि शरणागतवत्सल ।
भक्त्या समर्पये तुभ्यममुकावरणार्चनम् ॥

'હે શરણાગતવત્સલ! મને અભીષ્ટ સિદ્ધિ પ્રદાન કરો. હું આપને ભક્તિપૂર્વક અમુક આવરણની પૂજા સમર્પિત કરું છું. (અમુકના સ્થાન પર 'પ્રથમ' કે 'દ્વિતીય' આદિ પદ બોલવું.)'

આ પ્રમાણે બોલીને ઇષ્ટદેવના મસ્તક પર પુષ્પ ચડાવી દેવાં. તે પછી કલ્પમાં કહ્યા પ્રમાણે આવરણોની ક્રમશઃ પૂજા કરવી જોઈએ. આયુધ અને વાહનો સહિત ઇંદ્ર આદિ જ આવરણ દેવો છે. તેમનું પોતપોતાની દિશાઓમાં પૂજન કરવું. ઇંદ્ર, અગ્નિ, યમ, નિર્ઋતિ, વરુણ, વાયુ, સોમ, ઈશાન, બ્રહ્મા તથા નાગરાજ અનંત–આ દસ દેવતા અથવા દિક્પાલ પ્રથમ આવરણ-ના દેવતાઓ છે. ઐરાવત, ઘેટું, પાડો, પ્રેત, તિમિ (મગર), મૃગ, અશ્વ, વૃષભ, હંસ અને કાચબો–આ વિદ્વાનો દ્વારા ઇંદ્રાદિ દેવતાઓનાં વાહન માનવામાં આવ્યાં છે, જે દ્વિતીય આવરણમાં પૂજાય છે. વજ્ર, શક્તિ, દંડ, ખડ્ગ, પાશ, અંકુશ, ગદા, ત્રિશૂળ, કમળ અને ચક્ર–આ ક્રમશઃ ઇંદ્રાદિનાં આયુધ છે (આ તૃતીય આવરણ-માં પૂજાય છે). આ પ્રમાણે આવરણપૂજા સમાપ્ત કરીને ભગવાનની આરતી ઉતારવી. પછી શંખનું જળ ચારે બાજુ છાંટી, હાથ ઊંચો કરીને ભગવાનનું નામ લેતાં લેતાં નૃત્ય કરવું અને દંડની જેમ પૃથ્વી પર પડી સાષ્ટાંગ પ્રણામ કરવા. તે પછી ઊભા થઈને પોતાના ઇષ્ટદેવની પ્રાર્થના કરવી. પ્રાર્થના પછી જમણી બાજુએ વેદી બનાવી તેનો સંસ્કાર કરવો. મૂળ મંત્રથી ઈક્ષણ, અસ્ત્ર (ફટ્) દ્વારા પ્રોક્ષણ અને કુશથી તાડન (માર્જન) કરી કવચ (હુમ્) દ્વારા ફરીથી વેદીનો અભિષેક કરવો. તે પછી વેદીની પૂજા કરીને તેના ઉપર અગ્નિની

સ્થાપના કરવી. પછી અગ્નિને પ્રજ્વલિત કરીને તેમાં ઇષ્ટદેવનું ધ્યાન કરી આહુતિ આપવી. સમસ્ત મહાવ્યાહૃતિઓથી ચાર વાર ઘીની આહુતિ આપીને ઉત્તમ સાધકે ભાત, તલ અથવા ઘૃતયુક્ત ખીર દ્વારા પચીસ આહુતિ આપવી. ત્યારબાદ વ્યાહૃતિથી હોમ કરીને ગંધ આદિ દ્વારા ફરી ઇષ્ટદેવની પૂજા કરવી. ભગવાનની મૂર્તિમાં અગ્નિ લીન થયો હોવાની ભાવના કરવી. તે પછી નીચે જણાવેલી પ્રાર્થના બોલીને અગ્નિનું વિસર્જન કરવું.

भो भो वह्ने महाशक्ते सर्वकर्मप्रसाधक ।
कर्मान्तरेऽपि सम्प्राप्ते सान्निध्यं कुरु सादरम् ॥

હે અગ્નિદેવ! આપની શક્તિ મહાન છે. આપ સર્વ કર્મોની સિદ્ધિ કરાવનારા છો. કોઈ બીજું કાર્ય પ્રાપ્ત થાય ત્યારે પણ આપ અહીં સાદર પધારો.

આ પ્રમાણે વિસર્જન કરીને અગ્નિદેવતા અર્થે આચમન માટે જળ આપવું. પછી બાકીના વધેલા હવિષ્યથી ઇષ્ટદેવને, પૂર્વોક્ત પાર્ષદોને પણ ગંધ, પુષ્પ અને અક્ષત સહિત બલિ આપવો. તે પછી સર્વ દિશાઓમાં યોગિની આદિને બલિ અર્પણ કરવો.

ये रौद्रा रौद्रकर्माणो रौद्रस्थाननिवासिनः ।
योगिन्यो ह्युग्ररूपाश्च गणानामधिपाश्च ये ॥
विघ्नभूतास्तथा चान्ये दिग्विदिक्षु समाश्रिताः ।
सर्वे ते प्रीतमनसः प्रतिगृह्णन्त्विमं बलिम् ॥

જેઓ ભયંકર છે, જેમનાં કર્મ ભયંકર છે, જેઓ ભયંકર સ્થાનોમાં નિવાસ કરે છે, જે ઉગ્ર રૂપવાળી યોગિનીઓ છે, જે ગણોના સ્વામી તથા વિઘ્નસ્વરૂપ છે અને પ્રત્યેક દિશા તથા વિદિશામાં રહેલ છે, તે સર્વ પ્રસન્નચિત્ત થઈને આ બલિ ગ્રહણ કરે.

આ પ્રમાણે આઠે દિશાઓમાં બલિ અર્પણ કરીને પછી ભૂતબલિ આપવો. ત્યાર બાદ ધેનુમુદ્રા દ્વારા જળનું અમૃતીકરણ કરીને ઇષ્ટદેવતાના હાથમાં ફરી આચમન કરવા માટે જળ આપવું. પછી મૂર્તિમાં રહેલા દેવતાનું વિસર્જન કરીને પુનઃ તે મૂર્તિમાં જ તેની પ્રતિષ્ઠા કરવી. પછી પાર્ષદને નૈવેદ્ય આપવું. મહાદેવના 'ચંડેશ', ભગવાન વિષ્ણુના 'વિષ્વક્સેન', સૂર્યના 'ચંડાંશ,' ગણેશના 'વક્રતુંડ' ભગવતી દુર્ગાની 'ઉચ્છિષ્ટ ચાંડાલી'—આ બધાં ઉચ્છિષ્ટભોજી કહેવાય છે.

તદનંતર મૂલમંત્રના ઋષિ આદિનું સ્મરણ કરીને મૂળથી જ ષડંગ—ન્યાસ કરવા અને યથાશક્તિ મંત્રનો જપ કરીને દેવને તે અર્પણ કરવો.

गुह्यातिगुह्यगोप्ता त्वं गृहाणास्मत्कृतं जपम् ।
सिद्धिर्भवतु मे देव त्वत्प्रसादात्त्वयि स्थिता ॥

'દેવ! આપ ગુહ્યથી અતિગુહ્ય વસ્તુની પણ રક્ષા કરનારા છો. આપ મારા વડે કરવામાં આવેલા આ જપને ગ્રહણ કરો. આપના પ્રસાદથી આપની અંદર રહેનારી સિદ્ધિ મને પ્રાપ્ત થાઓ.'

ત્યાર બાદ પરાઙ્મુખ અર્ઘ્ય આપીને પુષ્પોથી પૂજા કરવી. પૂજન કર્યા પછી પ્રણામ કરવા જોઈએ, બંને હાથોથી, બંને પગથી, બંને ઢીંચણોથી, છાતીથી, મસ્તકથી, નેત્રોથી, મનથી, વાણીથી કરવામાં આવતા નમસ્કારને 'અષ્ટાંગ પ્રણામ' કહેવામાં આવે છે. બંને બાહુઓથી, ઢીંચણોથી, છાતીથી અને મસ્તક તથા મનથી કરાતા પ્રણામને, 'પંચાંગ પ્રણામ' કહેલ છે. પૂજામાં આ બંને અષ્ટાંગ અને પંચાંગ પ્રણામ શ્રેષ્ઠ મનાયા છે. મંત્રના સાધકે દંડવત્ પ્રણામ કરીને ભગવાનની પરિક્રમા કરવી. ભગવાન વિષ્ણુની ચાર વાર, ભગવાન્ શંકરની અડધી વાર, ભગવતી દુર્ગાની એકવાર, સૂર્યની સાત વાર અને ગણેશની ત્રણ વાર પરિક્રમા કરવી જોઈએ. તે પછી

મંત્રના ઉપાસકે ભક્તિપૂર્વક સ્તોત્રપાઠ કરવો. પછી આ પ્રમાણે બોલવું:

'ॐ इतः पूर्वं प्राणबुद्धिदेहधर्माधिकारतो जाग्रत्स्वप्नसुषुप्त्यवस्थासु मनसा वाचा हस्ताभ्यां पद्भ्यामुदरेण शिश्नेन यत्स्मृतं यदुक्तं यत्कृतं तत्सर्वं ब्रह्मार्पणं भवतु स्वाहा। मां मदीयं च सकलं विष्णवे ते समर्पये ॐ तत्सत्॥+

વિદ્વાનોએ આ 'બ્રહ્માર્પણ મંત્ર' કહ્યો છે. આના આદિમાં પ્રણવ છે, તે પછી બ્યાસી અક્ષરોનો આ મંત્ર છે. આનાથી જ ભગવાનને આત્મસમર્પણ કરવું જોઈએ. ત્યાર બાદ નીચે લખ્યા પ્રમાણે ક્ષમા-પ્રાર્થના કરવી.

अज्ञानाद्वा प्रमादाद्वा वैकल्यात्साधनस्य च।
यन्न्यूनमतिरिक्तं वा तत्सर्वं क्षन्तुमर्हसि॥
द्रव्यहीनं क्रियाहीनं मन्त्रहीनं मयान्यथा।
कृतं यत्तत्क्षमस्वेश कृपया त्वं दयानिधे॥
यन्मया क्रियते कर्म जाग्रत्स्वप्नसुषुप्तिषु।
तत्सर्वं तावकी पूजा भूयाद्भूत्यै च मे प्रभो॥
भूमौ स्खलितपादानां भूमिरेवावलम्बनम्।
त्वयि जातापराधानां त्वमेव शरणं प्रभो॥
अन्यथा शरणं नास्ति त्वमेव शरणं मम।
तस्मात्कारुण्यभावेन क्षमस्व परमेश्वर॥
अपराधसहस्राणि क्रियन्तेऽहर्निशं मया।
दासोऽयमिति मां मत्वा क्षमस्व जगतां पते॥
आवाहनं न जानामि न जानामि विसर्जनम्।
पूजां चैव न जानामि त्वं गतिः परमेश्वर॥

ભગવન્! અજ્ઞાનથી, પ્રમાદથી તથા સાધનના અભાવથી મારાથી જે ન્યૂનતા અથવા અધિકતાનો દોષ થઈ ગયો હોય તેને આપ ક્ષમા કરશો. ઈશ્વર! દયાનિધે! મેં દ્રવ્ય વિના, ક્રિયા વિના તથા મંત્ર વિના વિધિથી વિપરીત જે કર્મ કર્યું છે તેને આપ કૃપા કરીને ક્ષમા કરો. પ્રભો! મેં જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અવસ્થાઓમાં જે કર્મ કર્યું છે તે સર્વ આપની પૂજારૂપ થઈ જાય અને મારા માટે કલ્યાણકારી થાય. લથડિયું ખાઈને ધરતી પર પડી જનારાઓને આશરો આપનારી પણ ધરતી જ છે, તેવી જ રીતે આપના પ્રત્યે અપરાધ કરનારા માણસોને માટે પણ શરણ આપનારા આપ જ છો. પરમેશ્વર! આપના સિવાય બીજું કોઈ શરણ નથી. આપ જ મને શરણ આપનારા છો. માટે કરુણાપૂર્વક મારી ભૂલો માટે મને ક્ષમા કરશો. જગત્પતે! રાતદિન મારાથી હજારો અપરાધો થાય છે, તેથી 'આ મારો દાસ છે' આમ સમજી ક્ષમા કરશો. પરમેશ્વર! આપનું આવાહન કેમ કરવું, તે હું જાણતો નથી, વિસર્જન પણ જાણતો નથી અને આપની પૂજા કરવાનું પણ સારી પેઠે આવડતું નથી. હવે આપ જ સારી ગતિ છો–આધાર છો.'

આ પ્રમાણે પ્રાર્થના કરીને મંત્રના સાધકે મૂળ મંત્ર ભણીને વિસર્જન માટે નીચે લખેલા મંત્રનો પાઠ કરવો અને પુષ્પાંજલિ આપવી:

गच्छ गच्छ परं स्थानं जगदीश जगन्मय।
यन्न ब्रह्मादयो देवा जानन्ति च सदाशिवः॥

'હે જગદીશ! જગન્મય! આપના જે પરમધામને બ્રહ્મા આદિ દેવતાઓ તથા ભગવાન શિવ પણ જાણતા નથી તે પરમધામમાં સિધાવો.'

આ પ્રમાણે પુષ્પાંજલિ આપીને સંહારમુદ્રા દ્વારા ભગવાનને તેમના અંગભૂત પાર્ષદો સહિત સુષુમ્ણા નાડીના માર્ગથી

+ આનો ભાવાર્થ આ પ્રમાણે છે: 'આ પહેલાં પ્રાણ, બુદ્ધિ, દેહધર્મના અધિકારથી જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અવસ્થાઓમાં મનથી, વાણીથી, બંને હાથોથી, બંને પગોથી, ઉદરથી, લિંગથી મેં જે કંઈ વિચાર્યું છે, જે કહ્યું છે, જે કર્મ કર્યું છે, તે બ્રહ્માર્પણ થાઓ, સ્વાહા. હું મને પોતાને અને મારા સર્વસ્વને આપશ્રી વિષ્ણુની સેવામાં સમર્પિત કરું છું. ॐ તત્સત્.'

પોતાના હૃદયકમળમાં સ્થાપિત કરીને પુષ્પ સૂંઘીને વિદ્વાન પુરુષે ભગવાનનું વિસર્જન કરવું. બે શંખ, બે ચક્રશિલા (ગોમતીચક્ર), બે શિવલિંગ, બે ગણેશમૂર્તિ, બે સૂર્ય-પ્રતિમા અને દુર્ગાની ત્રણ પ્રતિમાઓનું પૂજન એક ઘરમાં ન કરવું જોઈએ. જો કરવામાં આવે તો દુઃખની પ્રાપ્તિ થાય છે. ત્યાર બાદ નીચે લખેલો મંત્ર ભણીને ભગવાનના ચરણામૃતનું પાન કરવું :

अकालमृत्युहरणं सर्वव्याधिविनाशनम् ।
सर्वपापक्षयकरं विष्णुपादोदकं शुभम् ॥

'ભગવાન વિષ્ણુનું શુભ ચરણામૃત અકાલમૃત્યુનું અપહરણ, સર્વ વ્યાધિઓનો નાશ તથા સમસ્ત પાપનો સંહાર કરનારું છે.'

ભિન્ન ભિન્ન દેવતાઓના ભક્તોએ પોતાના આરાધ્ય દેવને નિવેદિત કરેલો પ્રસાદ ગ્રહણ કરવો. ભગવાન શિવને નિવેદિત નિર્માલ્ય–પત્ર, પુષ્પ, ફળ અને જળ ગ્રહણ કરવા યોગ્ય હોતું નથી; પરંતુ શાલગ્રામ શિલાનો સ્પર્શ થવાથી તે સર્વ પવિત્ર (ગ્રાહ્ય) થઈ જાય છે.

**પૂજાના પાંચ પ્રકાર :** હે નારદ! પાંચ પ્રકારની પૂજા કહી છે: આતુરી, સૌતિકી, ત્રાસી, સાધનાભાવિની તથા દૌર્બોધી. એમનાં લક્ષણોનું મારી પાસેથી ક્રમશઃ વર્ણન સાંભળો: માંદા માણસે સ્નાન ન કરવું, જપ ન કરવો તેમ પૂજન પણ કરવું નહીં. આરાધ્ય દેવની પ્રતિમા અથવા સૂર્યમંડળનાં દર્શન તથા તેમને પ્રણામ કરીને મંત્રસ્મરણપૂર્વક તેમના માટે મંત્ર-પુષ્પાંજલિ આપવી. સાજા થયા પછી સ્નાન અને નમસ્કાર કરી ગુરુની પૂજા કરવી. તેમને આવી પ્રાર્થના કરવી કે, 'જગન્નાથ! જગત્પૂજ્ય! દયાનિધે! આપની કૃપાથી મને પૂજા છોડવાનો દોષ ન લાગે.' તે પછી યથાશક્તિ બ્રાહ્મણોનું પણ પૂજન કરીને તેમને દક્ષિણા આદિથી સંતુષ્ટ કરવા અને તેમના આશીર્વાદ મેળવી પહેલાંની જેમ ભગવાનની પૂજા કરવી. આ "આતુરી પૂજા' કહેવામાં આવી. હવે સૌતિકી પૂજા જણાવવામાં આવે છે. સૂતક બે પ્રકારનું કહેવામાં આવ્યું છે–જાતસૂતક અને મૃતસૂતક. બંને સૂતકોમાં એકાગ્રચિત્ત થઈને માનસી સંધ્યા કરીને મનથી જ ભગવાનનું પૂજન અને મનથી જ મંત્રજપ કરવો. સૂતક ઊતરી ગયા પછી પૂર્વવત્ ગુરુ અને બ્રાહ્મણોનું પૂજન કરીને તેમના આશીર્વાદ લઈ નિયમ મુજબ પૂજાના ક્રમનો આરંભ કરી દેવો. આ 'સૌતિકી પૂજા' કહેવામાં આવી. હવે ત્રાસી પૂજા જણાવવામાં આવે છે. દુષ્ટોથી ત્રાસ પામેલા માણસે મળી આવે તે સામગ્રીથી અથવા માનસિક ઉપચારોથી ભગવાનની પૂજા કરવી. આ 'ત્રાસી પૂજા' કહેવામાં આવી છે. પૂજાની સાધન-સામગ્રી એકઠી કરી મેળવવાની શક્તિ ન હોય તો જે મળી આવે તે પત્ર, પુષ્પ અને ફળનો સંગ્રહ કરીને તેમના દ્વારા અથવા માનસોપચારથી ભગવાનનું પૂજન કરવું. 'આ સાધનાભાવિની' પૂજા કહી છે. હે નારદ! હવે દૌર્બોધી પૂજાનો પરિચય સાંભળો. સ્ત્રી, વૃદ્ધ, બાળક અને મૂર્ખ માણસ પોતાના અલ્પ જ્ઞાન અનુસાર જે કોઈ ક્રમથી જે પણ પૂજા કરે છે, તેને 'દૌર્બોધી' પૂજા કહે છે. આ પ્રમાણે સાધકે જે કોઈ પણ રીતે સંભવ હોય, તે રીતે દેવપૂજા કરવી જોઈએ. દેવપૂજા પછી બલિ-વૈશ્વદેવ આદિ કરીને શ્રેષ્ઠ બ્રાહ્મણોને ભોજન કરાવવું. તે પછી ભગવાનને અર્પિત કરેલું નૈવેદ્ય પોતાના આપ્તજનો સાથે પ્રસાદરૂપે જમવું. પછી આચમન તથા મુખશુદ્ધિ કરીને થોડીક વાર વિશ્રામ કરવો. પછી સ્વજનો સાથે બેસી પુરાણ–ઇતિહાસ સાંભળવાં. જે સર્વ પૂજાવિધિઓના સંપાદનમાં સમર્થ હોઈને પણ અપૂર્ણવિધાનનું અનુષ્ઠાન કરે છે, તે ઉપાસકને સંપૂર્ણ ફળની

પ્રાપ્તિ થતી નથી. ૧-૧૪૦

समर्थः सर्वकल्पेषु योऽनुकल्पं समाचरेत् ।
न साङ्गशयिकं तस्य दुर्मतेर्जायते फलम् ॥१४०॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'દેવપૂજનવિધિ' નામનો ૬૭ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૬૮ : ગણેશમંત્રવિધાન

सनत्कुमार उवाच ।

अथ वक्ष्ये गणेशस्य मन्त्रान्सर्वेष्टदायकान् ।
यान्समाराध्य विप्रेन्द्र साधको भुक्तिमुक्तिमान् ॥१

સનત્કુમાર બોલ્યા : હે વિપ્રેન્દ્ર! હવે હું ગણેશના મંત્રોનું વર્ણન કરું છું. સર્વ અભીષ્ટ વસ્તુને આપનારા આ મંત્રોની સારી પેઠે આરાધના કરનારો સાધક ભુક્તિ (ભોગ) અને મુક્તિ-મોક્ષ પ્રાપ્ત કરી લે છે. 'ङे' વિભક્તિ (ચતુર્થી એક વચન) અંતવાળા ગણપતિ, તોય ભુજંગ, વરદ, સર્વજન, વહ્નિઃપ્રિય શબ્દોથી અઠ્ઠાવીસ વર્ણવાળો મંત્ર બને છે. 'ૐ ગણપતયે તોયાય ભુજંગાય વરદાય સર્વજનાય વહ્નિપ્રિયાય નમઃ' આ મંત્રના ગણક મુનિ છે, નિચૃદ ગાયત્રી છંદ છે, ગણેશ દેવતા છે, ષષ્ઠ બીજ છે, શક્તિ આદિ છે. મહાગણપતિની પ્રીતિ માટે આનો વિનિયોગ કરવામાં આવે છે. મંત્રસાધકે શિરમાં ઋષિનો, મુખમાં છંદનો, હૃદયમાં દેવતાનો, ગુહ્ય ભાગમાં બીજનો અને બંને પગમાં શક્તિનો ન્યાસ કરવો. છ અંગોમાં ૐ હ્રાં, હ્રીં, હ્રૂં, હ્રૈં, હ્રૌં, હ્રઃ– આ શૈવી ષડંગ મુદ્રાથી હૃદયાદિ ન્યાસ કરવો. નાભિથી પગ સુધી ભૂર્લોકની કલ્પના કરીને 'ગાં' બોલીને ન્યાસ કરવો. કંઠથી નાભિ પર્યંત ભુવર્લોકની કલ્પના કરીને 'ગીં' બોલીને ન્યાસ કરવો. મસ્તકથી કંઠ સુધી સ્વર્લોકની કલ્પના કરીને 'ગૂં' બોલીને ન્યાસ કરવો 'ગાં ગીં ગૂં' આ મૂળમંત્રથી કરાતા આ ન્યાસને ભુવનન્યાસ કહેવામાં આવેલ છે. મૂળમંત્રનું ઉચ્ચારણ કર્યા પછી ૐ अं आं इं ईं उं ऊं ऋं ॠं लृं लॄं एं ऐं ओं औं अं अः–આ માતૃકાવર્ણનો ઉચ્ચાર કરવો. લલાટ, મુખ, કંઠ, હૃદય, નાભિ, ઊરુ, જાનુ અને પગમાં મૂળથી ન્યાસ કરવો.

'તત્પુરુષાય'ના અંતમાં 'વિદ્મહે' અને 'વક્રતુંડાય' શબ્દના અંતમાં 'ધીમહિ' બોલીને તે પછી 'તન્નો દંતિઃ પ્રચોદયાત્'– આ પદ બોલવું. સર્વ સિદ્ધિઓને આપનારી આ ગણેશની ગાયત્રી છે. ન્યાસવિધિ કર્યા પછી હૃદયમાં ગણપતિનું ધ્યાન કરવું :

'ઊગતા ભાનુ જેવા વર્ણવાળા, સર્વ લોકની સ્થિતિ અને અંતના કારણરૂપ, શક્તિ સહિત સુશોભિત અંગવાળા તેમ જ દંત અને ચક્રના આયુધને ધારણ કરનારા ગણપતિને વંદન કરવું. આ પ્રમાણે ધ્યાન કરીને ચુંવાળીસ હજાર અથવા ચાર લાખ ગણેશ ગાયત્રીમંત્રનો જાપ કરવો અને શેરડી, સક્તુ (સાથવો), મોચાફળ (કેળાં), ચિપિટ (પૌંઆ), તલ, લાડુ, કોપરું અને ડાંગરની ધાણી (લાજ) આ આઠ દ્રવ્યો વડે વિધિપૂર્વક પૂજાયેલા પ્રદીપ્ત અગ્નિમાં જપેલા મંત્રના દશમા ભાગનો હોમ કરવો. પીઠ પર આધારશક્તિનું પૂજન કરવું. ષટ્કોણની અંદર ત્રિકોણ આલેખવો અને ષટ્કોણની બહાર અષ્ટદળ આલેખવું. ત્રિકોણમાં ગણેશનું આવાહન–પૂજન કરવું, પીઠ ઉપર–તીવ્રા, જ્વાલિની, નંદા, ભોગદા, કામરૂપિણી, ઉગ્રા, તેજોવતી, સત્યા અને વિઘ્નનાશિની–આ નવ શક્તિઓને 'सर्वादिशक्तिकमलासनाय हृदयान्तिकः' આ મંત્ર બોલીને આસન આપવું. પછી ત્રિકોણની બહાર લક્ષ્મી–વિષ્ણુ, ગૌરી–શંકર, રતિ–કામદેવ, પૃથ્વી અને પોત્રી આ આઠનું પૂર્વ દિશા આદિમાં ક્રમથી પૂજન કરવું. ક્રમથી બિલ્વ, વડ, પીપળો,

અને પ્રિયંગુ( આસોપાલવ )થી ચારે દિશામાં તેમને પૂજવાં. ષટ્કોણમાં આમોદાદિનું તેમની પ્રિયાઓ સહિત પૂજન કરવું. સર્વ પ્રથમ સિદ્ધિ સહિત આમોદની પૂજા કરવી. અગ્નિકોણમાં સમૃદ્ધિ સહિત પ્રમોદની, ઈશાનમાં કીર્તિ સહિત સુમુખની, પશ્ચિમમાં મદનાવતી સાથે દુર્મુખની, નૈર્ઋત્યમાં મદદ્રવા સહિત વિઘ્નની, વાયુકોણમાં દ્રાવિણી સાથે વિઘ્નકર્તાની પૂજા કરવી. અષ્ટદળમાં માતૃકાઓને પૂજવી. આ પ્રમાણે સાધકે વિઘ્નેશ્વરની આરાધના કરીને પોતાના મનોરથ સિદ્ધ કરવા. ભાદરવા વદ ચોથથી લઈને પ્રતિમાસે આળસરહિત થઈને સંકટનો નાશ કરનારું ગણપતિનું વ્રત કરવું. તે દિવસે સૂર્યોદયથી માંડીને ચંદ્રનો ઉદય થતાં સુધી મંત્રસાધકે વાણી અને મનને સ્થિર રાખી ઊભા રહેવું; પૃથ્વી પર કે કોઈ જાતના આસન પર બેસવું નહીં. ચંદ્રનો ઉદય થયા પછી અનેક જાતનાં પુષ્પ તથા અન્ય પૂજનસામગ્રી વડે ગણપતિનું પૂજન કરવું. એકવીસ લાડુનું નૈવેદ્ય તેમને અર્પણ કરવું. એક હજાર આઠ ગણેશ ગાયત્રી મંત્રનો જપ કરવો. પછી શ્વેત અને લાલ પુષ્પો તથા ચંદન સહિત ગણપતિને અર્ઘ્ય આપવો, તેમની સ્તુતિ કરવી, તેમને પ્રણામ કરવા; પછી ચંદ્રમાનું પૂજન કરવું. ચાર વાર ચંદ્રને અર્ઘ્ય આપવો. ગણપતિને નૈવેદ્યરૂપે ધરેલા મોદક–લાડુમાંથી અડધા લાડુ બ્રાહ્મણને આપવા. વ્રત કરનારે જિતેંદ્રિય થઈ અડધા મોદક પોતે ખાવા. આ પ્રમાણે એક વર્ષ સુધી આ વ્રત કરવું. વ્રત કરનારને તેથી પુત્ર અને પૌત્રાદિનું સુખ, વિત્ત અને આરોગ્ય પ્રાપ્ત થાય છે. સૂર્યોદયથી ચંદ્રનો ઉદય થતાં સુધી વ્રત કરનાર ઊભો રહેવામાં અશક્ત હોય તો સૂર્યાસ્તથી ચંદ્રોદય થતાં સુધી ઊભા રહી, કહેલી વિધિ પ્રમાણે વ્રત કરવાથી પણ ઉપર કહેલું વ્રતનું ફળ અવશ્ય પ્રાપ્ત થાય છે. હાથીદાંત, વાંદરાઓ અથવા હાથીએ ભાંગેલ લીંબડો અથવા સફેદ કરેણમાંથી નિર્માણ કરેલી ગણેશની પ્રતિમામાં ગણપતિનું આવાહન તથા તેમની પ્રતિષ્ઠા કરી ચંદ્રગ્રહણના દિવસે નિરાહાર રહીને ગણપતિનું પૂજન કરવાથી દ્યૂતમાં, રાજદરબારમાં, યુદ્ધમાં અને સંસારવ્યવહારમાં સફળતા પ્રાપ્ત થાય છે. આ જ પ્રમાણે વક્રતુંડનું પણ પૂજન કરવું. 'ૐ વક્રતુંડાય હુમ્'—આ મંત્રના ભાર્ગવ ઋષિ છે, અનુષ્ટુપ છંદ છે, ગણાધિપ દેવ છે, વક્રતુંડ બીજ છે, વં શક્તિ છે ને વં એ જ કવચ છે. પૂર્વોક્ત રીતે ન્યાસ કરી વક્રતુંડનું ધ્યાન કરવું. 'ઊગતા સૂર્યના જેવી કાન્તિવાળા, હાથમાં પાશ, અંકુશ, વર તથા અભયને ધારણ કરનારા, ગજના મુખવાળા, લાલ વસ્ત્રથી સુશોભિત એવા વક્રતુંડનું ધ્યાન કરવું. એક લાખ ગણેશ ગાયત્રીનો જપ કરવો. પાછળ જણાવેલાં આઠ દ્રવ્યો વડે જપના દશમા ભાગનો હોમ કરવો. પીઠ ઉપર આ અગાઉ જણાવ્યા પ્રમાણે તીવ્રા, જ્વાલિની, નંદા, ભોગદા વગેરે નવ શક્તિઓનું આવાહન કરીને તેમનું પૂજન કરવું. અષ્ટદળમાં વિદ્યા, વિધાત્રી, ભોગદા, વિઘ્નઘાતિની, નિધિપ્રદીપા, પાપઘ્ની, પુણ્યા તથા શશિપ્રભાનું પૂજન કરવું. દળના અગ્રભાગમાં વક્રતુંડ, એકદંષ્ટ્ર, મહોદર, ગજાસ્ય, લંબોદર, વિકટ, વિઘ્નરાટ્ અને ધૂમ્રવર્ણનું પૂજન કરવું. વક્રતુંડની કૃપાથી, તેમના પૂજનને લીધે સાધકની સર્વ કામનાઓ પૂર્ણ થાય છે. ગુરુની પાસેથી સંસ્કારપૂર્વક દીક્ષા લઈને તેમના મુખેથી ગણેશનો ષડક્ષર મંત્ર 'ૐ વક્રતુંડાય હુમ્'–ગ્રહણ કરવો. બ્રહ્મચર્યવ્રત ધારણ કરી હવિષ્યાન્ન ભક્ષણ કરવા સાથે સત્ય વાણી બોલનારાએ જિતેંદ્રિય થઈ પ્રતિદિન એક હજાર જપ કરવા. આ પ્રમાણે છ માસ સુધી જપ કરીને અષ્ટ-

દ્રવ્યોથી જપના દશાંશનો હોમ કરવો. આ પ્રમાણે કરનારા સાધકનું દારિદ્રય નાશ પામી તેને ત્યાં ઐશ્વર્ય સ્થિર થાય છે. ભાદ્રપદ કૃષ્ણ ચતુર્થીથી આશ્વિન શુક્લ ચતુર્થી સુધી આદરપૂર્વક પ્રતિદિન દશ હજાર વાર મંત્રનો જપ કરવો. અષ્ટ દ્રવ્યોથી પ્રતિદિન એકસો આઠ આહુતિ આપીને હોમ કરવાથી પ્રથમ કહ્યા પ્રમાણેનું ફળ મળે છે. બંને પક્ષોની ચતુર્થીના દિવસે સો માલપૂઆના હોમથી સાધકને એક વર્ષમાં ઉત્કૃષ્ટ પ્રકારની સમૃદ્ધિ પ્રાપ્ત થાય છે. અંગારક ચતુર્થી( મહા વદ ચોથ )ના દિવસે ગણપતિની વિધિપૂર્વક પૂજા કરીને તેમને દૂધપાકનું નૈવેદ્ય અર્પણ કરવું. પછી ગુરુ–આચાર્યનું પૂજન કરીને તેમને જમાડવા ગણપતિને અર્પણ કરેલું નૈવેદ્ય એક હજાર આહુતિઓથી ગણેશ ષડક્ષર મંત્ર ભણી અગ્નિમાં વિધિપૂર્વક હોમવું. આ પ્રમાણે એક વર્ષ સુધી કરવામાં આવતાં વિપુલ લક્ષ્મી પ્રાપ્ત થાય છે. લોકોના હિતની ઇચ્છાથી એક બીજું સાધન કહેવામાં આવે છે.

પૌંઆ, દૂધ, માલપૂઆ, લાડુ તથા વિવિધ પ્રકારનાં ફળોનું નૈવેદ્ય શ્રીગણેશને અર્પણ કરવું. તેમનું યથાવિધિ પૂજન કરવું. પછી સાધકે હળદર, સૈંધવ અને વચા આઠ માષા અથવા તો ચાર માષા લઈ તેનું ચૂર્ણ કરવું; તેને ચાર તોલા ગોમૂત્રમાં નાખવું. એક હજાર વાર ગણેશના ષડક્ષર મંત્રનો જપ કરવો. તે ઔષધિને અભિમંત્રિત કરી દેવની આગળ મૂકવી. ઋતુસ્નાન કરી શુદ્ધ થયેલ, શુભ લક્ષણવાળી, શ્વેત વસ્ત્ર ધારણ કરેલી સ્ત્રીને આ ઔષધ પાવાથી, તે સ્ત્રી વંધ્યા હોય તોપણ સર્વ શુભ લક્ષણથી યુક્ત પુત્રને પ્રાપ્ત કરે છે.

હવે બીજું એક અદ્ભુત રહસ્ય કહેવામાં આવે છે. ગોચર્મ માત્ર પૃથ્વીને ગોમયથી લીંપીને તેના પર અક્ષત છાંટી શુદ્ધ જળથી ભરેલો એક ઘડો મૂકવો. એ ઘડાની ઉપર એક નવા શકોરામાં કપિલા ગાયનું ઘી ભરીને તે શકોરું મૂકવું. પછી 'ૐ વક્રતુંડાય હુમ્' આ ષડક્ષર મંત્ર અને 'ૐ વક્રતુંડાય હુમ્ નમઃ' આ અષ્ટાક્ષર મંત્રથી તે શકોરામાં દીપક પ્રકટાવવો. એ દીવામાં દેવનું આવાહન કરી ગંધ–પુષ્પ આદિથી તેનું પૂજન કરવું. પછી સ્નાન કરેલ કુમારી અથવા કુમારનું પૂજન કરવું. એમનામાંના કોઈ એકને દીવા આગળ બેસાડી, દેવનું ધ્યાન કરવું અને 'ૐ વક્રતુંડાય હુમ્' આ મંત્રનો જપ કરવો. પ્રકટાવેલા તે દીપકમાં દ્વિજરૂપ ગણેશની ભાવના કરવી. પછી તે કુમાર અથવા કુમારીને દટાયેલી અથવા ચોરાયેલી સંપત્તિ કે હવે પછી પ્રાપ્ત થનારી સંપત્તિ વિષે પૂછવામાં આવતાં તેના વિષે તે સઘળી હકીકત કહેશે.

ષડક્ષર મંત્ર–'ૐ વક્રતુંડાય હુમ્'ના અંતમાં 'નમઃ' પદ લગાડવામાં આવ્યાથી અષ્ટાક્ષર મંત્ર બની જાય છે.

હે નારદ! ગણેશના સાધક માટે તંત્રશાસ્ત્રમાં બીજા પણ મંત્રો છે; પરંતુ સાધકોથી તે ત્રણેય લોકમાં સિદ્ધ કરી શકાય તેવા નથી. ગણેશના મંત્રોનું કહેવામાં આવેલું આ વિધાન શઠને, પાખંડી શિષ્યને તેમ જ ધુતારા માણસોને કદી કહેવું નહીં.

આ પ્રમાણે સર્વ સિદ્ધિને આપનારા શ્રીગણેશનું જે નિત્ય પૂજન કરે છે તે સર્વ ભોગોને પ્રાપ્ત કરી અંતે મુક્તિ પામે છે.[૧–૯૪]

**एवं यो भजते नित्यं गणेशं सर्वसिद्धिदम् ।**
**प्राप्येह सकलान्भोगानन्ते मुक्तिपदं व्रजेत् ॥९४॥**

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'ગણેશમંત્રવિધાન નિરૂપણ' નામનો અધ્યાય ૬૮ મો સમાપ્ત

## અધ્યાય ૬૯ : મંત્રવિધાનનિરૂપણ

सनत्कुमार उवाच ।

अथ वक्ष्ये त्रयीमूर्तेर्विधानं त्वङ्गिजनीपतेः ।
मन्त्राणां यत्समाराध्य सर्वेष्टं प्राप्नुयाद्भुवि ॥ १ ॥

સનત્કુમાર બોલ્યા : હવે ઋગ્યજુઃ-સામરૂપ સૂર્યના મંત્રોનું વિધાન કહેવામાં આવે છે. જેની આરાધનાથી પૃથ્વી પરના સર્વ ઇષ્ટ પદાર્થોની પ્રાપ્તિ થાય છે.

'ॐ ह्रीं नमो भगवते जितवैश्वानरजात-वेदसे' આ સૂર્યમંત્ર ભોગ અને મુક્તિને આપનારો છે. આ મંત્રના દેવભાગ મુનિ છે, ગાયત્રી છંદ છે, રવિ દેવતા છે, માયા-બીજ છે, રમા શક્તિ છે, દૃષ્ટ અને અદૃષ્ટમાં આનો વિનિયોગ થાય છે. મંત્રસાધકે તે પછી ૐ હૃદયે સત્યાય નમઃ, ૐ બ્રહ્મણે શિરસે સ્વાહા, ૐ વિષ્ણવે શિખાયૈ વષટ્, ૐ રુદ્રાય કવચાય હુમ્, ૐ અગ્નયે નેત્ર-ત્રયાય વૌષટ્, ૐ શર્વાય અસ્ત્રાય ફટ્–આ પ્રમાણે સત્યાદિ ન્યાસ કરવા. ત્યારબાદ કર-ન્યાસ કરવા. જેમ કે ૐ હ્રાં અંગુષ્ઠાભ્યાં નમઃ, ૐ હ્રીં તર્જનીભ્યાં નમઃ, ૐ હ્રૂં મધ્યમાભ્યાં નમઃ, ૐ હ્રૈં અનામિકાભ્યાં નમઃ, ૐ હ્રૌં કનિષ્ઠિકાભ્યાં નમઃ, ૐ હ્રઃ કરતલકરપૃષ્ઠાભ્યાં નમઃ. કરન્યાસ કર્યા પછી ફરીથી આ છ વર્ણોથી અંગન્યાસ કરવા. જેમ કે ૐ હ્રાં હૃદયાય નમઃ, ૐ હ્રીં શિરસે સ્વાહા, ૐ હ્રૂં શિખાયૈ વષટ્, ૐ હ્રૈં કવચાય હુમ્, ૐ હ્રૌં નેત્રત્રયાય વૌષટ્, ૐ હ્રઃ અસ્ત્રાય ફટ્, તે પછી આદિત્યાદિ પાંચ ન્યાસ આ પ્રમાણે કરવા. જેમ કે ૐ મૂર્ધ્નિ આદિત્યાય નમઃ, ૐ વદ્ને રવયે નમઃ, ૐ હૃદિ ભાનવે નમઃ, ૐ ગુહ્યે ભાસ્કરાય નમઃ, ૐ પાદયોઃ સૂર્યાય નમઃ.

ત્યારબાદ અષ્ટાક્ષર ન્યાસ કરવો. જેમકે– ૐ હ્રીં મૂર્ધ્ને નમઃ, ૐ શ્રીં આસ્યાય નમઃ, ૐ ગાં કંઠાય નમઃ, ૐ ગીં હૃદે નમઃ, ૐ ગૂં કુક્ષ્યૈ નમઃ, ૐ ગૈં નાભ્યૈ નમઃ, ૐ ગૌં લિંગાય નમઃ, ૐ ગઃ ગુદે નમઃ.

આ પછી મંડળન્યાસ કરવા : જેમ કે 'ૐ અં, આં, ઇં, ઈં, ઉં, ઊં, ઋં, ૠં, ઌં, ૡં, એં, ઐં, ઓં ઔં, અં, અઃ શીતાંશુમંડલાય નમઃ' આ પ્રમાણે બોલીને મસ્તકથી કંઠ પર્યંત વ્યાપક મંડળન્યાસ કરવો.

પછી 'ૐ કં, ખં, ગં, ઘં, ઙં; ચં, છં, જં, ઝં, ઞં; ટં, ઠં, ડં, ઢં, ણં; તં, થં, દં, ધં, નં; પં, ફં, બં, ભં, મં ભાસ્કરમંડળાય નમઃ'–બોલીને પ્રદ્યોતનનું હૃદયમાં ધ્યાન કરીને કંઠથી નાભિ પર્યંત વ્યાપક મંડળન્યાસ કરવો.

તે પછી 'યં, રં, લં, વં, શં, ષં, સં, હં, ળં, ક્ષં વહ્નિમંડલાય નમઃ'–બોલી વહ્નિનું સ્મરણ કરતા રહીને નાભિથી પગ સુધી વ્યાપક મંડળન્યાસ કરવો. આ મંડળન્યાસ મહાતેજ આપનાર છે.

પછી નવ ગ્રહના ન્યાસ કરવા. જેમ કે ૐ આધારે આદિત્યાય નમઃ, ૐ લિંગે સોમાય નમઃ, ૐ નાભૌ ભૌમાય નમઃ, ૐ હૃદિ બુધાય નમઃ, ૐ કંઠે ગુરવે નમઃ, ૐ મુખાન્તરે શુક્રાય નમઃ, ૐ ભ્રૂમધ્યે સૌરયે નમઃ, ૐ ભાલે રાહવે નમઃ, ૐ બ્રહ્મરન્ધ્રે કેતવે નમઃ.

આ પ્રમાણે ન્યાસવિધિ કર્યા પછી હૃદયકમળમાં સૂર્યનું ધ્યાન કરવું.

'દાન અને અભયરૂપ બે કમળને હાથમાં ધારણ કરીને રહેલા રવિ ઋગ્યજુઃસામ-સ્વરૂપ છે. તેમણે કુંડળ, અંગદ, કેયૂર અને હાર પરિધાન કરેલાં છે.' આ પ્રમાણે ધ્યાન કરીને મંત્રસાધકે 'ૐ હ્રીં નમો ભગવતે સૂર્યાય સ્વાહા' –આ મંત્રનો એક લાખ વાર જપ કરવો અને દશાંશથી લાલ કમળ અથવા તલથી અગ્નિમાં વિધિપૂર્વક આહુતિ આપી હોમ કરવો.

પછી પીઠસ્થ દેવતાઓનું પૂજન કરવું; પીઠ શક્તિઓનું પૂજન કરવું. તેમનાં નામ આ પ્રમાણે છે: દીપ્તા, સૂક્ષ્મા, જયા, ભદ્રા, વિભૂતિ, વિમલા, અમોઘા, વિદ્યુતા, સર્વતોમુખી–આ પીઠશક્તિઓ છે. પીઠની મધ્યમાં સૂર્યમંડળ બનાવી તેમાં આદિત્ય, રવિ, ભાનુ, ભાસ્કર અને સૂર્ય–આ નામોથી સૂર્યની પૂજા કરવી. એ પીઠસ્થાન ઉપર નવગ્રહોનું સ્થાપન કરી તેમનું પણ પૂજન કરવું. પૂર્વ આદિ દિશાઓમાં અનુક્રમે ઇંદ્ર, દક્ષિણમાં યમ, પશ્ચિમમાં વરુણ અને ઉત્તર દિશામાં કુબેરનું પૂજન કરવું. આ પ્રમાણે વિધિપૂર્વક સૂર્યનું પૂજન કરીને પ્રતિદિન તેને અર્ઘ્ય આપવો, પૂજન કરતા પહેલાં પ્રાણાયામ કરવા તથા અગાઉ જણાવ્યા પ્રમાણે ન્યાસ કરવા. સૂર્યનું ધ્યાન કરવું; પછી દિવ્ય ઉપચારોથી યજન કરવું, એક પ્રસ્થ (૬૪ તોલા) જળ માઈ શકે તેવું તાંબાનું એક સુંદર વાસણ લેવું. તે રક્તચંદન વગેરેથી આલેખેલા સૂર્યના મંડળમાં મૂકવું; અને વિલોમ માતૃકા બોલી તેમાં શુદ્ધ જળ પૂરવું. વિલોમ માતૃકા આ પ્રમાણે છે: ક્ષં ળં હં સં ષં શં વં લં રં યં મં ભં બં ફં પં નં ધં દં થં તં ણં ઢં ડં ઠં ટં ઞં ઝં જં છં ચં ઙં ઘં ગં ખં કં અઃ ઔં ઓં ઐં એં ॡં ઌં ૠં ઋં ઊં ઉં ઈં ઇં આં અં.

પાત્રમાં જળ પૂર્યા પછી તેમાં કેસર, ગોરોચન, રાઈ, ચંદન, રક્તચંદન, કરવીર, જપા, ડાંગર, કુશ, સામો, તલ, વાંસનાં બીજ–આ પદાર્થો નાખવા. તેમાં અંગ અને આવરણ સહિત સૂર્યનું આવાહન કરી પૂજન કરવું; અને વિધિપૂર્વક ગંધ, પુષ્પ, ધૂપ, દીપ તથા નૈવેદ્ય વગેરે તેમને અર્પણ કરવાં. ત્રણ પ્રાણાયામ તથા પાછળ પ્રમાણે અંગન્યાસ કરવા. પછી 'हरितहयरथं दिवाकरं घृणिः' આ બીજમંત્ર નાગરવેલના પાન ઉપર ચંદનથી લખવો. આ પાન જમણા હાથમાં લઈ અર્ઘ્યપાત્ર પર તે ઢાંકવું. તે પછી 'ॐ नमो भगवते सूर्याय स्वाहा' આ મંત્ર એકસો આઠવાર ભણવો અને રવિનું પૂજન કરી બંને ઢીંચણ જમીન પર ટેકવી 'ॐ नमो भगवते सूर्याय स्वाहा' આ મંત્ર મનમાં બોલતા રહીને અર્ઘ્યપાત્ર માથા સુધી ઊંચું કરી તેમાંના જળથી સૂર્યને અર્ઘ્ય આપવો. પછી પુષ્પાંજલિ આપવી અને ફરીથી એકસો આઠ વાર ઉપર લખેલા મંત્રનો સાધકે જપ કરવો. આ પ્રમાણે હમેશાં સૂર્યને અર્ઘ્ય આપવાથી ધન–ધાન્ય યશ અને સુખની પ્રાપ્તિ થાય છે. પુત્ર–પૌત્રાદિથી કુળમાં અભિવૃદ્ધિ થાય છે. અભીષ્ટ સર્વ કંઈ સિદ્ધ થાય છે. આ પ્રમાણે સૂર્યને આપવામાં આવેલા અર્ઘ્યને આયુ અને આરોગ્યને વધારનાર તથા ધન-ધાન્ય, પશુ, ક્ષેત્ર, મિત્ર, સ્ત્રી, તેજ, વીર્ય (પરાક્રમ), યશ, કીર્તિ, વિદ્યા, વિભવ અને અનેક પ્રકારના ભોગોને આપનાર કહેલ છે.

સંધ્યાવંદન તથા ગાયત્રીની આરાધના કરનાર વિપ્ર, આ મંત્રનો જપ કરવાથી ક્યારેય દુઃખ પામતો નથી. આ પ્રમાણે સૂર્યનું પૂજન કર્યા પછી 'ॐ ह्रीं सोमाय नमः' આ મંત્રથી ચંદ્રની આરાધના કરવી. આ મંત્રના ભૃગુ ઋષિ છે, પંક્તિ છંદ છે, સોમ દેવતા છે. આદ્ય બીજ છે અને નમઃ શક્તિ છે. 'સર્વ ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિમાં આનો વિનિયોગ કરવામાં આવે છે. પછી ॐ હ્રાં સોમાય હૃદયાય નમઃ, ॐ હ્રીં સોમાય શિરસે સ્વાહા, ॐ હ્રૂં સોમાય શિખાયૈ વષટ્, ॐ હ્રૈં સોમાય કવચાય હુંમ્, ॐ હ્રૌં સોમાય નેત્રત્રયાય વૌષટ્, ॐ હ્રઃ સોમાય અસ્ત્રાય ફટ્–આ પ્રમાણે છ અંગન્યાસ કરવા. પછી સ્ફટિક જેવી કાન્તિવાળા, કુમુદ–શ્વેત કમળને ધારણ કરનારા, મોતીઓની માળાને પરિધાન કરનારા ચંદ્રનું ધ્યાન કરવું. છ

લાખ મંત્ર 'ॐ હ્રીં સોમાય નમઃ'નો જપ કરવો. તેના દશાંશનો ઘૃત સહિત ખીરથી હોમ કરવો. પૂર્વોક્ત પીઠ પર મૂળ મંત્રથી મૂર્તિની કલ્પના કરીને મંત્રના સાધકે તે મૂર્તિમાં ચંદ્રનું આવાહન અને પૂજન કરવું જોઈએ. કમળના કેસરા પર અંગોની પૂજા કરીને શ્વેતા, રોહિણી, કૃત્તિકા, રેવતી, ભરણી, રાત્રિ, આર્દ્રા, જ્યોત્સ્ના અને કલા—આ શક્તિઓનું પીઠ પર કમળપત્રમાં પૂજન કરવું. અષ્ટદળ કમળના અગ્ર ભાગમાં અનુક્રમે આદિત્ય, મંગળ, બુધ, શનિ, ગુરુ, રાહુ, શુક્ર અને કેતુનું રક્ત, અરુણ, શ્વેત, નીલ, પીત, ધૂમ્રવર્ણ, સિત અને અસિત વર્ણનાં પુષ્પોથી પૂજન કરવું. મંડળના બાહ્ય ભાગમાં લોકપાલોની તેમનાં આયુધો સહિત પૂજા કરવી. આ પ્રમાણેના અનુષ્ઠાનથી સાધવામાં આવેલો મંત્ર સાધકને ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ કરાવે છે. પૂર્ણિમાના દિવસે ઉપવાસ કરીને ચંદ્રનો ઉદય થાય ત્યારે તેને અર્ઘ્ય આપવો. પ્રથમ એક ચાંદીનું પાત્ર લઈ તેને ગાયના દૂધથી ભરવું. તેને હાથ અડકાડી રાખી 'ॐ ह्रीं सोमाय नमः' આ મંત્ર એકસોઆઠવાર જપીને સર્વ અભીષ્ટની સિદ્ધિ થવા માટે ચંદ્રને તેનો અર્ઘ્ય આપવો. આ પ્રમાણે પ્રતિમાસે આળસરહિત થઈને વિધિપૂર્વક ચંદ્રનું પૂજન કરીને અર્ઘ્ય આપવાથી મનુષ્ય એક વર્ષમાં સર્વ ઇષ્ટ વસ્તુઓને મેળવી લે છે.

હવે ધન અને પુત્રસંતતિ આપનારો અંગારક મંત્ર કહેવામાં આવે છે. 'ॐ मंगलाय नमः' આ છ અક્ષરનો મંત્ર સર્વ ઇષ્ટ વસ્તુને આપનાર છે. આ મંત્રના વિરૂપાક્ષ મુનિ છે, ગાયત્રી છંદ છે, કુજ દેવતા છે, મંગળના આવાહનમાં આનો વિનિયોગ કરવામાં આવે છે. પ્રથમ અંગન્યાસ કરવો, તેનો પ્રકાર આ પ્રમાણે છેઃ ॐ હ્રાં હૃદયાય નમઃ, ॐ હ્રીં શિરસે સ્વાહા, ॐ હ્રૂં શિખાયૈ વષટ્, ॐ હ્રૈં કવચાય હુમ્, ॐ હ્રૌં નેત્રત્રયાય વૌષટ્, ॐ હ્રઃ અસ્ત્રાય ફટ્—ન્યાસ કર્યા પછી મંગળનું ધ્યાન કરવું: 'લાલ વસ્ત્ર તથા માળાને ધારણ કરનાર; શક્તિ, શૂળ તથા ગદા ધારણ કરનાર, ઈશાનના સ્વેદથી ઉત્પન્ન થયેલા ઘેટાના વાહનવાળા છે, ભૂમિપુત્રનું હું ધ્યાન કરું છું.'—'मेषस्थं रक्तवस्त्राङ्गं शूलशक्तिगदावरान्। करैर्बिभ्राणमीशानस्वेदजं भूसुतं स्मरेत्॥' આ મંત્ર ભણીને ધ્યાન કરવું તથા આવાહન અને પૂજન કરવું. પછી 'ॐ मंगलाय नमः' આ મંત્રનો છ લાખ વાર જપ કરવો અને દશાંશને ખદિરની સમિધા વડે અગ્નિમાં હોમ કરવો. પછી એકવીશ નામ મંત્રો વડે મંગળયંત્રના એકવીશ કોઠામાં અંગોની પૂજા કરવી. તેનો પ્રકાર 'મંગલાય નમઃ પાદૌ પૂજયામિ' આ મંત્રથી પગની પૂજા કરવી, 'ભૂમિપુત્રાય નમઃ'થી ઘૂંટીની, 'ઋણહર્ત્રે નમઃથી જંઘાની, 'ધનપ્રદાય 'નમઃ થી ઘૂંટણની; 'સ્થિરાસનાય નમઃ'થી સાથળની, 'મહાકાયાય નમઃ' થી કેડની, 'સર્વકર્માવરોધકાય નમઃ'થી નાભિની 'લોહિતાય નમઃ'થી પેટની, 'લોહિતાક્ષાય નમઃ' થી હૃદયની 'સામગાનાં કૃપાકરાય નમઃ'-થી હાથની, 'ધરાત્મજાય નમઃ'થી બાહુની, 'કુજાય નમઃ' થી ખભાની, 'ભૌમાય નમઃ'-થી કંઠની, 'ભૂમિદાય નમઃ'થી હડપચીની, 'ભૂમિનન્દનાય નમઃ'થી મુખની, અંગારકાય નમઃ'થી નાકની, 'મહીસૂનવે નમઃ'થી કાનની, 'સર્વરોગાપહારકાય નમઃ'થી નેત્રની, 'વૃષ્ટિકર્ત્રે નમઃ'થી લલાટની, 'વૃષ્ટિહર્ત્રે નમઃ'થી મસ્તકની તથા 'સર્વકામફલપ્રદાય નમઃ શિખાં પૂજયામિ' આ મંત્ર ભણી શિખાની પૂજા કરવી. મંત્રના સાધકે આ પ્રમાણે પોતપોતાના સ્થાનમાં રહેલા મંગળ વગેરેની એકવીસ કોઠામાં ક્રમથી પૂજા કરવી. ઇંદ્રાદિ દિક્પાલોની પણ તેમનાં વજ્ર આદિ આયુધો સહિત પૂર્વાદિ

દિશાઓમાં પૂજા કરવી; આથી મંત્રસિદ્ધિ થાય છે. પુત્રપ્રાપ્તિની કામનાવાળી સ્ત્રીએ ભૌમનું વ્રત કરવું. આ વ્રત માર્ગશીર્ષ માસ અથવા વૈશાખ માસમાં આરંભ કરાય છે, અને તે પ્રશસ્ય ગણાય છે. વ્રત કરનારે પ્રભાતમાં ઊઠીને, શૌચાદિ ક્રિયાથી નિવૃત્ત થઈને મૌન ધારણ કરી અઘેડાના દાતણથી દંતશુદ્ધિ કરવી. તે પછી સ્નાન કરી રક્ત વસ્ત્ર અને રક્તમાળા ધારણ કરવાં અને રક્તચંદનનું વિલેપન કરવું. સર્વ પૂજા-સામગ્રી રક્તવર્ણની ઉપયોગમાં લઈ નૈવેદ્ય પણ તૈયાર રાખવું. પછી સુયોગ્ય બ્રાહ્મણને પૂજન કરાવવા માટે બોલાવી તેની આજ્ઞા પ્રમાણે મંગળનું પૂજન કરવું. રાતી ગાયના છાણથી લીંપેલી જમીન પર રક્ત આસન ઉપર બેસવું. આચમન કરીને દેશકાલનું સ્મરણ કરી કામ્ય વ્રતનો સંકલ્પ કરવો. મંગલ આદિ નામો વડે સાધ્વી સ્ત્રીએ પોતાનાં અંગોમાં તેમનો ન્યાસ કરવો. 'સામગાનાં કૃપાંકર'નો મુખમાં ન્યાસ કરવો, 'ધરાત્મજ'નો નસકોરામાં ન્યાસ કરવો, 'કુજ'નો આંખોમાં, 'ભૌમ'નો લલાટમાં, 'ભૂમિદ'નો ભવાંની મધ્યમાં, 'ભૂમિનન્દન'નો મસ્તકમાં, 'અંગારક'નો શિખામાં અને મહીસુત'નો બધાં અંગોમાં ન્યાસ કરવો. 'સર્વરોગાપહારક'નો બે બાહુઓમાં, 'વૃષ્ટિ-કર્તા'નો માથાથી પગ સુધીનાં અંગોમાં ન્યાસ કરવો. 'વૃષ્ટિહર્તા'નો પગથી મૂર્ધા-માથા સુધીનાં અંગોમાં તથા 'સર્વકાર્યાર્થ સિદ્ધિદ'નો દિશાઓમાં ન્યાસ કરવો. નાભિ, હૃદય અને શિરમાં 'આર'નો, મુખમાં 'ભૂમિજ'નો ન્યાસ કરવો. આ પ્રમાણે પોતાના દેહમાં ન્યાસ કરી ધરાત્મજ -મંગળનું ધ્યાન કરવું. માનસ ઉપચારોથી તેનું પૂજન કરીને અર્ધ્ય આપવો. તે માટે ત્રિકોણમાં એકવીસ કોઠાઓ આલેખેલું તાંબાનું એક પાત્ર લેવું. તેમાં અંગારકનું આવાહન કરી રક્ત પુષ્પ વગેરેથી તેનું પૂજન કરવું. પ્રથમ તેનાં અંગોની આરાધના કરી મંગળ આદિનું પૂજન કરવું; ત્રિકોણના એક-વીસ કોઠાઓમાં ચક્ર, આર અને ભૂમિજનું પૂજન કરીને એ ત્રિકોણની બહાર અષ્ટ માતૃકાઓનું પૂજન કરવું. પછી વજ્ર આદિ આયુધો સાથે ઈંદ્રાદિ દિક્પાલોનું પૂજન કરવું. ધૂપ, દીપ અર્પણ કરીને ઘઉંના અન્નમાંથી બનાવેલું નૈવેદ્ય તેમને નિવેદન કરવું. પછી તાંબાના પાત્રમાં શુદ્ધ જળ ભરવું. તેમાં રક્ત ચંદન, રક્ત પુષ્પ, અક્ષત, જુદાં જુદાં જાતનાં ફળ નાખી મંગળને અર્ધ્ય આપવા માટે સાધકે આ બે મંત્રો ભણવા :

भूमिपुत्र महातेजः स्वेदोद्भव पिनाकिनः ।
सुतार्थिनी प्रपन्ना त्वां गृहाणार्घ्यं नमोऽस्तु ते ॥
रक्तप्रवालसंकाश जपाकुसुमसन्निभ ।
महीसुत महाभाग गृहाणार्घ्यं नमोऽस्तु ते ॥

'હે ભૂમિપુત્ર! હે મહાતેજ! પિનાક નામના ધનુષને ધારણ કરનારા મહાદેવના પરસેવામાંથી ઉત્પન્ન થયેલા હે મંગળ! હું પુત્રને પ્રાપ્ત કરવાની કામનાવાળી તમારા શરણે આવી છું. આ અર્ધ્ય હું તમને અર્પણ કરું છું; તે તમે ગ્રહણ કરો. તમને નમસ્કાર છે.

પરવાળાં જેવા રક્તવર્ણવાળા, જાસૂદનાં ફૂલ જેવી કાંતિવાળા, હે મહીસુત! હે મહાભાગ્યશાળી મંગળ! હું આ અર્ધ્ય તમને અર્પણ કરું છું, તે ગ્રહણ કરો, તમને નમસ્કાર છે—આ બે મંત્ર ભણીને મંગળને અર્ધ્ય આપવો.

તે પછી ઉપર જણાવેલાં એકવીસ નામોના અંતમાં ચતુર્થી વિભક્તિ લગાડી, તેમના અંતમાં 'નમઃ' પદની તથા આદિમાં 'ૐ'ની યોજના કરી-'धरणीगर्भसंभूतं विद्युत्कान्तिसमप्रभम् । कुमारं शक्तिहस्तं च मंगलं प्रणमाम्यहम् ॥-પૃથ્વીથી ગર્ભમાં ઉત્પન્ન

થયેલા, વીજળીના જેવી કાંતિવાળા, હાથમાં શક્તિને ધારણ કરનારા કુમાર એવા મંગળને હું પ્રણામ કરું છું'–આ મંત્ર બોલી મંગળને પ્રણામ કરવા અને એટલી જ વાર અર્થાત્ એકવીસ વાર પ્રદક્ષિણા કરવી.

પછી ખેરના કોલસાથી પૃથ્વી પર ત્રણ રેખાઓ કરવી; અને નીચે લખેલા બે મંત્રો બોલીને ડાબા પગથી તેમને ભૂંસી નાખવી.

दुःखदौर्भाग्यनाशाय पुत्रसन्तानहेतवे ।
कृतरेखात्रयं वामपादेनैतत्प्रमार्ज्म्यहम् ॥
ऋणदुःखविनाशाय मनोमीष्टार्थसिद्धये ।
मार्जयाम्यसिता रेखास्तिस्रो जन्मत्रयोद्भवा ॥

'દુઃખ અને દુર્ભાગ્યનો નાશ થવા માટે, પુત્રસંતાનની પ્રાપ્તિના હેતુ માટે આ કરવામાં આવેલી ત્રણ રેખાઓને હું ડાબા પગથી ભૂંસી નાખું છું. ઋણ અને દુઃખના વિનાશ માટે, મારા મનનું અભીષ્ટ સિદ્ધ થવા માટે, ત્રણ જન્મથી ઉત્પન્ન થયેલી આ કાળી ત્રણ રેખાઓને હું ભૂંસી નાખું છું'–આ બે મંત્રો બોલીને ડાબા પગથી એ ત્રણ રેખાઓ ભૂંસી નાખવી.

તે પછી અંગ સહિત કરેલી પૂજા સફળ થવા માટે મંગળનાં ચરણકમળનું ધ્યાન ધરીને હાથ જોડી નીચેના મંત્રો બોલીને પ્રાર્થના કરવી:

ऋणहर्त्रे नमस्तुभ्यं दुःखदारिद्यनाशिने ।
सौभाग्यसुखदो नित्यं भव मे धरणीसुत ॥
तप्तकाञ्चनसङ्काश तरुणार्क समप्रभ ।
सुखसौभाग्यधनद ऋणदारिद्यनाशक ॥
ग्रहराज नमस्तेऽस्तु सर्वकल्याणकारक ।
प्रसादं कुरु देवेश सर्वकल्याणभाजन ॥
देवदानवगन्धर्वयक्षराक्षसपन्नगाः ।
आप्नुवन्ति शिवं सर्वे सदा पूर्णमनोरथाः ॥
अचिरादेव लोकेऽस्मिन्यस्याराधनतो जनाः ।
प्राप्नुवन्ति सुखं तस्मै नमो धरणिसूनवे ॥
यो वक्रगतिमापन्नो नृणां दुःखं प्रयच्छति ।
पूजितः सुखसौभाग्यं तस्मै क्ष्मासूनवे नमः ॥
नभसि द्योतमानाय सर्वकल्याणहेतवे ।
मङ्गलाय नमस्तुभ्यं धनसन्तानहेतवे ॥
प्रसादं कुरु मे भौम मङ्गलप्रद मङ्गल ।
मेषवाहन रुद्रात्मन्देहि पुत्रान्धनं यशः ॥

'હે ધરણીસુત! આપને નમસ્કાર છે. આપ ઋણ, દુઃખ અને દારિદ્રનો નાશ કરનારા છો તેથી આપ મને હમેશાં સૌભાગ્ય અને સુખ આપનારા થાઓ.'

'આપનો વર્ણ તપાવેલા સુવર્ણ જેવો છે, આપની કાંતિ મધ્યાહ્ન સમયના સૂર્ય જેવી છે. આપ સુખ અને સૌભાગ્ય આપનારા તથા ઋણ અને દરિદ્રતાનો નાશ કરનારા છો. સર્વનું કલ્યાણ કરનારા હે ગ્રહરાજ! આપને નમસ્કાર છે. સર્વ પ્રકારનાં કલ્યાણના આધારરૂપ હે દેવેશ! આપ પ્રસન્ન થાઓ. દેવતાઓ, દાનવો, ગંધર્વો, યક્ષો, રાક્ષસો, સર્પો વગેરે બધાના મનોરથો આપની કૃપાથી પૂર્ણ થાય છે તથા તેમને કલ્યાણ પ્રાપ્ત થાય છે. આપની આરાધના કરવાથી માણસો આ લોકમાં ઘણી શીઘ્રતાથી સુખ પામે છે; ભૂમિપુત્ર આપને નમસ્કાર છે. જે મંગળ વક્રગતિને પ્રાપ્ત થતાં–રુષ્ટ થવાથી માણસોને દુઃખ આપે છે અને તેની પૂજા કરવાથી પ્રસન્ન થતાં સુખ તથા સૌભાગ્ય આપે છે, એવા ક્ષ્માસૂનૂ–મંગળને નમસ્કાર છે. ધન, સંતાન અને સર્વકલ્યાણના હેતુરૂપ, આકાશમાં પ્રકાશતા હે મંગલ! આપને નમસ્કાર છે. હે ભૌમ! મંગલ કરનારા હે મંગળ! ઘેટાના વાહનવાળા હે અંગારક! હે રુદ્રના આત્મારૂપ! મને પુત્ર, ધન અને યશ આપવા કૃપા કરો!'

આ પ્રમાણે ધરણીસુત મંગળની સ્તુતિ અને તેને પ્રણામ કરી તેમનું વિસર્જન કરવું અને બ્રાહ્મણોને ધન આપી તેમના આશીર્વાદ લેવા. ગુરુને દક્ષિણા આપી દેવને અર્પિત નૈવેદ્ય પ્રસાદરૂપે ભક્ષણ કરવું.

આ પ્રમાણે એક વર્ષ પર્યંત પ્રત્યેક મંગળવારે મંગળનું પૂજન–અર્ચન કરવું. તલથી હોમ કરીને પચાસ બ્રાહ્મણોને ભોજન કરાવવું. મંગળની સુવર્ણની મૂર્તિ આચાર્યને આપવી.

આ પ્રમાણે વ્રત અને પૂજન કરનારી સ્ત્રી સૌભાગ્ય અને ભાગ્યશાળી પુત્રોને પ્રાપ્ત કરે છે.

કરજનો નાશ થવા તેમ જ ધનપ્રાપ્તિ માટે પુરુષે પણ મંગળનું આ વ્રત કરવું. બ્રાહ્મણે 'अग्निर्मूर्द्धा०' આ વૈદિક મંત્રનો જપ કરવો.

મંગળના પૂજનની સિદ્ધિ માટે અંગારક–મંગળની ગાયત્રી કહેવામાં આવે છે. 'अंगारकाय' શબ્દના અંતે 'विद्महे' પદ બોલવું. 'शक्तिहस्ताय' આ વર્ણોના અંતમાં 'धीमहि' આમ ઉચ્ચારવું; પછી 'तन्नो भौमः प्रचोदयात्' આટલા વર્ણ બોલવા. આ ભૌમ ગાયત્રીમંત્ર હવે આ પ્રમાણે થયો: 'अङ्गारकाय विद्महे शक्तिहस्ताय धीमहि तन्नो भौमः प्रचोदयात्।'

ભૌમની આ ગાયત્રીનો જપ કરનારને સર્વ ઇષ્ટ સિદ્ધિઓ મળે છે. આ ભૌમની ઉપાસના કહેવામાં આવી. હવે બુધનો મંત્ર કહેવામાં આવે છે: 'ૐ હ્રીં બુધાય નમઃ' આ બુધનો મંત્ર છે. આ મંત્રના બ્રહ્મા ઋષિ છે, પંક્તિ છંદ છે, મનુષ્યોને સર્વ ઇષ્ટ વસ્તુઓ આપનાર બુધ દેવતા છે, આદ્ય બીજ છે, નમઃ શક્તિ છે, સર્વ વસ્તુઓની પ્રાપ્તિમાં આનો વિનિયોગ કરવામાં આવે છે. પછી બુધનું ધ્યાન કરવું. 'બુધ પીળા વસ્ત્રથી વિભૂષિત છે, ડાબો હાથ ડાબા ઢીંચણ ઉપર મૂકેલો છે, જમણો હાથ અભયમુદ્રા દર્શાવે છે; આવા બુધને હું વંદન કરું છું.' આ પ્રમાણે બુધનું ધ્યાન કર્યા પછી તેનું આવાહન–પૂજન વગેરે કરવું અને જિતેંદ્રિય થઈને એક હજારવાર મંત્રનો જપ કરવો. દશાંશનો ઘીથી હોમ કરવો. અગાઉ જણાવ્યા પ્રમાણે પીઠસ્થાપનપૂર્વક અંગપૂજા, માતૃકાપૂજન તથા દિક્પાલપૂજન સહિત બુધની પૂજા કરવી. આ પ્રમાણે કરવાથી મંત્રસિદ્ધિ થાય છે અને સઘળા મનોરથો સફળ થાય છે. દશ દિવસ સુધી દરરોજ એક હજાર મંત્રનો જપ કરવાથી ગ્રહપીડા શીઘ્ર નાશ પામે છે, એમાં સંશય નથી. આ પ્રમાણે બુધની પૂજા કહેવામાં આવી.

હવે ગુરુનો આરાધનવિધિ સાંભળો.

'ૐ હ્રીં બૃહસ્પતયે નમઃ' આ ગુરુનો મંત્ર છે. આ મંત્રના બ્રહ્મા ઋષિ છે, અનુષ્ટુપ છંદ છે, સુરાચાર્ય દેવતા છે, આદિબીજ છે અને નમઃ શક્તિ છે. સર્વ શુભ કાર્યોમાં આનો વિનિયોગ થાય છે. 'બૃહસ્પતિ' સર્વ વિદ્યાઓના નિધિ છે, દેવતાઓના ગુરુ છે, સુવર્ણ જેવી એમની કાંતિ છે.' આ પ્રમાણે આમનું ધ્યાન, આવાહન તથા પૂજન કરવું. મંત્રનો એક લાખ વાર જપ કરવો. દશાંશથી, ઘૃતથી અથવા અન્નથી હોમ કરવો. મંત્રની સાધના કરી સાધકે પોતાના ઇષ્ટની સિદ્ધિ પ્રાપ્ત કરવી. વિષ, રોગ આદિથી પીડા થતાં તથા કુટુંબમાં કલેશ ઉત્પન્ન થતાં પીપળાના સમિધથી હોમ કરવાથી તેનું નિવારણ થાય છે. ઘીમાં ઝબોળેલાં સફેદ કમળનાં પુષ્પોથી હવન કરવાથી આયુષ્ય અને સમૃદ્ધિ પ્રાપ્ત થાય છે. ગુરુની પૂજા કહેવામાં આવી. હવે શુક્રની પૂજાવિધિ સાંભળો:

'ॐ ह्रीं वस्त्रं मे देहि शुक्राय नमः' આ શુક્રનો મંત્ર છે. આ મંત્રના બ્રહ્મા ઋષિ

છે, વિરાટ્ છંદ છે, દૈત્યેન્દ્ર દેવતા છે, હ્રીં બીજ છે અને નમઃ શક્તિ છે. સર્વ શુભ કામોમાં આનો વિનિયોગ થાય છે. આ મંત્રનો દશ હજાર વાર જપ કરવો અને સુગંધી શ્વેત કમળની ઘીથી દશાંશ આહુતિ આપી હોમ કરવો.

આ મંત્રો ગુપ્ત રાખવા. ગમે તે માણસને આ મંત્રોનો ઉપદેશ આપવો નહીં. ભક્તિયુક્ત ચિત્તવાળા પોતાના શિષ્યને અથવા પુત્રને આ મંત્રોનો ઉપદેશ આપી શકાય.[૧-૧૪૧]

मनवोऽमी सदा गोप्या न देया यस्य कस्यचित्।
भक्तियुक्ताय शिष्याय देया वा निजसूनवे ॥१४१॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'મંત્રવિધાનનિરૂપણ' નામનો ૬૯ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૭૦ : શ્રીમહાવિષ્ણુ સંબંધી મંત્રોના અનુષ્ઠાનની વિધિ

सनत्कुमार उवाच ।

अथ वक्ष्ये महाविष्णोर्मन्त्राँल्लोकेषु दुर्लभान्।
यान्प्राप्य मानवास्तूर्णं प्राप्नुवन्ति निजेप्सितम् ॥१

સનત્કુમાર બોલ્યા : નારદ ! હવે હું મહાવિષ્ણુના મંત્રોનું વર્ણન કરું છું; લોકમાં આ અત્યંત દુર્લભ છે; જે પામ્યા પછી મનુષ્યો શીઘ્ર પોતાની અભીષ્ટ વસ્તુઓને પ્રાપ્ત કરી લે છે. જેના ઉચ્ચારણ માત્રથી જ અનેક પાપપુંજ નષ્ટ થઈ જાય છે. બ્રહ્મા આદિ પણ જે મંત્રોનું જ્ઞાન પ્રાપ્ત કરીને જ સંસારનું સર્જન કરવામાં સમર્થ થાય છે. પ્રણવ અને નમઃ પૂર્વક ચતુર્થી વિભક્તિના અંતવાળું 'નારાયણ' પદ હોય તો 'ॐ नमो नारायणाय' આ અષ્ટાક્ષર મંત્ર થાય છે. સાધ્ય નારાયણ આના ઋષિ છે, ગાયત્રી છંદ છે, અવિનાશી ભગવાન વિષ્ણુ દેવતા છે, ॐ બીજ છે, નમઃ શક્તિ છે તથા સંપૂર્ણ મનોરથોની પ્રાપ્તિ માટે આનો વિનિયોગ કરવામાં આવે છે. આનો પંચાંગન્યાસ-આ પ્રમાણે છે-ક્રુદ્ધોલ્કાય હૃદયાય નમઃ, મહોલ્કાય શિરસે સ્વાહા, વિરોલ્કાય શિખાયૈ વષટ્, અત્યુલ્કાય કવચાય હુમ્, સહસ્રોલ્કાય અસ્ત્રાય ફટ્. આ પ્રમાણે પંચાંગની કલ્પના કરવી જોઈએ. પછી મંત્રના છ વર્ણોથી ષડંગન્યાસ કરીને શેષ બે મંત્રાક્ષરોનો કુક્ષિ તથા પૃષ્ઠભાગમાં ન્યાસ કરવો. તે પછી સુદર્શન મંત્રથી દિગ્બંધ કરવું જોઈએ. 'ॐ નમઃ સુદર્શનાય અસ્ત્રાય ફટ્' આ બાર અક્ષરોનો મંત્ર 'સુદર્શન મંત્ર' કહેવાય છે.

હવે હું વિભૂતિપંજર નામક દશાવૃત્તિમય ન્યાસનું વર્ણન કરું છું-મૂળમંત્રના અક્ષરોનો પોતાના શરીરના મૂલાધાર હૃદય, મુખ, બન્ને ભુજા તથા બન્ને ચરણોના મૂળ ભાગ તથા નાસિકામાં ન્યાસ કરવો. આ પ્રથમ આવૃત્તિ કહેવામાં આવી છે. કંઠ, નાભિ, હૃદય, સ્તન, બન્ને પાર્શ્વભાગ તથા પૃષ્ઠભાગમાં પુનઃ મંત્રાક્ષરોનો ન્યાસ કરવો. આ દ્વિતીય આવૃત્તિ ગણાવવામાં આવી. મૂર્ધા, મુખ, બન્ને નેત્ર, બન્ને કાન તથા નાસિકા છિદ્રોમાં મંત્રાક્ષરોનો ન્યાસ કરવો. આ તૃતીય આવૃત્તિ છે. બન્ને ભુજાઓ અને બન્ને પગની જોડાયેલી આંગળીઓમાં ચોથી આવૃત્તિનો ન્યાસ કરવો. ધાતુ, પ્રાણ અને હૃદયમાં પાંચમી આવૃત્તિનો ન્યાસ કરવો. શિર, નેત્ર, મુખ અને હૃદય, કુક્ષિ, ઊરુ, જંઘા તથા બન્ને પગમાં વિદ્વાન પુરુષે એક એક કરીને ક્રમશઃ મંત્રવર્ણોનો ન્યાસ કરવો. (આ છઠ્ઠી, સાતમી, આઠમી આવૃત્તિ છે.) હૃદય, ખભા, ઊરુ તથા પગોમાં મંત્રના ચાર વર્ણોનો ન્યાસ કરવો. શેષ વર્ણોનો ચક્ર, શંખ, ગદા અને કમળની મુદ્રા બનાવી તેમાં ન્યાસ કરવો. (આ નવમ, દશમ આવૃત્તિ છે). આ સર્વશ્રેષ્ઠ ન્યાસ વિભૂતિપંજર નામથી વિખ્યાત છે. મૂળમાં એક એક અક્ષરને અનુસ્વારથી યુક્ત કરીને તેની

બન્ને બાજુએ પ્રણવનો સંપુટ લગાડીને ન્યાસ કરવો અથવા આદિમાં પ્રણવ અને અંતમાં નમઃ લગાડીને મંત્રના અક્ષરોનો ન્યાસ કરવો. આમ બીજા વિદ્વાનોનું કથન છે.

ત્યાર પછી બાર આદિત્યો સહિત દ્વાદશ મૂર્તિઓનો ન્યાસ કરવો. આ બાર મૂર્તિઓ આદિમાં દ્વાદશાક્ષરના એક એક મંત્રથી યુક્ત હોય છે અને આમની સાથે બાર આદિત્યોનો સંયોગ થાય છે. આ અષ્ટાક્ષરમંત્ર અષ્ટપ્રકૃતિરૂપ જણાવવામાં આવ્યો છે.

આમની સાથે ચાર આત્મા(આત્મા, અંતરાત્મા, પરમાત્મા તથા જ્ઞાનાત્મા)નો યોગ થવાથી દ્વાદશાક્ષર થાય છે. લલાટ, કુક્ષિ, હૃદય, કંઠ, દક્ષિણપાર્શ્વ, જમણો ખભો, ગળાનો જમણો ભાગ, ડાબું પાસું, ડાબો ખભો, ગળાનો ડાબો ભાગ, પૃષ્ઠભાગ તથા કકુદ્-આ બાર અંગોમાં મંત્રસાધકે ક્રમશઃ બાર મૂર્તિઓના ન્યાસ કરવા. કેશવનો ધાતાની સાથે લલાટમાં ન્યાસ કરીને નારાયણનો અર્યમાની સાથે કુક્ષિમાં, માધવનો મિત્રની સાથે હૃદયમાં તથા ગોવિંદનો વરુણની સાથે કંઠકૂપમાં ન્યાસ કરવો. વિષ્ણુનો અંશુની સાથે, મધુસૂદનનો ભગની સાથે, ત્રિવિક્રમનો વિવસ્વાન સાથે, વામનનો ઇંદ્રની સાથે, શ્રીધરનો પુષાની સાથે અને હૃષીકેશનો પર્જન્ય સાથે ન્યાસ કરવો. પદ્મનાભનો ત્વષ્ટાની સાથે તથા દામોદરનો વિષ્ણુની સાથે ન્યાસ કરવો.* તે પછી દ્વાદશાક્ષર મંત્રનો સંપૂર્ણ મસ્તકમાં ન્યાસ કરવો. ત્યાર બાદ વિદ્વાન પુરુષે કિરીટમંત્ર દ્વારા વ્યાપક ન્યાસ કરવો. કિરીટમંત્ર પ્રણવથી અતિરિક્ત પાંસઠ અક્ષરનો જણાવવામાં આવ્યો છે :

ॐ किरीटकेयूरहारमकरकुण्डलशङ्खचक्रगदाम्भोजहस्तपीताम्बरधरश्रीवत्साङ्कितवक्षःस्थलश्रीभूमिसहितस्वात्मज्योतिर्मयदीप्तकराय सहस्रादित्यतेजसे नमः।'

આ પ્રમાણે ન્યાસવિધિ કરીને સર્વવ્યાપી ભગવાન નારાયણનું ધ્યાન કરવું:

उद्यत्कोटयर्कसदृशं शंखं चक्रं गदाम्बुजम्।
दधतं च करैर्भूमिश्रीभ्यां पार्श्वद्वयाञ्चितम्॥
श्रीवत्सवक्षसं भ्राजत्कौस्तुभामुक्तकन्धरम्।
हारकेयूरवलयाङ्गदं पीताम्बरं स्मरेत्॥

'જેમની દિવ્ય કાંતિ ઉદયકાળના કરોડો સૂર્યોના જેવી છે; જેઓ પોતાના ચાર હાથોમાં શંખ, ચક્ર, ગદા અને કમળ ધારણ કરે છે; ભૂદેવી તથા શ્રીદેવી જેમનાં બંને પડખાંઓની શોભા વધારી રહ્યાં છે; જેમનું વક્ષઃસ્થળ શ્રીવત્સચિહ્નથી સુશોભિત છે; જેઓ પોતાના ગળામાં ચળકતો કૌસ્તુભમણિ ધારણ કરે છે અને હાર, કેયૂર, વલય તથા અંગદ આદિ દિવ્ય આભૂષણ જેમનાં શ્રીઅંગોમાં પડીને ધન્ય થઈ રહ્યાં છે, તે પીતામ્બરને ધારણ કરનારા, ભગવાન વિષ્ણુનું ચિંતન કરવું જોઈએ.

ઇંદ્રિયોને વશમાં રાખીને મંત્રમાં જેટલા વર્ણ છે, તેટલા લાખ મંત્રોનો વિધિ-

* આ મૂર્તિપંજરન્યાસ કહેવાય છે. આનો પ્રયોગ આ પ્રમાણે છે :

લલાટમાં-ॐ અમ્ કેશવાય ધાત્રે નમઃ,
કુક્ષિમાં-ॐ નમ્ આમ્ નારાયણાય અર્યમ્ણે નમઃ,
હૃદયમાં-ॐ મોમ્ ઇમ્ માધવાય મિત્રાય નમઃ,
કંઠકૂપમાં-ॐ ભમ્ ઈમ્ ગોવિંદાય વરુણાય નમઃ,
દક્ષિણપાર્શ્વમાં-ॐ ગમ્ ઉમ્ વિષ્ણવે અંશવે નમઃ,
જમણા ખભામાં-ॐ ઊમ્ મધુસૂદનાય ભગાય નમઃ,
ગળાની જમણી બાજુએ-ॐ તેમ્ એમ્ ત્રિવિક્રમાય વિવસ્વતે નમઃ,
ડાબા પાસામાં-ॐ વામ્ ઐમ્ વામનાય ઇંદ્રાય નમઃ,
ડાબા ખભામાં-ॐ સુમ્ ઓમ્ શ્રીધરાય પૂષ્ણે નમઃ,
ગળાની ડાબી બાજુએ-ॐ દેમ્ ઔમ્ હૃષીકેશાય પર્જન્યાય નમઃ,
પૃષ્ઠભાગમાં-ॐ વામ્ અમ્ પદ્મનાભાય ત્વષ્ટ્રે નમઃ,
કકુદમાં-ॐ યમ્ અઃ દામોદરાય વિષ્ણવે નમઃ

પૂર્વક જપ કરવો. પ્રથમ લાખ મંત્રના જપથી નિશ્ચય જ આત્મશુદ્ધિ થાય છે. એ લાખ જપ પૂર્ણ થતાં સાધકને મંત્રશુદ્ધિ પ્રાપ્ત થાય છે. ત્રણ લાખ જપ કરવાથી સાધક સ્વર્ગલોક પ્રાપ્ત કરી લે છે. ચાર લાખના જપથી મનુષ્ય વિષ્ણુના સમીપમાં જાય છે. પાંચ લાખ જપથી નિર્મળ જ્ઞાન પ્રાપ્ત થાય છે. છ લાખ જપવાથી મંત્રસાધકની બુદ્ધિ ભગવાન વિષ્ણુમાં સ્થિર થઈ જાય છે. સાત લાખ જપથી મંત્રોપાસક શ્રીવિષ્ણુનું સારૂપ્ય પ્રાપ્ત કરી લે છે. આઠ લાખ જપ પૂર્ણ કરી લેવાથી મંત્રજપ કરનારો પુરુષ નિર્વાણ (પરમ શાન્તિ તેમજ મોક્ષ)ને પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે જપ કરીને વિદ્વાન પુરુષે મધુરાક્ત કમળો દ્વારા મંત્રથી સંસ્કૃત કરેલા અગ્નિમાં દશાંશનો હોમ કરવો. મંડૂકથી લઈને પરતત્ત્વ પર્યન્ત સર્વનું પીઠ પર યત્નપૂર્વક પૂજન કરવું. વિમલા, ઉત્કર્ષિણી, જ્ઞાન, ક્રિયા, યોગા, પ્રહ્વી, સત્યા, ઈશાના તથા નવમી અનુગ્રહા– આ નવ પીઠશક્તિઓ છે. આ સર્વનું પૂજન કરવું જોઈએ. ત્યાર બાદ 'ૐ નમો ભગવતે વિષ્ણવે સર્વભૂતાત્મને વાસુદેવાય સર્વાત્મસંયોગયોગપદ્મપીઠાય નમઃ' આ છત્રીસ અક્ષરનો પીઠમંત્ર છે. આનાથી ભગવાનને આસન આપવું જોઈએ. મૂળ મંત્રથી મૂર્તિનું નિર્માણ કરાવીને તેમાં ભગવાનનું આવાહન કરીને પૂજા કરવી. પહેલાં કમળના કેસરોમાં મંત્રસંબંધી છ અંગોનું પૂજન કરવું જોઈએ. ત્યાર બાદ અષ્ટદળ કમળના પૂર્વ આદિ દળોમાં ક્રમશઃ વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન તથા અનિરુદ્ધનું અને આગ્નેય આદિ કોણોમાં ક્રમશઃ તેમની શક્તિઓની પૂજા કરવી. તેમનાં નામ આ પ્રમાણે છે. શાંતિ, શ્રી, રતિ તથા સરસ્વતી. આમની ક્રમશઃ પૂજા કરવી જોઈએ. વાસુદેવની અંગકાંતિ સુવર્ણ સમાન છે. સંકર્ષણ પીત વર્ણના છે. પ્રદ્યુમ્ન તમાલના જેવા શ્યામ અને અનિરુદ્ધ ઇંદ્રનીલમણિ જેવા વર્ણવાળા છે. આ બધાય પીતામ્બર ધારણ કરતા હોય છે. એમને ચાર ભુજાઓ છે. આ શંખ, ચક્ર, ગદા અને કમળ ધારણ કરે છે. શાંતિનો વર્ણ શ્વેત, શ્રીનો વર્ણ સુવર્ણ-ગૌર, સરસ્વતીનો રંગ ગોદુગ્ધ સમાન ઉજ્જવળ તથા રતિનો વર્ણ દૂર્વાદલ સમાન શ્યામ છે. આ પ્રમાણે આ સર્વ શક્તિઓ છે. કમળદળોના અગ્રભાગમાં ચક્ર, શંખ, ગદા, કમળ, કૌસ્તુભમણિ, મુસલ, ખડ્ગ અને વનમાળાનું ક્રમશઃ પૂજન કરવું. ચક્રનો રંગ લાલ, શંખનો રંગ ચંદ્રમા સમાન શ્વેત, ગદાનો પીળો, કમળનો સુવર્ણ સમાન, કૌસ્તુભનો શ્યામ, મુસળનો કાળો, તલવારનો શ્વેત અને વનમાળાનો ઉજ્જવળ છે. એમના બાહ્ય ભાગમાં ભગવાનની આગળ હાથ જોડીને ઊભેલા કુંકુમ વર્ણવાળા પક્ષીરાજ ગરુડનું પૂજન કરવું. ત્યાર બાદ ક્રમશઃ જમણા પડખામાં શંખનિધિ અને ડાબા પડખામાં પદ્મનિધિની પૂજા કરવી. એમનો વર્ણ ક્રમશઃ મોતી અને માણેક જેવો છે. પશ્ચિમમાં ધ્વજની પૂજા કરવી. અગ્નિકોણમાં રક્તવર્ણના વિઘ્ન(ગણેશ)નું, નૈર્ઋત્યકોણમાં શ્યામ વર્ણવાળા આર્યનું, વાયવ્યકોણમાં શ્યામ-વર્ણ દુર્ગાનું તથા ઈશાનકોણમાં પીત-વર્ણના સેનાનીનું પૂજન કરવું જોઈએ. એમના બાહ્ય ભાગમાં વિદ્વાન પુરુષે ઇંદ્ર આદિ લોકપાલોનું તેમનાં આયુધો સહિત પૂજન કરવું. જે આ પ્રમાણે આવરણો સહિત અવિનાશી ભગવાન વિષ્ણુનું પૂજન કરે છે, તે આ લોકમાં સંપૂર્ણ ભોગોનો ઉપભોગ કરીને અંતમાં ભગવાન વિષ્ણુના ધામમાં જાય છે. ખેતર, અનાજ અને સુવર્ણની પ્રાપ્તિ માટે ધરણીદેવીનું ચિંતન કરવું. તેમની કાન્તિ દૂર્વાદલના જેવી શ્યામ છે. તેમણે પોતાના હાથોમાં ડાંગરનાં કણ-

સર્વાં ધારણ કરેલાં છે. દેવાધિદેવ ભગવાનના દક્ષિણ ભાગમાં પૂર્ણ ચંદ્રમાના જેવા મુખવાળાં વીણા અને પુસ્તક ધારણ કરનારાં સરસ્વતીદેવીનું ચિંતન કરવું. તેઓ ક્ષીર-સાગરના ફેનપુંજ સમાન ઉજ્જ્વળ બે વસ્ત્ર ધારણ કરે છે. સરસ્વતીદેવીની સાથે પરાત્પર ભગવાન વિષ્ણુનું જે ધ્યાન કરે છે, તે વેદ અને વેદાંગોના તત્ત્વજ્ઞ તથા સર્વજ્ઞોમાં શ્રેષ્ઠ થાય છે.

જે પ્રતિદિન પ્રાતઃકાલે પચીસ વાર (ૐ નમો નારાયણાય) આ અષ્ટાક્ષર મંત્રનો જપ કરીને જળ પીએ છે, તે સર્વ પાપોથી મુક્ત, જ્ઞાનવાન તથા નીરોગી થાય છે. ચંદ્રગ્રહણ અને સૂર્યગ્રહણના સમયે ઉપ-વાસપૂર્વક બ્રાહ્મીઘૃતનો સ્પર્શ કરીને ઉક્ત મંત્રનો આઠ હજાર જપ કર્યા પછી ગ્રહણ છૂટ્યા બાદ શ્રેષ્ઠ સાધકે તે ઘી પી જવું. આમ કરવાથી તે મેધા (ધારણશક્તિ), કવિત્વશક્તિ તથા વાક્સિદ્ધિ પ્રાપ્ત કરી લે છે. આ નારાયણમંત્ર સર્વ મંત્રોમાં શ્રેષ્ઠ છે. હે નારદ ! આ સર્વ સિદ્ધિઓનું ઘર છે, તેથી મેં તમને આનો ઉપદેશ કર્યો છે. 'નારાયણાય' પદના અંતમાં 'વિદ્મહે' પદનું ઉચ્ચારણ કરવું. પછી ચતુર્થી વિભક્તિના એકવચન અંતવાળા 'વાસુદેવ'–પદ(વાસુદેવાય)નું ઉચ્ચારણ કરવું; તે પછી 'ધીમહિ' આ પદ બોલવું. અંતમાં 'તન્નો વિષ્ણુઃ પ્રચોદયાત્' આ અક્ષરોનું ઉચ્ચારણ કરવું. આ (ૐ નારાયણાય વિદ્મહે વાસુદેવાય ધીમહિ તન્નો વિષ્ણુઃ પ્રચોદયાત્) વિષ્ણુગાયત્રી સર્વપાપોનો નાશ કરનારી છે.

તાર (ૐ), હૃદય (નમઃ) ભગવત્ શબ્દનું ચતુર્થી વિભક્તિમાં એકવચનાંત રૂપ (ભગવતે) તથા 'વાસુદેવાય' આ દ્વાદશાક્ષર (ૐ નમો ભગવતે વાસુદેવાય) મહામંત્ર કહેવામાં આવ્યો છે. આ ભોગ અને મોક્ષ આપનારો છે. સ્ત્રીઓ અને શૂદ્રોએ પ્રણવ વિના આ મંત્ર જપવો જોઈએ. દ્વિજાતિ-ઓ માટે પ્રણવ સહિત આના જપનું વિધાન છે. આ મંત્રના પ્રજાપતિ ઋષિ, ગાયત્રી છંદ, વાસુદેવ દેવતા, ૐ બીજ અને નમઃ શક્તિ છે. આ મંત્રના એક, બે, ચાર અને પાંચ અક્ષરો તથા સંપૂર્ણ મંત્ર દ્વારા પંચાં-ગન્યાસ કરવો જોઈએ.

અહીં પણ પૂર્વોક્તરૂપથી જ ધ્યાન કરવું જોઈએ. આ મંત્રના બાર લાખ જપનું વિધાન છે. ઘીથી લસલસતા તલથી જપના દશાંશનું હવન કરવું જોઈએ. પૂર્વોક્ત પીઠ પર મૂળ મંત્રથી મૂર્તિની કલ્પના કરીને મંત્રના સાધકે તે મૂર્તિમાં દેવેશ્વર વાસુ-દેવનું આવાહન અને પૂજન કરવું. પહેલાં અંગોની પૂજા કરીને વાસુદેવ આદિ વ્યૂહો-ની પૂજા કરવી જોઈએ. તદનંતર શાંતિ આદિ શક્તિઓનું પૂજન કરવું ઉચિત છે. વાસુ-દેવ આદિનું પૂર્વ વગેરે દિશાઓમાં અને શાન્તિ આદિ શક્તિઓનું અગ્નિ આદિ કોણમાં પૂજન કરવું જોઈએ. તૃતીય આવ-રણમાં કેશવ આદિ બાર મૂર્તિઓની પૂજા બતાવવામાં આવી છે. ચતુર્થ અને પંચમ આવરણમાં ઇંદ્રાદિ દિક્પાલો અને તેમનાં આયુધોની પૂજા કરવી. એમની પૂજાનું સ્થાન ભૂપુર છે. આ પ્રમાણે પાંચ આવરણો સહિત અવિનાશી ભગવાન વિષ્ણુની પૂજા કરીને મનુષ્ય સકળ મનોરથોની સિદ્ધિને પામી અંતે ભગવાન વિષ્ણુના લોકમાં જાય છે. પુરુષોત્તમ સંજ્ઞાવાળા વિષ્ણુના ચાર ભેદ કહે-વામાં આવ્યા છે. ત્રૈલોક્યમોહન–આ પહેલો છે. બીજો શ્રીકર, ત્રીજો હૃષીકેશ અને ચોથો કૃષ્ણ છે. 'ૐ હ્રીં પુરુષોત્તમાય નમઃ' આ મંત્રના બ્રહ્મા ઋષિ છે, ગાયત્રી છંદ છે, પુરુષોત્તમ દેવતા છે, હ્રીં બીજ છે, નમઃ શક્તિ છે, સકળ કામોની સિદ્ધિમાં આનો વિનિયોગ થાય છે.

તે પછી ૐ હ્રાં હૃદયાય નમઃ, હ્રીં શિરસે સ્વાહા, હ્રૂં શિખાયૈ વષટ્, હ્રૈં કવચાય હુમ્, હ્રૌં નેત્રત્રયાય વૌષટ્, હ્રઃ અસ્ત્રાય ફટ્ આ પ્રમાણે અંગન્યાસ કરવા; પછી પુરુષોત્તમ ભગવાનનું ધ્યાન કરવું :

समुद्यदादित्यनिभं शंखचक्रगदाम्बुजैः ।
लसत्करं पीतवस्त्रं स्मरेच्छ्रीपुरुषोत्तमम् ॥

'ઊગતા ભાનુના જેવી કાંતિવાળા, શંખ, ચક્ર, ગદા અને પદ્મથી સુશોભિત હાથવાળા; પીતાંબરને ધારણ કરનારા શ્રીપુરુષોત્તમ ભગવાનનું સ્મરણ કરવું.'

એક સુંદર મંડપ બનાવવો. એના ઉપર ચંદરવો બાંધવો. મધ્યમાં પીઠસ્થાનની રચના કરવી અને તેમાં શ્રી પુરુષોત્તમ ભગવાનનું સ્થાપન કરી વિધિપૂર્વક તેમની વિકસિત કમળોથી પૂજા કરવી. મંત્રના નવ લાખ જપ કરવા. દશાંશ હોમ કરવો. આ પ્રમાણે ભગવાન પુરુષોત્તમની આરાધના કરવાથી સુખ, સૌભાગ્ય અને લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે. તેમજ પુત્ર, પૌત્ર, યશ, કાંતિ, ભોગ અને મુક્તિ મળે છે. તે પછી 'ૐ હ્રીં શ્રીકરાય નમઃ' આ મંત્રથી શ્રીકરની પૂજા કરવી. આ મંત્રના વ્યાસ ઋષિ છે, પંક્તિ છંદ છે, શ્રીકર દેવતા છે; સર્વ ઇષ્ટ કામોની પ્રાપ્તિમાં આનો વિનિયોગ થાય છે. પછી મૂળ મંત્રથી મસ્તક, નેત્ર, કંઠ, હૃદય, નાભિ, ઊરુ, જંઘા અને પગમાં ન્યાસ કરવો. ત્યાર બાદ પુરુષસૂક્તના મંત્રોથી નીચે જણાવ્યા પ્રમાણે અંગન્યાસ કરવો. ब्राह्मणोऽस्य मुखमासीत् થી મુખમાં ન્યાસ કરવો; बाहू राजन्यःથી બંને બાહુઓમાં; ऊरु तदस्य यद्वैश्यथी સાથળમાં; पद्भ्यां शूद्रो अजायतથી પગમાં ન્યાસ કરવો. આ પ્રમાણે ન્યાસવિધિ કર્યા પછી ભગવાન શ્રીકરનું ધ્યાન કરવું. ગરુડના ઉપર આરૂઢ થયેલા રક્તકમળના આસન ઉપર વિરાજમાન ભગવાન શ્રીકરને વંદન કરું છું' આ પ્રમાણે ધ્યાન કર્યા પછી ભગવાનનું પૂજન કરવું. મૂળમંત્રનો આઠ લાખવાર જપ કરવો. પછી લાલ કમળ, બિલી, તથા પીપળો, ઉમરો, જાંબુ અને વડ—આ વૃક્ષોના સમિધથી; ખીર અને ઘૃત વડે મંત્રસાધકે દશાંશ હોમ કરવો.

તે પછી 'ૐ હ્રીં નમો ભગવતે વરાહાય' આ મંત્રથી વરાહ ભગવાનનું પૂજન કરવું. આ મંત્રના ભાર્ગવ ઋષિ છે. અનુષ્ટુપ છંદ છે, વરાહ દેવતા છે. સર્વ કામનાઓની સિદ્ધિમાં આનો વિનિયોગ થાય છે. તે પછી પંચ અંગોમાં નીચે જણાવ્યા પ્રમાણે ન્યાસ કરવો. એકદંષ્ટ્રાય નમઃ હૃદયે, વ્યોમોલ્કાય નમઃ શિરસિ, તેજોઽધિપતયે નમઃ શિખાયામ્, વિશ્વરૂપાય નમઃ કવચે, મહાદંષ્ટ્રાય નમઃ અસ્ત્રે—આ પ્રમાણે પાંચ અંગ ન્યાસ કરવા. પછી અનેક સૂર્યોની કાંતિ સમાન કાંતિવાળા, સુવર્ણ સદૃશ જાનુવાળા, નાભિના અધોભાગમાં શ્વેત પ્રભાવાળા, ગદા, શંખ, ચક્ર અને અસિ(તલવાર)ને હાથમાં ધારણ કરનારા, દાંતના અગ્રભાગ પર ધરણીને ધારણ કરવાથી શોભતા વરાહ ભગવાનનું ધ્યાન કરવું.

આ પ્રમાણે ધ્યાન કરી 'ૐ હ્રીં નમો ભગવતે વરાહાય' આ મંત્રનો એક લાખ વાર જપ કરવો. અને મધમાં બોળેલાં કમળોથી દશાંશ હોમ કરવો. પછી મૂળ મંત્રથી પીઠસ્થાન પર મૂર્તિમાં ભગવાન વરાહની ભાવના કરી તેમનું પૂજન કરવું. આથી ધનધાન્ય, પૃથ્વી અને લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે.

સિંહ સંક્રાંતિ હોય ત્યારે શુક્લપક્ષમાં અષ્ટમી તિથિએ પંચગવ્ય (ગાયનું દૂધ, દહીં, ઘી, મૂત્ર અને છાણ)માં એક ધોયેલો નાનો પથરો નાખવો. પછી તે પથ્થરનો સ્પર્શ કરી મૂળમંત્ર દશ હજાર વાર જપવો. ત્યારબાદ મંત્રના સાધકે તે પથ્થરને પોતાના ખેતરની જમીનમાં ઉત્તરાભિમુખ થઈ દાટી-

દેવો. આથી ભૂત, પ્રેત, સર્પ, ચોર વગેરેનો ઉપદ્રવ દૂર થાય છે. પછી શુક્રવારના દિવસે, તે દાટેલો પથરા પાસેની માટી લાવી તેને 'ૐ હ્રીં નમો ભગવતે વરાહાય' આ મંત્રથી અભિમંત્રિત કરીને તેના ત્રણ ભાગ કરવા. એક ભાગથી ચૂલો લીંપવો; બીજાથી ચરુ રાંધવાના પાત્રને માંજવું અને ત્રીજા ભાગથી એ પાત્રને બધી બાજુથી લીંપી તેમાં ધોઈને સ્વચ્છ કરેલા ચોખા ગાયના દૂધમાં નાખીને મૂળમંત્રનો જપ કરતા રહીને પકવવા. ચોખા ચડી ગયા પછી તેને ચૂલા પરથી ઉતારી લઈ તેમાં ઘી નાખી પ્રદીપ્ત અને ધૂપદીપથી પૂજિત અગ્નિમાં એકસો આઠ આહુતિ આપવી. આ પ્રમાણે સાત શુક્રવારે હોમ કરવો. આથી જમીન સંબંધી શત્રુ અને ચોર વગેરેનો ઉપદ્રવ નાશ પામે છે. એવી જ રીતે જે જમીનમાં પથ્થર દાટ્યો હોય ત્યાંથી મંગળવારના દિવસે સૂર્યોદય વખતે માટી લાવીને ઉપર બતાવેલી રીત પ્રમાણે હવિ તૈયાર કરીને કહેલી સંખ્યાના ક્રમથી સારી રીતે પ્રજ્વલિત થયેલા અગ્નિમાં હવ્યની આહુતિઓ આપી હોમ કરવો. આ પ્રમાણે સાત મંગળવારે હોમક્રિયા કરવી. ગાયના દૂધથી બનાવેલ દૂધપાકની એક લાખ આહુતિ આપીને હોમ કરવાથી અભીષ્ટ ભૂમિનું આધિપત્ય મળે છે-મેળવવા ધારેલી જમીન પ્રાપ્ત થાય છે, એમાં સંશય નથી. તે પછી દિવ્ય સિંહાસન ઉપર વિરાજમાન થયેલા વિભુનું ચિંતન કરવું. તેમણે હાથમાં શંખ, પાશ, ધનુષ, મુસલ, ગદા, અંકુશને ધારણ કરેલાં છે, એવા વિભુ જગન્નાથનું ધ્યાન કરીને 'ૐ હ્રીં જગન્નાથાય નમઃ' આ મંત્રનો ચાર લાખ વાર જપ કરવો. પછી અર્ધચંદ્રાકાર કુંડમાં કમળનાં પુષ્પો અથવા ચમેલીનાં પુષ્પોથી દશાંશ હોમ કરવો. યજ્ઞભૂમિ, યજ્ઞનાં સાધનો, ભગવાન જગન્નાથ તથા પોતાની ઉપર અને પૂજાની સામગ્રી ઉપર-'ત્રૈલોક્યમોહનાય વિદ્મહે સ્મરાય ધીમહિ તન્નો વિષ્ણુઃ પ્રચોદયાત્' આ ગાયત્રી મંત્ર ભણીને જળ છાંટવું. આ ગાયત્રીને સર્વ વસ્તુઓને અત્યંત શુદ્ધ કરનાર કહેલ છે. પૂર્વોક્ત પીઠ પર શ્રીવત્સ વિષ્ણુની મૂર્તિની કલ્પના કરીને આસન આપવું. તેમની બાજુમાં 'પક્ષીરાજાય નમઃ' આ મંત્ર બોલી ગરુડનું પણ આવાહન કરવું. પછી તેમનું આવાહન કરતી વખતે 'શ્રીવત્સાય નમઃ, શ્રી વત્સં આવાહયામિ, કૌસ્તુભાય નમઃ કૌસ્તુભં આવાહયામિ, વનમાલાયૈ નમઃ, વનમાલાં આવાહયામિ-' આ પ્રમાણે બોલીને 'શ્રી વત્સં સ્તનયોઃ પૂજયામિ, કૌસ્તુભં વક્ષસિ પૂજયામિ, વનમાલાં ગલે પૂજયામિ'-થી પૂજન કરવું. કમળની કર્ણિકાઓમાં અંગદેવતાઓનું પૂજન કરવું. લક્ષ્મ્યૈ નમઃ, સરસ્વત્યૈ નમઃ, ધૃત્યૈ નમઃ, પ્રીત્યૈ નમઃ, કાન્ત્યૈ નમઃ, શાન્ત્યૈ નમઃ, તુષ્ટ્યૈ નમઃ, પુષ્ટ્યૈ નમઃ -આ પ્રમાણે બોલી ગંધ-પુષ્પાદિ ચડાવવાં. પૂર્વોક્ત પીઠ પર અષ્ટદળ કમળ આલેખેલું હોય તેના અગ્રભાગમાં પાંચજન્ય શંખ, શાર્ઙ્ગ ધનુષ, સુદર્શન ચક્ર, તલવાર, કૌમોદકી ગદા, અંકુશ, મુસલ અને પાશનું પૂજન કરવું. તે સમયે અનુક્રમે આ પ્રમાણે મંત્રો બોલવા-'મહાજલચરાય હું ફટ્ સ્વાહા, ૐ પાંચજન્યશંખાય નમઃ, શાર્ઙ્ગાય હું ફટ્ સ્વાહા ૐ શાર્ઙ્ગાય નમઃ; સુદર્શન મહાચક્રરાજ! સર્વં દુષ્ટ ભયં વિનાશય વિનાશય, છિન્ધિ છિન્ધિ, વિદારય વિદારય, પરમંત્રાન્ ગ્રસ ગ્રસ, ભક્ષય ભક્ષય, ભૂતાનિ ત્રાસય ત્રાસય હું ફટ્ સ્વાહા, ૐ સુદર્શનાય નમઃ; મહાખડ્ગ તીક્ષ્ણપદાત્ શિવિ શિવિ હું ફટ્ સ્વાહા ૐ ખડ્ગાય નમઃ; મહાકૌમોદકી મહાબલે! સર્વ અસુરાન્તકે! પ્રસીદ પ્રસીદ હું ફટ્ સ્વાહા ૐ કૌમોદક્યૈ નમઃ; મહાઅંકુશ! કુટ્ટ કુટ્ટ હું ફટ્ સ્વાહા ૐ અંકુશાય

નમઃ; સંવર્તક મહામુસલ ! ચોધય ચોધય હું ફટ્ સ્વાહા ૐ મુસલાય નમઃ; મહાપાશ ! બંધ બંધ આકર્ષય આકર્ષય હું ફટ્ સ્વાહા ૐ પાશાય નમઃ—આ પ્રમાણે મંત્રો બોલીને આ સર્વ આયુધોનું ગંધપુષ્પાદિથી પૂજન કરવું. આ સર્વ મંત્રોની આગળ પ્રણવ યોજવો.

ત્યારબાદ ઇંદ્ર આદિ દિક્પાલો તથા તેમનાં વજ્ર આદિ આયુધોનું પૂજન કરવું, આથી સર્વ પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત થાય છે, એક માસ સુધી કરેણનાં પુષ્પોથી પૂજા કરવામાં આવે અથવા તો એક હજાર આઠ કમળથી હોમ કરવામાં આવે તો કેવલ એક માસમાં જ સર્વ શ્રેષ્ઠ રાજાઓ સાધકને વશ થાય છે. જે માણસને ઉદ્દેશીને વિષ્ણુ ગાયત્રી મંત્રનો દશહજાર વાર જપ કરવામાં આવે તે માણસ આ મંત્રના પ્રભાવથી સાધકનો તત્કાલ દાસ થઈ જાય છે.

આ મંત્રની સાધના કરનારા સાધક વિષે વધુ કહેવાનું શું હોય ! તે વિષ્ણુતુલ્ય થઈને સર્વ કામનાઓની સિદ્ધિને પામે છે, એ વિષે કંઈ સંશય નથી. ૧–૨૦૨

बहुना किमिहोक्तेन मनुनानेन साधकः ।
साधयेत्सकलान्कामान् विष्णुतुल्येन संशयः ॥२०२

ઇતિ શ્રીનારદમહાપુરાણે 'શ્રીમહાવિષ્ણુ સંબંધી મંત્રોના અનુષ્ઠાનની વિધિ' નામનો ૭૦ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાન ૭૧ મો : નૃસિંહ ઉપાસના-મંત્ર ગાયત્રી આદિ નિરૂપણ

सनत्कुमार उवाच ।
शृणु नारद वक्ष्यामि दिव्यान्नरहरेर्मनून् ।
यान्समाराध्य ब्रह्माद्याश्चक्रुः सृष्ट्यादिकर्म वै ॥१॥

સનત્કુમાર બોલ્યા : હે નારદ ! નૃસિંહના દિવ્ય મંત્રોનું હવે વર્ણન કરવામાં આવે છે, તે તમે સાંભળો. જે મંત્રોની આરાધના કરીને બ્રહ્માદિએ સૃષ્ટિ આદિનાં રચનાત્મક કર્મ કર્યાં.

સંવર્તક (ક્ષ), ચંદ્ર (અનુસ્વાર), મૌલિ (ઔ) અને વહ્નિ (ર)થી શોભાયમાન એકાક્ષર મંત્ર 'ક્ષ્રૌં', કહેવામાં આવ્યો છે. આની સાધના કરનારાઓને તે સુરપાદપ અર્થાત્ કલ્પવૃક્ષના જેવું ફળ આપે છે અર્થાત્ આ 'ક્ષ્રૌં' મંત્રના ઉપાસકની સર્વ કામનાઓ સિદ્ધ થાય છે. હે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ ! આ મંત્રના ઋષિ અત્રિ છે, છંદ જગતી છે, દેવતા નૃહરિ છે; સર્વ કાર્યોની સિદ્ધિના હેતુ માટે આનો વિનિયોગ કરવામાં આવે છે. ક્ષં બીજ છે, ઈ શક્તિ છે. ધનુષ, ચક્રને ધારણ કરનારા તથા અભયમુદ્રાને દર્શાવનારા નૃહરિનું ધ્યાન કરવું. આ એકાક્ષરનો એક લાખ વાર જપ કરવો અને ઘી તથા પાયસ (ખીર)થી દશાંશ હોમ કરવો. પૂર્વોક્તપીઠ પર એમની મૂર્તિની કલ્પના કરી આવાહન તથા પૂજન કરવું. કમળનાં કેસરોમાં અંગપૂજન કરવું. ખગેશ, શંકર, શેષ, શતાનંદ, શ્રી, હ્રી, ધૃતિ, પુષ્ટિનું અનુક્રમે દિશાઓ, અને ખૂણાઓમાં પૂજન કરવું, વળી પીઠસ્થાન ઉપર નૃહરિ, કૃષ્ણ, રુદ્ર, મહાઘોર, ભીમ, ભીષણ, ઉજ્જ્વલ, કરાલ, વિકરાલ, દૈત્યાંત, મધુસૂદન, રક્તાક્ષ, પિંગલાક્ષ, અંજન, દીપ્તરુચિ, સુઘોરક, સુહનુ, વિશ્વક, રાક્ષસાન્તક, વિશાલક, ધૂમ્રકેશ, હયગ્રીવ, ઘનસ્વન, મેઘવર્ણ, કુંભકર્ણ, કૃતાન્ત, તીવ્રતેજસ, અગ્નિવર્ણ, મહોગ્ર, વિશ્વવિભૂષણ, વિઘ્નક્ષમ, મહાસેન—આ બત્રીસ સિંહ કહ્યા છે—આ નામોથી પીઠસ્થાન ઉપર નૃસિંહ ભગવાનનું પૂજન કરવું. એવી જ રીતે ઇંદ્રઆદિ લોકપાલોનું આયુધો સહિત પૂર્વાદિ દિશાઓમાં પૂજન કરવું, આ પ્રમાણે મંત્ર સિદ્ધ થતાં સાધકની મનઃકામનાઓ પૂર્ણ થાય છે. ૐ હ્રીં નમો ભગવતે નૃહરયે પુરુષોત્તમાય અતિવિક્રમાય ' બાવીસ અક્ષરનો આ

મંત્ર સામ્રાજ્ય આપનારો છે. આ મંત્રના બ્રહ્મા ઋષિ છે. ગાયત્રી અનુષ્ટુપ છંદ છે, સર્વ ઇષ્ટ ફળને આપનારા નૃહરિ દેવતા છે, હં બીજ છે તથા ઈં શક્તિ છે, સર્વ ઇષ્ટફળની પ્રાપ્તિમાં આનો વિનિયોગ થાય છે. પછી ષડંગન્યાસ આ પ્રમાણે કરવા—ૐ હ્રાં હૃદયાય નમઃ, ૐ હ્રીં શિરસે સ્વાહા, ૐ હ્રું શિખાયૈ વષટ્ ૐ હ્રૈં કવચાય હુમ્, ૐ હ્રૌં-નેત્રત્રયાય વૌષટ્, ૐ હ્રઃ અસ્ત્રાય ફટ્. આ પ્રમાણે ષડ્ અંગન્યાસ કર્યા પછી વ્યાપક અંગન્યાસ કરવા.

ૐ મૂર્ધ્નિ નૃસિંહાય નમઃ, ૐ ભાલે કેસરિણે નમઃ, ૐ નેત્રયોઃ રુદ્રાય નમઃ, ૐ મુખે મહાઘોરાય નમઃ, ૐ બાહ્વોઃ ભીમાય નમઃ, ૐ સ્તનયોઃ નૃહરયે નમઃ, ૐ ચરણયોઃ ભીષણાય નમઃ, ૐ સંધ્યગ્રેષુ ઉજ્જ્વલાય નમઃ, ૐ કુક્ષૌ કરાલાય નમઃ, ૐ હૃદિ વિકરાલાય નમઃ, ૐ કંઠે દૈત્યાન્તાય નમઃ, ૐ પાર્શ્વદ્વયે મધુસૂદનાય નમઃ, ૐ પૃષ્ઠે રક્તાક્ષાય નમઃ, ૐ કકુદિ પિંગલાક્ષાય નમઃ, ૐ ભ્રુવોર્મધ્યે અંજનાય નમઃ, ૐ કર્ણયોઃ દીપ્તરુચયે નમઃ, ૐ કપોલયોઃ સુઘોરકાય નમઃ, ૐ નાસિકાયામ્ કૃષ્ણાય નમઃ,' ૐ ચિબુકે સુહનવે નમઃ, ૐ ઓષ્ઠયોઃ વિશ્વકાય નમઃ, ૐ નાભિમંડલે રાક્ષસન્તકાય નમઃ, ૐ કટ્યાં વિશાલકાય નમઃ, ૐ મેઢ્રે ધૂમ્રકેશાય નમઃ, ૐ ઊર્વોઃ હયગ્રીવાય નમઃ, ૐ જાન્વોઃ ઘનસ્વનાય નમઃ, ૐ જંઘયોઃ મેઘવર્ણાય નમઃ, ૐ ગુલ્ફે કુંભકર્ણાય નમઃ, ૐ પાદકરાંગુલ્યોઃ કૃતાન્તાય નમઃ, ૐ સર્વસંધિષુ તીવ્રતેજસે નમઃ, ૐ રોમસુ અગ્નિવર્ણાય નમઃ, ૐ રક્તાસ્થિમજ્જાસુ મહોગ્રાય નમઃ, ૐ પક્ષ્મસુ વિશ્વવિભૂષણામ્ નમઃ, ૐ પ્રાણેષુ વિપ્રક્ષમાય નમઃ, ૐ સર્વાંગે મહાસેનાય નમઃ.

મૂલમંત્ર 'ક્ષ્રૌં'થી પગથી નાભિ સુધી; નાભિથી હૃદય સુધી અને હૃદયથી મસ્તક પર્યંત ન્યાસ કરવો, વ્યાપક અંગન્યાસ ઉપર જણાવ્યા પ્રમાણેનાં નામોથી કરવો. આ ન્યાસને 'હરિન્યાસ' કહેવામાં આવેલ છે. આ ન્યાસના માહાત્મ્યને એક માત્ર હરિ જ પોતે જાણે છે. આ પ્રમાણે ન્યાસ-વિધિ કર્યા પછી હૃદયમાં નૃહરિનું ધ્યાન કરવું.

'દીર્ઘ બાહુઓથી શોભતા, કમળ અને ચક્રને ધારણ કરનારા, ગર્દન પર કેશાવલિથી વિભૂષિત, નખના અગ્ર ભાગથી દૈત્યોના ઈશ હિરણ્યકશિપુને વિદારનારા, પોતાના તેજથી પ્રકાશિત થતા, દીપ્ત જિહ્વાવાળા, ત્રણ નેત્રથી સુશોભિત, ભયંકર દાઢયુક્ત મુખવાળા, જળ, સ્થળ અને ગગનમાં ગતિ કરનારા ભગવાન નૃસિંહ સદા અમારી રક્ષા કરો.' આ પ્રમાણે નૃસિંહ ભગવાનનું ધ્યાન કરી નારસિંહી મુદ્રા તેમને દેખાડવી. તે આ પ્રમાણે કરવી:

પ્રથમ ઉભડક બેસવું. બન્ને ઢીંચણોની વચ્ચે હડપચી અને હોઠ સમાન રેખામાં સીધા રાખવા. બન્ને હાથ જમીન પર ટેકવીને વારંવાર કંપન કરવું. મુખ પહોળું રાખી જીભથી મુખના ખૂણા ચાટવા. આ મુદ્રાને 'નારસિંહી' પ્રધાન મુદ્રા કહેવામાં આવી છે. ડાબા અંગૂઠાથી જમણા હાથની કનિષ્ઠિકા, અનામિકા અને મધ્યમા, આ ત્રણ આંગળીઓને પકડી રાખી ત્રિશૂલની જેમ પોતાની સંમુખ અદ્ધર રાખી કરવામાં આવતી મુદ્રાને '**નૃસિંહગા**' મુદ્રા કહેવામાં આવે છે.

બન્ને હાથના અંગૂઠાઓથી બન્ને ટચલી આંગળીઓ પકડી રાખીને બાકીની આંગળીઓને અધોમુખ રાખવાથી થતી મુદ્રા 'નૃહરિ.' કહેવાય છે.

બન્ને હાથ લટકતા રાખી ધીમે ધીમે તેમને નાભિ પ્રદેશ તરફ લઈ જવા. ત્યાં બન્ને તર્જની આંગળીઓ નાભિને અડાડીને તેને પોતાના બન્ને ખભા તરફ લઈ જવાથી

'આંત્રણ' મુદ્રા બને છે.

બન્ને હાથ ઊંચે લઈ જઈને અદ્ધર રાખવા. પછી ડાબી અનામિકામાં જમણા હાથની અનામિકા આંગળી ભેરવવી. બન્ને તર્જની આંગળીઓને પાછળથી બન્ને અંગૂઠાઓથી પકડી રાખવાથી થતી મુદ્રાને 'ચક્ર'-મુદ્રા કહેવામાં આવે છે.

આવી રીતે ચક્રમુદ્રા કરીને બન્ને તર્જની આંગળીઓ વડે બન્ને મધ્યમા આંગળીઓને દબાવવામાં આવે તો 'દંષ્ટ્ર' મુદ્રા થાય છે. નૃસિંહ ભગવાનની આ મુદ્રાઓ સર્વ મંત્રોમાં યોજવી. મૂલમંત્ર 'ક્ષ્રૌં'નો એક લાખ વાર જપ કરવો. તેના દશાંશનો ઘૃતમિશ્ર પાયસથી હોમ કરવો. અગાઉ કહ્યા પ્રમાણે પીઠસ્થાન ઉપર અંગપૂજા કરવી. પછી કમલપત્ર પર ગરુડ વગેરેની પૂજા કરવી. ઇંદ્ર આદિ દિક્પાલોની આયુધો સહિત પૂર્વાદિ દિશાઓમાં પૂજા કરવી.

સૌમ્ય કાર્યમાં ભગવાનના સૌમ્ય સ્વરૂપનું અને ક્રૂર કાર્યમાં ક્રૂર સ્વરૂપનું સ્મરણ કરવું. પ્રતિદિન આળસરહિત થઈને મૂલમંત્રનો એકસો આઠ વાર જપ કરવાથી કાર્યસિદ્ધિ થાય છે.

હવે સર્વ સિદ્ધિઓને આપનારાં ભિન્ન ભિન્ન ધ્યાન વિષે કહેવામાં આવે છે.

લક્ષ્મીની કામના ધરાવનારા માણસે ઉપર જણાવવામાં આવેલા ભગવાન નૃહરિનું ધ્યાન કરવું. એમના ડાબા ખોળામાં હાથમાં કમલને ધારણ કરીને લક્ષ્મીજી બેઠેલાં છે અને ભગવાનને તેઓ આલિંગન કરી રહ્યાં છે.

સર્વ પ્રકારના વ્યાધિઓમાંથી મુક્તિ મેળવવા માટે તેમ જ વિષ, મૃત્યુ અને ક્ષુદ્રરોગ તથા મહારોગ વગેરે ઉપદ્રવનો નાશ થવા માટે મહાભયંકર નરસિંહ ભગવાનનું ધ્યાન-સ્મરણ કરવું. તેઓ પ્રલયકાળના અગ્નિના જેવી પ્રભાવાળા છે. આંતરડાની માળાને ધારણ કરી રહેલા છે, રુદ્રરૂપ છે, કંઠમાં હારથી સુશોભિત છે, નાગરૂપ યજ્ઞોપવીતવાળા છે, પાંચ મુખવાળા છે, ચંદ્રમાને મસ્તક પર તેમણે ધારણ કરેલો છે, તેઓ નીલકંઠ છે, તેમના પ્રત્યેક મુખ પરના ભાલપ્રદેશ પર ત્રણ ત્રણ નેત્ર છે. પરિઘના જેવા તેમના દશ હાથો અક્ષસૂત્ર, ગદા, પદ્મ, ગાયના દૂધ જેવા વર્ણવાળા, ધવલ શંખ, ધનુષ, મુશલ, ચક્ર, ખડ્ગ, શૂલ અને બાણ ધારણ કરવાથી શોભી રહ્યા છે એવા રુદ્રરૂપ નૃહરિને વંદન કરું છું. આ પ્રમાણે ધ્યાન કરીને મંત્રના સાધકે અકાળ મૃત્યુનું હરણ કરનારા, સ્મરણ કરવામાં આવતાં જ સર્વ પ્રકારની સિદ્ધિઓને આપનારા ભગવાન નૃસિંહના એકાક્ષર મંત્રનો પ્રણવ સહિત એકહજાર આઠ વાર જપ કરવો. (તે મંત્ર આ પ્રમાણે છે-'ૐ ક્ષ્રૌં') જ્યારે કોઈ મહત્ કર્મ કરવું હોય ત્યારે સર્વ લોકોના ઈશ, સર્વ આભરણોથી ભૂષિત, સોળ હાથવાળા નરસિંહ ભગવાનનું ધ્યાન કરવું. વિદારણ કર્મ કરતા બે હાથ; આંતરડાંને ખેંચતા બે હાથ; શંખ અને ચક્રને ધારણ કરતા બે હાથ; ધનુષ અને બાણને ધરાવનારા બે હાથ; ખડ્ગ અને ખેટ સહિતના બે હાથ; ગદા અને પદ્મને ધારણ કરતા બે હાથ; પાશ અને અંકુશ ધારણ કરનારા બે હાથ; રિપુના મુકુટને અર્પિત કરતા બે હાથ-આ પ્રમાણે હે નારદ ! ઉગ્ર કામમાં પ્રવૃત્તિ કરનારા અનન્ય બુદ્ધિવાળા માણસે સોળ ભુજદંડથી શોભતા નીલમણિની કાંતિવાળા વિભુ નૃહરિનું ધ્યાન કરવું.

મહત્તમ-અત્યંત ઉગ્ર કર્મમાં સર્વસિદ્ધિને આપનારા સર્વ ભૂતોના ઈશ ભગવાન નૃસિંહના બત્રીસ હાથયુક્ત સ્વરૂપનું ધ્યાન કરવું, જમણા હાથોમાં ચક્ર, પદ્મ, પરશુ, પાશ, હલ, મુશલ, અભય, અંકુશ,

પટ્ટિશ, ભિંદિપાલ, ખડ્ગ, મુદ્‌ગર અને તોમર; ડાબા હાથોમાં શંખ, ખેટ, પાશ, શૂલ, અગ્નિ, વરદ, શક્તિ કુંડિકા, કાર્મુક, તર્જની મુદ્રા, ગદા, ડમરુ અને શૂર્પકને ધારણ કરેલાં છે. બે હાથોથી રિપુનાં ઢીંચણ અને મસ્તકનું પીડન કરી રહ્યા છે. નીચે રાખેલા બે હાથોથી હિરણ્યકશિપુનું વિદારણ કરી રહ્યા છે અને ઊંચા રાખેલા બે હાથોથી આંતરડાની માળાને ધારણ કરી રહેલા છે એવા દૈત્યોના માટે ભયંકર તથા ભક્તોના માટે પ્રિય કરનારા તથા મહા મૃત્યુના ભયને દૂર કરનારા બત્રીસ હાથથી સુશોભિત ભગવાન નરસિંહના સ્વરૂપનું ધ્યાન કરવું. આ પ્રમાણે ધ્યાન કરીને મંત્રના સાધકે સર્વ કાર્યની સિદ્ધિ માટે અગાઉ જણાવ્યા પ્રમાણે એકાક્ષર મંત્રનો એક હજાર આઠવાર જપ કરવો. હવે મુખના રોગોને મટાડનાર બીજું ધ્યાન કહેવામાં આવે છે–સુવર્ણના જેવા વર્ણવાળા, ગરુડ પર આરૂઢ થયેલા, વિદ્યુત કિરણોની આભાવાળા; કરોડો પૂર્ણચંદ્રની દ્યુતિ સમાન મુખવાળા; પીત વસ્ત્રથી સુશોભિત શાન્ત આકારવાળા; શંખ, ચક્ર, અભય વરને ધારણ કરનારા ભગવાન નૃસિંહનું વિષબાધા તથા રોગોની શાંતિ માટે ધ્યાન કરવું.

શત્રુની સેનાનું દમન કરી તેનું આક્રમણ ખાળવા તથા શત્રુસેનાનો વિનાશ કરવા માટે મંત્રના સાધકે ભગવાન નૃસિંહનું ગંધ–પુષ્પ આદિથી પૂજન કરવું. પછી મૂલ મંત્રથી મૂલ સહિત દર્ભનો રુદ્રાક્ષના વૃક્ષના કાષ્ઠથી પ્રજ્વલિત થયેલા અગ્નિમાં શત્રુને ઉદ્દેશી એક હજાર વાર હોમ કરવો; આથી શત્રુસેના પરાભવ પામે છે. આ પ્રમાણે સાત દિવસ સુધી હોમ કરીને મંત્રના સાધકે પોતાના ઇષ્ટરાજાની સેનાને પરરાષ્ટ્ર પર વિજય પ્રાપ્ત કરવાની ઇચ્છાથી શુભ લગ્નમાં શુભ દિવસે આક્રમણ કરવા જણાવવું. તે સેનાની આગળ રિપુદળનો નાશ કરનારા ભગવાન નૃસિંહ રહેલા છે, એવી રીતે તેમનું સ્મરણ કરતા રહીને તેમનું ધ્યાન કરવું; અને એકાક્ષર મંત્રનો પ્રણવ સહિત એક હજાર વાર જપનું અનુષ્ઠાન પોતાના સ્થાન પર રહીને કર્યા કરવું. આ અનુષ્ઠાનથી શત્રુ પર અવશ્ય વિજય પ્રાપ્ત થાય છે.

સર્વ શત્રુઓને પોતાના પરાક્રમથી જીતી લઈને આનંદ પામેલા રાજાએ મંત્રના સાધકનો રાજોચિત વૈભવથી આદર કરી તેને ધનસંપત્તિ આપી પ્રસન્ન કરવો. તેને ગજ (હાથી), ઘોડા, રથ, રત્ન, ગામ અને ખેડવા યોગ્ય ભૂમિ આપી, સંતુષ્ટ કરવો. રાજા જો આ પ્રમાણે મંત્રના સાધકને ધનસંપત્તિ વગેરે ન આપે અને મંત્ર-સાધક સંતોષ ન પામે તો તે રાજાના રાજ્યમાં અનર્થ થાય છે, પ્રાણસંકટનો મહાભય ઉપસ્થિત થાય છે.

મૂલમંત્ર એકસો આઠ વાર ભણીને મંત્રેલી ભસ્મથી કરોળિયા, ભમરી, મધમાખી, ઉંદર તથા વીંછી આદિના કરડવાથી ઉત્પન્ન થયેલી વિષની પીડાનો નાશ કરવો; અર્થાત્ એમના દંશથી અસર પામેલા શરીરના ભાગ પર મંત્રેલી ભસ્મ ચોળવાથી પીડા દૂર થાય છે. વળી જો આ ભસ્મનો આખા શરીર પર લેપ કરવામાં આવે તો સર્વ પ્રકારના રોગોથી મુક્ત થવાય છે, આ વિષે સંશય નથી.

મૂલમંત્રથી સેવંતીનાં પુષ્પો એકસો આઠ વાર હોમવાથી વિપુલ લક્ષ્મી પ્રાપ્ત થાય છે. ઉંબરાના સમિધનો હોમ કરવાથી ધાન્ય આદિ સમૃદ્ધિ પ્રાપ્ત થાય છે. એક-લાખ માલપૂઆનો હોમ કરવાથી કુબેરના જેવો વૈભવ પ્રાપ્ત થાય છે. પોતાના ઉપર ક્રુદ્ધ થયેલા રાજાની સમીપમાં એકસો આઠ વાર જપ કરવામાં આવે તો તે રાજાનો ક્રોધ શીઘ્ર શાંત થાય છે અને રાજા પ્રસન્ન

થાય છે. કુંદ( ચમેલી )નાં પુષ્પોથી હોમ કરવાથી પોતાની ઉન્નતિ થાય છે. મોચા-( કેળાં )થી એકસો આઠ વાર મૂળમંત્ર ભણીને હોમ કરવામાં આવે તો સર્વ પ્રકારનાં વિઘ્ન નાશ પામે છે. તુલસીપત્રના હોમથી યશ પ્રાપ્ત થાય છે. શાલિ–ચોખાના સાથવાનો હોમ કરવાથી આખું જગત વશ થાય છે, મહુડાનાં ફૂલોનો હોમ કરવાથી ઇષ્ટની પ્રાપ્તિ થાય છે. આંબળાંનો હોમ કરવાથી શત્રુનું સ્તંભન થાય છે. દહીં, મધ અને ઘીમાં મિશ્ર કરેલી ગળોની ચાર આંગળ લાંબી સમિધાઓનો દશ-હજાર મૂળમંત્રથી હોમ કરવામાં આવે તો શરીરની નિરામયતા સાથે સો વર્ષ જીવે છે. શનિવારના દિવસે અશ્વત્થ ( પીપળો ) વૃક્ષનો સ્પર્શ કરી મૂળમંત્રનો એકસો આઠ વાર જપ કરનારો અકાળ મૃત્યુ પર વિજય મેળવીને સો વર્ષ જીવે છે.

હવે ત્રૈલોક્યને મોહ પમાડનાર યંત્રનું વર્ણન કરવામાં આવે છે, જે કેવલ ધારણ કરવા માત્રથી સર્વ પ્રકારની સંપત્તિ પ્રાપ્ત થાય છે. શ્વેત રંગના ભોજપત્ર ઉપર અગાઉ જણાવવામાં આવ્યા પ્રમાણે બત્રીસ સિંહોનાં નામથી યુક્ત કમળ આલેખવું, સિંહોના મધ્યમાં 'ક્ષ' બીજ લખવું. ત્રૈલોક્યમાં મોહન નામનું પૂજન કરેલું આ યંત્ર સર્વ કામનાઓને પૂર્ણ કરે છે, આ યંત્રને યંત્ર-રાજ કહેવામાં આવેલ છે. આને ધારણ કરવાથી જય પ્રાપ્ત થાય છે, આમાં કોઈ સંશય નથી.

હે નારદ! હવે સિદ્ધિ આપનારું એક બીજું યંત્ર કહું છું, તે સાંભળો. સુંવાળી પીંછીથી ભોજપત્ર પર આઠ ખૂણાઓ આલેખી તેમાં એ યંત્ર લખવું. એ આઠે ખૂણાઓમાં પ્રણવ સહિત નૃસિંહ ભગવાનનો એકાક્ષર મંત્ર લખવો. એ યંત્રવાળા ભોજ-પત્રની ત્રણ ઘડી વાળી તેના પર નાડાંછડી વીંટવી અને મૂળમંત્ર આઠ હજાર વાર જપવો. પછી તેને અનુક્રમે સોનું, રૂપું અને બધાથી ઉપર તાંબાના પતરામાં વીંટીને બંધ કરવું. વળી તે તાંબાના પતરાને લાખ વડે બંધ કરી ફરીથી યંત્રને મૂળ મંત્રથી અભિમંત્રિત કરીને ગળામાં, ભુજા પર કે શિખામાં ધારણ કરવું. એ યંત્ર ધારણ કરનારા પુરુષને પૃથ્વી પરનાં સ્ત્રી, પુરુષ અને રાજા આદિ બધા માણસો વશ થાય છે. તે યંત્ર ધારણ કરનારા પુરુષને દુષ્ટ પિશાચો, સર્પો અને રાક્ષસો ક્યારેય પીડા કરી શકતા નથી. આ યંત્રની કૃપાથી તે માણસ બધે વિજય પામે છે.

હવે બીજું એક સર્વ પ્રાણીઓને વશ કરનારું યંત્ર કહું છું. ભોજપત્ર પર બાર ખૂણાઓમાં પ્રથમ જણાવ્યા પ્રમાણે પ્રણવ-સહિત મૂળમંત્ર–'ૐ ક્ષ્રૌં' લખવો. મધ્યમાં આ મંત્રની શક્તિનો વર્ણ 'ઈ' લખવો. આ યંત્ર સુર અને અસુર–સર્વને વશ કરનારું કાલાન્તક નામક યંત્ર કહેવાય છે. સર્વ શત્રુઓના ભયને નિવારણ કરનારું આ યંત્ર ભોજપત્ર પર લખવું. આ યંત્ર ધારણ કરનારો માણસ સર્વત્ર વિજયી થાય છે.

હવે સર્વ ઇષ્ટ વસ્તુઓને આપનાર 'જ્વાલામાલિ' નામક મંત્ર કહેવામાં આવે છે. તે આ પ્રમાણે છે: 'ૐ ક્ષ્રં નમો ભગવતે નરસિંહાય જ્વાલિને માલિને દીપ્તદંષ્ટ્રાય અગ્નિનેત્રાય સર્વાદિરક્ષોઘ્નાય નઃ સર્વભૂહરિ-વિનાશનાય સર્વજ્વરવિનાશનાય ( અમુકં અમુકં ) દહ દહ પચ પચ રક્ષ રક્ષ હું ફટ્ ઠઠ'–આ મંત્રનો પ્રતિદિન એકસો આઠ વાર છ માસ સુધી જપ કરવો. આ પ્રમાણે કરવાથી ઇષ્ટ પ્રાપ્તિ થાય છે. આભચારાદિ કર્મમાં ( અમુકં અમુકંના સ્થળે ) વ્યક્તિનું નામ બોલવું. ભયંકર મહામારી, ભૂત વગેરેનો નાશ કરનાર આ મંત્ર અતિ ઉત્તમ છે. તે માટે એક લાખ વાર મંત્ર જપ કરવા

અને કપિલા ગાયના ઘીથી દશાંશ હોમ કરવો.

'ૐ નમો નૃસિંહાય' આ ષડક્ષર મહામંત્ર સર્વ ઇષ્ટ સિદ્ધિને આપનાર છે, આ મંત્રના બ્રહ્મા ઋષિ છે, પંક્તિ છંદ છે, નૃકેસરી દેવતા છે, સર્વ શુભ કામોમાં આનો વિનિયોગ થાય છે. પછી ષડંગન્યાસ આ પ્રમાણે કરવા: ૐ હ્રાં હૃદયાય નમઃ, ૐ હ્રીં શિરસે સ્વાહા, ૐ હ્રૂં શિખાયૈ વષટ્, ૐ હ્રૈં કવચાય હુમ્, ૐ હ્રૌં નેત્રત્રયાય વૌષટ્, ૐ હ્રઃ અસ્ત્રાય ફટ્. અંગન્યાસ કર્યા પછી પૂર્વોક્ત વિધિ પ્રમાણે ધ્યાન અને પૂજા કરવાં. આ મંત્ર સિદ્ધ થવાથી સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે.

હવે આત્મરક્ષાનો મંત્ર જણાવવામાં આવે છે, તે આ પ્રમાણે છે– 'ૐ નમઃ શિવાય મહતે શરભાય સ્વાહા' આ મંત્ર ભણીને 'કેશવ' આદિ નામોનું કવચ ધારણ કરી પ્રયત્નપૂર્વક આત્મરક્ષા કરવી:–

'કેશવ મારા પગની રક્ષા કરો, નારાયણ જંઘાઓની રક્ષા કરો, માધવ મારી કટિનું રક્ષણ કરો, ગોવિંદ ગુહ્યભાગનું રક્ષણ કરો, વિષ્ણુ મારી નાભિનું રક્ષણ કરો, મધુસૂદન જઠરની રક્ષા કરો, ત્રિવિક્રમ સાથળોની રક્ષા કરો, નર મારા હૃદયનું રક્ષણ કરો, શ્રીધર કંઠની રક્ષા કરો, હૃષીકેશ મારા મુખની રક્ષા કરો, પદ્મનાભ બન્ને સ્તનની રક્ષા કરો, દામોદર મસ્તકની રક્ષા કરો.' ઉપરના મંત્રનો જપ કરતા પહેલાં મંત્રના સાધકે અંગન્યાસ ઉપર પ્રમાણે કરવો. આ પ્રમાણેની વિધિથી ભૂત, વેંતાલ, ગ્રહો અને રાક્ષસોથી સાધક નિર્ભય બને છે. વળી ફરીથી નૃસિંહ ભગવાનનું ધ્યાન કરીને નીચે જણાવ્યા પ્રમાણે ન્યાસ કરવા:

'સુવર્ણ જેવી કાંતિવાળા ચક્રધારી ભગવાન કેશવ આગળથી મારી રક્ષા કરો.' શંખને ધારણ કરનારા, નીલમેઘ જેવા વર્ણવાળા ભગવાન નારાયણ પાછળથી મારી રક્ષા કરો. લક્ષ્મીના પતિ, નીલકમળ જેવી પ્રભાવાળા ભગવાન ગદાધર ઉપરથી મારી રક્ષા કરો, ધનુષને ધારણ કરનારા, ચંદ્રના જેવી શુભ્ર કાંતિવાળા ગોવિંદ દક્ષિણ દિશામાં મારી રક્ષા કરો. કમળની પાંખડીઓ જેવા વર્ણવાળા, હળને ધારણ કરનારા ભગવાન વિષ્ણુ ઉત્તરમાં મારી રક્ષા કરો. કમળના જેવી આંખવાળા, મુશળને ધારણ કરનારા મધુસૂદન અગ્નિ કોણમાં મારું રક્ષણ કરો. ખડ્ગને હાથમાં ધારણ કરનારા દીપ્તિમાન ત્રિવિક્રમ નૈર્ઋત્ય કોણમાં મારી રક્ષા કરો. વજ્રને ધારણ કરનારા, મધ્યાહ્નના સૂર્યના તેજ સમાન તેજવાળા માધવ વાયવ્ય દિશામાં મારું રક્ષણ કરો. શ્વેત કમળ જેવી આંખવાળા પટ્ટિશ નામના આયુધને ધારણ કરનારા શ્રીધર ઈશાન કોણમાં મારું રક્ષણ કરો. વિદ્યુતના જેવી પ્રભાવાળા ભગવાન હૃષીકેશ ઉપરથી મારી રક્ષા કરે. સહસ્ર સૂર્યોની કાંતિ જેવી કાંતિવાળા પદ્મનાભ નીચેથી મારું રક્ષણ કરે. સર્વ પ્રકારનાં આયુધોને ધારણ કરનારા, સર્વશક્તિમાન, સર્વના આદિ, સર્વ બાજુએ મુખવાળા, ઇંદ્રગોપ જેવા વર્ણવાળા, હાથમાં પાશને ધારણ કરનારા ભગવાન અપરાજિત મારું રક્ષણ કરો. હરિરૂપ ભગવાન દામોદર મારા દેહની અંદર અને બહારથી રક્ષા કરો. આ પ્રમાણે છિદ્રરહિત બાર વર્ણના પંજરમાં હું પ્રવિષ્ટ થયો છું, તેથી હવે મને ક્યારેય કોઈ પ્રકારનો ભય નથી. આવી ભાવના સાથે પોતાની રક્ષા કરવાથી સાધક પુરુષ અજેય થાય છે. નૃસિંહ ભગવાનના સર્વ પ્રકારના મંત્ર વર્ગમાં આ જ પ્રકારનો વિધિ માનવામાં આવેલ છે. પૂર્વોક્ત વિધિ પ્રમાણે ધ્યાન–પૂજા આદિ સર્વ કરવું. પછી હે પુંડરીકાક્ષ! હે વિશ્વભાવન! હે હૃષીકેશ તમને નમસ્કાર છે! હે મહાપુરુષ! તમને નમસ્કાર છે.' આ પ્રમાણે પ્રભુની પ્રાર્થના કરીને અને મંત્રનો એકસો આઠ

વાર જપ કરીને વિભુનું વિસર્જન કરવું.

આ પ્રમાણે મંત્ર સિદ્ધ થવાથી સાધકને સંપત્તિ પ્રાપ્ત થાય છે.

હવે એક બીજો મંત્ર કહેવામાં આવે છે, તે આ પ્રમાણે છે—'ૐ જય જય શ્રી-નૃસિંહ' આ અષ્ટાક્ષર શ્રેષ્ઠ મંત્ર છે. આ મંત્રના બ્રહ્મા ઋષિ છે, ગાયત્રી છંદ છે, શ્રીમાન જય નૃસિંહ આના દેવતા છે અને તેઓ સર્વ અભીષ્ટને આપનારા છે. શુભ કામમાં આ મંત્રનો વિનિયોગ થાય છે. આ મંત્રનું જપાનુષ્ઠાન કરતાં પહેલાં નીચે જણાવ્યા પ્રમાણે ષડંગન્યાસ કરવો—ૐ હ્રાં હૃદયાય નમઃ, ૐ હ્રીં શિરસે સ્વાહા, ૐ હ્રૂં શિખાયૈ વષટ્, ૐ હ્રૈં કવચાય હુમ્, ૐ હ્રૌં નેત્રત્રયાય વૌષટ્, ૐ હ્રઃ અસ્ત્રાય ફટ્. પછી ચંદ્ર જેમના મસ્તક પર છે એવા વિભુ નૃસિંહનું હૃદયમાં આ પ્રમાણે ધ્યાન ધરવું: 'મનુષ્ય અને સિંહના શરીરવાળા! જગતના એકમાત્ર બંધુ! નીલકંઠ! હે કરુણાસાગર! હે શાંત સ્થિતિમાં વિરાજમાન પ્રભો! સૂર્ય, ચંદ્ર તથા અગ્નિરૂપ નેત્રવાળા! હે પિનાક-પાણિ! શીત કિરણો પ્રસરાવનારા ચંદ્રને મસ્તક ઉપર ધારણ કરનારા! હે લક્ષ્મીપતિ ભગવાન વિષ્ણુ! મારું રક્ષણ કરો!'

श्रीमन्नृकेसरितनो जगदेकबन्धो
श्रीनीलकण्ठ करुणार्णव सामराज।
वह्नीन्दुतीव्रकरनेत्र पिनाकपाणे
शीतांशुशेखर रमेश्वर पाहि विष्णो॥

આ પ્રમાણે ધ્યાન કરીને મંત્રના સાધકે મંત્રનો આઠ લાખ વાર જપ કરવો. ઘીથી યુક્ત દૂધપાકનો દશાંશ હોમ કરવો અને પૂર્વવત્ ભગવાનનું પૂજન કરવું. આ પ્રમાણે મંત્ર સિદ્ધ થયા પછી સાધકે મંત્રના પ્રયોગો કરવા ઉચિત છે. અષ્ટાક્ષર મંત્રથી ભસ્મને અભિમંત્રિત કર્યા પછી જે માણસને ગ્રહનો વળગાડ થયો હોય તેના શરીરે ભસ્મનો લેપ કરવા માત્રથી જ ગ્રહપીડા દૂર થાય છે. આ જ વિધિથી યક્ષ, રાક્ષસ, કિન્નર, ભૂત, પ્રેત અને પિશાચ વગેરેની પીડા પણ અવશ્ય દૂર થાય છે, એમાં સંશય નથી; શુભ દિવસે સર્વતોભદ્રમંડલ આલેખવું. તેમાં એક કુંભની સ્થાપના કરવી. તેમાં તીર્થસ્થાન-નું જળ પૂરવું. તેનું યથાવિધિ પૂજન કરવું. અને 'ૐ જય જય શ્રી નૃસિંહ' આ અષ્ટા-ક્ષરમંત્ર એકસો આઠ વાર જપવો. તે કુંભના જળથી માણસને અભિષિક્ત કરવામાં આવતાં તેની સર્વ આપત્તિઓ દૂર થઈ જાય છે. વધુ શું કહેવું! આ ઉત્તમ મંત્ર ઇષ્ટ વસ્તુને આપનારો છે. 'વજ્ર જેવા નખવાળાને અમે જાણીએ છીએ, તીક્ષ્ણદંષ્ટ્રનું અમે ધ્યાન ધરીએ છીએ, તે નૃસિંહ (ભગવાન) અમને પ્રેરણા આપે. વજ્રનખાય વિદ્મહે તીક્ષ્ણ-દંષ્ટ્રાય ધીમહિ તન્નો નૃસિંહઃ પ્રચોદયાત્' આ નૃસિંહગાયત્રી સર્વ અભીષ્ટને આપ-નારી છે. આના સ્મરણમાત્રથી સર્વ પાપો-નો ક્ષય થઈ જાય છે. ૧–૨૨૮

एषा नृसिंहगायत्री सर्वाभीष्टप्रदायिनी।
एतस्याः स्मरणादेव सर्वपापक्षयो भवेत्॥२२८॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'નૃસિંહોપાસના મંત્ર-ગાયત્રી આદિ નિરૂપણ' નામનો ૭૧ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૭૨ મો : હયગ્રીવ ઉપાસના નિરૂપણ

सनत्कुमार उवाच।

प्रणवो हृदयं विष्णुर्ङेऽन्तः सुरपतिस्तथा।
महाबलाय स्वाहान्तो मंत्रो वसुधराक्षरः॥१॥

પ્રણવ (ૐ), હૃદય (નમઃ) વિષ્ણુ શબ્દ તથા સુરપતિના અંતમાં ચતુર્થી વિભક્તિ હોય (એટલે વિષ્ણવે સુરપતયે) અને મહાબલાયના અંતમાં સ્વાહા લાગતાં અઢાર અક્ષરનો મંત્ર થાય છે; તે આ પ્રમાણે છે— 'ૐ નમો વિષ્ણવે સુરપતયે મહાબલાય સ્વાહા.'

આ મંત્રના ઇંદ્ર ઋષિ છે, વિરાટ છંદ છે, દધિવામન દેવતા છે, ૐ બીજ છે અને સ્વાહા શક્તિ છે, શુભ કામમાં આનો વિનિયોગ થાય છે. આ મંત્રનું અનુષ્ઠાન કરવા માટે પ્રથમ ષડંગન્યાસ કરવા. તેનો વિધિ આ પ્રમાણે છે–ૐ હ્રાં હૃદયાય નમઃ, ૐ હ્રીં શિરસે સ્વાહા, ૐ હ્રૂં શિખાયૈ વષટ્, ૐ હ્રૈં કવચાય હુમ્, ૐ હ્રૌં નેત્રત્રયાય વૌષટ્, ૐ હ્રઃ અસ્ત્રાય ફટ્' ષડ્અંગન્યાસ કર્યા પછી મંત્રના વર્ણોનો અંગોમાં નીચે પ્રમાણે વિન્યાસ કરવો–'મૂર્ધ્નિ ૐકારં વિન્યસામિ, ભાલે નકારં વિન્યસામિ, નેત્રયોઃ મોકારં વિન્યસામિ, કર્ણયોઃ વિકારં વિન્યસામિ, ઘ્રાણયોઃ ષ્ણુંકારં વિન્યસામિ, ઓષ્ઠયોઃ વેકારં વિન્યસામિ, તાલૌ સુકારં વિન્યસામિ કંઠે રકારં વિન્યસામિ, ભુજયોઃ પકારં વિન્યસામિ, પૃષ્ઠે તકારં વિન્યસામિ, હૃદિ યેકારં વિન્યસામિ, ઉદરે મકારં વિન્યસામિ, નાભૌ હાકારં વિન્યસામિ, ગુહ્યે બકારં વિન્યસામિ, જાન્વોઃ યકારં વિન્યસામિ, જહ્નયોઃ સ્વાકારં વિન્યસામિ, પાદયોઃ હાકારં વિન્યસામિ. આ પ્રમાણે મંત્રના અઢાર વર્ણોનો ક્રમથી અંગોમાં વિન્યાસ કર્યા પછી દેવનું ધ્યાન કરવું–મુક્તા(મોતી)ના જેવા વર્ણવાળા, રત્નોથી સુશોભિત, ભમરાઓના રંગ જેવા કાળા વાળથી શોભતી ગરદન અને મુખવાળા શુદ્ધ જળથી પૂર્ણ કુંભ અને દધ્યન્નથી પૂર્ણ ભરેલું પાત્ર–આ પ્રમાણે બે હાથોમાં બે પાત્રોને ધારણ કરીને રહેલા ભગવાન હયગ્રીવનું સ્મરણ કરવું.

આ મંત્રનો ત્રણ લાખ વાર જપ કરવો અને ઘૃતમિશ્ર ખીરથી તથા દધ્યન્ન(દહીં મિશ્ર ભાત)થી દશાંશનો હોમ કરવો. સુંદર વેદી બનાવીને તેના પર કલ્પિત મૂર્તિ આલેખીને મૂલમંત્રથી ભગવાન હયગ્રીવનું વિધિપૂર્વક પૂજન કરવું. કમળના કેસરાઓમાં છ અંગોની પૂજા કરીને કમળદળોમાં વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધનું શાન્તિ, શ્રી, સરસ્વતી, રતિ, ધ્વજ, વૈનતેય (ગરુડ), વનમાળા, શંખ, ચક્ર, ગદા તથા શાર્ઙ્ગ ધનુષનું પૂજન કરવું. કમમળદળના અગ્રભાગમાં કેશવ, નારાયણ, માધવ, ગોવિંદ, વિષ્ણુ, મધુસૂદન, ત્રિવિક્રમ, નર, શ્રીધર, હૃષીકેશ, પદ્મનાભ, દામોદર–આ નામોથી પૂજન કરવું. તે પછી પૂર્વ આદિ દિશાઓમાં ઇંદ્રાદિ દિક્પાલો તથા તેમનાં આયુધોનું પૂજન કરવું. તે પછી ઐરાવત, પુંડરીક, વામન, કુમુદ, અંજન, પુષ્પદંત, સાર્વભૌમ અને સુપ્રતીક નામના દિગ્ગજો અને અભ્રમુ, કપિલા, પિંગલા, અનુપમા, તામ્રપર્ણી, શુભ્રદંતી, અંગના અને અંજનાવતી નામક તેમની અનુક્રમથી પત્નીઓની આરાધના કરવી.

પછી લક્ષ્મીની કામનાવાળાએ ઘી મિશ્રિત ખીરથી એક હજાર આહુતિ આપવી, જેથી તેને સમૃદ્ધિ પ્રાપ્ત થાય છે; ધાન્ય પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાને ડાંગરની ધાણીના હોમથી ધાન્યની પ્રાપ્તિ થાય છે. વરિયાળીની એક હજાર આહુતિ આપવાથી, મહાભયનો પણ અવશ્ય નાશ થાય છે; આ વિષે કંઈ જ સંશય નથી. શુદ્ધ દહીંભાતનો હોમ કરવાથી દુર્ગતિમાંથી મુક્તિ થાય છે. ભગવાન ત્રિવિક્રમના સ્વરૂપનું ધ્યાન કરીને જપ કરવાથી મંત્રના પ્રભાવને લીધે કારાગારમાંથી બદ્ધને મુક્તિ મળે છે. ભીંત ઉપર કે વેદી અથવા લાકડાના પાટિયા પર ભગવાન હયગ્રીવની મૂર્તિ આલેખીને નિત્ય સુગંધી પુષ્પો વડે પૂજન કરવાથી વિપુલ લક્ષ્મી પ્રાપ્ત થાય છે. લાલ કમળનો હોમ કરવાથી સકલ જગતને વશ કરી શકાય છે, ઘી અને ભાતની પ્રતિદિન અઠ્ઠાવીસ આહુતિ આપી હોમ કરવો. એવી જ રીતે ખાંડ, ઘી અને ભાતની વિધિપૂર્વક દરરોજ 'ૐ નમો વિષ્ણવે સુરપતયે મહાબલાય

સ્વાહા' મંત્ર ભણીને આહુતિ એકસો આઠ વાર આપવાથી અક્ષય અન્નની પ્રાપ્તિ થાય છે. ષડ્રસથી યુક્ત પકવાન્ન તથા માલપૂઆથી આઠ હજાર આહુતિ આપી હોમ કરવાથી દરિદ્રતાનો નાશ થાય છે. અને પુષ્કળ ધન પ્રાપ્ત થાય છે. મંત્રસાધક શર્કરામિશ્રિત દહીં-ભાતની દશ હજાર આહુતિ આપીને હોમ કરે તો તે જ્યાં જ્યાં નિવાસ કરે ત્યાં ત્યાં તેને અન્ન વિપુલ પ્રમાણમાં મળતું રહે છે. કમળપત્રોની સાથે બિલ્વફળના ગર્ભનો હોમ કરવાથી વિપુલ સમૃદ્ધિ પ્રાપ્ત થાય છે, આમાં શંકા નથી.

ખીરની એક લાખ આહુતિ આપીને હોમ કરવાથી સાધક વાચસ્પતિ સમાન થાય છે. મંત્રનો એક લાખ વાર જપ કરી પોતાજિયા વૃક્ષના કાષ્ઠથી પ્રદીપ્ત થયેલા વહ્નિમાં પોતાજિયાના ફળથી દશાંશ હોમ કરવામાં આવે તો શ્રેષ્ઠ પુત્રની પ્રાપ્તિ થાય છે. ભગવાન ત્રિવિક્રમનું ધ્યાન ધરીને લાલ રંગનાં પુષ્પોથી દશ હજાર આહુતિ આપી હોમ કરનાર સાધક સર્વત્ર વિજય પ્રાપ્ત કરે છે. દશ હજાર કમળનો હોમ કરવાથી સર્વ લક્ષણોથી યુક્ત નિષ્કંટક રાજ્યની પ્રાપ્તિ થાય છે. મધમાં બોળેલ લવંગ અથવા અપામાર્ગથી દશ હજાર આહુતિ આપીને (જે માણસને વશ કરવો હોય તેનું નામ બોલીને) હોમ કરવાથી તે જરૂર વશ થાય છે. અપામાર્ગનાં એકસો આઠ શુભ પાંદડાંનો હોમ કરવાથી અને તેટલા જ મંત્રોનો જપ કરવાથી એક અઠવાડિયામાં મહારોગમાંથી મુક્ત થાય છે. 'ૐ ઉદ્ગિરત્ પ્રણવો હીય સર્વવાંગીશ્વર ઇશ્વર, સર્વવેદમય અચિંત્ય સર્વં બોધય બોધય'-આ મંત્રના ઋષિ બ્રહ્મા છે, છંદ અનુષ્ટુપ છે, વાણીના ઐશ્વર્યને આપનારા વિભુ હયગ્રીવ આના દેવતા છે; અને સર્વ કામનાઓની પૂર્તિમાં આ મંત્રનો વિનિયોગ થાય છે. પછી ધ્યાન કરવું: 'હિમના પર્વત સમાન શુભ્ર, તુલસીની માળાથી અલંકૃત, તુરંગ-વદન( ઘોડાના મુખ જેવાં મુખવાળા ભગવાન હયગ્રીવ )ને વંદન કરું છું.' આ પ્રમાણે ધ્યાન કરીને મંત્રનો દશ હજાર વાર જપ કરવો; અને મધમિશ્રિત ખીરથી દશાંશ હોમ કરવો, પછી પીઠસ્થાન ઉપર કાર્યનો સંકલ્પ કરી મૂલમંત્ર—'ૐ નમો વિષ્ણુવે સુરપતયે મહાબલાય સ્વાહા'-થી ભગવાન હયગ્રીવનું પૂજન કરવું. ત્યાર પછી કમળની કેસરાઓમાં પૂર્વાદિ ચારે દિશાઓમાં ક્રમથી સનંદન, સનક, શ્રી અને પૃથ્વીને પૂજવાં. તેની બહારની દિશાઓમાં વેદોનું અને છ ખૂણાઓમાં નિરુક્ત, જ્યોતિષ, વ્યાકરણ, કલ્પ, શિક્ષા અને છંદ—આ વેદનાં છ અંગોનું પૂજન કરવું. પછી કમળદળની મૂળમાં અષ્ટમાતૃકાઓનું, દળના મધ્યભાગમાં વક્રતુંડાદિ નામોથી ગણપતિનું તથા દળના અગ્રભાગમાં—અસિતાંગ, રુરુ, ભીષણ, રક્તનેત્ર, બટુક, કાલદમન, દંતુર, વિકટ—આ આઠ ભૈરવનું પૂજન કરવું. તેની બહાર ષોડશદળ કમળ પર ભગવાનના મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામચંદ્ર, કૃષ્ણ, કલ્કિ અને બુદ્ધ આ દશ અવતારોનું તથા શંખ, ચક્ર, ગદા પદ્મ, નંદક (ખડ્ગ) અને શાર્ઙ્ગ ધનુષનું પૂજન કરવું. તેની બહાર ભૂગૃહમાં ઇંદ્રાદિ દશ દિક્પાલોનું, તેની બહાર વ્રજ આદિ આયુધોનું અને તેની બહાર પૂર્વ આદિ ચાર દ્વારોમાં ક્રમથી મહાગણપતિ, દુર્ગા, ક્ષેત્રેશ તથા બટુકનું પૂજન કરવું. તેની બહાર યોગિનીઓનું, તેની બહાર સાત નદીઓનું, તેની બહાર નવ ગ્રહોનું, તેની બહાર આઠ પર્વતોનું અને તેની બહાર નક્ષત્રોનું પૂજન કરવું. આ પ્રમાણે પંદર આવૃત્તિઓથી ભગવાન હયગ્રીવનું પૂજન કરવાથી મંત્રસાધક વાણીમાં બૃહસ્પતિ સમાન અને ધનમાં

કુબેર સમાન થાય છે. મંત્રની સિદ્ધિ થવાથી સાધક એ અંગેના પ્રયોગો કરવા યોગ્ય થાય છે. મૂળમંત્રના બીજ ૐકારથી એક હજાર આઠ વાર શુદ્ધ જળને અભિમંત્રિત કરીને જે જિતેંદ્રિય અને બુદ્ધિમાન એને પીએ છે તે માણસ જન્મથી મૂંગો હોય તોપણ વાણીની સિદ્ધિને અવશ્ય પ્રાપ્ત કરે છે. જ્યોતિષ્મતી લતા(માલકાંકણી)નાં બીજ દરરોજ એક એક વધારતા રહીને મંત્રથી અભિમંત્રિત કરીને એકસો આઠ બીજ ખાવામાં આવે તો તે ખાનારો માણસ આ પૃથ્વી પર નિશ્ચય જ સરસ્વતીનો અવતારરૂપ બની જાય છે, આમાં સંશય નથી. હે વિપ્રેન્દ્ર! વધુ શું કહેવું! આ મંત્રના પ્રભાવથી સાધક સર્વ વેદો અને તમામ શાસ્ત્રોનો જ્ઞાતા અને પંડિત થઈ જાય છે.[૧-૫૪]

किं बहूक्तेन विप्रेन्द्र मनोरस्य प्रसादतः ।
सर्ववेदांगमादीनां व्याख्याता ज्ञानवान् भवेत् ॥५४

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'હયગ્રીવ ઉપાસના-નિરૂપણ' નામનો ૭૨ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૭૩.: ભગવાન શ્રીરામના મંત્રોના અનુષ્ઠાનની વિધિ

सनत्कुमार उवाच ।
अथ रामस्य मनवो वक्ष्यन्ते सिद्धिदायकाः ।
येषामाराधनान्मर्त्यास्तरन्ति भवसागरम् ॥ १ ॥

સનત્કુમાર બોલ્યા : નારદ! હવે ભગવાન શ્રીરામના મંત્ર જણાવવામાં આવે છે. એ સિદ્ધિને આપનારા છે અને એમની ઉપાસનાથી મનુષ્યો ભવસાગર તરી જાય છે.

સર્વ ઉત્તમ મંત્રોમાં વૈષ્ણવ મંત્ર શ્રેષ્ઠ છે. કેમ કે તે ગણેશ, સૂર્ય, દુર્ગા અને શિવ સંબંધી મંત્રોની અપેક્ષાએ શીઘ્ર અભીષ્ટને આપનારો છે. વૈષ્ણવમંત્રોમાં પણ રામમંત્રોનાં ફળ અધિક છે. ગણપતિ આદિ મંત્રોની અપેક્ષાએ રામમંત્ર કરોડગણું અધિક મહત્ત્વ ધરાવે છે. વિષ્ણુશય્યા(આ)ના ઉપર વિરાજમાન અગ્નિ(ર)નું મસ્તક જો ચંદ્રમા(અનુસ્વાર)થી વિભૂષિત હોય અને તેની આગળ 'રામાય નમઃ'—આ બે પદ હોય તો આ (રાં રામાય નમઃ) મંત્ર મહાન પાપોની રાશિનો નાશ કરનારો છે. શ્રીરામ સંબંધી સર્વ મંત્રોમાં આ ષડક્ષર મંત્ર અત્યંત શ્રેષ્ઠ છે. જાણે અજાણે કરાયેલાં મહાપાતક તેમ જ ઉપપાતકો આ મંત્રના ઉચ્ચારણમાત્રથી તત્કાળ નષ્ટ થઈ જાય છે; આ વિષે સંશય નથી. આ મંત્રના બ્રહ્મા ઋષિ, ગાયત્રી છંદ, શ્રીરામ દેવતા, રાં બીજ અને નમઃ શક્તિ છે. સર્વ મનોરથોની પ્રાપ્તિ માટે આનો વિનિયોગ કરવામાં આવે છે. છ દીર્ઘ સ્વરોથી યુક્ત બીજમંત્ર દ્વારા ષડંગન્યાસ કરવા. પછી પીઠન્યાસ આદિ કરીને હૃદયમાં રઘુનાથજીનું આ પ્રમાણે ધ્યાન કરવું—

कालाम्भोधरकान्तं च वीरासनसमास्थितम् ।
ज्ञानमुद्रां दक्षहस्ते दधतं जानुनीतरम् ॥
सरोरुहकरां सीतां विद्युदाभां च पार्श्वगाम् ।
पश्यन्ती रामवक्त्राब्जं विविधाकल्पभूषिताम् ॥

'ભગવાન શ્રીરામની અંગકાંતિ મેઘની કાળી ઘટા સમાન શ્યામ છે. તેઓ વીરાસન લગાડીને બેઠેલા છે. જમણા હાથમાં જ્ઞાનમુદ્રા ધારણ કરીને તેમણે પોતાનો ડાબો હાથ ડાબા ઢીંચણ પર મૂકેલો છે. તેમના વામપાશમાં વીજળીના જેવી કાંતિવાળાં અને વિવિધ પ્રકારનાં વસ્ત્ર તથા આભૂષણોથી વિભૂષિત સીતાદેવી વિરાજમાન છે. તેમના હાથમાં કમળ છે અને તેઓ પોતાના પ્રાણવલ્લભ શ્રીરામચંદ્રજીના મુખારવિંદને નિહાળી રહ્યાં છે.'

આ પ્રમાણે ધ્યાન કરીને મંત્રના ઉપાસકે છ લાખ જપ કરવા અને કમળ દ્વારા પ્રજ્વલિત અગ્નિમાં દશાંશ હોમ કરવો. તે પછી બ્રાહ્મણભોજન કરાવવું. મૂળમંત્રથી ઇષ્ટદેવની મૂર્તિ બનાવી તેમાં ભગવાનનું

આવાહન અને પ્રતિષ્ઠા કરીને સાધકે વિમળ આદિ શક્તિઓથી સંયુક્ત વૈષ્ણવ પીઠ પર તેમની પૂજા કરવી. ભગવાન શ્રીરામના વામભાગમાં બેઠેલાં સીતાદેવીની તેમનાં જ મંત્રથી પૂજા કરવી જોઈએ. આ જાનકી-મંત્ર છે. ભગવાન શ્રીરામના અગ્રભાગમાં શાર્ઙ્ગ ધનુષની પૂજા કરીને બન્ને પાર્શ્વભાગોમાં બાણની અર્ચના કરવી. કેસરોમાં છ અંગોની પૂજા કરીને દળોમાં હનુમાન આદિની અર્ચના કરવી. હનુમાન, સુગ્રીવ, ભરત, વિભીષણ, લક્ષ્મણ, અંગદ, શત્રુઘ્ન તથા જામ્બવાન–આમનું ક્રમશઃ પૂજન કરવું જોઈએ. હનુમાનજી ભગવાનની આગળ પુસ્તક લઈને વાંચી રહ્યા છે. શ્રીરામની બન્ને બાજુએ ભરત અને શત્રુઘ્ન ચામર ઢોળી રહ્યા છે. લક્ષ્મણજી પાછળ ઊભા રહીને બન્ને હાથોથી ભગવાનની ઉપર છત્ર ધરી રહ્યા છે. આ પ્રમાણે ધ્યાનપૂર્વક તે સર્વની પૂજા કરવી જોઈએ. તે પછી અષ્ટ દળોના અગ્રભાગમાં સૃષ્ટિ, જયંત, વિજય, સુરાષ્ટ્ર, રાષ્ટ્રપાલ (અથવા રાષ્ટ્રવર્ધન), અકોપ, ધર્મપાલ તથા સુમંત્રની પૂજા કરીને તેમના બાહ્યભાગમાં ઈંદ્ર આદિ દેવતાઓનું આયુધો સહિત પૂજન કરવું. આ પ્રમાણે ભગવાન શ્રીરામની આરાધના કરીને મનુષ્ય જીવનમુક્ત થઈ જાય છે. ઘીમાં બોળેલી દૂર્વાથી આહુતિ આપનારો પુરુષ દીર્ઘાયુ તથા નીરોગી થાય છે. લાલ કમળોના હોમથી મનોવાંછિત ધન પ્રાપ્ત થાય છે. પલાશનાં પુષ્પો–કેસૂડાંથી હવન કરનારો મનુષ્ય મેધાવી થાય છે. જે માણસ પ્રાતઃકાળે પૂર્વોક્ત મંત્રથી અભિમંત્રિત જળ પીએ છે, તે એક વર્ષમાં કવિસમ્રાટ–પંડિત થઈ જાય છે. શ્રીરામ મંત્રથી અભિમંત્રિત અન્નનું ભોજન કરવું. આનાથી મોટા ભયંકર રોગો મટી જાય છે. રોગ માટે બતાવવામાં આવેલી ઔષધિનું ઉક્ત મંત્ર દ્વારા હવન કરવાથી મનુષ્ય ક્ષણભરમાં રોગમુક્ત થઈ જાય છે. પ્રતિદિન દૂધ પીને નદીના તટ પર કે ગોશાળામાં એક લાખ જપ કરવામાં આવે તથા ઘૃતયુક્ત ખીરથી આહુતિ આપવામાં આવે તો તે મનુષ્ય વિદ્યાનિધિ થાય છે. જેનો અધિકાર નષ્ટ થઈ ગયો હોય, એવો મનુષ્ય જો શાકાહારી થઈને જળમાં ઊભો રહીને એક લાખ જપ કરે અને બિલ્વવૃક્ષનાં ફૂલોથી દશાંશ આહુતિ આપે તો તે જ સમયે તે પોતાનું ગુમાવેલું પ્રભુત્વ ફરીથી પ્રાપ્ત કરે છે, આમાં સંશય નથી. ગંગાતટની નજીક ઉપવાસ કરીને મનુષ્ય જો એક લાખ જપ કરે અને ત્રિમધુ (મધ, ઘી, સાકર) યુક્ત કમળ અથવા બિલ્વવૃક્ષનાં ફૂલોથી દશાંશ આહુતિ આપે તો રાજ્યલક્ષ્મી મેળવે છે. માર્ગશીર્ષ માસમાં કંદ, મૂળ, ફળના આહાર પર રહીને જળમાં ઊભા રહી એક લાખ જપ કરીને પ્રજ્વલિત અગ્નિમાં ખીરથી દશાંશ હોમ કરનારા મનુષ્યને ભગવાન શ્રીરામચંદ્ર સમાન પુત્ર તેમ જ પૌત્ર પ્રાપ્ત થાય છે.

આ મંત્રરાજના બીજા પણ ઘણા પ્રયોગ છે. પ્રથમ ષટ્કોણ બનાવવો. તેના બાહ્ય ભાગમાં અષ્ટદળ કમળ આલેખવું, તેના પણ બાહ્ય ભાગમાં દ્વાદશદળ કમળ અંકિત કરવું. છ ખૂણાઓમાં વિદ્વાન પુરુષે મંત્રના છ અક્ષરોનો ઉલ્લેખ કરવો. અષ્ટદળ કમળમાં પણ પ્રણવ સહિત ઉક્ત મંત્રના આઠ અક્ષરોનો ઉલ્લેખ કરવો. દ્વાદશદળ કમળમાં કામબીજ (ક્લીં) લખવું. બાહ્ય ભાગમાં સુદર્શન મંત્રથી અને દિશાઓમાં યુગ્મબીજ-(રાં શ્રીં)થી યંત્રને આવૃત કરવું. તેનું ભૂપુર વજ્રથી સુશોભિત હોવું જોઈએ. ખૂણો કંદર્પ, અંકુશ, પાશ અને ભૂમિથી સુશોભિત હોવો જોઈએ. આને યંત્રરાજ માનવામાં આવેલ છે. ભોજપત્ર પર અષ્ટગંધથી (કપૂર, ચંદન, મોથ, કુસુમ, દેવદાસ, ગોરોચન,

કેસર અને વાળો ) ઉપર બતાવ્યા અનુસાર યંત્ર લખીને છ ખૂણાઓ ઉપર દળોનું આવેષ્ટન કરવું. અષ્ટદળ કમળના કેસરામાં યુગ્મ બીજથી આવૃત બે બે સ્વરોનો ઉલ્લેખ કરવો. યંત્રના બાહ્ય ભાગમાં માતૃકાવર્ણોનો ઉલ્લેખ કરવો. સાથે જ પ્રાણપ્રતિષ્ઠાનો મંત્ર પણ લખવો. મંત્રના ઉપાસકે કોઈ શુભ દિવસે કંઠમાં, જમણી ભુજામાં અથવા મસ્તક પર આ યંત્ર ધારણ કરવું; જેથી તે સર્વ પાપોથી મુક્ત થાય છે. સ્વ બીજ ( રાં ), કામ ( ક્લીં ), સત્ય ( હ્રીં ) વાક્ ( ઐં ), લક્ષ્મી ( શ્રીં ), તાર ( ૐ ) આ છ પ્રકારનાં બીજો સાથે પૃથક્ પૃથક્ જોડાતાં પાંચ વર્ણોનો 'રામાય નમઃ' મંત્ર છ ભેદોથી યુક્ત ષડક્ષર થાય છે. ( જેમ કે રાં રામાય નમઃ, ક્લીં રામાય નમઃ, હ્રીં રામાય નમઃ, ઐં રામાય નમઃ, શ્રીં રામાય નમઃ; ૐ રામાય નમઃ ). આ છ પ્રકારનો ષડક્ષર મંત્ર ધર્મ, અર્થ, કામ, મોક્ષ—આ ચારેય ફળોને આપનારો છે. આ છયેના ક્રમશઃ બ્રહ્મા, સમ્મોહન, સત્ય, દક્ષિણામૂર્તિ, અગસ્ત્ય તથા શ્રીશિવ—આ ઋષિ અથવા ક્લીં આદિના વિશ્વામિત્ર મુનિ માનેલ છે. એમનો છંદ ગાયત્રી છે, દેવતા શ્રીરામચંદ્રજી છે, આદિમાં લાગેલાં રાં ક્લીં આદિ બીજ છે અને અંતિમ નમઃ પદ શક્તિ છે. મંત્રના છ અક્ષરોથી ષડંગ ન્યાસ કરવો જોઈએ, અથવા છ દીર્ઘ સ્વરોથી યુક્ત બીજાક્ષરો દ્વારા ન્યાસ કરવો. મંત્રના અક્ષરોનો પૂર્વવત્ ન્યાસ કરવો.

**ધ્યાન :**

ध्यायेत्कल्पतरोर्मूले सुवर्णमयमण्डपे ।
पुष्पकाख्यविमानान्तःसिंहासनपरिच्छदे ॥
पद्मे वसुदले देवमिन्द्रनीलसमप्रभम् ।
वीरासनसमासीनं ज्ञानमुद्रोपशोभितम् ॥
वामोरुन्यस्ततद्धस्तं सीतालक्ष्मणसेवितम् ।
रत्नाकल्पं विभुं ध्यात्वा वर्णलक्षं जपेन्मनुम् ॥
यद्वा स्मारादिमन्त्राणां जयाभं च हरिं स्मरेत् ।

ભગવાનનું આ પ્રમાણે ધ્યાન કરવું : 'કલ્પવૃક્ષની નીચે એક સુવર્ણનો વિશાળ મંડપ બનેલો છે. તેમાં પુષ્પક વિમાન છે; તે વિમાનમાં એક દિવ્ય સિંહાસન મૂકેલું છે. તેના પર અષ્ટદળ કમળનું આસન છે. એ ઉપર ઇંદ્રનીલમણિ સમાન શ્યામ કાંતિવાળા ભગવાન શ્રીરામચંદ્ર વીરાસને બેઠેલા છે. તેમનો જમણો હાથ જ્ઞાનમુદ્રાથી સુશોભિત છે અને ડાબો હાથ ડાબી જાંઘ પર મૂકેલો છે. ભગવતી સીતા તથા સેવાવ્રતને ધારણ કરેલા લક્ષ્મણ તેમની સેવામાં લાગેલા છે. તે સર્વવ્યાપી ભગવાન રત્નમય આભૂષણોથી વિભૂષિત છે.'

આ રીતે ધ્યાન કર્યા પછી છ અક્ષરોની સંખ્યા અનુસાર છ લાખ મંત્ર જપવા અથવા ક્લીં આદિથી યુક્ત મંત્રોના સાધન માટે શ્રીહરિનું ચિંતન કરવું.

પૂજન તથા લૌકિક પ્રયોગ પૂર્વોક્ત ષડક્ષર મંત્ર સમાન જ કરવા જોઈએ. 'ૐ રામચંદ્રાય નમઃ', 'ૐ રામભદ્રાય નમઃ' આ બે અષ્ટાક્ષર મંત્ર છે. એમના અંતમાં પણ 'ૐ' ઉમેરી દેવામાં આવે તો આ નવાક્ષર થઈ જાય છે. આમનું સર્વ પૂજનાદિ કર્મ મંત્રના ઉપાસકે ષડક્ષર મંત્રની જેમ જ કરવું. 'હું જાનકીવલ્લભાય સ્વાહા' આ દશ અક્ષરોવાળો મહામંત્ર છે. આના વસિષ્ઠ ઋષિ, સ્વરાટ્ છંદ, સીતાપતિ દેવતા, હું બીજ તથા સ્વાહા શક્તિ છે. ( આ સર્વનો યથાસ્થાને ન્યાસ કરવો જોઈએ. ) ક્લીંબીજથી ક્રમશઃ ષડંગન્યાસ કરવા, મંત્રના દશ અક્ષરોનો ક્રમશઃ મસ્તક, લલાટ, ભ્રૂમધ્ય, તાલુ, કંઠ, હૃદય, નાભિ, ઊરુ, જાનુ અને પગ—આ દશ અંગોમાં ન્યાસ કરવો.

**ધ્યાન :**

अयोध्यानगरे रत्नचित्रसौवर्णमण्डपे ।
मन्दारपुष्पैराबद्धविताने तोरणान्विते ॥

सिंहासनसमासीनं पुष्पकोपरि राघवम्।
रक्षोभिर्हरिभिर्देवैः सुविमानगतैः शुभैः॥
संस्तूयमानं मुनिभिः प्रह्वैश्च परिसेवितम्।
सीतालङ्कृतवामाङ्गं लक्ष्मणेनोपशोभितम्॥
श्यामं प्रसन्नवदनं सर्वाभरणभूषितम्।

'દિવ્ય અયોધ્યાનગરમાં રત્નોથી ચિત્રિત એક સુવર્ણમય મંડપ છે, જેમાં મંદારનાં ફૂલોથી ચંદરવો બનાવવામાં આવ્યો છે, તેમાં તોરણ લાગેલાં છે, તેની અંદર પુષ્પક વિમાનમાં એક દિવ્ય સિંહાસન ઉપર રાઘવેંદ્ર શ્રીરામ બેઠેલા છે. તે સુંદર વિમાનમાં એકત્ર થઈને શુભસ્વરૂપ દેવતા, વાંદરાં, રાક્ષસ અને વિનીત મહર્ષિગણ ભગવાનની સ્તુતિ અને પરિચર્યા કરે છે. શ્રી રાઘવેંદ્રના વામભાગમાં ભગવતી સીતા વિરાજમાન થઈને તે વામાંગની શોભા વધારી રહ્યાં છે. ભગવાનનો જમણો ભાગ લક્ષ્મણજીથી સુશોભિત છે, શ્રીરઘુનાથજીની કાંતિ શ્યામ છે, તેમનું મુખ પ્રસન્ન છે, તથા તેઓ સમસ્ત આભૂષણોથી વિભૂષિત છે.'

આ પ્રમાણે ધ્યાન કરીને મંત્રોપાસકે એકાગ્રચિત્ત થઈને દશ લાખ જપ કરવા, કમળનાં પુષ્પોથી દશાંગ હોમ અને પૂજન ષડક્ષરમંત્ર સમાન છે. 'રામાય ધનુષ્પાણયે સ્વાહા'—આ દશાક્ષર મંત્ર છે. આના બ્રહ્મા ઋષિ છે, વિરાટ છન્દ છે તથા રાક્ષસમર્દન શ્રીરામચંદ્રજી દેવતા છે. મંત્રનો આદિ અક્ષર અર્થાત્ 'રા' આ બીજ છે અને સ્વાહા શક્તિ છે. બીજથી ષડંગન્યાસ કરવા. વર્ણનો ન્યાસ, ધ્યાન, પુરશ્ચરણ તથા પૂજન આદિ કાર્ય દશાક્ષર મંત્ર માટે પ્રથમ બતાવ્યા અનુસાર કરવા. એના જપમાં ધનુષ બાણ ધારણ કરનારા ભગવાન શ્રીરામચંદ્રનું ધ્યાન કરવું જોઈએ. તાર (ॐ) પછી 'નમો ભગવતે રામચંદ્રાય' અથવા 'રામભદ્રાય' આ બે પ્રકારના દ્વાદશ અક્ષર મંત્ર છે. એમનાં ઋષિ અને ધ્યાન આદિ પૂર્વવત્ છે. શ્રીપૂર્વક જયપૂર્વક તથા જય-જયપૂર્વક 'રામ' નામ હોવું જોઈએ.*

આ (શ્રીરામ જયરામ જય જય રામ) તેર અક્ષરનો મંત્ર છે. આના બ્રહ્મા ઋષિ, વિરાટ છંદ તથા પાપ રાશિનો નાશ કરનારા ભગવાન શ્રીરામ દેવતા છે. આનાં ત્રણ પદોની બબ્બે આવૃત્તિ કરીને ષડંગ ન્યાસ કરવા. ધ્યાનપૂજન આદિ સર્વકાર્ય દશાક્ષર મંત્ર સમાન કરવાં.

'ૐ નમો ભગવતે રામાય મહાપુરુષાય નમઃ' આ અઢાર અક્ષરોનો મંત્ર છે. આના વિશ્વામિત્ર ઋષિ, ધૃતિ છન્દ, શ્રીરામ દેવતા, ૐ બીજ અને 'નમઃ' શક્તિ છે. મંત્રના એક, બે, ચાર, ત્રણ, છ અને બે અક્ષરોવાળાં પદો દ્વારા એકાગ્રચિત્ત થઈને ષડંગ ન્યાસ કરવા.×

ધ્યાન :

निःशाणभेरीपटहशङ्खतूर्यादिनिःस्वनैः॥
प्रवृत्तनृत्ये परितो जयमङ्गलभाषिते।
चन्दनागुरुकस्तूरीकर्पूरादि सुवासिते॥
सिंहासने समासीनं पुष्पकोपरि राघवम्।
सौमित्रिसीतासहितं जटामुकुटशोभितम्॥
चापबाणधरं श्यामं ससुग्रीवविभीषणम्।
हत्वा रावणमायान्तं कृतत्रैलोक्यरक्षणम्॥

'ભગવાન રાઘવેંદ્ર રાવણને મારીને ત્રૈલોક્યની રક્ષા કરીને પાછા ફરી રહ્યા છે. તેઓ સીતા અને લક્ષ્મણની સાથે પુષ્પક

---

* श्रीपूर्वं जयपूर्वं च तद्द्विधा रामनाम च॥
• त्रयोदशाक्षरो मन्त्रो मुनिर्ब्रह्मा विराट् स्मृतम्।
छन्दस्तु देवता प्रोक्तो रामः पापौघनाशनः॥

× જેમકે 'શ્રીરામ' હૃદયાય નમઃ 'શ્રીરામ' શિરસે સ્વાહા 'જય રામ' શિખાયૈ વષટ્, 'જય રામ' કવચાય હુમ્, 'જય જય રામ' નેત્રાભ્યાં વૌષટ્, 'જય જય રામ' અસ્ત્રાય ફટ્. પુરાણમાં આનો પ્રમાપક મૂળ શ્લોક આ પ્રમાણે છે षडङ्गानि प्रकुर्वीत द्विरावृत्त्या पदत्रयैः।

વિમાનમાં સિંહાસન પર બેઠેલા છે, તેમનું મસ્તક જટાઓના મુકુટથી શોભે છે, તેમનો વર્ણ શ્યામ છે અને તેમણે ધનુષબાણ ધારણ કરેલ છે. તેમના વિજયના ઉપલક્ષમાં નિશાન, ભેરી, પટહ, શંખ અને તુરી આદિના ધ્વનિની સાથે સાથે નૃત્યનો આરંભ થઈ ગયો છે. ચારે બાજુ જય-જયકાર તથા મંગલપાઠ થઈ રહ્યો છે. ચંદન, અગુરુ, કસ્તુરી અને કપૂર આદિની મધુર ગંધ ફેલાઈ રહેલ છે.'

આ પ્રમાણે ધ્યાન કરીને મંત્રના ઉપાસકે મંત્રની અક્ષર સંખ્યા અનુસાર અઢાર લાખ જપ કરવા અને ઘૃતમિશ્રિત ખીરની દશાંશ આહુતિ આપીને પૂર્વવત્ પૂજન કરવું.

'ॐ रां श्रीं रामभद्र महेश्वास रघुवीर नृपोत्तम।
दशास्यान्तक मां रक्ष देहि मे परमां श्रियम्॥'+

આ પાંત્રીસ અક્ષરોનો મંત્ર છે, બીજાક્ષરોથી રહિત થતાં બત્રીશ અક્ષરોનો મંત્ર થાય છે. આ અભીષ્ટ ફળને આપનાર છે. આના વિશ્વામિત્ર ઋષિ, અનુષ્ટુપ છંદ, રામચંદ્ર દેવતા, રાં બીજ અને શ્રીં શક્તિ છે. મંત્રના ચાર પાદોના આદિમાં ત્રણે બીજ લગાડીને તે પાદ અને સંપૂર્ણ મંત્ર દ્વારા સાધકે પંચાંગન્યાસ કરીને મંત્રના એક એક અક્ષરનો ક્રમશઃ સમસ્ત અંગોમાં ન્યાસ કરવો. એનાં ધ્યાન અને પૂજન આદિ સર્વ કાર્ય પૂર્વવત્ કરવાં. આ મંત્રનું પુરુશ્ચરણ ત્રણ લાખનું છે. આમાં ખીરથી હવન કરવાનું વિધાન છે. પીતવર્ણવાળા શ્રીરામનું ધ્યાન કરીને એકાગ્રચિત્ત થઈને એક લાખ જપ કરવા. પછી કમળનાં ફૂલોથી દશાંશ હવન કરીને મનુષ્ય વિપુલ ધન મેળવે છે.

'ॐ ह्रीं श્રીં શ્રીં દાશરથાય નમઃ' આ અગિયાર અક્ષરોનો મંત્ર છે. એના ઋષિ આદિ તથા પૂજન વગેરે અગાઉ જણાવ્યા પ્રમાણે છે. 'त्रैलोक्यनाथाय नमः' આ આઠ અક્ષરોનો મંત્ર છે, એનાં પણ ન્યાસ, ધ્યાન, પૂજન આદિ સર્વ કાર્ય પૂર્વવત્ છે. 'रामाय नमः' આ પંચાક્ષર મંત્ર છે. આના ઋષિ, ધ્યાન અને પૂજન આદિ સર્વ કાર્ય ષડક્ષર મંત્રની જેમ જ થાય છે. 'रामचन्द्राय स्वाहा,' 'रामभद्राय स्वाहा,'-આ બે મંત્ર કહેવામાં આવ્યા છે. એમનાં ઋષિ અને પૂજન આદિ પૂર્વવત્ છે. અગ્નિ (र्) શેષ(आ)થી યુક્ત હોય અને તેનું મસ્તક ચંદ્ર(૦ અનુસ્વાર)થી વિભૂષિત હોય તો તે રઘુનાથજીનો એકાક્ષર મંત્ર (रां) છે. જે દ્વિતીય કલ્પવૃક્ષના સમાન છે. આના બ્રહ્મા, ઋષિ, ગાયત્રી છંદ અને શ્રીરામ દેવતા છે. છ દીર્ઘ સ્વરોથી યુક્ત મંત્ર દ્વારા ષડંગન્યાસ કરવા.

सरयूतीरमन्दाखेदिकापङ्कजासने॥
श्यामं वीरासनासीनं ज्ञानमुद्रोपशोभितम्।
वामोरुन्यस्ततद्धस्तं सीताल्क्ष्मणसंयुतम्॥
अवेक्षमाणमात्मानं मन्मथामिततेजसम्।
शुद्धस्फटिकसंकाशं केवलं मोक्षकाङ्क्षया॥
चिन्तयेत् परमात्मानमृतुलक्षं जपेन्मनुम्।

'સરયૂનાં તટ પર મંદાર(કલ્પવૃક્ષ)ની નીચે એક વેદી બનેલી છે અને તેની ઉપર એક કમળનું આસન પાથરેલું છે. તેના ઉપર શ્યામ વર્ણવાળા ભગવાન શ્રીરામ વીરાસનથી બેઠેલા છે, તેમનો જમણો હાથ જ્ઞાનમુદ્રાથી સુશોભિત છે. તેમણે પોતાની ડાબી સાથળ પર ડાબો હાથ મૂકેલો છે. તેમની ડાબી બાજુ સીતા તથા જમણી બાજુ લક્ષ્મણ છે. ભગવાન શ્રીરામનું તેજ કામદેવથી પણ અધિક સુંદર છે. તેઓ

+ શ્રીરામતાપનીયોપનિષદ્માં આ જ મંત્ર આ પ્રમાણે છે-
रामभद्र महेश्वास रघुवीर नृपोत्तम।
भो दशास्यान्तकास्माकं रक्षां देहि श्रियं च ते॥

સુંદર સ્ફટિક સમાન નિર્મળ તથા અદ્વિતીય આત્માનો ધ્યાન દ્વારા સાક્ષાત્કાર કરી રહ્યા છે. આવા પરમાત્મા શ્રીરામનું કેવલ મોક્ષની ઇચ્છાથી ચિંતન કરવું અને છ લાખ મંત્રનો જપ કરવો.

આનાં હોમ અને નિત્યપૂજન આદિ સર્વ કાર્ય ષડક્ષર મંત્રની જેમ જ છે. વહ્નિ (र्) શેષ(आ)ના આસન પર વિરાજમાન હોય ને તેના પછી ભાન્ત (म) હોય તો કેવલ બે અક્ષરનો મંત્ર (राम) થાય છે. આનાં ઋષિ, ધ્યાન અને પૂજન આદિ સર્વ કાર્ય એકાક્ષર મંત્રના જેવાં જ જાણવાં જોઈએ. તાર (ॐ), માયા (ह्रीं), રમા (શ્રીં), અનંગ(ક્લીં), અસ્ત્ર (ફટ્) તથા સ્વ બીજ(रां)ની સાથે પૃથક્ પૃથક્ જોડાયેલો દ્વયક્ષર મંત્ર (राम) છ ભેદોથી યુક્ત ત્ર્યક્ષર મંત્રરાજ થાય છે. આ સંપૂર્ણ અભીષ્ટ પદાર્થોને આપનારો છે. દ્વયક્ષર મંત્રના અંતમાં 'ચંદ્ર' અને 'ભદ્ર' શબ્દ ઉમેરવામાં આવે તો બે પ્રકારનો ચતુરક્ષર મંત્ર થાય છે. આ સર્વનાં ઋષિ, ધ્યાન અને પૂજન આદિ એકાક્ષરમંત્રમાં જણાવ્યા અનુસાર છે. તાર (ॐ), ચતુર્થ્યંત રામ શબ્દ (रामाय), વર્મ (हुं), અસ્ત્ર (ફટ્), વહ્નિવલ્લભા (સ્વાહા)–આ (ॐ रामाय हुं फट् स्वाहा) આઠ અક્ષરોનો મહામંત્ર છે. આના ઋષિ અને પૂજન આદિ ષડક્ષર મંત્રના સમાન છે. 'તાર (ॐ) હૃત્ (નમઃ) ब्रह्मण्यसेव्याय रामायाकुण्ठतेजसे । उत्तमश्लोकधुर्याय સ્વ (न्य) ભૃગુ (स्) कामिका (त) दण्डार्पिताङ्घ्रये ।' આ ('ॐ नमः ब्रह्मण्यसेव्याय रामायाकुण्ठतेजसे । उत्तमश्लोकधुर्याय न्यस्तदण्डार्पिताङ्घ्रये'। તેત્રીસ અક્ષરોનો મંત્ર કહેવામાં આવ્યો છે. આના શુક ઋષિ, અનુષ્ટુપ છન્દ અને શ્રીરામ દેવતા છે. આ મંત્રના ચારેય પાદ તથા સંપૂર્ણ મંત્રથી પંચાંગન્યાસ કરવા જોઈએ, બાકીનાં સર્વ કાર્ય ષડક્ષર મંત્રની જેમ કરવાં. જે સાધક મંત્ર સિદ્ધ કરી લે છે, તેને ભોગ અને મોક્ષ બંને પ્રાપ્ત થાય છે તેનાં સર્વ પાપોનો નાશ થઈ જાય છે. दाशरथाय विद्महे । सीता वल्लभाय धीमहि । तन्नो रामः प्रचोदयात् । આ રામગાયત્રી કહેવામાં આવી. આ સર્વ મનોવાંછિત ફળ આપનારી છે.

પદ્મા (શ્રીં) ડે. (ચતુર્થી) વિભક્તિ અંતવાળો સીતા શબ્દ (सीतायै) અને અંતમાં ઠદ્વય (સ્વાહા)–આ (श्रीं सीतायै स्वाहा) ષડક્ષર સીતામંત્ર છે. આના વાલ્મીકિ ઋષિ, ગાયત્રી છન્દ, ભગવતી સીતા દેવતા, શ્રીં બીજ તથા 'સ્વાહા' શક્તિ છે. છ દીર્ઘ સ્વરોથી યુક્ત બીજાક્ષર દ્વારા ષડંગન્યાસ કરવા.

ततो ध्यायेन्महादेवीं सीतां त्रैलोक्यपूजिताम् ।
तप्तहाटकवर्णाभां पद्मयुग्मं करद्वये ॥
सद्रत्नभूषणस्फूर्जद्दिव्यदेहां शुभात्मिकाम् ।
नानावस्त्रां शशिमुखीं पद्माक्षीं मुदितान्तराम् ॥
पश्यन्तीं राघवं पुण्यं शय्यायां षड्गुणेश्वरीम् ।

તે પછી ત્રિભુવનમાં પૂજાયેલાં મહાદેવી સીતાનું ધ્યાન કરવું. તપાવેલા સુવર્ણ સમાન તેમની કાંતિ છે. બન્ને હાથોમાં બે કમળપુષ્પ શોભા પામી રહ્યાં છે. તેમનું શરીર ઉત્તમ રત્નમય આભૂષણોથી પ્રકાશિત થઈ રહ્યું છે. તે મંગલમય સીતા ભાત-ભાતનાં વસ્ત્રોથી સુશોભિત છે, તેમનું મુખ ચંદ્રમાને લજ્જિત કરી રહ્યું છે. નેત્રો કમળની શોભા ધારણ કરે છે. અંતઃકરણ આનંદથી ઉલ્લસિત છે. તેઓ ઐશ્વર્ય આદિ છ ગુણોનાં અધીશ્વરી છે અને શય્યા પર પોતાના પ્રાણવલ્લભ પુણ્યમય શ્રીરાઘવેન્દ્રને અનુરાગપૂર્ણ દૃષ્ટિથી નીરખી રહ્યાં છે.

આ પ્રમાણે ધ્યાન કરીને મંત્રના ઉપાસકે છ લાખ મંત્રોનો જપ કરવો અને ખીલેલાં કમળો દ્વારા દશાંશ આહુતિ આપવી.

પૂર્વોક્ત પીઠ પર તેમની પૂજા કરવી જોઈએ. મૂળમંત્રથી મૂર્તિ નિર્માણ કરીને તેમાં સીતાજીનું આવાહન અને સ્થાપન કરવું. પછી વિધિવત્ પૂજન કરીને તેમના દક્ષિણ ભાગમાં ભગવાન શ્રીરામચંદ્રની અર્ચના કરવી. તત્પશ્ચાત્ અગ્ર ભાગમાં હનુમાનજીની અને પૃષ્ઠ ભાગમાં લક્ષ્મણજીની પૂજા કરવી. પછી છ ખૂણાઓમાં હૃદયાદિ અંગોનું પૂજન કરવું. પછી આઠ દળોમાં મુખ્યમંત્રીઓનું તેમના બાહ્ય ભાગમાં ઇંદ્ર આદિ લોકેશ્વરોનું અને તેમના પણ બાહ્ય ભાગમાં વજ્ર આદિ આયુધોનું પૂજન કરવું, જેથી મનુષ્ય સર્વ સિદ્ધિઓનો સ્વામી બને છે. વધારે કહેવાથી શો લાભ? શ્રીસીતાની આરાધનાથી મનુષ્ય સૌભાગ્ય, પુત્રપૌત્ર, પરમસુખ, ધનધાન્ય તથા મોક્ષ પ્રાપ્ત કરી લે છે.

ઇન્દુ (૦ અનુસ્વાર) યુક્ત શક્ર (લ) તથા लक्ष्मणाय नमः આ (लं लक्ष्मणाय नमः) સાત અક્ષરોનો મંત્ર છે. આના અગસ્ત્ય ઋષિ, ગાયત્રી છંદ, મહાવીર લક્ષ્મણ દેવતા, 'लं' બીજ અને 'नमः' શક્તિ છે. છ દીર્ઘ સ્વરોથી યુકત બીજ દ્વારા ષડંગન્યાસ કરવા.

**ધ્યાન :**

द्विभुजं स्वर्णरुचिरतनुं पद्मनिभेक्षणम्।
धनुर्बाणकरं रामं सेवासंसक्तमानसम्॥

'જેમને બે ભુજાઓ છે; જેમના અંગની કાંતિ સુવર્ણ સમાન સુંદર છે, નેત્ર કમળદળ જેવાં છે, હાથમાં ધનુષબાણ ધારણ કરેલાં છે તથા શ્રીરામચંદ્રજીની સેવામાં જેનું મન સદા લાગેલું રહે છે. (તે શ્રીલક્ષ્મણની હું આરાધના કરું છું:)

આ પ્રમાણે ધ્યાન કરીને મંત્રના ઉપાસકે સાત લાખ જપ કરવા અને મધ નાખેલ ખીરથી આહુતિ આપીને શ્રીરામ પીઠ પર શ્રીલક્ષ્મણજીનું પૂજન કરવું. શ્રીરામજીની પેઠે જ લક્ષ્મણજીનું પૂજન કરાય છે. જો શ્રીરામચંદ્રજીના પૂજનનું સંપૂર્ણ ફળ પ્રાપ્ત કરવું હોય તો લક્ષ્મણજીનું યત્નપૂર્વક આદર સહિત પૂજન કરવું જોઈએ. શ્રીરામચંદ્રજીના ઘણા ભિન્ન ભિન્ન મંત્રો છે, જે સિદ્ધિ આપનારા છે. તેથી મંત્રના સાધકોએ સદા શ્રીલક્ષ્મણજીની શુભ આરાધના કરવી જોઈએ. મુક્તિની ઇચ્છાવાળા મનુષ્યે એકાગ્રચિત્ત થઈને, આળસ છોડી લક્ષ્મણજીના મંત્રનો એક હજાર આઠ અથવા એકસો આઠ વાર જપ કરવો જોઈએ. જે નિત્ય એકાંતમાં બેસીને લક્ષ્મણજીના મંત્રનો જપ કરે છે, તે સર્વ પાપોથી મુક્ત થઈ જાય છે અને સર્વ કામનાઓ પૂર્ણ કરી લે છે. આ લક્ષ્મણમંત્ર જય પ્રધાન છે. રાજ્યની પ્રાપ્તિનું એક માત્ર સાધન છે. જે માણસ નિત્યકર્મ કરીને શુદ્ધભાવથી ત્રણે સમય લક્ષ્મણજીના મંત્રનો જપ કરે છે, તે સર્વ પાપોથી મુક્ત થઈને ભગવાન વિષ્ણુના પરમપદને પ્રાપ્ત થાય છે. જે વિધિપૂર્વક મંત્રની દીક્ષા લઈને સદ્ગુણોથી યુક્ત અને પાપરહિત થઈને પોતાના આચારનું નિયમપૂર્વક પાલન કરે છે, મનને વશમાં રાખે છે અને ઘરમાં રહેવા છતાં પણ જિતેંદ્રિય હોય છે, ઇહલોકના ભોગોની ઇચ્છા ન રાખતાં નિષ્કામભાવથી ભગવાન લક્ષ્મણનું પૂજન કરે છે, તે સમસ્ત પુણ્યપાપના સમુદાયને દગ્ધ કરીને શુદ્ધચિત્ત થઈ જન્મમરણના ચક્કરમાં ન પડતાં સનાતન પદને પ્રાપ્ત થાય છે. સકામ ભાવવાળો પુરુષ મનોવાંછિત વસ્તુઓ પામી અને મનને અનુરૂપ ભોગોનો ઉપભોગ કરીને દીર્ઘકાળ સુધી પૂર્વજન્મોની સ્મૃતિથી યુક્ત થઈને ભગવાન વિષ્ણુના પરમધામમાં જાય છે. નિદ્રા (ભ) ચંદ્ર- (° અનુસ્વાર) થી યુક્ત હોય અને તેના પછી 'भरताय नमः' આ બે પદો હોય તો સાત અક્ષરનો મંત્ર થાય છે. આ 'भं भरताय नमः' મંત્રના ઋષિ અને પૂજન

આદિ પૂર્વવત્ છે. બક (શં) ઇંદુ(° અનુસ્વાર)થી યુક્ત હોય અને તેના પછી 'ઙે' (ચતુર્થી) વિભક્તિના અંતવાળો 'શત્રુઘ્ન શબ્દ હોય અને અંતમાં હૃદય (નમઃ) હોય તો 'શં શત્રુઘ્નાય નમઃ' આ સાત અક્ષરોનો શત્રુઘ્ન મંત્ર થાય છે. આ મંત્ર સર્વ મનોરથોની સિદ્ધિને આપનારો છે.૧-૧૭૭

सप्ताक्षरो मनुश्चास्य मुन्याद्यर्चादि पूर्ववत् ।
बकः सेन्दुश्च शत्रुघ्नः परं ङेऽन्तं हृदंतिमः ॥
सप्ताक्षरोऽयं शत्रुघ्नमंत्रः सर्वेष्टसिद्धिदः ॥ १७७ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'ભગવાન શ્રીરામ સંબંધી વિવિધ મંત્રોના અનુષ્ઠાનની સંક્ષિપ્ત વિધિ' નામનો ૭૩ મો અધ્યાય સમાપ્ત

## અધ્યાય ૭૪: વિવિધ મંત્રો દ્વારા શ્રી હનુમાનજીની ઉપાસના

सनत्कुमार उवाच ।
अथोच्यन्ते हनुमतो मन्त्राः सर्वेष्टदायकाः ।
यान्समाराध्य विप्रेन्द्र तत्तुल्याचरणा नराः ॥ १ ॥

સનત્કુમાર બોલ્યા: વિપ્રવર! હવે હનુમાનજીના મંત્રોનું વર્ણન કરવામાં આવે છે, એ સર્વ અભીષ્ટ વસ્તુઓને આપનારા છે અને એમની આરાધના કરવાથી માણસો તેમના આચરણ જેવા આચરણવાળા થઈ જાય છે. મનુસ્વર (ઔ) તથા ઇંદુ (અનુસ્વાર)થી યુક્ત ગગન (હ) અર્થાત્ 'હૌં' આ પ્રથમ બીજ છે. હ્ સ્ ફ્ ર્ અને અનુસ્વાર આ ભગ(એ)થી યુક્ત હોય અર્થાત્ 'હ્સ્ફ્રેં' આ બીજું બીજ છે. ખ્ ફ્ ર્ આ ભગ (એ) અને ઇન્દુ (અનુસ્વાર)થી યુક્ત હોય અર્થાત્ 'ખ્ફ્રેં' આ ત્રીજું બીજ કહેવામાં આવ્યું છે. વિયત્ (હ) ભૃગુ (સ્) અગ્નિ (ર્) મનુ (ઔ) અને ઇન્દુ (અનુસ્વાર) આ સર્વનું સંયુક્ત રૂપ 'હ્સ્રૌં' આ ચોથું બીજ છે. ભગ (એ) અને ચંદ્ર(અનુસ્વાર)થી યુક્ત વિયત્ (હ) ભૃગુ (સ્) ખ્ ફ્ તથા અગ્નિ (ર્) હોય અર્થાત્ 'હ્સ્ખ્ફ્રેં' આ પાંચમું બીજ છે. મનુ (ઔ) અને ઇન્દુ(અનુસ્વાર)થી યુક્ત હ્ સ્ અર્થાત્ હ્સૌં આ છઠ્ઠું બીજ છે. તે પછી ઙે (ચતુર્થી) વિભક્તિ અંતવાળા હનુમત્ શબ્દ (હનુમતે) અને અંતમાં હૃદય (નમઃ) આ (હૌં હ્સ્ફ્રેં ખ્ફ્રેં હ્સ્રૌં હ્સ્ખ્ફ્રેં હ્સૌં હનુમતે નમઃ) બાર અક્ષરવાળો મહામંત્રરાજ કહ્યો છે. આ મંત્રના શ્રીરામચંદ્રજી ઋષિ છે અને જગતી છંદ છે, આના દેવતા હનુમાન છે. 'હ્સૌં' બીજ છે, 'હ્સ્ફ્રેં' શક્તિ છે. છ બીજોથી ષડંગન્યાસ કરવો જોઈએ. મસ્તક, લલાટ, બંને નેત્ર, મુખ, કંઠ, બંને બાહુ, હૃદય, કુક્ષિ, નાભિ, લિંગ, બંને જાનુ, બંને ચરણ આમાં ક્રમથી મંત્રના બાર અક્ષરોનો ન્યાસ કરવો, છ બીજ અને બે પદ આ આઠેનો ક્રમશઃ મસ્તક, લલાટ, મુખ, હૃદય, નાભિ, ઊરુ, જંઘા અને ચરણોમાં ન્યાસ કરવા. તે પછી હનુમાનજીનું આ પ્રમાણે ધ્યાન કરવું:

उद्यत्कोटयर्कसंकाशं जगत्प्रक्षोभकारकम् ।
श्रीरामाङ्घ्रिध्याननिष्ठं सुग्रीवप्रमुखार्चितम् ॥
वित्रासयन्तं नादेन राक्षसान् मारुतिं भजेत् ।

ઉદય'સમયના કરોડો સૂર્યોના સમાન તેજસ્વી હનુમાન 'સકલ' જગતને ક્ષોભ પમાડવાની શક્તિ ધરાવે છે; સુગ્રીવ આદિ મુખ્ય વાનરો તેમનો આદર કરે છે. તે રાઘવેંદ્ર શ્રીરામનાં ચરણારવિંદોનું ચિંતન કરવામાં નિરંતર સંલગ્ન છે અને પોતાના સિંહ જેવા નાદથી સર્વ રાક્ષસોને ભયભીત કરી રહ્યા છે; આવા પવનકુમાર હનુમાનજીનું ભજન કરવું જોઈએ.

આ પ્રમાણે ધ્યાન કર્યા પછી જિતેંદ્રિય પુરુષે બાર હજાર મંત્રજપ કરવા. પછી દહીં, દૂધ અને ઘી મેળવેલા ભાતની દશાંશ આહુતિ આપવી. પૂર્વોક્ત વૈષ્ણવ પીઠ પર

મૂળમંત્રથી મૂર્તિની કલ્પના કરીને તેમાં હનુમાનજીનું આવાહન–સ્થાપનપૂર્વક પાદ્યાદિ ઉપચારોથી પૂજન કરવું. હૃદયાદિ અંગોની પૂજા કરીને અષ્ટદળ કમળનાં આઠ દળોમાં હનુમાનજીનાં નીચે જણાવેલાં આઠ નામોની પૂજા કરવી–રામભક્ત, મહાતેજા, કપિરાજ, મહાબલ, દ્રોણાદ્રિહારક, મેરુપીઠાર્ચનકારક, દક્ષિણાશાભાસ્કર તથા સર્વ વિઘ્નવિનાશક, (રામભક્તાય નમઃ, મહાતેજસે નમઃ, કપિરાજાય નમઃ, મહાબલાય નમઃ, દ્રોણાદ્રિહારકાય નમઃ, મેરુપીઠાર્ચનકારકાય નમઃ, દક્ષિણાશાભાસ્કરાય નમઃ, સર્વવિઘ્નવિનાશકાય નમઃ) આ પ્રમાણે નામોની પૂજા કરીને દળોના અગ્ર ભાગમાં ક્રમશઃ સુગ્રીવ, અંગદ, નીલ, જામ્બવાન, નલ, સુષેણ, દ્વિવિદ તથા મૈન્દની પૂજા કરવી. તે પછી લોકપાલો તથા તેમનાં વજ્ર આદિ આયુધોની પૂજા કરવી. આ પ્રમાણે કરવાથી મંત્ર સિદ્ધ થઈ જાય છે. જે માણસ એક સરખી રીતે દસ દિવસ સુધી રાત્રે નવસો મંત્ર જપ કરે છે તેનો રાજભય અને શત્રુ તરફનો ભય નષ્ટ થઈ જાય છે. એકસો આઠ વાર મંત્રથી અભિમંત્રિત કરેલું જળ વિષનો નાશ કરનારું થાય છે. ભૂત, અપસ્માર (વાઈ) અને કૃત્યા(મારણ આદિના પ્રયોગ)થી જ્વર ઉત્પન્ન થાય તો ઉક્ત મંત્રથી અભિમંત્રિત ભસ્મ અથવા જળથી ક્રોધપૂર્વક જ્વરમાં સપડાયેલા માણસ પર પ્રહાર કરવો. આમ કરવાથી તે માણસ ત્રણ દિવસમાં જ્વરથી મુક્ત થઈ જાય છે અને સુખ પામે છે. હનુમાનજીના ઉક્ત મંત્રથી અભિમંત્રિત ઔષધ અથવા જળ ખાઈપીને મનુષ્ય સર્વ રોગોને નસાડી દઈને તત્કાળ સુખી થઈ જાય છે. ઉક્ત મંત્રથી અભિમંત્રિત ભસ્મને પોતાના શરીરે લગાડીને અથવા તેનાથી અભિમંત્રિત જળ પીને મંત્રનો જે ઉપાસક યુદ્ધમાં જાય છે, તે શસ્ત્રોથી પીડિત થતો નથી. કોઈ શસ્ત્રથી કપાઈ જવાને લીધે ઘા પડ્યો હોય, અથવા ફોડલો ફૂટીને લોહી–પરુ વહેતું હોય તો ત્રણવાર મંત્રનો જપ કરીને અભિમંત્રિત કરેલ ભસ્મનો તેને સ્પર્શ કરાતાં જ તે બધા ઘા સુકાઈ જાય છે, આમાં સંશય નથી. ઈશાન કોણમાં રહેલ કરંજ નામક વૃક્ષની જડ લઈ આવીને તેનાથી હનુમાનજીની અંગૂઠા જેવડી પ્રતિમા બનાવવી. પછી તેમાં પ્રાણપ્રતિષ્ઠા કરીને સિંદૂર આદિથી તેની પૂજા કરવી. તે પછી તે પ્રતિમાનું મુખ ઘર ભણી કરીને મંત્રના ઉચ્ચારણપૂર્વક તેને દરવાજા પર દાટી દેવી. જેથી ગ્રહ, અભિચાર, રોગ, અગ્નિ, વિષ, ચોર તથા રાજા આદિનો ઉપદ્રવ ક્યારેય તે ઘરમાં થતો નથી અને તે ઘર દીર્ઘકાળ સુધી પ્રતિદિન ધનપુત્ર આદિથી અભ્યુદયને પ્રાપ્ત થાય છે.

વિશુદ્ધ અંતઃકરણવાળા પુરુષે અષ્ટમી અથવા ચતુર્દશીએ મંગળવાર કે રવિવારના દિવસે કોઈ એક પાટિયા પર અડદના લોટથી હનુમાનજીની સુંદર તથા સમસ્ત શુભ લક્ષણોથી સુશોભિત એક પ્રતિમા બનાવવી. તેની ડાબી બાજુએ તેલનો અને જમણી બાજુએ ઘીનો દીવો પ્રકટાવીને રાખવો. પછી મંત્રજ્ઞ પુરુષે મૂલમંત્રથી યુક્ત પ્રતિમામાં હનુમાનજીનું આવાહન કરવું, આવાહન પછી પ્રાણપ્રતિષ્ઠા કરીને તેમને પાદ્ય, અર્ઘ્ય આદિ અર્પણ કરવાં. લાલ ચંદન, લાલ ફૂલ તથા સિંદૂર આદિથી તેમની પૂજા કરવી. ધૂપ અને દીપ આપીને નૈવેદ્ય નિવેદન કરવું. મંત્રવેત્તા ઉપાસકે મૂળમંત્રથી માલપૂઆ, ભાત, શાક, મીઠાઈ, વડાં, ભજિયાં આદિ ભોજ્ય પદાર્થો ઘૃત સહિત સમર્પિત કરવા. તે પછી સત્તાવીસ પાનનાં બીડાં મુખશુદ્ધિ માટે મૂળમંત્રથી જ અર્પણ કરવાં. પછી સાધકે આ પ્રમાણે સારી પેઠે પૂજા કરીને એક હજાર વાર મંત્રનો જપ કરવો. તે પછી વિદ્વાન પુરુષે કપૂરથી આરતી ઉતારીને

વિવિધ પ્રકારથી હનુમાનજીની સ્તુતિ કરવી અને પોતાનો અભીષ્ટ મનોરથ તેમને નિવેદન કરીને વિધિપૂર્વક તેમનું વિસર્જન કરવું, તે પછી નૈવેદ્યરૂપે નિવેદન કરેલા અન્ન દ્વારા સાત બ્રાહ્મણોને ભોજન કરાવવું; અને મુખવાસ માટે ધરેલાં પાનનાં બીડાં તેમને વહેંચી દેવાં. વિદ્વાન પુરુષે પોતાની શક્તિ અનુસાર બ્રાહ્મણોને દક્ષિણા આપી તેમને વિદાય કરવા. ત્યારબાદ પોતાના કુટુંબીજનો, ઇષ્ટબંધુઓ અને સગાંઓ સાથે પોતે પણ મૌન ધારણ કરીને ભોજન કરવું. તે દિવસે પૃથ્વી પર શયન અને બ્રહ્મચર્યનું પાલન કરવું, આ પ્રમાણે આરાધના કરનારો માણસ હનુમાનજીની કૃપાથી સર્વ કામનાઓની સિદ્ધિને પ્રાપ્ત કરી લે છે.

ભૂમિ પર હનુમાનજીનું ચિત્ર અંકિત કરવું અને તેમના અગ્રભાગમાં મંત્રનો ઉલ્લેખ કરવો. સાથે જ સાધ્ય વસ્તુ અથવા વ્યક્તિનું દ્વિતીયા વિભક્તિ લગાડીને નામ લખવું અને તેની આગળ ‘વિમોચય વિમોચય’ લખવું. લખ્યા પછી ડાબા હાથે તે ભૂંસી નાખવું; ફરીથી તે લખવું ને ભૂંસી નાખવું; આ પ્રમાણે એકસો આઠ વાર લખી લખીને ભૂંસી નાખવું. આ પ્રમાણે કરવાથી મહાન કારાગારમાં પડેલ વ્યક્તિ તેમાંથી શીઘ્ર મુક્ત થઈ જાય છે. તાવમાંથી મુક્તિ મેળવવા માટે દૂર્વા, ગુડૂચી, દહીં, દૂધ અથવા ઘૃતથી હોમ કરવો. શૂળ રોગમાં કરંજ વૃક્ષ અથવા તો વાતારિ( એરંડ )ની સમિધાઓ તેલમાં બોળી તેમનાથી હોમ કરવો અથવા શેફાલિકા( સિંદુવાર )ની તેલમાં બોળેલી સમિધાઓથી પ્રયત્નપૂર્વક હોમ કરવો જોઈએ. સૌભાગ્યસિદ્ધિ માટે ચંદન, કપૂર, રોચના, એલચી અને લવિંગની આહુતિ આપવી. વસ્ત્રની પ્રાપ્તિ માટે સુગંધિત પુષ્પોથી હવન કરવો, વિભિન્ન ધાન્યોની પ્રાપ્તિ માટે તે તે ધાન્યોથી હોમ કરવો જોઈએ. ધાન્યના હોમથી ધાન્ય પ્રાપ્ત થાય છે અને અન્નના હોમથી અન્નવૃદ્ધિ થાય છે. તલ, ઘી, દૂધ અને મધની આહુતિ આપવાથી ગાય–ભેંસની વૃદ્ધિ થાય છે. વધુ કહેવાની શી આવશ્યકતા છે? વિષ અને વ્યાધિના નિવારણમાં, શાંતિ કર્મમાં, ભૂતથી ઉત્પન્ન થયેલો ભય અને સંકટમાં, યુદ્ધમાં, બંધનથી છૂટવામાં અને વનમાં ભૂલા પડવામાં વગેરે બધામાં આ સિદ્ધ કરેલો મંત્ર માણસોને નિશ્ચય જ કલ્યાણ પ્રદાન કરે છે.

દ્વાદશાક્ષર મંત્રમાંના અંતિમ છ અક્ષર ( હનુમતે નમઃ ) અને આદિ બીજ ( હૌં ) સિવાયના શેષ બચેલાં પાંચ બીજોથી બનતો પંચાક્ષર મંત્ર સર્વ મનોરથોને સિદ્ધ કરનારો છે. આના શ્રીરામચંદ્ર ઋષિ, ગાયત્રી છંદ અને હનુમાન દેવતા કહ્યા છે. સંપૂર્ણ કામનાઓની સિદ્ધિ થવા માટે આનો વિનિયોગ કરવામાં આવે છે. આ મંત્રનાં પાંચ બીજ તથા સંપૂર્ણ મંત્રથી ષડંગન્યાસ કરવો. રામદૂત, લક્ષ્મણપ્રાણદાતા, અંજનીસૂત, સીતાશોકવિનાશન તથા લંકાપ્રાસાદભંજન આ પાંચ નામ છે. આમની આગળ ‘હનુમત્’ આ નામ વધારાનું છે. હનુમત્ આદિ પાંચ નામોની આદિમાં પાંચ બીજ અને અંતમાં ‘ઙે’ વિભક્તિ લગાડવામાં આવે છે. અંતિમ નામની સાથે ઉક્ત પાંચે બીજો લગાડાય છે. આ જ ષડંગન્યાસના છ મંત્રો છે.* એમનાં ધ્યાનપૂજન આદિ કાર્ય ઉપર કહેલા દ્વાદશાક્ષર મંત્રના સમાન જ છે.

પ્રણવ ( ૐ ), વાગ્ભવ ( ઐં ), પદ્મા

* જેમકે ‘હ્સ્ફ્રેં’ હનુમતે નમઃ હૃદયાય નમઃ, ખ્ફ્રેં રામભક્તાય નમઃ શિરસે સ્વાહા, હ્સ્રૌં લક્ષ્મણપ્રાણદાત્રે નમઃ શિખાયૈ વષટ્, હ્સ્ખ્ફ્રેં અંજનીસુતાય નમઃ કવચાય હુમ્, હ્સૌં સીતાશોકવિનાશાય નમઃ નેત્રત્રયાય વૌષટ્. હ્સ્ફ્રેં ખ્ફ્રેં હ્સ્રૌં હ્સ્ફ્રેં હ્સૌં લંકાપ્રાસાદભંજનાય નમઃ અસ્ત્રાય ફટ્.

(શ્રીં) ત્રણ દીર્ઘસ્વરોથી યુક્ત માયાબીજ (હ્રાં હ્રીં હ્રૂં), તથા પાંચ કૂટ (હ્સ્ફ્રેં, ખ્ફ્રેં, હ્સ્રૌં હ્સ્ફ્રેં હ્સૌં) આ અગિયાર અક્ષરોનો મંત્ર સર્વ સિદ્ધિઓને આપનારો છે. આનાં પણ ધ્યાનપૂજન આદિ સર્વ કાર્ય પૂર્વવત્ થાય છે. આ મંત્રની આરાધના કરવામાં આવે તો આ સમસ્ત અભીષ્ટ મનોરથોને સિદ્ધ કરનારો છે. 'નમો ભગવતે આંજનેયાય મહાબલાય સ્વાહા' આ અઢાર અક્ષરોનો મંત્ર છે, આના ઈશ્વર ઋષિ છે, અનુષ્ટુપ છંદ છે. પવનકુમાર હનુમાન દેવતા, હું બીજ અને સ્વાહા શક્તિ છે. આવું મનીષીઓનું કથન છે. 'આંજનેયાય નમઃ'-નો હૃદયમાં, 'રુદ્રમૂર્તયે નમઃ'નો શિરમાં, 'વાયુપુત્રાય નમઃ'નો શિખામાં 'અગ્નિગર્ભાય નમઃ'નો કવચમાં–'રામદૂતાય નમઃ'-નો નેત્રોમાં તથા 'બ્રહ્માસ્ત્રાય નમઃ'નો અસ્ત્રસ્થાનમાં ન્યાસ કરવો. આ પ્રમાણે ન્યાસવિધિ કહેવામાં આવેલ છે.

**ધ્યાન :**

तप्तचामीकरनिभं भीघ्नं संविहिताञ्जलिम् ।
चलत्कुण्डलदीप्तास्यं पद्माक्षं मारुतिं स्मरेत् ॥

'જેમની દિવ્ય કાંતિ તપાવેલા સુવર્ણ સમાન છે, જે ભયનો નાશ કરનારા છે, જેમણે પોતાના પ્રભુ(શ્રીરામ)નું ચિંતન કરીને તેમના માટે અંજલિ બાંધેલી છે, જેમનું સુંદર મુખ હાલતાં કુંડળોથી પ્રકાશી રહ્યું છે તથા જેમનાં નેત્ર કમળ સમાન શોભાયમાન છે, તે પવનકુમાર હનુમાનજીનું ધ્યાન કરવું.'

આ પ્રમાણે ધ્યાન કરીને દશ હજાર મંત્ર જપ કરવા. તે પછી ઘૃતમિશ્રિત તલથી દશાંશ હોમ કરવો. પૂર્વોક્ત રીતે વૈષ્ણવપીઠ ઉપર પૂજન કરવું. પ્રતિદિન કેવળ રાત્રે ભોજનનો નિયમ લઈને જિતેંદ્રિય ભાવથી એકસો આઠ વાર જપ કરવામાં આવે તો માણસ નાના મોટા રોગોમાંથી મુક્ત થઈ જાય છે; આમાં સંશય નથી. મહારોગોમાંથી મુક્ત થવા માટે તો પ્રતિદિન એક હજાર જપ કરવા જોઈએ. સુગ્રીવની સાથે શ્રીરામની મિત્રતા કરાવતા હનુમાનજીનું ધ્યાન કરીને જે દશ હજાર મંત્રજપ કરે છે, તે પરસ્પર દ્વેષ ધરાવનારા બે વિરોધીઓમાં સંધિ કરાવી શકે છે. જે યાત્રા સમયે હનુમાનજીનું સ્મરણ કરતો રહીને મંત્રજપ કરે છે તેની યાત્રા સફળ થાય છે અને તે પોતાનું અભીષ્ટ સિદ્ધ કરીને ઘેરે ક્ષેમપૂર્વક પાછો ફરે છે. જે પોતાના ઘરમાં મંત્રજપ કરતો રહીને સદા હનુમાનજીની આરાધના કરે છે, તે આરોગ્ય, લક્ષ્મી તથા કાંતિ પામે છે અને કોઈ પ્રકારના ઉપદ્રવનો ભોગ થઈ પડતો નથી. વનમાં આ મંત્રનો જપ કરવામાં આવે તો વ્યાઘ્ર આદિ હિંસક પશુઓ તથા ચોરો અને લૂંટારુઓથી રક્ષા કરે છે. સૂતી વખતે શય્યા પર એકાગ્રચિત્ત થઈને આ મંત્રનું સ્મરણ કરવું જોઈએ, આ પ્રમાણે કરનારાને ખરાબ સ્વપ્ન આવતાં નથી તેમ તેને ચોર આદિથી ક્યારેય ભય ઉત્પન્ન થતો નથી.

વિયત્ (હ), ઇંદુ(અનુસ્વાર)થી યુક્ત હોય, તે પછી 'હનુમતે રુદ્રાત્મકાય' આ બે પદ હોય, તેના પછી વર્મ (હું) અને અસ્ત્ર (ફટ્) હોય તો (હં હનુમતે રુદ્રાત્મકાય હું ફટ્) આ બાર અક્ષરોનો મહામંત્ર થાય છે, જે અણિમા આદિ અષ્ટ સિદ્ધિઓને આપનારો છે, આના શ્રીરામચંદ્ર ઋષિ, જગતી છંદ, શ્રીહનુમાન દેવતા, હંબીજ અને 'હુમ્' શક્તિ કહેવામાં આવેલ છે. છ દીર્ઘ સ્વરોથી યુક્ત બીજ (હાં હીં હૂં હૈં હૌં હઃ) દ્વારા ષડંગન્યાસ કરવા.

**ધ્યાન :**

महाशैलं समुत्पाट्य धावन्तं रावणं प्रति ।
लाक्षारसारुणं रौद्रं कालान्तकयमोपमम् ॥

ज्वलदग्निसमं जैत्रं सूर्यकोटिसमप्रभम् ।
अङ्गदाद्यैर्महावीरैर्वेष्टितं रुद्ररूपिणम् ॥
तिष्ठ तिष्ठ रणे दुष्ट सृजन्तं घोरनिःस्वनम् ।
शैवरूपिणमभ्यर्च्य ध्यात्वा लक्षं जपेन्मनुम् ॥

હનુમાનજી એક ઘણો મોટો પર્વત ઉખેડીને રાવણ તરફ દોડી રહ્યા છે. તેઓ લાખના રંગ જેવા અરુણવર્ણ છે. કાલ, અન્તક તથા યમના સમાન ભયંકર જણાય છે. તેમનું તેજ પ્રજ્વલિત અગ્નિ સમાન છે. તેઓ વિજયશીલ તથા કરોડો સૂર્ય સમાન તેજસ્વી છે. અંગદ આદિ મહાવીરો તેમને ચારે બાજુથી ઘેરી લઈને ચાલે છે. તેઓ સાક્ષાત્ રુદ્રસ્વરૂપ છે. ભયંકર સિંહનાદ કરતા તેઓ રાવણને કહે છે:

'અરે ઓ દુષ્ટ! યુદ્ધમાં ઊભો રહે, ઊભો તો રહે!' આ પ્રમાણે શિવાવતાર ભગવાન હનુમાનજીનું ધ્યાન અને પૂજન કરીને એક લાખ મંત્રનો જપ કરવો.

તે પછી દૂધ, દહીં, ઘી મેળવેલા ભાતથી દશાંશ હોમ કરવો. વિમલાદિ શક્તિઓથી યુક્ત પૂર્વોક્ત વૈષ્ણવ પીઠ પર મૂલ મંત્રથી મૂર્તિ-કલ્પના કરીને હનુમાનજીની પૂજા કરવી જોઈએ. એક માત્ર ધ્યાન કરવાથી પણ મનુષ્યોને સિદ્ધિ પ્રાપ્ત થાય છે, આ વિષે સંશય નથી. હવે લોકહિતની ઇચ્છાથી આ મંત્રની સાધના જણાવવામાં આવે છે. હનુમાનજીની સાધના પુણ્યમય છે. તે મોટાં મોટાં પાતકોનો નાશ કરનારી છે. આ લોકમાં અત્યંત ગુહ્યતમ રહસ્ય છે અને શીઘ્ર ઉત્તમ સિદ્ધિ પ્રદાન કરનારી છે. આનાથી માણસ ત્રણે લોકમાં વિજયી થાય છે. પ્રાતઃકાલે સ્નાન કરીને નદીના તટ પર દર્ભના આસન પર બેસવું અને મૂલમંત્રથી પ્રાણાયામ તથા ષડંગન્યાસ કરવા. પછી સીતા સહિત ભગવાન શ્રીરામચંદ્રજીનું ધ્યાન કરીને તેમને આઠ વાર પુષ્પાંજલિ અર્પિત કરવી. તે પછી ઘસેલા લાલ ચંદ-નથી તેની જ શલાકાથી તાંબાના પાત્રમાં અષ્ટદળ કમળ આલેખવું. કમળની કર્ણિકામાં મંત્ર લખવો. તેમાં કપીશ્વર હનુમાનજીનું આવાહન કરવું. મૂલમંત્રથી ધ્યાન તથા આવાહનપૂર્વક પાદ્ય આદિ ઉપચાર અર્પણ કરવા. ગંધ, પુષ્પ આદિ સર્વ સામગ્રી મૂલ-મંત્રથી નિવેદન કરીને કમળના કેસરામાં છ અંગો (હૃદય, શિર, શિખા, કવચ, નેત્ર તથા અસ્ત્ર)નું પૂજન કરી આઠ દળોમાં સુગ્રીવ આદિનું પૂજન કરવું. સુગ્રીવ, લક્ષ્મણ, અંગદ, નલ, નીલ, જામ્બવાન, કુમુદ અને કેસરીનું એક એક દલમાં પૂજન કરવું જોઈએ. તે પછી ઇંદ્ર આદિ દિક્પાલો તથા વજ્ર આદિ આયુધોનું પૂજન કરવું. આ પ્રમાણે મંત્ર સિદ્ધ થતાં મંત્રનો ઉપાસક પુરુષ પોતાની અભીષ્ટ કામનાઓ સિદ્ધ કરી શકે છે.

નદીના તટ પર, કોઈ વનમાં, પર્વત પર અથવા ક્યાંય પણ એકાંત પ્રદેશમાં સાધક ભાવ ગ્રહણ કરીને સાધનાનો આરંભ કરવો. આહાર, શ્વાસ, વાણી અને ઇંદ્રિયો પર સંયમ રાખવો. દિગ્બંધ આદિ કરીને ન્યાસ અને ધ્યાન આદિ કરવાં. પછી પૂર્વવત્ પૂજન કરીને ઉક્ત મંત્રરાજના એક લાખ જપ કરવા: એક લાખ જપ પૂરા થઈ ગયા પછી બીજે દિવસે સવારે સાધકે મહા-પૂજા કરવી. તે દિવસે એકાગ્રચિત્તથી હનુ-માનજીનું ધ્યાન કરીને તેમનાં દર્શન ન થાય ત્યાં સુધી રાતદિન જપ કર્યા કરવા. સાધકને પોતાના કાર્યમાં દૃઢતાપૂર્વક લાગી રહેલો જાણીને હનુમાનજી અત્યંત પ્રસન્ન થઈને અડધી રાતના સમયે તેની આગળ પ્રત્યક્ષ થાય છે. કપીશ્વર હનુમાન તે સાધક-ની ઇચ્છા અનુસાર તેને વર આપે છે. વર પ્રાપ્ત કરીને તે શ્રેષ્ઠ સાધક પોતાની મરજી પ્રમાણે આમતેમ વિચરતો રહે છે. આ પુણ્યમય સાધના દેવતાઓને પણ દુર્લભ

છે; કારણ કે ગૂઢ રહસ્યરૂપ છે. સર્વ લોકોના હિત માટેની ઇચ્છાથી અહીં પ્રકાશિત કરવામાં આવેલ છે.

આ જ પ્રમાણે સાધકે પોતાના હિત ખાતર અન્યાન્ય પ્રયોગોનું પણ અનુષ્ઠાન કરવું. ઇન્દુ (અનુસ્વાર) યુક્ત વિયત્ (હ) અર્થાત્ 'હં' પછી 'ડે' વિભક્તિના અંતવાળો પવનનંદન શબ્દ હોય અને અન્તમાં વહ્નિપ્રિયા (સ્વાહા) હોય તો (હં પવનનંદનાય સ્વાહા) આ દસ અક્ષરનો મંત્ર થાય છે, જે સર્વ કામનાઓને સિદ્ધ કરનારો છે. આના ઋષિ આદિ પણ પ્રથમ જણાવ્યા અનુસાર છે. ષડંગન્યાસ પણ પૂર્વવત્ કરવો જોઈએ.

**ધ્યાન :**

ध्यायेद्रणे हनूमन्तं सूर्यकोटिसमप्रभम् ।
धावन्तं रावणं जेतुं दृष्ट्वा सत्वरमुत्थितम् ॥
लक्ष्मणं च महावीरं पतितं रणभूतले ।
गुरुं च क्रोधमुत्पाद्य ग्रहीतुं गुरुपर्वतम् ॥
हाहाकारैः सदर्पैश्च कम्पयन्तं जगत्त्रयम् ।
आब्रह्माण्डं समाव्याप्य कृत्वा भीमं कलेवरम् ॥

લંકાની રણભૂમિમાં મહાવીર લક્ષ્મણને પડેલા જોઈને હનુમાનજી તરત ઊભા થઈ ગયા અને ક્રોધે ભરાઈને એક વિશાલ તેમ જ ભારે પર્વત ઉપાડી રાવણને મારી નાખવા માટે તેના તરફ વેગથી દોડયા. તેમનું તેજ કરોડો સૂર્યોની પ્રભાને શરમાવી રહ્યું છે. તેઓ બ્રહ્માંડવ્યાપી ભયંકર તેમ જ વિરાટ શરીર ધારણ કરીને દર્પપૂર્ણ હુંકારથી ત્રણે લોકોને કંપાવી રહ્યા છે. આ પ્રમાણે યુદ્ધભૂમિમાં હનુમાનજીનું ચિંતન કરવું જોઈએ.

ધ્યાન કર્યા પછી વિદ્વાન સાધકે એક લાખ જપ અને પૂર્વવત્ દશાંશ હોમ કરવો. આ મંત્રનું પણ વિધિવત્ પૂજન અગાઉના જેવું જ જણાવવામાં આવ્યું છે. આ પ્રમાણે મંત્ર સિદ્ધ થયા પછી મંત્રનો ઉપાસક પોતાનું હિત સાધી શકે છે. આ શ્રેષ્ઠ મંત્રની સાધના પણ ગુપ્ત રાખવા યોગ્ય છે, સર્વ તંત્રોમાં આને અત્યંત ગોપ્ય કહેલ છે. ગમે તે માણસને આનો ઉપદેશ ન કરવો જોઈએ. બ્રાહ્મમુહૂર્તમાં ઊઠીને શૌચાદિ નિત્યકર્મ કરીને પવિત્ર થઈ નદીના તટ પર જઈ તીર્થનું આવાહન કરી સ્નાન કરવું. સ્નાનના સમયે આઠ વાર મૂલમંત્ર ભણવો તે પછી બાર વાર મંત્ર ભણીને પોતાની ઉપર જળ છાંટવું. આ પ્રમાણે સ્નાન, સંધ્યા, તર્પણ આદિ કરીને ગંગાજીના તટ પર, પર્વત પર અથવા વનમાં અકારાદિ સ્વર વર્ણોનું ઉચ્ચારણ કરીને પૂરક, 'ક'થી લઈને 'મ' સુધીના પાંચ વર્ગના અક્ષરોથી કુંભક તથા 'ય'થી લઈને બાકીના વર્ણોનું ઉચ્ચારણ કરીને રેચક કરવો જોઈએ. આ પ્રમાણે પ્રાણાયામ કરીને ભૂતશુદ્ધિથી લઈને પીઠન્યાસ સુધીનાં સર્વ કાર્ય કરવાં, પછી પૂર્વોક્ત રીતિથી કપીશ્વર હનુમાનજીનું ધ્યાન અને પૂજન કરીને તેમની આગળ બેસીને સાધકે પ્રતિદિન આદરપૂર્વક દશ હજાર મંત્રજપ કરવા. સાતમા દિવસે વિશેષરૂપથી પૂજન કરવું. તે દિવસે મંત્રસાધકે એકાગ્રચિત્તથી રાતદિવસ જપ કરવા. રાતના ત્રણ પ્રહર વીતી ગયા પછી ચોથા પ્રહરમાં મહાન ભય દેખાડીને કપીશ્વર પવનનંદન હનુમાનજી સાધકની દૃષ્ટિ સમક્ષ પધારે છે અને તેને અભીષ્ટ વર આપે છે. સાધક પોતાની રુચિ અનુસાર વિદ્યા, ધન, રાજ્ય અથવા વિજય તત્કાલ પ્રાપ્ત કરી લે છે, આ સર્વથા સત્ય છે, આમાં લેશ પણ સંશય નથી. તે આ લોકમાં સંપૂર્ણ કામનાઓનો ઉપભોગ કરીને અંતમાં મોક્ષ પ્રાપ્ત કરે છે.

સદ્યોજાત (ઓ) સહિત બે વાયુ (ય્ ય્=યો યો) 'હનુમન્ત'નું ઉચ્ચારણ

કરવું, પછી 'ફલ'ના અંતમાં 'ફ' તથા નેત્ર (ઈ) યુક્ત ક્રિયા (લ) તેમ જ કામિકા(ત)નું ઉચ્ચારણ કરવું. તે પછી 'ધગ્ગધગિત' બોલીને 'આયુરાષ' પદનું ઉચ્ચારણ કરવું, તે પછી લોહિત (પ) તથા 'રુડાહ' નું ઉચ્ચારણ કરવું જોઈએ. (પૂરો મંત્ર આ પ્રમાણે છે–'ૐ યો યો હનુમન્ત ફલ ફલિત ધગ્ગધગિત આયુરાષ પરુડાહ) આ પચીસ અક્ષરનો મંત્ર છે. આના ઋષિ આદિ અગાઉ કહ્યા પ્રમાણે જ છે. 'પ્લીહા' રોગ દૂર કરનારા વાનરરાજ હનુમાનજી આના દેવતા કહેવાયા છે. 'પ્લીહા' રોગથી યુક્ત પેટ પર નાગરવેલનું પાન મૂકવું. તેના ઉપર આઠ ઘડી વાળેલું લૂગડું મૂકી તેને ઢાંકી દેવું. તે પછી શ્રેષ્ઠ સાધકે હનુમાનજીનું સ્મરણ કરીને તે વસ્ત્રની ઉપર એક વાંસનો ટુકડો નાખી મૂકવો. તે પછી બોરના ઝાડની એક લાકડી લઈ તેને વગડાના પથ્થરથી પ્રકટ થયેલ અગ્નિમાં ઉક્ત મંત્રથી સાત વાર તપાવવી. પછી તે લાકડીથી પેટ પર મૂકી રાખેલા વાંસના ટુકડા પર સાત વાર પ્રહાર કરવો. આમ કરવાથી માણસોનો પ્લીહા રોગ અવશ્ય મટી જાય છે.

'ૐ નમો ભગવતે આંજનેયાય અમુકસ્ય શૃઙ્ખલાં ત્રોટય ત્રોટય બન્ધમોક્ષં કુરુ કુરુ સ્વાહા.'

આ એક મંત્ર છે. આના ઈશ્વર ઋષિ, અનુષ્ટુપ છન્દ, શૃંખલામોચક પવનપુત્ર શ્રીમાન હનુમાન દેવતા, હં બીજ અને સ્વાહા શક્તિ છે. બંધનથી છૂટવા માટે આનો વિનિયોગ કરવામાં આવે છે. છ દીર્ઘ સ્વર તથા રેફયુક્ત બીજ મંત્રથી ષડંગન્યાસ કરવા (જેમકે હ્રાં હૃદયાય નમઃ, હ્રીં શિરસે સ્વાહા વગેરે).

**ધ્યાન :**

वामे शैलं वैरिभिदं विशुद्धं टङ्कमन्यतः ।
दधानं स्वर्णवर्णं च ध्यायेत् कुण्डलिनं हरिम् ॥

'ડાબા હાથમાં શત્રુઓને વિદીર્ણ કરનારો પર્વત તથા જમણા હાથમાં વિશુદ્ધ ટંક ધારણ કરનારા સુવર્ણ સમાન કાંતિમાન, કુંડલથી શોભતા હનુમાનજીનું ધ્યાન કરવું.'

આ પ્રમાણે ધ્યાન કરીને એક લાખ મંત્રજપ કરવા તથા આમ્રપલ્લવથી દશાંશ હોમ કરવો. વિદ્વાનોએ આના પૂજન આદિની વિધિ અગાઉ જણાવી છે. મહાન કારાગારમાં પડેલા માણસે દસ હજાર જપ કરવા. આથી કારાગારમાંથી મુક્ત થઈને સુખી થાય છે.

હવે બંધનથી છોડાવનારા હનુમત્ મંત્રનું વર્ણન કરવામાં આવે છે. અષ્ટ દળ કમળમાં ષટ્કોણ બનાવવો. તેની કર્ણિકામાં સાધ્ય પુરુષનું નામ લખવું, છ ખૂણાઓમાં 'ૐ આંજનેયાય' લખવું. આઠે ફળોમાં 'ૐ વાતુ વાતુ' લખવું. ગોરોચન અને કુંકુમથી આ ઉત્તમ મંત્ર લખીને મસ્તક પર ધારણ કરી બંધનથી છૂટવાને માટે ઉક્ત મંત્રનો દસ હજાર વાર જપ કરવો. આ મંત્ર દરરોજ માટી પર લખીને મંત્રજ્ઞ પુરુષે જમણા હાથથી ભૂંસી નાખવો. બાર વખત લખવો અને એમ ભૂંસવાથી મંત્રનો આરાધક કારાગારમાંથી છુટકારો પામે છે. ગંગન (હ) નેત્ર (ઈ) યુક્ત જ્વલન (ર) અર્થાત્ 'હરિ' પદ પછી બે વાર (મર્કટ) શબ્દ બોલીને શેષ (આ) સહિત તોય (વ) અર્થાત્ 'વા'-નું ઉચ્ચારણ કરીને 'મકરે' પદ બોલવું. પછી 'પરિમુંચતિ મુંચતિ શૃંખલિકામ્'નું ઉચ્ચારણ કરવું. (પૂરો મંત્ર આ પ્રમાણે છે–હરિ મર્કટ મર્કટ વામકરે પરિમુંચતિ મુંચતિ શૃંખલિકામ્) આ ચોવીસ અક્ષરોનો મંત્ર છે. વિદ્વાન પુરુષે જમણા હાથમાં આ મંત્ર ડાબા હાથે લખી ભૂંસી નાખવો ને એકસો આઠ વાર આનો જપ

કરવો. આ પ્રમાણે કરવાથી કેદમાં પડેલો માણસ ત્રણ અઠવાડિયામાં છૂટી જાય છે; એમાં સંશય નથી. આના ઋષિ આદિ પૂર્વવત્ છે.

પૂજન વગેરે કાર્ય પણ પૂર્વવત્ કરવું. આના એક લાખ જપ કરવા અને શુભ દ્રવ્યોથી દશાંશ હોમ કરવો જોઈએ. હનુમાનજીની આ પ્રકારે આરાધના કરનારો માણસ સર્વ કામનાઓની સિદ્ધિને પ્રાપ્ત કરી લે છે; જે દેવતાઓને પણ દુર્લભ છે. અંજનીનંદન હનુમાનજીની ઉપાસના કરવામાં આવે તો તેઓ ધન, ધાન્ય, પુત્ર, પૌત્ર, અતુલ સૌભાગ્ય, યશ, મેધા, વિદ્યા, પ્રભા, રાજ્ય તથા વિવાદમાં વિજય પ્રદાન કરે છે. સિદ્ધિ તથા વિજય આપે છે. ૧-૨૦૨

मेधां विद्यां प्रभां राज्यं विवादे विजयं तथा ।
उपासितोऽञ्जनागर्भसंभूतः प्रददात्यलम् ॥२०२॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'વિવિધ મંત્રો દ્વારા શ્રીહનુમાનજીની ઉપાસના' નામનો ૭૪ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૭૫ મો : હનુમાનજીને દીપદાનવિધિવર્ણન

सनत्कुमार उवाच ।
अथ दीपविधिं वक्ष्ये सरहस्यं हनूमतः ।
यस्य विज्ञानमात्रेण सिद्धो भवति साधकः ॥१॥

સનત્કુમાર બોલ્યા : હવે હું હનુમાનજીના માટે રહસ્ય સહિત દીપદાન વિધિનું વર્ણન કરું છું જેને જાણી લીધા પછી સાધક સિદ્ધ થઈ જાય છે.

દીપપાત્રનું પ્રમાણ, તૈલનું માન, દ્રવ્યપ્રમાણ તથા બત્તી-વાટ-દિવેટનું માન-આ સર્વનું ક્રમશઃ વર્ણન કરવામાં આવશે. સ્થાનભેદમંત્ર, પૃથક્ પૃથક્ દીપદાનમંત્ર આદિનું પણ વર્ણન થશે. પુષ્પથી સુવાસિત તૈલ દ્વારા આપવામાં આવેલો દીપક સર્વ કામનાઓને સિદ્ધિ કરનારો માનવામાં આવ્યો છે. કોઈ પથિક આવી લાગે ત્યારે તેની સેવા માટે તલનું તેલ અર્પણ કરવામાં આવે તો તે લક્ષ્મીની પ્રાપ્તિનું કારણ બને છે. સરસવનું તેલ રોગનો નાશ કરનારું છે, આમ કર્મમાં કુશળ વિદ્વાનો કહે છે. ઘઉં, તલ, અડદ, મગ અને ચોખા-આ પંચધાન્ય કહેવાય છે. હનુમાનજીને સદા આનો દીપ આપવો જોઈએ. પંચધાન્યનો લોટ ઘણો સારો મનાયો છે. તે દીપદાનમાં સર્વ કામનાઓની સિદ્ધિ કરનારો કહેવાયો છે.

સંધિમાં ત્રણ પ્રકારના લોટનો દીવો આપવાનું ઉચિત છે, લક્ષ્મીની પ્રાપ્તિ માટે કસ્તૂરીનો દીપ વિહિત છે. કન્યાની પ્રાપ્તિ માટે એલચી, લવિંગ, કપૂર અને કસ્તૂરીનો દીવો આપવાનું કહ્યું છે. મૈત્રી સાધવા માટે પણ આ જ વસ્તુઓનો દીવો આપવો જોઈએ. આ વસ્તુઓ ન મળી શકે તો તેમના અભાવમાં પંચધાન્ય શ્રેષ્ઠ મનાયું છે. આઠ મુઠ્ઠીનો એક 'કિંચિત્' (માપ) થાય છે, અને આઠ કિંચિત્નો એક 'પુષ્કલ' થાય છે. ચાર પુષ્કલનો એક 'આઢક' કહ્યો છે. ચાર આઢકનો દ્રોણ અને ચાર દ્રોણની એક ખારી થાય છે. ચાર ખારીને પ્રસ્થ કહેવામાં આવે છે. અથવા અહીં બીજા પ્રકારથી માન જણાવવામાં આવે છે : બે પલનો એક પ્રસૃત થાય છે, બે પ્રસૃતનો એક કુડવ માનવામાં આવેલ છે. ચાર કુડવનો એક પ્રસ્થ અને અને ચાર પ્રસ્થનો આઢક થાય છે. ચાર આઢકનો દ્રોણ અને ચાર દ્રોણની એક ખારી થાય છે. આ ક્રમથી ષટ્ કર્મોપયોગી પાત્રમાં આ માન સમજવાં જોઈએ.

પાંચ, સાત તથા નવ-આ ક્રમશઃ દીપકનાં પ્રમાણ છે. સુગંધિત તેલથી બળનારા દીપકનું કોઈ માન (વજનનું પ્રમાણ) નથી. તેનું માન પોતાની રુચિ અનુસાર જ માનવામાં આવે છે. તૈલોના નિત્યપાત્રમાં

કેવળ દિવેટ માટે વિશેષ નિયમ હોય છે. સોમવારે ધાન્ય લઈને તેને પાણીમાં પલાળી રાખવું, પછી તેને સારી પેઠે સૂકવીને પ્રમાણુ અનુસાર કુમારી કન્યાના હાથે તે દળાવી લેવું જોઈએ. પછી તે લોટને શુદ્ધ પાત્રમાં મૂકી નદીના જળથી તેનો પિંડો બનાવવો. તેનાથી જ શુદ્ધ દીપપાત્ર એકાગ્રચિત્ત થઈને બનાવવું. દીવો બળતો હોય, ત્યારે હનુમત્કવચનો પાઠ કરવો. મંગળવારે શુદ્ધ ભૂમિ પર મૂકીને દીપદાન કરવું. કૂટબીજ અગિયાર જણાવવામાં આવ્યાં છે, તેથી દિવેટ માટે તેટલા જ તંતુ ગ્રાહ્ય છે. પાત્રના માટે કોઈ નિયમ નથી. હનુમાનજીના દીપદાનમાં લાલ સૂતર ગ્રાહ્ય ગણ્યું છે. કૂટની સંખ્યા હોય તેટલા જ પલ તેલ દીપકમાં નાખવું જોઈએ. ગુરુકાર્યમાં અગિયાર પલથી લાભ થાય છે. નિત્યકર્મમાં પાંચ પલ તેલ આવશ્યક હોવાનું માનવામાં આવ્યું છે, અથવા પોતાના મનની રુચિ પ્રમાણે તેલનું માન રાખવું. નિત્ય-નૈમિત્તિક કર્મ પ્રસંગે હનુમાનજીની પ્રતિમાની પાસે અથવા શિવમંદિરમાં દીપદાન કરવું.

હનુમાનજીના દીપદાનમાંની વિશેષ વાત હવે અહીં જણાવવામાં આવે છે. દીપક આ નીચે જણાવેલાં છ સ્થળો પર મૂકવા જોઈએ-દેવની પ્રતિમા આગળ, આનંદ-પ્રમોદ-ઉત્સવાદિ પ્રસંગે, ગ્રહોના નિમિત્તે, ઘરોમાં અને ચકલાઓમાં, સ્ફટિકમય શિવલિંગ પાસે, શાલગ્રામ શિલાની નિકટ હનુમાનજી માટે કરવામાં આવેલું દીપદાન વિવિધ પ્રકારના ભોગ અને લક્ષ્મીની પ્રાપ્તિનો હેતુ હોવાનું કહેવામાં આવ્યું છે. વિઘ્ન તથા મહાન સંકટોનો નાશ કરવા માટે ગણપતિ આગળ હનુમાનજીના ઉદ્દેશથી દીપદાન કરવું. ભયંકર વિષ તથા વ્યાધિનો ભય ઉપસ્થિત થતાં હનુમાનજીની સમીપમાં દીપદાનનું વિધાન છે. વ્યાધિનો નાશ થવા માટે તથા દુષ્ટ ગ્રહોની દૃષ્ટિથી બચવા માટે ચાર રસ્તા ભેગા થતા હોય ત્યાં દીવો મૂકવો જોઈએ. બંધનથી છૂટવા માટે રાજદ્વાર પર અથવા કારાગર પાસે દીપ મૂકવાનું ઉચિત છે. સર્વ કાર્યોની સિદ્ધિ માટે પીપલ અને વટવૃક્ષના મૂળ આગળ દીવો મૂકવો જોઈએ. ભયનિવારણ અને વિવાદ શાંતિ માટે ગૃહસંકટ અને યુદ્ધસંકટની નિવૃત્તિ માટે તેમ જ વિષ, વ્યાધિ અને જ્વર ઉતારવા માટે, ભૂત તથા ગ્રહાદિની પીડા નિવારવા, કૃત્યાથી છુટકારો પામવા તથા કપાયેલાને સાંધવા માટે, દુર્ગમ તથા ભારે વનમાં વાઘ, હાથી તેમ જ બીજાં હિંસક પ્રાણીઓથી બચવા માટે સદાને માટે બંધનમાંથી છૂટવા માટે, અતિથિના આગમન સમયે, આવવા-જવાના માર્ગમાં તથા રાજદ્વાર પર હનુમાનજી માટે દીપદાન આવશ્યક માનવામાં આવેલ છે. અગિયાર, એકવીસ અને પિંડ-ત્રણ પ્રકારનું મંડળમાન હોય છે. પાંચ, સાત અથવા નવ-આ લઘુમાન કહેવાય છે. દીપદાન સમયે દૂધ, દહીં, માખણ અથવા છાણથી હનુમાનજીની પ્રતિમા બનાવવાનું વિધાન કરવામાં આવ્યું છે. સિંહ સમાન પરાક્રમી વીરવર હનુમાનજીને દક્ષિણાભિમુખ કરી તેમનો પગ રીંછ પર મૂકલો દેખાડવો. તેમનું મસ્તક કિરીટથી સુશોભિત હોવું જોઈએ. સુંદર વસ્ત્ર, વેદી અથવા ભીંત ઉપર હનુમાનજીની પ્રતિમા આલેખવી જોઈએ. કૂટાદિમાં તથા નિત્ય દીપમાં દ્વાદશાક્ષર મંત્રનો પ્રયોગ કરવો જોઈએ.

છાણથી લીંપેલી ભૂમિ પર એકાગ્રચિત્ત થઈને ષટ્કોણ આલેખવું. તેના બાહ્ય ભાગમાં અષ્ટદળ કમળ બનાવવું તથા તેના પણ બાહ્ય ભાગમાં ભૂપુર રેખા દોરવી. તે કમળમાં દીપક મૂકવો, શૈવ અથવા પીઠ પર અંજનીનંદન હનુમાનની પૂજા કરવી, છ ખૂણાઓના અંતરાળમાં 'હ્રૌં', હ્સ્ફ્રેં ખ્ફ્રેં હ્સ્રૌં હ્સ્ખ્ફ્રેં

હસૌં' આ છ કૂટોનો ઉલ્લેખ કરવો. છયે ખૂણાઓમાં બીજ સહિત છ અંગો લખવાં. મધ્યમાં સૌમ્યનો ઉલ્લેખ કરવો અને તેમાં જ પવનનંદન હનુમાનજીની પૂજા કરીને છ ખૂણાઓમાં છ અંગો તથા છ નામોની પ્રથમ બતાવ્યા અનુસાર પૂજા કરવી જોઈએ. કમળનાં અષ્ટદળોમાં ક્રમશઃ આ વાનરોની પૂજા કરવી–સુગ્રીવાય નમઃ, અંગદાય નમઃ, સુષેણાય નમઃ, નલાય નમઃ, નીલાય નમઃ, જામ્બવતે નમઃ, પ્રહસ્તાય નમઃ, સુવેષાય નમઃ. તે પછી ષડંગ દેવતાઓનું પૂજન કરવું. અંજનાપુત્રાય નમઃ, રુદ્રમૂર્તયે નમઃ, વાયુસુતાય નમઃ, જાનકીજીવનાય નમઃ, રામદૂતાય નમઃ, બ્રહ્માસ્ત્રનિવારણાય નમઃ, પંચોપચાર-(ગંધ, પુષ્પ, ધૂપ, દીપ અને નૈવેદ્ય)થી આ સર્વનું પૂજન કરીને કુશ અને જળ હાથમાં લઈને દેશકાળના ઉચ્ચારણપૂર્વક દીપદાનનો સંકલ્પ કરવો, તે પછી દીપમંત્ર બોલવો. શ્રેષ્ઠ સાધકે ઉત્તરાભિમુખ થઈને તે મંત્ર કૂટ સંખ્યા બરાબર (છવાર) જપીને હાથમાં લીધેલું જળ ભૂમિ પર નાખી દેવું, પછી બંને હાથ જોડીને યથાશક્તિ મંત્રજપ કરવા. તે પછી આ પ્રમાણે બોલવું–'હનુમાનજી! ઉત્તરાભિમુખ અર્પિત કરેલા આ શ્રેષ્ઠ દીપકથી પ્રસન્ન થઈને આપ એવી કૃપા કરો, જેથી મારા સર્વ મનોરથ પૂર્ણ થઈ જાય.'

આ પ્રમાણે આ તેર દ્રવ્ય ઉપયુક્ત થાય છે–છાણ, માટી, કાજળ, અળતો, સિંદૂર, લાલ ચંદન, શ્વેત ચંદન, મધ, કસ્તૂરી, દહીં, દૂધ, માખણ અને ઘી. છાણ બે પ્રકારનાં બતાવવામાં આવ્યાં છે–ગાયનું અને ભેંસનું. ખોવાયેલા દ્રવ્યની પુનઃપ્રાપ્તિ માટે દીપદાન કરવું હોય તો તેમાં ભેંસનાં છાણનો ઉપયોગ જરૂરી મનાયો છે. હે મુને! દૂર દેશમાં ગયેલા સંબંધીનું આગમન, કિલ્લાનું રક્ષણ, બાળક આદિનું રક્ષણ, ચોર આદિના ભયનો નાશ વગેરે કાર્યમાં ગાયનું છાણ ઉત્તમ કહેલ છે. તે પણ જમીન પર પડેલું હોય તો લેવું જોઈએ નહીં; પરંતુ ગાય જ્યારે છાણ ત્યાગતી હોય ત્યારે કોઈ પાત્રમાં અદ્ધરથી જ તે ઝીલી લેવું જોઈએ.

માટી ચાર પ્રકારની કહી છે–ધોળી, પીળી, લાલ અને કાળી. તે પૈકી ગોપીચંદન, હરતાલ, ગેરુ આદિ ગ્રાહ્ય છે. બીજાં બધાં દ્રવ્યો પ્રસિદ્ધ તેમ જ સર્વને પરિચિત છે. વિદ્વાન પુરુષે ગોપીચંદનથી ચારે બાજુ મંડળ આલેખીને તેના મધ્યભાગમાં ભેંસના છાણથી હનુમાનજીની મૂર્તિ બનાવવી. મંત્રના ઉપાસકે એકાગ્રચિત્ત થઈને બીજ અને ક્રોધ (હું)થી તેમની પૂંછ અંકિત કરવી. તેલથી મૂર્તિને નવડાવવી અને ગોળથી તેને તિલક કરવું. શાલવૃક્ષના ગુંદરમાંથી બનેલો કમળના જેવા વર્ણવાળો ધૂપ તથા પાંચ દિવેટ સાથે તેલનો દીપક પ્રકટાવી અર્પણ કરવો. તે પછી (હાથ ધોઈને) શ્રેષ્ઠ સાધકે દહીં–ભાતનું નૈવેદ્ય ધરવું. તે સમયે તેણે ત્રણવાર શેષ (આ) સહિત વિષ(મ્)નું ઉચ્ચારણ કરવું.*

આ પ્રમાણે કરવાથી ખોવાયેલી ભેંસો, ગાયો તથા દાસદાસીઓ પણ મળી આવે છે. ચોર આદિ દુષ્ટ માણસો તથા સર્પ આદિનો ભય પ્રાપ્ત થતાં 'તાડ'થી ચાર દરવાજાનું સુંદર ઘર બનાવવું. પૂર્વના દ્વાર પર હાથીની મૂર્તિ બેસાડવી અને દક્ષિણ દ્વાર પર પાડાની, પશ્ચિમ દ્વાર પર સર્પ અને ઉત્તર દ્વાર પર વાઘની મૂર્તિ સ્થાપિત કરવી. આવી જ રીતે ક્રમથી પૂર્વ આદિ દ્વારો પર ખડ્ગ, છરી, દંડ અને મુદ્ગર અંકિત કરીને મધ્યભાગમાં ભેંસના છાણથી મૂર્તિ બનાવવી. તેના હાથમાં કમળ ધારણ કરાવવું. તે ચકિત નેત્રોથી જોઈ રહી છે,

* 'મા મા મા' આ પ્રમાણે ઉચ્ચારણ કરવું જોઈએ.

આવો ભાવ તે મૂર્તિમાંથી પ્રકટ થાય એવી ચેષ્ટા યત્નપૂર્વક કરવી. તેને દૂધથી નવડાવી તેના પર લાલ ચંદન લગાડવું. ચમેલીનાં ફૂલોથી તેની પૂજા કરીને શુદ્ધ ધૂપનો ગંધ અર્પણ કરવો. ઘીનો દીપક આપીને ખીરનું નૈવેદ્ય અર્પણ કરવું. ગગન ( હ ), દીપિકા ( ઊ ) અને ઇન્દુ ( અનુસ્વાર ) અર્થાત્ 'હૂં' અને શસ્ત્ર ( ફટ્ ) આ આરાધ્ય દેવ આગળ જપવા. આ પ્રમાણે સાત દિવસ કરવાથી માણસ ભારે ભયમાંથી મુક્ત થઈ જાય છે. ઉક્ત બંને પ્રયોગોનો પ્રારંભ મંગળવારના દિવસે આદરપૂર્વક કરવો જોઈએ. શત્રુની સેનાથી ભય પ્રાપ્ત થતાં ગેરુથી મંડળ બનાવીને તેમાં સહેજ ઢળેલું તાડનું વૃક્ષ આલેખવું, તેના પર લટકતી હોય તેવી હનુમાનજીની પ્રતિમા છાણથી બનાવવી, તેના ડાબા હાથમાં તાડનો અગ્ર ભાગ અને જમણા હાથમાં જ્ઞાનમુદ્રા હોય. તાડના મૂળથી એક હાથ દૂર પોતાની દિશામાં એક ચતુષ્કોણ મંડળ બનાવવું, તેના મધ્યભાગમાં મૂર્તિ આલેખવી. તેનું મુખ દક્ષિણ ભણી હોય. હનુમાનની તે મૂર્તિ ખૂબ સુંદર બનેલી હોવી જોઈએ. હૃદયમાં અંજલિ બાંધીને બેઠેલી હોય, જળથી નવડાવી પુષ્પ, ગંધ આદિથી તેની પૂજા કરવી પછી ઘૃત-મિશ્રિત ખીચડીનું નૈવેદ્ય અર્પણ કરવું. તેની આગળ 'કિલિ-કિલિ'ના જપ કરવાનું કહેવામાં આવ્યું છે. પ્રતિદિન આ પ્રમાણે કરવું, આમ કરવાથી યાત્રાએ ગયેલાનો શીઘ્ર સમાગમ થાય છે.

જે પ્રતિદિન હનુમાનજીને દીપદાન કરે છે, તેના માટે ત્રણે લોકમાં કંઈ જ અસાધ્ય નથી. જેના હૃદયમાં દુષ્ટતા ભરી હોય, જેની બુદ્ધિ દુષ્ટ કર્મોનું ચિંતન કરતી હોય, જે શિષ્ય હોઈને પણ વિનયશૂન્ય અને ચાડિયો હોય એવા માણસને ક્યારેય આનો ઉપદેશ ન આપવો જોઈએ. કૃતઘ્નને પણ આ રહસ્યનો ઉપદેશ કદાપિ ન આપવો. જેના શીલ-સ્વભાવની સારી પેઠે પરીક્ષા કરી લેવામાં આવી હોય તે સાધુ પુરુષને જ આનો ઉપદેશ આપવો જોઈએ.

હવે તત્ત્વજ્ઞાન પ્રદાન કરનારા બીજા મંત્રનું વર્ણન કરવામાં આવે છે. 'તાર (ૐ) નમો હનુમતે' આટલું બોલીને ત્રણ વાર જાઠર( મ )નું ઉચ્ચારણ કરવું. પછી 'મદનક્ષોભમ્' કહીને બે વાર 'સંહર'... આ ક્રિયાપદ બોલવું. તેના પછી 'આત્મ-તત્ત્વમ્' બોલીને બે વાર 'પ્રકાશય'નું ઉચ્ચારણ કરવું. તે પછી વર્મ (હું), અસ્ત્ર (ફટ્) અને વહ્નિજાયા( સ્વાહા )નું ઉચ્ચારણ કરવું. ( આખો મંત્ર આ પ્રમાણે છે-ૐ નમો હનુમતે મમ મદનક્ષોભં સંહર સંહર આત્મતત્ત્વં પ્રકાશય પ્રકાશય હૂં ફટ સ્વાહા ) આ સાડા છત્રીસ અક્ષરોનો મંત્ર છે.

આના વસિષ્ઠ ઋષિ, અનુષ્ટુપ્ છંદ અને હનુમાન દેવતા છે. સાત-સાત, છ, ચાર, આઠ તથા ચાર મંત્રાક્ષરો દ્વારા ષડંગન્યાસ કરીને કપીશ્વર હનુમાનજીનું આ પ્રમાણે ધ્યાન કરવું-

जानुस्थवामबाहुं च ज्ञानमुद्रापरं हृदि।
अध्यात्मचित्तमासीनं कदलीवनमध्यगम् ॥
बालार्ककोटिप्रतिमं ध्यायेज्ज्ञानप्रदं हरिम्।

'હનુમાનજીનો ડાબો હાથ ઢીંચણ ઉપર મૂકાયેલો છે. જમણો હાથ જ્ઞાન-મુદ્રામાં સ્થિત થઈને હૃદય સાથે અડેલો છે. તેઓ અધ્યાત્મતત્ત્વનું ચિંતન કરતા કદલી વનમાં બેઠેલા છે. તેમની કાંતિ ઉદયકાળના કોટિ કોટિ સૂર્યોના સમાન છે. આવા જ્ઞાનદાતા હનુમાજીનું ધ્યાન કરવું જોઈએ.'

આ પ્રમાણે ધ્યાન કરીને એક લાખ જપ કરવા અને ઘૃત સહિત તલની દશાંશ

આહુતિ આપવી. પછી પૂર્વોક્ત પીઠ પર પૂર્વવત્ પ્રભુ શ્રીહનુમાનજીનું પૂજન કરવું. આ મંત્રનો જપ કરવામાં આવતાં નિશ્ચયપૂર્વક કામવિકાર નાશ પામે છે અને સાધક કપીશ્વર હનુમાનજીની કૃપાથી તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરી લે છે.

હવે ભૂતને નસાડનારા બીજા ઉત્કૃષ્ટ મંત્રનું વર્ણન કરવામાં આવે છે:

'ૐ શ્રીં મહા–અંજનાય પવનપુત્રાવેશયાવેશય, ૐ શ્રી હનુમતે ફટ્' આ પચીસ અક્ષરનો મંત્ર છે. આ મંત્રના બ્રહ્મા ઋષિ, ગાયત્રી છંદ, હનુમાન દેવતા, શ્રીં બીજ અને ફટ્ શક્તિ કહેવામાં આવેલ છે. છ દીર્ઘસ્વરોથી યુક્ત બીજ દ્વારા ષડંગન્યાસ કરવા.

ધ્યાન :

आञ्जनेयं पाटलास्यं स्वर्णादिसमविग्रहम् ।
पारिजातद्रुमूलस्थं चिन्तयेत् साधकोत्तमः ॥

'જેનું મુખ લાલ અને શરીર સુવર્ણગિરિ સદૃશ કાંતિમાન છે, જેઓ પારિજાત-(કલ્પવૃક્ષ)ની નીચે તેના મૂલભાગ પાસે બેઠેલા છે, તે અંજનીનંદન હનુમાનજીનું શ્રેષ્ઠ સાધકે ચિંતન કરવું.'

આ પ્રમાણે ધ્યાન કરીને એક લાખ જપ કરવા અને મધ, ઘી તથા સાકર મેળવેલા તલથી દશાંશ હોમ કરવો. વિદ્વાન પુરુષે પૂર્વોક્ત પીઠ પર અગાઉ જણાવેલી રીત પ્રમાણે પૂજન કરવું. મંત્રનો ઉપાસક આ મંત્ર દ્વારા જો ગ્રહનો વળગાડ પામેલા માણસને ઝાડે તો વળગેલો ગ્રહ કિકિયારી પાડતો તે પુરુષને છોડીને નાસી છૂટે છે. આ મંત્રો સદા ગુપ્ત રાખવા જોઈએ, જ્યાં ત્યાં બધાંની આગળ પ્રકાશમાં ન લાવવા જોઈએ. સારી પેઠે કસી જોયેલા શિષ્યને અથવા પોતાના પુત્રને જ આનો ઉપદેશ કરવો જોઈએ. હનુમાનના ભજનમાં આસક્ત બુદ્ધિમાન મનુષ્ય ખાસ કરીને કાર્તવીર્ય અર્જુનની સારી પેઠે આરાધના કરીને જણાવ્યા પ્રમાણેનું ફળ પ્રાપ્ત કરે છે. ૧–૧૦૯

हनुमद्भजनासक्तः कार्तवीर्यार्जुनं सुधीः ।
विशेषतः समाराध्य यथोक्तं फलमाप्नुयात् ॥ १०९ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'હનુમાનજીને દીપદાન વિધિવર્ણન' નામનો ૭૫ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૭૬ : કાર્તવીર્યમાહાત્મ્ય મંત્રદીપકથન

नारद उवाच ।
कार्तवीर्यप्रभृतयो नृपा बहुविधा भुवि ।
जायन्तेऽथ प्रलीयन्ते स्वस्वकर्मानुसारतः ॥ १ ॥

નારદ બોલ્યા : કાર્તવીર્ય વગેરે ઘણા રાજાઓ પોતપોતાનાં કર્મ પ્રમાણે પૃથ્વી પર ઉત્પન્ન થાય છે અને લીન થાય છે. તો પછી આ કાર્તવીર્ય બીજા રાજાઓને અતિક્રમણ કરીને સેવવા યોગ્ય શાથી થયો; મારા મનમાં ઉત્પન્ન થયેલા આ સંશયનું નિવારણ કરો.

સનત્કુમાર બોલ્યા : કાર્તવીર્ય પૃથ્વી પર સેવા તથા પૂજન આદિ કરવા યોગ્ય શાથી થયો; આવા તમારા મનમાં ઉત્પન્ન થયેલા સંદેહને દૂર કરવા માટે હું કહું છું તે સાંભળો. આ ભૂતળ ઉપર કાર્તવીર્ય સાક્ષાત્ સુદર્શનચક્રનો અવતાર છે. તેણે દત્તાત્રેયની આરાધના કરીને ઉત્તમ તેજ પ્રાપ્ત કર્યું છે. હે નારદ! તે સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ છે. તેનું કેવળ સ્મરણ કરવાથી જ સંગ્રામમાં શત્રુઓ પર વિજય પ્રાપ્ત થાય છે અને નષ્ટ થયેલી વસ્તુ સત્વર મળી જાય છે. એના મંત્રપૂજન આદિનું વિધાન સર્વ તંત્રોમાં જળવાઈને રહેલું છે, તે હું તમારી આગળ વર્ણન કરીને જણાવું છું; તેનું પૂજન સર્વ સિદ્ધિઓને આપનારું છે. 'ૐ હ્રીં ક્લીં શ્રીં સુદર્શનચક્રાવતાર–કાર્તવીર્યાય નમઃ' ઓગણીસ અક્ષરોનો

આ મંત્ર છે, પરંતુ તાર (ૐકાર) આદિમાં હોવાથી નખ (૨૦) વર્ણું અર્થાત્ વીસ અક્ષરોનો થાય છે.

આ મંત્રના દત્તાત્રેય મુનિ છે, અનુષ્ટુપ છંદ છે, કાર્તવીર્યાર્જુન દેવ છે, શક્તિ બીજ છે અને નમઃ ધ્રુવ છે. હ્રીં અને શ્રીં–આ બીજથી હૃદયમાં ન્યાસ કરવો. ક્લીંથી શિરમાં ન્યાસ કરવો. અંકુશ અને પદ્મ વડે શિખામાં ન્યાસ કરવો, શ્રીં અને ક્લીંથી કવચમાં અને હ્રીં તથા ક્લીંથી અસ્ત્ર વિષે ન્યાસ કરવો. આ પ્રમાણે પંચન્યાસ કરવા. મંત્રના બાકીના વર્ણોથી વ્યાપક ન્યાસ કરવો. હૃદય, જઠર, નાભિ, ગુહ્યદેશ, જમણો પગ, ડાબો પગ, સાથળ, ઢીંચણ, મસ્તક, લલાટ, ભવાં, કાન, આંખ, નાક, મુખ, ગળું અને ખભામાં આખા મંત્રથી સર્વાંગ ન્યાસ કરવો. પછી સર્વ ઇષ્ટ સિદ્ધિની પ્રાપ્તિ માટે જનશ્રેષ્ઠ રાજા કાર્તવીર્યનું ધ્યાન કરવું. (તે આ પ્રમાણે છે:)

उद्यदर्कसहस्राभं सर्वभूपतिवन्दितम्।
दोर्भिः पञ्चाशता दक्षैर्बाणान्वामैर्धनूंषि च॥
दधतं स्वर्णमालाढ्यं रक्तवस्त्रसमावृतम्।
चक्रावतारं श्रीविष्णोर्ध्यायेदर्जुनभूपतिम्॥

'ઉદય પામતા હજારો સૂર્યોની કાંતિ જેવી કાંતિવાળા સર્વ રાજાઓ વડે વંદન કરવામાં આવેલા જમણી પાંચસો બાહુઓથી બાણુ અને ડાબી પાંચસો બાહુઓથી ધનુષને ધારણ કરનારા, સુવર્ણની માળાથી સંપન્ન, રક્તવસ્ત્રો પરિધાન કરેલા શ્રીવિષ્ણુના ચક્રના અવતારરૂપ ભૂપતિ (સહસ્ર) અર્જુન–કાર્તવીર્યનું ધ્યાન કરવું.'

આ પ્રમાણે ધ્યાન કર્યા પછી એક લાખ મંત્રનો જપ કરવો અને ચોખા સહિત તલથી તથા ખીરથી દશાંશ હોમ કરવો. પછી વિષ્ણુપીઠ પર તેનું પૂજન કરવું. છ ખૂણાઓમાં છ અંગોનું તથા દિશા અને વિદિશાઓમાં ચૌરમદવિભંજનનું; મારીમદવિભંજનનું, અરિમદવિભંજનનું, દૈત્યમદવિભંજનનું, દુષ્ટોનો નાશ કરનારાનું, દુઃખ અને પાપ તથા તાપનો નાશ કરનારાનું પૂજન કરવું. પૂર્વાદિ દિશાઓમાં શ્યામ કાંતિવાળી આઠ શક્તિઓ–ક્ષેમંકરી, વશ્યકરી, શ્રીકરી, યશસ્કરી, આયુઃકરી, પ્રજ્ઞાકરી, વિદ્યાકરી અને ધનકરીનું પૂજન કરવું. તે પછી લોકપાલોનું તેમનાં આયુધો સહિત પૂજન કરવું. આ પ્રમાણે સિદ્ધ કરેલો મંત્ર પ્રયોગ કરવા યોગ્ય થાય છે. હવે કાર્તવીર્યાર્જુનનો પૂજામંત્રવિધિ કહેવામાં આવે છે.

'હ્રીં ક્લીં શ્રીં ૐ હું સુદર્શન ચક્રાવતારાય નમઃ' આ પ્રમાણે યંત્રને શુદ્ધભૂમિ પર અષ્ટગંધ વડે આદરપૂર્વક લખવું. એના ઉપર જળપૂર્ણ કુંભ મૂકીને તેમાં રાજા કાર્તવીર્યનું આવાહન કરીને તેનું પૂજન કરવું. જિતેંદ્રિય થઈને કુંભનો સ્પર્શ કરી એક હજાર વાર મંત્રનો જપ કરવો–મંત્ર ભણવો. સર્વ પ્રકારની ઇષ્ટસિદ્ધિ થવા માટે એ કળશના જળથી પોતાને ગમતી એવી પ્રિય વ્યક્તિ કે વસ્તુ પર અભિસિંચન કરવું. કુંભના જળથી અભિષિક્ત થયેલો માણસ પુત્ર, યશ, રોગનાશ, આયુષ, સ્વજનોથી આનંદ, વાણીની સિદ્ધિ તથા સુંદર દૃષ્ટિ પ્રાપ્ત કરે છે. ગામ અથવા નગરમાં શત્રુ તરફથી ઉપદ્રવ આવી લાગે ત્યારે શત્રુના ભયનું નિવારણ કરવા માટે આ યંત્રની સ્થાપના કરવી. સરસવ, અરીઠાં, લસણ, કપાસ એક હજાર મંત્ર ભણીને હોમવાથી શત્રુનો નાશ થાય છે. ધંતૂરાના ફૂલનો હોમ કરવાથી શત્રુનું સ્તંભન થાય છે. લીંબડાના વૃક્ષની સમિધથી શત્રુ અપમાનિત થાય છે. કમળનાં ફૂલથી વશ થાય છે. ભિલામો અને ખેરના વૃક્ષની સમિધાઓ વડે હોમ કરવાથી ઉચ્ચાટન થાય છે.

રાઈનું તેલ અથવા સરસિયું, ભેંસનું ઘી–આ દ્રવ્યોને હોમવાનાં દ્રવ્યો સાથે મિશ્ર કરવાનું જણાવવામાં આવ્યું છે. જવ વડે હોમ કરવાથી લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે. તલ અને ઘીથી હવન કરવાથી પાપનો ક્ષય થાય છે. તલ અને ચોખા ભેગા રાંધી તેમાં ઘી નાખીને તૈયાર થયેલા સિદ્ધ દ્રવ્ય વડે હોમ કરવાથી રાજા વશ થાય છે. અંઘેડો, આકડો–આ બેની સમિધા તથા દૂર્વા વડે હોમ કરવાથી લક્ષ્મી પ્રાપ્ત થાય છે તથા પાપનો નાશ થાય છે. પ્રિયંગુથી હોમ કરવાથી સ્ત્રી વશ થાય છે. મુરા નામની સુગંધી વનસ્પતિથી કરવામાં આવેલા હવનથી પ્રાણીઓને શાંતિ પ્રાપ્ત થાય છે.

અશ્વત્થ (પીપળો), ઉદુંબર (ઊંબરો), પ્લક્ષ (પાટલ), વડ અને બિલ્લીની સમિધાઓથી હવન કરનારને પુત્ર, આયુ, ધન અને સુખ પ્રાપ્ત થાય છે. સર્પની કાંચળી વડે હોમ કરવાથી સુવર્ણ પ્રાપ્તિ થાય છે, લવણ (મીઠું) વડે હોમ કરવાથી ચોરોનો નાશ થાય છે. રૈચના અને ગોમયથી સ્તંભ થાય છે અને શાલિ ચોખાથી હોમ કરવાથી જમીનની પ્રાપ્તિ થાય છે. કાર્યના ગૌરવ–લાઘવનો વિચાર કરીને મંત્રસાધકે હોમસંખ્યા સર્વત્ર હજારથી દશ હજાર સુધી જાણવી.

હવે કાર્તવીર્યના મંત્રોનાં લક્ષણ કહેવામાં આવે છે. સર્વ મંત્રોમાં કાર્તવીર્યાર્જુન શબ્દને 'ઙે૦' (ચતુર્થી) વિભક્તિના અંતવાળો યોજવો. શરૂઆતમાં હ્રીં બીજ અને અંતમાં નમઃ પદ લગાડવાથી દશ વર્ણવાળો–'ૐ હ્રીં કાર્તવીર્યાર્જુનાય નમઃ'–મંત્ર થયો. (હ્રીં) બીજ સિવાય નવ અક્ષરનો 'હ્રીં ક્લીં' આ બે બીજ સહિત શિવં (અગિયાર) અક્ષરનો મંત્ર થયો, 'હ્રીં ક્લીં શ્રીં' આ ત્રણ બીજયુક્ત મંત્ર બાર અક્ષરનો થાય છે; જેમકે 'ૐ હ્રીં ક્લીં શ્રીં' કાર્તવીર્યાર્જુનાય નમઃ' આ દ્વાદશાક્ષર મંત્ર છે. એમના વિરાટ્, ત્રિષ્ટુપ્ અને જગતી છંદ માનવામાં આવ્યા છે. એમનું યથાવિધિ પૂજન કરવું. માહિષ્મતી નગરીના ચક્રવર્તી ક્ષત્રિય રાજા યુવતિઓ સાથે નર્મદાના જળમાં ક્રીડા કરી રહ્યા છે, પોતાના હાથોથી જળના પ્રવાહને અટકાવતા મત્ત એવા રાજાનું ધ્યાન કરીને 'ૐ હ્રીં ક્લીં શ્રીં સુદર્શન ચક્રાવતારકાર્તવીર્યાય નમઃ'–આ ઓગણીસ અક્ષરના મંત્રનો દશહજાર વાર જપ કરવો. સહસ્રબાહુવાળા કાર્તવીર્ય અર્જુન નામના રાજાનું કેવળ સ્મરણ કરવાથી જ ચોરાયેલી કે દેખાયેલી વસ્તુ મળી આવે છે.

કાર્તવીર્યાય શબ્દના અંતે વિદ્મહે પદનો ઉચ્ચાર કરવો; મહાવીર્યાય અક્ષરો પછી ધીમહિ પદ બોલવું; અને તન્નોઽર્જુનઃ વર્ણોના અંતમાં પ્રચોદયાત્ પદનું ઉચ્ચારણ કરવું. આ પ્રમાણે 'કાર્તવીર્યાય વિદ્મહે મહાવીર્યાય ધીમહિ તન્નોઽર્જુનઃ પ્રચોદયાત્' આ અર્જુન ગાયત્રી કહેવામાં આવી. કોઈ પણ પ્રયોગની શરૂઆતમાં આનો જપ કરવો. આના તર્પણ અને હવનથી ચોરી કરવા માટે એકઠા થયેલા ચોરો ઘરથી દૂર નાસી જાય છે.

કાર્તવીર્યને પ્રિય એવો દીપવિધિ હવે કહેવામાં આવે છે. વૈશાખ, શ્રાવણ, માર્ગશીર્ષ, કાર્તિક, આશ્વિન, માઘ અને ફાલ્ગુન માસમાં દીપનો આરંભ કરવો. રિક્તા તિથિ (૪–૯–૧૪) વિનાની તિથિઓ; શનિ તથા મંગળ વિનાના વાર; હસ્ત, ત્રણે ઉત્તરા, અશ્વિની, કૃત્તિકા, પુષ્ય, મૃગશીર્ષ, શ્રવણ, વિશાખા, રોહિણી–આ નક્ષત્રોમાં દીપારંભ કરવો હિતાવહ છે. ચરમ–અંતિમ યોગ અર્થાત્ વૈધૃતિ, વ્યતીપાત, ધૃતિ, વૃદ્ધિ, સુકર્મા, પ્રીતિ, હર્ષ, સૌભાગ્ય, શોભન, આયુષ્માન–આ યોગોમાં; વિષ્ટિ

સિવાયના કરણમાં, ગ્રહણમાં, અર્ધોદય વગેરે યોગોમાં; રાત્રે, દિવસના પૂર્વભાગમાં કરવામાં આવેલા દીપારંભને શુભ માનવામાં આવ્યા છે.

કાર્તિક શુક્લ સપ્તમીના મધ્યરાત્રિના સમયને અત્યંત શુભ માનવામાં આવેલ છે, વળી તે દિવસે રવિવાર હોય તો ઉત્તમ અને જો તેની સાથે શ્રવણ નક્ષત્ર હોય તો એ યોગ દુર્લભ જ હોય છે. અતિ આવશ્યક કાર્યોમાં માસ વગેરેની શુદ્ધિ જોવાની આવશ્યકતા નથી. પ્રથમ ઉપવાસ કરવો, સંયમી થવું, બ્રહ્મચર્યનું પાલન કરવું, પ્રાતઃકાલે હરતાલ મિશ્ર જળથી સ્નાન કરીને ગોમય(છાણ)થી લીંપેલી ભૂમિ પર આસન પાથરીને બેસવું. પ્રાણાયામ કરવો, કાર્ય માટેનો સંકલ્પ કરીને પ્રથમ કહેવામાં આવેલા પ્રકારથી ન્યાસ કરવા. રક્ત ચંદન અને ચોખાથી ભૂમિ પર ષટ્કોણ આલેખવો. એમાં 'પ્રદ્યુમ્નાય નમઃ'-આ વર્ણ લખવા. તે ષટ્કોણમાં દીપપાત્ર મૂકવું. તે સુવર્ણનું, ચાંદીનું અથવા તો તાંબાનું હોવું જોઈએ. તેના અભાવમાં કાંસાનું, માટીનું અથવા લોખંડનું મૂકી શકાય. લોખંડનું દીપપાત્ર કનિષ્ઠ ગણવામાં આવ્યું છે. આ પ્રમાણે દીપપાત્ર ગોઠવીને તેમાં સૂતરની બનાવેલી વાટ મૂકવી. તે એક, ત્રણ, પાંચ અથવા સાત કે વિષમ સંખ્યાની હોવી જોઈએ. પછી દીપપાત્રમાં ગાયનું ઘી પૂરવું અને ગણેશના નામસ્મરણપૂર્વક દીપ પ્રકટાવવો. દીપકથી પૂર્વ દિશામાં સર્વતોભદ્ર મંડળમાં ચોખાનું અષ્ટદળ કમળ આલેખવું અને તેમાં વિધિપૂર્વક ઘટની સ્થાપના કરવી. તેમાં નૃપાધીશ કાર્તવીર્યનું આવાહન કરવું અને પ્રથમ જણાવ્યા પ્રમાણે તેનું પૂજન કરવું. જલ અને અક્ષત લઈને દીપક અર્પણ કરવો. તે વખતે આ પ્રમાણે બોલવું: 'વીર્યાર્જુનાય માહિષ્મતીનાથાય સહસ્રબાહવે સહસ્રક્રતુદીક્ષિતહસ્તાય દત્તાત્રેયપ્રિયાય આત્રેયાય અનસૂયાગર્ભરત્નાય નમઃ'-'વીર્યાર્જુન માહિષ્મતીનાથં સહસ્રબાહુ સહસ્રક્રતુદીક્ષિતહસ્તં, અનસૂયાના ગર્ભથી ઉત્પન્ન થયેલા રત્નરૂપ તેમ જ અત્રિના પુત્ર આત્રેય એવા દત્તાત્રેયને પ્રિય(કાર્તવીર્ય)-ને નમસ્કાર. હે કાર્તવીર્ય! આ દીપને ગ્રહણ કરો. અમુકં (નામ બોલવું) રક્ષ રક્ષ દુષ્ટાન્નાશય નાશય, પાતય પાતય, શત્રૂન્ જહિં જહિં.' આમ બોલીને 'ૐ કાર્તવીર્યાર્જુનાય નમઃ' આ નવાક્ષરમંત્રનો એક હજાર વાર જપ કરવો. આ પ્રમાણે દીપ પ્રદાન કરનારો સર્વ ઇષ્ટ વસ્તુને પ્રાપ્ત કરે છે. દીપક પ્રકટાવતી વખતે આ મંગલ વાણી બોલવી નહીં. તે સમયે વિપ્રનાં દર્શન થાય તો કલ્યાણકારી મનાય છે. શૂદ્ર દેખાય તો તેનું ફળ મધ્યમ સમજવું. મ્લેચ્છ તે સમયે જોવામાં આવે તો વધ અથવા બંધન પ્રાપ્ત થાય. ઉંદર અને બિલાડી દેખાય તો ઘણું ખરાબ હોવાનું જાણવું અને ગાય તથા ઘોડો દીપ પ્રકટાવતી વખતે જોવામાં આવે તો સુખ પ્રાપ્ત થાય છે. દીપશિખા સીધી અર્થાત્ સમ રહેતી હોય તો કાર્ય સિદ્ધ થાય અને વક્ર રહે તો વિનાશકારી સમજવી. દીપજ્વાલા જો શબ્દ ઉત્પન્ન કરતી હોય તો તે સાધક માટે ભયકારક હોય છે; જ્યોતિ ઉજ્જ્વળ હોય તો સુખ આપનારી સમજવી. કૃષ્ણવર્ણી જ્યોતિ શત્રુ તરફથી ભય પેદા થવાનું સૂચવે છે, વમન કરતી હોય અર્થાત્ વાટમાંથી ઘી નીતરીને બહાર પડતું જણાય તો પશુનો નાશ થાય છે. દીવો પ્રકટાવ્યા પછી દૈવયોગથી જો પાત્ર ભાંગેલું દેખાય તો તે પછી પખવાડિયામાં યજમાન યમના ધામમાં જાય છે, મૃત્યુ પામે છે. જો દીપકમાં બીજી વાટ કરવામાં આવે તો કાર્ય સિદ્ધ થવામાં વિલંબ થાય છે. જો બીજો દીવો કરવાની આવશ્યકતા જણાય તો સાધક

નેત્રહીન (અંધ) થાય છે. અપવિત્ર અવસ્થામાં દીવાને સ્પર્શ કરવામાં આવે તો વ્યાધિ ઉત્પન્ન થાય છે; દીપક નાશ પામે તો ચોરથી ભય થવાનું સૂચિત થાય છે. કૂતરું, બિલાડું કે ઉંદરનો દીવાને સ્પર્શ થાય તો રાજા તરફથી ભય થાય છે. પ્રારંભથી જ જો બત્રીસ તોલા ઘી પૂરીને દીપક પ્રકટાવવામાં આવે તો સર્વ ઇષ્ટ પદાર્થની પ્રાપ્તિ થાય છે. કોઈ પણ પ્રકારના વિઘ્નથી યત્નપૂર્વક દીપકનું રક્ષણ કરવું. અનુષ્ઠાન પૂરું થતાં સુધી બ્રહ્મચર્ય પાલન કરવા સાથે ભૂમિ ઉપર શયન કરવું.

સ્ત્રી, શૂદ્ર અને પતિત માણસો સાથે બોલવું પણ નહીં, 'ૐ કાર્તવીર્યાર્જુનાય નમઃ' આ નવાક્ષર મંત્રનો એક હજાર વાર જપ કરવો. પ્રતિદિન અને તેમાંય ખાસ કરીને મધ્ય રાત્રિએ સ્તુતિપાઠ કરવો. જે દીપક આગળ એક પગ પર ઊભો રહીને (ઓગણીસ અક્ષરનો) મુખ્ય મંત્રોનો જપ રાત્રે એક હજાર વાર કરે છે તે શીઘ્ર ઇષ્ટ ફળને પામે છે, શુભ દિવસે અનુષ્ઠાન પૂર્ણ કરીને શ્રેષ્ઠ બ્રાહ્મણોને જમાડવા. કુંભના જળનો સાધક ઉપર અભિષેક કરવો અને મંત્રનો જપ કરવો. બ્રાહ્મણોને સંતોષકારક, પુષ્કળ દક્ષિણા આપવી. આચાર્ય સંતોષ પામવાથી કૃતવીર્યના પુત્ર સહસ્રાર્જુન કાતવીર્ય ઇષ્ટ ફળ આપે છે. આચાર્યની આજ્ઞાથી પોતે દીપ પ્રદાન કરવું અથવા તો તેમની પાસે કરાવવું. હે નારદ! દીપદાન માટે તેમને ધનાદિક આપવું. ગુરુ અથવા આચાર્યની આજ્ઞાની અવગણના કરીને જે પોતાની ઇષ્ટસિદ્ધિ માટે દીપદાન કરે છે તેને સિદ્ધિ પ્રાપ્ત થતી નથી; પરંતુ પ્રત્યેક પગલે હાનિ જ થાય છે, દીપક માટે ગાયનું ઘી ઉત્તમ હોવાનું કહેવામાં આવ્યું છે; ભેંસનું મધ્યમ મનાયું છે, તલનું તેલ પણ ભેંસના ઘી જેવું જ મધ્યમ કહ્યું છે, જ્યારે ઘેટાંબકરાં વગેરેનું ઘી કનિષ્ઠ ગણ્યું છે. મુખરોગની શાંતિ તથા તેના નિવારણ માટે સુગંધ તેલનું દીપદાન કરવું. કાર્તવીર્યને દીપ પ્રિય છે, સૂર્યને નમસ્કાર પ્રિય છે. મહાવિષ્ણુને સ્તુતિ પ્રાર્થના પ્રિય છે. ગણેશને તર્પણ પ્રિય છે. દુર્ગાને પૂજન પ્રિય છે, જ્યારે શિવને તો અભિષેક જ પ્રિય છે, તેથી તેમના સંતોષ માટે તે તે ક્રિયા આદરપૂર્વક કરવી. ૧–૧૧૬

दुर्गार्चनप्रिया नूनमभिषेकप्रियः शिवः।
तस्मात्तेषां प्रतोषाय विदध्यात्तत्तदादरात् ॥ ११६ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'કાર્તવીર્યમાહાત્મ્ય મંત્રદીપકથન' નામનો ૭૬મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૭૭: કાર્તવીર્યકવચકથન

नारद उवाच।
साधु साधु महाप्राज्ञ सर्वतंत्रविशारद।
त्वया मह्यं समाख्यातं विधानं तंत्रगोपितम् ॥ १ ॥

નારદ બોલ્યા: હે મહાબુદ્ધિમાન! આપ સર્વ વિદ્યાઓમાં નિપુણ છો. શાસ્ત્રોમાં સુરક્ષિત મંત્રોનું વિધાન આપે મને સારી રીતે કહી સંભળાવ્યું તે ઘણું સારું કર્યું. હે કૃપાના સાગર! હે મહાભાગ! હવે હું કાર્તવીર્ય અને હનુમાનનાં કવચ સાંભળવા ઇચ્છું છું તે મને કહો.

સનત્કુમાર બોલ્યા: હે વિપ્રેન્દ્ર! કાર્તવીર્યનું અતિઅદ્‌ભુત કવચ હું કહું છું, તે સાંભળો; જેનાથી એ પ્રસન્ન થાય છે અને કાર્યની સિદ્ધિ કરનાર થાય છે. હજારો સૂર્યોના પ્રકાશ જેવા વિવિધ પ્રકારનાં રત્નોની પ્રભાથી દીપ્તિમાન, ધ્વજપતાકાથી સંપન્ન; દસ હજાર ઘોડાઓથી સુશોભિત; આકાશમાં મહાસંવર્તક નામના ઘોર ગર્જના કરનારા મેઘે મહાછત્ર ધરી રાખેલ હોવાથી જાણે ચંદરવો પાથર્યો હોય તેવા માર્ગમાંના અનેક દિવ્ય આયુધોથી શોભતા એવા

શ્રેષ્ઠ વિશાળ રથમાં બેઠેલા, હજાર હાથવાળા; ડાબા હાથોમાં ધનુષ અને જમણા હાથોમાં બાણોને ધારણ કરનારા; કિરીટ, હાર, મુકુટ, કેયૂર, વલય, અંગદ (બાજુબંધ), મુદ્રિકા (વીંટી), ઉદરબંધ, કંદોરો, નૂપુર વગેરે આભૂષણોથી વિભૂષિત; કવચ ધારણ કરેલા, વીર, પ્રસન્ન મુખકમળવાળા, ધનુષની પ્રત્યંચાના ટંકારથી ત્રણેય જગતને ધ્રુજાવનારા, સર્વ શત્રુઓનો ક્ષય કરનારા, સકળ વ્યાધિઓનો વિનાશ કરનારા, સર્વ સંપત્તિઓ આપનારા, વિજયશ્રીથી સેવાયેલા, સર્વ પ્રકારના સૌભાગ્યને આપનારા; કલ્યાણકારક ભક્તોને અભય આપનારા; દિવ્યમાળા અને પરિમલ દ્રવ્યોથી યુક્ત; સર્વ લક્ષણસંપન્ન; રથ, હાથી, ઘોડા, પાયદળ અને એવી ચતુરંગ સેનાની મધ્યમાં ગમન કરનારા ઈશ્વરસ્વરૂપ ઉદાર, ચક્રવર્તી, સર્વ લોકોના એકમાત્ર પાલક, હજારો સૂર્ય એક સાથે ઉદિત થવાથી ઉત્પન્ન થતી કાંતિના જેવા કાંતિવાળા અર્થાત્ મહાતેજસ્વી. ઉત્કૃષ્ટ યોગના લીધે ઉદ્ભવ પામેલા ઐશ્વર્ય અને કાંતિથી ત્રણે જગતને આક્રાંત કરેલા અને આ ભૂતલ ઉપર હરિના અંશરૂપે અવતીર્ણ થયેલા શ્રીમાન (સુદર્શન) ચક્રનું કાર્તવીર્યના આત્માદિ ભેદથી સારી પેઠે ધ્યાન કરીને કવચરૂપ રક્ષાનો પાઠ કરવો. એની હૃદયાદિક સ્ફટિકના જેવી ઉજ્જવળ પાંચ અંગમૂર્તિઓ સર્વ બાજુથી અગ્નિ, ઈશાન, નૈર્ઋત્ય અને વાયવ્ય કોણોમાં મારી રક્ષા કરો. તેમના હાથમાં શંખ, ઢાલ અને ચળકતી તલવારો છે. તેમના બળને કોઈ ખાળી શકે તેમ નથી; તેઓ ઐશ્વર્ય, શક્તિ અને સામર્થ્યરૂપ છે. ધનુષ અને બાણના આયુધવાળા, ચોર જાતિનું નિકંદન કરનારા ક્ષેમકરી શક્તિ સાથે પૂર્વ દિશામાં મારું રક્ષણ કરો. શર અને ચાપ (બાણ અને ધનુષ)ને ધારણ કરનારા શ્રીમાન (લક્ષ્મીથી સંપન્ન), મહામારીના ભયનો નાશ કરનારા શ્રીકરી શક્તિ સહિત દક્ષિણ દિશામાં મારું રક્ષણ કરો. મહાવશ્યકરી શક્તિથી યુક્ત, સર્વ શત્રુઓનો વિનાશ કરનાર, મોટા ધનુષ અને બાણને ધારણ કરનારા પશ્ચિમ દિશામાં મારું રક્ષણ કરો. દૈત્યોના સમૂહનો વિનાશ કરનારા, યશકરી શક્તિથી યુક્ત થઈને ચૈત્રભાનવી (અગ્નિ) વિદિશામાં સર્વ બાજુએથી સારી પેઠે મારું રક્ષણ કરો. અત્યંત દારુણ દુઃખોનો નાશ કરનારા, વિદ્યાકરી શક્તિ સાથે હાથમાં ધનુષ ધારણ કરીને ઈશ્વરસ્વરૂપ ભગવાન નૈર્ઋતી વિદિશાં મારું રક્ષણ કરો, ધનકરી શક્તિથી યુક્ત થઈને, ભયંકર પાપોનો નાશ કરનારા ધનુષબાણ ધારણ કરીને વાયવી વિદિશામાં મારું રક્ષણ કરો. આયુઃકરીથી યુક્ત, શ્રીમાન, મહાભયનો વિનાશ કરનારા ધનુષ તથા બાણને ધારણ કરનારા પ્રભુ શૈવી (ઈશાન) વિદિશામાં મારું રક્ષણ કરો. વિજયશ્રીથી યુક્ત સાક્ષાત્ સહસ્રારધર (સુદર્શનચક્રને ધારણ કરનારા) સર્વ દુષ્ટ પ્રાણીઓને ભય ઉપજાવનારા વિભુ ઊર્ધ્વ દિશામાં મારું રક્ષણ કરો. અતિ મહાન શક્તિથી યુક્ત, શંખને ધારણ કરનારા, દુઃખરૂપ અંધકારનો સારી પેઠે નાશ કરવામાં ભાસ્કરસ્વરૂપ ભગવાન અધરા દિશામાં મારું રક્ષણ કરો. મહાયોગથી યુક્ત, સર્વ દિશાચક્રના સમૂહરૂપ, મહાયોગીશ્વર પદ્મને ધારણ કરનારા ભગવાન સર્વ બાજુથી મારું રક્ષણ કરો. આ મૂર્તિઓ રક્તવર્ણની છે, રક્તમાળા અને રક્તવસ્ત્રથી આવૃત છે, પ્રધાન દેવતારૂપ છે અને પૃથક્ શ્રેષ્ઠ રથમાં સ્થિત છે. શક્તિઓના હાથોમાં કમળ ધારણ કરેલાં છે; નીલ કમળ સમાન તેમની કાંતિ છે; ધવલ માળા, શ્વેત વસ્ત્રો અને ઉજ્જવળ તિલકથી સુશોભિત છે, પોતપોતાની દિશામાં રહેલા, પોતપોતાનાં વાહન અને આયુધોથી વિભૂ-

ષિત, તેમના મહા બળવાન ઇંદ્ર આદિ પ્રધાન પાર્ષદો મારી રક્ષા કરો. આ તેમના સર્વ આવરણ દેવતાઓ કહેવામાં આવ્યા, તેઓ સર્વ શક્તિઓથી યુક્ત છે. તેઓ સર્વ બાજુએથી સદા મારી રક્ષા કરો. તેજરૂપે રહેલાં કલ્પવૃક્ષો હૃદય, ઉદર, નાભિ, જઠર, ગુહ્યપ્રદેશની રક્ષા કરો. મંત્રરૂપે વપરાયેલા અત્યંત ઉજ્જવળ મહાવર્ણો—અક્ષરો વ્યાપકરૂપથી પગના તળિયાથી લઈને મસ્તક સુધી બાકી રહેલી અન્ય દિશાઓમાં અમારી રક્ષા કરો. કાર્તવીર્ય મારા માથાની રક્ષા કરો, હૈહયેશ્વર લલાટ(કપાળ)ની, સુમુખ મારા મુખની, ત્રણે જગતમાં વ્યાપીને રહેલા ભગવાન મારા બન્ને કાનની રક્ષા કરો. સુકુમાર જડબાંની રક્ષા કરો; ધનુષને ધારણ કરનારા મારા બે ભવાંની રક્ષા કરો. પુંડરીકાક્ષ આંખોની રક્ષા કરો; ગુણાકર મારા નાકનું રક્ષણ કરો. બ્રહ્મજ્ઞેય સદા મારા અધરોષ્ઠની રક્ષા કરો. સર્વજ્ઞ મારા દ્વિજ(દાંતો)ની રક્ષા કરો. સર્વ શાસ્ત્રકલાધારી જીભની રક્ષા કરો. અવ્યય હડપચીની રક્ષા કરો. દત્તાત્રેય પ્રિય મારા કંઠની રક્ષા કરો, રાજકુલેશ્વર ખભાની રક્ષા કરો, દશાસ્યદર્પઘ્ન (રાવણના ગર્વને હણનાર) મારી બે ભુજાઓનું રક્ષણ કરો; મહાબલ મારા હૃદયની રક્ષા કરો, વિદ્વાન્ મારી કુક્ષિની રક્ષા કરો, પરપુરંજય મારા વક્ષઃસ્થળનું રક્ષણ કરો. સર્વાર્થદ—સર્વ સંપત્તિને આપનારા મારા બે હાથની રક્ષા કરો, જગત્પ્રિય કરના અગ્રભાગની રક્ષા કરો, રેવામ્બુલીલાસંકલ્પ (નર્મદાનાં નીરમાં લીલા કરવાથી અભિમાની થયેલા કાર્તવીર્ય) સર્વ બાજુથી મારા જઠરની રક્ષા કરો; વીર અને શૂર મારી નાભિની રક્ષા કરો; સર્વ દુષ્ટોને હણનાર સર્વદુષ્ટહા મારાં પડખાંની રક્ષા કરો. સહસ્રભુજા ધારણ કરનાર મારી પીઠની રક્ષા કરો. સાત દ્વીપના અધિપતિ—સપ્તદ્વીપાધીપ મારી કેડની રક્ષા કરો, મહિષ્મતીનાથ સાથળોની રક્ષા કરો. પૃથ્વીવલ્લભ મારાં ઢીંચણોનું રક્ષણ કરો. વીરાધીપ મારી જંઘાઓ(ઢીંચણથી પગની ઘૂંટી સુધીનો ભાગ)નું રક્ષણ કરો. મનોજવ પગોનું રક્ષણ કરો. સર્વ આયુધોને ધારણ કરનારા મારાં સર્વ અંગ અને સર્વ મર્મસ્થાનોનું રક્ષણ કરો. સર્વદુષ્ટાન્તક (બધા દુષ્ટજનો માટે કાળરૂપ) આઠ ધાતુવાળા કલેવરની રક્ષા કરો. સર્વ શિષ્ટ એવી ઇષ્ટ વસ્તુઓને આપનાર પ્રાણાદિ સહિત દશ ઇંદ્રિયો અને મારા જીવની રક્ષા કરો. ઇંદ્રિયસમૂહને જેણે વશ કરેલ છે એવા વશીકૃતેંદ્રિયગ્રામ મારી સર્વ ઇંદ્રિયોની રક્ષા કરો. શરીરની અંદર અને બહારનું ન કહેવામાં આવેલું એવું જે કોઈ પણ સ્થાન હોય તે સર્વનું સર્વ લોકોના નાથના ઈશ્વરના પણ ઈશ્વર રક્ષણ કરો. વજ્રના સારરૂપ કવચથી આવૃત થયેલું આ શરીર સેંકડો જાતનાં દુઃખ અને ભયથી મુક્ત થાઓ. હૈહેયરાજનું આ દિવ્ય અને અભેદ્ય કવચ ધારણ કરીને હું નિર્ભય અંતઃકરણથી રાતદિન ફરું છું. રાજમાર્ગમાં, મહાદુર્ગ એવા કઠિન માર્ગમાં કે જે ચોર વગેરેથી વ્યાપ્ત હોય, ભયંકર અરણ્યમાં, ઘોર દાવાગ્નિમાં, પર્વતની કંદરામાં, સંગ્રામમાં, શસ્ત્રોના સમૂહની વચ્ચે, સિંહ અને વાઘ રહેતા હોય તેવી સાંકડી ગુફામાં, સંધ્યાકાળમાં, રાજદરબારમાં, વિવાદ વખતે, સમુદ્રમાં, નદીના તટ પર ભયંકર અને મોટા વમળમાં સપડાતાં, ઠગ અને લૂંટારા તથા બહારવટિયા અને હલકા માણસોથી વ્યાપ્ત પ્રદેશમાં, સર્વસ્વ હરણ થવાના પ્રસંગે, પ્રાણ ઉપર સંકટ આવી પડે ત્યારે, વિવિધ પ્રકારના રોગ અને જ્વર ચડી આવે તે વખતે, પિશાચ અને પ્રેત દુઃખ આપતા હોય ત્યારે, કોગળિયું કે મહામારી ફેલાયેલ હોય

તે સમયે, ખરાબ સ્વપ્નાંઓથી થતી પીડા વખતે, કોઈએ ભયંકર વિશ્વાસઘાત કર્યો હોય ત્યારે, શારીરિક તથા માનસિક મહાદુઃખ થાય ત્યારે મહાજ્વરનો આવેશ થતાં, આધિ-વ્યાધિ (માનસિક અને શારીરિક વ્યથા) સમયે; ચોરી-લૂંટફાટ આગ અને વિપ્લવ સમયે આ કવચ ધારણ કરેલા એવા મને કોઈ પણ પ્રકારનો ભય ક્યારેય થાય નહીં. અમારું ધન હરણ કરી જવાની ઇચ્છા ધરાવનારાઓને સર્વને મહારથી એવા કાર્તવીર્ય હજાર ભુજાઓથી નિવારી તેમનો સંહાર કરે. પોતાના હાથમાં ભયંકર હજારો પાશ ધરાવનારાઓને કૃતવીર્યના પુત્ર કાર્તવીર્ય ગતિ અને સામર્થ્યરહિત કરી નાખી તેમનું નિવારણ કરે. રાજાઓમાં ચૂડામણિરૂપ એવા કાર્તવીર્ય અમારા વિરોધીઓને હજારો અંકુશોથી ભેદી નાખે અને હજારો બાણોથી શીઘ્ર ખંડિત કરી નાખે; કમળ જેવાં નેત્રવાળા કમલેક્ષણ હજારો ખડ્ગોથી ચોર વગેરે દુષ્ટ પ્રાણીઓના સમૂહને કાપી નાખે. હજારો મુસલોથી તેમને મારી નાખે, સુદર્શનચક્રરૂપ હરિના અવતારપુરુષ હજાર હાથવાળા કાર્તવીર્ય તેમના શંખના નાદથી ભય પામેલા મારા આપ્તજનોનું રક્ષણ કરો. હે મહાપરાક્રમી કાર્તવીર્ય! તમે સર્વ દુષ્ટોનો વિનાશ કરનારા છો, તેથી સર્વત્ર દુષ્ટ ચોરોનો સર્વદા નાશ કરો! નાશ કરો! હે દુષ્ટોનો નાશ કરનાર! તું શું ઊંઘે છે? બેસી શાથી રહ્યો છે? મોડું શા માટે કરે છે? ઊભો થઈ જા! અમને તારા પુત્રોની પેઠે સર્વ પ્રકારના ભયમાંથી બચાવ-અમારું રક્ષણ કર. ધન હરણ કરી જનારા ચોરો, અમારા શત્રુઓ, હિંસા કરનારાઓ, સારા માણસોને ભય ઉપજાવનારાઓ, દુષ્ટો, ઠગો, દુષ્ટ આશયવાળાઓ, દુષ્ટ હૃદયવાળાઓ, દુષ્ટ રાજાઓ, દુષ્ટ પ્રધાનો, પાપીઓ, કૃતઘ્ન, નીચ માણસો, બહારવટિયાઓ, સર્વસ્વ હરણ કરી લેનારાઓ, છળકપટ કરનારાઓ, મહાદુઃખ આપનારાઓ, મ્લેચ્છો, દસ્યુઓ, અધર્મીઓ, આગ લગાડનારાઓ, ઝેર આપનારાઓ, ધુતારાઓ, પાખંડીઓ, હથિયાર ધારણ કરનારા મારાઓ, પાપાત્માઓ, ભૂડાં કામ કરનારાઓ, દુઃખ આપનારાઓ, દુષ્ટ બુદ્ધિવાળાઓ, લુચ્ચાઓ, કુમાર્ગે જવામાં આસક્તિ ધરાવનારાઓ, અનેક પ્રકારનો ભય આપનારાઓ, છિદ્ર ગોતવામાં રસ લેનારાઓ અને જેઓ અમને પીડા આપવા માટે તૈયાર થયેલા હોય તે બધા કાર્તવીર્યના મહાશંખના ધ્વનિથી વ્યથિત થઈ, ભ્રમિત થઈને દૂરથી જ તરત નાશ પામો.

દાનવો, મહાદૈત્યો, યક્ષો, રાક્ષસો, પિશાચો, પ્રેતો, ભૂતો, બ્રહ્મરાક્ષસો, અપસ્માર-વાઈનો રોગ કરનારા ગ્રહો, માનવભક્ષીઓ, મૃગનું માંસ ખાનારાઓ, વેતાલો, ગુહ્યકો, ગંધર્વો, અપ્સરાઓ, સિદ્ધો, દેવ-આદિ યોનિઓ, ડાકિનીઓ, ક્ષેત્રપાલો, વિઘ્નો. મહાવ્યાઘ્ર, મહામેઘ, મોટા ઘોડાનાં રૂપવાળાઓ, મહાગજ, મહાસિંહ, મોટા પાડાઓના રૂપને ધારણ કરનારાઓ, રીંછ, વારાહ, કૂતરો, વાંદરો અને ઘૂવડના જેવા આકારવાળાઓ, મોટાં ઊંટ, ગધેડાં, બિલાડાં, સર્પ, ગાય અને બળદનાં જેવાં મસ્તકવાળાં, વિવિધ પ્રકારનાં રૂપવાળાં, મહાબળવાન પ્રાણીઓ, નાના પ્રકારનાં હજારો ક્લેશ આપનારા, અનેક જાતના નાના મોટા વાત-પિત્ત અને કફના તેમ જ સાન્નિપાતિક ભયંકર રોગો કરનારા, શિવ, વિષ્ણુ, તથા વિરંચિના પ્રભાવવાળા મહાગ્રહો કે જેઓ સ્કંદ અને વિનાયકના પ્રભાવથી પણ યુક્ત હોય છે એવા પ્રમથ અને ગુહ્યક ક્રૂર ગ્રહો; ભયંકર એવા મહા શત્રુગ્રહો; મહામાસ; મસૂરિકા; પ્રતિદિન આવતા, બે દિવસે આવતા, ત્રણ દિવસે આવતા મહાજ્વરો; ચાર દિવસે

આવતા ચાતુર્થિક, પખવાડિયે આવતા પાક્ષિક, પ્રતિ મહિને આવતા, છ મહિને અને વર્ષે-વર્ષે આવતા અને ન મટનારા પરમ દારુણ જ્વરો; સ્વપ્ન સાથે સંબંધ ધરાવતા મહા ઉત્પાતકારી તેમ જ દુઃસ્વપ્ન આપનારા કૂષ્માણ્ડ, જિંભિક ભૌમ, દ્રોણ, સાન્નિધ્યવંચક અને ભ્રમિક આદિ ગ્રહો તેમ જ પ્રાણોનું હરણ કરનારા બાલગ્રહો વગેરે; મન, બુદ્ધિ, અને ઇંદ્રિયોનું હરણ કરનારા, ગડ-ગુમડ ઉત્પન્ન કરનારા મહાગ્રહો, ખૂબ ખાનારા, બલિનું ભક્ષણ કરનારા, મડદાંઓનું ભોજન કરનારા, દિવસે ફરનારા દિવાચરો, રાત્રિએ ફરનારા રાત્રિચરો, સંધ્યા સમયે વિચરનારા, પ્રમત્તા અથવા અપ્રમત્તા જે ભયંકર મહાગ્રહો મને પીડા આપવા માટે તૈયાર થયેલા હોય તે બધા કાર્તવીર્યના ધનુષમાંથી છૂટેલાં બાણોથી હણાઈને; પ્રભાવ, બલ અને ઉદ્યમથી ભગ્ન થઈને નાશ પામો. સર્પો, મહાનાગો, મહાન પર્વતોના દરમાં રહેનારા ભયંકર દાઢવાળા કાળસર્પો, મોટા મોટા અજગરો; અનંત, શૂલિક આદિ મહાભય ઉપજાવનારા દંષ્ટ્રાવિષ સર્પો; સેંકડો માથાંવાળા, ખંડિત પૂંછડીવાળા ભયંકર સર્પો, ઝેરી જળો, રાતી પૂંછડીવાળા વીંછીઓ, આશીવિષ, કાલકૂટ અને મહાહાલાહલ સંજ્ઞાથી ઓળખાતા સર્પો; જલસર્પો, મગર, કાચબા, માછલાંઓ, પૂંછડીમાં વિષ ધરાવનારાં અન્ય જલચર પ્રાણીઓ; જળમાં તેમ જ સ્થળમાં ઉત્પન્ન થયેલા કૃત્રિમ મહાવિષધારી પ્રાણીઓ; ગુપ્તરૂપવાળા, ગુપ્તવિષવાળા મૂષકો, ગરોળીઓ અનેક પ્રકારના મહાઉપવિષ સંજ્ઞાવાળાં ભયંકર વિષ કે જે અમારાં શરીર અને પ્રાણોના નાશક છે અને જે અમને પીડા આપવા ઇચ્છતા હોય તે બધા કાર્તવીર્યના હજારો ખડ્ગથી કપાઈ જઈને દૂરથી જ વિનાશ પામે.

માણસો, પશુઓ, રીંછ, વાંદરાઓ, વનચરો (શિકારીઓ); સિંહ, વાઘ, વરાહ, પાડાઓ, ગેંડાઓ, હાથીઓ, ઘોડાઓ, ગવય-આખલાઓ-ગોધાઓ, ગધેડાંઓ, શરભ-આઠ પગવાળું સિંહ કરતાં પણ બળવાન પ્રાણી; વરુઓ, જંગલી કૂતરાંઓ, જંગલી હાથીઓ, જંગલી બિલાડાંઓ; દરમાં રહેનારાં શિયાળ તથા સસલાં આદિ પ્રાણીઓ; શ્યેન (બાજપક્ષી-શકરો,) ગરુડ, સમડી, ભેરુંડ, કાગડા, ગીધ અને હંસ વગેરે પક્ષીઓ, ઉદ્ભિજ, અંડજ, સ્વેદજ અને જરાયુજ એવાં અનેક પ્રકારનાં પ્રાણીઓ જે અમને દિવસે, સંધ્યાસમયે અથવા રાત્રે પીડા આપવા ઇચ્છતાં હોય તે બધાં કાર્તવીર્યની હજાર ગદાઓથી ચૂર્ણ થઈ જઈ, ગતિ અને પરાક્રમથી રહિત થઈને દૂરથી જ નાશ પામે. અમારું અમંગલ કરનારા, મારણ, ઉત્સાદન (વિનાશ) કરનારા, ઉન્મૂલ (નખોદ કાઢનારા), દ્વેષ કરનારા, અમારામાં બુદ્ધિભ્રમ ઉપજાવનારા તથા અમારી સાથે છલકપટ કરનારા, વિશ્વાસઘાત કરનારા, સ્વામીનો દ્રોહ કરનારા, આતતાયીઓ, દુષ્ટો; પાપીઓ, દાસ-દાસી આદિ સેવક વર્ગને હરી જનારાઓ, આગ લગાડનારા, આક્રમણ કરી વ્યથા પહોંચાડનારા, વિષ આપનારા, શસ્ત્ર-હથિયારથી ઇજા કરનાર, જર અને જમીન હરી લેનારા, બંધનમાં નાખવાનો ભય ઉપજાવનારા; દુર્ભિક્ષ ઉત્પન્ન થવા માટેનાં કારણો છ છે તેથી ઇતિઓ (અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, તીડ, ઉંદર, પોપટ વગેરે પક્ષીઓ અને પરદેશોનું આક્રમણ)* વિવિધ આકારની બીજી દુષ્ટ જાતિઓ, હમેશાં પીડા આપનારા, દોષ જોવા ઇચ્છનારાઓ તથા તેના આધારે કષ્ટ આપવા ઇચ્છતા હોય તે બધા બળ અને સાહસથી નષ્ટ થઈને

* अतिवृष्टिरनावृष्टिः शलभा मूषकाः शुकाः।
प्रत्यासन्नाश्च राजानः षडेता ईतयः स्मृताः॥

કાર્તવીર્યનાં હજારો ચક્રોથી કપાઈને દૂરથી વિનાશ પામે. મેઘ, મહાવર્ષા, વાયુઓ, ઇંદ્રનાં અત્યંત તેજસ્વી આયુધો, ભયંકર ઝંઝાવાત, ઉલ્કાપાત, સૂર્ય, ચંદ્ર, મંગલ, બુધ, ગુરુ, શુક્ર, શનૈશ્ચર, રાહુ અને કેતુ આ નવ ગ્રહો, ઘોર નક્ષત્રો તથા રાશિઓ, તિથિઓ, સંક્રાંતિઓ, મહિનાઓ, સંવત્સરો, યુગનાયકો, મન્વંતરના અધિપતિઓ, સિદ્ધો, ઋષિઓ, યોગસિદ્ધિઓ, નિધિઓ; ઋક્, યજુઃ, સામ, અથર્વાણ, વહ્નિઓ, ઋતુઓ, લોકપાલો, પિતરો, દેવસમૂહો, ત્રણે ભુવનમાંની ચોસઠ વિદ્યાઓ તથા બીજાં અહીં કહેવામાં આવેલાં અથવા ન કહેવાયેલાં સદા સર્વકાળમાં અમિત તેજવાળા યોગીંદ્ર કાર્તવીર્યની આજ્ઞાથી અમારા માટે સૌમ્ય અને સુખ આપનારાં થાય.

કાર્તવીર્ય, અર્જુન, ધન્વી, રાજેન્દ્ર, હૈહયેશ્વર, દશાસ્ય, દર્પહા, રેવાલી લાદપ્ત, સુદુર્જય, દુઃખહા, ચૌરદમન, રાજરાજેશ્વર, પ્રભુ, સર્વજ્ઞ, સર્વદ, શ્રીમાન, સર્વશિષ્ટ, ઇષ્ટદ, કૃતી, રાજચૂડામણિ, યોગી, સપ્તદ્વીપઅધિનાયક, વિજયી, વિશ્વજિત, વાગ્મી, મહાગતિ, અલોલુપ, યજ્વા, વિપ્રપ્રિય, વિદ્વાન, બ્રહ્મજ્ઞેય, સનાતન, માહિષ્મતીપતિ, યોધા, મહાકીર્તિ, મહાભુજ, સુકુમાર, મહાવીર, મારીઘ્ન, મદિરેક્ષણ, શત્રુઘ્ન, શાશ્વત, શૂર, શંખભૃત્, યોગિવલ્લભ, મહાભાગવત, ધીમાન, મહાભયવિનાશન, અસાધ્ય, અવિગ્રહ, દિવ્ય, ભાવ, વ્યાપ્તજગત્ત્રય, જિતેન્દ્રિય, જિતારાતિ, સ્વચ્છંદ, અનંત, વિક્રમ, ચક્રભૃત, પરચક્રઘ્ન, સંગ્રામવિધિપૂજિત, સર્વશાસ્ત્રકલાધારી, વિરજ, લોકવંદિત, ત્રીર, વિમલસત્ત્વાઢ્ય, મહાબલ, પરાક્રમ, વિજયશ્રી, મહામાન્ય, જિતારિ, મંત્રનાયક, ખડ્ગભૃત્, કામદ, કાન્ત, કાલઘ્ન, કમલેક્ષણ, ભદ્રવાદ, પ્રિય, વૈદ્ય, વિબુધ, વરદ, વશી, મહાધન, નિધિપતિ, મહાયોગી, ગુરુપ્રિય, યોગાઢ્ય, સર્વરોગઘ્ન, રાજિતાખિલભૂતલ, દિવ્યાસ્ત્રભૃત્, અમેયાત્મા, સર્વગોપ્તા, મહોજ્જ્વલ, સર્વાયુધધર, અભીષ્ટપ્રદ, પરપુરંજય, યોગસિદ્ધ, મહાકાય, મહાવૃંદશતાધિપ, સર્વજ્ઞાનનિધિ, સર્વસિદ્ધિદાનકૃતોદ્યમ. આ એકસોઆઠ નામવાળી કહેલી મૂર્તિઓ દશે દિશાઓના માર્ગમાં સારી પેઠે વ્યાપ્ત થઈને સદા મારી રક્ષા કરો. મારી સર્વ ઇંદ્રિયો સ્વસ્થ થાઓ. મને સદા શાંતિ પ્રાપ્ત થાઓ, અગ્નિ, નિર્ઋતિ, વાયુ, ઈશાનકોણમાં ગમન કરનારી પોતાના પરાક્રમથી જ દીપ્તિમાન શેષ આદિ આઠ મૂર્તિઓ સદા મારી રક્ષા કરે. મને ભરપૂર સુખ પ્રાપ્ત થાય, આરોગ્ય પ્રાપ્ત થાય; પરાજય કદી ન મળે; મારા દુઃખની હાનિ થાય; પ્રજાની વૃદ્ધિ થાય; મારા સુખનો ઉદય થાય, મારી ઇચ્છા પૂર્ણ થાય; મને વસ્તુલાભ અને આનંદ પ્રાપ્ત થાય, મારું કલ્યાણ થાય, મારું કષ્ટ દૂર થાય; મને નિરામપણું પ્રાપ્ત થાય; આલસ્ય દૂર થાય; મને પ્રિય વસ્તુ પ્રાપ્ત થાય; મૃત્યુની હાનિ થાય, બળની ઉન્નતિ થાય, ભયનું નિવારણ થાય; યશ, કાંતિ, વિદ્યા, ઋદ્ધિ, વિપુલસંપત્તિની મને પ્રાપ્તિ થાય. મારું દ્રવ્ય ક્યારેય નાશ ન પામે, નાશ પામેલું હોય તે ફરીથી પ્રાપ્ત થાય. દીર્ઘ આયુષ્ય અને મનને હર્ષ પ્રાપ્ત થાય; યૌવન તથા સૌંદર્ય અને ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થાય. હું ક્યારેય કોઈથી પરાજય ન પામું; મને મહાન સામર્થ્ય પ્રાપ્ત થાય. હૈહયરાજ કાર્તવીર્યના ગુણાનુવાદથી મારી સર્વ ઇચ્છાઓ પરિપૂર્ણ થાઓ. કાર્તવીર્યનું આ કવચ પુણ્યને વધારનારું છે; સર્વ પાપોનું શમન કરનારું છે, સર્વ ઉપદ્રવોનો નાશ કરનારું, સર્વપ્રકારની શાંતિ કરનારું ગુહ્ય છે અને સમસ્ત ભયોનો નાશ કરનારું છે. વિજય આપનારું છે તથા ધ્યેયને સિદ્ધ કરનારું છે, માણસો-

ને સર્વ પ્રકારની સંપત્તિ આપનારું છે; અને મંગળકારી છે, જે એને સાંભળે અથવા એનો પાઠ કરે તેની સર્વ કામનાઓ પૂર્ણ થાય છે. પોતાનું પશુધન ચોરાઈ ગયું છે, એવું જાણવામાં આવે ત્યારે પશ્ચિમ દિશામાં મોઢું રાખીને રાત્રે સાત વાર આ કવચનો પાઠ કરવો. સાત રાત્રિમાં ચોરાયેલું ધન મળી જાય છે, આમાં સંશય નથી. પૂર્વ દિશા ભણી મોઢું રાખીને સત્તાવીશ વાર આ કવચનો પાઠ કરવામાં આવે તો દેવ અને અસુરોની સેના જેવી શત્રુ-સેનાને પણ જીતી લેવાનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે. વાદવિવાદના સમયે, ભયંકર કલહ (કજિયો–કંકાસ) ઉપસ્થિત થાય ત્યારે જે માણસ આ કવચનો પાંચ વાર પાઠ કરે છે, તેનો વિજય થાય છે, ક્યારેય પરાજય થતો નથી. સર્વ રોગોની ભયંકર પીડા વખતે ત્રણ અથવા પાંચ વાર આનો પાઠ કરનારા માણસને રોગ, મૃત્યુ, વેતાલ, ભૂત, પ્રેતથી ક્યારેય કષ્ટ પ્રાપ્ત થતું નથી. બંધનમાંથી મુક્તિ મેળવવા માટે રાત્રે બાર વખત આ કવચ ભણવું અથવા આનો પાઠ કરવો, જેથી બેડીઓના બંધનમાં પડેલો ત્રણ દિવસમાં મુક્ત થાય, આમાં સંશય નથી. આ જ પ્રકારથી ગમે તેવા અઘરા કામમાં પણ શ્રેષ્ઠ મંત્રજ્ઞ એક અઠવાડિયામાં સિદ્ધિ પ્રાપ્ત કરી લે છે. યાત્રા સમયે (મુસાફરીમાં) આ કવચનો પાઠ કરીને માણસ માર્ગમાં પ્રયાણ કરે છે, તેને દુષ્ટ માણસોથી, ચોરોથી, વ્યાઘ્રાદિ હિંસક પશુઓથી અને લૂંટારા કે બહારવટિયાઓથી ભય પ્રાપ્ત થતો નથી. કવચનો પાઠ કરતા રહીને અંજલિમાં લીધેલા જળથી જે માણસ પોતાના શરીર પણ આસેચન (છંટકાવ) કરે છે તેને વિષના પ્રભાવથી ઉત્પન્ન થતા રોગો કે વિસ્ફોટક તથા અન્ય રોગો બાધા કરતા નથી, પીડતા નથી. કાર્તવીર્ય, ખલદ્વેષી, કૃતવીર્યસુત, બલી (બળવાન), સહસ્રબાહુ, શત્રુઘ્ન, રક્તવાસા (લાલ વસ્ત્ર ધારણ કરનાર), ધનુર્ધર (ધનુષને ધારણ કરનાર), રક્તમાલ્ય (લાલ માળા ધારણ કરનારા), સ્મર્તુરભીષ્ટદ (એનું સ્મરણ કરનારાને પ્રિય વસ્તુ આપનાર) વગેરે કાર્તવીર્યનાં આ બાર નામ ભણનારાને સંપત્તિ પ્રાપ્ત થાય છે અને માણસો સદા તેના વશમાં રહે છે.

હે વિપ્ર! શ્રીમાન ચંદ્રના અવતારરૂપ કાર્તવીર્યની જે સદા સેવા–પૂજા કરે છે, તેની મહાત્મા વિષ્ણુનું ચક્ર સદા રક્ષા કરે છે.

હે વિપ્ર! મેં આ કવચ મુનીશ્વર દત્તાત્રેય પાસેથી શ્રવણ કર્યું છે. સર્વ ઇષ્ટ વસ્તુઓને આપનાર આ કવચ મેં તમને કહી સંભળાવ્યું, તેને તમે ધારણ કરો. ૧–૧૩૭

मयैतत्कवचं विप्र दत्तात्रेयान्मुनीश्वरात् ।
श्रुतं तुभ्यं निगदितं धारयस्वाखिलेष्टदम् ॥१३७॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'કાર્તવીર્યકવચકથન' નામનો અધ્યાય ૭૭ મો સંપૂર્ણ

## અધ્યાય ૭૮ મો : હનુમાનકવચ

सनत्कुमार उवाच ।

कार्तवीर्यस्य कवचं कथितं ते मुनीश्वर ।
मोहविध्वंसनं जैत्रं मारुतेः कवचं शृणु ॥ १ ॥

હે મુનીશ્વર! કાર્તવીર્યનું કવચ તમને કહ્યું. હવે મોહનો–અજ્ઞાનનો નાશ કરનાર તથા વિજય અપાવનાર મારુતિનું કવચ સાંભળો. જે ધારણ કરવાથી ભૂત, પ્રેત અને શત્રુએ ઉત્પન્ન કરેલું દુઃખ અને અન્ય ઉપદ્રવો શીઘ્ર નાશ પામે છે. એક સમયે આનંદવનમાં આત્મતત્ત્વનું ચિંતન કરી રહેલા આનંદદાતા શ્રીરામને મળવા માટે હું ગયો હતો. દેવતાઓ તથા ઇંદ્ર વડે પૂજાયેલા રમાના નાથ રામને ત્યાં મેં પ્રણામ કર્યા અને તેમણે બતાવેલા આસન ઉપર તેમની પાસે હું બેઠો. પછી મેં તેમને રાવણનો વધ થતા સુધીનો સર્વ

વૃત્તાંત પૂછયો અને તેમણે પ્રેમપૂર્વક મને તે કહી સંભળાવ્યો અને અંતમાં ભગવાન મારુતિનું કવચ પણ મને આપ્યું. તે હું તમને કહું છું. તે તમારે ક્યાંય પણ કોઈને કહેવું નહિ.

હે નારદ ! ભક્તિ અને મુક્તિને આપનારું અંજનાસૂનુ–હનુમાનનું કવચ શ્રીરામે આ પ્રમાણે જણાવ્યું. પૂર્વ દિશામાં હનુમાન રક્ષણ કરો. પવનાત્મજ દક્ષિણમાં રક્ષા કરો. પશ્ચિમમાં (રાવણપુત્ર) અક્ષને મારનારા રક્ષણ કરો. ઉત્તરમાં સાગરને તરી જનારા મારું રક્ષણ કરો. કેસરીના પ્રિય પુત્ર કપિશ્રેષ્ઠ ઊર્ધ્વ દિશામાં મારું રક્ષણ કરો. વિષ્ણુભક્ત અધો દિશામાં મારી રક્ષા કરે. મધ્યમાં પાવનિ મારી રક્ષા કરે. લંકાનું દહન કરનારા સર્વ આપત્તિઓથી મારું રક્ષણ કરે. સુગ્રીવસચિવ મસ્તકની રક્ષા કરો. વાયુનંદન કપાલની રક્ષા કરો. મહાવીર નિરંતર મારાં ભવાંના મધ્યભાગનું રક્ષણ કરો. છાયાનું અપહરણ કરનાર નેત્રોની રક્ષા કરો. પ્લવગેશ્વર અમારા કપોલનું રક્ષણ કરો. શ્રીરામના કિંકર કાનના મૂળની રક્ષા કરો. અંજનાસૂનુ નાકના અગ્રભાગની રક્ષા કરો. હરીશ્વર મુખની રક્ષા કરો. દૈત્યોના અરિ કંઠની રક્ષા કરો. દેવતાઓના શત્રુઓને જીતનારા સુરારિજિત્ મારા બન્ને ખભાની રક્ષા કરો. મહાતેજ મારી ભુજાઓની રક્ષા કરો. ચરણાયુધ મારા હાથની રક્ષા કરો. નખો જેનાં આયુધ છે એવા નખાયુધ મારુતિ મારા નખની રક્ષા કરો. કપીશ્વર કુક્ષિની રક્ષા કરો. મુદ્રા(વીંટી)ને લઈ જનારા વક્ષઃસ્થળની રક્ષા કરો. ભુજાયુધ પાર્શ્વની રક્ષા કરો. લંકાને ઉજ્જડ કરનારા લંકાનિભર્જન નિરંતર મારા પૃષ્ઠ દેશની રક્ષા કરો. શ્રીરામભક્ત નાભિની રક્ષા કરો. અનિલ–વાયુથી ઉત્પન્ન થયેલા અનિલાત્મજ કેડની રક્ષા કરો. મહાપ્રાજ્ઞ ગુહ્યભાગની રક્ષા કરો. અતિથિપ્રિય સાથળોની રક્ષા કરો. લંકાના મહેલોને તોડી પાડનારા લંકાપ્રાસાદભંજન મારી જંઘાઓ અને ઢીંચણનું રક્ષણ કરો. મહાબલ મારી ઘૂંટીની રક્ષા કરો. અચલોદ્ધારક મારા બન્ને પગની રક્ષા કરો. સૂર્ય સમાન તેજસ્વી ભાસ્કરસન્નિભ મારાં અંગોની રક્ષા કરો–સત્ત્વાઢ્ય–સત્ તત્ત્વથી યુક્ત એવા હનુમાન સદા મારા પગની આંગળીઓની રક્ષા કરો. આત્મવાન રુંવાંટાંની રક્ષા કરો. સદાગતિ(પવન)સુત ત્રણે લોકમાં દિવસ તથા રાત્રે મારી રક્ષા કરો. ઊભેલા, ચાલતા, બેઠેલા, પીતા કે ખાતા કપિ મારી રક્ષા કરો. લોકોત્તર ગુણ ધરાવનારા, શ્રીમાન, ત્ર્યંબકસંભવ હનુમાન પ્રમત્ત–અપ્રમત્ત કે સૂતેલી અવસ્થામાં તથા ઊંડા જળમાં મારી રક્ષા કરો. સ્થલ (ભૂમિ) પર, અંતરિક્ષમાં, અગ્નિમાં, પર્વત પર, સાગરમાં, વૃક્ષ પર, સંગ્રામમાં, ઘોર સંકટ સમયે વિરાટરૂપ ધારણ કરનારા મારુતિ મારું રક્ષણ કરો. ડાકિની, શાકિની, મારી, કાલરાત્રિ, મરીચિકા, પિશાચ, ઉરગ અને રાક્ષસીઓથી વિભુ મારી રક્ષા કરો. દિવ્ય દેહધર-ધીમાન-સર્વસત્વ ભયંકર સાધકેન્દ્રાવન(શ્રેષ્ઠ સાધકનું રક્ષણ કરનાર) બધી બાજુએથી હમેશાં મારું રક્ષણ કરે. જે ભયંકરરૂપ જોઈને ભયાનક પ્રાણીઓ ભાગી જાય છે તે સર્વરૂપ સર્વજ્ઞ–સૃષ્ટિ અને સ્થિતિને કરનાર મારું રક્ષણ કરો. જે પોતે જ બ્રહ્મા છે, પોતે વિષ્ણુ છે, પોતે જ સાક્ષાત્ ઈશ્વરરૂપ મહાદેવ છે; સૂર્યમંડળમાં જનારા છે; શ્રી આપનાર છે તે ત્રણે કાળમાં મારું રક્ષણ કરો. જેનો શબ્દ સાંભળીને દૈત્યો, દાનવો, રાક્ષસો, દેવતાઓ, મનુષ્યો, પશુઓ અને પોતપોતાનાં કર્મ પ્રમાણે ગતિ પામનારાં સ્થાવર, જંગમ, પ્રાણીઓ ભય પામે છે તેમ જ ભયથી મુક્ત થાય છે તે મારું રક્ષણ કરો. પ્રત્યેક કલ્પમાં જેની અનેક પુણ્ય કથાઓ સાંભળ-

વામાં આવે છે, તે સદા રામમાં અનુરક્ત રહેલા હનુમાન સાધકશ્રેષ્ઠ મારું રક્ષણ કરો. વિશ્વકર્મા તેમ જ બ્રહ્મા વગેરેનું જે કંઈ અપર્યાપ્તપણે નિર્માણ થયેલું સૃજન કાર્ય છે, તે સર્વ નિર્મળ સૂર્યના પ્રકાશથી વ્યાપ્ત બ્રહ્માંડ પ્રમાણે તેનાથી વ્યાપ્ત થયેલું જાણ. તે વિભુ છે. તે 'અહમ્' છે. અર્થાત્ આત્મા છે, તે અણુ છે, બૃહત્ છે. તે ઋક્, યજુ અને સામરૂપ છે. તે અકાર, ઉકાર અને મકારરૂપ ત્રિમાત્રિક પ્રણવરૂપ છે, યજ્ઞરૂપ છે, આત્મસમાધિપૂર્વક હું તેને પોતાને અને સર્વને નમસ્કાર કરું છું. 'અનેક અનંત બ્રહ્માંડધારી, બ્રહ્મસ્વરૂપ, સમીરણ (વાયુ)ના આત્મારૂપ તે આત્મસ્વરૂપને હું નમસ્કાર કરું છું. તે હનુમાનને નમસ્કાર, મારુતસૂનુને નમસ્કાર, શ્રીરામના ભક્તને નમસ્કાર, શ્યામને નમસ્કાર, મહાનને નમસ્કાર, વાનર વીરને નમસ્કાર. સુગ્રીવ સાથે મૈત્રી કરાવનારને નમસ્કાર. લંકાનું દહન કરનારાને નમસ્કાર, મહાસાગર તરનારાને નમસ્કાર, સીતાના શોકનો વિનાશ કરનારાને નમસ્કાર. રામની મુદ્રા ધરાવનારને નમસ્કાર, રાવણના અંતકારણને નમસ્કાર, મેઘનાદના યજ્ઞનો ધ્વંસ કરનારાને નમસ્કાર. અશોકવનને ઉજાડી નાખનારાને નમસ્કાર, જય આપાવનારને નમસ્કાર. વાયુપુત્રને નમસ્કાર, વીરને નમસ્કાર. આકાશમાં ગમન કરનારાને નમસ્કાર, વનપાલ (રાવણ)ના મસ્તકને છેદનાર, લંકાના મહેલોનો નાશ કરનાર, તપ્ત સુવર્ણના જેવી કાંતિવાળા, લાંબું પૂંછડું ધરાવનાર; સૌમિત્રિ (લક્ષ્મણ)ને જય અપાવનાર હે રામદૂત! તમને નમસ્કાર છે. (રાવણના પુત્ર) અક્ષનો વધ કરનાર બ્રહ્મશસ્ત્રનું નિવારણ કરનાર, લક્ષ્મણના અંગમાં મહાશક્તિ વાગવાથી થયેલા ક્ષતને મટાડનાર, રાક્ષસોનો વધ કરનાર, શત્રુઓનો વિનાશ કરનાર, ભૂતોને હણનારને વારંવાર નમસ્કાર છે. રીંછ અને વાનરોના સમૂહના ધામરૂપ હનુમાનને નમસ્કાર છે. શત્રુના સૈન્યના બળનો તથા શસ્ત્રાસ્ત્રનો નાશ કરનાર; વિષ, શત્રુ અને ભયનો નાશ કરનારને વારંવાર નમસ્કાર છે. મહાન શત્રુના ભયનું નિવારણ કરનાર, ભક્તોનું રક્ષણ કરવા માટેના એકમાત્ર કારણરૂપ, પારકાઓના છળકપટને નિઃસત્ત્વ કરી નાખનાર, જળમાં પથ્થરને તરાવવાના કારણરૂપ હનુમાનને વારંવાર નમસ્કાર છે. બાળ રવિમંડળનો કોળિયો કરી જનાર, દુઃખનું હરણ કરનાર, ભયંકર રૂપ ધારણ કરનાર, દંતરૂપ આયુધવાળા, આકાશમાં ગમન કરનાર, જળના તત્ત્વરૂપ તથા વજ્ર જેવા દેહવાળા હે મારુતિ! તમને નમસ્કાર છે. પ્રત્યેક ગામમાં રહેલા, ભૂત અને પ્રેતને હણવાની ઇચ્છાવાળા હાથમાં પર્વતરૂપ શસ્ત્ર ધરાવનાર, રામના શસ્ત્રરૂપ હે હનુમાન! તમને નમસ્કાર છે. કૌપીનરૂપ વસ્ત્ર ધારણ કરનાર, રામ પ્રત્યેની ભક્તિમાં તલ્લીન થયેલાને, કૃત્યાના ક્ષતથી થયેલી વ્યથા મટાડનાર, સર્વપ્રકારના ક્લેશનું હરણ કરનારા, પાર્થ સાથેના સ્વામીના સખ્યભાવને લીધે સ્વામીની આજ્ઞાથી તેનો શુભ જય કરનાર, દિવ્ય વાદોમાં તથા સંગ્રામમાં ભક્તોનો જય કરનાર, 'કિલકિલ' આવો આનંદ વ્યક્ત કરવા માટે ધ્વનિ કરનાર, ભયંકર ભય ઉપજાવે તેવો ઘોર શબ્દ કરનાર, સર્વપ્રકારના અગ્નિ તથા વ્યાધિને દૂર કરનાર, ભય મટાડનાર, વિશેષ કરીને વનમાં ઉત્પન્ન થયેલાં ફળોનો આહાર કરીને સારી રીતે તૃપ્ત રહેનાર, મહાસાગરમાં શિલાઓ ગોઠવીને સેતુ (પુલ) બાંધનાર હે હનુમાન! તમને નમસ્કાર છે.

હે વિપ્ર! મારુતિનું આ કલ્યાણકારી કવચ તમને કહ્યું. તે તમારે ગમે તેને આપવું નહીં પરંતુ યત્નપૂર્વક સાચવવું.

અષ્ટગંધથી લખીને આ કવચ જે ગળામાં કે જમણા હાથમાં ધારણ કરે છે તેનો ડગલે ને પગલે જય થાય છે.

વધુ શું કહેવું? એક લાખવાર આ કવચનો આદરપૂર્વક જપ-પાઠ કરીને આ સિદ્ધ કર્યું હોય તો અસાધ્ય કાર્યને પણ સાધ્ય બનાવી સિદ્ધ કરે છે. ૧-૫૨

किं पुनर्बहुनोक्तेन साधितं लक्षमादरात् ।
प्रजप्तमेतत्कवचमसाध्यं चापि साधयेत् ॥ ५२॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં હનુમાનકવચ નામનો ૭૮ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૭૯ મો : હનુમાનચરિત

सनत्कुमार उवाच ॥
अथापरं वायुसूनोश्चरितं पापनाशनम् ॥
यदुक्तं स्वासु रामेण आनन्दवनवासिना ॥ १ ॥

હવે વાયુસૂત હનુમાનનું પાપ નાશ કરનારું બીજું ચરિત આનંદવનમાં વસનારા શ્રીરામે પોતાની પ્રજાને કહ્યું હતું તે હું તમને કહું છું, તે મારી પાસેથી સાંભળો. કાર્ય કરવામાં અત્યંત દક્ષ, શિવના અવતારરૂપ, મહાપરાક્રમી હનુમાન શ્રી રામચંદ્રના પરમભક્ત છે. તે વાયુસૂનુ હનુમાનમાં મારી ભક્તિ થાઓ. એમનું ચરિત સાંભળવાથી કે એનો પાઠ કરવાથી એ સર્વ પાપોનો સદા નાશ કરે છે. શ્રીરામચંદ્ર ભગવાને કહ્યું કે, હે વિપ્ર! હે કુમાર! હનુમાનમાં સદા મારી પ્રીતિ રહેલી છે. મારા ઉત્તમ આનંદવનમાં તે વાનરરૂપ હનુમાન સાથે સદા એકાંતમાં સહવાસ ઇચ્છું છું. અહીં મારી આસપાસ શોકરહિત મારો મિત્રવર્ગ એકાંતમાં અને પ્રગટપણે શાંતભાવે સર્વદા મને સહયોગ આપતો રહે છે. કોઈ એક અવતારમાંનું મારું રહસ્યમય વૃત્તાંત તમારા ઉપર મારી પ્રસન્નતાને લીધે હું તમારી આગળ અહીં પ્રગટ કરું છું. પૂર્વે હું રાજા દશરથના ઘરમાં અવતર્યો હતો. તેમને ત્રણ ભાર્યા હતી. કેટલાંક વર્ષ પછી દ્વિજોમાં શ્રેષ્ઠ વિશ્વામિત્ર મુનિ, યજ્ઞની રક્ષા કરવા માટે મારા પિતા રાજા દશરથ પાસે લક્ષ્મણ સહિત મારી માગણી કરવા આવ્યા. ધર્માત્મા મારા પિતાએ અરણ્યમાં આવેલા સિદ્ધાશ્રમમાં લક્ષ્મણની સાથે મને મોકલ્યો. ત્યાં ગયા પછી ઋષિના આશ્રમને દૂષિત કરનારા સુબાહુ અને મારીચ નામના બે નિશાચરોનો અમે વિનાશ કર્યો. આથી મુનિ પ્રસન્ન થયા. મને અનેક અસ્ત્રો આપ્યાં. તેમના વિષેનું જ્ઞાન આપ્યું અને એક માસ સુધી મને ત્યાં રાખ્યો. પછી બુદ્ધિમાન ગાધિસુત વિશ્વામિત્ર મુનિ ભાવિને જાણતા હોવાથી આદરપૂર્વક મિથિલા નગરીમાં લઈ ગયા અને ત્યાં એક ભયંકર ધનુષ્ય દેખાડ્યું. દેવતાઓની કન્યા સમાન સીતાના લગ્ન માટે ધનુર્ભંગ કરવાની શરત હતી તેથી તે રાજા જનકના ધનુષ્યનો ભંગ કરી શરતમાં વિજય મેળવી સીતા સાથે લગ્ન થયું. માર્ગમાં ભૃગુઋષિના આશ્રમમાં થોડો સમય વ્યતીત કરી મારા પિતાની નગરી અયોધ્યામાં હું આવ્યો. પોતાના મંત્રીઓ સાથે વિચાર કર્યા પછી રાજાએ પ્રીતિપૂર્વક મને રાજ્યાભિષેક કરવા માટે નિશ્ચય કર્યો. મારો રાજ્યાભિષેક થવાનો છે, એ વાત સાંભળીને રાજાની પ્રિય ભાર્યા કૈકેયી દેવે ધારેલા કાર્યનો અમલ કરાવવા માટે દૂષિત મતિવાળી થઈને રાજા પાસે જઈને કહેવા લાગી કે, 'મારા પુત્ર ભરતને રાજગાદી આપો અને રામને ચૌદ વર્ષ સુધી દંડક અરણ્યમાં નિવાસ કરવાની આજ્ઞા કરો.' તે સાંભળીને મારી ભાર્યા અને અનુજ (નાનાભાઈ) લક્ષ્મણ સાથે અરણ્યમાં જવા માટે હું તૈયાર થયો. રાજા દશરથે મને તેમ કરવાનું કહ્યું નહીં તોપણ હું ચિત્રકૂટ પર્વત પર ગયો. ત્યાં વનમાં ઉત્પન્ન થતાં ફળો અને માંસ પર નિર્વાહ કરીને રહ્યો હતો. એવામાં રાજા અવસાન પામ્યાના સમાચાર જાણવામાં આવ્યા. પછી પંચવટી-

માં ભાઈ અને ભાર્યા સહિત હું મારા આશ્રમમાં ત્રણ વર્ષ રહ્યો. પછી તેરમા વર્ષે રાવણ નામના રાક્ષસે કપટથી મારી ગેરહાજરીમાં સીતાનું હરણ કર્યું. પછી પત્નીની શોધ કરતો દીન મુખવાળો થયેલો હું ઋષ્યમૂક પર્વત પર ગયો ત્યારે વાનરોના રાજા સુગ્રીવ સાથે મારી મૈત્રી થઈ. વાલીનો વધ કરી સુગ્રીવને તેનું પદ આપ્યું. તેણે મને વાનરોના સમૂહ સાથે સીતાને શોધવાના કાર્યમાં સહાય કરી. રાવણનાં દુષ્કાર્યથી ખેદ પામેલો મારો ભક્ત વિભીષણ તેની સાથે વિરોધ કરી મારી પાસે આવ્યો. તેને રાજ્યનો અભિષેક કરી લંકાના રાજા તરીકે શીઘ્ર રાજગાદી પર તેની સ્થાપના કરી. યુદ્ધમાં પુત્ર, અમાત્ય અને બાંધવો સહિત રાવણનો વધ કરીને અત્યંત શુદ્ધ સીતાને લઈને હું અયોધ્યામાં આવી પહોંચ્યો. ત્યાર પછી થોડા સમય પછી હે વિપ્ર! પિતાના શ્રાદ્ધમાં ઉપસ્થિત થવા માટે સુગ્રીવ અને વિભીષણને મેં નિમંત્રણ આપ્યું. છ ઉત્તમ દ્વિજના કુળોને પણ તે પ્રસંગે આમંત્રણ આપવામાં આવ્યું હતું. નિમંત્રેલા તે બધા કેવળ વિભીષણ સિવાય ત્યાં આવી પહોંચ્યા. વિભીષણ ન આવવાથી મને ચિંતા થઈ. છ ઉત્તમ દ્વિજકુળો સાથે બ્રાહ્મણરૂપથી શંભુ આવ્યા હતા. વિભીષણનો સમાગમ થવા માટે એને દ્રવિડ દેશમાં લઈ જઈને તે દ્વિજના બંધનમાંથી મુક્ત કરવા માટે મેં શંભુને કહ્યું. મેં શ્રાદ્ધમાં નિમંત્રણ આપેલા અગસ્ત્ય આદિ મુનીશ્વરોને સારી રીતે ભોજન કરાવ્યું. ત્યાર પછી તેઓ પોતપોતાના આશ્રમે ચાલ્યા ગયા. ત્યાર પછી કેટલોક કાળ વીત્યા પછી બ્રાહ્મણો, દેવો, દૈત્યો અને રાજાઓને ગૌતમે આમંત્રિત કરેલા હોવાથી ત્ર્યંબક પર્વત પરના સ્ફટિકના લિંગનું પૂજન કરીને તે બધા ત્યાં જ રહેવા લાગ્યા. તે વિશાળ સમાજમાં બધા લિંગની પૂજા કરતા હતા. ગૌતમે પણ મધ્યાહ્ન સમયે શંકરની પૂજા કરી. તે બધાએ શ્વેત વસ્ત્રો ધારણ કર્યાં હતાં. શરીરનાં સર્વ સ્થાનો પર શ્વેત ભસ્મથી ત્રિપુંડ્ર ધારણ કરીને શંકરને નમસ્કાર કરીને તે બધાએ ભૂતશુદ્ધિ કરી. હૃદયકમળની મધ્યમાં આવેલી એક ગુહામાં પંચભૂતોનો નિવાસ છે. તેમની મધ્યમાં મહાઆકાશ આવેલું છે. આકાશમાં નિર્મળ આત્મા રહેલો છે. તે આત્મામાં મંગલકારી દીપ્તિમાન મહેશનું ધ્યાન કરવું. અજ્ઞાનથી યુક્ત કર્મના સંગને લીધે મલિન ભૂતરૂપ દેહને જ્ઞાનાગ્નિ દ્વારા આકાશમાં લીન કરવો. આકાશની આવૃત્તિરૂપ અહંતત્ત્વમાં–પરમ તત્ત્વ આકાશનો લય કરવો. આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી તત્ત્વોનો પોતપોતાના કરતાં શ્રેષ્ઠ તત્ત્વોમાં લય કરવો. અર્થાત્ આકાશમાં વાયુતત્ત્વનો, વાયુમાં તેજનો, તેજમાં જળનો અને જળમાં પૃથ્વીતત્ત્વનો લય કરવો. તેમની તન્માત્રાઓનો પણ તે પ્રમાણે વિશિષ્ટ તત્ત્વોમાં લય કરવો. આ રીતે જ્ઞાનાગ્નિ વડે આદિ ભૂત આકાશનો પરમાત્મતત્ત્વમાં દેહીએ લય કરવો. ભૂતશુદ્ધિ કર્યા પછી મનુષ્ય શીઘ્ર શુદ્ધ થાય છે. શુદ્ધ થયા પછી પૂજા કરવા માટે તથા જપકર્મ માટે અધિકારી થાય છે. બ્રહ્મહત્યાદિ પાપમાંથી શુદ્ધ થવા માટે લિંગમાં શિવનું ધ્યાન કરવું. દીપકમાં સદાશિવની ભાવના કરી તેમનું ચિંતન કરવું. પંચાક્ષર મંત્રથી તેમનું અર્ચન કરવું. શંકરનું આવાહન કરવું. તેમનું અર્ઘ્ય, પાદ્ય, આચમન, સ્નાન, ધૂપ, પુષ્પ, દીપ, નૈવેદ્ય આદિ ઉપચારોથી પૂજન કરી પીઠસ્થાન ઉપર વસ્ત્રાદિથી આચ્છાદિત ઊંબરાનું, ચાંદીનું અથવા સુવર્ણનું આસન મૂકી સ્થાપન કરવું. તેમની આગળ એક નાગ પીઠની ઉપરની બાજુએ આલેખવો. દેવની જમણી તથા ડાબી બાજુએ અને તેમની સમીપમાં બે નાગ આલેખવા. નાગની મધ્યમાં જપા–પુષ્પ મૂકવું. પીઠસ્થાન ઉપર લિંગાકાર મહેશનું પૂજન

કરવું. આ પ્રમાણેની વિધિથી યુક્ત થઈ ને ગૌતમે આમંત્રેલા બ્રાહ્મણો, દેવો, દૈત્યો વગેરે સાધકોએ પંચગંધ, અષ્ટગંધ આદિ સુગંધિ દ્રવ્યો શંકરને અર્પણ કર્યાં અને તેમનું પુષ્પ, બિલ્વપત્ર, તલ, અક્ષત, આદિથી પૂજન કર્યું. ધૂપ અને દીપ તથા નૈવેદ્ય અર્પણ કરીને સ્તુતિપાઠ કર્યો તેમ જ નૃત્ય કર્યું. આ શુભ પ્રસંગે ગૌતમનો શંકરાત્મા નામનો એક શિષ્ય ત્યાં આવી ચડ્યો. તેનો વેષ ઉન્મત્તોના જેવો હતો. ક્યારેક નગ્ન થતો. અનેક પ્રકારની વૃત્તિઓને તે ધારણ કરતો. ક્યારેક શ્રેષ્ઠ બ્રાહ્મણ જેવું આચરણ કરે, ક્યારેક ચાંડાલની જેમ વર્તે. ક્યારેક શૂદ્રના જેવો વ્યવહાર કરે, ક્યારેક યોગી અને ક્યારેક તપસ્વી જેવો જણાય. ક્યારેક ગર્જના કરે, ક્યારેક ઊછળી કૂદકા મારે, ક્યારેક નાચે, સ્તુતિ કરે, ગાયનો ગાય, રડે. ઘણી વાર કહેવામાં આવે ત્યારે જ સાંભળે, પડતું મૂકે, ઊભો થાય, શિવ વિષેના જ્ઞાનથી યુક્ત, અત્યંત આનંદથી સભર એવો તે ગૌતમ શિષ્ય ભોજન સમયે આવ્યો ને ગૌતમ પાસે ગયો. ગુરુની સાથે બેસીને તે જમ્યો. ક્યારેક પછી તે ઉચ્છિષ્ટ પણ ખાતો, ક્યારેક તે પાત્રને ચાટતો અને ક્યારેક મૂકભાવ ધારણ કરીને રહેતો ને કો'ક સમયે ક્યાંક ચાલ્યો જતો. ક્યારેક ગુરુનો હાથ ઝાલી તેમના હાથે જમતો ને ક્યારેક પોતાના હાથે ખાતો. ક્યારેક ઘરમાં પેશાબ કરતો; ક્યારેક શરીરે કાદવ ચોપડતો. ગુરુ તેને જોઈ ને સર્વદા તેનો હાથ પકડી ઘરમાં પોતાના આસન ઉપર બેસાડી તેને જમાડતા. ગૌતમ મુનિ પોતે તેના પાત્રમાં જમતા. એ શિષ્યનું ચિત્ત જાણવા માટે એક સમયે ગૌતમપત્ની અહલ્યાએ તેને આનંદથી બોલાવીને જમવાનું કહ્યું. ગુરુ-પત્નીએ જમવા માટે તેને કહેવાથી તે શિષ્ય કંઈક જુદી જ રીતે જમ્યો. તે જેવી રીતે જળ પીતો, તેવી જ રીતે, હે દ્વિજ! તે અગ્નિનું પણ પાન કરતો. અન્નની જેમ તે કાંટાઓનું ભક્ષણ કરીને પોતાની પૂર્વ-સ્થિતિમાં રહેતો.

એક સમયે મુનિકન્યાઓએ તેને ભોજન કરવા માટે બોલાવ્યો હતો. તે માટીનું ઢેફું, છાણ, કાદવ, લાકડું ખાઈ જળ પીને હર્ષ પામતો. આ પ્રકારનો તે (શિષ્ય) મુનિ ચાંડાળ જેવી આકૃતિવાળો હતો. ફાટેલાં પાદત્રાણ (ખાસડાં) હાથમાં ઝાલીને તે કાંઈક બબડતો અને હસતો. અંત્યજના વેષ જેવા વેષવાળો થઈને વૃષપર્વા પાસે ગયો. વૃષપર્વા અને ઈશની વચ્ચે તે નગ્ન અવસ્થામાં જઈ ને ઊભો રહ્યો. વૃષપર્વા તેના વિષે અજાણ્યું હોવાથી તેને કષ્ટ આપીને તેણે તેનું માથું કાપી નાખ્યું. તે દ્વિજશ્રેષ્ઠનો વધ થવાથી આ ચરાચર જગતમાં ભારે ક્ષોભ ઉત્પન્ન થયો. ત્યાં ઉપસ્થિત થયેલા મુનિઓ તથા મહાત્મા ગૌતમ મુનિને અત્યંત શોક થયો. તેમનાં નેત્રોમાંથી શોક પ્રગટ કરતાં અશ્રુઓ વહેવા લાગ્યાં. સર્વ દૈત્યો આગળ તેઓ કહેવા લાગ્યા કે, આણે શું પાપકર્મ કર્યું હતું કે જેથી આનું મસ્તક કાપી નાખવામાં આવ્યું? આ યોગીસ્વરૂપ શિવ મને પ્રાણ કરતાં વધારે પ્રિય છે. ખરેખર, મારું પણ મરણ હવે થવાનું જ છે, કારણ કે શિષ્યના ગુપ્તવેષમાં રહેલા મારા ગુરુનો વધ થયો છે. પોતાના ધર્મનું પાલન કરનારા શિવ-ભક્તોનું તથા શિવના અનુયાયીઓનું મરણ જોવામાં આવે તો આપણું પણ મરણ અવશ્ય થાય છે. આ સાંભળીને જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ અસુરોના આચાર્ય શુક્ર બોલ્યા : 'શંકરને પ્રિય આ તમારા શિષ્ય શંકરાત્માને હું સજીવન કરીશ. હે બ્રહ્મન્! તમારે મરવાની શી આવશ્યકતા છે? મારા તપના બળને તો જુઓ.' શુક્રાચાર્ય હજુ તો આ બોલી જ રહ્યા હતા એટલામાં ગૌતમ પણ મરણ પામ્યા. તેમના મરણ પામવાથી યોગબળથી

શુક્રે પણ પ્રાણનો ત્યાગ કર્યો. તેમનું આ પ્રમાણે મરણ થયાનું જાણીને પ્રહ્લાદ વગેરે અસુરો, દેવો, રાજાઓ અને બ્રાહ્મણો પણ મરણ પામ્યા. તે મરણ અદ્ભુત હતું. શોકથી સંતપ્ત થયેલી અહલ્યા વારંવાર ઊંચા સાદથી રડીને વિલાપ કરવા લાગી. ગૌતમે મહેશ્વરની પૂજા કરેલી હોવાથી તેના લીધે પૂજાયેલો સર્વવ્યાપક મહાયોગી વીરભદ્ર તે સર્વ જોઈને ક્રોધ પામ્યો. 'અરેરે! ભારે દુઃખનો વિષય છે! બહુ ખરાબ થયું. ઘણા શિવભક્તો મરણ પામ્યા છે! આ સર્વ હકીકત હું શિવજીને જણાવીશ અને તેમની આજ્ઞા પ્રમાણે કરીશ. આ પ્રમાણે નિશ્ચય કરીને મંદરાચલ પર્વત પર અવ્યયરૂપ ભગવાન શંકર પાસે તે વીરભદ્ર ગયો. શંકર ભગવાનને પ્રણામ કરીને તેણે સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. તે સાંભળીને ભગવાન શિવની પાસે તે વખતે બેઠેલા બ્રહ્મા અને વિષ્ણુને મહેશે કહ્યું: 'હે વિષ્ણો! મારા ભક્તોએ વર આપવા યોગ્ય સાહસ કર્મ કર્યું છે. એવું મારા જાણવામાં આવ્યું છે, તેથી તેમણે કરેલું તે સાહસ કર્મ હું જઈને જોઉં! આ પ્રમાણે તેમને કહીને ભગવાન શંકર વૃષભ ઉપર આરૂઢ થયા. વાયુએ તેમના પર ચામર ઢોળ્યો. નંદિક નામના તેમના ગણે સુંદર વસ્ત્ર પરિધાન કરી સુવર્ણદંડનાં બે અતિધવલ છત્રો તેમના પર ધર્યાં.

ભગવાન શંકરની સાથે જવા માટે તેમની અનુમતિ લઈને શ્રી વિષ્ણુ ગરુડ ઉપર આરૂઢ થયા. રક્તવર્ણ અને નીલવર્ણના છત્રથી કૌસ્તુભમણિ ધારણ કરનારા શ્રી વિષ્ણુ ભગવાન શોભવા લાગ્યા. શિવની આજ્ઞા મેળવી બ્રહ્મા પણ હંસ ઉપર બેઠા. ઇંદ્રગોપ અને પ્રભાકાર છત્રો વડે બ્રહ્મા શોભાયમાન થયા. ઇંદ્ર આદિ સર્વ દેવતાઓ પોતપોતાનાં વાહનોમાં બેસી અનેક પ્રકારનાં વાદિત્રો સાથે ગૌતમ મુનિના આશ્રમે જવા માટે નીકળ્યા. કરોડોની સંખ્યામાં શિવજીના ગણો સાથે એકત્રિત થઈને તેઓ ગૌતમના આશ્રમમાં ગયા. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશે તે પરમ અદ્ભુત મૃત્યુનું દૃશ્ય જોયું. ભગવાન શંકરે વામનેત્રના કોણથી જ જોઈને પોતાના ભક્ત ગૌતમને જીવિત કર્યો અને કહ્યું કે, 'હું તારા પર પ્રસન્ન છું, વર માગ!'

તેમનું એ વચન સાંભળીને ગૌતમ આદર સાથે બોલ્યા: 'હે દેવોના ઈશ! જો આપ મારા ઉપર પ્રસન્ન થયા હો અને મને વર આપવો જ હોય તો હું આપની પાસે એક વર માગું છું કે હે ઈશ્વર! તમારા લિંગનું પૂજન કરવાનું સામર્થ્ય મને નિત્યપ્રાપ્ત થાય! હે ત્રિનેત્ર! હે દેવ! આ વર મેં આપની પાસે માગ્યો છે. હવે બીજી એક વાત સાંભળો. ઉન્મત્ત અને વિકૃત આકારનો મહાન યશસ્વી, યોગી, મહાભાગ્યશાળી, શંકરાત્મા નામથી ઓળખાતો આ મારો શિષ્ય જગતના લેવડદેવડના વ્યવહારથી રહિત છે. ઇંદ્રિયોના વ્યાપારથી મુક્ત છે. આંખોથી જોતો નથી. ઘ્રાણેન્દ્રિયથી એના ધર્મને ગ્રહણ કરતો નથી. તેથી એના પર કૃપાપૂર્ણ દૃષ્ટિ કરો. એને રામત્વથી જુઓ. એનો કોઈ દ્વેષ ન કરે તેમ કોઈ એની હિંસા ન કરે. હે દેવ! આ વરદાન મને આપો અને સાથે સાથે જેઓ અહીં મરણ પામ્યા છે તે બધા જીવતા થાઓ.'

તે સાંભળીને પ્રસન્ન થયેલા અવ્યય એવા ઉમાપતિ, જગદીશ્વર તે શંકરાત્મા નામના બ્રાહ્મણના શરીર તરફ જોઈને વાયુરૂપ પોતાના અંશથી તેના દેહમાં પ્રવેશ પામ્યા. હરિરૂપ, શંકરાત્મા, મારુતિ અને કપિસત્તમ,—આ પર્યાયોથી તેનું સંબોધન કરવામાં આવે છે. તે સાક્ષાત્ વિષ્ણુ છે અને શિવનો બીજો અવતાર છે. આ મારી આજ્ઞાનું પાલન કરનારો અને રામનો ભક્ત થશે. અનંત કલ્પ સુધી ઈશાનરૂપે પ્રસન્ન

ચિત્તવાળો થઈને એ રહેશે. તમે આ વિસ્તૃત અને સુંદર મંદિર બનાવ્યું છે. એમાં આદરપૂર્વક અને નિત્ય સર્વરૂપથી અમે રહીએ છીએ. અમારું સારી રીતે પૂજન–અર્ચન થયા પછી અમે સૌ પોતપોતાને સ્થાને પ્રયાણ કરીશું.

ત્યાર પછી મુનિશ્રેષ્ઠ ગૌતમે વિશ્વના ઈશ ભગવાન શંકરને કહ્યું: 'હે ઈશ! આપને હું એક પ્રાર્થના કરું છું. ગરજવાનને કશામાં દોષ જણાતો નથી. આ વાત સાચી છે તો પણ મારી એક વિનંતિ સ્વીકારશો. હે દેવેશ આપને રુચતું હોય તો બ્રહ્માદિને અલભ્ય જે વસ્તુ હોય તે આપ મને આપો.' આથી શિવજીએ વિષ્ણુના તરફ જોયું અને તેમનો હાથ પોતાના હાથમાં લઈને ભગવાન સદાશિવ હસતા હસતા કમળ જેવાં નેત્રવાળા વિષ્ણુને કહેવા લાગ્યા: 'હે ગોવિંદ! ભૂખને લીધે તમારું પેટ પાતળું થઈ ગયું છે. તમારે શું ભોજન કરવું છે! અહીં તમે પોતાના ઘરમાં જમો છો તેમ ભોજન કરો અથવા પાર્વતીને ઘેર જાઓ. તે તમને જમાડશે.' આટલું કહીને વિભુ શંકર એકાંતમાં ચાલ્યા ગયા અને દ્વાર પરના અધ્યક્ષ નંદીને તે માટે આદેશ આપ્યો. તેણે ગૌતમ પાસે જઈને કહ્યું: 'હે મુને! અમારે જમવું છે તેથી ભોજન તૈયાર કરાવડાવો!' પછી ભગવાન શંકર વાસુદેવની સાથે અન્યત્ર ચાલ્યા ગયા અને મૃદુ શય્યામાં તે બંને ઉત્તમ દેવતાઓ સૂઈ ગયા. પરસ્પર વાતચીત કર્યા પછી તે બંને જણા થોડી વાર પછી ઊઠ્યા અને એક ઊંડા પાણીવાળા તળાવ પર જઈને સ્નાન કરવા લાગ્યા અને તેઓ એકબીજાની ઉપર જળ ઉછાળવા લાગ્યા. મુનિઓ અને રાક્ષસો પણ જળક્રીડા કરતા હતા. વિષ્ણુ અને મહેશ જળનું પાન કરવા લાગ્યા. ભગવાન શંકર હરિના મુખમાં પદ્મકેસર નાખવા લાગ્યા. વિકસિત કમળ જેવાં નેત્રવાળા કેશવનાં નેત્રોમાં પણ તે પડેલાં હોવાથી તેમણે આંખો મીંચી દીધી. આ સમગ્ર દરમ્યાન ભગવાન મહેશ્વર હરિના ખભા પર ચડી ગયા અને હરિનું માથું બે હાથે ઝાલીને પાણીમાં ડુબાડવા લાગ્યા. આ પ્રમાણે વારંવાર કરવાથી હરિને કષ્ટ થયું ને તેમણે શંકરને પાડ્યા. શંકરે હરિના બંને પગ પકડી તેમને ફેરવ્યા અને ખેંચ્યા. હરિના વક્ષઃસ્થળમાં તાડન કર્યું ને ભગવાન અચ્યુતને પાડ્યા. હરિ ઊભા થયા ને જળની અંજલિ ભરી શંભુના માથા પર નાખી. શંભુએ હરિના મસ્તક પર જળ નાખ્યું. આ પ્રમાણે તેમણે એકબીજાની ઉપર જળ નાખ્યા કર્યું. બીજી બાજુ ઋષિગણો વચ્ચે આ જ પ્રમાણે જળક્રીડા થતી હતી. જળક્રીડાને લીધે તેમની જટાનાં બંધન છૂટી ગયાં. તે બાંધવા જતાં ભૂલથી એકની જટા સાથે બીજાની જટા બંધાવા લાગી. એકબીજા મુનિની જટા એકબીજાની જટા સાથે બંધાઈ જવાથી શક્તિશાળી મુનિઓ પોતાની જટા છોડાવવા માટે અશક્તિમાન મુનિઓની જટા ખેંચવા લાગ્યા. જેથી તેમને વ્યથા થવાથી તેઓ તેમને પાડવા લાગ્યા અને રડવા–કકળવા લાગ્યા. આ પ્રમાણે ઘોર જળકર્મમાં તે મુનીશ્વરોની પ્રવૃત્તિ થવાથી વાનરેશ આકાશમાં કિકિયારીઓ પાડી નૃત્ય કરવા લાગ્યા. તેઓ વિપંચી નામનું વાદ્ય વગાડીને લલિતા ગીતિ લલકારવા લાગ્યા. એ લલિતા ગીતિ તેમણે દશ રીતે ગાઈ. લોકભાવથી શંકરે પણ તે મધુર ગીતિનું શ્રવણ કર્યું અને પોતે પણ તે લલિત ગીત મંદ મંદ સ્વરથી ગાવા માંડ્યું. વાસુદેવે હાથેથી 'મૃદંગ' નામનું વાદ્ય વગાડ્યું. બ્રહ્માએ 'તુંબુરુ' નામનું વાદ્ય વગાડ્યું. ગૌતમાદિ તાન (આલાપ) આપનારા થયા અને વાયુજ–હનુમાન ગાયક થયા. કપીશ્વર હનુમાને મધુર ગીત ગાતાં શોકથી આવિષ્ટ થયેલાઓ

હર્ષિત થયા અને કૃશ હતા તેઓ પુષ્ટ થયા. ગાનપ્રવૃત્તિમાં જોડાયેલા બીજા બધા પણ પોતપોતાનાં ગાનોની ઉપેક્ષા કરીને મૂઢ બની ગયા. દાનવો તથા દેવર્ષિઓનો સમુદાય મૌનનું અવલંબન કરી રહ્યો. કેવળ હનુમાન જ એકલા તે સ્થળે ગાયકરૂપે હતા અને બીજા બધા શ્રોતારૂપે હતા. હનુમાન ગાતા હતા ત્યારે મધ્યાહ્નકાળ થવાથી બધા દેવતાઓ પોતપોતાના વાહન ઉપર આરૂઢ થઈને ચાલી નીકળ્યા. ગાનપ્રિય મહેશે કપીશ્વર હનુમાનને કહ્યું : 'હે પ્લવગ! મારી આજ્ઞાથી તું નિઃશંક થઈને વૃષભ ઉપર આરૂઢ થા અને મને અનુકૂળ થઈને અનેક પ્રકારનાં ગાયન ગા! 'વૃષભ ઉપર આરોહણ કરવાનું સામર્થ્ય કેવળ આપનામાં જ છે. બીજા કોઈનામાં નથી.' આ પ્રમાણે કપિઓમાં શાર્દૂલરૂપ હનુમાને ભગવાન મહેશ્વરને કહ્યું. વળી એમ પણ કહ્યું કે, 'હે વિભો! આપના વાહન ઉપર આરૂઢ થવાથી હું પાતકી થાઉં. હે દેવેશ! આપ જ મારા ઉપર આરૂઢ થાઓ. હું ગગનમાં ગતિ કરી શકું છું. અને જુઓ! હું શિવને ધારણ કરીશ. હું આપની સમક્ષ ગાન કરીશ.

હનુમાને શંકરને આમ પ્રાર્થના કરી એથી ભગવાન મહેશ્વર વૃષભ ઉપર આરૂઢ થાય તેમ હનુમાન ઉપર આરૂઢ થયા. હનુમાનના ખભા પર દેવેશ્વર શંકર બેઠા. પછી હનુમાને પૂર્વવત્ આનંદથી ગાવા માંડ્યું. સુધારૂપ ગાયન સાંભળતાં સાંભળતાં શંભુ ગૌતમના આશ્રમે ગયા. દેવર્ષિગણ તથા દાનવો ત્યાં આવી ગયા હતા. ભોજન કરવાનો સમય થતાં ગૌતમે તે સર્વનું પૂજન કર્યું. આશ્રમમાં કાષ્ઠનું સામાન્ય પ્રકારનું જૂજજાજ રાચરચીલું હતું. તે હનુમાનના ગાયનના પ્રભાવથી અસામાન્ય રીતે વૃદ્ધિંગત થઈ ગયું. કોઈ ચિત્ર જોતી વખતે દૃષ્ટિ તેના પર સ્થિર થાય છે તે પ્રમાણે હનુમાનના ગાન સમયે તે સર્વની દૃષ્ટિ તેમના ઉપર સ્થિર થઈ ગઈ. તે ભગવાન શંકરે હનુમાનનું અભિવાદન કર્યું. હનુમાનનું સમસ્ત ગાત્ર સર્વ પ્રકારના આભરણોથી યુક્ત થયું. તેમણે (શંકરે) હનુમાનનું મસ્તક પોતાના બંને હાથોથી ઝાલીને પૂર્વાભિમુખ કર્યું. પદ્માસન વાળીને બેઠેલા હનુમાનની અંજલિમાં શંકરે પોતાનો એક પગ મૂક્યો. પગના અંગૂઠા અને પગની તર્જની આંગળીથી વિષ્ણુએ ધીરે ધીરે પ્રેમપૂર્વક તેની નાસિકાને સ્પર્શ કર્યો. પછી ખભા, મુખ, કંઠ, વક્ષઃસ્થલ, બંને સ્તનોના મધ્યભાગમાં, હૃદયમાં, કુક્ષિમાં અને નાભિમંડળને સ્પર્શ કરવા માટે શંકરે બીજો પગ પણ અંજલિમાં મૂક્યો. શંકરે હનુમાનનું માથું પકડીને નમાવ્યું અને હડપચીથી તેમની પીઠને સ્પર્શ કર્યો. મોતીઓથી બનાવેલો એક હાર ભગવાન શિવે હનુમાનના કંઠમાં પહેરાવ્યો. વિષ્ણુએ ભગવાન મહેશાનને કહ્યું કે, સમસ્ત બ્રહ્માંડમંડળમાં હનુમાનના જેવો બીજો કોઈ ભાગ્યશાળી નથી.

શ્રુતિ અને દેવતાઓ પણ તમારા પગનો મહિમા જાણવા માટે સમર્થ નથી. એવો તમારો પગ કપિ પર સ્થિર થયો. સર્વ ઉપનિષદોએ તમારા પગનું વર્ણન કર્યું છે. તે પગ કપિ ઉપર પડવાથી તે સર્વ વિદ્યાઓથી યુક્ત થયેલ છે. યોગશાસ્ત્રમાં જણાવવામાં આવેલાં યમ–નિયમ આદિ યોગનાં સાધનોથી–યોગક્રિયાઓ કરવાથી એક ક્ષણ માટે પણ તમારો પગ સ્થિર કરી શકાતો નથી. તે પગ મહાયોગી હનુમાનના હૃદયકમળમાં અત્યંત સ્વસ્થ અને સ્થિર થયો. હે ઈશ! કરોડો વર્ષોથી ભક્તિપૂર્વક મેં તમારી પૂજા સારી રીતે કરી છે. તોપણ તમે તમારા ચરણનાં દર્શન મને કરાવ્યાં નથી. લોકમાં તો એક એવી વાત ફેલાયેલી છે કે શંભુને નારાયણ ઘણા પ્રિય છે પરંતુ હરિ (કપીશ્વર હનુમાન) શંકરને પ્રિય છે તેવો હું શંકરને પ્રિય થાઉં. એવું

મારું ભાગ્ય નથી. ભગવાન શંકરે વિષ્ણુનું આ વચન સાંભળ્યું ત્યારે આનંદપૂર્વક તેઓ વિષ્ણુને કહેવા લાગ્યા: 'હે હરે! મને તમારા જેવું પ્રિય અન્ય કોઈ નથી. પાર્વતી પણ તમારા જેટલી પ્રિય નથી જ.'

એવામાં ગૌતમે મહાદેવને પ્રણામ કરીને નિવેદન કર્યું કે, હે અમેયાત્મન્! હે કરુણાનિધે! સર્વનો ભોજન કરવાનો આ મધ્યાહ્ન સમય વ્યતીત થઈ ગયો છે. એ સાંભળી સર્વવ્યાપક ભગવાન મહાદેવ વિષ્ણુની સાથે ભોજન કરવા માટે ગૌતમના આશ્રમમાં જવા માટે નીકળ્યા. રત્નજડિત વીંટીઓ, નૂપુર, અને રેશમી વસ્ત્ર પરિધાન કરી, ગળામાં સુવર્ણના અનેક હાર, યજ્ઞોપવીત, બે ઉપવસ્ત્ર, ચળકતાં મણિકુંડળ, જટામાં સુંદર પુષ્પો, પંચાંગ ગંધનું વિલેપન, બાજુબંધ, અને કંકણથી વિભૂષિત થઈ ભગવાન સદાશિવ ઉત્તમ આસન પર વિરાજમાન થયા. પોતાની સન્મુખ શ્રેષ્ઠ આસન પર હરિ-(વિષ્ણુ)ને બેસાડ્યા. એકબીજાની સન્મુખ બેઠેલા તે શ્રેષ્ઠ બે દેવો-હરિ (વિષ્ણુ) અને ઈશ(મહાદેવ)ને સુવર્ણપાત્રોમાં રહેલું અન્ન ગૌતમ મુનિ ભક્તિભાવથી પીરસવા લાગ્યા. ત્રીસ પ્રકારના વિવિધ ભક્ષ્ય પદાર્થો, ચાર પ્રકારનું પાયસાન્ન, એંસો જાતનાં સુપક્વ મિષ્ટાન્ન; ત્રીસ પ્રકારનું કચુંબર, સો જાતનાં કંદશાક, પચ્ચીસ જાતના નવનીતમાંથી તૈયાર કરેલા શર્કરાયુક્ત પદાર્થ, કેરી, કેળાં, ખજૂર, દાડમ, સંતરાં, નારંગી આદિ પાકાં અને મિષ્ટ ફળ; તેમજ દ્રાક્ષ, શેરડી, પ્રિયાલક (રાયણાં), જાંબુ, વિકંકત÷ (કઠેર) આદિ અન્ય ફળ દ્રવ્યો મુનિ ગૌતમે ભગવાનને પીરસી તથા તેમને અપોશાન આપીને 'ભોજન કાર્યનો આરંભ કરો-આરોગો' આ પ્રમાણે વિપ્ર ગૌતમે તેમને પ્રાર્થના કરી. તેઓ બધા જમતા હતા ત્યારે વજનમાં હલકો એક મોટો પંખો લઈને હાથમાં ગૌતમ શિવ અને વિષ્ણુને પોતે પવન વીંજવા લાગ્યા. પરમેશ્વર એવા મહાદેવને પરિહાસ (મશ્કરી) કરવાની ઇચ્છા થવાથી તેમણે વિષ્ણુને ઉદ્દેશીને કહ્યું: 'હે વિષ્ણો! જુઓ તો ખરા, આ હનુમાનને તો જુઓ! આ વાનર કેવી રીતે ખાય છે, તે જુઓ!'

મહાદેવે વિષ્ણુને આ પ્રમાણે કહેવાથી વિષ્ણુ ભગવાન જ્યારે વાનરને જોતા હતા ત્યારે મુનિગણના દેખતાં મહેશ્વરે વિષ્ણુના ભોજનપાત્રમાં એક મંડક (સુંવાળી) નાખી તથા હનુમાનને પોતાનું ઉચ્છિષ્ટ (એંઠું) પાયસાન્ન મહાદેવે આપ્યું.

હે વિભો! આપનું ઉચ્છિષ્ટ દ્રવ્ય અભોજ્ય (ન ખાવા યોગ્ય હોય) હોય છે. આવું આપનું જ વચન છે. વળી આપે કહ્યું છે કે, 'પત્ર, પુષ્પ, ફળ વગેરે મારું નૈવેદ્ય ગ્રહણ કરવાનું અયોગ્ય છે. મને નિવેદન કરવામાં આવેલી સર્વ વસ્તુઓ કૂવામાં જ નાખી દેવી.' ન ખાવામાં આપનું વચન યથાર્થ છે. ખાવામાં આવે તો આપની કૃપા પ્રાપ્ત થાય. ચંદ્રકાંત મણિ સદૃશ સ્વયંભૂત બાણલિંગ હૃદયમાં વિરાજમાન હોય ત્યારે શંભુના નૈવદ્યનું ભક્ષણ કરાય તો તેને ચાંદ્રાયણ સમાન સમજવું:

'અત્યારે જમવાનો સમય છે તેથી નકામી વાતો કરવાથી ભોજનમાં વિરસતા ઉત્પન્ન થાય છે. તમે જમી રહેશો ત્યાર પછી આ સર્વ વિષે તમને કહીશ, માટે અત્યારે શંકારહિત મનવાળા થઈને તમે તે જમી જાઓ. આ પ્રમાણે ભગવાન શંકરે હનુમાનને કહ્યું.' પછી મુનિ ગૌતમે પીવા માટે જળમાં યોગ્ય સંસ્કાર કર્યા. કતખીજ ઇત્યાદિ ઔષધો તળાવના જળમાં નાખી તે જળને વિશુદ્ધ કરવામાં આવ્યું. તળાવના તે જળથી અનેક વાર ધોવાઈને સ્વચ્છ

÷ આ ફળવૃક્ષના કાષ્ઠમાંથી સ્રુવ બનાવવાનું વિધાન છે.

અને સુશોભિત કરવામાં આવેલાં કમંડળો ભરવામાં આવ્યાં. જળને શુદ્ધ કરવાની બીજી રીત આ પ્રમાણે છે: નદીની રેતીની એક વેદી બનાવવી. તેના ઉપર શ્વેત અને શુદ્ધ એક બારીક વસ્ત્ર પાથરવું. તેના ઉપર જળથી ભરેલા ઘડા મૂકવા. તે ઘડાઓના જળમાં કોલક (કાળાં મરી) તથા કારિકા (ભોરીંગણી) ચૂર્ણ, સુખડનો ભૂકો, ચંદ્રની જ્યોત્સ્નાથી વિકસિત થયેલાં કુમુદિનીનાં પુષ્પોની માળા નાખી એક પ્રહર સુધી રાખી મૂકવા. પછી તેમાં બકુલ-પુષ્પ, પાટલ અને નગોડનાં પાંદડાં નાખવાં. પ્રમાણે જળની શુદ્ધિ કરવી. કમંડળુઓને સૂર્યનો તડકો ન હોય તેવા અને મંદમંદ પવન વાતો હોય તેવા પ્રદેશમાં રાખવા. તેમના પર તે ઘડામાંનું સુવાસિત જળ છાંટવું. આ પ્રમાણે ગૌતમમુનિએ જળને સંસ્કાર કર્યો.

તે આશ્રમમાં નર-નારી અને રાજાઓનો સમુદાય એકત્રિત થયો હતો. તેમના દ્વારા અથવા સ્નાનાદિ કરી પગ ધોઈને શુદ્ધ થયેલી સુંદર વસ્ત્રો અને અલંકારથી સુશોભિત, પંચગંધનું વિલેપન કરેલી, અંબોડામાં વેણી ધારણ કરેલી, તેમ જ ભાલ-પ્રદેશમાં કુંકુમથી અર્ચિત તેમની કન્યાઓ દ્વારા સુવાસિત જળ સર્વને અપાવવું. જળ આપતી વખતે તેમણે સૂક્ષ્મ વસ્ત્રો અલ્પ પ્રમાણમાં ધારણ કરેલાં હોવાં જોઈએ. ભગવાન ગૌતમ મુનિએ મહેશ્વર તથા અન્ય મહાત્માઓ જમી રહ્યા પછી ઉપર જણાવેલાં કમંડળુઓમાં સુવાસિત જળ ભરીને તેનાથી મહેશ્વર, વિષ્ણુ તથા અન્ય મહાત્માઓના હાથ-પગ ધોવડાવ્યા. પછી દેવોના દેવ મહેશ્વર એક ઊંચા આસન ઉપર બેઠા. દેવો તથા ઋષિગણો તેમની આગળ નીચાં આસનો પર બેઠા. સુગંધિત સોપારીના ટુકડા સહિત, ભીમસેની કપૂર તથા એલચી-લવિંગના ચૂર્ણ નાખેલાં, સોના-ચાંદીના વરખથી વીંટાયેલાં, કોહ્યા વિનાનાં-ગોળ તાંબૂલનાં બીડાં ગૌતમે સર્વને આપતાં પ્રથમ શંકરને આપ્યું. તેમને તે નિવેદન કરતી વખતે 'હે દેવ! આ તાંબૂલ ગ્રહણ કરો!' આમ મુનિએ કહ્યું.

શંકરે તાંબૂલનું બીડું હનુમાનને આપતાં કહ્યું: 'હે હરે! (કપે!) લો, તાંબૂલ લો! આમાંના સોપારીના ટુકડા મને આપો.

વાનર (હનુમાન) બોલ્યા: હે મહેશ્વર! મારામાં પવિત્રતા નથી. વાનર અનેક જાતનાં ફળ ખાતો હોય છે. તે પવિત્ર કેવી રીતે હોઈ શકે!

વિરૂપાક્ષ (મહાદેવ) આ સાંભળીને બોલ્યા: મારા વચન માત્રથી સર્વ કોઈ શુદ્ધ થઈ જાય છે. વિષ હોય તો અમૃત થઈ જાય છે. મારી વાણીથી જ સર્વ વેદો તથા દેવતાઓ ઉત્પન્ન થયા છે. મારી વાણી એ જ ધર્મ અને વિજ્ઞાન છે; મારી વાણીને લીધે જ 'મોક્ષ' શબ્દ બોલાતો હોય છે. પુરાણો, શાસ્ત્રો અને સ્મૃતિઓ મારી વાણીથી જ નિષ્પન્ન થયાં છે. માટે તમે તાંબૂલ લો ને સોપારીના ટુકડા મને આપો.

હરિએ (વાનર હનુમાને) સોપારીના ટુકડા સહિત પાનનું બીડું ડાબા હાથમાં લીધું અને તે ખોલીને તેમાંથી તાંબૂલપત્ર લઈને સોપારીના ટુકડા શંકરને આપી દીધા. સર્વ પ્રથમ તાંબૂલમાંથી કાઢી આપેલું કપૂર શિવજી ખાઈ ગયા. મહાદેવજી તાંબૂલ ચાવવા કરતા હતા એવામાં જય-વિજયનો હાથ પકડીને પાર્વતીજી મંદરાચલ પર્વત પરથી ગૌતમ મુનિના આશ્રમે આવ્યાં. ભગવાન શંકરનાં ચરણોને વંદન કરીને વિનમ્ર વદનવાળાં થયાં. તેમનું મુખ ઊંચું કરીને ત્રિલોચન તેમને કહેવા લાગ્યા.

હે દેવદેવેશિ! મેં તમારો અપરાધ કર્યો છે. કારણ કે તમને મૂકીને મેં જમી લીધું છે. વળી બીજી વાત પણ સાંભળો.

હું તમને ઘેર મૂકીને આવ્યો તે એક મોટું પાપ કર્યું. હે દેવેશિ! મને ક્ષમા કરો, કોપનો ત્યાગ કરી મારા પર દૃષ્ટિપાત કરો.

શંકરે પાર્વતીને આ પ્રમાણે કહ્યા છતાં તેમને બોલ્યાં નહીં ને અરુંધતી સાથે ચાલી નીકળ્યાં.

મુનિએ તેમને જતાં જોઈને તેમને દંડવત્ પ્રણામ કર્યા. શિવા(પાર્વતી)એ તેમને પૂછ્યું કે, 'હે ગૌતમ! શું ઇચ્છો છો!'

દેવી પાર્વતીને સ્મિત કરતાં જોઈને ગૌતમ બોલ્યા: 'આપ મારે ઘેર ભોજન કરો તો હું કૃતકૃત્ય થાઉં!'

હાથ જોડીને ઊભેલા વિપ્ર ગૌતમને શિવાએ કહ્યું: 'હે વિપ્ર! શંકરની સંમતિ હોય તો હું તમારે ઘેર જમીશ.'

આથી મુનિ ગૌતમે શિવની પાસે જઈને પ્રાર્થના કરી. તેમની આજ્ઞા મેળવીને તેમણે ગિરિજાદેવી તથા અરુંધતીને પ્રેમપૂર્વક જમાડ્યાં. સર્વ પ્રકારના ગંધપુષ્પાદિથી અલંકૃત થઈને જમ્યા પછી પાર્વતી પોતાની અનુચર હજારો કન્યાઓ સાથે હર(શંકર)ની પાસે ગયાં. એટલે શંકરે તેમને કહ્યું: 'તમે ગૌતમને આશ્રમે જાઓ. સંધ્યાની ઉપાસના કરીને હું તમારી પાસે આવીશ.' આ પ્રમાણે પાર્વતીને શંકરે કહેવાથી તેઓ ગૌતમના આશ્રમમાં આવ્યાં.

બ્રહ્મા, વિષ્ણુ, મહેશ અને દેવો તથા ઋષિઓ સંધ્યાવંદન કરવાની કામનાવાળા હોવાથી તે બધા એક તળાવ પર ગયા. તે મહેશ્વર આદિ સર્વ દેવોએ સંધ્યા કર્યા પછી ઉત્તરાભિમુખ થયેલા શંભુએ ન્યાસ કર્યા પછી જપ કરવા માંડ્યા. આ જોઈને મહાતેજસ્વી વિષ્ણુ, મહાદેવજીને કહેવાં લાગ્યા: જેને સર્વ જન વંદન કરે છે, જેનું બધાં પૂજન કરે છે, જેને સર્વ યજ્ઞોમાં હવ્ય આપવામાં આવે છે, એવા આપ કોનો જપ કરશો! આપની આગળ હાથ જોડીને બધા કેવળ આપની જ—એકલાની જ ઉપાસના કરે છે. તે દેવોના ઈશ આપ કોને હાથ જોડો છો? નમસ્કાર આદિ પુણ્યોનું ફળ આપનારા, હે મહેશ્વર! આપ જ છો. અમને ફળ આપનાર વંદનીય એવું કોણ છે, અથવા આપના કરતાં અધિક કોણ છે, તે મને કહો.

આ સાંભળીને ભગવાન શંકર દેવોના દેવ જનાર્દનને કહેવા લાગ્યા: હે ગોવિંદ! હું કોઈનું ધ્યાન કરતો નથી તેમ કોઈને વંદન કરતો નથી. પરંતુ નાસ્તિક જંતુઓની આ કાર્યમાં પ્રવૃત્તિ થાય તે માટે હું આ કરું છું. હે હરે! આ કાર્ય દર્શનીય છે, અનુકરણીય છે. આ કાર્ય કરવામાં ન આવે તો તેઓ પાપકર્મના ભાગીદાર થાય છે. માટે લોકોના ઉપકાર માટે આ સર્વ હું કરું છું!

'હા આપ બરાબર કહો છો!' આ પ્રમાણે હરિ(વિષ્ણુ)એ તેમને કહીને વંદન કર્યું અને તેમની આગળ તેઓ બેઠા. પછી દેવો તથા ઋષિઓ ગૌતમના આશ્રમે ગયા અને દેવાધિદેવ ભગવાન શૂલિનું તે સર્વ પૂજન કરવા લાગ્યા. હે મુનીશ્વર! હનુમાનની સાથે ભગવાન શંકર પણ ગાયન કરવા લાગ્યા. તે સમયે બીજા બધા પંચાક્ષરી મહાવિદ્યાનો જપ કરતા હતા. બ્રહ્મા તથા વિષ્ણુની સાથે ગમન કરનારા ભગવાન હર (મહાદેવ) હનુમાનના હાથનું અવલંબન કરીને ઉમા સાથે એક શય્યા પર બેઠા. તુંબરુ આદિ મુખ્ય ગંધર્વો ગાયન કરતા હતા. હનુમાન પણ ગાતા હતા. પરમેશ્વર—મહાદેવે અનેક પ્રકારના વિલાસ કર્યા. તેમણે પાર્વતીને પોતાની પાસે બોલાવીને કહ્યું: હે શુભે! અહીં મારી પાસે આવો—'હું તમારો અંબોડો વાળી આપું.'

દેવી પાર્વતી બોલ્યાં: પતિ વડે સ્ત્રીની સેવા કરવામાં આવે તે ઉચિત ન કહેવાય.

તમે મારા કેશનું પ્રસાધન કરો તો બીજો અનર્થ ઊભો થાય. હે દેવ! આ પ્રમાણે તમો મારો અંબોડો વાળવા બેસો તે ઇષ્ટ પણ નથી. અને તે બાંધ્યા પછી ખભાઓના પ્રદેશને પણ કેશગુંફનાદિ ક્રિયાઓ પછી સ્વચ્છ કરવાનો હોય છે અને પછી અંબોડામાં પુષ્પગુચ્છ–વેણી વગેરે બાંધી તેને શણગારવાની ક્રિયા કરવાની રહે છે.

'દેવાદિથી વંદિત હે વિભો! આપ એ રીતે મારો અંબોડો વાળતા હો અને કેશપ્રસાધન તથા પુષ્પગૂંથન આદિ કરતા હો તે સમયે જો મહાત્માઓ આવી ચડે તો તેમને શો ઉત્તર આપવો? અને માની લો કે તેઓ ન આવે તો ય તેમના આવવાનો ધ્રાસકો તો મનમાં રહ્યા જ કરે ને ઉત્સાહ હણાઈ જાય.' આ પ્રમાણે પાર્વતી કહેતાં હતાં ત્યારે શંકરે હાથથી તેમને પોતાની તરફ ખેંચ્યાં અને પોતાના સાથળ પર બેસાડ્યાં. તેમના કચબંધન(અંબોડા)ને છોડી નાખ્યો અને પોતાના બંને હાથથી વાળની લટો છૂટી કરી તથા નખથી લટોમાંના વાળેવાળને એકબીજાથી વિભક્ત કર્યા ને અંબોડો બાંધી વિષ્ણુએ આપેલ કલ્પવૃક્ષનાં પુષ્પોની માળા અંબોડામાં નાખી. ચમેલીની માળા કેશની લટો સાથે ગૂંથી. બ્રહ્માએ મહાદેવને આપેલી કલ્પવૃક્ષની માળા પાર્વતીના વસ્ત્રમાં સુગંધ પ્રસરાવી રહી હતી. પછી વિભુએ અંસપ્રદેશને સ્વચ્છ કરવાની ક્રિયા કરી. નીવીની નીચેનો ભાગ શિથિલ થવાથી તે પરનાં વસ્ત્રો નીચે કંઈક સરી જતાં ભગવાન શંકરે નીવી બંધ કરતી વખતે પૂછ્યું: 'હે દેવી! આ શું છે? અરે! આ તો તમારી નાસિકાનું ભૂષણ–નથની–છે. હું સત્ય જ કહું છું.'

આથી પર્વતનંદિની શિવાએ સ્મિત કરીને શંભુને કહ્યું: 'હે શંભો! આપનું મંદિર સર્વ વસ્તુઓથી સમૃદ્ધ છે–પરિપૂર્ણ છે. આ બધું હું પ્રથમથી જાણતી જ હતી. સર્વ પ્રકારની દ્રવ્ય સંપત્તિ ભૂષણોથી જ જાણવામાં આવી જાય છે. હે દેવ! આપનું મસ્તક બ્રહ્મશીર્ષની માળાથી વિભૂષિત છે. વક્ષઃસ્થલ નરમાળાથી શોભે છે. શેષ અને વાસુકિ નામના વિષયુક્ત બે નાગો આપનાં કંકણ છે. દિશાઓ એ આપનાં વસ્ત્ર છે. જટા આપના કેશ છે. ભસ્મ (રાખ) આપનો અંગરાગ–સુગંધી દ્રવ્યનું લેપન–ઉબટન અથવા પીઠી રૂપ છે. મહોક્ષ–મોટો બળદ આપનું વાહન છે. ગોત્ર અને કુળની કોઈને ખબર નથી અર્થાત્ આપનાં ગોત્ર અને કુળને કોઈ જાણતું જ નથી. આપનાં માબાપ વિષે પણ કંઈ જાણવામાં આવ્યું નથી–આપનાં માતા–પિતા કોણ છે તે કોઈ જાણતું નથી. આપની આંખો તથા શરીર પણ બેડોળ છે.'

આ પ્રમાણે ગિરિજા બોલી રહ્યાં હતાં ત્યારે વિષ્ણુએ તેમને ક્રોધે ભરાઈને કહ્યું: 'હે દેવી! જગતના પતિ અને દેવોના દેવ ભગવાન શંકરની તમે શા માટે નિંદા કરો છો. તમો સંયમનો ત્યાગ કરીને આ પ્રમાણે બોલો છો તેથી જણાય છે કે હે ભદ્રે! તમારા આ દુષ્પ્રાણ તમને પ્રિય નથી. આ વિષે કંઈ સંદેહ નથી. જ્યાં ઈશની નિંદા થાય ત્યાં મરણવ્રત હોતું નથી. અર્થાત્ હે ભદ્રે! મરણ અવશ્ય આવીને ઉપસ્થિત થાય છે! આ પ્રમાણે બોલીને હરિ નખો વડે ગિરિજાનું મસ્તક ચીરી નાખવા તૈયાર થયા.

તત્કાળ મહાદેવ હરિ(વિષ્ણુ)નો હાથ પકડીને બોલ્યા: 'આવું સાહસ કરશો નહીં પાર્વતીનાં સર્વ વચનો અર્થાત્ તે જે કંઈ કહે છે તે બધું મને પ્રિય છે; મને તેનું વચન અપ્રિય લાગતું નથી. હે હૃષીકેશ! મારું થોડું પણ અપ્રિય કોઈ કરી શકે નહીં.' આ સાંભળી ભગવાન હરિ મૌનનું અવ-

લંઘન કરીને ચૂપ થઈ રહ્યા.

ત્યાર પછી હનુમાનજી ભગવાન શંકર આગળ નિવેદન કરતા કહેવા લાગ્યાઃ હે દેવ! મેં નિષ્કામ પૂજા કરવાનું વ્રત ગ્રહણ કરેલું છે. તેથી હું પૂજા કરવા જાઉં, એ માટે મને આજ્ઞા આપવા આપ કૃપા કરો.

આ સાંભળી દેવોના દેવ શંકર સ્મિત કરીને કપીશ્વર હનુમાનને પૂછવા લાગ્યાઃ કોની પૂજા કયે સ્થળે કરવાની છે? કયાં પુષ્પ અને કયા પત્રથી પૂજા કરવાની છે. ગુરુ કોણ છે? મંત્ર શો છે અને કયા પ્રકારનું પૂજન છે? દેવોના ઈશ મહાદેવે આ પ્રમાણે પૂછવાથી નીતિથી સંપન્ન હનુમાન સર્વે અંગોમાં કંપ અનુભવતા આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા. મહાદેવને નમસ્કાર. શંકરને નમસ્કાર. અમિત આત્માને નમસ્કાર. યોગીને નમસ્કાર. યોગધાતાને નમસ્કાર. યોગીઓના ગુરુને નમસ્કાર, યોગ દ્વારા જ જાણી શકાય એવા દેવને નમસ્કાર. જ્ઞાનીઓના પતિને નમસ્કાર. આપ વેદોના પતિ છો. દેવોના પતિ છો. આપને નમસ્કાર છે. ધ્યાનને નમસ્કાર, ધ્યાનથી જાણવા યોગ્ય એવા આપને નમસ્કાર છે. ધ્યાતાઓના ગુરુને નમસ્કાર. હે અષ્ટમૂર્તે! આપને નમસ્કાર છે. પશુઓના પતિને નમસ્કાર, ત્ર્યંબકને નમસ્કાર, ત્રિનેત્રને નમસ્કાર, અર્થાત્ સોમ (ચંદ્ર), સૂર્ય અને અગ્નિરૂપ નેત્રવાળા આપને નમસ્કાર છે. ભૃંગરાજ, ધત્તૂર (ધંતૂરો), દ્રોણપુષ્પ જેને પ્રિય છે એવા આપને નમસ્કાર છે. બૃહતી (કંટકારિ), પૂગ (સોપારી), પુન્નાગ અને ચંપકાદિ આપને પ્રિય છે. તે આપને નમસ્કાર છે. નમસ્કાર છે. નમસ્કાર છે.. આપને વારંવાર નમસ્કાર છે.*

શિવે હરિ(હનુમાન)ને કહ્યું કે, હે હરે! બીશ નહીં, ભય પામીશ નહીં. મને સર્વ વૃત્તાંત જણાવ. આથી વાણી બોલવામાં કુશળ એવા વાક્યકોવિદ હનુમાન ભયનો ત્યાગ કરીને કહેવાં લાગ્યા :

શરીરે સારી રીતે ભસ્મ લગાડીને દિવસમાં પૂજન માટે લાવીને તૈયાર રાખેલાં જળ અને પુષ્પોથી તથા અન્ય પૂજન સામગ્રીથી શિવજીના બાણનું અર્ચન-પૂજન કરવું. હે દેવ! હવે શિવજીની પૂજાનો મંગળકારી વિધિ જણાવું છું. સાયંકાળ થતાં અશિરઃસ્નાન (વાયુસ્નાન) કરવું. અર્થાત્ પહેરેલાં બધાં વસ્ત્ર બદલી નાખી ધોયેલું કોરું વસ્ત્ર ધારણ કરી ત્રણ વાર પંચાક્ષર મંત્ર(ૐ નમઃ શિવાય)થી આચમન કરવું. પછી ભસ્મ લઈને પ્રણવથી અથવા પંચાક્ષર મંત્રથી આઠ વાર ભસ્મને અભિમંત્રિત કરીને શરીરે ભસ્મ લગાડવારૂપ આગ્નેયસ્નાન કરવું. પછી ફરીથી ભસ્મ લઈને તેને સાત વાર અભિમંત્રિત કરી, હાથમાં દર્ભ લઈને 'ઈશાનઃ સર્વ વિદ્યાનામ્' બોલી મસ્તક પર ભસ્મ લગાડવી. 'તત્પુરુષાય વિદ્મહે'-બોલી થોડીક ભસ્મ મુખમાં નાખવી. 'અઘોરેભ્યોથ ઘોરેભ્યઃ' બોલી વક્ષઃસ્થળમાં ભસ્મ લગાડવી. 'વામદેવાય નમઃ'-બોલી ગુહ્યસ્થાનમાં ભસ્મ લગાડવી. 'સદ્યોજાતં પ્રપદ્યામિ'-બોલીને બે પગમાં ભસ્મ લગાડવી અને પ્રણવ મંત્રથી સમગ્ર શરીર પર ભસ્મ છાંટી સમસ્ત અંગને ઉદ્ધૂલિત કરવું. ત્રૈવર્ણિકો (દ્વિજ) માટે

* नमो देवाय महते शंकरायामितात्मने ।
योगिने योगधात्रे य योगिनां गुरवे नमः ॥
योगगम्याय देवाय ज्ञानिनां पतये नमः ।
वेदानां पतये तुभ्यं देवानां पतये नमः ॥
ध्यानाय ध्यानगम्याय ध्यातॄणां गुरवे नमः ।
अष्टमूर्ते नमस्तुभ्यं पशूनां पतये नमः ॥
अंबकाय त्रिनेत्राय सोमसूर्याग्निचक्षुषे ।
भृङ्गराजधत्तूरद्रोणपुष्पप्रियस्य ते ॥
बृहतीपूगपुन्नागचंपकादिप्रियाय च ।
नमस्तेऽस्तु नमस्तेऽस्तु भूय एव नमो नमः ॥

આ ઉત્તમ આગ્નેય સ્નાનવિધિ કહ્યો. હવે ગુરુએ કહ્યા પ્રમાણેના શૂદ્રાદિ માટે આગ્નેય સ્નાનવિધિ કહું છું: 'શિવ' આ પદ બોલીને ભસ્મ લઈ સાત વાર તેને અભિમંત્રિત કરવી. 'શિવાય નમઃ' બોલીને મસ્તકમાં, 'શંકરાય નમઃ' બોલીને મુખમાં, 'સર્વજ્ઞાય નમઃ' બોલી હૃદયમાં, 'સ્થાણવે નમઃ' બોલી ફરીથી મુખમાં, 'સ્વયંભુવે નમઃ' બોલી બન્ને પગમાં ભસ્મ લગાડવી અને તે પછી 'નમઃ શિવાય' મંત્ર બોલીને આખા શરીર પર ભસ્મ છાંટીને ભસ્મસ્નાન અર્થાત્ આગ્નેય સ્નાન કરવું–આને જ સર્વાઙ્ગોદ્ધૂલન કહેવામાં આવ્યું છે. તે પછી બન્ને હાથ ધોઈને આચમન કરવું. હાથમાં દર્ભ ધારણ કરવા. દર્ભ ન મળે તો સુવર્ણ લેવું. તે ન મળે તો દૂર્વા લેવી. દૂર્વાના અભાવમાં ચાંદી લેવી. સંધ્યા ઉપાસના કરી ગાયત્રીમંત્રનો જપ કરવો. પછી દેવગૃહમાં–મંદિરમાં જવું. ત્યાં વેદી બનાવવી. માટીની બનાવેલી એ વેદી પર ચાર રંગોથી અથવા કેવળ શ્વેત રંગથી વિચિત્ર પદ્મ અને સ્વસ્તિકાદિ આલેખવાં. કમળ, ગદા, શંખ, ત્રિશૂળ, ડમરુ, પંચપ્રાસાદ, શિવલિંગ, કલ્પ-વૃક્ષ તથા ખૂણામાં ષટ્કોણ, ત્રિકોણ, નવકોણ, દ્વાદશકોણ, પાદુકા, વ્યજન (પંખો), ચામર, એ છત્ર, વિષ્ણુ, બ્રહ્માદિની આકૃતિઓ દેવાલય-માં પણ રંગીન ચૂર્ણોથી આલેખવી. જ્યાં ક્યાંય પણ દેવની પૂજા થાય ત્યાં આ પ્રમાણેની આકૃતિ આલેખવી. જાતે પોતાના હાથે આલેખેલી આકૃતિ શ્રેષ્ઠ માનવામાં આવેલ છે. વેચાતી લેવામાં આવેલી મધ્યમ ગણી છે. યાચના કરીને લાવવામાં આવેલી કનિષ્ઠ અને બળાત્કારથી ક્યાંકથી લીધી હોય તો અધમ કહી છે અને તે પ્રકારથી કરવામાં આવેલી પૂજાનું કશું જ ફળ મળતું નથી. રાતા સાઠી ચોખા, કોલમ ચોખા, ડાંગર આદિથી કમળના આકાર બનાવવા. પૂજા માટે પૂર્વ અથવા ઉત્તર દિશા તરફ મોઢું રહે તે પ્રમાણે આસન મૂકવું. આસન કેવા પ્રકારનું જોઈએ તે કહું છું. કુશ(દર્ભ)નું, વ્યાઘ્રચર્મ, રુરુમૃગ અથવા હરણના ચામડાનું, લાકડાનું, તાલપત્રનું, ઊનનું, સોનાનું, ચાંદીનું કે ગાયના છાણાંનું આસન લેવું. તે આસન ઉપર પદ્માસન અથવા સ્વસ્તિકાસનની સ્થિતિમાં બેસવું. પ્રાણાયામ કરવો અને વાણી સંયમમાં રાખી–મૌન ધારણ કરી અંતઃકરણમાં શિવનું ધ્યાન કરવું. પ્રાણીઓની હૃદયરૂપી ગુહામાં વિરાજમાન, સર્વ દિશાઓમાં મુખવાળા, સર્વ આભરણોથી સંયુક્ત, અણિમા આદિ ગુણોથી સંપન્ન શિવનું ધ્યાન કરીને તેમને ચિત્તમાં ધારણ કરવા અને તેમનો પ્રકાશ શરીરમાં પાથરવો. તે પ્રકાશને લીધે શરીરમાંનું પાપ નાશ પામે છે. દ્વાદશદલ, અષ્ટદલ, પંચદલ અથવા ત્રિદલ કમળથી આવૃત્ત રક્ત અથવા શ્વેત આસન પર શિવલિંગ મૂકવું. હૃદયરૂપી ગુહામાં રહેલા શિવનું ધ્યાન કર્યું હતું તે મહે-શાન–લિંગેશનું ચિંતન કરવું. એક શુદ્ધ કળશમાં સુગંધિ પુષ્પો નાખી જળને સુવાસિત કરવું. તેને પ્રણવથી અભિમંત્રિત કરવું. શૂદ્રોને માટે પ્રાણાયામનું વિધાન નથી. તેમણે કેવળ 'ૐ નમઃ શિવાય' પદ બોલી શિવનું ધ્યાન કરવું. પછી ગંધ, પુષ્પ, અક્ષત વગેરે પૂજાદ્રવ્ય પોતાની સમીપમાં રાખીને સંકલ્પ કરવો. 'શિવ પ્રસન્ન થાય તે માટે હું શિવની પૂજા કરીશ'–આ પ્રમાણે સંકલ્પ કરીને આવાહનાદિ કરવું. પછી શતરુદ્રવિધાન પ્રમાણે 'નમસ્તે રુદ્ર.' આદિ મંત્રથી શંકરને સ્નાન કરાવવું. શંકરના બાણ ઉપર જે ધારા અવિચ્છિન્નપણે પડતી હોય તે ધારાને 'મુક્તિધારા' કહેવામાં આવે છે. તે અવિચ્છિન્ન ધારાથી શંકરને જે એક વાર, ત્રણ વાર, પાંચ વાર,

સાત વાર, નવ વાર અથવા અગિયાર વાર 'સદ્યોજાત, વામદેવ'—આદિ રુદ્રનાં મુખોનો પાઠ—જપ કરવા સાથે એક માસ સુધી સ્નાન કરાવે છે તે 'મુક્તિસ્નાન' કહેવાય છે અને તે મોક્ષ આપનારું છે. અથવા શૈવવિદ્યાથી અથવા તો કેવળ પ્રણવનો ઉચ્ચાર કરતા રહીને મૃત્તિકાનાં પાત્રથી, નારિયેળનાં કોચલાંથી, કાંસાના પાત્રથી, મોતીની છીપથી અથવા પુષ્પનાં કેસરાંથી ભગવાન મહાદેવને સ્નાન કરાવવું. હવે શૃંગનો વિધિ અર્થાત્ શીંગડાથી ભગવાન શંકરને કેવી રીતે સ્નાન કરાવવું તે કહેવામાં આવે છે. શીંગડાને પ્રથમ અંદરથી, પછી બહારથી શુદ્ધ કરી તે વડે ભગવાનને સ્નાન કરાવવા યોગ્ય તે બનાવવું. તેને અંદર તથા બહારથી સુંવાળું બનાવવું. એનું કોઈ અંગ કાપવું નહીં. શીંગડાની ટોચ તરફ ભૂંગળીના જેવું સુંદર છિદ્ર પાડવું. તે છિદ્ર નાનું હોવું જોઈએ. દેવને સ્નાન કરાવવા માટે આવા પ્રકારનું ગવયશૃંગ (બળદનું શીંગડું) તૈયાર કરવું. શીંગડાના થડના મૂળભાગ તરફના દ્વારને બહારની બાજુએ તાંબાની પટ્ટીથી નાગાકારે ચારે બાજુથી મઢી લેવું અને ઉપરની બાજુના ફલસ્થાનમાં અર્થાત્ ટોચભાગમાં ચષક(મદ્યપાન કરવાના પાત્ર)ની ટોટીમાંના છિદ્ર જેવું નાનું છિદ્ર પાડવું. હવે આ ગવયશૃંગના દ્વારભાગમાંથી લિંગ ઉપર અદ્ધર રાખવામાં આવેલા મૂર્દ્ધ કલશમાં જળ પડવા માટે શીંગડાને જમણા હાથમાં રાખી ડાબા હાથે તેમાં જળ ભરવું, આ પ્રમાણે શીંગડામાં પૂરવામાં આવેલું અને મૂર્દ્ધ કલશમાં થઈને મુક્તિધારારૂપે શિવલિંગ ઉપર પડતું જળ પવિત્ર હોય છે અને તે પાપનો નાશ કરનારું હોવાનું માનવામાં આવ્યું છે. આ પ્રમાણે જળસ્નાન કરાવ્યા પછી પંચગવ્યથી સ્નાન કરાવવું. તે પછી પંચામૃતથી અને તે પછી ફરીથી મધુત્રય—શર્કરા—મધુ અને ઘૃતથી મહાદેવજીને સ્નાન કરાવવું. પછી શુદ્ધ જળથી સ્નાન કરાવીને દેવને ભૂષણોથી વિભૂષિત કરવા. પછી દેવને પાદ્ય, અર્ઘ્ય અને આચમન માટે જળ અર્પણ કરવું. વસ્ત્ર તથા ઉપવીત આપવાં. કર્પૂર, અગુરુ, કારીર—સુગંધી દ્રવ્ય અર્પણ કરી શિવલિંગનું પૂજન કરવું. (પોતાની) શક્તિ અનુસાર બાણુ મૂકવાના સમગ્ર પીઠને (માંડણીને) સુગંધમય બનાવવું. કાલીય (સુખડ), પુષ્પ તથા અનેક પૂજા દ્રવ્યો, ધૂપદ્રવ્યો—ગૂગળ—કપિલા ગાયના ઘીથી યુક્ત સર્વ ધૂપ વગેરે શંકરને અર્પણ કરવા: દીપ અર્પણ કરવો. ભગવાનને નૈવેદ્ય ધરવું, મુખશુદ્ધિ માટે તાંબૂલ આપવું. પ્રદક્ષિણા—નમસ્કાર પૂછી પૂજા સમાપ્ત થાય છે.

પૂજા પૂરી થઈ ગયા પછી ગીતિનાં પાંચ અંગોનો આરંભ કરવો. તે આ પ્રમાણે જણાવવામાં આવ્યાં છે. ગાયન ગાવાં, વાજાં વગાડવાં, પુરાણાદિની કથા કરવી, નૃત્ય કરવાં અને હાસ્ય તથા રમૂજ ઉપજાવે તેવી વાર્તાઓ કહેવી, આરતી ઉતારવી, પુષ્પાંજલિ આપવી અને દેવને સર્વસ્વ અર્પણ કરવું; ક્ષમાયાચના કરવી અને વિસર્જન કરવું. આ પંચોપચાર પૂજા કહેવાય છે. એવી જ રીતે ભૂષણ, છત્ર, ચામર, વ્યજન, ઉપવીત અર્પણ આદિથી ષોડશોપચાર પૂજન પણ થાય છે. બત્રીસ ઉપચારોથી જે માણસ શિવની આરાધના કરે છે તેનાં સર્વ પાપોનો એક જ દિવસમાં નાશ થાય છે.

હનુમાનજીનાં આ વચન સાંભળ્યા પછી ભગવાન શંકર કહેવા લાગ્યા: હે કપિશ્રેષ્ઠ! તમે આ પ્રમાણે મારું પૂજન કરવા કહ્યું તેના સારરૂપે ટૂંકમાં મારા પૂજનનો વિધિ તમને જણાવું છું. મારા બે પગનું પૂજન કરીને જ તમે પૂજાનું ફળ પ્રાપ્ત કરી લો.

આ સાંભળીને કપિશ્રેષ્ઠ હનુમાન ઉમાપતિ મહાદેવજીને કહેવા લાગ્યા : ગુરુએ લિંગપૂજા નિયમપૂર્વક કરવાનું જણાવેલું છે, તે પ્રમાણે જ પ્રથમ હું કરીશ અને હે દેવ! તે પછી હું આપનાં ચરણો પૂજીશ.

આ પ્રમાણે ભગવાન શંકરને હનુમાને કહ્યા પછી તેઓ શિવલિંગનું અર્ચન કરવા માટે એક તળાવને કાંઠે ગયા અને રેતીની વેદી બનાવી તાલપત્રનું આસન બનાવ્યું. હાથ-પગ ધોઈને આચમન કર્યું, પછી ભસ્મસ્નાન કર્યું અને ફરીથી આચમન કરીને મૌન ધારણ કર્યું. રેતીની બનાવેલી દેવવેદી ઉપર તેમણે એક સુંદર પદ્મનું આલેખન કર્યું. પછી તાલપત્ર ઉપર કપિએ પદ્માસન ધારણ કર્યું. ન્યાસ કર્યા પછી ભગવાન શંકરનું ધ્યાન કર્યું. પોતાના ગુરુ ઈશાનને પ્રણામ કરી જપ કરવા લાગ્યા. તે પછી હનુમાને ભગવાન શંકરના પૂજનની તૈયારી કરવા માંડી. ખાખરાનાં પાનમાંથી બનાવેલા બે પડિયામાં પવિત્ર જળ લઈ આવ્યા. આવાહન આદિ ક્રિયા કર્યા પછી સ્નાન કરાવવાની ક્રિયા સુધી આવી પહોંચ્યા. શિવલિંગ હાથમાં લઈને તેને સ્નાન કરાવ્યા પછી જોયું તો દેવનું પીઠસ્થાન અદશ્ય થયેલું જણાયું. કેવળ લિંગ જ હાથમાં રહેલ છે અને પીઠસ્થાન ન હોવાથી તે મહાયોગી હનુમાન ભયભીત થઈને કહેવા લાગ્યા : 'અરે ! મેં એવું તે કયું પાપ કર્યું છે કે જેથી પીઠરહિત શિવલિંગ જ કેવળ હાથમાં રહ્યું. જો પીઠસ્થાન નહિ મળી આવે તો આજે અવશ્ય મારું મરણ થશે. એટલા માટે હવે હું રુદ્રપાઠ કરવા માંડું જેથી મહેશ્વર અહીં પધારશે.' આ પ્રમાણે મનથી નિશ્ચય કર્યા પછી શતરુદ્ર ભણવા માંડયું. છતાં મહેશ ન આવ્યા ત્યારે કપીશ્વરે રુદન કરવા માંડયું. આથી વીરભદ્ર તે સ્થળે આવીને હનુમાનજીને કહેવા લાગ્યો : 'હે ભદ્ર! તમે શા માટે રડો છો? તેનું જે કારણ હોય તે મને કહો.' એ સાંભળીને હનુમાને વીરભદ્રને કહ્યું : 'મારા પાપકર્મના સંચયને લીધે આ લિંગ પીઠસ્થાનથી રહિત થયું છે, તે તો જુઓ!'

કપિની આ વાત સાંભળીને વીરભદ્ર બોલ્યો : જો પીઠસ્થાન ન આવે તો લિંગ સંબંધમાં તું સાહસ કર્મ કરીશ નહીં. જો પીઠસ્થાન અહીં નહીં આવે તો હું સર્વ લોકોને બાળી નાખીશ. પછી મને બતાવ જોઉં કે લિંગનું પીઠસ્થાન આવી ગયું કે નહીં!

હવે જ્યારે વીરભદ્રે જોયું કે લિંગના આધારરૂપ પીઠસ્થાન આવ્યું નથી ત્યારે પ્રતાપી વીરભદ્ર સર્વ લોકોને બાળી નાખવાની કામના કરવા લાગ્યો. પૃથ્વી ઉપર તેણે અગ્નિ નાખ્યો, જેથી તત્કાળ પૃથ્વી બળી ગઈ. પૃથ્વીની નીચેના અતળ, વિતળ, સુતળ, રસાતળ, તળાતળ, મહાતળ અને પાતાળ—આ સાત તલોને બાળી નાખીને પછી તે ઊર્ધ્વલોકોને બાળી નાખવા માટે તૈયાર થયો. પછી જનલોક સુધીના પાંચલોકને બાળી નાખ્યા. લલાટમાંના નેત્રમાંથી ઉત્પન્ન થયેલા અગ્નિને નખથી લઈને લીંબુના ફળ જેવડો કરી તેને હાથમાં લઈને તે મુનીશ્વર વિભુ વીરભદ્ર તપલોક અને સત્યલોકને બાળી નાખવા માટે તૈયાર થયો. તપલોકને બાળી નાખવા ઇચ્છતા વીરભદ્રને જોઈને તપલોકમાં રહેનારા મુનીઓ ગૌતમના આશ્રમે આવ્યા. પોતાના આત્મામાં રહેલા ભગવાન શંકરને તે મુનિઓએ ગૌતમના આશ્રમમાં જોયા નહીં. વેદમાંથી ઉત્પન્ન થયેલાં સ્તોત્રો દ્વારા તે મુનિઓ ભક્તિપૂર્વક ભગવાન શંકરની સ્તુતિ કરવા લાગ્યા :

અત્યંત તેજસ્વી પ્રણવસ્વરૂપ ભગવાન શંકરનું રૂપ ધ્યાન ધરવા યોગ્ય છે. સર્વ પુરુષાર્થરૂપ હોવાથી બ્રહ્મ જ વિચાર કરવા

યોગ્ય છે તેથી શિવ બ્રહ્મરૂપ 'किम्' છે, એટલા માટે તે શંકરને નમસ્કાર છે. એ દેવાધિદેવ મહાદેવ વેદો વડે જાણવા યોગ્ય છે. સૃષ્ટિના આદિ કર્તા બ્રહ્માદિ દેવોના અધીશ છે. વિષ્ણુના પ્રિય છે. દુઃખનો વિનાશ કરનારા છે અને સૃષ્ટિના સંહારક છે. સર્વ પ્રાણીઓના અધીશ્વર, આકાશસ્વરૂપ અનંત એવા ભગવાન શંકરને નમસ્કાર છે. સ્થાવર અને જંગમ–સર્વમાં વ્યાપીને રહેલાને નમસ્કાર છે. વેદોમાં ગુહ્ય, ભક્તોને પ્રિય, પાકભોક્તા, મખેશ, સર્પરૂપ, યજ્ઞોપવીતને ધારણ કરનારા, આદિ દેવ શિવને અમે નમસ્કાર કરીએ છીએ, નમસ્કાર કરીએ છીએ. જળવૃષ્ટિને હરી લેનાર, ત્રિમૂર્તિ, કાળના પણ કાળ હે નાથ! આપને નમસ્કાર છે. પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ– આ પાંચ તત્ત્વો; ચંદ્ર–સૂર્યમંડળના આત્મારૂપ અને વસ્તુઓને ધારણ કરનારા, અમંગળ તત્ત્વનો નાશ કરનારા, વીર શિવને અમે નમસ્કાર કરીએ છીએ. પૂજ્ય એવા જગતના નાથ અમારા પર સદા પ્રસન્ન થાય. કલાના નાથ, ભાલસ્વરૂપ, આત્મા, મહાત્મા, મનની જેમ સર્વ કરતાં આગળ જનાર, વાણી વડે ન વર્ણવી શકાય તેવા, જગતના મોહનો ધ્વંસ કરનાર, ભક્તિ અને મુક્તિ આપનાર, શુદ્ધ કીર્તિવાળા ભગવાન શંકર સદા પ્રસન્ન થાઓ. જેનાથી જગત ઉત્પન્ન થયું છે; ઉત્પન્ન થયેલાં પ્રાણીઓ ઈશને લીધે સ્થિત છે; એના જ રક્ષણને લીધે સર્વ વ્યક્ત થયેલ છે; એનામાં જ સર્વ લય પામશે, વાણીથી વિશેષ દૂર છે, તેથી જે વાણીનો વિષય થતો નથી તે ત્રણેય કાળનો આત્મા અમારાં પર પ્રસન્ન થાઓ. જેના આદિ, મધ્ય તથા અંતને તત્ત્વવેત્તાઓ પણ પોતાના અનુમાનથી જાણતા નથી તે સર્વની મૂર્તિરૂપ ભગવાન અમારા કલ્યાણ માટે સદા પ્રસન્ન થાઓ. અમારું કૃત્ય શું છે તે અમે અહીં જણાવીએ છીએ.*

આ પ્રકારની સ્તુતિ સાંભળીને ઐશ્વર્યાદિ આપનારા ભગવાન શિવે–વિષ્ણુને કહ્યું કે આ મુનિઓને મારી પાસે લાવો. આથી વિષ્ણુ તપોલોકમાં રહેનારા તે મુનિઓની પાસે ગયા અને તેમને સાંત્વન આપીને ભગવાન શંકરનાં દર્શન કરાવ્યાં.

પછી તેમને શંકરે પૂછ્યું : હે નિષ્પાપ મુનિઓ! તપોલોકમાંથી આ ભૂમિલોક ઉપર તમે શા હેતુથી આવ્યા છો?

ભગવાન શૂલિએ આ પ્રમાણે પૂછવાથી

---

* ॐ वेदवेद्याय देवाय तस्मै ।
शुद्ध प्रमाचिन्त्यरूपाय कस्मै ॥
ब्रह्माद्यधीशाय सृष्ट्यादिकर्त्रे ।
विष्णुप्रियार्तिहर्त्रेऽन्तकर्त्रे ॥
नमस्तेऽखिलाधीश्वरायांवराय ।
नमस्ते चरस्थावरव्यापकाय ॥
नमो वेदगुह्यायभक्तप्रियाय ।
नमः पाकभोक्त्रे मखेशाय तुभ्यम् ॥
नमस्ते शिवायादिदेवाय कुर्मो ।
नमो व्यालयज्ञोपवीतप्रधर्त्रे ॥
नमस्ते सुराबिन्दुवर्षापनाय ।
त्रयोमूर्तये कालकालाय नाथ ॥
धरित्रीमरुद्व्योमतोयेन्दुवह्नि-
प्रभामंडलात्माष्टधामूर्तिधर्त्रे ॥
शिवायाशिवघ्नाय वीराय भूमात्
सदा नः प्रसन्नो जगन्नाथकेज्यः ॥
कलानाथ भालाय आत्मा महात्मा ।
मनो ह्यग्रयाने निरूप्यो न वाग्भिः ॥
जगज्जाड्यविध्वंसनो भुक्तिमुक्ति-
प्रदः स्तात्प्रसन्नः सदा शुद्धकीर्तिः ॥
यतः संप्रसूतं जगज्जातमीशात्
स्थितं येन रक्षापता मावितं च ॥
लयं दास्यते यत्र वाचां विदूरे ।
स वै नः प्रसन्नोऽस्तु कालत्रयात्मा ॥
यदादिं च मध्यं तथान्तं न केऽपि ।
विजानन्ति विज्ञा अपि स्वानुमानाः ॥
स वै सर्वमूर्तिः सदा नो विभूत्यै ।
प्रसन्नोऽस्तु किं ज्ञापयामोऽत्र कृत्यम् ॥

તે શ્રેષ્ઠ મુનિઓ બોલ્યા : હે દેવ! બાર લોકો બળીને ભસ્મ થઈ ગયા હોવાથી તેમની રાખના ઢગલા દેખાય છે. કેવળ આ વન જ એકલું બળી ગયા વિનાનું રહ્યું છે, તે આપ જુઓ. આ પ્રમાણે લોકોનો ક્ષય થઈ ગયો હોવાનું સાંભળીને ગિરિ (પર્વત) ઉપર શયન કરનારા તે ભગવાન ગિરિશે ઉર્ધ્વરેતા-નૈષ્ઠિક બ્રહ્મચર્યનું પાલન કરનારા તે મુનિઓને કહ્યું : હે મુનિઓ! ભૂર્લોક બળી ગયો છે તેમ પાતાળ લોક બળી ગયા વિષે પણ સંદેહ નથી. તમે આ એકાંત સ્થળમાં આવીને રહ્યા છો તે પરથી ઉપરના પાંચ લોકો પણ બળી ગયા વિષે અમને સંદેહ થાય જ છે. પણ એ લોકો બળતી વખતે અગ્નિની વૃષ્ટિ થઈ નહીં તેમ જ કોઈ મોટો અવાજ પણ થયો નહીં. આમ શાથી બન્યું?

તે મુનીશ્વરો સર્વવ્યાપક વિભુ એવા ભગવાન શંકરની વાત સાંભળીને બ્રહ્મા તથા દેવો વગેરેની સાથે તે દેવને હાથ જોડીને કહેવા લાગ્યા : અમને અત્યારે આપના વીરભદ્રથી ભય ઉત્પન્ન થયો છે. અગ્નિવૃષ્ટિનું પાન કરવાની ઇચ્છા ધરાવનારો તે જ તે વૃષ્ટિનું પાન કરી ગયો છે.

મહાદેવજીએ વીરભદ્રને બોલાવીને પૂછ્યું : હે વીર! આ શું થયું છે?

વીરભદ્ર બોલ્યો : કપિ (હનુમાન) શિવના લિંગનું પૂજન કરતા હતા ત્યારે તે લિંગનું પીઠસ્થાન અદશ્ય થઈ જવાથી મેં આ સર્વ કંઈ કર્યું છે.

આ સાંભળીને ભયથી વિહ્વળ થયેલા તે મુનિઓને કલ્યાણ કરનારા મહાદેવે કહ્યું : હે દ્વિજો! કપિના ચિત્તને જાણવા માટે મેં આ કર્યું છે. આ વિષયમાં કોઈને ઠપકો આપશો નહીં. આપને સુખકારક સર્વ પ્રકારની સગવડ પ્રાપ્ત થાય તેવું હમેશ માટે કરી આપું છું.

આ પ્રમાણે કહીને કૃપાના સાગર દેવોના દેવ વિભુ એવા મહાદેવે અગાઉ બળી ગયેલા તે લોકોને, પ્રથમ હતા તેવા જ સુંદર બનાવી દીધા. પછી વિશ્વના આત્મારૂપ ભગવાન શંકરે વીરભદ્રને કહ્યું : વત્સ! તું ભક્તોનું સદા કલ્યાણ ઇચ્છે છે, તે બહુ સારી વાત છે. તારી વિપુલ કીર્તિ લોકમાં સદાકાળ માટે ટકી રહેશે.

આ પ્રમાણે મહેશ્વરે વીરભદ્રને કહ્યા પછી તેઓ તેને ભેટ્યા, તેનું માથું સૂંઘ્યું અને તેને પ્રસન્ન થઈને તાંબૂલ આપ્યું. હવે હનુમાને પણ ઈશનું યોગ્ય રીતે પૂજન કર્યું અને પૂજા સમાપ્ત થવાથી તેઓ પ્રસન્ન થયા. એવામાં વનમાં વિચરતા એક ગંધર્વને હનુમાને વિપંચિકા-વીણા સાથે તે સ્થળે જોયો. તેમણે તેને કહ્યું કે તારી વીણા મને આપ.

ગંધર્વે કહ્યું કે, આ વીણા મને ઘણી પ્રિય છે તેથી તેનો હું ત્યાગ કરી શકું તેમ નથી. મારાથી વીણા નહિ આપી શકાય.

કપીશ્વર હનુમાને તેને કહ્યું : હે ગંધર્વ! મને પણ આ વીણા ગમે છે, માટે મને આપી દે.

આ પ્રમાણે કહેવા છતાં ગંધર્વે પોતાની પ્રિય વીણા કપિને આપી નહીં ત્યારે હનુમાને તેને એક મુષ્ટિપ્રહાર કર્યો. એક જ પ્રહારે ગંધર્વને ભોંયભેગો કરી દીધો. સ્વર અને તંતુથી યુક્ત તે મોટી વીણા લઈને વાનરોમાં શ્રેષ્ઠ હનુમાને શિવની સમીપમાં ગાયન ગાવાનો પ્રારંભ કર્યો. સુંદર ગાયન ગાઈને જગતના ઈશ્વર ભગવાન શંકરને હનુમાને પ્રસન્ન કર્યા અને કંટકારિનાં પવિત્ર પુષ્પોથી મહાદેવજીનાં ચરણોનું તેણે પૂજન કર્યું.

આથી પ્રસન્ન થયેલા વિશ્વાત્મા શંકરે પણ મુનિઓ, દૈત્યો, દેવતાઓ અને રાજાઓની સન્નિધિમાં અર્થાત્ તેઓ પાસે બેઠેલા હતા ત્યારે હનુમાનને વર આપ્યો : કલ્પના

અંત સુધી જીવતા રહો. સમુદ્રને ઓળંગી જવાની શક્તિ તમને પ્રાપ્ત થાઓ. તમને સર્વ શાસ્ત્રોનું જ્ઞાન થાય. તમારામાં બળની ઉન્નતિ થાય.

મહાત્મા મહેશે આપેલું આ પ્રકારનું વરદાન મેળવી, હે વિપ્રેન્દ્ર! હનુમાન મારી દૃષ્ટિ સમક્ષ ઘણા હર્ષિત થયા.

સર્વ ભૂષણોથી વિભૂષિત અંગવાળા, પોતાના તેજથી દેવોના તેજને ઝાંખા પાડનારા, પ્રસન્નસ્વરૂપ, તરુણ અને શિવના અંશરૂપ હનુમાન સર્વ દેવોનું ચિંતન કરવા લાગ્યા.

પછી મુનીશ્વર હનુમાનને મહાદેવજીએ મારી સેવા કરવા માટે આજ્ઞા કરવાથી હું પણ એને, મહાદેવે ચંદ્રને શિર પર ધારણ કરેલો છે તેમ મારા મૂર્દ્ધાસ્થાને રાખું છું અર્થાત્ અત્યંત પ્રિય ગણું છું.

હે વિપ્રર્ષે! વધારે શું કહેવું! બુદ્ધિમાં ન્યાયમાં, ધૈર્યમાં હનુમાનના જેવું અન્ય કોઈ ક્યાંય નથી. હે વિપ્ર! આ ચરિતનો પાઠ કરવાથી કે એને સાંભળવાથી સર્વ પાપોનો નાશ થાય છે. આવું આ પાપને નાશ કરનારું સર્વ ચરિત મેં તમને કહ્યું. તેથી હવે તમારી ઇચ્છા પ્રમાણે તમે જઈ શકો છો.

ધીમાન રઘુનાથ રામભદ્રનું આ કથન સાંભળીને તેનો સ્વીકાર કરી, હું આવ્યો હતો તે પ્રમાણે જ તેમને વંદન કરી ચાલ્યો ગયો.

હે વિપ્ર! સુખ અને મોક્ષને આપનાર હનુમાનના આ ચરિતનો સાર મેં તમને કહી સંભળાવ્યો. હવે બીજું શું સાંભળવા ઇચ્છો છો? ૧–૩૫૮

एतत्तेऽभिहितं विप्र चरितं च हनूमतः ।
सुखदं मोक्षदं सारं किमन्यच्छ्रोतुमिच्छसि ॥३५८॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં તૃતીય પાદમાં 'હનુમાનચરિત' નામનો ૭૯ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૮૦ મો : શ્રીકૃષ્ણ સંબંધી મંત્રોના અનુષ્ઠાનનો વિધિ

सूत उवाच ।

श्रुत्वा तु नारदो विप्राः कुमारवचनं मुनिः ।
यत्पप्रच्छ पुनस्तच्च युष्मभ्यं प्रवदाम्यहम् ॥ १ ॥

સૂત બોલ્યા : હે વિપ્રો! સનત્કુમારનું વચન સાંભળ્યા પછી નારદ મુનિએ ફરીથી જે પૂછ્યું તે હું તમને કહું છું.

કાર્તવીર્યનું કવચ તથા હનુમાનની અતિ કલ્યાણકારી ચરિત ગાથા સાંભળીને ફરીથી આ પ્રમાણે કહેવા લાગ્યા.

નારદ બોલ્યા: હે મુનિશ્રેષ્ઠ! તમે શિવની તથા હનુમાનની મંગલમય કથા કૃપા કરીને સંભળાવી તે ઘણું સારું કર્યું. હે મહાભાગ! આ કથાઓનો નિયમ પ્રમાણે જે ક્રમ હોય તે વિગતવાર કહી સંભળાવો. હે જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ! આ સિવાય બીજું કંઈ પૂછવાથી શું પ્રયોજન?

સનત્કુમાર બોલ્યા: નારદ! હવે હું ભોગ અને મોક્ષરૂપ ફળ આપનારા શ્રીકૃષ્ણના મંત્રોનું વર્ણન કરીશ. કામ (ક્લીં), 'ઙે' ચતુર્થી વિભક્તિના અંતવાળા કૃષ્ણ અને ગોવિંદપદ (કૃષ્ણાય ગોવિંદાય), પછી 'ગોપીજનવલ્લભાય સ્વાહા' (ક્લીં કૃષ્ણાય ગોવિંદાય ગોપીજનવલ્લભાય સ્વાહા) આ અઢાર અક્ષરોનો મંત્ર છે. આની અધિષ્ઠાત્રી દેવી દુર્ગા છે. આ મંત્રના નારદ ઋષિ, ગાયત્રી છંદ, પરમાત્મા શ્રીકૃષ્ણ દેવતા, ક્લીં બીજ અને સ્વાહા શક્તિ છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ–ચારે પુરુષાર્થોની સિદ્ધિને માટે આનો વિનિયોગ કરવામાં આવે છે. શ્રેષ્ઠ સાધકે ઋષિનો શિરમાં, છંદનો મુખમાં, દેવતાનો હૃદયમાં, બીજનો ગુહ્યમાં અને શક્તિનો ચરણમાં ન્યાસ કરવો. જેમ કે નારદર્ષયે નમઃ શિરસે, ગાયત્રી-છંદસે નમઃ મુખે, શ્રીકૃષ્ણપરમાત્મદેવતાયૈ

નમઃ હૃદિ, ક્લીં બીજાય નમઃ ગુહ્યે, સ્વાહા શક્તયે નમઃ પાદયોઃ–આ ઋષ્યાદિ ન્યાસ છે. મંત્રના ચાર, ચાર, ચાર, ચાર અને બે અક્ષરોથી પંચ અંગન્યાસ કરવા. તે આ પ્રમાણે–ક્લીં કૃષ્ણાય હૃદયાય નમઃ, ગોવિંદાય શિરસે સ્વાહા; 'ગોપીજન' શિખાયૈ વષટ્, 'વલ્લભાય' કવચાય હું, 'સ્વાહા' અસ્ત્રાય ફટ્, તે પછી તત્ત્વન્યાસ કરવા. તત્પશ્ચાત્ હૃદયકમળમાં ક્રમશઃ દ્વાદશકળા વ્યાપ્ત સૂર્યમંડળ, ષોડશકળા વ્યાપ્ત ચંદ્રમંડળ તથા દશકળા વ્યાપ્ત અગ્નિમંડળનો ન્યાસ કરવો. સાથે જ મંત્રના પદોમાં રહેલા આઠ, આઠ અને બે અક્ષરો પણ ક્રમશઃ તે મંડળો સાથે જોડી દઈ તે સર્વનો હૃદયમાં ન્યાસ કરવો. જેમ કે ક્લીં કૃષ્ણાય ગોવિંદાય એ દ્વાદશ કલાવ્યાપ્તસૂર્યમંડલાત્મને નમઃ ગોપીજનવલ્લભાય ૐ ષોડશકલાવ્યાપ્તચંદ્રમંડલાત્મને નમઃ સ્વાહા, એ દશકલાવ્યાપ્તવહ્નિમંડલાત્મને નમઃ–(હૃત્પુણ્ડરીકે), તે પછી આકાશાદિનાં સ્થળોમાં અર્થાત્ મૂર્ધા, મુખ, હૃદય, ગુહ્ય તથા ચરણોમાં ક્રમશઃ વાસુદેવ આદિનો ન્યાસ કરવો. વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ તથા નારાયણ–આ વાસુદેવ આદિ કહેવાય છે. આ ક્રમશઃ પરમેષ્ઠી આદિથી યુક્ત છે. પરમેષ્ઠિ–પુરુષ, શૌચ, વિશ્વ, નિવૃત્તિ તથા સર્વ–આ પરમેષ્ઠ્યાદિ કહેવામાં આવ્યા છે. પરમેષ્ઠિ–પુરુષ આદિ ક્રમશઃ શ્વેતવર્ણ, અનિલવર્ણ, અગ્નિવર્ણ, અમ્બુવર્ણ તથા ભૂમિવર્ણના છે. આ સર્વનો પૂર્વવત્ ન્યાસ કરવો (જેમ કે શ્વેતવર્ણ પરમેષ્ઠિ–પુરુષાત્મને વાસુદેવાય નમઃ મૂર્દ્ધનિ, અનિલવર્ણશૌચાત્મને સંકર્ષણાય નમઃ મુખે, અગ્નિવર્ણવિશ્વાત્મને પ્રદ્યુમ્નાય નમઃ હૃદયે, અમ્બુવર્ણનિવૃત્ત્યાત્મનેઽનિરુદ્ધાય નમઃ ગુહ્યે. ભૂમિવર્ણસર્વાત્મને નારાયણાય નમઃ પાદયોઃ) 'ૐ ક્ષ્રૌં કોપતત્ત્વાત્મને નૃસિંહાય નમઃ ઇતિ સર્વાંગે. આ પ્રમાણે સંપૂર્ણ અંગમાં ન્યાસ કરવો. આને તત્ત્વન્યાસ કહ્યો છે. વાસુદેવ આદિ નામોનું 'ઙે' (ચતુર્થી) વિભક્તિના અંતવાળું રૂપ જ ન્યાસમાં ગ્રાહ્ય છે. આ વાત શ્રેષ્ઠ સાધકોએ જાણવી જોઈએ. તે પછી મંત્રજ્ઞ પુરુષે મૂળમંત્ર ચાર વાર ભણી પૂરક, છ વાર ભણીને કુંભક અને બે વાર ભણીને રેચક કરી પ્રાણાયામ કરવો. કેટલાક આચાર્યોનું અહીં એવું કથન છે કે પ્રાણાયામ પછી પીઠન્યાસ કરીને બીજા ન્યાસોનું અનુષ્ઠાન કરવું. આગળ બતાવવામાં આવનારી વિધિ અનુસાર દશ તત્ત્વાદિ ન્યાસ કરીને વિદ્વાન પુરુષે મૂર્તિપંજર નામક ન્યાસ કરવો. પછી કિરીટ મંત્ર દ્વારા બુદ્ધિમાન સાધકે સર્વાંગમાં વ્યાપક ન્યાસ કરીને પ્રણવથી સંપુટિત કરેલ મંત્રને ત્રણ વાર બન્ને હાથોની પાંચે આંગળીઓમાં વ્યાપ્ત (વિન્યસ્ત) કરવો. તે પછી ત્રણ વાર પંચાંગ ન્યાસ કરવા. ત્યાર પછી મૂળ મંત્ર ભણીને માથાથી પગ સુધી વ્યાપક ન્યાસ કરવો. પછી કેવળ પ્રણવ દ્વારા એક વાર વ્યાપક ન્યાસ કરીને મંત્રન્યાસ કરવો. તે પછી ફરીથી નેત્ર, મુખ, હૃદય, ગુહ્ય અને બે પગમાં ક્રમશઃ મંત્રના પાંચ પદોનો તેમના અંતમાં 'નમઃ' લગાડીને ન્યાસ કરવો (જેમ કે ક્લીં નમઃ નેત્રદ્વયે, કૃષ્ણાય નમઃ મુખે, ગોવિંદાય નમઃ હૃદયે, ગોપીજનવલ્લભાય નમઃ ગુહ્યે સ્વાહા નમઃ પાદયોઃ) ફરીથી ઋષિ આદિ ન્યાસ કરીને પૂર્વોક્ત પંચાંગ ન્યાસ કરવા.

હવે હું સર્વ ન્યાસોમાં ઉત્તમોત્તમ પરમગુહ્ય ન્યાસનું વર્ણન કરું છું. જેના જાણવા માત્રથી માણસ જીવનમુક્ત તથા અણિમા આદિ આઠે સિદ્ધિઓનો અધીશ્વર બને છે; જેની આરાધનાથી મંત્રનો ઉપાસક શ્રીકૃષ્ણનું સાન્નિધ્ય પ્રાપ્ત કરી લે છે. પ્રણવાદિ વ્યાહૃતિઓથી સંપુટિત મંત્રનો અને મંત્રથી સંપુટિત પ્રણવાદિનો તથા ગાયત્રીથી સંપુટિત મંત્રનો અને મંત્રથી

સંપુટિત ગાયત્રીનો માતૃકાસ્થળમાં ન્યાસ કરવો. માતૃકા સંપુટિત મૂળનો અને મૂળથી સંપુટિત માતૃકા વર્ણોનો નિયત કરેલા સ્થળમાં ન્યાસ કરવો. તે પછી પૂર્વોક્ત ન્યાસ કરવા જોઈએ. આ પ્રમાણે ઉપર્યુક્ત છ પ્રકારના ન્યાસ કરવા. આને ષોઢાન્યાસ કહેવામાં આવેલ છે. આ શ્રેષ્ઠ ન્યાસના અનુષ્ઠાનથી સાધક સાક્ષાત્ ભગવાન શ્રીકૃષ્ણ સમાન બને છે. ન્યાસથી સંપુટિત પુરુષને જોઈને સિદ્ધ, ગંધર્વ, કિન્નર અને દેવતાઓ પણ તેને નમસ્કાર કરે છે; તો પછી આ ભૂતળ પર માણસો માટે તો કહેવાનું જ શું હોય ? તે પછી 'ૐ નમઃ સુદર્શનાય અસ્ત્રાય ફટ્' આ મંત્રથી દિગ્બંધ કરવો. ત્યાર બાદ પોતાના હૃદયમાં સર્વ અભીષ્ટ વસ્તુઓને આપનારા ઇષ્ટદેવનું આ પ્રમાણે ધ્યાન કરવું :

उत्फुल्लकुसुमव्रातनम्रशाखैर्वरद्रुमैः ।
ससेरमञ्जरीवृन्दवल्लरीवेष्टितैः शुभैः ॥
गलत्परागधूलिभिः सुरभीकृतदिङ्मुखैः ।
स्मरेच्छिशिरितं वृन्दावनं मन्त्री समाहितः ॥
उन्मीलन्नवकञ्जालि विगलन्मधुसञ्चयैः ।
लुब्धान्तःकरणैर्गुञ्जद्द्विरेफपटलैः शुभम् ॥
मरालपरभृत्कीरकपोतनिकरैर्मुहुः ।
मुखरीकृतमानृत्यन्मायूरकुलमञ्जुलम् ॥
कालिन्द्या लोलकल्लोलविप्रुषैर्मन्दवाहिभिः ।
उन्निद्राम्बुरुहव्रातरजोभिर्धूसरैः शिवैः ॥
प्रदीपितस्मरैर्गोष्ठीसुन्दरीमृदुवाससाम् ।
विलोलनपरैः संसेवितं वा तैर्निरन्तरम् ॥
स्मरेत्तदन्ते गीर्वाणभूरुहं सुमनोहरम् ।
तदधः स्वर्णवेद्यां च रत्नपीठमनुत्तमम् ॥
रत्नकुट्टिमपीठेऽस्मिन्नरुणं कमलं स्मरेत् ॥
अष्टपत्रं च तन्मध्ये मुकुन्दं संस्मरेत्स्थितम् ॥
फुल्लेन्दीवरकान्तं च केकिबर्हावतंसकम् ।
पीतांशुकं चन्द्रमुखं सरसीरुहनेत्रकम् ॥
कौस्तुभोद्भासिताङ्गं च श्रीवत्साङ्कं सुभूषितम् ।
व्रजस्त्रीनेत्रकमलाभ्यर्चितं गोगणावृतम् ॥
गोपवृन्दयुतं वंशीं वादयन्तं स्मरेत्सुधीः ।

મંત્રોપાસકે એકાગ્રચિત્ત થઈને વૃંદાવનનું ચિંતન કરવું કે, જે શુભ તેમ જ સુંદર હર્યાભર્યા વૃક્ષોથી પરિપૂર્ણ તથા શીતળ છે. તે વૃક્ષોની શાખાઓ ખીલેલાં પુષ્પોના સમૂહોના ભારથી નમેલી છે. તેમના પર પ્રફુલ્લ મંજરીઓથી યુક્ત વિકસિત લતાવલ્લરીઓ ફેલાયેલી છે. તે વૃક્ષો પોતાના ઉપરથી ખરતા પુષ્પપરાગરૂપ ધૂલિકણોથી સંપૂર્ણ દિશાઓને સુવાસિત કરતાં રહે છે. ત્યાં ખીલતાં નૂતન કમળ-વનોથી નીકળતી મધુધારાઓના સંચયથી લુબ્ધ અંતઃકરણવાળા ભ્રમરોનો સમુદાય મનોહર ગુંજારવ કરતો રહે છે. હંસ, કોયલ, શુક અને પારાવત આદિ પક્ષીઓનો સમૂહ વારંવાર કલરવ કરીને વૃંદાવનને કોલાહલથી પૂર્ણ રાખે છે. ચારે બાજુ નૃત્ય કરતો મોરનો સમુદાય તે વનને અનેરી શોભા આપે છે. તેથી વન મનોરમ જણાય છે. કાલિંદીની ચંચળ લહેરોમાંથી જળ-બિંદુઓ લઈને મંદ મંદ ગતિથી પ્રવાહિત થનારો શીતળ સુખદ વાયુ વિકસિત થયેલાં કમળોનાં પરાગના પુંજથી ધૂસર-ધૂળિયો થઈ રહ્યો છે. વ્રજની સ્ત્રીઓનાં મૃદુલ વસ્ત્રોનાં અંચલોને તે ચંચળ કરી દે છે અને આ પ્રમાણે મનમાં પ્રેમના ઉન્માદનું ઉદ્દીપન કરતો તે મંદ વાયુ વૃંદાવનનું નિરંતર સેવન કરતો રહે છે. તે વનમાં એક અત્યંત મનોહર કલ્પવૃક્ષનું ચિંતન કરવું. તેની નીચે સુવર્ણમય વેદી પર પરમ ઉત્તમ રત્નમય પીઠ શોભી રહેલ છે. ત્યાંના આંગણાની ભૂમિ પણ રત્નજડિત છે. તે રત્નમય પીઠ પર લાલ રંગના અષ્ટદળ કમળની ભાવના કરવી કે જેના મધ્ય ભાગમાં શ્રીમુકુંદ વિરાજમાન છે. તેમના સ્વરૂપનું આ પ્રમાણે ધ્યાન

કરવું. તેમના અંગની કાંતિ વિકસિત નીલ કમળ સમાન શ્યામ છે. તેમણે મોરપંખનો મુકુટ ધારણ કરેલો છે. કટિભાગમાં પીતાંબર શોભી રહ્યું છે. તેમનું મુખ ચંદ્રમાને લજ્જિત કરી રહ્યું છે. નેત્રો ખીલેલાં કમળોની શોભાને ખૂંચવી લેતાં હોય છે. તેમનું સંપૂર્ણ અંગ કૌસ્તુભમણિની પ્રભાથી પ્રકાશિત થઈ રહ્યું છે. વક્ષઃસ્થળમાં શ્રીવત્સનું ચિહ્ન સુશોભિત છે. તેઓ પરમ સુંદર દિવ્ય આભૂષણોથી વિભૂષિત છે. વ્રજની સુંદરીઓ જાણે પોતાનાં નેત્રકમળોના ઉપહારથી તેમની પૂજા કરે છે. ગાયો તેમને બધી બાજુએથી ઘેરીને ઊભેલી છે. ગોપવૃંદ તેમની સાથે છે અને તેઓ વાંસળી વગાડી રહ્યા છે. વિદ્વાન પુરુષે ભગવાનનું ચિંતન કરવું.

બુદ્ધિમાન સાધકે આ પ્રમાણે ધ્યાન કરીને પહેલાં વીસ હજાર મંત્ર જપવા. પછી એકાગ્ર ચિત્ત થઈને લાલ કમળ પુષ્પોની દશાંશ આહુતિ આપવી. તે પછી સાવધાન થઈને મંત્રસિદ્ધિ માટે પાંચ લાખ જપ કરવા. લાલ કમળની આહુતિ આપીને સાધક સંપૂર્ણ સિદ્ધિઓનો સ્વામી થઈ જાય છે. પૂર્વોક્ત વૈષ્ણવ પીઠ પર મૂળમંત્રથી મૂર્તિ નિર્માણ કરીને તેમાં ગોપીજન મનોહર શ્યામસુંદર શ્રીકૃષ્ણનું આવાહન અને પૂજન કરવું. મુખમાં વેણુની પૂજા કરીને વક્ષઃસ્થળમાં વનમાળા, કૌસ્તુભ તથા શ્રીવત્સનું પૂજન કરવું. તે પછી પુષ્પની અંજલિ આપવી. પછી બુદ્ધિમાન ઉપાસકે દેવેશ્વર શ્રીકૃષ્ણનું ચિંતન કરતા રહીને તેમની જમણી બાજુએ શ્વેતચંદન ચર્ચિત તુલસી અને ડાબી બાજુએ રક્તચંદન તુલસી સમર્પિત કરવી. તે પછી બે અશ્વમાર (કણેર) પુષ્પોથી તેમના હૃદય અને મસ્તકની પૂજા કરવી. પછી મસ્તક પર વિધિપૂર્વક બે કમળ ફૂલ ચડાવવાં. તે પછી તેમનાં સર્વ અંગોમાં બે તુલસી દળ, બે કમળ પુષ્પ અને બે અશ્વમાર (કણેર), રાતાં અને ધોળાં પુષ્પ ચડાવી સર્વ પ્રકારનાં પુષ્પો અર્પણ કરવાં. ગોપાલ શ્રીકૃષ્ણના દક્ષિણ ભાગમાં અવિનાશી નિર્મળ ચૈતન્યસ્વરૂપ ભગવાન વાસુદેવનું તથા વામ ભાગમાં રજોગુણ સ્વરૂપ રુક્મિણી દેવીનું પૂજન કરવું. આ પ્રમાણે ગોપાલનું સારી રીતે પૂજન કરીને આવરણ દેવતાઓનું પૂજન કરવું. દામ, સુદામ, વસુદામ અને કિંકિણી આમનું ક્રમશઃ પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તરમાં પૂજન કરવું. દામ આદિ શબ્દોના આદિમાં પ્રણવ અને અંતમાં 'ઙે' (ચતુર્થી) વિભક્તિ તથા નમઃ પદ લગાડવાં જોઈએ. (જેમ કે ૐ દામાય નમઃ વગેરે, જો દામ શબ્દ નાન્ત હોય તો 'દામ્ને નમઃ' આ રૂપ થશે.) અગ્નિ, નૈર્ઋત્ય, વાયવ્ય તથા ઈશાન ખૂણાઓમાં ક્રમશઃ હૃદય, શિર, શિખા તથા કવચનું પૂજન કરીને સઘળી દિશાઓમાં અસ્ત્રોનું પૂજન કરવું. પછી આઠેય દળોમાં રુક્મિણી આદિ પટરાણીઓની પૂજા કરવી. રુક્મિણી, સત્યભામા, નાગ્નજિતી, સુવિન્દા, મિત્રવિન્દા, લક્ષ્મણા, જામ્બવતી તથા સુશીલા* આ બધીય સુંદર સુરમ્ય તેમ જ વિચિત્ર વસ્ત્ર અને આભૂષણોથી વિભૂષિત છે. ત્યારબાદ અષ્ટદળોના અગ્રભાગમાં વસુદેવ, દેવકી, નંદ, યશોદા, બળભદ્ર, સુભદ્રા તથા ગોપ અને ગોપીઓનું પૂજન કરવું. આ સર્વનાં મન, બુદ્ધિ તથા નેત્ર ગોવિંદમાં જ લાગેલાં જ છે. બંને પિતા વસુદેવ અને નંદ ક્રમશઃ પીત અને પાંડુ વર્ણના છે, માતાઓ (દેવકી અને યશોદા) દિવ્ય હાર, દિવ્ય વસ્ત્ર, દિવ્ય અંગરાજ તથા આભૂષણોથી વિભૂષિત છે. બંનેએ ચરુ તથા ખીરથી ભરેલાં પાત્રો લીધેલાં છે. દેવકીનો રંગ લાલ છે અને

* અન્યત્ર સુશીલા અને સુવિંદાના સ્થાનમાં ભદ્રા અને કાલિન્દી–આ બે નામ જોવામાં આવે છે.

યશોદાનો શ્યામ છે; બંનેએ સુંદર હાર અને મણિમય કુંડળોથી પોતાને વિભૂષિત કરેલાં છે. બળરામજી શંખ તથા ચંદ્રમા સમાન ગૌર વર્ણના છે. તેઓ મૂસળ અને હળ ધારણ કરે છે, તેમનાં શ્રીઅંગો પર નીલરંગનું વસ્ત્ર શોભે છે. હળધરના એક કાનમાં કુંડળ શોભા પામે છે. ભગવાનની જે શ્યામલા કળા છે, તે જ ભદ્રસ્વરૂપ સુભદ્રા છે. તેનાં આભૂષણો પણ ભદ્ર (મંગળરૂપ) છે. સુભદ્રાના એક હાથમાં વર અને બીજામાં અભય છે. તેઓ પીતાંબર ધારણ કરે છે. ગોપગણોના હાથમાં વેણુ, વીણા, સોનાની લાકડી, શંખ અને શીંગડું વગેરે છે. ગોપીઓના કરકમળમાં નાના પ્રકારના ખાદ્ય પદાર્થો છે. આ સર્વના બાહ્યભાગમાં મંદાર આદિ કલ્પવૃક્ષોની પૂજા કરવી. મંદાર સંતાન, પારિજાત, કલ્પવૃક્ષ અને હરિચંદન( આ જ તે વૃક્ષોનાં નામ છે. )ઉક્ત પાંચ નામોથી ચાર વૃક્ષોની ચાર દિશાઓમાં અને એકની મધ્યભાગમાં પૂજા કરીને તેમના બાહ્યભાગમાં ઇંદ્ર આદિ દિક્પાલો અને તેમનાં વજ્ર આદિ અસ્ત્રોની પૂજા કરવી. તે પછી શ્રીકૃષ્ણનાં આઠ નામો દ્વારા તેમનું યજન કરવું જોઈએ. તે નામ આ પ્રમાણે છે—કૃષ્ણ, વાસુદેવ, દેવકીનંદન, નારાયણ, યદુશ્રેષ્ઠ, વાર્ષ્ણેય, ધર્મપાલક તથા અસુરાક્રાંત, ભૂભારહારી. વિદ્વાન પુરુષોએ સંપૂર્ણ કામનાઓની પ્રાપ્તિ માટે તથા સંસારસાગરથી પાર થવા માટે આ આવરણો સહિત અસુરારિ શ્રીકૃષ્ણની આરાધના કરવી જોઈએ.

હવે હું ભગવાન શ્રીકૃષ્ણના ત્રિકાળ પૂજનનું વર્ણન કરું છું; કે જે સમસ્ત મનોરથોની સિદ્ધિ પ્રદાન કરનારું છે.

### પ્રાત:કાળે કરવાનું ધ્યાન

श्रीमदुद्यानसंवीतहेमभूरत्नमण्डपे ॥
लसत्कल्पद्रुमाधःस्थरत्नाब्जपीठसंस्थितम्।
सुत्रामरत्नसङ्काशं गुडस्निग्धामलकं शिशुम्॥
चलत्कनककुण्डलोल्लसितचारुगण्डस्थलं
सुघोणधरमद्भुतस्मितमुखाम्बुजं सुन्दरम्।
स्फुरद्विमलरत्नयुक्कनकसूत्रनद्धं दधत्
सुवर्णपरिमण्डितं सुभगपौण्डरीकं नखम्॥
समुद्धूसरोरःस्थले धेनुधूल्या
सुपुष्टाङ्गमष्टापदाकल्पदीप्तम्।
कटीरस्थले चारुजङ्घान्तयुग्मं
पिनद्धं क्वणत्किङ्किणीजालदाम्ना॥
हसन्तं हसद्बन्धुजीवप्रसून—
प्रभापाणिपादाम्बुजोदारकान्त्या।
दधानं करे दक्षिणे पायसान्नं
सुहैयंगवीनं तथा वामहस्ते॥
लसद्गोपगोपीगवां वृन्दमध्ये
स्थितं वासवाद्यैः सुरैरर्चिताङ्घ्रिम्।
महीभारभूतामरारातियूथां—
स्ततः पूतनादीन् निहन्तुं प्रवृत्तम्॥

'એક સુંદર ઉદ્યાનથી ઘેરાયેલી સુવર્ણમય ભૂમિ પર રત્નમય મંડપ બનેલો છે. ત્યાં શોભાયમાન કલ્પવૃક્ષની નીચે આવેલી રત્નનિર્મિત કમળયુક્ત બાજઠ પર એક સુંદર શિશુ વિરાજમાન છે, જેના અંગની કાંતિ ઇંદ્રનીલમણિ સમાન શ્યામ છે: જેના કાળા કાળા કેશ સુંવાળા અને વાંકડિયા છે. જેના મનોહર કપોલ હાલતાં સ્વર્ણમય કુંડળોથી અત્યંત સુંદર લાગે છે; જેની નાસિકા સુંદર અને સુઘડ છે. જે બાળકના મુખારવિંદ પર મંદ સ્મિત છવાઈ રહ્યું છે. જેણે સોનાના તારથી ગૂંથેલો અને સોનાથી જ મઢેલો વાઘનખ ધારણ કરેલો છે. એ વાઘનખમાં અત્યંત ઉજ્જ્વળ અને ચમકતાં રત્નો જડેલાં છે. ગોધૂલિથી ધૂસરિત વક્ષઃસ્થળ પર ધારણ કરેલાં સ્વર્ણમય આભૂષણોથી જેની દીપ્તિ ખૂબ જ વધેલી છે. જેનું એકેએક અંગ અત્યંત પુષ્ટ છે. જેની બંને પિંડીઓનો છેડો અત્યંત મનોહર છે.

જેણે કેડમાં ઘૂઘરીઓવાળો કંદોરો પહેરેલો છે. જેમાંથી મધુર ઝણકાર થતો રહે છે. ખીલેલાં બંધુજીવ(બપોરિયા)નાં ફૂલની અરુણ પ્રભાથી યુક્ત કરારવિંદ અને ચરણારવિંદોની ઉદાર કાંતિથી સુશોભિત જે શિશુ મંદ મંદ સ્મિત કરી રહ્યો છે. જેણે જમણા હાથમાં ખીર અને ડાબા હાથમાં તાજું માખણ લઈ રાખેલું છે. ગોવાળો, ગોપીઓ અને ગાયોના ગણમાં રહીને જે અતિ શોભા પામી રહ્યો છે. ઇંદ્ર આદિ દેવતાઓ જેનાં ચરણોની આરાધના કરે છે. જે પૃથ્વી પરના ભારરૂપ દૈત્યસમુદાય પૂતના આદિનો સંહાર કરવામાં લાગેલો છે.' (તે ભગવાન શ્રીકૃષ્ણનું હું ધ્યાન કરું છું.)

આ પ્રમાણે ધ્યાન કરીને પૂર્વવત્ એકાગ્રચિત્ત થઈને ભગવાનનું પૂજન કરવું. દહીં અને ગોળનું નૈવેદ્ય ધરીને એક હજાર મંત્ર-જપ કરવા. એવી જ રીતે મધ્યાહ્ન કાળે નારદ આદિ મુનિગણો અને દેવતાઓથી પૂજિત વિશિષ્ટરૂપને ધારણ કરનારા ભગવાન શ્રીકૃષ્ણનું પૂજન કરવું.

### મધ્યાહ્નના સમયનું ધ્યાન

लसद्गोपगोपीगवां वृन्दमध्यस्थितं सान्द्रमेघप्रभं सुन्दराङ्गम्। शिखण्डिच्छदापीडमब्जायताक्षं लसच्चिल्लिकं पूर्णचन्द्राननं च ॥ चलत्कुण्डलोल्लासिगण्डस्थलश्रीभरं सुन्दरं मन्दहासं सुनासम्। सुकार्तस्वराभाम्बरं दिव्यभूषं क्वणत्किङ्किणीजालमालानुलेपम् ॥

वेणुं धमन्तं स्वकरे दधानं सव्ये दरं यष्टिमुदारवेषम्।
दक्षे तथैवेप्सितदानदक्षं ध्यात्वार्चयेन्नन्दजमिन्दिराप्त्यै

'જે સુંદર ગોપ, ગોપીઓ તથા ગાયોની મધ્યમાં વિરાજમાન છે; સ્નિગ્ધ મેઘ સમાન જેમની શ્યામ છબી છે; જેમનું એકેએક અંગ અતિ સુંદર છે. જેઓ મોરપીંછનો મુકુટ ધારણ કરે છે; જેમનાં નેત્ર કમળદળના સમાન વિશાળ છે; જેમની ભ્રમરનો મધ્યભાગ શોભાથી યુક્ત છે અને મુખ પૂર્ણ ચંદ્રમાને પણ શરમાવી રહ્યું છે; હાલતાં અને ઝગમગતાં કમનીય કુંડળોથી ઉલ્લસિત કપોલો પર જેઓ શોભાની રાશિને ધારણ કરે છે, જેમની નાસિકા મનોહર છે; જેઓ મંદ મંદ સ્મિત કરવાને લીધે અતિ સુંદર જણાય છે; જેમનું વસ્ત્ર તપાવેલા સુવર્ણ સમાન કાંતિમાન અને આભૂષણો દિવ્ય છે; કટિભાગમાં ધારણ કરેલી નાની નાની ઘૂઘરીઓથી મધુર ઝણકાર થઈ રહ્યો છે; જેમણે દિવ્ય અંગરાગ ધારણ કરેલ છે; જેઓ પોતાના હાથમાં મુરલી ધારણ કરીને વગાડી રહ્યા છે; જેમના ડાબા હાથમાં શંખ અને જમણા હાથમાં લાકડી છે; જેમના વેષમાંથી ઉદારતા નીતરી રહી છે; જેઓ મનોવાંછિત વસ્તુ આપવામાં દક્ષ છે તે નંદના નંદન શ્રીકૃષ્ણનું ધ્યાન કરીને, લક્ષ્મીની પ્રાપ્તિ માટે તેમનું પૂજન કરવું.'

આ પ્રમાણે ધ્યાન કરીને શ્રેષ્ઠ વૈષ્ણવ પુરુષે પૂર્વવત્ ભગવાન શ્રીકૃષ્ણની પૂજા કરવી. માલપૂઆ, ખીર તથા અન્ય ભક્ષ્ય-ભોજ્ય પદાર્થોનું નૈવેદ્ય અર્પણ કરવું. ઘૃતયુક્ત ખીરની એકસો આઠ આહુતિ આપીને પ્રત્યેક દિશામાં તેનાથી જ બલિ અર્પણ કરવો. તે પછી આચમન કરવું, ત્યાર બાદ એક હજારને આઠ વાર ઉત્તમ મંત્રનો જપ કરવો. જે શ્રેષ્ઠ વૈષ્ણવ મધ્યાહ્નકાલે આ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણનું પૂજન કરે છે તેને સર્વ દેવતાઓ પ્રણામ કરે છે અને તે માણસ સર્વ લોકોનો પ્રિય થાય છે. તે મેધા, આયુ, લક્ષ્મી તથા સુંદર કાંતિથી સુશોભિત થઈને પુત્ર-પૌત્રોની સાથે અભ્યુદયને પ્રાપ્ત થાય છે. ત્રીજા સમયની પૂજા માટે કયો કાલ છે, આ વિષયમાં મતભેદ છે. કેટલાક વિદ્વાનો આ પૂજા સાયંકાલે કરવા યોગ્ય જણાવે છે અને કેટલાકો રાત્રિમાં જણાવે છે. પરંતુ દશાક્ષર મંત્રથી પૂજા કરવી હોય તો રાત્રે કરવી.

અષ્ટાદશાક્ષરથી પૂજા કરવી હોય તો સાયંકાલે કરવી. કેટલાક વિદ્વાનોનું કહેવું એવું પણ છે કે બંને પ્રકારના મંત્રોથી બંને સમયે પૂજા કરવી જોઈએ.

### સાયંકાલનું ધ્યાન

सायाह्ने द्वारावत्यां तु चित्रोद्यानोपशोभिते ।
अष्टसाहस्रसङ्ख्यातैर्भवनैरुपमण्डिते ॥
हंससारससङ्कीर्णकमलोत्पलशालिभिः ।
सरोभिर्निर्मलाम्भोभिः परीते भवनोत्तमे ॥
उद्यत्प्रद्योतनोद्योतद्युतौ श्रीमणिमण्डपे ।
हेमाम्भोजासनासीनं कृष्णं त्रैलोक्यमोहनम् ॥
मुनिवृन्दैः परिवृतमात्मतत्त्वविनिर्णये ।
तेभ्यो मुनिभ्यः स्वं धाम दिशन्तं परमक्षरम् ॥
उन्निन्द्रेन्दीवरश्यामं पद्मपत्रायतेक्षणम् ।
स्निग्धकुन्तलसम्भिन्नकिरीटवनमालिनम् ॥
चारुप्रसन्नवदनं स्फुरन्मकरकुण्डलम् ।
श्रीवत्सवक्षसं भ्राजत्कौस्तुभं सुमनोहरम् ॥
काश्मीरकपिशोरस्कं पीतकौशेयवाससम् ।
हारकेयूरकटककटिसूत्रैरलङ्कृतम् ॥
हृतविश्वंभराभूरिभारं मुदितमानसम् ।
शङ्खचक्रगदापद्मराजद्भुजचतुष्टयम् ॥

'સાયંકાલે ભગવાન શ્રીકૃષ્ણ દ્વારકાપુરીમાં એક સુંદર ભવનની અંદર વિરાજમાન છે. તે ભવન વિચિત્ર ઉદ્યાનથી સુશોભિત છે. તે શ્રેષ્ઠ ભવન આઠ હજાર ગ્રહોથી અલંકૃત છે. તેની ચારે બાજુ નિર્મળ જળવાળાં સરોવર સુશોભિત છે. હંસ, સારસ આદિ પક્ષીઓથી વ્યાપ્ત કમળ અને ઉત્પલ આદિ પુષ્પ તે સરોવરની શોભા વધારે છે. ઉક્ત ભવનમાં એક શોભાસમ્પન્ન મણિમય મંડપ છે. જે ઉદયકાલીન સૂર્ય સમાન અરુણ પ્રકાશથી ઝળઝળી રહ્યો છે. તે મંડપમાં સુવર્ણમય કમળની આકૃતિનું સુંદર સિંહાસન છે. જેના ઉપર શ્રીકૃષ્ણ બેઠેલા છે. તેમના દ્વારા આત્મતત્ત્વનો નિર્ણય કરાવવા માટે મુનિઓના સમુદાયે તેમને બધી બાજુએથી ઘેરો ઘાલ્યો છે. ભગવાન શ્યામસુંદર તે મુનિઓને પોતાના અવિનાશી પરમ ધામનો ઉપદેશ આપી રહ્યા છે. તેમની અંગકાંતિ વિકસિત નીલકમળ સમાન શ્યામ છે. બંને નેત્રો પ્રફુલ્લ કમળદળ સમાન વિશાળ છે. શિર પર સુંદર કિરીટ સુશોભિત છે. ગળામાં વનમાલા શોભા પામી રહી છે. એમનું પ્રસન્ન મુખ મનને મુગ્ધ કરે છે; કપોલો પર મકરના જેવી આકૃતિવાળાં કુંડળ ઝગમગી રહ્યાં છે. વક્ષઃસ્થળમાં શ્રીવત્સનું ચિહ્ન છે. ત્યાં જ કૌસ્તુભમણિ પોતાની પ્રભાને વેરી રહ્યો છે. તેમનું સ્વરૂપ અત્યંત મનોહર છે. તેમનું વક્ષઃસ્થળ કેસરના અનુલેપથી સોનેરી પ્રભાને ધારણ કરે છે. તેમણે રેશમી પીતામ્બર પહેરેલું છે. વિભિન્ન અંગોમાં હાર, બાજુબંધ, કડાં અને કંદોરો આદિ આભૂષણો તેમને અલંકૃત કરી રહ્યાં છે. તેમણે પૃથ્વીનો ભાર ઉતારી નાખ્યો છે. તેમનું હૃદય પરમ આનંદથી પરિપૂર્ણ છે. તથા તેમના ચારે હાથ શંખ, ચક્ર, ગદા અને પદ્મથી સુશોભિત છે.'

આ પ્રમાણે ધ્યાન કરીને મંત્રની ઉપાસકે ભગવાનની પૂજા કરવી. હૃદય, શિર, શિખા, કવચ, નેત્ર અને અસ્ત્ર દ્વારા પ્રથમ આવરણ બને છે. રુક્મિણી આદિ પટરાણીઓ દ્વારા દ્વિતીય આવરણ સંપન્ન થાય છે. તૃતીય આવરણમાં નારદ, પર્વત, વિષ્ણુ, નિશઠ, ઉદ્ધવ, દારુક, વિષ્વક્સેન તથા સાત્યકિ છે, આમનું આઠ દિશાઓમાં અને વિનતાના પુત્ર ગરુડનું ભગવાનના સંમુખ પૂજન કરવું. ચોથા આવરણમાં લોકપાલોની સાથે અને પાંચમા આવરણમાં વજ્ર આદિ આયુધોની સાથે ઉત્તમ વૈષ્ણવે ભગવાનનું પૂજનકાર્ય કરવું. આ પ્રમાણે વિધિપૂર્વક પૂજા કરીને ખીરનું નૈવેદ્ય અર્પણ

કરવું. પછી જળમાં ખાંડમિશ્રિત દૂધની ભાવના કરીને તે જળ દ્વારા તર્પણ કરવું. તે પછી મંત્રના ઉપાસકે પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણનું ધ્યાન કરી મૂળ મંત્રનો એકસો આઠ વાર જપ કરવો. ત્રણે કાળની પૂજાઓમાં અથવા કેવળ મધ્યાહ્નકાળમાં જ હોમ કરવો. આસનથી લઈને વિશેષાર્ઘ્ય પર્યંત સંપૂર્ણ પૂજા કરીને વિદ્વાન પુરુષે ભગવાનની સ્તુતિ અને નમસ્કાર કરવા. પછી ભગવાનને આત્મસમર્પણ કરીને તેમનું વિસર્જન કર્યા પછી પોતાના હૃદયકમળમાં તેમની સ્થાપના કરીને અને તન્મય થઈને ફરીથી આત્મસ્વરૂપ ભગવાનની પૂજા કરવી. જે માણસ પ્રતિદિન આ પ્રમાણે સાયંકાલે ભગવાન વાસુદેવની પૂજા કરે છે તે સર્વ કામનાઓની પૂર્ણતાને પામી અંતે પરમગતિને પ્રાપ્ત થાય છે.

## રાત્રિ સમયનું ધ્યાન

रात्रौ चेन्मदनाक्रान्तचेतसं नन्दनन्दनम्।
यजेद्रासपरिश्रान्तं गोपीमण्डलमध्यगम्॥
विकसत्कुन्दकह्लारमल्लिकाकुसुमोद्गतैः।
रजोभिर्धूसरैर्मन्दमारुतैः शिशिरीकृते॥
उन्मीलन्नवकैरवालिविगलन्माध्वीकलब्धान्तर-
भ्राम्यन्मत्तमिलिन्दगीतललिते सन्मल्लिकोज्जृम्भिते।
पीयूषांशुकरैर्विशालितहरित्प्रान्ते स्मरोद्दीपने
कालिन्दीपुलिनाङ्गणे स्मितमुखं वेणुं रणन्तं मुहुः॥
अन्तस्तोयलसन्नवाम्बुदघटासंघट्टकारत्विषं
चञ्चच्चिल्लिकमम्बुजायतदृशं बिम्बाधरं सुन्दरम्।
मायूरच्छदबद्धमौलिविलसद्धम्मिल्लमालं चलद्
दीप्यत्कुण्डलरत्नरश्मिविलसद्गण्डद्वयोद्भासितम्॥
काञ्चीनूपुरहारकङ्कणलसत्केयूरभूषान्वितं
गोपीनां द्वितयान्तरे सुललितं वन्यप्रसूनस्रजम्।
अन्योन्यं विनिबद्धगोपदयितादोर्वल्लिवीतं लस-
द्रासक्रीडनलोलुपं मनसिजाक्रान्तं मुकुन्दं भजेत्॥
विविधश्रुतिभिन्नमनोज्ञतरस्वरसप्तकमूर्छन-
तानगणैः। भ्रममाणमभूमिरुदारमणिस्फुटमण्डन-
शिञ्जितचारुतनुम्॥
इतरेतरबद्धकरप्रमदागणकल्पितरासविहारविधौ।
मणिशङ्कुगमप्यमुना वपुषा
बहुधा विहितस्वकदिव्यतनुम्॥

'રાત્રે પૂજન કરવું હોય તો ભગવાનનું ધ્યાન આ પ્રમાણે કરવું : ભગવાન નંદનંદનને પોતાના હૃદયમાં પ્રેમને આશ્રય આપી રાખ્યો છે. તેઓ રાસક્રીડામાં જોડાઈને જાણે થાકી ગયા છે અને ગોપીઓની મંડળીના મધ્યમાં વિરાજી રહ્યા છે. તે યમુનાજીનું પુલિન–પ્રાંગણ અમૃતમય કિરણોવાળા ચંદ્રની ધવલ જ્યોત્સ્નાથી ચળકી રહ્યું છે. તે પ્રદેશ હરિયાળીથી સભર તેમ જ ભગવત્-પ્રેમનો ઉદ્દીપક થયેલ છે. ખીલેલાં કુન્દ, કહ્લાર અને મલ્લિકા આદિ કુસુમોના પરાગ–પુંજથી ધૂસરિત મંદમંદ વાયુ વહીને તે પુલિન પ્રાંગણને શીતળ બનાવી રહ્યો છે. ખીલેલાં નૂતન કુમુદોના માદક મકરંદનું પાન કરીને ઉન્મત્ત હૃદયવાળા ભમરાઓ આમ–તેમ ભમતા રહીને મધુર ગુંજારવ ફેલાવી રહ્યા છે, જેથી તે વનપ્રાન્ત અત્યંત મનોહર જણાય છે. ત્યાં બધી બાજુએ સુંદર ચમેલીનાં પુષ્પોની સુગંધ ફેલાઈ રહી છે. આવા મનોહર કાલિંદીના તટ પર શ્યામસુંદર મુખથી મંદમંદ સ્મિતની પ્રભાને વેરતા રહી વારંવાર વેણુ વગાડી રહ્યા છે. તેમના અંગની કાંતિ જળથી ભરેલા નૂતન મેઘોની શ્યામ ઘટા સાથે સરસાઈ કરી રહી છે. ભ્રુવોનો મધ્ય ભાગ કંઈક ચંચળ થઈ ગયો છે, બંને નેત્ર વિકસિત કમળદળના સમાન વિશાળ છે. લાલ લાલ અધર બિંબફળને શરમાવી રહ્યા છે. ભગવાનનું તે દૃશ્ય સ્વરૂપ અતીવ સુંદર છે, માથા પર મોરપંખનો મુકુટ છે, જેના લીધે તેમના બંધાયેલા કેશોની લટો મનોહર જણાય છે. તેમના બંને કપોલ હાલતાં અને ચળકતાં કુંડળોમાં જડેલાં રત્નોનાં

કિરણોથી પ્રકાશી રહ્યા છે અને તે કપોલોથી શ્યામસુંદરનું સૌંદર્ય વિશેષ વધી ગયું છે. તેઓ કંદોરો, નૂપુર, હાર, કંકણ અને સુંદર ભૂજબંધ વગેરે આભૂષણોથી વિભૂષિત થઈને પ્રત્યેક બે ગોપીઓની વચ્ચે ઊભા રહીને પોતાના સ્વરૂપની ઝાંખી કરાવી રહ્યા છે. ગળામાં વનપુષ્પોનો હાર શોભી રહ્યાં છે. નૃત્ય કરતી વખતે એક ગોપી બીજી ગોપીના હાથ સાથે પોતાનો હાથ મેળવવાથી તેમની વચ્ચે શ્રીકૃષ્ણ ઘેરાયેલા છે. આ પ્રમાણે પરમ સુંદર શોભામય દિવ્ય રાસલીલા માટે સદા ઉત્સુક રહેનારા પ્રેમના આશ્રયભૂત ભગવાન મુકુંદનું ભજન કરવું. તેઓ નાના પ્રકારની શ્રુતિઓના[1] ભેદથી યુક્ત, પરમ મનોહર સાત સ્વરોની મૂર્ચ્છના[2] અને તાનો[3]ની સાથે સાથે ગોપાંગનાઓ સહિત ઠમકી રહ્યા છે. સુંદર મણિમય સ્વચ્છ આભૂષણોના મધુર શિંજનથી ભગવાનનું સંપૂર્ણ મનોહર અંગ ઝણકી ઊઠયું છે. એકબીજીની સાથે હાથમાં હાથ મેળવી મંડળાકાર ઊભેલી ગોપાંગનાઓના સમૂહથી કલ્પિત રાસલીલા મંડળની રચનામાં જો કે ભગવાન શ્યામસુંદર વચ્ચે મણિમય મૈખની જેમ સ્થિત છે તોપણ આ જ શરીરથી તેમણે પોતાનાં ઘણાં દિવ્ય સ્વરૂપ પ્રકટ કરેલાં છે (અને તે સ્વરૂપોથી પ્રત્યેક બે ગોપીઓની વચ્ચે સ્થિત છે).'

આ પ્રમાણે ધ્યાન કરીને મંત્રના ઉપાસકે ભગવાનની પૂજા કરવી. હૃદય આદિ અંગો દ્વારા પ્રથમ આવરણની પૂજા થાય છે.

ધન-સંપત્તિની ઇચ્છા રાખનારા શ્રેષ્ઠ વૈષ્ણવે પૂર્વોક્ત કેશવ-કીર્તિ આદિ સોળ યુગલોની કમળપુષ્પો દ્વારા પૂજા કરવી. તે સર્વનાં નામના આદિમાં ક્રમશઃ સોળ સ્વરો જોડવા* તે પછી ઇંદ્ર આદિ દિક્પાલો અને વજ્ર આદિ આયુધોની પૂજા કરવી. એક જાડો, ગોળ અને ચીકણો એક વેંત ઊંચો ખૂંટો પૃથ્વીમાં ઠોકવો અને તેને પગ વડે દબાવીને એકબીજાના હાથમાં હાથ ભેરવી તેની ચારે બાજુ ચક્રાકારે ફરવું, તેને રાસ-ગોષ્ઠી કહેવામાં આવે છે. આ પ્રમાણે પૂજા કરીને દૂધ, ઘી અને ખાંડ મેળવીને ભગવાનને નૈવેદ્ય અર્પણ કરવું અને સોળ પવાલાં લઈને તેમાં ખાંડ નાખેલી ખીર પીરસવી ને ઉપર કહેલાં યુગલોને અર્પણ કરવી. પછી બાકીનું કાર્ય પૂર્વવત્ કરીને મંત્રના ઉપાસકે એક હજાર મંત્રજપ કરવા.

૧ સંગીતમાં કોઈ સપ્તકના બાવીસ ભાગોમાંથી એક ભાગ અથવા કોઈ સ્વરના એક અંશને શ્રુતિ કહે છે. સ્વરનો આરંભ અને અંત આનાથી જ થાય છે. ષડ્જમાં ચાર, ઋષભમાં ત્રણ, ગાંધારમાં બે, મધ્યમમાં અને પંચમમાં ચાર-ચાર, ધૈવતમાં ત્રણ અને નિષાદમાં બે શ્રુતિઓ હોય છે.

૨. સંગીતમાં એક ગ્રામથી બીજા ગ્રામ સુધી જવામાં સાતેય સ્વરોનો જે આરોહ-અવરોહ થાય છે, તેનું જ નામ મૂર્ચ્છના છે. ગ્રામના સાતમા ભાગને મૂર્ચ્છના કહે છે. ભરતમુનિના મતે ગાતી વખતે ગળાના કંપનથી જ મૂર્ચ્છના થાય છે. કોઈ કોઈના મતે સ્વરના સૂક્ષ્મ વિરામનું નામ મૂર્ચ્છના છે. ત્રણ ગ્રામ હોવાથી એકવીસ મૂર્ચ્છનાઓ થાય છે.

૩. મૂર્ચ્છના આદિ દ્વારા રાગ અથવા સ્વરના વિસ્તારને તાન કહે છે. સંગીતજ્ઞ દામોદરના મતે સ્વરોથી ઉત્પન્ન તાન ૪૯ છે. આ ૪૯ તાનોથી પણ ૮૩૦૦ કૂટ તાન નીકળે છે. કોઈ કોઈના મતે કૂટ તાનોની સંખ્યા ૫૦૪૦ પણ માનવામાં આવી છે.

* કેશવ-કીર્તિ, નારાયણ-કાંતિ, માધવ-તુષ્ટિ, ગોવિંદ-પુષ્ટિ, વિષ્ણુ-ધૃતિ મધુસૂદન-શાંતિ, ત્રિવિક્રમ-ક્રિયા, વામન-દયા, શ્રીધર-મેધા, હૃષીકેશ-હર્ષા, પદ્મનાભ-શ્રદ્ધા, દામોદર-લજ્જા, વાસુદેવ-લક્ષ્મી, સંકર્ષણ-સરસ્વતી, પ્રદ્યુમ્ન-પ્રીતિ, અનિરુદ્ધ-રતિ-આ સોળ યુગલ છે. એમના આદિમાં ક્રમશઃ 'અ આ ઇ ઈ ઉ ઊ ઋ ૠ ઌ ૡ એ ઐ ઓ ઔ અં અઃ' આ સોળ સ્વરોને અનુસ્વારયુક્ત કરીને લગાડવા જોઈએ. જેમ કે-'અં કેશવ-કીર્તિભ્યાં નમઃ,' આં નારાયણ-કાંતિભ્યાં નમઃ, ઇં માધવ-તુષ્ટિભ્યાં નમઃ' વગેરે. આ જ મંત્રોથી એમની પૂજા કરવી જોઈએ.

તે પછી સ્તુતિ, નમસ્કાર અને પ્રાર્થના કરીને પૂજાનું શેષ કાર્ય પણ સમાપ્ત કરવું. આ પ્રમાણે જે ઉપાસક ભગવાન શ્રીકૃષ્ણનું પૂજન કરે છે તે સમૃદ્ધિનો આશ્રય થાય છે તથા અણિમા આદિ આઠ સિદ્ધિઓનો સ્વામી બને છે; આમાં સંશય નથી. આ લોકમાં તે વિવિધ ભોગોનો ઉપભોગ કરીને અંતે ભગવાન વિષ્ણુના ધામમાં જાય છે. આ પ્રમાણે પૂજા આદિ દ્વારા મંત્ર સિદ્ધ થયા પછી અભીષ્ટ મનોરથોની સિદ્ધિ કરવી અથવા વિદ્વાન પુરુષે અઠ્ઠાવીસ વાર મંત્રજપપૂર્વક ત્રણે સમય ભગવાનની પૂજા કરવી. તે તે સમયે કથિત પરિવારો( આવરણદેવતાઓ )નું પણ તર્પણ કરવું. પ્રાતઃકાળે ગોળ મેળવેલા દહીંથી, મધ્યાહ્નકાળે માખણયુક્ત દૂધથી અને સાયંકાળે ખાંડ નાખેલા દૂધથી શ્રેષ્ઠ વૈષ્ણવે તર્પણ કરવું. મંત્રના અંતમાં તર્પણીય દેવતાઓનાં નામ આગળ બીજી વિભક્તિ લગાડી અંતમાં 'તર્પયામિ' પદનો પ્રયોગ કરવો. તે પછી શેષ પૂજા પૂરી કરવી. ભગવત્પ્રસાદ સ્વરૂપ જળથી પોતાને માર્જિત કરી તે જળ પીવું. તેનાથી તૃપ્ત થઈને દેવતાનું વિસર્જન કરી તન્મય થઈને મંત્રજપ કરવો.

હવે સકામભાવથી કરાનારાં તર્પણોમાં જરૂરી દ્રવ્યો જણાવવામાં આવે છે. શાસ્ત્રોક્ત વિધાન સંબંધી તે વસ્તુઓનો આશ્રય લઈને તે પૈકી ગમે તે એકનું પણ સેવન કરવું. ખીર, દહીં, વડાં, ઘી, ગોળ મેળવેલું અન્ન, ખીચડી, દૂધ, કેળાં, મોચા, ચિંચા ( આંબલી ), ખાંડ, ભમાલપૂઆ, લાડુ, ડાંગરની ધાણી ( લાજા ), ભાત, માખણ—આ સોળ દ્રવ્ય બ્રહ્મા આદિ દ્વારા તર્પણોપયોગી જણાવવામાં આવ્યાં છે. જે પ્રાતઃકાળે પ્રથમ ભાત તથા ખાંડ અને પછી લાજા ( ડાંગરની ધાણી ) અર્પિત કરીને ચુંમોતેર- વાર તર્પણ કરે છે ને તે સાથે ભગવાન શ્રીકૃષ્ણનાં ચરણોનું ધ્યાન કરતો રહે છે તે મંત્રોપાસક અભીષ્ટ વસ્તુને પ્રાપ્ત કરી લે છે. ધારોષ્ણ તથા ઉકાળેલા દૂધથી, માખણ, દહીં, દૂધ અને કેરીનો રસ, ઘી, સાકર, મધ અને કીલાલ ( શરબત ) આ નવ દ્રવ્યોમાંના પ્રત્યેક દ્વારા બાર વાર તર્પણ કરવું. આ પ્રમાણે જે શ્રેષ્ઠ વૈષ્ણવ એકસો આઠ વાર તર્પણ કરે છે તેને ઉપર કહેલું ફળ મળે છે. વધુ કહેવાથી શું ? તે તર્પણ સંપૂર્ણ અભીષ્ટ વસ્તુઓને આપનારું છે. ખાંડ મેળવેલા ધારોષ્ણ દૂધની ભાવનાથી જળ દ્વારા શ્રીકૃષ્ણનું તર્પણ કરીને પોતાના ગામ જનારો સાધક ત્યાં પોતાના કુટુંબીજનો સાથે ધન, વસ્ત્ર તેમ જ ભોજ્ય પદાર્થ પ્રાપ્ત કરે છે. મંત્રોપાસક જેટલી વાર તર્પણ કરે તેટલી જ સંખ્યામાં તેણે જપ કરવા. તે તર્પણથી જ સર્વ કાર્યોને સિદ્ધ કરી લે છે.

હવે હું સાધકોના હિત માટે સકામ હોમનું વર્ણન કરું છું. ઉત્તમ શ્રીની અભિલાષા રાખનારા મંત્રોપાસકે બેલનાં ફૂલોથી હોમ કરવો. ઘી અને અન્નની વૃદ્ધિ માટે ઘૃતયુક્ત અન્નની આહુતિ આપવી.

હવે હું એક ઉત્તમ રહસ્યનું વર્ણન કરું છું. તે મનુષ્યોને મોક્ષપ્રદાન કરે છે. સાધકે પોતાના હૃદયકમળમાં ભગવાન દેવકીનંદનનું આ પ્રમાણે ધ્યાન કરવું—

श्रीमत्कुन्देन्दुगौरं सरसिजनयनं शंखचक्रे गदाब्जे
बिभ्राणं हस्तपद्मैर्नवनलिनलसन्मालया दीप्यमानम्
वन्दे वेद्यं मुनीन्द्रैः कणिकमणिलसद्दिव्यभूषाभिरामं
दिव्याङ्गालेपभासं सकलभयहरं पीतवस्त्रं मुरारिम् ॥

'જેઓ કુંદ અને ચંદ્રમાના સમાન ગૌર વર્ણના છે, જેમનાં નેત્ર કમળની શોભાને લજ્જિત કરી રહ્યાં છે, જેઓ પોતાના કરકમળમાં શંખ, ચક્ર, ગદા અને

પદ્મ ધારણ કરે છે, નૂતન કમળોની સુંદર માળાથી સુશોભિત છે, નાના નાના મણિઓથી જડેલાં સુંદર દિવ્ય આભૂષણ જેમના અનુપમ સૌંદર્યમાધુર્યને વિશેષ રૂપથી વધારી રહ્યાં છે તેમ જ જેમનાં શ્રીઅંગોમાં દિવ્ય અંગરાગ શોભી રહેલ છે, તે મુનીન્દ્રવેદ્ય સકલ, ભયહારી, પીતામ્બરધારી મુરારિને હું વંદન કરું છું.'

આ પ્રમાણે ધ્યાન કરીને આદિ પુરુષ શ્રીકૃષ્ણને પોતાના હૃદયકમળના આસન પર વિરાજમાન થયેલા જોવા અને મેઘોની શ્યામ ઘટા તથા અદ્દભુત સુવર્ણ સમાન નીલ તેમ જ પીત પ્રભા તેમણે ધારણ કરેલી છે એવી ભાવના કરવી. આ ચિંતનની સાથે સાધકે બાર લાખ મંત્રજપ કરવા. બે પ્રકારના મંત્રો પૈકી પ્રણવથી સંપુટિત મંત્રનો જપ કરવો જોઈએ. પછી ક્ષીરી વૃક્ષોની સમિધાઓથી બાર હજાર આહુતિ આપવી અથવા મધ, ઘી તેમ જ ખાંડવાળી ખીરથી હોમ કરવો. આ પ્રમાણે મંત્રના ઉપાસકે પોતાના હૃદયકમળમાં લોકેશ્વરોના પણ આરાધ્ય દેવ ભગવાન શ્રીકૃષ્ણનું ધ્યાન કરતા રહીને પ્રતિદિન ત્રણ હજાર મંત્રજપ કરવા. પછી સાયંકાળ માટે બતાવેલી વિધિથી સારી રીતે પૂજા કરીને સાધકે ભગવાનના ચિંતનમાં લાગીને પછી પૂર્વોક્ત રીતિથી હવન કરવો. જે વિદ્વાન આ રીતે શ્રીકૃષ્ણને નિત્ય ભજે છે તે ભવસાગર તરી જઈ પરમપદ મેળવે છે. પ્રથમ બે ત્રિભુજ અંકિત કરવા જેમાં એક ઊર્ધ્વમુખ અને બીજો અધોમુખ હોય. એકના ઉપર બીજો ત્રિકોણ હોવો જોઈએ. આ રીતે છ કોણ થશે અને તે બાહ્યભાગમાં થશે. તેમની વચ્ચે થનારા ષટ્કોણ ચક્રને અગ્નિપુર કહે છે. તે અગ્નિપુરની કર્ણિકા(મધ્યભાગ)માં 'ક્લીં' આ બીજમંત્ર લખવો. તેની સાથે સાધ્ય પુરુષ તેમ જ કાર્યનો પણ ઉલ્લેખ કરવો. બહારના કોણોના વિવરમાં ષડક્ષર મંત્ર લખવો. છ કોણોની ઉપર એક ગોળાકાર રેખા દોરીને તેના બાહ્યભાગમાં દસદળનું કમળ આલેખવું. તે દસ દળોના કેસરામાં એક એકમાં બે અક્ષરોના ક્રમથી 'હ્રીં' અને 'શ્રીં'પૂર્વક અષ્ટાદશાક્ષર મંત્રના અક્ષરોનો ઉલ્લેખ કરવો. તે પછી દળોના મધ્યભાગમાં દશાક્ષર મંત્રનો એક એક અક્ષર લખવો. આ પ્રમાણે લખેલા દસ દળ ચક્રને ભૂપુર(ચતુષ્કોણ રેખા)થી આવૃત કરવું. ભૂપુરમાં અસ્ત્રોના સ્થાનમાં કામબીજ-(ક્લીં)નો ઉલ્લેખ કરવો. આ યંત્ર સોનાના પતરા પર સોનાની શલાકાથી ગોરોચનથી લખીને વાળી રાખવું. આ જ ગોપાલયંત્ર છે. આ સર્વ મનોરથોને પૂર્ણ કરનારું છે. રક્ષા, યશ, પુત્ર, પૃથ્વી, ધન-ધાન્ય, લક્ષ્મી અને સૌભાગ્યની ઇચ્છા ધરાવનારા શ્રેષ્ઠ પુરુષોએ નિરંતર એ યંત્ર પર અભિષેક કરીને મંત્રજપપૂર્વક તેને ધારણ કરવું જોઈએ. ત્રણે લોકોને વશ કરવા માટે આ એક માત્ર અમોઘ ઉપાય છે. આની મહાન શક્તિ અવર્ણનીય છે.

સ્મર (ક્લીં), ત્રિવિક્રમ(ઋ)યુક્ત ચક્રી (ક્) અર્થાત્ કૃ, આના પછી ષ્ણાય તથા હૃત્ (નમઃ)–આ (ક્લીં કૃષ્ણાય નમઃ) ષડક્ષર મંત્ર કહ્યો છે. આ મંત્ર સર્વ મનોરથોને સિદ્ધ કરનારો છે. વારાહ (હ્), અગ્નિ (ર્), શાંતિ (ઈ) અને ઇંદુ (-અનુસ્વાર)–આ સર્વ મળીને માયાબીજ 'હ્રીં' કહેવામાં આવેલ છે. મૃત્યુ (શ્), વહ્નિ (ર્), ગોવિંદ (ઈ) અને ચંદ્ર (-અનુસ્વાર)થી યુક્ત હોય તો શ્રી બીજ 'શ્રીં' કહેલ છે. આ બંને બીજોથી યુક્ત થતાં અષ્ટાદશાક્ષર મંત્ર (હ્રીં શ્રીં ક્લીં કૃષ્ણાય ગોવિંદાય ગોપીજનવલ્લભાય સ્વાહા) વીસ અક્ષરોનો થઈ જાય છે. શાલગ્રામમાં મણિમાં, યંત્રમાં, મંડળમાં તથા પ્રતિમાઓમાં જ




સદા શ્રીહરિની પૂજા કરવી જોઈએ; કેવળ ભૂમિ પર નહીં. જે આ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણની આરાધના કરે છે, તે પરમગતિને પ્રાપ્ત થાય છે. વીસ અક્ષરવાળા મંત્રના બ્રહ્મા ઋષિ છે, ગાયત્રી છંદ છે, શ્રીકૃષ્ણ દેવતા છે, ક્લીં બીજ છે અને વિદ્વાન પુરુષોએ સ્વાહાને શક્તિ કહી છે. ત્રણ, ત્રણ, ચાર, ચાર, ચાર તથા બે મંત્રાક્ષરો દ્વારા ષડંગ-ન્યાસ કરવા. મૂળ મંત્રથી વ્યાપક ન્યાસ કરી-ને મંત્રથી સંપુટિત માતૃકાવર્ણોનો તેમનાં નિયત સ્થાનોમાં એકાગ્રતાપૂર્વક ન્યાસ કરવો. પછી દસ તત્ત્વોનો ન્યાસ કરીને મૂલમંત્ર દ્વારા વ્યાપક કરવો. તત્પશ્ચાત્ દેવભાવની સિદ્ધિ (ઇષ્ટદેવની સાથે તન્મયતા) પ્રાપ્ત કરવા માટે મંત્રન્યાસ કરવા. મૂર્તિપંજર નામક ન્યાસ પૂર્વવત્ કરવા. પછી ષડંગન્યાસ કરીને હૃદયકમળમાં ભગવાન શ્રીકૃષ્ણનું આ પ્રમાણે ધ્યાન કરવું.

દ્વારકાપુરીમાં સહસ્રો સૂર્યો સમાન પ્રકાશમાન સુંદર મહેલો અને અનેક કલ્પ-વૃક્ષોથી ઘેરાયેલો એક મણિમય મંડપ છે; જેના થાંભલા અગ્નિ સમાન જાજ્વલ્ય-માન રત્નોના બનેલા છે. તેનાં દ્વાર, તોરણ અને દીવાલો પ્રકાશમાન મણિઓ દ્વારા નિર્મિત છે. ત્યાં ખીલેલાં સુંદર પુષ્પોનાં ચિત્રોથી સુશોભિત ચંદરવાઓમાં મોતીઓની ઝાલરો લટકી રહી છે. મંડપ-નો મધ્યભાગ અનેક પ્રકારનાં રત્નોથી

નિર્માણ થયેલો છે. એ પદ્મરાગ મણિમય ભૂમિથી સુશોભિત છે. ત્યાં એક કલ્પવૃક્ષ છે. જેના પરથી નિરંતર દિવ્ય રત્નોની ધારાપ્રવાહે વૃષ્ટિ થતી રહે છે. તે વૃક્ષની નીચે પ્રજ્વલિત રત્નમય પ્રદીપોની પંક્તિઓથી ચારે બાજુ દિવ્ય પ્રકાશ ફેલાયેલો રહે છે. ત્યાં જ મણિમય સિંહાસન પર દિવ્ય કમળનું આસન છે. તે ઉદયકાળના સૂર્ય સમાન અરુણ પ્રભાથી ચળકી રહ્યું છે. તે આસન પર વિરાજમાન ભગવાન શ્રીકૃષ્ણનું ચિંતન કરવું. તેઓ તપાવેલા સુવર્ણ સમાન તેજસ્વી છે. તેમનો પ્રકાશ સમાનરૂપથી સદા ઉદિત રહેનારા કરોડો ચંદ્રમા, સૂર્ય અને વિદ્યુત સમાન છે. તેઓ સર્વાંગસુંદર, સૌમ્ય તથા સમસ્ત આભૂષણોથી વિભૂષિત છે. તેમનાં શ્રીઅંગો પર પીતાંબર શોભા પામે છે. તેમની ચાર ભુજાઓ શંખ, ચક્ર, ગદા અને પદ્મથી સુશોભિત છે. તેઓ પોતાના ડાબા ચરણારવિંદના અગ્રભાગથી કળશનો સ્પર્શ કરી રહ્યા છે; જેમાંથી કોઈ પ્રકારના આઘાત વિના રત્નમય ધારાઓ ઊછળીને બહાર પડી રહી છે. તેમના દક્ષિણભાગમાં રુક્મિણી અને વામભાગમાં સત્યભામા ઊભાં રહીને પોતાના હાથમાં દિવ્ય કળશ લઈ તેમાંથી નીકળતી રત્નરાશિમય જળધારાઓથી ભગવાન શ્રીકૃષ્ણના મસ્તક પર અભિષેક કરી રહી છે. નાગ્નજિતી (સત્યા) અને સુનંદા તેમની પાસે ઊભી રહીને તેમને એક પછી બીજો કળશ આપી રહી છે. આ બંનેની જમણી અને ડાબી બાજુએ ઊભેલી મિત્રવિન્દા અને લક્ષ્મણા કળશ આપી રહી છે. ને એમના પણ જમણા અને ડાબા ભાગમાં ઊભેલી જામ્બવતી અને સુશીલા રત્નમય નદીમાંથી રત્નપૂર્ણ કળશ ભરીને તેમના હાથમાં આપી રહી છે. એમના બાહ્ય ભાગમાં સુવર્ણ તેમ જ રત્નમય ધારાઓથી યુક્ત કળશોથી સુશોભિત ચારે બાજુ ઊભેલી સોળ સહસ્ર શ્રીકૃષ્ણવલ્લભાઓનું ધ્યાન કરવું. તેમના બાહ્યભાગમાં આઠ નિધિ છે. તે ધનથી ત્યાં વસુધાને ભરપૂર કરી દે છે. તેમના બાહ્યભાગમાં વૃષ્ણિવંશના સર્વ પુરુષો વિદ્યમાન છે અને પહેલાંની જેમ સ્વર આદિ પણ છે.

આ પ્રમાણે ધ્યાન કરીને પાંચ લાખ જપ કરવા અને લાલ કમળ દ્વારા દશાંશ હોમ કરીને પૂર્વોક્ત વૈષ્ણવ પીઠ પર ભગવાનનું પૂજન કરવું.

પીઠની પૂજા કર્યા પછી મૂળમંત્રથી મૂર્તિની કલ્પના કરીને તેમાં ભક્તિપૂર્વક ભગવાન શ્રીકૃષ્ણનું આવાહન કરવું અને તેમાં પૂર્ણતાની ભાવનાથી પૂજા કરવી.

આસનથી લઈને આભૂષણ સુધી ભગવાનને અર્પણ કરીને પછી ન્યાસ ક્રમથી આરાધના કરવી. સૃષ્ટિ, સ્થિતિ, ષડંગ, કિરીટ, બે કુંડળ, શંખ, ચક્ર, ગદા, પદ્મ, વનમાળા, શ્રીવત્સ તથા કૌસ્તુભ—આ સર્વનું ગંધ પુષ્પથી પૂજન કરીને શ્રેષ્ઠ વૈષ્ણવે મૂળમંત્ર દ્વારા છ કોણમાં છ અંગોનું અને પૂર્વ આદિ દળોમાં ક્રમશઃ વાસુદેવ આદિ તથા કોણોમાં શાંતિ આદિનું ક્રમશઃ પૂજન કરવું. તત્પશ્ચાત્ શ્રેષ્ઠ સાધકે દળોના અગ્રભાગમાં આઠે પટરાણીઓનું પૂજન કરવું. તે પછી શ્રીકૃષ્ણની સોળ હજાર પત્નીઓની એક સાથે પૂજા કરવી. તદનન્તર ઈંદ્ર, નીલ, મુકુંદ, કરાલ, અનાદિ, કચ્છપ, શંખ અને પદ્મ—આ આઠ નિધિઓનું ક્રમશઃ પૂજન કરવું. તેમના બાહ્યભાગમાં ઈંદ્ર આદિ લોકપાલો તથા વજ્ર આદિ આયુધોની પૂજા કરવી. આ પ્રમાણે સાત આવરણોથી ઘેરાયેલા શ્રીકૃષ્ણનું આદરપૂર્વક પૂજન કરીને દહીં, ખાંડ અને ઘી મેળવેલા દૂધ મિશ્રિત અન્નનું નૈવેદ્ય ધરીને તેમને તૃપ્ત કરવા. તે પછી દિવ્ય ઉપચાર સમર્પિત કરીને સ્તુતિ અને નમ-

સ્કાર૦ કર્યા પછી આવરણ દેવતાઓની સાથે ભગવાન કેશવનું પોતાના હૃદયમાં વિસર્જન કરવું. ભગવાનને પોતાની અંદર સ્થાપીને ભગવત્સ્વરૂપ આત્માનું પૂજન કરી વિદ્વાન પુરુષે તન્મય થઈને વિચરવું. રત્નના અભિષેકથી યુક્ત ધ્યાનમાં વર્ણવેલા ભગવત્સ્વરૂપની પૂજા વીસ અક્ષરવાળા મંત્રને આશ્રિત આ પ્રમાણે જે મંત્રની આરાધના કરે છે તે સમૃદ્ધિનો આશ્રય થાય છે. જે જપ, હોમ, પૂજન અને ધ્યાન કરતો રહીને ઉક્ત મંત્રનો જપ કરે છે, તેનું ઘર રત્ન, સુવર્ણ તથા ધનધાન્યથી નિરંતર પરિપૂર્ણ થતું રહે છે. આ વિશાળ પૃથ્વી તેના હાથમાં આવી જાય છે, અને તે સર્વ પ્રકારનાં ધાન્યથી યુક્ત હોય છે. મંત્ર–સાધક, પુત્રો અને મિત્રોથી ભરપૂર રહે છે અને અંતે પરમગતિને પ્રાપ્ત થાય છે. ઉક્ત મંત્રથી સાધક આ પ્રકારના અનેક પ્રયોગ સિદ્ધ કરી શકે છે. હવે સર્વ સિદ્ધિઓને આપનારા મંત્રરાજ દશાક્ષરનું વર્ણન કરું છું.

સ્મૃતિ (ગ્) આ સદ્ય(ઓ)થી યુક્ત હોય અને લોહિત (પ્) વામનેત્ર(ઈ)થી જોડાયેલ હોય, તેના પછી 'જનવલ્લભા' આ અક્ષરસમુદાય હોય, તત્પશ્ચાત્ પવન (ય) હોય અને અંતમાં અગ્નિપ્રિયા (સ્વાહા) હોય તો આ (ગોપીજનવલ્લભાય સ્વાહા) દશાક્ષર મંત્ર કહેવામાં આવ્યો છે. આના નારદ ઋષિ છે, વિરાટ છંદ, શ્રીકૃષ્ણ દેવતા, ક્લીં બીજ અને સ્વાહા શક્તિ છે. આ વાત મનીષી પુરુષોએ બતાવી છે. આચક્ર, વિચક્ર, સુચક્ર, ત્રૈલોક્યરક્ષણચક્ર તથા અસુરાન્તકચક્ર આ શબ્દોના અંતમાં 'ઙે' વિભક્તિ અને સ્વાહા પદ ઉમેરીને આ પંચવિધ ચક્રો દ્વારા પંચાંગન્યાસ કરવા.÷ તદનન્તર પ્રણવ સંપુટિત મંત્ર ભણીને ત્રણ વાર બંને હાથોમાં વ્યાપક ન્યાસ કરવા. તે પછી મંત્રના પ્રત્યેક અક્ષરને અનુસ્વારયુક્ત કરીને તેમના આદિમાં પ્રણવ અને અંતમાં નમઃ પદ ઉમેરી તેમનો જમણા અંગૂઠાથી લઈને ડાબા અંગૂઠા સુધી આંગળીઓના વેઢામાં ન્યાસ કરવો.* આને સૃષ્ટિન્યાસ કહ્યો છે. હવે સ્થિતિન્યાસ કહેવામાં આવે છે. વિદ્વાન પુરુષે સ્થિતિન્યાસમાં ડાબી કનિષ્ઠિકા (ટચલી આંગળી)થી લઈને જમણી કનિષ્ઠકા સુધી પૂર્વોક્તરૂપથી મંત્રાક્ષરોનો ન્યાસ કરવો. સંહાર ન્યાસમાં, ડાબા અંગૂઠાથી જમણા અંગૂઠા સુધી ઉક્ત મંત્રાક્ષરોનો ન્યાસ કરવો જોઈએ. આ સંહારન્યાસ દોષસમુદાયનો નાશ કરનારો કહ્યો છે. શુદ્ધ ચિત્તવાળા બ્રહ્મચારીઓએ પ્રથમ સ્થિતિ અને સંહારન્યાસ કર્યા પછી અંતમાં સૃષ્ટિન્યાસ કરવા; કારણ કે આ વિદ્યાપ્રદાન કરનાર છે. ગૃહસ્થો માટે અંતમાં સ્થિતિન્યાસ કરવો ઉચિત છે. (તેમણે સૃષ્ટિ અને સંહારન્યાસ પ્રથમ કરી લેવા જોઈએ.) કારણ કે સ્થિતિન્યાસ કામાદિ સ્વરૂપ (કામનાપૂરક) છે. વિરક્ત મુનીશ્વરોએ સર્વદા અંતમાં સંહારન્યાસ કરવો જોઈએ. તદનન્તર સાધકે ફરીથી સ્થિતિક્રમથી મંત્રાક્ષરોનો આંગળીઓમાં

÷ ન્યાસવાક્યનો પ્રયોગ આ પ્રમાણે છે:
ૐ આચક્રાય સ્વાહા હૃદયાય નમઃ
ૐ વિચક્રાય સ્વાહા શિરસે સ્વાહા.
ૐ સુચક્રાય સ્વાહા શિખાયૈ વષટ્.
ૐ ત્રૈલોક્યરક્ષણચક્રાય સ્વાહા કવચાય હુમ.
ૐ અસુરાન્તકચક્રાય સ્વાહા અસ્ત્રાય ફટ્.

* જેમ કે ૐ ગોં નમઃ દક્ષિણાઙ્ગુષ્ઠપર્વસુ. ૐ પીં નમઃ દક્ષિણતર્જનીપર્વસુ. ૐ જં નમઃ દક્ષિણમધ્યમાપર્વસુ, ૐ નં નમઃ દક્ષિણઅનામિકાપર્વસુ, ૐ વં નમઃ દક્ષિણકનિષ્ઠિકાપર્વસુ, ૐ લ્લં નમઃ વામકનિષ્ઠિકા પર્વસુ, ૐ ભાં નમઃ વામઅનામિકાપર્વસુ, ૐ યં નમઃ વામમધ્યમાપર્વસુ, ૐ સ્વાં નમઃ વામતર્જનીપર્વસુ, ૐ હાં નમઃ, વામાઙ્ગુષ્ઠપર્વસુ.

ન્યાસ કરવો. તે પછી ફરીથી પૂર્વોક્ત ચક્રો દ્વારા હાથોમાં પંચાંગન્યાસ કરવા. (જેમ કે ૐ આચક્રાય સ્વાહા અંગુષ્ઠાભ્યાં નમઃ, ૐ વિચક્રાય સ્વાહા તર્જનીભ્યાં નમઃ, ૐ સુચક્રાય સ્વાહા મધ્યમાભ્યાં નમઃ, ૐ ત્રૈલોક્યરક્ષણચક્રાય સ્વાહા અનામિકાભ્યાં નમઃ, ૐ અસુરાન્તકચક્રાય સ્વાહા કનિષ્ઠિકાભ્યાં નમઃ.) તે પછી વિદ્વાન પુરુષે મૂળમંત્રથી સંપુટિત, અનુસ્વારયુક્ત માતૃકાવર્ણોનો માતૃકાન્યાસનાં સ્થળોમાં વિનીતભાવથી ન્યાસ કરવો. તે પછી પ્રણવ સંપુટિત મૂલમંત્રનું ઉચ્ચારણ કરીને વ્યાપક ન્યાસ કરવા. ત્યાર બાદ પૂર્વોક્ત મૂર્તિપંજર નામક ન્યાસ કરવા. તે પછી ક્રમશઃ દશાઙ્ગન્યાસ અને પંચાઙ્ગન્યાસ કરવા. દશાઙ્ગન્યાસની વિધિ આ પ્રમાણે છે–હૃદય, મસ્તક, શિખા, સર્વાઙ્ગ સંપૂર્ણ દિશા, જમણું પડખું, ડાબું પડખું, કટિ, પૃષ્ઠ તથા મૂર્ધા–આ અંગોમાં શ્રેષ્ઠ વૈષ્ણવે મંત્રના એક એક અક્ષરનો ન્યાસ કરવો. પછી એકાગ્રચિત્ત થઈને પૂર્વોક્ત ચક્રો દ્વારા ફરીથી પૂર્વવત્ પંચાઙ્ગ ન્યાસ કરવા. આ સિવાય અષ્ટાદશાક્ષર મંત્ર માટે બતાવવામાં આવેલા અન્ય પ્રકારના ન્યાસોનો પણ અહીં સંગ્રહ કરી લેવો. તે પછી વિદ્વાન પુરુષે કિરીટ મંત્રથી વ્યાપક ન્યાસ કરવા. પછી શ્રેષ્ઠ સાધકે વેણુ અને બિલ્વ આદિની મુદ્રા દેખાડવી. પછી સુદર્શન મંત્રથી દિગ્બંધ કરવું. અંગૂઠા સિવાય બાકીની આંગળીઓને સીધી રાખવામાં આવે છે તેને હૃદયમુદ્રા કહેવામાં આવી છે. શિરોમુદ્રા પણ આવી જ હોય છે. અંગૂઠો નીચે કરી બાંધવામાં આવતી મુઠ્ઠીનું નામ શિખામુદ્રા છે. હાથથી આંગળીઓને ફેલાવવી તેને વરુણમુદ્રા કહી છે. બન્ને ભુજાઓને ઊંચી કરી અંગુષ્ઠ અને તર્જની વડે ચપટી વગાડીને ઉત્પન્ન થયેલા ધ્વનિને સર્વ બાજુએ ફેલાવવો–આને અસ્ત્રમુદ્રા કહી છે. તર્જની અને મધ્યમા–આ બે આંગળીઓ નેત્રમુદ્રા છે. (જ્યાં ત્રણ નેત્રનો ન્યાસ કરવો હોય ત્યાં તર્જની, મધ્યમાની સાથે અનામિકા આંગળીને પણ લઈને નેત્રત્રય જણાવવામાં આવે છે.) ડાબા હાથનો અંગૂઠો હોઠને લગાડ્યો હોય ને તેની ટચલી આંગળી જમણા હાથના અંગૂઠા સાથે અડેલી હોય; જમણા હાથની ટચલી આંગળી ફેલાયેલી હોય અને તેની તર્જની, મધ્યમા તથા અનામિકા આંગળીઓ કંઈક સંકોચાઈને હલાવાતી હોય તે વેણુમુદ્રા કહેવાય છે. આ અત્યંત ગુપ્ત હોવા સાથે જ ભગવાન શ્રીકૃષ્ણને અતિપ્રિય છે. વનમાળા, શ્રીવત્સ અને કૌસ્તુભ નામની મુદ્રાઓ પ્રસિદ્ધ છે, તેથી તેનું અહીં વર્ણન કર્યું નથી.×

---

× વનમાળા આદિ મુદ્રાઓનું લક્ષણ આ પ્રમાણે છે.–

स्पृशेत्कण्ठादिपादान्तं तर्जन्याङ्गुष्ठनिष्ठया ।
करद्वयेन तु भवेन्मुद्रेयं वनमालिका ॥

બન્ને હાથોની તર્જની અને અંગૂઠાને એક બીજા સાથે ભેરવી તેમના દ્વારા કંઠથી લઈને પગ સુધી સ્પર્શ કરવો. આને વનમાળા નામક મુદ્રા કહેવામાં આવી છે.

अन्योन्यस्पृष्टकरयोर्मध्यमानामिकाङ्गुली ।
अङ्गुष्ठेन तु बध्नीयात् कनिष्ठामूलसंश्रिते ॥
तर्जन्यौ कारयेदेषा मुद्रा श्रीवत्ससञ्ज्ञिका ।

આપસમાં ભેરવેલા બંને હાથોની મધ્યમા અને અનામિકા આંગળીઓને અંગૂઠા સાથે જોડવી અને તર્જની આંગળીઓને ટચલી આંગળીઓના મૂળ સાથે જોડવી. આનું નામ શ્રીવત્સમુદ્રા છે.

दक्षिणस्यानामिकाङ्गुष्ठसंलग्नां कनिष्ठिकाम् ।
कनिष्ठयान्यया बद्धा तर्जन्या दक्षया तथा ॥
वामानामां च बध्नीयाद्दक्षाङ्गुष्ठस्य मूलके ।
अङ्गुष्ठमध्यमे वामे संयोज्य सरलाः पराः ॥
चतस्रोऽप्यग्रसंलग्ना मुद्रा कौस्तुभसंज्ञिका ।

જમણા હાથની અનામિકા અને અંગૂઠા સાથે જોડેલી કનિષ્ઠિકા આંગળીને ડાબા હાથની કનિષ્ઠિકા

ડાબા અંગૂઠાને ઊર્ધ્વમુખ રાખી તેને જમણા હાથના અંગૂઠા સાથે ભેરવવો અને તેના અગ્રભાગને જમણા હાથની આંગળીઓથી દબાવીને પછી તે આંગળીઓને ડાબા હાથની આંગળીઓ સાથે ખૂબ કસકસાવીને ભેરવવી અને તેને પોતાના હૃદયકમળમાં સ્થાપિત કરવો. સાથે સાથે જ કામબીજ(ક્લીં)નું ઉચ્ચારણ કરતા રહેવું. મુનીશ્વરોએ તેને પરમ ગોપનીય બિલ્વમુદ્રા કહી છે. આ સંપૂર્ણ સુખોની પ્રાપ્તિ કરાવનારી છે. મન, વાણી અને શરીરથી કરાતું પાપ, આ મુદ્રાના જ્ઞાનમાત્રથી નષ્ટ થઈ જાય છે. મંત્રનું ધ્યાન, જપ અને પૂર્વોક્ત રૂપથી ત્રિકાલ પૂજન કરવું જોઈએ. દશાક્ષર તથા અષ્ટાદશાક્ષર આદિ સર્વ મંત્રોમાં એક જ ક્રમ જણાવવામાં આવ્યો છે. આ પ્રમાણે મંત્ર સિદ્ધ થતાં મંત્રોપાસક તેના નાના પ્રકારના લૌકિક અથવા પારલૌકિક પ્રયોગ કરી શકે છે.

બળિયાના ફોલ્લાં તથા તથા તાવ વગેરેથી જ્યારે દાહ થાય કે મૂર્ચ્છા આવે ત્યારે ઉક્ત રૂપથી જ શ્રીકૃષ્ણનું ધ્યાન કરીને રોગીના માથા આગળ બેસીને મંત્ર જપ કરવો. આથી તાવમાં સપડાયેલો માણસ અવશ્ય તેમાંથી મુક્ત થઈ જાય છે. આવી જ રીતે પૂર્વોક્ત ધ્યાન કરીને અગ્નિમાં ભગવાનની પૂજા કરવી અને ગળોના ચાર-ચાર આંગળના ટુકડાઓથી દસ હજાર આહુતિ આપવી. આથી તાવની શાંતિ થઈ જાય છે. તાવથી પીડાતા માણસનો તાવ શાંત થવા માટે બાણોથી વીંધાયેલા ભીષ્મપિતામહનું તથા સંતાપ દૂર કરવા માટે શ્રીહરિનું ધ્યાન કરીને રોગીનો સ્પર્શ કરતા રહીને મંત્રજપ કરવો. સાંદીપનિ મુનિને પુત્ર આપતા શ્રીકૃષ્ણનું ધ્યાન કરીને ઉપર કહ્યા પ્રમાણે ગળોના કટકાઓથી દશ હજાર આહુતિ આપવી. આથી અપમૃત્યુનું નિવારણ થાય છે. જેના પુત્ર મરી ગયા હતા, એવા બ્રાહ્મણને તેના પુત્ર અર્પણ કરતા અર્જુન સહિત શ્રીકૃષ્ણનું ધ્યાન કરીને પૂર્વોક્ત રૂપથી એક લાખ મંત્રજપ કરવા. આથી પુત્ર–પૌત્ર આદિની વૃદ્ધિ થાય છે. ઘી, ખાંડ અને મધમાં મેળવેલા પોતાજિયાનાં ફળોથી તેની જ સમિધા દ્વારા પ્રજ્વલિત થયેલા અગ્નિમાં દશ હજાર આહુતિ આપવાથી માણસ દીર્ઘ આયુષ્યવાળો પુત્ર પામે છે. દૂધાળા વૃક્ષના કવાથથી ભરેલા કળશની રાત્રે પૂજા કરીને પ્રાતઃકાલે દસ હજાર મંત્ર જપવા અને તેના રસના જળથી સ્ત્રી પર અભિષેક કરવો. બાર દિવસ સુધી આ પ્રમાણે કરવાથી વંધ્યા સ્ત્રી પણ દીર્ઘાયુષી પુત્ર પામે છે. પુત્રની કામનાવાળી સ્ત્રીએ પ્રાતઃકાલે મૌન ધારણ કરી, પીપળાના પાંદડાના દડિયામાં રાખેલા જળને એકસોઆઠ વાર મંત્રના જપથી અભિમંત્રિત કરાવીને પીવું. એક માસ સુધી આ પ્રમાણે કરીને વંધ્યા સ્ત્રી પણ સમસ્ત શુભ લક્ષણોથી યુક્ત પુત્ર પ્રાપ્ત કરે છે. બોરનાં વૃક્ષોથી ભરપૂર દિવ્ય આશ્રમમાં રહીને પોતાના કરકમળોથી ઘંટાકર્ણના શરીરનો સ્પર્શ કરતા રહી, શ્રીકૃષ્ણનું ધ્યાન કરીને ઘી, ખાંડ અને મધ મેળવેલા તલથી એક લાખ આહુતિ આપવી. આમ કરવાથી મહાપાપી પણ તત્કાળ પવિત્ર થઈ જાય છે. પારિજાત હરણ કરનારા શ્રીકૃષ્ણનું ધ્યાન કરીને એક લાખ મંત્ર જપવા. આમ કરનારનો સર્વત્ર વિજય થાય છે, પરાજય ક્યારેય થતો નથી. પાર્થને ગીતાનો ઉપદેશ

---

(ટચલી) આંગળી સાથે ભેરવવી. જમણી તર્જની સાથે ડાબી અનામિકાને બાંધવી. જમણા અંગૂઠાના મૂલભાગમાં ડાબો અંગૂઠો અને મધ્યમાને જોડવી, બાકીની આંગળીઓ સીધા રાખવી. ચારે આંગળીઓના અગ્રભાગ પરસ્પર મળેલા હોય; આને કૌસ્તુભમુદ્રા કહી છે.

કરતા રથમાં આરૂઢ થયેલા શ્રીકૃષ્ણનું ધ્યાન અને મંત્રનો જપ કરવાથી ધર્મની વૃદ્ધિ થાય છે. મધથી સંયુક્ત (ખરડેલાં) પલાશનાં પુષ્પોથી એક લાખ આહુતિ આપવાથી વિદ્યાની પ્રાપ્તિ થાય છે. રાષ્ટ્ર, પુર, ગ્રામ, વસ્તુ તથા શરીરની રક્ષાને માટે શ્રીકૃષ્ણનું ધ્યાન કરવું-'તેમની કાંતિ ઉદય પામતા કરોડો સૂર્યોના સમાન પ્રકાશમાન છે. તેઓ અગ્નિ તેમ જ સોમસ્વરૂપ છે. સચ્ચિદાનંદમય છે, તેમનું તેજ તપ્ત સુવર્ણ સમાન છે. તેમનાં મુખ અને ચરણ સૂર્ય અને અગ્નિ સમાન પ્રકાશિત થઈ રહ્યાં છે. તેઓ દિવ્ય આભૂષણોથી વિભૂષિત છે. તેમણે નાના પ્રકારનાં આયુધ ધારણ કરેલાં છે.' આ પ્રમાણે ધ્યાન કરીને એક લાખ મંત્ર જપવા. આથી સર્વ વસ્તુઓની રક્ષા થાય છે. સદ્ગુરુ પાસેથી દીક્ષા લઈને શ્રીકૃષ્ણનું પૂજન કરનારો અણિમાદિ આઠ સિદ્ધિઓનો સ્વામી થાય છે. તેને જોવા માત્રથી વાદીઓ નિસ્તેજ થઈ જાય છે. તે ઘરમાં હોય કે સભામાં હોય-સર્વત્ર સદા સરસ્વતી તેના મુખમાં નિવાસ કરે છે. આ લોકમાં નાના પ્રકારના ભોગોનો ઉપભોગ કરીને અંતે શ્રીકૃષ્ણના ધામમાં જાય છે.૧-૨૯૭

वसेत्सरस्वतीवक्त्रे गृहे चापि सभासदः ।
भुक्त्वा नानाविधान्भोगानन्ते विष्णुपदं व्रजेत् ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં શ્રીકૃષ્ણ સંબંધી વિવિધ મંત્રોના અનુષ્ઠાનનોવિધિ નામનો ૮૦ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૮૧ : શ્રીકૃષ્ણસંબંધી વિવિધ મંત્રો

श्रीसनत्कुमार उवाच ।
अथ कृष्णस्य मंत्राणां वक्ष्ये भेदान् मुनीश्वर ।
यान्समाराध्य मनुजाः साधयन्तीष्टमात्मनः ॥१॥

શ્રીસનત્કુમાર બોલ્યા: હે મુનીશ્વર! હવે હું શ્રીકૃષ્ણસંબંધી મંત્રોના ભેદ કહું છું, જેમની આરાધના કરીને માણસો પોતાનું અભીષ્ટ સિદ્ધ કરી લે છે.

દશાક્ષર મંત્રના ત્રણ નૂતન ભેદ છે. 'હ્રીં શ્રીં ક્લીં' આ ત્રણ બીજોની સાથે 'ગોપીજનવલ્લભાય સ્વાહા,' આ પ્રથમ ભેદ છે 'શ્રીં હ્રીં ક્લીં'-આ ક્રમથી બીજ લગાડવાથી બીજો ભેદ થાય છે. 'ક્લીં હ્રીં શ્રીં' આ ક્રમથી બીજ મંત્ર જોડવાથી ત્રીજો ભેદ બને છે.

આના નારદઋષિ અને ગાયત્રી છંદ છે તથા માણસોની સર્વ કામનાઓને પૂર્ણ કરનારા ગોવિન્દ શ્રીકૃષ્ણ આના દેવતા છે. આ ત્રણે મંત્રોનો અંગન્યાસ પૂર્વવત્ ચક્રો દ્વારા કરવો જોઈએ. તત્પશ્ચાત્ કિરીટ મંત્રથી વ્યાપક ન્યાસ કરવો. પછી સુદર્શન મંત્રથી દિગ્બંધ કરવું. આદિ મંત્રથી વીસ અક્ષરવાળા મંત્રની જ પેઠે ધ્યાન-પૂજન આદિ કરવાં. દ્વિતીય મંત્રમાં દશાક્ષર મંત્ર માટે કહેવામાં આવેલાં ધ્યાન-પૂજન આદિનો આશ્રય લેવો. તૃતીય મંત્રમાં વિદ્વાન પુરુષે એકાગ્રચિત્ત થઈને શ્રીહરિનું આ પ્રમાણે ધ્યાન કરવું-ભગવાન પોતાની છ ભુજાઓમાં ક્રમશઃ શંખ, ચક્ર, ધનુષ, બાણ, પાશ તથા અંકુશ ધારણ કરે છે અને શેષ બે ભુજાઓમાં વેણુ લઈને વગાડી રહ્યા છે. તેમનો વર્ણ લાલ છે. તે શ્રીકૃષ્ણ સાક્ષાત્ સૂર્યરૂપથી પ્રકાશિત થાય છે.

આ પ્રમાણે ધ્યાન કરીને બુદ્ધિમાન પુરુષે પાંચ લાખ જપ કરવા અને ઘૃતયુક્ત ખીરથી દશાંશ આહુતિ આપવી. આ પ્રમાણે મંત્ર સિદ્ધ થઈ ગયા પછી મંત્રોપાસક પુરુષ તેના દ્વારા પૂર્વવત્ સકામ પ્રયોગ કરી શકે છે. 'શ્રીં હ્રીં ક્લીં કૃષ્ણાય ગોવિંદાય સ્વાહા' આ બાર અક્ષરોનો મંત્ર છે. આના બ્રહ્મા ઋષિ, ગાયત્રી છંદ અને શ્રીકૃષ્ણ દેવતા છે. પૃથક્ પૃથક્ ત્રણ બીજ તથા ત્રણ, ચાર અને બે

મંત્રાક્ષરોથી ષડંગ ન્યાસ કરવા. વીસ અક્ષરવાળા મંત્રની જેમ આનાં પણ ધ્યાન, હોમ અને પૂજન આદિ કરવાં જોઈએ. આ મંત્ર સર્વ અભીષ્ટ ફળોને આપનારો છે.

દશાક્ષર–મંત્ર (ગોપીજનવલ્લભાય સ્વાહા)-ના આદિમાં શ્રીં હ્રીં કલીં તથા અંતમાં કલીં હ્રીં શ્રીં લગાડવાથી ષોડશાક્ષર મંત્ર બની જાય છે. આ જ પ્રમાણે કેવલ આદિમાં હ્રીં શ્રીં ઉમેરવાથી બાર અક્ષરોનો મંત્ર થાય છે. પૂર્વોક્ત ચક્રો દ્વારા એમનો અંગ-ન્યાસ કરવો. પછી ભગવાનનું ધ્યાન કરીને દશ લાખ જપ કરવા અને ઘીથી દશાંશ હોમ કરવો. આથી આ બંને મંત્રરાજ સિદ્ધ થઈ જાય છે. સિદ્ધ થયા પછી આ બંને માણસો માટે સર્વ કામનાઓ, સર્વ સંપદાઓ તથા સૌભાગ્યને આપનારા થાય છે. અષ્ટાદશાક્ષર મંત્રના અંતમાં કલીં લગાડવામાં આવે તો તે પુત્ર તથા ધન આપનાર થાય છે. આ મંત્રના નારદ ઋષિ, ગાયત્રી છંદ અને શ્રીકૃષ્ણ દેવતા છે. કલીં બીજ કહેલ છે અને સ્વાહા શક્તિ માનવામાં આવી છે. છ દીર્ઘ સ્વરોથી યુક્ત બીજ મંત્ર દ્વારા ષડંગન્યાસ કરવા. જમણા હાથમાં ખીર અને ડાબા હાથમાં માખણ લીધેલું છે એવા દિગંબર ગોપીપુત્ર શ્રીકૃષ્ણ મારી રક્ષા કરો' આ પ્રમાણે ધ્યાન કરીને બત્રીસ લાખ મંત્ર જપવા અને પ્રજ્વલિત અગ્નિમાં સાકર ભેળવેલી ખીરથી દશાંશ આહુતિ આપવી. તે પછી પૂર્વોક્ત વૈષ્ણવ પીઠ પર અષ્ટાદશાક્ષર મંત્રની જેમ પૂજન કરવું. કમળના આસન પર વિરાજમાન શ્રીકૃષ્ણની પૂજા કરીને તેમના મુખારવિંદમાં ખીર, પાકાં કેળાં, દહીં અને તુરતનું કાઢેલું માખણ આપીને તર્પણ કરવું. પુત્રની ઇચ્છા રાખનારો પુરુષ જો આ પ્રમાણે તર્પણ કરે તો એક વર્ષમાં તેને પુત્રપ્રાપ્તિ થાય છે. તે જે જે વસ્તુની ઇચ્છા કરે છે તે સર્વ તેને તર્પણથી જ પ્રાપ્ત થઈ જાય છે.

વાક્ (ઐં), કામ (કલીં), 'ङे' (ચતુર્થી) વિભક્તિના અંતવાળો કૃષ્ણ શબ્દ (કૃષ્ણાય) તત્પશ્ચાત્ માયા (હ્રીં), તે પછી 'ગોવિન્દાય', પછી રમા (શ્રીં), તદનન્તર દશાક્ષર મંત્ર (ગોપીજન વલ્લભાય સ્વાહા) ઉદ્ધૃત કરવો. પછી હ્ અને સ્ આ બંને ઓકાર અને વિસર્ગથી સંયુક્ત થઈને અંતમાં ઉમેરાય તો (ઐં કલીં કૃષ્ણાય હ્રીં ગોવિંદાય શ્રીં ગોપીજનવલ્લભાય સ્વાહા હ્સૌં) બાવીસ અક્ષરનો મંત્ર થાય છે જે વાણીનું પ્રભુત્વ આપનારો છે. આના નારદ ઋષિ, ગાયત્રી છંદ, વિદ્યાના આપનાર ગોપાલ દેવતા, કલીં બીજ અને ઐં શક્તિ છે. વિદ્યાની પ્રાપ્તિ માટે આનો વિનિયોગ કરવામાં આવે છે. આનું ધ્યાન આ પ્રમાણે છે—જે વામ ભાગના ઉપરવાળા હાથમાં ઉત્તમ વિદ્યા–પુસ્તક અને જમણી બાજુના ઉપરવાળા સ્ફટિક મણિની માતૃકામયી અક્ષમાળા ધારણ કરે છે. એ જ પ્રમાણે નીચેના બંને હાથોમાં શબ્દ બ્રહ્મમય મુરલી લઈને વગાડે છે; જેમનાં શ્રીઅંગોમાં ગાયત્રી છંદમય પીતામ્બર સુશોભિત છે, જેઓ શ્યામવર્ણ કોમળ કાંતિમાન મોરપીંછનો મુકુટ ધારણ કરનારા, સર્વજ્ઞ તથા મુનિવરો દ્વારા સેવિત છે, તે શ્રીકૃષ્ણનું ચિંતન કરવું. આ પ્રમાણે લીલા કરનાર ભુવનેશ્વર શ્રીકૃષ્ણનું ધ્યાન કરીને ચાર લાખ મંત્રજપ કરવા; અને પલાશનાં ફૂલોથી દશાંશ આહુતિ આપીને મંત્રોપાસકે વીસ અક્ષરવાળા મંત્ર માટે કહેલા વિધાન અનુસાર પૂજન કરવું. આ પ્રમાણે જે મંત્રની ઉપાસના કરે છે, તે વાણીનો ઈશ્વર થઈ જાય છે. એણે જોયાં ન હોય તેવાં શાસ્ત્રો પણ ગંગાની લહેરો સમાન આપમેળે તેની આગળ હાજર થઈ જાય છે.

'ૐ કૃષ્ણ કૃષ્ણ મહાકૃષ્ણ સર્વજ્ઞ ત્વં પ્રસીદ મે। રમારમણ વિદ્યેશ વિદ્યામાશુ પ્રયચ્છ મે॥'

(હે કૃષ્ણ! હે કૃષ્ણ! હે મહાકૃષ્ણ! આપ સર્વજ્ઞ છો, મારા પર પ્રસન્ન થાઓ. હે રમારમણ! હે વિદ્યેશ્વર! મને શીઘ્ર વિદ્યા આપો.)

આ તેત્રીસ અક્ષરોવાળો મહાવિદ્યાપ્રદ મંત્ર છે. આના નારદ ઋષિ, અનુષ્ટુપ્ છંદ છે અને શ્રીકૃષ્ણ દેવતા છે. મંત્રના ચારે ચરણો અને સંપૂર્ણ મંત્રથી પંચાંગન્યાસ કરીને શ્રીહરિનું ધ્યાન કરવું. તે આ પ્રમાણે છે–

दिव्योद्याने विवस्वत्प्रतिममणिमये मंडपे योगपीठे
मध्ये यः सर्ववेदान्तमयसुरतरोः संनिविष्टो मुकुन्दः।
वेदैः कल्पद्रुरूपैः शिखरिशतसमालंबिकोशैश्चतुर्भि-
र्न्यायैस्तर्कैः पुराणैः स्मृतिभिरभिवृतस्तादृशैश्चामराद्यैः॥
दद्याद्बिभ्रत्कराग्रैरपि दरमुरलीपुष्पबाणेक्षुचापा-
नक्षस्पृक्पूर्णकुम्भौ स्मरललितवपुर्दिव्यभूषाङ्गरागः।
व्याख्यां वामे वितन्वन् स्फुटरुचिरपदो
वेणुना विश्वमात्रे
शब्दब्रह्मोद्भवेन श्रियमरुणरुचिर्बल्लवीवल्लभो नः॥

'એક દિવ્ય ઉદ્યાન છે. તેમાં સૂર્ય સમાન પ્રકાશમાન મણિમય મંડપ છે. જ્યાં સર્વ વેદાંતમય કલ્પવૃક્ષ નીચે યોગપીઠ નામનું દિવ્ય સિંહાસન છે, જેના મધ્ય-ભાગમાં ભગવાન મુકુન્દ વિરાજમાન છે. કલ્પવૃક્ષરૂપ ચાર વેદ જેના કોષ સો પર્વતોને આશ્રય આપનારા છે, તેમને ઘેરીને સ્થિત છે. છત્ર, ચામર આદિના રૂપમાં સુશોભિત ન્યાય, તર્ક, પુરાણ તથા સ્મૃતિઓથી ભગવાન વીંટળાએલા છે. તેઓ પોતાના હાથોના અગ્રભાગમાં શંખ, મુરલી, પુષ્પ-મય બાણ અને શેલડીનાં ધનુષ ધારણ કરે છે. અક્ષમાળા અને ભરેલાં બે કળશ તેમણે હાથમાં રાખેલાં છે. તેમનું દિવ્ય સ્વરૂપ કામદેવથી પણું અધિક મનોહર છે. તેઓ દિવ્ય આભૂષણ તથા દિવ્ય અંગરાગ ધારણ કરે છે. શબ્દબ્રહ્મથી પ્રકટ થયેલી તથા ડાબા હાથમાં રાખેલી વેણુ દ્વારા સ્પષ્ટ તેમ જ રુચિર પદનું ઉચ્ચારણ કરતા રહીને વિશ્વમાત્રમાં વિશદ વ્યાખ્યાનો વિસ્તાર કરે છે, તેમના અંગની કાન્તિ અરુણ વર્ણની છે, એવા ગોપીવલ્લભ શ્રીકૃષ્ણ અમને લક્ષ્મી પ્રદાન કરે.'

આ પ્રમાણે ધ્યાન કરીને એક લાખ જપ કરવા અને ખીરથી દશાંશ આહુતિ આપવી. મંત્રજ્ઞ પુરુષે આનું પૂજન આદિ અષ્ટાદશાક્ષર મંત્રની જેમ કરવું.

'ૐ નમો ભગવતે નંદપુત્રાય આનંદ-વપુષે ગોપીજનવલ્લભાય સ્વાહા.' આ અઠ્ઠાવીશ અક્ષરોનો મંત્ર છે. આ સર્વ અભીષ્ટ વસ્તુઓ આપનારો છે.

'નંદપુત્રાય શ્યામલાઙ્ગાય બાલવપુષે કૃષ્ણાય ગોવિન્દાય ગોપીજનવલ્લભાય સ્વાહા!' આ બત્રીસ અક્ષરોનો મંત્ર છે. આ બંને મંત્રોના નારદઋષિ છે, પહેલાનો ઉષ્ણિક્, બીજાનો અનુષ્ટુપ છંદ છે. દેવતા નંદનંદન શ્રીકૃષ્ણ છે. સમસ્ત કામનાઓની પ્રાપ્તિ માટે આનો વિનિયોગ કરવામાં આવે છે. ચક્રો દ્વારા પંચાઙ્ગ ન્યાસ કરવા તથા હૃદયાદિ અંગો, ઈંદ્રાદિ દિક્પાલો અને તેમનાં વજ્ર આદિ આયુધો સહિત ભગવાનની પૂજા કરવી જોઈએ. પછી ધ્યાન કરીને એક લાખ મંત્ર જપ અને ખીરથી દશાંશ હોમ કરવો. આ સિદ્ધ મંત્રો દ્વારા મંત્રોપાસક પોતાના અભીષ્ટની સિદ્ધિ કરી શકે છે.

'લીલાદંડગોપીજનસંસક્તદોર્દંડ બાલ-રૂપ મેઘશ્યામ ભગવન્ વિષ્ણો સ્વાહા' આ ઓગણત્રીસ અક્ષરોનો મંત્ર છે. આના નારદઋષિ, અનુષ્ટુપ છંદ અને 'લીલાદંડ હરિ' દેવતા કહેવામાં આવ્યા છે. ચૌદ, ચાર, ચાર, ત્રણ તથા ચાર મંત્રાક્ષરો દ્વારા

ક્રમશઃ પંચાંગ ન્યાસ કરવા.

ધ્યાન

सम्मोहयंश्च निजवामकरस्थलीला
दण्डेन गोपयुवतीः परसुन्दरीश्च ।
दिश्यान्निजप्रियसखांसगदक्षहस्तो
देवः श्रियं निहतकंस ऊरुक्रमो नः ॥

'જેઓ પોતાના ડાબા હાથમાં રાખેલા લીલાદંડથી ભાત-ભાતના ખેલ દેખાડીને પરમસુંદરી ગોપાંગનાઓનાં મન મોહી લે છે, જેમનો જમણો હાથ પોતાના પ્રિય સખાના ખભા ઉપર મૂકેલો છે, તે કંસ-વિનાશક મહાપરાક્રમી ભગવાન શ્રીકૃષ્ણ અમને લક્ષ્મી પ્રદાન કરો.'

આ પ્રમાણે ધ્યાન કરીને એક લાખ જપ કરવા અને ઘી, ખાંડ તથા મધથી નાખેલા તલ અને ભાતથી દશાંશ હોમ કરવો. તે પછી પૂર્વોક્ત પીઠ પર અંગ, દિક્પાલ તથા આયુધો સહિત શ્રીહરિનું પૂજન કરવું. જે પ્રતિદિન આદરપૂર્વક 'લીલા દંડ હરિ'ની આરાધના કરે છે, તે સંપૂર્ણ લોકો દ્વારા પૂજિત થાય છે અને તેના ઘરમાં લક્ષ્મીનો સ્થિર નિવાસ થાય છે. સદ્ય ( ઓ ) પર સ્થિત સ્મૃતિ ( ગ્ ) અર્થાત્ 'ગો', કેશવ ( અ )યુક્ત તોય ( વ્ ) અર્થાત્ 'વ', ધરાયુગ ( લ્લ ), 'ભાય', અગ્નિ-વલ્લભા ( સ્વાહા )-આ ( ગોવલ્લભાય સ્વાહા ) મંત્ર સાત અક્ષરોનો છે અને સર્વ સિદ્ધિઓને આપનારો છે. આના નારદઋષિ, ઉષ્ણિક્ છંદ તથા ગોવલ્લભ શ્રીકૃષ્ણ દેવતા છે. પૂર્વવત ચક્રમંત્રો દ્વારા પંચાંગન્યાસ કરવા.

ધ્યાન

ध्येयो हरिः स कपिलागणमध्यसंस्थ-
स्ता आह्वयन् दधददक्षिणदोःस्थवेणुम् ।
पाशं सयष्टिमपरत्र पयोदनीलः
पीताम्बरोऽहिरिपुपिच्छकृतावतंसः ॥

'કપિલા ગાયોની વચ્ચે ઊભા રહીને જેઓ તેમને બોલાવે છે, ડાબા હાથમાં મુરલી અને જમણા હાથમાં દોરડું અને લાકડી રાખેલાં છે; જેમના અંગની કાંતિ મેઘના સમાન શ્યામ છે; જેઓ પીતવસ્ત્ર અને મોરપીંછનો મુકુટ ધારણ કરે છે, તે શ્યામસુંદર શ્રીહરિનું ધ્યાન કરવું જોઈએ.'

ધ્યાન કર્યા પછી સાત લાખ મંત્ર જપ અને ગાયના દૂધથી દશાંશ હવન કરવું. પૂર્વોક્ત વૈષ્ણવ પીઠ પર પૂજન કરવું. અંગો દ્વારા પ્રથમ આવરણ થાય છે. દ્વિતીય આવરણમાં-સુવર્ણ-પિંગલા, ગૌરપિંગલા, રક્તપિંગલા, ગોળ-પિંગલા, બભ્રુ-વર્ણા, ઉત્તમા કપિલા, ચતુષ્કપિંગલ તથા શુભ એવી ઉત્તમ પીત-પિંગલા-આ આઠ ગાયોના સમુદાયની પૂજા કરીને ત્રીજા અને ચોથા આવરણોમાં ઇંદ્રાદિ લોકેશ તથા વજ્ર આદિ આયુધોનું પૂજન કરવું.

આ પ્રમાણે પૂજન કરીને મંત્ર સિદ્ધ કરી લીધા પછી મંત્રજ્ઞ પુરુષે તેના દ્વારા કામનાની પૂર્તિ માટે પ્રયોગ કરવો. જે પ્રતિ-દિન ગાયના દૂધથી એકસોઆઠ આહુતિ આપે છે, તે પંદર દિવસમાં જ ગાયના સમુદાય સહિત યુક્ત થઈ જાય છે. દશાક્ષર મંત્રમાં પણ આ વિધિ છે. 'ૐ નમો ભગવતે શ્રીગોવિંદાય' આ દ્વાદશાક્ષર મંત્ર કહેવામાં આવ્યો છે. આના નારદ-ઋષિ છે, ગાયત્રી છંદ છે અને ગોવિંદ દેવતા છે. એક, બે, ચાર અને પાંચ અક્ષરો તથા સંપૂર્ણ મંત્રથી પંચાંગન્યાસ કરવા. ધ્યાન આ પ્રમાણે કરવું-

ध्यायेत्कल्पद्रुमूलाश्रितमणिविलसद्दिव्यसिंहासनस्थं
मेघश्यामं पिशङ्गांशुकमतिसुभगं शंखवेत्रे कराभ्याम् ।
बिभ्राणं गोसहस्रैर्वृतममरपतिं प्रौढहस्तैककुंभ-
प्रश्च्योतत्सौध धारास्नपितमभिनवाम्भोजपत्राभनेत्रम् ॥

'દિવ્ય કલ્પવૃક્ષની નીચે મૂલ ભાગની સમીપ નાના પ્રકારના મણિઓથી સુશોભિત

દિવ્ય સિંહાસન પર ભગવાન શ્રીકૃષ્ણ વિરાજેલા છે. તેમના અંગની કાંતિ મેઘના જેવી શ્યામ છે. તેમણે પીતામ્બર ધારણ કરેલું છે તેથી અત્યંત સુંદર જણાય છે. પોતાના બંને હાથોમાં તેમણે શંખ અને નેતરની લાકડી રાખેલી છે. હજારો ગાયો તેમને વીંટળાઈને ઊભી છે. તેઓ સર્વ દેવતાઓના પ્રતિપાલક છે. એક પ્રૌઢ વ્યક્તિના હાથોમાં એક કળશ છે. તેનાથી અમૃતની ધારા ઝરી રહી છે અને તેનાથી જ ભગવાન સ્નાન કરી રહ્યા છે. તેમનાં નેત્ર નૂતન વિકસિત કમળદળના સમાન વિશાળ અને સુંદર છે. આવા શ્રીહરિનું ધ્યાન કરવું જોઈએ.'

તે પછી બાર લાખ મંત્ર જપવા. પછી ગાયના દૂધથી દશાંશ હોમ કરીને પૂર્વવત્ ગૌશાળામાં સ્થિત ભગવાનનું પૂજન કરવું. અથવા પ્રતિમા આદિમાં પણ પૂજા કરી શકાય છે. પૂર્વોક્ત વૈષ્ણવ પીઠ પર મૂલમંત્રથી મૂર્તિ નિર્માણ કરીને તેમાં ભગવાનનું આવાહ્ન અને પ્રતિષ્ઠા કરવાં. તત્પશ્ચાત્ પહેલાં ગુરુ દેવની પૂજા કરીને ભગવાન શ્રીકૃષ્ણની પૂજા કરવી. ભગવાનના પાર્શ્વ-ભાગમાં રુક્મિણી અને સત્યભામાનું, સામે ઇંદ્રનું તથા પૃષ્ઠ ભાગમાં સુરભિદેવીનું પૂજન કરીને કેસરાઓમાં અંગપૂજા કરવી. પછી આઠ દળોમાં કાલિન્દી આદિ આઠ પટરાણીઓની પૂજા કરીને પીઠના ખૂણાઓમાં કિંકિણી અને દામ×(દોરડું)ની અર્ચના કરવી. પૃષ્ઠભાગોમાં વેણુની તથા સમ્મુખ શ્રીવત્સ અને કૌસ્તુભની પૂજા કરવી. આગળની બાજુ વનમાળા આદિ અલંકારોનું પૂજન કરવું.

આઠ દિશાઓમાં સ્થિત પાંચજન્ય, ગદા, ચક્ર, વસુદેવ, દેવકી, નંદગોપ, યશોદા તથા ગાયો અને ગોવાળો સહિત ગોપિકા–આ સર્વની પૂજા કરવી; તેમના બાહ્ય ભાગમાં ઇંદ્ર આદિ દિક્પાલ તથા તેમના પણ બાહ્ય ભાગમાં વજ્ર આદિ આયુધો છે. પછી પૂર્વ આદિ દિશાઓમાં ક્રમશઃ કુમુદ, કુમુદાક્ષ, પુંડરીક, વામન, શંકુકર્ણ, સર્વનેત્ર, સુમુખ તથા સુપ્રતિષ્ઠિત–આ દિગ્ગજોનું પૂજન કરીને વિષ્વક્સેન તથા આત્માનું પૂજન કરવું જોઈએ. જે માણસ એક અથવા ત્રણે સમય શ્રીગોવિંદનું પૂજન કરે છે, તે ચિરાયુ, નિર્ભય તથા ધનધાન્યનો સ્વામી થાય છે.

સદ્ય (ઓ) સહિત સ્મૃતિ (ગ્) અર્થાત્ 'ગો', દક્ષિણ કર્ણ (ઉ) યુક્ત ચક્રી (ક્) અર્થાત્ 'કુ', ધરા (લ)–આ અક્ષરો પછી 'નાથાય' પદ અને અંતમાં હૃદય (નમઃ) આ–'ગોકુલનાથાય નમઃ' મહામંત્ર આઠ અક્ષરોનો છે. આના બ્રહ્મા ઋષિ, ગાયત્રી છંદ તથા શ્રીકૃષ્ણ દેવતા છે. આના બબ્બે અક્ષરો તથા સંપૂર્ણ મંત્રથી પંચાંગન્યાસ કરવો.

ધ્યાન

पञ्चवर्षमतिलोलमङ्गने धावमानमतिचञ्चलेक्षणम्।
किङ्किणीवलयहारनूपुरै रञ्जितं नमत गोपबालकम् ॥

'બાલગોપાલની પાંચ વર્ષની અવસ્થા છે. તેઓ અત્યંત ચંચલ ગતિથી આંગણામાં દોડી રહ્યા છે. તેમનાં નેત્ર પણ અતિ ચંચળ છે. કિંકિણી, વલય, હાર અને નૂપુર આદિ આભૂષણ વિભિન્ન અંગોની શોભા વધારી રહ્યા છે. આવા સુંદર ગોપ બાળકને નમસ્કાર કરો.'

આ પ્રમાણે ધ્યાન કરીને મંત્રના ઉપાસકે આઠ લાખ જપ કરવા અને પલાશની સમિધા અથવા ખીરથી દશાંશ હોમ કરવો.

પૂર્વોક્ત વૈષ્ણવ પીઠ પર મૂલમંત્રથી મૂર્તિનો સંકલ્પ કરીને તેમાં મંત્રસાધકે

× યશોદામૈયાએ દોરડીથી તેમને બાંધ્યા હતા ત્યારથી કમરમાં ઘૂઘરીવાળા કંદોરાની સાથે દામ-(દોરડું)ની પૂજાનું વિધાન છે.

સ્થિર ચિત્ત થઈને ભગવાન શ્રીકૃષ્ણનું આવાહન કરીને પૂજન કરવું. ચારે દિશા-વિદિશાઓમાંના કેસરાઓમાં અંગોની પૂજા કરવી. પછી દિશાઓમાં વાસુદેવ, બલભદ્ર, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધનું તથા ખૂણાઓમાં રુક્મિણી, સત્યભામા, લક્ષ્મણા અને જાંબવતીનું પૂજન કરવું. એમના બાહ્યભાગોમાં લોકેશો અને આયુધોની પૂજા કરવી જોઈએ. આમ કરવાથી મંત્ર સિદ્ધ થાય છે.

તાર (ૐ), શ્રી (શ્રીં), ભુવના (હ્રીં) કામ (ક્લીં), ઙે. (ચતુર્થી) વિભક્તિવાળો શ્રીકૃષ્ણ શબ્દ અર્થાત્ 'શ્રીકૃષ્ણાય' આવું જ ગોવિન્દ પદ (ગોવિન્દાય) પછી 'ગોપીજનવલ્લભાય' તે પછી ત્રણ પદ્મા (શ્રીં શ્રીં શ્રીં)–આ (ૐ શ્રીં હ્રીં ક્લીં શ્રીકૃષ્ણાય ગોવિન્દાય ગોપીજનવલ્લભાય શ્રીં શ્રીં શ્રીં) તેવીસ અક્ષરોનો મંત્ર છે. આના ઋષિ વગેરે પણ ઉપર કહ્યા પ્રમાણે જ છે. સિદ્ધ ગોપાલનું સ્મરણ કરવું જોઈએ.

ધ્યાન

माधवीमंडपासीनौ गरुडेनाभिपालितौ ।
दिव्यक्रीडासु निरतौ रामकृष्णौ स्मरञ्जपेत् ॥

જે માધવીલતામય મંડપમાં બેસીને દિવ્ય ક્રીડાઓમાં તત્પર છે, શ્રી ગરુડજી જેમની રક્ષા કરી રહ્યા છે, તે શ્રીબલરામ તથા શ્રીકૃષ્ણનું ચિંતન કરતા રહીને મંત્ર-જપ કરવો જોઈએ.

શ્રેષ્ઠ વૈષ્ણવોએ પૂર્વવત્ પૂજન કરવું જોઈએ. ચક્રી (ક્) આઠમા સ્વર (ઋ)થી યુક્ત હોય અને તેની સાથે વિસર્ગ પણ હોય તો 'કૃઃ' આ એકાક્ષર મંત્ર થાય છે. 'કૃષ્ણ' આ બે અક્ષરોનો મંત્ર છે. આની આદિમાં ક્લીં લગાડવાથી 'ક્લીં કૃષ્ણ' આ ત્રણ અક્ષરોનો મંત્ર બને છે, તે જ ઙે વિભક્તિના અંતવાળો થતાં ચાર અક્ષરોનો 'ક્લીં કૃષ્ણાય' મંત્ર થાય છે. 'કૃષ્ણાય નમઃ' આ પંચાક્ષર મંત્ર છે. 'ક્લીં' સમ્પુટિત કૃષ્ણપદ પણ અપર પંચાક્ષર મંત્ર છે; જેમ કે ક્લીં કૃષ્ણાય ક્લીં. 'ગોપાલાય સ્વાહા' આ ષડક્ષર મંત્ર કહ્યો છે, 'ક્લીં કૃષ્ણાય સ્વાહા' આ પણ બીજો ષડક્ષર મંત્ર છે. 'કૃષ્ણાય ગોવિન્દાય' આ સપ્તાક્ષર મંત્ર સંપૂર્ણ સિદ્ધિઓને આપનારો છે. 'શ્રીં હ્રીં ક્લીં કૃષ્ણાય ક્લીં' આ બીજો સપ્તાક્ષર મંત્ર છે. 'કૃષ્ણાય ગોવિન્દાય નમઃ' આ બીજો નવાક્ષર મંત્ર છે. 'ક્લીં કૃષ્ણાય ગોવિન્દાય ક્લીં' આ પણ ઇતર નવાક્ષર મંત્ર છે. 'ક્લીં ગ્લૌં ક્લીં શ્યામલાઙ્ગાય નમઃ' આ દશાક્ષર મંત્ર સંપૂર્ણ સિદ્ધિઓને આપનારો છે. 'બાલવપુષે કૃષ્ણાય સ્વાહા' આ બીજો દશાક્ષર મંત્ર છે. 'બાલવપુષે ક્લીં કૃષ્ણાય સ્વાહા' આ એકાદશ અક્ષર મંત્ર છે. તે પછી ગોપીજન મનોહર શ્રીકૃષ્ણનું આ પ્રમાણે ધ્યાન કરવું–

श्रीवृन्दाविपिनप्रतोलिषु नमत्संफुल्लवल्लीतति-
ष्वन्तर्जालविघट्टनैः सुरभिणा वातेन ससेविते ।
कालिन्दीपुलिने विहारिणमथो राधैकजीवातुकं
वन्दे नन्दकिशोरमिन्दुवदनं स्निग्धाम्बुदाडम्बरम् ॥

વૃંદાવનની ગલીઓમાં વળેલી અને ફાલેલી લતાવેલોની પંક્તિઓમાંથી શીતળ–મંદ વાયુ સુગંધ પ્રસરાવી રહ્યો છે. તે સુગંધિત વાયુ યમુનાના પુલિનને બધી બાજુએથી સુવાસિત કરી રહ્યો છે. એ યમુનાના પુલિનમાં શ્રીરાધારાણીના એકમાત્ર જીવનધન નાગર નંદકિશોર વિચરણ કરી રહ્યા છે. તેમનું મુખ ચંદ્રમાથી પણ અધિક મનોહર છે અને તેમના અંગની કાંતિ સ્નિગ્ધ મેઘોની શ્યામ મનોહર છબીને શરમાવતી હોય તેવી જણાય છે. હું તે જ નટવર નંદકિશોરને વંદન કરું છું.

હે મુનીશ્વર! આ મંત્રોની પૂજા પૂર્વોક્ત પદ્ધતિથી જ થાય છે, એ જાણવું જોઈએ.

देवकीसुत गोविन्द वासुदेव जगत्पते ।
देहि मे तनयं कृष्ण त्वामहं शरणं गतः ॥

'દેવકીપુત્ર! ગોવિંદ! વાસુદેવ! જગદીશ્વર! શ્રીકૃષ્ણ! હું તમારા શરણે આવ્યો છું. મને પુત્ર પ્રદાન કરો.'

આ બત્રીસ અક્ષરોનો મંત્ર છે. આના નારદ ઋષિ, ગાયત્રી અને અનુષ્ટુપ છંદ તથા પુત્રપ્રદાતા શ્રીકૃષ્ણ દેવતા છે. ચારે પાદ તથા સંપૂર્ણ મંત્રથી આનો અંગન્યાસ કરવો. પછી ધ્યાન કરવું :–

विजयेन युतो रथस्थितः प्रसमानीय समुद्रमध्यतः।
प्रददत्तनयान् द्विजन्मने स्मरणीयो वसुदेवनन्दनः ॥

'જેઓ અર્જુનની સાથે રથ પર બેઠેલા છે અને ક્ષીરસાગરમાંથી લાવીને બ્રાહ્મણનો મરણ પામેલો પુત્ર તેમને પાછો આપી રહ્યા છે તે વસુદેવનંદન શ્રીકૃષ્ણનું ચિંતન કરવું જોઈએ.'

આના એક લાખ જપ કરવા અને ઘી, ખાંડ તથા મધ–મેવા આદિ મધુર પદાર્થોથી સંપૃક્ત તલથી દશહજાર આહુતિ આપી હોમ કરવો. પૂર્વોક્ત વૈષ્ણવ પીઠ પર અંગ, દિક્પાલ તથા આયુધો સહિત શ્રીકૃષ્ણની પૂજા કરવી જોઈએ. આ પ્રમાણે મંત્રસિદ્ધ કરી લીધા પછી વંધ્યા સ્ત્રીને પણ પુત્ર ઉત્પન્ન થઈ શકે છે.

'ૐ હ્રીં હંસઃ સોઽહં સ્વાહા' આ બીજો અષ્ટાક્ષર મંત્ર છે. આ પંચ બ્રહ્માત્મક મંત્રના બ્રહ્મા ઋષિ, પરમા ગાયત્રી છંદ તથા પરમ જ્યોતિઃસ્વરૂપ પરબ્રહ્મ દેવતા છે; પ્રણવ બીજ અને સ્વાહા શક્તિ છે. 'સ્વાહા' હૃદયાય નમઃ, સોઽહં શિરસે સ્વાહા, હંસઃ શિખાયૈ વષટ્, હૃલ્લેખા કવચાય હુમ્, ૐ નેત્રાભ્યાં વૌષટ્, 'હરિહર' અસ્ત્રાય ફટ્ આ પ્રમાણે અંગન્યાસ કરવા.

स ब्रह्मा स शिवो विप्र स हरिः सैव देवराट् ।
स सर्वरूपः सर्वाख्यः सोऽक्षरः परमः स्वराट् ॥

'હે વિપ્રવર! તે શ્રીકૃષ્ણ જ બ્રહ્મા છે, તે જ શિવ છે, તે જ વિષ્ણુ અને તેઓ જ દેવરાજ ઇંદ્ર છે. તેઓ જ સર્વ રૂપોમાં છે તથા બધાં નામો તેમનાં જ છે. તેઓ જ સ્વયં પ્રકાશમાન અવિનાશી પરમાત્મા છે.'

આ પ્રમાણે ધ્યાન કરીને આઠ લાખ જપ કરવા અને દશાંશ હોમ કરવો. આમની પૂજા પ્રણવાત્મક પીઠ પર અંગ અને આવરણ દેવતાઓની સાથે કરવી જોઈએ. હે નારદ! આ પ્રમાણે મંત્ર સિદ્ધ થઈ ગયા પછી સાધક પુરુષને 'તત્ત્વમસિ' આદિ મહાવાક્યોનું વિકલ્પરહિત જ્ઞાન પ્રાપ્ત થાય છે.

'ક્લીં હૃષીકેશાય નમઃ' આ અષ્ટાક્ષર મંત્ર છે. આના બ્રહ્મા ઋષિ છે, ગાયત્રી છંદ અને હૃષીકેશ દેવતા છે. સંપૂર્ણ મનોરથોની પ્રાપ્તિ માટે આનો વિનિયોગ કરવામાં આવે છે. ક્લીં બીજ છે તથા 'આપ' શક્તિ કહેવામાં આવી છે. બીજ મંત્રથી જ ષડંગન્યાસ કરીને ધ્યાન કરવું. અથવા પુરુષોત્તમ મંત્ર માટે કહેવામાં આવેલી સર્વ વાતો આના માટે સમજવી. આના એક લાખ જપ કરવા તથા ઘૃતથી દશ હજાર આહુતિ આપી હોમ કરવો. સંમોહિની (ચમેલી) કુસુમોથી તર્પણ કરાય તો તેને સંપૂર્ણ કામનાઓની પ્રાપ્તિ કરાવનારું કહેલ છે. 'શ્રીશ્રીધરાયત્રૈલોક્ય-મોહનાય નમઃ' આ ચૌદ અક્ષરોનો મંત્ર છે. આના બ્રહ્મા ઋષિ, ગાયત્રી છંદ, શ્રીધર દેવતા, શ્રી બીજ અને 'આપ' શક્તિ છે. બીજથી જ ષડંગન્યાસ કરવા. આમાં પણ પુરુષોત્તમ મંત્રની જેમ ધ્યાન–પૂજન આદિ કહેવામાં આવ્યાં છે. એક લાખ જપ અને ઘીથી જ દશાંશ હોમનું વિધાન છે. સુગંધિત શ્વેત પુષ્પોથી પૂજા અને હોમ આદિ કરવાં. વિપ્રેન્દ્ર! આમ કરવાથી તે સાક્ષાત્ શ્રદ્ધાસ્વરૂપ બને છે.

'અચ્યુતાનન્ત ગોવિન્દાય નમઃ' આ એક મંત્ર છે અને 'અચ્યુતાય નમઃ' અનન્તાય નમઃ, ગોવિન્દાય નમઃ આ ત્રણ

મંત્ર છે. પ્રથમના શૌનક ઋષિ અને વિરાટ છંદ છે. શેષ ત્રણ મંત્રોના ક્રમશઃ પરાશર, વ્યાસ અને નારદ ઋષિ છે. આમનો પણ વિરાટ જ છંદ છે. પરબ્રહ્મ સ્વરૂપ શ્રીહરિ આ સર્વ મંત્રોના દેવતા છે. સાધકે આમનાં બીજ અને શક્તિ પણ પૂર્વોક્ત જ સમજવાં.

ધ્યાન

शंखचक्रधरं देवं चतुर्बाहुं किरीटिनम् ॥
सर्वैरप्यायुधैर्युक्तं गरुडोपरि संस्थितम् ।
सनकादिमुनीन्द्रैस्तु सर्वदेवैरुपासितम् ॥
श्रीभूमिसहितं देवमुदयादित्यसन्निभम् ।
प्रातरुद्यत्सहस्रांशुमण्डलोपमकुण्डलम् ॥
सर्वलोकस्य रक्षार्थमृनन्तं नित्यमेव हि ।
अभयं वरदं देवं प्रयच्छन्तं मुदान्वितम् ॥

'ભગવાન અચ્યુત શંખ અને ચક્ર ધારણ કરે છે. તેઓ દ્યુતિમાન હોવાથી 'દેવ' કહેવાય છે. તેમને ચાર બાહુ છે. તેઓ કિરીટથી સુશોભિત છે. તેમના હાથોમાં સર્વ પ્રકારનાં આયુધ છે. તેઓ ગરુડની પીઠ પર બેઠેલા છે. સનક આદિ મુનીશ્વર તથા સંપૂર્ણ દેવતા તેમની ઉપાસના કરે છે. તેમનાં બંને પડખાંઓમાં શ્રીદેવી તથા ભૂદેવી છે. તે ઉદયકાળના સૂર્ય સમાન તેજસ્વી છે. તેમના કાનોમાં કમનીય કુંડલ પ્રાતઃકાલે ઊગતા સૂર્યના મંડળ સમાન અરુણ પ્રકાશથી સુશોભિત છે. તેઓ વરદાયક દેવતા છે. સદા પરમાનંદથી પરિપૂર્ણ રહે છે અને સંપૂર્ણ વિશ્વની રક્ષાને માટે સદાય સર્વને અભય પ્રદાન કરે છે. તેમનો ક્યાંય કોઈ પણ કાળે અંત થતો નથી.'

આ પ્રમાણે ધ્યાન કરીને એકાગ્રચિત્ત થઈને વૈષ્ણવ પીઠ પર ભગવાનની પૂર્વવત્ પૂજા કરવી. એમનું પ્રથમ આવરણ અંગો દ્વારા સંપન્ન થાય છે. ચક્ર, શંખ, ગદા, ખડ્ગ, મુસલ, ધનુષ, પાશ તથા અંકુશ–આમનાથી દ્વિતીય આવરણ બને છે. સનકાદિ ચાર મહાત્મા તથા પરાશર, વ્યાસ, નારદ અને શૌનકથી તૃતીય આવરણ થાય થાય છે. લોકપાલો દ્વારા ચોથું આવરણ પૂરું થાય છે. (પાંચમા આવરણમાં વજ્ર આદિ આયુધોની પૂજા થાય છે.) આ મંત્રના એક લાખ જપ અને ઘૃતથી દશાંશ હોમ કરવામાં આવે છે. આ પ્રમાણે મંત્ર સિદ્ધ થઈ ગયા પછી મંત્રોપાસક કામના-પૂર્તિ માટે મંત્રના પ્રયોગ પણ કરી શકે છે. બિલ્વ વૃક્ષની નીચે તેના મૂળ પાસે બેસીને દેવેશ્વર ભગવાન વિષ્ણુનું ધ્યાન કરતા રહીને રોગીનું સ્મરણ કરવું અને તેને સ્પર્શ કરીને દશ હજાર મંત્ર જપવા. બ્રહ્મન્! તે સ્પર્શ કરીને, જપ કરીને અથવા સાધ્યનું મનમાં ને મનમાં સ્મરણ કરીને અથવા મંડળ બનાવીને રોગીઓને રોગ-માંથી મુક્ત કરી શકે છે.

બાલ (વ્), પવન (ય્), આ બંને અક્ષર દીર્ઘ આકાર અને અનુસ્વારથી યુક્ત હોય અને ઝિંટીશ(એકાર)થી યુક્ત જળ (વ્) હોય, તેના પછી અત્રિ અર્થાત્ દકાર હોય અને ત્યાર બાદ 'વ્યાસાય' પદના અંતમાં હૃદય(નમઃ)નો પ્રયોગ હોય તો આ (વ્યાં વેદવ્યાસાય નમઃ) અષ્ટાક્ષર મંત્ર બને છે. આ મંત્ર સર્વની રક્ષા કરે. આના બ્રહ્મા ઋષિ, અનુષ્ટુપ છન્દ, સત્યવતીનન્દન વ્યાસ દેવતા, વ્યાં બીજ અને નમઃ શક્તિ છે. દીર્ઘ સ્વરોથી યુક્ત બીજાક્ષર (વ્યાં વ્યીં વ્યૂં વ્યૈં વ્યૌં વ્યઃ)

ધ્યાન

व्याख्यामुद्रिकया लसत्करतलं सद्योगपीठस्थितं
वामे जानुतले दधानमपरं हस्तं सुविद्यानिधिम् ।
विप्रव्रातवृतं प्रसन्नमनसं पाथोरुहाङ्गद्युतिं
पाराशर्यमतीव पुण्यचरितं व्यासं स्मरेत् सिद्धये ॥

'જેમનો જમણો હાથ વ્યાખ્યાન મુદ્રાથી સુશોભિત છે, જેઓ ઉત્તમ યોગ પીઠાસન પર વિરાજમાન છે, જેમણે પોતાનો ડાબો

હાથ ડાબા ઢીંચણ પર મૂકેલો છે, જેઓ ઉત્તમ વિદ્યાના ભંડાર છે, બ્રાહ્મણ સમૂહથી વીંટળાયેલા તથા પ્રસન્નચિત્ત છે, જેમના અંગની કાંતિ કમળ સમાન તથા ચરિત્ર અત્યંત પુણ્યમય છે, તે પરાશરનંદન વેદ-વ્યાસનું સિદ્ધિને માટે ચિંતન કરવું.'

આઠ હજાર મંત્ર જપ કરવા અને ખીરથી દશાંશ હોમ કરવો. પૂર્વોક્ત પીઠ પર વ્યાસનું પૂજન 'કરવું. પ્રથમ અંગોની પૂજા કરવી જોઈએ. પૂર્વ આદિ ચાર દિશા-ઓમાં ક્રમશઃ પૈલ, વૈશમ્પાયન, જૈમિનિ અને સુમંતનું તથા ઈશાન આદિ કોણોમાં ક્રમશઃ શ્રી શુકદેવ, રોમહર્ષણ, ઉગ્રશ્રવા તથા અન્ય મુનિઓનું પૂજન કરવું. એમના બાહ્ય ભાગમાં ઇંદ્ર આદિ દિક્‌પાલો અને વજ્ર આદિ આયુધોની પૂજા કરવી. આ પ્રમાણે મંત્ર સિદ્ધ કરી લીધા પછી મંત્રો-પાસક પુરુષ કવિત્વ શક્તિ, સુંદર સંતાન, વ્યાખ્યાન શક્તિ, કીર્તિ તથા સંપદાઓની નિધિ પ્રાપ્ત કરી લે છે. સ્થાવર તથા જંગમ બંને પ્રકારના વિષનો નાશ થાય છે અને દેહનો અંત થયા પછી શ્રી-વિષ્ણુના પરમ પદને પામે છે. ૧–૧૫૨

एवं सिद्धमनुर्मंत्रो नाशयेद्गरलद्वयम् ।
देहान्ते लभते चापि श्रीविष्णोः परमं पदम् ॥१५२

ઇતિ શ્રીબૃહન્નારદીયપુરાણમાં પૂર્વભાગમાં બૃહ-દુપાખ્યાનમાં તૃતીય પાદમાં કૃષ્ણાદિ મંત્રભેદ-નિરૂપણ નામનો ૮૧ મો અધ્યાય સમાપ્ત

## અધ્યાય ૮૨ : શ્રીનારદને મળેલો યુગલશરણાગતિ મંત્ર

सनत्कुमार उवाच ।
किं त्वं नारद जानासि पूर्वजन्मनि यत्त्वया ।
प्राप्तं भगवतः साक्षाच्छूलिनो युगलात्मकम् ॥१॥

સનત્કુમાર બોલ્યા : નારદ! શું તમે જાણો છો ખરા કે પૂર્વજન્મમાં તમે સાક્ષાત્ ભગવાન શંકર પાસેથી યુગલમંત્રનો ઉપ-દેશ પ્રાપ્ત કર્યો હતો. તમે ભૂલી ગયા છો તે શ્રીકૃષ્ણના મંત્રના રહસ્યનું સ્મરણ તો કરો.

સૂત બોલ્યા : બ્રાહ્મણો! પરમબુદ્ધિમાન સનત્કુમાર દ્વારા આ પ્રમાણે કહેવામાં આવતાં દેવર્ષિ નારદે ધ્યાનમાં સ્થિત થઈને પોતાના પૂર્વજન્મના ચિરન્તન ચરિત્રને શીઘ્ર જાણી લીધું. તે પછી તેમણે મુખ પર આંતરિક પ્રસન્નતા વ્યક્ત કરતાં કહ્યું : 'ભગવન્! પૂર્વ કલ્પના અન્ય વૃત્તાન્તનું મને સ્મરણ થઈ આવ્યું છે; પરંતુ યુગલ-મંત્રનો લાભ કઈ રીતે થયો છે તે યાદ આવતું નથી.' મહાત્મા નારદનું આ વચન સાંભળીને ભગવાન સનત્કુમારે બધી વાતો યથાર્થ રૂપથી કહેવાનો આરંભ કર્યો.

સનત્કુમાર બોલ્યા : બ્રહ્મન્! સાંભળો, આ સારસ્વત કલ્પથી પચ્ચીસમા કલ્પ પૂર્વેની વાત છે. તમે કશ્યપના પુત્ર થઈને ઉત્પન્ન થયા હતા. તે સમયે પણ તમારું નામ નારદ જ હતું. એક દિવસે તમે ભગ-વાન શ્રીકૃષ્ણનું પરમતત્ત્વ પૂછવા માટે કૈલાસ પર્વત પર ભગવાન શિવની પાસે ગયા. ત્યાં તમે પ્રશ્ન કરવાથી મહાદેવજીએ સ્વયં જેનો સાક્ષાત્કાર કર્યો હતો તે શ્રીહરિની નિત્ય લીલાં સાથે સંબંધ ધરાવનારા પરમ રહસ્યનું તમારી આગળ યથાર્થ રૂપથી વર્ણન કર્યું. આથી તમે શ્રીહરિની નિત્ય લીલાનાં દર્શન કરવા માટે ભગવાન શંકરને ફરીથી પ્રાર્થના કરી, ત્યારે ભગવાન સદાશિવ આ પ્રમાણે બોલ્યા : 'ગોપીજનવલ્લભ-ચરણાચ્છરણં પ્રપદ્યે'[1] આ મંત્ર છે. આ મંત્રના સુરભિ, ઋષિ, ગાયત્રી છંદ અને ગોપી-વલ્લભ ભગવાન શ્રીકૃષ્ણ દેવતા છે. 'પ્રપન્નોઽસ્મિ' આમ બોલીને ભગવાનની શરણાગતિરૂપ

૧. ગોપીજનવલ્લભ શ્રીરાધાકૃષ્ણનાં ચરણોનું, શરણ લઉં છું.

ભક્તિ પ્રાપ્ત કરવા માટે આનો વિનિયોગ થાય છે. વિપ્રવર! આનું સિદ્ધાદિ શોધન થતું નથી, આના માટે ન્યાસની કલ્પના પણ કરવામાં આવી નથી. કેવળ આ મંત્રનું ચિંતન જ ભગવાનની નિત્ય લીલાને તત્કાળ પ્રકાશિત કરી દે છે. ગુરુ પાસેથી મંત્ર ગ્રહણ કરીને તેમનામાં ભક્તિભાવ ધરાવવો, પોતાના ધર્મપાલનમાં લાગ્યા રહીને ગુરુદેવની પોતાના ઉપર પૂર્ણ કૃપા સમજવી. અને સેવાઓથી ગુરુને સંતુષ્ટ કરવા. શરણાગતના ભયને દૂર કરનારા સાધુ પુરુષોના ધર્મનો બોધ લેવો. આ લોક અને પરલોકની ચિંતાનો ત્યાગ કરી તે સિદ્ધિદાયક ધર્મોને અપનાવવા. 'આ લોકનું સુખ, ભોગ અને આયુ પૂર્વ કર્મોને અધીન છે. કર્માનુસાર તેમની વ્યવસ્થા ભગવાન શ્રીકૃષ્ણ પોતે જ કરશે.' આવો દૃઢ વિચાર કરીને પોતાના મન અને બુદ્ધિ દ્વારા નિરંતર નિત્ય લીલાપરાયણ શ્રીકૃષ્ણનું ચિંતન કરવું. દિવ્ય અર્ચા વિસ્તારના રૂપમાં પણ ભગવાનનો અવતાર થાય છે; તેથી તે સ્વરૂપોની સેવા પૂજા દ્વારા સદા શ્રીકૃષ્ણની આરાધના કરવી. ભગવાનનું શરણ ઇચ્છનારા ભક્તોએ અનન્ય ભાવથી તેમનું ચિંતન કરવું જોઈએ અને વિદ્વાનોએ ભગવાનનો આશ્રય રાખીને દેહ-ગેહ ભણી ઉદાસીન રહેવું જોઈએ. ગુરુની અવલેહના, સાધુ મહાત્માઓની નિંદા કરવી, ભગવાન શિવ અને વિષ્ણુમાં ભેદ સમજવો, વેદનિંદા કરવી, ભગવન્નામના બળ પર પાપાચાર કરવો; ભગવન્નામના મહિમાને અર્થવાદ સમજવો; નામ લેવામાં પાખંડ ફેલાવવો, આળસુ અને નાસ્તિકને ભગવાનના નામનો ઉપદેશ આપવો; ભગવાનના નામને ભૂલી જવું અથવા નામમાં આદરબુદ્ધિ ન હોવી- આ (દસ) મહાભયાનક દોષ છે. વત્સ! આ દોષોને દૂરથી જ છોડી દેવા જોઈએ.*

'હું ભગવાનને શરણે છું'-આ ભાવથી સદા હૃદયમાં વિરાજેલા શ્રીહરિનું ચિંતન અને આવો વિશ્વાસ રાખવો કે એ ભગવાન જ સદા મારું પાલન કરે છે અને કરશે; ભગવાનને પ્રાર્થના કરવી કે-'રાધાનાથ! હું મન, વાણી અને ક્રિયા દ્વારા આપનો છું. શ્રીકૃષ્ણવલ્લભે! હું તમારો જ છું. આપ જ બંને મારા આશ્રય છો.' મુનિશ્રેષ્ઠ! શ્રીહરિના દાસ, સખા, પિતા-માતા અને પ્રેયસીઓ-આ બધાં નિત્ય છે; આવું મહાત્મા પુરુષોએ ચિંતન કરવું જોઈએ. ભગવાન શ્યામસુંદર પ્રતિદિન વૃંદાવન તથા વ્રજમાં આવતા-જતા અને સખાઓ સાથે ગાયો ચરાવતા હોય છે. કેવલ અસુર સંહારની લીલા હમેશાં થતી નથી. શ્રીહરિના શ્રીદામા આદિ બાર સખા કહેવામાં આવ્યા છે તથા શ્રીરાધા-રાણીની સુશીલા આદિ બત્રીસ સખીઓ જણાવવામાં આવી છે.

વત્સ! સાધકે પોતાને સદા શ્યામસુંદરની સેવાને અનુરૂપ સમજવો અને શ્રીકૃષ્ણની સેવાથી ઉત્પન્ન થયેલા સુખ તેમ જ આનંદથી પોતે અત્યંત સંતુષ્ટ થયો હોવાનો અનુભવ કરવો. પ્રાતઃકાલે બ્રાહ્મમુહૂર્તથી લઈને અડધી રાત સુધી સમયને અનુરૂપ સેવા દ્વારા બંને પ્રિયા-પ્રિયતમની પરિચર્યા કરવી. પ્રતિદિન એકાગ્ર ચિત્ત થઈને તે યુગલનાં સહસ્ર નામોનો પાઠ પણ કરવો. મુનીશ્વર ભક્તો માટે આ સાધન

---

* गुरोरवज्ञां साधुनां निन्दां भेदं हरे हरौ।
वेदनिन्दां हरेर्नामबलात्पापसमीहनम् ॥
अर्थवादं हरेर्नाम्नि पाखण्डं नामसंग्रहे।
अलसे नास्तिके चैव हरिनामोपदेशनम् ॥
नामविस्मरणं चापि नाम्न्यनादरमेव च।
सन्त्यजेद् दूरतो वत्स दोषानेतान्सुदारुणान् ॥
(ना. पू. ८२,२२-२४)

બતાવવામાં આવ્યું છે. તમારી આગળ મેં આ ગૂઢ તત્ત્વ પ્રકાશિત કર્યું છે.

સનત્કુમાર બોલ્યા : નારદ ! ત્યારે તમે ફરીથી ભગવાન સદાશિવને પૂછ્યું : 'પ્રભો ! યુગલસહસ્ર નામ કયાં છે ? હે મહામુને ! તમે પૂછ્યું તેથી ભગવાન શિવે યુગલ-સહસ્ર નામ પણ જણાવ્યાં. તે બધાં મારી પાસેથી સાંભળો. રમણીય વૃંદાવનમાં યમુનાજીના તટ પર કલ્પવૃક્ષોનો ટેકો લઈને શ્યામસુંદરશ્રી રાધારાણી સાથે ઊભા છે. હે મહામુને ! આવું ધ્યાન કરીને યુગલ-સહસ્ર નામનો પાઠ કરવો :

૧. દેવકીનંદનઃ=દેવકીને આનંદિત કરનારા; ૨. શૌરિઃ=શૂરસેનના વંશજ; ૩. વાસુદેવઃ=વસુદેવપુત્ર અથવા સર્વની અંદર નિવાસ કરનારા દેવતા; ૪. બલાનુજઃ=બલરામજીના નાના ભાઈ; ૫. ગદાગ્રજઃ=ગદના મોટાભાઈ; ૬. કંસમોહઃ=પોતાની અલૌકિક શૌર્યપૂર્ણ લીલાઓથી કંસને મોહિત કરનારા; ૭. કંસસેવકમોહનઃ=કંસની સેવામાં તત્પર અસુર વીરોને મોહિત કરનારા.

૮. ભિન્નાર્ગલઃ=જન્મ લીધા પછી ગોકુલ જવાની ઇચ્છાથી કંસના કારાગારમાં લાગેલા કમાડોના અર્ગલા(આડગરા)ને ભાંગી નાખનારા; ૯. ભિન્નલોહઃ=પિતાના હાથ અને પગમાં જકડેલી લોઢાની હાથકડી અને બેડીને સંકલ્પમાત્રથી તોડી નાખનારા; ૧૦. પિતૃવાહ્યઃ=પિતા વસુદેવ દ્વારા મસ્તક પર વહન કરવા યોગ્ય શિશુરૂપ શ્રીકૃષ્ણ; ૧૧. પિતૃસ્તુતઃ=અવતારકાલમાં પિતા દ્વારા જેમની સ્તુતિ કરવામાં આવી તેઓ શ્રીકૃષ્ણ; ૧૨. માતૃસ્તુતઃ=માતા દેવકી દ્વારા જેમની સ્તુતિ કરવામાં આવી તેઓ; ૧૩. શિવ-ધ્યેયઃ=ભગવાન શંકરના ધ્યાનના વિષય; ૧૪. યમુનાજલભેદનઃ=ગોકુલ જતી વખતે વસુદેવજીને માર્ગ આપવા માટે યમુનાજીના જલનું ભેદન કરનારા.

૧૫. વ્રજવાસી=વ્રજમાં નિવાસ કરનારા; ૧૬. વ્રજાનન્દી=પોતાના શુભ આગમનથી સંપૂર્ણ વ્રજનો આનંદ વધારનારા; ૧૭. નંદબાલઃ=નન્દજીના પુત્ર; ૧૮. દયાનિધિઃ=દયાના સમુદ્ર; ૧૯. લીલાબાલઃ=લીલા કરવા માટે બાલરૂપમાં પ્રકટ; ૨૦. પદ્મનેત્રઃ=કમળ જેવાં નેત્રવાળા; ૨૧. ગોકુલોત્સવઃ=ગોકુલ માટે ઉત્સવરૂપ અથવા પોતાના જન્મથી ગોકુલમાં આનંદ-ઉત્સવ વધારનારા; ૨૨. ઈશ્વરઃ=સર્વ પ્રકારથી સમર્થ.

૨૩. ગોપિકાનન્દનઃ=પોતાની બાલસુલભ ચેષ્ટાઓથી યશોદા આદિ ગોપીઓને આનંદિત કરનારા; ૨૪. કૃષ્ણઃ=સચ્ચિદાનંદ સ્વરૂપ અથવા સર્વને પોતાની તરફ ખેંચનારા; ૨૫. ગોપાનન્દઃ=ગોપોને માટે મૂર્તિમાન આનંદ; ૨૬. સાતાંગતિઃ=સાધુમહાત્માઓ તથા ભક્તજનોના આશ્રય; ૨૭. બકપ્રાણહરઃ=બકાસુરના પ્રાણ લેનારા; ૨૮. વિષ્ણુઃ=સર્વત્ર વ્યાપક; ૨૯. બકમુક્તિપ્રદઃ=બકાસુરને મોક્ષ આપનારા; ૩૦. હરિઃ=પાપ, દુઃખ અને અજ્ઞાનને હરી લેનારા; ૩૧. બલદોલાશયશયઃ=શેષસ્વરૂપ બલરામરૂપી હીંચકા પર શયન કરનારા; ૩૨. શ્યામલઃ=શ્યામવર્ણવાળા; ૩૩. સર્વસુંદરઃ=પૂર્ણ સૌંદર્યના આશ્રય; ૩૪. પદ્મનાભઃ=જેમની નાભિથી કમળ પ્રકટ થયું તે ભગવાન વિષ્ણુ; ૩૫. હૃષીકેશઃ=ઇંદ્રિયોના નિયંતા અને પ્રેરક; ૩૬. ક્રીડામનુજબાલકઃ=લીલા માટે માનવ બાળનું રૂપ ધારણ કરેલા.

૩૭. લીલાવિધ્વસ્તશકટઃ=અનાયાસે જ ચરણોના સ્પર્શથી ગાડાને ઉથલાવી નાખી તેમાં રહેલા અસુરનો નાશ કરનારા; ૩૮. વેદમંત્રાભિષેચિતઃ=યશોદા માતાની પ્રેરણાથી બાળકના અરિષ્ટ નિવારણ માટે બ્રાહ્મણો દ્વારા વેદમંત્રથી અભિષિક્ત; ૩૯. યશોદાનંદનઃ=યશોદા માતાને આનંદ આપનારા; ૪૦. કાન્તઃ=કમનીય સ્વરૂપ; ૪૧. મુનિકોટિનિષેવિતઃ=કરોડો મુનિઓ દ્વારા સેવિત.

૪૨. નિત્યં મધુવનાવાસી=મધુવનમાં નિત્ય નિવાસ કરનારા; ૪૩. વૈકુંઠઃ=વૈકુંઠ ધામના અધિપતિ વિષ્ણુ; ૪૪. સંભવઃ= સર્વની ઉત્પત્તિના સ્થાન; ૪૫. ક્રતુઃ=યજ્ઞ-સ્વરૂપ; ૪૬. રમાપતિઃ=લક્ષ્મીપતિ; ૪૭. યદુપતિઃ=યદુવંશીઓના સ્વામી; ૪૮. મુરારિઃ =મુરદૈત્યના નાશક; ૪૯. મધુસૂદનઃ=મધુ-નામના દૈત્યને મારનારા.

૫૦. માધવઃ=યદુવંશના મધુકુલમાં પ્રકટ થયેલા; ૫૧. માનહારી=અભિમાન અને અહંકારનો નાશ કરનારા; ૫૨. શ્રીપતિઃ=લક્ષ્મીના સ્વામી; ૫૩. ભૂધરઃ= શેષનાગ રૂપથી પૃથ્વીને ધારણ કરનારા; ૫૪. પ્રભુઃ=સર્વસમર્થ; ૫૫. બૃહદ્વનમહા-લીલઃ=મહાવનમાં મોટી લીલા કરનારા; ૫૬. નંદસૂનુઃ=નન્દના પુત્ર; ૫૭. મહાસનઃ=અનંત શેષરૂપી મહાન આસન પર વિરાજનારા.

૫૮. તૃણાવર્તપ્રાણહારી=તૃણાવર્ત નામના દૈત્યને મારનારા; ૫૯. યશોદાવિસ્મયપ્રદઃ= પોતાની અદ્ભુત લીલાઓથી યશોદા માતાને આશ્ચર્યમાં નાખનારા; ૬૦. ત્રૈલોક્યવક્ત્રઃ=પોતાના મુખમાં ત્રણે લોકને દેખાડનારા; ૬૧. પદ્માક્ષઃ=વિકસિત કમળ-દળ સમાન વિશાળ નેત્રોવાળા; ૬૨. પદ્મ-હસ્તઃ=હાથમાં કમળ ધારણ કરનારા; ૬૩. પ્રિયંકરઃ=સર્વનું પ્રિય કરનારા.

૬૪. બ્રહ્મણ્યઃ=બ્રાહ્મણહિતકારી; ૬૫. ધર્મગોપ્તા=ધર્મની રક્ષા કરનારા; ૬૬. ભૂ-પતિઃ=પૃથ્વીના સ્વામી; ૬૭. શ્રીધરઃ=વક્ષઃ-સ્થળમાં લક્ષ્મીને ધારણ કરનારા; ૬૮. સ્વરાટ્=સ્વયંપ્રકાશ; ૬૯. અજાધ્યક્ષઃ= બ્રહ્માજીના સ્વામી; ૭૦. શિવાધ્યક્ષઃ=ભગ-વાન શિવના સ્વામી; ૭૧. ધર્માધ્યક્ષઃ= ધર્મના અધિપતિ; ૭૨. મહેશ્વરઃ=પરમેશ્વર; ૭૩. વેદાન્તવેદ્યઃ=ઉપનિષદો દ્વારા જાણવા યોગ્ય પરમાત્મા; ૭૪. બ્રહ્મસ્થઃ=વેદમાં સ્થિત; ૭૫. પ્રજાપતિઃ=સંપૂર્ણ જીવોના પાલક.

૭૬. અમોઘદૃક્=જેની દૃષ્ટિ ક્યારેય ચૂકતી નથી એવા સર્વસાક્ષી; ૭૭. ગોપી-કરાવલંબી=ગોપીઓના હાથ ઝાલીને નાચ-નારા; ૭૮. ગોપબાલકસુપ્રિયઃ=ગોપબાળકોને અત્યંત વહાલા.

૭૯. બલાનુયાયી=બલરામજીનું અનુ-કરણ કરનારા; ૮૦. બલવાન્=બળી, ૮૧. શ્રીદામપ્રિયઃ=શ્રીદામાના પ્રિય સખા; ૮૨. આત્મવાન્=મનને વશમાં કરનારા; ૮૩. ગોપીગૃહાંગણરતિઃ=ગોપીઓનાં ઘર અને આંગણામાં રમનારા; ૮૪. ભદ્રઃ=કલ્યાણ-સ્વરૂપ; ૮૫. સુશ્લોકમંગલઃ=પોતાના લોક-પાવન સુયશથી સર્વનું મંગળ કરનારા.

૮૬. નવનીતહરઃ=માખણનું હરણ કરી જનારા; ૮૭. બાલઃ=બાલ્યાવસ્થાથી વિભૂષિત; ૮૮. નવનીતપ્રિયાશનઃ=માખણ જેનું પ્રિય ભોજન છે; ૮૯. બાલવૃન્દી=ગોપબાળકોના સમુદાયને સાથે રાખનારા; ૯૦. મર્કવૃન્દી= માંકડાંના ટોળા સાથે રમનારા; ૯૧. ચકિતાક્ષઃ=આશ્ચર્યયુક્ત ચંચળ નેત્રોથી જોનારા; ૯૨. પલાયિતઃ=યશોદા મૈયાની સોટીના ભયથી નાસી જનારા.

૯૩. યશોદાતર્જિતઃ=યશોદાની ધમકીને સહન કરનારા; ૯૪. કંપી=મા મારશે એવી બીકથી ધ્રૂજનારા; ૯૫. માયારુદિત-શોભનઃ=લીલાથી કરેલા રુદનથી સુશોભિત; ૯૬. દામોદરઃ=મૈયા વડે કમરમાં બાંધવામાં આવનારા; ૯૭. અપ્રમેયાત્મા=જેનું કોઈ માપ નથી એવા સ્વરૂપથી યુક્ત; ૯૮. દયાલુઃ=સર્વ ઉપર દયા કરનારા; ૯૯. ભક્ત-વત્સલઃ=ભક્તોને પ્રેમ કરનાર.

૧૦૦. ઉલૂખલે સુબદ્ધઃ=ઊખલ (ખાંડ-ણિયા) સાથે સારી પેઠે બંધાયેલા; ૧૦૧. નમ્રશિરા=નમેલા મસ્તકવાળા; ૧૦૨. ગોપી-કદર્થિતઃ=ગોપીઓ દ્વારા યશોદામૈયા પાસે જેના બાલચાપલ્યની ફરિયાદ કરાઈ છે તે; ૧૦૩. વૃક્ષભંગી=યમલાર્જુન નામનાં વૃક્ષોને

ભાંગનારા; ૧૦૪. શોકભંગી=પોતે સુરક્ષિત રહીને સ્વજનોના શોકનો ભંગ કરનારા; ૧૦૫. ધનદાત્મજમોક્ષણઃ=કુબેરના પુત્રોનો ઉદ્ધાર કરનારા.

૧૦૬. દેવર્ષિવચનશ્લાઘી=દેવર્ષિ નારદના વચનનો આદર કરનારા; ૧૦૭. ભક્તવાત્સલ્યસાગરઃ=ભક્તવત્સલતાના સમુદ્ર; ૧૦૮. વ્રજકોલાહલકરઃ=પોતાની બાલોચિત ક્રીડાઓથી વ્રજમાં કોલાહલ મચાવી દેનારા; ૧૦૯. વ્રજાનંદવિવર્ધનઃ=વ્રજવાસીઓના આનંદની વૃદ્ધિ કરનારા.

૧૧૦. ગોપાત્મા=ગોપસ્વરૂપ; ૧૧૧. પ્રેરકઃ=ઇંદ્રિય, મન, બુદ્ધિ આદિને પ્રેરણા આપનારા; ૧૧૨. સાક્ષી=અનંત વિશ્વના સકલ પદાર્થો અને ભાવોના દ્રષ્ટા; ૧૧૩. વૃંદાવનનિવાસકૃત્=વૃંદાવનમાં નિવાસ કરનારા; ૧૧૪. વત્સપાલઃ=વાછડાઓને ઉછેરનારા; ૧૧૫. વત્સપતિઃ=વાછડાઓના સ્વામી અને રક્ષક; ૧૧૬. ગોપદારકમંડનઃ=ગોપબાળકોની મંડળીને શોભાવનારા.

૧૧૭. બાલક્રીડઃ=બાલોચિત રમત રમનારા; ૧૧૮. બાલરતિઃ=ગોપબાળકો સાથે પ્રેમ કરનારા; ૧૧૯. બાલકઃ=બાલરૂપધારી ગોપાલ; ૧૨૦. કનકાઙ્ગદી=સુવર્ણનો બાજુબંધ ધારણ કરનારા; ૧૨૧. પીતામ્બરઃ=પીતામ્બર પહેરનારા; ૧૨૨. હેમમાલી=સુવર્ણની માળાને ધારણ કરનારા; ૧૨૩. મણિમુક્તાવિભૂષણઃ=મણિ અને મોતીઓનાં આભૂષણ ધારણ કરનાર.

૧૨૪ કિંકિણીકટકી=કટિમાં નાની ઘૂઘરીઓ અને હાથોમાં કડાં પહેરનારા; ૧૨૫. સૂત્રી=બાળપણમાં સૂતરનો કંદોરો અને મોટા થયા પછી યજ્ઞોપવીત ધારણ કરનારા; ૧૨૬. નૂપુરીઃ=પગમાં નૂપુર પહેરનારા; ૧૨૭. મુદ્રિકાન્વિતઃ=હાથની આંગળીઓમાં વીંટી પહેરનારા; ૧૨૮. વત્સાસુરપ્રતિધ્વંસી=વત્સાસુરનો વિનાશ કરનારા; ૧૨૯. બકાસુરવિનાશનઃ=બકાસુરનો વિનાશ કરનારા.

૧૩૦. અઘાસુરવિનાશી=અઘાસુર નામના સર્પના રૂપને ધારણ કરનારા દૈત્યના વિનાશક; ૧૩૧. વિનિદ્રીકૃતબાલકઃ=સર્પના વિષથી મૂર્છિત ગોપબાલકોને પોતાની અમૃતમય દૃષ્ટિથી જીવિત કરીને જગાડનારા; ૧૩૨. આદ્યઃ=સર્વના આદિ કારણ, ૧૩૩. આત્મપ્રદઃ=પ્રેમી ભક્તો માટે પોતાનો આત્મા સુદ્ધાં આપી દેનારા; ૧૩૪. સંગી=. ગોપ બાળકોની સાથે રહેનારા; ૧૩૫ યમુનાતીરભોજનઃ=યમુનાજીના તટ પર ગોવાળિયાઓ સાથે જમનારા.

૧૩૬. ગોપાલમંડલીમધ્યઃ=ગોવાળિયાઓના ટોળાની વચ્ચે બેસનારા; ૧૩૭. સર્વગોપાલભૂષણઃ=સર્વ ગોવાળિયાઓને શોભાવનારા; ૧૩૮. કૃતહસ્તતલગ્રાસઃ= હથેળીમાં અન્નનો ગ્રાસ લેનારા; ૧૩૯. વ્યંજનાશ્રિતશાખિકઃ=વૃક્ષો પર ભોજનસામગ્રી તેમ જ અથાણું-ચટણી મૂકનારા;

૧૪૦. કૃતબાહુશૃંગયષ્ટિઃ=હાથોમાં શીંગડું અને લાકડીને ધારણ કરનારા; ૧૪૧. ગુંજાલંકૃતકંટકઃ=ચણોઠીની માળાથી પોતાના ગળાને શોભાવનારા; ૧૪૨. મયૂરપિચ્છમુકુટઃ= મોરપીંછના મુકુટને ધારણ કરનારા; ૧૪૩. વનમાલાવિભૂષિતઃ=વનમાળાથી અલંકૃત.

૧૪૪. ગૈરિકાચિત્રિતવપુઃ=ગેરુથી પોતાના શરીર પર ચિત્રોની રચના કરનારા; ૧૪૫. નવમેઘવપુઃ=નવીન મેઘ ઘટા સમાન શ્યામ શરીરવાળા; ૧૪૬. સ્મરઃ=કામદેવસ્વરૂપ; ૧૪૭. કોટિકંદર્પલાવણ્યઃ=કરોડો કામદેવ સમાન સૌન્દર્યશાલી; ૧૪૮. લસન્મકરકુંડલઃ=સુંદર મકારાકૃત કુંડળ ધારણ કરનારા.

૧૪૯. આજાનુબાહુઃ=ઢીંચણ સુધી લાંબા હાથવાળા; ૧૫૦. ભગવાન્:=ઐશ્વર્ય, ધર્મ, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય-આ છયે ઐશ્વર્યથી પૂર્ણ રીતે યુક્ત; ૧૫૦. નિદ્રા-

રહિતલોચનઃ=નિદ્રાથી રહિત નેત્રોવાળા, ૧૫૨. કોટિસાગરગામ્ભીર્યઃ= કરોડો સમુદ્ર સમાન ગંભીર; ૧૫૩. કાલકાલઃ=કાલના મહાકાલ; ૧૫૪. સદાશિવઃ=નિત્ય કલ્યાણ-સ્વરૂપ.

૧૫૫. વિરંચિમોહનવપુઃ=પોતાના અદ્ભુત રૂપથી બ્રહ્માને પણ મોહમાં નાખનારા; ૧૫૬. ગોપવત્સવપુર્ધરઃ=ગોવાળિયાઓ અને વાછરડાઓના રૂપને ધારણ કરનારા; ૧૫૭. બ્રહ્માંડકોટિજનકઃ=કરોડો બ્રહ્માંડોના ઉત્પાદક; ૧૫૮. બ્રહ્મમોહવિનાશકઃ=બ્રહ્માજીના મોહનો નાશ કરનારા;

૧૫૯. બ્રહ્મા=પોતે જ બ્રહ્માના રૂપમા પ્રકટ; ૧૬૦. બ્રહ્મેડિતઃ=બ્રહ્મા દ્વારા સ્તુતિ કરાયેલા; ૧૬૧. સ્વામી=સર્વના અધિપતિ; ૧૬૨. શક્રદર્પાદિનાશનઃ=ઈંદ્રનું અભિમાન વગેરેનો નાશ કરનારા; ૧૬૩. ગિરિપૂજોપદેષ્ટા=ગોવર્ધન પર્વતની પૂજાનો ઉપદેશ આપનારા; ૧૬૪. ધૃતગોવર્ધનાચલઃ=ગોવર્ધન પર્વતને ધારણ કરનારા.

૧૬૫. પુરંદરેડિતઃ=ઈંદ્ર દ્વારા સ્તુતિ કરાયેલા; ૧૬૬. પૂજ્યઃ=સર્વના માટે પૂજનીય; ૧૬૭. કામધેનુપ્રપૂજિતઃ=કામધેનુ દ્વારા પૂજિત; ૧૬૮. સર્વતીર્થાભિષિક્તઃ=સુરભિ દ્વારા સંપૂર્ણ તીર્થોના જળથી ઈંદ્રપદ પર અભિષિક્ત; ૧૬૯. ગોવિંદઃ=ગાયોના ઈંદ્ર હોવાથી ગોવિંદ નામથી પ્રસિદ્ધ; ગાય એટલે વાણી, તેને પ્રાપ્ત કરાવતા હોવાને લીધે ગોવિંદ; ૧૭૦. ગોપરક્ષકઃ=ગોવાળોની રક્ષા કરનારા.

૧૭૧. કાલિયાર્તિકરઃ=કાલિયનાગનું દમન કરનારા; ૧૭૨. ક્રૂરઃ=દુષ્ટોને દંડ દેવા માટે કઠોર; ૧૭૩. નાગપત્નીરિતઃ=નાગપત્નીઓ દ્વારા સ્તુતિ કરાયેલા; ૧૭૪. વિરાટ=વિરાટ પુરુષ; ૧૭૫. ધેનુકારિઃ=ધેનુકાસુરના શત્રુ; ૧૭૬. પ્રલંબારિઃ=બલભદ્ર રૂપથી પ્રલંબ નામક અસુરનો નાશ કરનારા; ૧૭૭. વૃષાસુરવિમર્દનઃ=વૃષભરૂપધારી અરિષ્ટાસુરનું મર્દન કરનારા.

૧૭૮. મયાસુરાત્મજધ્વંસી=મયાસુરના પુત્ર વ્યોમાસુરનો નાશ કરનારા; ૧૭૯. કેશિકંઠવિદારકઃ=કેશીના કંઠને વિદીર્ણ કરનારા; ૧૮૦. ગોપગોપ્તા=ગોવાળિયાઓના રક્ષક; ૧૮૧. દાવાગ્નિપરિશોષકઃ=દાવાનલનું શોષણ કરનારા.

૧૮૨. ગોપકન્યાવસ્ત્રહારી=ગોપબાળાઓનાં ચીર હરણ કરનારા; ૧૮૩. ગોપકન્યાવરપ્રદઃ=ગોપકન્યાઓને વર આપનારા; ૧૮૪. યજ્ઞપત્ન્યન્નભોજી=યજ્ઞપત્નીઓના અન્નનું ભોજન કરનારા; ૧૮૫. મુનિમાનાપહારકઃ=પોતાને મુનિ માનનારા બ્રાહ્મણોના અભિમાનને દૂર કરનારા.

૧૮૬. જલેશમાનમથનઃ=જળના સ્વામી વરુણના માનનું મર્દન કરનારા; ૧૮૭. નંદગોપાલજીવનઃ=અજગરથી છોડાવી નંદગોપને જીવન આપનારા; ૧૮૮. ગંધર્વશાપમોક્તા=અજગરપણાને પામેલા ગંધર્વ-(વિદ્યાધર)ને શાપથી મુક્ત કરનારા; ૧૮૯. શંખચૂડશિરોહરઃ=શંખચૂડ નામના ગુહ્યકનું મસ્તક કાપી લેનારા.

૧૯૦. વંશીવટી=વૃંશીવટની સમીપ લીલા કરનારા; ૧૯૧. વેણુવાદી=વંશી વગાડનારા; ૧૯૨. ગોપીચિંતાપહારકઃ=ગોપીઓની ચિંતાને દૂર કરનારા; ૧૯૩. સર્વગોપ્તા=સર્વના રક્ષક; ૧૯૪. સમાહ્વાનઃ=સર્વ વડે બોલાવાતા; ૧૯૫. સર્વગોપીમનોરથઃ=સર્વ ગોપાંગનાઓના અભીષ્ટ.

૧૯૬. વ્યંગ્યધર્મપ્રવક્તા=વ્યંગ્યોક્તિ દ્વારા ધર્મનો ઉપદેશ આપનારા; ૧૯૭. ગોપીમંડલમોહનઃ=ગોપસુંદરીઓના સમુદાયને મોહિત કરનારા; ૧૯૮. રાસક્રીડારસાસ્વાદી=રાસક્રીડાના રસનું આસ્વાદન કરનારા; ૧૯૯. રસિકઃ=રસનો અનુભવ કરનારા; ૨૦૦. રાધિકાધવઃ=શ્રીરાધાના પ્રાણનાથ.

૨૦૧. કિશોરીપ્રાણનાથઃ=શ્રીકિશોરીજીના પ્રાણવલ્લભ; ૨૦૨. વૃષભાનુસુતાપ્રિયઃ=વૃષભાનુની પુત્રીના પ્યારા; ૨૦૩. સર્વગોપીજનાનંદી=સર્વગોપીજનોને આનંદ આપનારા; ૨૦૪. ગોપીજનવિમોહનઃ=ગોપાંગનાઓના મનને મોહી લેનારા.

૨૦૫. ગોપિકાગીતચરિતઃ=ગોપાંગનાઓ દ્વારા ગવાયાં આવેલા પવિત્ર ચરિત્રવાળા.

૨૦૬. ગોપીનર્તનલાલસઃ=ગોપીઓના રાસનૃત્યની અભિલાષા રાખનારા; ૨૦૭. ગોપીસ્કંધાશ્રિતકરઃ=ગોપીના ખભા પર હાથ મૂકીને ચાલનારા; ૨૦૮. ગોપિકાચુંબનપ્રિયઃ=યશોદા આદિ માતાના સ્થાને રહેલી વાત્સલ્યવતી ગોપીઓ દ્વારા કરવામાં આવતું મુખચુંબન જેમને પ્રિય છે તે શ્યામસુંદર.

૨૦૯. ગોપિકામાર્જિતમુખઃ=ગોવાલણો પોતાની સાડીના પાલવથી જેનું મુખ લૂછે છે તે; ૨૧૦. ગોપીવ્યજનવીજિતઃ=ગોપીઓ જેમને પંખો નાખીને આરામ આપે છે.

૨૧૧. ગોપિકાકેશસંસ્કારી=ગોવાલણોના કેશને ઓળનારા; ૨૧૨. ગોપિકાપુષ્પસંસ્તરઃ=ગોવાલણને ફૂલોથી શણગારનારા.

૨૧૩. ગોપિકાહૃદયાલંબી=ગોવાલણના હૃદયનો આશ્રય લેનારા; ૨૧૪. ગોપીવહનતત્પરઃ=ગોપી(શ્રીરાધા)ને ખભા પર બેસાડીને ઊંચકી લઈ જવા માટે તૈયાર; ૨૧૫. ગોપિકામદહારી=ગોપાંગનાઓના અભિમાનને ચૂર્ણ કરનારા; ૨૧૬. ગોપિકાપરમાર્જિતઃ=ગોપાંગનાઓને પરમફળના રૂપમાં પ્રાપ્ત.

૨૧૭. ગોપિકાકૃતસલ્લીલઃ=રાસલીલામાં અંતર્ધાન થઈ ગયા પછી ગોપિકાઓએ જેમની પવિત્ર લીલાઓનું અનુકરણ કર્યું હતું તે શ્રીકૃષ્ણ; ૨૧૮. ગોપિકાસંસ્મૃતપ્રિયઃ=ગોપિકાઓ દ્વારા નિરંતર ચિંતન કરાતા પ્રિયતમ; ૨૧૯. ગોપિકાવંદિતપદઃ=ગોવાલણો વડે વંદાયેલા ચરણવાળા; ૨૨૦. ગોપિકાવશવર્તનઃ=ગોપ સુંદરીઓના વશમાં રહેનારા.

૨૨૧. રાધાપરાજિતઃ=શ્રીરાધારાણીથી હારી જવાને લીધે પરાજયને સ્વીકારનારા; ૨૨૨. શ્રીમાન્=શોભાશાલી; ૨૨૩. નિકુંજે સુવિહારવાન=વૃંદાવનના કુંજમાં સુંદર લીલા કરનારા; ૨૨૪. કુંજપ્રિયઃ=નિકુંજના પ્રેમી; કુંજવાસી=કુંજમાં નિવાસ કરનારા; ૨૨૬. વૃંદાવનવિકાશનઃ=વૃંદાવનને પ્રકાશિત કરનારા.

૨૨૭. યમુનાજલસિકતાંગઃ=યમુનાજીના જળથી અભિષિક્ત અંગવાળા; ૨૨૮. યમુનાસૌખ્યદાયકઃ=યમુનાજીને સુખ આપનારા; ૨૨૯. શશિસંસ્તભનઃ=રાસલીલાની રાત્રે ચંદ્રમાની ગતિને અટકાવી દેનારા; ૨૩૦. શૂરઃ=અખંડ શૌર્યથી યુક્ત; ૨૩૧. કામી=પ્રેમાળ ભક્તોને મળવાની કામનાવાળા; ૨૩૨. કામવિમોહનઃ=પોતાની દિવ્ય લીલાઓથી કામદેવને વિમોહિત કરનારા.

૨૩૩. કામાદ્યઃ=કામદેવના આદિ કારણ; ૨૩૪. કામનાથઃ=કામના સ્વામી; ૨૩૫. કામમાનસભેદનઃ=કામદેવનાં પણ હૃદયનું ભેદન કરનારા; ૨૩૬. કામદઃ=ઇચ્છાનુરૂપ ભોગ આપનારા; ૨૩૭. કામરૂપઃ=ભક્તજનોની કામનાને અનુરૂપ રૂપ ધારણ કરનારા; ૨૩૮. કામિનીકામસંચયઃ=ગોપકામિનીઓના પ્રેમનો સંગ્રહ કરનારા.

૨૩૯. નિત્યક્રીડઃ=નિત્ય ક્રીડા કરનારા; ૨૪૦. મહાલીલઃ=મોટી લીલા કરનારા; ૨૪૧. સર્વઃ=સર્વસ્વરૂપ; ૨૪૨. સર્વગતઃ=સર્વત્ર વ્યાપક; ૨૪૩. પરમાત્મા=પરબ્રહ્મસ્વરૂપ; ૨૪૪. પરાધીશઃ=પરમેશ્વર; ૨૪૫. સર્વકારણકારણઃ=સમસ્ત કારણોનાં પણ કારણ.

૨૪૬. ગૃહીતનારદવચઃ=નારદજીનાં વચન માનનારા; ૨૪૭. અક્રૂરપરિચિન્તિતઃ=વ્રજમાં જતી વખતે અક્રૂર દ્વારા માર્ગમાં

જેનું વિશેષરૂપથી ચિંતન કરવામાં આવ્યું તે શ્રીકૃષ્ણ; ૨૪૮. અક્રૂરવન્દિતપદઃ=અક્રૂર દ્વારા વંદિત ચરણોવાળા; ૨૪૯. ગોપિકાતોષકારકઃ=ભાવી વિરહથી વ્યાકુળ થયેલી ગોપાંગનાઓને સાન્ત્વન આપનારા.

૨૫૦. અક્રૂરવાક્યસંગ્રાહી=અક્રૂરનાં વચનોનો સ્વીકાર કરનારા; ૨૫૧. મથુરાવાસકારણઃ=મથુરામાં નિવાસ કરનારા; ૨૫૨. અક્રૂરતાપશમનઃ=અક્રૂરના દુઃખને દૂર કરનારા; ૨૫૩. રજકાયુઃપ્રણાશનઃ=કંસના ધોબીના આયુને નષ્ટ કરનારા.

૨૫૪. મથુરાનન્દદાયી=મથુરામાં વસનારાઓને આનંદ આપનારા; ૨૫૫. કંસવસ્ત્રવિલુંઠનઃ=કંસનાં વસ્ત્રોને લૂંટી લેનારા; ૨૫૬. કંસવસ્ત્રપરીધાનઃ=કંસનાં વસ્ત્ર પહેરનારા; ૨૫૭. ગોપવસ્ત્રપ્રદાયકઃ=ગોવાળિયાઓને વસ્ત્ર આપનારા.

૨૫૮. સુદામગૃહગામી=સુદામા માળીને ઘેર જનારા; ૨૫૯. સુદામપરિપૂજિતઃ=સુદામા માળી દ્વારા પૂજિત; ૨૬૦. તન્તુવાયકસમ્પ્રીતઃ=દરજીનાં ઉપર પ્રસન્ન, ૨૬૧. કુબ્જાચંદનલેપનઃ=કુબ્જાએ ઘસેલા ચંદનને પોતાનાં શ્રીઅંગોમાં લગાડનારા.

૨૬૨. કુબ્જારૂપપ્રદઃ=કુબ્જાને સુંદર રૂપ આપનારા; ૨૬૩. વિજ્ઞઃ=વિશિષ્ટ જ્ઞાનવાન્; ૨૬૪. મુકુન્દઃ=મોક્ષ આપનારા; ૨૬૫. વિષ્ટરશ્રવાઃ=વિસ્તૃત સુયશ અને એવા જ કાનવાળા; ૨૬૬. સર્વજ્ઞઃ=સર્વ કાંઈ જાણનારા; ૨૬૭ મથુરાલોકી=મથુરા નગરીનાં દર્શન કરનારા; ૨૬૮. સર્વલોકાભિનન્દનઃ=સર્વ લોકો પાસેથી અભિનંદન પામનારા.

૨૬૯. કૃપાકટાક્ષદર્શી=કૃપાપૂર્ણ કટાક્ષથી સર્વ પ્રતિ જોનારા; ૨૭૦. દૈત્યારિઃ=દૈત્યોના શત્રુ; ૨૭૧. દેવપાલકઃ=દેવતાઓના રક્ષક; ૨૭૨. સર્વદુઃખપ્રશમનઃ=સર્વનાં સંપૂર્ણ દુઃખોનો નાશ કરનારા; ૨૭૩. ધનુર્ભંગી=ધનુષ ભાંગનારા; ૨૭૪. મહોત્સવઃ=મહાન ઉત્સવરૂપ.

૨૭૫. કુવલયાપીડહન્તા=કુવલયાપીડ નામના હાથીનો વધ કરનારા; ૨૭૬. દન્તસ્કન્ધઃ=હાથીના ઉખેડી નાખેલા દાંતોને ખભા પર ધારણ કરનારા; ૨૭૭. બલાગ્રણી=બલરામને આગળ કરીને ચાલનારા; ૨૭૮. કલ્પરૂપધરઃ=જુદા જાદા માણસો માટે તેમની ભાવના અનુસાર રૂપ ધારણ કરનારા; ૨૭૯. ધીરઃ=અવિચલ ધૈર્યથી સંપન્ન; ૨૮૦. દિવ્યવસ્ત્રાનુલેપનઃ=દિવ્ય વસ્ત્ર તથા દિવ્ય અંગરાગ ધારણ કરનારા.

૨૮૧. મલ્લરૂપઃ=કંસના અખાડામાં પહેલવાનના રૂપમાં ઉપસ્થિત; ૨૮૨. મહાકાલઃ=મહાકાલરૂપ; ૨૮૩. કામરૂપી=ઇચ્છાનુસાર રૂપ ધારણ કરનારા.

૨૮૪. બલાન્વિતઃ=અતુલ બળથી યુક્ત; ૨૮૫. કંસત્રાસકરઃ=કંસને ભયભીત કરી નાખનારા; ૨૮૬. ભીમઃ=કંસ માટે ભયંકર; ૨૮૭. મુષ્ટિકાન્તઃ=બલભદ્ર રૂપથી મુષ્ટિકના જીવનનો અંત કરી નાખનારા; ૨૮૮. કંસહા=કંસનો વધ કરનારા.

૨૮૯. ચાણૂરઘ્નઃ=ચાણૂરનો નાશ કરનારા; ૨૯૦. ભયહરઃ=ભયને હરી લેનારા; ૨૯૧. શલારિઃ=શલના શત્રુ; ૨૯૨. તોશલાન્તકઃ=તોશલાનો અંત આણનારા; ૨૯૩. વૈકુંઠવાસી=વિષ્ણુરૂપથી વૈકુંઠધામમાં નિવાસ કરનારા; ૨૯૪. કંસારિઃ=કંસના શત્રુ; ૨૯૫. સર્વદુષ્ટનિષૂદનઃ=સર્વ દુષ્ટોનો સંહાર કરનારા.

૨૯૬. દેવદુંદુભિનિર્ઘોષી=દેવોના દુંદુભિ ઘોષના કારણરૂપ; ૨૯૭. પિતૃશોકનિવારણઃ=પિતા-માતા(વસુદેવ-દેવકી)ના શોકને દૂર કરનારા; ૨૯૮. યાદવેન્દ્રઃ=યદુકુળના સ્વામી; ૨૯૯. સતાંનાથઃ=સત્પુરુષોના રક્ષક; ૩૦૦. યાદવારિપ્રમર્દનઃ=યાદવોના શત્રુઓનું મર્દન કરનારા.

૩૦૧. શૌરિશોકવિનાશી=વસુદેવજીના શોકનો નાશ કરનારા; ૩૦૨. દેવકીતાપનાશનઃ=દેવકીના સંતાપને નષ્ટ કરનારા;

૩૦૩. ઉગ્રસેનપરિત્રાતા=ઉગ્રસેનના રક્ષક; ૩૦૪. ઉગ્રસેનાભિપૂજિતઃ=ઉગ્રસેન વડે પૂજાયેલા.

૩૦૫. ઉગ્રસેનાભિષેકી=ઉગ્રસેનનો રાજ્યાભિષેક કરનારા; ૩૦૬. ઉગ્રસેનદયાપરઃ=ઉગ્રસેન પ્રતિ દયાભાવ ધરાવનારા; ૩૦૭. સર્વસાત્વતસાક્ષી=સંપૂર્ણ યદુવંશીઓની ભાવજત લેનારા; ૩૦૮. યદૂનામભિનન્દનઃ=યદુવંશીઓને આનંદિત કરનારા.

૩૦૯. સર્વમાથુરસંસેવ્યઃ=સંપૂર્ણ મથુરાવાસીઓ દ્વારા સેવવા યોગ્ય; ૩૧૦. કરુણઃ=દયાળુ; ૩૧૧. ભક્તબાન્ધવઃ=ભક્તોના ભાઈ અને બંધુ; ૩૧૨. સર્વગોપાલધનદઃ–સર્વ ગોવાળિયાઓને ધન આપનારા; ૩૧૩. ગોપીગોપાલલાલસઃ=ગોવાલણો અને ગોવાળિયાઓને મળવા માટે ઉત્સુક રહેનારા.

૩૧૪. શૌરિદત્તોપવીતી=વસુદેવજી દ્વારા ઉપનયન સંસ્કારમાં અપાયેલા યજ્ઞોપવીતને ધારણ કરનારા; ૩૧૫. ઉગ્રસેનદયાકરઃ=ઉગ્રસેન પર દયા કરનારા; ૩૧૬. ગુરુભક્તઃ=ગુરુ સાંદીપનિ પ્રતિ ભક્તિભાવથી યુક્ત; ૩૧૭. બ્રહ્મચારી=ગુરુકુળમાં રહીને બ્રહ્મચર્યનું પાલન કરનારા; ૩૧૮. નિગમાધ્યયનેરતઃ=વેદાધ્યયનપરાયણ.

૩૧૯. સકર્ષણસહાધ્યાયી=બલરામજીના સહપાઠી; ૩૨૦. સુદામસુહૃત્=સુદામા બ્રાહ્મણના સખા; ૩૨૧. વિદ્યાનિધિઃ=વિદ્યાના ભંડાર; ૩૨૨. કલાકોષઃ=સંપૂર્ણ કલાઓના કોષાગાર; ૩૨૩. મૃતપુત્રપ્રદઃ=મરણ પામેલા ગુરુપુત્રોને યમલોકથી જીવતા લાવીને ગુરુસેવામાં અર્પિત કરનારા.

૩૨૪. ચક્રી=સુદર્શન ચક્રને ધારણ કરનારા; ૩૨૫. પાઞ્ચજની=પાંચજન્ય શંખ ધારણ કરનારા; ૩૨૬. સર્વનારકિમોચનઃ=સંપૂર્ણ નરકવાસીઓનો ઉદ્ધાર કરનારા; ૩૨૭. યમાર્ચિતઃ=યમરાજ દ્વારા પૂજિત; ૩૨૮. પરઃ=સર્વોત્કૃષ્ટ; ૩૨૯. દેવઃ=દ્યુતિમાન; ૩૩૦. નામોચ્ચારવશઃ=પોતાના નામના ઉચ્ચાર માત્રથી વશમાં થઈ જનારા; ૩૩૧. અચ્યુતઃ=પોતાના મહિમાથી ક્યારેય ચ્યુત ન થનારા.

૩૩૨. કુબ્જાવિલાસી=કુબ્જાના કૂબડાપણાને મટાડવાની લીલા કરનારા; ૩૩૩. સુભગઃ=પૂર્ણ સૌભાગ્યશાળી; ૩૩૪. દીનબન્ધુઃ=દીનદુઃખી ને અસહાયોના બંધુ; ૩૩૫. અનૂપમઃ=જેના સમાન બીજો કોઈ નથી.

૩૩૬. અક્રૂરગૃહગોપ્તા=અક્રૂરના ઘરની રક્ષા કરનારા; ૩૩૭. પ્રતિજ્ઞાપાલકઃ=પ્રતિજ્ઞાનું પાલન કરનારા; ૩૩૮ શુભઃ=શુભસ્વરૂપ.

૩૩૯. જરાસંધજયી=(સત્તરવાર) જરાસંધને જીતનારા; ૩૪૦. વિદ્વાન્=સર્વજ્ઞ; ૩૪૧=યવનાન્તઃ=કાલયવનનો અંત કરનારા; ૩૪૨. દ્વિજાશ્રયઃ=દ્વિજોના આશ્રય; ૩૪૩. મુચુકુન્દપ્રિયંકરઃ=મુચુકુન્દનું પ્રિય કરનારા; ૩૪૪. જરાસંધપલાયિતઃ=અઢારમી વારના યુદ્ધમાં જરાસંધ આગળથી યુદ્ધ છોડીને નાસી જનારા.

૩૪૫. દ્વારકાજનકઃ=દ્વારકાપુરીને પ્રકટ કરનારા; ૩૪૬. ગૂઢઃ=માનવરૂપમાં છુપાયેલા પરમાત્મા; ૩૪૭. બ્રહ્મણ્યઃ=બ્રાહ્મણ ભક્ત; ૩૪૮. સત્યસંગરઃ=સત્યપ્રતિજ્ઞ; ૩૪૯. લીલાધરઃ=લીલાધારી; ૩૫૦. પ્રિયકરઃ=સર્વનું પ્રિય કરનારા; ૩૫૧. વિશ્વકર્મા=ઘણા પ્રકારનાં કર્મ કરનારા; ૩૫૨. યશપ્રદઃ=બીજાઓને યશ આપનારા.

૩૫૩. રુક્મિણીપ્રિયસંદેશઃ–રુક્મિણીને પ્રિય સંદેશ આપનારા; ૩૫૪. રુક્મિશોકવિવર્ધનઃ=રુક્મિના શોકને વધારનારા; ૩૫૫. ચૈદ્યશોકાલયઃ=શિશુપાલને માટે શોકના ભંડાર; ૩૫૬. શ્રેષ્ઠઃ=ઉત્તમ ગુણોથી યુક્ત; ૩૫૭. દુષ્ટરાજન્યનાશનઃ=દુષ્ટ રાજાઓનો નાશ કરનારા.

૩૫૮. રુક્મિવૈરૂપ્યકરણઃ=રુક્મિનું અર્ધું માથું મુંડાવી તેને કુરૂપ બનાવનારા; ૩૫૯.

રુકિમણીવચનેરતઃ=રુકિમણીના વચનનું પાલન કરવામાં તત્પર; ૩૬૦. બલભદ્રવચોગ્રાહી=બલભદ્રની આજ્ઞાને માનનારા; ૩૬૧. મુક્તરુકમી=રુકમીને જીવતો છોડી દેનારા; ૩૬૨. જનાર્દનઃ=ભક્તજનો જેમની પાસેથી અભ્યુદય નિઃશ્રેયસરૂપ પરમ પુરુષાર્થની યાચના કરે છે એવા શ્રીકૃષ્ણ.

૩૬૩. રુકિમણીપ્રાણનાથઃ=રુકિમણીના પ્રાણવલ્લભ; ૩૬૪. સત્યભામાપતિઃ=સત્યભામાજીના સ્વામી; ૩૬૫. સ્વયંભક્તપક્ષી=પોતે જ ભક્તોનો પક્ષ લેનારા; ૩૩૬. ભક્તિવશ્યઃ=ભક્તિથી વશમાં થઈ જનારા; ૩૬૭. અક્રૂરમણિદાયકઃ=અક્રૂરને સ્યમંતકમણિ આપનારા.

૩૬૮. શતધન્વપ્રાણહારી=શતધન્વાના પ્રાણ લેનારા; ૩૬૯. ઋક્ષરાજસુતપ્રિયઃ=રીંછોના રાજા જામ્બવાનની પુત્રીના પ્રિયતમ પતિ; ૩૭૦. સત્રાજિત્તનયાકાન્તઃ=સત્રાજિત્‌ની સુપુત્રી સત્યભામાના પ્રાણવલ્લભ; ૩૭૧. મિત્રવિંદાપહારકઃ=મિત્રવિંદાનું અપહરણ કરનારા.

૩૭૨. સત્યાપતિઃ=નગ્નજિતની પુત્રી સત્યાના પતિ; ૩૭૩. લક્ષ્મણાજિત્=સ્વયંવરમાં લક્ષ્મણાને જીતનારા; ૩૭૪. પૂજ્યઃ=પૂજા કરવા યોગ્ય; ૩૭૫. ભદ્રાપ્રિયંકરઃ=ભદ્રાનું પ્રિય કરનારા; ૩૭૬. નરકાસુરઘાતી=નરકાસુરનો વધ કરનારા; ૩૭૭. લીલાકન્યાહરઃ=લીલામાત્રથી સોળ હજાર કન્યાઓને નરકાસુરના કારાગારમાંથી છોડાવીને પોતાની સાથે લઈ જનારા; ૩૭૮. જયી=વિજયશીલ.

૩૭૯. મુરારિઃ=મુરદૈત્યોનો નાશ કરનારા; ૩૮૦. મદનેશઃ=કામદેવ ઉપર પણ શાસન કરનારા; ૩૮૧. ધરિત્રી દુઃખનાશનઃ=ધરતીનુ દુઃખ દૂર કરનારા; ૩૮૨. વૈનતેયી=ગરુડના સ્વામી; ૩૮૩. સ્વર્ગગામી=પારિજાત માટે સ્વર્ગલોકની યાત્રા કરનારા; ૩૮૪. અદિત્યાઃ કુંડલપ્રદઃ=અદિતિને કુંડળ આપનારા.

૩૮૫. ઇંદ્રાર્ચિતઃ=ઇંદ્ર દ્વારા પૂજિત; ૩૮૬. રમાકાંતઃ=લક્ષ્મીના પ્રિયતમ; ૩૮૭. વજ્રિભાર્યાપ્રપૂજિતઃ=ઇંદ્રપત્ની શચી દ્વારા પૂજાયેલા; ૩૮૮. પારિજાતાપહારી=પારિજાત વૃક્ષનું અપહરણ કરનારા; ૩૮૯. શક્રમાનાપહારકઃ=ઇંદ્રનું અભિમાન ચૂર્ણ કરનારા.

૩૯૦. પ્રદ્યુમ્નજનકઃ=પ્રદ્યુમ્નના પિતા; ૩૯૧. સામ્બતાતઃ=સામ્બના પિતા; ૩૯૨. બહુસુતઃ=ઘણા પુત્રોવાળા; ૩૯૩. વિધુઃ=વિષ્ણુસ્વરૂપ; ૩૯૪. ગર્ગાચાર્યઃ=ગર્ગમુનિને આચાર્ય કરનારા; ૩૯૫. સત્યગતિઃ=સત્યથી જ પ્રાપ્ત થનારા; ૩૯૬. ધર્માધારઃ=ધર્મના આશ્રય; ૩૯૭. ધરાધરઃ=પૃથ્વીને ધારણ કરનારા.

૩૯૮. દ્વારકામંડનઃ=દ્વારકાને સુશોભિત કરનારા; ૩૯૯. શ્લોક્યઃ=યશોગાનને યોગ્ય; ૪૦૦. સુશ્લોકઃ=ઉત્તમ યશવાળા; ૪૦૧. નિગમાલયઃ=વેદોના આશ્રય. ૪૦૨. પૌણ્ડ્રકપ્રાણહારી=મિથ્યા વાસુદેવ નામધારી પૌણ્ડ્રકના પ્રાણ લેનારા; ૪૦૩. કાશિરાજશિરોહરઃ=કાશિરાજનું માથું કાપી લેનારા.

૪૦૪. અવૈષ્ણવવિપ્રદાહી=અવૈષ્ણવ બ્રાહ્મણો જેઓ યદુવંશીઓ પ્રતિ મારણનો પ્રયોગ કરી રહ્યા હતા તેમને દગ્ધ કરનારા; ૪૦૫. સુદક્ષિણભયાવહઃ=કાશિરાજના પુત્ર સુદક્ષિણને ભય આપનારા; ૪૦૬. જરાસંધવિદારી=ભીમસેન દ્વારા જરાસંધને ચીરી નાખનારા; ૪૦૭. ધર્મનન્દનયજ્ઞકૃત્=ધર્મપુત્ર યુધિષ્ઠિરનો યજ્ઞ પૂર્ણ કરનારા.

૪૦૮. શિશુપાલશિરચ્છેદી=શિશુપાલનું માથું કાપનારા; ૪૦૯. દન્તવક્ત્રવિનાશનઃ=દંત્રવક્ત્રનો નાશ કરનારા; ૪૧૦. વિદૂરથાંતકઃ=વિદૂરથના કાલ; ૪૧૧. શ્રીશઃ=લક્ષ્મીના સ્વામી; ૪૧૨. શ્રીદઃ=સમ્પત્તિ

આપનારા; ૪૧૩. દ્વિવિદનાશનઃ=બલભદ્ર-રૂપથી દ્વિવિદ વાનરનો નાશ કરનારા.

૪૧૪. રુક્મિણીમાનહારી=રુક્મિણીનું અભિમાન દૂર કરનારા; ૪૧૫. રુક્મિણી-માનવર્ધનઃ=રુક્મિણીનું સંમાન વધારનારા; ૪૧૬. દેવર્ષિશાપહર્તા=દેવર્ષિ નારદનો શાપ દૂર કરનારા; ૪૧૭. દ્રૌપદીવાક્યપાલકઃ= દ્રૌપદીનાં વચનોનું પાલન કરનારા.

૪૧૮. દુર્વાસોભયહારી=દુર્વાસાનો ભય દૂર કરનારા; ૪૧૯. પાંચાલીસ્મરણાગતઃ= દ્રૌપદીએ સ્મરણ કરતાં જ આવી પહોંચનારા; ૪૨૦. પાર્થદૂતઃ=કુંતીપુત્રોના દૂત; ૪૨૧. પાર્થમંત્રી=કુંતીપુત્રોના મંત્રી (સલાહકાર); ૪૨૨. પાર્થદુઃખૌઘનાશનઃ=કુંતીપુત્રોના દુઃખ-સમુદાયનો નાશ કરનારા.

૪૨૩. પાર્થમાનાપહારી=કુંતીપુત્રોના અભિમાનને દૂર કરનારા; ૪૨૪. પાર્થ-જીવનદાયકઃ=કુંતીપુત્રોને જીવન આપનારા; ૪૨૫. પાંચાલી=વસ્ત્રદાતા=કૌરવોની સભામાં દ્રૌપદીને વસ્ત્રસમૂહ આપનારા; ૪૨૬. વિશ્વ-પાલકઃ=વિશ્વની રક્ષા કરનારા દેવતાઓના પણ રક્ષક.

૪૨૭. શ્વેતાશ્વસારથિઃ=શ્વેત ઘોડાઓ-વાળા અર્જુનના સારથિ; ૪૨૮. સત્યઃ= સત્યસ્વરૂપ; ૪૨૯. સત્યસાધ્યઃ=સત્યથી જ પ્રાપ્ત થવા યોગ્ય; ૪૩૦. ભયાપહઃ=ભક્તોના ભયનો નાશ કરનારા; ૪૩૧. સત્યસંધઃ= સત્ય પ્રતિજ્ઞાવાળા; ૪૩૨. સત્યરતિઃ=સત્યમાં રત; ૪૩૩. સત્યપ્રિયઃ=સત્ય જેમને પ્રિય છે; ૪૩૪. ઉદારધીઃ=ઉદાર બુદ્ધિવાળા.

૪૩૫. મહાસેનજયી=શોણિતપુરમાં બાણાસુરના પક્ષમાં યુદ્ધ માટે આવેલા સ્વામી કાર્તિકેયને પણ પરાસ્ત કરનારા; ૪૩૬. શિવસૈન્યવિનાશનઃ=ભગવાન શિવની સેનાને મારીને નસાડી મૂકનારા; ૪૩૭. બાણાસુરભુજચ્છેત્તા=બાણાસુરની ભુજાઓને કાપનારા; ૪૩૮. બાણબાહુવરપ્રદઃ=બાણા-સુરને ચાર ભુજાઓથી યુક્ત રહેવાનું વરદાન આપનારા.

૪૩૯. તાર્ક્ષ્યમાનાપહારી=ગરુડનું અભિ-માન ચૂર્ણ કરનારા; ૪૪૦. તાર્ક્ષ્યતેજો-વિવર્ધનઃ=ગરુડના તેજને વધારનારા; ૪૪૧. રામસ્વરૂપધારી=શ્રીરામનું સ્વરૂપ ધારણ કરનારા; ૪૪૨. સત્યભામામુદાવહઃ=સત્ય-ભામાને આનંદ આપનારા; ૪૪૩. રત્નાકર-જલક્રીડઃ=સમુદ્રના જળમાં ક્રીડા કરનારા.

૪૪૪. વ્રજલીલાપ્રદર્શકઃ=અધિકારી ભક્તોને વ્રજલીલાનું દર્શન કરાવનારા; ૪૪૫. સ્વપ્રતિજ્ઞાપરિધ્વંસી=ભીષ્મની પ્રતિજ્ઞાનું પાલન થવા માટે પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરનારા; ૪૪૬. ભીષ્માજ્ઞાપરિપાલકઃ= ભીષ્મની આજ્ઞાનું પાલન કરનારા.

૪૪૭. વીરાયુધહરઃ=વીરોનાં અસ્ત્રશસ્ત્ર હરી લેનારા; ૪૪૮. કાલઃ=કાલસ્વરૂપ; ૪૪૯. કાલિકેશઃ=કાલિકાના સ્વામી; ૪૫૦. મહા-બલઃ=મહાશક્તિસંપન્ન; ૪૫૧. બર્બરીક-શિરોહારી=બર્બરીકનું માથું કાપનારા; ૪૫૨. બર્બરીકશિરપ્રદઃ—બર્બરીકનું માથું આપનારા.

૪૫૩. ધર્મપુત્રજયી=ધર્મપુત્ર યુધિષ્ઠિરને જય અપાવનારા; ૪૫૪. શૂરદુર્યોધનમદા-ન્તકઃ=શૂરવીર દુર્યોધનના મદનો નાશ કરનારા; ૪૫૫. ગોપિકાપ્રીતિનિર્બન્ધનિત્ય-ક્રીડઃ=ગોપાંગનાઓના પ્રેમપૂર્ણ આગ્રહથી વૃંદાવનમાં નિત્ય લીલા કરનારા; ૪૫૬. વ્રજેશ્વરઃ=વ્રજના સ્વામી.

૪૫૭. રાધાકુંડરતિઃ=રાધાકુંડમાં રમત કરનારા; ૪૫૮. ધન્યઃ=ધન્યવાદને યોગ્ય; ૪૫૯. સદાન્દોલસમાશ્રિતઃ=હમેશાં હીંચકા-પર હીંચનારા; ૪૬૦. સદામધુવનાનંદી= સદામધુવનમાં આનંદ લેનારા; ૪૬૧. સદાવૃંદાવનપ્રિયઃ=વૃંદાવનના શાશ્વત પ્રેમી.

૪૬૨. અશોકવનસન્નદ્ધઃ=અશોક વનમાં લીલાને માટે હમેશાં તૈયાર; ૪૬૩. સદા-

તિલકસંગતઃ=સદા તિલક લગાડનારા; ૪૬૪. સદાગોવર્ધનરતિઃ=ગિરિરાજગોવર્ધન પર સદા ક્રીડા કરનારા; ૪૬૫. સદાગોકુલ-વલ્લભઃ=સદા ગોકુલગામ તેમ જ ગોસમુદાયના પ્રિય.

૪૬૬. ભાણ્ડીરવટસંવાસી=ભાણ્ડીર વડ નીચે નિવાસ કરનારા; ૪૬૭. નિત્યં-વંશીવટસ્થિતઃ=વંશીવટ પર સદા સ્થિત રહેનારા; ૪૬૮. નન્દગ્રામકૃતાવાસઃ=નન્દ-ગામમાં નિવાસ કરનારા; ૪૬૯. વૃષભાનુ-ગૃહપ્રિયઃ-વૃષભાનુના ઘરને પ્રિય માનનારા.

૪૭૦. ગૃહીતકામિનીરૂપઃ=મોહિનીનું રૂપ ધારણ કરનારા; ૪૭૧. નિત્યં રાસવિલાસ કૃત્-નિત્ય રાસલીલા કરનારાં; ૪૭૨. વલ્લવી-જનસંગોપ્તા=ગોપાંગનાઓના રક્ષક; ૪૭૩. વલ્લવીજનવલ્લભઃ=ગોપીજનોના પ્રિયતમ.

૪૭૪. દેવશર્મકૃપાકર્તા=દેવશર્મા પર કૃપા કરનારા; ૪૭૫. કલ્પપાદપસંસ્થિતઃ= કલ્પવૃક્ષની નીચે રહેનારા; ૪૭૬ શિલાનુ-ગંધનિલયઃ=શિલામય સુગન્ધિત ભવનમાં નિવાસ કરનારા; ૪૭૭. પાદચારી=પગે ચાલનારા; ૪૭૮. ઘનચ્છવિઃ=મેઘના સમાન શ્યામ કાન્તિવાળા.

૪૭૯. અતસીકુસુમપ્રખ્યઃ=અળસીના પુષ્પ જેવા વર્ણવાળા; ૪૮૦. સદાલક્ષ્મી-કૃપાકરઃ=લક્ષ્મીની ઉપર સદા કૃપા કરનારા; ૪૮૧. ત્રિપુરારિપ્રિયકરઃ=મહાદેવજીનું પ્રિય કરનારા; ૪૮૨. ઉગ્રધન્વા=ભયંકર ધનુષ-વાળા; ૪૮૩. અપરાજિતઃ=કોઈથી પણ પરાજિત ન થનારા.

૪૮૪. ષડ્ધુરધ્વંસકર્તા=ષડ્ધુરનો નાશ કરનારા; ૪૮૫. નિકુંભપ્રાણહારકઃ=નિકુંભના પ્રાણોને હરનારા; ૪૮૬. વજ્રનાભપુરધ્વંસી= વજ્રનાભપુરનો ધ્વંસ કરનારા; ૪૮૭. પૌણ્ડ્રક-પ્રાણહારકઃ=પૌણ્ડ્રકના પ્રાણોનો અંત કરનારા.

૪૮૮. બહુલાશ્વપ્રીતિકર્તા=મિથિલાના રાજા બહુલાશ્વ પર પ્રીતિ કરનારા; ૪૮૯. દ્વિજવર્યપ્રિયંકરઃ=શ્રેષ્ઠ બ્રાહ્મણ ભક્તશિરોમણિ શ્રુતદેવનું પ્રિય કરનારા; ૪૯૦. શિવ-સંકટહારી=ભગવાન શિવનું સંકટ ટાળ-નારા; ૪૯૧. વૃકાસુરવિનાશનઃ=વૃકાસુરનો નાશ કરનારા.

૪૯૨. ભૃગુસત્કારકારી=ભૃગુજીનો સત્કાર કરનારા; ૪૯૩. શિવસાત્ત્વિકતાપ્રદઃ=ભગવાન શિવને સાત્ત્વિકતા આપનારા.

૪૯૪. ગોકર્ણપૂજકઃ=ગોકર્ણની પૂજા કરનારા; ૪૯૫. સામ્બકુષ્ઠવિધ્વંસકારણઃ= સામ્બના કોઢનો નાશ કરનારા.

૪૯૬. વેદસ્તુતઃ=વેદો દ્વારા સ્તુતિ કરાયેલા; ૪૯૭. વેદવેત્તાઃ=વેદજ્ઞ; ૪૯૮. યદુવંશવિવર્ધનઃ=યદુકુલને વધારનારા; ૪૯૯. યદુવંશવિનાશી=યદુકુલનો સંહાર કરનારા; ૫૦૦. ઉદ્ધવોદ્ધારકારકઃ=ઉદ્ધવનો ઉદ્ધાર કરનારા.

૫૦૧. રાધા=શ્રીકૃષ્ણની આરાધ્યા દેવી, તેમની જ આનંદપ્રદ શક્તિ; ૫૦૨. રાધિકા= શ્રીકૃષ્ણની આરાધના કરનારી વૃષભાનુપુત્રી; ૫૦૩. આનન્દા=આનન્દસ્વરૂપા; ૫૦૪. વૃષભાનુજા=વૃષભાનુ ગોપની કન્યા; ૫૦૫. વૃન્દાવનેશ્વરી=વૃન્દાવનની સ્વામિની ૫૦૬. પુણ્યા=પુણ્યમયી; ૫૦૭. કૃષ્ણમાનસહારિણી= શ્રીકૃષ્ણનું ચિત્ત ચોરનારી.

૫૦૮. પ્રગલ્ભા=પ્રતિભા, સાહસ, નિર્ભયતા અને ઉદાર બુદ્ધિથી સંપન્ન; ૫૦૯. ચતુરા=ચતુરાઈથી યુક્ત; ૫૧૦. કામા=પ્રેમ-સ્વરૂપા; ૫૧૧. કામિની=એકમાત્ર શ્રીકૃષ્ણને ચાહનારી; ૫૧૨. હરિમોહિની=શ્રીકૃષ્ણને મોહિત કરનારી; ૫૧૩. લલિતા=મનોહર સૌંદર્યથી સુશોભિત; ૫૧૪. મધુરા=મધુર-ભાવથી યુક્ત; ૫૧૫. માધ્વી=મધુમયી; ૫૧૬. કિશોરી=નિત્ય કિશોરઅવસ્થાથી યુક્ત; ૫૧૭. કનકપ્રભા=સુવર્ણ સમાન કાંતિવાળી.

૫૧૮. જિતચંદ્રા=મુખના સૌંદર્યથી ચંદ્રને પણ પરાજિત કરનારી; ૫૧૯. જિત-

મૃગા=ચંચલ ચકિત નેત્રોની શોભાથી મૃગને મહાત કરનારી; ૫૨૦. જિતસિંહા=સૂક્ષ્મ-કટિભાગની કમનીયતાથી મૃગરાજ સિંહના પણ મદને ચૂર્ણ કરનારી; ૫૨૧. જિતદ્વિપા=મંદ મંદ ગતિથી ગજેંદ્રના પણ ગર્વને હરનારી; ૫૨૨. જિતરંભા=સાથળોની કોમળતાથી કદલી(કેળ)ને પણ તિરસ્કૃત કરનારી; ૫૨૩. જિતપિકા=પોતાના મધુર કંઠસ્વરથી કોયલને પણ તિરસ્કૃત કરનારી; ૫૨૪. ગોવિંદહૃદયોદ્ભવા=શ્રીકૃષ્ણના હૃદયથી પ્રકટ થયેલી.

૫૨૫. જિતબિંબા=પોતાના અધરની લાલિમાથી બિંબફળને પણ તિરસ્કૃત કરનારી; ૫૨૬. જિતશુકા=અણીદાર નાસિકાની શોભાથી પોપટને પણ શરમાવી દેનારી; ૫૨૭. જિતપદ્મા=પોતાના અનિર્વચનીય રૂપ-લાવણ્યથી લક્ષ્મીને પણ લજ્જિત કરનારી; ૫૨૮. કુમારિકા=નિત્ય કુમારી; ૫૨૯. શ્રીકૃષ્ણાકર્ષણા=શ્રીકૃષ્ણને પોતાના ભણી ખેંચનારી; ૫૩૦. દેવી=દિવ્ય સ્વરૂપવાળી; ૫૩૧. નિત્યયુગ્મસ્વરૂપિણી=નિત્ય યુગલરૂપા.

૫૩૨. નિત્યવિહારિણી=શ્યામસુંદરની સાથે નિત્ય લીલા કરનારી; ૫૩૩. કાંતા=નંદના કુંવરની પ્રિયતમા; ૫૩૪. રસિકા=પ્રેમરસનું આસ્વાદન કરનારી; ૫૩૫. કૃષ્ણવલ્લભા=શ્રીકૃષ્ણપ્રિયા; ૫૩૬. આમોદિની=શ્રીકૃષ્ણને આમોદ પ્રદાન કરનારી; ૫૩૭. મોદવતી=મોદમયી; ૫૩૮. નંદનંદનભૂષિતા=નંદનંદન શ્રીકૃષ્ણ દ્વારા જેમનો શૃંગાર કરવામાં આવ્યો છે.

૫૩૯. દિવ્યામ્બરા=દિવ્ય વસ્ત્ર ધારણ કરનારી; ૫૪૦. દિવ્યહારા=દિવ્ય હાર ધારણ કરનારી; ૫૪૧. મુક્તામણિવિભૂષિતા=દિવ્ય મુક્તામણિઓથી વિભૂષિત; ૫૪૨. કુંજપ્રિયા=વૃંદાવનની કુંજો સાથે વહાલ કરનારી; ૫૪૩. કુંજવાસા=કુંજમાં નિવાસ કરનારી; ૫૪૪. કુંજનાયકનાયિકા=કુંજનાયક શ્રીકૃષ્ણની નાયિકા.

૫૪૫. ચારુરૂપા=મનોહર રૂપવાળી; ૫૪૬. ચારુવક્ત્રા=પરમ સુંદર મુખવાળી; ૫૪૭. ચારુહેમાંગદા=સુંદર સુવર્ણના બાજુબંદ ધારણ કરનારી; ૫૪૮. શુભા=શુભસ્વરૂપા; ૫૪૯. શ્રીકૃષ્ણવેણુસંગીતા=શ્રીકૃષ્ણ દ્વારા મુરલીમાં જેમના નામ અને યશનું ગાન કરવામાં આવે છે; ૫૫૦. મુરલીહારિણી=વિનોદ માટે શ્રીકૃષ્ણની મુરલીનું હરણ કરનારી; ૫૫૧. શિવા=કલ્યાણસ્વરૂપા.

૫૫૨. ભદ્રા=મંગલમયી; ૫૫૩. ભગવતી=ષડ્વિધ ઐશ્વર્યથી સંપન્ન; ૫૫૪. શાંતા=શાંતિમયી; ૫૫૫. કુમુદા=પૃથ્વી પર આનંદોલ્લાસ વિતીર્ણ કરનારી; ૫૫૬. સુંદરી=અનંત સૌંદર્યની નિધિ; ૫૫૭. પ્રિયા=સખીઓ તથા શ્યામસુંદરને અત્યંત પ્રિય; ૫૫૮. કૃષ્ણક્રીડા=શ્રીકૃષ્ણની સાથે લીલા કરનારી; ૫૫૯. કૃષ્ણરતિઃ=શ્રીકૃષ્ણ પ્રતિ પ્રગાઢ પ્રેમવાળી; ૫૬૦. શ્રીકૃષ્ણસહચારિણી=વૃંદાવનમાં શ્રીકૃષ્ણની સાથે વિચરનારી.

૫૬૧. વંશીવટપ્રિયસ્થાના=વંશીવટ જેમનું પ્રિય સ્થાન છે; ૫૬૨. યુગ્માયુગ્મસ્વરૂપિણી=યુગલરૂપ અને એકરૂપ; ૫૬૩. ભાણ્ડીરવાસિની=ભાણ્ડીર વનમાં નિવાસ કરનારી; ૫૬૪. શુભ્રા=ગૌરવર્ણા; ૫૬૫. ગોપીનાથપ્રિયા=ગોપીવલ્લભ શ્રીકૃષ્ણની પ્રિયતમા; ૫૬૬. સખી=શ્રીકૃષ્ણની સખી; ૫૬૭. શ્રુતિનિઃશ્વસિતા=શ્રુતિઓ જેમના નિઃશ્વાસથી પ્રકટ થાય છે.

૫૬૮. દિવ્યા=દિવ્યસ્વરૂપા; ૫૬૯. ગોવિન્દરસદાયિની=ગોવિંદને મધુર રસપ્રદાન કરનારી; ૫૭૦. શ્રીકૃષ્ણપ્રાર્થિની=કેવળ શ્રીકૃષ્ણને ચાહનારી; ૫૭૧. ઈશાના=ઈશ્વરી; ૫૭૨. મહાનન્દપ્રદાયિની=પરમ આનંદ પ્રદાન કરનારી.

૫૭૩. વૈકુંઠજનસંસેવ્યા=વૈકુંઠવાસીઓ દ્વારા સેવન કરવા યોગ્ય; ૫૭૪. કોટિ-

લક્ષ્મીસુખાવહા=કરોડો લક્ષ્મીથી પણ વધારે સુખ આપનારી; ૫૭૫. કોટિકન્દર્પલાવણ્યા=કરોડો કામદેવો કરતાં અધિક રૂપલાવણ્યથી સંપન્ન; ૫૭૬. રતિકોટિરતિપ્રદા=કરોડો રતિઓ કરતાંય વધારે પ્રગાઢ પ્રીતિરસ આપનારી.

૫૭૭. ભક્તિગ્રાહ્યા=ભક્તિથી પ્રાપ્ત થવા યોગ્ય; ૫૭૮. ભક્તિરૂપા=ભક્તિસ્વરૂપા; ૫૭૯. લાવણ્ય-સરસી=સૌંદર્યની પુષ્કરિણી; ૫૮૦. ઉમા=યોગમાયા તેમ જ બ્રહ્મવિદ્યા-સ્વરૂપા; ૫૮૧. બ્રહ્મરુદ્રાદિસંરાધ્યા=બ્રહ્મા તથા રુદ્રાદિ દ્વારા આરાધના કરવા યોગ્ય; ૫૮૨. નિત્યં કૌતૂહલાન્વિતા=નિત્ય કૌતુકયુક્ત.

૫૮૩. નિત્યલીલા=નિત્ય લીલાપરાયણ; ૫૮૪. નિત્યકામા=નિત્ય શ્રીકૃષ્ણના મિલનને ઇચ્છનારી; ૪૮૫. નિત્યશૃંગારભૂષિતા=નિત્ય નૂતન શૃંગારથી વિભૂષિત; ૫૮૬. નિત્ય-વૃન્દાવનરસા=વૃન્દાવનના મધુરરસનો સદા આસ્વાદ કરનારી; ૫૮૭. નન્દનન્દનસંયુતા=નન્દનન્દન શ્રીકૃષ્ણની સાથે રહેનારી.

૫૮૮. ગોપિકામંડલીયુક્તા=ગોપીઓ-ની મંડળીઓથી (ટોળાથી) ઘેરાયેલી. ૫૮૯. નિત્યં ગોપાલસંગતા=સદા ગોપાલ શ્રીકૃષ્ણને મળનારી; ૫૯૦. ગોરસક્ષેપિણી=ગોરસ નાખનારી કે લૂંટાવનારી; ૫૯૧. શૂરા=શૌર્યસંપન્ન; ૫૯૨. સાનન્દા=આનંદ-યુક્ત; ૫૯૩. આનન્દદાયિની=આનંદ આપનારી.

૫૯૪. મહાલીલાપ્રકૃષ્ટા=શ્રીકૃષ્ણની મહાલીલાનું સર્વશ્રેષ્ઠ પાત્ર; ૫૯૫. નાગરી=પરમચતુરા; ૫૯૬. નગચારિણી=ગિરિરાજ ગોવર્ધન પર વિચરનારી; ૫૯૭. નિત્યમા-ઘૂર્ણિતા=શ્રીકૃષ્ણની ખોજમાં નિત્ય ફરનારી; ૫૯૮. પૂર્ણા=સમસ્ત સદ્ગુણોથી પરિ-પૂર્ણ; ૫૯૯. કસ્તૂરીતિલકાન્વિતા=કસ્તૂરીના ચાંલ્લાથી સુશોભિત.

૬૦૦. પદ્મા=લક્ષ્મીસ્વરૂપા; ૬૦૧. શ્યામા=સૌન્દર્યથી સંપન્ન; ૬૦૨. મૃગાક્ષી=મૃગના સમાન વિશાળ તેમ જ ચંચળ નેત્રોવાળી; ૬૦૩. સિદ્ધિરૂપા=સિદ્ધિસ્વરૂપા; ૬૦૪. રસાવહા=શ્રીકૃષ્ણને મધુર રસનું આસ્વાદન કરાવનારી, ૬૦૫. કોટિચંદ્રાનના=કરોડો ચંદ્રમા સમાન સુંદર મુખવાળી; ૬૦૬. ગૌરી=ગૌરવર્ણવાળી; ૬૦૭. કોટિ-કોકિલસુસ્વરા=કરોડો કોયલોના સ્વર જેવા મધુર સ્વરવાળી.

૬૦૮. શીલસૌંદર્યનિલયા=ઉત્તમ શીલ તથા અનંત સૌંદર્યની આધારભૂત; ૬૦૯. નંદનંદનલાલિતા=નંદનંદન શ્રીકૃષ્ણ પાસેથી વહાલ પામનારી; ૬૧૦. અશોકવનસંવાસા=અશોકવનમાં નિવાસ કરનારી; ૬૧૧. ભાણ્ડીર-વનસંગતા=ભાણ્ડીર વનમાં મળનારી.

૬૧૨. કલ્પદ્રુમતલાવિષ્ટા=કલ્પવૃક્ષની નીચે બેઠેલી; ૬૧૩. કૃષ્ણા=કૃષ્ણસ્વરૂપા; ૬૧૪. વિશ્વા=વિશ્વસ્વરૂપા; ૬૧૫. હરિપ્રિયા=શ્રીકૃષ્ણની પ્રેયસી; ૬૧૬. અજાગમ્યા=બ્રહ્માજી માટે અગમ્ય; ૬૧૭. ભવાગમ્યા=મહાદેવજી માટે અગમ્ય; ૬૧૮. ગોવર્ધનકૃતાલયા=ગોવર્ધન પર્વત પર નિવાસ કરનારી.

૬૧૯. યમુનાતીરનિલયા=યમુનાતટ પર રહેનારી. ૬૨૦. શશ્વદ્ગોવિંદજલ્પિની=સદા શ્રીકૃષ્ણ ગોવિંદને રટનારી; ૬૨૧. શશ્વ-ન્માનવતી=નિત્ય માનવાળી; ૬૨૨. સ્નિગ્ધા=સ્નેહમયી; ૬૨૩. શ્રીકૃષ્ણપરિવંદિતા=શ્રીકૃષ્ણ દ્વારા નિત્ય વંદિત.

૬૨૪. કૃષ્ણસ્તુતા=શ્રીકૃષ્ણ દ્વારા જેનાં ગુણગાન કરવામાં આવ્યાં છે; ૬૨૫. કૃષ્ણવ્રતા=શ્રીકૃષ્ણપરાયણા; ૬૨૬. શ્રીકૃષ્ણ-હૃદયાલયા=શ્રીકૃષ્ણના હૃદયમાં નિવાસ કર-નારી; ૬૨૭. દેવદ્રુમફલા=કલ્પવૃક્ષના સમાન મનોવાંછિત ફળ આપનારી; ૬૨૮. સેવ્યા=સેવન કરવા યોગ્ય; ૬૨૯. વૃંદાવનરસાલયા=વૃંદાવનના રાસમાં નિમગ્ન રહેનારી.

૬૩૦. કોટિતીર્થમયી=કરોડો તીર્થરૂપ;

૬૩૧. સત્યા=સત્યસ્વરૂપ; ૬૩૨. કોટિતીર્થફલપ્રદા=કરોડો તીર્થોનું ફળ આપનારી; ૬૩૩. કોટિયોગસુદુષ્પ્રાપ્યા=કરોડો યોગસાધનોથી દુર્લભ; ૬૩૪. કોટિયજ્ઞદુરાશ્રયાં=કરોડો યજ્ઞોથી પણ જેની શરણાગતિ પ્રાપ્ત થવી કઠણ છે.

૬૩૫. મનસા=મનસા નામથી પ્રસિદ્ધ; ૬૩૬. શશિલેખા=(શ્રીકૃષ્ણરૂપી) ચંદ્રમાંની કળા; ૬૩૭. શ્રીકોટિસુભગા=કરોડો લક્ષ્મી સમાન સૌભાગ્યવતી; ૬૩૮. અનઘા=પાપશૂન્ય; ૬૩૯. કોટિમુક્તસુખા=કરોડો મુક્તાત્માઓના સમાન સુખી; ૬૪૦. સૌમ્યા=સૌમ્યસ્વરૂપા; ૬૪૧. લક્ષ્મીકોટિવિલાસિની=કરોડો લક્ષ્મીઓ સમાન વિલાસવતી.

૬૪૨. તિલોત્તમા=હડપચીમાં તલના આકારનું ટપકું અથવા ચિહ્ન હોવાથી અતિશય ઉત્તમ સૌંદર્યયુક્ત; ૬૪૩. ત્રિકાલસ્થા=ભૂત, ભવિષ્ય, વર્તમાન–ત્રણે કાળોમાં વિદ્યમાન; ૬૪૪. ત્રિકાલજ્ઞા=ત્રણે કાળની ઘટનાઓને જાણનારી; ૬૪૫. અધીશ્વરી=સ્વામિની; ૬૪૬. ત્રિવેદજ્ઞા=ત્રણે વેદોને જાણનારી; ૬૪૭. ત્રિલોકજ્ઞા=ત્રણે લોકોને જાણનારી; ૬૪૮. તુરીયાન્તનિવાસિની=જાગ્રતથી લઈને તુરીયાપર્યંત સર્વ અવસ્થાઓમાં નિવાસ કરનારી.

૬૪૯. દુર્ગારાધ્યા=ઉમા દ્વારા આરાધ્ય; ૬૫૦. રમારાધ્યા=લક્ષ્મીની આરાધ્ય દેવી; ૬૫૧. વિશ્વારાધ્યા=સંપૂર્ણ જગત માટે આરાધના કરવા યોગ્ય; ૬૫૨. ચિદાત્મિકા=ચેતનસ્વરૂપા, ૬૫૩. દેવારાધ્યા=દેવતાઓની આરાધ્ય દેવી; ૬૫૪. પરારાધ્યા=પરમ આરાધ્ય દેવી; ૬૫૫. બ્રહ્મારાધ્યા=બ્રહ્માજી દ્વારા ઉપાસ્ય; ૬૫૬. પરાત્મિકા=પરમાત્મસ્વરૂપ.

૬૫૭. શિવારાધ્યા=ભગવાન શિવ માટે આરાધ્ય; ૬૫૮. પ્રેમસાધ્યા=પ્રેમથી પ્રાપ્ત થવા યોગ્ય; ૬૫૯. ભક્તારાધ્યા=ભક્તોની ઉપાસ્ય દેવી; ૬૬૦. રસાત્મિકા=રસસ્વરૂપા. ૬૬૧. કૃષ્ણપ્રાણાર્પિણી=શ્રીકૃષ્ણને જીવન આપનારી; ૬૬૨. ભામા=માનિની; ૬૬૩. શુદ્ધપ્રેમવિલાસિની=વિશુદ્ધ પ્રેમથી સુશોભિત થનારી.

૬૬૪. કૃષ્ણારાધ્યા=શ્રીકૃષ્ણની આરાધ્ય દેવી; ૬૬૫. ભક્તિસાધ્યા=અનન્ય ભક્તિથી પ્રાપ્ત થનારી; ૬૬૬. ભક્તવૃંદનિષેવિતા=ભક્ત સમુદાયથી સેવાયેલી; ૬૬૭. વિશ્વાધારા=સંપૂર્ણ જગતને આશ્રય આપનારી; ૬૬૮. કૃપાધારા=કૃપાની આધારભૂમિ; ૬૬૯. જીવાધારા=સર્વ જીવોને આશ્રય આપનારી; ૬૭૦. અતિનાયિકા=સર્વ નાયિકાઓથી ઉત્કૃષ્ટ.

૬૭૧. શુદ્ધ પ્રેમમયી=વિશુદ્ધ અનુરાગ સ્વરૂપા; ૬૭૨. લજ્જા=મૂર્તિમતી લજ્જા; ૬૭૩. નિત્યસિદ્ધા=કોઈ પણ સાધન વિના સદા સ્વતઃસિદ્ધ; ૬૭૪. શિરોમણિઃ=ગોવાલણોમાં મુખ્ય; ૬૭૫. દિવ્યરૂપા=દિવ્ય રૂપવાળી; ૬૭૬. દિવ્યભોગા=દિવ્ય ભોગોથી સંપન્ન; ૬૭૭. દિવ્યવેષા=અલૌકિક વેષભૂષાઓથી સુશોભિત; ૬૭૮. મુદાન્વિતા=સદા આનંદમાં મગ્ન રહેનારી.

૬૭૯. દિવ્યાંગનાવૃન્દસારા=દિવ્ય યુવતીઓના સમુદાયના સારરૂપ; ૬૮૦. નિત્યનૂતનયૌવના=નિત્ય નવીન યૌવનથી યુક્ત; ૬૮૧. પરબ્રહ્માવૃતા=પરબ્રહ્મ પરમાત્માથી આવૃત; ૬૮૨. ધ્યેયા=ધ્યાન કરવા યોગ્ય; ૬૮૩. મહારૂપા=પરમસુંદર રૂપવાળી. ૬૮૪. મહોજ્જ્વલા=પરમ ઉજ્જ્વળ પ્રકાશમયી.

૬૮૫. કોટિસૂર્યપ્રભા=કરોડો સૂર્યોની પ્રભાથી ઉદ્ભાસિત; ૬૮૬. કોટિચન્દ્રબિમ્બાધિકચ્છવિઃ=કરોડો ચંદ્રમંડળ કરતાંય વધુ શોભાવાળી; ૬૮૭. કોમલામૃતવાક્=કોમળ તેમ જ અમૃત સમાન મધુર વચનવાળી; ૬૮૮. આદ્યા=આદિ દેવી; ૬૮૯. વેદાદ્યા=વેદોની આદિ કારણ સ્વરૂપા; ૬૯૦. વેદદુર્લભા=વેદો પણ પહોંચી ન શકે તેવી.

૬૯૧. કૃષ્ણાસક્તા=શ્રીકૃષ્ણમાં અનુરક્ત; ૬૯૨. કૃષ્ણભક્તા=શ્રીકૃષ્ણના પ્રતિ ભક્તિ-ભાવથી પરિપૂર્ણ; ૬૯૩. ચંદ્રાવલિનિષેવિતા=ચંદ્રાવલી નામની સખીથી સેવાયેલી; ૬૯૪. કલાષોડશસંપૂર્ણા=સોળ કળાઓથી પૂર્ણ; ૬૯૫. કૃષ્ણદેહાર્ધધારિણી=પોતાના અડધા શરીરમાં શ્રીકૃષ્ણના સ્વરૂપને ધારણ કરનારી.

૬૯૬. કૃષ્ણબુદ્ધિઃ=શ્રીકૃષ્ણમાં બુદ્ધિને અર્પિત કરનારી; ૬૯૭. કૃષ્ણસારા=શ્રીકૃષ્ણને જ જીવનનો સાર માનનારી; ૬૯૮. કૃષ્ણરૂપવિહારિણી=શ્રીકૃષ્ણના રૂપથી વિચરનારી; ૬૯૯. કૃષ્ણકાન્તા=શ્રીકૃષ્ણપ્રિયા; ૭૦૦. કૃષ્ણધના=શ્રીકૃષ્ણને જ પોતાનું પરમ ધન માનનારી; ૭૦૧. કૃષ્ણમોહનકારિણી=પોતાના અનુપમ પ્રેમથી શ્રીકૃષ્ણને મોહિત કરનારી.

૭૦૨. કૃષ્ણદૃષ્ટિઃ=કેવલ શ્રીકૃષ્ણ પર જ દૃષ્ટિ રાખનારી; ૭૦૩. કૃષ્ણગોત્રા=શ્રીકૃષ્ણના ગોત્રવાળી; ૭૦૪. કૃષ્ણદેવી=શ્રીકૃષ્ણની આરાધ્ય દેવી; ૭૦૫. કુલોદ્વહા=કુળમાં સર્વશ્રેષ્ઠ; ૭૦૬. સર્વભૂતસ્થિતાત્મા=સર્વ ભૂતોમાં વિદ્યમાન આત્મસ્વરૂપ; ૭૦૭. સર્વલોકનમસ્કૃતા=સર્વ લોકો દ્વારા વંદન કરાયેલી.

૭૦૮. કૃષ્ણદાત્રી=ઉપાસકોને શ્રીકૃષ્ણની પ્રાપ્તિ કરાવનારી; ૭૦૯. પ્રેમધાત્રી=ભાવુકોના હૃદયમાં શ્રીકૃષ્ણના પ્રેમને પ્રકટ કરનારી; ૭૧૦. સ્વર્ણગાત્રી=સુવર્ણના વર્ણ સમાન શરીરવાળી; ૭૧૧. મનોરમા=શ્રીકૃષ્ણના મનને રમણ કરાવનારી; ૭૧૨. નગધાત્રી=પર્વતોના અધિષ્ઠાતા દેવને ઉત્પન્ન કરનારી; ૭૧૩. યશોદાત્રી=યશ આપનારી; ૭૧૪. મહાદેવી=સર્વશ્રેષ્ઠ દેવી; ૭૧૫. શુભંકરી=કલ્યાણ કરનારી.

૭૧૬. શ્રીશેષદેવજનની=લક્ષ્મીજી, શેષજી અને દેવતાઓને ઉત્પન્ન કરનારી; ૭૧૭. અવતારગણપ્રસૂઃ=અવતારગણોને પ્રસન્ન કરનારી; ૭૧૮. ઉત્પલાંકા=હાથપગમાં નીલકમળનાં ચિહ્ન ધારણ કરનારી; ૭૧૯. અરવિન્દાંકા=કમળના ચિહ્નથી યુક્ત; ૭૨૦. પ્રાસાદાંકા=મંદિરના ચિહ્નથી યુક્ત; ૭૨૧. અદ્વિતીયકા=જેના સમાન બીજું કોઈ નથી એવી.

૭૨૨. રથાંકા=રથના ચિહ્નથી યુક્ત; ૭૨૩. કુંજરાંકા=હાથીના ચિહ્નથી યુક્ત; ૭૨૪. કુંડલાંકપદસ્થિતા=ચરણોમાં કુંડળના ચિહ્નથી યુક્ત; ૭૨૫. છત્રાંકા=છત્રના ચિહ્નથી યુક્ત; ૭૨૬. વિદ્યુદંકા=વજ્રના ચિહ્નથી યુક્ત; ૭૨૭. પુષ્પમાલાંકિતા=પુષ્પમાળાના ચિહ્નથી યુક્ત.

૭૨૮. દંડાંકા=દંડના ચિહ્નથી યુક્ત ૭૨૯. મુકુટાંકા=મુકુટના ચિહ્નથી યુક્ત; ૭૩૦. પૂર્ણચન્દ્રા=પૂર્ણચંદ્રના જેવી શોભાથી યુક્ત; ૭૩૧. શુકાંકિતા=શુકના ચિહ્નથી યુક્ત; ૭૩૨. કૃષ્ણાન્નાહારપાકા =શ્રીકૃષ્ણને જમાડવા માટે ભાતભાતની ખાદ્ય વાનીઓ તૈયાર કરનારી; ૭૩૩. વૃન્દાકુંજવિહારિણી=વૃન્દાવનની કુંજમાં વિચરનારી.

૭૩૪. કૃષ્ણપ્રબોધનકરી=શ્રીકૃષ્ણને શયનમાંથી જગાડનારી; ૭૩૫. કૃષ્ણશેષાન્નભોજિની=શ્રીકૃષ્ણના જમી રહ્યા પછી બાકી રહેલા પ્રસાદરૂપ અન્નને ગ્રહણ કરનારી; ૭૩૬. મધ્યકેસરમધ્યસ્થા=કમલના કેસરાઓના મધ્યમાં વિરાજમાન; ૭૩૭. સંગીતાગમવેદિની=સંગીતશાસ્ત્રને જાણનારી.

૭૩૮. કોટિકલ્પાન્તભ્રૂભંગાઃ=પોતાના ભ્રૂભંગ માત્રથી કરોડો કલ્પોનો અંત કરનારી; ૭૩૯. અપ્રાપ્તપ્રલયા=ક્યારેય પ્રલય ન પામનારી; ૭૪૦. અચ્યુતા =પોતાના મહિમાથી ક્યારેય વિચલિત ન થનારી; ૭૪૧. સર્વસત્ત્વનિધિઃ=પૂર્ણસત્ત્વગુણના ભંડારરૂપ; ૭૪૨. પદ્મશંખાદિનિધિસેવિતા=પદ્મશંખ આદિ નિધિઓ દ્વારા સેવાયેલ.

૭૪૩. અણિમાદિગુણૈશ્વર્યા=અણિમા આદિ અષ્ટવિધ ગુણોના ઐશ્વર્યોથી યુક્ત;

૭૪૪. દેવવૃન્દવિમોહિની=દેવસમુદાયને મોહિત કરનારી; ૭૪૫. સર્વાનન્દપ્રદા=સર્વને આનંદ આપનારી; ૭૪૬. સર્વા=સર્વસ્વરૂપા; ૭૪૭. સુવર્ણલતિકાકૃતિઃ–સ્વર્ણમયીલતાની સમાન આકૃતિવાળી.

૭૪૮. કૃષ્ણાભિસારસંકેતા=શ્રીકૃષ્ણને મળવા માટે સંકેતસ્થાનમાં સ્થિત; ૭૪૯. માલિની=માલાથી અલંકૃત; ૭૫૦. નૃત્યપંડિતા=નૃત્યકળાની વિદુષી; ૭૫૧. ગોપીસિન્ધુસકાશાપ્યા=ગોપીઓના સમુદાયરૂપી સિન્ધુમાં પ્રાપ્ત થનારી; ૭૫૨. ગોપમંડપશોભિનીઃ=વૃષભાનુ ગોપના મંડપમાં શોભા પામનારી.

૭૫૩. શ્રીકૃષ્ણપ્રીતિદા=શ્રીકૃષ્ણના પ્રેમને પ્રદાન કરનારી; ૭૫૪. ભીતા=શ્રીકૃષ્ણના વિયોગના ભયથી બીધેલી; ૭૫૫. પ્રત્યંગપુલકાન્વિતા=પ્રત્યેક અંગમાં શ્રીકૃષ્ણ પ્રતિ ઉત્પન્ન થયેલા પ્રેમને લીધે રોમાંચથી યુક્ત; ૭૫૬. શ્રીકૃષ્ણાલિંગનરતા=શ્રીકૃષ્ણનું આલિંગન કરવામાં તત્પર; ૭૫૭. ગોવિન્દવિરહાક્ષમા=શ્રીકૃષ્ણનો વિયોગ સહન કરવામાં અસમર્થ.

૭૫૮. અનન્તગુણસંપન્ના=અનન્ત ગુણોથી યુક્ત; ૭૫૯. કૃષ્ણકીર્તનલાલસા=શ્રીકૃષ્ણનાં નામ અને ગુણોનાં કીર્તન કરવામાં રુચિવાળી; ૭૬૦. બીજત્રયમયીમૂર્તિઃ=શ્રીં, હ્રીં, ક્લીં–આ ત્રણ બીજોથી સંયુક્તરૂપવાળી; ૭૬૧. કૃષ્ણાનુગ્રહવાઞ્છિની=શ્રીકૃષ્ણના અનુગ્રહને ઇચ્છનારી.

૭૬૨. વિમલાદિનિષેવ્યા=વિમલા, ઉત્કર્ષિણી આદિ સખીઓ દ્વારા સેવવા યોગ્ય; ૭૬૩. લલિતાદ્યર્ચિતા=લલિતા આદિસખીઓથી પૂજાયેલી; ૭૬૪. સતી=ઉત્તમ શીલ અને સદાચારથી સંપન્ન; ૭૬૫. પદ્મવૃન્દસ્થિતા=કમલવનમાં નિવાસ કરનારી; ૭૬૬. હૃષ્ટા=હર્ષથી યુકત; ૭૬૭. ત્રિપુરાપરિસેવિતા=ત્રિપુરસુંદરી દ્વારા સેવાયેલી.

૭૬૮. વૃન્દાવત્યર્ચિતા=વૃંદાવતી દેવી દ્વારા પૂજિત; ૭૬૯. શ્રદ્ધા=શ્રદ્ધાસ્વરૂપ; ૭૭૦, દુર્જ્ઞેયા=બુદ્ધિની પહોંચથી પરે–મુશ્કેલીથી જાણી શકાય એવી; ૭૭૧. ભક્તવલ્લભા=ભક્તપ્રિયા; ૭૭૨. દુર્લભા=દુષ્પ્રાપ્ય; ૭૭૩. સાન્દ્રસૌખ્યાત્મા=ઘનીભૂત સુખના સ્વરૂપવાળી; ૭૭૪. શ્રેયોહેતુઃ=કલ્યાણની પ્રાપ્તિમાં હેતુ; ૭૭૫. સુભોગદા=મુક્તિરૂપ ભોગ આપનારી.

૭૭૬. સારંગા–શ્રીકૃષ્ણપ્રેમની તરસી ચાતકી; ૭૭૭. શારદા=સરસ્વતીસ્વરૂપા; ૭૭૮. બોધા=જ્ઞાનમયી; ૭૭૯. સદ્વૃન્દાવનચારિણી=સુંદર વૃંદાવનમાં વિચરનારી; ૭૮૦. બ્રહ્માનંદા=બ્રહ્માનંદસ્વરૂપા; ૭૮૧. ચિદાનંદા=ચિદાનંદમયી; ૭૮૨. ધ્યાનાનંદા=શ્રીકૃષ્ણના ધ્યાનથી ઉત્પન્ન થયેલા આનંદમાં મગ્ન; ૭૮૩. અર્ધમાત્રિકા=અર્ધમાત્રાસ્વરૂપા.

૭૮૪. ગંધર્વા=ગાયનવિદ્યામાં પ્રવીણ; ૭૮૫. સુરતજ્ઞા=સુરતકળાને જાણનારી; ૭૮૬. ગોવિંદપ્રાણસંગમા=ગોવિંદની સાથે એક પ્રાણ થઈને રહેનારી; ૭૮૭. કૃષ્ણાંગભૂષણા=શ્રીકૃષ્ણનાં અંગોને વિભૂષિત કરનારી; ૭૮૮. રત્નભૂષણા=રત્નમય આભૂષણ ધારણ કરનારી; ૭૮૯. સ્વર્ણભૂષિતા=સોનાનાં આભૂષણોથી વિભૂષિત.

૭૯૦. શ્રીકૃષ્ણહૃદયાવાસા=શ્રીકૃષ્ણના હૃદયમંદિરમાં નિવાસ કરનારી; ૭૯૧. મુક્તાકનકનાસિકા=નાસિકામાં મુક્તાયુક્ત સુવર્ણનાં આભૂષણને ધારણ કરનારી; ૭૯૨. સદ્રત્નકંકણયુતા=હાથમાં સુંદર રત્નજડિત કંકણ પહેરનારી; ૭૯૩. શ્રીમન્નીલગિરિસ્થિતા=શોભાશાળી નીલાચલ પર વિરાજમાન.

૭૯૪. સ્વર્ણનૂપુરસંપન્ના=સોનાના નૂપુરોથી સુશોભિત; ૭૯૫. સ્વર્ણકિંકિણિમંડિતા=સોનાના કંદોરાથી અલંકૃત; ૭૯૬. અશેષરાસકુતુકા=મહારાસ માટે ઉત્કંઠિત રહેનારી; ૭૯૭. રંભોરુઃ=કેળના જેવા સાથળવાળી; ૭૯૮. તનુમધ્યમા=ક્ષીણ કટિવાળી;

૭૯૯. પરાકૃતિઃ=સર્વોત્કૃષ્ટ આકૃતિવાળી.

૮૦૦. પરાનન્દા=પરમ આનંદસ્વરૂપ; ૮૦૧. પરસ્વર્ગવિહારિણી=સ્વર્ગથી પણ પરે ગોલોકધામમાં વિહાર કરનારી; ૮૦૨. પ્રસૂનકબરી=વેણીમાં ફૂલોનો હાર ગૂંથનારી; ૮૦૩. ચિત્રા=વિચિત્ર શોભામયી; ૮૦૪. મહાસિંદૂરસુંદરી=ઉત્તમ સિંદૂરથી અતિ સુંદર પ્રતીત થનારી.

૮૦૫. કૈશોરવયસા=કિશોર અવસ્થાથી યુક્ત; ૮૦૬. બાલા=મુગ્ધા; ૮૦૭. પ્રમદા-કુલશેખરા=રમણીઓના કુળમાં શિરોમણિ; ૮૦૮. કૃષ્ણાધરસુધાસ્વાદા=શ્રીકૃષ્ણ નામરૂપી સુધાનું અધરો દ્વારા નિત્ય આસ્વાદન કરનારી; ૮૦૯. શ્યામપ્રેમવિનોદિની=શ્રીકૃષ્ણના પ્રેમથી જ મનોરંજન કરનારી.

૮૧૦. શિખિપિચ્છલસચ્ચૂડા=મોરની પાંખથી સુશોભિત કેશોવાળી; ૮૧૧. સ્વર્ણ-ચંપકભૂષિતા=સુવર્ણ ચંપાનાં આભૂષણોથી વિભૂષિત; ૮૧૨. કુંકુમાલક્તકસ્તૂરીમંડિતા=કુંકુમ, અલતા અને કસ્તૂરીના શૃંગારથી સુશોભિત; ૮૧૩. અપરાજિતા=ક્યારેય પરાજિત ન થનારી.

૮૧૪. હેમહારાન્વિતા=સુવર્ણના હારથી અલંકૃત; ૮૧૫. પુષ્પહારાઢ્યા=પુષ્પમાળાથી મંડિત; ૮૧૬. રસવતી=પ્રેમરસમગ્ની; ૮૧૭. માધુર્યમધુરા=માધુર્યને લીધે મધુર; ૮૧૮. પદ્મા=પદ્મા નામથી પ્રસિદ્ધ; ૮૧૯. પદ્મ-હસ્તા=હાથમાં કમળ ધારણ કરનારી; ૮૨૦. સુવિશ્રુતા=અતિ વિખ્યાત.

૮૨૧. ભ્રૂભંગાભંગકોદંડકટાક્ષશરસંધિ-ની=શ્રીકૃષ્ણના પ્રતિ ત્રાંસા ભ્રમરરૂપ સુદૃઢ ધનુષ પર કટાક્ષરૂપ બાણોનું સંધાન કરનારી; ૮૨૨. શેષદેવશિરઃસ્થા=શેષજીના મસ્તક પર પૃથ્વીના રૂપમાં સ્થિત; ૮૨૩. નિત્યસ્થલવિહારિણી=નિત્ય લીલા સ્થળોમાં વિચરનારી.

૮૨૪. કારુણ્યજલમધ્યસ્થા=કરુણારૂપી જલરાશિના મધ્યમાં વિરાજમાન; ૮૨૫. નિત્યમત્તા=સદા પ્રેમમાં મસ્ત; ૮૨૬. અધિ-રોહિણી=ઉન્નતિના સાધનરૂપ; ૮૨૭. અષ્ટ-ભાષાવતી=આઠ ભાષાઓને જાણનારી; ૮૨૮. અષ્ટનાયિકા=લલિતા આદિ આઠ સખીઓની સ્વામિની; ૮૨૯. લક્ષણાન્વિતા=ઉત્તમ લક્ષણોથી યુક્ત.

૮૩૦. સુનીતિજ્ઞા=સારી નીતિને જાણનારી; ૮૩૧. શ્રુતિજ્ઞા=શ્રુતિને જાણનારી; ૮૩૨. સર્વજ્ઞા=સર્વ કંઈ જાણનારી; ૮૩૩. દુઃખહારિણી=દુઃખોને હરણ કરનાર; ૮૩૪. રજોગુણેશ્વરી=રજોગુણની સ્વામિની; ૮૩૫. શરચ્ચંદ્રનિભાનના=શરદઋતુના ચંદ્રમાની પેઠે મનોહર મુખવાળી.

૮૩૬. કેતકીકુસુમાભાસા=કેતકીના પુષ્પ જેવી આભાવાળી; ૮૩૭. સદાસિંધુવનસ્થિતા=સદાસિંધુ વનમાં રહેનારી; ૮૩૮. હેમ-પુષ્પાધિકકરા=સુવર્ણ પુષ્પથી અધિક કમનીય હાથવાળી; ૮૩૯. પંચશક્તિમયી=પંચવિધ શક્તિથી સંપન્ન. ૮૪૦. હિતા=હિતકારિણી.

૮૪૧. સ્તનકુંભી=કુંભના સમાન સ્તન-વાળી; ૮૪૨. નરાઢ્યા=પુરુષોત્તમ શ્રીકૃષ્ણથી સંયુક્ત; ૮૪૩. ક્ષીણાપુણ્યા=પાપરહિત; ૮૪૪. યશસ્વિની=કીર્તિમતી; ૮૪૫. વૈરાજ-સૂર્યજનની=વિરાટ બ્રહ્માણ્ડના પ્રકાશક સૂર્યને જન્મ આપનારી; ૮૪૬. શ્રીશા=લક્ષ્મીની પણ સ્વામિની; ૮૪૭. ભુવનમોહિની=સર્વ ભુવનોને મોહિત કરનારી.

૮૪૮. મહાશોભા=પરમ શોભાશાલિની; ૮૪૯. મહામાયા=મહામાયાસ્વરૂપા; ૮૫૦. મહાકાન્તિઃ=અનંત કાંતિથી સુશોભિત; ૮૫૧. મહાસ્મૃતિઃ=મહાસ્મરણશક્તિસ્વરૂપ; ૮૫૨. મહામોહા=મહામોહમયી; ૮૫૩. મહાવિદ્યા=ભગવત્પ્રાપ્તિ કરાવનારી શ્રેષ્ઠ વિદ્યા; ૮૫૪. મહાકીર્તિઃ=વિશાલ કીર્તિવાળી; ૮૫૫. મહારતિઃ=અત્યંત અનુરાગસ્વરૂપા.

૮૫૬. મહાધૈર્યા=અત્યંત ધીરસ્વભાવ-

વાળી; ૮૫૭. મહાવીર્યા=મહાન પરાક્રમથી સંપન્ન; ૮૫૮. મહાશક્તિઃ=મહાશક્તિ; ૮૫૯. મહાદ્યુતિઃ=પરમ પ્રકાશવતી; ૮૬૦. મહાગૌરી=અત્યંત ગૌર વર્ણવાળી; ૮૬૧. મહાસંપત્=પરમસંપત્તિરૂપા; ૮૬૨. મહાભોગવિલાસિની=મહાન ભોગવિલાસથી યુક્ત.

૮૬૩. સમયા=અત્યંત નિકટમાં રહેલી; ૮૬૪. ભક્તિદા=ભક્તિ આપનારી; ૮૬૫. અશોકા=શોકરહિત; ૮૬૬. વાત્સલ્યરસદાયિની=વાત્સલ્ય રસ આપનારી; ૮૬૭. સુહૃદ્ભક્તિપ્રદા=સુહૃદ્જનોને ભક્તિ આપનારી; ૮૬૮. સ્વચ્છા=નિર્મલ; ૮૬૯. માધુર્યરસવર્ષિણી=મધુરરસની વર્ષા કરનારી.

૮૭૦. ભાવભક્તિપ્રદા=ભાવભક્તિપ્રદાન કરનારી; ૮૭૧. શુદ્ધપ્રેમભક્તિવિધાયિની=શુદ્ધ પ્રેમલક્ષણા ભક્તિનું વિધાન કરનારી; ૮૭૨. ગોપરામા=ગોપકુલની રમણી; ૮૭૩. અભિરામા=સર્વ સુંદરી; ૮૭૪. ક્રીડારામા=શ્યામસુંદરની સાથે લીલામાં રત રહેનારી; ૮૭૫. પરેશ્વરી=પરમેશ્વરી.

૮૭૬. નિત્યરામા=નિત્ય વસ્તુમાં રમણ કરનારી; ૮૭૭. આત્મરામા=આત્મામાં રમણ કરનારી; ૮૭૮. કૃષ્ણરામા=શ્રીકૃષ્ણના ચિંતનમાં રમણ કરનારી; ૮૭૯. રમેશ્વરી=લક્ષ્મીની અધીશ્વરી.

૮૮૦. એકાનેકજગદ્વ્યાપ્તા=એક હોઈને પણ અનેક રૂપથી જગતમાં વ્યાપ્ત; ૮૮૧. વિશ્વલીલાપ્રકાશિની=સંપૂર્ણ વિશ્વના રૂપમાં બાહ્ય લીલાને પ્રકાશિત કરનારી.

૮૮૨. સરસ્વતીશા=સરસ્વતીની સ્વામિની; ૮૮૩. દુર્ગેશા=દુર્ગાની સ્વામિની; ૮૮૪. જગદીશા=જગતની સ્વામિની; ૮૮૫. જગદ્વિધિઃ=સંસારને રચનારી; ૮૮૬. વિષ્ણુવંશનિવાસા=વૈષ્ણવવંશમાં નિવાસ કરનારી; ૮૮૭. વિષ્ણુવંશસમુદ્ભવા=વૈષ્ણવવંશમાં પ્રકટ થયેલી.

૮૮૮. વિષ્ણુવંશસ્તુતા=વૈષ્ણવકુલદ્વારા સ્તુતિ કરાયેલાં; ૮૮૯. કર્ત્રી=સ્વતંત્ર કર્તૃત્વ શક્તિથી સંપન્ન; ૮૯૦. સદાવિષ્ણુવંશાવની=સદા વૈષ્ણવકુળની રક્ષા કરનારી; ૮૯૧. આરામસ્થા=ઉપવનમાં રહેનારી; ૮૯૨. વનસ્થા=વૃન્દાવનમાં નિવાસ કરનારી; ૮૯૩. સૂર્યપુત્ર્યવગાહિની=યમુનામાં સ્નાન કરનારી.

૮૯૪. પ્રીતિસ્થા=પ્રેમમાં નિવાસ કરનારી; ૮૯૫. નિત્યયંત્રસ્થા=નિત્ય યંત્રમાં સ્થિત રહેનારી; ૮૯૬. ગોલોકસ્થા=ગોલોકધામમાં સ્થિત; ૮૯૭. વિભૂતિદા=ઐશ્વર્ય આપનારી; ૮૯૮. સ્વાનુભૂતિસ્થિતા=કેવલ પોતાની અનુભૂતિમાં પ્રકટ થનારી; ૮૯૯. અવ્યક્તા=અવ્યક્ત સ્વરૂપા; ૯૦૦. સર્વલોકનિવાસિની=સંપૂર્ણ લોકોમાં નિવાસ કરનારી.

૯૦૧. અમૃતા=અમૃતસ્વરૂપા; ૯૦૨. અદ્ભુતા=અદ્ભુત રૂપ અને ભાવથી સંપન્ન; ૯૦૩. શ્રીમન્નારાયણસમીરિતા=લક્ષ્મી સહિત ભગવાન નારાયણ દ્વારા સ્તુતિ કરાયેલાં; ૯૦૪. અક્ષરા=અક્ષરસ્વરૂપા; ૯૦૫. કૂટસ્થા=એકરસ પરમાત્મસ્વરૂપા; ૯૦૬. મહાપુરુષસંભવા=મહાપુરુષોને પ્રકટ કરનારી.

૯૦૭. ઔદાર્યભાવસાધ્યા=ઔદાર્યપૂર્ણ ભક્તિભાવથી પ્રાપ્ત થનારી; ૯૦૮. સ્થૂલસૂક્ષ્માતિરૂપિણી=સ્થૂલ–સૂક્ષ્મથી ભિન્ન ચિદાનંદમય સ્વરૂપવાળી; ૯૦૯. શિરીષપુષ્પ–મૃદુલા=શિરીષનાં ફૂલોથી પણ વધુ કોમળ; ૯૧૦. ગાઙ્ગેયમુકુરપ્રભા=ગંગાજલ તેમ જ દર્પણ સમાન નિર્મળ કાંતિવાળી.

૯૧૧. નીલોત્પલજિતાક્ષી=કાજળવાળાં નેત્રોની શોભાથી નીલકમલને પરાજિત કરનારી; ૯૧૨. સદ્રત્નકબરાન્વિતા=સુંદર રત્નોથી અલંકૃત કેશકલાપવાળી; ૯૧૩. પ્રેમપર્યંકનિલયા=પ્રેમરૂપી પર્યંક પર શયન કરનારી; ૯૧૪. તેજોમંડળમધ્યગા=તેજપુંજમાં વિરાજમાન.

૯૧૫. કૃષ્ણાંગગોપનાભેદા=શ્રીકૃષ્ણનાં

અંગોને છુપાવવા માટે તેમનાથી અભિન્ન-રૂપમાં સ્થિત; ૯૧૬. લીલાવરણનાયિકા=વિવિધ લીલાઓનો સ્વીકાર કરનારી મુખ્ય નાયિકા; ૯૧૭. સુધાસિંધુસમુલ્લાસા=પ્રેમ-સુધાના સમુદ્રને સમુલ્લસિત કરનારી; ૯૧૮. અમૃતસ્યંદવિધાયિની=અમૃત રસનો સ્રોત વહાવનારી.

૯૧૯. કૃષ્ણચિત્તા=પોતાનું ચિત્ત શ્રીકૃષ્ણ-ને સમર્પિત કરનારી; ૯૨૦. રાસચિત્તા=શ્રીકૃષ્ણની પ્રસન્નતા માટે રાસમાં મન લગાડ-નારી; ૯૨૧. પ્રેમચિત્તા=શ્રીકૃષ્ણના પ્રેમમાં મનને નિમગ્ન કરનારી; ૯૨૨. હરિપ્રિયા=શ્રીકૃષ્ણની પ્રેયસી. ૯૨૩. અચિંતનગુણગ્રામા=અચિંત્ય ગુણના સમુદાયવાળી; ૯૨૪. કૃષ્ણ-લીલા=શ્રીકૃષ્ણલીલા સ્વરૂપા; ૯૨૫. મલા-પહા=મનની મલિનતા તેમ જ પાપ-તાપને ધોઈ નાખનારી.

૯૨૬. રાસસિન્ધુશશાંકા=રાસરૂપી સમુદ્રને ઉલ્લસિત કરવા માટે પૂર્ણ ચંદ્ર-માની પેઠે પ્રકાશિત; ૯૨૭. રાસમંડલ-મંડિની=પોતાની હાજરીથી રાસમંડળની અત્યંત શોભા વધારનારી; ૯૨૮. નતવ્રતા=વિનમ્ર સ્વભાવવાળી; ૯૨૯. શ્રીહરીચ્છા-સુમૂર્તિઃ=શ્રીકૃષ્ણની ઇચ્છાની સુંદર મૂર્તિ. ૯૩૦. સુરવંદિતા=દેવતાઓ દ્વારા વંદિત.

૯૩૧. ગોપીચૂડામણિઃ=ગોવાળણોમાં શિરોમણિરૂપ; ૯૩૨. ગોપીગણેડ્યા=ગોપી-ઓના સમુદાય દ્વારા સ્તુતિ કરાયેલ; ૯૩૩. વિરજાધિકા=ગોલોકમાં વિરજાથી અધિક સમ્માનિત પદ પર રહેલી; ૯૩૪. ગોપપ્રેષ્ઠા=ગોપાલ શ્યામસુંદરની પ્રિયતમા; ૯૩૫. ગોપકન્યા=વૃષભાનુ ગોપની પુત્રી; ૯૩૬. ગોપનારી=ગોપની વધૂ; ૯૩૭. સુગોપિકા=શ્રેષ્ઠ ગોવાલણ.

૯૩૮. ગોપધામા=ગોલોકધામમાં વિરા-જમાન, ૯૩૯. સુદામામ્બા=સુદામા ગોપના પ્રતિ માતૃસ્નેહ ધરાવનારી; ૯૪૦. ગોપાલી=ગોવાલણ. ૯૪૧. ગોપમોહિની=ગોપાલ શ્રીકૃષ્ણને મોહનારી; ૯૪૨. ગોપભૂષા=ગોપાલ શ્યામસુંદર જ જેમનું આભૂષણ છે; ૯૪૩. કૃષ્ણભૂષા=શ્રીકૃષ્ણને વિભૂષિત કર-નારી; ૯૪૪. શ્રીવૃન્દાવનચંદ્રિકા=શ્રીવૃંદા-વનની ચાંદની.

૯૪૫. વીણાદિઘોષનિરતા=વીણા આદિ વગાડવામાં સંલગ્ન; ૯૪૬. રાસોત્સવ-વિકાસિની=રાસોત્સવનો વિકાસ કરનારી; ૯૪૭. કૃષ્ણચેષ્ટા=શ્રીકૃષ્ણને અનુરૂપ ચેષ્ટા કરનારી; ૯૪૮. અપરિજ્ઞાતા=ઓળખવામાં ન આવે તેવી; ૯૪૯. કોટિકન્દર્પમોહિની=કરોડો કામદેવોને મોહિત કરનારી.

૯૫૦. શ્રીકૃષ્ણગુણગાનાઢ્યા=શ્રીકૃષ્ણના ગુણોનું ગાન કરવામાં તત્પર; ૯૫૧. દેવ-સુંદરિમોહિની=દેવસુંદરીઓને મોહનારી; ૯૫૨. કૃષ્ણચંદ્રમનોજ્ઞા=શ્રીકૃષ્ણચંદ્રના મનો-ભાવને જાણનારી; ૯૫૩. કૃષ્ણદેવસહોદરી=યોગમાયારૂપથી શ્રીયશોદાના ગર્ભથી ઉત્પન્ન થયેલી.

૯૫૪. કૃષ્ણાભિલાષિણી=શ્રીકૃષ્ણને મળ-વાની ઇચ્છા રાખનારી; ૯૫૫. કૃષ્ણપ્રેમાનુગ્રહ-વાંછિની=શ્રીકૃષ્ણના પ્રેમ અને અનુગ્રહને ઇચ્છનારી; ૯૫૬. ક્ષેમા=ક્ષેમસ્વરૂપા; ૯૫૭. મધુરાલાપા=મીઠાં વચન બોલનારી; ૯૫૮. ભ્રુવોમાયા=ભવાંથી માયાને પ્રકટ કરનારી; ૯૫૯. સુભદ્રિકા=પરમકલ્યાણમયી.

૯૬૦. પ્રકૃતિઃ=શ્રીકૃષ્ણની સ્વરૂપભૂતા આનંદપ્રદ શક્તિ; ૯૬૧. પરમાનંદા=પરમ આનંદસ્વરૂપા; ૯૬૨. નીપદ્રુમતલસ્થિતા=કદમ્બવૃક્ષની નીચે ઊભી રહેનારી; ૯૬૩. કૃપાકટાક્ષા=કૃપાપૂર્ણ કટાક્ષવાળી; ૯૬૪. બિમ્બોષ્ઠી=બિમ્બફળના સમાન લાલ હોઠ-વાળી; ૯૬૫. રંભા=સર્વે કરતાં અધિક સુંદર હોવાથી રંભા નામથી પ્રસિદ્ધ; ૯૬૬. ચારુનિતમ્બિની=મનોહર નિતમ્બવાળી.

૯૬૭. સ્મરકેલિનિધાના=પ્રેમલીલાની

નિધિ; ૯૬૮. ગંડતાટંકમંડિતા=કપોલો પર કર્ણભૂષણોથી અલંકૃત; ૯૬૯. હેમાદ્રિકાંતિરુચિરા=સુવર્ણગિરિ મેરુની કાંતિ સમાન સોનેરી કાંતિથી સુશોભિત પરમ સુંદરી; ૯૭૦. પ્રેમાઢ્યા=પ્રેમથી પરિપૂર્ણ; ૯૭૧. મદમંથરા=પ્રેમમદથી મંદગતિવાળી.

૯૭૨. કૃષ્ણચિંતા=શ્રીકૃષ્ણનું ચિંતન કરનારી; ૯૭૩. પ્રેમચિંતા=શ્રીકૃષ્ણના પ્રેમનું ચિંતન કરનારી; ૯૭૪. રતિચિંતા=શ્રીકૃષ્ણની રતિનું ચિંતન કરનારી; ૯૭૫. કૃષ્ણદા=શ્રીકૃષ્ણની પ્રાપ્તિ કરાવી આપનારી; ૯૭૬. રાસચિંતા=શ્રીકૃષ્ણની સાથે રાસનું ચિંતન કરનારી; ૯૭૭. ભાવચિંતા=પ્રેમભાવનું ચિંતન કરનારી; ૯૭૮. શુદ્ધચિંતા=વિશુદ્ધ ચિંતનવાળી. ૯૭૯. મહારસા=અતિશય પ્રેમસ્વરૂપા.

૯૮૦. કૃષ્ણદૃષ્ટિત્રુટિયુગા=શ્રીકૃષ્ણને જોયા વિના ક્ષણભરના વિલંબને પણ એક યુગ જેવડો માનનારી; ૯૮૧. દૃષ્ટિપક્ષ્મવિનિંદિની=શ્રીકૃષ્ણનાં દર્શન કરતી વખતે હરકત કરનારી આંખની પલકની નિંદા કરનારી; ૯૮૨. કંદર્પજનની-કામદેવને જન્મ આપનારી; ૯૮૩. મુખ્યા=સર્વપ્રધાના; ૯૮૪. વૈકુંઠગતિદાયિની=વૈકુંઠ ધામની પ્રાપ્તિ કરાવનારી.

૯૮૫. રાસભાવા=રાસમંડળમાં આવિર્ભૂત થનારી; ૯૮૬. પ્રિયાશ્લિષ્ટા=પ્રિયતમ શ્યામસુંદર દ્વારા આશ્લિષ્ટ; ૯૮૭. પ્રેષ્ઠા=શ્રીકૃષ્ણની પ્રેયસી; ૯૮૮. પ્રથમનાયિકા=શ્રીકૃષ્ણની પ્રધાન નાયિકા; ૯૮૯. શુદ્ધા=શુદ્ધસ્વરૂપા; ૯૯૦. સુધાદેહિની=પ્રેમામૃતમય શરીરવાળી; ૯૯૧. શ્રીરામા=લક્ષ્મીના સમાન સુંદર; ૯૯૨. રસમંજરી=શ્રીકૃષ્ણના પ્રેમરસને પ્રકટ કરવા માટે મંજરી સમાન.

૯૯૩. સુપ્રભાવા=ઉત્તમ પ્રભાવથી યુક્ત; ૯૯૪. શુભાચારા=શુભ આચરણવાળી; ૯૯૫. સ્વર્નદીનર્મદામ્બિકા=ગંગા તથા નર્મદાની જનની; ૯૯૬. ગોમતીચંદ્રભાગેડ્યા=ગોમતી અને ચંદ્રભાગા દ્વારા સ્તવનીય; ૯૯૭. સરયૂતામ્રપર્ણિસૂ=સરયૂ તથા તામ્રપર્ણી નદીને પ્રકટ કરનારી.

૯૯૮. નિષ્કલંકચરિત્રા=કલંકરહિત ચરિત્રવાળી; ૯૯૯. નિર્ગુણા=ગુણાતીત; ૧૦૦૦. નિરંજના=નિર્મળ સ્વરૂપવાળી.

હે નારદ! આ રાધાકૃષ્ણ યુગલરૂપ ભગવાનનું સહસ્રનામ સ્તોત્ર છે.

આનો પ્રયત્નપૂર્વક પાઠ કરવો જોઈએ. આ વૃંદાવનના રસની પ્રાપ્તિ કરાવનારું છે. ભારેમાં ભારે પાપોને શાંત કરી દે છે. અભિલષિત ભોગોને આપનારું મહાન સાધન છે. આ રાધા-માધવની ભક્તિ આપનારું છે. જેમની મેધાશક્તિ ક્યારેય કુંઠિત થતી નથી તથા જેઓ શ્રીરાધા પ્રેમરૂપી સુધાના સિંધુમાં નિત્ય વિહાર-સતત અવગાહન કરે છે, તે ભગવાન શ્રીકૃષ્ણને નમસ્કાર છે. શ્રીરાધાદેવી સંસારનું સૃજન કરે કરે છે; તે જ જગતના પાલનમાં તત્પર રહે છે અને તે જ અંતકાળમાં જગતનો સંહાર કરે છે. તેઓ સર્વની અધીશ્વરી તથા સર્વની જનની છે.

હે મુનીશ્વર! આ તે જ શ્રીરાધાકૃષ્ણસહસ્રનામ મેં તમને જણાવ્યું છે. આ દિવ્ય સહસ્રનામ ભોગ અને મોક્ષ આપનારું છે. હવે ફરી બીજું શું સાંભળવા ઇચ્છો છો. ૧–૨૧૫

तस्या नाम सहस्रं वै मया प्रोक्तं मुनीश्वर।
भुक्तिमुक्तिप्रदं दिव्यं किं भूयः श्रोतुमिच्छसि॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં તૃતીયપાદમાં 'રાધાકૃષ્ણસહસ્રનામકથન' નામનો ૮૨ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૮૩ : પંચપ્રકૃતિ મંત્રાદિનિરૂપણ

शौनक उवाच

साधु सूत महाभाग जगदुद्धारकारकम्।
महातन्त्रविधानं नः कुमारोक्तं त्वयोदितम् ॥ १ ॥

હે મહાભાગ્યશાલી સૂત! જગતનો ઉદ્ધાર કરનારું, સનત્કુમારે કહેલું સુંદર મહાતંત્ર વિધાન તમે અમને કહી સંભળાવ્યું.

હે માનદ! તમે અમારા ઉપર અત્યંત કરુણા કરીને જે આ તંત્રવિધાન અમને અહીં કહ્યું તે તંત્ર ગ્રંથોમાં અને પુરાણોમાં પણ મળી આવે તેવું ન હોવાથી અલભ્ય છે. હે સૂત! હે સાધો! લોકોનો ઉદ્ધાર કરવામાં સદા તત્પર રહેનારા ભગવાન નારદે જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ સનત્કુમારને વળી બીજું શું પૂછ્યું?

સૂત બોલ્યા : હે વિપ્રો! રાધા અને કૃષ્ણનું યુગ્મનામસહસ્ર સાંભળીને નારદે તત્ત્વવેત્તાઓમાં શ્રેષ્ઠ સનત્કુમારને પ્રણામ કરીને પુનઃ પૂછ્યું:

નારદ બોલ્યા : હે બ્રહ્મન્! તંત્રના આગમોમાં કહેવામાં આવેલી વિધિઓ તમે સરસ રીતે કહી. તેમાં પણ કૃષ્ણના મંત્રોનો ભારે મહિમા જણાવવામાં આવ્યો છે. તેમાં રાધિકાદેવીને સર્વ કરતાં આદિ દેવી હોવાનું કહેવામાં આવ્યું છે. તેના અંશાવતારોનું તંત્રશાસ્ત્રમાં કહેલું મંત્ર સહિત ચરિત, હે સર્વજ્ઞ! તમે મને કહો. હું તમારે શરણે આવ્યો છું. હે મુનીશ્વર! શિવે કહેલાં શક્તિનાં જે અનેક તંત્રાગમો છે તેમાંથી સાર ગ્રહણ કરીને અમને સંક્ષેપમાં કહી સંભળાવો.

મહાત્મા નારદનું તે વચન સાંભળીને સનત્કુમારે રાધાનાં ચરણકમળોનું સ્મરણ કર્યું અને તેઓ કહેવા લાગ્યા.

સનત્કુમાર બોલ્યા : હે નારદ! રાધાની અંશભૂત શક્તિઓની અત્યંત આશ્ચર્યજનક ઉત્પત્તિ મંત્રની સાધના કરવાના વિધિ સહિત કહું છું, તે તમે સાંભળો. કૃષ્ણના અર્ધ અંગમાંથી ઉત્પન્ન થયેલી, ગોલોકમાં નિવાસ કરનારી જે રાધાનો મેં નિર્દેશ કર્યો છે તે તેજોમંડળના મધ્યમાં રહેલી, દશ્ય અને અદશ્ય સ્વરૂપવાળી રાધા કૃષ્ણને નિત્ય સહાય કરનારી છે.

હે મુનિશ્રેષ્ઠ! એક સમયે તેની સાથે રહેલા શ્રીકૃષ્ણના વામભાગમાંથી નારાયણ પોતે ઉત્પન્ન થયા; અને રાધિકાના ડાબા અંગમાંથી મહાલક્ષ્મી થયાં. પછી કૃષ્ણે નારાયણને મહાલક્ષ્મી અર્પણ કરીને કર્મનું નિત્ય પાલન કરવા માટે વૈકુંઠમાં તેમને સ્થાન આપ્યું. હે મુને! ગોલોકનાથના લોમ-વિવર (છિદ્રો)માંથી તેમના જેવા તેજસ્વી અને તેમની જ ઉંમરના અસંખ્ય ગોવાળો ઉત્પન્ન થયા. તેઓ સર્વવ્યાપક શ્રીકૃષ્ણના પ્રાણના સમાન પાર્ષદો બન્યા. રાધાના શરીરના લોમકૂપોમાંથી રાધાના જેવી જ, મધુર ભાષણ કરનારી રાધાની સેવિકા ગોપકન્યાઓ સર્વ બાજુએથી ઉત્પન્ન થઈ. હે વિપ્ર! આ જ સમયે કૃષ્ણના દેહમાંથી સર્વ શક્તિઓના કારણરૂપ સર્વ રીતે પરિપૂર્ણ, ઐશ્વર્યયુક્ત, તેજસ્વરૂપ, પ્રકૃતિના મૂળરૂપ, નિરંતર વિદ્યમાન, વિષ્ણુની સત્ત્વ-રજ-તમથી યુક્ત ત્રિગુણાત્મિકા માયા ભગવતી દુર્ગાનો એકાએક આવિર્ભાવ થયો. સંસારરૂપી વૃક્ષના બીજરૂપ નિત્ય વિદ્યમાન પ્રકૃતિરૂપ માયા દુર્ગાને ત્રણ નેત્ર હતાં અને તેના હજારો હાથોમાં અનેક પ્રકારનાં શસ્ત્રો તેણે ધારણ કરેલાં હતાં. રાધિકાના પતિ શ્રીકૃષ્ણે તેને રત્નજડિત સિંહાસન આપ્યું. એ જ સમયે જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ પુરુષ, કમંડળુ ધારણ કરનારા, પ્રણવનો ઉચ્ચાર કરનારા સ્ત્રી સહિત ચાર મુખવાળા તપસ્વી બ્રહ્મા હરિની નાભિમાંથી ઉત્પન્ન થયા. હે

મુને! તેમણે પોતાની ભાર્યા સાવિત્રી સાથે તે સર્વના ઈશ–ભગવાનની સારી પેઠે સ્તુતિ કરી અને તે વિભુની આજ્ઞાથી તેઓ સુંદર આસન ઉપર બેઠા.

હવે મહાભાગ્યશાળી કૃષ્ણે પોતાના સ્વરૂપના બે વિભાગ કર્યા. વામ બાજુના અર્ધા અંગમાંથી પાંચ મુખ અને ત્રણ નેત્રવાળા મુનીશ્વર મહાદેવ થયા અને જમણા અર્ધાંગમાંથી ગોપિકાઓના પતિ થયા. પછી ચતુર્મુખ બ્રહ્માને શ્રીકૃષ્ણે કહ્યું : હે બ્રહ્મન્! હે પ્રભો! તમે નિત્ય સત્યલોકમાં નિવાસ કરો અને મારું સ્મરણ કરતા રહીને લોકોનું સર્જન કરો. પધારો!

હરિરૂપ શ્રીકૃષ્ણે બ્રહ્માને આ પ્રમાણે કહ્યું ત્યારે બ્રહ્માએ તે જગતના ઈશ્વરને પ્રણામ કર્યા અને પોતાની ભાર્યા સાથે સત્યલોકમાં ગયા. હે મુનિશ્રેષ્ઠ! તે આપણા પિતા બ્રહ્મા કલ્પરૂપી શરીરને ધારણ કરનારી માનસી સૃષ્ટિનું સર્જન કરતા રહે છે.

તે પછી પંચવક્ત્ર–પાંચ મુખવાળા ભગવાન શંકરને શ્રીકૃષ્ણે કહ્યું : હે વિશ્વેશ! હે મહામતે! તમે દુર્ગાનો સ્વીકાર કરો અને સૃજનકાલ પર્યંત શિવલોકમાં તપનું આચરણ કરો. સૃજનના અંતકાલમાં સર્વ બાજુએથી લોકોનો સંહાર કરશો. તે ભગવાન શંકરે પણ શ્રીકૃષ્ણને વંદન કર્યા પછી શિવલોકમાં ગમન કર્યું.

હે બ્રહ્મન્! ત્યાર બાદ કેટલોક કાલ વીત્યા પછી પરમાત્મા શ્રીકૃષ્ણના મુખમાંથી વીણા અને પુસ્તકને ધારણ કરનારી સરસ્વતી ઉત્પન્ન થઈ. તેને ભગવાને આદેશ આપ્યો : 'હે માનદે! તમે વૈકુંઠમાં જાઓ અને ચાર ભુજાવાળા ભગવાન વિષ્ણુનો આશ્રય કરીને રહેલી લક્ષ્મીની સમીપમાં તમે નિવાસ કરો.' તે 'ભગવતી' સરસ્વતી પણ શ્રીકૃષ્ણને વંદન કરીને વૈકુંઠમાં ભગવાન નારાયણ પાસે ગઈ.

આ પ્રમાણે તે રાધા પાંચ પ્રકારથી સૃષ્ટિનું કારણ થઈ. એમનાં પૂર્ણ સ્વરૂપોનાં મંત્ર, ધ્યાન અને લોકોને સિદ્ધિ આપનારા અર્ચન આદિ કહું છું. હે વિપ્રેન્દ્ર! તે તમે સાંભળો : 'ૐ હ્રીં શ્રૈં પદ્મિન્યૈ રાધિકાયૈ સ્વાહા.'

આ મંત્રના સુતપા ઋષિ છે, ગાયત્રી છંદ છે, રાધિકા દેવતા છે, પ્રણવ બીજ છે અને સ્વાહા એની શક્તિ કહેવામાં આવી છે.

પછી કૃષ્ણની ભામિની રાધિકાનું પોતાના હૃદયમાં ધ્યાન કરવું. શ્વેત ચંપક પુષ્પ સમાન વર્ણવાળી, કરોડો ચંદ્રમાની પ્રભા જેવી, શરદપૂર્ણિમાના ચંદ્ર જેવા મુખવાળી, નીલકમળ જેવાં નેત્રવાળી, સુંદર કટિ અને સુંદર નિતંબવાળી, પાકેલા બિંબ જેવા અધરવાળી, મોતી અને ચમેલીનાં પુષ્પો જેવા દાંતવાળી, સુવર્ણનાં વસ્ત્રોથી વિભૂષિત; રત્નજડિત કેયૂર, કંકણ, હાર અને કુંડળથી સુશોભિત, પોતાની અત્યંત પ્રિય ગોપિકાઓ દ્વારા ઢોળાતા ચામર આદિથી સેવાયેલી, રાસમંડળના મધ્યમાં રહેલી, રત્નજડિત સિંહાસન પર વિરાજમાન થયેલી રાધિકાનું ધ્યાન કરીને તેને પુષ્પાંજલિ આપવી. પછી ઉપચારોથી પૂજન કરવું. મંત્રનો છ લાખ વાર જપ કરવો. તેના દશાંશનો તલથી હોમ કરવો. પછી માતૃકા પીઠ પર આવરણ પૂજા કરવી. છ ખૂણાઓમાં( ષટ્કોણ આલેખીને તેમાં ) છ અંગો( બે જંઘા, બે હાથ, મસ્તક અને શરીરનો મધ્યભાગ )ની પૂજા કરવી. પછી અષ્ટદલ આલેખીને તેમાંની પૂર્વાદિ દિશા–વિદિશાઓમાં ક્રમથી માલાવતી, માધવી, રત્નમાલા, સુશીલિકા, શશિકલા, પારિજાતા, પદ્માવતી અને સુંદરીની પૂજા કરવી. પછી ઈંદ્રાદિ દશ દિક્પાલોનું આયુધો સહિત પૂજન કરીને પ્રાર્થના કરવી : રાધા, કૃષ્ણપ્રિયા, રાસેશ્વરી, ગોપીગણાધિપા,

નિર્ગુણા, કૃષ્ણપૂજ્યા, મૂલપ્રકૃતિરીશ્વરી, સર્વેશ્વરી, સર્વપૂજ્યા, વૈરાજજનની પૂર્વ આદિ દિશાઓમાં રક્ષણ કરો. સર્વ બાજુથી સદા મારું રક્ષણ કરો. હે દેવિ! તું જગતની માતા છે, તું વિષ્ણુની નિત્ય માયા છે, કૃષ્ણમાયા છે, આદિદેવી છે. હે શુભે! તું કૃષ્ણને પ્રાણ કરતાં પણ અધિક પ્રિય છે. કૃષ્ણની ભક્તિ આપનારી, કલ્યાણ કરનારી હે રાધા! તમને નમસ્કાર છે. આ પ્રમાણે સર્વેશ્વરીની હૃદયમાં સ્તુતિ અને સારી પેઠે પ્રાર્થના કરીને તેનું વિસર્જન કરવું.

જે આ પ્રમાણે સર્વથી આદિમાં થયેલી, સર્વ રીતે મંગલ કરનારી રાધાની પૂજા કરે છે, તે અહીં સર્વ પ્રકારના ભોગો ભોગવીને અંતમાં ગોલોકને પ્રાપ્ત થાય છે.

'હે નારદ! હવે હું તમને મહાલક્ષ્મીના પૂજનનું વિધાન કહું છું. જેની આરાધના કરવાથી સાધક સર્વ પ્રકારના ભોગો અને મોક્ષ પ્રાપ્ત કરનારો થાય છે.

'ૐ હ્રીં ક્લીં શ્રીં કમલવાસિન્યૈ સ્વાહા' આ શ્રેષ્ઠ મંત્રકલ્પદ્રુમ છે. આ મંત્રના નારાયણ ઋષિ છે, જગતી છંદ છે, મહાલક્ષ્મી દેવતા છે. પછી ધ્યાન કરવું. શ્વેત ચંપક પુષ્પ સમાન કાંતિવાળાં, રત્નજડિત આભૂષણોથી વિભૂષિત, સ્મિત કરતાં હોવાને લીધે પ્રસન્ન મુખવાળા, ભક્ત ઉપર અનુગ્રહ કરનારાં, રત્નોની માળાને ધારણ કરનારાં; કરોડો ચંદ્રમાની પ્રભા જેવી પ્રભાવાળાં મહાલક્ષ્મીનું ધ્યાન કર્યા પછી મંત્રનો એક લાખ વાર જપ કરવો. સુખડનાં લાકડાંથી પ્રદીપ્ત થયેલા અગ્નિમાં પાયસથી દશાંશનો હોમ કરવો. નવશક્તિથી યુક્ત પીઠ સ્થાન ઉપર અંગ અને આવરણો સહિત વિભૂતિ, ઉન્નતિ, કાંતિ, સૃષ્ટિ, કીર્તિ, સન્નતિ, વ્યુષ્ટિ, ઉત્કૃષ્ટિ અને ઋદ્ધિ–આ નવ શક્તિઓનું પૂજન કરવું. મૂલમંત્રથી મૂર્તિનું 'આવાહન કરવું. સાધકે પૂજા કરવા માટે સંકલ્પ કરવો. એક ષટ્કોણ આકૃતિ આલેખવી. તેમાં છ અંગો (બે જંઘા, બે હાથ, મસ્તક અને શરીરનો મધ્યભાગ)ની પૂજા કરવી: જમણી બાજુએ ગજાનનનું અને સુવર્ણપત્ર ઉપર ષટ્કોણની ડાબી બાજુએ કામદેવનું પૂજન કરવું. પછી પૂર્વાદિ દિશા–વિદિશાઓમાં ક્રમથી ઉમા, શ્રી; ભારતી, દુર્ગા, ધરણી, વેદમાતા, દેવી અને ઉષાનું પૂજન કરવું. મહાલક્ષ્મીના પાદપ્રક્ષાલન કરવા માટે તત્પર થયેલાં ગંગા અને જમનાનું પૂજન કરવું. તેમની બંને બાજુએ ચામર ધારણ કરીને રહેલા શંખ અને પદ્મનિધિનું પૂજન કરવું. તે પછી છત્ર ધારણ કરેલા વરુણનું પશ્ચિમમાં પૂજન કરવું. પીઠ સ્થાન ઉપર એ બધાંની ચારે બાજુ નવગ્રહોનું યથાસ્થાને પૂજન કર્યા પછી ચતુર્દંત, ઐરાવત, પુંડરીક, વામન, વગેરે અષ્ટ દિગ્ગજોનું દિશાવિદિશાઓમાં પૂજન કરવું.

પછી લોકપાલોનું અને તેમનાં અસ્ત્રોનું પૂજન કરવું. આયુષની કામનાવાળા પુરુષે (ગાયના) ઘીથી પલાળેલી દૂર્વાથી હોમ કરવો. ઘીમાં પલાળેલી ગળોથી સાત દિવસ સુધી પ્રતિદિન એક હજાર આઠ આહુતિઓ આપનાર માણસ સો શરદ ઋતુ સુધી જીવે છે. ઘીમાં સંપ્રુક્ત (લસલસતા) તલ વડે હોમ કરવાથી દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત થાય છે. મંત્રના સાધકે રવિવારથી આરંભ કરીને દસ દિવસ સુધી આકડાની સમિધાઓ ઘીમાં પલાળી હોમ કરવો. આથી શરીરના આરોગ્યની પ્રાપ્તિ થાય છે. પ્રતિદિન ડાંગરથી એક હજાર આહુતિ આપીને હોમ કરનારને અલ્પકાળમાં વિપુલ લક્ષ્મી પ્રાપ્ત થાય છે. આ નિશ્ચિત છે. ગૂગળ, જીરું, નાળિયેરનું ખમણ ઘીમાં મિશ્ર કરીને પ્રતિદિન પાયસ ભક્ષણ કરીને એકસો આઠ આહુતિ આપી હોમ કરનાર

માણુસ થોડા જ સમયમાં કુબેરના જેવો શ્રીમંત થાય છે. ઘી અને ગોળ એકત્ર કરીને હોમવાથી અન્નવાન થાય છે. એક હજાર આઠ જપાપુષ્પોનો હોમ કરવો. દ્વિજોમાં ઉત્તમ માણુસે ચારેય વર્ણોના મનુષ્યોના મોહન માટે તામ્બૂલના રસ સાથે તે ભસ્મ મિશ્ર કરીને તેનું તિલક કરવું.

હે મુનીશ્વર! સાધકોમાં શ્રેષ્ઠ જે માણુસ લક્ષ્મીની આ પ્રમાણે સેવા—પૂજા કરે છે, તેને સંપત્તિ પ્રાપ્ત થાય છે અને મહાલક્ષ્મી પ્રસન્ન થાય છે. દેહનો અંત થયા પછી તે વિષ્ણુના ધામને પ્રાપ્ત કરે છે, આમાં સંશય નથી.

હે દ્વિજશ્રેષ્ઠ! જે સતી દુર્ગા શિવલોકમાં ગયાં, તેમણે શિવજીની આજ્ઞા મેળવીને દિવ્યલોકનું નિર્માણ કર્યું. તે 'દેવીલોક' નામથી વિખ્યાત છે અને સર્વ લોકોથી વિલક્ષણ છે. તપ અને નિયમોનું પાલન કરતાં રહીને જગતનાં માતા દુર્ગાએ ત્યાં નિવાસ કર્યો. ત્રણે કાળમાં તેઓ પોતાના વિવિધ અવતારોને નિરંતર ધારણ કરતાં રહે છે.

'ૐ હ્રીં ક્લીં ઐં શ્રીં મહાદુર્ગાયૈ સ્વાહા'—આ મંત્રના વામદેવ ઋષિ છે, ગાયત્રી છંદ છે, દુર્ગતિનો નાશ કરનારાં, જગતનું આદિ રૂપ દુર્ગા આના દેવતા છે.

પછી દુર્ગાનું ધ્યાન કરવું:

સહસ્ર ભુજાઓમાં મરકત મણિથી સુશોભિત નાના પ્રકારનાં શસ્ત્રોને ધારણ કરનારાં; ત્રણ નેત્રવાળાં; મસ્તક ઉપર ચંદ્રને ધારણ કરનારાં; કંકણ, બાજુબંધ, હાર તેમ જ ઝંકાર કરતાં નૂપુરથી યુક્ત; કિરીટ અને કુંડળને ધારણ કરનારાં દુર્ગાદેવીનું ચિંતન કરવું.

મંત્રનો આઠ લાખવાર જપ કરવો અને ગોળ મિશ્રિત તલથી હોમ કરવો.

પ્રભા, માયા, જયા, સૂક્ષ્મા, વિશુદ્ધા-નંદિની, સુપ્રભા, વિજયા, સર્વસિદ્ધિદા—આ આઠ પીઠ શક્તિઓનું પૂજન કરવું. અંગાવરણ પૂજા કર્યા પછી પદ્મપત્રો પર જયા, વિજયા, કીર્તિ, પ્રીતિ, પ્રભા, શ્રદ્ધા, મેધા અને શ્રુતિ—આ બીજી શક્તિઓનું પૂજન કરવું. પછી પત્રના અગ્રભાગમાં તેમનાં આયુધોનું ક્રમથી પૂજન કરવું—શંખ, ચક્ર, ગદા, ખડ્ગ, પાશ, અંકુશ, બાણ અને ધનુષ—આ આયુધો છે. તે પછી લોકપાલો અને તેમનાં અસ્ત્રોનું પૂજન કરવું. આ પ્રમાણે જપ વગેરે ક્રિયાથી મંત્ર સિદ્ધ થઈ ગયા પછી વિધાનને જાણનારા મંત્રના સાધકે પોતપોતાના મનમાં ધારેલાં કાર્યો મંત્ર વડે સિદ્ધ કરવાં.

રત્ન, સુવર્ણ આદિથી યુક્ત જળથી પૂર્ણ સુશોભિત નવ ઘડાઓનું વિધાનપૂર્વક સ્થાપન કરીને આઠ ઘડાઓમાં જયા આદિ શક્તિઓનું તથા મધ્યમાં રહેલા ઘડામાં દુર્ગાદેવીનું ગંધ, પુષ્પ આદિથી પૂજન કરવું. તે જળથી રાજાની ઉપર અભિષેક કરવો. આથી રાજા શત્રુઓને જીતી લઈને વિજયશ્રી, તથા સર્વ પ્રકારના વ્યાધિથી રહિત થઈને આરોગ્ય તથા દીર્ઘાયુ પ્રાપ્ત કરે છે. વિધિ-પૂર્વક વંધ્યા સ્ત્રી પર આ જળનો અભિષેક કરવામાં આવે તો તેને શ્રેષ્ઠ પુત્રની પ્રાપ્તિ થાય છે. આ મંત્રનો જપ કરવાથી ક્ષુદ્ર ગ્રહોની અને સવિશેષ ગર્ભવતી સ્ત્રીઓની પીડા દૂર થાય છે.

વીણા અને પુસ્તકને ધારણ કરનારી જે સરસ્વતી શ્રીકૃષ્ણના મુખમાંથી ઉત્પન્ન થયાં છે તેમનું લોકો પર ઉપકાર કરનારું વિધાન, હે વિપ્રેંદ્ર! તમે સાંભળો.

ૐ ઐં ક્લીં શ્રીં હ્રીં શક્ત્યૈ સરસ્વત્યૈ સ્વાહા—આ દ્વાદશાક્ષર મંત્ર છે. આના નારાયણ ઋષિ છે. વિરાટ છંદ છે. મહા-સરસ્વતી આનાં દેવતા છે. વીણા અને પુસ્તકને ધારણ કરનારી વાગ્દેવતા સર-

સ્વતીનું ધ્યાન કરવું:

કપૂર અને શ્વેત કમળ જેવાં ધવલ, પૂર્ણચંદ્રના જેવા ઉજ્જવળ મુખવાળાં, હંસ ઉપર આરૂઢ થયેલાં, ભાલ પ્રદેશમાં ઇંદુને ધારણ કરનારાં, દિવ્ય અલંકારોથી સુશોભિત એવાં સરસ્વતીનું ચિંતન કરવું.

બાર લાખ મંત્ર જપ કરવા અને ઉત્તમ સાધકે બાર હજાર શ્વેત કમળથી અથવા નાગચંપાનાં પુષ્પોથી હોમ કરવો. પછી પીઠસ્થાન ઉપર તેનું પૂજન કરવું. તેમની જમણી બાજુએ શુભા અને વાઙ્મયી એવી 'સંસ્કૃતા'નું તથા ડાબી બાજુએ સર્વ-સિદ્ધિદા વાઙ્મયી પ્રાકૃતાનું પૂજન કરવું. એક ષટ્કોણ આલેખવું. તેમાં પ્રથમ છ અંગોનું અને તેની બહાર–પ્રજ્ઞા, મેધા, શ્રુતિ, શક્તિ, સ્મૃતિ, વાગીશ્વરી, મતિ અને સ્વસ્તિનું પૂજન કરવું. પછી બ્રહ્મા આદિનું અને ત્યાર બાદ લોકપાલો અને તેમનાં અસ્ત્રોનું પૂજન કરવું.

આ પ્રમાણે વાગ્દેવી સરસ્વતીનું પૂજન કરનારો પ્રિય વાણીવાળો થાય છે. બ્રહ્મચર્યનું પાલન કરવામાં નિષ્ઠાવાન રહીને શુદ્ધ આચરણપૂર્વક દેવબુદ્ધિથી સર્વ સ્ત્રીઓ સાથે નિત્ય સદ્વ્યવહાર રાખવો. દાંત અને નખ આદિ શુદ્ધ રાખવા; અને સરસ્વતીનું પૂજન કરવું.

હે મુને! પ્રતિદિન એક હજાર મંત્રથી અભિમંત્રિત કરેલું જળ પીવાથી બાર માસમાં બુદ્ધિમાન માણસને જ્ઞાન પ્રાપ્ત થાય છે, આ નિશ્ચિત છે. સૂર્યમંડળમાં રહેલી દેવીનું ધ્યાન ધરતા રહીને છાતી સુધી ઊંડા જળમાં ઊભા રહી–પ્રતિદિન ત્રણ હજાર મંત્રનો જપ કરનાર સાધક એક વર્ષમાં, મહાપંડિત થાય છે, એમાં સંશય નથી. તેને આ લોકમાં અપ્રતિમ વાણી તથા તેની સિદ્ધિ શીઘ્ર પ્રાપ્ત થાય છે. પલાશ (ખાખરો) તથા બિલ્વવૃક્ષનાં પુષ્પોથી અથવા તેમની સમિધથી હોમ કરવાથી બૃહસ્પતિ જેવી કીર્તિ પ્રાપ્ત થાય છે. રાજવૃક્ષ–આરગ્વધ વૃક્ષનાં પુષ્પો મધમાં ઝબોળી અથવા તે વૃક્ષની સમિધાઓ વડે હોમ કરવાથી અતુલ જ્ઞાન પ્રાપ્ત થાય છે.

હે વિપ્રેન્દ્ર! હવે પોતાની પ્રિયા જે સાવિત્રીની આરાધના કરીને બ્રહ્માએ ચર અને અચર પ્રાણીઓવાળા લોકોનું સર્જન કર્યું તે સાવિત્રી વિષે કહું છું. ૐ હ્રીં ક્લીં ઐં સાવિત્ર્યૈ સ્વાહા–આઠ અક્ષરોનો આ સાવિત્રીનો મંત્ર છે. આના બ્રહ્મા ઋષિ છે, ગાયત્રી છંદ છે અને સાવિત્રી દેવતા છે. સાવિત્રી સર્વ દેવોના તેજના કિરણ-રૂપ છે, એ સાવિત્રીનું ધ્યાન ધરવું. તપાવેલા સુવર્ણના જેવી કાન્તિવાળાં, બ્રહ્મતેજથી પ્રકાશતાં; ગ્રીષ્મકાળના સહસ્ર સૂર્યોના સમાન સ્વરૂપવાળાં; સ્મિત કરવાને લીધે પ્રસન્ન મુખવાળાં; રત્નજડિત ભૂષણોથી સુશોભિત અંગવાળાં; સુવર્ણનાં વસ્ત્રોને ધારણ કરનારાં; ભક્તજનો પર અનુગ્રહ કરનારાં; સુખ, મુક્તિ અને સર્વ પ્રકારની સંપત્તિ આપનારાં મંગલમૂર્તિ, વેદના કારણ રૂપ અને વેદનાં જનની સતી સાવિત્રીનું ચિંતન કરવું. આ પ્રમાણે ધ્યાન કર્યા પછી પીઠ સ્થાન ઉપર ત્રિકોણ આલેખી દીપ્તા આદિ નવશક્તિઓ સહિત સાવિત્રી દેવીનું મૂળમંત્રથી તેમાં પૂજન કરવું. પીઠ સ્થાન ઉપર રચેલા ત્રિકોણ બહાર બ્રાહ્મી આદિ શક્તિઓનું તથા ઉષાદિ સાથે ક્રમથી આદિત્ય વગેરેનું પૂજન કરવું. પછી વિધિ-પૂર્વક કમળના કેસરાઓમાં સાવિત્રી દેવીનાં છ અંગોનું પૂજન કરવું. તે પછી પ્રહ્લા-દિની, પ્રભા, નિત્ય વિશ્વંભરા, વિલાસિની, પ્રભાવતી, જયા, શાન્તા, કાન્તિ, દુર્ગા, સરસ્વતી, વિદ્યારૂપા, વિશાલસંજ્ઞિતા, ઈશા, વ્યાપિની, વિમલા, તમોપહારિણી, સૂક્ષ્મા, વિશ્વયોનિ, જયાવહા, પદ્માલયા, પરા,

શોભા, બ્રહ્મરૂપાનું પૂજન કરવું. પછી નવ ગ્રહોનું અને આયુધો સહિત અષ્ટ દિક્પાલોનું પૂજન કરવું. આ પ્રમાણે દેવીઓની આવરણપૂજા કરવી. મંત્રનો આઠ લાખ વાર જપ કરવો અને તલની આઠ હજાર આહુતિ આપી હોમ કરવો. આ પ્રમાણે કરનાર સાધક સર્વ પાપોમાંથી મુક્ત થાય છે અને દીર્ઘ આયુષ પ્રાપ્ત કરે છે. તે પછી ત્રિમધુ–ઘી, ખાંડ અને મધ–થી યુક્ત લાલ કમળથી દશ હજાર આહુતિ આપીને હોમ કરવો. આથી સાધકને છ માસમાં વિપુલ લક્ષ્મી પ્રાપ્ત થાય છે, આમાં સંશય નથી. બ્રહ્મતેજ પ્રાપ્ત કરવા માટે બ્રહ્મવૃક્ષ(પલાશ)નાં પુષ્પો(કેસૂડાં)થી હોમ કરવો.

હે મુને! વધુ શું કહેવું! જો આ વિદ્યાની યથાવત્ સાધના કરવામાં આવે તો સાધકોને આ વિદ્યા કામદુઘા ધેનુ સમાન મનવાંચ્છિત ફળ આપે છે. હવે સર્વ મનુષ્યોની રક્ષા કરનારું અતિ અદ્ભુત 'સાવિત્રીપંજર' નામનું રહસ્યપૂર્ણ સ્તોત્ર કહેવામાં આવે છે.

મસ્તક પર શંકરરૂપ કેશકલાપને ધારણ કરનારાં; સુંદર મુકુટથી સુશોભિત; મેઘધનુષ જેવી વક્રભ્રમરવાળાં; બ્રહ્મા, વિષ્ણુ અને મહેશરૂપ મુખવાળાં; દેવગુરુ બૃહસ્પતિ અને દૈત્યોના ગુરુ શુક્રાચાર્યરૂપ કાનવાળાં; સોમ, સૂર્ય અને અગ્નિરૂપ નેત્રવાળાં, નાસિકાપુટમાં ઇડા, પિંગલા અને સૂક્ષ્મા નાડીમાં વહેતા વાયુથી યુક્ત; દાંત અને ઓષ્ઠ સ્થાનમાં સંધ્યાયુક્ત; ઉપજિહ્વિકારૂપ વાણીથી સુશોભિત; ગ્રીવામાં સંધ્યા સમયના સૂર્યરૂપી મણિવાળાં; મરુતરૂપી બાહુથી યુક્ત; પર્જન્યરૂપ હૃદયવાળાં; નાભિરૂપ અવાન્તર વીથિવાળાં; પ્રાજાપત્યરૂપ જઘનવાળાં; ઇંદ્રાણીની કટિ સમાન કટિવાળાં; મલયાચલ અને મેરુ પર્વત સમાન સાથળવાળાં; તે વદેવ સંજ્ઞાવાળાં, જહ્નુરાજાના સાથળમાંથી ઉત્પન્ન થયેલાં સર્વ નદીઓમાં શ્રેષ્ઠ ગંગાજીની સમાન સુશોભિત; પૃથ્વી, પર્વતો અને વૃક્ષો જેમના પગ, નખ અને લોમથી લક્ષિત છે; ગ્રહો, રાશિઓ, નક્ષત્રો અને યોગી વગેરે જેમના મૂર્ત અવયવો છે; તિથિ, માસ, ઋતુ અને પક્ષ જેમના નિમિષ–આંખના પલકારાના સંકેતરૂપ છે; પ્રજ્વલિત કાલાનલ સમાન કરોડો વિદ્યુતના જેવી કાંતિવાળાં; કરોડો સૂર્યોના પ્રકાશ જેવાં પ્રકાશવાળાં; કરોડો ચંદ્રમાની શીતળતા સમાન અત્યંત શીતલ; સુધામંડળના મધ્યમાં સ્થિત; અત્યંત આનંદસ્વરૂપ તથા અમૃત તત્ત્વવાળાં; વાણીથી અતીત તથા મનથી અગમ્ય; કલ્યાણ કરનારાં વેદોનાં માતારૂપ; સ્થાવર અને જંગમસ્વરૂપા, નિત્ય ઓંકારસ્વરૂપ સાવિત્રીનું પોતાથી અભિન્નપણે ચિંતન કરીને સાવિત્રીપંજર ધારણ કરવારૂપ ન્યાસ કરવો.

પંજરના સોઽહં ઋષિ છે, વિકૃતિ છંદ છે, પરહંસ દેવતા છે અને પરબ્રહ્મ આદિ દેવતા છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ માટે આનો વિનિયોગ કરવાનો કહ્યો છે. ષડંગ દેવતા મંત્રોથી અંગન્યાસ કરવા. બુદ્ધિમાન માણસે મૂળ મંત્રથી ત્રણ વાર વ્યાપક ન્યાસ કરવા. સાવિત્રી દેવતાનું સગુણ અને સાકારરૂપે ધ્યાન કરવું. ત્રણ પાદવાળાં, હરિથી ઉત્પન્ન થયેલાં, પૂર્વ–દિશા તરફ મુખવાળાં, બ્રહ્માસ્ત્ર સંજ્ઞાવાળાં, ચોવીશ તત્ત્વોથી યુક્ત દેવી પૂર્વ દિશામાં મારું રક્ષણ કરો.

ચાર પાદવાળાં, બ્રહ્મદંડ ધારણ કરનારાં, દક્ષિણ દિશા તરફ મુખવાળાં, છવ્વીસ તત્ત્વોથી યુક્ત દેવી દક્ષિણ દિશામાં મારું રક્ષણ કરો.

પશ્ચિમ દિશા તરફ મુખવાળાં, પાંચ પદવાળાં, પચાસ તત્ત્વવાળાં, બ્રહ્મશિર નામના આયુધથી યુક્ત, પશ્ચિમ દિશામાં નિત્ય

મારું રક્ષણ કરો.

સૌમ્ય મુખવાળાં, બ્રહ્મતુર્યથી યુક્ત, અથર્વાઙ્ગિરાના આત્મારૂપ ષટ્ (છ) પદ વાળાં, સાઠ તત્ત્વવાળાં દેવી ઉત્તર દિશામાં મારું રક્ષણ કરો.

પચાસ વર્ણથી રચાયેલાં, નવ પાદવાળાં, સો અક્ષરવાળાં, ઉપનિષદો વડે વર્ણવાયેલાં, ઊર્ધ્વ દિશામાં મારું રક્ષણ કરો.

વિદ્યુત જેવી કાંતિવાળાં, બ્રહ્મ સાથે અનુસંધાન કરાવનારાં, મૃગ ઉપર આરૂઢ થયેલાં, ચાર ભુજાવાળાં; ધનુષ, બાણ, ઢાલ અને તલવારને ધારણ કરનારાં પાવકી–અગ્નિ દિશામાં મારું રક્ષણ કરો.

બ્રાહ્મી, કુમારી, ગાયત્રી, રક્તાઙ્ગી, હંસવાહિની કમંડળુ–અક્ષ–સ્રુક્ અને સ્રુવને ધારણ કરનારાં દેવી નૈઋર્તિ દિશામાં મારું રક્ષણ કરો.

શુક્લ વર્ણવાળાં, યુવતી સાવિત્રી વૃષના વાહનવાળાં છે કપાલ, શૂલક, અક્ષ અને માળાને ધારણ કરનારાં દેવી વાયવી દિશામાં મારું રક્ષણ કરો.

શ્યામા, સરસ્વતી, વૃદ્ધા, વૈષ્ણવી, ગરુડ ઉપર આરૂઢ થયેલાં, શંખ અને ચક્રથી અભય આપનારા કરવાળાં દેવી શૈવી દિશા ઈશાન દિશામાં મારું રક્ષણ કરો.

ચાર ભુજાઓવાળાં, દેવોની માતા, ગૌર અંગવાળાં, સિંહના વાહનવાળાં, વર, અભય, ખડ્ગ તથા ઢાલને ધારણ કરનારાં દેવી અધર દિશામાં મારું રક્ષણ કરો.

પોતપોતાનાં આયુધો અને વાહનોથી અલંકૃત તેમની બાજુમાં રહેલા દેવતાઓ અને પોતપોતાની દિશાઓમાં રહેલા શક્તિ અને અંગ સંહિત ગ્રહો મારું રક્ષણ કરો; મંત્રના અધિદેવતાઓ અને મુદ્રાઓના અધિષ્ઠાતૃ દેવતાઓ પગથી માથા સુધી વ્યાપકપણે અમારી રક્ષા કરો.

આ સાવિત્રીપંજર મેં તમને યથાર્થ રીતે કહ્યું. પ્રતિદિન બંને સંધ્યાસમયે અને સવિશેષ જપ સમયે ભુક્તિ અને મુક્તિને ઇચ્છનારા માણસે ભક્તિ અને શ્રદ્ધા સહિત આનો પાઠ કરવો જોઈએ.

ભૂતિદા, ભુવના, વાણી, મહાવસુમતી, મહી, હિરણ્યજનની, નંદા, સવિસર્ગા, તપસ્વિની, યશસ્વિની, સતી, સત્યા, વેદવિચિન્મયી, શુભા, વિશ્વા, તુર્યા વરેણ્યા, નિસૃણી, યમુના, ભુવા, મોદા, દેવી, વરિષ્ઠા, ધીઃ, શાંતિમંતી, મહી, ધિષણા, યોગિની, યુક્તા, નદી, પ્રજ્ઞા પ્રમોદની, દયા, યામિની, પદ્મા, રોહિણી, રમણી, જયા, સેનામુખી, સામમયી, બગલા, દોષવર્જિતા, માયા, પ્રજ્ઞા, પરા, દોગ્ધ્રી, માનિની, પોષિણી, ક્રિયા, જ્યોત્સ્ના, તીર્થમયી, રમ્યા, સૌમ્યામૃતમયા, બ્રાહ્મી, હૈમી, ભુજંગી, વશિની, સુંદરી, વમી, ઊઁકારહંસિની, સર્વા, સુધા, ષડ્ગુણાવતી, માયા, સ્વધા, રમા, તન્વી, રિપુઘ્ની, રક્ષણી, સતી, હૈમી, તારા, વિધુગતિઃ, વિષઘ્ની, વરાનના, અમરા, તીર્થદા, દીક્ષા, દુર્ધર્ષા, રોગહારિણી, નાના પાપનૃશંસઘ્ની, ષટ્પદી, વજ્રિણી, રસ્વી, યોગિની, વિમલા, સત્યા, અબલા, બલદા, જયા, ગોમતી, જાહ્નવી, રજ્વી, તપની, જાતવેદસા, અચિરા, વૃષ્ટિદા, ઋતતંત્રા, ઋતાત્મિકા, સર્વકામદુઘા, સૌમ્યા, ભવાહંકારવર્જિતા, દ્વિપદા, ચતુષ્પદા, ત્રિપદા, ષટ્પદા, અષ્ટાપદી, નવપદી, સહસ્રાક્ષાક્ષરાત્મિકા–સાવિત્રીનાં આ એકસો આઠ નામ ભણનારો અથવા એમનો જપ કરનારો માણસ દીર્ઘાયુષી, સુખી, પુત્રવાળો, વિજયી અને વિનયશીલ થાય છે.

હે વિપ્ર! સર્વ કામનાઓને પૂર્ણ કરનારું, મંત્રની આરાધના સહિત આ પંચ પ્રકૃતિ–લક્ષણ તમને કહ્યું. ૧–૧૬૮

एतत्ते कथितं विप्र पंचप्रकृतिलक्षणम् ।
मंत्राराधनपूर्वं च विश्वकामप्रपूरणम् ॥ १६८ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં તૃતીય પાદમાં પંચપ્રકૃતિમંત્રાદિનિરૂપણ નામનો ૮૩ મો અધ્યાય સમાપ્ત.

## અધ્યાય ૮૪ : દેવીમંત્રનિરૂપણ

सनत्कुमार उवाच

कलिकल्पान्तरे ब्रह्मन् ब्रह्मणोऽव्यक्तजन्मनः ।
लोकपद्मे तपस्थस्य सृष्ट्यर्थं संबभूवतुः ॥
विष्णुकर्णमलोद्भूतावसुरौ मधुकैटभौ ।

સનત્કુમાર બોલ્યા : હે બ્રહ્મન્! એક હજાર યુગ અથવા ૪ કરોડ ૩૨ લાખ વર્ષનો થતો એક કલ્પ વીતી ગયા પછી કળિયુગના અંતમાં અને કલ્પના પ્રારંભમાં અવ્યક્તજન્મા બ્રહ્મા વિષ્ણુની નાભિમાંના કમળમાં સૃષ્ટિકાર્ય માટેના તપમાં મગ્ન હતા ત્યારે વિષ્ણુના કાનના મેલમાંથી મધુ અને કૈટભ નામના બે અસુરો ઉત્પન્ન થયા. તે બંને ઉત્પન્ન થતાંની સાથે જ સર્વ લોકોના પ્રલયસ્થાનરૂપ જળમાં ઢીંચણો પર જ ઊભા રહીને કમળમાં રહેલા બ્રહ્માને જોઈને તેમને ખાઈ જવા માટે પ્રવૃત્ત થયા. એ જોઈને બ્રહ્માએ જગદંબાની સ્તુતિ કરી. આથી જગતનું કલ્યાણ કરનારી તે સર્વોત્તમ શક્તિરૂપ દેવી ભગવાન નારાયણનાં નેત્રોમાં નિદ્રારૂપે સ્થિત થઈ. તેનાં મંત્ર આદિ સર્વ વિધિ–વિધાન હું તમને કહીશ, તે સાંભળો.

'ૐ ऐं'–આ એકાક્ષરી બીજમંત્રના ઋષિ, શક્તિ અને છંદ ગાયત્રી છે, દેવતા ભુવનેશ્વરી છે. ૐ આં હૃદયાય નમઃ; ૐ ઈં શિરસે સ્વાહા; ૐ ઊં શિખાયૈ વષટ્, ૐ ઐં કવચાય હુમ; ૐ ઋં નેત્રત્રયાય વૌષટ્, ૐ લૃં અસ્ત્રાય ફટ્, આ પ્રમાણે ક્રમથી અંગન્યાસ કરવા. તે પછી દેવભાવની પ્રાપ્તિ માટે મંત્રન્યાસ કરવો. હૃલ્લેખાનો મૂર્ધા(શિર)માં ન્યાસ કરવો; હૃદય–કમળમાં ગગનાનો, ગુહ્યસ્થાનમાં રક્તા અને કરાલિકાનો; મહોચ્છુષ્માનો બે પગમાં ન્યાસ કરવો. એવી જ રીતે પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, ઊર્ધ્વ અને અધો દિશાઓમાં પણ ન્યાસ કરવા. પછી ગાયત્રી સાથે બ્રહ્માનો લલાટમાં; સાવિત્રી સહિત વિષ્ણુનો જમણા કપોલમાં; વાગીશ્વરી સહિત મહેશ્વરનો ડાબા કપોલમાં અને શ્રી સાથે ધનપતિનો ડાબા કાનના અગ્ર ભાગમાં ન્યાસ કરવો. રતિની સાથે સ્મર(કામદેવ)નો મુખમાં; પુષ્ટયા સાથે ગણપતિનો જમણા કાનમાં ન્યાસ કરવો, મૂળથી દેહમાં વ્યાપક ન્યાસ કરીને દેવીનું ધ્યાન કરવું : ઉદય પામતા સૂર્યના તેજ સમાન તેજસ્વી; ઉન્નત સ્તનવાળાં; ત્રણ નેત્રવાળાં; સ્મિત વેરતાં મુખવાળાં; ચંદ્રના મુકુટવાળાં; પાશ, અંકુશ ધારણ કરનારાં દેવીનું ચિંતન કરવું. બત્રીસ લાખ મંત્રના જપ કરવા. પછી ત્રિમધુ–ઘી, ખાંડ અને મધથી–હોમ કરવો. બ્રહ્મવૃક્ષ(પલાશ–ખાખરા)ની સમિધાથી અને અષ્ટ દ્રવ્ય વડે દશાંશ હોમ કરવો. દ્રાક્ષ, ખજૂર અથવા ખારેક, બદામ, સાકર, કોપરું, ચોખા, ગાયનું ઘી અને તલ–આટલી વસ્તુઓને હે વિપ્ર! દ્રવ્યાષ્ટક અથવા અષ્ટ દ્રવ્ય કહેવામાં આવે છે.

પાર્વતીનું ધ્યાન કરીને સૂર્યને અર્ઘ્ય આપવો. બહારની બાજુએ અષ્ટદલ કમળ આલેખવું. સોળ દળનું એક બીજું વૃત્ત આલેખવું. પછી કર્ણિકામાં એક અતિ સુંદર ષટ્કોણ આલેખવો. પછી નવશક્તિથી યુક્ત પીઠસ્થાનનું પૂજન કરવું. જયા, વિજયા, અજિતા, અપરાજિતા, નિત્યા, વિલાસિની, દોગ્ધ્રી, મંગલા અને અઘોરા–આ નવ શક્તિઓ છે. મીઠા લીંબુ(પપનસ)નું દેવીને આસન આપવું અને તેમાં જ મૂર્તિની ભાવના કરવી. તેમાં દેવીનું આવાહન કરીને ક્રમથી આવરણ પૂજા કરવી. ઉત્તર, પૂર્વ, દક્ષિણ અને પશ્ચિમ દિશાઓમાં અંગદેવતાઓનું પૂજન કરવું. સાધકે ષટ્કોણ આલેખીને તેમાં યુગ્મદેવતાઓ(દેવતાઓના જોડકા)નું પૂજન કરવું. ઇંદ્રકોણમાં ગાયત્રી સાથે

બ્રહ્માનું પૂજન કરવું. દંડ, કમંડલુ, અક્ષમાળા અને અભયથી શોભતાં ગાયત્રી અને તેવા જ સ્વરૂપના બ્રહ્માની ભાવના કરીને આ દેવયુગલનું પૂજન કરવું. નૈઋર્ત્યમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ તથા પીળું વસ્ત્ર ધારણ કરેલાં સાવિત્રી તથા તેવા જ સ્વરૂપના વિષ્ણુનું પૂજન કરવું. વાયુકોણમાં પરશુ, અક્ષમાળા, અભયવરવાળાં સરસ્વતી તથા તેવા જ લક્ષણથી યુક્ત રુદ્રનું યજન કરવું. વહ્નિ (અગ્નિ) કોણમાં પીળાં વસ્ત્ર ધારણ કરેલ અને બંને હાથમાં રત્નપૂર્ણ કળશ તથા મણિઓથી ભરેલા કરંડિયાવાળાં; જમણા હાથથી મોટી ફાંદવાળા ધનદાયક કુબેરને આલિંગન આપી રહેલાં; ડાબા હાથમાં તામ્બૂલ ધારણ કરેલાં; કુબેરના ખોળામાં બેઠેલાં મહાલક્ષ્મીનું પૂજન કરવું. પશ્ચિમમાં બાણ, પાશ, અંકુશ અને ભાથાને ધારણ કરનારા; જપ, પુષ્પ સમાન રક્તવર્ણવાળા; રક્તભૂષણ ધારણ કરેલા મદન (કામદેવ)નું પૂજન કરવું. તેની સાથે જ જમણા હાથથી પતિને આલિંગન આપતાં; ડાબા હાથમાં કમળને ધારણ કરનારાં; પોતાના રમણ(પતિ)ના ખોળામાં બેઠેલાં રતિનું સુંદર રીતે અર્ચન કરવું. પ્રિયા સહિત વિઘ્નરાજ ગણપતિનું ઈશાનમાં પૂજન કરવું. એ વિઘ્નરાજ દિગંબર છે. એમણે હાથમાં અંકુશ અને પાશને ધારણ કરેલાં છે; નેત્રને આનંદ આપનારા છે; સૂંઢના અગ્રભાગરૂપી આંગળીવાળા છે; મદિરાથી પૂર્ણ પાત્રને ધારણ કરેલ છે; તેમની સૂંઢના અગ્રભાગમાંથી પાણી ગળતું હોવાથી તે ચળકતા રત્નનો ભાસ કરાવે છે. તેમણે મદ્યપાત્ર ધારણ કરેલું છે, એવા દિગંબર વિઘ્નરાજનું પૂજન કરવું. સિંદૂરના જેવા વર્ણવાળી; મદને લીધે અનિયંત્રિત અને ભ્રમિત ચિત્તવાળી; લાલ કમળને ધારણ કરનારી તથા બીજા હાથથી પુરુષચિહ્નને સ્પર્શ કરનારી વિઘ્નરાજ વડે આલિંગિત થયેલી અરુણ વર્ણવાળી કાંતા, દિગંબરા એવી પુષ્ટિનું અર્ચન કરવું. તે પછી ષટ્કોણની બંને બાજુએ કર્ણિકામાં બે નિધિઓનું પૂજન કરવું. કર્ણિકાઓના કેસરાઓમાં અંગોનું અને પત્રોમાં આઠ શક્તિઓનું પૂજન કરવું. અનંગકુસુમા, અનંગમેખલા, અનંગગમના, અનંગમદનાતુરા, ભુવનપાલા, ગગનવેગા, શશિલેખા અને ગગનલેખા–આ આઠ શક્તિઓ છે. ખડ્ગ અને ખેટકને ધારણ કરનારી શ્યામા આદિ માતૃકાઓનું પૂજન કરવું. પછી પરિચારિકા શક્તિઓનું પૂજન કરવું; તેમાં પ્રથમ અનંગકૃયા પછી અનંગમદના, મદનાતુરા, ભવનવેગા, તે પછી ભુવનપાલિકા, સર્વશિશિરા, અનંગવેદના અને અનંગમેખલા આ આઠ શક્તિ પરિચારિકાઓ છે. તેમણે ચષક (મદ્યપાન કરવાનું પાત્ર), તાલવૃંત (પંખો), તામ્બૂલ, ઉજ્જ્વલ છત્ર, બે ચામરો, વસ્ત્ર અને કરકમળમાં પુષ્પો ધારણ કરેલાં છે. પછી ઇંદ્રાદિ લોકપાલો અને તેમનાં વજ્ર આદિ આયુધોનું પૂજન કરવું. આ પ્રમાણે દેવીનું અર્ચન કરવું. સાધકે ત્રિમધુર–ઘી, ખાંડ અને મધનો હોમ કર્યા પછી પીપળાની શ્રેષ્ઠ સમિધાઓનો હોમ કરી બ્રાહ્મણોને શીઘ્ર વશમાં લેવા. કમળનાં પુષ્પોના હોમથી રાજાઓને, પલાશ પુષ્પોથી રાજપત્ની અને કુમુદો વડે મંત્રીઓને વશ કરવા. પચ્ચીસ વાર મંત્ર જપી તે જળ વડે પ્રતિદિન સ્નાન કરી જે પોતાની ઉપર તેનો અભિષેક કરે છે, તે સર્વ સૌભાગ્યથી યુક્ત થાય છે. પચ્ચીસ વાર જપેલા મંત્રથી જળને અભિમંત્રિત કરીને જે માણસ સવારે તે જળ પીએ છે, તેને મહાન પ્રજ્ઞા પ્રાપ્ત થઈ ને તે સર્વજ્ઞ શિરોમણિ થાય છે. કપૂર, અગરુથી યુક્ત કેસરનું સરસ રીતે બનાવેલ સુગંધી દ્રવ્યથી તિલક કરીને શ્રેષ્ઠ રાજાને વશ કરવો.

ચોખાના લોટમાં ખાંડ નાખી તેની એક પૂતળી બનાવવી. પછી તેની પ્રાણપ્રતિષ્ઠા કરીને મંત્રજપથી તેને અભિમંત્રિત કરવી અને રવિવારના દિવસે તેનું ભક્ષણ કરવું. આથી રાજા અથવા કોઈ પણ પુરુષ કે સ્ત્રી વશ થાય છે. ગળા સુધીના જળમાં ઊભા રહીને તેમાં સૂર્યના બિંબને જોઈ ત્રણ હજાર મંત્રનો જપ કરવાથી મનગમતી કન્યાની પ્રાપ્તિ થાય છે. મંત્રના સાધકે લક્ષ્મીની પ્રાપ્તિ થવા માટે મંત્રથી અભિમંત્રિત કરેલું અન્ન જમવું. પાટિયા ઉપર સિદ્ધ કરીને લખેલો મંત્ર ગર્ભિણી સ્ત્રીને દેખાડવામાં આવે, તો તેને સુખપૂર્વક પ્રસવ થાય છે. હે દ્વિજસત્તમ! સહસ્રભુજાવાળી ભુવનેશીય નામની દેવીનું સ્મરણ કરનારા માણસોને તે ભોગ અને મુક્તિ આપે છે.

હે વિપ્ર! પછી કલ્પાંતરે મહિષાસુર થયો. તેણે લોકપાલોને જીતી લીધા અને ત્રણે જગત પર શાસન કરવા માંડયું. આથી દેવતાઓ દુઃખી થઈને વૈકુંઠમાં શ્રીવિષ્ણુ ભગવાનને શરણે ગયા. એટલે દેવી મહાલક્ષ્મી ચક્રાદિ આયુધોથી સજ્જ થઈને ત્રણે જગતમાં કલ્યાણ કરવાની ભાવનાથી વ્યાપ્ત થયાં. તે જગદીશ્વરીએ મહિષાદિ અસુરોનો સ્વયં વધ કર્યો અને ભક્તોને ઇષ્ટ ફળ આપનારાં તે દેવી કમળવનને પ્રાપ્ત થયાં. હે દ્વિજ! તેના પૂજનનો વિધિ સંક્ષેપમાં કહું છું, તે સાંભળો. 'ૐ હ્રીં' આ મહાલક્ષ્મીનો બીજમંત્ર છે અને આનો જપ કરનારને ઇષ્ટ ફળ મળે છે. આના ભૃગુ ઋષિ છે. નિવૃત્ છંદ છે; શ્રી દેવતા છે. પછી જગતમાં જાણવા રૂપ, શ્રી અને સંપત્તિને આપનારી આ દેવીના સ્વરૂપનું ધ્યાન કરવું : સુવર્ણ જેવાં દીપ્તિમાન, કમળ ઉપર વિરાજમાન થયેલા ચાર શ્વેત વર્ણના હાથીઓએ સૂંઢમાં ઉપાડેલા સુવર્ણ કળશો વડે અમૃતનું સિંચન પામનારાં; હાથમાં વર, અભય અને કમળની માળાને ધારણ કરનારાં; અળસીના છોડના તંતુમાંથી બનેલા ક્ષૌમવસ્ત્રને પરિધાન કરનારાં; મસ્તક ઉપર મુકુટથી શોભતાં દેવી મહાલક્ષ્મીના સ્વરૂપનું ચિંતન કરવું. સિદ્ધ થયેલા મંત્રનો એક લાખ વાર જપ કરવો. મધમાં બોળેલાં સુગંધી કમળ પુષ્પો વડે એક હજાર આહુતિ આપી હોમ કરવો. તૈયાર કરેલા પીઠ સ્થાન ઉપર મૂળમંત્રથી મહાલક્ષ્મીની મૂર્તિની પ્રતિષ્ઠા કરી કમળદળો પર તેના અંગોનું પૂજન કરવું. સાથે જ શ્વેત, પીત, તમાલ અને ઇંદ્રનીલ મણિના જેવી કાંતિવાળા; પીળાં વસ્ત્રો પરિધાન કરેલા; શંખ, ચક્ર, ગદા અને પદ્મધારી ચતુર્ભુજ વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધનું પૂજન કરવું. પછી દમક, પુંડરીક, ગુગ્ગુલ અને કુરંટક ગજોનું પૂજન કરવું. તે પછી શંખનિધિનું તેની પ્રમદા સહિત દેવીના દક્ષિણ ભાગમાં પૂજન કરવું. તેઓ મુક્તા અને માણિક્યથી શોભી રહ્યાં છે; તેમનાં મુખકમળ સહેજ સ્મિત વેરી રહ્યાં છે; શંખ અને પદ્મ તેમણે ધારણ કરેલાં છે. અને પરસ્પર આલિંગન કરી રહેલાં છે. તે બંને જણ રત્નોથી વિભૂષિત અને મસ્તક પર શંખના ચિહ્નવાળા છે. મોટી ફાંદવાળા કંબુકનિધિ અને ઘાટાં સ્તનવાળી વસુધારા તથા પંકજનિધિનું તેની પ્રિયા સહિત દેવીના વામભાગમાં પૂજન કરવું. તેઓ સિંદૂરના વર્ણ જેવા વર્ણવાળાં છે; એકબીજાના ભુજપાશમાં આલિંગિત છે, લાલકમળથી યુક્ત છે. તેમણે રત્નો ધારણ કરેલાં છે અને મસ્તક પર કમળ ચિહ્નથી અંકિત છે. મોટા પેટવાળા પંકજનિધિ અને તેના જ ભાવવાળી વસુમતીને પણ કમળદળના અગ્ર ભાગમાં પૂજવાં અને આ બલાકી આદિને તેમની ચારે બાજુ સ્થાપી તેમનું પૂજન કરવું.

બલાકી, વિમલા, કમળા, વનમાલિકા,

વિભીષિકા, માલિકા, શાંકરી અને વસુમાલિકાએ બબ્બે કમળ ધારણ કરેલાં છે. અને મોતીઓના હાર જેવી કાંતિવાળી છે. તે પછી વજ્ર આદિ અસ્ત્રો સહિત લોકપાલોનું પૂજન કરવું.

આ પ્રમાણે જે શ્રેષ્ઠ સાધક વિધિપૂર્વક દેવીનું પૂજન કરે છે, તે ધન અને ધાન્યથી સમૃદ્ધ થાય છે તથા મંગલકારી લક્ષ્મીને પામે છે. છાતી સુધીના જળમાં ઊભા રહીને સૂર્યના તેજરૂપ આ મંત્રનો ત્રણ લાખવાર જપ કરનારો કમલાના આલય એવા વૈકુંઠધામને પ્રાપ્ત કરે છે–ચિર અને સ્થિર લક્ષ્મી પામે છે. વિષ્ણુના મંદિરની સમીપમાં આવેલા બિલ્વવૃક્ષ નીચે બેસીને જે સાધક ત્રણ લાખ મંત્રજપ કરે છે, તે મનોવાંછિત ધનસંગ્રહ–લક્ષ્મીનો ભંડાર પ્રાપ્ત કરે છે. અશોક વૃક્ષના કાષ્ઠના અગ્નિમાં ગાયના ઘીમાં મિશ્ર કરેલા ચોખા વડે હોમ કરવાથી જગત વશ થાય છે. ખેરનાં કાષ્ઠથી પ્રજ્વલિત અગ્નિમાં મધમાં મિશ્ર કરેલા ચોખાથી હોમ કરવામાં આવે તો રાજા શીઘ્ર વશ થાય છે અને લક્ષ્મીની અત્યંત વૃદ્ધિ થાય છે. બિલ્વવૃક્ષની નીચે બિલ્વ મિશ્ર હવિષ્ય ખાઈને નિવાસ કરનારો; બિલ્વફળ અથવા કમળપુષ્પનો ત્રણ વર્ષ સુધી હોમ કરનારો શ્રેષ્ઠ સાધક સાક્ષાત્ મહાલક્ષ્મીનાં, પોતાનાં નેત્રોથી અવશ્ય દર્શન કરે છે."

હવે એક સમયે એક કલ્પમાં, હે બ્રહ્મન્! ઇંદ્રના રાજ્યનું હરણ કરી લેનારા લોકોમાં કંટકરૂપ શુંભ અને નિશુંભ નામના બે અસુરો ઉત્પન્ન થયા; તેથી હે મુને! પોતાના અધિકારથી ભ્રષ્ટ થએલા ઇંદ્રાદિ દેવોએ દેવીની સ્તુતિ કરવાથી દેવી મહાસરસ્વતીએ અત્યંત સુશોભિત પર્વતરાજ મહાપવિત્ર એવા હિમાલય પર્વત ઉપર અવતાર ધારણ કર્યો. તેણે શુંભ આદિ અસુરોનો વધ કરવાથી દેવોએ તેનું સારી રીતે પૂજન કર્યું. દેવીએ દેવતાઓને વરદાન આપ્યું અને પોતે માનસ નામના સરોવરમાં પ્રવેશ કરી અંતર્ધાન પામ્યાં.

હે મુને! તે દેવીનો મંત્ર હું તમને કહું છું, તે તમે ધ્યાનથી સાંભળો.

'ૐ ક્લીં' આ દેવી સરસ્વતીનો બીજમંત્ર છે. આ મંત્ર વડે દેવીનાં અંગોની શ્રેષ્ઠ સાધકે ભાવના કરવી.

આ મંત્રના સદાશિવ ઋષિ છે; અનુષ્ટુપ છંદ છે; વાક્ (સરસ્વતી) એની દેવતા છે. એનું પૂજન કરનારાઓને એ ઇષ્ટફળ આપે છે. કમળના નાળ સમાન ધવલ વર્ણવાળાં, શ્વેત વસ્ત્ર પરિધાન કરનારાં, વીણા અને પુસ્તકને ધારણ કરનારાં, દિવ્ય આભૂષણોથી યુક્ત દેવી સરસ્વતીનું નિરંતર ધ્યાન કરવું. મહાસરસ્વતીના પીઠસ્થાન ઉપર મૂલ મંત્રથી મૂર્તિની ભાવના કરી તેની પ્રતિષ્ઠા કરવી. અંગાદિ આવરણો સહિત દેવીનું પૂજન કરવું. પ્રથમ અંગાદિ આવરણનું પૂજન, પછી અંબિકા આદિ દેવીઓનું, પછી માતૃકાઓ, તે પછી અષ્ટ શક્તિ, બત્રીસ શક્તિઓ અને ત્યાર પછી ચોસઠ શક્તિઓનું લોકનાયકો સહિત અષ્ટમ આવરણ પૂજન કરવું. આ પ્રમાણે જગતધાત્રી શ્રી સરસ્વતીદેવીનું સાધકે અંગાદિ આવરણ પૂજન કરવું. પ્રથમ આ પ્રમાણે પૂજન કર્યા પછી અંબિકા આદિ દેવીઓનું પૂજન કરવાનું કહ્યું છે. તે અંબિકા આદિ દેવીઓ આ પ્રમાણે છે: અંબિકા, વાગ્ભવા, દુર્ગા અને શ્રી શક્તિ. આ દેવીઓનું પૂજન કર્યા પછી સોળ શક્તિઓનું પૂજન કરવાનું કહ્યું છે. તે આ છે: બ્રહ્માણી, કાલી, કરાલી, વિકરાલી, ઉમા, સરસ્વતી, શ્રી, દુર્ગા, લક્ષ્મી, ધૃતિ, સ્મૃતિ, શ્રદ્ધા, મેધા, રતિ, કાન્તિ, આર્દ્રા, આ સોળ શક્તિઓ છે. ખડ્ગ અને ખેટકને

ધારણ કરનારી, સારી પેઠે અલંકૃત કરવામાં આવેલી શ્યામાઓ, વિષધ્રી, પુષ્ટિઓ, પ્રજ્ઞા, સિનીવાલી, કુહૂ, રુદ્રવીર્યા, પ્રભા, નંદા, પોષણા, વૃદ્ધિદા, શુભા, કાલરાત્રિ, મહારાત્રિ, ભદ્રકાલી, કપર્દિની, વિકૃતિ, દંડિની, મુંડિની, સેંદુખંડા, શિખંડિની, નિશુંભ-શુંભમથિની, ચંડમુંડવિનાશિની, ઇંદ્રાણી, રુદ્રાણી, શંકરાર્દ્ધશરીરિણી, નારી, નારાયણી, ત્રિશૂલિની, પાલિની, અંબિકા, હ્લાદિની-આ બત્રીસ શુભ શક્તિઓ છે.

ચક્રહસ્તા, પિશાચાસ્યા, પિંગલાક્ષી, વિશાલાક્ષી, સમૃદ્ધિ, બુદ્ધિ, શ્રદ્ધા, સ્વાહા, સ્વધા, ભિક્ષા, માયા, સંજ્ઞા, વસુંધરા, ત્રિલોકધાત્રી, ગાયત્રી, સાવિત્રી, ત્રિદશેશ્વરી, સરૂપા, બહુરૂપા, સ્કંદમાતા, શ્રુતપ્રિયા, વિમલા, કમલા, અરુણી, આરુણી, પ્રકૃતિ, વિકૃતિ, સૃષ્ટિ, સ્થિતિ, સંહૃતિ, સંધ્યા, માતા, સતી, હંસી, મર્દિકા, વજ્રિકા, દેવમાતા, ભગવતી, દેવકી, કમલાસના, ત્રિમુખી, સપ્તવદના, સુરાસુરવિમર્દિની, લંબોષ્ઠી, ઊર્ધ્વકેશી, બહુશિરના, વૃકોદરી, રથરેખા, શશિરેખા, ગગનવેગા, પવનવેગા, વેગા, ભુવનપાલ્ના, મદનાતુરા, અનંગા, અનંગવદના, અનંગમેખલા, અનંગકુસુમા, વિશ્વરૂપા, સુરભયંકરી, અક્ષોભ્યા, સપ્તવાહિન્યા, વજ્રરૂપા, શુચિવ્રતા, વરદાખ્યા, વાગીશી આ ચોસઠ શક્તિઓ કહેવામાં આવી છે.

આ સર્વ શક્તિઓ ધનુષ અને બાણને ધારણ કરનારી, અત્યંત દીપ્તિમાન જ્વાળાઓ જેવી જીભવાળી, ભયાનક દાઢવાળી, ઊભા વાળવાળી, લડાયક વૃત્તિવાળી છે. સર્વ પ્રકારના અલંકારથી સુશોભિત આ શક્તિઓનું પ્રયત્નપૂર્વક પૂજન કરવું. અગાઉ જણાવ્યા પ્રમાણે લોકપાલોનું પણ તેમના વજ્ર આદિ આયુધો સહિત પૂજન કરવું. મંત્રના સોળ લાખ જપ કરવા; અને ખદિરના કાષ્ઠથી પ્રજ્વલિત અગ્નિમાં ગાયના ઘીની દશાંશ અર્થાત્ સોળ હજાર આહુતિ આપવી. આ પ્રકારના વિધિથી મંત્ર સિદ્ધ થાય છે. દશ હજાર કમળનો હોમ કરવાથી રાજા વશ થાય છે અને વિપુલ સંપત્તિ પ્રાપ્ત થાય છે. કેસુડાંનો હોમ કરવાથી એક વર્ષમાં પંડિત થાય છે. રાઈ અને (સૈંધવ) મીઠાનો હોમ કરવાથી સ્ત્રી વશ થાય છે.

પૃથ્વી પરનાં સુખોનો ઉપભોગ કરી સાધક અંતે વૈકુંઠને પ્રાપ્ત કરે છે; પરંતુ સરસ્વતી દેવીનો બીજમંત્ર જપવામાં અશક્ત હોય તેણે તો આનો વિચાર પણ કરવો નહીં. ૧-૧૧૦

भूमौ भोगांस्तु भुक्त्वान्ते विष्णुलोकमवाप्नुयात् ।
वाणीबीजजपाशक्तो नात्र कार्या विचारणा ॥११०॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'દેવીમંત્ર નિરૂપણ' નામનો ૮૪ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૮૫: યક્ષિણીમંત્રભેદ નિરૂપણ

सनत्कुमार उवाच

वाग्देवतावतारोऽन्यः कालिकेति प्रकीर्तिता ।
तस्या मन्त्रं प्रवक्ष्यामि भुक्तिमुक्तिप्रदं नृणाम् ॥१॥

સનત્કુમાર બોલ્યા: સરસ્વતીના બીજા અવતારને 'કાલિકા' કહેવામાં આવેલ છે. માણસોને ભોગ અને મુક્તિને આપનાર તેના મંત્ર વિષે કહું છું: "ક્રીં ક્રીં ક્રીં હૂં હૂં હ્રીં હ્રીં દક્ષિણે કાલિકે ક્રીં ક્રીં ક્રીં હૂં હૂં હ્રીં હ્રીં સ્વાહા" આ મંત્ર છે. આના ભૈરવ ઋષિ છે; ઉષ્ણિક્ છંદ છે; કાલી દેવતા છે; હ્રીં બીજ છે; હૂં શક્તિ છે, ક્રીં કીલક છે પુરુષાર્થ ચતુષ્ટય માટે આનો વિનિયોગ કરવામાં આવે છે. ૐ ક્રાં અંગુષ્ઠાભ્યાં નમઃ; ૐ ક્રીં તર્જનીભ્યાં સ્વાહા; ૐ ક્રૂં મધ્યમાભ્યાં વષટ્; ૐ ક્રૈં અનામિકાભ્યાં હું; ૐ ક્રૌં કનિષ્ઠિકાભ્યાં વૌષટ્; ૐ ક્રઃ કરતલકરપૃષ્ઠાભ્યાં ફટ્: ઇતિ કરન્યાસઃ; હવે અંગન્યાસ કહે છે: ૐ ક્રાં હૃદયાય નમઃ; ૐ ક્રીં શિરસે સ્વાહા;

ૐ ક્રૂં શિખાયૈ વષટ્; ૐ ક્રૈં કવચાય હું; ૐ ક્રૌં નેત્રત્રયાય વૌષટ્, ૐ ક્રઃ અસ્ત્રાય ફટ્.

હવે માતૃકાવર્ણન્યાસ દસ દસ હૃદય, ભુજા અને પગમાં કરવો. તે આ પ્રમાણે છેઃ અં આં ઇં ઈં ઉં ઊં ઋં ૠં લૃં લૄં નમઃ ઇતિ હૃદયે; એં ઐં ઓં ઔં અં અઃ કં ખં ગં ઘં નમઃ ઇતિ દક્ષિણ બાહૌ; ઙં ચં છં જં ઝં ઞં ટં ઠં ડં ઢં નમઃ ઇતિ વામબાહૌ; ણં તં થં દં ધં નં પં ફં બં ભં નમઃ ઇતિ દક્ષિણપાદે; મં યં રં લં વં શં ષં સં હં ળં ક્ષં નમઃ ઇતિ વામપાદે-આ વર્ણોથી હૃદય, ભુજા અને પગમાં ન્યાસ કરીને સાધકે મૂળ મંત્રથી વ્યાપક ન્યાસ કરવો.

શિર, કૃપાણ, અભય અને વરને હાથમાં ધારણ કરનારી; મુંડ-મસ્તકોની માળાને ધારણ કરનારી, છુટ્ટા કેશવાળી, શ્મશાનમાં રહેનારી, સર્વ અલંકારોથી યુક્ત, શ્યામ અંગવાળી કાલિકાનું સ્મરણ કરવું. આ પ્રમાણે ધ્યાન કર્યા પછી મંત્રનો એક લાખવાર જપ કરવો અને કરવીર (કણેર) પુષ્પોથી દશહજાર આહુતિ આપી હોમ કરવો. હવે પૂજાયંત્ર કહેવામાં આવે છે. પ્રથમ ષટ્કોણ આલેખવો; પછી ત્રણ ત્રિકોણ અને એક અષ્ટદળ કમળ કરવું. તેની બહાર ભૂપુરની પૂજા કરવી. જયા, વિજયા, અજિતા, અપરાજિતા, નિત્યા, વિલાસિની, દોગ્ધ્રી, અઘોરા, મંગલા-આ પીઠની શક્તિઓ છે. 'માયાત્મને નમઃ'-આ પીઠમંત્ર છે. શિવરૂપ, શવ ઉપર બેઠેલાં, ચારે બાજુ શિયાળોથી વીંટળાયેલાં, મહાદેવજી સાથે આનંદમાં આસક્ત એવાં દેવીનું ધ્યાન કર્યા પછી અંશોનું અર્ચન કરવું. ક્રીં બોલીને ત્રણ વાર આચમન કરવું. ૐ કાલ્યૈ નમઃ કપાલિન્યૈ નમઃ ઇતિ ઓષ્ઠૌ-બંને હોઠ લૂછવા; ૐ કુલ્લાયૈ નમઃ બોલીને હાથ ધોવો; ૐ કુરુ કુલ્લાયૈ નમઃ મુખે; ૐ વિરોધિન્યૈ નમઃ ઇતિ દક્ષિણ નાસાયામ્; ૐ વિપ્રચિત્તાયૈ નમઃ ઇતિ વામનાસાયામ્; ૐ ઉગ્રાયૈ નમઃ ૐ ઉષ્ણપ્રભાયૈ નમઃ ઇતિ નેત્રયોઃ; ૐ દીપ્તાયૈ નમઃ ૐ નીલાયૈ નમઃ ઇતિ શ્રોત્રયોઃ; ૐ આધાનાયૈ નમઃ ઇતિ નાભૌ; ૐ બલાકિકાયૈ નમઃ ઇતિ વક્ષસિ; ૐ માત્રાયૈ નમઃ ઇતિ શિરસિ; ૐ મુદ્રાયૈ નમઃ ૐ મિત્રાયૈ નમઃ ઇતિ અંસયોઃ આમ બોલીને બંને ખભાને હાથ અડકાડવો. પછી કાલી, કપાલિની કુલ્લા, કુરુકુલ્લા, વિરોધિની અને વિપ્રચિત્તાનું ષટ્કોણમાં પૂજન કરવું. તે પછી ઉગ્રા, ઉષ્ણપ્રભા, દીપ્તા, નીલા, આધાના, બલાકિકા, માત્રા, મુદ્રા, મિત્રા-આ માતૃઓને કમળપત્ર ઉપર નવકોણમાં પૂજવાં. બ્રાહ્મી, નારાયણી, માહેશ્વરી, ચામુંડા, કૌમારી, અપરાજિતા, વારાહી, નારસિંહીની ભૂપુરમાં પૂજા કરવી. ભૈરવી, મહદાદ્યા, સિંહાદ્યા, ધૂમ્રપૂર્વિકા, ભીમોન્મત્તા, વશીકરણભૈરવી, મોહનાદ્યાની આરાધના કર્યા પછી શક્રાદિ લોકપાલોની પણ તેમનાં આયુધો સહિત પૂજા કરવી. આ પ્રમાણે કાલિની આરાધના કરવાથી તે સાધકોને સિદ્ધ થાય છે. પછી મહાભૈરવે કહેલા શીઘ્ર સિદ્ધિ આપનારા પ્રયોગો પોતાને માટે અથવા બીજાઓ માટે કરવા. પોતાનું કલ્યાણ ઇચ્છનારા કાલીના ભક્તે સ્ત્રીઓને તાડન કે પ્રહાર કરવા નહીં; તેમની નિંદા કરવી નહીં; તેમની સાથે કુટિલ આચરણ કરવું નહીં; તેમને ન ગમે તેવું વચન બોલવું નહીં. સુંદર દૃષ્ટિવાળો જે પુરુષ મદન-કામદેવના આવાસ-સ્થાન-સ્મરમંદિરને જોતો રહીને દશ હજાર મંત્ર જપ કરે છે તે અલ્પ કાળમાં જ બૃહસ્પતિતુલ્ય થાય છે. દિગમ્બર અર્થાત્ નગ્ન થઈ ને વાળ છૂટા રાખી શ્મશાનમાં બેસીને અડધી રાત્રે આ મંત્રનો દશ હજાર વાર જપ કરે, તેને સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. શ્મશાન ભૂમિમાં જે પુરુષ નગ્ન થઈ ને શવની છાતી પર બેસીને પોતાના વીર્યથી આક-

ડાનાં એક હજાર પુષ્પોને ખરડી એકેક મંત્ર ભણી તેનાથી કાલિકા દેવીનું ભક્તિપૂર્વક પૂજન કરે છે, તે અલ્પકાલમાં જ પૃથ્વીના પ્રભુત્વને પામે છે. રજથી વ્યાપ્ત થયેલ સ્ત્રીના ભાગનું ધ્યાન કરીને જે પુરુષ દશ હજાર મંત્રનો જપ કરે છે, તે પોતાના આનંદ આપનારા જ્ઞાનથી માણસોને મોહ પમાડે છે, એ વાત નિશ્ચિત છે. ત્રેપન આરાના મહાપીઠમાં શિવજીના અંક ભાગમાં બેઠેલી તેમજ તેમની સાથે મૈથુનમાં પ્રવૃત્ત થયેલી અને સ્મિત ફરકાવતી દેવીનું ધ્યાન ધરી તથા પોતે પણ સુરત કરતો રહીને જે પુરુષ કેવળ એક સહસ્ર મંત્ર જપ કરે છે તે શંકર સમાન થાય છે. બિલાડી, ઘેટું, ઊંટ અને પાડાનાં અસ્થિ, લોમ અને ત્વચાથી યુક્ત માંસનું ચૈત્ર સુદ આઠમ અને આસો સુદ આઠમના દિને મધ્યરાતે કાલિકાને જે પુરુષ બલિ આપે છે તેને સર્વ પ્રાણીઓ વશ થાય છે. વિદ્યા, લક્ષ્મી, યશ અને પુત્રો સહિત ચિરકાલ પર્યન્ત તે પુરુષ સુખ ભોગવે છે. જે પુરુષ હવિષ્ય અશન કરીને અર્થાત્ કેવલ ઘી ખાઈને દિવસે દેવીનું સ્મરણ કરતો રહીને રાત્રે મૈથુનાસક્ત થઈ મંત્રનો એક લાખવાર જપ કરે છે, તે પૃથ્વીપતિ (રાજા) થાય છે. મંત્રના સાધકે લાલ કમળથી હોમ કરવો. આથી તે કુબેરના જેવો ધનપતિ થાય છે. બિલ્વપત્ર વડે હોમ કરવાથી રાજ્યપ્રાપ્તિ થાય છે ને કણેરનાં પુષ્પોથી હોમ કરવાથી વશીકરણ શક્તિ પ્રાપ્ત થાય છે. પાડાઓ વગેરેના રક્તથી જે પુરુષ કાલિકાને તૃપ્ત કરે છે, તેના હાથમાં થોડા જ સમયમાં સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે: મંત્રનો જ્ઞાતા જે પુરુષ શવ ઉપર બેસીને એક લાખ મંત્રનો જપ કરે છે, તેને શીઘ્ર મંત્ર સિદ્ધ થાય છે અને ઇષ્ટ ફળને આપે છે. જે પુરુષ કાલિકાની ઉપાસના કરે છે, તેને અશ્વમેધ આદિ મુખ્ય યજ્ઞોનું, આપેલા દાનનું, આચરેલા તપનું ફળ મળે છે. જે માણસ કાલીનું પૂજન કરે છે, તેણે બ્રહ્મા, વિષ્ણુ, શિવ, ગૌરી, લક્ષ્મી, ગણપતિ અને સૂર્ય આદિ સર્વ દેવોનું પૂજન કર્યું છે એમ માનવામાં આવ્યું છે. હવે સરસ્વતીનો બીજો અવતાર અર્થાત્ તેમના એક બીજા સ્વરૂપ વિષે કહેવામાં આવે છે, જેની આરાધના કરવાથી માણસો કૃતાર્થ થાય છે એ વિષે સંદેહ નથી.

'ૐ ઐં હ્રીં ક્લીં સરસ્વત્યૈ નમઃ' આ મંત્ર છે. આના અક્ષોભ્ય ઋષિ છે; બૃહતી છંદ છે; તારા દેવતા છે. સર્વ સિદ્ધિઓને આપનાર તારાનો ષોઢા ન્યાસ અર્થાત્ ષડંગન્યાસ કરવો. ૐ ઐં હૃદયાય નમઃ, હ્રીં શિરસે સ્વાહા, ક્લીં શિખાયૈ વષટ્, સરસ્વત્યૈ કવચાય હુમ્; નેત્રત્રયાય વૌષટ્, ૐ ઐં હ્રીં ક્લીં સરસ્વત્યૈ નમઃ, અસ્ત્રાય ફટ્. પછી દેવીનું ધ્યાન ધરવું. શવ ઉપર બેઠેલાં નીલમણિ જેવી કાંતિવાળાં ત્રણ નેત્રવાળાં, મસ્તક પર અર્ધચંદ્રને ધારણ કરેલ છે એવાં, નાના પ્રકારનાં આભૂષણોથી યુક્ત દેવીનું સ્મરણ કરવું. તે પછી ગ્રહન્યાસ કરવો. ત્રણ બીજ ૐ ઐં હ્રીં ક્લીં અને સ્વર–અં આં ઇં ઈં ઉં ઊં ઋં ૠં લૃં એં ઐં ઓં ઔં અં અઃ સહિત રક્તસૂર્યનો હૃદયમાં ન્યાસ કરવો. પ વર્ગ–પં ફં બં ભં મં સહિત શુક્લવર્ણ સોમનો બંને ભ્રુવોમાં ન્યાસ કરવો. ચ વર્ગ સહિત શ્યામ વર્ણના બુધનો વક્ષઃસ્થલમાં ન્યાસ કરવો. દ વર્ગ–દ–ધ–ન સહિત પીતવર્ણ બૃહસ્પતિનો કંઠકૂપમાં ગળામાં ન્યાસ કરવો. ત વર્ગ સાથે શ્વેતવર્ણ શુક્રનો ઘૂંટીમાં ન્યાસ કરવો. પ વર્ગ સાથે નીલવર્ણ શનૈશ્ચરનો નાભિદેશમાં ન્યાસ કરવો. શ વર્ગ સાથે ધૂમ્રવર્ણ રાહુનું ધ્યાન કરીને તેનો મુખમાં ન્યાસ કરવો. ત્રણ બીજ સહિત આ પ્રમાણે ગ્રહન્યાસ કહેવામાં આવ્યો. તે પછી ત્રણ બીજ મંત્રોથી

સર્વ સિદ્ધિ માટે પોતાના મસ્તક, લલાટ આદિમાં લોકપાલોનો અધસ્ અને ઊર્ધ્વાદિ આઠ દિશાઓમાં હ્રસ્વ–દીર્ઘકાદિ અષ્ટવર્ગ સાથે દિશાઓના અધિપતિઓનો ન્યાસ કરવો. ત્રણ બીજ મંત્રોથી શિવ–શક્તિ સહિત આધારાદિ ચક્રોમાં ન્યાસ કરવો. વ શ ષ સ વર્ણો, ડાકિની સહિત બ્રહ્માનો મૂલાધારમાં ન્યાસ કરવો. રાકિણી સહિત ચતુર્દલયુક્ત શ્રીવિષ્ણુનો વ અને લ વર્ણો સાથે લિંગમાંના સ્વાધિષ્ઠાન નામના ષટ્દલ-માં ન્યાસ કરવો. ડાકિનીયુક્ત રુદ્રનો ડ અને ફ વર્ણ સહિત નાભિમાંના મણિપૂરક દશ-દલ ચક્રમાં ન્યાસ કરવો. શાકિની સહિત ઈશ્વરનો ક અને ઠ વર્ણો સાથે હૃદયમાંના અનાહત દ્વાદશદલમાં ન્યાસ કરવો. સોળ સ્વર (અ આ ઇ ઈ વગેરે) સાથે શાકિની સહિત સદાશિવનો કંઠમાંના વિશુદ્ધ નામના ષોડશદળમાં ન્યાસ કરવો. ભ્રૂમધ્યમાં રહેલા અતિ મનોહર આજ્ઞાચક્રમાં લ અને ક્ષ વર્ણો સાથે હાકિની સહિત પરશિવનો ન્યાસ કરવો. સ્વર સહિત વર્ણોના આઠ વર્ગોનો બીજ મંત્ર સાથે સર્વ ઇષ્ટ સિદ્ધિ માટે તાર (પ્રણવ) આદિમાં બોલીને ન્યાસ કરવો. તારા, ઉગ્રા, મહોગ્રા, વજ્રા, કાલી, સરસ્વતી, કામેશ્વરી, ચામુંડા–આ આઠ તારિકાઓને આઠ શક્તિઓ કહી છે. આમનો શરીરમાં ક્રમથી ન્યાસ કરવો. જેમ કે બ્રહ્મ-રંધ્રમાં તારા શક્તિનો, લલાટમાં ઉગ્રાનો, ભ્રૂમધ્યમાં મહોગ્રાનો, કંઠદેશમાં વજ્રાનો; હૃદયમાં કાલીનો, નાભિમાં સરસ્વતીનો, ફલમાં કામેશ્વરીનો અને મૂલાધારમાં ચામુંડાનો ન્યાસ કરવો. પછી સર્વ સિદ્ધિઓને આપ-નાર પીઠ અંગન્યાસ કરવો. હ્રસ્વ સ્વરવર્ણ સહિત કામરૂપ ન્યાસ આધાર સ્થાનમાં કરવો. દીર્ઘ સ્વરવર્ણ સહિત જાલંધર ન્યાસ હૃદયમાં કરવો. વિદ્વાન પુરુષે ક વર્ગાદિ પૂર્ણગિરિ નામનો ન્યાસ લલાટમાં કરવો.

આદ્ય ચ વર્ગવાળો ઉડ્ડીયાન ન્યાસ કેશસંધિ-માં કરવો. આદિમાં યવાળો મથુરાપીઠ ન્યાસ કંઠમાં કરવો. તારાનો ષોઢા–ષડંગ-ન્યાસ અભીષ્ટ આપનાર કહેવામાં આવ્યો છે. હૃદયમાં શ્રીમદેકજટાનો ન્યાસ કરવો. શિરમાં તારિણીનો ન્યાસ કરવો. વજ્ર-ઉદકાઓ શિખાની રક્ષા કરે; વર્મમાં ઉગ્ર-તારાનો ન્યાસ કરવો. મહોગ્રા અને વત્સરા-નો નેત્રોમાં ન્યાસ કરવો. એકજટા અસ્ત્રમાં પિંગાગ્રાનો ન્યાસ કરવો. આ પ્રમાણે આ આઠ દેવીઓનો છ અંગોમાં ન્યાસ કરવો. અંગુષ્ઠાદિ અંગુલિઓમાં શરૂઆતમાં ન્યાસ કરી લીધા પછી તર્જની અને મધ્યમા અંગુલિ વડે તાલત્રય કરવા અને છોટિકા-મુદ્રાથી દેવતાનું સ્મરણ કરીને દિગ્બંધ કરવું. વિદ્યા અને તારપુટા દેવીઓ દ્વારા સાત વાર વ્યાપક ન્યાસ કરવો. વાદમાં અતિસિદ્ધિ આપનારી ઉગ્રતારાનું ધ્યાન કરવું. પ્રલયકાળના સમુદ્રમાંના કમળમાં રહેલાં, નીલ વર્ણવાળાં, દિવ્ય ભૂષણોવાળાં, હાથોમાં શંખ, ખડ્ગ, કપાલ, અને નીલ કમળને ધારણ કરનારાં; અંગ પર નાગશ્રેષ્ઠને શોભાવનારાં; ત્રણ રક્ત નેત્રવાળાં દેવીનું સ્મરણ કરવું. ચાર લાખ મંત્રનો જપ કરવો. દૂધ અને ગાયનું ઘી મિશ્ર કરેલાં રક્ત-કમળથી દશાંશ હોમ કરવો. શંખની સ્થાપ-ના કરીને જપ કરવો. નારીનો સ્પર્શ કરતા રહી, તેને જોતા રહીને મધ્ય રાત્રિએ બલિ આપવો. યુદ્ધમાં હણેલા શત્રુના અથવા છ માસના શિશુના શવ પર બેસીને શ્મશાન-માં, વપરાશમાં ન હોય તેવા અવાવરા ઘરમાં, નિર્જન પર્વત અથવા વનમાં દેવીની સાધના કરનારને તે શીઘ્ર સાધિત થઈ જાય છે. મેધા, પ્રભા, પ્રજ્ઞા, વિદ્યા, ધી, વૃત્તિ, સ્મૃતિ, બુદ્ધિ અને વિશ્વેશ્વરી–આ પીઠની નવ શક્તિઓ કહેવામાં આવી છે. એમની પીઠસ્થાન ઉપર સ્થાપના કરીને આસન

આપવું. પછી વિધિપૂર્વક પૂજા કરવી. દેવીને ચાર રસ્તા ભેગા થતા હોય તેવા સ્થળ પર મધ્યરાત્રિએ બલિ આપવો. પછી તેમને જલદાન આપવું. આચમન પાદ્ય અને અર્ધ્ય માટે જળ આપવું. 'ૐ રક્ષ રક્ષ શ્રીવિદ્યે ઠ ઠ'–આ મંત્રથી ભૂશુદ્ધિ કરવી. પછી 'સર્વવિઘ્નાનુત્સારય હું ફટ્ સ્વાહા' આ મંત્રથી વિઘ્નોનું નિવારણ કરવું. ભૂતશુદ્ધિ કરવી; આથી દેવીનું સાદૃશ્ય પ્રાપ્ત થાય છે. પછી ત્રિકોણસંયુક્ત ગોળ મંડળ આલેખવું. તેમાં આધારશક્તિનું પૂજન કરવું. એક શંખ મૂકવો. એ મહાશંખનું પણ પૂજન કરવું. પછી મૂલમંત્ર ભણીને એક કળશમાં તથા શંખમાં જળ ભરવું અને તેમાં ગંધ, પુષ્પ, અક્ષત નાખવા. તેનાથી ચંદ્રમંડળનું પૂજન કરવું. મૂળમંત્રથી શંખમાં અને કળશમાં પૂરેલા જળને અભિમંત્રિત કરીને પૂજાસામગ્રી પર તેનું પ્રોક્ષણ કરવું. દેવીને યોનિમુદ્રા દેખાડીને પીઠસ્થાન ઉપર આલેખેલા ષટ્કોણમાંના કમળના કર્ણિકમાં રમ્ય ઉપચારોથી તેનું પૂજન કરવું. હાથોમાં પાશ, અંકુશ, કપાલ અને ત્રિશૂલને ધારણ કરનારા, અલંકારોથી શોભતા ગણપતિનું પૂર્વ દિશામાં પૂજન કરવું. હાથમાં કપાલ અને શૂલને ધારણ કરનારા, સર્પના ભૂષણવાળા, પોતાના યૂથથી વીંટાયેલા એવા રમ્ય બહુકનું દેવીની જમણી બાજુએ દક્ષિણ દિશામાં પૂજન કરવું. હાથમાં–ખડ્ગ, શૂલ, કપાલ અને ડમરુને ધારણ કરનારા, કૃષ્ણવર્ણવાળા, દિગંબર અને ક્રૂર એવા ક્ષેત્રપાલનું પશ્ચિમમાં પૂજન કરવું.

કપાલ, ડમરુ, પાશ, લિંગ અને 'શ' નામના હથિયારને ધારણ કરનાર, રક્ત વસ્ત્રો પરિધાન કરેલી યોગિનીઓનું ઉત્તર દિશામાં પૂજન કરવું. દેવીના મંત્રના ઋષિ અક્ષોભ્યનું ઊર્ધ્વ દિશામાં અને પાંડુર સંજ્ઞાવાળા શંખનું સર્વ દિશાઓમા પૂજન કરવું, લાભકા, માનકા, પાણ્ડુરા તથા તારકાનું ઈશાનાદિ વિદિશાઓમાં અનુક્રમે કમળપત્રો પર ઇષ્ટ સિદ્ધિ પ્રાપ્ત થવા માટે પૂજન કરવું. પદ્માન્તક, યમાન્તક, વિઘ્નાન્તક અને નરાન્તકનું ચાર દ્વારોમાં પૂજન કર્યા પછી શક્રાદિ લોકપાલોનું તેમનાં વજ્ર આદિ આયુધો સહિત પૂજન કરવું. આ પ્રમાણે દેવીનું પૂજન કરનારને અદ્ભુત પાંડિત્ય, ધન, પુત્ર–પૌત્ર, શુભ કીર્તિ અને લોકચાહના પ્રાપ્ત થાય છે. પૂજાને અંતે દેવીને નિત્ય બલિ આપવો. મંત્ર સિદ્ધ થયા પછી તેના પ્રયોગો કરવા. ઉત્પન્ન થયેલા નવજાત શિશુ એવા ત્રણ દિવસની અંદરના બાળકની જીભ ઉપર સુવર્ણશલાકા અથવા ધોળી દૂર્વા વડે મધ અને ગાયના ઘીથી સાધકે મંત્ર લખવો, જેથી બાળક આઠ વર્ષનું થયા પછી અદ્ભુત પંડિત થાય છે તેમ જ રાજાઓના સમૂહોથી પણ તે અજેય–ન જીતી શકાય તેવો રહે છે; ને ધનથી પૂજાય છે અર્થાત્ શ્રીમંત થાય છે. ખરૂની કલમ વડે કમળદળ પર તેલ (તલનું), મધ અને ગાયના ઘીથી મંત્ર લખવો. એક ચતુષ્કોણ મેખલા યુક્ત કુંડ ખોદી તેમાં તે મૂકવો. એ કુંડમાં અગ્નિ સ્થાપન કરી ગાયના દૂધમાં રક્ત કમળ ઝબોળીને તે જ મૂળમંત્રથી એક હજાર આહુતિ આપવી. હોમ થઈ ગયા પછી વિવિધ રત્નો વડે અને માંસ વડે દેવીને અર્ધરાતે બલિ આપવો.

આ પ્રમાણે કરવાથી તે પંડિતોની ઉપર વિજય પ્રાપ્ત કરે છે અને મહાપંડિત બને છે. એને ત્યાં શ્રી અને સરસ્વતીનો નિવાસ થાય છે ને તે લોકોને આનંદ આપનારો થાય છે. જે સાધક રોચનાને, સો વાર મંત્ર જપીને અભિમંત્રિત કરી મસ્તકમાં ધારણ કરે છે, તે માણસ જેને જેને જુએ, તે તે ક્ષણભરમાં તેનો દાસ થઈ જાય છે. શ્મશાનમાંથી મંગળવારના દિને

પૂર્વા (ત્રણે) નક્ષત્રમાં કોલસા લાવીને નાડાછડીમાં વીંટી મૂળ મંત્ર સો વાર જપી તેનાથી અભિમંત્રિત કરીને શત્રુના ઘરમાં નાખવામાં આવે તો શત્રુ અને તેના કુટુંબીઓનું એક અઠવાડિયામાં ઉચ્ચાટન થઈ તેઓ વિનાશ પામે છે. પુરુષના હાડકા પર આકડાના દૂધથી મંત્ર લખી રવિવારે મધ્યરાત્રિએ મૂળ મંત્ર એક હજાર વાર જપીને તેનાથી તે હાડકું અભિમંત્રિત કરી શત્રુના ઘરમાં નાખવામાં આવે તો તે પોતાના મંડળથી ભ્રષ્ટ થાય છે, તેનો અધિકાર નષ્ટ થાય છે; ખેતરમાં નાખવામાં આવે તો ધાન્ય નાશ પામે છે. ભોજપત્ર પર એક ષટ્કોણ આલેખીને તેમાં મૂળ મંત્ર લાખના રસથી લખવો. તેને પીળા કપડામાં વીંટવો. તેને રેશમના દોરાથી બાળકના ગળામાં બાંધવામાં આવે તો ભૂત વગેરેની ભીતિ દૂર થાય છે. સ્ત્રીઓના ડાબા હાથે આ યંત્ર બાંધવામાં આવે તો પુત્રપ્રાપ્તિ થાય છે. પુરુષોના જમણા હાથે બાંધવાથી નિર્ધન હોય તો તેને ધન મળે છે; જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા ધરાવનારને જ્ઞાનની પ્રાપ્તિ થાય છે અને રાજાઓને આ યંત્ર વિજય અપાવે છે. ૧-૧૪૪

नृणां दक्षिणबाहुस्थं निर्धनानां धनप्रदम् ।
ज्ञानदं ज्ञानमिच्छूनां राज्ञां तु विजयप्रदम् ॥१४४॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં તૃતીય પાદમાં 'યક્ષિણી મંત્રભેદ નિરૂપણ' નામનો ૮૫ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૮૬ : યક્ષિણીમંત્ર-સાધન નિરૂપણ

सनत्कुमार उवाच ॥

सरस्वत्यावतारास्ते कथिताः सिद्धिदा नृणाम् ।
अथ लक्ष्म्यवतारांस्ते वक्ष्ये सर्वार्थसिद्धिदान् ॥१॥

સનત્કુમાર બોલ્યા : માણસોને સિદ્ધિ આપનારા સરસ્વતીના અવતારો તમને કહ્યા; હવે તમને સર્વાર્થ સિદ્ધિઓ આપનારા લક્ષ્મીના અવતારો વિષે કહું છું.

'ઐં ક્લીં શ્રીં–' આ ત્રણ બીજનો મંત્ર કહેવામાં આવ્યો છે. આના દક્ષિણામૂર્તિ ઋષિ છે, પંક્તિ છંદ છે અને ત્રિપુરા દેવતા છે; બાલા શક્તિ છે.

નાભિથી પગ સુધી 'ઐં' બીજથી, નાભિથી હૃદય સુધી 'ક્લીં' બીજથી અને મસ્તકથી હૃદય પર્યંત 'શ્રીં' બીજથી અનુક્રમે દેહમાં ન્યાસ કરવો. આદ્ય બીજ 'ઐં'થી ડાબા હાથમાં અને 'ક્લીં' તથા 'શ્રીં'થી જમણા હાથમાં ન્યાસ કરવો. મસ્તક, ગુહ્યભાગ અને વક્ષઃસ્થળમાં ત્રણે બીજોથી અનુક્રમે ન્યાસ કરવો. બંને કાનમાં 'ઐં' બીજથી, અને 'ક્લીં' બીજથી તથા હડપચીમાં 'શ્રીં' બીજથી ન્યાસ કરવો. બંને નેત્રમાં 'ઐં' અને 'ક્લીં' બીજથી તથા નાસિકામાં 'શ્રીં' બીજથી ન્યાસ કરવો. બંને ખભામાં 'ઐં' અને 'ક્લીં' બીજથી તથા ઉદરમાં 'શ્રીં' બીજથી ન્યાસ કરવો, બંને લમણામાં 'ઐં' અને 'ક્લીં' બીજથી તથા મુખમાં 'શ્રીં' બીજથી ન્યાસ કરવો, બંને કોણીઓમાં 'ઐં' અને 'ક્લીં' બીજથી તથા નાભિમાં 'શ્રીં' બીજથી ન્યાસ કરવો. બંને ઢીંચણોમાં 'ઐં' અને 'ક્લીં' બીજથી તથા લિંગમાં 'શ્રીં' બીજથી ન્યાસ કરવો.

બંને પગમાં 'ઐં' અને 'ક્લીં' તથા મસ્તકમાં 'શ્રીં'નો ન્યાસ કરવો. બંને પાસાંઓમાં 'ઐં' અને 'ક્લીં' બીજનો તથા ગુહ્ય ભાગમાં 'શ્રીં' બીજનો ન્યાસ કરવો. બંને સ્તનમાં 'ઐં' અને 'ક્લીં' તથા હૃદયમાં 'શ્રીં' બીજનો ન્યાસ કરવો. ડાબા અંગમાં 'ઐં' અને 'ક્લીં' તથા કંઠમાં 'શ્રીં' બીજનો ન્યાસ કરવો. 'ઐં' બીજનો ગુહ્ય સ્થાનમાં, 'ક્લીં' બીજનો હૃદયમાં 'ઐં', 'ક્લીં' અને 'શ્રીં'નો

ભ્રૂના મધ્ય ભાગમાં ન્યાસ કરવો. અમૃતેશી, યોગેશી અને વિશ્વયોનિનો મસ્તક, મુખ અને હૃદયમાં ન્યાસ કરવો. ગુહ્ય સ્થાન, બંને પગમાં પણ 'ઐં' 'ક્લીં' અને 'શ્રીં' બીજથી ન્યાસ કરવો. મકરધ્વજ, કંદર્પ, મન્મથ, કામદેવ અને સ્મર આ પાંચને ન્યાસમાં સિદ્ધિ આપનારા કહ્યા છે. મસ્તક, પગ, મુખ, ગુહ્ય ભાગ અને હૃદયમાં દ્રાં દ્રીં ક્લીં જૂં સઃ આ બાણેશી-બીજોથી દ્રાવિણી, ક્ષોભિણી, વશીકરણી, આકર્ષણી તથા સંમોહની-આ પાંચ બાણ દેવતાઓનો ન્યાસ કરવો. ૐ આં હૃદયાય નમઃ, ૐ ઈં શિરસે સ્વાહા, ૐ ઊં શિખાયૈ વષટ્, ૐ ઋૂં કવચાય હુમ્, ૐ ઐં નેત્રત્રયાય વૌષટ્, ૐ ઔં અસ્ત્રાય ફટ્-આ પ્રમાણે ષડંગ ન્યાસ કર્યા પછી દેવીનું ધ્યાન કરવું. લાલ કમળ પર બેઠેલાં રક્ત વસ્ત્ર પરિધાન કરેલાં, ત્રણ નેત્રવાળાં, ઉદય પામતા સૂર્યની કાન્તિ જેવી કાન્તિવાળાં; પુસ્તક, માળા અને અભય વરને ધારણ કરનારાં દેવીનું ચિંતન કરવું. ત્રણ લાખ મંત્રનો જપ કરવો અને મધમાં ઝબોળેલાં કેસૂડાં અથવા કણેરનાં પુષ્પોથી દશાંશ હોમ કરવો. અષ્ટદળ કમળ આલેખવું. તેની અંદર નવયોન્યાત્મક યંત્રના 'ઐં ક્લીં શ્રીં'-આ બીજવર્ણ લખવા. કેસરાઓમાં સ્વર લખવા, અષ્ટદળમાં અષ્ટવર્ગ-ક થી ળ સુધીના વર્ણ લખવા. દળના અગ્રભાગમાં ત્રિશૂલ આલેખવું; અને કમળની ચારે બાજુ-અં આં ઈં ઈં ઉં ઊં ઋં ૠં લૃં લૄં એં ઐં ઓં ઔં અં અઃ-વર્ણો લખવા. આ પ્રમાણે યંત્ર લખાઈ ગયા પછી પીઠશકિતઓની પૂજા કરવી. ઇચ્છા, જ્ઞાતા, ક્રિયા, કામિની, કામદાયિની, રતિ, રતિપ્રિયા, નંદા અને મનોન્મની-આ પીઠશક્તિઓનું પૂજન કર્યા પછી-ૐ ઐં ક્લીં શ્રીં સદાશિવાય પ્રેતપદ્માસનાય નમઃ-આ મંત્રથી પીઠસ્થાનનું પૂજન કરવું. પછી દેવીનું મૂળ મંત્રથી આવાહન કરવું અને ભાત-ભાતના ઉપચારોથી દેવીનું પૂજન કરવું. નવયોન્યાત્મક યંત્રની મધ્યમાં દેવીનું પીઠસ્થાન ઉપર સ્થાપન કરી પૂજન કર્યા પછી દેવીની ડાબી બાજુએ રતિનું, જમણી બાજુએ પ્રીતિનું અને આગળની બાજુએ મનોભવાનું તેમ જ મધ્ય-યોનિની બહારની બાજુએ પૂર્વાદિ દિશાઓમાં અનુક્રમે મનોભવ, મકરધ્વજ, કંદર્પ અને મન્મથ તથા અગ્રભાગમાં કામદેવનું પૂજન કરવું. આ પ્રમાણે પાંચ સ્મરોનું પૂજન કર્યા પછી સુભગા, ભગા, ભગસર્પિણી, ભગમાલા, અનંગા, કુસુમા, અનંગમેખલા, અનંગમદના આ આઠ શક્તિઓનું પૂજન કરવું. કમળદળના અગ્રભાગમાં આઠ પીઠ સ્થાનોમાં કામરૂપ, મલય, કોલ્લગિરિ, ચૌહાર, કુલાંતક, જાલંધર, ઉડ્ડીયાન અને કોઠપીઠ-આ પીઠના અધિપતિઓનું પૂજન કરવું. ભૂગૃહમાં દશ દિશાઓમાં-હેતુક, ત્રિપુરાંતક, વૈતાલ, અગ્નિજિહ્વ, કમલાંત, કપાલી, એકપાદ, ભીમરૂપ, વિમલ અને હાટકેશ્વરનું પૂજન કરવું. શક્રાદિ લોકપાલોનું તેમનાં આયુધો સાથે તેમની પોતપોતાની દિશાઓમાં પૂજન કરવું. અષ્ટદળની બહાર પૂર્વ આદિ દિશાઓમાં બટુક, યોગિની, ક્ષેત્રનાયક અને ગણેશનું તથા વિદિશાઓમાં વસુઓ, સૂર્ય, શિવ તથા ભૂતોનું પૂજન કરવું. આ પ્રમાણે દેવીનું પૂજન કરનાર પુરુષ ધન અને વિદ્યાનો સ્વામી થાય છે. રક્ત કમળોથી હોમ કરવાથી સ્ત્રીઓ વશ થાય છે અને સરસવથી હોમ કરવાથી રાજાઓ વશ થાય છે. નંદ્યાવર્ત (આરગ્વધવૃક્ષ), રાજવૃક્ષ (તગરવૃક્ષ), કુંદ, પાટલ અને ચંપકનાં પુષ્પોથી અથવા બિલ્વફળ વડે હોમ કરવાથી લક્ષ્મી સ્થિર થાય છે. દૂધ સાથે ગળોનો હોમ કરવાથી સાધક અપમૃત્યુ પર વિજય મેળવે છે. વિધિ પ્રમાણે દૂર્વાનો હોમ કરવાથી નિરામતા સાથે

સાધક આયુષ્યનો ઉપભોગ કરે છે. અગુરુ વડે હોમ કરવાથી જ્ઞાન અને પાણ્ડિત્ય પ્રાપ્ત થાય છે. 'કેસૂડાંનાં પુષ્પોથી હોમ કરવાથી વાણીની સિદ્ધિ તથા અન્નના હોમથી અન્નની પ્રાપ્તિ થાય છે. ગાયના દૂધમાંથી બનાવેલા દહીંથી સંયુક્ત ડાંગરની ધાણીનો હોમ કરવાથી રોગ ઉપર વિજય પ્રાપ્ત થાય છે. રક્ત ચંદન, કપૂર, કચૂરો, અગુરુ, રોચના, ચંદન, કેશર અને સુગંધી વાળો—આટલાં દ્રવ્યો શ્મશાનમાં રાતે આકળના જળથી કુંવારી કન્યાના હાથે વટાવી, અભિમંત્રિત કરી તેનું તિલક કરીને જેને જોવામાં આવે તે માણસો વશ થાય છે. હાથી અને સિંહ વગેરે પ્રાણીઓ, રાક્ષસો તથા શાકિની વગેરેને પણ વશ કરવા માટે આ મંત્રનો જપ કરવો. તે માટે પ્રથમ દેવીના શાપનું નિવારણ કરવું ને ઉત્કીલનવિધિ કરવી. 'પ્રથમ ઐં બીજ ભણી પછી ક્લીં શ્રીં અને 'ર' 'ગં' તથા હ્રીંની યોજના કરી 'ઐં ક્લીં શ્રીં રં ગં હ્રીં દેવ્યૈ નમઃ'—આ પ્રમાણે સો વાર મંત્રનો જપ કરવાથી શાપનું નિવારણ થાય છે અને ઇષ્ટ ફળની પ્રાપ્તિ થાય છે. ચૈતન્ય અને આહ્લાદિની મંત્રોથી ઉત્કીલન થાય છે—'અં ઇં ઉં' આ બિંદુ-યુક્ત ત્રણ સ્વરો ચેતન છે. 'ૐ હ્રીં નમઃ' આ મંત્ર આહ્લાદિની છે. 'અં ઇં ઉં ૐ હ્રીં નમઃ'—આ મંત્ર સો વાર જપીને ઉત્કીલન કરવું. દેવીના પૂજનના આરંભમાં દિવ્યૌઘ, સિદ્ધૌઘ અને માનવૌઘ—આ ત્રણ ગુરુઓનું અર્ચન કરવું. પરપ્રકાશ, પરમેશાન, પરશિવ, કામેશ્વર, મોક્ષ, કામ અને અમૃત આ સાત દિવ્યૌઘ છે. ઈશાન, તત્પુરુષ, અઘોર, વામદેવ અને સદ્યોજાત—આ પાંચને, હે મુને! સિદ્ધૌઘ કહ્યા છે. પોતાના ગુરુના સંપ્રદાયની પરંપરાથી માનવૌઘ જાણી લેવા. પછી ત્રિપુરા ગાયત્રીનો જપ કરવો. આ ગાયત્રી સર્વ સિદ્ધિઓને આપનારી છે અને દેવતાઓ વડે પૂજાયેલ છે. ત્રિપુરા ગાયત્રી મંત્ર આ પ્રમાણે છે: 'ત્રિપુરા દેવી વિદ્મહે સનેત્રોઽગ્નિશ્ચ ધીમહિ, તન્નઃ ક્લિન્ને પ્રચોદયાત્.'

હવે મનુષ્યોને સિદ્ધિ આપનાર લક્ષ્મીના બીજા એક અવતાર વિષે કહેવામાં આવે છે. 'ગિરિજાપદ્મામ્યાં ભગવત્યૈ માહેશ્વર્યૈ અન્નપૂર્ણાયૈ નમઃ'—આ મંત્રના દ્રુહિણ મુનિ છે, ધૃતિ છંદ છે, અન્નપૂર્ણેશી દેવતા છે. ૐ આં હૃદયાય નમઃ, ઈં શિરસે સ્વાહા, ઊં શિખાયૈ વષટ્, ઋૂં કવચાય હુમ્, ઐં નેત્રત્રયાય વૌષટ્, ઔં અસ્ત્રાય ફટ્—આ પ્રમાણે ષડંગ ન્યાસ કરવા. પછી દેવીનું ધ્યાન કરવું. સુવર્ણની કાંતિ જેવી કાંતિવાળાં, ત્રણ નેત્રવાળાં, વસ્ત્ર અને અલંકારોથી સુશોભિત, ભૂ અને રમાથી યુક્ત અને હાથમાં કમળને ધારણ કરનારાં દેવીનું ચિંતન કરવું, એક લાખ જપ કરવા અને ઘૃતયુક્ત ચરુની દશ હજાર આહુતિ આપીને હોમ કરવો. પીઠસ્થાન ઉપર જયા આદિ નવશક્તિઓ સહિત દેવીની પૂજા કરવી. ચાર પત્ર, આઠ પત્ર, અથવા સોળ કમળ-પત્ર ઉપર 'ઐં ક્લીં શ્રીં' બીજમંત્ર લખી તેના ઉપર દેવીની પીઠસ્થાન ઉપર સ્થાપના કરવી. અગ્નિ આદિ ત્રણ ખૂણાઓમાં શિવ, વારાહ માધવને પોતપોતાના મંત્રોથી પૂજવા, અર્થાત્ અગ્નિ કોણમાં શંકરનું, નૈઋત્યમાં વારાહનું અને વાયવ્યમાં માધવ(નારાયણ)નું પૂજન કરવું. ચાર પત્ર, આઠ પત્ર અને સોળ પત્ર અનુક્રમે પરા, ભુવનેશ્વરી, કમલા અને સુભગાનું ચાર પત્ર ઉપર; બ્રાહ્મી આદિનું આઠ પત્ર ઉપર તથા માનદા, તુષ્ટિ, પુષ્ટિ, પ્રીતિ, રતિ, હ્રી, શ્રી, સ્વધા, સ્વાહા, જ્યોત્સ્ના, હૈમવતી, છાયા, પૂર્ણિમા, સંહતિ તથા અમાવાસ્યા અને પ્રાણપૂર્વિકાનું સોળ પત્ર પર પૂજન કરવું. ભૂપૂરમાં લોકપાલોનું તથા તેમનાં આયુધોનું પૂજન કરવું. આ પ્રમાણે જપ તથા પૂજન

વગેરેથી સાધક કુબેરના જેવો ધનવાન થાય છે અને માણસોથી પૂજાય છે.

હે મુનિસત્તમ! હવે લક્ષ્મીનો એક બીજો અવતાર કહેવામાં આવે છે. આદિમાં પ્રણવ ૐકાર યોજવો. પછી હ્લાં હ્લીં ક્લીં ઐં શ્રીં વાચં મુખં પદં જિહ્વાં સ્તંભય કીલય બુદ્ધિં વિનાશય ઐં ૐ બગલામુખિ સ્વાહા—આ બગલાનો મંત્ર છે. આ મંત્રના નારદ-ઋષિ છે, બૃહતી છંદ છે, બગલામુખી દેવતા છે. પછી ષડંગ ન્યાસ કરવો :—હ્લાં હૃદયાય નમઃ, હ્લીં શિરસે સ્વાહા, ક્લીં શિખાયૈ વષટ્, ઐં કવચાય હુમ્, શ્રીં નેત્ર-ત્રયાય વૌષટ્, હ્લઃ અસ્ત્રાય ફટ્. તે પછી દેવીનું ધ્યાન કરવું. પીળાં વસ્ત્રો પરિધાન કરેલાં છે; સુવર્ણના આસન પર વિરાજમાન થયેલાં, સુવર્ણના જેવી ક્રાંતિવાળાં, મસ્તક પર ચંદ્રથી વિભૂષિત અને હાથોમાં મુદ્ગર, પાશ, વજ્ર અને રશના—દોરડીને ધારણ કરનાર દેવીનું ચિંતન કરવું. આ પ્રમાણે ધ્યાન કર્યા પછી એક લાખ મંત્રનો જપ કરવો. ચંપકનાં પુષ્પોથી દશાંશ હોમ કરવો. પીઠસ્થાન ઉપર દેવીનું સ્થાપન કરવું. ચંદન, અગુરુ જળ સાથે મિશ્ર કરી પૂજા માટે યંત્ર આલેખવું. ત્રિકોણ, ષડ્દલ, અષ્ટદળ અને ષોડશદળમાં દેવીનું પૂજન કરવું. મંગલા, સ્તંભિની, જૃંભિણી, મોહિની, વશ્યા, ચલા, બલાકા, ભૂધરા, હલષા, ધાત્રી, કલના, કાલકર્ષિણી, ભ્રામિકા, મંદગા, ભોગ-સ્થા અને ભાવિકા—દેવીનાં આ સોળ સ્વરૂપ જણાવવામાં આવ્યાં છે. ભૂગૃહની પૂર્વાદિ ચાર દિશામાં ક્રમથી ગણેશ, બટુક, યોગિની અને ક્ષેત્રપાલનું પૂજન કરવું. ઇંદ્રાદિ લોકપાલોનું તેમનાં આયુધોસહિત પૂજન કરવું. પીળાં વસ્ત્રો પરિધાન કરેલાં, પીળા વસ્ત્રના આસન ઉપર બેઠેલાં, પીળા રંગની માળાને ધારણ કરનારાં, પીતવર્ણનાં દ્રવ્યોનું અનુલેપન કરનારાં દેવીનું પીળાં પુષ્પોથી પૂજન કરવું અને હરિદ્રાની માળાથી પીતવર્ણવાળાં દેવી ભગવતીનું ધ્યાન કરી જળમાં ઊભા રહીને દશ હજાર મંત્રનો જપ કરવો. ઘી, મધ, સાકર મેળવેલા તલથી દશાંશ હોમ કરવો. આથી માણસો વશ થાય છે. ત્રિમધુ અને સૈંધવથી હોમ કરવાથી મોહન થાય. તલના તેલમાં બોળેલાં લીમડાનાં પાંદડાંનો હોમ વિદ્વેષ કરનારો થાય છે. હરતાલ, લવણ અને હરિદ્રા વડે હોમ કરવાથી શત્રુઓનું સ્તંભન થાય છે. ઘરની ધુમાસ, રાઈ, ભેંસાગૂગળ, અને હરિદ્રાનો શ્મશાનના અગ્નિમાં હોમ કરવાથી શત્રુઓનો શીઘ્ર નાશ થાય છે. ગીધ અને કાગડાઓની પાંખો, રાઈનું તેલ, બહેડાં અને ઘરની ધુમાસ ચિતાના અગ્નિમાં હોમવાથી શત્રુઓનું ઉચ્ચાટન થાય છે. દૂર્વા, ગળો, ડાંગરની ધાણી, ગાયના ઘી, મધ અને ખાંડ સાથે મેળવીને હોમ કરવાથી સર્વ રોગોની શાંતિ થાય છે અથવા દર્શનમાત્રથી સર્વ રોગો મટી જાય છે. સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત કરવા માટે પર્વત-ના શિખર પર, મહા અરણ્યમાં, નદીઓના સંગમસ્થાન પર, શિવાલયમાં, બ્રહ્મચર્ય ધારણ કરી એક લાખ મંત્રનો જપ કરવો. એક જ રંગની ગાયનું દૂધ સાકર અને મધ નાખેલું હોય તેને ત્રણસો વાર મંત્રિત કરીને પીવાથી વિષના પ્રભાવનો નાશ કરે છે. ધોળા ખાખરાના કાષ્ઠમાંથી બનાવેલી સુંદર પાદુકાઓ( ચાખડી )ને અલતાથી રંગીને મંત્રથી એક લાખ વાર અભિમંત્રિત કરવી. તેના પર આરૂઢ થઈને ક્ષણમાત્રમાં સો યોજન જઈ શકાય છે. પારો, મનશિલ, હરતાલને મધ સાથે વાટી તે કલ્કને મંત્રથી એક લાખ વાર અભિમં-ત્રિત કરી આખા શરીર પર ચોપડવાથી મનુષ્ય અદૃશ્ય થાય છે. આ આશ્ચર્ય તો જુઓ! તાડપત્ર પર એક ષટ્કોણ આલેખવું. તેમાં બીજમંત્ર અને શત્રુનું

નામ હરતાલ અને હરિદ્રાને ધંતૂરાના રસથી મિશ્ર કરીને લખવાં. એની પ્રાણ-પ્રતિષ્ઠા કરવી. આ યંત્રને પીળા વસ્ત્રથી વીંટવું. પછી કુંભારના ફરતા ચાકડા પરની માટી લઈ તેમાંથી એક બળદની સુંદર આકૃતિ રચવી અને તેની અંદર તે યંત્ર મૂકવું. પછી તે બળદને હરતાલથી લીંપી દઈને પ્રતિદિન તેનું પૂજન કરવું. શત્રુ-ઓની વાણી, તેમની ગતિ અને કાર્યપરં-પરાનું સ્તંભન કરવું. સ્મશાનમાંનું એક ઠીકરું લેવું. ચિતામાંથી એક કોલસો લઈ તેનાથી ઠીકરામાં ષટ્કોણ દોરી તેમાં બીજમંત્ર લખવો અને શત્રુનું નામ લખવું. તેને મંત્રથી અભિમંત્રિત કરીને ભૂમિમાં દાટવું. આથી શત્રુની ગતિનું સ્તંભન થાય છે, એવી જ રીતે પ્રેતના વસ્ત્ર ઉપર ચિતામાંના કોલસા વડે ષટ્કોણ આલેખી મંત્ર લખવો. તેને પીળા દોરાથી વીંટી દેડકાના મુખમાં મૂકવું. તેને પીળાં પુષ્પોથી પૂજવું. આથી શત્રુની વાણીનું સ્તંભન થાય છે. ઇંદ્ર-વારુણીના મૂળને મંત્ર વડે સાત વાર અભિ-મંત્રિત કરીને વરસાદના ઝીલેલા જળમાં નાખી તેને જળમાં નાખવામાં આવે તો જળનું સ્તંભન થાય છે.

વધુ કહેવાથી શું પ્રયોજન! સાધકે સારી પેઠે સિદ્ધ કરેલો મંત્ર શત્રુઓની ગતિ, બુદ્ધિ વગેરેનું સ્તંભન કરે જ છે, એમાં સંશય નથી. ૧–૧૧૫

किं बहूक्त्या साधकेन मंत्रः सम्यगुपासितः ।
शत्रूणां गतिबुद्ध्यादेः स्तंभनो नात्र संशयः ॥११५

ઇતિ શ્રીનારદપુરાણમાં પૂર્વભાગમાં તૃતીય પાદમાં યક્ષિણીમંત્ર સાધન નિરૂપણ નામનો ૮૬ મો અધ્યાય સમાપ્ત

## અધ્યાય ૮૭ : દુર્ગામંત્રચતુષ્ટય વર્ણન

सनत्कुमार उवाच

अवतारत्रयं लक्ष्म्याः कथितं ते द्विजोत्तम ।
दुर्गायाश्चाभिधास्यामि सर्वलोकोपकारकान् ॥ १ ॥

સનત્કુમાર બોલ્યા : હે દ્વિજશ્રેષ્ઠ! મેં તમને લક્ષ્મીના ત્રણ અવતારો વિષે કહ્યું. હવે સર્વ લોકોને ઉપકારક દુર્ગાના અવતારો વિષે કહું છું. 'ૐ શ્રીઃ શિવે શિવે જ્વાલામુખિ શિવદૂતિ ભગવતિ ચંડે હું ફટ્ સ્વાહા.'

આ મંત્રના ભૈરવ ઋષિ છે; સમ્રાટ્ છંદ છે; છિન્નમસ્તા દેવતા છે; રમા બીજ છે અને સ્વાહા એની શક્તિ છે. પછી અંગન્યાસ કરવા—આં ખડ્ગાય હૃદયાય નમઃ, ઈં ખડ્ગાય શિરસે સ્વાહા; ઊં વજ્રાય શિખાયૈ વષટ્; ઐં પાશાય કવચાય હુમ્; ઔં અંકુશાય નેત્ર-ત્રયાય વૌષટ્; અઃ વસુરક્ષયુજે અસ્ત્રાય ફટ્—આ પ્રમાણે ન્યાસ કરીને અંબિકાનું ધ્યાન કરવું—ભાનુમંડળમાં નિવાસ કરનારાં; મસ્તક પર છૂટા રહેલા કેશવાળાં—વેરાયેલી લટવાળાં; પોતાના વિશાળ છિન્ન મુખથી ગળતા પોતાના રક્તનું પાન કરનારાં; રતમાં આસક્ત થયેલાં રતિ અને મન્મથ પર ઊભાં રહેલાં; પોતાની ડાકિની અને વર્ણિની—એ સખીઓ જોઈને આનન્દ પામનારાં અંબિકા દેવીનું ચિંતન કરીને ચાર લાખ મંત્રનો જપ કરવો. પલાશકુસુમ ( કેસૂડાં ) અને બિલ્વફળનો હોમ કરવો. પછી પીઠ સ્થાન ઉપર આધાર શક્તિ સહિત જયા આદિ નવ શક્તિઓનું પૂજન કરવું. જયા, વિજયા, જિતા, પરાજિતા, નિત્યા, વિલાસિની, દોગ્ધ્રી, અઘોરા, અને મંગલા—આ પીઠની નવ શક્તિઓ છે. આ શક્તિઓને આસન આપવું. પછી શિવાની પૂજા કરવી. એક ત્રિકોણ આલેખવું. એના મધ્યમાં ષટ્કોણ આલેખીને તેમાં કમળ પર શિવા( દુર્ગા )નું આવરણ સહિત પૂજન કરવું. ભૂપુરના બાહ્યભાગમાં વજ્ર આદિ

આયુધોનું તથા અંદરના ભાગમાં ઇન્દ્ર આદિ લોકપાલોનું પૂજન કરવું. ભૂપુરનાં ચાર દ્વારોમાં-કરાલ, વિકરાલ, અતિકાલ અને મહાકાલ આ ચાર દ્વારપાલોનું પૂજન કરવું. તે પછી પદ્મમાં અષ્ટશક્તિઓનું પૂજન કરવું. એકલિંગા, યોગિની, ડાકિની, ભૈરવી, મહાભૈરવી, ઇન્દ્રાક્ષી, અસિતાઙ્ગી, અને સંહારિણી-આ આઠ શક્તિઓ છે. ષટ્કોણમાં અંગમૂર્તિઓનું પૂજન કરવું-ત્રિકોણગા, છિન્નમસ્તા, પડખાંઓમાં તેમની બે સખીઓ ડાકિની અને વર્ણિનીનું તારા અને વાણી સાથે પૂજન કરવું.

આ પ્રમાણે પૂજા વગેરેથી મંત્ર સિદ્ધ થયા પછી સાધકના શ્રીદુર્ગાની કૃપાથી દુર્લભ એવા સઘળા મનોરથો શીઘ્ર સફળ થાય છે. લવિંગનો હોમ કરવાથી લક્ષ્મી પ્રાપ્ત થાય છે; બિલ્વ ફળથી ઇષ્ટ પ્રાપ્તિ, માલતીનાં પુષ્પોથી વાક્ સિદ્ધિ અને ચંપકનાં પુષ્પોથી હોમ કરવાથી સુખ પ્રાપ્ત થાય છે. ઘૃતયુક્ત બકરાના માંસની એકસો આહુતિઓ આપી પ્રતિદિન હોમ કરનારને સર્વ રાજાઓ એક માસમાં વશ થાય છે. એક લાખ શ્વેત કણેરનાં પુષ્પોથી હોમ કરનારાના રોગસમૂહોનો નાશ થાય છે ને તે સો વર્ષ સુધી જીવે છે તથા સુખી થાય છે. રાતાં કણેર પુષ્પો એક લાખ હોમવાથી રાજા તથા મંત્રીઓ વશ થાય છે. ઉંબરો તથા પલાશ વૃક્ષનાં ફળોનો હોમ કરવાથી લક્ષ્મી પ્રાપ્ત થાય છે. શિયાળોના માંસથી હોમ કરવાથી પણ લક્ષ્મી પ્રાપ્ત થાય છે. દૂધપાકનો હોમ કરવાથી વિદ્વત્તા પ્રાપ્ત થાય છે. બંધૂકનાં પુષ્પોથી ઐશ્વર્ય અને કણેરનાં પુષ્પોનો હોમ કરવાથી ઇષ્ટપ્રાપ્તિ થાય છે. તલ અને ચોખાના હોમથી સર્વ માણસો વશ થાય છે. નારીના રજથી આકૃષ્ટ થયેલા મૃગના માંસથી હોમ કરવાથી ઇષ્ટફળની પ્રાપ્તિ થાય છે. પાડાઓના માંસથી તથા ઘૃતયુક્ત કમળોના હોમથી સ્તંભન થાય છે. શત્રુના મારણ માટે ચિતાના અગ્નિમાં કાગડાની પાંખોનો હોમ કરવો. કાષ્ઠના પ્રચંડ અગ્નિમાં પણ કાગડાની પાંખોનો હોમ કરવામાં આવે તો પણ શત્રુનું મૃત્યુ થાય છે. દ્યૂતમાં, વનમાં, રાજદરબારમાં, યુદ્ધમાં, શત્રુ તરફથી સંકટ ઉપસ્થિત થાય ત્યારે દેવીનું ધ્યાન કરીને મંત્રનો જપ કરનારો માણસ વિજય પ્રાપ્ત કરે છે. ભુક્તિ (ભોગ), મુક્તિ (મોક્ષ) પ્રાપ્તિ માટે સિતા-(દેવી)નું ધ્યાન કરવું; ઉચ્ચાટન માટે નીલરોચિષનું; વશીકરણ માટે રક્તાનું; મારણ માટે ધૂમ્રાનું અને સ્તંભનપ્રયોગ માટે કનકપ્રભા દેવીનું ધ્યાન કરવું. તેની સિદ્ધિ થવા માટે રાત્રે મદિરા વગેરેથી તેને બલિ આપવો. સર્વ સિદ્ધિઓને આપનારો આ પ્રયોગ ગોપનીય કહેવામાં આવ્યો છે. આસો વદિ ચૌદશની ગાઢ અંધકારમયી મધ્યરાત્રિએ સ્નાન કરીને રક્ત વસ્ત્ર અને રક્ત માળા ધારણ કરવાં તથા રક્ત અનુલેપન કરવું. છિન્નમસ્તા દેવીના સ્વરૂપને વ્યક્ત કરનારી સુન્દર, પવિત્ર અને યૌવનથી સભર, સુંદર સ્મિતવાળી, મુક્ત કેશકલાપવાળી સ્ત્રી લાવીને તેને ભૂષણ આદિ અર્પણ કરીને સારી પેઠે સંતુષ્ટ કરવી તથા તેને વસ્ત્રવિહીન કરી તેનું પૂજન કરવું અને મંત્રનો દશહજાર વાર જપ કરવો. પછી બલિ આપવો અને રાત્રિ વ્યતીત થયા પછી એ સ્ત્રીને ધન આપીને સંતુષ્ટ કરવી અને માનપૂર્વક તેને પોતાના સ્થાને મોકલી આપવી. બ્રાહ્મણોને વિવિધ પ્રકારનાં અન્નાદિનું ભોજન કરાવવું. આ પ્રમાણેના વિધિથી લક્ષ્મી, પુત્ર, પૌત્ર, ધન, યશ, સ્ત્રી, આયુ, સુખ, ધર્મ અને ઇષ્ટની પ્રાપ્તિ થાય છે. વિદ્યાની ઇચ્છા રાખનારા સાધકે તે રાત્રે વ્રત કરવું અને મંત્રનો જપ કરતા રહીને અન્ય મનોરથો પૂર્ણ કરવા. પ્રભાતમાં ઊઠીને શય્યામાં બેસી-

રહીને સો મંત્ર જપ કરવા. આના પ્રભાવથી છ માસમાં જ્ઞાન પ્રાપ્ત થવાથી વિદ્વાન પર વિજય મેળવી શકાય છે. શિવે આ છિન્નમસ્તા દેવી કીલિત કરેલ હોવાથી તેનું ઉત્કીલન હવે કહેવામાં આવે છે, મંત્રના આદિ તથા અંતમાં 'હ્રીં' અને 'ૐ' લગાડીને એકસો આઠ વાર તેનો જપ કરવો. આ છિન્નમસ્તા દેવી સિદ્ધ થતાં કળિયુગમાં શીઘ્ર ઇષ્ટફળ આપે છે.

હે મુનિસત્તમ! હવે દેવીના બીજા અવતારો વિષે તમને કહું છું. 'હસરૈં' 'હસકલરીં' 'હસરૌં' વાગ્ભવ, કામરાજ અને શક્તિબીજ-ત્રિપુરભૈરવી દેવીનાં ઉપર જણાવેલાં ત્રણ સ્વરૂપોના ત્રણ બીજ મંત્રો છે. આ મંત્રના દક્ષિણામૂર્તિ ઋષિ છે, પંક્તિ છંદ છે, ત્રિપુરભૈરવી દેવી આના દેવતા છે. નાભિથી પગ સુધી વાગ્ભવ બીજ 'હ સ રૈં'-થી ન્યાસ કરવો. હૃદયથી નાભિ સુધી કામબીજ-'હ સ ક લ રીં'થી અને શિરથી હૃત્પ્રદેશ સુધી તૃતીય શક્તિબીજ 'હ સ રૌં'થી ન્યાસ કરવા. પહેલો અને બીજો મંત્ર ભણી અનુક્રમે જમણા અને ડાબા હાથમાં તથા ત્રીજો મંત્ર ભણી બંને હાથમાં ન્યાસ કરવા. પછી મૂલાધાર, હૃદય અને મસ્તકમાં અનુક્રમે પહેલા, બીજા અને ત્રીજા બીજમંત્રથી ન્યાસ કરવા. પછી ત્રણે બીજમંત્રો ભણીને આખા શરીરે મસ્તકથી પગ સુધી વ્યાપક ન્યાસ કરવો. તે પછી મનોભવરૂપ ઈશાનનો પ્રથમ બીજમંત્ર ભણીને મસ્તકમાં ન્યાસ કરવો. મકરધ્વજરૂપ તત્પુરુષનો બીજો બીજમંત્ર ભણીને મુખમાં અને કુમાર કંદર્પરૂપ અઘોરનો ત્રીજો બીજમંત્ર ભણીને હૃદયમાં ન્યાસ કરવો. મન્મથરૂપ વામદેવનો પ્રથમ બીજમંત્ર ભણીને ગુહ્યપ્રદેશમાં ન્યાસ કરવો. કામદેવરૂપ સદ્યોજાતનો બીજો બીજમંત્ર ભણીને બંને પગમાં ન્યાસ કરવો. ઊર્ધ્વ, પૂર્વ, દક્ષિણ, ઉત્તર અને પશ્ચિમ દિશાઓમાં ઈશાન, તત્પુરુષ, અઘોર, સદ્યોજાત અને વામદેવનો ત્રીજો બીજમંત્ર બોલીને ન્યાસ કરવો. તે પછી છ દીર્ઘસ્વર આદ્ય બીજમંત્ર સાથે બોલીને ષડંગન્યાસ કરવા-આં હ સ રૈં હૃદયાય નમઃ; ઈં હ સ રૈં શિરસે સ્વાહા, ઊં હ સ રૈં શિખાયૈ વષટ્, ઋૃં હ, સ રૈં કવચાય હુમ્; ઐં હ સ રૈં નેત્રત્રયાય વૌષટ્, ઔં હ સ રૈં અસ્ત્રાય ફટ્. પછી સાધકે ત્રૈલોક્યને મોહ ઉપજાવનારા પાંચ બાણોનો ન્યાસ કરવો. 'દ્રાં દ્રાવિણી' બોલીને મસ્તકમાં ન્યાસ કરવો. 'દ્રાં ક્ષોભણી'થી પગમાં; 'ક્લીં વશીકરણી'થી મુખમાં, 'બ્લૂં આકર્ષણી'થી ગુહ્યભાગમાં અને હ્રૂં સંમોહની' બોલીને હૃદયમાં ન્યાસ કરવો. આ પ્રમાણેના ક્રમથી આ બાણન્યાસ કહેવામાં આવ્યો છે.

ભાલપ્રદેશ (લલાટ), ભવાં, મુખ, પડજીભ (જીભ ઉપર આવેલી જીભ), ગળું, હૃદય, નાભિ અને પડખાંમાં તારા, વાક્શક્તિ, કમળા, હસખ્ફ્રેં અને હસૌ-આ પાંચ દેવીઓનો અને મસ્તકથી નાભિ સુધી મદથી ભ્રમિષ્ટ તથા વિહ્વળ થયેલી સુભગા, ભગા, ભગસર્પિણી, ભગમાલિની, અનંગા, અનંગકુસુમા, અનંગમેખલા અને અનંગમદનાનો ન્યાસ કરવો. પ્રધાન દેવતા ભૂષણાદિથી અલંકૃત તથા અક્ષમાળા પુસ્તક, અભય અને વરદ હસ્તવાળાં છે, શરીરમાં ન્યાસ કર્યા પછી ત્રિપુરભૈરવી દેવીનું ધ્યાન કરવું. હજારો સૂર્યોની કાંતિ જેવી કાંતિવાળાં, અરુણ વર્ણનાં ક્ષૌમ વસ્ત્રો પરિધાન કરેલાં, મસ્તક પર માળાને ધારણ કરેલાં; સ્તન ઉપર રક્તનો લેપ કરેલાં; હાથમાં પુસ્તક, અભય અને વરને ધારણ કરેલાં; ત્રણ નેત્રવાળાં દેવીનું ચિંતન કરીને, મંત્રજપની દીક્ષા લઈ જિતેન્દ્રિય થઈને મંત્રનો એક લાખ વાર જપ કરવો. (ત્રણે બીજમંત્રો એકત્ર કરી ત્રિપુરભૈરવી દેવીનો એક મંત્ર

ગણીને તે જપવો.) સૂર્યમુખીનાં ફૂલ, ખાખરાનાં ફૂલ, અથવા કણેરનાં એક હજાર ફૂલ, ઘી, મધ તથા ખાંડમાં ઝબોળી હોમ કરવો. અષ્ટદળયુક્ત નવયોનિનું આઠ કર્ણિકાવાળું એક કમળ આલેખવું. તેમાં ઇચ્છા આદિ શક્તિઓથી યુક્ત ભૈરવીદેવીનું પીઠસ્થાન રચી પૂજન કરવું. ઇચ્છા, જ્ઞાના, ક્રિયા, કામિની, કામદાયિની, રતિપ્રિયા, મદા, આનંદા, મનોન્મની-વરદ અને અભયને ધારણ કરનારી આ નવશક્તિઓનું પીઠસ્થાન ઉપર ભૈરવી દેવી સાથે પૂજન કરવું. તેમને આસન આપવું. પ્રથમ નવયોનિઓની મધ્યમાં મૂર્તિની સ્થાપના કરીને પાંચ વાર પ્રણવ ભણી શાસ્ત્રીય વિધાનથી મૂર્તિમાં દેવતાનું આવાહન કરી પૂજન કરવું: દેવીના વામભાગમાં ચંદ્રની કાંતિ જેવી કાંતિવાળાં, મદથી ભ્રમિત તથા વિહ્વળ થયેલાં, સૌમ્ય સ્વરૂપવાળાં, અંકુશ અને પાશને ધારણ કરનારાં રતિનું પૂજન કરવું. દક્ષિણ ભાગમાં તપાવેલા સુવર્ણ જેવી કાન્તિવાળાં, હાથોમાં અંકુશ અને પ્રણુત-(આયુધવિશેષ)ને ધારણ કરનારાં પ્રીતિનું પૂજન કરવું. અગ્રભાગમાં રક્તવર્ણવાળાં, રક્તપુષ્પથી અલંકૃત મનોભવાનું પૂજન કરવું. શેરડી અને વાંસનાં પુષ્પોથી સ્મિત મુખવાળાં ધારિણીનું પૂજન કરવું. તે પછી પૂર્વવત્ વિધાનપૂર્વક અંગપૂજન કરવું, દિશાઓના અગ્રભાગમાં બાહ્યદેવતાઓનું તેમના પોતાના મંત્રોથી પૂજન કરવું. જેમ કે-દ્રાં દ્રાવિણીં પૂર્વસ્યાં દિશિ પૂજયામિ; દ્રાં ક્ષોભણીં દક્ષિણસ્યાં દિશિ પૂજયામિ; ક્લીં વશીકરણીં પશ્ચિમાયાં દિશિ પૂજયામિ; બ્લૂં આકર્ષણીં ઉત્તરસ્યાં દિશિ પૂજયામિ; હ્રૂં સંમોહનીં ઊર્ધ્વાયાં દિશિ પૂજયામિ,-આ પ્રમાણે બાહ્ય દેવતાઓનું પૂજન કર્યા પછી બાકીની આઠ યોનિઓમાં ભૈરવના અંકમાં બેઠેલી, મદથી ભ્રમિત અને વિહ્વળ થયેલી અષ્ટમાતૃકાસ્વરૂપ સુભગાદિક-સુભગા, ભગા, ભગસર્પિણી, ભગમાલિની, અનંગા, અનંગકુસુમા, અનંગમેખલા અને અનંગમદના-આ આઠ શક્તિઓનું કમળના અષ્ટપત્રોમાં પુષ્પથી વિધિપૂર્વક પૂજન કરવું. દિશાઓમાં લોકપાલોનું તેમનાં આયુધો સહિત પૂજન કરવું.

પૂર્વજન્મમાં કરેલાં પુણ્યોથી આ શ્રેષ્ઠ દેવતાનું જ્ઞાન થયાનું જાણીને જે માણસ યુક્ત રીતે આની ઉપાસના કરે છે તે સંપત્તિઓનું ધામ બને છે. આ પ્રમાણે સિદ્ધ કરેલા મંત્રના ઉપાસકે પોતાના ઇષ્ટ અર્થની પ્રાપ્તિ કરવી.

મધમાં બોળેલાં દોષરહિત એક લાખ અથવા તેથી અર્ધ સંખ્યાનાં લાલ કમળોથી હોમ કરવો અને પ્રતિદિન બ્રાહ્મણોને ભોજન કરાવવું. દેવતામાં રાખવામાં આવતા ભાવપૂર્વકની બુદ્ધિથી સુંદર યુવતીઓને પ્રસન્ન કરવી. હોમના અંતમાં પોતાના ગુરુને ધન-ધાન્યાદિ આપીને સંતુષ્ટ કરવા. આ પ્રમાણે કરવાથી જગત વશ થવાથી લક્ષ્મીનું ધામ બની જાય છે. ઘી, મધ, ખાંડથી યુક્ત લાલ કમળોથી અથવા ઘૃત અને દૂધપાક સાથે કણેરનાં પુષ્પોથી હોમ કરવાથી વિશ્વ વશ થાય છે. પલાશનાં પુષ્પો(કેસૂડાં)થી હોમ કરવાથી સાધકને વાક્સિદ્ધિ પ્રાપ્ત થાય છે. કપૂર, અગુરુથી યુક્ત ગૂગળનો હોમ કરવાથી દિવ્ય જ્ઞાન પ્રાપ્ત થાય છે અને તેથી તે જ્ઞાની થાય છે. દૂધ સહિત શેરડીના કટકાઓ વડે હોમ કરવાથી અપમૃત્યુ થતું નથી. દૂધ સાથે દૂર્વાનો હોમ કરવામાં આવે તો દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત થાય છે. ગિરિકર્ણી-જવાસાનાં પુષ્પોનો હોમ કરવાથી બ્રાહ્મણો વશ થાય છે. કલ્હારનાં પુષ્પોના હોમથી રાજાઓ અને કર્ણિકાની રજથી રાણીઓ વશ થાય છે. મલ્લિકા પુષ્પોના હોમથી રાજપુત્રો વશ થાય છે,

કોર'ટ પુષ્પોથી વૈશ્યો અને પાટલનાં પુષ્પોના હોમથી શૂદ્રો વશ થાય છે. મધયુક્ત સરસવથી હોમ કરવાથી રાજાઓ તત્કાલ વશ થાય છે. તેમની પત્નીઓ તથા પુત્રોને વશ કરવા માટે પણ આ જ વિધાન છે. જાતિપુષ્પ અને બિલ્વપુષ્પો ઘી–મધ અને ખાંડ સાથે હોમ કરવાથી સ્ત્રી–પુરુષ તથા રાજાઓ વશ થાય છે. ચંદનથી ખરડાયેલાં માલતી અને બકુલ પુષ્પોના હોમ કરવાથી સાધકને એક વર્ષમાં જ વિદ્વત્તા પ્રાપ્ત થાય છે.

ત્રિમધુ–ઘી, મધ, ખાંડથી યુક્ત બિલ્વફળના હોમ કરવાથી લોક વશ થાય છે અને મનવાંછિત ધન પ્રાપ્ત થાય છે. ઘૃત સહિત અન્નનો હોમ કરવાથી અન્નની સમૃદ્ધિવાળા થાય છે. કસ્તૂરી, કેસર અને કપૂરનો હોમ કરવાથી કામદેવના કરતાં પણ વધારે સૌંદર્ય શીઘ્ર પ્રાપ્ત થાય છે. દહીં, દૂધ અને મધથી યુક્ત ડાંગરની ધાણીનો હોમ કરવાથી સર્વ રોગો પર વિજય પ્રાપ્ત કરી સો શરદઋતુ સુધી જીવે છે. બે પાવલીભાર ચંદન; એક પાવલીભાર કેસર; એક પાવલીભાર ગોરોચન લઈ ત્રણેને હિમજળ સાથે વાટીને કપાળમાં તિલક કરવું. એ માણસ જેને જુએ અથવા જે કોઈ તેને જુએ, એ માણસ જેનો સ્પર્શ કરે અથવા જે કોઈ એનો સ્પર્શ કરે તે બધાં શીઘ્ર તેને વશ થાય છે. કપૂર, રાતું ચંદન અને ચોર (અષ્ટગંધમાંનો ગંધવિશેષ)–આ દ્રવ્યો સમભાગે પાવલી પાવલીભાર લેવાં. ચતુર્ભુજા (ઔષધ વિશેષ), જટામાંસી પા ભાગ અને તેટલી જ રોચના, કેસર સમભાગ લેવું; ચંદન આઠમા ભાગનું અને અગુરુ નવમા ભાગનું લઈ કન્યાના હાથે હિમજળ સાથે વટાવીને એકત્ર કરી કપાળમાં તિલક કરવામાં આવે તો રાજાઓ, માણસો, મદથી ગર્વિષ્ઠ થયેલી વનિતાઓ, મદથી ઉન્મત્ત થયેલા હાથીઓ, સિંહ, વાઘ, મોટા સર્પો, ભૂત, વેતાલ અને રાક્ષસો વશ થાય છે. આ ભૈરવી દેવી વિષે કહેવામાં આવ્યું. હવે એના બીજા અવતાર વિષે સાંભળો.

'ૐ ક્લીં ઐં હ્રીં નમો ભગવત્યૈ શ્રી માતંગેશ્વરિ સર્વજનમનોહરિ સર્વસુખરાજિ સર્વસુખરંજનિ સર્વરાજવશંકરિ સર્વસ્ત્રીપુરુષ સૃષ્ટિ વિદ્યા ક્રોધિનિકા સર્વ દુષ્ટમૃગવશંકરિ સર્વસત્ત્વવશંકરિ સર્વલોકં (અમુકં) મે વશમાનય સ્વાહા.'–અઠ્યાશી અક્ષરનો આ મંત્ર છે. આના ઋષિ અને છંદ વગેરે ભૈરવી દેવીના મંત્ર સમાન જાણવા. સાધકે આના ન્યાસ યથાક્રમ જણાવ્યા પ્રમાણે કરવા. શિર, લલાટ, બન્ને ભવાં વચ્ચે; તાલુ, કંઠ, ગર્દન અને છાતીમાં, બે ભુજાઓ, જઠર, નાભિમંડળ, અધિષ્ઠાન, ગુપ્ત દેશ, જમણો પગ અને ડાબો પગ, મૂલાધાર અને ગુદામાં મંત્રના અઢાર પદોનો ન્યાસ કરવો.

ૐ રતિં ક્લીં મૂલે માતંગીં ન્યસામિ; ૐ પ્રીતિં ઐં હૃદયે માતંગીં ન્યસામિ; ૐ કૃત્તિકાં હ્રીં ભ્રૂમધ્યે માતંગીં ન્યસામિ; ૐ હૃલ્લેખાં શિરસિ ન્યસામિ; ૐ ગગનાં વદને ન્યસામિ; ૐ રક્તાં હૃદિ ન્યસામિ; ૐ કરાલિકાં ગુહ્યે ન્યસામિ; ૐ મહોચ્છુષ્માં પાદયોર્ન્યસામિ.

મંત્રના ચોવીસ અક્ષરોથી હૃદયમાં; તેર અક્ષરોથી શિરમાં; અઢાર અક્ષરોથી શિખામાં; અઢાર અક્ષરોથી વર્ણ (કવચ)માં; ત્રયોદશ વર્ણ અર્થાત્ મંત્રના તેર અક્ષરોથી નેત્રમાં અને બે અક્ષરોથી અસ્ત્રમાં–આ પ્રમાણે મંત્રના અઠ્યાશી વર્ણોથી ષડંગન્યાસ, અંતમાં માતંગી શબ્દ બોલીને કરવો.

તે પછી પાછળ ત્રિપુરભૈરવી દેવીની ઉપાસનામાં કહ્યા પ્રમાણે બાણન્યાસ કરવો. ક્લીં, ઐં અને હ્રીં આ ત્રણ બીજમંત્ર બોલ્યા પછી મન્મથ આદિમાં અને માતંગી શબ્દ અંતમાં બોલી સુખમાં, મકરધ્વજ

બોલી ખભામાં; મદન શબ્દ આદિમાં બોલી પાર્શ્વમાં; પુષ્પધન્વા આદિમાં અને માતંગી અંતમાં બોલી કટિમાં, કુસુમાયુધ બોલી નાભિમાં; કંદર્પ બોલીને ફરીથી કટિમાં; મનોભવ બોલીને ફરીથી પાર્શ્વમાં અને રતિપ્રિય શબ્દ આદિમાં અને માતંગી અંતમાં બોલીને ફરીથી ખભામાં ન્યાસ કરવો. એવી જ રીતે ઉપર પ્રમાણે ત્રણ બીજ લગાડીને આદિમાં કુસુમા, મેખલા, મદના, મદનાતુરા, મદનવેગા, સંભવા, ભુવનપાલા અને ઇંદુરેખિકાની આગળ અનંગ શબ્દ અને બધાના અંતમાં દરેક વખતે માતંગી શબ્દ બોલી ઉપર જણાવેલાં શરીરનાં સ્થાનોમાં ન્યાસ કરવો. વળી ફરીથી એવી જ રીતે ત્રણ બીજમંત્રો આદિમાં બોલી તે પછી લક્ષ્મી, સરસ્વતી, રતિ, પ્રીતિ, કૃત્તિકા, શાન્તિ, પુષ્ટિ અને તુષ્ટિ બોલી અને બધાના અંતમાં દરેક વખતે માતંગી શબ્દ બોલી મૂલ, અધિષ્ઠાન, મણિપૂરક, હૃદય, ગળું, મુખ, ભવાંનો મધ્યભાગ અને મસ્તકમાં સાધકે ન્યાસ કરવો. પછી મૂલ મંત્રથી મસ્તકમાં જુદો ન્યાસ કરવો. પછી આધારદેશ (આદ્ય ચક્રાધાર) અધિષ્ઠાન, નાભિ, અનાહત, (હૃદય પ્રદેશમાં આવેલું આ નામનું ચક્ર), કંઠદેશ, ભવાંનો વચલો ભાગ, બિંદુ, બંને પગ, નિરોધિકા અર્ધ્વેન્દુનાદ, ખભા, મોઢું, ધ્રુવમંડલક, શિવ—આ સ્થાનોમાં વામા, જ્યેષ્ઠા, રૌદ્રી, પ્રશાન્તા, શ્રદ્ધા, માહેશ્વરી, ક્રિયાશક્તિ, સુલક્ષ્મી, સૃષ્ટિ, સંજ્ઞા, મોહિની, પ્રમથાશ્વાસિની, વિદ્યુલ્લતા અને ચિચ્છક્તિ—આ નામોના અંતમાં માતંગી બોલી ન્યાસ કરવા તે પછી આદિમાં ક્લીં ઐં હ્રીં બીજ અને પછી માતંગી બોલી સાધકે મસ્તક, ભાલ અને હૃદાધાર ચક્રમાં અનુક્રમે સુંદરી, નિંદા, અને નંદબુદ્ધિનો ન્યાસ કરવો. ત્યાર પછી મહામાતંગી, મહાલક્ષ્મી અને સિદ્ધલક્ષ્મીનો મૂલાધાર-મંડલમાં ન્યાસ કરવો; અને તેનાથી જ સાધકે વ્યાપક ન્યાસ કરવો.

આ પ્રમાણે ન્યાસ કર્યા પછી મંત્રના દેવતાનું ધ્યાન કરવું—શ્યામ વર્ણવાળાં; શુકની ઉક્તિને સાંભળનારાં, મસ્તકના વાળ પર એક પગ મૂકેલો છે એવાં; મસ્તક પર અર્ધચંદ્રને ધારણ કરનારાં; વીણાને વગાડી રહેલાં; મધુપીનથી ઉન્મદ થયેલાં; રક્ત વસ્ત્રને ધારણ કરનારાં; કુલ્હારની માળાથી શોભતી ચૂડીવાળાં દેવીનું ધ્યાન કરવું.

આ પ્રમાણે દેવી માતંગીનું ચિંતન કરીને દશ હજાર મંત્રનો જપ કરવો. તેના દશાંશ ભાગનો મધૂક (અશોકવૃક્ષ)નાં પુષ્પો ઘી, ખાંડ અને મધમાં ઝબોળીને તેનાથી મંત્રની સિદ્ધિ માટે હોમ કરવો. પીઠસ્થાન ઉપર એક ત્રિકોણમાં અષ્ટદળ કમળ આલેખવું, બાજુમાં ચતુષ્કોણ આલેખીને તેમાં સોળ દળ કમળ આલેખવું. એમાં નવ શક્તિઓનું 'ૐ ક્લીં ઐં હ્રીં વિભૂતિ માતંગી શક્તિ કમલાસનાયૈ નમઃ, આ મંત્રથી પૂજન કરવું. મૂલમંત્રથી દેવતાનું આવાહન કરવું. રતિ વગેરેનું ઈશાન, અગ્નિ, નૈર્ઋત્ય—ત્રણ ખૂણાઓમાં અને પાશ, અંકુશ, અભય તથા પોતાનાં અભીષ્ટ અસ્ત્રોને ધારણ કરનારાં હૃલ્લેખા આદિ પાંચનું વાયવ્ય ખૂણામાં તથા ઉત્તર, પૂર્વ, દક્ષિણ અને પશ્ચિમ દિશાઓમાં પૂજન કરવું. પછી વિધાનપૂર્વક અંગપૂજા કરવી. પછી ચાર દિશાઓમાં ચાર બાણોની અને પાંચમાની તેમના અગ્રભાગમાં એમ પાંચ બાણોની પૂજા કરવી. પછી પાશ, અંકુશ, અભય અને પોતાનાં અભીષ્ટ અસ્ત્રોને ધારણ કરનારી, અરુણવર્ણની અનંગકુસુમા આદિની દળોના મધ્યમાં પૂજા કરવી. દળોના અગ્રભાગમાં લક્ષ્મી અને વટુકીકરાઓની પૂજા કરવી. અષ્ટદલની બહાર મન્મથા, મદોદ્ધતા અપરાહ્ણા

અને નિષંગા આદિ તથા પુષ્પાસ્ત્રોમાં ધનુર્ધરા આદિનું પૂજન કરવું. તેમના અગ્રભાગમાં અસિતાઙ્ગાદિ ભૈરવોનું પૂજન કરવું. ષોડશદળમાં શ્યામ સ્વરૂપવાળી, વીણાઓ સાથે ગાયન ગાતી, વામાદિ શક્તિઓનું અને ચતુષ્કોણમાં ચાર દિશાઓમાં હાથમાં વીણા ધારણ કરેલી, હર્ષયુક્ત, એવી મદોન્મત્તા માતંગી આદિનું પૂજન કરવું. અગ્નિકોણમાં વિઘ્નેશનું, નૈઋત્યમાં દુર્ગાનું, વાયવ્યમાં બટુકનું અને ઈશાનમાં ક્ષેત્રપાલનું પૂજન કરવું. પીઠસ્થાન ઉપર ત્રિકોણ અને ચતુષ્કોણની બહાર વજ્ર આદિ આયુધો સહિત લોકપાલોની પૂજા કરવી. આ પ્રમાણે મંત્ર સિદ્ધ થયા પછી સાધકે પોતાનું ઇષ્ટ કાર્ય સાધવું. મલ્લિકા, જાતિ અને પુન્નાગનાં પુષ્પોથી હોમ કરવાથી ભાગ્યોદય થાય છે. બિલ્વફળ અથવા તેનાં પત્રો વડે હોમ કરવાથી રાજપુત્રને રાજપ્રાપ્તિ થાય છે. કમળનાં પુષ્પોના હોમથી લક્ષ્મી પ્રાપ્ત થાય છે. નીલકમળથી વિશ્વ વશ થાય છે. એની કળિઓ મધમાં ઝબોળીને હોમ કરવાથી સ્ત્રી વશ થાય છે. અશોકવૃક્ષની સમિધાના હોમથી શીઘ્ર વૃષ્ટિ થાય છે. શેરડીના ટુકડાઓને દૂધમાં ઝબોળીને હોમ કરવાથી જ્વર નાશ પામે છે. દૂર્વા વડે હોમ કરવાથી આયુષ્ય પ્રાપ્ત થાય છે. ચોખાનો હોમ કરવાથી ધનવાન થાય છે. કદંબ પુષ્પો વડે હોમ કરવાથી સર્વ કોઈ વશ થાય છે. તગરનાં પુષ્પો, ઘી, મધ અને ખાંડમાં ઝબોળીને હોમ કરવાથી વાણીની સિદ્ધિ પ્રાપ્ત થાય છે. યથેચ્છ ધન-વૈભવ પ્રાપ્ત કરવા માટે લીંબડાનાં પુષ્પોથી હોમ કરવો. કેસૂડાં( પલાશ પુષ્પો )થી હોમ કરવાથી માણસ તેજસ્વી થાય છે. ચંદન, અગુરુ, કસ્તૂરી, કેસર તથા રોચનાનો હોમ કરવાથી અને એનું તિલક કરવાથી સર્વજન વશ થાય છે અને સર્વનું પ્રિયપણું પ્રાપ્ત થાય છે. નિર્ગુંડી( નગોડ )ના મૂળનો હોમ કરવાથી માણસ કારાગારમાંથી મુક્ત થાય છે. લીમડાના તેલમાં બિડલવણ મિશ્ર કરી હોમ કરવાથી શત્રુનો વિનાશ થાય છે. હરિદ્રાના ચૂર્ણ સાથે લવણનો હોમ કરવાથી લોકોનું સ્તંભન થાય છે.

હે દ્વિજસત્તમ! તમને આ માતંગી દેવીને સિદ્ધ કરવાની વિદ્યા કહી. હવે દેવીના બીજા અવતાર વિષે કહું છું તે સાંભળો.

'ૐ ધૂં ધૂં ધૂમાવતી સ્વાહા'-આ મંત્ર છે. આ મંત્રના પિપ્પલાદ ઋષિ છે. નિવૃત્ છંદ છે; ધૂમાવતી દેવતા છે. પછી આં ઈં ઊં ઋં ઐં ઔં-આ વર્ણોથી તેની ભાવના કરી ધ્યાન કરવું.'-'તેઓ શત્રુનો નિગ્રહ કરનારાં છે; વિવર્ણ (મ્લાન) છે; ચંચલ છે, દુષ્ટ છે, દીર્ઘ આકારવાળાં છે; મલિનવસ્ત્રવાળાં છે; છૂટા કેશકલાપવાળાં છે, સૂક્ષ્મ છે, વિધવા છે, આછા ને છૂટા દાંતવાળાં છે; બગલાના ચિહ્નના ધ્વજવાળા રથ પર આરૂઢ થયેલાં છે; લાંબાં સ્તનવાળાં છે; હાથમાં આકડાના પુષ્પને ધારણ કરનારાં, વધેલાં લોમવાળાં-શરીર પર વધેલાં રૂંવાટાંવાળાં; અત્યંત કુટિલ અને તેવી જ દૃષ્ટિથી જોનારાં; ક્ષુધા અને પિપાસાથી નિત્ય પિડાયેલાં છે; ભય ઉપજાવનારાં છે; અને કલહપ્રિય છે' આ પ્રકારનાં દેવી ધૂમાવતીનું ચિંતન કરીને તેમને નમસ્કાર કરીને અંતમાં-'ધૂં ધૂં ધૂમાવત્યૈ નમઃ સ્વાહા ફટ્'-આ બીજમંત્રનો સાધ્યભૂમિમાં ન્યાસ કરવો. તેના ઉપર એક શવ મૂકવું, એ શવ ઉપર બેસીને મંત્રનો દશહજાર વાર જપ કરવો. પછી શત્રુનું નામ લઈને શવને બાંધવું, આ ક્રિયા કરતી વખતે સાધકે પાઘડી અને કેડિયું ધારણ કરવું; ઉપવાસી રહેવું, સ્મશાનમાં, જંગલમાં અથવા અવાવરા ઘરમાં કે મંદિરમાં મંત્રની સિદ્ધિ માટે સંધ્યાકાળે જવું અને વાણી સંયમમાં રાખી નિરંતર દેવીનું

ધ્યાન કરતા રહેવું. આથી હજાર હાથ દૂર પણ શત્રુ હોય તો ય તે જ્વરમાં સપડાય છે. મંત્રનો આદિ અક્ષર અને તે પછી શત્રુનું નામ શવ પર લખવામાં આવે તો પંચગવ્યથી અને મંત્રનો બીજો અક્ષર લખી શત્રુનું નામ લખે તો કેવલ દૂધથી શત્રુના જ્વરનો પ્રકોપ થાય છે. આખો મંત્ર શવ પર લખી તે પછી શત્રુનું નામ તેના પર લખી અને શવ પર બેસી આઠ હજાર વાર મંત્રનો જપ કરવામાં આવે તો શત્રુનું મૃત્યુ થાય છે. સ્મશાનના અગ્નિમાં બગલાનું દહન કરી સાધકે તેની ભસ્મ લાવવી. વિરોધીના નામ સાથે મંત્રનો એકસો આઠવાર જપ તે ભસ્મ ઉપર બેસીને કરવો. આ પ્રમાણે સ્મશાનભસ્મથી રિપુનું ઉચ્ચાટન કર્યા પછી તે સ્થળ ઉપર એક શવ લાવીને મૂકવું. આ ક્રિયા માસના કૃષ્ણ પક્ષમાં કરવી. તે શવ ઉપર શત્રુનું નામ લખવું. તેને ભેંસના દૂધનું નૈવેદ્ય ધરવું અને ધૂપ અર્પણ કરવો. આથી શત્રુને વિપત્તિ પ્રાપ્ત થાય છે.

આ પ્રમાણે તમને જગદંબા દુર્ગાના ચાર અવતારો વિષે સંક્ષેપમાં કહ્યું. હવે બીજું શું પૂછવા ઇચ્છો છો? ૧–૧૬૯

एवं संक्षेपतः प्रोक्तं अवतारचतुष्टयम् ।
दुर्गाया जगदम्बायाः किं पुनः प्रष्टुमिच्छसि ॥१६९

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં તૃતીય પાદમાં દુર્ગામંત્રચતુષ્ટય વર્ણન નામનો ૮૭ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૮૮ : રાધાદિ મંત્ર નિરૂપણ

સૂત उवाच

श्रुत्वेत्थं यजनं विप्रा मन्त्रध्यानपुरःसरम् ।
सर्वासामवताराणां नारदो देवदर्शनः ॥१॥

સૂત બોલ્યા : હે વિપ્રો! જેનાં દર્શન આનંદ આપનારાં છે એવા દેવીના સર્વ અવતારોનું નારદે આ પ્રમાણે મંત્ર અને ધ્યાન સહિત પૂજનનું વિધાન સાંભળ્યા પછી સર્વનાં આદિસ્વરૂપ જગતનાં માતા શ્રીરાધાના અવતાર કલાઓના પૂજન વિષે નમ્ર ભાવે પૂછ્યું.

નારદ બોલ્યા : હે સુભે! જગતની માતાના મંત્રોનો વૈભવ આપની કૃપાથી મેં સાંભળ્યો. તેથી હું ધન્ય બન્યો છું અને કૃતકૃત્ય થયો છું. આપે લક્ષ્મીના મુખ્ય અવતારોનું વર્ણન કહી સંભળાવ્યું તેવી રીતે રાધાના અવતારોના વૈભવને હું સાંભળવા ઇચ્છું છું.

હે જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ! રાધાના અવતારોની જેટલી સંખ્યા હોય, તે જે પ્રકારના અને જેવા પ્રભાવના હોય તે સર્વ સિદ્ધિઓને આપનારા અવતારોનું યથાર્થ રીતે વર્ણન કરીને સંભળાવો.

બ્રહ્માના પુત્ર નારદનું આ વચન સાંભળીને રાધાનાં ચરણકમળનું ધ્યાન કરીને સનત્કુમાર કહેવા લાગ્યા.

સનત્કુમાર બોલ્યા : ભક્તોને ઇષ્ટ સિદ્ધિ આપનારાં સર્વ રહસ્યોમાંનું અત્યંત ગુપ્ત રહસ્યરૂપ રાધાનું અવતારચરિત, હે વિપ્ર! હું કહું છું તે તમે સાંભળો. રાધાને ચંદ્રાવલી અને લલિતા નામની બે સખીઓ છે. તે તેમને સદા અતિપ્રિય છે. માલાવતી આદિ આઠમાં ચંદ્રાવલીને મુખ્ય સખી માનવામાં આવી છે અને કલાવતી આદિ સખીઓમાં લલિતાને પ્રમુખ માની છે. રાધાનાં ચરણોની પૂજામાં માલાવતી આદિને વિશિષ્ટ સ્થાન આપવામાં આવ્યું છે. હવે લલિતા જેમાં મુખ્ય અધીશ્વરી છે તેમનાં નામ સાંભળો– કલાવતી, મધુમતી, વિશાખા, શ્યામલા, શૈબ્યા, વૃન્દા, શ્રીધરા,–આ સર્વ દેવીઓ લલિતાના સમાન સ્વરૂપવાળી છે. સુશીલા જેમાં મુખ્ય છે એવી બીજી બત્રીસ સખીઓ કહેવામાં આવી છે. હે મહાભાગ! તેમનાં નામ કહું છું, તે તમે સાંભળો : સુશીલા, શશિલેખા, યમુના, માધવી, રતિ, કદમ્બમાલા, કુંતી, જાહ્નવી, સ્વયંપ્રભા, ચંદ્રાનના,

પદ્મમુખી, સાવિત્રી, સુધામુખી, શુભા, પારિજાતા, પદ્મા, ગૌરિણી, સર્વમંગલા, કાલિકા, કમલા, દુર્ગા, ભારતી, વિરજા, સુરા, ગંગા, મધુમતી, સુંદરી, ચંદના, સતી, અપર્ણા, મનસા, આનંદા–આ બત્રીસ રાધિકાની પ્રિય સખીઓ છે. એક વખતે લલિતા દેવીએ પુરુષનું રૂપ લઈને કૃષ્ણનું સ્વરૂપ ધારણ કર્યું. તેણે પોતાના જેવી જ કાંતિવાળી સોળ કળાઓનું સર્જન કર્યું–ઉત્પન્ન કરી. હે મુનિસત્તમ! તે કળાઓનાં મંત્ર, ધ્યાન, યંત્ર, પૂજાનો ક્રમ તથા સર્વ તંત્રોમાં જણાવવામાં આવેલું તેમનું રહસ્ય હું તમને કહું છું. વાત, મરુત્, અગ્નિ, વહ્નિ, ધરા, ક્ષમા, જલચારિણી, વિમુખ, ચર, શુચિ, વિભુ, વન, સ્વ, શક્તિ, સ્વર, પ્રાણ, તેજ, સ્થિરા, વાયુ, પ્રભા, જયા, ક, અભ્ર, નાદ, દાવક (અગ્નિ), પાથ (સૂર્ય), વ્યોમ રય, શિખી, ગોત્રા, તોય, શૂન્યજવી, દ્યુતિ, ભૂમિ, રસ, નભ, દાહ, રસા, અંબુ, વિયત્, સ્પર્શ, હૃત્, હંસ, હલા, ગ્રસિ–આટલી સંજ્ઞાઓના વર્ણોનો બોધ કરાવનારી તે શક્તિઓમાં ચંદ્રાવલી અને લલિતા હંસ તથા ઇલા સંજ્ઞાઓના વર્ણબોધક શક્તિઓમાં પ્રધાનરૂપે છે. ગ્રાસસંજ્ઞક વર્ણ રાધા પોતે છે અને પોતે જ પોતાની શક્તિરૂપ છે. બાકીની સોળ કળાઓને જ બત્રીસ કળાઓ માનવામાં આવી છે. સમસ્ત વાઙ્મય એમનાથી જ વ્યાપ્ત છે. લલિતા પ્રમુખ છે એવી સખીઓમાં સુંદરી શ્રીરાધા દેવીને ષોડશીત્વ (સોળકળાઓમાંનું સ્થાન) પ્રાપ્ત થયું છે એમ તાંત્રિકો કહે છે.

ચંદ્રાવલિ અને લલિતા આ બંને કુરુકુલ્લા અને વારાહી દેવીનાં સ્વરૂપો છે. હવે મંત્ર કહેવામાં આવે છે: હૃત્, પ્રાણ, ઇલા, હંસ, દાહ, વહ્નિ અને સ્વ–આ સંજ્ઞાઓથી થતા વર્ણો લલિતાના મંત્રના બોધક છે. દાહ, ભૂમિ, રસા, ક્ષમા સંજ્ઞાથી થતા વર્ણોથી વશિની બીજમંત્ર કહેવામાં આવ્યો છે. પ્રાણ, રસા અને શક્તિની સંજ્ઞાથી બોધિત થતા વર્ણોથી કામેશ્વરીનો મંત્ર જણાવવામાં આવ્યો છે. શૂન્ય, અંબુ, રસ, વહ્નિ અને સ્વના યોગથી થતા વર્ણો વડે મોહિની મંત્ર બને છે. વ્યાસ, રસા, ક્ષમા અને સ્વ સંજ્ઞાના બોધક વર્ણોથી વિમલાનો બીજમંત્ર કહ્યો છે. ગ્રાસ, નભ, દાહ, વહ્નિ સંજ્ઞાના વર્ણોથી સર્વેશ્વરીનો સર્વસિદ્ધિ આપનાર કૌલિની મંત્ર સૂચવવામાં આવ્યો છે. જયા, નભ, દાહ, વહ્નિ સંજ્ઞાઓના યોગથી થતા વર્ણો દ્વારા અરુણાનો મંત્ર કહ્યો છે. ક, નભ, દાહ, વ્યાસ, ક્ષમા, અને સ્વ થી યુક્ત સંજ્ઞાના વર્ણો વડે થતો મંત્ર જયિનીનો છે અને તે સર્વત્ર જય અપાવે છે. આ આઠ મંત્રો વડે અને આઠ શક્તિઓ વડે ન્યાસ કરવાથી સાધક દેવ્યાત્મક બને છે. બ્રહ્મરંધ્ર, ભાલ, કાન, આંખ, નાક, ગળું, હૃદય, નાભિ, ગુદા, બંને પગ, પગના તળિયાથી મસ્તક સુધી ન્યાસ કરવો. આં ઈં ઊં ઋં ઐં ઔં–આ વર્ણોથી ષડંગ ન્યાસ કરવો. લોહિત–અરુણવર્ણનાં લલિતા દેવીએ હાથોમાં ધનુષ, બાણ, પાશ અને અંકુશ ધારણ કરેલાં છે અને જે હર્ષયુક્ત છે એવાં લલિતાનું સ્મરણ કરવું. સોળ આકારથી રહેલાં મધ્યસ્થ દેવી તો એક જ છે તેથી તેમના શરીરમાં બીજી પંદર દેવીઓનું અર્ચન કરવું.

આ મંત્રોના ઋષિ શિવ છે, છંદ ઉક્તા છે અને લલિતાદિ દેવતા છે. હવે એમના પ્રયોગો કહેવામાં આવે છે. ઉપર જણાવેલી સોળ દેવીઓમાંનાં જે બીજાં કામેશ્વરી દેવી સર્વ ઇચ્છાઓને પૂર્ણ કરનારાં છે, તેમના વિષે હે નારદ! હવે તમે સાંભળો. શુચિ અને સ્વ સંજ્ઞાના વર્ણથી થતો પ્રથમ મંત્ર લલિતાનો કહ્યો તેમ બીજો મંત્ર કામેશ્વરીનો કહેવામાં આવે છે. શૂન્ય સંજ્ઞાનો વર્ણ; વળી તે અગ્નિ સંજ્ઞાના વર્ણથી યુક્ત; પછી રય અને વ્યાસ

સંજ્ઞાઓના વર્ણથી સંયુક્ત; પ્રાણ, રસા અને અગ્નિ સંજ્ઞાઓના વર્ણ સહિત શૂન્ય સંજ્ઞાવાળા બે વર્ણો, તે ચર સંજ્ઞાના વર્ણથી યુક્ત; નભ અને ગોત્રા સંજ્ઞાના બોધક વર્ણો દાહ સંજ્ઞાના વર્ણ સાથે જોડાયેલા તથા અંબુ સંજ્ઞાનો વર્ણ ચર સંજ્ઞાના વર્ણથી યુક્ત તેમ જ નવ શક્તિ સંજ્ઞાના વર્ણ સાથે હૃત્ સંજ્ઞાનો બોધક 'નમઃ' પદ લગાડવો. કામેશ્વરી દેવીનો આ અગિયાર અક્ષરોનો મંત્ર એકાદશાક્ષર મંત્ર કહેવાય છે. પછી ષડંગન્યાસ કરવો–આં હૃદયાય નમઃ; ઈં શિરસે સ્વાહા; ઊં શિખાયૈ વષટ્ ઋૂં કવચાય હુમ્; ઐં નેત્રત્રયાય વૌષટ્; ઔં અસ્રાય ફટ્.

હવે દેવીઓની પૂજાઓમાં કહેવામાં આવેલું ધ્યાન, કે જે કરવાથી દેવી અતિપ્રસન્ન થાય છે અને સહેજે ઇષ્ટ કામના પૂર્ણ કરે છે તેના વિષે કહું છું.

ઉદિત થતા કરોડો સૂર્યોની કાંતિ જેવી કાન્તિવાળાં; માણિક્યના મુકુટથી ઉજ્જવળ; હાર, ગ્રૈવેય, કાંચી, ઊર્મિકા અને નૂપુર-આદિથી મંડિત થયેલાં; રક્ત વસ્ત્ર પરિધાન કરેલાં; રત્નોનાં આભરણોથી શોભી રહેલાં; છ ભુજાઓવાળાં; ત્રણ નેત્રવાળાં; ચંદ્રની કળાથી યુક્ત મસ્તકવાળાં; પાંચ, આઠ, સોળ, બત્રીસ કોણ, ષટ્કોણ અને ચતુષ્કોણમાં પૂજન પામનારાં, મંદ સ્મિતથી શોભતા મુખવાળાં; કરુણાપૂર્ણ મંદ દૃષ્ટિથી જોનારાં, પાશ અને અંકુશ તથા ધોળી શેલડીનું ધનુષ, શિલીમુખનું પુષ્પ, સીધુ-(ગોળમાંથી બનાવેલી મદિરા)પૂર્ણ રત્ન-પાત્ર અને વરદને હાથોમાં ધારણ કરનારાં દેવીનું ચિંતન કરવું. મંત્ર સિદ્ધ થયા પછી સાધકે પ્રયોગો કરવા.

હવે કામેશ્વરી આદિ દેવીઓ જેની આદિમાં છે તેમનાં પછીનાં ત્રીજાં ભગમાલિની નામનાં દેવી વિષે કહું છું.

રસ, ચાપ, સ્થિરા, 'રસ અને ધરા સંજ્ઞાઓના વર્ણોથી યુક્ત; ચરા સંજ્ઞાના વર્ણ સહિત; પછી સ્થિરા; તે પછી રસ સંજ્ઞાના વર્ણો લેવાનું કહેવામાં આવ્યું છે. તે પછી નીચે જણાવેલી સંજ્ઞાઓથી થતા વર્ણો લેવા. સ્થિરા, બે શૂન્ય અગ્નિ સંજ્ઞાના વર્ણથી યુક્ત હોય તે લેવા. તે પછી રસ, ભૂ સંજ્ઞાના વર્ણ સહિત સ્થિરા સંજ્ઞાના વર્ણ; દાહ સંજ્ઞાના બોધક વર્ણ સહિત ગોત્રા સંજ્ઞાને સૂચવનાર વર્ણ લેવો. મરુત્ વર્ણથી નભ-સંજ્ઞક વર્ણ લેવો. તે રસ સંજ્ઞાના વર્ણથી યુક્ત હોવો જોઈએ. પછી રસ, સ્થિરા સંજ્ઞાના વર્ણો મરુત્ વર્ણ સાથે યોજવા. સંજ્ઞા-બોધક અંબહંસચર સંજ્ઞાના વર્ણ પછી રસ અને સ્થિરા બોધક વર્ણો લેવાં. ધરા સંજ્ઞાબોધક વર્ણથી યુક્ત સ્થિરા સંજ્ઞાનો વર્ણ અને વ્યાપ્ત તથા ચર સંજ્ઞાના વર્ણ સહિત હંસ સંજ્ઞાનો વર્ણ લેવો. રસ, સ્થિરા સંજ્ઞાના વર્ણો પછી ભૂ સંજ્ઞાસૂચક વર્ણથી યુક્ત વ્યાપ્ત સંજ્ઞક વર્ણ લેવો. અગ્નિ સંજ્ઞાવાળા વર્ણ સહિત શૂન્ય સંજ્ઞાબોધક વર્ણ લેવો. પછી રસ અને સ્થિરા સંજ્ઞાના વર્ણ લેવા. શૂન્ય સંજ્ઞાનો વર્ણ અગ્નિ સંજ્ઞાના વર્ણ સાથે યોજવો; મરુત્ સંજ્ઞાનો વર્ણ ત, વિ થી યુક્ત લેવો. રય સંજ્ઞાનો વર્ણ, અગ્નિ સંજ્ઞાના વર્ણ સહિત શૂન્યસંજ્ઞાસૂચક વર્ણ અને તે પછી હૃત્ અને હંસ સંજ્ઞા સૂચવનારા વર્ણો લેવા. પછી રસ, સ્થિરા, અંબુ અને વિયત્ સંજ્ઞાના વર્ણો સ્વ સંજ્ઞાના વર્ણ સહિત લેવા. તે પછી પ્રાણ સંજ્ઞાનો વર્ણ, અગ્નિસંજ્ઞક વર્ણ સાથે દાહ સંજ્ઞાનો વર્ણ, પછી રસ અને સ્થિરા સંજ્ઞાના વર્ણો દાહસંજ્ઞક વર્ણથી યુક્ત ક્ષમા સંજ્ઞાના વર્ણ સાથે લેવા. આ વર્ણો પછી રસસંજ્ઞાબોધક વર્ણ અને તે પછી સ્થિરા અને અને અંબુ સંજ્ઞાના વર્ણ સાથે હૃદ્ સંજ્ઞાના દ્યોતક વર્ણો લેવા. અંબુ અને મરુત્ સંજ્ઞા સૂચવનારા વર્ણો સાથે દાહ સંજ્ઞાનાં બોધક

વર્ણ લેવો. વ્યોમ સંજ્ઞાનો વર્ણ, રસ સંજ્ઞાના વર્ણ સાથે અગ્નિ સંજ્ઞાનો વર્ણ–આમ બીજા બે વર્ણો લેવા. મરુત્ સંજ્ઞાના વર્ણથી યુક્ત સ્થિરા સંજ્ઞાનો વર્ણ, અગ્નિ સંજ્ઞાના વર્ણ સાથે શૂન્યસંજ્ઞાબોધક વર્ણ લેવો. તે પછી નભ, ચર અને હંસ સંજ્ઞક વર્ણો લેવા. મરુત્ સંજ્ઞાના વર્ણથી યુક્ત વ્યાપ્ત સંજ્ઞાવાળો વર્ણ, પછી શૂન્ય, વ્યાપ્ત અને અંબુ સંજ્ઞા જણાવનારા વર્ણો લેવા. આ સાડત્રીસ અક્ષરોનો મંત્ર છે. પછી ષડંગન્યાસ કરવા અને ભગમાલિની દેવીનું ધ્યાન કરવું:–અરુણવર્ણવાળાં, સુંદર સ્મિત-યુક્ત મુખવાળાં; ત્રણ નેત્રવાળાં; છ બાહુથી યુક્ત; કમળના આસન ઉપર વિરાજમાન થયેલાં, વામ હાથમાં કલ્હારના પુષ્પને, પાશને તથા ધોળી શેરડીના ધનુષને ધારણ કરનારાં; દક્ષિણ હાથમાં પદ્મ, અંકુશ અને પુષ્પના ધનુષને ધારણ કરનારા દેવીની સર્વ બાજુએ શક્તિગણો સ્તુતિ કરી રહ્યા છે. આ પ્રમાણે દેવીનું ચિંતન કરવું. આ ત્રીજી ભગમાલિની દેવી વિષે કહેવામાં આવ્યું. હવે હે વિપ્રેન્દ્ર! નિત્યક્લિન્ના નામની ચોથી દેવી વિષે સાંભળો. દાહ અને વહ્નિ સંજ્ઞાના વર્ણોથી યુક્ત હંસ સંજ્ઞાનો વર્ણ મંત્રનો પ્રથમ અક્ષર છે. કામેશ્વરીના મંત્રમાંના ત્રણ અક્ષરો પછીના આઠ વર્ણ લેવા. અંબુ અને મરુત્ સંજ્ઞાના વર્ણોથી યુક્ત હૃત્ સંજ્ઞાનો વર્ણ લેવો. આ એકાદશ અક્ષરનો મંત્ર છે. દીર્ઘ છ સ્વર વર્ણોથી ષડંગન્યાસ કરી ધ્યાન કરવું. અરુણ વર્ણનાં દેવીએ અરુણ વર્ણનાં રેશમી વસ્ત્રો ધારણ કરેલાં છે. અરુણ રંગની માલાને ધારણ કરનારાં, સ્મિત વદનવાળાં દેવીનું ચિંતન કરવું. ત્રણ નેત્રથી યુક્ત છે અને ભાલ પ્રદેશમાં એ મોતીઓથી શોભી રહ્યાં છે. મસ્તક પર અર્ધચંદ્રરૂપ મુકુટથી સુશોભિત થયેલાં છે. ચાર હાથોમાં પાશ, અંકુશ, પાનપાત્ર અને અભયને ધારણ કરી રહ્યાં છે. કમળના આસન પર વિરાજમાન થયેલાં મદાલસા નામનાં નિત્યક્લિન્ના દેવી પોતાની શક્તિઓથી સેવાયેલાં છે. આ પ્રમાણે ચોથી નિત્યક્લિન્ના વિષે કહેવામાં આવ્યું:

ભૂ સંજ્ઞાના વર્ણથી યુક્ત દ્રાવિકા, અગ્નિ અને જ્યા સંજ્ઞાનો વર્ણ; દાહ સંજ્ઞાના વર્ણથી યુક્ત પ્રાણ સંજ્ઞાનો વર્ણ; દાહ-સંજ્ઞાના વર્ણથી યુક્ત રસ અને પ્રભાસંજ્ઞાના વર્ણ તેમ જ જ્યા સંજ્ઞાના વર્ણ; તથા નિત્યક્લિન્નાના મંત્રના અંતિમ બે વર્ણ મળી સર્વ સિદ્ધિઓને આપનારી ભેરુંડા દેવીનો નવ અક્ષરનો મંત્ર છે.

તે પછી ષડંગન્યાસ કરવો. પછી દેવીનું ધ્યાન કરવું:–તપાવેલા સુવર્ણ સમાન દેહ-વાળાં; ત્રણ નેત્રવાળાં; સુંદર સ્મિત મુખવાળાં; દિવ્ય અલંકારોથી વિભૂષિત; તાટંક (કાનમાં પહેરવાનો અલંકાર–લોળિયું.); હાર, કેયૂર અને રત્નોના સ્તબક (ગુચ્છા)થી મંડિત; રસના (કાંચળી), નૂપુર, ઊર્મિ આદિ અલં-કારોથી અતિ સુંદર જણાતાં; હાથમાં પાશ, અંકુશ, ચર્મ (ઢાલ), ખડ્ગ, ગદા, વહ્નિ, ધનુષ અને બાણોને ધારણ કરનારાં; સ્મિત મુખ-વાળી વિજ્યા આદિ પોતાની શક્તિઓથી ચારે બાજુએ વ્યાપ્ત દેવીનું ધ્યાન કરીને પૂજન કરવું. હે મુનીશ્વર! આ ભેરુંડા નામનાં પાંચમાં દેવી વિષે કહેવામાં આવ્યું. તેમના સ્મરણ માત્રથી ત્રણ પ્રકારનું વિષ, (સ્થાવર, જંગમ અને કૃત્રિમવિષ) ક્ષણ-ભરમાં નાશ પામે છે.

હે દ્વિજશ્રેષ્ઠ! છઠ્ઠી દેવી વહ્નિવાસિની છે. સાધકોને તેમના કાર્યમાં સુંદર સિદ્ધિ આપનારું તેનું વિધાન સાંભળો. ભેરુંડા દેવીના મંત્રનો આદ્ય અક્ષર અહીં પ્રથમ અક્ષર છે. તે પછી નિત્યક્લિન્નાનો પ્રથમ અક્ષર છે. તે પછી અંબુ અને શૂન્ય તથા હંસ અને અગ્નિ સંજ્ઞાના વર્ણો અને મરુત

સંજ્ઞાના વર્ણથી યુક્ત અંબુ સંજ્ઞાનો વર્ણ લેવો. તે પછી અગ્નિ સંજ્ઞાના વર્ણ સાથે હૃત્ સંજ્ઞાનો વર્ણ અને વ્યાપ્ત તથા શુચિ સંજ્ઞાના વર્ણો સાથે શૂન્ય સંજ્ઞાનો વર્ણ લેવો. તે પછી ફરીથી શૂન્ય સંજ્ઞાનો વર્ણ અને શક્તિ સંજ્ઞાના વર્ણ સાથે નભસંજ્ઞાનો વર્ણ લેવો. આ નવ અક્ષરનો મંત્ર વહ્નિવાસિનીનો છે. આ મંત્રના દ્વિતીય વર્ણ સાથે દીર્ઘસ્વરો યોજીને કરન્યાસ અને અને ષડંગન્યાસ કરવો. મંત્રના નવ અક્ષરોનો શરીરનાં નવ રંધ્રોમાં ન્યાસ કરવો; અને આત્મસિદ્ધિ માટે સમસ્ત નવાક્ષર મંત્રથી વ્યાપક ન્યાસ કરવો. સર્વ દેવીઓના પૂજન કાર્યમાં અંગન્યાસ કર્યા પછી વ્યાપક ન્યાસ કરવો. તે પછી વહ્નિવાસિનીનું ધ્યાન કરવું. તપાવેલા સુવર્ણની કાન્તિ જેવી કાન્તિવાળાં; નવું યૌવન પ્રાપ્ત થવાથી લાવણ્યને પ્રાપ્ત થયેલાં એવાં સુંદરી; મધુર સ્મિત ફરકાવતા મુખકમળવાળાં; ત્રણ નેત્રોથી સુશોભિત; આઠ બાહુઓથી યુક્ત; માણિક્યનાં આભરણોથી દીપ્તિમાન; પદ્મરાગ મણિથી યુક્ત મુકુટને ધારણ કરનારાં; અરુણ તથા પીત વર્ણનાં રેશમી વસ્ત્રોને પરિધાન કરેલાં અને રત્નજડિત મેખલા (કંદોરા)થી શોભતાં; રાતાં મોતીથી ગૂંથેલા સ્તબકથી પ્રકાશિત અંગોવાળાં; રત્ન, કમળ, શંખ, તથા ધોળી શેલડીના ધનુષને ડાબા હાથમાં ધારણ કરનારાં; કલ્હારપુષ્પ તથા સુવર્ણશૃંગ અને ચકોતરું (મીઠું લીંબુ) જમણા હાથમાં ધારણ કરનારાં, તેમ જ પોતાની શક્તિઓથી સર્વબાજુએથી ઘેરાયેલા વહ્નિના સ્વરૂપવાળાં વહ્નિવાસિની દેવીનું ધ્યાન કરીને તેમનું પૂજન કરવું. એમના કેવલ સ્મરણથી જ ત્રણે ભુવન વશ થાય છે.

હે મુને! હવે સાધકોને સર્વ સિદ્ધિઓ આપનારી મહાવજ્રેશ્વરી નામની સાતમી દેવીનો મંત્ર તથા પૂજાવિધાન કહું છું. વહ્નિવાસિનીના મંત્રનો બીજો અક્ષર અને નિત્યક્લિન્ના દેવીના મંત્રનો ચોથો અક્ષર; ભગમાલાનો પાંચમો તથા ભેરુંડાનો બીજો; નિત્યક્લિન્નાનો બીજો, ત્રીજો, છઠ્ઠો સાતમો તથા આઠમો વર્ણ લેવો. એ જ નિત્યક્લિન્નાના મંત્રનો નવમો અક્ષર આ મહાવજ્રેશ્વરીના મંત્રના અંતમાં લેવો. પછી ષડંગન્યાસ કરવો. મંત્રના પ્રથમ બે વર્ણોથી હૃદયમાં; એક વર્ણથી મસ્તકમાં; એકથી શિખામાં; બાકીના બબ્બે વર્ણથી કવચ, નેત્ર અને અસ્ત્રમાં ન્યાસ કરવો. એવી જ રીતે, મંત્રના પ્રત્યેક વર્ણથી દક્ષિણ નેત્ર, વામ નેત્ર; દક્ષિણ શ્રોત્ર, વામ શ્રોત્ર; દક્ષિણ નાસાપુટ અને વામ નાસાપુટ; જીભ, વક્ષઃસ્થલ, નાભિ અને ગુહ્ય ભાગમાં ક્રમથી ન્યાસ કરવો. આ પ્રમાણે મંત્રના દશ અક્ષરોથી શરીરનાં જણાવેલાં સ્થાનોમાં ન્યાસ કર્યા પછી ધ્યાન કરવું: રક્તવર્ણવાળાં; રક્ત વસ્ત્ર પરિધાન કરેલાં; રક્ત ગંધ અને રક્ત માળાથી વિભૂષિત; ચાર ભુજાવાળાં; ત્રણ નેત્રવાળાં; માણિક્યના મુકુટથી દીપ્તિમાન; હાથોમાં પાશ, અંકુશ, શેલડીનું ધનુષ તથા દાડમના બાણને ધારણ કરનારાં; શીતલ નેત્રોથી સાધક પ્રત્યે દયા અને પ્રીતિભાવથી જોનારાં; ષડ્દળ કમળ પર સુખપૂર્વક બેઠેલાં; સ્મિતયુક્ત મુખવાળાં; પોતપોતાના સ્વરૂપની શક્તિઓથી આવૃત્ત થયેલાં; સિંહાસનની ચારે બાજુએ નાનાં વાહનો પર બેસીને આમતેમ ફરતી શક્તિઓ વડે ઘેરાયેલાં તેમ જ ગમન-આગમન કરતી તે શક્તિઓ સાથે વિનોદ કરનારાં મંત્રનાં અધીશ્વરી મહાવજ્રેશ્વરીનું ચિંતન કરવું. આ સાતમી દેવી વિષે કહેવામાં આવ્યું.

હવે આઠમી દેવી દૂતી વિષે પણ સાંભળો. વજ્રેશ્વરીના મંત્રનો પ્રથમ અક્ષર, પછી અગ્નિસંજ્ઞાના વર્ણથી યુક્ત વિયત્ સંજ્ઞાનો વર્ણ, તે પછી મરુત્ સંજ્ઞાના

વર્ણથી યુક્ત અંબુ સંજ્ઞાનો વર્ણ અને ક્ષમા સંજ્ઞાના વર્ણથી યુક્ત ગોત્રા સંજ્ઞાનો વર્ણ લેવો. વ્યાસ અને શુચિ સંજ્ઞાના વર્ણથી યુક્ત રેય સંજ્ઞાનો વર્ણ લેવો અને તે પછી વહ્નિવાસિની દેવીના મંત્રનો અંત્ય વર્ણ લેવો. આ દૂતીનો ષડક્ષર મંત્ર કહેવામાં આવ્યો. છ દીર્ઘસ્વરોથી ષડંગ ન્યાસ કરવો. આ છ દીર્ઘસ્વરોના વર્ણોમાંના પ્રત્યેક વર્ણ સાથે મૂળમંત્રનો એક એક વર્ણ યોજી પાંચ વર્ણોથી શ્રોત્રાદિ પાંચમાં તથા છઠ્ઠા વર્ણથી નાસિકામાં ન્યાસ કરી આખા મૂળ મંત્રથી વ્યાપક ન્યાસ કરવો. તે પછી દૂતી દેવીનું ધ્યાન કરવું: ગ્રીષ્મ ઋતુના મધ્યાહ્નકાળના સૂર્યની કાંતિ જેવી કાંતિવાળાં; નવરત્ન જડિત મુકુટ ધારણ કરેલાં; ત્રણ નેત્રવાળાં, અરુણ વર્ણનાં વસ્ત્રો પરિધાન કરેલાં; નાના પ્રકારનાં આભરણોથી અલંકૃત દેહની કાંતિથી શોભતાં; મધુર સ્મિત કરતાં; અષ્ટ ભુજાવાળાં અને મહર્ષિઓ વડે સ્તુતિ કરાતાં; વામ હાથોમાં પાશ, મુસલ, ગદા અને રત્નજડિત ચષક (મદ્યપાન કરવા માટેનું પાત્ર) તથા દક્ષિણ હસ્તોમાં અંકુશ, ખડ્ગ, કટાર અને કમળને ધારણ કરનારાં; સાધકને અભીષ્ટ વસ્તુ આપવા માટે સદા તત્પર એવાં દુર્નીતિનો નાશ કરનારાં દૂતી દેવીનું ધ્યાન કર્યા પછી પૂજન કરવું. સર્વ આપત્તિઓનું નિવારણ કરનારી, કલ્યાણ કરનારી, સંપત્તિ તથા સર્વ સિદ્ધિઓને આપનારી આ દૂતી દેવી વિષે તમને કહ્યું. હવે હે નારદ! યશ, વિદ્યા, ધન, આરોગ્ય અને સુખ આપનારી ત્વરિતા નામની નવમી દેવી વિષે કહું છું.

આ દેવીના મંત્રમાં સર્વ પ્રથમ અક્ષર વહ્નિવાસિની દેવીના મંત્રનો પ્રથમ વર્ણ રહેલો છે. તે પછી દૂતીના મંત્રનો આદિ અક્ષર છે, પછી હંસ સંજ્ઞાનો વર્ણ; પછી ધરા સંજ્ઞાના વર્ણથી તેમ જ તેજ અને ચર સંજ્ઞાના વર્ણથી યુક્ત ધરા સંજ્ઞાનો વર્ણ; વાયુ સંજ્ઞાનો વર્ણ; ચર સંજ્ઞાના વર્ણથી યુક્ત પ્રભા સંજ્ઞાનો વર્ણ; ગ્રાસ અને શક્તિ સંજ્ઞાના વર્ણોથી યુક્ત ઋતુસંજ્ઞક વર્ણ; 'ય' વર્ણ તથા દાહ સંજ્ઞાના વર્ણોથી યુક્ત વહ્નિ સંજ્ઞાનો વર્ણ; પછી હંસ સંજ્ઞાનો વર્ણ, પછી ખ સંજ્ઞાના વર્ણથી યુક્ત ક્ષમા સંજ્ઞાનો વર્ણ; પછી ચર સંજ્ઞાથી અને ગ્રાસ સંજ્ઞાયુક્ત આ જ મંત્રનો બીજો વર્ણ તથા છેલ્લો નાદ સંજ્ઞાના વર્ણથી યુક્ત ક્ષિતિ સંજ્ઞાનો વર્ણ છે. આ પ્રમાણે ત્વરિતા દેવીનો આ દ્વાદશ અક્ષરનો મંત્ર છે. તે પછી ષડંગન્યાસ કરવા. શિર, લલાટ, કંઠ, હૃદય, નાભિ, મૂલાધાર, સાથળ, ઢીંચણ, જંઘા (ઢીંચણ અને ઘૂંટીની વચ્ચેનો ભાગ) અને બંને પગમાં મંત્રનો ન્યાસ કરવો. હવે ત્વરિતા દેવીનું ધ્યાન કેવી રીતે કરવું તે સાંભળો. આ ધ્યાન સર્વ સિદ્ધિઓને આપનારું છે. આ દેવી શ્યામ વર્ણનાં છે; મંગલમૂર્તિ છે; નવયૌવનથી શોભિત છે; બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર વર્ણના સ્વરૂપને પ્રકટ કરનારાં તાટંક (કાનમાં પહેરવાનું લોળિયું), અંગદ (બાજુબંધ), રસના (કાંચળી) નૂપુર (પગમાં પહેરવાનાં વીંછિયાં) આદિ આભરણો ધારણ કરવાથી દીપ્તિમાન; બે–બેના ક્રમથી અષ્ટનાગ અલંકાર ધારણ કરેલાં; અલતાથી રંગાયેલાં રક્તવર્ણનાં વસ્ત્રોથી યુક્ત; મોરનાં પીછાંથી બનેલાં શુભ બાજુબંધથી ભૂષિત ભુજાવાળાં; માણિક્યના મુકુટથી દીપ્તિમાન; મોરે નૃત્ય કરવાથી તેની ખુલ્લી થયેલી પાંખોમાંનાં પીછાંઓના છત્રવાળાં તથા તેનાથી બનેલી પતાકાને ધારણ કરનારાં; અનેક ગુંજાઓ(ચણોઠી)થી સુશોભિત વક્ષ:સ્થળ તથા કુંકુમ(કેસર)થી રંજિત કૂચથી શોભતાં; ત્રણ નેત્રવાળાં; સુંદર મુખાકૃતિવાળાં; મંદ સ્મિત કરતા મુખવાળાં;

પાશ, અંકુશ, વર અને અભયથી શોભતી ચાર ભુજાવાળાં; આ પ્રમાણે તોતલા દેવીનું ધ્યાન કરીને પોતાની શક્તિઓથી આવૃત્ત થયેલાં એવાં તે દેવીનું પૂજન કરવું; આથી તે પ્રસન્ન થાય છે અને સાધકોને શીઘ્ર ફળ આપે છે. હે મુનીશ્વર! આ નવમી ત્વરિતા નામની દેવી વિષે કહેવામાં આવ્યું. આ દેવી સર્વ પ્રકારનાં વિઘ્ન અને દુઃખોનું અતિશય શમન કરનારી છે અને સર્વ અભીષ્ટ ફળને આપનારી છે.

સ્વ સંજ્ઞાના વર્ણથી યુક્ત શુચિ સંજ્ઞાનો વર્ણ આદ્ય વર્ણ છે; રસા અને વહ્નિ સંજ્ઞાઓના વર્ણથી યુક્ત પ્રાણ સંજ્ઞાનો વર્ણ દ્વિતીય છે અને તે પછીનો ત્રીજો વર્ણ સ્વ સંજ્ઞાના વર્ણથી યુક્ત શક્તિ સંજ્ઞાના વર્ણોનો બોધ કરાવનારો છે. આ પ્રમાણે ત્રણ અક્ષરોથી સંબોધાતી આ કુલસુંદરી ત્વરિતા દેવી વિષે કહ્યું. આનું કેવળ સ્મરણ કરવાથી જ સર્વજ્ઞત્વ પ્રાપ્ત થાય છે, પૂજા અને જપના વિધિના ક્રમ પ્રમાણે તેમના આદિ, મધ્ય અને અંતમાં તે ત્રણ મૂળ વર્ણો બોલીને ષડંગન્યાસ કરવા. દીર્ઘસ્વરથી યુક્ત તે પ્રત્યેક ત્રણ બીજોથી કરન્યાસ, અંગન્યાસ અને મુખન્યાસ યથાવિધિ કરવા.

લોહિત (રક્ત) વર્ણનાં; લોહિત આકારના શક્તિસમૂહથી સેવાયેલાં, લોહિત વર્ણનાં વસ્ત્ર, લોહિત-રક્તવર્ણની માળા અને લેપનવાળાં; છ મુખકમળવાળાં; અત્યંત મૂલ્યવાન રત્નોથી જડિત માણિક્ય મુકુટથી ઉજ્જ્વળ; રત્નના સ્તબક(ગુચ્છા)થી શોભતા વક્ષઃસ્થળવાળાં; કલ્યાણકારી; પરમ કારુણ્ય અને આનંદસ્વરૂપ, અરુણ કમળના આસન ઉપર વિરાજમાન થયેલાં; બાર ભુજાઓવાળાં; સર્વના વાણીરૂપ; જમણા હાથોમાં પ્રવાલ અને અક્ષમાળા, પદ્મ, રત્નનિર્મિત કુંડિકા, રત્નપૂર્ણ ચષક (મદ્યપાન કરવાનું પાત્ર) અને વ્યાખ્યાન મુદ્રિકાને ધારણ કરનારાં; ડાબા હાથોમાં પુસ્તક, લાલ કમળ, સુવર્ણ-લેખિની, રત્નમાળા અને શંખને ધારણ કરનારાં; દેવો, ગંધર્વો અને કિન્નરો વડે સર્વ બાજુએથી સ્તુતિ કરાતાં; તેમ જ યક્ષો, રાક્ષસો, દૈત્યો, ઋષિઓ, સિદ્ધો અને વિદ્યાધરો દ્વારા જેમના ગુણોનું ગાયન કરવામાં આવી રહ્યું છે એવાં દેવીનું વાક્સિદ્ધિ માટે તથા લક્ષ્મી અને કાંતિ પ્રાપ્ત કરવા માટે આ પ્રમાણે ધ્યાન કરીને પૂજન કરવું. કેવળ વાણીની સિદ્ધિ માટે સિતાનું; લક્ષ્મી પ્રાપ્ત કરવા માટે હેમપ્રભાનું; શત્રુ સાથે થયેલા દ્વેષથી તેના મૃત્યુ માટે તથા તેને વશ કરવા માટે ધૂમાભાનું; તેને મૂક કરવા માટે તથા તેવાં બીજાં કાર્યોની અપેક્ષાથી નીલાનું સ્મરણ કરવું. આ દશમી દેવી વિષે કહેવામાં આવ્યું.

હવે ત્રિકૂટા દેવી વિષે કહું છું: હૃત્, પ્રાણ, રસ, દાહ અને કર્ણ સંજ્ઞાના વર્ણથી યુક્ત હંસ સંજ્ઞાનો વર્ણ લેવો. દેવીના સંપ્રદાયને અનુસરીને આ મંત્રની યોજના કરવામાં આવી છે. ત્રણ વર્ણના નામવાળી આ દેવીનું નામ છ કૂટ અક્ષરોથી યુક્ત છે, પ્રતિલોમ વગેરે રૂપોથી એના બોતેર ભેદ થાય છે, જેનું પૂજન કરવાથી સિદ્ધ થયેલો સાધક નર ખેચર-યથેચ્છ ગમન કરનારો થઈને સુખી થાય છે. ત્રણેય ભુવનોમાં નિગ્રહ અને અનુગ્રહ કરવામાં સમર્થ થાય છે. દીર્ઘ સ્વરથી યુક્ત હંસ સંજ્ઞા અને હૃદય સંજ્ઞાના વર્ણોથી ષડંગન્યાસ કરવો. ભવાંના મધ્ય ભાગમાં, કંઠ, હૃદય, નાભિ અને ગુહ્ય અને આધાર ભાગમાં ક્રમથી મૂલમંત્રના વર્ણોથી ન્યાસ કરવો. પછી સમગ્ર મંત્રથી વ્યાપક ન્યાસ કરવો. 'સર્વ સંપત્તિ પ્રાપ્ત કરવાના હેતુથી સર્વના આત્મારૂપ કલ્યાણકારી દેવીનું ધ્યાન કરવું. ઉદય પામતા સૂર્યના બિંબની કાન્તિ જેવી કાન્તિવાળાં; માણિક્યના મુકુટથી દીપ્તિમાન; પદ્મરાગ

મણિથી શોભિત; અરુણ (રક્ત) વર્ણનાં વસ્ત્રોને ધારણ કરનારાં, સુંદર સ્મિતથી શોભતાં છ મુખવાળાં; કમળ પર વિરાજમાન થયેલાં; પ્રત્યેક મુખ પર ત્રણ નેત્રવાળાં, બાર ભુજાઓવાળાં; ડાબા હાથોમાં પાશ, અક્ષ, ગુણ (દોરડું), ધોળી શેલડીનું ધનુષ, મુસલ અને ત્રિશૂલ તથા જમણા હાથોમાં અંકુશ, પુસ્તક, પુષ્પબાણ, કમળ, નૃકપાલ (માણુસ-ની ખોપરી) તથા અભયને ધારણ કરનારાં; આ પ્રકારના સ્વરૂપવાળાં દેવીનું સ્થિર બુદ્ધિએ ધ્યાન કરવું.

હે નારદ! આ અગિયારમી દેવી વિષે કહ્યું. હવે બારમી વિષે સાંભળો. દ્યુતિ, દાહ, ચર અને સ્વ સંજ્ઞાના વર્ણોથી યુક્ત ત્વરિતા દેવીના મંત્રનો અંતિમ અક્ષર આદિમાં હોય છે; દાહ, ક્ષમા અને સ્વ સંજ્ઞાના વર્ણથી યુક્ત હૃત સંજ્ઞાનો વર્ણ; વજ્રેશી(મહાવજ્રેશ્વરી સાતમી દેવી)ના મંત્રનો પાંચમો વર્ણ તથા સ્વ સંજ્ઞાના વર્ણથી યુક્ત મરુત્ સંજ્ઞાનો વર્ણ, તે પછી દશમી દેવીના મંત્રનો મધ્ય વર્ણ અને તે પછીનો વર્ણ, રસા, ક્ષમા અને સ્વ સંજ્ઞાના વર્ણથી યુક્ત ભૂમિસંજ્ઞાનો વર્ણ; વજ્રેશીનો આઠમો વર્ણ, ત્વરિતાના મંત્રના આદિના છ અક્ષરો અને તે પછી તેના જ મંત્રનો ત્રીજો અક્ષર, તે પછી દ્યુતિ દાહ ચર અને સ્વ સંજ્ઞાના વર્ણથી યુક્ત ત્વરિતાના મંત્રનો આદ્ય અક્ષર લેવો. સત્તર અક્ષરોના મંત્રવાળી આ નીલપતાકા દેવી કહી છે. પછી ન્યાસ કરવા–મંત્રના આદિના બે અક્ષરોથી બે પાર્શ્વ; તે પછીના બે વર્ણોથી બે આંખો; તે પછીના છ વર્ણોથી અનુક્રમે બે શ્રોત્ર (કાન), નાક, વાણી (જીભ), કંઠ અને હૃદયમાં તથા બાકીના વર્ણોથી નાભિ, આધારક (ગુદા) અને પગની સંધિઓમાં ન્યાસ કરવો. આ પ્રમાણે મંત્રના સત્તર અક્ષરોનો અંગોમાં ન્યાસ કરવો અને સમસ્ત મંત્રથી વ્યાપક ન્યાસ કરવો. પછી ધ્યાન કરવું: ઇંદ્રનીલ મણિની કાન્તિથી દીપ્તિમાન; મસ્તક પર મણિથી શોભા પામનારાં; પાંચ મુખવાળાં; ત્રણ નેત્રવાળાં; અરુણ વર્ણનાં વસ્ત્રોને ધારણ કરનારાં; દશ હાથવાળાં; મોતી અને મણિઓનાં આભરણોથી મંડિત–સુશોભિત; રત્નના સ્તબકથી સંપન્ન દેહવાળાં, સુંદર સ્મિત ફરકાવતા મુખ-વાળાં; પાશ, પતાકા, ઢાલ, શિંગડાનું ધનુષ અને વરને સર્વ આભૂષણોથી ભૂષિત ડાબા હાથમાં ધારણ કરનારાં; અંકુશ, શક્તિ, ખડ્ગ, બાણ તથા અભયને જમણા હાથમાં ધારણ કરનારાં; કમળના આસન ઉપર વિરાજમાન થયેલાં; પોતાના આકાર, વર્ણ, વેશ તથા પોતાના મુખ જેવા જ મુખવાળાં; હાથમાં આયુધોથી શોભતા શક્તિસમૂહથી વીંટાયેલાં દેવીનું નિત્ય પૂજન-સમયે ધ્યાન કરવું. ત્રણ ષટ્કોણથી યુક્ત એક અષ્ટદલ કમળ આલેખવું, તેની બહાર બે ભૂપુરથી આવૃત અષ્ટાસ્ર આલેખવું અને તે બે નૂપુર ચાર દ્વારથી યુક્ત હોવા જોઈએ. તેમાં કલ્યાણકારી આ નીલપતાકિની દેવીનું તેના શક્તિગણો સાથે અર્ચન કરવું. યુદ્ધમાં વિજય અપાવનાર; વેતાલ, યક્ષિણી, ચેટ, પિશાચ આદિને વશમાં રાખનારી આ નીલપતાકિની નામની બારમી દેવી વિષે તમને કહ્યું.

હે નારદ! હવે તેરમી દેવી વિષે કહું છું, તે સાંભળો.

રસ, નભ તથા દાહ સંજ્ઞાના વર્ણથી વ્યાપ્ત તથા ક્ષમા સંજ્ઞાના વર્ણના આદિમાં વનસંજ્ઞાનો ખ સંજ્ઞાના વર્ણથી યુક્ત વર્ણ-વાળો એકાક્ષર મંત્ર, હે મુને! વિજયા દેવીનો કહ્યો છે તેથી વિજયાને એકાક્ષરા કહેવામાં આવી છે. પછી દીર્ઘસ્વરથી યુક્ત ષડંગન્યાસ કરવો. પછી દેવીનું ધ્યાન કરવું: પાંચ મુખવાળાં; દશ ભુજાવાળાં; પ્રત્યેક

મુખ પર ત્રણ નેત્રવાળાં; દીપતા મુકુટ પર ચંદ્રલેખાથી શોભતાં; સર્વ આભરણોથી યુક્ત; પીળાં વસ્ત્રોથી દીપ્તિમાન; ઉદય પામતા સૂર્યના બિંબની કાંતિ જેવી દેહની કાંતિવાળાં; સુંદર સ્મિતયુક્ત મુખવાળાં; શંખ, પાશ, મુસલ, ધનુષ અને કલ્હાર પુષ્પને ડાબા હાથમાં તથા ચક્ર, અંકુશ, ખડ્ગ, બાણુ અને માતુલુંગ ( મીઠું લીંબુ ) જમણા હાથોમાં ધારણુ કરેલાં છે ને એમનો પ્રયોગ કરતી વેળાએ ભયંકર દેખાવનાં; ઉપાસનાના સમયે સૌમ્ય સ્વરૂપવાળાં; સિંહના ઉપર વિરાજમાન થયેલાં; વાઘના ઉપર આરૂઢ થયેલી શક્તિઓથી સર્વ બાજુએથી વીંટાયેલાં; યુદ્ધકાળે, પૂજનસમયે તથા અન્ય પ્રયોગોમાં સુખપૂર્વક બેઠેલાં, પૂજાસમયે શક્તિઓ પણ સુખરૂપ બેઠેલી છે અને તે બધી શક્તિઓ દેવીના જેવા આકાર, તેના જેવાં જ મુખ અને હાથમાં દેવીના જેવાં જ આયુધોને ધારણ કરીને રહેલી છે. આઠ શાખાઓથી યુક્ત, ચાર ધારોથી સુશોભિત બે ચતુરસ્ર બનાવી તેમાં દેવીનું પૂજન કરવું. તેની અંદર બે અષ્ટકોણુ આલેખવા અને તેની બહાર ષોડશદલ કમળ તથા આઠ દળવાળા કમળની આકૃતિ આલેખીને તેમાં દેવીનું તેની શક્તિઓ સાથે આવાહન કરવું અને સમ્યક્ ઉપચારોથી તેમનું પૂજન કરવું. વાદમાં અને યુદ્ધમાં જય આપનાર આ તેરમી દેવીનું વર્ણન કરવામાં આવ્યું.

હવે સર્વમંગલા નામની ચૌદમી દેવી વિષે કહું છું.

હૃત્, અંબુ અને વન સંજ્ઞાના વર્ણોથી યુક્ત ખ સંજ્ઞાનો વર્ણ સર્વમંગલા દેવીનો મંત્ર છે. આ એકાક્ષર મંત્રવાળાં દેવીની ઉપાસનાથી માણસ સિદ્ધ બની જાય છે અને ક્ષણુભરમાં દેવત્વને પામે છે. છ દીર્ઘ સ્વરોથી છ અંગોમાં ન્યાસ કરવો. આ સર્વમંગલા દેવી સુવર્ણના જેવી કાંતિવાળાં છે; મુક્તા અને માણિક્યથી ભૂષિત છે; તેમણે માણિક્યનો મુકુટ ધારણ કરેલો છે; બંને નેત્રો અત્યંત કરુણા વર્ષાવનારાં છે; તે બે ભુજાવાળાં છે, અનુગ્રહ કરનારાં છે; આઠ, સોળ તથા બસો પત્રોથી યુક્ત કમળ ઉપર વિરાજમાન થયેલાં છે; જમણા હસ્તકમળમાં માતુલુંગ ફળ ( મીઠું લીંબુ ) ધારણ કરી રહેલાં છે અને ડાબા હાથથી પોતાના ભક્તોને ધન વગેરે આપી રહ્યાં છે; પોતાના જેવી જ શક્તિઓથી તથા બીજી છોતેર અપ્સરાઓથી ચારે બાજુ વીંટાયેલાં છે. પૂજા આદિ પ્રયોગોમાં અભીષ્ટ વસ્તુ આપનારાં છે. એવાં આ શક્તિરૂપ ચૌદમી દેવી વિષે કહેવામાં આવ્યું.

હવે પંદરમી દેવીનું વર્ણન સાંભળો. ભૂ, શૂન્ય, નભ, રસ, સ્થિર, અંબુ, રય સંજ્ઞાના વર્ણો અગ્નિસંજ્ઞાના વર્ણથી યુક્ત; જયા અને અંબુ સંજ્ઞાના વર્ણો મરુત્થી યુક્ત હોય છે અને તે પછી રસા તથા મરુત્ સંજ્ઞાના વર્ણો; મરુત્ સંજ્ઞાના વર્ણથી યુક્ત નભ, રસ સંજ્ઞાના તથા બે શૂન્ય સંજ્ઞાના વર્ણો; ચર સંજ્ઞાના વર્ણ સહિત ગોત્રાસંજ્ઞાનો વર્ણ, તેના આદિમાં અંબુ સંજ્ઞાનો અક્ષર લેવો. તે પછી અંબુ, અગ્નિ, હૃત્, દાહ, અંબુ, રસ, ક્ષમા અને રય સંજ્ઞાના વર્ણો; સ્વથી અર્થાત્ સ્વ સંજ્ઞાના વર્ણથી યુક્ત હૃત્ સંજ્ઞાનો વર્ણ; મરુત્ સંજ્ઞાના વર્ણથી યુક્ત હંસ સંજ્ઞાના વર્ણ; પછી દાહ સંજ્ઞાનો વર્ણ, તે પછી મરુત્ સંજ્ઞાના વર્ણથી યુક્ત પ્રાણ સંજ્ઞાનો વર્ણ; પછી દાહ સંજ્ઞાના વર્ણ અગ્નિ સંજ્ઞાના વર્ણ સહિત લેવા. તે પછી પ્રાણ અને ચર સંજ્ઞાના વર્ણ; મરુત્ સંજ્ઞાના વર્ણ સહિત જયા સંજ્ઞાનો વર્ણ; ચરણ સંજ્ઞાના વર્ણથી યુક્ત રય સંજ્ઞાનો વર્ણ; પછી અંબુ સંજ્ઞાનો વર્ણ, ગોત્રા સંજ્ઞાનો

વર્ણ; અગ્નિ સંજ્ઞાના વર્ણથી યુક્ત હૃત્ સંજ્ઞાનો વર્ણ; પછી જયા અને અંબુ સંજ્ઞાના વર્ણો અને સ્વસંજ્ઞાના વર્ણથી યુક્ત રસા સંજ્ઞાનો વર્ણ લેવો. અગ્નિ સંજ્ઞાના વર્ણ સહિત રય સંજ્ઞાનો વર્ણ ને તે પછી વળી જયા, અંબુ અને રસા સંજ્ઞાના વર્ણ લેવા. ત્યાર પછી જયા સંજ્ઞાનો વર્ણ લેવો. તે પછી દાહ સંજ્ઞાનો વર્ણ અને સ્વ સંજ્ઞાના વર્ણથી યુક્ત મરુત્ સંજ્ઞાનો વર્ણ લેવો. દાહ સંજ્ઞાના વર્ણ સહિત હંસ સંજ્ઞાનો વર્ણ લેવો. પછી વહ્નિ અને સ્વ સંજ્ઞાના વર્ણો, પછી દાહ અને સ્વ સંજ્ઞાના વર્ણથી યુક્ત ક્ષ્મા સંજ્ઞાનો વર્ણ લેવો તે પછી સાત દાહ સંજ્ઞાના વર્ણ લેવા અને તે પછી આ ચાલુ મંત્રના જ આઠમા વર્ણથી લઈ પાંચ વર્ણ લેવા. તે પછી નીલપતાકા દેવીના મંત્રના છેલ્લા અક્ષરથી પૂર્વનો–આગળનો અક્ષર લેવો. જ્વાલામાલિની દેવી ત્રેસઠ વર્ણના મંત્રની કહેવામાં આવી છે. આ દેવીનો મંત્ર ત્રેસઠ અક્ષરનો છે. આ મંત્રના પ્રથમ (પહેલા), પહેલા–બીજા; પ્રથમના ચાર; પ્રથમના પાંચ; તે પછી આ જ પ્રમાણેના ક્રમે ચાર વાર મંત્રના વર્ણ બોલીને અને તે પછી મંત્રના પ્રથમ દશ અક્ષરો બોલીને કરન્યાસ અને અંગન્યાસ કરવો અને બાકી રહેલા વર્ણોથી વ્યાપકન્યાસ કરીને દેવીનું ધ્યાન કરવું. પ્રદીપ્ત અગ્નિના જેવી કાન્તિવાળાં; માણિક્યના મુકુટથી દીપ્તિમાન; છ મુખવાળાં; બાર ભુજાવાળાં; સર્વ આભરણોથી ભૂષિત; કરકમળમાં પાશ, અંકુશ, ખડ્ગ, મુસલ, ધનુષ, બાણ, ગદા, શંખ, શૂલ, ભુશુંડી, વર અને અભયને ધારણ કરનારાં; પોતાના જેવી જ શક્તિઓથી ચારે બાજુ આવૃત થયેલાં; સુંદર હાસ્યથી શોભતાં મુખકમળવાળાં; ત્રણ નેત્રવાળાં દેવીનું ધ્યાન કરીને ઉત્તમ ઉપચારોથી તેમનું નિત્ય પૂજન કરવું. ચાર દ્વારથી યુક્ત ચતુષ્કોણ બનાવવો. તેમાં ત્રિકોણમાં અષ્ટદળ કમળ આલેખવું, તેની અંદર ષટ્કોણ બનાવી વળી તેમાં ત્રિકોણ આલેખીને તેમાં દેવીનું પૂજન કરવું. આ પંદરમી દેવી વિષે કહેવામાં આવ્યું.

હે નારદ! હવે સોળમી દેવીનું વર્ણન કરવામાં આવે છે, તે સાંભળો. વાયુસંજ્ઞક વર્ણ અને પ્રણવ તત્ત્વથી થતો બે અક્ષરનો મંત્ર ચિત્રાદેવીનો છે, જે સિદ્ધ થતાં ધનધાન્ય તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. દીર્ઘસ્વરોથી ષડંગન્યાસ કરવા. પછી ધ્યાન કરવું. ઉદય પામતા સૂર્યના બિંબની કાન્તિ જેવી કાન્તિવાળાં; નવરત્નોથી વિભૂષિત; નવરત્ન જડિત મુકુટને ધારણ કરેલાં; સુંદર વસ્ત્રોને પરિધાન કરેલ હોવાથી દીપ્તિમાન; ચાર ભુજાવાળાં; ત્રણ નેત્રવાળાં, આનંદ આપનારા હાસ્યથી શોભતા મુખવાળા; સર્વને સમસ્ત ઇષ્ટ વસ્તુઓ આપનારાં, આનન્દમયી દેવી ચાર હાથવાળાં છે; પાશ, અંકુશ, વરદ અને અભયને ધારણ કરનારાં; પદ્મકર્ણિકાઓના મધ્યમાં વિરાજમાન થયેલાં; તેમની શક્તિઓથી આવૃત થયેલાં દેવી ચિત્રાનું વિધિ પ્રમાણે અર્ચન કરવું. ધરા સંજ્ઞાના વર્ણથી યુક્ત પ્રાણ અને દાહ સંજ્ઞાના વર્ણો; રસ અને મરુત્ સંજ્ઞાના વર્ણ; પછી વ્યાસ સંજ્ઞાનો વર્ણ; શક્તિ સંજ્ઞાના વર્ણથી યુક્ત મરુત્ સંજ્ઞાનો વર્ણ; સ્વ સંજ્ઞાના વર્ણથી યુક્ત ભૂ સંજ્ઞાનો વર્ણ; તે પછી આ મંત્રનો આદિ વર્ણ; બે રસા સંજ્ઞાના વર્ણ ચરણ સંજ્ઞાના વર્ણથી યુક્ત હોય તે લેવા; દાહ સંજ્ઞાના વર્ણથી તથા વહ્નિ અને શક્તિ સંજ્ઞાના વર્ણોથી યુક્ત હંસ સંજ્ઞાનો વર્ણ; પછી નભસંજ્ઞક વર્ણ; દાહ સંજ્ઞાના વર્ણથી યુક્ત હૃતસંજ્ઞક વર્ણ; પછી અંબુ અને જયા સંજ્ઞાના વર્ણ; સ્વ સંજ્ઞાના વર્ણથી યુક્ત શૂન્યસંજ્ઞક વર્ણ; પછી વિષસંજ્ઞક વર્ણથી યુક્ત અંબુ સંજ્ઞાનો

વર્ણ; મરુત્ અને ભૂ તથા નભ સંજ્ઞાના વર્ણોથી યુક્ત શૂન્યસંજ્ઞાનો વર્ણ; આ મંત્રનો પૂર્વ તથા અંત્ય વર્ણ હંસસંજ્ઞક વર્ણ હોય છે. આ મંત્રમાં ત્રણ મંત્રોનો સમાવેશ થયેલો છે. આ મંત્રના છઠ્ઠા વર્ણથી લઈને પાંચ વર્ણનો આદિ મંત્ર દૈત્યના મુખથી બોલાયેલ છે. તે પ્રથમ મંત્ર છે. પછી અગિયારમા વર્ણથી અંત્ય વર્ણ સુધી મંત્રનો બીજો ખંડ કહ્યો છે અને આખો પચીસ અક્ષરોનો મંત્ર એ તૃતીય મંત્ર છે. આ પ્રમાણના ક્રમથી આ મંત્રો કહેવામાં આવ્યા છે. મંત્રના આદિના ત્રણ વર્ણથી બાલા-દેવીનું પૂજન કરવું. બાકીના વર્ણોથી ષડંગ-ન્યાસ કરવો. પછી ધ્યાન કરવું. વેરાયેલા કેશકલાપવાળી, નગ્ન સ્વરૂપવાળી, રક્તવર્ણ અને આનંદસ્વરૂપ દેવીનું ધ્યાન કરવું. ધનુષ, બાણ, પાશ અને અંકુશને હાથોમાં ધારણ કરનારાં; તેમના સમાન આકાર અને વર્ણ-વાળી દેવીઓથી વીંટાયેલાં છે; તેમણે ઋતુ-સ્નાન કરેલું છે; યોનિમાં સ્ફુરણા પામેલી છે; સદા આનંદરૂપ છે; અરુણ વર્ણનાં નેત્રો-વાળી છે. આ કુરુકુલ્લા પછી ચંદ્રાવલી વિષે કહેવામાં આવ્યું.

હવે લલિતાના શરીરરૂપ વારાહી દેવી વિષે કહું છું. સ્વ સંજ્ઞાના વર્ણથી યુક્ત શુચિ-સંજ્ઞકવર્ણ; નભસંજ્ઞાના વર્ણથી યુક્ત, શૂન્ય-સંજ્ઞાબોધક વર્ણ; પછી અભ્ર, રસ, સ્થિર, અંબુસંજ્ઞક વર્ણો; પછી અગ્નિસંજ્ઞક વર્ણથી યુક્ત રય સંજ્ઞાના વર્ણો; મરુત્ સંજ્ઞાના વર્ણોથી યુક્ત અંબુ અને રયસંજ્ઞાના વર્ણ; પછી ઇલા સંજ્ઞાના વર્ણ સહિત અગ્નિ સંજ્ઞા-નો વર્ણ; તે પછી મરુત્ સંજ્ઞાના વર્ણથી યુક્ત અંબુસંજ્ઞક વર્ણ; દાહ સંજ્ઞાનો વર્ણ; મરુત્ સંજ્ઞાના વર્ણથી યુક્ત અંબુ સંજ્ઞાનો વર્ણ; અગ્નિ સંજ્ઞાના વર્ણ સહિત હંસ સંજ્ઞાનો વર્ણ; તે પછી ફરીથી દાહ, અંબુ અને હંસ સંજ્ઞાના વર્ણ; પછી મરુત્‌થી યુક્ત અંબુ અને દાહ સંજ્ઞાના વર્ણો; પછી હંસસંજ્ઞક વર્ણ; ધરા સંજ્ઞાના વર્ણથી યુક્ત નભ-સંજ્ઞાનો વર્ણ; અગ્નિ સંજ્ઞાના વર્ણથી યુક્ત તેજસંજ્ઞાનો વર્ણ; તે પછી ફરીથી અંબુ, દાહ, હંસ, નભ અને તેજ આ પાંચ સંજ્ઞાના વર્ણ; સ્વસંજ્ઞાથી બોધકવર્ણ સહિત વાત સંજ્ઞાનો વર્ણ; ચર સંજ્ઞાના વર્ણ સાથે તોય સંજ્ઞાનો વર્ણ, પણ તેના પૂર્વમાં અગ્નિ-સંજ્ઞક વર્ણથી યુક્ત તોય સંજ્ઞાનો બોધક વર્ણ લેવો. શુચિ સંજ્ઞાના તથા શક્તિ અને નભ સંજ્ઞાના વર્ણથી યુક્ત શૂન્ય સંજ્ઞા-બોધક વર્ણ; દાહ સંજ્ઞાનો વર્ણ; સ્વ સંજ્ઞાના વર્ણ સહિત ધરાસંજ્ઞક વર્ણ; ચર સંજ્ઞાના વર્ણથી યુક્ત તોય સંજ્ઞાનો વર્ણ; એના પૂર્વમાં મધુસંજ્ઞક વર્ણ અને તે પછી દાહ, ધરા, તોય અને મધુસંજ્ઞક વર્ણો લેવા. ત્યાર પછી ખ્ય સંજ્ઞાના વર્ણથી યુક્ત જયા સંજ્ઞાનો વર્ણ લેવો; પણ તેના પૂર્વે ચર સંજ્ઞાના વર્ણ સાથેનો રભસંજ્ઞક વર્ણ લેવો. અગ્નિ સંજ્ઞાના વર્ણ સાથે રસ સંજ્ઞાનો વર્ણ લેવો. પછી સ્વ સંજ્ઞાના તથા અગ્નિ સંજ્ઞાના વર્ણથી યુક્ત હંસસંજ્ઞક વર્ણ લેવો. પછી સ્વ સંજ્ઞાથી યુક્ત હૃદય સંજ્ઞાનો વર્ણ; ચર સંજ્ઞાના વર્ણથી યુક્ત રસસંજ્ઞક વર્ણ લેવો, પણ તેના પૂર્વે અગ્નિ-સંજ્ઞક વર્ણથી યુક્ત રસ સંજ્ઞાનો વર્ણ લેવો. પછી સ્વ સંજ્ઞાના વર્ણથી યુક્ત હંસ સંજ્ઞાનો વર્ણ લેવો. તે પછી ફરી હંસ-સંજ્ઞક વર્ણ અને તેના પછી અગ્નિ સંજ્ઞાનો વર્ણ લેવો અને સ્વ સંજ્ઞાના વર્ણથી યુક્ત હૃદયસંજ્ઞક વર્ણ ત્રણ વાર લેવો. તે પછી અગ્નિસંજ્ઞક વર્ણથી યુક્ત રસસંજ્ઞાનો વર્ણ અને ચર સંજ્ઞાથી યુક્ત રસસંજ્ઞક વર્ણ લેવો. તે પછી ધરા અને નભથી યુક્ત વાતસંજ્ઞક વર્ણ ત્રણ વાર લેવો. તે પછી સ્વ સંજ્ઞાના વર્ણથી યુક્ત પ્રાણ સંજ્ઞાનો વર્ણ, પછી સ્વસંજ્ઞક વર્ણથી યુક્ત હૃદય-

અને રસ સંજ્ઞાનો વર્ણ લેવો. પછી દાહ અને અંબુ સંજ્ઞાના વર્ણથી યુક્ત પ્રાણ, હૃદય અને રસ સંજ્ઞાના વર્ણ લેવા. ભરા સંજ્ઞાના વર્ણથી યુક્ત ગોત્રા સંજ્ઞાનો વર્ણ લેવો. નાદ અને જવી સંજ્ઞાના વર્ણોથી યુક્ત સ્પર્શસંજ્ઞક વર્ણ લેવો. પછી દાહ-સંજ્ઞક વર્ણ લેવો, પણ તેના પહેલાં મરુત્ સંજ્ઞાના વર્ણથી યુક્ત પૂર્વ સંજ્ઞાનો બોધક વર્ણ લેવો. પછી શૂન્યસંજ્ઞક વર્ણ લેવો. તે પછી સ્વ સંજ્ઞાના વર્ણ સહિત મરુત્ સંજ્ઞાનો વર્ણ લેવો. તે પછી દાહ સંજ્ઞાના વર્ણથી યુક્ત હૃત્સંજ્ઞક વર્ણ અને અંબુ-સંજ્ઞક વર્ણથી યુક્ત ચર સંજ્ઞાનો વર્ણ લેવો. પછી સ્પર્શસંજ્ઞક વર્ણ; સ્વ સંજ્ઞાના વર્ણ સાથે મરુત્ સંજ્ઞાનો વર્ણ અને અંબુ-સંજ્ઞાના વર્ણથી યુક્ત હૃત્ સંજ્ઞાનો વર્ણ લેવો. પછી જયા અને અગ્નિસંજ્ઞક વર્ણ લેવો અને સ્વ સંજ્ઞાના વર્ણથી યુક્ત હંસ-સંજ્ઞક વર્ણ લેવો; મરુત્ સંજ્ઞાના વર્ણથી યુક્ત અંબુ સંજ્ઞાનો વર્ણ લેવો. સ્વ સંજ્ઞાના વર્ણથી યુક્ત હૃત્ અને રસ સંજ્ઞાનો વર્ણ; ધરા સંજ્ઞાના વર્ણથી યુક્ત પ્રાણ અને દાહ સંજ્ઞાના વર્ણ, આ જ વર્ણો ફરી વહ્નિ સંજ્ઞાના વર્ણથી યુક્ત; વિયત્સંજ્ઞક વર્ણ; વાર અને દાહ સંજ્ઞાના વર્ણોથી યુક્ત અંબુ-સંજ્ઞક વર્ણ; સ્થિરા અને રસા સંજ્ઞાના વર્ણો સ્વ સંજ્ઞાના વર્ણથી યુક્ત, દાવ અને હંસ સંજ્ઞાના બે બે વર્ણ અને સ્વ સંજ્ઞાથી યુક્ત ધરાસંજ્ઞક વર્ણ અને તે પછી મરુત્ સંજ્ઞાના વર્ણથી યુક્ત હૃદ્ અને અંબુ સંજ્ઞાના વર્ણ લેવા. મરુત્ સંજ્ઞાના વર્ણથી યુક્ત હંસ વર્ણ લેવો. આ પ્રમાણે એકસો દસ અક્ષરનો મંત્ર થયો.

વારાહી, પંચમી, વિધવિજયા, ભદ્ર-કૌમુદી અને વાર્તાલી, આ દેવીઓ સ્તંભન આદિ કાર્યમાં સિદ્ધિ આપનારી તથા સર્વ ઇષ્ટ વસ્તુઓને આપનારી છે. પછી છ દીર્ઘસ્વરોથી અંગન્યાસ કરવા.

એક ત્રિકોણ બનાવવો. તેમાં ષટ્કોણ આલેખી તેની અંદર ચક્રાકાર વર્તુલ બનાવી તેમાં દેવીનું નામ લખી તેના સ્વરૂપની ભાવના કરવા માટે ધ્યાન કરવું. તેઓ શિવજીના મુખ જેવા મુખકમળવાળાં છે; સુવર્ણ જેવી કાન્તિવાળાં છે અથવા કેસર જેવા દીપ્તિમાન વર્ણવાળાં છે અથવા તો પિંગ વર્ણના પ્રકાશિત કમળના જેવી કાન્તિ-થી યુક્ત છે; ત્રણ નેત્ર અને આઠ હાથ-વાળાં છે; ચક્ર, શંખ, અંકુશ, પાશ, મુશલ, શીર્ષ, અભય અને વરદને ધારણ કરનારાં છે; ગરુડના સ્કંધ ઉપર સુખપૂર્વક બેઠેલાં છે, એવાં દેવીનું ચિંતન કરવું. હે મુને! નિત્ય પૂજામાં એ શક્તિઓના જેવી શક્તિ-ઓનું ધ્યાન કરવું. પ્રયોગોને સિદ્ધ કરવાનાં કાર્યોમાં સિંહ ઉપર અથવા વ્યાઘ્ર ઉપર આરૂઢ થયેલાં છે કે હાથી ઉપર, ઘોડા ઉપર, ગરુડ ઉપર વિરાજમાન થયેલાં છે; શક્તિઓથી આવૃત થયેલાં છે એવી રીતનું ધ્યાન કરવું. વિશિષ્ટ પ્રયોગોની સાધનામાં તે પ્રયોગોમાં સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે શ્યામા, અરુણા, પીતા અને અસિતા (શ્વેત વર્ણનાં નહીં તેવા) કમળના જેવા રૂપવાળી દેવીઓનું ધ્યાન કરવું. વશ કરવાના પ્રયોગોમાં અરુણા અને પંચમીનું; સ્તંભન પ્રયોગોમાં પીતાનું; દુર્ગમ માર્ગમાં શ્યામાનું; યુદ્ધમાં અને શત્રુનો વિનાશ કરવાના પ્રયોગમાં અસિતાનું; અને દ્વિજોમાં શ્રેષ્ઠ ઉચ્ચાટન પ્રયોગમાં ધૂમ્રાનું સ્મરણ કરવું.

સર્વ પાપોનો શીઘ્ર નાશ કરનારી; પૂજન કરનારાઓને ત્વરાથી ઇષ્ટ વસ્તુ આપ-નારી આ સોળ દેવીઓનું વર્ણન તમને સંક્ષેપમાં કહી સંભળાવ્યું. ૧-૨૫૮

एताः षोडश नित्यास्ते संक्षेपात्समुदीरिताः ।
भजतामिष्टदाः सद्यः सर्वपापक्षयंकराः ॥ २५८ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં તૃતીયપાદમાં રાધાદિ મંત્રનિરૂપણનામનો ૮૮મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૮૯ : લલિતાસ્તોત્ર, કવચ અને સહસ્રનામ

सनत्कुमार उवाच

अथासामावृतिस्थानां शक्तीनां समयेन च ।
नाम्नां सहस्रं वक्ष्यामि गुरुध्यानपुरःसरम् ॥ १ ॥

સનત્કુમાર બોલ્યા : હવે પ્રસંગ પ્રાપ્ત થવાથી દેવીઓને આવૃત્ત થઈને રહેલી આ શક્તિઓનાં સહસ્રનામ ગુરુનું ધ્યાન ધરીને કહું છું.

પ્રકાશાથી લઈ સુભગા સુધીની દેવીઓને નવનાથા કહેવામાં આવી છે. હે નારદ ! ભૂમિ અને શિવ વગેરેને તત્ત્વ જાણો, ગુરુજન્મ અને દર્શ આદિ સાતને પર્વ જાણવાં. ઉત્તમ સાધકે સાધના કરતાં પહેલાં આમનું ચિંતન કરવું. ગુરુનાં ચરણોમાં ચિત્ત લગાડીને તેમની સ્તુતિ કરવી. વિદ્યાના અવતરણ અને તેની સંસિદ્ધિ માટે અનેક રૂપ ધારણ કરનારા ગુરુરૂપ શિવને હે નાથ ! હે ભગવન્ ! તમને નમસ્કાર છે. નવાને, નવા રૂપને, એક માત્ર પરમાર્થરૂપને, સર્વ પ્રકારના અજ્ઞાનરૂપ અંધકારને ભેદવા માટે સૂર્યરૂપને, ચિદ્દ્‌ઘનને, સ્વતંત્રને, દયાસ્વરૂપને, કલ્યાણકારીને, ભક્તોને માટે પરતંત્રને, ભવ્યોના પણ ભવ્ય એવા શ્રેષ્ઠ રૂપને; વિવેકી પુરુષોમાં રહેલા વિવેકરૂપને, ચિંતકોના ચિંતનસ્વરૂપને, પ્રકાશોમાંના પ્રકાશતત્ત્વને, જ્ઞાનીઓના જ્ઞાનરૂપને, આગળ-પાછળ, ઉપર-નીચે, આજુ-બાજુ સર્વ દિશાઓમાં નમસ્કાર છે. મારા ચિત્તરૂપી સદનમાં સદા આપનું આસન રાખશો. ભક્તિપૂર્વક આ પ્રમાણે ગુરુનું સ્તવન કર્યા પછી શ્રેષ્ઠ એવાં દેવીનું ધ્યાન કરવું. ગણેશ; ગ્રહ, નક્ષત્ર અને રાશિરૂપ યોગિની, માતૃકા પીઠરૂપી મંત્રમયી દેવીને વંદન કરું છું. મહાદેવીને, માતૃકાને, પરમેશ્વરીને પ્રણામ કરું છું. કાલનું હરણ કરનારી; લોહલ (તોતડું બોલવું), પીડા ઉત્પન્ન કરનાર સાધનોનો નાશ કરનારી; જેના મંત્રનો એક અક્ષર પણ સિદ્ધ થાય તો માણસનું રક્ષણ કરનાર થાય છે. સૂર્ય, ગરુડ, ચંદ્ર, કંદર્પ, શંકર, અગ્નિ, વિષ્ણુ અને ચંદ્રમાની જ્યોત્સ્નાથી સુશોભિત અવિનાશી ત્રણે ભુવનોમાં વ્યાપીને રહેલાં છે એવાં અત્યંત મંગલકારી, સર્વેશ્વરી, સિદ્ધ માતૃકા દેવીને વંદન કરું છું. બ્રહ્માંડથી કટાહ પર્યંતનું સર્વ જગત જે અક્ષરરૂપી સિદ્ધ-માતૃકારૂપ મહાસૂત્રમાં પરોવાયેલું છે તે દેવીને વંદન કરું છું. ત્રિકોણમાં સ્થાન ધરાવનારા એકાદશવર્ણવાળા બીજમંત્રના આધારરૂપ દેવી બ્રહ્માંડથી કટાહ પર્યંતના સર્વ જગતમાં વ્યાપ્ત થઈને રહેલાં છે; જે અકારાદિ સ્વર અને કવર્ગ, ચવર્ગ, ટવર્ગ, તવર્ગ, પવર્ગ તથા ય, શ આદિ અંતઃસ્થ અને ઉષ્માક્ષર વર્ણોમાં વ્યાપ્ત છે; મસ્તક, બાહુ, હૃદય, કંઠ, કટિ અને પગમાં નિવાસ કરનારાં છે; જે 'ઈ'કાર અક્ષરરૂપ કામદેવને મુક્તિ અપાવનારાં છે; તત્ત્વોનાં તત્ત્વ અને સર્વથી શ્રેષ્ઠ છે એવાં પરમ આનંદસ્વરૂપ મહાદેવીને પ્રણામ કરું છું. દેવતાઓ પણ આ દેવી કોણ છે, ક્યાંથી એની ઉત્પત્તિ થઈ છે, ક્યાં નિવાસ કરે છે, કેવા સ્વરૂપવાળી છે આદિ વિષયોના સંબંધમાં સહેજ પણ જાણતા નથી; તેની સરૂપા કે અરૂપા ભાવનાને પણ દેવતાઓ જાણતા નથી; ક્ષકાર અક્ષરરૂપિણી અર્થાત્ સંહારક શક્તિ છે તો પણ પોતે અક્ષય્યા-અવિનાશિની છે એવાં દેવીને હું વંદન કરું છું. કૂલની વૃદ્ધિને વેગપૂર્ણ ગતિ આપવામાં આનંદ માણનારી શ્રેષ્ઠ, કલ્યાણકારી દેવીને હું વંદન કરું છું. વર્ગના અનુક્રમ સંબંધથી જેનું આ ઉમાષ્ટક કહેવાયું છે, તે આઠ વર્ગોમાંની મહાસિદ્ધયાદિકેશ્વરીને વંદન કરું છું. 'જ'કારથી ઓળખાતી, કામનાને પૂર્ણ કરનારી, સુંદર પીઠસ્થાનમાં નિવાસ કરનારી,

ચતુરા અને વિદ્યાના નિધિરૂપ શ્રી ત્રિપુરાને હું નમસ્કાર કરું છું. પૂજાસમયે શાંત અને એકાગ્ર ચિત્તથી દેવીઓના આ સ્તોત્રનો જે પાઠ કરે છે અથવા ભણે છે તેનું આ સર્વ દેવીઓ કલ્યાણ કરે છે, આમાં સંશય નથી.

હવે દેવીનું નવતર આનંદ આપનાર કવચ કહું છું, જેનાથી સાધક દેવો, અસુરો અને માણસો ઉપર સદા વિજય મેળવે છે. સર્વત્ર ગમન કરનારાં લલિતા દેવી સર્વ બાજુથી સર્વદા મારું રક્ષણ કરે. કામેશી દેવી આગળથી અને ભગમાલી પાછળથી મારું રક્ષણ કરે. નિત્યક્લિન્ના મારા જમણા પડખાનું સદા રક્ષણ કરે. ભેરુંડા દક્ષિણ દિશામાં રક્ષા કરો. વહ્નિવાસિની પશ્ચિમ ભાગમાં રક્ષણ કરે. મહાવજ્રેશ્વરી દેવી વાયવ્યમાં સદા મારું રક્ષણ કરે. દૂતીમેલરિતા મારા ડાબા પડખાનું રક્ષણ કરે. ત્વરિતા દેવી સિદ્ધિ આપનારી છે તે ઈશાન દિશામાં મારું રક્ષણ કરે. કુલસુંદરી દેવી સદા ઉપરથી મારું રક્ષણ કરે; નીલપતાકા નીચેથી રક્ષણ કરે; વિજયા સર્વ બાજુએથી મારું રક્ષણ કરે. સર્વમંગલા સર્વદા મારું મંગલ કરે. દેહ, ઇંદ્રિય મન અને પ્રાણોનું જ્વાલામાલિની દેવી રક્ષણ કરે. ચિત્રાદેવી હમેશાં મારા ચિત્તનું રક્ષણ કરે તેમ જ કામ, ક્રોધ, લોભ, મોહ, માન અને મદથી પણ સર્વ બાજુએથી સદા મારું રક્ષણ કરે. શોક, વિનાશ, અસત્ય, વિકળ કરે તેવી ચિંતાથી, હિંસાથી, ચોરથી, જડતાથી સદા મારું રક્ષણ કરે અને મને શુભ કર્મ પ્રતિ દોરવણી આપે. હાથી ઉપર તથા ઘોડા ઉપર આરૂઢ થયેલી સોળ દેવીઓ પોતાની શક્તિઓ સાથે સર્વ બાજુએથી સદા મારું રક્ષણ કરે. સિંહ ઉપર તથા રીંછ ઉપર સવાર થયેલી દેવીઓ મારું રક્ષણ કરે. રથ ઉપર આરૂઢ થયેલી દેવી રણક્ષેત્રમાં બધી બાજુએથી સર્વદા મારું રક્ષણ કરે. ગરુડ ઉપર આરૂઢ થયેલી તથા અન્તરિક્ષમાં, પ્રાણીઓમાં રહેલી અને સર્વત્ર ગમન કરનારી તે દેવીઓ સર્વદા મારું રક્ષણ કરે. ભૂત, પ્રેત અને પિશાચો પોતાની શક્તિઓનાં ભૂષણો અને આયુધો દ્વારા, શત્રુઓએ મને ઉત્પન્ન કરેલા વ્યાધિઓનો નાશ કરી નાખો. હાથી, ઘોડા, વાઘ, સિંહ અને ગરુડ ઉપર પોતાનાં સર્વ આયુધો સાથે આરૂઢ થયેલી અગણિત શક્તિઓ સહિત સર્વ દેવીઓ સર્વ બાજુથી સદા મારું રક્ષણ કરે. દેવીનું આ કવચ સર્વ રીતે સર્વનું રક્ષણ કરનારું છે. સાયંકાળે અને પ્રાતઃકાળે આનો પાઠ કરનારનું કદી પણ અમંગળ–અશુભ થતું નથી અને તે માણસ હમેશાં આનંદમાં રહે છે. લલિતાનું આ કલ્યાણકારી કવચ કહેવામાં આવ્યું, જે ધારણ કરવાથી માણસ નિર્ભય, વિજયી અને સુખી થાય છે.

હે મુને! પોતપોતાના ક્રમ પ્રમાણે સોળ દેવીઓનાં સહસ્રનામ આવરણ પૂજા સાથે હવે તમને કહું છું.

લલિતા, કામેશ્વરી, ભગમાલિની, નિત્યક્લિન્ના, ભેરુંડા, વહ્નિવાસિની, વજ્રેશ્વરી, દૂતી, ત્વરિતા, કુલસુંદરી, સંવિત્, નીલપતાકા, વિજયા, સર્વમંગલિકા, જ્વાલામાલિની અને ચિત્રા આ ક્રમ પ્રમાણે આ સોળ દેવીઓ છે. કુરુકુલ્લા અને વારાહી આ બે દેવીઓ ઇષ્ટ સ્વરૂપ ધારણ કરનારી છે. વશિની, કામેશી, મોહિની, વિમલા, અરુણા, તપિની, સર્વેશ્વરી, કૌલિની, મુદ્રાણંતનુ, ઇષ્વર્ણરૂપા, ચાપાર્ણવિગ્રહા, પાશવર્ણશરીરા, ચાકુર્વર્ણ, સુવપુર્દ્ધરા, ત્રિખંડા, સ્થાપની, સન્નિરોધની, અવગુંઠની, સન્નિધાનેષુ, ચાપાખ્યા, પાશાંકુશા, નમસ્કૃતિ, સંક્ષોભણી, વિદ્રાવણી, આકર્ષણી, આવેશકારિણી, ઉન્માદિની, મહાપૂર્વા, કુશા, ખેચરી, બીજા, શક્ત્યુત્થાપના,

સ્થૂલસૂક્ષ્મપરા, અણિમા, લઘિમા, મહિમા, ગરિમા, પ્રાપ્તિ, પ્રકામિતા, ઇશિતા, વશિતા, ભુક્તિ, સિદ્ધિ, ઇચ્છા, સિદ્ધિરૂપા, બ્રાહ્મી, માહેશ્વરી, કૌમારી, વૈષ્ણવી, વારાહી, ઇંદ્રાણી, ચામુંડા, મહાલક્ષ્મીસ્વરૂપિણી, કામા, બુદ્ધિ-અહંકાર–શબ્દ–સ્પર્શ સ્વરૂપિણી, રૂપરૂપા, રસાહ્વા, ગંધવિત્તધૃતિ, નાભબીજા, અમૃતા, સ્મૃતિદેહાત્મરૂપિણી, કુસુમા, મેખલા, મદના, મદનાતુરા, રેખા, સંવેગિની, અંકુશા, માલિની, સંક્ષોભિણી, વિદ્રાવિણી, આકર્ષણ-રૂપિણી, આહ્લાદિની, સંમોહિની, સ્તંભિની, જંભિની, વશંકરી, રંજિની, ઉન્માદિની, અર્થસાધિની, સંપત્તિપૂર્ણા, મંત્રમયી, દ્વંદ્વ-ક્ષયંકરી, સિદ્ધિ, સંપત્પ્રદા, પ્રિયમંગલ-કારિણી, કામપ્રદા, દુઃખવિમોચિની, મૃત્યુ-પ્રશમની, વિઘ્નનિવારિણી, અંગસુંદરિકા, સૌભાગ્યદાયિની, જ્ઞાનૈશ્વર્યપ્રદા, જ્ઞાનમયી, પંચમી, વિંધ્યવાસનકા, ઘોરસ્વરૂપા, પાપ-હારિણી, આનંદમયી, રક્ષા, રૂપેપ્સિતફલ પ્રદા, જયિની, વિમલા, કામેશી, વજ્રિણી, ભગા, ત્રૈલોક્યમોહના, સ્થાના, સર્વાશાપરિ-પૂરણી, સર્વસંક્ષોભણગતા, સૌભાગ્યપ્રદ-સંસ્થિતા, સર્વાર્થસાધકાગારા, સર્વરોગહરા-સ્થિતા, સર્વરક્ષાકરાસ્થાના, સર્વસિદ્ધિપ્રદ-સ્થિતા, સર્વાનંદમયા, આધારબિંદુસ્થાના, શિવાત્મિકા, પ્રકૃષ્ટા, ગુપ્તા, ગુપ્તતરા, સંપ્રદાય-સ્વરૂપા, કુલકૌલનિગર્ભગા, રહસ્યા, અપરા, પરપ્રાકૃત અતિરહસ્યકા, ત્રિપુરા, ત્રિપુરેશી, પુરવાસિની, શ્રીમાલિની, સિદ્ધાંતા, મહા-ત્રિપુરસુંદરી, નવરત્નમયદ્વીપા, નવખંડ–વિરાજિતા, કલ્પકા, ઉદ્યાનસંસ્થા, ઋતુ-રૂપેન્દ્રિયા, અર્ચકા, કાલમુદ્રા, માતૃકા, રત્નદેશા, ઉપદેશિકા, તત્ત્વાગ્રહા, મૂર્તિ, વિષયદ્વિપા, દેશકાલા, આકારશબ્દરૂપા, સંગીતયોગિની, સમસ્તગુપ્તપ્રકટ–સિદ્ધયોગિ-ની, ચક્રચુક્, વહ્નિસૂર્યેન્દુભૂતા, આત્માષ્ટા-ક્ષરા, પંચધાર્ચારૂપા, નાનાવ્રતસમા, નિષિદ્ધાચારરહિતા, સિદ્ધચિહ્નસ્વરૂપિણી, ચતુર્દ્ધા, કૂર્મભાગસ્થા, નિત્યા, આદ્યર્ચા-સ્વરૂપિણી, દમનાદિસમભ્યર્ચા, ષટ્કર્મસિદ્ધિ-દાયિની, શુભાવહા, વાયવેશી, અનંગકુસુમા, અનંગમેખલા, અનંગમદના, અનંગમદના-તુરા, મદદેગિનિકા, ભુવનપાલિની, શશિલેખા, ગતિલેખા, શ્રદ્ધા, પ્રીતિ, રતિ, ધૃતિ, કાન્તિ, મનોરમા, મનોહરા, મનોરથા, મદના, ઉન્માદિની, મોદિની, શંખિની, શોષિણી, શંકારી, સિંજિની, સુભગા, પૂષા, વાસુમનસા, રતિ, પ્રીતિ, ધૃતિ, ઋદ્ધિ, સૌમ્યા, મરીચિ, અંશુમાલિની, શશિની, અંગિરા, છાયા, સંપૂર્ણમંડલા, તુષ્ટિ, અમૃતા, ડાકિની, લોકપા, બટુકા, ઇભાસ્વરૂપા, દુર્ગા, ક્ષેત્રેશ-રૂપિણી, કામરાજસ્વરૂપા, મન્મથરૂપિણી, કન્દર્પરૂપિણી, મકરકેતના, મનોભવસ્વરૂપા, ભારતી, વર્ણરૂપિણી, મદના, મોહિની, લીલા, જંભિની, ઉદ્યમા, શુભ્રા, હ્લાદિની, દ્રાવિણી, પ્રીતિ, રતિ, રક્તા, મનોરમા, સર્વોન્માદા, સર્વસુખા, અભંગા, અમિતોદ્યમા, અનલ્પા, અવ્યક્તવિભવા, વિવિધાક્ષોભવિગ્રહા, રાગશક્તિ, દ્વેષશક્તિ, શબ્દાદિરૂપિણી, નિત્યા, નિરંજના, ક્લિન્ના, ક્લેદિની, મદનાતુરા, મદદ્રવા, દ્રાવિણી, દ્રવિણી, મદાવિલા, મંગલા, મન્મથાની, મનસ્વિની, મોહા, મોદા, માન-મયી, માયા, મંદા, મિતાવતી, વિજયા, વિમલા, શુભા, વિશ્વા, વિભૂતિ, વિનતા, વિવિધા, વિનતા, કમલા, કામિની, કિરાતા, કીર્તિરૂપિણી, કુટ્ટિની, કુલસુંદરી, કલ્યાણી, કાલકોલા, ડાકિની, શાકિની, લાકિની, કાકિની, રાકિની, કાકિની, ઇચ્છાજ્ઞાના, ક્રિયા, કપર્દિની, કુલસુંદરી, જ્વાલિની, વિસ્ફુલિંગા, મંગલા, સુમનોહરા, કનકા, કિનવા, વિદ્યા, વિવિધા, મેષા, વૃષા, મિથુના, કર્કટા, સિંહા, કન્યા, તુલી, કીટા, ચાપા, મકરા, કુંભા, મીના, સારા, સર્વભક્ષા, વિશ્વાત્મા વિવિધા, ઉદ્-ભૂતચિત્રરૂપા, નિઃસપત્ના, નિરાતંકા, યાચના,

અચિંત્યવૈભવા, રક્તા, વિદ્યાપ્રાપ્તિસ્વરૂપિણી, હૃલ્લેખા, ક્લેદિની, ક્લિન્ના, ક્ષોભિણી, મદનાતુરા, નિરંજના, રાગવતી, મદનાવતી, મેખલા, દ્રાવિણી, વેગવતી, કમલા, કામિની, કલ્પા, કલા, કલિતા, અદ્ભુતા, કિરાતા, કાલા, કદના, કૌશિકા, કંબુવાદનિકા, કાતરા, કપટા, કીર્તિ, કુમારી, કુંકુમા, ભંજિની, વેગિની, નાગા, ચપલા, પેશલા, સતી, રતિ, શ્રદ્ધા, ભોગલોલા, મદોન્મત્તા, મનસ્વિની, વિહ્વલા, કર્ષિણી, લોલા, મદનમાલિની, વિનોદા, કૌતુકા, પુણ્યા, પુરાણા, વાગીશી, વરદા, વિશ્વા, વિભવા, વિઘ્નકારિણી, બીજવિઘ્નહરા, વિદ્યા, સુમુખી, સુંદરી, સારા, સુમના, સરસ્વતી, સમયા, સવેગા, વિદ્ધા, શિવા, વાણી, દૂરસિદ્ધા, વિગ્રહવતી, નાદા, મનોન્મની, પ્રાણપ્રતિષ્ઠા, અરુણ-વૈભવા, પ્રાણા, અપાના, સમાના, વ્યાના, ઉદાના, નાગા, કૂર્મા, કૃકલા, દેવદત્તા, ધનંજયા, ફેટ્કારી, કિંકરા, આરાધ્યા, જયા, વિજયા હુંકારી, ખેચરી, ચંડા, છેદિની, ક્ષપિણી, સ્ત્રીહુંકારી, ક્ષેમકારી, ચતુરક્ષરરૂપિણી, શ્રીવિદ્યામતવર્ણાંગી, કાલી, યામ્યા, નૃપાર્ણકા, ભાષા, સરસ્વતી, વાણી, સંસ્કૃતા, પ્રાકૃતા, પરા, બહુરૂપા, ચિત્તરૂપા, રમ્યા, આનંદા, કૌતુકા, ત્રયા, પરમાત્મા, અમેયવિભવા, વાક્સ્વરૂપા, બિન્દુસર્ગરૂપા, વિશ્વાત્મિકા, ત્રૈપુરકંદા, જ્ઞાત્રાદિત્રિવિધા, આયુ-લક્ષ્મી-કીર્તિ-ભોગ-સૌંદર્ય-આરોગ્યદાયિકા, ઐહિકઆમુષ્મિક-જ્ઞાનમયી, જીવા, વિજયા, વિશ્વવિન્મયી, હૃદા, આદિવિદ્યા, રૂપા, આદિભાનુરૂપા, જગદ્વપુ વિશ્વમોહનિકા, ત્રિપુરા, અમૃતસંજ્ઞિકા, સર્વા, આપ્યાયનરૂપા, મોહિની, ક્ષોભણી, ક્લેદિની, મહોદયા, સંપુટકરી, હલક્ષાર્ણા, સીમામાતૃતનુ, રતિ, પ્રીતિ, મનોભવા, વારાધિપા, ત્રિકૂટા, ષટ્કૂટા, પંચકૂટા, વિશુદ્ધગા, અનાહતગતા, મણિપૂરસંસ્થિતા સ્વાધિષ્ઠાનસમાસીના, આધારસ્થા, જ્ઞાસમાસ્થિતા, ષટ્ત્રિંશત્કૂટરૂપા, પંચાશન્મિથુનાત્મિકા, પાદુકાદિકસિદ્ધીશા, વિજયદાયિની, કામરૂપપ્રદા, વેતાલરૂપા, પિશાચિકા, વિચિત્રા, વિભ્રમા, હંસી, ભીષણી, જનરંજિકા, વિશાલા, મદના, તુષ્ટા, કાલકંઠી, મહાભયા, માહેન્દ્રી, શંખિની, ઐંદ્રી, મંગલા, વટવાસિની, મેખલા, સકલા, લક્ષ્મી, માલિની, વિશ્વનાયિકા, સુલોચના, સુશોભા, કામદા, વિલાસિની, કામેશ્વરી, નંદિની, સ્વર્ણરેખા, મનોહરા, પ્રમોદા, રાગિણી, સિદ્ધા, પદ્મિની, રતિપ્રિયા, કલ્યાણકા, કલાદક્ષા, સુરસુંદરી, વિભ્રમા, વાહકા, વીરા, વિકલા, કોરકા, કવિ, સિંહનાદા, મહાનાદા, સુગ્રીવા, મર્કટા, શઠા, બિડાલાક્ષા, બિડાલાસ્યા, કુમારી, ખેચરી, ભવા, મયૂરા, મંગલા, ભીમા, દ્વિપવક્ત્રા, ખરાનના, માતંગી, નિશાચારા, વૃષગ્રાહા, વૃકાનના, સૈરિભાસ્યા, ગજમુખા, પશુવક્ત્રા, મૃગાનના, ક્ષોભકા, મણિભદ્રા, ક્રીડકા, સિંહચક્રકા, મહોદરા, સ્થૂલશિખા, વિકૃતાસ્યા, વરાનના, ચપલા, કુક્કુટાસ્યા, પાવિની, મદનાલસા, મનોહરા, દીર્ઘજંઘા, સ્થૂલદન્તા, દશાનના, સુમુખા, પંડિતા, ક્રુદ્ધા, વરાહાસ્યા, સટામુખા, કપટા, કૌતુકા, કાલા, કિંકરા, કિતવા, ખલા, ભક્ષકા, ભયદા, સિદ્ધા, સર્વગા, જયા, વિજયા, દુર્ગા, ભદ્રા, ભદ્રકરી, અંબિકા, વામદેવી, મહામાયાસ્વરૂપિણી, વિદારિકા, વિશ્વમયી, વિશ્વા, વિશ્વવિભંજિતા, વીરા, વિક્ષોભિણી, વિદ્યા, વિનોદા, બીજવિગ્રહા, વીતશોકા, વિષગ્રીવા, વિપુલા, વિજયપ્રદા, વિભવા, વિવિધા, વિપ્રા, મનોહરા, મંગલા, મદોત્સિકા, મનસ્વિની, માનિની, મધુરા, માયા, મોહિની, ભદ્રા, ભવાની, ભવ્યા, વિશાલાક્ષી, શુચિસ્મિતા, કકુભા, કમલા, કલ્પા, કલા, પૂરણી, નિત્યા, અમૃતા, જીવિતા, દયા, અશોકા, અમલા, પૂર્ણા, ભાગ્યોદ્યતા, વિવેકા, વિભવા, વિશ્વા, વિતતા, કામિની, ખેચરી, ગર્વા, પુરાણા,

પરમેશ્વરી, ગૌરી, શિવા, અમેયા, ત્રિમલા, વિજયા, પરા, પવિત્રા, પદ્મિની, વિદ્યા, વિશ્વેશી, શિવવલ્લભા, અશેષરૂપા, આનંદા, અંબુભક્ષી, અનિંદિતા, વરદા, વાક્યદા, વાણી, વિવિધા, વેદવિગ્રહા, વિદ્યા, વાગીશ્વરી, સત્યા, સંયતા, સરસ્વતી, નિર્મલા, આનંદરૂપા, અમૃતા, માનદા, પૂષા, પુષ્ટિ, તુષ્ટિ, રતિ, ધૃતિ, શશિની, ચંદ્રિકા, કાન્તિ, જ્યોત્સ્ના, શ્રી, પ્રીતિ, અંગદા, પૂર્ણા, પૂર્ણામૃતા, કામદાયિની, ઇંદુકલા, તપિની, તાપિની, ધૂમ્રા, મરીચિ, જ્વાલિની, રુચિ, સુષુમ્ણા, ભોગદા, વિશ્વા, બોધિની, ધારિણી, ક્ષમા, ધૂમ્રા, અર્ચિ, ઊષ્મા, જ્વલિની, જ્વાલિની, વિસ્ફુલિંગિની, સુશ્રીઃ, સ્વરૂપા, કપિલા, હવ્યકવ્યવહા, ઘસ્મરા, વિશ્વકવલા, લોલાક્ષી, લોલજિહ્વિકા, સર્વભક્ષા, સહસ્રાક્ષી, નિઃસંગા, ગતિપ્રિયા, અચિન્ત્યા, અપ્રમેયા, પૂર્ણરૂપા, દુરાસદા, સર્વા, સંસિદ્ધિરૂપા, પાવની, એકરૂપિણી, યામલવેધા, વેદસ્વરૂપિણી, શામ્ભવવેધા, ભાવનાસિદ્ધિસૂચિની, વહ્નિરૂપા, દસ્રા, અમા, વિઘ્ના, ભુજંગમા, ષણ્મુખા, રવિરૂપા, માતા, દુર્ગા, દિશા, ધનદા, કેશવા, યમી, હરા, શક્ષા, અશ્વિની, યમી, વહ્નિરૂપા, ધાત્રી, ચંદ્રા, શિવા, અદિતિ, જીવા, સર્પિણી, પિતૃરૂપિણી, અર્યમ્ણા, ભગા, સૂર્યા, ત્વાષ્ટ્રિમારુતિસંજ્ઞિકા, ઇન્દ્રાગ્નિરૂપા, ઇંદ્રાણી, નિર્ઋતિ, જલા, વૈશ્વદેવી, હરિતાભૂ, વાસવી, જયા, અહિર્બુધ્ન્યા, પૂષણી, કારસ્કરા, અમલા, ઉદુંબરા, જંબુકા, ખદિરા, કૃષ્ણરૂપિણી, વંશા, પિપ્પલા, નાગા, રોહિણા, પલાશકા, પક્ષકા, અંબષ્ઠા, બિલ્વા, અર્જુનરૂપિણી, વિકંકતા, કકુભા, સરલા, સર્જિકા, વંજુલા, પનસાં, અર્કા, શમી, હલિપ્રિયા, આમ્રકા, નિમ્બા, મધૂકસંજ્ઞા, અશ્વત્થા, ગજા, નાગિની, સર્પિણી, શુની, બિડાલિકી, છાગી, માર્જારિકા, મૂષી, વૃષભા, માહિષી, શાર્દૂલી, સૈરિભી, વ્યાઘ્રી, હરિણી, મૃગી, શુની, કપિરૂપા, ગોઘંટા, વાનરી, નરા, અશ્વિની, નગા, ગૌ, હસ્તિની, ષટ્ચક્રવાસિની, ત્રિખંડા, તીરપાલા, ભ્રામણી, દ્રવિણી, સોમા, સૂર્યા, તિથિ, વારા, યોગા, ઋક્ષા, કરણા, યક્ષિણી, તારણા, વ્યોમશબ્દા, આદ્યા, પ્રાણિની, ધી, ક્રોધિની, સ્તંભિની, ચંડા, ઉચ્ચંડા, બ્રાહ્મી, આદિરૂપિણી, સિંહસ્થા, વ્યાઘ્રગા, ગજાશ્વગરુડસ્થિતા, ભૌમા, આપ્યા, તૈજસી, વાયુરૂપિણી, નાભસા, એકવક્ત્રા, ચતુર્વક્ત્રા, નવવક્ત્રા, કલાનના, પંચવિંશતિવક્ત્રા, ષડ્વિંશદ્દના, ઊનપંચાશદાસ્યા, ચતુઃષષ્ટિમુખા, એકાશીતિમુખા, શતાનના, સ્થૂલરૂપા, સૂક્ષ્મરૂપા, તેજોવિગ્રહધારિણી, વૃણાઆવૃત્તિસ્વરૂપા, નાથાવૃત્તિસ્વરૂપિણી, તત્ત્વાવૃત્તિસ્વરૂપા, નિત્યાવૃત્તિવપુર્ધરા, અંગાવૃત્તિસ્વરૂપા, આયુધાવૃત્તિરૂપિણી, ગુરુપંક્તિસ્વરૂપા, વિદ્યાવૃત્તિતનુ, બ્રહ્માદ્યાવૃત્તિરૂપા, પરા, પશ્યંતિકા, મધ્યમા, વૈખરી – શીર્ષ – કંઠ–તાલુ – ઓષ્ઠ – દંતગા, જિહ્વામૂલગતા, નાસાગતા, ઉરઃસ્થલગામિની, પદવાક્યસ્વરૂપા, વેદભાષાસ્વરૂપિણી; સેકા, વીક્ષણા, ઉપદેશા, વ્યાકુલા, અક્ષરસંકેતા, ગાયત્રી, પ્રણવાદિકા, જપ–હોમ–અર્ચન–ધ્યાન–યંત્ર–તર્પણ–રૂપિણી, સિદ્ધસારસ્વતા, મૃત્યુંજયા, ત્રિપુરા, ગારુડા, અન્નપૂર્ણા, અશ્વારૂઢા, ગૌરી, દેવી, હૃદયા, લક્ષદા, માતંગિની, નિષ્કત્રયપદા ઇષ્ટાવાદિની, રાજલક્ષ્મી, મહાલક્ષ્મી, સિદ્ધલક્ષ્મી, ગવાનના—આ પ્રમાણે લલિતાદેવીનાં આ દિવ્ય સહસ્રનામ સર્વસિદ્ધિ તથા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આપનાર છે. જે માણસ ઉષઃકાલમાં શુદ્ધ ચિત્તથી આનો નિત્ય પાઠ કરે છે તે યોગી, બ્રહ્મજ્ઞ, જ્ઞાની, શિવસાયુજ્ય પામનાર અને આત્મવિત્ થાય છે. બે વાર પાઠ કરનાર આયુ, આરોગ્ય, સંપત્તિ પામે છે; પ્રસન્ન રહે છે; સ્ત્રીઓની તથા રાજાની પ્રીતિ મેળવે છે અને તેનાં સર્વ કાર્ય નિશ્ચિતરૂપે સિદ્ધ થાય છે. ત્રણ વાર પાઠ કરનાર માણસને સમસ્ત વિશ્વ વશ થાય છે. ચાર વાર પાઠ કરવાથી કોઈ

પણ પ્રયોગ તુરત સિદ્ધ થાય છે અને લોકમાં તેની રક્ષા કરે છે. પાંચ વાર પાઠ કરનાર અને દેવીની આરાધનામાં ચિત્ત રાખનાર સાધકની સ્ત્રીઓ, પુરુષો, રાજાઓ, દેવતાઓ અને સર્વ પ્રાણીઓ સેવા કરે છે. દેવીમાં તન્મય થઈને છ વાર પાઠ કરનાર સાધકને દેવીની કૃપાથી સર્વસિદ્ધિઓ શીઘ્ર પ્રાપ્ત થાય છે. સાત વાર પાઠ કરવાથી શત્રુ, રોગ, કૃત્યાનો ઉપદ્રવ તથા અપસ્માર-(વાઈ–મૃગી)નો નાશ થાય છે. આઠ વાર પાઠ કરવાથી રાજા સમાન નિગ્રહ–અનુગ્રહ કરવામાં સમર્થ થવાય છે. નવ વાર પાઠ કરનારો માણસ કંદર્પ સમાન કમનીય કાંતિવાળો થઈને સમગ્ર પૃથ્વીને ક્ષોભ પમાડે છે. નિત્ય દશ વાર પાઠ કરવાથી વાક્સિદ્ધિ, લક્ષ્મી અને કાંતિ પ્રાપ્ત થાય છે. અગિયાર વાર પાઠ કરવાથી અખિલ ઋદ્ધિ–વૈભવ મળે છે અને જગત તેને વશ થાય છે. બાર વાર પાઠ કરવાથી માણસ શંકર સમાન સર્વત્ર સિદ્ધિયુક્ત થાય છે. તેર વાર પાઠ કરવાથી માણસ બધે વિજયી અને સુખી થાય છે. ચૌદ વાર પાઠ કરવાથી સર્વ ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થાય છે અને સર્વ રીતે કલ્યાણ થાય છે. પંદર વાર પાઠ કરવાથી માણસ સર્વ ઇષ્ટ વસ્તુઓ અનાયાસે મેળવે છે. સોળ વાર પાઠ કરવાથી માણસ સાક્ષાત્ મહેશ્વર સમાન થાય છે અને વિશ્વનું સર્જન, પાલન અને સંહાર કરવામાં સમર્થ થાય છે. એક માસ સુધી અખંડ પાઠ કરનારની જે જે કામનાઓ હોય તે તે પરિપૂર્ણ થાય છે. શિવે કહેલું આ વચન સત્ય છે. હે વિપ્ર! દેવીના પૂજનને અંતે આ સહસ્ર નામનો પાઠ કરવાથી મનમાં ઇચ્છેલી વસ્તુ પ્રાપ્ત થાય છે. આ સહસ્ર નામના પાઠનો મહિમા તમને કહ્યો. ૧–૧૭૮

इत्येतत्कथितं विप्र नित्यावृत्त्यर्चनाश्रितम् ।
नाम्नां सहस्रं मनसोऽभीष्टसंपादनक्षमम् ॥ १७८ ॥

૮૯ મો અધ્યાય સમાપ્ત

## અધ્યાય ૯૦ : નિત્યાપટલકથન

सनत्कुमार उवाच

अथातो विप्र नित्यानां प्रयोगादिसमन्वितम् ।
पटलं तेऽभिधास्यामि नित्याभ्यर्चनदीपकम् ॥ १॥

સનત્કુમાર બોલ્યા : હે વિપ્ર! ભિન્ન ભિન્ન પ્રકારના પ્રયોગોથી યુક્ત દેવીઓના સમૂહના પૂજનવિધિનો પ્રકાર હવે હું તમને કહું છું. 'લલિતા' દેવીના ત્રણ અક્ષરોમાં તેના મહિમાનો સકલ અર્થ કહેવાયો છે; છતાં કંઈક અવશિષ્ટ રહેતો અર્થ 'દેવી' શબ્દથી અહીં કહેવાયેલ છે. સમગ્ર જગત નિઃશેષપણે હૃલ્લેખાદેવીથી વ્યાપ્ત હોવાનું કહ્યું છે. સર્વ તંત્રશાસ્ત્રોમાં રક્ષિત તેનો અર્થ પણ કહેવાઈ ગયેલ છે. વ્યોમસંજ્ઞક વર્ણ તેમાં રહેલો છે અને અગ્નિસંજ્ઞક વર્ણનો લોપ થયેલો છે. આ લોકમાં કોઈ પણ અક્ષર મંત્રના રૂપથી રહિત નથી; અર્થાત્ સર્વ અક્ષરો મંત્રરૂપ જ છે. એ અક્ષરોને જ સદા સર્વદા વિદ્યા કહેવામાં આવે છે. દેવીના પૂજનમાં તે ઉપયોગી છે. એ સર્વ આપત્તિઓમાંથી તારણ કરનાર બને છે. તેનું વિધાન તથા દેવીના પૂજન માટે આ સર્વની રચનાનું વિધાન હવે કહેવામાં આવે છે. ગૌડી, પૈષ્ટી તથા માધ્વી–આમ ત્રણ પ્રકારના આસવ કહેવામાં આવ્યા છે. પ્રથમ ગૌડી આસવ કેમ બનાવવો તે કહે છે. ગોળને ઊના પાણીમાં નાખી તેનું સારી પેઠે આલોડન–મંથન કરવું. તેમાં ધાતકી-(ધાવડી)નાં પુષ્પોનો કલ્ક અથવા સૂકાં હોય તો પુષ્પોની રજ અર્થાત્ ભુક્કો નાખી એક કાચની બરણીમાં સારી પેઠે હલાવીને નાખવા. જમીનમાં એક ખાડો ખોદી સવારે અથવા સાંજના સમયે તેમાં તે બરણી બંધ કરી દાટી દેવી. એક માસનો સમય વીતી ગયા પછી ધાવડીનાં ફૂલોની રજ તેમાં એકરૂપ થઈ જાય છે. તેને જમીનમાંથી બહાર કાઢી લઈ સારી પેઠે ગાળી લેવો. ગોળના યોગથી

તૈયાર થયેલ આ ગૌડી આસવ વડે દેવીનું પૂજન કરવું. ગોળના યોગથી જેમ ગૌડી આસવ બને છે તેમ મધના યોગથી માધ્વી આસવ બને છે. હે પ્રિય! હવે પૈષ્ટી આસવ કેવી રીતે બનાવવો, તે કહું છું માટે સાંભળો. ચોખાથી બમણા પાણીમાં ધીમી આંચે ચોખા બાફવા. ત્રણ દિવસ વીતી ગયા પછી તેમાં આંબળાનો કલ્ક નાખવો. આંબળાં સૂકાં હોય તો તેમને ખાંડી નાખી તેમનો ભુક્કો તેમાં નાખવો. એક દિવસ પુરતા તેને પવનમાં રાખવા. પછી પવન વિનાના સ્થળમાં રાખવા. તે પછી પાણીમાં તે ચોખાને વલોવી નાખીને પાણી ગાળી લેવું. આ પ્રમાણે તૈયાર કરવામાં આવેલા આસવને પૈષ્ટિક આસવ કહેવામાં આવે છે. વૃક્ષજ અને ફલજ–આમ બે રીતે માધ્વી આસવ તૈયાર થતો હોવાનું કહેવામાં આવ્યું છે. તે કેમ બનાવવો, તેનો વિધિ આજે સાંભળો. એના આસ્વાદથી મનનો લય થાય છે. દ્રાક્ષ, ખજૂર અથવા મહુડાંનાં ફૂલને એમના વજન જેટલા પાણીમાં બાફવાં. અડધું પાણી બાકી રહે ત્યારે આ પહેલા કરી રાખેલા આસવમાંનો થોડોક આસવ આમાં મેળવીને બે દિવસ પછી ગાળી લેવો. આ પ્રમાણે તૈયાર થયેલો આ આસવ સ્વાદિષ્ટ, પૂજામાં વાપરવા યોગ્ય, મનનો લય કરનાર તથા કલ્યાણ કરનાર હોય છે. આ ફલજ આસવ કહેવામાં આવ્યો. નારિયેળમાંથી તૈયાર કરવામાં આવતો આસવ વૃક્ષજ કહેવાય છે. હિંતાલ અને તાલ વૃક્ષોના પર્વમાંથી તથા ફળમાંથી ઝરતા તાજા રસને નારિયેળના પાણીમાં સુદ પક્ષમાં વહેલી સવારે નાખી તેમાં લીલી સોપારીનો અડધો રસ મિશ્ર કરી આછા તડકામાં મૂકી છાંડવું. આ પ્રમાણે તૈયાર કરેલો આસવ દેવતાઓને પ્રિય હોય છે. આ આસવોથી દેવીને અર્ઘ્ય આપવો. દેવોને આ આસવ અર્પણ કરવો. આથી સાધકનું કાર્ય સિદ્ધ થાય છે. નિયત આહાર કરતા, અનુષ્ઠાનમાં બેઠેલા સાધકે સદા આ આસવનું પાન કરવું. દેવીને અર્પણ કર્યા વિના સાધકે ક્યારેય આસવ પીવો નહીં. મનનો લય થાય ત્યાં સુધી આસવનું પાન કરવું. આથી અન્ય રીતે આસવનું પાન કરવામાં આવે તો તે તુરત અવશ્ય પાતકી થાય છે. દેવતાને, ગુરુને અર્પણ કરેલા આસવ સિવાય અન્ય આસવને પીવામાં આવે તો તેનું પાન કરનાર પાતકી થાય છે, તેમ જ રાજા વડે દંડનીય અને મિલકત જપ્ત થવાને પાત્ર બને છે. સાધ્ય અને સાધક વચ્ચે આ વસ્તુને કામ્ય ગણવામાં આવી છે. સાધકે આ પહેલાં કહેવામાં આવેલી દેવીઓનું ઉપચારોથી, આસવોથી તથા રાંધેલા મત્સ્ય અને માંસ વડે કહેલા ક્રમથી પૂજન કરવું.

હે નારદ! હવે કામ્ય અર્ચન અને પ્રયોગો પણ કહું છું, જેથી સાધકને અવશ્ય સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ચૈત્ર માસની પૂર્ણિમાએ મદનોત્સવ સમયે દમનક (ડમરો) વડે પૂજન કરવું. વૈશાખ માસની પૂર્ણિમાએ ધંતૂરાનાં ફૂલોથી પૂજા કરવી. જ્યેષ્ઠ માસની પૂર્ણિમાએ બે કેળાં, ફનસ અને કેરીથી દેવીનું પૂજન કરવું. આષાઢી પૂર્ણિમાએ સુખડ, એલચી, જાયફળ, કંકોલ અને કેસર વડે પૂજન કરવું. શ્રાવણમાસની પૂર્ણિમાએ શાસ્ત્રોમાં કહેલી વિધિ પ્રમાણે પવિત્રાંથી પૂજન કરવું. ભાદ્રપદ માસની પૂર્ણિમાએ ગંધ, પુષ્પ અથવા કેતકીનાં ફૂલોથી પૂજન કરવું. આશ્વિન માસની પૂર્ણિમાએ વસ્ત્ર, અલંકાર અને ધન આદિથી કન્યાઓનું પૂજન કરવું. કાર્તિક માસની પૂર્ણિમાએ કેસરથી અને રાત્રે દિવાઓથી પૂજન કરવું. માર્ગશીર્ષ માસની પૂર્ણિમાએ નારિયેળના પૂડલાથી અને પૌષની પૂર્ણિમાએ ગોળ અથવા

સાકર સહિત ગાયોના દૂધથી પૂજન કરવું. માઘ માસની પૂર્ણિમાએ સુવર્ણ તથા ચાંદીના રંગોનાં સુગંધી પુષ્પોથી પૂજન કરવું. ફાલ્ગુન માસની પૂર્ણિમાએ ભાતભાતનાં દ્રવ્યોથી સુગંધી પુષ્પો અને ફળોથી દેવીનું પૂજન કરવું. પલાશનાં પુષ્પો–કેસૂડાંથી અને સિદ્ધ દ્રવ્યોથી પર્વતના અગ્રભાગ પર દેવીનું રાત્રે પૂજન કરવાથી એક સપ્તાહમાં જ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. અરણ્યમાં વટવૃક્ષમૂલ આગળ, રાજાઓના ઉદ્યાનમાં, કદમ્બ અને જાતિપુષ્પો વડે તથા સિદ્ધ દ્રવ્યોથી શિવાનું પૂજન કરવું. આથી એક માસમાં જ યક્ષિણીઓ સિદ્ધ થઈને પ્રત્યક્ષ થાય છે અને ઇષ્ટ વસ્તુ આપે છે. સાગરના તટ ઉપર કેતકીનાં પુષ્પોથી દેવીનું પૂજન કરવામાં આવે તો સિદ્ધો અને ચેટકો આજ્ઞાનું પાલન તથા રણસંગ્રામમાં અદ્ભુત માયારૂપ પરાક્રમ કરે છે અને સાધકની ઇચ્છા પ્રમાણે તેને તેઓ ધનસંપત્તિ નિરંતર આપે છે. ઋક્ષદ્રુમ–ભિલામાનાં વૃક્ષોનું પીઠસ્થાન બનાવીને રાત્રે દેવીનું તેમાં પૂજન કરવું. શાલ્મલિ–સીમળાનાં પુષ્પોથી અને સિદ્ધ દ્રવ્યથી હે વિપ્ર! સ્મશાનમાં નિર્ભયપણે એક માસ પર્યન્ત પૂજન કરવામાં આવે તો પિશાચો સિદ્ધ થાય છે અને શત્રુઓ તરફથી થતા પ્રહારો સામે એમના દ્વારા થતા રક્ષણને લીધે દીર્ઘ કાલ સુધી જીવે છે. નિર્જન અરણ્યમાં એક માસ પર્યન્ત રાત્રે નિર્ભયતાથી અષ્ટકમળદળ ચક્રમાં માલતી, જાતિપુષ્પ, પુન્નાગ, કેતકી અને મરુ નામનાં વૃક્ષનાં પુષ્પોથી તથા સિદ્ધદ્રવ્યોથી દેવીનું પૂજન કરવાથી વેતાલો વશ થાય છે. તેમના ઉપર આરૂઢ થઈને ઇચ્છા પ્રમાણે ગમે ત્યાં વિહાર કરવો. સ્મશાનમાં, ચંડિકાના મંદિરમાં, નિર્જન વનમાં, મધ્યરાત્રિએ, કાળાં વસ્ત્ર ધારણ કરીને અતિ કૃષ્ણવર્ણવાળી દેવીનું પૂજન કરવું અને સિદ્ધ દ્રવ્ય સહિત દેવીને બલિ આપવો. આ પ્રમાણે એક માસ પર્યન્ત પૂજન કરવાથી તેના લલાટમાંથી ભયંકર કૃત્યાઓ ઉત્પન્ન થાય છે. તેમને સાધકે પોતાની સિદ્ધિનો હેતુ જણાવવો. સાધકનો હેતુ સિદ્ધ કરીને વિશ્વનો સંહાર કરવામાં સંતોષ માનનારી રક્ત અલંકાર, રક્ત વસ્ત્ર રક્ત લેપ અને રક્ત માળાઓથી વિભૂષિત થયેલી તે કૃત્યાઓ પોતાની ઇચ્છાથી જ પાછી ફરીને, પ્રાર્થના કરવાથી દેવીના લલાટમાં અન્તર્ધાન પામી જાય છે. નિર્જન ઉદ્યાનમાં એક ષટ્ચક્રમાં, દેવીનું ધ્યાન કરીને કલ્હાર, ચંપક, અશોક, પાટલા, શતપત્ર અને સિદ્ધ દ્રવ્યથી તેનું પૂજન કરવું. એક માસ પર્યન્ત પૂજન કરવાથી દેવીની માયાશક્તિઓ પ્રસન્ન થાય છે. જેમની કૃપાથી માણસ કામદેવ સમાન રૂપવાન, વિશ્વમાં જય પ્રાપ્ત કરનારો, વિશ્વમાં સંચાર કરનારો અને આનંદી થાય છે. ષટ્કમળદળના ચક્રમાં દેવીનું ધ્યાન કરીને કપૂર, સુખડનું ચંદન અને મૃગની નાભિમાંથી ઉત્પન્ન થયેલ કસ્તૂરીથી પૂજન કરનાર સાધક ત્રિકાલજ્ઞ થાય છે. પૂર્ણ શ્રદ્ધાથી પૂજન કરવામાં આવતાં સાધકનું કલ્યાણ થાય છે, પણ શ્રદ્ધારહિત વૃત્તિથી કરવામાં આવે તો કોઈ પણ પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત થતી નથી. એટલા માટે ભક્તિયુક્ત ચિત્તથી દેવીનું પૂજન કરવું.

વિવેકા, વિભવા, વિશ્વા, વિતતા, કામિની, ખેચરી, ગર્વા, પુરાણા, પરમેશ્વરી, ગૌરી, શિવા, અમેયા, વિમલા, વિજયા, પરા, પવિત્રા, પીડની, વિદ્યા, વિશ્વેશી, શિવવલ્લભા, અશેષરૂપા, સ્વાનંદા, અંબુજાક્ષી, અનિંદિતા, વરદા, વાક્યદા, વાણી, વિવિધા, વેદવિગ્રહા, વિદ્યા, વાગીશ્વરી, સત્યા, સંયતા, સરસ્વતી, નિર્મળા, આનંદરૂપા, અમૃતા, માનદા, પૂષા, તુષ્ટિ, પુષ્ટિ, રતિ, ધૃતિ, શશિની, ચંદ્રિકા, કાન્તિ, જ્યોત્સ્ના, શ્રી, પ્રીતિ અને અંગદા–આ દેવીનાં નામોનું હાથમાં

જળ લઈને સ્મરણ કરવું અને ગૌડી પૈષ્ટી તથા માધ્વી–આ ત્રણની આવૃત્તિરૂપ તાડવૃક્ષના પર્વસ્થાનીય નાસિકાથી છિન્ન થઈને સ્રવેલી તાડીનું, તેજસ્વી–સાક્ષાત્ સરસ્વતીરૂપ જિહ્વા અર્થાત્ વિદ્યાદેવી તેમ જ માતૃકાઓના સ્મરણ સાથે પાન કરવું. આ પ્રમાણે કરવાથી એક વર્ષમાં જ સાધકને ચાર પ્રકારના પુરુષાર્થ સિદ્ધ કરવાનું પાંડિત્ય આ ભૂલોકમાં પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે ઉષઃકાલમાં જે શુદ્ધ ચિત્તથી દેવીનું પૂજન તથા નામસ્મરણ કરે છે તે યોગી બ્રહ્મવિજ્ઞાની તથા આત્મવિત્ થઈને શિવ-સાયુજ્ય પ્રાપ્ત કરે છે. અનુગ્રહ કરનારાં ચક્રસ્થ દેવીનું તેમની શક્તિઓ સહિત સ્મરણ–ધ્યાનાદિ કરીને ચંપક તથા ઇંદીવરનાં પુષ્પોથી પૂજન કરવું. આથી એક માસમાં જ આરોગ્ય પ્રાપ્ત થાય છે. પરમેશ્વરી–દેવીનું પૂજન કરવાથી જ્વર, ભૂત તથા ગ્રહોની પીડા, ઉન્માદ, શીતલા અને કામલા વગેરે આંખના રોગોનો નાશ થાય છે. દાંત–કાનની પીડા, જ્વર, શિરઃશૂલ–માથાનો દુખાવો, ગુલ્મ આદિ કુક્ષિજ રોગો; વ્રણ, પ્રમેહ, છર્દિ, અર્શ (હરસ-મસા) સંગ્રહણી, આમ તથા ત્રિદોષજ રોગો શાન્ત થઈને મટી જાય છે.

પીઠસ્થાન ઉપર દેવીની સ્થાપના કરવા માટેનું ચક્ર કેસરથી નિર્માણ કરવાનું કહેવામાં આવ્યું છે. સિંદૂર, ગેરુ, લાખ, હિંગળોક, રક્તચંદન, અને સુખડ વડે પણ ચક્ર આલેખી શકાય છે. પીઠસ્થાનના દ્વાર આગળ ત્રિકોણ આલેખવો. એ ત્રિકોણ ષોડશકોણ-થી યુક્ત હોવો જોઈએ. અર્થાત્ ષોડશકોણ આલેખી તેમાં ત્રિકોણ આલેખવો. એ ત્રિકોણમાં આલેખેલા ચક્રમાં વિરાજેલાં દેવીનું તેમની શક્તિઓ સાથે હિંગળોકથી સિદ્ધ–દ્રવ્યોથી તથા સુગંધી પુષ્પોથી પૂજન કરવું. આથી કેવળ એક જ માસમાં પાતાલ આદિ લોકમાં નાગકન્યાઓ સાથે દીર્ઘ કાલ સુધી નિરંતર રમણ કરે છે, અર્થાત્ અનુપમ સુખ પામે છે. દેવીના પૂજન માટે નિયત કરેલા સમયે તેનું અર્ચન કરવાથી યક્ષો, રાક્ષસો, ગંધર્વો, સિદ્ધો, વિદ્યાધરો અને અંગનાઓ, પિશાચો, ગુહ્યકો, વીરો, કિન્નરો તથા ભુજગો વશ થાય છે. ભૂષણો પ્રાપ્ત થવા માટે કેસૂડાંનાં પુષ્પોથી દેવીનું પૂજન કરવું. હાથીઓની પ્રાપ્તિ થવા માટે પાટલ પુષ્પોથી પૂજન કરવું. ઘોડાઓની પ્રાપ્તિ માટે લાલ કમળોથી દેવીની પૂજા કરવી. ઊંટોની પ્રાપ્તિ માટે કમળોથી, પશુઓની સિદ્ધિ માટે તગર વડે, ભેંસ અથવા તો પાડા માટે લીંબુથી, બકરી માટે લકુચથી દેવીની પૂજા કરવી. દ્રવ્યપ્રાપ્તિ માટે દાડમ-થી અને ગાયનમાં સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે મહુડાંઓથી દેવીનું પૂજન કરવું. અંગના-ઓ સ્ત્રીઓ પ્રાપ્ત થવા માટે બકુલનાં પુષ્પોથી, પુત્રની પ્રાપ્તિ માટે કલ્હારનાં પુષ્પોથી દેવીની પૂજા કરવી. જય મેળવવા માટે શતપત્રોથી, વાહનની પ્રાપ્તિ માટે કેતક પુષ્પોથી દેવીનું પૂજન કરવું. નિત્ય સૌભાગ્ય પ્રાપ્ત થવા માટે સુગંધી પુષ્પોથી દેવીની પૂજા કરવી. આ પ્રમાણે એક માસ સુધી દેવીનું પૂજન કરવું. ફળની પ્રાપ્તિ થતાં સુધી ઘી, દૂધ અને ખાંડથી સાધકે બે ગણી કે ત્રણ ગણી પૂજા કરવી. સલિલના મધ્યમાં રહેલાં, પોતાની શક્તિઓના પરિવાર સહિત દેવીને સર્વ ઉપદ્રવોની શાંતિ માટે અર્ઘ્ય સહિત પુષ્પ અર્પણ કરવાં. પૂર્ણ આયુષની પ્રાપ્તિ માટે ઘી વડે; સૌભાગ્યપ્રાપ્તિ માટે મધ વડે; આરોગ્ય પ્રાપ્ત થવા માટે દૂધથી અને ઐશ્વર્યપ્રાપ્તિ માટે આ ત્રણેયથી મહેશ્વરી પર અભિષેક કરવો. પ્રીતિ પ્રાપ્ત થવા માટે નાળિયેરના જળથી, રાજાનો સંપર્ક સાધવા માટે હિમજળથી અને સર્વ કામનાઓ સિદ્ધ થવા માટે મહેશ્વરી પર જળથી અભિસિંચન કરવું. સોપારીનાં વૃક્ષોના

ઉદ્યાનમાં રહીને રાત-દિન સિદ્ધ દ્રવ્યો અને સોપારીનાં પુષ્પોથી દેવીનું પૂજન કરવાથી કામદેવ સમાન ક્રાંતિમાન થવાય છે. પૂર્ણિમા તિથિઓમાં કન્યામાં દેવીની ભાવના કરી તેનું પૂજન કરવું. શક્તિઓ સહિત આ પ્રમાણે દેવીનું પૂજન કરવાથી આ લોકમાં અને પરલોકમાં સર્વ ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થાય છે. સો સ્વર્ણપુષ્પો-ચંપક પુષ્પોથી એક માસ પર્યંત પૂજન કરવાથી ભાવી જન્મ અથવા પુનર્જન્મથી સાધક મુક્ત થાય છે અર્થાત્ ફરીથી તેનો જન્મ થતો નથી. નવ માસ સુધી રત્નો વડે દેવીનું પૂજન કરનારો સાધક સર્વ પાપોથી મુક્ત થાય છે, અને તેનાં દર્શન પામે છે. એક માસ સુધી સુગંધી પુષ્પોથી દેવીનું પૂજન કરવાથી દુઃખનસ્ ઓઘરૂપ પાપકૃત્યોથી મુક્ત થાય છે. દેવી પોતાની શક્તિઓથી આવૃત થયેલી છે-એવી ભાવનાથી પૂજા સામગ્રી તથા સુગંધી પુષ્પોથી દેવીનું પૂજન કરીને તેમાં તન્મય થવું. સોળ દેવીઓનું ક્રમવાર પ્રત્યેક તિથિએ પૂજન, ભજન, જપ, હોમ, આદિ કરીને ઘી, સાકર, દૂધ, માલપૂડા, કેળાં, મધ, ગોળ, નાળિયેર, ડાંગરની ધાણી, તલ, દહીં, પૌંઆ, ચણા, મગ અને પાયસ-દૂધપાકનું દેવીને નૈવેદ્ય ધરવું. કામેશ્વરી આદિ સર્વ શક્તિઓ માટે પણ આ જ ક્રમ કહ્યો છે. આદ્યા લલિતા દેવીને ઉપર જણાવેલી સર્વ વસ્તુઓ નૈવેદ્યરૂપે અર્પણ કરવી; અગ્નિમાં તેમનો હોમ પણ કરવો અને માણસોને પ્રસાદરૂપે આપવી. પ્રત્યેક દેવી માટે કહેવામાં આવેલ દ્રવ્યો લઈ તેનાથી પૂજાદિ સર્વ કાર્ય કરવું. રવિવારે લાલ કમળ; સોમવારે કુમુદપુષ્પ. મંગળવારે લાલ કમળ, બુધવારે તગર, ગુરુવારે કલ્હાર પુષ્પ; શુક્રવારે શ્વેતકમળ અને શનિવારે નીલકમળથી આદરપૂર્વક ઇષ્ટ દેવીનું પૂજન કરવું. તેમને રવિવાર આદિના ક્રમથી પાયસ, દૂધ, ગોળ, કેળાં, માખણ, ખાંડ અને ઘીનું નૈવેદ્ય અર્પણ કરવું. આ પ્રમાણે ઇષ્ટ દેવીની આરાધના કરી ગંધ આદિથી પૂજન કરવું. આથી ગ્રહોની પીડા દૂર થઈને સુખ પ્રાપ્ત થાય છે.

જેણે પોતાના ચિત્તનું હરણ કરી લીધું છે, એવી એક સ્ત્રી પોતે પણ કામાગ્નિથી સંતપ્ત થઈ રહી છે તેના નિદર્શન રૂપે પોતાના બંને હાથની ઊંધી અંજલિ બનાવીને હાથોને તેણે મસ્તક ઉપર ટેકવેલા છે, માથાના વાળ ખુલ્લા અને છુટ્ટા રાખેલા છે, બંને નેત્રોના છેડા સુધી જેનાં નેત્રો લાલ અને ચંચળ થયેલાં છે તેમ જ પોતે પણ અરુણ વર્ણની થઈ ગયેલી છે, વાયુને લીધે ઊડતી પતાકામાં જેણે જાણે કે પોતાનું સ્થાન લીધું હોય તેમ જણાતી, કમળ જેવા કલેવરવાળી, વિવેકને ભૂલી ગયેલી અને કામોન્મત્ત થવાથી જેનૂાં માન, લજ્જા અને ભય દૂર થયાં છે એવી તે સાધ્યા સ્ત્રીનું ચિંતન કરીને અર્ધ રાત્રિએ કમળદળના ચક્રમાં દિગંબર સ્વરૂપવાળી દેવીનું જપા, દાડિમ, બંધૂક અને કિંશુક પુષ્પોથી અર્ચન કરવું. વળી બીજાં પણ સુગંધી શેફાલિ આદિ પુષ્પોથી દેવીનું પૂજન કરવું. આ પ્રમાણે કરવાથી સંભોગની તૃષ્ણામાંથી વ્યાકુળ થયેલી પ્રસ્તુત સાધ્યા સ્ત્રી ત્રણ સપ્તાહમાં આપમેળે સાધક પાસે ચાલી આવે છે અને શરીરનો પાત થતાં સુધી તે સ્ત્રી સાધકને છોડીને અન્યત્ર જતી નથી, જાણે કોઈ શાપની પૂર્તિ કરતી હોય તેટલા કાલની અવધિ સુધી તેની પાસે રહે છે.

ત્રિમધુ-ઘી-ખાંડ અને મધથી સંપૃક્ત રક્ત કમળો વડે હોમ કરવાથી લક્ષ્મી પ્રાપ્ત થાય છે. એવી જ રીતે ચંદ્રના ઉદય સાથે વિકસિત થતાં લાલ કમળોના હોમથી અંગનાઓ-સ્ત્રીઓ સાધકને વશ થાય છે. પોતાના જેવા જ શુક્લ વર્ણની વાછરડીવાળી ગાયના

દૂધમાં ઝબોળેલાં મલ્લિકા, માલતી, જાઈનાં પુષ્પ, સો પાંખડીવાળાં કમળથી હોમ કરવાથી કીર્તિ, વિદ્યા, ધન, આરોગ્ય, સૌભાગ્ય અને સંપત્તિ પ્રાપ્ત થાય છે. મધમાં ઝબોળેલાં આરગ્વધ( ગરમાળા )નાં પુષ્પો વડે હવન કરવાથી સુવર્ણ આદિની પ્રાપ્તિ થાય છે અને શત્રુનું તથા ક્રુદ્ધ થયેલા રાજાઓ વગેરેનું સ્તંભન થાય છે. ઘૃતયુક્ત લાલ કસ્વીર પુષ્પોનો હોમ કરવાથી સ્ત્રીઓ, રાજાઓ અને અમાત્યો વશ થાય છે અને અલંકારો, વાહનોની પ્રાપ્તિ થવા સાથે વેપાર-ઉદ્યોગમાં મનવાંછિત સિદ્ધિ પ્રાપ્ત થાય છે. સૈંધવ લવણ તથા હરિદ્રાયુક્ત ગૌરસર્ષપ તલના તેલમાં મેળવીને હોમ કરવાથી મનવાંછિત વધૂની પ્રાપ્તિ થાય છે. કાળી શંખપુષ્પીનાં પુષ્પો તેલયુક્ત કરી રાત્રિના સમયે તેનો હોમ કરવામાં આવે તો શત્રુને એક માસમાં જ્વરપીડા અવશ્ય થાય છે. આરુષ્કરનાં બીજ ઘીમાં પલાળીને રાત્રે હોમ કરવાથી શત્રુને બળતરા ઉત્પન્ન કરનારા વ્રણ ઉત્પન્ન થાય છે; જેને ચિકિત્સકો ભાગ્યે જ મટાડી શકે છે. એ જ પ્રમાણે આરુષ્કરના તેલમાં પલાળેલાં અંકોલકનાં બી, કાળાં મરી, ઘીમાં પલાળેલા સરસવથી રાત્રે હોમ કરવાથી કામજ્વરથી પીડાતી વાંછિત વનિતા શીઘ્ર પ્રાપ્ત થાય છે. ઘી ભેળવેલા ચોખાનો હોમ કરવાથી ચોખા અને મગનો હોમ કરવાથી મગની પ્રાપ્તિ થાય છે.

ભિલામાના વૃક્ષના કાષ્ઠનાં વહેરને પગથી કચડી તેમાં રાઈ, કાળાં મરી સૈંધવ મેળવી પાણી નાખીને એક પૂતળી બનાવવી. તેને તીક્ષ્ણ શસ્ત્રથી બે પગ, બે જંઘા, બે જાનુ ( ઢીંચણ ), બે સાથળ, નાભિની નીચે, હૃદય, ગળું અને માથું-આ અવયવો આગળથી ક્રમે ક્રમે કાપી નાખીને રાત્રે તેનો હોમ કરવો. આ બાર અવયવોનો બાર વાર હોમ કરવાથી નર-નારી અને નરાધિપો વશ થાય છે અને એની ( સાધકની ) ઇચ્છા પ્રમાણે તેઓ જ્વરના વ્યાધિથી પીડાવા માંડે છે. લોટમાં ગોળ, કાળાં મરી અને જીરું નાખી સાધ્ય વ્યક્તિના નામની તેમાં ભાવના કરી પાણી નાખીને એક પૂતળું બનાવવું. તેને ઘીમાં પકાવવું. પછી તેને પોતાની આંગળીઓના ટેરવાથી સ્પર્શ કરી મંત્રનો એક હજાર વાર જપ કરવો, તેનું પૂજન કરવું, ઘીમાં સંપૃક્ત થયેલ તેનું ભક્ષણ કરવું. આથી નર-નારી અને નૃપ આદિ મરણ પર્યંત વશ થાય છે. શક્તિ અષ્ટગંધ કન્યાના હાથે શીતલ જળમાં ઘસાવીને તેનું લલાટમાં તિલક કરવાથી જગત વશ થાય છે. એક પ્રસ્થ ( ૬૪ તોલા ) શાલિચોખા લઈ રાતી વાછરડીવાળી રાતી ગાયના દૂધ( ચોખાથી બમણું ૧૨૮ તોલા )માં માટીની નવી હાંડલીમાં બાફવા. તેમાં ઘી નાખવું અને સાકર નાખવી. તેનો એક એક કોળિયો હાથમાં લઈ એકસો આઠ વાર મંત્ર ભણી સંસ્કાર અને પૂજન કરેલા અગ્નિમાં તેનો હોમ કરવો. આ ક્રમ પ્રમાણે કરવામાં આવેલા હોમથી મહાલક્ષ્મીની પ્રાપ્તિ થાય છે. પ્રતિ શુક્રવારે એક વર્ષ સુધી આ રીતે હોમ કરવાથી રાજા સમાન ( સંપત્તિમાન ) થાય છે. ખાસ કરીને પંચમી તિથિએ ઉપર કહ્યા પ્રમાણે હોમ કરવો. આ તિથિએ ત્રિમધુ-ઘી, ખાંડ અને મધમાં ઝબોળેલાં મલ્લિકાદિ પુષ્પો વડે હોમ કરવો. અન્ન અને ઘી સહિત નિયમિત રીતે હોમ કરવાથી માણસ વિપુલ અન્નવાન થાય છે. જે જે વસ્તુઓ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તે તે સર્વ વસ્તુઓ ઘૃત-હોમ તેમ જ તલ અને ચોખાના હોમથી પ્રાપ્ત થાય છે. મધમાં ઝબોળેલાં અરુણ કમળો વડે હોમ કરવાથી ત્રણ વર્ષમાં પુષ્કળ ધન પ્રાપ્ત થાય છે. પૂર્ણિમાથી શરૂ કરીને બીજી પૂર્ણિમા સુધી મધમાં ઝબોળેલાં

કલ્હારનાં પુષ્પોથી ભક્તિપૂર્વક નિત્ય હોમ કરવો. તે કરનાર સાધકને કીર્તિ, ધન અને પુત્રની પ્રાપ્તિ થાય છે, આમાં સંશય નથી. મધથી સંપૃક્ત કરેલાં એક હજાર ચંપકનાં પુષ્પો વડે હવન કરવાથી હે નારદ ! સો માસમાં તેને સુવર્ણમુદ્રાઓ અવશ્ય પ્રાપ્ત થાય છે. ત્રણ હજાર પાટલનાં પુષ્પો ઘીમાં સંપૃક્ત કરી એક અમાવાસ્યાથી બીજી અમાવાસ્યા સુધી એક માસ પર્યંત હવન કરવાથી એક માસમાં ભાતભાતનાં વસ્ત્રો તેમ જ કપૂર, ચંદન જેવા સુગંધી પદાર્થો પ્રાપ્ત થાય છે. મનગમતી બીજી-ચોખા, દૂધ અને ખાંડ જેવી-સો વસ્તુઓની, સપ્તમી તિથિઓમાં હોમ કરવાથી છ માસમાં સમૃદ્ધિ થાય છે એમાં સંશય નથી. એક વર્ષ પર્યંત તલનો હોમ કરવાથી આરોગ્યની પ્રાપ્તિ થાય છે. પોતાની જન્મતિથિ, જન્મવાર અને જન્મનક્ષત્રમાં દૂર્વા વડે હોમ કરનારો માણસ નિરામયતા સાથે અનેક પ્રકારના ઐશ્વર્યોનો ઉપભોગ કરતો રહીને સો વર્ષ સુધી જીવે છે. ગુડૂચી, તલ અને દૂર્વા વડે હોમ કરવાથી આયુ, શ્રી, યશ, ભોગ અને પુણ્ય આદિની નિધિથી યુક્ત થાય છે. ઘૃત, પાયસાન્ન (દૂધપાક) અને દૂધ વડે હોમ કરવાથી આયુ, આરોગ્ય અને વૈભવ પ્રાપ્ત થાય છે તેથી તે નૃપ અને અમાત્ય જેવું સુખ પ્રાપ્ત કરે છે. સપ્તમી તિથિએ કેળાંનો હોમ કરવાથી હમેશાં સૌભાગ્ય મળે છે. પ્રાદેશ જેટલી લાંબી દૂર્વા વડે પ્રતિદિન હોમ કરવાથી પણ સૌભાગ્યની પ્રાપ્તિ થાય છે. ભયંકર સંનિપાત જ્વરમાં દરરોજ દૂર્વાથી હોમ કરવો અને જળનો સ્પર્શ કરતા રહીને દેવીના મૂળમંત્રનો જપ કરવો. એક હજાર વાર તે જળથી સ્નાન-પાનાદિ કરવું. રોગથી મુક્ત થવા માટે રસોઈ પણ તે જ જળથી કરવી. ભિલામા વૃક્ષના કાષ્ઠનું ચૂર્ણ, ત્ર્યૂષણ (સૂંઠ-મરી-પીપર), સરસવ, તલ, લોટ અને જે માણસને વશ કરવો હોય તેના પગની રજ એકત્ર કરી, સર્વ વસ્તુઓને જળમાં મેળવી તેનું એક પૂતળું બનાવવું. હૃદયમાં તેનું નામસ્મરણ કરી તે પૂતળામાં તેની ભાવના કરવી. પછી આગળ જણાવ્યા પ્રમાણે તે પૂતળાને લોખંડના તીક્ષ્ણ શસ્ત્રથી કાપીને કટકા કરવા અને તે પૂતળાનો હોમ કરવો. આ પ્રમાણે કરવાથી સાધ્ય સાત દિવસમાં દૃઢતાથી વશ થઈ જાય છે. એવી જ એક પૂતળી બનાવીને હોમ કુંડમાં દાટી દેવી. એના ઉપર અગ્નિ સ્થાપન કરી સરસવથી ત્રણ રાત સુધી ત્રણ હજાર મંત્ર ભણીને હોમ કરવો. આ પ્રયોગથી સો યોજન દૂર રહેલી વનિતા બળપૂર્વક આવી પહોંચે છે. નારિયેળ અને ગોળ મિશ્ર કરીને હોમ કરવાથી લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે. જેને કન્યા પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તેના માટે એક પ્રયોગ આ પ્રમાણે છે: ઘીમાં પલાળેલાં કલ્હાર પુષ્પો, દૂધમાં ઝબોળેલાં લાલ કમળ, ત્રિમધુ-(ઘી-ખાંડ અને મધ)માં પલાળેલાં ચંપકનાં પુષ્પો, બકુલ તથા મહુડાનાં ફૂલો વડે હોમ કરવાથી કન્યાની પ્રાપ્તિ થાય છે. પુનાગનાં પુષ્પોથી વસ્ત્રોની અને ઘીના હોમથી ઇષ્ટની પ્રાપ્તિ થાય છે.

પાડાઓના હોમથી ભેંસ; બકરાઓના હોમથી બકરા અને ગવ્ય(ગાયનાં છાણ, ગોમૂત્ર, ગાયનું ઘી, ગાયનું દૂધ અને ગાયનું દહીં)ના હોમથી ગાયો અને રત્નોનો હોમ કરવાથી સાધકને રત્નની પ્રાપ્તિ થાય છે. ચોખાના લોટમાં સાકર નાખી એક પૂતળી બનાવી તેમાં સાધ્યના નામની ભાવના કરવી. તેને રાત્રે તલના તેલ અને ગાયના ઘીમાં પકવવી-તળવી. તેમાં તન્મય થઈને દિવસ-રાત મંત્ર ભણી તેનું ભક્ષણ કરવું. આ પ્રમાણે સાત રાત્રિ પ્રયોગ કરવાથી

નર, નારી અથવા નૃપ-જે કોઈના માટે આ પ્રયોગ કરવામાં આવે તે દાસના સમાન વશ થઈને તેના ચિત્ત અને પ્રાણ સાધકને અર્પણ કરે છે. હયારિ(કણેર)નાં પુષ્પો-ધોળાં અથવા લાલ પુષ્પોથી હોમ કરવાથી સાધકને ત્રણ સપ્તાહમાં વિપુલ લક્ષ્મી પ્રાપ્ત થાય છે. ઘી, ખાંડ અને મધથી યુક્ત બકરાના માંસનો હોમ કરવાથી સુવર્ણની પ્રાપ્તિ થાય છે અને તે જ દૂધ-યુક્ત હોમવાથી એકઁ વર્ષમાં ધાન્યથી સંપન્ન ભૂમિ પ્રાપ્ત થાય છે. પદ્માક્ષ-કમળકાકડી વડે હોમ કરવાથી ત્રણ દિવસમાં લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે. સાધનામાં અને જપમાં દશાંશથી બિલ્વફળ વડે હોમ કરવો. આ પ્રમાણેના પ્રયોગોથી સિદ્ધ થયેલા મંત્રથી હાથમાં જળ લઈ તેને અભિમંત્રિત કરીને સાધકે મરણ પામેલા આઠ માણસો હોય તો પણ તેમના મુખ પર તે જળ છાંટવાથી તેઓ જીવિત થાય છે. તેમના કાનમાં સાધકે સિદ્ધ કરેલો મંત્ર ભણી યષ્ટિ અથવા માળા વડે મરણ પામેલાના માથા પર સહેજ તાડન કરવાથી મૃત મનુષ્ય સહસા ઊભો થઈ જાય છે.

હોમકુંડનું નિર્માણ કરીને તેના ઉપર યોનિની રચના કરી સંસ્કારપૂર્વક તેમાં અગ્નિની સ્થાપના કરવી. તેમાં તલ, સરસવ, ઘઉં, ચોખા અને મધ સાથે ત્રિમધુ-ઘી-ખાંડ અને મધ મેળવી વિધિપૂર્વક હોમ કરવાથી સમૃદ્ધિ પ્રાપ્ત થાય છે. ઉપરનાં દ્રવ્યો ભેગાં કરી અથવા પૃથક્ પૃથક્ પણ હોમી શકાય છે. લક્ષ્મીની પ્રાપ્તિ થવા માટે બકુલ, ચંપક, કમળ, કલ્હાર, લાલ કમળ, કૈરવ, મલ્લિકા, કુંદ અને મહુડાનાં પુષ્પો-થી હોમ કરવો. અશોક, પાટલ, બિલ્વ, જૂઈ, વિકંકત (સ્રુવ બનાવવામાં આવતું વૃક્ષ) પુષ્પો, શ્વેત અને નીલકમળ, અશ્વ-રિપુ (કણેર) વૃક્ષનાં પુષ્પ અને કર્ણિકા-રજના હોમથી લક્ષ્મી, સૌભાગ્ય, નિધિ, આયુ અને યશની પ્રાપ્તિ થાય છે. દૂર્વા, ગુડૂચી, અશ્વત્થ (પીપળો), વડ, આરગ્વધ, શ્વેત સૂર્યમુખી પુષ્પ તથા પ્લક્ષનાં પુષ્પો વડે હોમ કરવાથી શીઘ્ર મુક્ત થવાય છે.

શેરડી, જાંબુ, નારિયેળ, મોચા, ગોળ અને સાકર વડે હોમ કરવાથી સાધક અચલ લક્ષ્મીનો ભોક્તા અવશ્ય થાય છે. વૈરીનું મૃત્યુ થવા માટે સરસવ અને ઘીથી હોમ કરવો. ચતુરંગ સેનાના બળવાન વૈરી માટે ગરમાળાનાં પુષ્પોથી હોમ કરવો. એક સપ્તાહમાં રોગ અને દુઃખથી તે અવશ્ય પીડાય છે આ વિષે સંશય નથી. દેવીનું નિત્ય પૂજન કરવું અને ઘૃતથી હોમ કરવો. તેની પ્રાપ્તિ માટે મંત્રથી અભિમંત્રિત કરેલું જળ પ્રાતઃકાળમાં પીવું; એ જળ ચંદન, વાળો, કપૂર, કસ્તૂરી, રોચના-આ દ્રવ્યોથી યુક્ત હોવું જોઈએ. સર્વ અર્થ સિદ્ધ થવા માટે કેસર, કાળું અગુરુ, મૃગકસ્તૂરી આદિ સુગંધી પદાર્થોથી શિવાનું તેની સર્વ શક્તિઓ તથા માતૃકાઓ સાથે પ્રાતઃકાળે પૂજન કરવું. વાક્‌સિદ્ધિ થવા માટે ત્રણવાર શિવાનો મંત્ર ભણી જળ પીવું. પયોવ્રત માટે મંગલકારી સાધનસામગ્રી મેળવી રાખવી. તે માટે ઘી-મધ અને ખાંડ આ ત્રિસ્વાદુથી યુક્ત લાલ કમળો વડે હોમ કરવો. જપ, તર્પણ, હોમ, અર્ચન આદિથી મંત્રને સિદ્ધ કરેલા સાધકે ઉક્ત પ્રયોગો કરવા. આમ ન કરવામાં આવે તો હે મુને! કુપિત થયેલા મંત્ર-દેવતાઓ તત્ક્ષણ સાધકના પ્રાણનો કોળિયો કરી જાય છે. આ મંત્રવિદ્યાથી લોકમાં જે અસાધ્ય છે તે ક્યાંય સાધ્ય નથી; અર્થાત્ આ મંત્રવિદ્યાથી સર્વ કાંઈ સાધ્ય છે. અરણ્યમાં આવેલા વડના ઝાડના મૂળ પાસે, પર્વતના શિખર પર, ગુહાઓમાં, ઉદ્યાનોમાં, ભયંકર જંગલમાં, જટામાંસીના મૂળ પાસે, સાગર કાંઠે અને વનમાં આ યક્ષિણીઓની

સાધના કરવી. શ્વેત કમળ, રક્ત કમળ, કુમુદિનીનાં પુષ્પ, સુગંધીયુક્ત કમળ, સુગંધી શેફાલિકા-નગોડ ને ત્રિમધુ-ઘી-મધ અને ખાંડથી યુક્ત કરી સાત દિવસ સુધી તે વડે હોમ કરવાથી સમરાંગણમાં, દ્વંદ્વયુદ્ધમાં, મલ્લયુદ્ધમાં, શસ્ત્રયુદ્ધમાં, વાદ-વિવાદમાં, દ્યૂતમાં અને વ્યવહારમાં સર્વત્ર વિજય પ્રાપ્ત થાય છે. એ નિશ્ચિત છે. ગરમાળાનાં પુષ્પોના હોમથી શત્રુઓનું સ્તંભન થાય છે. એવી જ રીતે કર્ણિકાર-પુષ્પોથી, રુદ્રાક્ષથી, ચંપક, કેતક, ગરમાળો અને મહુડાનાં તથા પુન્નાગનાં પુષ્પો-આ સાત પુષ્પો વડે હોમ કરવાથી શત્રુનું સ્તંભન અથવા વિનાશ અવશ્ય થાય છે. ભિલામાના વૃક્ષના કાષ્ઠાગ્નિમાં ભિલામાની સમિધ તથા ઘીમાં પલાળેલા સરસવ વડે હોમ કરવાથી શત્રુઓ પગે પડે છે અર્થાત્ વશ થાય છે. મૃત્યુકાષ્ઠ-આકડાનાં કાષ્ઠના અગ્નિમાં આકડાનાં પાંદડાં, પુષ્પ અને ફળ તથા તેની જ સમિધા વડે સૂર્યનું પૂજન યથાવિધિ કરીને હોમ કરવાથી શત્રુનું ચતુરંગ સૈન્ય રોગથી પીડાવા માંડે છે. શત્રુના મરણને લીધે સાધકનો વિજય થાય છે. રવિવારના દિવસે આકડાનાં કાષ્ઠથી પ્રજ્વલિત થયેલા અગ્નિમાં આકડાનાં પત્ર, પુષ્પ-ફળ-સમિધા અને મૂળને લાલ વાછરડીવાળી લાલ ગાયના ઘીમાં પલાળીને ત્રિકોણ કુંડમાં વિધિપૂર્વક હોમ કરવાથી શત્રુ બેબાકળો બનીને રણક્ષેત્રમાંથી નાસી છૂટે છે અથવા રોગથી પીડાય છે અથવા ભયથી વ્યાકુળ થઈ ને વશ થાય છે. પલાશ-ખાખરાના અગ્નિમાં ખાખરાનાં પાંચ અંગ-પત્ર, પુષ્પ, ફળ, કાંડ-સમિધ અને મૂળ ઘીમાં પલાળીને ઉપર જણાવ્યા પ્રમાણે સોમવારે હોમ કરવાથી શત્રુનો નાશ થાય છે. ખદિર-ખેર વૃક્ષના કાષ્ઠના અગ્નિમાં તેનાં પંચાંગ ઘીમાં પલાળીને મંગળવારે હોમ કરવાથી ઉપર જણાવ્યા પ્રમાણેનું કાર્ય અવશ્ય સિદ્ધ થાય છે. અપામાર્ગ (અંઘેડો)-ના પંચાંગથી બુધવારે; પીપળાના પંચાંગથી ગુરુવારે; ઉંબરાના પંચાંગથી શુક્રવારે અને શમીવૃક્ષ-શીમળાના કાષ્ઠના અગ્નિમાં શીમળાનાં પંચાંગ ગાયના ઘીમાં પલાળીને શનિવારે હોમ કરવાથી ગમે તે વર્ણના શત્રુ પર વિજય પ્રાપ્ત થાય છે. પ્રતિપદાથી લઈને પંચમી પર્યંતની તિથિઓમાં અનુક્રમે ચોખા, ચણા, મગ, જવ અને અડદ ભેંસના ઘીમાં મેળવી તે વડે હોમ કરવાથી પણ તે જ ફળ મળે છે. છઠ અને સાતમના દિવસે ઉપર કહેલાં પાંચ ધાન્યોનાં ફોતરાં કાઢી નાખી બકરીના ઘી સાથે મેળવીને હોમ કરવાથી ઉપર જણાવેલું ફળ પ્રાપ્ત થાય છે. તે પછી આઠમથી બારસ સુધીની પાંચ તિથિઓમાં ઉપર જણાવેલાં પાંચ ધાન્ય સાથે કાળા અને સફેદ તલ મેળવી મધુર પાયસાન્ન અને ઘેટીના ઘી યુક્ત ઉપરનાં દ્રવ્યોથી હોમ કરવાથી પણ ઉપર કહેવામાં આવેલું ફળ મળે છે. એવી જ રીતે ભિલામાના વૃક્ષના કાષ્ઠાગ્નિમાં ઉપર જણાવેલાં દ્રવ્યો મધ મેળવીને હવન કરવાથી પ્રસ્તુત ફળની પ્રાપ્તિ થાય છે, એમાં સંશય નથી. બુદ્ધિમાન સાધકે પ્રથમ મંત્ર સિદ્ધ કરવો ને તે પછી મંગલાની કૃપાથી ઉપર કહેલા સર્વ પ્રયોગો સાધવા.

હે વિપ્ર! દેવતાની પૂજા કર્યા પછી સ્નાન કરીને ધોયેલાં શુભ્ર વસ્ત્રોને ધારણ કરેલી, શુભ અવયવોવાળી મુગ્ધા કુંવારી કન્યા તથા તેવા જ કુમારની સ્થાપના કરી મંત્ર વડે તેમનું પૂજન કરવું. તેમના મસ્તકનો સ્પર્શ કરી સો વાર મંત્રજપ કરવો અને અરુણ, શુભ્ર, સુગંધિયુક્ત પુષ્પોથી ફરીથી તેમનું પૂજન કરવું અને કર્મની સમાપ્તિ થતાં સુધી ગૂગળનો ધૂપ અર્પણ કરવો. દેવી તેમનામાં આવિષ્ટ થઈ

ગયા પછી સાધકે–વ્રતીએ તે કન્યાનું પૂજન કરીને મંત્રનો જપ કરવો અને તેને જે અભીષ્ટ પૂછવાની ઇચ્છા હોય તે પૂછવું. તે ભૂત, વર્તમાન અને ભવિષ્યની તથા જન્મ-જન્માંતરની સર્વ વાતો કહી આપે છે. પછી તેનું પૂજન કરીને તેને વિદાય આપી એક હજાર વાર મંત્રજપ કરી સ્થિર બુદ્ધિવાળા સાધકે સુખપૂર્વક વિચરવું. ઘી, ખાંડ અને મધથી યુક્ત લાલ કમળ વડે હોમ કરવાથી ભૂપ્રદેશ અને સંપત્તિની પ્રાપ્તિ થાય છે તથા શ્વેત કમળ ત્રિમધુયુક્ત હોમવાથી મહાન યશ પ્રાપ્ત થાય છે. મધમાં ઝબોળેલાં કમળના હોમથી સુવર્ણની પ્રાપ્તિ થાય છે અથવા નિધિ કે વસુધા પ્રાપ્ત થાય છે. દૂધમાં ઝબોળેલાં કુમુદિનીનાં પુષ્પો વડે હોમ કરવાથી ઇષ્ટ કામની સિદ્ધિ થાય છે અને વિવિધ પ્રકારનાં ધાન્ય પ્રાપ્ત થાય છે ને અલ્પ સમયમાં તે સાધક સુખ પામે છે. ઘૃતયુક્ત કમળોના હોમથી વાંછિત પદાર્થ મળે છે અને ઘૃતયુક્ત કલ્હાર પુષ્પો વડે હોમ કરવાથી રાજાના પ્રીતિપાત્ર થવાય છે. ઘી, ખાંડ અને મધથી યુક્ત પલાશનાં પુષ્પોનો હોમ કરવાથી ચાર પ્રકારના પુરુષાર્થ 'સિદ્ધ કરવાનું' પાંડિત્ય પ્રાપ્ત થાય છે, આમાં સંશય નથી. ત્રિમધુથી યુક્ત ડાંગરની ધાણીનો હોમ કરવાથી સર્વ ગુણોથી યુક્ત કન્યાની પત્ની રૂપે પ્રાપ્તિ થાય છે. નાળિયેરનું ખમણ શર્કરા, ગોળ સાથે અથવા મધ સાથે બહેડાં હોમવાથી અનાયાસે ધન મળે છે. ચોખા અને તલ એકત્ર કરી ઘી સાથે હોમવાથી અથવા શ્વેત કે રક્ત બંધૂક પુષ્પ ઘી સાથે હોમવાથી વાક્‌સિદ્ધિ પ્રાપ્ત થાય છે. શ્વેત અને રક્ત બંધૂક પુષ્પ એકત્ર કરી ઘીયુક્ત હોમ કરવાથી આયુ અને આરોગ્યની પ્રાપ્તિ થાય છે. ત્રિમધુયુક્ત દૂર્વાહોમથી પણ આયુ અને આરોગ્ય પ્રાપ્ત થાય છે. પાયસ અને તલ સાથે ગળો હોમવાથી પણ આ જ ફળ મળે છે. કપૂર સાથે ઘસેલા સુખડના ચંદનથી યુક્ત શતપત્રકનો હોમ કરવાથી લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે. કપૂર અને કેસર હિમજળ સાથે વાટી વિકસિત થયેલાં કલ્હાર પુષ્પોને તેનાથી યુક્ત કરી હોમ કરવાથી રાજાના સમાન વૈભવશાળી થઈને સાધક શત્રુ તથા હર્ષ–શોકથી રહિત થઈને નિર્ભયતા અને નિરામયતા સાથે ભૂતલ ઉપર એકસો વર્ષ સુધી જીવે છે. શેરડીના કકડાઓ વડે હોમ કરવાથી વસ્ત્રની પ્રાપ્તિ થાય છે. કરવીરનાં શ્વેત અને રક્તવર્ણનાં પુષ્પો તથા પાટલનાં પુષ્પો મધ સાથે હોમવાથી પત્ની વશ થાય છે અને કમળનાં પુષ્પો મધમાં ઝબોળીને હોમ કરવાથી વેશ્યા વશ થાય છે. કાળી વાછરડીવાળી કાળી ગાયના દૂધમાં સાકર સાથે કમળનો હોમ કરવાથી ગમે તેવો પાપિષ્ઠ જન હોય તો તે પણ અનુપમ લક્ષ્મી પામે છે.

હે મુને! સૌવીર–કાંજીથી યુક્ત કપાસિયાનો અર્ધચંદ્રાકર કુંડમાં હોમ કરવાથી શત્રુઓ અવશ્ય વશ થાય છે.

અરીઠાના કાષ્ઠના અગ્નિમાં અરીઠાનાં પાંદડાં, અરીઠાનાં બીજ અને આકડાનાં બીજ લીમડાના તેલમાં પલાળીને હોમ કરવાથી શત્રુઓનો વિનાશ થાય છે, તેઓ મરણ પામે છે. પંચગવ્ય સાથે ઉપરનાં દ્રવ્યો મેળવીને હોમ કરવાથી પણ શત્રુના ઘોડાઓ માંદા પડી મરી જાય છે. તલના તેલમાં બહેડાંનાં બી પલાળીને હોમવાથી શત્રુનો સર્વનાશ થાય છે. કરંજનાં બીજ તેલયુક્ત કરીને હોમ કરવાથી શત્રુ પિશાચ તુલ્ય થાય છે. એવી જ રીતે બહેડાંનાં પાંચ અંગોના હોમથી પણ શત્રુ એવી જ સ્થિતિને પામે છે. બહેડાંનાં બી તેલયુક્ત કરીને હવન કરવાથી શત્રુ તે જ દિવસથી અપસ્મારના વ્યાધિથી પીડાવા માંડે છે,–

આ નિશ્ચિત છે. ભિલામા વૃક્ષના કાષ્ઠના અગ્નિમાં ભિલામાનો માવો અને ભિલામાનાં બીજનો હોમ કરવાથી શત્રુનું મરણ થાય છે. કમળકાકડીનાં બી સરસવના તેલમાં પલાળીને હોમ કરવાથી શત્રુઓ ગલકુષ્ઠ રોગથી યુક્ત થાય છે. કાળાં મરી અને સરસવ તથા રાઈ તલના તેલથી યુક્ત કરીને હોમવાથી તે દિવસે શત્રુ દાહજ્વરથી ગ્રસ્ત થાય છે આ વાત નિશ્ચિત છે. એવી જ રીતે શત્રુ તરફથી પોતાના ઉપર કરાતા પ્રયોગોના સામર્થ્યનું નિવારણ કરવા માટે નિગ્રહ હોમ આવશ્યક મનાયો છે. તેમાં આત્મરક્ષા માટે પ્રતિદિન સિદ્ધ મંત્રનો જપ અને સ્નિગ્ધ પદાર્થોનો હોમ કરવો. મૃત્યુંજય મંત્રનો જપ કરવો. અથવા જે દેવીની ઉપાસના કરાતી હોય તેના મૂળમંત્રનો જપ કરવો. કૃતયુગમાં ત્રણ લાખ મંત્ર જપ કરવાનું વિધાન છે, ત્રેતામાં બેગણા, દ્વાપરમાં ત્રણ ગણા અને કળિયુગમાં ચાર ગણા મંત્ર જપ કરવાનું કહેવામાં આવ્યું છે. જપનો દશાંશ સંખ્યાથી હોમ કરવો. હોમના દશાંશથી તર્પણ, તેના દશાંશથી માર્જન અને માર્જનથી દશાંશ દ્વિજભોજન માટે કહેવામાં આવેલ છે. આ પ્રમાણેના ક્રમથી સર્વ દેવીઓના મંત્રજપની જે સંખ્યા કહેવામાં આવી છે તેટલી સંખ્યાના મંત્ર જપ દેવીની સિદ્ધિ માટે કરવા અને તે પછી પ્રયોગો આદરવા.

હે મુનીશ્વર ! કામેશ્વરી દેવીના મંત્રનો કહેલા વિધાનથી બે ગણો જપ કરવો. મંત્ર સિદ્ધ થયા પછી વિધિ પ્રમાણે પ્રયોગો કરવા. ભગમાલા દેવીની સિદ્ધિ માટે એક લાખ મંત્રનો જપ કરવો અને દશાંશ હોમ કરવો. નિત્યક્લિન્નાની સિદ્ધિ માટે એક લાખ મંત્રજપ કરવા, દશાંશ હોમ કરવો. તે પછી પ્રયોગો સાધવા. આ દેવીઓના અનુષ્ઠાનમાં સાધકે દૂધ પીને રહેવું. ભેરુંડાદેવીની સિદ્ધિ માટે નવ લાખ મંત્રનો જપ કરવો; જણાવ્યા પ્રમાણે હોમ કરવો. વહ્નિવાસિનીના ત્રણ લાખ મંત્ર જપવા ને શ્રેષ્ઠ સાધકે બાકીનું સર્વ કાર્ય કહેલી વિધિ પ્રમાણે કરવું. મહાવજ્રેશ્વરી દેવીની સિદ્ધિ માટે તેના ત્રણ લાખ મંત્રનો જપ કરવો અને કહેલા ક્રમ પ્રમાણે દશાંશ સંખ્યાનો હોમ કરવો.

હે મુને ! આળસરહિત થઈ દૂતિદેવીની સિદ્ધિ માટે એક લક્ષ મંત્ર જપ કરવો. વિધિ-ક્રમથી દશાંશ સંખ્યાનો હોમ કરવો. હે મુનીશ્વર ! ત્વરિતા દેવીની સિદ્ધિ માટે એક લાખ મંત્રનો જપ કરી તેના દશાંશનો હોમ કરવો. હે દ્વિજસત્તમ ! કુલસુંદરી દેવીના મંત્રનો એક લાખ વાર જપ કરી દશાંશ હોમ કરવો. હે વિપ્ર ! નિત્યા દેવીની સિદ્ધિ માટે તેમનો મંત્ર એક લાખ વાર જપવો. તેના દશાંશનો જણાવેલા વિધાન પ્રમાણે હોમ કરવો. હે મુનીશ્વર ! નિયમ પ્રમાણે નિત્યપતાકા દેવીની સિદ્ધિ માટે ત્રેપન લાખ મંત્રનો જપ કરવાનું કહેવામાં આવ્યું છે. દશાંશ સંખ્યાનો હોમ કરવો.

હે નારદ ! વિજયા દેવીના મંત્રનો જપ એક લાખ વાર કરવાનું કહ્યું છે. આ દેવીની સિદ્ધિ માટે બાકીની વિધિ ઉપર જણાવ્યા પ્રમાણે કરવી. સર્વમંગલિકા દેવીની સિદ્ધિ માટે તેના મંત્રનો બત્રીસ લાખ વાર જપ કરવો. દશાંશ ક્રમથી હોમ કરવાનું કહેવામાં આવ્યું છે. હવિષ્યનું ભક્ષણ કરનારા સાધકે જ્વાલામાલિનિકાના મંત્રનો આઠ લાખ વાર જપ કરવો. જણાવેલાં દ્રવ્યોથી તેના દશાંશનો હોમ કરવો. હે મુનીશ્વર ! ચિત્રાદેવીની સિદ્ધિ માટે અગિયાર લાખ મંત્ર જપ કરવા અને કહેલી વિધિ પ્રમાણે દશાંશ હોમ કરવો.

સંક્ષેપમાં આ નિત્યાપટલ–દેવીઓના સમૂહના પૂજનનો વિધિ કહેવામાં આવ્યો.

આમાં આદિથી સર્વ કંઈ યંત્ર સાધન સહિત જાણી લેવું. ૧-૨૩૮

एतत्संक्षेपतः प्रोक्तं नित्यापटलमादितः ।
ज्ञातव्यं सर्वमेवात्र यन्त्रसाधनपूर्वकम् ॥ २३८ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં તૃતીયપાદમાં 'નિત્યાપટલ કથન' નામનો ૯૦ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૯૧ : મહેશ-મંત્ર-કથન

सनत्कुमार उवाच

अथ वक्ष्ये महेशस्य मन्त्रं सर्वार्थसाधकम् ।
यं समाराध्य मनुजो भुक्तिं मुक्तिं च विन्दति ॥

સનત્કુમાર બોલ્યા : હવે જેની સારી પેઠે આરાધના કરવાથી મનુષ્ય ભુક્તિ (ભોગ) અને મુક્તિને પ્રાપ્ત કરે છે તે સર્વ અર્થ (અભીપ્સા)ને સિદ્ધ કરનાર મહેશના મંત્રનું કથન કરું છું.

'ૐ નમઃ શિવાય' આ પંચાક્ષર મંત્ર કહેવામાં આવ્યો છે. તાર (પ્રણવ) આદિમાં હોઈને આ મંત્ર છ અક્ષરનો બનેલો છે.

આ મંત્રના ઋષિ વામદેવ છે, છંદ પંક્તિ છે અને આના દેવતા ઈશ છે. સાધકે આ છ વર્ણોથી ષડંગન્યાસ કરવા. તર્જની, મધ્યમા, અંત્યા, અનામિકા અને અંગુષ્ઠમાં તત્પુરુષ, અઘોર, ભવ, વામ અને ઈશ સંજ્ઞાવાળી મૂર્તિઓનો મંત્રવર્ણથી ક્રમપૂર્વક ન્યાસ કરવો. વળી એવી જ રીતે મુખ, હૃદય, પગ, ગુહ્ય અને પોતાના મસ્તકમાં તેમનો ન્યાસ કરવો. પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તર તથા ઊર્ધ્વ દિશાઓમાંનાં પાંચ મુખોમાં મંત્રવર્ણોનો ન્યાસ કરવો. તે પછી રક્ષા માટે ગોલક ન્યાસ કરવો. તે પછી હૃદયે, મુખ (મોઢું) બે ખભા, ઊરુઓમાં, કંઠમાં, નાભિમાં, બે પડખાંઓમાં, પીઠમાં, હૃદયમાં, મસ્તક, વદન, નેત્રો, નસકોરાં, બાહુઓ, પગોની સંધિમાં ન્યાસ કરવો. વળી ફરીથી શિર, વદન (મુખ), હૃદય કુક્ષિ, બંને ઊરુઓ અને બંને પગમાં, હૃદયમાં, મુખમાં ક્રમથી મૂળ મંત્રથી ન્યાસ કરવો. વળી મસ્તક, ભાલ (લલાટ), ઉદર, ખભા અને હૃદયમાં તત્પુરુષાદિના ક્રમથી ન્યાસ કરવો અને અંતમાં આ મંત્રથી વ્યાપક ન્યાસ કરવો. પછી અનંતરૂપ, જ્યોતિર્લિંગ, અમૃતાત્મા, ચાતુર્મૂર્તિવપુ, છાયાભાસિત અંગવાળા શંભુને નમસ્કાર કરવા. તે પછી ન્યાસયુક્ત શરીરવાળા સાધકે પાર્વતીપતિ શંકરનું ધ્યાન કરવું. રૌપ્ય પર્વતની કાન્તિ જેવી કાન્તિવાળા; સુંદર ચંદ્ર જેવા કુંડળવાળા; રત્નોનાં આભૂષણોથી ઉજ્જ્વળ અંગવાળા; પરશ્વધ, વર, અભીતિને હાથમાં ધારણ કરનારા, મંગલમય મુખવાળા, પદ્માસનમાં સ્થિત થયેલા; દેવસમૂહોથી સ્તુતિ અને વંદન કરાતા, વ્યાઘ્રચર્મ પરિધાન કરેલા, વિશ્વાદ્ય અને વિશ્વરૂપ; ત્રણ નેત્ર અને પાંચ મુખવાળા, સર્વ પ્રકારના ભયનું હરણ કરનારા શિવનું ચિંતન કરવું. શૈવ માર્ગથી દીક્ષિત થયેલા સાધકે ચોવીસ લાખ મંત્રનો જપ કરવો અને તેટલી જ સંખ્યાથી શુભ પાયસની આહુતિ આપી હોમ કરવો. તે પછી સાધકને અભીષ્ટ સિદ્ધિ આપનારો મંત્ર સિદ્ધ થાય છે.

પછી સાધકે વામા, જ્યેષ્ઠા, રૌદ્રી, કાલી, કલપદા, વિકારિણી, આહવયા, બલાઘા અને વિકરિણી—આ વામાદિ નવ શક્તિઓના પીઠસ્થાન ઉપર દેવનું પૂજન કરવું. બલપ્રમથની, સર્વભૂતદમની, મનોન્મની,—આ શૈવપીઠની શક્તિઓ કહી છે.

'ૐ નમો ભગવતે સકલગુણાત્મશક્તિભક્તાયાનંતાય યોગપીઠાત્મને નમઃ'—આ મંત્રથી ગિરિજાપતિને આસન આપવું. પછી સંકલ્પ કરીને મૂલમંત્રથી આવાહન કરીને શિવનું પૂજન કરવું. શુદ્ધ સ્ફટિક જેવી ઈશ, ઈશાન અને દિગ્ગજની મૂર્તિઓનું કર્ણિકામાં પૂજન કરવું. પીત,

અંજન, શ્વેત અને રક્તવર્ણના પ્રધાન દેવના આયુધ જેવા આયુધ ધારણ કરનારા તત્પુરુષ આદિ ચાર મુખવાળાઓની મૂર્તિઓની દિશાઓમાં પૂજા કરવી. તેજોરૂપ નિવૃત્તિ આદિ કળાઓની ક્રમથી ખૂણાઓમાં પૂજા કરવી. પછી વિઘ્નેશ અને પન્નગો–સર્પોની પૂજા કરવી. પછી અનંતની શિવોત્તમની, એક નેત્ર, એક રુદ્ર, ત્રિમૂર્તિ, શ્રીકંઠની અને શિખંડીની પૂજા કરવી. તેઓ અનુક્રમે રક્ત, પીત, શુભ્ર, આરક્ત કૃષ્ણરક્ત, અંજન અને અસિત (કૃષ્ણ) વર્ણના છે. એમના મુકુટસ્થાને બાલ ઇન્દુ (બીજનો ચંદ્રમા) શોભી રહ્યો છે; પદ્માસને વિરાજમાન થયેલા છે; આભૂષણોથી યુક્ત છે. ત્રણ નેત્રવાળા છે; શૂલ, વસ્ત્ર, અસ્ત્ર અને ચાપ(ધનુષ)ને હાથમાં ધારણ કરેલા; મનોરમ દેવોનું ઉત્તરમાં પૂજન કરવું. પછી રુદ્ર, ચંડેશ્વર, નંદી, મહાકાલ, ગણેશ, વૃષભ, ભૃંગિ, રિટિ અને સ્કંદ–પદ્માસન માંડી બેઠેલા છે; સ્વર્ણ, તોય, અરુણ, શ્યામ, મુક્તા, ઇન્દુ, સિત અને પાટલ વર્ણના છે–એમનું પૂજન કરવું, તે પછી વજ્ર આદિ આયુધો સાથે ઇંદ્રાદિ લોકપાલોનું પૂજન કરવું, આ પ્રમાણે દેવનું પૂજન કરી નિત્ય એક હજાર મંત્રજપ કરનાર સાધક ઇચ્છા મુજબ લક્ષ્મી પ્રાપ્ત કરે છે. બે હજાર મંત્રજપ કરનાર રોગમાંથી મુક્ત થાય છે, આ વિષે સંશય નથી. ત્રણ હજાર મંત્ર જપ કરનાર દીર્ઘ આયુ પ્રાપ્ત કરે છે. દશ હજાર મંત્ર જપ કરનાર સાધકની સર્વ કામનાઓ પૂર્ણ થાય છે. ઘૃતયુક્ત શુદ્ધ તલથી આદરપૂર્વક એક લાખ આહુતિ આપીને હોમ કરવાથી ઉત્પન્ન થયેલા કલેશોનો નાશ થાય છે, એમાં સંશય નથી. સો લાખ મંત્ર જપ કરવાથી મનુષ્ય સાક્ષાત્ શિવ થઈ જાય છે.

પ્રણવ પછી શક્તિ(હ્રીં)થી રુદ્ધ થતાં (વચમાં આવતાં) આ મંત્ર આઠ અક્ષરનો થતો હોવાનું કહેવામાં આવેલ છે. એના ઋષિ અને છંદ અગાઉ કહેવાઈ ગયા છે, એના દેવતા ઉમાપતિ છે. સૌમ્ય મૂર્તિ ઈશનું ચિંતન કરવું. બંધૂક પુષ્પની કાંતિ જેવી કાંતિવાળા; ત્રણ નેત્રવાળા; શશિખંડ–ચંદ્રમાની દ્વિતીય કલાને ધારણ કરનારા; વિભુ–સર્વવ્યાપક; સ્મેરાસ્ય–સ્મિત મુખવાળા; પોતાના હાથોમાં શૂલ, કપાલ, વરદ અને અભયને ધારણ કરી રહેલા; સુંદર ભૂષાથી યુક્ત; ડાબી સાથળ પર અદ્રિકન્યા–પાર્વતીને સ્થિત કરી રહેલા અને ભુજાઓથી તેના દેહને આલિંગન આપતા ઈશનું ધ્યાન કરવું. પ્રસ્તુત મંત્રનો એક લાખવાર જપ કરવો અને આરગ્વધ–ગરમાળાની સમિધ મધયુક્ત કરી દશાંશ હોમ કરવો. પીઠસ્થાન ઉપર ગંધ–પુષ્પાદિથી ઉમાપતિનું પૂજન કરવું. ઊર્ધ્વ, પૂર્વ, દક્ષિણ, ઉત્તર અને પશ્ચિમ દિશાઓમાં અંગાવરણ સહિત પીઠની બહાર હૃલ્લેખા આદિનું વિધાનપૂર્વક પૂજન કરવું. પછી વૃષભ આદિનું અનુક્રમથી પૂજન કરવું. શૂલ, ટંક, અક્ષ, વલય અને કમંડલુથી શોભતા હાથવાળા, રક્તવર્ણ અને ત્રણ નયનવાળા ચંડેશનું પૂજન કરવું. ચંદ્ર, શંખ, અભય અને અભીષ્ટ કરવાળી; મરકતમણિના જેવી કાંતિવાળી; સુંદર અલંકાર ધારણ કરેલી, ત્રણ નેત્રવાળી; સૌમ્ય સ્વરૂપ ધરાવનારી દુર્ગાનું પૂજન કરવું.

ઘંટાને ધારણ કરનારા; બાર નેત્રવાળા; બાળસૂર્યની કાંતિ જેવી કાંતિવાળા; બાલસ્વરૂપ, પ્રિય એવા ષણ્મુખ–સ્કંદનું પૂજન કરવું. રત્નાલંકારોથી સુશોભિત; પરશ્વધ, વર, અભય અને ટંક નામના આયુધને ધારણ કરનારા; શ્યામ આકૃતિવાળા; સૌમ્ય સ્વરૂપ નંદીનું પૂજન કરવું. પાશ, અંકુશ, વર અને અભયને ધારણ કરનારા; કેસરના

જેવા વર્ણવાળા; મસ્તક ઉપર અર્ધચંદ્રને ધારણ કરી રહેલા વિઘ્નનાયકનું પૂજન કરવું. શ્યામ વર્ણવાળા; ડાબા હાથમાં લાલ કમળ જેવો જમણો હાથ મૂકેલો છે એવા; બે નેત્રવાળા; રક્તવસ્ત્ર પરિધાન કરેલા સેનાપતિનું અર્ચન કરવું. પછી બ્રાહ્મી આદિ અષ્ટ માતૃકાઓનું પૂજન કરવું. ઇંદ્રાદિ લોકપાલોનું પોતપોતાની તેમની દિશાઓમાં તેમનાં વજ્ર આદિ આયુધો સાથે પીઠસ્થાનની બહાર ક્રમ પ્રમાણે પૂજન કરવું. આ પ્રમાણે જે સાધક ઉમાના પતિ શંભુ દેવની ઉપાસના કરે છે, તે સર્વ લોકોના સૌભાગ્ય અને મંગલપ્રદ સ્થાનને પ્રાપ્ત થાય છે.

'હ્રૌં' આ મંત્ર સર્વશ્રેષ્ઠ છે અને એનો જપ કરવાથી સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. આં ઈં ઊં ૠં ઐં ઔં આ વર્ણોથી ષડંગન્યાસ કરવો. 'ૐ નમઃ શિવાય' આ મૂળ મંત્રના ઋષિ છંદ અને દેવતાઓ પ્રમાણે આ 'હ્રૌં' મંત્રના પણ એ જ ઋષિ વગેરે કહેવામાં આવ્યા છે. સાધકે અંગુષ્ઠાદિમાં ક્રમથી ઈશાન આદિ મૂર્તિઓનો ન્યાસ કરવો. જેમ કેઃ અંગુષ્ઠોમાં ઈશાનનો; તત્પુરુષનો તર્જનીઓમાં; અઘોરનો મધ્યમાઓમાં; વામદેવનો અનામિકાઓમાં અને સદ્યોજાતનો કનિષ્ઠિકાઓમાં ન્યાસ કરવો. પછી તે તે અંગુલીઓ વડે શિર, મુખ, હૃદય, ગુહ્ય અને પાદદેશ(પગ)માં ઉકાર આદિ હ્રસ્વ વર્ણોથી વિલોમ ન્યાસ અનુક્રમે કરવો. ઊર્ધ્વ દિશામાં, પૂર્વ, દક્ષિણ, ઉત્તર અને પશ્ચિમ દિશામાં રહેલાં મુખોમાં પણ એ જ રીતે ન્યાસ કરવો. પછી બન્ને સ્તનોમાં આડત્રીસ કળાઓનો સાધકે ન્યાસ કરવો. તે પછી અંગુષ્ઠથી કનિષ્ઠિકા સુધીની અંગુલીઓમાં તથા મસ્તક, મુખ, હૃદય, ગુહ્યસ્થાન અને પગમાં ઈશાન આદિ મંત્રોથી ન્યાસ કરવા. પછી અંગોમાં ન્યાસ કરવા. પાંચ વાર પ્રણવનો ઉચ્ચાર કરીને સર્વજ્ઞનો હૃદયમાં ન્યાસ કરવો. 'અમૃતે તેજોમાલિનિ તૃપ્તાય' બોલીને મસ્તકમાં, 'શિખિ' શિખાય પરતેઽનાદિબોધાય'-બોલીને શિખામાં; 'વજ્રિણે વજ્રહસ્તાય તનુચ્છદમ્'-બોલીને બાહુઓમાં; 'સૌં ખૌં હ્રૌં પરતો તાં ગુહ્યશક્તયે'-બોલીને નેત્રોમાં; 'શ્લીપશું હું ફટ્'-બોલી અસ્ત્રમાં ન્યાસ કરવો. આ પ્રમાણે ષડંગ ન્યાસ કરવા. તે પછી પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર અને ઊર્ધ્વ દિશાઓમાંનાં પાંચ મુખમાં ઈશાન આદિ પાંચ કલાઓનો ન્યાસ કરવો. 'ઈશાનઃ સર્વવિદ્યાનાં' બોલીને આ શશિની નામની પ્રથમા કલા છે તેનો ન્યાસ કરવો. 'ઈશ્વરઃ સર્વભૂતાનાં' બોલી મંગલા નામની બીજી કલાનો ન્યાસ કરવો. 'બ્રહ્માધિપતિઃ બ્રહ્મણોઽધિપતિઃ' બોલી બ્રહ્મેષ્ટદા ત્રીજી કલાનો ન્યાસ કરવો. શિવો મે અસ્તુ-'મરીચિ' ચોથી કલા છે અને 'સદાશિવે' બોલી અંશુમાલિની આ પાંચમી કલાનો પાંચમા મુખમાં ન્યાસ કરવો. તે પછી પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ અને ઉતરનાં મુખોમાં સાધકે ચાર કલાઓનો ન્યાસ કરવો. 'તત્પુરુષાય વિદ્મહે'-બોલીને આદિ કલા 'શાન્તિ'નો ન્યાસ કરવો; 'મહાદેવાય ધીમહિ'-બોલીને દ્વિતીયા કલા, 'વિદ્યા'નો ન્યાસ કરવો; 'તન્નો રુદ્રઃ'-બોલી 'પ્રતિષ્ઠા' નામની તૃતીયા કલાનો અને 'પ્રચોદયાત્' બોલીને 'નિવૃત્તિ' નામની ચોથી કલાનો ન્યાસ કરવો. આ બધા મંત્રોની આગળ 'પ્રણવ' અને અંતમાં 'નમઃ' પદ લગાડવું. હૃદયમાં, બંને ખભાઓમાં, નાભિમાં, બંને કુક્ષિઓમાં, પૃષ્ઠમાં, વક્ષઃસ્થલમાં અને ઉરઃસ્થલમાં સાધકે આઠ કલાઓનો ન્યાસ કરવો.

'અઘોરેભ્યઃ' બોલીને પ્રથમા કલાનો; 'અથ ઘોરેભ્યઃ' બોલી દ્વિતીયા 'મોહા' કલાનો; 'ઘોર' બોલીને 'ક્ષમા'નો 'ઘોરતરેભ્યઃ' બોલી 'નિદ્રા' કલાનો; 'સર્વેભ્યઃ

સર્વ'–બોલી 'વ્યાધિ'નો; 'શર્વેભ્યઃ'–બોલી 'મૃત્યુ'નો; 'નમસ્તે અસ્તુ'–બોલીને 'ક્ષુધા'નો; અને 'રુદ્રરૂપેભ્યઃ'–બોલીને 'તૃષા' નામની આઠમી કલાનો ન્યાસ કરવો.

ગુહ્યયુગ્મ, ઊરુયુગ્મ, બે જાનુ, બે જંઘા, નિતંબ, કટિ, બે પડખામાં, તેર વામ કલાદિ તેર કળાઓનો ન્યાસ કરવો: તે આ પ્રમાણે છે.:

'વામદેવાય નમો જ્યેષ્ઠાય નમઃ, શ્રેષ્ઠાય નમો રુદ્રાય નમઃ, કાલાય નમઃ કલવિકરણાય નમો બલવિકરણાય નમો બલાય નમો બલપ્રમથનાય નમઃ, સર્વભૂતદમનાય નમો મનોન્મનાય નમઃ' થી — વામકલા, રુજા, રક્ષા, કલકામા, સંયમની, બલક્રિયા, ઇષ્ટા, વૃદ્ધિ, સ્થિરા, રાત્રિ, ભ્રામણી, મોહિની, જ્વરા–આ કલાઓનો ન્યાસ કરવો.

બે પગ, બે હાથ, સ્તન, નાસિકા, મસ્તક, બે બાહુઓમાં 'સદ્યોજાત' મંત્રથી આઠ કલાઓનો ન્યાસ કરવો:– 'સદ્યોજાતં પ્રપદ્યામિ'–થી 'સિદ્ધિ' નામની પ્રથમા કલાનો; 'સદ્યોજાતાય વૈ નમઃ'–થી 'વૃદ્ધિ'; 'ભવે' બોલીને દ્યુતિ; 'અભવે' બોલીને લક્ષ્મી; 'નાતિભવે'થી મેધા; 'ભવસ્વ મામ્'થી પ્રાજ્ઞા; 'ભવ' થી પ્રભા અને 'ઉદ્‌ભવાય નમઃ' થી સુધા નામની આઠમી કલાનો ન્યાસ કરવો. સર્વ કલાઓની આદિમાં પ્રણવ અને 'કલા' પદને ચતુર્થી વિભક્તિ લગાડી અંતમાં 'નમઃ' પદ બોલવું. આ આડત્રીસ કલાઓ કહેવામાં આવી. આમાંની પ્રથમ પાંચ કલાઓ બ્રહ્મ-સ્થાનીય છે. દેહમાં આ પ્રમાણે ન્યાસ કરેલો સાધક સ્વયમ્ ગંગાધર સ્વરૂપ થાય છે.

આ વિધિપૂર્વક ન્યાસ કર્યા પછી સ્થિરચિત્ત થઈને સદાશિવનું આ પ્રમાણે ધ્યાન કરવું: સિત, પીત, અસિત, શ્વેત અને જપાપુષ્પની કાન્તિ જેવી કાન્તિયુક્ત પાંચ મુખવાળા; અક્ષ(સર્પ)ના આભૂષણવાળા અથવા રુદ્રાક્ષને તથા ચંદ્રરૂપી મુકુટને ધારણ કરનારા: કરોડો પૂર્ણચંદ્રની પ્રભા જેવી પ્રભાવાળા; શૂલ, ટંક, કૃપાણ, વજ્રાગ્નિ અને અહિપતિ–મોટા અને ભયંકર સર્પો, ઘંટા, પાશ, વર અને અભયને હાથો વડે ધારણ કરનારા ભગવાન શંકરનું ચિંતન કરીને પાંચ લાખ વાર મંત્રનો જપ કરવો. પછી મધમાં ઝબોળેલાં કરવીરનાં પુષ્પોથી દશાંશ હોમ કરવો. પ્રથમ-થી તૈયાર કરેલા પીઠસ્થાન ઉપર મૂર્તિમાં દેવત્વની ભાવના કરી તેનું પૂજન કરવું. તે મૂર્તિમાં મૂલમંત્રથી દેવનું આવાહન કરી આવરણો સાથે પૂજન કરવું.

શક્તિ, ડમરુ, અભય અને વરને હાથમાં ધારણ કરનારા; ત્રણ નેત્રવાળા, શુભ્રવર્ણ ઈશાનનું ઈશાન દિશામાં પૂજન કરવું.

પરશુ–એણ (મૃગ), વર અને અભયને ધારણ કરનારા, વિદ્યુતના જેવી કાંતિવાળા, ચાર મુખ અને ત્રણ નેત્રવાળા તત્પુરુષનું પૂર્વ દિશામાં પૂજન કરવું.

રુદ્રાક્ષની માળા, વેદ, પાશ, ઋષિ, ડમરુ, ખટ્વાંગ, ત્રિશૂલ અને કપાલને હાથોમાં ધારણ કરનારા, અંજન જેવા વર્ણવાળા, ચાર મુખવાળા, ભયાનક દાંતવાળા અને ભય ઉપજાવનારા, ત્રણ નેત્રવાળા અઘોરનું દક્ષિણ દિશામાં પૂજન કરવું.

હરિણ, અક્ષ, ગુણ, અભય અને વરને હાથમાં ધારણ કરનારા, ચાર મુખ અને ત્રણ નેત્રવાળા, બાલ ઇંદુરૂપ મુકુટને મસ્તક ઉપર ધારણ કરનારા, કેસરના જેવા વર્ણવાળા વામદેવનું પશ્ચિમ દિશામાં પૂજન કરવું.

વર, અભય, અક્ષ, વલય અને કુઠારને હાથોમાં ધારણ કરનારા; કપૂરના જેવા વર્ણવાળા, સ્મિતયુક્ત મુખવાળા; સૌમ્ય-સ્વરૂપ, ત્રણ નેત્રવાળા, વિલાસી સદ્યોજાતનું ઉત્તર દિશામાં પૂજન કરવું.

નિવૃત્તિ આદિ તેજોરૂપ કલાઓનું ક્રમશઃ

ખૂણાઓમાં પૂજન કરવું, ઉમા, વિઘ્નેશ્વરો અને અનંતોનું કમળપત્રો પર તેમની ચારે બાજુ સ્થાપન કરી પૂજન કરવું.

પીઠસ્થાનની બહાર શક્ર આદિ લોકપાલોનું તેમનાં આયુધો સહિત પૂજન કરવું, આ પ્રમાણે દેવોના ઈશની પરમ ભક્તિપૂર્વક પૂજા કરી મનોહર સ્તોત્રોથી, નૃત્ય અને ગીત આદિથી સાધકે ભગવાન શંકરને પ્રસન્ન કરવા.

તાર–પ્રણવ (ૐ), માયા (હ્રીં), વિયત્ (હ), બિંદુ (અનુસ્વાર), મનુસ્વર-(ઔ)થી સમન્વિત અર્થાત્ ૐ હ્રીં હૌં પંચાક્ષરથી યુક્ત થતાં 'ૐ હ્રીં હૌં નમઃ શિવાય'–આ આઠ અક્ષરનો મંત્ર થયો. પંચાક્ષર મંત્ર સમાન અંગન્યાસાદિ કરવા.

સિંદૂરના જેવા વર્ણવાળા, મસ્તક ઉપર ચંદ્રને ધારણ કરનારા, રત્નજડિત મુકુટથી શોભતા; દિવ્ય ભૂષા અને અંગરાગ–સુગંધી પદાર્થોના લેપથી યુક્ત; નાગને યજ્ઞોપવીતરૂપે ધારણ કરનારા; ડાબી સાથળ ઉપર બેસાડેલી પ્રિયાના સ્તન ઉપર મૂકેલા હાથવાળા; વેદ, ટંક, ઇષ્ટ, અભયને ધારણ કરનારા સર્વના ઈશ્વર ભગવાન શિવનું ધ્યાન કરવું.

પ્રસ્તુત મંત્રનો આઠ લાખ વાર જપ કરવો. આઠ હજાર આહુતિ ઘૃતયુક્ત પાયસની આપીને હોમ કરવો. પીઠસ્થાન ઉપર મૂળ મંત્રથી મૂર્તિની ભાવના કરીને સ્થાપન કરવું. અંગાવરણ પ્રથમ કર્યા પછી અનંત આદિ અને ઉમા આદિથી ત્રીજું આવરણ કરવું. તે પછી લોકનાયકોથી ચતુર્થ અને તેમના આયુધોથી પંચમ આવરણ પૂજન કરવું, આ પ્રમાણે શ્રેષ્ઠ સાધકે દેવનું પ્રતિદિન પૂજન કરવું. પરિણામે પુત્ર–પૌત્રાદિ સુધી ચાંગરનારી લક્ષ્મીને પ્રાપ્ત કરીને તે આનંદ પામે છે.

'ૐ હૌં જૂં સઃ' આ અક્ષરાત્મા મૃત્યુંજયાત્મક મંત્ર કહેવામાં આવેલ છે.

આના ઋષિ કહોલ છે, આદિ દેવી ગાયત્રી આ મંત્રનો છંદ છે; અને મૃત્યુંજય મહાદેવ આના દેવતા છે. મંત્રથી ષડંગન્યાસ કરવો ને પછી ભગવાન શંકરનું ધ્યાન કરવું.

ચંદ્ર, સૂર્ય અને અગ્નિરૂપી નેત્રવાળા; સ્મિત વેરતા મુખવાળા; બે પગવાળા; મુદ્રા, પાશ, બાણ, અક્ષ અને સૂત્રથી શોભતા હાથવાળા; ચંદ્રની કાંતિ જેવી કાંતિવાળા; ભાલપ્રદેશમાં ઇન્દુથી સુશોભિત પીયૂષ પાન કરનારા; વિશાળ અંગવાળા; હાર વગેરેથી અલંકૃત એવા વિશ્વવિમોહન ભગવાનનું ચિંતન કરવું.

મંત્રનો ત્રણ લાખ વાર જપ કરવો અને દશાંશનો શુદ્ધ દૂધ અને ઘીમાં ઝબોળેલા ગળોના કટકાઓથી હોમ કરવો.

મૂર્તિમાં દેવની ભાવના કરી શૈવપીઠ સ્થાન પર તેની સ્થાપના કરી મૂળ મંત્રથી તેનું આવાહન કરવું. અંગાવરણ પૂજા કર્યા પછી પીઠસ્થાનની બહાર લોકપાલોનું તેમનાં અસ્ત્રો સહિત તેમની દિશામાં શ્રેષ્ઠ સાધકે પૂજન કરવું. જપ–પૂજા આદિથી સિદ્ધ થયેલા મંત્ર દ્વારા શાસ્ત્રમાં કહેલા પ્રયોગો અભીષ્ટની સિદ્ધિ માટે કરવા. ગાયના દૂધમાં પલાળેલી આંમ્રવૃક્ષની સમિધ વડે પ્રતિદિન આદરપૂર્વક હોમ કરવાથી એક હજાર મહિના સુધી આયુ, ધન અને પુત્રોની પ્રાપ્તિ થાય છે. શાલપર્ણી, વડ, મોરવેલ, દૂધ, ઘી, દહીં અને ચિત્રા–આ સાત દ્રવ્યો વડે સાત વારે અનુક્રમે એક હજાર આહુતિ આપી હોમ કરવો. પ્રતિદિન સાત વત્તા સાત વત્તા સાત–આ ક્રમથી સાત સાત વધારતા રહી દ્વિજ–બ્રાહ્મણોને મિષ્ટાન્નનું ભોજન કરાવવું. ઋત્વિજોને દક્ષિણામાં અરુણ વર્ણવાળી ગાય આપવી અને ગુરુને દેવબુદ્ધિથી ધન વગેરે આપીને સંતુષ્ટ

કરવા.' આ વિધિ પ્રમાણે પ્રયોગ કરનારો સાધક કૃત્યા, શત્રુદ્રોહ અને જ્વરાદિ ઉપદ્રવોથી મુક્ત થઈને યથાર્થ રીતે સો શરદઋતુ સુધી દીર્ઘકાળ પર્યંત જીવે છે. પોતાના ઉપર કરવામાં આવેલા અભિચાર પ્રયોગમાં, જ્વરમાં, સ્તંભમાં, ભયંકર ઉન્માદમાં, શિરોવ્યાધિમાં, અસાધ્ય રોગમાં, વિષપીડામાં, ભ્રમ-દાહ અને મહા ભયમાં આ હોમ શાંતિ આપનાર અને સર્વ પ્રકારના અભયને પ્રદાન કરનાર હોવાનું કહેવામાં આવ્યું છે. આ દ્રવ્યોથી યથાવિધિ હોમ કરવો અને શ્રોત્રિય બ્રાહ્મણોને મધુર ભોજન કરાવવાં. આ પ્રમાણે કરનાર સાધક દીર્ઘ આયુ અને મનવાંચ્છિત ધન પ્રાપ્ત કરે છે.

ડાહ્યા માણસે પ્રતિદિન દૂર્વા વડે અગિયાર આહુતિનો હોમ કરવો. આ પ્રયોગ અપમૃત્યુને જીતનાર અને આયુ તથા આરોગ્યને વૃદ્ધિ આપનારો હોવાનું કહેવામાં આવ્યું છે. આમ્રવૃક્ષ, શાલવૃક્ષ, ગાંભારી તથા બકુલની સમિધાઓ વડે કરવામાં આવેલા હોમથી મૃત્યુ અને સર્વ પ્રકારના રોગોનો નાશ થાય છે. સિદ્ધાર્થ-રાઈથી કરવામાં આવેલા હોમથી ભયંકર જ્વરોનો નાશ થાય છે. અપામાર્ગ-અંઘેડા-વડે કરવામાં આવેલા હોમથી સર્વ પ્રકારના વ્યાધિઓ નાશ પામે છે.

પ્રથમ 'દક્ષિણામૂર્તયે' પદ બોલવું. પછી 'તુભ્યં' પદ બોલવું; તે પછી 'વટમૂલ' આ પદ બોલવું; તદનંતર 'નિવાસિને' બોલવું; તે પછી 'ધ્યાનૈકનિરતાંગાય' બોલીને 'નમઃ' પદ બોલવું અને અંતમાં 'રુદ્રાય શંભવે' બોલવું. મંત્રના આદિમાં 'ૐ હ્રીં ક્લીં શ્રીં' બોલવું. આ છત્રીસ અક્ષરનો મંત્ર કહેવામાં આવ્યો તે હવે આ પ્રમાણે થયો :

'ૐ હ્રીં ક્લીં શ્રીં દક્ષિણામૂર્તયે તુભ્યં વટમૂલનિવાસિને । ધ્યાનૈકનિરતાંગાય નમો રુદ્રાય શંભવે ॥'

આ છત્રીસ અક્ષરનો મંત્ર સર્વ કામનાઓ પૂર્ણ કરનારો અને અભીષ્ટ ફળને આપનારો છે.

આ મંત્રના મુનિ શુક છે; છંદ અનુષ્ટુપ છે; દક્ષિણામૂર્તિ નામના શંભુ આના દેવતા છે.

છ વત્તા છ વત્તા આઠ મળી વીસ વહ્નિવર્ણ (રકાર)ના આદિમાં તારપ્રણવ ૐકાર અને શક્તિ(હ્રીં આદિ વર્ણો)થી યુક્ત ઉપરનો મંત્ર બોલીને હૃદય આદિ અંગો-મસ્તક, કપાલ, નેત્ર, કાન, ગંડયુગ્મ, નસકોરાં, મુખ, બાહુમૂલ, ગળું, સ્તન, હૃદય, નાભિપ્રદેશ, કટિ, ગુહ્ય પ્રદેશ અને પગની સંધિમાં ન્યાસ કરવો. તે પછી તાર અને શક્તિ વર્ણોથી દેહમાં વ્યાપક ન્યાસ કરવો.

સિદ્ધો અને કિન્નરોથી સેવાયેલા હિમાચલના રમણીય પ્રદેશમાં વિવિધ પ્રકારનાં દ્રુમની શાખાઓથી સર્વ બાજુઓથી સૂર્યના તડકાનો અવરોધ થયેલો છે, એવા સારી રીતે પુષ્પિત થયેલી લતાઓના જાળથી વીંટળાયેલા પુષ્પના વેલાઓ અને વલ્લરીઓથી આચ્છાદિત શિલાના વિવરમાંથી નીકળતા પાણીના ઝરાની પાસે શીતલ પવન વહી રહ્યો છે. દેવાંગનાઓનો સમૂહ ગાયન ગાઈ રહેલ છે. કદમ્બવૃક્ષ ઉપર મોર નૃત્ય કરી રહ્યા છે. કોયલવૃન્દ કૂજન કરતું હોવાથી સર્વ દિશાઓ તેમના આરવને લીધે ગૂંજી ઊઠી છે. મૃગોથી સેવાયેલા આ પ્રદેશનાં પ્રાણીઓએ પરસ્પર માત્સર્યાદિ મનોવિકારોનો ત્યાગ કર્યો છે. જળમાં અને સ્થળમાં થનારાં સુગંધી પુષ્પોથી અલંકૃત એ સ્થળ પુષ્પોની સુગંધથી મઘમઘી રહ્યું છે. શુક વગેરે મુનિઓએ વારંવાર ત્યાં સુખપૂર્વક નિવાસ કર્યો છે. પુરંદરના નેજા નીચે દેવો અને દેવાંગનાઓ વગેરેએ જ્યાં આશ્રય મેળવ્યો છે એવું એક મહાન વટવૃક્ષ પદ્મરાગ મણિના જેવાં

ફળોથી સભર થયેલું છે. ગરુડની પાંખ જેવાં વિશાળ પાંદડાંઓથી સઘન હોવાને લીધે શોભાયમાન છે; તેમ જ નવરત્નમય અલંકારરૂપ વડવાઈઓનો વિકાસ થવાથી સંસારતાપનો વિચ્છેદ કરવામાં કુશળ એવી અદ્ભુત છાયા આપનારા તે વટવૃક્ષના મૂળ પાસે સારી પેઠે રચવામાં આવેલા શુભ સિંહાસન ઉપર વિરાજમાન થયેલા; કૃષ્ણ-સર્પના આભૂષણવાળા; શરદપૂર્ણિમાના ચંદ્ર જેવા મુખવાળા; કૈલાસ પર્વતની કાન્તિ જેવી શુભ્ર કાન્તિવાળા; ત્રણ નેત્રવાળા; જટાજૂટમાં અંકિત ચંદ્રથી શોભતા નાસિકાના અગ્રભાગને જોવામાં લીન થયેલા; વીરાસન ધારણ કરેલા; ભદ્રારક દેશના મૃગના મસ્તક જેવા જાનુ-ઢીંચણ ઉપર કરપલ્લવને સ્થિરતાપૂર્વક સ્થિત કરેલા; કટિમાં ભુજંગોની મેખલાને ધારણ કરનારા; પ્રસન્ન ચિત્તવાળા હરનું-શંકરનું સ્મરણ કરીને ધ્યાન કરવું. આ પ્રમાણે ધ્યાન કર્યા પછી પ્રસ્તુત મંત્રનો એક લાખ વીસ હજાર વાર જપ કરવો. દૂધથી યુક્ત શુદ્ધ તલથી દશાંશ હોમ કરવો. પીઠસ્થાન ઉપર પંચાક્ષર મંત્રથી વિધાનપૂર્વક દેવનું પૂજન કરવું. ભિક્ષા માગી લાવીને આણેલા અન્નનો આહાર કરી જિતેન્દ્રિય થઈને એક માસ પર્યંત આ મંત્રનો જપ કરવો. આ મંત્રનો પ્રતિદિન ચારહજાર વાર જપ કરવાથી સાધક શ્રેષ્ઠ વાક્‌સિદ્ધિ પ્રાપ્ત કરે છે.

ત્રણ વાર આ મંત્ર ભણીને અભિમંત્રિત કરેલું જળ પીને દક્ષિણામૂર્તિ ભગવાન શંકરનું સારી પેઠે ધ્યાન કરવાથી સાધક શાસ્ત્રોને વિશિષ્ટ પ્રકારથી સમજવામાં અને સમજાવવામાં સમર્થ થાય છે. અર્થાત્ શાસ્ત્રોમાં વ્યુત્પન્ન થઈને તેમનો મર્મજ્ઞ થાય છે.

પ્રથમ પ્રણવ (ૐકાર) બોલીને પછી હૃદય (નમઃ) પદ બોલવું. તે પછી 'ભગવતે' બોલવું, તે પછી દક્ષિણમૂર્તિ પદને 'ઙે' (ચતુર્થી) વિભક્તિ લગાડીને 'દક્ષિણામૂર્તયે' પદ બોલવું. પછી 'મહ્યં મેધાં પ્રયચ્છ' બોલી અંત 'ઠ' (સ્વાહા) બોલીને મંત્ર પૂરો કરવો.

આ મંત્રનું સ્વરૂપ હવે આ પ્રમાણે થયું- 'ૐ નમો ભગવતે દક્ષિણામૂર્તયે મહ્યં મેધાં પ્રયચ્છ સ્વાહા'-

આ મંત્ર બાવીસ અક્ષરોનો છે. આનો મુનિ ચતુર્મુખ છે. છંદ ગાયત્રી છે; દેવતા મહેશ્વર છે. તારરુદ્ધ અર્થાત્ ૐકારના વ્યવધાન સાથે છ દીર્ઘસ્વર-આં ઈં ઊં ઋં ઐં ઔં-થી અથવા મંત્રનાં પદોથી ષડંગ ન્યાસ કરવો. ધ્યાન વગેરે ઉપર જણાવ્યા પ્રમાણે કરવું.

નીલકંઠનો મંત્ર બે પ્રકારનાં વિષને હરણ કરનારો છે. 'હર હર સ્વાહા'-આ પદ હૃદય મંત્ર છે; 'કપર્દિને પદયુગં'-આ શિરોમંત્ર છે; 'નીલકંઠાય સ્વાહા'-આ શિખામંત્ર છે; 'કાલકૂટ' પદના અંતમાં 'વિષભક્ષણ' પદને 'ઙે' વિભક્તિ લગાડીને 'હું ફટ્' સાથે બોલવું. આ પદ-'કાલકૂટ વિષભક્ષણાય હું ફટ્'-આ પ્રમાણે કવચને ઉદ્દેશીને કહેવામાં આવ્યું. 'નીલકંઠિને સ્વાહા'-આ અસ્ત્ર થયું, આ પ્રમાણે આ મંત્રનાં પાંચ અંગો જણાવવામાં આવ્યાં.

હજારો બાળસૂર્યોની કાન્તિ જેવી કાન્તિવાળા; જટાજૂટથી શોભતા; સર્પોનાં આભૂષણવાળા; રુદ્રાક્ષ, શૂલ, બ્રહ્મકપાલ અને ખટ્વાંગ ધારણ કરનારા; ત્રણ નેત્રવાળા હર-શંકરનું ધ્યાન કરવું. મંત્રનો ત્રણ લાખ વાર જપ કરવો અને ઘી સાથે હવિષ્યાન્નનો સિદ્ધ કરેલા પૂજિત અગ્નિમાં દશાંશ હોમ કરવો.

શૈવ પીઠસ્થાન ઉપર એકાગ્રચિત્તથી મૃત્યુંજય વિધાન પ્રમાણે બે પ્રકારનાં વિષ-

નાં વિનાશ માટે ભગવાન નીલકંઠનું પૂજન કરવું.

'રક્ષાર્થ્ય'–આ ચિંતામણિ મંત્ર સર્વ સમૃદ્ધિને આપનારો છે.

આ મંત્રના ઋષિ કશ્યપ છે; છંદ અનુષ્ટુપ છે; જગતના પતિ અર્ધનારીશ્વર આના દેવતા છે. રેફાદિ છ વ્યંજનોથી ષડંગન્યાસ કરવા. પછી ધ્યાન કરવું. ત્રણ નેત્રવાળા; નીલમણિની કાન્તિ જેવી કાન્તિવાળા; શૂલ, પાશ, કપાલ, લાલ કમળને હાથમાં ધારણ કરનારા; સુંદર ભૂષણોવાળાં; બાલઈન્દુના મુકુટને ધારણ કરનારા; અર્ધનારીશ્વરનું ચિંતન કરવું.

મંત્રનો એક લાખ વાર જપ કરવો. મૃધમાં મિશ્ર કરેલા તલથી ત્રણસો આહુતિ આપી હોમ કરવો. શૈવ પીઠસ્થાન ઉપર અંગાવરણ પૂજન વૃષા આદિ માતૃકાઓ સહિત કરવું. તે પછી લોકપાલોનું તેમનાં આયુધો સહિત તેમની દિશાઓમાં પૂજન કરવું. રોગની શાંતિ માટે 'પ્રસાદાય સ્વાહા' આ મંત્રનો દશ હજાર વાર જપ કરવો. વિષબાધા અને રોગનો નાશ કરનારા અમૃતનો સ્રાવ કરનારા ચંદ્રના બિંબને મસ્તક પર ધારણ કરનારા ભગવાન શંકરનું ધ્યાન કરવું. એમના સ્મરણમાત્રથી ભૂતપીડાનો શીઘ્ર નાશ થાય છે. અંગોમાં થતી પીડા પણ એ ભૂતનાથ શંકરના સ્મરણથી અવશ્ય નાશ પામે છે.

'ૐ નમોરુદ્રાય નમોરુદ્રાય ખડ્ગરાવણ વિહર વિહર નરીનૃત્ય નરીનૃત્ય શ્મશાનભસ્માચિતાશરણ્યાય ઘંટાકપાલમાલાદિધરાય વ્યાઘ્રચર્મપરિધાનાય શશાङ्ककृतशેખરાય કૃષ્ણસર્પયજ્ઞોપવીતિને બલ બલ ચલ ચલ અનિવર્તકપાલિને હન હન ભૂતાન્ ત્રાસય ત્રાસય મંડલમધ્યે કટ કટ રુદ્રાંકુશેન શમય શમય પ્રવેશય પ્રવેશય આવેશય આવેશય ચંડાસિ ધારાપતિ રુદ્રોઽયં જ્ઞાપયતિ સ્વાહા ભૂતાધિપતયે સ્વાહા સ્વાહા'–

આ ખડ્ગરાવણ મંત્ર એકસો સિત્તેર અક્ષરોનો કહેવામાં આવ્યો છે. આને પૂજમંત્ર કહ્યો છે. આ સિદ્ધમંત્રનો વીસહજાર વાર જપ કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે, ભૂતાદિ વશ થાય છે.

'ૐ હ્રીં સ્ફુર સ્ફુર પ્રસ્ફુર પ્રસ્ફુર ઘાતય ઘાતય હું ફટ્–' આ અઘોરાસ્ત્ર મહામંત્ર છે. આ મંત્રના અઘોર મુનિ છે; ત્રિવૃત્ છંદ છે; અઘોર રુદ્ર દેવતા આના નાયક છે.

હૃદય, શિર, શિખા, કવચ, નેત્ર અને અસ્ત્ર, આદિ ષડંગન્યાસ કરવો. પછી ફરીથી મસ્તક, મુખ, નેત્ર, કંઠ, હૃદય, નાભિ, ઊરુ, જાનુ, જંઘા અને પગમાં પ્રસ્તુત મંત્રથી ન્યાસ કરવો.

શ્યામ વર્ણવાળા; ત્રિનેત્ર; સર્પોનાં આભૂષણવાળા; રક્તવસ્ત્ર પરિધાન કરેલા ભસ્મવિલેપિત શરીરવાળા; અનેક પ્રકારનાં શસ્ત્રોને ધારણ કરનારા; એવા અઘોર નામના સદાશિવનું ધ્યાન કરવું. ભૂત, વૈતાલ આદિને વશ કરવામાં આ મંત્ર સમર્થ છે.

'ૐ હ્રીં પશુપતયે નમઃ' આ પાશુપતાસ્ત્ર મંત્ર ક્ષુદ્રરોગો અને ગ્રહપીડાનું નિવારણ કરનાર છે.

આ મંત્રથી ષડંગન્યાસ કરવો. પછી ધ્યાન કરવું. મધ્યાહ્નસૂર્યની કાન્તિ જેવી કાન્તિવાળા; ભયંકર, ત્રણ નેત્રવાળા; સર્પનાં આભૂષણોવાળા; નાના પ્રકારનાં શસ્ત્રોને ધારણ કરનારા; ચાર મુખવાળા હરનું સ્મરણ કરવું. મંત્રનો એક લાખ વાર જપ કરવો અને સિદ્ધ કરેલા અગ્નિમાં ગાયના ઘીથી દશાંશ હોમ કરવો. શૈવપીઠ ઉપર અંગાવરણ પૂજન તથા માતૃકાઓનું પૂજન તથા પોતપોતાની દિશાઓમાં લોકપાલોનું તેમનાં આયુધો સહિત પૂજન કરવું.

આ મંત્રથી અભિમંત્રિત કરેલું જળ ભૂતબાધાથી પીડાતા માણસના મુખમાં નાખવામાં આવે તો મંત્રના પ્રભાવથી તે માણસ તેમની અસરમાંથી શીઘ્ર મુક્ત થાય છે.

આ મંત્રથી બાણોને અભિમંત્રિત કરીને જે માણસ યુદ્ધમાં છોડે છે, તે સર્વ શત્રુઓને પાર્થની જેમ ક્ષણભરમાં જીતી લે છે.

'ૐ ક્ષં ક્ષેત્રપાલાય નમઃ' આ ક્ષેત્રપાલનો મંત્ર છે. છ દીર્ઘસ્વરોથી ષડંગ ન્યાસ કરી તેમનું ધ્યાન કરવું.

નીલપર્વતની કાન્તિ સમાન કાન્તિવાળા; દિશાઓરૂપી વસ્ત્રવાળા; સર્પનાં ભૂષણવાળા; ત્રણ નેત્રવાળા; પિંગવર્ણના ઊભા કેશવાળા; હાથમાં કપાલ અને ગદાને ધારણ કરનારા; ક્ષેત્રપાલરૂપ ભગવાન શંકરનું સ્મરણ કરવું.

મંત્રનો એક લાખ વાર જપ કરવો. પછી ઘૃતયુક્ત ચરુથી દશાંશ હોમ કરવો. પછી પીઠસ્થાન ઉપર અંગ સહિત આવરણપૂજા કરવી. સમસ્ત પરિવારને બલિ આપવો. તેનો મંત્ર આ પ્રમાણે છે: 'એહિ એહિ વિદ્વિષં પુરુષં પુરુષં ભંજય ભંજય નર્તય નર્તય વિઘ્નં વિઘ્નં મહાભૈરવ ક્ષેત્રપાલ બલિં ગૃહ્ણ ગૃહ્ણ સ્વાહા–'

સર્વ કામનાઓના ઇષ્ટફળને આપનારો આ બલિ મંત્ર કહેવામાં આવ્યો. વિધિ પ્રમાણે સાધકે બે પિંડ બનાવી ક્ષેત્રેશનું સ્મરણ કરી તેના હાથમાં બલિ આપવો. બલિ મળવાથી પ્રસન્ન થયેલા ક્ષેત્રપાલ કાંતિ, મેધા, બળ, આરોગ્ય, તેજ, પુષ્ટિ, યશ અને લક્ષ્મી આપે છે.

'ૐ બટુકાય ઉદ્ધારણં કુરુ કુરુ બટુકાય હ્રીં ક્લીં શ્રીં સ્વાહા'–આ બટુકનો મંત્ર છે. મંત્રથી અંગન્યાસ કરી ધ્યાન કરવું.

સ્ફટિકના જેવી કાંતિવાળા; ચંચળ અને સુશોભિત મુખવાળા; દિવ્ય અલંકારોથી દીપ્તિમાન અંગવાળા; ત્રણ નેત્રવાળા; દંડ અને ત્રિશૂલને ધારણ કરનારા; પ્રસન્ન ચિત્તવાળા; ભક્તોને અભય આપનારા બાલસ્વરૂપ બટુકનું ભક્તિપૂર્વક સ્મરણ કરવું. આ મંત્રનો ચાર લાખવાર જપ કરવો: હવિષ્યાન્નનું ભક્ષણ કરી જિતેંદ્રિય થઈ રહેવું. મધમાં મિશ્ર કરેલા તલથી દશાંશ હોમ કરવો.

સુંદર પીઠસ્થાન ઉપર એક કમળ આલેખવું. એ કમળમાં ષટ્કોણની અંદર આલેખેલા ત્રિકોણમાં વળી એક કમળ આલેખવું, તેમાં બટુકની અંગ સહિત આવરણપૂજા કરવી, પછી તેને બલિ આપવો. મંત્ર આ પ્રમાણે છે :

'શત્રુપક્ષસ્ય રુધિરં પિશિતં ચ દિને દિને,
ભક્ષયસ્વ ગણૈઃ સાર્ધં સારમેયસમન્વિતઃ'

–કૂતરાની સાથે ગણો સહિત શત્રુ પક્ષના રુધિર અને માંસનું તમે પ્રતિદિન ભક્ષણ કરો.

આ બલિ આપવાનો મંત્ર છે.

શત્રુના નામથી ચીરી નાખવામાં આવેલા આ બલિ દ્વારા પુષ્ટ થયેલા ક્રુદ્ધ બટુક શત્રુના સૈન્યને છિન્નભિન્ન કરી નાખીને તેમનું માંસ ગણોમાં વહેંચી આપે.

અંકુશ (ચ), વહ્નિશિખર (રેફ) લાન્ત (વ), દાન્ત (ન) અને અંતમાં 'ફટ્'–આ પ્રમાણે 'ચર્વન ફટ્'–આ ચંડમંત્ર છે. આના ત્રિત મુનિ છે, અનુષ્ટુપ છંદ છે; ચંડેશ દેવતા છે.

હૃદયને દીપ્ત ફટ્, શિરને જ્વલ ફટ્, શિખાને જ્વાલિની ફટ્, કવચને વહ ફટ્, નેત્રને હલ ફટ્ અને સર્વ જ્વાલિનીને અસ્ત્ર ફટ્ કહેવામાં આવેલ છે. આ પ્રમાણે ષડંગન્યાસ કરીને દેવનું ચિંતન કરવું.

રક્ત શરીરવાળા; ત્રણ નેત્રવાળા; રક્ત વસ્ત્ર પરિધાન કરનારા; ત્રિશૂલ, અક્ષ, માલા, ટંક, કમંડલુને ધારણ કરનારા ચંડેશ્વરનું

ધ્યાન કરવું. ચાર લાખવાર મંત્રનો જપ કરવો. ઘી–ખાંડ અને મધયુક્ત તલ અને ચોખાનો દશાંશ હોમ કરવો. પીઠસ્થાન ઉપર મૂળ મંત્રથી મૂર્તિમાં દેવની ભાવના કરી–'ક્રૂમેંશ ચંડેશ્વરાય નમઃ'–મંત્રથી ચંડેશનું પૂજન કરવું, અંગોની આવરણ સહિત પૂજા કરવી. માતૃકાઓની પૂજા તથા લોકપાલોની તેમનાં આયુધો સહિત તેમની દિશાઓમાં અનુક્રમે પૂજા કરવી. શૈવ મંત્રોમાં નિષ્ણાત સાધકે ચંડેશ્વરના મંત્રનો જપ કરવો, જેથી તે આ લોક અને પરલોકમાં સર્વ કામનાઓની સિદ્ધિને પ્રાપ્ત કરી આનંદ પામે છે.

હે નારદ! હવે માહેશ્વરની દિવ્ય સ્તુતિ કહું છું, જે ભણવાથી સર્વ મંત્રો સિદ્ધ થાય છે :

धराम्ब्वग्निमरुद्व्योममखेशेन्द्वर्कमूर्तये ।
सर्वभूतान्तरस्थाय शंकराय नमो नमः ॥
श्रुत्यंतकृतवासाय श्रुतये श्रुतजन्मने ।
अतीन्द्रियाय महसे शाश्वताय नमो नमः ॥
स्थूलसूक्ष्मविभागाभ्यामनिर्देश्याय शंभवे ।
भवाय भवसंभूतदुःखहन्त्रे नमो नमः ॥
तर्कमार्गातिदूराय तपसां फलदायिने ।
चतुर्वर्गवदान्याय सर्वज्ञाय नमो नमः ॥
आदिमध्यान्तशून्याय निरस्ताशेषभीतये ।
योगिध्येयाय महते निर्गुणाय नमो नमः ॥
विश्वात्मने विविक्ताय विलसच्चन्द्रमौलये ।
कंदर्पदर्पनाशाय कालहन्त्रे नमो नमः ॥
विषाशनाय विहरद्वृषस्कंधमुपेयुषे ।
सरिद्दामसमाबद्धकपर्दाय नमो नमः ॥
शुद्धाय शुद्धभावाय शुद्धानामन्तरात्मने ।
पुरान्तकाय पूर्णाय पुण्यनाम्ने नमो नमः ॥
भक्ताय निजभक्तानां भुक्तिमुक्तिप्रदायिने ।
विवाससे निवासाय विश्वेषां पतये नमः ॥
त्रिमूर्तिमूलभूताय त्रिनेत्राय त्रिशूलिने ।
त्रिधाम्ने धामरूपाय जन्मदाय नमो नमः ॥
देवासुरशिरोरत्नकिरीटारुणितांघ्रये ।
कान्ताय निजकान्तायै दत्तार्द्धाय नमो नमः ॥
एतत्स्तोत्रं महेशस्य प्रोक्तं सर्वाघनाशनम् ।
शिवसान्निध्यदं विप्र सर्वतन्त्रप्रकाशकम् ॥

(ના. પુ. ૨૧૯-૨૩૦)

પૃથ્વી, જલ, તેજ, વાયુ અને આકાશાદિ પંચતત્ત્વરૂપ, વિષ્ણુ, ચંદ્ર અને સૂર્યના મૂર્તિમંતરૂપ, સર્વ પ્રાણીઓના અંતરમાં નિવાસ કરનારા ભગવાન શંકરને વારંવાર નમસ્કાર છે

ઉપનિષદોના સારરૂપ; સાક્ષાત્ વેદસ્વરૂપ; શ્રુતિને જન્મ આપનાર શબ્દાદિ વિષયોથી રહિત હોવાને લીધે ભગવાન શંકર ઇંદ્રિયોના વિષય નથી, તેથી અતીન્દ્રિય; ઇંદ્રિયોથી પર હોવાથી તેમના દ્વારા જાણી ન શકાય તેવા; તેજસ્વી, શાશ્વત અર્થાત્ સર્વકાલમાં નિરંતર સ્થિતિ કરનાર દેવને વારંવાર નમસ્કાર છે.

સ્થૂલ અને સૂક્ષ્મ વિભાગોથી અનિર્દેશ્ય અર્થાત્ વર્ણન ન કરી શકાય તેવા, સંસારજન્ય દુઃખોનો નાશ કરનારા ભવ–શંભુને વારંવાર નમસ્કાર છે.

તર્કમાર્ગથી અતિ દૂર અર્થાત્ જેમના વિષે સંદેહ ન થઈ શકે તેથી અતર્કનીય, તપ કરનારાઓને ઇષ્ટ ફળ આપનાર, ચતુર્વર્ગ–ધર્માદિ પુરુષાર્થચતુષ્ટયમાં સિદ્ધિ આપનાર સર્વજ્ઞ દેવને વારંવાર નમસ્કાર છે.

આદિ, મધ્ય અને અંતથી રહિત, સર્વ ભીતિઓનું ખંડન કરનારા અર્થાત્ સર્વ પ્રકારના ભયને મટાડનારા; યોગીઓના ધ્યેયરૂપ–ધ્યાન કરવા યોગ્ય, ત્રણે ગુણોથી રહિત એવા નિર્ગુણ મહાદેવને વારંવાર નમસ્કાર છે.

વિશ્વના આત્મારૂપ, પૂજ્ય, મસ્તક ઉપર ચંદ્રથી શોભતા, કંદર્પ–કામદેવના દર્પ–

અભિમાનનો નાશ કરનારા, કાળનું હનન કરનારા દેવને વારંવાર નમસ્કાર છે.

વિષનું ભક્ષણુ કરનારા, વૃષના સ્કંધ પર વિહાર કરનારા, ગંગાના પ્રવાહથી યુક્ત જટાજૂટવાળા એવા ભગવાન શંકરને વારંવાર નમસ્કાર છે.

શુદ્ધ સ્વરૂપને, શુદ્ધ ભાવવાળા અને શુદ્ધ પુરુષોના અંતરાત્મા, પુર નામના દૈત્યના અંતક-કાળરૂપ એવા પુરાન્તક, પૂર્ણરૂપ, પવિત્ર નામવાળા ભગવાન પુરાન્તકને વારંવાર નમસ્કાર છે.

પોતાના ભક્તોના ભક્તને, ભુક્તિ અને મુક્તિને આપનારા, 'દિશાઓરૂપી વસ્ત્રને ધારણુ કરીને રહેનારા દિગંબર એવા સર્વના પતિ વિશ્વેશને વારંવાર નમસ્કાર છે.

ત્રિમૂર્તિના આદિરૂપ મહેશ, ત્રણુ નેત્રવાળા, ત્રિશૂલને ધારણુ કરનારા, ત્રણુ ધામ-સ્વર્ગ, મૃત્યુ અને પાતાળમાં નિવાસ કરતા હોવાથી ત્રિધામા અર્થાત્ સર્વવ્યાપક, ધામરૂપ-સર્વ પ્રાણીઓના આશ્રયરૂપ અને સર્જક એવા મહાદેવને વારંવાર નમસ્કાર છે.

દેવો અને અસુરોના મસ્તક પરના રત્નજડિત મુકુટો વડે અંઘ્રિ અર્થાત્ ચરણુમાં પ્રણામ કરાથાને લીધે જેમનાં અંઘ્રિ અરુણુ (લાલ) થઈ ગયાં છે તે અરુણિતાંઘ્રિ મહાદેવ; જેમણે પોતાની કાન્તા ઉમાને પોતાનો અર્ધો દેહ આપી દીધો છે એવા ઉમાકાન્તને વારંવાર નમસ્કાર છે.

સર્વ પાપોનો નાશ કરનારું મહેશનું આ સ્તોત્ર કહેવામાં આવ્યું. હે વિપ્ર! આ સ્તોત્ર સર્વ તંત્રોને પ્રકાશિત કરનારું તથા શિવનું સાન્નિધ્ય આપનારું છે.

લોકોની અભિલાષાની પૂર્તિ કરવા માટેની ક્રિયા અને સાધનોની સાથે સુસંગત; સર્વ દેવોના સ્વરૂપની યથાર્થ માહિતી આપનાર આ સુંદર મહાતંત્ર તમને કહ્યું.

હે દ્વિજ! સામાન્ય રીતે આ તંત્રમાં જે મંત્રો કહેવામાં આવ્યા છે તે સિદ્ધિ આપનારા તથા લોકોનો ઉપકાર કરનારા છે એમ જાણુવું. શ્રેષ્ઠતમ એવા જે વૈષ્ણુવ મંત્રો ચાર પ્રકારના પુરુષાર્થ સિદ્ધ કરવા માટે આ તંત્રમાં કહેવામાં આવ્યા છે તે જ ખાસ કરીને સાધનીય છે.

રામના મંત્રો, કૃષ્ણુના મંત્રો અને સર્વ અંગો સહિત કહેવામાં આવેલા રાધાના મંત્રો, દેવીના, દેવતાઓના, ગણેશના તથા શિવના જે મંત્રો કહેવામાં આવ્યા છે તે સર્વ કલ્યાણુકારી મંત્રો છે. આત્મજ્ઞાન થવા માટે મુક્તિફળને આપનારા એ મંત્રોમાંના પોતાને ઇષ્ટ જણુાય તેમની સાધકે ઉપાસના કરવી.

હે મુને! દેવતાઓની ભક્તિપૂર્વક આરાધના કરવા માટે તમે જે કંઈ પૂછ્યું તે સર્વ મેં તમને કહ્યું; હવે તમે બીજું શું સાંભળવા ઇચ્છો છો? ૧-૨૩૫

एतत्ते सर्वमाख्यातं यत्त्वयाभ्यर्थितं मुने ।
देवताराधनं भक्त्या किं भूयः श्रोतुमिच्छसि ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણુમાં પૂર્વભાગમાં તૃતીય પાદમાં 'મહેશમંત્રકથન' નામનો ૯૧ મો અધ્યાય સંપૂર્ણ

## તૃતીય પાદ સમાપ્ત

## અધ્યાય ૯૨: બ્રહ્મપુરાણના ઇતિહાસનું કથન

सूत उवाच

एतच्छ्रुत्वा नारदस्तु कुमारस्य वचो मुदा ।

पुनरव्याह सुप्रीतो जिज्ञासुः श्रेय उत्तमम् ॥ १ ॥

સૂત બોલ્યા: સનત્કુમારનું આ કલ્યાણકારી ઉત્તમ વચન હર્ષપૂર્વક સાંભળીને જિજ્ઞાસુ નારદ પ્રસન્ન થયા અને ફરીથી તેમને કહેવા લાગ્યા.

નારદ બોલ્યા: હે મહાભાગ! સર્વ તંત્રોમાં અતિ ઉત્તમ, સર્વ લોકોને ઉપકારક મહાતંત્ર તમે કહી સંભળાવ્યું એ ઘણું સારું કર્યું. હવે હું પુરાણ કથા સાંભળવા ચાહું છું. હે મુને! જે જે પુરાણમાં જે જે આખ્યાનક છે તે સર્વ તમે મને કહો, કારણ કે તમે સર્વજ્ઞ મનાયા છો.

સૂત બોલ્યા: હે વિપ્રો! કુમાર પુરાણકથન સંબંધી નારદનો કલ્યાણકારી સુંદર પ્રશ્ન સાંભળીને કહેવા લાગ્યા.

સનત્કુમાર બોલ્યા: હે વિપ્ર! નાના પ્રકારનાં શાસ્ત્રોમાં નિર્દિષ્ટ કરાયેલ અનેક પ્રકારની કથાઓથી યુક્ત બહુ વિસ્તારવાળું અદ્ભુત પુરાણ આખ્યાનક સનાતન મુનિના જેવું બીજું કોઈ જાણતું નથી. તેથી તમે અનેક શાસ્ત્રોના જ્ઞાતા તે શ્રેષ્ઠ જ્ઞાની ઋષિને આ સંબંધમાં પૂછો.

નારદ બોલ્યા: હે બ્રહ્મન્! આપ પુરાણવેત્તાઓમાં શ્રેષ્ઠ અને જ્ઞાન વિજ્ઞાનમાં તત્પર છો, તેથી મને પુરાણોના વિભાગનો પૂર્ણરૂપથી પરિચય કરાવો, જેનું શ્રવણ કરવામાં આવ્યાથી સર્વ કંઈ સાંભળી લેવાય છે અને જેનું જ્ઞાન થયા પછી સર્વ કંઈ જાણવામાં આવી જાય છે. પુરાણોના સ્વાધ્યાયથી વર્ણો અને આશ્રમોના આચારધર્મનો સાક્ષાત્કાર થઈ જાય છે.

હે પ્રભો! પુરાણો કેટલાં છે અને તેમના શ્લોકોની સંખ્યા કેટલી છે? તે પુરાણોમાં કયાં કયાં આખ્યાનો કહેવામાં આવ્યાં છે, આ બધું આપ મને જણાવો. ચારે વર્ણો સાથે સંબંધ રાખનારી નાના પ્રકારનાં વ્રત આદિની કથાઓ પણ કહો. સૃષ્ટિક્રમથી વિભિન્ન વંશોમાં ઉત્પન્ન થયેલા સત્પુરુષોની જીવનકથાઓ પણ સારી પેઠે કહી સંભળાવો; કારણ કે હે ભગવન્! આપના કરતાં વધારે બીજું કોઈ પૌરાણિક ઉપાખ્યાનોનો જાણકાર નથી; તેથી આ સર્વ સંદેહોનું નિવારણ કરનારાં પુરાણોનું આપ વર્ણન કરો.

સૂત બોલ્યા: બ્રાહ્મણો! તે પછી નારદજીનું વચન સાંભળીને વક્તાઓમાં શ્રેષ્ઠ સનાતન મુનિ ક્ષણભર ભગવાન નારાયણનું ધ્યાન કરીને બોલ્યા.

સનાતન બોલ્યા: હે મુનિશ્રેષ્ઠ! તમને વારંવાર ધન્ય છે. પુરાણોનું ઉપાખ્યાન જાણવા માટે તમને જે નિષ્ઠાયુક્ત બુદ્ધિ પ્રાપ્ત થઈ છે, તે સર્વ લોકોનો ઉપકાર કરનારી છે. પૂર્વકાળમાં બ્રહ્માએ પુત્રસ્નેહથી પ્રેરાઈને મરીચિ આદિ ઋષિઓને આ વિષયમાં જે કંઈ કહ્યું હતું, તેનું જ હું તમારી આગળ વર્ણન કરું છું.

એક સમયે બ્રહ્માના પુત્ર મરીચિએ પોતાના પિતા લોકસ્રષ્ટા બ્રહ્મા પાસે જઈને તેમને ભક્તિપૂર્વક પ્રણામ કર્યા. બીજાઓને માન આપનાર હે મુનીશ્વર! પ્રણામ કર્યા પછી તેમણે પણ નિર્મલ પૌરાણિક ઉપાખ્યાનના વિષયમાં તમે પૂછો છો એ જ પ્રશ્ન કર્યો હતો.

મરીચિ બોલ્યા: ભગવન્! દેવદેવેશ્વર! આપ સર્વ લોકોની ઉત્પત્તિ અને લયના

કારણ છો; સર્વજ્ઞ, સર્વનું કલ્યાણ કરનારા તથા સર્વના સાક્ષી છો. આપને નમસ્કાર છે. પિતાજી! મને પુરાણોનાં બીજ, લક્ષણ, પ્રમાણ, વક્તા અને શ્રોતા વિષે કહી સંભળાવો. હું તે બધું સાંભળવા માટે ઉત્સુક છું.

બ્રહ્મા બોલ્યા : વત્સ! સાંભળો. હું પુરાણોનો સંગ્રહ કહું છું, જે જાણી લીધા પછી ચર અને અચર સહિત સંપૂર્ણ વાઙ્મયનું જ્ઞાન થઈ જાય છે. હે માનદ! સર્વ કલ્પોમાં એક જ પુરાણ હતું. જેનો વિસ્તાર સો કરોડ શ્લોકોમાં હતો. તેને ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું-ચારે પુરુષાર્થનું બીજ-કારણ માનવામાં આવેલ છે.

સર્વ શાસ્ત્રોની પ્રવૃત્તિ પુરાણથી જ થઈ છે, તેથી સમયાનુસાર લોકમાં પુરાણોનું ગ્રહણ થતું ન હોવાનું જોઈને પરમ બુદ્ધિમાન ભગવાન વિષ્ણુ પ્રત્યેક યુગમાં વ્યાસરૂપથી પ્રકટ થાય છે. તેઓ પ્રત્યેક દ્વાપરમાં ચાર લાખ શ્લોકોના પુરાણનો સંગ્રહ કરીને તેના અઢાર વિભાગ કરીને ભૂલોકમાં તેમનો જ પ્રચાર કરે છે. આજે પણ દેવલોકમાં સો કરોડ શ્લોકોનું વિસ્તૃત પુરાણ વિદ્યમાન છે. તેના જ સાર ભાગનું ચાર લાખ શ્લોકો દ્વારા વર્ણન કરવામાં આવે છે.

બ્રહ્મપુરાણ, પદ્મપુરાણ, વિષ્ણુપુરાણ, વાયુપુરાણ, ભાગવતપુરાણ, નારદપુરાણ, માર્કંડેયપુરાણ, અગ્નિપુરાણ, ભવિષ્યપુરાણ, બ્રહ્મવૈવર્તપુરાણ, લિંગપુરાણ, વારાહપુરાણ, સ્કંદપુરાણ, વામનપુરાણ, કૂર્મપુરાણ, મત્સ્યપુરાણ, ગરુડપુરાણ તથા બ્રહ્માંડપુરાણ-આ અઢાર પુરાણ છે. હવે સૂત્રરૂપે અર્થાત્ સંક્ષેપમાં એકએકનું કથાનક તથા તેના વક્તા અને શ્રોતાનાં નામ કહું છું, તે એકાગ્ર ચિત્ત થઈ સાંભળો.

વેદવેત્તા મહાત્મા વ્યાસે સર્વ લોકોના હિત માટે પ્રથમ બ્રહ્મપુરાણનું સંકલન કર્યું. તે સર્વ પુરાણોમાં પ્રથમ અને ધર્મ, અર્થ, કામ અને મોક્ષને આપનારું છે. તેમાં નાના પ્રકારનાં આખ્યાન ઇતિહાસ છે. તેની શ્લોકસંખ્યા દસ હજાર જણાવવામાં આવી છે. હે મુનીશ્વર! તેમાં દેવતાઓ, અસુરો અને દક્ષ આદિ પ્રજાપતિઓની ઉત્પત્તિ કહેવામાં આવી છે. તે પછી તેમાં લોકેશ્વર ભગવાન સૂર્યના પુણ્યમય વંશનું વર્ણન કરવામાં આવ્યું છે. તે મહાપાતકોનો નાશ કરનારું છે. તે જ વંશમાં ભગવાન શ્રીરામચંદ્રજીના અવતારની કથા કહેવામાં આવી છે. તદનન્તર તે પુરાણમાં ચંદ્રવંશનું વર્ણન આવે છે અને જગદીશ્વર શ્રીકૃષ્ણના પાપનાશક ચરિત્રનું પણ વર્ણન કરવામાં આવ્યું છે. સંપૂર્ણ દ્વીપ, સમસ્ત વર્ષો તથા પાતાલ અને સ્વર્ગલોકનું વર્ણન પણ તે પુરાણમાં જોવામાં આવે છે. નરકોનું વર્ણન, સૂર્યદેવની સ્તુતિ અને કથા તથા પાર્વતીજીના જન્મ તથા વિવાહનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. તે પછી દક્ષ પ્રજાપતિની કથા અને એક આમ્રક્ષેત્રનું વર્ણન કરેલું છે.

હે નારદ! આ પ્રમાણે આ બ્રહ્મપુરાણના પૂર્વભાગનું નિરૂપણ કરવામાં આવ્યું છે. એના ઉત્તર ભાગમાં પુરુષોત્તમક્ષેત્રની તીર્થયાત્રાનું વિધિપૂર્વક વિસ્તારસહિત વર્ણન કરવામાં આવ્યું છે. આમાં જ શ્રીકૃષ્ણચરિત્રનો વિશદ રીતે ઉલ્લેખ થયેલો છે. યમલોકનું વર્ણન તથા પિતૃઓના શ્રાદ્ધની વિધિ કહી છે. આ ઉત્તર ભાગમાં જ વર્ણો અને આશ્રમોના ધર્મોનું વિસ્તારપૂર્વક નિરૂપણ કરવામાં આવ્યું છે. વૈષ્ણવધર્મોનું પ્રતિપાદન, યુગોનું નિરૂપણ તથા પ્રલયનું પણ વર્ણન કર્યું છે. યોગોનું નિરૂપણ, સાંખ્યસિદ્ધાંતોનું પ્રતિપાદન, બ્રહ્મવાદનું દિગ્દર્શન તથા પુરાણની પ્રશંસા આદિ વિષયો આવે છે.

આ પ્રમાણે બે ભાગોથી યુક્ત બ્રહ્મપુરાણનું વર્ણન કરવામાં આવ્યું છે. એ સર્વ પાપોનો નાશ કરનારું અને સર્વ

પ્રકારનાં સુખોને આપનારું છે.

એમાં શુક અને શૌનકનો સંવાદ છે. આ પુરાણ ભોગ અને મોક્ષ આપનારું છે. જે માણસ આ પુરાણ લખીને વૈશાખ માસની પૂર્ણિમાએ અન્ન, વસ્ત્ર અને આભૂષણો દ્વારા પૌરાણિક બ્રાહ્મણની પૂજા કરીને તેને સુવર્ણ અને દૂધ આપતી ધેનુ સહિત આ લખેલા પુરાણનું ભક્તિપૂર્વક દાન કરે છે, તે ચંદ્રમા, સૂર્ય અને તારાગણની હયાતી સુધી બ્રહ્મલોકમાં વાસ કરે છે.

બ્રહ્મન્! જે બ્રહ્મપુરાણની આ અનુક્રમણિકા( વિષયસૂચી )નો પાઠ અથવા શ્રવણ કરે છે તે પણ સમસ્ત પુરાણના પાઠ અને શ્રવણનું ફળ પ્રાપ્ત કરી લે છે. જે પોતાની ઇંદ્રિયોને વશમાં રાખીને હવિષ્યાન્નનું ભોજન કરતો રહીને નિયમપૂર્વક સમગ્ર બ્રહ્મપુરાણનું શ્રવણ કરે છે, તે બ્રહ્મપદને પ્રાપ્ત થાય છે. વત્સ! આ વિષયમાં અધિક કહેવાથી શો લાભ! આ પુરાણના કીર્તનથી મનુષ્ય જે કંઈ ઇચ્છે તે સર્વ પામે છે. ૧–૪૮

किमत्र बहुनोक्तेन यद्यदिच्छति मानवः ।
तत्सर्वं लभते वत्स पुराणस्यास्य कीर्तनात् ॥४८॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં ચતુર્થપાદમાં 'બ્રહ્મપુરાણના ઇતિહાસનું કથન' નામનો ૯૨ મો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૯૩ : પદ્મપુરાણની અનુક્રમણિકાનું વર્ણન

ब्रह्मोवाच

शृणु पुत्र प्रवक्ष्यामि पुराणं पद्मसंज्ञकम् ।
महत्पुण्यप्रदं नृणां शृण्वतां पठतां मुदा ॥ १ ॥

બ્રહ્મા બોલ્યા : હે પુત્ર! સાંભળો. હવે હું પદ્મપુરાણનું વર્ણન કરું છું. જે માણસો પ્રસન્નતાપૂર્વક આનો પાઠ કરે છે અને આનું શ્રવણ કરે છે, તેમને આ મહાપુણ્ય આપે છે.

જેવી રીતે સંપૂર્ણ દેહધારી મનુષ્ય પાંચ જ્ઞાનેન્દ્રિયોથી યુક્ત હોવાનું જણાવવામાં આવે છે, તેવી જ રીતે આ પાપનાશક પદ્મપુરાણ પાંચ ખંડોથી યુક્ત હોવાનું કહ્યું છે.

બ્રહ્મન્! એમાં મહર્ષિ પુલસ્ત્યે ભીષ્મને સૃષ્ટિ આદિના ક્રમથી નાના પ્રકારનાં ઉપાખ્યાન અને ઇતિહાસ આદિની સાથે વિસ્તારપૂર્વક ધર્મનો ઉપદેશ કર્યો છે. એમાં પુષ્કરતીર્થનું માહાત્મ્ય વિસ્તારપૂર્વક કહેવામાં આવેલ છે. બ્રહ્મયજ્ઞનો વિધિ; વેદપાઠ આદિનાં લક્ષણ; નાના પ્રકારનાં દાન અને વ્રતોનું પૃથક્ પૃથક્ નિરૂપણ; પાર્વતીનો વિવાહ; તારકાસુરનું વિસ્તૃત ઉપાખ્યાન તથા ગાય આદિનું માહાત્મ્ય છે. એ સર્વ પુણ્યને આપનારું છે. એમાં કાલકેય આદિ દૈત્યોના વધની પૃથક્ પૃથક્ કથા આપવામાં આવી છે તથા હે દ્વિજશ્રેષ્ઠ! ગ્રહોનાં પૂજન અને દાનનો વિધિ પણ એમાં જણાવવામાં આવ્યો છે. તે મહાત્મા શ્રીવ્યાસ દ્વારા કહેવામાં આવેલો 'સૃષ્ટિખંડ' છે.

મા–બાપ આદિના પૂજ્યભાવના વિષયમાં શિવશર્માની પ્રાચીન કથા; સુવ્રતની કથા; વૃત્રાસુરના વધની કથા; પૃથુ, વેન અને સુનીથાની કથા; સુકલાનું ઉપાખ્યાન; ધર્મનું આખ્યાન; નહુષની કથા; પિતાની સેવાના વિષયમાં ઉપાખ્યાન; યયાતિ ચરિત્ર; ગુરુતીર્થનું નિરૂપણ; રાજા અને જૈમિનિના સંવાદમાં અત્યંત આશ્ચર્યમય કથા; અશોકસુંદરીની કથા; હુંડદૈત્યનો વધ; કામોદાની કથા; વિહુંડદૈત્યનો વધ; મહાત્મા ચ્યવનની સાથે કુંજલનો સંવાદ; તે પછી સિદ્ધોપાખ્યાન અને આ ખંડના ફળનો વિચાર–આ સર્વ વિષયો જેમાં કહેવામાં આવ્યા હોય, તે સૂત–શૌનક સંવાદરૂપ ગ્રંથને 'ભૂમિખંડ' કહેવામાં આવ્યો છે.

જેમાં સૌતિ તથા મહર્ષિઓના સંવાદરૂપથી બ્રહ્માંડની ઉત્પત્તિ બતાવવામાં આવી છે; પૃથ્વી સહિત સંપૂર્ણ લોકોની સ્થિતિ

અને તીર્થોનું વર્ણન કરવામાં આવ્યું છે. તદનન્તર જેમાં નર્મદાજીની ઉત્પત્તિ કથા અને તેમનાં તીર્થોનું પૃથક્ પૃથક્ વર્ણન છે, જેમાં કુરુક્ષેત્ર આદિ તીર્થોની પુણ્યમય કથા કહેવામાં આવી છે; કાલિન્દીની પુણ્ય-કથા; કાશીમાહાત્મ્યનું વર્ણન; તથા ગયા અને પ્રયાગના પવિત્ર માહાત્મ્યનું વર્ણન છે; વર્ણ અને આશ્રમને અનુકૂળ કર્મયોગનું નિરૂપણ; પુણ્ય કર્મની કથા સાથે વ્યાસ-જૈમિનિ સંવાદ; સમુદ્રમંથનની કથા; વ્રત સંબંધી ઉપાખ્યાન; તે પછી કાર્તિકના અન્તિમ પાંચ દિન( ભીષ્મ પંચક )નું માહાત્મ્ય તથા સર્વઅપરાધનિવારકસ્તોત્ર-આ સર્વ વિષયો જેમાં આવે છે, તેને 'સ્વર્ગખંડ' કહ્યો છે. બ્રહ્મન્! આ સર્વ પાતકોનો નાશ કરનાર છે.

રામાશ્વમેધના પ્રસંગમાં પ્રથમ રામનો રાજ્યાભિષેક; અગસ્ત્ય આદિ મહર્ષિઓનું આગમન; પુલસ્ત્ય વંશનું વર્ણન; અશ્વમેધ-નો ઉપદેશ; અશ્વમેધના અશ્વનું પૃથ્વી પર વિચરણ; અનેક રાજાઓની પવિત્ર કથા; જગન્નાથજીના મહિમાનું નિરૂપણ; વૃંદાવનનું સર્વ પાપોનો નાશ કરનારું માહાત્મ્ય; કૃષ્ણાવતારધારી શ્રીહરિની નિત્ય લીલાઓ-નું કથન; વૈશાખ સ્નાનનો મહિમા; સ્નાન, દાન અને પૂજનનું ફળ; ભૂમિ-વારાહ સંવાદ; યમ અને બ્રાહ્મણની કથા; રાજ-દૂતોનો સંવાદ; શ્રીકૃષ્ણસ્તોત્રનું નિરૂપણ; શિવ-શંભુ સમાગમ; દધીચિની કથા; ભસ્મનું અનુપમ માહાત્મ્ય; ઉત્તમ શિવમાહાત્મ્ય; દેવરાત સુતોપાખ્યાન; પુરાણવેત્તાની પ્રશંસા; ગૌતમનું ઉપાખ્યાન અને શિવગીતા તથા કલ્પાન્તરમાં ભરદ્વાજ આશ્રમમાં શ્રીરામ-કથા આદિ વિષયો 'પાતાલખંડ'ની અંત-ર્ગત છે. જે માણસો સદા આનું શ્રવણ અને આનો પાઠ કરે છે, તેમનાં સર્વ પાપોનો નાશ કરીને, આ તેમને સર્વ અભીષ્ટ ફળ પ્રાપ્ત કરી આપે છે.

પાંચમા ખંડમાં પ્રથમ ભગવાન શિવ દ્વારા ગૌરી દેવીના પ્રતિ કહેવામાં આવેલું પર્વતાખ્યાન છે. તે પછી જાલંધરની કથા; શ્રીશૈલ આદિના માહાત્મ્યનું કીર્તન અને રાજા સગરની પવિત્ર કથા છે. તે પછી ગંગા, પ્રયાગ કાશી અને ગયાનું અધિક પુણ્યદાયક માહાત્મ્ય કહેવામાં આવ્યું છે. પછી અન્નાદિ દાનનું માહાત્મ્ય અને મહાદ્વાદશી વ્રતનો ઉલ્લેખ છે. તે પછી ચોવીસ એકાદશીઓનું પૃથક્ પૃથક્ માહાત્મ્ય કહેવામાં આવ્યું છે. પછી વિષ્ણુ-ધર્મનું નિરૂપણ અને વિષ્ણુસહસ્રનામનું વર્ણન છે. તે પછી કાર્તિકવ્રતનું માહાત્મ્ય, માઘસ્નાનનું ફળ તથા જંબૂદ્વીપનાં તીર્થોના પાપનાશક મહિમાનું વર્ણન છે. તે પછી સાભ્રમતી( સાબરમતી )નું માહાત્મ્ય; નૃસિંહની ઉત્પત્તિની કથા; દેવશર્મા આદિનું ઉપાખ્યાન અને ગીતામાહાત્મ્યનું વર્ણન છે. તદનન્તર ભક્તિનું આખ્યાન; શ્રીમદ્ ભાગવતનું માહાત્મ્ય અને અનેક તીર્થોની કથાથી યુક્ત ઇંદ્રપ્રસ્થનો મહિમા છે. ત્યાર-બાદ મંત્રરત્નનું કથન; ત્રિપાદવિભૂતિનું વર્ણન તથા મત્સ્ય આદિ અવતારોની પવિત્ર અવતારકથા છે. ત્યાર પછી અષ્ટોત્તરશત દિવ્ય રામ-નામ અને તેના માહાત્મ્યનું વર્ણન છે.

હે વાડવ! તે પછી મહર્ષિ ભૃગુ દ્વારા ભગવાન વિષ્ણુના વૈભવની પરીક્ષાનો ઉલ્લેખ છે. આ પ્રમાણે આ પાંચમો 'ઉત્તરખંડ' કહેવામાં આવ્યો છે, જે સર્વ પ્રકારનાં પુણ્ય આપનારો છે. જે શ્રેષ્ઠ માનવ પાંચ ખંડોથી યુક્ત પદ્મપુરાણનું શ્રવણ કરે છે, તે આ લોકમાં મનવાંછિત ભોગોનો ઉપભોગ કરીને વૈષ્ણવ-ધામને પ્રાપ્ત કરે છે. આ પદ્મપુરાણ પંચા-વન હજાર શ્લોકોથી યુક્ત છે. હે માનદ! જે આ પુરાણ લખાવીને પુરાણજ્ઞ બ્રાહ્મણ-

નો સારી પેઠે સત્કાર કરીને જ્યેષ્ઠ માસની પૂર્ણિમાએ સ્વર્ણમય કમલ સાથે આ લખેલા પુરાણનું પુરાણવેત્તા બ્રાહ્મણને દાન કરે છે, તે સર્વ દેવતાઓથી વંદિત થઈને વૈષ્ણવ ધામને પ્રાપ્ત થાય છે. જે માણસ પદ્મપુરાણની આ અનુક્રમણિકાનો પાઠ તથા આનું શ્રવણ કરે છે, તે પણ સંપૂર્ણ પદ્મપુરાણના શ્રવણજનિત ફળને પ્રાપ્ત કરે છે.

पद्मानुक्रमणीमेतां यः पठेच्छृणुयात्तथा ।
सोऽपि पद्मपुराणस्य लभेच्छ्रवणजं फलम् ॥४०॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં ચતુર્થ પાદમાં ‘પદ્મપુરાણ અનુક્રમણિકાવર્ણન’ નામનો ૯૩ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૯૪ : વિષ્ણુપુરાણની અનુક્રમણીનું નિરૂપણ

ब्रह्मोवाच

शृणु वत्स प्रवक्ष्यामि पुराणं वैष्णवं महत् ।
त्रयोविंशतिसाहस्रं सर्वपातकनाशनम् ॥ १ ॥

બ્રહ્માજી બોલ્યા : વત્સ! સાંભળો. હવે હું વૈષ્ણવમહાપુરાણનું વર્ણન કરું છું. આની શ્લોક સંખ્યા તેવીસ હજાર છે. આ સર્વ પાતકોનો નાશ કરનારું છે.

આના પૂર્વ ભાગમાં શક્તિનંદન પરાશરે મૈત્રેયને છ અંશ સંભળાવ્યા છે. તેમાંના પ્રથમ અંશમાં આ પુરાણની અવતરણિકા આપવામાં આવી છે. આદિ કારણ સર્ગ; દેવતા આદિની ઉત્પત્તિ; સમુદ્રમંથનની કથા; દક્ષ આદિના વંશનું વર્ણન; ધ્રુવ તથા પૃથુનાં ચરિત્ર; પ્રાચેતસનું ઉપાખ્યાન; પ્રહ્‌લાદની કથા અને બ્રહ્મા દ્વારા દેવ, તિર્યક્, મનુષ્ય આદિ વર્ગોની મુખ્ય-મુખ્ય વ્યક્તિઓને પૃથક્ પૃથક્ રાજ્યાધિકાર અપાયાંનું વર્ણન–આ સર્વ વિષયોને પ્રથમ અંશ કહ્યો છે.

પ્રિયવ્રતના વંશનું વર્ણન; દ્વીપો અને વર્ષોનું વર્ણન; પાતાલ અને નરકોનું કથન; સાત સ્વર્ગોનું નિરૂપણ; પૃથક્ પૃથક્ લક્ષણોથી યુક્ત સૂર્ય આદિ ગ્રહોની ગતિનું પ્રતિપાદન; ભરતચરિત્ર; મુક્તિમાર્ગ–નિદર્શન; નિદાઘ તેમ જ ઋતુનો સંવાદ; આ સર્વ વિષયો દ્વિતીય અંશની અન્તર્ગત હોવાનું કહેવામાં આવ્યું છે.

મન્વંતરોનું વર્ણન; વેદવ્યાસનો અવતાર તથા તે પછી નરકથી ઉદ્ધાર કરનારું કર્મ કહેવામાં આવ્યું છે; સગર અને ઔર્વના સંવાદમાં સર્વ ધર્મોનું નિરૂપણ; શ્રાદ્ધકલ્પ તથા વર્ણાશ્રમ ધર્મ; સદાચાર નિરૂપણ તથા માયા–મોહની કથા–આ સર્વ વિષય ત્રીજા અંશમાં જણાવવામાં આવેલ છે. એ સર્વ પાપોનો નાશ કરનારું છે.

મુનિશ્રેષ્ઠ! સૂર્યવંશની પવિત્ર કથા; ચંદ્રવંશનું વર્ણન તથા નાના પ્રકારના રાજાઓનો વૃત્તાંત ચતુર્થ અંશમાં જણાવવામાં આવેલ છે.

શ્રીકૃષ્ણાવતારવિષયક પ્રશ્ન; ગોકુલની કથા; બાલ્યાવસ્થામાં શ્રીકૃષ્ણ દ્વારા પૂતના આદિનો વધ; કુમાર અવસ્થામાં અઘાસુર આદિનું હનન; કિશોર અવસ્થામાં તેમના દ્વારા કંસનો વધ; મથુરાપુરીની લીલા; તે પછી યુવાવસ્થામાં દ્વારકાની લીલાઓ; સમસ્ત દૈત્યોનો વધ; ભગવાનના પૃથક્ પૃથક્ વિવાહ; દ્વારકામાં રહીને યોગીશ્વરોના પણ ઈશ્વર જગન્નાથ શ્રીકૃષ્ણ દ્વારા શત્રુઓના વધ આદિની સાથે સાથે પૃથ્વીનો ભાર ઉતારવો અને અષ્ટાવક્રનું ઉપાખ્યાન–આ સર્વ વાતો પાંચમા અંશની અંતર્ગત છે.

કલિયુગનું ચરિત્ર; ચાર પ્રકારના મહાપ્રલય તથા કેશિધ્વજ દ્વારા ખાણ્ડિક્ય જનકને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ વગેરે વિષયોને છઠ્ઠો અંશ કહેવામાં આવ્યો છે.

આ પછી વિષ્ણુપુરાણના ઉત્તર ભાગનો પ્રારંભ થાય છે, જેમાં શૌનક આદિ દ્વારા આદરપૂર્વક પૂછવામાં આવ્યાથી સૂતજીએ સનાતન ‘વિષ્ણુધર્મોત્તર’ નામથી પ્રસિદ્ધ નાના પ્રકારના ધર્મોની કથાઓ કહી છે.

અનેક પ્રકારનાં પુણ્યવ્રત, યમ–નિયમ, ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, વેદાંત; જ્યોતિષ, વંશવર્ણનનાં પ્રકરણ; સ્તોત્ર, મંત્ર તથા સર્વ લોકોનો ઉપકાર કરનારી નાના પ્રકારની વિદ્યાઓ સંભળાવી છે. આ વિષ્ણુપુરાણ છે. આમાં સર્વ શાસ્ત્રોના સિદ્ધાંતોનો સંગ્રહ થયો છે. આમાં વેદવ્યાસે વારાહકલ્પનો વૃત્તાંત કહ્યો છે. જે માણસો ભક્તિ અને આદર સાથે વિષ્ણુપુરાણ વાંચે છે અને સાંભળે છે, તેઓ અહીં મનોવાંછિત ભોગ ભોગવીને વિષ્ણુલોકમાં જાય છે.

જે આ પુરાણ લખાવીને અથવા જાતે લખીને આષાઢ માસની પૂર્ણિમાએ ઘી સાથે ધેનુનું પુરાણના અર્થને જાણનાર વિષ્ણુભક્ત બ્રાહ્મણને દાન કરે છે, તે સૂર્ય સમાન તેજસ્વી વિમાન દ્વારા વૈકુંઠ ધામમાં જાય છે.

બ્રહ્મન્! જે માણસ વિષ્ણુપુરાણની આ વિષયાનુક્રમણિકા કહી સંભળાવે છે કે સાંભળે છે, તે સમગ્ર પુરાણના પઠન તેમ જ શ્રવણનું ફળ પામે છે. ૧–૨૪

यश्च विष्णुपुराणस्य समनुक्रमणीं द्विज ।
कथयेच्छृणुयाद्वापि स पुराणफलं लभेत् ॥२४॥

ઇતિ શ્રી નારદમહાપુરાણમાં પૂર્વભાગમાં ચતુર્થ પાદમાં 'વિષ્ણુપુરાણની અનુક્રમણીનું નિરૂપણ' નામનો ૯૪મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૯૫ : વાયુપુરાણનો પરિચય

ब्रह्मोवाच

शृणु विप्र प्रवक्ष्यामि पुराणं वायवीयकम् ।
यस्मिञ्छ्रुते लभेद्धाम रुद्रस्य परमात्मनः ॥१॥

બ્રહ્મા બોલ્યા : હે બ્રહ્મન્! સાંભળો; હવે હું વાયુપુરાણનું લક્ષણ કહું છું, જેનું શ્રવણ કરવાથી પરમાત્મા ભગવાન શિવનું ધામ પ્રાપ્ત થાય છે.

આ પુરાણ ચોવીસ હજાર શ્લોકોનું જણાવવામાં આવ્યું છે. જેમાં વાયુદેવે શ્વેતકલ્પના પ્રસંગથી ધર્મોનો ઉપદેશ કર્યો છે; તેને વાયુપુરાણ કહેવામાં આવ્યું છે. તે પૂર્વ અને ઉત્તર બે ભાગોથી યુક્ત છે.

બ્રહ્મન્! એમાં સર્ગ આદિનું લક્ષણ વિસ્તારપૂર્વક જણાવવામાં આવ્યું છે. એમાં ભિન્ન ભિન્ન મન્વન્તરોમાં થઈ ગયેલા રાજાઓના વંશનું વર્ણન છે અને એમાં ગયાસુરના વધની કથા વિસ્તારથી કહેવામાં આવી છે. એમાં બધા માસોનું માહાત્મ્ય કહ્યા પછી માઘ માસનું વિશેષ ફળ કહેવામાં આવ્યું છે. એમાં દાનધર્મ તથા રાજધર્મ અધિક વિસ્તારથી કહેવામાં આવ્યા છે. પૃથ્વી, પાતાલ, દિશા અને આકાશમાં વિચરનારા જીવો અને વ્રત આદિના સંબંધમાં નિર્ણય કરવામાં આવ્યો છે. આને વાયુપુરાણનો પૂર્વભાગ કહેવામાં આવ્યો છે.

હે મુનીશ્વર! આના ઉત્તરભાગમાં નર્મદાનાં તીર્થોનું વર્ણન છે અને વિસ્તારપૂર્વક શિવસંહિતા કહેવામાં આવી છે. જે ભગવાન સર્વ દેવતાઓને દુર્જ્ઞેય અને સનાતન છે; તેઓ જેના તટ પર સદા સર્વભાવથી નિવાસ કરે છે, તે જ આ નર્મદાનું જળ બ્રહ્મા છે; એ જ વિષ્ણુ છે અને એ જ સર્વોત્કૃષ્ટ સાક્ષાત્ શિવ છે. એ નર્મદાનું જળ જ નિરાકાર બ્રહ્મ તથા કૈવલ્ય મોક્ષ છે. નિશ્ચય જ ભગવાન્ શિવે સમસ્ત લોકોનું હિત કરવાને માટે જ પોતાના શરીરથી જ આ નર્મદા નદીના રૂપમાં કોઈ દિવ્ય શક્તિને જ આ ધરતી પર ઉતારી છે. નર્મદાના ઉત્તર તટ પર નિવાસ કરનારાઓ ભગવાન રુદ્રના અનુચર થાય છે અને દક્ષિણ તટ પરના નિવાસીઓ ભગવાન વિષ્ણુના લોકમાં જાય છે. ૐકારેશ્વરથી લઈને પશ્ચિમ સમુદ્ર સુધી નર્મદા નદીમાં બીજી નદીઓના પાંત્રીસ પાપનાશક સંગમ છે. એમાંના અગિયાર ઉત્તર તટ પર છે

અને ત્રેવીસ દક્ષિણ તટ પર છે. પાંત્રીસમો તો સ્વયં નર્મદા અને સમુદ્રનો સંગમ કહેવામાં આવ્યો છે. નર્મદાના બંને તટો પર આ સંગમોની સાથે ચારસો પ્રસિદ્ધ તીર્થ છે. મુનીશ્વર! એ સિવાય અન્ય સાધારણ તીર્થો તો રેવાના બંને તટો પર દરેક પગલે વિદ્યમાન છે, જેમની સંખ્યા સાઠ કરોડ સાઠ હજાર છે. પરમાત્મા શિવની સંહિતા પરમ પવિત્ર છે. એમાં વાયુ દેવતાએ નર્મદાના ચરિત્રનું વર્ણન કર્યું છે. જે આ પુરાણ લખીને ગોળની બનાવેલી ધેનુ સહિત શ્રાવણની પૂર્ણિમાએ ભક્તિપૂર્વક કુટુંબી બ્રાહ્મણને દાનમાં આપે છે, તે ચૌદ ઇંદ્રોના રાજ્યકાલ સુધી રુદ્રલોકમાં નિવાસ કરે છે. જે માણસ નિયમપૂર્વક હવિષ્ય ભોજન કરીને આ વાયુપુરાણ સંભળાવે છે કે સાંભળે છે, તે સાક્ષાત્ રુદ્ર છે એમાં સંશય નથી. જે આ અનુક્રમણિકાને સાંભળે છે કે સંભળાવે છે, તે પણ સમસ્ત પુરાણના શ્રવણના ફળને પ્રાપ્ત કરી લે છે. ૧-૨૦

यश्चानुक्रमणीमेतां शृणोति श्रावयेत्तथा ।
सोऽपि सर्वपुराणस्य फलं श्रवणजं लभेत् ॥ २० ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વ ભાગમાં ચતુર્થ પાદમાં 'વાયુપુરાણનો પરિચય' નામનો અધ્યાય ૯૫ મો સંપૂર્ણ

## અધ્યાય ૯૬ : શ્રીમદ્ ભાગવતની અનુક્રમણીનું નિરૂપણ

ब्रह्मोवाच

मरीचे शृणु वक्ष्यामि वेदव्यासेन यत्कृतम् ।
श्रीमद्भागवतं नाम पुराणं ब्रह्मसम्मितम् ॥ १ ॥

બ્રહ્મા બોલ્યા : હે મરીચે! સાંભળો. વેદવ્યાસે જે વેદતુલ્ય શ્રીમદ્ ભાગવત નામના મહાપુરાણની રચના કરી છે, તે અઢાર હજાર શ્લોકોનું હોવાનું કહેવામાં આવે છે. હવે હું તેનું વર્ણન કરું છું. આ પુરાણ સર્વ પાપોનો નાશ કરનારું છે. આ બાર શાખાઓથી યુક્ત કલ્પવૃક્ષસ્વરૂપ છે. વિપ્રવર! આમાં વિશ્વરૂપ ભગવાનનું જ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. આના પ્રથમ સ્કંધમાં સૂત અને શૌનકાદિ ઋષિઓના સમાગમનો પ્રસંગ ઉપસ્થિત કરીને વ્યાસ તથા પાંડવોના પવિત્ર ચરિત્રનું વર્ણન કરવામાં આવ્યું છે. તે પછી પરીક્ષિતના જન્મથી લઈને પ્રાયોપવેશન સુધીની કથા કહેવામાં આવી છે. અહીં સુધી પ્રથમ સ્કંધનો વિષય છે. તે પછી પરીક્ષિત શુકસંવાદમાં સ્થૂલ અને સૂક્ષ્મ બે પ્રકારની ધારણાઓનું નિરૂપણ છે. તદનંતર બ્રહ્મ-નારદ સંવાદમાં ભગવાનના અવતાર સંબંધી અમૃત જેવાં ચરિત્રોનું વર્ણન છે. તે પછી પુરાણનું લક્ષણ કહેવામાં આવ્યું છે. બુદ્ધિમાન વ્યાસે આને દ્વિતીય સ્કંધનો વિષય કહ્યો છે. સૃષ્ટિનાં કારણતત્ત્વોની ઉત્પત્તિનો આ પ્રતિપાદક છે. તે પછી વિદુરનું ચરિત્ર, મૈત્રેય સાથે વિદુરનો મેળાપ; પરમાત્મા બ્રહ્માથી સૃષ્ટિક્રમનું નિરૂપણ અને મહર્ષિ કપિલ દ્વારા કહેવામાં આવેલ સાંખ્ય-આ સર્વ વિષય તૃતીય સ્કંધની અંતર્ગત છે.

તે પછી પ્રથમ સતીચરિત્ર; પછી ધ્રુવનું ચરિત્ર; ત્યાર પછી રાજા પૃથુનું પવિત્ર ઉપાખ્યાન; પછી પ્રાચીન બર્હિષ્‌ની કથા-આ સર્વ વિસર્ગવિષયક પરમ ઉત્તમ ચતુર્થ સ્કંધ કહેવામાં આવ્યો છે.

રાજા પ્રિયવ્રત અને તેના પુત્રોનું પુણ્યદાયક ચરિત્ર; બ્રહ્માંડની અંતર્ગત વિભિન્ન લોકોનું વર્ણન તથા નરકોની સ્થિતિ-આ સંસ્થાનવિષયક પંચમ સ્કંધ છે.

અજામિલનું ચરિત્ર; દક્ષ પ્રજાપતિ દ્વારા કરવામાં આવેલી સૃષ્ટિનું નિરૂપણ; વૃત્રાસુરની કથા; મરુદ્‌ગણોનો પુણ્યદાયક જન્મ-આ સર્વ વ્યાસ દ્વારા છઠ્ઠા સ્કંધમાં કહેવામાં આવેલ છે.

વત્સ! પ્રહ્લાદનું પુણ્યચરિત્ર અને

વર્ણાશ્રમધર્મનું નિરૂપણ-આ 'ઊતિ' અથવા કર્મવાસનાવિષયક સપ્તમ સ્કંધ છે, આમાં તેનું જ પ્રતિપાદન કરવામાં આવ્યું છે.

તે પછી મન્વંતરનિરૂપણના પ્રસંગમાં ગજેન્દ્રમોક્ષની કથા, સમુદ્રમંથન, બલિના ઐશ્વર્યની વૃદ્ધિ અને તેનું બંધન તથા મત્સ્યાવતાર ચરિત્ર-આ આઠમો સ્કંધ છે.

મહામતે! સૂર્યવંશનું વર્ણન અને ચંદ્રવંશનું નિરૂપણ-આ વંશાનુચરિત વિષયક નવમો સ્કંધ છે.

શ્રીકૃષ્ણનું બાલચરિત, કુમાર અવસ્થાની લીલાઓ, વ્રજમાં નિવાસ, કિશોર અવસ્થાની લીલાઓ, મથુરામાં નિવાસ, યુવાવસ્થા, દ્વારકામાં નિવાસ અને ભૂભારહરણ-આ નિરોધવિષયક દશમ સ્કંધ છે.

નારદ-વસુદેવ સંવાદ, યદુ-દત્તાત્રેય સંવાદ અને શ્રીકૃષ્ણની સાથે ઉદ્ધવનો સંવાદ, પરસ્પરના કલહથી યાદવોનો સંહાર-આ સર્વ મુક્તિવિષયક અગિયારમો સ્કંધ છે.

ભવિષ્યમાં થનારા રાજાઓનું વર્ણન; કલિધર્મનો નિર્દેશ; રાજા પરીક્ષિતના મોક્ષનો પ્રસંગ; વેદોની શાખાઓનું વિભાજન; માર્કણ્ડેયની તપસ્યા; સૂર્યની વિભૂતિઓનું વર્ણન અને અંતમાં પુરાણોની શ્લોકસંખ્યાનું પ્રતિપાદન-આ સર્વ આશ્રયવિષયક બારમો સ્કંધ છે.

વત્સ! આ પ્રમાણે તમને શ્રીમદ્ ભાગવતનો પરિચય આપ્યો. વક્તા, શ્રોતા, ઉપદેશક, અનુમોદક અને સહાયક-સર્વને આ ભક્તિ, ભોગ અને મોક્ષ આપનાર છે. ભગવાનની ભક્તિ ઇચ્છનાર માણસે ભાદ્રપદની પૂર્ણિમાના દિવસે સુવર્ણના સિંહાસન સહિત આ ભાગવતનું ભગવદ્ભક્ત બ્રાહ્મણને પ્રેમપૂર્વક દાન કરવું. તે પહેલાં વસ્ત્ર અને સુવર્ણ આદિ દ્વારા બ્રાહ્મણનું પૂજન કરવું.

જે માણસ ભાગવતની આ વિષયાનુક્રમણિકાનું શ્રવણ કરે છે અથવા કરાવે છે, તે સમસ્ત પુરાણના શ્રવણનું ફળ પ્રાપ્ત કરી લે છે. ૧-૨૪

योऽप्यनुक्रमणीमेतां श्रावयेच्छृणुयात्तथा ।
स पुराणश्रवणजं प्राप्नोति फलमुत्तमम् ॥ २४ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં ચતુર્થ પાદમાં 'શ્રીમદ્ ભાગવતની અનુક્રમણીનું નિરૂપણ' નામનો ૯૬ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૯૭: નારદપુરાણની વિષયસૂચી

ब्रह्मोवाच

शृणु विप्र प्रवक्ष्यामि पुराणं नारदीयकम् ।
पञ्चविंशतिसाहस्रं बृहत्कल्पकथाश्रयम् ॥ १ ॥

બ્રહ્મા બોલ્યા: બ્રહ્મન્! સાંભળો, હવે હું નારદીય પુરાણનું વર્ણન કરું છું. આમાં પચીસહજાર શ્લોકો છે. આમાં બૃહત્કલ્પની કથાનો આશ્રય લેવામાં આવ્યો છે.

આમાં પૂર્વભાગના પ્રથમ પાદમાં સૂત-શૌનક સંવાદ છે. પછી સૃષ્ટિનું સંક્ષેપમાં વર્ણન છે. પછી મહાત્મા સનક દ્વારા નાના પ્રકારના ધર્મોની પવિત્ર કથાઓ કહેવામાં આવી છે. પહેલા પાદનું નામ 'પ્રવૃત્તિધર્મ' છે. બીજો પાદ 'મોક્ષધર્મ'ના નામથી પ્રસિદ્ધ છે. તેમાં મોક્ષના ઉપાયોનું વર્ણન છે. વેદાંગોનું વર્ણન અને શુકદેવજીની ઉત્પત્તિનો પ્રસંગ વિસ્તારપૂર્વક જણાવવામાં આવ્યો છે. સનંદને મહાત્મા નારદને આ દ્વિતીય પાદનો ઉપદેશ કર્યો છે.

તૃતીય પાદમાં સનત્કુમાર મુનિએ નારદને મહાતંત્રમાં વર્ણવવામાં આવેલા 'પશુપાશવિમોક્ષ'નો ઉપદેશ આપ્યો છે. તે પછી ગણેશ, સૂર્ય, વિષ્ણુ, શિવ અને શક્તિ આદિના મંત્રોનું શોધન, દીક્ષા, મંત્રોદ્ધાર, પૂજન, પ્રયોગ, કવચ, સહસ્રનામ અને સ્તોત્રનું ક્રમશઃ વર્ણન કરવામાં આવ્યું છે.

તે પછી ચતુર્થ પાદમાં સનાતન મુનિએ નારદને પુરાણોનું લક્ષણ, તેમની શ્લોક-સંખ્યા તથા દાનનું પૃથક્પૃથક્ ફળ બતાવ્યું છે. સાથે સાથે તે દાનોનો સમય પણ નિયત કર્યો છે. તે પછી ચૈત્ર આદિ સર્વ માસોમાં પૃથક્ પૃથક્ પ્રતિપદા આદિ તિથિઓનું સર્વપાપનાશક વ્રત બતાવવામાં આવ્યું છે. આ 'બૃહદાખ્યાન' નામનો પૂર્વભાગ હોવાનું જણાવવામાં આવ્યું છે.

આના ઉત્તર ભાગમાં એકાદશી વ્રતના સંબંધમાં કરવામાં આવેલા પ્રશ્નોના ઉત્તર-રૂપે મહર્ષિ વશિષ્ઠ સાથે રાજા માંધાતાનો સંવાદ રજૂ કરવામાં આવ્યો છે. તે પછી રાજા રુકમાંગદની પવિત્ર કથા; મોહિનીની ઉત્પત્તિ, તેનાં કર્મ, પુરોહિત વસુનો મોહિની-ને શાપ; પછી શાપથી તેના ઉદ્ધારનું કાર્ય; ગંગાની પુણ્યતમ કથા; ગયા યાત્રાનું વર્ણન; કાશીનું અનુપમ માહાત્મ્ય; પુરુષોત્તમ ક્ષેત્રનું વર્ણન; તે ક્ષેત્રની યાત્રાવિધિ; તત્સંબંધી અનેક ઉપાખ્યાન; પ્રયાગ, કુરુક્ષેત્ર અને હરિદ્વારનું માહાત્મ્ય; કામોદાની કથા; બદરીતીર્થનું માહાત્મ્ય; કામાક્ષા અને પ્રભાસ-ક્ષેત્રનો મહિમા; પુષ્કરક્ષેત્રનું માહાત્મ્ય; ગૌતમ મુનિનું આખ્યાન; વેદપાદ સ્તોત્ર; ગોકર્ણ ક્ષેત્રનું માહાત્મ્ય; લક્ષ્મણની કથા; સેતુમાહાત્મ્યકથન; નર્મદાનાં તીર્થોનું વર્ણન; અવન્તીપુરીનો મહિમા; તે પછી મથુરા માહાત્મ્ય; વૃંદાવનનો મહિમા; વસુનું બ્રહ્મા પ્રત્યે ગમન અને મોહિનીનું તીર્થોમાં ભ્રમણ આદિ વિષયો છે. આ પ્રમાણે આ સર્વ વિષયો નારદપુરાણમાં સંગૃહીત થયેલા છે.

જે માણસ ભક્તિપૂર્વક એકાગ્ર ચિત્ત થઈને આ પુરાણ સાંભળે છે કે સંભળાવે છે, તે બ્રહ્મલોકમાં જાય છે. જે આશ્વિન માસની પૂર્ણિમાએ સાત ધેનુઓ સહિત આ પુરાણનું શ્રેષ્ઠ બ્રાહ્મણને દાન કરે છે તે નિશ્ચય મોક્ષ પામે છે. જે માણસ એક-ચિત્ત થઈને નારદપુરાણની આ અનુક્રમણિકા-નું વર્ણન અથવા શ્રવણ કરે છે, તે પણ સ્વર્ગલોકમાં જાય છે. ૧–૨૧

यश्चानुक्रमणीमेतां नारदीयस्य वर्णयेत् ।
शृणुयाद्वैकचित्तेन सोऽपि स्वर्गगतिं लभेत् ॥ २१ ॥

ઇતિ શ્રીનારદપુરાણમાં પૂર્વભાગમાં ચતુર્થ પાદમાં 'નારદપુરાણની વિષયસૂચી' નામનો ૯૭ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૯૮: માર્કણ્ડેયપુરાણની અનુક્રમણીનું નિરૂપણ

ब्रह्मोवाच

अथ ते संप्रवक्ष्यामि मार्कण्डेयाभिधं मुने ।
पुराणं सुमहत्पुण्यं पठतां शृण्वतां सदा ॥ १ ॥

શ્રીબ્રહ્મા બોલ્યા: હે મુને! હવે હું તમને માર્કણ્ડેયપુરાણનો પરિચય આપું છું. આ પુરાણ વાંચનારા અને સાંભળનારા પુરુષોને માટે સદા પુણ્યદાયક છે.

આમાં પક્ષીઓને પ્રવચનના અધિકારી બનાવીને તેમના દ્વારા સર્વ ધર્મોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. આ માર્કણ્ડેયપુરાણ નવહજાર શ્લોકોનું હોવાનું કહેવાય છે.

આમાં પ્રથમ માર્કણ્ડેય મુનિને જૈમિનિ-એ કરેલા પ્રશ્નનું વર્ણન છે. પછી ધર્મસંજ્ઞક પક્ષીઓના જન્મની કથા કહેવામાં આવી છે. પછી તેમના પૂર્વજન્મની કથા અને દેવરાજ ઇંદ્રના કારણે તેમને શાપરૂપ વિકાર-ની પ્રાપ્તિનું કથન છે. તદનંતર બલભદ્રની તીર્થયાત્રા; પવિત્ર કથા; આડી અને બક-પક્ષીઓનું યુદ્ધ; પિતા અને પુત્રનું ઉપાખ્યાન; દત્તાત્રેયની કથા; મહાન આખ્યાન સહિત હૈહય ચરિત્ર; અલર્ક ચરિત્ર સાથે મદાલસા કથા; નવ પ્રકારની સૃષ્ટિનું પુણ્યમય વર્ણન; કલ્પાન્ત કાલનો નિર્દેશ; યક્ષસૃષ્ટિનિરૂપણ; રુદ્ર આદિની સૃષ્ટિ; દ્વીપચર્યાનું વર્ણન; મનુઓની અનેક પાપનાશક કથાઓનું કીર્તન અને તેમાં જ દુર્ગાની અત્યંત પુણ્યદાયક કથા છે, જે આઠમા મન્વંતરના પ્રસંગમાં

કહેવામાં આવી છે. તે પછી ત્રણ વેદોના તેજથી પ્રણવની ઉત્પત્તિ; સૂર્યના જન્મની કથા; તેનું માહાત્મ્ય; વૈવસ્વત મનુના વંશનું વર્ણન; વત્સપ્રીનું ચરિત્ર; તે પછી મહાત્મા ખનિત્રની પવિત્ર કથા; રાજા અવિક્ષિતનું ચરિત્ર; કિમિચ્છક વ્રતનું વર્ણન; નરિષ્યન્ત ચરિત્ર; નલ ચરિત્ર; શ્રીરામચંદ્રની કથા; કુશના વંશનું વર્ણન; સોમવંશનું વર્ણન; પુરૂરવાની પુણ્યમયી કથા; નહુષનું અદ્ભુત વૃત્તાંત; યયાતિનું પવિત્ર ચરિત્ર; યદુવંશનું વર્ણન; શ્રીકૃષ્ણની બાળલીલા; તેમની મથુરા અને દ્વારકાની લીલાઓ; બધા અવતારોની કથા; સાંખ્યમતનું વર્ણન; પ્રપંચ( જગત પ્રપંચ )ના મિથ્યાત્વનું વર્ણન; માર્કણ્ડેયનું ચરિત્ર તથા પુરાણ શ્રવણ આદિનું ફળ–આ સર્વ વિષયો છે.

વત્સ ! જે માણસ આ-માર્કણ્ડેય પુરાણનું ભક્તિભાવથી આદરપૂર્વક શ્રવણ કરે છે તે પરમગતિ પામે છે. જે આનું પ્રવચન કરે છે તે શિવલોકમાં જાય છે. જે આ લખીને હાથીની સ્વર્ણમયી પ્રતિમા સાથે કાર્તિકની પૂર્ણિમાના દિવસે શ્રેષ્ઠ બ્રાહ્મણને દાન આપે છે, તે બ્રહ્મપદ પ્રાપ્ત કરે છે.

માર્કણ્ડેય પુરાણની આ વિષયસૂચીને જે સાંભળે છે અથવા સંભળાવે છે, તે મનોવાંછિત ફળ પામે છે. ૧–૧૯

शृणोति श्रावयेद्वापि यश्चानुक्रमणीमिमाम् ।
मार्कण्डेयपुराणस्य स लभेद्वाञ्छितं फलम् ॥१९॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં ચતુર્થ પાદમાં 'માર્કણ્ડેયપુરાણની અનુક્રમણીનું નિરૂપણ 'નામનો અધ્યાય ૯૮ મો. સંપૂર્ણ

## અધ્યાય ૯૯ : અગ્નિપુરાણની અનુક્રમણીનું નિરૂપણ

બ્રહ્મોવાચ

अथातः सम्प्रवक्ष्यामि तवाग्नेयपुराणकम् ।
ईशानकल्पवृत्तान्तं वसिष्ठायानलोऽब्रवीत् ॥ १ ॥

બ્રહ્મા બોલ્યા : હવે હું અગ્નિપુરાણનું વર્ણન કરું છું. આમાં મહર્ષિ વસિષ્ઠને અગ્નિએ ઈશાનકલ્પનો વૃત્તાંત કહ્યો છે.

અગ્નિપુરાણ પંદર હજાર શ્લોકોથી પૂર્ણ છે. એમાં અનેક પ્રકારનાં ચરિત્ર છે. આ પુરાણ અદ્ભુત છે. જે માણસો આનો પાઠ અને આનું શ્રવણ કરે છે, તેમનાં સમસ્ત પાપોને આ હરી લે છે.

આમાં પ્રથમ પુરાણવિષયને લગતો પ્રશ્ન છે. પછી સર્વ અવતારોની કથા કહેવામાં આવી છે. તત્પશ્ચાત્ સૃષ્ટિનું પ્રકરણ અને વિષ્ણુપૂજા આદિનું વર્ણન છે. તદનંતર અગ્નિકાર્ય, મંત્ર, મુદ્રા આદિનાં લક્ષણ, સર્વદીક્ષાવિધાન અને અભિષેકનિરૂપણ છે. તે પછી મંડપ આદિનું લક્ષણ; કુશ અપામાર્જન; પવિત્રાં આરોપણ વિધિ; દેવાલય વિધિ; શાલગ્રામ આદિની પૂજા તથા મૂર્તિઓના પૃથક્ પૃથક્ ચિહ્નોનું વર્ણન છે. પછી ન્યાસ આદિનું વિધાન; પ્રતિષ્ઠા; પૂર્તકર્મ; વિનાયક આદિનું પૂજન; નાના પ્રકારની દીક્ષાઓની વિધિ; સર્વદેવપ્રતિષ્ઠા; બ્રહ્માણ્ડનું વર્ણન; ગંગા આદિ તીર્થોનું માહાત્મ્ય; દ્વીપ અને વર્ષનું વર્ણન; ઉપર અને નીચેના લોકોની રચના; જ્યોતિષચક્રનું નિરૂપણ; જ્યોતિઃશાસ્ત્ર; યુદ્ધજયાર્ણવ; ષટ્કર્મ; મંત્ર, યંત્ર, ઔષધસમૂહ; કુબ્જિકા આદિની પૂજા; છ પ્રકારનો ન્યાસવિધિ; કોટિહોમવિધિ; મન્વન્તરનિરૂપણ; બ્રહ્મચર્યાદિ આશ્રમોના ધર્મ; શ્રાદ્ધકલ્પવિધિ; ગ્રહયજ્ઞ, શ્રૌતસ્માર્તકર્મ; પ્રાયશ્ચિત્ત વર્ણન; તિથિ વ્રત આદિનું વર્ણન; વાર–વ્રતનું કથન; નક્ષત્ર વ્રતના વિધિનું પ્રતિપાદન; માસિક વ્રતનો નિર્દેશ; ઉત્તમ દીપદાન વિધિ; નવવ્યૂહપૂજન; નરકનિરૂપણ; વ્રતો અને દાનોના વિધિનું પ્રતિપાદન; નાડીચક્રનું સંક્ષિપ્ત વર્ણન; સંધ્યાનો ઉત્તમ વિધિ; ગાયત્રીના અર્થનો નિર્દેશ; લિંગસ્તોત્ર; રાજ્યાભિષેકના મંત્રનું પ્રતિપાદન; રાજાઓનાં

ધાર્મિક કૃત્ય; સ્વપ્ન સંબંધી વિચારનો અધ્યાય ( કે પ્રસંગ ); શકુન આદિનું નિરૂપણ; મંડળ આદિનો નિર્દેશ; રત્નદીક્ષા-વિધિ; રામે કહેલી નીતિનું વર્ણન; રત્નોનાં લક્ષણ; ધનુર્વિદ્યા; વ્યવહારદર્શન; દેવાસુર-સંગ્રામની કથા; આયુર્વેદનિરૂપણ; ગજ આદિની ચિકિત્સા; તેમના રોગોની શાંતિ; ગોચિકિત્સા; મનુષ્યાદિ ચિકિત્સા; નાના પ્રકારની પૂજાવિધિ; વિવિધ પ્રકારની શાન્તિ; છંદઃશાસ્ત્ર; સાહિત્ય; એક અક્ષર આદિ કોશ; સિદ્ધ શબ્દાનુશાસન ( વ્યાકરણ ); સ્વર્ગ આદિ વર્ગોથી યુક્ત કોશ; પ્રલયનું લક્ષણ; શારીરક( વેદાન્ત )નું નિરૂપણ; નરક વર્ણન; યોગશાસ્ત્ર; બ્રહ્મજ્ઞાન તથા પુરાણ-શ્રવણનું ફળ; આ વિષયોનું પ્રતિપાદન થયું છે, બ્રહ્મન્! આને જ અગ્નિપુરાણ કહેવામાં આવ્યું છે. જે માણસ અગ્નિ-પુરાણ લખીને સુવર્ણમય કમળ અને તલ-મય ધેનુ સાથે માર્ગશીર્ષની પૂર્ણિમાના દિવસે પૌરાણિક બ્રાહ્મણને વિધિપૂર્વક દાન આપે છે, તે સ્વર્ગલોકમાં સ્થાન પામે છે. આ પ્રમાણે તમને અગ્નિપુરાણની અનુક્રમ-ણિકા કહેવામાં આવી. આ વાંચનાર અને સાંભળનાર માણસને આ લોક અને પર-લોકમાં પણ મોક્ષ આપનારી છે. ૧–૨૫

एषानुक्रमणी प्रोक्ता तवाग्नेयस्य मुक्तिदा ।
शृण्वतां पठतां चैव नृणां चेह परत्र च ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં ચતુર્થ પાદમાં 'અગ્નિપુરાણની અનુક્રમણીનું નિરૂપણ' નામનો ૯૯ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૦૦ : ભવિષ્યપુરાણની અનુક્રમણીનું નિરૂપણ

ब्रह्मोवाच

अथ ते सम्प्रवक्ष्यामि पुराणं सर्वसिद्धिदम् ।
भविष्यं भवतः सर्वलोकाभीष्टप्रदायकम् ॥ १ ॥

બ્રહ્મા બોલ્યા : હવે હું તમને સર્વ પ્રકારની સિદ્ધિ આપનારા, સર્વ લોકોના અભીષ્ટ મનોરથને સિદ્ધ કરનારા ભવિષ્ય-પુરાણ વિષે કહું છું. આમાં મને ( બ્રહ્માને ) સર્વ દેવતાઓનો આદિ સ્રષ્ટા હોવાનું જણાવવામાં આવ્યું છે.

પૂર્વકાળમાં સૃષ્ટિ માટે સ્વયંભૂ મનુ ઉત્પન્ન થયા. તેમણે મને પ્રણામ કરીને સર્વ અર્થના સાધક એવા ધર્મના વિષયમાં પ્રશ્ન કર્યો. મેં પ્રસન્ન થઈને તેમને ધર્મ-સંહિતાનો ઉપદેશ કર્યો.

પરમ બુદ્ધિમાન વ્યાસ જ્યારે પુરાણોનો વિસ્તાર કરવા લાગ્યા ત્યારે તેમણે તે ધર્મ-સંહિતાના પાંચ વિભાગ કર્યા. તેમાં નાના પ્રકારની આશ્ચર્યકારક કથાઓથી યુક્ત અઘોર કલ્પનો વૃત્તાંત છે. તે પુરાણમાં પ્રથમ પર્વ 'બ્રહ્મ પર્વ' નામથી પ્રસિદ્ધ છે, એમાં જ ગ્રંથનો ઉપક્રમ છે. સૂત–શૌનક સંવાદમાં પુરાણવિષયક પ્રશ્ન છે. એમાં સવિશેષ સૂર્યદેવનું જ ચરિત્ર છે. અન્ય સર્વ ઉપાખ્યાનો પણ આમાં જ આવ્યાં છે. એમાં સૃષ્ટિ આદિનાં લક્ષણ જણાવવામાં આવ્યાં છે. શાસ્ત્રોનું તો આ સર્વસ્વરૂપ છે. એમાં પુસ્તક, લેખક અને લેખ્યનું પણ લક્ષણ જણાવવામાં આવ્યું છે. સર્વ પ્રકારના સંસ્કારોનું પણ લક્ષણ જણા-વવામાં આવ્યું છે. પક્ષની આદિ સાત તિથિઓના સાત કલ્પ કહેવામાં આવ્યા છે, અષ્ટમી આદિ આઠ તિથિઓના શેષ આઠ કલ્પ 'વૈષ્ણવ પર્વ'માં કહેવામાં આવ્યા છે. 'શૈવ પર્વ'માં 'બ્રહ્મ પર્વ'થી ભિન્ન કથાઓ છે.

'સૌર પર્વ'માં અંતિમ કથાઓનો સંબંધ જોવામાં આવે છે. તે પછી 'પ્રતિ-સર્ગ પર્વ' છે; એમાં પુરાણના ઉપસંહારનું વર્ણન છે. આ નાના પ્રકારનાં ઉપાખ્યાનોથી યુક્ત પાંચમું પર્વ છે. આ પાંચ પર્વોમાંના પ્રથમમાં મારો ( બ્રહ્માનો ) મહિમા વિશેષ છે. બીજા અને ત્રીજા પર્વમાં ધર્મ, કામ અને મોક્ષ વિષયને લઈને ક્રમશઃ ભગવાન

વિષ્ણુ તથા શિવના મહિમાનું વર્ણન છે. ચોથા પર્વમાં સૂર્યદેવના મહિમાનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, અંતિમ અર્થાત્ પંચમ પર્વ 'પ્રતિસર્ગ' નામથી પ્રસિદ્ધ છે. એમાં સર્વ પ્રકારની કથાઓ છે. બુદ્ધિમાન વ્યાસે આ પર્વનો ભવિષ્યની કથાઓ સાથે ઉલ્લેખ કર્યો છે. ભવિષ્યપુરાણના શ્લોકોની સંખ્યા ચૌદ હજાર જણાવવામાં આવી છે. એમાં બ્રહ્મા, વિષ્ણુ આદિ સર્વ દેવતાઓની સમતાનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. બ્રહ્મ સર્વત્ર સમ છે. ગુણોના તારતમ્યથી તેમાં વિષમતા પ્રતીત થાય છે એવું શ્રુતિનું કથન છે. જે વિદ્વાન ઈર્ષ્યા, દ્વેષનો ત્યાગ કરી સુવર્ણ, વસ્ત્ર, માળા, આભૂષણ, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ અને ભક્ષ્ય–ભોજ્ય આદિ નૈવેદ્યોથી વિધિપૂર્વક વાચક અને પુસ્તકની પૂજા કરે છે અને ભવિષ્યપુરાણનું પુસ્તક લખીને ગોળમય ધેનુ સાથે પૌષ માસની પૂર્ણિમાએ તેનું દાન કરે છે તથા જિતેંદ્રિય, નિરાહાર અથવા એક સમય હવિષ્ય ભોજન કરી તેમ જ એકાગ્રચિત્ત થઈને આ પુરાણનો પાઠ અને શ્રવણ કરે છે, તે ભયંકર પાતકોથી મુક્ત થઈને બ્રહ્મલોકમાં જાય છે. જે માણસ ભવિષ્યપુરાણની આ અનુક્રમણિકાનો પાઠ અથવા શ્રવણ કરે છે, તે પણ ભોગ અને મોક્ષ પ્રાપ્ત કરી લે છે. ૧–૧૯

योऽप्यनुक्रमणीमेतां भविष्यस्य निरूपिताम् ।
पठेद्वा शृणुयाच्चैतां भुक्तिं मुक्तिं च विन्दति ॥१९॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં ચતુર્થ પાદમાં 'ભવિષ્યપુરાણની અનુક્રમણીનું નિરૂપણ' નામનો ૧૦૦ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૦૧ : બ્રહ્મવૈવર્તકપુરાણની અનુક્રમણીનું નિરૂપણ

ब्रह्मोवाच
शृणु वत्स प्रवक्ष्यामि पुराणं दशमं तव ।
ब्रह्मवैवर्तकं नाम वेदमार्गानुदर्शकम् ॥ १ ॥

બ્રહ્મા બોલ્યા : હે વત્સ! હવે હું તમને દશમા પુરાણ–બ્રહ્મવૈવર્તનો પરિચય આપું છું. આ પુરાણ વેદમાર્ગનો સાક્ષાત્કાર કરાવનારું છે. આમાં દેવર્ષિ નારદે પ્રાર્થના કરવાથી ભગવાન સાવર્ણિએ સંપૂર્ણ પુરાણોક્ત વિષયનો ઉપદેશ કર્યો હતો. આ પુરાણ અલૌકિક તેમ જ ધર્મ–અર્થ–કામ અને મોક્ષના સારરૂપ છે. આનો પાઠ અને શ્રવણ કરવાથી ભગવાન વિષ્ણુ અને શિવમાં પ્રીતિ થાય છે. તે બંનેમાં અભેદસિદ્ધિ માટે આ ઉત્તમ બ્રહ્મવૈવર્તપુરાણનો ઉપદેશ કરવામાં આવ્યો છે. મેં રથન્તર કલ્પનો જે વૃત્તાંત કહ્યો હતો, તેને જ વેદવેત્તા વ્યાસે સંક્ષિપ્ત કરીને શતકોટિપુરાણમાં કહેલ છે. વ્યાસે બ્રહ્મવૈવર્તપુરાણના ચાર ભાગ કર્યા છે, જેમનાં નામ–'બ્રહ્મખંડ', 'પ્રકૃતિખંડ', 'ગણેશખંડ' અને 'શ્રીકૃષ્ણખંડ' છે. આ ચારે ખંડોથી યુક્ત આ પુરાણ અઢાર હજાર શ્લોકોનું હોવાનું કહેવામાં આવે છે. આમાં સૂત અને મહર્ષિઓના સંવાદમાં પુરાણનો ઉપક્રમ છે. આમાંનું પ્રથમ પ્રકરણ સૃષ્ટિવર્ણનનું છે. પછી નારદ અને મારી વચ્ચે થયેલા વિવાદનું વર્ણન છે, જેમાં બન્નેનો પરાભવ થયો હતો. હે મરીચે ! તે પછી નારદનું શિવલોકગમન અને ભગવાન શિવ પાસેથી નારદમુનિને થયેલા જ્ઞાનની પ્રાપ્તિનું કથન છે. તદનન્તર શિવજીના કહેવાથી જ્ઞાનલાભ થવા માટે પરમ પવિત્ર તથા ત્રૈલોક્યને આશ્ચર્યમાં નાખનારા સિદ્ધોથી સેવાયેલા સાવર્ણિના આશ્રમમાં નારદજીના જવાની વાત કહેવામાં આવી છે. આ 'બ્રહ્મખંડ' છે, જે શ્રવણ કરવાથી સર્વ પાપોનો નાશ કરી નાખે છે.

તે પછી નારદ–સાવર્ણિના સંવાદનું વર્ણન છે. એમાં શ્રીકૃષ્ણનું માહાત્મ્ય તથા વિવિધ પ્રકારનાં આખ્યાન અને કથાઓ છે. પ્રકૃતિની અંશભૂત કળાઓનું માહાત્મ્ય

અને પૂજન આદિનું વિસ્તારપૂર્વક યથાવત્ વર્ણન કરવામાં આવ્યું છે. આ 'પ્રકૃતિખંડ' છે, જે શ્રવણ કરવાથી ઐશ્વર્ય-પ્રદાન કરે છે.

તદનંતર ગણેશના જન્મના વિષયમાં પ્રશ્ન કરવામાં આવ્યો હતો. પાર્વતી દ્વારા પુણ્યક નામના મહાવ્રતના અનુષ્ઠાનની ચર્ચા કરવામાં આવી છે. તે પછી કાર્તિકેય અને ગણેશની ઉત્પત્તિ કહેવામાં આવી છે. ત્યાર પછી કાર્તવીર્ય અર્જુન અને જમદગ્નિના પુત્ર પરશુરામના અદ્ભુત ચરિત્રનું વર્ણન છે. ત્યારપછી ગણેશ અને પરશુરામ વચ્ચે થયેલા મહાન વિવાદનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ 'ગણેશખંડ' સર્વ વિઘ્નોનો નાશ કરનારો છે.

ત્યાર પછી શ્રીકૃષ્ણજન્મના વિષયમાં પ્રશ્ન અને તેમના જન્મની અદ્ભુત કથા છે. પછી ગોકુળમાં ગમન તથા પૂતના આદિના વધની આશ્ચર્યમય કથા છે. ત્યારબાદ શ્રીકૃષ્ણની બાલ્યાવસ્થા અને કુમારાવસ્થાની વિવિધ લીલાઓનું વર્ણન છે. તે પછી શરદપૂર્ણિમાની રાતે ગોપસુંદરીઓ સાથે શ્રીકૃષ્ણની રાસક્રીડાનું વર્ણન થયેલ છે. રહસ્યરૂપી શ્રીરાધાની સાથે તેમની ક્રીડાનું વિસ્તારથી પ્રતિપાદન કરવામાં આવ્યું છે. ત્યારબાદ અક્રૂર સાથે શ્રીકૃષ્ણના મથુરાગમનની કથા છે. હંસ આદિનો વધ થઈ ગયાં પછી શ્રીકૃષ્ણના દ્વિજોચિત સંસ્કારનો ઉલ્લેખ છે. પછી કાશ્યપ ગોત્રોત્પન્ન સાંદીપનિ મુનિ પાસેથી તેમણે કરેલા વિદ્યાગ્રહણની ઉત્તમ અને અદ્ભુત કથા છે. ત્યાર બાદ કાલયવનનો વધ, શ્રીકૃષ્ણનું દ્વારકાગમન તથા ત્યાં તેમના દ્વારા કરવામાં આવેલા નરકાસુર આદિના વધની અદ્ભુત લીલાઓનું વર્ણન છે. બ્રહ્મન્! આ 'શ્રીકૃષ્ણખંડ' છે. આ વાંચવા, સાંભળવા, ધ્યાન કરવા, પૂજા કરવા અથવા નમસ્કાર કરવાથી પણ માણસોના સંસારદુઃખનો ઉચ્છેદ કરનારો છે.

વ્યાસજી દ્વારા કહેવામાં આવેલા આ પ્રાચીન અને અલૌકિક બ્રહ્મવૈવર્તપુરાણનો પાઠ અથવા શ્રવણ કરનારો મનુષ્ય જ્ઞાન વિજ્ઞાનનો નાશ કરનારા ભયંકર સંસાર-સાગરથી મુક્ત થઈ જાય છે.

જે આ પુરાણ લખીને માઘ માસની પૂર્ણિમાએ પ્રત્યક્ષ ધેનુ સાથે આનું દાન કરે છે, તે અજ્ઞાનબંધનથી મુક્ત થઈ બ્રહ્મલોકને પ્રાપ્ત કરી લે છે.

જે આ વિષયસૂચીને વાંચે છે અથવા સાંભળે છે, તે પણ ભગવાન શ્રીકૃષ્ણની કૃપાથી મનવાંછિત ફળ પામે છે. ૧-૨૪

यश्चानुक्रमणीं चापि पठेद्वा शृणुयादपि ।
सोऽपि कृष्णप्रसादेन लभते वाञ्छितं फलम् ॥२४॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં ચતુર્થપાદમાં 'બ્રહ્મવૈવર્તપુરાણની અનુક્રમણીનું નિરૂપણ' નામનો ૧૦૧ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૦૨ : લિંગપુરાણની અનુક્રમણીનું નિરૂપણ

ब्रह्मोवाच

शृणु पुत्र प्रवक्ष्यामि पुराणं लिंगसंज्ञितम् ।
पठतां शृण्वतां चैव भुक्तिमुक्तिप्रदायकम् ॥ १॥

બ્રહ્મા બોલ્યા : હે પુત્ર! સાંભળો. હવે હું લિંગપુરાણનું વર્ણન કરું છું. જે એના વાંચનારા અને સાંભળનારાઓને ભોગ અને મોક્ષ પ્રદાન કરનારું છે.

ભગવાન શંકરે અગ્નિલિંગમાં સ્થિત થઈને અગ્નિકલ્પની કથાનો આશ્રય લઈ ધર્મ આદિની સિદ્ધિ માટે મને જે લિંગપુરાણનો ઉપદેશ કર્યો હતો, તેને જ વ્યાસે બે ભાગોમાં વિભક્ત કરીને કહેલ છે. અનેક પ્રકારનાં ઉપાખ્યાનોને લીધે વિચિત્ર પ્રતીત થનારું આ લિંગપુરાણ અગિયાર હજાર શ્લોકોથી યુક્ત છે અને ભગવાન

શિવના મહિમાનું સૂચક છે. આ સર્વ પુરાણોમાં શ્રેષ્ઠ તથા ત્રૈલોકયના સારરૂપ છે. પુરાણના પ્રારંભમાં પ્રથમ પ્રશ્ન કરવામાં આવ્યો છે અને પછી સંક્ષેપથી સૃષ્ટિનું વર્ણન કરવામાં આવ્યું છે. ત્યાર બાદ યોગાખ્યાન અને કલ્પાખ્યાનનું વર્ણન છે. તે પછી લિંગના પ્રાદુર્ભાવ અને તેના પૂજનનો વિધિ જણાવવામાં આવ્યો છે. ત્યાર બાદ સનત્કુમાર અને શૈલ આદિનો પવિત્ર સંવાદ છે. તે પછી દાધીચિચરિત્ર; યુગધર્મ-નિરૂપણ; ભુવનકોશવર્ણન તથા સૂર્યવંશ અને ચંદ્રવંશનો પરિચય આપવામાં આવ્યો છે. તે પછી વિસ્તારપૂર્વક સૃષ્ટિવર્ણન, ત્રિપુરની કથા, લિંગપ્રતિષ્ઠા તથા પશુપાશ-વિમોક્ષનો પ્રસંગ છે. ભગવાન શિવનાં વ્રત, સદાચાર નિરૂપણ, પ્રાયશ્ચિત્ત, અરિષ્ટ, કાશી તથા શ્રીશૈલનું વર્ણન છે. પછી અંધકાસુરની કથા, વારાહચરિત્ર, નૃસિંહ-ચરિત્ર અને જલંધરવધની કથા છે. ત્યાર પછી શિવસહસ્રનામ, દક્ષ—યજ્ઞવિધ્વંસ; મદન—દહન અને પાર્વતીના પાણિગ્રહણની કથા છે. ત્યાર પછી વિનાયકની કથા; ભગવાન શિવના તાંડવનૃત્યનો પ્રસંગ તથા ઉપમન્યુની કથા છે. આ સર્વ વિષયો લિંગ-પુરાણના પૂર્વભાગમાં કહેવામાં આવ્યા છે.

હે મુને ! તે પછી વિષ્ણુના માહાત્મ્યનું કથન; અંબરીષની કથા તથા સનત્કુમાર અને નન્દીશ્વરનો સંવાદ છે. તે પછી શિવ-માહાત્મ્યની સાથે સ્નાન, યોગ આદિનું વર્ણન, સૂર્યપૂજાની વિધિ તથા મુક્તિદાયક શિવપૂજાનું વર્ણન છે. તદનન્તર અનેક પ્રકારનાં દાન કહેવામાં આવ્યાં છે. પછી શ્રાદ્ધ પ્રકરણ અને પ્રતિષ્ઠાતન્ત્રનું વર્ણન છે. તે પછી અઘોરકીર્તન, વજ્રેશ્વરી મહાવિદ્યા; ગાયત્રીમહિમા; ત્ર્યંબકમાહાત્મ્ય અને પુરાણશ્રવણના ફળનું વર્ણન છે. આ પ્રમાણે મેં તમને વ્યાસરચિત લિંગપુરાણના ઉત્તરભાગનો પરિચય આપ્યો છે. આ ભગવાન રુદ્રના માહાત્મ્યનું સૂચક છે. આ પુરાણ લખીને ફાલ્ગુનની પૂર્ણિમાએ તલની બનાવેલી ધેનુ સાથે જે માણસ બ્રાહ્મણને ભક્તિપૂર્વક આનું દાન કરે છે, તે જરા—મૃત્યુરહિત શિવસાયુજ્ય પ્રાપ્ત કરે છે. જે માણસ પાપનાશક લિંગ પુરાણનો પાઠ અથવા શ્રવણ કરે છે, તે આ લોકમાં ઉત્તમ ભોગ ભોગવીને અંતમાં શિવલોકમાં જાય છે. તેઓ બને ભગવાન શિવના ભક્ત છે અને ગિરિજાવલ્લભ શિવના પ્રસાદથી આ લોક અને પરલોકમાં ઉત્તમ ભોગો ભોગવે છે, એમાં સંશય નથી. ૧–૨૧

तावुभौ शिवभक्तौ तु लोकद्वितयभोगिनौ ।
जायेतां गिरिजाभर्तुः प्रसादान्नात्र संशयः ॥२१॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં ચતુર્થ પાદસ્થ 'લિંગપુરાણ અનુક્રમણીનિરૂપણ' નામનો ૧૦૨ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૦૩ : વારાહપુરાણની અનુક્રમણીનું વર્ણન

ब्रह्मोवाच

शृणु वत्स प्रवक्ष्यामि वाराहं वै पुराणकम् ।
भागद्वययुतं शश्वद्विष्णुमाहात्म्यसूचकम् ॥ १ ॥

બ્રહ્મા બોલ્યા : હે વત્સ ! સાંભળો, હવે હું વારાહપુરાણનું વર્ણન કરું છું. આ બે ભાગોથી યુક્ત છે અને સનાતન ભગવાન વિષ્ણુના માહાત્મ્યનું સૂચક છે.

પૂર્વકાલમાં મારા વડે નિર્મિત માનવ-કલ્પના પ્રસંગને જ વિદ્વાનોમાં શ્રેષ્ઠ સાક્ષાત્ નારાયણ સ્વરૂપ વેદવ્યાસે ભૂતલ પર આ પુરાણમાં લિપિબદ્ધ કર્યો છે. વારાહપુરાણની શ્લોકસંખ્યા ચોવીસ હજાર છે. આમાં સર્વ પ્રથમ પૃથ્વી અને વારાહ ભગવાનનો શુભ સંવાદ છે. તે પછી આદિ સત્યયુગના વૃત્તાંતમાં રૈભ્યનું ચરિત્ર છે. પછી દુર્જયનાં ચરિત્ર અને શ્રાદ્ધકલ્પનું વર્ણન છે. ત્યાર બાદ મહાતપાનું આખ્યાન, ગૌરીની ઉત્પત્તિ,

વિનાયક, નાગગણ, સેનાની (કાર્તિકેય), આદિત્યગણ, દેવી, ધનદ તથા વૃષનું આખ્યાન છે. તે પછી સત્યતપાના વ્રતની કથા આપવામાં આવી છે. તે પછી અગસ્ત્ય-ગીતા તથા રુદ્રગીતા કહેવામાં આવી છે. મહિષાસુરના વિધ્વંસમાં બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર-ત્રણેયની શક્તિઓનું માહાત્મ્ય પ્રકટ કરવામાં આવ્યું છે. ત્યાર બાદ પર્વાધ્યાય, શ્વેતો-પાખ્યાન ગોપ્રદાનિક વગેરે સત્યયુગનો વૃત્તાંત મેં પ્રથમ ભાગમાં કહ્યો છે. પછી ભગવદ્ધર્મમાં વ્રત અને તીર્થોની કથાઓ છે. બત્રીસ અપરાધોનું શારીરિક પ્રાયશ્ચિત્ત બતાવવામાં આવ્યું છે. ઘણું કરીને બધાં જ તીર્થોના પૃથક્ પૃથક્ માહાત્મ્યનું વર્ણન છે. મથુરાનો મહિમા વિશેષરૂપથી આપવામાં આવ્યો છે. તે પછી શ્રાદ્ધ આદિની વિધિ છે. તદનંતર ઋષિપુત્રના પ્રસંગથી યમલોકનું વર્ણન, કર્મ-વિપાક તેમ જ વિષ્ણુવ્રતનું નિરૂપણ છે. ગોકર્ણના પાપનાશક માહાત્મ્યનું પણ વર્ણન કરવામાં આવ્યું છે. આ પ્રમાણે વારાહ-પુરાણનો આ પૂર્વભાગ કહેવામાં આવ્યો છે. ઉત્તર ભાગમાં પુલસ્ત્ય અને પુરુરાજના સંવાદમાં વિસ્તારપૂર્વક સર્વ તીર્થોના માહાત્મ્યનું પૃથક્ પૃથક્ વર્ણન છે. પછી સંપૂર્ણ ધર્મોની વ્યાખ્યા અને પુષ્કર નામક પુણ્ય પર્વનું પણ વર્ણન છે.

આ પ્રમાણે મેં તમને પાપનાશક વારાહ-પુરાણનો પરિચય આપ્યો. એ પુરાણ વાંચનારા અને સાંભળનારાઓના મનમાં ભગવદ્ભક્તિ વધારનારું છે. જે માણસ આ પુરાણ લખીને અને સુવર્ણની ગરુડની પ્રતિમા બનાવીને તલની ધેનુ સાથે ચૈત્રની પૂર્ણિમાને દિવસે ભક્તિપૂર્વક બ્રાહ્મણને દાન આપે છે, તે દેવતાઓ તથા મહર્ષિઓથી વંદિત થઈને ભગવાન વિષ્ણુના ધામને પ્રાપ્ત કરે છે.

જે વારાહપુરાણની આ અનુક્રમણિકાનું શ્રવણ અથવા પાઠ કરે છે; તે પણ ભગવાન વિષ્ણુનાં ચરણોમાં સંસારબંધનનો નાશ કરનારી ભક્તિ પ્રાપ્ત કરે છે. ૧-૧૭

यो वानुक्रमणीमेतां शृणोत्यपि पठत्यपि ।
सोऽपि भक्तिं लभेद्विष्णौ संसारोच्छेदकारिणीम् ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં ચતુર્થ પાદમાં 'વારાહપુરાણાનુક્રમણીવર્ણન' નામનો ૧૦૩ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૦૪: સ્કંદપુરાણની વિષયાનુક્રમણિકા

ब्रह्मोवाच

शृणु वत्स प्रवक्ष्यामि पुराणं स्कन्दसंज्ञकम् ।
यस्मिन्प्रतिपदं साक्षान्महादेवो व्यवस्थितः ॥ १ ॥

શ્રીબ્રહ્મા બોલ્યા: હે વત્સ! સાંભળો; હવે હું સ્કંદપુરાણનું વર્ણન કરું છું; આમાં પદેપદમાં સાક્ષાત્ મહાદેવજી વિરાજ-માન થયેલા છે.

મેં શતકોટિ પુરાણમાં શિવજીનો જે મહિમા ગાયો છે, તેના સારભૂત અર્થનું વ્યાસે સ્કંદપુરાણમાં વર્ણન કર્યું છે. આમાં સાત ખંડ પાડવામાં આવ્યા છે. સર્વ પાપોનો નાશ કરનારું સ્કંદપુરાણ એક્યાસી હજાર શ્લોકોથી યુક્ત છે. જે આનું શ્રવણ અથવા પાઠ કરે છે, તે સાક્ષાત્ ભગવાન શિવ જ છે. તત્પુરુષ કલ્પમાં પ્રચલિત શૈવ ધર્મોનું આમાં સ્કંદ દ્વારા પ્રતિપાદન કરવામાં આવ્યું છે. તે સર્વ પ્રકારની સિદ્ધિ પ્રદાન કરનારા છે. આના પ્રથમ ખંડનું નામ 'માહેશ્વર-ખંડ' છે. એ સર્વ પાપોનો નાશક છે. એમાં બાર હજારથી કંઈક ઓછા શ્લોક છે. એ પરમ પવિત્ર તથા વિશાળ કથાઓથી પરિ-પૂર્ણ છે. એમાં અનેક ઉત્તમ ચરિત્રો છે તથા એ ખંડ સ્કંદ સ્વામીના માહાત્મ્યનો સૂચક છે. માહેશ્વર-ખંડની અંતર્ગત કેદાર-માહાત્મ્યમાં પુરાણનો આરંભ થયેલો છે. એમાં પ્રથમ દક્ષયજ્ઞની કથા છે. તે પછી

શિવલિંગપૂજનનું ફળ બતાવવામાં આવ્યું છે. તે પછી સમુદ્રમંથનની કથા અને દેવરાજ ઈંદ્રના ચરિત્રનું કથન છે. પછી પાર્વતીજીનું ઉપાખ્યાન અને વિવાહનો પ્રસંગ છે. તે પછી કુમાર સ્કંદની ઉત્પત્તિ અને તારકાસુરની સાથે તેમના યુદ્ધનું વર્ણન છે. પછી પાશુપતનું ઉપાખ્યાન અને અને ચંડની કથા છે, તે પછી દૂતની નિયુક્તિનું કથન અને નારદજી સાથે થયેલા મેળાપનો વૃત્તાંત છે. તે પછી કુમારમાહાત્મ્યના પ્રસંગમાં પંચતીર્થની કથા છે. ધર્મવર્મા રાજાની કથા તથા નદીઓ અને સમુદ્રોનું વર્ણન છે. ત્યાર પછી ઈંદ્રદ્યુમ્ન અને નાડીજંઘની કથા છે. પછી મહી નદીનો પ્રાદુર્ભાવ અને દમનકની કથા છે, તે પછી મહીસાગરસંગમ અને કુમારેશનું વૃત્તાંત છે. તે પછી નાના પ્રકારનાં ઉપાખ્યાનો સહિત તારકયુદ્ધ અને તારકાસુરના વધનું વર્ણન છે. પછી પંચલિંગ સ્થાપનની કથા આવે છે. ત્યાર બાદ દ્વીપોનું પુણ્યમય વર્ણન; ઉપરના લોકોની સ્થિતિ, બ્રહ્માંડની સ્થિતિ અને તેનું પ્રમાણ તથા વર્કરેશની કથા છે. મહાકાલનો પ્રાદુર્ભાવ અને તેની પરમ અદ્‌ભુત કથા છે. તે પછી વાસુદેવનું માહાત્મ્ય અને કોટિતીર્થનું વર્ણન છે. તે પછી ગુપ્તક્ષેત્રમાં નાનાં તીર્થોનું આખ્યાન કહેવામાં આવ્યું છે. પાંડવોની પવિત્ર કથા અને બર્બરીકની સહાયતાથી મહાવિદ્યાના સાધનનો પ્રસંગ છે. તે પછી તીર્થયાત્રાની સમાપ્તિ છે. ત્યાર પછી અરુણાચલનું માહાત્મ્ય તથા સનક અને બ્રહ્માજીનો સંવાદ છે. ગૌરીની તપસ્યાનું વર્ણન તથા ત્યાંનાં ભિન્નભિન્ન તીર્થોનું વર્ણન છે. મહિષાસુરની કથા અને તેના વધનો પરમ અદ્‌ભુત પ્રસંગ કહેવામાં આવ્યો છે, દ્રોણાચલ પર્વત પર ભગવાન શિવનો નિત્ય નિવાસ જણાવવામાં આવ્યો છે. આ પ્રમાણે સ્કંદપુરાણમાં આ અદ્‌ભુત માહેશ્વરખંડ કહેવામાં આવ્યો છે.

બીજો વૈષ્ણવ ખંડ છે, હવે એનાં આખ્યાનોનું મારી પાસેથી શ્રવણ કરો. પ્રથમ ભૂમિ–વારાહ–સંવાદનું વર્ણન છે, જેમાં વેંકટાચલનું પાપનાશક માહાત્મ્ય જણાવવામાં આવ્યું છે. પછી કમલાની પવિત્ર કથા અને શ્રીનિવાસની સ્થિતિનું વર્ણન કરવામાં આવેલ છે. ત્યારબાદ કુંભારની કથા તથા સુવર્ણમુખરી નદીના માહાત્મ્યનું વર્ણન છે. પછી અનેક ઉપાખ્યાનોથી યુક્ત ભરદ્વાજની અદ્‌ભુત કથા છે. તે પછી મતંગ અને અંજનના પાપનાશક સંવાદનું વર્ણન છે. પછી ઉત્કલ પ્રદેશના પુરુષોત્તમ ક્ષેત્રનું માહાત્મ્ય કહેવામાં આવ્યું છે. તે પછી માર્કંડેયની કથા, રાજા અંબરીષનો વૃત્તાંત, ઈંદ્રદ્યુમ્નનું આખ્યાન અને વિદ્યાપતિની શુભ કથાનો ઉલ્લેખ છે. બ્રહ્મન્! એના પછી જૈમિનિ અને નારદનું આખ્યાન છે. પછી નીલકંઠ અને નૃસિંહનું વર્ણન છે. ત્યાર પછી અશ્વમેધ યજ્ઞની કથા અને રાજાનું બ્રહ્મલોકમાં ગમન કહેવામાં આવ્યું છે. તે પછી રથયાત્રાવિધિ અને જપ તથા સ્નાનનો વિધિ કહેવામાં આવ્યો છે. પછી દક્ષિણામૂર્તિનું ઉપાખ્યાન અને ગુંડિચાની કથા છે. રથરક્ષાનો વિધિ અને ભગવાનના શયનોત્સવનું વર્ણન છે. તે પછી રાજા શ્વેતનું ઉપાખ્યાન કહેવામાં આવ્યું છે. પછી પૃથુ ઉત્સવનું નિરૂપણ છે. ભગવાનના દોલોત્સવ તથા સાંવત્સરિક વ્રતનું વર્ણન છે. ત્યાર બાદ ઉદ્દાલકના નિયોગથી ભગવાન વિષ્ણુની નિષ્કામ પૂજાનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. પછી મોક્ષ-સાધન બતાવીને નાના પ્રકારના યોગોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. તે પછી દશાવતારની કથા અને સ્નાન આદિનું વર્ણન છે. તે પછી

બદરિકાશ્રમ–તીર્થનું પાપનાશક માહાત્મ્ય બતાવવામાં આવ્યું છે. તે પ્રસંગમાં અગ્નિ આદિ તીર્થોનો અને ગરુડશિલાનો મહિમા છે. ત્યાં ભગવાનના નિવાસનું કારણ બતાવવામાં આવ્યું છે. પછી કપાલમોચનતીર્થ, પંચધારાતીર્થ, અને મેરુસંસ્થાનની કથા છે. ત્યાર બાદ કાર્તિક માસનું માહાત્મ્ય પ્રારંભ થાય છે. તેમાં મદનાલસના માહાત્મ્યનું વર્ણન છે. ધૂમ્રકેશનું ઉપાખ્યાન અને કાર્તિક માસમાં પ્રત્યેક દિવસના કૃત્યનું કથન છે. અંતમાં ભીષ્મપંચક વ્રતનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. એ વ્રત ભોગ અને મોક્ષ આપનારું છે.

તે પછી માર્ગશીર્ષના માહાત્મ્યમાં સ્નાનનો વિધિ બતાવવામાં આવ્યો છે. પછી પુણ્ડ્રાદિ કીર્તન અને માલાધારણનું પુણ્ય કહેવામાં આવ્યું છે. ભગવાનને પંચામૃતથી સ્નાન કરાવવાનું તથા ઘંટાવાદન આદિનું પુણ્યફળ જણાવવામાં આવ્યું છે. નાના પ્રકારનાં ફૂલોથી ભગવાનની પૂજાનું ફળ અને તુલસી દળનું માહાત્મ્ય કહેવામાં આવ્યું છે. ભગવાનને નૈવેદ્ય અર્પણ કરવાનો મહિમા, એકાદશીના દિવસે કીર્તન, અખંડ એકાદશી વ્રત કરીને ઉપવાસી રહેવાનું પુણ્ય અને એકાદશીની રાત્રે જાગરણ કરવાનું ફળ જણાવવામાં આવ્યું છે. તે પછી મત્સ્યોત્સવનું વિધાન અને નામમાહાત્મ્યનું કીર્તન છે. ભગવાનના ધ્યાન આદિનું પુણ્ય તથા મથુરાનું માહાત્મ્ય જણાવવામાં આવ્યું છે. મથુરાતીર્થનું ઉત્તમ માહાત્મ્ય જુદું કહેવામાં આવ્યું છે અને ત્યાંનાં બાર વનોના મહિમાનું વર્ણન કરવામાં આવ્યું છે. તે પછી આ પુરાણમાં શ્રીમદ્ ભાગવતના ઉત્તમ માહાત્મ્યનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. આ પ્રસંગમાં વ્રજનાભ અને શાણ્ડિલ્યના સંવાદનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. વ્રજની આંતરિક લીલાઓનો એ પ્રકાશક છે. તે પછી માઘ માસમાં સ્નાન, દાન અને જપ કરવાનું માહાત્મ્ય, જે નાના પ્રકારનાં આખ્યાનોથી યુક્ત છે, તે જણાવવામાં આવ્યું છે. માઘમાહાત્મ્યનું દસ અધ્યાયોમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે. ત્યાર બાદ વૈશાખમાહાત્મ્યમાં શય્યાદાન આદિનું ફળ કહેવામાં આવ્યું છે. પછી જળદાનનો વિધિ, કામોપાખ્યાન, શુકદેવચરિત, વ્યાધની અદ્ભુત કથા અને અક્ષય તૃતીયા આદિના પુણ્યનું વિશેષ રૂપથી વર્ણન છે. તે પછી અયોધ્યામાહાત્મ્ય પ્રારંભ કરીને તેમાં ચક્રતીર્થ, બ્રહ્મતીર્થ, ઋણમોચનતીર્થ, પાપમોચનતીર્થ, સહસ્રધારાતીર્થ, સ્વર્ગદ્વારતીર્થ, ચંદ્રહરિતીર્થ, ધર્મહરિતીર્થ, સ્વર્ણવૃષ્ટિતીર્થની કથા અને તિલોદા–સરયૂ–સંગમનું વર્ણન છે. તે પછી સીતાકુંડ ગુપ્તહરિતીર્થ, સરયૂ–ઘાઘરા–સંગમ, ગોપ્રચારતીર્થ, ક્ષીરોદકતીર્થ અને બૃહસ્પતિકુંડ આદિ પાંચતીર્થોના મહિમાનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, પછી ઘોષાર્ક આદિ તેર તીર્થોનું વર્ણન છે. પછી ગયા કૂપના સર્વ પાપનાશક માહાત્મ્યનું કથન છે. તે પછી માંડવ્યાશ્રમ આદિ, અજિત આદિ તથા માનસ આદિ તીર્થોનું વર્ણન કરવામાં આવ્યું છે. આ પ્રમાણે આ બીજો વૈષ્ણવખંડ કહેવામાં આવ્યો છે.

હે મરીચે! આ પછી પરમ પુણ્યદાયક 'બ્રહ્મખંડ'નું વર્ણન સાંભળો. એમાં પ્રથમ સેતુમાહાત્મ્યથી પ્રારંભ કરીને તેમાં સ્નાન અને તેનાં દર્શનનું ફળ જણાવવામાં આવ્યું છે. પછી ગાલવની તપશ્ચર્યા તથા રાક્ષસની કથા છે. પછી દેવીપત્તનમાં ચક્રતીર્થ આદિનો મહિમા, વેતાલતીર્થનું માહાત્મ્ય, બ્રહ્મકુંડ આદિનું વર્ણન, હનુમત્કુંડનો મહિમા તથા અગસ્ત્યતીર્થનું કથન છે. રામતીર્થ આદિનું વર્ણન; લક્ષ્મીતીર્થનું નિરૂપણ; શંખ આદિ તીર્થોનો મહિમા તથા

સાધ્યામૃત આદિ તીર્થોના પ્રભાવનું વર્ણન છે. તે પછી ધનુષ્કોટિ આદિનું માહાત્મ્ય, ક્ષીરકુંડ આદિનો મહિમા તથા ગાયત્રી આદિ તીર્થોના માહાત્મ્યનું વર્ણન છે. પછી રામેશ્વરનો મહિમા, તત્ત્વજ્ઞાનનો ઉપદેશ તથા સેતુયાત્રા વિધિનું વર્ણન છે. એ મનુષ્યોને મોક્ષ આપનારું છે. તે પછી ધર્મારણ્યનું ઉત્તમ માહાત્મ્ય બતાવવામાં આવ્યું છે. એમાં ભગવાન શિવે સ્કંદને તત્ત્વનો ઉપદેશ કર્યો છે. તે પછી ધર્મારણ્યનો પ્રાદુર્ભાવ, તેના પુણ્યનું વર્ણન, કર્મસિદ્ધિનું ઉપાખ્યાન તથા ઋષિવંશનું નિરૂપણ છે. ત્યાર પછી ત્યાં અપ્સરા સંબંધી મુખ્ય તીર્થોનું માહાત્મ્ય કહેવામાં આવ્યું છે. તે પછી વર્ણાશ્રમધર્મના તત્ત્વનું નિરૂપણ કરવામાં આવ્યું છે. તે પછી દેવસ્થાન વિભાગ અને બકુલાદિત્યની શુભ કથાનું વર્ણન છે. તેમાં છત્રાનંદા, શાન્તા, શ્રીમાતા, મતંગિની અને પુણ્યદા—આ પાંચ દેવીઓ સદા રહેલી બતાવવામાં આવી છે. તે પછી તેમાં ઇંદ્ર આદિનો મહિમા તથા દ્વારકા આદિનું નિરૂપણ છે. લોહાસુરની કથા, ગંગાકૂપનું વર્ણન; શ્રીરામચંદ્રનું ચરિત્ર તથા સત્યમંદિરનું વર્ણન છે. પછી જીર્ણોદ્ધારના મહિમાનું કથન, આસનદાન, જાતિભેદ વર્ણન તથા સ્મૃતિધર્મનું નિરૂપણ છે. ત્યાર પછી અનેક ઉપાખ્યાનોથી યુક્ત વૈષ્ણવધર્મોનું વર્ણન છે. તે પછી પુણ્યમય ચાતુર્માસના માહાત્મ્યનો પ્રારંભ કરીને તેમાં પાલન કરવા યોગ્ય સર્વ ધર્મોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. પછી દાનની પ્રશંસા, વ્રતનો મહિમા, તપશ્ચર્યા અને પૂજાનું માહાત્મ્ય તથા સચ્છૂદ્રનું કથન છે. તે પછી પ્રકૃતિઓના ભેદનું કથન; શાલગ્રામના તત્ત્વનું નિરૂપણ; તારકાસુરનો વધ કેમ કરવો તેનો ઉપાય; ગરુડપૂજનનો મહિમા; વિષ્ણુનો શાપ; વૃક્ષભાવની પ્રાપ્તિ; પાર્વતીનો અનુનય, ભગવાન શિવનું તાણ્ડવનૃત્ય; રામનામના મહિમાનું નિરૂપણ; શિવલિંગપતનની કથા; પૈજવન શૂદ્રની કથા; પાર્વતીજીનો જન્મ અને ચરિત્ર; તારકાસુરનો અદ્ભુત વધ; પ્રણવના ઐશ્વર્યનું કથન; તારકાસુરના ચરિત્રનું પુનર્વર્ણન; દક્ષયજ્ઞની સમાપ્તિ; દ્વાદશાક્ષર મંત્રનું નિરૂપણ; જ્ઞાનયોગનું વર્ણન; દ્વાદશ સૂર્યોનો મહિમા તથા ચાતુર્માસ્ય માહાત્મ્યના શ્રવણ—આદિના પુણ્યનું વર્ણન કરવામાં આવ્યું છે. મનુષ્યને માટે એ કલ્યાણપ્રદ છે. તે પછી બ્રાહ્મોત્તર ભાગમાં ભગવાન શિવનો અદ્ભુત મહિમા, પંચાક્ષર મંત્રનું માહાત્મ્ય તથા ગોકર્ણના મહિમાનું વર્ણન છે. ત્યાર પછી શિવરાત્રીનો મહિમા, પ્રદોષ વ્રતનું વર્ણન તથા સોમવાર વ્રતનો મહિમા તેમ જ સીમંતિનીની કથા છે. પછી ભદ્રાયુની ઉત્પત્તિની કથા; સદાચાર નિરૂપણ; શિવકવચનો ઉપદેશ; ભદ્રાયુના વિવાહનું વર્ણન; ભદ્રાયુનો મહિમા; ભસ્મમાહાત્મ્ય વર્ણન; શબરનું ઉપાખ્યાન; ઉમા—મહેશ્વરવ્રતનો મહિમા; રુદ્રાક્ષનું માહાત્મ્ય; રુદ્રાધ્યાયના પુણ્ય તથા બ્રહ્મખંડના શ્રવણ આદિના પુણ્યમય મહિમાનું વર્ણન છે. આ પ્રમાણે આ બ્રહ્મખંડ બતાવવામાં આવ્યો છે.

તે પછી ચોથો પરમ ઉત્તમ 'કાશી ખંડ' છે, એમાં વિંધ્ય પર્વત અને નારદજીના સંવાદનું વર્ણન છે. પછી સત્યલોકનો પ્રભાવ, અગસ્ત્યના આશ્રમમાં દેવતાઓનું આગમન, પતિવ્રતાચરિત્ર તથા તીર્થયાત્રાની પ્રશંસા કરી છે. તે પછી સપ્તપુરીનું વર્ણન; સંયમિનીનું નિરૂપણ; શિવશર્માને સૂર્ય, ઇંદ્ર અને અગ્નિના લોકની થયેલી પ્રાપ્તિનો ઉલ્લેખ છે. અગ્નિનો પ્રાદુર્ભાવ; નિર્ઋતિ તથા વરુણની ઉત્પત્તિ; ગંધવતી, અલકાપુરી અને ઈશાનપુરીના ઉદ્ભવનું વર્ણન; ચંદ્ર, સૂર્ય બુધ, મંગળ તથા બૃહ-

સ્પતિના લોક; બ્રહ્મલોક, વિષ્ણુલોક, ધ્રુવલોક અને તપોલોકનું વર્ણન છે. ત્યાર પછી ધ્રુવલોકની પુણ્યમયી કથા; સત્યલોકનું નિરીક્ષણ; સ્કંદ–અગસ્ત્ય સંવાદ; મણિકર્ણિકાની ઉત્પત્તિ; ગંગાજીનું પ્રાકટ્ય; ગંગાસહસ્રનામ; કાશીપુરીની પ્રશંસા; ભૈરવનો આવિર્ભાવ; દંડપાણિ તથા જ્ઞાનવાપીનો ઉદ્ભવ; કલાવતીની કથા; સદાચાર નિરૂપણ; બ્રહ્મચારીનું આખ્યાન; સ્ત્રીનાં લક્ષણ; કર્તવ્ય–અકર્તવ્યનો નિર્દેશ; અવિમુક્તેશ્વરનું વર્ણન; ગૃહસ્થ યોગીના ધર્મ; કાલજ્ઞાન; દિવોદાસની પુણ્યમય કથા; કાશીનું વર્ણન; ભૂતલ પર માયા ગણપતિનો પ્રાદુર્ભાવ; વિષ્ણુમાયાનો પ્રપંચ; દિવોદાસનો મોક્ષ; પંચનદ તીર્થની ઉત્પત્તિ; બિંદુમાધવનું પ્રાકટ્ય; કાશીની વૈષ્ણવતીર્થ તરીકેની ખ્યાતિ; પછી શૂલધારી શંકરનું કાશીમાં આગમન; જૈગીષવ્યની સાથે સંવાદ; મહેશ્વરનું જ્યેષ્ઠેશ્વર નામાભિધાન; ક્ષેત્રાખ્યાન; કંદુકેશ્વર અને વ્યાઘ્રેશ્વરનો પ્રાદુર્ભાવ; શૈલેશ્વર; રત્નેશ્વર તથા કૃત્તિવાસેશ્વરનું પ્રાકટ્ય; દેવતાઓનું અધિષ્ઠાન; દુર્ગાસુરનું પરાક્રમ; દુર્ગાનો વિજય; ૐકારેશ્વરનું વર્ણન; પુનઃ ૐકારેશ્વરનું માહાત્મ્ય; ત્રિલોચનનો પ્રાદુર્ભાવ; કેદારેશ્વરનું આખ્યાન; ધર્મેશ્વરની કથા; વિષ્ણુભુજાનું પ્રાકટ્ય; વીરેશ્વરનું આખ્યાન; ગંગામાહાત્મ્યકીર્તન વિશ્વકર્મેશ્વરનો મહિમા; દક્ષયજ્ઞનો ઉદ્ભવ; સતીશ અને અમૃતેશ આદિનું માહાત્મ્ય; પરાશરનંદન વ્યાસજીની ભુજાઓનું સ્તંભન; ક્ષેત્રનાં તીર્થોનો સમુદાય; મુક્તિમંડપની કથા; વિશ્વનાથજીનો વૈભવ, તે પછી કાશીની યાત્રા અને પરિક્રમાનું વર્ણન–આ કાશીખંડના વિષય છે.

ત્યાર પછી પાંચમા 'અવન્તીખંડ'નું વર્ણન સાંભળો. એમાં મહાકાલવનનું આખ્યાન; બ્રહ્માના મસ્તકનું છેદન, પ્રાયશ્ચિત્તવિધિ; અગ્નિની ઉત્પત્તિ; દેવતાઓનું આગમન; દેવદીક્ષા; નાના પ્રકારનાં પાતકોનો નાશ કરનારું શિવસ્તોત્ર; કપાલમોચનની કથા; મહાકાલવનની સ્થિતિ; કલકલેશ્વરનું સર્વ પાપનાશક તીર્થ; અપ્સરાકુંડ; પુણ્યદાયક રુદ્રસરોવર, કુટુમ્બેશ; વિદ્યાધરેશ્વર તથા મર્કટેશ્વરતીર્થનું વર્ણન છે. તે પછી સ્વર્ગદ્વાર, ચતુઃસિંધુતીર્થ, શંકરવાપિકા; શંકરાદિત્ય, પાપનાશક ગંધવતીતીર્થ, દશાશ્વમેધિકતીર્થ, અનંશતીર્થ, હરિસિદ્ધિપ્રદતીર્થ, પિશાચાદિ યાત્રા; હનુમદીશ્વર, કવચેશ્વર, મહાકાલેશ્વરયાત્રા, વલ્મીકેશ્વરતીર્થ, શુક્રેશ્વર અને નક્ષત્રેશ્વરતીર્થનું ઉપાખ્યાન, કુશસ્થલીની પરિક્રમા, અક્રૂરતીર્થ, એકપાદતીર્થ, ચંદ્રાર્કવૈભવતીર્થ, કરભેશતીર્થ, લડુકેશ આદિ તીર્થ, માર્કણ્ડેશ્વરતીર્થ, યજ્ઞવાપીતીર્થ, સોમેશ્વરતીર્થ, નરકાન્તકતીર્થ, કેદારેશ્વર, રામેશ્વર, સૌભાગેશ્વર તથા નરાદિત્યતીર્થ, કેશવાદિત્ય, શક્તિભેદતીર્થ; સ્વર્ણસારસુખતીર્થ, ૐકારેશ્વર આદિ તીર્થ, અંધકાસુર દ્વારા સ્તુતિકીર્તન, કાલવનમાં શિવલિંગોની સંખ્યા તથા સ્વર્ગશૃંગેશ્વરતીર્થનું વર્ણન છે. પછી કુશસ્થલી, અવન્તી તેમ જ ઉજ્જયિનીપુરીનાં પદ્માવતી, કુમુદ્વતી, અમરાવતી, વિશાલા તથા પ્રતિકલ્પા–આ નામોનો ઉલ્લેખ છે. આમનું ઉચ્ચારણમાત્ર જ્વરની શાન્તિ કરનારું છે. તે પછી સિપ્રામાં સ્નાન આદિનું ફળ; નાગો દ્વારા કરવામાં આવેલી ભગવાન શિવની સ્તુતિ; હિરણ્યાક્ષ વધની કથા; સુંદર કુંડકતીર્થ; નીલગંગા, પુષ્કરતીર્થ, વિંધ્યવાસનતીર્થ; પુરુષોત્તમતીર્થ; અઘનાશનતીર્થ, ગોમતીતીર્થ, વામનકુંડ, વિષ્ણુસહસ્રનામ, વીરેશ્વરસરોવર, કાલભૈરવતીર્થ; નાગપંચમીનો મહિમા, નૃસિંહજયંતી, કુટુમ્બેશ્વર યાત્રા, દેવસાધકકીર્તન, કર્કરાજ નામનું તીર્થ, વિઘ્નેશાદિતીર્થ અને સુરોહનતીર્થનું વર્ણન કરવામાં આવ્યું છે. રુદ્રકુંડ આદિમાં અનેક તીર્થોનું નિરૂપણ

કરવામાં આવ્યું છે. ત્યાર પછી આઠ તીર્થોની પુણ્યમય યાત્રાનું વર્ણન છે. આ પછી નર્મદાનદીનું માહાત્મ્ય જણાવવામાં આવ્યું છે. એમાં ધર્મપુત્ર યુધિષ્ઠિરના વૈરાગ્ય તથા માર્કણ્ડેય સાથે તેમના થયેલા મિલનનું વર્ણન છે.

તે પછી પ્રથમના પ્રલયકાલીન અનુભવનું વર્ણન, અમૃતકીર્તન, દરેક કલ્પમાં નર્મદાનાં પૃથક્ પૃથક્ નામોનું વર્ણન; નર્મદાનું આર્ષસ્તોત્ર; કાલરાત્રિની કથા; મહાદેવજીની સ્તુતિ; પૃથક્ કલ્પની અદ્ભુત કથા વિશલ્યાની કથા; જાલેશ્વરની કથા; ગૌરી વ્રતનું વર્ણન; ત્રિપુરદાહની કથા; દેહપાતવિધિ; કાવેરીસંગમ; દારુતીર્થ, બ્રહ્માવર્ત, ઈશ્વરકથા, અગ્નિતીર્થ, સૂર્યતીર્થ; મેઘનાદાદિતીર્થ, દારુકતીર્થ, દેવતીર્થ, નર્મદેશતીર્થ, કપિલાતીર્થ, કરંજકતીર્થ, કુંડલેશતીર્થ; પિપ્પલાદતીર્થ; વિમલેશ્વરતીર્થ, શૂલભેદનતીર્થ, શચીહરણની કથા; અન્ધકનો વધ; શૂલભેદોદ્ભવતીર્થ; પૃથક્ પૃથક્ દાનધર્મ, દીર્ઘતપાની કથા; ઋષ્યશૃંગનું ઉપાખ્યાન; ચિત્રસેનની પવિત્ર કથા; કાશિરાજનો મોક્ષ; દેવશિલાની કથા; શબરીતીર્થ; પવિત્ર વ્યાધોપાખ્યાન, પુષ્કરિણીતીર્થ, અર્કતીર્થ, આદિત્યેશ્વરતીર્થ, શક્રતીર્થ, કરોટિકતીર્થ, કુમારેશ્વરતીર્થ, અગસ્ત્યેશ્વરતીર્થ; આનંદેશ્વરતીર્થ, માતૃતીર્થ, લોકેશ્વર, ધનદેશ્વર, મંગલેશ્વર તથા કામજતીર્થ, નાગેશ્વરતીર્થ, ગોપારતીર્થ, ગૌતમતીર્થ, શંખચૂડતીર્થ, નારદેશ્વરતીર્થ, નન્દિકેશ્વરતીર્થ, વરણેશ્વરતીર્થ, દધિસ્કન્દાદિતીર્થ, હનુમદીશ્વરતીર્થ, રામેશ્વર આદિ તીર્થ, સોમેશ્વર, પિંગલેશ્વર, ઋણમોક્ષેશ્વર, કપિલેશ્વર, પૂતિકેશ્વર, જલેશય, ચંડાર્ક, યમતીર્થ, કાલ્હોડીશ્વર, નંદિકેશ્વર; નારાયણેશ્વર, કોટીશ્વર, વ્યાસતીર્થ, પ્રભાસતીર્થ, નાગેશ્વરતીર્થ; સંકર્ષણતીર્થ; પ્રશ્રયેશ્વરતીર્થ; પુણ્યમય 'એરંડીસંગમતીર્થ; સુવર્ણશિલતીર્થ, કરંજતીર્થ, કામરતીર્થ, ભાણ્ડીરતીર્થ; રોહિણીભવતીર્થ; ચક્રતીર્થ; ધૌતપાપતીર્થ; આંગિરસતીર્થ; કોટિતીર્થ, અન્યોન્યતીર્થ, અંગારતીર્થ, ત્રિલોચનતીર્થ; ઈંદ્રેશતીર્થ, કંબુકેશતીર્થ, સોમેશતીર્થ, કોહલેશતીર્થ; નર્મદાતીર્થ, અર્કતીર્થ, આગ્નેયતીર્થ, ઉત્તમ ભાર્ગવેશ્વરતીર્થ, બ્રાહ્મતીર્થ, દૈવતીર્થ, માર્ગેશતીર્થ, આદિવારાહેશ્વર, રામેશ્વરતીર્થ, સિદ્ધેશ્વરતીર્થ, અહલ્યાતીર્થ; કંકટેશ્વરતીર્થ, શક્રતીર્થ, સોમતીર્થ, નાદેશતીર્થ, કોચેશતીર્થ, રુકિમણીસંભવતીર્થ, યોજનેશતીર્થ, વરાહેશતીર્થ; દ્વાદશીતીર્થ, શિવતીર્થ, સિદ્ધેશ્વરતીર્થ, મંગલેશ્વરતીર્થ, લિંગવારાહતીર્થ; કુંડેશતીર્થ, શ્વેતવારાહતીર્થ, ભાર્ગવેશતીર્થ; રવીશ્વરતીર્થ; શુકલ આદિ તીર્થ, હુંકારસ્વામિતીર્થ; સંગમેશ્વરતીર્થ, નહુષેશ્વરતીર્થ; મોક્ષણતીર્થ; પંચગોપદતીર્થ, નાગશાવકતીર્થ; સિદ્ધેશતીર્થ; માર્કણ્ડેયતીર્થ; અક્રુરતીર્થ; કામોદતીર્થ; શૂલરોપતીર્થ; માંડવ્યતીર્થ; ગોપકેશ્વરતીર્થ; કપિલેશ્વરતીર્થ; પિંગલેશ્વરતીર્થ, ભૂતેશ્વરતીર્થ; ગંગાતીર્થ; ગૌતમતીર્થ; અશ્વમેધતીર્થ, ભૃગુકચ્છતીર્થ, પાપનાશક કેદારેશતીર્થ; કલકલેશ (અથવા કનખલેશ) તીર્થ; જાલેશતીર્થ; શાલાગ્રામતીર્થ, વરાહતીર્થ, ચંદ્રપ્રભાસતીર્થ, આદિત્યતીર્થ, શ્રીપદતીર્થ, હંસતીર્થ, મૂલસ્થાનતીર્થ; શૂલેશ્વરતીર્થ, ઉગ્રતીર્થ, ચિત્રદૈવકતીર્થ, શિખીશ્વરતીર્થ, કોટિતીર્થ, દશકન્યાતીર્થ, ઋણમોચનતીર્થ, ભારતભૂતિતીર્થ, પુંખમંડિતતીર્થ, આમલેશતીર્થ, કપાલેશતીર્થ, શૃંગેરંડીતીર્થ, કોટિતીર્થ અને લોટલેશતીર્થ આદિનું વર્ણન છે. તે પછી ફલસ્તુતિ કહેવામાં આવી છે. તે પછી કૃમિજંગલ માહાત્મ્યના પ્રસંગમાં રોહિતાશ્વની કથા, ધુંધુમારનું ઉપાખ્યાન, તેના વધનો ઉપાય, ધુંધુવધ, ચિત્રવહનો ઉદ્ભવ, તેનો મહિમા,

ચંડીશનો પ્રભાવ, રતીશ્વર, કેદારેશ્વર, લક્ષતીર્થ, વિષ્ણુપદીતીર્થ, મુખારતીર્થ, ચ્યવનાંધતીર્થ, બ્રહ્મસરોવર, ચક્રતીર્થ, લલિતોપાખ્યાન, બહુગોમુખતીર્થ, સદ્રાવર્તતીર્થ, માર્કંડેયતીર્થ, પાપનાશકતીર્થ, શ્રવણેશતીર્થ, શુક્લપટતીર્થ, દેવાન્ધુપ્રેતતીર્થ, જિહ્વોદતીર્થનું પ્રાકટ્ય, શિવોદ્ભેદતીર્થ અને ફલશ્રુતિ–આ વિષયોનું વર્ણન છે. આ સર્વ અવંતીખંડનું વર્ણન કરવામાં આવ્યું. આ શ્રોતાઓનાં પાપોનો નાશ કરનાર છે.

આના પછી નાગરખંડનો પરિચય આપવામાં આવે છે. એમાં લિંગોત્પત્તિનું વર્ણન છે. હરિશ્ચંદ્રની શુભકથા, વિશ્વામિત્રનું માહાત્મ્ય, ત્રિશંકુનું સ્વર્ગલોકમાં ગમન, હાટકેશ્વર માહાત્મ્યના પ્રસંગમાં વૃત્રાસુરનો વધ, નાગબિલ, શંખતીર્થ, અચલેશ્વરનું વર્ણન, ચમત્કારપુરની ચમત્કારપૂર્ણ કથા, ગયશીર્ષતીર્થ, બાલશતીર્થ, બાલમંડતીર્થ, મૃગતીર્થ, વિષ્ણુપાદ, ગોકર્ણ, યુગરૂપ, સમાશ્રય તથા સિદ્ધેશ્વરતીર્થ, નાગસરોવર, સપ્તર્ષિતીર્થ, અગસ્ત્યતીર્થ, ભ્રૂણગર્ત, નલેશતીર્થ, ભીષ્મતીર્થ, વૈદૂર મરકતતીર્થ, શર્મિષ્ઠાતીર્થ, સોમનાથતીર્થ, દુર્ગાતીર્થ, આનર્તકેશ્વરતીર્થ; જમદગ્નિવધની કથા, પરશુરામ દ્વારા ક્ષત્રિયોના સંહારનું કથાનક, રામહૃદ, નાગપુરતીર્થ, ષડ્લિંગતીર્થ, યજ્ઞભૂતીર્થ, મુંડીરાદિતીર્થ, ત્રિકાર્કતીર્થ, સતીપરિણયતીર્થ, રુદ્રશીર્ષતીર્થ, યોગેશતીર્થ, વાલખિલ્યતીર્થ, ગરુડતીર્થ, લક્ષ્મીજીનો શાપ; સપ્તવિંશતીર્થ, સોમપ્રાસાદતીર્થ, અંબાવૃદ્ધતીર્થ, અગ્નિતીર્થ, બ્રહ્મકુંડ, ગોમુખતીર્થ, લોહયષ્ટિતીર્થ, અજાપાલેશ્વરીદેવી, શનૈશ્ચરતીર્થ, રાજવાપી, રામેશ્વર, લક્ષ્મણેશ્વર, કુશેશ્વર, લવેશ્વરલિંગ, સર્વોત્તમોત્તમ અડસઠ તીર્થોનાં નામ; દમયંતીપુત્ર ત્રિજાતકની કથા, રેવતી અંબાની સ્થાપના, ભક્તિકાતીર્થનો આવિર્ભાવ, ક્ષેમંકરીદેવી, કેદારક્ષેત્રનો પ્રાદુર્ભાવ; શુક્લતીર્થ, મુખારકતીર્થ, સત્યસંધેશ્વરનું આખ્યાન, કર્ણોત્પલાની કથા, અટેશ્વરતીર્થ, યાજ્ઞવલ્ક્યતીર્થ, ગૌરીગણેશતીર્થ, વાસ્તુપદતીર્થનું આખ્યાન, અજાગ્રહાદેવીની કથા, સૌભાગ્યાંધતીર્થ, શૂલેશ્વરલિંગ, ધર્મરાજની કથા, મિષ્ટાન્નદેવેશ્વરનું આખ્યાન, ત્રણ ગણપતિનો આવિર્ભાવ, જાબાલિચરિત, મકરેશની કથા, કાલેશ્વરી અને અંધકનું આખ્યાન, આપ્સરસકુંડ, પુષ્યાદિત્યતીર્થ, રોહિતાશ્વતીર્થ, નાગરબ્રાહ્મણોની ઉત્પત્તિનું કથન, ભાર્ગવચરિત, વિશ્વામિત્રચરિત્ર, સારસ્વતતીર્થ, પિપ્પલાદતીર્થ, કંસારીશ્વરતીર્થ, પિંડકતીર્થ, બ્રહ્માનું યજ્ઞાનુષ્ઠાન, સાવિત્રીની કથા, રૈવતકનું આખ્યાન, ભર્તૃયજ્ઞનું વૃત્તાંત, મુખ્ય તીર્થોનું નિરીક્ષણ, કુરુક્ષેત્ર, હાટકેશ્વર ક્ષેત્ર અને પ્રભાસક્ષેત્ર–આ ત્રણેય ક્ષેત્રોનું વર્ણન, પુષ્કરારણ્ય, નૈમિષારણ્ય તથા ધર્મારણ્ય,–આ ત્રણ અરણ્યોનું વર્ણન; વારાણસી, દ્વારકા તથા અવંતી–આ ત્રણ પુરિઓનું વર્ણન; વૃન્દાવન, ખાણ્ડવ વન અને અદ્વૈતવન–આ ત્રણ વનોનો ઉલ્લેખ; કલ્પગ્રામ, શાલગ્રામ તથા નંદિગ્રામ–આ ત્રણ ઉત્તમ ગ્રામોનું પ્રતિપાદન; અસિતીર્થ, શુક્લતીર્થ અને પિતૃતીર્થ–આ ત્રણ તીર્થોનું નિરૂપણ; શ્રીશૈલ, અર્બુદગિરિ તથા રૈવતગિરિ–આ ત્રણ પર્વતોનું વર્ણન; ગંગા, નર્મદા અને સરસ્વતી–આ ત્રણ નદીઓનું નામ ઉચ્ચારણ, આમાંના એકેએકનું કીર્તન સાડાત્રણ કરોડ તીર્થોનું ફળ આપનારું છે, ઇત્યાદિ વિષયોનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. કૂપિકાતીર્થ, શંખતીર્થ, ચામરતીર્થ અને બાલમંડનતીર્થ–આ ચારેયનું ઉચ્ચારણ હાટકેશ્વર ક્ષેત્રનું ફળ આપનાર છે. આ સર્વ તીર્થોના વર્ણન પછી સામ્બાદિત્યનો મહિમા, શ્રાદ્ધકલ્પનું નિરૂપણ, યુધિષ્ઠિર–ભીષ્મસંવાદ, અંધક (અંધકારપૂર્ણ નરક), જલશાયીનું માહાત્મ્ય, ચાતુર્માસ્યવ્રત, અશૂન્યશયન વ્રત,

મંકણેશનો મહિમા, શિવરાત્રિનું માહાત્મ્ય, તુલાપુરુષદાન, પૃથ્વીદાન, વાલકેશ્વર, કપાલમોચનેશ્વર, પાપપિંડ, સપ્તલિંગ, યુગમાન આદિનું વર્ણન, નિમ્બેશ્વર અને શાકંભરીની કથા; અગિયાર રુદ્રોના પ્રાકટ્યનું વર્ણન, દાનમાહાત્મ્ય તથા દ્વાદશ આદિત્યનું કીર્તન, આ સર્વ વિષયોનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. આ પ્રમાણે આ નાગર ખંડ કહેવામાં આવ્યો છે.

હવે 'પ્રભાસ ખંડ'નું વર્ણન કરવામાં આવે છે. આમાં સોમનાથ, વિશ્વનાથ, મહાન પુણ્યપ્રદ અર્કસ્થળ તથા સિદ્ધેશ્વર આદિનું આખ્યાન પૃથક્ પૃથક્ કહેવામાં આવ્યું છે. તે પછી અગ્નિતીર્થ, કપર્દીશ્વર, ઉત્તમ ગતિદાયક કેદારેશ્વર, ભીમેશ્વર, ભૈરવેશ્વર, ચંડીશ્વર, ભાસ્કરેશ્વર, ચંદ્રેશ્વર, મંગલેશ્વર, બુધેશ્વર, બૃહસ્પતીશ્વર, શુક્રેશ્વર, શનૈશ્ચરેશ્વર, રાહ્‌વીશ્વર, કેત્વીશ્વર આદિ શિવવિગ્રહોનું વર્ણન છે. ત્યાર પછી સિદ્ધેશ્વર આદિ અન્ય પાંચ રુદ્રોની સ્થિતિનું વર્ણન કરવામાં આવ્યું છે. વરારોહા, અજાપાલા, મંગલા, લલિતેશ્વરી, લક્ષ્મીશ્વર, વાડવેશ્વર, ઉર્વીશ્વર, કામેશ્વર, ગૌરીશ્વર, વરુણેશ્વર, દુર્વાસેશ્વર, ગણેશ્વર, કુમારેશ્વર, ષડ્કલ્પ, શકુલીશ્વર, કોટીશ્વર તથા બાલરૂપધારી બ્રહ્મા આદિની ઉત્તમ કથા છે. તે પછી નરકેશ્વર, સંવર્તેશ્વર, નિધીશ્વર, બલભદ્રેશ્વર, ગંગા, ગણપતિ, જામ્બવતી નદી, પાણ્ડુકૂપ, શતમેધ, લક્ષમેધ અને કોટિમેધની શ્રેષ્ઠ કથા છે. દુર્વાસાદિત્ય, ઘટસ્થાન, હિરણ્યાસંગમ, નાગરાદિત્ય, શ્રીકૃષ્ણ, સંકર્ષણ, સમુદ્રકુમારી, ક્ષેત્રપાલ, બ્રહ્મેશ્વર, પિંગલાસંગમેશ્વર, શંકરાદિત્ય, ઘટેશ્વર, ઋષિતીર્થ, નંદાદિત્ય, ત્રિતકૂપ, સોમપાન, પર્ણાદિત્ય અને ન્યંકુમતીની પણ અદ્‌ભુત કથાનો ઉલ્લેખ છે. તે પછી વારાહસ્વામીનું વૃત્તાંત, છાયાલિંગ, ગુલ્ફ, કનકનંદા કુંતી અને ગંગેશની કથા છે. પછી સૂર્યપ્રાચી, ત્રીક્ષણ અને ઉમાનાથની કથા છે. તે પછી ચમસોદ્‌ભેદેશ્વર, વિદુરેશ્વર, ત્રિલોકેશ્વર, મંકણેશ્વર, ત્રૈપુરેશ્વર તથા ષણ્ડતીર્થની કથા છે. પૃથિવ્યુદ્ધાર શૂલસ્થલ, ચ્યવનાદિત્ય અને ચ્યવનેશ્વરનું વૃત્તાંત છે. તે પછી અજાપાલેશ્વર, બાલાદિત્ય, કુબેરસ્થલ તથા ઋષિલોપાની પુણ્યમય કથા છે, તેમ જ શૃંગાલેશ્વરનું માહાત્મ્યકીર્તન છે. પછી નારદાદિત્યની કથા, નારાયણના સ્વરૂપનું નિરૂપણ, તપ્તકુંડનો મહિમા તથા મૂલચંડીશ્વરનું વર્ણન છે. ચતુર્ભુજ ગણેશ અને કલંબેશ્વરની કથા, ગોપાલસ્વામી, બકુલસ્વામી અને મરુદ્‌ગણની પણ કથા છે. તે પછી ક્ષેમાદિત્ય, ઉન્નતવિઘ્નેશ, તલસ્વામી, કાલમેઘ, રુક્મિણી, દુર્વાસેશ્વર, ભદ્રેશ્વર, શંખાવર્ત, મોક્ષતીર્થ, ગોષ્પદતીર્થ, અચ્યુતગ્રહ, જાલેશ્વર, ૐકારેશ્વર, ચંડીશ્વર, આશાપુરનિવાસી વિઘ્નેશ અને કલાકુંડની અદ્‌ભુત કથા છે. કપિલેશ્વર અને જરદ્‌ગવ શિવની પણ વિચિત્ર કથાનો ઉલ્લેખ છે. નલેશ્વર, કર્કોટકેશ્વર, હાટકેશ્વર, નારદેશ્વર, યંત્રભૂષા, દુર્ગકૂટ અને ગણેશની કથાનો પણ ઉલ્લેખ છે. સુપર્ણભૈરવી અને એલાભૈરવી તથા ભિલ્લતીર્થનો પણ મહિમા છે. તે પછી કર્દમાલતીર્થ અને ગુપ્ત સોમનાથનું વર્ણન છે. તે પછી બહુસ્વર્ણેશ્વર, શૃંગેશ્વર, કોટીશ્વર, માર્કણ્ડેશ્વર, કોટીશ તથા દામોદરગૃહની માહાત્મ્યકથા છે. ત્યાર પછી સ્વર્ણરેખા, બ્રહ્મકુંડ, કુંતીશ્વર, ભીમેશ્વર, મૃગીકુંડ તથા સર્વસ્વ—આ વસ્ત્રાપથ ક્ષેત્રમાં કહેવામાં આવ્યાં છે. તત્પશ્ચાત્ દુર્ગાભલ્લેશ, ગંગેશ, રૈવતેશ, અર્બુદેશ્વર, અચલેશ્વર, નાગતીર્થ, વસિષ્ઠાશ્રમ, ભદ્રકર્ણ, ત્રિનેત્ર, કેદાર, તીર્થાગમન, કોટીશ્વર, રૂપતીર્થ અને હૃષીકેશ—આ અદ્‌ભુત માહાત્મ્યકથાઓ છે. તે પછી સિદ્ધેશ્વર, શુક્રેશ્વર, મણિકર્ણીશ્વર, પંગુ-

તીર્થ, યમતીર્થ, વારાહીતીર્થ આદિનાં માહાત્મ્યનું વર્ણન છે. પછી ચંદ્રપ્રભાસ, પિંડોદક, શ્રીમાતા, શુક્લતીર્થ, કાત્યાયની-દેવી, પિંડારકતીર્થ, કનખલતીર્થ, ચક્રતીર્થ, માનુષતીર્થ, કપિલાગ્નિતીર્થ તથા રક્તાનુબંધ આદિ માહાત્મ્યકથાઓનો ઉલ્લેખ છે. તે પછી ગણેશતીર્થ, પાર્થેશ્વરતીર્થ અને ઉજ્જ્વલતીર્થની યાત્રામાં ચંડીસ્થાન, નાગોદ્ભવ, શિવકુંડ, મહેશતીર્થ તથા કામેશ્વરનું માહાત્મ્યવર્ણન અને માર્કણ્ડેયની ઉત્પત્તિ-કથા છે. પછી ઉદ્દાલકેશ અને સિદ્ધેશનાં સમીપવર્તી તીર્થોની પૃથક્ પૃથક્ કથાઓ છે; તે પછી શ્રીદેવમાતાની ઉત્પત્તિ, વ્યાસ અને ગૌતમતીર્થની કથા, કુલતંતારતીર્થનું માહાત્મ્ય તથા રામતીર્થ તેમ જ કોટિતીર્થનો મહિમા છે. ચંદ્રોદ્ભેદતીર્થ, ઈશાનતીર્થ અને બ્રહ્મસ્થાનની ઉત્પત્તિનું અદ્ભુત માહાત્મ્ય છે તથા ત્રિપુષ્કર, રુદ્રહ્રદ અને ગુહેશ્વરની શુભ કથા પણ છે. તે પછી અવિમુક્તનો મહિમા, ઉમા-મહેશ્વરનું માહાત્મ્ય, મહૌજાનો પ્રભાવ અને જંબૂતીર્થનું મહત્ત્વ કહેવામાં આવ્યું છે. ગંગાધર અને મિશ્રકની કથા તેમ જ ફલસ્તુતિનું પણ વર્ણન છે. તદનંતર દ્વારકા-માહાત્મ્યના પ્રસંગમાં ચંદ્રશર્માની કથા છે.

જાગરણ અને પૂજન આદિનું આખ્યાન, એકાદશી વ્રતનો મહિમા; મહાદ્વાદશીનું આખ્યાન; પ્રહ્લાદ અને ઋષિઓનો સમાગમ; દુર્વાસાનું ઉપાખ્યાન; યાત્રાની પ્રારંભિક વિધિ, ગોમતિની ઉત્પત્તિ કથા, તેમાં સ્નાન આદિનું ફળ, ચક્રતીર્થનું માહાત્મ્ય, ગોમતી-સાગરસંગમ, સનકાદિ કુંડનું આખ્યાન, મૃગતીર્થની કથા, ગોપ્રચારની પવિત્ર કથા, ગોપીઓનું દ્વારકામાં આગમન, ગોપીસરોવરનું આખ્યાન, બ્રહ્મતીર્થ આદિનું કીર્તન, પાંચ નદીઓના આગમનની કથા, અનેક પ્રકારનાં ઉપાખ્યાન, શિવલિંગ, ગદાતીર્થ અને શ્રીકૃષ્ણપૂજન આદિનું વર્ણન છે. ત્રિવિક્રમ મૂર્તિનું વર્ણન, દુર્વાસા અને શ્રીકૃષ્ણનો સંવાદ, કુશ દૈત્યના વધની કથા, વિશેષપૂજનનું ફળ, ગોમતી અને દ્વારકામાં તીર્થોના આગમનનું વર્ણન, શ્રીકૃષ્ણમંદિરનાં દર્શન, દ્વારવતીમાં અભિષેક, ત્યાં તીર્થોના નિવાસની કથા અને દ્વારકાના પુણ્યનું વર્ણન છે.

બ્રાહ્મણો! આ પ્રમાણે સર્વોત્તમ કથાઓથી યુક્ત શિવમાહાત્મ્યનું પ્રતિપાદન કરનારા સ્કંદ પુરાણમાં આ સાતમો પ્રભાસ-ખંડ કહેવામાં આવ્યો છે. જે આ લખીને સુવર્ણમય ત્રિશૂલની સાથે માઘમાસની પૂર્ણિમાને દિવસે સત્કારપૂર્વક બ્રાહ્મણને દાન આપે છે, તે સદા ભગવાન શિવના લોકમાં આનંદ પામે છે. ૧-૨૧૩

लिखित्वैतत्तु यो दद्याद्धेमशूलसमन्वितम् ।
माघ्यां सत्कृत्य विप्राय स शैवे मोदते पदे ॥२१३॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં ચતુર્થપાદમાં 'સ્કંદપુરાણ અનુક્રમણીવર્ણન' નામનો ૧૦૪મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૦૫ : વામનપુરાણની અનુક્રમણિકાનું નિરૂપણ

ब्रह्मोवाच

श्रृणु वत्स प्रवक्ष्यामि पुराणं वामनाभिधम् ।
त्रिविक्रमचरित्राढ्यं दशसाहस्रसंख्यकम् ॥ १ ॥

બ્રહ્માજી બોલ્યા : વત્સ! સાંભળો. હવે હું ત્રિવિક્રમ ચરિત્રથી યુક્ત વામનપુરાણનું વર્ણન કરું છું. આની શ્લોકસંખ્યા દસ હજાર છે. આમાં કૂર્મકલ્પનું વૃત્તાન્ત છે અને ત્રિવર્ગની કથા છે. આ પુરાણ બે ભાગોથી યુક્ત છે અને વક્તા-શ્રોતા બંને માટે શુભકારક છે. આમાં પ્રથમ પુરાણના સંબંધમાં પ્રશ્ન છે. પછી બ્રહ્માજીના શિરચ્છેદની કથા, કપાલમોચનનું આખ્યાન અને દક્ષ-યજ્ઞ-વિધ્વંસનું વર્ણન છે. તે પછી ભગવાન હરની કાલરૂપ સંજ્ઞા; મદન-

દહન, પ્રહ્લાદ–નારાયણ યુદ્ધ, દેવાસુરસંગ્રામ, સુકેશી અને સૂર્યની કથા, કામ્યવ્રતનું વર્ણન, શ્રીદુર્ગાચરિત્ર, તપતીચરિત્ર, કુરુક્ષેત્ર વર્ણન, અનુપમ સત્યામાહાત્મ્ય, પાર્વતીજન્મની કથા, તપતીનો વિવાહ, ગૌરી ઉપાખ્યાન, કૌશિકી ઉપાખ્યાન, કુમારચરિત્ર, અંધકવધની કથા, સાધ્યોપાખ્યાન, જાબાલિચરિત, અરજાની અદ્ભુત કથા, અંધકાસુર અને ભગવાન શંકરનું યુદ્ધ, અંધકને ગણત્વની પ્રાપ્તિ, મરુદ્ગણોના જન્મની કથા, રાજા-બલિનું ચરિત્ર, લક્ષ્મીચરિત્ર, ત્રિવિક્રમ-ચરિત્ર, પ્રહ્લાદની તીર્થયાત્રા અને તદન્તર્ગત અનેક મંગલમય કથાઓ; ધુન્ધુચરિત, પ્રેતોપાખ્યાન, નક્ષત્રપુરુષની કથા, શ્રીદામાનું ચરિત્ર, ત્રિવિક્રમચરિત્રના અંતમાં બ્રહ્માજી દ્વારા કહેવામાં આવેલું ઉત્તમસ્તોત્ર તથા પ્રહ્લાદ અને બલિના સંવાદમાં સુતલ-લોકમાં શ્રીહરિની પ્રશંસાનો ઉલ્લેખ છે. બ્રહ્મન્! આ પ્રમાણે મેં તમને આ પુરાણનો પૂર્વભાગ જણાવ્યો. હવે આ વામનપુરાણના ઉત્તરભાગનું શ્રવણ કરો. ઉત્તર ભાગમાં ચાર સંહિતાઓ છે. એ પૃથક્‌પૃથક્ એક એક સહસ્ર શ્લોકોથી યુક્ત છે. તેમનાં નામ આ પ્રમાણે છે–માહેશ્વરી, ભાગવતી, સૌરી અને ગાણેશ્વરી. માહેશ્વરી સંહિતામાં શ્રીકૃષ્ણ તથા તેમના ભક્તોનું વર્ણન છે. ભાગવતી સંહિતામાં જગદંબાના અવતારની અદ્ભુત કથા છે. સૌરી સંહિતામાં ભગવાન સૂર્યના પાપનાશક મહિમાનું વર્ણન છે. ગાણેશ્વરી સંહિતામાં ભગવાન શિવ તથા ગણેશજીના ચરિત્રનું વર્ણન કરવામાં આવ્યું છે.

આ વામન નામનું અત્યંત વિચિત્ર પુરાણ મહર્ષિ પુલસ્ત્યે મહાત્મા નારદને કહ્યું છે. નારદ પાસેથી મહાત્મા વ્યાસને પ્રાપ્ત થયું છે અને વ્યાસ પાસેથી તેમના શિષ્ય રોમહર્ષણને મળ્યું છે. રોમહર્ષણે નૈમિષારણ્યનિવાસી શૌનકાદિ બ્રહ્મર્ષિઓને આ પુરાણ કહ્યું હતું. આ રીતે આ મંગલ-મય વામનપુરાણ પરંપરાથી પ્રાપ્ત થયેલું છે. જે માણસો આનો પાઠ અને આનું શ્રવણ કરે છે તેઓ પણ પરમ ગતિને પ્રાપ્ત થાય છે. જે આ પુરાણ લખીને શરત્કાલના વિષુવયોગમાં વેદવેત્તા બ્રાહ્મણને ઘૃતધેનુ સાથે આનું દાન કરે છે, તે પોતાના પિતૃઓનો નરકમાંથી ઉદ્ધાર કરી તેમને સ્વર્ગમાં પહોંચાડી દે છે અને પોતે પણ અનેક પ્રકારના ભોગોનો ઉપભોગ કરી દેહત્યાગ પછી વિષ્ણુના પરમ પદને પ્રાપ્ત કરે છે. ૧–૨૨

स समुद्धृत्य नरकान्नयेत्स्वर्गं पितॄन्स्वकान् ।
देहान्ते मुक्तभोगोऽसौ याति विष्णोः परं पदम् ॥२२

ઇતિ શ્રીનારદ મહાપુરાણમાં પૂર્વભાગમાં ચતુર્થપાદમાં 'વામનપુરાણની અનુક્રમણિકાનું નિરૂપણ' નામનો ૧૦૫ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૦૬ઃ કૂર્મપુરાણની વિષયસૂચી

ब्रह्मोवाच

शृणु वत्स मरीचे त्वं पुराणं कूर्मसंज्ञकम् ।
लक्ष्मीकल्पानुचरितं यत्र कूर्मवपुर्हरिः ॥ १ ॥

બ્રહ્મા બોલ્યા: વત્સ મરીચે! હવે તમે કૂર્મપુરાણનો પરિચય સાંભળો. આમાં લક્ષ્મીકલ્પનું વૃત્તાંત છે. આ પુરાણમાં કૂર્મ-રૂપધારી દયામય શ્રીહરિએ ઇંદ્રદ્યુમ્નના પ્રસંગથી મહર્ષિઓને ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું પૃથક્ પૃથક્ માહાત્મ્ય સંભળાવ્યું છે. આ શુભ પુરાણ ચાર સંહિતા-ઓમાં વિભક્ત છે. આની શ્લોકસંખ્યા સત્તર હજાર છે. મુને! આમાં અનેક પ્રકારની કથાઓના પ્રસંગથી મનુષ્યોને સદ્ગતિ પ્રદાન કરનારા નાના પ્રકારના બ્રાહ્મણ-ધર્મ કહેવામાં આવ્યા છે. આના પૂર્વ ભાગમાં પ્રથમ પુરાણનો ઉપક્રમ છે. ત્યાર બાદ

લક્ષ્મી અને ઇંદ્રદ્યુમ્નનો સંવાદ, કૂર્મ અને મહર્ષિઓની વાર્તા, વર્ણાશ્રમ સંબંધી આચારનું કથન, જગતની ઉત્પત્તિનું વર્ણન, સંક્ષેપથી કાલસંખ્યાનું નિરૂપણ, પ્રલયના અંતમાં ભગવાનનું સ્તવન, સંક્ષેપથી સૃષ્ટિનું વર્ણન, શંકરનું ચરિત્ર, પાર્વતીસહસ્રનામ, યોગનિરૂપણ, ભૃગુવંશવર્ણન, સ્વાયંભુવ મનુ તથા દેવતા આદિની ઉત્પત્તિ, દક્ષ-યજ્ઞનો વિધ્વંસ, દક્ષસૃષ્ટિ કથન, કશ્યપના વંશનું વર્ણન, અત્રિવંશનો પરિચય, શ્રી-કૃષ્ણનું શુભ ચરિત્ર, માર્કંડેય–શ્રીકૃષ્ણ સંવાદ, વ્યાસ–પાંડવ સંવાદ, યુગધર્મનું વર્ણન, વ્યાસજૈમિનિ કથા, કાશી તથા પ્રયાગનું માહાત્મ્ય, ત્રણે લોકોનું વર્ણન અને વૈદિકશાખાનું નિરૂપણ છે. આ પુરાણ-ના ઉત્તર ભાગમાં પ્રથમ ઈશ્વરીય ગીતા ને તે પછી વ્યાસગીતા છે.' જે નાના પ્રકાર-ના ધર્મોનો ઉપદેશ આપનારી છે. એ સિવાય નાના પ્રકારનાં તીર્થોનું પૃથક્ પૃથક્ માહાત્મ્ય જણાવવામાં આવ્યું છે. તે પછી પ્રતિસર્ગનું વર્ણન છે. આ 'બ્રાહ્મી સંહિતા' કહેવામાં આવી છે.

એના પછી 'ભાગવતી સંહિતા'ના વિષયોનું નિરૂપણ છે, જેમાં વર્ણોની પૃથક્ પૃથક્ વૃત્તિ જણાવવામાં આવી છે. એના પ્રથમ પાદમાં બ્રાહ્મણોની સદાચારરૂપ સ્થિતિ જણાવવામાં આવી છે, જે ભોગ અને સુખ વધારનારી છે. દ્વિતીય પાદમાં જેનો આશ્રય લઈને મનુષ્ય પોતાનાં પાપોનો અહીં જ નાશ કરીને સ્વર્ગલોકમાં ચાલ્યા જાય છે, તે ક્ષત્રિયવૃત્તિનું સારી પેઠે નિરૂપણ કરવામાં આવ્યું છે. તૃતીય પાદમાં જેના આચરણથી ઉત્તમ ગતિની પ્રાપ્તિ થાય છે, તે વૈશ્યોની ચાર પ્રકારની વૃત્તિ કહેવામાં આવી છે. એવી જ રીતે એના ચતુર્થ પાદમાં શૂદ્રોની વૃત્તિ કહેવામાં આવી છે, કે જેનાથી મનુષ્યોના કલ્યાણની વૃદ્ધિ કરનારા ભગવાન લક્ષ્મી-પતિ સંતુષ્ટ થાય છે. ત્યાર પછી ભાગવતી સંહિતાના પાંચમા પાદમાં સંકર જાતિઓની વૃત્તિ કહેવામાં આવી છે, કે જેના આચરણથી તે ભવિષ્યમાં ઉત્તમગણને પ્રાપ્ત કરી લે છે. હે મુને! આ પ્રમાણે દ્વિતીય સંહિતા પાંચ પાદોથી યુક્ત કહેવામાં આવી છે.

એના ઉત્તર ભાગમાં ત્રીજી સંહિતા 'ગૌરી સંહિતા' કહેવાય છે, જે મનુષ્યોનું કાર્ય સિદ્ધ કરનારી છે. તે સકામ ભાવવાળા માણસોને છ પ્રકારથી ષટ્કર્મસિદ્ધિનો બોધ કરાવે છે.

ચોથી 'વૈષ્ણવી સંહિતા' છે, જેને મોક્ષ આપનારી કહેવામાં આવી છે. આ ચાર પદોવાળી સંહિતા દ્વિજાતિ માટે બ્રહ્મસ્વરૂપ છે. તે ક્રમશઃ છ, ચાર, બે અને પાંચ હજાર શ્લોકોની જણાવવામાં આવી છે. આ કૂર્મપુરાણ ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ ફળ આપનારું છે. આ વાંચનારા અને સાંભળનારા માણસોને સર્વોત્તમ ગતિ પ્રદાન કરે છે. જે માણસ આ પુરાણ લખીને અયનારંભના દિવસે કચ્છપ(કાચબો)મૂર્તિની સાથે બ્રાહ્મણને ભક્તિપૂર્વક આનું દાન કરે છે તે પરમગતિ પામે છે. ૧–૨૪

लिखित्वैतत्तु यो भक्त्या हेमकूर्मसमन्वितम् ।
ब्राह्मणायायने दद्यात्स याति परमां गतिम् ॥ २४ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં ચતુર્થ પાદમાં 'કૂર્મપુરાણની વિષયસૂચી' નામનો ૧૦૬ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૦૭ : મત્સ્યપુરાણની વિષયસૂચી

ब्रह्मोवाच

अथ मात्स्यं पुराणं ते प्रवक्ष्ये द्विजसत्तम ।
यत्रोक्तं सप्त कल्पानां वृत्तं संक्षिप्य भूतले ॥ १ ॥

બ્રહ્મા બોલ્યા : હે દ્વિજશ્રેષ્ઠ! હવે હું તમને મત્સ્યપુરાણનો પરિચય આપું છું; જેમાં વેદવેત્તા વ્યાસજીએ આ ભૂતલ પર સાત કલ્પોનો વૃત્તાન્ત સંક્ષેપમાં કહ્યો છે.

નૃસિંહવર્ણનનો આરંભ કરીને ચૌદ હજાર શ્લોકોનું મત્સ્યપુરાણ કહ્યું છે. મનુ અને મત્સ્યનો સંવાદ, બ્રહ્માંડનું વર્ણન; બ્રહ્મા, દેવતા અને અસુરોની ઉત્પત્તિ, મરુદ્‌ગણનો પ્રાદુર્ભાવ, મદનદ્વાદશી (ચૈત્ર સુદ દ્વાદશી), લોકપાલપૂજા, મન્વન્તર વર્ણન, રાજા પૃથુના રાજ્યનું વર્ણન, સૂર્ય અને વૈવસ્વત મનુની ઉત્પત્તિ, બુધ–સંગમન, પિતૃવંશનું વર્ણન, શ્રાદ્ધકાલ, પિતૃતીર્થ પ્રચાર, સોમની ઉત્પત્તિ, સોમવંશનું કથન, રાજા યયાતિનું ચરિત્ર, કાર્તવીર્ય અર્જુનનું ચરિત્ર, સૃષ્ટિવંશ વર્ણન, ભૃગુશાપ, ભગવાન વિષ્ણુનો પૃથ્વી પર દસવાર જન્મ (અવતાર), પૂરુવંશનું કીર્તન, હુતાશન વંશનું વર્ણન, પ્રથમ ક્રિયાયોગ, પછી પુરાણકીર્તન, નક્ષત્ર વ્રત; પુરુષવ્રત, માર્તણ્ડશયનવ્રત, શ્રીકૃષ્ણાષ્ટમી વ્રત, રોહિણીચન્દ્રનામકવ્રત, તડાગવિધિનો મહિમા, વૃક્ષોત્સર્ગ, સૌભાગ્યશયન વ્રત, અગસ્ત્યવ્રત, અનન્તતૃતીયાવ્રત, રસકલ્યાણિની વ્રત, આનન્દકરીવ્રત, સારસ્વત વ્રત; ઉપરાગાભિષેક (ગ્રહણસ્નાન વિધિ) સપ્તમીશયન વ્રત, ભીમદ્વાદશી, અનંગશયનવ્રત, અશૂન્યશયનવ્રત, અંગારકવ્રત સપ્તમી–સપ્તકવ્રત, વિશોકદ્વાદશીવ્રત, દસ પ્રકારનાં મેરુ પ્રદાન, ગ્રહશાન્તિ, ગ્રહસ્વરૂપ કથા, શિવચતુર્દશી, સર્વ ફલત્યાગ; રવિવારવ્રત, સંક્રાંતિસ્નાન, વિભૂતિ દ્વાદશીવ્રત, ષષ્ઠીવ્રત માહાત્મ્ય, સ્નાનવિધિનું વર્ણન, પ્રયાગનું માહાત્મ્ય, દ્વીપ અને લોકોનું વર્ણન, અંતરિક્ષમાં ગમન, ધ્રુવનો મહિમા, દેવેશ્વરોનાં ભવન, ત્રિપુરનું પ્રકાશન, શ્રેષ્ઠ પિતૃઓનો મહિમા, મન્વંતરનિર્ણય, ચારે યુગોની ઉત્પત્તિ, યુગધર્મ નિરૂપણ, વજ્રાંગનો ઉત્પત્તિ, તારકાસુરની ઉત્પત્તિ, તારકાસુરનું માહાત્મ્ય, બ્રહ્મદેવાનુકીર્તન, પાર્વતીનું પ્રાકટ્ય, શિવતપોવન, મદનદેહદાહ, રતિશોક, ગૌરીતપોવન, શિવે ગૌરીને પ્રસન્ન કરવાં, પાર્વતી તથા ઋષિઓનો સંવાદ, પાર્વતી-વિવાહ મંગલ, કુમાર કાર્તિકેયનો જન્મ, કુમારનો વિજય, તારકાસુરનો ભયંકર વધ, નૃસિંહ ભગવાનની કથા, બ્રહ્માજીની સૃષ્ટિ, અંધકાસુરનો વધ, વારાણસી-માહાત્મ્ય, નર્મદામાહાત્મ્ય, પ્રવરગણના, પિતૃગાથાનું કીર્તન, ઉભયમુખી ગાયનું દાન, કાળા મૃગચર્મનું દાન, સાવિત્રીની કથા, રાજ્યધર્મનું વર્ણન, નાના પ્રકારના ઉત્પાતોનું કથન, ગ્રહણાંત, યાત્રાનિમિત્તક વર્ણન, સ્વપ્નમંગલ કીર્તન, બ્રાહ્મણ અને વારાહનું માહાત્મ્ય, સમુદ્રમંથન, કાળકૂટની શાન્તિ, દેવાસુરસંગ્રામ, વાસ્તુવિદ્યા, પ્રતિમાલક્ષણ, દેવમંદિરનિર્માણ, પ્રાસાદલક્ષણ, મંડપલક્ષણ, ભવિષ્ય રાજાઓનું વર્ણન, મહાદાન વર્ણન, કલ્પકીર્તન–આ સર્વ વિષયોનું આ પુરાણમાં વર્ણન કરવામાં આવ્યું છે.

પવિત્ર કલ્યાણકારી તથા આયુષ્ય અને કીર્તિ વધારનારા આ પુરાણનો જે પાઠ કરે છે અથવા આનું શ્રવણ કરે છે, તે ભગવાન વિષ્ણુના ધામમાં જાય છે. જે આ પુરાણ લખીને સુવર્ણમય મત્સ્ય અને ગાય સહિત વિષુવયોગમાં બ્રાહ્મણને દાન કરે છે અને તેનો સત્કાર કરે છે, તે પરમ પદને પ્રાપ્ત થાય છે. ૧–૩૧

लिखित्वैतत्तु यो दद्याद्धेममत्स्यगवान्वितम् ।
विप्रायाभ्यर्च्य विषुवे स याति परमं पदम् ॥ ३१ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં ચતુર્થ-પાદમાં 'મત્સ્યપુરાણની વિષયસૂચી' નામનો ૧૦૭ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૦૮ : ગરુડપુરાણની વિષયસૂચી

ब्रह्मोवाच

मरीचे शृणु वक्ष्यामि पुराणं गारुडं शुभम् ।
गरुडायाब्रवीत्पृष्टो भगवान् गरुडासनः ॥ १ ॥

બ્રહ્મા બોલ્યા : હે મરીચે! હવે હું શુભ–મંગલમય ગરુડ પુરાણનું વર્ણન કરું

છું. ગરુડે પૂછવાથી ગરુડાસન ભગવાન વિષ્ણુએ તેમને તાર્ક્ષ્યકલ્પની કથાથી યુક્ત ઓગણીસ હજાર શ્લોકોનું ગરુડપુરાણ સંભળાવ્યું હતું. આમાં પ્રથમ પુરાણનો આરંભ કરવા માટે પ્રશ્ન કરવામાં આવ્યો છે. પછી સંક્ષેપમાં સૃષ્ટિનું વર્ણન છે. ત્યાર પછી સૂર્ય આદિના પૂજનનો વિધિ, દીક્ષાવિધિ, શ્રાદ્ધપૂજા, નવવ્યૂહ પૂજાનો વિધિ, વૈષ્ણવપંજર, યોગાધ્યાય, વિષ્ણુસહસ્રનામ-કીર્તન, વિષ્ણુધ્યાન, સૂર્યપૂજા, મૃત્યુંજયપૂજા, માલામંત્ર, શિવનું પૂજન, ગોપાલપૂજન, ત્રૈલોક્યમોહન શ્રીધરપૂજા, વિષ્ણુઅર્ચા, પંચતત્ત્વઅર્ચા, ચક્રપૂજા, દેવપૂજા, ન્યાસ આદિ સંધ્યોપાસન, દુર્ગાઅર્ચન, સુરઅર્ચન, મહેશ્વરપૂજા, પવિત્રારોપણ–પૂજન, મૂર્તિ-ધ્યાન, વાસ્તુમાન, પ્રાસાદલક્ષણ, સર્વ દેવ-પ્રતિષ્ઠા, પૃથક્ પૂજાવિધિ, અષ્ટાંગયોગ, દાન-ધર્મ, પ્રાયશ્ચિત્તવિધિ, દ્વીપેશ્વરોનું અને નરકોનું વર્ણન, સૂર્યવ્યૂહ, જ્યોતિષ, સામુ-દ્રિકશાસ્ત્ર, સ્વરજ્ઞાન, નૂતન રત્નપરીક્ષા, તીર્થમાહાત્મ્ય, ગયાંનું ઉત્તમ માહાત્મ્ય, પૃથક્ પૃથક્ વિભાગપૂર્વક મન્વન્તર વર્ણન, પિતૃઓનું ઉપાખ્યાન, વર્ણધર્મ, દ્રવ્યશુદ્ધિ, સમર્પણ, શ્રાદ્ધકર્મ, વિનાયકપૂજા, ગ્રહયજ્ઞ, આશ્રમ, જનનં આશૌચ, પ્રેતશુદ્ધિ, નીતિ-શાસ્ત્ર, વ્રતકથા, સૂર્યવંશ, સોમવંશ, શ્રીહરિની અવતારકથા, રામાયણ, હરિવંશ, ભારતાખ્યાન, આયુર્વેદનિદાન, ચિકિત્સા, દ્રવ્યગુણનિરૂપણ, રોગનાશક વિષ્ણુકવચ, ગરુડકવચ, ત્રૈપુરમંત્ર, મંત્રચૂડામણિ, અશ્વા-યુર્વેદકીર્તન, ઓષધિઓનાં નામનું કીર્તન, વ્યાકરણ વિષયક ચર્ચા, છંદશાસ્ત્ર, સદાચાર, સ્નાનવિધિ, તર્પણ, બલિવૈશ્વદેવ, સંધ્યા, પાર્વણકર્મ, નિત્યશ્રાદ્ધ, સપિણ્ડન, ધર્મસાર, પાપોનું પ્રાયશ્ચિત્ત; પ્રતિસંક્રમ; યુગધર્મ; કર્મફળ; યોગશાસ્ત્ર; વિષ્ણુભક્તિ; શ્રીહરિને નમસ્કાર કરવાનું ફળ; વિષ્ણુમહિમા; નૃસિંહ-સ્તોત્ર; જ્ઞાનામૃત; ગુહ્યાષ્ટકસ્તોત્ર; વિષ્ણવર્ચન-સ્તોત્ર; વેદાન્ત અને સાંખ્યનો સિદ્ધાંત; બ્રહ્મજ્ઞાન; આત્માનંદ; ગીતાસાર તથા ફલ-વર્ણન–આ વિષય કહેવામાં આવ્યા છે. આ ગરુડપુરાણનો પૂર્વખંડ જણાવવામાં આવ્યો છે.

આના ઉત્તરખંડમાં સર્વ પ્રથમ પ્રેત-કલ્પનું વર્ણન છે. હે મરીચે! એમાં ગરુડે પૂછવાથી ભગવાન વિષ્ણુએ પ્રથમ ધર્મના મહત્ત્વને પ્રકટ કર્યું છે. એ યોગીઓની ઉત્તમ ગતિનું કારણ છે. પછી દાન આદિનું ફળ તથા ઔર્ધ્વદૈહિક કર્મ બતાવવામાં આવ્યું છે. તે પછી યમલોકના માર્ગનું વર્ણન કરવામાં આવ્યું છે. આ જ પ્રસંગમાં ષોડશશ્રાદ્ધના ફળને સૂચિત કરનારા વૃત્તાંતનું વર્ણન છે. યમલોકના માર્ગથી છૂટવાનો ઉપાય અને ધર્મરાજના વૈભવનું કથન છે. તે પછી પ્રેતની પીડાઓનું વર્ણન, પ્રેત-ચિહ્ન નિરૂપણ, પ્રેતચરિત વર્ણન તથા પ્રેતપણાની પ્રાપ્તિના કારણનો ઉલ્લેખ કરવા-માં આવ્યો છે. તે પછી પ્રેતકૃત્યનો વિચાર, સપિંડીકરણનું કથન, પ્રેતત્વમાંથી મુક્ત થવાનું કથન, મોક્ષસાધક દાન, આવ-શ્યક તેમ જ ઉત્તમ દાન, પ્રેતને સુખ આપ-નારાં કાર્યોની તાત્ત્વિક વિચારણા, શારીરિક, નિર્દેશ, યમલોકનું વર્ણન, પ્રેતત્વથી ઉદ્ધારનું કથન, કર્મ કરવાના અધિકારીનો નિર્ણય, મૃત્યુ થતાં પૂર્વ 'કર્તવ્યનું' વર્ણન, મૃત્યુ થયા પછીના કર્મનું નિરૂપણ, મધ્યષોડશ શ્રાદ્ધ, સ્વર્ગપ્રાપ્તિ કરાવનારા કર્તવ્યની સૂક્ષ્મ-ચર્ચા, સૂતકના દિવસોની સંખ્યા, નારાયણ બલિકર્મ, વૃષોત્સર્ગનું માહાત્મ્ય, નિષિદ્ધ કર્મનો ત્યાગ, દુર્મૃત્યુ થતાં કરવાના કર્મનું વર્ણન, મનુષ્યોનાં કર્મનું ફળ, વિષ્ણુધ્યાન અને મોક્ષ માટેના કર્તવ્ય અને અકર્તવ્યનો વિચાર, સ્વર્ગની પ્રાપ્તિ માટે વિહિત કર્મનું વર્ણન, સ્વર્ગીય સુખનું નિરૂપણ, ભૂલોક-

વર્ણન, નીચેના સાત લોકોનું વર્ણન, ઉપરના પાંચ લોકોનું વર્ણન, બ્રહ્માણ્ડના સ્થિતિનું વર્ણન, બ્રહ્માણ્ડનાં અનેક ચરિત્ર, બ્રહ્મ અને જીવનું નિરૂપણ, આત્યંતિક પ્રલયનું વર્ણન તથા ફલસ્તુતિનું નિરૂપણ છે. આ જ ગરુડ નામક પુરાણ છે, જે કીર્તન અને શ્રવણ કરવાથી વક્તા અને શ્રોતાઓનાં પાપનું શમન કરીને તેમને ભોગ અને મોક્ષ આપે છે.

જે આ પુરાણ લખીને બે સુવર્ણમય હંસ પ્રતિમાઓ સાથે વિષુવયોગમાં બ્રાહ્મણને આપે છે, તે સ્વર્ગલોકમાં જાય છે. ૧-૩૪

लिखित्वैतत्पुराणं तु विषुवे यः प्रयच्छति ।
सौवर्णहंसयुग्माढ्यं विप्राय स दिवं व्रजेत् ॥३४॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં ચતુર્થ પાદમાં 'ગરુડપુરાણની વિષયસૂચી' નામનો ૧૦૮ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૦૯ઃ બ્રહ્માંડપુરાણની વિષયસૂચી

ब्रह्मोवाच

शृणु वत्स प्रवक्ष्यामि ब्रह्माण्डाख्यं पुरातनम् ।
यच्च द्वादशसाहस्रमादिकल्पकथायुतम् ॥ १ ॥

બ્રહ્મા બોલ્યા: વત્સ! સાંભળો. હવે હું બ્રહ્માંડપુરાણનું વર્ણન કરું છું, જે ભવિષ્ય કલ્પોની કથાથી યુક્ત છે અને બાર હજાર શ્લોકોથી પરિપૂર્ણ છે. આના ચાર પાદ છે. પહેલો 'પ્રક્રિયાપાદ', બીજો 'અનુષઙ્ગપાદ', ત્રીજો 'ઉપોદ્ઘાતપાદ' અને ચોથો 'ઉપસંહારપાદ' છે. પહેલા બે પાદોને પૂર્વભાગ કહેવામાં આવ્યો છે. ત્રીજો પાદ જ મધ્યમ ભાગ છે અને ચોથો પાદ ઉત્તરભાગ મનાયો છે. પૂર્વભાગના પ્રક્રિયા પાદમાં પ્રથમ કર્તવ્યનો ઉપદેશ, નૈમિષનું આખ્યાન, હિરણ્યગર્ભની ઉત્પત્તિ અને લોકરચના ઇત્યાદિ વિષયો વર્ણવાયેલા છે. હે માનદ! આ પૂર્વભાગનો પ્રથમ પાદ (પ્રક્રિયા પાદ) છે.

હવે દ્વિતીય (અનુષઙ્ગ) પાદનું વર્ણન સાંભળો. આમાં કલ્પ તથા મન્વંતરનું વર્ણન છે. તે પછી લોકજ્ઞાન, માનુષી સૃષ્ટિ કથન, રુદ્રસૃષ્ટિ વર્ણન, મહાદેવવિભૂતિ, ઋષિસર્ગ; અગ્નિવિજય; કાલસદ્ભાવ વર્ણન; પ્રિયવ્રત વંશનો પરિચય; પૃથ્વીની દીર્ઘતા અને વિસ્તાર; ભારતવર્ષનું વર્ણન; પછી અન્ય વર્ષોનું વર્ણન; જંબૂ આદિ સાત દ્વીપોનો પરિચય; નીચેના લોકો-પાતાલોનું વર્ણન; ભૂર્ભુવઃ આદિ ઉપરના લોકોનું વર્ણન, ગ્રહોની ગતિનું વિશ્લેષણ, આદિત્ય વ્યૂહનું કથન, દેવગ્રહાનુકીર્તન, ભગવાન શિવનું 'નીલકંઠ' નામ પડવાનું કથન, મહાદેવનો વૈભવ, અમાવાસ્યાનું વર્ણન, યુગતત્ત્વ નિરૂપણ, યજ્ઞપ્રવર્તન, અંતિમ બે યુગોનું કાર્ય, યુગ અનુસાર પ્રજાનું લક્ષણ, ઋષિપ્રવર વર્ણન, વેદવ્યસન વર્ણન, સ્વાયંભુવ મન્વંતરનું નિરૂપણ, શેષ મન્વંતરનું કથન, પૃથ્વી દોહન, ચાક્ષુષ અને વર્તમાન મન્વંતરના સર્ગનું વર્ણન છે. આ પ્રમાણે આ પૂર્વભાગનો દ્વિતીયપાદ કહેવામાં આવ્યો.

હવે મધ્યમ ભાગના ઉપોદ્ઘાત પાદમાં વર્ણવાયેલા વિષયો કહેવામાં આવે છે. તેમાં પ્રથમ સપ્તર્ષિઓનું વર્ણન; પ્રજાપતિવંશનું નિરૂપણ; તેનાથી દેવતા આદિની ઉત્પત્તિ; તદનંતર વિજયની અભિલાષા; અને મરુદ્ગણોની ઉત્પત્તિનું કથન છે. કશ્યપનાં સંતાનોનું વર્ણન; ઋષિવંશનિરૂપણ; પિતૃકલ્પનું કથન; શ્રાદ્ધકલ્પનું વર્ણન; વૈવસ્વત મનુની ઉત્પત્તિ; તેમની સૃષ્ટિ; મનુપુત્રોનો વંશ; ગાંધર્વ નિરૂપણ, ઇક્ષ્વાકુવંશ વર્ણન; મહાત્મા અત્રિના વંશનું કથન; અમાવસુના વંશનું વર્ણન; રજિનું અદ્ભુત ચરિત્ર; યયાતિ-ચરિત; યદુવંશ નિરૂપણ; કાર્તવીર્ય ચરિત; પરશુરામચરિત; વૃષ્ણિવંશનું વર્ણન; સગરની ઉત્પત્તિ, ભાર્ગવનું ચરિત્ર, કાર્તવીર્ય-વધ સંબંધી કથા, સગરનું ચરિત્ર, ભાર્ગવ-

( ઔર્વ )ની કથા, દેવાસુરસંગ્રામની કથા, કૃષ્ણાવતાર વર્ણન, શુક્રાચાર્યકૃત ઇંદ્રનું પવિત્ર સ્તોત્ર, વિષ્ણુમાહાત્મ્ય કથન, બલિ-વંશ નિરૂપણ, તથા કળિયુગમાં થનારા રાજાઓનું ચરિત્ર–આ મધ્યમભાગમાં ત્રીજો ઉપોદ્ઘાત છે.

હવે ઉત્તરભાગના ચોથા ઉપસંહાર-પાદનું વર્ણન કરું છું. આમાં વૈવસ્વત મન્વંતરની કથા વિસ્તારપૂર્વક જેવી ને તેવી આપવામાં આવી છે. પહેલાં આપવામાં આવેલી કથા અહીં સંક્ષેપમાં આપવામાં આવી છે. ભવિષ્યમાં થનારા મનુઓનું ચરિત્ર પણ કહેવામાં આવ્યું છે. તદનન્તર કલ્પના પ્રલયનો નિર્દેશ કરવામાં આવ્યો છે, કાળમાન બતાવવામાં આવ્યું છે. તત્પશ્ચાત્ પ્રાપ્ત લક્ષણો અનુસાર ચૌદ ભુવનોનું વર્ણન કરવામાં આવ્યું છે. તે પછી વિપરીત કર્મોના આચરણથી નરકોની પ્રાપ્તિનું કથન છે, મનોમયપુરનું આખ્યાન અને પ્રાકૃત પ્રલયનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. તદનન્તર શિવધામનું વર્ણન છે, અને સત્ત્વ આદિ ગુણોના સંબંધથી જીવોની ત્રિવિધ ગતિનું નિરૂપણ કરવામાં આવ્યું છે. તે પછી અન્વય તથા વ્યતિરેક દૃષ્ટિથી અનિર્દેશ્ય તેમ જ અતર્ક્ય પરબ્રહ્મ પરમાત્માના સ્વરૂપનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. આ પ્રમાણે આ ઉત્તરભાગ સહિત ઉપસંહારપાદનું વર્ણન કરવામાં આવ્યું છે. મરીચે ! મેં તમને ચાર પાદવાળા બ્રહ્માંડપુરાણનો પરિચય આપ્યો. આ અઢારમું પુરાણ સારથી પણ સારતર વસ્તુ છે. એની ક્યાંય પણ ઉપમા નથી. હે માનદ ! બ્રહ્માંડપુરાણ, જે ચાર લાખ શ્લોકોમાં કહેવામાં આવ્યું છે, વાસ્તવમાં તેને જ ભાવિતાત્મા મુનિઓના ઉપદેશક પરાશરનંદન વ્યાસ મુનિએ અઢાર ભાગોમાં વિભક્ત પૃથક્ પૃથક્ કહ્યું છે. દીનો પર અનુગ્રહ કરનારા ધર્મશીલ મુનિઓએ મારી પાસેથી બધાં પુરાણો સાંભળીને તેમનું સંપૂર્ણ લોકો માટે પ્રકાશન કર્યું છે. પૂર્વકાલમાં મેં વસિષ્ઠને આ પુરાણનો ઉપદેશ કર્યો હતો. વસિષ્ઠે શક્તિનંદન પરાશરને અને પરાશરે જાતૂકર્ણ્યને આ પુરાણ સંભળાવ્યું. પછી જાતૂકર્ણ્યથી વાયુદેવના મુખથી પ્રકટ થયેલા આ ઉત્તમ પુરાણને પ્રાપ્ત કરી વ્યાસે આને પ્રમાણભૂત માન્યું અને લોકમાં આનો પ્રચાર કર્યો. વત્સ ! જે એકાગ્ર ચિત્તથી આ પુરાણનો પાઠ તેમ જ શ્રવણ કરે છે, તે આ લોકમાં સર્વ પાપોનો નાશ કરીને અનામય લોક( રોગ–શોકથી રહિત પરમધામ )માં જાય છે. જે આ પુરાણ લખીને સોનાના સિંહાસન પર મૂકી વસ્ત્રથી આચ્છાદિત કરીને બ્રાહ્મણને આપે છે, તે બ્રહ્મલોકમાં જાય છે. આમાં બીજો વિચાર કરવો ન જોઈએ. મરીચે ! મેં તમને જે આ અઢાર પુરાણ સંક્ષેપમાં કહ્યાં છે, તે બધાં વિસ્તારપૂર્વક સાંભળવાં જોઈએ. જે શ્રેષ્ઠ માનવ આ અઢાર પુરાણ વિધિપૂર્વક સાંભળે છે અથવા કહે છે, તે ફરીથી આ સંસારમાં જન્મતો નથી. મેં આ સમયે જે કંઈ કહ્યું છે તે પુરાણોનું સૂત્રરૂપ છે. પુરાણનું ફળ ઇચ્છનારા પુરુષે આનું નિત્ય અનુશીલન કરવું જોઈએ. જે દામ્ભિક, પાપાચારી, દેવતા અને ગુરુની નિંદા કરનારો, સાધુમહાત્માઓ સાથે દ્વેષ રાખનારો અને શઠ છે, તેને આ પુરાણનો ઉપદેશ ક્યારેય આપવો ન જોઈએ. જે શાંત, મનોનિગ્રહથી યુક્ત, સેવાપરાયણ, દ્વેષરહિત તથા પવિત્ર હોય, તે શ્રેષ્ઠ વૈષ્ણવ પુરુષને જ આનો ઉપદેશ કરવો જોઈએ. ૧–૪૨

शान्ताय शमचित्ताय शुश्रूषाभिरताय च ।
निर्मत्सराय शुचये देयं सद्वैष्णवाय च ॥ ४२ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં ચતુર્થ પાદમાં 'બ્રહ્માંડપુરાણની વિષયસૂચી' નામનો ૧૦૯ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૧૦: બારમાસની પ્રતિપદાનાં વ્રત

नारद उवाच

पुराणसूत्रमखिलं श्रुतं तव मुखाद्विभो।
मरीचये यथा प्रोक्तं ब्रह्मणा परमेष्ठिना ॥ १ ॥

નારદ બોલ્યા : 'હે પ્રભો ! મેં આપના મુખથી સમસ્ત પુરાણોનું સૂત્ર, જેવું કે પરમેષ્ઠી બ્રહ્માએ મરીચિને કહ્યું હતું તે સાંભળી લીધું. હે મહાભાગ ! હવે મને ક્રમશઃ તિથિઓના વિષયમાં કહો, જેથી વ્રતનો યથાર્થ નિશ્ચય થઈ શકે. જે માસમાં જે પુણ્યતિથિએ જેણે ઉપાસના કરી હોય અને તેની પૂજા આદિનું જે વિધાન હોય, તે સર્વ અત્યારે મને કહો.

શ્રી સનાતન બોલ્યા : નારદ ! સાંભળો. હવે હું તમને તિથિઓના પૃથક્ પૃથક્ વ્રતનું વર્ણન કરું છું. તિથિઓના સ્વામીઓના જે ક્રમથી પૃથક્ પૃથક વ્રત જે સર્વ સિદ્ધિઓની પ્રાપ્તિ કરાવનારું છે, તે જણાવવામાં આવે છે. ચૈત્ર માસના શુક્લ પક્ષમાં પ્રથમ દિવસે બ્રહ્માએ સર્વ જગતની સૃષ્ટિ કરી હતી, તેથી વર્ષ અને વસંત ઋતુના આદિમાં બલિરાજ્ય–સંબંધી તિથિ–અમાવાસ્યાએ પ્રાપ્ત થતી પ્રતિપદાતિથિમાં જ વિદ્વાનોએ સદા વ્રત કરવું જોઈએ. પ્રતિપદા તિથિ પૂર્વવિદ્ધા હોય તો જ વ્રત આદિમાં ગ્રહણ કરવા યોગ્ય છે. તે દિવસે મહાશાન્તિ કરવી જોઈએ. તે સમસ્ત પાપોનો નાશ, સર્વ પ્રકારનાં ઉત્પાતોની શાન્તિ, તથા કલિયુગનાં દુષ્કર્મોનું નિવારણ કરનારી હોય છે. સાથે જ તે આયુ આપનારી, પુષ્ટિકારક તથા ધન અને સૌભાગ્યને વધારનારી હોય છે. તે પરમ મંગલમય તથા પવિત્ર હોવા સાથે આ લોક અને પરલોકમાં પણ સુખ આપનારી છે. તે તિથિએ પ્રથમ અગ્નિરૂપધારી ભગવાન બ્રહ્માની પૂજા કરવી જોઈએ. પછી ક્રમશઃ સર્વ દેવોનું પૃથક્ પૃથક્ પૂજન કરવું. આ પ્રમાણે પૂજા અને ૐકારપૂર્વક નમસ્કાર[1] કરીને દર્ભ, જળ, તલ અને અક્ષતની સાથે સુવર્ણ અને વસ્ત્ર સહિત વેદવેત્તા બ્રાહ્મણને દક્ષિણા આપી વ્રતની પૂર્તિ માટે દાન કરવું જોઈએ. આ પ્રકારની ખાસ પૂજાથી 'સૌરિ' નામનું વ્રત પૂર્ણ થાય છે. હે બ્રહ્મન્ ! મનુષ્યોને આ વ્રત આરોગ્ય[2] પ્રદાન કરનારું છે. હે મુને ! તે દિવસે વિદ્યાવ્રત[3] કરવાનું પણ જણાવવામાં આવ્યું છે. તથા આ જ તિથિએ શ્રીકૃષ્ણે અજાતશત્રુ યુધિષ્ઠિરને તિલક[4]વ્રત કરવાનો ઉપદેશ કર્યો છે.

તે પછી જ્યેષ્ઠ માસની શુક્લ પ્રતિપદાએ સૂર્યોદય સમયે દેવમંદિર સંબંધી વાટિકામાં ઊગેલા મનોહર કણેર વૃક્ષનું પૂજન કરવું. કણેર વૃક્ષના થડને લાલ દોરો વીંટી તેના પર ગંધ, ચંદન, ધૂપ આદિ ચડાવવાં. ઉગાડેલાં સપ્ત ધાન્યના અંકુર, નારંગી અને બિજોરું, લીંબુ આદિથી તેની પૂજા કરવી. પછી અક્ષત અને જળથી તે વૃક્ષને સીંચીને નીચે લખેલા મંત્રથી ક્ષમા–પ્રાર્થના કરવી.

કરવીર વૃષાવાસ નમસ્તે ભાનુવલ્લભ,
મૌલિમંડન દુર્ગાદિદેવાનાં સતતં પ્રિય.

'હે કરવીર ! આપ ધર્મના નિવાસસ્થાન અને ભગવાન સૂર્યના પુત્ર છો. દુર્ગા આદિ

---

૧ નામના આદિમાં 'ૐ' અને અંતમાં 'નમઃ' લગાડીને બોલવું, એ જ ૐકારપૂર્વક નમસ્કાર છે; જેમ કે 'ૐ બ્રહ્મણે નમઃ' વગેરે. અથવા 'ૐ નમઃ' આ પદ એક સાથે પણ બોલી શકાય છે; જેમ કે ૐ નમો બ્રહ્મણે વગેરે.

૨ આ જ તિથિએ વિષ્ણુધર્મોત્તર પુરાણમાં આરોગ્યવ્રતનું વિધાન કરવામાં આવ્યું છે અને બ્રહ્મપુરાણમાં 'સંવત્સરારંભવિધિ' આપવામાં આવી છે.

૩ 'વિદ્યાવ્રત'ની વિધિ વિષ્ણુધર્મોત્તરમાં તથા ગરુડપુરાણમાં પણ ઉપલબ્ધ થાય છે.

૪ 'તિલકવ્રત'ના વિષયમાં વિશેષ માહિતી ભવિષ્યોત્તર પુરાણમાંથી મળી શકે છે.

દેવતાઓના મસ્તકને વિભૂષિત કરનાર તથા તેમના સદા પ્રિય છો. આપને નમસ્કાર છે.'

તે પછી–'आ कृष्णेन०[1]' વેદોક્તમંત્રનું ઉચ્ચારણ કરીને આ જ પ્રમાણે ક્ષમાપ્રાર્થના કરવી.

આ પ્રમાણે ભક્તિપૂર્વક પૂજન કરીને બ્રાહ્મણોને દક્ષિણા આપવી; અને વૃક્ષની પરિક્રમા કરીને પોતાને ઘેરે જવું.[2]

શ્રાવણ શુક્લ પ્રતિપદાએ પરમ ઉત્તમ 'રોટકવ્રત'[3] કરવામાં આવે છે. આ લક્ષ્મી અને બુદ્ધિ આપનારું છે તથા ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું કારણ છે. બ્રહ્મન્! સોમવાર યુક્ત શ્રાવણ શુક્લ પ્રતિપદા અથવા શ્રાવણના પ્રથમ સોમવારથી લઈને સાડા ત્રણ માસ સુધી આ વ્રત કરવામાં આવે છે. આમાં પ્રતિદિન સોમેશ્વર ભગવાન શિવની બિલ્વપત્રથી પૂજા કરવામાં આવે છે. કાર્તિક શુક્લ ચતુર્દશી સુધી આ નિયમથી પૂજા કરીને તે દિવસે ઉપવાસ કરવો અને વ્રતપરાયણ પુરુષે પૂર્ણિમાને દિવસે પુનઃ ભગવાન શંકરની પૂજા કરવી. પછી વાંસના પાત્રમાં સુવર્ણ સહિત, પવિત્ર, દેવતાની પ્રસન્નતાને વધારનારું વાયન સંકલ્પપૂર્વક બ્રાહ્મણને આપવું. મુનીશ્વર! આ દાન ધનની વૃદ્ધિ કરનારું છે. ભાદ્રપદ શુક્લ પ્રતિપદાએ કેટલાકો 'મહત્તમ[4] વ્રત' અને વળી કોઈક 'મૌનવ્રત'[5] કરવાનું જણાવે છે. આમાં ભગવાન શિવની પૂજા કરવામાં આવે છે. તે દિવસે મૌન રહીને નૈવેદ્ય તૈયાર કરવું. અડતાળીસ ફળ અને માલપૂઆ એકત્ર કરીને તેમાંનાં સોળ બ્રાહ્મણને આપવાં; સોળ દેવતાને ધરવાં, અને બાકીનાં સોળ પોતાના ઉપયોગમાં લેવાં. શિવની સુવર્ણ પ્રતિમાનું વિધાનવેત્તા પુરુષે કળશ ઉપર સ્થાપન કરીને તેની પૂજા કરવી. પછી તે બધું એક ધેનુ સહિત આચાર્યને દાનમાં આપી દેવું. હે બ્રહ્મન્! દેવોના દેવ મહાદેવના આ વ્રતનું ચૌદ વર્ષ સુધી પાલન કરીને નાના પ્રકારના ભોગ ભોગવ્યા પછી દેહાવસાનના અંતે સાધક શિવલોકમાં જાય છે.

બ્રહ્મન્! આશ્વિન શુક્લ પ્રતિપદાએ 'અશોકવ્રત'નું પાલન કરીને મનુષ્ય શોકરહિત તથા ધન–ધાન્યથી સંપન્ન થાય છે. તેમાં નિયમપૂર્વક રહીને અશોકવૃક્ષની પૂજા કરવી જોઈએ. બારમા વર્ષે વ્રતના અંતમાં અશોક વૃક્ષની સુવર્ણ પ્રતિમા બનાવીને ભક્તિપૂર્વક ગુરુને તે સમર્પિત કરવાથી મનુષ્ય શિવલોકમાં પ્રતિષ્ઠિત થાય છે. આ જ પ્રતિપદાએ 'નવરાત્રવ્રત'નો આરંભ કરવો. પૂર્વાહ્ણ કાલમાં કલશસ્થાપનપૂર્વક દેવીની પૂજા કરવી. ઘઉં અને જવનાં બી વાવીને પ્રતિદિન પોતાની શક્તિ અનુસાર ઉપવાસ, અયાચિત અથવા એક સમયે જમીને રહેવું અને પૂજા, પાઠ–જપ આદિ કર્યા કરવાં. બ્રહ્મન્! માર્કંડેય પુરાણમાં દેવીનાં જે ત્રણ ચરિત્ર કહેવામાં આવ્યાં છે, તેમનો ભોગ અને મોક્ષની અભિલાષા રાખનારા પુરુષે નવ દિવસ સુધી પાઠ કરવો. નવરાત્રમાં ભોજન, વસ્ત્ર આદિ દ્વારા કુમારીપૂજન ઉત્તમ માનવામાં આવ્યું છે. બ્રહ્મન્! આ પ્રમાણે વ્રતનું આચરણ કરીને મનુષ્ય આ પૃથ્વી પર દુર્ગાની કૃપાથી સંપૂર્ણ સિદ્ધિઓનું આશ્રયસ્થાન થઈ જાય છે.

કાર્તિક શુક્લ પ્રતિપદાએ નવરાત્રમાં જણાવ્યા અનુસાર નિયમોનું પાલન કરવું.

---

૧. आ कृष्णेन रजसा वर्तमानो निवेशयन्नमृतं मर्त्यं च। हिरण्मयेन सविता रथेना देवो याति भुवनानि पश्यन्॥

૨. નિર્ણય ગ્રન્થો અનુસાર ભવિષ્યોત્તર પુરાણમાં આની વિશેષ વિધિ આપવામાં આવી છે. ત્યાં 'કરવીર વ્રતના' નામથી આનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

૩. વ્રતરાજમાં આ વ્રતનું વિસ્તારપૂર્વક વર્ણન છે.

૪–૫. મહત્તમ અને મૌન–આ બંને વ્રતોનું વિશેષ વિધાન 'સ્કંદપુરાણ'માં મળે છે.

ખાસ કરીને અન્નકૂટ નામક કર્મ ભગવાન વિષ્ણુની પ્રસન્નતા વધારનારું છે. તે દિવસે ગોવર્ધન પૂજન માટે સર્વ પ્રકારનાં અનાજનો તૈયાર થયેલો પાક અને સર્વ ગોરસોનો સંગ્રહ કરીને સર્વનો અન્નકૂટ કરવો જોઈએ: સાયંકાલે ગાયો સહિત શ્રીગોવર્ધન પર્વતની પૂજા કરીને જે માણસ તેની પ્રદક્ષિણા કરે છે, તે ભોગ અને મોક્ષ પામે છે.

માર્ગશીર્ષ શુકલ પ્રતિપદાએ 'ધનવ્રત'નું પાલન કરવું જોઈએ. રાત્રે ભગવાન વિષ્ણુનું પૂજન અને હોમ કરીને અગ્નિદેવની સુવર્ણ પ્રતિમાને બે લાલ વસ્ત્રોથી આચ્છાદિત કરીને બ્રાહ્મણને તે દાનમાં આપવી. આ પ્રમાણે કરનારો માણસ આ પૃથ્વી પર ધનધાન્યથી સંપન્ન થઈ જાય છે. અગ્નિ દ્વારા તેનાં સર્વ પાપ દગ્ધ થઈ જાય છે અને તે વિષ્ણુલોકમાં સ્થાન પામે છે.

પૌષ શુકલ પ્રતિપદાએ ભક્તિપૂર્વક સૂર્યદેવની પૂજા કરીને એકભુક્તવ્રત કરનારો માણસ સૂર્યલોકમાં જાય છે.

માઘ શુકલ પ્રતિપદાએ ભક્તિપૂર્વક અગ્નિસ્વરૂપ સાક્ષાત્ મહેશ્વરની વિધિપૂર્વક પૂજા કરીને મનુષ્ય આ પૃથ્વી પર સમૃદ્ધિશાળી થાય છે.

ફાલ્ગુન શુકલ પ્રતિપદાએ ધૂળથી ખરડાયેલાં અંગવાળા દેવાધિદેવ દિગંબર શિવને સર્વ બાજુએથી જળ દ્વારા સ્નાન કરાવવું. ભગવાન મહેશ્વર આ લૌકિક કર્મથી પણ સંતુષ્ટ થઈને પોતાનું સાયુજ્ય પ્રદાન કરે છે. પછી ભક્તિપૂર્વક સારી પેઠે પૂજા કરવાથી શું ન આપી શકે ?

વૈશાખ શુકલ પ્રતિપદાએ વિશ્વવ્યાપક ભગવાન વિષ્ણુની વિધિપૂર્વક પૂજા કરીને વ્રતી પુરુષે બ્રાહ્મણોને ભોજન કરાવવું.

આ પ્રમાણે આષાઢ શુકલ પ્રતિપદાએ જગદ્‌ગુરુ બ્રહ્મા તથા વિષ્ણુનું પૂજન કરીને બ્રાહ્મણભોજન કરાવવું. આમ કરવાથી વિષ્ણુ સહિત સર્વ લોકેશ્વરેશ્વર બ્રહ્મા પોતાનું સાયુજ્ય પ્રદાન કરે છે અને સાધક સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત કરી લે છે.

હે દ્વિજશ્રેષ્ઠ ! બારમાસની તિથિઓમાં પ્રતિપદા તિથિઓમાં થનારાં જે વ્રત તમને જણાવ્યાં છે, તે ભોગ અને મોક્ષ આપનારાં છે. આ સર્વ વ્રતોમાં બ્રહ્મચર્યપાલનનું વિધાન છે. ભોજન માટે સામાન્ય રીતે હવિષ્યાન્ન લેવાનું કહ્યું છે. ૧–૪૮

व्रतेष्वेतेषु सर्वेषु ब्रह्मचर्यं विधीयते ।
भोजने तु हविष्यान्नं सामान्यत उदाहृतम् ॥४८॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં ચતુર્થ પાદમાં બાર માસની પ્રતિપદાનાં વ્રત નામનો ૧૧૦ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૧૧ : બાર માસનાં દ્વિતીયા સંબંધી વ્રત

सनातन उवाच

शृणु विप्र प्रवक्ष्यामि द्वितीयाया व्रतानि ते ।
यानि कृत्वा नरो भक्त्या ब्रह्मलोके महीयते ॥१॥

સનાતન બોલ્યાઃ બ્રહ્મન્ ! સાંભળો; હવે હું તમને દ્વિતીયાનાં વ્રત કહું છું; જેમનું ભક્તિપૂર્વક પાલન કરવાથી મનુષ્ય બ્રહ્મલોકમાં પ્રતિષ્ઠિત થાય છે. ચૈત્ર શુકલ દ્વિતીયાએ બ્રાહ્મી શક્તિની સાથે બ્રહ્માનું હવિષ્યાન્ન તથા ગંધ આદિથી પૂજન કરીને વ્રતી પુરુષ સર્વ યજ્ઞોનાં ફળને પામે છે અને સમસ્ત મનવાંછિત કામનાઓની સફળતા પામીને અંતમાં બ્રહ્મપદ પ્રાપ્ત કરે છે.

વિપ્રવર ! આ જ દિવસે સાયંકાલે ઉદિત થયેલા બાલચંદ્રમાનું[1] પૂજન કરવાથી ભોગ અને મોક્ષરૂપી ફળની પ્રાપ્તિ થાય છે, અથવા તે દિવસે ભક્તિપૂર્વક અશ્વિનીકુમારોની પૂજા કરીને બ્રાહ્મણને સોના અને ચાંદીનાં નેત્રોનું દાન કરવું.[2] આ વ્રતમાં કેવળ

૧. વિષ્ણુધર્મોત્તરપુરાણ અનુસાર આને 'બાલેન્દુ વ્રત' કહ્યું છે.

૨. વિષ્ણુધર્મમાં પણ આ 'નેત્રવ્રત'નું વર્ણન કરવામાં આવ્યું છે.

દહીં અથવા ઘી ખાઈને રહેવાનું હોય છે, હે દ્વિજેંદ્ર! બાર વર્ષ સુધી 'નેત્રવ્રત'નું અનુષ્ઠાન કરીને મનુષ્ય પૃથ્વીનો અધિપતિ થાય છે.

વૈશાખ શુક્લ દ્વિતીયાએ સપ્તધાન્ય-યુક્ત કલશની ઉપર વિષ્ણુરૂપી બ્રહ્માનું વિધિ-પૂર્વક પૂજન કરીને મનુષ્ય મનોવાંછિત ભોગ ભોગવ્યા પછી વિષ્ણુલોક પ્રાપ્ત કરી લે છે.

જ્યેષ્ઠ શુક્લ દ્વિતીયાએ સંપૂર્ણ ભુવનોના અધિપતિ બ્રહ્મસ્વરૂપ ભગવાન ભાસ્કરનું વિધિપૂર્વક પૂજન કરીને જે માણસ ભક્તિ-પૂર્વક બ્રાહ્મણોને ભોજન કરાવે છે, તે સૂર્ય-લોકમાં જાય છે.

આષાઢ માસના શુક્લપક્ષમાં પુષ્ય નક્ષત્રથી યુક્ત દ્વિતીયાએ સુભદ્રાદેવી સાથે શ્રીબલરામ અને શ્રીકૃષ્ણને રથમાં બેસાડી વ્રતી પુરુષે બ્રાહ્મણ આદિની સાથે નગર વગેરેમાં તેમને ભ્રમણ કરાવવું અને કોઈ જલાશયની નિકટ જઈને ભારે ઉત્સવ મનાવવો. તે પછી દેવસ્વરૂપ તેમને ફરીથી મંદિરમાં વિરાજમાન કરીને તે વ્રતની પૂર્તિ માટે બ્રાહ્મણોને ભોજન કરાવવું.

શ્રાવણ શુક્લ દ્વિતીયાએ પ્રજાપતિ વિશ્વ-કર્મા શયન કરે છે. આથી તે પવિત્ર તિથિ 'અશૂન્ય શયન'. નામથી પ્રસિદ્ધ છે. તે દિવસે પોતાની શક્તિની સાથે શય્યામાં પોઢેલા નારાયણસ્વરૂપ ચતુર્મુખ બ્રહ્માની પૂજા કરીને તે જગદીશ્વરને પ્રણામ કરવા.

તે પછી સાયંકાલે ચંદ્રમાને અર્ઘ્ય-દાન કરવાનું પણ આવશ્યક હોવાનું જણા-વવામાં આવ્યું છે. આ 'અર્ઘ્ય' સર્વ સિદ્ધિઓને પ્રાપ્ત કરાવનાર છે.

ભાદ્રપદ શુક્લ દ્વિતીયાએ ઈંદ્રરૂપધારી જગદ્વિધાતા બ્રહ્માની વિધિપૂર્વક પૂજા કરીને મનુષ્ય સર્વ યજ્ઞોનાં ફળને પામે છે.

આશ્વિન શુક્લ દ્વિતીયાએ આપવામાં આવેલા દાનને અનંત ફળ આપનાર હોવાનું કહેવામાં આવ્યું છે.

કાર્તિક શુક્લ દ્વિતીયાએ પૂર્વ કાલમાં યમુનાજીએ યમરાજને પોતાને ઘેર ભોજન કરાવ્યું હતું; આથી તે યમદ્વિતીયા કહેવાય છે. આ દિવસે બહેનને ઘેરે ભોજન કરવાના કાર્યને પુષ્ટિવર્ધક જણાવવામાં આવ્યું છે. આથી તે દિવસે બહેનને વસ્ત્ર તથા આભૂષણ આપવાં જોઈએ. આ તિથિએ બહેનના હાથે જે આ લોકમાં ભોજન કરે છે, તે સર્વોત્તમ રત્ન, ધન અને ધાન્ય પામે છે.

માર્ગશીર્ષ શુક્લ દ્વિતીયાએ શ્રાદ્ધ દ્વારા પિતૃઓનું પૂજન કરનારો પુરુષ પુત્ર–પૌત્ર સહિત આરોગ્ય પ્રાપ્ત કરે છે.

પોષ શુક્લ દ્વિતીયાએ ગાયના શિંગડામાં લીધેલા જળ દ્વારા માર્જન કરવું અને સંધ્યાકાળે બાલચંદ્રમાનાં દર્શન કરવાં–એ માણસોની સંપૂર્ણ કામનાઓને પૂર્ણ કરતું હોવાનું મનાયું છે. જે હવિષ્યાન્નનું ભોજન કરીને, ઇંદ્રિયસંયમપૂર્વક રહીને અર્ધ્યદાન-થી તથા ઘૃત સહિત પુષ્પ આદિથી બાલ-ચંદ્રમાનું પૂજન કરે છે, તે ધર્મ, કામ અને અર્થની સિદ્ધિને પ્રાપ્ત કરે છે. માઘ શુક્લ દ્વિતીયાએ ભાનુરૂપી પ્રજાપતિની વિધિ-પૂર્વક અર્ચના કરીને લાલ ફળ અને લાલ ચંદન આદિથી તેમની પૂજા કરવી જોઈએ. પોતાની શક્તિ અનુસાર સોનાની સૂર્યમૂર્તિ બનાવીને તાંબાના પાત્રને ઘઉં અથવા ચોખાથી ભરીને તે પાત્ર ભક્તિપૂર્વક દેવતા-ને સમર્પિત કરી મૂર્તિ સહિત બ્રાહ્મણને તેનું દાન કરી દેવું. બ્રહ્મન્! આ પ્રમાણે વ્રતનું પાલન કરવાથી તે મનુષ્ય, ઉદય પામેલા સાક્ષાત્ સૂર્યની જેમ આ પૃથ્વી પર દુર્જય તથા દુર્ધર્ષ થઈ જાય છે. આ લોકમાં શ્રેષ્ઠ કામનાઓનો ઉપભોગ કરીને અંતે તે બ્રહ્મપદને પ્રાપ્ત થાય છે. ફાલ્ગુન શુક્લ દ્વિતીયાએ શ્રેષ્ઠ દ્વિજે શ્વેત તેમ જ

સુગંધિત પુષ્પોથી ભગવાન શિવની પૂજા કરવી. ફૂલોનો ચંદરવો બનાવીને સુંદર પુષ્પમય આભૂષણોથી તેમને શણગારવા. પછી ધૂપ, દીપ, નાના પ્રકારનાં નૈવેદ્ય અને આરતી આદિ દ્વારા ભગવાનને પ્રસન્ન કરીને પૃથ્વી પર પડી તેમને સાષ્ટાંગ પ્રણામ કરવા. આ પ્રમાણે દેવેશ્વર શિવની આરાધના કરીને મનુષ્ય રોગથી રહિત તથા ધનધાન્યથી સંપન્ન થઈ નિશ્ચયપૂર્વક સો વર્ષ સુધી જીવતો રહે છે. શુક્લપક્ષની દ્વિતીયા તિથિઓમાં જે વિધાન બતાવવામાં આવ્યું છે, તે જ વિધિજ્ઞ પુરુષોએ કૃષ્ણપક્ષની દ્વિતીયામાં કરવું જોઈએ. પૃથક્ પૃથક્ મહિનાઓમાં નાનારૂપ ધારણ કરનારા અગ્નિદેવ જ દ્વિતીયા તિથિઓમાં પૂજાતા હોય છે. આમાં પણ પૂર્વવત્ બ્રહ્મચર્ય આદિનું પાલન અવશ્યક છે. ૧-૩૪

वह्निरेव पृथङ्मासु नानारूपवपुर्द्धरः।
पूज्यते हि द्वितीयासु ब्रह्मचर्यादि पूर्ववत् ॥ ३४ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વ ભાગમાં ચતુર્થ પાદમાં 'બાર માસનાં દ્વિતીયા સંબંધી વ્રત' નામનો ૧૧૧ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૧૨ : બાર માસનાં તૃતીયા સંબંધી વ્રતો

सनातन उवाच

शृणु नारद वक्ष्यामि तृतीयाया व्रतानि ते।
यानि सम्यग्विधायाशु नारी सौभाग्यमाप्नुयात् ॥१॥

સનાતન બોલ્યા-નારદ સાંભળો; હવે તમને તૃતીયાનાં વ્રત કહું છું; જેનું વિધિપૂર્વક પાલન કરવાથી નારી શીઘ્ર સૌભાગ્ય પ્રાપ્ત કરે છે.

બ્રહ્મન્! વર પ્રાપ્તિની ઇચ્છા રાખનારી કન્યા તથા સૌભાગ્ય, પુત્ર તેમ જ પતિની મંગલ કામના કરનારી પરણેલી નારીએ ચૈત્ર શુક્લ તૃતીયાએ ઉપવાસ કરીને ગૌરીદેવી તથા ભગવાન શંકરની સોનું, ચાંદી, તાંબું કે માટીની પ્રતિમા બનાવવી અથવા બનાવડાવવી અને તેને ગંધ, પુષ્પ, ધૂપ; દૂર્વા આદિ દ્રવ્યો તથા વસ્ત્ર-આભૂષણોથી વિધિપૂર્વક પૂજીને સધવા-સૌભાગ્યવતી બ્રાહ્મણ પત્નીઓ અથવા સુલક્ષણ બ્રાહ્મણ-કન્યાઓને સિંદૂર, કાજલ અને વસ્ત્ર-આભૂષણ આદિથી સંતુષ્ટ કરવી. પછી તે પ્રતિમાનું જલાશયમાં વિસર્જન કરી દેવું. સ્ત્રીઓને સૌભાગ્ય આપનારી ગૌરીદેવી જેવી શક્તિ ત્રણે લોકોમાં અન્ય કોઈ નથી.

વૈશાખ શુક્લ તૃતીયાને 'અક્ષયતૃતીયા' કહેવામાં આવે છે. તે ત્રેતાયુગની આદિ તિથિ છે. તે દિવસે કરવામાં આવતું સત્કર્મ અક્ષય થઈ જાય છે વૈશાખ શુક્લ તૃતીયાએ લક્ષ્મી સંહિત જગદ્ગુરુ ભગવાન નારાયણનું પુષ્પ, ધૂપ અને ચંદન આદિથી પૂજન કરવું જોઈએ અથવા ગંગાજીના જળમાં સ્નાન કરવું, જોઈએ. આમ કરવાથી મનુષ્ય સમસ્ત પાપોથી મુક્ત થઈ જાય છે તથા સંપૂર્ણ દેવતાઓથી વંદન કરાતો ભગવાન વિષ્ણુના લોકમાં જાય છે.

જ્યેષ્ઠ શુક્લ તૃતીયા 'રંભાતૃતીયા' નામથી પ્રસિદ્ધ છે. તે દિવસે સપત્નીક શ્રેષ્ઠ બ્રાહ્મણની ગંધ, પુષ્પ અને વસ્ત્ર આદિથી વિધિપૂર્વક પૂજા કરવી જોઈએ. આ વ્રત ધન, પુત્ર અને ધર્મવિષયક શુભકારક બુદ્ધિ પ્રદાન કરે છે.

આષાઢ શુક્લ તૃતીયાએ સપત્નીક બ્રાહ્મણમાં લક્ષ્મી સહિત ભગવાન વિષ્ણુની ભાવના કરીને વસ્ત્ર, આભૂષણ, ભોજન અને ધેનુદાન દ્વારા તેમની પૂજા કરવી. પછી પ્રિય વચનોથી તેમને સંતુષ્ટ કરવા. આ પ્રમાણે સૌભાગ્યની ઇચ્છાથી પ્રેમપૂર્વક આ વ્રતનું પાલન કરીને નારી ધનધાન્યથી સંપન્ન થઈને દેવાધિદેવ શ્રીહરિની કૃપાથી વિષ્ણુલોક પ્રાપ્ત કરે છે. શ્રાવણ શુક્લ તૃતીયાએ 'સ્વર્ણગૌરી વ્રત'નું આચરણ કરવું જોઈએ. તે દિવસે સ્ત્રીએ ષોડશ ઉપચારોથી ભગવાનની પૂજા કરવી.

ભાદ્રપદ શુક્લ તૃતીયાએ સૌભાગ્યવતી સ્ત્રીએ વિધિપૂર્વક પાદ્ય-અર્ઘ્ય આદિ દ્વારા ભક્તિ-ભાવથી પૂજા કરીને હરિતાલિકાવ્રતનું પાલન કરવું. સોનું, ચાંદી, તાંબુ, વાંસ અથવા માટીના પાત્રમાં દક્ષિણા સહિત પકવાન્ન મૂકીને ફળ અને વસ્ત્ર સાથે બ્રાહ્મણને દાન આપવું. આ પ્રમાણે વ્રતનું પાલન કરનારી નારી મનોરમ ભોગોનો ઉપભોગ કરીને આ વ્રતના પ્રભાવથી ગૌરી દેવીની સહચરી થાય છે. આશ્વિન શુક્લ તૃતીયાએ 'બૃહદ્ગૌરી-વ્રતનું આચરણ કરવું. નારદ! આથી સર્વ-કામનાઓ સિદ્ધ થાય છે.

કાર્તિક શુક્લ તૃતીયાએ વિષ્ણુ-ગૌરી-વ્રતનું આચરણ કરવું. તેમાં ભાત-ભાતના ઉપચારોથી જગદ્વંદ્યા લક્ષ્મીની પૂજા કરીને સુવાસિની સ્ત્રીનું મંગલ દ્રવ્યોથી પૂજન કરી તેને ભોજન કરાવવું અને પ્રણામ કરી તેને વિદાય કરવી. માર્ગશીર્ષ શુક્લ તૃતીયાએ મંગલમય 'હરગૌરીવ્રત' કરીને પૂર્વોક્ત વિધિથી જગદંબાનું પૂજન કરવું. આ વ્રતના પ્રભાવથી સ્ત્રી ઉત્તમ ભોગોનો ઉપભોગ કરીને દેવીના લોકમાં જાય છે અને ગૌરીની સાથે આનંદનો અનુભવ કરે છે.

પોષ શુક્લ તૃતીયાએ 'બ્રહ્મગૌરીવ્રત'નું આચરણ કરવું. હે દ્વિજશ્રેષ્ઠ! આમાં પણ પૂર્વોક્ત વિધિથી પૂજન કરીને નારી બ્રહ્મ-ગૌરીના પ્રસાદથી તેમના લોકમાં જઈ આનંદ ભોગવે છે. માઘ શુક્લ તૃતીયાએ વ્રત ધારણ કરીને પૂર્વોક્ત વિધિથી સૌભાગ્ય-સુંદરીની પૂજા કરવી જોઈએ અને તેમને નારિયેળ સાથે અર્ઘ્ય આપવો જોઈએ. આથી પ્રસન્ન થઈને વ્રતથી સંતુષ્ટ થયેલી દેવી પોતાનો લોક પ્રદાન કરે છે. ફાલ્ગુનની શુક્લ તૃતીયાએ કુલસૌખ્યદા તૃતીયાનું વ્રત થાય છે. તેમાં ગંધ, પુષ્પ આદિ દ્વારા પૂજન કરવામાં આવતાં દેવી સર્વના માટે મંગલ કરનારી થાય છે. હે મુને! સર્વ તૃતીયા વ્રતોમાં દેવીપૂજા, બ્રાહ્મણપૂજા, દાન, હોમ અને વિસર્જન-આ સાધારણ વિધિ છે. આ પ્રમાણે તમને તૃતીયાનાં વ્રત કહેવામાં આવ્યાં તે ભક્તિપૂર્વક પાલન કરવાથી અભીષ્ટ વસ્તુઓ આપે છે. ૧-૯૩

इत्येवं कथितानीह तृतीयाया व्रतानि ते।
भक्त्या कृतानि चेष्टांस्तु कामान्दद्युर्मनोगतान् ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં ચતુર્થ પાદમાં 'બાર માસનાં તૃતીયા સંબંધી વ્રતો' નામનો ૧૧૨ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૧૩ : બાર માસના ચતુર્થી વ્રતની વિધિ

सनातन उवाच

शृणु विप्र प्रवक्ष्यामि चतुर्थ्यास्ते व्रतान्यहम्।
यानि कृत्वा नरा नार्योऽभीष्टान्कामानवाप्नुयुः ॥ १

સનાતન બોલ્યા : હે બ્રહ્મન્! સાંભળો; હવે હું તમને ચતુર્થીનાં વ્રતો કહું છું; જેમનું પાલન કરીને સ્ત્રી અને પુરુષ મન-વાંછિત કામનાઓ પ્રાપ્ત કરી લે છે. ચૈત્ર-માસની ચતુર્થીએ વાસુદેવસ્વરૂપ ગણેશની સારી પેઠે પૂજા કરીને બ્રાહ્મણને સુવર્ણ દક્ષિણા આપવાથી માણસ સર્વ દેવતાઓને વંદવા યોગ્ય થઈ વિષ્ણુલોકમાં જાય છે.

વૈશાખની ચતુર્થીએ સંકર્ષણ ગણેશની પૂજા કરીને વિધિજ્ઞ પુરુષ ગૃહસ્થ બ્રાહ્મણો-ને શંખનું દાન કરે તો તે સંકર્ષણ લોકમાં જઈને અનેક કલ્પો સુધી આનંદનો અનુભવ કરે છે.

જ્યેષ્ઠ માસની ચતુર્થીએ પ્રદ્યુમ્નરૂપી ગણેશનું પૂજન કરીને બ્રાહ્મણસમૂહને ફળ-મૂળનું દાન કરવાથી મનુષ્ય સ્વર્ગલોક પ્રાપ્ત કરી લે છે.

આષાઢની ચતુર્થીએ અનિરુદ્ધસ્વરૂપ ગણેશની પૂજા કરીને સંન્યાસીઓને તુંબી-પાત્રનું દાન કરવાથી મનુષ્ય ઇષ્ટ ફળ પામે છે.

જ્યેષ્ઠની ચતુર્થીએ એક બીજું પરમ ઉત્તમ વ્રત થાય છે, જેને 'સતીવ્રત'

કહેવામાં આવે છે. આ વ્રતનું પાલન કરીને સ્ત્રી ગણેશમાતા પાર્વતીના લોકમાં જઈને તેમના જ જેવો આનંદ પામે છે.

એવી જ રીતે આષાઢની ચતુર્થીએ એક બીજું કલ્યાણકારી વ્રત થાય છે; કારણ કે તે રથંતર કલ્પનો પ્રથમ દિવસ છે. તે દિવસે માણુસ શ્રદ્ધાથી વિધિપૂર્વક ગણેશની -પૂજા કરીને દેવતાઓને પણ દુર્લભ હોય એવું ફળ પ્રાપ્ત કરે છે. હે મુને! શ્રાવણની ચતુર્થીએ ચંદ્રોદય થયા પછી વિધિઓમાં શ્રેષ્ઠ વિદ્વાને ગણેશને અર્ઘ્ય આપવો. તે સમયે ગણેશના સ્વરૂપનું ધ્યાન કરવું જોઈએ. ધ્યાન પછી આવાહન આદિ સંપૂર્ણ ઉપચારોથી તેમનું પૂજન કરવું. પછી લાડુનું નૈવેદ્ય અર્પણ કરવું. ગણેશને એ અતિપ્રિય છે. આ પ્રમાણે વ્રત પૂરું કરીને પોતે પણ પ્રસાદરૂપ લાડુ ખાવા. રાત્રે ગણપતિનું પૂજન કરીને ભૂમિ ઉપર જ સુખપૂર્વક શયન કરવું. આ વ્રતના પ્રભાવથી તે આ લોકમાં મનોવાંછિત કામનાઓ પ્રાપ્ત કરે છે, એની કામનાઓ સફળ થાય છે અને પરલોકમાં પણ ગણપતિના ધામને પામે છે, ત્રણે લોકમાં આના જેવું કોઈ વ્રત નથી.

તે પછી ભાદ્રપદ કૃષ્ણ ચતુર્થીએ બહુલા ધેનુસંજ્ઞક ગણપતિનું ગંધ, પુષ્પ, માલા અને દૂર્વા આદિ દ્વારા યત્નપૂર્વક પૂજન કરવું જોઈએ. તે પછી પરિક્રમા કરીને સામર્થ્ય પ્રમાણે દાન કરવું. દાન કરવાની શક્તિ ન હોય તો આ બહુલા ગાયને નમસ્કાર કરીને તેનું વિસર્જન કરવું. આ પ્રમાણે પાંચ, દસ કે સોળ વર્ષ સુધી આ વ્રતનું પાલન કરીને ઉદ્યાપન કરવું. તે સમયે દૂધ આપતી ગાયનું દાન કરવું જોઈએ. આ વ્રતના પ્રભાવથી મનુષ્ય ઉત્તમ ભોગો ભોગવીને દેવતાઓ દ્વારા સત્કાર પામીને ગોલોકધામમાં જાય છે.

ભાદ્રપદ શુક્લ ચતુર્થીએ સિદ્ધિવિનાયક વ્રતનું પાલન કરવું. આમાં આવાહન આદિ સમસ્ત ઉપચારો દ્વારા ગણપતિનું પૂજન કરવું જોઈએ. પ્રથમ એકાગ્ર ચિત્ત થઈને સિદ્ધિવિનાયકનું ધ્યાન કરવું. તેમને એક દાંત છે, સૂપડા જેવા કાન છે. તેમનું મુખ હાથીના મુખ જેવું છે. તેઓ ચાર ભુજાઓથી સુશોભિત છે. તેમણે હાથોમાં પાશ અને અંકુશ ધારણ કરેલાં છે. તેમના અંગની કાન્તિ સુવર્ણ સમાન દેદીપ્યમાન છે. તેમનાં એકવીસ નામ લઈને તેમને ભક્તિપૂર્વક એકવીસ પત્ર (પાંદડાં) અર્પણ કરવાં. હવે તમે તે નામ સાંભળો. 'સુમુખાય નમઃ' બોલીને શમીપત્ર; 'ગણાધીશાય નમઃ'થી ભૃંગરાજપત્ર (ભાંગરો); 'ઉમાપુત્રાય નમઃ'થી બિલ્વપત્ર; 'ગજમુખાય નમઃ'થી દૂર્વાદલ; 'લંબોદરાય નમઃ'થી બદ્રિ(બોર)પત્ર; 'હરસૂનવે નમઃ'થી ધત્તૂર(ધંતૂરો)પત્ર; 'શૂર્પકર્ણાય નમઃ'થી તુલસીદળ; 'વક્રતુંડાય નમઃ'થી શીમળપત્ર; 'ગુહાગ્રજાય નમઃ'થી અપામાર્ગપત્ર; 'એકદન્તાય નમઃ'થી બાર્હંત (ભટકટૈયા) પત્ર; 'હેરમ્બાય નમઃ'થી સિંદૂર(સિંદૂર વૃક્ષ) પત્ર; 'ચતુર્હોત્રે નમઃ'થી તેજપત્ર અને 'સર્વેશ્વરાય નમઃ'થી અગસ્ત્યપત્ર ચડાવવાં.[1] આ સર્વ વિધિ ગણેશની પ્રસન્નતા વધારનારી

---

૧. અહીં એકવીસ નામોથી એકવીસ પત્ર અર્પણ કરવાની વાત લખીને તેર નામનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. સંગ્રહ ગ્રંથોમાં ઉપર લખેલાં નામોથી અતિરિક્ત આઠ નામ અને આઠ પ્રકારનાં પત્રોનો નિર્દેશ આ પ્રમાણે કરવામાં આવ્યો છે–'વિકટાય નમઃ'થી કણેરનું પત્ર; 'ઇભતુંડાય નમઃ'થી અશ્માતપત્ર; 'વિનાયકાય નમઃ'થી અર્કપત્ર; 'કપિલાય નમઃ'થી અર્જુનપત્ર; 'વટવે નમઃ'થી દેવદારુપત્ર; 'ભાલચંદ્રાય નમઃ'થી ડમરાનાં પત્ર; 'સુરાગ્રજાય નમઃ'થી ગાંધારીપત્ર અને 'સિદ્ધિવિનાયકાય નમઃ'થી કેતકીપત્ર અર્પણ કરવાં.

છે. તે પછી એ દૂર્વાદલ લઈ ગંધ, પુષ્પ અને અક્ષત સાથે ગણેશ પર ચડાવવાં. આ પ્રમાણે પૂજા કરીને ભક્તિભાવથી નૈવેદ્યરૂપે પાંચ લાડુ નિવેદન કરવા. પછી આચમન કરી નમસ્કાર અને પ્રાર્થનાના અંતે દેવનું વિસર્જન કરવું. મુને! સર્વ સામગ્રીઓ સહિત ગણેશની સુવર્ણમયી પ્રતિમા આચાર્યને અર્પિત કરવી અને બ્રાહ્મણોને દક્ષિણા આપવી.

હે નારદ! આ પ્રમાણે પાંચ વર્ષ સુધી ભક્તિપૂર્વક ગણેશની પૂજા અને ઉપાસના કરનારો પુરુષ આ લોક અને પરલોકના શુભ ભોગોને પ્રાપ્ત કરી લે છે. આ ચતુર્થીની રાતે ક્યારેય ચંદ્રને જોવો નહીં. જે માણસ ચંદ્રમાને જુએ છે તેના પર ખોટું આળ આવે છે; આમાં સંશય નથી. જો ચંદ્રમા દેખાઈ જાય તો દોષની શાંતિ માટે આ પૌરાણિક મંત્ર ભણવો.'

सिंहः प्रसेनमवधीत् सिंहो जाम्बवता हतः ।
सुकुमारक मा रोदीस्तव ह्येष स्यमन्तकः ॥

'સિંહે પ્રસેનને માર્યો અને સિંહને જામ્બવાને માર્યો. સુકુમાર બાળક! તું રડીશ નહીં. આ સ્યમંતક મણિ હવે તારો જ છે.'

આશ્વિન શુક્લ ચતુર્થીએ પુરુષસૂક્ત દ્વારા ષોડશોપચારથી કપર્દીશ વિનાયકની પૂજા કરવી. કાર્તિક કૃષ્ણ ચતુર્થીએ કર્કાચતુર્થી(કરવા ચોથ)નું વ્રત જણાવવામાં આવ્યું છે. આ વ્રતમાં કેવળ સ્ત્રીઓનો અધિકાર છે. તેથી આનું વિધાન જણાવવામાં આવ્યું છે–સ્ત્રીએ સ્નાન કરી વસ્ત્ર અલંકાર ધારણ કરી ગણેશની પૂજા કરવી. તેમની આગળ પકવાન્નથી ભરેલાં દસ વાયન મૂકવાં અને ભક્તિથી પવિત્ર ચિત્ત થઈને ગણપતિને તે સમર્પણ કરવાં. સમર્પણ કરતી વખતે આ પ્રમાણે બોલવું: 'ભગવાન કપર્દિ ગણેશ મારા પર પ્રસન્ન થાઓ.' ત્યાર બાદ સુવાસિની સ્ત્રીઓ અને બ્રાહ્મણોને ઇચ્છાનુસાર આદરપૂર્વક તે વાયન તેમને વહેંચી દેવાં. તે પછી રાતે ચંદ્રોદય થતાં ચંદ્રને વિધિપૂર્વક અર્ઘ્ય આપવો. વ્રતની પૂર્તિ માટે પોતે પણ મિષ્ટાન્ન ભોજન કરવું. આ વ્રત સોળ અથવા બાર વર્ષ સુધી કર્યા પછી સ્ત્રીએ આનું ઉદ્યાપન કરવું. તે પછી વ્રત મૂકી દેવું. અથવા તો સૌભાગ્યની ઇચ્છાથી સ્ત્રીએ જીવન પર્યંત આ વ્રત કર્યા કરવું; કારણ કે સ્ત્રીઓ માટે આ વ્રતના જેવું સૌભાગ્યદાયક વ્રત ત્રણે લોકોમાં બીજું કોઈ નથી.

હે મુનીશ્વર! માર્ગશીર્ષ શુક્લ ચતુર્થીથી લઈને એક વર્ષ સુધીનો સમય પ્રત્યેક ચતુર્થીએ એક વખતે જમીને વિતાવવો અને બીજે વર્ષે ઉક્ત તિથિએ કેવળ રાતે એક વાર ભોજન કરીને વ્યતીત કરવો. ત્રીજે વર્ષે પ્રત્યેક ચતુર્થીએ અયાચિત (માગ્યા વિના મળેલું) અન્ન એક વાર ખાઈને રહેવું અને ચોથે વર્ષે ઉક્ત તિથિએ ઉપવાસ કરીને રહેવું. આ પ્રમાણે વિધિપૂવક વ્રતનું પાલન કરતા રહીને ક્રમશઃ ચાર વર્ષ પૂરાં કરીને અંતે વ્રત–સ્નાન કરવું. તે સમયે મહાવ્રતી માનવે ગણેશની સોનાની મૂર્તિ બનાવરાવવી. જો શક્તિ ન હોય તો વર્ણક (હરિદ્રા–ચૂર્ણ) દ્વારા જ ગણેશની પ્રતિમા બનાવવી. તે પછી વિવિધ રંગોથી પૃથ્વી પર સુંદર દલો સહિત કમળ આલેખીને તેના ઉપર કળશ મૂકવો. કળશની ઉપર તાંબાનું પાત્ર મૂકવું. તેમાં ચોખા ભરવા, ચોખાની ઉપર બે વસ્ત્રોથી આચ્છાદિત ગણેશની સ્થાપના કરવી. તે પછી ગંધ આદિ સામગ્રીઓ દ્વારા તેમની પૂજા કરવી. પછી ગણેશ પ્રસન્ન થાય, આ ઉદ્દેશથી લાડુનું નૈવેદ્ય અર્પણ કરવું. રાતે ગીત, વાદ્ય અને પુરાણ કથા આદિ દ્વારા જાગરણ કરવું; પછી નિર્મલ પ્રભાત થયા પછી સ્નાન કરીને તલ, ચોખા, જવ, સરસવ, ઘી અને ખાંડ યુક્ત હવન સામગ્રીથી વિધિ-

પૂર્વક હોમ કરવો. ગણું, ગણાધિપ, કૂષ્માણ્ડ, ત્રિપુરાન્તક, લંબોદર, એકદંત, રુક્મદંષ્ટ્ર, વિઘ્નપ, બ્રહ્મા, યમ, વરુણ, સોમ, સૂર્ય, હુતાશન, ગંધમાદી તથા પરમેષ્ઠી—આ સોળ નામો દ્વારા પ્રત્યેકના આદિમાં પ્રણવ અને અને અંતમાં ચતુર્થી વિભક્તિ અને 'નમઃ' પદ લગાડીને અગ્નિમાં એક એક આહુતિ આપવી. ત્યાર પછી 'વક્રતુંડાય હુમ્' આ મંત્ર દ્વારા એકસો આઠ આહુતિઓ આપવી.

તે પછી વ્યાહૃતિઓ દ્વારા યથાશક્તિ હોમ કરીને પૂર્ણાહુતિ આપવી. દિક્પાલોનું પૂજન કરીને ચોવીસ બ્રાહ્મણોને લાડુ અને દૂધપાકનું ભોજન કરાવવું. તે પછી આચાર્યને દક્ષિણા સહિત વાછરડાવાળી ગાયનું દાન કરવું તેમ જ બીજા બ્રાહ્મણોને યથાશક્તિ ભૂયસી દક્ષિણા આપવી. પછી પ્રણામ અને પરિક્રમા કરીને તે શ્રેષ્ઠ બ્રાહ્મણોને વિદાયગીરી આપ્યા પછી પોતે પણ પ્રસન્નચિત્ત થઈને સગાંસંબંધીઓ સાથે ભોજન કરવું. મનુષ્ય આ વ્રતનું પાલન કરીને ગણેશની કૃપાથી આ લોકમાં ઉત્તમ ભોગ ભોગવે છે અને પરલોકમાં ભગવાન વિષ્ણુનું સાયુજ્ય પ્રાપ્ત કરે છે.

નારદ! કેટલાકો આને 'વરવ્રત' કહે છેઃ આનું વિધાન પણ આ જ છે અને ફળ પણ તેના સમાન જ છે. પોષ માસની ચતુર્થીએ ભક્તિપૂર્વક વિઘ્નેશ્વર ગણેશની પ્રાર્થના કરીને એક બ્રાહ્મણને લાડુનું ભોજન કરાવવું અને દક્ષિણા આપવી. હે મુને! આમ કરવાથી વ્રતી પુરુષ ધનસંપત્તિયુક્ત થાય છે.

માઘ કૃષ્ણ ચતુર્થીએ 'સંકષ્ટવ્રત' કરવાનું કહેવામાં આવ્યું છે. તેમાં ઉપવાસનો સંકલ્પ કરીને વ્રતી પુરુષે સવારથી ચંદ્રોદયના સમય સુધી નિયમપૂર્વક રહેવું, મનને કાબૂમાં રાખવું; ચંદ્રોદય થયા પછી ગણપતિની માટીની બનાવેલી મૂર્તિની પીઠ પર સ્થાપના કરવી. ગણપતિની સાથે તેમનાં આયુધો અને વાહન પણ હોવાં જોઈએ. મૂર્તિમાં ગણપતિની ભાવના કરીને ષોડશોપચારથી વિધિપૂર્વક તેમનું પૂજન કરવું. પછી ગોળમાં બનાવેલા તલના લાડુનું નૈવેદ્ય અર્પણ કરવું. તે પછી તાંબાના પાત્રમાં લાલ ચંદન, કુશ, દૂર્વા, ફૂલ, અક્ષત, શમીપત્ર, દહીં અને જળ એકત્ર કરી ચંદ્રમાને અર્ઘ્ય આપવો. તે સમયે નીચે લખેલો મંત્ર ભણવો:

गगनार्णवमाणिक्य चन्द्र दाक्षायणीपते ।
गृहाणार्घ्यं मया दत्तं गणेशप्रतिरूपक ॥

'ગગનરૂપી સમુદ્રના માણિક્ય ચંદ્રમા! દક્ષકન્યા રોહિણીના પ્રિયતમ! ગણેશના પ્રતિબિંબ! આપ મારો આપેલો આ અર્ઘ્ય સ્વીકારો.'

આ પ્રમાણે ગણેશને આ દિવ્ય તથા પાપનાશક અર્ઘ્ય આપીને યથાશક્તિ ઉત્તમ બ્રાહ્મણોને ભોજન કરાવ્યા પછી પોતે પણ તેમની આજ્ઞા લઈને ભોજન કરવું. બ્રહ્મન્! આ પ્રમાણે કલ્યાણકારી 'સંકષ્ટ વ્રત'નું પાલન કરીને મનુષ્ય ધન-ધાન્યથી સંપન્ન થાય છે, તે ક્યારેય કષ્ટ પામતો નથી.

માઘ શુક્લ ચતુર્થીએ પરમ ઉત્તમ ગૌરીવ્રત કરવામાં આવે છે. તે દિવસે યોગિની ગણો સહિત ગૌરીની પૂજા કરવી જોઈએ. માણસોએ અને તેમાંય ખાસ કરીને સ્ત્રીઓએ કુંદ, પુષ્પ, કુંકુમ, નાડાછડી, લાલ ફૂલ, મહાવર (અલતો), ધૂપ, દીપ, બલિ, ગોળ, આદું, દૂધ, ખીર, મીઠું અને પાલક આદિથી ગૌરીની પૂજા કરવી જોઈએ. પોતાના સૌભાગ્યની વૃદ્ધિ માટે સૌભાગ્યવતી સ્ત્રીઓની અને બ્રાહ્મણોની પૂજા કરવી જોઈએ. તેમને ભોજન કરાવીને પોતે પણ પોતાના બંધુ, બાંધવો સાથે ભોજન કરવું. વિપ્રવર! આ સૌભાગ્ય

તથા આરોગ્ય વધારનારું 'ગૌરીવ્રત' છે. સ્ત્રીઓએ તથા પુરુષોએ પ્રતિવર્ષ આનું પાલન કરવું જોઈએ. કેટલાકો આને 'ઢુંઢિ-વ્રત' કહે છે. કેટલાકોને મતે આનું નામ 'કુંડ વ્રત' છે. વળી કેટલાક બીજાઓ આને 'લલિતા વ્રત' અથવા 'શાંતિ વ્રત' પણ કહે છે. આ તિથિએ કરવામાં આવેલાં સ્નાન, દાન, જપ અને હોમ-સર્વ કંઈ ગણપતિની કૃપાથી સદાને માટે હજારગણાં થઈ જાય છે.

ફાલ્ગુન માસની ચતુર્થીએ મંગલમય 'ઢુંઢિરાજ-વ્રત' કરવાનું જણાવવામાં આવ્યું છે. તે દિવસે તલના લાડુ બ્રાહ્મણોને જમાડી સાધકે પોતે પણ ભોજન કરવું.

ગણેશની આરાધનામાં સંલગ્ન થઈને તલનું દાન, તલનો હોમ અને તલથી ગણપતિનું પૂજન કરવાથી મનુષ્ય તેમની કૃપાથી સિદ્ધિ પ્રાપ્ત કરી લે છે. ગણપતિની સોનાની મૂર્તિ બનાવીને યત્નપૂર્વક તેની પૂજા કરવી અને શ્રેષ્ઠ બ્રાહ્મણને તેનું દાન કરવું. આથી સર્વ પ્રકારની સંપત્તિમાં વૃદ્ધિ થાય છે.

હે વિપ્રેન્દ્ર! જે કોઈ માસમાં ચતુર્થી તિથિ રવિવાર કે મંગળવારથી યુક્ત હોય તો તે વિશેષ ફળ આપનારી હોય છે. શુક્લ કે કૃષ્ણ પક્ષની સર્વ ચતુર્થી તિથિઓએ ભક્તિપરાયણ માણસોએ દેવેશ્વર ગણપતિનું જ પૂજન કરવું જોઈએ. ૧-૯૧

सर्वासु च चतुर्थीषु शुक्लास्वप्यसितासु च ।
विघ्नेश एव देवेशः संपूज्यो भक्तितत्परैः ॥ ९१ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં ચતુર્થ પાદમાં 'બાર માસનાં ચતુર્થી વ્રતોનો વિધિ' નામનો ૧૧૩ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૧૪: બારે માસની પંચમી તિથિનાં વ્રત

સનાતન ઉવાચ

शृणु विप्र प्रवक्ष्यामि पंचम्यास्ते व्रतान्यहम् ।
यानि भक्त्या समास्थाय सर्वान्कामानवाप्नुयात् ॥

સનાતન બોલ્યા: બ્રહ્મન્! સાંભળો. હવે હું તમને પંચમીનાં વ્રત કહું છું, જેમનું ભક્તિપૂર્વક પાલન કરવાથી મનુષ્યની સર્વ કામનાઓ પૂર્ણ થાય છે.

ચૈત્રમાસના શુક્લ પક્ષની પંચમી તિથિને 'મત્સ્યજયંતી' કહેવામાં આવે છે. આ દિવસે ભક્તોએ મત્સ્યાવતારના સ્વરૂપની પૂજા અને તે સંબંધી મહોત્સવ મનાવવો જોઈએ. આને શ્રી પંચમી પણ કહેવામાં આવે છે. તેથી આ દિવસે ગંધ આદિ ઉપચારોથી તથા ખીર આદિ નૈવેદ્યો દ્વારા શ્રી લક્ષ્મીજીનું પણ પૂજન કરવું જોઈએ. આ દિવસે લક્ષ્મીનું પૂજન કરનારા માણસનો લક્ષ્મી ક્યારેય ત્યાગ કરતી નથી. એ જ દિવસે 'પૃથ્વીવ્રત', 'ચાંદ્રવ્રત', 'હયગ્રીવ-વ્રત' પણ થાય છે. તેથી તેમની પૃથક્ પૃથક્ સિદ્ધિ ઇચ્છનારા માણસોએ શાસ્ત્રોક્ત વિધિથી તે તે વ્રતોનું પાલન કરવું જોઈએ.

જે માણસ વૈશાખની પંચમીએ સંપૂર્ણ નાગગણોથી યુક્ત શેષનાગની પૂજા કરે છે, તે મનોવાંછિત ફળ પામે છે.

આ જ પ્રમાણે વિદ્વાન પુરુષે જ્યેષ્ઠની પંચમી તિથિએ પિતૃઓનું પૂજન કરવું. તે દિવસે બ્રાહ્મણોને ભોજન કરાવવાથી સર્વ કામનાઓ સફળ થઈને અભીષ્ટ ફળની પ્રાપ્તિ થાય છે.

હે મુને! આષાઢ શુક્લ પંચમીએ સર્વવ્યાપી વાયુની પરીક્ષા કરવામાં આવે છે. ગામની બહાર જઈને જમીન પર ઊભા રહેવું અને ત્યાં એક વાંસ ઊભો કરવો. તેના અગ્ર ભાગમાં પતાકા ચડાવવી. પછી વાંસના મૂળ ભાગમાં સર્વ દિશાઓમાં

લોકપાલોની સ્થાપના તેમ જ પૂજા કરીને વાયુની પરીક્ષા કરવી. પ્રથમ વગેરે પ્રહરોમાં જે જે દિશામાંથી વાયુ વહે તે તે દિક્પાલ અને લોકપાલની સારી રીતે પૂજા કરવી. આ પ્રમાણે ચાર પ્રહર સુધી ત્યાં નિરાહાર રહીને સાયંકાલે પોતાને ઘેરે આવવું અને થોડુંક ભોજન કરીને એકાગ્રચિત્ત થઈને લોકપાલોને નમસ્કાર કરવા અને પવિત્ર ભૂમિ પર શયન કરવું. તે દિવસે રાત્રિના ચતુર્થ પ્રહરમાં જે સ્વપ્ન આવે તે નિશ્ચય જ સત્ય ઠરે છે, આવું ભગવાન શિવનું વચન છે. જો અશુભ સ્વપ્ન હોય તો ભગવાન શિવની પૂજામાં તત્પર થઈને ઉપવાસ કરીને આઠ પ્રહર વિતાવવા. પછી આઠ બ્રાહ્મણોને ભોજન કરાવીને મનુષ્ય શુભ ફળને પામે છે આને શુભાશુભ નિદર્શન વ્રત કહેવામાં આવે છે. આ વ્રત મનુષ્યોને ઇહલોક અને પરલોકમાં સૌભાગ્ય આપનાર થાય છે.

શ્રાવણ માસના કૃષ્ણપક્ષની ચતુર્થીએ જ્યારે થોડોક દિવસ બાકી રહે ત્યારે કાચું અન્ન (જેટલું દાન કરવાની ઇચ્છા હોય) પૃથક્ પૃથક્ પાત્રોમાં મૂકીને વિદ્વાન પુરુષે તે પાત્રોને જળથી ભરી દેવાં. પછી તે બધું જળ કાઢી નાખવું. બીજે દિવસે સૂર્યોદય થતાં વિધિવત્ સ્નાન કરીને દેવતાઓ, ઋષિઓ તથા પિતૃઓનું સારી પેઠે પૂજન કરવું. તેમની આગળ નૈવેદ્ય મૂકવું. આગલા દિવસે ધોયેલું કાચું અન્ન પ્રસન્નતાપૂર્વક યાચકોને આપવું. તે પછી પ્રદોષ કાળમાં શિવમંદિરમાં જઈને લિંગસ્વરૂપ ભગવાન શિવનું ગંધ, પુષ્પ આદિ સામગ્રીઓ દ્વારા પૂજન કરવું. પછી એક હજાર અથવા સો વાર પંચાક્ષરી વિદ્યા (નમઃ શિવાય મંત્ર)-નો જપ કરવો. તે પછી તેમનું સ્તવન કરવું. પછી અન્નની સિદ્ધિ માટે સદા ભગવાન શિવને પ્રાર્થના કરવી. તે પછી પોતાને ઘેરે આવી બ્રાહ્મણ આદિને પકવાન્ન જમાડી પોતે પણ મૌન ભાવથી ભોજન કરવું. વિપ્રવર! આ 'અન્નવ્રત' છે. મનુષ્યો દ્વારા વિધિપૂર્વક આનું પાલન થાય તો આ સંપૂર્ણ અન્નસંપત્તિઓનું ઉત્પાદક અને પરલોકમાં સદ્ગતિ આપનારું થાય છે.

શ્રાવણ માસના શુક્લ પક્ષની પંચમીને દિવસે આસ્તિક મનુષ્યોએ પોતાના ઘરના બારણાની બંને બાજુએ છાણથી સર્પોની આકૃતિ બનાવવી. અને ગંધ પુષ્પ આદિથી તેમની પૂજા કરવી. તે પછી ઇંદ્રાણી દેવીની પૂજા કરવી. સોનું, ચાંદી, દહીં, અક્ષત, દર્ભ, જળ, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ અને નૈવેદ્ય આદિથી તે સર્વની પૂજા કરીને પરિક્રમા કરવી અને તે દ્રવ્યને પ્રણામ કરીને ભક્તિભાવથી પ્રાર્થનાપૂર્વક શ્રેષ્ઠ બ્રાહ્મણોને આપી દેવું. નારદ! આ પ્રમાણે ભક્તિભાવથી દ્રવ્યદાન કરનારા પુરુષ પર સ્વર્ણ આદિ સમૃદ્ધિઓના દાતા ધનાધ્યક્ષ કુબેર પ્રસન્ન થાય છે. પછી ભક્તિભાવથી બ્રાહ્મણોને ભોજન કરાવી પોતે પણ સ્ત્રી-પુત્ર, સગાં-સંબંધીઓ સાથે ભોજન કરવું.

ભાદ્રપદ માસના કૃષ્ણપક્ષની પંચમીએ દૂધથી નાગોને તૃપ્ત કરવા. આ પ્રમાણે નાગોને સંતૃપ્ત કરનારા માણસની સાત પેઢી સુધીના માણસોને સાપથી ભીતિ થતી નથી; ભાદ્રપદના શુક્લપક્ષની પંચમી તિથિએ શ્રેષ્ઠ ઋષિઓની પૂજા કરવી જોઈએ. પ્રાતઃકાલે નદી આદિના તટ પર જઈને સદા આલસ્ય-રહિત થઈને સ્નાન કરવું. પછી ઘેર આવી માટીની વેદી બનાવવી. તેને છાણથી લીંપીને પુષ્પોથી શણગારવી. તે પછી દર્ભ પાથરી તેના ઉપર ગંધ, નાના પ્રકારનાં પુષ્પ, ધૂપ અને સુંદર દીપ આદિ દ્વારા સાત ઋષિઓનું પૂજન કરવું. કશ્યપ, અત્રિ, ભરદ્વાજ, વિશ્વામિત્ર, ગૌતમ, જમદગ્નિ અને વસિષ્ઠ-આ સાત ઋષિ માનવામાં આવ્યા છે. એમના

માટે વિધિપૂર્વક અર્ઘ્ય તૈયાર કરીને અર્ઘ્ય-દાન કરવું. બુદ્ધિમાન પુરુષે તેમના માટે ખેડયા વિનાની ભૂમિમાં તથા વાવ્યા વિના આપમેળે ઉત્પન્ન થયેલો 'સામો' આદિથી નૈવેદ્ય તૈયાર કરવું. તે નૈવેદ્ય તેમને અર્પણ કરીને તે ઋષિઓનું વિસર્જન કર્યા પછી પોતે પણ પ્રસાદરૂપે તે અન્ન જમવું. આ વ્રતનું પાલન કરીને મનુષ્ય સદા મનવાંછિત ફળ ભોગવે છે અને સાતે ઋષિઓની કૃપાથી શ્રેષ્ઠ વિમાનમાં બેસીને દિવ્ય લોકમાં જાય છે.

આશ્વિન શુક્લ પંચમીએ 'ઉપાંગલલિતા વ્રત' થાય છે. નારદ! યથાશક્તિ લલિતાની સુવર્ણની મૂર્તિ બનાવીને ષોડશોપચારથી તેની વિધિવત્ પૂજા કરવી. વ્રતની પૂર્તિ માટે શ્રેષ્ઠ બ્રાહ્મણને પકવાન્ન, ફળ, ઘી અને દક્ષિણા આદિનું દાન કરવું. પછી નીચે જણાવ્યા પ્રમાણે પ્રાર્થના અને વિસર્જન કરવું:

सवाहना शक्तियुता वरदा पूजिता मया ।
मातर्मामनुगृह्याथ गम्यतां निजमन्दिरम् ॥

'મેં વાહન અને શક્તિઓથી યુક્ત વરદાયિની લલિતા દેવીનું પૂજન કર્યું છે. મા! તમે મારા પર અનુગ્રહ કરીને પોતાના મંદિરે સિધાવો.'

હે દ્વિજશ્રેષ્ઠ! કાર્તિક શુક્લ પંચમીએ સર્વ પાપોનો નાશ કરવા માટે શ્રદ્ધાપૂર્વક પરમ ઉત્તમ 'જયા-વ્રત' કરવું જોઈએ. બ્રહ્મન્! એકાગ્રચિત્ત થઈને વિધિપૂર્વક ષોડશોપચારથી જયાદેવીની પૂજા કરીને પવિત્ર તથા વસ્ત્ર-આભૂષણોથી અલંકૃત થઈને એક બ્રાહ્મણને ભોજન કરાવવું. પછી દક્ષિણા આપી તેને વિદાય કરવો. પોતે પણ મૌન ધારણ કરી ભોજન કરવું. જે ભક્તિપૂર્વક જયાના દિવસે સ્નાન કરે છે, તેનાં સર્વ પાપ નષ્ટ થઈ જાય છે.

વિપ્રવર! અશ્વમેધ યજ્ઞના અંતમાં સ્નાન કરવાથી મળતું ફળ જ જયાના દિવસે સ્નાન કરવાથી મળે છે.

માર્ગશીર્ષ શુક્લ પંચમીએ વિધિપૂર્વક નાગોની પૂજા કરીને મનુષ્ય તેમનાથી અભય પામીને સગાં-સંબંધીઓ સાથે આનંદથી રહે છે. તે હમેશાં પ્રસન્ન રહે છે.

પોષ માસના શુક્લપક્ષની પંચમીએ ભગવાન મધુસૂદનની પૂજા કરીને મનુષ્ય મનોવાંછિત કામનાઓની સફળતા પ્રાપ્ત કરે છે. (આ જ પ્રમાણે માઘ અને ફાલ્ગુન માસ માટે સમજવું જોઈએ.)

નારદ! પ્રત્યેક માસના શુક્લ અને કૃષ્ણ પક્ષમાં પણ પંચમીએ પિતૃઓ અને નાગોની પૂજાને ઉત્તમ માનવામાં આવી છે. ૧-૬૧

पंचम्यां प्रतिमासे तु शुक्ले कृष्णे च नारद ।
पितृणां पूजनं शस्तं नागानां चापि सर्वथा ॥६१॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં ચતુર્થપાદમાં 'બારે માસની પંચમી તિથિનાં વ્રત' નામનો ૧૧૪ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૧૫: બાર માસની ષષ્ઠી તિથિઓનાં વ્રત

सनातन उवाच

शृणु विप्र प्रवक्ष्यामि षष्ठ्याश्चैव व्रतानि ते ।
यानि सम्यग्विधायात्र लभेत्सर्वान्मनोरथान् ॥१॥

સનાતન બોલ્યા: વિપ્રવર! સાંભળો. હવે હું તમને ષષ્ઠીનાં વ્રતોનું વર્ણન કરું છું. જેમનું યથાર્થ રૂપથી અનુષ્ઠાન કરીને મનુષ્ય સર્વ મનોરથ સિદ્ધ કરી લે છે.

ચૈત્ર શુક્લ ષષ્ઠીએ પરમ ઉત્તમ 'કુમાર (કાર્તિકેય) વ્રત'નું વિધાન કરવામાં આવ્યું છે. તેમાં જણાવ્યા અનુસાર નાના પ્રકારની પૂજાવિધિથી ભગવાન ષડાનનની આરાધના કરીને મનુષ્ય સર્વગુણસંપન્ન તેમ જ દીર્ઘાયુષી પુત્રને પ્રાપ્ત કરે છે.

વૈશાખ શુક્લ ષષ્ઠીએ કાર્તિકેયની પૂજા કરીને મનુષ્ય માતાનું સુખ પામે છે. જ્યેષ્ઠ માસની શુક્લ પક્ષની ષષ્ઠીએ વિધિપૂર્વક સૂર્યદેવની પૂજા કરીને તેમની કૃપાથી મનુષ્ય મનવાંછિત ફળ પામે છે. આષાઢ શુક્લ

ષષ્ઠીએ પરમ ઉત્તમ 'સ્કંદ વ્રત' કરવું જોઈએ. તે દિવસે ઉપવાસ કરીને શિવ તથા પાર્વતીના પ્રિય પુત્ર સ્કંદની પૂજા કરવાથી મનુષ્ય પુત્ર–પૌત્રાદિ સંતાન અને મનગમતા ભોગો પ્રાપ્ત કરે છે. શ્રાવણ શુક્લ ષષ્ઠીએ ઉત્તમ ભક્તિભાવથી યુક્ત થઈને ષોડશોપચાર દ્વારા શરજન્મા ભગવાન સ્કંદની આરાધના કરવી જોઈએ. આ પ્રમાણે કરનારો પુરુષ ષડાનનની કૃપાથી અભીષ્ટ મનોરથ સિદ્ધ કરી લે છે. ભાદ્રપદ માસના કૃષ્ણપક્ષની ષષ્ઠીએ 'લલિતા વ્રત' જણાવવામાં આવ્યું છે. તે દિવસે સ્ત્રીએ વિધિપૂર્વક પ્રાતઃકાળે સ્નાન કરીને શ્વેત વસ્ત્ર ધારણ કરીને શ્વેત માળાથી અલંકૃત થઈને નદી–સંગમની રેતી લઈને તેના પિંડ બનાવી વાંસના પાત્રમાં મૂકવા. આ પ્રમાણે પાંચ પિંડ બનાવીને તેમાં મૂક્યા પછી વનવાસિની લલિતાદેવીનું તેમાં ધ્યાન કરવું. પછી કમલ, કનેર, વનમલ્લિકા. માલતી, નીલકમલ, કેતકી અને તગરનો સંગ્રહ કરીને આમાંથી એક એકનાં એકસો અઠ્ઠાવીસ અથવા અઠ્ઠાવીસ ફૂલ ગ્રહણ કરવાં. તે ફૂલોની અક્ષત કળીઓ લઈને તેનાથી જ દેવીની પૂજા કરવી જોઈએ. પૂજન થયા પછી ઊભા થઈને તે શિવપ્રિયા લલિતાદેવીની આ પ્રમાણે પ્રાર્થના કરવી :

गङ्गाद्वारे कुशावर्ते बिल्वके नीलपर्वते ।
स्नात्वा कनखले देवि हरं लब्धवती पतिम् ॥
ललिते सुभगे देवि सुखसौभाग्यदायिनि ।
अनन्तं देहि सौभाग्यं मह्यं तुभ्यं नमो नमः ॥

'હે દેવિ! આપે ગંગાદ્વાર, કુશાવર્ત, બિલ્વક, નીલપર્વત અને કનખલ તીર્થમાં સ્નાન કરીને ભગવાન શિવને પતિરૂપે પ્રાપ્ત કર્યા છે. સુખ અને સૌભાગ્ય આપનારી સુંદરી લલિતાદેવિ! આપને વારંવાર નમસ્કાર છે; આપ મને અક્ષય સૌભાગ્ય પ્રદાન કરો.'

આ મંત્રથી ચંપાનાં સુંદર ફૂલોથી લલિતાદેવીની વિધિપૂર્વક પૂજા કરીને તેમની આગળ નૈવેદ્ય મૂકવું. કાકડી, કોળું, નારિયેળ, દાડમ, બિજોરું, લીંબુ, ટિંડોરાં, કારેલાં, ચીભડાં વગેરે દેવી આગળ મૂકીને, ઊગેલાં ધાન્યાંકુર, દીપકોની પંક્તિ, અગુરુ, ધૂપ, કરંજ, ગોળ, પુષ્પ, કાનનાં આભૂષણ, મોદક તથા પોતાના વૈભવ અનુસાર અનેક પ્રકારનાં નૈવેદ્ય આદિ દ્વારા વિધિવત્ પૂજા કરીને રાતે જાગરણનો ઉત્સવ મનાવવો. આ પ્રમાણે જાગરણ કરીને સપ્તમીની સવારે લલિતાજીને નદીના તટ પર લઈ જવાં.

હે દ્વિજોત્તમ! ગંધ, પુષ્પ આદિથી વાજતે ગાજતે પૂજન કરીને નૈવેદ્ય આદિ સામગ્રી શ્રેષ્ઠ બ્રાહ્મણને આપી દેવી. પછી સ્નાન કરીને ઘેર આવી અગ્નિમાં હોમ કરવો. દેવતાઓ, પિતૃઓ અને મનુષ્યોનું પૂજન કરીને સુવાસિની સ્ત્રીઓ, કન્યાઓ તથા પંદર બ્રાહ્મણોને ભોજન કરાવવું. ભોજન પછી પુષ્કળ દાન આપી તે સર્વને વિદાય કરવા. અનેકાનેક વ્રત, તપશ્ચર્યા, દાન અને નિયમથી જે ફળ પ્રાપ્ત થાય છે, તે આ જ વ્રતથી અહીં જ મળી જાય છે. આ વ્રત કર્યા પછી સ્ત્રી મૃત્યુ પછી સનાતન શિવધામમાં જઈને લલિતા દેવીની સાથે તેમની સખી થઈને ચિરકાળ સુધી આનંદ ભોગવે છે અને પુરુષ ભગવાન શિવની સમીપ રહીને સુખી થાય છે.

ભાદ્રપદ માસના શુક્લ પક્ષની ષષ્ઠી આવે છે. તેને 'ચંદન ષષ્ઠી' કહેવામાં આવે છે. તે દિવસે દેવીની પૂજા કરવાથી મનુષ્ય દેવીલોકને પ્રાપ્ત કરે છે. તે ષષ્ઠી રોહિણી નક્ષત્ર, વ્યતીપાત યોગ અને મંગળવારથી યુક્ત હોય તો તેને 'કપિલા ષષ્ઠી' કહેવામાં આવે છે. કપિલા ષષ્ઠીના દિવસે વ્રત તેમ જ નિયમમાં તત્પર થઈને સૂર્યની

પૂજા કરીને મનુષ્ય ભગવાન ભાસ્કરની કૃપાથી મનોવાંછિત ફળ પામે છે. હે દેવર્ષિપ્રવર! તે દિવસે કરેલું દાન, હોમ, જપ તથા દેવતાઓ, ઋષિઓ અને પિતૃઓ આદિનું તર્પણ આદિ સર્વ કંઈ અક્ષય જાણવું. કપિલા ષષ્ઠીએ ભગવાન સૂર્યની પ્રસન્નતા માટે વસ્ત્ર, માળા અને ચંદન આદિથી દૂધ આપતી ગાયની પૂજા કરી તે વેદજ્ઞ બ્રાહ્મણને દાનમાં આપવી.

બ્રહ્મન્! આશ્વિન શુકલ ષષ્ઠીએ ગંધ આદિ માંગલિક દ્રવ્ય અને નાના પ્રકારનાં નૈવેદ્યથી કાત્યાયની દેવીની પૂજા કરવી જોઈએ. પૂજા થઈ ગયા પછી દેવેશ્વરી કાત્યાયની દેવીને પ્રણામ કરી તેમની ક્ષમા-યાચના કરી તેમનું વિસર્જન કરવું. અહીં રેતીની મૂર્તિમાં કાત્યાયનીની પ્રતિષ્ઠા કરીને તેમની પૂજા કરવી જોઈએ. આ પ્રમાણે કાત્યાયની દેવીની પૂજા કરવાથી તેમની કૃપાથી કન્યા મનને અનુરૂપ વર પામે છે. પરણેલી સ્ત્રી મનવાંછિત પુત્ર પ્રાપ્ત કરે છે. કાર્તિક શુકલ ષષ્ઠીએ મહાત્મા ષડાનને દેવતાઓ દ્વારા આપવામાં આવેલી મહાભાગા દેવસેનાને પ્રાપ્ત કરી હતી, તેથી આ તિથિએ સર્વ ઉપચારો દ્વારા દેવસેના અને ષડાનન કાર્તિકેયની પૂજા કરવાથી મનુષ્ય પોતાના મનને અનુકૂલ અનુપમ સિદ્ધિ પ્રાપ્ત કરે છે. દ્વિજોત્તમ! તે તિથિએ અગ્નિપૂજા કરવાનું જણાવવામાં આવ્યું છે. પ્રથમ અગ્નિદેવનું પૂજન કરીને નાના પ્રકારનાં દ્રવ્યોથી હોમ કરવો જોઈએ.

માર્ગશીર્ષ શુકલ ષષ્ઠીએ ગંધ, પુષ્પ, અક્ષત, ફળ, વસ્ત્ર, આભૂષણ તથા ભાત-ભાતનાં નૈવેદ્યો દ્વારા સ્કંદનું પૂજન કરવું જોઈએ. હે મુનિશ્રેષ્ઠ! જો તે ષષ્ઠી રવિવાર તથા શતભિષા નક્ષત્રથી યુક્ત હોય, તો તે 'ચંપાષષ્ઠી' કહેવાય છે. સુખની ઇચ્છા રાખનારા માણસે તે દિવસે પાપ-નાશક ભગવાન વિશ્વેશ્વરનાં દર્શન, પૂજન, ધ્યાન અને સ્મરણ કરવું જોઈએ અને તેમના વિષેનું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ. તે દિવસે કરવામાં આવેલાં સ્નાન, દાન આદિ શુભ કર્મ અક્ષય થાય છે.

હે વિપ્રવર! પોષ માસના શુકલ પક્ષની ષષ્ઠીએ સનાતન વિષ્ણુરૂપી જગત્પાલક ભગવાન દિનેશ પ્રકટ થયા હતા. તેથી સર્વ પ્રકારનાં સુખ ઇચ્છનારા પુરુષોએ તે દિવસે ગંધ આદિ દ્રવ્ય, નૈવેદ્ય તથા વસ્ત્ર આભૂષણ આદિ દ્વારા તેમનું પૂજન કરવું જોઈએ.

માઘ માસની શુકલપક્ષની ષષ્ઠી 'વરુણ-ષષ્ઠી' કહેવાય છે. તે દિવસે રક્તચંદન, રક્તવસ્ત્ર, પુષ્પ, ધૂપ, દીપ અને નૈવેદ્ય દ્વારા વિષ્ણુસ્વરૂપ સનાતન વરુણદેવની પૂજા કરવી જોઈએ. આ પ્રમાણે વિધિપૂર્વક પૂજન કરવાથી મનુષ્ય ઇષ્ટ ફળ પ્રાપ્ત કરીને વરુણ-દેવની કૃપાથી આનંદ પામે છે.

હે નારદ! ફાલ્ગુન માસના શુકલપક્ષની ષષ્ઠીએ વિધિપૂર્વક ભગવાન પશુપતિની માટીની મૂર્તિ બનાવીને વિવિધ ઉપચારોથી તેમની પૂજા કરવી જોઈએ. શતરુદ્રીના મંત્રોથી પૃથક્ પૃથક્ પંચામૃત તેમ જ જળથી સ્નાન કરાવી શ્વેત ચંદન લગાવવું. પછી અક્ષત, સફેદ ફૂલ, બિલ્વપત્ર, ધંતૂરાનાં ફૂલ, અનેક પ્રકારનાં ફળ અને ભાત ભાતનાં નૈવેદ્યોથી સારી પેઠે પૂજા કરીને વિધિવત્ આરતી ઉતારવી. તે પછી ક્ષમા-યાચના-પ્રાર્થના કરીને પ્રણામપૂર્વક તેમનું કૈલાસમાં વિસર્જન કરવું. મુને! જે સ્ત્રી અથવા પુરુષ આ પ્રમાણે ભગવાન શિવની પૂજા કરે છે, તે આ લોકમાં શ્રેષ્ઠ ભોગોનો ઉપભોગ કરીને અંતમાં ભગવાન શિવના સ્વરૂપને પ્રાપ્ત થાય છે. ૧–૫૫

एवं कृतशिवार्चस्तु नरो नार्यथवा मुने।
इह भुक्त्वा वरान्भोगानन्ते शिवरतिं लभेत् ॥५५

૧૧૫ મો અધ્યાય પૂર્ણ

## અધ્યાય ૧૧૬: બાર માસનાં સપ્તમી સંબંધી વ્રત

सनातन उवाच

शृणु नारद वक्ष्यामि सप्तम्यास्ते व्रतान्यहम्।
यानि कृत्वा नरो भक्त्या सूर्यसायुज्यमाप्नुयात् ॥

સનાતન બોલ્યા : હે નારદ! સાંભળો. હવે હું તમને સપ્તમીનાં વ્રત કહું છું; જે કરવાથી માણુસ સૂર્યના સાયુજ્યને પામે છે—એમાં વિલીન થઈ જાય છે.

ચૈત્ર શુક્લ સપ્તમીના દિને ગામની બહાર કોઈ નદી કે જળાશયમાં સ્નાન કરવું. પછી ઘેર આવીને એક વેદી બનાવવી અને તેને છાણુથી લીંપીને તેના ઉપર ધોળી રૂતી પાથરવી. તેના ઉપર અષ્ટદળ કમળ આલેખીને તેની કર્ણિકામાં ભગવાન સૂર્યની સ્થાપના કરવી. પૂર્વના દળમાં યજ્ઞસાધકે બે દેવતાઓની સ્થાપના કરવી. અગ્નિકોણુના દળમાં બે યજ્ઞસાધક ગંધર્વો સ્થાપવા. દક્ષિણુ દળમાં બે અપ્સરાઓ સ્થાપવી. મુનિશ્રેષ્ઠ! નૈઋત્ય દળમાં બે રાક્ષસો સ્થાપવા. પશ્ચિમ દળમાં યજ્ઞમાં સહાય પહોંચાડનારા કાદ્રવેય નામના બે મહાનાગોની સ્થાપના કરવી. હે દ્વિજોત્તમ! વાયવ્ય દળમાં બે યાતુધાનોનું, ઉત્તર દળમાં બે ઋષિઓનું અને ઈશાન કોણુના દળમાં એક ગ્રહનું સ્થાપન કરવું. આ સર્વનું ગંધ, માળા, ચંદન, ધૂપ, દીપ, નૈવેદ્ય અને પાનસોપારી આદિ દ્વારા પૂજન કરવું જોઈએ. આ પ્રમાણે પૂજા કરીને સૂર્યને ઘીની એકસો આઠ આહુતિ આપવી અને બીજાઓને નામમંત્રથી વેદી ઉપર જ ક્રમશઃ આઠ આઠ આહુતિઓ આપવી. હે દ્વિજશ્રેષ્ઠ! તે પછી પૂર્ણુ આહુતિ આપવી અને બ્રાહ્મણોને પોતાની શક્તિ અનુસાર દક્ષિણા આપવી. આ પ્રમાણે સર્વ વિધાન કરીને મનુષ્ય પૂર્ણ સુખ પામે છે, અને શરીરનો અંત થયા પછી સૂર્યમંડળ ભેદીને પરમ પદને પ્રાપ્ત થાય છે.

વૈશાખ શુક્લ સપ્તમીએ રાજા જહ્નુ સ્વયં ક્રોધવશ થઈને ગંગાજીને પી ગયા હતા અને પછી પોતાના જમણા કાનના છિદ્રમાંથી તેમને મુક્ત કર્યાં હતાં. તેથી પ્રાતઃકાલે સ્નાન કરીને નિર્મળ જળમાં ગંધ, પુષ્પ, અક્ષત આદિ સર્વ ઉપચારોથી ગંગાજીનું પૂજન કરવું જોઈએ. તે પછી એક હજાર ઘડાઓનું દાન કરવું જોઈએ. 'ગંગાવ્રતમાં' આ જ કરવાનું હોય છે. આ બધું ભક્તિપૂર્વક કરવામાં આવે તો ગંગાજી સાતે પેઢીઓને નિઃસંદેહ સ્વર્ગમાં પહોંચાડી દે છે. આ તિથિએ 'કમળવ્રત' પણ જણાવવામાં આવ્યું છે, તલથી ભરેલા પાત્રમાં સુવર્ણુમય સુંદર કમળ મૂકીને તેને બે વસ્ત્રોથી બાંધી ગંધ, ધૂપ આદિ દ્વારા તેની પૂજા કરવી. તે પછી—

नमस्ते पद्महस्ताय नमस्ते विश्वधारिणे।
दिवाकर नमस्तुभ्यं प्रभाकर नमोऽस्तु ते ॥

'હાથમાં કમળ ધારણ કરનારા ભગવાન સૂર્યને નમસ્કાર છે. સંપૂર્ણ વિશ્વને ધારણ કરનારા ભગવાન સવિતાને નમસ્કાર છે. દિવાકર! આપને નમસ્કાર છે. પ્રભાકર! આપને નમસ્કાર છે.'

આ પ્રમાણે દેવેશ્વર સૂર્યને નમસ્કાર કરીને સૂર્યાસ્ત સમયે જળથી ભરેલા ઘડા સહિત તે કમળ અને કપિલા ગાયનું બ્રાહ્મણુને દાન દેવું. તે દિવસે અખંડ ઉપવાસ કરવો અને બીજે દિવસે ભોજન કરવું જોઈએ. બ્રાહ્મણોને ભક્તિભાવે જમાડવાથી વ્રત સફળ થાય છે. તે જ દિવસે 'નિમ્બ સપ્તમી'નું વ્રત જણાવવામાં આવેલું છે. આનું પાલન કરનારા સર્વ મનુષ્યોને આ સુખ આપનારું છે. આમાં 'ॐ खखोल्काय नमः' આ મંત્ર દ્વારા લીમડાનાં પાંદડાંથી ભગવાન ભાસ્કરની પૂજાનું વિધાન છે. પૂજન પછી લીમડાનાં પાન ખાતાં અને મૌન ધારણ કરી ભૂમિ

પર શયન કરવું. બીજે દિવસે બ્રાહ્મણોને ભોજન કરાવીને પોતે પણ ભાઈ–બંધુઓ સાથે ભોજન કરવું. આ 'નિમ્બપત્રવ્રત' છે, જે આનું પાલન કરનારાઓને સર્વ પ્રકારનું સુખ આપનારું છે. આ જ દિવસે 'શર્કરા સપ્તમી' પણ કહેવામાં આવી છે. શર્કરા સપ્તમી અશ્વમેધ યજ્ઞનું ફળ આપનારી, સર્વ દુઃખોને શાંત કરનારી અને સંતાન પરંપરાને વધારનારી છે. આમાં સાકરનું દાન કરવું; સાકર ખાવી અને ખવડાવવી–આ કર્તવ્ય છે. આ વ્રત ભગવાન સૂર્યને વિશેષ પ્રિય છે, પરમ ભક્તિભાવથી આનું પાલન કરનાર સદ્‌ગતિ પામે છે.

જ્યેષ્ઠ શુક્લ સપ્તમીએ સાક્ષાત્ ભગવાન સૂર્યસ્વરૂપ ઇંદ્ર ઉત્પન્ન થયા છે. બ્રહ્મન્! જે ઉપવાસ કરીને જિતેન્દ્રિય ભાવથી વિધિ-વિધાન સાથે તેમની પૂજા કરે છે, તે દેવરાજ ઇંદ્રની કૃપાથી સ્વર્ગલોકમાં સ્થાન પામે છે. હે વિપ્રેન્દ્ર! આષાઢ શુક્લ સપ્તમીએ વિવસ્વાન નામના સૂર્ય પ્રકટ થયા હતા. તેથી તે તિથિએ ગંધ, પુષ્પ આદિ પૃથક્ પૃથક્ સામગ્રીઓ દ્વારા તેમની સારી પેઠે પૂજા કરીને મનુષ્ય ભગવાન સૂર્યનું સાયુજ્ય પ્રાપ્ત કરી લે છે.

શ્રાવણ શુક્લ સપ્તમીએ 'અવ્યંગ' નામનું શુભ વ્રત કરવું જોઈએ. આમાં સૂર્યની પૂજાને અંતે તેમની પ્રસન્નતા માટે સૂતરનું બનાવેલું સાડા ચાર હાથનું વસ્ત્રનું દાન કરવું જોઈએ. આ વ્રત વિશેષ કલ્યાણકારી છે. જો આ સપ્તમી હસ્તનક્ષત્રથી યુક્ત હોય તો તેને પાપનાશિની કહેવામાં આવી છે. આમ કરવામાં આવેલું દાન, જપ અને હોમ સર્વ અક્ષય હોય છે.

ભાદ્રપદ શુક્લ સપ્તમીએ, 'આમુક્તાભરણવ્રત' જણાવવામાં આવ્યું છે. આમાં ઉમા સહિત ભગવાન મહેશ્વરની પૂજાનું વિધાન છે. ગંગાજળ આદિ ષોડશોપચારથી ભગવાનનું પૂજન, પ્રાર્થના અને નમસ્કાર કરીને સંપૂર્ણ કામનાઓની સિદ્ધિ માટે તેમનું વિસર્જન કરવું જોઈએ. આને જ 'ફળ–સપ્તમી' પણ કહેવામાં આવે છે. નાળિયેર, રીંગણાં, નારંગી, બિજોરું, લીંબુ, કેળું, અને મોટી સોપારી–આ સાત ફળ મહાદેવજી આગળ મૂકીને સાત તંતુઓ અને સાત ગાંઠોથી યુક્ત એક દોરો પણ ચડાવવો. પછી પરાભક્તિથી તેમનું પૂજન કરીને તે દોરો સ્ત્રીએ પોતાના ડાબા હાથમાં બાંધી લેવો અને પુરુષે જમણા હાથમાં બાંધવો. વર્ષ પૂરું થાય ત્યાં સુધી તેને ધારણ કરી રાખવો. સાત બ્રાહ્મણોને ખીરનું ભોજન કરાવીને તેમને વિદાય કરવા. તે પછી બુદ્ધિમાન પુરુષે વ્રતની પૂર્ણતા માટે પોતે પણ ભોજન કરવું. ઉપર જણાવેલાં સાત ફળ સાત બ્રાહ્મણોને આપી દેવાં. વિપ્રવર! આ પ્રમાણે સાત વર્ષ સુધી વ્રતનું પાલન કરીને વિધિવત્ ઉપાસના કરવાથી વ્રતધારી મનુષ્ય મહાદેવજીનું સાયુજ્ય પ્રાપ્ત કરી લે છે. આશ્વિન્ શુક્લ સપ્તમીને 'શુભ સપ્તમી' જાણવી જોઈએ. તેમાં સ્નાન અને પૂજન કરી, શ્રેષ્ઠ બ્રાહ્મણોની આજ્ઞા લઈ વ્રતનો આરંભ કરીને કપિલા ગાયનું પૂજન કરવું અને તેને પ્રાર્થના કરવી:

त्वामहं दद्मि कल्याणि प्रीयतामर्यमा स्वयम्।
पालय त्वं जगत्कृत्स्नं यतोऽसि धर्मसंभवा॥

'હે કલ્યાણિ! હું તમારું દાન કરું છું, આથી સાક્ષાત્ ભગવાન સૂર્ય પ્રસન્ન થાઓ. તમે સર્વ જગતનું પાલન કરો, કારણ કે તમે ધર્મથી ઉત્પન્ન થયાં છો.'

આ પ્રમાણે બોલીને વેદવેત્તા બ્રાહ્મણને નમસ્કાર કરીને તેને ગાય અને દક્ષિણા આપવી. હે બ્રહ્મન્! પછી પોતે પંચગવ્યનું પાન કરીને રહેવું. આ પ્રમાણે પોતે વ્રત કરીને બીજે દિવસે ઉત્તમ બ્રાહ્મણોને ભોજન કરાવવું અને શેષ બચેલા પ્રસાદસ્વરૂપ અન્નનું

પોતે ભોજન કરવું. શ્રદ્ધાપૂર્વક આ શુભ સપ્તમીનું વ્રત કરનારો માણસ મહાદેવજીની કૃપાથી ભોગ અને મોક્ષ પ્રાપ્ત કરી લે છે. કાર્તિકના શુક્લપક્ષમાં 'શાક સપ્તમી' નામનું વ્રત કરવું જોઈએ. તે દિવસે સુવર્ણ કમળ સહિત સાત પ્રકારનાં શાક બ્રાહ્મણોને દાનમાં આપવાં અને પોતે પણ શાક ખાઈને જ રહેવું. બીજે દિવસે બ્રાહ્મણોને જમાડીને તેમને દક્ષિણા આપવી અને પોતે પણ મૌન ધારણ કરીને ભાઈબંધુઓ સાથે ભોજન કરવું.

માર્ગશીર્ષ શુક્લ સપ્તમીએ 'મિત્ર વ્રત' કહેવામાં આવ્યું છે. ભગવાન વિષ્ણુનું જમણું નેત્ર સાકાર થઈને કશ્યપના તેજ અને અદિતિના ગર્ભથી 'મિત્ર' નામધારી દિવાકરના રૂપમાં પ્રકટ થયેલ છે. તેથી હે બ્રહ્મન્! આ તિથિએ શાસ્ત્રોક્ત વિધિથી તેમનું જ પૂજન કરવું જોઈએ. પૂજન કર્યા પછી સાત બ્રાહ્મણોને મિષ્ટાન્નનું ભોજન કરાવવું અને તેમને સુવર્ણ દક્ષિણા આપી વિદાય કરવા. તે પછી પોતે પણ ભોજન કરવું. વિધિપૂર્વક આ વ્રતનું પાલન કરીને મનુષ્ય સૂર્યલોકમાં જાય છે.

પોષ શુક્લ સપ્તમીએ 'અભય વ્રત' થાય છે. તે દિવસે ઉપવાસ કરીને પૃથ્વી ઉપર ઊભા રહી ત્રણે કાળ સૂર્યની પૂજા કરવી. તત્પશ્ચાત્ દૂધ મિશ્ર કરેલા અન્નથી બનાવેલા એક પ્રસ્થ (૬૪ તોલા) મોદકનું બ્રાહ્મણને દાન કરી સાત બ્રાહ્મણો જમાડવા અને તેમને સુવર્ણ દક્ષિણા આપી વિદાય કરવા. અને પોતે પણ ભોજન કરવું. આ વ્રત સર્વને અભય આપનારું છે. બીજા બ્રાહ્મણો તે જ દિવસે 'માર્તણ્ડવ્રત' જણાવે છે. બંનેના એક જ દેવતા હોવાથી તે વ્રતને એક જ વ્રત ગણેલું છે.

માઘ માસના કૃષ્ણ પક્ષની સપ્તમીએ 'સર્વાપ્તિ' નામનું વ્રત થાય છે. તે દિવસે ઉપવાસ કરીને સુવર્ણના બનાવેલા સૂર્યબિમ્બની ગંધ, પુષ્પ આદિથી પૂજા કરવી તથા રાત્રિએ જાગરણ કરીને બીજે દિવસે સાત બ્રાહ્મણોને ખીર જમાડવી. તે બ્રાહ્મણોને દક્ષિણા, નારિયેળ, અગુરુ અર્પણ કરીને બીજી દક્ષિણા સાથે સુવર્ણમય સૂર્યબિમ્બ આચાર્યને આપવું. પછી પ્રાર્થનાપૂર્વક તેમને વિદાય કરીને પોતે ભોજન કરવું. આ વ્રત સર્વ કામનાઓને પૂર્ણ કરે છે. આ વ્રતના પ્રભાવથી અદ્વૈતજ્ઞાન પ્રાપ્ત થાય છે.

માઘ શુક્લ સપ્તમીએ 'અચલા વ્રત' થતું હોવાનું કહેવામાં આવ્યું છે. આ 'ત્રિલોચનજયન્તી' છે. આને સર્વ પાપોનું હરણ કરનારી હોવાનું માનવામાં આવ્યું છે. આને 'રથસપ્તમી' પણ કહે છે. આ 'ચક્રવર્તી' પદ આપનાર છે. તે દિવસે સૂર્યની સુવર્ણમય પ્રતિમા–સુવર્ણમય ઘોડા જોડેલા સુવર્ણના જ રથ પર બેસાડીને સુવર્ણની દક્ષિણા સહિત જે માણસ દાન કરે છે, તે ભગવાન શંકરના લોકમાં જઈને આનંદ ભોગવે છે. આ જ 'ભાસ્કરસપ્તમી' પણ કહેવાય છે, આ કરોડો સૂર્યગ્રહણોના સમાન છે. આ દિવસે અરુણોદય સમયે સ્નાન કરવામાં આવે છે. આકડાનાં અને બોરડીનાં સાત સાત પાંદડાં માથા પર મૂકીને સ્નાન કરવું જોઈએ. આથી સાત જન્મોનાં પાપોનો નાશ થાય છે. આ જ સપ્તમીએ 'પુત્રદાયક' વ્રત પણ જણાવવામાં આવ્યું છે. સ્વયં ભગવાન સૂર્યે કહ્યું છે–'માઘ શુક્લ સપ્તમીએ જે માણસ વિધિપૂર્વક મારી પૂજા કરશે, તેનાં પર સંતુષ્ટ થઈને હું પોતાના અંશથી તેનો પુત્ર થઈશ.' તેથી તે દિવસે ઇન્દ્રિયોના સંયમપૂર્વક અહોરાત્ર ઉપવાસ કરવો અને બીજે દિવસે હોમ કરીને બ્રાહ્મણોને દહીં, ભાત, દૂધ અને ખીર આદિ જમાડવાં. ફાલ્ગુન શુક્લ સપ્તમીએ 'અર્કપુટ' નામનું વ્રત કરવું. અર્ક (આકડા)નાં પાંદડાંથી અર્ક (સૂર્ય)નું પૂજન કરવું તે 'અર્ક'.

નામનો સદા જપ કરવો. આ પ્રમાણે કરવામાં આવેલું અર્કપુટ વ્રત ધન અને પુત્ર આપનારું તથા સર્વ પાપોનો નાશ કરનારું છે. વિધિપૂર્વક યજ્ઞ કરવાથી આને કેટલાક 'યજ્ઞવ્રત' માને છે. હે દ્વિજશ્રેષ્ઠ! બધા મહિનાઓની સંપૂર્ણ સપ્તમી તિથિઓમાં ભગવાન સૂર્યની આરાધના સમસ્ત કામનાઓ પૂરે છે. ૧–૭૨

सर्वासु सर्वमासेषु सप्तमीषु द्विजोत्तम ।
भास्कराराधनं प्रोक्तं सर्वकामिकमित्यलम् ॥ ७२ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં ચતુર્થ પાદમાં 'બારમાસનાં સપ્તમી સંબંધી વ્રત' નામનો ૧૧૬ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૧૭ : બારમાસનાં અષ્ટમી સંબંધી વ્રત

सनातन उवाच

शुक्लाष्टम्यां चैत्रमासे भवान्याः प्रोच्यते जनिः ।
प्रदक्षिणशतं कृत्वा कार्यो यात्रामहोत्सवः ॥ १ ॥

સનાતન બોલ્યા : હે નારદ! ચૈત્રમાસના શુક્લપક્ષની અષ્ટમીએ ભવાનીનો જન્મ થયો હોવાનું જણાવવામાં આવે છે. તે દિવસે તેમની સો પરિક્રમા કરીને યાત્રાનો મહાન ઉત્સવ મનાવવો જોઈએ.

તે દિવસે જગદંબાનાં દર્શન મનુષ્યોને સર્વથા આનંદ આપનારાં છે. તે જ દિવસે અશોકકલિકા ખાવાનું વિધાન છે. જે માણસો ચૈત્રમાસના શુક્લપક્ષની અષ્ટમીએ પુનર્વસુ નક્ષત્રમાં અશોકની આઠ કલિકાઓનું પાન કરે છે, તેઓ ક્યારેય શોક પામતા નથી. તે દિવસે રાત્રિના સમયે દેવીની પૂજાનું વિધાન હોવાથી તે તિથિને 'મહાષ્ટમી' પણ કહેવામાં આવી છે. વૈશાખ માસના શુક્લ પક્ષની અષ્ટમી તિથિએ ઉપવાસ કરીને સ્વયં જળથી સ્નાન કરવું અને અપરાજિતા દેવીને સુગંધી વાળો તથા ઉશીર (ખસ)થી મિશ્ર કરેલા જળથી સ્નાન કરાવીને ગંધ આદિથી તેમની પૂજા કરવી. પછી સાકર નાખી તૈયાર કરવામાં આવેલા નૈવેદ્યનો ભોગ ધરવો. બીજે દિવસે નવમીનાં પારણાં પહેલાં કુંવારી કન્યાઓને દેવીના સાકર નાખેલા પ્રસાદનું ભોજન કરાવવું. બ્રહ્મન્! આમ કરવાથી મનુષ્ય દેવીની કૃપાથી જ્યોતિર્મય વિમાનમાં બેસીને પ્રકાશમાન સૂર્ય સમાન દિવ્ય લોકમાં વિચરે છે.

જ્યેષ્ઠ માસના કૃષ્ણપક્ષની અષ્ટમીએ ભગવાન ત્રિલોચનની પૂજા કરીને મનુષ્ય સર્વ દેવતાઓથી વંદન કરતો એક કલ્પ સુધી શિવલોકમાં નિવાસ કરે છે.

જે માણસ જ્યેષ્ઠ શુક્લ અષ્ટમીએ દેવીની પૂજા કરે છે, તે ગન્ધર્વો અને અપ્સરાઓ સાથે વિમાનમાં વિચરણ કરે છે.

આષાઢ માસના શુક્લ પક્ષની અષ્ટમીએ હળદર મિશ્રિત જળથી સ્નાન કરીને તેવા જ જળથી દેવીને પણ સ્નાન કરાવવું અને વિધિપૂર્વક તેમની પૂજા કરવી. તે પછી શુદ્ધ જળથી દેવીને સ્નાન કરાવીને કપૂર અને ચંદનનો લેપ કરવો. ત્યાર બાદ શર્કરા યુક્ત નૈવેદ્ય અર્પણ કરીને આચમન કરાવવું. પછી બ્રાહ્મણોને ભોજન કરાવીને તેમને સુવર્ણ આપવું અને દક્ષિણા આપવી. પછી તેમને વિદાય કરીને પોતે મૌન ધારણ કરી ભોજન કરવું. આ વ્રતનું પાલન કરીને મનુષ્ય દેવીના લોકમાં જાય છે.

શ્રાવણ શુક્લ અષ્ટમીએ વિધિપૂર્વક દેવીનું યજન કરીને દૂધથી તેમને નવડાવવાં અને મિષ્ટાન્ન નિવેદન કરવું. તે પછી બીજે દિવસે બ્રાહ્મણોને ભોજન કરાવીને પોતે પણ ભોજન કરી વ્રત સમાપ્ત કરવું. આ સંતાન વધારનારું વ્રત છે.

શ્રાવણ માસના કૃષ્ણ પક્ષની અષ્ટમીએ 'દશાફળ' નામનું વ્રત થાય છે. તે દિવસે ઉપવાસ–વ્રતનો સંકલ્પ કરી સ્નાન અને નિત્યકર્મ કરવાં. પછી કાળી તુલસીનાં દસ પત્રથી 'કૃષ્ણાય નમઃ', 'વિષ્ણવે નમઃ', 'અન-

ન્તાય નમઃ', 'ગોવિન્દાય નમઃ', 'ગરુડધ્વજાય નમઃ' 'દામોદરાય નમઃ', 'હૃષીકેશાય નમઃ', પદ્મનાભાય નમઃ' 'હરયે નમઃ', 'પ્રભવે નમઃ' આ દસ નામોનું ઉચ્ચારણ કરીને પ્રતિદિન ભગવાન શ્રીકૃષ્ણનું પૂજન કરવું. તે પછી પરિક્રમાપૂર્વક નમસ્કાર કરવા. આ પ્રમાણે આ ઉત્તમ વ્રત દસ દિવસ સુધી કર્યા કરવું.

આના આદિ, મધ્ય અને અન્તમાં શ્રીકૃષ્ણ-મંત્ર દ્વારા ચરુથી એકસો આઠ વાર વિધિપૂર્વક હોમ કરવો. હોમના અંતમાં વિદ્વાન પુરુષે વિધિ અનુસાર આચાર્યની પૂજા કરવી. સોનું, તાંબુ, માટી અથવા વાંસના પાત્રમાં સોનાનું સુંદર તુલસીદળ બનાવીને મૂકવું. તેની સાથે જ ભગવાન શ્રીકૃષ્ણની સુવર્ણમય પ્રતિમા પણ સ્થાપિત કરી તેની વિધિપૂર્વક પૂજા કરવી અને વસ્ત્ર તથા આભૂષણોથી શણગારેલી, વાછડા સહિત ગાયનું દાન પણ કરવું. દાસ દિવસ સુધી પ્રતિદિન ભગવાન શ્રીકૃષ્ણને દસ દસ પૂરીઓ અર્પણ કરવી. તે પૂરીઓ વ્રતી પુરુષે વિધિજ્ઞ બ્રાહ્મણને આપી દેવી અથવા સ્વયં તેમનું ભોજન કરવું. હે દ્વિજોત્તમ! દસમે દિવસે યથાશક્તિ શય્યાદાન કરવું. તે પછી દ્રવ્ય સહિત સુવર્ણમય મૂર્તિ આચાર્યને અર્પણ કરવી. વ્રતના અંતમાં દસ બ્રાહ્મણોને દરેકને દસ દસ પૂરીઓ આપવી. આ પ્રમાણે દસ વર્ષ સુધી ઉત્તમ વ્રતનું પાલન કરી, વિધિપૂર્વક ઉપવાસ કરવાથી મનુષ્યની સર્વ કામનાઓ પૂર્ણ થાય છે ને અન્તમાં તે ભગવાન શ્રીકૃષ્ણનું સાયુજ્ય પ્રાપ્ત કરે છે.

આ જ 'કૃષ્ણ-જન્માષ્ટમી' તિથિ છે, જે મનુષ્યોનાં સર્વ પાપોને હરી લે છે, એમ કહેવામાં આવ્યું છે. શ્રીકૃષ્ણના જન્મ દિવસે કેવળ ઉપવાસ કરવા માત્રથી મનુષ્ય સાત જન્મોના પાપથી મુક્ત થઈ જાય છે. વિદ્વાન પુરુષે ઉપવાસ કરીને નદી આદિના નિર્મળ જળમાં તલમિશ્રિત જળથી સ્નાન કરવું. પછી ઉત્તમ સ્થાનમાં બનેલા મંડપમાં મંડળ બનાવવું. મંડળના મધ્ય ભાગમાં તાંબાનો કે માટીનો કળશ સ્થાપવો. તેના ઉપર તાંબાનું પાત્ર મૂકવું. તે પાત્રમાં બે વસ્ત્રોથી ઢાંકેલી શ્રીકૃષ્ણની સુવર્ણમય સુંદર પ્રતિમા સ્થાપિત કરવી. પછી પાદ્ય આદિ ઉપચારો દ્વારા સ્નેહપૂર્ણ હૃદયથી તેની પૂજા કરવી. કળશની બધી બાજુએ પૂર્વ આદિ ક્રમથી દેવકી, વસુદેવ યશોદા, નંદ, વ્રજ, ગોપગણ, ગોપીવૃન્દ તથા ગાયોના સમુદાયની પૂજા કરવી. તે પછી આરતી ઉતારીને ક્ષમાયાચના કરીને ભક્તિપૂર્વક પ્રણામ કરવા. અને અર્ધી રાત સુધી ત્યાં જ રહેવું, અર્ધી રાતે પુનઃ શ્રીહરિને પંચામૃત તથા શુદ્ધ જળથી સ્નાન કરાવવું અને ગંધ પુષ્પ આદિથી ફરીથી તેમની પૂજા કરવી. હે નારદ! ધાણા, અજમો, સૂંઠ, ખાંડ અને ઘી મિશ્ર કરી નૈવેદ્ય ચાંદીના પાત્રમાં મૂકીને ભગવાનને અર્પણ કરવું. પછી દશાવતારધારી શ્રીહરિનું ચિંતન કરી ફરીથી આરતી ઉતારવી અને ચંદ્રોદય થયા પછી ચંદ્રમાને અર્ઘ્ય આપવો. તે પછી દેવેશ્વર શ્રીકૃષ્ણને ક્ષમા-પ્રાર્થના કરવી ને વ્રત કરનારે પૌરાણિક સ્તોત્રપાઠ અને ગીત વાદ્ય આદિ અનેક કાર્યક્રમો દ્વારા રાત્રિનો શેષભાગ વ્યતીત કરવો. ત્યાર પછી પ્રાતઃકાળે શ્રેષ્ઠ બ્રાહ્મણોને મિષ્ટાન્ન ભોજન કરાવવું અને તેમને પ્રસન્નતાપૂર્વક દક્ષિણા આપી વિદાય કરવા. તે પછી ભગવાનની સુવર્ણમય પ્રતિમાનું, સુવર્ણ, ધેનુ અને ભૂમિ સહિત આચાર્યને દાન કરવું. તે પછી બીજી વધુ દક્ષિણા આપી તેમને વિદાય કર્યા બાદ પોતે પણ સ્ત્રી, પુત્ર, મિત્ર તથા સેવકવર્ગ સાથે ભોજન કરવું. આ પ્રમાણે વ્રત કરવાથી મનુષ્ય શ્રેષ્ઠ વિમાનમાં બેસી

સાક્ષાત્ ગોલોકમાં જાય છે. આ જન્માષ્ટમીના વ્રત જેવું અન્ય કોઈ વ્રત ત્રણે લોકમાં નથી. આ વ્રત કરવાથી કરોડો એકાદશીઓનું ફળ પ્રાપ્ત થઈ જાય છે.

ભાદ્રપદ શુક્લ અષ્ટમીએ મનુષ્યે 'રાધાવ્રત' કરવું. આમાં પણ પૂર્વવત્ કલશના ઉપર સ્થાપિત શ્રીરાધાની સ્વર્ણમય પ્રતિમાનું પૂજન કરવું જોઈએ. મધ્યાહ્નકાળે શ્રીરાધાનું પૂજન કરીને એકભુક્ત વ્રત કરવું. જો બની શકે તો ભક્ત પુરુષે ઉપવાસ કરવો. બીજે દિવસે ભક્તિપૂર્વક સુવાસિની સ્ત્રીઓને ભોજન કરાવીને આચાર્યને પ્રતિમાનું દાન કરવું. તે પછી પોતે પણ ભોજન કરવું. આ પ્રમાણે આ વ્રત સમાપ્ત કરવું. બ્રહ્મર્ષે! આ રાધાષ્ટમી વ્રત વિધિપૂર્વક કરવાથી વ્રતી પુરુષ વ્રજનું રહસ્ય જાણી લઈ રાધાના અનુગામીઓમાં નિવાસ કરે છે.

આ તિથિને 'દૂર્વાષ્ટમી' પણ કહેવામાં આવે છે. પવિત્ર સ્થાનમાં ઊગેલી દૂર્વા પર શિવલિંગની સ્થાપના કરીને ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, દહીં, અક્ષત અને ફળ આદિ દ્વારા ભક્તિપૂર્વક તેની પૂજા કરવી. પૂજાને અંતે એકાગ્રચિત્ત થઈને અર્ઘ્ય આપવો. અર્ઘ્ય આપ્યા પછી પરિક્રમા કરી ત્યાં જ બ્રાહ્મણોને ભોજન કરાવવું અને તેમને દક્ષિણા, ઉત્તમ ફળ તથા સુગંધિત મિષ્ટાન્ન આપી વિદાય કરવા. પછી પોતે પણ ભોજન કરીને ઘેર જવું. હે વિપ્રવર! આ પ્રમાણે દૂર્વાષ્ટમી મનુષ્યોને પુણ્ય આપનારી તથા તેમનાં પાપોને હરનારી છે. આ વ્રત ચારે વર્ણોએ ને ખાસ કરીને સ્ત્રીઓએ અવશ્ય કરવા યોગ્ય છે. બ્રહ્મન્! જ્યારે આ અષ્ટમી જ્યેષ્ઠા નક્ષત્રથી યુક્ત હોય ત્યારે તેને 'જ્યેષ્ઠા અષ્ટમી' નામથી જાણવી જોઈએ. આના પૂજનથી સર્વ પાપ નાશ પામે છે. આ તિથિથી લઈને સોળ દિવસ સુધી મહાલક્ષ્મીનું વ્રત કરવાનું જણાવવામાં આવ્યું છે. પ્રથમ આ પ્રમાણે સંકલ્પ કરવો:

करिष्येऽहं महालक्ष्मीव्रतं ते त्वत्परायणः।
तदविघ्नेन मे यातु समाप्तिं त્वत्प्रसादतः॥

'હે દેવી! હું આપની સેવામાં તત્પર થઈને આપના આ મહાલક્ષ્મી વ્રતનું પાલન કરીશ. આપની કૃપાથી આ વ્રત કોઈ પણ પ્રકારના વિઘ્ન વિના પરિપૂર્ણ થાઓ.'

આ પ્રમાણે બોલીને જમણા હાથમાં સોળ તંતુ અને સોળ ગાંઠોથી યુક્ત દોરો બાંધી લેવો. ત્યારથી વ્રતી પુરુષે પ્રતિદિન ગંધ આદિ ઉપચારો દ્વારા મહાલક્ષ્મીની પૂજા કરવી. પૂજાનો આ ક્રમ આશ્વિન કૃષ્ણ અષ્ટમી સુધી ચલાવ્યા કરવો. વ્રત પૂરું થઈ ગયા પછી વિદ્વાન પુરુષે તેનું ઉદ્યાપન કરવું. વસ્ત્ર આચ્છાદિત કરી એક મંડપ બનાવવો. તેમાં સર્વતોભદ્ર મંડળની રચના કરવી અને તે મંડળમાં કળશની પ્રતિષ્ઠા કરીને દીપક પ્રગટાવવો. પછી પોતાના હાથમાંનો દોરો ઉતારી કળશની નીચે મૂકી દેવો. તે પછી સોનાની ચાર પ્રતિમાઓ બનાવરાવવી. તે બધી મહાલક્ષ્મીના સ્વરૂપની હોવી જોઈએ. પછી પંચામૃત અને જળથી તે સર્વને સ્નાન કરાવવું. ષોડશોપચારથી વિધિપૂર્વક પૂજા કરીને જાગરણ કરવું. તે પછી અર્ધી રાત્રિના સમયે ચંદ્રોદય થતાં ચંદન આદિ દ્રવ્યોથી વિધિપૂર્વક અર્ઘ્ય અર્પણ કરવો. આ અર્ઘ્ય ચંદ્રમંડળમાં રહેલ મહાલક્ષ્મીને ઉદ્દેશીને આપવો જોઈએ. અર્ઘ્ય આપ્યા પછી મહાલક્ષ્મીની પ્રાર્થના કરવી. તે પછી વ્રત કરનારી સ્ત્રીએ શ્રોત્રિય બ્રાહ્મણોની પત્નીઓનું અળતો, કાજળ, કુંકુમ વગેરે સૌભાગ્યસૂચક દ્રવ્યોથી સારી પેઠે પૂજન કરીને તેમને ભોજન કરાવવું. તે પછી બિલ્વ, કમળ અને ખીરથી અગ્નિમાં આહુતિ આપવી. બ્રહ્મન્! તે વસ્તુઓના અભાવમાં કેવળ ઘીની આહુતિ આપવી. ગ્રહોને માટે સમિધા અને તલનો હોમ

કરવો. સર્વ રોગોની શાંતિ થવાના ઉદ્દેશથી ભગવાન મૃત્યુંજય માટે પણ આહુતિ આપવી જોઈએ. ચંદન, તાલપત્ર, પુષ્પમાળા, અક્ષત, દૂર્વા, નાડાછડી, સોપારી, નારિયેળ તથા નાના પ્રકારના ભક્ષ્ય પદાર્થ-આ બધાને એક નવા સૂપડામાં મૂકવા. પ્રત્યેક વસ્તુ સોળની સંખ્યામાં હોવી જોઈએ. એ સર્વ વસ્તુઓની ઉપર બીજું એક સૂપડું ઢાંકી દેવું. પછી વ્રતી પુરુષે નીચે લખેલો મંત્ર બોલીને ઉપરની સર્વ વસ્તુઓ મહાલક્ષ્મીને સમર્પિત કરવી–

क्षीरोदार्णवसम्भूता लक्ष्मीश्चन्द्रसहोदरा ।
व्रतेनानेन सन्तुष्टा भवताद्विष्णुवल्लभा ॥

'ક્ષીરસાગરથી પ્રકટ થયેલી ચંદ્રમાંની સહોદર ભગિની શ્રીવિષ્ણુપ્રિયા મહાલક્ષ્મી આ વ્રતથી સંતુષ્ટ થાઓ.'

ઉપર લખેલી ચાર પ્રતિમાઓ શ્રોત્રિય બ્રાહ્મણને આપી દેવી. તે પછી ચાર બ્રાહ્મણ અને સોળ સુવાસિની સ્ત્રીઓને મિષ્ટાન્ન ભોજન કરાવી, દક્ષિણા આપીને તેમને વિદાય કરવાં. પછી નિયમ પૂરો કરીને ઇષ્ટ ભાઈબંધુઓ સાથે ભોજન કરવું. વિપ્રવર! આ મહાલક્ષ્મીનું વ્રત છે. આનું વિધિપૂર્વક પાલન કરીને મનુષ્ય આ લોકના ઇષ્ટ ભોગો ભોગવીને ચિરકાલ સુધી લક્ષ્મીલોકમાં નિવાસ કરે છે.

વિપ્રવર! આશ્વિન માસના શુક્લ પક્ષની અષ્ટમીને 'મહાષ્ટમી' કહેવામાં આવે છે. તેમાં સર્વ ઉપચારો દ્વારા દુર્ગાના પૂજનનું વિધાન છે.

જે મહાષ્ટમીએ ઉપવાસ અથવા એક ભુક્ત વ્રત કરે છે, તે સર્વ પ્રકારના વૈભવ પામીને દેવતાની જેમ ચિરકાલ પર્યન્ત આનંદમાં મગ્ન રહે છે.

કાર્તિક કૃષ્ણ અષ્ટમીએ 'કર્કાષ્ટમી' નામનું વ્રત કહેવામાં આવ્યું છે. તેમાં ઉમા સહિત ભગવાન શંકરની પૂજા કરવી જોઈએ. સર્વગુણસંપન્ન પુત્ર અને નાનાં પ્રકારનાં સુખની અભિલાષા રાખનારા વ્રતી પુરુષોએ ચંદ્રમાને સદા અર્ઘ્ય આપવો જોઈએ.

કાર્તિક શુક્લ પક્ષમાં 'ગોપાષ્ટમી'નું વ્રત જણાવવામાં આવ્યું છે. તેમાં ગાયોની પૂજા કરવી; ગોગ્રાસ આપવો; ગાયોની પરિક્રમા કરવી; ગાયોની પાછળ પાછળ ચાલવું અને ગાયોનું દાન વગેરે કરવાનું કહ્યું છે. સમસ્ત સંપત્તિઓની ઇચ્છા રાખનારે ઉપર્યુક્ત કાર્ય અવશ્ય કરવાં જોઈએ.

માર્ગશીર્ષ માસના કૃષ્ણપક્ષની અષ્ટમીએ 'અનઘાષ્ટમી' વ્રત કહેવામાં આવ્યું છે, તેમાં અનેક પુત્રોથી યુક્ત અનઘ અને અનઘા-આ બંને પતિ-પત્નીની દર્ભમય પ્રતિમા બનાવવામાં આવે છે. તે યુગલ જોડીને છાણથી લીંપેલા શુભ સ્થાનમાં સ્થાપિત કરીને ગંધ, પુષ્પ આદિ વિવિધ ઉપચારોથી તેમની પૂજા કરવી. પછી બ્રાહ્મણ પતિ-પત્નીને ભોજન કરાવીને દક્ષિણા આપી વિદાય કરવાં. સ્ત્રી અથવા પુરુષ-જે કોઈ પણ વિધિપૂર્વક આ વ્રતનું અનુષ્ઠાન કરે છે, તે ઉત્તમ લક્ષણોથી યુક્ત પુત્ર પ્રાપ્ત કરે છે.

માર્ગશીર્ષ શુક્લ અષ્ટમીએ કાલભૈરવની સમીપમાં ઉપવાસ કરીને જાગરણ કરવાથી મનુષ્ય મોટાં મોટાં પાપોમાંથી મુક્ત થઈ જાય છે.

પોષ શુક્લ અષ્ટમીએ કરવામાં આવતું અષ્ટકાસંજ્ઞક શ્રાદ્ધ પિતૃઓને એક વર્ષ સુધી તૃપ્તિ આપનારું અને કુળની સંતતિને વધારનારું છે. તે દિવસે ભક્તિપૂર્વક શિવની પૂજા કરીને કેવળ ભક્તિનું આચરણ કરતા રહેવાથી મનુષ્ય ભોગ અને મોક્ષ બંને પ્રાપ્ત કરી લે છે.

માઘ માસના કૃષ્ણપક્ષની અષ્ટમીએ સર્વ કામનાઓને પૂર્ણ કરનારી ભદ્રકાળી દેવીની ભક્તિભાવથી પૂજા કરવી. અવિચ્છિન્ન સંતતિ અને વિજય ઇચ્છનારે માઘ માસના શુક્લ-

પક્ષની અષ્ટમીએ ભીષ્મનું તર્પણ કરવું. બ્રહ્મન્! ફાલ્ગુન માસના કૃષ્ણપક્ષની અષ્ટમીએ વ્રતપરાયણ પુરુષે સમસ્ત કામનાઓની સિદ્ધિ માટે ભીમાદેવીની આરાધના કરવી.

ફાલ્ગુન શુક્લ અષ્ટમીએ ગંધ આદિ ઉપચારોથી શિવ અને શિવાની સારી પેઠે પૂજા કરી મનુષ્ય સર્વ સિદ્ધિઓનો અધીશ્વર થઈ જાય છે. બધા માસોના બંને પક્ષોમાં અષ્ટમીને દિવસે વિધિપૂર્વક શિવ અને પાર્વતીની પૂજા કરીને મનુષ્ય મનવાંછિત ફળ પ્રાપ્ત કરી લે છે. ૧-૯૯

सर्वमासोभये पक्षे विधिवच्चाष्टमी दिने ।
शिवां वापि शिवं प्राच्यं लभते वाञ्छितं फलम् ॥९९

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં ચતુર્થ પાદમાં 'બાર માસનાં અષ્ટમી સંબંધી વ્રત' નામનો ૧૧૭ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૧૮ : બારમાસનાં નવમી સંબંધી વ્રતોનો વિધિ

सनातन उवाच

अथ वक्ष्यामि विप्रेन्द्र नवम्यास्ते व्रतानि वै ।
यानि कृत्वा नरा लोके लभन्ते वाञ्छितं फलम् ॥१॥

સનાતન બોલ્યા: હે વિપ્રેન્દ્ર! હવે હું તમને નવમીનાં વ્રતોનું વર્ણન કરું છું. લોકમાં તેમનું પાલન કરવાથી મનુષ્ય મનવાંછિત ફળ પામે છે. ચૈત્રના શુક્લ પક્ષમાં નવમીએ 'શ્રીરામનવમી'નું વ્રત થાય છે. તેમાં ભક્તિયુક્ત પુરુષે શક્તિ હોય તો વિધિપૂર્વક ઉપવાસ કરવો. જો અશક્ત હોય તો મધ્યાહ્નકાલે જન્મનો ઉત્સવ થયા પછી એક સમયે ભોજન કરીને રહેવું. બ્રાહ્મણોને મિષ્ટાન્ન ભોજન કરાવીને શ્રીરામને પ્રસન્ન કરવા. ગાય, ભૂમિ, તલ, સુવર્ણ, વસ્ત્ર અને આભૂષણ આદિના દાનથી પણ શ્રીરામની પ્રીતિ સંપાદન કરવી. જે મનુષ્ય આ પ્રમાણે ભક્તિપૂર્વક શ્રીરામનવમીના વ્રતનું પાલન કરે છે, તે સંપૂર્ણ પાપોનો નાશ કરીને ભગવાન વિષ્ણુના પરમ ધામમાં જાય છે.

વૈશાખમાં બંને પક્ષોની નવમીએ જે વિધિપૂર્વક ચંડિકાનું પૂજન કરે છે, તે વિમાનમાં વિચરણ કરતો રહીને દેવતાઓની સાથે આનંદ ભોગવે છે.

જ્યેષ્ઠ શુક્લ નવમીએ શ્રેષ્ઠ મનુષ્યે ઉપવાસપૂર્વક ઉમાદેવીનું વિધિવત્ પૂજન કરીને કુમારી કન્યાઓને તથા બ્રાહ્મણોને ભોજન કરાવવું અને તેમને પોતાની શક્તિ અનુસાર દક્ષિણા આપીને નવા ચોખાનો ભાત દૂધની સાથે ખાવો. જે મનુષ્ય આ ઉમાવ્રતનું વિધિપૂર્વક પાલન કરે છે, તે આ લોકમાં શ્રેષ્ઠ ભોગો ભોગવીને અંતે સ્વર્ગલોકમાં સ્થાન પામે છે. વિપ્રેન્દ્ર! જે આષાઢ માસના બંને પક્ષોમાં નવમીએ રાતે ઐરાવત પર વિરાજમાન શુક્લ વર્ણ ઇંદ્રાણીનું સારી પેઠે પૂજન કરે છે, તે દેવલોકમાં દિવ્ય વિમાનમાં વિચરતો રહીને દિવ્ય ભોગોનો ઉપભોગ કરે છે. વિપ્રવર! જે શ્રાવણ માસના બંને પક્ષોની નવમીએ ઉપવાસ કરે છે અથવા કેવળ રાતે ભોજન કરી, કૌમારી અને ચંડિકાની આરાધના કરે છે; ગંધ, પુષ્પ, ધૂપ, દીપ અને સારાં નૈવેદ્ય અર્પણ કરીને કુમારી કન્યાઓને ભોજન કરાવી દેવીની પરિચર્યામાં તત્પર રહે છે અને આ પ્રમાણે ભક્તિપૂર્વક તે ઉત્તમ 'કૌમારીવ્રત'નું પાલન કરે છે, તે વિમાન દ્વારા સનાતન દેવીલોકમાં જાય છે.

ભાદ્રપદ શુક્લ નવમીને 'નન્દા નવમી' કહે છે. તે દિવસે જે નાના પ્રકારના ઉપચારો દ્વારા દુર્ગાદેવીની વિધિવત્ પૂજા કરે છે, તે અશ્વમેધ યજ્ઞનું ફળ પામીને વિષ્ણુલોકમાં પ્રતિષ્ઠિત થાય છે. કાર્તિક માસના શુક્લ પક્ષની નવમીને 'અક્ષય નવમી' કહે છે. તે દિવસે પીપળાના વૃક્ષના મૂળની સમીપે દેવતાઓ, ઋષિઓ તથા પિતૃઓનું વિધિપૂર્વક તર્પણ કરવું અને

સૂર્યને અર્ઘ્ય આપવો, તે પછી બ્રાહ્મણોને મિષ્ટાન્ન ભોજન કરાવી તેમને દક્ષિણા આપી પોતે પણ ભોજન કરવું. આ પ્રમાણે જે ભક્તિપૂર્વક અક્ષય નવમીએ જપ, દાન, બ્રાહ્મણપૂજા અને હોમ કરે છે, તેનું સર્વ કંઈ અક્ષય થાય છે. આવું બ્રહ્માજીનું કથન છે. માર્ગશીર્ષ શુક્લ નવમીને 'નન્દિની નવમી' કહે છે. તે દિવસે ઉપવાસ કરીને જે માણસ જગદંબાનું પૂજન કરે છે, તે નિશ્ચય જ અશ્વમેધ યજ્ઞના ફળને પામે છે. વિપ્રવર! પોષમાસના શુક્લ પક્ષની નવમીએ એક જ સમયે ભોજન કરવાના વ્રતનું પાલન કરતાં રહીને મહામાયાનું પૂજન કરવું. આથી વાજપેય યજ્ઞના ફળની પ્રાપ્તિ થાય છે. માઘ શુક્લ નવમી 'મહાનંદા' ના નામથી વિખ્યાત છે, જે માણસોને હમેશાં આનંદ આપનારી હોય છે. તે દિવસે કરવામાં આવેલ સ્નાન, દાન, જપ, હોમ અને ઉપવાસ સર્વ અક્ષય થાય છે. હે દ્વિજોત્તમ! ફાલ્ગુન માસના શુક્લ પક્ષની નવમી તિથિ 'આનંદા નવમી' કહેવાય છે. તે સર્વ પાપોનો નાશ કરનારી હોવાનું માનવામાં આવ્યું છે. તે દિવસે ઉપવાસ કરી જે આનંદાનું પૂજન કરે છે, તે મનવાંછિત ફળને પામે છે, આ મેં તમને યથાર્થ રીતે કહ્યું. ૧–૩૩

[illegible]વાસોऽર્ચયેત્તત્ર યસ્ત્વાનન્દાં દ્વિજોત્તમ ।
સ લભેદ્વાઞ્છિતાન્કામાન્સત્યં સત્યં મયોદિતમ્ ॥૩૩

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં ચતુર્થ પાદમાં 'બારમાસનાં નવમી સંબંધી વ્રતોનો વિધિ' નામનો ૧૧૮ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૧૯: બાર માસનાં દશમીસંબંધી વ્રતોનો વિધિ

સનાતન ઉવાચ

अ[illegible] तेऽहं प्रवक्ष्यामि दशम्या वै व्रतानि च ।
यानि कृत्वा नरो भक्त्या धर्मराजप्रियो भवेत् ॥१॥

સનાતન બોલ્યા: નારદ! હવે હું તમને દશમીનાં વ્રત કહું છું; જેમનું ભક્તિપૂર્વક પાલન કરવાથી મનુષ્ય ધર્મરાજનો પ્રિય થાય છે.

ચૈત્ર શુક્લ દશમીએ સામયિક ફળ, ફૂલ અને ગંધ આદિથી ધર્મરાજનું પૂજન કરવું જોઈએ. તે દિવસે પૂર્ણ ઉપવાસ કરવો અથવા એક સમયે ભોજન કરવું. વ્રતના અંતમાં ચૌદ બ્રાહ્મણોને જમાડવા; અને પોતાની શક્તિ અનુસાર દક્ષિણા આપવી. વિપ્રવર! જે આ પ્રમાણે ધર્મરાજની પૂજા કરે છે, તે ધર્મની આજ્ઞાથી દેવતાઓની સમતા પ્રાપ્ત કરી લે છે અને પછી તે પોતાના તે પદથી ચ્યુત થતો નથી.

જે માણસ વૈશાખ શુક્લ દશમીએ ગંધ આદિ ઉપચાર તથા શ્વેત અને સુગંધિત પુષ્પોથી ભગવાન વિષ્ણુની પૂજા કરીને તેમની સો પરિક્રમા કરે છે અને યત્નપૂર્વક બ્રાહ્મણોને જમાડે છે, તે ભગવાન વિષ્ણુના ધામમાં સ્થાન પામે છે. સરિતાઓમાં શ્રેષ્ઠ જહ્નુપુત્રી ગંગા જ્યેષ્ઠશુક્લ દશમીએ સ્વર્ગથી આ પૃથ્વી પર ઊતર્યાં હતાં. તેથી આ તિથિને પુણ્યદાયક માનવામાં આવી છે. જ્યેષ્ઠ માસ, શુક્લ પક્ષ, હસ્ત નક્ષત્ર, બુધવાર, દશમી તિથિ, ગર કરણ, આનંદ યોગ; વ્યતીપાત, કન્યા રાશિનો ચંદ્રમા અને વૃષભ રાશિનો સૂર્ય—આ દશેયના યોગને અતિ પુણ્યમય કહેવામાં આવ્યો છે. આ દશ યોગોથી યુક્ત દશમી તિથિ દસ પાપોનું હરણ કરે છે. તેથી તેને 'દશહરા' કહે છે. જે આ દશહરાએ ગંગાજીની પાસે જઈ પહોંચીને પ્રસન્ન ચિત્તથી વિધિપૂર્વક ગંગાજીના જળમાં સ્નાન કરે છે, તે ભગવાન વિષ્ણુના ધામમાં જાય છે.

મનુ આદિ સ્મૃતિકારોએ આષાઢ શુક્લ દશમીને પુણ્યતિથિ કહી છે, તેથી તે દિવસે કરવામાં આવતાં સ્નાન, જપ, દાન,

અને હોમ સ્વર્ગલોકની પ્રાપ્તિ કરાવનારાં છે. શ્રાવણ શુકલ દશમી સર્વ આશાઓની પૂર્તિ કરાવનારી છે. આમાં ગંધ આદિ ઉપચારોથી ભગવાન શંકરની પૂજાને ઉત્તમ માનવામાં આવી છે. તે દિવસે કરવામાં આવેલા ઉપવાસ કે નક્તવ્રત, બ્રાહ્મણભોજન, જપ, સુવર્ણદાન તથા ધેનુ આદિનું દાન સર્વ પાપોનો નાશ કરનાર છે.

દ્વિજશ્રેષ્ઠ! ભાદ્રપદ શુકલ દશમીએ 'દશાવતારવ્રત' કરવામાં આવે છે. તે દિવસે જલાશયમાં સ્નાન કરીને સંધ્યાવંદન તથા દેવતા, ઋષિ અને પિતૃઓનું તર્પણ કર્યા પછી એકાગ્રચિત્ત થઈને દશાવતાર સ્વરૂપોનું પૂજન કરવું જોઈએ. મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ, ત્રિવિક્રમ (વામન), પરશુરામ, રામ, કૃષ્ણ, બુદ્ધ તથા કલ્કિ–આ દસની સુવર્ણમૂર્તિ બનાવડાવીને વિધિપૂર્વક પૂજા કરવી અને દસ બ્રાહ્મણોનો સત્કાર કરીને તેમને તે મૂર્તિઓનું દાન કરવું. હે નારદ! તે દિવસે ઉપવાસ કે એક સમય ભોજનનું વ્રત કરીને બ્રાહ્મણોને ભોજન કરાવવું અને તેમને વિદાય કરીને એકાગ્ર ચિત્ત થઈ સ્વયં ઇષ્ટજનો સાથે ભોજન કરવું. જે માણસ ભક્તિપૂર્વક આ વ્રતનું પાલન કરે છે, તે આ લોકમાં ઉત્તમ ભોગ ભોગવીને અંતે વિમાન દ્વારા સનાતન વિષ્ણુલોકમાં જાય છે.

આશ્વિન શુકલ દશમીને 'વિજયાદશમી' કહેવામાં આવે છે. તે દિવસે પ્રાતઃકાળે ઘરના આંગણામાં છાણના ચાર પિંડ મંડલાકારે મૂકવા. તેમની અંદર શ્રીરામ, લક્ષ્મણ, ભરત તથા શત્રુઘ્ન આ ચારની પૂજા કરવી. છાણનાં જ બનેલાં ચાર ઢાંકણવાળાં પાત્રોમાં પલાળેલું ધાન અને ચાંદી મૂકીને તેને ધોયેલા વસ્ત્રથી ઢાંકી દેવાં. પછી પિતા, પુત્ર અને સેવક સહિત ગંધ, પુષ્પ અને નૈવેદ્ય આદિથી તે ધાન્યની વિધિપૂર્વક પૂજા કરી નમસ્કાર કરવા. પછી પૂજિત બ્રાહ્મણોને જમાડી પોતે પણ જમી લેવું. આ પ્રકારની વિધિનું પાલન કરીને મનુષ્ય, નિશ્ચય એક વર્ષ સુધી સુખી અને ધનધાન્યથી યુક્ત થાય છે.

હે નારદ! કાર્તિક શુકલ દશમીએ 'સાર્વભૌમવ્રતનું' પાલન કરવું. તે દિવસે ઉપવાસ કે એક વખતે ભોજન કરીને વ્રત કરવું ને અડધી રાત્રે ઘર અથવા ગામની બહાર માલપૂઆ આદિ દ્વારા દસે દિશાઓમાં બલિ આપવો. છાણથી લીંપેલી ભૂમિ પર મંડળ દોરીને તેમાં અષ્ટદળકમળ આલેખવું અને તેમાં ગણેશ આદિ દેવતાઓની પૂજા કરવી.

માર્ગશીર્ષ શુકલ દશમીએ 'આરોગ્યવ્રત'નું આચરણ કરવું. દસ બ્રાહ્મણોનું ગંધ આદિથી પૂજન કરવું અને તેમને દક્ષિણા આપી વિદાય કરવા. સ્વયં તે દિવસે એક વખત ભોજન કરીને રહેવું. આ પ્રમાણે વ્રત કરીને મનુષ્ય આ ભૂતલ પર આરોગ્ય પ્રાપ્ત કરે છે અને ધર્મરાજની કૃપાથી દેવલોકમાં દેવતાની પેઠે આનંદનો અનુભવ કરે છે.

પોષ શુકલ દશમીએ વિશ્વેદેવોની પૂજા કરવી જોઈએ. વિશ્વેદેવ દસ છે, જેમનાં નામ આ પ્રમાણે છે–ક્રતુ, દક્ષ, વસુ, સત્ય, કાલ, કામ, મુનિ, ગુરુ, વિપ્ર અને રામ. આ સર્વમાં ભગવાન વિષ્ણુ સારી પેઠે વિરાજમાન છે. વિશ્વેદેવોની દર્ભની પ્રતિમાઓ બનાવીને તેમને દર્ભના જ આસન પર સ્થાપિત કરવા. આસનો પર તેમને સ્થાપ્યા પછી તેમાંના પ્રત્યેકનું ગંધ, પુષ્પ, ધૂપ, દીપ અને નૈવેદ્ય આદિ દ્વારા પૂજન કરવું. પ્રત્યેકને દક્ષિણા આપી પ્રણામ કર્યા પછી સર્વનું વિસર્જન કરવું. તેમના ઉપર ચડાવેલી દક્ષિણા શ્રેષ્ઠ દ્વિજ અથવા ગુરુને સમર્પિત કરવી. વિપ્રર્ષે! આ પ્રમાણે એક

વખત ભોજનનું વ્રત કરીને જે વ્રતી પુરુષ ઉક્ત વિધિનું પાલન કરે છે, તે ઉભય લોકોના ઉત્તમ ભોગોનો અધિકારી થાય છે. હે નારદ! માઘ શુક્લ દશમીએ ઇંદ્રિયોના સંયમપૂર્વક ઉપવાસ કરીને અંગિરા નામવાળા દસ દેવતાઓની સુવર્ણની મૂર્તિ બનાવીને ગંધ આદિ ઉપચારોથી તેમની સારી પેઠે પૂજા કરવી જોઈએ. આત્મા, આયુ, મન, દક્ષ, મદ, પ્રાણ, બર્હિષ્માન, ગવિષ્ઠ, દત્ત અને સત્ય–આ દસ અંગિરા છે. તેમની પૂજા કરીને દસ બ્રાહ્મણોને મિષ્ટાન્ન જમાડવું અને ઉપર જણાવેલી સોનાની મૂર્તિઓ તેમને આપી દેવી. આથી સ્વર્ગલોકની પ્રાપ્તિ થાય છે. ફાલ્ગુન શુક્લ દશમીએ ચૌદ યમોની પૂજા કરવી. યમ, ધર્મરાજ, મૃત્યુ, અંતક, વૈવસ્વત, કાળ, સર્વભૂતક્ષય, ઔદુંબર, દધ્ન, નીલ, પરમેષ્ઠી, વૃકોદર, ચિત્ર અને ચિત્રગુપ્ત–આ ચૌદ યમ છે. ગંધ આદિ ઉપચારોથી એમની પૂજા કરીને દર્ભ સહિત તલમિશ્રિત જળની ત્રણ ત્રણ અંજલિઓથી પ્રત્યેકનું તર્પણ કરવું. તે પછી તાંબાના પાત્રમાં લાલ ચંદન, તલ, અક્ષત, જવ અને જળ ભરીને તે સર્વથી સૂર્યને અર્ઘ્ય આપવો. તે સમયે આ મંત્ર બોલવો.

एहि सूर्य सहस्रांशो तेजोराशे जगत्पते ।
गृहाणार्घ्यं मया दत्तं भक्त्या मामनुकंपय ॥

'સહસ્ર કિરણોથી સુશોભિત તેજોરાશિ જગદીશ્વર સૂર્યદેવ! આવો, ભક્તિપૂર્વક મેં આપેલો અર્ઘ્ય સ્વીકારો. સાથે જ મને આપની સહજ કૃપાથી અપનાવો.'

આ મંત્રથી અર્ઘ્ય આપીને ચૌદ બ્રાહ્મણોને ભોજન કરાવવું તથા ચાંદીની દક્ષિણા આપી તેમને વિદાય કરી પોતે પણ ભોજન કરવું. બ્રહ્મન્! આ પ્રમાણે વિધિનું પાલન કરીને મનુષ્ય ધર્મરાજની કૃપાથી આ લોકનાં ધન, પુત્ર આદિ દેવને દુર્લભ ભોગો ભોગવે છે અને દેહાવસાન થયા પછી શ્રેષ્ઠ વિમાનમાં બેસીને ભગવાન વિષ્ણુના લોકનો અધિકારી થાય છે. ૧–૬૬

मुक्त्वा भोगांश्च पुत्रार्थानैहिकान्देवदुर्लभान् ।
विमानवरमास्थाय देहान्ते विष्णुलोकभाक् ॥६६॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં ચતુર્થપાદમાં 'બાર માસનાં દશમી સંબંધી વ્રતોનો વિધિ' નામનો ૧૧૯ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૨૦ : બારમાસનાં એકાદશી વ્રતોનો વિધિ

सनातन उवाच

एकादश्यां तु दलयोर्निराहारः समाहितः ।
नाना पुष्पैर्मुने कृत्वा विचित्रं मण्डपं शुभम् ॥ १ ॥

સનાતન બોલ્યા : બંને પક્ષોની એકાદશીએ માણસે નિરાહાર રહેવું અને એકાગ્રચિત્ત થઈને નાના પ્રકારનાં પુષ્પોથી શુભ તેમ જ અદ્ભુત મંડપ બનાવવો.

પછી શાસ્ત્રોક્ત વિધિથી સારી પેઠે સ્નાન કરીને ઉપવાસ અને ઇંદ્રિયસંયમપૂર્વક શ્રદ્ધા અને એકાગ્રતા સાથે નાના પ્રકારના ઉપચાર, જપ, હોમ, પ્રદક્ષિણા, સ્તોત્રપાઠ, દંડવત્ પ્રણામ તથા મનને પ્રિય લાગનારા જય જયકારના શબ્દોથી વિધિવત્ શ્રીવિષ્ણુની પૂજા કરવી તથા રાત્રે જાગરણ કરવું. આમ કરવાથી મનુષ્ય ભગવાન વિષ્ણુના પરમપદને પ્રાપ્ત થાય છે.

ચૈત્ર શુક્લ એકાદશીએ ઉપવાસ કરીને શ્રેષ્ઠ મનુષ્યે ત્રણ દિવસ માટે આગળ બતાવવામાં આવનારા બધા જ નિયમોનું પાલન કર્યા પછી, દ્વાદશીએ ભક્તિપૂર્વક સનાતન વાસુદેવની ષોડશોપચારથી પૂજા કરવી. તે પછી બ્રાહ્મણોને ભોજન કરાવીને તેમને દક્ષિણા આપવી અને તેમને વિદાય કરી પોતે પણ ભોજન કરવું. આ 'કામદા' નામક એકાદશી છે, સર્વ પાપોનો નાશ કરનારી છે. જો ભક્તિપૂર્વક આ તિથિએ ઉપવાસ કરવામાં આવે તો ભોગ અને

મોક્ષને આપનારી થાય છે.

વૈશાખ કૃષ્ણ એકાદશીને 'વરૂથિની' કહેવામાં આવે છે. તે દિવસે ઉપવાસ કરીને બીજે દિવસે ભગવાન મધુસૂદનની પૂજા કરવી જોઈએ. આમાં સુવર્ણ, અન્ન, કન્યા અને ધેનુના દાનને ઉત્તમ માનવામાં આવ્યું છે. વરૂથિનીનું વ્રત કરવાથી નિયમપરાયણ મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થઈને વૈષ્ણવ પદનો અધિકારી થાય છે ને તે પદ તેને પ્રાપ્ત થાય છે.

વૈશાખ શુક્લ એકાદશીને 'મોહિની' કહેવામાં આવે છે. તે દિવસે ઉપવાસ કરીને બીજે દિવસે સ્નાન કર્યા પછી ગંધ આદિથી ભગવાન પુરુષોત્તમની પૂજા કરવી. તે પછી બ્રાહ્મણોને ભોજન કરાવીને તે સર્વ પાતકોથી મુક્ત થઈ જાય છે.

જ્યેષ્ઠ કૃષ્ણ એકાદશીને 'અપરા' કહેવામાં આવે છે. તે દિવસે નિયમપૂર્વક ઉપવાસ કરીને દ્વાદશીના પ્રાતઃકાળે નિત્યકર્મથી નિવૃત્ત થઈને ભગવાન ત્રિવિક્રમ(વામન)ની વિધિવત્ પૂજા કરવી. ત્યાર પછી શ્રેષ્ઠ બ્રાહ્મણોને ભોજન કરાવીને તેમને દક્ષિણા આપવી. આ વ્રત કરનાર મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થઈને ભગવાન વિષ્ણુના લોકમાં જાય છે.

જ્યેષ્ઠ શુક્લ એકાદશીને નિર્જલા એકાદશી કહેવામાં આવે છે. દ્વિજોત્તમ! સૂર્યોદયથી લઈને સૂર્યોદય સુધી નિર્જળ ઉપવાસ કરીને બીજે દિવસે દ્વાદશીના પ્રાતઃકાળે નિત્યકર્મ કર્યા પછી વિવિધ ઉપચારોથી ભગવાન હૃષીકેશનું પૂજન કરવું. તે પછી ભક્તિપૂર્વક બ્રાહ્મણોને ભોજન કરાવવાથી મનુષ્ય ચોવીસ એકાદશીઓના ફળને પ્રાપ્ત કરી લે છે."

આષાઢ કૃષ્ણ એકાદશીને 'યોગિની' કહેવામાં આવે છે. તે દિવસે ઉપવાસ કરીને દ્વાદશીએ નિત્યકર્મ કર્યા પછી ભગવાન નારાયણની પૂજા કરવી. ત્યાર બાદ શ્રેષ્ઠ બ્રાહ્મણોને ભોજન કરાવી તેમને દક્ષિણા આપવી. આ પ્રમાણે કરનારો માણસ સર્વ દાનોનું ફળ પ્રાપ્ત કરીને વિષ્ણુના ધામમાં આનંદનો અનુભવ કરે છે. હે મુને! આષાઢ શુક્લ એકાદશીએ ઉપવાસ કરીને સુંદર મંડપ બનાવી તેમાં વિધિપૂર્વક ભગવાન વિષ્ણુની પ્રતિમા સ્થાપિત કરવી. તે પ્રતિમા સોનાની કે ચાંદીની બનાવેલી અત્યંત સુંદર હોવી જોઈએ. તેની ચારે ભુજાઓ શંખ, ચક્ર, ગદા અને પદ્મથી સુશોભિત હોવી જોઈએ. તેને પીતાંબર ધારણ કરાવવામાં આવ્યું હોય, ને તે સુંદર પલંગ પર વિરાજમાન થયેલી હોય. તે પછી મંત્ર પાઠપૂર્વક પંચામૃત તેમ જ શુદ્ધજળથી સ્નાન કરાવીને પુરુષસૂક્તના સોળ મંત્રોથી ષોડશોપચાર પૂજન કરવું. પાદ્યસમર્પણથી લઈને આરતી ઉતારવા સુધી સોળ ઉપચાર થાય છે, તે પછી શ્રીહરિની આ પ્રમાણે પ્રાર્થના કરવી :

सुप्ते त्वयि जगन्नाथ जगत्सुप्तं भवेदिदम् ।
विबुद्धे त्वयि बुद्धं च जगत्सर्वं चराचरम् ॥

'હે જગન્નાથ! આપના સૂઈ જવાથી આ સંપૂર્ણ જગત સૂઈ જાય છે; આપના જાગ્રત થવાથી આ સમગ્ર ચરાચર જગત પણ જાગ્રત રહે છે.'

આ પ્રમાણે પ્રાર્થના કરીને ભક્તપુરુષે ચાતુર્માસ માટે શાસ્ત્રવિહિત નિયમો યથાશક્તિ ગ્રહણ કરવા. તે પછી દ્વાદશીના પ્રાતઃકાળે ષોડશોપચાર દ્વારા ભગવાન શેષશાયીની પૂજા કરવી. ત્યાર બાદ બ્રાહ્મણોને ભોજન કરાવી તેમને દક્ષિણાથી સંતુષ્ટ કરવા. પછી સ્વયં પણ મૌન ધારણ કરી ભોજન કરવું. આ વિધિથી ભગવાનની 'શયની' એકાદશીનું વ્રત કરીને મનુષ્ય ભગવાન વિષ્ણુની કૃપાથી ભોગ અને મોક્ષ પામે છે.

હે દ્વિજશ્રેષ્ઠ! શ્રાવણ કૃષ્ણ એકાદશીએ

'કામિકા' વ્રત થાય છે. તે દિવસે શ્રેષ્ઠ મનુષ્યે નિયમપૂર્વક ઉપવાસ કરીને દ્વાદશીએ નિત્યધર્મથી નિવૃત્ત થઈ ષોડશ ઉપચારથી ભગવાન શ્રીધરનું પૂજન કરવું. તે પછી બ્રાહ્મણોને ભોજન કરાવી તેમને દક્ષિણા આપી વિદાય કર્યા પછી પોતે પણ ભાઈબંધુઓ સાથે ભોજન કરવું. જે આ પ્રમાણે ઉત્તમ કામિકાવ્રત કરે છે તે આ લોકમાં સર્વ કામનાઓની પૂર્ણતાને પ્રાપ્ત કરી ભગવાન વિષ્ણુના પરમ ધામમાં જાય છે.

શ્રાવણ શુક્લ એકાદશીને 'પુત્રદા' કહે છે. તે દિવસે ઉપવાસ કરીને દ્વાદશીએ નિયમપૂર્વક રહીને ષોડશોપચારથી ભગવાન જનાર્દનની પૂજા કરવી. તે પછી બ્રાહ્મણ-ભોજન કરાવીને તેમને દક્ષિણા આપવી. આ પ્રમાણે કરનારો આ લોકમાં તેમનાથી સદ્‌ગુણસંપન્ન પુત્ર પામીને સર્વ દેવતાઓથી વંદિત થઈને સાક્ષાત્ ભગવાન વિષ્ણુના ધામમાં જાય છે.

ભાદ્રપદ કૃષ્ણ એકાદશીને 'અજા' કહેવામાં આવે છે. તે દિવસે ઉપવાસ કરીને દ્વાદશીના દિવસે વિભિન્ન ઉપચારોથી ભગવાન ઉપેન્દ્રની પૂજા કરવી જોઈએ. પછી બ્રાહ્મણોને મિષ્ટાન્ન જમાડી દક્ષિણા આપી વિદાય કરવા. આ પ્રમાણે ભક્તિપૂર્વક એકાગ્રભાવથી 'અજા' એકાદશીનું વ્રત કરીને મનુષ્ય આ લોકમાં સંપૂર્ણ ઉત્તમ ભોગો ભોગવીને અંતે વૈષ્ણવધામમાં જાય છે.

ભાદ્રપદ શુક્લ એકાદશીનું નામ 'પદ્મા' છે. તે દિવસે ઉપવાસ કરીને નિત્યપૂજન કર્યા પછી બ્રાહ્મણને જળથી ભરેલા ઘડાનું દાન દેવું. હે દ્વિજોત્તમ! પ્રથમથી સ્થાપિત પ્રતિમાનો ઉત્સવ કરીને તેને જલાશય પાસે લઈ જઈને જળનો સ્પર્શ કરાવી તેની વિધિપૂર્વક પૂજા કરવી. પછી તેને ઘરમાં લાવી ડાબે પડખે સુવાડી દેવી. તે પછી પ્રાતઃકાળે દ્વાદશીએ ગંધ આદિ ઉપચારો દ્વારા ભગવાન વામનની પૂજા કરવી. પછી બ્રાહ્મણોને ભોજન કરાવી દક્ષિણા આપી વિદાય કરવા. આ પ્રમાણે 'પદ્મા'નું ઉત્તમ વ્રત કરનાર માણસ આ લોકમાં ભોગ પામીને અંતે આ પ્રપંચથી મુક્ત થઈ જાય છે.

આશ્વિન કૃષ્ણએકાદશીને 'ઇન્દિરા' કહે છે. તે દિવસે ઉપવાસ કરીને શાલગ્રામ શિલાની સામે મધ્યાહ્ન કાળે શ્રાદ્ધ કરવું. બ્રહ્મન્! આથી ભગવાન વિષ્ણુ પ્રસન્ન થાય છે. તે પછી દ્વાદશીએ પ્રાતઃકાળે ભગવાન પદ્મનાભની પૂજા કરીને વિદ્વાન પુરુષે બ્રાહ્મણોને ભોજન કરાવવું અને દક્ષિણા આપી તેમને વિદાય કરી પોતે પણ જમવું. આ પ્રમાણે ઇન્દિરા એકાદશીનું વ્રત કરનારો આ લોકમાં મનોવાંછિત ભોગ ભોગવી કરોડો પિતૃઓનો ઉદ્ધાર કરીને અંતે ભગવાન વિષ્ણુના ધામમાં જાય છે. હે વિપ્રવર! આશ્વિનકૃષ્ણ એકાદશીને 'પાપાંકુશા' કહે છે. તે દિવસે વિધિપૂર્વક ઉપવાસ કરીને દ્વાદશીને દિવસે ભગવાન વિષ્ણુની પૂજા કરવી. ત્યાર બાદ શ્રેષ્ઠ બ્રાહ્મણોને ભોજન કરાવી તેમને દક્ષિણા આપી ભક્તિભાવથી પ્રણામ કરી વિદાય કરવા. પછી પોતે પણ ભોજન કરવું. જે મનુષ્ય આ પ્રમાણે ભક્તિપૂર્વક પાપાંકુશા એકાદશીનું વ્રત કરે છે, તે આ લોકમાં ઉત્તમ ભોગો ભોગવી ભગવાન વિષ્ણુના લોકમાં જાય છે.

દ્વિજશ્રેષ્ઠ! કાર્તિક કૃષ્ણપક્ષમાં 'રમા' નામની એકાદશીએ વિધિવત્ સ્નાન કરીને દ્વાદશીએ પ્રાતઃકાલે કેશીદૈત્યનો વધ કરનાર, દેવતાઓના પણ દેવતા સનાતન ભગવાન કેશવની પૂજા કરવી. તે પછી બ્રાહ્મણોને ભોજન કરાવવું અને તેમને દક્ષિણા આપી વિદાય કરવા. આ પ્રમાણે વ્રત કરીને મનુષ્ય આ લોકમાં મનવાંછિત ભોગ ભોગવ્યા પછી વિમાન દ્વારા વૈકુંઠમાં

જઈને ભગવાન લક્ષ્મીપતિનું સામીપ્ય પ્રાપ્ત કરે છે.

કાર્તિક શુક્લ એકાદશીને 'પ્રબોધિની' કહે છે. તે દિવસે ઉપવાસ કરીને રાત્રે સૂતેલા ભગવાનને ગીત આદિ માંગલિક સ્તોત્રોથી ઉત્સવો દ્વારા જગાડવા. તે સમયે ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદના વિવિધ મંત્રો અને નાના પ્રકારનાં વાદ્યો દ્વારા ભગવાનને જગાડવા જોઈએ. દ્રાક્ષ, શેરડી, દાડમ, કેળાં અને શિંગોડાં આદિ વસ્તુઓ ભગવાનને અર્પણ કરવી જોઈએ. તે પછી રાત્રિ વીતી ગયા પછી બીજે દિવસે સવારે સ્નાન અને નિત્યકર્મ કરીને પુરુષસૂક્તના મંત્રો દ્વારા ભગવાન ગદાદામોદરની ષોડશોપચારથી પૂજા કરવી જોઈએ. પછી બ્રાહ્મણોને ભોજન કરાવીને તેમને દક્ષિણાથી સંતુષ્ટ કરી વિદાય કરવા. તે પછી આચાર્યને ભગવાનની સ્વર્ણમયી પ્રતિમા અને ધેનુનું દાન કરવું જોઈએ. આ પ્રમાણે જે ભક્તિ અને આદરપૂર્વક પ્રબોધિની એકાદશીનું વ્રત કરે છે, તે આ લોકમાં શ્રેષ્ઠ ભોગોનો ઉપભોગ કરીને અંતે વૈષ્ણવપદને પામે છે.

માર્ગશીર્ષ માસના કૃષ્ણપક્ષની એકાદશીને 'ઉત્પન્ના' એકાદશી કહે છે. તે દિવસે ઉપવાસ કરીને દ્વાદશીએ ગંધ આદિ ઉપચારોથી ભગવાન શ્રીકૃષ્ણની પૂજા કરવી–તે પછી શ્રેષ્ઠ બ્રાહ્મણોને ભોજન કરાવી તેમને દક્ષિણા આપી વિદાય કરી પોતે પણ ઇષ્ટજનો સાથે એકાગ્ર થઈને ભોજન કરવું. આ પ્રમાણે જે ભક્તિભાવથી ઉત્પન્નાનું વ્રત કરે છે, તે અંતકાળે શ્રેષ્ઠ વિમાનમાં બેસીને ભગવાન વિષ્ણુના લોકમાં જાય છે.

માર્ગશીર્ષ શુક્લ એકાદશીને 'મોક્ષા' (મોક્ષદા) એકાદશી કહે છે. તે દિવસે ઉપવાસ કરીને દ્વાદશીએ પ્રાતઃકાળે સંપૂર્ણ ઉપચારોથી વિશ્વરૂપધારી ભગવાન અનંતની પૂજા કરવી. પછી બ્રાહ્મણોને ભોજન કરાવવું અને દક્ષિણા આપી વિદાય કર્યા પછી પોતે ભાઈબંધુઓ સાથે ભોજન કરવું. આ પ્રમાણે વ્રત કરીને મનુષ્ય આ લોકમાં મનોવાંછિત ભોગો ભોગવીને આગલી અને પાછલી દસ દસ પેઢીઓનો ઉદ્ધાર કરી ભગવાન શ્રીહરિના ધામમાં જાય છે.

પોષ માસની કૃષ્ણ એકાદશીને 'સફલા' કહે છે. તે દિવસે ઉપવાસ કરીને દ્વાદશીએ બધા ઉપચારોથી ભગવાન અચ્યુતની પૂજા કરવી. પછી બ્રાહ્મણોને મિષ્ટાન્ન ભોજન કરાવવું. અને દક્ષિણા આપી વિદાય કરવા. બ્રહ્મન્! આ પ્રમાણે સફલા એકાદશીનું વ્રત વિધિપૂર્વક કરીને મનુષ્ય આ લોકમાં સંપૂર્ણ ભોગોનો ઉપભોગ કરીને અંતમાં વૈષ્ણવપદને પ્રાપ્ત થાય છે.

પોષ માસની શુક્લ એકાદશીને 'પુત્રદા' કહી છે. તે દિવસે ઉપવાસ કરીને દ્વાદશીને દિવસે અર્ઘ્ય આદિ ઉપચારોથી ભગવાન ચક્રધારી વિષ્ણુની પૂજા કરવી. પછી શ્રેષ્ઠ બ્રાહ્મણોને ભોજન કરાવી દક્ષિણા આપી વિદાય કરવા અને ઇષ્ટ ભાઈબંધુઓ સાથે શેષ અન્ન જમવું. વિપ્રવર! આ પ્રમાણે વ્રત કરનારો મનુષ્ય આ લોકમાં મનોવાંછિત ભોગ ભોગવીને અંતમાં, શ્રેષ્ઠ વિમાનમાં આરૂઢ થઈને ભગવાન વિષ્ણુના ધામમાં જાય છે.

દ્વિજશ્રેષ્ઠ! માઘના કૃષ્ણ પક્ષમાં 'ષટ્તિલા' એકાદશીએ ઉપવાસ કરીને તલથી જ સ્નાન, દાન, તર્પણ, હવન, ભોજન તેમ જ પૂજનનું કાર્ય કરવું. પછી દ્વાદશીએ પ્રાતઃકાળે સર્વ ઉપચારોથી ભગવાન વૈકુંઠની પૂજા કરવી. પછી બ્રાહ્મણોને ભોજન કરાવી તેમને દક્ષિણા આપી વિદાય કરવા. આ પ્રમાણે એકાગ્રચિત્ત થઈને વિધિપૂર્વક વ્રત કરીને મનુષ્ય આ લોકમાં મનોવાંછિત ભોગ ભોગવીને અંતે વિષ્ણુપદ પ્રાપ્ત કરી લે છે.

માઘ શુકલ એકાદશીનું નામ 'જયા' છે. તે દિવસે ઉપવાસ કરીને દ્વાદશીએ પ્રાતઃકાળે પરમપુરુષ ભગવાન શ્રીપતિની અર્ચના કરવી. તે પછી બ્રાહ્મણોને ભોજન કરાવી દક્ષિણા આપી વિદાય કરવા અને શેષ અન્ન પોતાના ભાઈબંધુઓ સાથે સ્વયં એકાગ્રચિત્ત થઈને ભોજન કરવું. વિપ્રવર! જે આ પ્રમાણે ભગવાન કેશવને સંતુષ્ટ કરનારું વ્રત કરે છે, તે આ લોકમાં શ્રેષ્ઠ ભોગો ભોગવીને અંતે ભગવાન વિષ્ણુના ધામમાં જાય છે.

ફાલ્ગુન કૃષ્ણ એકાદશીનું નામ 'વિજયા' છે. તે દિવસે ઉપવાસ કરીને દ્વાદશીએ પ્રાતઃકાળે ગંધ આદિ ઉપચારોથી ભગવાન યોગીશ્વરની પૂજા કરવી. ત્યર પછી બ્રાહ્મણોને ભોજન કરાવી, દક્ષિણાથી સંતુષ્ટ કરી તેમને વિદાય કર્યા પછી પોતે મૌન ધારણ કરીને ભાઈબંધુઓ સાથે ભોજન કરવું. આ પ્રમાણે વ્રત કરનારો મનુષ્ય આ લોકમાં અભીષ્ટ ભોગો ભોગવીને દેહનો અંત થયા પછી દેવતાઓથી સન્માનિત થઈ ભગવાન વિષ્ણુના લોકમાં જાય છે.

દ્વિજશ્રેષ્ઠ! ફાલ્ગુન શુકલપક્ષમાં 'આમલકી' એકાદશીએ ઉપવાસ કરીને દ્વાદશીએ પ્રાતઃકાળે સંપૂર્ણ ઉપચારોથી ભગવાન પુંડરીકાક્ષનું ભક્તિપૂર્વક પૂજન કરવું. તે પછી બ્રાહ્મણોને ઉત્તમ અન્ન જમાડી તેમને દક્ષિણા આપવી. આ પ્રમાણે ફાલ્ગુનના શુકલપક્ષમાં આમલકી નામવાળી એકાદશીએ વિધિપૂર્વક પૂજન આદિ કરીને મનુષ્ય ભગવાન વિષ્ણુના પરમપદને પ્રાપ્ત થાય છે.

બ્રહ્મન્! ચૈત્રના કૃષ્ણપક્ષમાં 'પાપમોચની' નામવાળી એકાદશીએ ઉપવાસ કરીને દ્વાદશીએ પ્રાતઃકાળે ષોડશોપચારથી ભગવાન ગોવિંદની પૂજા કરવી. તે પછી બ્રાહ્મણોને ભોજન કરાવી દક્ષિણા આપી તેમને વિદાય આપવી અને સ્વયં ભાઈબંધુઓ સાથે ભોજન કરવું. આ પ્રમાણે પાપમોચનીનું વ્રત કરનારો માણસ તેજસ્વી વિમાન દ્વારા ભગવાન વિષ્ણુના લોકમાં જાય છે.

બ્રહ્મન્! આ પ્રમાણે કૃષ્ણ તથા શુકલપક્ષમાં એકાદશીનું વ્રત મોક્ષદાયક કહ્યું છે. એકાદશીનું વ્રત ત્રણ દિવસમાં સાધ્ય થતું હોવાનું જણાવવામાં આવ્યું છે. તે સર્વ વ્રતોમાં ઉત્તમ અને પાપોનું નાશક છે; તેથી તેનું મહાન ફળ સમજવું. નારદ! આ ત્રણ દિવસમાં ચાર ટંકનું ભોજન છોડી દેવું, અર્થાત્ ચાર સમયના ભોજનનો ત્યાગ કરવો જોઈએ. પ્રથમ અને અંતિમ દિને એક એકવારનું અને વચલા દિવસે બંને સમયનું ભોજન ત્યાજ્ય છે. હવે હું તમને આ ત્રણ દિવસોના વ્રતમાં પાલન કરવા યોગ્ય નિયમ જણાવું છું. કાંસાનું વાસણ, માંસ, મસૂર, ચણા, કોદરા, શાક, મધ, પારકું અન્ન, બેવારનું ભોજન અને મૈથુન—દશમીના દિવસે આ દસ વસ્તુઓથી વૈષ્ણવે દૂર રહેવું. જુગાર રમવો, ઊંઘવું, પાન ખાવું, દાતણ કરવું, પારકી નિંદા, ચાડી-ચુગલી ખાવી, ચોરી કરવી, હિંસા કરવી, મૈથુન કરવું, ક્રોધ કરવો અને જૂઠું બોલવું—અગિયારશને દિવસે આ અગિયાર કામ ન કરવાં. કાંસું, માંસ, મદિરા, મધ, તેલ, અસત્ય ભાષણ, વ્યાયામ, પરદેશગમન, બેવારનું ભોજન, મૈથુન, અસ્પૃશ્યનો સ્પર્શ અને મસૂર ભક્ષણ—દ્વાદશીએ આ બાર વસ્તુઓનો ત્યાગ કરવો[1] વિપ્રવર! આ પ્રમાણેના

---

૧ અથ તે નિયમાન્ વચ્મિ વ્રતે હ્યસ્મિન્ દિનત્રયે।
कांस्यं मांसं मसूरान्नं चणकान् कोद्रवांस्तथा॥
शाकं मधु परान्नं च पुनर्भोजनमैथुने।
दशम्यां दश वस्तुनि वर्जयेद्वैष्णवः सदा।
द्यूतक्रीडां च निद्रां च ताम्बूलं दन्तधावनम्।
परापवादं पैशुन्यं स्तेयं हिंसां तथा रतिम्॥

નિયમો પાળનારા પુરુષે જો શક્તિ હોય તો ઉપવાસ કરવો; શક્તિ ન હોય તો બુદ્ધિમાન પુરુષે એક સમયે ભોજન કરીને રહેવું, પરંતુ રાત્રે ભોજન ન કરવું અથવા અયાચિત વસ્તુ(માગ્યા વિના મળેલી ચીજ)નો ઉપયોગ કરવો, પરંતુ આવા મહત્ત્વપૂર્ણ વ્રતનો ત્યાગ ન કરવો. ૧–૯૨

शक्तोऽशक्तस्तु मतिमानेकभुक्तं न नक्तकम् ।
अयाचितं वापि चरेन्न त्यजेद् व्रतमीदृशम् ॥९२॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં ચતુર્થ પાદમાં 'બાર માસનાં એકાદશી વ્રતોનો વિધિ' નામનો ૧૨૦ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૨૧ : બાર માસનાં દ્વાદશી સંબંધી વ્રતોનો વિધિ

सनातन उवाच

अथ व्रतानि द्वादश्याः कथयामि तवानघ ।
यानि कृत्वा नरो लोके विष्णोः प्रियतरो भवेत् ॥१

સનાતન બોલ્યા : હે અનઘ ! હવે હું તમને દ્વાદશીનાં વ્રતો કહું છું; જેમનું પાલન કરવાથી મનુષ્ય ભગવાન વિષ્ણુનો અત્યંત પ્રિય થાય છે.

ચૈત્ર શુકલ દ્વાદશીએ 'મદનવ્રત'નું આચરણ કરવું. ચોખાથી ભરેલા એક નવા કળશની સ્થાપના કરવી. એ કળશ છિદ્ર-રહિત હોવો જોઈએ. વળી તે અનેક પ્રકારનાં ફૂલોથી યુક્ત, શેરડીથી સંયુક્ત, બે શ્વેત વસ્ત્રોથી ઢંકાયેલ, શ્વેત ચંદનથી ચર્ચિત; નાના પ્રકારના ભક્ષ્ય પદાર્થોથી સંપન્ન તથા પોતાની શક્તિ અનુસાર સુવર્ણથી સુશોભિત હોવો જોઈએ. તેના ઉપર ગોળ સહિત તાંબાનું પાત્ર મૂકવું. તે પાત્રમાં કામસ્વરૂપ અચ્યુતનું ગંધ આદિ ઉપચારોથી પૂજન કરવું. દ્વાદશીએ ઉપવાસ કરીને બીજે દિવસે પ્રાતઃકાળે ફરીથી ભગવાનની પૂજા કરવી, ભગવાન પર ચડેલી વસ્તુઓ બ્રાહ્મણને આપી દેવી. પછી બ્રાહ્મણોને ભોજન કરાવી તેમને દક્ષિણા આપવી. આ ક્રમાણે એક વર્ષ સુધી પ્રત્યેક દ્વાદશીએ આ વ્રત કરીને આચાર્યને ઘૃતધેનુ સહિત સર્વસામગ્રીઓથી યુક્ત શય્યાદાન આપવું, તે પછી વસ્ત્ર આદિથી બ્રાહ્મણ દંપતીની પૂજા કરી તેમને સુવર્ણમય કામદેવની પ્રતિમા તથા દૂધ આપતી ધોળી ગાય દાનમાં આપવી. દાન કરતી વખતે બોલવું કે 'કામરૂપી શ્રીહરિ મારા પર પ્રસન્ન થાઓ.' જે આ વિધિથી 'મદન દ્વાદશી–વ્રત'નું પાલન કરે છે, તે સર્વ પાપોથી મુક્ત થઈને ભગવાન વિષ્ણુની સમતા પ્રાપ્ત કરી લે છે. આ જ તિથિએ 'ભર્તૃદ્વાદશી'નું વ્રત જણાવવામાં આવ્યું છે. આ વ્રતમાં સુંદર શય્યા પાથરી તેના પર લક્ષ્મી સહિત ભગવાન વિષ્ણુને સ્થાપિત કરી તેના ઉપર ફૂલોથી મંડપ બનાવવો. તે પછી વ્રતી પુરુષે ગંધ આદિ ઉપચારોથી ભગવાનની પૂજા કરવી. માંગલિક ગીત, વાદ્ય આદિ દ્વારા રાત્રે જાગરણ કરવું. પછી બીજે દિવસે પ્રાતઃકાળે શય્યા સહિત ભગવાન વિષ્ણુની સુવર્ણમય પ્રતિમાનું શ્રેષ્ઠ બ્રાહ્મણને દાન કરવું. બ્રાહ્મણોને ભોજન કરાવી, દક્ષિણા દ્વારા તેમને સંતુષ્ટ કરી વિદાય કરવા. આ પ્રમાણે વ્રત કરનારા પુરુષનું દામ્પત્ય સુખ ચિરસ્થાયી થાય છે અને તે સાત જન્મ સુધી આ લોક અને પરલોકના અભીષ્ટ ભોગો ભોગવતો રહે છે.

વૈશાખ શુકલ દ્વાદશીએ ઉપવાસ અને ઇંદ્રિય સંયમપૂર્વક ગંધ આદિ ઉપચારો દ્વારા ભક્તિભાવથી ભગવાન માધવની પૂજા કરવી. પછી તૃપ્તિ આપનારાં મધુર પકવાન્ન અને જળ ભરેલા એક ઘડાનું બ્રાહ્મણને વિધિપૂર્વક દાન દેવું. 'ભગવાન માધવ મારા

---

कोपं ह्यनृतवाक्यं च एकादश्यां विवर्जयेत् ।
कांस्य मांसं सुरां क्षौद्रं तैलं वितथभाषणम् ।
व्यायामं च प्रवासं च पुनर्भोजनमैथुने ।
अस्पृश्यस्पर्शमासूरे द्वादश्यां द्वादश त्यजेत् ॥

પર પ્રસન્ન થાઓ.' આ જ તેનો ઉદ્દેશ હોવો જોઈએ.

જ્યેષ્ઠ શુકલ દ્વાદશીએ ગંધ આદિ ઉપચારોથી ભગવાન ત્રિવિક્રમની પૂજા કરવી અને વ્રત કરનારે બ્રાહ્મણને મિષ્ટાન્નથી ભરેલું વાયન આપવું. તે પછી એક વાર ભોજન કરવાનું વ્રત કરવું. આ વ્રતથી સંતુષ્ટ થઈને દેવાધિદેવ ભગવાન ત્રિવિક્રમ જીવનમાં વિપુલ ભોગ અને અંતે મોક્ષ પણ આપે છે. આષાઢ શુકલ દ્વાદશીએ ગંધ આદિથી પૃથક્ પૃથક્ બાર બ્રાહ્મણોની પૂજા કરીને તેમને મિષ્ટાન્ન ભોજન કરાવવું. પછી તેમના માટે વસ્ત્ર, લાકડી, યજ્ઞોપવીત, વીંટી અને જળપાત્ર લાવીને ભક્તિપૂર્વક આ વસ્તુઓનું તેમને દાન કરવું. 'ભગવાન વિષ્ણુ મારા પર પ્રસન્ન થાઓ.'-આ જ તે દાનનો ઉદ્દેશ હોવો જોઈએ.

શ્રાવણ શુકલ દ્વાદશીએ વ્રતી પુરુષે ભગવત્પરાયણ થઈને ગંધ આદિ ઉપચારોથી ભક્તિપૂર્વક ભગવાન શ્રીધરની પૂજા કરવી. પછી ઉત્તમ બ્રાહ્મણોને દહીં-ભાત જમાડીને ચાંદીની દક્ષિણા આપવી. તેમને નમસ્કાર કરી વિદાય કરવા. મનમાં ભાવના કરવી કે 'મારા આ વ્રતથી દેવેશ્વર ભગવાન શ્રીધર પ્રસન્ન થાઓ.'

ભાદ્રપદ શુકલ દ્વાદશીએ વ્રતી પુરુષે ભગવાન વામનની પૂજા કરીને તેમની આગળ બાર બ્રાહ્મણોને દૂધપાકનું ભોજન કરાવવું. તે પછી તેમને સુવર્ણની દક્ષિણા આપવી. આથી ભગવાન વિષ્ણુ પ્રસન્ન થાય છે.

આશ્વિન શુકલ દ્વાદશીએ ગંધ આદિ ઉપચારોથી ભગવાન પદ્મનાભની પૂજા કરી તેમની આગળ બ્રાહ્મણોને મિષ્ટાન્ન જમાડવું તે સાથે વસ્ત્ર અને સુવર્ણની દક્ષિણા આપવી. દ્વિજોત્તમ! આ વ્રતથી સંતુષ્ટ થઈને ભગવાન પદ્મનાભ શ્વેતદ્વીપની પ્રાપ્તિ કરાવે છે અને આ લોકમાં પણ મનોવાંછિત ભોગ પ્રદાન કરે છે.

કાર્તિક માસના કૃષ્ણપક્ષમાં 'ગોવત્સ-દ્વાદશી'નું વ્રત થાય છે. તેમાં વાછરડા સહિત ગાયની આકૃતિ આલેખી સુગંધિત ચંદન આદિ દ્વારા તથા પુષ્પમાળાઓથી તેમની પૂજા કરવી. પછી તાંબાના પાત્રમાં ફૂલ, અક્ષત અને તલ મૂકીને તે સર્વથી વિધિપૂર્વક અર્ઘ્ય-દાન કરવું. હે નારદ! તે સમયે નીચે લખેલો મંત્ર બોલી તેમનાં ચરણોમાં અર્ઘ્ય આપવો જોઈએ:

क्षीरोदार्णवसम्भूते सुरासुरनमस्कृते ।
सर्वदेवमये देवि सर्वदेवैरलङ्कृते ॥
मातर्मातर्गवां मातर्गृहाणार्घ्यं नमोऽस्तु ते ।

'ક્ષીરસાગરમાંથી પ્રકટ થયેલાં, સર્વ દેવતાઓથી ભૂષિત, દેવદાનવથી વંદાયેલાં; સંપૂર્ણ દેવસ્વરૂપ હે દેવી! તમને નમસ્કાર છે. માતા! ગોમાતા! આ અર્ઘ્ય ગ્રહણ કરો.!

તે પછી અડદ આદિથી બનાવેલાં વડાંનું નૈવેદ્ય અર્પણ કરવું. આ પ્રમાણે પોતાના વૈભવ અનુસાર દસ, પાંચ કે એક વડું અર્પણ કરવું જોઈએ. તે સમયે આ પ્રમાણે પ્રાર્થના કરવી જોઈએ:

सुरभे त्वं जगन्माता नित्यं विष्णुपदे स्थिता ।
सर्वदेवमयि ग्रासं मया दत्तमिमं ग्रस ॥
सर्वदेवमये देवि सर्वदेवैरलङ्कृते ।
मातर्ममाभिलषितं सफलं कुरु नन्दिनि ॥

'હે સુરભી! તમે સર્વ જગતની માતા છો અને સદા ભગવાન વિષ્ણુના ધામમાં નિવાસ કરો છો. હે સર્વદેવમયી દેવી! તમે સર્વ દેવોનું સ્વરૂપ છો. સર્વ દેવતાઓ તમને વિભૂષિત કરે છે. માતા નંદિની! મારી અભિલાષા સફળ કરો.'

હે દ્વિજોત્તમ! તે દિવસે તેલનું બનાવેલું તેમ જ તપેલીમાં રાંધેલું અન્ન ન ખાવું. ગાયનું દૂધ, દહીં, ઘી અને છાશનો પણ ત્યાગ કરવો. બ્રહ્મન્! કાર્તિક શુકલ-

દ્વાદશીએ ગંધ આદિ ઉપચારોથી એકાગ્ર-ચિત્ત થઈને ભગવાન દામોદરની પૂજા કરવી અને તેમની આગળ બાર બ્રાહ્મણોને ભોજન કરાવવું. તે પછી જળથી ભરેલા ઘડાઓને વસ્ત્રથી ઢાંકીને તથા પૂજીને સોપારી, લાડુ અને સુવર્ણ સાથે તે સર્વને પ્રસન્નતાપૂર્વક અર્પણ કરવું. આમ કરવાથી મનુષ્ય ભગવાન વિષ્ણુનો પ્રિય ભક્ત અને સર્વ ભોગોનો ભોક્તા થાય છે અને શરીરનો અંત થયા પછી તે ભગવાન વિષ્ણુનું સાયુજ્ય પ્રાપ્ત કરે છે.

માર્ગશીર્ષ શુક્લ દ્વાદશીએ પરમ ઉત્તમ 'સાધ્યવ્રત'નું અનુષ્ઠાન કરવું જોઈએ. મનોભવ, પ્રાણ, નર, અપાન, વીર્યવાન, ચિતિ, હય, નય, હંસ, નારાયણ, વિભુ અને પ્રભુ: આ બાર સાધ્યગણ કહેવામાં આવ્યા છે.[1]

ચોખા ઉપર આમનું આવાહન કરીને ગંધ, પુષ્પ આદિ દ્વારા પૂજન કરવું જોઈએ તે પછી 'ભગવાન નારાયણ પ્રસન્ન થાઓ, આ ભાવનાથી બાર શ્રેષ્ઠ બ્રાહ્મણોને ભોજન કરાવી તેમને ઉત્તમ દક્ષિણા આપી વિદાય કરવા. તે જ દિવસે 'દ્વાદશાદિત્ય' નામનું વ્રત પણ વિખ્યાત છે. તે દિવસે બુદ્ધિમાન પુરુષે બાર આદિત્યોની પૂજા કરવી. ધાતા, મિત્ર, અર્યમા, પૂષા, શુક્ર, અંશ, વરુણ, ભગ, ત્વષ્ટા, વિવસ્વાન, સવિતા અને વિષ્ણુ આ બાર[2] આદિત્ય જણાવવામાં આવ્યા છે. પ્રત્યેક માસના શુક્લપક્ષની દ્વાદશીએ યત્નપૂર્વક બાર આદિત્યોની પૂજા કરતા રહીને એક વર્ષ વ્યતીત કરવું. વ્રતના અંતમાં સોનાની બાર પ્રતિમાઓ બના-વડાવીને વિધિપૂર્વક તેમની પૂજા કરી બાર શ્રેષ્ઠ બ્રાહ્મણોને સત્કારપૂર્વક મિષ્ટાન્ન ભોજન કરાવવું. તે પછી વ્રતી પુરુષે પ્રત્યેક બ્રાહ્મણને એક એક પ્રતિમા આપવી. આ પ્રમાણે દ્વાદશાદિત્ય નામક વ્રત કરીને મનુષ્ય સૂર્ય-લોકમાં જઈ ત્યાંના ભોગોનો ચિરકાલ સુધી ઉપભોગ કર્યા પછી પૃથ્વી પર ધર્માત્મા મનુષ્ય થાય છે.

મનુષ્ય યોનિમાં તેને કોઈ રોગ થતા નથી. તે વ્રતના પુણ્યથી તે પુનઃ તે જ વ્રતના ફળને પામે છે અને સૂર્યમંડળને ભેદીને નિરંજન, નિરાકાર તેમ જ નિર્દ્વન્દ્વ બ્રહ્મને પ્રાપ્ત થાય છે. હે દ્વિજોત્તમ! ઉક્ત તિથિએ જ 'અખંડ' નામક વ્રત કહેવામાં આવ્યું છે. તેમાં ભગવાન જનાર્દનની સુવર્ણની મૂર્તિ બનાવડાવીને ગંધ, પુષ્પ આદિથી તેની પૂજા કરીને ભગવાનની આગળ બાર બ્રાહ્મણોને ભોજન કરાવવું. પ્રત્યેક માસની દ્વાદશીએ આ પ્રમાણે કરીને સ્વયં રાતે ભોજન કરવું અને જિતેન્દ્રિય થઈને રહેવું. પછી વર્ષ પૂરું થયા પછી તે સુવર્ણની મૂર્તિનું વિધિપૂર્વક પૂજન કરીને દૂધ આપતી ગાય સાથે તેનું આચાર્યને દાન કરવું. ત્યાર પછી બાર શ્રેષ્ઠ બ્રાહ્મણોને ખાંડ અને ખીરનું ભોજન કરાવી તેમને બાર સુવર્ણ મુદ્રાઓ દક્ષિણામાં આપી નમસ્કાર કરવા. આ પ્રમાણે વ્રત પૂરું કરીને જે ભગવાન જનાર્દનને પ્રસન્ન કરે છે, તે સુવર્ણમય વિમાન દ્વારા શ્રીવિષ્ણુના પરમ ધામમાં જાય છે.

પોષ માસના કૃષ્ણ પક્ષની દ્વાદશીએ 'રૂપવ્રત' કહેવામાં આવ્યું છે. બ્રહ્મન્! વ્રત કરનાર પુરુષે દશમીએ વિધિપૂર્વક સ્નાન કરીને ધોળી અથવા ગમે તે એક રંગવાળી ગાયનું છાણ ભૂમિ પર પડતાં પહેલાં અદ્ધર ઝીલી લેવું. તે છાણથી એકસો આઠ પિંડ બનાવી તેમને તાંબાના કે માટીના

1. मनोभवस्तथा प्राणो नरोऽपानश्च वीर्यवान् ।
चितिर्हयो नयश्चैव हंसो नारायणस्तथा ॥
विभुश्चापि प्रभुश्चैव साध्या द्वादश कीर्तिताः ।

2. धाता मित्रोऽर्यमा पूषा शक्रोंऽशो वरुणो भगः ।
त्वष्टा विवस्वान् सविता विष्णुर्द्वादश ईरिताः ॥

પાત્રમાં મૂકી તડકામાં સૂકવી લેવા. પછી એકાદશીએ ઉપવાસ કરીને ભગવાન વિષ્ણુની સુવર્ણની પ્રતિમાનું વિધિપૂર્વક પૂજન કરીને રાતે જાગરણ કરવું. સુંદર મંગમલય ગીત-વાદ્ય, સ્તોત્રપાઠ અને જપ આદિ દ્વારા જાગરણનું કાર્ય સફળ કરવું. તે પછી પ્રાતઃકાળે જળથી ભરેલા કળશ પર તલથી ભરેલું પાત્ર મૂકી તેના ઉપર તે સુવર્ણ-પ્રતિમા મૂકવી અને વિભિન્ન ઉપચારોથી તેની પૂજા કરવી. તે પછી બે કાષ્ઠોનું મંથન કરી અગ્નિ ઉત્પન્ન કરવો ને તેની પૂજા કર્યા પછી વિદ્વાન પુરુષે તે પ્રજ્વલિત અગ્નિમાં તલ અને ઘી સહિત એકએક છાણના પિંડનો વિષ્ણુસંબંધી 'ૐ નમો ભગવતે વાસુદેવાય' –દ્વાદશાક્ષર મંત્રથી હોમ કરવો. તત્પશ્ચાત્ પૂર્ણાહુતિ કરીને પ્રસન્નતાપૂર્વક અને પ્રેમપૂર્ણ હૃદયથી એકસો આઠ બ્રાહ્મણોને ખીરનું ભોજન કરાવવું. પછી કળશ સહિત તે પ્રતિમા આચાર્યને અર્પિત કરવી. તદનન્તર બીજા બ્રાહ્મણોને યથાશક્તિ દક્ષિણા આપવી આ વ્રતનું આદરપૂર્વક પાલન કરવાથી સ્ત્રી કે પુરુષ રૂપ અને સૌભાગ્યને પ્રાપ્ત કરે છે.

માઘ શુકલ દ્વાદશીએ શાલગ્રામ શિલાની વિધિપૂર્વક ભક્તિભાવથી પૂજા કરીને તેના મુખ્ય ભાગમાં સુવર્ણ મૂકવું. પછી તેને ચાંદીના પાત્રમાં મૂકી બે વસ્ત્રોથી તેનું આચ્છાદન કરી વેદવેત્તા બ્રાહ્મણને તેનું દાન કરવું. દાન આપ્યા પછી બ્રાહ્મણને ખાંડ અને ઘી સાથે હિતકર ખીરનું ભોજન કરાવવું. પછી પોતે એક સમય ભોજન કરવાનું વ્રત આચરતા રહીને ભગવાન વિષ્ણુના ચિંતનમાં લાગ્યા રહેવું. આ પ્રમાણે કરનારો મનુષ્ય અહીંયાં મનવાંછિત ભોગ ભોગવ્યા પછી વિષ્ણુના ધામને પ્રાપ્ત કરે છે.

બ્રહ્મન્! ફાલ્ગુન માસના શુકલ પક્ષની દ્વાદશીએ શ્રીહરિની સુવર્ણમયી પ્રતિમાનું ગંધ, પુષ્પ આદિથી પૂજન કરીને તે વેદ-વેત્તા બ્રાહ્મણને દાનમાં આપવી. પછી બાર બ્રાહ્મણોને ભોજન કરાવી તેમને દક્ષિણા આપી વિદાય કરવા. તે પછી પોતે ભાઈ-બંધુઓ સાથે ભોજન કરવું. ત્રિસ્પૃશા, ઉન્મીલની, પક્ષવર્ધિની, વંજુલી, જયા, વિજયા, જયંતી તથા અપરાજિતા–આ આઠ પ્રકારની દ્વાદશી તિથિઓ સર્વ પાપોનો નાશ કરનારી છે. આ તિથિઓમાં સદા ઉપવાસપૂર્વક વ્રત કરવું જોઈએ.

શ્રી નારદ બોલ્યા : બ્રહ્મન્! આ સર્વ દ્વાદશીઓનાં લક્ષણ અને ફળ શાં છે, તે સર્વ મને કહો. આ સિવાય અન્ય પુણ્ય-દાયક તિથિઓનો પણ પરિચય આપો.

સૂત બોલ્યા : હે મહર્ષિઓ! દેવર્ષિ નારદે દ્વિજશ્રેષ્ઠ સનાતનને જ્યારે આ પ્રમાણે પ્રશ્ન કર્યો, ત્યારે સનાતન મુનિએ પોતાના ભાઈ મહાભાગવત નારદની પ્રશંસા કરીને કહ્યું.

સનાતન બોલ્યા : ભાઈ! તમે તો સાધુ પુરુષોના સંશયનું નિવારણ કરનારા છો. તમે આ ઘણો સારો પ્રશ્ન કર્યો. હું તમને મહાદ્વાદશીઓનાં પૃથક્ પૃથક્ લક્ષણ અને ફળ જણાવું છું. જે દિવસે સૂર્યોદયથી પહેલાં અરુણોદય કાલમાં જ એકાદશી નિવૃત્ત થઈ ગઈ હોય (આખો દિવસ દ્વાદશી હોય અને રાત્રિના અંત ભાગમાં ત્રયોદશી બેસી ગઈ હોય) તે દિવસે ત્રિસ્પૃશા નામની દ્વાદશી હોય છે. તેનું મહાન ફળ હોય છે. નારદ! જે માણસ તેમાં ઉપવાસ કરીને ભગવાન ગોવિંદનું પૂજન કરે છે, તે નિશ્ચય એક હજાર અશ્વમેધ યજ્ઞનું ફળ પામે છે.

જ્યારે અરુણોદયકાળમાં એકાદશી તિથિ દશમીથી વિદ્ધ હોય (અને એકાદશી આખો દિવસ રહીને બીજે દિવસે પણ થોડોક સમય વિદ્યમાન હોય) તો તે પ્રથમ દિવ-સની એકાદશીને છોડી દઈ ને બીજે દિવસે

મહાદ્વાદશીએ ઉપવાસ કરવો. (તેને ઉન્મીલની દ્વાદશી કહે છે). તે ઉન્મીલની વ્રતમાં ઉત્તમ પૂજાની વિધિથી ભગવાન વાસુદેવનું યજન કરીને મનુષ્ય એક સહસ્ર રાજસૂય યજ્ઞનું ફળ પામે છે.

જ્યારે સૂર્યોદયકાલમાં દશમી એકાદશીનો સ્પર્શ કરતી હોય (અને દ્વાદશીની વૃદ્ધિ થઈ હોય) તો તે એકાદશીનો ત્યાગ કરીને વંજુલી નામવાળી તે મહાદ્વાદશીએ જ સદા ઉપવાસ કરવો જોઈએ. તેમાં સર્વને સદા અભયદાન કરનારા પરમ પુરુષ સંકર્ષણ દેવનું ગંધ આદિ ઉપચારોથી ભક્તિપૂર્વક પૂજન કરવું. આ મહાદ્વાદશી સંપૂર્ણ યજ્ઞોનું ફળ આપનારી, સર્વ પાપોને હરી લેનારી તથા સમસ્ત સંપદાઓને આપનારી કહેવામાં આવી છે.

વિપ્રવર! જ્યારે પૂર્ણિમા અથવા અમાવાસ્યા નામની તિથિઓની વૃદ્ધિ થાય છે ત્યારે તે પક્ષની દ્વાદશીનું નામ પક્ષવર્ધિની હોય છે; એ મહાન રૂપ આપનારી છે. તેમાં સંપૂર્ણ ઐશ્વર્ય પ્રદાન કરનારા તથા પુત્ર અને પૌત્રોને વધારનારા જગદીશ્વર ભગવાન પ્રદ્યુમ્નનું પૂજન કરવું જોઈએ.

જ્યારે શુક્લપક્ષમાં દ્વાદશી તિથિ મઘા નક્ષત્રથી યુક્ત હોય ત્યારે તેનું નામ જયા હોય છે. તે સંપૂર્ણ શત્રુઓનો વિનાશ કરનારી છે. તેમાં સમસ્ત કામનાઓ પૂર્ણ કરનારા અને મનુષ્યોને સર્વ સૌભાગ્ય પ્રદાન કરનારા લક્ષ્મીપતિ ભગવાન અનિરુદ્ધની આરાધના કરવી જોઈએ.

જ્યારે શુક્લપક્ષમાં દ્વાદશી તિથિ શ્રવણ નક્ષત્રથી યુક્ત હોય ત્યારે તે વિજયા નામથી પ્રસિદ્ધ હોય છે. તેમાં સદા સમસ્ત ભોગોના આશ્રય તથા સંપૂર્ણ સુખ પ્રદાન કરનારા ભગવાન ગદાધરની પૂજા કરવી જોઈએ. વિપ્રવર! વિજયાએ ઉપવાસ કરીને મનુષ્ય સર્વ તીર્થોના ફળને પ્રાપ્ત કરે છે.

જ્યારે શુક્લપક્ષમાં દ્વાદશી તિથિ રોહિણી નક્ષત્રથી યુક્ત હોય છે ત્યારે તે મહાપુણ્યમય જયન્તી નામથી પ્રસિદ્ધ હોય છે. તેમાં મનુષ્યોને સિદ્ધિ આપનારા ભગવાન વામનની અર્ચના કરવી જોઈએ. આ તિથિએ ઉપવાસ કરવાથી સર્વ વ્રતોનું ફળ પ્રાપ્ત થાય છે. સમસ્ત દાનોનું ફળ તથા ભોગ અને મોક્ષ તે આપે છે.

જ્યારે શુક્લપક્ષમાં દ્વાદશી તિથિ પુષ્ય નક્ષત્રથી યુક્ત હોય ત્યારે તેને અપરાજિતા કહેવામાં આવે છે. આ સર્વ જ્ઞાનને આપનારી છે. તેમાં સંસારના બંધનનો નાશ કરનારા, જ્ઞાનના સમુદ્ર તથા રોગ–શોકથી રહિત ભગવાન નારાયણની આરાધના કરવી જોઈએ. તે તિથિએ ઉપવાસ કરીને બ્રાહ્મણ ભોજન કરાવનારાં મનુષ્ય તે વ્રતના પુણ્યથી જ સંસારબંધનથી મુક્ત થઈ જાય છે.

જ્યારે આષાઢ શુક્લ દ્વાદશીએ અનુરાધા નક્ષત્ર હોય, ત્યારે એ વ્રત કરવાં જોઈએ. અહીં એક જ દેવતા છે તેથી એ વ્રત કરવામાં દોષ નથી.

જ્યારે ભાદ્રપદ શુક્લ દ્વાદશીએ શ્રવણ નક્ષત્રનો યોગ હોય અને કાર્તિક શુક્લ એકાદશીએ રેવતી નક્ષત્રનો સંયોગ હોય ત્યારે એકાદશી અને દ્વાદશી બંને દિવસે વ્રત કરવું જોઈએ. વિપ્રવર! આ સિવાય અન્યત્ર દ્વાદશીએ એક સમયે ભોજન કરીને વ્રત કરવું જોઈએ. આ વ્રત સ્વભાવથી જ સર્વ પાતકોનો નાશ કરનારું કહેવામાં આવ્યું છે. દ્વાદશી સહિત એકાદશીનું વ્રત નિત્ય માનવામાં આવ્યું છે, તેથી અહીં તેનું ઉદ્યાપન કહેવામાં આવ્યું નથી. આ વ્રત જીવન પર્યંત કર્યા કરવું જોઈએ. ૧–૧૧૭

एकादश्या व्रतं नित्यं द्वादश्याः सहितं यतः ।
नोद्यापनमिहोद्दिष्टं कर्तव्यं जीवितावधि ॥ ११७॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં ચતુર્થ પાદમાં 'બારમાસનાં દ્વાદશી સંબંધી વ્રતોનો વિધ' નામનો ૧૨૧ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૨૨ : ત્રયોદશી સંબંધી વ્રતોનો વિધિ

सनातन उवाच

अथातः संप्रवक्ष्यामि त्रयोदश्या व्रतानि ते ।
यानि कृत्वा नरो भक्त्या सुभगो जायते भुवि ॥ १ ॥

સનાતન બોલ્યા : હે નારદ! હવે હું તમને ત્રયોદશીનાં વ્રત કહું છું, જેમનું ભક્તિપૂર્વક પાલન કરીને મનુષ્ય આ પૃથ્વી પર સૌભાગ્યશાલી થાય છે. ચૈત્ર કૃષ્ણ પક્ષની ત્રયોદશી શનિવારથી યુક્ત હોય તો 'મહાવારુણી' માનવામાં આવી છે. જો તેમાં ગંગામાં સ્નાન કરવાનો અવસર પ્રાપ્ત થાય તો તે કરોડો સૂર્યગ્રહણોથી અધિક ફળ આપનારી છે. ચૈત્રના કૃષ્ણપક્ષમાં ત્રયોદશીએ શુભ યોગ, શતભિષા નક્ષત્ર અને શનિવારનો યોગ હોય હોય તો તે 'મહામહાવારુણી'ના નામથી વિખ્યાત હોય છે.

જ્યેષ્ઠ શુક્લ ત્રયોદશીએ 'દૌર્ભાગ્યશમન વ્રત' થાય છે. તે દિવસે નદીના જળમાં સ્નાન કરીને પવિત્ર સ્થાનમાં ઉત્પન્ન થયેલા શ્વેતમંદાર, આકડો અને લાલ કણેર વૃક્ષની પૂજા કરવી. તે સમયે આકાશમાં સૂર્ય ભણી જોઈને નીચે લખેલો મંત્ર ભણીને પ્રાર્થના કરવી :

मन्दारकरवीरर्का भवन्तो भास्करांशजाः ।
पूजिता मम दौर्भाग्यं नाशयन्तु नमोऽस्तु वः ॥

'મંદાર! કણેર! અને આકડો! આપ ભગવાન ભાસ્કરના અંશથી ઉત્પન્ન થયાં છો. તેથી પૂજિત થઈને મારા દુર્ભાગ્યનો નાશ કરો. આપને નમસ્કાર છે.'

આ પ્રમાણે જે ભક્તિપૂર્વક એક એક વર્ષ સુધી આ ત્રણેય વૃક્ષોની પૂજા કરે છે, તેનું દુર્ભાગ્ય નષ્ટ થઈ જાય છે.

આષાઢ શુક્લ ત્રયોદશીએ એક સમય ભોજન કરવાનું વ્રત કરવું. ભગવતી પાર્વતી અને ભગવાન શંકર–આ બંને જગદીશ્વરોની યથાશક્તિ સોનું, ચાંદી અથવા માટીની મૂર્તિ બનાવી તેમની પૂજા કરવી. ભગવતી ઉમા સિંહ પર બેઠેલાં હોય અને ભગવાન શંકર વૃષભ ઉપર આરૂઢ થયેલા હોય. નારદ! આ બંને પ્રતિમાઓને દેવમંદિર, ગોશાલા અથવા બ્રાહ્મણના ઘરમાં વેદમંત્ર દ્વારા સ્થાપિત કરીને એક સરખી રીતે પાંચ દિવસ સુધી નિત્ય પૂજન તથા એક સમય ભોજનના વ્રતનું પાલન કરવું. તે પછી અંતિમ દિવસે પ્રાતઃકાલે સ્નાન કરીને ફરીથી તે બંને પ્રતિમાઓની પૂજા કરવી. પછી વેદ–વેદાંગના જ્ઞાનથી સુશોભિત બ્રાહ્મણને તે બંને સ્વરૂપો સમર્પિત કરી દેવાં. પાંચ વર્ષ સુધી પ્રતિ વર્ષ આ પ્રમાણે કરવું જોઈએ. પાંચમું વર્ષ પૂરું થઈ ગયા પછી દૂધ આપનારી બે ગાયોની સાથે તે બંને પ્રતિમાઓનું દાન કરવું. સ્ત્રી અથવા પુરુષ–જે કોઈ આ પ્રમાણે આ શુભ વ્રતનું પાલન કરે છે, તે સાત જન્મ સુધી દાંપત્યસુખથી વંચિત થતા નથી–તેમનો દાંપત્યસંબંધ વચ્ચે ખંડિત થતો નથી.

ભાદ્રપદ શુક્લ ત્રયોદશીએ 'ગોત્રિરાત્ર વ્રત' જણાવવામાં આવ્યું છે. તે દિવસે ભગવાન લક્ષ્મીનારાયણની પ્રતિમા બનાવડાવીને તેને પંચામૃતથી સ્નાન કરાવવું. ત્યારપછી અષ્ટદળ મંડળમાં પીઠસ્થાન પર તે ભગવદ્વિગ્રહને સ્થાપિત કરી સુંદર વસ્ત્ર ચડાવી ગંધ આદિથી તેની પૂજા કરવી. ત્યાર પછી આરતી ઉતારી અન્ન અને જળ સહિત ઘટદાન કરવું. નારદ! આ પ્રમાણે ત્રણ દિવસ સુધી સર્વ વિધિનું પાલન કરી વ્રતના અંતે ગાયનું પૂજન કરવું અને સારી રીતે ધનની દક્ષિણા આપી નીચે લખેલા મંત્રથી ગાયને નમસ્કાર કરી દાન દેવું :

पंच गावः समुत्पन्ना मथ्यमाने महोदधौ ।
तासां मध्ये तु या नन्दा तस्यै धेन्वै नमो नमः ॥

'જ્યારે ક્ષીરસમુદ્રનું મંથન થવા માંડયું, તે સમયે તેમાંથી પાંચ ગાયો ઉત્પન્ન

થઈ. તેમાંની નન્દા નામવાળી જે ગાય છે, તે ધેનુને વારંવાર નમસ્કાર છે.'

તે પછી નીચે લખેલા મંત્રથી ગાયની પ્રદક્ષિણા કરીને તેનું બ્રાહ્મણોને દાન કરવું. (મંત્ર આ પ્રમાણે છે:)

गावो ममाग्रतः सन्तु गावो मे सन्तु पृष्ठतः ।
गावो मे पार्श्वतः सन्तु गवां मध्ये वसाम्यहम् ॥

'ગાયો મારી આગળ રહે, ગાયો મારી પાછળ રહે, ગાયો મારી બાજુમાં રહે ને ગાયોની વચ્ચેમાં હું નિવાસ કરું.'

ત્યાર પછી બ્રાહ્મણ–દંપતીનો પૂર્ણ સત્કાર કરી તેમને ભોજન કરાવવું અને આદરપૂર્વક લક્ષ્મીનારાયણની મૂર્તિનું દાન કરવું. સહસ્ર અશ્વમેધ અને સેંકડો રાજસૂય યજ્ઞોનું અનુષ્ઠાન કરીને મનુષ્ય જે ફળ પામે છે તેજ ફળ આ ગોત્રિરાત્ર વ્રતથી પ્રાપ્ત કરી લે છે.

આશ્વિન શુક્લ ત્રયોદશીએ ત્રણ રાત સુધી 'અશોકવ્રત' કરવું. તે દિવસે સ્ત્રીએ ઉપવાસ કરી અશોકની સુવર્ણમયી પ્રતિમા બનાવરાવી શાસ્ત્રીય વિધિથી તેની પ્રતિદિન પૂજા અને આદરપૂર્વક એકસો આઠ પરિક્રમા કરવી. તે સમયે નીચે લખેલો મંત્ર બોલવો:

हरेण निर्मितः पूर्वं त्वमशोक कृपालुना ।
लोकोपकारकरणस्तत्प्रसीद शिवप्रिय ॥

'હે અશોક! તમને પૂર્વકાલમાં પરમકૃપાળુ ભગવાન શંકરે ઉત્પન્ન કર્યા છે. તમે સંપૂર્ણ જગતનો ઉપકાર કરનારા છો તેથી શિવપ્રિય અશોક! તમે મારા પર પ્રસન્ન થાઓ.'

અને પછી ત્રીજે દિવસે તે અશોક વૃક્ષમાં ભગવાન શંકરની વિધિવત્ પૂજા કરીને બ્રાહ્મણને ભોજન કરાવવું અને અશોકની પ્રતિમાનું તેને દાન કરવું. આ પ્રમાણે વ્રત કરનારી સ્ત્રી ક્યારેય વૈધવ્યનું કષ્ટ પામતી નથી. તે પુત્ર–પૌત્ર આદિની સાથે રહીને પોતાના પતિની પ્રિયતમા થાય છે. કાર્તિક કૃષ્ણ ત્રયોદશીએ એકાગ્ર ચિત્ત થઈ ને એક સમયે ભોજન કરવાનું વ્રત કરવું. પ્રદોષ કાલે તેલનો દીવો પ્રકટાવી તેની પૂજા કરવી અને તેના દાનથી યમરાજ મારા પર પ્રસન્ન થાય આ ઉદ્દેશથી દ્વાર પર બહારના ભાગમાં મૂકવો. વિપ્રેન્દ્ર! આ પ્રમાણે કરવાથી મનુષ્યને યમરાજની પીડા પ્રાપ્ત થતી નથી. હે દ્વિજોત્તમ! કાર્તિક શુક્લ ત્રયોદશીએ મનુષ્યે એક સમયે ભોજન કરી વ્રત કરવું. પ્રદોષ કાલે ફરીથી સ્નાન કરીને મૌન ધારણ કરીને એકાગ્રચિત્ત થઈ બત્રીસ દીપકોની પંક્તિથી શિવનાં દર્શન કરવાં. ઘીના દીપક પ્રકટાવી ગંધ આદિથી શિવની પૂજા કરવી. પછી વિવિધ પ્રકારનાં ફળ અને નૈવેદ્યો દ્વારા તેમને સંતુષ્ટ કરવા. તે પછી નીચે લખેલાં નામોથી દેવેશ્વર શિવની સ્તુતિ કરવી:

રુદ્ર, ભીમ, નીલકંઠ અને વેધા (સ્રષ્ટા)-ને નમસ્કાર છે. કપર્દી (જટા જૂટધારી), સુરેશ તથા વ્યોમકેશને નમસ્કાર છે. વૃષધ્વજ, સોમ તથા સોમનાથને નમસ્કાર છે. દિગંબર, ભૃંગ, ઉમાકાન્ત અને વર્ધી (વૃદ્ધિ કરનારા) શિવને નમસ્કાર છે. તપોમય, વ્યાપ્ત અને શિપિવિષ્ટ (તેજસ્વી) ભગવાન શંકરને નમસ્કાર છે. વ્યાલપ્રિય (સર્પ જેમને પ્રિય છે), વ્યાલ (સર્પ સ્વરૂપ) અને વ્યાલપતિ શિવને નમસ્કાર છે. મહીધર (પર્વતરૂપ), વ્યોમ (આકાશસ્વરૂપ) અને પશુપતિને નમસ્કાર છે. ત્રિપુરહન્તા, સિંહ, શાર્દૂલ તથા વૃષભને નમસ્કાર છે. મિત્ત, મિતનાથ, સિદ્ધ, પરમેષ્ઠી, વેદગીત, ગુપ્ત અને વેદગુહ્ય શિવને નમસ્કાર છે. દીર્ઘ, દીર્ઘરૂપ, દીર્ઘાર્થ, મહીયાન્, જગદાધાર અને વ્યોમસ્વરૂપ શિવને નમસ્કાર છે. કલ્યાણસ્વરૂપ, વિશિષ્ટ પુરુષ, શિષ્ટ (સાધુ, મહાત્મા), પરમાત્મા, ગજકૃત્તિધર (વસ્ત્ર રૂપે હાથીનો ચામડાને ધારણ કરનારા), અંધકાસુરહન્તા ભગવાન શિવ-

ને નમસ્કાર છે. નીલ, લોહિત તેમ જ શુક્લ વર્ણવાળા, ચંડમુંડ પ્રિય, ભક્તિપ્રિય, દેવસ્વરૂપ, દક્ષયજ્ઞનાશક તથા અવિનાશી શિવને નમસ્કાર છે. મહેશ ! આપને નમસ્કાર છે. મહાદેવ ! સર્વનો સંહાર કરનારા આપને નમસ્કાર છે. આપનાં ત્રણ નેત્ર છે. આપ ત્રણે વેદોના આશ્રય છો. વેદાંગસ્વરૂપ આપને વારંવાર નમસ્કાર છે. આપ અર્થ છો; અર્થ સ્વરૂપ છો અને પરમાર્થ છો, આપને નમસ્કાર છે. વિશ્વરૂપ, વિશ્વમય તથા વિશ્વનાથ ભગવાન શિવને નમસ્કાર છે. જે સર્વનું કલ્યાણ કરનારા શંકર છે, કાલસ્વરૂપ છે તથા કાલના કલા–કાષ્ઠા આદિ નાના અવયવરૂપ છે; જેમનું કોઈ રૂપ નથી; જેમનાં વિવિધ રૂપ છે તથા જે સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ છે, તે ભગવાન શિવને નમસ્કાર છે. પ્રભો ! આપ શ્મશાનમાં નિવાસ કરનારા છો; આપ ચર્મમય વસ્ત્ર ધારણ કરો છો; આપને નમસ્કાર છે. આપના મસ્તક પર ચંદ્રમાનો મુકુટ સુશોભિત છે. આપ ભયંકર ભૂમિમાં નિવાસ કરો છો. આપને નમસ્કાર છે. આપ દુર્ગ (કઠિનતાથી પ્રાપ્ત થવા યોગ્ય); દુર્ગપાર (કઠણાઈઓથી પાર પાડનારા), દુર્ગાવયવસાક્ષી (પાર્વતીજીના અંગ–પ્રત્યંગનું દર્શન કરનારા), લિંગરૂપ, લિંગમય અને લિંગોના અધિપતિ છો, આપને નમસ્કાર છે. આપ પ્રભાવરૂપ છો. પ્રભાવરૂપ પ્રયોજનના સાધક છો; આપને વારંવાર નમસ્કાર છે. આપ કારણોનાં પણ કારણ, મૃત્યુંજય તથા સ્વયંભૂસ્વરૂપ છો; આપને નમસ્કાર છે, નમસ્કાર છે. આપનાં ત્રણ નેત્ર છે, શિતિકંઠ ! આપ તેજના નિધિ છો. ગૌરીની સાથે નિત્ય સંયુક્ત રહેનારા મંગલના હેતુભૂત છો. આપને નમસ્કાર છે.

હે વિપ્રવર ! પિનાકધારી મહાદેવજીનાં ગુણોનું પ્રતિપાદન કરનારાં આ નામ ભણીને મહાદેવજીની પરિક્રમા કરવાથી મનુષ્ય ભગવાનના નિજ ધામમાં જાય છે.

બ્રહ્મન્ ! આ પ્રમાણે વ્રત કરીને મનુષ્ય મહાદેવજીની કૃપાથી આ લોકનાં સર્વ સુખ ભોગવીને અંતમાં શિવધામ પ્રાપ્ત કરે છે.

પોષ શુક્લ ત્રયોદશીએ અચ્યુત શ્રીહરિનું પૂજન કરીને સર્વ મનોરથોની સિદ્ધિ માટે શ્રેષ્ઠ બ્રાહ્મણને ઘીથી ભરેલું પાત્ર દાન કરવું.

બ્રહ્મન્ ! માઘ શુક્લ ત્રયોદશીથી ત્રણ દિવસ સુધી 'માઘસ્નાન'નું વ્રત થાય છે. આ નાના પ્રકારનાં મનોવાંછિત ફળને આપનારું છે. માઘ માસમાં પ્રયાગમાં ત્રણ દિવસ સ્નાન કરનારા પુરુષને જે ફળ પ્રાપ્ત થાય છે, તે એક હજાર અશ્વમેધ યજ્ઞ કરવાથી પણ આ પૃથ્વી પર સુલભ થતું નથી. ત્યાં કરવામાં આવેલાં સ્નાન, જપ, હોમ અને દાન અનંતગણાં થઈને અક્ષય થાય છે.

ફાલ્ગુન માસના શુક્લ પક્ષની ત્રયોદશીએ ઉપવાસ કરીને ભગવાન જગન્નાથને પ્રણામ કરવા. ત્યાર બાદ ધનદ વ્રતનો પ્રારંભ કરવો.

નાના પ્રકારના રંગોથી એક જાડા કપડા પર યક્ષપતિ કુબેરની આકૃતિ આલેખવી અને ભક્તિભાવથી ગંધ આદિ ઉપચારો દ્વારા તેની પૂજા કરવી.

દ્વિજોત્તમ ! આ પ્રમાણે પ્રત્યેક માસના શુક્લપક્ષની ત્રયોદશીએ મનુષ્યે કુબેરની પૂજા કરવી. તે દિવસે તેણે ઉપવાસ કરીને રહેવું અથવા એક વાર ભોજન કરવું. તે પછી એક વર્ષમાં વ્રતની સમાપ્તિ થયા પછી, ધનાધ્યક્ષ કુબેરની સુવર્ણ પ્રતિમા બનાવી પંચામૃત આદિ સ્નાન, ષોડશ ઉપચાર અને ભાતભાતનાં નૈવેદ્યોથી ભક્તિ અને એકાગ્રતા સાથે પૂજન કરવું. તે પછી વસ્ત્ર, માળા, ગંધ અને આભૂષણોથી વાછરડાં સહિત શુભ ગાયો અલંકૃત કરીને વેદવેત્તા

બ્રાહ્મણને તેનું દાન કરવું. પછી બાર કે તેર બ્રાહ્મણોને મિષ્ટાન્ન ભોજન કરાવીને, વસ્ત્ર આદિથી આચાર્યની પૂજા કરીને ઉપર જણાવેલી કુબેરની સુવર્ણ પ્રતિમા તેમને અર્પણ કરવી. પછી બ્રાહ્મણોને યથાશક્તિ દક્ષિણા આપવી અને તેમને નમસ્કાર કરી વિદાય કરવા. તે પછી બુદ્ધિમાન પુરુષે ઇષ્ટ બંધુઓ સાથે એકાગ્રચિત્ત થઈને પોતે ભોજન કરવું.

વિપ્રવર! આ પ્રમાણે વ્રત પૂર્ણ કરવામાં આવ્યાથી નિર્ધન મનુષ્ય ધન પ્રાપ્ત કરીને આ પૃથ્વી પર બીજા કુબેરની પેઠે વિખ્યાત થઈને આનંદનો અનુભવ કરે છે. ૧-૮૪

एवं कृते व्रते विप्र निर्धनः प्राप्य वैभवम् ।
मोदते भुवि विख्यातो राजराज इवापरः ॥ ८४ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વ ભાગમાં ચતુર્થ પાદમાં 'ત્રયોદશી સંબંધી વ્રતોનો વિધિ' નામનો ૧૨૨ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૨૩ : વર્ષભરનાં ચતુર્દશી વ્રતોનો વિધિ

સનાતન ઉવાચ

शृणु नारद वक्ष्यामि चतुर्दश्या व्रतानि ते ।
यानि कृत्वा नरो लोके सर्वान्कामानवाप्नुयात् ॥

સનાતન બોલ્યા : નારદ! સાંભળો; હવે હું તમને ચતુર્દશીનાં વ્રત કહું છું, જેમનું પાલન કરવાથી મનુષ્ય આ લોકમાં સર્વ કામનાઓ પૂર્ણ કરી લે છે. ચૈત્ર શુક્લ ચતુર્દશીએ કુંકુમ, કેસર, અગરુ, ચંદન, ગંધ આદિ ઉપચાર, વસ્ત્ર તથા મણિઓ દ્વારા ભગવાન શિવની ભવ્ય પૂજા કરવી જોઈએ. ચંદરવો, ધ્વજ તેમ જ ધ્વજ આદિ આપીને માતૃકાઓનું પણ પૂજન કરવું જોઈએ.

વિપ્રવર! જે માણસ ઉપવાસ અથવા એક સમય ભોજન કરીને આ પ્રમાણે પૂજન કરે છે, તે મનુષ્ય આ પૃથ્વી પર અશ્વમેધ યજ્ઞથી પણ અધિક પુણ્ય પ્રાપ્ત કરે છે. આ તિથિએ ગંધ, પુષ્પ આદિ દ્વારા દમનક (ડમરો) પૂજન કરીને પૂર્ણિમાએ કલ્યાણસ્વરૂપ ભગવાન શિવની સેવામાં સમર્પિત કરવો. વૈશાખ કૃષ્ણ ચતુર્દશીએ ઉપવાસ કરીને પ્રદોષકાળમાં સ્નાન કરવું અને શ્વેત વસ્ત્ર ધારણ કરીને વિદ્વાન પુરુષે ગંધ આદિ ઉપચાર તથા બિલ્વપત્રોથી શિવલિંગની પૂજા કરવી. શ્રેષ્ઠ બ્રાહ્મણને નિમંત્રણ આપીને તેને ભોજન કરાવ્યા પછી બીજે દિવસે પોતે ભોજન કરવું. હે દ્વિજશ્રેષ્ઠ! આ પ્રમાણે સર્વ કૃષ્ણ ચતુર્દશીઓમાં ધન અને સંતાનની ઇચ્છા રાખનારા પુરુષે આ શિવ સંબંધી વ્રત કરવું જોઈએ.

વૈશાખ શુક્લ ચતુર્દશીએ 'શ્રીનૃસિંહ-વ્રત'નું અનુષ્ઠાન કરવું. જો શક્તિ હોય તો ઉપવાસપૂર્વક વ્રત કરવું જોઈએ, નહીં તો એક વાર ભોજન કરીને વ્રત કરવું. સાયંકાલે દૈત્યસૂદન ભગવાન નૃસિંહને પંચામૃત આદિથી સ્નાન કરાવી ષોડશોપચારથી તેમની પૂજા કરવી. તે પછી આ નીચે લખેલો મંત્ર બોલીને ભગવાનની ક્ષમાયાચના કરવી :

तप्तहाटककेशान्त ज्वलत्पावकलोचन ।
वज्राधिकनखस्पर्श दिव्यसिंह नमोऽस्तु ते ॥

'હે દિવ્ય સિંહ! આપની કેશાવલિ તપાવેલા સુવર્ણ સમાન ચળકી રહી છે; નેત્ર પ્રજ્વલિત અગ્નિ સમાન ચમકી રહ્યાં છે અને આપના નખોનો સ્પર્શ વજ્ર કરતાં પણ અધિક કઠોર છે. આપને નમસ્કાર છે.'

દેવેશ્વર ભગવાન નૃસિંહને આ પ્રમાણે પ્રાર્થના કરીને વ્રતી પુરુષે માટીની વેદી પર સૂવું. ઇંદ્રિયો અને ક્રોધને કાબૂમાં રાખવાં અને સર્વ પ્રકારના ભોગોથી અલિપ્ત રહેવું. જે આ પ્રમાણે પ્રત્યેક વર્ષે વિધિ-પૂર્વક ઉત્તમ વ્રતનું પાલન કરે છે, તે સંપૂર્ણ ભોગો ભોગવીને અંતે શ્રીહરિના પદને પ્રાપ્ત કરી લે છે.

હે મુનીશ્વર! આ તિથિએ ૐકારેશ્વરની યાત્રા કરવી જોઈએ. અહીં ૐકારેશ્વરના

પૂજનનો અવસર દુર્લભ છે. તેમનું દર્શન પાપોનો નાશ કરનારું છે. ૐકારેશ્વરનું પૂજન, ધ્યાન, જપ અને દર્શન–જે પણ થાય, તે મનુષ્યોને જ્ઞાન અને મોક્ષ આપનાર હોવાનું જણાવવામાં આવ્યું છે. આ તિથિએ પાપનાશક 'લિંગવ્રત' પણ કરવું જોઈએ. લોટનું શિવલિંગ બનાવીને તેને પંચામૃતથી સ્નાન કરાવવું. પછી તેના પર કેસરનો લેપ કરવો અને વસ્ત્ર, આભૂષણ, ધૂપ, દીપ તથા નૈવેદ્ય દ્વારા તેની પૂજા કરવી. આ પ્રમાણે સર્વ મનોરથોની સિદ્ધિને પ્રદાન કરનારા પિષ્ટમય શિવલિંગનું જે પૂજન કરે છે, તે મહાદેવની કૃપાથી ભોગ અને મોક્ષ પ્રાપ્ત કરી લે છે.

જ્યેષ્ઠ શુક્લ ચતુર્દશીએ દિવસે પંચાગ્નિનું સેવન કરવું અને સાયંકાલે સુવર્ણમય ધેનુનું દાન કરવું. આને 'રુદ્રવ્રત' કહેવામાં આવ્યું છે. જે મનુષ્ય આષાઢ શુક્લ ચતુર્દશીએ દેશ–કાલે ઉત્પન્ન થયેલાં ફૂલોથી ભગવાન શિવનું પૂજન કરે છે, તે સર્વ સંપત્તિઓ પ્રાપ્ત કરે છે.

દ્વિજશ્રેષ્ઠ! શ્રાવણ શુક્લ ચતુર્દશીએ પોતાની શાખામાં જણાવેલા વિધિ અનુસાર પવિત્રારોપણ કરવું જોઈએ. પ્રથમ પવિત્રકને સોવાર અભિમંત્રિત કરીને દેવીને અર્પણ કરવું. સ્ત્રી અથવા પુરુષ જે કોઈ પવિત્રારોપણ કરે છે, તે મહાદેવજીની કૃપાથી ભોગ તથા મોક્ષ પ્રાપ્ત કરે છે.

ભાદ્રપદ શુક્લ ચતુર્દશીએ ઉત્તમ 'અનંતવ્રત'નું પાલન કરવું જોઈએ. આમાં એક વાર ભોજન કરવું જોઈએ. એક શેર ઘઉંનો લોટ લઈ તેને ઘી અને સાકરમાં મેળવી તેના માલપૂડા બનાવી ભગવાન અનંતને તે અર્પણ કરવા. આ કરતાં પહેલાં સૂતર અથવા રેશમના દોરાને ચૌદ ગાંઠોથી યુક્ત કરીને તેનું ગંધ આદિ ઉપચારોથી પૂજન કરવું. પછી જૂના અનંત સૂત્રને હાથમાંથી ઉતારીને તે કોઈ જળાશયમાં નાખી દેવું અને નવા અનંત સૂત્રને સ્ત્રીએ ડાબી ભુજામાં અને પુરુષે જમણી ભુજામાં બાંધી દેવું. લોટના માલપૂડા અથવા મૂઠિયાં બનાવી તેને ઘી અને સાકર સહિત પકવ કરી દક્ષિણા સાથે તેનું દાન કરવું. પછી પોતે પણ પરિમિત માત્રામાં તેનું ભોજન કરવું. આ પ્રમાણે આ ઉત્તમ વ્રતનું ચૌદ વર્ષ સુધી પાલન કરવું જોઈએ. તે પછી વિદ્વાન પુરુષે તેનું ઉદ્યાપન કરવું જોઈએ.

હે મુને! રંગેલા ચોખાથી સુંદર સર્વતોભદ્ર મંડળ બનાવી તેમાં તાંબાનો કળશ સ્થાપિત કરવો. તે કળશની ઉપર રેશમી પીતાંબરથી આચ્છાદિત ભગવાન અનંતની સુવર્ણની સુંદર પ્રતિમા મૂકવી ને તેનું વિધિપૂર્વક પૂજન કરવું. તે સિવાય ગણેશ, માતૃકા, નવગ્રહ તથા લોકપાલોનું પણ પૃથક્ પૃથક્ પૂજન કરવું. પછી હવિષ્યથી હોમ કરીને પૂર્ણાહુતિ આપવી. હે દ્વિજોત્તમ! તે પછી આવશ્યક સામગ્રીઓ સહિત શય્યા, દૂધ આપનારી ગાય તથા અનંતની પ્રતિમા આચાર્યને ભક્તિપૂર્વક અર્પણ કરવી અને બીજા ચૌદ બ્રાહ્મણોને મિષ્ટ પકવાન્ન ભોજન કરાવી તેમને દક્ષિણા આપી સંતુષ્ટ કરવા. આ પ્રમાણે કરવામાં આવેલા અનંતવ્રતનું જે પ્રત્યક્ષ દર્શન કરે છે, તે પણ ભગવાન અનંતની કૃપાથી ભોગ અને મોક્ષનો અધિકારી થાય છે

આશ્વિન કૃષ્ણ ચતુર્દશીએ વિષ, શસ્ત્ર, જળ, અગ્નિ, સર્પ, હિંસક જીવ તથા વજ્રપાત આદિ દ્વારા મરણ પામેલા મનુષ્યો તથા બ્રહ્મહત્યારા પુરુષો માટે એકોદ્દિષ્ટ વિધિથી શ્રાદ્ધ કરવું જોઈએ. તે દિવસે તર્પણ, ગોગ્રાસ, શ્વાનબલિ અને કાકબલિ આદિ આપીને આચમન કર્યા પછી પોતે પણ ભાઈબંધુઓ સાથે ભોજન કરવું. જે આ પ્રમાણે દક્ષિણા આપીને શ્રાદ્ધ કરે છે, તે

પિતૃઓનો ઉદ્ધાર કરીને સનાતન દેવલોકમાં જાય છે.

હે દ્વિજશ્રેષ્ઠ! આશ્વિન શુક્લ ચતુર્દશીએ ધર્મરાજની સુવર્ણમયી પ્રતિમા બનાવીને ગંધ આદિથી તેની વિધિવત્ પૂજા કરવી અને બ્રાહ્મણોને ભોજન કરાવી તેને તે પ્રતિમાનું દાન કરી દેવું. નારદ! આ પૃથ્વી પર ધર્મરાજ તે દાતા પુરુષની રક્ષા કરે છે. જે આ પ્રમાણે ધર્મરાજની ઉત્તમ પ્રતિમાનું દાન કરે છે, તે આ લોકમાં શ્રેષ્ઠ ભોગો ભોગવીને ધર્મરાજની આજ્ઞાથી સ્વર્ગલોકમાં જાય છે.

કાર્તિક કૃષ્ણ ચતુર્દશીએ સવારે ચંદ્રોદય થયા પછી શરીરે તૈલાભ્યંગ કરી સુગંધિત દ્રવ્ય ચોળી સ્નાન કરવું. સ્નાન કર્યા પછી ધર્મરાજની પૂજા કરવી. આ પ્રમાણે કરનારને નરકથી અભય પ્રાપ્ત થાય છે. પ્રદોષકાલે તેલના દીપક પ્રકટાવી યમરાજની પ્રસન્નતા માટે ચાર રસ્તા ભેગા થતા હોય ત્યાં અથવા ઘરની બહારના પ્રદેશમાં એકાગ્રચિત્ત થઈને દીપદાન કરવું. હેમલમ્બ નામના સંવત્સરમાં શ્રીસંપન્ન કાર્તિક માસના શુક્લપક્ષની ચતુર્દશીએ અરુણોદય સમયે ભગવાન વિશ્વનાથે અન્ય દેવતાઓની સાથે મણિકર્ણિકા તીર્થમાં સ્નાન કરીને ભસ્મથી ત્રિપુણ્ડ્ર કર્યું અને પોતે પોતાની પૂજા કરીને પાશુપત વ્રતનું પાલન કર્યું હતું તેથી ત્યાં ગંધ આદિ દ્વારા શિવલિંગની મહાપૂજા કરવી જોઈએ. દ્રોણપુષ્પ, બિલ્વપત્ર, અર્કપુષ્પ, કેતકીપુષ્પ, ભાત-ભાતનાં ફળ, મિષ્ટ પકવાન્ન તેમ જ નાના પ્રકારનાં નૈવેદ્યો દ્વારા તે શિવલિંગની પૂજા કરવી જોઈએ. નારદ! આ પ્રમાણે ભગવાન વિશ્વનાથના સંતોષ માટે જે એક વારના ભોજનનું વ્રત કરે છે, તે આ લોક અને પરલોકમાં મનવાંછિત ભોગો પ્રાપ્ત કરે છે. સમૃદ્ધિની ઇચ્છા રાખનારા પુરુષે તે દિવસે 'બ્રહ્મકૂર્ચ વ્રત' પણ કરવું જોઈએ. દિવસે ઉપવાસ કરીને રાતે પંચગવ્ય પાન કરવું અને જિતેન્દ્રિય રહેવું. કપિલા ગાયનું મૂત્ર, કાળી ગાયનું છાણ, ધોળી ગાયનું દૂધ, લાલ ગાયનું દહીં અને કાબરચીતરી ગાયનું ઘી લઈને એકત્ર કરવું. અંતમાં કુશોદક (દર્ભ નાખેલું જળ) મેળવવું (આ જ પંચગવ્ય તેમ જ બ્રહ્મકૂર્ચ છે. વ્રત કરીને રાતે આ જ પીવામાં આવે છે.) ત્યાર પછી પ્રાતઃકાળે કુશયુક્ત જળથી સ્નાન કરીને દેવતાઓનું તર્પણ કરવું અને બ્રાહ્મણોને ભોજન આદિથી સંતુષ્ટ કરીને પોતે મૌન ધારણ કરીને ભોજન કરવું. આ બ્રહ્મકૂર્ચ વ્રત સર્વ પાતકોનો નાશ કરનારું છે. બાલ્યાવસ્થા, કુમારાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થામાં કરેલાં પાપ બ્રહ્મકૂર્ચ વ્રતથી તત્કાલ નાશ પામે છે. નારદ! તે જ દિવસે 'પાષાણ વ્રત' પણ કહેવામાં આવ્યું છે; તેનો પરિચય સાંભળો. દિવસે ઉપવાસ કરીને રાતે ભોજન કરવું. ગંધ આદિથી ગૌરી દેવીની પૂજા કરવી અને તેમને ઘીમાં તળેલાં પાષાણના આકારનાં મૂઠિયાં અર્પણ કરવાં, (તે જ પ્રસાદ પોતે પણ ગ્રહણ કરવો.)

હે દ્વિજશ્રેષ્ઠ! શાસ્ત્રોક્ત વિધિથી આ વ્રતનું આચરણ કરીને મનુષ્ય ઐશ્વર્ય, સુખ, સૌભાગ્ય તથા રૂપ પ્રાપ્ત કરે છે.

માર્ગશીર્ષ શુક્લ ચતુર્દશીએ શિવજીનું વ્રત કરવામાં આવે છે. આમાં પહેલા દિવસે એક વાર ભોજન કરવું જોઈએ અને વ્રતના દિવસે નિરાહાર રહીને સુવર્ણમય વૃષભની પ્રતિમાનું પૂજન કરી તેનું બ્રાહ્મણને દાન કરવું જોઈએ. તે પછી બીજે દિવસે પ્રાતઃકાળે ઊઠીને સ્નાન કર્યા પછી કમળનાં ફૂલ, ગંધ, માળા અને અનુલેપન દ્વારા ઉમા સહિત ભગવાન મહેશ્વરની પૂજા કરવી. તે પછી બ્રાહ્મણોને મિષ્ટાન્ન ભોજન

કરાવી તેમને દક્ષિણા આદિથી સંતુષ્ટ કરવા. હે વિપ્રવર! જેઓ આ શિવનું વ્રત કરે છે, જેઓ આનો ઉપદેશ આપે છે, જેઓ આમાં સહાયક થાય છે અને જેઓ આનું અનુમોદન કરે છે, તે સર્વને આ મોક્ષપ્રદાન કરનારું છે.

પોષ શુક્લ ચતુર્દશીએ વિરૂપાક્ષ–વ્રત જણાવવામાં આવ્યું છે. તે દિવસે 'હું ભગવાન કપર્દીશ્વરનું સામીપ્ય પ્રાપ્ત કરીશ' આમ ચિંતન કરીને અગાધ જળમાં સ્નાન કરવું. વિપ્રવર! ગંધ, માલ્ય, નમસ્કાર, ધૂપ, દીપ તથા અન્નસંપત્તિ દ્વારા વિરૂપાક્ષ શિવનું પૂજન કરવું. ત્યાં ચડેલી સર્વ વસ્તુઓ બ્રાહ્મણને આપીને મનુષ્ય દેવલોકમાં દેવતાઓની પેઠે આનંદનો અનુભવ કરે છે.

માઘ કૃષ્ણ ચતુર્દશીએ 'યમતર્પણ' કરવાનું કહ્યું છે, તે દિવસે સૂર્યોદય પહેલાં સ્નાન કરીને સર્વ પાપોથી છુટકારો પામવા માટે શાસ્ત્રોક્ત ચૌદ નામોથી યમનું તર્પણ કરવું. તલ, જળ અને દર્ભથી તર્પણ કરવું જોઈએ. તે પછી બ્રાહ્મણોને ખીચડી જમાડવી અને પોતે પણ મૌન ધારણ કરીને તેનું જ ભોજન કરવું.

દ્વિજશ્રેષ્ઠ! ફાલ્ગુન કૃષ્ણ ચતુર્દશીએ 'શિવરાત્રિ વ્રત' જણાવવામાં આવ્યું છે. તેમાં દિવસે અને રાતે નિર્જલ ઉપવાસ કરીને એકાગ્રચિત્ત થઈને ગંધ આદિ ઉપચારોથી તથા જળ, બિલ્વપત્ર, ધૂપ, દીપ, નૈવેદ્ય, સ્તોત્રપાઠ અને જપ આદિથી કોઈ સ્વયંભૂ આદિ લિંગની અથવા પાર્થિવ લિંગની પૂજા કરવી જોઈએ પછી બીજે દિવસે તે જ ઉપચારોથી પુનઃ પૂજન કરીને બ્રાહ્મણોને મિષ્ટાન્ન ભોજન કરાવવું અને દક્ષિણા આપી વિદાય કરવા. આ પ્રમાણે વ્રત કરીને મનુષ્ય મહાદેવની કૃપાથી દેવતાઓ દ્વારા સમ્માનિત થઈને દિવ્ય ભોગ પ્રાપ્ત કરે છે.

ફાલ્ગુન શુક્લ ચતુર્દશીએ ભક્તિપૂર્વક ગંધ આદિ ઉપચારોથી દુર્ગાની પૂજા કરીને બ્રાહ્મણોને ભોજન કરાવવું અને સ્વયં એક વાર ભોજન કરીને રહેવું. નારદ! જે આ પ્રમાણે દુર્ગાનું વ્રત કરે છે, તે આ લોક અને પરલોકમાં પણ મનોવાંછિત ભોગો પ્રાપ્ત કરે છે. ચૈત્ર કૃષ્ણ ચતુર્દશીએ ઉપવાસ કરીને કેદારતીર્થનું જળ પીવાથી અશ્વમેધ યજ્ઞનું ફળ પામે છે. સંપૂર્ણ ચતુર્દશી વ્રતોના ઉદ્યાપનનો સામાન્ય વિધિ બતાવવામાં આવે છે. આમાં ચૌદ કળશ મૂકવામાં આવે છે અને તે બધા સાથે સોપારી, અક્ષત, મોદક, વસ્ત્ર અને દક્ષિણા-દ્રવ્ય હોય છે. કળશ તાંબાના કે માટીના નવા હોવા જોઈએ, ભાંગેલા–ફૂટેલા ન હોય. વાંસના ચૌદ દંડ અને તેટલાં જ પવિત્રક, આસન, પાત્ર તથા યજ્ઞોપવીતોની પણ વ્યવસ્થા હોવી જોઈએ. બાકીનું સર્વ તે તે વ્રતો સાથે કહેવામાં આવ્યું છે. તે પ્રમાણે ધન ખર્ચવામાં શઠતા કર્યા વિના કરવું.[१–७९]

तावन्तो वंशदंडाश्च पवित्राण्यासनानि च।
पात्राणि यज्ञसूत्राणि तावन्त्येव हि कल्पयेत्॥ ७८॥
शेषं प्रागुक्तवत्कुर्याद्वित्तशाठ्यविवर्जितः॥ ७९॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં ચતુર્થ પાદમાં 'વર્ષભરનાં ચતુર્દશી વ્રતોનો વિધિ' નામનો ૧૨૩ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૨૪ : બાર માસની પૂર્ણિમા તથા અમાવાસ્યાનાં વ્રતો

सनातन उवाच

अथ नारद वक्ष्यामि शृणु पूर्णाव्रतानि ते।
यानि कृत्वा नरो नारी प्राप्नुयात्सुखसंततिम्॥१॥

સનાતન બોલ્યા : નારદ! સાંભળો. હવે હું તમને પૂર્ણિમાનાં વ્રત કહું છું, જેનું પાલન કરવાથી સ્ત્રી અથવા પુરુષ સુખ અને સંતતિ પ્રાપ્ત કરે છે. વિપ્રવર! ચૈત્રની

પૂર્ણિમાને મન્વાદિ તિથિ કહી છે. તેમાં ચંદ્રમાની પ્રસન્નતા માટે કાચા અન્ન સાથે જળથી ભરેલો ઘડો દાન કરવો જોઈએ.

વૈશાખની પૂર્ણિમાના દિવસે બ્રાહ્મણને જે જે દ્રવ્ય આપવામાં આવે છે, તે સર્વ દાતાને નિશ્ચિત રૂપથી પ્રાપ્ત થાય છે. તે દિવસે 'ધર્મરાજ વ્રત' કહેવામાં આવ્યું છે. વૈશાખની પૂર્ણિમાએ શ્રેષ્ઠ બ્રાહ્મણને જળથી ભરેલો ઘડો અને પકવાન્ન દાન કરવું જોઈએ. તે ગોદાનનું ફળ આપનારું હોય છે અને તેનાથી ધર્મરાજ સંતુષ્ટ થાય છે. જે માણસ સ્વચ્છ જળથી ભરેલા કળશોનું શ્રેષ્ઠ બ્રાહ્મણને સુવર્ણની સાથે દાન કરે છે, તે ક્યારેય શોકમાં પડતો નથી.

જ્યેષ્ઠની પૂર્ણિમાએ 'વટસાવિત્રી' નું વ્રત થાય છે. તે દિવસે સ્ત્રીએ ઉપવાસ કરીને અમૃત સમાન મધુર જળથી વટવૃક્ષને સિંચન કરવું અને સૂતરથી તે વૃક્ષને એકસો આઠ વાર પ્રદક્ષિણા કરીને વીંટવું. તે પછી પરમ પતિવ્રતા સાવિત્રી દેવીની આ પ્રમાણે પ્રાર્થના કરવી :

जगत्पूज्ये जगन्मातः सावित्रि पतिदैवते ।
पत्या सहावियोगं मे वृटस्थे कुरु ते नमः ॥

'હે જગન્માતા સાવિત્રી! તમે સર્વ જગત માટે 'પૂજનીયા' તથા પતિને જ ઇષ્ટ દેવ માનનારી પતિવ્રતા છો. વટવૃક્ષ પર નિવાસ કરનારાં હે દેવી! મારા પતિ સાથે મારો નિત્ય સંયોગ બન્યો રહે, એવી કૃપા કરો. ક્યારેય મારા પતિથી મારો વિયોગ ન થાય. તમને મારા સાદર નમસ્કાર છે.'

જે નારી આ પ્રમાણે પ્રાર્થના કરીને બીજે દિવસે સુવાસિની સ્ત્રીઓને ભોજન કરાવ્યા પછી પોતે ભોજન કરે છે, તે સદા સૌભાગ્યવતી બની રહે છે.

આષાઢની પૂર્ણિમાએ 'ગોપદ્મ વ્રત'નું વિધાન છે. તે દિવસે સ્નાન કરીને ભગવાન શ્રીહરિના સ્વરૂપનું આ પ્રમાણે ધ્યાન કરવું : 'ભગવાનને ચાર ભુજાઓ છે, તેમનું શરીર વિશાળ છે. તેમના અંગની કાંતિ જાંબુનદ સુવર્ણ સમાન, શ્યામ છે. શંખ, ચક્ર, ગદા, પદ્મ, લક્ષ્મી તથા ગરુડ તેમની શોભા વધારી રહ્યાં છે તથા દેવતા, મુનિ, ગંધર્વ, યક્ષ અને કિન્નર તેમની સેવામાં લાગેલાં છે.' આ પ્રમાણે શ્રીહરિનું ચિંતન કરીને ગંધ આદિ ઉપચારો દ્વારા પુરુષસૂક્તના મંત્રોથી તેમની પૂજા કરવી. તત્પશ્ચાત્ વસ્ત્ર અને આભૂષણ આદિ દ્વારા આચાર્યને સંતુષ્ટ કરવા અને પ્રેમાળ હૃદયથી આચાર્ય તથા અન્ય બ્રાહ્મણોને યથાશક્તિ મિષ્ટ પકવાન્ન ભોજન કરાવવું. વિપ્રવર! આ પ્રમાણે વ્રત કરીને મનુષ્ય કમળાપતિની કૃપાથી આ લોક અને પરલોકના ભોગોને પ્રાપ્ત કરે છે.

શ્રાવણ માસની પૂર્ણિમાએ 'વેદોનું ઉપાકર્મ' કહેવામાં આવેલ છે. તે દિવસે યજુર્વેદી દ્વિજોએ દેવતાઓ, ઋષિઓ તથા પિતૃઓનું તર્પણ કરવું જોઈએ. પોતાની શાખામાં બતાવેલા વિધિ અનુસાર ઋષિઓનું પૂજન પણ કરવું જોઈએ. ઋગ્વેદીઓએ ચતુર્દશીના દિને તથા સામવેદીઓએ ભાદ્રપદ માસના હસ્ત નક્ષત્રમાં વિધિપૂર્વક 'રક્ષા વિધાન' કરવું જોઈએ. લાલ લૂગડાના એક ભાગમાં સરસવ તથા અક્ષત મૂકીને તેને લાલ રંગના દોરાથી બાંધી દેવા. આ પ્રમાણે બનેલી પોટલી જ રક્ષા છે. તેને જળથી સિંચી કાંસાના પાત્રમાં મૂકવી. તેમાં જ ગંધ આદિ ઉપચારો દ્વારા શ્રીવિષ્ણુ આદિ દેવતાઓની પૂજા કરીને તેમની પ્રાર્થના કરવી. પછી બ્રાહ્મણને નમસ્કાર કરીને તેના જ હાથથી પ્રસન્નતાપૂર્વક પોતાના કાંડા પર તે રક્ષાની પોટલી બંધાવી લેવી. તદનંતર બ્રાહ્મણોને દક્ષિણા આપી વેદોનો સ્વાધ્યાય કરવો તથા સપ્તર્ષિઓનું વિસર્જન કરીને પોતાને હાથે બનાવેલા અને કુંકુમ આદિથી

રંગેલા નૂતન યજ્ઞોપવીતને ધારણ કરવું. યથાશક્તિ શ્રેષ્ઠ બ્રાહ્મણોને ભોજન કરાવીને સ્વયં એક સમય ભોજન કરવું. વિપ્રવર ! આ વ્રત કરવાથી જો આખા વર્ષનું વૈદિક કર્મ કરવાનું ભુલાઈ ગયું હોય, વિધિથી હીન થયેલું હોય કે કરવામાં ન આવ્યું હોય, તો તે સર્વ કર્મ સંપાદિત કર્યા સમાન થઈ જાય છે.

ભાદ્રપદ માસની પૂર્ણિમાએ ઉમા-મહેશ્વર વ્રત કરવામાં આવે છે. તે માટે એક દિવસ પહેલાં એક વાર ભોજન કરીને રહેવું અને શિવપાર્વતીનું યત્નપૂર્વક પૂજન કરીને હાથ જોડીને પ્રાર્થના કરવી: 'હે પ્રભો ! હું કાલે વ્રત કરીશ.' આ પ્રમાણે ભગવાનને નિવેદન કરીને તે ઉત્તમ વ્રત ગ્રહણ કરવું. રાત્રે દેવતાની સમીપમાં શયન કરીને રાત્રિના પાછલા પ્રહરમાં ઊઠવું. પછી સંધ્યા વંદન આદિ નિત્યકર્મ કરીને ભસ્મ તથા રુદ્રાક્ષની માળા ધારણ કરવી. ત્યાર બાદ ઉત્તમ ગંધ, બિલ્વપત્ર, ધૂપ, દીપ અને નૈવેદ્ય આદિ વિભિન્ન ઉપચારો દ્વારા વિધિપૂર્વક ભગવાન શંકરની પૂજા કરવી. તે પછી સવારથી લઈને પ્રદોષકાલ સુધી વિદ્વાન પુરુષે ઉપવાસ કરવો. ચંદ્રોદય થયા પછી પુનઃ પૂજા કરીને ત્યાં જ દેવતાની સમીપમાં રાત્રે જાગરણ કરવું.

આ પ્રમાણે પ્રતિવર્ષ આળસ છોડીને પંદર વર્ષ સુધી આ વ્રત કર્યા કરવું. તે પછી વિધિપૂર્વક વ્રતનું ઉદ્યાપન કરવું જોઈએ. તે સમયે ભગવતી ઉમા અને ભગવાન શંકરની સુવર્ણમય બે પ્રતિમાઓ બનાવડાવવી. યથાશક્તિ સોના, ચાંદી, તાંબા અથવા માટીના પંદર ઉત્તમ કળશ સ્થાપવા. ત્યાં એક કળશની ઉપર વસ્ત્ર સહિત બંને પ્રતિમાઓની સ્થાપના કરવી જોઈએ. તે પ્રતિમાઓને પંચામૃતથી સ્નાન કરાવીને પછી શુદ્ધ જળથી નવડાવવી જોઈએ. ત્યાર પછી ષોડશોપચારથી તેમની પૂજા કરવી જોઈએ. તે પછી પંદર બ્રાહ્મણોને મિષ્ટાન્ન ભોજન કરાવવું. અને તેમને દક્ષિણા આપવી તથા એક એક કળશ આપવો. ભગવાન શંકરની મૂર્તિથી યુક્ત કળશ આચાર્યને અર્પણ કરવો. આ પ્રમાણે ઉમામહેશ્વરના વ્રતનું પાલન કરીને મનુષ્ય આ પૃથ્વી પર વિખ્યાત થાય છે. તે સમસ્ત સંપત્તિઓનો નિધિ બની જાય છે. તે જ દિવસે 'શક્રવ્રત'-નું પણ વિધાન કરવામાં આવ્યું છે. તેમાં પ્રાતઃકાળે સ્નાન કરીને વિધિપૂર્વક ગંધ આદિ ઉપચારો તથા નૈવેદ્યના સમૂહોથી દેવરાજ ઈંદ્રની પૂજા કરવી. પછી નિમંત્રિત બ્રાહ્મણોને વિધિવત્ ભોજન કરાવીને ત્યાં આવેલા બીજા માણસોને તથા દીન અને અનાથોને પણ તેવી જ રીતે ભોજન કરાવવું. વિપ્રવર ! ધન-ધાન્યની સિદ્ધિ ચાહનારા રાજાએ અથવા બીજા ધનિકોએ પ્રતિવર્ષ આ શક્રવ્રત કરવું જોઈએ.

આશ્વિન માસની પૂર્ણિમાએ 'કોજાગર-વ્રત' કહેવામાં આવ્યું છે. તેમાં વિધિપૂર્વક સ્નાન કરીને ઉપવાસ કરવો અને જિતેન્દ્રિય થઈને રહેવું. તાંબા અથવા માટીના કળશ પર વસ્ત્રથી ઢાંકેલી સુવર્ણમયી લક્ષ્મીની પ્રતિમાને સ્થાપિત કરી ભિન્ન ભિન્ન ઉપચારોથી તેમની પૂજા કરવી. તે પછી સાયંકાળે ચંદ્રોદય થયા પછી સોના–ચાંદી અથવા માટીના ઘૃતપૂર્ણ એક સો દીપક પ્રગટાવવા. તે પછી ઘી અને સાકર નાખીને ખીર તૈયાર કરવી અને અનેક પાત્રોમાં તે રેડીને તે પાત્રો ચાંદનીમાં મૂકવાં. એક પ્રહર પછી તે સર્વ ખીર લક્ષ્મીજીને અર્પણ કરવી. તે પછી ભક્તિપૂર્વક બ્રાહ્મણોને તે ખીર જમાડવી અને તેમની સાથે જ માંગલિક ગીત તથા મંગલમય કાર્યો દ્વારા જાગરણ કરવું. તે પછી અરુણોદય કાળમાં સ્નાન કરીને લક્ષ્મીજીની તે સુવર્ણ-મૂર્તિ આચાર્યને આપવી. તે રાતે દેવી મહાલક્ષ્મી

પોતાનાં કરકમળોમાં વર અને અભય લઈને નિશીથ કાળમાં (મધ્ય રાતે) સંસારમાં વિચરે છે અને મનમાં ને મનમાં સંકલ્પ કરે છે કે 'આ સમયે ભૂતલ પર કોણ જાગી રહ્યું છે? જાગીને મારી પૂજામાં લાગેલા તે મનુષ્યને હું આજે ધન આપીશ!' પ્રતિવર્ષ કરવામાં આવનારું આ વ્રત લક્ષ્મીજીને સંતુષ્ટ કરનારું છે. આથી પ્રસન્ન થયેલાં લક્ષ્મી આ લોકમાં સમૃદ્ધિ આપે છે અને શરીરનો અંત થયા પછી પરલોકમાં સદ્‌ગતિ આપે છે.

કાર્તિકની પૂર્ણિમાએ બ્રાહ્મણત્વની પ્રાપ્તિ અને સંપૂર્ણ શત્રુઓ પર વિજય પ્રાપ્ત કરવા માટે કાર્તિકેયનાં દર્શન કરવાં. તે તિથિએ પ્રદોષ કાળમાં દીપદાન દ્વારા સંપૂર્ણ જીવો માટે સુખદાયક 'ત્રિપુરોત્સવ' કરવો જોઈએ. તે દિવસે દીપદર્શન કર્યા પછી કીટ, પતંગ, મચ્છર, વૃક્ષ તથા જળ અને સ્થળમાં વિચરનારા બીજા જીવ પણ પુનર્જન્મ ગ્રહણ કરતા નથી; તેમનો અવશ્ય મોક્ષ થાય છે. બ્રહ્મન્! તે દિવસે ચંદ્રોદય સમયે છયે કૃત્તિકાઓની, ખડ્‌ગધારી કાર્તિકેયની તથા વરુણ અને અગ્નિની ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, પુષ્કળ નૈવેદ્ય, ઉત્તમ અન્ન, ફળ, તથા શાક આદિ દ્વારા તેમ જ હોમ અને બ્રાહ્મણ ભોજન દ્વારા પૂજા કરવી જોઈએ. આ પ્રમાણે દેવતાઓની પૂજા કરીને ઘરની બહાર દીપદાન કરવું જોઈએ. દીપકોની પાસે જ એક સુંદર ચતુષ્કોણ ખાડો ખોદવો. તેની લંબાઈ, પહોળાઈ અને ઊંડાઈ ચૌદ આંગળની રાખવી. પછી તેને ચંદન અને જળથી સીંચવો. તે પછી તે ખાડાને ગાયના દૂધથી ભરી તેમાં સર્વાંગસુંદર સુવર્ણમય મત્સ્ય નાખવું, તે મત્સ્યનાં નેત્ર મોતીનાં બનેલાં હોવાં જોઈએ. પછી 'મહામત્સ્યાય નમઃ' આ મંત્ર ભણીને તેની પૂજા કરી બ્રાહ્મણને તેનું દાન કરી દેવું. દ્વિજશ્રેષ્ઠ! આ મેં તમને ક્ષીરસાગર દાનનો વિધિ કહ્યો. આ દાનના પ્રભાવથી મનુષ્ય ભગવાન વિષ્ણુની સમીપે આનંદ ભોગવે છે. નારદ! આ પૂર્ણિમાએ વૃષોત્સર્ગ વ્રત તથા નક્તવ્રત કરીને મનુષ્ય રુદ્રલોક પ્રાપ્ત કરે છે.

માર્ગશીર્ષ માસની પૂર્ણિમાના દિવસે શાન્ત સ્વભાવવાળા બ્રાહ્મણને સુવર્ણસહિત એક આણક (લગભગ ચાર કિલો) મીઠું દાન કરવું. આથી સર્વ કામનાઓ સિદ્ધ થાય છે. પૂર્ણિમાએ પુષ્ય નક્ષત્રનો યોગ હોય ત્યારે સર્વ સૌભાગ્યની વૃદ્ધિ માટે માણસે પીળી સરસવની પીઠી પોતાના શરીરે ચોળીને સર્વૌષધિયુક્ત જળથી સ્નાન કરવું. સ્નાન કર્યા પછી બે નવાં વસ્ત્ર ધારણ કરવાં. પછી માંગલિક દ્રવ્યનાં દર્શન અને તેને સ્પર્શ કરી વિષ્ણુ, ઇન્દ્ર, ચન્દ્રમા, પુષ્ય અને બૃહસ્પતિને નમસ્કાર કરીને ગંધ આદિ ઉપચારો દ્વારા તેમની પૂજા કરવી. તે પછી હોમ કરીને બ્રાહ્મણોને ખીરના ભોજનથી તૃપ્ત કરવા. વિપ્રવર! લક્ષ્મીજીની પ્રીતિ વધારનારા અને દરિદ્રતાનો નાશ કરનારા આ વ્રતનું આચરણ કરીને મનુષ્ય આ લોક અને પરલોકમાં આનંદ ભોગવે છે.

માઘ માસની પૂર્ણિમાનાં દિવસે તલ, સુતરાઉ કાપડ, ધાબળો, રત્ન, કંચુક (અંગરખો), પાઘડી, પગરખાં આદિ પોતાના વૈભવ અનુસાર દાન કરીને મનુષ્ય સ્વર્ગલોકમાં સુખનો અનુભવ કરે છે. તે દિવસે જે વિધિપૂર્વક ભગવાન શંકરની પૂજા કરે છે, તે અશ્વમેધ યજ્ઞનું ફળ પામીને ભગવાન વિષ્ણુના લોકમાં પ્રતિષ્ઠિત થાય છે.

ફાલ્ગુનની પૂર્ણિમાએ સર્વ પ્રકારનાં કાષ્ઠ અને છાણાંનો સંગ્રહ કરવો જોઈએ. ત્યાં 'રક્ષોઘ્ન' મંત્રો દ્વારા અગ્નિમાં વિધિપૂર્વક હોમ કરીને હોલિકા પર કાષ્ઠ આદિ નાખીને તેમાં અગ્નિ પ્રગટાવવો. આ પ્રમાણે દાહ કરીને

હોલિકાની પરિક્રમા કરી ઉત્સવ મનાવવો. આ હોલિકા પ્રહ્‌લાદને ભય આપનારી રાક્ષસી છે. એટલા જ માટે મંગળગીતોથી કાષ્ઠ આદિ દ્વારા માણસો તેનો દાહ કરે છે, વિપ્રેન્દ્ર! મતાન્તરમાં આ 'કામદેવનો દાહ' છે.

પક્ષાન્ત તિથિઓ બે હોય છે–પૂર્ણિમા તથા અમાવાસ્યા. બંનેના દેવતા પૃથક્ પૃથક્ છે તેથી અમાવાસ્યાનું વ્રત પૃથક્ પૃથક્ જણાવવામાં આવ્યું છે. નારદ! આ વ્રત વિષે સાંભળો. આ પિતૃઓને અત્યંત પ્રિય છે. ચૈત્ર અને વૈશાખની અમાવાસ્યા એ પિતૃઓની અમાવાસ્યા. બન્નેનો દેવ પૃથક્ પૃથક્ છે તેથી પૂજા પાર્વણવિધિથી ધનવૈભવ અનુસાર શ્રાદ્ધ, બ્રાહ્મણભોજન, ખાસ કરીને ગાય આદિનું દાન–આ સર્વ કાર્ય બધા જ મહિનાઓની અમાવાસ્યાએ અત્યન્ત પુણ્યદાયક જણાવવામાં આવ્યાં છે.

નારદ! જ્યેષ્ઠની અમાવાસ્યાએ બ્રહ્મસાવિત્રીનું વ્રત જણાવવામાં આવ્યું છે. આમાં પણ જ્યેષ્ઠની પૂર્ણિમાની સમાન જ સર્વ વિધિ કહ્યો છે. આષાઢ, શ્રાવણ અને ભાદ્રપદ માસમાં પિતૃશ્રાદ્ધ, દાન, હોમ અને દેવપૂજા આદિ કાર્ય અક્ષય થાય છે. ભાદ્રપદની અમાવાસ્યાએ અપરાહ્‌ણમાં તલના ખેતરમાં ઊગેલા દર્ભને બ્રહ્માજીના મંત્રથી આમંત્રિત કરીને 'હું ફટ્'[1] બોલીને ઉખાડી લેવો અને તેને સદા સર્વકાર્યોમાં ઉપયોગમાં લેવો; જ્યારે બીજા દર્ભોને એક જ સમયે કામમાં લેવા જોઈએ. આશ્વિનની અમાવાસ્યાએ વિશેષ રૂપથી ગંગાજીના જળમાં અથવા ગયાજીમાં પિતૃઓનું શ્રાદ્ધ-તર્પણ કરવું જોઈએ; તે મોક્ષ આપનારું છે. કાર્તિકની અમાવાસ્યાએ દેવમંદિર, ઘર, નદી, બગીચો, તળાવ, ચૈત્યવૃક્ષ, ગૌશાળા તથા બજારમાં દીપદાન અને લક્ષ્મીજીનું પૂજન કરવું જોઈએ. તે દિવસે ગાયોનાં શિંગડાં રંગીને તેમને ઘાસ અને અન્ન આપી તથા નમસ્કાર અને પ્રદક્ષિણા કરીને તેમની પૂજા કરવામાં આવે છે. માર્ગશીર્ષની અમાવાસ્યાએ પણ શ્રાદ્ધ અને બ્રાહ્મણભોજન દ્વારા તથા બ્રહ્મચર્ય આદિ નિયમો અને જપ, હોમ તથા પૂજન આદિ દ્વારા પિતૃઓની પૂજા કરવામાં આવે છે. વિપ્રવર! પોષ અને માઘમાં પણ પિતૃશ્રાદ્ધનું ફળ અધિક કહેવામાં આવ્યું છે. ફાલ્ગુનની અમાવાસ્યાએ શ્રવણ નક્ષત્ર, વ્યતીપાત અને સૂર્યનો યોગ થાય તો કેવલ શ્રાદ્ધ અને બ્રાહ્મણભોજન ગયાથી અધિક ફળ આપનાર હોય છે. સોમવતી અમાવાસ્યાએ કરવામાં આવેલું દાન સર્વ ફળોને આપનારું છે. તેમાં કરેલા શ્રાદ્ધનું અધિક ફળ છે. મુને! આ પ્રમાણે મેં તમને સંક્ષેપથી તિથિકૃત્ય જણાવ્યું. બધી જ તિથિઓમાં કંઈ ને કંઈ વિશેષ વિધિ છે, જે અન્ય પુરાણોમાં વર્ણવેલો છે. ૧–૯૬

इत्थं संक्षेपतः प्रोक्तं तिथिकृत्यं मुने तव ।
सर्वत्रापि विशेषोऽस्ति स पुराणान्तरे स्थितः ॥९६

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં ચતુર્થપાદમાં 'બાર મહિનાઓની પૂર્ણિમા તથા અમાવાસ્યા સાથે સંબંધ રાખનારાં વ્રતોનો વિધિ' નામનો ૧૨૪ મો અધ્યાય સંપૂર્ણ

---

[1] આમંત્રણ સંબંધી બ્રહ્માજીનો મંત્ર આ પ્રમાણે છે:

विरञ्चिना सहोत्पन्न परमेष्ठिन्निसर्गज ।
नुद सर्वाणि पापानि दर्भस्वस्तिकरो भव ॥

'દર્ભ! તમે બ્રહ્માજીની સાથે ઉત્પન્ન થયા છો, સાક્ષાત્ પરમેષ્ઠી બ્રહ્માના સ્વરૂપ છો અને તમે સ્વભાવથી જ પ્રકટ થયા છો, અમારાં બધાં પાપ હરી લો ને અમારા માટે કલ્યાણકારી બનો.'

## અધ્યાય ૧૨૫ : નારદપુરાણના માહાત્મ્યનું વર્ણન

सूत उवाच

इत्येवमुक्त्वा मुनिना हि पृष्टास्ते वै कुमाराः किल नारदेन। संपूजिताः शास्त्रविदां वरिष्ठाः कृताह्निका जग्मुरुमेशलोकम् ॥ १ ॥

શ્રીસૂત બોલ્યા: હે મહર્ષિઓ! દેવર્ષિ નારદે પ્રશ્ન કરવાથી તેમને આ પ્રમાણે ઉપદેશ આપી તે સનક આદિ ચારે કુમારો કે જેઓ શાસ્ત્રવેત્તાઓમાં શ્રેષ્ઠ છે તેઓ નારદજીથી પૂજાઈને સંધ્યા આદિ નિત્યકર્મ કરી ભગવાન શંકરના લોકમાં ચાલ્યા ગયા. ત્યાં દેવતાઓ અને દાનવોના અધીશ્વર જેમનાં ચરણારવિન્દોમાં મસ્તક નમાવે છે, તે મહેશ્વરને પ્રણામ કરીને તેમની આજ્ઞાથી તેઓ ભૂમિ પર બેઠા. તે પછી અજ્ઞાની જીવોના અજ્ઞાનમય બંધનને ખોલનાર સર્વ શાસ્ત્રોના સારને સાંભળીને તે જ્ઞાનઘનસ્વરૂપ કુમાર ભગવાન શિવને નમસ્કાર કરીને પોતાના પિતા બ્રહ્માની પાસે ચાલ્યા ગયા. પિતાનાં ચરણકમળોમાં પ્રણામ કરીને અને તેમના આશીર્વાદ લઈ તેઓ આજે પણ સર્વ લોકોનાં તીર્થોમાં સદા વિચરતા રહે છે. વાસ્તવમાં તેઓ પોતે જ તીર્થસ્વરૂપ છે. બ્રહ્મલોકથી તેઓ બદરિકાશ્રમતીર્થમાં ગયા અને દેવેશ્વર સમુદાયથી સેવિત ભગવાન વિષ્ણુનાં તે અવિનાશી ચરણારવિન્દોનું ચિરકાલ સુધી ચિંતન કરતા રહ્યા. એ ચરણકમળોનું વીતરાગ સંન્યાસીઓ ધ્યાન કરે છે. હે બ્રાહ્મણો! તે પછી નારદજી પણ સનકાદિ કુમારો પાસેથી મનવાંછિત જ્ઞાન–વિજ્ઞાન પ્રાપ્ત કરીને તે ગંગાતટ પરથી ઊઠીને પિતાની પાસે ગયા અને તેમને પ્રણામ કરીને તેમની આગળ ઊભા રહ્યા. પછી પિતા બ્રહ્માજીની આજ્ઞા મળતાં તેઓ બેઠા. કુમારો પાસેથી શ્રવણ કરેલા જ્ઞાન–વિજ્ઞાનનું તેમણે બ્રહ્મા આગળ યથાર્થરૂપથી વર્ણન કર્યું. તે સાંભળીને બ્રહ્માજી અતિ પ્રસન્ન થયા. તે પછી બ્રહ્માજીનાં ચરણોમાં મસ્તક નમાવી તેમના આશીર્વાદ લઈ મુનિવર નારદ, મુનિઓ અને સિદ્ધોથી સેવાયેલા કૈલાસ પર્વત પર ગયા. તે પર્વત નાના પ્રકારનાં આશ્ચર્યજનક દશ્યોથી પૂર્ણ હતો. સિદ્ધ અને કિન્નરોથી તે પર્વત વ્યાપ્ત હતો. જ્યાં સુંદર સુવર્ણમય કમળ ખીલેલાં છે એવા સ્વચ્છ જળથી ભરેલાં સરોવરો તે શૈલશિખરની શોભાને વધારી રહ્યાં છે. ગંગાજીના પ્રપાતનો કલકલ ધ્વનિ ત્યાં સર્વ બાજુએ ગુંજી રહ્યો છે. કૈલાસનું એક એક શિખર ધવલ મેઘો સમાન જણાઈ રહ્યું છે. તે જ શિખર પર કાળા મેઘ સમાન શ્યામવર્ણનું એક વટવૃક્ષ છે. તે સો યોજનના વિસ્તારવાળું છે. તેની નીચે યોગીઓની મંડળીના મધ્યભાગમાં જટાજૂટધારી ભગવાન ત્રિલોચન વ્યાઘ્રામ્બર ઓઢીને બેઠેલા છે. તેમનો સમસ્ત દેહ ભસ્મના અંગરાગથી વિભૂષિત થયેલો હતો. નાગોનાં આભૂષણ તેમની શોભા વધારી રહ્યાં હતાં. હે બ્રાહ્મણો! રુદ્રાક્ષની માળાથી સદા શોભાયમાન ભગવાન ચંદ્રશેખરને જોઈને નારદજીએ ભક્તિભાવથી મસ્તક નમાવી તે જગદીશ્વરના ચરણોમાં પ્રણામ કર્યા અને પ્રસન્ન મનથી તે શ્રીવૃષધ્વજ શિવની સ્તુતિ કરી. તે પછી ભગવાન શિવની આજ્ઞાથી તેઓ આસન પર બેઠા. તે સમયે યોગીઓએ તેમનો સારી પેઠે સત્કાર કર્યો. જગદ્ગુરુ સદાશિવે નારદજીના કુશળ સમાચાર પૂછ્યા. નારદ બોલ્યા–ભગવન્! આપની કૃપાથી સર્વ કુશળ છે. હે બ્રાહ્મણો! પછી સર્વ યોગીઓના સાંભળતાં નારદજીએ પશુઓ(જીવો)ના અજ્ઞાનમય પાશને છોડાવનારા પાશુપત (શામ્ભવ) જ્ઞાનના વિષયમાં પ્રશ્ન કર્યો. આથી શરણાગતવત્સલ ભગવાન શિવે તેમની ભક્તિથી સંતુષ્ટ થઈને તેમને આદરપૂર્વક અષ્ટાંગ શિવયોગનો ઉપદેશ આપ્યો.

લોકકલ્યાણકારી ભગવાન શંકર પાસેથી શામ્ભવ જ્ઞાન પ્રાપ્ત કરીને પ્રસન્નચિત્ત થઈ નારદજી બદરિકાશ્રમમાં ભગવાન નારાયણ પાસે ગયા. સદા આવતા જતા દેવર્ષિ નારદે ત્યાં પણ સિદ્ધો અને યોગીઓથી સેવાયેલા ભગવાન નારાયણને વારંવાર સંતુષ્ટ કર્યા.

બ્રાહ્મણો ! આ નારદપુરાણ છે, જેનું મેં તમારી સમક્ષ વર્ણન કર્યું છે. સકલ શાસ્ત્રોનું દિગ્દર્શન કરાવનારું આ ઉપાખ્યાન વેદના સમાન માન્ય છે. આ શ્રોતાઓના જ્ઞાનની વૃદ્ધિ કરનારું છે. વિપ્રગણ ! જે આ નારદીય મહાપુરાણનું શિવાલયમાં, શ્રેષ્ઠ દ્વિજોના સમાજમાં, ભગવાન વિષ્ણુના મંદિરમાં, મથુરા અને પ્રયાગમાં, પુરુષોત્તમ જગન્નાથજીની સમીપમાં, સેતુબંધ રામેશ્વરમાં, કાંચી, દ્વારકા, હરદ્વાર અને કુશસ્થલમાં, ત્રિપુષ્કરતીર્થમાં, કોઈ નદીના તટ પર અથવા કોઈ પણ સ્થળે ભક્તિભાવથી કીર્તન કરે છે તે સંપૂર્ણ યજ્ઞો અને તીર્થોનું મહાન ફળ પામે છે. સર્વ દાનો અને સમસ્ત તપશ્ચર્યાઓનું પણ પૂરેપૂરું ફળ પ્રાપ્ત કરી લે છે. જે ઉપવાસ કરીને કે હવિષ્ય ભોજન કરીને, ઇંદ્રિયોને સંયમમાં રાખી ભગવાન નારાયણ અથવા શિવની ભક્તિમાં તત્પર થઈ આ પુરાણનું શ્રવણ અથવા પ્રવચન કરે છે, તે સિદ્ધિ પામે છે. આ પુરાણમાં સર્વ પ્રકારનાં પુણ્ય અને સિદ્ધિઓના ઉદ્ભવનું વર્ણન કરવામાં આવ્યું છે, જે સદા વાંચનારા અને સાંભળનારા પુરુષોનાં સમસ્ત પાપોનો નાશ કરનારું છે. આ મનુષ્યોના કલિ સંબંધી દોષને હરી લે છે અને સર્વ સમ્પત્તિઓની વૃદ્ધિ કરે છે. આ બધાંયને અભીષ્ટ છે. આ તપશ્ચર્યા, વ્રત અને તેમનાં ફળોનો પ્રકાશક છે. મંત્ર, યંત્ર, પૃથક્ પૃથક્ વેદાંગ, આગમ, સાંખ્ય અને વેદ–સર્વનો આમાં સંક્ષેપથી સંગ્રહ કરવામાં આવ્યો છે. આ વેદસમ્મત નારદીય મહાપુરાણનું શ્રવણ કરીને ધન, રત્ન અને વસ્ત્ર આદિ દ્વારા ભક્તિ ભાવથી પુરાણ વાંચનાર આચાર્યની પૂજા કરવી જોઈએ. ભૂમિદાન, ગોદાન, રત્નદાન તથા હાથી, ઘોડા અને રથના દાનથી આચાર્યને સદા સંતુષ્ટ કરવા જોઈએ. બ્રાહ્મણો ! આ પુરાણ ધર્મનો સંગ્રહ કરનારો તથા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ–આ ચારે પુરુષાર્થોને આપનારો છે. જે આની વ્યાખ્યા કરે છે, તેના સમાન મનુષ્યોનો ગુરુ બીજો કોણ હોઈ શકે ? શરીર, મન, વાણી અને ધન આદિ દ્વારા સદા ધર્મોપદેશક ગુરુનું પ્રિય કરવું જોઈએ. આ પુરાણ વિધિપૂર્વક સાંભળીને દેવપૂજન અને હવન કરીને સો બ્રાહ્મણોને મિષ્ટાન્ન અને ખીરનું ભોજન કરાવવું જોઈએ તથા ભક્તિભાવથી તેમને દક્ષિણા આપવી જોઈએ; કારણ કે ભગવાન માધવ ભક્તિથી જ સંતુષ્ટ થાય છે. જેવી રીતે નદીઓમાં ગંગા, સરોવરોમાં પુષ્કર, પુરીઓમાં કાશીપુરી, પર્વતોમાં મેરુ, ત્રણે દેવતાઓમાં સર્વનું પાપ હરનારા ભગવાન નારાયણ, યુગોમાં સત્ય યુગ, વેદોમાં સામવેદ, પશુઓમાં ધેનુ, વર્ણોમાં બ્રાહ્મણ, આપવા યોગ્ય તથા પોષક વસ્તુઓમાં અન્ન અને જળ, માસોમાં માર્ગશીર્ષ, મૃગોમાં સિંહ, દેહધારીઓમાં પુરુષ, વૃક્ષોમાં અશ્વત્થ ( પીપળો ), દૈત્યોમાં પ્રહ્લાદ, અંગોમાં મુખ, અશ્વોમાં ઉચ્ચૈઃશ્રવા, ઋતુઓમાં વસન્ત, યજ્ઞોમાં જપયજ્ઞ, નાગોમાં શેષ, પિતૃઓમાં અર્યમા, અસ્ત્રોમાં ધનુષ્ય, વસ્તુઓમાં પાવક, આદિત્યોમાં વિષ્ણુ, દેવતાઓમાં ઇંદ્ર, સિદ્ધોમાં કપિલ, પુરોહિતોમાં બૃહસ્પતિ, કવિઓમાં શુક્રાચાર્ય, પાંડવોમાં અર્જુન, દાસ્ય ભક્તોમાં હનુમાન, તૃણોમાં કુશ ( દર્ભ ), ઇંદ્રિયોમાં મન ( ચિત્ત ), ગંધર્વોમાં ચિત્રરથ, પુષ્પોમાં કમળ, અપ્સરાઓમાં ઉર્વશી

તથા ધાતુઓમાં સુવર્ણ શ્રેષ્ઠ છે: જેવી રીતે આ સર્વ વસ્તુઓ પોતાના સજાતીય પદાર્થોમાં શ્રેષ્ઠ છે, તેવી જ રીતે પુરાણોમાં શ્રીનારદ મહાપુરાણને શ્રેષ્ઠ કહ્યું છે.

દ્વિજવરો! આપ સર્વને શાંતિ પ્રાપ્ત થાઓ; આપનું કલ્યાણ થાઓ. હવે હું અમિતતેજસ્વી વ્યાસજીની પાસે જઈશ.

આ પ્રમાણે કહીને સૂત શૌનક આદિ મહાત્માઓથી પૂજાઈને તે સર્વની આજ્ઞા લઈને ચાલ્યા ગયા.

તે શૌનક આદિ દ્વિજશ્રેષ્ઠ મહાત્માઓ, જેઓ યજ્ઞના અનુષ્ઠાનમાં પ્રવૃત્ત હતા, તેઓ પણ એકાગ્ર ચિત્ત થઈને સાંભળેલા સમસ્ત ધર્મોનું આચરણ કરીને ત્યાં જ રહેવા લાગ્યા.

કલિના પાપ વિષનો નાશ કરનારી શ્રીહરિના જપ અને પૂજન–વિધિ રૂપ ઔષધનું જે સેવન કરે છે, તે નિર્મળ ચિત્તથી ભગવાનના ધ્યાનમાં લાગીને સદા મનોવાંછિત લોક પ્રાપ્ત કરે છે. ૧–૫૦

कलिकल्मषविषनाशनं हरिं यो जयपूजनविधिभेषजोपसेवी । स तु निर्विषमनसा समेत्य यागं लभते सततमभीप्सितं हि लोकम् ॥ ५० ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં પૂર્વભાગમાં ચતુષ્પાદમાં 'નારદ મહાપુરાણના માહાત્મ્યનું વર્ણન' નામનો ૧૨૫ મો અધ્યાય સંપૂર્ણ

## પૂર્વભાગ સંપૂર્ણ



મહર્ષિ વેદવ્યાસ પ્રણીત

# નારદમહાપુરાણ

શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## ઉત્તરભાગ

### અધ્યાય ૧ : એકાદશીમાહાત્મ્ય-વર્ણન

पान्तु वो जलदश्यामः शार्ङ्गज्याघातकर्कशाः । त्रैलोक्यमण्डपस्तम्भाश्चत्वारो हरिबाहवः ॥ १ ॥

'જેઓ મેઘના સમાન શ્યામવર્ણ છે; શાર્ઙ્ગ ધનુષની પ્રત્યઞ્ચા ખેંચવાથી કઠોર થઈ ગયેલી તથા ત્રિભુવનરૂપી વિશાળ ભવનને ઊભા રાખવાને માટે થાંભલા સમાન ભગવાન વિષ્ણુની તે ચાર ભુજાઓ તમારી રક્ષા કરે.'

सुरासुरशिरोरत्ननिघृष्टमणिरञ्जितम् । हरिपादाम्बुजद्वन्द्वमभीष्टप्रदमस्तु नः ॥ २ ॥

'ભગવાન શ્રીહરિનાં તે યુગલ ચરણારવિંદ અમારા અભીષ્ટ મનોરથોની પૂર્તિ કરે. આપનાં ચરણો દેવતાઓ અને અસુરોના મસ્તક પર રહેલા રત્નમય મુકુટના ઘસાયેલા મણિઓથી સદા અનુરંજિત રહે છે.'

માંધાતાએ (વસિષ્ઠજીને) પૂછ્યું : હે દ્વિજોત્તમ! ભયંકર પાપરૂપ સૂકાં કે લીલાં ઇંધનને જે બાળી શકે, એવો અગ્નિ કયો છે? તે જણાવવાની કૃપા કરો, બ્રહ્મપુત્ર! હે વિપ્રશિરોમણિ! ત્રણે લોકમાં ત્રિવિધ પાપના તાપના નિવારણનો કોઈ પણ એવો સુનિશ્ચિત ઉપાય નથી કે જે આપના જાણવામાં ન હોય. અજ્ઞાન અવસ્થામાં કરેલાં પાપને 'શુષ્ક' અને સમજપૂર્વક કરેલાં પાતકને 'આર્દ્ર' કહેવામાં આવે છે. આ ભૂત, વર્તમાન અથવા ભવિષ્ય ગમે તેવાં ભલેને હોય, તે કયા અગ્નિથી દગ્ધ થઈ શકે છે, આ જ જાણવાની મારી ઇચ્છા છે.

વસિષ્ઠ બોલ્યા : નૃપશ્રેષ્ઠ! સાંભળો. જે અગ્નિથી શુષ્ક અથવા આર્દ્ર અર્થાત્ સૂકાં અને લીલાં પાપ દગ્ધ થઈ થઈ શકે છે, તે ઉપાય બતાવું છું. જે માણસ ભગવાન વિષ્ણુનો દિવસ (એકાદશી તિથિ) આવે ત્યારે જિતેંદ્રિય થઈને ઉપવાસ કરી ભગવાન

મધુસૂદનની પૂજા કરે છે, આંબળાંથી સ્નાન કરીને રાતે જાગરણ કરે છે, તે પાપોને ધોઈ નાખી વહાવી દે છે. રાજન્ ! એકાદશી નામના અગ્નિથી, સો વર્ષથી સંચિત થયેલાં હોય તો પણ પાતકરૂપી ઇંધન શીઘ્ર ભસ્મ થઈ જાય છે. નરેશ્વર ! મનુષ્ય જ્યાં સુધી ભગવાન પદ્મનાભના શુભ દિવસ—એકાદશી તિથિએ ઉપવાસપૂર્વક વ્રત નથી કરતો, ત્યાં સુધી જ આ શરીરમાં પાપ ટકી શકે છે. સહસ્રો અશ્વમેધ અને સેંકડો રાજસૂય યજ્ઞ એકાદશી વ્રતની સોળમી કળાની બરાબર થઈ શકતા નથી. પ્રભો ! એકાદશ ઇંદ્રિયો દ્વારા જે પાપ થાય છે, તે સર્વ એકાદશીના ઉપવાસથી નષ્ટ થઈ જાય છે. રાજન્ ! જો કોઈ બીજા બહાને પણ એકાદશીનો ઉપવાસ કરાય તો તે યમરાજનાં દર્શન થવા દેતી નથી. આ એકાદશી સ્વર્ગ અને મોક્ષ આપનારી છે. રાજ્ય અને પુત્ર પ્રદાન કરનારી છે. ઉત્તમ સ્ત્રીની પ્રાપ્તિ કરાવનારી તથા શરીરને નીરોગી બનાવનારી છે, રાજન્ ! ગંગા, ગયા, કાશી કે પુષ્કર—આમાંનાં કોઈ પણ તીર્થ એકાદશીથી અધિક પવિત્ર નથી. કુરુક્ષેત્ર, નર્મદા, દેવિકા, યમુના તથા ચંદ્રભાગા પણ એકાદશીથી વધારે પુણ્યમય નથી. રાજન્ ! એકાદશીનું વ્રત કરવાથી ભગવાન વિષ્ણુનું ધામ અનાયાસે જ પ્રાપ્ત થઈ જાય છે, એકાદશીએ ઉપવાસ કરી રાતે જાગરણ કરવાથી મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થઈને ભગવાન વિષ્ણુના લોકમાં જાય છે.

રાજેન્દ્ર ! એકાદશીનું વ્રત કરનારો પુરુષ માતૃકુલ, પિતૃકુલ તથા પત્નીકુલની દસ દસ પેઢીઓનો ઉદ્ધાર કરી દે છે. મહારાજ ! તે પોતાને પણ વૈકુંઠમાં લઈ જાય છે. એકાદશી તિથિનું વ્રત ચિંતામણિ અથવા નિધિ સમાન છે. સંકલ્પ—સાધક કલ્પવૃક્ષ તેમ જ વેદવાકયો સમાન છે., નરશ્રેષ્ઠ ! જે માણસો (એકાદશી યુક્ત) દ્વાદશીનું શરણ લે છે, તેઓ ચાર ભુજાઓથી યુક્ત થઈને ગરુડની પીઠ ઉપર આરૂઢ થઈને વનમાળા અને પીતાંબરથી સુશોભિત થઈ ભગવાન વિષ્ણુના ધામમાં જાય છે. હે મહીપતે ! મેં આ (એકાદશી યુક્ત) દ્વાદશીનો પ્રભાવ બતાવ્યો છે. ઘોર પાપરૂપી ઇંધન માટે આ અગ્નિ સમાન છે. પુત્ર–પૌત્ર આદિ વિપુલ યોગો (અપ્રાપ્ત વસ્તુઓ) અથવા ભોગોની ઇચ્છા રાખનારા ધર્મપરાયણ મનુષ્યોએ સદા એકાદશીના દિવસે ઉપવાસ કરવો જોઈએ. નરશ્રેષ્ઠ ! જે મનુષ્ય આદરપૂર્વક એકાદશી વ્રત કરે છે, તે માતાના ઉદરમાં પ્રવેશ કરતો નથી (તેની મુક્તિ થઈ જાય છે). અનેક પાપોથી યુક્ત મનુષ્ય પણ નિષ્કામ કે સકામ ભાવથી જો એકાદશીનું વ્રત કરે છે, તો તે લોકનાથ ભગવાન વિષ્ણુના અનંત પદ-(વૈકુંઠધામ)ને પ્રાપ્ત કરે છે. ૧–૨૬

हरिदिनमिहमर्त्यो यः करोत्यादरेण नरवर स तु कुक्षिं मातुराप्नोति नैव । बहुवृजिनसमेतोऽकामतः कामतो वा व्रजति पदमनन्तं लोकनाथस्य विष्णोः ॥ २६ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'એકાદશી-માહાત્મ્ય-વર્ણન' નામનો ૧ લો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૨ : તિથિના વિષયમાં જાણવા યોગ્ય વાતો

वसिष्ठ उवाच

इममेवार्थमुद्दिश्य नैमिषारण्यवासिनः ।
पप्रच्छुर्मुनयः सूतं व्यासशिष्यं महामतिम् ॥ १ ॥

આ જ ઉદ્દેશને દૃષ્ટિસમક્ષ રાખીને નૈમિષારણ્યમાં નિવાસ કરનારા મુનિઓએ મહાબુદ્ધિમાન વ્યાસના શિષ્ય સૂતને પૂછયું.

આ પ્રમાણે એકાદશીના સંબંધમાં તે મુનિઓએ સૂતને પૂછવાથી તેમણે એકાદશીનું માહાત્મ્ય તથા તેના ઉપવાસનો વિધિ સૂતે તેમને કહ્યો. હે રાજન્ ! એકાદશી

તથા ભગવાન વિષ્ણુનાં મહિમા સાથે સંબંધ ધરાવનારા સૂતપુત્રનું સમસ્ત પાપસમૂહોનું નિવારણ કરનારું વચન સાંભળીને સંપૂર્ણ શ્રેષ્ઠ બ્રાહ્મણોએ પુનઃ નિર્મળ હૃદયવાળા પૌરાણિક સૂતપુત્રને પૂછયું: હે માનદ! આપ વ્યાસજીની કૃપાથી અઢાર પુરાણ તથા મહાભારતને પણ જાણો છો. પુરાણો અને સ્મૃતિઓમાં એવી કોઈ વાત નથી કે જે આપ ન જાણતા હો. અમારા હૃદયમાં એક સંશય ઉત્પન્ન થયો છે. આપ જ વિસ્તારથી સમજાવીને યથાર્થરૂપથી તેનું નિવારણ કરી શકો છો. તિથિના મૂળ ભાગ-(આરંભ)માં ઉપવાસ કરવો જોઈએ કે અંતમાં? દેવકર્મ હોય કે પિતૃકર્મ, તેમાં તિથિના કયા ભાગમાં ઉપવાસ કરવો ઉચિત છે? આપ આ જણાવવાની કૃપા કરો.

સૌતિ બોલ્યા: હે મહર્ષિઓ! દેવતાઓની પ્રસન્નતા માટે તો તિથિના અંતભાગમાં જ ઉપવાસ કરવાનું ઉચિત છે. તે જ તેમની પ્રીતિ વધારનાર છે. પિતૃઓને તિથિનો મૂળભાગ જ પ્રિય છે.–આવું કાલજ્ઞ પુરુષોનું કથન છે; તેથી દસગણા ફળની ઇચ્છા ધરાવનારા પુરુષોએ તિથિના અંતભાગમાં જ ઉપવાસ કરવો જોઈએ. ધર્મની કામનાવાળા પુરુષોએ પિતૃઓની તૃપ્તિ માટે તિથિના મૂળભાગને જ ઉત્તમ માનવો જોઈએ. વિપ્રગણ! ધર્મ, અર્થ તથા કામની ઇચ્છાવાળા મનુષ્યોએ દ્વિતીયા, અષ્ટમી, ષષ્ઠી અને એકાદશી તિથિઓ જો પૂર્વવિદ્ધા હોય અર્થાત્ પૂર્વ તિથિથી સંયુક્ત હોય, તો તે દિવસે વ્રત ન કરવું જોઈએ. હે દ્વિજવરો! સપ્તમી, અમાવાસ્યા, પૂર્ણિમા તથા પિતાનો વાર્ષિક શ્રાદ્ધદિન–આ તિથિઓમાં પૂર્વવિદ્ધા તિથિ જ ગ્રહણ કરવી જોઈએ. સૂર્યોદય સમયે જો થોડી પણ પૂર્વતિથિ હોય તો તેનાથી વર્તમાન તિથિને પૂર્વવિદ્ધા માનવી; જો ઉદયનાં પૂર્વે જ વર્તમાન તિથિ આવી ગઈ હોય તો તેને 'પ્રભૂતા' જાણવી. પારણું કરવામાં તથા મરણમાં તે સમયે પ્રવર્તમાન તિથિ ગ્રહણ કરવા યોગ્ય માનવામાં આવી છે. સૂર્યાસ્તકાળે વિદ્યમાન તિથિ જ પિતૃકાર્યમાં ગ્રાહ્ય છે. હે વિપ્રવરો! તિથિનું પ્રમાણ સૂર્ય અને ચંદ્રની ગતિ પર આધાર રાખે છે. ચંદ્ર અને સૂર્યની ગતિનું જ્ઞાન હોવાથી કાળવેત્તા વિદ્વાનો તિથિના કાળનું માન સમજે છે.

આ પછી હવે હું સ્નાન, પૂજા આદિની વિધિનો ક્રમ કહીશ. જો દિવસ શુદ્ધ ન મળે તો રાતે પૂજા કરાય છે. દિવસનું સર્વ કાર્ય પ્રદોષ(રાત્રિના આરંભકાળ)માં પૂર્ણ કરવું જોઈએ. આ વિધિ વ્રત કરનારા મનુષ્યો માટે કહેવામાં આવેલ છે. વિપ્રવરો! જો અરુણોદય કાળમાં થોડી પણ દ્વાદશી હોય, તો તેમાં સ્નાન, પૂજન, હોમ અને દાન આદિ સર્વ કાર્યો કરવાં જોઈએ. દ્વાદશીએ વ્રત કર્યા પછી શુદ્ધ ત્રયોદશીમાં પારણું થાય તો પૃથ્વીના દાનનું ફળ મળે છે. અથવા તે મનુષ્ય સો યજ્ઞોના અનુષ્ઠાનથી પણ અધિક પુણ્ય પ્રાપ્ત કરી લે છે. વિપ્રગણ! જો આગળ દ્વાદશીયુક્ત દિવસ ન હોય તો (અર્થાત્ દ્વાદશીયુક્ત ત્રયોદશી ન હોય તો) પ્રાતઃકાળે જ સ્નાન કરવું જોઈએ અને દેવતાઓ તથા પિતૃઓનું તર્પણ કરીને દ્વાદશીએ જ પારણું કરી લેવું જોઈએ. આ દ્વાદશીનું ઉલ્લંઘન કરવામાં આવે તો તે ભારે હાનિ કરનારી થાય છે. વિદ્યાધ્યયન કર્યા પછી સમાવર્તન સંસ્કાર દ્વારા મનુષ્ય સ્નાતક ન થાય તો સરસ્વતી તે વિદ્વાનના ધર્મનું અપહરણ કરી લે છે તેવી જ રીતે આ દ્વાદશી હાનિકારક નીવડે છે. ક્ષયમાં, વૃદ્ધિમાં અથવા સૂર્યોદયકાળમાં પણ પવિત્ર દ્વાદશી તિથિ પ્રાપ્ત થાય તો તેમાં જ ઉપવાસ કરવો જોઈએ, પરંતુ પૂર્વ

તિથિથી વિદ્ધ હોય તો અવશ્ય તેનો ત્યાગ કરવો જોઈએ.

બ્રાહ્મણો બોલ્યા : હે સૂતજી! જો પૂર્વ તિથિ એકાદશીમાં દ્વાદશીનો સંયોગ પ્રાપ્ત ન થતો હોય તો મનુષ્યોએ કેવી રીતે ઉપવાસ કરવો? તે કહો. ઉપવાસનો દિવસ જ્યારે પૂર્વ તિથિથી વિદ્ધ હોય અને બીજા દિવસે થોડી પણ એકાદશી ન હોય તો તેમાં કેવી રીતે ઉપવાસ કરવાનું વિધાન છે? આ પણ સ્પષ્ટ રીતે કહો.

સૌતિ બોલ્યા : બ્રાહ્મણો! જો પ્રથમ દિવસની એકાદશીમાં અર્ધા સૂર્યોદય સુધી પણ દ્વાદશીનો સંયોગ ન થતો હોય તો બીજા દિવસે જ વ્રત કરવું જોઈએ. અનેક શાસ્ત્રોમાં પરસ્પર વિરુદ્ધ વચનો જોવામાં આવે છે. અને બ્રાહ્મણો પણ વિવાદમાં જ પડેલા રહે છે. આવી દશામાં કોઈ નિર્ણય થતો જોવામાં ન આવ્યાથી પવિત્ર દ્વાદશી તિથિમાં જ ઉપવાસ કરવો અને ત્રયોદશીએ પારણું કરવું. જો એકાદશી દશમીથી વિદ્ધ હોય અને દ્વાદશીમાં શ્રવણનો યોગ થતો હોય તો બંને પક્ષોમાં પવિત્ર દ્વાદશી તિથિએ જ ઉપવાસ કરવો જોઈએ.

ઋષિ બોલ્યા : હે સૂતપુત્ર! હવે આપ યુગાદિ તિથિઓ તથા સૂર્ય સંક્રાંતિ આદિમાં કરવામાં આવતાં પુણ્યકર્મોના વિધિનું યથાવત્ વર્ણન કરો; કારણ કે આપનાથી કોઈ વાત અજાણી નથી.

સૌતિ બોલ્યા : અયનનો પુણ્યકાળ, જે દિવસે અયનનો આરંભ થાય તે પૂરા દિવસ સુધી માનવો જોઈએ. સંક્રાંતિનો પુણ્યકાળ સોળ ઘડી સુધી હોય છે, વિપુષ્કાળને અક્ષય પુણ્યજનક જણાવવામાં આવ્યો છે. હે દ્વિજશ્રેષ્ઠે! બંને પક્ષોની દશમી વિદ્ધા એકાદશીનો અવશ્ય ત્યાગ કરવો જોઈએ. જેવી રીતે વૃષલી (શૂદ્રા) સ્ત્રીની સાથે સંબંધ રાખનારો બ્રાહ્મણ શ્રાદ્ધમાં ભોજન કરી જાય તો તે શ્રાદ્ધને અને શ્રાદ્ધ કરનારાના પુણ્યનો પણ તે નાશ કરી નાખે છે, તેવી જ રીતે પૂર્વવિદ્ધા તિથિમાં કરવામાં આવેલાં દાન, જપ, હોમ, સ્નાન તથા ભગવત્પૂજન આદિ કર્મ સૂર્યોદય કાળમાં અંધકારની જેમ નષ્ટ થઈ જાય છે. યૌવનના મદથી છકેલી અને કામદેવથી પીડાયેલી સ્ત્રીઓ જેવી રીતે વૃદ્ધ પતિનો ત્યાગ કરે છે તેવી જ રીતે ધર્મની વિશેષ વૃદ્ધિ થવા માટે વિદ્વાન માણસો અન્ય તિથિના વેધવાળી તિથિને છોડી દે છે. ૧–૪૬

जीर्णं पतिं यौवनगर्विता यथा त्यजन्ति नार्यो झषकेतुनार्दिताः। तथा हि वेधं विबुधास्त्यजन्ति तिथ्यन्तरं धर्मविवृद्धये सदा ॥ ४६ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'તિથિના વિષયમાં જાણવા યોગ્ય વ્રતો' નામનો અધ્યાય ૨ જો સંપૂર્ણ

## અધ્યાય ૩ : રુક્માંગદના રાજ્યમાં એકાદશી વ્રતના પ્રભાવથી સર્વનું વૈકુંઠગમન

ऋषय ऊचुः

विस्तरेण समाख्याहि विष्णोराराधनक्रियाम्। यया तोषं समायाति प्रददाति समीहितम् ॥ १ ॥

ઋષિઓ બોલ્યા : હવે ભગવાન વિષ્ણુના આરાધન કર્મનું વિસ્તારપૂર્વક વર્ણન કરો કે જેથી ભગવાન સંતુષ્ટ થઈને અભીષ્ટ વસ્તુ પ્રદાન કરે છે. ભગવાન લક્ષ્મીપતિ સંપૂર્ણ જગતના સ્વામી છે. આ ચરાચર જગત તેમનું જ સ્વરૂપ છે. તે સમસ્ત પાપરાશિઓનો નાશ કરનારા ભગવાન શ્રીહરિ કયા કર્મથી પ્રસન્ન થાય છે?

સૌતિ બોલ્યા : બ્રાહ્મણો! ધરણીધર ભગવાન હૃષીકેશ ભક્તિથી જ વશ થાય છે, ધનથી વશ થતા નથી. ભક્તિભાવથી તેમનું પૂજન કરવાથી શ્રીવિષ્ણુ બધા મનોરથ પૂર્ણ કરી દે છે; તેથી હે બ્રાહ્મણો!

સુદર્શનચક્રધારી ભગવાન શ્રીહરિની સદા ભક્તિ કરવી જોઈએ. કેવળ જળથી જ પૂજન કરવામાં આવે તો પણ ભગવાન જગન્નાથ સર્વ ક્લેશોનો નાશ કરી નાખે છે. તૃષાતુર માણુસ જળથી તૃપ્ત થાય છે, તેવી રીતે તે પૂજનથી ભગવાન શીઘ્ર સંતુષ્ટ થાય છે. હે બ્રાહ્મણો ! આ વિષયમાં એક પાપનાશક ઉપાખ્યાન સંભળાવું છું, જેમાં મહર્ષિ ગૌતમ સાથે રાજા રુકમાંગદના સંવાદનું વર્ણન છે.

પ્રાચીન કાળમાં રુકમાંગદ નામથી પ્રસિદ્ધ એક સાર્વભૌમ રાજા થઈ ગયા છે. તેઓ પ્રાણીમાત્ર પ્રત્યે ક્ષમાભાવ ધરાવતા હતા. ક્ષીરસાગરમાં શયન કરનાર ભગવાન વિષ્ણુ તેમના પ્રિય આરાધ્ય દેવ હતા. તેઓ ભગવાન વિષ્ણુના ભક્ત હોવાથી સદા એકાદશી વ્રતના પાલનમાં તત્પર રહેતા હતા. રાજા રુકમાંગદ આ જગતમાં દેવેશ્વર ભગવાન પદ્મનાભ સિવાય અન્ય કોઈને જોતા ન હતા. તેમની સર્વત્ર ભગવદ્દૃષ્ટિ હતી. તેઓ એકાદશીના દિવસે હાથી પર નગારું મૂકીને વગડાવતા અને 'આજે એકાદશી છે; આજે આઠ વર્ષથી અધિક અને પંચ્યાશી વર્ષથી ઓછી ઉમરવાળો જે મંદબુદ્ધિ મનુષ્ય ભોજન કરશે, તેને દંડ કરવામાં આવશે અને નગરમાંથી બહાર કાઢવામાં આવશે. બીજાની તો વાત જ શી ! પિતા, ભાઈ, પુત્ર, પત્ની અને મારો મિત્ર હશે અને તે જો એકાદશીના દિવસે ભોજન કરશે તો તેને કઠોર દંડ દેવામાં આવશે. આજે ગંગાજીમાં સ્નાન કરો અને શ્રેષ્ઠ બ્રાહ્મણોને દાન આપો !!' આવી ઘોષણા કરાવતા હતા.

હે દ્વિજવરો ! રાજાએ આ પ્રમાણે ઘોષણા કરાવ્યાથી બધા માણુસો એકાદશી વ્રત કરીને ભગવાન વિષ્ણુના લોકમાં જવા લાગ્યા. હે બ્રાહ્મણો ! આ પ્રમાણે વૈકુંઠધામનો માર્ગ લોકોથી છવાઈ ગયો. તે રાજાના રાજ્યમાં મૃત્યુને પ્રાપ્ત થયા પછી માણુસો ભગવાન વિષ્ણુના ધામમાં ચાલ્યા જતા હતા.

બ્રાહ્મણો ! સૂર્યનંદન પ્રેતરાજ યમ દીન દશાને પ્રાપ્ત થયા હતા. ચિત્રગુપ્ત તે સમયે હિસાબ–કિતાબના કામથી વિશ્રાંતિ પામ્યા હતા. માણુસોનાં પૂર્વકર્મના બધા લેખ ભૂંસી નાખવામાં આવ્યા હતા. માણુસો પોતાના ધર્મના પ્રભાવથી ક્ષણભરમાં વૈકુંઠ ધામમાં ચાલ્યા જતા હતા. બધાં નરક સૂનાં પડી ગયાં હતાં. ક્યાંય કોઈ પાપી જીવ રહ્યો ન હતો. બાર સૂર્યોના તેજથી તપ્ત થનારો યમલોકનો માર્ગ નષ્ટ થઈ ગયો. બધા માણુસો ગરુડની પીઠ ઉપર આરૂઢ થઈને ભગવાન વિષ્ણુના ધામમાં ચાલ્યા જતા. મર્ત્યલોકના માનવો કેવળ એકાદશીના વ્રત સિવાય બીજું કોઈ વ્રત જાણુતા ન હતા. નરકમાં પણ સન્નાટો છવાઈ ગયો હતો. ત્યારે એક દિવસે નારદજીએ ધર્મરાજની પાસે જઈને કહ્યું.

નારદ બોલ્યા : રાજન્ ! નરકોનાં આંગણામાં પણ કોઈ પ્રકારની ચીસ કે આર્તનાદ સંભળાતા નથી. હમણાં હમણાં તો માણુસોનાં પાપકર્મોની નોંધ પણ રાખવામાં આવતી નથી. ચિત્રગુપ્ત શાથી મુનિની પેઠે મૌન ધારણ કરીને બેઠા છે ? માયા અને પાખંડને વશ થઈને દુષ્કર્મોમાં તત્પર રહેનારા પાપીઓનું આગમન આપને ત્યાં શા માટે થતું નથી ?

મહાત્મા નારદનાં આ વચન સાંભળીને સૂર્યપુત્ર ધર્મરાજે કંઈક દીનભાવેથી કહ્યું.

યમ બોલ્યા : નારદ ! આ સમયે પૃથ્વી પર રાજ્ય કરી રહેલો રાજા પુરાણ–પુરુષોત્તમ ભગવાન હૃષીકેશનો ભક્ત છે. રાજેશ્વર રુકમાંગદ પોતાના રાજ્યમાં દાંડી પિટાવીને લોકોને ચેતવણી આપે છે : 'એકા-

દશી તિથિએ ભોજન કરશો નહીં. જે માણસો તે દિવસે ભોજન કરશે તેઓ સજાને પાત્ર ઠરશે!' આથી બધા માણસો (એકાદશીના યોગવાળી) દ્વાદશીએ ઉપવાસ કરે છે અને દાહ તથા પ્રલયથી રહિત વૈષ્ણવ ધામમાં જાય છે. સારાંશ એ છે કે (એકાદશીથી સંયુક્ત) દ્વાદશી–વ્રતના આચરણથી બધા માણસો વૈકુંઠધામમાં જઈ રહ્યા છે. હે દ્વિજશ્રેષ્ઠ! તે રાજાએ આ સમયે મારા લોકમાં આવવાના માર્ગો બંધ કરી દીધા છે, તેથી મારા લહિયાઓએ લખવાનું કામ શિથિલ કર્યું છે. હે મહામુને! અત્યારે હું કાષ્ઠના મૃગની જેમ નિશ્ચેષ્ટ થઈ રહ્યો છું. નેત્ર વિનાનો અંધ માણસ; બધિર માણસ; સંધ્યા ન કરનારો દ્વિજ; સ્ત્રીને વશ થયેલો માણસ તથા યૌવન અને લાવણ્ય યુક્ત પ્રમદાના ષંઢ પતિના જેવી અત્યારે મારી દશા છે. આ પ્રકારના લોકપાલના પદનો હું ત્યાગ કરવા ઇચ્છું છું. હું મારું આ દુઃખ કહેવા માટે બ્રહ્માજી પાસે બ્રહ્મલોકમાં જવાનો છું. કોઈ કામ કરવા માટે નિયુક્ત કરેલો સેવક કામ ન હોવા છતાં પણ તે સ્થાન પર ચીટકી રહીને વ્યર્થ વેતન લેતો રહી સ્વામીના ધનનો ઉપભોગ કરે છે, તે અવશ્ય નરકમાં જાય છે.

સૌતિ બોલ્યા: બ્રાહ્મણો! આમ કહીને યમરાજ દેવર્ષિ નારદ તથા ચિત્રગુપ્તની સાથે બ્રહ્માજીના ધામમાં ગયા. ત્યાં બ્રહ્માજી મૂર્ત અને અમૂર્ત જીવોથી વીંટાઈને બેઠેલા તેમના જોવામાં આવ્યા. તેઓ સર્વ વેદોના આશ્રય, જગતની ઉત્પત્તિના બીજ તથા સર્વના પ્રપિતામહ છે. તેઓ સ્વયંભૂ છે. તેઓ સર્વ પ્રાણીઓના નિવાસસ્થાન અને પાપથી રહિત છે. ૐકાર તેમનું જ નામ છે. તેઓ પવિત્ર, પવિત્ર વસ્તુઓના આધાર, હંસ (વિશુદ્ધાત્મા) અને દર્ભ, કમંડલુ આદિ ચિહ્નોથી યુક્ત છે. અનેક લોકપાલ અને દિક્પાલો બ્રહ્માજીની ઉપાસના કરી રહ્યા છે. ઇતિહાસ, પુરાણ અને વેદ સાકાર રૂપમાં ઉપસ્થિત થઈને તેમની સેવા કરે છે. મૂર્તિમાન સમુદ્રો, નદીઓ, સરોવરો, દેહધારીઓ, વૃક્ષો અને તેમાંય ખાસ અશ્વત્થ આદિ વૃક્ષો, વાવ, કૂવા, તળાવ, પર્વતો, અહોરાત્ર, પક્ષ (પખવાડિયાં), માસ, સંવત્સર, કલા, કાષ્ઠા, નિમેષ, ઋતુ, અયન, યુગ, મન્વન્તર, કલ્પ, નિમેષ, ઉન્મેષ, નક્ષત્ર, યોગ, કરણ, પૂર્ણિમા, અમાવાસ્યા, સુખ–દુઃખ, લાભ–અલાભ, જય––અજય તથા સત્ય અને અનૃતના દ્વંદ્વથી ઘેરાયેલા કર્મજ્ઞ પુરુષોથી તથા તેમના જેવા જ દેવોથી પૂજાતા; સત્ત્વ, રજ અને તમ; શાંત, મૂઢ, અતિ ઘોર પ્રાકૃત વિકારો; વાત, પિત્ત અને કફ; મૂર્તિમાન આતંક-(રોગ અને પીડાઓ)થી વીંટાયેલા, તે વિશ્વાત્મા અન્ય કાર્યમાં વ્યસ્ત થયેલા લોકસર્જક બ્રહ્મા બીજા ન કહેવામાં આવેલાં પ્રાણીઓથી ઘેરાયેલા હતા. ન બોલી શકાય એવાં મૂર્તિમાન કટુવાક્યો જેમની ઉપાસના કરી રહ્યાં છે એ બ્રહ્માજીની સભામાં યમરાજે લજ્જાળુ નવવધૂની જેમ પ્રવેશ કર્યો. તેમનું મોઢું નીચે વળેલું હતું અને તેઓ નીચે જોઈ રહ્યા હતા. બ્રહ્માની સભામાં બેઠેલા લોકો, દેવર્ષિ નારદ તથા ચિત્રગુપ્તની સાથે યમરાજને ત્યાં આવેલા જોઈને આશ્ચર્યચકિત થઈને આપસમાં કહેવા લાગ્યા: 'શું આ સૂર્યપુત્ર યમરાજ અહીં બ્રહ્માજીનાં દર્શન કરવા માટે પધાર્યા છે? શું આમની પાસે અત્યારે કોઈ કામધંધો નથી? આમને તો એક ક્ષણનો પણ અવકાશ મળતો નથી. આ સૂર્યનંદન યમ સદા પોતાનાં કાર્યોમાં જ વ્યગ્ર રહે છે; તો પછી આજે અહીં કેવી રીતે આવ્યા? દેવતાઓ કુશળ તો છે ને? બધાથી મોટું 'આશ્ચર્ય' તો એ છે કે

આ લેખક (ચિત્રગુપ્ત) અતિદીનતા સાથે અહીં ઉપસ્થિત થયા છે અને એમના હાથમાંનો ચોપડો કે જેમાં જીવોનાં શુભઅશુભ કર્મો લખાય છે, તેમાંનું બધું લખાણ ભૂંસી નાખવામાં આવ્યું છે. અત્યાર સુધી કોઈ ધર્માત્માએ એમના ચોપડામાં લખાયેલા લેખને ભૂંસ્યો ન હતો. અત્યાર સુધી જે જોવા–સાંભળવામાં આવતું હતું તે આજે પ્રત્યક્ષ દેખાય છે.'

બ્રાહ્મણો! બ્રહ્માજીના સભાસદ જ્યારે આ પ્રમાણે વાતો કરતા હતા ત્યારે સર્વભૂતોનું શાસન કરનારા સૂર્યપુત્ર યમ પિતામહનાં ચરણોમાં ઢળી પડી કહેવા લાગ્યા: 'દેવેશ્વર! મારો ભારે તિરસ્કાર થયો છે. મારા લખવામાં આવેલું બધું લખાણ ભૂંસી નાખવામાં આવ્યું છે. હે કમલાસન! આપ જેવા સ્વામી હોવા છતાં હું મને અનાથ થયેલો જોઉં છું.' દ્વિજવરો! આમ કહીને ધર્મરાજ નિશ્ચેષ્ટ થઈ ગયા. પછી ઉદાર ચિત્તવાળા વાયુદેવે યમરાજના સંદેહનું નિવારણ કરી પોતાની સુંદર તેમ જ મોટી ભુજાઓથી તેમને ધીરે ધીરે ઊભા કર્યા અને ધર્મરાજ તથા ચિત્રગુપ્તને આસન ઉપર બેસાડ્યા અને પૂછવા લાગ્યા: 'હે યમ! તમારો કોણે તિરસ્કાર કર્યો છે? તમારા સ્થાનમાંથી તમને કોણે કાઢી મૂક્યા છે? તમારો ચોપડો કોણે ભૂંસી નાંખ્યો છે? આ સર્વ વિગતવાર કહો. જે પ્રભુ સર્વના તાત છે તે તમારો અભ્યુદય કરશે અને તમારા હૃદયમાં રહેલા સંતાપને દૂર કરશે.' વાયુએ આ પ્રમાણે કહેવાથી યમરાજ તેમના મુખ તરફ જોઈને ગદ્‌ગદ અને મંદ વાણીથી કહેવા લાગ્યા.૧–૬૭

स एवमुक्तस्तु प्रभंजनेन दिनेश सूनुस्तमथो बभाषे। विलोक्य वक्त्रं कुशकेतुसूनोः सगद्गदं मन्दमुदीरयन्वचः ॥ ६७ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'રુક્માંગદના રાજ્યમાં એકાદશી વ્રતના પ્રભાવથી સર્વનું વૈકુંઠ-ગમન' નામનો ૩ જો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૪ : બ્રહ્માજીને યમરાજનું નિવેદન.

यम उवाच

शृणु मे वचनं नाथ पितामह पितामह।
मरणादधिकं देव यत्प्रतापस्य खंडनम् ॥ १ ॥

યમરાજ બોલ્યા: પિતામહ! હે પિતામહ! હે નાથ! મારી વાત સાંભળો. હે દેવ! કોઈની પ્રતિષ્ઠાનો ભંગ થવો તે મૃત્યુથી પણ અધિક દુઃખદાયક હોય છે. હે કમલોદ્‌ભવ! જે પુરુષ કાર્યમાં નિયુક્ત થઈને સ્વામીના આદેશનું પાલન કરતો નથી અને વેતન લેતો રહીને તેનો ઉપભોગ કર્યા કરે તે કાષ્ઠમાંનો કીડો થાય છે. જે લોભને વશ થઈને પ્રજા અથવા રાજા પાસેથી ધન લઈને ખાય છે અર્થાત્ લાંચ લે છે, તે કર્મચારી ત્રણસો કલ્પ સુધી નરકમાં ભૂખ્યો રહે છે. જે પોતાનું કામ કાઢી લઈ સ્વામીને લૂંટે છે, તે મંદબુદ્ધિ માનવ ત્રણસો કલ્પ સુધી ઘરનો ઉંદર થાય છે. જે રાજકર્મચારી રાજાના સેવકોને પોતાના ઘરકામમાં લગાડે છે, તે બિલાડી થાય છે. દેવ! હું આપની આજ્ઞાથી ધર્મપૂર્વક પ્રજાનું શાસન કરતો હતો. હે પ્રભો! હું મુનિઓનાં તથા ધર્મશાસ્ત્ર આદિનાં વચનો પર સારી પેઠે વિચાર કરીને પુણ્યકર્મવાળાઓને પુણ્યફળ સાથે અને પાપકર્મ કરનારાંઓને પાપફળ સાથે જોડતો હતો. કલ્પના આદિથી લઈને જ્યાં સુધી આપનો એક દિવસ પૂરો થાય છે ત્યાં સુધી આપના જ આદેશ અનુસાર હું સર્વ કામ કરતો આવ્યો છું ને આગળ પણ કરી શકું છું; પરંતુ આજે રાજા રુક્માંગદે મારો મહાન તિરસ્કાર કર્યો છે. હે જગન્નાથ! તે રાજાના ભયથી, સમુદ્રો દ્વારા ઘેરાયેલી સમસ્ત પૃથ્વીના માણસો સર્વ પાપોનો નાશ કરનારી એકાદશીના દિવસે ભોજન કરતા નથી અને તેના પ્રભાવથી ભગવાન વિષ્ણુના ધામમાં ચાલ્યા જાય છે; તે પણ

એકલા નહીં, પિતૃઓ અને પિતામહોને પણ સાથે લઈ જાય છે. આ લોકમાં વ્રત કરનારાઓના પિતૃઓ તો વૈકુંઠમાં જાય જ છે પણ તેમનાય પિતૃઓના પિતૃઓ તથા માતાના પિતા–માતામહ આદિ પણ વિષ્ણુધામમાં ચાલ્યા જાય છે; પછી તે બધાના પણ પિતા–માતા અને તેમના પૂર્વજો પણ વૈકુંઠમાં નિવાસ કરનારા થઈ જાય છે; આટલું જ નહીં, પણ તેમની પત્નીઓના પિતૃઓ પણ મારા લખાણને ભૂંસી નાખી વિષ્ણુના ધામમાં ચાલ્યા જાય છે. પિતા આદિની સાથે વીર્યનો સંબંધ છે, જ્યારે માતાએ તો ગર્ભમાં જ ધારણ કરેલ છે તેથી તેમની સદ્‌ગતિ થાય તેમાં તો કંઈ અનુચિત નથી. નિયમ એવો છે કે એક પુરુષ જે કર્મ કરે છે, તેનું ફળ પણ તે એકલો જ ભોગવે છે. બ્રહ્મન્! કર્તાથી ભિન્ન તેના પિતાના વીર્યથી તેનો જન્મ થયો છે અને માતાના ઉદરથી તે ઉત્પન્ન થયો છે તેથી તે જેને પિંડ આપવાનો અધિકારી છે અને જેનાથી તેનું શરીર પ્રકટ થયું છે એવાં પિતા અને માતા–આ બંને પક્ષોને તે તારી શકે છે; પરંતુ પત્ની તો વીર્ય છે જ નહીં તેમ જ પત્નીએ તેને ગર્ભમાં ધારણ કર્યો નથી; માટે હે જગન્નાથ! પતિ અથવા જમાઈના પુણ્યના મહિમાથી તેની પત્ની તથા શ્વસુર-પક્ષના માણસો કેવી રીતે પરમ પદને પ્રાપ્ત થાય છે? આ વિચારથી જ મારું માથું ભમી રહ્યું છે. હે પદ્મયોને! તે પોતાની સાથે પિતા, માતા અને પત્ની–આ ત્રણ કુલોનો ઉદ્ધાર કરીને મારા લોકના માર્ગનો ત્યાગ કરી વિષ્ણુના ધામમાં પહોંચી જાય છે. વૈષ્ણવ વ્રત–એકાદશીએ ઉપવાસ કરનારો પુરુષ જેવી ગતિ પામે છે, તેવી ગતિ બીજા કોઈને પ્રાપ્ત થતી નથી. એકાદશીના દિવસે પોતાના શરીરે આંબળાના કલ્કનો લેપ કરીને ભોજનનો ત્યાગ કરનારો માણસ દુષ્કર્મોથી યુક્ત હોય તો પણ તે ભગવાન ધરણીધરના લોકમાં ચાલ્યો જાય છે. દેવ! હવે હું નિરાશ થઈ ગયો છું. તેથી આપનાં યુગલ ચરણારવિંદોની સેવામાં ઉપસ્થિત થયો છું. આપની સેવામાં પોતાના દુઃખનું કેવળ નિવેદન કરવા માત્રથી જ આપ સર્વને અભયદાન આપો છો. આ સમયે જગતની સૃષ્ટિ, પાલન અને સંહારના માટે આપને સમયોચિત જણાતું કાર્ય આપ કરો. હવે પૃથ્વી પર એવા પાપી મનુષ્યો નથી કે જેમને મારા દૂતો સાંકળ અને પાશમાં બાંધીને મારી પાસે લાવે અને તેઓ મારે આધીન થાય. સૂર્યના તાપથી તપ્ત યમલોકના માર્ગને અત્યંત તીવ્ર હાથવાળા વિષ્ણુના ભક્તોએ નષ્ટ કરી દીધો છે, તેથી સમસ્ત જનસમુદાય કુંભીપાકની યાતનાઓનો ત્યાગ કરી પરાત્પર શ્રીહરિના ધામમાં જઈ રહ્યો છે. ૧–૨૮

सग्नस्तु मार्गो रवितापयुक्तो यद्विष्णुसंघैरति-तीव्रहस्तैः। विमुच्य कुंभीं सकलो जनौघः प्रयाति तद्धाम परात्परस्य ॥ २८ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'યમરાજ દ્વારા બ્રહ્માજીને પોતાના કષ્ટનું નિવેદન' નામનો ૪ થો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૫ : યમનો વિલાપ

યમ ઉવાચ

धृष्टतां समनुप्राप्तः पन्था देवस्य चक्रिणः।
यच्छिद्रैर्गम्यमानैश्च नरैस्त्रिभुवनार्चित ॥ १ ॥

યમ બોલ્યા : ત્રિભુવનથી પૂજાયેલા હે દેવ! નિરંતર વિષ્ણુલોકમાં જઈ રહેલા મનુષ્યોથી ઠસાઠસ ભરાયેલો રહેવાને લીધે ભગવાન વિષ્ણુના લોકનો માર્ગ ઘસાઈ ગયો છે. હે જગત્પતે! હું જાણું છું કે ભગવાન વિષ્ણુના લોકનું કોઈ માપ નથી; તે અનંત છે, તેથી જ સર્વ જીવસમુદાય ત્યાં જવા છતાંય તે ભરાતો નથી. રાજા રુકમાંગદે એક હજાર વર્ષથી આ ભૂમંડળ

પર શાસન કરવાનો આરંભ કર્યો છે ને આ સમયના અવકાશમાં અસંખ્ય માનવોને ચતુર્ભુજ રૂપ આપી, પીત વસ્ત્ર, વનમાળા અને મનોહર અંગરાગથી સુશોભિત કરીને તેમને ગરુડની પીઠ પર બેસાડી વૈકુંઠધામમાં પહોંચાડી દીધા. હે દેવેશ! લક્ષ્મીપતિના પ્રિય ભક્ત રુક્માંગદ જો પૃથ્વી પર રહી જશે તો તે સર્વ માણસોને ભગવાન વિષ્ણુના અનામય ધામ વૈકુંઠમાં પહોંચાડી દેશે. લ્યો! સંભાળી લ્યો તમારો આપેલો આ દંડ અને આ ચોપડો! આ બધું મેં આપનાં ચરણોમાં અર્પિત કરી દીધું. દેવેશ્વર! રાજા રુક્માંગદે મારા અનુપમ લોકપાલ પદને માટીમાં રોળવી દીધું. ધન્ય છે તેની માતાને, જેણે તેને ગર્ભમાં ધારણ કર્યો હતો. માતાથી ઉત્પન્ન થયેલો અધિક ગુણવાન પુત્ર સર્વ દુઃખોનો વિનાશ કરનારો હોય છે. માતાને ક્લેશ આપનાર પુત્રના જન્મથી શો લાભ? દેવ! કુપુત્રને જન્મ આપનારી માતાએ વ્યર્થ જ પ્રસવનું કષ્ટ ભોગવ્યું હોય છે! વિરંચે! નિઃસંદેહ આ સંસારમાં એક જ નારી વીરપુત્રને જન્મ આપનારી થઈ છે, જેણે મારી લિપિને મિટાવી દેનારા રુક્માંગદને ઉત્પન્ન કર્યો છે. દેવ! પૃથ્વી પર અત્યાર સુધી કોઈ પણ રાજાએ આવું કાર્ય કર્યું નથી. તેથી હે ભગવન્! જે ભયંકર નગારું વગાડી મારા લોકમાં માર્ગનો લોપ કરી રહ્યો છે અને નિરંતર ભગવાન વિષ્ણુની સેવામાં લાગેલો છે, તે રુક્માંગદ પૃથ્વીના રાજ્યપર સ્થિત રહેવાથી મારું જીવન સંભવિત નથી. ૧–૧૬

सोऽहं न जीवामि कदाचिदीश दृष्ट्वा क्षितीशं हरिसेवने स्थितम्। प्रवादमानं पटहं सुघोरं प्रलोपमानं मम वेश्ममार्गम् ॥ १६॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'યમનો વિલાપ' નામનો ૫મો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૬: બ્રહ્માજી દ્વારા ભગવદ્-ભક્તોની શ્રેષ્ઠતાનું કથન

ब्रह्मोवाच

किमाश्चर्यं त्वया दृष्टं कथं वा खिद्यते भवान्।
सद्गुणेषु च सन्तापः स तापो मरणान्तिकः ॥ १॥

બ્રહ્મા બોલ્યા: ધર્મરાજ! તમે આશ્ચર્યજનક એવું તે શું જોયું છે કે જેથી આટલા ખિન્ન થયેલા છો? કોઈના ઉત્તમ ગુણો જોઈને મનમાં થતા સંતાપને મૃત્યુ તુલ્ય માનવામાં આવ્યો છે. સૂર્યનંદન! જેના નામના ઉચ્ચારણ માત્રથી પરમપદ પ્રાપ્ત થઈ જાય છે, તેમની જ પ્રીતિ માટે ઉપવાસ કરીને મનુષ્ય વૈકુંઠધામમાં શાથી ન જાય? ભગવાન શ્રીકૃષ્ણને એક વાર કરવામાં આવેલ પ્રણામ દસ અશ્વમેધ યજ્ઞોના અવભૃથ–સ્નાનના સમાન છે, છતાં ય તેમાં એટલું અંતર છે કે દસ અશ્વમેધ યજ્ઞ કરનારો મનુષ્ય તેના પુણ્યનું ફળ ભોગવ્યા પછી ફરીથી આ સંસારમાં જન્મ લે છે; પરંતુ શ્રીકૃષ્ણને પ્રણામ કરનારો પુરુષ ફરીથી સંસારના બંધનમાં પડતો નથી.[1] જેમની જિહ્વાના અગ્રભાગ પર 'હરિ' આ બે અક્ષર વિરાજમાન છે, તેને કુરુક્ષેત્ર, કાશી અને વિરજ તીર્થના સેવનની શી આવશ્યકતા છે? કારણ કે વિનોદથી પણ ભગવાન વિષ્ણુના નામનું ઉચ્ચારણ અને શ્રવણ કરી લે છે, તે મનુષ્ય ગંગાજીના જળમાં સ્નાન કરવાથી પ્રાપ્ત થયેલી પવિત્રતા સમાન પવિત્રતા પ્રાપ્ત કરી લે છે. ત્રિભુવનના નાથ પુરુષોત્તમ અમારા જન્મદાતા છે તેથી તેમના દિવસ એકાદશીએ ઉપવાસ કરનારા પુરુષ પર શાસન કેવી રીતે ચાલી શકે? જે રાજકર્મચારી આ પૃથ્વી પર રાજાના શ્રેષ્ઠ ભક્તોને જાણતો નથી, તે તેમના

१ एको हि कृष्णस्य कृतप्रणामो दशाश्वमेधावभृथेन तुल्यः।
दशाश्वमेधी पुनरेति जन्म कृतप्रणामी न पुनर्भवाय ॥
ના. ઉત્તર ૬–૩

વિરુદ્ધ સર્વ કાર્ય કરીને પણ પછી તેમના દ્વારા જ દંડનીય થાય છે. આથી રાજ-કાર્યમાં નિયુક્ત થયેલા પુરુષનો ધર્મ છે કે રાજાના પ્રિય માણસો અપરાધી હોય તો પણ તેણે તેમના પર શાસન કરવું નહીં, કારણ કે તેઓ સ્વામીની કૃપાથી કૃતકૃત્ય થયેલા હોય છે અને તેઓ શાસક પર પણ શાસન કરી શકે છે. સૂર્યનંદન! એવી જ રીતે જેઓ પાપી હોવા છતાંય ભગવાન જનાર્દનનાં ચરણોના શરણમાં જઈ ચૂક્યા છે, તેમના પર તમારું શાસન કેવી રીતે ચાલી શકે? તેમના પર શાસન કરવું એ તો મૂર્ખતાનું જ સૂચક છે. ધર્મ-રાજ! જો ભગવાન શિવના, સૂર્યના અથવા મારા ભક્તો સાથે તમારો વિવાદ હોય તો હું તમને કંઈ સહાય કરી શકું. પરંતુ ભાસ્કરનંદન વિષ્ણુભક્તો સામે મોરચો મંડાયો હોય તો તેમાં હું કશી જ સહાય કરી શકીશ નહિ, કારણ કે ભગવાન પુરુષોતમ સર્વ દેવતાઓના આદિ છે. ભગવાન મધુસૂદનના ભક્તોને દંડ દેવો સંભવિત નથી. જેમણે ગમે તે મિષથી પણ બંને પક્ષોની (એકાદશીના યોગવાળી) દ્વાદશીના વ્રતનું સેવન કર્યું છે, તેમના દ્વારા જો તમારું અપમાન થયું હોય, તો તેમાં હું તમારો સહાયક થઈ શકું તેમ નથી. હે સૂર્યસૂનો! જો હું તમને સહાય કરું તો મારા પુણ્ય-શાળી બ્રહ્મપદરૂપ દેહનો ઘાત કરનારી અનીતિ મારા હાથે થાય અને વિષ્ણુભક્તોના માર્ગમાં હું તેમની સાથે અન્યથા રીતે વર્ત્યો છું એમ લેખાય. ૧–૧૮

कृते सहाये तव सूर्यसूनो भवेदनीतिर्मम देहघातिनी। विपर्ययो ब्रह्मपदात्सुपुण्यात्कृतेव मार्गे सह विष्णुभक्तैः॥ १८॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'બ્રહ્મા દ્વારા ભગવદ્ભક્તોની શ્રેષ્ઠતાનું કથન' નામનો ૬ઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૭: યમરાજની ઇચ્છાપૂર્તિ અને મોહિની પ્રતિ બ્રહ્માનું વચન

यम उवाच

प्राप्तं तात मया सार्द्धं वेदाङ्घ्रिनमने हितम्।
नाहं गच्छामि योगान्तं पुनरेव जगत्पते॥ १॥

યમરાજ બોલ્યા: તાત! વેદ જેમનાં ચરણ છે, તે ભગવાનને નમસ્કાર કરવામાં સર્વનું હિત છે; આ વાત હું પણ સમજ્યો છું. જગત્પતે! તોપણ જ્યાં સુધી રાજા રુક્માંગદ પૃથ્વીનું શાસન કરે છે, ત્યાં સુધી મારું ચિત્ત શાંત રહી શકતું નથી. દેવ-શ્રેષ્ઠ! જો એકમાત્ર રુક્માંગદને જ આપ એકાદશીના દિવસે ધૈર્યથી વિચલિત કરી દો તો હું આપનો કિંકર બન્યો રહીશ. દેવ! તેમણે મારા ચોપડામાંના લેખને ભૂંસી નાખ્યો છે. આજથી જે માણસો દેવતાઓ-ના સ્વામી ભગવાન વિષ્ણુનું સ્મરણ, સ્તવન અથવા તેમના માટે ઉપવાસ વ્રત કરશે, તેમના પર હું કોઈ શાસન નહીં કરું. જે માણસો કોઈ બીજા બહાને પણ સહસા હરિનામનું ઉચ્ચારણ કરી લે છે, તેઓ માતાના ગર્ભમાં નિવાસ કરવાના કાર્યમાંથી મુક્તિ પામે છે. તે ચતુર માણસો મારા ચોપડાના પાના પર કદી ચડતા નથી અને દેવતાઓના સમુદાય પણ તેમને નમસ્કાર કરે છે.[1]

સૌતિ બોલ્યા: વૈવસ્વત યમના કાર્યથી અને તેમના સમ્માનની રક્ષા કરવા માટે (તથા રુક્માંગદનું ગૌરવ વધારવા માટે) દેવેશ્વર બ્રહ્માએ થોડીક વાર વિચાર કર્યો. સર્વ પ્રાણીઓથી વિભૂષિત ભગવાન બ્રહ્માએ ક્ષણભર ચિંતન કર્યા પછી સર્વ લોકોને

---

१ हरिरिति सहसा ये संगृणन्ति च्छलेन
जननिजठरमार्गात् ते विमुक्ता हि मर्त्याः।
मम पटविलिपिं ते नो विशन्ति प्रवीणा
दिविचरवरसङ्घस्ते नमस्या भवन्ति॥
(ना० उत्तर० ७/६)

મોહમાં નાખનારી એક નારીને ઉત્પન્ન કરી. બ્રહ્માના મનથી નિર્મિત થયેલી તે દેવી સંસારની સમસ્ત સુંદરીઓમાં શ્રેષ્ઠ તેમ જ લાવણ્યવતી હતી. સર્વ આભૂષણોથી વિભૂષિત થઈને તે તેમની સમક્ષ ઊભી રહી. રૂપના વૈભવથી સંપન્ન તે સુંદરીને પોતાની આગળ ઊભેલી જોઈને બ્રહ્માએ પોતાની આંખો મીંચી દીધી. તેમણે એ પણ જાણી લીધું કે મારા સ્વજનો કામમોહિત થઈને આ સુંદરી ભણી જોઈ રહ્યા છે. તેમણે તે બધાને સમજાવતાં કહ્યું કે, જે અહીં માતા, પુત્રી, પુત્રવધૂ, ભાભી, ગુરુપત્ની તથા રાજાની રાણી ભણી રાગયુક્ત મન અને આસક્તિપૂર્ણ દૃષ્ટિથી જુએ છે કે તેમનું ચિંતન કરે છે, તે ઘોર નરકમાં પડે છે. જે માણસ આ પ્રમદાઓને જોઈને ક્ષુબ્ધ થાય છે, તેના આખા જન્મનું પુણ્ય વ્યર્થ થઈ જાય છે. જો તે રમણીઓનો સંગ કરે તો દસ હજાર જન્મોનું પુણ્ય નષ્ટ થાય છે અને પુણ્યનો નાશ થવાથી પાપી મનુષ્ય અવશ્ય જ પર્વતનો ઉંદર થાય છે. તેથી વિદ્વાન પુરુષે આ યુવતીઓને કામદૃષ્ટિથી જોવી નહિ તેમ રાગયુક્ત હૃદયથી તેમનું ચિંતન પણ કરવું નહિ.

ધર્મરાજ! જે પુત્રવધૂ પોતાના શ્વશુરને પોતાનાં ખુલ્લાં અંગો દેખાડે છે, તેના હાથ અને પગ ગળી જાય છે અને તે 'કૃમિભક્ષ' નામના નરકમાં પડે છે. જે પાપી મનુષ્ય પુત્રવધૂના હાથથી પોતાના પગ ધોવડાવે, પોતાને નવડાવે કે પોતાના શરીરે તેલ આદિ ચોળાવે છે, તેની પણ આવી જ ગતિ થાય છે. તે એક કલ્પ સુધી કાળા રંગના મુખવાળા સૂચીમુખ નામના કીડાઓનું ભક્ષ્ય બની રહે છે. તેથી મનુષ્યે કામનાયુક્ત મનથી કોઈ પણ સ્ત્રી તરફ–સવિશેષ પુત્રી અથવા પુત્રવધૂ તરફ જોવું નહિ. જે જુએ છે, તે તત્ક્ષણ પતિત થઈ જાય છે. આ પ્રમાણે વિચાર કરીને બ્રહ્માજીએ પોતાની દૃષ્ટિ વળી વધારે ઝીણી કરીને વધુમાં કહ્યું કે–આ જે ગોળ ગોળ અને સહેજ ઊંચું સુંદર મુખ દેખાય છે, તે કેવળ હાડકાંઓનું પાંજરું જ છે; એ ચામડી અને માંસથી ઢંકાયેલું છે. સ્ત્રીઓના શરીરમાં જે એ સુંદર નેત્ર ગોઠવાયેલાં છે, તે વસા અને મેદ સિવાય બીજું શું છે? છાતી પરનાં એ સ્તનોમાં તે અત્યંત ઊંચું કેવળ માંસ જ રહેલું છે ને! જઘન દેશમાં પણ વધુ પડતું માંસ જ ભરેલું છે. જે યોનિ પર ત્રણે લોકનાં પ્રાણીઓ મુગ્ધ થઈ રહે છે, તે છૂપું મૂત્રદ્વાર જ છે. વીર્ય અને હાડકાંઓથી ભરેલું શરીર કેવળ માંસથી ઢંકાયેલું હોવાને લીધે સુંદર કહી જ કેવી રીતે શકાય? માંસ, મેદ અને વસા(ચરબી)નાં સારરૂપ દેહધારીઓના શરીરમાં સાર–તત્ત્વ જેવું છે શું? કહો તો ખરા! વિષ્ઠા, મૂત્ર અને મળથી પુષ્ટ થયેલા શરીરમાં કયો માણસ અનુરક્ત થશે?

આ પ્રમાણે બ્રહ્માજીએ જ્ઞાનદૃષ્ટિથી ખૂબ વિચાર કર્યા પછી તે નારીને કહ્યું: 'સુંદરી! જેવી રીતે મેં મનથી તમારા જેવી શ્રેષ્ઠ વર્ણવાળી નારીની ઉત્પત્તિ કરી છે, તેને અનુરૂપ જ તમે મનને ઉન્મત્ત બનાવી દેનારાં પણ છો.'

આ સાંભળી તે નારીએ ચતુર્મુખ બ્રહ્માને પ્રણામ કરીને કહ્યું: 'નાથ! જુઓ, યોગીઓ સહિત સમસ્ત ચરાચર જગત મારા રૂપથી મોહિત થઈ ગયું છે. ત્રણે લોકમાં કોઈ પણ એવો પુરુષ નથી, જે મને જોઈને વિહ્વળ ન થઈ જાય. કલ્યાણની ઇચ્છા રાખનારા કોઈ પણ પુરુષે પોતાનાં વખાણ કરવાં ન જોઈએ. તેણે આત્મશ્લાઘાથી દૂર રહેવું જોઈએ; છતાં પણ કાર્યના ઉદ્દેશથી મારે પોતાની પ્રશંસા કરવી પડી છે. બ્રહ્મન્! આપે કોઈના પણ ચિત્તમાં ક્ષોભ ઉત્પન્ન

કરવા માટે જ મારું નિર્માણ કર્યું છે; તેથી હે જગન્નાથ! મને તેનું નામ જણાવો. હું નિસ્સંદેહ તેને ક્ષુબ્ધ કરી નાખીશ. દેવ! પૃથ્વી પર મને જોઈને પહાડ પણ મોહિત થઈ જશે, તો પછી શ્વાસ લેનારાં જંગમ પ્રાણીઓ માટે તો કહેવાનું જ શું હોય! એટલા માટે જ પુરાણોમાં સ્ત્રી ભણી જોવું, તેના રૂપની ચર્ચા કરવી વગેરે કાર્યને ઉન્માદ જગાડનારું કહેવામાં આવ્યું છે. તે કઠણમાં કઠણ વ્રતનો પણ નાશ કરનાર છે. ધૈર્યને ઝૂંટવી લેનારાં યુવતીઓની નીલી પાંખવાળાં નેત્રરૂપી બાણ હૃદયને ઘાયલ કરતાં નથી ત્યાં સુધી જ મનુષ્ય નીતિને માર્ગે–સન્માર્ગ પર ચાલતો હોય છે; ત્યાં સુધી જ ઈંદ્રિયોને કાબૂમાં રાખે છે; ત્યાં સુધી જ બીજાઓથી લજ્જા પામે છે–લાજ કે શરમમાં રહે છે અને ત્યાં સુધી જ વિનયશીલ રહે છે. નાથ! મદિરાને તો મનુષ્ય પીએ છે ત્યારે જ તે ચતુર પુરુષના મનમાં મોહ ઉત્પન્ન કરે છે; પરંતુ યુવતી નારી દૂરથીય જોવામાં આવતાં ને તેનું સ્મરણ કરતાં જ મોહમાં નાખે છે; તેથી તે મદિરાથી પણ વધારે ઉન્માદકારી છે.[1]

બ્રહ્માજી બોલ્યા: દેવી! તમે ખરું કહો છો. તમારા માટે ત્રણે લોકમાં કંઈ જ અસાધ્ય નથી. આવી શક્તિ રાખનારાં તમે સર્વ લોકોના ચિત્તનું અપહરણ કેમ ન કરી શકો? આ વાત ખરી છે કે તમારું રૂપ બધાને મોહ પમાડનારું છે. મેં જે ઉદ્દેશથી તમને સર્જ્યાં છે તેને સિદ્ધ કરો. શુભ વૈદિશ નગરમાં રુકમાંગદ નામથી પ્રસિદ્ધ એક રાજા છે. તેમનાં પત્નીનું નામ સંધ્યાવલી છે, જે રૂપમાં તમારા જ સમાન છે. તેના ગર્ભથી રાજકુમાર ધર્માંગદનો જન્મ થયો છે, જે તેના પિતાથી પણ અતિ અધિક પ્રતાપી છે. તેનામાં એક લાખ હાથીનું બળ છે અને પ્રતાપમાં તો તે સૂર્યના જ જેવો છે. ક્ષમામાં પૃથ્વી સમાન અને ગંભીરતામાં તે સમુદ્ર સમાન છે. તેજને લીધે તે અગ્નિ જેવો પ્રજ્વલિત જણાય છે; ક્રોધમાં યમરાજ જેવો છે; ત્યાગમાં રાજા બલિ, ગતિમાં વાયુ, સૌમ્યપણામાં ચંદ્રમા તથા રૂપમાં કામદેવ સમાન છે. રાજકુમાર ધર્માંગદ રાજનીતિમાં બૃહસ્પતિ અને શુક્રાચાર્યને પણ પરાજિત કરે છે. હે વરાનને! પિતાએ કેવળ એક (અખંડ) રૂપમાં જંબૂદ્વીપ પર શાસન કર્યું છે; પરંતુ ધર્માંગદે અન્ય દ્વીપો પર પણ અધિકાર પ્રાપ્ત કરી લીધો છે. માતા–પિતાના સંકોચવશ તેણે હજી સુધી સ્ત્રીસુખનો અનુભવ કર્યો નથી, હજારો રાજકુમારીઓ તેની પત્ની થવા માટે સ્વયં આવી; પરંતુ તેણે સર્વનો અસ્વીકાર કર્યો. તે ઘરમાં રહીને કયારેય પિતાની આજ્ઞાના પાલનથી વિચલિત થતો નથી. હે ચારુહાસિનિ! ધર્માંગદને ત્રણસો માતાઓ છે. તે બધી સોનાના મહેલમાં રહે છે. રાજકુમાર તે સર્વના પ્રતિ સમાનરૂપથી પૂજ્યદૃષ્ટિ ધરાવે છે. રુક્માંગદના જીવનમાં ધર્મની જ પ્રધાનતા છે. તેઓ પુત્રરત્નથી યુક્ત છે. મોહિનિ! તમે ઉત્તમ મંદરાચલ પર તે રાજાની પાસે જાઓ અને તેમને મોહિત કરો.

ત્યાં ઘોડા ઉપર બેઠેલા રાજા તમારા ગીતથી મોહિત થઈને ઘોડાને છોડી દઈ તમારી સાથે પર્વત ઉપર જશે. તેને મળ્યા પછી હે દેવી! તમારે તેને કહેવું કે હે રાજન્! હું તમારી પત્ની થવા ઈચ્છું છું, આ વિષયમાં સંશય નથી; પરંતુ હું તમારી પાસે એક વચન માગું છું, તે તમારે મને આપવું પડશે અને હું કહું તે પ્રમાણે અવશ્ય કરવું પડશે. તમારા

---

[1] पीतं हि मद्यं मनुजेन नाथ करोति मोहं सुविचक्षणस्य ।
स्मृता च दृष्टा युवती नरेण विमोहयेदेव सुराधिका हि॥
(ना. उत्तर. ७–४७)

રૂપથી મુગ્ધ થયેલો તે રાજા તે પ્રમાણે કરવાનું સ્વીકારે એટલે તમારે તેને સોગંદથી બાંધી લઈ તમારે જમણા હાથમાં તેનું વચન લઈ લેવું અને થોડા દિવસ પછી તમારી સાથે સુરતસુધા માણવા માટે મુગ્ધ થયેલો જણાય ત્યારે એણે તમને આપેલા વચનના પાલન માટે તમારે તેને હાસ્યપૂર્વક સ્મરણ કરાવવું. તમારે તેને કહેવું કે, 'હે રાજન્! તમે મને શપથપૂર્વક આપેલા વચનનું પાલન કરવા માટેનો આ સમય યોગ્ય છે, એમ હું માનું છું.'

તમે આ પ્રમાણે તેને કહેશો એટલે તમારામાં મુગ્ધ થયેલો રાજા સત્યનું ગૌરવ કરવા માટે કહેશે કે, 'હું વચનનું અવશ્ય પાલન કરીશ, એ વિષે સંદેહ નથી. બોલો! હું તમને શું આપું?'

હે શુભે! હે વરાનને! રાજા જ્યારે આ પ્રમાણે તમને કહે ત્યારે તમારે તેને કહેવું કે, 'ધર્માંગદના પિતા મહીપાલ રુકમાંગદે હરિવાસર–ભગવાન વિષ્ણુના દિવસે એકાદશીએ ક્યારેય ઉપવાસ કરવો નહીં. જે ઉપવાસમાં મૈથુનનો ત્યાગ કરવામાં આવે છે તેવો ઉપવાસ મને પ્રિય છે; પરંતુ 'આજે પર્વ છે, આજે એકાદશીનો ઉપવાસ છે' એવી અપેક્ષા ધરાવનારો જે દુરાચારી માણસ અત્યંત કામાતુર થયેલી, યૌવનસભર પોતાની ભાર્યાનું સેવન કરતો નથી અર્થાત્ તેને સુરત–સુખ ન આપતાં તેનાથી વંચિત રાખે છે, તે પુરુષ અવશ્ય નરકમાં જાય છે. હે ભૂપ! તમે ઉપવાસ કરેલો હોવાથી ત્રણ રાત્રિથી હું તમારાથી ત્યજાયેલી છું. હવે તમારા સંગ વિના હું એક નિમેષ પણ રહેવા માટે શક્તિમાન નથી. શ્રાદ્ધ સમયે બ્રાહ્મણો આવી પહોંચ્યા હોય, તે સમયે પણ જો ભાર્યા મૈથુન માટે યાચના કરે, તો તે જ સમયે સુરત–સુખ આપવા તેને ભોગવવી જોઈએ.'

હે સુંદરાંગી! આ પ્રમાણે તે રાજાને કહ્યા છતાં જો તે તમારું કહ્યું ન માને તો વળી તમારે કહેવું કે, 'હે રાજન્! જો તમે એકાદશીને દિવસે ઉપવાસ કરવાનું ન છોડી શકતા હો તો હે રાજેંદ્ર! એક તીક્ષ્ણ તલવારથી તમારા પુત્ર ધર્માંગદનું મસ્તક તમારા હાથે કાપી મારા ખોળામાં નાખો. હે મહીપતે! મને પ્રિય આ કાર્ય જો તમે નહીં કરો, તો તમે ધર્મથી ભ્રષ્ટ થઈને નરકમાં જશો, એમાં સંશય નથી.'

હે વરાંગને! તમારું આ વચન સાંભળીને પોતાના પ્રાણ જેવા પુત્રનો તે વધ કરશે નહીં અને ભૂદેવો–બ્રાહ્મણોનું વચન માન્ય રાખીને તે એકાદશીના દિવસે ભોજન કરશે. આથી માણસો પહેલાંની જેમ યમદૂતોના પાશથી બંધાઈને યમરાજ પાસે જતા થઈ જશે અને એમના લેખ પ્રમાણે નરકમાં નિવાસ કરવા લાગશે. તમે આ ઘણું સારું કર્યું; અને જો સત્યને વળગી રહીને શ્રીમાન રાજા રુકમાંગદ પુત્રનો વધ કરશે તો સર્વ દેવતાઓથી પૂજાઈને તે ભગવાન પદ્મનાભના ધામને પ્રાપ્ત કરશે. ૧–૭૩

अथ यदि निहन्ति तनयं राजा सत्येन संयुतः श्रीमान् । निःशेषामरपूज्यं व्रजति पदं पद्मनाभस्य ॥ ७३ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'યમરાજની ઇચ્છાપૂર્તિ અને મોહિની પ્રતિ બ્રહ્માજીનું વચન' નામનો ૭ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૮ : મોહિનીચરિતમાં મંદરાચલનું વર્ણન

सौतिरुवाच

सा श्रुत्वा ब्रह्मणो वाक्यं नारी कमललोचना ।
उवाच नाम मे देहि येन गच्छामि मंदिरम् ॥१॥

સૌતિ બોલ્યા : કમળ જેવાં નેત્રવાળી તે નારીએ બ્રહ્માજીનાં વચન સાંભળીને તેમને કહ્યું કે, હે નાથ! મારું નામ પાડો,

જેથી હું મારા સ્થાને જાઉં. હે જગત્પતે! પિતાએ પોતાનાં અપત્યોનો નામકરણ સંસ્કાર કરવો જોઈએ. નામને પાપનું હરણ કરનાર કહ્યું છે, તેથી હે કુશધ્વજ! તમે મારું નામ પાડો.

બ્રહ્મા બોલ્યા : હે સુંદરી! આ સર્વ જગતને તમે મોહિત કર્યું છે, તેથી હે દેવી! તમારા રહેલા ગુણ પ્રમાણે જ તમારું નામ 'મોહિની' સંજ્ઞાને પ્રાપ્ત થશે.

બ્રહ્માજીએ આ પ્રમાણે કહેવાથી મોહિની તેમને પ્રણામ કરીને મંદરાચલ પ્રતિ જવા લાગી. ત્રીજા પ્રહરે તે પર્વતના શિખર ઉપર જઈ પહોંચી. મંદરાચલ તે પર્વત છે જેને પૂર્વકાળમાં ભગવાન વિષ્ણુએ કચ્છપરૂપથી પોતાની પીઠ ઉપર ધારણ કર્યો હતો ને દેવ તથા દાનવોએ તેનો રવૈયો બનાવી તેનાથી ક્ષીરસાગરનું મંથન કર્યું હતું તેમ જ જે મહાન પર્વત ભગવાનના કૂર્મ શરીર વડે રગડાયા છતાં ભગ્ન થઈ શક્યો નહિ તથા જેણે ક્ષીરસાગરમાં પડીને તેની અગાધતા સ્પષ્ટ રીતે દેખાડી આપી હતી. તે અનેક પ્રકારનાં રત્નોનું આશ્રયસ્થાન તથા ભાત-ભાતની ધાતુઓથી સંપન્ન છે. મંદરાચલ દેવતાઓની ક્રીડા અને વિહારનું સ્થાન છે, તપસ્વી મુનિઓની તપશ્ચર્યાનું તે પ્રમુખ સાધન છે. તેનો મૂલભાગ અગિયાર હજાર યોજન સુધી નીચે ગયો છે. આટલો જ તેનો વિસ્તાર પણ છે ને ઊંચાઈમાં પણ તેનું આ જ માપ છે. તે પોતાનાં સુવર્ણમય તથા રત્નમય શિખરોથી પૃથ્વી અને આકાશ-ને પ્રકાશિત કરી રહ્યો છે.

મોહિની તે મંદરાચલ પર આવી પહોંચી. તેનાં અંગોની પ્રભા પણ સ્વર્ણના જેવી જ હતી. તેથી પોતાની કાન્તિથી પોતે પણ તે પર્વતના તેજને વધારી રહી હતી. તે રાજા રુકમાંગદને મળવાની ઇચ્છાથી પર્વત-ની એક વિશાળ શિલા પર જઈને બેઠી. તે શિલાનો વિસ્તાર સો યોજન હતો. તે શિલા નીલી કાંતિથી સુશોભિત હતી. રાજેન્દ્ર! તે શિલા પર એક વજ્રમય શિવલિંગ સ્થાપેલું હતું. તેની ઊંચાઈ દસ હાથની હતી. તે વૃષલિંગના નામથી વિખ્યાત હતું અને મહેલના ઉપર સોનાનો કળશ શોભા પામી રહ્યો હોય તેવું તે જણાતું હતું.

દ્વિજવરો! મોહિનીએ તે શિવલિંગની સમીપમાં જ ઉત્તમ સંગીતનો પ્રારંભ કર્યો. વીણાના ઝંકાર અને તાલના સ્વરથી યુક્ત તે શ્રેષ્ઠ ગીત માનસિક ક્લેશને દૂર કરનારું હતું. તે સુંદરી શિવલિંગની તદ્દન નજીક જઈને મૂર્ચ્છના અને તાલની સાથે ગાન્ધાર સ્વરમાં ગીત ગાઈ રહી હતી. રાજેન્દ્ર! તેનું તે ગાયન કામદેવને જગાડનારું હતું. મુનીશ્વરો! તે સંગીતનો પ્રારંભ થતાં સ્થા-વર જીવો પણ તે સાંભળવા લલચાયા. દેવ તથા દૈત્યોના સમાજમાં પણ ક્યારેય તેવું મોહક સંગીત થયું ન હતું. મોહિનીના મુખમાંથી નીકળેલું તે ગાન ચિત્તને મુગ્ધ કરનારું હતું. દિગંબર ભગવાન શંકર તે વરાંગના-શ્રેષ્ઠ સ્ત્રીનું તે ગીત સાંભળતાં જ કામાતુર થઈને તે મોહિનીને ભોગવવાની ઇચ્છાથી પાર્વતીની દૃષ્ટિથી લજ્જિત થતા દિગંબર રૂપથી જ તેની પાસે ગયા.

श्रुत्वैव गीतं हि दिगम्बरस्तु तेनैव रूपेण वराङ्गनायाः। कामातुरो भोक्तुमनाश्चचाल तां मोहिनीं पार्वतिदृष्टिलज्जः ॥ २४ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'મોહિની ચરિતમાં મંદરાચલનું વર્ણન' નામનો ૮ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૯ : રુકમાંગદ અને ધર્માંગદનો સંવાદ

સૌતિરુવાચ

रुक्माङ्गदस्तु राजेन्द्रो भुक्त्वा भोगांस्तु मानुषान्। सम्पूज्य बहुशो देवं पीताम्बरधरं हरम् ॥ १ ॥

સૌતિ બોલ્યા : મહારાજા રુકમાંગદે

મનુષ્ય લોકના સર્વ ભોગો ભોગવતા રહીને નાના પ્રકારથી ભગવાન શ્રીહરિની આરાધના કરી.

હે વિપ્રગણ! યુદ્ધમાં પરાક્રમથી સુશોભિત થનારા તેણે શત્રુઓ પર વિજય પ્રાપ્ત કર્યો અને વૈવસ્વત યમને જીતી લઈ યમલોકનો માર્ગ નિર્જન કરી નાખ્યો. વૈકુંઠનો માર્ગ માનવસભર બનાવ્યો અને ઉચિત સમય જાણીને પોતાના પુત્ર ધર્માંગદને બોલાવીને કહ્યું : 'બેટા! તમે પોતાના ધર્મ પર દઢતાથી વળગ્યા રહીને પોતાના પરાક્રમથી આ ધનધાન્યસંપન્ન પૃથ્વીનું સર્વ બાજુએથી પાલન કરો. પુત્ર સમર્થ થયા પછી જે પિતા તેને રાજ્ય સોંપતો નથી તે રાજાનાં ધર્મ તથા કીર્તિનો નિશ્ચય જ નાશ થઈ જાય છે. પોતાના શક્તિશાળી પુત્ર દ્વારા જો પિતા સુખી ન થાય તો તે પુત્રને ત્રણે લોકમાં અવશ્ય પાતકી જાણવો જોઈએ. પિતાનો ભાર હલકો કરવામાં સમર્થ હોવા છતાં જે પુત્ર તે ભાર–જવાબદારીને સંભાળી લેતો નથી, તે માતાના મળ–મૂત્રની જેમ પેદા થયો છે. આ પૃથ્વી પર પિતા કરતાં પણ વધારે ખ્યાતિ પામે તે જ પુત્ર છે. પુત્રના અન્યાયજનિત દુઃખથી જો પિતાને રાતે ઉજાગરો કરવો પડે તો તે પુત્ર એક કલ્પ સુધી નરકમાં પડ્યો રહે છે. જે પુત્ર ઘરમાં રહીને પિતાની પ્રત્યેક આજ્ઞાનું પાલન કરે છે, તે દેવતાઓ દ્વારા પ્રશંસા પામીને ભગવાનનું સાયુજ્ય પ્રાપ્ત કરે છે. હે પુત્ર! હું પ્રજાજનોની રક્ષાને માટે આ પૃથ્વી પર સદા નાના પ્રકારનાં કામોમાં પ્રવૃત્ત રહ્યો : પ્રજાના પાલનના કાર્યમાં લાગ્યા રહીને મેં ક્યારેય ખાન–પાન કે શયનની પરવા કરી નથી. કેટલાક માણસો શિવની ઉપાસનામાં તત્પર રહે છે; કેટલાક લોકો ભગવાન સૂર્યના ભજન–ધ્યાનમાં સંલગ્ન રહે છે; કોઈ વળી બ્રહ્માજીના પથ પર ચાલે છે; જ્યારે બીજા કેટલાકો પાર્વતીજીની આરાધનામાં લાગેલા રહે છે. કેટલાક માણસો સાંજ–સવારે અગ્નિહોત્ર કર્મમાં રત હોય છે. 'બાળક હોય કે યુવક, વૃદ્ધ હોય કે ગર્ભિણી સ્ત્રી, કુમારી કન્યા, રોગી પુરુષ અથવા કોઈ કષ્ટથી પીડાતો મનુષ્ય–આ સર્વ ઉપવાસ કરી શકતા નથી.' આ પ્રકારની વાતો જેમણે કરી, તે બધાની વાતોનું મેં બધી રીતે ખંડન કર્યું અને ઘણા દિવસો સુધી પુરાણમાં કહેલાં વચનો દ્વારા પ્રજાના સુખ માટે મેં તેમને વારંવાર સમજાવ્યા. વિદ્વાનોને શાસ્ત્રદૃષ્ટિથી સમજાવીને, અને મૂર્ખાઓને દંડભીતિથી વશમાં રાખીને હું એકાદશીના દિવસે સર્વને નિરાહાર રાખતો આવ્યો છું.

'વત્સ! પોતાનાં હોય કે પારકાં, ક્યારેય કોઈને દુઃખ દેવું ન જોઈએ. જે રાજા પ્રજાની રક્ષા કરે છે, તેને પુરાણોમાં અક્ષયલોકની પ્રાપ્તિ થાય છે એમ કહે છે. તેથી હે સૌમ્ય! હું પ્રજાના કલ્યાણ માટે સદા કાર્યમાં કર્તવ્યના પાલનમાં લાગ્યો રહ્યો. પોતાના શરીરને વિશ્રામ આપવાનો ક્યારેય મને અવસર મળ્યો નહિ. બેટા! મને કદી મદિરા પીવાની કે જુગાર રમવા આદિના સુખની ઇચ્છા થતી નથી. વત્સ! આ દુર્વ્યસનોમાં ફસેલા રાજાનો જલદી નાશ થાય છે. પુત્ર! તમારા ઉપર રાજ્યનો ભાર મૂકીને. હું (પ્રજાજનોના રક્ષણ માટે) શિકાર ખેલવા જવા ચાહું છું, ને આ જ બહાને અનેકાનેક પર્વત, વન, નદી, અને ભાત–ભાતનાં સરોવર જોવા ઇચ્છું છું.'

ધર્માંગદ બોલ્યો : પિતાજી! હું આપનો રાજ્ય સંબંધી ભારે બોજો આજથી પોતાને માથે લઉં છું. આપની આજ્ઞાનું પાલન કરવા સિવાય મારા માટે બીજો કોઈ ધર્મ નથી. જે પિતાની વાત માનતો નથી, તે પુત્ર ધર્મનું આચરણ કરવા છતાંય

નરકમાં પડે છે, તેથી હું આપની આજ્ઞાનું પાલન કરીશ.'

આમ કહીને ધર્માંગદ હાથ જોડીને ઊભો રહ્યો. તેનાં આ વચન સાંભળીને રાજા રુકમાંગદ ખૂબ પ્રસન્ન થયા. તેમણે પ્રજાની રક્ષા માટે મૃગયા માટે વનમાં જવાનો નિશ્ચય કર્યો અને પુત્રની અનુમતિ પ્રાપ્ત કરી લીધી.

આ વાત જાણ્યા પછી ધર્માંગદે પ્રસન્નચિત્ત થઈને પ્રજાજનોને બોલાવીને આ પ્રમાણે કહ્યું : 'હે પ્રજાજનો! પિતાએ મને પ્રજાના પાલન અને કલ્યાણ માટે નિયુક્ત કર્યો છે. સર્વથા ધર્મ પાળવાની ઇચ્છા ધરાવનારા મારા જેવા પુત્રે પિતાની આજ્ઞાનું સદા પાલન કરવું જોઈએ. પુત્રના માટે પિતાના આદેશનું પાલન કરવા સિવાય બીજો કોઈ ધર્મ નથી. હવે હું રાજદંડ ધારણ કરીને રાજાના પદ પર સ્થિત થયો છું. હું જીવું ત્યાં સુધી અહીં યમરાજનું શાસન ચાલી શકે નહિ. આમ માનીને આપ સર્વ જનોએ ભગવાન ગરુડધ્વજનું સ્મરણ તથા ઈશ્વરે આપેલી બુદ્ધિથી કર્મ કરતા રહીને તેના દ્વારા ભગવાન જનાર્દનનું પૂજન કરતા રહેવું જોઈએ. સંસારના ભોગોથી મમતા દૂર કરી પોતપોતાની જાતિને માટે વિહિત કર્મ દ્વારા ભગવાનની પૂજા કરવી જોઈએ; આથી આપને અક્ષયલોકની પ્રાપ્તિ થશે. પ્રજાજનો! પિતાજીના માર્ગથી અધિક આ એક માર્ગ મેં આપને દેખાડ્યો છે. બ્રહ્માર્પણ ભાવથી કર્મમાં સંલગ્ન થઈને આપ સર્વ જન જ્ઞાનમાં નિપુણ થઈ જાઓ. એકાદશીએ ભોજન ન કરવું જોઈએ–આ પિતાજીએ બતાવેલો સનાતન માર્ગ તો છે જ; આ બ્રહ્મનિષ્ઠા રૂપ વિશેષ માર્ગ આપના માટે મેં બતાવ્યો છે. તત્ત્વવેત્તા પુરુષોએ આ બ્રહ્મનિષ્ઠા રૂપ માર્ગનું અવલંબન અવશ્ય કરવું જોઈએ. એથી આ સંસારમાં ફરીથી આવવું પડતું નથી.'

આ પ્રમાણે સર્વ પ્રજાને વિનયપૂર્વક વારંવાર આશ્વાસન આપીને ધર્માંગદ તેમના પાલનમાં લાગ્યો રહ્યો. અને એથી દિવસ કે રાત્રે સૂતો પણ નહિ. તે પોતાના શૌર્યથી પૃથ્વીને નિષ્કંટક બનાવી સર્વત્ર ભ્રમણ કરતો હતો. હાથીના મસ્તક પર મૂકેલું તેનું નગારું પ્રતિદિન વાગતું અને કર્તવ્યપાલનની ઘોષણા આ પ્રમાણે કરવામાં આવતી : 'હે પ્રજાજનો! (એકાદશી યુક્ત) દ્વાદશીએ ઉપવાસ કરતા રહીને મમતાથી રહિત થાઓ અને નાના પ્રકારનાં કાર્યોમાં દેવેશ્વર શ્રીહરિનું ચિંતન કર્યા કરો. ભગવાન પુરુષોત્તમ જ યજ્ઞ અને શ્રાદ્ધના ભોક્તા છે. સૂર્યમાં, શૂન્ય આકાશમાં, સકલ સૃષ્ટિમાં તે જગદીશ્વર ભગવાન વિષ્ણુ વ્યાપ્ત થઈને રહેલા છે. ધર્મ, અર્થ અને કામરૂપ ત્રિવર્ગની ઇચ્છા રાખનારા સર્વ મનુષ્યોએ તેમનું જ સ્મરણ કરવું જોઈએ. આ પ્રમાણે પોતાના વર્ણને ઉચિત કર્તવ્ય–કર્મનું આચરણ કરતા રહીને પણ તે જ ભગવાન માધવનું ચિંતન કરવું જોઈએ. તે ભગવાન પુરુષોત્તમ જ ભોક્તા અને ભોગ્ય છે; સર્વ કર્મોમાં તેમનો જ વિનિયોગ–તેમની જ પ્રસન્નતા માટે કર્મોનું અનુષ્ઠાન કરવાનું ઉચિત છે.'

આ પ્રમાણે મેઘની ગર્જના સમાન ગંભીર સ્વરથી ડંકો વગાડીને શ્રેષ્ઠ બ્રાહ્મણો ઉપર કહેલાં વચનોની પુનરુક્તિ કરતા હતા : હે બ્રાહ્મણો! આ રીતે ધર્મનું સંપાદન કરીને ધર્માંગદના પિતાએ જ્યારે એવું જાણ્યું કે મારો પુત્ર મારા કરતાં પણ વધારે કર્તવ્યપરાયણ છે, ત્યારે તેઓ અત્યંત પ્રસન્ન થઈને બીજી લક્ષ્મીના સમાન સુશોભિત પોતાની ધર્મપત્નીને કહેવા લાગ્યા : 'સંધ્યાવલિ! હું ધન્ય છું; તથા હે શ્રેષ્ઠ વર્ણવાળી દેવી! તમે

પણ ધન્ય છો; કારણ કે આપણે બન્નેએ ઉત્પન્ન કરેલો પુત્ર આ પૃથ્વી પર ચંદ્રમા સમાન ઉજ્જવળ કીર્તિથી પ્રકાશિત થઈ રહ્યો છે. સુંદરી! આ ચોક્કસ છે કે સદાચાર અને પરાક્રમથી સંપન્ન, વિનયશીલ તેમજ પ્રતાપી પુત્ર પ્રાપ્ત થાય તો પિતાને માટે ઘરમાં જ મોક્ષ છે. હવે હું પ્રસન્નતાપૂર્વક શિકાર રમવા તેમજ જંગલી પશુઓને મારવા માટે વનમાં જઈશ. હે વિશાલલોચને! ત્યાં સ્વચ્છંદે વિચરતો રહીને હું પ્રજાજનના રક્ષણનું કાર્ય કરીશ. ૧-૪૯

सोऽहं गमिष्यामि वनाय हृष्टो विहारशीलो मृगहिंसनाय। स्वेच्छाचरश्चाथ विशालनेत्रे विमुक्तपापो जनरक्षणाय ॥ ४९ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'રુકમાંગદ-ધર્માંગદ સંવાદ' નામનો ૯ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૦ : રુકમાંગદ–વામદેવ સંવાદ

वसिष्ठ उवाच

ततः प्राह विशालाक्षी भर्तुर्वाक्यं निशम्य सा।
सत्यमुक्तं त्वया राजन्पुत्रसौख्यात्परं सुखम् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા: પતિનું આ વચન સાંભળીને વિશાળ નેત્રવાળી રાણી સંધ્યાવલીએ કહ્યું: 'રાજન્! આપે પુત્રને સાતે દ્વીપોના પાલનનો ભાર સોંપી દીધો; હવે આ મૃગોની હિંસાનો ત્યાગ કરીને યજ્ઞો દ્વારા ભગવાન્ જનાર્દનની આરાધના કરો અને ભોગોની અભિલાષા છોડી દઈ દેવનદી ગંગાનું સેવન કરો. આપના માટે હવે આ જ ન્યાયોચિત કર્તવ્ય છે. મૃગોના પ્રાણ હરણ કરવા ન્યાયયુક્ત નથી. પુરાણોમાં કહ્યું છે કે અહિંસા પરમ ધર્મ છે. જે હિંસામાં પ્રવૃત્ત થાય છે, તેનો સર્વ ધર્મ વ્યર્થ થઈ જાય છે. રાજન્! વિદ્વાનોએ જીવહિંસા છ પ્રકારની કહી છે. પ્રથમ હિંસક તે છે, જે હિંસા કરવા માટે અનુમોદન આપે છે; બીજો તે છે, જે જીવને મારે છે: જે વિશ્વાસ ઉત્પન્ન કરીને જીવને ફસાવે છે, તે ત્રીજા પ્રકારનો હિંસક છે, મારેલા જીવનું માંસ ખાનારો ચોથો હિંસક છે. તે માંસને રાંધનારો પાંચમો હિંસક છે તથા હે રાજન્! તે વહેંચનારો અથવા પીરસનારો તે છઠ્ઠો હિંસક છે.

'વિદ્વાન પુરુષોએ હિંસાયુક્ત ધર્મને અધર્મ જ માન્યો છે. ધર્માત્મા રાજાઓમાં પણ મૃગોના પ્રતિ દયા-ભાવ હોવાનું જ શ્રેષ્ઠ મનાય છે. મેં આપના હિતની ભાવનાથી જ વારંવાર આપને મૃગયાથી રોકવાનો પ્રયત્ન કર્યો છે.'

આવી વાતો કહેતી પોતાની ધર્મપત્નીને રાજા રુકમાંગદે કહ્યું: 'દેવી! હું મૃગોની હત્યા નહિ કરું. મૃગયા કરવાના નિમિત્તે હાથમાં ધનુષ લઈને વિહરીશ. અહીં પ્રજાના માટે કંટકરૂપ જણાતાં હિંસક પ્રાણીઓનો જ હું વધ કરીશ. નગરમાં મારો પુત્ર રહેશે ને વનમાં હું રહીશ. વરાનને! રાજાએ હિંસક જંતુઓ અને લૂંટારાઓથી પ્રજાની રક્ષા કરવી જોઈએ. શુભે! પોતાના શરીરથી અથવા પુત્ર દ્વારા પ્રજાનું રક્ષણ કરવું એ પોતાનો ધર્મ છે. જે રાજા પ્રજાની રક્ષા કરતો નથી, તે ધર્માત્મા હોવા છતાં નરકમાં જાય છે; તેથી હે પ્રિયે! હું હિંસાભાવનો પરિત્યાગ કરીને જનરક્ષાના ઉદ્દેશથી વનમાં જઈશ.'

રાણી સંધ્યાવલીને આ પ્રમાણે કહીને રાજા રુકમાંગદ પોતાના ઉત્તમ અશ્વ પર આરૂઢ થયો. તે ઘોડો પૃથ્વીનું આભૂષણ, ચંદ્રમા સમાન ધવલ વર્ણ અને અશ્વસંબંધી દોષોથી રહિત હતો. રૂપમાં ઉચ્ચૈઃશ્રવા સમાન અને વેગમાં વાયુ સમાન હતો. રાજા રુકમાંગદ ધરણીને ધ્રુજાવતા હોય તેમ ચાલ્યા. તે નૃપશ્રેષ્ઠ! અનેક દેશો પસાર કરતા કરતા વનમાં જઈ પહોંચ્યા. તેમના

ઘોડાના વેગથી તિરસ્કૃત થઈને કેટલાય હાથી, રથ અને ઘોડાઓ પાછળ રહી જતા હતા. તે રાજા રુકમાંગદ એકસો આઠ યોજન ભૂમિનો પંથ કાપી મુનિઓના ઉત્તમ આશ્રમમાં જઈ પહોંચ્યા. ઘોડા પરથી ઊતરીને તેમણે આશ્રમની રમણીય ભૂમિમાં પ્રવેશ કર્યો. ત્યાં કેળાંનાં બગીચા આશ્રમની શોભામાં વૃદ્ધિ કરતા હતા. અશોક, બકુલ, પુન્નાગ તથા અર્જુન આદિ વૃક્ષોથી તે સ્થાન શોભતું હતું. રાજાએ આશ્રમમાં જઈને દ્વિજશ્રેષ્ઠ મહર્ષિ વામદેવનાં દર્શન કર્યાં. તેઓ અગ્નિ સમાન તેજસ્વી જણાતા હતા. તેઓ ઘણા શિષ્યોથી ઘેરાયેલા હતા. રાજાએ મુનિને આદરપૂર્વક પ્રણામ કર્યા. તે મહર્ષિએ પણ અર્ઘ્ય, પાદ્ય આદિ દ્વારા રાજાનો સત્કાર કર્યો. તેઓ દર્ભના આસન પર બેસીને હર્ષયુક્ત વાણીથી બોલ્યા : 'મુને! આજે મારું પાતક નષ્ટ થઈ ગયું. સારી રીતે ધ્યાનમાં તત્પર રહેનારા આપ જેવા મહાત્માનાં યુગલ ચરણારવિંદોનાં દર્શન કરીને મેં સમસ્ત પુણ્યકર્મોનું ફળ પ્રાપ્ત કરી લીધું.'

રાજા રુકમાંગદનાં વચન સાંભળીને વામદેવ અતિ પ્રસન્ન થયા અને કુશળ સમાચાર પૂછીને બોલ્યા : 'રાજન્! તમે અત્યંત પુણ્યાત્મા તથા ભગવાન વિષ્ણુના ભક્ત છો. મહાભાગ! તમારી દૃષ્ટિ પડવાથી મારો આ આશ્રમ આ પૃથ્વી પર અધિક પુણ્યમય થઈ ગયો. ભૂમંડળમાં એવો કયો રાજા હશે. જે તમારા સમાન હોઈ શકે? તમે યમરાજને જીતી લઈને તેના લોકમાં જવાનો માર્ગ જ નષ્ટ કરી નાખ્યો. રાજન્! સર્વ લોકોના પાપનો નાશ કરી (એકાદશીના યોગવાળી) દ્વાદશીનું વ્રત કરાવીને બધાને તમે વૈકુંઠ ધામમાં પહોંચાડી દીધા. સામ, દાન, દંડ અને ભેદ–આ ચાર પ્રકારના સુંદર ઉપાયોથી ભૂમંડળની પ્રજાને સંયમમાં રાખીને પોતાના કર્મ અથવા વિપરીત કર્મમાં લાગેલી સર્વ પ્રજાને તમે ભગવાન વિષ્ણુના ધામમાં મોકલી દીધી. નરેશ્વર! હું પણ તમારાં દર્શન કરવાની ઇચ્છા રાખતો હતો, તેથી તમે સ્વયં પ્રત્યક્ષ દર્શન આપ્યાં. હે મહીપાલ! ચાંડાળ પણ જો ભગવાન વિષ્ણુનો ભક્ત હોય તો તે દ્વિજ કરતાં પણ શ્રેષ્ઠ છે અને દ્વિજ પણ જો વિષ્ણુની ભક્તિથી રહિત હોય તો તે ચાંડાળ કરતાં પણ અધમ છે. ભૂપાલ! આ પૃથ્વી પર વિષ્ણુભક્ત રાજા દુર્લભ છે.[1] જે રાજા વિષ્ણુનો ભક્ત નથી, તે ભૂદેવી અને લક્ષ્મીદેવીની કૃપા પ્રાપ્ત કરી શકતો નથી. તમે ભગવાન વિષ્ણુની આરાધના કરીને ન્યાયોચિત કર્તવ્યનું જ પાલન કર્યું છે. નૃપતે! ભગવાનની આરાધનાથી તમે ધન્ય થઈ ગયા છો અને તમારાં દર્શનથી અમે પણ ધન્ય થઈ ગયા.'

વામદેવની આવી વાતો સાંભળીને નૃપશ્રેષ્ઠ વિનયી રુકમાંગદ અત્યંત નમ્રભાવથી બોલ્યા : 'દ્વિજશ્રેષ્ઠ! આપની ક્ષમા યાચું છું. ભગવન! આપ કહો છો, તેવો મહાન હું નથી. વિપ્રવર! આપનાં ચરણોની રજ સમાન પણ હું નથી. આ જગતમાં દેવતાઓ પણ બ્રાહ્મણોથી શ્રેષ્ઠ હોઈ શકતા નથી; કારણ કે બ્રાહ્મણો સંતુષ્ટ થવાથી જીવની ભગવાન વિષ્ણુમાં ભક્તિ થાય છે.' વામદેવે તેમને કહ્યું : 'રાજન્! અત્યારે તમે મારે ઘેરે આવ્યા છો; તમને ન આપી શકાય એવું કંઈ નથી; તેથી બોલો! હું તમને શું આપું? હે મહીપાલ! આ ભૂતલ પર જે સર્વને અભીષ્ટ વસ્તુ પ્રદાન કરે છે અને એકાદશીના દિવસે ડંકો વગાડી પ્રજાને ભોજન કરવાથી અટકાવે છે, તેને એવી કઈ વસ્તુ છે, જે ન આપી શકાય?'

---

१ श्वपचोऽपि महीपाल विष्णुभक्तो द्विजाधिकः।
विष्णुभक्तिविहीनस्तु द्विजोऽपि श्वपचाधिकः।
दुर्लभा भूप राजानो विष्णुभक्ता महीतले॥
(ना. उत्तर० १०–३७,३८)

રાજાએ હાથ જોડીને વિપ્રવર વામદેવને કહ્યું : 'બ્રહ્મન્! આપનાં યુગલ ચરણોનાં દર્શનથી મને સર્વ કંઈ મળી ગયું. મારા મનમાં ઘણા દિવસોથી એક સંશય છે, તેના જ વિષયમાં હું આપને પૂછું છું; કારણ કે આપ સર્વ સંદેહોનું નિવારણ કરનારા બ્રાહ્મણશિરોમણિ છો. મને કયા સત્કર્મના ફળથી ત્રિભુવનસુંદરી પત્ની પ્રાપ્ત થઈ છે, જે સદા મને પોતાની દૃષ્ટિથી કામદેવ કરતાં પણ અધિક સુંદર જુએ છે? પરમ સુંદરી દેવી સંધ્યાવલી જ્યાં જ્યાં પગ મૂકે છે, ત્યાં ત્યાં પૃથ્વી ગુપ્ત નિધિ( ખજાના )ને પ્રકાશિત કરી દે છે. તેનાં અંગોમાં ઘડપણનો પ્રવેશ થતો નથી. હે મુનિશ્રેષ્ઠ! તે સદા શરત્કાળના ચંદ્રમાની ચાંદની જેવી સુશોભિત રહે છે. વિપ્રવર! તે અગ્નિની સહાય વિના પણ ષડ્રસ ભોજન તૈયાર કરી શકે છે અને અલ્પ બનાવેલી રસોઈમાં કરોડો મનુષ્ય જમી લે છે. તે પતિવ્રતા, દાનશીલા તથા સમસ્ત પ્રાણીઓને સુખ આપનારી છે. તેણે ઊંઘમાં પણ વાણીથીય ક્યારેય મારી અવહેલના કરી નથી. તેના ગર્ભથી ઉત્પન્ન થયેલો પુત્ર સદા મારી આજ્ઞાના પાલનમાં તત્પર રહે છે. દ્વિજશ્રેષ્ઠ! મને એવું લાગે છે કે, આ ભૂતલ પર કેવળ હું જ પુત્રવાન છું ને એ મારો પુત્ર પિતાનો ભક્ત છે તથા ગુણોનો સંગ્રહ કરવામાં એ પિતાથી પણ અધિક છે. હું ભૂમંડળમાં કેવળ એક દ્વીપના સ્વામીરૂપે પ્રસિદ્ધ હતો, પરંતુ મારો પુત્ર મારા કરતાં પણ વધી ગયો. તે સાત્તે દ્વીપોની પૃથ્વીનો પાલક છે. વિપ્રવર! એ મારા માટે વિદ્યુલ્લેખા નામથી વિખ્યાત રાજકુમારી લઈ આવ્યો છે અને યુદ્ધમાં તેણે વિરોધી રાજાઓને પરાજિત કર્યા છે. તે રૂપની સંપત્તિથી પણ સુશોભિત છે. તેણે સેનાપતિ થઈને છ માસ સુધી યુદ્ધ કર્યું અને શત્રુપક્ષના સૈનિકોને જીતીને બધાને નિઃશસ્ત્ર કરી નાખ્યા. શ્રી રાજ્યમાં જઈને તેણે ત્યાંની સ્ત્રીઓને યુદ્ધમાં જીતી લઈ તેમાંની આઠ સુંદરીઓને લાવી મને સમર્પિત કરી તેમ જ તે સર્વની આગળ માતૃભાવથી મસ્તક નમાવી વારંવાર તેમને પ્રણામ કર્યા. પૃથ્વી પર તેણે જે જે દિવ્ય વસ્ત્ર તથા દિવ્ય રત્ન પ્રાપ્ત કર્યાં, તે તે સર્વ લાવીને મને આપી દીધાં. આથી તેની માતાએ તેની ભારે પ્રશંસા કરી. તે એક જ દિવસમાં અનેક યોજનમાં ફેલાયેલા પટવાળી વિશાલ સમસ્ત પૃથ્વીને વટાવી રાતે મારા પગમાં તેલ ચોળવા માટે ફરીથી ઘેર પાછો આવી જાય છે. અર્ધરાત્રિ સુધી મારા શરીરની સેવા કરીને તે દ્વાર પર કવચ ધારણ કરીને ઊભો રહે છે અને ઊંઘથી વ્યાકુળ ઇંદ્રિયોવાળા સેવકોને જાગ્રત કરતો રહે છે. મુનિશ્રેષ્ઠ! મારું આ શરીર પણ નીરોગી રહે છે. મને અનંત સુખ પ્રાપ્ત થયેલું છે અને ઘરમાં મારી પ્રિય પત્ની સદા મારે અધીન રહે છે. પૃથ્વી પર સર્વ માણસો મારી આજ્ઞાનું પાલન કરનારા છે. કયા કર્મના પ્રભાવથી આ સમયે મને આ સુખ પ્રાપ્ત થયું છે?

તે સત્કર્મ આ જન્મમાં કરેલું છે કે બીજા જન્મનું? બ્રહ્મન્! આપ પોતાની બુદ્ધિથી વિચાર કરીને મારું પુણ્ય મને જણાવો. મારા શરીરમાં રોગ નથી, મારી પત્ની મારા વશમાં રહે છે. ઘરમાં અનંત ઐશ્વર્ય છે. ભગવાનનાં ચરણોમાં મારી ભક્તિ છે. વિદ્વાનો વિષે મને આદર છે અને બ્રાહ્મણોને દાન આપવાની મારામાં શક્તિ છે. તેથી હું એમ માનું છું કે આ કોઈ ( વિશેષ ) પુણ્યકર્મનું ફળ છે.' ૧–૯૮

देहे न रोगो वशगा प्रिया च गृहे विभूतिर्नृहरौ च भक्तिः । विद्वत्सु पूजा द्विजदानशक्तिर्मन्येऽहमेतत्सुकृतप्रसूतम् ॥ ९८ ॥

૧૦ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૧ : મોહિનીદર્શન

वसिष्ठ उवाच

तच्छ्रुत्वा नृपतेर्वाक्यं महाज्ञानी मुनीश्वरः ।

चिन्तयित्वा क्षणं ज्ञात्वा कारणं तमुवाच ह ॥१॥

વસિષ્ઠ બોલ્યા : રાજાનું આ વચન સાંભળીને મહાજ્ઞાની મુનીશ્વર વામદેવે એક ક્ષણભર કંઈક ચિંતન કર્યું. પછી રાજાના સુખ–સૌભાગ્યનું કારણ જાણીને તેઓ આ પ્રમાણે કહેવા લાગ્યા.

વામદેવ બોલ્યા : મહીપાલ ! તમે પૂર્વ-જન્મમાં શૂદ્ર જાતિમાં ઉત્પન્ન થયા હતા. તે સમયે દરિદ્રતા તથા દુષ્ટ ભાર્યાએ તમારો ઘણો તિરસ્કાર કર્યો હતો. તમારી સ્ત્રી પરપુરુષનું સેવન કરતી હતી. રાજન્ ! તમે આવી સ્ત્રી સાથે ઘણાં વર્ષ સુધી રહીને દુઃખથી સંતાપ પામતા રહ્યા. એક સમયે કોઈ બ્રાહ્મણના સંસર્ગથી તમે તીર્થયાત્રા કરવા ગયા. પછી સર્વ તીર્થોમાં ભ્રમણ કરી બ્રાહ્મણની સેવામાં તત્પર થઈ તમે પુણ્યમયી મથુરાપુરીમાં જઈ પહોંચ્યા. હે મહીપતે ! ત્યાં બ્રાહ્મણ દેવતાના સંગને લીધે તમે યમુનાજીનાં સર્વ તીર્થોમાં ઉત્તમ–વિશ્રામઘાટ નામના તીર્થમાં સ્નાન કરીને ભગવાન વારાહના મંદિરમાં 'અશૂન્યશયનવ્રત'ના વિષયમાં થતી પુરાણ કથા સાંભળી. એનું અનુષ્ઠાન કરવાથી મેઘના સમાન શ્યામ વર્ણવાળા દેવેશ્વર–સર્વ પાપપુંજનો નાશ કરનારા જગન્નાથ પ્રસન્ન થાય છે. એ કથાના ચાર પારાયણથી તેની સિદ્ધિ થાય છે. રાજન્ ! તમે ઘેરે પાછા ફર્યા પછી તે પવિત્ર અશૂન્યશયનવ્રત જે પરમ અભ્યુદય પ્રદાન કરનારું છે તેનું આચરણ કર્યું. હે મહીપતે ! શ્રાવણ માસની દ્વિતીયાએ આ પુણ્યમય વ્રત ગ્રહણ કરવું જોઈએ. આથી જન્મ, મૃત્યુ અને જરા અવસ્થાનો નાશ થાય છે. હે પૃથ્વીપતે ! આ વ્રતમાં ફળ, ફૂલ, ધૂપ, લાલ ચંદન, શય્યાદાન, વસ્ત્રદાન અને બ્રાહ્મણ-ભોજન આદિ દ્વારા લક્ષ્મી સહિત ભગવાન વિષ્ણુની પૂજા કરવી જોઈએ. રાજન્ ! તમે આ સર્વ દુસ્તર કર્મ પણ પૂરું કર્યું. મહીપતે ! તમે જે પહેલા પુણ્યના ફલસ્વરૂપ સુખ વિસ્તારપૂર્વક જણાવ્યાં છે, તે આ વ્રતના પ્રભાવથી જ પ્રાપ્ત થયાં છે. સાંભળો, જેના ઉપર ભગવાન જગન્નાથ પ્રસન્ન ન હોય, તેને અહીં આ સુખ હોઈ શકતાં જ નથી, એ નિશ્ચિત છે. રાજેંદ્ર ! આ જન્મમાં પણ તમે ( એકાદશીથી યુક્ત ) દ્વાદશી વ્રત દ્વારા શ્રીહરિની પૂજા કરો છો. રાજન્ ! આથી તમને નિશ્ચયપૂર્વક ભગવાન વિષ્ણુનું સાયુજ્ય પ્રાપ્ત થશે.

રાજા બોલ્યા : દ્વિજશ્રેષ્ઠ ! આપની આજ્ઞા હોય તો હું મંદરાચલ પર જવા ઉત્સુક છું. રાજ્યના શાસનનો ભાર મારા પુત્ર પર છોડીને હું હળવો થઈ ગયો છું. હવે મારા કર્તવ્યનું પાલન મારો પુત્ર કરશે.

રાજાની વાત સાંભળીને વામદેવજી આ પ્રમાણે બોલ્યા : 'નૃપશ્રેષ્ઠ ! સદા પ્રેમ-પૂર્વક પિતાને ક્લેશમાંથી મુક્ત કરતા રહેવું, આ પુત્રનું સર્વથી મહાન કર્તવ્ય છે. જે મન, વાણી અને શરીરની શક્તિથી સદા પિતાની આજ્ઞાનું પાલન કરે છે, તેને પ્રતિદિન ગંગામાં સ્નાન કર્યાનું ફળ મળે છે. જે પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને ગંગાસ્નાન કરવા માટે જાય છે, તે પુત્રની શુદ્ધિ થતી નથી, આ વૈદિક શ્રુતિનું કથન છે.× હે ભૂપાલ ! તમે ઇચ્છાનુસાર વિહાર કરો. તમે પોતાનું સર્વ કર્તવ્ય

---

× एतद्धि परमं कृत्यं पुत्रस्य नृपपुंगव ।
यत्क्लेशात् पितरं प्रेम्णा विमोचयति सर्वदा ॥
पितुर्वचनकारी च मनोवाक्कायशक्तितः ।
तस्य भागीरथीस्नानमहन्यहनि जायते ।
निरस्य पितृवाक्यं तु व्रजेत्स्नातुं सुरापगाम् ।
नो शुद्धिस्तस्य पुत्रस्य इतीत्थं वैदिकी श्रुतिः ॥
( ना. ઉત્તર० ૧૧ ૨૧–૨૩ )

પૂરું કરી લીધું.'

મુનિએ આ પ્રમાણે કહેવાથી શ્રીમાન રાજા રુકમાંગદે ઘોડા પર આરૂઢ થઈને સાક્ષાત્ વાયુના સમાન શીઘ્ર ગતિથી પ્રયાણ કર્યું. માર્ગમાં અબકાનેક પર્વત, વન, નદી, સરોવર તથા ઉપવન આદિ સંપૂર્ણ આશ્ચર્યમય દશ્યોને જોતા જોતા તે રાજાધિરાજ રુકમાંગદ થોડાક જ સમયમાં શ્વેતગિરિ, ગન્ધમાદન અને મહામેરુને પસાર કરી ઉત્તર–કુરુવર્ષને જોતા મંદરાચલ પર્વત પર જઈ પહોંચ્યા. એ પર્વત સર્વ બાજુએથી સુવર્ણથી આચ્છાદિત હતો. ત્યાં ઘણા ઝરાઓ વહી રહ્યા હતા. અનેક કન્દરાઓ તે પર્વતની શોભાને વધારી રહી હતી. સહસ્રો નદીઓથી પૂર્ણ મંદરાચલ ગંગાનાં પવિત્ર નીરથી પણ પ્રક્ષાલિત થઈ રહ્યો હતો. આ સર્વ જોતા જોતા રાજા રુકમાંગદ મહાપર્વતની સમીપ જઈ પહોંચ્યા. તે પછી તેમણે સમસ્ત મૃગ આદિ પશુઓ અને પક્ષીઓના સમુદાયને સંગીતના ધ્વનિથી આકર્ષાઈને શીઘ્રતાપૂર્વક તે તરફ જતો જોયો. મોહિનીના કંઠમાંથી નીકળેલા સંગીતનો આ ધ્વનિ હતો. તેમને જતાં જોઈને રાજા રુકમાંગદ પોતે પણ તેમની સાથે શીઘ્રતાપૂર્વક ચાલવા લાગ્યા. મોહિનીના કંઠમાંથી નીકળેલા સંગીતનો ધ્વનિ રાજાના કાન પર પણ પડ્યો. જેથી મોહિત થઈને તેમણે ઘોડો ત્યાં જ છોડી દીધો અને પર્વતના માર્ગને કાપતા તેઓ ક્ષણવારમાં તેની પાસે પહોંચી ગયા. તપાવેલા સુવર્ણ સમાન કાન્તિવાળી એક દિવ્ય નારી તેમણે પર્વત પર બેઠેલી જોઈ. ગિરિરાજકન્યા પાર્વતીની રૂપરાશિ તેના રૂપમાં અભિવ્યક્ત થઈ હોય તેમ જણાતું હતું. તેને જોઈને, તેની પાસે ઊભા રહી, રાજા તે મોહિનીના રૂપને નીરખવા લાગ્યા. તેને જોતાં જોતાં તેઓ મોહિત થઈને ત્યાં જ ઢળી પડ્યા. મોહિનીએ વીણાને એક બાજુએ મૂકી દઈને ગીત બંધ કરી દીધું. તે દેવી રાજાની પાસે ગઈ. મોહિની સંતપ્ત રાજા રુકમાંગદને મધુર મનોરમ વચનોમાં કહેવા લાગી : 'રાજન્! ઊઠો, હું આપના વશમાં છું. મૂર્છાથી આપ પોતાના શરીરને શાથી ક્ષીણ કરી રહ્યા છો? ભૂપાલ! આપ તો પૃથ્વીના આ મહાન ભારને તણખલા સમાન સમજીને વહન કરતા આવ્યા છો, તો પછી આજે મોહિત શાથી થઈ રહ્યો છો? સક્ષમતાપૂર્વક પોતાની જાતને સંભાળો. આપ ધીર છો, વીર છો. આપની ચેષ્ટાઓ ઉદારતાપૂર્ણ છે. રાજરાજેશ્વર! જો મારી સાથે અત્યંત મનોરમ તેમ જ મનને અનુકૂળ ક્રીડા કરવાની આપના મનમાં ઇચ્છા હોય તો મને ધર્મયુક્ત દાન આપીને પોતાની દાસીની જેમ મારો ઉપભોગ કરો.' ૧–૪૭

यद्यस्ति वाञ्छा तव भूपतीश ममानुकूले सुरतेऽतिहृद्ये। प्रदाय दानं च सुधर्मयुक्तं भुङ्क्ष्व स्वदासीमिव मां रतिज्ञाम्॥ ४७

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'મોહિની દર્શન' નામનો ૧૧ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૨ : રાજાની પ્રણયયાચના

वसिष्ठ उवाच

व्याहृते शोभने वाक्ये मोहिन्या नृपतिस्तदा।
उन्मील्य नेत्रे राजेन्द्र शतपत्रनिभे तदा॥ १॥

વસિષ્ઠ બોલ્યા : મોહિનીએ આ પ્રમાણે સુંદર વચનો કહ્યાથી રાજા રુકમાંગદ આંખો ખોલીને ગદ્‌ગદ કંઠથી બોલ્યા : 'મેં પૂર્ણ ચંદ્રમાના સમાન સુંદર મુખવાળી ઘણી રમણીઓને જોઈ છે, પરંતુ આવું રૂપ મેં ક્યાંય જોયું નથી કે જેવું વિશ્વમોહન રૂપ તમે ધારણ કર્યું છે. વરાનને! હું તમારા દર્શન માત્રથી એવો તો મોહિત થઈ ગયો કે તમારી સાથે વાત પણ કરી શક્યો નહિ.

અને ધરણી પર ઢળી પડ્યો. મારા પર કૃપા કરો. તમારા મનમાં જે કોઈ પણ વસ્તુની અભિલાષા હશે, તે સર્વ હું તમને આપીશ. હું સમગ્ર પૃથ્વી તમારી સેવામાં ધરી દઈશ અને તેની સાથે જ કોશ–ખજાનો, હાથી, ઘોડા, મંત્રી અને નગર આદિ પણ તમારે અધીન થઈ જશે. તમારા માટે હું મારી જાતને પણ અર્પણ કરી દઈશ; પછી ધન, રત્ન આદિની તો વાત જ શી! તેથી હે મોહિની! મારા પર પ્રસન્ન થાઓ.

રાજાનું મધુર વચન સાંભળીને મોહિનીએ મંદ સ્મિત કરતાં તે સમયે તેમને ઉઠાડ્યા, અને તે બોલી: 'વસુધાપતે! હું આપની પાસે પર્વતો સહિત પૃથ્વી નથી માગતી. મારી આટલી જ ઇચ્છા છે કે, હું જે સમયે જે કહું તેનું નિઃશંક થઈને આપ પાલન કરતા રહો. આ શરતનો આપ જો સ્વીકાર કરો તો હું નિઃસંદેહ આપની સેવા કરીશ.'

રાજા બોલ્યા: દેવિ! તમે જેનાથી સંતુષ્ટ થાઓ, તે શરતનો હું સ્વીકાર કરું છું.

મોહિની બોલી: આપ આપનો જમણો હાથ મને આપો, કારણ કે તે ઘણાં ધર્મ કાર્ય કરનારો હાથ છે. હે રાજન્! તે મળવાથી અને આપની વાત પર વિશ્વાસ થઈ જશે. આપ ધર્મશીલ રાજા છો. આપ સમય આવ્યેથી ક્યારેય અસત્ય નહિ બોલો.

રાજન્! મોહિનીએ આમ કહ્યાથી મહારાજા રુક્માંગદનું મન પ્રસન્ન થઈ ગયું અને તેઓ આ પ્રમાણે બોલ્યા: 'સુંદરી! જન્મથી લઈને આજ સુધી મેં વિનોદમાં પણ ક્યારેય અસત્ય ભાષણ કર્યું નથી; લો! પુણ્ય–ચિહ્નથી યુક્ત આ મારો જમણો હાથ મેં તમને આપ્યો. મેં જન્મથી લઈ આજ સુધી જે કાંઈ પણ પુણ્ય કર્યું છે, તે બધું જો હું તમારી વાત ન માનું તો તમારું જ થઈ જાય. મેં ધર્મને જ સાક્ષીનું સ્થાન આપ્યું છે. કલ્યાણી! હવે તમે મારાં પત્ની થાઓ! હું ઇક્ષ્વાકુ કુળમાં ઉત્પન્ન થયો છું. મારું નામ રુક્માંગદ છે. હું ઋતુધ્વજનો પુત્ર છું અને મારા પુત્રનું નામ ધર્માંગદ છે. તમે મારી પ્રાર્થનાનો ઉત્તર આપીને મારા ઉપર કૃપાદૃષ્ટિ કરો.'

રાજાએ એમ કહ્યું એટલે મોહિની તેમને ઉત્તર આપતાં બોલી: 'રાજન્! હું બ્રહ્માજીની પુત્રી છું. આપની કીર્તિ સાંભળીને આપને માટે જ આ સ્વર્ણમય મંદરાચલ પર આવી છું. કેવળ આપનામાં મન લગાડીને અહીં તપશ્ચર્યામાં તત્પર હતી અને દેવેશ્વર ભગવાન શંકરનું સંગીતગાન દ્વારા પૂજન કરી રહી હતી. મને વિશ્વાસ છે કે સંગીતનું ગાન દેવતાઓને અધિક પ્રિય છે. સંગીતથી સંતુષ્ટ થઈને ભગવાન પશુપતિ તત્કાલ ફળ આપે છે. તેથી જ તો મારા પ્રિયતમ એવા આપને મેં શીઘ્ર પ્રાપ્ત કરી લીધા. રાજન્! આપનો મારા પર પ્રેમ છે અને હું પણ આપની સાથે પ્રેમ કરું છું.' રાજાને આ પ્રમાણે કહીને મોહિનીએ તેમનો હાથ ઝડપથી પકડી લીધો અને પૃથ્વી પર પડેલા રાજાને ઇંદ્રની યષ્ટિકાની જેમ ઉપાડી લીધો. ૧–૩૩

तमेवमुक्त्वा द्विजराजवक्त्रा करं गृहीत्वा नृपतेस्तु वेगात्। उत्थापयामास धरा शयानमिन्द्रस्य यष्टीमिव मोहिनी सा ॥ ३२ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'રાજાની પ્રણયયાચના' નામનો ૧૨ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૩ : મોહિનીનું સંમોહન

वसिष्ठ उवाच

उत्थापयित्वा राजानं मोहिनी वाक्यमब्रवीत्।
मा शंकां कुरु राजेन्द्र कुमारीं विद्धयकल्मषाम् ॥१॥

વસિષ્ઠ બોલ્યા: રાજાને ઉઠાડીને તે પછી મોહિની તેમને કહેવા લાગી: 'હે

રાજેંદ્ર! મારા વિષે કોઈ શંકા મનમાં લાવશો નહીં! મને કુમારી તેમજ પાપ-રહિત જાણો.

હે મહીપાલ! ગૃહ્યસૂત્રમાં નિર્દિષ્ટ કરેલા વિધિ અનુસાર આપ મારી સાથે લગ્ન કરો. રાજન્! જો લગ્ન કર્યા વિનાની કન્યા ગર્ભ ધારણ કરે તો તે સર્વ વર્ણોમાં નિંદિત ચાંડાલ પુત્રને જન્મ આપે છે. પુરાણમાં વિદ્વાન પુરુષોએ ત્રણ પ્રકારની ચાંડાલ યોનિ માની છે–પ્રથમ તો તે, જે કુમારી કન્યાથી ઉત્પન્ન થયો છે; બીજો તે, જે લગ્ન થયા છતાં પણ સગોત્ર કન્યાના પેટથી પેદા થયો છે. નૃપ-શ્રેષ્ઠ! શૂદ્રના વીર્ય દ્વારા બ્રાહ્મણીના ગર્ભથી ઉત્પન્ન થયેલો પુત્ર ત્રીજા પ્રકારનો ચાંડાલ છે.[1] મહારાજ! હું કુમારી છું તેથી આપ મારી સાથે લગ્ન કરી લો.'

તે પછી રાજા રુકમાંગદે મંદરાચલ પર તે ચપલનયના મોહિની સાથે લગ્ન કર્યું અને તેની સાથે આનંદથી રહેવા લાગ્યા.

રાજા બોલ્યા : વરાનને! આ મંદરાચલ પર તમારા મળવાથી મને જેવું સુખ મળી રહ્યું છે તેવું સુખ સ્વર્ગ પ્રાપ્ત થયાથી પણ મને મળી શકે નહીં. બાલે! તમે અહીં જ મારી સાથે રહેશો કે મારા રાજમહેલમાં?

રાજા રુકમાંગદની વાત સાંભળીને મોહિનીએ અનુરાગપૂર્વક મધુર વાણીમાં કહ્યું : 'રાજન્! જ્યાં આપને સુખ મળે, ત્યાં જ હું પણ રહીશ. સ્વામીનું નિવાસસ્થાન ધન-વૈભવથી રહિત હોય, તો પણ પત્નીએ ત્યાં જ નિવાસ કરવો જોઈએ. તેના માટે પતિનું સામીપ્ય જ સુવર્ણમય મેરુ-પર્વત હોવાનું જણાવવામાં આવ્યું છે. નારીને માટે પતિના નિવાસસ્થાનને છોડીને પિતાને ઘેર રહેવાનું પણ વર્જિત છે. પિતાના સ્થાન અને આશ્રયમાં આસક્ત થનારી સ્ત્રી નરકમાં ડૂબે છે. તે સર્વ ધર્મોથી રહિત થઈને સૂકર યોનિમાં જન્મ લે છે.[1] આ પ્રમાણે પતિના નિવાસસ્થાનથી અન્યત્ર રહેવામાં જે દોષ છે, તે હું જાણું છું; તેથી હું આપની સાથે જ ચાલીશ. સુખમાં અને દુઃખમાં આપ જ મારા નાથ છો.'

મોહિનીનું આ કથન સાંભળીને રાજાનું હૃદય પ્રસન્નતાથી ખીલી ઊઠ્યું. તેઓ તે સુંદરીને હૈયા સાથે ચાંપીને બોલ્યા : 'પ્રિયે! મારી સમસ્ત પત્નીઓમાં તમારું સ્થાન સર્વોપરી હશે. મારા ઘરમાં તમે પ્રાણથી પણ વધારે વહાલાં થઈને રહેશો. આવો, હવે આપણે સુખપૂર્વક રાજધાની ભણી જઈએ. અને સ્વેચ્છાપૂર્વક તમે ત્યાંના ભોગો મારી સાથે ભોગવો.' રાજા રુકમાંગદે આ પ્રમાણે કહેવાથી પોતાના વિનાશ માટે ચંદ્રમા સમાન મુખવાળી નૂપુર ઝણકાર કરતી અને તે પર્વતની શોભાને પોતાની સાથે ખેંચી જતી મોહિની (રાજા રુકમાંગદની સાથે રાજધાની ભણી) પ્રસ્થાન કરી ગઈ. ૧–૨૫

सा त्वेवमुक्ता शशिगौरवक्त्रा रुक्मांगदेनात्मविनाशनाय। सम्प्रस्थिता नूपुरघोषयुक्ता विकर्षयन्ती गिरिजातशोभाम्॥ २५॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'મોહિનીનું સંમોહન' નામનો ૧૩ મો અધ્યાય સંપૂર્ણ

---

1. चाण्डाल्योनयस्तिस्रः पुराणे कवयो विदुः॥
कुमारीसम्भवा त्वेका सगोत्रापि द्वितीयका।
ब्राह्मण्यां शूद्रजनिता तृतीया नृपपुङ्गव।
(ના. ઉત્તર૦ ૧૩–૩,૪)

1. भर्तृस्थानं परित्यज्य स्वपितुर्वापि वर्जितम्॥
पितृस्थानाश्रयरता नारी तमसि मज्जति।
सर्वधर्मविहीनापि नारी भवति सूकरी॥
(ના. ઉત્તર૦ ૧૩–૧૮,૧૯)

## અધ્યાય ૧૪ : એકાદશીના પુણ્ય-પ્રદાનથી ગરોળીનો ઉદ્ધાર

वसिष्ठ उवाच

सम्प्रस्थितावुभौ राजन्गिरिशीर्षाद्धरातलम् ।
पश्यमानौ बहून्भावान्गिरिजातान्मनोहरान् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા : રાજન્ ! તે બન્ને પતિ-પત્ની મંદરાચલના શિખરથી નીચે ઊતરીને ધરાતલ પર જવા લાગ્યાં. માર્ગમાં અનેક મનોહર પર્વતનાં દશ્યોને જોતાં જોતાં ધીમે ધીમે નીચે પૃથ્વી પર આવ્યાં. પછી રાજાએ પોતાના શ્રેષ્ઠ ઘોડાને જોયો. તે વજ્રના જેવા કઠણ દાબડાઓથી ધરતીને ઝડપથી ખોદી રહ્યો હતો. તે ભૂ–ભાગની અંદર એક ગરોળી રહેતી હતી. પોતાના તીણા અને કઠણ દાબડાથી તે ઘોડો જ્યારે ધરતી ખોદી રહ્યો હતો, ત્યારે તે જ સમયે એક ગરોળી તે ભાગમાંથી બહાર નીકળીને જવા લાગી. એટલામાં જ દાબડાના આઘાતથી તેનું શરીર છૂંદાઈ ગયું. દયાળુ રાજા રુક્માંગદ તેની આવી દશા જોતાં જ ઝડપથી દોડીને ઝાડનાં કૂણાં કૂણાં પાંદડાં લઈ આવ્યા અને તે તેનાથી તેમણે પોતે તેને દાબડા નીચેથી ઉપાડી ઘાસ અને તણખલાંઓથી છવાયેલી ભૂમિ પર મૂકી દીધી. તે ગરોળીને મૂર્છિત થયેલી જોઈને તેમણે મોહિનીને કહ્યું : 'સુંદરી ! શીઘ્ર જળ લઈ આવો. હે કમલલોચને ! આ ગરોળી કચડાઈને મૂર્છિત થઈ ગઈ છે, તેના પર હું જળ છાંટીશ.'

સ્વામીની આજ્ઞાથી મોહિની શીતલ જળ લઈ આવી. રાજાએ તે જળ બેભાન થયેલી ગરોળી પર છાંટ્યું. રાજન્ ! શીતલ જળના સિંચનથી તેની ગયેલી ચેતના ફરીથી તેને પ્રાપ્ત થઈ. એમ તેવું વાગ્યું હોય તોય તેના પર શીતળ જળ છાંટવું અથવા ભીના લૂગડાથી તેના પર પાટો બાંધી દેવો. રાજન્ ! ગરોળી ભાનમાં આવ્યા પછી રાજાને પોતાની પાસે બેઠેલા જોઈને દુઃખથી પીડાતી તે ધીરે ધીરે આ પ્રમાણે (મનુષ્યની વાણીમાં) બોલી :

'મહાબાહુ રુક્માંગદ ! મારા પૂર્વજન્મનું ચરિત્ર સાંભળો ! રમણીય શાકલ નગરમાં હું એક બ્રાહ્મણની પત્ની હતી. પ્રભો ! મારામાં રૂપ હતું, યૌવન હતું, તોપણ હું મારા પતિને અત્યંત વહાલી ન થઈ શકી. તેઓ હમેશાં મારી સાથે દ્વેષ રાખતા અને મને કડવાં વેણ કહી મારો તિરસ્કાર કરતા. મહારાજ ! આથી મેં ક્રોધે ભરાઈને, પતિને વશ કરવા માટેનું ઔષધ મેળવવા માટે પતિથી ત્યજાયેલી પણ પાછળથી પોતાના પતિને વશ કરી લીધા હતા એવી સ્ત્રીઓની સલાહ લીધી. મેં તેમને પૂછવાથી તે સ્ત્રીઓએ કહ્યું : 'તમારા પતિ અવશ્ય તમારે વશ થઈ જશે. આનો એક ઉપાય છે. અહીં એક વેરાગણ રહે છે. તેણે જ આપેલી દવાઓથી અમારા પતિ વશમાં આવી ગયા છે. હે વરારોહે ! તમે પણ તે જ વેરાગણને પૂછો. તે તમને કોઈ સારી દવા આપશે, તેના પર કોઈ જાતનો વહેમ રાખશો નહિ.'

રાજન્ ! તે સ્ત્રીઓના કહેવાથી તરત હું તે વેરાગણ પાસે ગઈ અને તેની પાસેથી કોઈક ચૂર્ણ અને તેણે તૈયાર કરી આપેલો એક દોરો લઈ હું ઘેર પાછી ફરી અને બીજે દિવસે સવારે દૂધની સાથે મારા પતિને તે ચૂર્ણ પાઈ દીધું તેમ જ દોરો તેમના ગળામાં બાંધી દીધો.

હે નૃપશ્રેષ્ઠ ! જે દિવસે મારા પતિએ તે ચૂર્ણ દૂધમાં પીધું તે જ દિવસથી તેમને ક્ષયનો રોગ લાગુ પડ્યો અને તેઓ દિવસે દિવસે નંખાતા ગયા. તેમના ગુહ્ય અંગમાં ચાંદી પડવાથી વ્રણ થયો અને તેમાં કીડા પડી ગયા. થોડાક દિવસોમાં મારા પતિ નિસ્તેજ થઈ ગયા. તેમની ઇંદ્રિયો ખળભળી ઊઠી. તેઓ રાત–દિવસ આક્રંદ કરી વારંવાર મને કહેવા લાગ્યા : 'સુંદરી ! હું તમારો દાસ છું, તમારા શરણે આવ્યો છું. હવેથી

હું ક્યારેય પરદારાઓ પાસે જઈશ નહીં, પારકી સ્ત્રીઓનું ક્યારેય સેવન નહિ કરું, મારી રક્ષા કરો–મને બચાવો.'

હે મહીપતે! તેમનું તે રુદન સાંભળીને હું ફરીથી તે વેરાગણ પાસે ગઈ અને મારા પતિને કેવી રીતે આરામ થશે તે પૂછવાથી તેણે બળતરા મટવા માટેની એક બીજી દવા આપી. તે દવા પાવાથી મારા પતિ તત્કાળ સાજા થઈ ગયા અને ત્યારથી મારા પતિ મારા વશમાં આવી ગયા અને મારા કહ્યા પ્રમાણે વર્તવા લાગ્યા.

થોડા સમય પછી મારું મૃત્યુ થયું અને હું નરક–યાતનામાં પડી. મને તાંબાના વાસણમાં મૂકીને પંદર યુગો સુધી બાળવામાં આવી જ્યારે થોડુંક પાપ બાકી રહ્યું ત્યારે મને આ પૃથ્વી પર ઉતારી યમરાજે મને ગરોળીનું શરીર આપ્યું. રાજન્! આ શરીરમાં રહેતાં મને દસ હજાર વર્ષ વીતી ગયાં.

હે ભૂપાલ! પતિને વશ કરવા માટે પ્રયોગ કરનારી સ્ત્રીના સર્વ ધર્મ નિષ્ફળ થઈ જાય છે; અને તે દુરાચારિણી સ્ત્રીને તાંબાના વાસણમાં બાળવામાં આવે છે. પતિ જ નારીનો રક્ષક છે, પતિ જ ગતિ છે તથા પતિ જ દેવતા અને ગુરુ છે. તેના ઉપર વશીકરણ પ્રયોગ કરનારી સ્ત્રી કેવી રીતે સુખ પામી શકે? તે સેંકડો વાર પશુ-પક્ષીઓની યોનિઓમાં જન્મ લઈને અંતે તેને ગલત્કોઢનો રોગ–મહારોગ થાય છે. આથી હે મહારાજ! સ્ત્રીઓએ સદા પતિની આજ્ઞાનું પાલન કરવું જોઈએ.*

* यान्यापि युवतिर्भूप भर्तुर्वश्यं समाचरेत् ।
वृथाधर्मा दुराचारा दह्यते ताम्रभ्राष्ट्रके ॥
भर्ता नाथो गतिर्भर्ता दैवतं गुरुरेव च ।
तस्य वश्यं चरेद्या तु सा कथं सुखमाप्नुयात् ॥
तिर्यग्योनिशतं याति कृमिकुष्ठसमन्विता ।
तस्माद्भूपाल कर्तव्यं स्त्रीभिर्भर्तृवचः सदा ॥
(ना. उत्तर० १४, ३९–४१)

રાજન્! આજે હું આપના શરણે આવી છું, જો આપ વિજયા દ્વાદશીના વ્રતથી ઉત્પન્ન થયેલું પુણ્ય આપીને મારો ઉદ્ધાર નહિ કરો તો હું ફરીથી પાપયુક્ત કુત્સિત યોનિમાં જ પડીશ. આપે જે સરયૂ અને ગંગાના પાપનાશક તેમ જ પુણ્યમય સંગમ તીર્થમાં શ્રવણ નક્ષત્રયુક્ત દ્વાદશીનું વ્રત કર્યું છે, તે પુણ્યમય તિથિ પ્રેતયોનિથી મુક્ત કરનારી તથા મનોવાંછિત ફળ આપનારી છે. ભૂપાલ! તે તિથિએ જે માણસો ઘરમાં રહીને પણ ભગવાન શ્રીહરિનું સ્મરણ કરે છે, તેમને ભગવાન સર્વ તીર્થોની યાત્રાનું ફળ આપે છે. ભૂપતે! વિજયાના દિવસે જે દાન, જપ, હોમ અને દેવારાધન આદિ કરવામાં આવે છે, તે સર્વ અક્ષય થાય છે. જેનું આવું ઉત્કૃષ્ટ ફળ છે, તેનું જ પુણ્ય મને આપો. દ્વાદશીએ ઉપવાસ કરીને ત્રયોદશીએ પારણું કરવાથી મનુષ્ય તે એક ઉપવાસને બદલે બાર વર્ષોના ઉપવાસનું ફળ પામે છે. મહીપાલ! આપ આ પૃથ્વી પર ધર્મના સાક્ષાત્ સ્વરૂપ છો તથા યમરાજના માર્ગનો વિધ્વંસ કરનારા છો; મારા પર દયા લાવીને મુજ દુખિયારીનો ઉદ્ધાર કરો.

ગરોળીની વાત સાંભળીને મોહિની બોલી: પ્રભો! માણસ પોતાનાં કરેલાં કર્મોનાં ફળરૂપે સુખ–દુઃખ ભોગવે છે; તેથી પોતાના પતિ પ્રત્યે દુષ્ટભાવ રાખનારી આ પાપિણીથી આપણને શું પ્રયોજન છે? આણે દોરો બાંધીને અને ચૂર્ણ ખવડાવીને પતિને પોતાના વશમાં કરી રાખ્યો હતો. છોડો, આ પાપિણીને. આપણે હવે નગર ભણી જઈએ. જેઓ પારકી પંચાતમાં પડે છે તેમનું પોતાનું સુખ નાશ પામે છે.

રુકમાંગદે કહ્યું: બ્રહ્મપુત્રિ! તમે આવું કેમ બોલો છો? સુમુખી! સાધુપુરુષોનું વર્તન આવું હોતું નથી. જેઓ પાપી અને બીજાઓને સતાવનારા હોય છે, તેઓ જ

કેવળ પોતાના સુખનું ધ્યાન રાખે છે. સૂર્ય, ચંદ્રમા, મેઘ, પૃથ્વી, અગ્નિ, જળ, ચંદન, વૃક્ષ અને સંત પુરુષો પરોપકાર કરનારાં જ હોય છે. વરાનને! એવું સાંભળ્યું છે કે પૂર્વે હરિશ્ચંદ્ર નામે રાજા થઈ ગયા છે, જેમણે (સત્યની રક્ષા માટે) સ્ત્રી અને પુત્રને વેચીને ચાંડાળના ઘરમાં નિવાસ કર્યો હતો. તેઓ પછી એક પછી એક ભારે દુઃખ આવી પડયું; છતાં તેઓ સત્યથી ડગ્યા નહિ. તેમના સત્યવ્રતથી સંતુષ્ટ થઈને ઇંદ્ર આદિ દેવતાઓએ મહારાજા હરિશ્ચંદ્રને ઇચ્છાનુસાર વર માગવા માટે પ્રેરિત કર્યા; ત્યારે તે સત્યપરાયણ નરેશે બ્રહ્મા આદિ દેવોને કહ્યું: 'હે દેવો! જો આપ સંતુષ્ટ થઈને મને વર આપવા ઇચ્છતા હો, તો આ વર આપો: આ સમસ્ત અયોધ્યાનગરી બાલ, વૃદ્ધ, તરુણ, સ્ત્રી, પશુ, કીટપતંગ અને વૃક્ષ આદિની સાથે પાપયુક્ત હોવા છતાં પણ સ્વર્ગલોકમાં ચાલી જાય અને અયોધ્યા આખીનું પાપ કેવળ હું જ લઈને નરકમાં જાઉં! દેવેશ્વરો! આ બધા માણસોને પૃથ્વી પર છોડીને હું એકલો સ્વર્ગમાં નહિં જાઉં, આ ખરી વાત હું તમને જણાવી દઉં છું.' તેમની આવી દઢતા જોઈ ઇંદ્ર આદિ દેવતાઓએ આજ્ઞા આપી દીધી અને તેમની જ સાથે તે સમગ્ર નગરી સ્વર્ગલોકમાં ચાલી ગઈ. દેવિ! મહર્ષિ દધીચિએ દેવતાઓને દૈત્યોથી પરાજિત થયેલા સાંભળીને દયા આવવાથી તેમના ઉપકાર માટે પોતાના શરીરનાં હાડકાં સુધ્ધાં આપી દીધાં હતાં. હે સુંદરી! પૂર્વ કાળમાં રાજા શિબિએ કબૂતરની પ્રાણરક્ષા માટે ભૂખ્યા બાજને પોતાનું માંસ આપ્યું હતું.

વરાનને! પ્રાચીન કાળમાં આ પૃથ્વી પર જીમૂતવાહન નામના એક પ્રસિદ્ધ રાજા થઈ ગયા છે. તેમણે એક સર્પના પ્રાણની રક્ષા માટે પોતાનું જીવન સમર્પિત કરી દીધું હતું. એટલા માટે હે દેવિ! રાજાએ સદા દયાળુ થવું જોઈએ. હે શુભે! વાદળ પવિત્ર અને અપવિત્ર સ્થાનમાં સમાન રૂપથી વૃષ્ટિ કરે છે. ચંદ્રમા પોતાનાં શીતળ કિરણોથી ચંડાલો અને પતિતોને પણ આહ્લાદ આપે છે. તેથી હે સુંદરી! આ દુઃખી ગરોળીને તેવી જ રીતે મારું પુણ્ય આપીને હું એનો ઉદ્ધાર કરીશ. નહુષના પુત્ર યયાતિનો ઉદ્ધાર તેના દૌહિત્રોએ એવી જ રીતે કર્યો હતો.

આ પ્રમાણે રાજા રુકમાંગદે મોહિનીની વાતનું ખંડન કરીને ગરોળીને કહ્યું: 'મેં વિજયાનું પુણ્ય તમને આપી દીધું. હવે તમે સર્વ પાપોથી રહિત થઈને વિષ્ણુલોકમાં ચાલ્યાં જાઓ.'

હે ભૂપાલ! રાજાએ આ પ્રમાણે કહેતાં જ તે સ્ત્રીએ ગરોળીના શરીરનો સહસા ત્યાગ કરી દિવ્ય શરીર ધારણ કર્યું અને દિવ્ય વસ્ત્ર આભૂષણોથી વિભૂષિત થઈને તે દસે દિશાઓને પ્રકાશિત કરતી રાજાની આજ્ઞા લઈને અદ્‌ભુત વૈષ્ણવ ધામમાં પ્રયાણ કરી ગઈ. તે વૈષ્ણવધામ યોગીઓને પણ અગમ્ય છે. ત્યાં અગ્નિ આદિનો પ્રકાશ કામ આપતો નથી. તે સ્વયંપ્રકાશ, શ્રેષ્ઠ, વરણીય, તથા પરમાત્મસ્વરૂપ છે. તેથી હે રાજન્! આ અગ્નિને પણ પ્રકાશ આપનારી વિજયાદ્વાદશી (વામનદ્વાદશી) સંપૂર્ણ જગતને પ્રકાશ આપવા માટે પ્રકટ થઈ છે. ૧–૭૪

यद्योगिगम्यं हुतभुक्प्रकाशं वरं वरेण्यं परमात्ममूतम्। तस्मादियं चैव शिखीप्रदीपा जगत्प्रकाशाय नृपप्रसूता ॥ ७४ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'એકાદશીના પુણ્યપ્રદાનથી ગરોળીનો ઉદ્ધાર' નામનો ૧૪મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૫ : મોહિની સાથે રાજા રુકમાંગદનું પ્રસ્થાન

वसिष्ठ उवाच

विमोच्य पातकाद्राजा गृहगोधां हुसन्निव।
उवाच मोहिनीं हृष्टः शीघ्रमारुह्यतां हयः ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા : ગરોળીને પાપમાંથી મુક્ત કરીને રાજા રુકમાંગદ અતિ પ્રસન્ન થયા અને મોહિનીને હસતાં હસતાં કહેવા લાગ્યા : 'ઘોડા ઉપર જલદી સવાર થઈ જાઓ.'

રાજાની વાત સાંભળીને મોહિની વાયુ સમાન વેગવાળા તે અશ્વ પર પતિની સાથે આરૂઢ થઈ. રાજા રુકમાંગદ ભારે આનંદ સાથે માર્ગમાં આવેલાં વૃક્ષ, પર્વત, નદી, અત્યંત વિચિત્ર વન, નાના પ્રકારનાં મૃગ, ગામ, દુર્ગ, વેશ, શુભનગર, વિચિત્ર સરોવર તથા પરમ મનોહર ભૂભાગને જોતા જોતા પોતાના વૈદિશ નગરમાં આવી પહોંચ્યા. ગુપ્તચરો દ્વારા મહારાજાના આગમનના સમાચાર સાંભળીને રાજકુમાર ધર્માંગદ હર્ષથી પ્રફુલ્લિત થયા અને પોતાના માંડલિક રાજાઓને પિતાના સંબંધમાં આ પ્રમાણે કહેવા લાગ્યાં : 'હે નૃપવરો ! મારા પિતાનો અશ્વ આ તરફ આવી રહ્યો છે તેથી આપણે બધાં મહારાજાની સામે જઈએ. જે પુત્ર પિતાનું આગમન થતાં તેમનું સ્વાગત કરવા માટે સામે જતો નથી તે ચૌદ ઇંદ્રોના રાજ્યકાલ સુધી ઘોર નરકમાં પડ્યો રહે છે. પિતાનું સ્વાગત કરવા માટે સામે જનારા પુત્રને પ્રતિ પગલે યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે, આમ પૌરાણિક દ્વિજો કહે છે;* માટે ઊઠો, આપ સર્વની સાથે પિતાજીને પ્રેમપૂર્વક પ્રણામ કરવા માટે ચાલું છું, કારણ કે તેઓ મારા માટે દેવતાઓના પણ દેવ છે.'

ત્યારપછી તે સર્વ રાજાઓએ 'તથાસ્તુ' કહીને ધર્માંગદની આજ્ઞાનો સ્વીકાર કર્યો. પછી રાજકુમાર તે સર્વની સાથે એક ગાઉ સુધી પગે ચાલીને પિતાની સામે ગયા. માર્ગમાં ખૂબ આગળ ગયા પછી તેમને રાજા રુકમાંગદ મળ્યા. ધર્માંગદે રાજાઓની સાથે મસ્તક નમાવી ભક્તિભાવથી પિતાને પ્રણામ કર્યા.

રાજન્ ! પોતાના પુત્રને પ્રેમવશ અન્ય સર્વ નરેશોની સાથે પોતાનું સ્વાગત કરવા માટે આવેલો અને પ્રણામ કરતો જોઈને રાજા રુકમાંગદ ઘોડા પરથી ઊતર્યા અને પોતાની વિશાળ ભુજાઓથી પુત્રને પૃથ્વી પરથી ઊભો કરીને હૈયા સાથે ચાંપ્યો; તેનું માથું સૂંઘ્યું અને તે સમયે ધર્માંગદને આ પ્રમાણે કહ્યું :

પુત્ર ! તમે સમગ્ર પ્રજાનું પાલન કરો છો ને ? શત્રુઓને દંડ પણ આપો છો ને ? ખજાનાને ન્યાયથી ઉપાર્જિત કરેલા ધનથી ભરતા રહો છો ને ? બ્રાહ્મણોને અધિક સંખ્યામાં સ્થિર વૃત્તિ તમે આપી છે ને ? તમે કોઈને કઠોર શબ્દ તો કહેતા નથી ને ? આપણા રાજ્યમાં પ્રત્યેક પુત્ર પિતાની આજ્ઞાનું પાલન કરનારો છે ને ? વહુઓ સાસુનું કહ્યું કરે છે ને ? પોતાના પતિને અનુકૂળ થઈને ચાલે છે ને ? તૃણ અને ઘાસથી ભરેલી ગોચર ભૂમિમાં ચરવા જતી ગાયોને રોકવામાં નથી આવતી ને ? અન્ન આદિના તોલ–માપને તમે તપાસતા રહો છો ને ? કોઈ મોટા કુટુંબવાળા ગૃહસ્થ પર વધારે કર નાખી દૂભવતા નથી ને ? તમારા રાજ્યમાં ક્યાંય પણ મદિરા-પાન અને જુગાર આદિ રમાતાં નથી ને ? તમારી સર્વ માતાઓને સમાન ભાવથી જુઓ છો ને ? માણસો એકાદશીના દિવસે જમતા નથી ને ? અમાવાસ્યાના દિવસે લોકો શ્રાદ્ધ કરે છે ખરા ને ? પ્રતિદિન

* सम्मुखं व्रजमानस्य पुत्रस्य पितरं प्रति।
पदे पदे यज्ञफलं प्रोचुः पौराणिका द्विजाः॥
(ना. उत्तर० १५-१४)

રાતના પાછલા પ્રહરમાં તમે નિદ્રાનો ત્યાગ કરો છો ને ? કારણ કે અતિ નિદ્રાએ અધર્મનું મૂળ છે. નિદ્રા પાપ વધારનારી છે. નિદ્રા દરિદ્રતાની જનની તથા કલ્યાણનો નાશ કરનારી છે. નિદ્રાના વશમાં રહેનારો રાજા અધિક સમય સુધી પૃથ્વીનું શાસન કરી શકતો નથી. નિદ્રા વ્યભિચારિણી સ્ત્રીની જેમ પોતાના પતિના લોક–પરલોક બંનેનો નાશ કરનારી છે.

પિતાએ આ પ્રમાણે પૂછ્યા પછી રાજકુમાર ધર્માંગદે મહારાજાને વારંવાર પ્રણામ કરીને કહ્યું : 'તાત ! આ સર્વ વાતોનું પાલન કરું છું અને ભવિષ્યમાં પણ કરતો રહીશ. પિતાની આજ્ઞાનું પાલન કરનારા પુત્રોને ત્રણે લોકમાં ધન્ય માનવામાં આવે છે. રાજન્ ! જે પુત્ર પિતાની આજ્ઞા માનતો નથી, તેના માટે એથી બીજું મોટું પાતક કયું હોઈ શકે ? પિતાનાં વચનોની અવહેલના કરીને જે ગંગાસ્નાન કરવા માટે જાય છે ને પિતાની આજ્ઞાનું પાલન કરતો નથી, તેને તીર્થયાત્રાનું ફળ મળતું નથી.* 'મારું આ શરીર આપને અધીન છે. મારા ધર્મ પર પણ આપનો જ અધિકાર છે અને આપ જ મારા સર્વથી મોટા દેવ છો.

અનેક રાજાઓથી વીંટળાયેલા પોતાના પુત્ર ધર્માંગદની આ વાત સાંભળીને મહારાજા રુકમાંગદે ફરીથી તેને હૈયા સાથે ચાંપ્યો અને બોલ્યા : 'બેટા ! તમે ખરું કહ્યું છે; કારણ કે તમે ધર્મના જ્ઞાતા છો. પુત્રના માટે પિતા કરતાં વધે એવો કોઈ દેવ નથી. બેટા ! તમે અનેક રાજાઓથી સુરક્ષિત સાત દ્વીપવાળી પૃથ્વીને જીતી લઈ તેની સારી પેઠે રક્ષા કરી છે. આમ કરીને તો તમે મને પોતાના માથા પર બેસાડી દીધો છે. આ લોકમાં આ જ મોટામાં મોટું સુખ છે; આ જ અક્ષય સ્વર્ગલોક છે કે પૃથ્વી પર પુત્ર પોતાના પિતા કરતાં વધારે યશસ્વી હોય. તમે સદ્‌ગુણોને અનુસરીને ચાલનારા તથા સમસ્ત રાજાઓ પર શાસન કરનારા છો. તમે મને કૃતાર્થ કરી દીધો. શુભ એકાદશી તિથિએ મને કૃતાર્થ કર્યો છે, તેમ તમે પણ મને કૃતાર્થ કર્યો.'

પિતાની આ વાત સાંભળીને રાજપુત્ર ધર્માંગદે પૂછ્યું : 'પિતાજી ! સર્વ સંપત્તિ મને સોંપીને આપ ક્યાં ચાલ્યા ગયા હતા ? આ કાંતિમતી દેવી આપને કયા સ્થળે પ્રાપ્ત થયાં છે ? મહીપાલ ! આ સાક્ષાત્ ગિરિરાજનંદિની ઉમા હોય અથવા ક્ષીરસાગરનાં કન્યા લક્ષ્મીજી જેવાં જણાય છે. અહા ! બ્રહ્માજી રૂપની રચના કરવામાં કેટલા કુશળ છે કે જેમણે આવાં દેવીનું નિર્માણ કર્યું છે ? રાજરાજેશ્વર ! આ સ્વર્ગગૌરી દેવી આપના ઘરની શોભા વધારવા યોગ્ય છે. જો આમના જેવી માતા મને પ્રાપ્ત થઈ જાય તો મારા કરતાં વધારે પુણ્યાત્મા બીજો કોણ હોઈ શકે ?' ૧–૪૭

इयं हि योग्या कनकावदाता गृहाय तुभ्यं जगतीपतीश । एवंविधा मे जननी यदि स्यात्कोऽन्योऽस्ति मत्तः सुकृती मनुष्य ॥ ४७ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'મોહિની સાથે રાજા રુકમાંગદનું પ્રસ્થાન' નામનો ૧૫ મો અધ્યાય સંપૂર્ણ

* पितुर्वचनकर्तारः पुत्रा धन्या जगत्त्रये ।
किं ततः पातकं राजन् यो न कुर्यात्पितुर्वचः ॥
पितृवाक्यमनादृत्य व्रजेत्स्नातुं त्रिमार्गगाम् ।
न तत्तीर्थफलं भुंक्ते यो न कुर्यात्पितुर्वचः ॥
(ના. ઉત્તર૦ ૧૫–૩૪,૩૫)

## અધ્યાય ૧૬ : પતિવ્રતાનું આખ્યાન અને ધર્માંગદ દ્વારા મોહિનીનો સત્કાર

वसिष्ठ उवाच

धर्माङ्गदवचः श्रुत्वा हृष्टो रुक्माङ्गदोऽब्रवीत्।
सत्यं ते जननी पुत्र सम्प्राप्ता मन्दरे मया ॥१॥

વસિષ્ઠ બોલ્યા : ધર્માંગદની વાત સાંભળીને રુકમાંગદને ઘણો આનંદ થયો. તે બોલ્યા : 'બેટા! આ તારી માતા છે. આ વાત સાચી છે. આ બ્રહ્માજીનાં પુત્રી છે. એમણે બાલ્યાવસ્થાથી જ મને પ્રાપ્ત કરવાનો નિશ્ચય કરીને દેવગિરિ પર કઠણ તપશ્ચર્યા આદરી હતી. આજથી પંદર દિવસ પૂર્વે હું ઘોડા ઉપર સવાર થઈને અનેક ધાતુઓથી સુશોભિત ગિરિશ્રેષ્ઠ મંદરાચલ પર ગયો હતો. તેના જ શિખર પર આ બાળા ભગવાન મહેશ્વરને પ્રસન્ન કરવા માટે સંગીત સંભળાવી રહી હતી. ત્યાં જ મેં આ સુંદરીનાં દર્શન કર્યાં ને થોડીક પ્રાર્થના સાથે એણે પતિરૂપે મારું વરણ કર્યું. મેં પણ એને જમણો હાથ આપીને જોઈતી વસ્તુ આપવાની પ્રતિજ્ઞા કરી અને મંદરાચલના શિખર પર જ આ વિશાળ નેત્રોવાળી બ્રહ્માની પુત્રીને મારી પત્ની બનાવી. પછી તળેટી પર આવીને ઘોડા પર સવાર થયો ને અનેક પર્વત, દેશ, સરોવર તેમ જ નદીઓને જોતો જોતો ત્રણ દિવસમાં વેગપૂર્વક ચાલીને તારી પાસે આવ્યો છું.'

પિતાની આ વાત સાંભળીને શત્રુનું દમન કરનારા ધર્માંગદે ઘોડા પર આરૂઢ થયેલી મોહિનીને માતૃભાવથી ધરતી પર મસ્તક રાખીને પ્રણામ કરતાં કહ્યું : 'દેવિ! આપ મારાં માતા છો, મારા પર પ્રસન્ન થાઓ. હું આપનો પુત્ર અને દાસ છું. માતા! અનેક રાજાઓ સાથે હું આપને પ્રણામ કરું છું.'

રાજન્! મોહિનીએ રાજપુત્ર ધર્માંગદને ભૂમિ પર પડીને પ્રણામ કરતો જોયો એટલે તે ઘોડા પરથી નીચે ઊતરી ને બંને હાથથી તેને ઊભો કર્યો અને હૈયા સાથે લગાડ્યો. પછી કમળ જેવાં નેત્રવાળા ધર્માંગદે મોહિનીને પોતાની પીઠ પર પગ મુકાવી ઘોડા પર બેસાડી. હે રાજન્! પિતાને પણ તેણે આ રીતે જ ઘોડા પર બેસાડ્યા. તે પછી રાજકુમાર ધર્માંગદ બીજા રાજાઓની સાથે તેમનાથી વીંટળાઈને પગે જ ચાલવા લાગ્યો. પોતાની માતા મોહિનીને જોઈને હર્ષના અતિરેકથી તેના શરીરે રોમાંચ થયું અને મેઘના જેવી ગંભીર વાણીથી પોતાના ભાગ્યની પ્રશંસા કરતાં આ પ્રમાણે બોલ્યો : 'એક માતાને પ્રણામ કરવાથી આખી પૃથ્વીની પરિક્રમા કર્યાનું ફળ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે અનેક માતાઓને પ્રણામ કરવાથી મને મહાન પુણ્યની પ્રાપ્તિ થશે.'

રાજાઓથી ઘેરાયેલા ધર્માંગદે આ પ્રકારની વાતો કરતાં કરતાં પરમ સમૃદ્ધશાળી, રમણીય વૈદિશ નગરમાં પ્રવેશ કર્યો. મોહિની સાથે ઘોડા પર આરૂઢ થયેલા રાજા રુકમાંગદ પણ તત્કાલ ત્યાં જઈ પહોંચ્યા. તે પછી રાજમહેલની સમીપ પહોંચીને પરિચારકોથી પૂજાઈ ને રાજા ઘોડા પરથી ઊતરીને મોહિનીને આ પ્રમાણે કહેવા લાગ્યા : 'સુંદરી! તમે પોતાના પુત્ર ધર્માંગદના ઘરમાં જાઓ. તે ગુણોને અનુરૂપ તમારી ગુરુજનોને ઉચિત સેવા કરશે.'

પતિએ આ પ્રમાણે કહેવાથી મોહિની પુત્રના મહેલમાં જવા તત્પર થઈ. પતિની આજ્ઞાથી માતા મોહિનીને પોતાના મહેલ પ્રતિ જતી જોઈને ધર્માંગદે અન્ય રાજાઓને ત્યાં જ થોભવાનું જણાવ્યું અને 'પિતાજીની આજ્ઞાથી હું માતાજીની સેવા કરીશ' આ પ્રમાણે તેમને કહી તેમનાથી છૂટા પડીને માતાને પોતાને ઘેર લઈ ગયો. પંદરેક

પગલાં ચાલ્યા પછી એક પલંગની પાસે પહોંચીને તેણે માતાને તે પર બેસાડ્યાં. રેશમની પાટીથી ભરેલો સોનાનો તે પલંગ મજબૂત હોવા સાથે કોમળ પણ હતો. તે પલંગમાં જ્યાં–ત્યાં મણિ અને રત્ન જડેલાં હતાં. મોહિનીને પલંગ પર બેસાડીને ધર્માંગદે તેમનાં ચરણ ધોયાં. (પોતાની સગી માતા) સંધ્યાવલી પ્રત્યે રાજકુમાર ધર્માંગદના મનમાંના ગૌરવયુક્ત ભાવથી જ તે મોહિનીને પણ જોતો હતો. જો કે ધર્માંગદ સુકુમાર તેમ જ તરુણ હતો અને મોહિની પણ તન્વંગી તરુણી હતી, તો પણ મોહિનીના પ્રતિ તેના મનમાં સહેજ પણ દોષ કે વિકાર ઉત્પન્ન થયો નહિ. તેના ચરણ ધોયા પછી તે ચરણોદકને તેણે મસ્તક પર ચડાવ્યું અને વિનમ્ર થઈને કહ્યું : 'મા! આજે હું અતિ પુણ્યાત્મા થયો છું.' આમ બોલીને ધર્માંગદે પોતે તથા બીજી નરનારીઓ સાથે જોડાઈને મોહિની માતાનો શ્રમ દૂર કર્યો અને પ્રસન્નતાપૂર્વક તેમના માટે સર્વ ભોગસામગ્રી તેમની આગળ રજૂ કરી. ક્ષીરસાગરનું મંથન કરતાં જે બે અમૃત વરસાવનારાં કુંડળ મળ્યાં હતાં, તે ધર્માંગદે પાતાળમાં જઈને દાનવોને પરાજિત કરી પ્રાપ્ત કર્યાં હતાં, તે બંને કુંડળો તેણે પોતાનાં હાથે મોહિનીના કાનોમાં પહેરાવી દીધાં. આંબળાનાં ફળ જેવડાં મોતીના એક હજાર આઠ દાણાનો બનાવેલો એક સુંદર હાર મોહિની દેવીના વક્ષઃસ્થળ પર ધારણ કરાવ્યો. સો ભાર સુવર્ણનું એક પદક તથા હજારો હીરાથી વિભૂષિત એક નાનો હાર પણ તે સમયે રાજકુમારે માતાને ભેટ ધર્યો. બંને હાથોમાં સોળ સોળ રત્ન અને હીરાજડિત કંકણો પણ પહેરાવ્યાં. તેમાંના પ્રત્યેકનું મૂલ્ય તેમની કિંમત જાણનારા ઝવેરીઓએ એક એક કરોડ 'સુવર્ણમુદ્રા' આંક્યું હતું. સૂર્ય સમાન દેદીપ્યમાન કેયૂર અને નૂપુર પણ રાજકુમારે તેને અર્પિત કર્યાં. તે સમયે ધર્માંગદનું અંગે અંગ આનંદથી પુલકિત થયું હતું. પૂર્વકાળમાં હિરણ્યકશિપુની ત્રિલોકસુંદરી પત્ની પાસે બે સીમંત (અંબોડામાં નાખવાના ચાક ચૂડામણિ) હતા, તે પતિવ્રતા નારીએ પતિ સાથે અગ્નિમાં પ્રવેશ કરતી વખતે તે બંને સીમંત અત્યંત દુઃખને લીધે સમુદ્રમાં નાખી દીધા હતા. કાલાંતરે ધર્માંગદના પરાક્રમથી સંતુષ્ટ થઈને સમુદ્રે તેમને તે ભેટ આપ્યા. ધર્માંગદે પ્રસન્નતાપૂર્વક તે બંને સીમંત પણ મોહિની માતાને આપી દીધા. અત્યંત મનોહર બે અતિ મૂલ્યવાન સુંદર સાડીઓ અને બે ચોળીઓ ધર્માંગદે મોહિનીને ભેટ આપી. દેવતાઓના ગુરુ બૃહસ્પતિએ સિદ્ધ કરેલું પરમ દુર્લભ ઉત્તમ ગંધથી યુક્ત અનુલેપન સર્વ દ્વીપોના વિજય સમયે ધર્માંગદે પ્રાપ્ત કર્યું હતું તે દિવ્ય-માલ્ય સાથે મોહિની દેવીને તેણે આપ્યું. રાજન્! આ પ્રમાણે મોહિનીને વિભૂષિત કરીને રાજકુમારે ભક્તિભાવ સહિત છ રસોવાળું ભોજન મંગાવ્યું અને પોતાની માતાના હાથે મોહિનીને ભોજન કરાવ્યું.

ધર્માંગદે અગાઉથી જ માતા સંધ્યાવલીને સારી પેઠે સમજાવીને આ સપત્નીની સેવા માટે તૈયાર કરી હતી. તેણે માતા સંધ્યાવલીને કહ્યું : 'દેવી! રાજાની આજ્ઞાનું પાલન કરવું એ આપણા બંનેનું કર્તવ્ય છે. સ્નેહની દૃષ્ટિએ પતિને જે વધારે પ્રિય હોય તેની સાથેનો તેમનો સ્નેહ છોડાવવા માટે જે લોક પ્રયત્ન કરે છે ને તેની અદેખાઈ કરે છે તે યમલોકમાં ગયા પછી તેને તાંબાના ચરુમાં શેકવામાં આવે છે ને ચૌદ ઇંદ્રોના કાળ સુધી તે નરકમાં રહે છે. એટલા માટે પતિવ્રતા પત્નીએ પતિને સુખ પ્રાપ્ત થાય તેમ વર્તવું જોઈએ. પતિના સમાન જ તેમની પ્રિયતમા પત્નીને પણ

આદરની દૃષ્ટિએ જોવી જોઈએ. જે સપત્ની પોતાની શોકને પતિને પ્રિય થયેલી જોઈને તેની સદા સેવા–શુશ્રૂષા કરે છે, તેને અક્ષય-લોક પ્રાપ્ત થાય છે.

પ્રાચીન કાળની એક વાત છે : એક દુષ્ટ સ્વભાવનો શૂદ્ર હતો. તેણે પોતાનો સદાચાર છોડી દીધો હતો. તેણે પોતાના ઘરમાં એક વેશ્યાને લાવીને રાખી હતી. શૂદ્રની લગ્ન કરેલી પત્ની પણ હતી, પરંતુ વેશ્યા તેને વધારે પ્રિય હતી. તેની સ્ત્રી પતિને પ્રસન્ન રાખનારી સતી હતી. વેશ્યા-ની સાથે તે પતિની સેવા કરતી હતી. તે બંનેના કરતાં નીચા સ્થાને સૂઈને બંનેના હિતમાં લાગેલી રહેતી. વેશ્યા પોતાની સેવા કરવા માટે તેને ના પાડતી, તોય તે ક્યારેય સેવાથી વિમુખ થતી નહિ અને સદાચારના પવિત્ર પથ પર દૃઢતાપૂર્વક ટકેલી રહેતી. આ પ્રમાણે વેશ્યાની સાથે પતિની સેવા કરતાં કરતાં ઘણાં વર્ષ વીતી ગયાં. એક દિવસે દુષ્ટ બુદ્ધિવાળા તેના પતિએ મૂળાની સાથે ભેંસનું દૂધ અને તેલ નાખેલા 'નિષ્પાવ'–રાંધેલા વાલ ખાઈ લીધા. પોતાની પતિવ્રતા સ્ત્રીના વચનની અવગણના કરીને તેણે તે કુપથ્ય ભોજન કર્યું. આના પરિણામે તેની ગુદામાં ભગંદરનો રોગ થયો. હવે તે રાત–દિવસ તેમાં થતી બળતંરાથી પીડાવા લાગ્યો. તેના ઘરમાં રહેલું ધન લઈને વેશ્યા તેને છોડીને ચાલી ગઈ. આથી તે શૂદ્ર લજ્જા પામી દીન મુખે રડતો રડતો વ્યાકુલ ચિત્તે પોતાની પત્નીને કહેવા લાગ્યો : 'દેવિ! હું વેશ્યામાં ફસાયેલો અને નિર્દય છું. મારી રક્ષા કરો. મેં પાપીએ તમારું કંઈ પણ સારું કર્યું નથી. ઘણાં વર્ષો સુધી તે વેશ્યાની સંગતિમાં જીવન વિતાવતો રહ્યો. જે પાપી પોતાની વિનીત નમ્ર ભાર્યાનું અહંકારને વશ થઈ અપમાન કરે છે, તે પંદર જન્મ સુધી તે પાપનું અશુભ ફળ ભોગવે છે.'

પતિની આ વાત સાંભળીને તે શૂદ્ર સ્ત્રી બોલી : 'નાથ, પૂર્વજન્મનાં કરેલાં પાપ જ દુઃખરૂપે પ્રકટ થાય છે. જે વિવેકી પુરુષ તે દુઃખોને ધૈર્યપૂર્વક સહન કરે છે, તેને મનુષ્યોમાં શ્રેષ્ઠ સમજવો જોઈએ.' આમ કહીને તેણે પતિને ધીરજ આપી. તે શૂદ્રની પત્ની પોતાના પિતા અને ભાઈઓ પાસેથી ધન માગી લાવી. તે પોતાના પતિને સાક્ષાત્ ક્ષીરશાયી ભગવાન વિષ્ણુ માનતી હતી. પ્રતિદિન દિવસે અને રાતે પણ તેની ગુદાના વ્રણને ધોઈને સ્વચ્છ કરતી. રજનીકર નામના વૃક્ષનો ગુંદર લઈને તેના પર લગાડતી અને નખ વડે ધીરે ધીરે પતિના દુષ્ટવ્રણ-માંથી કીડાઓને કાઢીને ફેંકી દેતી. પછી મોરપીંછનો પંખો લઈ તેના પર હવા નાખતી. મા! તે શ્રેષ્ઠ નારી રાતે કે દિવસે ઊંઘતી પણ ન હતી. થોડા દિવસ પછી તેના પતિને ત્રિદોષ થઈ ગયો. પતિના દુઃખથી સંતપ્ત થયેલી સ્ત્રીને આખું જગત બળતું હોય તેમ જણાવા લાગ્યું. તે મનો-મન કહેવા લાગી : 'જો પૃથ્વી દેવીરૂપ હોય, પિતરો અને દેવતાઓ હોય, તો મારા પતિને પાપ અને રોગરહિત કરે. હું પતિના આરોગ્ય માટે ચંડિકાને બકરાં અને પાડાનાં માંસ અને રક્ત અર્પણ કરીશ. હું ભક્તિભાવ અને આદરપૂર્વક દસ ઉપવાસ કરીશ. હું કાંટાની પથારીમાં સૂઈશ. હું મધુર પદાર્થ તથા ઘી નહિ ખાઉં. હું તેલ વગેરેનો અભ્યંગ નહિ કરું. મારા પતિ રોગરહિત થઈને સો શરદ ઋતુ સુધી જીવે.' તે પ્રતિદિન આ પ્રમાણે બોલ્યા કરતી.

પતિને ત્રિદોષ થયેલો હોવાથી તે રોગનું નિવારણ કરવા માટે ખૂબ કાળજીપૂર્વક ત્રિકટુ–સૂંઠ, મરી અને પીપરનો કાઢો (ક્વાથ) બનાવીને પોતાના પતિને પાવા લાગી. એક દિવસે દાઢ ચડવાથી ધ્રૂજતા પતિએ પત્નીની

આંગળી કરડી. તે સમયે સહસા તેનું જડબું જકડાઈ જવાથી કપાયેલી આંગળી તેના મોંમાં રહી ગઈ. હે મહારાણી! તે જ દશામાં તેનું મૃત્યુ થયું. હવે તે પોતાની બંગડીઓ વેચીને લાકડાં ખરીદી લાવી અને તેની ચિતા તૈયાર કરી. ચિતા પર તેણે ઘી છાંટ્યું અને તેની વચ્ચે પતિને સુવાડી બંને હાથના ટેકા લઈ પોતે ચિતા પર ચડી ગઈ.

તેણે પોતાના પગથી અગ્નિ પ્રકટાવ્યો. પતિના મુખ સાથે મુખ, હૃદય સાથે હૃદય અને જઘન સાથે જઘનને જોડી દઈ પોતાના આત્માને પતિમાં સ્થાપી પતિના રોગિષ્ઠ દેહની સાથે આ સુંદર અંગોવાળી સતી પ્રજ્વલિત અગ્નિમાં દેહનો પરિત્યાગ કરીને પતિને સાથે લઈ સહસા દેવલોકમાં ચાલી ગઈ. તેણે પોતાની કઠણ સાધનાથી દુષ્કર કર્મ દ્વારા અનેક પાપપુંજોને શુદ્ધ કરી નાખ્યા હતા.' ૧-૮૯

विमुच्य देहं सहसा जगाम पतिं समादाय च देवलोकम्। विशोधयित्वा बहुपापसंघान्स्वकर्मणा दुष्करसाधनेन ॥८९॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'પતિવ્રતાનું આખ્યાન અને ધર્માંગદ દ્વારા મોહિનીનો સત્કાર' નામનો ૧૬ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૭: ધર્માંગદનાં માતૃ-ભક્તિપૂર્ણ વચન

पुत्र उवाच

तस्मादीर्ष्यां परित्यज्य मोहिनीमनुभोजय।
न मातरीदृशो धर्मो लोकेषु त्रिषु लभ्यते ॥ १॥

પુત્ર (ધર્માંગદ) બોલ્યો: હે માતા! તેથી હવે આ વાત પર વિચાર કરીને મોહિનીને ભોજન કરાવો. આવો ધર્મ ત્રણે લોકમાં ક્યાંય મળતો નથી. પતિની પ્રિય ભાર્યાને જે સપત્ની થોડું પણ પોતાના હાથે જમાડે છે, તે હે દેવિ! હે માતા! અનંત થાય છે. આ પ્રમાણે પુત્રે, પોતાની માતાને કહ્યા પછી જણાવ્યું કે, હે માતા! મેં તમને જે કહ્યું તે પ્રમાણે કરીને મને પ્રસન્ન કરો.

હે વરવર્ણિની! હે માતા! મારા પિતાને સુખ થાય તેવી રીતે વર્તવાનું આપણા બંનેનું પરમ કર્તવ્ય છે. આથી આપણાં પાપોનો સારી પેઠે ક્ષય થશે અને પરલોકમાં સ્વર્ગની પ્રાપ્તિ થશે.

પુત્રની આ વાત સાંભળીને દેવી સંધ્યાવલીએ તેની સાથે કંઈક વિચાર-વિમર્શ કર્યો. પછી પુત્રને વારંવાર હૃદય સાથે ચાંપીને તેનું મસ્તક સૂંઘ્યું અને કહેવા લાગી: 'બેટા! તમારી વાત ધર્મયુક્ત છે તેથી હું તેનું પાલન કરીશ, ઈર્ષ્યા અને અભિમાનનો ત્યાગ કરીને મોહિનીને હું પોતાના હાથે જમાડીશ. બેટા! વ્રતોના રાજા એકાદશીના વ્રતના આચરણથી તમારા જેવો પુત્ર મને પ્રાપ્ત થયો છે. લોકમાં આવા પ્રકારનું ફળ આપનારું કોઈ વ્રત જોવામાં આવતું નથી. આ મોટાં મોટાં પાપોનો નાશ કરનારું તથા તત્કાલ ફળ આપીને આત્મવિશ્વાસ વધારનારું છે. શોક અને સંતાપ આપનારા અનેક પુત્રોના જન્મથી શો લાભ? સમસ્ત કુળને આશ્રય આપનારો એક જ પુત્ર શ્રેષ્ઠ છે; જેને લીધે સમગ્ર કુળ સુખ અને શાંતિનો અનુભવ કરે છે.* તમને મારા ગર્ભમાં પ્રાપ્ત કરીને ત્રણે લોકોમાં મારું સ્થાન ઉન્નત થયું છે. હે પુત્ર! તમે શૂરવીર, સાતે દ્વીપોના અધિપતિ તથા પિતાની આજ્ઞાનું પાલન કરનારા છો. તેમ જ પિતા અને માતા બંનેને આનંદ આપનારા હો છો. આવા પુત્રને જ વિદ્વાનોએ પુત્ર કહ્યો છે, બીજા બધા કેવળ નામમાત્રના જ પુત્ર છે.'

આ પ્રમાણે કહીને એ સમયે દેવી સંધ્યા-

* किं जातैर्बहुभिः पुत्रैः शोकसन्तापकारकैः।
वरमेकः कुलालम्बी यत्र विश्रमते कुलम् ॥
(ના. ઉત્તર ૧૭, ૧૧)

વલીએ ષડ્રસ ભોજન તૈયાર થવા માટે પાત્રો ભણી દૃષ્ટિપાત કર્યો. રાજન્! તેની દૃષ્ટિ પડતાં જ તે સર્વ પાત્રો ઉત્તમ ભોજન સામગ્રીથી ભરાઈ ગયાં. હે મહીપતે! મોહિનીને જમાડવા માટે સહેજે ગરમ અને ષડ્રસથી યુક્ત ભોજનની તથા પીવા માટે અમૃત સમાન સ્વાદિષ્ટ જળની વ્યવસ્થા થઈ ગઈ. તે પછી રત્નજડિત સુવર્ણના ચમચાઓથી મનોહર હાસ્યવાળી રાણી સંધ્યાવલીએ શાંત ભાવથી મોહિનીને ભોજન પીરસ્યું. સુવર્ણના સુંવાળા પાત્રમાં ઉચિત માત્રામાં સર્વ પ્રકારના ભોજ્ય પદાર્થ પીરસવામાં આવ્યા હતા. મોહિની દેવી સોનાના સુંદર આસન ઉપર બેસીને પોતાની રુચિ અનુસાર સારી પેઠે સિદ્ધ કરવામાં આવેલું અન્ન ધીરે ધીરે જમવા લાગી. તે સમયે ધર્માંગદ પંખો વીંજતો હતો.

મોહિની જમી રહ્યા પછી રાજકુમારે તેને પ્રણામ કરીને કહ્યું: 'દેવી! આ સંધ્યાવલી દેવીએ મને ત્રણ વર્ષ સુધી ગર્ભમાં ધારણ કર્યો છે તથા આપના પતિદેવના પ્રસાદથી પાલન–પોષણ પામીને હું મોટો થયો છું. હે સુંદરી! મારી સેંકડો માતાઓ છે; પણ મેં આ માતાના સ્તનોનું પ્રેમપૂર્વક પુષ્કળ દૂધ પીધું છે. તે સ્તનપાન કરાવવાની પીડાથી આ ઘડપણના આરે આવીને ઊભી છે. મને જન્મ આપ્યા પછી આનાં અંગો શિથિલ થઈ ગયાં છે. હે ચારુ અંગવાળી મોહિની દેવી! ત્રણે લોકમાં એવી કોઈ વસ્તુ નથી જે આપીને પુત્ર માતાના ઋણમાંથી મુક્ત થઈ શકે. આ સત્ય વાત મેં તમને કહી.'

પુત્ર ધર્માંગદે આ પ્રમાણે કહેવાથી મોહિનીને ભારે આશ્ચર્ય થયું. તે વિચારવા લાગી: 'જેનામાં પિતાની સેવા કરવાની ભાવના રહેલી છે, તેના સમાન આ પૃથ્વી પર બીજું કોઈ શ્રેષ્ઠ નથી. જે આવા ગુણોથી સમૃદ્ધ છે તે ધર્માત્મા પુત્ર પ્રત્યે હું માતા હોઈને કુત્સિત વર્તાવ કઈ રીતે કરી શકું?'

મોહિની આ પ્રકારના અનેક વિચાર કરીને પુત્ર પ્રત્યે બોલી: 'તમે મારા પતિને શીઘ્ર બોલાવી લાવો; હું તેમના વિના બે ઘડી પણ રહી શકું તેમ નથી.' એટલે તે તરત પિતા પાસે ગયો અને તેમને પ્રણામ કરી કહેવા લાગ્યો: 'તાત! મારાં નવાં માતાજી આપનાં શીઘ્ર દર્શન કરવા ચાહે છે.'

પુત્રની આ વાત સાંભળીને રાજા રુકમાંગદ તત્કાળ ત્યાં જવા માટે તૈયાર થયા. તેમના મુખ પર પ્રસન્નતા છવાઈ. મહેલમાં પ્રવેશ કરીને તેમણે મોહિનીને પલંગ પર સૂતેલી જોઈ. તેના શરીરમાંથી તપાવેલ સુવર્ણ સમાન પ્રભા ફેલાઈ રહી હોય તેમ જણાતું હતું અને તે બાલાની મહારાણી સંધ્યાવલી ધીરે ધીરે સેવા કરી રહ્યાં હતાં. પુષ્કળ દક્ષિણા આપનારા રાજા રુકમાંગદને શય્યાની સમીપ આવેલા જોઈને સુંદરી મોહિનીનું મુખ પ્રસન્નતાથી ખીલી ઊઠયું અને તે રાજા પ્રત્યે બોલી: 'પ્રાણનાથ! મૃદુ શય્યાવાળા આ પલંગ પર બેસો. જે માણસ અન્યાન્ય કાર્યોમાં લાગ્યો રહીને પોતાની યુવતી ભાર્યાનું સેવન કરતો નથી, તેની તે ભાર્યા કઈ રીતે રહી શકે? જેનું દાન કરવામાં આવતું નથી તે ધન પણ ચાલ્યું જાય છે; જેનું રક્ષણ કરવામાં આવતું નથી, તે રાજ્ય વધુ સમય ટકતું નથી; ને જેનો અભ્યાસ કરવામાં આવતો નથી, તે શાસ્ત્રજ્ઞાન પણ સ્થિર હોતું નથી. આળસુ માણસોને વિદ્યા પ્રાપ્ત થતી નથી. હમેશાં વ્રત કર્યા કરનારાઓને પત્ની મળતી નથી. પુરુષાર્થ વિના લક્ષ્મી મળતી નથી. ભગવાનની ભક્તિ વિના યશની પ્રાપ્તિ થતી નથી. ઉદ્યમ વિના સુખ મળતું નથી અને

પત્ની વિના સંતાનની પ્રાપ્તિ થતી નથી. અપવિત્ર રહેનારને ધર્મલાભ થતો નથી. અપ્રિય વચન બોલનારો બ્રાહ્મણ ધન પામતો નથી. ગુરુજનોને જે પ્રશ્ન કરતો નથી, તેને તત્ત્વજ્ઞાન થતું નથી ને જે ચાલતો નથી તે ક્યાંય પહોંચી શકતો નથી. સદા જાગતા રહેનારને ભય હોતો નથી. ભૂપાલ! અહો! રાજ્યનો કાર્યભાર ઉઠાવવામાં સમર્થ પુત્ર હોવા છતાં પણ આપ મને ધર્માંગદના સુંદર મહેલમાં એકલી મૂકી રાજ્યનું કાર્ય શા માટે જુઓ છો?'

સુંદર અને વિશાળ નેત્રોવાળી કામાતુર થયેલી બ્રહ્માજીની પુત્રી મોહિનીએ આ પ્રમાણે કહ્યું ત્યારે પુત્ર જેમની સમીપમાં રહેલો છે એવા રાજા રુકમાંગદ લજ્જા પામતાં પોતાની પ્રિય પત્નીને સાંત્વન આપતાં બોલ્યા. ૧–૫૭

एवं ब्रुवाणां तनयां विधेस्तु रतिप्रियां चारुविशालनेत्राम्। व्रीडान्वितः पुत्रसमीपवर्ती प्रोवाच वाक्यं नृपतिः प्रियां ताम्॥ ५७॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'ધર્માંગદનાં માતૃભક્તિપૂર્ણ વચન' નામનો ૧૭ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૮: માતૃસન્માન

राजोवाच

नाधिकारो मया भीरु कृतो नृपपरिग्रहे।
श्रमातुरस्य निद्रा मे प्रवृत्ता सुखदायिनी॥१॥

રાજા રુકમાંગદ બોલ્યા: ભીરુ! મેં રાજલક્ષ્મી તથા રાજકીય વસ્તુઓ પર ફરીથી અધિકાર સ્થાપિત કર્યો નથી. મેં ધર્માંગદને બોલાવીને આદેશ આપ્યો હતો કે, 'કમલનયન, તમે મોહિનીને સંપૂર્ણ રત્નોથી વિભૂષિત પોતાના મહેલમાં લઈ જાઓ ને એની સેવા કરો; કારણ કે એ મારી સર્વ કરતાં વધારે વહાલી પત્ની છે. તમારો મહેલ હવાઉજાસવાળો પણ છે ને તેમાં વધારે પડતા પવનથી બચવાનો પણ ઉપાય છે. બધી ઋતુઓમાં તમારો મહેલ સુખ આપનારો છે, તેથી ત્યાં જ લઈ જાઓ.' પુત્રને આ પ્રમાણે આદેશ આપીને હું કષ્ટમાંથી બચવા માટે પથારી પાસે ગયો; ને તે પર પડતાં જ મને ઊંઘ આવી ગઈ ને હમણાં જાગતાં જ તમારી પાસે ચાલ્યો આવ્યો છું. દેવી! તમે જે કંઈ પણ કહેશો તે નિઃસંદેહ પૂર્ણ કરીશ.

મોહિની બોલી: મારા લગ્નથી અત્યંત દુઃખી થયેલી આ આપની પોતાની પત્નીઓને ધીરજ આપો. આ પતિવ્રતાઓનાં આંસુઓથી દગ્ધ થયા પછી શું મારા મનમાં શાંતિ થશે? ભૂપાલ! આ પતિવ્રતા નારીઓ તો મારા પિતા બ્રહ્માજીને પણ ભસ્મ કરી શકે છે, તો પછી આપના જેવા પ્રાકૃત નરેશને અને મારા જેવી સ્ત્રીને બાળી નાખવી એ એમના માટે તે કંઈ મોટી વાત છે? ભૂમિપાલ! મહારાણી સંધ્યાવલી સમાન નારી ત્રણે લોકમાં ક્યાંય નથી. એમનું એકે એક અંગ આપના સ્નેહપાશથી જકડાયેલું છે. એટલા માટે જ આ મને ઘણા વહાલથી ષડ્રસ ભોજન જમાડે છે ને આપના જ ગૌરવથી મને પ્રિય લાગનારી મીઠી વાતો સંભળાવે છે. આમના જ સ્વભાવની સેંકડો સન્નારીઓ આપના ઘરની શોભા વધારી રહી છે. મહીપતે! હું ક્યારેય આ બધાંનાં ચરણોની રજ સમાન પણ થઈ શકતી નથી.

પુત્રની સાથે ઊભેલી પટરાણી આગળ મોહિનીનાં આ વચન સાંભળીને રાજા રુકમાંગદ શરમાઈ ગયા. પછી ધર્માંગદ બોલ્યો: માતાઓ! મારા પિતાને મોહિની દેવી તમારા બધાં કરતાં અધિક પ્રિય છે. તેઓ મંદરાચલના શિખર પરથી આ બાળાને પોતાની સાથે ક્રીડા કરવા માટે લઈ આવ્યા છે. (માટે અદેખાઈ કરવાનું છોડી દઈ તમે બધાં મારા પિતાના સુખમાં સાથ આપો.)

પુત્રની આ વાત સાંભળીને બધી માતાઓ બોલી : 'બેટા ! તમારા ન્યાયયુક્ત વચનનું પાલન અમે અવશ્ય કરીશું.'

માતાઓની આ વાત સાંભળીને રાજકુમાર ધર્માંગદે પ્રસન્નચિત્તથી એક એકના માટે એક એક કરોડથી અધિક સ્વર્ણમુદ્રાઓ; હજાર હજાર નગર અને ગામ તથા આઠ આઠ સોનાથી વિભૂષિત રથ આપ્યા. એક એક રાણીને તેમણે દસ દસ હજાર અતિ મૂલ્યવાન વસ્ત્ર આપ્યાં. એમાંના પ્રત્યેકનું મૂલ્ય સો સુવર્ણમુદ્રાથી અધિક હતું. મેરુપર્વતની ખાણમાંથી નીકળેલા શુદ્ધ તેમ જ અક્ષય સુવર્ણની ઢાળેલી એકએક લાખ મુદ્રાઓ તેમણે પ્રત્યેક માતાને આપી. સાથેજ પ્રત્યેકને સોથી અધિક દાસ–દાસીઓ પણ આપ્યાં. ઘડાના જેવા આઉવાળી દસ હજાર દૂધાળી ગાયો અને એક એક હજાર બળદ પણ આપ્યા. તે પછી રાજકુમારે ભક્તિભાવથી બધી માતાઓને હીરા જડેલાં સોનાનાં એક એક હજાર આભૂષણ આપ્યાં. આંબળા જેવડા મોતીના બનેલા ચળકતા હારોના કેટલાએ ઢગલાઓ કરી તે માતાઓને આપી દીધા. બધાંને પાંચ પાંચ કે સાત સાત સુવર્ણનાં કડાં પણ પણ આપ્યાં. હે મહીપતે ! મહારાણી સંધ્યાવલી પાસે ચંદ્રમા સમાન ચળકતા અઢીસો મોતીના હાર હતા. ધર્માંગદે પ્રત્યેક માતાને બબ્બે મનોહર હાર આપ્યા. એકેએકને ચોવીસસો સોનાની થાળીઓ ને એટલા જ સુવર્ણ કલશ–ઘડા આપ્યા. રાજન્ ! પ્રત્યેક માતાને સો સો સુંદર પાલખીઓ અને તે ઊંચકનારા જાડા ને હૃષ્ટપુષ્ટ ઝડપથી ચાલનારા ભોઈ આપ્યા. આ પ્રમાણે કુબેર સમાન શોભાયમાન તે ધન્ય રાજકુમારે પોતાની સર્વ માતાઓને પુષ્કળ ધન આપીને તેમની પરિક્રમા કરી. હાથ જોડીને તેમને કહ્યું : માતાઓ ! આપનાં ચરણોમાં મસ્તક મૂકી પ્રણામ કરું છું. આપ સર્વ મારી પ્રાર્થના સ્વીકારી પતિના સુખની ઇચ્છા રાખી મારા પિતાની પાસે જઈને કહો કે, 'નરેશ્વર ! બ્રહ્મકુમારી મોહિની સુશીલા છે, આપ એમની સાથે એકાંતમાં સેંકડો વર્ષ સુધી સુખથી નિવાસ કરો.'

પુત્રનું આ વચન સાંભળીને સર્વના શરીરમાં હર્ષના અતિરેકથી રોમાંચ થઈ આવ્યાં. તે બધીએ મહારાજાને જઈને કહ્યું : 'આર્યપુત્ર ! આપ બ્રહ્મકુમારી મોહિની સાથે દીર્ઘકાલ સુધી નિવાસ કરો. આપનો સંગમ થવાથી બ્રહ્માજીની પુત્રી અમારા માટે શલ્યરૂપ થઈ નથી. આપના પુત્રના તેજથી અમારી હાર્દિક ભાવનાઓ દુઃખથી રહિત થઈ ગઈ છે. અમે આપને આ વાત કહી છે. આપ આના પર વિશ્વાસ કરો.' ૧–૫૫

न शल्यभूता कुशकेतुपुत्री स्वत्संगमाद्विद्धि न संशयोऽत्र । पुत्रौजसा दुःखविमुक्तभावात्समीरितं वाक्यमिदं प्रतीहि ॥ ५५ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'માતૃસન્માન' નામનો ૧૮ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૧૯ : મોહિનીપ્રણયવર્ણન

वसिष्ठ उवाच

सोऽनुज्ञातो महीपालः प्रियाभिः प्रियकामुकः । प्रहर्षमतुलं लेभे धर्माङ्गदमुवाच ह ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા : રાજન્ ! પોતાની પત્નીઓએ આ પ્રમાણે અનુમતિ આપવાથી મહારાજ રુક્માંગદના હર્ષની સીમા ન રહી. તેઓ પોતાના પુત્ર ધર્માંગદ પ્રતિ બોલ્યા : 'આ સાત દ્વીપોવાળી પૃથ્વીનું પાલન કરો. સદા ઉદ્યમશીલ અને સાવધ રહેજો. કયા વખતે શું કરવું તે હમેશાં ખ્યાલ રાખજો. સદાચારનું પાલન થાય છે કે નહી તે તરફ નજર રાખજો. હમેશાં સાવધ રહેજો અને વાણિજ્ય વ્યવસાયને સદા પ્રિય કાર્ય સમજીને તે વધારતા રહેજો. રાજ્યમાં હમેશાં

ફરતા રહેજો; નિરંતર દાન કરતા રહેજો. બેટા! રાજાએ માટે, સર્વત્ર અવિશ્વાસ રાખવો. આને જ ઉત્તમ માનવામાં આવ્યું છે. ખજાના વિષેની હમેશાં માહિતી રાખવી; આ ખાસ જરૂરી છે.'

પિતાની આ વાત સાંભળીને ઉત્તમ બુદ્ધિવાળા ધર્માંગદે ભક્તિભાવથી માતા સહિત તેમને પ્રણામ કર્યા. પછી તે રાજકુમારે તે નૃપશ્રેષ્ઠ રુકમાંગદને પુષ્કળ ધન આપ્યું. તેમની આજ્ઞાનું પાલન કરવાને માટે ઘણા સેવકો અને કંઠમાં સુવર્ણનો હાર ધારણ કરનારી અનેક દાસીઓ નિયુક્ત કરી. આ પ્રમાણે પિતાને સુખ પહોંચાડવા માટે પુત્રે સર્વ વ્યવસ્થા કરી. પછી તેણે પૃથ્વીની રક્ષાનું કાર્ય સંભાળ્યું. તે પછી અનેક રાજાઓથી વીંટળાઈને રાજા ધર્માંગદે સાત દ્વીપોવાળી પૃથ્વી પર ભ્રમણ કરવા માંડયું. આના પરિણામે જનતાના મનમાં પાપબુદ્ધિ પેદા થતી ન હતી. તેમના રાજ્યમાં કોઈ પણ વૃક્ષ ફળ-ફૂલ વિનાનું હતું નહિ, કોઈ પણ ખેતર એવું ન હતું જે જવ કે ડાંગરના પાકથી લહેરાતું ન હોય. તે રાજ્યની બધી ગાયો ઘડો ભરીને દૂધ આપતી હતી. તે દૂધમાં ઘીનું પ્રમાણ વધારે રહેતું ને તેમાં સાકર જેવી મીઠાશ રહેતી હતી. તે દૂધ ઉત્તમ પેય, બધા રોગોનો નાશ કરનારું, પાપ મટાડનારું અને પોષણ આપનારું હતું. કોઈ પણ માણસ પોતાનું ધન છુપાવીને રાખતું નહિ. પત્ની પોતાના પતિને કટુ વચન કહેતી નહિ. પુત્ર વિનયશીલ તથા પિતાની આજ્ઞાનું પાલન કરવામાં તત્પર રહેતો. પુત્રવધૂ પોતાની સાસુના કહ્યામાં રહેતી. સાધારણ માણસો બ્રાહ્મણોના ઉપદેશ પ્રમાણે ચાલતા. શ્રેષ્ઠ દ્વિજ વેદોક્ત ધર્મોનું પાલન કરતા. એકાદશીને દિવસે માણસો નિરાહાર રહેતા. પૃથ્વી પર નદીઓ ક્યારેય સુકાતી નહિ. ધર્માંગદે રાજ્યની લગામ હાથમાં લીધા પછી આખું જગત પુણ્યશાળી થઈ ગયું હતું. એકાદશીના વ્રતનું પાલન કરવાથી બધા માણસો સુખ ભોગવીને અંતે વિષ્ણુના વૈકુંઠ ધામમાં જતા હતા. ભૂપાલ! ચોર અને લૂંટારાઓની બીક ન હતી. તેથી અંધારી રાતે પણ કોઈ પોતાનાં ઘરનાં બારણાં બંધ કરતું નહિ. ઇચ્છાનુસાર વિચરનારા અતિથિઓ ઘેર આવીને ઉતારો કરતા હતા. (કોઈના માટે ક્યાંય આવવા—જવાનો પ્રતિબંધ ન હતો.) જમીન ખેડ્યા વિના જ અનાજ સારી પેઠે પાકતું. કેવળ માતાનું ધાવણ ધાવીને જ બચ્ચાંઓ ખૂબ હૃષ્ટપુષ્ટ રહેતાં અને પતિના સંયોગથી યુવતીઓ પણ પોષાયેલી, ભરાવદાર અને સંતુષ્ટ રહેતી હતી. રાજાઓથી સુરક્ષિત થઈને સમસ્ત પ્રજા હૃષ્ટપુષ્ટ રહેતી હતી તથા શક્તિ સહિત ધર્મનું પણ સારી પેઠે પાલન થતું હતું. આ રીતે બધા માણસોમાં ધર્મની પ્રબળ ભાવના રહેતી હતી. બધા માણસો ભગવાન વિષ્ણુની ભક્તિમાં લીન રહેતા. રાજકુમાર ધર્માંગદ દ્વારા સમગ્ર જનતા સુરક્ષિત હતી અને બધાનો સમય સુખ—ચેનમાં વીતતો હતો.

એવી જ રીતે રાજા રુકમાંગદ નીરોગી રહીને સર્વ પ્રકારના ઐશ્વર્યથી યુક્ત હોઈને પુષ્કળ દાન કરતા અને ઉત્સવ મનાવતા હતા. તેઓ મોહિનીની ચેષ્ટાઓના સુખથી અત્યંત મુગ્ધ હતા અને પોતાની જાતને તે સુંદરીના સંગથી અતિ હર્ષને લીધે દેવતાઓ કરતાં ય વધારે કૃતાર્થ માનતા. તેઓ આવો પણ વિચાર કરતા હતા કે આ સુંદર નેત્રોવાળી સ્ત્રી જે કંઈ પણ માગે તે તેને અવશ્ય આપવું. બીજાઓ જે કંઈ ન આપી શકે અથવા આપવા

જેવું ન જણાતું હોય તે પણ હું એને આપીશ. મારું જીવિત એને આપી શકાય તેમ નથી, છતાં પણ આ કનકસુંદરી જો તે માગશે તો પણ તે આપવું કે ન આપવું તે બાબતનો હું વિચાર કરવાનો નથી અર્થાત્ મારું જીવિત પણ જો તે માગશે તો તે પણ આપીશ. કેવળ પુત્ર સિવાય આને ન આપવા જેવું બીજું કંઈ નથી. ૧–૩૬

यद्यप्यदेयं मम जीवितं हि याचिष्यते चेद्यदि हेमवर्णा । दास्यामि चेदं न विचारयिष्ये पुत्रं विना नास्ति न देयमस्याः ॥ ३६ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'મોહિની-પ્રણયવર્ણન' નામનો ૧૯ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૨૦ : ધર્માંગદનો દિગ્વિજય

वसिष्ठ उवाच

एवं सुरतमूढस्य राज्ञो रुक्माङ्गदस्य च ।
त्रीणि पंच च वर्षाणि व्यतीतानि सुखेन वै ॥१॥

વસિષ્ઠ બોલ્યા : હે રાજન્ ! આ પ્રમાણે મોહિની સાથે વિલાસ કરતાં રાજા રુકમાંગદ-નાં આઠ વર્ષ ખૂબ આનંદમાં વીત્યાં. નવમું વર્ષ આવતાં તેના બળવાન પુત્ર ધર્માંગદે મલય પર્વત પર પાંચ વિદ્યાધરોને પરાસ્ત કર્યા અને તેમની પાસેથી પાંચ મણિ છીનવી લીધા. એ મણિ સર્વ કામનાઓ પૂર્ણ કરનારા અને કલ્યાણકારી હતા. એક મણિ-માં એવો ગુણ હતો કે પ્રતિદિન કરોડગણું સોનું આપતો હતો; બીજો મણિ લાખ કોટિ વસ્ત્રાભૂષણ આપતો; ત્રીજો મણિ અમૃતની વર્ષા કરતો અને ઘડપણમાં પુન-ર્યૌવન આપતો; ચોથો મણિ સભાભવન તૈયાર કરતો અને તેમાં યથેચ્છ અન્ન ભરી દેતો; પાંચમો મણિ ગગનમાં ગમન કરવાની શક્તિ આપી ત્રણે લોકોમાં ભ્રમણ કરાવી દેતો હતો. તે પાંચે મણિ લઈને ધર્માંગદ મનઃશક્તિથી પિતાની પાસે આવ્યા. રાજ-કુમારે પિતા રુકમાંગદ અને માતા મોહિનીનાં ચરણોમાં પ્રણામ કર્યા અને તેમનાં ચરણોમાં પાંચે મણિ સમર્પિત કરીને નમ્ર ભાવથી કહ્યું : 'પિતાજી ! પર્વતશ્રેષ્ઠ મલય પર મેં વૈષ્ણવ અસ્ત્ર દ્વારા પાંચ વિદ્યાધરો પર વિજય મેળવ્યો છે. નૃપશ્રેષ્ઠ ! તેઓ પોતાની સ્ત્રીઓ સહિત આપના સેવક થઈ ગયા છે. આપ આ મણિ મોહિનીદેવીને આપી દો. તેઓ આનાથી પોતાના બાહુઓ શણગારશે. આ મણિઓ સર્વ કામનાઓને પૂર્ણ કરનારા છે. હે ભૂપતે ! આપના જ પ્રતાપથી મેં સાતે દ્વીપ ભારે કષ્ટથી પોતાના અધિકારમાં આણ્યા છે.' તે પછી કુમાર ધર્માંગદે નાગોની ભોગપુરી, વિશાળ દાનવપુરી અને વરુણ-લોકના વિજયની વાત સંભળાવી ને ત્યાંથી જીતીને આણેલાં કરોડો રત્ન, હજારો શ્વેત-વર્ણના શ્યામકર્ણ ઘોડા અને હજારો કુમારીઓ પિતાજીને દેખાડીને કહ્યું : 'પિતાજી ! હું આ સર્વ સંપત્તિ સહિત આપને અધીન છું. તાત ! પુત્રે પિતાની આગળ આત્મ-પ્રશંસા ન કરવી જોઈએ. પિતાના જ પરા-ક્રમથી પુત્રની ધન-સંપત્તિ વધે છે, તેથી આપની ઇચ્છા અનુસાર આપ આનું દાન અથવા સંરક્ષણ કરો. મારી માતાઓ પણ આપની આ સંપત્તિને જુએ, એવી મારી આપને પ્રાર્થના છે.' ૧–૩૧

तस्मादियं माधवदेववल्लभा विलोकयस्वाद्य मयोपनीता । आत्मेच्छया यच्छतु रक्षताद्वा स्वसंपदो मातृसमूहवर्याः ॥ ३१ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'ધર્માંગદ દિગ્વિજય' નામનો ૨૦ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૨૧ : અપરાધીઓને સજા કરવાનું વિધાન

मांधातोवाच

पुत्रस्य वचनं श्रुत्वा किं चकार महीपतिः।
सा चापि मोहिनी ब्रह्मन् प्रिया राज्ञा विधेः सुता॥

માંધાતા બોલ્યા : હે બ્રહ્મન્ ! પુત્રનું આ વચન સાંભળીને રાજા રુકમાંગદે તથા તેમની પ્રિયા બ્રહ્માની પુત્રી મોહિનીએ શું કર્યું ? અમૃતના જેવું તથા ખાસ કરીને સર્વ સંદેહનું નિવારણ કરનારું આશ્ચર્યકારક પવિત્ર આખ્યાન તમે કહ્યું.

વસિષ્ઠજી બોલ્યા : પુત્રની આ વાત સાંભળીને નૃપશ્રેષ્ઠ રુકમાંગદ અતિ પ્રસન્ન થયા અને પોતાની પ્રિયાની સાથે ઊભા થઈને તેમણે તે સર્વ ધનસંપત્તિ જોઈ. તે વિષ્ણુપરાયણ રાજાએ ક્ષણએક સુધી હર્ષમાં મગ્ન થઈને અત્યંત પ્રેમ સાથે વરુણકન્યા સહિત સર્વ નાગકન્યાઓ પોતાના પુત્ર ધર્માંગદને આપી દીધી. બાકીની બધી વસ્તુઓ, ઘણાં રત્નો તથા દાનવ નારીઓ તેમણે મોહિનીને આપી. ધર્માંગદે આણેલા ધનવૈભવની ઘટતી વહેંચણી કરીને રાજાએ પુરોહિતને બોલાવીને કહ્યું : 'બ્રહ્મન્ ! મારો પુત્ર સદા મારી આજ્ઞાનું પાલન કરવામાં તત્પર રહ્યો છે ને હજુ સુધી કુંવારો જ છે. તેથી આ સર્વ કુમારીઓનું તે ધર્મપૂર્વક પાણિગ્રહણ કરે. ધર્મની ઇચ્છા રાખનારા પિતાએ પુત્રનું લગ્ન અવશ્ય કરવું જોઈએ. જે પિતા પુત્રોને પત્ની અને ધનથી યુક્ત કરતો નથી, તેને આ લોક અને પરલોકમાં પણ નિંદિત જાણવો જોઈએ, માટે પુત્રોને સ્ત્રી તથા જીવનનિર્વાહ માટે યોગ્ય ધન અવશ્ય આપવાં જોઈએ.'

રાજાનું આ વચન સાંભળીને પુરોહિત ઘણા પ્રસન્ન થયા અને ધર્માંગદનું લગ્ન કરાવવાના કામમાં લાગી ગયા. ધર્માંગદ યુવાન હોવા છતાં આરંભને લીધે સ્ત્રીસુખ માણવા ઇચ્છતા ન હતા, તોપણ પિતાની આજ્ઞાથી તેમણે તે સમયે લગ્ન કરવાનું સ્વીકારી લીધું. તે પછી મહાબાહુ ધર્માંગદે વરુણકન્યા સાથે તેમ જ પૃથ્વી પરની અતિ લાવણ્યવતી નાગકન્યાઓ સાથે પણ લગ્ન કર્યું. શાસ્ત્રીય વિધિ અનુસાર તે સર્વની સાથે લગ્ન કરીને ધર્માંગદે બ્રાહ્મણોને ધન, રત્ન તથા ગાયોનું પ્રસન્નતાપૂર્વક દાન કર્યું. લગ્ન પછી તેમણે માતા અને પિતાના ચરણોમાં હર્ષ સાથે પ્રણામ કર્યા. તે પછી રાજકુમાર ધર્માંગદે પોતાની માતા સંધ્યાવલીને કહ્યું : 'દેવી ! પિતાજીની આજ્ઞાથી મારું લગ્નકાર્ય પૂરું થયું છે. મને દિવ્ય ભોગો તથા સ્વર્ગ સાથે પણ કંઈ પ્રયોજન નથી. પિતાજીની તથા આપની દિનરાત સેવા કરવી એ જ મારું કર્તવ્ય છે.'

સંધ્યાવલી બોલી : બેટા ! તમે દીર્ઘકાળ સુધી જીવતા રહો. પિતાની કૃપાથી મનને ગમતા ભોગો ભોગવતા રહો. વત્સ ! તમારા જેવા ગુણવાન પુત્રથી આ પૃથ્વી પર હું શ્રેષ્ઠ પુત્રવાળી થઈ છું અને શોકોના મનમાં ને હૃદયમાં મારું સ્થાન ઊંચું વધ્યું છે.'

આમ કહીને માતાએ પુત્રને હૈયા સાથે ચાંપી વારંવાર તેનું મસ્તક સૂંઘ્યું. તે પછી તેને રાજકારભાર જોવા માટે વિદાય કર્યો. માતા સંધ્યાવલી પાસેથી વિદાય લઈને રાજકુમારે બીજી માતાઓને પણ પ્રણામ કર્યા અને પિતાની આજ્ઞાને અધીન રહીને તેઓ રાજ્યશાસનનાં સર્વ કાર્ય કરવા લાગ્યા. તેઓ દુષ્ટોને સજા કરતા અને સજ્જનોનું પાલન કરતા તેમ જ સર્વ દેશોમાં ભ્રમણ કરીને પ્રત્યેક કાર્ય જોઈને તેની માહિતી મેળવી લેતા હતા. તેમણે હાથી અને ઘોડાઓના પાલન-પોષણની સારી વ્યવસ્થા કરી હતી. ગુપ્તચર મંડળ

પર પણ તેઓ નજર રાખતા હતા. આમ–' તેમથી મળેલા સમાચારો પર તેઓ વિચાર કરતા. દરરોજ માપ–તોલની પણ તપાસ રાખતા હતા. રાજા ધર્માંગદ દરેક ઘરમાં જઈને ત્યાંના લોકોની રક્ષાનો પ્રબંધ કરતા હતા. તેમના રાજ્યમાં ધાવણ ન મળવાથી બાળક રડતું હોય તેવું જોવામાં આવતું નહિ. વહુએ સાસુનું અપમાન કરવાથી તે રડતી હોય તેવું ક્યાંય જોવામાં આવતું ન હતું. ઉંમરલાયક થયેલો સમર્થ પુત્ર પિતા પાસે કોઈ પ્રકારની માગણી કરતો નહિ, તેમના રાજ્યમાં કોઈને ત્યાં વર્ણ-સંકર સંતાન ઉત્પન્ન થતું નહિ. લોકો પોતાની માલમિલકત સંતાડી રાખતા ન હતા. કોઈ પણ માણસ ધર્મ પર દોષારોપણ કરતો નહિ. સધવા સ્ત્રી ક્યારેય ચોળી પહેર્યા વિના રહેતી નહિ. તેમણે રાજ્યમાં એવો ઢંઢેરો પિટાવ્યો હતો કે 'મારા રાજ્યમાં સ્ત્રીઓ ઘરોમાં સુરક્ષિત રહે; વિધવાએ વાળ રાખવા નહિ અને સૌભાગ્યવતીએ ક્યારેય વાળ કપાવવા નહિ. જીવનનિર્વાહ માટે જે બીજાઓને અન્ન આદિ આપતો નથી તે નિર્દય મારા રાજ્યમાં રહે નહિ. બીજાઓને સદ્‌ગુણોનો ઉપદેશ આપનારો પુરુષ પોતે સદાચારહીન હોય તેમ જ યજ્ઞ–યાગાદિ કરાવનારો કર્મકાંડી પુરુષ જો શાસ્ત્રજ્ઞાનથી રહિત હોય તો તેણે મારા રાજ્યમાં નિવાસ કરવો નહિ. જે માણસ ગળીનું ઉત્પાદન કરતો હોય અથવા ગળીના રંગથી ખાસ કરીને વસ્ત્ર રંગ્યા કરતો હોય, તે બંનેને મારા રાજ્યમાંથી કાઢી મૂકવાં. દારૂ બનાવનારાને મારા રાજ્યમાંથી દેશવટો દેવો એ જ યોગ્ય છે. માંસભક્ષણ કરનારો, તથા પોતાની સ્ત્રીનો કારણ વિના પરિત્યાગ કરનારો મારા રાજ્યમાં રહી શકે નહિ. દેવતાઓમાં શ્રેષ્ઠ વિષ્ણુ સિવાય અન્ય દેવની પૂજા કરનારો માણસ તથા ગર્ભવતી સ્ત્રી સાથે અથવા નવપ્રસૂતા નારી સાથે સમાગમ કરનારો માણસ સખત સજા અને મૃત્યુદંડને પાત્ર ઠરશે. ૧–૩૮'

विष्णुं परित्यज्य वरं सुराणां संपूजयेद्योऽन्यतमं हि देवम् । गच्छेत्सगर्भां युवतीं प्रसूतां दंड्यश्च वध्यश्च स चास्मदीयैः ॥ ३८॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'અપરાધીઓને સજા કરવાનું વિધાન' નામનો ૨૧ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૨૨ : કાર્તિકમાસનો મહિમા

वसिष्ठ उवाच

एवं धर्माङ्गदो राज्यं चकार वसुधातले ।
पितुर्नियोगाद्राजेन्द्र पालयन् हरिवासरम् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા : હે રાજેંદ્ર ! આ પ્રમાણે એકાદશી વ્રતનું પાલન કરતા રહીને પિતાની આજ્ઞાથી ધર્માંગદે પૃથ્વી પર રાજ્યશાસન કરવા માંડ્યું. તે સમયે તેમના રાજ્યમાં ધર્મનું પાલન કરવામાં તત્પર ન હોય એવો કોઈ માણસ ન હતો. હે મહીપતે ! કોઈ પણ વ્યક્તિ દુઃખી, સંતાન વિનાની અથવા કુષ્ઠ-રોગથી પીડાતી ન હતી. હે નરેશ્વર ! તે રાજ્યમાં સર્વ માણસો હૃષ્ટપુષ્ટ હતા. પૃથ્વી નિધિ (ખજાનો) આપનારી હતી. ગાયો વાછરડાંઓને દૂધ પાઈને તૃપ્ત રાખતી અને એક એક ઘડો ભરીને દૂધ આપતી. વૃક્ષના પાંદડે–પાંદડામાં મધ ભરેલું હતું. એક એક વૃક્ષમાં એક - એક દ્રોણ (૨૫૬ તોલા) મધ સરળતાથી મળી આવતું. સર્વથા પ્રસન્ન રહેનારી પૃથ્વીમાં સર્વ પ્રકારનાં ધાન્ય ઉત્પન્ન થતાં હતાં. ત્રેતાના અંતનો દ્વાપરયુગ સત્યયુગ સાથે જાણે સ્પર્ધા કરતો હતો. વર્ષાઋતુ પૂરી થયા પછી શરદઋતુનું આકાશ અને ગૃહસ્થોનાં ઘર ધૂળથી રહિત થઈને સ્વચ્છ થઈ ગયાં. રાજા રુકમાંગદ મોહિનીના પ્રેમથી અત્યંત મુગ્ધ થયા છતાંય એકાદશીના વ્રતની અવહેલના કરતા ન હતા.

દશમી, એકાદશી અને દ્વાદશી—આ ત્રણ દિવસ સુધી રાજા રતિક્રીડાનો ત્યાગ કરતા હતા. આ પ્રમાણે ક્રીડા કરતાં તેમને એક વર્ષ પૂરું થયું. કાલજ્ઞોમાં શ્રેષ્ઠ હે નરેશ! તે સમયે કાર્તિક માસ આવી પહોંચ્યો. ભગવાન વિષ્ણુની નિદ્રાને દૂર કરનારો આ પરમ પુણ્યદાયક માસ છે. તેમાં વૈષ્ણવો દ્વારા કરવામાં આવેલું સર્વ પુણ્ય અક્ષય થાય છે અને વિષ્ણુલોક આપે છે. કાર્તિક માસ જેવો કોઈ માસ નથી. સત્યયુગ સમાન કોઈ યુગ નથી. દયા જેવો કોઈ ધર્મ નથી અને નેત્રના સમાન કોઈ જ્યોતિ નથી. વેદના જેવું કોઈ શાસ્ત્ર નથી. ગંગા સમાન બીજું તીર્થ નથી, ભૂમિદાનના સમાન અન્ય દાન નથી અને પત્નીથી મળતા સુખ જેવું કોઈ (લૌકિક) સુખ નથી. ખેતીના સમાન કોઈ ધન નથી. ગાયનું પાલન કરવાથી મળતા લાભ જેવો કોઈ લાભ નથી. ઉપવાસના સમાન કોઈ તપ નથી અને (મન તથા) ઇંદ્રિયોના સંયમના સમાન કોઈ કલ્યાણમય સાધન નથી. રસની તૃપ્તિના સમાન કોઈ (સાંસારિક) તૃપ્તિ નથી. બ્રાહ્મણના સમાન કોઈ વર્ણ નથી. ધર્મના સમાન કોઈ મિત્ર નથી અને સત્યના જેવો કોઈ યશ નથી. આરોગ્ય સમાન કોઈ ઐશ્વર્ય નથી. ભગવાન વિષ્ણુથી મોટો કોઈ દેવ નથી તથા લોકમાં કાર્તિક વ્રતના સમાન બીજું કોઈ પવિત્ર વ્રત નથી. આવું જ્ઞાની પુરુષોનું કથન છે. કાર્તિક માસ સર્વથી શ્રેષ્ઠ માસ છે અને તે ભગવાન વિષ્ણુને સદા પ્રિય છે.

રાજન્! કાર્તિક માસ આવ્યાથી અત્યંત મુગ્ધ થયેલા રાજા રુકમાંગદે મોહિનીને કહ્યું: 'દેવિ! મેં તમારી સાથે ઘણાં વર્ષો સુધી રમણ કર્યું, હે શુભાનને! અત્યારે હું તમને કંઈ કહેવા ઇચ્છું છું, તે સાંભળો. દેવિ! તમારામાં આસક્ત રહેવાને લીધે મારા ઘણા કાર્તિક માસ વ્યર્થ વીતી ગયા. કાર્તિકમાં કેવળ એકાદશી સિવાય બીજા કોઈ વ્રતનું પાલન હું કરી શક્યો નથી, તેથી આ વખતે હું વ્રત પાળવા સાથે કાર્તિક માસમાં ભગવાનની ઉપાસના કરવા ઇચ્છું છું. ખાવા યોગ્ય પદાર્થોમાંના કોઈ પણ પદાર્થનો કાર્તિક માસમાં પરિત્યાગ કરવાથી સાધકને ભગવાન વિષ્ણુનું સાયુજ્ય અવશ્ય પ્રાપ્ત થાય છે. કાર્તિક માસમાં ભક્તિ-ભાવથી ભગવાન વિષ્ણુને એકાદશીને દિવસે દીપદાન કરવું જોઈએ. આ દીપદાન સર્વ દાનોમાં શ્રેષ્ઠ દાન છે. પુષ્કરતીર્થમાં કાર્તિકી પૂર્ણિમાએ વ્રત અને સ્નાન કરવાથી મનુષ્ય સર્વ પાપમાંથી મુક્ત થઈ જાય છે. જેનો કાર્તિક માસ વ્રત, ઉપવાસમાં નિયમપૂર્વક વ્યતીત થાય છે, તે વિમાનનો અધિકારી દેવતા થઈને પરમ ગતિ પામે છે. માટે હે મોહિની! મારા પરનો મોહ છોડી દઈને મને આજ્ઞા આપો; જેથી હું કાર્તિક માસના વ્રતનો આરંભ કરું.'

' મોહિની બોલી: હે નૃપશિરોમણિ! કાર્તિક માસ પુણ્યની ખાણરૂપ હોવાનું કહ્યું છે. તેનું માહાત્મ્ય વિસ્તારપૂર્વક મને કહી સંભળાવો. આને વિષે બીજું ખાસ જે કંઈ કહેવામાં આવ્યું હોય તે પણ મને કહો. આ માસનું માહાત્મ્ય સાંભળીને મારી જેવી ઇચ્છા હશે તેવી રીતે હું કરીશ.

રુકમાંગદ બોલ્યા: 'હે વરાનને! હું આ કાર્તિક માસનો મહિમા જણાવું છું. હે સુંદરી! કાર્તિક માસમાં જે કૃચ્છ્ર અથવા પ્રાજાપત્ય વ્રત કરે છે અથવા એક દિવસનું અંતર રાખીને ઉપવાસ કરે છે અથવા ત્રણ રાત્રિના ઉપવાસનો સ્વીકાર કરે છે અથવા તો દસ દિવસ, પંદર દિવસ કે એક માસ સુધી નિરાહાર રહે છે, તે માણસ ભગવાન વિષ્ણુના પરમપદને પ્રાપ્ત કરે છે. જે મનુષ્ય કાર્તિકમાં એકભુક્ત (દિવસમાં

કેવળ એક જ વાર ભોજન) કે નક્તવ્રત (રાતે એક વાર ભોજન) અથવા અયાચિત વ્રત (માગ્યા વિના આપમેળે પ્રાપ્ત થયેલા અન્નનું દિવસે કે રાતે કેવળ એક વાર ભોજન) કરીને ભગવાનની આરાધના કરે છે, તેમને સાતે દ્વીપો સહિત આ પૃથ્વી પ્રાપ્ત થાય છે. ખાસ કરીને પુષ્કરતીર્થ, દ્વારકાપુરી તથા સૂકર ક્ષેત્રમાં આ કાર્તિક માસ વ્રત, દાન અને ભગવત્પૂજન આદિ કરવાથી ભક્તિ આપનારો કહ્યો છે. કાર્તિકમાં એકાદશીનો દિવસ તથા ભીષ્મપંચક અધિક પુણ્યમય માનવામાં આવ્યા છે. માણસ ગમે તેટલાં પાપોથી ભરેલો હોય છતાં જો, તે રાત્રિ–જાગરણ કરવા સાથે પ્રબોધિની એકાદશીનું વ્રત કરે, તો તેને ફરીથી ક્યારેય માતાના ગર્ભમાં જન્મ લેવો પડતો નથી. હે વરારોહે! તે દિવસે વારાહમંડળનું દર્શન કરનારો સાંખ્યયોગ વિના પણ પરમ પદને પ્રાપ્ત થાય છે. હે શુભે! કાર્તિકમાં શૂકરમંડળ અથવા કોકવારાહનાં દર્શન કરવાથી મનુષ્યને ફરીથી કોઈનો પુત્ર થવાનો પ્રસંગ પ્રાપ્ત થતો નથી. તેનાં દર્શનથી માણસોનો આધ્યાત્મિક આદિ ત્રણે પ્રકારનાં પાપોમાંથી છુટકારો થઈ જાય છે. હે બ્રહ્મકુમારી! ઉપર કહેલાં મંડળો, શ્રીધર તથા કુબ્જનાં દર્શન કરીને પણ માણસો પાપમાંથી મુક્ત થાય છે. કાર્તિક માસમાં તેલ, મધ અને સ્ત્રીસેવનનો પણ ત્યાગ કરવો. તેમ જ વાલ વગેરે કઠોળ ખાવું નહીં.

હે દેવી! આ સર્વના ત્યાગથી તત્કાલ જ સમગ્ર વર્ષનાં પાપોમાંથી મુક્તિ મળી જાય છે. થોડાંક વ્રત કરનારા માટે પણ કાર્તિક માસ સર્વ પાપોનો નાશક થાય છે. કાર્તિકમાં લીધેલી દીક્ષા માણસોના જન્મરૂપી બંધનનો નાશ કરનારી હોય છે. તેથી યત્નપૂર્વક કાર્તિકમાં દીક્ષા ગ્રહણ કરવી જોઈએ. તીર્થક્ષેત્રમાં કાર્તિક પૂર્ણિમાનું વ્રત કરનાર અથવા કાર્તિકના શુક્લ પક્ષની એકાદશીએ વ્રત કરીને સુંદર કળશોનું દાન કરનારો માણસ ભગવાન વિષ્ણુના ધામમાં જાય છે. આખા વર્ષનાં વ્રતોની સમાપ્તિ કાર્તિક માસમાં થાય છે. તેથી હે મોહિની! હું કાર્તિક માસમાં સર્વ પાપોના નાશ માટે તથા તમારો પ્રેમ મારામાં વધતો રહે તે માટે વ્રતોનું આચરણ કરીશ.

મોહિની બોલી: હે પૃથ્વીપતે! હવે ચાતુર્માસનો વિધિ અને ઉદ્યાપનનું વર્ણન કરો. આથી સર્વ વ્રતોની પૂર્ણતા થાય છે. ઉદ્યાપન કરવાથી વ્રતમાં રહી ગયેલી ન્યૂનતા દૂર થાય છે અને પુણ્યફળ મેળવી આપે છે.

રાજા રુકમાંગદ બોલ્યા: પ્રિયે! ચાતુર્માસમાં નક્તવ્રત કરનારા પુરુષે બ્રાહ્મણને ષડ્રસ ભોજન કરાવવું. અયાચિત વ્રતમાં સુવર્ણ સહિત વૃષભનું દાન કરવું. જે દરરોજ આંબળાના ફળથી સ્નાન કરે છે, તે મનુષ્યે દહીં અને ખીરનું દાન કરવું. હે સુભ્રુ! જો ફળ ન ખાવાનો નિયમ લે તો તે માટે ફળનું દાન કરવું. તેલનો ત્યાગ કર્યો હોય તો ઘીનું દાન કરવું અને ઘીનો ત્યાગ કર્યો હોય તો દૂધનું દાન કરવું. જો ધાન્યનો ત્યાગ કરવામાં આવ્યો હોય તો નવા ચોખા અથવા બીજા કોઈ ધાન્યનું દાન કરવું. ભૂમિશયનનો નિયમ લીધો હોય તો ગાદલું, રજાઈ, ઓશીકું અને તકિયા સાથે શય્યાદાન કરવું. પાંદડામાં જમવાનો નિયમ લેનારાએ ઘૃતપૂર્ણ પાત્રનું દાન કરવું. મૌન વ્રત ધારણ કરવાનો નિયમ લીધેલો હોય તેણે ઘંટ, તલ અને સુવર્ણનું દાન કરવું. વ્રત પૂર્ણ થવા માટે બ્રાહ્મણ પતિ–પત્નીને ભોજન કરાવવું. બંનેને માટે ઉપભોગ સામગ્રી તથા દક્ષિણા સહિત શય્યાદાન કરવું. પ્રાતઃસ્નાનનો નિયમ લેનારાએ અશ્વદાન કરવું અને સ્નેહરહિત (તેલ વિનાનું) ભોજન કરવાનો નિયમ લેવામાં

આવ્યો હોય તો ઘી અને સાથવાનું દાન કરવું. નખ અને કેશ ન કપાવવાનો અર્થાત્ ધારીણુ કરવાનો નિયમ લીધો હોય તો દર્પણનું દાન કરવું. પગરખાં ન પહેરવાનો નિયમ લીધો હોય તો પગરખાં અથવા ચાખડીનું દાન કરવું. મીઠું ન ખાવાનો નિયમ લેવામાં આવ્યો હોય તો ગાયનું દાન કરવું. પ્રિયે! જે આ અભીષ્ટ વ્રતમાં પ્રતિદિન દેવમંદિરમાં દીપદાન કરતો હોય તેણે સુવર્ણ અથવા તાંબાના ઘૃતયુક્ત દીપકનું દાન કરવું તથા વ્રતની પૂર્તિ થવા માટે વૈષ્ણવને વસ્ત્ર અને છત્રી દાનમાં આપવાં. જેણે એક એક દિવસને અંતરે ઉપવાસ કરવાનો નિયમ લીધો હોય, તેણે રેશમી વસ્ત્રનું દાન કરવું. ત્રિરાત્રવ્રતના નિયમમાં સુવર્ણ તથા વસ્ત્ર આભૂષણોથી અલંકૃત શય્યાદાન કરવું. ષડ્રાત્ર આદિ ઉપવાસોમાં છત્ર સહિત પાલખીનું દાન કરવું. એની સાથે જ તે ઊંચકનારા પુરુષ અને ગાડું ખેંચનારા હૃષ્ટપુષ્ટ બળદનું દાન કરવું. આઠ પ્રહરમાં કેવળ એક વાર ભોજન કરવાના વ્રતનો નિયમ લેનારાએ બકરી અને ઘેટાનું દાન કરવું. ફલાહારનો નિયમ લેવામાં આવ્યો હોય તો સુવર્ણનું દાન કરવું. શાકાહારના નિયમમાં ફળ, ઘી અને સુવર્ણનું દાન કરવું. સર્વ રસો તથા અત્યાર સુધી જેની ચર્ચા કરવામાં આવી નથી એવી વસ્તુઓનો ત્યાગ કરવામાં આવ્યાથી પોતાની શક્તિ અનુસાર સોના—ચાંદીના પાત્રનું દાન કરવું. હે સુભ્રૂ! જેને માટે જે દાન કરવાનું કહ્યું હોય તે કરવાની શક્તિ ન હોય તો ભગવાન વિષ્ણુનું સ્મરણ કરી બ્રાહ્મણની આજ્ઞાનું પાલન કરવું. હે સુંદરી! દેવતાઓ, તીર્થો અને યજ્ઞો પણ બ્રાહ્મણોનાં વચનનું પાલન કરે છે, તો પછી કલ્યાણની ઇચ્છા રાખનારો કયો વિદ્વાન પુરુષ તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કરે? હે પ્રિયે! ભગવાન વિષ્ણુએ બ્રહ્માજીને જે પ્રમાણે ધર્મના રહસ્યવાળો આ ઉપદેશ આપ્યો હતો, તે જ મેં તમારી આગળ પ્રકાશિત કર્યો છે. બીજા આના અધિકારી ન હોય તેમની આગળ આ ઉપદેશ પ્રકટ કરવા યોગ્ય નથી. આ દાન અને વ્રત ભગવાન વિષ્ણુને પ્રસન્ન કરવાનો હેતુ રૂપ તેમ જ મનોવાંછિત ફળ આપનારાં છે.

इदं मया धर्मरहस्ययुक्तं विरंचये श्रीपतिना यथोक्तम्। प्रकाशितं तुभ्यमनन्यवाच्यं फलप्रदं माधवतुष्टिहेतुम् ॥ ८६ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'કાર્તિક માસનો મહિમા' નામનો ૨૨ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૨૩ : રુકમાંગદસંલાપ

मोहिन्युवाच

वाक्यमुक्तं त्वया साधु कार्तिके यदुपोषणम्।
व्रतादिकरणं राज्ञां नोक्तं क्वापि निदर्शने ॥ १ ॥

મોહિની બોલી : હે રાજેન્દ્ર! આપે કાર્તિક માસમાં ઉપવાસના વિષયમાં જે વાતો કહી છે, તે બહુ ઉત્તમ છે; પરંતુ રાજાઓએ વ્રતાદિ કરવાં, આવું તો તેમના માટે શાસ્ત્રમાં ક્યાંય કહેવામાં આવ્યું નથી. કેવળ બ્રાહ્મણને માટે જ તે કરવાનું વિધાન છે. તેમના સિવાય વૈશ્ય અને શૂદ્ર આદિ માટે પણ તે કરવાનું લોકમાં કહ્યું નથી. રાજાઓ માટે તો મુખ્યત્વે ત્રણ જ કર્મ કરવાનાં કહ્યાં છે: તેમાંનું પ્રથમ કર્મ દાન આપવું, બીજું પ્રજાનું પાલન કરવું અને ત્રીજું કર્મ છે વિરોધી રાજાઓ સાથે યુદ્ધ કરવું. આપે આ વ્રત કરવું ન જોઈએ. હું તો આપના વિના ક્યાંય બે ઘડી પણ રહી શકતી નથી, તો પછી ત્રીસ દિવસ સુધી હું આપનાથી જુદી કેવી રીતે રહી શકીશ? હે વસુધાપતે! આપ જ્યાં ઉપવાસ કરવાનું ઉચિત માનો છો, ત્યાં ઉપવાસ ન કરતાં બ્રાહ્મણોને ભોજન કરાવો; અથવા જો ઉપવાસ જ જરૂરી માનતા હો તો

આપનાં જ્યેષ્ઠ પત્ની જ બધાં વ્રત આદિનું આચરણ કરે.

મોહિનીએ આ પ્રમાણે કહેવાથી રાજા રુકમાંગદે સંધ્યાવલીને બોલાવ્યાં. તેમને બોલાવવામાં આવતાં જ તેઓ પુષ્કળ દક્ષિણા આપનારા મહારાજા પાસે તત્કાળ આવી પહોંચ્યાં ને હાથ જોડીને બોલ્યાં: 'પ્રાણનાથ! દાસીને શાથી બોલાવવામાં આવી છે? મને આજ્ઞા કરો, હું તેનું પાલન કરીશ.'

રુકમાંગદ બોલ્યા: ભામિની! હું તમારા શીલ-સ્વભાવ અને કુળને જાણું છું. તમારા આદેશથી જ મેં મોહિની સાથે લાંબા સમય સુધી નિવાસ કર્યો છે. આ પ્રમાણે ચિરકાળ પર્યંત પ્રિયાના સમાગમસુખથી મુગ્ધ થઈને તેની સાથે નિવાસ કરતાં મારા ઘણા કાર્તિક માસ વ્યર્થ વીતી ગયા; તોપણ મારા એકાદશી વ્રતનો ક્યારેય ભંગ થયો નથી. હવે સંપૂર્ણ પાપોનો નાશ કરનારો કાર્તિક માસ આવ્યો છે. દેવી! હું ઉત્તમ પુણ્ય આપનારું આ કાર્તિક વ્રત કરવા ચાહું છું. પરંતુ શુભે! આ બ્રહ્મપુત્રી મને આ વ્રત કરતાં અટકાવે છે. માટે શરીરને સૂકવી નાખનાર કૃચ્છ્ર નામના વ્રતનું પાલન મારા પ્રતિનિધિ તરીકે તમે કરો.

રાણી સંધ્યાવલીએ તે સમયે પતિદેવનો આ પ્રસ્તાવ સાંભળીને કહ્યું: 'પ્રભો! હું આપના સંતોષ માટે વ્રતનું પાલન અવશ્ય કરીશ. આપના માટે હું પોતાના શરીરને આગમાં પણ નાખી દઈ શકું છું. ભૂમિપાલ! આપે કરેલી આજ્ઞા ઘણી ઉત્તમ છે. હે નરદેવનાથ! હું તેનું પાલન કરીશ.'

યમરાજના શત્રુ રાજા રુકમાંગદને આ પ્રમાણે કહીને મનોહર તેમ જ વિશાળ નેત્રોવાળી રાણી સંધ્યાવલીએ તેમને પ્રણામ કર્યા અને સર્વ પાપપુંજનો વિનાશ કરવા માટે તે ઉત્તમ વ્રતના પાલનનો આરંભ કર્યો. પોતાની પ્રિયા દ્વારા ઉત્તમ કૃચ્છ્રવ્રત પ્રારંભ કરવામાં આવ્યું‌થી રાજાને ઘણી પ્રસન્નતા થઈ. તેમણે બ્રહ્માજીની પુત્રી મોહિનીને આ વાત કહી: 'સુભ્રૂ! મેં તમારી આજ્ઞાનું પાલન કર્યું છે. દેવી! મારા માટે તમારા મનમાં રહેલી સર્વ કામનાઓ સફળ કરી લો. હું તમારા સંતોષ માટે રાજ્યશાસનનાં સર્વ કાર્યોથી વિમુક્ત થઈ ગયો છું. તમારા સિવાય બીજી કોઈ સ્ત્રી મને સુખ આપી શકે તેવી નથી.'

પોતાના પતિને મુખેથી આ વાત સાંભળીને મોહિની અત્યંત હર્ષ પામી. તેણે રાજાને કહ્યું: 'દેવતાઓ, દૈત્યો, ગંધર્વો, યક્ષો, નાગ તથા રાક્ષસ-સર્વને મેં જોયા, પરંતુ તે બધાંનો ત્યાગ કરી કેવળ આપના પ્રતિ સ્નેહથી આકર્ષાઈ હું મંદરાચલ પર આવી હતી. પ્રિયા અને પ્રિયતમ-બંને એકચિત્ત હોય અને પરસ્પર એકબીજાને ચાહતાં હોય, આમાં જ કામની સફળતા રહેલી છે. તે સમયે મહારાજા રુકમાંગદના કાનમાં નગારા પર ડંકો પડ્યાનો અવાજ સંભળાયો. આ નગારું એક મદથી ઉન્મત્ત થયેલા ગજરાજના મસ્તક પર મૂકી ધર્માંગદના આદેશથી વગાડવામાં આવી રહ્યું હતું. તે નગારાના ધ્વનિ સાથે એવી ઘોષણા કરવામાં આવી રહી હતી કે, 'હે નગરજનો! આવતા પ્રાતઃકાલથી ભગવાન વિષ્ણુનો દિવસ (એકાદશી) છે; તેથી આજે કેવળ એક સમય ભોજન કરીને રહેવું. એ દિવસે મીઠાનો (લવણનો) ત્યાગ કરવો. બધાંએ હવિષ્યાન્નનું સેવન કરવું. ભૂમિ પર શયન કરવું. સ્ત્રી-સંભોગથી દૂર રહેવું. અને પુરાણપુરુષોત્તમ દેવોના દેવ ભગવાન વિષ્ણુનું સ્મરણ કરવું. આજે એક સમય ભોજન કરીને આવતી

કાલે આખો દિવસ તમારે ઉપવાસ કરવો પડશે. આ પ્રમાણે કરવાથી તમારા માટે ભલેને શ્રાદ્ધ ન કરવામાં આવ્યું હોય; તમને ઉદ્દેશીને પિંડ આપવામાં આવ્યા ન હોય; તમારા પુત્રો ગયામાં જઈને શ્રાદ્ધ ન કરી શક્યા હોય તોપણ તમને ભગવાન શ્રીહરિના વૈકુંઠધામની પ્રાપ્તિ થશે. આ કાર્તિક શુક્લ એકાદશી ભગવાન શ્રીહરિની નિદ્રા દૂર કરનારી છે. પ્રાતઃકાળે એકાદશી બેસતાં તમે કદાપિ ભોજન કરશો નહિ. આ પ્રબોધિની એકાદશીએ ઉપવાસ કરવાથી ઇચ્છાપૂર્વક કરેલાં બ્રહ્મહત્યા આદિ સર્વ પાપ નષ્ટ થઈ જશે. આ તિથિ ધર્મપરાયણ તથા ન્યાયયુક્ત સદાચારનું પાલન કરનારા પુરુષોને પ્રબોધ (જ્ઞાન) આપે છે ને આ તિથિએ ભગવાન વિષ્ણુનો પ્રબોધ (જાગરણ) થાય છે; તેથી આ એકાદશીનું નામ પ્રબોધિની છે. આ એકાદશીએ જે માણસ એક વાર પણ ઉપવાસ કરે છે, તે માણસ ફરીથી સંસારમાં જન્મ પામતો નથી. હે પ્રજાજનો ! તમે પોતાના વૈભવ અનુસાર આ એકાદશીએ ભગવાન વિષ્ણુની પૂજા કરો. વસ્ત્ર, ઉત્તમ ચંદન, અબીલ, ગુલાલ, કંકુ, પુષ્પ, ધૂપ, દીપ તથા હૃદયને અત્યંત પ્રિય લાગનારાં સુંદર ફળ તેમ જ ઉત્તમ ગંધ દ્વારા ભગવાન શ્રીહરિનાં ચરણારવિંદોની પૂજા કરો. ભગવાન વિષ્ણુના લોકને પ્રાપ્ત કરાવનારા મારા આ ધર્મસંમત વચનનું જે માણસ પાલન નહિ કરે તેને કઠણ શિક્ષા કરવામાં આવશે.’

‘આ પ્રમાણે મેઘના શબ્દ સમાન ગંભીર શબ્દ કરનારા નગારાંને વગાડીને જ્યારે ઘોષણા કરવામાં આવી રહી હતી, તે સમયે તે ભૂપાલ મોહિનીની શય્યાનો ત્યાગ કરીને બેઠા થઈ ગયા. પછી મોહિનીને મધુર વચનોથી સાંત્વના આપતા કહેવા લાગ્યા : ‘દેવી ! કાલ પ્રાતઃકાળે પાપનાશક એકાદશી તિથિ છે, તેથી આજે હું સંયમપૂર્વક રહીશ. તમારી આજ્ઞાથી મેં કૃચ્છ્ર વ્રત તો સંધ્યાવલી દેવી દ્વારા કરાવ્યું છે, પરંતુ આ પ્રબોધિની એકાદશી તો મારે પોતે જ કરવાની છે. આ સર્વ પાપબંધનોનો ઉચ્છેદ કરનારી તથા ઉત્તમ ગતિ આપનારી છે, તેથી હે મોહિનીદેવી ! આજે હું હવિષ્યનું ભોજન કરીશ ને સંયમનિયમથી રહીશ. હે વિશાલલોચને ! તમે પણ મારી સાથે ઉપવાસપૂર્વક સમસ્ત ઇંદ્રિયોના સ્વામી ભગવાન અધોક્ષજની આરાધના કરો, જેથી નિર્વાણ પદને પામશો.’

‘મોહિની બોલી : રાજન્ ! ચક્રધારી ભગવાન વિષ્ણુનું પૂજન, મૃત્યુ તથા જરા અવસ્થાનો નાશ કરનારું છે–આ વાત આપે ખરી કહી; પરંતુ પહેલાં મંદરાચલના શિખર પર આપે મને આપનો જમણો હાથ આપીને પ્રતિજ્ઞા કરેલી છે, તે પાળવાનો સમય આવી ગયો છે. તેથી આપ મને વર આપો, નહિ આપો તો જન્મથી લઈને આજ સુધી આપે ભારે યત્નથી કરેલો પુણ્યસંચય શીઘ્ર નષ્ટ થઈ જશે.

રુક્માંગદ બોલ્યા : પ્રિયે ! આવો, તમારા મનની ઇચ્છા પૂર્ણ કરીશ. મારી પાસે કોઈ પણ વસ્તુ એવી નથી કે જે તમને આપવા યોગ્ય ન હોય. મારું આ જીવન સુદ્ધાં તમને અર્પિત છે તો પછી ગામ, ધન અને પૃથ્વીના રાજ્ય આદિની તો વાત જ શી છે !

મોહિની બોલી : રાજન્ ! જો હું આપને પ્રિય હોઉં તો આપ એકાદશીને દિવસે ઉપવાસ ન કરતાં ભોજન કરશો. આ જ વર મને અભીષ્ટ છે, જે માટે મેં પહેલી જ આપને પ્રાર્થના કરી છે. મહારાજ ! જો આ વર આપ મને નહિ આપો તો આપ અસત્યવાદી થઈને ઘોર નરકમાં જશો અને એક કલ્પ સુધી તેમાં જ

પડ્યા રહેશો.

રાજા બોલ્યા : કલ્યાણિ! આવી વાત ન કરશો. અરે! તમે બ્રહ્માજીનાં પુત્રી થઈ ને ધર્મમાં વિઘ્ન શા માટે નાખો છો? શુભે! જન્મથી લઈને આજ સુધી મેં ક્યારેય એકાદશીએ ભોજન કર્યું નથી, તો પછી આજે જ્યારે મારા વાળ ધોળા થઈ ગયા છે ત્યારે એકાદશીએ ભોજન કેમ કરી શકું? જેની જુવાની ઢળી ચૂકી છે ને ઇંદ્રિયોની શક્તિ નષ્ટ થવા બેઠી છે, તે મનુષ્યને માટે તો ગંગાનું સેવન અથવા ભગવાન વિષ્ણુની આરાધના કરવાનું જ ઉચિત છે. સુંદરિ! મારા પર પ્રસન્ન થાઓ. મારા વ્રતનો ભંગ ન કરો. હું તમને રાજ્ય અને સંપત્તિ આપી દઈશ અથવા એની ઇચ્છા ન હોય તો બીજું જે કંઈ કરવાનું કહેશો તે પૂર્ણ કરીશ. અમાવાસ્યાએ મૈથુન કરવાથી થતું પાપ, ચતુર્દશીએ હજામત કરાવવાથી સંચાર થતું પાપ અને છઠને દિવસે તેલ ખાવાથી કે લગાવવાથી તથા ત્રીજને દિવસે લવણ (મીઠું) ખાવાથી, સાતમે માંસ ખાવાથી, પૂર્ણિમાએ ઘી ખાવાથી અને સૂર્યની સંક્રાંતિને દિવસે મદિરાપાનથી થતા દોષો એકાદશીએ ભોજન કરવાથી પ્રાપ્ત થાય છે. ગોચર ભૂમિનો નાશ કરનારા, ખોટી સાક્ષી આપનારા, થાપણ પચાવી પાડનારા, કુંવારી કન્યાના લગ્નમાં વિઘ્ન નાખનારા, વિશ્વાસનો ઘાત કરનારા, મરેલા વાછરડાવાળી ગાયને દોહનારા તથા શ્રેષ્ઠ બ્રાહ્મણને કંઈક આપવાનું વચન આપ્યા પછી તે ન આપીને તેની આશાનો ભંગ કરનારાને લાગતું પાપ; મણિકૂટ,[1] તુલાકૂટ,[2] કન્યાનૃત[3] અને ગવાનૃત[4]માં થતું પાતક એકાદશીના દિવસે અન્નમાં રહે છે, હે ચારુલોચને! હું આ બધી વાતો જાણું છું; તથા એકાદશીએ પાપમય ભોજન શી રીતે કરી શકું?

મોહિની બોલી: હે રાજેન્દ્ર! એકભુક્તવ્રત, નક્તવ્રત, અયાચિતવ્રત અથવા ઉપવાસ દ્વારા એકાદશીના વ્રતને સફળ બનાવવું. તેનું ઉલ્લંઘન ન કરવું એ તો ઠીક છે, પરંતુ હું જે સમયે મંદરાચલ પર રહેતી હતી તેવામાં મહર્ષિ ગૌતમે મને કહેલી એક વાત યાદ આવે છે, જે આ પ્રમાણે છે: ગર્ભિણી સ્ત્રી, ગૃહસ્થ પુરુષ, ક્ષીણ થઈ ગયેલો રોગી, બાળક, શરીરે કરચલીઓ પડી ગઈ હોય તેવો, યજ્ઞના આયોજન માટે તૈયાર થયેલો પુરુષ તેમ જ સંગ્રામભૂમિમાં રહેનારો યોદ્ધા અને પતિવ્રતા સ્ત્રી આ સર્વ માટે નિરાહાર વ્રત કરવાનું ઉચિત નથી. હે નરશ્રેષ્ઠ! 'ઉપવાસના વ્રતાચરણ વિના એકાદશી વ્યતીત ન કરવી' આ આજ્ઞા ઉપર કહેલી વ્યક્તિઓને લાગુ પડતી નથી. તેથી જો આપ એકાદશીએ ભોજન કરો તો જ હું પ્રસન્ન થાઉં; બાકી, આ સિવાય તમારું માથું કાપી નાખીને મને આપો તોપણ મને પ્રસન્નતા નહિ થાય. રાજન્! જો આપ એકાદશીના દિવસે ભોજન નહિં કરો તો આપ જેવા અસત્યવાદીના શરીરનો હું સ્પર્શ નહિ કરું. મહારાજ! સર્વ વર્ણ અને આશ્રમોમાં સત્યની જ પૂજા થાય છે. હે મહીપતે! આપ જેવા રાજાઓને ત્યાં તો સત્યનો વિશેષ આદર થવો જોઈએ. સત્યને લીધે જ સૂર્ય તપે છે, સત્યથી જ ચંદ્રમા

---

૧. ઝવેરી અસલ ઝવેરાતનું મૂલ્ય લઈ ને નકલી ઝવેરાત આપે તો તેનું તે કર્મ 'મણિકૂટ' નામનું પાપ છે.

૨. ગ્રાહકને ઓછો માલ જોખી આપી પૂરી કિંમત લેવાનું કર્મ 'તુલાકૂટ' નામનું પાપ છે.

૩. એક કન્યા દેખાડીને બીજી દોષયુક્ત કન્યા પરણાવી દેવી અથવા કન્યાના સંબંધમાં ખોટું બોલવું તે "કન્યાનૃત' પાપ છે.

૧. કોઈને એક અમુક ગાય આપવાનું કહી તેને બદલે બીજી આપી દેવી અથવા ગાયના સંબંધમાં ખોટી સાક્ષી આપવી તેને 'ગવાનૃત' પાપ કહ્યું છે.

શોભે છે. હે ભૂપાલ! સત્યને લીધે જ પૃથ્વી ટકેલી છે ને સત્ય જ સંપૂર્ણ જગતને ધારણ કરે છે. સત્યના પ્રભાવથી જ વાયુ ચાલે છે, સત્યને લીધે જ અગ્નિ જ્વલિત થાય છે અને આ સંપૂર્ણ ચરાચર જગતનો આધાર સત્ય જ છે. સત્યના બળથી જ સમુદ્ર પોતાની મર્યાદાથી આગળ વધતો નથી. રાજન્! સત્યથી બંધાયેલો હોવાને લીધે જ વિંધ્ય પર્વત ઊંચો વધતો નથી. વળી સત્યના જ પ્રભાવથી યુવતી સ્ત્રી સમય વીતી ગયા પછી ક્યારેય ગર્ભ ધારણ કરતી નથી. સત્યમાં સ્થિત રહીને જ વૃક્ષ યોગ્ય સમયે ફૂલતાં–ફળતાં દેખાય છે. હે મહીપતે! મનુષ્યોને પારખવા માટે દિવ્ય (અગ્નિ)પરીક્ષા આદિ સાધનનો આધાર સત્ય જ છે, હજારો અશ્વમેધ યજ્ઞો કરતાં પણ ચડી જાય એવું સત્ય જ છે. જો આપ અસત્યનો આશ્રય લેશો તો મદિરાપાન જેવા પાપથી લિપ્ત થશો. ૧–૯૦

अश्वमेधसहस्रेभ्यः सत्यमेव विशिष्यते ।
मदिरापानतुल्येन कर्मणा लिप्यसेऽनृतात् ॥९०॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'રુક્માંગદ-સંલાપ' નામનો ૨૩ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૨૪ : મોહિનીપ્રશ્ન

राजोवाच

यत्त्वया व्याहृतं वाक्यं ममेदं गोतमेरितम् ।
मन्दरे पर्वतश्रेष्ठे हरिवासरभोजनम् ॥ १ ॥

રાજા બોલ્યા: હે વરાનને! ગિરિશ્રેષ્ઠ મંદરાચલ પર મહર્ષિ ગૌતમે એકાદશીએ ભોજન કરવાના વિષયમાં તમને કહેલી જે વાત તમે જણાવી, તે કથન પુરાણસંમત નથી. પુરાણોમાં તો વિદ્વાનોએ કરેલો સ્પષ્ટ નિર્ણય એવું જણાવે છે કે એકાદશી તિથિએ ભોજન ન કરવું; તો પછી હું એકાદશીએ કેવી રીતે ભોજન કરી શકું? એકાદશીના દિવસે ક્ષીણકાય પુરુષો માટે મુનીશ્વરોએ ફળ, મૂળ, દૂધ અને જળને અનુકૂળ અને ભોજ્ય માનેલ છે. એકાદશીએ કોઈના માટે અન્નનું ભોજન કરવાનું કોઈ પણ મહાપુરુષોએ કહ્યું નથી. જ્વર આદિ રોગોના ભોગ બનેલાઓ માટે તો લંઘનરૂપ ઉપવાસને જ ઉત્તમ હોવાનું જણાવ્યું છે; જ્યારે ધાર્મિક પુરુષો માટે એકાદશીના દિવસે ઉપવાસ કરવાનું શુભ અને સદ્ગતિ આપનાર હોવાનું કહેલું છે, તેથી તમે ભોજન કરવા માટે આગ્રહ ન કરો. આથી મારું વ્રત ભંગ થઈ જશે. આ સિવાય તમને જે કંઈ રુચિકર જણાતું હોય તે કાર્ય હું અવશ્ય કરીશ.

મોહિની બોલી: આપ એકાદશીએ ભોજન કરો! આ જ મારી પ્રાર્થના છે. આ સિવાયની બીજી કોઈ વાત મને ગમતી નથી. એકાદશીના દિવસે ઉપવાસ કરવાનું વિધાન વેદોમાં જોવામાં આવતું નથી.

હે ભૂપતે! મોહિનીની આ વાત સાંભળીને વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ રાજા રુક્માંગદ મનમાં તો કુપિત થયા; પરંતુ બહારથી હસતું મોઢું રાખી બોલ્યા: 'મોહિની! મારી વાત સાંભળો. વેદ અનેક રૂપોમાં સ્થિત છે. યજ્ઞ આદિ કર્મકાંડ વેદ છે. સ્મૃતિ વેદ છે અને આ બંને પ્રકારના વેદો પુરાણોમાં પ્રતિષ્ઠિત છે. તેથી હે વરાનને! હું વેદાર્થ કરતાં પુરાણોને અધિક માન્યતા આપું છું. શાસ્ત્રને અલ્પ પ્રમાણમાં જાણનારાથી વેદ ભય પામે છે. તેને એમ લાગે છે કે, 'આ ક્યાંક મારા પર પ્રહાર ન કરી બેસે!' બધા વિષયોનો નિર્ણય ઇતિહાસ અને પુરાણોએ અગાઉથી જ કરી રાખ્યો છે. વેદોમાં જે જોવામાં આવ્યું નથી તે બધું સ્મૃતિઓમાં જોવા મળે છે. વેદો અને સ્મૃતિઓમાં પણ જે વાત જોવામાં આવી નથી, તેનું વર્ણન પુરાણોએ કર્યું છે. પ્રિયે! હત્યા આદિ પાપોનું પ્રાયશ્ચિત્ત તથા રોગી

માટે ઔષધનો નિર્દેશ પુરાણોમાં મળે છે. તે પ્રાયશ્ચિત્તો વિના પાપની શુદ્ધિ થઈ શકતી નથી. સુભ્રૂ! વેદો, વેદનાં ઉપાંગો, પુરાણો તથા સ્મૃતિઓએ જે કંઈ કહ્યું છે તે બધું વેદોએ જ કહ્યું છે એમ માનવું જોઈએ. હે વરાનને! પુરાણો તો વારંવાર આ જ વાત કહેતાં હોય છે કે, એકાદશીના દિવસે ભોજન ન કરવું, ન જ કરવું. પિતાને કોણ પ્રણામ નહિ કરે? માતાની પૂજા કોણ નહિ કરે? સરિતાઓમાં શ્રેષ્ઠ ગંગાની પાસે કોણ નહિ જાય? એવું કોણ છે, જે એકાદશીએ ભોજન કરશે? વળી એવું કોણ છે, જે વેદની નિંદા કરશે? બ્રાહ્મણને કોણ નીચે પાડશે? કોણ પરસ્ત્રીગમન કરશે? અને એવું કોણ છે, જે એકાદશીએ અન્નનો આહાર કરશે?

મોહિની બોલી : હે ઘૂર્ણિકે! તમે શીઘ્ર જઈને વેદવિદ્યામાં પારંગત વિદ્વાન બ્રાહ્મણોને અહીં બોલાવી લાવો, જેમનાં વાક્યોથી પ્રેરાઈને આ રાજા એકાદશીએ ભોજન કરે.

તેની વાત સાંભળીને ઘૂર્ણિકા ગઈ અને વેદવિદ્યાથી સુશોભિત ગૌતમ આદિ બ્રાહ્મણોને બોલાવીને મોહિની પાસે લઈ આવી. તે વેદવેદાંગના પારંગત બ્રાહ્મણોને આવેલા જોઈને રાજા સહિત મોહિનીએ પ્રણામ કર્યા. તે પોતાનું કાર્ય સાધવાના પ્રયત્નમાં લાગેલી હતી. હે મહીપાલ! પ્રજ્વલિત અગ્નિના સમાન તેજસ્વી તે સર્વ બ્રાહ્મણો સોનાના સિંહાસન પર બેઠા. તે પછી તેમનામાંના વયોવૃદ્ધ બ્રાહ્મણ ગૌતમ બોલ્યા : 'દેવી! સર્વ પ્રકારના સંદેહનું નિવારણ કરનારા તથા અનેક શાસ્ત્રોમાં કુશળ અમે બધા બ્રાહ્મણો અહીં આવી ગયા છીએ. અમને જે માટે બોલાવવામાં આવ્યા છે, તે કારણ હવે અમને જણાવો.' તેમનું આ પ્રમાણે કહેવું સાંભળીને મોહિની બોલી : 'મારો આ સંદેહ તો જડતાપૂર્ણ છે, સાથે નાનો પણ છે. આપની બુદ્ધિ અનુસાર આના પર આપ પ્રકાશ નાખો. આ રાજા કહે છે કે, હું એકાદશીના દિવસે ભોજન નહિ કરું; પરંતુ આ સંપૂર્ણ ચરાચર જગત અન્નના જ આધારે ટકેલું છે. મરણ પામેલાઓ તેમ જ પિતૃઓ પણ શ્રાદ્ધ કરવાથી અન્ન દ્વારા સ્વર્ગલોકમાં તૃપ્ત થાય છે ને પ્રસન્નતા અનુભવે છે. હે દ્વિજવરો! સ્વર્ગના દેવતાઓ પણ જેટલા પુરોડાશની પણ આહુતિ પામવાની ઇચ્છા રાખે છે. એટલા માટે અન્ન સર્વોત્તમ અમૃત છે. ભૂખી થયેલી કીડી પણ મોઢામાં કણ લઈને કષ્ટથી પોતાના દરમાં જાય છે. ભલા, કહો તો ખરા કે, અન્ન કોને રુચતું નથી? એકાદશી આવતાં આ મહારાજા ખાવાપીવાનું છોડી દે છે; પરંતુ વ્રતનું સેવન તો વિધવાઓ અને યતિઓ માટે જ ઉચિત છે, જ્યારે રાજાનો ધર્મ તો પ્રજાનું રક્ષણ કરવું એ છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ—આ ચારે પુરુષાર્થોના ફળને આપનારો છે. સ્ત્રીઓ માટે પતિની સેવા, પુત્રો માટે માતા–પિતાની સેવા, શૂદ્રો માટે દ્વિજોની સેવા તથા રાજાઓ માટે સંપૂર્ણ જગતની રક્ષા એ સ્વધર્મ છે. જે પોતાના ધર્મને અનુકૂળ કર્મનો પરિત્યાગ કરીને અજ્ઞાન અથવા પ્રમાદવશ પરધર્મ માટે કષ્ટ ઉઠાવે છે, તે ખરેખર પતિત છે. આ રાજા આજે યતિધર્મ પાળવા તૈયાર થયા છે. હે દ્વિજો! આચારશીલ, સદ્બુદ્ધિમાન જે પુરુષ વેદમાં કહેલાં વચન માનતો નથી, પોતાની ઇચ્છા પ્રમાણે વર્તનારી સ્ત્રી, વિનય વિનાનો પુત્ર, એકાંતમાં અર્થાત અંતઃપુરમાં જ પડી રહેવાના સ્વભાવવાળો રાજા, પોતાને સોંપેલું કામ ન કરનારો સેવક તથા સદાચારહીન માણસ આ બધાં નરક પ્રતિ ગમન કરનારાં હોય છે. આ રાજા તો પોતાના નિયમને અનુસરી હરિના પૂજનમાં જ લાગેલા રહે છે. 'પ્રજાના ઉપર

ભય આવી પડ્યો છે' એવા વિલાપપૂર્ણ સમાચાર પ્રાપ્ત થતાં જ જે રાજા હરિપૂજા છોડી દઈને તેની વારે ધાતો નથી, તે બ્રહ્મહત્યાના પાતકને પામે છે. ક્ષીણકાય થયેલા આ રાજા એકાદશીના દિવસે સંયમ-નિયમનું પાલન કેવી રીતે કરી શકશે? અન્નથી જ પ્રાણ (ઇંદ્રિયો) પુષ્ટ થાય છે અને પ્રાણથી જ શરીરમાં ખાસ કરીને ચેષ્ટાની શક્તિ આવે છે, ચેષ્ટાથી શત્રુનો નાશ થાય છે, ચેષ્ટા અને પુરુષાર્થહીન પુરુષનો પરાભવ થાય છે. આ બધી વાતો આપ જેવા મહાનુભાવો પાસેથી જાણીને મેં રાજાને જણાવ્યા છતાં હજી તેઓ જાગ્રત થતા નથી. 'પ્રજાનું પાલન કરવું' આ જ એકમાત્ર વ્રત રાજા માટે હોય. હે દ્વિજશ્રેષ્ઠ! રાજા માટે તો આ સિવાય બીજું કોઈ વ્રત હોઈ શકે જ નહિ. પોતપોતાનાં કાર્યોમાં પ્રવૃત્ત રહેલાઓ પ્રત્યે ક્રોધ કરીને રાજાને દેવકાર્યથી પ્રયોજન શું? પોતાના રાજ્યમાં રક્તપાત ન થાય એ જ રાજાને માટે દેવકાર્ય છે, એ જ યજ્ઞ છે ને એ જ હોમ છે. ૧-૫૨

किं देवकार्येण नराधिपस्य कृत्वा हि मन्युं विषयस्थितानाम्। तद्देवकार्यं स च यज्ञहोमो यद्रक्तपातो न भवेत् स्वराष्ट्रे ॥ ५२ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'મોહિની-પ્રશ્ન' નામનો ૨૪ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૨૫ : મોહિનીચરિત્ર

वसिष्ठ उवाच

तद्वाक्यं ब्राह्मणाः श्रुत्वा मोहिन्या समुदीरितम्।
तथ्यमित्येवमुक्त्वा तु राजानं वाक्यमब्रुवन् ॥१॥

વસિષ્ઠ બોલ્યા : મોહિનીએ કહેલી વાત સાંભળીને તે બ્રાહ્મણો 'આ યોગ્ય જ છે' આમ બોલીને રાજાને કહેવા લાગ્યા.

બ્રાહ્મણો બોલ્યા : રાજન્! બંને પક્ષોની એકાદશીએ ભોજન ન કરવા માટે આપે લીધેલા શપથ શાસ્ત્રદૃષ્ટિએ નિર્ણીત નથી, પોતાની બુદ્ધિથી જ તે કરવામાં આવેલા છે. અગ્નિહોત્રીઓ માટે બન્ને સંધ્યાએ ભોજનનું વિધાન છે. બ્રાહ્મણાદિ ત્રણ વર્ણના માણસો હોમથી અવશિષ્ટ રહેલા અન્નના ભોક્તા જણાવવામાં આવ્યા છે. હે પ્રભો! દુષ્ટોનું દમન કરવા માટે સદા શસ્ત્ર-અસ્ત્રથી સજ્જ રહેલા ભૂપાલો માટે ઉપવાસકર્મ કઈ રીતે ઉચિત હોઈ શકે? શાસ્ત્રના આધારે કે અશાસ્ત્ર વિધિથી વ્રત કરવા માટે આપે લીધેલી પ્રતિજ્ઞા તો ઠીક જ છે; પરંતુ આપ બ્રાહ્મણો સાથે ભોજન કરો આથી આપના વ્રતનો ભંગ થઈ શકતો નથી.

આ વાત સાંભળીને રાજાના મનમાં ભારે ક્રોધ થયો; છતાં તેઓ બ્રાહ્મણો આગળ મધુર વાણીથી બોલ્યા : 'વિપ્રવરો! આપ સર્વ પ્રાણીઓના માર્ગદર્શક છો, તેથી આપે આવી વાતો ન કરવી જોઈએ. એકાદશીના દિવસે ઉપવાસનું વિધાન કરનારાં વચનો (કેવળ) યતિઓ અને વિધવાઓ માટે જ વિહિત હોવાનું જણાવનારા માણસો ખરું કહેતા નથી. વૈષ્ણવોનો ક્યાંય આવો મત નથી. 'રાજાઓ માટે ઉપવાસનું વિધાન નથી' આવું જે આપ કહો છો, તેના વિષયમાં હું વૈષ્ણવાચાર લક્ષણનાં વચન કહું છું, તે આપ સાંભળો : 'શંખ વડે પાણી પીવું નહિ; કાચબો અને સૂવરને હણવાં નહિ; બંને પક્ષોની એકાદશીએ જમવું નહિ; મદિરા ક્યારેય પીવી નહિ; બ્રાહ્મણનો વધ ક્યાંય પણ કરવો નહિ; ધર્મના જાણકારે જુગાર રમવો નહિ; એકાદશીના દિવસે ભોજન કરવું નહિ; અભક્ષ્ય ભક્ષણ કરવું નહિ; પરસ્ત્રીને સ્પર્શ કરવો નહિ; આ ન કરવાનાં કાર્ય કરવામાં આવે તો પાપ થાય છે. એવી જ રીતે એકાદશીએ કરવામાં આવેલું ભોજન પણ પતનનું જ કારણ છે. ન કરવા યોગ્ય કાર્ય કરીને સો

વર્ષ સુધી જીવવાથી પ્રયોજન પણ શું? કયો વિચારવાન મનુષ્ય એકાદશીના દિવસે ભોજન કરે? માણસોએ એકાદશીના દિવસે પશુઓને પણ અન્ન આપવું નહિ. આવું વિધાન જ્યાં કરેલું હોય, ત્યાં મારાથી આજે અભક્ષ્યનું ભક્ષણ થઈ જ કેમ શકે? મારું શરીર ક્ષીણ નથી, તેમ હું રોગી પણ નથી, તો પછી એક વિમાર્ગમાં રહેલા બ્રાહ્મણના કહેવા માત્રથી હું એકાદશીએ ઉપવાસ કરવાના વ્રતનો ત્યાગ કેવી રીતે કરી શકું? મારો પુત્ર ધર્માંગદ આ ભૂતલની રક્ષા કરી રહ્યો છે, તેથી હું પ્રજાનું રક્ષણ કરવાના ધર્મરૂપ કાર્યથી પણ રહિત છું. મારો કોઈ પણ શત્રુ નથી. હે દ્વિજવરો! આવું જાણ્યા પછી આપ લોકોએ મને પ્રતિકૂળ કોઈ વ્રતનાશક વચન ન કહેવું જોઈએ. જે દ્વિજો વિચાર કર્યા વિના પ્રાયશ્ચિત્તવિધિ જણાવે છે, તેઓ જ સ્મૃતિગ્રંથોમાં ભ્રમ ઉત્પન્ન કરાવવાના પાપના ભાગીદાર બને છે.

દેવ, દાનવ, ગંધર્વ, રાક્ષસ, સિદ્ધ, બ્રાહ્મણ, અમારા પિતા, ભગવાન વિષ્ણુ, શિવ અથવા મોહિનીના પિતા સ્વયં બ્રહ્મા, સૂર્ય અથવા ઇંદ્ર આદિ લોકપાલો પણ આવીને મને કહે, તોપણ હું એકાદશીએ ભોજન કરવાનો નથી. હે દ્વિજો! આ પૃથ્વી પર વિખ્યાત આ રાજા રુક્માંગદ પોતે લીધેલી સત્ય પ્રતિજ્ઞાને ક્યારેય નિષ્ફળ કરી શકે તેમ નથી. હે બ્રાહ્મણો! ઇંદ્રનું તેજ ક્ષીણ થઈ જાય, હિમાલય પાતાળમાં જાય, સમુદ્ર સુકાઈ જાય તથા અગ્નિ ઉષ્ણતાને છોડી દે, તોપણ હું એકાદશીના દિવસે મારા ઉપવાસરૂપ વ્રતનો ત્યાગ નહિ કરું. વિપ્રગણ! ત્રણે લોકોમાં આ વાત પ્રસિદ્ધ થઈ ચૂકી છે અને ડિંડિમ (નગારું) વગાડીને વારંવાર જાહેર કરવામાં આવ્યું છે કે, 'જે માણસો રુક્માંગદનાં ગામ, દેશ તથા અન્ય સ્થાનોમાં ભોજન કરશે, તેમને પુત્ર સહિત સખત સજા કરવામાં આવશે અથવા તેઓ મૃત્યુદંડને પાત્ર ઠરશે. તેમના માટે આ રાજ્યમાં નિવાસ કરવાનું કોઈ સ્થળ નહિ રહે. એકાદશીનો દિવસ સર્વ યજ્ઞોમાં પ્રધાન, પાપનાશક, ધર્મવર્ધક, મોક્ષ આપનાર તેમ જ જન્મરૂપી બંધનને કાપનારો છે. આ તેજનો નિધિ છે અને સર્વ લોકોમાં આની પ્રસિદ્ધિ પણ છે.' આ પ્રકારની ઘોષણા કરવામાં આવ્યા છતાં હું જો એકાદશીએ ભોજન કરું તો પાપનો પ્રવર્તક થાઉં. મારા વ્રતનો ભંગ થાય તો મને જન્મ આપનારી માતા પોતાના જન્મને વ્યર્થ થયેલો માનશે તથા બ્રાહ્મણ, દેવતા અને પિતૃઓ નિરાશ થશે. વેદ, પુરાણ અને શાસ્ત્રોને ન માનનારો અંતે સૂર્યપુત્ર યમરાજની પુરીમાં જાય છે. વ્રત કરવાની પ્રતિજ્ઞા લીધા પછી તેનો ભંગ કરનારો વમન કરીને તેને ખાતો હોય તેના જેવો જ છે. વેદ, શાસ્ત્ર, પુરાણ, સંત-મહાત્મા તથા ધર્મશાસ્ત્ર આદિ એકાદશીના દિવસે ભોજન કરવાનું વિધાન કરતાં નથી. એકાદશીને દિવસે કરવામાં આવતું વ્રત ભગવાન વિષ્ણુના પદને આપનારું છે. તે દિવસે ક્ષયતિથિ હોય તોપણ અન્ન-ભોજનની વાત કેવળ મૂર્ખ માણસો જ કરી શકે.

રાજાની આ વાત સાંભળીને મોહિની મનમાં ને મનમાં બળી ઊઠી ને ક્રોધથી આંખો લાલ કરીને પતિને કહેવા લાગી: 'રાજન્! તમે મારી વાત સ્વીકારતા નથી તેથી ધર્મભ્રષ્ટ થઈ જશો. હે પૃથ્વીપતે! તમે વર આપવા માટે પોતાનો જમણો હાથ મને સોંપ્યો હતો. પોતાની તે પ્રતિજ્ઞાનું ઉલ્લંઘન કરીને જો મને આપેલા વચનનું પાલન નહિ કરો, તો હું ચાલી જઈશ. નરેશ! હવે હું તમારી પ્યારી પત્ની નથી, તેમ તમે મારા પતિ નથી. તમે પોતાના વચનનો ભંગ કરીને ધર્મનો નાશ કર્યો છે, તમને ધિક્કાર છે.'

આમ કહીને મોહિની એકદમ ઝડપથી ઊભી થઈ ગઈ અને મહાદેવજીને સતી છોડી ગયાં હતાં તેમ રાજાને છોડીને બ્રાહ્મણોને પોતાની સાથે લઈ ત્યાંથી ચાલી નીકળી. તે સમયે બ્રહ્માજીની માનસપુત્રી મોહિની 'હા તાત! હા જગન્નાથ! જગતની સૃષ્ટિ, સ્થિતિ અને સંહાર કરનારા પરમેશ્વર! મારી સૂધ લો!!' આ પ્રમાણે બોલીને ઊંચે સાદે વિલાપ કરી રહી હતી.

આ જ સમયે સમસ્ત પૃથ્વીનું પરિભ્રમણ કરીને ઘોડા પર સવાર થયેલા ધર્માંગદ ત્યાં આવી લાગ્યા. તેમના મનમાં કોઈ ઈર્ષ્યા-દ્વેષ ન હતાં. તેમણે મોહિનીનો વિલાપ પોતાને કાને સાંભળ્યો હતો. ધર્માંગદ અનન્ય પિતૃભક્ત હતા. ધર્મમૂર્તિ રુક્માંગદકુમાર તરત ઘોડા પરથી ઊતરી પિતા પાસે ગયા. તેમને પ્રણામ કરી ધર્માંગદે ફરીથી ઊભા થઈને હાથ જોડીને તે શ્રેષ્ઠ બ્રાહ્મણોને પ્રણામ કર્યા. રાજન્! તે પછી રોષયુક્ત હૃદયવાળી મોહિનીને ઝડપથી બહાર જતી જોઈને ધર્માંગદ વેગથી તેની આગળ ગયા ને હાથ જોડીને બોલ્યા: 'મા! કોણે તમારું અપમાન કર્યું છે? દેવી! તમે તો પિતાજીને ઘણાં પ્રિય છો, આજે શાથી રુષ્ટ થઈ ગયાં? આ બ્રાહ્મણોની સાથે અત્યારે તમે ક્યાં જઈ રહ્યાં છો?'

ધર્માંગદની વાત સાંભળીને મોહિની બોલી: બેટા! તમારા પિતા જુઠ્ઠા છે, તેમણે મને આપેલું વચન ફોક કર્યું છે. તેથી તમારા પિતા રુક્માંગદ સાથે રહેવાનો હવે મારા મનમાં કોઈ ઉત્સાહ નથી.

ધર્માંગદ બોલ્યા: દેવિ! તમે જે કહેશો તે હું તરત કરીશ મા! તમે ક્રોધ ન કરો, શાંત થાઓ. તમે પિતાને અધિક પ્રિય છો, તેથી તેમની પાસે પાછાં ચાલો.

મોહિની બોલી: વત્સ! મેં માગ્યું વરદાન આપવાની શરત કરીને તમારા પિતાએ મંદરાચલ પર મને પોતાની પત્ની બનાવી છે. દેવેશ્વર ભગવાન શિવ એના સાક્ષી છે; પરંતુ તમારા પિતા રુક્માંગદ હવે તે પ્રતિજ્ઞાથી ચ્યુત થઈ ગયા છે. રાજકુમાર! હું તેમની પાસે સુવર્ણ, અનાજ, હાથી, ઘોડા, ગામ કે અમૂલ્ય વસ્ત્રો માગતી નથી કે જેથી તેમને આર્થિક હાનિ થાય. દેહધારીઓમાં શ્રેષ્ઠ વત્સ ધર્માંગદ! જેનાથી તેઓ પોતાના શરીરને પીડા આપી રહ્યા છે, તે જ વસ્તુ મેં તેમની પાસે માગી છે; પરંતુ તેઓ મોહવશ થઈને તે પણ મને આપતા નથી. નૃપનંદન! તેમના જ હિત ખાતર, તેમના સુખ માટે મેં વર માગ્યો છે; પરંતુ તે નૃપશ્રેષ્ઠ તે ન આપતાં આજે ભયંકર અસત્યના કલણમાં ફસાઈ ગયા છે. અસત્ય એ મદિરાપાન સમાન મહાન પાપ છે. એટલા માટે હું તમારા પિતાનો ત્યાગ કરી રહી છું. હવે હું તેમની સાથે રહી શકું તેમ નથી.

મોહિનીનું આ વચન સાંભળીને પુત્ર ધર્માંગદ બોલ્યા: હું જીવું છું ત્યાં સુધી મારા પિતા ક્યારેય જુઠ્ઠા હોઈ શકે નહિ. વરારોહે! તમે પાછાં ફરો. હું તમારો મનોરથ પૂર્ણ કરીશ. દેવી! મારા પિતાએ ક્યારેય અસત્ય ભાષણ કર્યું નથી, તો પછી મારા જેવો પુત્ર વિદ્યમાન હોય ત્યારે તેઓ અસત્ય કેવી રીતે બોલી શકે? જેમના સત્ય પર દેવતા, અસુર તથા માનવો સહિત સર્વ લોક આધારિત છે. જેમણે યમરાજના ધામને પાપીઓથી રહિત કરી નાખ્યું છે, જેમની કીર્તિ પ્રતિદિન વધી રહી છે ને તેનાથી સંપૂર્ણ બ્રહ્માંડમંડળ વ્યાપ્ત થઈ ગયું છે તે જ ભૂપાલશિરોમણિ અસત્ય ભાષણમાં તત્પર કેવી રીતે થઈ શકે? મેં મહારાજાની વાત સાંભળી નથી, તો પછી તેમના પરોક્ષમાં તમારી વાત કેવી રીતે વિશ્વાસપૂર્વક માની

શકું ? હે શુભાનને ! મારા પર દયા કરીને પાછાં ફરો.

રાજન્ ! ધર્માંગદનું આ કથન સાંભળીને મોહિની પાછી ફરી. સૂર્ય સમાન તેજસ્વી રુક્માંગદ જે શય્યા પર શબ સમાન પડ્યા હતા, તેના પર જ ધર્માંગદે મોહિનીને બેસાડી. મોહિની તેના પર બેઠા પછી ધર્માંગદે હાથ જોડીને પિતાને મધુર વાણીમાં કહ્યું : 'તાત ! આ મારાં માતા મોહિની આજે આપને અસત્ય બોલનારા કહી રહ્યાં છે. મહારાજ ! આ પૃથ્વી પર આપ અસત્યવાદી કેમ હોઈ શકો ? આપ સાતે સમુદ્રોથી યુક્ત ભૂમંડળ પર શાસન કરો છો. આપની પાસે ખજાનો છે, રત્નોનો ઢગ ખડકાયેલો પડ્યો છે. પ્રભો ! એ બધું આમને આપી દો. બીજું પણ જે કંઈ આપવાની આપે પ્રતિજ્ઞા કરી હોય, તે આપી દો. પિતાજી ! જ્યારે હું ધનુષબાણ ધારણ કરીને ઊભો છું ત્યારે આપના વિરુદ્ધ આચરણ કોણ કરી શકે તેમ છે ? આપની મરજી હોય તો આ દેવીને ઇંદ્રપદ આપી દો, ઇંદ્રને જીતી લીધેલો જ સમજોને ! બ્રહ્માનું પદ અત્યંત દુર્લભ છે. તે યોગીઓના જ અનુભવમાં આવવા યોગ્ય તથા નિરંજન છે. જો દેવીની ઇચ્છા હોય તો હું તપશ્ચર્યાથી બ્રહ્માજીને સંતુષ્ટ કરી તે પણ આમને આપી દઈશ. હે રાજેંદ્ર ! આ ત્રૈલોક્યમાં જે દુષ્કર હોય અથવા અધિક પ્રિય હોવાને લીધે આપી શકાતું ન હોય, તે પણ મોહિનીદેવીને આપી દો. આમની ઇચ્છા હોય તો મારું અથવા મારી જનનીનું જીવન પણ આપ આમને આપી શકો છો. આમ કરવાથી આપ ત્રિકાળ આ લોકમાં સદાને માટે ઉત્તમ કીર્તિથી સુશોભિત થશો. તમારા પોતાનાં જન્મજાત દિવ્ય ગુણો સૂર્યનાં કિરણો સમાન ફેલાયેલા હોવાથી તમો નૃપવૃંદમાં બિરાજેમાન થયેલા છો, એવા તમે યશસ્વી રાજા કીર્તિભંગ થવાથી પ્રજાનો વધ કરવા જેવા પાપથી યુક્ત થશો. મનુએ આ સત્ય જ કહ્યું છે. હે નૃપતે ! તમારો વિમલ યશ ધોવાઈ જાય તો હું કઈ રીતે સુખી થઈને શાંતિ પામી શકું ?' ૧–૮૨

कीर्तिप्रभंगे वृजिनं भविष्यति प्रजावधेयन्मनुराह सत्यम्। संमार्जयित्वा विमलं यशः स्वं कथं सुखी स्यां नृपते ततः क्षमः ॥८२॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'મોહિની-ચરિત' નામનો ૨૫ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૨૬ : મોહિનીચરિત (ચાલુ)

राजोवाच

कीर्तिर्नश्यतु मे पुत्र ह्यनृती वा भवाम्यहम्।
गतो वा नरकं घोरं कथं मोक्ष्ये हरेर्दिने ॥१॥

હે પુત્ર ! મારી કીર્તિ ભલે નષ્ટ થઈ જાય; ભલેને હું અસત્યવાદી ઠરું અથવા ઘોર નરકમાં પડું, તોપણ હું એકાદશીએ ભોજન તો કેમ જ કરી શકું ? બેટા, આ મોહિનીદેવી ભલે બ્રહ્માજીના લોકમાં ચાલી જાય—આ મને વારંવાર આમ જ કહ્યા કરે છે કે હું પાપનાશિની એકાદશીના દિવસે તમને ભોજન કરાવ્યા સિવાય રાજ્ય, વસુધા, ધન વગેરે બીજી કોઈ પણ વસ્તુ ઇચ્છતી નથી. આ જે તમારું દુંદુભિ ગંભીર નાદ કરતું લોકોને ઉપદેશ આપી રહ્યું છે, તે આજે અસત્ય કઈ રીતે થાય ? ન ખાવા યોગ્ય નિષિદ્ધ વસ્તુ ખાઈને, ગમન ન કરવા યોગ્ય સ્ત્રી સાથે મૈથુન કરીને, ન પીવા યોગ્ય મદિરા આદિનું પાન કરીને કોઈ સો વર્ષ શાં માટે જીવે ? આ ચંચળ કટાક્ષવાળી મોહિનીના વિયોગથી જો મારું મૃત્યુ થઈ જાય તો તે પણ અહીંયાં સારું જ છે; પરંતુ હું એકાદશીના દિવસે ભોજન તો નહિ જ કરું. તાત ! નરકે જતી માણસોની લંગારો મેં તદ્દન અટકાવી દીધી

છે.' તે મારા ભોજન કરવાથી ફરીથી જેવી ને તેવી માણસોથી ભરાઈ જશે. પૃથ્વીમાં શત્રુઓને હર્ષ ઉપજાવે તેવો પુત્ર સ્ત્રીઓ કુક્ષિમાં ક્યારેય ધારણ ન કરે. એકાદશીના દિવસે ભોજન કરવાથી શત્રુઓને હર્ષ ઉત્પન્ન કરનારો જ પુત્ર પેદા થાય છે. આવા પુત્રને સ્ત્રીઓ કદી જન્મ આપે. હું એકાદશીએ 'ભોજન કરું' આ જ વરદાન મારી પાસે મોહિની માગે છે. સુર અને અસુરો પણ તેવી માગણી કરે તો પણ હું મોહિનીને એવું વરદાન આપી શકવાનો નથી. આ રાજા રુકમાંગદ વિષ પીવાનું પસંદ કરશે, અગ્નિમાં પ્રવેશ કરશે, પર્વતના શિખર પરથી પડતું મૂકશે. ચક્રચકિત ઉત્તમ પ્રકારના પાણીદાર ખડ્ગથી પોતાનું માથું કાપી આપશે, પણ અગિયારશના દિવસે ભોજન નહિ કરે. મારું રુકમાંગદ નામ ત્રણે લોકોમાં પ્રસિદ્ધ છે! ને એકાદશીનો ઉપવાસ કરીને જ મેં આ યશનો સંચય કર્યો છે, તે જ હું હવે એકાદશીના દિવસે ભોજન કરીને મેં જ ફેલાવેલા યશનો નાશ હું કેવી રીતે કરી શકું? મોહિની મરી જાય કે ચાલી જાય, પડીને એના ટુકડે ટુકડા થઈ જાય, તોપણ મારું મન એના માટે એકાદશીના ઉપવાસથી ચલિત નહિ થઈ શકે! સ્ત્રીપુત્ર આદિ કુટુંબીજનો સાથે હું મારા શરીરનો ત્યાગ કરી શકું છું; પરંતુ ભગવાન મધુસૂદનના અતિ પવિત્ર દિવસ એકાદશીએ અન્નનું સેવન નહિ કરું તે નહિ જ કરું!

परित्यजाम्येष निजं हि जीवितं लोकैः समेतः सैह दारभृत्यैः। न त्वेव कुर्यां मधुसूदनस्य दिने सुपुण्येऽन्ननिषेवणं हि ॥ १७ ॥

'ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'મોહિનીચરિત' નામનો ૨૬ મો અધ્યાય સંપૂર્ણ'

## અધ્યાય ૨૭ : સંધ્યાવલી-મોહિની સંવાદ : કાચંડીનું ઉપાખ્યાન

वसिष्ठ उवाच

तत्पितुर्वचनं श्रुत्वा पुत्रो धर्माङ्गदस्तदा।
आहूय जननीं शीघ्रं नाम्ना संध्यावलीं शुभाम् ॥१॥

વસિષ્ઠ બોલ્યા : પિતાની વાત સાંભળીને પુત્ર ધર્માંગદે પોતાની કલ્યાણમયી માતા સંધ્યાવલીને શીઘ્ર બોલાવ્યાં. પુત્રના કહેવાથી તેઓ તે જ ક્ષણે મહારાજની પાસે આવ્યાં. ધર્માંગદે તેમને મોહિની તથા પિતાની પણ વાતો કહી સંભળાવી અને વધુમાં કહ્યું કે, 'મા! બંનેની વાતો પર વિચાર કરીને મોહિનીને સાંત્વના આપો. આ એકાદશીના દિવસે રાજાને ભોજન કરાવવાની હઠ લઈ બેઠાં છે. મારા પિતા સત્યથી ડગે નહિ તેમ એકાદશીએ ભોજન પણ ન કરે, એવો કોઈ ઉપાય શોધી કાઢો, જેથી બંનેનું ભલું થાય.'

રાજન્! પુત્રની વાત સાંભળીને સંધ્યાવલી દેવી બ્રહ્મપુત્રી મોહિનીને તે સમયે મધુર વાણીએ કહેવા લાગ્યાં : 'વામોરુ! આગ્રહ ન કરો. એકાદશી પ્રાપ્ત થતાં અન્નમાત્રમાં પાપનો સંપર્ક થઈ જાય છે, તેથી મહારાજ કોઈ પણ પ્રકારે તેનું આસ્વાદન કરી શકતા નથી. તમે રાજાનું અનુસરણ કરો. તેઓ આપણા સનાતન ગુરુ છે. જે નારી સદા પોતાના પતિની આજ્ઞાનું પાલન કરે છે, તેને સાવિત્રી સમાન અક્ષય તથા નિર્મળ લોકની પ્રાપ્તિ થાય છે. હે દેવિ! એમણે મંદરાચલ પર કામથી પીડાઈને તમને વચન આપ્યું છે તે સમયે તેમણે યોગ્ય-અયોગ્યનો વિચાર કર્યો ન હતો. આપવા જેવી વસ્તુ તો તમને આપી જ રહ્યા છે, પણ જે આપવા યોગ્ય વસ્તુ નથી તેની માગણી તમે કરશો નહિ. સન્માર્ગમાં રહેલાને વિપત્તિ પણ પ્રાપ્ત થાય, તોય તે

મંગલકારી જ હોય છે. સુભગે! જેમણે બચપણમાંય એકાદશીનો દિવસે ભોજન કર્યું નથી, તેઓ આ સમયે વૃદ્ધાવસ્થામાં ભગવાન વિષ્ણુના પવિત્ર દિવસે અન્ન કેવી રીતે ગ્રહણ કરી શકે? તમે ઇચ્છાનુસાર બીજો કોઈ દુર્લભ વર માગી લો; તે મહારાજ અવશ્ય તમને આપી દેશે. તેમને ભોજન કરાવવાનો આગ્રહ છોડી દો. દેવી! હું ધર્માંગદની જનની છું. જો મારામાં તમને વિશ્વાસ હોય તો સાતે દ્વીપ, નદી, વન અને પર્વતો સહિત આ સંપૂર્ણ રાજ્ય અને મારું જીવન પણ માગી લો. હે વિશાલલોચને! જોકે હું મોટી છું, તોપણ પતિ માટે નાની શોકને પણ વંદન કરીશ. તમે પ્રસન્ન થાઓ. જે વચનથી અને શપથ-દોષથી પતિને નિરુપાય કરીને તેની પાસે ન કરવા યોગ્ય કામ કરાવે છે, તે પાપ-પરાયણ નારી નરકમાં નિવાસ કરે છે. તે ભયંકર નરકમાંથી નીકળ્યા પછી અનેક જન્મો સુધી શૂકરીની યોનિમાં જન્મ લે છે. તે પછી ચાંડાળ યોનિમાં જન્મ પામે છે. હે સુંદરિ! આ પ્રમાણે પાપનું પરિણામ જાણીને મેં તમને સખીભાવથી આ કામમાંથી વાર્યાં છે. હે કમલાનને! ધર્મસંગ્રહની ઇચ્છા રાખનારા માણસે 'શત્રુને પણ સારી સલાહ આપવી જોઈએ.' જ્યારે તમે તો મારાં સખીરૂપ છો તો પછી તમને સારી સલાહ કેમ ન આપવી?

સંધ્યાવલીની વાત સાંભળીને મોહ ઉપજાવનારી મોહિની સુવર્ણના સમાન સુંદર કાંતિવાળી પતિની જ્યેષ્ઠ પ્રિયાને તે સમયે આ પ્રમાણે કહેવા લાગી: 'સુભ્રૂ! તમે મારાં પૂજ્ય છો. હું તમારી વાત માનીશ. નારદ આદિ મહર્ષિઓએ આમ જ કહ્યું છે. દેવી! જો રાજા એકાદશીના દિવસે ભોજન ન કરે, તો તેને બદલે એક બીજું કાર્ય કરે, એ કાર્ય તમને મૃત્યુ કરતાં પણ વધારે દુઃખ આપનારું છે. હે શુભે! તે કાર્ય મને પણ કષ્ટ આપનારું છે, છતાં પણ તમારા પ્રાણ લેનારી તે વાત દૈવવશ મારે તમને કહેવી પડશે. આ વાત કેવળ તમારા જ નહિ પણ પતિદેવના, પ્રજાવર્ગના તથા પુત્રવધૂઓના પણ પ્રાણ હરી લેનારી છે. આથી મારા ધર્મનો નાશ તો થશે જ, મને ભારે કલંક પણ ચોંટશે. તે કાર્ય કરી દેખાડવાની વાત તો દૂર રહી, મનમાં તે કરવાનો વિચાર લાવવાનો પણ સંભવ નથી. જો તમે મારા તે વચનનું પાલન કરશો, તો આ સંસારમાં તમારી ભારે કીર્તિ ફેલાશે, પતિદેવને પણ યશ મળશે, તમને સ્વર્ગલોકની પ્રાપ્તિ થશે; તમારા પુત્રની બધા માણસો પ્રશંસા કરશે અને મને ચારે બાજુથી ફિટકાર મળશે.'

વસિષ્ઠ બોલ્યા: મોહિનીની વાત સાંભળીને દેવી સંધ્યાવલીએ ગમે તેમ કરીને ધૈર્ય ધારણ કર્યું અને મોહિનીને કહ્યું: 'બોલો, શી વાત છે? એવું તમે શું બોલવાનાં છો? જેથી મને દુઃખ થાય, મને મારા પતિના સત્યની રક્ષા માટે કોઈ દુઃખ થઈ શકતું નથી, સ્વામીનું હિત સાધતાં મારા આ શરીરનો અંત થઈ જાય, મારા પુત્રનું મૃત્યુ થઈ જાય અથવા સંપૂર્ણ રાજ્યનો નાશ થઈ જાય તોપણ મને કંઈ વ્યથા નહિ થાય. સુંદરી! જે પત્નીના પતિ તેના વ્યવહારથી દુઃખી થાય છે, તે સમૃદ્ધિવાળી હોય તોપણ તે પાપિનીની અધોગતિ જ થતી હોવાનું કહ્યું છે. તે સિત્તેર યુગો સુધી પૂય નામના નરકમાં પડી રહે છે, તે પછી ભારતવર્ષમાં સાત જન્મ સુધી તે છછુંદરી થાય છે, તે પછી તે કાગડાની યોનિમાં જન્મ લે છે. ત્યાર બાદ અનુક્રમે શિયાળવી, ગરોળી અને ગાય થયા પછી શુદ્ધ થાય છે. ધન હોવા છતાં પતિના હિત ખાતર જે પત્ની તે આપતી નથી તે, હે વરારોહે!

વિષ્ઠાનો કીડો થાય છે. હે શુભે! કીડાની યોનિમાંથી મુક્ત થયા પછી તે કાચંડી થાય છે. 'એક સમયે જ્યારે હું કુંવારી હતી ત્યારે બળતણ માટે મારા પિતા લાકડાં ફાડતા હતા. મારી બહેનપણીઓ સાથે હું રમતી હતી ત્યારે હું મારા પિતાની સમીપમાં ગઈ હે સુભ્રૂ! તે સમયે તે લાકડાંઓમાંથી એક કાચંડી નીકળી આવી. તેનો દેહ માખણ જેવો સુંવાળો હતો અને તેનો વર્ણ ચળકાટ મારતો કાળો હતો. તેનું કદ ટચલી આંગળી જેવડું હતું ને આંગળીના જેવડી તેની જાડાઈ હતી. તેને ભૂમિ પર પડેલી જોઈને એક કાગડો તેને મારી નાખવા માટે ત્યાં આવ્યો. તે ભૂખ્યો કાગડો તે કાચંડીને ચાંચથી પકડવા જતો હતો તેવામાં તેને એક ઢેફું મારીને મેં ઉડાડી મૂક્યો. 'કાગડાને આ પ્રમાણે મારીને મેં જોકે ભગાડી મૂક્યો તોપણ તે કાચંડીને કાગડાની ચાંચથી ઈજા થયેલી હોવાથી તે નાસી જઈ શકે તેમ ન હતું. ઈજાથી ધ્રૂજતાં ધ્રૂજતાં તે પ્રાણ છોડી દેવાની અણી ઉપર હતી તેવામાં મેં તેના ઉપર સહેજ જળ છાંટવાથી તે કંઈક સ્વસ્થ થઈ. હે વરવર્ણિનિ! તે પછી બહેનપણીઓ વચ્ચે બેઠેલી મને 'સંધ્યાવલી' નામે તેણે બોલાવી ને મનુષ્યની વાણીમાં તે બોલી:

'હે શુભાનને! પૂર્વજન્મમાં હું સર્વજ્ઞ એવા સુમંતુ નામના મુનિની પુત્રી હતી અને કૌંડિન્યની પત્ની હતી. ગર્વિષ્ઠ અને સારી રીતે સમૃદ્ધ હું માતાની, સગાંવહાલાંઓની તેમ જ પિતાની લાડકી હતી. પિતાએ મને કૌંડિન્ય મહાત્માને લગ્નમાં આપી. તેઓ કુલીન, રૂપાળા અને સ્ત્રીસુખના અનુભવથી રહિત હતા. પિતાએ મને શય્યા સાથે સારો કરિયાવર આપ્યો અને સસરાએ પણ એક અયુત (દસ હજાર) સુવર્ણ મુદ્રાઓ આપી. હું પિતા અને સસરા તરફથી મળેલી ધનસંપત્તિથી સભર હતી. ગાય, ભેંસ આદિ પશુઓ તથા ધનધાન્યથી યુક્ત હતી. મારા સુશીલપણાને લીધે સાસુસસરા તથા જનસમાજમાં મારું સારું માન હતું. સમય આવી લાગતાં વેદના સારને જાણનારા મારા સસરા મરણ પામ્યા ને મરણ પામેલા પતિની સાથે મારાં સાસુએ ચિતામાં પ્રવેશ કર્યો. મારા પતિએ તેમનાં માતાપિતાનાં શ્રાદ્ધ–તર્પણ આદિ કર્યાં. બે એક મહિના પછી મારા પતિ રાજદરબારમાં ગયા. ત્યાં તેમણે રાજદરબારમાં પ્રવેશ પામતી લાવણ્યવતી યુવતીઓના ટોળા સાથે વેશ્યાઓને જોઈ, કામાસક્ત થઈ ને તે દુર્મતિએ તેમાંની બે વેશ્યાઓને પુષ્કળ ધન આપીને તેમની સાથે વિલાસ કરવા માટે પોતાના ઘરમાં લાવીને રાખી. તે બે વેશ્યાઓ સાથે ક્રીડા કરવામાં તેમણે સઘળું ધન ખર્ચી નાખ્યું; ને ત્રણ વર્ષમાં તો મારા પતિ કંગાલ થઈ ગયા. તે પછી તેમણે મારા અંગ પરનાં ઘરેણાં આપી દેવા માટે મને કાકલૂદી કરી. ત્યારે વેશ્યાના છંદમાં સપડાયેલા મારા પતિને મેં મારા દાગીના આપ્યા નહિ ને ધન તથા સેવકો વગેરે લઈને હું મારા પિયર ચાલી ગઈ. તે પછી મારા પતિએ જમીન, અનાજ અને ઘરનું બધું રાચરચીલું વેચીને બધું ધન તે વેશ્યાઓને આપી દીધું. તે ખલાસ થતાં જ્યારે કંઈ રહ્યું નહિ ત્યારે તેઓ એક હોડીમાં બેસીને સમુદ્રયાત્રાએ નીકળ્યા. આ પ્રમાણે તેઓ મહાસાગરમાં મુસાફરી કરતા સાગરમાંના પ્રાણીઓની ચેષ્ટા તથા અદ્ભુત દૃશ્ય જોતા જોતા દૂર નીકળી ગયા. ભયંકર ઝંઝાવાતને લીધે તે હોડી સોએક યોજન દૂર તણાઈ જઈને ભાંગી ગઈ ને હોડીમાંના માણસો સાગરમાં ડૂબી જવાથી મરણ પામ્યા. સારા નસીબે મારા પતિએ

હોડીના લાકડાનું એક મોટું પાટિયું પકડી લીધું ને પોતાનાં પૂર્વજન્મનાં કર્મોને લીધે પવનથી ખેંચાઈને મણિ અને રત્નો-થી વિભૂષિત શિખરવાળા એક પર્વતની તળેટીએ આવી પહોંચ્યા. સાગરકાંઠે તે પાટિયાને છોડી દઈ હર્ષિત થઈને ધનની લાલસાથી તે પર્વત પર તેમણે ચડવા માંડ્યું. ભૂખ અને તરસથી પીડાઈને તેમણે થોડીક વાર વિશ્રામ લીધો, પછી ખાવા યોગ્ય ફળોની શોધમાં વૃક્ષો પર તેમણે આમતેમ જોવા માંડ્યું. ત્યાં તેમણે પાકેલી દ્રાક્ષો જોઈને તે ખાધી. આથી તેમની ક્ષુધા શાંત થઈ. પછી તેમણે એક વિશાળ શાલવૃક્ષ જોયું. તેની નીચે તેઓ એક કપડું પાથરીને સૂઈ ગયા. ઘોર નિદ્રામાં પડ્યા પછી તેઓ સૂર્યાસ્ત થયા પછી ઊઠ્યા ત્યારે સંધ્યા સમયે મેઘના જેવી ગર્જના કરતો એક રાક્ષસ ત્યાં આવી પહોંચ્યો. રાવણે સીતાનું હરણ કર્યું હતું તેમ તે રાક્ષસે કાશીના રાજાની રત્નાવલી નામની પુત્રીનું હરણ કર્યું હતું. તે રાક્ષસ મારા પતિ સૂતા હતા તે શાલવૃક્ષના સમીપમાં આવેલી પોતાની સુવર્ણની કાંતિ જેવી ગુફામાં તેમના દેખતાં દાખલ થયો. તે ગુફામાં સર્વ પ્રકારની ખાનપાનની સામગ્રી તથા ભોજનપાત્રો અને શયન કરવાનાં સાધનો હાજર હતાં. કમળ જેવાં નેત્રોવાળી તે રડતી અને ભય પામેલી બાળાને રાક્ષસે શય્યા પર સુવડાવી. તેનું રુદન સાંભળીને એ રાક્ષસ ઊભો હતો ત્યાં તેની પત્ની ઝડપથી આવી પહોંચી. ક્રુદ્ધ થયેલી તે રાક્ષસની સતી પત્નીએ તેને ઠપકો આપતાં પૂછ્યું: 'હે પાપી! મારા જીવતાં આ સ્ત્રીનું તમે શા કારણથી હરણ કરી લાવ્યા છો? તમે બીજી પત્ની કરવાની ઇચ્છા રાખો છો તેથી હવે હું તમારી પત્ની નહિ રહું.'

આ પ્રમાણે પોતાની પત્નીને બોલતાં સાંભળીને તે રાક્ષસ હર્ષથી પોતાની પત્નીને કહેવા લાગ્યો: 'હે ચારુલોચને! હે શુભાનને! મેં કાશીના રાજાની આ પુત્રીને તારા આહાર માટે અહીં આણી છે અને ભાગ્યે મેળવી આપેલો બીજો આહાર પણ આપણા બારણામાં જ આવી લાગેલો છે. શાલવૃક્ષ નીચે, હે વરાનને! એક બ્રાહ્મણ સૂતો છે. તેને તું જલદી લઈ આવ, જેથી હું તેને ખાઈ જાઉં.'

રાક્ષસનું આ કથન સાંભળીને તે કુમારી કન્યા રાક્ષસીને કહેવા લાગી: 'હે રાક્ષસી! તારો પતિ તારાથી ભય પામીને ખોટું બોલે છે, તને ઘરડી, કુરૂપ અને વાંકી વળી ગયેલી જોઈને રાતે પિતાના ઘરમાં સૂતેલી, અવિવાહિતા અને મને રડતી કકળતી કામથી પીડાઈ તારો ધણી પોતાની પત્ની કરવા માટે અહીં લઈ આવ્યો છે.'

તે રાજકન્યાનાં આ વચન સાંભળી તેમ જ તેનું રૂપ જોઈને તે રાક્ષસીને તેની વાત સાચી જણાયાથી તે ક્રોધે ભરાઈને મનમાં વિચારવા લાગી કે, 'ખરેખર મારા રાક્ષસ પતિએ આ બાળાને પત્ની કરવા માટે જ આણી છે, આ રાક્ષસ આ શોક લાવીને મારા માથામાં ખીલો જ ઠોકવા માગે છે. અરેરે! ત્રણે લોકમાં જીવતાં જીવત શોકનું દુઃખ કોઈ સ્ત્રીને માથે ન હજો. શોકનું દુઃખ ભારેમાં ભારે છે આ વિષે કંઈ સંશય નથી.'

આ પ્રમાણે ખૂબ વિચાર કર્યા પછી તે રાક્ષસીએ પોતાના પતિને કહ્યું: 'હે સુવ્રત! મારા આહાર માટે તેં એક સુંદર નેત્રવાળી સ્ત્રી આણી છે તેથી તારા આહાર માટે હું તે બ્રાહ્મણને લઈ આવું છું.' એટલે રાક્ષસ બોલ્યો: 'જા, જા, જલદી જા! તેને ખાવા માટે મારા મોઢામાંથી લાળ ટપકે છે.' તે ભયંકર રાક્ષસી પતિની આ વાત સાંભળીને તે અનંત-આશાવાળી

તે રાક્ષસપત્ની ગુફામાંથી નીકળી તો તેણે શ્રેષ્ઠ બ્રાહ્મણને જોયો. રૂપ અને યૌવનથી સંયુક્ત, વિદ્યારૂપી રત્નથી વિભૂષિત તે બ્રાહ્મણને જોઈને રાક્ષસીએ માયા વડે સોળ વર્ષની સુંદરીનું રૂપ ધારણ કર્યું અને મદનાતુર થઈને તેની પાસે આવી કહેવા લાગી: 'મારા પતિએ મારો ત્યાગ કર્યો છે તેથી તને પતિ કરવા માટે હું તારી પાસે આવી છું.'

પછી તે નિતંબિનીએ પ્રેમપૂર્વક તે બ્રાહ્મણને પૂછ્યું: 'તમે કોણ છો? ક્યાંથી અહીં આવ્યા છો? અહીં કેમ બેઠા છો? પતિની કામનાવાળી, કામદેવથી પીડાયેલી, પતિથી ત્યજાયેલી હું તમને પતિ કરવા માટે આવી છું ને તેથી જ આ પૂછું છું.'

તેની આ વાત સાંભળીને મારા પતિ ભય પામ્યા અને ધૈર્ય ધારણ કરીને તે પ્રાજ્ઞ તેને કહેવા લાગ્યા: 'હે શુભે! હે રાક્ષસિ! મનુષ્ય અને રાક્ષસનો સંયોગ કેવી રીતે થઈ શકે? મનુષ્યો તો રાક્ષસોના ભક્ષ્ય છે, આમાં કંઈ સંશય નથી.'

આ સાંભળીને તે રાક્ષસી ફરીથી તેમને આદરપૂર્વક કહેવા લાગી: 'અરે! દૈવયોગથી અસંભવિત વાત પણ આ જગતમાં સંભવિત બને છે. મહાભારત પુરાણમાં એવી વાત સાંભળવામાં આવી છે કે હે વિપ્ર! હિડંબા ભીમની ભાર્યા થશે અને મનુષ્યના સંયોગથી તેને ઘટોત્કચ નામે પુત્ર થશે. તેનો વધ કોઈ પણ શત્રુથી નહિ થાય, કેવલ શક્તિના પ્રહારથી જ તે મૃત્યુ પામશે. માટે હે વિપ્ર! તું કોઈ વાતે ખેદ કરીશ નહિ. દૈવયોગથી હવે હું તારી પત્ની થઈ જ ચૂકી છું, કારણ કે દૈવ જ સર્વ કરતાં બળવાન છે. એક દિવસે ઇંદ્ર બલિને મળવા પાતાલલોકમાં ગયા હતા, તે દરમ્યાન મારા પતિ રાક્ષસ અગ્નિની જ્વાળા સમાન દીપ્તિમાન શક્તિ તેના ઘરમાંથી ચોરી લાવ્યા. તે ઇંદ્રની શક્તિ આ શાલવૃક્ષમાં મૂકેલી છે. હે દ્વિજશ્રેષ્ઠ! તે કોઈને માર્યા વિના ઇંદ્ર પાસે જતી નથી. જેનો વધ કરવા માટે તે ફેંકવામાં આવે તે દેવતા હોય તોપણ નાશ પામે છે. મારા પતિને મારી નાખવાની ઇચ્છાથી હું આ શાલવૃક્ષ પર ચડીને તેની ટોચ પર રહેલી તે તેજસ્વી શક્તિ તને લાવી આપીશ. જો આ શક્તિ વડે મારા નિશાચર પતિને તું મારી નહિ નાખે તો તે રાક્ષસ મને અને તને અવશ્ય ખાઈ જશે એમાં કંઈ શંકા નથી. હે પરંતપ! એ તારો અને મારો મહાન શત્રુ છે, એ મંદબુદ્ધિએ એક કુમારીનું હરણ કરીને તેને પોતાની ભાર્યા કરવા માટે અહીં આણી છે. મારા તે દુરાત્મા પતિએ મારામાં શોકભાવ ઉત્પન્ન કર્યો છે. એને મારી નાખવાથી આપણા બેનો સંગમ થશે. હે રતિને વધારનારા! જો મારું આ બોલવું ખોટું ઠરે તો મને મારા પુણ્યનો બદલો ન મળે. જો મારું આ બોલવું ખોટું હોય તો બ્રહ્મહત્યા કરવાથી માણસોને જે કુત્સિત ગતિ મળે છે, તે ગતિને હું પામું. દુરાત્મા બ્રાહ્મણ મદ્યપાન કરવાથી જે ગતિને પ્રાપ્ત થાય છે તે ભયંકર ગતિ હું પામું. હે દ્વિજશ્રેષ્ઠ! ગુરુપત્નીની સાથે સંભોગ કરવાથી થતું પાપ મને મિથ્યાભાષણ કરવાથી પ્રાપ્ત થાય. હે દ્વિજ! સુવર્ણની ચોરી, જમીન પડાવી લેવી કે પચાવી પાડવી તેમ જ આત્મહત્યા કરવાથી જે પાપગતિ પ્રાપ્ત થતી હોવાનું મુનિઓએ કહ્યું છે, તે ગતિ, હે તાત! જો હું જૂઠું બોલું તો મને પ્રાપ્ત થાય. પંચમી તથા અષ્ટમી તિથિએ માંસભક્ષણ કરવાથી થતું પાપ, અમાવાસ્યાના દિવસે સ્ત્રીસંગ કરવાથી અને વૃક્ષ કાપવાથી થતું પાપ, દિવસે મૈથુન કરવાથી લાગતું પાપ, વૈશ્વદેવ ન કરનારા ગૃહસ્થ દ્વિજને થતું પાપ, ભિખારીઓને ભીખ ન

આપનારાને લાગતું પાપ, બે વાર ભોજન કરવાથી વિધવાને થતું પાપ, સૂર્યસંક્રાંતિએ તેલ ખાનારને લાગતું પાપ, ઇંદ્રિયોને સ્વચ્છંદપણે બહેકવા દઈને તીર્થયાત્રાએ જનારો, પારકાના જળાશયમાં માટી લીધા વિના સ્નાન કરનારો, નિષિદ્ધ વૃક્ષોનું દાતણ કરનારો, મૈથુનમાં આસક્ત રહીને પાખંડ માર્ગને અનુસરનારો, લાકડું અને પથ્થરના ખુલ્લા આસન ઉપર બેસીને પિતૃઓ અને દેવોનું પૂજન કરનાર, ગાય ન પાળતાં કેવળ ભેંસ જ પાળનાર, ભાંગેલા કાંસાના વાસણમાં જમનારો, પારકાનું ફાટેલું અને ધોયા વિનાનું વસ્ત્ર પહેરીને કાર્ય કરનારો, નગ્નદશામાં રહેલી સ્ત્રીને જોનારો, ન ખાવા યોગ્ય એવા અભક્ષ્ય પદાર્થનું ભક્ષણ કરનારો જે પાપથી લિપ્ત થાય તેમ જ હે દ્વિજ! શ્રીહરિની કથા થતી હોય તેમાં વિઘ્ન કરવાથી જે પાપ લાગે, તે પાપ હું જૂઠું બોલતી હોઉં તો મને લાગે. હે દ્વિજ! આ અહીં કહેવામાં આવેલાં તેમ જ ન કહેવામાં આવેલાં બધાં પાપો હું જો જૂઠું બોલતી હોઉં તો તેની ભાગીદાર બનું.

કાચંડી સંધ્યાવલીને કહે છે કે, 'હે દેવિ! તે પાપાત્મા રાક્ષસીએ મારા પતિને આ પ્રમાણે કહેવાથી ભાવિથી ભ્રમમાં પડી તેણે રાક્ષસીના કહેવા પ્રમાણે કરવાનો નિશ્ચય કર્યો. મારી કહેલી વાતને ન માનતા વ્યસનમાં ફસાયેલા અને નિર્ધન મારા પતિએ સર્વ સિદ્ધિને આપનારું વાક્ય રાક્ષસીને કહ્યું: 'ઝટ કર, તે શક્તિ જલદી લાવ, હું તારું કહ્યું કરીશ. રાક્ષસને હું મારી નાખું તે પછી આ બધું તારે મને આપવું પડશે. અરે! ધનની આશાથી તો તિમિંગિલ આદિ ભયંકર મત્સ્યોવાળા સાગરમાં મેં પ્રવેશ કર્યો હતો.'

મારા પતિની આ વાત સાંભળીને વૃક્ષ ઉપર રહેલી તેજના તણખા ફેંકતી ઇંદ્રની તે શક્તિ મારા પતિની કાર્યસિદ્ધિ થવા માટે રાક્ષસીએ લાવીને તેને આપી. એ જ સમયે કામાસક્ત થયેલો તે રાક્ષસ રાજકન્યા પાસે જવા તૈયાર થયો. ભય પામેલી તે કન્યા તેને કહેવા લાગી: 'કુંવારી કન્યાનું સેવન કરવામાં, હે રાક્ષસ! મહાપાપ રહેલું છે. મારા પિતા કાશીરાજના ઘરમાં સૂતેલીનું મારું તેં છળપૂર્વક હરણ કર્યું છે. ઠીક છે, આમાં તારો કોઈ દોષ નથી. મારા માટે આમ જ બનવાનું હશે. અહીં ગુહામાં પુરાયેલીનું મારું રક્ષણ કરનારો પણ કોણ હોય! પતિ–પત્નીનો સંબંધ ભાગ્યના યોગથી જ થતો હોય છે, એવી જ રીતે વિધિના સંકેતથી વિદ્યા, ઘર, સુખ, ધન, કુળ પ્રાપ્ત થતાં હોય છે. વિધિની પ્રેરણાથી જ માણસ બધે હરતો-ફરતો હોય છે. હે રજનીચર! તું જ મારો પતિ થવાનો છે. વિધિએ નિર્માણ કરેલા માર્ગ વિષે પંડિત પણ શું કરી શકવાનો છે! એટલા માટે શાલવૃક્ષની નીચે રહેલા તે બ્રાહ્મણને લઈ આવ અને તે સાથે ઘી, જળ, કુશ અને અગ્નિને પણ લાવીને વિધિપૂર્વક મારી સાથે લગ્ન કર. દર્ભ, જળ, અગ્નિ વિના પણ તેમ જ કોઈ જાતની વિધિ ન કરવામાં આવે તોય કેવળ બ્રાહ્મણના વચનથી લગ્ન સફળ થાય છે. હે રાક્ષસ! જો તારી ભાર્યાએ તે બ્રાહ્મણને મારી નાખ્યો ન હોય તો લગ્ન અંગેનું હોમકાર્ય પૂરું થઈ ગયા પછી તું તેને ખાઈ જજે.'

રાજકન્યાએ આ પ્રમાણે તે રાક્ષસને કહ્યું, તેથી તેના મનમાં વિશ્વાસ ઉત્પન્ન થયો અને અભિમાનપૂર્વક કામથી પીડાયેલો તે રાક્ષસ બ્રાહ્મણને લાવવા માટે ગુફામાંથી બહાર નીકળ્યો. હે દેવી! જતી વખતે તે રાક્ષસને છીંક આવી, તેની ડાબી આંખ ફરકવા લાગી અને તેનું ઉપરણું સરી પડયું. આ બધાંની

કશીય દરકાર ન કરતાં તે ચાલ્યો ગયો અને મનુષ્યનું રૂપ ધારણ કરેલી સુંદર નિતંબવાળી પોતાની પત્નીને તેણે જોઈ. પતિ–પત્નીના સંબંધનો વિચાર કરતી તે રાક્ષસી પોતાના પતિને કહેવા લાગી: 'માનવ શરીરવાળી સ્ત્રીમાં તું આસક્ત થયો છે, તેં મારી કાયાને દૂષિત કરી છે, ક્રૂર કર્મ કરનારા પાપી રાક્ષસનો હું ત્યાગ કરું છું.' પત્નીનું આ કઠોર વચન સાંભળી ઈર્ષ્યા અને ક્રોધથી ભરાઈને તે નિશાચર હાથ પછાડતો, મોઢું ફાડીને તે બંનેને ખાઈ જવા માટે તેમના તરફ ધસ્યો. સમય પ્રાપ્ત થતાં પવન ઝડપથી ગમેતેમ વાવા માંડે છે તેમ તે અનર્થકારી વચન કહેવા લાગ્યો. ૧–૧૫૪

उत्क्षिप्य बाहू प्रविदार्य वक्त्रं संप्रस्थितो भक्षयितुं स चोभौ। कालेन वेगात्पवनो यथैव समुच्चरन्वाक्यमनर्थयुक्तम् ॥ १५४ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'કાચંડીનું ઉપાખ્યાન' નામનો ૨૭મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૨૮: કાચંડીનું ઉપાખ્યાન (ચાલુ)

काष्ठीलोवाच

राक्षसं धावमानं तु कालान्तकयमोपमम्।
दृष्ट्वा सा राक्षसो प्राह भर्तारं मम शंकिता ॥१॥

'કાચંડી બોલી: મૂર્તિમાન મૃત્યુના અવતાર સમાન યમરાજ જેવા પોતાના રાક્ષસ પતિને દોડતો આવતો જોઈને ભયભીત થયેલી તે રાક્ષસીએ મારા પતિને કહ્યું: 'કામદેવને પ્રિય હે મારા વહાલા! સુવર્ણ-મંડિત અગ્નિરૂપ શક્તિ તમે મારા આ પતિ પર ફેંકો કે જેથી આ મરણ પામે.'

મારા પતિ પણ કાર્યસાધના માટે તૈયાર થઈને જ ઊભા હતા. રાક્ષસીએ શક્તિ ફેંકવા માટે કહેતાં બરાબર, તેમણે રાક્ષસના વક્ષઃસ્થળને અનુલક્ષીને તે શક્તિ રાક્ષસ પ્રતિ ફેંકી. દશે દિશાઓને અજવાળતી મૂર્તિમાન અગ્નિ જેવી પોતાની જ્વાળાને ફેલાવતી, દિવ્ય કિરણોવાળી અને તીક્ષ્ણ મુખવાળી, શરીરે રક્ત ચંદનનો લેપ કરેલી, રક્ત વસ્ત્રોથી સુશોભિત સેંકડો ઘંટડીઓ જેવી રણકાર કરતી બ્રાહ્મણના હાથમાંથી છૂટેલી તે ભયંકર શક્તિ રાક્ષસના હૃદય પર પડતાં જ તેને ભસ્મ કરી નાખી આકાશમાં ચાલી ગઈ.

આ પ્રમાણે બ્રાહ્મણના હાથે પોતાના પતિને મરાવી નખાવીને તે રાક્ષસી પોતાને કૃતકૃત્ય થયેલ માનવા લાગી. પ્રસન્ન તન અને મનવાળી તે રાક્ષસી સુંદર નેત્રવાળા તે દ્વિજને ઉદ્દેશીને બોલી: 'આવ! પ્યારા! આ રમણીય ગુહામાં પ્રવેશ કર! અને તારી મરજી પ્રમાણે મારી સાથે દિવ્ય તથા માનુષ ભોગો ભોગવ!'

અત્યંત આનંદમાં આવી ગયેલા મારા પ્રાણનાથે પણ તેને કહ્યું: 'ભલે! તું જેમ કહે તેમ કરવા માટે હું તૈયાર છું.' એટલે તે રાક્ષસી મારા પતિને પોતાની સાથે લઈ તે ગુહામાં આનંદથી દાખલ થઈ અને પોતાના ઉન્નત કુચોથી મારા પતિને દબાવીને પીડવા લાગી. ગુહામાં શય્યામાં બેઠેલી સુકુમાર દેહવાળી, સુવર્ણ જેવી કાંતિવાળી, બિંબફળના જેવા હોઠવાળી, શરીરના કૃષ્ણ અવયવોવાળી તે કુમારી રાજકન્યાને દેખાડી તે રાક્ષસી મારા પતિને કહેવા લાગી કે, 'હે દ્વિજોત્તમ! મારા રાક્ષસ પતિએ આ કુમારી કન્યાને પોતાની ભાર્યા બનાવવા માટે વારાણસીથી અહીં આણી છે. જેની સીમા ઓળંગીને તેમાં પાતકો પ્રવેશ કરી શકતાં નથી, જેને પાપનું નાશ કરનારું શક્તિનું પુણ્યક્ષેત્ર કહેવામાં આવેલ છે, તે વારાણસી નગરી દસ ગાઉના વિસ્તારવાળી છે અને તે મહાદેવનું ધામ કહેવાય છે. જ્યાં મરણ પામેલાંઓ ફરીથી

ગર્ભવાસ પામતાં નથી. તું આ સુંદર નેત્રો- વાળી કન્યાને એના પિતાના ઘેર ફરી વારાણસીમાં લઈ જા. આ તારાં રત્ન, શય્યા, આસન વગેરે સર્વને મારી સાથે વેચી નાખ, હે બ્રહ્મન્! તારા રૂપથી લોભાઈને મેં તારી ખાતર જ તે ભયંકર રાક્ષસને મરાવી નખાવીને યમરાજના ધામમાં મોકલાવી દીધો છે; તેથી હે વિભો! હે વિશાલાક્ષ! મારામાં વિશ્વાસ રાખીને કામમાં આસક્ત થયેલી સાક્ષાત્ કામરૂપ અને ભોગવવા યોગ્ય મારો તમે ઉપ- ભોગ કરો.'

હે શુભે! હે ચારુલોચને! તે કુમારી કન્યાના સમીપમાં ઊભેલી, કામથી સંતપ્ત થયેલી તે રાક્ષસીનાં એવાં વચન સાંભળીને મારા પતિ શંકિત હૃદયથી તે રાક્ષસીને મધુર વાણીથી કહેવા લાગ્યા : 'હે સુભગે! નીતિશાસ્ત્રોમાં કહેવામાં આવ્યું છે કે સ્ત્રીઓનો વિશ્વાસ કરવો નહિ. જે પોતાના સુકુમાર પતિને મારી નાખે, તે સ્ત્રી મારા કરતાં વધારે રૂપવાન પુરુષને જોઈને તેનાં લંપટ થયા પછી મને પણ કેમ ન મારી નખાવે? હે વરાનને! મારામાં તારો વિશ્વાસભાવ ઉત્પન્ન થયો છે તેથી હું અત્યારે તારો વિશ્વાસ પામેલો છું; માટે આજે, કાલે, પરમ દિવસે, પખવાડિયે, મહિને કે વરસ દહાડા પછી હે ભામિનિ! હવે જ્યારે તારે આધીન જ થયેલો છું ત્યારે તારી મરજી પડે ત્યારે મને મારી નખાવજે! તને ઠીક લાગે તેમ કરજે. આજે જ તેં મને મારી નાખ્યો નહિ, તે તારો મારા પર ઉપકાર છે. પ્રતીકાર કરવાનો હેતુ દૃષ્ટિ સમક્ષ રાખીને જ તારે સર્વ કંઈ કરવું. તેં મારી ખાતર તારા પતિને નિઃશંક થઈને મારી નાખ્યો, તેથી હે સુલોચને! મારી પાસે તારા પ્રશ્નનો કોઈ ઉત્તર નથી.'

મારા પતિની આ વાત સાંભળીને તે રાક્ષસી તેમને કહેવા લાગી : 'હે બ્રહ્મન્! જેને વિશ્વાસ આપ્યો હોય તેનો વધ કરવો તે બ્રહ્મહત્યા જેવું મહાપાપ છે; પતિનો વધ કરનારીને–મને તમે ક્રૂર રાક્ષસી માનતા હો, પતિઘાતિની માનતા હો, તો પણ પતિને તો હું નિંદું જ છું. એ મારો વિશ્વસ્ત હતો જ નહિ, જ્યારે તમે તો મારા વિશ્વસ્ત છો, વિશ્વસ્ત એવા તમારો વધ હું કેવી રીતે કરી શકું? ધર્મની ગતિ સૂક્ષ્મ છે; તે દેવ, દૈત્ય, રાક્ષસ આદિ કોઈથી ક્યારેય જાણી શકાતી નથી. ધર્મના સૂક્ષ્મ- પણાનું ચિંતન કરવામાં કેટલાક માણસો ચતુર હોય છે. તેઓ અનિત્ય શરીરથી જ મુક્તિ પ્રાપ્ત કરી લે છે. પુરાણોમાં એવું સાંભળવામાં આવે છે તેમ એવું કહેવાય છે પણ ખરું કે, વિષ્ણુને દશ અવતાર ગ્રહણ કરતી વખતે અનેક પ્રકારનાં દુઃખ પ્રાપ્ત થયાં હતાં. શ્રી રામે લક્ષ્મણ સહિત સીતાની શોધ કરતાં અત્યંત વિલાપ કર્યો હતો. વસુદેવના પુત્ર, દેવોના દેવ, વિજ્ઞાનના મૂર્તિમાન સ્વરૂપ શ્રીકૃષ્ણને પાર્થ તથા ઉગ્રસેન આદિનાં કૃત્યોથી અત્યંત દુઃખ થયું હતું. ધર્મને અનુકૂળ થઈને ચાલનારા સમર્થ અને પ્રભાવશાળી વ્યક્તિઓનાં કૃત્ય ભારે મુશ્કેલીથી સમજાય તેવાં હોય છે. વ્યાસનું જ દૃષ્ટાંત લઈએ તો જણાઈ આવશે કે, તેણે વેદોના જુદા જુદા વિભાગ કર્યા છે; તે સમર્થ પરાશર મુનિના પુત્ર છે; તત્ત્વદ્રષ્ટા છે; યજ્ઞમૂર્તિ છે; કન્યાપણાનો ઉચ્છેદ કરીને પરાક્રમથી ઉત્પન્ન થયેલા છે તેથી તે 'કાનીન' (કન્યા અવસ્થામાં ઉત્પન્ન થયેલ) કહેવાય છે. નાના ભાઈઓની ભાર્યામાં તેણે નિયોગધર્મથી પુત્રોત્પત્તિ કરી છે; પોતે પરિવેત્તા (અર્થાત્ મોટો ભાઈ કુંવારો રહે ને નાનો ભાઈ પરણેલો હોય) છે. વળી ગંગાના પતિ શાંતનુ રાજા પોતે દ્વિધિષૂ (બે સ્ત્રીઓ–સત્યવતી તથા ગંગાના પતિ) છે.

એ દિધિષૂ–શાંતનુનો પુત્ર ભીષ્મ દિધિષૂ-તનય સાક્ષાત્ વસુ છે, જે સ્ત્રીને લગતી ચર્ચાને મૃત્યુની ભાગીદારી જ માને છે. પાંડવો ગોલક[1] પુત્ર હતા તેમ જ કુંડ[2] પણ હતા.

એવા પાંડવોનાં નામનું સંકીર્તન પરમ પવિત્ર, પુણ્યકારી અને પાપનાશક હોવાનું મનાયું છે. જમદગ્નિના પુત્ર પરશુરામ પોતે સિદ્ધ હતા અને પોતાના તપના પ્રભાવથી તેમણે પાપોને બાળી નાખ્યાં હતાં. પોતે સર્વ રીતે સમર્થ હતા; છતાં તેમણે ક્ષત્રિયોનો સંહાર અને ભ્રૂણહત્યા (ગર્ભ-માંના સંતાનની હત્યા) આદિ કર્મ કર્યાં હતાં. લોકોને હિતકારક ઉપદેશ આપવામાં સદા તત્પર ઋષભ પોતે દ્વિજ અને યોગી હતા, તેઓ પણ ધર્મના અનુરોધને લીધે લોકમાં ગ્લાનિ ઉપજાવનારા થયા. નારદ નારાયણમાં પરાયણ છે. નારદ જળરૂપ છે. નારદ નરરૂપે વિચરતા હોવા છતાં માણસ-ના હિતકારક દેવ છે.

હે વિપ્ર! સર્વનું રક્ષણ કરવામાં સદા પરાયણ રહેનારા ગૌતમે (બુદ્ધે) વેદ–બાહ્ય (વેદવિરુદ્ધ) અર્થવાળા મતનો પ્રચાર કર્યો. જ્યારે ગૌતમમુનિએ વેદવિહિત શાસ્ત્રીય મતનું પ્રતિપાદન કરીને ન્યાયશાસ્ત્ર રચીને ઈશ્વરને સૃષ્ટિના કર્તા તરીકે વર્ણવી મહાન ઉપકાર કર્યો છે. વસિષ્ઠ અને અગસ્ત્ય સમર્થ ઋષિઓ હતા. લોકના ઉપકાર માટે વસિષ્ઠે ઉત્તમ વાસિષ્ઠ(વેદાંત)શાસ્ત્રની રચના કરી, તેમાં પુરાણો અને વેદો સમાન ધર્મને પામ્યા છે. જો વસિષ્ઠ સર્વના ઈશ્વર રામચંદ્રના ગુરુ છે, તો વિશ્વામિત્રના શાપથી તિર્યગ્ યોનિને શાથી પામ્યા? એટલા માટે હે દ્વિજ! સદાચાર વિધિનું વિધિપૂર્વક પાલન કરવું જોઈએ. જ્ઞાની-ઓમાં શ્રેષ્ઠ માણસે અહંભાવ રાખીને તેનો ત્યાગ કરવો ન જોઈએ. તેને ધર્મયુક્ત શાંતિ પ્રાપ્ત થાય છે. ધર્મને મુક્તિ આપ-નાર માનવામાં આવ્યો છે. ધન એ ધર્મ માટેનું સાધન છે, તે ધર્મ આત્મારૂપી સાધન વડે મેં સાધી લીધો છે. હે વિપ્ર! ધર્મની સૂક્ષ્મ ગતિ હું કહું છું તે સાંભળ. જ્યારે મારા રાક્ષસપતિ કન્યાનું હરણ કરીને લઈ આવ્યા ત્યારે તેમણે તને પોતાના કર્મને અધીન થયેલો જોયો, તેમાં તેનો કંઈ દોષ નથી. મેં તેને પૂછ્યું કે, આ કન્યાનું શાથી હરણ કરી લાવ્યા છો? ત્યારે તેણે મારા આહાર માટે આણી છે, એ પ્રમાણે કહીને અસત્ય ભાષણ કર્યું. દામ્પત્ય ધર્મમાં ભાર્યા મોક્ષનો વિરોધ કર-નારી અર્થાત્ અટકાવ કરનારી છે, આમ કહેનારાઓ સત્ય વસ્તુને સમજતા હોય છે તેમ કહી શકાય નહિ. પત્ની ક્યારેય વિરોધ કરનારી હોતી જ નથી. પત્ની તો પતિને પાપમાંથી ઉગારી લે છે. તેને નરકમાં પડવાથી બચાવે છે. કર્મની રેખારૂપ સંસાર આપનારી પત્ની વળી બીજી જ હોય છે.

હવે અહીં પાપ કેવી રીતે થયું તે હે દ્વિજવર! મારી પાસેથી તું સાંભળ. જો પ્રાણ જાય તોપણ જૂઠું બોલવું નહિ. ધર્મમાં મૂર્તિમાન સત્યનો નિવાસ હોય છે તેથી સત્યનું જ આચરણ કરવું. સત્યમાં બ્રહ્મા રહેલા છે; સત્યમાં જ સંતોનો નિવાસ છે. સચરાચર વિશ્વ સદા સત્યમાં રહેલું છે. 'સત્ય બોલવું' આવું વચન ઉપનિષદોમાં વારંવાર કહેવામાં આવ્યું છે. 'સત્ય' સાક્ષાત્ બ્રહ્મરૂપ જ છે, એ સત્યનું અમે ધ્યાન કરીએ છીએ. હે વિપ્ર! સત્ય સદા મંગલમય છે અને કલ્યાણકારી છે. અસત્ય

૧. પતિના મૃત્યુ બાદ જાર પુરુષથી ઉત્પન્ન થયેલું સંતાન 'ગોલક' કહેવાય.

૨. પતિની હયાતીમાં જારથી ઉત્પન્ન થયેલ સંતાન 'કુંડ' કહેવાય.

(अमृतो जारजः कुण्डः मृते भर्तरि गोलकः)

બોલનારનો વિનાશ થાય છે અને તેની તરત પ્રતીતિ થાય છે. 'સ્ત્રીઓને સત્યવસ્તુ કહેવી નહિ' આ વિષયમાં પણ કારણ છે, તે સાંભળ. સ્ત્રીઓને નિધિ–ખજાના સંબંધી વાત કહેવી નહિ. તેમનાથી દ્રવ્યાદિની વાત ગુપ્ત રાખવી. તેમને સત્ય વસ્તુ કહેવાથી દોષ ઉત્પન્ન થાય છે. એટલા માટે જ તેમ કહ્યું છે. તે ધર્મજનક છે અને ધર્મના સૂક્ષ્મભાવને દર્શાવનારું છે.

કુશ (દર્ભ), દ્વિજ, જળ, અગ્નિ, વેદો, ભૂ, કાલ, દિશાઓના દેવતાઓ વિવાહ–લગ્ન સમયે સાક્ષીરૂપે હોય છે. એટલા માટે જ તેને 'દામ્પત્ય' કહેવામાં આવેલ છે. લગ્નવિધિમાં સ્ત્રી-પુરુષના કર્મનો સ્વીકાર કરવામાં આવે છે. દ્વિજના સંસ્કાર સમયે ગુરુ અને શિષ્યના કર્મનો આ પ્રમાણે જ સ્વીકાર કરવામાં આવ્યો છે, એટલા માટે વધૂ તથા વરના સંબંધને ગુરુ અને શિષ્ય વચ્ચે રહેલા પરસ્પર સંબંધ જેવો જ સમજવો. એમની વચ્ચે અણુ-માત્ર પણ ભેદ જ્ઞાનીએ રાખવો નહિ. કર્મને અનુરૂપ સ્ત્રી અને પુરુષ વચ્ચે કર્મનું પ્રાધાન્ય માનવામાં આવેલ છે. કોઈક સમયે વિપરીતપણાનો દોષ જણાય તો તેમાં દૈવને જ કારણ માનવું. દેવ, અસુર અને માનવ સહિત સર્વ જગત દૈવને અધીન છે. પૂર્વજન્મનાં સંચિત કર્મ અને વાસના એ જ દૈવ કહેવાય છે. હે વિપ્ર! શુભ કે અશુભ જે કંઈ કર્મ ભોગવવા માટે પ્રાપ્ત થયેલ હોય તેના ભોગને 'શાન્ત' એવી સંજ્ઞા વિદ્વાનોએ આપેલી છે. શાન્તમું સત્યપૂર્વક્ સમ્યક્ આચરણ કરવામાં આવ્યું હોય તો પ્રાણીનું તે લોકમાંથી ઉદ્ધાર કરનારું થાય છે. આ વાત તો મેં આગળથી જાણી લીધી હતી તેથી આ દૃષ્ટિએ વિચાર કરીને જોવામાં આવે તો મારા પતિનું મરણ મેં નિપજાવ્યું નથી. ઊલટું કન્યાધર્મનો ધ્વંસ કરવાના પાપમાંથી મેં એને બચાવી લઈને પવિત્ર રાખ્યો છે. આવા મારા ઉપકારને લીધે તારા હાથથી મારો ગયેલો મારો પતિ એના કર્મની ગતિને પ્રાપ્ત થયો છે. ધર્મની સૂક્ષ્મ ગતિને હું જાણું છું. મેં મારા પતિ પર ઉપકાર કર્યો છે, અને હે દ્વિજસત્તમ! તારા પ્રાણનું રક્ષણ કરવારૂપ ધર્મકાર્ય મારા હાથે થયું. આ ધર્મકાર્યથી મને શું પ્રાપ્ત થયું તે તું મારી પાસેથી સારી પેઠે સાંભળ! રાક્ષસી-યોનિને પ્રાપ્ત થયેલી હું રાક્ષસની પત્ની છું, ધર્મકાર્ય કરવાને લીધે હું કામરૂપ બ્રાહ્મણી થઈ છું. ધર્મ અને ઇચ્છાપૂર્તિ કરનારી ધેનુ સમાન કામદુઘા ગાય છે; સંતોષ એ ઇંદ્રનું નંદનવન છે અર્થાત્ એમાં કદી કષ્ટ કે સંતાપ હોતો નથી. વિદ્યાને મોક્ષ પ્રાપ્ત કરાવનાર કહી છે અને તૃષ્ણાને વૈતરણી નદી કહી છે. વૈતરણીમાં પડતા મારા પતિને બચાવીને મેં તેનો ઉદ્ધાર કર્યો છે. હે વિપ્ર! આ કન્યાનો પણ ઉત્તમવર્ણ સાથે સંબંધ કરાવી મેં એના ઉપર ઉપકાર કર્યો છે. એના પિતાના ઘરમાં કોઈના પણ સંગ વિનાની આ કન્યા તારી પત્ની થશે. આ કન્યાની તથા તારી હું સદા રક્ષિકા થઈને ધર્મનો બોધ આપનારી થઈશ. હે વિપ્ર! મારો સંગમ થયા પહેલાં જે તારી ભાર્યા થઈ ચૂકી છે, તે આ વરાનના તારી સંગિની થશે. તે પણ મારા અનુગ્રહથી તિર્યક્યોનિને પ્રાપ્ત થઈને મુક્તિ પામશે.

પૂર્વજન્મમાં હું લોકમાં અત્યંત સુંદર સ્ત્રી હતી. હે દ્વિજ! ઔર્વ નામના મુનિની હું કુંદણી નામે કન્યા હતી. તપના પ્રભાવથી સ્ત્રીપુરુષરૂપે જોડિયા બાળક તરીકે મારો જન્મ થયો. મારી સાથે ઉત્પન્ન થયેલા પુરુષ બાળકને 'ધર્મના કારણે શાંત કરી દેવામાં આવ્યો. તે જ ઔર્વ મુનિએ

મારું પાલન કરીને મને લગ્નમાં દુર્વાસાને આપી. હે વિપ્રેન્દ્ર! મને મારા પૂર્વ-જન્મના કર્મને લીધે તે પતિની પ્રાપ્તિ થઈ. હું કલહ કરતી હોવાથી મારા પતિએ મને શાપ આપ્યો ને હું ભસ્મ થઈ ગઈ. કંઈક પાપ બાકી રહ્યું હશે તેથી મને રાક્ષસી યોનિ પ્રાપ્ત થઈ. આ યોનિમાં ગોભિલ નામનો પરાક્રમી રાક્ષસ રાજા કે જેનો તેં વધ કર્યો તે મને પતિરૂપે પ્રાપ્ત થયો. હે દ્વિજશ્રેષ્ઠ! કોઈ એક રાજકન્યાના પૂર્વજન્મના શાપને લીધે આ પ્રમાણે થવા પામ્યું છે. તને મારી નખાવવાનો પ્રયત્ન એક સ્ત્રીએ આદર્યો. પરંતુ મારા પૂર્વકર્મના રાક્ષસભાવમાંથી હું મુક્ત થયેલ હોવાથી મને શુભ કર્મનું બળ પ્રાપ્ત થયું અને તારી સહાયક બની. મારા પાપી પતિએ કુંવારી કન્યાનું હરણ કરી લાવીને મને દુઃખી કરી તે પહેલાં હું તેની પત્ની હતી; પરંતુ તે કન્યા હરણ કરી લાવ્યાથી હું દુઃખી થઈ. તેથી હે બ્રહ્મન્! મેં તેને મારી નખાવ્યો. હવે હે બ્રાહ્મણ! તું સર્વ રીતે મારો વિશ્વાસપાત્ર થયો છે તેથી હે કામુક! સર્વ ભાવથી હું તારું રક્ષણ કરીશ. પાંચભૂતોના સાક્ષીરૂપ પુરુષની સમક્ષ આ સાચા શપથ હું લઉં છું. હે દ્વિજશ્રેષ્ઠ! હવે તું બીજી કોઈ વાતનો ખોટો વિચાર કરીશ નહિ. હે માનદ! મારા વચનમાં અને મારાં સત્ કૃત્યોમાં તારે વિશ્વાસ રાખવો.

રાક્ષસીએ આ પ્રમાણે કહેવાથી તે બ્રાહ્મણે તેનાં સર્વ કૃત્યોમાં અને તેના વચનમાં વિશ્વાસ રાખી તે પ્રમાણે વર્તવા માંડયું. પછી તે રાક્ષસીએ તે ગુહામાંનું સર્વ ધન એકઠું કર્યું અને હાથણીનું રૂપ ધારણ કરીને મારા પતિને તથા હર્ષિત થયેલી વિશાળ નેત્રવાળી રત્નાવલી નામની તે રાજકન્યાને પોતાની પીઠ ઉપર બેસા-ડીને, હે સુલોચને! (હે સંધ્યાવલિ) તે હાથણી આકાશમાર્ગે કાશી નગરી પ્રતિ પ્રયાણ કરી ગઈ. ૧-૮૯

तया सह विशालाक्ष्या रत्नावल्या मुदान्विता।
ययावाकाशमार्गेण काशीमभि सुलोचने ॥८९॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'મોહિની ચરિતમાં કાષ્ઠીલોપાખ્યાન' નામનો ૨૮ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૨૯ : કાશીનું વર્ણન

काष्ठीलोवाच

एवं सा राक्षसी सुभ्रू हस्तिनीरूपधारिणी।
त्रिभिर्मुहूर्तैः सम्प्राप्ता काशीं विश्वेशमंदिरम् ॥१॥

કાષ્ઠીલી બોલી : હે સુભ્રૂ! હાથણીનું રૂપ ધારણ કરેલી તે રાક્ષસી ત્રણ મુહૂર્તમાં જ જગન્નાથના ધામરૂપ કાશી નગરીમાં આવી પહોંચી, ત્યાં ગયા પછી શ્યામ નેત્રવાળી તે સ્ત્રી પોતાના તે બ્રાહ્મણ પતિને કહેવા લાગી: 'હે કાન્ત! આ નગરી પાપરૂપી વૃક્ષ માટે કુહાડી સમાન ગણાય છે. કર્મરૂપ બીજનો નાશ કરનારી તથા સર્વને ગતિ આપનારી છે. પુરાણો આને આદ્ય વૈષ્ણવસ્થાન હોવાનું કહે છે. વિષ્ણુના સ્થળ વિના કોઈની ક્યારેય મુક્તિ થતી નથી. હે દ્વિજોત્તમ! પૂર્વકાલ-માં આ કાશી નગરી માધવની હતી; આને સર્વ પ્રાણીઓને મુક્તિ આપનારી તથા સર્વ પાપોનો નાશ કરનારી માનવામાં આવી છે.

એક સમયે ભગવાન શંકર પિતામહ બ્રહ્માને મળવા માટે ગયા હતા. સર્વ લોકોના સ્રષ્ટા, પોતાના તેજથી પ્રકાશમાન એવા જગતના ગુરુ બ્રહ્માની પાસે જઈને મહાદેવે તેમને પ્રણામ કર્યા અને વેદપાઠ સંભળાવતા તેમની પાસે જઈને બેઠા. જગતના નાથ ભગવાન શંકરને વેદ ભણતા જોઈને બ્રહ્માનાં ચારેય અદ્ભુત મુખો પ્રસન્ન થયાં. પરંતુ તેમનું પાંચમું મુખ ધૃષ્ટતાને લીધે ઉદાસીન રહ્યું તેથી ભૂતોના અધિપતિ

શંકરને ક્ષણમાં જ તે મુખ પ્રત્યે મત્સર-ભાવ ઉત્પન્ન થયો. હે વિપ્રેન્દ્ર! તે મુખની પ્રગલ્ભતાને જોઈને ભગવાનથી તે સહન થયું નહિ તેથી ક્રોધે ભરાઈને ભગવાન ત્રિલોચને બ્રહ્માના તે પાંચમા મુખને નખના અગ્ર ભાગથી છેદી નાખ્યું. હે દ્વિજોત્તમ! ભગવાન શંકરના ડાબા હાથને વળગીને રહેલું બ્રહ્માનું તે છિન્ન મસ્તક હાથને વારંવાર ધોવા છતાં તેનાથી છૂટું પડયું નહિ. બ્રહ્મા પણ દુઃખિત થઈને ભગવાન શંકરને જોઈ રહ્યા. રુદ્ર લજ્જિત થઈને શીઘ્ર ચાલ્યા ગયા. તે મસ્તકને નાખી દેવા માટે આતુર થયેલા શંકરે ઘણો પ્રયત્ન કર્યો, છતાં તે મસ્તકનો તે ત્યાગ કરી શકયા નહિ. તે એક મહાન અદ્ભુત બનાવ બની ગયો. ભગવાન શંકરે ચિંતાથી વ્યાકુળ થઈ ગરુડધ્વજ વિષ્ણુનું સ્મરણ કર્યું. તેમનું સ્મરણ કરતાં ભગવાન વિષ્ણુ શીઘ્ર ત્યાં પ્રકટ થયા. હે દ્વિજ! સર્વવ્યાપક દેવોના દેવ વિષ્ણુને જોઈને વૃષભધ્વજ ભગવાન શંકરે દીન થઈ નમ્ર-ભાવે માથું નમાવી તેમને પ્રણામ કર્યા. બ્રહ્માનો દ્રોહ કરનારા, ભય પામેલા શંકરને દુઃખી થયેલા જોઈને હરિએ તેમને આશ્વાસન આપી આ પ્રમાણે સંતોષ આપનારું વચન કહ્યું: 'હે સર્વજ્ઞ શંકર! તમે બ્રહ્માનું મસ્તક કાપી નાખીને કરેલા પાપનું ફળ થોડોક સમય ભોગવો. સારાં કે નરસાં કરેલાં કર્મોનું ફળ અવશ્ય ભોગવવું પડે છે. હે પ્રિય! ફળ ભોગવ્યા વિનાનું કર્મ સો જન્મે પણ ક્ષય પામતું નથી. તમને હરને દુઃખી થયેલા જોઈને હું શું કરું? કયાં જાઉં? તમારું દુઃખ જોઈને મારા પ્રાણ વ્યાકુળ થાય છે. મોટાઓએ ગમે તેવાં મોટાં પાપ કર્યાં હોય, તો પણ તે પાપ બ્રહ્મહત્યાનાં પાપ સમાન મહાન અને ઘોર હોતાં નથી એમ હું માનું છું. તમે સર્વ લોકોના ગુરુ છો, ધર્મનો બોધ આપનારા છો; પરંતુ બ્રહ્મહત્યાથી પરાભવ પામવાને લીધે તમે ક્ષણભર પણ સ્થિર રહી શકતા નથી. હે સુરેશાન! માછલાંની જેવી ગંધવાળી ઘરડી બ્રહ્મહત્યા જીભના લબકારા મારતી તમને ગ્રસી જવા માટે તમારી પાછળ પડેલી છે. એટલા માટે તમારે બાર વર્ષ સુધી કોઈ એક જ સ્થળે વસવું નહિ. પાપનો નાશ કરવાની કામનાથી તમારે તમારા હિત ખાતર એક સ્થળેથી બીજે સ્થળે પૃથ્વી પર ભમ્યા કરવું. આ પ્રમાણે સર્વ તીર્થોમાં બાર વર્ષ સુધી ભમતા રહીને ડાબો હાથ ધોઈને ખોપરીમાં ભિક્ષા લેતા રહેવાથી આ દારુણ પાપમાંથી મુક્ત થઈને તમે શુદ્ધ થશો.

વિષ્ણુનો આ પ્રમાણે કહેવાથી હે વિપ્ર! સ્થાણુ એવા ભગવાન શંકર હાથમાંથી કપાલને મુક્ત કરવા માટે જળમાં હાથને ધોતા રહીને સર્વત્ર વિચરવા લાગ્યા. હે માનદ! આ પ્રમાણે ત્રણ વર્ષ સુધી ભ્રમણ કરતાં કરતાં તે ભગવાન શંકર દેવોના દેવ ધર્મપુત્રના બદરિકાશ્રમમાં આવી પહોંચ્યા. બારણે ઊભા રહીને તેમણે 'હે વિષ્ણો! મને ભિક્ષા આપો,' એમ વારંવાર કહેવા માંડયું. હરિએ હરને જોયા તેથી તેઓ તેમને ભિક્ષા આપવા માટે તૈયાર થયા. હે દ્વિજોત્તમ! તેઓ હરને ભિક્ષા આપતા હતા તે સમયે તેમણે હરિનો જમણો હાથ ત્રિશૂળથી પ્રહાર કરીને કાપી નાખ્યો. તે ત્રિશૂળના પ્રહારથી થયેલા ક્ષતમાંથી લોકને ભય પમાડનારી, વિચિત્ર વર્ણવાળી અને હાથ લાંબી ત્રણ ધારાઓ નીકળી. એમાંની એક ધારા કપાલમાં પડી, બીજી ધારા તેના મુખમાં અને ત્રીજી જટામાં પડી તે શિવજીને પ્રાપ્ત થઈ, એ ત્રણ ધારાઓનું હરે ત્રણ વર્ષ સુધી વિધિપૂર્વક સેવન કર્યું. કંઈક પ્રસન્નતા પ્રાપ્ત થવાથી હે દ્વિજ!

ભગવાન શંકર પુણ્યપ્રદ એવા પવિત્ર કુરુક્ષેત્રમાં ગયા. ત્યાં ગયા પછી શંકર બ્રહ્મહૃદના જળમાં સ્થાણુ થઈને પડ્યા. તેઓ ત્રણ વર્ષ સુધી જળમાં મગ્ન થઈ રહ્યા. ત્રણ વર્ષ વીત્યા પછી ક્ષત થયેલા અર્ધા અંગ સાથે બ્રહ્મહૃદમાંથી તેઓ બહાર નીકળ્યા. સર્વ પ્રાણીઓની હૃદયગુહામાં રહેલા દેવતાઓના ઈશ વિષ્ણુની ભગવાન શંકરે દીર્ઘકાળ સુધી પ્રાર્થના કરી. આથી તુષ્ટ થયેલા જગતના નાથ વિષ્ણુએ તેમને વરદાન આપીને કહ્યું: 'હે હર! તમે પુષ્કળ તીર્થોની યાત્રા કરતા રહીને અહીંથી કાશી જાઓ.'

વિષ્ણુના કહેવા પ્રમાણે ભગવાન શંકર અનેક તીર્થોમાં ક્રમથી ભ્રમણ કર્યા પછી અવિમુક્ત પુરી-કાશીમાં ગયા. અવિમુક્ત કાશી નગરીની સીમામાં પ્રવેશ પામ્યા પછી ધૂર્જટીએ બ્રહ્મહત્યાને તેમની સાથે ન આવતાં નગરીની બહાર જ ઊભી રહેલી જોઈ. આથી એ કાશીક્ષેત્રને પાપનો નાશ કરનાર વૈષ્ણવક્ષેત્ર જાણીને ભગવાન શંકર વંદનીય ઈશ્વર એવા માધવની એક ચિત્તથી સ્તુતિ કરવા લાગ્યા: 'હે જગદીશ! હે નાથ! હે વિષ્ણો! હે જગતના આનંદના ધામરૂપ! વેદોથી જાણવા યોગ્ય! હે મધુ દૈત્યનો નાશ કરનારા! હે નૃસિંહ! હે પીત વસ્ત્ર ધારણ કરનારા! હે ગરુડ ઉપર વિરાજમાન! હે માધવ! હે આદિદેવ! આપનો જય થાઓ, જય થાઓ. હે વ્રજરમણ! હે રમેશ! હે હૃષીકેશ! હે ત્રિદશેશ! હે સર્વ કામનાઓને પૂર્ણ કરનારા! હે કૃષ્ણ! આપનો જય થાઓ, જય થાઓ, હે સુરવર! હે કરુણાસાગર! હે દુઃખનાશક! હે કમળનેત્ર! હે અધિપતે! હે વિભો! હે પરેશ! હે યદુકુળના તિલકરૂપ! હે સાગરમાં નિવાસ કરનારા! હે શૌરિ! હે કુધરોદ્ધારક! હે વિધાનદક્ષ! હે ધન્વિન્! હે કલિના પાપનો નાશ કરનારા! હે કમળ જેવાં ચરણવાળા! હે ગૃણક! હે આત્મપ્રદ! હે કૂર્માવતારધારક! હે કશ્યપનંદન! આપનો જય થાઓ, જય થાઓ. હે બુદ્ધ! હે કલ્કિન્! હે ભવના ભયને હરનારા! હે ભક્તોના વક્ષમાં રહેનારા! હે ગોપ! હે દીનનો ઉદ્ધાર કરનારા! હે પવિત્ર કીર્તિ ને પવિત્ર નામવાળા! હે ધરણીને ધારણ કરનારા! હે ધરણીનું ભરણ-પોષણ કરનારા! હે અસુરારિપૂજ્ય! હે પ્રકૃતિના ઈશોના ઈશ! હે જગન્નિવાસ! હે રામ! હે ગુણગણથી શોભતા! હે ચરાચરના ઈશ! આપનો જય થાઓ, જય થાઓ. હે ત્રિગુણાતીત-ત્રણે ગુણોથી પર! હે સનાતન! હે અગ્રપૂજ્ય! હે ભક્તોના રક્ષક! હે અંતકના અરિ! હે કમલાંઘ્રે! હે કમનીય! હે પદ્મનાભ! હે કમલાકર! હે કુશ પર શયન કરનારા! હે પ્રિય કામોન્મથન! હે ત્રણે લોકોના અધીશથી વંદન કરવા યોગ્ય! આપનો જય થાઓ, જય થાઓ. હે અઘહર! હે રઘુનાથ! હે યાદવેશ! હે ભૂદેવોને પ્રિય! હે પરાત્પર! હે અમર ગણોથી પૂજ્ય! હે હલધર! હે પાપનો નાશ કરનારા! હે પ્રણામ કરવા યોગ્ય! હે ત્રિગુણમાં વ્યાપીને રહેલા! હે જગતના ત્રિકાલ દક્ષ! આપનો જય થાઓ, જય થાઓ. હે રાક્ષસકુલનો વિનાશ કરનારા! હે પાપરહિત! હે શેષનાગ પર શયન કરનારા! હે કંસના કાળરૂપ! આપનો જય થાઓ, જય થાઓ. હે રવિ-શશી (સૂર્ય અને ચંદ્રમા) રૂપ નેત્રવાળા! હે પ્રગલ્ભ ચેષ્ટા કરનારા! હે અંધકારનાશક! હે નવ અંબુદને પ્રકાશિત કરનારા! હે લક્ષ્મીપતિ! હે મખ! હે મખધર! આપનો જય થાઓ, જય થાઓ. હે યશોદા માતાની દોરીથી બંધનને પામનારા! હે માખણપ્રિય! હે ગોપગણના ઈશ! હે અઘાસુર, બકાસુર, વૃષાસુર, કેશી-રાક્ષસ અને પૂતનાના કાળરૂપ! હે ત્રિશિરા,

વાલિ અને રાવણના સંહારક! નરકાસુર, મૂળ નામના રાક્ષસનો નાશ કરવા માટે બાણરૂપી ભુજાવાળા, ત્રિપુરારિથી પૂજનીય! હે સુદામાના મિત્ર! હે ભક્તિ કરવા યોગ્ય! હે ભવરૂપ નદીના પ્રવાહમાં રક્ષણ આપનારા! હે પાદપદ્મ! હે પ્રકટ થયેલા ઐશ્વર્યવાળા! હે પુરાણરૂપ! હે પૂર્ણબાહુ! હે પુષ્કળ પુણ્ય કરવાથી પ્રાપ્ત થનારા! હે અત્યંત મંગલમય! હે શ્રુતિ વડે જાણવા યોગ્ય! હે શ્રુતિના ધામરૂપ! હે શાંત અને શુદ્ધ! આપનો જય થાઓ, જય થાઓ. આપના ઉદાર અને શ્રેષ્ઠ ચરણોના શરણને પ્રાપ્ત થયેલો હું પાપથી પીડાયેલો છું, તેથી આપ મારું રક્ષણ કરો. આપ જેવા પુરાણપુરુષ વિના બીજો કોઈ પણ મારો પથપ્રદર્શક નથી. આપ મારી આ પ્રાર્થનાથી આજે પ્રસન્ન થાઓ.'

આ પ્રમાણે દેવ શંભુએ જગતના નાથ વિષ્ણુની ભક્તિપૂર્વક સ્તુતિ કરવાથી ભક્તવત્સલ માધવ તરત પ્રકટ થયા. તે હરિને પ્રકટ થયેલા જોઈને હરે તેમને દંડવત્ ભૂમિ ઉપર પડીને પ્રણામ કર્યા. હે વિપેન્દ્ર! તે પછી ભગવાન શંકરે ઊભા થઈને તેમને બે હાથ જોડીને પ્રણામ કર્યા. ભૂતોના અધિપતિને આ પ્રમાણે પ્રણામ કરતા જોઈને હૃષીકેશ બોલ્યા: 'હું તમારી સ્તુતિથી પ્રસન્ન થયો છું. વર માગો, હું તમને તે આપીશ.'

બ્રહ્મહત્યાના પાપથી પીડાતા ભૂતોના ઈશ ભગવાન શંકર હરિનું આ વચન સાંભળીને ભુક્તિ અને મુક્તિને આપનારા વિષ્ણુને આ પ્રમાણે કહેવા લાગ્યા: 'હે ચક્ર અને ગદાને ધારણ કરનારા ભગવાન! હું આપના આ કાશીક્ષેત્રમાં રહેવા ઇચ્છું છું; કારણ કે તમારા ક્ષેત્રની બહાર રહેલી બ્રહ્મહત્યા મને જોઈ જશે અને જો હું અહીંથી બહાર નીકળીશ તો તે મને ફરીથી વળગશે. માટે હે ગરુડધ્વજ! આપ મને આપના ક્ષેત્રનું દાન કરવાની મારા પર કૃપા કરો. આપના ક્ષેત્રમાં રહીને હું ત્રણે લોકમાં પૂજાને પામીશ.' એટલું બોલીને વૃષભધ્વજ દેવોના દેવ ભગવાન શંકર મૌન ધારણ કરીને રહ્યા. લક્ષ્મીપતિ ભગવાન વિષ્ણુએ 'તથાસ્તુ–ભલે તેમ થાઓ.' આમ કહ્યું. ભગવાન શંકરે તે પછી કાશીક્ષેત્રમાં નિવાસ કર્યો. હે વિપેન્દ્ર! ત્યારથી કાશી નગરીને શિવનું ક્ષેત્ર કહેવામાં આવે છે. હે દ્વિજોત્તમ! આ ક્ષેત્રને પુરાણો તથા જ્ઞાનીઓ કેશવનું ક્ષેત્ર પણ કહે છે. શંકર ઉપર કૃપા ઉત્પન્ન થવાથી માધવનાં નેત્રોમાંથી અશ્રુનાં બિંદુઓ સરી પડ્યાં તેથી બિંદુ સરોવર થયું. માધવની આજ્ઞાથી વૃષભધ્વજ દેવ ભગવાન શંકરે તેમાં સ્નાન કર્યું. સરોવરમાં સ્નાન કરતાં જ તેમના હાથમાંનું કપાલ ત્યાં પડ્યું તેથી તે તીર્થસ્થળ 'કપાલમોચન' નામથી પ્રસિદ્ધ થયું. માધવે પોતાનું તે બિંદુધામ ભગવાન શૂલીને આપ્યું અને શંભુ ત્યાં ચિર નિવાસ કરીને રહ્યા. અનેક સૂર્યો સમાન ખ્યાતિવાળા, દિગંબર ભગવાન શંકરથી સેવાયેલા તે તીર્થમાં બ્રહ્માદિ દેવો સર્વદા પોતે ત્યાં રહેલા છે. હે કાન્ત! શિવનું પૂજન કરનારા ભક્તોને જે વિઘ્નો નડતાં હતાં, તે સર્વ વિઘ્નોનો ભગવાન શૂલીએ વિષ્ણુની સ્તુતિ કરીને ઉચ્છેદ કરી નાખ્યો. શિવ અને કાશીનું ચિંતન કરનારા સર્વ લોકોનો અહીં નિવાસ થયેલો છે. શિવનું ચિંતન કરવાથી સર્વ શિવભક્તો દુઃખમુક્ત થયા છે. તેઓ જરા અને મૃત્યુથી રહિત શિવલોકને પ્રાપ્ત થાય છે, તેઓ રોગરહિત થઈને અનેક પુણ્યોથી યુક્ત થઈને ત્યાં શિવલોકમાં નિવાસ કરે છે. યજ્ઞનો અવશિષ્ટ પ્રસાદ લેનારા, કાશીપતિની ઋદ્ધિથી યુક્ત સ્નાન, જપ, પૂજા કે દાનની પ્રશંસા કરતા નથી; તેઓ તો

હે દ્વિજશ્રેષ્ઠ! અહીં દેહપાત થઈને મરણ પ્રાપ્ત થયા પછી, મનુષ્ય અવશ્ય કૃતકૃત્ય થાય છે આટલું જ માને છે. હે વિપ્ર! અનેક પ્રાસાદ અને હર્મ્યોથી યુક્ત તે નગરીમાં હવે આપણે આવી પહોંચ્યા છીએ. આ નગરી ભોગીઓને પણ મોક્ષ આપે છે, તો પછી વ્રતધારીઓ માટે તો કહેવાનું જ શું હોય! તેમને અવશ્ય મોક્ષ આપે જ છે.

નિયમપૂર્વક ચાલનારી કુંવારી કન્યા સાથે પોતે સુરત ભોગવવા માટે તે દુષ્ટ રાક્ષસે તેનું આ નગરીમાંથી હરણ કરી તેને વિયોગ પમાડ્યો હતો. તે આ બાલાને અહીં કાશીશ્વરના મંદિરમાં છોડી દો. હે દ્વિજોત્તમ! આ ક્ષેત્રનો પ્રભાવ જ એવો છે કે ભૂત, વર્તમાન અને ભવિષ્યમાંનાં જાણ્યે-અજાણ્યે કરેલાં શુભ તથા અશુભ કર્મો નાશ પામી જાય છે. પૂર્વકાળમાં શ્રીકૃષ્ણે કર્મોના વિનાશ અર્થે આ નગરીની રચના કરી હતી, જ્યાં મરણ પામેલા માણસો અનંત તથા અત્યંત ઉગ્ર-દારુણ દુઃખ તથા યમરાજની યાતના ભોગવતા નથી. ૧-૭૨

एषा पुरी कर्मविनाशनाय कृष्णेन पूर्वं हि विनिर्मिताऽभूत् । यस्यां मृता दुःखमनन्तमुग्रं भुञ्जन्ति मर्त्या यमयातना नो ॥ ७२ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં મોહિની-ચરિતમાં 'કાચંડી ઉપાખ્યાનમાં રાક્ષસીચરિત' નામનો ૨૯ મો અધ્યાય સંપૂર્ણ ।

## અધ્યાય ૩૦ : કાચંડીચરિત

काष्ठीलोवाच

भार्यायास्तद्वचः श्रुत्वा राक्षस्या धर्मसंमितम् ।
पृष्ठात्करेणुरूपिण्याः सकन्योऽवातरद्द्विजः ॥ १ ॥

કાચંડી બોલી : હસ્તિનીરૂપી તે રાક્ષસી પત્નીનું ધર્મયુક્ત વચન સાંભળીને તે બ્રાહ્મણ કન્યા સાથે તેની પીઠ ઉપરથી નીચે ઉતર્યો. તે બ્રાહ્મણ તેની પીઠ ઉપરથી ઉતરતાં બરાબર હસ્તિનીરૂપ તે રાક્ષસી ફરીથી ચંદ્રના જેવા મુખવાળી પુષ્ટ અને ઉન્નત સ્તનવાળી લાવણ્યવતી પ્રમદા થઈ ગઈ.

તે રાજકન્યા પોતાના પિતાના મંગળ-મય નગરમાં પહોંચ્યા પછી નગરની રક્ષા માટે નિયુક્ત કરવામાં આવેલા નગરપાલ પાસે જઈને કહેવા લાગી : 'હે પુરાધિપ! હે દ્વિજ! તું મારા પિતા સુદ્યુમ્ન રાજા પાસે જા અને તેમને જઈને કહે કે, હું રત્નશાળામાં આવી પહોંચી છું. પૂર્વે મારું હરણ થયું હતું. રત્ન સમાન હું રત્નાવલી નામની તેમની પુત્રી છું. પોતાના નગરમાં રહેલી અને શય્યામાં સૂતેલીનું મારું એક રાક્ષસે રાત્રે હરણ કર્યું હતું. હે પિતા! અક્ષતયોનિવાળી હું જીવતી હોઈને ફરીથી આવી પહોંચી છું. હે પુરપાલ! તું તેમને આશ્વાસન આપીને કહેજે કે, તેઓ મારા માટે કોઈ પ્રકારનો શોક ન કરે. વળી તેમને કહેજે કે, રાજેન્દ્ર! હું ગંગાના જળ જેવી નિર્મળ અને પવિત્ર છું. તમારી તથા મારી માતાની કીર્તિને વધારનારી તથા ઉત્તમ શીલવતી છું.'

તે કન્યાની વાત સાંભળ્યા પછી 'અબાહુ' નામનો તે પુરપાલ સુદ્યુમ્ન રાજા પાસે જલદી જઈ પહોંચ્યો. રાજાને પ્રણામ કર્યા પછી પૂછવાથી તે આદરપૂર્વક તેમને કહેવા લાગ્યો : 'હે રાજન્! હે માનદ! આપની ખોવાઈ ગયેલી પુત્રી અહીં આવી છે, તેનું નામ રત્નાવલી છે. વળી તેની સાથે એક સ્ત્રી અને એક બ્રાહ્મણ પણ આવેલ છે. નગરની બહાર રહેલી તેને મેં જોઈ પણ હું તેને ઓળખી શક્યો નહિ. તેના કહેવાથી આપને આ સમાચાર આપવા હું આપની પાસે આવ્યો છું. વળી તે કહે છે કે, 'હું પવિત્ર છું અને પિતાનું હિત કરવા માટે હું આવી છું,' આમ જાણવું. આ સંબંધમાં કંઈ પણ શંકા કરવા જેવું નથી.'

પુરપાલની તે વાત સાંભળતાં જ પોતાના અમાત્ય, રાણી અને એક બ્રાહ્મણ સાથે તે રાજાએ તત્કાળ પોતાની પુત્રી પાસે જવા માટે પ્રયાણ કર્યું. નગરની બહાર ગયા પછી એક સ્ત્રી અને એક દ્વિજ સાથે સૂર્ય જેવા વર્ણવાળી, સામાન્ય વેશમાં પણ શોભા પામતી, ભૂષણોને પ્રિય માનનારી, વિકસિત પુષ્પ જેવી, તપાવેલા સુવર્ણ જેવી કાન્તિવાળી પોતાની પુત્રીને રાજાએ ગંગાના તીર પર જોઈ. રાજાએ તેને દૂરથી જોયા પછી તેની સમીપમાં જઈને તે રાજા તેને ભેટ્યો. પોતાના પિતાને જોઈને તે રાજકન્યાએ તેમને પ્રણામ કર્યા અને અત્યંત હર્ષયુક્ત થઈને પ્રેમથી તેને ભેટી પડી, પછી અંતરમાં હર્ષ પામતી તે કન્યા પોતાની માતા સાથે પિતા પાસે જઈ તે વિશાળ નેત્રવાળી પુત્રી તેમને ઉદ્દેશીને કહેવા લાગી: 'હે પિતાજી! હું સખીઓથી વીંટાયેલી રત્નશાળામાં મસ્તક તથા પગ ધોઈને પતિના સહવાસનું ચિંતન કરતી પલંગમાં સૂતી હતી, તે સમયે મધ્ય રાત્રિએ એક રાક્ષસે મારું હરણ કર્યું હતું. તે મને ઉપાડીને સાગરના કિનારા પર આવેલા એક પર્વત પરની ગુફામાં લઈ ગયો. અને અનેક રત્નોથી શોભતી તે ગુફામાં તેણે મને રાખી. તેના અંતઃકરણમાં તે મારી સાથે લગ્ન કરવાનો ઉપાય ગોઠવતો હતો. વચ્ચે ઊભેલી સુંદર ભ્રમરવાળી આ સ્ત્રી તેની પત્ની છે. આ રાક્ષસની પ્રિય પત્ની રાક્ષસીએ અત્યારે મનુષ્યનું રૂપ ધારણ કરેલું છે. પોતાના બુદ્ધિબળથી હે ભૂપતે! આ રાક્ષસીએ ક્રૂર કર્મ કરનારા પોતાના પતિનો આ બ્રાહ્મણના હાથે ઇંદ્રની શક્તિથી વધ કરાવ્યો. આ ભૂદેવ મારા પહેલાં જ દૈવયોગે તે પર્વત પર જઈ પહોંચ્યા હતા, આ રાક્ષસીએ પોતાના રાક્ષસ પતિને ધર્મને દૂષણ લગાડનારો જોઈને આ વિપ્ર સાથે મંત્રણા કરી તેને મારી નખાવ્યો. અને આ બ્રાહ્મણના રૂપથી તથા એનાં કર્મથી મુગ્ધ થઈને એણે આ બ્રાહ્મણ સાથે લગ્ન કરીને દામ્પત્યધર્મને સ્વીકાર્યો છે.

'આ પ્રમાણે આ બ્રાહ્મણને પોતાનો પતિ કર્યા પછી રાક્ષસીએ ગુહામાંનું સર્વ ધન લઈને હસ્તિનીનું રૂપ ધારણ કરી પોતાની પીઠ ઉપર મૂક્યું અને આ બ્રાહ્મણને તથા મને પીઠ પર બેસાડી અહીં તમારા ધામમાં આવી છે. હે રાજન્! તે રાક્ષસના ભયમાંથી આ રાક્ષસીએ મને બચાવીને મારું રક્ષણ કર્યું છે; માટે આનો આદરસત્કાર કરીને આપ તેનું પૂજન કરો.

આ રાક્ષસીની જ અનુમતિથી આ બ્રાહ્મણને મારું દાન કરો. આની સાથે હું એક આસન ઉપર બેઠેલી હોવાથી આ બ્રાહ્મણ મારા પતિ થયા છે, કારણ કે નારી જે નર સાથે એક આસન ઉપર બેઠી હોય તે નર તેનો પતિ થાય છે, બીજો કોઈ પુરુષ તેનો પતિ થઈ શકતો નથી. આવું પુરાણોમાં અને વેદોમાં–શાસ્ત્રોમાં સાંભળવામાં આવે છે. હું આ હસ્તિનીનું રૂપ ધારણ કરેલી રાક્ષસીની પીઠ ઉપર આ બ્રાહ્મણ સાથે પ્રેમપૂર્વક બેઠી હતી. માટે ધર્મની દૃષ્ટિએ આ બ્રાહ્મણ મારા પતિ થાય, આમ હું માનું છું. આ સ્ત્રીને સાંત્વન આપી, આના મનનું સમાધાન કરીને, હે તાત! મારું આ વિપ્રને દાન કરો. હું અન્ય કોઈ પણ પુરુષનો પતિરૂપે સ્વીકાર કરવાની નથી.'

પોતાની પુત્રીની આ વાત સાંભળ્યા પછી સુદ્યુમ્ન નામના તે રાજાએ સુંદર શરીરવાળી તે રાક્ષસીને વિનયપૂર્વક સાંત્વન આપતાં કહ્યું: 'હે સતિ! ધર્મનો લોપ ન થાય, આવો હેતુ દૃષ્ટિ સમક્ષ રાખીને તેં તારા પતિનો વધ કરાવ્યો. ધર્મથી રખેને ચલિત થવાય, આવી ભીતિ રાખનારી મારી

આ પુત્રી તારે શરણે આવી છે. હે ભદ્રે! આ મારી સુતા હવે તારે અધીન છે. તેં જેને પતિ કર્યો છે, તે પુરુષને આ પોતાનો પતિ કરવા ચાહે છે. હે નિશાચરી! હું પ્રણામ અને દાનપૂર્વક તારી પાસે યાચના કરું છું. હે સુલોચને! મારી પુત્રીના કાર્યમાં તું સહાય કર અને આને અનુમોદન આપ. તું કહેતી હોય તો મારી દીકરી તેની સેવિકા થાય.

'તું મનમાંથી સાપત્નભાવ દૂર કરી મારી પુત્રીનું સર્વ રીતે રક્ષણ કર. તું મારી પુત્રીની, મારી પત્નીની, મારા સૈન્યની, મારી પ્રજાની અને મારા નગરની તથા મારા પ્રદેશની પણ સ્વામિની છે એમ માન; આમાં સંશય નથી. તારી આજ્ઞામાં રહીને મારી પુત્રી ભાગ્યશાલિની પણ થશે.'

રાજાની આ વાતમે બ્રાહ્મણની સહચારિણી તે રાક્ષસીએ શુદ્ધ ચિત્તથી અનુમોદન આપ્યું; તે કન્યાના દાન માટે ઉદ્યમશીલ થઈને તેને કહેવા લાગી: 'હે નૃપોત્તમ! જે સદ્ભાવથી વિનયપૂર્વક તું આ મને કહે છે, તે આ તારી વાતને હું અનુમોદન આપું છું. તેથી ભલે તે આ વિપ્રની પત્ની થાય. દેવમંદિરમાં મારું તમારે પૂજન–અર્ચન કરવું. ફાલ્ગુન માસના શુક્લપક્ષમાં અષ્ટમીથી લઈને ચતુર્દશી પર્યંત સર્વ પ્રજાજનો સાથે એક સપ્તાહ સુધી તમારે ઉત્સવ મનાવવો. મદિરા, રક્ત, માંસ આદિ મને અર્પણ કરી મારી પૂજા કરવી. આ પ્રમાણે તમે કરશો તો હું સદા તમારું કલ્યાણ કરીશ. હે નૃપશાર્દૂલ! તમે તમારું વચન પાળજો.'

સુદ્યુમ્ન રાજાએ તે રાક્ષસીએ પ્રીતિપૂર્વક કરેલી સર્વ વાત સાંભળીને તે પ્રમાણે સર્વ કંઈ કરવાનું સ્વીકાર્યું. રાજાએ રાક્ષસીનાં વચનનો અંગીકાર કરવાથી તે રાક્ષસી પ્રસન્ન થઈને પ્રેમપૂર્વક પોતાના બ્રાહ્મણ પતિને કહેવા લાગી: 'હે દ્વિજશ્રેષ્ઠ! ગૃહ્યસૂત્રમાં કહેલી વિધિ પ્રમાણે આ રાજકન્યાસાથે લગ્ન કરી આને પણ તમારી પત્ની કરો. હું ઈર્ષ્યાનો ત્યાગ કરીને આ વિશાળ નેત્રવાળી રાજકન્યાની સહોદરી થઈને રહીશ.'

રાક્ષસીની આ વાત માનીને તે બ્રાહ્મણે તે રાજકન્યા સાથે લગ્ન કર્યું અને પુષ્કળ ધન તથા તે નવી પત્ની સાથે હસ્તિનીરૂપ રાક્ષસી પર આરૂઢ થઈને પોતાના મહોદય નામના નગરમાં જવા માટે તેણે પ્રસ્થાન કર્યું. ક્ષણ માત્રમાં તો તે પોતાના નગરમાં આવી પહોંચ્યો.

કાચંડી સંધ્યાવલીને કહે છે કે, હે દેવિ! મારા પતિ પોતાની બે પત્ની સાથે પુષ્કળ ધન અને રત્નો લઈને આવે છે, આવું મારા સાંભળવામાં આવ્યાથી હું તેમને મળવા માટે ઉત્સુક થઈ. આથી મારાં સગાંઓએ, મારી બહેનપણીઓએ, મારાં માતાપિતાએ મર્મભેદી વચનોથી મને સખત ઠપકો આપતાં કહ્યું કે, 'જે નિર્ધન પતિનો દીનની જેમ પ્રથમ તેં ત્યાગ કર્યો છે એવા ધનસંપન્ન પતિને હે ધનલુબ્ધા! તું શા માટે મળવા તૈયાર થઈ છે? સ્ત્રીઓને પિતા તરફથી મળેલું ધન ચંચળ હોય છે. હે સુભગે! પતિએ કમાવેલું ધન જ સ્થિર હોવાનું કહેવામાં આવે છે. કઠોર વચનોથી જેનો તિરસ્કાર કરી ત્યાગ કરવામાં આવ્યો છે, તેની સાથે તું કેવી રીતે બોલી શકીશ? તેના ઘરમાં પ્રવેશ કરવાનું પણ તારા માટે મુશ્કેલ બનશે. તું ત્યાં જઈશ તોપણ હે દુરાચારે! તારા પતિ સાથેના શયનમાં તને ક્યારેય સુખ પ્રાપ્ત નહિ થાય. લોકલાજથી તારો પતિ તારો સ્વીકાર કરશે, તોપણ સ્નેહ વિનાના ચિત્તવાળો તારો પતિ તારો સંગ કરશે નહિ. ભાંગી ગયેલા મનવાળાં પતિ–પત્નીનું મિલન થયા પછીના દુઃખ જેવું બીજું કોઈ મહાન દુઃખ નથી. અરે!

આથી તો વિકળતા જ ઉત્પન્ન થાય છે.'

આ પ્રમાણે મારાં સગાં-વહાલાંએ મને પુષ્કળ મહેણાં માર્યાથી હું નીચું જોઈ રહી. મારી આંખમાં આંસુ ભરાઈ આવ્યાં અને હું મનમાં ઘણો સંતાપ પામી. હું વિચારવા લાગી કે, 'મેં મોહ અને લોભને વશ થઈને મારા પતિના સંતોષ ખાતર મેં તેમને મારા હાથનાં કંકણ, કંદોરો કે વીંછિયાં પણ આપ્યાં નહિ. જગતમાં પતિ જ ધન અને જીવનનો સ્વામી કહેવાય છે. મેં તો એમના ઘરનું વિત્ત હરણ કર્યું હતું; અરેરે! મારું શું થશે? મારી શી ગતિ થશે? હું પતિને ઘેર કેવી રીતે જાઉં? એમની સાથે કેવી રીતે બોલું? મેં દુષ્ટાએ જેનો ત્યાગ કર્યો, તે મારા પતિ મારો કેવી રીતે વિશ્વાસ કરશે?'

મારાં સગાંઓથી ઘેરાયેલી દુઃખી હૃદયે હું આ પ્રમાણે વિચાર કરતી હતી, તેવામાં ચંદ્ર સમાન ધવલ વર્ણવાળા છત્રથી શોભતી સુંવાળી ગાદીવાળી પાલખી આવી લાગી. હૃષ્ટપુષ્ટ માણસોએ તેને ખભા પર ધારણ કરેલી હતી. તે માણસો મારી પાસે આવીને મને વારંવાર કહેવા લાગ્યા: 'હે શુભે! ધન અને રત્નોથી યુક્ત તમારા પતિ તેમની બે પત્નીઓ સાથે આવ્યા છે. તેમણે તમને બોલાવ્યાં છે, માટે હર્ષયુક્ત થઈને તમે શીઘ્ર તેમની પાસે ચાલો. ઘરમાં પ્રવેશ કરતાં જ, હે વરાનને! તમારા પિતાના ઘરમાં રહેલાં તમને શીઘ્ર લઈ આવવા માટે તમારા પતિએ અમને મોકલ્યા છે.'

મારા પતિના આવા વિચારથી લજ્જા પામવાને લીધે હું તેમને કંઈ જ ઉત્તર આપી શકી નહિ, તેથી મૌન ધારણ કરી રહી.

મારાં સગાંઓએ મને ભાનમાં આણીને પતિએ મને બોલાવેલી હોવાથી સન્માનપૂર્વક તેમની પાસે જવા માટે વારંવાર કહ્યું. વળી તેમણે મને કહ્યું હતું કે, 'પતિ બોલાવે છતાં જે પત્ની તેની પાસે જતી નથી તે, હે પુત્રિ! પંદર જન્મ સુધી કાગડી થાય છે.'

આ પ્રમાણે આશ્વાસન આપીને મને ઝડપથી પાલખી પાસે લઈ ગયા અને મને તેમાં બેસાડી, વહાલથી, વારંવાર કહેવાં લાગ્યાં: 'જા, બેટી! જા!'

પછી તેઓ ખભે પાલખી ઊંચકીને ઝડપથી મહોદયપુરમાં મારા પતિ રહેતા હતા ત્યાં તેમની પાસે મને લઈ ગયા. ત્યાં સુંદર બેઠકોવાળું, ખાદ્ય પદાર્થો, ધન અને વસ્ત્રોથી યુક્ત, સર્વ બાજુએ સુવર્ણમંડિત, તેમનું ઘર મેં જોયું.

હે સુંદરિ! ત્યાં ગયા પછી તો રાક્ષસીએ અને રાજકન્યાએ પ્રીતિ અને માનપૂર્વક મને પ્રણામ કર્યા. પ્રેમપૂર્વક તે બંને સ્ત્રીઓએ મારો સત્કાર કર્યો. પતિના વચનથી હું પ્રસન્ન થયેલી હતી. મેં સ્નાન કરીને ભોજન કરી લીધું. સૂર્ય અસ્ત થઈ ગયા પછી પતિએ મને સત્વર બોલાવ્યાથી હું તેમની પાસે ગઈ. તેમણે બંને હાથોથી મને આલિંગન આપી પલંગ પર બેસાડી. પછી રાક્ષસી અને રાજપુત્રીને બોલાવીને તેમણે તેમને કહ્યું: 'તમારે બંનેએ આનાં ચરણોની સેવા કરવી. આ મારી પૂર્વકાળની પત્ની છે. તમારા બંને કરતાં આ મોટી છે. આ નિશ્ચયપૂર્વક માનવું.'

પતિના કહેવાથી તેમણે હે સુલોચને! શોક્યપણાને લીધે ઉત્પન્ન થતી ઈર્ષ્યાનો ત્યાગ કરી મારા પગ દબાવવા માંડ્યા.

પછી સેવકોને બોલાવીને મારા પતિએ તેમને કહ્યું: 'અગાઉ રાક્ષસ પાસેથી મને પ્રાપ્ત થયેલું તથા રાજકન્યાને પરણ્યા પછી મને જે મળ્યું છે તે બધું ધન ભક્તિભાવથી અહીં લઈ આવો; વિલંબ કરશો નહિ! હે કિંકરો! તે સર્વ ધનની સ્વામિની આ છે.'

હે શુભે! મારા પતિના કહેવાથી

સેવકો તરત તે સઘળું ધન લઈ આવ્યા અને મારા પતિએ પ્રેમપૂર્વક તે બધું ધન મને આપી દીધું અને શુદ્ધ મનથી વસ્ત્રાભૂષણોથી મને અલંકૃત કરી તે રાક્ષસી અને રાજકન્યાના દેખતાં પલંગ પર બેઠેલી મને આલિંગન દઈ મારા બંને હોઠો પર ચુંબન કર્યું. પતિના દેહ અને વિત્તસમર્પણથી તથા આનંદ આપનારાં તેમનાં મધુર વચનોથી આનંદમાં ડૂબી ગઈ અને પછી તેમના હાથથી કરાતા મારા કુચ-સ્તનના મર્દનથી અને ગાઢ આલિંગનથી ગાયને ખડ્ગથી કાપી નાખ્યાથી તે મૃત્યુ પામે તેમ મારા પ્રાણ નીકળી જવાથી હું અવસાન પામી.

પછી યમે જણાવેલી નરકની યાતના મને પ્રાપ્ત થઈ. અત્યંત દુઃખ સાથે તે ભોગવ્યા પછી, હે શુભે! મને કાચંડીનો દેહ પ્રાપ્ત થયો. આ પ્રમાણે હજારો વાર હું તિર્યગ્યોનિને પ્રાપ્ત થતી રહીશ. હે શુભાનને! જે સ્ત્રી જીવિત અવસ્થામાં પતિને ધન આપતી નથી, તેની આવી જ દશા થાય છે, આમાં જરાયે સંશય નથી. આ પ્રમાણે જાણીને પતિના જીવન અને ધનની હમેશાં રક્ષા કરવી. પતિના દેહ સાથે જ પોતાના શરીરનો દાહ કરવાથી ઘણાં પુણ્યોને લીધે નારી વિષ્ણુના ધામને પ્રાપ્ત થાય છે. વિત્ત-ધન અને શરીરમાં લુબ્ધ થયેલી સ્ત્રી યમરાજના ધામને પામી કુત્સિત યોનિની પીડાને પ્રાપ્ત કરે છે.૧-૮૭

प्रयाति नारी बहुभिः सुपुण्यैः सहैव भर्त्रा स्वशरीरदाहात् । विष्णोः पदं वित्तशरीरलुब्धा प्रयाति याम्यं च कुयोनिपीडाम् ॥ ८७ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'કાષ્ઠીલાચરિત' નામનો ૩૦ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૩૧ : કાચંડી ઉપાખ્યાન (ચાલુ)

वसिष्ठ उवाच

तच्छ्रुत्वा वचनं तस्याः काष्ठीलायाः शुचिस्मिते ।
सन्ध्यावली नाम भृशं तामुवाच ह सादरम् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા: હે શુચિસ્મિતે! તે કાચંડીની વાત સાંભળ્યા પછી સંધ્યાવલી અતિ આદર સાથે તેને કહેવા લાગી: 'હે કાચંડિ! હવે મને તારી વાતથી આશ્ચર્ય થાય છે. મેં તને કુત્સિત ગતિને પ્રાપ્ત થતી કેવી રીતે જોઈ છે? આ કુત્સિત યોનિમાંથી તારી ગતિ કેવી રીતે થાય? હે વિશાલાંગે! તે તું મને કહે. તને જોઈને હું ઘણી દુઃખી થઈ છું. હે શુભે! માખણના લોંદા જેવું સુંવાળું માંસપિંડ સમાન તારું શરીર જોઈને મારા હૃદયમાં તારા માટે દયા ઊપજે છે.'

કાચંડી બોલી: હે સુભ્રૂ! મારી ખાતર તું સમગ્ર પૃથ્વીનું દાન કરે તો પણ આ કુત્સિત યોનિમાંથી હું તરત મુક્ત થઈ શકીશ નહિ. હે સુભગે! જે પુણ્યથી હું કર્મના બંધનમાંથી મુક્ત થાઉં તે સારી અને શ્રેષ્ઠ ગતિ આપનારું પુણ્ય હું તને જણાવું છું, તે સાંભળ. આજે માઘ માસ છે. તે માઘ માસને સર્વ માસોમાં ઉત્તમ માસ માનવામાં આવ્યો છે. બ્રહ્મહત્યા આદિ પાપો આ માસમાં આક્રોશ કરતાં હોય છે. માઘ માસ દુર્લભ છે. મનુષ્યજન્મ દુર્લભ છે. ઉષઃસ્નાન દુર્લભ છે. કૃષ્ણનું પૂજન દુર્લભ છે. વિધિપૂર્વક કરવામાં આવેલા ઉપવાસનો એકાદશીનો દિવસ દુર્લભ છે. માઘ માસમાં દેવતાઓએ પોતાનું તેજ જળમાં નાખેલું હોય છે. એટલા માટે માઘ માસમાં જળને સવિશેષ પવિત્ર માનવામાં આવ્યું છે. માઘ માસમાં નિયમપૂર્વક પ્રાતઃસ્નાન કરવાથી જે સુખ આપનારી ગતિ

પ્રાપ્ત થાય છે, તેવી સદ્ગતિ શૂરાને સંગ્રામમાં પ્રાપ્ત થતી નથી. માઘમાસમાં નદી, તળાવ અને વાવમાં સ્નાન કરવાનું શ્રેષ્ઠ માનવામાં આવ્યું છે. કૂવાના જળથી કરવામાં આવતા સ્નાનને મધ્યમ અને અગ્નિથી ગરમ કરેલા પાણીથી કરવામાં આવેલા સ્નાનને હલકું માનવામાં આવેલ છે. સુખમાં રાચ્યાં કરવાથી પુણ્યની પ્રાપ્તિ થતી નથી, તે તો દુઃખથી જ પ્રાપ્ત થાય છે. માઘસ્નાન ધર્મસેવાના હેતુથી કરવામાં આવે છે. તે શરીરની નિર્મળતા માટે કરાતું નથી. અગ્નિનું સેવન હોમ કાર્ય માટે કરાય છે, શીતનું નિવારણ કરવાં માટે તેનું સેવન કરવામાં આવતું નથી. સૂર્યનો ઉદય થતાં પહેલાં જ સ્નાન કરવું જોઈએ. આકાશ મેઘથી આચ્છાદિત હોય તો પણ સૂર્યના ઉદયકાલ પ્રમાણે તેને ઉદિત થયેલો માની સૂર્યોદય પૂર્વે જ પ્રાતઃસ્નાન કરવું જોઈએ. નદી, તળાવ અને વાવ વગેરે ન હોય તેવા પ્રદેશમાં નવા માટલામાં ભરેલું જળ રાતે ખુલ્લામાં રાખી મૂકવું. પવનના ઝપાટા લાગવાથી શીતલ થયેલા તે જળથી સ્નાન કરવામાં આવે, તો તે સ્નાનને ગંગામાં સ્નાન કર્યા સમાન જાણવું. હે વરારોહે! માઘ માસમાં શીતળ જળથી પ્રાતઃસ્નાન કરનારા માણુસની દુર્ગતિ થતી નથી. એવું કોઈ પાપ નથી, જેની માઘસ્નાનથી શુદ્ધિ ન થાય, અર્થાત્ માઘસ્નાનથી સર્વ પ્રકારનાં પાપ નાશ પામે છે. માઘ માસમાં ઉષઃકાળમાં શીતળ જળથી કરાતું સ્નાન અગ્નિમાં પ્રવેશ કર્યાથી થતા દુઃખથી પણ અધિક દુઃખકારક છે; તે જીવિત કાળમાં જ ભોગવવાનું હોય છે, પરંતુ મરણ પછી તે અત્યંત સુખ આપનારું હોય છે.

હે ભદ્રે! એટલા માટે જ માઘ સ્નાનને વિશિષ્ટ માનવામાં આવેલ છે. હે સુમધ્યમે! શર્કરાયુક્ત તલ અને જવ તથા અન્નનું પ્રતિદિન માઘ માસમાં દાન કરવું. ગાયનું ઘી મિશ્ર કરેલા જવથી હોમ કરવો. માઘસ્નાન સમાપ્ત થયા પછી બ્રાહ્મણને ષડ્રસ ભોજન કરાવવું. 'વિષ્ણુસ્વરૂપ નિર્મળ સૂર્યદેવ મારા પર પ્રસન્ન થાઓ' આવી ભાવના કરવી. દ્વિજ પતિ–પત્નીને વસ્ત્રો તથા સાત ધાન્ય આપવાં. પોણા ભાગના તલ અને પા ભાગ સાકર નાખી બનાવેલા શર્કરાયુક્ત તલના ત્રીસ લાડુ આપવા. વિદ્યા ન જાણનારાએ તાંબૂલ વગેરે ભોગ્ય પદાર્થો ભક્તિપૂર્વક આપવા. સૂર્યમંડળમાંથી ગંગાદિ તીર્થોનું આવાહન કરીને નદીમાં સ્નાન કરતી વખતે તેના ઉદ્ગમ સ્થાન તરફ તથા અન્યત્ર સ્નાન સમયે સૂર્ય ભણી મુખ રાખી સ્નાન કરવું. સ્નાન સમયે આ પ્રમાણે બોલવું: 'હે દિવાકર! હે જગન્નાથ! હે પ્રભાકર! તમને નમસ્કાર છે. મેં અનેક જન્મોમાં જાણ્યે–અજાણ્યે કરેલાં પાપ આપના તેજથી હજાર વાર નાશ પામો. હે અચ્યુત! મારું આ માઘસ્નાન પરિપૂર્ણ થાઓ.' હે વરારોહે, તીર્થમાં સ્નાન કરનારાને માઘ માસમાં સ્નાન કરનાર કરતાં ઓછું ફળ પ્રાપ્ત થાય છે. તીર્થમાં સ્નાન કરવાથી સ્વર્ગ મળે છે અને માઘસ્નાનથી મોક્ષની પ્રાપ્તિ થાય છે. માઘ માસના શુક્લ પક્ષની એકાદશી જો રવિવારથી યુક્ત હોય તો મોટાં પાતકોનો નાશ કરનારી હોય છે. નક્ષત્રના સંયોગ વિના પણ શુક્લપક્ષની તે એકાદશી માણુસોનાં પાપોને બાળી નાખે છે. ખરાબ રાજા પોતાના દેશનો, કુપુત્ર પોતાના કુળનો, કુભાર્યા પતિનો, અધર્મ ધર્મનો, કુમંત્રી નૃપતિનો, અજ્ઞાન જ્ઞાનનો, અપવિત્રતા પવિત્રતાનો, અસત્ય સત્યનો, કુવાદ સંવાદનો, ઉષ્ણ હિમનો, અનર્થ અર્થનો, પાપ કીર્તિનો, અહંકાર તપનો, રસ આદિ ઔષધો મહારોગોનો અને સંકેતથી શ્રાદ્ધનો નાશ થાય છે; તેવી રીતે, દ્વાદશીયુક્ત એકાદશીએ કર-

વામાં આવેલો ઉપવાસ પાપપુંજનો નાશ કરે છે. બ્રહ્મહત્યા, સુરાપાન, ચૌરકર્મ અને ગુરુપત્ની તથા પારકી સ્ત્રી સાથે કરવામાં આવેલો સંભોગ આદિ મહાપાતકોનો એકાદશીએ કરવામાં આવેલો ઉપવાસ શીઘ્ર નાશ કરે છે. હે દેવિ! પુષ્કર, નૈમિષારણ્ય, કુરુક્ષેત્ર, પ્રભાસ, ગયા આદિ તીર્થો તેમ જ નર્મદા સ્નાન, તથા સરસ્વતી, ગંગા, યમુના આદિનું પ્રયાગમાં થતું ત્રિવેણી-સંગમ સ્નાન; સરોવરો, મહાનદીઓમાં કરેલું સ્નાન; હોમ, દાન અને તપ આ સર્વ પાપસમૂહનું શમન કરતાં નથી તેમ જ હે સુભ્રુ! પુરાણોમાં કહેવામાં આવેલાં અન્ય પુણ્યો પણ કેવળ એકાદશીના ઉપવાસના પુણ્ય સિવાય પાપના પુંજનો વિનાશ કરી શકતાં નથી. એક બાજુ પૃથ્વીનું દાન અને એક તરફ એકાદશીનો ઉપવાસ કરવામાં આવ્યો હોય, તો તે એકબીજાની તુલનામાં આવી શકતાં નથી. બ્રહ્માએ એકાદશીના ઉપવાસને જ અધિક પુણ્યદાયક ગણ્યો છે. તે એકાદશીના દિવસે વરાહસ્વરૂપ ભગવાન વિષ્ણુની સુવર્ણમૂર્તિ બનાવી કળશ ઉપર તાંબાના પાત્રમાં શ્વેત વસ્ત્રમાં વીંટીને સુવર્ણ સાથે મૂકવી. તેને પુષ્પનાં કૂંડળ ધારણ કરાવવાં. દીપ પ્રકટાવી વિધિપૂર્વક તેનું પૂજન કરીને વ્રત કરનાર માણસે તે રાતે જાગરણ કરવું. બીજે દિવસે પ્રાતઃકાળે વિષ્ણુભક્ત કુટુંબકબીલાવાળા બ્રાહ્મણને તે કુંભનું તામ્રપાત્રમાં મૂકેલી સુવર્ણ મૂર્તિ સાથે નૈવેદ્ય સહિત દાન કરવું. પછી બ્રાહ્મણોને ભોજન કરાવી સગાં–વહાલાં મિત્રમંડળ સાથે પોતે વ્રતીએ પણ ભોજન કરવું. હે વરારોહે! આ પ્રમાણે કરવાથી પુનર્જન્મ થતો નથી. જાણ્યે–અજાણ્યે કરેલાં અનેક જન્મોનાં પાપ જેમ સૂર્યોદય થવાથી અંધકારનો નાશ થાય તેમ નાશ પામી જાય છે. હે શુભે! મેં તમારી આગળ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે દ્વાદશીનું વર્ણન કર્યું. હે દેવિ! તમે અન્ય જન્મમાં દ્વાદશીયુક્ત એકાદશીનું વ્રત કર્યું હતું, જેના પ્રભાવથી તમે અતુલ સમૃદ્ધિથી સંપન્ન છો ને સંપન્ન થશો. તમારા પતિનું અને પુત્રનું સુખ તે તમને આપશે. તમે તેના ચોથા ભાગનું પુણ્ય મને આદરથી આપો તો હું પ્રસન્નતાપૂર્વક વિષ્ણુના પરમ ધામને પ્રાપ્ત કરું. હે સુંદરિ! પતિનું વિત્ત હરણ કરવાને લીધે મને લાગેલા પાપની શુદ્ધિ માટે તમારા પુણ્યનો ચતુર્થાંશ મને આપો. જીવનમાં જે સ્ત્રી પોતાના પતિને ધન ન આપતાં તેને છેતરે છે, તે સો જન્મ સુધી કૃમિયોનિમાં જન્મ પામ્યા પછી તે પુલ્કસી (બ્રાહ્મણથી ક્ષત્રિય સ્ત્રીમાં ઉત્પન્ન થયેલી સ્ત્રી–વર્ણસંકર) થાય છે. પોતાનો પતિ સુરત–મૈથુનની યાચના કરે તેમ જ વિત્તની માગણી કરે ત્યારે જે સ્ત્રી તેને તે આપતી નથી, તે દુષ્ટ બુદ્ધિવાળી સ્ત્રી કાચંડીનો દેહ પ્રાપ્ત કરે છે, આમાં સંશય નથી. આ નિશ્ચયપૂર્વક માનવું. તે પાપમાંથી શુદ્ધ થવા માટે હે દેવિ! મારી જો તમને દયા આવતી હોય, તો તમે દ્વાદશીયુક્ત એકાદશીએ કરેલા ઉપવાસથી તમને પ્રાપ્ત થયેલા પુણ્યનો ચોથો ભાગ મને આપો.'

હે સુલોચને! કાચંડીની આ વાત સાંભળ્યા પછી હાથમાં જળ લઈને સંધ્યાવલીએ તેને પુણ્યપ્રદાન કરતાં કહ્યું કે, 'મેં પૂર્વે એકાદશીનો ઉપવાસ કરીને જે પુણ્યફળ પ્રાપ્ત કર્યું હોય, તેના ચોથા ભાગના પ્રભાવથી આ કાચંડી પૂર્વજન્મમાં કરેલા પાપથી પામેલા આ દેહમાંથી મુક્ત થાઓ! આ હું સત્ય, તદ્દન સત્ય કહું છું.'

આ પ્રમાણે મારા કહેતાં બરાબર વિદ્યુતના જેવી કાન્તિને પ્રાપ્ત થયેલી તે કાચંડીને સ્ત્રીના રૂપમાં દિવ્ય વિમાનમાં બેસીને વિષ્ણુના ધામમાં જતી જોઈ.

તે પછી સંધ્યાવલીએ મોહિનીને કહ્યું કે, ભાર્યા જો કલ્યાણકારી ગતિને ઇચ્છતી હોય તો તેણે દેહ અથવા વિત્તથી પતિને કદી છેતરવો નહિ; કારણ કે પતિ જ સ્ત્રીનું દૈવત છે. હે વરાનને! વિત્ત, દેહ, પુત્ર તથા બીજું જે કંઈ તારે મારા પતિ ખાતર જોઈતું હોય, તે માગ. હું તને તે સર્વ આપીશ. સ્ત્રીને પતિ વિના બીજું કયું ભાગ્ય છે? હે સુલોચને! તેની ખાતર વિત્ત અને જીવનનો પણ ત્યાગ કરવો. આ પ્રમાણે કરનારી સ્ત્રી કરોડો કલ્પ સુધી વિષ્ણુના લોકમાં આનંદ માણે છે. અગ્નિ આદિની સાક્ષીએ પત્નીભાવને પ્રાપ્ત થયેલી પોતાને જાણ્યા છતાં તે નિષ્ઠુર દ્વિજ-કન્યાએ ભયંકર વ્યસનમાં પડવાથી પોતાના પતિએ તેની પાસે ધનની યાચના કરવા છતાં તેને તે ન આપવાથી તેને તે પાપ-કર્મને લીધે કીટયોનિ પ્રાપ્ત થઈ હતી. હે અનંગયષ્ટિ! હે સુભ્રુ! હું કુંવારી હતી ત્યારે પિતાના ઘરમાં નિવાસ કરતી વખતે મેં આ સર્વ જાણ્યું હતું તેથી પતિનું સાચું હિત મેં આમાં જોયું છે. માટે તારે જે જોઈએ તે માગી લે. હું તને તે આપીશ. આ હું સત્ય કહું છું. ૧–૫૯

एतन्मया दृष्टमनंगयष्टि कौमारभावे पितृवेश्मवासे । ज्ञात्वा हितं तथ्यमिदं स्वभर्तुर्ददामि सर्वं च गृहाण सुभ्रु ॥ ५९ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'કાચંડી-ઉપાખ્યાન' નામનો ૩૧ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૩૨ : સંધ્યાવલીના પુત્રના મસ્તકની મોહિનીની માગણી

वसिष्ठ उवाच

संध्यावलीवचः श्रुत्वा मोहिनी दुहिता विधेः । उवाच तत्परा स्वीये कार्ये मोहकरंडिका ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા: સંધ્યાવલીની વાત સાંભળીને બ્રહ્માજીની પુત્રી મોહિની પોતાનું કાર્ય સાધવામાં તત્પર થઈને બોલી: 'હે શુભે! જ્યારે તમે આ પ્રમાણે ધર્મ અને અધર્મની ગતિને જાણો છો અને પતિ ખાતર ધન તથા જીવનનું પણ દાન કરવા માટે તૈયાર થયાં છો, તો તમારાં માટે જીવન કરતાં પણ મોંઘું એવા ધનની હું તમારી પાસે યાચના કરું છું. તમારા પતિ રાજા રુકમાંગદ એકાદશીના દિવસે જો ભોજન ન કરવા માગતા હોય તો તેઓ પોતાના હાથમાં ખડ્ગ લઈને ધર્માંગદના ચંદ્રમંડળ જેવું સુંદર તથા મનોહર કુંડળ-થી શોભતું મુખ કે જેના પર હજી મૂછનો દોરો ફૂટ્યો નથી, તેવું તેનું મસ્તક કાપીને તરત મારા ખોળામાં આપી દે!'

મોહિનીના તે કડવા અક્ષરોથી યુક્ત વચનને સાંભળીને દેવી સંધ્યાવલી શીતથી પીડાયેલી કદલી સમાન ક્ષણભર કંપી ઊઠી. તે પછી શ્રેષ્ઠ વર્ણવાળી મહારાણી સંધ્યાવલી ધૈર્ય ધારણ કરીને હસતાં અને સુંદર મુખવાળી મોહિની પ્રત્યે બોલી: હે સુભ્રૂ! પુરાણોમાં દ્વાદશીયુક્ત એકાદશીના સંબંધમાં કેટલીક સ્વર્ગ અને મોક્ષ પ્રદાન કરનારી વાતો સાંભળવામાં આવે છે કે, ધનનો ત્યાગ કરવો; સ્ત્રી, જીવન અને ઘરનો ત્યાગ કરવો; દેશ, રાજ્ય અને મિત્રનો ત્યાગ કરવો; અત્યંત પ્રિય વ્યક્તિનો પણ ત્યાગ કરવો; પરંતુ બંને પક્ષોની દ્વાદશીયુક્ત એકાદશીનો ત્યાગ કરવો નહિ; કારણ કે પુત્ર, ભાઈ, સુહૃદ અને પ્રિયજન–સર્વ સંબંધીઓ અહીં જ કામ આપે છે, પરંતુ એકાદશી આ લોક અને પરલોકમાં પણ અભીષ્ટ ફળ આપે છે. માટે એકાદશીના પ્રભાવથી બધું મંગલ જ થશે. હે શુભે! હું તમારી પ્રસન્નતા માટે ધર્માંગદનું મસ્તક અપાવીશ. હે શોભને! મારી વાત પર વિશ્વાસ રાખો અને સુખી થાઓ. હે ભદ્રે! આ વિષયમાં એક પ્રાચીન ઇતિ-

હાસ સાંભળવામાં આવે છે, તે હું તમને કહું છું. તે તમે સાવધાન થઈને સાંભળો.

પૂર્વકાળમાં વિરોચન નામે એક પ્રસિદ્ધ ધર્મપરાયણ દૈત્ય હતો. તેની પત્ની વિશાલાક્ષી બ્રાહ્મણના પૂજનમાં તત્પર રહેતી હતી. તે પ્રતિદિન પ્રાતઃકાળે એક ઋષિને બોલાવીને વિધિપૂર્વક તેની પૂજા કરતી અને ખુશ થઈને તેનું ચરણોદક લેતી હતી. તે દિવસોમાં હિરણ્યકશિપુ મરાયાથી બધા દેવતાઓ પ્રહ્લાદના પુત્ર વિરોચનથી પણ સદા શંકિત રહ્યા કરતા હતા. એક દિવસે તે ઇંદ્ર આદિ દેવતાઓ બૃહસ્પતિની સલાહ લઈને બોલ્યા : 'અમે શત્રુઓથી ઘણા પીડાયેલા છીએ; અત્યારે હવે અમારે શું કરવું ?' તેમની આ વાત સાંભળીને દેવગુરુ બૃહસ્પતિ બોલ્યા : 'હે દેવો ! આજે દુઃખમાં રિબાતા તમે તમારું આ કષ્ટ ભગવાન વિષ્ણુ આગળ નિવેદન કરો.' અમિતતેજસ્વી ગુરુનું આ ભાષણ સાંભળીને સર્વ દેવતાઓ વિરોચનના પ્રાણનો નાશ કરવાનો સંકલ્પ કરીને ભગવાન વિષ્ણુ પાસે ગયા. ત્યાં જઈને તેમણે અનેક પ્રકારની સ્તુતિઓથી સુરશ્રેષ્ઠ શ્રીહરિનું સ્તવન કર્યું.

દેવતાઓ બોલ્યા : દેવતાઓના પણ અધિદેવતા અમિત તેજવાળા ભગવાન વિષ્ણુને નમસ્કાર છે. ભક્તોના વિઘ્નોનું નિવારણ કરનારા નરહરિને નમસ્કાર છે. મહાત્મા વામનને નમસ્કાર છે, વારાહરૂપધારી ભગવાનને નમસ્કાર છે. પ્રલયકાળના સમુદ્રમાં નિવાસ કરનારા મત્સ્યરૂપ માધવને નમસ્કાર છે. પીઠ પર મંદરાચલને ધારણ કરનાર ભગવાન કૂર્મને નમસ્કાર છે. ભૃગુનંદન પરશુરામ તથા ક્ષીરસાગરમાં શયન કરનારા ભગવાન નારાયણને નમસ્કાર છે. સંપૂર્ણ જગતના સ્વામી શ્રીરામને નમસ્કાર છે. વિશ્વના શાસક તથા સાક્ષીરૂપ શ્રીહરિને નમસ્કાર છે. શુદ્ધ દત્તાત્રેય સ્વરૂપ અને બીજાઓની પીડા દૂર કરનારા કપિલરૂપધારી ભગવાનને નમસ્કાર છે. ધર્મને ધારણ કરનારા સનકાદિ મહાત્મા જેમનાં સ્વરૂપ છે, તે યજ્ઞમય ભગવાનને નમસ્કાર છે. ધ્રુવને વરદાન આપનારા નારાયણને નમસ્કાર છે. મહા પરાક્રમી પૃથુને પ્રણામ છે. વિશુદ્ધ અંતઃકરણવાળા ઋષભને અને હયગ્રીવના અવતારને ધારણ કરનારા શ્રીહરિને નમસ્કાર છે. આગમ સ્વરૂપ ભગવાન હંસને નમસ્કાર છે તથા અમૃતકળશ ધારણ કરનારા ધન્વન્તરિને નમસ્કાર છે. વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ જેમનાં વ્યૂહમય શરીર છે, તે ભગવાન શ્રીકૃષ્ણને નમસ્કાર છે. બ્રહ્મા, શંકર, સ્વામી કાર્તિકેય, ગણેશ, નંદી અને ભૃંગીરૂપમાં ભગવાન વિષ્ણુને નમસ્કાર છે. બદરિકાશ્રમમાં નરનારાયણ રૂપે ગંધમાદન પર્વત પર નિવાસ કરનારા ભગવાનને નમસ્કાર છે. જગદીશ્વર પુરીમાં જગન્નાથ નામથી, સેતુબંધમાં રામેશ્વર નામથી તથા દ્વારકા અને વૃંદાવનમાં શ્રીકૃષ્ણરૂપથી પ્રખ્યાત પરમેશ્વરને નમસ્કાર છે. જેમની નાભિમાંથી કમળ પ્રકટ થયું છે, તે ભગવાન વિષ્ણુને નમસ્કાર છે. પ્રભો ! આપનાં ચરણ, હાથ અને નેત્ર–આ બધુંય કમળના સમાન છે. આપને નમસ્કાર છે. આપ કમલા દેવીના પ્રતિપાલક ભગવાન કેશવને વારંવાર નમસ્કાર છે. સૂર્યરૂપમાં આપને નમસ્કાર છે. ચંદ્રમારૂપ ધારણ કરનારા આપને નમસ્કાર છે. ઇંદ્ર આદિ લોકપાલ આપનાં સ્વરૂપ છે; આપને નમસ્કાર છે. પ્રજાપતિના સ્વરૂપને ધારણ કરનારા આપને નમસ્કાર છે. સર્વ પ્રાણીઓનો સમુદાય આપનું સ્વરૂપ છે. આપ જીવનરૂપ, તેજોમય, જય, વિજયી, નેતા, નિયમ અને ક્રિયારૂપ છો. આપને નમસ્કાર છે. નિર્ગુણ, નિરીહ, નીતિજ્ઞ તથા નિષ્ક્રિય-

રૂપ આપને નમસ્કાર છે. બુદ્ધ અને કલ્કિ આ બંને આપનાં સુપ્રસિદ્ધ અવતારસ્વરૂપો છે. આપ જ ક્ષેત્રજ્ઞ, જીવ તથા અક્ષર પરમાત્મા છો, આપને નમસ્કાર છે. આપ ગોવિંદ, વિશ્વંભર, અનંત, આદિ પુરુષ, શાર્ઙ્ગધનુષધારી, શંખધારી, ગદાધર, ચક્ર-સુદર્શનધારી, ખડ્ગહસ્ત, શૂલપાણિ, સમસ્ત-શસ્ત્રાસ્ત્રઘાતી, શરણદાતા તથા સર્વથી પર એવા પરમાત્મા છો; આપને નમસ્કાર છે. આપ ઇંદ્રિયોના સ્વામી અને વિશ્વમય છો. આ સંપૂર્ણ જગત આપનું સ્વરૂપ છે; આપને નમસ્કાર છે. કાળ આપની નાભિ છે; આપ કાલસ્વરૂપ છો; ચંદ્રમા અને સૂર્ય આપનાં નેત્ર છે; આપને નમસ્કાર છે. આપ સર્વત્ર પરિપૂર્ણ, સર્વના સેવ્ય તથા પરાત્પર પુરુષ છો; આપને નમસ્કાર છે. આપ આ જગતના કર્તા, ભર્તા તથા ધર્તા છો; યમ-રાજ પણ આપનું જ સ્વરૂપ છે. આપ જ બધાંને મોહ અને ક્ષોભમાં નાખનારા છો. અજન્મા હોવા છતાં પણ ઇચ્છા અનુસાર અનેક રૂપ ધારણ કરો છો. આપ સર્વ-શ્રેષ્ઠ વિદ્વાન છો; આપને નમસ્કાર છે. ભગવન્! અમે બધા દેવતાઓ દૈત્યોથી પીડાયેલા છીએ ને આ સમયે આપને શરણે આવેલા છીએ. જગદ્દાધાર! આપ અમારા પર એવી કૃપા કરો કે જેથી અમે સ્ત્રી, પુત્ર અને મિત્ર આદિની સાથે શાંતિ-પૂર્વક રહી શકીએ.'

દૈત્યોથી પીડાયેલા દેવતાઓનું આ સ્તવન સાંભળીને ભગવાન વિષ્ણુ મનમાં ઘણા પ્રસન્ન થયા અને પ્રત્યક્ષ દર્શન આપ્યાં. સ્નેહપૂર્ણ હૃદયવાળા દેવદેવેશ્વર ભગવાન વિષ્ણુનાં દર્શન કરીને તે દેવતાઓએ વિરોચનનો શીઘ્ર વધ કરવા માટે તેમને સાદર પ્રાર્થના કરી. કાર્ય સાધવાનો ઉપાય જાણનારાઓમાં શ્રેષ્ઠ શ્રીહરિએ ઇંદ્ર આદિ દેવતાઓની વાત સાંભળીને તેમને આશ્વાસન આપ્યું અને પ્રસન્ન કરીને તેમને પ્રેમ-પૂર્વક વિદાય આપી દેવતાઓ ચાલ્યા ગયા. પછી ભગવાન વિષ્ણુ દેવતાઓનું કાર્ય સિદ્ધ કરવા માટે વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ ધારણ કરી વિરોચનને ઘેર ગયા અને બ્રાહ્મણોનું પૂજન થવાને સમયે ત્યાં પહોંચ્યા. પહેલાં ક્યારેય નહિ આવેલા બ્રાહ્મણને જોઈને વિશાલાક્ષી મનમાં ઘણી પ્રસન્ન થઈ. તેણે ભક્તિભાવથી તેમનો સત્કાર કરી તેમને બેસવા માટે આસન આપ્યું. શુભે! તેણે આપેલા આસનનો સ્વીકાર ન કરતાં બ્રાહ્મણે કહ્યું: 'દેવી! તમે આપેલા આ આસન-નો હું સ્વીકાર નહિ કરું! હે માનિની! જે મારા મનોગત કાર્યને જાણીને તે પૂર્ણ કરવાનું સ્વીકારે, તેની જ પૂજા હું ગ્રહણ કરીશ.'

વૃદ્ધ બ્રાહ્મણની આ વાત સાંભળીને વાતચીત કરવામાં નિપુણ વિશાલાક્ષી ઘણી પ્રસન્ન થઈ. ભગવાન વિષ્ણુની માયાએ તેને મોહિત કરી લીધી હતી. પોતાના સ્ત્રી સ્વભાવના કારણને લીધે પણ તે આ વિષયમાં વધારે વિચાર ન કરી શકી ને બોલી:

'બ્રહ્મન્! આપના મનોગત કાર્યને હું પૂર્ણ કરીશ. મારું આપેલું આસન આપ ગ્રહણ કરો ને આપના ચરણોનું ઉદક મને આપો.'

તેણે આમ કહેવાથી બ્રાહ્મણ બોલ્યા: 'હું સ્ત્રીની વાત પર વિશ્વાસ કરતો નથી. તમારા પતિ જો આ વાત કરે તો મને વિશ્વાસ ઉત્પન્ન થાય.'

બ્રાહ્મણનું આ વચન સાંભળીને વિરોચનની પત્નીએ ત્યાં જ તેમની આગળ પતિને બોલાવ્યા. દૂતના મુખથી સર્વ વાત સાંભળીને પ્રહ્લાદના પુત્ર વિરોચન હરખાતા હૈયે અંતઃપુરમાં આવ્યા. ત્યાં મહારાણી વિશાલાક્ષી વિરાજમાન હતી. પતિને આવેલા જોઈ ધર્મપરાયણ વિશાલાક્ષી ઊઠીને ઊભી

થઈ. તેણે તે શ્રેષ્ઠ બ્રાહ્મણને નમસ્કાર કરીને ફરીથી આસન આપ્યું. જ્યારે તેમણે આદર-પૂર્વક આપેલા આસનને ગ્રહણ ન કર્યું ત્યારે તેણે પોતાના પતિ દૈત્યરાજ વિરોચન-ને બધી હકીકત કહી સંભળાવી. બધું સાંભળ્યા પછી દૈત્યરાજે પત્નીના પ્રેમથી મુગ્ધ થઈને તે સમયે બ્રાહ્મણની શરતનો સ્વીકાર કરી લીધો.

વિરોચને પોતાની વાતનો સ્વીકાર કરવાથી બ્રાહ્મણે પ્રસન્ન થઈને તેને કહ્યું : 'મને તમારું આયુષ આપી દો !' આથી તે પતિ–પત્ની બંને પોતે નિર્માણ કરેલા શોકકારક પ્રસંગથી બે ઘડી વિચારમાં પડી ગયાં. પછી તે દંપતીએ હાથ જોડીને બ્રાહ્મણને કહ્યું : 'વિપ્રવર ! અમારું જીવન લઈ લો, અને આપનું ચરણોદક આપો. આપે કહેલી શરત અમે પૂર્ણ કરીશું. આપ પ્રસન્ન થાઓ.'

આથી બ્રાહ્મણે પ્રસન્નચિત્ત થઈને આસન ગ્રહણ કર્યું. વિશાલાક્ષીએ આનંદથી બ્રાહ્મણ-ના બંને ચરણ પખાળ્યાં અને તેમનું ચરણોદક મસ્તક પર ધારણ કર્યું. પછી તો તે બંને દંપતી તરત (દૈત્ય શરીર છોડી દઈ) દિવ્ય રૂપ ધારણ કરીને શ્રેષ્ઠ વિમાનમાં બેસી વૈકુંઠધામમાં ચાલ્યાં ગયાં.

આ પ્રમાણે દેવતાઓના કંટકને દૂર કરીને ભગવાન અત્યંત પ્રસન્ન થયા અને સર્વ દેવતાઓ દ્વારા થતી પોતાની સ્તુતિ સાંભળતા વૈકુંઠલોકમાં પ્રયાણ કરી ગયા.

હે દેવિ ! આ પ્રમાણે મેં પણ તમને જે આપવાની પ્રતિજ્ઞા કરી છે, તે અવશ્ય આપીશ. દેવિ ! હું મારા પતિ મહારાજા રુકમાંગદને સત્યધર્મથી વિચલિત નહિ થવા દઉં, કારણ કે સત્ય જ મનુષ્યોને ઉત્તમ ગતિ આપતું હોવાનું કહેવામાં આવ્યું છે. સત્યથી ભ્રષ્ટ થયેલા મનુષ્યને ચાંડાળથી પણ નીચ માનવામાં આવ્યો છે.

આ પ્રમાણે તે સુવર્ણના જેવી કાંતિવાળી સુભ્રૂ સંધ્યાવલીએ કમળમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્માની પુત્રી મોહિનીને કહ્યા પછી રક્ત આંગુલીવાળા પોતાના બંને હાથોથી પતિનાં શુદ્ધ તાંબાના જેવા વર્ણવાળાં બંને ચરણ પકડી લીધાં. ૧–૯૮

इत्येवमुक्त्वा कनकावदाता सा मोहिनीं पंकजजन्मजाताम् । जग्राह भर्तुश्चरणौ सुताम्रौ रक्ताङ्गुलीपाणियुगेन सुभ्रूः ॥ ९८ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'મોહિની દ્વારા સંધ્યાવલી પાસે તેના પુત્રના મસ્તકની યાચના' નામનો ૩૨ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૩૩ : ધર્માંગદનું કથન

वसिष्ठ उवाच

सन्ध्यावली ततः पादौ भर्तुः संगृह्य भूपते ।
उवाच वचनं देवी धर्माङ्गदविनाशनम् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા : હે ભૂપતે ! (માંધાતા !) તે પછી દેવી સંધ્યાવલીએ પતિનાં બંને ચરણ પકડીને ધર્માંગદના વિનાશ સાથે સંબંધ ધરાવનારી વાત કહી: 'મહારાજ ! આપની જેમ જ મેં પણ એને ઘણી સમ-જાવી છે; પરંતુ આ મોહરૂપ મોહિનીને અત્યારે બીજી કોઈ વાત ગમતી જ નથી, આની તો એક જ હઠ છે કે, એકાદશીના દિવસે રાજાએ ભોજન કરવું અથવા તો પોતાના પુત્રનો વધ કરવો. નાથ ! ધર્મ છોડવા કરતાં તો પુત્રનો વધ કરવો એ જ શ્રેષ્ઠ છે. રાજન્ ! ગર્ભ ધારણ કરવામાં માતાને જ અધિક ક્લેશ સહન કરવો પડે છે અને બાળક પર તેનો જ સ્નેહ વિશેષ હોય છે. ખેદ અને સ્નેહ જેવો માતાનો હોય છે, તેવો પિતાનો હોઈ શકતો નથી. રાજેન્દ્ર ! આ ભૂતલ પર પિતાને બી વાવનાર કહેવામાં આવ્યો છે અને માતા તેને ધારણ કરનારી છે; તેથી તેનું પાલન પોષણ કરવામાં વધારે કષ્ટ તેને જ ઉઠાવવું

પડે છે. પુત્ર પર પિતાના કરતાં સોગણો સ્નેહ માતાનો હોય છે. તેના સ્નેહની અધિકતા પર જ દૃષ્ટિ રાખીને ગૌરવમાં માતાને પિતા કરતાં મોટી માનવામાં આવી છે; પરંતુ હે નૃપશ્રેષ્ઠ! આજે હું માતા હોઈને પણ સત્યના પાલનથી પરલોકને જીતવાની ઇચ્છા રાખીને પુત્રસ્નેહને તિલાંજલિ આપી ચૂકી છું. ભૂપાલ! સ્નેહને દૂર કરી પુત્રનો વધ કરો. રાજન્! સત્યનું પાલન કરાવનારી આપત્તિઓને પણ ધન્ય છે. સત્યનું સંરક્ષણ કરાવનારી હોવાથી માણસો માટે તે મોક્ષ આપનારી છે. એટલા માટે હે પૃથ્વીપતે! સંતપ્ત થવાથી કે ઉદ્વેગ પામવાથી કંઈ લાભ નથી. આપના સત્યની રક્ષા કરો. રાજન્! સત્યના પાલનથી ભગવાન વિષ્ણુનું સાયુજ્ય પ્રાપ્ત થાય છે. દેવતાઓએ આપની પરીક્ષા માટે આ મોહિનીને કસોટીરૂપે ઉત્પન્ન કરી છે; તેથી હે ભૂપાલ! તમે મન કઠણ રાખી પ્રિય પુત્રનો વધ કરો. પોતાના સત્યપાલનના ઉદ્દેશથી મોહિનીને આપેલા વચનનું પાલન કરો. હે નૃપેશ! જો તમે આપેલા વચનનું પાલન નહિ કરો, તો બ્રહ્મહત્યા કર્યા સમાન ભયંકર પાપ લાગશે ને નરકગામી થઈ યમના ધામમાં જશો. તેમ જ પૃથ્વી પર તમારો યશ નાશ પામશે.'

વસિષ્ઠ બોલ્યા : રાજન્! પત્નીની આ વાત સાંભળીને મહારાજા રુકમાંગદે મોહિની આગળ રાણી સંધ્યાવલીને આ પ્રમાણે કહ્યું : 'પ્રિયે! પુત્રહત્યા એ બ્રહ્મહત્યા કરતાંય અધિક છે ને મહાહત્યા છે. પુત્રનો વધ કરવાથી લોકમાં મારી શી ગતિ થશે? અરે! હું ક્યાં મંદરાચલ પર ગયો ને કોને ખબર ક્યાંથી આ મોહિનીનો મને ભેટો થયો. દેવિ! આ સ્ત્રી નથી; ધર્માંગદનો નાશ કરવા માટે સાક્ષાત્ કાલપ્રિયા કાળી છે. ધર્માંગદ ધર્મજ્ઞ, વિનયશીલ તથા પ્રજાને પ્રસન્ન રાખનારો છે. હજી સુધી તેને કંઈ સંતાન પણ થયું નથી. આવા પુત્રને મારવાંથી મારી શી ગતિ થશે? દેવિ! કુપુત્રને પણ મારવાથી પિતાને દુઃખ થાય છે, તો પછી ધર્મશીલ તથા ગુરુજનોના સેવકને મારવાથી કેટલું દુઃખ થશે? હે વરવર્ણિનિ! આ સમયે તમારા પુત્રના પ્રતાપથી જ મેં સાતે દ્વીપોના રાજ્યનો ઉપભોગ કર્યો છે. આપણો પુત્ર ધર્માંગદ પૃથ્વી પર સર્વથી શ્રેષ્ઠ છે. હે મનોહર અંગવાળી! આ મારા સમસ્ત કુળનું માન વધારનારો છે. હે સુંદરિ! આ મોહિની મોહમાં ડૂબીને કેવળ મને દુઃખ જ આપી રહી છે. તમે ફરીથી શુભ વચનો દ્વારા તેને સમજાવો.'

પોતાની પ્રિય પત્ની સંધ્યાવલીને આ પ્રમાણે કહીને રાજા તે સમયે મોહિનીને આ પ્રમાણે કહેવા લાગ્યા : 'શુભે! હું એકાદશીએ ભોજન નહિ કરું અને પુત્રની હત્યા પણ નહિ કરી શકું. પોતાને તથા સંધ્યાવલી દેવીને હું કરવતથી ચીરી શકું છું અથવા તમારા કહેવાથી કોઈ બીજું પણ ભયંકર કર્મ કરી શકું છું; હે સુભ્રૂ! પુત્રના સંબંધમાં તમારો આ ક્રૂર આગ્રહ છોડી દો. કહો તો ખરાં! પુત્ર ધર્માંગદને મરાવી નખાવવાથી તમને શું ફળ મળવાનું છે અથવા કયો લાભ થવાનો છે? મને એકાદશીએ ભોજન કરાવવાથી તમને શો લાભ થશે? વરાનને! હું તમારો દાસ છું, સેવક છું અને સદા તમારે અધીન છું. હે સૌભાગ્યશાલિની! હું તમારા શરણે આવ્યો છું. સુંદરિ! કોઈ બીજો વર માગી લો! દેવિ! મારા પર કૃપા કરો. પુત્રની ભિક્ષા આપો. ગુણવાન પુત્ર દુર્લભ છે અને એકાદશીનું વ્રત પણ દુર્લભ છે. આ પૃથ્વી પર ગંગાજીનું જળ દુર્લભ છે; ભગવાન વિષ્ણુનું પૂજન દુર્લભ છે. તથા સ્મૃતિઓનો સંગ્રહ દુર્લભ છે; પૃથ્વી પર

માતા દુર્લભ છે. સારા કુળમાં જન્મ થવો દુર્લભ છે. કુલીન પત્ની દુર્લભ છે; સુવર્ણ-દાન દુર્લભ છે; વૈષ્ણવી દીક્ષા દુર્લભ છે; હરિનું ચિંતન દુર્લભ છે; પુત્રની પ્રાપ્તિ દુર્લભ છે; મેઘનું જળ દુર્લભ છે; સાધુ-પુરુષનો સંગ દુર્લભ છે; ભક્તિ કરવી દુર્લભ છે; કપિલા ગાયનું દાન દુર્લભ છે; હે વરવર્ણિનિ! ત્રયોદશીનું શ્રાદ્ધ દુર્લભ છે; પૃથ્વી દુર્લભ છે; પાપનો નાશ કરનારું વ્રત દુર્લભ છે. હે સુભ્રુ! આંબળાથી કરાતું સ્નાન દુર્લભ છે; એકાદશીનો ઉપવાસ દુર્લભ છે; પર્વકાળે શીતલ જળથી સ્નાન કરવું દુર્લભ છે અને તે પણ સવિશેષ માઘ માસમાં પ્રાતઃકાળે શીતલ જળથી સ્નાન કરવાનું દુર્લભ છે. શાસ્ત્રમાં કહ્યા પ્રમાણેનું કર્મ દુર્લભ છે; સારું પથ્ય ભોજન દુર્લભ છે; શાસ્ત્રીય રીતે વ્યાધિનો નાશ કરનારું ઔષધ દુર્લભ છે. મરણકાળે વિષ્ણુનું સ્મરણ થવું દુર્લભ છે; આમ સમજીને ધર્મરક્ષાને લગતું મારું વચન સ્વીકારો. મેં બધા વિષયો ભોગવ્યા છે; નિષ્કંટક રાજ્ય કર્યું છે; પરંતુ મારા પુત્રે તો હજી સંસારના વિષયોનું સુખ જોયું જ નથી, તેથી તેની હત્યા હું મારા હાથે કદાપિ કરવાનો નથી. પુત્રહત્યા જેવું બીજું કયું મોટું પાપ હોઈ શકે?'

મોહિની બોલી: રાજન્! મેં તો પહેલાં જ કહી દીધું છે કે એકાદશીએ ભોજન કરો અને ઇચ્છાનુસાર અનેક વર્ષો સુધી પૃથ્વીનું શાસન કરતા રહો. હું પુત્રનો વધ કરાવીશ નહિ. એકાદશીએ તમારે ભોજન કરવું. આટલાથી જ મારું પ્રયોજન સિદ્ધ થઈ જશે. પૃથ્વીપતે! તમારા પુત્રના મૃત્યુ સાથે મને કંઈ પ્રયોજન નથી. રાજન્! જો પુત્ર પ્રિય છે તો એકાદશીના દિવસે ભોજન કરો. હે મહીપાલ! આ ધર્મવિરોધી વિલાપ કરવાથી શો લાભ છે? મારી વાત માનો અને યત્નપૂર્વક સત્યની રક્ષા કરો.

રાજન્! મોહિની જ્યારે આ પ્રમાણે કહી રહી હતી ત્યારે તે જ સમયે ધર્માંગદ ત્યાં આવી પહોંચ્યા. મોહિની તરફ જોઈ તેને પ્રણામ કરી તેની આગળ ઊભા રહ્યા અને નમ્ર ભાવથી બોલ્યા: 'ભામિની! તમે મારા વધરૂપી વરને જ ગ્રહણ કરો. આ વિષે સહેજ પણ શંકા ન કરો.' આમ બોલીને તેમણે રાજાની આગળ એક ચમકતી તલવાર મૂકી અને પોતાનું શરીર સમર્પિત કરી દીધું. તે પછી સત્યધર્મમાં રહીને પિતાને કહ્યું: 'પિતાજી! હવે આપે મને મારવામાં વિલંબ ન કરવો જોઈએ. મહારાજ! મારી માતા મોહિની આગળ આપે કરેલી પ્રતિજ્ઞા સત્ય કરી બતાવો. આપના હિત ખાતર મારું મરણ મને અક્ષય ગતિ આપનારું છે ને આપના વચનના પાલનથી આપને પણ તેજસ્વી લોકની પ્રાપ્તિ થશે. એટલા માટે પુત્રના મૃત્યુના મહાન દુઃખનો ત્યાગ કરી પોતાના ધર્મનું પાલન કરો. આ મર્ત્ય શરીરનો ત્યાગ કર્યા પછી અમર દેહમાં મારા ભાવી જીવનનો આરંભ થશે. તે મારું દિવ્ય શરીર સર્વ પ્રકારના રોગોથી રહિત હશે. હે પ્રભો! પિતા અથવા માતાના હિત ખાતર ખપી જતા પુત્રો તેમ જ હે રાજન્! ગાય, બ્રાહ્મણ, સ્ત્રી, ભૂમિ, રાજા, દેવતા, બાળક તથા આર્તજનો માટે પ્રાણત્યાગ કરનારાઓ અત્યંત પ્રકાશમય લોકમાં જાય છે. માટે શોકસંતાપ કરવાથી કોઈ લાભ નથી. આપ આ શ્રેષ્ઠ ખડ્ગથી મારો વધ કરો. હે રાજેન્દ્ર! સત્યનું પાલન કરો. એકાદશીએ ભોજન ન કરશો. મનુષ્યે ધર્મ ખાતર પુત્ર અથવા પત્નીનો વધ કરવો પડે તો તે પણ કરવો. વેદોનું પણ એવું કથન છે કે યજ્ઞાર્થે પુત્રનો વધ કરવો. કેમ કે અશ્વમેધ આદિ શ્રેષ્ઠ યજ્ઞોમાં પુત્રનો વધ કરવાથી દોષ ઉત્પન્ન

થતો નથી. હે મહીપાલ! મારાં માતા મોહિની જે કહે છે તેને વિષે બીજો કંઈ પણ વિચાર ન કરતાં તેના કહ્યા પ્રમાણે આપે કાર્ય કરવું. હે રાજેન્દ્ર! પ્રસન્ન થાઓ. મારો વધ કરવા માટે મેં કહ્યું છે તે પ્રમાણે આપ કરો અને સત્યનું પાલન કરો. હે મહારાજ! આપે મોહિનીને જમણો હાથ આપીને વચનપાલન માટે પ્રતિજ્ઞા કરી છે તે પૂર્ણ કરો. તેનું પાલન ન કરવાથી અસત્ય ભાષણનો દોષ લાગશે. તે ભયંકર અસત્ય ભાષણના પાપથી આપનું રક્ષણ કરો. હે ભૂમિપતે! પુત્રનો વધ કરવાથી આપનો યશ ફેલાશે ને તેથી આપને અક્ષય કીર્તિ પ્રાપ્ત થશે. હે તાત! આ વિષયમાં કંઈ જ સંશય નથી. ૧–૬૯

वधेन ते भूमिपते सुतस्य यशः प्रकाशं गमयिष्यते च । यशः प्रकाशाद्भविता हि कीर्तिस्तथाक्षया तात न संशयोऽत्र ॥ ६९ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'ધર્માંગદનું કથન' નામનો ૩૩ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૩૪: પુત્રવધ માટે તત્પર રુક્માંગદને ભગવદ્દર્શન

वसिष्ठ उवाच

तत्पुत्रवचनं श्रुत्वा राजा रुक्माङ्गदस्तदा ।
सन्ध्यावलीमुखं प्रेक्ष्य प्रहृष्टकमलोपमम् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા: પુત્રનું આ વચન સાંભળીને રાજા રુક્માંગદે તે સમયે સંધ્યાવલીના ખીલેલા કમળ સમાન મુખ ભણી જોયું. તે પછી 'એકાદશીએ ભોજન કરો; પુત્રનો વધ કરશો નહિ; જો ભોજન ન કરવું હોય તો પુત્રનો વધ કરો.' આ પ્રમાણે આગ્રહપૂર્વક વારંવાર કહેતી મોહિનીની વાત સાંભળી.

હે નૃપશ્રેષ્ઠ માંધાતા! આ જ સમયે કમલનયન ભગવાન વિષ્ણુ અદૃશ્ય રૂપે આકાશમાં આવીને સ્થિત થયા. તેમનાં અંગની કાન્તિ મેઘના જેવી શ્યામ હતી. તેઓ સ્વભાવથી જ નિર્મળ અને નિર્દોષ છે. ભગવાન શ્રીહરિ ગરુડની પીઠ પર બેસીને વીર ધર્માંગદ, રાજા રુક્માંગદ તથા દેવી સંધ્યાવલી–ત્રણેના ધૈર્યનું અવલોકન કરી રહ્યા હતા. જ્યારે મોહિનીએ ફરીથી 'એકાદશીને દિવસે ભોજન કરો, ભોજન કરો' આમ વાતને બેવડાવી ત્યારે રાજાએ હરખાતા હૈયે ભગવાન ગરુડધ્વજને પ્રણામ કરીને પુત્ર ધર્માંગદને મારવા માટે ચળકતી તલવાર હાથમાં લીધી. પિતાને હાથમાં તલવાર લીધેલા જોઈને ધર્માંગદે માતા, પિતા તથા ભગવાન વિષ્ણુને પ્રણામ કર્યા. પછી માતાના ઉદાર મુખ પર દૃષ્ટિપાત કરી રાજકુમારે પોતાની ગરદન ધરતી પર ધરી દીધી. ધર્માંગદે બરાબર તલવારની ધાર નીચે ગરદન ધરી. તેઓ પિતાના ભક્ત તો હતા જ, માતાના પણ મહાન ભક્ત હતા.

રાજન્! જ્યારે ચંદ્રમા સમાન મનોહર, પ્રસન્ન મુખવાળા પુત્રે પોતાની ગરદન સમર્પિત કરી દીધી અને સંપૂર્ણ જગતના શાસક મહારાજા રુક્માંગદે હાથમાં તલવાર ઉપાડી, તે સમયે વૃક્ષો અને પર્વતો સહિત સમગ્ર પૃથ્વી કંપી ઊઠી. સમુદ્રમાં ભરતી આવી ગઈ. જાણે કે ત્રણે લોકોને પોતાની અંદર ડુબાવી દેવા માટે તે તૈયાર થઈ ગયો. પૃથ્વી પર સેંકડો ઉલ્કાઓનું પતન થવા માંડ્યું. આકાશમાં વીજળી ચમકી ઊઠી અને ગડગડાટ થવા લાગ્યો. મોહિનીનો રંગ ઝાંખો પડી ગયો. તે વિચારવા લાગી કે, 'જગતસ્રષ્ટા વિધાતાએ આ સમયે મને વ્યર્થ જ જન્મ આપ્યો. મારું આ મોહ ઉપજાવનારું રૂપ કેવળ વિડંબના બનીને રહી ગયું; કારણ કે આ રૂપથી પ્રભાવિત બનીને રાજાએ પાપનાશક એકાદશીને દિવસે અન્નભક્ષણ કર્યું નહિ. હવે તો સ્વર્ગલોકમાં હું તણખલા સમાન થઈ જઈશ.

રાજામાં સત્ત્વગુણ અને ધૈર્ય અધિક હોવાથી એ મોક્ષમાર્ગે ચાલ્યા જશે, પરંતુ હું પાપિણી ભયંકર નરકમાં પડીશ.'

હે નૃપશ્રેષ્ઠ! માંધાતા! આ જ સમયે મહારાજા રુકમાંગદે તલવાર ઉગામી. આ જોઈને મોહિની મૂર્છિત થઈને ધરણી પર ઢળી પડી. રાજા ધૈર્ય અને હર્ષથી યુક્ત થઈને પુત્રનું ચંદ્રમા સમાન પ્રકાશમાન કુંડળમંડિત મનોહર મુખવાળું મસ્તક કાપવાની તૈયારીમાં જ હતા, તે જ સમયે ભગવાન શ્રીહરિએ તેમનો હાથ પકડી લીધો ને બોલ્યા: 'રાજન્! હું તમારા પર અત્યંત પ્રસન્ન છું, ઘણો જ પ્રસન્ન છું; હવે તમે મારા વૈકુંઠધામમાં ચાલો. એકલા નહિ જ; પોતાની પ્રિય રાણી સંધ્યાવલી અને પુત્ર ધર્માંગદને પણ સાથે લઈ લો.' ત્રણે લોકોમાં પૂજનીય એવા તમે નિર્મળ તથા ઉજ્જવળ કીર્તિની સ્થાપના કરીને અને યમરાજના મસ્તક પર પગ મૂકીને મારા શરીરમાં સમાઈ જાઓ.' આટલું કહીને ચક્રધારી ભગવાને રાજાને પોતાના હાથનો સ્પર્શ કર્યો.

ભગવાનના સ્પર્શમાત્રથી રાજાનો (મોહિનીમાં આસક્તિરૂપ) રજોગુણ ધોવાઈ ગયો. મહાત્મા રુકમાંગદ પોતાની પત્ની અને પુત્ર સાથે વેગથી ભગવાનની સમીપ જઈને ભગવાનના દિવ્ય શરીરમાં સમાઈ ગયા. તે સમયે આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થવા લાગી. હર્ષિત થયેલા સિદ્ધો તથા દેવતાઓના લોકપાલ દુંદુભિ વગાડવા લાગ્યા. એ ધ્વનિ સર્વ બાજુએ ગુંજી ઊઠ્યો. સૂર્યપુત્ર યમરાજે આ અદ્‌ભુત દૃશ્ય નજરે જોયું: રાજા તેમના લેખ પર મેખ મારી પોતાનાં સ્ત્રી-પુત્રની સાથે ભગવાનના શરીરમાં સમાઈ ગયા હતા. તેમ જ સામાન્ય પ્રજાજન પણ રાજાએ દર્શાવેલા માર્ગ પર ચાલીને એકાદશીનું વ્રત તથા ભગવાનનું કીર્તન કરતા રહી વૈકુંઠના માર્ગે જતા હતા. આ બધું જોઈને ભયભીત થયેલા યમરાજ ચતુર્મુખ બ્રહ્મા પાસે ફરીથી જઈને બોલ્યા: 'હે સુરલોકનાથ! હવે હું યમરાજના પદ પર નિયુક્ત થવા ઇચ્છતો નથી, કારણ કે જગતમાંથી મારી આજ્ઞાનો લોપ થઈ ગયો છે. તાત! મને બીજું કોઈ કાર્ય કરવાની આજ્ઞા આપો. દંડ દેવાના કાર્યની જવાબદારી હવે મારી નહિ રહે.'

नाहं नियोगी भविता हि देव आज्ञाविहीनः सुरलोकनाथ। विधेहि चान्यत्प्रकरोमि तात निदेशनं मास्तु मदीयदंडम् ॥ २६ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'પુત્રનો વધ કરવા તૈયાર થયેલા રુકમાંગદને ભગવાનનાં દર્શન' નામનો ૩૪ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૩૫: બ્રહ્માજી આગળ યમરાજનું નિવેદન

यम उवाच

विबुधेश जगन्नाथ चराचरगुरो प्रभो।
मोहिनी निष्फला जाता वंध्या स्त्री जनने यथा ॥१॥

યમરાજ બોલ્યા: દેવેશ્વર! જગન્નાથ! ચરાચરના ગુરુ! પ્રભો! રાજા રુકમાંગદે ચલાવેલી પદ્ધતિને અનુસરી બધાં માણસો વૈકુંઠમાં જ જઈ રહ્યાં છે. મારી પાસે કોઈ આવતું નથી. હે પિતામહ! કુમાર અવસ્થાથી જ બધાં માણસો એકાદશીનો ઉપવાસ કરીને પાપરહિત થઈને ભગવાન વિષ્ણુના પરમધામમાં ચાલ્યાં જાય છે. આપની પુત્રી મોહિનીદેવી શરમને લીધે મૂર્છિત થઈને પડી છે, તેથી આપની પાસે આવતી નથી. બધાં માણસો તેને ધિક્કારે છે, તેથી તે ભોજન કરતી નથી. મારો તો બધો ધંધો જ ખોરવાઈ ગયો છે. મને આજ્ઞા આપો. હું શું કરું?

સૂર્યપુત્ર યમની વાત સાંભળીને કમલાસન બ્રહ્માએ કહ્યું: 'આપણે બધા ભેગા થઈને મોહિનીને ભાનમાં લાવવા માટે જઈએ.'

તે પછી ઇંદ્ર આદિ બધા દેવતાઓ બ્રહ્માજીની સાથે દિવ્ય વિમાનમાં બેસીને પૃથ્વી પર આવ્યા. તેમણે વિમાનો દ્વારા મોહિનીને બધી બાજુએથી ઘેરી લીધી. તે મંત્ર વિનાનો વિધિ, ધર્મ અને દયાથી રહિત યુદ્ધ, ભૂપાલ વિનાની પૃથ્વી અને મંત્રણારહિત રાજાની જેમ શોક ઉપજાવે તેવી અવસ્થામાં પડી હતી. મમત્વથી યુક્ત જ્ઞાન અને દંભયુક્ત ધર્મની અવસ્થા જેવી જ તેની પણ તે જ અવસ્થા હતી. દેવતાઓ-એ તેને તદ્દન તેજોહીન જોઈ. પ્રભો! તે ઉત્સાહ વિનાની થઈને કોઈ ગંભીર વિચાર-માં ડૂબેલી હતી. બધાં માણસો તેને જોઈને નિંદાયુક્ત કડવાં વેણ તેને સંભળાવી રહ્યાં હતાં. તે ધર્મથી ચલિત થઈ હતી. પતિના વચનને ફેરવીને પોતાની વાત મનાવવા દુરાગ્રહ રાખનારી અને અત્યંત ક્રોધી હતી. તે અવસ્થામાં તેને દેવતાઓએ કહ્યું: 'વામોરુ! તમે શોક ન કરો. તમે પુરુષાર્થ કર્યો છે, પરંતુ વિષ્ણુના ભક્તોના માનનું ક્યારેય ખંડન થઈ શકતું નથી. આનું એક કારણ છે. વૈશાખ માસના શુક્લ પક્ષની મોહિની નામની એકાદશી સર્વ વિઘ્નોનો નાશ કરનારી છે. રાજા રુકમાંગદે પહેલાં તે એકાદશીનું વ્રત કર્યું હતું. હે વિશાલ-લોચને! તેમણે એક વર્ષ સુધી પાદકૃચ્છ્ર વ્રત કરવા સાથે તેનું પૂજન કર્યું હતું. તેનો જ અનુપમ પ્રભાવ છે કે જેથી તેઓ સત્યથી ડગ્યા નહિ. લોકમાં નારીને સમસ્ત વિઘ્નોની રાણી કહેવામાં આવે છે. તમે વિઘ્ન નાખ્યાં છતાં પણ રાજા રુકમાંગદે મન, વાણી અને ક્રિયા દ્વારા એકાદશીએ અન્ન ન ખાવાનો નિશ્ચય કરીને પુત્રના વધનો વિચાર કર્યો અને સ્નેહનો દૂરથી જ ત્યાગ કરીને તલવાર ઉપાડી. આ કસોટીએ ચડાવીને ભગવાન મધુસૂદને જોયું કે, 'આ પ્રિય પુત્રનો વધ કરશે પણ એકાદશી-એ ભોજન તો નહિ જ કરે!' પુત્ર, પત્ની તથા રાજા ત્રણેના વિલક્ષણ ભાવ જોઈને ભગવાન સંતુષ્ટ થયા. પછી તે બધાં ભગ-વાનમાં મળી ગયાં. દેવી! સુભગે! બધી રીતે પ્રયત્નપૂર્વક કર્મ કર્યાં છતાં પણ સિદ્ધિ પ્રાપ્ત થઈ ન શકી, તો હવે આમાં તમારો શો દોષ છે? એટલા માટે હે શુભે! સર્વ દેવતાઓ તમને વરદાન આપવા માટે અહીં આવ્યા છે. સદ્ભાવપૂર્વક પ્રયત્ન કરનારા પુરુષનું કાર્ય સિદ્ધ ન થાય તોપણ તેને વેતન તો આપવું જ જોઈએ, નહિ તો તેને સંતોષ થાય નહિ.'

દેવતાઓએ આ પ્રમાણે કહ્યાથી સંપૂર્ણ વિશ્વને મોહ પમાડનારી મોહિની આનંદ-રહિત, પતિ વિનાની અત્યંત દુઃખિત થઈને બોલી: 'દેવેશ્વરો! મારા આ જીવનને ધિક્કાર છે. મેં યમલોકના માર્ગને માણસો-થી ભર્યો નહિ. એકાદશીના મહત્ત્વનો લોપ કરી શકી નહિ, તેમ રાજાને એકાદશીના દિવસે ભોજન કરાવી શકી નહિ. તે વીર ભૂપાલ રુકમાંગદ પ્રસન્નતાપૂર્વક ભગવાન શ્રીહરિમાં મળી ગયા. કલ્યાણમય, શુદ્ધ અંતઃકરણવાળા, પરમવ્યોમરૂપ, ૐકારમય, સર્વના કારણ, અવિનાશી, નિરાકાર, પરમ-ધામસ્વરૂપ ભગવાન વિષ્ણુમાં રાજા રુકમાં-ગદ લીન થઈ ગયા. દેવતાઓ! સ્વામીનું કાર્ય ન કરનારા ને મફતનો પગાર ખાનારા સેવકો આ પૃથ્વી પર ઘોડાની યોનિમાં જન્મ પામે છે. આપની આ મોહિની તો પતિ અને પુત્રનો નાશ કરનારી થઈ છે. આનાથી કાર્યની સિદ્ધિ પણ થઈ નથી, તો પછી આપ સ્વર્ગવાસીઓ પાસેથી વરદાન કેવી રીતે ગ્રહણ કરે!'

દેવતાઓ બોલ્યા: 'મોહિની! તમારા હૃદયમાં જે અભિલાષા હોય તે કહો, અમે અવશ્ય તે પૂર્ણ કરીશું.'

હે મહીપતે માંધાતા! દેવતાઓ જ્યારે

આ પ્રમાણે બોલી રહ્યા હતા તે જ સમયે રાજા રુકમાંગદના અગ્નિ સમાન તેજસ્વી પુરોહિત ત્યાં આવ્યા. તે મુનિ પહેલાં જળમાં બેસીને યોગની સાધનામાં લાગેલા હતા. બાર વર્ષ પૂરાં થયા પછી જળની બહાર નીકળ્યા હતા. જળમાંથી બહાર આવ્યા પછી તેમણે મોહિનીના ચરિત્ર અને તેના કાર્ય વિષે બધું સાંભળ્યું. આથી ક્રોધે ભરાઈને તે મુનિશ્રેષ્ઠ દેવસમુદાય પાસે આવ્યા અને મોહિનીને વર આપનારા સર્વ દેવતાઓને કહેવા લાગ્યા : 'આ મોહિનીને ધિક્કાર છે. દેવસમૂહને પણ ધિક્કાર છે ને આ પાપકર્મને ધિક્કાર છે. આપ મોહિનીને મનોવાંછિત વર આપવા આવ્યા છો તેથી આપ લોકો ધિક્કારને પાત્ર છો. આના ઉપર હત્યાનું પાપ સવાર થયું છે. આનામાં નારીજનમાં હોવો જોઈતો ઉચિત વર્તાવ રહ્યો નથી. આ સ્ત્રી નથી, રાક્ષસી છે. દેવતાઓ જો આ ભડભડતા અગ્નિમાં કૂદી પડે તોપણ આ લોકમાં આની શુદ્ધિ થઈ શકતી નથી; કારણ કે આણે આ પૃથ્વીને રાજારહિત કરી દીધી છે, દેવતાઓ! આ દુષ્ટ બુદ્ધિવાળી પાપિણીને તો નરકમાં પણ રહેવાનો અધિકાર નથી. તો પછી સ્વર્ગમાં એનું સ્થાન કેવી રીતે હોઈ શકે? તે રાજાની પાસે જઈ શકે નહિ. લોકાપવાદથી આ એટલી બધી દૂષિત થઈ ચૂકી છે કે લોકમાં ક્યાંય પણ એના રહેવાનો સંભવ નથી. દેવતાઓ! જે સદા પાપમાં જ ડૂબેલી રહી છે અને પોતાનાં દુષ્ટ કર્મોને લીધે જેની સર્વત્ર નિંદા થાય છે, તે પાપિણીના જીવનને ધિક્કાર છે. આ વૈષ્ણવ ધર્મનો લોપ કરનારી ભારે પાપપુંજથી દટાયેલી છે. દેવેશ્વરો! આ તો સ્પર્શ કરવા યોગ્ય પણ નથી. આને આપ વર આપવા કેમ તૈયાર થયા છો? ન્યાયપરાયણ તથા ધર્મમાર્ગ પર ચાલનારા હોય તેમને જ વર આપવા માટે આપે સદા તત્પર રહેવું જોઈએ. દેવતાઓ ક્યારેય પાપીની રક્ષા કરતા નથી; તેમને ધર્મનો આધાર માનવામાં આવ્યા છે અને ધર્મનું પ્રતિપાદન વેદોમાં કરવામાં આવ્યું છે. વેદોએ પતિસેવાને જ સ્ત્રીઓનો ધર્મ હોવાનું કહ્યું છે. પતિ જે કંઈ પણ કહે તે નિઃશંક થઈને તેમણે કરવું જોઈએ. આને જ સેવાકર્મ જાણવું જોઈએ. કેવળ શારીરિક સેવાનું જ નામ શુશ્રૂષા નથી. દેવગણ! આણે પોતાની આજ્ઞા સ્થાપવાની ઇચ્છાથી પતિની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું છે, તેથી મોહિની સર્વ સ્ત્રીઓમાં પાપિણી છે; આમાં સહેજ પણ સંદેહ નથી. આની સાથે શપથથી બંધાયેલા રાજા રુકમાંગદે સત્યની રક્ષા માટે વિવિધ પ્રકારની વિનયયુક્ત પ્રાર્થનાપૂર્ણ વાતો કહી, પરંતુ આણે તેમાંની એકનો પણ સ્વીકાર ન કર્યો. તેથી રાજાએ આના પર પાપનો ભાર નાખી તેઓ પોતે મોક્ષને પ્રાપ્ત થયા છે, તેથી આના પર હજારો હત્યાઓનું પાપ સવાર થયેલું છે; આનું શરીર જ પાપમય છે. જેઓ સર્વ પ્રકારનાં ઉત્તમ દાન આપનારા, બ્રાહ્મણભક્ત, ભગવાન વિષ્ણુના આરાધક, પ્રજાને પ્રસન્ન રાખનારા તથા એકાદશી વ્રતનું સેવન કરનારા હતા, પારકી સ્ત્રીઓ માટે જેમના મનમાં આસક્તિ ન હતી, જેઓ વિષયોથી વિરક્ત થઈ ગયાં હતા, પરોપકાર માટે સર્વ ભોગોનો ત્યાગ કરી ચૂક્યા હતા, સદા યજ્ઞાનુષ્ઠાનમાં તત્પર રહેતા હતા, આ પૃથ્વી પર જેઓ સદા દુષ્ટોનું દમન કરતા હતા સૌ સાત પ્રકારનાં વ્યસનોએ જેમના ઉપર ક્યારેય આક્રમણ કર્યું ન હતું, તે જ મહારાજા રુકમાંગદને આ જગતમાંથી દૂર કરનારી દુરાચારિણી મોહિની વર પામવા યોગ્ય કેવી રીતે હોઈ શકે? સુરશ્રેષ્ઠગણ! આ મોહિનીના પક્ષમાં દેવ કે દાનવ જે કોઈ પણ હશે, તેને હું ક્ષણ-

ભરમાં ભસ્મ કરી દઈશ. મોહિનીની રક્ષાનો પ્રયત્ન કરનાર મોહિનીને લાગેલા પાપનો ભાગીદાર થશે.'

રાજન્! આમ કહીને દ્વિજેન્દ્રે હાથમાં તીવ્ર જળ લીધું અને મોહિની ભણી ક્રોધપૂર્વક જોઈને તેના મસ્તક પર તે જળ નાખ્યું. તે જળમાંથી અગ્નિના જેવી જ્વાળાઓ નીકળી રહી હતી ને હે મહીપતે! સ્વર્ગવાસીઓના દેખતાં મોહિનીનું શરીર, ઘાસની ગંજીમાં આગ લાગી હોય તેવી રીતે તેમાં ભડકો થઈને બળવા લાગ્યું. 'પ્રભો! આપના ક્રોધને રોકો, રોકો,' આ પ્રમાણેની દેવતાની વાણી આકાશમાં થતાં જોતજોતામાં બ્રાહ્મણના વચનથી પ્રકટ થયેલા અગ્નિએ તે રમણીને બાળીને ભસ્મ કરી નાખી. ૧-૮૬

कोपं विभो संहर संहरेति यावद्गिरः खे मरुतां बभूवुः। तावत्स वह्निर्द्विजवाक्यसृष्टो भस्मावशेषां प्रमदां चकार ॥ ८६ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'બ્રહ્માજી આગળ યમરાજનું નિવેદન' નામનો ૩૫ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૩૬: મોહિનીની દુર્દશા

वसिष्ठ उवाच

मोहिनी मोहमुत्सृज्य गता विबुधमंदिरम् ।
भर्त्सिता देवदूतेन स्थितिस्तेऽत्र न पापिनी ॥१॥

વસિષ્ઠ બોલ્યા: 'રાજન્! મોહિની મોહમય શરીરનો ત્યાગ કરીને દેવતાઓના લોકમાં ગઈ. ત્યાં દેવદૂતે (વાયુદેવે) તેને ફિટકાર આપતાં કહ્યું: 'પાપિણી! તારો સ્વભાવ પાપમય છે. તારી બુદ્ધિ અત્યંત દુષ્ટ છે. તું સદા એકાદશી વ્રતનો લોપ કરાવવામાં તત્પર રહી છે, તેથી સ્વર્ગમાં તારું રહેવું અસંભવ છે.' આ પ્રમાણે કઠોર વચન કહીને વાયુદેવે તેને લાકડીથી ફટકારી ને નરકની યાતના ભોગવવા મોકલી દીધી. રાજન્! દેવદૂત (વાયુદેવ)નો આ પ્રમાણે માર ખાધા પછી મોહિની નરકમાં ગઈ. ત્યાં ધર્મરાજની આજ્ઞાથી દૂતોએ તેને સારી પેઠે ઝૂડી ને દીર્ઘકાલ સુધી ક્રમવાર બધાં જ નરકોમાં તેને નાખી. એ સાથે તેને કહ્યું, પણ ખરું કે, 'હે પાપિણી! તેં પતિના હાથે પોતાના પુત્ર ધર્માંગદની હત્યા કરવાનું કહ્યું, તેથી તેં કરેલા તે પાપકર્મનું ફળ અહીં સારી રીતે ભોગવી લે.'

'હે નૃપશ્રેષ્ઠ! યમદૂતોએ, આ પ્રમાણે ધિક્કારવાથી યમની આજ્ઞા અનુસાર તે મોહિની ક્રમવાર બધાં નરકોની યાતના ભોગવતી રહી.

મોહિની બ્રાહ્મણના શાપથી મરણ પામી હતી તેથી તેના શરીરના સ્પર્શથી તે નરકયાતનાઓની, અભિમાની ચેતન શક્તિઓનું સમસ્ત અંગ બળવા લાગ્યું. તે અધિષ્ઠાત્રી દેવીઓ તેને ધારણ કરવામાં અસમર્થ થઈ ગઈ. રાજન્! આથી તે નરકના અભિમાની દેવતાઓ ધર્મરાજ પાસે આવ્યા અને ભયભીત થઈને હાથ જોડીને બોલ્યા: 'દેવદેવ! જગન્નાથ! ધર્મરાજ! અમારા પર દયા કરો અને આ મોહિનીને અમારી યાતનાઓથી શીઘ્ર દૂર કરો, જેથી અમને સુખ પ્રાપ્ત થાય. નાથ! આના શરીરના સ્પર્શથી અમે ક્ષણભરમાં ભસ્મ થઈ જઈશું, તેથી આને અહીંથી બહાર કાઢો!'

તેમની વાત સાંભળી ધર્મરાજ અતિ વિસ્મિત થયા ને પોતાના દૂતોને કહ્યું: 'આને મારા લોકમાંથી બહાર કાઢો. જે બ્રાહ્મણના શાપથી દગ્ધ થયો હોય તે સ્ત્રી હોય કે પુરુષ હોય અથવા ચોર હોય, તે પાપીનો સ્પર્શ અમારી નરક યાતનાઓ પણ કરવા ઇચ્છતી નથી. તેથી પતિના વચનને ન માનનારી, તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરનારી, પુત્રનો વધ કરાવનારી, ધર્મનો નાશ કરનારી, તથા બ્રાહ્મણના શાપથી મરી.

ગયેલી આ પાપિણીને અહીંથી જલદી બહાર કાઢો.'

હે ભૂપતે! ધર્મરાજે આ પ્રમાણે કહેવાથી તે દૂતો અસ્ત્ર–શસ્ત્રોથી પ્રહાર કરતા કરતા મોહિનીને યમલોકની બહાર મૂકી આવ્યા.

રાજન્! આથી મોહિની અત્યંત દુઃખી થઈને પાતાલલોકમાં ગઈ, પરંતુ પાતાલ-વાસીઓએ પણ તેને પોતાને ત્યાં આવતી અટકાવી. ત્યારે મોહિની અત્યંત લજ્જિત થઈને પોતાના પિતા બ્રહ્માજી પાસે ગઈ અને પોતાનું બધું દુઃખ તેમને જણાવીને બોલી: 'તાત! ચરાચર પ્રાણીઓ સહિત સમસ્ત ત્રૈલોક્યમાં મારા નિવાસ માટે કોઈ સ્થાન નથી. જ્યાં જ્યાં જાઉં છું, ત્યાં ત્યાં બધાં મારી નિંદા અને તિરસ્કાર કરે છે. નાના પ્રકારનાં આયુધોથી મને ખૂબ મારીને લોકોએ પોતાના સ્થાનમાંથી મને બહાર કાઢી મૂકી છે. પિતાજી! હું તો આપની આજ્ઞા શિરોધાર્ય કરીને જ રુકમાંગદ પાસે ગઈ હતી ને ત્યાં જઈને સર્વ લોકોમાં નિંદિત ચેષ્ટાઓ મેં કરી. પતિને કષ્ટમાં નાખ્યા, પુત્રને ધારદાર તલવારથી કપાવી નાખવા ઇચ્છયું ને સંધ્યાવલીને પણ ક્ષોભમાં નાખી. એથી જ મારી આ દશા થઈ છે. દેવ! હું પાપિણી છું, હવે મારે માટે ક્યાંય કોઈ આશ્રય નથી. તેમાંય વળી ખાસ કરીને તો બ્રાહ્મણના શાપથી મને અધિક દુઃખ ભોગવવું પડે છે. પિતાજી! બ્રાહ્મણના શાપથી માર્યા ગયેલા, અગ્નિથી બળી મરેલા, ચાંડાલના હાથે મરાયેલા, વાઘ–સિંહ–વરુ આદિ હિંસક પ્રાણીઓએ ફાડી ખાધેલા તથા વીજળી પડવાથી મરણ પામેલા–આ બધાને મોક્ષ આપનારી કેવળ ગંગા જ છે. જો આપ જઈને મને શાપ આપનારા તે બ્રાહ્મણને પ્રસન્ન કરી શકો તો મારી સદ્‌ગતિ થાય!'

રાજન્! મોહિનીની આ વાત સાંભળી લોકપિતામહ બ્રહ્મા, શિવ, ઇંદ્ર, ધર્મ, સૂર્ય તથા અગ્નિ આદિ દેવેશ્વરો અને મુનિઓને સાથે લઈ, મોહિનીને આગળ કરી બ્રાહ્મણ પાસે ગયા. ત્યાં જઈને દેવતા આદિથી ઘેરાયેલા બ્રહ્માજીએ અત્યંત આદર-પૂર્વક તેમને નમસ્કાર કર્યો. જો કે બ્રહ્માજી રુદ્ર આદિ દેવતાઓ માટે પણ પૂજનીય ને આદરણીય છે, તોપણ મોહિની પ્રત્યેના સ્નેહને લીધે તેમણે પોતે જ નમસ્કાર કર્યો. રાજન્! જ્યારે ત્રણે લોકોમાં અસાધ્ય તેમ જ મોટું કાર્ય કરવાનો પ્રસંગ ઉપ-સ્થિત થાય ત્યારે મોટાઓ દ્વારા નાનાનું અભિવાદન કરવામાં આવે ત્યારે તે દૂષિત મનાતું નથી. તે બ્રાહ્મણ દેવતા વેદ–વેદાંગોના પારદર્શી વિદ્વાન અને તપસ્વી હતા. લોકસ્રષ્ટા બ્રહ્માને દેવતાઓ સાથે આવેલા જોઈને બ્રાહ્મણે ઊભા થઈને મુનિઓ સહિત તે સર્વને પ્રણામ કર્યા ને આસન પર બેસાડી ભક્તિપૂર્વક બ્રહ્માની સ્તુતિ કરી. આથી પ્રસન્ન થઈને જગદ્‌ગુરુ લોકકર્તા બ્રહ્માએ મોહિની માટે તે રાજપુરોહિત બ્રાહ્મણને પ્રાર્થના કરતાં કહ્યું: 'તાત! આપ બ્રાહ્મણ છો, સદાચારી છો અને પરલોકમાં ઉપકાર કરનાર છો. હે કૃપાસિંધો! કૃપા કરો અને મોહિનીને ઉત્તમ ગતિ પ્રદાન કરો. બ્રહ્મન્! મોહિની મારી પુત્રી છે. હે માનદ! યમલોકને સૂનું જોઈને રુકમાં-ગદને મોહિત કરવા માટે (અન્ય રીતે તે ભક્તનું ગૌરવ વધારવા માટે) મેં જ તેને મોકલી હતી. ધર્મની ગતિ અત્યંત સૂક્ષ્મ છે તે સર્વ લોકોનું કલ્યાણ કરનારી છે. આ મોહિની એક કસોટી હતી, જેના પર સુવર્ણરૂપી રાજા રુકમાંગદની પરીક્ષા કરીને તેમને સ્ત્રી–પુત્ર સહિત હરિના ધામમાં મોકલવામાં આવ્યા છે. રાજાએ અવિચળ ભક્તિથી એકાદશી વ્રતનું પાલન કરવા અને કરાવવાને લીધે યમરાજનું લખાણ

ભૂંસાઈ ગયું હતું ને યમપુરી સૂની થઈ ગઈ હતી. બ્રહ્મન્! સાંખ્યવેત્તાને જેની પ્રાપ્તિ થવી અસંભવ છે, અષ્ટાંગયોગના સાધનથી પણ જે મળનારું નથી, તે ભક્તિ-ગમ્ય પરમપદની પ્રાપ્તિ રાજા, રાજકુમાર અને દેવી સંધ્યાવલીને થઈ છે. મોહિનીએ તે પુણ્યશીલ, ભૂપશિરોમણિને પ્રતિકૂળ જે આચરણ કર્યું છે, તે પાપના વેગથી તેની ભારે દુર્દશા થઈ છે. આપના શાપથી દગ્ધ થઈને આ કેવળ રાખનો ઢગલો થઈ ગઈ છે. આનાથી જે અપકાર થયો છે, તેને આપ ક્ષમા કરો, દયા કરો, શાંત થાઓ. આપના શાપથી આ અધોગતિ પામી છે. આના પર પ્રસન્ન થાઓ ને આને ઉત્તમ ગતિ આપો.'

બ્રહ્માજીએ આ પ્રમાણે કહેવાથી તે વિપ્રશિરોમણિએ બુદ્ધિથી વિચાર કરીને ક્રોધનો ત્યાગ કર્યો અને મોહિનીના પિતા દેવેશ્વર બ્રહ્માને કહ્યું: 'દેવ! આપની પુત્રી મોહિની ઘણાં પાપોથી ભરેલી છે, તેથી પ્રાણીઓથી પરિપૂર્ણ લોકોમાં એનો નિવાસ થઈ શકે નહીં. હે સુરેશ્વર! આપનું અને મારું વચન પણ જે રીતે સત્ય થાય, દેવતાઓનું કાર્ય સિદ્ધ થાય અને મોહિનીની આવશ્યકતા પણ પૂર્ણ થઈ જાય તે જ કરવું જોઈએ, તેથી જે સ્થાન પર કોઈ પ્રાણીએ નિવાસ ન કર્યો હોય તે જ સ્થાન પર મોહિનીએ રહેવું.'

નૃપશ્રેષ્ઠ! તે પછી બ્રહ્માએ સર્વ દેવોની સલાહ લઈને મોહિનીને કહ્યું 'તમારે માટે ક્યાંય સ્થાન નથી.'

આ સાંભળીને મોહિની સર્વ દેવતાઓને પ્રણામ કરીને બોલી: 'સુરશ્રેષ્ઠ ગણ, આપ સર્વ દેવો સર્વ લોકોના સાક્ષી છો. પુરોહિત સહિત આપ સર્વને સો સો વાર પ્રણામ કરીને હાથ જોડું છું. આપ પ્રસન્ન હૃદયથી મારી યાચના પૂર્ણ કરો. સર્વના માટે પ્રીતિકારક હોય તે સ્થાન મને આપો. એકાદશીના પ્રભાવથી સર્વ પાપીઓની સદ્ગતિ થાય છે. બીજાઓને માન આપનારા હે મહાત્માઓ! મારો એકાદશીનો દિવસ જે રીતે કોઈ દોષથી દૂષિત થાય તેમ કરો, આ જ મારી યાચના છે. આને આપ અવશ્ય પૂર્ણ કરો. આ માગણી મેં સ્વાર્થ-સિદ્ધિ માટે કરી છે, આનો અસ્વીકાર કરશો નહિ. ૧–૬૦

यथा हरिदिनं दुष्टं जायते मम मीनदाः।
एतत्प्रयाचे ददत स्वार्थार्थं तद्धि नान्यथा ॥६०॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'મોહિનીની દુર્દશા' નામનો અધ્યાય ૩૬ મો સંપૂર્ણ

## અધ્યાય ૩૭: મોહિનીને દશમીના અંતભાગમાં સ્થાનની પ્રાપ્તિ

मोहिन्युवाच

एकादशीसमं देवाः पावनं नापरं भवेत्।
यया पूताः महापापा गच्छन्ति हरिमन्दिरम् ॥

મોહિની બોલી: જેનાથી પવિત્ર થયેલા મહાપાપીઓ વૈકુંઠ ધામમાં જાય છે, એવી એકાદશી સમાન, હે દેવો! બીજું કંઈ પવિત્ર નથી.

દેવતા બોલ્યા: હે મોહિની! મધ્ય રાત્રિએ જેનો દશમીથી વેધ થયો હોય, તે એકાદશી દેવતાઓનો ઉપકાર કરનારી હોય છે ને સૂર્યોદય સમયે દશમીથી વેધ થાય તો તે અસુરો માટે લાભદાયક થાય છે. આ વ્યવસ્થા સ્વયં ભગવાન વિષ્ણુએ કરી છે. ત્રયોદશીએ પારણું થાય તો તે ઉપવાસ વ્રતનો નાશ કરનાર થાય છે. વૈષ્ણવ શાસ્ત્રમાં જણાવવામાં આવેલી આઠ મહા-દ્વાદશીઓ[1] એકાદશીથી ભિન્ન છે. વૈષ્ણવો

[1] ૧. આઠ મહાદ્વાદશીઓનાં નામ આ પ્રમાણે છે: ઉન્મીલની, વંજુલી, ત્રિસ્પૃશા, પક્ષવર્ધિની, જયા, વિજયા, જયંતી અને પાપનાશિની. આમાંની પ્રથમ ચાર, દ્વાદશીઓ તિથિના યોગથી વિશેષ

તેમાં ઉપવાસ કરે છે.

વૈષ્ણવ મહાત્માઓનું એકાદશી વ્રત ભિન્ન છે. બંને પક્ષોમાં તેને નિત્ય કહેલ છે. વિધિપૂર્વક કરવામાં આવતાં તે ત્રણ દિવસે પૂરું થાય છે. એકાદશીના આગલા દિવસે સાંજે ભોજન ન કરવું, બીજે દિવસે બપોરે ભોજન ન કરવું. જો એકાદશી બે દિવસ હોય અથવા પ્રથમ દિવસ વિદ્ધ હોવાથી ત્યાજ્ય હોય તો બીજે દિવસે ઉપવાસ કરવો જોઈએ. દ્વાદશીએ નિર્જલ ઉપવાસ કરવો ઉચિત છે. જેઓ ઉપવાસ કરવામાં અસમર્થ હોય, તેમને માટે જળ, શાક, ફળ, દૂધ અથવા ભગવાનનું નૈવેદ્ય ગ્રહણ કરવાનું વિધાન છે; પરંતુ તે પોતાના સ્વાભાવિક આહારથી ચોથા ભાગની માત્રા બરાબર હોવું જોઈએ. હે સાધ્વી! સ્માર્ત (સ્મૃતિઓ અનુસાર ચાલનારાં ગૃહસ્થ) લોકો સૂર્યોદયકાળે દશમી વિદ્ધા એકાદશીનો ત્યાગ

સંજ્ઞા ધારણ કરે છે ને અંતની ચાર દ્વાદશીઓના નામકરણમાં ભિન્ન ભિન્ન નક્ષત્રોનો યોગ કારણ બને છે. દશમીના વેધથી રહિત એકાદશી જ્યારે એક દિવસથી વધીને બીજા દિવસે પણ થોડોક સમય હોય ને દ્વાદશી ન હોય તો તે 'ઉન્મીલની' મહાદ્વાદશી કહેવાય છે. જ્યારે એકાદશી એક જ દિવસે હોય અને દ્વાદશી વધીને બીજે દિવસે પણ પહોંચતી હોય ત્યારે તે 'વંજુલી' દ્વાદશી કહેવાય છે. આ દ્વાદશીએ ઉપવાસ અને દ્વાદશીમાં જ પારણું થાય છે. જ્યારે અરુણોદય કાળે એકાદશી, આખા દિવસે દ્વાદશી અને બીજે દિવસે પ્રાતઃકાળે ત્રયોદશી હોય ત્યારે 'ત્રિસ્પૃશા' નામની મહાદ્વાદશી હોય છે. જે પક્ષમાં અમાવાસ્યા અથવા પૂર્ણિમા એક દિવસમાં સાઠ દંડ રહીને બીજે દિવસે પણ થોડોક સમય પહોંચી હોય, તે પક્ષની દ્વાદશીને 'પક્ષવર્ધિની' કહે છે.

દ્વાદશીની સાથે પુનર્વસુ નક્ષત્રનો યોગ હોય તો તે 'જયા,' શ્રવણ નક્ષત્રનો યોગ હોય તો 'વિજયા,' પુષ્યનો યોગ હોય તો 'પાપનાશિની' તથા રોહિણીનો યોગ હોય તો 'જયંતી' કહેવાય છે.

કરે છે; પરંતુ નિષ્કામ તેમ જ વિરક્ત વૈષ્ણવજન અર્ધી રાતના સમયે પણ દશમી વિદ્ધ એકાદશી ત્યજી દે છે. દશમી એ યમરાજની તિથિ છે, આ વાત સર્વલોકમાં વિદિત છે. હે અનઘે! તે દશમીના અંતભાગમાં તમારે નિવાસ કરવો. તમે દશમી તિથિના અંતભાગમાં સ્થિત થઈને સૂર્ય અને ચંદ્રમાનાં કિરણો સાથે સંચાર કરશો. હવે તમે પોતાના પાપનો નાશ કરવા માટે સર્વ તીર્થોમાં ભ્રમણ કરો. અરુણોદયથી લઈને સૂર્યોદયના સમયની વચ્ચે તમે વ્રતમાં સ્થિત થઈને એકાદશીનું ફળ પ્રાપ્ત કરો. જે કોઈ માણસ તમારાથી (દશમીના અંતભાગથી) વિદ્ધ એકાદશીનું વ્રત કરે છે, તે વ્રત દ્વારા તે માણસ તમને લાભ આપનારો થશે. અહીં અરુણોદયનો સમય સૂર્યોદય પહેલાં બે મુહૂર્ત (એક કલાક, ૩૬ મિનિટ) સુધીનો જાણવો. રાત્રિ અને દિવસના પંદર પંદર મુહૂર્ત માનવામાં આવ્યાં છે. દિવસ અને રાત્રિના નાના મોટા પ્રમાણ અનુસાર ત્રિરાશિની રીતે રાત્રિ કે દિવસનાં મુહૂર્તો સમજવાં. રાત્રિના તેરમા મુહૂર્ત પછી તમે દશમીના અંતભાગમાં રહીને તે દિવસે ઉપવાસ કરનારા માણસોના પુણ્યફળને પ્રાપ્ત કરશો. હે શુચિસ્મિતે! આ વર પામીને તમે નિશ્ચિંત થઈ જાઓ. હે મોહિની! જે વ્રત કરનારાં માણસો તમારાથી વિદ્ધ થયેલી એકાદશીનું વ્રત કરે છે, તેમના તે વ્રતથી પ્રાપ્ત થતા પુણ્યફળને તમે ભોગવો.

બ્રહ્મા આદિ દેવતાઓ દ્વારા આ પ્રકારનો આદેશ પ્રાપ્ત થવાથી મોહિની ખૂબ પ્રસન્ન થઈ. પોતાના પાપના નિવારણ માટે તીર્થસેવનની આજ્ઞા મળવાથી તેણે પોતાના જીવનની કૃતાર્થતા માની અને દેવતાઓ તથા પુરોહિતને પ્રણામ કરીને સૂર્યોદય પહેલાંની દશમી તિથિના અંત ભાગમાં તેણે નિવાસ કર્યો. મોહિનીને પોતાની તિથિના અંત-

ભાગમાં સ્થિત જોઈને સૂર્યના પુત્ર યમરાજનું મુખ પ્રસન્નતાથી ખીલી ઊઠયું. તેઓ બોલ્યા : 'હે ચારુલોચને ! તમે આ લોકમાં ફરીથી મારી પ્રતિષ્ઠા કરી દીધી. રાજા રુકમાંગદના મતવાળા માતંગ પર મૂકીને વગાડવામાં આવતાં નગારાં તમે બંધ કરાવી જ દીધાં. આ દશમી તિથિ જો સૂર્યોદયકાળનો સ્પર્શ કરે, તો તેને સદા નિંદિત માનવામાં આવી છે. જો દશમીથી ઉદયકાળનો સ્પર્શ ન થાય પણ અરુણોદયકાળે પણ તેનો સ્પર્શ થાય, તોય તે મનુષ્યોને મોહમાં નાખનારી થશે. દશમીનો ત્યાગ કરીને વ્રત કરનારા મનુષ્યોને પ્રિય વસ્તુઓનો સંયોગ અને ભોગ પ્રાપ્ત થાય છે.' આટલું કહીને સૂર્યપુત્ર યમ પ્રસન્નતાપૂર્વક બ્રહ્મકુમારી મોહિનીને પ્રણામ કરીને ચિત્રગુપ્તનો હાથ પકડીને દેવતાઓની સાથે સ્વર્ગલોકમાં ચાલ્યા ગયા. દેવતાઓના ગયા પછી મોહિની બ્રહ્માજીને કહેવા લાગી : 'હે પિતાજી ! મારા આ પુરોહિતે ક્રોધપૂર્વક મારા શરીરને ભસ્મ કરી નાખ્યું છે. હું ફરીથી તે પ્રાપ્ત કરું એવો પ્રયત્ન કરો.'

મોહિનીની આ વાત સાંભળીને લોકસ્રષ્ટા બ્રહ્મા પુત્રીના હિત માટે બ્રાહ્મણદેવને ફરીથી શાન્ત કરતા બોલ્યા : 'તાત ! હે વસો ! મારી વાત સાંભળો. હે મહાભાગ ! હું તમારા માટે, આ મોહિની માટે તથા સર્વલોકોના હિત માટે, હિતકારક વચન કહું છું. હે માનદ ! તમે ક્રોધવશ મોહિનીને ભસ્મ કરી દીધી છે. હવે તે ફરીથી પોતાના માટે શરીરની યાચના કરે છે, માટે આજ્ઞા આપો. તાત ! આ મારી પુત્રી અને તમારી યજમાન હોવા છતાં પણ તે દુર્ગતિમાં પડી છે. આનું પાલન કરવું એ મારું અને તમારું બન્નેનું કર્તવ્ય છે. હે માનદ ! જો તમે શુદ્ધ ભાવથી મને આજ્ઞા આપો, તો હું આને માટે ફરીથી નવું શરીર ઉત્પન્ન કરી દઈશ; પરંતુ આ એકાદશી સાથે વૈર રાખતી હોવાથી પાપાચારિણી છે. હે વિપ્રવર ! જે રીતે આ પાપથી શીઘ્ર શુદ્ધ થઈ શકે તે જ ઉપાય કરો.'

બ્રહ્માજીની વાત સાંભળીને રાજપુરોહિતે પોતાની યજમાનપત્નીના શરીરની પ્રાપ્તિ માટે પ્રસન્નતાપૂર્વક આજ્ઞા આપી. આથી બ્રહ્માએ મોહિનીના શરીરની રાખ પર કમંડળુમાંથી જળ છાંટયું; એટલે મોહિનીએ પહેલાં હતું તેવું પોતાનું શરીર પ્રાપ્ત કર્યું. તેણે પોતાના પિતા બ્રહ્માને પ્રણામ કરીને વિનયપૂર્વક મસ્તક નમાવી પુરોહિત વસુના બંને પગ પકડી લીધા, આથી રાજપુરોહિત વસુ પ્રસન્ન થયા. પતિ અને પુત્રથી રહિત સંકટમાં પડેલી વિધવા યજમાનપત્ની મોહિનીને તેમણે કહ્યું. વસુ બોલ્યા : 'દેવી ! મેં બ્રહ્માજીના કહેવાથી ક્રોધનો ત્યાગ કર્યો છે. હવે તીર્થસ્થાન આદિ પુણ્યકર્મથી તમારી સદ્ગતિ કરાવીશ.

મોહિનીને આ પ્રમાણે કહીને બ્રાહ્મણે તેના પિતા જગત્પતિ બ્રહ્માને નમસ્કાર કરી પ્રસન્નતાપૂર્વક વિદાય કર્યા. બ્રહ્માજી પોતાના જ્યોતિર્મય લોકમાં ચાલ્યા ગયા. રુકમાંગદના પુરોહિત વિપ્રવર વસુ મોહિનીને કૃપાપાત્ર માનીને મનમાં તેની સદ્ગતિનો ઉપાય વિચારવા લાગ્યા. એ ઘડી ધ્યાનમાં રહીને તેમણે તેની સદ્ગતિ માટેનો ઉપાય જાણી લીધો. ૧–૪૬

मोहिनीं समनुग्राह्यां मत्वा हृदि विचारयन् ।
मुहूर्तं ध्यानमापन्नो बुबुधे कारणं गतेः ॥ ४६ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'મોહિનીને દશમીના અંતભાગમાં સ્થાનની પ્રાપ્તિ' નામનો ૩૭ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૩૮ : ગંગાજીના માહાત્મ્યનું વર્ણન

वसिष्ठ उवाच

स वसुर्नृपशार्दूल मोहिनीं ग्राज्यकामिनीम् ।
उवाच श्लक्ष्णया वाचा सर्वलोकहिते रतः ॥१॥

વસિષ્ઠ બોલ્યા : હે નૃપશ્રેષ્ઠ! સર્વલોકોના હિતમાં તત્પર રહેનારા પુરોહિત વસુ યજમાનપત્ની મોહિનીને કહેવા લાગ્યા : મોહિની! સાંભળો. હું તમને તીર્થોનાં પૃથક્ પૃથક્ લક્ષણ કહું છું. જેને જાણવા માત્રથી પાપીઓની ઉત્તમ ગતિ થાય છે. પૃથ્વી પર સર્વ તીર્થોમાં ગંગા શ્રેષ્ઠ છે. ગંગા સમાન પાપનાશક તીર્થ બીજું કોઈ નથી.

પોતાના પુરોહિતનું આ વચન સાંભળીને મોહિનીના મનમાં ગંગાસ્નાન પ્રતિ આદર વધી ગયો. તે પુરોહિતને પ્રણામ કરીને બોલી.

મોહિની બોલી : ભગવન્! સર્વ પુરાણોની સંમતિ અનુસાર હવે ગંગાજીનું ઉત્તમ માહાત્મ્ય જણાવો. પ્રથમ ગંગાજીનું અનુપમ માહાત્મ્ય સાંભળીને પછી આપની સાથે પાપનાશિની ગંગામાં સ્નાન કરવા માટે આવીશ. વસુ સર્વ પુરાણોના જ્ઞાતા હતા. તેમણે મોહિનીનું વચન સાંભળીને ગંગાજીના પાપનાશક માહાત્મ્યનું આ પ્રમાણે વર્ણન કર્યું.

પુરોહિત વસુ બોલ્યા : દેવી! તે દેશ, તે જનપદ-ગામ, તે પર્વતો અને તે આશ્રમો પણ ધન્ય છે, જેની પાસે થઈને પવિત્ર જળવાળી ભાગીરથી સદા વહેતી રહે છે.*

જીવ ગંગાજીનું સેવન કરીને જે ગતિને પામે છે, તેને તપશ્ચર્યા, બ્રહ્મચર્ય, યજ્ઞ અથવા ત્યાગ દ્વારા પણ પામી શકતો નથી. જે માણસો પ્રથમ અવસ્થામાં પાપકર્મ કરીને અંતિમ અવસ્થામાં ગંગાજીનું સેવન કરે છે, તેઓ પણ પરમગતિને પ્રાપ્ત થાય છે. આ સંસારમાં દુઃખથી વ્યાકુળ થયેલા જે જીવો ઉત્તમ ગતિની શોધમાં લાગેલા છે, તે બધા માટે ગંગા સમાન બીજી કોઈ ગતિ નથી. મોટાં અને ભયંકર પાતકોને લીધે અપવિત્ર નરકમાં પડનારા નરાધમ પાપીઓને ગંગાજી બળજબરીથી તારી દે છે. આંધળા, જડ, અને દ્રવ્યહીનોને પણ ગંગા પવિત્ર કરે છે.

હે મોહિની! (ખાસ કરીને) કૃષ્ણપક્ષમાં ષષ્ઠીથી લઈ અમાવાસ્યા સુધી-દસ દિવસ ગંગાજી આ પૃથ્વી પર નિવાસ કરે છે. શુક્લપક્ષની પ્રતિપદાથી લઈને દસ દિવસ સુધી તે પાતાળમાં નિવાસ કરે છે. તે પછી શુક્લપક્ષની એકાદશીથી કૃષ્ણપક્ષની પંચમી સુધી દસ દિવસ ગંગા સદા સ્વર્ગમાં રહે છે. (એટલા માટે એને 'ત્રિપથગા' કહેવામાં આવે છે.) સત્યયુગમાં સર્વ તીર્થો ઉત્તમ છે. ત્રેતામાં પુષ્કરતીર્થ, દ્વાપરમાં કુરુક્ષેત્ર અને કળિયુગમાં ગંગા શ્રેષ્ઠ છે. કળિયુગમાં સર્વ તીર્થો સ્વભાવથી જ પોતપોતાની શક્તિ ગંગાજીમાં છોડે છે, પરંતુ ગંગા પોતાની શક્તિનો ક્યાંય ત્યાગ કરતી નથી. ગંગાના જળકણોથી પરિપુષ્ટ થયેલા વાયુના સ્પર્શથી પણ પાપી મનુષ્યો ઉત્તમ ગતિને પ્રાપ્ત થાય છે. જેઓ સર્વત્ર વ્યાપક છે, જેમનું સ્વરૂપ ચિન્મય છે, તે જનાર્દન ભગવાન વિષ્ણુ જ દ્રવરૂપથી ગંગાજીનું જળ છે,[1] આમાં સંશય નથી. મહાપાપીઓ પણ ગંગાજીના જળમાં સ્નાન કરવાથી પવિત્ર થઈ જાય છે. આ વિષયમાં અન્યથા વિચાર કરવો ન જોઈએ. ગંગાજીનું જળ પોતાના ક્ષેત્રમાં હોય કે તેમાંથી નહેર કાઢીને લાવવામાં આવ્યું હોય, ઠંડું હોય કે ગરમ હોય, પણ તે સેવન કરવા-

---

* ते देशास्ते जनपदास्ते शैलास्तेऽपि चाश्रमाः ।
येषां भागीरथी पुण्या समीपे वर्तते सदा ॥

१ योऽसौ सर्वगतो विष्णुश्चित्स्वरूपी जनार्दनः ।
स एव द्रवरूपेण गंगाम्भो नात्र संशयः ॥
(ના. પુ. ભા. ૩૮-૨૩)

માં આવ્યું હોય તો મરણ સુધી કરેલાં સર્વ પાપોને હરી લે છે. વાસી જળ અને વાસી દળ (અન્ન) ત્યાગ કરવા યોગ્ય મનાયું છે, પરંતુ ગંગાજળ અને તુલસીદળ વાસી હોય તો પણ ત્યાજ્ય નથી. જળના એક એક કણની ગણના થઈ શકે છે; મેરુના સુવર્ણની, સર્વ પ્રકારનાં રત્નોની અને ત્યાંના પાષાણ અને પ્રસ્તર(કાંકરા)ની ગણના થઈ શકે છે, પરંતુ ગંગાજળના ગુણોનું પરિમાણ બતાવવાની શક્તિ કોઈનામાં પણ નથી.* તીર્થયાત્રાવિધિને પૂરો ન કરી શકનાર માણસ પણ કેવળ ગંગાજળના માહાત્મ્યથી અહીં ઉત્તમ ફળનો ભોક્તા થાય છે. ગંગાના જળથી એક વાર ભક્તિપૂર્વક કોગળો કરવાથી મનુષ્ય સ્વર્ગમાં જઈને ત્યાં કામધેનુના આંચળમાંથી પ્રકટ થયેલા દિવ્ય રસોનું આસ્વાદન કરે છે. શાલગ્રામની શિલા પર ગંગાજળ ચડાવનારો માણસ પાપરૂપી તીવ્ર અંધકારને દૂર કરી ઉદયકાળના સૂર્ય સમાન પુણ્યથી પ્રકાશિત થાય છે. મન, વાણી અને શરીર દ્વારા કરેલાં અનેક પ્રકારનાં પાપોથી ગ્રસ્ત પુરુષ પણ ગંગાજીનાં દર્શન કરવાથી પવિત્ર થઈ જાય છે; આમાં સંશય નથી. ગંગાજીનું જળ છાંટી પવિત્ર કરેલી ભિક્ષાનું ભોજન કરનારો કાંચળીનો ત્યાગ કરનારા સર્પની પેઠે પાપરહિત થઈ જાય છે. ભગવાન વિષ્ણુની ભક્તિ કરવાથી સર્વ પ્રકારની આપત્તિઓ દૂર થાય છે, તેમ

* ब्रह्महा गुरुहा गोघ्नः स्तेयी च गुरुतल्पगः ।
गंगाम्भसा च पूयन्ते नात्र कार्या विचारणा ॥
क्षेत्रस्थमुद्धृतं वापि शीतमुष्णमथापि वा ।
गाङ्गेयं तु हरेत्तोयं पापमामरणान्तिकम् ॥
वर्ज्यं पर्युषितं तोयं वर्ज्यं पर्युषितं दलम् ।
न वर्ज्यं जाह्नवीतोयं न वर्ज्यं तुलसीदलम् ॥
मेरोः सुवर्णस्य च सर्वरत्नैः संख्योपलानामुदकस्य वापि ।
गंगाजलानां न तु शक्तिरस्ति वक्तुं गुणाख्यापरिमाणमत्र ॥
(ના. ઉ. ભા. ૩૮-૨૪-૨૭)

હિમાલય અને વિન્ધ્ય સમાન પાપરાશિઓ પણ ગંગાજીના જળથી નષ્ટ થઈ જાય છે. ગંગાજીમાં ભક્તિ અને શ્રદ્ધાપૂર્વક સ્નાન કરવા માટે પ્રવેશ કરતાં જ માણસોનાં બ્રહ્મહત્યા આદિ ભયંકર અને મહાન પાપો 'હાય હાય' કરતાં નાસી છૂટે છે. પ્રતિદિન ગંગાજીના તટ પર રહેનારો અને સદા ગંગાજીનું જળ પીનારો માણસ પૂર્વસંચિત પાતકોથી મુક્ત થઈ જાય છે. ગંગાજીનો આશ્રય લઈ નિત્ય નિર્ભય રહેનારો માણસ જ દેવતાઓ, ઋષિઓ અને મનુષ્યો માટે પૂજનીય છે. પ્રભાસતીર્થમાં સૂર્યગ્રહણ સમયે સહસ્રગોદાન કરવાથી મળતું ફળ ગંગાજીના તટ પર એક દિવસ રહેવાથી જ મળી જાય છે. અન્ય સર્વ ઉપાયો છોડી દઈને મોક્ષની કામના માટે દૃઢ નિશ્ચય સાથે ગંગાના તટ પર સુખપૂર્વક રહેનારો અવશ્ય મોક્ષભાગી થાય છે. ખાસ કરીને કાશીપુરીમાં ગંગાજી તત્કાલ મોક્ષ આપનારી છે. જીવનભર દરેક માસની ચતુર્દશી અને અષ્ટમી તિથિએ સદા ગંગાજીના તટ પર નિવાસ કરવામાં આવે તો ઉત્તમ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. કૃચ્છ્ર અને ચાન્દ્રાયણ વ્રત કરી સુખપૂર્વક મનુષ્ય જે ફળનો અનુભવ કરે છે તે જ ફળ તેને ગંગાજીના તટ પર નિવાસ કરવા માત્રથી મળી જાય છે. હે બ્રહ્મપુત્રી! આ લોકમાં ગંગાજીની સેવામાં તત્પર રહેનારા મનુષ્યને અર્ધા દિવસના સેવનથી મળતું ફળ સેંકડો યજ્ઞો કરવાથી પણ મળી શકતું નથી. સર્વ યજ્ઞ, તપ, દાન, યોગ તથા સ્વાધ્યાય કર્મથી મળતું ફળ ભક્તિભાવથી ગંગાજીના તટ પર નિવાસ કરવાથી જ મળી જાય છે. સત્યભાષણ, નૈષ્ઠિક બ્રહ્મચર્યનું પાલન તથા અગ્નિહોત્ર કરવાથી મનુષ્યોને પ્રાપ્ત થતું ફળ ગંગાતટ પર નિવાસ કરવાથી જ મળી જાય છે. ગંગાજીના ભક્તને સંતોષ, ઉત્તમ ઐશ્વર્ય,

તત્ત્વજ્ઞાન, સુખ તથા વિનય તેમ જ સદાચારની સંપત્તિ પ્રાપ્ત થાય છે. મનુષ્ય કેવળ ગંગાજીને જ પ્રાપ્ત કરીને કૃતકૃત્ય થઈ જાય છે. ભક્તિભાવથી ગંગાજીના જળનો સ્પર્શ કરનારો, ગંગાજળનું પાન કરનારો માણસ અનાયાસે જ મોક્ષનો ઉપાય પ્રાપ્ત કરી લે છે. જેમનાં સર્વ કૃત્યો સદા ગંગાજળથી જ થતાં હોય છે, તે મનુષ્યો શરીરનો ત્યાગ કર્યા પછી ભગવાન શિવની સમીપ આનંદનો અનુભવ કરે છે. ઇંદ્ર આદિ દેવતાઓ પોતાના મુખથી ચંદ્રમાનાં કિરણોમાં રહેલા અમૃતનું પાન કરે છે, તેવી જ રીતે મનુષ્યો ગંગાજીનું જળ પીએ છે.

વિધિપૂર્વક કન્યાદાન અને ભક્તિપૂર્વક ભૂમિદાન, અન્નદાન, ગોદાન, સુવર્ણદાન, રથદાન, અશ્વદાન અને ગજદાન આદિ કરવાથી મળતા પુણ્ય કરતાં સોગણું અધિક પુણ્ય એક ચાંગળું ભરી ગંગાજળ પીવાથી પ્રાપ્ત થાય છે. સેંકડો ચાન્દ્રાયણ વ્રત કરવાથી મળતા ફળથી અધિક ફળ ગંગાજળનું પાન કરવાથી મળે છે. કેવળ ચાંગળું ગંગાજળ પીવાથી અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. ઇચ્છાનુસાર ગંગાજળ પીનારાની મુક્તિ હાથવેંતમાં જ છે.

સરસ્વતી નદીનું જળ ત્રણ માસ, યમુનાજીનું જળ સાત માસ, નર્મદાજીનું જળ દસ માસ તથા ગંગાજીનું જળ કાયમ તાજું રહે છે.

અજ્ઞાત સ્થાનમાં મરણ પામેલા માણસો તેમ જ શાસ્ત્રીય વિધિથી તર્પણ ન કરવામાં આવ્યું હોય તેવા માણસોનાં હાડકાંઓનો ગંગાજળ સાથે સંયોગ થતાં પરલોકમાં તેમને ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય છે.

શરીરની શુદ્ધિ કરનારા હજારો ચાન્દ્રાયણ વ્રતના કરતાં યથેષ્ટ ગંગાજળ પીનારો શ્રેષ્ઠ છે. જે માણસ ગંગાજીનાં દર્શન અને તેમની સ્તુતિ કરે છે, જે ભક્તિપૂર્વક ગંગાજીમાં સ્નાન કરે છે અને સૂર્યનાં કિરણોથી તપ્ત થયેલું ગંગાનું જ જળ પીએ છે, તે સ્વર્ગ, નિર્મળ જ્ઞાન, યોગ તથા મોક્ષ સર્વ કંઈ પ્રાપ્ત કરી લે છે. ગંગાનું જળ ગોમૂત્ર અને જવના આહાર કરતાં પણ અધિક પવિત્ર છે. ૬૧-૬૩

स स्वर्गं ज्ञानममलं योगं मोक्षं च विन्दति।
यस्तुं सूर्यांशुनिष्टप्तं गाङ्गेयं पिबते जलम्॥
गोमूत्रयावकाहाराद्गाङ्गपानं विशिष्यते॥ ६३॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'ગંગામાહાત્મ્ય-વર્ણન' નામનો ૩૮ મો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૩૯: ગંગાસ્નાનમાહાત્મ્ય

वसुरुवाच

शृणु मोहिनि वक्ष्यामि गंगाया दर्शने फलम्।
यदुक्तं हि पुराणेषु मुनिभिस्तत्त्वदर्शिभिः॥ १॥

પુરોહિત વસુ બોલ્યા: 'મોહિની, સાંભળો, હું તમને ગંગાજીનાં દર્શનનું ફળ કહું છું. આનું વર્ણન તત્ત્વદર્શી મુનિઓએ પુરાણમાં કર્યું છે. જ્ઞાન, અનુપમ ઐશ્વર્ય, પ્રતિષ્ઠા, આયુ, યશ તથા શુભ આશ્રમોની પ્રાપ્તિ–આ બધું ગંગાજીનાં દર્શનનું ફળ છે. ગંગાનાં દર્શનમાત્રથી સર્વ ઇંદ્રિયોની ચંચળતા, દુર્વ્યસન, પાતક તથા નિર્દયતા આદિ દોષ નષ્ટ થઈ જાય છે. બીજાઓની હિંસા, કુટિલતા, પારકાના દોષ જોવા તથા મનુષ્યોના દંભ આદિ દોષ કેવળ ગંગાનાં દર્શનથી જ દૂર થઈ જાય છે. અવિનાશી, સનાતન પદની પ્રાપ્તિ કરવા ઇચ્છનારા મનુષ્યે ગંગા પ્રતિ જોવું અને વારંવાર તેના જળનો સ્પર્શ કરવો. વાવ, કૂવા, તળાવ આદિ બનાવડાવવાં, પરબ બેસાડવી તથા અન્નક્ષેત્ર ચલાવવાં વગેરેથી મળનારું પુણ્ય ગંગાનાં દર્શનમાત્રથી મળી જાય છે. પરમાત્માનાં દર્શન કરવાથી મનુષ્યોને મળતું ફળ, ભક્તિભાવથી ગંગાનાં દર્શનમાત્ર કરવાથી સુલભ થઈ જાય છે. નૈમિષારણ્ય, કુરુક્ષેત્ર, નર્મદા તથા પુષ્કર-

તીર્થમાં સ્નાન, સ્પર્શ અને સેવન કરીને મનુષ્ય જે ફળને પામે છે, તે કલિયુગમાં ગંગાજીનાં દર્શનમાત્રથી પ્રાપ્ત થઈ જાય છે. આમ મહર્ષિઓ કહે છે.

હે રાજપત્ની! અત્યાર સુધી ગંગાનાં દર્શનનું ફળ કહેવામાં આવ્યું; હવે પુરાણોમાં કહેલું ગંગાના સ્મરણનું ફળ હું તમને કહું છું.

જેઓ અશુભ કર્મોથી યુક્ત થઈને સંસારસાગરમાં ડૂબી રહ્યા હોય અને નરકમાં પડનારા હોય તેઓ જો ગંગાનું સ્મરણ દૂરથી પણ કરે તોય ગંગા તેમનો ઉદ્ધાર કરી દે છે. દુષ્ટ કર્મ કરનારો માણસ પણ હજારો યોજન દૂરથી ગંગાનું સ્મરણ કરે તો તે ઉત્તમ ગતિને પામે છે. વજ્રના આઘાતથી પર્વતના હજારો ટુકડા થઈ જાય છે તેમ ગંગાના સ્મરણમાત્રથી પાપસમૂહ નાશ પામે છે. ચાલતાં, ઊઠતાં, સૂતાં, ધ્યાન કરતાં, જાગતાં, ખાતાં, હસતાં, રોતાં જે માણસ ગંગાનું સતત સ્મરણ કરે તે બંધનમાંથી મુક્ત થાય છે. જેઓ હજારો યોજન દૂરથી પણ ભક્તિપૂર્વક, ગંગાનું સ્મરણ કરે છે તથા 'ગંગા-ગંગા' આ પ્રમાણે મોટે સાદે વારંવાર બોલે છે તેઓ પણ પાતકથી મુક્ત થઈ જાય છે. વિચિત્ર ભવન, વિચિત્ર આભૂષણોથી વિભૂષિત સ્ત્રીઓ, આરોગ્ય અને ધનસંપત્તિ—આ ગંગાજીના સ્મરણથી ઉત્પન્ન થયેલા પુણ્યનાં ફળ છે. મનુષ્ય ગંગાજીના નામનું કીર્તન કરવાથી પાપમુક્ત થાય છે અને દર્શનથી કલ્યાણ પામે છે. ગંગામાં સ્નાન અને તેના જળનું પાન કરવાથી સાત પેઢી પવિત્ર થાય છે. શ્રદ્ધા વિના પણ ગંગાનું નામકીર્તન કરનારો સ્વર્ગલોકને પ્રાપ્ત કરે છે. સર્વ કર્મોથી રહિત, સર્વ અવસ્થાઓને પ્રાપ્ત થયેલો માણસ પણ ગંગાના નામનું કીર્તન કરવામાત્રથી શુભ ગતિને પામે છે. બ્રાહ્મણ, ગુરુ અને ગાયની હત્યા કરનારો અથવા સર્વ પાતકોથી યુક્ત માણસ ગંગાના જળનો સ્પર્શ કરવાથી જ બધાં પાપોમાંથી છૂટી જાય છે. 'ગંગાનું દર્શન મને ક્યારે થશે, તેમાં સ્નાન કરવાનું ક્યારે મળશે?' આ પ્રમાણે ઇચ્છનારા માણસનાં સો કુળોને ગંગા તારી દે છે.

હે દેવી! હવે હું ગંગાના જળમાં સ્નાન કરવાથી મળતા ફળનું વર્ણન કરું છું. ગંગાના જળમાં સ્નાન કરનારા માણસનાં સર્વ પાપ તત્કાલ નષ્ટ થઈ જાય છે અને હે મોહિની! તેને તે જ ક્ષણે અપૂર્વ પુણ્યની પ્રાપ્તિ થાય છે. ગંગાના પવિત્ર જળથી સ્નાન કરીને શુદ્ધચિત્ત થયેલા પુરુષોને પ્રાપ્ત થતું ફળ સેંકડો યજ્ઞો કરવાથી પણ સુલભ નથી. જેવી રીતે સૂર્ય ઉદયકાળમાં ગાઢ અંધકારનો નાશ કરીને પ્રકાશિત થાય છે તેવી જ રીતે ગંગાજળથી અભિષિક્ત થયેલો માણસ પાપરાશિનો નાશ કરીને પ્રકાશમાન થાય છે. ગંગામાં સ્નાન કરવામાત્રથી મનુષ્યનાં અનેક જન્મોનાં પાપ નષ્ટ થઈ જાય છે અને તે તત્કાળ પુણ્યભાગી થાય છે. સર્વ તીર્થોમાં સ્નાન કરવાથી અને બધાં મંદિરોમાં ઇષ્ટદેવની પૂજા કરવાથી મળતું ફળ કેવળ ગંગામાં સ્નાન કરવાથી જ પ્રાપ્ત કરી લે છે. મહાપાતકોથી અથવા સર્વપાતકોથી યુક્ત હોય એવો કોઈ પણ માણસ વિધિપૂર્વક ગંગામાં સ્નાન કરવાથી બધાં જ પાતકોથી મુક્ત થઈ જાય છે. ગંગાસ્નાનથી શ્રેષ્ઠ બીજું કોઈ સ્નાન નથી. ખાસ કરીને કલિયુગમાં ગંગાદેવી સર્વ પાપ હરી લે છે. નિત્ય ગંગામાં સ્નાન કરનારો માણસ જીવનથી મુક્ત થઈ જાય છે, અને મરણ પછી વિષ્ણુના ધામમાં જાય છે. ગંગામાં મધ્યાહ્નકાળે સ્નાન કરવાથી પ્રાતઃકાળ કરતાં દસગણું પુણ્ય થાય છે. સાયંકાળે સોગણું અને ભગવાન શિવની સમીપ અનંતગણું પુણ્ય થાય છે. કરોડો કપિલા ગાયોમાં દાન કરતાં પણ ગંગાસ્નાન ચડિયાતું

હોવાનું મનાયું છે. ગંગામાં ગમે તે સ્થળે સ્નાન કરાય તો પણ તે કુરુક્ષેત્ર સમાન પુણ્ય આપનારું છે; પરંતુ હરિદ્વાર, પ્રયાગ તથા ગંગા અને સાગરનો સંગમ થતો હોય ત્યાં કરાતું સ્નાન અધિક ફળ આપનારું છે.

ભગવાન સૂર્ય ગંગાને કહે છે કે 'હે જાહ્નવી! જે માણસો મારા કિરણોથી તપ્ત થયેલા તમારા જળમાં સ્નાન કરે છે, તેઓ મારું મંડળ જોઈને મોક્ષને પ્રાપ્ત થાય છે.'

વરુણે પણ ગંગાને કહ્યું છે, 'જે માણસ પોતાના નિવાસસ્થાનમાં રહીને પણ સ્નાન કરતી વખતે તમારું નામ બોલશે, તે પણ વૈકુંઠમાં (સ્વર્ગમાં) જશે.' ૧–૪૮

यो गृहे स्वे स्थितोऽपि त्वां स्नाने संकीर्तयिष्यति।
सोऽपि यास्यति नाकं वै इत्याह वरुणश्च ताम्॥४८॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'ગંગાસ્નાન માહાત્મ્ય' નામનો ૩૯ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૪૦ : કાલવિશેષ અને સ્થલ-વિશેષમાં ગંગાસ્નાનનો મહિમા

वसुरुवाच

अथ कालविशेषे तु गंगास्नानस्य ते फलम्।
कीर्तयिष्यामि वामोरु सावधाना निशामय॥१॥

પુરોહિત વસુ બોલ્યા : હે વામોરુ! હવે હું અમુક ચોક્કસ સમયે કરાતા ગંગાસ્નાનનું ફળ કહીશ. તે તમે સાવધાન થઈ સાંભળો. માઘમાસમાં નિરંતર ગંગાસ્નાન કરનારો દીર્ઘકાળ સુધી પોતાના સમગ્ર કુળની સાથે ઇંદ્રલોકમાં નિવાસ કરે છે. તે પછી દસ લાખ કરોડ કલ્પો સુધી બ્રહ્મલોકમાં નિવાસ કરે છે. સર્વ સંક્રાન્તિઓમાં ગંગાજીના જળમાં સ્નાન કરનારો માણસ સૂર્ય સમાન તેજસ્વી વિમાન દ્વારા વૈકુંઠ ધામમાં જાય છે. વિષુવયોગમાં ઉત્તરાયણ કે દક્ષિણાયન પ્રારંભ થવાના દિવસે તથા સંક્રાન્તિ સમયે કરાતા ગંગાના સ્નાનનું વિશેષ ફળ જણાવવામાં આવ્યું છે. માઘના જ જેવું કાર્તિકમાં પણ ગંગાસ્નાનનું મહાન ફળ મનાયું છે. હે મોહિની! જ્યારે સૂર્ય મેષરાશિમાં પ્રવેશ કરે છે, ત્યારે તથા કાર્તિકની પૂર્ણિમાએ ગંગામાં સ્નાન કરવાથી બ્રહ્મા આદિ દેવતાઓએ માઘસ્નાન કરતાં વધારે પુણ્ય મળતું હોવાનું કહ્યું છે. કાર્તિક માસમાં અથવા વૈશાખમાં અક્ષયતૃતીયા તિથિએ ગંગાસ્નાન કરવાથી એક વર્ષ સુધી સ્નાન કરવાનું પુણ્યફળ પ્રાપ્ત થાય છે. મન્વાદિ અને યુગાદિ તિથિઓમાં ગંગાસ્નાનનું કહેવામાં આવેલું ફળ ત્રણ માસના નિરંતર સ્નાન સમાન છે.

દ્વાદશીએ શ્રવણ, અષ્ટમીએ પુષ્ય અને ચતુર્દશીએ આર્દ્રા નક્ષત્રનો યોગ હોય ત્યારે ગંગાસ્નાન અત્યંત દુર્લભ છે. વૈશાખ, કાર્તિક અને માઘની પૂર્ણિમા અને અમાવાસ્યાને અત્યંત પવિત્ર માની છે. આ તિથિઓમાં ગંગાસ્નાનનો સુયોગ અત્યંત દુર્લભ છે. કૃષ્ણાષ્ટમીએ (ભાદ્રપદ કૃષ્ણ અષ્ટમીએ) ગંગાસ્નાન કરવાથી (સાધારણ તિથિના સ્નાન કરતાં) હજારગણું ફળ થાય છે. બધાં જ પર્વોમાં સોગણું પુણ્ય પ્રાપ્ત થાય છે. માઘ કૃષ્ણાષ્ટમી તથા અમાવાસ્યાએ પણ ગંગાસ્નાનથી સોગણું પુણ્ય થાય છે. ઉક્ત બંને તિથિઓએ સૂર્યનો અર્ધો ઉદય થતાં 'અર્ધોદય' યોગ થાય છે. અર્ધાથી કંઈક ઓછો ઉદય થતાં 'મહોદય' કહેવાય છે. મહોદયમાં ગંગાસ્નાન કરવાથી સોગણું અને અર્ધોદયમાં લાખગણું પુણ્ય મળે છે, દેવી! ફાલ્ગુન અને અષાઢ માસમાં તથા સૂર્યગ્રહણ અને ચંદ્રગ્રહણ સમયે કરેલું ગંગાસ્નાન ત્રણ માસના સ્નાનનું ફળ આપે છે. પોતાના જન્મના નક્ષત્રમાં ભક્તિભાવથી ગંગાસ્નાન કરવાથી જન્મભરનાં સંચિત પાપોનો નાશ થઈ જાય છે. માઘ કૃષ્ણ ચતુર્દશીએ વ્યતીપાત યોગ તથા કૃષ્ણાષ્ટમી (ભાદ્રપદ કૃષ્ણાષ્ટમી)એ ખાસ કરીને વૈધૃતયોગ ગંગાસ્નાન માટે દુર્લભ છે. જે

મનુષ્ય આખા માઘમાસમાં અરુણોદય કાળમાં વિધિપૂર્વક ગંગાસ્નાન કરે છે, તે જાતિસ્મર (પૂર્વજન્મની વાતોનું સ્મરણ રાખનારો) થાય છે. આટલું જ નહીં, પણ સર્વ શાસ્ત્રોના અર્થને જાણનારો, જ્ઞાની તથા નીરોગી પણ અવશ્ય થાય છે. સંક્રાંતિમાં બંને પક્ષોની અંતિમ તિથિ(પૂર્ણિમા તથા અમાવાસ્યા)માં તથા ચંદ્રગ્રહણ અને સૂર્યગ્રહણમાં ઇચ્છાનુસાર ગંગાસ્નાન કરનારો માણસ બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે. ચંદ્રગ્રહણમાં કરેલું સ્નાન લાખગણું અને સૂર્યગ્રહણ સમયે કરેલું ગંગાસ્નાન તેના કરતાં પણ દસગણું અધિક પુણ્ય આપે છે. વારુણનક્ષત્ર(શતભિષા)થી યુક્ત ચૈત્રકૃષ્ણ ત્રયોદશી જો ગંગાતટ પર સુલભ થઈ જાય તો તે સો સૂર્યગ્રહણના સમાન પુણ્ય આપે છે.

જ્યેષ્ઠ માસના શુક્લપક્ષમાં દશમી તિથિએ મંગળવાર તથા હસ્તનક્ષત્રના યોગમાં ભગવતી ભાગીરથી હિમાલયથી આ મર્ત્યલોકમાં ઊતર્યાં હતાં. આ તિથિએ ગંગાસ્નાન કરવાથી તે દસગણાં પાપ હરી લે છે અને અશ્વમેધ યજ્ઞનું સોગણું પુણ્ય પ્રદાન કરે છે. 'હે જાહ્નવી! મારાં મહાપાતક સમુદાયરૂપ સર્વ પાપ ગોવિંદ દ્વાદશીના દિવસે મેં સ્નાન કરેલું હોવાથી તમે નષ્ટ કરી દો.' માઘમાસની પૂર્ણિમા મઘાનક્ષત્ર તથા ગુરુવારના યોગવાળી હોય તો ઉક્ત તિથિનું મહત્ત્વ ખૂબ વધી જાય છે. જો આ યોગ ગંગાજીમાં સુલભ હોય તો સો સૂર્યગ્રહણના સ્નાન સમાન પુણ્ય પ્રાપ્ત થાય છે.

હવે દેશવિશેષના યોગથી ગંગાસ્નાનનું ફળ કહેવામાં આવે છે. ગંગાજીમાં ગમે તે સ્થળે સ્નાન કરવામાં આવે તો તે કુરુક્ષેત્ર કરતાં દસગણું પુણ્ય આપે છે, પરંતુ ગંગા જે સ્થળે વિંધ્યાચળ પર્વત સાથે સંયુક્ત થાય છે ત્યાં સ્નાન કરવાથી કુરુક્ષેત્ર કરતાં સોગણું પુણ્ય થાય છે; કાશીપુરીમાં ગંગાનું માહાત્મ્ય વિંધ્યાચળ કરતાં સોગણું હોવાનું કહ્યું છે. આમ તો ગંગાજી સર્વત્ર દુર્લભ છે; પરંતુ ગંગાદ્વાર, પ્રયાગ અને ગંગાસાગરનો સંગમ—આ ત્રણ સ્થાનોમાં તેનું માહાત્મ્ય ઘણું અધિક છે. ગંગાદ્વારમાં કુશાવર્તતીર્થમાં સ્નાન કરવાથી સાત રાજસૂય અને બે અશ્વમેધ યજ્ઞોનું ફળ મળે છે. તે તીર્થમાં પંદર દિવસ નિવાસ કરવાથી છ વિશ્વજિત યજ્ઞોનું ફળ પ્રાપ્ત થાય છે. આ સાથે જ ત્યાં રહેવાથી એકલાખ ગોદાનનું પુણ્ય થતું હોવાનું વિદ્વાનો કહે છે. કુશાવર્તમાં ગોવિંદનાં અને કનખલમાં ભગવાન રુદ્રનાં દર્શન પૂજન કરવાથી અથવા આ સ્થાનોમાં ગંગાસ્નાન કરવાથી અક્ષય પુણ્યની પ્રાપ્તિ થાય છે. જ્યાં પૂર્વકાળમાં વારાહરૂપધારી ભગવાન વિષ્ણુ પ્રકટ થયા હતા, ત્યાં સ્નાન કરીને મનુષ્ય સો અગ્નિહોત્રનું, બે જ્યોતિષ્ટોમ યજ્ઞોનું અને એક હજાર અગ્નિષ્ટોમ યજ્ઞોનું પુણ્યફળ પામે છે. ત્યાં જ બ્રહ્મતીર્થમાં સ્નાન કરનારો પુરુષ દસ હજાર જ્યોતિષ્ટોમ યજ્ઞોનું અને ત્રણ અશ્વમેધ યજ્ઞોનું પુણ્ય પ્રાપ્ત કરે છે.

હે મોહિની! કુબ્જ નામથી પ્રસિદ્ધ પાપનાશક તીર્થમાં સ્નાન કરવાથી સર્વ રોગ અને સર્વ જન્મોનાં પાતક નષ્ટ થઈ જાય છે. હરિદ્વારતીર્થમાં જ આવેલા કપિલક્ષેત્ર નામના પ્રસિદ્ધ તીર્થમાં સ્નાન કરનારો માણસ એંસી હજાર કપિલા ગાયોના દાનથી થતા પુણ્ય જેવા પુણ્યફળને પામે છે. ગંગાદ્વાર, કુશાવર્ત, બિલ્વક, નીલપર્વત તથા કનખલતીર્થમાં સ્નાન કરીને મનુષ્ય પાપરહિત થઈને સ્વર્ગલોકમાં જાય છે. બીજું એક 'પવિત્ર' નામક તીર્થ છે, એ સર્વ તીર્થોમાં પરમ ઉત્તમ છે. તેમાં સ્નાન કરવાથી મનુષ્ય બે વિશ્વજિત યજ્ઞોનું

પુણ્ય પ્રાપ્ત કરે છે. તે પછી 'વેણીરાજ્ય' નામનું એક બીજું તીર્થ છે. ત્યાં પુણ્યમયી સરયૂ ઉત્તમ પુણ્યસ્વરૂપા ગંગાને બહેનની પેઠે મળે છે. ભગવાન વિષ્ણુના જમણા ચરણારવિંદને પખાળવાથી દેવનદી ગંગા પ્રકટ થઈ છે અને ડાબા ચરણથી માનસનંદિની સરયૂનો પ્રાદુર્ભાવ થયો છે. તે તીર્થમાં ભગવાન શિવ અને વિષ્ણુની પૂજા કરનારો પુરુષ વિષ્ણુ સ્વરૂપ થઈ જાય છે. ત્યાં કરવામાં આવેલા સ્નાનથી પાંચ અશ્વમેધ યજ્ઞોનું ફળ મળે છે, એમ કહ્યું છે. તે પછી ગાણ્ડવતીર્થ છે. ત્યાં ગંગા સાથે ગંડકીનો સંગમ થાય છે. તે સ્થળે કરવામાં આવેલું સ્નાન અને એક હજાર ગાયોનું દાન—બંને સમાન છે. તે પછી રામતીર્થ છે. એની સમીપમાં પુણ્યમય વૈકુંઠ છે. તે પછી પરમપવિત્ર સોમતીર્થ છે. ત્યાં નકુલમુનિ ધ્યાનપૂર્વક ભગવાન શિવની પૂજા કરી ગણસ્વરૂપ થઈ ગયા. તે પછી ચંપક નામનું પુણ્યતીર્થ છે. ત્યાં ગંગાજીની ધારા ઉત્તર દિશા ભણી વહે છે. તેને મણિકર્ણિકા સમાન મહાપાતકોનો નાશ કરનાર કહ્યું છે. તે પછી કળશતીર્થ છે. ત્યાં કળશમાંથી મુનિશ્રેષ્ઠ અગસ્ત્ય પ્રકટ થયા હતા. તે જ સ્થળે ભગવાન રુદ્રની આરાધના કરી તેઓ 'મુનિશ્રેષ્ઠ' પદને પામ્યા. એના પછી પરમ પુણ્યમય સોમદ્વીપતીર્થ છે. તેનું મહત્ત્વ કાશીપુરી સમાન છે. ત્યાં ભગવાન શંકરની આરાધના કરનારા ચંદ્રમાને ભગવાન રુદ્રે મસ્તક પર ધારણ કર્યો હતો. આ જ સ્થળે વિશ્વામિત્રની બહેનની ગંગા સાથે સંગતિ થઈ છે. તેમાં ડૂબકી મારનારો માણસ ઇંદ્રનો પ્રિય અતિથિ થાય છે.

'હે મોહિની! જહ્નુકુંડ નામક મહાતીર્થમાં સ્નાન કરનારો માણસ નિશ્ચય જ પોતાની એકવીસ પેઢીઓને તારનારો થાય છે. હે સુભગે! તે પછી અદિતિતીર્થ છે. ત્યાં અદિતિએ કશ્યપથી ભગવાન વિષ્ણુને વામનની રૂપમાં પ્રાપ્ત કર્યા હતા. અહીં કરેલા સ્નાનથી અભ્યુદયની પ્રાપ્તિ થાય છે. તે પછી શિલોચ્ચય નામનું મહાતીર્થ છે. ત્યાં તપશ્ચર્યા કરીને સર્વ પ્રજા તૃણ આદિની સાથે સ્વર્ગે જાય છે; કારણ કે તે સ્થાન અનેક તીર્થોનો આશ્રય છે. તે પછી ઇંદ્રાણીએ તપ કરીને ઇંદ્રને પતિરૂપે પ્રાપ્ત કર્યો હતો તે 'ઇંદ્રાણી' નામક તીર્થ છે. તે સ્થાન પ્રયાગ સમાન સેવન કરવા યોગ્ય છે. તે પછી ક્ષત્રિય વિશ્વામિત્રે તપશ્ચર્યા અને તીર્થસેવનના પ્રભાવથી બ્રહ્મર્ષિ પદ પ્રાપ્ત કર્યું હતું તે પુણ્યદાયક સ્નાતકતીર્થ છે. તે પછી કામદેવ તપશ્ચર્યા કરીને ભગવાન શ્રીકૃષ્ણના પ્રદ્યુમ્ન નામક પુત્ર થયા, તે તપશ્ચર્યા માટે પ્રસિદ્ધ પ્રદ્યુમ્નતીર્થ છે. તેમાં સ્નાન કરવાથી મહાન અભ્યુદયની પ્રાપ્તિ થાય છે. તે પછી ગંગા અને યમુનાનું સંગમસ્થાન છે. ત્યાં દક્ષપ્રયાગતીર્થ છે. ત્યાં સ્નાન કરવાથી પ્રયાગતીર્થમાં સ્નાન કરવા સમાન અક્ષય પુણ્ય પ્રાપ્ત થાય છે. ૧—૫૪

ततो दक्षप्रयागं तु गंगातो यमुनागतम् ।
स्नात्वा तत्राक्षयं पुण्यं प्रयाग इवं लभ्यते ॥५४॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં કાલ અને સ્થળ વિશેષમાં "ગંગાસ્નાનનું માહાત્મ્ય કથન" નામનો ૪૦ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૪૧ : ગંગાતટ પર દાનાદિવિધિ વર્ણન

वसु उवाच

अथावगाहनादीनां कर्मणां फलमुच्यते ।
सावधाना शृणुष्वं त्वं ब्रह्मपुत्र नृपप्रिये ॥ १ ॥

પુરોહિત વસુ બોલ્યા: 'રાજપત્ની મોહિની! હવે ગંગામાં સ્નાન-તર્પણ આદિ કર્મોનું ફળ કહેવામાં આવે છે, તે તમે સાવધાન થઈને સાંભળો. ગંગાજીના તટ પર સંધ્યોપાસના કરવાથી દ્વિજોને પવિત્ર

કરનારી ગાયત્રી દેવી કોઈ સાધારણ સ્થાન પર કરવામાં આવેલી ઉપાસના કરતાં ત્યાં લાખગણું પુણ્ય પ્રકટ કરવામાં સમર્થ થાય છે. હે મોહિની! જો પુત્રો શ્રદ્ધાપૂર્વક ગંગાજીમાં પિતૃઓને જળની અંજલિ આપે તો તેઓ તેમને અક્ષય તથા દુર્લભ તૃપ્તિ પ્રદાન કરે છે. ગંગાજીમાં તર્પણ કરતી વખતે મનુષ્ય જેટલા તલ હાથમાં લે છે, તેટલા હજાર વર્ષ સુધી પિતૃઓ સ્વર્ગમાં નિવાસ કરે છે. સર્વ માણસોના પિતૃલોકમાં વિદ્યમાન પિતૃઓ ગંગાજીના શુદ્ધ જળથી તર્પણ કરવાથી પરમ તૃપ્તિ પામે છે. શુભાનને! જન્મની સફળતા અને સંતતિ ઇચ્છનારે ગંગાતટે જઈને દેવતીઓ તથા પિતૃઓનું તર્પણ કરવું. મૃત્યુ પ્રાપ્ત થયા પછી દુર્ગતિમાં પડેલાઓ પોતાના વંશજો દ્વારા દર્ભ, તલ અને ગંગાજળથી તૃપ્ત કરાયાથી વૈકુંઠધામમાં જાય છે. જે પુણ્યાત્મા પિતૃઓ સ્વર્ગલોકમાં નિવાસ કરે છે, તેમને માટે જો ગંગાજળથી તર્પણ કરાય તો તેઓ મોક્ષ પ્રાપ્ત કરે છે, આવું બ્રહ્માજીનું કથન છે. ગંગાજીમાં સ્નાન કરીને પ્રતિદિન શિવલિંગની પૂજા કરનારો માણસ નિશ્ચય જ એક જ જન્મમાં મોક્ષ પામે છે. અગ્નિહોત્ર, વેદ તથા પુષ્કળ દક્ષિણાવાળા યજ્ઞો પણ ગંગાતટે કરવામાં આવેલા શિવલિંગ પૂજનના કરોડમા ભાગની બરાબર પણ નથી. પિતૃઓ અને દેવોને ઉદ્દેશીને ગંગાજળ દ્વારા અભિષેક કરનારા માણસના નરકમાં પડેલા પિતૃઓ પણ તત્કાળ તૃપ્ત થઈ જાય છે. માટીના ઘડા કરતાં તાંબાના ઘડાથી કરેલું સ્નાન દશગણું, ચાંદીથી સોગણું અને સુવર્ણથી કરોડગણું પુણ્ય આપતું હોવાનું કહ્યું છે. એવી જ રીતે અર્ઘ્ય, નૈવેદ્ય, બલિ અને પૂજા આદિમાં પણ સમજવું. ઉત્તરોત્તર પાત્રમાં વિશેષતા હોવાને લીધે ફળમાં વિશેષતા છે. ધન હોવા છતાં પણ જે મોહવંશ વિસ્તૃત વિધિનું પાલન કરતો નથી તેને તે કર્મનું ફળ મળતું નથી ને તે દેવદ્રોહી કહેવાય છે.

દેવતાઓનું દર્શન પુણ્યમય હોય છે. દર્શનથી સ્પર્શ ઉત્તમ છે. સ્પર્શથી પૂજન શ્રેષ્ઠ છે અને પૂજનમાં પણ ઘૃત દ્વારા દેવતાને કરાવવામાં આવેલું સ્નાન પરમ ઉત્તમ મનાયું છે. ગંગાજળથી કરાવવામાં આવતા સ્નાનને વિદ્વાનો ઘૃતસ્નાન તુલ્ય હોવાનું કહે છે. તાંબાના પાત્રમાં મગધ દેશના માપ અનુસાર જે એક પ્રસ્થ ગંગાજળમાં બીજાં વિશેષ દ્રવ્યો મેળવી તે જળ દ્વારા પોતાના પિતૃઓ સહિત દેવતાઓને એક વાર પણ અર્ઘ્ય આપે છે, તે પુત્ર-પૌત્રો સાથે સ્વર્ગલોકમાં જાય છે. જળ, દૂધ, દર્ભ, ઘી, દહીં, મધ, લાલ કણેરનાં ફૂલ તથા લાલ ચંદન–આ આઠ અંગોથી યુક્ત અર્ઘ્ય સૂર્યને આપવા યોગ્ય કહેલ છે.

જે શ્રેષ્ઠ મનુષ્ય ગંગાજીના તટ પર ભગવાન વિષ્ણુ, શિવ, સૂર્ય, દુર્ગા તથા બ્રહ્માજીની સ્થાપના કરે છે અને પોતાની શક્તિ અનુસાર તેમને માટે મંદિર બનાવરાવે છે, તેને અન્ય સર્વ તીર્થોમાં આ સર્વ કરવા કરતાં ગંગાજીની તટ પર કરોડગણું પુણ્ય પ્રાપ્ત થાય છે. જે પ્રતિદિન ગંગાતટની માટીથી ઉત્તમ લક્ષણ યુક્ત શિવલિંગ યથાશક્તિ બનાવીને તેમની પ્રતિષ્ઠા કરી મંત્ર તથા પત્ર, પુષ્પ આદિથી પૂજા કરે છે અને છેવટે વિસર્જન કરીને તેમને ગંગાજીમાં પધરાવી દે છે, તેને અનંત પુણ્યની પ્રાપ્તિ થાય છે. જે નરશ્રેષ્ઠ સર્વને આનંદ આપનારાં ગંગાજીમાં સ્નાન કરીને ભક્તિપૂર્વક 'ૐ નમો નારાયણાય' આ અષ્ટાક્ષર મંત્રનો જપ કરે છે, તેના હાથમાં મુક્તિ આવી જ જાય છે. જે નિયમપૂર્વક છ માસ સુધી ગંગાજીમાં 'ૐ નમો નારાયણાય' આ મંત્રનો જપ

ફરે છે, તેની પાસે બધી સિદ્ધિઓ આવીને ઉપસ્થિત થઈ જાય છે. જે ગંગાજીની સમીપ પ્રણવ સહિત 'નમઃ શિવાય' મંત્રનો વિધિપૂર્વક ચોવીસ લાખ જપ કરે છે, તે સાક્ષાત્ શંકર (સમાન) છે. 'નમઃ શિવાય'—આ પંચાક્ષરી મંત્ર સિદ્ધ વિદ્યા છે. તેનો જપ કરનારો સાક્ષાત્ શિવ (સમાન) જ છે; આમાં સંશય નથી. 'ૐ અપવિત્રઃ પવિત્રો વા સર્વાવસ્થાં ગતોઽપિ વા। યઃ સ્મરેત્પુણ્ડરીકાક્ષં સ બાહ્યાભ્યન્તરઃ શુચિઃ॥' આ મંત્રનો જપ કરનારો પુરુષ પાતકરહિત થઈ જાય છે. ગંગાજીનું પૂજન કરવાથી સર્વ દેવતાઓની પૂજા થઈ જાય છે, તેથી, સર્વ રીતે પ્રયત્ન કરીને દેવનદી ગંગાની પૂજા કરવી જોઈએ.

ગંગાજીને ચાર ભુજાઓ અને ત્રણ નેત્ર છે. તે સર્વ અંગેથી સુશોભિત હોય છે. તેમના એક હાથમાં રત્નમય કળશ, બીજામાં શ્વેત કમળ, ત્રીજામાં વર અને ચોથામાં અભય છે; તે શુભ્રસ્વરૂપ છે. તેમના અંગો પર શ્વેત વસ્ત્ર શોભી રહેલ છે. મોતી અને મણિઓના હાર તેમનાં આભૂષણ છે. તેમનું મુખ પરમ સુંદર છે. તેઓ સદા પ્રસન્ન રહે છે. તેમનું હૃદયંકમળ કરુણા રસથી સદા આર્દ્ર થયેલું રહે છે. તેમણે પૃથ્વી પર અમૃતની ધારા પ્રવાહિત કરેલી છે. ત્રણે લોક સદા તેમનાં ચરણોમાં નમસ્કાર કરે છે.

આ પ્રમાણે જલમયી ગંગાનું ધ્યાન કરીને તેમની પૂજા કરનારો પુરુષ પુણ્યવાન થાય છે. જે આ પ્રમાણે કેવળ પંદર દિવસ પણ નિરંતર પૂજા કરે છે, તે દેવતાઓ સમાન થઈ જાય છે.

પૂર્વકાળમાં રાજા જહ્નુએ વૈશાખ શુક્લ સપ્તમીએ ક્રોધથી ગંગાજીને પી જઈને પછી પોતાના કાનના જમણા છિદ્રમાંથી તેમને બહાર કાઢયાં હતાં. હે શુભાનને! તે સ્થાન પર આકાશની મેખલારૂપ ગંગાજીનું પૂજન કરવું જોઈએ. વૈશાખ માસની અક્ષય તૃતીયાએ તથા કાર્તિકમાં પણ રાતે જાગરણ કરીને જવ અને તલથી ભક્તિભાવપૂર્વક વિષ્ણુ, ગંગા અને શિવની પૂજા કરવી જોઈએ. વળી આ ઉપરાંત ઉત્તમ ગંધ, પુષ્પ, કુંકુમ, (કેસર), અગરુ, ચંદન, તુલસીદળ, બિલ્વપત્ર, બિજોરું, લિંબુ આદિ તથા ધૂપ, દીપ અને નૈવેદ્યથી પોતાના વૈભવ પ્રમાણે પૂજા કરવી કરવી જોઈએ.

ગંગાજીના તટ પર કરવામાં આવેલાં યજ્ઞ, દાન, તપ, જપ, શ્રાદ્ધ અને દેવપૂજા આદિ સર્વ કર્મ કરોડોગણું પુણ્યફળ આપે છે. અક્ષયતૃતીયાને દિવસે ગંગાજીના તટ પર વિધિપૂર્વક ઘીની બનાવેલી ધેનુનું દાન કરનારો પુરુષ સહસ્ર સૂર્ય સમાન તેજસ્વી અને સર્વ ભોગોથી યુક્ત થઈ હંસથી શોભતા સુવર્ણ—રત્નમય વિચિત્ર વિમાનમાં બેસી પોતાના પિતૃઓની સાથે બ્રહ્મલોકમાં જાય છે અને ત્યાં કરોડો કલ્પો સુધી પૂજાય છે. એવી જ રીતે ગંગાતટ પર શાસ્ત્રીય વિધિથી ગોદાન કરનારો માણસ ગાયના શરીર પર જેટલાં રુવાંટાં હોય તેટલાં વર્ષ સુધી સ્વર્ગલોકમાં પૂજાય છે. જો ગંગાતટ પર વેદવેત્તા બ્રાહ્મણને વિધિપૂર્વક કપિલા ગાયનું દાન આપવામાં આવે તો તે ગાય નરકમાં પડેલા સર્વ પિતૃઓને તત્કાળ સ્વર્ગે પહોંચાડી દે છે. ગંગાતટ પર બ્રહ્મા, વિષ્ણુ, શિવ, દુર્ગા તથા સૂર્ય ભગવાનની પ્રીતિ માટે બ્રાહ્મણોને ગ્રામદાન કરનારાને સર્વ દાનોના પુણ્યનું ફળ, સર્વ યજ્ઞોનું ફળ તથા સર્વ પ્રકારનાં તપ, વ્રત અને પુણ્ય કર્મોનું ફળ હજારગણું થઈને મળે છે. તે દાનના પ્રભાવથી દાતા પુરુષ કરોડો સૂર્ય સમાન તેજસ્વી વિમાનમાં બેસીને પોતાની રુચિ અનુસાર શ્રીવિષ્ણુના ધામમાં અથવા શ્રીશિવના ધામમાં પ્રસન્નતા-

પૂર્વક ક્રીડાવિહાર કરે છે. દેવગણ તેની સ્તુતિ કરે છે. હે દેવી! 'અક્ષયતૃતીયાને દિવસે ગંગાતટ પર શ્રેષ્ઠ બ્રાહ્મણને સોળ માસા સુવર્ણનું દાન કરનારો માણસ દિવ્ય લોકમાં પૂજાય છે. અન્નદાન કરવાથી વિષ્ણુલોકની અને તલનું દાન કરવાથી શિવલોકની પ્રાપ્તિ થાય છે. રત્નદાનથી બ્રહ્મલોક ગોદાન અને સુવર્ણદાનથી ઇંદ્રલોક તથા સુવર્ણ સહિત વસ્ત્રદાનથી ગંધર્વલોકની પ્રાપ્તિ થાય છે. કન્યાદાનથી કીર્તિ પ્રાપ્ત થાય છે. વિદ્યાદાનથી મુક્તિદાયક જ્ઞાન પ્રાપ્ત કરી મનુષ્ય નિરંજન બ્રહ્માને પ્રાપ્ત કરી, નિર્મળ બ્રહ્મને પ્રાપ્ત કરી લે છે. ગંગાના તટ પર જે માણસ કેળ, નારિયેળ, કોઠી, અશોક, ચંપક, ફણસ, બિલ્વ, કદંબ, અશ્વત્થ, પાટલ, આંબો, તાડ અને નારંગીનાં વૃક્ષો તથા ભાતભાતનાં પુષ્પોના છોડ વાવી અને અન્ય નાના પ્રકારનાં વૃક્ષોનું ઉદ્યાન તથા ઉપવન સહિત મંદિર ભક્તિપૂર્વક બનાવી શિવ, વિષ્ણુ, દુર્ગા અથવા સૂર્યને ભક્તિથી અર્પણ કરે છે, તે માણસ તે વૃક્ષોનાં જેટલાં પુષ્પ, મૂળ, ફળ અને વિચિત્ર બી હોય તેટલા હજાર કલ્પ સુધી તે તે દેવોના લોકમાં નિવાસ કરે છે. ૧–૭૨

बीजानि च विचित्राणि तेषां मूलानि वै तथा ।
तावत्कल्पसहस्राणि तेषां लोकेषु संस्थितिः ॥७२॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'ગંગાતટ પર દાનાદિવિધિ વર્ણન' નામનો ૪૧ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૪૨ : ગુડધેનુવિધિકથન

मोहिन्युवाच

धन्याहं कृतकृत्याहं सफलं जीवितं मम ।
यच्छ्रुतं त्वन्मुखाम्भोजाद्गङ्गामाहात्म्यमुत्तमम् ॥ १॥

મોહિની બોલી: હે વસુ! આપના મુખકમળથી ગંગાનું શ્રેષ્ઠ માહાત્મ્ય સાંભળીને મારું જીવન સફળ થયું છે. હું ધન્ય થઈ છું. હું કૃતકૃત્ય થઈ છું. અહો! જે ગંગાનાં દર્શન, કીર્તન, સ્નાન, દાન અને તેના તટ પર જપ વગેરે કરવાથી આવું પુણ્યફળ મળે છે, તે ગંગાના સમાન આ પૃથ્વી પર બીજું કોઈ તીર્થ નથી.

હે વિપ્રેન્દ્ર! ગુડધેનુ આદિ ધેનુઓનું વિધાન ક્રમવાર મને કહો. હું સર્વદા આપની ભક્ત છું.

વસિષ્ઠ બોલ્યા : હે રાજન્! માંધાતા! મોહિનીનું આ વચન સાંભળીને વેદ અને શાસ્ત્રના મર્મને જાણનારા તેના પુરોહિત વસુ હસીને બોલ્યા.

વસુ બોલ્યા : હે મોહિની! તેં મને જે ગુડધેનુના વિધાન વિષે પૂછ્યું છે તે જેવી રીતે શાસ્ત્રમાં કહ્યું છે તે પ્રમાણે હું તને કહું છું, તે સાંભળ.

ગાયના છાણથી લીંપેલી ભૂમિ પર યત્નપૂર્વક દર્ભ પાથરી તેના ઉપર ચાર હાથનું કાળા મૃગનું ચર્મ, પૂર્વ દિશામાં તેની ડોક રહે તે પ્રમાણે મૂકવું. જળમાં જેના પગ રહેલા હોય તેવી વાંછરડાંવાળી પૂર્વ દિશામાં જેનું મોઢું રહેલું હોય તેવી ચાર ભાર–આઠ હજાર તોલા (પાંચ મણ) વજનના ગોળની ગાય બનાવવી. ચાર ભાર ગોળની બનાવેલી ગાય ઉત્તમ કહી છે. વાછરડું એક ભાર–બે હજાર તોલા ગોળનું બનાવવું. બે ભાર ગોળની ગાય અને અડધા ભાર ગોળનું વાછરડું–આ બંનેને મધ્યમ કહ્યાં છે. એક ભાર વજનના ગોળની બનાવેલી ગાય તેમ જ પા ભાર (૫૦૦ તોલા) ગોળના બનાવેલા વાછરડાને કનિષ્ઠ કહેલ છે. પોતાની આર્થિક શક્તિ અનુસાર ધેનુ અને વત્સ બનાવવાં. ચાર ભાર ગોળના વજનની ગાય અને એક ભાર વજનનું વાછરડું બનાવવાની શક્તિ હોવા છતાં જે તેથી ઓછા વજનની ગાય અને વાછરડું બનાવે છે તે કુમંશિને શાસ્ત્રોક્ત પુણ્ય-

ફળ પ્રાપ્ત થતું નથી.

આ ગાય અને વાછરડાને શ્વેત તેમજ કોમળ વસ્ત્રથી ઢાંકવાં. છીપના કાન, શેરડીના પગ, શુદ્ધ મોતીની આંખો, મસ્તક પર શ્વેત સૂત્ર, શ્વેત કંબલની સાસ્ના, તાંબાના પતરાની પીઠ, શ્વેત ચામરનું પૂંછડું, માખણનાં સ્તન, ઇંદ્રનીલમણિના ડોળા, સુવર્ણનાં શીંગડાં, શુદ્ધ ચાંદીની ખરી, નાના પ્રકારનાં ફળનાં નસકોરાં–આ ગાય અને વાછરડાનાં બનાવી તેમની ધૂપ, દીપ આદિથી પૂજા કરવી. પછી ગાયની પ્રાર્થના કરવી: જે સર્વ પ્રાણીઓની લક્ષ્મી છે, જેનો દેવોમાં નિવાસ છે તેવી ધેનુરૂપ દેવી મને શાંતિ આપે. જે રુદ્રોના દેહમાં રહેલી છે, શંકરને સદા પ્રિય છે તે દેવી ધેનુરૂપે મારાં સર્વ પાપ દૂર કરે. વિષ્ણુના વક્ષઃસ્થલમાં રહેલી લક્ષ્મી, અગ્નિની સ્વાહા, તેમ જ ચંદ્ર અને સૂર્યની જે શક્તિ છે તે ધેનુરૂપે મારું કલ્યાણ કરે. ચતુર્મુખ બ્રહ્માની લક્ષ્મી, કુબેરની લક્ષ્મી તથા લોકપાલોની ધેનુરૂપ લક્ષ્મી મને વરદાયિની થાઓ. મુખ્ય પિતૃઓની સ્વધા શક્તિ તેમ જ સ્વાહા અને યજ્ઞભુજારૂપ સર્વ પાપને હરનારી ધેનુ મને શાંતિ આપે. આ પ્રમાણે ધેનુને આમંત્રિત કરીને ધેનુનું બ્રાહ્મણને દાન કરવું. સર્વ ધેનુઓનું આ વિધાન અહીં કહ્યું. પાપનો નાશ કરનારી તેમ જ કીર્તિ આપનારી જે દશ ધેનુઓ છે તેમનું શાસ્ત્રોક્ત સ્વરૂપ કહું છું, તે હે મોહિની! તું સાંભળ. પહેલી ગુડધેનુ, બીજી ઘૃતધેનુ, ત્રીજી તલધેનુ, ચોથી જલધેનુ, પાંચમી ક્ષીરધેનુ, છઠ્ઠી મધુધેનુ, સાતમી શર્કરાધેનુ, આઠમી દધિધેનુ, નવમી રસધેનુ અને દશમી પ્રત્યક્ષ સ્વરૂપધેનુ–આ પ્રમાણે દશ ધેનુઓ કહી છે. આમાં જે દ્રવધેનુઓ કહી છે તેમના જેટલા પ્રમાણના કુંભ ભરીને દ્રવ દ્રવ્ય અને બીજી ધેનુઓનું સમૂહ દ્રવ્ય બ્રાહ્મણને દાનમાં આપવું. કેટલાક વિદ્વાનો સુવર્ણધેનુ તથા કેટલાક મહર્ષિઓ નવનીત (માખણ) અને તૈલધેનુનું દાન કરવાનું ઉચિત માને છે. ધેનુદાનનું આ વિધાન છે અને દરેક પર્વ સમયે મંત્ર અને આવાહનરૂપ આ સામગ્રી જણાવી છે. ભોગ અને મુક્તિ આપનારી આ ધેનુઓનું શ્રદ્ધાપૂર્વક દાન કરવું. આ ધેનુઓ અનેક યજ્ઞોના ફળને આપનારી, સર્વપાપોનું હરણ કરનારી તથા મંગલ કરનારી છે. વિષુવ યોગમાં ઉત્તરાયણ અથવા દક્ષિણાયન આરંભ થવાને પવિત્ર દિવસે; વ્યતીપાતને દિવસે અથવા વૈશાખ શુક્લ તૃતીયા તથા કાર્તિક શુક્લ નવમી આદિ યુગાદિ તિથિઓમાં તેમ જ કાર્તિક શુક્લ દ્વાદશી, ચૈત્ર શુક્લ ત્રીજ, ચૈત્ર પૂર્ણિમા અને કાર્તિક પૂર્ણિમા આદિ મન્વાદિ તિથિઓમાં, તથા ઉપરાગ પર્વ અર્થાત્ ચંદ્રગ્રહણ અને સૂર્યગ્રહણને દિવસે તીર્થક્ષેત્રમાં અથવા પોતાને ઘેર, સવિશેષ ગંગાતીરે ભક્તિ અને શ્રદ્ધા સહિત ગુડધેનુ આદિનું દાન કરવું. શ્રેષ્ઠ બ્રાહ્મણને આ પ્રમાણે વિધાનપૂર્વક દાન કરીને ગાયની પ્રદક્ષિણા કરવી અને બ્રાહ્મણને દક્ષિણા આદિ આપીને સંતુષ્ટ કરવો. પ્રીતિપૂર્વક ઋત્વિજોને નમસ્કાર કરીને તેમને વિદાય આપવી.

તે પછી હે મોહિની! એકાગ્રચિત્ત થઈને વિધિપૂર્વક ગંગાજીની પૂજા કરવી જોઈએ. દિવ્યસ્વરૂપા ગંગાજીનું ધ્યાન કરીને એક શેર શાલિચોખા બશેર દૂધમાં રાંધી ખીર તૈયાર કરવી. તેમાં મધ અને ઘી નાખવાં. તે બંને એક એક તોલો હોવાં જોઈએ. તે પછી ભક્તિભાવથી યુક્ત થઈને ખીર, માલપૂઆ, લાડુ, જલેબી અર્ઘ્ય ગુંજા સુવર્ણ, થોડીક ચાંદી, ચંદન, અગરુ, કપૂર, કેસર, ગૂગળ, બિલ્વપત્ર, દૂર્વા, ગોરોચના, શ્વેતચંદન, નીલકમલ તથા બીજાં સુગંધિત પુષ્પો યથા-

શક્તિ, અત્યંત ભક્તિપૂર્વક ગંગાજીને અર્પણ કરવાં. તે સમયે નીચેના પૌરાણિક મંત્રો બોલવા : 'ॐ गंगायै नमः, ॐ नारायण्यै नमः, ॐ शिवायै नमः'

હે મોહિની! પ્રત્યેક માસની પૂર્ણિમા અને અમવાસ્યાએ પ્રાતઃકાળે એકાગ્રચિત્ત થઈને આ વિધિથી ગંગાજીની પૂજા કરવી જોઈએ. એક વર્ષ સુધી હવિષ્યાન્નનો આહાર કરનાર, મિતાહારી તથા બ્રહ્મચારી રહીને દિવસે અથવા રાતે નિયમપૂર્વક ભક્તિ સહિત યથાશક્તિ ગંગાજીની પૂજા કરનારા માણસને વર્ષના અંતમાં આ ગંગાદેવી, દિવ્ય શરીર ધારણ કરીને, દિવ્ય માળા, દિવ્ય વસ્ત્ર તથા દિવ્ય રત્નોથી વિભૂષિત થઈને પ્રત્યક્ષ દર્શન આપે છે ને વર આપવા માટે તેની આગળ આવીને ઊભાં રહે છે. હે શુભે! આ પ્રમાણે દિવ્ય દેહધારી પ્રત્યક્ષરૂપ ગંગાનાં પોતાનાં નેત્રોથી દર્શન કરીને મનુષ્ય કૃતકૃત્ય થઈ જાય છે અને તે જે જે ભોગોની કામના કરે છે તે બધા તેને પ્રાપ્ત થાય છે. જે બ્રાહ્મણ નિષ્કામભાવથી ગંગાની આરાધના કરે છે, તે તે જ જન્મમાં મોક્ષ મેળવે છે. ગંગાજીના પૂજનનું આ સાંવત્સર વ્રત ભગવાન લક્ષ્મીપતિને સંતુષ્ટ કરનારું અને મોક્ષ આપનારું છે. ૧–૪૪

एतद्विधानं च मयोदितं ते पृष्टं हि सर्वं गुडधेनुपूर्वम्। गंगार्चनं मुक्तिकरं व्रतं च सांवत्सरं श्रीपतितुष्टिदं हि ॥ ४४॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'ગુડધેનુ વિધિકથન' નામનો ૪૨ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૪૩ : ગંગાપૂજનાદિ કથન

वसिष्ठ उवाच

वसोर्वचनमाकर्ण्य गङ्गामाहात्म्यसूचकम्।
पुनः पप्रच्छ राजेन्द्र तं विप्रं स्वपुरोहितम् ॥ १॥

વસિષ્ઠ બોલ્યા : હે રાજેન્દ્ર! વસુનું આ ગંગાના માહાત્મ્યનું સૂચન કરનારું વચન સાંભળીને મોહિનીએ ફરીથી પોતાના પુરોહિત વિપ્રવર વસુને પૂછ્યું.

મોહિની બોલી : હે બ્રહ્મન્! મેં કલ્યાણકારી ગોદાન આદિ સર્વ વિધિ સાંભળ્યા; હવે શ્રેષ્ઠ ગંગાવ્રત વિષે સાંભળવા ઇચ્છું છું. ગંગાજીના તટ પર ગંગા આદિના સ્થાપન અને પૂજનનું શું ફળ છે? તે આપ મને કહો. હે સર્વજ્ઞ! હું આપને શરણે આવી છું, હે તત્ત્વજ્ઞ! હું બંધુઓથી ત્યજાયેલી, પુત્ર અને પતિ વિનાની છું. પિતાના કહેવાથી હું આપની પાસે આવી છું તેથી મને અબળાને ગંગામાહાત્મ્યથી યુક્ત દેવારાધનનો વિધિ સંભળાવો, જે સાંભળવાથી પાપથી મુક્ત થવાય છે. હું આપને પ્રણામ કરું છું.

વસિષ્ઠ બોલ્યા : હે ભૂપ! તે પ્રતાપી વસુ બ્રાહ્મણે મોહિનીની વાત સાંભળીને તેને આશ્વાસન આપ્યું. પછી વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ તે બ્રાહ્મણ મોહિનીને કહેવા લાગ્યા.

પુરોહિત વસુ બોલ્યા : દેવિ! તમે સર્વ લોકોના હિતની કામનાથી ઘણી સારી વાત પૂછી છે. ગંગાજીનું માહાત્મ્ય મોટાં પાપોનો નાશ કરનારું છે. પૂર્વકાળમાં વૃષધ્વજ ભગવાન શિવે કૃપાપૂર્વક આનું વર્ણન કર્યું હતું. દેવી પાર્વતીએ પ્રેમપૂર્વક તેમને પ્રશ્ન કર્યો હતો અને તેમણે ગંગાના તટ પર બેસીને ગંગાનું માહાત્મ્ય તેમને સંભળાવ્યું હતું. દેવતાઓએ પૂર્વાહ્ણકાળમાં, ઋષિઓએ મધ્યાહ્નકાળમાં, પિતૃઓએ અપરાહ્ણકાળમાં તથા ગુહ્યક આદિએ રાત્રે ભોજન કર્યું છે. આ સર્વ વેળાઓનું ઉલ્લંઘન કરીને વ્રત કરનારે નક્તભોજન–રાત્રે ભોજન–કરવું ઉત્તમ છે, તેથી નક્તવ્રતનું આચરણ કરવું જોઈએ. અર્થાત્ વ્રતીએ રાત્રે ભોજન કરવું. રાત્રે ભોજન કરનારા નક્તવ્રતીએ આ છ કર્મ અવશ્ય કરવાં જોઈએ–સ્નાન, હવિષ્યભોજન, સત્યભાષણ, અગ્નિહોત્ર તથા ભૂમિશયન. સાધકે માઘમાસમાં ગંગાતટ પર

શિવાલય પાસે રાત્રે ઘૃતયુક્ત ખીચડીનું ભોજન કરવું. ભોજન કરતાં પહેલાં ભગવાન શંકરને ખીચડીનું નૈવેદ્ય ધરવું. કાષ્ઠમૌન ધારણ કરીને ભોજન કરવું ને જીભની લોલુપતાનો ત્યાગ કરવો. ભગવાન શિવનું સ્મરણ કરીને જિતેન્દ્રિય ભાવથી પલાશનાં પાંદડાંમાં નિયમપૂર્વ ભોજન કરવું. ધર્મરાજ તથા દેવીને પૃથક્ પૃથક્ પિંડ આપવા. બંને પક્ષોની ચતુર્દશીએ ઉપવાસ કરવો. પૂર્ણિમાને દિવસે ગંધ અને ગંગાજળથી તથા દૂધ, દહીં, ઘી, મધ (અને શર્કરા)થી ભગવાન શિવને નવડાવીને શિવલિંગ પર ધંતૂરાનું ફૂલ ચડાવવું. તે પછી શક્તિ પ્રમાણે ઘીમાં અનાવેલા માલપૂઆનું નૈવેદ્ય અર્પણ કરવું. પછી એક આઢક (ચોસઠ તોલા) તલ શિવલિંગ પર ચડાવવા: નીલ તથા લાલ કમળનાં પુષ્પોથી સર્વેશ્વર શિવનું પૂજન કરવું. કમળનું ફૂલ ન મળે તો સુવર્ણમય કમળથી મહાદેવની પૂજા કરવી. મધયુક્ત ખીરનો ભોગ ધરવો. ઘૃતમિશ્રિત ગૂગળનો ધૂપ અર્પણ કરવો. ઘીનો દીવો પ્રકટાવવો. ચંદન આદિથી અનુલેપન કરવું. ભક્તિપૂર્વક મહેશ્વરને બિલ્વપત્ર અને ફળ અર્પણ કરવાં. તેમની પ્રસન્નતા માટે કાળા રંગની ગાય અને કાળા રંગના બળદનું દાન કરવું. તે ગાય અને બળદ એક જ વર્ણનાં-રંગનાં હોવાં જોઈએ. માઘ માસ પૂરો થતાં આઠ બ્રાહ્મણોને ભોજન કરાવવું અને તેમને દક્ષિણા આપવી. બ્રહ્મચર્યનું પાલન કરીને રહેવું. આ પ્રમાણે યમ-નિયમ, શ્રદ્ધા અને ભક્તિથી યુક્ત થઈને જે એકવાર પણ શાસ્ત્રીય વિધિથી આ વ્રતનું પાલન કરે છે; તે આ લોકમાં ઉત્તમ ભોગો ભોગવી મરણ પામ્યા પછી ઉત્તમ ગતિ પામે છે અને સકુટુંબ શિવલોકમાં જાય છે.

વૈશાખ શુક્લ ચતુર્દશીએ એકાગ્રચિત્ત થઈને શાલિચોખાનો ભાત અને દૂધનું રાત્રે ભોજન કરવું. પુષ્પ આદિથી ભગવાન શિવની પૂજા કરવી. તેમને ભોજ્યપદાર્થ નિવેદન કરીને કાષ્ઠમૌન રહીને ભોજન કરવું. તે દિવસે પવિત્ર થઈને મૌન રાખી વડનું દાતણ કરવું, રાત્રે ગંગાતટ પર શિવલિંગ પાસે સૂવું. પ્રાતઃકાળે પૂર્ણિમાએ વિધિપૂર્વક ગંગામાં સ્નાન કરીને ઉપવાસ-વ્રતનો સંકલ્પ કરવો ને રાત્રે જાગરણ કરવું. શિવલિંગને ઘીથી નવડાવીને ગંધ, પુષ્પ, ધૂપ, દીપ અને નૈવેદ્ય અર્પણ દ્વારા તેમનું પૂજન કરીને એક સુંદર બળદ શ્વેત-પુષ્પ, વસ્ત્ર, હળદર અને ચંદનથી અલંકૃત કરીને વિધિપૂર્વક ભગવાન શિવને સમર્પણ કરવો. બ્રાહ્મણોને દૂધપાક જમાડવો. આ પ્રમાણે શ્રદ્ધા અને ભક્તિ સહિત એક વાર પણ યુક્ત નિયમનું પાલન કરનારો ચંદ્રની કાંતિ જેવા વિમાનમાં બેસી પોતાના પિતૃઓ સાથે શિવલોકમાં જાય છે." નીલકમળના જેવી સુગંધવાળી લાવણ્યવતી સ્ત્રીઓ સાથે અનેક પ્રકારના ભોગો ભોગવી અનંતકાળ સુધી ઐશ્વર્ય યુક્ત થઈને પૃથ્વી પર કીર્તિસંપન્ન મહીપાલ થાય છે અને એક છત્રથી પૃથ્વી પર શાસન કરીને અંતે વૈરાગ્યશીલ થઈને ગંગાતટનો આશ્રય પામે છે. ગંગામાં ઉત્પન્ન થયેલી શ્રદ્ધાને લીધે તેનું મરણ પણ ગંગાતીરે થાય છે. મૃત્યુ સમયે ગંગાનું સ્મરણ કરવાથી તેને નિશ્ચયપૂર્વક મોક્ષની પ્રાપ્તિ થાય છે.

જ્યેષ્ઠ માસના શુક્લપક્ષમાં દશમી તિથિએ હસ્ત નક્ષત્ર હોય ત્યારે સ્ત્રી અથવા પુરુષે ભક્તિભાવથી ગંગાજીના તટ પર જઈને રાતે જાગરણ કરવું જોઈએ અને દસ પ્રકારનાં પુષ્પોથી, દસ પ્રકારના ગંધથી, દસ પ્રકારનાં નૈવેદ્યોથી તથા દસ દસ તાંબૂલ તેમ ૬૪ દીપ આદિથી શ્રદ્ધાપૂર્વક ગંગાજીની પૂજા કરવી જોઈએ. પૂજા કરતાં પહેલાં ભક્તિપૂર્વક શાસ્ત્રોક્ત વિધિ અનુસાર ગંગાજી-

માં દસવાર સ્નાન કરીને જળમાં દસ ખોબા કાળા તલ અને ઘી અર્પણ કરવાં. આવી જ રીતે સાથવાના તથા ગોળના દસ દસ પિંડ પણ ગંગાના જળમાં પધરાવવા. તે પછી ગંગાજીના રમણીય તટ પર પોતાની શક્તિ અનુસાર સોનાની અથવા ચાંદીની ગંગાની પ્રતિમા નિર્માણ કરાવીને તેની સ્થાપના કરવી. પ્રથમ ભૂમિ પર કમળ કે સ્વસ્તિકનું ચિહ્ન આલેખી તેના ઉપર કલશનું સ્થાપન કરવું. કલશ પર પણ સ્વસ્તિકનું ચિહ્ન આલેખવું. તેના કંઠમાં વસ્ત્ર અને પુષ્પહાર વીંટવાં. કળશમાં ગંગાનું જળ ભરીને તેમાં દ્રવ્ય અને સુગંધી પદાર્થો નાખવા. તેના ઉપર પૂર્ણપાત્ર મૂકીને તેમાં ગંગાની પ્રતિમા સ્થાપિત કરવી. સુવર્ણની પ્રતિમા ન મળે તો માટી આદિની બનાવરાવી લેવી. આ પણ ન બની શકે તો લોટથી પૃથ્વી પર ગંગાજીનું સ્વરૂપ અંકિત કરવું. તેનું સ્વરૂપ આ પ્રમાણે છે: ગંગાને ચાર ભુજાઓ અને બે સુંદર નેત્ર છે. તેમનાં શ્રીઅંગોમાં દસ હજાર ચંદ્રની ઉજ્જ્વળ કાંતિ રહેલી છે. દાસીઓ તેમને ચામર ઢોળે છે. તેમના ઉપર શ્વેત છત્ર શોભી રહ્યું છે, તે તેમની શોભાને વધારે છે. તેઓ અત્યંત પ્રસન્ન અને વરદાયિની છે. તેમનું હૃદય કરુણાથી દ્રવી રહ્યું છે. તેઓ ભૂતલ પર અમૃતધારા વહાવી રહ્યાં છે. દેવતાઓ સદા તેમની સ્તુતિ કરતા હોય છે. તેઓ દિવ્ય રત્નોનાં આભૂષણ, દિવ્ય હાર અને દિવ્ય અનુલેપનથી વિભૂષિત છે. જળમાં તેમના ઉપર કહેલા સ્વરૂપનું ધ્યાન કરીને પ્રતિમામાં તેમની વિશેષરૂપથી પૂજા કરવી. પ્રતિમાને પંચામૃતથી સ્નાન કરાવવું, પ્રતિમા આગળ એક વેદી બનાવી તેને ગાયના છાણથી લીંપવી. તેના ઉપર ભગવાન નારાયણ, શિવ, બ્રહ્મા, સૂર્ય, રાજા ભગીરથ તથા નગાધિરાજ હિમાલયની સ્થાપના કરીને ગંધ, પુષ્પ આદિ ઉપચારોથી તેમની પૂજા કરવી. પછી દસ બ્રાહ્મણોને દસ શેર તલ અને દસ શેર જવ આપવા ને તેની સાથે જુદાં જુદાં દસ પાત્રોમાં દસ શેર ગવ્ય (ગાયનું દહીં અને ઘી) પણ આપવું. તે પછી અગાઉથી જ તૈયાર કરાવી રાખેલી માછલી, કાચબો, દેડકો અને મગર આદિ જળચર જીવોની યથાશક્તિ સોનાની અથવા ચાંદીની પ્રતિમાઓ સ્થાપિત કરીને તેમની પૂજા કરવી. તેવી સુવર્ણ વગેરેની પ્રતિમા ન બનાવી શકાય તો લોટની બનાવી મંત્રજ્ઞ પુરુષે પુષ્પ આદિથી તેમની પૂજા કરીને તેમને ગંગામાં પધરાવી દેવી. પોતાની આર્થિક શક્તિ હોય તો તે દિવસે ગંગાજીની રથયાત્રા પણ કાઢવી. રથમાં ગંગાજીની પ્રતિમા મૂકવી અથવા તેમનું ચિત્ર મૂકવું. તેનું મુખ ઉત્તર દિશા ભણી રાખવું. રથમાં ભ્રમણ કરતી ગંગાનાં દર્શન આ લોકમાં પાપી માણસોને અત્યંત દુર્લભ છે. આ પ્રમાણે વિધિપૂર્વક રથયાત્રા પૂર્ણ કરવાથી આ મનુષ્ય નીચે જણાવેલાં દસ પ્રકારનાં પાપોથી તત્કાલ મુક્ત થઈ જાય છે: વગર આપ્યે કોઈની વસ્તુ લઈ લેવી, હિંસા કરવી અને પારકી સ્ત્રી સાથે સંબંધ રાખવો-આ ત્રણ પ્રકારનાં શારીરિક પાપ કહ્યાં છે. કઠોર વાણી, અસત્ય, ચાડી ખાવી કે ચુગલી કરવી; ગમે તેમ બોલવું-આ ચાર પ્રકારનાં વાચિક પાપ કહ્યાં છે. બીજાનું ધન પચાવી પાડવાનો વિચાર કરવો; મનથી કોઈનું અનિષ્ટ કરવાનું વિચારવું અને ખોટો અભિનિવેશ (મરણ-ભય) ઊભો કરવો-આ ત્રણ માનસિક પાપ છે. આ દસે પ્રકારનાં પાપ કરોડો જન્મોથી એકઠાં થયેલાં હોય તોપણ પૂર્વોક્ત વિધિથી રથયાત્રા કરનારો પુરુષ તેમનાથી મુક્ત થઈ જાય છે.

પૂજાનો મંત્ર આ પ્રમાણે છે-'ॐ नमो दशहरायै नारायण्यै गंगायै नमः।' જે માણસ

તે દિવસે રાતે અને દિવસે પણ ઉક્ત મંત્ર પાંચ હજારવાર જપે છે તે મનુએ બતાવેલા દશ ધર્મોના ફળને પ્રાપ્ત કરે છે.*

નીચે જણાવેલા સ્તોત્રને વિધિપૂર્વક ગ્રહણ કરી તે દિવસે ગંગાજી આગળ તેનો પાઠ કરવો. પછી ભગવાન વિષ્ણુની પૂજા કરવી. તે સ્તોત્ર આ પ્રમાણે છે:–'ૐ શિવસ્વરૂપા ગંગાને નમસ્કાર છે, ૐ કલ્યાણકારિણી ગંગાને નમસ્કાર છે, વિષ્ણુરૂપિણી દેવી ગંગાને નમસ્કાર છે, આપ ભગવતી ગંગાને વારંવાર નમસ્કાર છે. સર્વ દેવતા આપનાં સ્વરૂપ છે, આપને નમસ્કાર છે. આપનું સ્વરૂપભૂત જળ ઉત્તમ ઔષધ છે; આપને નમસ્કાર છે. આપ સર્વ જીવોના સંપૂર્ણ રોગોનું નિવારણ કરવા માટે શ્રેષ્ઠ વૈદ્ય સમાન છો; આપને નમસ્કાર છે. આપ સ્થાવર અને જંગમ જીવોથી ઉત્પન્ન થનારા વિષનો નાશ કરનારા છો; આપને નમસ્કાર છે. સંસારરૂપી વિષનો નાશ કરનારાં જીવનદાયિની ગંગાદેવીને વારંવાર નમસ્કાર છે. આપ આધ્યાત્મિક આદિ ત્રણે તાપોનું નિવારણ કરનારાં તેમ જ સર્વના પ્રાણોનાં અધીશ્વરી છો. આપને નમસ્કાર છે, નમસ્કાર છે. આપ શાંતિસ્વરૂપ છો તથા સર્વના સંતાપને દૂર કરનારાં છો. સર્વ કાંઈ આપનું જ સ્વરૂપ છે, આપને નમસ્કાર છે. સર્વને પૂર્ણ રીતે શુદ્ધ કરનારાં અને સર્વ પાપોથી મુક્ત કરનારાં છો, આપને નમસ્કાર છે. આપ ભોગ અને મોક્ષ આપનારાં ભોગવતી (નામક પાતાલગંગા) છો; આપને નમસ્કાર છે, નમસ્કાર છે. આપ જ મંદાકિની નામથી પ્રસિદ્ધ આકાશગંગા છો. આપને નમસ્કાર છે. આપ સ્વર્ગ આપનારાં છો; આપને નમસ્કાર છે. ત્રણે લોકોમાં મૂર્તરૂપે પ્રકટ થનારાં આપ ગંગાદેવીને વારંવાર નમસ્કાર છે. શુક્લરૂપે રહેલાં આપને નમસ્કાર છે. સર્વનું ક્ષેમ ઇચ્છનારાં ક્ષેમવતીને નમસ્કાર છે, નમસ્કાર છે. દેવતાઓના સિંહાસન પર વિરાજમાન થનારાં તેજોમયી આપ ગંગાદેવીને નમસ્કાર છે. આપ મંદ ગતિ ધારણ કરનારાં મંદા અને શિવલિંગનો આધાર હોવાથી લિંગધારિણી કહેવાઓ છો. ભગવાન નારાયણના ચરણારવિંદોથી પ્રકટ થવાને લીધે આપ નારાયણી કહેવાઓ છો; આપને નમસ્કાર છે, નમસ્કાર છે. સંપૂર્ણ જગતને મિત્ર માનનારાં આપ વિશ્વમિત્રાને નમસ્કાર છે. રેવતી નામથી પ્રસિદ્ધ ગંગાને નમસ્કાર છે, નમસ્કાર છે, આપ બૃહતીદેવીને નિત્ય નમસ્કાર છે. લોકધાત્રીને વારંવાર નમસ્કાર છે. વિશ્વમાં પ્રધાન હોવાથી આપનું નામ વિશ્વમુખ્યા છે; આપને નમસ્કાર છે. જગતને આનંદ આપનારાં હોવાથી આપ નંદિની છો; આપને નમસ્કાર છે, નમસ્કાર છે. પૃથ્વી[1] શિવામૃતા[2] અને વિરજા[3] નામવાળાં ગંગા દેવીને વારંવાર નમસ્કાર છે.

પરાવરગતા,[4] આદ્યા[5] તેમ જ તારા-

* શ્રીમનુએ કહેલા દસ ધર્મ આ પ્રમાણે છે:
धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥ (૬-૯૨)
ધૈર્ય, ક્ષમા, મનનો નિગ્રહ ચોરી ન કરવી, અંદર અને બહારની પવિત્રતા, ઇંદ્રિયનિગ્રહ, સાત્ત્વિક બુદ્ધિ, અધ્યાત્મવિદ્યા, સત્ય અને અક્રોધ (ક્રોધરહિત) આ દસ ધર્મનાં લક્ષણ છે.

૧. પૃથ્વી પર હોવાથી અથવા પૃથુલ જલરાશિ ધારણ કરવાને લીધે ગંગાનું નામ 'પૃથ્વી' છે. ભગવાનની શક્તિ હોવાથી ગંગા અને પૃથ્વીમાં ભિન્નતા નથી.

૨. શિવ (કલ્યાણમય) છે, અમૃતરૂપ જળ છે જેમનું તે ગંગા 'શિવામૃતા' છે. શિવસ્વરૂપ અને અમૃત સ્વરૂપ હોવાથી તેમનું આ નામ સાર્થક છે.

૩. રજોગુણ રહિત, નિર્મળ સ્વરૂપ હોવાને કારણે ગંગાને 'વિરજા' કહે છે. ગોલોકમાં રહેલ વિરજાથી અભિન્ન હોવાને લીધે પણ આપનું નામ વિરજા છે.

૪. પર (ઉપર સ્વર્ગલોક) અને અવર-(નીચે પાતાળલોક)માં રહેલાં.

૫. આદિશક્તિસ્વરૂપા.

નામવાળાં[1] આપને નમસ્કાર છે, નમસ્કાર છે. સ્વર્ગમાં વિરાજમાન ગંગાદેવી આપને નમસ્કાર છે. આપ સર્વથી અભિન્ન છો; આપને નમસ્કાર છે, નમસ્કાર છે. આપ શાંતસ્વરૂપા, પ્રતિષ્ઠા (આધારસ્વરૂપા) તથા વરદાયિની છો; આપને નમસ્કાર છે, નમસ્કાર છે. આપ ઉગ્રા,[2] સુખજલ્પા[3] અને સંજીવની છો;[4] આપને નમસ્કાર છે, નમસ્કાર છે. આપની પહોંચ બ્રહ્મલોક સુધી છે. આપ બ્રહ્મની પ્રાપ્તિ કરાવનારાં તથા પાપનો નાશ કરનારાં છો; આપને નમસ્કાર છે, નમસ્કાર છે. પ્રણત જનોની પીડાનો નાશ કરનારાં જગતનાં માતા ગંગાને નમસ્કાર છે, નમસ્કાર છે. દેવી! આપ જલબિંદુઓનો રાશિ છો; દુર્ગમ સંકટનો નાશ કરનારાં તથા જગતનો ઉદ્ધાર કરવામાં દક્ષ છો; આપને નમસ્કાર છે. સર્વ વિપત્તિઓને દૂર કરનારાં મંગલમયી ગંગાને નમસ્કાર છે, નમસ્કાર છે. પર અને અપર સર્વ આપનાં જ સ્વરૂપ છે. આપ જ પરાશક્તિ છો. મોક્ષ આપનારાં હે દેવી! આપને નમસ્કાર છે. ગંગા મારી આગળ રહે, ગંગા મારી આજુબાજુ રહે, ગંગા મારી ચારે બાજુ રહે અને હે ગંગે! હું તમારામાં જ સમાઈ જાઉં. પૃથ્વી પર પ્રાપ્ત થયેલાં શિવસ્વરૂપા દેવી! આદિ, મધ્ય અને અંતમાં આપ જ છો, આપ સર્વસ્વરૂપા છો, આપ જ મૂળ પ્રકૃતિ છો. આપ જ સર્વસમર્થ નર–નારાયણ છો. હે ગંગે! આપ જ પરમાત્મા અને આપ જ શિવ છો; આપને નમસ્કાર છે, નમસ્કાર છે.'

જે પ્રતિદિન ભક્તિભાવથી આ સ્તોત્રનો પાઠ કરે છે અથવા જે શ્રદ્ધાપૂર્વક આને સાંભળે છે, તે મન, વાણી અને શરીર દ્વારા થતાં ઉપર કહેલાં દસ પાપ તથા સર્વ દોષોથી મુક્ત થઈ જાય છે; રોગી રોગથી અને સંકટમાં સપડાયેલો સંકટમાંથી છૂટી જાય છે. શત્રુઓથી, બંધનથી તથા સર્વ પ્રકારના ભયથી પણ તે મુક્ત થઈ જાય છે. આ લોકમાં તેની સર્વ કામનાઓ પૂર્ણ થાય છે અને તે મરણ પછી પરબ્રહ્મ પરમાત્મામાં લીન થઈ જાય છે. આ સ્તોત્ર લખીને જેના ઘરમાં આની પૂજા થાય છે ત્યાં અગ્નિ અને ચોરનો ભય હોતો નથી. ત્યાં, પાપોથી પણ ભય રહેતો નથી.

જ્યેષ્ઠ શુક્લ દશમીએ ગંગાજીના જળમાં ઊભા રહી આ સ્તોત્રનો દસ વાર જપ અને પાઠ કરનારો દરિદ્ર અથવા અસમર્થ હોય તો પણ પૂર્વોક્ત વિધિથી ભક્તિપૂર્વક ગંગાજીની પૂજા કરવાથી પ્રાપ્ત થતા ફળને પામે છે. ગૌરીદેવીના મહિમા જેવો જ ગંગાનો મહિમા છે તેથી ગૌરીના પૂજનમાં કહેવામાં આવેલી વિધિ જ ગંગાપૂજન માટે ઉત્તમ વિધિ છે. જેવા ભગવાન શિવ છે, તેવા જ ભગવાન વિષ્ણુ છે; જેવા ભગવાન વિષ્ણુ છે, તેવાં જ ભગવતી ઉમા છે અને જેવાં ભગવતી ઉમા છે તેવાં જ ગંગાજી છે. આમાં કોઈ ભેદ નથી. ભગવાન વિષ્ણુ અને શિવમાં, ગંગા અને ગૌરીમાં તથા લક્ષ્મી અને પાર્વતીમાં ભેદ માનનારાને મૂઢબુદ્ધિ જાણવો. ઉત્તરાયણમાં, ઉત્તમ માસનાં શુક્લપક્ષમાં, દિવસના સમયે ગંગાજીના તટ પર ભગવાન જનાર્દનનું ચિંતન થઈ રહ્યું હોય એવી અવસ્થામાં શરીરનો ત્યાગ કરનારાઓને ધન્ય છે.

હે વિધિનંદિની! ગંગાતટે પ્રાણત્યાગ કરનારો માણસો દેવતાઓ દ્વારા પોતાની

1. સર્વને સંસારસાગરથી તારનારાં અથવા તારા નામક શક્તિથી અભિન્ન.

2. પાપના સમુદાય માટે ઉગ્ર–ભયંકર.

3. આપના સ્રોતરૂપ મુખથી નિરંતર કલકલ શબ્દ કરનારાં.

4. સેવકોને જન્મમૃત્યુથી છોડાવી નવું અમૃતમય જીવન આપનારાં.

સ્તુતિ સાંભળતા સાંભળતા વિષ્ણુલોકમાં જાય છે. ગંગાતટે પ્રાયોપવેશન–મરણ થતાં સુધી ઉપવાસ કરવાનું વ્રત લઈને મરણ પામનારો મનુષ્ય નિશ્ચયપૂર્વક પોતાના પિતૃઓ સાથે પરમ ધામને પ્રાપ્ત થાય છે. ગંગાજીમાં મૃત્યુ માટે બે યોજન દૂરની ભૂમિ અથવા સમીપનું સ્થાન–આ બંને સમાન છે. જે માણસ મરણ સમયે ગંગાનું સ્મરણ અથવા ગંગાજળનો સ્પર્શ કરે છે, તે પાપી હોય તોપણ પરમ ગતિને પ્રાપ્ત થાય છે. જે ધીર પુરુષોએ ગંગાની સમીપ જઈને શરીરનો ત્યાગ કર્યો છે, તેઓ દેવતાઓ સમાન થઈ ગયા છે. એટલા માટે દેહનો પાત થતાં સુધી મુક્તિ આપનારાં બીજાં સર્વ સાધનો છોડી દઈને ગંગાતટનું જ સેવન કરવું. જે મહાન પાપી હોઈને ઘણું ગંગાના સમીપમાં આકાશમાં, ગંગાતટની ભૂમિ પર અથવા ગંગાજીના જળમાં મૃત્યુ પામે છે, તે બ્રહ્મા, વિષ્ણુ અને શિવ દ્વારા પૂજાઈને અક્ષય પદને પામે છે. જે ધર્માત્મા, પવિત્ર તેમ જ સાધુસમ્મત પ્રાણધારી મનુષ્ય મનમાં ને મનમાં ગંગાજીનું ચિંતન કરે છે, તે પરમ ગતિ પામે છે. કોઈ પણ માણસ ગમે ત્યાં મરણ પામે, પરંતુ મૃત્યુ સમયે ગંગાજીનું સ્મરણ કરવાથી વિષ્ણુલોક અથવા શિવલોકમાં જાય છે. ભગવાન શંકરના અત્યંત કર્કશ જટાકલાપમાંથી નીકળીને પાપી સગરપુત્રોના શરીરની રાખને ગંગાએ પોતાના જળમાં પ્રવાહિત કરીને તેમને સ્વર્ગલોકમાં પહોંચાડ્યા હતા. મરણ પામેલા માણસનાં જેટલાં હાડકાં ગંગાજીમાં નાખવામાં આવ્યાં હોય, તેટલાં હજાર વર્ષ સુધી તે સ્વર્ગલોકમાં રહે છે. મનુષ્યનાં હાડકાં ગંગાજીમાં નાખવામાં આવ્યાં હોય ત્યારથી જ તે સ્વર્ગલોકમાં નિવાસ કરતો થઈ જાય છે. જે પુણ્યશાળી જીવનાં હાડકાં ગંગાજીમાં પધરાવવામાં આવે છે, તે બ્રહ્મલોકમાંથી કોઈ રીતે પાછો ફરતો નથી. જે મરણ પામેલા માણસનાં હાડકાં મરણ પામ્યા પછી દસ દિવસમાં ગંગાજીમાં પધરાવવામાં આવે છે, તેને ગંગાજીમાં મરણ પામ્યા તુલ્ય ફળની પ્રાપ્તિ થાય છે. ગંગામાં સ્નાન કરી જે અસ્થિ ગંગાજીમાં પધરાવવાનાં હોય, તેમના પર પંચગવ્ય (ગાયનું મૂત્ર, છાણ, દૂધ, દહીં અને ઘી) છાંટી તે અસ્થિસમૂહને પડિયામાં મૂકી પ્રેતગણોથી યુક્ત દક્ષિણ દિશા તરફ જોઈ 'નમોઽસ્તુ ધર્માય' (ધર્મરાજને નમસ્કાર છે) આમ બોલીને ગંગાના જળમાં પ્રવેશ કરવો અને 'ધર્મરાજ મારા પર પ્રસન્ન થાઓ'–આમ કહી તે અસ્થિ મૂકેલો પડિયો ગંગાજીમાં નાખી દેવો. તે પછી સ્નાન કરવું અને તીર્થ પરના અક્ષયવટનાં દર્શન કરવાં. પછી બ્રાહ્મણને દક્ષિણા આપવી. આમ કરવાથી યમલોકમાં રહેલાંનું સ્વર્ગલોકમાં ગમન થાય છે અને ત્યાં તેને દેવરાજ ઇંદ્ર સમાન પ્રતિષ્ઠા પ્રાપ્ત થાય છે. ગંગાજીની વહેતી મુખ્ય ધારાથી લઈને ચાર હાથ સુધીના પ્રદેશના સ્વામી ભગવાન નારાયણ છે. પ્રાણ કંઠે આવી જાય તોપણ તેટલા પ્રદેશમાં દાન લેવું નહિ. ભાદ્રપદ શુક્લ ચતુર્દશીએ ગંગાજીનું જળ જેટલી ભૂમિ સુધી ઉપર ચડે તેટલી ભૂમિને તેમનું ગર્ભ જાણવું જોઈએ. તેનાથી દૂરનું સ્થાન 'તીર' કહેવાય છે. સાધારણ સ્થિતિમાં જ્યાં સુધી જળ રહે છે તેનાથી દોઢસો હાથ દૂર સુધી ગર્ભની સીમા છે. તેનાથી આગળનો ભૂપ્રદેશ તટ કહેવાય છે. દેવિ! કેટલાક વિદ્વાનોનો આ જ મત છે અને તે શ્રુતિ તથા સ્મૃતિઓ પણ સ્વીકારે છે. તીરથી એક ગાઉ (બે માઈલ) સુધીનો ગંગાના પ્રવાહનો બંને બાજુનો પ્રદેશ ક્ષેત્ર કહેવાય છે. તીરપ્રાંત છોડીને ગંગાના ક્ષેત્રમાં

નિવાસ કરવો જોઈએ, કારણ કે તીર પરનો નિવાસ ઇષ્ટ નથી. બંને તટોથી એક યોજન સુધીના ભૂ-ભાગને ક્ષેત્રની સીમા માનવામાં આવેલ છે. જેટલાં પણ પાપ છે, તે બધાં ગંગાની સીમાને ઓળંગીને તેની અંદર પ્રવેશ કરી શકતાં નથી. સિંહને જોઈને વનમાં રહેનારાં અન્ય પ્રાણીઓ દૂર નાસી જાય છે તેમ બધાં પાપ ગંગાને જોઈને પલાયન કરી જાય છે. હે મહાભાગે! જ્યાં ગંગા છે, જ્યાં 'શ્રીરામ અને શિવનું તપોવન છે, તેની ચારે બાજુ ત્રણ યોજન (એક યોજન એટલે ચાર કોસ અથવા આઠ માઈલ)–બાર કોસ અથવા ચોવીસ માઈલ સુધી સિદ્ધક્ષેત્ર' જાણવું. તીર્થમાં ક્યારેય દાન ન લેવું. પવિત્ર સ્થાનોમાં પણ પ્રતિગ્રહ ન કરવો; ગ્રહણ આદિ સર્વ નિમિત્તોમાં માણસે પ્રતિગ્રહથી દૂર રહેવું. તીર્થમાં, દેવમંદિરોમાં પ્રતિગ્રહ–દાન લેનારા પાસે જ્યાં સુધી પ્રતિગ્રહનું ધન હોય ત્યાં સુધી તેનું તીર્થવ્રત નિષ્ફળ કહેવાય છે. દેવી! ગંગાજીમાં દાન લેવું તે ગંગાજીને વેચવા સમાન છે. ગંગાના વિક્રયથી ભગવાન વિષ્ણુનો વિક્રય થઈ જાય છે. વિષ્ણુનો વિક્રય થતાં ત્રણે લોક વેચાઈ જાય છે.

ગંગાતીરની માટીને મસ્તક ઉપર' ધારણ કરનારો તમ(અંધકાર, અજ્ઞાન અને તમોગુણ)નો નાશ કરવા માટે જાણે સૂર્યનું જ રૂપ ધારણ કરે છે. ગંગાતટની રેતી પાથરીને તેના પર પિતૃઓને પિંડ આપનારો પોતાના પિતૃઓને તૃપ્ત કરીને સ્વર્ગલોકમાં પહોંચાડી દે છે. હે ભદ્રે! આ પ્રમાણે મેં તમને ગંગાનું ઉત્તમ માહાત્મ્ય કહી સંભળાવ્યું. આનો પાઠ કરનારો કે આને સાંભળનારો માણસ ભગવાન વિષ્ણુના પરમ પદને પ્રાપ્ત થાય છે. હે વિધિનંદિની! ભગવાન વિષ્ણુ અથવા શિવના લોકને પ્રાપ્ત કરવાની ઇચ્છા ધરાવનારાએ પ્રતિદિન પવિત્રચિત્ત થઈને શ્રદ્ધા અને ભક્તિ સહિત આ ગંગામાહાત્મ્યનો પાઠ કરવો જોઈએ.૧-૧૨૯

नित्यं जप्यमिदं भक्त्या प्रयत्नैः श्रद्धयान्वितैः ।
वैष्णवीं गतिमिच्छद्भिः शैवीं वा विधिनंदिनि ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં ગંગામાહાત્મ્યમાં 'પૂજાદિકથન' નામનો ૪૩ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૪૪ : ગયાતીર્થનો મહિમા

वसिष्ठ उवाच

ततस्तु मोहिनी भूप श्रुत्वा माहात्म्यमुत्तमम् ।
गंगायाः पापनाशिन्याः पुनः प्राह पुरोहितम् ॥१॥

વસિષ્ઠ બોલ્યા : હે રાજન્! તદનન્તર પાપનાશિની ગંગાનું આ ઉત્તમ માહાત્મ્ય સાંભળીને મોહિનીએ ફરીથી પોતાના પુરોહિતને પૂછ્યું.

મોહિની બોલી : ભગવન્! આપે મને ગંગાનું પવિત્ર આખ્યાન (માહાત્મ્ય) સંભળાવ્યું છે; હવે હું સંસારમાં ગયાતીર્થ કેવી રીતે વિખ્યાત થયું તે સાંભળવા ઇચ્છું છું.

પુરોહિત વસુ બોલ્યા : ગયા પિતૃતીર્થ છે. તેને સર્વ તીર્થોમાં શ્રેષ્ઠ માનવામાં આવ્યું છે. ત્યાં દેવેશ્વર પિતામહ બ્રહ્માજી પોતે નિવાસ કરે છે. ત્યાં શ્રાદ્ધની અભિલાષા રાખનારા પિતૃઓએ પોતે આ પ્રમાણે કહ્યું છે કે, 'ઘણા પુત્રોની અભિલાષા કરવી જોઈએ, કારણ કે તેમાંનો એક પણ ગયા જશે અથવા અશ્વમેધ યજ્ઞ કરશે કે નીલવૃષભનો ઉત્સર્ગ કરશે!'

હે દેવી! ગયાનું ઉત્તમ માહાત્મ્ય સારની પણ સારતર વસ્તુ છે. હું આનું સંક્ષેપથી વર્ણન કરીશ. આ ભોગ અને મોક્ષ આપનારું છે. સાંભળો, પૂર્વકાળની આ વાત છે.

ગયાસુર નામે પ્રસિદ્ધ એક પરાક્રમી અસુર થઈ ગયો છે. તેણે સર્વ પ્રાણીઓને કષ્ટ આપનારું એક ભયંકર તપ કર્યું. તેની

તપશ્ચર્યાથી સંતાપ પામેલા દેવતાઓ તેના વધ માટે ભગવાન વિષ્ણુ પાસે ગયા. ભગવાને તેને ગદાથી મારી નાખ્યો. તેથી ગદાધર ભગવાન વિષ્ણુ જ ગયાતીર્થમાં મુક્તિદાતા મનાયા છે. ભગવાન વિષ્ણુએ આ તીર્થની મર્યાદા સ્થાપિત કરી. અહીં યજ્ઞ, શ્રાદ્ધ, પિંડદાન તેમ જ સ્નાનાદિ કર્મ કરનારો માણસ સ્વર્ગ અથવા બ્રહ્મલોકમાં જાય છે.

ગયાતીર્થને ઉત્તમ જાણીને બ્રહ્માજીએ અહીં યજ્ઞ કર્યો અને સરસ્વતી નદીનું પણ સર્જન કર્યું અને સર્વ દિશાઓમાં વ્યાપ્ત થઈને તે તીર્થમાં નિવાસ કર્યો. બ્રાહ્મણોએ પ્રાર્થના કરવાથી બ્રહ્માએ ત્યાં અનેક તીર્થ નિર્માણ કર્યાં. અને કહ્યું: 'હે બ્રાહ્મણો! ગયામાં શ્રાદ્ધ કરવાથી પવિત્ર થયેલા માણસો બ્રહ્મલોકમાં જશે અને જે માણસો તમારું પૂજન અને સત્કાર કરશે તેમના દ્વારા સદા હું પૂજિત થઈશ. બ્રહ્મજ્ઞાન, ગયાશ્રાદ્ધ, ગોશાલામાં પ્રાપ્ત થનારું મૃત્યુ અને કુરુક્ષેત્રમાં નિવાસ–મનુષ્યો માટે આ ચાર પ્રકારની મુક્તિ (નાં સાધન) છે. બ્રહ્મહત્યા, મદિરાપાન, ચોરી અને ગુરુપત્નીગમન તથા આ સર્વેના સંસર્ગથી થતું પાપ આ બધું ગયાશ્રાદ્ધથી નષ્ટ થઈ જાય છે. મરણ પામ્યા પછી જેમનો અગ્નિસંસ્કાર થયો ન હોય, જેઓ પશુઓ દ્વારા માર્યા ગયા હોય અથવા જેઓ સર્પના દંશથી મરણ પામ્યા હોય તે બધા ગયાશ્રાદ્ધથી મુક્તિ પામ્યા પછી સ્વર્ગમાં જાય છે.

હે દેવી! આ વિષયમાં એક પ્રાચીન ઇતિહાસ સાંભળવામાં આવે છે. ત્રેતાયુગમાં 'વિશાલ' નામના એક રાજા થઈ ગયા છે. તેઓ વિશાલાપુરીમાં રહેતા હતા. તેઓ પોતાના સદ્‌ગુણોને લીધે ધન્ય મનાતા હતા. તેમનામાં ધૈર્યનો વિલક્ષણ ગુણ હતો. તેઓ અપુત્ર હતા. તેમણે શ્રેષ્ઠ બ્રાહ્મણોને પુત્રની પ્રાપ્તિ કેવી રીતે થાય, તે વિષે પૂછ્યું. આથી તે ગૌરવશાળી બ્રાહ્મણોએ તે રાજાને કહ્યું: 'હે રાજન્! પુત્ર માટે તમે ગયાતીર્થમાં જઈને વિધિપૂર્વક શ્રાદ્ધ કરીને પિતૃઓને પિંડદાન કરી તૃપ્ત કરો. આના પ્રભાવથી તમારે ત્યાં પરાક્રમી પુત્ર અવશ્ય ઉત્પન્ન થશે. તે સર્વ પૃથ્વી પર શાસન કરનારો ચક્રવર્તી રાજા થશે.'

બ્રાહ્મણોએ આ પ્રમાણે કહેવાથી તે રાજા હર્ષિત થઈને પિંડદાન કરવાનો વિચાર કરી બ્રાહ્મણને સાથે લઈ સર્વ તીર્થોમાં શ્રેષ્ઠ ગયાતીર્થમાં ગયો. તેમણે શ્રેષ્ઠ તીર્થ ગયાશિરમાં આવીને પિતૃયાગ–શ્રાદ્ધનો આરંભ કર્યો. તેમણે વિધિપૂર્વક પિતૃઓને પિંડદાન કર્યું. એવામાં જ તેમણે આકાશમાં ઉત્તમ આકૃતિવાળા ત્રણ પુરુષોને જોયા. તેઓ ક્રમશઃ શ્વેત, લાલ અને કાળા વર્ણના હતા. તેમને જોઈને રાજાએ પૂછ્યું: 'આપ મહાનુભાવો કોણ છો, તે મને કહો. આપને જોઈને મારા મનમાં કુતૂહલ થયું છે.'

(તે પૈકીનો) સિત–શ્વેતવર્ણવાળો બોલ્યો: 'રાજન્! નામ, વર્ણ અને કર્મથી સિત (શ્વેત) હું તમારો પિતા છું; અર્થાત્ મારું નામ તો સિત છે જ; મારા શરીરનો વર્ણ પણ સિત (શ્વેત) છે. સાથે મારાં કર્મ પણ સિત ઉજ્જ્વળ છે ને જે આ લાલ વર્ણના પુરુષ દેખાય છે, તે મારા પિતા છે. એમણે ભયંકર, નિષ્ઠુર કર્મ કર્યાં છે. આ બ્રહ્મઘાતક અને પાપાચારી છે ને એમના પછીના જે ત્રીજા છે તે તમારા પ્રપિતામહ છે. આ નામથી તો કૃષ્ણ (કાળા) છે જ, કર્મ અને વર્ણથી પણ કૃષ્ણ છે. એમણે પૂર્વજન્મમાં અનેક પ્રાચીન ઋષિઓનો વધ કર્યો છે. આ બંને–પિતા અને પુત્ર 'અવીચિ' નામના નરકમાં પડેલા છે. આ મારા પિતા ને આ બીજા

એમના પિતા દીર્ઘકાળ સુધી કાળા મુખ-વાળા થઈને નરકમાં ગયા છે અને મેં મારા શુદ્ધ કર્મના પ્રભાવથી ઇંદ્રનું પરમ દુર્લભ સિંહાસન પ્રાપ્ત કર્યું હતું. તારા જેવા મંત્રજ્ઞ પુત્ર દ્વારા ગયામાં પિંડદાન કરવાથી અમે ત્રણેય જણા સીમાંથી તદ્દન મુક્ત થઈ ગયા, હે પુત્ર! તેં અમને સદ્‌ગતિ આપી તેથી અત્યારે આ તારા બંન્ને પિતામહોને સાથે લઈને તને જોવા માટે આવ્યો છું. ગયામાં પિંડદાન કરીને તીર્થના પ્રભાવથી બ્રહ્મઘાતક પિતાનો પણ પુત્રે ઉદ્ધાર કરવો.'

આમ કહીને તે વિશાલ નામના રાજાના પિતા સિતે પોતાના પુત્રને આશીર્વાદ આપી તેના બન્ને પિતામહો સાથે તુરત સ્વર્ગ-લોકમાં ગમન કર્યું.

એક વાર ગયાં જવાનું અને એક વાર ત્યાં પિતૃઓને પિંડદાન કરવાનું પણ દુર્લભ છે તો પછી નિત્ય ત્યાં રહેવાનો અવસર મળે ત્યારે તો કહેવાનું જ શું હોય! દેશના અને કાલના પ્રમાણ અનુસાર ક્યારેક મૃત્યુ થયા પછી એક વર્ષ વીત્યા બાદ કેટલાક માણસો પોતાના પતિત સગાં-સંબંધીઓ માટે ગયાકૂપમાં પિંડદાન કરે છે.

એક સમયે કોઈ એક પ્રેતરાજે એક વૈશ્યને પોતાની મુક્તિ થવા માટે આગ્રહપૂર્વક પ્રાર્થના કરતાં કહ્યું: 'તમે ગયાતીર્થમાં દર્શન કરીને સ્નાન કર્યા પછી પવિત્ર થઈ મારું નામ લઈને મને પિંડદાન કરજો. ત્યાં પિંડદાન આપવાથી અનાયાસે જ હું પ્રેતપણામાંથી મુક્ત થઈ સર્વ દાતાઓને પ્રાપ્ત થતા શુભલોકમાં ચાલ્યો જઈશ.' વૈશ્યને આ પ્રમાણે કહીને પોતાના અનુયાયીઓ સહિત પ્રેતરાજે એકાંતમાં પોતાનાં નામ વગેરે યોગ્ય રીતે જણાવ્યાં. વૈશ્ય, સારી પેઠે ધન કમાઈને પરમ ઉત્તમ ગયા-તીર્થમાં ગયો. તે મહાબુદ્ધિશાળી વૈશ્યે ત્યાં જઈ પ્રથમ પોતાના પિતૃઓને પિંડ આદિ આપીને પછી સર્વ પ્રેતોને ક્રમશઃ પિંડદાન કરી ધનદાન આપ્યું. તેણે પોતાના પિતૃઓ તથા બીજા કુટુંબીજનો માટે પણ પિંડદાન કર્યું હતું. વૈશ્યે આ પ્રમાણે પિંડદાન કર્યાથી તે બધાય પ્રેતો પ્રેતભાવમાંથી મુક્ત થઈને દ્વિજત્વ પ્રાપ્ત કરી બ્રહ્મલોકમાં ચાલ્યા ગયા. ગયામાં કરાયેલાં શ્રાદ્ધ, જપ, હોમ અને તપ અક્ષય થાય છે. પિતાની ક્ષયતિથિને દિવસે પુત્રો જો આ કર્મ કરે તો મોક્ષની પ્રાપ્તિ થાય છે. પિતૃઓ નરકના ભયથી પીડિત થઈને પુત્રની અભિલાષા કરે છે અને વિચારે છે કે-જે કોઈ પુત્ર ગયા જશે, તે અમને તારી દેશે.

ગયામાં ધર્મપૃષ્ઠ, બ્રહ્મસભા, ગયાશીર્ષ તથા અક્ષયવટની સમીપ પિતૃઓને જે કંઈ અપાય છે, તે સર્વ અક્ષય થાય છે. બ્રહ્મારણ્ય, ધર્મપૃષ્ઠ અને ધેનુકારણ્યનાં દર્શન કરીને ત્યાં પિતૃઓનું પૂજન કરવાથી મનુષ્ય પોતાની વીસ પેઢીઓનો ઉદ્ધાર કરી દે છે. મહાન કલ્પ પર્યંત કરેલું પાપ ગયામાં જવાથી નષ્ટ થઈ જાય છે, ગૌપ્રતીર્થ અને ગૃધ્રવટતીર્થમાં કરેલું શ્રાદ્ધ, મહાન ફળ આપે છે. ત્યાં બધા માણસો મતંગના આશ્રમનાં દર્શન કરે છે અને સર્વ લોકો સમક્ષ 'ધર્મસર્વસ્વ'ની ઘોષણા કરે છે.*

અહીં પંકજવન નામનું પવિત્ર તીર્થ છે. અહીં પુણ્યાત્મા પુરુષો રહે છે ને પિંડ-દાન આપવામાં આવે છે. આ બધાં માટે

* અગ્નિપુરાણમાં 'ધર્મસર્વસ્વ'ની ઘોષણાનું સ્વરૂપ આ પ્રમાણે સ્પષ્ટ કરવામાં આવ્યું છે, મતંગવાપીમાં સ્નાન કરીને શ્રાદ્ધ કરનારા પુરુષે ત્યાં પિંડદાન કરવું અને સુસિદ્ધોના ઈશ્વર મતંગેશ્વરને નમસ્કાર કરી આ પ્રમાણે બોલવું: 'બધા દેવતાઓ આ વાતનું પ્રમાણ આપે અને બધા લોકપાલો પણ સાક્ષી રહે કે, મેં આ મતંગ-તીર્થમાં આવીને પિતૃઓનો ઉદ્ધાર કર્યો છે.' (અગ્નિપુરાણ અધ્યાય ૧૧૫-૩૪,૩૫)

જોવા જેવું તીર્થ છે.

તૃતીયાતીર્થ, પાદતીર્થ, નિઃક્ષીરાકુંડળ-તીર્થ, મહાહ્રદ તથા કૌશિકતીર્થ—આ બધાં તીર્થોમાં કરેલું શ્રાદ્ધ મહાન ફળ આપે છે. મુંડપૃષ્ઠમાં પરમ બુદ્ધિમાન મહાદેવજીએ પોતાનો પગ મૂક્યો છે. અન્ય તીર્થોમાં સેંકડો વર્ષ સુધી કરાતી કઠણ તપશ્ચર્યાના ફળ જેટલું ફળ અહીં થોડા જ સમયના તીર્થસેવનથી મળે છે. ધર્મપરાયણ મનુષ્ય આ તીર્થમાં આવીને સાપ પોતાની કાંચળી-નો ત્યાગ કરે છે તેમ પોતાનાં સમસ્ત પાપપુંજોને તત્કાળ દૂર કરી દે છે. ત્યાં જ મુંડપૃષ્ઠતીર્થની ઉત્તરે કનકનંદા નામનું પ્રખ્યાત તીર્થ છે. અહીં બ્રહ્મર્ષિગણ નિવાસ કરે છે. ત્યાં સ્નાન કરવાથી મનુષ્ય પોતાના શરીર સાથે સ્વર્ગલોકમાં જાય છે. ત્યાં કરેલાં શ્રાદ્ધ અને દાન સદા અક્ષય થાય છે. હે સુલોચને! ત્યાં નિઃક્ષીરામાં ત્રણ દિવસ સુધી સ્નાન કર્યા પછી માનસરોવર-માં નાહીને શ્રાદ્ધ કરવું. ઉત્તર માનસમાં જઈને મનુષ્ય ઉત્તમ સિદ્ધિ પ્રાપ્ત કરે છે. અહીં શક્તિ અનુસાર શ્રાદ્ધ કરનારો માણસ દિવ્ય ભોગો અને મોક્ષના સર્વ ઉપાયોને પ્રાપ્ત કરી લે છે. તે પછી બ્રહ્મયૂપથી સુશો-ભિત બ્રહ્મસરોવરતીર્થમાં જવું. ત્યાં શ્રાદ્ધ કરવાથી મનુષ્ય બ્રહ્મલોકને પામે છે. હે સુભગે! તે પછી લોકવિખ્યાત ધેનુકતીર્થ-માં જવું. ત્યાં એક રાત રહીને તલધેનુનું દાન કરવું. એ કરવાથી મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થઈને નિશ્ચય જ ચંદ્રલોકમાં જાય છે. તે પછી પરમ બુદ્ધિમાન મહાદેવજીના ગૃધ્રવટ નામના સ્થાન પર જવું. ત્યાં ભગવાન શંકરની સમીપમાં જઈને પોતાનાં અંગો પર ભસ્મ લગાડવી. હે દેવી! આ પ્રમાણે કરવાથી બ્રાહ્મણોને તો બાર વર્ષ સુધી કરાતા વ્રતનું પુણ્ય પ્રાપ્ત થાય છે અને અન્ય વર્ણના માણસોનાં બધાં પાપ નષ્ટ થઈ જાય છે.

તે પછી દિવ્ય સંગીતનો ધ્વનિ ગુંજી રહ્યો છે તે ઉદયગિરિ પર્વત પર જવું. ત્યાં સાવિત્રી દેવીનું પરમ પુણ્યદાયક ચરણનું ચિહ્ન દૃષ્ટિગોચર થાય છે. ઉત્તમ વ્રતનું પાલન કરનારા બ્રાહ્મણે ત્યાં સંધ્યોપાસના કરવી. આથી બાર વર્ષ સુધી સંધ્યાની ઉપાસના કરવાનું ફળ પ્રાપ્ત થાય છે.

હે વિધિનંદિની! ત્યાં જ યોનિદ્વાર છે. ત્યાં જવાથી મનુષ્ય યોનિસંકટથી સદા માટે મુક્ત થઈ જાય છે. તેને ફરીથી જન્મ લેવો પડતો નથી. જે માણસ શુક્લ અને કૃષ્ણ બંને પક્ષોમાં ગયાતીર્થમાં નિવાસ કરે છે, તે પોતાના કુળની સાત પેઢીઓને પવિત્ર કરી દે છે. હે સુભગે! તે પછી પિતૃલોકનું પાલન કરનારા સાક્ષાત્ ધર્મરાજ જ્યાં વિરાજમાન છે તે મહાન ફળદાયક ધર્મપૃષ્ઠ નામના તીર્થમાં જવું. ત્યાં જનારો મનુષ્ય અશ્વમેધ યજ્ઞના ફળને પામે છે. તે પછી મનુષ્યે પરમોત્તમ બ્રહ્મતીર્થમાં જવું. ત્યાં બ્રહ્માજીની સમીપ જવાથી રાજસૂય યજ્ઞનું ફળ મળે છે. પછી ફલ્ગુતીર્થમાં જવું. તે પુષ્કળ ફળ-મૂળથી યુક્ત અને પ્રખ્યાત છે. ત્યાં કૌશિકી નદી છે. ત્યાં કરેલું શ્રાદ્ધ અક્ષય મનાય છે. ત્યાંથી પરમ પવિત્ર ધર્મજ્ઞ રાજર્ષિ ગય દ્વારા રક્ષાયેલા પર્વત પર જવું. ત્યાં જ ગયાશિર નામનું સરોવર છે. ત્યાં પવિત્ર જળવાળી મહાનદી વિદ્યમાન છે. ઋષિઓથી સેવાયેલું પરમ પુણ્યમય બ્રહ્મ-સરોવર નામનું તીર્થ પણ ત્યાં જ છે. અહીં ભગવાન અગસ્ત્ય વૈવસ્વત યમને મળ્યા હતા. અહીં સનાતન ધર્મરાજ નિરંતર નિવાસ કરે છે. અહીં સર્વ સરિતાઓનો ઉદ્-ગમ જણાય છે અને પિનાકપાણિ મહા-દેવ અહીં નિત્ય નિવાસ કરે છે. લોક-વિખ્યાત અક્ષયવટ પણ ત્યાં જ છે. પૂર્વ-કાળમાં યજમાન રાજા ગયે ત્યાં યજ્ઞ કર્યો

હતો. ત્યાં પ્રકટ થયેલી સરિતાઓમાં શ્રેષ્ઠ ગંગા ગયના યજ્ઞોમાં સુરક્ષિત હતી.

મુંડપૃષ્ઠ, ગયા, રૈવત, દેવગિરિ, તૃતીય અને ક્રૌંચપાદ–આ બધાંનાં દર્શન કરીને મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થઈ જાય છે. શિવનદીમાં શિવકરનાં, ગયામાં ગદાધરનાં અને સર્વત્ર પરમાત્માનાં દર્શન કરીને માણસ પાપના સમૂહથી મુક્ત થઈ જાય છે.

કાશીમાં વિશાલાક્ષી, પ્રયાગમાં લલિતા-દેવી, ગયામાં મંગલાદેવી તથા કૃતશૌચ-તીર્થમાં સૈંહિકાદેવીનાં દર્શન કરવાથી પણ ઉક્ત ફળની પ્રાપ્તિ થાય છે. ગયામાં રહીને કરાતું સર્વ દાન અક્ષય થાય છે. દાન કરનારાના ઉત્તમ કર્મથી પિતૃઓ પ્રસન્ન થાય છે. પુત્ર ગયામાં રહીને જે અન્નદાન કરે છે તેનાથી જ પિતૃઓ પોતાને પુત્રવાન માને છે. ૧–૯૧

नन्दन्ति पितरस्तस्य सुप्रकृष्टेन कर्मणा।
यद्गयास्थो ददात्यन्नं पितरस्तेन पुत्रिणः॥ ९१ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'ગયાતીર્થનો મહિમા' નામનો ૪૪ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૪૫ : ગયાતીર્થમાં પિંડદાનવિધિ

वसुरुवाच

शृणु मोहिनि वक्ष्यामि पुण्यं प्रेतशिलाभवम्।
माहात्म्यं यत्र दत्त्वा तु पिण्डान्पितॄन्समुद्धरेत्॥१॥

પુરોહિત વસુ બોલ્યા : હે મોહિની! સાંભળો. હવે હું પ્રેતશિલાનું પવિત્ર માહાત્મ્ય સંભળાવું, જ્યાં પિંડદાન કરીને મનુષ્ય પોતાના પિતૃઓનો ઉદ્ધાર કરે છે. પ્રભાસ અત્રિએ શિલાના ચરણ પ્રાંતને આચ્છાદિત કરી રાખ્યો છે.

મુનિઓથી સંતુષ્ટ થયેલા પ્રભાસશિલાના અંગુષ્ઠ ભાગથી પ્રકટ થયા. અંગુષ્ઠ ભાગમાં જ ભગવાન શંકર સ્થિત છે, એટલા માટે તેમને પ્રભાસેશ કહ્યા છે. શિલાના અંગુષ્ઠના એક દેશમાં જ પ્રભાસેશ રહેલા છે અને ત્યાં જ પ્રેતશિલા છે. ત્યાં પિંડદાન કરવાથી મનુષ્ય પ્રેતયોનિથી મુક્ત થઈ જાય છે. એટલા માટે તેનું નામ પ્રેતશિલા છે. મહાનદી તથા પ્રભાસ–અત્રિના સંગમ સ્થળે સ્નાન કરનારો પુરુષ સાક્ષાત્ વામદેવ (શિવ) સ્વરૂપ થઈ જાય છે, તેથી તે સંગમને વામતીર્થ કહેલ છે. દેવતાઓએ પ્રાર્થના કરવાથી શ્રીરામે જ્યારે મહાનદીમાં સ્નાન કર્યું ત્યારથી જ સર્વ લોકોને પવિત્ર કરનારું 'રામતીર્થ' ત્યાં પ્રકટ થયું. મનુષ્યના હજારો જન્મોથી સંગ્રહ થયેલો પાપરાશિ રામતીર્થમાં સ્નાન કરવા માત્રથી નષ્ટ થઈ જાય છે.

'राम राम महाबाहो देवानामभयङ्कर।
त्वां नमस्ये तु देवेश मम नश्यतु पातकम्॥'

(નારદ ઉ. ભા. ૪૫/૮૯)

'હે મહાબાહુ રામ! દેવતાઓને અભય આપનારા શ્રીરામ! આપને નમસ્કાર કરું છું. હે દેવેશ! મારાં પાતક નષ્ટ થઈ જાય,'

આ મંત્ર દ્વારા રામતીર્થમાં સ્નાન કરીને શ્રાદ્ધ તેમ જ પિંડદાન કરનારો માણસ વિષ્ણુલોકમાં પ્રતિષ્ઠિત થાય છે.

પ્રભાસેશ્વરને નમસ્કાર કરીને શિવની સમીપ જવું અને તે ભગવાન શિવને નમસ્કાર કરીને બલિ આપતી વખતે આ પ્રમાણે બોલવું : 'હે દેવેશ! આપ જ જળ છો તથા આપ જ જ્યોતિઓના અધિપતિ છો. આપ મારાં મન, વચન, શરીર અને ક્રિયા દ્વારા ઉત્પન્ન થયેલાં સર્વ પાપોનો શીઘ્ર નાશ કરો.'

શિલાના જઘન પ્રદેશને યમરાજે દબાવી રાખેલ છે. ધર્મરાજે પર્વતને કહ્યું 'न गच्छ' (ગમન ન કરો–હિલચાલ ન કરશો), એટલા માટે પર્વતને 'નગ' કહે છે. યમરાજને બલિ આપ્યા પછી તેમના બે કૂતરાઓને પણ અન્નબલિ અથવા પિંડ

આપવા જોઈએ. તે સમયે આ પ્રમાણે બોલવું–

'श्वानौ द्वौ श्यामशबलौ वैवस्वतकुलोद्भवौ ।
ताभ्यां पिंडं प्रदास्यामि स्यातामेतावहिंसकौ ॥'

'વૈવસ્વત કુળમાં ઉત્પન્ન થયેલા એ શ્યામ અને શબલ નામના કૂતરાઓને હું પિંડ આપીશ, આ બન્ને અહિંસક થાય–હિંસા ન કરે.'

ત્યાર પછી પ્રેતશિલા આદિ તીર્થમાં ઘૃતયુક્ત ચરુ દ્વારા પિંડ બનાવવા અને પિતૃઓનું આવાહન કરીને મંત્રોચ્ચારપૂર્વક તેમને પિંડ આપવા. પ્રેતશિલા પર પવિત્રચિત્ત થઈને જનોઈ અપસવ્ય કરી (જમણા ખભા પર ફેરવી) દક્ષિણ દિશા ભણી મુખ રાખી પિતૃઓનું ધ્યાન અને સ્મરણ કરવું. 'કવ્યવાહક, અનલ, સોમ, અર્યમા, અગ્નિષ્વાત્ત, બર્હિષદ અને સોમપા–આ બધા પિતૃદેવતાઓ છે. હે મહાભાગ! પિતૃદેવતાઓ! આપ અહીં પધારો અને આપના દ્વારા સુરક્ષિત મારા પિતૃઓ તેમ જ મારા કુળમાં ઉત્પન્ન થયેલાં જે ભાઈભાંડુ હોય તે પણ અહીં આવે. હું તે બધાને પિંડ આપવા માટે ગયાતીર્થમાં આવ્યો છું. તેઓ બધાય આ શ્રાદ્ધદાનથી અક્ષય તેમ જ કાયમની તૃપ્તિ પામે.'

તે પછી આચમન કરી પંચાંગન્યાસ કરવા અને પ્રાણાયામ કરવો. પછી દેશ-કાલ આદિનું ઉચ્ચારણ કરીને 'अस्मत् पितॄणां पुनरावृत्तिरहितब्रह्मलोकाप्तिहेतवे गया-श्राद्धमहं करिष्ये' (અમારા પિતૃઓને પુનરાવૃત્તિ (પુનર્જન્મ) રહિત બ્રહ્મલોકની પ્રાપ્તિ કરાવવા માટે હું ગયાશ્રાદ્ધ કરીશ)–આ પ્રમાણે બોલીને સંકલ્પ કરી શ્રાદ્ધના સ્થળ પર પંચગવ્ય છાંટવું ને પિતૃઓનું આવાહન તથા પૂજન કરવું. તે પછી મંત્રો વડે પિંડદાન કરવું. પ્રથમ સપિંડ પિતૃઓને શ્રાદ્ધનો પિંડ આપી તેમના દક્ષિણ ભાગમાં દર્ભ પાથરી તેમને તલ અને જળની એક અંજલિ આપવી. અંજલિમાં તલ અને જળ લઈને યત્નપૂર્વક પિતૃતીર્થ (જમણા હાથનો તર્જની આંગળી અને અંગૂઠા વચ્ચેનો ભાગ)થી તેમને અંજલિ આપવી જોઈએ. પછી એક મુઠ્ઠી ચોખાના લોટનો પિંડ બનાવી તેનાથી અક્ષય પિંડ આપવો. પિંડદ્રવ્યોમાં તલ, ઘી, દહીં અને મધ આદિ ભેળવવાં જોઈએ. સંબંધીઓનું તલ આદિ દ્વારા દર્ભ પર આવાહન કરવું જોઈએ. શ્રાદ્ધમાં માતા, પિતામહી અને પ્રપિતામહી માટે બોલાતાં ત્રણ મંત્રવાક્યોમાં યથાસ્થાને સ્ત્રીલિંગનું ઉચ્ચારણ કરી–'तस्यै स्वधा, तस्यै स्वधा, तस्यै स्वधा'–આ પ્રમાણે બોલવું. સંબંધીઓ માટે પણ પૂર્વવત્ પિતૃઓનું આવાહન કરી પ્રથમની જેમ જ પિંડ આપવા. પોતાના ગોત્રમાં અથવા પારકા ગોત્રમાં પતિપત્ની માટે પિંડ આપતી વખતે જો પૃથક્ પૃથક્ શ્રાદ્ધ, પિંડદાન અને તર્પણ ન કરવામાં આવે તો તે વ્યર્થ છે. પિંડપાત્રમાં તલ નાખી તેને શુદ્ધ જળથી ભરવું અને મંત્રોચ્ચારણપૂર્વક તે જળથી પ્રદક્ષિણા કરવાના ક્રમથી તે સર્વ પિંડો પર ત્રણ વાર સિંચન કરવું. તે પછી પ્રણામ કરીને ક્ષમા-પ્રાર્થના કરવી. પછી પિતૃઓનું વિસર્જન કરીને આચમન કર્યા પછી આ કાર્યના સાક્ષીરૂપ દેવતાઓને શ્રાદ્ધક્રિયા કર્યાનું જણાવવું ને કહેવું કે, 'હે દેવતાઓ! આ શ્રાદ્ધક્રિયા મેં કરી છે તેના તમે સાક્ષી છો.' પછી જનોઈ સવ્ય કરવી.

હે મોહિની! સર્વ સ્થાનોમાં આ જ પ્રમાણે પિંડદાન કરવું જોઈએ. ગયામાં પિંડદાન કરતા માટે સમય તેમ જ મુહૂર્તનો વિચાર કરવાનો હોતો નથી. મલમાસ હોય, જન્મદિવસ હોય, ગુરુ અને શુક્ર અસ્ત થયેલા હોય, અથવા બૃહસ્પતિ સિંહ

રાશિમાં રહેલા હોય તોપણું ગયાશ્રાદ્ધ છોડવું ન જોઈએ. સંન્યાસીએ ગયામાં જઈને પોતાનો દંડ દેખાડવો, પિંડદાન કરવું નહીં. એથી તે વિષ્ણુપદમાં દંડ મૂકીને પિતૃઓ સહિત મુક્ત થઈ જાય છે. ગયામાં ખીર, સાથવો, ઘઉંનો લોટ અને રાંધેલા ભાત વગેરેથી પણ પિંડદાન કરવાનું વિધાન છે. હે સુભગે! ગયાજીનાં દર્શન કરીને મહાપાપી અને પાતકી પણ પવિત્ર તેમ જ શ્રાદ્ધકર્મનો અધિકારી થઈ જાય છે અને શ્રાદ્ધ કર્યા પછી તે બ્રહ્મલોક પામે છે. ફલ્ગુતીર્થમાં શ્રાદ્ધ કરનારા મનુષ્યને મળતું ફળ એક લાખ અશ્વમેધ યજ્ઞ કરનારાને પણ મળતું નથી. મનુષ્યે ગયામાં જઈને અવશ્ય પિંડદાન કરવું જોઈએ. ત્યાંના પિંડ પિતૃઓને અત્યંત પ્રિય છે. આ કાર્યમાં વિલંબ ન કરવો તેમ કોઈ વિઘ્ન પણ ન નાખવું જોઈએ.

(શ્રાદ્ધ કરનારે ગયામાં આ પ્રમાણે પ્રાર્થના કરવી જોઈએ.) પિતા, પિતામહ, પ્રપિતામહ, માતા, પિતામહી, પ્રપિતામહી, માતામહ, પ્રમાતામહ, વૃદ્ધ–પ્રમાતામહ આદિ (અર્થાત્ માતામહી, પ્રમાતામહી અને વૃદ્ધ-પ્રમાતામહી)–આ સર્વને મેં આપેલું પિંડદાન અક્ષય થઈને પ્રાપ્ત થાઓ. મારા કુળમાં મરણ પામેલાઓ કે જેમની ઉત્તમ ગતિ થઈ નથી, તેમના ઉદ્ધાર માટે હું આ પિંડ આપું છું. મારા ભાઈ અને બંધુ–બાંધવોના કુળમાં જે માણસો મરણ પામ્યા છે ને જેમની ઉત્તમ ગતિ થઈ નથી, તેમના ઉદ્ધાર માટે હું આ પિંડ આપું છું. જેમને દાંત આવ્યા નથી તેમ જ ગર્ભમાં જ જેઓ પીડાઈને મરણ પામ્યા છે, તેમના ઉદ્ધાર માટે હું આ પિંડ આપું છું. અગ્નિમાં બળી જવાથી, રોગથી, તેમ જ બીજી કોઈ રીતે તેઓ મરણ પામ્યાં હોય; ભૂખમરાથી, તરસથી, વીજળી પડવાથી મરણ પામ્યાં હોય; ચોર–લૂંટારાઓએ મારી નાખ્યાં હોય, જળમાં ડૂબી જવાથી, પર્વત, વૃક્ષ અથવા મકાન પરથી કે ઊંચેથી અથવા નીચેથી પડી જવાને લીધે મરણ પામ્યાં હોય; વનમાં આગ લાગવાથી તેમાં સપડાઈ જવાને લીધે મરણ પામ્યાં હોય; સિંહ, વાઘ, વરુ આદિ ભયંકર દાઢવાળા પ્રાણીઓએ ફાડી ખાવાથી મરણ પામ્યાં હોય, ખૂન થવાથી મરણ પામ્યાં હોય; શિંગડાંવાળાં પ્રાણીઓના આઘાતથી માર્યાં ગયાં હોય; ફાંસો લઈને મારી નાખવામાં આવ્યાં હોય, સ્થાવર અથવા જંગમ વિષથી મર્યાં હોય, શસ્ત્રનો પ્રહાર થવાથી અથવા આત્મઘાત કરીને જેઓ મરણ પામ્યાં હોય તે બધાંને માટે હું પિંડદાન કરું છું. જેઓ યમદૂતોને અધીન થઈને સર્વ નરકોમાં યાતના ભોગવે છે, તેમના ઉદ્ધાર માટે હું પિંડદાન કરું છું. જેઓ પશુ યોનિમાં પડેલાં છે; પશુ, કીટ, તેમ જ સર્પ આદિનું શરીર ધારણ કરી ચૂક્યાં છે અથવા જેઓ વૃક્ષોની યોનિને પ્રાપ્ત થયાં છે, તે સર્વને હું આ પિંડ આપું છું. પોતાનાં કર્મને લીધે અનેક યોનિઓમાં ભમતાં પ્રાણીઓ કે જેમને મનુષ્યયોનિ દુર્લભ છે, તે સર્વને હું આ પિંડ આપું છું. દ્યુલોક, અંતરિક્ષ અને પૃથ્વી પર રહેલા પિતૃઓ, ભાઈઓ, બંધુઓ, બાન્ધવો આદિને તથા સંસ્કાર પામ્યા વિના જેઓ મરણ પામ્યાં હોય, તે બધાંઓને હું પિંડ આપું છું. જેઓ મારા ભાઈબંધુ હોય અથવા ન હોય, અથવા તો અન્ય જન્મમાં મારા ભાઈબંધુઓ થયા હોય, તે બધાને માટે મેં આપેલો આ પિંડ અક્ષય થઈને તેમને મળે. જેઓ મારા પિતાના કુળમાં મર્યાં હોય અથવા માતાના કુળમાં મર્યાં હોય; જેઓ ગુરુ, શ્વશુર તથા બંધુ–બાંધવોના કુળમાં મર્યાં હોય તેમ જ એમના સિવાય જે બીજા

બંધુ-બાંધવો મૃત્યુને પ્રાપ્ત થયા હોય, મારા કુળમાં જેમનું પિંડદાન કર્મ ન થયું હોય, જે સ્ત્રી-પુત્રથી રહિત હોય, જેમના શ્રાદ્ધકર્મનો લોપ થયો હોય, તેઓ જન્મથી અંધ અને અપંગ હોય, જેઓ વિકૃત રૂપવાળા અથવા કાચા ગર્ભની દશામાં મરણ પામ્યાં હોય; મારા કુળમાં મરણ પામેલાં જેઓ મારા પરિચિત કે અપરિચિત હોય, તે બધાં માટે મેં આપેલો પિંડ તેમને અક્ષયભાવથી પ્રાપ્ત થાઓ. બ્રહ્મા અને શિવ આદિ બધા દેવતાઓ સાક્ષી રહે કે મેં ગયામાં આવીને પિતૃઓનો ઉદ્ધાર કર્યો છે. હે દેવ! હે ગદાધર! હું પિતૃકાર્ય (શ્રાદ્ધ) માટે ગયામાં આવ્યો છું. ભગવન્! આપ જ આ વાતના સાક્ષી છો. હું દેવ, ઋષિ અને પિતૃઓ આ ત્રણેના ઋણથી મુક્ત થઈ ગયો.

બીજે દિવસે પવિત્ર થઈને પ્રેતપર્વત પર જવું અને બ્રહ્મકુંડમાં સ્નાન કરીને વિદ્વાન પુરુષે દેવતા આદિનું તર્પણ કરવું. પછી પવિત્ર થઈને પ્રેતપર્વત પર પિતૃઓનું આવાહન કરવું અને પૂર્વવત્ સંકલ્પ કરીને પિંડદાન કરવું. પરમ ઉત્તમ પિતૃદેવતાઓના નામોચ્ચાર તથા મંત્રો દ્વારા તેમની સારી પેઠે પૂજા કરીને તેમને માટે પિંડ આપવા. પિતૃકર્મ-શ્રાદ્ધમાં મનુષ્ય જેટલા તલ ગ્રહણ કરે છે તેટલા અસુરો ભયભીત થઈને ગરુડને જોઈને સર્પ નાસી જાય છે તેમ પલાયન થઈ જાય છે. હે મોહિની! તે પ્રેતપર્વત પર પ્રથમ જણાવ્યા પ્રમાણે સર્વ કાર્ય કરવાં. તે પછી ત્યાં તલમિશ્રિત સાથવો આપીને આ પ્રમાણે પ્રાર્થના કરવી-

ये केचित्प्रेतरूपेण वर्तन्ते पितरो मम ॥
ते सर्वे तृप्तिमायान्तु सक्तुभिस्तिलमिश्रितैः ।
आब्रह्मस्तम्बपर्यन्तं यत्किञ्चित्सचराचरम् ॥
मया दत्तेन पिण्डेन तृप्तिमायान्तु सर्वशः ॥६४-६६

"જે કોઈ મારા પિતૃઓ પ્રેતરૂપે વિદ્યમાન હોય, તે બધા આ તલમિશ્રિત સાથવાના દાનથી તૃપ્તિ પામે. બ્રહ્માથી લઈને કીટપર્યંત જે કંઈ પણ ચરાચર જગત છે, તે મેં આપેલા પિંડથી પૂર્ણ રીતે તૃપ્ત થઈ જાય.'

બધાથી જાહેલાં પાંચ તીર્થોમાં તથા ઉત્તરમાનસમાં શ્રાદ્ધ કરવાનો વિધિ છે. હાથમાં દર્ભ લઈને આચમન કરવું. પછી કુશયુક્ત જળ મસ્તક પર છાંટવું અને ઉત્તરમાનસમાં જઈને મંત્રોચ્ચારણપૂર્વક સ્નાન કરવું. તે સમયે આ પ્રમાણે પ્રાર્થના કરવી-

उत्तरे मानसे स्नानं करोम्यात्मविशुद्धये ।
सूर्यलोकादिसम्प्राप्तिसिद्धये पितृमुक्तये ॥ ६८ ॥

"હું ઉત્તરમાનસમાં આત્મશુદ્ધિ, સૂર્યાદિ લોકોની પ્રાપ્તિ તથા પિતૃઓની મુક્તિ માટે સ્નાન કરું છું.'

આ પ્રમાણે સ્નાન કરીને વિધિપૂર્વક દેવતા આદિનું તર્પણ કરવું અને અંતમાં આ પ્રમાણે બોલવું-

आब्रह्मस्तम्बपर्यन्तं देवर्षिपितृमानवाः ।
तृप्यन्तु पितरः सर्वे मातृमातामहादयः ॥ ६९ ॥

'બ્રહ્માજીથી લઈને કીટપર્યંત સમસ્ત જગત, દેવતાઓ, ઋષિઓ, દિવ્ય પિતૃઓ, મનુષ્યો, પિતા, પિતામહ, પ્રપિતામહ, માતા, પિતામહી, પ્રપિતામહી, માતામહ અને પ્રમાતામહ આદિ બધાં તૃપ્ત થઈ જાય.'

પોતાની શાખાના ગૃહ્યસૂત્રમાં જણાવેલા વિધિ અનુસાર પિંડદાન સહિત શ્રાદ્ધ કરવું જોઈએ. અષ્ટકા શ્રાદ્ધ, આભ્યુદયિક શ્રાદ્ધ, ગયા શ્રાદ્ધ તથા ક્ષયાહ તિથિએ કરાતા એકોદ્દિષ્ટ શ્રાદ્ધમાં માતા માટે પૃથક્ પૃથક્ શ્રાદ્ધ કરવું જોઈએ ને અન્યત્ર પતિની સાથે જ સંયુક્તરૂપે તેમને માટે શ્રાદ્ધ કરવું ઉચિત છે. તે પછી-

ॐ नमोऽस्तु मानवे मन्त्रे सोमभौमज्ञरूपिणे ।
जीवभार्गवशनैश्चरराहुकेतुस्वरूपिणे ॥ ७२ ॥

'સોમ, મંગળ, બુધ, બૃહસ્પતિ, શુક્ર, શનૈશ્ચર, રાહુ તથા કેતુ જેમનાં સ્વરૂપ છે; સર્વનું પોષણ કરનારા તે ભગવાન સૂર્યને નમસ્કાર છે.'

આ મંત્રથી ભગવાન સૂર્યને નમસ્કાર કરીને તેમની પૂજા કરવી. આ પ્રમાણે કરનારો પુરુષ પોતાના પિતૃઓને સૂર્યલોકમાં પહોંચાડી દે છે. માનસરોવર ઉપર કહેલા પ્રેતપર્વત આદિથી ઉત્તરમાં આવેલું છે, તેથી તેને ઉત્તરમાનસ કહે છે. ઉત્તરમાનસથી દક્ષિણમાનસ સુધી મૌન ધારણ કરીને યાત્રા કરવી જોઈએ. ઉત્તરમાનસથી ઉત્તરદિશામાં ઉદીચી નામનું તીર્થ છે. એ પિતૃઓને મોક્ષ આપનારું છે. ઉદીચી અને મુંડપૃષ્ઠના મધ્યભાગમાં દેવતાઓ, ઋષિઓ તથા મનુષ્યોને તૃપ્ત કરનારું કનખલતીર્થ છે. એ પિતૃઓને ઉત્તમ ગતિ આપનારું છે. અહીં સ્નાન કરીને મનુષ્ય કનકના જેવો કાન્તિમાન અને અત્યંત પવિત્ર થઈ જાય છે; તેથી એ પરમ ઉત્તમ તીર્થ કનખલ નામથી પ્રખ્યાત છે. કનખલથી દક્ષિણ ભાગમાં દક્ષિણમાનસતીર્થ છે. દક્ષિણમાનસમાં ત્રણ તીર્થ આવેલાં છે. તે સર્વમાં વિધિપૂર્વક સ્નાન કરીને પૃથક્ પૃથક્ શ્રાદ્ધ કરવાં જોઈએ. સ્નાન કરતી વખતે નીચે લખેલો મંત્ર બોલવો–

दिवाकर करोमीह स्नानं दक्षिणमानसे ।
ब्रह्महत्यादिपापौघघातनाय विमुक्तये ॥७८,७९॥

'હે દિવાકર! હું બ્રહ્મહત્યા આદિ પાપોના સમુદાયનો નાશ કરવા અને મોક્ષ પ્રાપ્ત કરવા માટે અહીં દક્ષિણતીર્થમાં સ્નાન કરું છું.'

ત્યાં સ્નાન–પૂજન આદિ કરીને પિંડદાન આદિ શ્રાદ્ધકર્મ કરવું ને અંતમાં ભગવાન સૂર્યને પ્રણામ કરતી વખતે નીચે લખેલો મંત્ર ભણવો–

'नमामि सूर्यं तृप्त्यर्थं पितृणां तारणाय च ।
पुत्रपौत्रधनैश्वर्यायुरारोग्यवृद्धये ॥ ८० ॥

'હું, પિતૃઓની તૃપ્તિ તથા ઉદ્ધાર માટે અને પુત્ર, પૌત્ર, ધન, ઐશ્વર્ય આદિ આયુ તથા આરોગ્યની વૃદ્ધિને માટે ભગવાન સૂર્યને નમસ્કાર કરું છું.'

આ પ્રમાણે મૌનભાવથી સૂર્યનાં દર્શન અને પૂજન કરીને નીચે લખેલો મંત્ર બોલવો–

'कव्यवाडादयो ये च पितृणां देवतास्तथा ।
मदीयैः पितृभिः सार्द्धं तर्पिताः स्थ स्वधाभुजः ॥

'કવ્યવાડ્, અનલ આદિ જે પિતૃઓના દેવતાઓ છે, તેઓ મારા પિતૃઓની સાથે તૃપ્ત થઈ ને સ્વધાનો ઉપભોગ કરે.' ૮૧,૮૨

ત્યાંથી સર્વ તીર્થોમાં ઉત્તમ એવા ફલ્ગુતીર્થમાં જવું. ત્યાં શ્રાદ્ધ કરવાથી પિતૃઓની તથા શ્રાદ્ધકર્તાની પણ સદા માટે મુક્તિ થાય છે. પૂર્વકાળમાં બ્રહ્માજીએ પ્રાર્થના કરવાથી ભગવાન વિષ્ણુ સ્વયં ફલ્ગુરૂપે પ્રકટ થયા હતા. દક્ષિણાગ્નિમાં બ્રહ્માજી દ્વારા કરવામાં આવેલા હોમથી જ ફલ્ગુતીર્થનો પ્રાદુર્ભાવ થયો. તેમાં સ્નાન આદિ કરવાથી લક્ષ્મીની વૃદ્ધિ થાય છે; ગાય કામધેનુ થઈને મનોવાંછિત ફળ આપે છે ને ત્યાંનું જળ તેમ જ ત્યાંની પૃથ્વી પણ મનોવાંછિત ફળ આપે છે. સૃષ્ટિના અંતર્ગત ફલ્ગુતીર્થ ક્યારેય નિષ્ફળ થતું નથી. સમગ્ર લોકોમાંનાં સર્વતીર્થો ફલ્ગુતીર્થમાં સ્નાન કરવા માટે આવે છે. ગંગાજી ભગવાન વિષ્ણુનું ચરણોદક છે અને ફલ્ગુરૂપે સાક્ષાત્ ભગવાન આદિગદાધર પ્રકટ થયાં છે. તેઓ પોતે જ દ્રવ(જળ)રૂપે વિરાજમાન છે. તેથી ફલ્ગુતીર્થને ગંગાથી અધિક આદરણીય માનવામાં આવેલ છે. ફલ્ગુના જળમાં સ્નાન કરવાથી હજાર અશ્વમેધ યજ્ઞોનું ફળ પ્રાપ્ત થાય છે. તેમાં સ્નાન કરતી વખતે નીચે લખેલો મંત્ર બોલવો જોઈએ–

फल्गुतीर्थे विष्णुजले करोमि स्नानमद्य वै।
पितॄणां विष्णुलोकाय भुक्तिमुक्तिप्रसिद्धये ॥ ८८ ॥

'ભગવાન વિષ્ણુ જ જેનું જળ છે, તે ફલ્ગુતીર્થમાં આજે હું સ્નાન કરું છું. જેથી પિતૃઓને વિષ્ણુલોકની અને મને ભોગ તેમ જ મોક્ષની પ્રાપ્તિ થાય.'

ફલ્ગુતીર્થમાં સ્નાન કર્યા પછી મનુષ્યે પોતાના ગૃહ્યસૂત્રમાં જણાવેલી વિધિ અનુસાર તર્પણ તેમ જ પિંડદાનપૂર્વક શ્રાદ્ધ કરવું. તે પછી શિવલિંગરૂપમાં રહેલા બ્રહ્માજીને નમસ્કાર કરવા–

नमः शिवाय देवाय ईशानपुरुषाय च।
अघोरवामदेवाय सद्योजाताय शम्भवे ॥९०॥

'ઈશાન, તત્પુરુષ, અઘોર, વામદેવ તથા સદ્યોજાત–આ પાંચ નામથી પ્રસિદ્ધ કલ્યાણકારી ભગવાન શિવને નમસ્કાર છે.

આ મંત્રથી પિતામહને નમસ્કાર કરીને તેમની પૂજા કરવી જોઈએ. ફલ્ગુતીર્થમાં સ્નાન કર્યા પછી ભગવાન ગદાધરનાં દર્શન અને નમસ્કાર કરનારો માણસ પિતૃઓ સાથે પોતાને પણ વૈકુંઠમાં લઈ જાય છે. ભગવાન ગદાધરને નમસ્કાર કરતી વખતે નીચેનો મંત્ર ભણવો જોઈએ–

ॐ नमो वासुदेवाय नमः संकर्षणाय च।
प्रद्युम्नायानिरुद्धाय श्रीधराय च विष्णवे ॥ ९२॥

'વાસુદેવ,' સંકર્ષણ, પ્રદ્યુમ્ન તથા અનિરુદ્ધ– આ ચાર વ્યૂહોવાળા સર્વવ્યાપી ભગવાન શ્રીધરને નમસ્કાર છે.'

પાંચ તીર્થોમાં સ્નાન કરવાથી મનુષ્ય પોતાના પિતૃઓને બ્રહ્મલોકમાં પહોંચાડે છે. ભગવાન ગદાધરને પાંચ તીર્થોનાં જળથી સ્નાન કરાવીને જે માણસ તેમને પુષ્પ અને વસ્ત્ર આદિથી સુશોભિત કરતો નથી, તેણે કરેલું શ્રાદ્ધ વ્યર્થ થાય છે.

નાગકૂટ, ગૃધ્રકૂટ, ભગવાન વિષ્ણુ તથા ઉત્તર માનસ–આ ચારેયનો મધ્યભાગ 'ગયાશિર' કહેવાય છે. આને જ ફલ્ગુતીર્થ કહેવાય છે. મુંડપૃષ્ઠ પર્વતની નીચે પરમ ઉત્તમ ફલ્ગુતીર્થ છે. તેમાં શ્રાદ્ધ આદિ કરવાથી સર્વ પિતૃઓ મોક્ષ પામે છે. ગયાશિરતીર્થમાં શમીપત્ર જેટલું પણ પિંડદાન કરનારો માણસ જેને ઉદ્દેશીને તે કરાય તે માણસને સનાતન બ્રહ્મપદે પહોંચાડે છે. જે ભગવાન વિષ્ણુ અવ્યક્તરૂપ હોવા છતાંય મુંડપૃષ્ઠ પર્વત તથા ફલ્ગુ આદિ તીર્થોના રૂપમાં સર્વની આગળ અભિવ્યક્ત છે, તે ભગવાન ગદાધરને હું નમસ્કાર કરું છું. શિલા, પર્વત તથા ફલ્ગુ આદિ રૂપમાં અવ્યક્તભાવથી રહેલા ભગવાન શ્રીહરિ આદિ ગદાધરરૂપે બધાની સમક્ષ પ્રકટ થયેલા છે.

ત્યારબાદ ધર્મારણ્યતીર્થ પર જવું; ત્યાં સાક્ષાત્ ધર્મ વિદ્યમાન છે. ત્યાં મતંગવાપીમાં સ્નાન કરીને તર્પણ અને શ્રાદ્ધ કરવાં. પછી મતંગેશ્વર પાસે જઈને તેમને નમસ્કાર કરી નીચે લખેલો મંત્ર ભણવો–

प्रमाणं देवताः शंभुर्लोकपालाश्च साक्षिणः।
मयागत्य मतंगेऽस्मिन्पितॄणां निष्कृतिः कृता ॥

'બધા દેવતા અને ભગવાન શંકર પ્રમાણભૂત છે તથા બધા લોકપાલો પણ સાક્ષી છે. મેં આ મતંગતીર્થમાં આવીને પિતૃઓનો ઉદ્ધાર કર્યો છે–તેમનું ઋણ ચૂકવ્યું છે.'

પ્રથમ બ્રહ્મતીર્થમાં પછી બ્રહ્મકૂપમાં શ્રાદ્ધ આદિ કરવાં. કૂપ અને યૂપના મધ્યભાગમાં શ્રાદ્ધ કરનારો પુરુષ પિતૃઓનો ઉદ્ધાર કરે છે. ધર્મેશ્વર ધર્મને નમસ્કાર કરીને મહાબોધિવૃક્ષને પ્રણામ કરવા. મોહિની! આ બીજા દિવસનું કૃત્ય મેં તમને કહ્યું. સ્નાન, તર્પણ, પિંડદાન, પૂજન અને નમસ્કાર આદિ સાથે કરેલું શ્રાદ્ધકર્મ

પિતૃઓને સુખ આપનારું હોય છે. ૧–૧૦૪

द्वितीयदिवसे कृत्यं मया ते समुदाहृतम्।
स्नानतर्पणपिण्डार्चानत्याद्यैः पितृसौख्यदम्॥१०४

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'ગયા-માહાત્મ્યમાં 'પિંડદાનવિધિ' નામનો ૪૫ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૪૬ : ગયામાં પિંડદાનનું માહાત્મ્ય

वसुरुवाच

अथ ते सम्प्रवक्ष्यामि मुक्तिमुक्तिप्रदायकम्।
तृतीयदिवसे कृत्यं गयासंगफलप्रदम्॥१॥

પુરોહિત વસુ બોલ્યા : મોહિની! હવે હું તમને ગયાજીમાં કરવાનું ત્રીજા દિવસનું કૃત્ય કહું છું. એ ભોગ અને મોક્ષ આપનારું છે. તેનું શ્રવણ ગયા–સેવનનું ફળ આપનારું છે. 'બ્રહ્મસરોવર'માં સ્નાન કરીને પિંડદાન સહિત શ્રાદ્ધ કરવું જોઈએ. (સ્નાન કરતી વખતે આ મંત્ર બોલવો–)

स्नानं करोमि तीर्थेऽस्मिन्नृणत्रयविमुक्तये।
श्राद्धाय पिण्डदानाय तर्पणाद्यार्थसिद्धये॥२–३॥

'હું ત્રણે ઋણોમાંથી મુક્તિ પામવા; શ્રાદ્ધ, તર્પણ તેમ જ પિંડદાન કરવા તથા અભીષ્ટ મનોરથોની સિદ્ધિને માટે આ તીર્થમાં સ્નાન કરું છું.'

બ્રહ્મકૂપ અને બ્રહ્મયૂપના મધ્યભાગમાં સ્નાન, તર્પણ, તેમજ શ્રાદ્ધ કરનારો પુરુષ પોતાના પિતૃઓનો ઉદ્ધાર કરે છે. સ્નાન કર્યા પછી 'બ્રહ્મયૂપ' નામથી પ્રસિદ્ધ જે ઊંચો યૂપ છે ત્યાં શ્રાદ્ધ કરવું. બ્રહ્મસરોવરમાં શ્રાદ્ધ કરનારો મનુષ્ય પોતાના પિતૃઓને બ્રહ્મલોકમાં પહોંચાડે છે. ગોપ્રચારતીર્થની સમીપ બ્રહ્માએ ઉત્પન્ન કરેલાં આમ્રવૃક્ષો છે, તેમનું સિંચન કરવામાત્રથી પિતૃઓ મોક્ષ પામે છે. (આમ્રવૃક્ષમાં જળસિંચન કરતી વખતે નીચે લખેલો મંત્ર બોલવો–)

आम्रं ब्रह्मसरोद्भूतं सर्वदेवमयं विभुम्।
विष्णुरूपं प्रसिञ्चामि पितृणां चैव मुक्तये॥६॥

'બ્રહ્મસરોવરમાં પ્રકટ થયેલું આમ્રવૃક્ષ સર્વ દેવમય છે. આ સર્વવ્યાપી ભગવાન વિષ્ણુનું સ્વરૂપ છે, હું પિતૃઓની તૃપ્તિ માટે તેને સિંચન કરું છું.'

એક મુનિ હાથમાં જળથી ભરેલો ઘડો અને દર્ભનો અગ્રભાગ લઈને આમ્રવૃક્ષના મૂળમાં જળ સીંચી રહ્યા હતા, એમણે આ ક્રિયાથી આમ્રને પણ સીંચ્યું અને પિતૃઓને પણ તૃપ્ત કર્યા. તેમની એક જ ક્રિયા બે પ્રયોજનોને સિદ્ધ કરનારી થઈ.*

આચમન કરીને મૂળમાં જળ-સીંચનારા મનુષ્યની જ્ઞાનીઓએ ઉપેક્ષા કરવી નહીં. બ્રહ્મયૂપની પરિક્રમા કરવાથી મનુષ્ય વાજપેય યજ્ઞનું ફળ પામે છે અને બ્રહ્માજીને નમસ્કાર કરવાથી પોતાના પિતૃઓને બ્રહ્મલોકમાં લઈ જાય છે. (નીચે લખેલા મંત્રથી બ્રહ્માજીને નમસ્કાર કરવા જોઈએ–).

ॐ नमो ब्रह्मणेऽजाय जगज्जन्मादिकारिणे।
भक्तानां च पितृणां च तारकाय नमो नमः॥९॥

'જગતની સૃષ્ટિ પાલન આદિ કરનારા સચ્ચિદાનંદ સ્વરૂપ અજન્મા બ્રહ્માને નમસ્કાર છે. ભક્તો અને પિતૃઓના ઉદ્ધારક પિતામહને વારંવાર નમસ્કાર છે.'

તે પછી નીચે લખેલા મંત્રથી ઇંદ્રિયોને સંયમમાં રાખી યમરાજને બલિ આપવો–

यमराजधर्मराजौ निश्चलार्थौ इति स्थितौ।
ताभ्यां बलिं प्रयच्छामि पितृणां मुक्तिहेतवे॥

'યમરાજ અને ધર્મરાજ બંને સ્થિર પ્રયોજનવાળા છે: હું પિતૃઓની મુક્તિ માટે તે બંનેને બલિ આપું છું.'

---

* एको मुनिः कुम्भकुशाग्रहस्त आम्रस्य मूले सलिलं ददाति। आम्राश्च सिक्ताः पितरश्च तृप्ता एका क्रिया द्व्यर्थकरी प्रसिद्धा॥ ७॥

મોહિની! તે પછી 'द्वौ श्वानौ श्याम-शबलौ' ઇત્યાદિ મંત્રથી કૂતરાઓને બલિ આપી નીચે લખેલા મંત્રથી સંયમપૂર્વક કાકબલિ આપવો–

ऐन्द्रवारुणवायव्या याम्या वै नैर्ऋतास्तथा ।
वायसाः प्रतिगृह्णन्तु भूमौ पिण्डं मयार्पितम् ॥१२,१३

'પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ, વાયવ્યકોણ તથા નૈઋત્યકોણના કાગડાઓ ભૂમિ પર મેં આપેલા આ પિંડને ગ્રહણ કરે.'

ત્યાર પછી હાથમાં દર્ભ લઈ બ્રહ્મતીર્થમાં સ્નાન કરવું. આ પ્રમાણે વિદ્વાન પુરુષે ત્રીજા દિવસનો નિયમ પૂરો કરીને ભગવાન ગદાધરને નમસ્કાર કરવા અને બ્રહ્મચર્ય-પાલન આચરવું.

ચોથા દિવસે ફલ્ગુતીર્થમાં સ્નાન આદિ કાર્ય કરવાં. ગયાશિરમાં 'પદ' પર પિંડ-દાન સહિત શ્રાદ્ધ કરવું. ત્યાં ફલ્ગુતીર્થમાં સાક્ષાત્ 'ગયાશિર'નો નિવાસ છે. ક્રૌંચ-પાદથી લઈને ફલ્ગુતીર્થ સુધી–સાક્ષાત્ ગયા-શિર છે. ગયાશિર પર વૃક્ષો, પર્વતો વગેરે પણ છે, પરંતુ તે સાક્ષાતરૂપે ફલ્ગુતીર્થ સ્વરૂપ છે. ફલ્ગુતીર્થ ગયાસુરનું મુખ છે, તેથી ત્યાં સ્નાન કરીને શ્રાદ્ધ કરવું જોઈએ. આદિદેવ ભગવાન ગદાધર વ્યક્ત અને અવ્યક્તરૂપનો આશ્રય લઈને પિતૃઓની મુક્તિ માટે વિષ્ણુપદ આદિના રૂપમાં વિદ્યમાન છે. ત્યાં આવેલું 'વિષ્ણુપદ' દર્શનમાત્રથી પાપનો નાશ કરે છે. સ્પર્શ અને પૂજન કરવાથી તે પિતૃઓને મોક્ષ આપે છે. વિષ્ણુપદમાં પિંડદાનપૂર્વક શ્રાદ્ધ કરીને મનુષ્ય પોતાની હજારો પેઢીઓનો ઉદ્ધાર કરીને તેમને વિષ્ણુલોકમાં પહોંચાડે છે. રુદ્રપદ અથવા શુભબ્રહ્મપદમાં શ્રાદ્ધ કરનારો પુરુષ પોતાની સાથે જ પોતાની સો પેઢીઓને શિવધામમાં પહોંચાડે છે. દક્ષિણાગ્નિપદમાં શ્રાદ્ધ કરનારો વાજપેય યજ્ઞનું અને ગાર્હપત્યપદમાં શ્રાદ્ધ કરનારો રાજસૂય યજ્ઞનું ફળ પામે છે. ચંદ્રપદમાં શ્રાદ્ધ કરવાથી અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. સત્યપદમાં શ્રાદ્ધ કરવાથી જ્યોતિષ્ટોમ યજ્ઞના ફળની પ્રાપ્તિ થાય છે. આવસથ્યપદમાં શ્રાદ્ધ કરનારો ચંદ્રલોકમાં જાય છે અને ઇંદ્રપદમાં શ્રાદ્ધ કરીને મનુષ્ય પોતાના પિતૃઓને ઇંદ્રલોકમાં પહોંચાડે છે. અન્ય દેવતાઓના પદમાં શ્રાદ્ધ કરનારો પુરુષ પોતાના પિતૃઓને બ્રહ્મલોકમાં પહોંચાડે છે. બધામાં કાશ્યપપદ શ્રેષ્ઠ છે. વિષ્ણુપદ, રુદ્રપદ તથા બ્રહ્મપદને પણ સર્વશ્રેષ્ઠ કહેલ છે. મોહિની! આરંભ અને સમાપ્તિને દિવસે આમાંના કોઈ એક પદ પર શ્રાદ્ધ કરનારે શ્રાદ્ધ કરવું શ્રેયસ્કર છે.

પુરાતન કાળમાં દિવ્ય ભારદ્વાજ મુનિ કાશ્યપપદમાં શ્રાદ્ધ કરી પિતૃઓને પિંડદાન કરવા તૈયાર થયા ત્યારે તે કાશ્યપપદને ભેદીને પિંડ ગ્રહણ કરવા માટે શુક્લ અને કૃષ્ણ વર્ણના બે હાથ બહાર નીકળી આવ્યા. પિંડ લેવા માટે બે હાથોને જોઈને પિતૃ વિષે તેમના મનમાં સંશય ઉત્પન્ન થયો કે, કયા હાથને પિંડ આપવો?

આથી ભારદ્વાજે પોતાની માતા શાંતાને પૂછ્યું કે, 'હે માતા! તમે મારા પિતાને જાણો છો. તેથી મને જણાવો કે આ કાશ્યપપદમાં મારે શુક્લ અને કૃષ્ણ–આ બન્ને હાથોમાંના કયા હાથમાં પિંડ આપવો?'

તે બુદ્ધિમાન ભારદ્વાજનાં આવાં વચન સાંભળીને પ્રસન્ન મુખવાળાં શાંતા શ્રાદ્ધમાં પિંડ આપનારા પોતાના પુત્રને કહેવા લાગ્યાં: 'હે ભારદ્વાજ! હે મહાપ્રાજ્ઞ! તમે કૃષ્ણ હાથમાં પિંડ આપો!' એટલે ભારદ્વાજ કૃષ્ણવર્ણવાળા હાથમાં પિંડ આપવા તૈયાર થયા. ત્યારે એ જોઈને શ્વેતવર્ણના હાથ-વાળો બોલ્યો, 'હે પુત્ર! તું મારો ઔરસ પુત્ર છે, તેથી મને પિંડ આપ.'

કૃષ્ણવર્ણના હાથવાળો કહે: 'તું મારો

ક્ષેત્રજ પુત્ર છે, તેથી પિંડ મને આપ.'

શુક્લ હાથવાળો કહે : 'આ સ્ત્રી (તારી માતા) સ્વૈરિણી છે, જ્યારે તું મારો ઔરસ પુત્ર છે.'

સ્વૈરિણીથી ઉત્પન્ન થયેલા ભારદ્વાજે ક્ષેત્રી એવા કૃષ્ણવર્ણના હાથમાં પ્રથમ પિંડદાન કર્યું ને પછી બીજપિતા એવા શુક્લવર્ણના હાથમાં પિંડ મૂક્યો.

હે મહાભાગે ! હે મોહિની ! મહામતિ ભારદ્વાજે આ પ્રમાણે પિંડદાન કર્યું અને પિતા સાથે થયેલા પ્રત્યક્ષ ભાષણથી તેઓ પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યા.

પૂર્વકાળમાં ભીષ્મે વિષ્ણુપદ પર શ્રાદ્ધ કરતી વખતે પોતાના પિતૃઓનું આવાહન કર્યું. વિધિપૂર્વક શ્રાદ્ધ કર્યા પછી તેઓ પિંડદાન કરવા તૈયાર થયા. ગયાશિરમાં શ્રાદ્ધ વખતે પિતા શાંતનુના હાથ પિંડ લેવા માટે બહાર આવ્યા; પરંતુ ભીષ્મે ભૂમિ પર જ પિંડદાન કર્યું, કારણકે હાથમાં પિંડ આપવાનો શાસ્ત્રોએ અધિકાર આપ્યો નથી.

ભીષ્મના આ વ્યવહારથી સંતુષ્ટ થઈને શાંતનુ બોલ્યા : 'બેટા ! તમે શાસ્ત્રીય સિદ્ધાંત પર અડગ રહ્યા છો, તેથી ત્રિકાળદર્શી થાઓ ને અંતમાં તમને ભગવાન્ વિષ્ણુની પ્રાપ્તિ થાઓ. સાથે સાથે તમારી જ્યારે ઇચ્છા થાય ત્યારે જ મૃત્યુ તમને સ્પર્શ કરે.' આમ કહીને શાંતનુ મુક્ત થઈ ગયા.

ભગવાન શ્રીરામે રમણીય રુદ્રપદમાં આવીને જ્યારે પિંડદાન કરવા લાગ્યા ત્યારે પિતા દશરથ સ્વર્ગમાંથી હાથ ફેલાવી ત્યાં આવ્યા, પરંતુ શ્રીરામે તેમનાં હાથમાં પિંડ આપ્યો નહીં. શાસ્ત્રની આજ્ઞાનું રખેને ઉલ્લંઘન થાય તેથી તેમણે રુદ્રપદ પર પિંડ મૂક્યો. એટલે દશરથે શ્રીરામને કહ્યું : 'પુત્ર ! તમે મને તારી દીધો. રુદ્રપદ પર પિંડ આપવાથી મને રુદ્રલોકની પ્રાપ્તિ થઈ છે. તમે ચિરકાળ સુધી રાજ્યનું શાસન, પોતાની પ્રજાનું પાલન તથા દક્ષિણા સહિત યજ્ઞોનું અનુષ્ઠાન કરીને પોતાના વિષ્ણુલોકમાં જશો.' તમારી સાથે અયોધ્યાના બધા માણસો, કીડા-મંકોડા સુદ્ધાં વૈકુંઠધામમાં જશે.'

શ્રીરામને આ પ્રમાણે કહીને રાજા દશરથ પરમ ઉત્તમ રુદ્રલોકમાં ગયા.

કનકેશ, કેદાર, નારસિંહ અને વામન –એમની રથમાર્ગમાં પૂજા કરીને મનુષ્ય પોતાના સર્વ પિતૃઓનો ઉદ્ધાર કરે છે. ગયાશિરમાં જેમને ઉદ્દેશીને પિંડ આપવામાં આવે છે તે પિતૃઓ નરકમાં હોય તો સ્વર્ગમાં જાય છે અને સ્વર્ગમાં હોય તો મોક્ષ પામે છે.

જેઓ ગયાશિરમાં કંદ, મૂળ, ફળ આદિ દ્વારા શમીપત્ર જેટલો પણ પિંડ આપે છે, તો તે પોતાનાં પિતૃઓને સ્વર્ગલોકમાં પહોંચાડે છે. જ્યાં વિષ્ણુ આદિનાં પદ દેખાય છે, ત્યાં તેમની આગળ જેમનાં પદ પર શ્રાદ્ધ કરવામાં આવે છે, તેમનાં જ લોકોમાં મનુષ્ય પોતાના પિતૃઓને મોકલે છે. આ પદો દ્વારા સર્વત્ર મુંડપૃષ્ઠ પર્વત જ લક્ષિત થાય છે. ત્યાં જે પિતૃઓનું પૂજન કરવામાં આવે છે તેઓ બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે.

એક મુનિ મુંડપૃષ્ઠ પર ક્રૌંચરૂપે તપશ્ચર્યા કરતા હતા. તેમનાં ચરણોનું ચિહ્ન જ્યાં દેખાય છે, તેને ક્રૌંચપદ માનવામાં આવેલું છે. અહીં વિષ્ણુ આદિનાં પદ ચિહ્નરૂપે છે. દેવતા આદિનું તર્પણ કરીને રુદ્રપદથી પ્રારંભ કરીને શ્રાદ્ધ કરવું જોઈએ.

હે મોહિની ! આ ચોથા દિવસનું કૃત્ય જણાવવામાં આવ્યું, આ કૃત્ય કરીને મનુષ્ય પવિત્ર તેમ જ શ્રાદ્ધકર્મ કરવાનો અધિકારી થાય છે અને શ્રાદ્ધ કર્યા પછી

તે બ્રહ્મલોક પામે છે. શિલા પર રહેલાં તીર્થોમાં સ્નાન અને તર્પણ કર્યા પછી જેમને માટે પિંડદાનપૂર્વક શ્રાદ્ધ કરવામાં આવે છે તેઓ બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે અને ત્યાં કલ્પપર્યંત આનંદ સાથે નિવાસ કરે છે. સ્વેદજ, અંડજ અને જરાયુજ શિલાપૃષ્ઠ પર પોતાના દેહત્યાગ પછી સાતસો કુળ સાથે વિષ્ણુલોકમાં જાય છે. ૧-૫૭

देहं त्यक्त्वा शिलापृष्ठे स्वेदजाण्डजरायुजाः ।
गच्छन्ति विष्णुसायुज्यं कुलैः सप्तशतैः सह ॥५७॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં મોહિની અને વસુ સંવાદમાં ગયામાહાત્મ્યમાં વિષ્ણુ આદિ પદમાં 'ગયામાં પિંડદાનનું માહાત્મ્ય' નામનો ૪૬ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૪૭ : ગયામાહાત્મ્ય

वसुरुवाच

पञ्चमेऽह्नि गदालोले कृत्वा स्नानादि पूर्ववत् ।
श्राद्धं सपिण्डकं कुर्यात्ततोऽक्षयवटे नरः ॥१॥

વસુ બોલ્યા : હે મોહિની ! પાંચમા દિવસે મનુષ્યે ગદાલોલતીર્થમાં પૂર્વવત્ સ્નાન આદિ કર્યા પછી અક્ષયવટની સમીપમાં પિંડદાનપૂર્વક શ્રાદ્ધ કરવું. ત્યાં શ્રાદ્ધ આદિ કરીને તે પોતાના પિતૃઓને બ્રહ્મલોકમાં પહોંચાડે છે. ત્યાં બ્રાહ્મણોને ભોજન કરાવવું અને તેમની પૂજા કરવી. અક્ષયવટની નિકટ શ્રાદ્ધ કરીને એકાગ્રચિત્ત થઈને વટેશ્વરનાં દર્શન કરવાં. તેમને નમસ્કાર કરી તેમનું પૂજન કરવું. આ પ્રમાણેની ક્રિયાથી શ્રાદ્ધ કરનારો પુરુષ પોતાના પિતૃઓને અક્ષય તથા સનાતન બ્રહ્મલોકમાં મોકલે છે. (ગદાલોલતીર્થમાં સ્નાન કરતી વખતે આ પ્રમાણે પ્રાર્થના કરવી જોઈએ-)

गदालोले महातीर्थे गदाप्रक्षालने वरे ॥
स्नानं करोमि शुद्ध्यर्थमक्षय्याय स्वराप्तये ।
एकान्तरे वटस्याग्रे यः शेते योगनिद्रया ॥
बालरूपधरस्तस्मै नमस्ते योगशायिने ।
संसारवृक्षशस्त्रायाशेषपापक्षयाय च ॥
अक्षय्य ब्रह्मदात्रे च नमोऽक्षय्यवटाय वै ॥ ४-७॥

'જ્યાં ભગવાને ગદા ધોઈ છે, તે ગદાલોલ નામના શ્રેષ્ઠ મહાતીર્થમાં હું આત્મશુદ્ધિ તથા અક્ષયસ્વર્ગની પ્રાપ્તિ માટે સ્નાન કરું છું. જે બાળરૂપ ધારણ કરીને વટની શાખાના અગ્રભાગ પર એકાંત સ્થળમાં યોગનિદ્રા દ્વારા શયન કરે છે, તે યોગશાયી શ્રીહરિને નમસ્કાર છે. જે સંસારરૂપી વૃક્ષનો ઉચ્છેદ કરવા માટે શસ્ત્રરૂપ છે; જે સમસ્ત પાપોનો નાશ તથા અક્ષય બ્રહ્મલોક પ્રદાન કરનારા છે, તે અક્ષય વટસ્વરૂપ શ્રીહરિને નમસ્કાર છે.

(તે પછી લિંગસ્વરૂપ પ્રપિતામહને નમસ્કાર કરવા-)

कलौ माहेश्वरा लोका येन तस्माद् गदाधरः ।
लिङ्गरूपोऽभवत्तं च वन्दे त्वां प्रपितामहम् ॥

'કળિયુગમાં માણસો મોટે ભાગે શિવભક્ત હોય છે, તેથી ભગવાન ગદાધર ત્યાં શિવલિંગરૂપમાં પ્રકટ થયા છે. પ્રભો ! આપ પિતામહ બ્રહ્માના પણ પિતા હોવાથી પ્રપિતામહરૂપ છો. હું આપને પ્રણામ કરું છું.'

આ મંત્રથી તે પ્રપિતામહને નમસ્કાર કરી મનુષ્ય પોતાના પિતૃઓને રુદ્રલોકમાં પહોંચાડે છે.

હેતિ નામનો એક અસુર હતો. ભગવાને પોતાની ગદાથી તે અસુરના મસ્તકના બે ટુકડા કરી નાખ્યા. પછી જ્યાં તે ગદા ધોઈ હતી તે સ્થળે ગદાલોલ નામે વિખ્યાત શ્રેષ્ઠ તીર્થ થઈ ગયું. હેતિ રાક્ષસ બ્રહ્માજીનો પુત્ર હતો. તેણે અતિ અદ્ભુત તપશ્ચર્યા કરીને બ્રહ્મા આદિ દેવતાઓને સંતુષ્ટ કર્યા અને વર માગ્યું, 'હું દૈત્ય વગેરેથી, શસ્ત્ર આદિથી, વિવિધ પ્રકારના મનુષ્યોથી, તથા વિષ્ણુ અને શિવ આદિનાં ચક્ર તેમ જ ત્રિશૂળ વગેરે આયુધોથી અવધ્ય અને

મહાબળવાન થાઉં.' 'તથાસ્તુ' કહીને દેવતાઓ અંતર્ધાન થઈ ગયા. તે પછી હેતિએ દેવતાઓને જીતી લીધા ને પોતે ઇંદ્રપદનો ઉપભોગ કરવા લાગ્યો. આથી બ્રહ્મા અને શિવ વગેરે દેવતાએ ભગવાન વિષ્ણુને શરણે ગયા અને બોલ્યા: 'ભગવન્! હેતિનો વધ કરો.'

ભગવાન બોલ્યા: 'હે દેવો! હેતિ તો સમસ્ત સુર અને અસુરો માટે અવધ્ય છે. તમે મને બ્રહ્માજીનું કોઈ અસ્ત્ર આપો જેનાથી હું હેતિને મારું.'

ભગવાને આ પ્રમાણે કહ્યાથી બ્રહ્માદિ દેવોએ ભગવાન વિષ્ણુને તે ગદા આપી અને કહ્યું: 'ઉપેન્દ્ર! આપ હેતિને મારી નાખો!' દેવતાઓએ આમ કહેવાથી ભગવાને તે ગદા ધારણ કરી. પછી યુદ્ધમાં ગદાધરે ગદાથી હેતિને મારી નાખી દેવતાઓને સ્વર્ગમાં પાછા મોકલ્યા.'

તે પછી મહાનદીમાં આવેલા ગાયત્રી-તીર્થમાં ઉપવાસપૂર્વક સ્નાન કરીને ગાયત્રી દેવી આગળ સંધ્યોપાસના કરવી. ત્યાં પિંડદાન સહિત શ્રાદ્ધ કરીને મનુષ્ય પોતાના કુળને બ્રાહ્મણત્વ ભણી લઈ જાય છે. સમુદ્યત-તીર્થમાં સ્નાન કરીને સાવિત્રી દેવી સમક્ષ મધ્યાહ્નકાળની સંધ્યોપાસના કરીને દ્વિજ પોતાના પિતૃઓને બ્રહ્મલોકમાં પહોંચાડે છે. ત્યાર પછી પ્રાચી સરસ્વતીમાં સ્નાન કરીને સરસ્વતી દેવી સમક્ષ સાયંકાળની સંધ્યોપાસના કરીને મનુષ્ય પોતાના કુળને સર્વજ્ઞપણાની પ્રાપ્તિ કરાવે છે. તે અનેક જન્મો સુધી કરેલાં, સંધ્યાના લોપથી ઉત્પન્ન થયેલાં પાપોથી સર્વથા શુદ્ધ થઈ જાય છે. વિશાલામાં લેલિહાનતીર્થમાં, ભરતાશ્રમમાં પદાંકિતતીર્થમાં, મુંડપૃષ્ઠમાં ગદાધર સમીપ, આકાશગંગાતીર્થમાં તથા ગિરિકર્ણ આદિમાં શ્રાદ્ધ તેમ જ પિંડદાન કરનારો, ગોદાવૈતરણીમાં સ્નાન કરનારો; તેમ જ દેવનદીમાં, ગોપ્રચારમાં માનસતીર્થમાં, પ્રદ-સ્વરૂપતીર્થમાં, પુષ્કરિણીમાં, ગદાલોલ-તીર્થમાં, અમરતીર્થમાં, કોટિતીર્થમાં તથા રુક્મકુંડમાં પિંડ આપનારો પુરુષ પોતાના પિતૃઓને સ્વર્ગલોક પમાડે છે.

'હે સુલોચને! માર્કંડેયેશ્વર તથા કોટી-શ્વરને નમસ્કાર કરવાથી મનુષ્ય પોતાના પિતૃઓને તારે છે તથા પુણ્યદાયિની પાંડુ-શિલાનાં દર્શનમાત્રથી માનવ પોતાના નરક-માં પડેલા પિતૃઓને પણ પવિત્ર કરીને તેમને સ્વર્ગમાં નિવાસ આપે છે. પાંડુ-શિલાના વિષયમાં આટલું બોલીને રાજા પાંડુ અવિનાશી શાશ્વતપદને પામ્યા હતા. ઘૃતકુલ્યા, મધુકુલ્યા, દેવિકા અને મહાનદી—આ શિલામાં સંગમ પામવાથી મધુસ્રવા કહેવાઈ છે. ત્યાં સ્નાન કરવાથી મનુષ્ય દસહજાર અશ્વમેધ યજ્ઞોનું ફળ પામે છે.

દશાશ્વમેધ અને હંસતીર્થમાં શ્રાદ્ધ કરવાથી મનુષ્ય સ્વર્ગલોકમાં જાય છે. મતંગતીર્થમાં શ્રાદ્ધ કરનારો પુરુષ બ્રહ્મ-લોકમાં નિવાસ કરે છે.

બ્રહ્માજીએ વિષ્ણુ આદિની સાથે શમી-ગર્ભમાં અગ્નિનું મંથન કરીને એક મંથો-કુંડ નામનું નવું વિખ્યાત તીર્થ ઉત્પન્ન કર્યું છે. એ પિતૃઓને મુક્તિ આપનારું તીર્થ છે. ત્યાં સ્નાન કરીને તર્પણ અને પિંડદાન કરનારો મનુષ્ય મોક્ષ પામે છે. રામેશ્વર અને કરકેશ્વરને નમસ્કાર કરવાથી મનુષ્ય પોતાના પિતૃઓને સ્વર્ગમાં નિવાસ આપે છે. ગયાકૂપમાં પિંડદાન કરવાથી અશ્વમેધ યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે. ભસ્મકૂટમાં ભસ્મ-સ્નાન કરવાથી મનુષ્યના પોતાના પિતૃઓનો ઉદ્ધાર થાય છે. નિઃક્ષીરા—સંગમમાં સ્નાન કરનારા માણસનાં બધાં પાપ ધોવાઈ જાય છે. રામપુષ્કરિણીમાં શ્રાદ્ધ કરનારો પુરુષ પોતાના પિતૃઓને બ્રહ્મલોકમાં પહોંચાડે છે. વસિષ્ઠતીર્થમાં વસિષ્ઠેશ્વરને પ્રણામ

કરવાથી મનુષ્ય અશ્વમેધ યજ્ઞનું ફળ પામે છે. ધેનુકારણ્યમાં કામધેનુપદો પર સ્નાન કરીને પિંડદાન કરનારો પુરુષ ત્યાંના દેવતાઓને નમસ્કાર કરવાથી પિતૃઓને બ્રહ્મલોકમાં પહોંચાડે છે. કર્દમાલતીર્થમાં, ગયાનાભિમાં અને મુંડપૃષ્ઠની સમીપ સ્નાન કરીને શ્રાદ્ધ કરનારો પુરુષ પોતાના પિતૃઓને સ્વર્ગ પ્રાપ્ત કરાવે છે. ચંડીદેવીને નમસ્કાર તથા ફલ્ગુચંડીશ નામના સંગમેશ્વરનું પૂજન કરવાથી પણ પૂર્વોક્ત ફળની જ પ્રાપ્તિ થાય છે. ગયાગજ, ગયાદિત્ય, ગાયત્રી, ગદાધર, ગયા અને ગયાશિર—આ છ પ્રકારની મુક્તિ "ગયા" આપે છે. શ્રાદ્ધ કરવા ઇચ્છનારાએ તીર્થસ્થાનમાં જઈ જિતેંદ્રિય ભાવથી આદિ ગદાધરનું ધ્યાન કરી બ્રાહ્મણના કહેવા પ્રમાણે શ્રાદ્ધ અને પિંડદાન કરવું. ત્યાર પછી ભગવાન જનાર્દનનું વિધિપૂર્વક પૂજન કરી દહીં અને ભાતનું ઉત્તમ નૈવેદ્ય અર્પણ કરવું. પછી પિંડદાન કરી ભગવાનના પ્રસાદથી જીવનનિર્વાહ કરવો. દૈત્યના મુંડપૃષ્ઠ પર તે શિલા રહેલી છે, તેથી મુંડપૃષ્ઠ પર્વત પિતૃઓને બ્રહ્મલોકની પ્રાપ્તિ કરાવે છે. શ્રીરામચંદ્રજી વનમાં ગયા પછી તેમના ભાઈ ભરત તે પર્વત ઉપર આવ્યા હતા. તેમણે પિતાને પિંડ વગેરે આપી ત્યાં રામેશ્વરની સ્થાપના કરી હતી. એકાગ્રચિત્ત થઈ ત્યાં સ્નાન કરી રામેશ્વરને તથા રામ અને સીતાને નમસ્કાર કરી, ત્યાં શ્રાદ્ધ અને પિંડદાન કરનારો ધર્માત્મા મનુષ્ય પોતાના પિતૃઓ સાથે ભગવાન વિષ્ણુના ધામમાં જાય છે. શિલાની જમણી બાજુએ આવેલા મુંડપૃષ્ઠતીર્થ પાસે શ્રાદ્ધ આદિ કરનારો મનુષ્ય પોતાના સમસ્ત પિતૃઓને બ્રહ્મલોકની પ્રાપ્તિ કરાવે છે. કુંડે સીતાગિરિની જમણી બાજુએ આવેલા પર્વત પર ભારે તપશ્ચર્યા કરી હતી, તેથી તેના નામ પરથી કુંડપૃષ્ઠતીર્થ પ્રખ્યાત થયું છે. મતંગના પવિત્ર પદ પર પિંડદાન કરનારો મનુષ્ય પોતાના પિતૃઓને સ્વર્ગમાં મોકલે છે. શિલાની ડાબી બાજુએ ઉદ્યંતકગિરિ સ્થાપિત થયેલ છે. મહાત્મા અગસ્ત્યે ઉદયગિરિ અહીં લાવીને સ્થાપિત કરેલ છે. ત્યાં પિંડદાન કરનારો મનુષ્ય પિતૃઓને બ્રહ્મલોકની પ્રાપ્તિ કરાવે છે. અગસ્ત્યે તપશ્ચર્યા માટે ઉદ્યંતકકુંડ બનાવ્યો છે. ત્યાં બ્રહ્માજી સાવિત્રી અને સનક આદિ કુમારો સાથે રહેલાં છે અને હાહા તથા હૂહૂ વગેરે ગંધર્વોએ ત્યાં ગીત ગાયાં હતાં અને વાજાં વગાડ્યાં હતાં. અગસ્ત્યતીર્થમાં સ્નાન કરી મધ્યાહ્ને સંધ્યોપાસના કરનારો માણસ ધનવાન અને વેદનો પારંગત વિપ્ર થાય છે. સ્નાન કર્યા પછી અગસ્ત્યપદમાં પિંડદાન કરનારો મનુષ્ય પોતાના પિતૃઓને સ્વર્ગની પ્રાપ્તિ કરાવે છે. બ્રહ્મયોનિકુંડમાં સ્નાન માટે પ્રવેશ કરી બહાર નીકળનારો માણસ શ્રેષ્ઠ બ્રહ્મલોકને પામી યોનિસંકટ—ગર્ભવાસમાંથી મુક્ત થાય છે. ગયાકુમારને પ્રણામ કરવાથી મનુષ્ય બ્રહ્મપદને-બ્રાહ્મણપણાને પામે છે. સોમકુંડમાં સ્નાન આદિ કરવાથી તે પોતાના પિતૃઓને ચંદ્રલોકની પ્રાપ્તિ કરાવે છે. કાકશિલામાં કાગડાઓને આપેલો બલિ ક્ષણભરમાં મોક્ષ અપાવે છે. સ્વર્ગદ્વારને નમસ્કાર કરીને મનુષ્ય પિતૃઓને સ્વર્ગમાંથી બ્રહ્મલોકમાં મોકલે છે. આકાશગંગામાં પિંડ આપનારો પુરુષ પોતે નિર્મળ થઈને પિતૃઓને સ્વર્ગલોકની પ્રાપ્તિ કરાવે છે. શિલાની જમણી બાજુએ ધર્મરાજે ભસ્મકૂટ પર્વત ધારણ કર્યો હતો, તેથી મહાદેવે પોતાનું તે જ નામ રાખ્યું છે. હે મોહિની! જ્યાં ભસ્મકૂટ પર્વત છે ત્યાં જ ભસ્મનામધારી ભગવાન શિવ છે. જ્યાં વટ છે ત્યાં વટેશ્વર બ્રહ્મા રહેલા છે. તેમની સામે રુક્મિણીકુંડ આવેલું છે અને પશ્ચિમમાં કપિલા નદી છે. નદીના

તટ પર કપિલેશ્વર મહાદેવ છે. ત્યાં જ ઉમા અને મહાદેવ મળ્યાં હતાં. માણસે કપિલામાં સ્નાન કરીને કપિલેશ્વરને પ્રણામ કરવા અને તેમનું પૂજન કરવું. ત્યાં શ્રાદ્ધ-પિંડદાનાદિ કરનારો પુરુષ સ્વર્ગમાં નિવાસ પામે છે. મહિષીકુંડ પર મંગલાગૌરીનું સ્થાન છે, તેમની પૂજા કરવાથી તેઓ પૂર્ણ સૌભાગ્ય આપે છે.

ભસ્મકૂટમાં ભગવાન જનાર્દન છે. તેમના હાથમાં પોતાને માટે અથવા બીજાને માટે તલ વિનાના તેમ જ સવ્ય રહીને પણ પિંડ આપનારો પુરુષ જેમને માટે દહીંમિશ્રિત પિંડ આપે છે તે બધાં વિષ્ણુ-લોકનાં અધિકારી થાય છે. (ત્યાં પિંડ આપ્યા પછી ભગવાનને આ પ્રમાણે પ્રાર્થના કરવી જોઈએ– )

एष पिण्डो मया दत्तस्तव हस्ते जनार्दन।
गयाश्राद्धे त्वया देयो मह्यं पिण्डो मृते मयि॥
तुभ्यं पिण्डो मया दत्तो यमुद्दिश्य जनार्दन।
देहि देव गयाशीर्षे तस्मै तस्मै मृते ततः॥
जनार्दन नमस्तुभ्यं नमस्ते पितृरूपिणे।
पितृपात्र नमस्तुभ्यं नमस्ते मुक्तिहेतवे॥
गयायां पितृरूपेण स्वयमेव जनार्दनः।
तं दृष्ट्वा पुण्डरीकाक्षं मुच्यते च ऋणत्रयात्॥
नमस्ते पुंडरीकाक्ष ऋणत्रयविमोचक।
लक्ष्मीकान्त नमस्तेऽस्तु नमस्ते पितृमोक्षद॥

'હે જનાર્દન! મેં આપના હાથમાં આ પિંડ મૂક્યો છે. મારા મરણ પછી આપ ગયાશ્રાદ્ધમાં મને પિંડ આપજો. હે જનાર્દન! જેને ઉદ્દેશીને મેં આપને પિંડ આપ્યો છે, તેના મરણ બાદ હે દેવ! આપ ગયાશીર્ષમાં તેને અવશ્ય પિંડ આપશો. હે જનાર્દન! આપ પિતૃસ્વરૂપ છો, આપને નમસ્કાર છે. વારંવાર નમસ્કાર છે. પિતૃઓના પાત્રરૂપ નારાયણ! આપને નમસ્કાર છે. આપ સર્વ પ્રાણીઓની મુક્તિના હેતુભૂત છો, આપને નમસ્કાર છે. ગયામાં સાક્ષાત જનાર્દન જ પિતૃરૂપથી વિદ્યમાન છે. તે કમળનેત્ર શ્રીહરિનાં દર્શન કરીને મનુષ્ય ત્રણ ઋણોથી મુક્ત થઈ જાય છે. હે પુંડરીકાક્ષ! આપને નમસ્કાર છે. ત્રણે ઋણોથી મુક્ત કરનારા હે લક્ષ્મીકાન્ત! આપને નમસ્કાર છે. પિતૃઓને મોક્ષ આપનારા પ્રભો! આપને નમસ્કાર છે.'

આ પ્રમાણે કમલનયન ભગવાન જનાર્દનનું પૂજન કરવાથી મનુષ્ય સ્વર્ગલોકમાં જાય છે. પૃથ્વી પર ડાબું ઢીંચણ ટેકવી ભગવાન જનાર્દનને નમસ્કાર કરવા. ત્યાર પછી પિંડદાનપૂર્વક શ્રાદ્ધ કરનારો પુરુષ ભાઈઓ સાથે વિષ્ણુલોકમાં જાય છે. શિલાના ડાબા ભાગમાં પ્રેતકૂટગિરિ આવેલો છે. પ્રેત-કૂટગિરિને ધર્મરાજે ધારણ કરેલો છે. ત્યાં પ્રેતકુંડ આગળ પદોની સાથે દેવતાઓ વિદ્યમાન છે. તેમાં સ્નાન કરીને શ્રાદ્ધ, તર્પણ આદિ કરનારો પુરુષ પિતૃઓને પ્રેતભાવથી મુક્ત કરી દે છે. કીકટ પ્રદેશમાં ગયા, રાજગૃહવન, મહર્ષિ ચ્યવનનો આશ્રમ, પુનપુના નદી, વૈકુંઠ, લોહદંડ તથા શોણ-ગિરિકૂટ–આ સર્વ પવિત્ર છે. ત્યાં શ્રાદ્ધ, પિંડદાન આદિ કરનારો પુરુષ પિતૃઓને બ્રહ્મધામની પ્રાપ્તિ કરાવે છે, શિલાની જમણી બાજુએ ગૃધ્રકૂટગિરિ છે. ધર્મરાજે શિલાને સ્થિર રાખવા માટે ત્યાં તે પર્વત મૂક્યો છે. તે શીઘ્ર પવિત્ર કરનારો છે. ત્યાં 'ગૃધ્રેશ્વર' નામના ભગવાન શિવ વિરાજમાન છે. ગૃધ્રેશ્વરનાં દર્શન અને તેમની સમીપ સ્નાન કરવાથી મનુષ્ય શિવલોકમાં જાય છે. ઋણ-મોક્ષ તેમ જ પાપમોક્ષ નામવાળા શિવજીનાં દર્શન કરવાથી મનુષ્ય શિવધામ પામે છે. ત્યાં વિઘ્નોનો નાશ કરનારા વિઘ્નેશ્વર ગણેશ ગજરૂપે નિવાસ કરે છે. તેમનાં દર્શન કરવાથી મનુષ્ય વિઘ્નોથી મુક્ત થઈ જાય છે અને પિતૃઓને ભગવાન શિવના લોકમાં,

પહોંચાડે છે. સ્નાન કરીને ગાયત્રી અને ગયાદિત્યનાં દર્શન કરવાથી મનુષ્ય સ્વર્ગલોકમાં જાય છે. પ્રથમપાદમાં વિરાજમાન બ્રહ્માજીનાં દર્શન કરવાથી પુરુષ પોતાના પિતૃઓનો ઉદ્ધાર કરે છે. નાભિમાં પિંડ આપનારો પિતૃઓને બ્રહ્મલોકમાં પહોંચાડે છે. મુંડપૃષ્ઠની શોભા માટે શ્રેષ્ઠ કમળ ઉત્પન્ન થયું છે. મુંડપૃષ્ઠ અને અરવિંદ બન્નેનાં દર્શન કરીને મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થઈ જાય છે.

જે હાથીઓ અને સર્પોનો અપરાધ કરવાથી માર્યો ગયો હોય, જે પારકી સ્ત્રીઓ સાથે રમણ કરતી વખતે તેમના પતિઓ દ્વારા મરાયા હોય કે મારી નંખાયા હોય; જેઓ ગાયોને આગમાં બાળી નાખનારા હોય અથવા જેઓ વિષ આપનારા હોય છે; જેઓ પાખંડી અને ક્રૂર બુદ્ધિવાળા છે; જે નરાધમો ક્રોધના આવેશમાં આવીને વિષ ખાઈ લે છે; આગમાં બળી મરે છે; પોતાના ઉપર હથિયારથી ઘા કરે છે; ફાંસો ખાઈને મરી જાય છે; પાણીમાં ડૂબી મરે છે તેમ જ મકાન, વૃક્ષ અને પર્વત પરથી ભૂસકો મારી તથા કૂવામાં પડીને આપઘાત કરે છે તથા જેઓ મહાપાતકી છે; તે બધાંને પતિત કહ્યાં છે. સર્વ પતિતો બ્રહ્મકૂપમાં સ્નાન કરવાથી તથા ત્યાંની ભસ્મનું લેપન કરવાથી અવશ્ય શુદ્ધ થાય છે.

હે દેવી! હે મોહિની! આ પ્રમાણે ગયાતીર્થનું ઉત્તમ માહાત્મ્ય તમને કહ્યું. આ સર્વ પાપોને શાંત કરનારું તથા પિતૃઓને મુક્તિ આપનારું છે. જે મનુષ્ય આ માહાત્મ્ય પ્રતિદિન અથવા શ્રાદ્ધ તેમ જ પર્વને દિવસે ભક્તિપૂર્વક સાંભળે છે કે સંભળાવે છે, તે પણ બ્રહ્મલોકનો અધિકારી થાય છે. આ કલ્યાણ કરનારું છે, પવિત્ર છે, ધન્ય છે તથા માણસોને સ્વર્ગની પ્રાપ્તિ કરાવનારું છે. આ માહાત્મ્ય યશ, આયુષ્ય તથા પુત્ર-પૌત્રોની વૃદ્ધિ કરનારું છે.૧-૯૪

इदं स्वस्त्ययनं पुण्यं धन्यं स्वर्गतिदं नृणाम् ।
यशस्यमपि चायुष्यं पुत्रपौत्रविवर्धनम् ॥९४॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં મોહિની-વસુ સંવાદમાં 'ગયામાહાત્મ્ય' નામનો ૪૭મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૪૮ : કાશીમાહાત્મ્ય

मान्धातोवाच

भगवन्सम्यगाख्यातं सर्वज्ञेन कृपालुना ।
मोहिनीचरितं पुण्यं महापातकनाशनम् ॥ १ ॥

માંધાતા બોલ્યા : હે વસિષ્ઠ! આપ સર્વજ્ઞ કૃપાળુએ મહાપાતકોનો નાશ કરનારું મોહિનીનું પવિત્ર ચરિત્ર સારી રીતે કહી સંભળાવ્યું. તેણે પિતાની આજ્ઞાથી ધર્મના રક્ષણ માટે પોતાના પતિ, પુત્ર અને શોકને સંસારસાગરમાંથી બળપૂર્વક મુક્ત કર્યાં. હે ભગવન્! મોહિનીએ પિતૃઓને ઉત્તમ ગતિ આપનારું ગયામાહાત્મ્ય સાંભળ્યા પછી વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ વિપ્રવર વસુને ત્યારબાદ બીજું શું પૂછ્યું?

વસિષ્ઠ બોલ્યા : હે ભૂપ! તીર્થસેવન કરવાની કામનાવાળી, મોહને પ્રાપ્ત થયેલી તે મોહિનીએ પોતાના પુરોહિત વસુને જે કંઈ પૂછ્યું તે હું તમને કહું છું.

મોહિની બોલી : હે વસુ! લોકોનો ઉદ્ધાર કરવામાં સદા તત્પર રહેનારા હે દ્વિજશ્રેષ્ઠ! આપને વારંવાર સાધુવાદ છે. આપે ગયાતીર્થનું માહાત્મ્ય સંભળાવીને મને ઉપકૃત કરી છે. આપ દયાળુ છો. બ્રહ્મન્! મેં ગયાનું પરમ ઉત્તમ પવિત્ર માહાત્મ્ય સાંભળ્યું. આ પરમ ગોપનીય અને પિતૃઓને સદ્ગતિ આપનારું છે. હે વિપ્રેન્દ્ર! હવે કાશીનું ઉત્તમ માહાત્મ્ય કહો.

વસિષ્ઠ બોલ્યા : હે રાજન્! મોહિનીની આ વાત સાંભળીને તેના પુરોહિતે તેને

જે કંઈ કહ્યું તે સાંભળો.

પુરોહિત વસુ બોલ્યા : હે મોહિની ! શુભ–મંગળકારી કાશીનગરીને ધન્ય છે. જે સનાતન દેવ મહેશ્વર હરિના ક્ષેત્રની યાચના કરીને મુક્તિ આપનારી કાશીપુરીમાં નિત્ય નિવાસ કરીને રહેલા છે, તે મહાદેવ ધન્ય છે. તે ભગવાન શંકર હૃષીકેશની પૂજા કરતા રહીને પોતે પણ દેવતા આદિથી પૂજાય છે. કાશીપુરી ત્રણે લોકોમાં સાર છે. તે રમણીય નગરીનું સેવન કરવામાં આવે તો તે મનુષ્યોને ઉત્તમ ગતિ આપે છે. વિધ વિધ પ્રકારનાં પાપકર્મ કરનારાં માણસો પણ અહીં આવી પોતાનાં પાપોનો નાશ કરીને રજોગુણરહિત તથા શુદ્ધ અંતઃકરણના પ્રકાશથી યુક્ત થાય છે. આ ગુહ્યતમ ક્ષેત્ર સર્વ પ્રાણીઓને સુખ આપનારું તથા વિષ્ણુ અને શિવના ભક્તોને મોક્ષ આપનારું છે. મહાપાતકી મનુષ્ય પણ જ્યારે ભગવાન શિવની નગરી કાશીપુરીમાં આવે છે, ત્યારે તેનું શરીર સંસારનાં સુદૃઢ બંધનોથી મુક્ત થઈ જાય છે. જે પુણ્યાત્મા મનુષ્યો ભગવાન વિષ્ણુ અથવા ભગવાન શિવના ભક્ત થઈને બધાંને પ્રતિદિન આદરબુદ્ધિથી જોતા રહીને આ ક્ષેત્રમાં નિવાસ કરે છે, તે શુદ્ધ સંતપુરુષો ભગવાન શંકર સમાન છે. તેઓ ભય, દુઃખ અને પાપથી રહિત થઈ જાય છે. તેમનાં કર્મસમૂહ પૂર્ણપણે શુદ્ધ થાય છે અને તેઓ જન્મ–મૃત્યુની ગહન જાળને ભેદીને પરમ મોક્ષ પ્રાપ્ત કરી લે છે. કાશીનો વિસ્તાર પૂર્વ–પશ્ચિમ અઢી યોજન–દસ ગાઉ અથવા વીસ માઈલ અને દક્ષિણથી ઉત્તર અસી નદીથી, વરણા નદી સુધી અર્ધ યોજન–બે ગાઉ અથવા ચાર માઈલનો છે. હે શુભે ! અસી શુષ્ક નદી છે. ભગવાન શિવે આ ક્ષેત્રનો આ જ વિસ્તાર જણાવ્યો છે. કાશીમાંના તિમિચંડેશ્વર નામના શિવલિંગથી ઉત્તરાયણ જાણવું અને શંકુકર્ણથી દક્ષિણાયન જાણવું જોઈએ. તે ૐકારમાં સ્થિત છે. તે પછી પિંગલા નામનું તીર્થ અગ્નિકોણમાં આવેલ હોવાનું જણાવ્યું છે. એ જ નામથી પ્રસિદ્ધ નદીને જ પિંગલા નાડી સમજવી. તેની જ આજુબાજુ લોલાર્કતીર્થ વિદ્યમાન છે. ઇડા નામની નાડીને સૌમ્યા કહી છે. તેને જ વરણા નામે જાણવી જોઈએ. ત્યાં ભગવાન કેશવનું સ્થાન છે. આ બન્નેની વચ્ચે સુષુમ્ણા નાડી રહેલી હોવાનું કહ્યું છે. મત્સ્યોદરીને જ સુષુમ્ણા જાણવી. આ મહાક્ષેત્રનો ભગવાન શિવ અને ભગવાન વિષ્ણુએ ક્યારેય ત્યાગ કર્યો નથી. તેમ ભવિષ્યમાં પણ ક્યારેય ત્યાગ કરશે નહીં. એટલા માટે જ આનું નામ ‘અવિમુક્ત’ છે. હે શુભે ! પ્રયાગ આદિ દુર્લભ તીર્થથી પણ કાશીનું માહાત્મ્ય અધિક છે; કારણ કે અહીં બધાંને અનાયાસે જ મોક્ષની પ્રાપ્તિ થાય છે.

નિષિદ્ધ કર્મ કરનારા વિવિધ વર્ણનાં માણસો તથા મહાન પાતકો અને પાપોથી પરિપૂર્ણ શરીરવાળા ઘૃણિત ચાંડાળ આદિ બધાં માટે વિદ્વાનોએ અવિમુક્ત ક્ષેત્રને શ્રેષ્ઠ ઔષધ માન્યું છે. ત્યાં દુષ્ટ, આંધળાં, દીન, કૃપણ, પાપી અને દુરાચારી–આ બધાંને ભગવાન શિવ પોતાની કૃપારૂપી શક્તિ દ્વારા શીઘ્ર પરમ ગતિની પ્રાપ્તિ કરાવે છે. ઉત્તર તરફ વહેનારી ગંગાને અને પૂર્વ તરફ વહેનારી સરસ્વતીને અત્યંત પવિત્ર માનેલી છે. ત્યાં જ કપાલમોચન-તીર્થ આવેલું છે. તે તીર્થમાં જઈને શ્રાદ્ધમાં પિંડદાન દ્વારા પિતૃઓને તૃપ્ત કરનારાઓને પરમ પ્રકાશમાન લોકોની પ્રાપ્તિ થાય છે. બ્રહ્મઘાતક પણ, જો કદી અવિમુક્ત ક્ષેત્ર કાશીની યાત્રા કરે તો તે ક્ષેત્રના માહાત્મ્યથી તેની બ્રહ્મહત્યા નિવૃત્ત થઈ જાય છે. કાશીપુરીમાં જનારા પરમ–પુણ્યાત્મા માનવો અક્ષય, અજર તેમ જ

શરીરરહિત પરમાત્મસ્વરૂપ થાય છે. કાશીમાં નિવાસ કરનારા મનુષ્યોને મળતી સદ્ગતિ કુરુક્ષેત્ર, હરિદ્વાર અને પુષ્કરમાં પણ સુલભ નથી. ત્યાં રહેનારાં પ્રાણીઓને સર્વ પ્રકારે તપ અને સત્યનું ફળ મળે છે, આ વિષે સંશય નથી. કાશીપુરીમાં રહેનારા દુષ્કર્મી જીવ વાયુએ ઉડાડેલી ત્યાંની ધૂળના સ્પર્શ પામીને પરમ ગતિ પામે છે, જે એક માસ સુધી ત્યાં જિતેંદ્રિય ભાવથી નિયમિત ભોજન કરતો રહીને નિવાસ કરે છે તે મહાપાશુપત વ્રતના અનુષ્ઠાનથી યુક્ત થઈ જાય છે. તે જન્મ અને મૃત્યુના ભયને જીતી લઈ પરમ ગતિ પામે છે. તે પુણ્યમયી નિઃશ્રેયસગતિ તથા યોગગતિ પ્રાપ્ત કરે છે. સેંકડો જન્મોમાં પણ યોગગતિ પ્રાપ્ત કરી શકાતી નથી, પરંતુ કાશીક્ષેત્રના માહાત્મ્યથી તથા ભગવાન શંકરના પ્રભાવથી તેની પ્રાપ્તિ થઈ જાય છે. હે શુભાનને! જે પ્રતિદિન એક સમય ભોજન કરીને એક માસ સુધી કાશીમાં નિવાસ કરે છે, તે આખા જીવનનાં પાપોનો એક જ મહિનામાં નાશ કરી દે છે. જે માણસ મૃત્યુ થતાં સુધી અવિમુક્ત ક્ષેત્રને છોડતો નથી ને બ્રહ્મચર્યનું પાલન કરીને ત્યાં નિવાસ કરે છે, તે સાક્ષાત શંકર થાય છે. વિઘ્નોથી આહત થઈને પણ જે માણસ કાશી છોડતો નથી, તે જરા (ઘડપણ), મૃત્યુ અને નશ્વર જન્મથી છૂટી જાય છે. જેઓ દેહનો અંત થતાં સુધી નિરંતર કાશીપુરીનું સેવન કરે છે, તેઓ મૃત્યુ પછી હંસયુક્ત વિમાન દ્વારા દિવ્ય લોકોમાં જાય છે. વિષયોમાં આસક્ત ચિત્તવાળો તેમ જ ભક્તિ અને સદ્બુદ્ધિનો ત્યાગ કરનારો માણસ પણ કાશીક્ષેત્રમાં મરણ પામ્યા પછી ફરીથી સંસારરૂપી બંધનમાં પડતો નથી. પૃથ્વી પરનું આ કાશી નામનું શ્રેષ્ઠ તીર્થ સ્વર્ગ તથા મોક્ષનો હેતુ છે. અહીં મૃત્યુ પામનારને મુક્તિ પ્રાપ્ત થાય છે, આ વિષે કંઈ સંશય નથી. હજારો જન્મ સુધી યોગસાધના કર્યા પછી યોગીને પ્રાપ્ત થતું પરમ મોક્ષરૂપ પદ કાશીમાં મૃત્યુ થવા માત્રથી મનુષ્ય પ્રાપ્ત કરી લે છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, વર્ણસંકર, મ્લેચ્છ, કીટ, પતંગ આદિ જીવ કાશીમાં સમયાનુસાર (નૈસર્ગિક) મૃત્યુ થવાથી દેવેશ્વર શિવરૂપ મનાયા છે. હે શુભે! જે જીવ વાસ્તવમાં ત્યાં પ્રાણત્યાગ કરે છે તે રુદ્રશરીર પ્રાપ્ત કરીને ભગવાન શિવની સમીપ આનંદ ભોગવે છે. મનુષ્ય સકામ હોય કે નિષ્કામ અથવા તે પશુ–પક્ષીની યોનિમાં હોય, તોપણ અવિમુક્તક્ષેત્ર(કાશી)માં પ્રાણત્યાગ કર્યા પછી અવશ્ય મોક્ષનો અધિકારી થાય છે, એમાં સંશય નથી. ભગવાન શિવની ભક્તિમાં તત્પર રહેનારા માણસો તેમ જ તેમના જ ચિંતનમાં જેમનું ચિત્ત લાગેલું છે અને ભગવાન શિવમાં જ જેમના પ્રાણ રહેલા છે, તેઓ નિઃસંદેહ જીવન્મુક્ત જ છે. અવિમુક્ત ક્ષેત્રમાં સાક્ષાત ભગવાન ભૂતનાથ કર્મથી પ્રેરાયેલા જીવોના કાનમાં મંત્રનો ઉપદેશ આપે છે. સ્વયં ભગવાન શ્રીરામે અત્યંત પ્રસન્નચિત્ત થઈને અવિમુક્તનિવાસી કલ્યાણકારી શિવને કહ્યું છે કે, 'હે શિવ! તમે જે કોઈપણ મુમૂર્ષુ જીવના જમણા કાનમાં મારા મંત્રનો ઉપદેશ કરશો, તે મુક્ત થઈ જશે.' એટલાં માટે ભગવાન શિવની કૃપાશક્તિથી અનુગૃહીત થઈને બધા જીવ ત્યાં પરમગતિ પામે છે.

હે મોહિની! મેં આ અવિમુક્ત કાશીક્ષેત્રના ટૂંકમાં ઘણા થોડા ગુણો તમને કહ્યા. સમુદ્રોની સમાન અવિમુક્ત ક્ષેત્રનો વિસ્તાર અનંત છે. જ્ઞાન–વિજ્ઞાનમાં નિષ્ઠા રાખનારા તેમ જ પરમપદની પ્રાપ્તિને ઇચ્છનારાઓ માટે જણાવવામાં આવેલી ગતિ જ કાશીમાં

મરણ પામેલાને નિશ્ચયપૂર્વક પ્રાપ્ત થાય છે.

કાશીના યોગપીઠરૂપ 'સ્મશાનતીર્થ'ને મણિકર્ણિકા કહે છે. પોતાનાં કર્મોથી પતિત થયેલાં પ્રાણીઓની ત્યાં મુક્તિ થાય છે. કાશીમાં મણિકર્ણિકાતીર્થ સર્વ તીર્થોમાં ઉત્તમ તીર્થ છે. હે વરારોહે! ત્યાં ભગવાન ધૂર્જટિ નિત્ય, નિવાસ કરતા હોવાથી તેમનું સાન્નિધ્ય પ્રાપ્ત થાય છે. હે વરાનને! તે મણિકર્ણિકાતીર્થમાં સ્નાન કરવાથી ધર્માત્મા પુરુષ દશ અશ્વમેધ યજ્ઞોનું ફળ પ્રાપ્ત કરે છે. અહીં વેદવેત્તા બ્રાહ્મણને પોતાના ધનનું દાન કરનારો શુભગતિ પામે છે ને અગ્નિના જેવો તેજસ્વી થાય છે. ત્યાં ઉપવાસ કરીને જે માણસ બ્રાહ્મણોને તૃપ્ત કરે છે, તેને સૌત્રામણિ યજ્ઞનું ફળ અવશ્ય પ્રાપ્ત થાય છે. જે મનુષ્ય ત્યાં ચાર વાછરડી સહિત સૌમ્ય સ્વભાવના તરુણ વૃષભને છત્ર આદિ ચિહ્નોથી અંકિત કરીને છૂટો મૂકે છે, તે પરમ ગતિને પામે છે. તે પિતૃઓ સાથે મોક્ષ મેળવે છે, આમાં સંદેહ નથી. આ વિષયમાં વધુ કહેવાથી શો લાભ! ભગવાન શિવના ઉદ્દેશથી ત્યાં કરાતાં ધર્મકાર્યોનું ફળ અનંત છે. અવિમુક્ત ક્ષેત્રમાં મહાદેવજીની પૂજા અને સ્તુતિ કરનારાઓ સર્વ પાપોથી મુક્ત તેમ જ અજર–અમર થઈને સ્વર્ગમાં નિવાસ કરે છે. એકાગ્રચિત્ત થઈને ઇંદ્રિયોને સંયમમાં રાખીને ધ્યાનપૂર્વક શતરુદ્રીનો પાઠ કરતા રહીને અવિમુક્તક્ષેત્રમાં સદા નિવાસ કરનારા મુક્તાત્મા ઉત્તમ દ્વિજપુરુષો કૃતાર્થ થઈ જાય છે. હે યશસ્વિની! જે માણસ કાશીમાં એક જ દિવસ ઉપવાસ કરે છે, તેને સો વર્ષ સુધી ઉપવાસ કરવાનું ફળ મળતું રહે છે.

આનાથી આગળ ગંગા અને વરણાનો સંગમ થવારૂપ સાયુજ્ય મુક્તિ આપનારું ઉત્તમ તીર્થ છે. બુધવારે શ્રવણ નક્ષત્રયુક્ત દ્વાદશીએ તેમાં સ્નાન કરવાથી મનુષ્ય મોક્ષરૂપ ફળને પામે છે. હે શુભાનને! તે સમયે ત્યાં શ્રાદ્ધ કરનારો પોતાના સમસ્ત પિતૃઓનો ઉદ્ધાર કરીને વિષ્ણુલોકમાં જાય છે. સર્વ લોકોમાં વિખ્યાત ગંગાની સાથે વરણા અને અસીના સંગમસ્થાને વિધિપૂર્વક અશ્વદાન કરનારો પુરુષ ફરીથી સંસારમાં જન્મતો નથી. ભક્તિપૂર્વક સંગમેશ્વરનું પૂજન કરનારો માણસ નિગ્રહ અને અનુગ્રહમાં સમર્થ, સાક્ષાત્ દેવદેવેશ્વર શિવ (તુલ્ય) છે. દેવેશ્વરની પૂર્વમાં ભગવાન કેશવ રહેલા છે. અને કેશવની પૂર્વે જગવિખ્યાત સંગમેશ્વર વિદ્યમાન છે. ૧–૮૮

देवेश्वरस्य पूर्वेण स्वयं तिष्ठति केशवः ।
केशवस्य च पूर्वेण विश्रुतः संगमेश्वरः ॥ ८८ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં મોહિની અને વસુના સંવાદમાં 'કાશીમાહાત્મ્ય' નામનો ૪૮મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૪૯ : કાશી–તીર્થયાત્રાનું વર્ણન

वसुरुवाच

वायव्ये तु दिशो भागे तस्य पीठस्य सुंदरि ।
लिङ्गं प्रस्थापितं तत्र सगरेण चतुर्मुखम् ॥ १ ॥

પુરોહિત વસુ બોલ્યા, હે સુંદરી! સંગમેશ્વર પીઠના વાયવ્ય ભાગમાં રાજા સગરે સ્થાપેલું ચતુર્મુખ શિવલિંગ છે. તેનાથી વાયવ્ય કોણમાં ભદ્રદેહ નામનું તળાવ છે. એને ગાયોના દૂધથી ભરવામાં આવ્યું છે. તે સર્વ પાતકોનો નાશ કરનારું છે. હે મોહિની! તેમાં સ્નાન કરવામાત્રથી હજારો કપિલા ગાયોનું દાન વિધિપૂર્વક કરવાથી મળતું ફળ પ્રાપ્ત થાય છે. પૂર્વાભાદ્રપદા નક્ષત્રથી યુક્ત પૂર્ણિમાનો સમય ત્યાં સ્નાન કરવા માટે પુણ્યકાળ મનાયો છે. એ અશ્વમેધ યજ્ઞનું ફળ આપે છે. ત્યાં જ સ્મશાનભૂમિમાં વિખ્યાત દેવી ભીષ્મચંડિકાનાં દર્શન થાય છે. તેમની પૂજા

કરવાથી મનુષ્ય ક્યારેય દુર્ગતિ પામતો નથી. અંતકેશ્વરની પૂર્વમાં, સર્વેશ્વરની દક્ષિણે અને માતલીશ્વરથી ઉત્તર દિશામાં કૃત્તિવાસેશ્વર નામક શિવલિંગ છે. હે દેવી! કૃત્તિવાસેશ્વરનાં દર્શન અને પૂજન કરીને મનુષ્ય એક જ જન્મમાં શિવની સમીપ પરમ ગતિ પ્રાપ્ત કરી લે છે. સત્યયુગમાં પ્રથમ તેનું નામ ત્ર્યંબકેશ્વર હતું. ત્રેતામાં તે જ કૃત્તિવાસેશ્વરના નામે પ્રસિદ્ધ થયું. દ્વાપરમાં તે જ મહેશ્વરના નામે ખ્યાત થયું. કળિયુગમાં સિદ્ધ પુરુષો તેને હસ્તિપાલેશ્વર કહે છે. સનાતન મોક્ષપ્રદ તારકજ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો વારંવાર ભગવાન કૃત્તિવાસેશ્વરનાં દર્શન કરવાં જોઈએ. તે દેવાધિદેવનાં દર્શન કરવાથી બ્રહ્મહત્યારો પણ પાપથી મુક્ત થઈ જાય છે. તેમનાં સ્પર્શ અને પૂજન કરવાથી સર્વ યજ્ઞોનું ફળ મળી જાય છે. તે સનાતન મહાદેવજીનું જેઓ શ્રદ્ધાપૂર્વક પૂજન કરે છે તેમ જ માઘ વદ ચતુર્દશીએ (મહાશિવરાત્રિએ) એકાગ્રચિત્ત થઈને ફળ, ફૂલ, બિલ્વપત્ર, ઉત્તમ અને સાધારણ ભક્ષ્ય પદાર્થ દૂધ, દહીં, ઘી, મધ અને જળથી અર્ચન તથા ડમરુઘોષ, નમસ્કાર, નૃત્ય, ગીત, અનેક પ્રકારનાં મુખવાદ્ય, સ્તોત્ર તેમ જ મંત્રો દ્વારા શુભસ્વરૂપ શિવને તૃપ્ત કરે છે અને મોહિની! એક રાત્રિ ઉપવાસ કરીને પરમ ભક્તિભાવથી પૂજન કરી શ્રીમહાદેવજીને સંતુષ્ટ કરે છે, તેઓ પરમપદને પ્રાપ્ત કરે છે. ફાલ્ગુન માસની કૃષ્ણ ચતુર્દશીએ પરમેશ્વર શિવનું પૂજન કરે છે તે ધનના સ્વામી કુબેરની પાસે જઈને તેમની પેઠે જ ક્રીડા કરે છે. ચૈત્ર માસની કૃષ્ણચતુર્દશીએ પવિત્ર ચિત્તથી શિવનું અર્ચન કરનારો સ્વામી કાર્તિકેયનાં લોકમાં જઈને તેમનો જ અનુચર થાય છે. વૈશાખવદ ચતુર્દશીએ શ્રદ્ધાપૂર્વક ભગવાન શંકરની પૂજા કરનારો સ્વર્ગલોકમાં પ્રલય કાળ સુધી રહે છે. હે ભદ્રે! જ્યેષ્ઠ માસની કૃષ્ણ ચતુર્દશીએ પવિત્ર ભાવથી કૃત્તિવાસેશ્વર શિવનું પૂજન કરનારો સૂર્યલોકમાં જઈને ઇચ્છા અનુસાર ક્રીડા કરે છે. આષાઢ માસની ચતુર્દશીએ ત્યાં પ્રકટ થયેલા કામેશ્વર શિવની પૂજા કરનારને ભગવાન શિવ વરુણલોક આપે છે. ત્યાં તે અપ્સરાઓ સાથે ક્રીડા કરે છે. શ્રાવણ માસની ચતુર્દશીએ ભાત ભાતનાં પુષ્પો અને ફળોથી જે ભગવાન શંકરની પૂજા કરે છે, તેને ઇંદ્રનું સાલોક્ય પ્રાપ્ત થાય છે. ભાદ્રપદ માસની કૃષ્ણ ચતુર્દશીએ શિવનું પૂજન કરનારો પિતૃલોકમાં જાય છે. આશ્વિન માસની કૃષ્ણ ચતુર્દશીએ જે દેવેશ્વર મહાદેવજીની પૂજા કરે છે તે ચંદ્રલોકમાં જઈ એની ઇચ્છા હોય ત્યાં સુધી ત્યાં ક્રીડા કરે છે.

જેઓ કાર્તિક માસની કૃષ્ણ ચતુર્દશીએ પિનાકધારી ભગવાન શિવની પૂજા કરે છે, તે ભગવાન વિષ્ણુના લોકમાં જાય છે અને ત્યાં અનંતકાળ સુધી સુખ ભોગવે છે.

માર્ગશીર્ષ માસમાં પ્રસન્નચિત્ત થઈને ભગવાન શિવનું અર્ચન કરનારો નૈઋર્ત્યલોકમાં જાય છે અને નિઋર્તિની સાથે આનંદનો અનુભવ કરે છે.

પોષ માસમાં સુંદર પુષ્પ તેમ જ મૂળ, ફળ આદિ દ્વારા ભગવાન શિવની આરાધના કરનારો માણસ સંસારસાગર તરી જઈને ભગવાન શિવના લોકમાં જાય છે. શિવધામમાં જવાની ઇચ્છા હોય તો યત્નપૂર્વક કૃત્તિવાસેશ્વરનું પૂજન કરવું અને અવિમુક્ત ક્ષેત્રમાં નિવાસ કરવો જોઈએ.

કાશીમાં વ્યાસેશ્વરની પશ્ચિમે ઘંટાકર્ણ (અથવા કર્ણઘંટા) નામનું સરોવર છે. હે દેવી! તે સરોવરમાં સ્નાન કરીને વ્યાસેશ્વરનાં દર્શન કરવાથી મનુષ્ય ગમે ત્યાં મૃત્યુ પામે તોપણ તેને કાશીમાં મરણ

પામ્યાનું જ ફળ મળે છે.

દંડખાતતીર્થમાં સ્નાન કર્યા પછી જે માણસ પોતાના પિતૃઓનું તર્પણ કરે છે, તેમા તે પિતૃઓ નરકમાં પડેલા હોય તો ત્યાંથી મુક્ત થઈને પિતૃલોકમાં ચાલ્યા જાય છે. પિશાચયોનિને પ્રાપ્ત થયેલા પાપકર્મી મનુષ્યોને પિંડદાન કરવામાં આવે તો તેમનો પિશાચ શરીરમાંથી ઉદ્ધાર થઈ જાય છે. તે ખાતનાં દર્શનથી મનુષ્ય કૃતકૃત્ય થઈ જાય છે. તે જ સ્થળે લોકોનું કલ્યાણ કરનારાં લલિતાદેવી રહેલાં છે. હે માનદે! જેઓ પોતે તે સ્થાનમાં રહીને તેમનું પૂજન કરે છે, તેમને તે વિવિધ પ્રકારના ભોગો આપે છે. હે મોહિની! જે માણસો દીપકો પ્રગટાવીને તેની આગળ જાગરણ કરે છે, તેમને લલિતાદેવી અક્ષય લોકમાં નિવાસ કરાવે છે. તે દેવી માટે જે મંદિર બંધાવે છે અને તેને તથા તેની આસપાસની ભૂમિને વાળીઝૂડીને સ્વચ્છ કરે છે તેને આઠ હજાર સુવર્ણનિષ્કના દાનનું ફળ પ્રાપ્ત થાય છે. હે દેવી! લલિતાદેવીના નિમિત્તથી જે માણસ વેદપારંગત શ્રોત્રિય બ્રાહ્મણોને મિષ્ટાન્ન ભોજન કરાવે છે, તેને મળતું પુણ્યફળ સાંભળો. એક કલ્પ સુધી તે માણસ દુર્ગાલોકમાં નિવાસ કર્યા પછી ફરીથી તે આ લોકમાં આવે છે. નર અથવા નારી—એમાંથી ગમે તે હોય તે સર્વ ભોગોથી યુક્ત, ધન અને ધાન્યથી સંપન્ન, શ્રેષ્ઠ અને શિષ્ટ જનોના કુળમાં ઉત્પન્ન થાય છે. હે દેવી! તેઓ ભાગ્યશાળી, દેખાવડાં, રૂપ અને યૌવનવાળાં તેમ જ સર્વ પ્રકારનાં સુખ ભોગવનારાં થાય છે.

આ મનુષ્યજન્મ દુર્લભ છે. મનુષ્યજીવન વીજળીના જેવું ચંચળ છે. મનુષ્યજન્મ પ્રાપ્ત કર્યા પછી એક વાર પણ જેણે તે દેવીનાં દર્શન કર્યાં હોય, તેને જન્મનો ભય કેવી રીતે હોઈ શકે? પૃથ્વીની પરિક્રમા કરવાથી મનુષ્ય જો ફળને પામે છે, તે જ ફળ તેને કાશીમાં લલિતાદેવીનાં દર્શનથી મળી જાય છે.

પ્રત્યેક માસની ચતુર્થીએ ઉપવાસ કરીને લલિતાદેવીનું પૂજન અને તેમની સમીપ રાતે જાગરણ કરવું. હે દેવી! આ પ્રમાણે કરનારાને સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, હે મોહિની! ત્રૈલોક્યમાં પૂજાયેલા નલકૂબરેશ્વર સર્વ સિદ્ધિઓના દાતા છે. તેમની પૂજા કરવાથી મનુષ્ય કૃતકૃત્ય થઈ જાય છે. હે દેવી! તેમના દક્ષિણ ભાગમાં મણિકર્ણી નામનું પ્રખ્યાત શિવલિંગ છે. તેની આગળ એક મહાન તીર્થ (જળાશય) છે. તે સર્વ પાપોનો નાશ કરનારું છે. ભગવાન મણિકર્ણીશ્વર કુંડમાં વિરાજમાન છે. તેમનાં દર્શન, નમસ્કાર અને પૂજન કરવાથી ફરીથી ગર્ભમાં નિવાસ કરવો પડતો નથી. મણિકર્ણીશ્વરની જમણી બાજુએ ગંગાજીના જળમાં સ્થાપિત પરમ ઉત્તમ ગંગેશ્વરલિંગ છે; તેની પૂજા કરવાથી દેવલોકની પ્રાપ્તિ થાય છે.

હે મોહિની! જ્યાં દેવાધિદેવ મહાદેવજીનું સુંદર તેમ જ અભીષ્ટ સ્થાન છે એવા કાશીના બીજા મંદિરનું હવે હું વર્ણન કરું છું. સુભગે! પૂર્વકાળમાં કેટલાક રાક્ષસો ભગવાન ચંદ્રમૌલિનું શુભ લિંગ સાથે લઈ જઈને અંતરિક્ષ માર્ગે ઘણી ઝડપથી જઈ રહ્યા હતા. જે સમયે આ શિવલિંગ કાશીક્ષેત્રમાં પહોંચ્યું તે સમયે મહાદેવજીએ વિચાર કર્યો કે–'એવો કયો ઉપાય કરવો કે જેથી મારો અવિમુક્તક્ષેત્રથી વિયોગ ન થાય.'

હે શુભે! દેવેશ્વર ભગવાન શિવ આ વાતનો વિચાર કરી રહ્યા હતા એવામાં તે સ્થાન પર કૂકડો બોલતો સંભળાયો. હે દેવી! કૂકડાનો અવાજ સાંભળીને રાક્ષસોના મનમાં ભય પેઠો અને પ્રાતઃકાળે તે શિવલિંગને ત્યાં જ છોડી દઈને તેઓ ત્યાંથી નાસી છૂટ્યા. રાક્ષસોના ચાલ્યા ગયા પછી તે

સુંદર સ્થાનોમાં તે લિંગ સ્થિત થયું. સાક્ષાત દેવાધિદેવ ભગવાન શિવ તે અવિમુક્ત ક્ષેત્રમાં શિવલિંગના રૂપમાં વિરાજમાન થયા, એટલા માટે જ તેને અવિમુક્ત કહે છે. તેથી જ દેવતાઓએ મહાદેવજીનું નામ અવિમુક્ત પાડ્યું. એ પરમ પવિત્ર અક્ષરોથી યુક્ત છે. જે સ્થાવર-જંગમ પ્રાણીઓ ત્યાં મૃત્યુ પામે છે તે સર્વને તે શિવલિંગ મોક્ષ આપે છે. ભગવાન અવિમુક્તના દક્ષિણ ભાગમાં એક સુંદર વાવ આવેલી છે. તેનું જળ પીવાથી આ લોકમાં ફરીથી જન્મ લેવો પડતો નથી. તે વાવનું જળ પીનારાંઓ કૃતાર્થ થયાં છે. તેમને અવશ્ય તારકજ્ઞાન પ્રાપ્ત થાય છે. વાવના જળમાં સ્નાન કર્યા પછી દંડકેશ્વર તેમ જ અવિમુક્તેશ્વરનાં દર્શન કરનારો ક્ષણમાત્રમાં કૈવલ્યમોક્ષનો અધિકારી થાય છે. કાશીપુરી, સ્મશાનઘાટ, અવિમુક્તસ્થાન તથા અવિમુક્તેશ્વર લિંગનાં દર્શન કરવાથી મનુષ્ય શિવગણોનો અધિપતિ થાય છે. તેમ જ સર્વ પાપ, રોગ તથા પશુપાશ( જીવના અજ્ઞાનમય બંધન )થી મુક્ત થાય છે.

અવિમુક્તની આગળ એક શિવલિંગ આવેલું છે. તેનું મુખ પશ્ચિમ દિશા તરફ છે. હે ભદ્રે! તે લક્ષ્મણેશ્વર નામથી પ્રસિદ્ધ છે. તે શ્રેષ્ઠ શિવલિંગ પાપના ભયને નાશ પમાડનારું છે. વારાણસી નામનું ક્ષેત્ર પૃથ્વી પર પ્રાણીઓને મુક્તિ આપનારું છે. તેમાં પણ અવિમુક્તેશ્વરને તો જીવન્મુક્ત કહ્યા છે (તે જીવન્મુક્તિ આપનારા છે). કાશીમાં ગમે તે સ્થળે રહેલાને ગણપતિપદની પ્રાપ્તિ થાય છે ને ત્યાં પ્રાણત્યાગ કરનારો અતિદુર્લભ મોક્ષ મેળવે છે.

ઉપર કહેલી સીમાના ભીતરી ક્ષેત્રમાં પ્રથમ આવરણ જણાવવામાં આવ્યું છે. દ્વિતીય આવરણમાં પૂર્વ દિશામાં મણિકર્ણિકા છે. તે સ્થાનમાં સાત કરોડ શિવલિંગ વિદ્યમાન છે. તેમનાં દર્શનમાત્રથી યજ્ઞોનું ફળ પ્રાપ્ત થાય છે. આ બધાં સિદ્ધલિંગ છે. કાશીમાંના પવિત્ર કૂવાઓ, સરોવર, વાવ, નદી અને કુંડ જ સિદ્ધપીઠ છે. એકાગ્રચિત્ત થઈને આ સર્વમાં સ્નાન કરી ત્યાંનાં શિવલિંગોનાં દર્શન કરનારો માણસ ફરીથી આ સંસારમાં જન્મ લેવા પામતો નથી. પૃથ્વી ઉપર તેમ જ અંતરિક્ષમાં આવેલાં તીર્થોમાંનાં મુખ્ય તીર્થોનું વર્ણન મેં તમારી આગળ કર્યું અને તેમનું માહાત્મ્ય તમને કહી સંભળાવ્યું. હે વરારોહે! તીર્થયાત્રાને સર્વ પાપોનો નાશ કરનારી કહી છે. તીર્થયાત્રા કરનારો તેમ જ તેને જોનારો માણસ મુક્તિ પ્રાપ્ત કરે છે. હે સુશ્રોણિ! હે નિતંબિની! શુભ અવિમુક્ત ક્ષેત્રને મધ્યમાવરણ કહેલ છે. કંટક નામે અવિમુક્ત-તીર્થ મૃત્યુ સમયે અમૃત આપનારું છે.

अविमुक्तं तु सुश्रोणि मध्यमावरणं शुभम् ।
एतत्तु कण्टकं नाम मृत्युकालेऽमृतप्रदम् ॥ ७४ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં મોહિની વસુ સંવાદમાં કાશીમાહાત્મ્યમાં 'તીર્થયાત્રા વર્ણન' નામનો ૪૯ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૫૦ : કાશીયાત્રા સમયનાં આવશ્યક કૃત્ય

वसुरुवाच

अतः परं प्रवक्ष्यामि यात्राकालं तु मोहिनि ।
देवाद्यैस्तु कृता या तु यथायोग्यफलप्रदा ॥ १ ॥

પુરોહિત વસુ બોલ્યા : હે મોહિની! હવે હું દેવતા આદિએ નિયત કરેલા યાત્રા કાળનું વર્ણન કરું છું, તે યાત્રા યથાયોગ્ય ફળ આપનારી છે.

પૂર્વકાળમાં દેવતાઓએ કાશીમાં રહીને ચૈત્રમાસમાં આ તીર્થયાત્રા કરી હતી. ક્ષેમકુંડમાં સ્નાન કરીને તેઓ પૂજામાં તત્પર રહેતા હતા. હે શુભાનને! જ્યેષ્ઠ માસમાં રુદ્રાવાસ કુંડ પર સ્નાન-પૂજામાં

તત્પર રહેનારા સિદ્ધોએ ત્યાંની શુભયાત્રા કરી છે. ગંધર્વોએ આષાઢ માસમાં અહીંની યાત્રા કરી હતી. તેઓ પ્રિયાદેવીકુંડ પર રહીને સ્નાન–પૂજન આદિ કરતા હતા. હે મોહિની! વિદ્યાધરોએ શ્રાવણમાસમાં આ યાત્રા કરી હતી. તેઓ લક્ષ્મીકુંડ પર રહીને સ્નાન–પૂજા કરતા હતા. હે વરાનને! યક્ષોએ આશ્વિનમાસમાં આ યાત્રા કરી હતી. તેઓ માર્કણ્ડેયકુંડ પર રહીને સ્નાન–પૂજનમાં સંલગ્ન હતા. હે મોહિની! નાગોએ આ કાશીયાત્રા માર્ગશીર્ષ માસમાં કરી હતી, તેઓ કોટિતીર્થમાં રહીને સ્નાન-પૂજા આદિ કૃત્ય કરતા હતા. હે શુભલોચને! ગુહ્યકોએ આ યાત્રા પૌષમાસમાં કરી હતી. તેઓ કપાલમોચનતીર્થમાં રહીને સ્નાન, ધ્યાન, અર્ચન આદિ કરતા હતા. હે શોભને! પિશાચોએ કાશીયાત્રા શુભ ફાલ્ગુન માસમાં કરી હતી. તેઓ કાલેશ્વર નામના કુંડ પર રહીને સ્નાન–પૂજન વગેરેમાં તત્પર રહેતા હતા. હે દેવી! શુભ ફાલ્ગુન માસની શુકલ ચતુર્દશીને એટલા માટે જ પિશાચી ચતુર્દશી કહેવામાં આવે છે, કારણ કે તેમણે તે જ દિવસે યાત્રા કરી હતી.

હે શુભાનને! હવે હું યાત્રાનું આવશ્યક, કૃત્ય જણાવું છું, જે કરવાથી મનુષ્ય યાત્રાનું ફળ પામે છે. યાત્રા સમયે જળથી ભરેલા સુંદર ઘડાઓ વસ્ત્રથી ઢાંકી ફળ, ફૂલ અને મિષ્ટાન્ન સાથે તેમનું દાન કરવું જોઈએ. ચૈત્ર શુકલ તૃતીયાએ માણસોએ ભક્તિભાવથી ગૌરીદેવીનાં દર્શન કરવાં જોઈએ. હે વરાનને! સ્નાન કર્યા પછી ગોપ્રેક્ષતીર્થમાં જવું અને સ્વર્ગદ્વારમાં આવેલાં કાલિકાદેવીનું યત્નપૂર્વક પૂજન કરવું. તેમના સિવાય બીજાં સંવર્તા અને લલિતાદેવી પણ શ્રેષ્ઠ તેજ જ કલ્યાણકારક દેવી કહ્યાં છે. તેમનાં પણ ભક્તિભાવથી દર્શન કરવાં જોઈએ. તેઓ સર્વ કામનાઓનું ફળ આપે છે. ત્યાર પછી પવિત્ર વ્રતનું પાલન કરનારા શિવભક્ત બ્રાહ્મણોને ભોજન કરાવવું અને તેમને પુષ્કળ દક્ષિણા આપી તેમનો યથાયોગ્ય સત્કાર કરવો જોઈએ.

હવે કાશીક્ષેત્રમાં નિવાસ કરવાના કાર્યમાં વિઘ્ન નાખનારા વિનાયકોનો હું પરિચય આપું છું. દેવી! તેમનું પૂજન કરવાથી મનુષ્ય કાશીનિવાસનું નિર્વિઘ્ન-ફળ પ્રાપ્ત કરે છે. પ્રથમ ઢુંઢિવિનાયક, પછી ક્ષિપ્રવિનાયક, દેવીવિનાયક, ગોપ્રેક્ષવિનાયક, હસ્તિ-હસ્તીવિનાયક તથા સિંદૂરવિનાયકનાં દર્શન કરવાં જોઈએ. હે દેવી! ચતુર્થીને દિવસે આ બધા જ વિનાયકોનાં દર્શન કરવાં અને એમની પ્રસન્નતા માટે બ્રાહ્મણોને લાડુ જમાડવા. આ કાર્યથી મનુષ્યને સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

હવે હું કાશીક્ષેત્રની રક્ષા કરનારી ચંડિકાઓનું વર્ણન કરું છું. દક્ષિણ દિશામાં દુર્ગા રક્ષણ કરે છે. નૈર્ઋત્યકોણમાં અંતરેશ્વરી; પશ્ચિમમાં અંગારેશ્વરી, વાયવ્ય કોણમાં ભદ્રકાળી, ઉત્તરદિશામાં ભીમચંડા, ઈશાનકોણમાં મહામત્તા, પૂર્વદિશામાં ઊર્ધ્વકેશી સહિત શાંકરીદેવી, અગ્નિકોણમાં અધઃકેશી તથા મધ્યભાગમાં ચિત્રઘંટાદેવી રક્ષા કરે છે. જે મનુષ્ય આ ચંડિકાદેવીઓનાં દર્શન કરે છે, તેના પર પ્રસન્ન થઈને બધી જ દેવીઓ તત્પરતાપૂર્વક તેને માટે ક્ષેત્રની રક્ષા કરે છે. હે દેવી! પાપીઓ માટે આ દેવીઓ સદા વિઘ્ન ઊભાં કરે છે, તેથી રક્ષા માટે વિનાયકો સહિત ઉક્ત દેવીઓની સદા પૂજા કરવી જોઈએ. સંતતિ, વૈભવ, સુખ અને ઉત્તમ સિદ્ધિ પ્રાપ્ત કરવાની ઇચ્છા ધરાવનારા મનુષ્યે ગંધ, પુષ્પ આદિથી ભક્તિપૂર્વક તેમનું પૂજન કરવું અને નૈવેદ્ય વગેરે તેમને અર્પણ કરવાં.

હે સુલોચને! કાશીક્ષેત્રના વિષયમાં બીજું પણ જાણવા જેવું છે તે હું તમને

કહું છું. ત્યાં ઉત્તમ જળવાળી ત્રણ નદીઓ વહે છે. તેમનાં દર્શન કરવામાત્રથી બ્રહ્મહત્યા દૂર થાય છે. તે ત્રણ નદીઓમાંની એક ત્રિસ્રોતા નામની નદી છે; બીજી મંદાકિની છે અને ત્રીજી નદીનું નામ મત્સ્યોદરી છે. આ ત્રણેય નદીઓ પુણ્ય આપનારી છે. મધ્યમેશ્વરમાં પવિત્ર મંદાકિની છે; ત્યાં જ પુણ્યદા ત્રિસ્રોતા છે. તેને અવિમુક્તા પણ કહે છે. સર્વદા પુણ્ય આપનારી મત્સ્યોદરી ૐકારમાં રહેલી છે. હે મોહિની! જ્યારે તેમાં ગંગાનો સંગમ થાય છે ત્યારે તેમાં તે સમયે સ્નાન કરવાનું દેવોને પણ દુર્લભ છે. વરણાના શુભ્ર જળમાં જાહ્નવીનો સંગમ નાદેશ્વરતીર્થમાં થાય છે. તે સમયે તેમાં સ્નાન કરનારને ક્યારેય શોક કરવાનો પ્રસંગ પ્રાપ્ત થતો નથી. મત્સ્યોદરી સાથે ગંગાનો સંગમ થયો તે સમયે શિવે તેમાં સ્નાન કરવાથી હે શુભે! શંકરના હાથમાં રહેલા કપાલમાંથી તેમની મુક્તિ થઈ અને તેમને વળગેલી બ્રહ્મહત્યા દૂર થઈ. ત્યાં જ કપાલમોચન નામનું મોટું સરોવર આવેલું છે. તેમાં સ્નાન કરનારાં સર્વ પ્રાણીઓને તે પવિત્ર કરતું હોવાથી તેને પુણ્યદ કહ્યું છે. ૐકારેશ્વરની સમીપમાં આવેલી મત્સ્યોદરી નદીના જળમાં સ્નાન કરીને ૐકારેશ્વરનાં દર્શન કરનારા મનુષ્યને શોક, જરા અને મૃત્યુપાશ સ્પર્શ કરતાં નથી. તેમાં સ્નાન કરવાથી મનુષ્ય ઓમ્કાર સંજ્ઞાવાળા-સાક્ષાત્ ૐકારેશ્વર શિવ (સમાન) થઈ જાય છે. ૐકારમાં ત્રણ વર્ણ રહેલા છે-અકાર, ઉકાર અને મકાર. તેમાં રહેલો અકારને વિષ્ણુલોકમાં ગતિ આપતો હોવાનું સમજવું. તેની બાજુમાં જમણી તરફ ઉકાર રહેલો છે. તે ઓમકારેશ્વર-તીર્થમાં સ્નાન કરવાથી દેવગુરુ બૃહસ્પતિને શ્રેષ્ઠ સિદ્ધિ પ્રાપ્ત થઈ. ૐકારને બ્રહ્માનું 'અવ્યય' સ્થાન-બ્રહ્મધામ જાણવું. અકાર અને ઉકાર પછી આવેલા મકારને વિષ્ણુ-સંજ્ઞક સમજવો. 'ૐકારેશ્વર મહાદેવના પૂજનથી મહામુનિ કપિલ ઋષિ સર્વશ્રેષ્ઠ સિદ્ધ થયા.

પિતામહ ભીષ્મે કાશીમાં આવીને ઉત્તમ પંચાયતન રૂપથી દેવેશ્વર શિવની આરાધના કરી અને તેઓ થોડાક સમય સુધી ત્યાં રહ્યા હતા. હે સુભગે! તે સ્થાન પર સાક્ષાત્ શિવ સ્વયં પ્રકટ થયા હતા. તેઓ ગોપ્રેક્ષક નામથી વિખ્યાત થયા. સર્વ દેવતાઓ તેમની સ્તુતિ કરે છે. ગોપ્રેક્ષેશ્વરનાં દર્શન અને પૂજન કરનારા મનુષ્યની દુર્ગતિ થતી નથી અને તે સર્વ પાપોથી મુક્ત થઈ જાય છે.

એક સમયે વનની ગાયો દાવાનલથી દગ્ધ થઈને આમતેમ ભટકતી આ કુંડની પાસે આવી અને અહીંનું જળ પીને શાંત થઈ, ત્યારથી આને કપિલાહ્રદ કહે છે. અહીં પ્રકટ થઈને સાક્ષાત્ ભગવાન શિવ વૃષધ્વજ નામથી વિખ્યાત થયા. ભગવાન શિવે ત્યાં કેવળ નિવાસ જ કર્યો છે, એમ નહીં પણ બધાંને પ્રત્યક્ષ દર્શન આપતા ત્યાં શિવલિંગના રૂપમાં વિરાજમાન છે. એકાગ્રચિત્ત થઈને આ કપિલાહ્રદતીર્થમાં સ્નાન કરીને વૃષધ્વજ શિવનાં દર્શન કરનારો મનુષ્ય સર્વ યજ્ઞોનું ફળ પ્રાપ્ત કરે છે અને સ્વર્ગલોકમાં નિવાસ કરે છે. ભગવાન વૃષધ્વજની પૂજા કરીને ત્યાં મરણ પામેલો માણસ શિવરૂપ થઈ જાય છે અથવા ભિન્ન શરીર ધારણ કરી અત્યંત દુર્લભ શિવના ગણના સ્વરૂપને પામે છે. આ જ પ્રદેશમાં ગાયોએ પોતે બ્રહ્માજીના અનુરોધથી સર્વ લોકોની શાંતિ માટે તથા બધાંને પવિત્ર કરવાના ઉદ્દેશથી પોતાનું દૂધ આપ્યું હતું, જેનાથી ભદ્રદોહ નામનું સરોવર પ્રકટ થયું. તે પવિત્ર પાપોને દૂર કરનારું તેમ જ શુભ છે. તે સ્થાનમાં સ્નાન

કરનારો મનુષ્ય સાક્ષાત્ વાગીશ્વર થાય છે. ત્યાં પરમેષ્ઠી બ્રહ્માએ પોતે એક શિવનું લિંગ લાવીને સ્થાપિત કર્યું છે. બ્રહ્મા પાસેથી બીજું એક શિવનું લિંગ લઈને વિષ્ણુએ તે સ્થળે સ્થાપિત કર્યું છે. એ શિવલિંગ હિરણ્યગર્ભ નામથી ત્યાં વિદ્યમાન છે. તે પછી બ્રહ્માએ ફરીથી બીજું સ્વર્લોકેશ્વર નામનું શિવલિંગ સ્થાપ્યું. એ સ્વર્ગીય લીલાઓનું દર્શન કરાવનારું છે. દેવતાઓના સ્વામી તે સ્વર્લોકેશ્વરનાં દર્શન કરવાથી મનુષ્ય શિવલોકમાં પ્રતિષ્ઠિત થાય છે. ત્યાં પ્રાણત્યાગ કર્યા પછી ફરીથી ક્યારેય આ સંસારમાં તે જન્મ લેતો નથી. કેવળ યોગીઓને જ સુલભ અક્ષય ગતિને તે પામે છે.

ભૂમંડળના તે જ પ્રદેશમાં દેવતાઓ માટે કંટકરૂપ એક દૈત્ય વાઘનું રૂપ ધારણ કરીને રહેતો હતો. તે અત્યંત બળવાન અને અભિમાની હતો. ભગવાન શંકરે તેને મારી નાખ્યો અને તે સ્થાન પર વ્યાઘ્રેશ્વર નામથી પ્રસિદ્ધ થઈને નિત્ય નિવાસ કર્યો. તે દેવેશ્વરનાં દર્શન કરવાથી મનુષ્ય ક્યારેય દુર્ગતિ પામતો નથી.

હિમવાન દ્વારા સ્થપાયેલું એક શિવલિંગ શૈલેશ્વર નામથી વિખ્યાત છે. હે ભદ્રે! શૈલેશ્વરનાં દર્શન કરીને પણ માણસ દુર્ગતિ પામતો નથી.

ઉત્પલ અને વિદલ નામના બે દૈત્યો બ્રહ્માના વરદાનથી બળોન્મત્ત થઈ ગયા હતા. તે બંને સ્ત્રીવિષયક લોલુપતાને લીધે પાર્વતીજીને હાથે મરાયા હતાં. તેમાંનો એક શાર્ઙ્ગધનુષથી અને બીજો કુંદુક અર્થાત્ ભાલાથી મરાયો હતો. આ બંને શસ્ત્રોના નામ પરથી બે શિવલિંગ સ્થપાયાં છે. હે ભદ્રે! જે મનુષ્ય શ્રેષ્ઠ સ્થાનમાં વિદ્યમાન તે બંને લિંગોનાં દર્શન કરે છે, તે પ્રત્યેક જન્મમાં સિદ્ધ બનીને ક્યારેય શોક પામતો નથી. દેવતાઓએ તેમની બધી બાજુએ બીજાં ઘણાં શિવલિંગ સ્થાપ્યાં છે. તેમનાં દર્શન કરવાથી મનુષ્ય દેહત્યાગ કર્યા પછી ભગવાન શિવનો ગણ થાય છે. વારાણસી નદી પરમ પવિત્ર અને સર્વ પાપોનો નાશ કરનારી છે. આ પવિત્ર ક્ષેત્રને સુશોભિત કરીને આ નદી ગંગામાં મળી છે. તેના સંગમ પર બ્રહ્માએ ઉત્તમ શિવલિંગની સ્થાપના કરી છે ને તે સંગમેશ્વરના નામથી સંસારમાં પ્રખ્યાત છે. તેનાં દર્શન કરવાં જોઈએ. હે શુભે! આ દેવનદીઓના સંગમમાં સ્નાન કરીને સંગમેશ્વરનું પૂજન કરનારાને જન્મ લેવાનો ભય કેવી રીતે હોઈ શકે? હે ભદ્રે! ભૃગુપુત્ર શુક્રાચાર્યે અહીં એક લિંગ સ્થાપિત કર્યું છે, તે શુક્રેશ્વરના નામથી વિખ્યાત છે. સર્વ સિદ્ધો અને દેવતાઓ પણ તેનું પૂજન કરે છે. એમનાં દર્શન કરીને મનુષ્ય તત્કાળ સર્વ પાપોથી મુક્ત થઈ જાય છે. અને મરણ પામ્યા પછી સંસારમાં ફરીથી જન્મ લેતો નથી.

હે મોહિની! મહાદેવજીએ અહીં જંબુક નામના દૈત્યનો વધ કર્યો હતો, તે અંગે સ્થપાયેલા શિવલિંગનાં દર્શન કરવાથી માણસની સર્વ સત્ કામનાઓ પૂર્ણ રીતે સફળ થાય છે. ઇંદ્ર આદિ દેવતાઓ દ્વારા સ્થાપિત કરાયેલાં આ શિવલિંગોને પવિત્ર લિંગ સમજવાં.

હે મોહિની! આ પ્રમાણે આ અવિમુક્ત ક્ષેત્રમાંનાં બધાં શિવલિંગો વિષે મેં તમને કહ્યું. ૧-૬૯

एवमेतानि सर्वाणि शिवलिङ्गानि मोहिनि ।
कथितानि मया तुभ्यं क्षेत्रेऽस्मिन्नविमुक्तके ॥ ६९ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં મોહિની વસુસંવાદમાં 'કાશીયાત્રા સમયનાં આવશ્યક કૃત્ય' નામનો ૫૦ મો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૫૧ : કાશીનું માહાત્મ્ય

वसुरुवाच

अथान्यत्ते प्रवक्ष्यामि गङ्गामाहात्म्यमुत्तमम् ।
वाराणसीस्थितं भद्रे भुक्तिमुक्तिफलप्रदम् ॥ १ ॥

વસુ બોલ્યા : હવે હું તમને ગંગાનું અને કાશીનું ઉત્તમ માહાત્મ્ય કહું છું; હે ભદ્રે ! તે ભોગો તથા મોક્ષને અર્પનાર છે. અવિમુક્ત–કાશીક્ષેત્રમાં જે કંઈ પુણ્યપાપ કર્યું હોય, તે ખરેખર અક્ષયપણું પામે છે; અને તે અવિમુક્તક્ષેત્રમાં ગયેલો કોઈ પણ પાપી નરકને પામતો નથી. હે શુભે ! અવિમુક્તમાં કરેલું પાપ પણ વજ્ર જેવું બને છે, ઘણી મુશ્કેલીએ દૂર થાય છે; વળી ત્રણે લોકમાં જે તીર્થો મોક્ષદાયી છે, તે બધાંયે કાશીમાં ઉત્તરતરફ વહેતી ગંગાને સેવે છે, મળે છે. જે માણસ એ ગંગાકિનારે દશ અશ્વમેધ યજ્ઞો કરી, તેમની સમાપ્તિ સમયે (અવભૃથ) સ્નાન કરી કાશીવિશ્વનાથ શિવનાં દર્શન કરે છે, તે તત્કાળ (સર્વ) પાપોથી રહિત થઈ સંસારરૂપ બંધનથી છૂટી જાય છે; કારણ કે ગંગા સર્વ કરતાં (વધુ) પુણ્યદાયી અથવા પવિત્ર છે અને તે જ ગંગા બ્રહ્મહત્યાને પણ દૂર કરનારી છે. તેમાંયે કાશીની ઉત્તરવાહિની ગંગા વિશેષે કરી વધુ પવિત્ર છે. તેથી એ કાશીમાં જ્યાં 'વરણા' નદીનો તથા જાહ્નવી–ગંગાનો સંગમ થાય છે, ત્યાં માત્ર સ્નાન કરીને માણસ સર્વ પાપોથી મુક્ત થાય છે. તેમ જ કાશીમાં તે ઉત્તરવાહિની ગંગા વિષે કાર્તિક તથા માઘ માસમાં સ્નાન કરી લોકો મહાપાપ આદિ પાપોથી મુક્ત થાય છે. હે સુંદર ભાગ્યવાળી મોહિની ! સર્વ લોકોમાં જે તીર્થો પ્રખ્યાત છે, તે બધાંયે કાશીમાં ગંગા વિષે કાયમ બધાં પર્વોના દિવસે પોતપોતાના પવિત્ર આશ્રમસ્થાનોની સાથે આવ્યાં જ કરે છે; એમ તે કાશીમાં ઉત્તર તરફ વહેતી ગંગામાં હમેશાં આવ્યા જ કરે છે. તેમાં કારણ આ છે કે તે તે બધાં તીર્થો મહાપાતક આદિ દોષો વગેરેથી જેઓ દુષ્ટ થયા હોય તે તે લોકોના સ્પર્શથી પોતામાં જે જે પાપો પ્રાપ્ત થયાં હોય તેમને દૂર કરવા અને તે તે પાપી થયેલાં (પોતાની અંદરના) જંતુઓને પણ પાપથી મુક્ત કરવા કાશીમાં વહેતી ગંગામાં બધાં તીર્થો આવ્યા જ કરે છે. હરકોઈ માણસ ઉત્તમ બુદ્ધિથી સર્વકાળ સત્કર્મો કરવા તત્પર રહેલો હોય તેને બીજા કોઈ પણ તીર્થ ક્ષેત્રમાં સેંકડો બીજા જન્મોથી પણ મોક્ષ મળે છે કે નથી પણ મળતો; પરંતુ આ ગંગાકિનારે તો એક જ જન્મ ધરીને કે મરણ પામીને પણ હરકોઈ પ્રાણી વડે મોક્ષ મેળવાય છે. તે જ પ્રમાણે કાશીમાં જે માણસે પોતાના આત્માને આવલિત કે જન્મમરણથી મુક્ત કર્યો હોય તેના વડે પણ મોક્ષ મેળવાય છે. હે સુંદરી ! તે જ કાશી–ગંગામાં ધર્મનદ નામે એક પ્રખ્યાત ધરો છે; ધરામાં ધર્મ પોતે જ સ્વરૂપ ધરીને રહે છે અને તે લોકોનાં મોટાં પાપોનો નાશ કર્યા કરે છે. વળી એ ધરાની ધૂળ પણ સર્વ તીર્થોમય તથા શુભ હોઈને (લોકોનાં) પાપોને કંપાવીને દૂર કરે છે; અને તે ધરો પોતાના કિનારે થયેલાં વૃક્ષોને જેમ ઉખાડી કાઢે છે, તેમ મોટાં પાપોના સમુદાયોને દૂર કરે છે. વળી ત્યાં કિરણા, ધૂતપાપા, પવિત્ર જળવાળી સરસ્વતી, ગંગા તથા યમુના એમ પાંચ નદીઓ પણ જ્યાં આવી મળે છે, તે ત્રણે લોકમાં પ્રખ્યાત પંચનદ નામનું એક તીર્થ છે. તે તીર્થ પાંચ નદીઓના સંગમરૂપ હોઈને પાપોના સમૂહને ભેદી નાખનાર છે; તેથી જે માણસે એ પંચનદતીર્થમાં સ્નાન કર્યું હોય તેને પંચભૂતનું શરીર ધારણ કરવું પડતું નથી એટલે કે તેને ફરી આ લોકમાં જન્મ ધરવો

પડતો નથી. વળી જે માણસ પ્રયાગતીર્થમાં માઘમહિનામાં સ્નાન કરવાથી જે ફળને પામે છે તે જ ફળને એ પંચનદતીર્થમાં (હરકોઈ કાળે) માત્ર સ્નાન કરવાથી બ્રહ્માંડમંડપને ભેદીને તેની ઉપરના દિવ્યલોકોને પ્રાપ્ત કરે છે. કાશીમાં રહેલ હોઈ તે પંચનદતીર્થમાં એક જ દિવસે સ્નાન કરવાથી, તે પ્રયાગતીર્થમાં સ્નાન કરવાથી જે ફળ મળે છે, તે ફળને માણસ પામે છે. તેમ જ એ પંચનદતીર્થમાં સ્નાન કરી, પિતૃતર્પણ કરીને પણ માણસ તે જ પ્રયાગતીર્થના સ્નાનનું ફળ પામે છે. વળી ત્યાં રહેલા માધવ–વિષ્ણુનું પૂજન કરી માણસ ફરી જન્મને પામતો નથી. અને તે પંચનદતીર્થમાં પિતૃઓને ઉદ્દેશી તર્પણ કરતી વેળા જેટલી સંખ્યામાં તલ અર્પણ કર્યાં હોય તેટલાં વર્ષો સુધીની પિતૃઓની તૃપ્તિ તે જળમાં થાય છે. વળી જે લોકોએ તે શુભ પંચનદતીર્થમાં શ્રદ્ધાથી શ્રાદ્ધ કર્યું હોય તેમના બાપદાદાઓ અનેક યોનિઓમાં ગયા હોય, તોપણ તે તે યોનિઓથી છૂટી જાય છે. તે જોઈને પિતૃલોકમાં પિતૃદેવ–સમુદાયો, આ ગાથા ગાયા કરે છે કે महिमानं पाञ्चनदं दृष्ट्वा श्राद्धविधानतः। अस्माकमपि वंश्योऽत्र कश्चिच्छ्राद्धं करिष्यति। 'काश्यां पञ्चनदं प्राप्य येन मुच्यामहे वयम्॥' પંચનદતીર્થમાં શ્રાદ્ધનું વિધાન તથા તેનો મહિમા જોઈ ત્યાં શ્રાદ્ધ કરી અમારો કોઈ વંશજ પણ ત્યાં કાશીમાં પંચનદતીર્થ પર પહોંચી જઈ શ્રાદ્ધ કરશે, તો તેથી અમે પણ મુક્ત થઈશું. વળી તે પંચનદતીર્થમાં જે કંઈ ધનનું દાન લેવામાં આવે છે, તેના પુણ્યનો ક્ષય કલ્પનો નાશ થાય તોપણ થતો નથી. વળી કોઈ વાંઝણી સ્ત્રી એક વર્ષ સુધી પંચનદધારામાં સ્નાન કરી મંગલાગૌરીનું જો પૂજન કરે, તો તે અવશ્ય પુત્રને જન્મ આપે છે વળી પંચનદનાં પવિત્ર જળને વસ્ત્રથી ગાળીને દિક્શ્રુતા–દેવી મંગલાગૌરીને સ્નાન કરાવે છે, તે મોટા ફળને મેળવે છે. તેમ જ પંચામૃતના ૧૦૮ કળશોથી જે માણસ પોતાના ઇષ્ટદેવને સ્નાન કરાવે છે, તેની તુલના પંચનદનું એક બિંદુ કરે છે અર્થાત્ પંચનદના એક બિંદુથી પણ દેવને સ્નાન કરાવાય તે પંચામૃતના ૧૦૮ કળશો ભરી કરાવેલા દેવસ્નાન કરતાં પણ અધિક મહા ફળ આપનાર થાય છે. વળી એ પંચનદતીર્થનું પાણી પાંચ ઘૂંટડા પણ જો પીધું હોય, તો તેનાથી આ શાસ્ત્રમાં જે શુદ્ધિ કહેવાય છે, તે જ શુદ્ધિ એ પંચનદતીર્થના જળનું એક પણ ટીપું જો શ્રદ્ધાથી પિવાય તો તેથી પણ કહેલી છે; અને ત્યાં રહેલો (ધર્મનદ નામે) જે ધરો ઉપર કહ્યો છે તેમાં સ્નાન કરવાથી રાજસૂય તથા અશ્વમેધ યજ્ઞો કર્યાનું ફળ પ્રાપ્ત થાય છે. પંચનદતીર્થના જળ વડે સ્નાન કરવાથી તો રાજસૂય તથા અશ્વમેધ યજ્ઞોનું જે ફળ મળે છે, તેના કરતાં પણ સોગણું ફળ મળે છે. વળી રાજસૂય તથા અશ્વમેધ બન્ને યજ્ઞો સ્વર્ગપ્રાપ્તિમાં સાધનરૂપ થાય છે, પરંતુ પંચનદતીર્થનાં જળ વડે સ્નાન કરવાથી તો બ્રહ્મલોકની હદ સુધી બે વાર પહોંચ્યા પછી આખરે મુક્તિ થાય છે. સ્વર્ગનદી ગંગામાં સ્નાન કરાય તે પણ સત્પુરુષોને તેટલું સંમત નથી, જેટલું પંચનદતીર્થમાં સ્નાન કરવું એ સત્પુરુષોને અધિક સંમત છે; કારણ કે પંચનદતીર્થમાં કરેલા સ્નાન જેવું બીજું કોઈ પણ તીર્થસ્નાન વરદાન દેનાર નથી અર્થાત્ પંચનદતીર્થમાં કરેલું સ્નાન સર્વોત્કૃષ્ટ વરદાન દેનાર છે. તેમ જ સત્યયુગમાં સો વર્ષ સુધી તપ કરીને જે ફળ મેળવાય છે, તે જ ફળ કાર્તિક મહિનામાં પંચનદતીર્થમાં એક જ વાર સ્નાન કર્યાથી મેળવી શકાય છે. વળી જીવન પર્યંત ઇષ્ટાપૂર્ત ધર્મો એટલે

કે યજ્ઞયાગો કરવા અને વાવ–કૂવા–ધર્મશાળાઓ વગેરે બંધાવવારૂપ પુણ્ય કાર્યો કર્યાં હોય તેથી જે ફળ પ્રાપ્ત કરાય છે તે જ ફળ પંચનદતીર્થમાં એક જ વાર સ્નાન કરવાથી પ્રાપ્ત થાય છે. એકંદર બીજાં ધર્મકાર્યો કે બીજાં તીર્થસ્નાનોથી જે ફળ પ્રાપ્ત થાય છે, તેનાથી અધિક ફળ પંચનદતીર્થનાં જળ વડે સ્નાન કરવાથી પ્રાપ્ત થાય છે. વળી એ પંચનદરૂપી 'ધૂતપાપ' નામના તીર્થ જેવું બીજું કોઈ તીર્થ આ પૃથ્વીની સપાટી પર ક્યાંય પણ નથી, જેમાં એક જ વાર સ્નાન કરવાથી ત્રણ જન્મોમાં મેળવેલાં પાપો નાશ પામે છે. સત્યયુગમાં ધર્મનદતીર્થ શ્રેષ્ઠ ગણાય છે. ત્રેતાયુગમાં ધૂતપાપક નામનું તીર્થ ઉત્તમ ગણાય છે. દ્વાપરયુગમાં (સિદ્ધપુરમાં રહેલ) બિન્દુસરોવર નામનું તીર્થ શ્રેષ્ઠ ગણાય છે અને કલિયુગમાં પંચનદતીર્થને ઉત્તમ ગણેલું છે. જે માણસ (સિદ્ધપુરમાં રહેલ) બિન્દુસરોવરતીર્થ પર જઈને ત્યાં એક ચણોઠી જેટલા સોનાનું પણ દાન દે છે, તે કોઈ પણ કાળે દરિદ્ર રહેતો નથી અને ક્યાંય પણ સુખથી રહિત થતો નથી–પણ સર્વકાળે–સર્વસ્થળે ધનવાન તથા સુખી જ રહ્યા કરે છે. વળી તે બિન્દુતીર્થના કિનારે જઈ ગાય, ભૂમિ, તલ, સોનું, ઘોડા, વસ્ત્ર, અન્ન, સ્થાન–ઘર વગેરે તથા ભૂષણ–દાગીના વગેરેમાંના કોઈ પણ પદાર્થનું જો દાન કરાય તો તેથી માણસ અક્ષય ફળને પ્રાપ્ત કરે છે. વળી તે બિન્દુતીર્થ પર જઈ વિધિપૂર્વક પ્રદીપ્ત કરેલા અગ્નિમાં એક પણ આહુતિ હોમાય તો પવિત્ર ધર્મનદતીર્થ પર જઈ કરોડો યજ્ઞોમાં કરેલા હોમનું ફળ માણસ મેળવી શકે છે. પંચનદતીર્થનો મહિમા એટલો અનંત છે કે તેનું વર્ણન કરવા ચાર મુખવાળા બ્રહ્મા કે બીજા કોઈ પણ શુભલોકવાસી દેવ વગેરે કોઈ પણ સમર્થ થઈ શકતા નથી. એ પ્રમાણે હે ભદ્રે! મેં તમારી આગળ કાશીનું ઉત્તમ માહાત્મ્ય કહ્યું છે. તે કાશીમાહાત્મ્ય લોકોને સુખદાયી તથા મોક્ષદાતા છે અને મોટાં પાપોનો નાશ કરનાર છે. બ્રહ્મહત્યા કરનાર, મદિરાપાન કરનાર, સોનાને ચોરનાર અને ગુરુપત્ની સાથે વ્યભિચાર કરનાર માણસ તે તે મોટાં પાપોથી યુક્ત થયેલ હોય છે; અને તે જ પ્રમાણે બીજાં જે ઉપપાતક અથવા નાનાં નાનાં પાપોથી જે યુક્ત થયો હોય, તેમાંનો હરકોઈ મનુષ્ય અવિમુક્તક્ષેત્ર–કાશીનું માહાત્મ્ય સાંભળવાથી શુદ્ધિને પામે છે. હે ઉત્તમ ભાગ્યવાળી મોહિની! આ કાશીમાહાત્મ્યનું શ્રવણ કે પાઠ કરવાથી બ્રાહ્મણ વેદોમાં વિદ્વાન થાય છે. ક્ષત્રિય રણસંગ્રામમાં વિજયી થાય છે; વૈશ્યવર્ણનો માણસ ધનપતિ–કુબેર જેવો ધનવાન થાય છે અને શૂદ્ર જાતિનો માણસ કોઈ વિષ્ણુભક્ત સાથેના સમાગમથી યુક્ત થાય છે. સર્વ યજ્ઞો કરવાથી જે ફળ મળે છે અને સર્વતીર્થોમાં સ્નાનાદિ કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે તે સર્વ ફળ આ કાશીમાહાત્મ્યનું શ્રવણ કે પાઠ કરવાથી પણ માણસ મેળવી શકે છે. વળી આ કાશીમાહાત્મ્ય સાંભળવાથી કે તેનો પાઠ કરવાથી વિદ્યાર્થી વિદ્યાને મેળવે છે, ધનાર્થી ધનને પામે છે. ભાર્યાર્થી–પત્ની મેળવવા ઇચ્છનારો ભાર્યા–પત્નીને મેળવે છે અને પુત્રને મેળવવા ઇચ્છતો માણસ પુત્રને પામે છે. આવું તે અવિમુક્તક્ષેત્ર–કાશીનું માહાત્મ્ય મેં તમને કહ્યું છે. 'આ કાશીમાહાત્મ્ય વિષ્ણુના ભક્તને આપવું–કહેવું; શિવભક્તિમાં જે આસક્ત હોય તેને કહેવું; જગતની માતા અંબિકાના ભક્તને કહેવું અને ગણપતિની તથા સૂર્યની સેવા કરનારને કહેવું. જે માણસ ગુરુની સેવા કરતો હોય, તેને આ કાશીમાહાત્મ્ય જે સંભળાવે છે, તે તીર્થમાં સ્નાન કર્યાનું ફળ મેળવે છે.

પરંતુ જે માણુસ શઠ-લુચ્ચાને, નિંદાખોર, ગાયોનો, બ્રાહ્મણોનો તથા દેવોનો વધુ દ્વેષ કરતો હોય, ગુરુનો દ્વેષ કર્યા કરતો હોય અને પારકી અસૂયાની અદેખાઈ કરતો હોય તેને આ કાશી માહાત્મ્ય કહેનારો માણસ મરણ પામે છે. ૧-૪૮

शठाय निन्दकायाऽपि गोविप्रसुरविद्विषे।
गुरुद्रुहेऽसूयकाय दत्वा मृत्युमवाप्नुयात् ॥४८॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'કાશીનું માહાત્મ્ય' નામનો ૫૧ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૫૨ : પુરુષોત્તમનું માહાત્મ્ય

मोहिन्युवाच

धन्योऽसि विप्रवर्य त्वं कृपालुः सर्वदेहिषु।
यच्छ्रुतं ते मुखाम्भोजात् काशीमाहात्म्यमुत्तमम् ॥१

મોહિનીએ કહ્યું : હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! તમે ધન્યવાદને પાત્ર છો; કારણ કે તમે સર્વ પ્રાણીઓ પર કૃપાળુ છો. મેં તમારા મુખેથી જે ઉત્તમ કાશીમાહાત્મ્ય સાંભળ્યું છે, તેથી હમણાં હું કૃતાર્થ થઈ છું; અને ખરેખર કૃપાળુ એવા તમે મને પ્રતિબોધ કર્યો છે-જ્ઞાનનો ઉપદેશ આપ્યો છે. હું (સંસારસાગરમાં) અત્યંત નીચે પડી હતી, પણ તમે આ સંસારસાગરથી મારો ઉદ્ધાર કર્યો છે. હે માન આપનારા! હવે હું શ્રીહરિના ક્ષેત્રનું માહાત્મ્ય સાંભળવા ઇચ્છું છું, જ્યાં જવાથી માણસ કૃતાર્થ થાય છે. પુરુષોત્તમ વિષ્ણુનું તો (હરકોઈ) ક્ષેત્ર મુક્તિને કરનાર અવશ્ય હોય જ છે; એમ પુરાણોમાં મુનિઓ તથા બ્રાહ્મણોએ વર્ણવેલું સંભળાય છે. તો હે મહાભાગ્યશાળી! હું તમારી જો પ્રિય શિષ્યા છું, તો તે પુરુષોત્તમ-વિષ્ણુના ક્ષેત્રોનું માહાત્મ્ય તમે મને કહો; કારણ કે સાધુ-સત્પુરુષો તો સર્વ લોકનો સતત ઉદ્ધાર કરવા સ્થિતિ કરી રહ્યા હોય છે.'

વસુ બોલ્યા : હે દેવિ! હું તમને 'પુરુષોત્તમ'ના નામનું તથા એ પુરુષોત્તમના ક્ષેત્રનું પણ ઉત્તમ માહાત્મ્ય, બ્રહ્માએ જે કહેલું છે, તે કહું છું, તે તમે સાંભળો. આ પૃથ્વી પર જે ભારત ક્ષેત્ર છે, તેને 'કર્મભૂમિ' કહી છે. એ ભારત ક્ષેત્રમાં દક્ષિણ સમુદ્રના કિનારે રહેલો જે પ્રદેશ છે, તે 'ઉત્કલ' નામે પ્રખ્યાત થયો છે, તે ઉત્કલ પ્રદેશ સ્વર્ગ તથા મોક્ષને અત્યંત આપનાર છે; એ સમુદ્રથી ઉત્તર સુધીનો પ્રદેશ છે, તે વિરાજમંડલ નામે કહેવાય છે. એ દેશ પુણ્યશાળીઓના ગુણો વડે શણગારેલો-સુશોભિત છે. હે વિશાળ નેત્રોવાળી! દક્ષિણ સમુદ્રના ઉત્તરતીર પર જે દેશ છે, તે જ સર્વ કરતાં ઉત્તમ એવો ઉત્કલ દેશ છે. તેમાં રહેલું સર્વ તીર્થો પુણ્યકારક હોઈ પવિત્ર છે અને તે પ્રદેશનાં જે સ્થાનો છે, તેમને પણ પુણ્યકારક અથવા પવિત્ર જાણવાં. વળી તે ઉત્કલ પ્રદેશ સર્વ તરફ રેતીથી વ્યાપ્ત છે. ત્યાં એક અતિશય ગુપ્ત રાખવા યોગ્ય ક્ષેત્ર છે. તે મુક્તિને આપનાર, પાપોનો નાશ કરનાર, પવિત્ર અને ધર્મ તથા કામનાઓને આપનાર છે. તેનો વિસ્તાર દશ યોજનનો છે. એ ક્ષેત્ર પરમ દુર્લભ છે. જેમ ચંદ્રમા નક્ષત્રોમાં શ્રેષ્ઠ છે અને સમુદ્ર જેમ સરોવરોમાં શ્રેષ્ઠ છે, તેમ એ પુરુષોત્તમ ક્ષેત્ર સર્વ તીર્થોમાં શ્રેષ્ઠ છે. વળી જેમ 'પાવક' નામનો વસુ બધા વસુઓમાં શ્રેષ્ઠ છે અને જેમ શંકર બધાયે રુદ્રોમાં શ્રેષ્ઠ છે, તેમ એ પુરુષોત્તમક્ષેત્ર સર્વ તીર્થમાં શ્રેષ્ઠ છે. જેમ બ્રાહ્મણ બધા વર્ણોમાં શ્રેષ્ઠ છે અને ગરુડ સર્વ પક્ષીઓમાં શ્રેષ્ઠ છે, તેમ એ પુરુષોત્તમ ક્ષેત્ર સમસ્ત તીર્થોમાં અત્યંત શ્રેષ્ઠ છે. વળી જેમ કાર્તિકેય સમગ્ર સેનાપતિઓમાં શ્રેષ્ઠ છે, બધા સિદ્ધોમાં જેમ કપિલદેવ શ્રેષ્ઠ છે, ઉત્તમ હાથીઓમાં જેમ ઇંદ્રનો ઐરાવત

હાથી શ્રેષ્ઠ છે, મહર્ષિઓમાં જેમ ભૃગુ ઋષિ શ્રેષ્ઠ છે, પર્વતોમાં જેમ મેરુ પર્વત શ્રેષ્ઠ છે, વળી જેમ પર્વતોમાં હિમાલય શ્રેષ્ઠ છે, ઘોડાઓમાં જેમ 'ઉચ્ચૈઃશ્રવા' નામનો ઇંદ્રનો ઘોડો શ્રેષ્ઠ છે; કવિઓમાં જેમ શુક્રાચાર્ય શ્રેષ્ઠ છે; મુનિઓમાં જેમ વ્યાસ શ્રેષ્ઠ છે; યક્ષો તથા રાક્ષસોમાં જેમ કુબેર શ્રેષ્ઠ છે, ઇંદ્રિયોમાં જેમ મન શ્રેષ્ઠ છે, ભૂતોમાં જેમ પૃથ્વી શ્રેષ્ઠ છે, સર્વ વૃક્ષોમાં જેમ અશ્વત્થ–પીપળો શ્રેષ્ઠ છે, પવિત્ર કરનારાઓમાં જેમ પવન શ્રેષ્ઠ છે, સ્ત્રીઓમાં જેમ અરુન્ધતી શ્રેષ્ઠ છે, શસ્ત્રોમાં જેમ વજ્ર શ્રેષ્ઠ છે, સર્વ અક્ષરોમાં જેમ 'અ'કાર શ્રેષ્ઠ છે, બધા છંદોમાં જેમ ગાયત્રી છંદ ઉત્તમ છે, સર્વ અંગોમાં જેમ ઉત્તમાંગ–મસ્તક શ્રેષ્ઠ છે, અને હે વિધાતાની પુત્રી! બધી વિદ્યાઓમાં જેમ મોક્ષવિદ્યા શ્રેષ્ઠ માની છે, મનુષ્યોમાં જેમ રાજા શ્રેષ્ઠ છે, ગાયોમાં જેમ કામધેનુ શ્રેષ્ઠ છે, બધી ધાતુઓમાં જેમ સોનું શ્રેષ્ઠ છે, સર્પોમાં જેમ વાસુકિ શ્રેષ્ઠ છે, સર્વ દૈત્યોમાં જેમ પ્રહ્લાદ શ્રેષ્ઠ છે, શસ્ત્રધારીઓમાં જેમ રામ શ્રેષ્ઠ છે, માછલાંઓમાં જેમ મગર શ્રેષ્ઠ છે, મૃગોમાં જેમ મૃગરાજસિંહ શ્રેષ્ઠ છે, જલચર જીવોમાં જેમ વરુણ શ્રેષ્ઠ છે, સંયમીઓમાં જેમ યમદેવ શ્રેષ્ઠ છે, સમુદ્રોમાં જેમ ક્ષીરસમુદ્ર શ્રેષ્ઠ છે; દેવર્ષિઓમાં જેમ નારદ શ્રેષ્ઠ છે, પુરોહિતોમાં જેમ જીવ–બૃહસ્પતિ શ્રેષ્ઠ છે, કલના કરનારા એટલે કે સર્વને વશ રાખનારાઓમાં જેમ કાલ શ્રેષ્ઠ છે, ગ્રહોમાં જેમ સૂર્ય શ્રેષ્ઠ છે, મંત્રોમાં જેમ પ્રણવ–ૐકાર શ્રેષ્ઠ છે, અને બધાં કર્મોમાં જેમ ધર્મકાર્ય શ્રેષ્ઠ છે, તેમ બધાં તીર્થોમાં શ્રીપુરુષોત્તમતીર્થ શ્રેષ્ઠ છે. એ 'પુરુષ' નામના તીર્થનું એકવાર દર્શન કરી આ સંસારસમુદ્રનો અંત આવી જાય એમ મનાયું છે. જેમ બ્રહ્મવિદ્યાનું એકવાર જ્ઞાન કર્યા પછી ગર્ભમાં વાસ થતો નથી, તેમ સર્વ ગુણોથી યુક્ત અને પરમ દુર્લભ એ પુરુષોત્તમ ક્ષેત્રને એક જ વાર જોયા પછી કે મેળવ્યા પછી ફરી ગર્ભવાસ કે સંસાર પ્રાપ્ત થતો નથી. હે શ્રેષ્ઠ નિતંબોવાળી! જ્યાં તે વિખ્યાત પુરુષોત્તમ ક્ષેત્ર છે, ત્યાં તે જગદ્વ્યાપી વિશ્વાત્મા દેવેશ્વર શ્રીપુરુષોત્તમ ભગવાન બિરાજે છે, જે જગતનું ઉત્પત્તિસ્થાન તથા જગતના નાથ છે; જેમાં બધું પ્રતિષ્ઠા પામ્યું છે–રહ્યું છે. બ્રહ્મા, ઇંદ્ર, રુદ્ર અને અગ્નિ આદિ દેવો, એ મહાભાગ્યશાળી દેશમાં સર્વકાળ અવશ્ય નિવાસ કરે છે; તેમ જ ગંધર્વો, અપ્સરાઓ, સિદ્ધો, પિતૃઓ, દેવતાઈ માણસો, યક્ષો, વિદ્યાધરો, મુનિઓ, તીક્ષ્ણ વ્રત કરનારા વાલખિલ્ય આદિ ઋષિઓ, કશ્યપ આદિ પ્રજાપતિઓ, સુપર્ણો, ગરુડો, કિન્નરો, નાગો તથા બીજા પણ સ્વર્ગવાસી લોકો તેમ જ અંગો સહિત ચારે વેદો, વિવિધ શાસ્ત્રો, ઇતિહાસો, પુરાણો, પુષ્કળ દક્ષિણાવાળા યજ્ઞો, વિવિધ પવિત્ર નદીઓ, તીર્થો, બીજાં આશ્રયસ્થાનો, બધા સાગરો અને પર્વતો પણ (દેવતાઈ સ્વરૂપે) જે દેશમાં રહ્યા છે, એવો અતિશય પવિત્ર અને દેવો, ઋષિઓ તથા પિતૃઓએ સેવેલો તે દેશ સર્વ ઉપભોગોથી યુક્ત છે, તો ત્યાં વસવાટ કરવો કયા મનુષ્યને ન ગમે? હરકોઈને ત્યાં વસવું ખરેખર ગમે છે. વળી તે દેશનું બીજું શ્રેષ્ઠપણું આ કારણે અધિક છે કે જ્યાં આખાયે જગતના દેવ અને મુક્તિને આપનારા શ્રીપુરુષોત્તમ ભગવાન પ્રત્યક્ષ રહ્યા છે. તેથી જ એ ઉત્કલ દેશમાં જે ઉત્તમ દેવો તથા મનુષ્યો વસે છે, તેઓ ખરેખર ધન્યવાદને પાત્ર છે. જે લોકો એ તીર્થરાજના જળમાં સ્નાન કરી શ્રીપુરુષોત્તમનાં દર્શન કરે છે, તે મનુષ્યો સ્વર્ગમાં વસે છે, પણ રજોગુણયુક્ત સ્થાનમાં વસતા નથી. જે લોકો ઉત્કલ દેશમાં રહેલા પુણ્યકારી

શ્રીપુરુષોત્તમ ક્ષેત્રમાં વસે છે, તે ઉત્તમ બુદ્ધિમાન ઉત્કલવાસી લોકોનું જીવન સફળ છે. જે લોકો, તે ઉત્કલ દેશમાં બિરાજતા અતિશય લાલ હોઠવાળા, પ્રસન્ન વિશાળ નેત્રોવાળા, સુંદર ભ્રૂકુટિ અને કેશવાળા, મુકુટધારી, સુંદર કાનથી યુક્ત, સુંદર મંદ હાસ્યવાળા, સુંદર દાંતવાળા, સુંદર કુંડલો વડે સુશોભિત, ઉત્તમ નાસિકાવાળા, ઉત્તમ ગાલવાળા, ઉત્તમ લલાટવાળા, ઉત્તમ લક્ષણોથી યુક્ત અને ત્રણે લોકને આનંદ ઉપજાવનારા શ્રીકૃષ્ણ–પુરુષોત્તમનાં દર્શન કરે છે, તેઓ અવશ્ય ધન્યવાદને પાત્ર છે. હે દેવિ! પૂર્વે સત્યયુગમાં ઇંદ્રના જેવા પરાક્રમવાળો શ્રીમાન 'ઇંદ્રદ્યુમ્ન' એ નામે પ્રસિદ્ધ થયેલો એક રાજા થયો હતો. તે સત્યવાદી, પવિત્ર, ચતુર, સર્વશસ્ત્રધારીઓમાં તથા સર્વ શાસ્ત્ર જાણનારાઓમાં શ્રેષ્ઠ, રૂપવાન, ઉત્તમ ભાગ્યવાન, શૂરો, દાતા, ભોક્તા, પ્રિય બોલનાર, સમસ્ત યજ્ઞોનું યજન કરનાર, બ્રાહ્મણભક્ત, બ્રહ્મનિષ્ઠ તથા સત્ય પ્રતિજ્ઞાવાળો હતો. વળી તે રાજા ધનુર્વેદમાં તથા બધા ય વેદોમાં અને શાસ્ત્રોમાં નિપુણ હોઈને કૃતકૃત્ય અથવા કૃતાર્થ થયો હતો; તેમ જ પૂનમની રાત્રિના ચંદ્રની પેઠે સર્વ પુરુષોને તથા સ્ત્રીઓને પ્રિય હતો. જેમ સૂર્ય સામે જોવું મુશ્કેલ હોય છે, તેમ એ રાજાની સામે જોવું મુશ્કેલ હતું; છતાં ચંદ્રમા જેવો તે મધુર હતો. વળી તે રાજા વૈષ્ણવ હોઈ એ વિષ્ણુનો ભક્ત, સત્યસંપન્ન, ક્રોધને જીતનાર તથા જિતેંદ્રિય હતો; તેમ જ અધ્યાત્મવિદ્યામાં અત્યંત રમનારો હોવા છતાં તે રાજા યુદ્ધ કરવાને પણ ઇચ્છતો હતો અને ધર્મમાં પણ તત્પર રહેતો હતો; એટલે સર્વ ગુણોની ખાણ જેવો તે રાજા પૃથ્વીનું પાલન કરતો હતો. એ રાજાને (એક વેળા) શ્રીવિષ્ણુના આરાધન પ્રત્યે સારી રીતે બુદ્ધિ ઉત્પન્ન થઈ કે, 'દેવોના દેવ જનાર્દનનું આરાધન હું કયા પ્રકારે કરીશ? કયા ક્ષેત્રમાં અથવા તીર્થમાં કઈ નદીને કિનારે તથા આશ્રમમાં હું વિષ્ણુનું આરાધન કરું?' એમ ચિંતાપરાયણ થયા પછી તે રાજાએ મન વડે પૃથ્વીનું નિરીક્ષણ કર્યું અને જે જે તીર્થો પાપને હરનારાં છે તે બધાં યે જોઈ લીધાં; અને એમ સર્વ તીર્થોનું મનથી સારી રીતે ચિંતન કર્યા પછી પરમ વિખ્યાત અને મુક્તિને આપનાર પુરુષોત્તમ ક્ષેત્રમાં તે રાજા ગયો અને પોતાનાં સમૃદ્ધ સૈન્ય તથા વાહનોની સાથે ત્યાં જઈને તેણે વિધિ પ્રમાણે અશ્વમેધ યજ્ઞ કરી વિષ્ણુનું યજન કર્યું. અને તેમાં પુષ્કળ દક્ષિણાઓ પણ તેણે આપી હતી. પછી ત્યાં અતિશય ઊંચું દેવમંદિર બંધાવીને પણ તેણે પુષ્કળ દક્ષિણાઓ દીધી હતી; અને તે પછી એ મોટા મંદિરમાં એ વીર્યવાન રાજાએ શ્રીસંકર્ષણ–બલદેવજીની, શ્રીકૃષ્ણની તથા સુભદ્રાની પ્રતિષ્ઠા કરાવી હતી. તે ઉપરાંત વિધિ પ્રમાણે ત્યાં પંચતીર્થ કરીને એ રાજાએ ત્યાં સ્નાન, દાન, જપ, હોમ, દેવતાઓનાં દર્શન તથા હમેશાં ભક્તિથી વિધિ પ્રમાણે પુરુષોત્તમનું આરાધન કર્યા પછી દેવોના દેવ તે ભગવાનની કૃપાથી તેણે મોક્ષ મેળવ્યો હતો.

મોહિનીએ પૂછ્યું: 'હે પ્રભો! તે શ્રેષ્ઠ અને પવિત્ર–પુણ્યદાયી પુરુષોત્તમ ક્ષેત્રમાં પૂર્વે શું વિષ્ણુની પ્રતિમા સ્થાપેલી હતી, જેથી તે રાજાએ પોતાનાં સૈન્ય તથા વાહનોની સાથે ત્યાં જઈને શ્રીકૃષ્ણની, બલરામની તથા શુભદાયક સુભદ્રાની, સ્થાપના કરી હતી? હે ઉત્તમ બ્રાહ્મણ! તે વિષે મને મોટો સંશય તથા મહાન વિસ્મય થાય છે. તો એ સર્વને હું સાંભળવા ઇચ્છું છું; માટે તેનું જે કારણ હોય તે બધું આપ કહો.'

વસુ બોલ્યા: તે પૂર્વનું વૃત્તાંત અને

પાપનો નાશ કરનારી તે કથા તમે સાંભળો. ટૂંકમાં હું તે કહું છું. પૂર્વે સર્વ આશ્ચર્યોથી યુક્ત સુમેરુ પર્વતના સોનાના શિખર ઉપર જગતના નાથ અને જગતના સ્રષ્ટા અવિનાશી વિષ્ણુ ભગવાન એકવાર બિરાજ્યા હતા, ત્યારે ત્યાં તેમને મસ્તક વડે પ્રણામ કરી દેવી લક્ષ્મીએ, લોકોના હિતની ઇચ્છાથી આ મહાપ્રશ્ન પૂછયો હતો અને ભૂમિ ઉપરનું તે ઉત્તમ સ્થાન પણ આમ પૂછયું હતું.

'શ્રીલક્ષ્મીજી બોલ્યાં : હે સર્વ લોકોના ઈશ્વર ! મારા હૃદયમાં રહેલા સંશયને તમે દૂર કરો. ભૂમિ પર મનુષ્યલોક મહા આશ્ચર્ય રૂપ છે. તે કર્મો દ્વારા અત્યંત દુર્લભ છે; પણ તેમાં કામ તથા ક્રોધરૂપી જે મહાન સમુદ્ર છે; તે લોભ તથા મોહ રૂપી મોટા ઝૂડથી યુક્ત છે; તો હે ઈશ્વર ! તે દુર્ગમ સંસારસાગરથી આત્મા જે દ્વારા મુક્ત થાય તે તમે કહો. આ સંબંધી સંશયનો નિર્ણય કરવા માટે તમારા સિવાય આ લોકમાં કોઈ વક્તા નથી. એવું તે લક્ષ્મીજીનું વચન સાંભળ્યા પછી દેવોના દેવ જનાર્દન શ્રીવિષ્ણુ ભગવાન, પરમ પ્રીતિથી સારરૂપ અને અમૃતના જેવું આવું વચન બોલ્યા હતા અને સંસારથી છૂટવાનો સુખકારક જે ઉપાય અતિશય સાધ્ય તથા પરિશ્રમથી રહિત છતાં મહાફળયુક્ત છે, તેને પણ આમ કહ્યો હતો.

શ્રીભગવાન બોલ્યા : હે દેવિ ! પૃથ્વી પર પુરુષોત્તમ નામનું જે વિખ્યાત તીર્થ છે, તેના જેવું ત્રણે લોકમાં બીજું કોઈ તીર્થ નથી. હે દેવોનાં ઈશ્વરિ ! જેનું કીર્તન કે નામ ઉચ્ચારવાથી પણ પ્રાણી સર્વ પાપોથી છૂટી જાય છે. હે ઉત્તમમુખવાળાં ! બધાં મનુષ્યોએ, દૈત્યોએ, દાનવોએ તથા મરીચિ આદિ મુનિવરોએ જેને બરાબર જાણ્યું નથી અને તેથી જ તેમણે કોઈને દર્શાવેલ પણ નથી એવો એક વડ, જ્યાં દક્ષિણસમુદ્રના તીરે રહેલો છે; જે વડ (પ્રલયવેળા) કલ્પકાળ પ્રાપ્ત થાય છે અને મોટી ઉલ્કા–અંગારાની વૃષ્ટિ દ્વારા (લોકનો) અત્યંત વિનાશ થવા માંડે છે ત્યારે પણ વિનાશને પામતો જ નથી, પણ તે પોતે જ્યાં છે ત્યાં જ રહેલો હોય છે; એ વડને માત્ર જોયો હોય અને તેની છાયાનો વારંવાર આશ્રય કર્યો હોય, તો તેથી મનુષ્યની બ્રહ્મહત્યા પણ છૂટી જાય છે, તો બીજાં પાપો વિષે શું કહેવું ? અર્થાત્ તેના દર્શનથી જ બધાં પાપો જતાં રહે છે. જે લોકોએ તે વડના વૃક્ષને નમસ્કાર કરવા સાથે પ્રદક્ષિણા કરી હોય તે બધાયે પાપથી રહિત થઈને શ્રીકેશવ ભગવાનના ધામ–વૈકુંઠમાં જ અવશ્ય ગયા છે–જાય છે. તે વડની ઉત્તરમાં કંઈક દક્ષિણ તરફ શ્રીકેશવ ભગવાનનું મંદિર રહેલું છે. તેમાં ધર્મમય જે સ્થાન છે અને દેવે પોતે નિર્માણ કરેલી જે એક પ્રતિમા–મૂર્તિ છે, તેનું દર્શન કરીને તો લોકો અનાયાસે મારા ધામ–વૈકુંઠને અવશ્ય પામે જ છે. એક વેળા ધર્મરાજા પોતે ત્યાંથી જતાં જતાં જ એ દેવમંદિરનાં તથા તેમાં રહેલ પ્રતિમાનાં દર્શન કરી મારી પાસે આવ્યા હતા અને મસ્તક વડે મને પ્રણામ કર્યા પછી, તેમણે મને આમ કહ્યું હતું : 'હે ભગવન્ ! હે દેવ ! લોકના નાથ અને તેજોમય આપને નમસ્કાર હો. તમે ક્ષીરસમુદ્રમાં વસનાર દેવ હોઈને ત્યાં શેષનાગના મોટા શરીર પર સૂઈ રહેનારા છો; બધા કરતાં શ્રેષ્ઠ અને સર્વોત્તમ હોઈ ભક્તોને વરદાન દેનારા અને સર્વના કર્તા અવિનાશી પ્રભુ જ છો; વિશ્વના ઈશ્વર, અજન્મા, વિષ્ણુસ્વરૂપ, સર્વજ્ઞ તથા અપરાજિત અથવા કોઈથી પણ પરાજય ન પામેલા છો; કાળાં કમળની પાંખડી જેવા શ્યામ, કમળની પાંખડીઓ જેવાં નેત્રોવાળા

સર્વગામી–સર્વવ્યાપી, નિર્ગુણ, શાંત, જગતના સ્રષ્ટા, અવ્યય–અવિનાશી અને નિર્વિકાર, સર્વલોકના વિધાતા–રચનાર, લોકોના નાથ, સર્વને સુખ કરનાર, પુરાણપુરુષ, જ્ઞાન કરવા યોગ્ય, વ્યક્ત–સ્પષ્ટરૂપ તથા અવ્યક્ત–અસ્પષ્ટસ્વરૂપ, સનાતન, જૂનામાં જૂના, સર્વને સરજનાર, લોકોના તીર્થરૂપ તથા જગતના ગુરુ છો. વળી તમે (છાતીમાં) શ્રીવત્સ નામના ચિહ્નથી યુક્ત છો, વનમાળાથી વિશેષ શણગારેલા અને શોભી રહેલા, પીળાં વસ્ત્રો પહેરનાર, ચાર ભુજાઓથી યુક્ત; શંખ, ચક્ર અને ગદાને ધારણ કરનાર, હાર તથા કેયૂર–બાજુબંધને ધારણ કરનાર, મુકુટ તથા અંગદ–કડાં–કંકણને ધારણ કરનાર, સર્વ ઉત્તમ લક્ષણોથી યુક્ત, સર્વ ઇંદ્રિયોથી રહિત, કૂટસ્થ, અચલ, સૂક્ષ્મ, જ્યોતિરૂપ, ભાવ તથા અભાવથી રહિત, વ્યાપક તથા પ્રકૃતિથી પર છો. એવા તે જગન્નાથ, ઈશ્વર અને સુખદાયી પ્રભુ, તમને હું નમસ્કાર કરું છું;' એમ ધર્મરાજે પોતે પણ તે વડની સમીપ અનેક પ્રકારનાં સ્તોત્રો વડે મારી સ્તુતિ કરી હતી અને પછી તે વેળા તેમણે મને પ્રણામ કર્યા હતા. હે મહાભાગ્યશાળી દેવી! લક્ષ્મી! તે વખતે બે હાથ જોડી પ્રણામ કરી રહેલા તે ધર્મરાજાને ત્યાં ઊભેલા જોઈ મેં તે ધર્મરાજને સ્તોત્ર કે સ્તુતિ કરવાનું કારણ આમ પૂછ્યું હતું કે, 'હે મહાબાહુ યમદેવ! તમે ખરેખર સર્વદેવોમય છો, છતાં તમે આ પ્રકારે સ્તુતિ શા માટે કરી છે? તે તમે મને ટૂંકમાં કહો.'

યમદેવ બોલ્યા: હે કમળની પાંખડીઓ જેવાં નેત્રોવાળા! આ પવિત્ર પુણ્યકારી અને વિખ્યાત પુરુષોત્તમ નામના મંદિરમાં જે ઇંદ્રનીલમણિમય ઉજ્જ્વળ પ્રતિમા અથવા આપની મૂર્તિ છે, તે લોકોની સર્વ કામનાઓને પૂર્ણ કરનાર છે. તે મૂર્તિનાં એક ભાવથી અને શ્રદ્ધાથી દર્શન કરી નિષ્કામ થયેલા મનુષ્યો, આપના 'શ્વેતભુવન' નામના ધામમાં જતા રહે છે. એ કારણે હે અરિસૂદન! સર્વના સર્વ શત્રુઓનો નાશ કરનારા! હું મારો વ્યાપાર–અથવા મને સોંપેલું કાર્ય જે પ્રમાણે કરવું જોઈએ તે પ્રમાણે કરી શકતો નથી. તો હે મહાન દેવ! તમે પ્રસન્ન થાઓ અને કૃપા કરો. હે પ્રભો! તમે તે તમારી પ્રતિમાને સમેટી લો એટલે કે તે પુરુષોત્તમ મંદિરમાંથી ઉઠાવી જ લો.'

એવું તે ધર્મરાજાનું વચન સાંભળી મેં તેમને આમ કહ્યું હતું કે, એ મારી (પુરુષોત્તમ) પ્રતિમાને હું ચારે બાજુ રેતી વડે ઢાંકી દઈશ. એમ તેમને કહ્યા પછી હે દેવી! મેં તે મારી પ્રતિમાને વેલીઓ વડે એવા પ્રકારે ઢાંકી દઈ ગુપ્ત કરી દીધી છે, કે જેથી સ્વર્ગને ઇચ્છનારા લોકો ત્યાં રહેલી તે પ્રતિમાને જોઈ શકતા નથી. હે દેવી! એમ તે (પુરુષોત્તમની) પ્રતિમાને સોનાની પરિચ્છદ–ચોપાસમાં ઢાંકણવાળા વેલાઓથી ઢાંકી દઈ, તે વિષ્ણુ ભગવાને યમદેવને તેમની દક્ષિણ દિશાની નગરી તરફ વિદાય કર્યા હતા. એ રીતે ઇંદ્રનીલમણિ–નીલમની તે પ્રતિમાને પોતે ગુપ્ત કરી હતી અને તે પ્રતિમા, પવિત્ર અને પુણ્યકારક હોઈ વિખ્યાત શ્રેષ્ઠ પુરુષોત્તમ ક્ષેત્રમાં રહી હતી. અને સર્વવૃત્તાંત ત્યાં જે બન્યું હતું, તે બધું દેવોના દેવ ભગવાન વિષ્ણુએ પ્રખ્યાત તે ઇંદ્રદ્યુમ્ન રાજાને પૂર્વે કહ્યું હતું તેથી તે ઇંદ્રદ્યુમ્ન રાજા ત્યાં ગયો હતો અને તેણે હે મોહિની! તે ક્ષેત્રનું દર્શન કર્યું હતું તેમ જ એ ક્ષેત્રનું વર્ણન તથા વસવાટ પણ કર્યાં હતાં એમ અનંત વાસુદેવનું દર્શન તેમના ગુણોનું કીર્તન–વર્ણન, શ્વેતમાધવનું માહાત્મ્ય, સ્વર્ગદ્વારનું વર્ણન, સમુદ્રનું દર્શન, ત્યાં સ્નાન, તર્પણ ને સમુદ્રસ્નાનનું

માહાત્મ્ય, ઇંદ્રદ્યુમ્નનું પણ તે તીર્થનું દર્શન, મોટી જેઠ મહિનાની પૂનમે તે પંચતીર્થ કરવાનું ફળ, ત્યાં સ્નાન, શ્રીકૃષ્ણનું તથા બળદેવનું દર્શન, તેમ જ એ સર્વ યાત્રાનું ફળ, વિષ્ણુલોકનું વર્ણન અને તે પુરુષોત્તમ ક્ષેત્રનું પણ વર્ણન શ્રીપુરુષોત્તમે પોતે પહેલાં તે સર્વ સત્ય વૃત્તાંત એ મોહિનીને પૂર્વે કહ્યું હતું. ૧–૯૭

स्नानं कृष्णस्य हलिनः सर्वयात्राफलं तथा । वर्णनं विष्णुलोकस्य क्षेत्रस्य च पुनः स्वयम् । पूर्वं कथितवांस्तथ्यं तस्यै स पुरुषोत्तमः ॥ ९७ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'પુરુષોત્તમના માહાત્મ્ય' નામનો પર મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૫૩ : પુરુષોત્તમમાહાત્મ્ય (ચાલુ)

मोहिन्युवाच

ब्रूहि मे मुनिशार्दूल यत्पृच्छामि पुरातनम् । यथा ताः प्रतिमाः पूर्वमिन्द्रद्युम्नेन निर्मिताः ॥१॥

મોહિનીએ પૂછયું : હે શ્રેષ્ઠ મુનિ! જે પુરાતની વૃત્તાન્ત હું તમને પૂછું છું, તે જ તમે મને કહો; ઇંદ્રદ્યુમ્ન રાજાએ, તે (શ્રીકૃષ્ણ, બળદેવ તથા સુભદ્રાની) પ્રતિમાઓ પૂર્વે જે પ્રમાણે નિર્માણ કરાવી હતી અને તે ઇંદ્રદ્યુમ્નની ઉપર તે માધવ કયા પ્રકારે સંતોષ પામ્યા હતા; પ્રસન્ન થયા હતા; તે સર્વ તમે મને કહો. હે બ્રાહ્મણ! એ સાંભળવાનું મને કૌતૂહલ અથવા ઉત્કટ ઇચ્છા છે.

વસુ બોલ્યા : હે સુંદર નેત્રોવાળી! વેદતુલ્ય એ પુરાણ એટલે જૂનું વૃત્તાંત તમે સાંભળો. એ પૂર્વકાળનું વૃત્તાંત તથા તે પ્રતિમાઓની ઉત્પત્તિ હું તમને કહું છું. એ પુરુષોત્તમ ક્ષેત્રમાં મોટો યજ્ઞ ચાલુ રહ્યો હતો અને પ્રાસાદ દેવમંદિર પણ તૈયાર થઈ ચૂકયું હતું ત્યારે તે ઇંદ્રદ્યુમ્ન રાજાને પ્રતિમાઓ માટે દિવસે અને રાતે ચિન્તા થયા કરતી હતી કે, 'કયા ઉપાય વડે હું દેવોના ઈશ્વર અને સર્વ લોકના વિશેષ રક્ષણ કરનાર તથા (વિશ્વની) સ્થિતિ અને અંત કરનાર શ્રીપુરુષોત્તમનાં દર્શન કરું ?' એવી ચિન્તાથી તે રાજા એવો તો ઘેરાઈ ગયો હતો, જેથી દિવસે અને રાતે તે ઊંઘતો પણ ન હતો; તેમ જ વિવિધ પ્રકારના ભોગોને તે ભોગવતો ન હતો અને સ્નાન તથા પ્રસાધન શણગાર પણ કરતો ન હતો. આ પૃથ્વી પર શૈલ–પથ્થરની બનેલી, દારુ–લાકડાની બનેલી કે કોઈ પણ ધાતુની બનેલી જે વિષ્ણુની પ્રતિમા કરાય તે યોગ્ય ગણાય છે અને તે પ્રતિમાઓ સર્વ લક્ષણોથી યુક્ત પણ હોવી જ જોઈએ. એ ત્રણની જ પ્રતિમાઓ વડે તે દેવપૂજિત પ્રિય ભગવાનનું સ્થાપન કરાય તો જ મારું મન પ્રીતિને પામે એવી ચિંતામાં તે રાજા પરાયણ રહેતો હતો. પછી પંચરાત્ર શાસ્ત્રમાં કહેલી વિધિ પ્રમાણે પુરુષોત્તમનું સારી રીતે પૂજન કર્યા પછી પણ ચિંતાથી ઘેરાયેલા તે રાજાએ આમ સ્તુતિ કરવાની શરૂઆત કરી હતી.

ઇંદ્રદ્યુમ્ને કહ્યું : હે વાસુદેવ! તમને નમસ્કાર હો. હે મોક્ષનું કારણ! તમને નમસ્કાર હો. હે સર્વ લોકના ઈશ્વર! તમે મારું રક્ષણ કરો. જન્મરૂપ આ સંસારસમુદ્રથી તમે મારી રક્ષા કરો. હે નિર્મળ વસ્ત્રોથી પ્રકાશતા પુરુષોત્તમ! તમને નમસ્કાર હો. હે સંકર્ષણ–બલદેવ! હે પૃથ્વીને ધારણ કરનારા! તમને નમસ્કાર હો. તમે મારું રક્ષણ કરો. હે મગરની ધજાવાળા–કામદેવરૂપ પરમેશ્વર! સોનાના ગર્ભરૂપ–બ્રહ્માંડધારી! તમને નમસ્કાર હો. હે રતિના પતિ! તમને નમસ્કાર હો. હે શંબરાસુરનો નાશ કરનારા! તમે મારું રક્ષણ કરો. હે મેઘના જેવા સારી રીતે પ્રકાશનારા! હે ભક્તવત્સલ! તમને નમસ્કાર હો. હે અનિરુદ્ધ! તમને નમસ્કાર હો. તમે મારી રક્ષા કરો અને મને વરદાન

દેનારા થાઓ. હે દેવોના નિવાસસ્થાન! તમને નમસ્કાર હો. હે દેવોને પ્રિય! તમને નમસ્કાર હો. હે નારાયણ! તમને નમસ્કાર હો. આપના શરણે આવેલા મારું તમે રક્ષણ કરો. હે બલવાનોમાં શ્રેષ્ઠ! તમને નમસ્કાર હો. હે હળરૂપી આયુધવાળા! તમને નમસ્કાર હો. હે દેવોમાં શ્રેષ્ઠ! તમને નમસ્કાર હો. હે કમળમાં ઉત્પન્ન થનાર! તમને નમસ્કાર હો. હે ચાર મુખવાળા! હે જગતના ધાતા–ધારક તથા પોષક! હે પ્રપિતામહ–દાદાઓના પણ મોટા દાદા તમે મારું રક્ષણ કરો. હે કાળા મેઘના જેવા પ્રકાશમાન! તમને નમસ્કાર હો. હે દેવો વડે પૂજાયેલા! તમને નમસ્કાર હો. હે જગતના નાથ વિષ્ણો! સંસારસાગરમાં ડૂબેલા મારું તમે રક્ષણ કરો. હે પ્રલયકાળના અગ્નિ સરખા પ્રકાશમાન! હે દૈત્યોનો નાશ કરનારા! તમને નમસ્કાર હો. હે નરસિંહ! હે મહાન વીર્યવાળા–પરાક્રમી! હે દેદીપ્યમાન નેત્રોવાળા! પૂર્વે જળમાં ડૂબેલી પૃથ્વીનો આપે રસાતળમાંથી જેમ ઉદ્ધાર કર્યો હતો, તેમ તમે મારી રક્ષા કરો. હે મહાવરાહ! આ દુઃખમય સંસારસાગરથી તમે તે પૃથ્વીની જેમ મારું રક્ષણ કરો. હે શ્રીકૃષ્ણ! તમારા અંગોરૂપ તમારી મૂર્તિઓની મેં સારી રીતે સ્તુતિ કરી છે. તમે અને આ બલદેવ આદિ દેવો, તમારાથી અલગ રૂપે ભલે રહેલા છે, પણ હે દેવોના ઈશ્વર! તેઓ તથા આ ગરુડ વગેરે બધાં યે હે દેવેશ્વર! તમારાં જ અંશો છે. તે જ પ્રમાણે હે અચ્યુત! આયુધો સહિત ઇંદ્ર આદિ દિક્પાલો તથા જે બીજા દેવો છે, તેમને પણ તમારા જ ભેદોરૂપે વિદ્વાનોએ કહેલા છે. હે જગતના નાથ તે બધા પણ મારી વડે સારી રીતે સ્તુતિ કરાયેલા છે; અથવા હે પ્રસન્ન વિશાળ નેત્રોવાળા! તે બધા મારા વડે જે પૂજાયા છે; તેઓ સર્વેએ મારા વડે તે જ પ્રમાણે (આપની જેમ જ) નમસ્કાર કરાયેલા છે; તેથી તેઓ સર્વે, ધર્મ–કામ–અર્થ અને મોક્ષને દેનારું વરદાન મને આપો. સંકર્ષણ–બલદેવ આદિ જે આ દેવો કહ્યા છે, તેઓ પણ હે શ્રીહરે! તમારા જ ભેદો છે. તેઓ પણ તમારી જ પૂજારૂપ પ્રયોજન સાથે સંબંધ પામેલા છે, તેથી તમારા વિષે જ સારી રીતે આશ્રય કરી રહેલા છે. હે દેવોના ઈશ્વર! પરમાર્થથી–વસ્તુતઃ તમારો કોઈ પણ રૂપ ભેદ છે જ નહિ. તમારું જે ત્રિવિધ રૂપ યુક્ત જણાય છે, તે કેવળ ઉપચારથી કે આરોપથી–ઉપલક જ–કહેવા રૂપે જ છે. તમને અદ્વૈતને–મનુષ્ય, દ્વૈતરૂપે કહેવાને કયા પ્રકારે શક્તિમાન થાય? ન જ કહી શકે. હે શ્રીહરે! તમે એક જ વ્યાપક, ચૈતન્યરૂપ સ્વભાવવાળા તથા નિરંજન–નિર્લેપ છો. તમારું જે પરમ શ્રેષ્ઠ રૂપ છે, તે તો ભાવ તથા અભાવ–એયથી વિશેષે કરી રહિત જ છે. એ આપણું સર્વોત્તમ સ્વરૂપ નિર્લેપ, નિર્મળ, સૂક્ષ્મ, કૂટસ્થ, અચલ, ધ્રુવ–સ્થિર તથા સર્વ ઉપાધિઓ કે વિશેષણોથી રહિત હોઈને માત્ર સત્તા–અસ્તિત્વપણે જ રહેલું છે, તેથી એ આપના સ્વરૂપને કોઈ દેવ પણ જાણતો નથી, તો હે પ્રભો! હું કયા પ્રકારે જાણી શકું તેમ છું? નથી જ જાણતો; પરંતુ આપનું જે બીજું રૂપ–પીળાં વસ્ત્રોને ધારણ કરતું, ચાર ભુજાઓવાળું, શંખ, ચક્ર અને ગદાને હાથમાં ધારણ કરતું, મુકુટ તથા અંગદ–બાજુબંધને ધારણ કરી રહેલું, શ્રીવત્સના ચિહ્નવાળી છાતીથી યુક્ત અને વનમાલા વડે વિશેષ શણગારેલું અથવા સુશોભિત છે તેને વિદ્વાનો પૂજે છે; અને બીજા તમારા જે આશ્રિત ભક્તો છે, તેઓ પણ તમારા એ બીજા (સગુણ) રૂપની જ પૂજા કરે છે. હે સર્વ દેવોમાં

શ્રેષ્ઠ દેવ! હે ભક્તોને અભય પ્રદાન કરનારા! હે સુંદર કમલની પાંખડીઓ જેવાં નેત્રોવાળા! વિષયરૂપી સાગરમાં ડૂબેલા મારું તમે રક્ષણ કરો. હે લોકોના ઈશ્વર! તમારા સિવાય બીજાને હું જોતો નથી કે જેને હું શરણે જાઉં! હે કમલાકાન્ત! લક્ષ્મીપતિ! તમારા સિવાય કોના શરણે હું જાઉં? હે મધુસૂદન! તમે જ પ્રસન્ન થાઓ. હું ઘડપણથી અને સેંકડો વ્યાધિઓ–રોગોથી યુક્ત થયો છું; અને અનેક પ્રકારનાં દુઃખોથી અત્યંત પીડાયો છું. તેમ જ હર્ષ તથા શોકથી યુક્ત થઈ મૂઢ બન્યો છું અને કર્મોરૂપી પાશો–બંધનોથી અત્યંત બંધાયેલો–જકડાયેલો છું; તેમ જ મહારૌદ્ર–ભયંકર તથા ઘોર આ સંસારસાગરમાં પડ્યો છું, જે આ સંસારસમુદ્ર વિષયોરૂપી જળવડે દુસ્તર છે–પાર પામવો મુશ્કેલ છે; રાગ તથા દ્વેષ વડે સારી રીતે આકુલ–વ્યાપ્ત છે; ઇંદ્રિયોરૂપી આવર્તો–ઘૂમરી–ચકરી વડે ગંભીર છે; તૃષ્ણા તથા શોકની ઊર્મિઓ–તરંગો વડે સંકુલ–સારી રીતે વ્યાપ્ત છે; આશ્રયરહિત, નિરાલંબ, નિરાધાર, નિઃસાર તથા અત્યંત ચંચલ છે; તેમાં માયાવડે મોહિત થયેલો હું હે પ્રભો! ઘણા જ લાંબા કાળથી ભમ્યા કરું છું. અને જુદા જુદા પ્રકારની હજારો જાતિઓમાં વારંવાર હું જન્મો પામ્યા કરું છું. મેં અનેક હજારો અને લાખો જન્મો આ સંસારમાં ધારણ કર્યા છે; તેમ જ હે જંનાર્દન! વિવિધ પ્રકારનાં અનેક દુઃખોને મેં અનુભવ્યાં છે, વળી મેં અંગો સહિત વેદોનું તથા અનેક પ્રકારનાં શાસ્ત્રોનું પણ અધ્યયન કર્યું છે. ઉપરાંત ઇતિહાસો, પુરાણો તથા અનેક પ્રકારનાં શિલ્પો, કળાઓ તથા હુન્નરોનાં શાસ્ત્રો પણ હું ભણ્યો છું. વળી હે જગતના નાથ! મેં ક્ષય, વૃદ્ધિ, ઉદય તથા બીજા અદ્ભુત પણ પ્રાપ્ત કરેલ છે તેમ જ પત્ની, મિત્રો તથા પોતાના બંધુઓના વિયોગો તથા સમાગમો પણ મેં મેળવ્યા છે; અને વિવિધ પ્રકારના પિતાઓ તથા માતાઓને પણ મેં જોયેલ છે; અને અનેક પ્રકારનાં દુઃખો તથા સુખો પણ મેં અનુભવ્યાં છે; તેમ જ અનેક બાંધવો, કુટુંબીઓ, બહેનો, ભાઈઓ તથા જ્ઞાતિઓને મેં પ્રાપ્ત કર્યાં છે; અને વિષ્ઠા તથા મૂત્રની ચીકાશવાળા સ્ત્રીઓના કોઠામાં મેં વસવાટ કર્યો છે; તેમ જ એ ગર્ભવાસમાં થતું મોટું દુઃખ મેં અનુભવ્યું છે; અને બાલપણામાં તથા યૌવનગર્વિત અવસ્થામાં જે અનેક પ્રકારનાં દુઃખો થાય છે તેમ જ ઘડપણમાં જે દુઃખો પ્રાપ્ત થાય છે, તેમને પણ હે હૃષીકેશ! હે ઇંદ્રિયોના નિયંતા–ઈશ્વર! મેં પ્રાપ્ત કર્યાં છે. એ સિવાય મરણસમયે જે દુઃખો થાય છે અને યમલોકમાં રહેલા ગુપ્ત માર્ગ વિષે તથા અનેક પ્રકારની યાતનાઓથી વ્યાકુળ નરકમાં જે જે દુઃખો રહેલાં છે, તેમને પણ મેં અનુભવ્યાં છે. એ ઉપરાંત કૃમીઓ, કીડા, વૃક્ષો, હાથી, ઘોડા, મૃગો, પક્ષીઓ, ભેંસ, પાડા, ગાયો, બળદો તથા બીજાં વનવાસી પ્રાણીઓની અને બધાયે દ્વિજાતિ–બ્રાહ્મણો, ક્ષત્રિયો, તથા વૈશ્યોની અને શૂદ્રોની યોનિઓમાં જે જે દુઃખો થાય છે, તેમનો પણ મેં અનુભવ કર્યો છે. તેમ જ ધનવાનોના, ક્ષત્રિયોના, દરિદ્રોના તપસ્વીઓના, રાજાઓના, રાજસેવકોના તથા બીજા તે તે મનુષ્યાદિ પ્રાણીઓના ઘરમાં હું ઉત્પન્ન થઈ ચૂક્યો છું; અને હે દેવ! હું વારંવાર દાસપણાને પણ પામી ચૂક્યો છું; તેમ જ હે નાથ! ઘણીવાર મનુષ્યોના દાસભાવને પણ હું પ્રાપ્ત થયો છું. એ સિવાય દરિદ્રપણું, ઈશ્વરપણું તથા સ્વામીપણું પણ હું પામ્યો છું; અને તે તે સ્થિતિમાં મેં અનેક જીવોને મારી નાખ્યા છે; તેમ જ બીજાઓએ મને પણ મારી નાખ્યો હતો અને ઘણા જીવોનો મેં બીજાઓ દ્વારા

ઘાત કરાવ્યો છે. મને બીજાઓએ અનેકવાર દાન દીધાં છે અને મેં પણ બીજાઓને અનેક પ્રકારનાં દાનો અનેક વાર આપ્યાં છે. તેમ જ પિતા, માતા, મિત્રવર્ગ તથા પત્નીઓને માટે મેં અનેકવાર ઘણી જાતનાં દાનો દીધાં છે; વળી હું વારંવાર હર્ષ પામ્યો હતો, તેમ જ દીનપણાને લીધે મારું મોઢું આંસુઓ વડે ઘણીવાર ધોવાઈ ગયું હતું. એમ દેવોમાં, પશુ-પક્ષીઓમાં, મનુષ્યોમાં, જંગમ પ્રાણીઓમાં તથા સ્થાવરોમાં હું અનેક વાર જન્મી ચૂક્યો છું; તેથી હે પ્રભો! એવું કોઈ પણ સ્થાન નથી કે જ્યાં હું ન ગયો હોઉં. હે જગતના પતિ! મારો કયા કાળે નરકમાં વાસ અને કયા સમયે સ્વર્ગમાં વાસ થયો હતો? વળી કયા વખતે મનુષ્યલોકમાં વાસ અને કયા કાળે પશુ-પક્ષીઓમાં ગતિઓ થઈ છે? તે કહેવું શકય નથી. તેમ જ કયા વખતે જલયંત્રમાં, કઈ વેળા કોઈ ખાડા-કૂવાના અતિશય બંધનમાં અને કયા સમયે નીચે, ઉપર તથા મધ્યમાં મને પાડવામાં આવ્યો છે? અને ક્યારે ક્યારે હું ત્યાં ત્યાં રહ્યો હતો? એ જાણવું પણ શકય નથી! એમ હે શ્રેષ્ઠ દેવ! કર્મરૂપી વેલીનો મેં સારી રીતે આશ્રય કર્યો છે; તેથી, ભયાનક હોઈ રૂવાંડાં ખડાં કરી દે એવા આ સંસારચક્રમાં હું ઘણા લાંબા કાળ સુધી ભમ્યા કરું છું અને તેનો અંત કે છેડો હું કોઈ પણ કાળે જોઈ શકતો નથી; તેથી હે શ્રીહરે! હું સમજી શકતો નથી કે હું શું કરું? મારી ઇંદ્રિયો આકુળવ્યાકુળ બની ગઈ છે; તેમ જ શોક અને તૃષ્ણાથી હું પરાભવ પામ્યો છું; હેરાન હેરાન થઈ ગયો છું; અને કઈ દિશામાં જાઉં? એમ ભયભીત બની વિચેતન-અજ્ઞાન થઈ ગયો છું. તો હે દેવ! હવે વિકલ થઈ-ગભરાઈને તમારે શરણે હું પ્રાપ્ત થયો છું; તેથી હે શ્રીકૃષ્ણ! સંસારસાગરમાં ડૂબેલા અને દુઃખી થયેલા મારું તમે રક્ષણ કરો. હે જગતના નાથ! હું આપનો ભક્ત છું એમ આપ જો માનો છો, તો તમે હવે કૃપા કરો. તમારા સિવાય મારો કોઈ બંધુ નથી, કે જે મારી ચિંતા કરશે. હે દેવ! તમને નાથરૂપે પ્રાપ્ત કરી મને હવે ક્યાંય ભય નથી. હે પ્રભો! મને હવે જીવન માટે, મરણ વિષે તથા યોગક્ષેમ નિમિત્તે પણ કોઈ ચિંતા નથી. હે દેવ! જે અધમ પુરુષો તમને વિધિ પ્રમાણે પૂજતા નથી, તેમની સારી ગતિ કેવી રીતે થાય? અને સંસારરૂપ બંધનથી તેમનો છુટકારો પણ કયા પ્રકારે થાય? જગતના ધાતા-ધારક અને પોષક કેશવ-ભગવાન વિષે જેમને ભક્તિ ઉત્પન્ન થતી નથી, તેમનાં કુળ, શીલ, વિદ્યા અને જીવનથી શું ફળ કે પ્રયોજન છે? કંઈ જ નથી. આસુરી પ્રકૃતિને પામી મોહિત થયેલ જે લોકો તમને નિંદે છે, તેઓ ઘોર નરકમાં પડે છે અને વારંવાર સંસારમાં જન્મ્યા કરે છે. હે દેવ! તેઓનો એ નરકરૂપ સમુદ્રમાંથી છુટકારો થતો જ નથી, કે જે અધમ પુરુષો પોતે દુરાચારી હોઈ તમને દૂષિત કરે છે કે દોષયુક્ત ઠરાવે છે. માટે હે શ્રીહરે! કર્મના કારણે મારો જન્મ જ્યાં જ્યાં થાય, ત્યાં ત્યાં તમારા વિષે મારી સદા અક્ષત અખંડ ભક્તિ થાઓ. હે દેવ! તમારું આરાધન કરી દૈત્યો, મનુષ્યો અને બીજાઓ પણ સારી ગતિને અને પરમસિદ્ધિને પામ્યા છે, તો કયો મનુષ્ય તમને ન પૂજે? તમે પ્રકૃતિથી પર છો, તેથી બ્રહ્મા વગેરે પણ તમારી સ્તુતિ કરવા સમર્થ થતા નથી, છતાં મેં અજ્ઞાન ભાવે, જે કોઈ પણ પ્રકારે, સારી રીતે સ્તુતિ કરી છે, પણ હે શ્રીહરે! તે અજ્ઞાનથી કરેલી સ્તુતિરૂપ અપરાધ માટે, તમે મને ક્ષમા કરજો, તમારી મારી ઉપર જો દયા છે, તો ક્ષમા કરો;

પછી બ્રાહ્મણોને દાન દઈ તેમને ગામડાં તથા નગરોનાં પણ દાન આપ્યા હતાં, અને પછી પોતાનું પ્રાતઃકાળનું કર્મ કરી લઈ તે ઉત્તમ રાજા, ત્યાંથી આગળ (સમુદ્રમાં) ગયો હતો. એ વેળા તેની સાથે રથ ન હતો, કોઈ પાયદળ પણ ન હતું, હાથી કે સારથિ પણ ન હતો; તે એકલા જ રાજાએ સમુદ્રની મોટી વેલા(વીળ)માં પ્રવેશ કર્યો હતો. ત્યાં એણે તેજસ્વી મોટું ઝાડ જોયું હતું. એ મહાવૃક્ષ મોટા છેડાવાળું અને મોટા થડવાળું હોઈ ઘણું જ ફેલાયેલું, પુણ્યકારક તથા ફલરહિત જ હતું. વળી તે ઝાડ મોટા ઉત્સવરૂપ, મોટા વિસ્તારવાળું અને જળની સમીપે પડેલું હતું. વળી તે ઘટ્ટ હતું અને તેની આભા મજીઠના રંગના જેવી હતી. તેમ જ કોઈ પણ નામ કે જાતિથી તે રહિત હતું. એવા પ્રકારના તે વિષ્ણુના વૃક્ષને જોઈ રાજા ઇંદ્રદ્યુમ્ન હર્ષયુક્ત થઈ તીક્ષ્ણ અને મજબૂત કુહાડી વડે તેને કાપવા જ માંડ્યો હતો. તે વેળાએ ઇંદ્રદ્યુમ્ન રાજાને તે સંબંધે એ પ્રકારની બુદ્ધિ થઈ હતી અને તે લાકડું જોતાં જ તેને અદ્ભુત દર્શન પણ થયું હતું. તેવામાં વિશ્વકર્મા તથા વિષ્ણુ બ્રાહ્મણનું રૂપ ધારણ કરી ત્યાં આવ્યા હતા; એ બેય મહાત્માઓ એક સરખા બ્રાહ્મણો જ હતા. વળી તે બેય જણ ઉત્તમ તેજ વડે પ્રકાશી રહ્યા હતા; દેવતાઈ ચંદન, પુષ્પમાળા તથા લેપનથી યુક્ત હતા. તેઓ બન્ને ઇંદ્રના મિત્ર તે ઇંદ્રદ્યુમ્ન રાજાની પાસે આવી તે વેળા આમ બોલ્યા હતા કે, 'હે મહારાજા! તમે અહીં શું કરી રહ્યા છો? હે મહાબાહુ! તમે આ વનસ્પતિને શા માટે કાપી નાખી છે?' તમે આ અત્યંત દુર્ગમ, નિર્જન, ગીચ વનમાં સહાય રહિત-એકલા કેમ આવ્યા છો? અને આ મહાસાગરના કિનારે આ મહાવૃક્ષને કેમ કાપી નાખ્યું છે?' હે સુંદર ભ્રૂકુટિવાળી મોહિની! તે બન્નેનું વચન સાંભળી રાજા ઇંદ્રદ્યુમ્ન હર્ષયુક્ત થયો હતો. તેણે એ બન્નેની આગળ આવાં કોમળ, મધુર વચનો કહ્યાં હતાં અને ચંદ્ર-સૂર્ય જેવા તે બન્ને બ્રાહ્મણોને ત્યાં આવેલા જોઈ તે બન્ને જગતના નાથને નમસ્કાર કરી નતમસ્તકે ઊભો રહી તે આમ બોલ્યો હતો કે, 'દેવોના દેવ, આદિ-અંતરહિત અને માપવાને અશક્ય જગત્પતિ વિષ્ણુનું આરાધન કરવા માટે જ તેમની પ્રતિમા કરું છું, એવું મારું માનવું છે. કારણ કે દેવોના દેવ એ શ્રેષ્ઠ મહાત્માએ મને સ્વપ્નાને અંતે આમ કરવા દર્શાવ્યું છે; તેમ જ તમે બન્નેએ પણ એ જ મને સંભળાવેલ છે, દેવોના ઇંદ્ર જેવા તે રાજાનું એ વચન સાંભળી વિશ્વના ઈશ્વર શ્રીવિષ્ણુ ખૂબ હસ્યા હતા અને સંતોષ પામી તે રાજાને આ વચન કહેવા લાગ્યા હતા: 'હે રાજા! બહુ સારું, બહુ સારું; આવું જે આ મત થાય તે કેળના પાન-જેવા નિઃસાર આ ઘોર સંસારસાગરમાં ઉત્તમ છે; કારણ કે આ સંસારસાગરમાં દુઃખો લગભગ વધારે છે. કામ તથા ક્રોધ વડે તે વ્યાપ્ત છે. ઇંદ્રિયોરૂપી ઘૂમરીઓથી તે ભયંકર છે; તરી જવો મુશ્કેલ છે; રુવાંટાંને ખડાં કરી દે તેવો છે; અનેક પ્રકારની વ્યાધિઓરૂપી સેંકડો ઘૂમરીઓ તેમાં પડ્યા કરે છે અને ચંચલ પરપોટાના જેવો તે ક્ષણભંગુર છે. આવા આ સંસારમાં વિષ્ણુનું આરાધન કરવા માટે તમને જે બુદ્ધિ ઉત્પન્ન થઈ છે, તેથી તમે ખરેખર ધન્યવાદને પાત્ર છો. હે રાજાઓમાં સિંહ જેવા ઇંદ્રદ્યુમ્ન! તમે સર્વ ગુણો વડે શણગારેલા છો, અને પ્રજાઓનું પાલન કરી રહ્યા છો, તેથી પ્રજાઓ સહિત અને પર્વતો, વનો, તેમ જ શહેરો, ગામડાં અને નગરો સહિત આ પૃથ્વી

ધન્યવાદને પાત્ર બની છે; કારણ કે જેની ઉપર તમે મહાસમર્થ અને ઉત્તમ રાજા છો.' એમ શ્રીવિષ્ણુએ કહ્યા પછી ફરી તે રાજાને આમ પણ કહ્યું હતું કે: 'આવો, આવો, હે મહાભાગ્યશાળી રાજા! તમે આ સુખકારક શીતલ વૃક્ષની સમીપ અમારા બન્નેની સાથે ઊભા રહો; અને કથાઓ દ્વારા ધર્મનો આશ્રય ફરી સ્હો. તમને સહાય કરવા શિલ્પીઓમાં શ્રેષ્ઠ આ સાક્ષાત્ વિશ્વકર્મા જેવા બ્રાહ્મણ અહીં આવ્યા છે. તે સર્વ કર્મોમાં નિપુણ છે; તેથી મેં બતાવેલી પ્રતિમાને તે તૈયાર કરશે. તમે આ કિનારો ત્યજી દો; એવું તે બ્રાહ્મણનું વચન સાંભળ્યા પછી એ શ્રેષ્ઠ રાજા સમુદ્રનો કિનારો ત્યજી દઈ એ (બ્રાહ્મણરૂપધારી વિષ્ણુરૂપ) બ્રાહ્મણની સમીપે અતિશીતળ વૃક્ષની છાયામાં ઊભો રહ્યો. પછી તે વિશ્વાત્મા બ્રાહ્મણરૂપધારી વિષ્ણુએ તે (સ્વપ્નમાં બતાવેલ) આકારવાળી તેમની પોતાની જ પ્રતિમા કરવા એ મુખ્ય શિલ્પી–વિશ્વકર્માને આમ કહ્યું કે, 'હે બ્રાહ્મણ! તમે આ રાજાએ સ્વપ્નામાં જોયેલી શ્રીવિષ્ણુની પ્રતિમા તૈયાર કરો. એક તો શ્રીકૃષ્ણનું રૂપ અત્યંત શાન્ત, કમળની પાંખડીઓ જેવાં વિશાળ નેત્રોવાળું; શ્રીવત્સલાંછન તથા કૌસ્તુભમણિને ધારણ કરનાર અને શંખ, ચક્ર તથા ગદાને ધારણ કરનાર તૈયાર કરો; અને બીજું, ગૌર–ધોળા રંગનું, ગાયના દૂધ જેવા રંગની આભાવાળું, સાંથિયાની નિશાનીવાળું, હળરૂપી અસ્ત્રને ધારણ કરતું, દેવ અનંત નામના મહા બળવાનનું રૂપ તૈયાર કરો. એ બલદેવનો અંત દેવોએ, દાનવોએ, ગંધર્વોએ, યક્ષોએ, વિદ્યાધરોએ તથા નાગોએ પણ વિશેષ જાણ્યો નથી, તેથી તેમને 'અનંત' એ નામે કહેવામાં આવ્યા છે. ત્રીજી પ્રતિમા વાસુદેવ શ્રીકૃષ્ણની બહેન સુભદ્રાની તૈયાર કરો. જે સુભદ્રા સોનાની રંગવાળાં, અતિશય સુંદર તથા સર્વ લક્ષણોથી લક્ષિત છે.'

એવું તે વિષ્ણુરૂપ બ્રાહ્મણનું વચન સાંભળ્યા પછી ઉત્તમ કર્મ કરનાર (બીજા) વિશ્વકર્મા સ્વરૂપ બ્રાહ્મણે તે જ ક્ષણે શુભ લક્ષણોવાળી તે ત્રણે (શ્રીકૃષ્ણ, બલદેવ તથા સુભદ્રાની) પ્રતિમાઓ તૈયાર કરી હતી. એ ત્રણે પ્રતિમાઓ અદ્ભુત કુંડળોવાળા એ કાન વડે અતિશય દીપી રહી હતી અને ચક્ર, હળ તથા (અભય મુદ્રાઓનાં) વિન્યાસયુક્ત બન્ને હાથ વડે યુક્ત હોઈને સૂર્ય જેવી સારી રીતે માન્ય જણાતી હતી. એમ તે ત્રણે રૂપો જે તૈયાર કરાયાં હતાં તેમાંનું પહેલું સ્વરૂપ ધોળા રંગની આભાવાળું હોઈને શરદઋતુના ચંદ્ર જેવી પ્રભાવાળું, ઉત્તમ લાલ નેત્રોથી યુક્ત, મોટા શરીરવાળું, સર્પની ફેણ વડે ભયાનક મસ્તકવાળું, નીલવર્ણાં વસ્ત્રોને ધારણ કરનાર ઉગ્ર દેખાવનું, બલયુક્ત, અદ્ભુત કુંડલોને ધારણ કરનાર, મોટા હળને ધારણ કરતું, દિવ્ય તથા મોટા મુસલ(સાંબેલા)ને પણ ધારણ કરી રહેલ હતું. બીજું સ્વરૂપ કમળની પાંખડીઓ જેવાં નેત્રોવાળું, કાળા મેઘ જેવા શ્યામ રંગનું, અળસીના પુષ્પ જેવું પ્રકાશમાન, કમળની પાંખડીઓ જેવાં વિશાળ નેત્રોવાળું, શ્રીવત્સથી યુક્ત છાતીવાળું, પ્રકાશયુક્ત પીળાં વસ્ત્રોને ધારણ કરનાર, અચ્યુત શ્રીકૃષ્ણસ્વરૂપ હોઈને હાથમાં ચક્ર તથા શંખથી યુક્ત અને દિવ્ય શ્રીહરિનાં સર્વ પાપોને હરનાર હતું. ત્રીજી પ્રતિમા સોનાના વર્ણ જેવી આભાવાળી, કમળની પાંખડીઓ જેવાં વિશાળ નેત્રોવાળી, અદ્ભુત વસ્ત્રોથી ઢંકાયેલી, હાર તથા કેયૂર, બાજુબંધથી શણગારેલ, જાતજાતનાં આભૂષણોથી યુક્ત રત્નોની માળાને ધારણ કરનાર, પુષ્ટ ઊંચાં સ્તનોથી યુક્ત તથા સુંદર સુભદ્રારૂપે હતી. એમ તે ત્રણ પ્રતિમાઓને વિશ્વકર્માએ તે વેળા તૈયાર કરી હતી. તે આશ્ચર્ય અને એક જ ક્ષણમાં તૈયાર કરેલી, એ દિવ્ય વસ્ત્રોથી ઢંકાયેલી, અનેક

પ્રકારનાં દિવ્ય રત્નોથી શણગારેલી, સર્વ લક્ષણોથી સંપન્ન અને અતિશય મનોહર એ ત્રણે પ્રતિમાઓને જોઈ રાજા ઇંદ્રદ્યુમ્ન પરમ વિસ્મય પામી આ વચન બોલ્યો હતો : 'શું આ બન્ને દેવો આવ્યા છે? આ બન્નેએ બ્રાહ્મણનાં રૂપો ધર્યાં છે, પણ તેઓનું રૂપ દેવના જેવું છે અને બન્ને અદ્ભુત કર્મ કરનારા છે. તેથી મનુષ્ય તો નથી, અથવા બન્ને જણ દેવો, મનુષ્યો કે શ્રેષ્ઠ યક્ષ કે વિદ્યાધરો છે? અથવા બ્રહ્મા તથા હૃષીકેશ વિષ્ણુ છે? અથવા વસુ અને રુદ્ર કે બન્ને અશ્વિનીકુમારો છે કે શું? હું નથી જાણતો કે સત્ય જેવા ભાવવાળા હોઈ માયાના રૂપે તમે બન્ને કોણ આ સ્વરૂપે રહ્યા છો? હું તમને બંનેને શરણે આવેલો છું, તો તમે પોતાને સત્યરૂપે મને જણાવો.

એક બ્રાહ્મણે કહ્યું : હું દેવ નથી, યક્ષ નથી, દૈત્ય નથી, દેવોનો રાજા ઇંદ્ર નથી, બ્રહ્મા નથી અને રુદ્ર પણ નથી; તું મને પુરુષોત્તમ જાણ. હું સર્વ લોકોની પીડાનો નાશ કરનાર, અનંત બળ તથા પુરુષાર્થથી યુક્ત અને પ્રાણીમાત્રમે અવશ્ય પૂજવા યોગ્ય છું, જેનો કોઈ અંત નથી. સર્વ શાસ્ત્રોમાં જેને 'વાસુદેવ' કહેવામાં આવે છે, વેદાંતોમાં જેને વર્ણવાય છે; અને યોગીઓ જેને ધ્યાનગમ્ય વાસુદેવ કહે છે, તે જ હું પોતે બ્રહ્મા છું; હું વિષ્ણુ છું અને હું જ શિવ છું. વળી 'હું જ દેવોનો રાજા ઇંદ્ર છું' અને હું જ જગતને સંયમમાં અથવા વશમાં રાખનાર યમદેવ છું. પૃથ્વી આદિ ભૂતો અને ત્રેતા અગ્નિ જે પ્રકારે હોમેલું ખાનાર કહેવાય છે, તેમ જ વરુણદેવ જળના પતિ અને પૃથ્વી તથા પર્વતો તેમ જ લોકમાં જે કંઈ વાણીનો વિકાર તથા સ્થાવર—જંગમ જે કંઈ જંગત છે અને જે આ વિશ્વનું રૂપ છે, તે હું જ છું, એમ તમે જાણો; મારાથી જુદું બીજું કંઈ પણ લોકમાં ક્યાંય નથી. હે શ્રેષ્ઠ રાજા! હું તમારી ઉપર પ્રસન્ન થયો છું; માટે હે ઉત્તમ વ્રતવાળા, તમે વરદાન માગો. તમે જે ઇચ્છયું હોય અને તમારા હૃદયમાં જે કંઈ રહ્યું હોય, તે હું આપું છું. જે પુણ્યરહિત હોય, તેમને મારું દર્શન સ્વપ્નના અંતે પણ થતું નથી. પરંતુ તમે દૃઢ ભક્તિથી યુક્ત છો, તેથી તમે મને પ્રત્યક્ષ જોયો છે. હે મોહિની! તે શ્રીવાસુદેવ શ્રીવિષ્ણુનું એવું વચન સાંભળ્યા પછી રાજા ઇંદ્રદ્યુમ્ન રોમાંચયુક્ત શરીરવાળો થયો હતો અને પછી તેણે આ સ્તોત્ર ગાયું હતું :

राजोवाच

श्रियः कान्त नमस्तेऽस्तु श्रीपते पीतवाससे ।
श्रीद श्रीश श्रीनिवास नमस्ते श्रीनिकेतन ॥ ८२ ॥
आद्यं पुरुषमीशानं सर्वेशं सर्वतोमुखम् ।
निष्कलं परमं देवं प्रणतोऽस्मि सनातनम् ॥ ८३ ॥
शब्दातीतं गुणातीतं भावाभावविवर्जितम् ।
निर्लेपं निर्गुणं सूक्ष्मं सर्वज्ञं सर्वभावनम् ॥ ८४ ॥
शंखचक्रधरं देवं गदामुसलधारिणम् ।
नमस्ये वरदं देवं नीलोत्पलदलच्छविम् ॥ ८५ ॥
नागपर्यङ्कशयनं क्षीरोदार्णववासिनम् ।
नमस्येऽहं हृषीकेशं सर्वपापहरं हरिम् ॥ ८६ ॥
पुनस्त्वां देवदेवेशं नमस्ये वरदं विभुम् ।
सर्वलोकेश्वरं विष्णुं मोक्षकारणमव्ययम् ॥ ८७ ॥

રાજાએ સ્તુતિ કરી : હે લક્ષ્મીના પતિ! આપને નમસ્કાર હો. પીળાં વસ્ત્રોને ધારણ કરનાર હે લક્ષ્મીપતે! તમને નમસ્કાર હો. હે લક્ષ્મીને આપનાર! હે લક્ષ્મીના ઈશ્વર! હે લક્ષ્મીના નિવાસસ્થાન! અને હે લક્ષ્મીના ઘરરૂપ તમને નમસ્કાર હો. આવા પુરુષ, ઈશાનરૂપે સર્વના નિયન્તા, સર્વના ઈશ્વર, સર્વ તરફ મુખવાળા, નિષ્કલ—અથવા કલા કે અંશોથી રહિત, સનાતન પરમદેવ! તમને હું પ્રણામ કરું છું. શબ્દોથી અતીત—પર રહેલા, ગુણોથી અતીત—રહિત, ભાવ તથા અભાવ-

થી રહિત, નિર્લેપ, નિર્ગુણ, સૂક્ષ્મ, સર્વજ્ઞ તથા સર્વ ભાવનાવાળા અથવા સર્વસ્વરૂપ, શંખ તથા ચક્રને ધારણ કરનાર વિષ્ણુદેવ અને ગદા તથા મુસલને ધારણ કરનાર—બલદેવરૂપ તમને હું નમસ્કાર કરું છું. વરદાન દેનારા દેવ, નીલવર્ણ કમળની પાંખડીઓ જેવી શ્યામ કાન્તિવાળા, શેષનાગરૂપ પલંગ પર શયન કરનાર અને ક્ષીરસમુદ્રમાં વસનારા તમને હું નમસ્કાર કરું છું. વળી હૃષીકેશ–ઇંદ્રિયોના નિયંતા, સર્વનાં સઘળાં પાપોને હરનાર શ્રીહરિ–તમને હું નમસ્કાર કરું છું. હે દેવોના દેવેશ્વર! વરદાન દેનારા, વ્યાપક, સર્વ લોકોના ઈશ્વર, મોક્ષનું કારણ તથા અવ્યય–નિર્વિકાર વિષ્ણુરૂપ, તમને હું નમસ્કાર કરું છું.

એમ સ્તુતિ કર્યા પછી તે રાજાએ એ દેવને બે હાથ જોડી પ્રણામ કર્યા હતા, અને પછી અતિશય નમ્ર બની પૃથ્વીનાં તળિયાં પર નીચે પડી આમ કહ્યું હતું: 'હે નાથ! જો તમે મારી ઉપર પ્રસન્ન થયા છો, તો હું આ ઉત્તમ વરદાન માગું છું કે, દેવો, ગંધર્વ સહિત દેવો, યક્ષો, રાક્ષસો, મોટા સર્પ, સિદ્ધો, વિદ્યાધરો, સાધ્યો, કિન્નરો તથા ગુહ્યકો અને અનેક પ્રકારનાં શાસ્ત્રોમાં વિશારદ–પંડિત જે મહાભાગ્યશાળી ઋષિઓ તેમ જ, દીક્ષા તથા યોગથી યુક્ત થઈ, વેદોના તત્ત્વોનું અનુચિંતન કરનારા અને મોક્ષના માર્ગને જાણનારા બીજા જે લોકો આપના પરમ પદનું ધ્યાન કરે છે અને નિર્મળ, નિર્ગુણ તથા શાંત એવા જે આપના પદને જુએ છે, તે અતિ દુર્લભ આપના પદને આપની કૃપાથી પ્રાપ્ત કરવા હું ઇચ્છું છું.'

શ્રીભગવાન બોલ્યા: તારું સમગ્ર કલ્યાણ થાઓ. તું જે ઇચ્છે છે, તેને તારી ઇચ્છા પ્રમાણે પ્રાપ્ત કર. તારી કામના પ્રમાણે તે થશે, એમાં સંશય નથી. હે અતિ ઉત્તમ રાજા! તમે દશ હજાર અને નવસો વર્ષ સુધી એકધારું મોટું રાજ્ય કરશો. તે પછી પરમ દિવ્ય, દેવોને તથા અસુરોને દુર્લભ, પૂર્ણ મનોરથરૂપ શાંતિ, ગુહ્ય–ગુપ્ત રાખવા લાયક, અવ્યક્ત–ઇંદ્રિયો વડે અસ્પષ્ટ, અવ્યય–નિર્વિકાર–અવિનાશી, પરથી પણ પર, સૂક્ષ્મ, નિર્લેપ, નિર્ગુણ, ધ્રુવ–અચળ–સ્થિર, ચિંતા તથા શોકથી રહિત, ક્રિયા તથા કારણથી રહિત અને 'વિજ્ઞેય'–વિશેષ જાણવા યોગ્ય એમ કહેવાતું જે પરમ પદ છે, તેનું હું તમને દર્શન કરાવીશ; અને તેને પ્રાપ્ત કર્યા પછી તમે પરમ આનંદ તથા પરમ ગતિને પ્રાપ્ત કરશો. હે રાજેંદ્ર! આ પૃથ્વીની સપાટી પર તમારી કીર્તિ, જ્યાં સુધી પૃથ્વી, આકાશ, ચંદ્ર, સૂર્ય તથા તારાઓ આ વિશ્વમાં ટકી રહે છે, ત્યાં સુધી ટકી રહેશે. તેમ જ આ લોકમાં જ્યાં સુધી સાત સમુદ્રો અને મેરુ આદિ પર્વતો રહેવાના છે તેમ જ જ્યાં સુધી સ્વર્ગમાં દેવો સ્થિતિ કરવાના છે અને સર્વ સ્થળે જ્યાં અવિનાશી પદાર્થો રહેવાના છે, ત્યાં સુધી તમારી કીર્તિ આ પૃથ્વી પર સ્થિતિ કરશે. વળી જ્યાં તમે કરેલા યજ્ઞનું ઘી હોમાયું છે, તે સ્થળ 'ઇંદ્રદ્યુમ્નનું સરોવર' એ નામે તીર્થ થશે, જેમાં એક જ વાર સ્નાન કરી લોકો ઇંદ્રલોકને પ્રાપ્ત કરશે. વળી જ્યાં (ત્રણ પ્રતિમાઓ જેમાંથી બનેલ છે, તે વડના ઝાડ યુક્ત) સમુદ્રના શુભ કિનારે જે મનુષ્ય પિતૃઓને પિંડદાન કરશે, તે પોતાના કુળનો ઉદ્ધાર કરી ઇંદ્રના લોકને પામશે. અને ત્યાં અપ્સરાઓ તથા ગંધર્વો ગીતોના શબ્દો દ્વારા પૂજાતા એ લોકો, જ્યાં સુધી ચૌદ ઇંદ્રો સ્વર્ગમાં થઈ જાય ત્યાં સુધી વિમાનમાં બેસીને વિચરણ કરે છે. અહીં ઇંદ્રદ્યુમ્નના સરોવરના દક્ષિણ ભાગમાં નૈર્ઋત્ય

ખૂણાનો આશ્રય કરીને જે એક વડ છે, તેની સમીપ એક મંડપ કેવડાનાં વનથી સારી રીતે છવાયેલો-ઢંકાયેલો છે તથા અનેક પ્રકારનાં વૃક્ષોથી વ્યાપ્ત છે. ત્યાં દરેક અષાઢ મહિનાના શુક્લ પક્ષની પાંચમે પિતૃદેવનું નક્ષત્ર હોય ત્યારે ત્યાં એ મંડપમાં અમને લઈ જઈ જે લોકો સાત દિવસ સુધી અમારું ઉત્તમ વેશ્યાઓની સાથે સ્થાપન કરશે, અને જુદી જુદી પુષ્કળ ક્રીડાઓ કે રમત-ગમત સાથે મનોહર નૃત્યો, ગીતો સહિત સોનાની દાંડીઓવાળાં ચામરો તથા રત્નનાં ભૂષણોવાળા પંખા ઢોળી તે શ્રેષ્ઠ સ્ત્રીઓ અમને પવન ઢાળે; તેમ જ યતિઓ, સ્નાતકો, ઉત્તમ બ્રાહ્મણો, વાનપ્રસ્થો, સિદ્ધો તથા બીજા દ્વિજ–વર્ણો–બ્રાહ્મણ–ક્ષત્રિય તથા વૈશ્યો અનેક પ્રકારનાં વર્ણો તથા પૂદોવાળાં સ્તોત્રો વડે તેમ જ ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદની ગર્જનાઓ વડે શ્રીબલરામ તથા કેશવ–પુરુષોત્તમની સ્તુતિ કરતા હશે, ત્યારે હે રાજન્! તે જોઈને બીજો હરકોઈ મનુષ્ય પણ તે બન્ને ભગવાનની સ્તુતિ તથા તેમનાં દર્શન કરી ભક્તિથી સારી રીતે પ્રણામ કરીને તે મનુષ્ય દેવતાઈ દશ હજાર વર્ષો સુધી શ્રીમાન હરિપુર–વૈકુંઠધામમાં વાસ કરશે. ત્યાં અપ્સરાઓ તથા ગંધર્વો ગીતોના અવાજો સાથે તેની પૂજા કર્યા કરશે અને શ્રીહરિનો સેવક થઈ તે મનુષ્ય, ત્યાં શ્રીકેશવ ભગવાન વિષ્ણુની સાથે એક રંગનાં રત્નહારયુક્ત વિમાનમાં બેસી ક્રીડા કરશે; કારણ કે, હે મહાભાગ્યશાળી મોહિની! તે ઉત્તમ ભવન વૈકુંઠધામમાં સર્વ કામનાઓ એટલે કે બધી ઇચ્છાઓને પૂર્ણ કરનારા પદાર્થો તૈયાર રહેલા હોય છે. એમ ત્યાં વિષયભોગો ભોગવ્યા પછી પોતાના પૂર્વજન્મનાં તપ અથવા પુણ્યકર્મનો ક્ષય થાય છે. ત્યારે તે પુણ્યાત્મા જીવ આ લોકમાં પાછો આવી બ્રાહ્મણ તરીકે મનુષ્ય થાય છે. તે વેળા એ કરોડો ધનનો પતિ અને શ્રીમાન થઈ ખરેખર ચારે વેદને ધારણ કરનારો થાય છે. હે ભદ્રે મોહિની! એમ તે ઇંદ્રદ્યુમ્ન રાજાને વરદાન આપ્યા પછી તે સંકેત કરીને શ્રીહરિ અથવા પેલા વિશ્વકર્મા અદૃશ્ય થયા હતા; તે પછી રાજા ઇંદ્રદ્યુમ્ન મણિઓ તથા સુવર્ણથી અદ્ભુત વિમાનો જેવા રથોમાં શ્રીકૃષ્ણને, બલરામને તથા વરદાન દેનારાં સુભદ્રાને (એટલે કે તે ત્રણેની પ્રતિમાઓને) બેસાડી જયગર્જના તથા મંગલકારી શબ્દોના ઉચ્ચારોની સાથે પોતે બંધાવેલા મંદિરોમાં લાવ્યો હતો અને પછી તે બુદ્ધિમાન રાજાએ પોતાના અમાત્યો તથા પુરોહિતની સાથે રહી શુભસૂચક વાદિત્રોની ગર્જનાઓ પૂર્વક અને વેદોની અનેક પ્રકારની ઘોષણાઓ સાથે ત્યાં અતિશય મનોહર અને પવિત્ર શુભ પ્રદેશ પર સારી રીતે સ્થાપના કરી હતી. તે પછી શુભ તિથિએ ઉત્તમ નક્ષત્રમાં શુભ લક્ષણયુક્ત સમયે અતિ ઉત્તમ મુહૂર્તે બ્રાહ્મણોની સાથે રહી પ્રતિષ્ઠા કરી હતી. એમ તે રાજાએ શાસ્ત્રોક્ત વિધિપૂર્વક અને તે વિધિથી જોવાયેલાં કર્મ વડે આચાર્યની અનુમતિ–સંમતિ અનુસાર જ સર્વ કર્મો કરીને આચાર્યને વિધિ પ્રમાણે દક્ષિણા આપી હતી, અને તે પ્રભુએ બીજા બ્રાહ્મણોને પણ વિધાન સાથે બીજું ધનદાન કર્યું હતું. એમ તે ઉત્તમ, વન પ્રાસાદ અથવા દેવમંદિરમાં વિધિ પ્રમાણે પ્રતિષ્ઠા કર્યા પછી વિશ્વકર્માએ વિશેષરૂપે નિર્માણ કરેલા તે સર્વ દેવોની સ્થાપના કરી હતી. પછી અનેક પ્રકારનાં સુગંધી પુષ્પો વડે તેમ જ સુવર્ણ, મણિઓ તથા મોતીઓ વગેરેથી અને અતિશય ઉત્તમ અનેક પ્રકારનાં વસ્ત્રોથી પણ તે પ્રતિમાઓનું એ રાજાએ સારી રીતે પૂજન કર્યું હતું. અને તે પછી બ્રાહ્મણોને અનેક

પ્રકારના દેશોનું, શહેરોનું, નગરોનું દાન આપ્યું હતું અને પછી યથાયોગ્ય રાજ્ય કરી વિવિધ યજ્ઞો વડે પરમાત્માનું યજન કરી અનેક પ્રકારનાં દાનો દઈને તે રાજા એ વેળા કૃતકૃત્ય થયો હતો. તેથી તેણે સર્વ પરિગ્રહનો ત્યાગ કર્યો હતો; અને આખરે વિષ્ણુના તે પરમ સ્થાન–પરમ પદને પામ્યો હતો. ૧–૧૨૫

इष्ट्वा च विविधैर्यज्ञैर्दत्त्वा दानान्यनेकशः। कृतकृत्यस्ततो राजा त्यक्तसर्वपरिग्रहः। जगाम परमं स्थानं तद्विष्णोः परमं पदम् ॥१२५॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં શ્રીપુરુષોત્તમ-માહાત્મ્ય નામનો અધ્યાય ૫૪ મો સંપૂર્ણ

## અધ્યાય ૫૫ : પુરુષોત્તમમાહાત્મ્ય (ચાલુ)

मोहिनी उवाच

कस्मिन्काले द्विजश्रेष्ठ गन्तव्यं पुरुषोत्तमे। विधिना केन कर्तव्या पञ्चतीर्थ्यपि मानद ॥१॥

મોહિનીએ પૂછ્યું : હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! એ પુરુષોત્તમતીર્થમાં મનુષ્યે કયા કાળે જવું જોઈએ? હે માન દેનારા! (ત્યાં રહેલાં) પંચતીર્થી–પાંચ તીર્થો પણ કઈ વિધિથી કરવાં જોઈએ? વળી તે એક એક તીર્થમાં સ્નાન કરવાથી અને દાન આપવાથી જે ફળ પ્રાપ્ત થાય છે તેમ જ ત્યાં રહેલા દેવોનાં દર્શન કરવાથી પણ જે ફળ મળે છે, તે સર્વ અલગ અલગ તમે કહો.

વસુ બોલ્યા : જે માણસ કુરુક્ષેત્રમાં નિરાહાર રહી, એક જ પગે ઊભો રહી તપ તપે, ઇંદ્રિયોને જીતે, ક્રોધને પણ જીતે અને એમ ૭૦ હજાર વર્ષ સુધી તપશ્ચર્યા કરે અને તેને એ તપનું જે ફળ મળે, તે કરતાં પણ અધિક ફળ જેઠ મહિનાની બારસ તિથિએ ઉપવાસ કરી માત્ર એક જ વાર શ્રીપુરુષોત્તમનાં દર્શન કરે તે માણસ મેળવે છે. એ કારણે પણ હે ઉત્તમ ભાગ્યવાળી મોહિની! જેઠ મહિનામાં પ્રયત્નથી, સારી રીતે સંયમી રહેલા અને સ્વર્ગલોકને ઇચ્છતા મનુષ્યોએ પુરુષોત્તમનાં દર્શન અવશ્ય કરવાં. જેઠ મહિનાની સુદિ બારશે ઉત્તમ મનુષ્યે વિધિ પ્રમાણે પંચતીર્થી કરીને એટલે કે પુરુષોત્તમ તીર્થમાં રહેલાં પાંચે તીર્થોની યાત્રા કરીને ત્યાં ત્યાં પ્રથમ દર્શન કર્યા પછી તે શ્રીપુરુષોત્તમનું દર્શન કરવું. જે લોકો જેઠ સુદિ બારશને દિવસે એમ શ્રીઅવિનાશી દેવ પુરુષોત્તમનું દર્શન કરે છે તેઓ શ્રીવિષ્ણુના લોકને પ્રાપ્ત કરી ફરી સંસારમાં કદી જન્મ–મરણ પામતા જ નથી. એ કારણે હે બ્રહ્માનાં પુત્રિ મોહિની! જેઠ મહિનામાં તે પુરુષોત્તમક્ષેત્રમાં પ્રયત્નથી જવું જોઈએ અને ત્યાં પ્રથમ સારી રીતે વિધિ પ્રમાણે પંચતીર્થી કરીને શ્રીપુરુષોત્તમનું દર્શન કરવું જોઈએ. જે શુદ્ધાત્મા મનુષ્ય એ પુરુષોત્તમ-ક્ષેત્રથી ભલે દૂર રહ્યો હોય, ત્યાં પોતાના સ્થાનેથી રહીને પણ દરરોજ પ્રસન્નચિત્ત રહી શ્રીપુરુષોત્તમનું કીર્તન કર્યા કરે, તે પણ વિષ્ણુપુર–શ્રીવૈકુંઠ લોકમાં જાય છે; અને જે માણસ શ્રદ્ધાથી એકાગ્રચિત્તે શ્રીકૃષ્ણની યાત્રા કરે એટલે કે શ્રીપુરુષોત્તમતીર્થમાં જઈ ત્યાં વિધિ પ્રમાણે દર્શનાદિ કરે, તે તો સર્વ પાપોથી છૂટી જઈ વિષ્ણુલોકમાં અવશ્ય જાય જ છે. જે માણસ એ પુરુષોત્તમ તીર્થમાં જઈ દૂરથી શ્રીપુરુષોત્તમના મંદિર પર રહેલા ચક્રનું દર્શન કર્યા પછી ભક્તિથી તેને પ્રણામ કરે, તે પણ એકદમ હરકોઈ પાપથી છૂટી જાય છે. હવે હે મોહિની! પંચતીર્થી કરવાની વિધિ હું કહું છું તે તમે સાંભળો. એ વિધિ જે માણસ કરે, તે શ્રીપુરુષોત્તમને પ્રિય થાય છે. સૌની પહેલાં એ પુરુષોત્તમક્ષેત્રમાં 'માર્કંડેય' નામનો જે ધરો છે, ત્યાં જઈ ઉત્તર દિશા તરફ મુખ રાખી સ્નાન કરી પવિત્ર થઈને તે

ધરામાં ત્રણ વાર ડૂબકીઓ મારવી અને તે વેળા આ મંત્રનો ઉચ્ચાર કરવો જોઈએ : ‘संसारसागरे मग्नं पापग्रस्तमचेतनम् ॥ त्राहि मां भगनेत्रघ्न त्रिपुरारे नमोऽस्तु ते ॥’ नमः शिवाय शान्ताय सर्वपाप हराय च ॥ स्नानं करोमि देवेश मम नश्यतु पातकम् ॥’ હે ભગદેવનાં નેત્રોનો નાશ કરનાર ‘વીરભદ્ર’ સ્વરૂપધારી, હે ત્રિપુરારિ–ત્રિપુરાસુરનાં ત્રણે દિવ્ય નગરોનો નાશ કરનાર હે શંકર ! હું આ સંસારસાગરમાં ડૂબી રહ્યો છું અને પાપથી ગળાઈને બેભાન જેવો બન્યો છું, તો તમે મારું રક્ષણ કરો. તમને નમસ્કાર હો. શાંત હોઈ સર્વનાં સર્વ પાપોને દૂર કરનાર શિવને નમસ્કાર હો. હે દેવોના ઈશ્વર ! હું અહીં સ્નાન કરું છું. મારાં પાપો નાશ પામો. એમ તે મંત્રનો ઉચ્ચાર કરતા રહી બુદ્ધિમાન મનુષ્યે નાભિ સુધીના પાણીમાં ઊભા રહી દેવતાઓનું તથા ઋષિઓનું વિધિ પ્રમાણે તલથી મિશ્ર કરેલા જળ વડે તર્પણ કરવું. પછી બીજા બધા પિતૃઓનું પણ તર્પણ કરવું. એમ સ્નાન કર્યા પછી આચમન કરીને ત્યાં રહેલા શિવાલયમાં જવું અને ત્યાં એ દેવમંદિરમાં પ્રવેશ કરી તે દેવને ત્રણ વાર પ્રદક્ષિણા કરવી. પછી મૂલમંત્ર ‘ૐ નમઃ શિવાય’ બોલતા રહી માર્કંડેય ઋષિના ઈશ્વર શંકરની ત્યાં પૂજા કરવી અને અઘોરમંત્ર( अघोरेभ्यो० )થી પ્રણામ કરી તે શંકર ભગવાનની ક્ષમા માગવી. તે વેળા આ મંત્ર પણ બોલવો; જેમ કે ‘त्रिलोचन नमस्तेऽस्तु नमस्ते शशिभूषण । त्राहि मां पुण्डरीकाक्ष महादेव नमोऽस्तुते ॥’ હે ત્રણ નેત્રોવાળા ! તમને નમસ્કાર છે. હે ચંદ્રરૂપ આભૂષણવાળા ! તમને નમસ્કાર હો. હે કમળની પાંખડીઓ જેવાં નેત્રોવાળા મહાદેવ ! તમને નમસ્કાર હો. એમ માર્કંડેયના ધરામાં સ્નાન કર્યા પછી શંકરનાં દર્શન કરીને મનુષ્ય દશ અશ્વમેધ યજ્ઞોનું ફળ મેળવે છે. તેમ જ સર્વ પાપોથી મુક્ત થઈ તે માણસ શિવલોકમાં જાય છે અને ત્યાં આ સમગ્ર સૃષ્ટિનો પ્રલય થાય ત્યાં સુધી શ્રેષ્ઠ ભોગો ભોગવીને તે મનુષ્ય આ લોકમાં પ્રાપ્ત થઈ વિદ્વાન બ્રાહ્મણ થાય છે. ઉપરાંત આ લોકમાં શંકરનો યોગ મેળવી છેવટે મોક્ષને પામે છે. એમ તે માર્કંડેયના ધરાનું તીર્થ પતાવી એ પંચતીર્થી કરનાર મનુષ્યે ત્યાંથી બીજા તીર્થ કલ્પવૃક્ષતીર્થમાં જવું. ત્યાં ત્રણ વાર તે કલ્પવૃક્ષ નામના વડને ત્રણ પ્રદક્ષિણા કરીને પછી ભક્તિથી તેનું પૂજન કરવું અને તે વેળા આ મંત્ર બોલવો–‘ૐ नमोऽव्यक्तरूपाय महते नतपालिने ॥ महोपकोपविष्टाय न्यग्रोधाय नमोऽस्तु ते ॥ अवसरस्त्वं सदा कल्पे हरेश्चायतने वटे । न्यग्रोध हर मे पापं कल्पवृक्ष नमोऽस्तुते ॥’ જેનું રૂપ અવ્યક્ત છે એવા અને નમેલી પાળવાળા તથા મોટા જળસમૂહમાં ઊગેલા તમને, વડને, નમસ્કાર હો. તમે આ કલ્પસૃષ્ટિને સમયે શ્રીહરિના નિવાસસ્થાન–આ પુરુષોત્તમક્ષેત્રમાં સદા વસ્યા છો. હે વડ ! તમે મારું પાપ હરો અને હે કલ્પવૃક્ષ ! તમને નમસ્કાર હો–એ મંત્રોચ્ચારપૂર્વક ભક્તિથી તે કલ્પકાળના વડના વૃક્ષની પ્રદક્ષિણા કરી તેમની સમીપ જઈ મનુષ્ય પાપના સમુદાયનો ત્યાગ કરે છે. જેમ સર્પ પોતાની જૂની કાંચળીનો ત્યાગ કરે છે, તેમ હે મોહિની ! એ ‘કલ્પવૃક્ષ’ નામના વડની છાયાને સંપૂર્ણ ઓળંગીને માણસ બ્રહ્મહત્યાના પાપથી પણ જો છૂટી જાય છે, તો બીજાં પાપો વિષે શી વાત ? અર્થાત્ બધાં પાપોથી મુક્ત થાય છે. હે શ્રીકૃષ્ણના અંગથી ઉત્પન્ન થયેલી મોહિની ! બ્રહ્મતેજોમય એ શ્રેષ્ઠ વડનાં દર્શન કરીને તેમ જ એ વડની આકૃતિવાળા તે વિષ્ણુરૂપ વડલે પ્રણામ કરી હે બ્રહ્માની પુત્રી ! મનુષ્ય, રાજસૂય

તથા અશ્વમેધ યજ્ઞના કરતાં પણ અધિક ફળ મેળવે છે અને પોતાના કુળનો સારી રીતે ઉદ્ધાર કરી તે વિષ્ણુના લોકમાં જાય છે. વળી ત્યાં શ્રીકૃષ્ણની આગળ ઊભેલા ગરુડ પક્ષીને નમસ્કાર કરી માણસ સર્વ પાપોથી મુક્ત થઈને વિષ્ણુના ધામમાં જાય છે. તે વડના ઝાડનાં તથા ગરુડનાં દર્શન કર્યા પછી જે મનુષ્ય પુરુષોત્તમ ભગવાનનાં સંકર્ષણ–બલદેવનાં તથા સુભદ્રાનાં દર્શન કરે છે, તે પરમગતિ–મોક્ષને પામે છે. વિષ્ણુના તે મંદિરમાં પ્રવેશ કર્યા પછી ત્યાં એ વિષ્ણુ ભગવાનને ત્રણ વાર પ્રદક્ષિણા કરીને તેમનું, બલરામનું તથા સુભદ્રાનું ભક્તિથી પૂજન કરી તેમને બલરામની આગળ આ પ્રમાણે પ્રસન્નતા કરનાર શ્લોકો બોલવા–'नमस्ते हलधृङ्नाम्ने नमस्ते मुसलायुध । नमस्ते रेवतीकान्त नमस्ते भक्तवत्सल ।। नमस्ते बलिनां श्रेष्ठ नमस्ते धरणीधर । प्रलम्बारे नमस्तेऽस्तु त्राहि मां कृष्णपूर्वज ।।–હલધારી નામવાળા તમને બલદેવને નમસ્કાર હો. હે મુસલના આયુધવાળા! તમને નમસ્કાર થાઓ. હે રેવતીના પ્રિય પતિ ! તમને નમસ્કાર હો.' હે ભક્તો પર વહાલ કરનારા! તમને નમસ્કાર હો. હે બળવાનોમાં શ્રેષ્ઠ ! તમને નમસ્કાર હો. હે ધરણીને ધારણ કરનારા! તમને નમસ્કાર હો. હે પ્રલંબાસુરના શત્રુ ! તમને નમસ્કાર હો. હે શ્રીકૃષ્ણના મોટાભાઈ! તમને નમસ્કાર હો.' એમ 'બલદેવને ભક્તિથી પ્રસન્ન કરી માણસ ઇચ્છિત ફળ મેળવે છે. જે બલદેવ અનંત, અજેય દેવોથી પૂજાયેલા, કૈલાસના શિખરના જેવા આકારવાળા, ચંદ્ર જેવા સુંદર અને શ્રેષ્ઠ મુખવાળા, નીલવસ્ત્રને ધારણ કરનાર, ફણાઓ વડે ભયાનક મુખવાળા, મહાબળવાન, હળને ધારણ કરનાર, એક કુંડળ વડે શણગારેલા અને રોહિણીના પુત્ર છે, તેમને ભક્તિથી પ્રસન્ન કરી માણસ સર્વ પાપોથી છૂટી જઈ શ્રીવિષ્ણુના લોકમાં જાય છે. ત્યાં એ જ્ઞાની પુરુષ પોતે સૃષ્ટિના સંહારપર્યંત ભોગો ભોગવીને પુણ્યનો ક્ષય થાય છે ત્યારે ત્યાંથી આ લોકમાં આવી યોગીઓના કુળમાં શ્રેષ્ઠ બ્રાહ્મણ થઈ સર્વ શાસ્ત્રોના અર્થનો પારગામી થાય છે અને તે વેળા જ્ઞાનને પ્રાપ્ત કરી દુર્લભ મુક્તિને પ્રાપ્ત કરે છે. એમ પ્રથમ બલદેવજીનું પૂજન કર્યા પછી વિદ્વાન મનુષ્યે સારી રીતે સમાધિનિષ્ઠ એકાગ્રચિત્તવાળા થઈ, બાર અક્ષરોવાળા ('ॐ नमो भगवते वासुदेवाय') એ મંત્રથી શ્રીકૃષ્ણનું પૂજન કરવું. જે લોકો બાર અક્ષરોવાળા તે મંત્રથી ભક્તિપૂર્વક પુરુષોત્તમનું સર્વકાળે પૂજન કરે છે, તે ધીરપુરુષો અવશ્ય મોક્ષને પામે છે. હે બ્રહ્માથી જન્મેલાં મોહિની! જે લોકો ઉપર જણાવેલા બાર અક્ષરોવાળા મંત્રનો જપ કરવામાં તત્પર રહે છે, તેઓ જે ગતિને પામે છે, તે ગતિને દેવો કે સોમરસ પીનારા યોગીઓ પણ પામતા નથી. એ કારણે એ બાર અક્ષરોવાળા મંત્રથી જ જગદ્ગુરુ શ્રીકૃષ્ણનું ભક્તિથી ચંદન, પુષ્પ આદિ દ્વારા સારી રીતે પૂજન કર્યા પછી પ્રણામ કરી આ શ્લોકોના ઉચ્ચાર દ્વારા તેમને પ્રસન્ન કરવા–'जय कृष्ण जगन्नाथ जय सर्वाघनाशन ।। जय चाणूरकेशिघ्न जय कंसनिषूदन ।। जय पद्मपलाशाक्ष जय चक्रगदाधर ।। जय नीलाम्बुदश्याम जय सर्वसुखप्रद ।। जय देव जगत्पूज्य जय संसारनाशन । जय लोकपते नाथ जय वाञ्छाफलप्रद ।। संसारसागरे घोरे निःसारे दुःखफेनिले । क्रोधग्राहकुले रौद्रे विषयोदकसंप्लवे ।। नानारोगोर्मिकलिले मोहावर्तसुदुस्तरे । निमग्नोऽहं सुरश्रेष्ठ त्राहि मां पुरुषोत्तम ।।

હે શ્રીકૃષ્ણ ! હે જગતના નાથ ! તમે જય પામો. હે સર્વ પાપોનો નાશ કરનારા ! તમે જય પામો. હે ચાણૂર તથા-

કેશિદૈત્યનો નાશ કરનારા! તમે જય પામો. હે કંસનો નાશ કરનારા! તમે જય પામો. હે કમળની પાંખડી જેવાં નેત્રોવાળા! તમે જય પામો. હે ચક્ર તથા ગદાને ધારણ કરનારા! તમે જય પામો. હે કાળા મેઘ જેવા શ્યામવર્ણવાળા! તમે જય પામો. હે સર્વને સઘળાં સુખ આપનારા! તમે જય પામો. હે જગતના પૂજ્ય દેવ! તમે જય પામો. હે સંસારનો નાશ કરનારા! તમે જય પામો. હે લોકોના પતિ નાથ! તમે જય પામો. હે ઇચ્છાયુક્ત ફળ આપનારા! તમે જય પામો. આ ઘોર સંસારસાગર ઘોર છે. સારરહિત હોઈ દુઃખરૂપી ફીણથી વ્યાપ્ત છે; ક્રોધરૂપી ઝૂડથી (મોટા મગરથી) આકુલ–ભયાનક છે; રૌદ્ર હોઈને વિષયોરૂપી જળ વડે તરબોળ છે; અનેક પ્રકારના રોગોરૂપી તરંગો વડે યુક્ત છે અને મોહરૂપી ઘૂમરીઓને લીધે તરવો મુશ્કેલ છે. તેમાં હું અત્યંત ડૂબી રહ્યો છું. તો હે પુરુષોત્તમ! તમે મારું રક્ષણ કરો. એવા પ્રકારની એ સ્તુતિ વડે તે દેવેશ્વરને પ્રસન્ન કરવા. જે ભગવાન્ વરદાન દેનારા, ભક્તો પર વાત્સલ્ય–ભાવયુક્ત હોઈ પ્રેમાળ, સર્વનાં સમગ્ર પાપોને હરનારા અને સઘળાં ઇચ્છિત ફળને આપનારા છે. વળી જે શ્રીકૃષ્ણ પુષ્ટ ભુજાઓવાળા, બે ભુજાઓથી યુક્ત, કમળની પાંખડીઓ જેવાં વિશાળ નેત્રોવાળા, મોટી વિશાળ છાતીવાળા, મોટા લાંબા બાહુઓથી યુક્ત, પીળાં વસ્ત્રોને ધારણ કરનારા, શુભ મુખવાળા, શંખ, ચક્ર અને ગદાને હાથમાં ધારણ કરનારા, મુકુટ અને બાજુબંધરૂપી આભૂષણથી શોભી રહેલા, સર્વ લક્ષણોથી યુક્ત અને વનમાળા વડે વિશેષ શણગારેલા છે, એવા તે ભગવાનનું દર્શન કરી જે મનુષ્ય બે હાથ જોડી તેમને દંડવત્ પ્રણામ કરે છે, તે હે મોહિનિ! હજારો અશ્વમેધ યજ્ઞોનાં ફળને પામે છે. સારી રીતે પાળેલા બ્રહ્મચર્યથી જે ફળ કહ્યું છે તે ફળને મનુષ્ય શ્રીકૃષ્ણનું દર્શન તથા તેમને પ્રણામ કરીને પામે છે. શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ગૃહસ્થપણું પાળવાથી મનુષ્યને જે ફળની પ્રાપ્તિ કહેલ છે, તે ફળને શ્રીકૃષ્ણનું દર્શન તથા તેમને પ્રણામ કરી માણસ મેળવે છે. વનમાં વાસ કરી વાનપ્રસ્થને જે ફળની પ્રાપ્તિ કહી છે, તે ફળ મનુષ્ય શ્રીકૃષ્ણનું દર્શન તથા તેમને પ્રણામ કરીને પ્રાપ્ત થાય છે. શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે સંન્યાસ લઈ તેનું પાલન કરવાથી જે ફળની પ્રાપ્તિ કહેલ છે, તે જ ફળને માણસ શ્રીકૃષ્ણનું દર્શન તથા તેમને પ્રણામ કરીને મેળવે છે. હે ભામિનિ! અહીં તે શ્રીકૃષ્ણનું માહાત્મ્ય વધુ કહેવાથી શું? પણ ટૂંકમાં એમ જ કહેલું છે કે, શ્રીકૃષ્ણનું દર્શન કરી ભક્તિથી તેમને પ્રણામ કર્યા હોય તો મનુષ્ય દુર્લભ મોક્ષને પ્રાપ્ત કરે છે. ઉપરાંત કરોડો કલ્પોથી ઉત્પન્ન થયેલાં પાપોથી મુક્ત થયેલો તે શુદ્ધાત્મા મનુષ્ય સર્વ ગુણોના સમુદાયથી અને પરમ–શ્રેષ્ઠ લક્ષ્મીથી અને શોભાથી યુક્ત થાય છે; અને આખરે સમગ્ર કામ–ભોગોથી સમૃદ્ધ અતિશય તેજસ્વી વિમાનમાં બેસી પોતાના એકવીસ કુળનો ઉદ્ધાર કર્યા પછી તે મનુષ્ય વિષ્ણુપુર–વૈકુંઠલોકમાં જાય છે. તે પછી સો કલ્પો સુધી મનને આનંદ આપનારા ભોગો ભોગવીને ગંધર્વો તથા અપ્સરાઓની સાથે ચાર ભુજાઓવાળા વિષ્ણુની પેઠે આનંદી બને છે. પછી વિષ્ણુલોકમાંથી ચ્યવીને અહીં આવેલો તે શુદ્ધ આત્મા બ્રાહ્મણોનાં શ્રેષ્ઠ કુળમાં સર્વજ્ઞ તથા સર્વનો જાણકાર અને મત્સરદ્વેષભાવથી રહિત તરીકે જન્મે છે. વળી પોતાના ધર્મમાં અતિશય તત્પર, શાંત, દાતા અને પ્રાણીમાત્રનું હિત કરવામાં આનંદ પામનારો થઈને તે મનુષ્ય વિષ્ણુનું

જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી મુક્તિને પામે છે. એમ તે પુરુષોત્તમક્ષેત્રમાં શ્રીપુરુષોત્તમ શ્રીકૃષ્ણનું પૂજન કર્યા પછી ભક્તવત્સલા સુભદ્રાનું મંત્રોચ્ચારપૂર્વક સારી રીતે પૂજન કરવું. તે પછી મનુષ્યે હે બ્રહ્મપુત્રિ મોહિની! તે સુભદ્રાને બે હાથ જોડી પ્રણામ કરીને આ સ્તુતિવાક્યો ઉચ્ચારીને આમ પ્રસન્ન કરવાં:

नमस्ते सर्वगे देवि, नमस्ते शुभसौख्यदे ।
त्राहि मां पद्मपत्राक्षि, कात्यायनि नमोऽस्तुते ॥

હે સર્વવ્યાપી દેવિ! તમને નમસ્કાર હો. હે શુભ તથા સુખ આપનારાં! તમને નમસ્કાર હો. હે કમળની પાંખડીઓ જેવાં નેત્રોવાળાં! તમે મારું રક્ષણ કરો. હે કાત્યાયની! તમને નમસ્કાર હો.

એમ તે સ્તુતિવાક્ય વડે તે સુભદ્રા દેવી કે જે જગતનું ધારણપોષણ કરનારાં, જગતનું હિત કરનારાં અને વરદાન દેનારાં શિવાદેવીરૂપ હોઈને શ્રીબલદેવજીનાં બહેન છે, તેમને પ્રસન્ન કરી મનુષ્ય ઇચ્છાનુસાર ગતિ કરનારા વિમાનમાં બેસીને વિષ્ણુપુર–વૈકુંઠધામમાં જાય છે અને ત્યાં આ ભૂતસમુદાયનો પ્રલય થાય તેટલા કાળ સુધી દેવની પેઠે ક્રીડા કર્યા પછી તે શુદ્ધાત્મા જીવ આ લોકમાં મનુષ્યપણું પ્રાપ્ત કરીને વેદોનો જાણકાર બ્રાહ્મણ થાય છે અને ત્યાં શ્રીહરિનો યોગ મેળવી અવશ્ય મોક્ષને પામે છે. વળી તે પુરુષોત્તમક્ષેત્રમાં જે વિષ્ણુ ભગવાન ઇન્દ્રનીલમણિમય મૂર્તિરૂપે હોઈને રેતી વડે ઢંકાયેલા રહ્યા છે તેમને એ અદૃશ્ય સ્વરૂપમાં પણ નમસ્કાર કરી મનુષ્ય વિષ્ણુપુરમાં જાય છે. વળી તે પુરુષોત્તમક્ષેત્રમાં હિરણ્યકશિપુનો ઉદ્ધાર કરનાર સર્વદેવમય શ્રીનૃસિંહ ભગવાન જે સ્થળે તે નરસિંહ સ્વરૂપે કાયમ રહે છે અને અર્ધું સિંહનું શરીર ધારણ કરી રહ્યા છે, તેમનું ભક્તિથી દર્શન કરી, તે નૃસિંહદેવને પ્રણામ કરીને પણ મનુષ્ય હે શુભે મોહિની! સર્વ પાપોથી મુક્ત થઈ જાય છે, એમાં સંશય નથી. જે મનુષ્યો આ પૃથ્વી પર તે નરસિંહ ભગવાનની ભક્તિ કરનારા તેમના ભક્તો થાય છે, તેમનાં કોઈ પણ દુષ્કર્મ કે પાપો રહેતાં નથી અને તેઓને ઇચ્છિત ફળ પ્રાપ્ત થાય છે. એ કારણે તે નરસિંહ ભગવાનનો સર્વ પ્રયત્નથી સારી રીતે આશ્રય કરવો; કારણ કે તે નરસિંહ ભગવાન ધર્મ, અર્થ, કામ તથા મોક્ષનું ફળ આપે છે. તે માટે હે બ્રહ્માનાં પુત્રિ! તે નરસિંહ દેવનું મનુષ્યે સર્વકાળ ભક્તિથી સારી રીતે પૂજન કરવું; કારણ કે તે નરસિંહ ભગવાન મહાવીર્યવાન હોઈ ઇચ્છિત ફળને આપનારા છે. હરકોઈ બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, સ્ત્રીઓ, શૂદ્રો તથા અંત્યજો આદિ સર્વ લોકો તે સિંહસ્વરૂપધારી શ્રેષ્ઠ દેવના ભક્તો થઈ તેમની સારી રીતે પૂજા કરીને કરોડો જન્મોથી થયેલાં અશુભ પાપોથી તથા દુઃખથી છૂટી જાય છે. તેમ જ એ શ્રેષ્ઠ દેવને સારી રીતે પૂજીને ઇચ્છિત ફળને પ્રાપ્ત કરે છે. હે ભામિનિ! સારી રીતે પૂજેલા તે પુરુષોત્તમ નરસિંહ ભગવાન દેવપણું, દેવોમાં રાજાપણું, ધનેશ–કુબેરપણું, યક્ષપણું, વિદ્યાધરપણું તથા બીજું પણ (યથેષ્ટ) ફળ આપે છે. હે બ્રહ્માની પુત્રિ! એ અજિત, અપ્રમેય પ્રમાણરહિત અને ભુક્તિ તથા મુક્તિને આપનાર તે નરસિંહનો પ્રભાવ તમે સાંભળો: 'હે ઉત્તમ વ્રતવાળી! તે નરસિંહ ભગવાનના ગુણોને કહેવા કયો પુરુષ સમર્થ થઈ શકે છે? છતાં હું ટૂંકમાં તેમના ગુણો કહું છું. આ લોકમાં જે કોઈ દેવતાઈ અને મનુષ્યોમાં દેખાતી સિદ્ધિઓ સંભળાય છે, એ બધી સિદ્ધિઓ તે નરસિંહની કૃપાથી સિદ્ધ થાય છે, એમાં સંશય નથી: સ્વર્ગલોકમાં, મનુષ્યલોકમાં, પાતાળમાં, આકાશમાં, જળમાં, દેવમાં તથા સર્પમાં જે અસ્ખલિત ગતિ અથવા જવાની શક્તિ

છે, તે એ નરસિંહદેવની કૃપાથી પ્રાપ્ત થયેલી હોય છે. હે ઉત્તમ ભાગ્યવાળી! આ જંગમ તથા સ્થાવર સહિત જગતમાં ભક્તો પર સદા દયાળુ તે દેવને અસાધ્ય કંઈ પણ નથી. હવે જે વિધિથી એ અર્ધું સિંહનું શરીર સ્વીકારનાર-નૃસિંહ ભગવાન પ્રસન્ન થાય છે, તે વિધાન ભક્તોને ઉપકાર કરનાર હોવાથી હું તમને કહું છું. એ દેવનું જે તત્ત્વ-રહસ્ય છે, તે દેવોથી અને અસુરોથી પણ અજાણ્યું છે. માટે હે ભદ્રે! તેમના એ તત્ત્વને જાણવા માટે ઉત્તમ સાધકે શાક, યાવક જાતનું ક્ષુદ્ર ધાન્ય, મૂળિયાં, ફળ, પિણ્યાક-ખોળ, સાથવો અથવા કેવળ દૂધનો આહાર કરી રહેવું જોઈએ. તે વેળા એ સાધકે કાસડાની લંગોટીરૂપી વસ્ત્ર ધારણ કરી ધ્યાનયુક્ત અવસ્થામાં રહેવું; બધી ઇંદ્રિયોને જીતવી; જંગલમાં નિર્જન પ્રદેશમાં, નદીના સંગમસ્થળે કે પર્વત પર અથવા સિદ્ધ ક્ષેત્રમાં કે ખારી જમીન પર તેમ જ નરસિંહના આશ્રમમાં પોતે જાતે નરસિંહની પ્રતિષ્ઠા કરાવીને વિધિથી તેમની પૂજા પણ કરવી. તેથી હે દેવી! તે સાધકનાં ઉપપાતકો તથા મહાપાતકો પણ નાશ પામે છે. એમ તે સાધક બધાં પાપોથી મુક્ત થાય છે, એમાં સંશય નથી. એમ ત્યાં પ્રથમ પ્રદક્ષિણા કર્યા પછી નરસિંહની ઉત્તમ પ્રકારે પૂજા કરવી. ચંદન, પુષ્પ આદિથી અને ધૂપથી પૂજા કર્યા પછી તે પ્રભુને મસ્તક વડે પ્રણામ કરી તેમના મસ્તક ઉપર કપૂર તથા ચંદનવાળાં જાઈનાં પુષ્પો ચઢાવવાં. એમ તે નરસિંહની પૂજા કર્યાથી સિદ્ધિ ઉત્પન્ન થાય છે; અને સર્વ કાર્યોમાં તે ભગવાન કોઈ પણ કાળે અતિશય સંતાપ પામતા નથી. એમ પૂજન કરનાર તે સાધક પ્રત્યે આક્રમણ કરવા માટે બ્રહ્મા, રુદ્ર આદિ દેવો પણ શક્તિમાન થતા નથી, તો આ લોકમાં રહેલા દાનવો, સિદ્ધો, ગંધર્વો તથા મનુષ્યો, વિદ્યાધરો, યક્ષોના ગણો, કિન્નરો અને મોટા સર્પો એ બધા ભલે દિવ્ય હોય તો યે દિવ્ય અગ્નિના તેજ વડે નાશને જ પામે છે. એક વાર પણ અગ્નિની શિખા દ્વારા નરસિંહકવચનો જપ કરી હરકોઈ સાધક સર્વ ઉપદ્રવોનો નાશ કરે છે; અને તે દિવ્ય કવચનો ત્રણ વાર જપ કરીને તો દૈત્યો તથા દાનવોથી પણ માણસ પોતાનું રક્ષણ કરી શકે છે. તેમ જ ત્રણ વાર પેલું નરસિંહનું કવચ ભૂત, પિશાચ, રાક્ષસો અને બીજા જે કોઈ શત્રુઓ હોય તેઓથી પણ માણસને બચાવી શકે છે; કેમ કે તે દિવ્ય કવચ દેવોથી કે અસુરોથી પણ અભેદ્ય છે-ભેદી કે ચીરી શકાય તેવું નથી. હે મહાભાગ્યવતી મોહિની! મહાબળવાન અને મહાપરાક્રમી તે નરસિંહ દેવ (પોતાના સ્થાનેથી) બાર યોજનની અંદર પણ રહેલા પોતાના ભક્તનું સર્વકાળ રક્ષણ કર્યા કરે છે. તે પછી એ નરસિંહની યાત્રા કરતા માણસે ત્યાં રહેલી એક ગુફાના દ્વારની સમીપ જઈ ત્રણ રાત્રિના ઉપવાસ કરી ખાખરાની સમિધા દ્વારા ભગવાન અગ્નિને પ્રજ્વલિત કરી તેમાં ખાખરાની જ સમિધોને ત્રણ-ત્રણની સંખ્યામાં લઈ તેમને મધવાળી કરીને તેમનો હોમ કરવો. એટલે કે વીસ હજાર કમળ જેવાં નેત્રો તથા એક ગાડું ત્યાં પ્રકટ થાય અને તે પછી તે સાધકની આગળ ક્ષણ વારમાં 'કવલ્લી' નામની તે ગુફાનું છિદ્ર પ્રકટ થઈ જાય છે. પછી તે વિદ્વાન સાધકે, એ કવલ્લી ગુફાના છિદ્રમાં નિઃશંક થઈને પ્રવેશ પણ કરવો. (પછી પેલું ગાડું તેમાં આગળ જવા માંડે છે અને ત્યાં રહેલો અંધકાર તથા સાધકનો મોહ પણ નાશ પામે છે. તેમ જ હે મોહિની! ત્યાં રહેલો વિશાળ રાજમાર્ગ પણ દેખાય છે.) તે વેળા નરસિંહ દેવનું સ્મરણ કરતો એ સાધક

તે રાજમાર્ગ દ્વારા ત્યાં પાતાળમાં પ્રવેશ કરે છે અને ત્યાં જઈ શુદ્ધ થઈને તે અવિનાશી નરસિંહ દેવનો તે જપ કરે છે. પછી ત્યાં એક નગર દેખાય છે અને તેમાંથી જ હજારો સ્ત્રીઓ, વીણા તથા ચામરનું કર્મ કરતી કરતી બહાર નીકળે છે અને તે, સાધકની આગળ સ્વાગત વચનો તેઓ બોલે છે. પછી એ સ્ત્રીઓ, તે ઉત્તમ સાધકને હાથમાં ગ્રહણ કરી ત્યાં રહેલા તે નગરમાં પ્રવેશ કરાવે છે અને હે સુંદરનેત્રોવાળી મોહિની! ત્યાં લઈ જઈ તે સાધકને દિવ્ય રસાયન-ઔષધ પાય છે. એ રસાયનને તે સાધક જેવો પીએ છે, તે ક્ષણમાત્રમાં જ દિવ્યદેહવાળો તથા અતિશય બળવાળો તે થઈ જાય છે અને પછી તો એ સાધક, તે દિવ્ય કન્યાઓની સાથે જ્યાં સુધી આ ભૂતસમુદાયરૂપ સૃષ્ટિનો પ્રલય થાય ત્યાં સુધીના કાળ પર્યંત ક્રીડા કરે છે. પછી એમ જુદા જ બનેલા શરીરવાળા તે સાધકને એ દિવ્ય કન્યાઓ વાસુદેવ ભગવાન પાસે લઈ જાય છે; એમાં સંશય નથી. પછી જ્યારે તે દિવ્ય કન્યાઓને તે સાધકને પસંદ પડતી નથી, ત્યારે તે સાધક ત્યાંથી બહાર નીકળી જાય છે. તે વેળા એક પટ્ટ, ત્રિશૂલ, તલવાર, રોચના, મણિ, રસરૂપ રસાયન, ચાખડી, દિવ્ય, અંજન, કૃષ્ણાંજલિ તેમ જ હે ઉત્તમ ભાગ્યવતી મોહિની! એક ગોળી, મણસીલ, મુંડલા વનસ્પતિ, એક રુદ્રાક્ષમાળા, ષષ્ઠી સંજીવની ઔષધિ તેમ જ સિદ્ધ થયેલી વિદ્યા તથા બધાં શસ્ત્રોને સાથે લઈને એ ઉત્તમ સાધક બહાર નીકળે છે. એમ બળતા અગ્નિના તણખાઓની ઊર્મિઓ-તરંગોથી વીંટાયેલા દેવ-નરસિંહ ભગવાનને જો એક જ વાર હૃદયમાં સ્થાપ્યા હોય તો કરોડો જન્મોથી ઉત્પન્ન થયેલાં સર્વ પાપોને તે બાળી નાખે છે. જેમ વિષમાં નાખેલું વિષ શરીરમાં રહેલા કોઢનો નાશ કરે છે, તેમ હૃદયમાં સ્થાપેલા તે નરસિંહ દેવ, ઉત્તમ દેહવાળાં બાળકોની હત્યા આદિ રીતે પણ તે દિવ્ય નરસિંહ સ્વરૂપના ચિંતન વડે માણસ શુદ્ધ થાય છે. જે કાળે માણસો મોટા, ગ્રહોથી ગ્રહણ કરાયા હોય તે સમયે તેજથી પ્રકાશતા એ નરસિંહ દેવનું વિશેષ ચિંતન કરે, તો એ દારુણ ગ્રહો તરત જ રડવા માંડે છે અને નાસી જાય છે. બાળકોના ગળામાં એ નૃસિંહ(ના નામની)રક્ષા કાયમ બાંધેલી હોવી જોઈએ, કારણ કે તે રક્ષા, ગંડ-ગૂમડાં, ફોલ્લા તથા કૃત્યા નામના બાલગ્રહોનો અવશ્ય નાશ કરે છે. વ્યાધિ કે રોગોનો નાશ કરવો હોય તો માણસે એક મહિના સુધી ત્રણે સંધ્યાકાળે સમિધો વડે તેમ જ દૂધ સહિત સમિધોની સાથે ઘીનો હોમ કરવો. તેથી સર્વ રોગોનો મનુષ્ય વિનાશ કરે છે. એથી તે હોમ-કર્મ કરનાર મનુષ્યને સ્થાવરજંગમ સહિત લોકમાં કોઈ પણ તત્ત્વ અસાધ્ય નથી-પણ તે સર્વ તત્ત્વોને સાધી શકે છે. એકલા નરસિંહ ભગવાનનું એકસો આઠવાર પૂજન કરીને મનુષ્ય, જે જે સિદ્ધિને ઇચ્છે છે, તેને તેને પણ અવશ્ય મેળવે છે.

સાત રાફડા, સ્મશાન તથા શીત ચૌટાંની માટીને રક્તચંદનથી મિશ્ર કરી ગાયના દૂધ વડે તેનાથી નરસિંહની પ્રતિમાને લેપ કરવો. વળી છ આંગળની સિંહમી પ્રતિમા બનાવીને અથવા ભોજપત્રમાં તેવી પ્રતિમાને વિશેષે કરી ગોરોચન વડે લખવી જોઈએ. પછી તે પ્રતિમાને નરસિંહના ગળામાં બાંધી, મંત્રયુક્ત જલાશયમાં રહી જપ કરવો અને તે પણ જલાશયમાં રહી સંખ્યારહિત કરવો. પરંતુ એ જપ સાત દિવસો સુધી જે માણસ જપે તેણે તેટલા દિવસો સુધી ઇંદ્રિયોનો સંયમ કરવો. જેથી એક મુહૂર્ત જેટલા કાળમાં આખી પૃથ્વી જળથી છવાયેલી બની જાય છે. અથવા શુદ્ધ વૃક્ષના અગ્રભાગે પણ શ્રી નરસિંહનું પૂજન કરવું. એકસો ને આઠ અથવા આઠસો

તત્ત્વનો એક વર્ષ સુધી જપ કરી તેનું વારણ કરવું; એટલે કે તેનું પૂજન બંધ કરવું. પછી એ જ નરસિંહની પ્રતિમાને કોઈ એક પાંજરામાં બાંધી જે ઉત્તમ સાધક તેને જ્યારે ભમાવે, ત્યારે એક મુહૂર્તમાં એટલે કે બે ઘડી જેટલા કાળમાં ત્યાં મોટો વાયુ આવી પહોંચે છે એમાં સંશય નથી. વળી સાતવાર જપેલા પાણી વડે છાંટેલી તે નરસિંહની પ્રતિમાનું વારણ કરતો જે સાધક તે પ્રતિમાને જે માણસના ઘરના દરવાજામાં દાટી દે, તે માણસના આખા વંશનો વિનાશ થઈ જાય છે; પણ તે પ્રતિમાને જો ત્યાંથી ફરી બહાર કાઢે તો શાન્તિદાયી થાય છે. એ કારણે હે બ્રહ્માની પુત્રિ! તેં નરસિંહ ભગવાનનું સર્વકાળ ભક્તિથી અવશ્ય પૂજન કરવું. વળી હે શુભે મોહિની! મહાપરાક્રમી મૃગરાજ નરસિંહ સર્વ કામનાઓ આપનારા છે. તેમનું દર્શન તથા સ્તુતિ કરી જે માણસો તે નરસિંહને નમસ્કાર કરી સારી રીતે પૂજે છે, તે લોકો રાજ્યને, સ્વર્ગને તથા દુર્લભ મોક્ષને પણ પ્રાપ્ત કરે છે. એકંદર શ્રીનરસિંહનું દર્શન કરી મનુષ્ય પોતાનું ઇચ્છિત ફળ અવશ્ય મેળવે છે એટલું જ નહિ પણ એ શ્રીનરસિંહનો ભક્ત મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થઈને વિષ્ણુલોકમાં જાય છે. ઉપરાંત સિંહનું શરીર ધરનાર દેવનું એક જ વાર ભક્તિથી દર્શન કરીને પણ માણસ શરીર, વાણી તથા મનથી થયેલાં સર્વ પાપોથી છૂટી જાય છે. વળી સંગ્રામમાં-યુદ્ધમાં દુર્ગમ સંકટમાં કે ચોર, વાઘ, આદિથી પીડા થઈ હોય ત્યારે કે જંગલમાં પ્રાણનો સંદેહ થાય અથવા ઝેરથી, અગ્નિથી કે જળથી ભય આવે કે રાજા આદિથી ભય થાય કે યુદ્ધમાં તથા ગ્રહ, રોગ, આદિથી માણસ પીડાયો હોય તે વેળા જે પુરુષ તે નરસિંહનું સ્મરણ કરે છે તે પણ એ દરેક સંકટથી છૂટી જાય છે; જેમ સૂર્યનો ઉદય થતાં અતિશય મોટો અંધકાર નાશ પામે છે તેમ શ્રીનરસિંહનું દર્શન થતાં જ સર્વ ઉપદ્રવો વિનાશને પામે છે. વળી પાતાળમાં જઈ જે સાધકે પેલી દિવ્ય કન્યાઓ પાસેથી જે ગુટિકા (નરસિંહની પ્રસાદી તરીકે) મેળવી હોય, તેનું આંખમાં અંજન કરવાથી કે પગે લેપન કરવાથી તે એક રસાયન ઔષધરૂપે થઈને સંપૂર્ણ સિદ્ધિ આપનાર થાય છે. એકંદરે શ્રીનરસિંહદેવ જો પ્રસન્ન થયા હોય તો બીજા પણ હરકોઈ ઇચ્છિત પદાર્થોને માણસ મેળવે છે; તેમ જ શ્રીનરસિંહનું જે ભજન કરે છે તે માણસ જે મનવાંછિત પદાર્થોને ચિંતવે છે, તે અવશ્ય મેળવે છે, એમાં સંશય નથી. ૧-૧૩૩

तांस्तान्कामानवाप्नोति नरो नास्त्यत्र संशयः ॥१३३॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'શ્રીપુરુષોત્તમ-માહાત્મ્ય' નામનો અધ્યાય ૫૫ મો સંપૂર્ણ

## અધ્યાય ૫૬ : પુરુષોત્તમ-માહાત્મ્ય (ચાલુ)

वसुरुवाच

अन्यच्छृणु महाभागे तस्मिञ्छ्रीपुरुषोत्तमे ।
तीर्थत्रजं महत्पुण्यं दर्शनात् पापनाशनम् ॥ १ ॥

વસુ બોલ્યા : હે મહાભાગ્યવતી મોહિનિ, શ્રીપુરુષોત્તમક્ષેત્રમાં બીજાં પણ ઘણાં તીર્થો રહેલાં છે. તે પણ મહાપુણ્યદાયી હોઈ દર્શન કરવાથી પાપોનો નાશ કરનારાં છે. એ પુરુષોત્તમક્ષેત્રમાં અમના નામના વાસુદેવ ભગવાન બિરાજે છે. તેમનું ભક્તિથી દર્શન કરીને તેમ જ એ ભગવાનને પ્રણામ કરીને માણસ સર્વ પાપોથી મુક્ત થઈને પરમ પદને પામે છે. વળી ત્યાં 'શ્વેતગંગા' નામની તીર્થરૂપ એક નદી છે. તેમાં સ્નાન કરી જે માણસ ત્યાં રહેલા 'શ્વેતમાધવ' ભગવાનનું દર્શન કરે છે, તેમ જ 'મત્સ્ય' નામના માધવ ભગવાનનું પણ જે દર્શન

કરે છે, તે પણ 'શ્વેતદ્વીપ' નામના ધામમાં જ અવશ્ય જાય છે. એ શ્વેત-માધવ તથા મત્સ્યમાધવ ભગવાન 'શ્રી-વત્સ' નામના ચિહ્નથી યુક્ત છાતીવાળા છે; અતિશય પ્રસન્ન, ચાર ભુજાઓવાળા, વનમાળા-શ્રી છવાયેલી છાતીવાળા, મુકુટ તથા બાજુબંધને ધારણ કરનાર, પીળાં વસ્ત્રોને પહેરનાર, અતિશય પુષ્ટ ખભાવાળા, એ કુંડળો વડે શણગારેલા અને હે રાજેન્દ્ર! શ્વેતગંગાના તીર્થ પર રહેલા છે. તેમને દર્ભમાં અગ્ર ભાગથી પણ સ્પર્શ કરી એકાગ્રચિત્ત થયેલા વિષ્ણુભક્તો, સ્વર્ગલોકમાં જાય છે. તેમ જ જે માણસ ચન્દ્ર જેવી કાન્તિવાળી અને શંખ તથા ગાયના દૂધના જેવા પ્રકાશવાળી એ માધવની પ્રતિમાનું માત્ર દર્શન કરે તેમ જ સમગ્ર પાપોનો વિનાશ કરનારી અને કમળની પાંખ-ડીના જેવાં નેત્રોવાળી તે પ્રતિમાને એક વાર પણ ભક્તિથી પ્રણામ કરે તે મનુષ્ય સર્વ કામનાઓનો ત્યાગ કરી અવશ્ય વિષ્ણુલોક-માં પૂજાય છે; અને ત્યાં જ અનેક મન્વન્તર કાળ પર્યંત દેવોની કન્યાઓથી વીંટાયેલો રહી ગંધર્વો વડે ગવાય છે તેમ જ સિદ્ધો તથા વિદ્યાધરો વડે પૂજાય છે; અને દેવોની સાથે પોતાની ઇચ્છાનુસાર વિશાળ ભોગોને ભોગવે છે. પછી વિષ્ણુલોકમાંથી ચ્યવીને અહીં પૃથ્વી પરના મનુષ્યોમાં તે એક બ્રાહ્મણ થાય છે અને તે બ્રાહ્મણપણામાં પણ વેદો તથા વેદાંગોને જાણનાર બુદ્ધિમાન, ભોગ-વાન, લાંબા જીવનવાળો, હાથી, ઘોડા, રથ તથા બીજાં વાહનોથી યુક્ત, ધન-ધાન્યથી યુક્ત, પવિત્ર, રૂપવાન, બહુ ભોગ્યવાન તથા પુત્રો અને પૌત્રોથી પણ યુક્ત થાય છે. પછી છેવટે પુરુષોત્તમ ભગવાનને પ્રાપ્ત કરી સમુદ્રના કિનારે પેલા વડના ઝાડના મૂળ પાસે શ્રીહરિના સ્મરણપૂર્વક દેહનો ત્યાગ કરી છેવટે મોક્ષને પામે છે. એમ તે પુરુષો-

ત્તમક્ષેત્રમાં શ્વેતમાધવનું દર્શન કર્યા પછી ત્યાં જ તેમની સમીપે રહેલા મત્સ્યમાધવનાં પણ મનુષ્યે દર્શન કરવાં. પૂર્વે પ્રલયકાળના સમયે બધું કેવળ એક સમુદ્રના જળમય બન્યું હતું, ત્યારે જેમણે વેદોને પાછા લાવવા રોહિત મત્સ્યનું સ્વરૂપ ધારણ કર્યું હતું, અને પછી જે રસાતલમાં રહ્યા હતા. એમ ત્યાં પૃથ્વીનું ચિન્તન કરી તે મત્સ્યસ્વરૂપે જે સ્થાને સ્થિતિ કરી રહેલ હતા તે જ તરુણરૂપ ધારણ કરનાર મત્સ્ય-માધવ કહે-વાય છે. તેમને પ્રણામ કરી અતિશય સંયમી થયેલો માણસ બધાંયે દુઃખોથી રહિત થાય છે; અને પરમશ્રેષ્ઠ સ્થાનમાં તે જાય છે, જ્યાં શ્રી-હરિ પોતે દેવરૂપે રહ્યા છે. પછી યોગ્ય સમયે એટલે પોતાનાં પુણ્યનો ક્ષય થાય છે ત્યારે ત્યાંથી અહીં પાછો આવી તે માણસ અહીં પૃથ્વી પર રાજા થાય છે. વળી તે મત્સ્ય-માધવને પ્રાપ્ત કરી તે માણસ દુરાધર્ષ થાય છે, કોઈથી પણ પરાજય કે પરાભવ કર-વાને મુશ્કેલ થાય છે. પાછળથી શ્રીહરિનો યોગ પામી તે મોક્ષને પામે છે. એમ મત્સ્ય-માધવનું માહાત્મ્ય મેં તમને કહ્યું. હે બ્રહ્મા-ની પુત્રિ! જેનું દર્શન કરી માણસ સર્વ કામનાઓને મેળવે છે, તે માર્કંડેય નામના શુભ કુંડમાં જે સ્નાન કરાય છે, તેનું ફળ હું તમને કહું છું. એ માર્કંડેયહ્રદ પુરાણો હોઈ પુણ્યને તથા મુક્તિને આપે છે. તેમાં ભક્તિથી તેમય મનવાળો થઈ સ્નાન કરવા-માં આવે તે સર્વકાળે અતિશય વખણાય છે. છતાં ચૌદશને દિવસે તેમાં જો સ્નાન કરાય, તો વિશેષે કરી સર્વ પાપોને તે નાશ કરનાર થાય છે. તે જ પ્રમાણે, સમુદ્રનું સ્નાન પણ સર્વકાળે વખણાય છે. છતાં એ સમુદ્ર-માં પૂનમને દિવસે જો સ્નાન કરાય તો, અશ્વમેધ યજ્ઞનું ફળ માણસ મેળવે છે; છતાં જેઠ મહિનાની પૂનમને દિવસે જ્યારે જ્યેષ્ઠા નક્ષત્ર હોય ત્યારે વિશેષે કરી એ શ્રેષ્ઠ અને શુભ

એવા તીર્થરાજમાં જઈ મન, વચન અને શરીર વડે શુદ્ધ સદ્‌ભાવથી યુક્ત થઈ, બીજા કોઈ પણ વિષય કે પદાર્થમાં મન રાખ્યા વિના અને સર્વ પ્રકારનાં જોડકાં, રાગ–દ્વેષ આદિથી અતિશય મુક્ત થઈ તે, તેમ જ રાગ તથા મત્સર, અદેખાઈ વગેરે દોષો દૂર કરી, જ્યાં જનાર્દન–શ્રીપુરુષોત્તમ સાક્ષાત્ રહ્યા છે, તે પેલા સુંદર વડની સમીપ જઈ એકાગ્રચિત્ત થઈને તે વડને ત્રણ પ્રદક્ષિણા કરવી અને પછી તે વડનું દર્શન કરી સાત જન્મોનાં જે પાપ હોય તે નાશ પામે છે અને વિશાળ પુણ્ય તથા ઇષ્ટ ગતિને માણસ મેળવે છે. હવે હે મોહિનિ! પ્રત્યેક યુગમાં તે વડ–વૃક્ષનાં જે જુદાં જુદાં નામો છે, તે પણ હું તમને કહું છું. વટ, વટેશ્વર, શાંત અને પુરાણપુરુષ–એવાં ચાર નામો સત્યયુગ આદિ ચાર યુગોમાં તે વટવૃક્ષનાં કહેલાં છે અને તે નામોને વિદ્વાનો જાણે છે. વળી તે સત્યયુગ આદિમાં તે કલ્પવૃક્ષરૂપ વડનું પ્રમાણ અથવા માપ અનુક્રમે એક યોજન, તેમાં એક ચતુર્થાંશ ઓછું, અર્ધ યોજન તથા તેમાં અર્ધભાગ ઓછું કહેલું છે. એમ તે વડનું ત્યાં દર્શન કર્યા પછી પૂર્વોક્ત મંત્ર વડે તેને નમસ્કાર કરી ત્યાંથી સમુદ્રની અંદર દક્ષિણ દિશા તરફ ત્રણસો ધનુષ્યના પ્રમાણના અંતરે દૂર જવું જોઈએ. જ્યાં એ સર્વગુણસંપન્ન (પુરુષોત્તમની પ્રતિમાના) ચિહ્નરૂપ કાષ્ઠ આકર્ષાયેલું દેખાય, તેને મનનું આકર્ષક તથા સ્વર્ગના દ્વારરૂપ જાણીને મનુષ્યે તેને પ્રણામ કરવા અને પછી તેની પૂજા કરી ત્યાં ઊભા રહેવું; જેથી હરકોઈ મનુષ્ય સર્વ પાપોથી તેમ જ પાપી ગ્રહ આદિના વળગાડથી પણ મનુષ્ય મુક્ત થાય છે. પૂર્વે સ્વર્ગદ્વાર તુલ્ય એ સાગરમાં જઈ તે કાષ્ઠનું દર્શન કરી ત્યાં ત્રણ આચમન દ્વારા પવિત્ર થઈને સર્વશ્રેષ્ઠ શ્રીનારાયણનું ધ્યાન કર્યું હતું; અને પછી પોતાના હાથ ઉપર તથા શરીર પર 'ૐ નમો નારાયણાય' એ આઠ અક્ષરનો મંત્ર સ્થાપ્યો હતો, એમ વિદ્વાનો કહે છે; કારણ કે તે–'ૐ નમો નારાયણાય'–આઠ અક્ષરનો મંત્ર જો મળી જાય તો માનસિક વૈભવ અથવા આનંદને કરનારા બીજા મંત્રો મેળવીને શું કાર્ય કરવાનું હોય છે? એટલે કે તે અષ્ટાક્ષર મંત્ર મળ્યા પછી બીજા મંત્રો મેળવવાની કોઈ જરૂર જ રહેતી નથી. તે અષ્ટાક્ષર મંત્ર જ સર્વ પદાર્થો અથવા બધાયે પુરુષાર્થોને સિદ્ધ કરનાર છે. બધાં જળમે નર–શ્રીનારાયણનાં સૂનુ–પુત્રરૂપ કહ્યાં છે, તેથી એ બધાં જળ 'નાર' કહેવાય છે અને તે જ નાર–જળને શ્રીવિષ્ણુનું 'અયન'–આલય અથવા ઘરરૂપ કહ્યાં છે. એ કારણે પૂર્વકાળથી શ્રીવિષ્ણુને 'નારાયણ' એ નામે કહેલા છે, અર્થાત્ 'નારાઃ–જલાનિ अयनं स्थानं यस्य सः–नारायणः–બધાં જળ જેમનું આશ્રયસ્થાન છે, તે જ કારણે શ્રીવિષ્ણુ ભગવાન 'નારાયણ' નામે કહેવાય છે. બધા વેદો એ શ્રીનારાયણપરાયણ છે. બધા દ્વિજો–બ્રાહ્મણાદિ ત્રણે વર્ણો શ્રીનારાયણપરાયણ છે. પ્રત્યેક જ્ઞાન શ્રીનારાયણપરાયણ છે. હરકોઈ ક્રિયા શ્રીનારાયણપરાયણ છે. દરેક ધર્મ શ્રીનારાયણપરાયણ છે. બધાંરો તપ શ્રીનારાયણપરાયણ છે. હરકોઈ દાન શ્રીનારાયણપરાયણ છે. બધાં વ્રતો શ્રીનારાયણપરાયણ છે. બધાયે લોકો શ્રીનારાયણપરાયણ છે. સર્વ દેવો શ્રીનારાયણપરાયણ છે. સર્વ નિત્ય વસ્તુઓ શ્રીનારાયણપરાયણ છે. પરમ પદ–મોક્ષ નારાયણપરાયણ છે. આ પૃથ્વી પણ શ્રીનારાયણપરાયણ છે. બધાં જળ શ્રીનારાયણપરાયણ છે. અગ્નિદેવ પણ નારાયણપરાયણ છે. આકાશ પણ શ્રીનારાયણપરાયણ છે. વાયુ પણ શ્રીનારાયણપરાયણ છે. બધાં મન

પણ શ્રીનારાયણપરાયણ છે અને અહંકાર તથા બુદ્ધિ—એ બન્ને પણ શ્રીનારાયણસ્વરૂપ જ છે. એમ જે કંઈ ભૂત, ભવ્ય તથા ભવિષ્યકાળનું 'જીવ' સંજ્ઞાધારી દ્રવ્ય છે અને જે કંઈ સ્થૂલ, સૂક્ષ્મ કે બીજું સર્વ રહેલું છે, તે બધું શ્રીનારાયણનું જ, સ્વરૂપ છે. હે મોહિનિ! શ્રીનારાયણથી પર અથવા શ્રેષ્ઠ બીજું કંઈ પણ હું જોતો નથી. એ શ્રીનારાયણ વડે આ સર્વ દૃશ્ય તથા અદૃશ્ય જંગમ તથા સ્થાવર વ્યાપેલું છે. જળ એ શ્રીવિષ્ણુનું આશ્રયસ્થાન છે અને તે વિષ્ણુ જળના પતિ છે, તેથી એ જળમાં શ્રીવિષ્ણુ બિરાજમાન રહે છે, તેથી એ રીતે જળ પણ શ્રીનારાયણસ્વરૂપ હોઈને પાપનો નાશ કરનાર છે. એ જ કારણે સ્નાનના સમયે અને તેમાં પણ વિશેષે કરી ઉષસ્કાળ—પ્રભાતના સમયે જળમાં પવિત્ર થઈને મનુષ્યે ઉપસ્થાન કરવું જોઈએ—જળની સમીપ સ્થિતિ કરવી અને તે જળમાં અથવા તેની સમીપે રહી શ્રીનારાયણનું સ્મરણ કરવું તેમ જ હાથમાં તથા શરીર પર જળનો વિન્યાસ અથવા સ્થાપન કરવું. ૐ કારને, ડાબી કેડમાં, 'ना'-કારને જમણી કેડમાં, 'रा'કારને નાભિપ્રદેશમાં, 'य'કારને ડાબા હાથમાં, 'णा'-કારને જમણા હાથમાં અને 'य' કારને મસ્તક પર, સ્થાપન કરવો. એમ 'ૐ नारायणाय' એ મંત્રના અક્ષરોનો શરીરના તે તે અવયવોમાં ન્યાસ કર્યા પછી નીચે, ઉપર હૃદયમાં, બેય પડખાંમાં, પાછળ તથા આગળ પણ ધ્યાન કરવું. વિદ્વાન મનુષ્યે નીચે દર્શાવેલ શ્રીનારાયણના કવચનો પાઠ શરૂ કરવો.

"पूर्वे मां पातु गोविन्दो दक्षिणे मधुसूदनः ।
पश्चिमे श्रीधरो देवः केशवस्तु तथोत्तरे ॥
पातु विष्णुस्तथाऽऽग्नेये नैर्ऋते माधवोऽव्ययः ।
वायव्ये तु हृषीकेशस्तथेशाने च वामनः ॥
भूतले पातु वाराहस्तथोर्ध्वे च त्रिविक्रमः ॥

પૂર્વમાં શ્રી ગોવિંદ મારું રક્ષણ કરો. દક્ષિણમાં શ્રીમધુસૂદન મારું રક્ષણ કરો. પશ્ચિમમાં શ્રીધર દેવ મારું રક્ષણ કરો. ઉત્તરમાં શ્રીકેશવ મારું રક્ષણ કરો. અગ્નિકોણમાં શ્રીવિષ્ણુ મારું રક્ષણ કરો. નૈર્ઋત્ય-કોણમાં અવ્યય—અવિનાશી શ્રીમાધવ મારું રક્ષણ કરો. વાયુ કોણમાં શ્રીહૃષીકેશ મારું રક્ષણ કરો. ઈશાનમાં શ્રીવામન મારું રક્ષણ કરો. ભૂતલ—પર શ્રીવારાહ મારું રક્ષણ કરો અને ઊંચે શ્રીત્રિવિક્રમ મારું રક્ષણ કરો.' એમ તે શ્રીનારાયણના નામોનું કવચ ધારણ કર્યા પછી પોતાના આત્માને 'अहं नारायणो देवः शंखचक्रगदाधरः'—હું શંખ, ચક્ર તથા ગદાને ધારણ કરનાર શ્રીનારાયણ દેવ છું.' એમ શ્રીનારાયણ સ્વરૂપે ચિંતવવો. પોતાના આત્માનું શ્રીનારાયણ—સ્વરૂપે ધ્યાન કર્યા પછી તે મનુષ્યે આ મંત્રનો ઉચ્ચાર કરવો: 'त्वमग्निर्द्विपदां नाथ रेतोधाः कामदीपनः । प्रधानः सर्वभूतानां जीवानां प्रभुरव्ययः । अमृतस्यारणिस्त्वं हि देवयोनिरपांपते । वृजिनं हर मे सर्वं तीर्थराज नमोऽस्तु ते ॥'—હે બેપગાં પ્રાણી—મનુષ્યોના નાથ! તમે અગ્નિ છો; વીર્યને ધારણ કરનાર હોઈ કામનું દીપન કરનાર છો, સર્વ પ્રાણીઓમાં તમે મુખ્ય હોઈને જીવોના પ્રભુ તથા અવ્યય-અવિનાશી તથા નિર્વિકાર છો, તમે અમૃતના અરણિ—ઉત્પત્તિસ્થાન કાષ્ઠરૂપ છો; અને હે જળના પતિ! તમે દેવોના યોનિ—ઉત્પત્તિ-કારણ અથવા ઉત્પત્તિસ્થાન છો. તમે મારાં બધાં પાપ હરો. હે તીર્થરાજ! તમને નમસ્કાર હો.' એમ ઉચ્ચાર કર્યા પછી મનુષ્યે વિધિપ્રમાણે સ્નાન કરવું જોઈએ, નહિ તો હે બ્રહ્માનાં પુત્રિ મોહિની! તે તીર્થક્ષેત્રમાં કે ગમે તે તીર્થરૂપ સમુદ્ર—નદી આદિમાં જે સ્નાન કરાય તે ઉત્તમ ગણાતું નથી. જળ

જેના દેવતા છે એવા મંત્રોના ઉચ્ચારપૂર્વક સ્નાન કરી જળની અંદર મંત્રજાપ કરતાં કરતાં માર્જન કરવું; અને તે પછી ત્રણવાર અઘમર્ષણસૂક્તના મંત્ર ઉચ્ચારીને અઘમર્ષણ કરવું એટલે કે પાપોને દૂર કરવાં. હે દેવિ! જેમ અશ્વમેધ યજ્ઞ સર્વ પાપોને હરનાર ગણાય છે, તેમ એ તીર્થક્ષેત્રમાં અઘમર્ષણસૂક્ત ભણાય એ પણ સર્વ પાપોને સાફ કરી નાખનાર થાય છે. એમ તીર્થસ્નાન કર્યા પછી તે તીર્થમાંથી બહાર નીકળી ધોયેલાં નિર્મળ વસ્ત્રો પહેરી લેવાં અને પછી પ્રાણાયામ કરી, આચમન કરવાપૂર્વક સંધ્યાવંદન કર્મની ઉપાસના કરવી અને પછી સૂર્યની સામે ઊભા રહી 'સૂર્યોપસ્થાન કર્મ' કરવું; એટલે કે ઊંચે સૂર્યની સામે પુષ્પયુક્ત જળની અંજલિ આપીને સૂર્યપ્રાર્થનારૂપ સૂર્યોપસ્થાનક્રિયા કરવી. તે વેળા બન્ને હાથને ઊંચા રાખી એ સૂર્યોપસ્થાન કર્મ કરાય છે. તે દ્વારા સૂર્યની સામે તે સૂર્યના સ્વરૂપને સૂચવતા મંત્રોચ્ચારપૂર્વક એ સૂર્યપ્રાર્થના કર્યા પછી પવિત્ર કરનાર ગાયત્રી દેવીનો એકસો આઠ વાર જપ કરવો જોઈએ. ઉપરાંત એકાગ્રચિત્તે સૂર્ય સામે ઊભાં ઊભાં જ બીજા પણ સૂર્યના મંત્રો ભણવા અને તે પછી સૂર્યને પ્રદક્ષિણા કરીને નમસ્કાર કરવા. પછી ત્યાં સૂર્યની સામે જ બેસી, પૂર્વ દિશા તરફ મુખ રાખી સ્વાધ્યાય કરવો અને તે પછી દેવોને, મનુષ્યોને, ઋષિઓને તેમ જ પોતાના પિતૃઓને વિધિ પ્રમાણે તૃપ્ત કરવા એટલે કે તે તે દેવાદિનાં નામ-ગોત્રને જાણનાર મનુષ્યે ત્યાં દેવતર્પણ, મનુષ્યતર્પણ, ઋષિતર્પણ તથા પિતૃતર્પણ કર્મ કરવું. તે વેળા સારી રીતે એકાગ્રચિત્ત થઈ તલથી મિશ્ર કરેલા જળ વડે તે તર્પણ કર્મ કરાય છે. અને આવો વિધિ છે કે શ્રાદ્ધમાં તથા હવનકાળે એક હાથ વડે નિર્વપણ અથવા અર્પણ કરાય છે; પણ તર્પણકર્મમાં તો બન્ને હાથ વડે દેવાદિને સદા અર્પણ કરાય છે; એટલે કે અન્વારબ્ધ અથવા એક એક સાથે સ્પર્શ કરેલા ડાબા તથા જમણા બન્ને હાથ વડે દેવાદિને ઉદ્દેશી તર્પણક્રિયા કરાય છે. તે વેળા વાણીનો જેણે સંયમ કર્યો હોય એવા તે મનુષ્યે, નામ તથા ગોત્રનો ઉચ્ચાર કરવાપૂર્વક 'તૃપ્યતામ્' તમે તૃપ્ત થાઓ, એમ અતિસ્પષ્ટ ઉચ્ચારણ કરવું. જે મનુષ્ય મોહથી એટલે અજ્ઞાનના કારણે શરીર પર રહેલા તલ વડે પિતૃતર્પણ કરે છે, તેણે ત્વચા-ચામડી, માંસ, રુધિર તથા હાડકાં વડે પિતૃઓને તૃપ્ત કર્યા ગણાય છે. વળી એ પિતૃતર્પણ કર્મ કરતી વેળા, જળમાં ઊભા રહી સ્થળ ઉપર પિતૃઓને ઉદ્દેશી જે જળ અપાય અને સ્થળ ઉપર ઊભા રહી જળની અંદર પિતૃઓને ઉદ્દેશી જે જળ અપાય તે જળ પિતૃઓને પ્રાપ્ત થતું નથી. એટલે કે જમીન પર ઊભા રહી જમીન ઉપર જ પિતૃઓને ઉદ્દેશી જળ પ્રદાન કરાય તે જ પિતૃઓને મળી શકે છે. પણ જમીન પર ઊભા ન રહી જે જળ પિતૃઓને ઉદ્દેશી જમીન પર જ ન દેવાય તે જળ પિતૃઓને મળતું નથી; કારણ કે બ્રહ્માએ પિતૃઓને અક્ષયસ્થાનરૂપે ભૂમિ જ અર્પણ કરી છે. એ કારણે પિતૃઓની પ્રીતિને ઇચ્છતા મનુષ્યે, તે ભૂમિ ઉપર જ તે પિતૃઓને ઉદ્દેશી (તેઓની તૃપ્તિ માટે) જલપ્રદાન કરવું જોઈએ; કેમ કે એવા પ્રકારના તે પિતૃતર્પણ કર્મથી ભૂમિ ઉત્પન્ન થઈ છે. તેથી એ પિતૃતર્પણમાં પિતૃઓને ઉદ્દેશી આપેલું જળ પણ ભૂમિ ઉપર જ રહેલું હોવું જોઈએ. વળી પિતૃઓ પણ ભૂમિમાં જ લય પામે છે, તેથી તેમને ઉદ્દેશી જળ પણ ભૂમિ ઉપર જ આપવું જોઈએ. અને તે જળ પણ જમીન પર પોતપોતાના મંત્રોચ્ચાર-

પૂર્વક અગ્ર સહિત દર્ભોને પ્રથમ બિછાવી, તેમાં તે તે પિતૃઓનું તેમના પોતપોતાના મંત્રો વડે આવાહન કર્યા પછી જ તેમને તૃપ્ત કરવા; તેમને જલપ્રદાન કરવું. પરંતુ દેવોને ઉદ્દેશી તર્પણક્રિયા કરાય ત્યારે દર્ભોને પૂર્વદિશા તરફ અગ્રભાગવાળા રાખવા અને પિતૃઓને ઉદ્દેશી તર્પણકર્મ કરાય તેમાં દક્ષિણદિશા તરફ અગ્રભાગવાળા દર્ભો બિછાવી તેમના ઉપર પિતૃઓનું આવાહન કરી તેઓનું તર્પણ કરવું. ૧–૬૯

भूम्यां चैव लंयं यान्ति भूमौ दद्यात्ततो जलम् ।
आस्तीर्य च कुशान्साग्रानावाह्य स्वस्वमन्त्रतः॥
प्राचीनाग्रेषु वै देवान् याम्याग्रेषु तथा पितॄन् ।६८

ઇતિ શ્રીનારદમહાપુરાણના ઉત્તરભાગમાં 'પુરુષોત્તમ-માહાત્મ્ય' નામનો અધ્યાય ૫૬ મો સમાપ્ત

## અધ્યાય ૫૭ : પુરુષોત્તમ-માહાત્મ્ય (ચાલુ)

वसुरुवाच

देवान् ऋषीन् पितॄंश्चान्यान् संतप्याचम्य वाग्यतः ।
हस्तमात्रं चतुष्कोणं चतुर्द्वारं सुशोभनम् ॥

વસુ બોલ્યા : હે વિધિજ્ઞા, બ્રહ્મપુત્રિ મોહિનિ! એમ ઉપર્યુક્ત પ્રકારે દેવોને, ઋષિઓને, પિતૃઓને તેમ જ બીજા મનુષ્ય આદિને પણ સારી રીતે તૃપ્ત કર્યા પછી તે મનુષ્યે આચમન કરી વાણીનો સંયમ રાખીને તે મહાસાગરના તીર ઉપર એક હાથ પ્રમાણનું, ચાર ખૂણાઓવાળું અને ચાર દ્વારવાળું અતિશય ઉત્તમ પુર આલેખવું. પછી એ પુરમાં વચ્ચેના ભાગમાં આઠ પાંખડીઓવાળું અને વચ્ચે કળી સહિત એવું કમળ દોરવું. એમ તે મંડળ આલેખ્યા પછી હે મોહિનિ! તેમાં અષ્ટાક્ષરના વિધાનપૂર્વક અજન્મા પ્રભુ શ્રીનારાયણનું પૂજન કરવું. હવે ઉત્તમ કાયશુદ્ધિ હું તમને કહું છું. હૃદયમાં લાલ રંગના અને રેફથી યુક્ત–'क्षं'કારનું ચિંતન કરવું. તે દેદીપ્યમાન હોઈ ત્રણ શિખા સહિત જ હોય છે અને પાપના સમૂહને બાળી રહ્યો હોય છે. તે પછી ચંદ્રમંડળમાં રહેલ 'ए'કારનું મસ્તકમાં ચિંતન કરવું. તે ધોળા રંગનો હોય છે અને અમૃતને વર્ષતો હોઈ પૃથ્વીને તરબોળ કરી રહ્યો હોય છે. આમ તે દ્વારા થયેલી કાયશુદ્ધિને લીધે સાધક ધોવાઈ ગયેલાં પાપવાળો અને પછી દિવ્ય દેહવાળો પણ થાય છે. તે પછી એ વિદ્વાન સાધકે પોતાના દેહમાં તથા આત્મામાં અષ્ટાક્ષરમંત્ર–'ॐ નમો નારાયણાય'–નો ન્યાસ કરવો. તે મંત્રનું દેહમાં તથા આત્મામાં સ્થાપન કરવું. તે વેળા ડાબા પગથી શરૂઆત કરીને અનુક્રમે તે મંત્રનો દેહમાં તથા આત્મામાં વિન્યાસ કરવો જ જોઈએ. તેજ પ્રમાણે પાંચ અંગોવાળા વૈષ્ણવ ચતુર્વ્યૂહનો પણ દેહમાં તથા આત્મામાં અવશ્ય વિન્યાસ કરવો. પછી તે સાધકે ઉપર્યુક્ત મૂલમંત્ર વડે હાથની શુદ્ધિ કરવી; જેમ કે તે મંત્રના એક એક અક્ષરનો અલગ અલગ આંગળીઓમાં જ પ્રથમ વિન્યાસ કરવો. પછી, પૃથ્વીસ્વરૂપ અને ધોળા રંગના 'ॐ'કારનો ડાબા પગમાં વિન્યાસ કરવો. તેમ જ એ પૃથ્વીના સ્વરૂપભૂત 'न'કાર શ્યામ રંગનો હોઈને પોતાના જમણા પગમાં રહેલો છે, એમ ચિંતન કરવું. તે પછી 'मो'કારને પણ, વિદ્વાનો કાળા રંગનો જ કહે છે. તેને સાધકે પોતાની ડાબી કેડમાં સ્થાપવો. પછી 'ना'કાર, એ વાયુનો જ એક ભાગ છે; અને તે પોતાની ડાબી કાંધ પર આશ્રય કરી રહેલ છે, એમ સાધકે ચિંતન કરવું. પછી 'णा'કાર એ પોતાના જમણા ખભામાં સર્વકાળ રહ્યો છે, એમ સાધકે ચિંતવવું; અને 'य'કાર પોતાના મસ્તક પર રહેલો છે, જેમાં બધા લોકો રહ્યા છે, એમ સાધકે

ચિંતન કરવું. તે પછી 'ૐ'કારનો હૃદયમાં ન્યાસ કરી 'વિ'કારનો પોતાના મસ્તકમાં ન્યાસ કરતો. પછી 'ષ્ણ'કારને શિખામાં જ ન્યાસ કરી 'વે'કારનો કવચ રૂપે ન્યાસ કરવો. તે પછી 'ન'કારનો બે નેત્રોમાં ન્યાસ કરી 'મઃ' એ છેલ્લા અક્ષરને અસ્ત્રરૂપે જાણી લેવો; (એમ 'ૐ વિષ્ણવે નમઃ' એ મંત્રના તે તે અક્ષરોનો ન્યાસ કર્યા) પછી ધોળા રંગના 'વાસુદેવ' પણ લલાટમાં રહ્યા છે; તેમ જ લાલ રંગના શ્રીસંકર્ષણ, અગ્નિ તથા સૂર્ય જેવા પ્રકાશમાન હોઈ મુખમાં રહ્યા છે અને પીળા રંગના પ્રદ્યુમ્ન તથા અનિરુદ્ધ અનુક્રમે હૃદયમાં તથા પુરુષચિહ્નમાં રહ્યા છે, એમ ચિંતવી એ ચતુર્વ્યૂહરૂપે પૂજાયેલા સર્વશક્તિમાન શ્રીહરિ શરીરમાં સર્વ અંગોમાં રહેલા છે એમ ચિંતન કરવું. પછી વિષ્ણુ મારી આગળ રહ્યા છે, કેશવ મારી પાછળ રહ્યા છે, ગોવિંદ જમણા પડખે રહ્યા છે અને મધુસૂદન ડાબા પડખે રહ્યા છે; એમ ચિંતવવું. તેમ જ વૈકુંઠ ઉપરના ભાગમાં, વારાહ પૃથ્વીની સપાટી પર રહેલા છે અને બીજી જે જે બાજુ પરની દિશાઓ છે તે બધીમાં 'માધવ' ભગવાન રહ્યા છે એમ ચિંતવવું. તે પછી હું જવાની ક્રિયા કરતો હોઉં, ઊભો હોઉં, જાગતો હોઉં કે ઊંઘતો હોઉં ત્યારે પણ 'શ્રીનરસિંહ' ભગવાન મારી રક્ષા કરી રહ્યા છે અને હું પોતે પણ ખરેખર 'વાસુદેવ'મય છું, એમ શ્રીવાસુદેવમય થયા પછી તે સાધકે પોતાના નિત્ય કર્મનો આરંભ કરવો અને દેહમાં જે પ્રમાણે બધાં તત્ત્વો રહ્યાં છે તે જ પ્રમાણે દેવમાં પણ સર્વ તત્ત્વો રહ્યાં છે, એમ માની સર્વ તત્ત્વોની પોતામાં તથા દેવમાં પણ યોજના કરવી. વળી 'ક્ષ'–કાર સુધી શુભ મંડળ સર્વ વિઘ્નોને હરનાર કહ્યું છે અને તેમાં સૂર્યમંડળ, ચંદ્રમંડળ તથા અગ્નિમંડળ રહેલ છે એમ પણ અવશ્ય ચિંતવવું. વળી તેમાં કમળ આલેખ્યું હોય તેમાં વિષ્ણુનો ન્યાસ કરવો એટલે કે વિષ્ણુનું સ્થાપન કરવું અને ભુવનના અંતરનો કે મધ્યભાગનો પણ ન્યાસ કરવો. તે પછી હૃદયમાં તે બધું ચિંતવીને તે હૃદયમાં ઉત્તમ જ્યોતિરૂપ પ્રણવનું ચિંતન કરી તે કમળની કળીમાં બેઠેલા સનાતન જ્યોતિરૂપ શ્રીવિષ્ણુનું પણ ચિંતન કરીને તે પછી તે કમળની પાંખડીઓ પર અનુક્રમે અષ્ટાક્ષર મંત્રનો પણ એમ ન્યાસ કરવો. તે મંત્રના છૂટા છૂટા અક્ષરો વડે તેમ જ એક સામટા ઉચ્ચારેલા તે આખાયે મંત્રથી જે પૂજન કરાય તેને શ્રેષ્ઠ ગણ્યું છે; તેમ જ બાર અક્ષરોવાળા–'ૐ નમો ભગવતે વાસુદેવાય' મંત્ર વડે પણ સનાતનદેવ શ્રીવિષ્ણુનું પૂજન કરવું. હૃદયમાં કળીની ઉપર વિષ્ણુનો તથા મંત્રાક્ષરોનો ન્યાસ કર્યા પછી બહાર પણ (મંડળમાં રહેલ કમળમાં તથા તેની કળી પર) મહાસત્યસ્વરૂપ અને કરોડો સૂર્ય સમાન કાંતિવાળા ચતુર્ભુજ વિષ્ણુનો ન્યાસ ફરી મહાયોગરૂપ તેમનું ચિંતન કરીને અનુક્રમે આવાહન કરવું. પછી તેમની આગળ આમ કહેવું કે, માછલાંના રૂપને ધારણ કરનાર મત્સ્યાવતાર, નરસિંહ, વામન તથા વરદાન દેનારા બધા દેવો નારાયણસ્વરૂપ એવા મારી આગળ આવો; અને હે મધુસૂદન! આ સુમેરુ પર્વત તમારું પાદપીઠ છે–એટલે કે પગ મૂકવાના આસન કે બાજઠરૂપ છે. માટે તમે સર્વ–તત્ત્વ કે પ્રાણીમાત્રનું હિત કરવા અહીં પધારો અને કમળ પર કલ્પેલા આસન પર બિરાજો. હે કમળ જેવી અથવા કમળયુક્ત નાભિવાળા સનાતન દેવ! આ તમારા બન્ને ચરણને ધોવા માટેનું પાદ્યરૂપ જળ મેં તમને અર્પણ કર્યું છે. તો હે કમળની પાંખડીઓ જેવાં નેત્રોવાળા મધુસૂદન! તે

પાદ્યને તમે ગ્રહણ કરો. હે મહાદેવ! બ્રહ્મા આદિ દ્વારા મેં કલ્પેલ 'આ મધુપર્કને તેમ જ હે પુરુષોત્તમ! મેં ભક્તિથી નિવેદન કરેલા અર્ઘ્યનો તમે સ્વીકાર કરો; અને પછી ગંગાનું આ કલ્યાણકારી જળ સર્વ પાપને હરનારું છે; તેથી મેં ભક્તિથી આપને નિવેદન કરેલું, આચમન કરવા યોગ્ય જળને પણ આપ ગ્રહણ કરો. વળી હે પુરુષોત્તમ! તમે જળરૂપ, પૃથ્વીરૂપ, જ્યોતિરૂપ તથા વાયુસ્વરૂપ જ છો, છતાં લોકોનું સારી રીતે ધારણ થાય, તેટલા જ માત્ર કારણે હું આપને જળ વડે સ્નાન કરાવું છું. અને તે સ્નાન કર્યા પછી દેવતાઈ તંતુઓથી અગ્રાબર યુક્ત હોઈને યજ્ઞના જેવા વર્ણવાળાં તેમ જ સોનાના રંગ જેવાં આ બે વસ્ત્રોને હે દેવ! આપ સ્વીકારો. હે કેશવ! હું તમારા શરીરને કે તમારી ચેષ્ટાને પણ જાણતો નથી, છતાં મેં આ સુગંધી ગંધ અથવા વિલેપન આપને નિવેદન કર્યું છે. તેને સ્વીકારી આપ વિલેપન કરો.' ખુદ પદ્મયોનિ બ્રહ્માએ ઋગ્વેદના, યજુર્વેદના તથા સામવેદના મંત્રથી ત્રણ ત્રણ તાંતણા વડે વણેલું તેમ જ 'સાવિત્રી' નામની ગાંઠથી યુક્ત આ જનોઈ હું તમને અર્પણ કરું છું. તે આપ સ્વીકારો. તેમ જ હે માધવ! મેં અર્પણ કરેલા આ અલંકારો દિવ્ય રત્નોથી યુક્ત છે અને અગ્નિ તથા સૂર્યના જેવી પ્રભાથી યુક્ત છે, તેથી તે આપના શરીરને શોભાવશે; વળી હે દેવ! જો કે આપ સૂર્યના, ચંદ્રના, વીજળીના તથા અગ્નિના તેજરૂપ જ છો, અને તમે જ જ્યોતિઓના દેવ છો, છતાં મેં અર્પણ કરેલા આ દીપકનો તમે સ્વીકાર કરો. વળી આ દિવ્ય ધૂપ વનસ્પતિના રસરૂપ હોઈ ગંધથી યુક્ત અને ખુશબોદાર છે; તેને મેં ભક્તિથી આપને નિવેદન કર્યો છે; તેનો આપ સ્વીકાર કરો. તેમ જ આ અન્ન ચારે પ્રકારનું હોઈ સ્વાદિષ્ટ છે અને છયે રસોથી યુક્ત છે, તેને મેં હે કેશવ! ભક્તિથી આપને નિવેદન કર્યું છે; તેને આપ સ્વીકારો.' આમ તે સર્વ ઉપચારો અર્પણ કર્યા પછી તે અષ્ટદલકમળમાં પૂર્વની પાંખડી પર શ્રીવાસુદેવને, દક્ષિણની પાંખડી પર શ્રીસંકર્ષણને, પશ્ચિમની પાંખડી પર શ્રીપ્રદ્યુમ્નને તેમ જ ઉત્તરની પાંખડી પર શ્રીઅનિરુદ્ધને સ્થાપવા. તેમ જ આગ્નેય ખૂણાની પાંખડી પર વારાહને, નૈઋત્ય ખૂણાની પાંખડી પર શ્રીનરસિંહને, વાયવ્ય ખૂણાની પાંખડી પર શ્રીમાધવને તથા ઈશાન ખૂણાની પાંખડી પર શ્રીત્રિવિક્રમને સ્થાપી દેવા. તે પછી એ અષ્ટાક્ષરદેવની ચારે બાજુ ગરુડને સ્થાપવા. તેમ જ ડાબી બાજુ સુદર્શનચક્રને, જમણી બાજુ શંખને તથા એ દેવની દક્ષિણ તરફ જ મોટી ગદાને સ્થાપવી જોઈએ. તે પછી વિદ્વાન સાધકે એ દેવની ડાબી બાજુ શાર્ઙ્ગધનુષને, દક્ષિણ તરફ બે દિવ્ય ભાથાઓને તથા ડાબી બાજુ ખડ્ગને સ્થાપી દેવાં. પછી તે પ્રભુની આગળ શ્રીલક્ષ્મીજીને સ્થાપી દઈ ઉત્તર તરફ પુષ્ટિદેવીને સ્થાપવાં; તેમ જ આગળના ભાગમાં વનમાલાને સ્થાપી શ્રીવત્સ તથા કૌસ્તુભમણિને પણ ત્યાં જ સ્થાપવા, પછી પૂર્વ આદિ ચારે દિશાઓમાં હૃદય આદિને સ્થાપવાં અને દેવોના દેવ તેમના ચારે ખૂણાઓમાં બધાં અસ્ત્રોને સ્થાપવાં; તેમ જ તેમની આઠે દિશાઓમાં ઇન્દ્રને, અગ્નિને, યમને, નિરૃતિને, વરુણને, વાયુને, કુબેરને, ઈશાનને, અનંતને તથા તેમની સાથે બ્રહ્માને પણ સ્થાપવા. તે પછી તે સર્વનું તેમના પોતપોતાના મંત્રો વડે નીચે અને ઉપર પૂજન કરવું. એ રીતે મંડળમાં રહેલા તે જનાર્દન દેવેશ્વરનું પૂજન કરીને તે સાધક પુરુષ, સર્વ ઇચ્છિત કામનાઓને મેળવે છે એમાં સંશય નથી. એ જ ઉપર્યુક્ત વિધિથી પૂજેલા એ મંડળમાં રહેલા જનાર્દન, અવિનાશી

વિષ્ણુનું જે દર્શન કરે છે, તે મનુષ્ય પણ એ પરમેશ્વરમાં પ્રવેશે છે-સારૂપ્ય મુક્તિને પામે છે. આમ તે ઉપર્યુક્ત વિધિથી જેણે શ્રીકેશવભગવાનને પૂજ્યા હોય તે જન્મને, મૃત્યુને તથા જરાને ઓળંગી વિષ્ણુના પદને પામે છે. ભક્તિથી યુક્ત અને સાવધાન થઈ જે મનુષ્ય એ નારાયણનું સંતત સ્મરણ કરે, તેને કાયમ વસવા માટે શ્વેતદ્વીપ જ કહેલ છે. વળી ૐકાર આદિથી યુક્ત અને સર્વ તત્ત્વોના નામ સાથે નમસ્કાર કરવા એમ તેમનો મંત્ર છે, એમ કહેવાય છે. માટે એ જ વિધાનથી ચંદન, પુષ્પ પણ તેમને નિવેદન કરવાં. આમ તે એક એકને ઉદ્દેશી ઉપર દર્શાવ્યા પ્રમાણે અનુક્રમે બધું કરવું. તે પછી ઉપર કહેલા ક્રમને જાણી લઈ મુદ્રાઓ બાંધવી અને પછી તત્ત્વના જાણકાર સાધકે મૂલમંત્રથી જપ કરવો. એ જપની સંખ્યા આઠની, અઠ્ઠાવીસની તથા એકસો ને આઠની હોવી જોઈએ. હરકોઈ કામ્યકર્મમાં ઉપર કહ્યા પ્રમાણે થવું જોઈએ; અને તે તે કર્મ યથાશક્તિ સાવધાન થયેલાએ કરવું. કમળ, શંખ, શ્રીવત્સ, ગદા, ગરુડ, ચક્ર, ખડ્ગ તથા શાર્ઙ્ગ એ નામની આઠ મુદ્રાઓ કહી છે. તે પણ કરવી અને છેલ્લે 'હે પુરાણપુરુષોત્તમ! પોતાના શ્રેષ્ઠ સ્થાને હવે આપ પધારો,' એમ કહી તે દેવનું વિસર્જન કરવું. હે શુભે મોહિની! બ્રહ્માદિ દેવો જે પરમ પદને જાણતા નથી તેને સામાન્ય મનુષ્ય તો ક્યાંથી જાણે? છતાં ઉપર્યુક્ત માર્ગે તે જાણી શકાય છે. જે લોકો શ્રીહરિના મંત્રો વડે ઉપર્યુક્ત પૂજન-પ્રકારને જાણતા નથી, તેઓ કેવળ મૂલ-મંત્રનો ઉચ્ચાર કરીને જ આ લોકમાં શ્રી-અચ્યુત ભગવાનને પૂજે છે. ૧-૧૫૮

ते त्वत्र मूलमंत्रेण पूजयन्त्यच्युतं शुभे ॥ ५८ ॥

ઇતિ શ્રીનારદપુરાણમાં ઉત્તરભાગમાં પુરુષોત્તમ-માહાત્મ્ય નામનો અધ્યાય ૫૭ મો સંપૂર્ણ

## અધ્યાય ૫૮ : પુરુષોત્તમમાહાત્મ્યમાં બ્રહ્માંડની ઉત્પત્તિનું વર્ણન

वसुरुवाच

एवं संपूज्य विधिवद् भक्त्या तं पुरुषोत्तमम् ।
प्रणम्य शिरसा पश्चात्सागरं च प्रसादयेत् ॥१॥

વસુ બોલ્યા : એમ સારી રીતે વિધિ-પૂર્વક અને ભક્તિથી તે પુરુષોત્તમને પૂજ્યા પછી મસ્તક વડે તેમને પ્રણામ કરવા અને પછી સાગરને પણ આ મંત્રોચ્ચારથી પ્રસન્ન કરવો : 'प्राणस्त्वं सर्वभूतानां विश्वस्मिन् सरितां पते । तीर्थराज नमस्तेऽस्तु त्राहि मामच्युतप्रिय ॥ હે નદીઓના પતિ! તમે આ વિશ્વમાં રહેલ સર્વ પ્રાણીઓના પ્રાણરૂપ છો. હે તીર્થરાજ! તમને નમસ્કાર હો. હે અચ્યુત ભગવાનના પ્રિય! તમે મારું રક્ષણ કરો. એમ પ્રસન્ન કર્યા પછી સાગરમાં સ્નાન કરવું અને પછી એ શુભશ્રેષ્ઠ ક્ષેત્રમાં તે સાગરના તીર પર અના-મય-નિર્દોષ શ્રીનારાયણ-પુરુષોત્તમનું સારી રીતે વિધિપૂર્વક પૂજન કરી ત્યાં રહેલ શ્રીરામ-બલદેવને, શ્રીકૃષ્ણને, સુભદ્રાને તથા સાગરને પણ પ્રણામ કરીને હરકોઈ મનુષ્ય સો અશ્વમેધ યજ્ઞોનું ફળ મેળવે છે. તેમ જ સર્વ પાપોથી છૂટી જઈ બધાં દુઃખોથી રહિત થાય છે; અને દેવોમાં શ્રીહરિ જેવો શ્રીમાન તથા રૂપ વડે અને યૌવન વડે ગર્વિત થઈ સૂર્ય જેવા રંગના તેજસ્વી વિમાનમાં બેસી દિવ્ય ગંધર્વો આદિની સાથે, તેમ જ પોતાનાં એકવીસ કુળને પણ સાથે લઈ વિષ્ણુના લોકમાં જાય છે. ત્યાં શ્રેષ્ઠ ભોગો ભોગવી દેવોની સાથે ક્રીડા કરી (પુણ્યનો ક્ષય થતાં) તે વિષ્ણુલોકમાંથી ભૂમિ પર આવી તે બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ, યશસ્વી, બુદ્ધિમાન, શ્રીમાન, સત્યવાદી જિતેંદ્રિય અને વેદ-શાસ્ત્રોના અર્થને જાણનાર બ્રાહ્મણ થાય છે અને એમ બ્રાહ્મણ થયા પછી પણ તે વૈષ્ણવ થાય છે. પછી વૈષ્ણવયોગને મેળવીને તે મોક્ષને પામે છે.

જ્યારે ગ્રહણનો સમય હોય, સંક્રાન્તિકાળ, અયનકાળ તથા વિષુવકાળ થયો હોય; યુગોના આદિકાળે, મનુઓના આદિકાળે, વ્યતિપાતને દિવસે, દિવસનો ક્ષય હોય તે કાળે; આષાઢી, કાર્તિકી કે માઘી પૂનમના દિવસે અથવા બીજી કોઈ પણ શુભ તિથિએ જે લોકો ઉત્તમબુદ્ધિવાળા થઈ એ પવિત્ર–પુરુષોત્તમક્ષેત્રમાં બ્રાહ્મણોને જે દાન દે છે, તેનું ફળ બીજા તીર્થમાં કરેલાં દાનના ફળ કરતાં હજારગણું અધિક મેળવે છે. વળી જે લોકો તે પુરુષોતમક્ષેત્રમાં પિતૃઓને પિંડદાન કરે છે, તેના એ પિતૃઓ ખરેખર અક્ષય તૃપ્તિને પામે છે. એ પ્રમાણે હે દેવિ! તે પુરુષોત્તમક્ષેત્રમાં રહેલા સમુદ્રમાં સારી રીતે કરેલા સ્નાનનું ફળ મેં તમને કહ્યું; તેમ જ તે ક્ષેત્રમાં કરેલા દાનનું તથા પિતૃ–પિંડના દાનનું પણ ફળ મેં તમને કહ્યું છે. આમ ઉપર્યુક્ત આ પુરુષોત્તમમાહાત્મ્ય ધર્મ, અર્થ તથા મોક્ષરૂપ ફલમે આપનાર છે; તેમ જ આયુષ્ય, કીર્તિ તથા યશને કરનાર હોઈ મનુષ્યોને ભોગો તથા મુક્તિ પણ આપનાર છે. ઉપરાંત ધન્યવાદપાત્ર હોઈ દુષ્ટ સ્વપ્નનો પણ નાશ કરનાર છે; તેમ જ સર્વનાં સર્વ પાપોને હરનાર હોઈ પુણ્યજનક છે અને સર્વને સમગ્ર ઇચ્છિત ફળ પણ આપનાર છે. છતાં આ પુરુષોત્તમમાહાત્મ્ય નાસ્તિકને, કંજૂસને કહેવા યોગ્ય નથી. બીજાં બધાં તીર્થો, પોતાના માહાત્મ્યો દ્વારા ત્યાં સુધી જ ગર્જનાઓ કરે છે કે જ્યાં સુધી બ્રાહ્મણો એ તીર્થરાજ શ્રીપુરુષોત્તમક્ષેત્રનું માહાત્મ્ય વર્ણવતા નથી. જો કે પુષ્કર આદિ તીર્થો પોતાનું ફળ આપે જ છે, પરંતુ તીર્થરાજ (પુરુષોત્તમક્ષેત્રનો) સમુદ્ર તો સર્વ તીર્થોનાં ફળને આપે છે. આ પૃથ્વી પર જે જે તીર્થો, નદીઓ તથા સરોવરો છે, તે બધાં જ સાગરમાં પ્રવેશે છે; તે કારણે દરેક સાગર શ્રેષ્ઠપણું પામ્યો છે. નદીઓનો પતિ–સમુદ્ર, સમસ્ત તીર્થોનો રાજા છે. એ કારણે સમગ્ર તીર્થો કરતાં શ્રેષ્ઠ છે અને સર્વ ઇચ્છિત ફળને આપનાર છે. જેમ સૂર્ય ઊગ્યો હોય ત્યારે અંધકારનો નાશ પામે છે તેમ સમુદ્રમાં કરેલ સ્નાનાદિ પુણ્ય કર્મ, અજ્ઞાનરૂપ અંધકારનો તથા સર્વ પાપોનો પણ નાશ કરે છે; કારણ કે સમુદ્રમાં નવાણું કરોડ તીર્થો સમાવેશ પામે છે. તેથી જ એ સમુદ્રમાં કરેલ સ્નાન, દાન, તેના કિનારે કરેલ હોમ, જપ, દેવપૂજન તથા બીજું જે કંઈ પુણ્ય કર્મ તે સમુદ્રમાં કે તેના તીર પર કરાય છે, તે અક્ષય થાય છે એમ શાસ્ત્રોમાં કહ્યું છે.

મોહિનીએ પૂછ્યું : હે ગુરો! બધા યે સમુદ્રોમાં એક લવણ સમુદ્ર અનેક (મીઠી) નદીઓનો સ્વામી હોવા છતાં ક્યા કારણે તે ક્ષાર અથવા ખારો બન્યો છે તે (કારણ) તમે કહો; કેમ કે 'હે બ્રાહ્મણ! તમે સર્વજ્ઞ છો.'

વસુ બોલ્યા : હે ઉત્તમ ભાગ્યવાળી! એ સમુદ્રનું ક્ષારપણું, જે કારણે થયું છે, તે તમે સાંભળો. પૂર્વે જે પ્રકારનો તે હતો અને એ સમુદ્રનું તથા બધાં જગતનું પણ પ્રમાણ જે પ્રકારનું હતું, તે પણ તમે સાંભળો : હે મોહિની! પ્રથમ સૃષ્ટિનો ક્રમ અથવા આરંભ થયો, ત્યારે સાત સમુદ્રો ઉત્પન્ન થયા હતા. એ સાતે સમુદ્રો શ્રીરાધાના ગર્ભમાં સંભવેલા હોઈ દિવ્ય દેહવાળા અને જુદા જુદા પ્રકારના હતા. એક વખતે રાધિકાના નાથ શ્રીકૃષ્ણ પોતાની કાન્તા શ્રીરાધા સાથે જોડાઈને વૃંદાવનમાં રહ્યા હતા, અને તે વેળા તે સાક્ષાત્ સ્વરૂપે ગોપ–ગોપીઓ તથા ગાયોના પતિ તરીકે જણાતા હતા. રાસમંડળની વચ્ચે પણ મણિમય મંડપ અત્યંત દીપી રહ્યો હતો. તેમાં અતિશય સ્નેહાળ કાન્તા રાધાજીની સાથે શૃંગારમાં તે સારી રીતે

જોડાયા હતા. એ સમયે બાલસ્વરૂપધારી સાતે સમુદ્રોરૂપ બાળકો સ્તન્યપાનનો આનંદ ઉપજાવી ત્યાં રાસ મંડળની સમીપ આવી પહોંચ્યાં હતાં. તે વેળા દરવાજામાં ઊભેલા ગોપ લોકોના સમુદાયોએ તેમને અટકાવ્યા હતા, તોપણ તે બાળક–સમુદ્રો, સ્તનપાન કરવાની ઇચ્છાવાળા હોઈ અત્યંત ક્રોધે ભરાઈ ને ત્યાં રાસમંડપમાં પેસી ગયા હતા. ગોપીઓએ પણ તેઓની ઉપેક્ષા કરી હતી, તોપણ મણિમયમંડપમાં જઈ પોતાની માતાના ખોળામાં રહીને તેઓ અત્યંત રડવા લાગ્યા હતા; અને આમ મોટેથી ચીસો પાડવા લાગ્યા હતા કે, 'હે દેવિ! હે માતા! તમે કયાં છો?' એમ બોલ્યા કરતા હતા. છતાં તેમની માતા રાધાજી તેમને જ્યારે બોલાવતાં ન હતાં, અને પોતાનાં બાળકો સ્તનપાન કરવાને જ્યારે તલપી રહ્યાં હતાં, ત્યારે તે બધામાં સૌથી જે નાનો હતો, તે શ્રીરાધાજીના રતિક્રીડાના સ્થાનમાં જઈ અંદર પેસી ગયો હતો. તે વખતે એ પોતાના પુત્રને ત્યાં પેઠેલો જોઈને તેમ જ ભોળો બાળક પોતાના શૃંગારમાં અથવા કામક્રીડામાં ભંગ કરી રહ્યો છે, તે પણ જોઈને. હે ભદ્રે! હે મોહિની! તે રાધાજી ક્ષોભ પામ્યાં હતાં. તેથી તેમણે પોતાના એ સાતે સમુદ્રોરૂપ પુત્રોને આવો શાપ આપ્યો હતો કે, 'તમે બધા ભૂલોક–પૃથ્વી પર જલદી જતા રહો, વિલંબ ન કરો; કારણ કે તમે મારા શૃંગારનો ભંગ કરવા તૈયાર થયા છો. માટે હે પુત્રો! તમે પૃથ્વી પર જાઓ અને ત્યાં એકલા જ રહેશો.' એવું તે જગદ્ધાત્રી માતા શ્રીરાધાજીનું વચન સાંભળીને હે બ્રહ્માનાં પુત્રિ! મોહિની! તે બધાયે સમુદ્રો પોતાની માતાના વિરહથી કાયર બની, અતિશય મોટેથી રડવા લાગ્યા. તે પછી નમેલાંઓની પીડાનો નાશ કરનારા ભગવાન શ્રીકૃષ્ણ પ્રસન્ન થઈ ને આમ કહેવા લાગ્યા કે, 'હે પુત્રો! તમે ભય ન પામો. હું તમારી સમીપે જ ઊભો રહીશ. માટે તમે પ્રવાહી–જળ રૂપ થઈ ને અલગ અલગ રૂપે સર્વ કાળ સ્થિતિ કરજો. પરંતુ તમારી વચ્ચે રહેલો આ સૌથી નાનો સમુદ્ર ક્ષારપણાને ભલે પામે' એમ કહીને જગતના નાથ શ્રીકૃષ્ણે તે બાળક સમુદ્રોને ત્યાંથી વિદાય કર્યા હતા. તે પછી એ સમુદ્રોનું સાંત્વન કરવા માટે તે શ્રીકૃષ્ણ સર્વ કાળ તેમની સમીપે જ રહેતા હતા; પરંતુ સૌથી નાના જે સમુદ્રે (કામક્રીડા કરવાના) રતિગૃહમાં પ્રવેશ કર્યો હતો, તે ખારા જળવાળો થયો હતો; પણ બીજા 'ક્ષીરસ' આદિ છ સમુદ્રો તો પ્રવાહી રૂપવાળા થઈ ને અલગ અલગ રહ્યા હતા.

મોહિનીએ પૂછ્યું: 'હે ગુરો! લોકોની માતા સતી જે રાધા તમે કહી તે કોણ છે? તેનું તત્ત્વ તમે મને કહો. તે સાંભળવાનું મને કૌતૂહલ થાય છે. પુરાણોમાં પણ એ રહસ્ય ગુપ્ત છે, જેમાં શ્રીરાધામાધવ–શ્રીરાધાકૃષ્ણના વર્ણન રૂપે આવે છે. માટે હે ઉત્તમ વ્રતવાળી! જે પ્રકારે તે બધું પુરાણોમાં વર્ણવેલ છે, તે સર્વને તમે તે જ પ્રમાણે જાણો છો.'

વસિષ્ઠ બોલ્યા: હે રાજા! મોહિનીનું તે વાક્ય સાંભળી ગોવિંદ વિષે અત્યંત ભક્તિ ધરાવતા એ મહાન વસુ શ્રીગોવિંદમાં જ નિમગ્ન હૃદયવાળા થયા હતા. તેમનાં બધાં અંગો રોમાંચથી અંકિત બન્યાં અને તેમનું હૃદય હર્ષથી અત્યંત પ્રસન્ન થઈ ગયું. પછી સજ્જનોમાં અતિશય ઉત્તમ તે વસુ મોહ પામીને મોહિનીને આમ કહેવા લાગ્યા હતા.

વસુ બોલ્યા: હે દેવિ! તે શ્રીકૃષ્ણચરિત્ર રહસ્ય કરતાં પણ અતિશય રહસ્યરૂપ છે, અને અત્યંત ગુપ્ત રાખવા યોગ્ય લોકોને બ્રહ્મની સાથે એકતાને કરનાર છે,

છતાં તે હું તમને કહું છું, તમે સાંભળો. તે શ્રીકૃષ્ણ પ્રકૃતિના તથા પુરુષના નિયંતા છે અને બ્રહ્માના પણ વિધાતા છે. તેમજ સંહાર કરનારને પણ સંહાર કરનાર છે; તેમને હું નમસ્કાર કરું છું. હે દેવિ! શ્રીકૃષ્ણસ્વરૂપ બ્રહ્મના જ બધા અવતારો થાય છે, પણ શ્રીકૃષ્ણ પોતે તો અવતારી છે અને તે પોતે જ સગુણ તથા નિર્ગુણ પણ છે. એ જ શ્રીરામ તથા શ્રીકૃષ્ણ વસ્તુતઃ ગુણની દૃષ્ટિએ જ અલગ અલગ છે. બધા ય લોકો પણ ખરી રીતે પ્રકૃતિથી જ ઉત્પન્ન થયેલા છે; પણ કેવળ એક ગોલોક જ પોતે નિર્ગુણ છે. હે ભદ્રે! વેદના જાણનારાઓએ તેજનાં કિરણોને ગાવઃ-અથવા 'ગો' નામે જણાવેલાં છે. તે 'ગો'-ગવાં લોકઃ'-કિરણોનો જે લોક-પ્રકાશક એટલે પ્રકાશ દેનાર છે તે-'ગોલોકઃ'-કહેવાય છે; પરંતુ બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ આદિને પણ પ્રાકૃત કહ્યા છે એટલે કે પ્રકૃતિમાંથી ઉત્પન્ન થનારા કહ્યા છે. હે દેવિ! તે તેજને સર્વકાળ નિર્ગુણ તેમ જ ગુણોની ઉત્પત્તિ કરનાર માન્યું છે; છતાં હે ભદ્રે! ગુણોને તે તેજના કિરણોરૂપ કહ્યા છે; પણ હે ભદ્રે! તે સર્વ ગુણો વ્યાકૃત રૂપવાળા હોઈ સ્પષ્ટ જણાય છે. વળી, તે ગુણો વ્યાકૃતને ઉત્પન્ન કરનાર તરીકે જાણવા યોગ્ય છે અને રજસ્ તમસ તથા સત્ત્વ નામે કહેવાય છે; અને હે શુભે! તે જ ગુણો અવ્યાકૃત પુરુષને જણાવનારા છે. વળી તે જ ગુણો દેહરૂપે થયેલા કહ્યા છે અને તે અવ્યાકૃત પુરુષની જે શક્તિ છે, તેને પ્રકૃતિ માની છે. તે જ પ્રકૃતિને વિદ્વાનો પ્રધાન, પ્રકૃતિ તેમ જ કાર્ય-કારણ રૂપવાળી કહે છે. પરંતુ જે પુરુષને સાક્ષી નિર્ગુણ તથા સનાતન કહે છે, તે જ પુરુષે પ્રકૃતિમાં વીર્યસ્થાપન કર્યું હતું, તેથી એ પ્રકૃતિમાં સત્ત્વાદિ ગુણો ઉત્પન્ન થયા છે; અને તે ગુણોમાંથી મહત્તત્ત્વ પ્રકટ થયું છે. પછી પુરુષની ઇચ્છાને લીધે તે મહત્તત્ત્વ અહંકારરૂપે વિકાર પામ્યું હતું. હે ભદ્રે! કલ્યાણિ! મોહિનિ! પછી તે દ્રવ્ય, જ્ઞાન અને ક્રિયારૂપે થયું હતું અને વૈકારિક, તૈજસ તથા તામસ-એમ ત્રણ પ્રકારે તે અહંકાર પણ વિકાર પામ્યો હતો. તેમાંના વૈકારિક અહંકારમાંથી મન અને દશ વૈકારિક દેવો થયા હતા; જેમ કે દિશાઓ, વાયુ, સૂર્ય, પ્રચેતસ-વરુણ, બે અશ્વિનીકુમારો, બ્રહ્મા, ઇન્દ્ર, ઉપેન્દ્ર તથા મિત્રક; તેમ જ પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો-એમ દશ ઇન્દ્રિયોને વિદ્વાનો તેજસ એટલે કે તૈજસ નામના અહંકારમાંથી ઉત્પન્ન થયેલી કહે છે. તેમાંની શ્રોત્ર, ત્વચા, ઘ્રાણ, દૃષ્ટિ અને જિહ્વા-એ પાંચ 'જ્ઞાનેન્દ્રિયો રૂપ' છે; અને હે ઉત્તમ ભાગ્યવાળી મોહિનિ! વાણી, બે હાથ, મૂત્રનું સાધન-મેઢ્ર, બે પગ તથા પાયુ-ગુદા એ પાંચ કર્મેન્દ્રિયો કહેવાય છે. પછી ત્રીજા તામસ અહંકારમાંથી શબ્દ ઉત્પન્ન થયો હતો. તે શબ્દમાંથી જ આકાશ ઉત્પન્ન થયું છે. તે આકાશમાંથી સ્પર્શ વિષય થયો છે. તે સ્પર્શમાંથી વાયુ ઉત્પન્ન થયો છે અને હે સતિ! તે વાયુમાંથી રૂપ ઉત્પન્ન થયું છે. તે રૂપમાંથી તેજ ઉત્પન્ન થયું છે અને એ તેજમાંથી રસ વિષય થયો હતો. તે રસમાંથી જળ થયું હતું અને હે સતિ! તે જળમાંથી ગન્ધ ઉત્પન્ન થયો હતો અને તે ગન્ધમાંથી પૃથ્વી ઉત્પન્ન થઈ હતી. એ જે પૃથ્વી જંગમ-સ્થાવરરૂપ જગતનો આધાર છે અને તેથી આ ભૂમિ ઉપર જ તે જગત દેખાય છે. એ આકાશ આદિ પાંચ તત્ત્વોમાં અનુક્રમે એક, બે, ત્રણ, ચાર અને ભૂમિમાં પાંચ ગુણો રહેલા કહ્યા છે, તેથી જ પૃથ્વીની વિશેષતા છે. હે સતિ! કાલ તથા માયાના અંશ તથા ચિહ્નરૂપ એ આકાશ આદિ પાંચ તત્ત્વોમાંથી પ્રથમ અચેતન એવું આ

બ્રહ્માંડ ઉત્પન્ન થયું હતું, પરંતુ પાછળથી એ બ્રહ્માંડમાં આત્માએ પ્રવેશ કર્યો હતો. તેથી એ બ્રહ્માંડ ચૈતન્યરૂપ થયું હતું. તે પછી એ બ્રહ્માંડમાંથી વિરાટ પુરુષ ઉત્પન્ન થયા હતા અને તે જળની અંદર સૂઈ રહ્યા હતા. તે વિરાટના મુખ આદિ અવયવો પણ થયા હતા. હે ભામિનિ ! જળમાં રહેલા તે વિરાટપુરુષને વચન વગેરે-ની સિદ્ધિ થાય, તે માટે તેમની નાભિમાં એક કમળ ઉત્પન્ન થયું હતું; જે કમળ હજારો સૂર્યના જેવી મોટી કાન્તિથી યુક્ત હતું. એ કમળમાં લોકોના મોટામાં મોટા દાદા શ્રીબ્રહ્મા ઉત્પન્ન થયા હતા. અને તે બ્રહ્માએ વિરાટપુરુષની અનુજ્ઞા મેળવીને તીવ્ર તપ કર્યું હતું. પછી હે સતિ ! તે બ્રહ્માએ બધા લોકો તથા લોકપાલોને રચ્યા હતા; વિરાટપુરુષની કેડ આદિ નીચેનાં અંગો-માંથી સાત પાતાલોની રચના થઈ છે અને તેમની કેડની ઉપરનાં અંગોમાંથી ઉપરના સાત લોકો કલ્પાયા છે. આમ એ ચૌદ ભુવનો વડે અથવા ચૌદ લોકો વડે આ બ્રહ્માંડ કહેવાયું છે અને તે બ્રહ્માંડમાં બ્રહ્માએ સ્થાવર ભૂતો તથા જંગમ ભૂતો કે પ્રાણીપદાર્થોને સર્જ્યા છે. હે દેવિ ! એ બ્રહ્માના મનથી સનકાદિ ચાર કુમારો ઉત્પન્ન થયા છે અને તેમના શરીરમાંથી ભાવ આદિ પદાર્થો અથવા ભૂત આદિ લોકો ઉત્પન્ન થયા છે, જેઓથી આ જગત વૃદ્ધિ પામ્યું છે. ૧–૬૭

ब्रह्मणो मनसो जाताश्चत्वारः सनकादयः ।
देहाद्भावादयो देवि यैरिदं वर्द्धितं जगत् ॥ ६७ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'બ્રહ્માંડની ઉત્પત્તિનું વર્ણન' નામનો ૫૮ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૫૯ : પુરુષોત્તમ-માહાત્મ્ય (ચાલુ)

वसुरुवाच

योऽसौ निरञ्जनो देवश्चित्स्वरूपी जनार्दनः ।
ज्योतीरूपो महाभागे कृष्णस्तल्लक्षणं शृणु ॥ १ ॥

વસુ બોલ્યા : જે આ નિરંજન દેવ ચૈતન્ય સ્વરૂપવાળા અને જ્યોતિરૂપ જનાર્દન શ્રીકૃષ્ણ કહેવાય છે, તેમનું લક્ષણ, હે મહા-ભાગ્યવતિ મોહિનિ ! હું તમને કહું છું, તે તમે સાંભળો. તે વ્યાપક દેવ ગોલોકમાં નિત્ય જ્યોતિરૂપે અંદરના ભાગમાં રહ્યા છે. તે એક જ દૃશ્ય તથા અદૃશ્ય સ્વરૂપને ધારણ કરનાર પરબ્રહ્મ છે. હે મોહિનિ ! તે ગોલોકમાં જે ગોપાલો, ગોપીઓ તથા ગાયો જ છે; તેમ જ તેમાં વૃંદાવન વન, શતશૃંગ પર્વત, વિરજા નદી અને અનેક પ્રકારનાં વૃક્ષો તથા પક્ષીઓ પણ છે. હે બ્રહ્માની પુત્રિ ! જેટલા કાળ સુધી પ્રકૃતિ જાગે છે, વિદ્યમાન હોઈ અસ્તિત્વ ધરાવે છે, તેટલા કાળ સુધી એ ગોલોકમાં પ્રભુ શ્રીકૃષ્ણ પણ દૃશ્ય સ્વરૂપે પ્રત્યક્ષ જ રહ્યા કરે છે. પ્રલયકાળે તે ગાયો વગેરે સૂઈ જાય છે, તેથી તેઓ એ પરમેશ્વર પ્રભુને જાણતાં નથી; પણ કૈવલ્ય-નાથ શ્રીકૃષ્ણ તો જ્યોતિના સમૂહની અંદર વચ્ચેના ભાગમાં સુંદર શરીરને ધારણ કરનાર, કિશોર સ્વરૂપધારી, મેઘના જેવા શ્યામ, પીળાં વસ્ત્રોથી વીંટાયેલા, બે ભુજાઓ વાળા, હાથમાં મુરલીને ધારણ કરનાર; કિરીટ, મુકુટ આદિ આભૂષણોથી શણગારેલા અને રાધાની છાતી પર અત્યંત પ્રકાશતા રહે છે. તેમ જ પ્રાણથી અધિક અત્યંત પ્રિયા તે રાધા વડે તે શ્રીકૃષ્ણ આરાધન કરાયેલા હોય છે, અને સુવર્ણના જેવા વર્ણવાળી જે રાધાદેવી છે, તે પણ સુવર્ણના જેવા વર્ણવાળી તથા ચૈતન્યરૂપ હોઈ તે પ્રકૃતિથી પર છે. એ બન્ને રાધાકૃષ્ણ, એકબીજાના શરીરમાં રહેલાં અને નિત્યસ્વરૂપ છે.

તેથી તે બન્નેનો એકબીજાથી ભેદ નથી. જેમ પૃથ્વીનો તથા તેના ગંધગુણનો એકબીજાથી ભેદ નથી, જેમ દૂધનું ધોળાપણું તથા દૂધ બન્નેનો પણ એકએકથી ભેદ નથી. તેમ એ રાધાકૃષ્ણનો પરસ્પર ભેદ નથી. એ શ્રીરાધાકૃષ્ણનું સ્વરૂપ કારણોનું પણ કારણ હોઈ નિર્દેશ કરવું કે વર્ણન કરી બતાવવું શક્ય જ નથી. વેદો વડે પણ જેને કહેવું શક્ય નથી. તેથી જ તેને કહેવું પણ શક્ય નથી. જે શ્યામસુંદરરૂપ જ્યોતિની અંદરના ભાગમાં રહેલું કહેલ છે તેને એકલા શિવે જ જોયું છે; છતાં કોઈ કાળે તે ધ્યાનનો વિષય બને છે. હે બ્રહ્માનાં પુત્રિ! ગોલોકનું જે ઇચ્છિત આખ્યાન છે, તેને નારદ આદિ અને સનક આદિ જે યોગીઓ છે, તેઓ તો જ્યારથી માંડી ગોલોકનું અસ્તિત્વ છે, ત્યારથી માંડી જાણે છે; પણ તે બધાયે યોગીઓએ ગોલોકનું આખ્યાન જે જોયું છે, તેનું જ ધ્યાન કરે છે પરંતુ તેઓએ તે ગોલોકનું સ્વરૂપ કદી જોયું તો નથી. એ જ કારણે સનાતન શિવ પોતે એ ગોલોકનું સાક્ષાત્ દર્શન કરવા માટે આજ દિવસ સુધી તપ કર્યા જ કરે છે. છતાં તે રાધાકૃષ્ણના રૂપને એ શિવ પણ પ્રત્યક્ષ જોતા જ નથી, પણ ધ્યાનના જ વિષયવાળા તે રૂપનું કેવળ ધ્યાન જ કર્યા કરે છે. હે દેવિ મોહિનિ! કોઈ એક સમયે શ્રીરાધા અને માધવ–શ્રીકૃષ્ણ જ્યારે ક્રીડા કરી રહ્યાં હતાં, તે કાળે તેમનું બન્નેનું સ્વરૂપ તે સ્થળે બે પ્રકારનું થયું હતું. તે શ્રીકૃષ્ણનું જે ડાબું અંગ હતું, તે તો ચાર ભુજાઓવાળું થયું હતું. તેનું રૂપ તથા અવયવો સમાન હતાં. તેમ જ તેમનાં વસ્ત્રો તથા આભૂષણો પણ સમાન હતાં. તે જ પ્રમાણે હે સતિ! જે રાધાનું સ્વરૂપ હતું, તે પણ તે વેળા બે પ્રકારનું થયું હતું. એમાં તે શ્રીરાધાકૃષ્ણનાં જે બે બે સ્વરૂપો થયાં હતાં, તેમને તે બન્નેએ જ સાક્ષાત્ દેખ્યાં હતાં; કારણ કે તેઓ બન્ને પણ સાક્ષાત્ તેઓનાં જેવાં જ હતાં. શ્રીકૃષ્ણનું જે ચતુર્ભુજ સ્વરૂપ (વિષ્ણુરૂપે) અલગ થયું હતું, તે લક્ષ્મીના કાન્તરૂપે પ્રકટેલું અને મનોહર છે, તે સ્વરૂપને તો શિવ આદિએ તેમ જ અનેક ભક્તોના સમૂહોએ પ્રત્યક્ષ જોયું છે. હે દેવિ! એ ચતુર્ભુજ સ્વરૂપને બ્રહ્માએ પણ એક જ વાર જોયું છે; કારણ કે તે બ્રહ્મા સૃષ્ટિરૂપ કાર્ય કરવા માટે જ્યારે ખૂબ મૂંઝાઈ ગયા હતા, ત્યારે તેમની ઉપર કૃપા કરીને તે શ્રીચતુર્ભુજસ્વરૂપધારી ભગવાને પોતે જ પોતાનું એ ચતુર્ભુજસ્વરૂપ તે બ્રહ્માને બતાવ્યું હતું. તેમ જ હે બ્રહ્માનાં પુત્રિ! શ્રીલક્ષ્મીજીએ સનત્કુમારની આગળ તે ચતુર્ભુજસ્વરૂપને વર્ણવ્યું હતું અને તત્ત્વમૂર્તિ–વિષ્વક્સેન આગળ તો એ ચતુર્ભુજ સ્વરૂપ બરાબર બતાવ્યું પણ હતું. હે બ્રહ્માની પુત્રિ! શ્રીનારાયણે જેઓને તે પોતાનું ચતુર્ભુજ સ્વરૂપ બતાવ્યું, તેથી સર્વકાળ તે લોકો, તે સ્વરૂપનું ધ્યાન કર્યા કરે છે. તેમ જ હે દેવીનાં ઈશ્વરિ! ધર્મપુત્રે શ્રીનારદની આગળ ગોલોકનું વર્ણન કર્યું હતું કે તે સઘળોય ગોલોક શ્રીરાધાકૃષ્ણમય છે; કેમ કે હે બ્રહ્માનાં પુત્રિ! જે રાધાદેવી છે, તેને દેવશ્રેષ્ઠ શ્રીકૃષ્ણે પણ પૂજ્યાં છે. હે શ્રેષ્ઠ મુખવાળાં મોહિનિ! તે શ્રીરાધા પોતે એક વખતે કૌતુકથી ગમ્મત કરવા માટે શિવરૂપે થયાં હતાં. તે આશ્ચર્ય જોઈને યોગેશ્વરોના ઈશ્વર શ્રીકૃષ્ણે તે સમયને યોગ્ય 'મૂલપ્રકૃતિનું' રૂપ ધારણ કર્યું હતું. એવું વિપરીત શરીર ધરીને વામદેવ શંકર, હર્ષયુક્ત થયા હતા અને તેમણે એ દુર્ગાનું રૂપ ધારણ કરનાર દેવ શ્રીહરિનું ધ્યાન કરવા માંડ્યું હતું; કારણ કે હે બ્રહ્માનાં પુત્રિ! જે રાધા છે તે જ લક્ષ્મી, સાવિત્રી, સરસ્વતી

અને ગંગા છે. તે પાંચેમાં વસ્તુતઃ ભેદ છે જ નહિ. એ કામધેનુ જેવાં સ્વરૂપવાળાં શ્રીરાધાદેવી જે વિદ્યારૂપ હોઈને પાંચ પ્રકારના સ્વરૂપે રહ્યાં છે. વળી તે રાધિકાના નાથ જે શ્રીકૃષ્ણ છે, તે જ લક્ષ્મીના ઈશ્વર-વિષ્ણુ નામે કહેવાયા છે; અને તે જ બ્રહ્મારૂપ, ધર્મરૂપ તથા નારાયણ કહેવાય છે. એમ તે શ્રીકૃષ્ણ ભગવાન અજન્મા હોઈને પાંચ પ્રકારના રૂપનો આશ્રય કરી રહ્યા છે અને તેથી જ પૃથ્વી ઉપર લોકો તેમનું ધ્યાન કરી રહ્યા છે. વિષયી જે શિવ છે, તે પણ એ શ્રીકૃષ્ણની સાથે પ્રેમથી સારી રીતે બંધાયેલા છે. શ્રીરાધિકાનું જે રૂપ છે, તે પોતે રાધાના ઈશ્વર શ્રીકૃષ્ણ જે સત્-ચિત્-સુખ સ્વરૂપ છે, તેમનો આશ્રય કરી રહેલ છે. હે મહાભાગ્યવતિ મોહિનિ! દેવોના તેજથી ઉત્પન્ન થયેલાં જે મૂલ પ્રકૃતિ છે, તે જ ઈશ્વરી રાધારૂપ હોઈને શ્રીકૃષ્ણરૂપ જ છે અને તે જ દૈત્યોનો સંહાર કરનારાં છે. એ જ મૂલ પ્રકૃતિ દક્ષનાં પુત્રી સતીરૂપ થઈને વિષયોના ઈશ્વર શિવનો આશ્રય કરી રહ્યાં હતાં. તે સમયે (દક્ષના યજ્ઞમાં) પોતાના પતિ શિવની નિન્દા સાંભળીને તે સતીએ પોતાના શરીરનો ત્યાગ કર્યો હતો. તે પછી ફરી તે જ સતીદેવી મૂલ પ્રકૃતિ પોતે જ ફરી તપ તપીને હિમાલયની પત્ની મેનામાં તેમનાં પુત્રી પાર્વતીરૂપે જન્મ્યાં હતાં અને ફરી તપ કરી તે શિવપ્રદા પાર્વતી, શિવને પોતાના પતિ તરીકે પામ્યાં હતાં. વસ્તુતઃ શ્રીકૃષ્ણનાં પત્ની રાધાજી શિવને જ મોહ પમાડવા તત્પર થયાં હતાં; કારણ કે એ જ જગદાસ્વરૂપ માયા છે અને પોતે વિભુ અથવા પ્રભુ છે. હે બ્રહ્માનાં પુત્રિ! એ જ જગદંબાથી કાર્તિકેય તથા ગણપતિ (પુત્રરૂપે) ઉત્પન્ન થયા હતા. તેઓમાં જે ગણપતિ છે તે શ્રીકૃષ્ણ પોતે છે અને જે કાર્તિકેય છે, તે શિવ પોતે જ તે રૂપે થયા છે.

કેટલાક વિદ્વાનો શિવને જ રાધાના રૂપનો આશ્રય કરી રહેલા કહે છે. શ્રીકૃષ્ણનું વક્ષઃસ્થળ એ રાધાજીનું સ્થાન છે અને તેથી જ તે શિવ તથા શ્રીકૃષ્ણનો ભેદ જણાતો નથી. અથવા શ્રીકૃષ્ણ જ મૂલ પ્રકૃતિ છે અને શિવ પોતે જ રવા છે. એમ તે એક જ જોડકું છે, પણ તેનો કોઈથી પણ નિશ્ચય કરી શકાયો નથી. કારણ કે જે વસ્તુ બતાવવી શક્ય જ નથી, તે વસ્તુનો નિર્દેશ કરવાને કોઈ સમર્થ જ નથી; છતાં ઈશ્વરનું વર્ણન કે સ્વરૂપદર્શન કરાવવું એમ કહેવાય છે, તે ખરેખર ઉપલક જ છે. ઉત્તમ ભાગ્યવાળાં મોહિનિ! શાસ્ત્ર તથા વેદો ઈશ્વરનું જે વર્ણન કરે છે, તે બધું પ્રાકૃત જ છે, એટલે કે મૂળ પ્રકૃતિનું જ તે વર્ણન ઘટે છે; કેમ કે તે જ નિર્દેશ કરવાને શક્ય છે; પરંતુ હે દેવિ! જે ઈશ્વરી સ્વરૂપ અનિર્દેશ્ય છે-વર્ણવવું કે બતાવવું અશક્ય છે, તેને તો વેદો 'નેતિ નેતિ'-એવું નથી, તે એવું નથી, એમ નિષેધ જ કર્યા કરે છે. એમ નિષેધ કરતાં જે બાકી રહે છે, તેને જ શરણે આવેલા ભક્તો પ્રભુ કહે છે. હે ભદ્રે! મોહિનિ! દરેક કર્મોના સંબંધે નિયમન કરનાર શાસ્ત્ર છે; અને તે કર્મોમાં જે જોડાઈ રહે છે, તેને 'જીવ' કહ્યો છે. અને તે જીવ પોતે તો ઈશ્વરનો અંશ કહેવાય છે, હે શુભે! મોહિનિ! એ જીવ જો કે પ્રકૃતિથી પર અને નિત્ય છે, છતાં માયા વડે મોહિત થયો છે, પણ જે સાક્ષી છે, તે પૂર્ણ હોઈને તે જીવની સાથે પાછળ સ્થિતિ કરનાર તરીકે રહેલો છે. એમ તે અનુશયી છે, છતાં જીવ તે અનુશયીને જાણતો નથી, પણ અનુશયી તો તે જીવને જાણે જ છે. જે ભક્તો પોતાના હાથ ઉપર શંખ, ચક્ર, ગદા અને પદ્મ-કમળનાં ચિહ્નો વડે સુશોભિત રહી એ પ્રભુને શરણે ગયા હોય છે, તેઓને

હે બ્રહ્માનાં પુત્રિ મોહિનિ! બે પ્રકારના જાણવા. તેમાંના કેટલાક 'આર્ત' એટલે સંસારનાં દુઃખોથી પીડાયેલા હોય છે અને કેટલાક દૃપ્ત ઈશ્વરશરણથી ગર્વયુક્ત રહે છે. એવા તેમના બે ભેદો જણાય છે. તેમાંના આર્તો, સંસારનાં દુઃખોને સહન નહિ કરનારા મનાયા છે, પણ જે દૃપ્તો હોય છે, તેઓ તો ઈશ્વરશરણથી ગર્વયુક્ત હોઈ જન્મ-જન્માંતરોથી તે તે દુઃખોને સહન કરનારા અને નિર્ભય રહેનારા હોય છે. એમ તેઓ સજ્જન અને અસજ્જન પણ કહેવાય છે. હવે જેઓ મહાલક્ષ્મીને શરણે ગયા હોય છે અને તે મહાલક્ષ્મી વિષે સખીભાવનો આશ્રય કરી રહ્યા હોય છે, તેમનો જે મંત્ર છે, તે હું કહું છું. એ મંત્રનો ખુદ બ્રહ્માએ ઉપદેશ કર્યો છે અને તે મંત્રને તે મહાલક્ષ્મીના ભક્તો શરણે જાય છે—જપે છે; 'ગોપીજન' એ પદને અંતે 'વલ્લભ' એ પદનો ઉચ્ચાર કરવો અને પછી 'ચરણ' તથા 'શરણ' એ બે પદો બોલીને તેની પાછળ 'પ્રપદ્યે' એ પદ ઉચ્ચારવું. એટલે કે, 'गोपीजनवल्लभचरणं शरणं प्रपद्ये'—અર્થાત્ 'હે ગોપીજન—ગોપીઓનાં પ્રિય સ્વામિન્ શ્રીકૃષ્ણ! હું તમારા ચરણને શરણ તરીકે સ્વીકારું છું.' એમ તે સોળ અક્ષરોવાળો એ શ્રેષ્ઠ મંત્ર છે તેથી એ 'મંત્રરાજ' કહેવાય છે અને સાક્ષાત્ શ્રીલક્ષ્મીદેવીએ તે મંત્રને પ્રકાશિત કર્યો છે. પૂર્વે તે લક્ષ્મીજીએ એ મંત્રનો પ્રથમ સનત્કુમારને ઉપદેશ કર્યો હતો અને પછી શંભુને તે મંત્રનો ઉપદેશ કર્યો હતો. હે ભદ્રે કલ્યાણિ મોહિનિ! ગોપીઓના સમુદાયની વચ્ચે રહેલા શ્રીકૃષ્ણ સાથે પોતાના પિંડને રાધા અને માધવ આવી સંજ્ઞાવાળો માનવો. ગુરુજનોમાં સદા ઈશ્વરભાવ રાખીને તેમની સાથે વિનયથી વર્તવું. વૈષ્ણવોમાં સદ્ભાવ રાખવો. તે તેમનો સત્કાર કરવો. બીજાઓ પ્રત્યે સમભાવ રાખવો. પ્રેમબંધનને લીધે રાધા અને માધવનું દિનરાત ચિંતન કરતા રહેવું. તહેવારોમાં સદા યાત્રામહોત્સવ તથા પર્વના મહોત્સવો કરવા. ૧-૪૮

दिवानिशं चिंतनं च स्वामिनोः प्रेमबंधनात् ।
कुर्यात्पर्वस्वपि सदा यात्रापर्वमहोत्सवान् ॥४८॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં પુરુષોત્તમ-માહાત્મ્ય નામનો ૫૯ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૬૦ : પુરુષોત્તમમાહાત્મ્યમાં અભિષેક

वसुरुवाच

ततो गच्छेद्विधिसुते तीर्थं यज्ञाङ्गसंभवम् ।
इन्द्रद्युम्नसरो नाम यत्रास्ते पावनं शुभम् ॥१॥

પુરોહિત વસુ બોલ્યા: હે બ્રહ્મપુત્રિ! હે મોહિનિ! ત્યાંથી અશ્વમેધ યજ્ઞના અંગથી ઉત્પન્ન થયેલા તીર્થમાં જવું. તેનું નામ 'ઇંદ્રદ્યુમ્ન' સરોવર છે. તે પવિત્ર તેમ જ શુભ તીર્થ છે. બુદ્ધિમાન પુરુષે ત્યાં જઈને પવિત્રભાવથી આચમન કરવું અને મનમાં ભગવાન શ્રીહરિનું ધ્યાન કરીને જળમાં પ્રવેશ કરવો. તે સમયે આ મંત્ર ભણવો; अश्वमेधाङ्गसंभूत तीर्थ सर्वाघनाशन । स्नानं त्वयि करोम्यद्य पापं हर नमोऽस्तु ते ॥ 'અશ્વમેધ યજ્ઞના અંગથી ઉત્પન્ન થયેલા તથા સંપૂર્ણ પાપોના વિનાશક હે તીર્થ! આજે હું તમારા જળમાં સ્નાન કરું છું. મારાં પાપ હરી લો. તમને નમસ્કાર છે.' આ પ્રમાણે મંત્ર ભણ્યા પછી વિધિપૂર્વક સ્નાન કરીને દેવતાઓ, ઋષિઓ, પિતરો તથા બીજાઓનું પણ તલ અને જળથી તર્પણ કરવું, અને મૌન ધરી પિતૃઓને પિંડો આપવા. તે પછી પુરુષોત્તમનું જે સારી રીતે પૂજન કરે છે, તે મનુષ્ય દશ અશ્વમેધ યજ્ઞોના ઉત્તમ ફળને પામે છે. ઉપરાંત સાત આગલી પેઢીના અને સાત પાછલી પેઢીના વંશજોનો ઉદ્ધાર કરી દેવની પેઠે ઇચ્છાનુસાર જતા વિમાનમાં

બેસી તે વિષ્ણુલોકમાં જાય છે. ત્યાં સૂર્ય-ચંદ્ર અને તારાઓ જેટલો કાળ સ્થિતિ કરે છે, તેટલા કાળ સુધી શ્રેષ્ઠ ભોગો ભોગવી ત્યાંથી ચ્યવીને આ લોકમાં તે આવે છે અને અહીં આવ્યા પછી તે અવશ્ય મોક્ષને પામે છે. એમ (પુરુષોત્તમ ક્ષેત્રનાં) પાંચ તીર્થોની યાત્રારૂપ-પંચતીર્થી કર્યા પછી તે મનુષ્યે જેઠ મહિનાની એકાદશીનો ઉપવાસ કરી, જેઠ મહિનાની પૂનમના દિવસે શ્રીપુરુષોત્તમનું જે દર્શન કરે છે, તે પણ ઉપર્યુક્ત ફળને પ્રાપ્ત શ્રીઅચ્યુત ભગવાનના વૈકુંઠધામમાં ક્રીડા કરીને (છેવટે) એવા પરમશ્રેષ્ઠ સ્થાને તે જાય છે કે જ્યાંથી ફરી તે પાછો ફરતો જ નથી. આ પૃથ્વી પર જે જે તીર્થો, નદીઓ, સરોવરો, નાનાં તળાવો, મોટાં તળાવો, વાવો, કૂવા, ધરાઓ તેમ જ અનેક પ્રકારની નદીઓ તથા સમુદ્રો છે, તેઓ સર્વકાળ જેઠ મહિનાની સુદિ દશમથી માંડી સાત દિવસો સુધી પુરુષોત્તમક્ષેત્રમાં પ્રત્યક્ષ થઈ જાય છે; કારણ કે હે સતિ! ત્યાં દેવતાઓનાં દર્શન કરવા માટે મનુષ્યો વડે જે કંઈ સ્નાન-દાન આદિ કરાય છે, તે બધું અક્ષય થાય છે. હે મોહિનિ! જેઠ મહિનામાં પણ શુક્લપક્ષની જે દશમ તિથિ છે, તે 'दश पापानि हरते'-દશ પાપોને હરે છે એ કારણે 'दशहरा' નામે કહેવાઈ છે જે માણસ એ જેઠ સુદિ દશમી તિથિએ (એ પુરુષોત્તમક્ષેત્રે) સારી રીતે વ્રતયુક્ત થઈને સંકર્ષણ બલદેવનું, શ્રીકૃષ્ણનું તથા સુભદ્રાનું દર્શન કરે છે, તે સર્વ પાપોથી મુક્ત થઈ વિષ્ણુના લોકમાં જાય છે. વળી જે માણસ ફાગણ મહિનાની પૂનમે હીંડોળા પર બિરાજેલા પુરુષોત્તમ ગોવિંદનું દર્શન કરી સંયમી રહે છે, તે પણ વિષ્ણુલોકમાં જાય છે. તેમ જ હે સુંદર નેત્રોવાળાં મોહિનિ! જે માણસ, વિષુવ દિવસ આવે ત્યારે પાંચ તીર્થની યાત્રા ફરી, શ્રીબલદેવનું, શ્રીકૃષ્ણનું તથા સુભદ્રાનું દર્શન કરે, તે સમગ્ર યજ્ઞોનું દુર્લભ ફળ મેળવે છે. અને બધાં પાપોથી મુક્ત થઈ વિષ્ણુ લોકમાં જાય છે. જે માણસ વૈશાખ મહિનાના શુક્લ પક્ષમાં ત્રીજને દિવસે ચંદનથી શરીર પર લેપ લગાવેલા શ્રીપુરુષોત્તમનું દર્શન કરે છે, તે પણ શ્રીઅચ્યુત ભગવાનના ધામમાં જાય છે. જે કાળે રાશિ અને નક્ષત્રના યોગથી જેઠ મહિનાની 'મહાજ્યેષ્ઠી' નામની પૂનમ હોય તે કાળે મનુષ્યોએ પ્રયત્ન કરી પુરુષોત્તમક્ષેત્રમાં અવશ્ય જવું; અને તે મહાજ્યેષ્ઠી પૂનમે ત્યાં જઈ શ્રીકૃષ્ણનું દર્શન કરી બલરામનું તથા સુભદ્રાનું પણ જે દર્શન કરે છે, તે હે મોહિનિ! બાર યાત્રાઓના ફળ કરતાં પણ અધિક ફળને પામે છે. પ્રયાગમાં, કુરુક્ષેત્રમાં, નૈમિષારણ્યમાં, પુષ્કર તથા ગયાક્ષેત્રમાં, ગંગાદ્વારમાં, કુબ્જામ્રક્ષેત્ર તથા ગંગાસાગરના સંગમમાં, કોકામુખ, શૂકરક્ષેત્ર, મથુરા તથા મરુસ્થલક્ષેત્રમાં, શાલગ્રામ, વાયુતીર્થ, મંદરાચલ અને સિંધુસાગરમાં; પિંડારક, ચિત્રકૂટ, પ્રભાસ તથા કનખલ ક્ષેત્રમાં; શંખોદ્ધાર, દ્વારકા તથા બદરિકાશ્રમમાં; લોહકૂટ અને સર્વ પાપોથી છોડાવનાર અશ્વતીર્થમાં; કર્દમાલ, કોટિતીર્થ તથા અમરકંટકતીર્થમાં; તેમ જ લોલાર્ક, જંબુમાર્ગ અને પુષ્કળ જળ ભરેલા સોમતીર્થમાં; ઉત્પલાવર્તક, પૃથુતુંગ અને કુબ્જકક્ષેત્રમાં; એકામ્રક, કેદાર તથા કાશીમાં; અને હે સતિ! કાલંજર, ગોકર્ણ, શ્રીશૈલ તથા ગંધમાદન પર્વત ઉપર; તેમ જ મહેંદ્ર, મલયાચલ, વિંધ્યાચલ, પારિયાત્ર અને હિમાલય પર; અને સહ્યાચલ, શુક્તિમાન, ગોમંત તથા અર્બુદ-આબુ પર્વત પર, તેમ જ હે મહાભાગ્યવતિ! ગંગામાં તથા યમુનાના જળમાં સ્નાનાદિ કરી જે પુણ્યને મનુષ્ય મેળવે; તેમ જ સરસ્વતીના જળમાં ગોમતીમાં અને શાત

બ્રહ્મપુત્રોમાં સ્નાનાદિથી જે પુણ્ય થાય, તેમ જ ગોદાવરી, ભીમરથી, તુંગભદ્રા, નર્મદા, તાપી, પયોષ્ણી, કાવેરી, શિપ્રા, ચર્મણ્વતી, વિતસ્તા, ચંદ્રભાગા, શતદ્રુ, બાહુદા તથા ઋષિકુલ્યા, મરુદ્વૃધા, વિપાશા, દૃષદ્વતી, સરયૂ, નાકગંગા, મહાનદી-ગંડકી કૌશિકી, કરતોયા, ત્રિસ્રોતા, મધુવાહિની અને મહાનદી વૈતરણી તેમ જ એ સિવાયની બીજી જે નદીઓ અહીં કહી નથી, તે એ બધી નદીઓમાં જઈ કરેલાં સ્નાનાદિ પુણ્યકર્મને (પુરુષોત્તમક્ષેત્રમાં કરેલ) શ્રીકૃષ્ણદર્શન સમાન કહ્યાં નથી; અર્થાત્ શ્રીકૃષ્ણનું દર્શન તે તે બધાં તીર્થોમાં કરેલ પુણ્યકર્મથી અધિક પુણ્યફળ આપનાર કહેવાય છે. તે જ પ્રમાણે હરકોઈ સૂર્યગ્રહણ થયા પછી સ્નાન તથા દાન કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે, તે ફળને મનુષ્ય મહાજ્યેષ્ઠ પૂનમે શ્રીકૃષ્ણનું દર્શન કરીને મેળવે છે. તે કારણે હે બ્રહ્માની પુત્રિ! સર્વ ઇચ્છિત ફળ મેળવવા ઇચ્છતા લોકોએ મહાજ્યૈષ્ઠીના દિવસે પ્રયત્ન કરીને પુરુષોતમક્ષેત્રમાં જઈ શ્રીકૃષ્ણદર્શન અવશ્ય કરવું. એમ મહાજ્યૈષ્ઠી પૂનમે બલરામનું, શ્રીકૃષ્ણનું તથા સુભદ્રાનું દર્શન કરી મનુષ્ય પોતાનાં સો કુળનો ઉદ્ધાર કરી વિષ્ણુલોકમાં જાય છે, અને ત્યાં સર્વ ભૂતો કે પ્રાણીપદાર્થમાત્રને પ્રલયકાળ પ્રાપ્ત થાય છે, તેટલા કાળ સુધી શ્રેષ્ઠ ભોગો ભોગવ્યા પછી પુણ્યનો ક્ષય થતાં અહીં પૃથ્વી પર આવીને તે પુણ્યાત્મા ચારે વેદને જાણનાર બ્રાહ્મણ થાય છે. અને તે બ્રાહ્મણ પોતાના ધર્મમાં તત્પર, શાંત, શ્રીકૃષ્ણનો ભક્ત અને જિતેન્દ્રિય હોઈ વૈષ્ણવયોગનો આશ્રય કર્યા પછી મોક્ષને પામે છે. એ કારણે જેઠ મહિનો આવે અને તેમાં ઇન્દ્રદેવના જ્યેષ્ઠનક્ષત્રના યોગવાળી પૂનમ હોય, તે કાળે (પુરુષોત્તમક્ષેત્રમાં) સાગરના જળમાં જો સ્નાન કરાય તો એ ઉત્તમ ગણાય છે. કેમકે તે કાળે ત્યાં જળથી ભરેલો જે પવિત્ર કૂવો છે, તે સર્વતીર્થમય બને છે તેમ જ ભોગવતી નદી પણ ત્યાં અવશ્ય પ્રત્યક્ષ થાય છે. તે કારણે હે મોહિનિ! જેઠ મહિનાની એ પૂનમને દિવસે શ્રીકૃષ્ણ તથા બલરામને તેમ જ સુભદ્રાને સ્નાન કરાવવા માટે લોકો સોનાના વગેરે કળશો વડે ઉત્તમ કૂવામાંથી એ ભોગવતી નદીનું પાણી ખેંચી લાવી અતિશય ઉત્તમ મંચ તૈયાર કરી, તે મંચને પતાકાઓથી અલંકૃત કરીને તેમ જ અતિશય મજબૂત અને સુખેથી જેની ઉપર અવરજવર થઈ શકે તેવા એ મંચને વસ્ત્રો વડે તથા પુષ્પો વડે સુશોભિત કરીને, તે વિશાળ મંચ ઉપર શ્રીરામકૃષ્ણને સ્નાન કરાવવા માટે ધૂપો દ્વારા સુગંધી બનાવીને તેમ જ પીળાં વસ્ત્રથી ચોપાસ ઢાંકેલા એ મંચને મોતીઓના હારોથી અવલંબિત બનાવ્યા પછી હે સતી! એ મંચની ઉપર અનેક પ્રકારનાં વાદિત્રોની ગર્જના સાથે શ્રીકૃષ્ણને, શ્વેતવસ્ત્રધારી શ્રીબલદેવને તથા સુભદ્રાને સારી રીતે સ્થાપ્યા પછી બ્રાહ્મણો ક્ષત્રિયો, વૈશ્યો, શૂદ્રો તથા બીજી જાતનાં પણ અનેક લાખો સ્ત્રી પુરુષો હે મોહિની! જયસૂચક મંગલ વાદિત્રોની ગર્જનાઓ સાથે એ બધા ગૃહસ્થો, સ્નાતકો, યતિઓ અને બ્રહ્મચારીઓ પણ તે કાળે એ મંચ પર બિરાજેલા શ્રીકૃષ્ણને બલદેવને તથા સુભદ્રાજીને ચોપાસ વીંટાઈને સ્નાન કરાવે છે. તેમ જ હે સુંદરી! પૂર્વોક્ત સમસ્ત તીર્થો પણ તે વેળા ત્યાં આવી પુષ્પોથી મિશ્ર હોઈ હર્ષકારી પોતપોતાનાં જળ વડે અલગ-અલગ તે શ્રીકૃષ્ણ આદિને સ્નાન કરાવે છે. પછી ઢોલની ઉત્તમ ગર્જનાઓ ભેરી તથા મુરજ વાદિત્રોના અવાજો કાહલાં અને તાલના શબ્દો તેમ જ મૃદંગો-નરઘાં,

ઝર્ઝર-ઝાંઝરો, અને બીજાં પણ અનેક પ્રકારનાં વાદિત્રો પણ ઘંટડીઓના અવાજની સાથે મિશ્ર થઈ વાગવા માંડે છે; અને તેની સાથે સ્ત્રીઓના પણ મંગલ શબ્દો અને મનને આનંદ પમાડે એવા સ્તુતિઓના પણ શબ્દો ભેગા મળે છે તેમ જ જય-શબ્દો, સ્તોત્રો તથા વીણાઓ અને વાંસળીઓના પણ અવાજો મિશ્ર થવાથી જાણે કે સાગર ઘૂઘવતો હોય તેવો મહાન શબ્દ સંભળાય છે અને તેની સાથે મુનિઓની દિગ્ગર્જનાઓ તથા બીજા મંત્રોના ઘોષો અને અનેક પ્રકારનાં સ્તોત્રોના શબ્દો પણ પવિત્ર સામવેદનાં ગાન સાથે પુષ્ટ થઈને સંભળાય છે. તે વેળા શ્યામા એટલે કે સોળ વર્ષની ઉંમરની તેજસ્વી વેશ્યાઓ પીળાં તથા લાલ વસ્ત્રો ધારણ કરી રત્નોના દાંડવાળાં ચામરો વડે શ્રીરામકૃષ્ણને પવન ઢોળે છે તેમ જ યક્ષો, વિદ્યાધરો સિદ્ધો, દેવો, ગંધર્વો, ચારણો, આદિત્યો, વસુઓ, રુદ્રો, સાધ્યો, વિશ્વેદેવો તથા બીજા પણ વાયુગણો તથા દેવગણોની સાથે રહેલા લોકપાલો અને બીજાઓ પણ આ રીતે શ્રીપુરુષોત્તમની સ્તુતિ કરે છે–

नमस्ते देवदेवेश पुराणपुरुषोत्तम ।
सर्गस्थित्यन्तकृद्देव लोकनाथ जगत्पते ॥
त्रैलोक्यशरणं देवं ब्रह्मण्यं मोक्षकारणम् ।
तं नमस्यामहे भक्त्या सर्वकामफलप्रदम् ॥ ५ ॥

'હે દેવોના દેવના પણ ઈશ્વર! હે પુરાણ-પુરુષોત્તમ! તમને નમસ્કાર હો. હે દેવ! તમે જ જગતની સૃષ્ટિ, સ્થિતિ–પાલન તથા નાશના કરનારા છો. હે લોકના નાથ! હે જગતના પતિ! ત્રણે લોકોના શરણરૂપ અને બ્રાહ્મણોના રક્ષક તથા મોક્ષના કારણ એવા આપને ભક્તિથી અમે નમસ્કાર કરીએ છીએ. આપ સર્વ કામનાઓનાં ફળને આપનારા છો.' એમ શ્રીકૃષ્ણની તથા મહાબળવાન શ્રીરામની તથા સુભદ્રાની પણ સ્તુતિ કર્યા પછી હે બ્રહ્માનાં પુત્રિ! તે વેળા બધા દેવો આકાશમાં ઊભા રહ્યા હતા, ત્યારે દેવો, ગંધર્વો તથા અપ્સરાઓ ગીતો ગાતી હતી અને નૃત્ય કરી રહી હતી તેમ જ દેવોનાં વાદિત્રો વાગી રહ્યાં હતાં. અતિશય શીતળ વાયરા વાતા હતા અને આકાશમાં રહેલા મેઘો પુષ્પોથી મિશ્ર–વૃષ્ટિને વર્ષી રહ્યા હતા. બીજી બાજી મુનિઓ, સિદ્ધો તથા ચારણો 'જય' શબ્દને ઉચ્ચાર્યા કરે છે અને ઇંદ્રો વગેરે દેવો, સર્વ ઋષિઓ તથા પિતૃઓ તેમ જ પ્રજાઓના પતિઓ, નાગો તથા બીજા સ્વર્ગવાસીઓ પણ જય શબ્દને ઉચ્ચારી રહ્યા હતા. તે પછી બધા દેવતાઓના ગણો, મંગલોની સામગ્રીઓ સાથે વિધિ તથા મંત્રોચ્ચારપૂર્વક અભિષેક માટેનાં દ્રવ્યો ગ્રહણ કરવા ત્યાં આવી રહ્યા હોય છે. તેઓમાં મહાવીર્યવાન ઇંદ્ર તથા વિષ્ણુ અને સૂર્ય તથા ચંદ્ર તેમ જ ધાતા, વિધાતા, વાયુ, અગ્નિ, પૂષા, ભગ, અર્યમા, ત્વષ્ટા–વિશ્વકર્મા, વિવસ્વાન–સૂર્ય, બુદ્ધિમાન અંશુમાન–સૂર્ય, રુદ્રો, અશ્વિનીકુમારો, મિત્ર, વરુણ, રુદ્રો સહિત વસુઓ, આદિત્યો, વાલખિલ્યો, મરીચિના પુત્રો, અને સર્વ ભૃગુઓ તથા વિદ્યાઓમાં પારંગત અંગિરાના વંશજો, પિતામહ–બ્રહ્મા, પુલસ્ત્ય, પુલહ, મહાતપસ્વી અંગિરા કશ્યપ, અત્રિ, મરીચિ, ભૃગુ, ક્રતુ, હર–શંકર, પ્રચેતા–વરુણ, મનુ, દક્ષ, બધી ઋતુઓ, ગ્રહો, જ્યોતિઓ, ઉત્તમ બ્રાહ્મણો, મૂર્તિમાન નદીઓ, સનાતન દેવો, અતિશય કલ્યાણકારી ધારાઓ, અનેક પ્રકારનાં તીર્થો, પૃથ્વી, આકાશ, દિશાઓ, વૃક્ષો, ઉત્તમ પક્ષીઓ, દેવોમાતા–અદિતિ, લજ્જાદેવી, શ્રીદેવી, સ્વાહા, સરસ્વતી, ઉમા–દેવી પાર્વતી, ઇંદ્રાણી; સિનીવાલી, અનુમતિ તથા કુહૂ નામની અમાસ તિથિઓ, રાકા પૂનમ, ધિષણા તથા બીજી પણ સ્વર્ગવાસીઓની પત્નીઓ; તેમ જ પર્વતોમાં

શ્રેષ્ઠ હિમવાન પર્વત, નાગોનો રાજા વામન, પારિયાત્ર પર્વત, વિન્ધ્ય પર્વત, અનેક શિખરોવાળો મેરુ પર્વત, અનુચરો સહિત ઐરાવત હાથી, કલાઓ, કાષ્ઠાઓ, મહિનાઓ, પખવાડિયાં, ઋતુઓ, રાત્રિઓ, દિવસો, વર્ષો; ઘોડાઓમાં શ્રેષ્ઠ ઉચ્ચૈઃશ્રવા, નાગોનો રાજા વામન, અરુણ, ગરુડ, લતાઓ, ઔષધિઓ અને ભગવાન ધર્મદેવ વગેરે, સર્વ તરફથી ત્યાં શ્રીકૃષ્ણાદિને અભિષેક કરાવવા આવી રહ્યા હોય છે. ઉપરાંત કાલ, યમ, મૃત્યુ અને યમના જે અનુચરો છે તેઓ તેમ જ અનેક પ્રકારના જે દેવગણો ઘણા છે, તેમને અહીં કહ્યા નથી. તેઓ પણ એ પુરુષોત્તમ દેવને અભિષેક કરાવવા આમતેમથી ત્યાં આવી રહ્યા હોય છે. વળી દિવ્ય સામગ્રીઓ સહિત સોનાના કળશોથી યુક્ત પવિત્ર નદીઓ પણ દિવ્ય જળને તથા આકાશગંગાના જળને સાથે લાવીને તેના વડે શ્રીબલરામ સહિત શ્રીકૃષ્ણને કલશોમાં પુષ્પો સહિત જળને ધારણ કરી આકાશમાં ઊભી રહીને સ્નાન કરાવે છે. તે વેળા દેવોનાં વિમાનો આકાશમાં ઘૂમ્યા કરે છે; જે વિમાનો નાનાંમોટાં બધાં યે દિવ્ય, ઇચ્છાનુસાર જનારાં તથા સ્થિર રહેનારાં પણ હોય છે. વળી તે વિમાનો દિવ્ય રત્નોથી અદ્ભુત, અપ્સરાઓના ગણોથી સેવાયેલાં અને ગીતો, વાદિત્રો તથા પતાકાઓથી ચોપાસ શોભીતાં હોય છે. ૧–૭૬

दिव्यरत्नविचित्राणि सेवितान्यप्सरोगणैः ॥
गीतैर्वाद्यैः पताकाभिः शोभितानि समंततः॥ ७६॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'શ્રીપુરુષોત્તમનો અભિષેક' નામનો ૬૦ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૬૧: પુરુષોત્તમક્ષેત્રનાં તીર્થોની યાત્રાનું ફળ

वसुरुवाच

एवं तदा विधिसुते कृष्णं रामेण संगतम्।
सुभद्रां च महाभागाः संस्तुवन्ति मुदान्विताः ॥१॥

વસુ બોલ્યા : હે બ્રહ્માની પુત્રિ! તે સમયે એ મહાભાગ્યશાળી દેવો વગેરે સર્વ લોકો શ્રીબલરામસહિત શ્રીકૃષ્ણની તથા સુભદ્રાની પણ આમ હર્ષપૂર્વક સ્તુતિ કરે છે.

દેવો બોલ્યા : હે લોકપાલ! તમે જય પામો, જય પામો. હે કમળયુક્ત નાભિવાળા! હે પૃથ્વીને ધારણ કરનારા! તમે જય પામો. હે આદિદેવ! તમે જય પામો, જય પામો. હે ઘણાં કારણોવાળા! તમે જય પામો. હે વાસુદેવ! તમે જય પામો, જય પામો. હે ઉત્તમ પગવાળા! હે સારી ઇંદ્રિયોવાળા તમે જય પામો. હે દિવ્ય મત્સ્યનો અવતાર ધરનાર! તમે જય પામો, જય પામો. હે દેવોમાં શ્રેષ્ઠ! તમે જય પામો. હે સમુદ્રમાં શયન કરનારા! તમે જય પામો; જય પામો. હે યોગેશ્વર! તમે જય પામો; જય પામો. હે વેદોને ધારણ કરનાર! તમે જય પામો. હે વિશ્વમૂર્તે! તમે જય પામો, જય પામો. હે ચક્રને ધારણ કરનારા! તમે જય પામો. હે ભૂતનાથ! પ્રાણીપદાર્થોના હે સ્વામિન્! તમે જય પામો. હે લક્ષ્મીના નિવાસ! તમે જય પામો. હે યોગીઓમાં શ્રેષ્ઠ! તમે જય પામો, જય પામો. હે સૂર્યરૂપ અથવા સૂર્ય જેવા નેત્રોવાળા! તમે જય પામો. હે વરાહદેવ! તમે જય પામો. હે કૈટભદૈત્યના શત્રુ! તમે જય પામો, જય પામો. હે વેદોના જ્ઞાનમાં શ્રેષ્ઠ અથવા વેદોમાં શ્રેષ્ઠ તરીકે વર્ણવેલા! તમે જય પામો, જય પામો. હે કુચિબાહુ રૂપ ધારણ કરનારા! તમે જય પામો, જય પામો. હે શ્રેષ્ઠ યજ્ઞસ્વરૂપ! તમે જય પામો. હે નાભિમાં કમળ ધારણ કરનાર અથવા કમળ જેવી

નાભિવાળા! તમે જય પામો, જય પામો. હે કાચબાનું રૂપ ધરી સમુદ્રમંથન સમયે પીઠ ઉપર મન્દરપર્વતને ધારણ કરનાર; અથવા ઇંદ્રનો ગર્વ ઉતારવા શ્રીકૃષ્ણસ્વરૂપે ટચલી આંગળી પર સાત દિવસો સુધી ગોવર્ધનપર્વત ધારણ કરી ગાયોનું તથા ગોપગોપીઓનું રક્ષણ કરનાર! તમે જય પામો. હે યોગેશ્વર! તમે જય પામો. હે દૈત્યોના વેગોને રોકનાર! તમે જય પામો. હે વિદ્યમૂર્તે! તમે જય પામો, જય પામો. હે ચક્રને ધારણ કરનાર! તમે જય પામો. હે ભૂતનાથ! પ્રાણી પદાર્થ માત્રના હે સ્વામિન્! તમે જય પામો જય પામો. હે શેષનાગરૂપે કે કાચબાના રૂપે પૃથ્વીને ધારણ કરનાર! તમે જય પામો. હે શેષનાગ પર નારાયણસ્વરૂપે શયન કરનાર! તમે જય પામો, જય પામો. હે પીળાં વસ્ત્રોને પહેરનાર! તમે જય પામો. હે ચંદ્રને પ્રિય અથવા ચંદ્ર જેવા સુંદર કે હે ચંદ્રના સ્વામિન્! તમે જય પામો. હે યોગના વાસરૂપ! તમે જય પામો, જય પામો અને જય પામો. હે અગ્નિ જેવા ચક્રને ધારણ કરનાર! તમે જય પામો. હે ધર્મના વાસરૂપ! તમે જય પામો, જય પામો. હે ગુણોમાં નિધાન-ખજાનારૂપ! તમે જય પામો. હે લક્ષ્મીના નિવાસસ્થાન! તમે જય પામો, જય પામો. હે ગરુડના આસનવાળા! તમે જય પામો. હે સુખના નિવાસસ્થાન! તમે જય પામો, જય પામો. હે ધર્મને પ્રિય અથવા હે ધર્મના સ્વામિન્! તમે જય પામો, જય પામો. હે બુદ્ધિના નિવાસસ્થાન! તમે જય પામો, જય પામો. હે ગહન ઘરમાં નિવાસ કરનાર! તમે જય પામો. હે યોગીઓથી મેળવવા યોગ્ય! તમે જય પામો, જય પામો. હે યજ્ઞોના નિવાસસ્થાન! તમે જય પામો. હે વેદો દ્વારા જાણવા યોગ્ય! તમે જય પામો, જય પામો. હે શાંતિના કરનાર! તમે જય પામો. હે યોગીઓ વડે ચિંતન કરવા યોગ્ય! તમે જય પામો, જય પામો. હે પુષ્ટિ કરનારા! તમે જય પામો. હે જ્ઞાનમૂર્તિ! તમે જય પામો, જય પામો. હે કમળોના સમુદાયરૂપ અથવા કમલા-લક્ષ્મીના કરનાર! તમે જય પામો. હે ભાવથી જાણી શકાતા! તમે જય પામો. હે મુક્તિના કરનાર! તમે જય પામો. હે નિર્મળ શરીરવાળા! તમે જય પામો. હે સત્ત્વગુણના કે અન્તઃકરણોના નિવાસસ્થાન! તમે જય પામો, જય પામો, જય પામો. હે ગુણોના સમૂહરૂપ! તમે જય પામો. હે યજ્ઞોના કરનાર! તમે જય પામો, જય પામો. હે ગુણોથી રહિત નિર્ગુણસ્વરૂપ! તમે જય પામો. હે મોક્ષના કરનાર! તમે જય પામો, જય પામો. હે પૃથ્વીમાં સુવર્ણરૂપે થનાર! તમે જય પામો, જય પામો. હે કાંતિથી યુક્ત! તમે જય પામો, જય પામો. હે લોકોના શરણરૂપ! તમે જય પામો. હે લક્ષ્મીના પતિ! તમે જય પામો, જય પામો. હે કમળની પાંખડીઓ જેવાં નેત્રોવાળા! તમે જય પામો. હે સૃષ્ટિના કરનારા! તમે જય પામો, જય પામો. હે યોગથી યુક્ત! તમે જય પામો. હે અળસીના પુષ્પના જેવા શ્યામ શરીરવાળા! તમે જય પામો. હે સમુદ્રમાં પ્રવેશેલા દેહવાળા! તમે જય પામો. હે લક્ષ્મી વડે કમળ દ્વારા ભીંજવાતા દેહવાળા! તમે જય પામો. હે ભક્તિની ભાવનાવાળા! તમે જય પામો. હે લોકો વડે ગાન કરવા યોગ્ય! તમે જય પામો. હે લોકોને પ્રિય અથવા લોકોના પ્રિય સ્વામિન્! તમે જય પામો. હે પરમ શાંતસ્વરૂપ! તમે જય પામો. હે પરમશ્રેષ્ઠસારરૂપ! તમે જય પામો, જય પામો. હે ચક્રને ધારણ કરનાર! તમે જય પામો. હે શેષનાગરૂપી સર્પ સાથે જોડાઈ રહેનાર! તમે જય પામો. હે બળદેવરૂપે કાળાં વસ્ત્રો ધારણ

કરનાર! તમે જય પામો. હે સાંખ્યશાસ્ત્ર વડે સ્તુતિ કરાયેલા! તમે જય પામો. હે પાપરૂપી મેલનો નાશ કરનાર! તમે જય પામો. હે શ્રીકૃષ્ણ! હે જગતના નાથ! તમે જય પામો. હે સંકર્ષણ બળદેવના નાના ભાઈ! તમે જય પામો. હે કમળની પાંખડીઓ જેવાં નેત્રોવાળા! તમે જય પામો, જય પામો. હે ઇચ્છિત ફળને આપનારા! તમે જય પામો. હે વનમાળા વડે ચારે બાજુથી ઢંકાયેલી છાતીવાળા! તમે જય પામો. હે ચક્ર તથા ગદાને ધારણ કરનારા! તમે જય પામો. હે કમળમાં વસનારાં શ્રીલક્ષ્મીદેવીના પ્રિય પતિ! તમે જય પામો. હે વિષ્ણો! તમે જય પામો. તમને નમસ્કાર હો.' એમ સ્તુતિ કર્યા પછી તે વેળા ઇંદ્રાદિ દેવો, પ્રસન્ન ચિત્તવાળા થયા હોય છે; અને પછી તે દેવો, સિદ્ધો, ચારણો, ગંધર્વો તથા બીજા જે જે સ્વર્ગવાસીઓ હોય છે, તેઓ પણ હર્ષયુક્ત મનવાળા થઈ તે શ્રીકૃષ્ણની સ્તુતિ કરી, તેમનામાં રહેલા અંતરાત્મા દ્વારા તે શ્રીકૃષ્ણને, શ્રીબલરામને તથા સુભદ્રાને નમસ્કાર કરી પોતપોતાને નિવાસસ્થાને જાય છે. પુષ્કરતીર્થમાં સો રાતાપીળા રંગની કપિલા ગાયોનું દાન કરી મનુષ્ય જે ફળને મેળવે છે, તે ફળને (જેઠ સુદ પૂનમે પુરુષોત્તમક્ષેત્રમાં અભિષેક માટે) મંચ પર બિરાજેલા શ્રીબલદેવ સહિત શ્રીકૃષ્ણનું દર્શન કરી મનુષ્ય મેળવે છે. સો કન્યાઓનું દાન કરવાથી જે ફળ કહ્યું છે, તે ફળ તે વેળા મંચ પર બિરાજેલા શ્રીકૃષ્ણનું દર્શન કરી માણસ મેળવે છે. વળી સો સોનામહોરોરૂપ સુવર્ણના દાનથી, અને પૃથ્વીના દાનથી જે ફળ મળે છે; તેમ જ અન્નનું દાન કરવાથી અને સર્વ લોકોનો અતિથિસત્કાર કરવાથી માણસને જે ફળ મળે છે; તેમ જ વિધિ પ્રમાણે વૃષોત્સર્ગ-કર્મરૂપ-નીલ પરણાવવાથી કે તે કર્મમાં બળદનું દાન દેવાથી કે તે બળદને આખલારૂપે છૂટો મૂકવાથી જે ફળ મળે છે અને ગ્રીષ્મઋતુમાં હરકોઈ તરસ્યાં પ્રાણીઓને પાણી પાવાથી જે ફળ મળે છે, તે ફળને મંચ પર બિરાજેલ સુભદ્રા સહિત શ્રીરામ-કૃષ્ણનું દર્શન કરી માણસ મેળવે છે. તેથી દરેક પુરુષે કે સ્ત્રીએ તે શ્રીપુરુષોત્તમનાં દર્શન અવશ્ય કરવાં. હે મોહિનિ! તે વેળા મંચ પર બિરાજેલા શ્રીકૃષ્ણના સ્નાનના નમણરૂપ જળ વડે જે વાંઝણી સ્ત્રી અથવા મરણ પામતાં સંતાનવાળી કોઈ દુર્ભાગી સ્ત્રી, અથવા ગ્રહોથી પીડાયેલા લોકો કે રાક્ષસો વગેરેથી ગ્રહણ કરાયેલા-તે તેના વળગાડવાળા લોકો કે રોગો વડે ખૂબ હેરાન થયેલા લોકો પર વિધિથી જો અભિષેક કરાયો હોય તો તરત જ તેઓ શુદ્ધિ પામે છે અને જે જે કામનાઓની તેઓએ ઇચ્છા કરી હોય તેને હે સુંદર કાંતિવાળી મોહિનિ! તે લોકો પામે છે. આ ભૂમિની સપાટી પર બીજાં જે જે પવિત્ર અથવા પુણ્યકારક જળ રહેલાં છે, તે બધાંયે મંચ પર શ્રીકૃષ્ણના સ્નાન કરતાં બાકી રહેલાં એ નમણરૂપ જળની પવિત્રતાની સોળમા ભાગને પણ યોગ્ય ગણાતાં નથી એટલું બધું એ નમણરૂપ જળ મહાપવિત્ર ગણાય છે. તે કારણે એ વેળા મંચ પર બિરાજેલા જલશાયી તે શ્રીકૃષ્ણના સ્નાનથી બાકી રહેલ તે જળ વડે હરકોઈ મનુષ્યે પોતાના શરીરના સર્વ અવયવો પર ચોપાસ સિંચન કરવું જોઈએ; કેમકે તે નમણરૂપ પાણી સર્વ ઇચ્છિત ફળને આપનારું છે. જે લોકો એ જેઠ મહિનાની પૂનમે મંચ પર સ્નાન કર્યા પછી દક્ષિણ દિશા તરફ મુખ રાખી ત્યાંથી જતા શ્રીકૃષ્ણનું દર્શન કરે છે, તેઓ બ્રહ્મહત્યા આદિ પાપોથી છૂટી જાય છે એમાં સંશય નથી. આખી પૃથ્વીને ત્રણ વાર પ્રદક્ષિણા કરવાથી શાસ્ત્રોમાં જે ફળ કહ્યું છે, તે ફળને મનુષ્ય તે વેળા મંચ પર

સ્નાન કરી દક્ષિણ દિશા તરફ મુખ રાખી ત્યાંથી જતાં શ્રીકૃષ્ણનું દર્શન કરી મનુષ્ય મેળવે છે. આખી પૃથ્વી પરનાં તીર્થોની યાત્રાનું જે ફળ (શાસ્ત્રોમાં) કહેલું છે તે ફળને તે વેળા મંચ પર સ્નાન કરી દક્ષિણ દિશા તરફ મુખ રાખી જતાં શ્રીકૃષ્ણનું દર્શન કરી માણસ મેળવે છે. ગંગાદ્વારમાં કુબ્જામ્ર-ક્ષેત્રમાં અને કુરુક્ષેત્રમાં સૂર્યના ગ્રહણરૂપ પર્વકાળે અને પુષ્કર આદિ બીજાં તીર્થ-ક્ષેત્રોમાં સ્નાન કરવાથી જે ફળ શાસ્ત્રોમાં કહ્યું છે, તે ફળને મંચ પર સ્નાન કરી દક્ષિણ તરફ મુખ રાખી જતાં શ્રીકૃષ્ણનું દર્શન કરી માણસ મેળવે છે; અથવા તે સંબંધે વધારે કહેવાથી શું ? પ્રત્યેક પુણ્ય-કર્મનું જે ફળ વેદોમાં, શાસ્ત્રોમાં, ભારતમાં તથા સંહિતા આદિ ગ્રન્થોમાં કહેલું છે, તે ફળને એ વેળા મંચ પર સ્નાન કર્યા પછી દક્ષિણ તરફ મુખ રાખી જતા સુભદ્રા સહિત શ્રીરામકૃષ્ણનું દર્શન કરી મનુષ્ય મેળવે છે. જે લોકો એ સમયે મંચ પર સ્નાન કર્યા પછી રથમાં બિરાજેલા અને 'ગુંડિચા-મંડપ' તરફ જતા સુભદ્રા યુક્ત અને શ્રી-બલદેવ સહિત શ્રીકૃષ્ણનું દર્શન કરે છે, તેઓ શ્રીહરિના ભવન-વૈકુંઠ સ્થાનમાં જાય છે: ફાગણ મહિનાની પૂનમે તથા સમાન રાત્રિદિવસ વાળા-વિષુવકાળે 'ગુંડિચા' મંડ-પની યાત્રાનો જે સમય આવે છે, તે વેળા એક જ વાર તે યાત્રા કરીને માણસ વિષ્ણુ-લોકમાં જાય છે. હરકોઈ મનુષ્ય પુરુષોત્તમ-ક્ષેત્રમાં જેટલી યાત્રાઓ કરે છે, તેટલા કલ્પકાળ પર્યંત એ વિષ્ણુલોકમાં વસે છે, એવો નિશ્ચય (શાસ્ત્રમાં) મળે છે. હે પાપોનો નાશ કરનારાં બ્રહ્માનાં પુત્રી-મોહિનિ! પુરુષોત્તમક્ષેત્રની બાર યાત્રાઓ જો સંપૂર્ણ થાય તો વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરવી જોઈએ. જેઠ મહિનાના શુક્લપક્ષમાં ચોકી-દશીને દિવસે દરેક મનુષ્યે પવિત્ર જલા-શય પર જઈ પ્રથમ નિયમનિષ્ઠ થઈ આચ-મન કરીને પવિત્ર થવું. પછી તે જલાશય-માં સર્વ તીર્થોનું આવાહન કરી શ્રીનારા-યણનું ધ્યાન કર્યા પછી શાસ્ત્રવિધિથી જાણેલા માર્ગે સ્નાન કરવું. એમ સ્નાન કર્યા પછી દેવોનું, ઋષિઓનું, તથા પોતાના પિતૃઓનું પણ સારી રીતે તર્પણ કરવું. તેમ જ બીજા-ઓને પણ (મનુષ્યો આદિને) નામ તથા ગોત્રના ઉચ્ચારપૂર્વક સારી રીતે તૃપ્ત કરવા. પછી એ જલાશયમાંથી બહાર નીકળી બે ધોયેલાં નિર્મળ વસ્ત્રો પહેરી વિધિપૂર્વક જળથી ઉપસ્પર્શ કરી-મંત્રપૂર્વક આચમન કરીને સૂર્યનું ઉપસ્થાનકર્મ કરવું. સૂર્ય સામે ઊભા રહી બન્ને હાથ ઊંચા રાખીને તે સૂર્યોપસ્થાનના મંત્રો ઉચ્ચારવા. તે પછી પવિત્ર વેદમાતા ગાયત્રીનો ૧૦૮ ની સંખ્યા-માં ગણીને જપ કરવો, તેમ જ બીજા પણ સૂર્યના મંત્રો ભણી ત્રણવાર સૂર્યની પ્રદ-ક્ષિણા કરીને સૂર્યને નમસ્કાર કરવા. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યે વેદમાં કહેલ વિધિ પ્રમાણે સ્નાન તથા જપ કરવા કહેલ છે, પરંતુ સ્ત્રીઓ તથા શૂદ્રોએ તો વેદોક્ત વિધિ રહિત જ સ્નાન તથા જપ કરવાં જોઈએ. હે ઉત્તમ કેડવાળી મોહિનિ! એમ તે સ્નાનાદિ કર્યા પછી મનુષ્યે ત્યાં પુરુષોત્તમક્ષેત્રમાં મંદિર-ની અંદર બિરાજેલા શ્રીપુરુષોત્તમની સમીપે જવું. ત્યાં જઈને પણ પ્રથમ મંદિરની બહાર જ હાથપગ ધોયા પછી વિધિ પ્રમાણે જલથી ઉપસ્પર્શ (આચમનાદિ) કરી પુરુષો-ત્તમ દેવને પ્રથમ ઘીથી સ્નાન કરાવવું, તે પછી દૂધથી સ્નાન કરાવી, તે પછી મધ અને ચંદનયુક્ત જળ વડે પણ સ્નાન કરાવી, ચંદનયુક્ત તીર્થના જળ વડે છેલ્લું સ્નાન કરાવવું. તે પછી બે શ્રેષ્ઠ વસ્ત્રો ભક્તિથી તે ભગવાનને પહેરાવવાં. તે પછી ચંદન, અગુરુ, કપૂર તથા કેસર વડે વિલેપન કરવું અને તે પછી કમળો વડે પરમ ભક્તિપૂર્વક

શ્રીપુરુષોત્તમની પૂજા કરવી. એમ તે જગતના નાથનું સારી રીતે પૂજન કર્યા પછી ભોગ તથા મોક્ષ આપનાર તે દેવ શ્રીહરિની આગળ અગુરુયુક્ત ધૂપ કરવો અને તે ધૂપ પોતાના દેહ આગળ પણ ધરવો. તે ધૂપ પણ અત્યંત પવિત્ર ગૂગળને ઘીથી યુક્ત કરી તેને જ બાળવારૂપે કરવો જોઈએ. તે પછી ભક્તિથી અને પોતાની શક્તિ પ્રમાણે ઘી વડે દીપક પ્રજ્વલિત કરવો. તેમ જ બીજા પણ બાર દીપકો, ગાયના જ ઘી વડે એકાગ્રચિત્ત થઈને પ્રજ્વલિત કરવા; અથવા હે દેવોનાં ઈશ્વરિ! તે દીપકો તલના તેલ વડે પણ કરી શકાય છે. પછી એ પુરુષોત્તમ દેવને દૂધપાક, માલપૂડા, પૂરી, જલેબી, વડાં, લાડુ, સૂતરફેણી અને બીજાં ફળો પણ નૈવેદ્યરૂપે નિવેદન કરવાં. એમ પાંચ ઉપચારો વડે પુરુષોત્તમનું સારી રીતે પૂજન કર્યા પછી 'ॐ नमः पुरुषोत्तमाय' એ મંત્રના ૧૦૮ જપ કરવા અને તે પછી તે દેવને દંડવત્ પ્રણામ કરી પ્રસન્ન કરવા. પછી પુષ્પો, વસ્ત્રો તથા અનુલેપનો વડે ભક્તિથી ગુરુની પૂજા કરવી; કારણ કે હે બ્રહ્માની પુત્રિ! દેવ તથા ગુરુમાં લગારે અંતર કે ભેદ જ નથી. તે પછી સારી રીતે એકાગ્રચિત્ત થઈને દેવની ઉપર અનેક પ્રકારનાં પુષ્પો વડે મંડપ કરવો. તેમ જ એ દેવની આગળ અતિશય સ્વચ્છ રંગબેરંગી મુંડળ આલેખવું. પછી એકાગ્રચિત્ત થઈને રાતે જાગરણ કરવું. તે વેળા વાસુદેવ ભગવાનની કથા તથા સંગીત પણ કરાવવાં. એમ તે વિદ્વાન ભક્તે દેવનું ધ્યાન કરતાં, પાઠ તથા સ્તવન કરતા રહી એ રાત્રિ ગાળવી. તે પછી નિર્મળ પ્રભાતે—દ્વાદશી તિથિએ વ્રતો કરી નાહેલા અને વેદોમાં પારગામી થયેલા બાર બ્રાહ્મણોને નિમંત્રણ આપી નોતરવા. એ બ્રાહ્મણો ઇતિહાસ તથા પુરાણો અને વેદોના જ્ઞાતા હોવા જોઈએ. પછી તે વ્રત કરનાર યજમાને સારી રીતે વિધિપૂર્વક સ્નાન કરી ધોયેલાં વસ્ત્રો પહેરી જિતેન્દ્રિય રહેવું અને તે પછી પહેલાંની જેમ ત્યાં રહેલા પુરુષોત્તમને ભક્તિથી સ્નાન કરાવવું અને ચંદન, પુષ્પો, ઉપહારો, નૈવેદ્યો તથા દીપકો વડે અનેક પ્રકારના ઉપચારો વડે પ્રણામો તથા પ્રદક્ષિણાઓ દ્વારા, તેમ જ જપવા યોગ્ય જપ, સ્તુતિ, નમસ્કાર, ગીત અને મનોહર વાજિંત્રો વગાડીને સારી રીતે પૂજન કરવું. એમ તે જગતના નાથનું સારી રીતે પૂજન કર્યા પછી ઉપર્યુક્ત બાર બ્રાહ્મણોનું પણ સારી રીતે પૂજન કરી તેમને બાર ગાયોનું દાન કરી સુવર્ણનું પણ અવશ્ય દાન દેવું. ઉપરાંત છત્ર, બે જોડા તથા એક એક કાંસાનું પાત્ર અર્પણ કરી તે બ્રાહ્મણોને ભક્તિથી પ્રથમ દૂધપાક જમાડી બીજું પણ ભોજન જમાડવું. તેમ જ પકવાન્ન ભક્ષ્ય, ભોજ્ય પણ ગોળ તથા સાકર સહિત જમાડવું. એમ તે ભોજન કર્યા પછી સારી રીતે તૃપ્ત થયેલા અને સારી રીતે સ્વસ્થ મનવાળા તે બ્રાહ્મણોને પાણી ભરેલા બાર ઘડા લાડુ સહિત અર્પણ કરવાં; અને પછી હે બ્રહ્માનાં પુત્રિ! તે બ્રાહ્મણોને વિષ્ણુતુલ્ય ગણી દક્ષિણા દેવી. એમ તે વિદ્વાન યજમાને સુવર્ણ, વસ્ત્ર, ગાયો, ધાન્ય તથા બીજાં શ્રેષ્ઠ ધાન્યો વડે તથા દ્રવ્યો વડે તે બ્રાહ્મણોનું સારી રીતે પૂજન કર્યા પછી તેમને નમસ્કાર કરી આ મંત્ર ઉચ્ચારવો :—

सर्वव्यापी जगन्नाथः शंखचक्रगदाधरः ।
अनादिनिधनो देवः प्रीयतां पुरुषोत्तमः ॥

'સર્વવ્યાપી, જગતના નાથ અને શંખ, ચક્ર તથા ગદાને ધારણ કરનારા તેમ જ આદિથી તથા અંતથી રહિત પુરુષોત્તમ દેવ પ્રસન્ન થાઓ.' એમ ઉચ્ચાર કર્યા પછી તે બ્રાહ્મણોને ત્રણ વાર પ્રદક્ષિણા કરવી. પછી આદર સહિત ભક્તિથી તેમને મસ્તક

વડે પ્રણામ કરી આચાર્ય સહિત તેમનું વિસર્જન કરવું. તે વેળા પણ એ બ્રાહ્મણોની પાછળ પાછળ પોતાના નિવાસસ્થાનની હદ સુધી ભક્તિથી તે બ્રાહ્મણોને વળાવવા જવું. એમ તેમની પાછળ જઈ છૂટા પડેલી વેળા તેમને નમસ્કાર કરી ઘેર પાછા આવીને પોતાના બાંધવો તેમ જ સ્વજનોની સાથે જોડાઈને મૌન ધરીને ભોજન કરવું. આમ સારી રીતે પુરુષોત્તમ-ક્ષેત્રની યાત્રાનું વ્રત કરી હરકોઈ પુરુષ એક હજાર અશ્વમેધ યજ્ઞોનું તથા સો રાજસૂય યજ્ઞોનું ફળ મેળવે છે. તેમ જ હે દેવિ! મોહિનિ! પોતાની પેઢીનાં સો વંશજો જે ભૂતકાળમાં થયા હોય અને સો વંશજો ભવિષ્યમાં થવાના હોય તેમનો પણ ઉદ્ધાર કરી આખરે આયુષ પૂરું થાય ત્યારે દિવ્યરૂપ ધારણ કરી, અવિનાશી અને નિર્વિકાર બની, સર્વ શુભ લક્ષણોથી યુક્ત અને સર્વ અલંકારોથી શણગારેલો થઈ, સર્વ કામનાઓથી સમૃદ્ધ આત્માવાળો તેમ જ સર્વ ગુણોયુક્ત રૂપ તથા ઉંમરવાળો થઈ ગંધર્વો તથા અપ્સરાઓ વડે ચોપાસું સ્તુતિ કરાતો હોઈને સૂર્ય જેવા વર્ણવાળાં અને ઇચ્છાનુસાર ગતિ કરનાર અને સ્થિર રહેનાર, પતાકાઓ તથા ધ્વજોથી યુક્ત અને સો સૂર્યના જેવી પ્રભાવાળા દિવ્ય વિમાનમાં બેસી તે દ્વારા બધી દિશાઓને પ્રકાશમાન કરતો કરતો તેમ જ ગ્લાનિથી રહિત, યુવાન તથા મહાબળવાન અને બુદ્ધિમાન થયેલો તે પુરુષ વિષ્ણુલોકમાં જાય છે. ત્યાં જઈને સો કલ્પ સુધીના કાળ પર્યંત પોતાની ઇચ્છા પ્રમાણે ભોગો ભોગવે છે અને હે દેવિ! ઉત્તમ મુનિઓ વડે સ્તુતિ કરાતો હોઈ સર્વ સંતાપોથી રહિત રહે છે. જેમ જગતના નાથ શ્રીપુરુષોત્તમ દેવ, શંખ, ચક્ર તથા ગદાને ધારણ કરે છે, તેમ જ સર્વકાળ હર્ષયુક્ત અને આનંદી રહે છે; તે જ પ્રમાણે હે દેવિ! ત્યાં વિષ્ણુલોકમાં ગયેલો તે પુરુષ શ્રીવિષ્ણુના જેવું જ ચતુર્ભુજ-સ્વરૂપ ધારણ કરી આનંદી તથા હર્ષયુક્ત રહે છે: એમ હે સતિ! ત્યાં વિષ્ણુલોકમાં ઘણા લાંબા કાળ સુધી શ્રેષ્ઠ ભોગો ભોગવી ત્યાં ક્રીડા કરીને તે વિષ્ણુલોકના છેડે રહેલા અને બધી ઇચ્છાઓને આપનાર એવા બ્રહ્મલોકમાં તે પુરુષ આવે છે. જે બ્રહ્મલોક પણ સિદ્ધો તથા વિદ્યાધરોથી શોભી રહેલો છે અને દેવો તથા કિન્નરોથી પણ યુક્ત હોય છે; એવા તે બ્રહ્મલોકમાં પણ નેવું કલ્પો સુધીના કાળ પર્યંત સુખ ભોગવી ત્યાંથી એ પુરુષ રુદ્ર લોકમાં આવે છે; જે રુદ્રલોક સુખદાયી હોઈને દેવો વડે સેવાયેલ છે અને સિદ્ધો, વિદ્યાધરો, યક્ષો, દૈત્યો તથા દાનવોથી સુશોભિત છે. એવા તે રુદ્ર લોકમાં એંસી કલ્પો સુધીના કાળ પર્યંત સુખ ભોગવી તે પુરુષ ત્યાંથી તેની અંતે રહેલા ગોલોકમાં જાય છે, જે ગોલોક સર્વ ભોગોથી યુક્ત અને દેવો, સિદ્ધો તથા અપ્સરાઓથી શોભીતો હોઈ અત્યંત મનોહર છે. તે ગોલોકમાં પણ સિત્તેર કલ્પકાળ સુધી પોતાની ઇચ્છાનુસાર ભોગો ભોગવીને તે પછી અતિશય ઉત્તમ પ્રજાપતિના જ લોકમાં તે આવે છે અને ત્યાં સાઠ કલ્પો સુધી અનેક પ્રકારનાં સુખોને હર્ષથી ભોગવીને તે પ્રજાપતિના લોકની છેડે રહેલા અને અનેક પ્રકારનાં આશ્ચર્યોથી યુક્ત એવા ઇંદ્રના લોકમાં તે પુરુષ આવે છે અને ત્યાં આવીને પણ પચાસ કલ્પો સુધીના કાળ પર્યંત સુખ ભોગવી દેવોનાં ઘરોમાં તે પ્રાપ્ત થાય છે, જે દેવગૃહો વિમાનોથી શણગારેલાં હોય છે. એ દેવગૃહોમાં પણ ચાળીસ કલ્પો સુધીના કાળ પર્યંત અતિ દુર્લભ ભોગો ભોગવીને ત્યાંથી અનેક પ્રકારનાં સુખોથી યુક્ત એવા નક્ષત્રોના લોકમાં તે પુરુષ આવે છે. ત્યાં ત્રીસ કલ્પો સુધીના કાળ પર્યંત પોતાની

ઇચ્છાનુસાર શ્રેષ્ઠ ભોગો ભોગવીને તે પુરુષ ત્યાંથી હે બ્રહ્માની પુત્રિ! ચંદ્રના લોકમાં જાય છે. જ્યાં એ ચંદ્રદેવ સર્વ દેવોની સાથે સુશોભિત રહે છે. ત્યાં વીસ કલ્પો સુધી અતિ દુર્લભ ભોગ ભોગવી તે પુરુષ ત્યાંથી સૂર્યના લોકમાં આવે છે. તે લોક પણ દેવો વડે પૂજાયેલો છે. ત્યાં દશ કલ્પો સુધી અત્યંત શાંતિપૂર્વક રહેલો પુરુષ શુભ ભોગો ભોગવી ત્યાંથી અતિ દુર્લભ ગંધર્વોના લોકમાં આવે છે. ત્યાં પણ એક કલ્પના કાળ પર્યંત પોતાની ઇચ્છાનુસાર સઘળા ભોગો ભોગવીને તે પુરુષ પાછો આ પૃથ્વી પર આવી ધાર્મિક ચક્રવર્તી, મહા પરાક્રમી અને ગુણો વડે સુશોભિત એવો રાજા થાય છે. પછી ધર્મપૂર્વક રાજ્ય કરી દક્ષિણાઓ સહિત યજ્ઞો વડે પરમાત્માને પૂજી, તે પૃથ્વીની છેડે રહેલા યોગીઓના લોકમાં જાય છે. ત્યાં મોક્ષના દાતા શિવની સમીપ રહી આ સર્વ લોકોનો પ્રલય થાય તેટલા કાળ શ્રેષ્ઠ ભોગો ભોગવીને ત્યાંથી પાછો આ પૃથ્વી પર ફરી આવીને તે પુરુષ યોગીઓના કુળમાં જન્મ પામે છે. હે ભદ્રે! તે વૈષ્ણવ યોગીકુળ શ્રેષ્ઠ હોઈ દુર્લભ તથા સાધુ–સજ્જનોમાં સારી રીતે માન્ય થયું હોય છે. તે કુળમાં હે સતિ! તે પુરુષ ચારે વેદોને જાણનાર અને બ્રહ્મ યજ્ઞ કરવામાં પરાયણ શ્રેષ્ઠ બ્રાહ્મણ થાય છે; અને વૈષ્ણવ યોગનો આશ્રય કરી છેવટે કેવળ જ્ઞાનરૂપ એવા મોક્ષને તે પામે છે. એ પ્રમાણે શ્રીપુરુષોત્તમક્ષેત્રમાં યાત્રા કરવાનું ફળ મેં તમને કહ્યું. તે મનુષ્યોને ભોગો તથા મુક્તિ આપનાર છે. હવે બીજું શું સાંભળવા તમે ઇચ્છો છો? ૧–૧૦૩.

वैष्णवं योगमासाद्य कैवल्यं मोक्षमाप्नुयात् ।
एवं यात्राफलं तुभ्यं प्रोक्तं श्रीपुरुषोत्तमे ॥
भुक्तिमुक्तिप्रदं नृणां किमन्यच्छ्रोतुमिच्छसि ॥

## અધ્યાય ૬૨: પ્રયાગરાજનું માહાત્મ્ય

वसिष्ठ उवाच

एतच्छ्रुत्वा तु भूपाल मोहिनी विधिनंदिनी ।
पुरुषोत्तममाहात्म्यं भुक्तिमुक्तिप्रदायकम् ॥

વસિષ્ઠ બોલ્યા: હે રાજા! એ પુરુષોત્તમ-માહાત્મ્ય સાંભળ્યા પછી બ્રહ્માની પુત્રી મોહિનીએ પોતાના પુરોહિત તે બ્રાહ્મણ વસુને ફરી મનુષ્યોને ભોગ તથા મોક્ષ આપનારું આમ પૂછ્યું હતું.

મોહિનીએ પૂછ્યું: 'હે બ્રાહ્મણ! પુરુષોત્તમના સંભવરૂપે અતિ અદ્ભુત મેં સાંભળ્યું. હવે હે ઉત્તમ વ્રતવાળા ગુરો! પ્રયાગનું પણ માહાત્મ્ય તમે કહો; 'પ્રયાગ' નામે પણ તીર્થરાજ છે એમ પૂર્વે મેં સાંભળ્યું છે. તો એ પ્રયાગનું માહાત્મ્ય ત્યાંના તીર્થોની યાત્રાના વિધાન સાથે તમે કહો. હે બ્રાહ્મણ! તે પ્રયાગ પણ વિશેષ માન્ય તીર્થોમાં ગણાય છે. તો ધર્મપરાયણ લોકોએ ત્યાં જતી વેળા જે કંઈ કરવું જોઈએ તે વિધિ સહિત તમે કહો.' મોહિનીએ કહેલું તે વચન સાંભળ્યા પછી હે રાજન્! બ્રાહ્મણ વસુએ સામાન્ય વિધિપૂર્વક તે પ્રયાગનું આખ્યાન આમ કહેવા માંડ્યું હતું.

વસુ બોલ્યા: હે ભદ્રે! એ પ્રયાગતીર્થ તરફ જતી વેળા જે વિધિ કરવાની છે, તે તમે સાંભળો; કે જે વિધિનો આશ્રય કરી માણસ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ફળ પામે છે. હરકોઈ તીર્થો તરફ જવું પુણ્યકારક છે અને યજ્ઞો કરતાં પણ વિશેષ ગણાય છે. પ્રથમ ત્રણ દિવસોના ઉપવાસ કર્યા વિના તીર્થમાં જઈને ત્યાં સારનું તથા ગાયોનું દાન ન આપીને માણસ દરિદ્ર થાય છે. પુષ્કળ દક્ષિણાવાળા અગ્નિષ્ટોમ આદિ યજ્ઞોથી પરમાત્માને પૂજી માણસ

જે ફળ મેળવે છે, તે જ ફળને વિધિપૂર્વક તીર્થ તરફ જઈને મેળવે છે. જે માણસનું તીર્થ તરફનું ગમન અજ્ઞાનપૂર્વક થયું હોય, તે પણ સર્વ કામનાઓથી સમૃદ્ધ થઈ સ્વર્ગ-લોકમાં પૂજાય છે. તેમ જ એ માણસ નિત્ય ધનધાન્યથી વ્યાપ્ત એવા સ્થાનને મેળવે છે અને સર્વ કાળ ઐશ્વર્ય તથા જ્ઞાનથી સંપૂર્ણ થઈ ભોગવાન થાય છે. જેના બે હાથ, બે પગ તથા મન સારી રીતે સંયમયુક્ત હોય, તેણે પોતાના પિતા તથા પ્રપિતામહ–પૂર્વજોને નરકમાંથી તાર્યા છે એમ સમજવું. વળી જે માણસ તીર્થમાં જઈ પ્રતિગ્રહથી અટક્યો હોય એટલે કે કોઈનું દાન આદિ કંઈપણ સ્વીકારતો ન હોય અને જે કંઈ મળે તેનાથી સંતુષ્ટ રહે છે, તે વિદ્યા, તપ અને કીર્તિરૂપ તીર્થફળને મેળવે. જે માણસ તીર્થમાં અહંકારથી રહિત બને છે, તે તીર્થનું ફળ મેળવે છે. તેમ જ તીર્થમાં જઈને જે કંઈ નવી પ્રવૃત્તિ ત્યાં ન કરે, કોઈ પણ પ્રવૃત્તિની શરૂઆત પણ ન કરે, હલકો થોડો આહાર લે અને જિતેંદ્રિય રહે છે અને સર્વ સંગોથી રહિત રહે છે, તે પણ તીર્થના ફળને મેળવે છે. વળી જે ધીર માણસ તીર્થોમાં જઈ શ્રદ્ધાળુ તથા એકાગ્રચિત્ત થઈને રહે છે, તેણે પ્રથમ પાપો કર્યાં હોય ત્યાં તે જો વિશુદ્ધ થાય છે, તો એ તીર્થમાં જઈ જે માણસ શુદ્ધ કર્મો કર્યા કરે, તે વિશુદ્ધ થાય, એમાં શું કહેવું ? પરંતુ જે માણસ તીર્થમાં જઈ શ્રદ્ધાથી રહિત બને, પાપથી પીડાય, નાસ્તિક બને, જેના સંશયો ન છેદાય અને જે તીર્થના હેતુ કે તેના ફળની ઇચ્છા રાખ્યા કરે, તે પાંચ તીર્થના ફળને પામતા નથી. જે લોકોએ પ્રથમ પાપ કર્યાં હોય તેનાં પાપનું તીર્થમાં શમન થાય છે. જેમનો આત્મા શુદ્ધ થયેલ હોય, તેમને કોઈ પણ તીર્થ, શાસ્ત્રમાં કહેલું ફળ પ્રાપ્ત થાય છે. માટે કામનો, ક્રોધનો તથા લોભનો ત્યાગ કરી જે માણસ તીર્થમાં પ્રવેશે છે, તેને એ તીર્થમાં ગયા પછી કંઈ પણ પ્રાપ્ત નથી કર્યું એમ બનતું નથી એટલે કે તે માણસને બધાં ફળ તીર્થમાં પહોંચ્યા પછી પ્રાપ્ત થઈ ચૂકે છે. માટે જે લોકો શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વિધિ-પૂર્વક તીર્થોમાં સંચરણ કરે છે અને ત્યાં જઈને જે ધીર મનુષ્યો સર્વ સુખદુઃખાદિ અને રાગદ્વેષાદિ દ્વંદ્વોને સહન કરે છે, તેઓ સ્વર્ગમાં જાય છે. ગંગા આદિ તીર્થોમાં (જળની અંદર) માછલાં ઘણાં વસે છે અને દેવાલયોની ઉપર પક્ષીઓના સમુદાયો પણ ઘણા રહે છે; પરંતુ તેઓ તીર્થ ઉપરની કે મંદિરો ઉપરની શ્રદ્ધાથી રહિત હોય છે. એ કારણે તે ગંગાદિ તીર્થથી અને મુખ્ય મંદિરોથી જે ફળ મળવું જોઈએ તેને મેળવી શકતાં નથી. તેથી હૃદયરૂપ કમળમાં ભાવ કે શ્રદ્ધાને બરાબર સ્થાપ્યા પછી એકાગ્રચિત્ત થયેલા મનુષ્યે તીર્થોનું સેવન કરવું. જે તીર્થયાત્રા પોતે કરી હોય, પ્રયોજી હોય કે અનુમોદી હોય, તેને જ મોટા મુનિઓએ તીર્થયાત્રા કહી છે. એવી તીર્થયાત્રાને સારી રીતે સંયમી રહેલો અને ગુરુએ સારી રીતે યોજેલો કે આજ્ઞા આપેલો બ્રહ્મચારી વિધિ પ્રમાણે કરી શકે છે. પોતાના સર્વસ્વનો નાશ થાય કે પોતાનો પક્ષ અલ્પ કે નાનો અથવા ઓછો હોય તોયે બ્રાહ્મણોને આગળ કરી તે અવશ્ય તીર્થયાત્રા કરી શકે છે. અથવા જેનો પોતાનો યજ્ઞ કરવાનો અધિકાર અટકી પડ્યો હોય, તેણે તીર્થમાં જ ચોપાસ ભ્રમણ કર્યાં કરવું જોઈએ; કારણ કે નિર્મળ સ્વભાવવાળા શ્રેષ્ઠ મુનિઓએ યજ્ઞોનું પૂર્ણ ફળ તીર્થોમાં જ સમાઈ ગયેલું કહેલું છે. જે માણસને ઋષિઓ તથા યજ્ઞ કરવામાં અધિકારીપણું હોય, તેણે (સંન્યાસ ન લઈ) પોતાને ઘેર જ રહેવું અને ઘરના

બધા ધર્મો પાળવા એ જ ઉત્તમ છે. એ રીતે જે માણસ ગૃહસ્થાશ્રમમાં રહ્યો હોય તેને માટે પૂર્વાચાર્યોએ તીર્થોમાં ગમન અતિશય નિષેધેલું છે. કારણ કે કેટલાક આચાર્યો કહે છે કે બધાંય તીર્થો ઘેર રહી હોમેલા અગ્નિહોત્ર જેવાં ફલદાયી થઈ શકતાં જ નથી. છતાં જે કોઈ ગૃહસ્થ માણસ તીર્થયાત્રા કરવા જાય, તેણે પ્રથમ ઘેર રહીને ઘરમાં જ અતિશય સંયમી થવું જોઈએ. અને પવિત્ર તથા અપ્રમાદી બની ભક્તિથી નમ્ર થઈને શ્રીગણેશનું સારી રીતે પૂજન કર્યા કરવું જોઈએ. તે પછી એ બુદ્ધિમાન મનુષ્યે દેવોનું, પિતૃઓનું, બ્રાહ્મણોનું તથા સાધુઓનું પોતાની ધનશક્તિ અનુસાર પ્રયત્નથી તર્પણ કર્યા કરવું અને તે પછી તીર્થમાં જઈ ત્યાં યાત્રા કરીને પાછા આવીને પણ તે જ પ્રમાણે પ્રથમની પેઠે જ દેવોનું, પિતૃઓનું તથા બ્રાહ્મણોનું પણ પૂજન કર્યા કરવું. એમ કરતા એ મનુષ્યને તીર્થ કરવાથી જે ફળ કહ્યું છે તે ફળ પ્રાપ્ત થાય છે એમાં લેશ પણ સંશય નથી. જે માણસ કોઈ દેશાંતરમાં જતો હોય તેણે પણ પ્રથમ ઘીથી શ્રાદ્ધકર્મ કરવું. એ જ પ્રમાણે યાત્રા માટે પણ તે શ્રાદ્ધ કહ્યું છે અને યાત્રા કરી ઘેર આવી ઘરમાં પ્રવેશ કરતી વેળા પણ એ જ શ્રાદ્ધ કરવું એમાં સંશય નથી. માતા-પિતાનો વિયોગ (એટલે મરણ) થયા પછી પ્રયાગમાં તીર્થયાત્રા માટે જવું હોય ત્યારે પ્રથમ મુંડન કરાવવું જોઈએ, કેમ કે એ રીતે જેણે મુંડન કરાવ્યું હોય તેનું એ પ્રયાગશ્રાદ્ધ વ્યર્થ થતું નથી. જે માણસ પ્રયાગ જવા તૈયાર થયો હોય તેણે વિધિથી શ્રાદ્ધ કરીને કાર્પટી અવધૂતનો વેશ ધારણ કરી ગામને પ્રદક્ષિણા કરી બીજે ગામ જતા રહેવું અને ત્યાં ગયા પછી શ્રાદ્ધથી બાકી રહેલું ભોજન જમવું. તે પછી હમેશાં પ્રતિગ્રહથી રહિત થઈને જ જવું. એમ જે માણસ (તીર્થ) તરફ જવા માંડે છે, તેને પગલે પગલે અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે; પણ જે માણસ બળદ કે બળદ જોડેલ ગાડા વગેરે વાહન પર બેસી તીર્થ કરવા જાય છે, તે ઘોર નરકમાં વસે છે; કારણ કે ગીચો કે બળદોનો ક્રોધ દારુણ નીવડે છે. તીર્થમાં જતી વેળા જે બળદનો વાહનરૂપે ઉપયોગ કરે છે, તેના જળને પિતૃઓ ગ્રહણ કરતા નથી. જે માણસ ઐશ્વર્યથી, લોભથી કે મોહના કારણે બળદ જોડેલા વાહનમાં બેસી તીર્થયાત્રા કરવા જાય છે, તેનું એ તીર્થગમન નિષ્ફળ થાય છે. તેથી તીર્થયાતામાં વાહનનો અવશ્ય ત્યાગ કરવો. જે માણસ બળદના વાહન પર બેસી તીર્થયાત્રા કરવા જાય છે, તેને ગોહત્યા કર્યાનું પાપ લાગે છે. ઘોડા પર કે ઘોડા જોડેલ વાહન પર બેસી જે તીર્થયાત્રા કરવા જાય છે, તેનું એ તીર્થગમન નિષ્ફળ જાય છે. માણસના વાહન-પાલખી કે ડોળીમાં બેસી તીર્થયાત્રા કરનારને એ યાત્રાનું અર્ધું ફળ મળે છે; પણ એ પગથી પગપાળા ચાલીને તીર્થયાત્રા કરનારને તે તીર્થયાત્રાથી જે ફળ મળવું જોઈએ, તેનાથી ચાર ગણું ફળ મળે છે. ચોમાસું કે તાપની ઋતુ હોય ત્યારે છત્ર ધારણ કરી કે છત્રી ઓઢીને તીર્થયાત્રા કરવા જઈ શકાય છે. જે પ્રદેશ પર કાંકરા અને કાંટા હોય, તે પ્રદેશમાં તીર્થયાત્રા કરતી વેળા હાથમાં દંડ કે લાકડી ધારણ કરી શકાય છે. જેને શરીરનું રક્ષણ કરવાની ઇચ્છા હોય તેણે હમેશાં પગમાં જોડા પહેરીને તીર્થયાત્રા કરવા જવું. તીર્થમાં પહોંચી એ તીર્થ વિષે આનુષંગિક અથવા પ્રાસંગિક સ્નાન કરતો માણસ એ તીર્થમાં સ્નાન કરવાથી થતા ફળને મેળવે છે, પણ એ તીર્થની યાત્રાના ફળને પામતો નથી. જે માણસ પારકાં માટે

તીર્થયાત્રા કરવા જાય છે, તેને એ તીર્થયાત્રાના ફળનો સોળમો ભાગ મળે છે; તેમ જ જે માણસ અમુક કોઈ પ્રસંગને અનુસરી તીર્થયાત્રા કરવા જાય છે, તેને એ તીર્થયાત્રાનું અધુ ફળ મળે છે. તીર્થમાં જઈ બ્રાહ્મણની કદી પણ પરીક્ષા ન કરવી. તે તીર્થમાં જો કોઈ અર્થી કે યાચક (કંઈ ભોજનાદિ માગવા) આવી ચડે, તો તેને અવશ્ય જમાડવો જોઈએ, એમ મનુએ કહ્યું છે. હે સુંદર નેત્રોવાળી મોહિનિ! તીર્થમાં પિતૃઓને ઉદ્દેશી સાથવા વડે, શીરો કે લાપસી વડે, દૂધપાક વડે, બોર કે આમળાં વડે અથવા પિણ્યાક એટલે તલના ખોળ વડે પણ પિંડદાન કરી શકાય છે. ત્યાં તીર્થક્ષેત્રમાં શ્રાદ્ધ પણ પ્રતિમા–પૂજા કે વાહન વિના જ કરવું અને તે શ્રાદ્ધ કાગડા, ગીધડાં અને બીજાં પાપી પ્રાણીઓની દૃષ્ટિથી હણાયેલું કે તે તે પાપી પ્રાણીઓ વગેરેની કુદૃષ્ટિથી ખરાબ થયેલું ન જ હોવું જોઈએ. તીર્થમાં કરેલું એ શ્રાદ્ધ જ પિતૃઓને તૃપ્તિકારક કહેલું છે. અકાળે અથવા યોગ્ય કાળે મનુષ્યોએ તીર્થમાં પહોંચી જઈ એ તીર્થમાં જ હમેશાં શ્રાદ્ધ તથા પિતૃતર્પણ અવશ્ય કરવું. એમાં વિલંબ ન જ કરવો અને વિઘ્ન પણ અવશ્ય ન જ કરવું. હે વિશાળ નેત્રોવાળી મોહિનિ! જેને ઉદ્દેશી તીર્થમાં શ્રાદ્ધ કરાય, તેની દર્ભમય મૂર્તિ બનાવી તીર્થના જળમાં ડુબાડવી જોઈએ. એમ કરવાથી તે માણસ એ તીર્થમાં તેને સ્નાન કરાવ્યાના ફળના આઠમા ભાગરૂપ ફળને મેળવે છે. એમ તે દર્ભની પ્રતિમાને ત્યાં સ્નાન કરાવતી વેળા આ મંત્ર પણ અવશ્ય ભણવો જોઈએ–'कुशोऽसि कुशपुत्रोऽसि ब्रह्मणा निर्मितः पुरा। त्वयि स्नाते तु स स्नातो यस्येदं ग्रन्थिबन्धनम्॥'–હે દર્ભનાં પ્રતિરૂપ કે હે દર્ભની મૂર્તિ કે પ્રતિમા! તું કુશ કે દર્ભમય છે અને કુશના પુત્રરૂપ છે. તને પૂર્વે બ્રહ્માએ નિર્માણ કરેલ છે. તેં અહીં સ્નાન કર્યું છે, તેથી એ તારી મૂળ વ્યક્તિએ પણ અહીં સ્નાન કર્યું જ છે, કે જેને ઉદ્દેશી આ ગ્રંથિ કે ગાંઠ બાંધી છે. તીર્થમાં જઈ દરેક માણસે મસ્તકે મુંડન કરાવવું તથા ઉપવાસ પણ કરવો; કેમ કે સર્વ તીર્થોમાં જઈ એ વિધિ કરવાની હોય છે; પણ કુરુક્ષેત્ર, વિશાલા, વિરજા તથા ગયા એટલાં તીર્થોમાં એ વિધિ છોડવાની છે. આ પૃથ્વી પરનાં જેટલાં તીર્થો છે, તેની પવિત્રતામાં જે કારણ છે, તેને પણ હવે તમે સાંભળો. જેમ શરીરના કેટલાક ઉદ્દેશો અતિશય મુખ્ય ગણ્યા છે, તેમ આ પૃથ્વી પરનાં અમુક તીર્થક્ષેત્રોને પણ મુખ્ય ગણ્યાં છે. તેમાં કારણ આ છે કે, તે તે તીર્થની ભૂમિનો ત્યાં અદ્ભુત પ્રભાવ હોય છે. તેમ જ એ ભૂમિ પરના જળનો તથા તેજનો પણ અદ્ભુત પ્રભાવ હોય છે અને મુનિઓએ તે તે તીર્થોનો સ્વીકાર પણ કર્યો હોય છે. તેથી તે તે તીર્થોની પવિત્રતા ગણી છે. હે દેવી મોહિનિ! જે માણસ ગંગા નદીરૂપ તીર્થમાં જઈ મુંડન કરાવતો જ નથી, તેની બધી ક્રિયા ક્રિયારૂપે ગણાતી જ નથી; અને તે જ પ્રમાણે, તે માણસ એ તીર્થનો દ્રોહ કરનાર થાય છે. વળી ગંગા કિનારે જે ભાસ્કરક્ષેત્ર કહેવાય છે, ત્યાં જઈને પણ જે મુંડન કરાવતો નથી, તે એક કલ્પકાળ પર્યંત એક કરોડ કુળની સાથે રૌરવ–નરકમાં જાય છે. નદીઓમાં શ્રેષ્ઠ ગંગાને પ્રાપ્ત કરી કલ્પાંતકાળ સુધીના પાપના જે સમૂહો હોય છે, તે કેશોનો આશ્રય કરીને રહે છે; તે કારણે ગંગા પર જઈ તેના જળમાં કેશોનો અવશ્ય ત્યાગ કરવો જોઈએ. એ ગંગાના જળમાં મનુષ્યના જેટલા નખો તથા રુવાંટાં પડે છે, તેટલાં હજાર વર્ષો સુધી એ મનુષ્યનો આત્મા સ્વર્ગમાં પૂજાય છે. પરંતુ પ્રયાગ સિવાયનાં બીજાં સ્થળે, જ્યાં ગંગા

વહે છે, ત્યાં જઈ મુંડન કરાવવું ન જોઈએ; છતાં જે માણસ પ્રયાગ સિવાયનાં બીજાં સ્થળે વહેતી ગંગા પર જઈ મોહથી મુંડન કરાવે છે, તે મહારૌરવ નરકમાં પ્રવેશ કરે છે. વળી હે સખી! જે માણસનો પિતા જીવતો હોય, તેણે પણ તીર્થવિધાન જાણીને તીર્થમાં જઈ હજામત કરાવવી નહિ અને દાઢી–મૂછ પણ મૂંડાવવાં નહિ. હે દેવોનાં ઈશ્વરી! ગયા આદિમાં પણ દાઢી–મૂછના મુંડન વિના હજામતનો નિષેધ બધા મુનિઓએ કર્યો નથી એમ કહેલું છે. દાઢી–મૂછ સાથે જ વાળ મૂંડાવાય તેને જ વિદ્વાનો 'મુંડન' સમજે છે; પણ હે સુંદર ભ્રૂકુટિવાળી! કેવળ હજામતને વેદ જાણનારાઓએ મુંડન કહ્યું નથી. ૧–૫૫

सश्मश्रुकेशवपनं मुंडनं तद्विदुर्बुधाः ।
न क्षौरं मुंडनं सुभ्रु कीर्तितं वेदवेदिभिः ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં પ્રયાગરાજ-માહાત્મ્યમાં ૬૨ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૬૩ : પ્રયાગરાજમાહાત્મ્ય (ચાલુ)

वसुरुवाच

शृणु मोहिनी वक्ष्यामि माहात्म्यं वेदसंमतम् ।
प्रयागस्य विधानेन स्नात्वा यत्र विशुद्धयति ॥

વસુ બોલ્યા : હે મોહિની! વેદોમાં સંમતિવાળું એટલે કે વેદોમાં માન્ય ગણેલું પ્રયાગનું માહાત્મ્ય હવે હું કહું છું; જે પ્રયાગમાં વિધિથી સ્નાન કરી માણસ વિશેષ પવિત્ર થાય છે. એ પ્રયાગમાં જ્યાં ત્યાં હરકોઈ સ્થળે કુરુક્ષેત્રના જેવડી ગંગા પ્રવેશેલી છે; પણ જ્યાં તે ગંગા વિંધ્યાચલ સાથે જોડાઈ છે, ત્યાં તેના કરતાં દશગણી કહેલી છે. પરંતુ કાશીમાં ઉત્તર તરફ વહેતી જે ગંગા છે, તે વિંધ્યાચલ પાસેની ગંગાથી સોગણી કહેલી છે. પણ જે સ્થળે તે ગંગા, સૂર્યપુત્રી યમુના સાથે મળી છે, ત્યાંની એ ગંગા કાશીમાં વહેતી ગંગા કરતાં પણ સોગણી કહી છે. હે દેવી! એ ગંગા પણ જ્યાં પશ્ચિમ તરફ વહેતી હોય ત્યાં તે હજારગણી હોય છે અને તે દર્શનથી જ બ્રહ્મહત્યા આદિ પાપનો નાશ કરનારી હોય છે. એ પશ્ચિમ તરફ વહેતી ગંગા યમુનાની સાથે મળેલી છે; અને હે દેવી! તે (પ્રયાગની) દુર્લભ ગંગા માઘ મહિનામાં (સ્નાનાદિથી) સો કલ્પનાં પાપોને હણે છે. હે ભદ્રે! પૃથ્વી પર પ્રાપ્ત થયેલી તે (પ્રયાગની) ગંગા (પૃથ્વીની) 'વેણી' તથા અમૃત કહેવાય છે, જેમાં માઘ મહિનાની અંદર એક મુહૂર્ત પણ (સ્નાનાદિ) દેવોને પણ દુર્લભ હોય છે. હે સતિ! પૃથ્વી પર જેટલાં તીર્થો તથા પવિત્ર નગરીઓ છે, તે માઘ મહિનામાં, જ્યારે મકરસંક્રાંતિમાં સૂર્ય હોય છે ત્યારે, એ 'વેણીરૂપ' ગંગામાં સ્નાન કરવા માટે આવે છે. હે બ્રહ્માની પુત્રી મોહિની! બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ, રુદ્રો, આદિત્યો, મરુદ્‌ગણો, ગંધર્વો, લોકપાલો, યક્ષો, કિન્નરો, ગુહ્યકો, અણિમા આદિ (ઐશ્વર્યરૂપ) ગુણોથી યુક્ત બીજા જે જે તત્ત્વદ્રષ્ટાઓ છે, તેઓ તેમ જ બ્રહ્માણી, પાર્વતી, લક્ષ્મી, ઈંદ્રાણી, મેધા, અદિતિ, તથા બધી દેવપત્નીઓ, નાગોની પત્નીઓ અને હે શુભે! ઘૃતાચી, મેનકા, રંભા, ઉર્વશી, તિલોત્તમા તેમ જ અપ્સરાઓના બધા ગણો તથા પિતૃઓના બધા ગણો પણ માઘ મહિનામાં તે 'વેણી' નામની ગંગામાં સ્નાન કરવા માટે આવે છે. બધાં તીર્થો, પાપીઓના સંગદોષથી, સત્યયુગમાં સ્વરૂપ વડે અને કલિયુગમાં પ્રચ્છન્ન–ગુપ્ત રૂપે કાળા રંગનાં થયેલાં હોય છે. તે બધાં માઘ મહિનામાં પ્રયાગતીર્થમાં સ્નાન કરવાથી ધોળા રંગનાં થાય છે; એ કારણે

'मकरस्थे रवौ माघे, गोविन्दाच्युत माधव ।
स्नानेनानेन मे देव, यथोक्तफलदो भव ॥

માઘ મહિનામાં સૂર્ય જ્યારે મકરમાં રહે છે ત્યારે 'હે ગોવિંદ! હે અચ્યુત! હે માધવ! હે દેવ! મારા આ વેણીમાં કરેલ સ્નાનકર્મથી તમે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ફળ આપનારા થાઓ' એ મંત્ર સારી રીતે ઉચ્ચારીને મૌન ધારણ કરી (એ માઘ મહિનામાં સૂર્ય જ્યારે મકરમાં રહ્યો હોય ત્યારે તે વેણીમાં) સ્નાન કરવું. તે વેળા સ્નાન કર્યા પછી પણ ફરી 'વાસુદેવ, હરિ, કૃષ્ણ તથા માધવનું વારંવાર સ્મરણ કરવું. સૂર્ય જ્યારે મકરમાં રહ્યો હોય, ત્યારે લોકો પોતાને ઘેર, ગરમ કરેલા જળ વડે જે સ્નાન કરે છે, તે સાઠ વર્ષે ફળ આપનાર થાય છે. તે જ માઘ મહિનામાં સૂર્ય મકરમાં રહ્યા હોય ત્યારે વાવ વગેરે જળાશય ઉપર બહારના ભાગમાં જે સ્નાન કરાય છે, તે બાર વર્ષનું અથવા બાર વર્ષે ફળ આપનાર ગણેલું છે. એ જ સ્નાન તળાવમાં કર્યું હોય તો બેગણું ફળ આપનાર થાય છે. નદી આદિમાં જો કર્યું હોય તો એ જ સ્નાન ચારગણું ફળ આપનાર થાય છે. દેવખાત–ધરા વગેરેમાં જો તે સ્નાન કર્યું હોય તો દશગણું ફળ આપનાર થાય છે. કોઈ મોટી નદીમાં જો તે સ્નાન કર્યું હોય તો સોગણું ફળ આપનાર થાય છે. પરંતુ બે મહાનદીઓના સંગમમાં તે સ્નાન કરાય તે ચારસોગણું ફળ આપનાર થાય છે. એ સર્વ સ્નાનફળ જ્યારે સૂર્ય મકરમાં રહ્યા હોય ત્યારે હજારગણું ફળ આપનાર થાય છે. પ્રયાગક્ષેત્રમાં રહેલ ગંગામાં માત્ર સ્નાન કરવાથી તે ફળ કહ્યું છે. તેમ જ હે સુંદર નેત્રોવાળાં, મોહિની! માઘ મહિનામાં સૂર્ય જ્યારે મકરમાં રહ્યો હોય ત્યારે જે લોકો સ્નાન માટે ગંગામાં પ્રવેશ કરે છે, તેઓ દેવલોકને પામીને દેવોના ચાર હજાર યુગો સુધી તે દેવલોકમાંથી પડતા નથી. હે બ્રહ્માનાં પુત્રી! ગંગા તથા યમુનાના સંગમમાં કરેલું સ્નાન જે સોગણું ફળ આપે છે, તે જ માઘ મહિનામાં હજારગણું ફળ આપનાર થાય છે, એમ ઋષિઓએ કહ્યું છે. હે દેવી! પ્રજાપતિ બ્રહ્માએ પ્રજાઓનું હિત કરવાની ઇચ્છાથી પૃથ્વી પર પાપોના સમૂહ વડે જે ભાર થયો હોય છે, તેને બાળી નાખવા પ્રયાગતીર્થ બનાવ્યું છે. ધોળા અને કાળા જળવાળું એ પ્રયાગતીર્થ ખરેખર ઉત્તમ પ્રકારનું સ્નાન કરવાનું સ્થાન છે. પૂર્વે પ્રજાપતિ બ્રહ્માએ પાપરૂપી પશુઓને સ્નાન કરવા માટે જ એ પ્રયાગતીર્થનું નિર્માણ કર્યું છે. એ પ્રયાગમાં પણ જે જળધારા, ધોળી અને કાળી હોઈ સરસ્વતી સાથે વિશેષ મળેલી છે, એ જળધારાને સૃષ્ટિકર્તાએ બ્રહ્મલોકના માર્ગરૂપે જ સર્જી છે. જો કે માઘ મહિનો જ્ઞાન આપનાર છે, પણ તે મોક્ષફળને આપનાર તો નથી જ. વળી હિમાલયના પૃષ્ઠભાગ ઉપરનાં સર્વ તીર્થોમાં માઘ માસની યાત્રા કરી હોય તો એ માઘ માસ સર્વ પાપોનો અત્યંત નાશ કરનાર થાય છે. તે જ માઘમાસને વેદવેત્તાઓએ ઇંદ્રલોકને આપનાર પણ અવશ્ય કહ્યો છે: સર્વ મહિનાઓમાં ઉત્તમ ગણાતો એ માઘમાસ બદરીવનમાં (ગાળ્યો હોય તો) મોક્ષદાયી પણ થાય છે. એ જ માઘમાસને જો નર્મદાનાં તીર્થોમાં ગાળ્યો હોય તો પાપોનો નાશ કરનાર, દુઃખોને દૂર કરનાર, સર્વ ઇચ્છિત ફળને આપનાર તથા રુદ્રલોકમાં ગતિ આપનાર પણ કહ્યો છે. તેમ જ એ જ માઘમાસ જો વિશાલાનગરી ઉજ્જૈનમાં ગાળ્યો હોય તો સરસ્વતી–વાણીના સમુદાયથી કરેલાં પાપોનો વિશેષ નાશ કરનાર અને સર્વ લોકનાં સુખ આપનાર તથા વિશાળ ફળને આપનાર પણ કહ્યો છે. પરંતુ એ જ માઘમહિનાને ગંગાનાં તીર્થોમાં જો ગાળ્યો હોય તો પાપરૂપી ઇંધણાંને બાળવામાં તેને વડવાનળ સમાન કહ્યો છે. ઉપરાંત ગર્ભવાસને કરાવનાર સંસારનો વિનાશ

કરનાર, વિષ્ણુલોકમાં વસાવનાર અને છેવટે મોક્ષ આપનાર પણ કહ્યો છે. તેમ જ સરયૂ, ગંડકી, સિન્ધુ, ચન્દ્રભાગા, કૌશિકી, તાપી, ગોદાવરી, ભીમા, પયોષ્ણી, કૃષ્ણવેણિકા, કાવેરી, તુંગભદ્રા અને બીજી જે જે સમુદ્રગામી નદીઓ છે, તેમાં તેમાં જે માણસ માઘ માસમાં સ્નાન કરે છે, તે પાપરહિત થઈ સ્વર્ગલોકમાં જાય છે. નૈમિષારણ્યમાં માઘ માસમાં વસવાથી વિષ્ણુનું સાયુજ્ય મળે છે. પુષ્કરક્ષેત્રમાં, માઘ મહિનો વસવાથી બ્રહ્માની સમીપ જઈ શકાય છે. કુરુક્ષેત્રમાં માઘ મહિનો વસવાથી ઇન્દ્રનો લોક અવશ્ય મળે છે. વળી હે દેવિ મોહિનિ! દેવહૃદતીર્થમાં જો માઘ મહિનો ગાળ્યો હોય તો એ યોગસિદ્ધિને આપનાર થાય છે; અને પ્રભાસક્ષેત્રમાં તથા મકરાદિત્યતીર્થમાં માઘ મહિનો સ્નાન કરીને માણસ રુદ્રદેવનો ગણ થાય છે. તેમ જ દેવિકાતીર્થમાં માઘ મહિનો વસવાથી માણસ દેવતાઈ-દેહવાળો થાય છે. હે બ્રહ્માની પુત્રી મોહિનિ! ગોમતીમાં માઘ મહિનો સ્નાન કરવાથી ફરી સંસારમાં જન્મ થતો નથી, પણ મોક્ષ થઈ જાય છે. પરંતુ હેમકૂટતીર્થમાં, મહાકાલક્ષેત્રમાં, ૐકારનાથમાં તેમ જ બીજા નીલકંઠ અર્બુદ-આબુમાં ગાળેલો માઘ માસ રુદ્રલોકને આપનાર થાય છે. હે દેવી! સૂર્ય જ્યારે મકરના થયા હોય ત્યારે બધી નદીઓનો પ્રવાહ, સ્નાન કરવા વડે સર્વ ઇચ્છાઓ તથા કામનાઓની પ્રાપ્તિ કરનાર થાય છે, એમ વિદ્વાનોએ જાણવું. હે બ્રહ્માની પુત્રી! કોઈ ધન્યવાદપાત્ર ભાગ્યશાળી લોકો જ પ્રયાગમાં માઘ મહિનો ગાળી શકે છે, કારણ કે ત્યાં જે ધોળું અને કાળું પાણી છે, તે મોક્ષને આપનાર થાય છે, સ્વર્ગમાં રહેલા દેવો પણ નિરંતર ગાયા કરે છે કે, આપણો માઘ માસ ફરીફર પ્રયાગમાં જ થશે કે જ્યાં સ્નાન કરેલા લોકો ગર્ભનો વેદનાને જોતા કે અનુભવતા નથી, પણ શ્રીવિષ્ણુની સમીપે રહે છે. પૂર્વે બધાં તીર્થોએ, વ્રતોએ, દાનોએ, તપોએ તથા યજ્ઞોએ બ્રહ્માની સાથે રહી માઘ મહિનો તથા પ્રયાગક્ષેત્ર એ બન્નેને ત્રાજવામાં ધારણ કરી જોખી જોયાં હતાં. ત્યારે હે બ્રહ્માની પુત્રિ! એ બન્નેમાં માઘ મહિનો અધિક શ્રેષ્ઠ જણાયો હતો. જે લોકો કેવળ વાયુનો, જળનો, તથા પાંદડાંનો ખોરાક લઈ દેહને સૂકવી નાખીને લાંબા કાળથી એકત્ર કરેલાં ઉગ્ર તપ વડે તથા યોગો વડે જે ગતિને પામે છે, તે જ ગતિને લોકો પ્રયાગના સ્નાનથી અવશ્ય પામે છે. મકરસંક્રાંતિમાં ગયેલા સૂર્યનો ઉદય થાય ત્યારે જે લોકોએ પ્રયાગમાં દેવગંગાનો ત્યાં સંગમ થાય છે, તે તીર્થમાં સ્નાન કર્યું હોય, તેમના ઘરના દ્વારને, હાથીઓના કાનથી ઉરાડેલી ભમરાઓની પંક્તિ શોભાવે છે એટલે કે તેઓના દ્વારમાં અનેક હાથીઓ ઊભેલા જણાય છે, એવી સંપત્તિ તેમને ત્યાં ઉત્પન્ન થયેલી જણાય છે. જે માણસ રાજસૂય યજ્ઞ કરી તેની સમાપ્તિ વખતે સ્નાન કરી પોતાના સર્વસ્વનું દાન કરી દે અને તેથી જે પુણ્ય ફળ મેળવે છે, તે ફળને જ પ્રયાગતીર્થ પોતાના જળમાં સ્નાન માત્ર કરનારનાં પાપોનો નાશ કરીને આપે છે. તે પ્રયાગતીર્થનું વર્ણન કેમ ન કરાય? અવશ્ય કરાય. ચારે વેદોને જાણી તેમનો નિત્ય સ્વાધ્યાય કરનારાઓને તેમ જ સત્ય ભાષણ કરનારાઓમાં જે પુણ્ય પ્રાપ્ત થાય છે, તે જ પુણ્યને માણસ ગંગા-યમુનાના સંગમમાં માત્ર સ્નાન કરવાથી જ પ્રાપ્ત કરે છે. વળી જે માણસ, તીક્ષ્ણ વ્રતોને ધારણ કરી પ્રયાગમાં ગંગા-યમુના સંગમસ્થળે જો સ્નાન કરે, તો રાજસૂય યજ્ઞ તથા અશ્વમેધ યજ્ઞના ફળ જેટલા ફળને

પામે છે. પ્રયાગતીર્થનું મંડળ અથવા ચોપાસનો વિસ્તાર પાંચ યોજનનો છે. એ તીર્થની ભૂમિમાં પ્રવેશ કરવાથી મનુષ્યને પગલે પગલે અશ્વમેધ યજ્ઞ કર્યાનું ફળ મળે છે. હે ઉત્તમ ભાગ્યવતી મોહિનિ! એ તીર્થમાં ત્રણ (અગ્નિના) કુંડો છે અને તેમની વચ્ચે ગંગા નદી છે; એ પ્રયાગમાં પ્રવેશ કરવાથી તે જ ક્ષણે પાપ નાશ પામે છે. હરકોઈ મનુષ્ય પોતાની ઇંદ્રિયોને વશ રાખી એક મહિના સુધી પ્રયાગતીર્થમાં સ્નાન કરી સર્વ પાપોથી છૂટી જાય છે, એમ સ્વયંભૂ બ્રહ્માએ જોયું છે. વળી જે મનુષ્ય પવિત્ર, સંયમી, અહિંસક અને શ્રદ્ધાથી યુક્ત રહી, પ્રયાગતીર્થમાં સ્નાન કરે છે, તે પાપોથી મુક્ત થાય અને પરમ પદને પ્રાપ્ત કરે છે. નૈમિષારણ્ય, પુષ્કર, ગોતીર્થ, સિંધુસાગર, ગયા, ધેનુકતીર્થ, ગંગાસાગરસંગમ–એ તીર્થો અને બીજા જે ઘણા પવિત્ર પર્વતો છે, તેઓ અને બીજાં ત્રીસ હજાર જે તીર્થો છે, તે બધાં પ્રયાગમાં (દિવ્ય રૂપે) રહી કાયમ વૃદ્ધિ પામ્યા કરે છે અને મનને વશ રાખનાર બને છે. વળી એ પ્રયાગમાં જે અગ્નિકુંડો છે, તેમની વચ્ચે જ ગંગા રહેલી છે. તેમ જ સૂર્યની પુત્રી તરીકે ત્રણે લોકમાં જે પ્રસિદ્ધ થઈ છે, તે દેવી યમુના પણ સર્વ તીર્થોમાં અગ્રેસર હોઈને પ્રયાગમાંથી જ પ્રકટ થયેલ છે. ગંગાની સાથે મળેલી તે યમુના લોકોને પાવન કરી રહી છે અને જે પૃથ્વી પર શ્રેષ્ઠ ગણાય છે, તે ગંગા અને યમુનાના મધ્યમાં રહેલ છે. વળી વાયુએ પણ આમ કહ્યું છે કે, ત્રણ કરોડની ઉપર અર્ધો કરોડ મળી સાડાત્રણ કરોડ જે તીર્થો છે, તેઓ પ્રયાગતીર્થના ભાગને પણ યોગ્ય થતાં નથી. તેમ જ સ્વર્ગમાં, પૃથ્વી પર તથા અંતરિક્ષમાં જે તીર્થો રહ્યાં છે, તે બધાં પ્રયાગનો આશ્રય કરીને રહ્યાં છે. તેમ જ કંબલ તથા અશ્વતર એ તીર્થો, ભોગવતી અથવા પ્રજાપતિની વેદિકાની જે વેદી છે, તેની ઉપર વેદો અને યજ્ઞો મૂર્તિમાન સ્વરૂપે રહેલા છે; અને તેઓ તથા તપોધન ઋષિઓ પ્રજાપતિની ઉપાસના કર્યા કરે છે. તેમ જ હે સતી! બધા દેવો તથા ચક્રધર-ચક્રવર્તીઓ પણ યજ્ઞો વડે પ્રજાપતિનું યજન કરી રહ્યા છે. તે કારણે હે સુંદરી! એ પ્રયાગથી અધિક પુણ્યશાળી કોઈપણ પ્રદેશ ત્રણે લોકમાં નથી. તેમ જ પ્રભાવના કારણે પણ પ્રયાગતીર્થ બધાં તીર્થોથી અધિક પ્રભાવશાળી છે. તેથી ત્યાં એ પરમ પદરૂપ તે તીર્થનું દર્શન કરીને પણ લોકો રાહુથી જેમ ચંદ્ર છૂટી જાય છે, તેમ સર્વ પાપોથી છૂટી જાય છે. તે કારણે સર્વ દેવોથી ચોપાસ રક્ષાયેલા પ્રયાગક્ષેત્રમાં જઈને એક મહિના સુધી ત્યાં બ્રહ્મચારી તરીકે વસવાટ કરી મનુષ્યે પિતૃઓને તથા દેવોને તૃપ્ત કર્યા કરવા એટલે કે પિતૃતર્પણ તથા દેવતર્પણ કર્યા કરવું. ત્યાં ગયા પછી તે મનુષ્ય ગમે તે સ્થળે ગયો હોય તોયે ઇચ્છિત કામનાઓને મેળવે છે. વળી જ્યારે માઘમાસમાં સૂર્ય મકરમાં રહ્યો હોય ત્યારે તે પ્રયાગતીર્થમાં જ્યાં ધોળું-કાળું પાણી છે, ત્યાં જે મનુષ્ય સ્નાન કરે છે, તે સેંકડો પાપોથી વીંટાયેલો હોય તોપણ તે સર્વ પાપોથી છૂટી જઈને ફરી ગર્ભવાસને પામતો નથી. જે વૈષ્ણવી માયાને જીતવી મુશ્કેલ છે અને દેવોએ પણ ત્યજવી અત્યંત અશક્ય છે, તે માયા પણ હે બ્રહ્માની પુત્રિ! માઘમાસમાં પ્રયાગતીર્થમાં બળી જાય છે. જે મનુષ્યો પ્રયાગમાં માઘ મહિનામાં સ્નાન કરે છે, તેઓ તે તે દિવ્ય લોકમાં અનેક ભોગો ભોગવી પાછળથી ચક્રધારી શ્રીવિષ્ણુમાં લય પામે છે, સારૂપ્ય મુક્તિને પામે છે. તે જ પ્રમાણે જે મનુષ્ય

માઘ મહિનામાં સૂર્ય જ્યારે મકરમાં રહ્યો હોય ત્યારે પ્રયાગમાં રહેલાં ગંગા–યમુનાનાં ધોળાં-કાળાં જળમાં ઉપસ્પર્શ કર્મ કરે છે, તેના પુણ્યની સંખ્યાને ચિત્રગુપ્ત પણ સંપૂર્ણ જાણતો નથી. તેમ જ પ્રયાગમાં રહેલ ધોળાં–કાળાં ગંગા–યમુનાનાં જળમાં જે મનુષ્યો માઘ મહિનામાં નહાયા હોય, તેમને એક હજાર રાજસૂય યજ્ઞોનું તેમ જ એકસો વાજપેય યજ્ઞોનું ફળ અવશ્ય પ્રાપ્ત થાય છે: મનુષ્યોએ એક કલ્પકાળ સુધી જન્મો ધરીને જે પાપ એકત્ર કર્યું હોય, તે બધું પ્રયાગમાં માઘ મહિનામાં (ગંગા–યમુનાનાં) ધોળાં–કાળાં જળમાં સ્નાન કરવામાં આવ્યું હોય સો બળીને ભસ્મરૂપ થઈ જાય છે. ગંગા તથા યમુનાનો જ્યાં સંગમ થાય છે, તે (પ્રયાગ) સ્થળ લોકમાં પ્રખ્યાત છે. એ સંગમસ્થાન–એ 'કામિક 'તીર્થ ગણાય છે, તેથી તેમાં ભક્તિથી સ્નાન કરવાથી મનુષ્યની સર્વ કામનાઓ પૂર્ણ થાય છે, મનુષ્યની જે જે કામના હોય, તેની એ તીર્થમાં માત્ર સ્નાન કરવાથી પૂર્ણતા થાય છે. જેને ભોગોની ઇચ્છા હોય તેને ત્યાં સ્નાન કરવાથી ભોગો પ્રાપ્ત થાય છે; જેને રાજ્યની ઇચ્છા હોય તેને ત્યાં સ્નાન કરવાથી રાજ્ય પ્રાપ્ત થાય છે. તે જ પ્રમાણે જેને સ્વર્ગની ઇચ્છા હોય, તેને ત્યાં સ્નાન કરવાથી સ્વર્ગ મળે છે. જેને મોક્ષની ઇચ્છા હોય, તેનો એ કામિકતીર્થમાં સ્નાન કરવાથી મોક્ષ થાય છે. આ ત્રણે લોકમાં જે કોઈ તીર્થો મનુષ્યની કામનાને આપનારાં છે, તે બધાં સૂર્ય મકરના થયે છે, જ્યારે માઘ મહિનામાં પ્રયાગને સેવે છે. હરિદ્વારમાં, પ્રયાગમાં તથા ગંગાસાગરસંગમમાં સ્નાન કરીને મનુષ્ય વિષ્ણુના તથા શિવના નગરમાં અવશ્ય જાય છે. હે સુંદર નેત્રોવાળી મોહિનિ! માઘમાસમાં પ્રયાગમાં રહેલ (ગંગા–યમુનાનાં) ધોળાં–કાળાં જળમાં જે સ્નાન કરાય તો સેંકડો–કરોડો કલ્પો વીતી જાય તોયે સંસારમાં પુનરાવૃત્તિ કે પુનર્જન્મ થવા ન દે, પણ મુક્તિ જ આપે. જે જે મનુષ્ય સત્યવાદી, ક્રોધને જીતનાર, ઉત્તમ, અહિંસાનો આશ્રય કરનાર, ધર્મને અનુસરનાર, તત્ત્વને જાણનાર તથા ગાયોનાં અને બ્રાહ્મણોના હિતમાં રમણ કરનાર હોય; તેણે ગંગાતથી યમુનાના સંગમસ્થાને જો સ્નાન કર્યું હોય, તો સર્વ પાપથી તે છૂટી જાય છે. ઉપરાંત, મનથી ચિંતવેલા પુષ્કળ ઇચ્છિત અભિલાષોને તે પામે છે; સૂર્યનું ગ્રહણ હોય તે સમયે કુરુક્ષેત્રમાં જઈ એક હજાર ભાર સોનાનું દાન કરવાથી મનુષ્ય જે ફળ મેળવે છે, તે જ ફળને માઘ મહિનામાં 'વેણી'માં એટલે કે ગંગા–યમુનાના સંગમસ્થળે દરરોજ સ્નાન કરવાથી માણસ મેળવે છે; તેમ જ એક લાખ ગાયોના ઉત્તમ દાનનું જે ફળ મળે છે, તે જ ફળ પ્રયાગમાં માઘ મહિનામાં ત્રણ દિવસો સુધી સ્નાન કરવાથી પ્રાપ્ત થાય છે. ત્રણસો વર્ષ સુધી યોગાભ્યાસ કરવાથી જે પુણ્ય મેળવાય છે, તે જ પુણ્યફળ પ્રયાગતીર્થમાં માઘમાસના ત્રણ ચાર જ દિવસો સુધી સ્નાન કરવાથી પ્રાપ્ત થાય છે. હે સતી! પ્રયાગમાં માઘ માસમાં ત્રણ જ દિવસ સ્નાન કરવાથી માણસ જે ફળ મેળવે છે, તે ફળને એક હજાર અશ્વમેધ યજ્ઞો કરીને માણસ મેળવી શકતો નથી. પૂર્વે 'કાંચનમાલિની' નામની એક સ્ત્રીએ એક રાક્ષસને પ્રયાગમાં માઘ મહિનામાં ત્રણ દિવસ સુધી સ્નાન કર્યાનું ફળ પ્રેમથી આપ્યું હતું. તેથી એ રાક્ષસ પાપકર્મ કરનાર હતો; છતાં સર્વ પાપોથી છૂટી જઈ મોક્ષ પામ્યો હતો. તેમ જ પેલી કાંચનમાલિની સ્ત્રીને પણ પ્રયાગમાં માઘમાસમાં સત્તાવીસ દિવસો સુધી સ્નાન કરવાથી જે

પુણ્ય પ્રાપ્ત થયું હતું; તેને લીધે તે દેવપણું પામી હતી અને કૈલાસ પર ગિરિજી-પાર્વતીની પ્રિય સખી બનીને તે પાર્વતીજીની સાથે રમવા લાગી હતી અને પ્રયાગજીની કૃપાથી તેને જાતિસ્મરણ પણ રહ્યું હતું એટલે પોતાના પૂર્વજન્મનું સ્મરણ તેને પ્રાપ્ત થયું હતું. તેમ જ પૂર્વે અવન્તી દેશમાં વાત્સરાજ નામે રાજા થયો હતો. તેણે નર્મદાના તીર્થમાં જઈ રાજસૂય યજ્ઞ કર્યો હતો. તેમાં સોનાના યૂપો એટલે કે પશુ બાંધવાના ખીલાઓ વડે વિશેષ પ્રકાશતા સોળ ઘોડાઓને સોનાનાં આભૂષણોના શણગારથી યુક્ત કર્યા હતા; અને તે પોતે પણ વિધિ પ્રમાણે તે યજ્ઞમાં પ્રકાશી રહ્યો હતો. વળી તે રાજાએ પોતાના એ યજ્ઞ નિમિત્તે બ્રાહ્મણોને પર્વતના જેવડા ધાન્યના ઢગલાનાં દાન કર્યાં હતાં. તેમ જ શ્રદ્ધાવાન હોઈ દેવતાઓના ભક્ત તે રાજાએ ગાયોનાં પુષ્કળ દાન તથા સુવર્ણનાં પણ દાન દીધાં હતાં. બીજી બાજુ ભદ્રક નામનો એક મૂર્ખ બ્રાહ્મણ પણ તે અવન્તી દેશમાં રહેતો હતો. તે હલકા કુળનો હોઈ ખેતીનો ધંધો કરતો હોઈ અધર્મ આચારવાળો તથા સર્વ ધર્મોથી પણ રહિત રહેતો હતો. તે પોતાના એ ખેતીના ધંધાથી ઘણો જ કંટાળ્યો હતો; અને તેને પોતાનાં બંધુ-કુટુંબીઓએ ઠગ્યો પણ હતો. તેમ જ પોતાનાં હીન ભાગ્યથી તે પીડાયો પણ હતો; તેથી આમતેમ ચોપાસ ભટકી ભટકીને તે બ્રાહ્મણ પોતાના દેશમાંથી નીકળી ગયો હતો. દૈવયોગે જ્ઞાનનો આશ્રય કરી પ્રયાગતીર્થમાં તે આવી પહોંચ્યો અને માઘ મહિનાની મહામાઘી પૂર્નમના દિવસથી જ તેણે ત્રણ દિવસ સુધી ત્યાં સ્નાન કર્યું હતું. એમ ત્યાં માત્ર સ્નાન જ કરવાથી એ ઉત્તમ બ્રાહ્મણ નિર્દોષ અને નિષ્પાપ થયો હતો. પછી પ્રયાગથી ચાલી નીકળી પોતે જ્યાંથી નીકળ્યો હતો ત્યાં પોતાના વતનમાં તે પાછો પહોંચી ગયો હતો. સમય થતાં એ બ્રાહ્મણ અને પેલો વાસરાજ રાજા બંને જણ એક જ દિવસે એક જ સમયે મરણ પામ્યા હતા. જેથી તે બન્નેની દેવોના રાજાની સમીપે એક સરખી જ ગતિ થઈ હતી. સ્વર્ગમાં એક સરખું સ્થાન તે બન્નેને મળ્યું હતું. તેમ જ એ બન્નેને તેજ, રૂપ, બળ, સ્ત્રીસમુદાય, દેવતાઈ વાહનો, આભૂષણો, પારિજાત-કલ્પવૃક્ષની માળા, નૃત્ય તથા ગીત પણ એક સરખાં જ પ્રાપ્ત થયાં હતાં. એવું તે પ્રયાગક્ષેત્રનું તથા રાજસૂય યજ્ઞનું માહાત્મ્ય એક સરખું જોઈ હે ભદ્રે મોહિનિ! ગંગા-યમુનાનાં ધોળાં-કાળાં જળયુક્ત પ્રયાગક્ષેત્રમાં ગાળેલ માઘમહિનો રાજસૂય યજ્ઞના જેવો જ ફળદાયી છે એમ કેમ ન કહેવાય? અવશ્ય તે બન્નેનાં ફળ એક સરખાં જ છે, એમ કહી શકાય છે જ. છતાં આવી એક વિશેષતા પણ અવશ્ય છે કે, વીસ ધનુષ પ્રમાણના વિસ્તારવાળાં ધોળાં-કાળાં જળથી યુક્ત ગંગા-યમુનાના સંગમમાં માઘમહિનો સ્નાન કરવાથી આ સંસારમાં ફરી આવવું પડતું નથી, જ્યારે રાજસૂય યજ્ઞ કરવાથી તો ફરી આ સંસારમાં આવી જન્મમરણ પ્રાપ્ત થાય જ છે. યમુનાના વિશાળ તટ ઉપર કંબલ તથા અશ્વતર નામના બે નાગોએ વસવાટ કરી ત્યાં સ્નાન કર્યું હતું અને તે યમુનાનું પાણી પણ પીધું હતું. તેથી એ બન્ને નાગો સર્વ પાપોથી અત્યંત છૂટી ગયા હતા. એ યમુનાતીર ઉપરનો તે કંબલાશ્વતર નામે પ્રસિદ્ધ થયેલા ક્ષેત્રમાં બુદ્ધિમાન મહાદેવનું જે સંસ્થાન છે, ત્યાં જઈ જે મનુષ્ય પોતાના દશ ભૂતકાળના પૂર્વજોને તેમ જ દશ પાછળના (ભવિષ્યકાળના) પૂર્વજોને (સંસારસાગરથી) અવશ્ય તારે છે; વળી ત્યાં એ જ સ્થાન પર અતિશય પ્રખ્યાત એક કૂવો છે. જે પ્રતિષ્ઠાન નામનું તીર્થક્ષેત્ર છે તેની ઉપર

પણ સ્નાન કરી નિયમનિષ્ઠ-સંયમી થયેલો મનુષ્ય ત્યાં એ કૂવાની ઉપર ત્રણ દિવસ સુધી દેવોનું તથા પિતૃઓનું જો સંતર્પણ કરે અને બ્રહ્મચારી તરીકે ત્રણ દિવસ સુધી એ સ્થાને જો સ્થિતિ કરે છે, તો એ મનુષ્ય પણ સર્વ પાપોથી રહિત આત્માવાળો થઈ અશ્વમેધયજ્ઞનું ફળ પામે છે. એ પ્રતિષ્ઠાનતીર્થથી ઉત્તરમાં, અને ગંગાથી પૂર્વમાં 'હંસપ્રતપન' નામનું એક તીર્થ છે; તે પણ લોકોમાં પ્રખ્યાત છે. એ તીર્થમાં માત્ર સ્નાન જ કરવાથી અશ્વમેધ યજ્ઞનું ફળ મેળવાય છે; અને જ્યાં સુધી ચંદ્ર તથા સૂર્ય લોકમાં રહે છે, ત્યાં સુધી એ (તીર્થમાં સ્નાન કરનારો) માણસ સ્વર્ગલોકમાં પૂજાય છે. ત્યાંથી ભોગવતી તરફ જઈને વાસુકિથી ઉત્તરમાં દશાશ્વમેધિક નામનું જે તીર્થ છે, તે પણ પરમશ્રેષ્ઠ કહેવાય છે. ત્યાં એક જ રાત્રિ વસી, સ્નાન કરીને માણસ સર્વ ઋણોથી અત્યંત છૂટી જાય છે; અને (મરણ પછી) તે સ્વર્ગલોકને પામે છે અને દેવ થાય છે. વળી એ તીર્થમાં ત્રણે કાળ એક વખત સ્નાન કરનારો માણસ આહારનો જો ત્યાગ કરે, તો ત્રણ મહિને વિશ્વાસઘાતના પાપમાંથી તે (છૂટી જાય અને) શુદ્ધ થાય છે. એ તીર્થનું કીર્તન અથવા નામ ઉચ્ચારવાથી પણ માણસ પુણ્ય મેળવે છે અને તેનું દર્શન કરી અનેક કલ્યાણોને દેખે છે. તેમ જ એ તીર્થમાં સ્નાન તથા જળપાન કરીને તો સાત પેઢી સુધીના કુળને પવિત્ર કરે છે. સૂર્ય જ્યારે મકરમાં રહ્યા હોય ત્યારે માઘ મહિનામાં સૂર્યના ઉદય થયા પહેલાં જે માણસ એ તીર્થમાં જો સ્નાન ન કરે તો પાપોથી કયા પ્રકારે છૂટી શકે છે? અને કયા પ્રકારે સ્વર્ગમાં જઈ શકે છે? પ્રયાગતીર્થ પર મુંડન કરાવવું, ગયા તીર્થમાં પિતૃઓના પિંડો નાખવા, કુરુક્ષેત્રમાં દાન દેવું, અને વારાણસી-કાશીમાં શરીરનો ત્યાગ કરવો. અથવા પ્રયાગતીર્થમાં જો મુંડન કરાવી શકાય, તો ગયાતીર્થ પર પિતૃઓને પિંડદાન કરવાની શી જરૂર છે? અથવા કાશીમાં મરણ સ્વીકારવાથી શું ફળ છે? અને કુરુક્ષેત્રમાં દાન કરવાનું પણ શું પ્રયોજન છે? જો માણસ એક વર્ષમાં જે મહિના ઓછા હોય અને તે સમયે જો ફરી પ્રયાગ તીર્થમાં જાય તો તેણે યત્નથી કાળજી રાખીને મુંડન ફરી કરાવવું તથા ઉપવાસ પણ અવશ્ય કરવો. પરંતુ જે સ્ત્રીઓ પ્રયાગતીર્થમાં પ્રાપ્ત થઈ હોય તેમના મુંડન વિષે આમ કહેવું જોઈએ કે-તે સ્ત્રીઓએ માથાના બધા વાળ કઢાવી નાખી બે અંગૂઠા પણ છેદાવવા જોઈએ. પ્રાણીઓનાં સર્વ પાપો કેશનાં મૂળિયાંનો આશ્રય કરી રહે છે. એ કારણે તીર્થમાં સ્નાન કર્યા પછી એ જ તીર્થમાં મસ્તકના વાળ અવશ્ય મૂંડાવી નાખવા જોઈએ. પોષ મહિનામાં અને માઘ મહિનામાં અમાસ તિથિ જો સૂર્યથી-રવિવારથી અને શ્રવણ નક્ષત્રથી યુક્ત થઈ જાય તો તેને 'અર્ધોદય' નામે પર્વ જાણવું. તે પર્વ સૂર્યના સો પર્વથી પણ અધિક ગણાય છે. હે બ્રહ્માની પુત્રિ! એ અર્ધોદય પર્વ કંઈક ઓછું હોય તો 'મહોદય' પર્વ ગણાય છે. અરુણના ઉદય વખતે માઘ મહિનાની સુદિ સાતમ જો પ્રયાગતીર્થમાં સ્નાન કરતી વેળા મેળવાય, તો એ સાતમ એક હજાર સૂર્યગ્રહણના સંનિધિ જેવી ગણાય છે. અયનકાળ-દક્ષિણાયન કે ઉત્તરાયણના સમયે પ્રયાગતીર્થમાં સ્નાન કરાય, તો તેથી એક કરોડગણું પુણ્ય પ્રાપ્ત થાય છે; પણ (સમાન દિવસ-રાતવાળા) વિષુવ કાળમાં પ્રયાગ તીર્થમાં જો સ્નાન કરાય તો તેનું ફળ એક લાખગણું પ્રાપ્ત થાય છે. પણ ષડશીતિ એટલે મિથુન, કન્યા, ધન તથા મીન

રાશિમાં સૂર્યનું સંક્રમણ થાય તે કાળે અને જુદાં જુદાં સ્થળે વહેતી બધી ગંગાઓમાં સ્નાન કર્યું હોય તે હજારગણું ફળ આપે છે. પોતાનો જેટલો વૈભવ વિસ્તાર હોય તે પ્રમાણે પ્રયાગતીર્થમાં અવશ્ય દાન કરવું. તેથી હે બ્રહ્માની પુત્રી મોહિનિ! તીર્થનું ફળ અવશ્ય વધે છે. જે માણસ ગંગા અને યમુનાની વચ્ચે જ એક ગાયનું પણ દાન આપે છે, અથવા સોનું, મણિ, મોતી કે બીજા કોઈ પ્રતિગ્રહ કે દાનને જે આપે છે, અથવા હે ભદ્રે! પાટલા–રાતા રંગની કપિલા ગાયનું પણ જે માણસ ત્યાં દાન આપે છે, જે ગાય સોનું મઢેલાં શીંગડાંવાળી, રૂપું મઢેલ ખરીવાળી, ગળે ગોદડીવાળી, દૂઝણી તથા વાછરડાંથી યુક્ત હોય, એવી ગાયનું શ્રોત્રિય–વેદ ભણેલા, સજ્જન બ્રાહ્મણોને વિધિ પ્રમાણે ગ્રહણ કરાવવું; પણ એ બ્રાહ્મણ ધોળાં વસ્ત્રોને ધારણ કરનાર, શાંતિ વધારનાર, ધર્મને જાણનાર અને વેદપારગામી હોવો જોઈએ. એવા બ્રાહ્મણને તે ગાય ગંગા–યમુનાના સંગમમાં દેવી. તેમ જ મહા કિંમતી વસ્ત્રો તથા વિવિધ વસ્ત્રોનું પણ અવશ્ય દાન કરવું. એમ તે ગાયનું તથા વાછરડાંનું દાન કરનાર માણસ એ ગાયના તથા વાછરડાંના શરીરમાં જેટલાં રૂંવાડાંનાં છિદ્રો છે, તેટલાં હજાર વર્ષો સુધી તે દાન દેનારો સ્વર્ગ લોકમાં પૂજાય છે; અને (મરણ પછી) તે દાન દેનાર માણસ જે ઠેકાણે જન્મ લે છે ત્યાં એ ગાય પણ જન્મ પામે છે. એવું તે ગોદાનકર્મથી તે દાન કરનારાઓ નરકને જોતા નથી, પણ ઉત્તર કુરુક્ષેત્રમાં જઈ અક્ષય કાળ સુધી ત્યાં આનંદ પામે છે. સેંકડો ને હજારો ગાયોનાં દાન કરવા કરતાં એક દૂઝણી ગાયનું દાન કરવું, તે ઉત્તમ છે; કારણ કે તે એક જ ગાય જે દાનમાં આપી હોય, તે પુત્રોને, સ્ત્રીઓને, તથા સેવકોને પણ તારે છે. એ કારણે સર્વ દાનોમાં કેવળ એક ગોદાન જ ઉત્તમ ગણાય છે. કેમ કે દુર્ગમ, વિષમ અને ઘોર મોટાં પાપો આત્મામાં દાખલ થાય છે, ત્યારે કેવળ એક ગાય જ પોતાનું રક્ષણ કરે છે, તે માટે કેવળ એક ગાય જ ઉત્તમ બ્રાહ્મણને દાનમાં અવશ્ય આપવી. પરંતુ એ ઉત્તમ બ્રાહ્મણે તીર્થમાં કે પવિત્ર દેવસ્થાનોમાં એ ગાયના દાનનો પ્રતિગ્રહ કે સ્વીકાર ન કરવો જોઈએ; કેમકે હરકોઈ દ્વિજવર્ણે કે બ્રાહ્મણે સર્વ નિમિત્તોમાં પ્રમાદરહિત થવું જોઈએ; એટલે કે પોતાનાં નિત્ય કર્મમાં, પિતૃકાર્યોમાં તથા દેવપૂજનમાં પણ સદા અપ્રમાદી અથવા સાવધાન રહેવું જોઈએ. એ બ્રાહ્મણ જ્યાં સુધી એ પ્રતિગ્રહરૂપ ધન મેળવ્યા કરે છે, ત્યાં સુધી તેનું એ તીર્થરૂપ કર્મ નિષ્ફળ થાય છે. વળી જે માણસ ગંગા તથા યમુનાના સંગમની વચ્ચે રહી કન્યાનું દાન કરે છે તે પોતાના એ દાનકર્મને લીધે ઘોર નરકને જોતો નથી, પણ ઉત્તર કુરુ પ્રદેશમાં જઈ અક્ષય કાળ સુધી આનંદ પામે છે. એમ કન્યાદાન કરનાર તે મનુષ્ય આ લોકમાં ધાર્મિક તથા રૂપયુક્ત પુત્રોને તથા સ્ત્રીઓને મેળવે છે. જે પુરુષ એ પ્રયાગને કિનારે (કોઈ વૃક્ષાદિ પર) માથું નીચું અને બન્ને હાથ ઊંચા રાખી ધુમાડો પીધા કરે, તે (મરણ પછી) એક લાખ વર્ષ સુધી સ્વર્ગલોકમાં પૂજાય છે અને (તે પુણ્યનો ક્ષય થાય ત્યારે) તે સ્વર્ગમાંથી પરિભ્રષ્ટ થઈ પૃથ્વી પર અગ્નિહોત્રી બ્રાહ્મણ થાય છે. પછી તે જન્મમાં વિશાળ ભોગો ભોગવીને ફરી એ તીર્થને મેળવે છે, કે જેની હદ પ્રયાગથી માંડી મારા પ્રતિષ્ઠાન નગર સુધીની તેમ જ વાસુકિના ધરા સુધીની હોય છે. જ્યાં કંબલ તથા અશ્વતર એ બે નાગો થયા હતા, તે નાગોદ-બહુમૂલકક્ષેત્રથી માંડી–

ને એ પ્રજાપતિનું ક્ષેત્ર ગણાય છે અને તે ત્રણે લોકમાં પ્રખ્યાત થયું છે. ત્યાં સ્નાન કરીને જેઓ મરણ પામ્યા, હોય તેઓ સ્વર્ગલોકમાં જાય છે અથવા પુનર્જન્મથી રહિત થાય છે. એમ તે પ્રયાગ-ક્ષેત્રના મરણને ઉદ્દેશી કોઈ વેદવચન કે લોકવચનથી પણ બુદ્ધિને અવળી સમજમાં જવા ન જ દેવી; એટલે કે તે સંબંધે અહીં જે કહેવાયું છે, તે જ ખરું છે. હે બ્રહ્માની પુત્રિ! એ પ્રયાગતીર્થમાં જ દશ હજાર તીર્થો ઉપરાંત બીજાં સાઠ કરોડની સંખ્યાનાં તીર્થો તે પ્રયાગની સમીપે જ સ્થિતિ કરે છે,' એમ શાસ્ત્રોમાં કહ્યું છે. તેથી જ યોગયુક્ત કોઈ યોગીની અને સત્યનિષ્ઠ કોઈ બુદ્ધિમાન પુરુષની જે ગતિ થાય છે, તે જ ગતિ ગંગા–યમુનાના સંગમસ્થાને પ્રાણનો ત્યાગ કરતા મનુષ્યની થાય છે. જે માણસ કોઈથી પીડાયો હોય કે દીન–દુઃખી હોઈ ક્રોધ પામ્યો હોય, તે માણસ ગંગા–યમુનાના સંગમસ્થાને પ્રાપ્ત થઈ જો પ્રાણનો ત્યાગ કરે, તો દેદીપ્યમાન સુવર્ણ જેવાં તેજસ્વી, સૂર્યના જેવી કાંતિવાળાં વિમાનોમાં બેસી ગંધર્વોના તથા અપ્સરાઓના સમૂહની વચ્ચે સ્વર્ગમાં તે માણસ આનંદ પામે છે અને ઇચ્છિત કામનાઓને મેળવે છે, એમ મુનીશ્વરો કહે છે. વળી તે દિવ્યલોકમાં દેવતાઈ ગીતોના તથા વાદિત્રોના મધુર શબ્દોથી તે ગાઢ નિદ્રા કરે છે અને તે જ શબ્દોથી નિદ્રાનો ત્યાગ કરીને જાગે છે, એમ જ્યાં સુધી તે પોતાના પૂર્વજન્મને યાદ કરતો નથી, ત્યાં સુધી સ્વર્ગમાં પૂજાય છે. તે પછી જેનાં પુણ્યકર્મો ક્ષીણ થાય છે, ત્યારે તે પુણ્યાત્મા પુરુષ સ્વર્ગમાંથી અહીં આવી કોઈ સુવર્ણ તથા રત્નોથી ભરપૂર અને સમૃદ્ધિથી યુક્ત એવા કુળમાં તે જન્મે છે. ત્યાં પણ પોતાના એ જ (પ્રયાગમાં પ્રાણત્યાગરૂપ) પૂર્વજન્મનું સારી રીતે સ્મરણ કરતો રહી તે પુરુષ આખરે વિષ્ણુલોકમાં જાય છે. વળી પ્રયાગમાં જે એક વડ છે, તેના મૂળની સમીપ જઈ જે મનુષ્ય પ્રાણનો ત્યાગ કરે છે, તે પણ બધાયે દિવ્ય લોકોને ઓળંગી રુદ્રલોકમાં જાય છે. ત્યાં બારે આદિત્યો, રુદ્રનો આશ્રય કરી તપ્યા કરે છે, અને આખું જગત જ્યારે બળી જાય છે ત્યારે વડના મૂળમાં રહેલો તે યોગી પણ બળી જાય છે; અને ત્યાં ભગવાન શ્રીહરિ પ્રજાપતિથી પૂજાયેલા હોઈને હે દેવિ! પેલા વડના પાંદડાંના એક પડિયામાં પોતાના પગને ધાવતા ધાવતા રહ્યા હોય છે. હવે હંસના જેવું સફેદ 'ઉર્વશીપુલિન' નામનું જે વિશાળ અને સુંદર તીર્થ છે, ત્યાં જે માણસ પોતાના પ્રાણનો પરિત્યાગ કરે છે, તેને પણ જે ફળ પ્રાપ્ત થાય છે, તેને તમે સાંભળો. હે બ્રહ્માની પુત્રિ! તે માણસ ત્યાં મરીને સ્વર્ગલોકમાં પોતાના પિતૃઓની સાથે સાઠ હજાર ને સાઠસો વર્ષો સુધી વસે છે. હે સુંદર નેત્રોવાળી મોહિનિ! તે સ્વર્ગલોકમાં જ્યારે તે ઉર્વશીને જુએ છે, ત્યારે દેવો, ઋષિઓ, ગંધર્વો તથા કિન્નરો, સતત તેની પૂજા કર્યા કરે છે. પછી પોતાનાં પુણ્યકર્મનો ક્ષય થાય છે, ત્યારે તે સ્વર્ગમાંથી ભ્રષ્ટ થઈ આ પૃથ્વી પર આવીને ઉર્વશી જેવી સો સુંદર સ્ત્રીઓને મેળવે છે અને હજારો સ્ત્રીઓની વચ્ચે રહી ઘણી સ્ત્રીઓનો તે પતિ થાય છે. તેમ જ હે મોહિનિ! તે પુરુષ દશ હજાર ગામોને ભોગવનાર તથા તે ગામો પર પોતાનું શાસન ચલાવનાર થાય છે. તે વેળા એ પુરુષ પોતે જ્યાં જન્મ્યો હોય ત્યાં કંદોરાના તથા ઝાંઝરોના ઝણકારો સાંભળી, સૂઈ રહે છે અને જાગે છે. એવા વિશાળ ભોગો ભોગવી

ફરી તે જ ઉર્વશીના તીર્થને તે પ્રાપ્ત થાય છે અને ત્યાં કાયમ ધોળાં વસ્ત્રો ધારણ કરી નિયમનિષ્ઠ રહી જિતેન્દ્રિય બને છે; તેમ જ એક મહિના સુધી એક વખત ભોજન કરતો રહી યોગનો પતિ થાય છે. પછી તે પુરુષ સુવર્ણથી શણગારેલી સો સ્ત્રીઓને પોતે મેળવે છે; તેમ જ સમુદ્ર સુધીની પૃથ્વી પર મહાન ભોગપતિ (રાજા) થાય છે; તેમ જ ધનધાન્યથી સારી રીતે જોડાઈને કાયમી દાતા થાય છે. એથી વિશાળ ભોગો ભોગવ્યા પછી તે પુરુષ ફરી એ ઉર્વશીતીર્થને યાદ કરે છે. જે પુરુષ કોટિતીર્થમાં આવીને ત્યાં પ્રાણોનો ત્યાગ કરે છે તે એક હજાર કરોડ વર્ષો સુધી સ્વર્ગલોકમાં પૂજાય છે. પછી ત્યાં પોતાનાં પુણ્યકર્મનો ક્ષય થાય છે, ત્યારે તે સ્વર્ગમાંથી આ પૃથ્વી પર આવી ઉત્તમ પુરુષ તરીકે જન્મે છે. ત્યાં સુવર્ણ, મણિ તથા મોતીથી ભરપૂર કુળમાં રૂપવાન જઈને જન્મે છે. એમ જે માણસ કામનાથી રહિત હોય કે કામનાથી સહિત હોય તે પણ જો ગંગામાં મરણ પામે છે, તો ઇન્દ્રના સ્વર્ગને જ તે પામે છે, પણ નરકને તે જોતો નથી; અને તે સ્વર્ગલોકમાં પણ હંસો તથા સારસોથી જોડેલા વિમાનમાં બેસીને તે જાય છે. એ સ્વર્ગલોકમાં પણ અપ્સરાઓના સમુદાયથી જે સારી રીતે વ્યાપ્ત હોય છે, તેવા સ્થાન પર તે સૂતો હોય છે અને તેવા જ સ્થાન પર સૂઈને તે જાગે છે. પછી પુણ્યકર્મનો ક્ષય થાય છે ત્યારે તે સ્વર્ગમાંથી અહીં પૃથ્વી પર આવીને પણ હે બ્રહ્માની પુત્રિ! તે પુરુષ શ્રીમંત યોગીઓના કુળમાં પોતાની ઇચ્છાનુસાર જન્મ પામે છે. જે માણસ ગંગા તથા યમુનાની વચ્ચે રહી, અડાયાં-છાણાંના અગ્નિને (મસ્તક પર) ધારણ કરે છે, તે પરિપૂર્ણ અંગવાળો, રોગોથી રહિત અને પાંચે ઇન્દ્રિયોથી યુક્ત થાય છે. એ બુદ્ધિમાન માણસના શરીર પર જેટલાં રુવાટાં હોય છે, તેટલાં હજાર વર્ષ સુધી સ્વર્ગલોકમાં તે પૂજાય છે. પછી તે સ્વર્ગથી પરિભ્રષ્ટ થઈ નીચે આવીને જંબૂદ્વીપનો પતિ થાય છે. એમ ત્યાં વિશાળ ભોગો ભોગવ્યા પછી ફરી એ જ તીર્થને તે મેળવે છે. પરંતુ જે મનુષ્ય પ્રયાગતીર્થમાં આવી પોતાના દેહને કાપી નાખી ટુકડેટુકડા કરી નાખી પક્ષીઓને આપી દે છે, તે હજાર વર્ષ-લાખવર્ષ પર્યંત સોમલોકમાં પૂજાય છે. પછી ત્યાંથી આ ભૂમિ પર આવીને તે ધાર્મિક રાજા થાય છે. તે પણ ગુણવાન, રૂપવાન, વિદ્યાવાન, પ્રિય વાણીવાળો અને પવિત્ર થઈ વિશાળ ભોગો ભોગવ્યા પછી ફરી પણ તે જ તીર્થમાં આવી પહોંચે છે. પ્રયાગતીર્થનું મંડળ-ગોળાકાર પાંચ યોજન વિસ્તારવાળું છે. તેમાં જે માણસ જે કોઈ પણ ક્ષેત્રમાં અનશન વ્રતનો આશ્રય કરીને મરણ પામ્યો હોય, તે ભૂતકાળના સાત પૂર્વજ પુરુષોને અને ભવિષ્યકાળના ચૌદ પૂર્વજોને-બધાને તારે છે અને પોતાના આત્માનો પણ તે ઉદ્ધાર કરે છે. વળી યમુનાને કિનારે દક્ષિણમાં અગ્નિતીર્થ નામે એક તીર્થ પ્રખ્યાત છે અને પશ્ચિમમાં ધર્મરાજનું તીર્થ-'નરક' નામે કહેવાય છે. ત્યાં સ્નાન કરી જેઓ મરણ પામે છે, તેઓ પુનર્જન્મથી રહિત થઈ સ્વર્ગમાં જાય છે. યમુનાના ઉત્તર તરફના કિનારે પણ ઘણાં તીર્થો પાપોનો નાશ કરનારાં છે. હે બ્રહ્માની પુત્રિ! એ તીર્થોને પણ મુનીશ્વરોએ સેવેલાં છે. ત્યાં સ્નાન કરી જેઓ મરણ પામે છે, તેઓ પણ પુનર્જન્મથી રહિત થઈ સ્વર્ગમાં જાય છે. એમ ગંગા તથા યમુના બન્ને નદીઓ સમાન ફળ આપનારી ગણાય છે, છતાં કેવળ અતિશય મોટી હોવાના કારણે તે સર્વત્ર પૂજાય છે. જે માણસ

બ્રાહ્મણોને સર્વ રત્નોનું દાન દે છે, પરંતુ હે દેવોનાં ઈશ્વરિ! તે રત્નદાન કરવાથી યોગ મળે છે કે નથીયે મળતો; પરંતુ પ્રયાગતીર્થમાં જે મરેલો હોય, તેને ઉપર્યુક્ત સર્વ ફળ પ્રાપ્ત થાય છે. એમાં ફેર પડતો જ નથી. એટલું જ નહિ, પણ જે માણસ પોતાના દેશમાં કે વિદેશમાં અથવા જગતમાં રહ્યો હોય અથવા પોતાને ઘેર રહ્યો હોય અને તે તે સ્થળે મરણકાળે પ્રયાગનું સ્મરણ કરતો કરતો પ્રાણોનો ત્યાગ કરે છે, તે પણ જ્યાં સુવર્ણમય ભૂમિ છે, તે બ્રહ્મલોકને પામે છે. જ્યાં બધાં વૃક્ષો, સર્વ ઇચ્છિત ફળને આપનારાં છે અને જ્યાં ઋષિઓ ગતિ કરીને સ્થિતિ કરી રહ્યા છે; તેમ જ હજારો સ્ત્રીઓથી જે વ્યાપ્ત છે, એવા તે સુંદર બ્રહ્મલોકમાં ગયેલો પુણ્યાત્મા, તે સ્થળે રહેલી 'મંદાકિની' નામની ગંગાના શુભ કિનારા પર ક્રીડા કરે છે અને ત્યાં સિદ્ધો, ગંધર્વો તથા દેવો વડે તે પૂજાય છે. પછી પોતાના પુણ્યનો ક્ષય થાય છે ત્યારે ત્યાંથી તે પાછો આ પૃથ્વી પર જંબૂદ્વીપનો પતિ–રાજા થાય છે. તે વેળા પણ એ ધર્માત્મા તથા ગુણસંપન્ન હોઈને ફરી પણ એ પ્રયાગતીર્થને પ્રાપ્ત કરે છે. એમ આ બધું પ્રયાગનું જે માહાત્મ્ય મેં તમને કહ્યું છે, તે શ્રેષ્ઠ હોઈ સુખદાયી તથા મોક્ષદાયક પણ છે. હવે તમે બીજું શું સાંભળવા ઇચ્છો છો? ૧–૧૭૪

एतत्ते सर्वमाख्यातं माहात्म्यञ्च प्रयागजम् ।
सुखदं मोक्षदं सारं किमन्यच्छ्रोतुमिच्छसि ॥१७४

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'પ્રયાગનું માહાત્મ્ય' નામનો ૬૩ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૬૪ મો : કુરુક્ષેત્રના માહાત્મ્યનો પ્રારંભ

मोहिन्युवाच

वसो कृपालो धर्मज्ञ त्वया बहुविदा मम ।
तीर्थराजस्य माहात्म्यं प्रयागस्य निरूपितम् ॥

મોહિનીએ પૂછ્યું : હે કૃપાળુ વસુ! હે ધર્મને જાણનારા! ઘણા જ વિદ્વાન એવા તમે તીર્થરાજ પ્રયાગનું માહાત્મ્ય મને કહ્યું. હવે જે કુરુક્ષેત્ર શુભકારક હોઈને સર્વ મુખ્ય તીર્થોમાં પણ મુખ્ય ગણાય છે અને લોકોને જે પાવન કરનારું છે, તેનું માહાત્મ્ય તમે મને કહો.

વસુ બોલ્યા : હે મોહિનિ! કુરુક્ષેત્ર અત્યંત પુણ્યદાયી ગણાય છે. તેનું માહાત્મ્ય હવે તમને હું કહું છું, તે તમે સાંભળો; જ્યાં જઈને સ્નાન કરી માણસ બધાં પાપોથી છૂટી જાય છે. તે કુરુક્ષેત્રમાં મુનીશ્વરોએ સેવેલાં અનેક તીર્થો છે, તે બધાં હું તમને કહું છું. એ તીર્થો પણ સાંભળનારાઓને મુક્તિ આપનારાં છે. બ્રહ્મનું જ્ઞાન, ગયામાં શ્રાદ્ધ, ગાયના વાડામાં મરણ અને કુરુક્ષેત્રમાં વસવાટ—એ ચાર લોકોને મુક્તિ આપનાર છે, તેથી એ ચાર પ્રકારની મુક્તિ શાસ્ત્રોમાં કહી છે. સરસ્વતી અને દષદ્વતી એ બે દેવનદીઓ છે. તેમનું જે અંતર અથવા મધ્ય પ્રદેશ છે, તેને વિદ્વાનો, દેવોએ સેવેલો 'બ્રહ્માવર્ત' દેશ કહે છે. 'એ કુરુક્ષેત્ર અને બ્રહ્માવર્ત પ્રદેશથી હું દૂર રહ્યો છું, તો પણ એ કુરુક્ષેત્રમાં હું જાઉં છું અને વસું છું' એમ જે સતત બોલ્યા કરે છે તે પણ પાપોથી છૂટી જાય છે; તો પછી જે ધીર પુરુષ ત્યાં રહેલી સરસ્વતીના તટે સ્થિતિ કરી વસવાટ કરે, તેને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય એમાં કયો સંશય છે? (કોઈ જ સંશય નથી.) દેવતાઓ, ઋષિઓ અને સિદ્ધો કુરુજાંગલ દેશનું સેવન કર્યા જ કરે છે;

કારણ કે તેના સંસેવનથી હે દેવિ ! હરકોઈ મનુષ્ય પોતાના આત્મામાં બ્રહ્મને જોઈ શકે છે.'

મોહિનીએ પૂછ્યું : હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ ! એ કુરુક્ષેત્ર સર્વે તીર્થોથી અધિક કયા પ્રકારે શ્રેષ્ઠ છે ? તે તમે મને વિસ્તારથી કહો. હું તમારા શરણે આવી છું.

વસુ બોલ્યા : હે ભદ્રે ! મહાફલદાયી તે કુરુક્ષેત્ર, જે પ્રકારે મનુષ્યોના પાપને બાળનારું અને બ્રહ્માને પ્રિય થયું છે, તે હું તમને કહું છું, તમે સાંભળો. તે સ્થાને પ્રથમ પવિત્ર બ્રહ્મસરોવર ઉત્પન્ન થયું છે અને તે પછી રામહ્રદ ઉત્પન્ન થયો છે અને તે પછી કુરુક્ષેત્ર આવેલું છે. ત્યાં સમીપમાં જે સરોવર રહેલું છે, તેને પૂર્વે બ્રહ્માએ નિર્માણ કર્યું છે; તે પછી ત્યાં એ દિશાની તરફ બ્રહ્માની વેદી રહેલી છે. ત્યાં હે મોહિનિ ! બ્રહ્માએ સૃષ્ટિ રચનાની ઇચ્છાથી તપ તપ્યું હતું. તેમ સૃષ્ટિની સ્થિતિ અથવા પાલન કરવાની ઇચ્છા ધરાવતા ચક્રધારી શ્રીહરિ વિષ્ણુએ પણ પૂર્વે તપ તપ્યું હતું. વળી શંભુએ પણ એ સરોવરમાં પ્રવેશ કરીને સ્થાણુપણું પ્રાપ્ત કર્યું હતું. તેમ જ હે ભામિનિ ! પિતાના વધથી સંતાપ પામેલા પરશુરામે પણ, બ્રાહ્મણથી ન કરી શકાય એવા પોતે કરેલ ક્ષત્રિયોના સંહારથી, જે લોહીના ધરા કર્યા હતા, તેના લોહીથી પિતૃઓનું સંતર્પણ કરીને તે સરોવર પર તપ કર્યું હતું. તે જ કારણથી એ સરોવર 'રામતીર્થ' એ નામે પ્રખ્યાત થયું છે, કે જે તીર્થ પાપોના નાશ કરનાર તરીકે પ્રસિદ્ધિ પામ્યું છે. તેમ જ માર્કંડેય મુનિએ પણ એ સરોવર પર પરમ-શ્રેષ્ઠ તપ તપ્યું હતું. જ્યાં એક પીપળાના ઝાડમાંથી જન્મેલી સરસ્વતી નદી ત્યાં આવી હતી, ત્યારે ધર્મનિષ્ઠ મુનિ માર્કંડેયે તે નદીની પૂજા કરીને તેની સ્તુતિ કરી હતી. એ સરસ્વતી નદી પણ તે બ્રહ્મસરોવરને પાણીથી તરબોળ કરી દઈ ત્યાંથી પશ્ચિમ દિશા તરફ પ્રયાણ કરી ગઈ છે. તે પછી કુરુ રાજાએ પણ તે ક્ષેત્રને ચોપાસ ખેડયું હતું અને પાંચ યોજનના વિસ્તારવાળું કર્યું હતું. તે ક્ષેત્રમાં દયા, સત્ય, તૃષ્ણા, ક્ષમાની ઉત્પત્તિ થઈ છે અને એ જ કુરુક્ષેત્ર પહેલાં 'સ્યમંતપંચક' નામે કહેવાયું હતું. હે દેવિ ! એ બ્રહ્મસરોવરમાં જે લોકોએ સ્નાન કર્યું હોય, તેઓ અક્ષય પુણ્યને મેળવે છે અને તે સરોવરના તીરે જેઓ મરણ પામ્યા હોય તેઓ વિમાનમાં બેસીને બ્રહ્મલોકમાં જાય છે. વળી ત્યાં જેઓએ ઉપવાસ, દાન, હોમ, જપ તથા જે દેવપૂજન કર્યું હોય તે પણ અક્ષયપણાને જ પામે છે, એમાં વિચાર કરવો યોગ્ય નથી. જે લોકો એ કુરુક્ષેત્રમાં રહેલી બ્રહ્મવેદી પર મરણ પામ્યા હોય તેઓ પુનર્જન્મથી રહિત થઈ જાય છે. ગ્રહો, નક્ષત્રો તથા તારાઓને અમુક સમયે પોતપોતાના સ્થાનેથી પડવાનો ભય રહે છે, પણ કુરુક્ષેત્રમાં મરેલાઓને (દેવલોકમાં ગયા પછી) ફરી આ પૃથ્વી પર પડવાનું હોતું નથી. એ જ કારણે બધા દેવો, ઋષિઓ, સિદ્ધો તથા ગન્ધર્વો તે સરોવરનું સેવન કરવા સર્વ કાળ ઉત્સુક રહે છે. હે દેવિ ! જ્યાં 'રંતુક' નામનું જે ક્ષેત્ર છે, તેમાં કાયમ દેવી લક્ષ્મી સ્થિતિ કરી રહ્યાં છે, તેથી વિષ્ણુએ તે ક્ષેત્રની રક્ષા કરવા માટે પૂર્વે સુમાન્ય યક્ષ, સૂર્ય, વાસુકિ તથા શંખુકર્ણ, સુકેશી વિદ્યાધરને તથા બીજા રાક્ષસોને પણ સ્થાપ્યા છે. તેઓ ધનુષબાણને ધારણ કરતા પોતાના આઠ હજાર સેવકોની સાથે રહી કુરુક્ષેત્રની રક્ષા કર્યા કરે છે અને ત્યાં આવતા પાપીઓને અટકાવે છે. એ રંતુક ક્ષેત્રમાં આવ્યા પછી વારંવાર તેની

ક્ષમા માગીને પછી ત્યાં સરસ્વતીમાં સ્નાન કરવું અને પછી યક્ષનું દર્શન કરી તેમને પ્રણામ કરવા. તે પછી એ યક્ષને પુષ્પ, ધૂપ તથા નૈવેદ્ય વડે પૂજી આવું વાક્ય ઉચ્ચારવું–'तव प्रसादाद्‌ यक्षेन्द्र वनानि सरितस्तथा। भ्रमतौ मम तीर्थांनि मा विघ्नं जायतां ततः॥ હે યક્ષોના ઇંદ્ર! તમારી કૃપાથી હું અહીં વનોમાં તથી નદીઓ પર ભમી ભમીને તીર્થાટન કરી રહ્યો છું, તો મને વિઘ્ન ન થઓ. તમને નમસ્કાર હો. એ વાક્યથી તે યક્ષરાજને પ્રસન્ન કરી તે કુરુક્ષેત્રમાં સારી રીતે યાત્રા કરવી. હે મોહિનિ! એમ જે માણસ કુરુક્ષેત્રમાં અને ત્યાં રહેલાં વનોની, તીર્થોની તથા નદીઓની પણ પુણ્યદાયી યાત્રા કરે છે, તેને આ લોકમાં તથા પરલોકમાં પણ કોઈ જાતની ન્યૂનતા રહેતી નથી. ૧–૩૨

यो नरः कुरुते यात्रां कुरुक्षेत्रस्य पुण्यदाम्।
न तस्य न्यूनता काचिदिह लोके परत्र च॥ ३२

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં 'કુરુક્ષેત્રનું માહાત્મ્ય' નામનો ૬૪ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૬૫: કુરુક્ષેત્રમાહાત્મ્ય–તીર્થયાત્રાવર્ણન

मोहिन्युवाच

वनानि कानि विप्रेन्द्र तत्र सन्ति शुभावहाः।
सरितश्च क्रमाद्यात्रां वद मे सर्वसिद्धिदाम्॥ १॥

મોહિની બોલી: વિપ્રવર કયાં કયાં વન છે અને કઈ કઈ શુભકારક સરિતાઓ છે? સંપૂર્ણ સિદ્ધિઓને આપનારી કુરુક્ષેત્રની યાત્રાવિધિ મને ક્રમથી જણાવો. અત્યંત પુણ્યદાયક કુરુક્ષેત્રમાં જે જે તીર્થો છે, તે બધાંનું વર્ણન કરો.

પુરોહિત વસુ બોલ્યા: મોહિની! પવિત્ર કામ્યકવન, મહાન અદિતિવન, પુણ્યદાયક વ્યાસવન, ફલકીવન, સૂર્યવન, પુણ્યમય મધુવન તથા સુવિખ્યાત સીતાવન–કુરુક્ષેત્રમાં આ સાત વન છે. અને તે વનોમાં અનેક તીર્થો છે. પુણ્યસલિલા સરસ્વતી નદી, વૈતરણી નદી, પવિત્ર મંદાકિની, ગંગા, મધુસ્રવા, દૃષદ્વતી, કૌશિકી તથા પવિત્ર હિરણ્વતી નદી–આ પૈકી સરસ્વતી નદી સિવાય બાકીની બધી નદીઓ કેવળ વર્ષાકાળમાં વહેનારી છે. એમનું જળ સ્પર્શ કરવા માટે, પીવા તથા નહાવા માટે સદા પવિત્ર મનાયું છે. પુણ્યક્ષેત્રના પ્રભાવથી એમનામાં રજસ્વલાપણાનો દોષ આવતો નથી.

પ્રથમ મહાબલી દ્વારપાલ રંતુક સમીપ જઈને યક્ષને પ્રણામ કરીને ત્યાંથી યાત્રા પ્રારંભ કરવી. ભદ્રે! તે પછી પવિત્ર મહાન અદિતિ વનમાં જવું. અહીં સ્નાન કર્યા પછી દેવમાતા અદિતિની પૂજા કરનારી નારી સમસ્ત શુભ લક્ષણોથી યુક્ત અને મહાશૂરવીર પુત્રને જન્મ આપે છે. હે વરારોહે! ત્યાંથી ભગવાન વિષ્ણુના પરમ ઉત્તમ વિમલ નામથી વિખ્યાત તીર્થસ્થાને જવું. ત્યાં ભગવાન શ્રીહરિ સદા વિદ્યમાન રહે છે. જે મનુષ્ય વિમલતીર્થમાં સ્નાન કરી ભગવાન વિમલેશ્વરનાં દર્શન કરે છે, તે નિર્મળ થઈને દેવાધિદેવ ચક્રધારી ભગવાન વિષ્ણુના લોકને પ્રાપ્ત કરે છે. હે મોહિનિ! ત્યાં ભગવાન શ્રીહરિ અને બળદેવજીને એક આસન ઉપર બેઠેલા જોઈને મનુષ્યો સર્વ પાપોથી તત્કાળ મુક્ત થઈ જાય છે.

પછી ત્યાંના લોકવિખ્યાત પારિપ્લવતીર્થમાં જવું. ત્યાં સ્નાનદાનાદિ કરી વેદોના પારંગત વિદ્વાન બ્રાહ્મણોને દક્ષિણા આદિથી સંતુષ્ટ કરનાર માણસ બ્રહ્મયજ્ઞનું ફળ પામે છે. હે ભદ્રે! ત્યાં કૌશિકી નદીના સંગમ પર ભક્તિપૂર્વક સ્નાન કરવાથી મનુષ્ય પ્રિયજનોનો સંગ પ્રાપ્ત કરે છે. હે મહાભાગે! ત્યાર પછી ક્ષમાશીલ પુરુષ પૃથ્વીતીર્થમાં જઈને ભક્તિપૂર્વક સ્નાન કરે તો તે ઉત્તમ ગતિને પામે છે. પુરુષે આ પૃથ્વી પર કરેલા સર્વ અપરાધો, દેહધારી જીવનો

ત્યાં સ્નાન કરવા માત્રથી પૃથ્વીદેવી ક્ષમા કરી દે છે. ત્યાર પછી પરમ પુણ્યમય દક્ષનો આશ્રમમાં દક્ષેશ્વર શિવનાં દર્શન કરવાથી મનુષ્યને અશ્વમેધ યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે. તે પછી શાલ્કિનતીર્થમાં જવું અને ત્યાં પોતાના મનોરથની સિદ્ધિ માટે ભગવાન શિવ સાથે સંયુક્ત થયેલા શ્રીહરિનું પૂજન કરવું. ત્યાર પછી વિધિને જાણનારા પુરુષે નાગતીર્થમાં જઈને સ્નાન કરવું અને ત્યાં ઘી તથા દહીં ખાઈને નાગો પાસેથી અભય પ્રાપ્ત કરવું. ત્યાર બાદ ત્રિભુવનમાં વિખ્યાત પંચનદતીર્થમાં જવું. ત્યાં ભગવાન શંકરે અસુરોને બિવડાવનારા પાંચ સિંહનાદ કર્યા હતા. ત્યાં સ્નાન અને દાન કરવાથી મનુષ્ય નિર્ભય થઈ જાય છે.

હે મોહિનિ! તે પછી કોટિતીર્થમાં જવું. ત્યાં મહાત્મા રુદ્રે કોટિતીર્થોને લાવીને સ્થાપિત કર્યાં હતાં. તે તીર્થમાં સ્નાન અને કોટીશ્વર શિવનાં દર્શન કરીને મનુષ્ય પંચયજ્ઞોથી થતા પુણ્યને હમેશાં પ્રાપ્ત કરે છે. ત્યાં જ બધા દેવતાઓએ આવીને ભગવાન વામનની પણ સ્થાપના કરી હતી, તેથી તેમનું પૂજન કરવાથી મનુષ્ય અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ પ્રાપ્ત કરી લે છે. ત્યાંથી અશ્વિતીર્થમાં જઈને શ્રદ્ધાળુ તેમ જ જિતેંદ્રિય પુરુષે ત્યાં સ્નાન કરવું. આથી તે યશસ્વી અને રૂપવાન થાય છે. ત્યાંથી ભગવાન વિષ્ણુએ નિર્માણ કરેલા વારાહતીર્થમાં જઈને શ્રદ્ધાપૂર્વક સ્નાન કરનારો મનુષ્ય ઉત્તમ ગતિને પામે છે.

હે વરાનને! ત્યાંથી સોમતીર્થમાં જવું. ત્યાં સોમ તપશ્ચર્યા કરીને નીરોગી થયા હતા. ત્યાં સ્નાન કરવું જોઈએ. તે તીર્થમાં એક ગાયનું દાન કરવાથી મનુષ્યને રાજસૂયયજ્ઞનું ફળ મળે છે. ત્યાં જ ભૂતેશ્વર, જ્વાલામાલેશ્વર તથા તાણ્ડેશ્વર શિવલિંગો છે. તેમનું પૂજન કર્યા પછી મનુષ્ય ફરીથી સંસારમાં જન્મ લેતો નથી. એક હંસતીર્થમાં સ્નાન કરનારા માણસને સહસ્ર ગાયોના દાનનું ફળ મળે છે અને કૃતશૌચતીર્થમાં સ્નાન કરવાથી તેને પુંડરીકયજ્ઞનું ફળ મળે છે. તે પછી ભગવાન શિવના મુંજવટ નામના તીર્થમાં જઈને ત્યાં એક રાત નિવાસ કરવો. તે પછી ઓર્જો શિવજી ભગવાન શિવની પૂજા કરવાથી તે તેમના ગણોનો અધિપતિ થાય છે. ત્યાર પછી તે તીર્થની પરિક્રમા કરીને પુષ્કરતીર્થમાં જવું, ત્યાં સ્નાન અને પિતૃઓનું પૂજન કરીને મનુષ્ય કૃતકૃત્ય થઈ જાય છે. કાર્તિક માસમાં ત્યાં કન્યાદાન કરનારા મનુષ્ય પર દેવતાઓ પ્રસન્ન થાય છે અને તેને અભીષ્ટ ફળ આપે છે. અહીં કપિલ નામનો મોટો યક્ષ દ્વારપાળ તરીકે ઊભો છે. તે પાપોનો નાશ કરી પુણ્ય પ્રદાન કરે છે. ઉલૂખલમેખલા નામની તેની પત્ની ત્યાં નગારું વગાડતી નિત્ય ભ્રમણ કરતી હોય છે. પાપીઓને તે તીર્થમાં સ્નાન કરતાં અટકાવે છે અને પુણ્યશાળી પ્રાણીઓને સ્નાન કરવા માટે ત્યાં લઈ જાય છે. તે પછી રામહ્રદે જવું ને વિધિપૂર્વક સ્નાન કરીને દેવતાઓ, ઋષિઓ તથા પિતૃઓનું પૂજન (તર્પણ) આદિ કરવું. આથી તેને ભોગ અને મોક્ષ બન્ને પ્રાપ્ત થાય છે. ત્યાં શ્રદ્ધાપૂર્વક પરશુરામની પૂજા કરી સુવર્ણદાન કરનારો ધનવાન થાય છે. વંશમૂલતીર્થમાં જઈને સ્નાન કરવાથી મનુષ્ય પોતાના વંશનો ઉદ્ધાર કરે છે અને કાયશોધન તીર્થમાં સ્નાન કરીને શુદ્ધ શરીરવાળો થઈને શ્રીહરિમાં પ્રવેશ કરે છે.

તે પછી લોકોદ્ધારતીર્થમાં જઈને ત્યાં સ્નાન કર્યા પછી ભગવાન જનાર્દનનું પૂજન કરવું. આ પ્રમાણે કરનારો પુરુષ સનાતન ભગવાન વિષ્ણુ વિરાજમાન રહેલા છે એવા શાશ્વતલોકને પ્રાપ્ત થાય છે. ત્યાંથી શ્રીતીર્થ તેમ જ પરમ ઉત્તમ શાલગ્રામતીર્થમાં જઈને

સ્નાન કરી શ્રીહરિનું પૂજન કરનારો પ્રતિદિન ભગવાનને પોતાની સમીપ વિદ્યમાન જુએ છે. કપિલાહ્રદતીર્થમાં જઈને ત્યાં સ્નાન અને દેવતા તથા પિતૃઓનું પૂજન કરીને મનુષ્ય હજાર કપિલા ગાયોનું દાન કરવાથી પ્રાપ્ત થતા પુણ્યને પામે છે. હે ભદ્રે! ત્યાં જગદીશ્વર કપિલનું પૂજન કરવાથી મનુષ્ય દેવતાઓ દ્વારા સત્કાર પામી સાક્ષાત્ ભગવાન્ શિવના ધામને પ્રાપ્ત કરે છે.

તે પછી સૂર્યતીર્થમાં જઈ ઉપવાસ કરી ભગવાન સૂર્યનું પૂજન કરવું. આથી યાત્રા કરનારો માણસ અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ પામીને સ્વર્ગલોકમાં નિવાસ કરે છે. પૃથ્વીના વિવર દ્વાર પર સાક્ષાત્ ગણેશજી બિરાજમાન છે. તેમનાં દર્શન અને પૂજન કરીને મનુષ્ય યજ્ઞના અનુષ્ઠાનનું ફળ પામે છે. દેવીતીર્થમાં સ્નાન કરવાથી મનુષ્યને ઉત્તમ રૂપની પ્રાપ્તિ થાય છે. અને બ્રહ્માવર્તમાં સ્નાન કરવાથી તેને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય છે. સુતીર્થમાં સ્નાન કરી દેવતાઓ, પિતૃઓ તથા મનુષ્યોનું પૂજન (તર્પણ) કરવાથી માનવ અશ્વમેધ યજ્ઞનું ફળ પામે છે. કામેશ્વરતીર્થમાં સ્નાન કરીને સર્વ વ્યાધિઓથી મુક્ત થયેલો પુરુષ શાશ્વત બ્રહ્મને પ્રાપ્ત કરે છે.

હે દેવી! માતૃતીર્થમાં શ્રદ્ધાપૂર્વક સ્નાન અને પૂજન કરનારા પુરુષને ઘેર સાત પેઢીઓ સુધી ઉત્તમ લક્ષ્મીની વૃદ્ધિ થતી રહે છે.

હે શુભે! ત્યાર પછી સીતાવન નામના મહાન તીર્થમાં જવું. આ તીર્થનાં દર્શનથી જ એકવીસ પેઢીઓ પવિત્ર, અર્થાત્ પાપરહિત થઈ જાય છે. અહીં મનુષ્ય માથું મૂંડાવી નાખવાથી શુદ્ધ થઈ જાય છે. ત્યાં જ ત્રણે લોકોમાં વિખ્યાત, દશાશ્વમેધ નામનું તીર્થ છે, જેના દર્શનમાત્રથી માણસ પાપથી મુક્ત થાય છે. હે વિધિનંદિની! ફરીથી મનુષ્યજન્મ પામવાની જો ઇચ્છા હોય તો માનુષતીર્થમાં જઈને સ્નાન કરવું જોઈએ. માનુષતીર્થથી એક ગાઉ-બે માઈલ દૂર આપગા નામથી વિખ્યાત એક મહાનદી છે. ત્યાં વિધિપૂર્વક સ્નાન કરી શ્રેષ્ઠ બ્રાહ્મણોને સામા-(ચોખા)ની ખીરનું ભોજન કરાવવું. આ પ્રમાણે કરનારા પુરુષનાં પાપોનો નાશ થઈ જાય છે અને ત્યાં શ્રાદ્ધ કરવાથી પિતૃઓની સદ્‌ગતિ થાય છે. ભાદ્રપદ માસના કૃષ્ણપક્ષને પિતૃપક્ષ કહેવામાં આવે છે. ચતુર્દશીએ મધ્યાહ્ન સમયે આપગાના તટ પર પિંડદાન કરનારો મનુષ્ય મોક્ષ પામે છે.

ત્યાંથી બ્રહ્માજીનાં સ્થાનક બ્રહ્મોદુંબરકતીર્થમાં જવું. ત્યાં બ્રહ્મર્ષિઓના કુંડમાં સ્નાન કરવાથી મનુષ્ય સોમયાગનું ફળ પામે છે. વૃદ્ધકેદારકતીર્થમાં દંડી સહિત સ્થાણુની પૂજા કર્યા પછી જ્યાં અંબિકાદેવી બિરાજમાન છે ત્યાં કલશીતીર્થમાં જવું. ત્યાં સ્નાન કરી અંબિકાજીનું પૂજન કરવાથી મનુષ્ય ભવસાગરથી પાર થઈ જાય છે. સરકતીર્થમાં કૃષ્ણપક્ષની ચતુર્દશીએ ભગવાન મહેશ્વરનાં દર્શન કરીને શ્રદ્ધાળુ મનુષ્ય શિવધામમાં જાય છે. હે ભામિની! સરકમાં ત્રણ કરોડ તીર્થ છે. સરોવરની મધ્યમાં આવેલા કૂપમાં કોટિ રુદ્રોનો નિવાસ છે. તે સરોવરમાં સ્નાન કરીને તે કોટિરુદ્રોનું સ્મરણ કરનારા મનુષ્ય દ્વારા તે કરોડો રુદ્રો પૂજિત થઈ જાય છે. ત્યાં જ ઈહાસ્પદ નામનું તીર્થ છે. તે સર્વ પાપોનો નાશ કરનારું છે. તે તીર્થમાં જઈને તેનાં દર્શનમાત્રથી મનુષ્ય મોક્ષ પ્રાપ્ત કરી લે છે. ત્યાંના દેવતાઓ અને પિતૃઓનું પૂજન કરીને તે ક્યારેય દુર્ગતિમાં પડતો નથી અને અભીષ્ટ વસ્તુઓ પ્રાપ્ત કરે છે. કેદાર નામનું મહાતીર્થ મનુષ્યનાં સર્વ પાપોનો નાશ કરી નાખે છે. ત્યાં સ્નાન કરનારો માણસ સર્વ પ્રકારનાં દાનોના ફળને પામે છે.

સરકથી પૂર્વ દિશાએ અન્યજન્મ નામે વિખ્યાત તીર્થ છે. તે સરોવર સ્વચ્છ

જળથી ભરેલું છે. ત્યાં ભગવાન વિષ્ણુ અને શિવ બન્ને સ્થિત છે. ભગવાન વિષ્ણુ ત્યાં ચતુર્ભુજરૂપથી વિદ્યમાન છે અને ભગવાન શિવ લિંગરૂપે રહેલા છે. ત્યાં સ્નાન કરીને તે બન્ને દેવોનાં દર્શન અને પૂજન કરનારો માણસ મોક્ષને પ્રાપ્ત કરે છે. તે પછી નાગહ્રદમાં જઈને સ્નાન કરવું. અહીં ચૈત્ર શુક્લ દશમીએ પિંડદાન કરનારો પુરુષ યમલોક જોવા પામતો નથી. તેને મોક્ષ પ્રાપ્ત થાય છે. તે પછી દેવતાઓથી સેવાયેલો નિર્વિષ્ટપતીર્થમાં જવું. ત્યાં સર્વ પાપોથી મુક્ત કરનારી વૈતરણી નામની પવિત્ર નદી છે. તેમાં સ્નાન કર્યા પછી શૂલપાણિ ભગવાન વૃષધ્વજનું પૂજન કરનારો સર્વ પાપોથી મુક્ત થઈને પરમ ગતિ પ્રાપ્ત કરે છે. રસાવર્તતીર્થમાં સ્નાન કરનારો મનુષ્યને પરમ ઉત્તમ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ચૈત્ર માસનાં શુક્લપક્ષની ચતુર્દશીએ વિલેપકતીર્થમાં સ્નાન કરીને જે માણસ ભક્તિભાવથી ભગવાન શિવની પૂજા કરે છે, તે સર્વ પાપોથી છૂટી જાય છે.

હે દેવિ ! તે પછી મનુષ્યે પરમ ઉત્તમ ફલકીવનમાં જવું. ત્યાં દેવતાઓ અને ગંધર્વો દારુણ તપશ્ચર્યા કરે છે. ત્યાં દૃષદ્વતી નદીમાં વિધિપૂર્વક સ્નાન કરી મનુષ્ય દેવતાઓ અને પિતૃઓનું તર્પણ કરવાથી અગ્નિષ્ટોમ અને અતિરાત્રયજ્ઞનું ફળ પામે છે. ત્યાં અમાવાસ્યા તથા પૂર્ણિમાએ શ્રાદ્ધ કરનારાને ગયામાં શ્રાદ્ધ કર્યા સમાન ઉત્તમ ફળ પ્રાપ્ત થાય છે. શ્રાદ્ધમાં ફલકીવનના સ્મરણનું ફળ પિતૃઓને તૃપ્તિ આપનારું છે. ત્યાર પછી પાણિખાતતીર્થમાં પિતૃઓનું તર્પણ કરવાથી મનુષ્ય રાજસૂય યજ્ઞનું ફળ પામવા સાથે સાંખ્ય તેમ જ યોગને પણ પ્રાપ્ત કરી લે છે. ત્યાર પછી મિશ્રકતીર્થમાં વિધિપૂર્વક સ્નાન કરવાથી મનુષ્ય સર્વ તીર્થોમાં સ્નાન કરવાનું ફળ પામવાનો અધિકારી થાય છે ને ઉત્તમ ગતિ પામે છે. ત્યાંથી વ્યાસવનમાં જઈને જે મનોજવતીર્થમાં સ્નાન અને મનીષી પ્રભુનાં દર્શન કરે છે, તે અભીષ્ટ વસ્તુ પ્રાપ્ત કરે છે. ત્યાર પછી મધુવનમાં જઈને દેવીતીર્થમાં સ્નાન કરીને શુદ્ધ થયેલો માણસ દેવતાઓ તથા ઋષિઓનું પૂજન કરવાથી ઉત્તમ સિદ્ધિ (મોક્ષ) પામે છે. કૌશિકીસંગમતીર્થમાં જઈને દૃષદ્વતી નદીમાં સ્નાન કરનારો પુરુષ જો નિયમિત આહાર કરીને નિયમપૂર્વક રહે તો સર્વ પાપોથી મુક્ત થઈ જાય છે. ત્યાંથી વ્યાસસ્થલીએ જવું. (આ સ્થળે પુત્રના શોકથી દુઃખી થઈને બુદ્ધિમાન વ્યાસે દેહત્યાગ કરવાનો નિશ્ચય કર્યો હતો; પરંતુ દેવતાઓએ તેમને તેમ કરતાં વાર્યા હતા.) ત્યાં જવાથી મનુષ્યને શોક કરવાનો પ્રસંગ ક્યારેય પ્રાપ્ત થતો નથી.

કિંદત્ત કૂપ પર જઈ એક પ્રસ્થ–ચોસઠ તોલા તલનું દાન કરવાથી મનુષ્ય પરમસિદ્ધિ પ્રાપ્ત કરે છે અને મરણ પછી મુક્ત થઈ જાય છે. આહ્ન અને સુદિન–આ બે તીર્થ ભૂતલ પર વિદ્યમાન છે ને વિખ્યાત છે. તેમાં સ્નાન કરવાથી શુદ્ધચિત્ત થયેલો માણસ સૂર્યલોક પામે છે. તે પછી મૃગ-સુચ્યતીર્થમાં જઈને ગંગાને પ્રણામ કરી જે માણસ ત્યાં સ્થિત થાય છે તે મહાદેવનું પૂજન કરવાથી અશ્વમેધ યજ્ઞનું ફળ પ્રાપ્ત કરે છે. તે પછી કોટિતીર્થમાં સ્નાન કરી કોટીશ્વર મહાદેવનાં દર્શન અને પૂજન કરનારો માણસ કરોડ યજ્ઞોનું ફળ પામે છે.

તે પછી ત્રણે લોકોમાં વિખ્યાત વામનતીર્થમાં જવું; જ્યાં બલિના યજ્ઞમાં તેનું રાજ્ય હરી લેવાની ઇચ્છાથી ભગવાન વામનનો પ્રાદુર્ભાવ થયો હતો. ત્યાં વિષ્ણુપદમાં સ્નાન અને વામનનું પૂજન કરવાથી સર્વ પાપોથી શુદ્ધચિત્ત થયેલો મનુષ્ય ભગવાન વિષ્ણુના લોકમાં પ્રતિષ્ઠિત થાય છે. ત્યાં જ

સર્વ પાતકોનો નાશ કરનારું જ્યેષ્ઠાશ્રમ-તીર્થ છે. જ્યેષ્ઠ શુકલ એકાદશીએ ઉપવાસ કરીને બીજે દિવસે દ્વાદશીએ ત્યાં વિધિપૂર્વક સ્નાન કરનારો પુરુષ મનુષ્યોમાં શ્રેષ્ઠપણાને પામે છે. હે દેવી! તે તીર્થમાં કરવામાં આવેલું શ્રાદ્ધ પિતૃઓને અત્યંત સંતોષ આપે છે. ત્યાં જ સૂર્યતીર્થ છે. તેમાં સ્નાન કરવાથી મનુષ્ય સૂર્યલોકનો અધિકારી થાય છે.

કુલોત્તારણતીર્થમાં જઈને સ્નાન કરનારો પુરુષ પોતાના કુળનો ઉદ્ધાર કરીને કલ્પપર્યંત સ્વર્ગલોકમાં નિવાસ કરે છે. પવનકુંડમાં સ્નાન કરીને ભગવાન મહેશ્વરનાં દર્શન કરવાથી મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થઈને ભગવાન શિવના ધામમાં જાય છે. હનુમત્તીર્થમાં સ્નાન કરીને માનવ મોક્ષ પ્રાપ્ત કરે છે. રાજર્ષિ શાલહોત્રના તીર્થમાં સ્નાન કરવાથી સર્વ પાપ દૂર થઈ જાય છે. સરસ્વતીના શ્રીકુંભ નામના તીર્થમાં સ્નાન કરવાથી યજ્ઞના ફળને પામવાનો અધિકારી થાય છે. નૈમિષકુંડમાં સ્નાન કરવાથી નૈમિષારણ્યમાં સ્નાન કરવાનું પુણ્ય પ્રાપ્ત થાય છે. વેદવતીતીર્થમાં સ્નાન કરવાથી નારી સતીધર્મના પાલનનું પુણ્ય પ્રાપ્ત કરી લે છે. બ્રહ્મતીર્થમાં સ્નાન કરવાથી મનુષ્ય બ્રાહ્મણત્વ પ્રાપ્ત કરે છે અને જ્યાં ગયા પછી કોઈ શોકને પ્રાપ્ત થતું નથી એવા બ્રહ્માજીના પરમ ધામમાં જાય છે. સોમતીર્થમાં સ્નાન કરવાથી મનુષ્ય સ્વર્ગીય ગતિ પામે છે. સપ્તસારસ્વતતીર્થમાં જઈને સ્નાન કરનારો મનુષ્ય મોક્ષનો અધિકારી થાય છે. સરસ્વતીની સાતેય ધારાઓના સંગમસ્થાનને સપ્તસારસ્વતતીર્થ કહેલ છે. તે બધાનાં નામ આ પ્રમાણે છે: સુપ્રભા, કાંચનાક્ષી, વિશાલાક્ષી, મનોહરી, સુનંદા, સુવેણુ અને વિમલોદકા. એવી જ રીતે ઔશનતીર્થમાં સ્નાન કરવાથી મનુષ્ય સર્વ પાપોમાંથી મુક્ત થઈ જાય છે. કપાલમોચનમાં સ્નાન કરવાથી બ્રહ્મઘાતી પણ શુદ્ધ થઈ જાય છે. વિશ્વામિત્રતીર્થમાં સ્નાન કરનારો માણસ બ્રાહ્મણત્વ પ્રાપ્ત કરી લે છે. પૃથૂદકતીર્થમાં સ્નાન કરીને મનુષ્ય ભવ-બંધનથી મુક્ત થઈ જાય છે. અને અવકીર્ણમાં સ્નાન કરવાથી બ્રહ્મચર્યનું ફળ મળે છે. મધુસ્રાવમાં જઈને સ્નાન કરનારો સર્વ પાતકોથી મુક્ત થઈ જાય છે. વસિષ્ઠતીર્થમાં સ્નાન કરવાથી વસિષ્ઠલોકની પ્રાપ્તિ થાય છે. અરુણાસંગમમાં સ્નાન કરી ત્રણ રાત ઉપવાસ કરનારો મનુષ્ય ફરીથી સ્નાન કરવાથી મોક્ષનો અધિકારી થાય છે. હે મોહિનિ! ત્યાં ચાર સમુદ્રો છે. તેમાં સ્નાન કરવાથી મનુષ્ય એક હજાર ગાયોનું દાન કરવાથી મળતા ફળને પ્રાપ્ત કરી સ્વર્ગલોકમાં આનંદ પામે છે.

હે શુભે! ત્યાં બીજું સોમતીર્થ છે. તેમાં સ્નાન કરીને ચૈત્ર શુકલ ષષ્ઠીએ શ્રાદ્ધ કરનારો પુરુષ પોતાના પિતૃઓનો ઉદ્ધાર કરે છે. પંચવટમાં સ્નાન કરીને યોગમૂર્તિધારી ભગવાન શિવની વિધિપૂર્વક પૂજા કરવાથી મનુષ્ય દેવતા સાથે આનંદ કરે છે. કુરુતીર્થમાં સ્નાન કરનારો પુરુષ સર્વ સિદ્ધિઓને પ્રાપ્ત કરે છે. સ્વર્ગદ્વારમાં સ્નાન કરનારો માણસ સ્વર્ગલોકમાં પૂજાય છે. અનરકતીર્થમાં નાહનારો મનુષ્ય સર્વ પાપોથી છૂટી જાય છે.

હે દેવી! તે પછી ઉત્તમ કામ્યકવનમાં જવું જોઈએ. તેમાં પ્રવેશ કરતાં જ સર્વ પાપરાશિઓથી છુટકારો મળી જાય છે. પછી આદિત્યવનમાં જઈને આદિત્યનાં દર્શનથી જ માનવ મોક્ષનો અધિકારી થાય છે. રવિવારે ત્યાં સ્નાન કરવાથી અભીષ્ટ વસ્તુ પ્રાપ્ત થાય છે. અને યજ્ઞોપવીતિકતીર્થમાં સ્નાન કરવાથી તે સ્વધર્મપાલનથી મળતા ફળને પામે છે. તે પછી શ્રેષ્ઠ મનુષ્યે ચતુઃપ્રવાહ નામના તીર્થના

સ્નાન કરવું. આથી તે સર્વ તીર્થોનાં ફળને પ્રાપ્ત કરી સ્વર્ગમાં દેવતાઓ સમાન આનંદિત થાય છે. વિહારતીર્થમાં સ્નાન કરવાથી મનુષ્ય સર્વ પ્રકારનાં સુખ પામે છે. દુર્ગાતીર્થમાં સ્નાન કરેલો માણસ દુર્ગતિમાં પડતો નથી. તે પછી પિતૃતીર્થ નામના સરસ્વતીકૂપમાં સ્નાન કરી દેવતા આદિનું તર્પણ કરનારો પુરુષ ઉત્તમ ગતિ પામે છે. પ્રાચી સરસ્વતીમાં સ્નાન કરીને વિધિપૂર્વક શ્રાદ્ધ કરનારા મનુષ્યની દુર્લભ ફળવાળી કામનાઓ સફળ થાય છે અને દેહ પડ્યા પછી સ્વર્ગને પ્રાપ્ત થાય છે. શુક્રતીર્થમાં સ્નાન કરીને શ્રાદ્ધ કરનારો મનુષ્ય પિતૃઓનો ઉદ્ધાર કરે છે. ખાસ કરીને ચૈત્ર માસના કૃષ્ણપક્ષની અષ્ટમી અથવા ચતુર્દશીએ શ્રાદ્ધ કરવું જોઈએ. બ્રહ્મતીર્થમાં ઉપવાસ કરનારો પુરુષ મોક્ષનો અધિકારી થાય છે, એમાં સંશય નથી. તે પછી સ્થાણુતીર્થમાં જઈને સ્નાન કરવું અને સ્થાણુવટનાં દર્શન કરવાં. આ પ્રમાણે કરનારો માણસ ઘોર પાતકોથી મુક્ત થાય છે. આવું પિતામહ બ્રહ્માનું વચન છે. સ્થાણુલિંગના દર્શનથી હે દેવેશિ ! કુરુક્ષેત્રની યાત્રા પૂર્ણ થઈ જાય છે, આ મેં તમને યથાર્થ વસ્તુ કહી. કુરુક્ષેત્રના જેવું કોઈ તીર્થ થયું નથી, તેમ થવાનું પણ નથી. આ વાત તદ્દન સાચી છે. ત્યાં કરેલાં ઈષ્ટાપૂર્ત કર્મ, તપ, વિધિપૂર્વક હોમ અને દાન આદિ સર્વ અક્ષય થાય છે. મન્વાદિ તિથિ, યુગાદિ તિથિ, ચંદ્રગ્રહણ, સૂર્યગ્રહણ, મહાપાત (વ્યતીપાત), સંક્રાન્તિ તથા અન્ય પુણ્યપર્વના દિવસે કુરુક્ષેત્રમાં સ્નાન કરનારો પુરુષ અક્ષય ફળ પામે છે. મહાત્મા પુરુષોનાં કળિયુગજનિત પાપોનું શોધન કરવા માટે બ્રહ્માજીએ સુખદાયક કુરુક્ષેત્ર તીર્થનું નિર્માણ કર્યું છે. જે મનુષ્ય આ પાપનાશક પુણ્ય કથાનું ભક્તિભાવથી કીર્તન અથવા શ્રવણ કરે છે, તે પણ સર્વ પાપોથી મુક્ત થઈ જાય છે. જે મનુષ્ય સૂર્યગ્રહણ સમયે કુરુક્ષેત્રમાં જે જે વસ્તુઓનું દાન કરે છે, તે તે વસ્તુને તે સદા પ્રત્યેક જન્મમાં પામે છે. બ્રહ્મપુત્રી મોહિનિ! વધુ કહેવાથી શો લાભ ? આ વિષયમાં મારો નિશ્ચિત વિચાર સાંભળો. જે કોઈ સંસારના બંધનમાંથી મુક્ત થવા ઇચ્છતું હોય, તેણે કુરુક્ષેત્રનું સેવન કરવું જોઈએ. સ્થાણુતીર્થનું સેવન કરવું એ જ મહાપુણ્ય છે, એ જ મોટું તપ છે અને એ જ મોટું જ્ઞાન છે. કુરુક્ષેત્રના જેવું કલ્યાણકારી તીર્થ આ પૃથ્વી પર બીજું કોઈ નથી. આચારશીલ કોઈ પણ પુરુષ તે તીર્થનું સેવન કરે, તો તેને મુક્તિ પ્રાપ્ત થાય છે. હે અનઘે ! તમે મને પૂછયું હતું તે બધું તમને કહી સંભળાવ્યું. સર્વ પાપોને હણનારું કુરુક્ષેત્રનું માહાત્મ્ય પુણ્ય અને મોક્ષને આપનારું છે. હવે બીજું શું સાંભળવા ઇચ્છો છો ? ૧-૧૩૫

कुरुक्षेत्रस्य माहात्म्यं सर्वपापनिकृन्तनम्।
पुण्यदं मोक्षदं चैव किमन्यच्छ्रोतुमिच्छसि ॥१३५

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'કુરુક્ષેત્ર-માહાત્મ્ય-તીર્થયાત્રા વર્ણન' નામનો ૬૫ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૬૬ : ગંગાદ્વાર(હરિદ્વાર)-માહાત્મ્ય

मोहिन्युवाच

कुरुक्षेत्रस्य माहात्म्यं श्रुतं पापापहं महत्।
त्वत्तो द्विजवरश्रेष्ठ सर्वसिद्धिप्रदं नृणाम् ॥ १ ॥

હે દ્વિજશ્રેષ્ઠ ! મનુષ્યોને સર્વ સિદ્ધિઓ આપનારું, સર્વ મહાન પાપોને દૂર કરનાર કુરુક્ષેત્રનું માહાત્મ્ય મેં તમારી પાસેથી સાંભળ્યું. હે ગુરો ! હવે ગંગાદ્વાર નામથી વિખ્યાત પુણ્યદાયક તીર્થનું વર્ણન કરો. હું તે સાંભળવા ઇચ્છું છું. ॥

પુરોહિત વસુ બોલ્યા : હે ભદ્રે ! પાપોનો નાશ કરનારું ગંગાદ્વારનું પવિત્ર

માહાત્મ્ય હું તમને કહું છું તે સાંભળો. તેનું પઠન અને શ્રવણ કરનારનું તે કલ્યાણ કરે છે.

રાજા ભગીરથના રથની પાછળ ચાલનારી અલકનંદા નામથી વિખ્યાત ગંગા હજારો પર્વતોને વિદીર્ણ કરતી જ્યાં ભૂમિ પર ઊતરી છે, ત્યાં પૂર્વકાળમાં દક્ષ પ્રજાપતિએ યજ્ઞેશ્વર ભગવાન વિષ્ણુનું યજન કર્યું છે, તે પુણ્યદાયક ક્ષેત્ર (હરિદ્વાર) જ ગંગાદ્વાર છે. એ મનુષ્યોનાં સર્વ પાતકોનો નાશ કરનારું છે. પ્રજાપતિ દક્ષના તે યજ્ઞમાં ઇંદ્ર આદિ સર્વ દેવતાઓને બોલાવવામાં આવ્યા હતા ને તેઓ બધા પોતપોતાના ગણો સાથે યજ્ઞમાં ભાગ લેવાની ઇચ્છાથી ત્યાં આવ્યા હતા. હે શુભે! તેમાં દેવર્ષિઓ, શિષ્યો–પ્રશિષ્યો સહિત શુદ્ધ અંતઃકરણવાળા બ્રહ્મર્ષિઓ તથા રાજર્ષિઓ પણ પધાર્યા હતા. બ્રહ્માના તે બુદ્ધિમાન પુત્ર દક્ષે પિનાકપાણિ ભગવાન શંકર સિવાય બીજા સર્વ ગંધર્વો, અપ્સરાઓ, યક્ષો, સિદ્ધો, વિદ્યાધરો, ઉરગો (સર્પો) વગેરેને યજ્ઞમાં નિમંત્રિત કર્યા હતા. સર્વ દેવતાઓ વગેરે વિમાનમાં બેસીને પોતાની પ્રિય પત્નીઓ સાથે દક્ષ પ્રજાપતિના યજ્ઞના ઉત્સવમાં જઈ રહ્યા હતા અને આનંદથી આપસમાં તે ઉત્સવનું વર્ણન પણ કરતા હતી. કૈલાસ પર રહેનારાં દેવી સતીએ તેમની વાતો સાંભળી તેથી તે પિતાએ આદરેલા યજ્ઞનો ઉત્સવ જોવા માટે ઉત્સુક થયાં. તે સમયે સતીએ તે ઉત્સવમાં પોતાની સાથે આવવા માટે મહાદેવજીને પ્રાર્થના કરી. તેમની વાત સાંભળી ભગવાન શિવે કહ્યું: 'દેવી! ત્યાં જવું શ્રેયસ્કર નથી.'

સતીએ પતિની આ વાતનો અનાદર કરી ભાવીમાં ઊભા થનારા પ્રસંગના પ્રાબલ્યથી પોતાના પિતાએ માંડેલા યજ્ઞના ઉત્સવને જોવા માટે એકલાં જ ચાલી નીકળ્યાં. તેઓ ત્યાં ગયાં તો ખરાં, પણ કોઈએ તેમનો આદરસત્કાર કર્યો નહીં. આથી તન્વંગી સતીએ ત્યાં પ્રાણનો ત્યાગ કર્યો એટલા માટે તે સ્થાન એક ઉત્તમ ક્ષેત્ર બની ગયું, તે તીર્થમાં સ્નાન કરીને દેવતાઓ તથા પિતૃઓનું તર્પણ કરનારાઓ દેવીને અત્યંત પ્રિય હોય છે અને તેઓ ભોગ તથા મોક્ષના મુખ્ય અધિકારી થાય છે. બીજા જે કોઈ પણ માણસો અન્નપાનાદિનો ત્યાગ કરી ઉપવાસપૂર્વક પોતાના પ્રાણ ત્યાં ત્યજે છે, તેઓ સાક્ષાત્ શિવનું સાન્નિધ્ય પામીને ફરીથી જન્મ ગ્રહણ કરતાં નથી.

ત્યાર પછી દેવર્ષિ નારદ દ્વારા પોતાની પ્રિયા સતીએ પ્રાણત્યાગ કર્યાના સમાચાર સાંભળીને ભગવાન શંકરે વીરભદ્રને ઉત્પન્ન કર્યો. વીરભદ્રે સમસ્ત પ્રમથગણોની સાથે જઈને દક્ષના યજ્ઞનો નાશ કરી નાખ્યો. પછી બ્રહ્માએ શંકરની પ્રાર્થના કરવાથી તરત પ્રસન્ન થઈ તેમણે તે વિકૃત યજ્ઞને પ્રાકૃત સ્વરૂપનો કરી દીધો. ત્યારથી તે અનુપમ તીર્થ સર્વ પાતકોનો નાશ કરનારું થયું, જ્યાં સ્નાન કરવાથી ચંદ્રમા ક્ષયરોગમાંથી મુક્ત થયા હતા. હે મોહિનિ! તે તીર્થમાં વિધિપૂર્વક સ્નાન કરીને મનુષ્ય જે જે કામનાઓ કરે છે, તેની તે તે સર્વ કામનાઓ સફળ થાય છે.

જ્યાં દક્ષે તથા દેવતાઓએ યજ્ઞોના સ્વામી સાક્ષાત્ અવિનાશી ભગવાન વિષ્ણુની સ્તુતિ કરી હતી, તે સ્થાન 'હરિતીર્થ' નામથી પ્રસિદ્ધ છે. હે સતિ! મોહિનિ! જે મનુષ્ય તે હરિપદતીર્થ (હરિની પેડી)માં વિધિપૂર્વક સ્નાન કરે છે, તે ભગવાન વિષ્ણુનો પ્રિય તેમ જ ભોગ અને મોક્ષનો અધિકારી થાય છે. તેનાથી પૂર્વ દિશામાં ત્રિગંગ નામે વિખ્યાત ક્ષેત્ર છે, જ્યાં સર્વ માણસો ત્રિપથગા ગંગાનાં સાક્ષાત્ દર્શન કરે છે. ત્યાં સ્નાન કર્યા પછી દેવતાઓ, ઋષિઓ, પિતૃઓ અને મનુષ્યોનું શ્રદ્ધાપૂર્વક તર્પણ

કરનારો પુરુષ સ્વર્ગલોકમાં દેવતાઓ સમાન આનંદ કરે છે. ત્યાંથી દક્ષિણ દિશામાં આવેલા કનખલતીર્થમાં જવું. ત્યાં એક દિવસ અને રાત ઉપવાસ અને સ્નાન કરવાથી મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થઈ જાય છે. ત્યાં વેદોના પારંગત વિદ્વાન બ્રાહ્મણને ગોદાન આપનારો મનુષ્ય ક્યારેય વૈતરણી નદી અને યમરાજને જોતો નથી. ત્યાં કરેલાં જપ, હોમ, તપ અને દાન અક્ષય થાય છે.

અહીંયાં જ જહ્નુતીર્થ છે, જ્યાં પૂર્વકાળમાં રાજર્ષિ જહ્નુ આ ગંગા નદીનો કોગળો ભરી આખી નદી પી ગયા હતા. પછી તેમણે પ્રસન્ન થઈને તેને મુક્ત કરવાથી તેમના જમણા કાનના છિદ્રમાંથી આ નદી બહાર નીકળી. ત્યાં સ્નાન કરીને જે માણસ ઉપવાસ કરીને ત્યાં શ્રદ્ધાપૂર્વક પૂજન કરે છે અને વિદ્વાન બ્રાહ્મણને દૂધપાકનું ભોજન કરાવે છે, તે એક કલ્પ પર્યંત સ્વર્ગમાં નિવાસ કરે છે.

હે સુમધ્યમે! ત્યાંથી પશ્ચિમ દિશામાં કોટિતીર્થ છે. ત્યાં ભગવાન કોટીશ્વરનાં દર્શન કરવાથી કરોડગણું પુણ્ય પ્રાપ્ત થાય છે ને એક રાત ત્યાં નિવાસ કરવાથી પુંડરીક યજ્ઞનું ફળ મળે છે. એવી જ રીતે, ત્યાંથી ઉત્તર દિશામાં સપ્તગંગ (સપ્તસરોવર) નામથી વિખ્યાત ઉત્તમ તીર્થ છે. તે સંપૂર્ણ પાતકોનો નાશ કરનારું છે. હે પરમ બુદ્ધિમતી! હે મોહિનિ! ત્યાં સપ્તર્ષિઓના પવિત્ર આશ્રમ છે. તે સર્વમાં પૃથક્ પૃથક્ સ્નાન અને દેવતા તેમ જ પિતૃઓનું તર્પણ કરવાથી મનુષ્ય ઋષિલોકને પ્રાપ્ત થાય છે.

રાજા ભગીરથ જ્યારે દેવનદી ગંગાને લઈ આવ્યા તે સમયે તે સપ્તર્ષિઓની પ્રસન્નતા માટે સાત ધારાઓમાં વહેંચાઈ ગઈ. ત્યારથી પૃથ્વી પર તે સપ્તગંગ નામનું તીર્થ વિખ્યાત થઈ ગયું. હે ભદ્રે! ત્યાંથી પરમ ઉત્તમ કપિલાહ્રદ નામના તીર્થમાં જઈને, વિધિવત્ સ્નાન અને દેવતા આદિનું તર્પણ કરીને મનુષ્ય ઉત્તમ શક્તિને પામે છે. આ તીર્થમાં જઈને જે મનુષ્ય શ્રેષ્ઠ બ્રાહ્મણને ધેનુદાન કરે છે, તેને હજાર ગાયોના દાનનું ફળ મળે છે. અહીં જ પરમ પવિત્ર નાગરાજતીર્થ છે. અહીં સ્નાન કરનાર પ્રાણુસને સર્પથી અભય પ્રાપ્ત થાય છે. તેને સર્પદંશનો ભય રહેતો નથી.

તે પછી શંતનુના લલિત નામના ઉત્તમ તીર્થમાં જવું. ત્યાં વિધિપૂર્વક સ્નાન અને દેવતાઓ વગેરેનું તર્પણ કરવું. આ પ્રમાણે કરનારો માણસ મોક્ષ પ્રાપ્ત કરે છે. આ સ્થળે શંતનુએ મનુષ્યરૂપમાં આવેલી ગંગા પ્રાપ્ત કરી હતી અને ત્યાં ગંગાએ પ્રતિવર્ષ એક એક વસુને જન્મ આપી પોતાની ધારામાં તેમનું શરીર નંખાવી દીધું હતું. તે વસુઓનું શરીર જ્યાં પડ્યું ત્યાં વૃક્ષ ઊગ્યું. જે માણસ ત્યાં સ્નાન કરે છે અને તે ઔષધિ ખાય છે, તે ગંગાદેવીની કૃપાથી ક્યારેય દુર્ગતિમાં પડતો નથી. ત્યાંથી ભીમસ્થળ (ભીમગોડા)માં જઈને સ્નાન કરનારો પુણ્યાત્મા પુરુષ આ લોકમાં ઉત્તમ ભોગો ભોગવીને શરીરનો અંત થયા પછી સ્વર્ગમાં નિવાસ કરે છે. અહીં તમને થોડાંક તીર્થોનો પરિચય સંક્ષેપમાં આપ્યો છે. હે મહાભાગે! ત્યાં બીજાં પણ હજારો તીર્થ છે.

આ ગંગાદ્વાર (હરિદ્વાર) તીર્થમાં જ્યારે સુરગુરુ બૃહસ્પતિ કુંભરાશિમાં રહેલા હોય અને સૂર્યનું સંક્રમણ જ્યારે મેષ રાશિમાં થયેલું હોય, તેવા કુંભ અને મેષ સંક્રાન્તિ સમયે જે માણસ સ્નાન કરે છે, તે મનુષ્ય સાક્ષાત્ બૃહસ્પતિ અને બીજા સૂર્ય સમાન તેજસ્વી થાય છે.*

પ્રયાગ આદિ પવિત્ર તીર્થમાં તેમજ

* योऽस्मिन्क्षेत्रे नरः स्नायात्कुंभेज्येऽजगे रवौ।
स तु स्याद्वाक्पतिः साक्षात्प्रभाकर इवापरः ॥
(ना. उ. ६६/४४–४५)

પૃથૂદકતીર્થમાં જઈને જે માણસ વારુણ, મહાવારુણ તથા મહા–મહાવારુણ યોગમાં વિધિપૂર્વક સ્નાન કરે છે અને ભક્તિપૂર્વક બ્રાહ્મણોનું પૂજન કરે છે, તે બ્રહ્મધામને પામે છે. સંક્રાંતિના દિવસે, અમાવાસ્યા, વ્યતીપાત, યુગાદિ તિથિ તથા બીજા કોઈ પવિત્ર દિવસે જે માણસ અહીં થોડુંક પણ દાન કરે છે, તે દાન આપવામાં આવેલી વસ્તુની માત્રા કરતાં કરોડગણું થઈ જાય છે, આ મેં તમને સત્ય વાત કહી દીધી. જે માણસ ગંગાથી ઘણે દૂર રહેલો હોય છતાં દૂરથી પણ ગંગાદ્વારનું સ્મરણ કરે તો તે માણસ અંતકાળે શ્રીહરિનું સ્મરણ કરનારા પુરુષના જેવી જ સુદ્ગતિને પામે છે. મનુષ્ય શુદ્ધચિત્ત થઈને હરિદ્વારમાં જે જે દેવતાનું પૂજન કરે છે તે દેવતા પરમ પ્રસન્ન થઈને તેના મનોરથોને પૂર્ણ કરે છે. જે સ્થળે ગંગા ભૂતલ પર આવી છે તે જ સ્થળ તપનું સ્થાન છે. એ જ જપનું સ્થળ છે ને એ જ હોમનું સ્થાન છે. નિયમપૂર્વક રહી, ત્રણે સમય સ્નાન કરીને ત્યાં ગંગાસહસ્રનો પાઠ કરનારો અક્ષય સંતતિ પામે છે. હે મહાભાગે! નિયમપૂર્વક ભક્તિભાવથી ગંગાદ્વારમાં પુરાણનું શ્રવણ કરનાર માણસ અવિનાશી પદને પ્રાપ્ત થાય છે. જે શ્રેષ્ઠ પુરુષ હરિદ્વારનું માહાત્મ્ય સાંભળે છે અથવા ભક્તિપૂર્વક તેનો પાઠ કરે છે તે પણ ગંગાસ્નાનનું ફળ પામે છે. હે દેવી! જે મનુષ્યના ઘરમાં આ ગંગામાહાત્મ્ય લખેલું રહ્યું હોય, તે ઘરમાં સર્પ, ચોર, અગ્નિ, ગ્રહો અને રાજા તરફથી ભય હોતો નથી અને દેવેશ્વર વિષ્ણુની કૃપાથી સર્વ પ્રકારની સંપત્તિ તે ઘેર વધતી રહે છે. ૧–૫૬

देवि तिष्ठति यद्गेहे माहात्म्यं लिखितं त्विदम् ।
तद्गृहे सर्पचौराग्निग्रहराजभयं नहि ।
वर्द्धन्ते संपदः सर्वा विष्णुदेवप्रसादतः ॥ ५६ ॥

૬૬ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૬૭ : બદરિકાશ્રમ-માહાત્મ્ય

मोहिन्युवाच

अहो द्विजवराख्यातं गंगाद्वारसमुद्भवम् ।
माहात्म्यमधुना ब्रूहि बदर्याः पापनाशनम् ॥ १ ॥

મોહિની બોલી : હે વિપ્રવર! આપે ગંગાદ્વાર (હરિદ્વાર)નું માહાત્મ્ય કહી સંભળાવ્યું, હવે પાપનાશક બદરીતીર્થના માહાત્મ્યનું વર્ણન કરો.

પુરોહિત વસુ બોલ્યા : હે ભદ્રે! સાંભળો. હું બદરીતીર્થનું માહાત્મ્ય જણાવું છું. જે સાંભળ્યા પછી પ્રાણી સંસારના બંધનમાંથી મુક્ત થઈ જાય છે. શ્રીહરિનું બદરી નામક ક્ષેત્ર સર્વ પાતકોનો નાશ કરનારું છે અને સંસારભયથી બીધેલા મનુષ્યોના કલિ સંબંધી દોષોનું હરણ કરી તેમને મુક્તિ આપનારું છે. ત્યાં ભગવાન નારાયણ તથા નરઋષિ જેમણે ધર્મથી તેમની પત્ની 'મૂર્તિ'ના ગર્ભથી અવતાર ધારણ કર્યો છે. તેઓ અતિ સુગંધિત ફળવાળા બોરની વૃક્ષથી યુક્ત ગંધમાદન પર્વત પર તપશ્ચર્યા કરવા માટે ગયા હતા. હે મહાભાગે! તે મહાત્મા તે સ્થાન પર એક કલ્પ સુધી તપશ્ચર્યા કરવા માટે રહ્યા હતા. કલાપગ્રામમાં નિવાસ કરનારા નારદ આદિ શ્રેષ્ઠ મુનિઓ તથા સિદ્ધોના સમુદાય તેમને વીંટળાયેલા રહે છે અને તે બન્ને જણા લોકોની રક્ષા માટે તપશ્ચર્યામાં સંલગ્ન છે. ત્યાં સર્વ સિદ્ધિઓને આપનારું વિખ્યાત અગ્નિતીર્થ આવેલું છે. તેમાં સ્નાન કરવાથી મહાપાતકી પણ પાતકથી શુદ્ધ થઈ જાય છે. અરાણુ વર્ણવાળું સુવર્ણ અગ્નિમાં નીખવાથી શુદ્ધ થાય છે, તેમ અગ્નિતીર્થમાં સ્નાન કરવાથી મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થઈને શુદ્ધ અને પવિત્ર થઈ જાય છે. હજારો ચાંદ્રાયણ અને કરોડો કૃચ્છ્રવ્રત કરવાથી મનુષ્યને મળતું ફળ અગ્નિતીર્થમાં સ્નાન કરવામાત્રથી મળી

જાય છે. તે તીર્થમાં પાંચ શિલાઓ છે. ત્યાં નારદે અત્યંત ભયંકર તપશ્ચર્યા કરી હતી. તે શિલા નારદી નામથી વિખ્યાત છે. તે દર્શનમાત્રથી મુક્તિ આપનારી છે. હે સુલોચને! ત્યાં ભગવાન વિષ્ણુનો નિત્ય નિવાસ છે. તે તીર્થમાં નારદકુંડ છે. ત્યાં સ્નાન કરીને પવિત્ર થયેલો મનુષ્ય ભોગ, મોક્ષ, ભગવાનની ભક્તિ આદિ જે જે ઇચ્છે છે તે તે પ્રાપ્ત કરે છે. જે મનુષ્ય ભક્તિપૂર્વક આ નારદી શિલાની પાસે સ્નાન, દાન, દેવપૂજન, હોમ, જપ તથા અન્ય શુભ કર્મ કરે છે, તે સર્વ અક્ષય થાય છે. આ ક્ષેત્રમાં બીજી કલ્યાણકારી શિલા વૈનતેય શિલાના નામથી વિખ્યાત છે. ત્યાં મહાત્મા ગરૂડે ભગવાન વિષ્ણુના દર્શનની ઇચ્છાથી ત્રણ હજાર વર્ષ સુધી કઠોર તપશ્ચર્યા કરી હતી. આથી પ્રસન્ન થઈને ભગવાને તેમને વરદાન આપ્યું-'હે વત્સ! હું તમારા પર પ્રસન્ન છું. તમે દૈત્યોના સમૂહ માટે અજેય અને નાગોને અત્યંત ભય આપનારા મારા વાહનરૂપ બનો. આ શિલા આ પૃથ્વી પર તમારા જ નામથી વિખ્યાત થશે અને દર્શનમાત્રથી મનુષ્યોને પુણ્ય આપનારી થશે. હે મહાભાગ! તમે જ્યાં તપશ્ચર્યા કરી છે તે મુખ્યતમ તીર્થમાં મારી પ્રસન્નતા માટે સ્નાન કરનારાઓને પુણ્ય આપનારી ગંગા પ્રકટ થશે-પ્રત્યક્ષ થશે. જે તે ગંગામાં સ્નાન કરીને દેવતા આદિનું તર્પણ કરશે, તેની સનાતન બ્રહ્મલોકમાંથી આ લોકમાં પુનરાવૃત્તિ નહીં થાય.' આવું વરદાન આપીને ભગવાન વિષ્ણુ તે જ સમયે અંતર્ધાન થઈ ગયા. ગરુડ પણ વિષ્ણુની આજ્ઞાથી તેમનું વાહન થઈ ગયા. ત્રીજી કલ્યાણકારી શિલા વારાહી શિલાના નામથી વિખ્યાત છે. ત્યાં પૃથ્વીનો રસાતલથી ઉદ્ધાર કરીને ભગવાન વારાહે હિરણ્યાક્ષને મારી નાખ્યો અને શિલારૂપે તે પાપનાશક શ્રીહરિ તેને દબાવીને બેઠા. જે મનુષ્ય ત્યાં જઈને ગંગાના નિર્મળ જળમાં સ્નાન કરી ભક્તિભાવથી તે શિલાનું પૂજન કરે છે, તે ક્યારેય દુર્ગતિમાં પડતો નથી.

હે દેવેશ્વરિ! ત્યાં ચોથી નરસિંહ શિલા છે. ત્યાં હિરણ્યકશિપુને મારીને ભગવાન નરસિંહ વિરાજમાન થયા હતા. જે મનુષ્ય ત્યાં સ્નાન અને નરસિંહ શિલાનું પૂજન કરે છે, તે પુનરાવૃત્તિ રહિત વૈષ્ણવધામને પ્રાપ્ત થાય છે.

હે દેવિ! ત્યાં પાંચમી નર-નારાયણ શિલા છે. સત્યયુગમાં ભોગ અને મોક્ષ આપનારા ભગવાન નર-નારાયણાવતાર શ્રીહરિ સર્વની આગળ પ્રત્યક્ષ નિવાસ કરે છે. હે શુભે! ત્રેતાયુગ આવતાં તે કેવળ મુનિઓ, દેવતાઓ અને યોગીઓને દેખાય છે. દ્વાપર પ્રાપ્ત થતાં કેવળ જ્ઞાનયોગથી તેમનું દર્શન થવા લાગ્યું, ત્યારે બ્રહ્મા આદિ દેવતાઓ તથા તપસ્વી ઋષિઓએ પોતાની વિચિત્ર વાણીથી સ્તુતિ કરીને ભગવાન શ્રીહરિને પ્રસન્ન કર્યા. ત્યાર પછી તે બ્રહ્મા આદિ દેવતાઓને આકાશવાણી દ્વારા કહ્યું: 'દેવેશ્વરો! જો તમને સ્વ-રૂપના દર્શનમાં શ્રદ્ધા હોય તો નારદકુંડમાં પડેલી મારી શિલામયી મૂર્તિ લઈ આવો.' તે આકાશવાણી સાંભળીને બ્રહ્મા આદિ દેવોનું ચિત્ત પ્રસન્ન થઈ ગયું. તેમણે નારદકુંડમાં પડેલી તે શિલામયી દિવ્ય પ્રતિમાને બહાર કાઢી ત્યાં સ્થાપિત કરી દીધી ને તેની પૂજા કરીને પોતપોતાના ધામમાં ચાલ્યા ગયા. તે દેવગણો પ્રતિવર્ષ વૈશાખ મહિનામાં પોતાના ધામમાં જાય છે ને કાર્તિકમાં આવી ફરીથી પૂજાનો પ્રારંભ કરે છે. એટલા માટે વૈશાખ માસથી અરક્ષિત કષ્ટ દૂર થઈ જવાથી પાપકર્મ રહિત પુણ્યાત્મા મનુષ્ય ત્યાં શ્રીહરિના સ્વરૂપનાં દર્શન કરવા પામે છે. છ માસ દેવતાઓ દ્વારા અને છ માસ મનુષ્યો દ્વારા તે ભગવત્સ્વરૂપની

પૂજા કરવામાં આવે છે. આ, વ્યવસ્થા સાથે તે સમયથી ભગવાન્‌ની પ્રતિમા પ્રકટ થઈ. ભગવાન વિષ્ણુની તે શિલામયી પ્રતિમાનું ભક્તિભાવથી પૂજન કરી તેમને નૈવેદ્ય અર્પણ કરી તેમનો પ્રસાદ ભક્ષણ કરનારો નિશ્ચય જ મોક્ષ પ્રાપ્ત કરે છે. આ પાંચ શિલાઓનું પૂજન કર્યા પછી તેમને ધરવામાં આવતા હરિના નૈવેદ્યનો પ્રસાદ દેવોને પણ દુર્લભ છે, તો પછી મનુષ્ય આદિ તે ભક્ષણ કરી મોક્ષ મેળવે એ વિષે કહેવાનું જ શું હોય! બદરીતીર્થમાં ભગવાન વિષ્ણુનો સિકથમાત્ર (થોડો) પણ પ્રસાદ ખાવામાં આવે તો તે, પ્રદીપ્ત અગ્નિ સુવર્ણને શુદ્ધ કરી તેમાં રહેલા મેલને દૂર કરે છે તેમ, તે પાપનો નાશ કરે છે. પાપમાંથી મુક્તિ આપનારી આ પાંચ શિલાઓ જ્યાં રહેલી છે, તે કપાલમોચન નામનું તીર્થ પાપોની શુદ્ધિ કરનારું છે.

હે રોહિણિ! ત્યાં જ એક બીજું મોટું તીર્થ છે, તેનું વર્ણન સાંભળો. તેમાં ભક્તિપૂર્વક સ્નાન કરનારો પુરુષ વેદોનો પારંગત વિદ્વાન થાય છે. એક સમયે સૂતેલા બ્રહ્માજીના મુખમાંથી નીકળેલા મૂર્તિમાન વેદોનું હયગ્રીવ નામના અસુરે હરણ કર્યું. દેવતાઓ વગેરે માટે તે અત્યંત ભયંકર હતો. ત્યારે બ્રહ્માજીએ ભગવાન વિષ્ણુને પ્રાર્થના કરી. આથી તેઓ મત્સ્યરૂપે પ્રકટ થયા. તે અસુરને મારીને તેમણે બધા વેદો બ્રહ્માજીને પાછા લાવી આપ્યા. ત્યારથી તે સ્થાન મહાન પુણ્યતીર્થ બની ગયું, તે સર્વ વિદ્યાઓનું પ્રકાશક છે.

હે મહાભાગે! તેમિંગિલતીર્થનાં દર્શન કરવાથી જ સર્વ પાપોનો નાશ થાય છે. ભગવાને વિષ્ણુએ ફરીથી વેદોનું અપહરણ કરનારા, બળવાળા બે અસુરો—મધુ અને કૈટભને હયગ્રીવ રૂપથી મારીને બ્રહ્માજીને વેદ પાછા આપ્યા. એટલા માટે, હે બ્રહ્મકુમારી! તે તીર્થ સ્નાનમાત્રથી સર્વ પાપોનો નાશ કરનારું છે. મત્સ્ય અને હયગ્રીવતીર્થમાં દ્રવરૂપધારી વેદ સદા વિદ્યમાન રહે છે: તેથી અહીંનું જળ સર્વ પાપોનો નાશ કરનારું છે. ત્યાંથી અગ્નિકોણમાં ઇંદ્રપદ નામક બીજું એક વિખ્યાત તીર્થ છે. હે દેવી! તેમાં સ્નાન કરવાથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. ત્યાં જ એક માનસોદ્‌ભેદક નામે મનોરમ અને વિખ્યાત તીર્થ આવેલું છે. તે હૃદયની ગાંઠને ખોલી નાખે છે; મનમાં સમગ્ર સંશયોનો નાશ કરે છે અને સર્વ પાપોને પણ હરી લે છે; એટલા માટે તે માનસોદ્‌ભેદક કહેવાય છે.

હે વરાનને! ત્યાં જ કામાકામ નામનું બીજું તીર્થ છે. તે સકામ પુરુષોની કામનાને પૂર્ણ કરનારું અને નિષ્કામ ભાવવાળા પુરુષોને મોક્ષ આપનારું છે. હે ભદ્રે! ત્યાંથી પશ્ચિમે વસુધારાતીર્થ છે. ત્યાં ભક્તિપૂર્વક સ્નાન કરવાથી મનુષ્ય અભીષ્ટ ફળ પામે છે. આ વસુધારાતીર્થમાં પુણ્યાત્મા પુરુષોને જળની અંદરથી જ્યોતિ નીકળતી દેખાય છે જે જોયા પછી મનુષ્ય ફરીથી ગર્ભવાસ પામતો નથી.

ત્યાંથી નૈર્ઋત્યકોણમાં પાંચ ધારાઓ નીચે પડે છે. તેમનાં નામ આ પ્રમાણે છે: પ્રભાસ, પુષ્કર, ગયા, નૈમિષારણ્ય અને કુરુક્ષેત્ર. તેમાં પૃથક્ પૃથક્ સ્નાન કરવાથી મનુષ્ય તે તે તીર્થોનાં ફળને પ્રાપ્ત કરે છે.

તે પછી બીજું એક વિમળતીર્થ છે. તે સોમકુંડ નામથી પણ વિખ્યાત છે. ત્યાં ઉગ્ર તપશ્ચર્યા કરવાથી સોમ ગ્રહ આદિના અધીશ્વર થયા છે. હે ભદ્રે! અહીં સ્નાન કરવાથી મનુષ્ય દોષરહિત થઈ જાય છે. ત્યાં બીજું એક દ્વાદશાદિત્ય નામનું તીર્થ છે, તે સર્વ પાપોનું હરણ કરનારું ઉત્તમ તીર્થ છે. ત્યાં સ્નાન કરીને મનુષ્ય સૂર્ય સમાન તેજસ્વી થાય છે. ત્યાં જ ચતુઃસ્રોત

નામનું એક બીજું તીર્થ છે. તેમાં સ્નાન કરનારો માણુસ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચારેયમાંથી જેને પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે, તેને તે મળે છે.

હે સતી મોહિની! ત્યાં સપ્તપદ નામનું એક મનોહર તીર્થ આવેલું છે. તેનાં દર્શન-માત્રથી મોટાં મોટાં પાપ પણ અવશ્ય નષ્ટ થઈ જાય છે. પછી તેમાં સ્નાન કરવાથી તો શું ન મળે? તે કુંડની ત્રણ ખૂણાઓ પર બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ સ્થિત છે. ત્યાં મૃત્યુ થવાથી મનુષ્ય સત્યપદસ્વરૂપ ભગવાન વિષ્ણુના ધામને પ્રાપ્ત કરી લે છે.

હે શુભે! નરનારાયણના આ વાસમાં બીજું એક ઉર્વશી નામનો કુંડ છે. આ તીર્થમાં સ્નાન કરનારો માણુસ મનોહર રૂપવાળો થાય છે. નારાયણને એ તીર્થ અત્યંત પ્રિય છે. તેમાં સ્નાન કરવાથી વિશ્વને વશ કરવાનું સામર્થ્ય મળે છે. હે શુભે! ત્યાંથી દક્ષિણ ભાગમાં પરમ ઉત્તમ અસ્ત્ર-તીર્થ છે. ત્યાં ભગવાન નર અને નારાયણ પોતાનાં અસ્ત્ર–શસ્ત્ર મૂકીને તપશ્ચર્યામાં જોડાયાં હતા. હે મહાભાગે! ત્યાં પુણ્યાત્મા પુરુષોને શંખ, ચક્ર આદિ તથા દિવ્ય આયુધો મૂર્તિમાન દેખાય છે. ત્યાં ભક્તિપૂર્વક સ્નાન કરવાથી મનુષ્યને શત્રુનો ભય પ્રાપ્ત થતો નથી.

હે શુભે! ત્યાં જ મેરુતીર્થ છે, ત્યાં સ્નાન અને ધનુર્ધર શ્રીહરિનાં દર્શન કરીને મનુષ્ય સર્વ મનોરથો સિદ્ધ કરી લે છે. બીજું એક લોકપાલ નામનું ઉત્તમ તીર્થ છે. લોકપાલોએ ત્યાં તપ કર્યું હતું. તેમાં સ્નાન કરનારને સર્વ તીર્થોમાં સ્નાન કર્યાનું ફળ પ્રાપ્ત થાય છે. દંડના આઘાતથી હરિએ એક બીજું તીર્થ નિર્માણ કર્યું છે, તે દંડ-પુષ્કરિણીતીર્થ લોકોને સુખ આપનારું છે.

ભાગીરથી અને અલકનંદાનો સંગમ થાય છે ત્યાં પવિત્ર દેવપ્રયાગ નામક બદરિકા-શ્રમમાં સર્વથી શ્રેષ્ઠ તીર્થ છે. ત્યાં સ્નાન, દેવતાઓ અને પિતૃઓનું તર્પણ તથા ભક્તિભાવથી ભગવત્પૂજન કરીને મનુષ્ય સર્વ દેવતાઓ દ્વારા વંદિત થઈ વિષ્ણુધામને પ્રાપ્ત કરે છે.

હે શુભાનને! સંગમથી દક્ષિણભાગમાં સર્વતીર્થોમાં ઉત્તમ ધર્મક્ષેત્ર નામનું તીર્થ આવેલું છે, તે અત્યંત પવિત્ર મનાય છે. હે ભદ્રે! ત્યાં સ્નાન કરવાથી મનુષ્ય સાધ્યોનું સાન્નિધ્ય પામે છે. બીજું એક ઉર્વશીસંગમ નામનું તીર્થ છે. તેમાં સ્નાન કરવાથી મનુષ્યોનાં સર્વ પાપ નાશ પામે છે. ત્યાં જ કર્મોદ્ધાર નામનું તીર્થ છે, તે ભગવા-નની ભક્તિ કરવા માટે એક માત્ર સાધન છે. બ્રહ્માવર્ત નામનું તીર્થ બ્રહ્મલોકની પ્રાપ્તિનું મુખ્ય સાધન છે. હે મોહિની! ગંગાના આશ્રિત આ તીર્થ તમને કહ્યાં, બદરિકા-શ્રમનાં તીર્થોનું પૂરેપૂરું વર્ણન કરવામાં બ્રહ્મા પણ સમર્થ નથી, તેમ ભગવાન વિષ્ણુ પણ તે તીર્થના માહાત્મ્યનું સંપૂર્ણ વર્ણન કરવા માટે શક્તિમાન નથી. જે માણુસ આ તીર્થનું માહાત્મ્ય સાંભળે છે અથવા અન્યને સંભળાવે છે, તે સર્વ પાપો-થી મુક્ત થઈને વિષ્ણુના ધામને પ્રાપ્ત થાય છે. જે મનુષ્ય ભક્તિભાવથી બ્રહ્મચર્ય આદિ વ્રતનું પાલન કરવા સાથે એક માસ સુધી અહીં નિવાસ કરે છે, તે નરનારાયણ શ્રીહરિનાં સાક્ષાત્ દર્શન પામે છે. હે દેવી! આ બદરીતીર્થનું માહાત્મ્ય જે ઘરમાં લખી-ને રાખવામાં આવે છે ત્યાં અકાળ મૃત્યુ થતું નથી તથા આધિ, વ્યાધિ તેમ જ સર્પનો ભય પણ હોતો નથી. શ્રીવિષ્ણુની કૃપાથી ત્યાં સદા કલ્યાણ થતું હોય છે અને સર્વ પ્રકારની સંપત્તિ ત્યાં વૃદ્ધિ પામતી રહે છે.

कल्याणानि सदा तत्र प्रसादात्सृष्टिवै हरेः।
वर्द्धन्ते सम्पदस्सर्वास्तथा विष्णुप्रसादतः॥८२॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'બદરિકાશ્રમ-માહાત્મ્ય' નામનો ૬૭મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૬૮: કામોદામાહાત્મ્ય

મોહિન્યુવાચ

कामोदायास्तु माहात्म्यं ब्रूहि मे द्विजसत्तम ।
यच्छ्रुत्वाहं तव मुखात्प्रसन्ना स्यां कृतार्थवत् ॥१॥

મોહિની બોલી: હે વિપ્રવર! હવે આપ મને કામોદાદેવીનું માહાત્મ્ય કહી સંભળાવો. જે હું આપના મુખથી સાંભળીને પ્રસન્ન થાઉં અને કૃતાર્થતા અનુભવું.

પુરોહિત વસુ બોલ્યા: હે દેવી! હું કલ્યાણકારી કામોદા આખ્યાન કહું છું તે તમે સાંભળો. જે સાંભળવાથી સર્વ પાપોમાંથી છૂટી જવાય છે, આ વિષે સંશય નથી.

હે દેવી! કામોદા નામનું નગર ગંગાના તીર પર આવેલું છે. કામોદારૂપ લક્ષ્મી દેવતાઓની સાથે ત્યાં રહેલાં છે. દેવો તથા દાનવોએ જ્યારે ક્ષીરસાગરમંથન કર્યું ત્યારે તેમાંથી ચાર કન્યારત્નો સાથે કામોદા પ્રકટ થયાં. આમાંની પ્રથમ કન્યાનું નામ રમા છે, બીજીનું વારુણી, ત્રીજીનું કામોદા અને ચોથીનું નામ વરાભિધા છે. તેમાંની ત્રણ કન્યાઓ સર્વવ્યાપક ભગવાન વિષ્ણુને પ્રાપ્ત થઈ, અને હે સતી! દેવેશ્વર વિષ્ણુની આજ્ઞાથી વારુણી નામની કન્યાને અસુરો-દાનવો લઈ ગયા. હે શુભે! ત્યારથી લક્ષ્મી તો વિષ્ણુના વક્ષઃસ્થળમાં શોક વિનાનાં થઈને વિષ્ણુનાં પત્ની બની રહ્યાં. ભવિષ્યમાં થનારા કાર્યને જાણીને દેવતાઓ વિષ્ણુની આજ્ઞાથી કામોદા નગરમાં તે કામોદાદેવીનું પૂજન કરતા રહે છે. તે કામોદા, વિષ્ણુના ધ્યાનમાં તલ્લીન રહીને પોતાને તેમની પત્ની માનીને વિષ્ણુનો સંયોગ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી નિત્ય ત્યાં રહેલાં છે. સર્વવ્યાપક વિષ્ણુ પણ તેના મનનો ભાવ જાણી ગયેલા હોવાથી લક્ષ્મીને સાથે રાખી આ કામોદાદેવીની સાથે પણ નિત્ય સમીપમાં જ રહે છે. તે વિશ્વાત્મા દેવેશ્વર ભગવાન વિષ્ણુ, હે દેવી! દેવો અથવા અસુરોને, મુનિઓને તથા માનવોને દેહધારી રૂપે દેખાતા નથી. તે અલક્ષ્ય દેહવાળા કેવળ ધ્યાનથી ગમ્ય છે. તે સર્વવ્યાપક વિષ્ણુ દેવેશ્વર વિષ્ણુને દેવતાઓ અને મુનિઓ કેવળ ધ્યાનમાં તલ્લીન થઈને જ જુએ છે. હે મોહિની! તે મહાભાગા કામોદા જ્યારે હસે છે ત્યારે તે હર્ષયુક્ત થવાથી તેની આંખમાંથી આંસુ પડવા માંડે છે. હે સુરેશ્વરી! તે આનંદનાં અશ્રુઓ ગંગામાં પડવાથી કામોદા નામનાં કમળ ગંગામાં ઉત્પન્ન થાય છે. તેમનો વર્ણ પીળો હોય છે ને તે સુગંધિત હોવાથી અત્યંત આનંદ આપનારાં હોય છે. સદ્ભાગ્યને લીધે તે પ્રાપ્ત થઈ જાય અને તે કમળોથી જે કોઈ મનુષ્ય ભગવાન શંકરનું પૂજન કરે, તેની ઇષ્ટ કામના પૂર્ણ થાય છે, એમ ઈશ્વરી આજ્ઞા છે. જો કામોદાદેવી દુઃખી થઈ અશ્રુ પાડે તો તે દુઃખથી પડેલાં અશ્રુથી ગંધ વિનાનાં કમળ ઉત્પન્ન થાય છે. તેવાં કમળોથી લોકોનું કલ્યાણ કરનારા શંકરનું પૂજન કરનારો પૂર્વજન્મનાં પાપોથી ભ્રમિષ્ઠ થયેલો મનુષ્ય સર્વ પ્રકારનાં દુઃખોમાં સપડાય છે.

હરિદ્વારથી ઉત્તર દિશામાં દશ યોજન-એંશી માઈલ-દૂર કામોદ નામનું તીર્થ આવેલું છે હે બ્રહ્મપુત્રી! ફાલ્ગુન કૃષ્ણદ્વાદશી સુધી એક વર્ષપર્યંત જે માણસ ત્યાં દ્વાદશાક્ષર મંત્ર 'ૐ નમો ભગવતે વાસુદેવાય'-નો જપ કરે છે તેને ત્યાં લક્ષ્મીનો નિવાસ થાય છે. પોતાને ત્યાં લક્ષ્મીનો નિવાસ થયેલો જોઈ તે માણસ સદા હર્ષને લીધે હસતો રહે છે-અત્યંત પ્રસન્ન રહે છે. ભગવાન વિષ્ણુની ભક્તિમાં તલ્લીન થઈને જે માણસ તે કામોદતીર્થમાં સ્નાન કરે છે, તેને જ તે સુગંધી કમળો પ્રાપ્ત થાય છે. તે સિવાયના બીજા કોઈ પણ મનુષ્યને તે ક્યારેય પ્રાપ્ત થતાં નથી. કામોદતીર્થનું ધ્યાન કરનારો મનુષ્ય હરિને પ્રિય

થાય છે. તે મનુષ્ય દેવતાઓ અને પિતૃઓને પ્રિય લાગે છે, એમાં સંશય નથી.

હે શુભાનને! ત્યાં જપ કરતો રહીને જે મનુષ્ય બાર વર્ષ સુધી રહે છે, તેને સાક્ષાત્ કામોદાનાં દર્શન પ્રાપ્ત થાય છે. હે અંગને! તે તીર્થમાં પવિત્ર થયેલો માણસ જે જે કામના કરે છે, તેની આ લોકની તે તે કામનાઓ કેવળ આ તીર્થમાં સ્નાન કરવામાત્રથી પૂર્ણ થઈ જાય છે.

હે ભદ્રે! આ તીર્થ હિમાલય પર્વતના દુર્ગમ અને વિકટ સ્થળ પર આવેલું છે. સદ્ભાગ્યથી જ આ પવિત્ર તીર્થની પ્રાપ્તિ થાય છે. આ કામોદાનું કલ્યાણકારી સર્વ આખ્યાન તમને કહી સંભળાવ્યું. જે મનુષ્ય ભક્તિપૂર્વક આ આખ્યાનનું શ્રવણ કરે છે, તે પણ પાપમાંથી મુક્ત થઈ જાય છે. ૧–૨૫

एतत्ते सर्वमाख्यातं कामोदाख्यानकं शुभम् ।
यः शृणोति नरो भक्त्या सोऽपि पापैः प्रमुच्यते ॥ २५

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'કામોદા આખ્યાન' નામનો ૯૮મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૯૯ : સિદ્ધનાથચરિત્ર અને કામાક્ષામાહાત્મ્ય

मोहिन्युवाच

श्रुतं कामोदकाख्यानं पापघ्नं पुण्यदं नृणाम् ।
साम्प्रतं श्रोतुमिच्छामि कामाक्षायाः फलं द्विज ॥१॥

મોહિની બોલી : હે વિપ્ર! મનુષ્યોનાં પાપોનો નાશ કરનારું કામોદાનું પુણ્યપ્રદ આખ્યાન મેં સાંભળ્યું. હવે હું કામાક્ષાદેવીના આખ્યાનનું ફળ સાંભળવા ઇચ્છું છું.

પુરોહિત વસુ બોલ્યા : મોહિનિ! કામાક્ષા અતિઉત્કૃષ્ટ દેવી છે. તે પૂર્વ દિશામાં રહે છે. તે કળિયુગમાં મનુષ્યોને સિદ્ધિ આપનારાં છે. હે ભદ્રે! જે માણસ ત્યાં જઈને નિયમિત ભોજન કરતો રહીને કામાક્ષાદેવીનું પૂજન કરે છે અને દૃઢ આસને બેસીને ત્યાં એક રાત રહે છે, તે સાધકને દેવીનાં દર્શન થાય છે. તે દેવી ભયંકર રૂપે મનુષ્યો આગળ પ્રકટ થાય છે, તે સમયે તેને જોઈને જે વિચલિત થતો નથી તે અભીષ્ટ સિદ્ધિ પામે છે. તે ભયંકર રૂપવાળી કામાક્ષા દેવીને જોઈને જે માણસ આસન પરથી વિચલિત થઈ જાય છે, તે તુરત વિક્ષિપ્ત (પાગલ) થઈ જાય છે. આ નિશ્ચિત છે.

હે વરાનને! ત્યાં પાર્વતીના પુત્ર સિદ્ધનાથ રહે છે. તેઓ ઉગ્ર તપશ્ચર્યામાં સ્થિત છે. તે માણસોને ક્યારેય દર્શન આપતા નથી. સત્યયુગ, ત્રેતા, દ્વાપર—આ ત્રણ યુગોમાં તે બધાં માણસો તેમને પ્રત્યક્ષ જુએ છે, પરંતુ કળિયુગમાં જ્યાં સુધી તેનું એક ચરણ હોય છે ત્યાં સુધી તેઓ અંતર્ધાન થઈ રહે છે. કલિયુગનું એક ચરણ ઘોર ધરાતલમાં ગયા પછી તેમનાં પ્રત્યક્ષ દર્શન કરીને સાધક સર્વ જગતને વશ કરી લે છે. મોહન વગેરે અભિચાર ઉપાયોથી મ્લેચ્છ વગેરેને પણ, કળિનાં ત્રણ ચરણ પૃથ્વીમાં ગયા પછી હે મહાભાગે! તે વશ કરી લે છે. જે માણસ ત્યાં જઈને ભક્તિભાવથી યુક્ત થઈને કામાક્ષાદેવીની નિત્ય પૂજા કરે છે અને એક વર્ષ સુધી સિદ્ધનાથજીનું ચિંતન કરે છે, તેને સ્વપ્નમાં તેમનાં દર્શન થાય છે. દર્શનના અંતમાં એકાગ્રચિત્ત થઈને તેમના દ્વારા સૂચિત કરાયેલી સિદ્ધિને પ્રાપ્ત કરી આ પૃથ્વી પર સિદ્ધ થાય છે. પછી તે બધાં માણસોની કામનાને પૂર્ણ કરતો રહીને સર્વત્ર વિચરે છે. ત્રણે લોકોમાં જે જે વસ્તુઓ છે, તે સર્વને તે વરદાનના પ્રભાવથી આકર્ષિત કરી લે છે. હે ભદ્રે! વિજ્ઞાનોના પારગત યોગી મત્સ્યનાથ જ સિદ્ધનાથના નામથી અહીં વિરાજમાન છે. તેઓ માણસોને અભીષ્ટ વસ્તુઓ આપતા રહીને અત્યંત

ઘોર તપશ્ચર્યામાં મગ્ન થયેલા છે. તેઓ દૃષ્ટિગોચર થતા નથી. પૂર્વકાળમાં પોતાની અપ્રતિહત ઇષ્ટ ગતિથી સર્વ લોકોમાં અનેક યુગોથી ભ્રમણ કર્યા પછી તેઓ આજે તપમાં સ્થિત રહેલા છે: હે શુભે! તે મહાનુભાવને કાળનાં વેગની કશી જ અસર થયેલી નથી.

હે સુભદ્રે! પૂર્વકાળમાં કોઈ એક બ્રાહ્મણને ત્યાં ગંડાંત યોગમાં એક પુત્ર ઉત્પન્ન થયો હતો. જન્મ થતાં જ એ બાળકના પિતાએ, પુષ્કર નામના દ્વીપ આગળ આવેલા સમુદ્રમાં એ શિશુનો ત્યાગ કર્યો. સાગરમાં એ બાળકને એના પિતાએ નાખી દેવાથી ભાગ્યયોગે એક મત્સ્ય એને ગળી ગયો. એના ઉદરમાં અનેક યુગો સુધી રહેવાને લીધે તે બાળક અજર અને અમર શરીરવાળો થયો.

હે ભદ્રે! એક સમયે અપ્રમેય એવા મહેશ્વર પ્રસૂતિની અવસ્થાવાળી પોતાની પ્રિયા ઉમાની સાથે તેના કહેવાથી લોકોમાં આવેલા લોકાચલ પર તત્ત્વોપદેશ આપવા માટે ગયા. મણિઓથી પ્રદીપ્ત એવા સૌમ્ય શિખર પર હરિનાં ધ્યાનમાં એકાદ ક્ષણ મગ્ન થઈને, દેવી ઉમાને સંબોધી, ત્રણ તાળીઓ પાડી પોતાની શક્તિથી સર્વે પ્રાણીઓને બોલાવીને દ્વાદશાક્ષર મંત્રરૂપ પોતાના સ્વરૂપનું તત્ત્વભૂત સુંદર રહસ્ય તેમને કહેવા લાગ્યા.

પછી શૈલસુતા પાર્વતીએ મારાન્તક કામદેવના સંહારક મહેશ્વર મહાદેવને પ્રણામ કર્યા. મહાદેવના તત્ત્વસ્વરૂપને તેઓ જાણતાં ન હોવાથી, તેઓ મૂકભાવે ઊભાં હતાં. એવામાં મહાસાગરમાં રહેલો તે મત્સ્ય અડપથી ઉછળીને પર્વતના શિખર પર ગયો. હે શુભ સુખવાળી મોહિનિ! સર્વ બંધનોથી મુક્ત તત્ત્વસિદ્ધ બ્રાહ્મણ બાળક જે મત્સ્યના ઉદરમાં હતો, તે તેમાંથી બહાર નીકળી આવીને ઉમા તથા શંકરને પ્રણામ કરીને તેમની આગળ આવીને ઊભો રહ્યો. મહેશ્વર સર્વ તત્ત્વને જાણતા હોવા છતાં પણ તે બાળકની ગર્ભમાંથી ઉત્પત્તિનું કારણ તેને પૂછવા લાગ્યા. તે બાળકે જે કંઈ પ્રસંગ બન્યો હતો તે સર્વ એ બન્નેની આગળ યથાર્થ કહી સંભળાવ્યો. તેનું વૃત્તાંત સાંભળીને ઉમાએ મહાદેવની અનુમતિથી હે શુભાંગે! તે બાળકને પોતાનો પુત્ર કર્યો અને પોતાના ખોળામાં બેસાડી તેનું મુખ ચૂમીને બોલ્યાં: 'હે મહાદેવ! આપના સ્વરૂપના, તત્ત્વને જાણનારો સર્વ સિદ્ધોનો અધિપતિ આ મત્સ્યનાથ મારો પુત્ર છે. આપણાં બન્નેના સુખ અને કીર્તિને વધારનારો આપણો આ પુત્ર હવે પોતાની ઇચ્છા પ્રમાણે લોકોમાં ગમન કરે.'

ત્યારથી અંબિકાનો પુત્ર સર્વ લોકોમાં યથેચ્છ ભ્રમણ કરી આવ્યા પછી તે સિદ્ધપીઠમાં આવીને તપશ્ચર્યામાં નિમગ્ન થયેલ છે. એ સિદ્ધનાથનું મનમાં ચિંતન કરવાથી મનુષ્યની સર્વ કામનાઓ સિદ્ધ થાય છે. તેને સર્વ વિદ્યાઓ પ્રાપ્ત થાય છે. તે પોતાની વાણીના પ્રવાહમાં સર્વ પંડિતવર્ગને ડુબાડી દે છે. પોતાના કર્ણપથને પ્રાપ્ત થયેલી જગતને પવિત્ર કરનારી આ કથાને સાંભળનારો માણસ પૃથ્વી પરની પોતાની સર્વ કામનાઓને પૂર્ણ કરી સ્વર્ગમાં નિવાસ કરે છે. જ અને દેવતાઓથી પૂજાય છે. હે સુંદર નેત્રવાળી! શ્રીસિદ્ધનાથ ચરિત્રથી યુક્ત પાપહરણ કરનારું પ્રાચીન કામાક્ષાનું માહાત્મ્ય મેં તમને કહી સંભળાવ્યું. હે ભદ્રે! બીજું કયું વ્યાખ્યાન હવે હું તમને કહું? ૧-૨૭.

एतन्मया ते कथितं सुनेत्रे, श्रीसिद्धनाथस्य चरित्रयुक्तम् । कामाक्षमाहात्म्यमघघ्नमाद्यं भूयोऽपि किं ते प्रवदामि भद्रे ॥ २७ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'સિદ્ધનાથ-ચરિત્ર અને કામાક્ષા માહાત્મ્ય' નામનો ૬૯ મો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૭૦ : પ્રભાસતીર્થ-માહાત્મ્ય

मोहिन्युवाच

प्रभासस्य तु माहात्म्यं वद मे द्विजसत्तम ॥
यच्छ्रुत्वाहं प्रसन्नात्मा धन्येन स्यां त्वत्प्रसादतः ॥१॥

મોહિનિ બોલી : હે વિપ્રવર! હવે આપ મને પ્રભાસનું માહાત્મ્ય કહો, જે સાંભળીને મારું ચિત્ત પ્રસન્ન થઈ જાય અને હું આપની કૃપાથી પોતાને ધન્ય માનું.

પુરોહિત વસુ બોલ્યા : દેવી ! સાંભળો. હું ઉત્તમ પુણ્યદાયક પ્રભાસનું વર્ણન કરું છું. તે મનુષ્યોનાં સર્વ પાપોને હરનારું અને ભોગ તેમ જ મોક્ષ આપનારું છે. હે વિધિનંદિની! જેમાં અસંખ્ય તીર્થ છે અને જ્યાં ગિરિજાપતિ ભગવાન વિશ્વનાથ સોમનાથના નામથી પ્રસિદ્ધ છે, તે પ્રભાસ-તીર્થમાં સ્નાન કરીને સોમનાથની પૂજા કરવાથી મનુષ્યને મોક્ષ પ્રાપ્ત થાય છે.

પ્રભાસમંડળનો વિસ્તાર બાર યોજન-છન્નુ માઈલનો છે. તેની મધ્યમાં આ તીર્થની પીઠિકા છે. તેને પાંચ યોજનના વિસ્તારની કહી છે. તેના મધ્યભાગમાં ગોચર્મમાત્ર[1] તીર્થ છે, જેનું મહત્ત્વ કૈલાસથી પણ અધિક છે. ત્યાં જ એક બીજું અર્ક-સ્થળ નામનું પરમ સુંદર પુણ્યતીર્થ છે. તે તીર્થમાં સિદ્ધેશ્વર આદિ હજારો લિંગ છે. તેમાં સ્નાન કરીને ભક્તિભાવથી દેવતા, પિતૃઓનું તર્પણ તથા શિવલિંગોનું પૂજન કરીને મનુષ્ય ભગવાન રુદ્રના લોકમાં જાય છે. આ સિવાય સમુદ્રના તટ પર અગ્નિ-તીર્થ નામે એક બીજું તીર્થ વિદ્યમાન છે. હે દેવી! તેમાં સ્નાન કરીને મનુષ્ય અગ્નિલોકમાં જાય છે. ત્યાં ઉપવાસપૂર્વક ભગવાન કપર્દીશ્વરની પૂજા કરવાથી મનુષ્ય આ લોકમાં મનોવાંછિત ભોગો ભોગવીને અંતમાં શિવલોકને પ્રાપ્ત થાય છે.

તે પછી કેદારેશ્વરની સમીપ જઈને વિધિપૂર્વક તેમની પૂજા કરવાથી મનુષ્ય દેવતાઓ દ્વારા પૂજાઈને વિમાન દ્વારા સ્વર્ગ-લોકમાં જાય છે. કપર્દીશ્વર અને કેદારે-શ્વર પછી ક્રમશઃ ભીમેશ્વર, ભૈરવેશ્વર, ચંડી-શ્વર, ભાસ્કરેશ્વર, અંગારેશ્વર, ગુરુશ્વર, સોમે-શ્વર, ભૃગુજેશ્વર, શનીશ્વર, રાહીશ્વર તથા કેતીશ્વરની પૂજા કરવી. આ પ્રમાણે ક્રમશઃ ચૌદ લિંગોની યાત્રા કરવી જોઈએ. વિધિજ્ઞ પુરુષ ભક્તિભાવથી તે સર્વની પૂજા કરીને ભગવાન શિવનું સાલોક્ય પામીને નિગ્રહ-અનુગ્રહમાં સમર્થ થઈ જાય છે. વરારોહા, અજાપાલા, મંગલા તથા લલિતેશ્વરી-આ દેવીઓનું ક્રમશઃ પૂજન કરીને મનુષ્ય પાપ-રહિત થઈ જાય છે. લક્ષ્મીશ્વર, વાડવેશ્વર, અર્ઘ્યેશ્વર તથા કામેશ્વરનું ભક્તિપૂર્વક પૂજન કરીને માણસ લોકેશ બ્રહ્માજીના ધામને પામે છે.

ગૌરી-તપોવનમાં જઈને ગૌરીશ્વર, વરુણેશ્વર તથા ઉષેશ્વરનું પૂજન કરીને મનુષ્ય સ્વર્ગમાં નિવાસ પામે છે. જે માનવ ગણેશ, કુમારેશ, સ્વાકકેશ, કુલેશ્વર, ઉત્તંકેશ, વહ્નીશ, ગૌતમ તથા દૈત્યસૂદનનું વિધિપૂર્વક પૂજન કરે છે, તે ક્યારેય દુર્ગતિ પામતો નથી.

તે પછી ચક્રતીર્થમાં જઈને ત્યાં વિધિ-પૂર્વક સ્નાન અને ગૌરી દેવીની પૂજા કરીને મનુષ્ય અભીષ્ટ ફળને પામે છે. હે વરાનને! સન્નિહત્યાતીર્થમાં જઈને ત્યાં સ્નાન તથા દેવતા આદિનું તર્પણ કરીને તેનું પૂરું ફળ પામે છે. જે ભૂતેશ્વર આદિ અગિયાર લિંગોનું પૂજન કરે છે, તે આ લોકમાં ઉત્તમ ભોગ પ્રાપ્ત કરીને અંતમાં ભગવાન રુદ્રના લોકમાં જાય છે. હે દેવી! જે શ્રેષ્ઠ માનવ ભગવાન આદિ નારાયણની

[1] ૨૧૬૦ હાથ લાંબી અને એટલી જ પહોળી ભૂમિને ગોચર્મ ભૂમિ કહે છે.

પૂજા કરે છે, તે મોક્ષનો અધિકારી થાય છે, એમાં કંઈ વિચાર કરવો નહીં.

પછી ચક્રધરતીર્થમાં જઈ, સ્નાન કરીને જે મનુષ્ય ભગવાન ચક્રધરનું પૂજન કરે છે, તે શત્રુ પર વિજય પ્રાપ્ત કરીને ઉત્તમ પ્રકારની ભોગો પ્રાપ્ત કરે છે. તે પછી સાંબાદિત્યતીર્થમાં જવું. ત્યાં નિયમપૂર્વક સ્નાન કરવું. આથી મનુષ્ય રોગરહિત થઈને પૃથ્વી પર ધન-ધાન્યથી સંપન્ન થાય છે. તે પછી કંટકશોધિની દેવીની સમીપમાં જવું. મહિષાસુરનો વધ કરનારી આ દેવીનું પૂજન કરવાથી મનુષ્ય નિર્ભય થાય છે. પછી શ્રેષ્ઠ પુરુષે કપાલીશ અને કોટીશ્વરની પૂજા કરવી. આ પ્રમાણે પૂજન કરવાથી ઉત્તમ સૌભાગ્ય પ્રાપ્ત થાય છે. મધ્ય યાત્રા આ રીતે પૂર્ણ કરવી.

હે નરેશ્વરી! ત્યાર પછી મનુષ્ય બાલબ્રહ્માતીર્થ સમીપે જવાથી સર્વ દેવતાઓથી પૂજિત થાય છે તેમ જ ભોગ અને મોક્ષનો અધિકારી થાય છે. તે પછી ગંગા-ગણપતિ પાસે જઈને તેમની વિધિપૂર્વક પૂજા કરવાથી શ્રદ્ધાળુ પુરુષ આ લોક અને પરલોકમાં મનોવાંછિત કામનાઓ પ્રાપ્ત કરે છે. ત્યાર બાદ જામ્બુવતી નદીમાં જઈને ત્યાં ભક્તિભાવથી એકાગ્રચિત્ત થઈને સ્નાન અને દેવતા આદિનું પૂજન કરવાથી માણસ કૃતકૃત્ય થઈ જાય છે. તે પછી પાંડુકૂપમાં સ્નાન કરીને પાંડવેશ્વરની પૂજા કરવી જોઈએ. આ પ્રમાણે કરનારો મનુષ્ય સ્વર્ગ લોકમાં નિવાસ કરે છે અને નંદન આદિ વનોમાં આનંદ કરે છે.

તે પછી યાદવાસ્થળમાં જઈને જે મનુષ્ય વૃષ્ણેશ્વરનું પૂજન કરે છે, તે દેવરાજ ઇંદ્રથી સમ્માનિત થઈને મનોવાંછિત ફળ પામે છે.

હિરણ્યાસંગમમાં સ્નાન કરીને જે મનુષ્ય ભક્તિપૂર્વક ભગવાન શિવની પ્રસન્નતા માટે બ્રાહ્મણને સુવર્ણયુક્ત રથનું દાન કરે છે, તે અક્ષય લોક પામે છે. નગરાદિત્યની પૂજા કરવાથી માણસ સ્વર્ગલોકને પ્રાપ્ત કરે છે. નગરાદિત્યની સમીપમાં બલભદ્ર, શ્રીકૃષ્ણ અને સુભદ્રાનાં દર્શન તેમ જ વિધિપૂર્વક પૂજન કરવાથી મનુષ્ય ભગવાન શ્રીકૃષ્ણનું સાયુજ્ય પામે છે, તે પછી કુમારિકાની સમીપ જઈને વિધિપૂર્વક પૂજા કરવાથી મનુષ્યની અભીષ્ટ કામનાઓ પૂર્ણ થાય છે અને તે ઇંદ્રલોકનો અધિકારી થાય છે, એમાં સંશય નથી. ક્ષેત્રપાલનું પૂજન કરવાથી સર્વ મનોરથ પૂર્ણ થાય છે.

સરસ્વતી નદીના તટ પર રહેલા બ્રહ્મેશ્વરનું પૂજન કરનારો મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થઈને બ્રહ્મલોકમાં પ્રતિષ્ઠિત થાય છે. પિંગલા નદીની સમીપમાં જઈને તેમાં સ્નાન કરીને જે મનુષ્ય દેવતા આદિનું તર્પણ અને શ્રાદ્ધ કરે છે, તે આ સંસારમાં ફરીથી જન્મ લેતો નથી. સંગમેશ્વરનું પૂજન કરવાથી મનુષ્ય ક્યારેય દુર્ગતિમાં પડતો નથી. શંકરાદિત્ય, ઘટેશ તથા મહેશ્વરનું પૂજન કરવાથી મનુષ્ય નિશ્ચય જ પોતાની સર્વ કામનાઓને પૂર્ણ કરે છે.

તે પછી ઋષિતીર્થમાં જવું, ત્યાં સ્નાન કરીને મનને સંયમમાં રાખી ઋષિઓનું પૂજન કરવું. આ પ્રમાણે કરનારા મનુષ્યને સર્વ તીર્થોનું ફળ પ્રાપ્ત થાય છે. તે પછી નંદાદિત્યની પૂજા કરવાથી મનુષ્ય સર્વ રોગોમાંથી મુક્ત થાય છે. ત્યારબાદ ત્રિતકૂપની સમીપ જઈને ત્યાં સ્નાન કરવાથી મનુષ્ય સ્વર્ગલોકને પ્રાપ્ત કરે છે. તે પછી હે મોહિની! શશીપાન તીર્થમાં સ્નાન કરીને જે મનુષ્ય દેવોનાં દર્શન કરે છે તેની સદિચ્છાઓ પૂર્ણ થાય છે, આ મેં તમને સત્ય કહ્યું છે. પર્ણાદિત્યનાં દર્શન કરવાથી મનુષ્ય રોગરહિત થાય છે અને સર્વ ઐશ્વર્યોને ભોગવનારો થાય છે. તે પછી ન્યંકુમતી

નદી પાસે જઈને ત્યાં વિધિપૂર્વક સ્નાન અને સિદ્ધેશ્વરનું પૂજન કરવું. આ પ્રમાણે કરનાર મનુષ્યને અણિમા આદિ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. વારાહસ્વામીનાં દર્શન કરવાથી મનુષ્ય ભવસાગરથી મુક્ત થઈ જાય છે. છાયાલિંગનું પૂજન કરનારો સર્વ પાતકોમાંથી છૂટી જાય છે. ગુલ્ફનાં દર્શન અને તેમનું સારી પેઠે પૂજન કરનારો મનુષ્ય ચાંદ્રાયણ વ્રતના ફળને પામે છે.

હે સતી મોહિનિ! કનકનંદા દેવીનું સારી રીતે પૂજન કરે છે, તેની સર્વ કામનાઓ પૂર્ણ થાય છે અને શરીરનો અંત થયા પછી તે સ્વર્ગલોકમાં જાય છે. કુન્તીશ્વરનું પૂજન કરવાથી મનુષ્ય સર્વ પાતકોમાંથી મુક્ત થાય છે. ગંગામાં સ્નાન કરીને ગંગેશ્વરનું પૂજન કરનારો મનુષ્ય કાયિક, વાચિક, માનસિક–ત્રણેય પ્રકારનાં પાપમાંથી છૂટી જાય છે, એ વિષે સંશય નથી. ચમસોદ્ભેદક નામના તીર્થમાં સ્નાન કરીને પિંડદાન કરનારો માણસ ગયામાં કરેલા પિંડદાનના કરતાં કરોડગણા પુણ્યને પ્રાપ્ત કરે છે, એ વિષે સંશય નથી. હે બ્રહ્મપુત્રિ! તે પછી ઉત્તમ વિદુરાશ્રમમાં જઈને ત્રિભુવનેશ અને ત્રિગનું પૂજન કરવાથી મનુષ્ય સુખી થાય છે. મંકણેશ્વરનું પૂજન કરવાથી માનવ ઉત્તમ ગતિને પામે છે. ત્રૈપુર અને ત્રિલિંગની પૂજા કરવાથી સર્વ પાપોમાંથી છૂટી જાય છે. તે પછી પંડતીર્થમાં જઈને સ્નાન કરી સુવર્ણનું દાન કરનારો મનુષ્ય સર્વ પાપમાંથી વિશુદ્ધ ચિત્તવાળો થઈને શિવના ધામને પામે છે. સૂર્યપ્રાચીતીર્થમાં સ્નાન કરવાથી મનુષ્ય સૌપરહિત થાય છે ને અનેક પ્રકારના ભોગોને પ્રાપ્ત કરે છે. ત્રિલોચનમાં સ્નાન કરવાથી રુદ્રલોકની પ્રાપ્તિ થાય છે. દેવિકામાં ઉમાનાથનું પૂજન કરીને શ્રેષ્ઠ મનુષ્ય મનોવાંછિત કામનાઓ પ્રાપ્ત કરી શરીરનો અંત થયા પછી સ્વર્ગલોકમાં જાય છે. ભૂદ્ધારની પૂજા કરવાથી અભીષ્ટ ફળની પ્રાપ્તિ થાય છે. શૂલસ્થાનમાં વાલ્મીકિને નમસ્કાર કરવાથી મનુષ્ય કવિ થાય છે.

તે પછી ચ્યવનાદિત્યનું પૂજન કરવાથી તીર્થનું સેવન કરનારો પુરુષ સર્વ ભોગસામગ્રીઓથી સંપન્ન થાય છે. ચ્યવનેશ્વરના પૂજનથી માનવ ભગવાન શિવનો અનુચર થાય છે. પ્રજાપાલેશ્વરના પૂજનથી ધનધાન્યની વૃદ્ધિ થાય છે. બાલાદિત્યની પૂજા કરનારો મનુષ્ય વિદ્વાન અને ધનવાન થાય છે. કુબેરસ્થાનમાં સ્નાન કરીને માનવ નિશ્ચય જ નિધિ પ્રાપ્ત કરે છે. ઋષિતોયા નદીમાં જઈને ત્યાં સ્નાન કરવાથી મનુષ્ય પવિત્ર થઈને બ્રાહ્મણને સુવર્ણદાન કરે તો સર્વ પાતકોથી મુક્ત થઈ જાય છે. સંગાલેશ્વરની પૂજા કરવાથી રુદ્રલોકમાં પ્રતિષ્ઠા પામે છે.

તે પછી નારાયણદેવની પૂજા કરવાથી મનુષ્ય મોક્ષનો અધિકારી થાય છે. તપ્તકુંડોદકમાં સ્નાન કર્યા પછી મૂલચંડીશ્વરની પૂજા કરવી. આથી સમસ્ત પાપોથી મુક્ત થયેલો પુરુષ મનોવાંછિત વસ્તુને પ્રાપ્ત કરે છે. ચતુર્મુખ વિનાયકની પૂજા કરવાથી પણ અભીષ્ટ વસ્તુ પ્રાપ્ત થાય છે. કલશેશ્વરની પૂજા કરવાથી ધન–ધાન્યથી યુક્ત થાય છે. ગોપાલસ્વામીની પૂજાથી ગાયોની સંપત્તિવાળો, ધનવાન તથા કવિ થાય છે. બકુલસ્વામીની પૂજા મનુષ્યોને સ્વર્ગની ગતિ આપનારી છે. મારુતાદેવીનું પૂજન કરવાથી સર્વ કામનાઓની ફળની પ્રાપ્તિ થાય છે. ક્ષેમાદિત્યના પૂજનથી મનુષ્ય ક્ષેમયુક્ત, સફળ મનોરથવાળો તથા સત્યભાગી થાય છે.

ઉન્નત નામથી વિખ્યાત વિઘ્નરાજનું પૂજન કરવાથી સાધક વિઘ્નોથી પરાભવ પામતો નથી–તેને વિઘ્નો નડતાં નથી. જલસ્વામી અને કાલમેઘનું પૂજન કરવાથી

તેઓ સર્વ સિદ્ધિઓ પ્રદાન કરે છે. રુકિમણી દેવીની પૂજા કરવામાં આવે તો તે અભીષ્ટ વસ્તુ આપે છે. દુર્વાસેશ્વર અને પિંગેશ્વરની પૂજા કરીને મનુષ્ય પાપમુક્ત થઈ જાય છે. ભદ્રાસંગમમાં સ્નાન કરીને મનુષ્ય મંગળ પ્રસંગો જુએ છે. શંખાવર્તમાં સ્નાન કરવાથી મનુષ્ય સર્વ સિદ્ધિઓનો અધિપતિ થાય છે. મોક્ષતીર્થમાં સ્નાન કરવાથી મનુષ્ય ભવસાગરમાંથી મુક્ત થાય છે. ગોષ્પદતીર્થમાં સ્નાન કરવાથી સર્વ સુખોની પ્રાપ્તિ થાય છે. નારાયણગૃહમાં ગયા પછી માનવને ફરીથી ક્યારેય શોક પ્રાપ્ત થતો નથી જાલેશ્વરના પૂજનથી અભીષ્ટ કામનાઓ સિદ્ધ થાય છે.

હુંકારતીર્થમાં સ્નાન કરનારો પુરુષ ગર્ભવાસનું કષ્ટ પામતો નથી તથા ચંડીશ્વરના પૂજનથી સર્વ તીર્થોનું ફળ મળી જાય છે. આશાપુરનિવાસી વિઘ્નેશ્વરનું પૂજન કરવાથી વિઘ્નની પ્રાપ્તિ થતી નથી. કલાકુંડમાં સ્નાન કરનારો મનુષ્ય નિઃસંદેહ મોક્ષનો અધિકારી થાય છે. ભગવાન કપિલેશ્વરનું પૂજન કરવાથી કપિલા ગાયનું ધણ પ્રાપ્ત થાય છે. જરદ્ગવેશ્વરની પૂજા કરવાથી વૃદ્ધત્વથી પરાભવ પામતો નથી. નલેશ્વરના પૂજનથી ઐશ્વર્યવાન થાય છે. અને કર્કોટેશ્વરની પૂજા કરવાથી સર્વ પ્રકારની સંપત્તિ પ્રાપ્ત થાય છે. હાટકેશ્વરનું પૂજન કરવાથી સર્વ કામનાઓ પૂર્ણ થાય છે. નારદેશ્વરનો પૂજક ભગવાન વિષ્ણુ અને શંકરનો ભક્ત થાય છે. મંત્રવિભૂષણા દેવીના પૂજનથી સ્વર્ગમાં પૂજનીય થાય છે. દુર્ગકૂટ ગણપતિની પૂજા કરવાથી મનુષ્ય સુખી થાય છે. કૌરવેશ્વરીના પૂજનથી ધનધાન્યથી યુક્ત થાય છે. સુપર્ણેલા ભૈરવીનું પૂજન કરીને સાધક સુખ પ્રાપ્ત કરે છે. ભલ્લતીર્થમાં સ્નાન કરીને મનુષ્ય સર્વ પાપોમાંથી છૂટી જાય છે અને કર્દમાલ્લમાં સ્નાન કરવાથી મનુષ્યનાં સર્વ પાતક દૂર થઈ જાય છે. ગુપ્ત સોમનાથનાં દર્શન કરીને મનુષ્યને શોક કરવાનો પ્રસંગ ક્યારેય પ્રાપ્ત થતો નથી, બહુસ્વર્ણેશ્વરનાં દર્શન કરવાથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. શૃંગેશ્વરનું પૂજન કરનારો પુરુષ દુઃખોથી પીડિત થતો નથી. નારાયણતીર્થમાં સ્નાન કરનારો માનવ મોક્ષ પ્રાપ્ત કરે છે. માર્કણ્ડેશ્વરનું પૂજન કરીને મનુષ્ય દીર્ઘાયુ થાય છે. કોટીહદતીર્થમાં સ્નાન કરીને કોટીશ્વરની પૂજા કરવાથી મનુષ્ય સુખી થાય છે. સિદ્ધસ્થાનતીર્થમાં ફરીથી સ્નાન કરીને જે માણસ અસંખ્ય લિંગોનું પૂજન કરે છે તે પૃથ્વી પર સિદ્ધ થાય છે. દામોદરગૃહનાં દર્શન કરીને મનુષ્ય ઉત્તમ સુખ પામે છે, હે શુભે! પ્રભાસના નાભિસ્થાનમાં વસ્ત્રાપદતીર્થ છે. ત્યાં ભગવાન શંકરની આરાધના કરવાથી મનુષ્ય સ્વયં સાક્ષાત્ શંકર સમાન થઈ જાય છે. દામોદરમાં સ્વર્ણરેખાતીર્થ છે. રૈવતક પર્વત પર બ્રહ્મકુંડ, ઉજ્જયંતતીર્થમાં કુંતેશ્વર અને મહાતેજસ્વી ભીમેશ્વર તથા વસ્ત્રાપથક્ષેત્રમાં મૃગીકુંડતીર્થને સર્વસ્વ માનવામાં આવેલ છે. એ તીર્થોમાં ક્રમશઃ સ્નાન કરીને દેવતાઓનું યત્નપૂર્વક પૂજન તથા જળથી પિતૃઓનું તર્પણ કરવાથી મનુષ્ય સર્વ તીર્થોના ફળને પામે છે. દુર્ગાખિલતીર્થમાં સ્નાન કરીને મનુષ્ય અનેક પ્રકારના ભોગો ભોગવીને સ્વર્ગમાં જાય છે. તે પછી ગંગેશ્વરનું પૂજન કરવાથી મનુષ્યને ગંગાસ્નાનનું ફળ મળે છે.

હે દેવિ! રૈવતક પર્વત પર ઘણાં તીર્થ છે. તેમાં સ્નાન કરીને ભક્તિપૂર્વક બ્રહ્મા, વિષ્ણુ, શિવ અને ઇન્દ્ર આદિ લોકપાલોની પૂજા કરવાથી મનુષ્ય ભોગ અને મોક્ષ બન્ને પ્રાપ્ત કરી લે છે. હે સુંદરિ! આ સર્વ તીર્થ તમને અતિ સંક્ષેપથી જણાવ્યાં છે. એમાં વળી એટલાં તીર્થો તો અનંત છે, જેમનું વર્ણન કરી શકાય તેમ નથી. એકેએક તીર્થની

વિસ્તારપૂર્વકની કથાઓ છે; પણ પ્રભાસ-ક્ષેત્રનું પવિત્ર માહાત્મ્યવર્ણન અત્યંત સંક્ષેપમાં મેં તમને કરી જણાવ્યું છે. હે મોહિનિ! ત્રણે લોકમાં પ્રભાસતીર્થ સમાન અન્ય તીર્થ નથી. હે શુભે! જ્યાં સ્નાન કરનારા મનુષ્ય દેવતાઓની સ્પર્ધા કરે છે. જે ઘરમાં પ્રભાસતીર્થનું માહાત્મ્ય લખીને રાખવામાં આવે છે ત્યાં ભૂત-પ્રેતાદિ, ચોર-લૂંટારા, સર્પ-વીંછી તથા શત્રુ તરફથી ભય ઉત્પન્ન થતો નથી. પ્રભાસતીર્થના માહાત્મ્ય-નું જે એકાગ્રચિત્તથી શ્રવણ કરે છે અથવા અન્યને શ્રવણ કરાવે છે, તે પણ સદ્ગતિ પામે છે. ૧-૯૫

यः शृणोति नरो भक्त्या श्रावयेद्वा समाहितः।
प्रभासतीर्थमाहात्म्यं सोऽपि सद्गतिमाप्नुयात् ॥९५

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'પ્રભાસતીર્થ-માહાત્મ્ય' નામનો ૭૦ મો અધ્યાય પૂર્ણ

## અધ્યાય ૭૧ : પુષ્કરતીર્થમાહાત્મ્ય

मोहिन्युवाच

श्रुतं प्रभासमाहात्म्यं द्विजश्रेष्ठातिपुण्यदम्।
अधुना श्रोतुमिच्छामि माहात्म्यं पुष्करोद्भवम् ॥१॥

મોહિની બોલી : હે વિપ્રવર! પ્રભાસ-ક્ષેત્રનું પુણ્યપ્રદ માહાત્મ્ય મેં સાભળ્યું. હવે પુષ્કરક્ષેત્રનું માહાત્મ્ય સાંભળવા ઇચ્છું છું. એ ક્ષેત્ર સર્વ તીર્થોમાં મુખ્ય તીર્થ છે, પવિત્ર છે અને પાપોનો નાશ કરનારું છે અને મારા પિતાના યજ્ઞના પ્રાસરૂપ છે. તેનું માહાત્મ્ય વિસ્તારપૂર્વક મને કહી સંભળાવો.

પુરોહિત વસુ બોલ્યા : હે ભદ્રે! જે તીર્થ મનુષ્યોની અભિલાષાને સદા પૂર્ણ કરનારું છે, ઘણાં તીર્થોથી યુક્ત એ પુષ્કર-તીર્થનું પવિત્ર માહાત્મ્ય હું કહું છું, તે તમે સાંભળો. એ તીર્થમાં વિષ્ણુ સહિત ઇંદ્ર, ગણપતિ, સ્કંદ-કાર્તિકેય, રૈવત અને સૂર્ય આદિ દેવતાઓ તેમ જ શિવદૂતી તથા ક્ષેત્રક્ષેમંકરી દેવી નિત્ય નિવાસ કરીને રહેલાં છે.

સર્વ શ્રેષ્ઠ પુષ્કર વનમાં કોઈ પણ જાતના સાધન વિના નિવાસ કરે છે, તે અષ્ટાંગ યોગ સાધનનું પુણ્ય પામે છે. પૃથ્વી પર એનાથી વધી જાય એવું બીજું કોઈ ક્ષેત્ર નથી તેથી શ્રેષ્ઠ માનવોએ સર્વથા પ્રયત્ન કરીને આ ઉત્તમ ક્ષેત્રનું સેવન કરવું જોઈએ. જે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અથવા શૂદ્ર આ ક્ષેત્રમાં નિવાસ કરવા સાથે આત્મભાવથી બ્રહ્માજીમાં ભક્તિ રાખી સર્વ પ્રાણીઓ પર દયા કરે છે, તેઓ યોગીઓ જાય છે ત્યાં બ્રહ્માજીના લોકમાં જાય છે. સર્વ તીર્થોમાં સ્નાન કરવાથી મનુષ્યને જે ફળ મળે છે, તે સર્વ ફળ જ્યેષ્ઠકુંડમાં સ્નાન કરવાથી માનવને પ્રાપ્ત થાય છે. પુષ્કરવનમાં જ્યાં પ્રાચી સરસ્વતી વહે છે, ત્યાં જવાથી મનુ-ષ્યને મતિ (મનન શક્તિ), સ્મૃતિ (સ્મરણ શક્તિ), દયા, પ્રજ્ઞા (ઉત્કૃષ્ટ જ્ઞાનશક્તિ), મેધા (ધારણાશક્તિ) અને બુદ્ધિ (નિશ્ચ-યાત્મકવૃત્તિ) પ્રાપ્ત થાય છે. જે માણસ ત્યાં તટ પર રહીને પ્રાચી સરસ્વતીનું જળ પીએ છે, તેઓ પણ અશ્વમેધ યજ્ઞનું ફળ પ્રાપ્ત કરીને સુખસ્વરૂપ બ્રહ્મને પામે છે.

પુષ્કરમાં ત્રણ ઉજ્જ્વળ શિખર છે, ત્રણ નિર્મળ ઝરણાં છે તથા જ્યેષ્ઠ, મધ્ય અને કનિષ્ઠ-આ ત્રણ સરોવર છે.

હે સતી મોહિનિ! ત્યાં નંદા સરસ્વતીના નામથી સુપ્રસિદ્ધ મહાન તીર્થ છે. તે પુષ્કરથી એક યોજન-અડધ માઈલ દૂર પશ્ચિમ દિશામાં વિદ્યમાન છે. ત્યાં વિધિ-પૂર્વક સ્નાન અને વેદવેત્તા બ્રાહ્મણને દૂધ આપનારી ગાયનું દાન કરવાથી મનુષ્ય બ્રહ્મ લોકમાં જાય છે. તદુપરાંત ત્યાં કોટિતીર્થ છે જ્યાં કરોડો ઋષિઓનું આગમન થયું હતું, ત્યાં સ્નાન અને બ્રાહ્મણોનું પૂજન કરવાથી મનુષ્ય સર્વ પાતકોથી મુક્ત થઈ જાય છે. તે પછી અગસ્ત્યાશ્રમમાં જઈને સ્નાન અને કુંભજ ઋષિનું પૂજન કરીને

મનુષ્ય ભોગસામગ્રીથી સંપન્ન અને દીર્ઘાયુ થાય છે તથા શરીરનો અંત થયા પછી તે સ્વર્ગલોકમાં જાય છે.

સપ્તર્ષિઓના આશ્રમમાં જઈને ત્યાં એકાગ્રચિત્ત થઈ સ્નાન તથા ભક્તિભાવથી તેમનું પૂજન કરીને મનુષ્ય સપ્તર્ષિલોકમાં જાય છે. મનુના આશ્રમમાં સ્નાન કરવાથી મનુષ્ય સર્વત્ર પૂજાય છે. ગંગાના ઉદ્‌ગમ-સ્થાનમાં સ્નાન કરવાથી ગંગામાં સ્નાન કર્યાનું ફળ પ્રાપ્ત થાય છે. પુષ્કરતીર્થમાંના જ્યેષ્ઠ સરોવરમાં સ્નાન કરી બ્રાહ્મણને ગાયનું દાન આપવાથી સર્વ પ્રકારના ભોગો પ્રાપ્ત થાય છે. તે ભોગો ભોગવ્યા પછી બ્રહ્મલોકમાં પૂજાય છે. મધ્યમ સરોવરમાં સ્નાન કરીને બ્રાહ્મણને ભૂમિદાન કરનાર માણસ શ્રેષ્ઠ વિમાનમાં બેસીને વિષ્ણુલોકને પામે છે. કનિષ્ઠ પુષ્કરમાં સ્નાન અને બ્રાહ્મણને સુવર્ણદાન કરવાથી મનુષ્યના સર્વ મનોરથો સિદ્ધ થાય છે ને અંતમાં ભગવાન ઇન્દ્રના લોકમાં પ્રતિષ્ઠિત થાય છે. તે પછી વિષ્ણુપદમાં સ્નાન અને બ્રાહ્મણને કંઈક દાન કરીને ભગવાન વિષ્ણુની કૃપાથી સર્વ કામનાઓ પરિપૂર્ણ થઈ જાય છે.

ત્યાર બાદ નાગતીર્થમાં સ્નાન અને નાગોનું પૂજન કરીને બ્રાહ્મણોને દાન આપવાથી મનુષ્ય એક યુગ સુધી સ્વર્ગમાં આનંદ ભોગવે છે. પિશાચતીર્થમાં સ્નાન કરીને બ્રાહ્મણને ભોજન કરાવવાથી ક્યારેય પણ પિશાચપણું પ્રાપ્ત થતું નથી ને તે મનુષ્ય સ્વર્ગમાં જાય છે. શિવહ્રદમાં સ્નાન કરીને ભગવાન શંકરનું પૂજન કર્યા પછી બ્રાહ્મણોને મિષ્ટાન્ન જમાડનાર મનુષ્ય સ્વર્ગમાં પૂજાય છે. આકાશપુષ્કરતીર્થ મંત્રયોગના ફળને આપનારું છે. તેમાં સ્નાન કરવાથી મનુષ્યને મુક્તિ પ્રાપ્ત થાય છે. આ મેં તદ્દન સત્ય વાત તમને કહી.

આકાશમાં પુષ્કરનું ચિંતન કરીને 'આપો હિષ્ઠા૦' ઇત્યાદિ મંત્રોથી જે મનુષ્ય પુષ્કર વનમાં સ્નાન કરે છે, તે શાશ્વત બ્રહ્મ-પદને પ્રાપ્ત કરે છે.

કોઈ વખતે જ્યારે કાર્તિકી પૂર્ણિમાના દિવસે કૃત્તિકા નક્ષત્ર હોય ત્યારે તે મહાતિથિ મનાય છે. તે સમયે આકાશપુષ્કરમાં સ્નાન કરવું જોઈએ. ભરણી નક્ષત્રથી યુક્ત કાર્તિકી પૂર્ણિમાએ મધ્યમ પુષ્કર સરોવરમાં સ્નાન કરનારો મનુષ્ય આકાશપુષ્કરમાં સ્નાન કર્યાનું પુણ્યફળ પામે છે. રોહિણી નક્ષત્રથી યુક્ત કાર્તિકી પૂર્ણિમાએ કનિષ્ઠ પુષ્કરમાં સ્નાન કરનાર પુરુષ આકાશપુષ્કર જનિત પુણ્યફળ પ્રાપ્ત કરે છે. જ્યારે સૂર્ય ભરણી નક્ષત્ર પર, બૃહસ્પતિ કૃત્તિકા પર તથા ચંદ્રમા રોહિણી નક્ષત્ર પર હોય અને પડવો, અગિયારશ, છઠ-નંદા તિથિનો યોગ હોય, તે સમયે પુષ્કરમાં સ્નાન કરવાથી આકાશ-પુષ્કરનું સંપૂર્ણ ફળ પ્રાપ્ત થાય છે. જ્યારે વિશાખા નક્ષત્ર પર સૂર્ય અને કૃત્તિકા નક્ષત્ર પર ચંદ્રમા હોય ત્યારે આકાશપુષ્કર યોગ થાય છે. તેમાં સ્નાન કરનારો પુરુષ સ્વર્ગમાં જાય છે. આકાશથી ઊતરેલા આ કલ્યાણમય પિતામહતીર્થમાં જે માણસો સ્નાન કરે છે, તેમને મહાન અભ્યુદયકારી લોક પ્રાપ્ત થાય છે, હે સતી મોહિનિ! પુષ્કર વનમાં પંચસ્રોતા સરસ્વતી નદીમાં સિદ્ધ મહર્ષિઓએ ઘણાં તીર્થ અને દેવસ્થાન સ્થાપ્યાં છે. તે સર્વમાં સરસ્વતીતીર્થને ધર્મના હેતુરૂપ જાણવું. તે તીર્થમાં સુવર્ણ-દાન, ભૂમિદાન અને કન્યાદાન કરવાથી મહાફળ પ્રાપ્ત થતું હોવાનું કહ્યું છે. જે મનુષ્ય અહીં શ્રેષ્ઠ બ્રાહ્મણને અનાજ અને તલનું દાન કરે છે, તે આ લોક અને પર લોકમાં પરમ ગતિને પ્રાપ્ત થાય છે. જે મનુષ્ય ગંગા અને સરસ્વતીના સંગમમાં સ્નાન કરીને બ્રાહ્મણોનું પૂજન કરે છે, તે આ લોકમાં મનોવાંછિત ભોગો ભોગવ્યા પછી

શ્રેષ્ઠ ગતિ પામે છે. સતી મોહિની! જે માણસ અગ્નિયોગા નામની વાવમાં સ્નાન કરી વિધિપૂર્વક પિંડદાન કરે છે, તે પોતાના પિતૃઓને અવશ્ય સ્વર્ગમાં લઈ જાય છે. તેમ જ એ પુષ્કરક્ષેત્રમાં રહેલા 'સૌભાગ્ય-કૂપ'માં પણ સ્નાન કરી પોતાના પૂર્વજોનું સંતર્પણ કરીને મનુષ્ય ભૂમિ પર સદ્‌ગતિને તથા અતુલ સૌભાગ્યને પામે છે. વળી ત્યાં એ પુષ્કરક્ષેત્રમાં એ મર્યાદા-પર્વત છે; ત્યાં સ્નાન કરી, તેમનો સ્પર્શ કરીને તેમ જ સારી રીતે તેમનું પૂજન કરીને મનુષ્ય ઇચ્છિત લોકોને મેળવે છે; તેમ જ સાંગોપાંગ યાત્રાનું ફળ પણ પામે છે. વળી ત્યાં 'અજગંધ' નામના શિવની સમીપ જઈ તેમનું વિધિ પ્રમાણે સારી રીતે પૂજન કરીને મનુષ્ય આ લોકમાં તથા પરલોકમાં ઇચ્છિત કામભોગોને મેળવે છે. એ સરોવરની દક્ષિણ બાજુના ભાગમાં પર્વતની ઉપર સાવિત્રી દેવી રહ્યાં છે. તેમની પણ જે મનુષ્ય સારી રીતે પૂજા કરે છે, તે પણ વેદના તત્ત્વને જાણનારો થાય છે. હે મોહિનિ! તે પુષ્કરક્ષેત્રમાં વરાહ અવતારનું, નૃસિંહનું, બ્રહ્માનું, શ્રીહરિ-વિષ્ણુનું, શિવનું, સૂર્યનું, ચંદ્રનું, કાર્તિકેયનું, પાર્વતીનું તથા અગ્નિનું–એમ જુદાં જુદાં બીજાં પણ ઘણાં તીર્થો છે; ત્યાં ત્યાં હે મહાભાગ્યશાળી મોહિનિ! જે મનુષ્ય સ્નાન કરી સમાધિનિષ્ઠ અથવા એકાગ્ર-ચિત્ત થઈને બ્રાહ્મણોને દાન દે છે, તે પણ ઉત્તમ ગતિને મેળવે છે. એકંદર પુષ્કરક્ષેત્રસ્નાન દુર્લભ છે; તપ મેળવવું તે પણ દુર્લભ છે; એ પુષ્કરક્ષેત્રમાં દાન આપવું પણ દુર્લભ છે; અને પુષ્કરક્ષેત્રમાં સ્થિતિ અથવા સ્થિર વસવાટ કરવો પણ દુર્લભ છે. માણસ, એ પુષ્કરક્ષેત્રથી સો યોજનો દૂર રહ્યો હોય છતાં, સ્નાનકાળે પણ ભક્તિથી તે પુષ્કરક્ષેત્રનું મનુષ્યે ચિંતન કરવું, જેથી ત્યાં પુષ્કરના તીર્થોમાં સ્નાન કર્યાનું ફળ મેળવે છે. છતાં તપથી સિદ્ધ થયેલા 'મંકડ' આદિ મુનિઓ પણ હર્ષથી એ પુષ્કરક્ષેત્રને સેવે છે. હે બ્રહ્માની પુત્રિ મોહિનિ! ભાગ્ય યોગે માણસ હરકોઈ સ્થળે ભલે ગયો હોય, તો યે 'હે પુષ્કર!' એવું નામ પણ જેણે ઉચ્ચાર્યું હોય તે ઇચ્છિત સિદ્ધિ પ્રાપ્ત કરે છે; ઉપરાંત એ પુષ્કરક્ષેત્રમાં સ્નાન કરવાથી ઉત્પન્ન થતા પુણ્યને પણ તે મેળવે છે, એવા પ્રકારનું પુષ્કરક્ષેત્રનું માહાત્મ્ય જે માણસ ભક્તિથી સાંભળે છે, તે પણ એ પુષ્કરક્ષેત્રમાં સ્નાન કરવાથી થતા પુણ્યને મેળવીને સ્વર્ગમાં દેવની પેઠે આનંદ પામે છે. ૧-૫૦

यः शृणोति नरो भक्त्या माहात्म्यं पुष्करस्य च ।
सोऽपि स्नानफलं प्राप्य मोदते दिवि देववत् ॥५०

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'પુષ્કરક્ષેત્રનું માહાત્મ્ય' નામનો ૭૧ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૭૨ : ગૌતમના આશ્રમનું માહાત્મ્ય કહેવાનો પ્રારંભ

मोहिन्युवाच

श्रुतं पुष्करमाहात्म्यं वसो पापप्रणाशनम् ।
गौतमाश्रममाहात्म्यमधुना कीर्तय प्रभो ॥१॥

મોહિનીએ કહ્યું : હે વસો! પાપનો અત્યંત નાશ કરનાર પુષ્કરનું માહાત્મ્ય મેં સાંભળ્યું. હવે હે પ્રભો! ગૌતમના આશ્રમનું માહાત્મ્ય તમે કહો.

વસુ બોલ્યા : હે દેવિ! હવે ગૌતમના આશ્રમનું ઉત્તમ માહાત્મ્ય હું તમને કહું છું, તે તમે સાંભળો, જ્યાં ભક્તિથી જઈને માણસ કોઈપણ કામનાઓને પ્રાપ્ત કરવા યોગ્ય રહેતો નથી. ગૌતમનો આશ્રમ પુણ્યકારક અથવા પવિત્ર હોઈને દેવર્ષિઓના સમુદાયોથી સેવાયેલો છે, તેમ જ સર્વ પાપોનું અત્યંત શમન કરનાર હોઈને

ઉપદ્રવોની શાંતિ આપનાર છે. જે માણસ ભક્તિભાવથી યુક્ત થઈ બાર વર્ષ સુધી એ ગૌતમના આશ્રમને સેવે છે, તે શિવના ધામને પામે છે, જ્યાં જઈને માણસ શોક કરતો નથી. જ્યાં માયાદેવીના પુત્ર ગૌતમ બુદ્ધદેવ ઉગ્ર તપ કરવા માટે સારી રીતે સ્થિતિ કરી રહ્યા હતા, ત્યાં એ ગૌતમના આશ્રમમાં સર્વ પાપોનો નાશ કરનારી ગોદાવરી ગંગા નદી વહે છે. ત્યાં એ ગૌતમ મુનિ જ્યારે તપ કરી રહ્યા હતા, ત્યારે હે કૃપાળી પુત્રિ! સર્વ સ્થળે બાર-વર્ષની અવૃષ્ટિરૂપ ઘોર દુષ્કાળ થયો હતો; અને તે દુષ્કાળ સર્વ પ્રાણીપદાર્થનો ક્ષય કરનાર થયો હતો. હે શુભે મોહિનિ! એવો તે ઉગ્ર દુષ્કાળ જ્યારે થયો હતો ત્યારે ક્ષુધાથી દુર્બળ થયેલા બધા મુનિઓ જુદા જુદા દેશોમાંથી ત્યાં એ ગૌતમના આશ્રમમાં આવ્યા હતા. ત્યાં આવી તેઓએ તપ કરી રહેલા ગૌતમ મુનિને વિનતિ કરી હતી કે તમે અમને ભોજન આપો, જેથી અમારા શરીરમાં પ્રાણ ટકી રહે. એમ તે મુનિઓએ ગૌતમ મુનિને વિનતિ કરી ત્યારે તેમના પર જેમને દયા ઉત્પન્ન થઈ હતી, એવા શ્રીગૌતમે પોતાના તપના બળથી પોતાની ઉપર વિશ્વાસ ધરાવતા એ મુનિઓને આમ કહ્યું હતું:

ગૌતમ બોલ્યા: હે મુનિઓ! તમે બધા મારા આ આશ્રમની સમીપ સુખથી રહો. જ્યાં સુધી આ દુષ્કાળ ચાલુ રહેશે, ત્યાં સુધી હું તમને આદરયુક્ત થઈ ભોજન આપ્યા કરીશ. તે ભૂખ્યા ઋષિઓને વિશ્વાસ પમાડી ગૌતમે તપની બળથી પ્રસન્નચિત્ત થઈ સર્વ પદાર્થોને સિદ્ધ કરી આપનાર ગંગાનું ધ્યાન કર્યું હતું. ચાત્ર સ્મરણ કરતાં જ તે ગંગા દેવી પણ ત્યાં પૃથ્વીના તળિયામાંથી ઉત્પન્ન થયાં હતાં. ત્યારે તે ગૌતમ મુનિ પણ તે ગંગાને ત્યાં ઉત્પન્ન થઈને પૃથ્વીને સારી રીતે તરબોળ કરી રહેલાં જોઈ પ્રાતઃકાળે એ જમીન પર ડાંગર વાવી દઈ બપોરને સુમારે તો પાકી ગયેલી તે ડાંગરને લણી લીધી હતી અને પછી તે ડાંગરને રાંધીને તેના ભાત વડે તે બધાય ઋષિઓને સારી રીતે જમાડ્યા હતા. તે ભોજન જમીને તે મુનિઓ તૃપ્તિ પામી પ્રસન્ન થયા હતા; અને હર્ષથી તેઓએ ત્યાં ગૌતમના આશ્રમમાં જ નિવાસ કર્યો હતો. હે ભદ્રે મોહિનિ! એમ હમેશાં પકવેલી ડાંગર વડે ગૌતમ મુનિએ ભક્તિભાવથી યુક્ત થઈ તે ઋષિઓનો અતિથિસત્કાર કરવા માંડ્યો હતો. તે પછી એ મહામુનિ દરરોજ એ બ્રાહ્મણોને ભોજન કરાવી રહ્યા હતા, ત્યારે બાર વર્ષનો સમય પૂરો થતાં દુષ્કાળ પણ વીતી ગયો હતો; અને સુકાળ આવી પહોંચ્યો હતો. તેથી એ સર્વ મુનિએ, મુનિશ્રેષ્ઠ ગૌતમને વિનતિ કરી ને જણાવીને ત્યાંથી પાછા પોત-પોતાના દેશોમાં જતા રહ્યા હતા. હે મોહિનિ! એવા પ્રભાવશાળી તે ગૌતમ મુનિએ, ઇંદ્રિયોને નિયમિત કરી તે આશ્રમમાં ઘણા કાળ સુધી તપ તપ્યું હતું. પછી તેમના એ તપના કારણે ભગવાન અંબિકાપતિ શંકર પ્રસન્ન થયા હતા અને પોતાના ગણોની સાથે ત્યાં પ્રકટ થઈ એ ગૌતમમુનિને દર્શન દીધું હતું અને તમે વરદાન માગો એમ ગૌતમને કહ્યું હતું. પછી મુનિવરે ગૌતમે દેવોના દેવ અને ત્રણ નેત્રોવાળા ઉમાપતિ શંકરનું દર્શન કરી, તેમની આગળ ભૂમિ પર નીચા પડી દંડવત્ પ્રણામ કરીને નમસ્કાર કર્યો હતો. તે પછી એકદમ ઊભા થઈને તેમની આગળ બે હાથ જોડી ઊભા રહ્યા હતા અને તેમણે આમ કહ્યું હતું કે 'હે શંકર! તમારા બન્ને ચરણોમાં મને કાયમ ભક્તિ આપો અને મારા આશ્રમની સમીપે આ પર્વતની ઉપર રહેલા

તમારું હું કાયમ દર્શન કર્યા કરું, એ મને તમે વરદાન આપો.' એમ પાર્વતીના નાથ અને ભક્તોને ઇચ્છિત આપનાર શંકરને ગૌતમે કહ્યું હતું, તેથી તેમણે એ આશ્રમની સમીપ રહેલા પર્વત ઉપર તરત જ પોતાનું સાન્નિધ્ય દઈ તેમની નિકટ જ એમ સ્થિતિ કરીને એ ગૌતમને પ્રસન્ન કર્યા હતા. હે સતિ! મોહિનિ! ત્રણ નેત્રવાળા હોઈને તેજસ્વરૂપે શંકરે તે પર્વતની ઉપર જ એમ નિવાસ કર્યો હતો, ત્યારથી માંડીને એ પર્વત પણ 'ત્ર્યંબક' એવા નામે જ લોકમાં કહેવાય છે. હે ઉત્તમ ભાગ્યવાળાં ગૌતમિ! જે લોકો એ ગોદાવરી ગંગાને પ્રાપ્ત કરી ભક્તિયુક્ત થઈને તેમાં સ્નાન કરે છે, તેઓ આ સંસારરૂપ સાગરથી છૂટી જઈ મુક્ત થાય છે. તે ઉપરાંત જેઓ એ ગોદાવરીના તીર પર પર્વતની ઉપર રહેલા ત્ર્યંબક શંકરનું (સોળે) ઉપચારો વડે પૂજન કરે છે, તેઓ સાક્ષાત્ એ મહેશ્વરરૂપ થઈ જાય છે. એમ ટૂંકમાં મેં ત્ર્યંબક શંકરનું માહાત્મ્ય વર્ણવ્યું છે; કેમ કે તેને વિસ્તારથી કહેવાને તમારા પિતા બ્રહ્મા પણ ખરેખર સમર્થ નથી. તે પછી એ ગોદાવરી ગંગા જ્યાં સુધી ત્યાં પ્રત્યક્ષ દર્શનપણું પામી રહ્યાં છે, ત્યાં સુધી ત્યાં અનેક પવિત્ર આશ્રમો પણ સ્થિતિ કરી રહ્યા છે: એ આશ્રમોમાં સ્નાન કરી વિધિપૂર્વક પિતૃદેવતાઓનું સંતર્પણ કરીને મનુષ્ય ઇચ્છિત કામનાઓને પ્રાપ્ત કરે છે, એમાં સંશય નથી. હે ભદ્રે મોહિનિ! તે ગૌતમના સમયથી માંડી ગોદાવરી નદી ત્યાં કોઈક વેળા ક્યાંક પ્રકટપણે અને ક્યાંક કોઈ વેળા ગુપ્તપણે રહીને પૃથ્વીને તરબોળ કરી રહ્યાં છે. જે ઠેકાણે મનુષ્યોની ભક્તિથી મહેશ્વરી, તે ગોદાવરી પ્રકટપણું પામ્યાં છે, ત્યાં મહાપુણ્યદાયી તીર્થ બન્યું છે અને ત્યાં માત્ર સ્નાન જ કરવાથી એ તીર્થ લોકોમાં પાપોનો નાશ કરી રહ્યાં છે. તે પછી એ ગોદાવરી દેવી, પંચવટીમાં આવીને નિયમપૂર્વકનાં વ્રતો ધારણ કરી સારી રીતે પ્રકટપણું પામ્યાં છે અને લોકોને સદ્ગતિ આપનારાં થયાં છે. જે માણસ નિયમપૂર્વકનાં વ્રતો ધારણ કરી એ પંચવટીની સમીપ રહેલાં ગોદાવરીમાં સ્નાન કરે છે, તે બ્રહ્માની પુત્રિ! પોતાની ઇચ્છાનુસાર કામનાઓ પ્રાપ્ત કરે છે. પૂર્વે ત્રેતાયુગમાં શ્રીરામચંદ્ર એ પંચવટીની પાસે જ્યારે આવ્યા હતા અને સીતા તથા નાના ભાઈ લક્ષ્મણની સાથે જ્યારે ત્યાં વસ્યા હતા, ત્યારથી તેમણે એ ગોદાવરીને અતિશય પવિત્ર કર્યાં છે. એ પ્રમાણે હે શુભે મોહિનિ! એ સર્વ ગૌતમના આશ્રમનું આખ્યાન મેં તમને જે કહ્યું છે, તે–તેને સાંભળતા અને તેનો પાઠ કરતા લોકોને પુણ્યકારક, પાપોનો નાશ કરનાર તથા મનવાંછિતને આપનારું થાય છે. ૧–૩૫

इत्येतत् सर्वमाख्यातं गौतमाश्रमजं शुभे।
शृण्वतां पठतां पुण्यं पापघ्नं वाञ्छितप्रदम् ॥३५॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'ગૌતમની તપશ્ચર્યાના પ્રભાવનું વર્ણન' નામનો ૭૨ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૭૩: ત્ર્યંબકમાહાત્મ્યનો પ્રારંભ

मोहिन्युवाच

श्रुतं गुरो त्वया प्रोक्तं पुण्याख्यानञ्च गौतमम्।
त्र्यम्बकस्य च माहात्म्यं गोदायाश्चवदीमवम् ॥१॥

મોહિનીએ પૂછ્યું: હે ગુરો! તમે કહેલું પવિત્ર ગૌતમ આખ્યાન તથા ત્ર્યંબકનું માહાત્મ્ય મેં સાંભળ્યું; જેમાં ગોદાવરીનું માહાત્મ્ય તથા પંચવટીનો સંબંધ જણાવ્યો છે. હવે પુંડરીકપુરની ઉત્પત્તિ મેં સાંભળવા હું ઇચ્છું છું; જ્યાં મહાદેવે જે પ્રકારે તાંડવનૃત્ય કર્યું હતું, તે પ્રકારે તે પણ

અતિશય પુણ્યથી પણ વધુ પુણ્યકારક વૃત્તાંત હે બ્રાહ્મણ! તમે મને કહો.

વસુ બોલ્યા : ભક્તોને વશ રહેનારા મહાદેવ ખરેખર તરત જ વરદાન દેનારા છે; તેથી એ શંકર ભક્તોની આગળ તરત જ પ્રકટપણું પામે છે અને તેમની ઇચ્છા પ્રમાણે કરે છે. એક સમયે વ્યાસના શિષ્ય 'જૈમિનિ' નામના મુનીશ્વર, 'અગ્નિવેશ' આદિ પોતાના શિષ્યોની સાથે તીર્થાટન કરતા કરતા સાક્ષાત્ દેવરાજ ઇંદ્રના નગર જેવા પુંડરીકપુરમાં આવી ચઢ્યા હતા. એ પુંડરીકપુર સર્વ બાજુ શોભાયુક્ત એવાં સર્વ ઋતુનાં પુષ્પોવાળાં વૃક્ષો વડે શણગારેલું સુશોભિત હોઈ શીતળ છાયાવાળાં તે વૃક્ષો વડે શોભી રહ્યું છે; તેમ જ સફેદ પાણીવાળાં જલાશયોથી પણ ચોપાસ યુક્ત છે. અનેક પક્ષીઓનાં ટોળાંઓથી વ્યાપ્ત હોઈ અતિશય રમણીય કમલીકર–સરોવરોથી પણ ચારે બાજુ યુક્ત છે અને સ્ત્રીઓ, અપ્સરાઓ, પુરુષો, વિદ્યાધરો અને દેવો વડે વિશેષ દીપી રહેલાં ઉજ્જવળ ભવનો વડે વિમાનની પેઠે તે શોભી રહ્યું છે. એવી તે પુંડરીકપુરની શોભા જોઈ જૈમિનિ મુનિ અત્યંત પ્રીતિવાળા થયા હતા. પછી તેમણે ત્યાં રહેલા સરોવરમાં સ્નાન કરવાનું મન કર્યું હતું, જે સરોવર ઘાટી છાયાવાળાં વૃક્ષોથી યુક્ત અને જાતજાતનાં પુષ્પો વડે સુગંધ યુક્ત રહેતું હતું. મુનિ જૈમિનિએ વૃક્ષોની છાયાથી યુક્ત એ સરોવરના તટ પર ક્ષણ વાર વિશ્રાંતિ લીધી હતી અને પછી ત્યાં સ્નાન કરીને નિત્યક્રિયાઓ તથા દેવતર્પણ, ઋષિતર્પણ તથા પિતૃતર્પણ પણ કર્યું હતું. તે પછી ત્યાં માટીનું શિવલિંગ બનાવી તેમ જ પાદ્ય, અર્ઘ્ય, આદિ વિવિધ ઉપચારો વડે વિધિ પ્રમાણે તે શિવલિંગનું પૂજન કર્યું હતું. ઉપરાંત ચંદનના ધૂપ તથા દીપકો વડે, અને વિવિધ પ્રકારનાં નૈવેદ્યો તથા સુગંધી પુષ્પો વડે પણ તે શિવલિંગની પૂજા કર્યા. પછી મુનિ જૈમિનિ ત્યાં સ્થિર થઈને રહ્યા હતા. તેટલામાં ભગવાન શંકર ત્યાં સાક્ષાત્કાર પામ્યા હતા. એમ તે જ માટીના શિવલિંગમાં અનેક પ્રકારનાં રત્નોના જેવી કાંતિ પ્રકટી નીકળી હતી. તે પછી જૈમિનિએ ઉમાપતિ દેવ શંકરનાં સાક્ષાત્ દર્શન શિવના અર્ધા અંગરૂપ અને શરણે આવેલાંની પીડાને હરતા પ્રભુ શ્રીહરિનું પણ તેમણે દર્શન કર્યું હતું. પછી ઊભા થઈને જમીન પર નીચે દંડવત્ પડી તેમને પ્રણામ કરી બે હાથ જોડી મુનિ જૈમિનિ આમ બોલ્યા હતા :

જૈમિનિએ કહ્યું : હે દેવોના દેવ! હે જગતના પતિ! હું ધન્ય છું, અને કૃતકૃત્ય થયો છું. તમે બ્રહ્માદિ દેવો વડે ધ્યાન કરવા યોગ્ય છો, છતાં મને સાક્ષાત્ દૃષ્ટિગોચર–પ્રત્યક્ષ થયા છો." તે પછી પ્રસન્ન થયેલા તે ગિરીશ પ્રભુ–શંકરે પોતાના હાથ જૈમિનિ મુનિના માથા પર મૂકી તેમને આમ કહ્યું હતું, 'હે પુત્ર! તું બોલ, તું શું ઇચ્છે છે?' શંભુનું તે વચન સાંભળી જૈમિનિએ તેમના પ્રત્યે કહ્યું હતું કે, 'અંબિકા, ગણપતિ તથા કુમાર કાર્તિકેય સહિત આપ દેવનાં હું દર્શન કરું.' એ સાંભળી દેવ શંકરે અંબિકા સહિત અને પોતાના બે પુત્રોની સાથે તે જૈમિનિને પોતાનું દર્શન દીધું હતું. પછી પ્રસન્ન ચિત્તવાળા થયેલા શંકરે ફરી તે જૈમિનિને આમ કહ્યું હતું કે, "હે પુત્ર! તું કહે, તું શું ઇચ્છે છે?" તે પછી જગદ્‌ગુરુ શંકરનું એ કૃપાળુપણું જોઈને ધીમું હસતાં હસતાં તેમને કહ્યું હતું કે, 'હું આપને તાંડવ નૃત્ય કરતા સારી રીતે જોઉં.' પછી તેમનું એ મનવાંછિત કરવા માટે ભગવાન અંબિકાપતિ શંકરે અનેક પ્રકારની ક્રીડા કરવામાં કુશળ એવા પોતાના

પ્રમથ ગણોને યાદ કર્યા હતા. એમ શંકરે માત્ર સ્મરણ જ કર્યું હતું તેટલામાં નંદિ, ભૃંગી વગેરે તે બધા ય પ્રમથ ગણો કૌતૂહલથી યુક્ત થઈ ખૂબ અંકવાદો કરતા કરતા ત્યાં આવી પહોંચ્યા હતા અને ત્યાં ગણપતિ, કાર્તિકેય, તથા અંબિકા સહિત શંકરને નમસ્કાર કરીને; તેઓ વાણીનો સંયમ કરી મૌનપણે ત્યાં બે હાથ જોડીને ઊભા રહ્યા હતા; અને દેવોના દેવ તે શંકરની આજ્ઞાની રાહ જોયા કરતા હતા. તે પછી શંકરે શ્રીપીર્વતીજી તથા પોતાના ભક્તોની આજ્ઞાથી અદ્‌ભુત રૂપ ધારણ કરી ત્યાં નૃત્ય કરવા માંડયું હતું. તે વેળા અદ્‌ભુત વેષ તથા આભૂષણો ધારણ કરેલાં હોઈને તે શંકર દીપી રહ્યા હતા; તેમણે ચંચળ નાગોરૂપી વેલીઓથી પ્રદીપ્ત કેડની ભેઠ બાંધી હતી. તેમનું મુખ સહેજ ઊંચું અને ઉજ્જવળ હાસ્યથી યુક્ત હતું. તેમના લલાટમાં ચંદ્રની કળા શોભી રહી હતી. તેમના બાહુઓ ઊંચા હોઈને ઊંચી ધજાઓથી યુક્ત હતા. તેમની દષ્ટિ સુંદર જણાતી હતી. તેમનું શરીર ભસ્મથી લેપાયેલું હતું; અને કાંતિથી ચંદ્રની ચંદ્રિકાને જીતી રહ્યું હતું. તેમનું શરીર જટાના સમુદાયમાંથી નીકળતી દેવગંગા વડે ભીનું થઈ રહ્યું હતું. લલાટના નેત્રમાં રહેલ ઉજ્જવળ અગ્નિથી તેમના મસ્તકમાં રહેલો ચંદ્ર તપી રહ્યો હતો અને તે ચંદ્રમાંથી સવી રહેલા અમૃત વડે જીવતા થયેલા હરિણના મૃગચર્મમાં થતા હુંકારો વડે જે શિવ યુક્ત હતા. વળી કુમાર કાર્તિકેયના વાહન મોરની ચાંચ વડે ખેંચાતા નાગોના ફૂંફાડા જેમના શરીર પર થઈ રહ્યા હતા તેમ જ ચંદ્રમાંથી ઝરતા અમૃત વડે સજીવન થયેલ બ્રહ્માના પાંચમા મુખના હુંકાર જેમના શરીર પર થઈ રહેલ છે તેમ જ શરીર પર ધારણ કરેલ સર્પોથી અત્યંત ભયભીત થયેલા ગણપતિના વાહન ઉંદરો; જેમની આગળ ભયના ચૂંચું અવાજો કરી રહ્યા હતા; તેમ જ (પાર્વતીજીના વાહન) સિંહની ગર્જનાથી જેનાં નેત્રો ભયભીત બન્યાં હતાં એવા પોતાના વાહન મોટા આખલા નંદિયાના ભાંભરવાના અવાજો જેમની સમીપે કરાઈ રહ્યા છે; વળી તે નૃત્યમાં વારંવાર ચરણકમળનું પડવું થઈ રહેલું હોવાથી પૃથ્વીના તળિયાને જેમણે વારંવાર કપાવ્યું હતું; અને પેલાં વાદિત્રો વડે હર્ષયુક્ત થઈ ખડાં થઈ જતાં રૂંવાડાંની પંક્તિરૂપ કાંટાઓથી જે વ્યાપ્ત થયા હતા, તેમ જ દેવો તથા અસુરોના ઇંદ્રોના મુકુટોમાં જે રત્નો જડ્યાં હોય તેમનાથી જેમના ચરણ પ્રકાશયુક્ત થઈ રહ્યા હતા અર્થાત્ એ નૃત્ય ચાલતું હતું ત્યારે દેવોના તથા અસુરોના ઇંદ્રો તે શ્રીશંકર ભગવાનના ચરણકમળમાં પોતાના મસ્તકમાં રહેલા રત્નજડિત મુકુટો સાથે વંદન કરી રહ્યા હતા. વળી તે નૃત્ય ચાલતું હતું ત્યારે શ્રીગણેશ, કાર્તિકેય તથા શૈલપુત્રી પાર્વતી એ શંકર ભગવાનનું મુખ જોઈ રહ્યાં હતાં. તેમ જ એ નૃત્ય જોઈને જેમનો હર્ષ અત્યંત વધી રહ્યો હતો એવા ભક્તોના સમૂહો, જે શ્રીશંકરને ઉદ્દેશી ઉત્તમ પ્રકારે જય જય નાદોને સારી રીતે ઉચ્ચારી રહ્યા હતા. એમ તે ચાલુ રહેલ તાંડવ નૃત્ય વડે વિભુ શંકર સર્વ દિશાઓને ચોપાસ પ્રકાશમાન કરી રહ્યા હતા. એવા પ્રકારનું તે મહેશ્વર શંકરનું એ નૃત્ય જોઈ જૈમિનિ મુનિ આનંદના સમુદ્રમાં મગ્ન બન્યા હતા; અને પછી તેમણે સમાધિનિષ્ઠ થઈ એકાગ્રચિત્તે વેદના પાદરૂપે અથવા વેદના ચરણરૂપ એવા આ સ્તોત્ર વડે આમ સ્તુતિ કરવા માંડી હતી:

બ્રહ્મા, વિષ્ણુ તથા શંકર જેમના ચરણ-

કમળમાં પ્રણામ કરી રહ્યા છે, એવાં હે જગતનાં માતા! હે કાંપીલ્યનગરમાં વસનારાં દેવિ! તમને નમસ્કાર હો. હે વિઘ્નોના ઈશ્વર ગણેશ! બ્રહ્મા, સૂર્ય, ચંદ્ર, ઇંદ્ર તથા ઉપેંદ્ર-વિષ્ણુ પણ તમને વંદન કરી રહ્યા છે. બ્રાહ્મણોના તથા બ્રહ્માના પતિ હે ગણપતિ! તમને નમસ્કાર હો. જેમનું લલાટ પાર્વતીના કોમળ હસ્તકમળથી સુરક્ષિત રહ્યું છે એવા અને સોનાના કુંડળો તથા કમળોની માળા જેમણે ધારણ કરી છે, તે કુમાર કાર્તિકેયને હું વંદન કરું છું. બ્રહ્મા આદિ દેવોને જેમનું (પ્રત્યક્ષ) દર્શન થવું મુશ્કેલ છે એવા શિવની સ્તુતિ કરવાને કોણ યોગ્ય થાય છે? છતાં વાદળાંમાંથી જેમ વૃષ્ટિ થાય છે, તેમ તમારાં દર્શનથી મારી તે સ્તુતિ થઈ શકી છે. અંબા સહિત શિવને નમસ્કાર હો. સર્વના શર્વ-સંહાર કરનાર છતાં જેમના દ્વારા ભક્તનું કલ્યાણ તથા ભક્તને સુખ પૂર્ણ થાય છે તે નટરૂપ રુદ્ર અને સભાના પતિ એ શિવને નમસ્કાર હો. જે શંકર પોતાના ચરણથી બધું ભેદી નાખે છે, લોકરૂપ છે, અને જેમણે પોતાના મસ્તક વડે બ્રહ્માંડની ભીંત ભેદી નાખી છે; અને પોતાની એ ભુજાઓ વડે દિશાઓના અંતને જેમણે ભમાવી નાખ્યા છે, તે ભૂતોના પતિને નમસ્કાર હો. જેમના ચરણમાં (નૃત્ય સમયે) એ ઝાંઝર અવાજ કરી રહ્યાં છે, જેમનું મૃગચર્મરૂપ વસ્ત્ર વિશેષ દીપી રહ્યું છે અને મોટા સર્પની મેખલા-કંદોરો જેમણે પહેર્યો છે, તે પશુઓના પતિને નમસ્કાર હો. વળી જે કાળના પણ કાળ છે, પાર્વતીજીની સાથે જે વસે છે, યોગથી જે યુક્ત છે, હાથમાં ત્રિશૂલને જે ધારણ કરે છે, હાડકાંનાં આભૂષણોને જે ધારણ કરે છે અને જે શુદ્ધ છે તે બધા જગતના પતિને નમસ્કાર હો. તેમ જ સર્વ જગતનું રક્ષણ કરનાર બધા સ્વર્ગવાસીઓના જે નેતા છે અને જે બધા પર્વતોના પતિ છે તેમ જ બધાં ક્ષેત્રોના જે સ્વામી છે, તે આપને નમસ્કાર હો. લોકોનું કલ્યાણ કરનાર તમને નમસ્કાર હો. મંગલમય તમને નમસ્કાર હો. સર્વ ધનના પતિ અને બધાં અન્નના પણ પતિ તમને નમસ્કાર હો. તેમ જ આત્માના અધિપતિ અને મીઢુષ-એટલે કે સુખકારક કૃપાદૃષ્ટિનું અતિશય સિંચન કરનાર તમને નમસ્કાર હો. આઠ અંગોવાળા, હૃદયને અતિશય પ્રિય, કલેશ પામેલા ભક્તને ઇષ્ટ વસ્તુ આપનાર, દક્ષના યજ્ઞનો નાશ કરનાર, અતિશય પ્રસન્ન અને પુષ્ટ લોકોના પતિ આપને નમસ્કાર હો. પાંચે ભૂતોના અધિપતિ અને કાળના પણ કાળ આપને નમસ્કાર હો. તેમ જ આત્માના અધિપતિ અને દિશાઓના પતિ આપને નમસ્કાર હો. વિશ્વના કર્તા મહાન ઈશ્વર, વિશ્વના ભર્તા-ભરણપોષણ કરનાર-સ્વામી, પિનાક ધનુષને ધારણ કરનાર, વિશ્વના હર્તા-સંહાર કરનાર, અગ્નિરૂપ નેત્રવાળા અથવા અગ્નિ જેવાં તીક્ષ્ણ-દાહક નેત્રોવાળા અને વિશ્વરૂપ આપને ખરેખર નમસ્કાર હો. હે ઈશાન! હે તત્પુરુષ એટલે કે તે પ્રસિદ્ધ પુરુષસ્વરૂપ! અને ઘોર-ભયાનક! આપને સર્વકાળ નમસ્કાર હો. હે વામદેવ! તમને નમસ્કાર હો. તેમ જ સદ્યોજાત-તત્કાળ જન્મેલા આપને જ નમસ્કાર હો. ભસ્મરૂપ આભૂષણવાળા, ભક્તોના ભયનો અતિશય ભંગ કરનાર, સંસારની ઉત્પત્તિ કરનાર-ભવસ્વરૂપ, પ્રલયકાળે સર્વને બાળી નાખનાર રુદ્રમૂર્તિ અને ભક્તોના કલ્યાણનું સિંચન કરનાર-મીઢુષ-આપને નમસ્કાર હો. હજારો નેત્રોવાળા, અંબાદેવી સહિત, હજારોને અભય આપનાર આપને નમસ્કાર હો. તેમ જ હજાર બાહુવાળા, હજાર નેત્રોવાળા તથા સર્વને સુખ આપનાર-મીઢુષ

આપને નમસ્કાર હો. સુંદર ગાલવાળા, સોમસ્વરૂપ અથવા ઉમાદેવી સહિત, સુંદર લલાટવાળા, સુંદર ભ્રૂકુટીથી યુક્ત, સુંદર દેહવાળા, અત્યંત સુખ આપનાર તથા ભક્તોના કલ્યાણ-સુખને સીંચનાર-ભક્ત સુખપ્રદાતા-આપને નમસ્કાર હો. સંસારના ક્લેશોનાં કારણોને તથા ખોટાં ભયનો નાશ કરનાર; અષાઢ એટલે કે બ્રહ્મચારીને ધારણ કરવાના દંડસ્વરૂપ, બધું સહન કરનાર, કલ્યાણ સીંચનાર-મીઢુષ-આપને સર્વ કાળ નમસ્કાર હો. આનંદના સમુદ્રસ્વરૂપ સુંદર નૃત્ય કરનાર, સમસ્ત જગતના નાથ અને સભાના પતિ અદ્ભુત દેવને હું વંદન કરું છું. સુંદર જંઘા-પગની પીંડીઓવાળા; સુંદર, રેશમી વસ્ત્રો ધારણ કરનાર, રાક્ષસોનો તથા ભૂતોનો નાશ કરવા સમર્થ, દક્ષોના ઈશ્વર તથા ઇષ્ટદેવ, અવિનાશી ઈશ્વર પરમ-શ્રેષ્ઠ પ્રભુ આપને હું નમસ્કાર કરું છું. અર્ધા વાંકડિયા વાળથી યુક્ત, વસ્ત્ર રહિત શરીરના અર્ધભાગવાળા; હાડકાંની તથા કમળની પાંખડીઓની માળા ધારણ કરનાર, અર્ધા પુરુષલક્ષણથી યુક્ત, પુરુષસ્વરૂપ તેમજ કાળા તથા પીંગળા રંગવાળા આપને હું વંદું છું. એક જ વાર નમેલાને સંસારરૂપ મહાસાગરથી તારનાર અને સ્થાવર-જંગમ જગતના પતિ તે ઈશાન-સર્વ નિયંતાને હું પ્રણામ કરું છું. બધાં જગતના ધાતા-ધારક અને પોષક ઈશ્વર, સર્વને સર્વ સંપત્તિઓ આપનાર, દેવોના નેતા-નાયક, જય પામનાર તથા અપરાજિત એટલે કે ક્યાંય કદી પણ પરાજય નહિ પામેલા તમને હું વંદું છું. અંતક-યમદેવના નેતા-નાયક, ગંગાને ધારણ કરનાર આપને હું વંદું છું. જે આપ મારું તથા ત્રણે ભુવનોનું ધારણપોષણ કરો છો અને સર્જન કરો છો. તે સર્વજ્ઞ, સર્વગામી, કવિ તથા ઈશ્વરને હું વંદું છું. જેમનાથી યજુર્વેદ સહિત ઋગ્વેદની ઋચાઓ તથા સામવેદો ઉત્પન્ન થયા છે, તે સુંદર દૃષ્ટિવાળા અને ભૂત, ભવિષ્ય તથા વર્તમાન સ્વરૂપ આપને હું વંદું છું. બીજા કર્મોનો જે ત્યાગ કરે છે અને જે વિશ્વમાં સર્વના તરફ વિશેષે કરી જોયા કરે છે; જે હર છે-સર્વનો સંહાર કરનાર તથા દેવોના નિયંતા છે; તે બધું હરી લેતા-કાળસ્વરૂપને હું નમી રહ્યો છું. ખુદ નારાયણ પણ જેમની આજ્ઞાથી સર્વ જગતમાં વ્યાપીને રહ્યા છે, તે મહાદેવને હું નમું છું. જેમની આજ્ઞાથી કલ્પના આદિકાળે ભગવાન બ્રહ્માએ આ જગતને પહેલાં જેવું હતું તેવું સર્જ્યું છે, તે ઈશ્વરસ્વરૂપ દેવને હું વંદું છું. જેમના લિંગને પોતપોતાની સ્ત્રીઓની સાથે રહેલા દેવોના સ્વામી ઇંદ્રને પોતાનો મુખ્ય દેવ બનાવી દિવસે ને રાત્રે હંમેશાં છે, પૂજે તે આ રુદ્રને હું નમું છું. જેમને પૂર્વે એકવાર પૂજીને નૈવેદ્યમાં માલપૂડા આપનાર બધા દેવો પોતપોતાનું ઐશ્વર્ય પામ્યા છે, તે ઈશાનદેવને હું વંદું છું. જે શિવને શાંત યોગીઓ પોતાના હૃદયકમળમાં સતત સમ્યક્ જાણતા હોઈને ઉપાસે છે તે આ કમળ જેવી કાન્તિવાળાને અમે નિરંતર નમસ્કાર કરીએ છીએ. ઉમાદેવી પાર્વતીના સ્તન ઉપર બાણરૂપે થયેલી છાતીવાળા હે રુદ્ર! તમારું જે શરીર શિવ છે એટલે કે સર્વનું કલ્યાણ કરનાર છે, તે રુદ્રભાવ ધારણ કરનાર તમને નમસ્કાર હો. તેમ જ ભયંકર ક્રીડા કરનાર હે રુદ્ર! શાન્તિસ્વરૂપ તમને નમસ્કાર હો. તેમ જ હે રુદ્ર! મન્યુ-શોક તથા ક્રોધસ્વરૂપ અથવા રુદ્ર-ક્રોધ-મૂર્તિ! તમને નમસ્કાર હો. જેને વેદોરૂપી ઘોડા જોડેલા રથ પર રહેલા પોતાના બંને પગ વડે તેમ જ બાણ તથા ધનુષથી યુક્ત બે બાહુ વડે જેમણે ત્રિપુરનો નાશ કર્યો છે, તે તમને નમસ્કાર હો. હે શંકર! (ત્રિપુરનો વધ કરતી વેળા) તમે વાસુકિ નાગને ધનુષની દોરી કરી હતી અને મેરુના

જેવું મોટું પક્ષીનું રૂપ ધર્યું હતું, તે તમને ધનુષ ધારણ કરનારને નમસ્કાર હો. પરશુ–ફરશી નામના હથિયારરૂપ તમને નમસ્કાર હો. અતુલ કાન્તિવાળા શૂલસ્વરૂપ તમને નમસ્કાર હો. હયગ્રીવસ્વરૂપ અથવા બાણરૂપ તમને નમસ્કાર હો. હે હર–મહાદેવ ! અસુરોની વધૂઓના હાસ્યને હરનારાં ! તમારાં જે જે અસ્ત્રો તથા બાણનો જે ભાથો છે, તેમને હું નમસ્કાર કરું છું. પાર્વતીના લીલાકમળ વડે જેમના બાહુઓ (ગમતમાં) હણાયા છે, તે અઘોર સૌમ્ય સ્વરૂપવાળા તમને, અમારાં તથા અમારા કુશના તથા ક્લેશ કે દોષના નમસ્કાર હો. હું અજ્ઞાની, અક્ષીણ, અશિક્ષિત, બીજાની પાસે નહિ જનાર હોઈ અનાથ, દીન, શરણે આવેલ તથા દરિદ્ર છું; તો હે નીલલોહિત-કંઠે કાળા અને આંખમાં તથા જટાઓમાં લાલ રંગવાળા, તમે મારું રક્ષણ કરો. હે ઈશ્વર ! દુષ્ટ મુખવાળા, દુષ્ટ ક્રિયાઓવાળા તથા દુષ્ટ હોઈને જ દુર્દશાથી યુક્ત થયેલા મારું તમે રક્ષણ કરો. હું ચોપાસ દૃષ્ટિ કરીને મારી સિદ્ધિ માટે તમારા સિવાય બીજાને મેળવી શકતો નથી. હે શંભો ! રાગ, દ્વેષ તથા મદરૂપી જ્વાળાઓથી યુક્ત આ સંસારરૂપ અગ્નિ વડે અમે બળી રહ્યા છીએ, તો હે દયાલો ! તમે અમારું રક્ષણ કરનારા થાઓ. હે પુષ્કળ નામોવાળા અને હે ઘણાઓ દ્વારે સ્તુતિ કરાયેલા, પારકી સ્ત્રીઓ સાથે સંબંધવાળા, પારકા ઘરમાં વસનાર, પારકાં વસ્ત્રો પહેરનાર, પારકો આશ્રય લેનાર અને પારકું અન્ન ખાનાર; મારું તમે રક્ષણ કરો. હે દેવોના ઈશ્વર ! લૌકિક દુષ્ટોએ અમારું જે અપમાન કર્યું હોય છે, તેને અમે સહન કરતા નથી, તો હે પુષ્કળ દાન કરનારા ! તમારા દાસ અમને તમે પુષ્કળ (ધનાદિ) આપો. હે ઈશ્વર ! યત્નથી રહિત હોવા છતાં ગર્વયુક્ત થઈ અમને જોયા કરતા દુષ્ટ લોકોનું ક્ષેત્ર, આયુષ તથા ધન અમારે લાયક હોય, તેથી તમે અમારું ચારે બાજુથી ભરણપોષણ કરો. હે દયાના ભંડાર ! કોઈની પાસે યાચના કરવાથી અમને જે મોટી લજ્જા થાય છે, તેને તમે અવશ્ય જાણો જ છો, તો આપની સ્તુતિ કરનારા અમારું તમે ચારે બાજુથી જલદી ભરણ–પોષણ કરો. હું દુર્બળ છું, તેથી મારી પત્ની, માતા, પિતા અને બીજાઓ પણ મારો અમાપ દ્વેષ કરે છે તો તમે મને વિશ્વનું પોષણ કરે એવા ધનની સાથે મોટી વિદ્યા આપો. (ત્રિપુરના વધકાળે) હે મેરુ પર્વતને પોતાનું ધનુષ બનાવનારા ! જેનાં પ્રયોજન અમારાથી ન દેખાયાં હોય અથવા જેમાં પ્રયોજન અમે ગાયાં હોય તેવાં સર્વ કર્મો કરવા માટે અમે અશક્ત છીએ. તો તેવાં હરકોઈ કર્મો કરવા માટે તમે અમારાં શરીરોમાં બળ સ્થાપો. હે દેવોના ઈશ્વર ! હજારો અનિષ્ટો જેણે પ્રાપ્ત કર્યાં છે અને ઈષ્ટોની સાથે જેને વિયોગ થયો છે, એવા મને હૃદયનો જે રોગ થયો છે અને શરીર પર જે ફીકાશ આવી છે તેનો તમે નાશ કરો. તેમ જ જે જે રોગો, પિશાચો, મનુષ્યો તથા દેવો આ લોકમાં મને પીડા ઉપજાવી રહ્યા છે, તે બધાંને આપ હાંકી કાઢો; કેમ કે આપ મહાન છો. કેવળ તમે જ અમારું રક્ષણ કરનાર છો, બીજો કોઈ પણ અમારું રક્ષણ કરનાર નથી. એ કારણે હે દેવેશ્વર ! હે બ્રહ્માના તથા વેદોના પતિ ! તમે અમને પોતાના તરીકે સ્વીકાર કરીને અમારી રક્ષા કરો. હે ઉમા–પાર્વતીના પતિ ! તમે જ અમારાં માતા, પિતા અને દાદા છો અને તમે જ અમારું આયુષ, બુદ્ધિ, લક્ષ્મી, ભ્રાતા ભાઈ અને સખા–મિત્ર છો. કારણ કે હે દેવેશ્વર ! તમે જ સર્વ કર્મના કર્તા છો, તેથી મેં જે કંઈ દુષ્કૃત કે પુણ્ય

કર્યું હોય તે સર્વને તમે ક્ષમા કરો. હે દેવ! હે મહાદેવ! તમારા જેવો કોઈ પ્રભુ નથી અને મારા જેવો કોઈ કૃપણ તુચ્છ નથી, તો તમે જ અમારા બળરૂપ છો. સુંદર મંદ હાસ્યવાળા, ભસ્મ વડે ગૌર અંગોવાળા, તરુણ સૂર્ય સમાન દેહવાળા, પ્રસન્ન મુખવાળા અને સૌમ્યસ્વરૂપ એવા તમને હું નમસ્કાર સાથે સ્તવું છું. અમારું આ જ વરદાન અમને ઇષ્ટ છે. એટલે કે અમે આપની સમક્ષ આગળ વરદાન માગીએ છીએ કે-સતીના પતિ એવા તમે નૃત્ય કરી રહ્યા હો અને તે સ્થિતિમાં ઉમાના પતિ એવા આપનું અમે સો વર્ષ સુધી દર્શન કર્યા કરીએ. હે ભગવન્! અમે આપની કૃપાથી સર્વકાળ રોગરહિત, મોટા ભાગ્યવાળા વિદ્વાન અને ઘણું સાંભળ્યું હોય એવા થઈને સો વર્ષો સુધી જીવીએ. તેમ જ અમે અમારી સ્ત્રીઓ તથા બંધુઓની સાથે તમારા તાંડવ નૃત્યને તેમ જ તમને ઈશાનને ઇચ્છાનુસાર જોયા કરતા હોઈને આનંદ પામીએ. હે દેવોના દેવ મહાદેવ! તમારું ચરણકમળ મધુમય છે-મધ જેવા રસથી વ્યાપ્ત છે; તેને ઇચ્છાનુસાર પીને અમે સો વર્ષ સુધી આનંદ પામીએ. હે મહાદેવ! અમે જન્મે જન્મે ભલે કીડા, નાગો કે પિશાચો હોઈએ, પરંતુ એ સ્થિતિમાં પણ અમે સો વર્ષો સુધી તમારા દાસ થઈએ. હે ઈશ્વર! હે દેવ! હે મહાદેવ! અમે તમારી સભાનાં-નૃત્યના વાદિત્રોના તથા ગળાના અવાજો સો વર્ષ સુધી એ કાન વડે સાંભળીએ, માત્ર સ્મરણથી જ સંસારનો વિનાશ કરનાર તમારાં દિવ્ય નામોને અમે સો વર્ષો સુધી ખરેખર બોલ્યાં જ કરીએ. હે ધૂર્જટે! આપે માત્ર બાણને તાકીને જ ત્રિપુરાસુરનાં ત્રણે નગરોને તથા ત્રિપુરાસુરને પોતાને પણ બાળી નાખ્યો હતો; તો અમે આપના સ્મરણથી જ) નિત્ય આધિઓ તથા વ્યાધિઓ વડે અજિત રહીએ. સુંદર સુવર્ણના જેવા ચોપાસ પ્રકાશતા અને ગૌરીદેવીના સ્તન ઉપરના વસ્ત્રરૂપ થયેલી છાતીવાળા આપને યુવાન વિશ્વપતિ તથા કવિ તરીકે અમે ક્યારે જોઈશું? પ્રમથ ગણોના ઇંદ્રો વડે ચોપાસ વીંટાયેલા, પ્રસન્ન મુખવાળા, પ્રિય વસ્ત્ર ધારણ કરી રહેલા, અંબાદેવી સહિત, સુંદર કાંતિથી યુક્ત અને પ્રકાશમાન કાંતિવાળા આપને હું ક્યારે સેવીશ? હું ઘણાં પાપોથી યુક્ત છું, પુણ્યનો લેશ પણ મેં કર્યો નથી અને મારી બુદ્ધિ પણ દુષ્ટ છે; તો એવા (નિંદનીય) મારો ઈશ્વર નીલગ્રીવ અને વિલોહિત-શંકર સ્વીકાર તો કરશે ને? વળી હું કાળના ત્રિશૂલના અગ્નિથી ચોપાસ ઘેરાઈ ગયો છું અને તેથી ભયભીત બનેલો હોઈ મારું મન વ્યાકુળ થયું છે. તો એ વિશાળ ગ્રીવાવાળા અને કોઈ ને પણ લગારે નહિ નમેલા તે ઈશ્વર મારી તરફ ક્યારે જોશે? હે ગાયન ગાનારા પુરુષો! તમે અહીં આવો. તમે (સંગીતના) રાગો આદિને જો મેળવવાની ઇચ્છાવાળા હો તો કુબેરના મિત્ર શંકરની ઉપાસના માટે ગાવા માંડો. હે સખી જિહ્વા! તારું કલ્યાણ થાઓ. જેમ જય પામતા યોદ્ધાઓનાં દુંદુભિ-નગારાં વાગે તેમ તું વિદ્યાના દાતા, ઉમાપતિ શંકરના સ્તોત્રને અતિશય ઊંચેથી બોલ્યા કર. હે ચેતનાયુક્ત લોકો! અથવા અનંતર-અજન્મા જીવ! તું શાંત છે તેથી આ સમગ્ર જગતને જાણતો નથી. તો આ શંભુના સમગ્ર ગુણાનુવાદને તું તૃપ્તિથી પી પણ તરસ્યો ન રહીશ. તેથી ગૌર વર્ણવાળો થઈશ. હે મારા ચિત્ત! તું સુગંધથી યુક્ત સુખકારક સ્પર્શવાળા, કામનાઓને આપનાર અને ચંદ્રરૂપ આભૂષણવાળા શંકરને જેમ કોઈ સ્ત્રી પોતાના પ્રિય પુરુષને ગાઢ આલિંગન કરે તેમ ગાઢ

આલિંગન કર. મોટાં કિરણોવાળા, મોટાં શરીરવાળા, મોટાં વસ્ત્રોવાળા, મોટી ભુજાઓવાળા અને મોટો મુકુટ ધારણ કરી રહેલા મહેશ્વરને અર્પણ કરવા માટે તેજોમય ઉત્તમ સ્તુતિનો ઉચ્ચાર કર્યા કરું છું. ઈશ્વર મારી ઉપર પ્રસન્ન છે, એ કારણે મેં આ સ્તુતિઓ જેમ તેમ રચેલી છે છતાં સુંદર છે અને તે દ્વારા હું આદરથી મહેશ્વરની ઉત્કૃષ્ટ પ્રકારે પૂજા કરી રહ્યો છું. કદાચ આ સ્તુતિઓથી મને ઉગ્ર દંડ પ્રાપ્ત થાય તો તેને સહન કરવા હું તૈયાર છું. ત્રણે નગરોનો નાશ કરનાર શિવને નમસ્કાર હો. ત્રણે જગતના ઈશ્વર છતાં દિગંબરસ્વરૂપે રહેલા એ મુખ્ય દેવને નમસ્કાર હો. (પ્રલયકાળે) સર્વનો સંહાર કરનાર અને તેથી જ સૌથી ઊતરતી કોટિના હોય એવા જણાતા પણ વસ્તુતઃ સર્વના મૂળ કારણરૂપ એ શિવને વારંવાર નમસ્કાર હો. જેમનાથી અનેક પ્રજાઓને લીધે વિચિત્રરૂપવાળા જગતની ઉત્પત્તિ થઈ છે, તેથી જ વિકારરૂપ અને વિકારીરૂપ અથવા વિકારવાળા, તેમ જ સર્વનું ઉત્પત્તિકારણ હોઈ આ સંસારની ઉત્પત્તિ જેમનાથી થઈ છે, એવા તમને નમસ્કાર હો. (નમન કરતા) દેવોના ઈશ્વર–ઇંદ્રના મોટા મુકુટમાં રહેલાં અનેક પ્રકારનાં રત્નોની કાંતિ વડે ચોપાસ છવાયેલ આઠ પગથિયાંવાળા આસન પર બિરાજેલા અથવા અષ્ટાપદપર્વત-કૈલાસ જેમનું આસન છે એવા અને ભસ્મ વડે શરીર પર વિલેપન કરનારા અથવા જેમનાં અંગો પર ભસ્મનો રંગ રહેલો છે તે સર્વથી પર પરમાત્માને નમસ્કાર હો. જેમનાથી પર એટલે શ્રેષ્ઠ એવું બીજું કોઈ પણ તત્ત્વ છે જ નહિ. (આભૂષણરૂપે પોતે ધારણ કરેલ) સર્પના મહાન રાજાનું અને ઔષધીઓના નાથ ચંદ્રનું યુદ્ધ થતું હોવાથી ક્ષોભ પામતી જટામંડળરૂપી ગુફા જે ખીણને ધારણ કરતા અને સુંદર તાંડવ-નૃત્યથી યુક્ત તમને નમસ્કાર હો; જેમના વિષે અથવા જેમના કારણે આ સર્વ જગત સંચય પામ્યા કરે છે અથવા સંચય કે સંગ્રહરૂપ થઈ જેમનામાં આ બધું પ્રલય-કાળે સમાઈ જાય છે–જેમના ચરણને મુરારિ–શ્રીવિષ્ણુએ પોતાનાં નેત્રકમળ વડે પૂજ્યું હતું; જેમના હાથ ઉમાદેવીનાં ચરણની લાખ વડે ચોપાસ રંગાયેલા જણાય છે; તે સોનેરી દાંતવાળા અને સમીપમાં ઉજ્જ્વળ વર્ણ યુક્ત જણાતા પોઠિયા સહિત નીલકંઠ દેવને હું નમું છું. જેમનો કોઈ અંત નથી, જે સ્પષ્ટ જણાતા નથી, જેમનું ચિંતન કરવું શક્ય નથી, જે એકરૂપ જ છે, (પ્રલયકાળે) જે બધું હરણ કરે છે–દિશારૂપ વસ્ત્રથી જે યુક્ત રહે છે એટલે કે કાયમ નગ્નસ્વરૂપે રહે છે, જેમનું અંગ આકાશ જેવું સર્વવ્યાપી છે, જે અજન્મા અને પુરાણ છે, યજ્ઞોમાં (પશુબંધન માટેના) 'યૂપ' નામના સ્તંભરૂપે બિરાજે છે; અણુ કરતાં પણ અત્યંત અણુ–સૂક્ષ્મ સ્વરૂપ છે અને મોટા કરતાં પણ અતિશય મોટા છે, તે શિવને હું પ્રણામ કરું છું. અજન્મા–આત્મારૂપે આપ સર્વના અંતરમાં રહેલા છો, છતાં તે આપને જોયા વિના મૂઢ લોકો (આપની શોધ માટે) પહાડો-ની ગુફાઓમાં કે ખીણોમાં ભમ્યા કરે છે. તે જ પ્રમાણે આપ પશ્ચિમમાં, ઉત્તરમાં, દક્ષિણમાં, પૂર્વમાં, નીચે અને ઉપર પણ રહ્યા છો; (તેથી સર્વવ્યાપી આપનાં સર્વત્ર દર્શન થાય છે. તેથી આપને પહાડોની ખીણમાં શોધવા ભમ્યા જે કરવું એ મૂર્ખાઈ છે.) જેમના મુકુટમાં ચંદ્ર બિરાજે છે, તે ઈશ્વર આ શિવને હું નમું છું. જે મહા આનંદમય હોઈને શોક તથા દુઃખથી રહિત છે અને જે સર્વના હૃદયકમળમાં શ્રેષ્ઠ આત્મા અથવા પરમાત્મારૂપે રહે છે

અને જેમના થકી બધી દિશાઓ અને વિદિશાઓ સ્થિતિ કરી રહેલ છે. હે ચંદ્રને મુકુટમાં ધારણ કરનારા ! સંસાર નામનો મહાન રોગ રાગ આદિ કપટ–ભાવથી ઉત્પન્ન થયેલો છે અને તે રોગ વડે હું પીડાઈ રહ્યો છું; એવા મને જોઈને તમે તે સંસારરૂપ રોગથી મારું પાલન અથવા રક્ષણ કરો; કારણ કે હું તમને વૈદ્યોના પણ અતિ શ્રેષ્ઠ વૈદ્ય તરીકે સાંભળું છું. હે ભવ–સર્વના ઉત્પાદક ! હે શંકર ! દુઃખના સમુદ્રથી યુક્ત, સુખના લેશથી પણ રહિત, પુણ્યનો જેણે સ્પર્શ પણ કર્યો નથી અને ઘણાં પાપોથી યુક્ત બનેલો હોઈને મૃત્યુના હાથમાં રહેલા ભયભીત મારું તમે પશ્ચિમમાં, પૂર્વમાં, બીજી બધી દિશાઓમાં તથા ઊંચે એમ સર્વત્ર રક્ષણ કરો. હે દેવ ! અમે પાપીઓ, શ્રીપાર્વતીજીના મુખદર્શનથી અતિશય શીતળ અને દયાથી પરિપૂર્ણ એવી આપની દૃષ્ટિથી જ આ દુઃખરૂપી જળથી ભરેલા સંસાર-સમુદ્રને તરી જઈશું, પણ કોઈ બીજી નૌકારૂપ સાધનથી તરી શકીશું નહિ. હે મહેશ્વર ! અપાર સંસારસમુદ્રની વચ્ચે હું અત્યંત ડૂબી રહ્યો છું; અને તેથી જ હું મોટી ચીસો પાડી રહ્યો છું અને અસમર્થ હોઈ આપનું સેવન કરી રહ્યો છું; તો અતિશય બળવાન દક્ષિણ દ્વારા જેમ દાન-ક્રિયાનું રક્ષણ કરાય છે, તેમ તમે મારું રક્ષણ કરો. હે યમદેવના શત્રુ મૃત્યુંજય ! હું મારા પૂર્વજન્મનાં સંચય કરેલાં પાપોનું સ્મરણ કર્યા કરું છું અને યમદેવના કઠોર મુખને પણ યાદ કર્યા કરું છું, તેથી જ ભયભીત રહ્યા કરું છું; તો તમે મને મારું ક્ષીણ થયેલું આયુષ અર્પો, અથવા હું મરણ પામ્યો હોઉં ત્યારે પણ તમે મને મારી ઇચ્છા પ્રમાણે આયુષ આપો. પિનાક ધનુષને ધારણ કરનારા, અનેક રૂપવાળા અને ઉગ્ર એવા શંકર, સુંદર ભસ્મ વડે ગૌરવર્ણવાળાં, સુગંધથી યુક્ત અનંત ભોગોવાળાં, કોમળ અને અઘોર ભયાનક નહિ પણ સૌમ્ય એવાં પોતાનાં સ્થિર અંગો વડે મને ક્યારે આલિંગન કરી ભેટી પડે (એમ હું ઝંખું છું). ઈશ્વર શંકરને હું પોકારી રહ્યો છું. સંસારસમુદ્રમાં પડ્યો છું અને કોઈ રાફડા-માં કે પહાડમાં રહેલા દેડકાની પેઠે અત્યંત ભયભીત બન્યો છું, તો સુવર્ણ જેવા તેજસ્વી રૂપવાળા અને સુવર્ણ જેવી પીંગળી દૃષ્ટિવાળા તેમ જ દેવોના દેવ તે શંકર મારું ક્યારે રક્ષણ કરશે ? સુંદર મંદહાસ્ય-થી યુક્ત, ચંદ્રની કલારૂપ મુકુટના આભૂષણ-વાળા, પાર્વતીજીનાં કટાક્ષો જેમનાં બન્ને નેત્રો પર આરૂઢ થયાં છે એવા અને સૂર્યના જેવા તેજસ્વી વર્ણવાળા તેમ જ અજ્ઞાનરૂપ અંધકાર અથવા માયારૂપ અંધકારથી પર એવા અંબિકા સહિત શંકરનું હું ક્યારે દર્શન કરીશ ? હે અનાદિકાળના મુમુક્ષુઓ ! તમે અહીં આવો. તમે શિવનું હૃદયકમળમાં ચિંતન કર્યા કરો; કારણ કે વેદાંતના વિશેષ જ્ઞાન વડે જેઓએ પદાર્થોનો અતિશય નિશ્ચય કર્યો છે, એવા પુરુષો પણ મુક્તિ મેળવવા માટે એ શિવનું નિત્ય ધ્યાન કર્યા કરે છે. તમે અહીં આવો; અને પોતાની ઇચ્છાનુસાર અધિપતિપદે જોડાઈને કૈલાસ-માં વસતા મહેશ્વરનું તમે યજન અથવા પૂજન કરો; કારણ કે એ પ્રમાણે પૂર્વે ખુદ બ્રહ્માએ શિવનું પૂજન કર્યું હતું અને તેથી જ એ પૂજનના ફળરૂપે સર્વ પ્રાણી-ઓના તે એક સ્વામી થયા હતા. વળી જેઓ તે શ્રીકંઠ શંકરને નમે છે, તેઓ સર્વનું એક આશ્રયસ્થાન બને છે; વિશાળ લક્ષ્મીને મેળવે છે અને તેઓ પુણ્યથી યુક્ત થાય છે; એ શ્રીમાન શ્રીપતિ બિલ્વ વડે વંદનીય ચરણોવાળા, સંપત્તિઓના સંબંધે ઉદાર અને સર્વ પ્રકારનાં ધનને ધારણ કરનારા

છે. વળી જે લોકો ઉત્તમ પુત્રને મેળવવા ઇચ્છતા હોય તેઓ પણ એ ચુવાન કૈલાસવાસીનું યજન કે પૂજન કર્યા કરે; કારણ કે જગતના વિધાતા સ્વયંભૂ બ્રહ્મા પોતે પ્રથમ એ રીતે શંકરનું પૂજન કરીને જ જગતના રચયિતા થયા હતા. હવે બહુ વધારે કહેવાની જરૂર નથી. ટૂંકમાં આમ જ કહેવાય કે, એ શંકરનો આશ્રય કરવાથી સમગ્ર ઇચ્છાઓ સિદ્ધ થાય છે. જેમ કે પૂર્વે એ શંકરનો આશ્રય કરી કુંભસંભવ-અગસ્ત્ય મુનિ દિવસે કે રાત્રે પળિયાંથી યુક્ત વૃદ્ધ થયા ન હતા, પણ ચુવાન જ રહ્યા હતા. એકંદર મારાં નેત્રોરૂપી ભમરા ચોપાસ બીજું બધું ત્યજીને સર્વ બાજુએ શિવનો જ આશ્રય કરો-તેમનું નિત્ય દર્શન કર્યા કરો; કારણ કે એ શંકર હર્ષ ઉપજાવનાર સુગંધથી યુક્ત, કોમળ, કલ્યાણ અથવા સુખ માટે થનાર સ્વાદિષ્ટ અને જાણે કે મધથી યુક્ત હોય તેવા ખરેખર મધુર છે. વળી હે આત્મન્! એ શંકરનું યજન કરવાથી તું ઉપમાનરહિત થઈશ અને સમગ્ર મનુષ્યોને તથા દેવોને વિશેષ જીતી લેનારો થઈશ. હે વાણિ! તને નમસ્કાર હો. તું એ મહેશ્વરની સ્તુતિ જ કર્યા કર; કારણ કે ચુવાન એવા તે જ મહેશ્વર વેદોમાં તથા લોકોમાં હૃદયરૂપી ગુફાની અંદર રહેનાર સંભળાયા છે. હે મન! શંકરનું સ્મરણ કે ધ્યાન કરવાથી તું જે જે ઇષ્ટ વસ્તુનું ચિંતન કરીશ તે તે સમગ્ર તને પ્રાપ્ત થશે, પરંતુ વિષયમાં વૃત્તિને કોઈક વખત સમયે રાખવાથી તું દુઃખ સાથે જોડાઈશ. મનની ઉત્તમતા કરવા માટે આપણે તે રુદ્રદેવનું જ યજન કરીશું (એવો આપણે મનથી સંકલ્પ કરીએ). હે દયાળો શંકર! અમે અજ્ઞાનના યોગથી પહેલાં આપનું જે કંઈ અપચાર-કર્મ કે અપરાધજનક કર્મ કર્યું હોય તેને સર્વને અવશ્ય સહન કરીને, પિતા જેમ પુત્રોને પોષે અથવા તેમના અપરાધો સહન કરીને તેમના પર પ્રીતિ જ કરે છે, તેમ તમે અમારી ઉપર પ્રીતિ રાખજો, અર્થાત્ અમને અજ્ઞાની છતાં ભક્ત ગણી તમે અમારા અપરાધોની ક્ષમા આપજો. સંસાર નામનો ક્રોધી સર્પ મને રાગ, દ્વેષ, ઉન્માદ તથા લોભ આદિ બહુ તીવ્ર દાંત વડે કરડી ગયો છે, તો એમ તે સર્પદંશથી યુક્ત એવા મને જોઈ પિનાકધારી શંકર દેવ રક્ષક હોઈને, પ્રમાદરહિત અથવા સાવધાન થઈને મારું રક્ષણ કરો. હે રુદ્ર! એમ કહીને જે લોકો સમાધિથી એટલે કે ચિત્તની એકાગ્રતા કરીને તમને નમે છે, તેઓ જન્મરૂપી સર્પથી ભલે દંશીયા હોય તોયે તમને પામે છે. હે નીલગ્રીવ! હે કાળી ડોકવાળા! હું બ્રહ્મા વડે વંદાતો હોઈ સૂત્રાત્મા દ્વારા આપને પ્રાપ્ત થાઉં, આપમાં જ લીન થાઉં. હે અનાથના નાથ! સંસારની પીડારૂપ ભયંકર જ્વર વડે અમે પીડાયા છીએ અને એ જ મોટા રોગથી યુક્ત થયા છીએ તેમ જ સમગ્ર પતનના સમયથી તેમ જ વાહનથી દૂર કાળ સુધી પહોંચેલાં નેત્રોવાળા તમે પોતાના હાથરૂપ ઔષધ વડે તમે તે કાળનો નાશ કરનાર તથા તેને અતિશય બાળનાર હે વસો! એટલે વસુસ્વરૂપ હે શંકર! હે શૂર! ઉત્સવમાં અન્ન નિમિત્તે તમે સહનશીલ થાઓ, ઉતાવળ ન કરો. જેથી અમે આ આઠે ઇષ્ટ દિશાઓના સમુદાયને પૃથ્વીના સ્થળને, આકાશના સ્થળને, સ્વર્ગનાં સ્થળને તેમ જ ત્યાં ત્યાં રહેલ તે તે સર્વ પદાર્થોને પણ જીતી લઈએ; જે આ શંકર સર્વ દેવોના તથા માનવોના પ્રભુ તથા સભાના પતિ છે, તે અમને પુષ્કળ ધન તથા પીંગળી ઉત્તમ દૃષ્ટિ આપો. જગતને ઉત્પન્ન કરનાર તથા સંહાર કરનાર તમને નમસ્કાર હો. ભસ્મ વડે પ્રકાશિત છાતીવાળા તમને નમસ્કાર હો. સંસારને

પરાભવ તથા ભયમાં સંગવાળા અને પિનાક-ધારી શંકરને નમસ્કાર હો; વિશ્વનું રક્ષણ કરનાર અને સૂક્ષ્મરૂપ સનાતન શિવને નમસ્કાર હો; જેમનો મિત્ર બનેલો (જીવાત્મા) કદી જીતતો નથી. દેવોના પતિના પણ પતિને નમસ્કાર નમસ્કાર હો. પ્રજાપતિઓના પતિને નમસ્કાર નમસ્કાર હો. પૃથ્વીના પતિના પણ પતિને નમસ્કાર નમસ્કાર હો. અંબિકાના પતિને નમસ્કાર અને ઉમાદેવી પાર્વતીના પતિને નમસ્કાર નમસ્કાર હો. વંદન કરતા મસ્તક સાથે અથડાયેલ અવાજ વગેરે સાથે જેમનું મુકુટ યુક્ત મસ્તક સંઘર્ષણ પામ્યું નથી એવા વિનાયક ગણપતિને હું નિત્ય નમું છું; જે ગણપતિ નમેલાઓની પીડાનો નાશ કરનાર, કવિઓના પણ કવિ છે, અને જેમની કીર્તિ અત્યંત ઉપમાયુક્ત અથવા ખૂબ ઉપમાઓવાળી છે. વેદોમાં જેમનાં નામો મળે છે. એવા જે કાર્તિકેયને યુદ્ધમાં દેવો તથા યજ્ઞમાં બ્રાહ્મણો, એ સ્વરૂપોવાળા મેળવે છે; તે કાર્તિકેયને હે ઉત્તમ બ્રાહ્મણ ભક્ત! હે ઉત્તમ બ્રાહ્મણોના હિતકારી! હે ઉત્તમ બ્રાહ્મણોના પ્રિય! એમ સંબોધીને હું વંદું છું. જગતની અંબિકા શિવાદેવીને નમસ્કાર. શિવની પ્રિયા અને શિવસ્વરૂપ શરીરવાળાં શિવાદેવીને નમસ્કાર હો; જે દેવી હિમાલયની પુત્રી પાર્વતીરૂપે જન્મ્યાં હતાં, વળી જે શિવા સ્વચ્છ કેશપાશવાળાં! યુવતી અને સુંદર રૂપવાળાં છે. વળી સુવર્ણના જેવા વર્ણવાળાં, મણિયુક્ત ઝાંઝરથી યુક્ત ચરણવાળાં, પ્રસન્ન મુખવાળાં, એક હાથમાં પોપટને અને એક હાથમાં કમળને ધારણ કરનારાં, વિશાળ નેત્રોવાળાં, વચનના રહસ્યને જાણનારાં અને ઉત્તમ વાણીને બોલતાં ગૌરીદેવીને હું પ્રણામ કરું છું. તેમ જ મેનાનાં પુત્રી, અમેય એટલે કે પ્રમાણોથી અગમ્ય, કાંતિથી યુક્ત અને ભાખવાં અશક્ય

આ ઉમાદેવીને હું નમું છું; જે ઉમાદેવી પોતાના પ્રિય સખા-શંકર પતિને ચોપાસ ભેટે છે, તેથી પોતાના બન્ને સ્તનોને ભસ્મથી ધોળા કરે છે. વળી જે પોતાના પતિના જેવી શરીરની કાંતિ વડે પ્રકાશી રહ્યાં છે. અને નમન કરતા સિંહનો તથા મોટા બકરાનો જેમણે સ્વીકાર કર્યો છે તે સુંદરી ઉમાદેવીને હું નમી રહ્યો છું. જે દેવી કૈલાસવાસી શંકરની બાજુમાં બેસે છે અને બધાંય ભુવનોને સ્પષ્ટ વર્ણવે છે, ઊંચા પુષ્ટ સ્તનવાળાં તે ગૌરીદેવીને હું વંદું છું; જે આ દેવી ચંદ્રને મસ્તકના આભૂષણરૂપે ધારણ કરે છે, જેમના શરીર ઉપરનું બધુંયે વિલેપન (પતિના આલિંગનથી) ભૂંસાઈ ગયું છે અને જે આ દેવી દુઃખી પ્રાણીઓને પોતાની દિવ્ય કાંતિ અર્પણ કરે છે અને તેમને અન્ન માટે પ્રેરણા કર્યા કરે છે. વળી એ મેનાની કન્યા દેવી પાર્વતીને હું વંદું છું; જેમનો વિનોદ દીનજનોની રક્ષા કરવા રૂપે જ હોય છે એટલે કે દીનજનોની રક્ષા કરીને જ પોતે આનંદ પામ્યા કરે છે. જે માનદાયક આનંદને આપવાનો સ્વભાવ ધરાવે છે; અને જે (સર્વ) વિદ્યાઓની, મંગલોની તથા સત્ય વાણીઓની નાયિકા છે; તેમ જ બધાના ખોરાકની પણ નાયિકા-અર્પણ કરનારી છે. હે ભવાનિ! તમે સંસારના તાપનો તથા મોટા ભયનો નાશ કરનારાં છો. માટે શિવે! તમે અમને ભોજ્ય પદાર્થોનો તથા આભૂષણોનો કેવળ ભોગ કરવા માટે રાસ્ખલિત શ્રેષ્ઠ બુદ્ધિ આપો, કે જે બુદ્ધિ વડે અમે સર્વ સંકટો અને પાપોને અત્યંત તરી જઈએ. હે શિવે! તમારી સમાનતા અથવા ઉપમા ક્યા કેવી રીતે આપી શકાય તેમ છે? જગતની રચના એ આપની ક્રીડા છે અને આ શિવ આપના પતિ છે. ઉપરાંત શ્રીહરિ પણ આપના દાસ

છે અને સેવિકા તરીકે લક્ષ્મીજી, ઇંદ્રાણી તથા અતિશય ભાગ્યવતી સરસ્વતી પોતે છે; જે તમને ધર્મ આપ્યા કરે છે.'

વસુ બોલ્યા : એમ આ ઉપર્યુક્ત સ્તોત્ર વડે ઈશ્વર શંકરની સ્તુતિ કરીને મહામુનિ તે જૈમિનિએ, સ્નેહના આંસુઓથી ઊભરાતાં નેત્રે સભાપતિ શંકરને પ્રણામ કર્યા હતા. તેમણે ઈશ્વર શંકરનું એ તાંડવનૃત્યરૂપી મંગલ અમૃત વારંવાર પીવા માંડયું હતું–જોયા જ કર્યું હતું; અને સર્વ કામનાઓને પ્રાપ્ત કરી અંતે શંકરના ગણોનું અધિપતિપણું મેળવ્યું હતું. આ ઉપર્યુક્ત સ્તોત્રને જૈમિનિ મુનિએ પોતાના વચનરૂપે ઉચ્ચાર્યું હતું; તેથી જે ઉત્તમ બ્રાહ્મણ, ભક્તિથી અહીં (–ત્ર્યંબકેશ્વરની સામે) (તે સ્તોત્ર) ભણે છે, તેને ઇષ્ટ વાણી, સિદ્ધિ, બુદ્ધિ, કાંતિ તથા લક્ષ્મીજી, જેમાં સ્ત્રીઓ પોતાના પતિને ભેટે છે તેમ ભેટે છે–સ્વયમેવ આવી મળે છે. હરકોઈ રાજા પણ જો યુદ્ધ કરવા ઇચ્છતો હોય, પણ આદરથી આ સ્તોત્રને જો ભણે છે; તો તેની સમીપે પણ આદર સાથે તરત જ શત્રુઓ હૃદયમાં ધારણ કરતા હોઈને આવી પહોંચે છે; નહિ તો તે શત્રુઓ (એ રાજા દ્વારા માર્યા જઈને) અત્યંત હર્ષમાં આવી ગયેલા યમદેવની સમીપ તરત પ્રયાણ કરે છે. તેમ જ ત્રણે વર્ણના લોકોમાંથી પણ જે માણસ ઈશ્વર શંકર ઉપરના ભક્તિભાવથી કાયમ કે કોઈક જ દિવસે પણ આ સ્તોત્રનો જો પાઠ કરે છે, તો શરીર છોડ્યા પછી અંતે શિવની સમીપે જાય છે અને ત્યાં જઈ નિરંજન નિર્લેપ થઈને શંકરની દિવ્ય સમાનતાને પામે છે. જેમને બુદ્ધિની ઇચ્છા હોય તેઓ આ સ્તોત્રનો જો પાઠ કરે તો બુદ્ધિને મેળવે છે, તેમ જ જેઓ લક્ષ્મીને તથા પુષ્ટિને ઇચ્છતા હોય તેઓ આ સ્તોત્રનો પાઠ કરતા રહે તો લક્ષ્મીને તથા પુષ્ટિને મેળવે છે. તેમ જ ધાન્યને ઇચ્છતા લોકો આ સ્તોત્રપાઠથી ધાન્યને મેળવે છે અને પુત્રોને ઇચ્છતા લોકો આ સ્તોત્રનો પાઠ કરી પુત્રોને અવશ્ય મેળવે છે. જે માણસ આ સ્તોત્રના શ્લોકનો એક ચતુર્થાંશ, અર્ધો શ્લોક અથવા આખો એક શ્લોક પણ કાયમ કંઠસ્થ ધારણ કરે છે, તે શિવલોકમાં જાય છે. હે શુભે મોહિનિ! જે સ્થળે તે સમયે શિવે તાંડવ નૃત્ય કર્યું હતું, તે સ્થળે પવિત્રથી પણ અત્યંત પવિત્ર એક તીર્થ ગણાય છે. ત્યાં (નાશિક–ત્ર્યંબકમાં) સ્નાન કરીને માણસ (સંસારથી) મુક્ત થઈ જાય છે. વળી જે ઉત્તમ માણસ એ તીર્થસ્થળે પિતૃઓનું શ્રાદ્ધ કરે છે તે પોતાનાં સર્વ પૂર્વજોને સ્વર્ગમાં જ લઈ જાય છે, એમાં વિચારણા કરવી યોગ્ય નથી. વળી તે તીર્થસ્થળે જે માણસ સોનાનું, જમીનનું, શય્યાનું, ઘરનું, છત્રનું તથા પાણીનું અને અનાજ કે ભોજનનું દાન કરે છે, તે બધું અક્ષય થાય છે. આ પુંડરીકનું આખ્યાન પવિત્ર છે. તેનું જે શ્રવણ કરે અથવા બીજાને શ્રવણ કરાવે, તે પણ રુદ્રને પ્રિય થાય છે. ૯૫૨

एतदाख्यानकं पुण्यं पुंडरीकमुरोद्भवम् ।
शृणुयाच्छ्रावयेद्वापि सोऽपि रुद्रप्रियो भवेत् ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'ત્ર્યંબકેશ્વર જ્યોતિર્લિંગનું માહાત્મ્ય' નામનો ૭૩ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૭૪ : ગોકર્ણક્ષેત્રના માહાત્મ્યનો પ્રારંભ

મોહિન્યુવાચ

पुंडरीकपुराख्यानं त्वया प्रोक्तं श्रुतं गुरो ।
गोकर्णस्याद्यतीर्थस्य माहात्म्यं मे समादिश ॥१॥

મોહિનીએ પૂછ્યું : હે ગુરો ! પુંડરીકપુરનું આખ્યાન તમે કહ્યું, તે મેં સાંભળ્યું; હવે ગોકર્ણ તીર્થનું માહાત્મ્ય

તમે મને કહો. ''

વસુ બોલ્યા : હે મોહિનિ! મનુષ્યોને પુણ્યપ્રદ ગોકર્ણતીર્થ હું હવે કહું છું, તેને સાંભળો; ગોકર્ણ નામનું એ શિવક્ષેત્ર સર્વદાં સર્વ પાપોનો નાશ કરનાર છે. હે શ્રેષ્ઠ વર્ણવાળી મોહિનિ! એ ગોકર્ણતીર્થ પશ્ચિમમાં રહેલા સમુદ્રના તીર પર આવેલું છે. તેનો વિસ્તાર દોઢ યોજનનો છે અને માત્ર દર્શનથી પણ તે મુક્તિદાયી છે. હે દેવિ! સગર રાજાના પુત્રોએ જ્યારે પૃથ્વીનું તળિયું ખોદવા માંડયું હતું, ત્યારે સમુદ્ર અનુક્રમે વધવા માંડ્યો હતો. અને તેણે સમીપની ભૂમિને ડૂબાડી દેવા માંડી હતી. તે ભૂમિ ત્રીસ યોજન વિસ્તારની હતી અને તીર્થક્ષેત્રો તથા જંગલો સહિત હતી. તે ભૂમિ ડૂબવા માંડી હતી, ત્યારે ત્યાં વસવાટ કરતા બધાયે દેવો, અસુરો તથા મનુષ્યોએ તે સ્થાનનો ત્યાગ કરી સહ્ય પર્વત આદિ પ્રદેશ પર વસવા માંડયું હતું. તે પછી એ સમુદ્રમાં ગયેલું ગોકર્ણ નામનું ઉત્તમ તીર્થ ગુપ્ત બન્યું હતું. તેનો ઉદ્ધાર કરવા મુનિવરોએ વિચારવા માંડયું હતું અને તે માટે નિશ્ચય પણ કર્યો હતો. પછી તે બધાયે તે માટે સારી રીતે મંત્રણા કરી પછી પર્વતની તળેટીમાં સ્થિતિ કરી હતી. હે દેવિ! તે પછી ગોકર્ણક્ષેત્રનો ઉદ્ધાર કરવાની ઇચ્છાથી એ મુનિવરો મહેન્દ્રાચલ પર્વત પર રહેલા પરશુરામનું દર્શન કરવાની ઇચ્છાથી ત્યાં તે પર્વતની સમીપે ગયા હતા. એ પર્વત પર ચઢીને તેઓએ તે પરશુરામનો આશ્રમ પણ જોયો હતો; જે આશ્રમ અતિશય શાંત, ક્રૂર પ્રાણીઓથી યુક્ત હતો, છતાં સર્વ ઋતુઓમાં સુખકારક હતો. વળી તે તપોવન ફળ યુક્ત અને પુષ્પોવાળાં વૃક્ષો વડે જીવ હતું; તેથી તેમાં સ્નિગ્ધ છાયા છવાઈ રહી હતી. તેની ઉપમા ક્યાંય મળતી નથી; અને ઉત્તમ સુગંધથી યુક્ત સુખકારક વાયુ ત્યાં વાયા કરતો હતો. બ્રહ્મઘોષ અથવા વેદોની ગર્જનાથી ગાજી રહેલા તે આશ્રમની સમીપે જઈ મનમાં હર્ષ પામેલા તે મુનિવરો, વૃદ્ધોના અનુક્રમપૂર્વક એ આશ્રમમાં પ્રવેશ્યા હતા. ત્યાં કોમળ, કાળાં મૃગચર્મથી ઓછાડેલ બ્રહ્માસન પર સુખેથી બિરાજેલા અને શિષ્યો વડે ચોપાસ વીંટાયેલા અતિશય તપોધન તે પરશુરામનાં તેઓએ દર્શન કર્યાં હતાં; જાણે કે ત્રણે લોકને બાળી નાખ્યા પછી શાંત થયેલો પ્રલયકાળનો અગ્નિ તપશ્ચર્યા કરવા બેઠો હોય તેવા એ શ્રેષ્ઠ ભૃગુવંશી પરશુરામની સમીપ જઈ તે મુનિવરોએ વિનયથી તેમને વંદન કર્યું હતું. તે પછી એ મુનિવરોને ત્યાં આવેલા જોઈ ભૃગુકુળના ધુરંધર તે પરશુરામે આદર સાથે તેઓની સારી રીતે પૂજા કરી હતી; અને પછી સુખેથી બેઠેલા અને જેઓનો અતિથિસત્કાર કરાયો હતો, એવા તે મુનિઓને ભૃગુવંશના પુત્ર શ્રીપરશુરામે આમ કહ્યું હતું: 'હે મહાભાગ્યશાળી મુનિઓ! તમે અહીં ભલે પધાર્યા; તમે જે માટે અહીં આવ્યા છો, તે કાર્ય તમે સારી રીતે વિશ્વાસ ધરાવીને કહો. મારે તે અવશ્ય કરવા યોગ્ય છે. તે સાંભળ્યા પછી એ શ્રેષ્ઠ મુનિઓ જે માટે તે પરશુરામની સમીપે આવ્યા હતા, તે કાર્ય આમ કહ્યું હતું: 'હે ભૃગુશ્રેષ્ઠ! અમે ગોકર્ણક્ષેત્રના રહેવાસી મુનિઓ છીએ, એમ તમે જાણો. ભૂમિને ખોદી નાખનાર, સગરના પુત્રોએ તે તીર્થમાંથી અમને આમ હાંકી કાઢ્યા છે. તો હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! તમે પોતાના પ્રભાવથી ત્યાં ફેલાઈ ગયેલું સમુદ્રનું પાણી દૂર ખસેડીને અમારું તે ઉત્તમ ક્ષેત્ર પાછું આપવાને આપ યોગ્ય છો. તે મુનિઓનું એ વચન સાંભળ્યા પછી જેમણે શસ્ત્રો છોડ્યાં હતાં એવા તે પરશુરામ વિશેષ વિચારવા

લાગ્યા હતા; અને તે સત્પુરુષોનું સંરક્ષણ ધર્મયુક્ત છે એવી ખાસ ચિંતન કર્યા પછી, એ ભગવાને પોતાનાં ધનુષબાણ ગ્રહણ કર્યાં હતાં અને તે મુનિઓની સાથે ત્યાંથી પ્રયાણ કર્યું હતું; અને તે મહેન્દ્ર પર્વતની નીચે ઊતર્યા પછી તેમણે દક્ષિણ તથા પશ્ચિમ-વચ્ચેની દિશાને ઉદ્દેશી પોતાનો પર્વત એકદમ ઓળંગ્યો હતો. પછી તરત જ એ ગોકર્ણવાસી મુનિઓની સાથે સમુદ્રના કિનારે તે પહોંચી ગયા હતા. ત્યાં એક મુહૂર્ત–બે ઘડી સુધી વિસામો લીધા પછી વક્તાઓમાં શ્રેષ્ઠ એવા તે પરશુરામે મેઘ જેવી ગંભીર વાણીથી જલચર જીવોના પતિ વરુણદેવ પ્રત્યે આમ કહ્યું હતું: 'હે વરુણદેવ ! હું ભૃગુવંશી પરશુરામ એક કાર્ય કરવા માટે મુનિઓની સાથે અહીં આવ્યો છું, તો તમે દર્શન આપો. તમારી સાથે મારું અતિ આવશ્યક કાર્ય જરૂરી બન્યું છે.' એમ પરશુરામે સારી રીતે સભ્યતાપૂર્વક બોલાવ્યા છતાં જલજંતુ-ઓના પતિ વરુણદેવ તે વાક્ય સાંભળીને પણ અહંભાવને લીધે પરશુરામની સમીપે આવ્યા ન હતા, ત્યારે ફરી એ જ પ્રમાણે પરશુરામે તેમને સારી રીતે બોલાવ્યા, તો પણ તે જ્યારે આવ્યા નહિ, ત્યારે ભૃગુવંશી પરશુરામ તેમની સામે અત્યંત ક્રોધે ભરાયા હતા અને તેમણે ધનુષ ગ્રહણ કર્યું હતું; અને તે ધનુષમાં બાણ સાંધીને, તેમાં અગ્નિદેવતું ભૃગુવંશી અસ્ત્ર પણ સમુદ્રને સૂકવી નાખવા માટે જ્યારે સારી રીતે યોજ્યું હતું, ત્યારે હે ભદ્રે મોહિનિ ! સમુદ્ર સારી રીતે ક્ષોભ પામી ખળભળી ગયો હતો અને તેમાંના જલચર જીવોનાં સમુદાયો પણ સારી રીતે આકુળવ્યાકુળ થઈ ગયા હતા. તેમ જ વરુણ પણ શ્રીપરશુરામના અસ્ત્રથી ચોપાસ સન્તાપ પામીને ભયથી વ્યાપ્ત બન્યા હતા. તેમણે પોતાનાં સ્વરૂપ સાથે એકદમ આવી પહોંચી પરશુરામના બન્ને પગો ગ્રહણ કર્યા હતા. તે પછી એ પરશુરામે પોતાનું અસ્ત્ર તરત પાછું વાળી વરુણદેવને કહ્યું હતું કે, 'તમે આ પાણીને એકદમ ખસેડી લો; જેથી ગોકર્ણદેવનાં દર્શન થાય.' એવી શ્રીપરશુરામની આજ્ઞા થયા પછી તે વરુણે પણ ગોકર્ણની ઉપરનું પાણી ખસેડી લીધું હતું. તે પછી શ્રીપરશુરામે પણ ગોકર્ણ નામના શંકરનું તે વેળા સારી રીતે પૂજન કર્યું હતું; અને પછી પોતે મહેન્દ્ર પર્વત તરફ પાછા ફર્યા હતા. પેલા ગોકર્ણ-ક્ષેત્રવાસી બ્રાહ્મણોએ ફરી ત્યાં જ પોતાના એ ગોકર્ણસ્થાન પર નિવાસ કર્યો હતો; જ્યાં તપ તપીને તે બધા તીક્ષ્ણ વ્રતધારી મુનિઓ ફરી જ્યાંથી સંસારમાં પાછા ફરવાનું નથી એવા નિર્વાણપદ-મોક્ષને પામ્યા હતા. એવા તે ક્ષેત્રના પ્રભાવને કારણે પોતા-ના ભૂતગણો તથા દેવી પાર્વતીની સાથે તેમ જ સમગ્ર દેવો સાથે પણ શંકર ભગવાન તે ગોકર્ણક્ષેત્રમાં કાયમ પ્રેમથી વસી રહ્યા છે. ગોકર્ણક્ષેત્રના મહેશ્વરના દર્શનથી તરત જ બધાં પાપો છૂટી જઈ પવનમાં સૂકાં પાંદડાંની પેઠે દૂર થાય છે; પણ લોકોનાં કોઈ પણ પાપને તે ગોકર્ણક્ષેત્રનું સેવન કરવાની પ્રીતિ કદી પણ થતી નથી. વળી જે સ્થાવર–જંગમ પ્રાણીઓ તે ગોકર્ણક્ષેત્રમાં હઠથી પણ મરણ પામે છે, તેઓ તરત જ સના-તન સ્વર્ગને પામે છે. અને જે ક્ષેત્રનું માત્ર સ્મરણ કરવાથી પણ મનુષ્ય સર્વ પાપોથી છૂટી જાય છે, તેથી જ એ ગોકર્ણ નામનું ક્ષેત્ર સર્વ તીર્થોનું નિવાસસ્થાન ગણાય છે. બીજાં બધાં તીર્થક્ષેત્રોમાં સ્નાન કરી, સદાશિવનું પૂજન કરતા લોકો જે ફળને મેળવે છે, તે સર્વ ફળને ગોકર્ણક્ષેત્રમાં સદાશિવનું દર્શન કરવાથી મનુષ્યો મેળવે છે. જે લોકો કામ, ક્રોધાદિથી રહિત થઈ

ત્યાં ગોકર્ણક્ષેત્રમાં નિવાસ કરે છે, તેઓ ખરેખર થોડા જ કાળમાં સિદ્ધિને પામે છે. જપ તથા હોમમાં તત્પર, શાંત, નિયમનિષ્ઠ બ્રહ્મચારી તરીકે જે લોકો ગોકર્ણક્ષેત્રમાં વસે છે, તેઓ ખરેખર ઇચ્છિત સિદ્ધિને પામે છે. હે સતિ! બીજાં ક્ષેત્રમાં દાન, હોમ, જપ વગેરે તેમ જ પિતૃ, દેવ અને બ્રાહ્મણપૂજન કરવાથી જે ફળ મળે છે, તેથી કરોડગણું પુણ્ય તે ગોકર્ણક્ષેત્રમાં દાન, જપ, હોમાદિ કરવાથી પ્રાપ્ત થાય છે. હે ભદ્રે! કલ્યાણિ મોહિનિ! એમ ગોકર્ણક્ષેત્રમાં સંભવતું આ માહાત્મ્ય મેં તમને કહ્યું; તે, પાઠ કરતા તથા શ્રવણ કરતા સર્વનાં સર્વ પાપોનો નાશ કરનાર થાય છે. ૧–૭૪

इत्येतत्कथितं भद्रे गोकर्णक्षेत्रसम्भवम् ।
माहात्म्यं सर्वपापघ्नं पठतां शृण्वतामपि ॥७४॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'ગોકર્ણક્ષેત્રનું માહાત્મ્ય' નામનો અધ્યાય ૭૪ મો સંપૂર્ણ

## અધ્યાય ૭૫ : લક્ષ્મણાચલ પર્વતનું માહાત્મ્ય

मोहिन्युवाच

श्रुतं गोकर्णमाहात्म्यं वसो पापविनाशनम् ।
लक्ष्मणस्यापि महिमानं वक्तुमर्हसि सांप्रतम् ॥१

મોહિનીએ પૂછ્યું : હે વસો! પાપનો વિનાશ કરનારું ગોકર્ણક્ષેત્રનું માહાત્મ્ય મેં સાંભળ્યું. હવે 'લક્ષ્મણાચલનું' માહાત્મ્ય કહેવાને તમે યોગ્ય છો.

વસુ બોલ્યા : હે દેવિ! લક્ષ્મણાચલનું માહાત્મ્ય હવે હું તમને કહું છું, જે દેવને જોઈને માણસ સર્વ પાપોથી મુક્ત થાય છે. જે લક્ષ્મણ દેવ ચતુર્વ્યૂહ અવતારમાં સંકર્ષણ–બળદેવ પોતે જ ગણાય છે. જે સ્વયંપ્રકાશ દેવ હજાર મુખવાળા શેષનાગ પોતે જ હોઈને આ સર્વ ભૂમંડળને ધારણ કરે છે, એ સમસ્ત ભૂમંડળને તેમણે પોતાના એક જ મસ્તક પર સ્થાપ્યું છે, છતાં સરસવના જેવડું જ એ ભૂમંડલ તેમને જણાતું. તેમને જાણવામાં પણ જે શ્રીરામચંદ્ર છે તે તો બ્રહ્માદિથી વંદાયેલા સાક્ષાત્ નારાયણ દેવ જ છે. હે ભદ્રે મોહિનિ! જે પ્રદ્યુમ્ન છે, તે જ ભરત છે અને જે ભરતજી છે તે જ પ્રદ્યુમ્ન છે; અને જે શત્રુઘ્ન છે તે અનિરુદ્ધ જ છે. હે મહાભાગ્યવતિ! જે લક્ષ્મણ છે તે સંકર્ષણ–બલદેવ પોતે જ છે અને તે શિવસ્વરૂપ જ છે. પૂર્વે બ્રહ્માદિ દેવોએ સાક્ષાત્ લક્ષ્મીપતિ દેવને પ્રાર્થના કરી હતી, તેથી એ જ વિષ્ણુ ભગવાન દશરથ રાજાથી રામ આદિ નામો ધારણ કરી ચાર પ્રકારે (રામ લક્ષ્મણ, ભરત, શત્રુઘ્નરૂપે) પ્રકટ્યા હતા. હે દેવિ! તે પછી અમુક સમયના અંતરે મુનીશ્વર વિશ્વામિત્રે દશરથ રાજાની પાસે આવીને પોતાના યજ્ઞની રક્ષા કરવા માટે રામ લક્ષ્મણની માગણી કરી હતી. તેથી રાજા દશરથે મુનિ વિશ્વામિત્રના શાપથી ડરીને પોતાના પ્રાણથી પણ પ્રિય એવા તે બન્ને પુત્રો રામ–લક્ષ્મણને વિશ્વામિત્રને સોંપી દીધા હતા. તે પછી એ બન્ને રામ–લક્ષ્મણ, ગાધિરાજ–વિશ્વામિત્રના યજ્ઞમાં ગયા હતા અને ત્યાં જઈને તાટકા રાક્ષસી સહિત સુબાહુ દૈત્યનો વધ કરી, માનવાસ્ત્ર વડે મારીચને દૂર ફેંકી દઈને તે વિશ્વામિત્રના યજ્ઞની રક્ષા કરી હતી, અને તે દ્વારા વિશ્વામિત્રને સંતોષ પમાડ્યા હતા. પછી પ્રસન્ન થયેલા તે શ્રેષ્ઠ મુનિ વિશ્વામિત્રની પાસેથી અસ્ત્રોનો સમુદાય મેળવ્યો હતો. પછી કેટલાક કાળ સુધી શ્રીરામચંદ્રજી પોતાના નાના ભાઈ લક્ષ્મણની સાથે વિશ્વામિત્રના આશ્રમમાં રહ્યા હતા. તે વેળા તેમણે તેમનો સત્કાર કર્યો હતો. તે પછી વિશ્વામિત્ર એ બન્ને ભાઈઓને વિદેહનગર–મિથિલામાં લઈ ગયા હતા. ત્યારે જનક રાજાએ પણ વિશ્વામિત્રનો સારી રીતે સત્કાર કર્યો પછી તેમને

પૂછ્યું હતું કે, "આ બન્ને બાળકો કયા ક્ષત્રિય કુળના રાજાના છે? તે પછી મુનિવર વિશ્વામિત્રે તે જનક રાજાને જણાવ્યું હતું કે, આ બન્ને દશરથ રાજાના પુત્રો છે અને રામ-લક્ષ્મણ નામના બે ભાઈઓ છે. તે પછી જનક રાજા, અત્યંત પ્રસન્ન થયા હતા અને રામને તથા લક્ષ્મણને જોઈને પોતાના ચિત્તથી તે બન્નેને અનુક્રમે પોતાની સીતા તથા ઉર્મિલા નામની પુત્રીઓના પતિ તરીકે કલ્પી લીધા હતા. મુનિ વિશ્વામિત્રે તો ત્રણે કાળને જાણનારા હતા, તેથી તેમણે એ જનક રાજાના મનનો અભિપ્રાય જાણી લીધો હતો, અને પછી હર્ષ પામતાં પામતાં તેમણે જનક રાજાને કહ્યું હતું કે તે ધનુષ તમે મને બતાવો કે જે ધનુષ મહેશ્વર શંકરનું છે અને તેને તમે સીતાના સ્વયંવર માટે થાપણ તરીકે રાખી મૂક્યું છે. વિશ્વામિત્રનું તે વાક્ય સાંભળી રાજા જનકે પણ તરત જ પોતાના ત્રણસો નોકરોની મારફત એ શિવધનુષ ત્યાં મંગાવીને આદર સહિત વિશ્વામિત્રને બતાવ્યું હતું, એટલે શ્રીરામચંદ્રે તે શિવના ધનુષને એક ક્ષણે વારમાં પોતાના ડાબા હાથે ઉઠાવી લઈ તેમાં દોરી ચઢાવી ખેંચીને જેમ કોઈ મોટો હાથી શેલડીના સાંઠાને એકદમ ભાંગી નાખે તેમ એ ધનુષને એકદમ ભાંગી નાખ્યું હતું. તે પછી અતિશય પ્રસન્ન થયેલા તે જનક રાજાએ પોતાની બે કન્યાઓ સીતા તથા ઉર્મિલાને અનુક્રમે શ્રીરામને તથા લક્ષ્મણને સારી રીતે પૂજીને અર્પણ કરી હતી; એટલે તે બન્ને ભાઈઓએ પણ તે બન્ને કન્યાઓને વિધિપૂર્વક સ્વીકારી હતી. ત્યાર પછી રાજા દશરથના બીજા બે પુત્રો પણ બાકી છે એમ મુનિવર વિશ્વામિત્રની પાસેથી જાણીને જનક રાજાએ તે બન્ને ભાઈઓ ભરત અને શત્રુઘ્નને પણ પોતાને ત્યાં તેડાવીને તે બેયને પોતાના ભાઈની બે કન્યાઓ પરણાવી હતી. એમ જેઓએ ત્યાં લગ્ન કર્યાં હતાં એવા તે ચારે પુત્રોની સાથે દશરથ રાજાનો જનક રાજાએ સત્કાર કર્યો હતો. તે પછી એ દશરથ વગેરે બધા મુનિ વિશ્વામિત્રની આજ્ઞાથી અયોધ્યા તરફ જવા નીકળ્યા હતા, ત્યારે માર્ગમાં પરશુરામ મળ્યા હતા. ત્યારે રામચંદ્રે તેમનો ગર્વ શમાવ્યો હતો. પછી અયોધ્યામાં જઈને શ્રીમાન રામચંદ્ર પોતાના પિતા તથા ભાઈઓની સાથે જોડાયેલા રહીને ઘણાં વર્ષો સુધી આનંદ કરતા હતા. તે વેળા વસિષ્ઠ આદિ પંડિતોએ પણ શ્રીરામચંદ્રને બોધ આપ્યો હતો, તેથી પ્રભુ મનુષ્યપણાનું કેવળ અનુકરણ જ કરી રહ્યા હતા; વસ્તુતઃ પોતે તો બ્રહ્મસ્વરૂપ જ છે, એમ પોતાનું બ્રહ્મસ્વરૂપ જાણ્યું હતું. જેણે જાણવા યોગ્ય બ્રહ્મતત્ત્વ જાણ્યું હતું એવા પોતાના પુત્ર શ્રીરામનો યુવરાજપદે અભિષેક કરવા દશરથ રાજા હર્ષયુક્ત થઈ તૈયાર થયા હતા. તે જાણીને સૌથી નાની રાણી કૈકેયી રાજાને અતિશય પ્રિય હોઈને હઠ કરીને રાજા દશરથને શ્રીરામનો યુવરાજપદે અભિષેક કરતાં અટકાવ્યા હતા અને પછી પોતાના પુત્ર ભરતનો યુવરાજપદે અભિષેક થાય તે તેણે પસંદ કરાવ્યું હતું. તે પછી શ્રીરામચંદ્રે એ કૈકેયીને આનંદ થાય તે માટે પોતે પિતાએ અનુમતિ આપી ન હતી; છતાં વનમાં જવા પ્રયાણ કર્યું હતું; તે વેળા પત્ની સીતા, અને ભાઈ શ્રીલક્ષ્મણ પણ તેમની સાથે વનમાં નીકળ્યા હતા. હે શુભે મોહિનિ! તેઓ પ્રથમ ચિત્રકૂટ પર્વતની પાસે ગયા હતા અને મુનિનો વેષ ધારણ કરી કેટલાક કાળ સુધી તેઓ ત્યાં જ રહ્યા હતા. તે સાંભળીને તેમ જ પિતાનું મરણ પણ સાંભળી ભરતજી પોતાના મોસાળથી અયોધ્યા આવ્યા હતા અને પિતાને મરેલા જાણી 'હે રામ!' એમ

તેમણે આકારો કરવા માંડ્યા હતા. પછી તેમણે કૈકેયીને ધિક્કારી કાઢી હતી અને પોતે રામને પાછા વાળી લાવવાને શ્રીરામ પાસે જઈ પહોંચ્યા હતા. તે પછી શ્રીરામે પોતાની બન્ને પાદુકાઓ રાજ્યાસને પધ્રાવવા અર્પણ કરીને ભરતને અયોધ્યા પાછા વાળ્યા હતા. તે પછી એ શ્રીરામ, અત્રિના, અગસ્ત્યના તથા સુતીક્ષ્ણ મુનિના આશ્રમોમાં ગયા હતા; અને તે તે આશ્રમોમાં તે રઘુવંશી રામે બાર વર્ષો ગાળી કાઢ્યાં હતાં. તે પછી પત્ની સીતા તથા નાના ભાઈ લક્ષ્મણને સાથે રાખી એ શ્રીમાન રામચંદ્ર પંચવટીમાં ગયા હતા અને ત્યાં 'જનસ્થાન' નામના સ્થાનમાં પોતે રહ્યા હતા. તે વેળા શ્રીરામે ત્રિશિરા, ખર તથા દૂષણ નામના રાક્ષસોને માર્યા હતા; કારણ કે તેઓની બહેન શૂર્પણખાને શ્રીરામે ત્યાં વિકૃત કરી હતી એટલે કે તેનું નાક કાપી લઈ તેને બેડોળ બનાવી હતી, તેથી એ શૂર્પણખાએ ઉપર્યુક્ત એ રાક્ષસોને શ્રીરામ સામે યુદ્ધ કરવા પ્રેરણા કરી હતી. તેથી યુદ્ધ કરવા ચઢી આવેલા તે ત્રણેને શ્રીરામે યુદ્ધમાંથી હાંકી કાઢ્યા હતા. પછી તેઓ ચૌદ હજાર રાક્ષસોને સાથે લઈ શ્રીરામની સામે ધસી આવ્યા હતા. પરંતુ શ્રીરામ ભગવાને રંગબેરંગી પીંછાંવાળાં નારાચ–બાણોથી તેમને યમલોકમાં મોકલી દીધા હતા. તે સાંભળી રાક્ષસોના રાજા રાવણે 'મારીચ' નામના રાક્ષસને સોનાના મૃગના રૂપે (શ્રીરામને છેતરવા) મોકલ્યો હતો. તેણે પોતાનું સોનાના મૃગનું રૂપ દર્શાવી રામ-લક્ષ્મણને સીતાની પાસેથી દૂર પોતાની બાજુ ખેંચી આણ્યા હતા. એ લાગ લઈ ને રાવણે સીતાની પાસે આવી તેનું હરણ કર્યું હતું; એમ તે રાવણ સીતાને હરી–લઈ જતો હતો, ત્યારે તેના માર્ગમાં જટાયુ નામના પક્ષીઓના રાજાએ રોક્યો હતો; ત્યારે રાવણે તેનો વધ કર્યો હતો અને પોતે સીતાને લંકામાં લઈ ગયો હતો. પાછળથી રામલક્ષ્મણ પોતાની પર્ણકુટીમાં આવ્યા હતા; પરંતુ ત્યાં સીતાને તેમણે જોયાં ન હતાં; તેથી ચોપાસ તેઓએ સીતાને શોધવા માંડ્યાં હતાં. ત્યારે માર્ગમાં શાંત થઈને પડેલા જટાયુને તેમણે જોયો હતો. પછી તેનો અગ્નિસંસ્કાર કરી આગળ જતાં કબંધ રાક્ષસ (તેઓને ઉપાડી લઈ જવા) ધસી આવ્યો હતો. તેનો પણ વધ કરી તે રામલક્ષ્મણ આગળ ચાલ્યા હતા. પછી શબરી ઉપર કૃપા કરી તે બન્ને જણ ઋષ્યમૂક પર્વત પાસે આવી પહોંચ્યા હતા. તે પછી શ્રીહનુમાનજીનો ભેટો થતાં તેમના કહેવાથી વાનર રાજા સુગ્રીવને તેઓએ પોતાનો મિત્ર બનાવ્યો હતો. પછી એ સુગ્રીવનો દ્વેષ કરતા (તેના મોટા ભાઈ) વાલીનો વધ કરી સુગ્રીવને રાજા બનાવ્યો હતો. એ સુગ્રીવે પોતાના સેવક–વાનરોને સીતાની શોધ કરવા આજ્ઞા કરી હતી. ત્યારે હનુમાન વગેરે તે વાનરો ચારેબાજુ સીતાની શોધ કરતા દક્ષિણ સમુદ્ર પાસે આવી પહોંચ્યા હતા. (જટાયુના ભાઈ) સંપાતિ નામના પક્ષીરાજનો ભેટો થતાં તેના કહેવા ઉપર તે હનુમાન વગેરેએ સીતાને રાવણ લંકામાં લઈ ગયો છે એવો નિશ્ચય કર્યો હતો. પછી એકલા હનુમાનજી લંકામાં જઈ પહોંચ્યા હતા અને તે વાનરે સમુદ્રની સામે પાર રહેલાં રામ-પત્ની સીતાજીને જોયાં હતાં. પછી હનુમાનજીએ પોતાની ઓળખાણ માટે શ્રીરામે આપેલી વીંટી સીતાજીને આપી હતી અને તે દ્વારા સીતાજીને વિશ્વાસ ઉપજાવી, રામ–લક્ષ્મણ બન્ને ભાઈઓના કુશળ સમાચાર તે સીતાજીને સંભળાવ્યા હતા. પછી સીતાજીએ પોતાની મુલાકાતની શ્રીરામને ખાતરી થાય તે માટે પોતાનો ચૂડામણિ–માથાના શણગારનો મણિ શ્રી-હનુમાનજીને આપ્યો હતો. તે મેળવીને

હનુમાનજીએ ( રાવણની ) અશોકવાટિકાને ભાંગી નાખી હતી, અને સૈન્ય સાથે સામે ધસી આવેલા ( રાવણપુત્ર ) અક્ષકુમારનો વધ કર્યો હતો. પછી ઇન્દ્રજિત નામના રાવણના પુત્રના હાથે પોતે બંધાઈને રાવણની પાસે જઈને તેની સાથે વાતચીત કરીને હનુમાનજી તે બંધનમાંથી પોતાના બળથી છૂટી ગયા હતા અને પછી તેમણે આખી લંકાને બાળી નાખીને ફરી સીતાજીની મુલાકાત લીધી હતી. અને તેમની આજ્ઞા મેળવીને શ્રીહનુમાનજી લંકાથી પાછા ફર્યા હતા અને સમુદ્રને ઓળંગી શ્રીરામની પાસે જઈ સીતાજીના સમાચાર તેમણે શ્રીરામને જણાવ્યા હતા. તે સાંભળી શ્રીરામ પણ રાક્ષસ–રાવણના નિવાસસ્થાને રહેલાં સીતાજીને જાણ્યા પછી વાનરોના સૈન્યની સાથે દક્ષિણ સમુદ્રના કિનારે પહોંચી ગયા હતા. પછી એ સમુદ્રની સલાહથી શ્રીરામે તેના મહાસાગર ઉપર મોટા મોટા પહાડો ગોઠવી દઈ પુલ બાંધ્યો હતો અને તે પુલ દ્વારા સમુદ્રના સામા કિનારે પહોંચી જઈ ત્યાં સૈન્યનો પડાવ નાખ્યો હતો. પછી રાવણને તેના નાના ભાઈ–વિભીષણે સીતાને તેમના પતિ શ્રીરામને સોંપી દેવા સમજાવ્યો હતો પણ રાવણે તે પસંદ કર્યું ન હતું, પણ ઊલટો તે રાવણે વિભીષણને પગની લાત મારી પોતાની ઘરમાંથી કાઢી મૂક્યો હતો. ત્યારે વિભીષણ શ્રીરામના શરણે ગયો હતો. તે પછી શ્રીરામે લંકાને ઘેરો ઘાલ્યો હતો. પછી રાવણે પોતાના અમાત્યોને, પુત્રોને તથા સેનાનીને શ્રીરામ સામે યુદ્ધ કરવા મોકલ્યા હતા, પરંતુ શ્રીરામે, લક્ષ્મણે તથા મોટા મોટા વાનરોએ તે બધાનો યુદ્ધમાં નાશ કર્યો હતો, ઉપરાંત લક્ષ્મણે તીક્ષ્ણ બાણોના મારો ચલાવી ઇંદ્રને જીતનાર ઇંદ્રજિતને મારી નાખ્યો હતો અને શ્રીરામે પણ કુંભકર્ણનો તથા રાવણનો પણ વધ કર્યો હતો. એમ વિભીષણ દ્વારા તે બધું કરાવી શ્રીરામચંદ્રે પોતાની પ્રિયા સીતાજીને અગ્નિમાં સાક્ષી રાખી શુદ્ધ કર્યા પછી તે વિભીષણને રાક્ષસોનું સત્તાપણું, લંકાનું રાજ્ય તથા કલ્પકાળ સુધીનું લાંબું આયુષ આપીને વનવાસનું પોતાનું વ્રત પૂર્ણ કર્યું હતું. પછી પુષ્પક નામના વિમાનમાં બેસી તે રામે સુગ્રીવને તથા વિભીષણને સાથે લઈ નંદિગ્રામમાં રહેલા ભરતની પાસે જઈને ભરતને પણ સાથે લઈ અયોધ્યા નગરીમાં પ્રવેશ કર્યો હતો. ત્યાં પોતાની બધી માતાઓને પ્રણામ કરી તે રામ આદિ બધા ભાઈઓ પુરોહિત વસિષ્ઠને મળ્યા હતા. પછી તેમની અનુજ્ઞા લઈને–તેમની સલાહ પ્રમાણે શ્રીરામનો તે બધાએ રાજ્યાભિષેક કર્યો હતો અને તે પછી ભગવાન શ્રીરામે પણ પોતાની પ્રજાઓનું પોતાના પુત્રોની જેમ રક્ષણ કરતા રહી રાજ્ય કરવા માંડ્યું હતું. પરંતુ ( સીતાના સ્વીકારથી ) પોતાનો જે લોકાપવાદ અથવા લોકનિંદા સંભળાતી હતી, તેથી શ્રીરામચંદ્ર ખૂબ ત્રાસી ગયા હતા. તેથી એ ધર્મવેત્તા શ્રીરામે સીતાનો ત્યાગ કર્યો હતો; તેથી એ સીતા પણ વાલ્મીકિ ઋષિના આશ્રમમાં આવીને ત્યાં સુખેથી રહી હતી. પછી ત્યાં એ સીતાએ બે પુત્રોને (જોડકાંરૂપે) જન્મ આપ્યો હતો. તે બંને જણાં અનુક્રમે કુશ તથા લવ એ નામે પ્રખ્યાત થયા હતા. વાલ્મીકિએ પણ તે બંનેની શાસ્ત્રોક્ત ક્રિયા બરાબર કરી હતી તેમ જ એ ઉદાર બુદ્ધિવાળા વાલ્મીકિએ રામાયણ રચીને તે બંને કુશ–લવને ભણાવ્યું હતું. તેથી મુનિઓના યજ્ઞોમાં તે જ્યારે ચાલું થતા હતા ત્યારે રામાયણ ગાયા કરતા તે બંને ખ્યાતિ પામ્યાં હતા. પછી તે બંને જણા શ્રીરામના અશ્વમેધ યજ્ઞમાં આવ્યા હતા. ત્યાં પણ તેમણે એ રામાયણ ગાયું હતું. ત્યારે પોતાનું તે

ચરિત્ર સાંભળીને શ્રીરામચંદ્રની બુદ્ધિ પ્રસન્ન થઈ હતી. પછી તે શ્રીરામે શ્રીવાલ્મીકિ મુનિને સીતાની સાથે ત્યાં સભામાં બોલાવ્યા હતા. તે પ્રસંગે સીતાજીએ પોતાના બે પુત્રોને શ્રીરામચંદ્રને અર્પણ કર્યા હતા. અને પછી પૃથ્વીમાંથી જન્મ પામેલાં તે સીતાજી ફરી તે પૃથ્વીના વિવર(છિદ્ર)માં જ પેસી ગયાં હતાં; એ આશ્ચર્ય બન્યું હતું. તે પછી તેર વર્ષ સુધી બ્રહ્મચર્યરૂપ યજ્ઞ તે શ્રીરામે ચાલુ કર્યો હતો. એમ, રઘૂત્તમ શ્રીરામચંદ્રજી એક હજાર વર્ષો સુધી પૃથ્વી પર રહ્યા હતા. તે પછી એક સમયે કાળનું રૂપ ધરીને દુર્વાસા મુનિ તે શ્રીરામની સમીપે આવ્યા હતા. હે ભદ્રે મોહિનિ! એ દુર્વાસાના રૂપમાં કાળને ખુદ બ્રહ્માએ જ શ્રીરામનું વૈકુંઠગમન જણાવવા માટે મોકલ્યા હતા, ત્યાં આવી એ કાળે શ્રીરામને કહ્યું હતું કે અહીં આપણે બન્ને એકાન્તમાં રહ્યા હોઈએ ત્યારે કોઈ પણ અહીં ન આવવો જોઈએ છતાં જો કોઈ પણ માણસ અહીં આવી ચઢે તો તેનો તમારે અવશ્ય વધ કરવો જોઈએ. એ સાંભળી શ્રીરામે તે કબૂલ્યું હતું અને પછી લક્ષ્મણને બોલાવી તેમને શ્રીરઘુનંદને આમ કહ્યું હતું કે, તમે અહીં દરવાજે ઊભા રહો. કોઈ પણ માણસ અહીં જો પ્રવેશે તો તેને તમારે જણાવવું કે અહીં પ્રવેશ કરનારનો શ્રીરામજી વધ કરશે. તે સાંભળી લક્ષ્મણે 'તથેતિ'–બહુ સારું એમ કહી રામની તે આજ્ઞાનું બરાબર પાલન કરવા માંડ્યું હતું અને કોઈપણ માણસને શ્રીરામની સમીપે પ્રવેશ કરવા દીધો ન હતો. એમ શ્રીરામચંદ્રજી એકાંતમાં રહીને કાળની સમીપ મંત્રણા કરી રહ્યા હતા. તે અવસરે પછી દુર્વાસા પોતે લક્ષ્મણ પાસે દરવાજામાં આવી પહોંચ્યા હતા, ત્યારે તેમને આવેલા જોઈ લક્ષ્મણે તેમને પ્રણામ કરીને કહ્યું હતું કે, 'એક મુહૂર્ત બે ઘડી સુધી અહીં તમે રાહ જુઓ; કારણ કે, શ્રીરામચંદ્રજી મંત્રણા કરવામાં વ્યગ્ર છે.' તે વચન સાંભળી દુર્વાસા કાળનું જ પ્રયોજન સિદ્ધ કરનાર થઈને ક્રોધ પામ્યા હતા અને તેમણે લક્ષ્મણજીને કહ્યું હતું કે, 'તમે મને અંદર પ્રવેશ કરવા દો નહિ તો હું તમને તત્કાળ (બાળીને) ભસ્મરૂપ કરીશ. તેને તમે વિચાર કરો.' તે દુર્વાસાના એ વચન સાંભળી લક્ષ્મણજીને ગભરાટ ઉત્પન્ન થયો હતો, અને મુનિ દુર્વાસાથી ભયભીત થઈ તેમણે પોતાના મોટા ભાઈશ્રી રામને તે બાબત જણાવવા તેમની પાસે પ્રવેશ કર્યો હતો. તેમને જોઈ મંત્રણા કરી ચૂકેલો કાળ એકદમ ઊભો થઈ ગયો હતો અને તેમણે શ્રીરામને કહ્યું હતું કે 'તમે તમારી પ્રતિજ્ઞાને પાળો' એમ કહી શ્રીરામ દ્વારા વિદાય મેળવીને તે કાળ ત્યાંથી જતો રહ્યો હતો. તે પછી ધર્મને ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ ભગવાન શ્રીરામચંદ્ર અંદરથી બહાર નીકળ્યા હતા અને તે દુર્વાસા મુનિને ખૂબ સંતોષ પમાડી પ્રસન્ન થઈને ભોજન કરાવ્યું હતું. એમ તેમને ભોજન કરાવી પ્રણામ કરી, વિદાય આપીને શ્રીરામે લક્ષ્મણજીને આમ કહ્યું હતું કે, 'હે ભાઈ લક્ષ્મણ! ધર્મના કારણે આ સંકટ આવ્યું છે કે તમે મારા વધને યોગ્ય થયા છો. મારે પ્રતિજ્ઞા પાળવા સારુ તમારો અવશ્ય વધ કરવો જોઈએ. આમાં ખરેખર દૈવ જ અતિશય બળવાન છે. હે વીર! હવે મેં તમારો ત્યાગ કર્યો છે. તેથી તમે તમારી ઈચ્છા થાય ત્યાં જતા રહો.' તે સાંભળી લક્ષ્મણજી સત્યધર્મમાં સ્થિર રહેલી તે શ્રીરામને પ્રણામ કરી દક્ષિણ દિશાનો આશ્રય કરી જતા રહ્યા હતા અને ત્યાં એક પર્વત ઉપર તેમણે તપ કરવા માંડ્યું હતું. તે

પછી ભગવાન શ્રીરામ પણ બ્રહ્માની પ્રાર્થનાથી ફરી પોતાના વૈકુંઠ ધામમાં, અવ્યગ્ર થઈ આખી અયોધ્યા તથા કોશલદેશ સાથે પ્રવેશ્યા હતા. તે સમયે જે લોકો સરયૂ નદીમાં 'ગોપ્રતાર' તીર પાસે રામનું ચિંતન કરી ડૂબી મર્યા હતા, તેઓ દિવ્ય અંગોવાળા થઈ યોગીઓને પણ દુર્લભ એવા શ્રીરામના (વૈકુંઠ)ધામમાં પ્રવેશ્યા હતા. પેલી આજુ લક્ષ્મણ પણ કેટલાક કાળ સુધી તપના તથા યોગબળનો આશ્રય કરી શ્રીરામની પાછળ જ ગમન કરી પોતાના અવિનાશી ધામમાં પ્રવેશ્યા હતા. પરંતુ તેમણે (જ્યાં તપ કર્યું હતું) તે પર્વતની ઉપર પોતાનું સાંનિધ્ય આપ્યું હતું—એટલે કે કાયમી ત્યાં વસવાટ પણ સ્વીકાર્યો હતો અને ઉત્તમ ક્ષેત્રને પોતાના અધિકારથી યુક્ત કર્યું હતું, એટલે કે પોતાના સાક્ષાત્કારથી યુક્ત રાખ્યું હતું. એ કારણે જે લોકો આજે પણ તે લક્ષ્મણાચલ પર્વત પર બિરાજેલા શ્રીલક્ષ્મણજીની પ્રતિમાનું ભક્તિથી દર્શન કરે છે, તેઓ કૃતાર્થ થાય છે, એમાં સંદેહ નથી; તેમ જ તેઓ શ્રીહરિના (વૈકુંઠ)ધામને પણ અવશ્ય પામે છે. એ લક્ષ્મણાચલ પર્વત ઉપર સોનું, ગાયો, ભૂમિ તથા ઘોડાઓનું જે કંઈ દાન અપાય છે તેને વિદ્વાનો વખાણે છે; કેમ કે ત્યાં આપેલું સર્વ દાન, હોમ તથા જપ કર્યો હોય તે અક્ષય થાય છે. આ સંબંધે વધારે કહેવાથી શું? તે લક્ષ્મણાચલ પર્વતનું દર્શન પણ દુર્લભ ગણાય છે. હે દેવિ! અગસ્ત્યના અસ્તકાળ સિવાય તે લક્ષ્મણાચલ ઉપર શ્રીલક્ષ્મણનું જો દર્શન કર્યું હોય તો તે માણસની (આ સંસારથી) મુક્તિ જ થઈ જાય છે, એમાં સંશય નથી. એ પ્રમાણે શ્રીલક્ષ્મણની આખ્યાન સહિત મેં તમને જે કહ્યું છે, તેનું જે માણસ બીજાને શ્રવણ કરાવે કે પોતે પણ જો શ્રવણ કરે છે તો એ બંને જણો શ્રવણ કરનાર તથા શ્રવણ કરાવનારા શ્રીરામને પ્રિય થાય છે. ૧-૭૮

एतद् रामचरित्रं तु लक्ष्मणाख्यानसंयुतम् ।
श्रावयेद्योऽपि शृणुयात्तस्यातां तौ रामवल्लभौ ॥७९॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'શ્રીરામ લક્ષ્મણના ચરિત્ર સહિત શ્રીલક્ષ્મણાચલનું માહાત્મ્ય' નામનો ૭૫ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૭૬ઃ સેતુમાહાત્મ્યપ્રારંભ

मोहिन्युवाच

साधु साधु द्विजश्रेष्ठ यन्मे रामायणं त्वया ।
श्रावितं सर्वपापघ्नं नृणां पुण्यविवर्द्धनम् ॥

મોહિનીએ પૂછ્યું: હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! બહુ જ સારું થયું અને ઠીક થયું કે આપે મને રામાયણ સંભળાવ્યું, કે જે મનુષ્યોનાં સર્વ પાપોનો નાશ કરનાર તથા પુણ્યની વિશેષ વૃદ્ધિ કરનાર છે. હવે હું ઉત્તમ સેતુમાહાત્મ્ય સાંભળવા ઇચ્છું છું.

વસુ બોલ્યા: હે દેવિ! ઉત્તમ સેતુમાહાત્મ્ય હું તમને કહું છું, તેને તમે સાંભળો. હે દેવિ! જેનું દર્શન કરી મનુષ્ય સંસારરૂપ સમુદ્રથી છૂટી જાય છે, કારણ કે તે સેતુનું દર્શન પુણ્ય પવિત્ર છે, કે જ્યાં પ્રભુ શ્રીરામેશ્વર બિરાજે છે. એ રામેશ્વર શંકર, માત્ર દર્શનથી જ મનુષ્યોને અમરપણું આપે છે; અને નિયમનિષ્ઠ મનવાળા જે મનુષ્ય એ શ્રીરામેશ્વરનું સારી રીતે પૂજન કરે છે, તે સર્વ ઐશ્વર્ય અથવા સંપત્તિઓને મેળવે છે, એમાં વિચારણા કરવી યોગ્ય નથી. વળી એ સેતુબંધતીર્થમાં બીજું ચક્રતીર્થ પણ રહેલું છે, અને તે પણ પાપોનો નાશ કરનાર છે. એ ચક્રતીર્થમાં જે સ્નાન, દાન, જપ તથા હોમ કરેલ હોય તે અનંતગણાને પામે છે અને અનંતગણું ફળ આપનાર થાય છે. વળી ત્યાં બીજું એક તાલતીર્થ છે. ત્યાં જઈને જે માણસ

સ્નાન કરે, તે ઉત્તમ જન્મ મેળવીને પૃથ્વી પર દેવની જેમ આનંદ પામે છે. હે ઉત્તમ હૈમવતિ! ત્યાંથી પાપવિનાશન તીર્થ પર આવીને જે માણુસ તેમાં સ્નાન કરે તે સર્વ પાપોથી રહિત થઈ સ્વર્ગલોકમાં પૂજાય છે. તે પછી ત્યાંથી સીતાકુંડ પર આવીને જે માણસ ત્યાં સારી રીતે સ્નાન કરે છે, અને પછી પિતૃઓને તથા સર્વ દેવોને જે તૃપ્ત કરે છે, તે સર્વ કામનાઓને સંપૂર્ણ કરે છે. તે પછી ત્યાંથી 'મંગલ' નામના તીર્થમાં જઈને જે સ્નાન કરે છે, તે પાપોથી છૂટી જાય છે. વળી ત્યાં 'અમરવાપી' નામની એક વાવ છે. તેમાં સ્નાન કરી મનુષ્ય અમરપણું પામે છે. તેમ જ ત્યાં રહેલા બ્રહ્મકુંડમાં સ્નાન કરીને માણસ બ્રહ્મલોકને પામે છે. વળી ત્યાં જે લક્ષ્મણતીર્થ છે, તેમાં સ્નાન કરીને માણસ યોગની ગતિને પામે છે, તેમ જ જટાતીર્થમાં સ્નાન કરીને માણસ પૃથ્વી પર નીરોગી થાય છે. વળી ત્યાં જે હનુમાનજીનો કુંડ છે. તેમાં સ્નાન કરીને માણસ શત્રુઓ વડે જીતાવો મુશ્કેલ થાય છે, અને અગસ્ત્યતીર્થમાં સ્નાન કરી માણસ પુત્રવાન્ તથા ધનવાન થાય છે. વળી જે રામકુંડ છે, તેમાં નાહેલો માણસ રામનું સાયુજ્ય પામે છે, શ્રીરામમાં લયલીન થાય છે, અને લક્ષ્મીતીર્થમાં સ્નાન કરવાથી માણસ લક્ષ્મીવાન તથા રૂપવાન થાય છે. ત્યાં રહેલાં અગ્નિતીર્થમાં સ્નાન કરી માણસ સર્વ પાપોથી છૂટી જાય છે. અને શિવતીર્થમાં સ્નાન કરવાથી માણસની શિવલોકમાં ગતિ થાય છે. વળી શંખતીર્થમાં પણ સારી રીતે નાહેલો માણસ કદી દુર્ગતિને પામતો નથી, અને યમુના આદિ તીર્થોમાં સ્નાન કરીને માણસ સ્વર્ગમાં જાય છે. વળી સર્વ તીર્થમાં સ્નાન કરીને માણસ ઇચ્છિત કામનાઓને પામે છે; અને ધનુષ-કોટીમાં વિધિ પ્રમાણે નાહેલો હોય તે હરકોઈ બંધન કે સંસારરૂપ બંધનથી છૂટી જાય છે. વળી ત્યાં જે ક્ષીરકુંડ છે, તેમાં સ્નાન કરીને માણસ નાના મોટા ભોગોને મેળવે છે. કપિતીર્થમાં સ્નાન કરીને માણસ કોઈ વિયોનિ કે હલકી જાતિમાં જન્મતો નથી. તેમ જ ગાયત્રી તથા સરસ્વતીમાં નાહેલો માણસ પાપોથી છૂટી જાય છે. ઋણમોચનતીર્થ આદિમાં સ્નાન કરીને માણસ હરકોઈ ઋણમાંથી છૂટી જાય છે. હે શુભે મોહિનિ! આ પ્રમાણે સેતુનાં તીર્થોનું માહાત્મ્ય મેં તમને જે કહ્યું છે, તેનો પાઠ તથા શ્રવણ કરતા મનુષ્યોનાં સર્વ પાપોનો તે નાશ કરે છે. ૧-૨૦

इत्येतत्सेतुतीर्थानां माहात्म्यं गदितं शुभे ।
पठतां शृण्वतां चैव सर्वपातकनाशनम् ॥ २० ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણુનાં ઉત્તરભાગમાં 'સેતુમાહાત્મ્ય' નામનો અધ્યાય ૭૬ મો સંપૂર્ણ

## અધ્યાય ૭૭: નર્મદાનાં તીર્થોનું વર્ણન

मोहिन्युवाच

श्रुतं मया द्विजश्रेष्ठ सेतुमाहात्म्यमुत्तमम् ।
अधुना श्रोतुमिच्छामि नर्मदातीर्थसंग्रहम् ॥१॥

મોહિનીએ કહ્યું: હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! ઉત્તમ સેતુમાહાત્મ્ય મેં સાંભળ્યું. હવે નર્મદાનાં તીર ઉપરનાં તીર્થોનું સંક્ષિપ્ત વર્ણન સાંભળવા હું ઇચ્છું છું.

વસુએ કહ્યું: હે મોહિનિ! નર્મદાના તીર પર રહેલાં તીર્થોને હું તમારી આગળ કહું છું; તે તમે સાંભળો: અતિશય મુખ્ય રાક્ષસો તીર્થોનો સમુદાય નર્મદાના તીર પર રહેલ કહ્યો છે; જેમ કે નર્મદાના ઉત્તર તરફના તીરે અગિયાર તીર્થો, દક્ષિણ તરફના તીર પર ત્રેવીસ તીર્થો અને રેવાસાગરસંગમ નામનું તીર્થ મુખ્યત્વે પાંત્રીસમું કહેલ છે. અમરકંટક નામના

પર્વતની ચારે બાજુ એ કોશના પ્રદેશ પર બધી દિશાઓમાં સાડી ત્રણ કરોડ તીર્થો રહેલાં છે. તેમ જ કપિલામા જ્યાં સંગમ થાય છે, ત્યાં જ એક કરોડ તીર્થો રહેલાં છે. અશોકવાનિકામાં એક લાખ તીર્થો પ્રતિષ્ઠા પામ્યાં છે. વળી અંગારગર્ભનાં સો તીર્થો, કુબ્જામાં દશ હજાર તીર્થો, વાયુસંગમમાં એક હજાર અને સરસ્વતીનાં પણ સો તીર્થો રહેલાં છે. વળી શુક્લતીર્થમાં બસો, વિષ્ણુતીર્થમાં એક હજાર, માહિષ્મતીમાં એક હજાર અને શૂલભેદમાં દશ હજાર તીર્થોને વિદ્વાનો જાણે છે. દેવગ્રામમાં એક હજાર તીર્થો, ઉલૂકક્ષેત્રમાં સાતસો તીર્થો અને મણિ નદીનો જ્યાં સંગમ થાય છે ત્યાં એકસો આઠ તીર્થો રહેલાં છે. વળી વૈદ્યનાથમાં પણ તેટલાં અને ઘટેશ્વરમાં પણ તેટલાં જ તીર્થો કહ્યાં છે. તેમ જ રેવાસાગરના સંગમ સ્થળે એક લાખ ઉપર અર્ધો લાખ તીર્થો કહ્યાં છે. વ્યાસક્ષેત્રમાં અઠ્યાશી હજાર અને બસો ઉપર દ્વીપોને તીર્થોરૂપ કહ્યા છે; અને કરંજાના સંગમ પર દશ હજાર અને આઠ તીર્થો રહેલાં છે. તે જ પ્રમાણે એરંડીના સંગમ પર એકસો આઠ તીર્થો રહ્યાં છે; તેમ જ ધૂતપાપક્ષેત્ર પર અડસઠ તીર્થો અને કોકિલક્ષેત્ર પર દોઢ કરોડ તીર્થો કહ્યાં છે. વળી રામકેશમાં એક હજાર, દ્વાદશાર્કક્ષેત્ર પર એક હજાર અને હે નરેશ્વરિ! શુક્લતીર્થમાં આઠ લાખ અને બે હજાર તીર્થો કહ્યાં છે. વળી સર્વ સંગમો ઉપર પણ એકસો આઠ તીર્થોને વિદ્વાનો જાણે છે; તેમ જ કાવેરીના સંગમ સ્થાને નૃસિંહક્ષેત્રમાં પાંચસો તીર્થો રહ્યાં છે. વળી ભૃગુના ક્ષેત્રમાં એક કરોડ તીર્થો રહેલાં છે; અને ભારભૂતિમાં એકસો ને આઠ તીર્થો રહેલાં છે. તેમ જ અંકૂરેશક્ષેત્રમાં દોઢસો તીર્થો અને વિલેશક્ષેત્રમાં દશ દશ હજાર એટલે એક લાખ તીર્થો રહેલાં છે. એમ નર્મદાના તીર ઉપર દોઢ કરોડ તીર્થો રહેલાં છે. વળી સૂર્યનાં દશ તીર્થો, નવ કપિલનાં અને આઠ જ ચંદ્રનાં તીર્થો કહ્યાં છે. તેમ જ હે શુભ મુખવાળી મોહિનિ! રુદ્રનાં એક કરોડ ને આઠ તીર્થો કહ્યાં છે; તેમ જ હે મોહિનિ! નાગાગ્નિસિદ્ધાવર્ત નામનાં સાત તીર્થો કહ્યાં છે અને કેદારમાં, ઇંદ્રિયવારીશનાં તથા નંદિ દેવનાં પાંચ જ તીર્થો કહ્યાં છે. વળી યમેશ, વૈદ્યનાથ, વામન-અંગારકેશ્વર, સારસ્વત મુનીશો અને દારુકેશ ગૌતમો પણ તીર્થોરૂપ છે. તેમ જ વિમલેશ્વરોને પણ જ કહ્યા છે. ઉપરાંત એક હજાર યજ્ઞ-ભીમેશ તેમ જ સ્વર્ણતીર્થો પણ ત્યાં કહેવાય છે. વળી ધૌતપાપ, કરંજેશ અને ઋણમુક્તિગુહા નામનાં તીર્થો અને દશ-અશ્વમેધનંદ નામનું અને મન્મથેશ નામનું ભાર્ગવતીર્થ પણ કહ્યું છે. તેમ જ હે શુભે મોહિનિ! પરાશર યોનિ નામનું, વ્યાસ નામનું, પિતૃનંદિક, ગોપેશ તથા મારુતેશ નામનું, જંગલેશ નામનું શુકલકતીર્થ, અક્ષરેશ, પિપ્પુલેશ, માંડવ્ય દીપકેશ્વર, ઉત્તરેશ, અશોકેશ, ચૈત્યનેશ, રોહિણ તથા લુકેશતીર્થ પ્રત્યેક એની સંખ્યાવાળાં કહેલ છે. એમ તે એક એક તીર્થ મળી એક સો તીર્થો કહ્યાં છે. તેમ જ સ્તબકો અથવા સમૂહોરૂપે બસો ચૌદ તીર્થો કહ્યાં છે. એ બધાં શિવનાં તીર્થો છે. વૈષ્ણવ અથવા વિષ્ણુનાં તીર્થો બાવીસ છે. બ્રહ્માનાં બધાં તીર્થો અને શક્તિનાં તીર્થો અઠ્યાવીસ છે. તેમાં હે શુભ મુખવાળી મોહિનિ! સાત માતૃકાઓનાં તથા ત્રણે બ્રાહ્મીનાં તીર્થો છે. તેમ જ હે ભદ્રે! વૈષ્ણવી દેવીનાં બે તીર્થો છે. બાકીનાં તીર્થોમાં રૌદ્રી દેવી રહ્યાં છે. હે શુભ મુખવાળાં! એક તીર્થ ક્ષેત્રપાલનું કહ્યું છે. હે મોહિનિ! એ નર્મદા પર વાયુએ પેટા રૂપે ગુહ્ય તથા પ્રકટ તીર્થો સાડી

ત્રણ કરોડની સંખ્યામાં કહ્યાં છે. હે મહાભાગ્યવતિ! એ બધાં તીર્થો સ્વર્ગમાં, પૃથ્વી પર અને અંતરિક્ષમાં રેવા નદી પર રહ્યાં છે. એમાંના કોઈ પણ તીર્થમાં જે મનુષ્ય સ્નાન કરે છે, તે શુદ્ધાત્મા થઈ ને ઉત્તમ ગતિને પામે છે. એકંદર નર્મદાના તટ ઉપર સ્નાન, દાન, જપ, હોમ, વેદાધ્યયન તથા પૂજન કર્યું હોય તે સર્વ અક્ષયપણાને પામે છે. હે સતિ! સરસ્વતીનું જળ ત્રણ દિવસો સુધી સ્નાન કરવાથી પુણ્યદાયી છે. યમુનાનું જળ સાત દિવસો સુધી સ્નાન કરવાથી પુણ્યદાયી થાય છે. ગંગાના જળમાં એક વાર જ સ્નાન કરવાથી પુણ્યકારક થવાય છે અને નર્મદાનું જળ કેવળ દર્શનથી જ પુણ્યકારી તથા પવિત્ર કરનાર બને છે. હે દેવિ! નર્મદાનાં તીર્થોનો આ સંક્ષેપ મેં તમને (ટૂંકમાં) કહેલ છે. તેનું માણસ સ્મરણ કર્યા કરે તો પણ તે મહાપાતકોનું શમન કરનાર થાય છે. તેમ જ જે મનુષ્ય આ નર્મદાનાં તીર્થોનો સંગ્રહ કે સંક્ષેપ પોતે સાંભળે અથવા બીજાને સંભળાવે તો પણ હે ભદ્રે! તે માણસ પાપોથી અત્યંત છૂટી જાય છે. જેના ઘરમાં આ નર્મદાનું માહાત્મ્ય લખેલું હોય કે પૂજાયેલું હોય છે, ત્યાં મરકીનો કે અગ્નિથી થતો ભય રહેતો કે થતો નથી; તેમ જ એ ઘરમાં રાજાથી, ચોર લોકોથી, શત્રુઓથી અને રોગોથી ભય રહેતો કે થતો નથી. તેમ જ એ ઘર લક્ષ્મીથી, ધનથી તથા ધાન્યોથી નિરંતર ભરાયા કરે છે. અને પુત્રો તથા પૌત્રો આદિના વિવાહો વગેરેથી અત્યંત મંગલમય રહ્યા કરે છે. ૧-૬૫

तद्‌गृहं पूर्यते लक्ष्म्या धनैर्धान्यैर्निरन्तरम् ।
पुत्रपौत्रादिकानाञ्च विवाहाद्यैः सुमंगलम् ॥ ३५ ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'નર્મદાનાં તીર્થોનું માહાત્મ્ય' નામનો ૭૭મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૭૮ : અવંતીના માહાત્મ્યનો આરંભ

मोहिन्युवाच

अत्यद्भुतमिदं विप्र माहात्म्यं नर्मदामत्रम् ।
श्रुतं त्वया निगदितं नृणां पापविनाशनम् ॥

મોહિનીએ કહ્યું : હે બ્રાહ્મણ! આ નર્મદાનું માહાત્મ્ય અતિ અદ્ભુત છે. તેને તમે જે કહ્યું, તે મેં સાંભળ્યું છે. મનુષ્યોનાં પાપોનો તે વિનાશ કરનાર છે. હવે હે મહાભાગ્યશાળી! અવંતીનું માહાત્મ્ય તમે મને કહો, હે પ્રભો! દેવોને પણ વંદનીય મહાકાલનું માહાત્મ્ય તમે કહો.

વસુ બોલ્યા : ભદ્રે! અવંતીનું પુણ્યદાયી માહાત્મ્ય મનુષ્યનાં સર્વ પાપોનો નાશ કરનાર હોઈને તેનું શાસ્ત્રમાં બરાબર વર્ણન કહ્યું છે, તે હું તને કહું છું. ત્યાં મહાકાલનું વન પુણ્યકારક અને પવિત્ર હોઈને તપનું સર્વોત્તમ સ્થાન છે; જ્યાં મહાકાલ મહાદેવ કાયમ તપ કરવા માટે સ્થિતિ કરી રહ્યા છે. આ પૃથ્વી પર એ મહાકાલથી શ્રેષ્ઠ બીજું કોઈ પણ ક્ષેત્ર નથી; જ્યાં જઈને હે દેવિ! માણસ દેવોની સાથે સ્પર્ધા કરે છે. હે સુંદર નેત્રોવાળી મોહિનિ! જ્યાં કપાલમોચન નામનું એક તીર્થ છે ત્યાં ભક્તિથી સ્નાન કરીને મનુષ્ય બ્રહ્મહત્યા કરી ચૂક્યો હોય તે પણ પાપથી મુક્ત થઈ શુદ્ધ થાય છે. તેમ જ 'કલકલેશ' નામનો જે દેવ છે, તેમનું પૂજન કરીને માણસ વિવાદમાં જય પામે છે અને નિરંતર કાર્યસિદ્ધિ કરી શકે છે. વળી એ સ્થળે બીજું અપ્સરઃકુંડ નામનું એક તીર્થ છે. ત્યાં જેણે સ્નાન કર્યું હોય એ માણસ અતિશય ઐશ્વર્યવાન, ભોગવાન અને સાક્ષાત્ કામદેવ જેવો સુંદર થાય છે. વળી ત્યાં મહિષ નામનો એક કુંડ છે. તેમાં જેણે સ્નાન કર્યું હોય તે રણમાં શત્રુઓને જીતે છે;

તેમ જ 'રુદ્રસરસ' નામે જે સરોવર છે તેમાં સ્નાન કરીને માણસ રુદ્રલોકમાં પૂજાય છે. વળી ત્યાં કુંડેશ્વર નામે જે તીર્થક્ષેત્ર છે, ત્યાં એ શંકરનું વિધિથી પૂજન કરીને માણસ વ્યાપારમાં લાભ મેળવે છે અને શિવને પ્રિય થાય છે. તેમ જ ત્યાં રહેલા વિદ્યાધર નામના તીર્થમાં સ્નાન કરીને માણસ વિશેષ શુદ્ધ થાય છે; અને માર્કંડેશ્વર શંકરનું પૂજન કરી માણસ લાંબા આયુષવાળો તથા ધનવાન થાય છે. વળી ત્યાં કાલવનમાં રહેલી શીતલાદેવીનું સારી રીતે પૂજન કરી માણસને (બળિયાદેવ) વિસ્ફોટકનો ભય કદી ઉત્પન્ન થતો નથી. ત્યાં સ્વર્ગદ્વાર નામના તીર્થમાં સ્નાન કરી સદાશિવનું જે પૂજન કરે છે, તે માણસ દુર્ગતિને પામતો નથી અને સ્વર્ગલોકમાં પૂજાય છે. ત્યાં જે 'રાજસ્થલ' તીર્થ છે, ત્યાં ગયાં પછી સામુદ્રિકતીર્થમાં જેણે સ્નાન કર્યું હોય, તેના એ સ્નાનનું ઉત્તમ ફળ, સર્વ તીર્થોના ફળ જેવું જ ઉત્તમ જણાય છે. ત્યાં શંકરની વાવમાં સ્નાન કરી નિયમયુક્ત રહેલો માણસ આ લોકમાં ઇચ્છિત ભોગો ભોગવીને અંતે રુદ્રપુરમાં જાય છે. ત્યાં શંકરાદિત્યતીર્થમાં શક્કર ભગવાનનું સારી રીતે પૂજન કરીને માણસ દુષ્પ્રધર્ષણ થાય છે એટલે કોઈથી પણ પરાજય ન પામે તેવો થાય છે. વળી ત્યાં 'ભીલગંગા'માં સ્નાન કરી ગંધવતી દેવીનું સારી રીતે ભક્તિભાવથી પૂજન કરીને માણસ સર્વ પાપોથી અત્યંત છૂટી જાય છે: તેમ જ ત્યાં રહેલા દશાશ્વમેધિકતીર્થમાં સ્નાન કરીને માણસ અશ્વમેધ યજ્ઞનું ફળ મેળવે છે. તે પછી એકાનંશા નામની જે દેવેશ્વરી છે, તેનું ચંદન, પુષ્પ આદિથી સારી રીતે પૂજન કરીને માણસ સર્વ કામનાઓને મેળવે છે. તેમ જ ત્યાં રહેલાં હરસિદ્ધ દેવીનું પૂજન કરી માણસ સર્વ સિદ્ધિઓનો સ્વામી થાય છે; તેમ જ જે મનુષ્ય ચૌદ પિશાચક આદિનું સારી રીતે પૂજન કરે છે, તે સર્વ કામનાઓને મેળવે છે, એમાં વિચારણા કરવી યોગ્ય નથી. વળી તે મહાકાલેશ્વરના તીર્થમાં જે રુદ્ર સરોવર છે, તેમાં સ્નાન કરી હનુમત્કેશ્વર–શંકરનું પૂજન કરવું. જે માણસ શ્રદ્ધાથી યુક્ત થઈ તે હનુમત્કેશ્વરને પૂજે છે, તે સમગ્ર સંપત્તિઓને મેળવે છે; તેમ જ ત્યાં રહેલા વાલ્મીકેશ્વર શંકરનું પૂજન કરીને માણસ સર્વ વિદ્યાઓનો ભંડાર થાય છે. તે જ પ્રમાણે 'શુકેશ્વર' આદિ જે શંકરનાં લિંગો છે, તેમનું જે માણસ શ્રદ્ધાથી પૂજન કરે છે, તે સર્વ ભોગોથી યુક્ત થાય છે અને બધા રોગોથી રહિત થાય છે. 'પંચેશાન' નામના શિવનું ત્યાં પૂજન કરીને માણસ સર્વ સિદ્ધિઓને પ્રાપ્ત કરે છે. ત્યાં રહેલ 'કુશસ્થલી' ક્ષેત્રની પ્રદક્ષિણા કરીને માણસ ઇચ્છિત ફળને મેળવે છે. તે જ પ્રમાણે ત્યાં રહેલા 'અક્રૂરેશ' શિવલિંગની સારી રીતે પૂજા કરીને માણસ હરકોઈ ક્રૂર પ્રાણીઓથી નિર્ભયપણું મેળવે છે. 'મંદાકિની' નદીમાં સ્નાન કરીને માણસ ગંગામાં સ્નાન કર્યાનું ફળ મેળવે છે. ત્યાં અંકપાદ નામના શિવનું પૂજન કરીને માણસ શિવનો અનુચર થાય છે; અને ચંદ્રાદિત્યનું પૂજન કરી માણસ અનેક પ્રકારના ભોગોને મેળવે છે. તેમ જ ત્યાં રહેલા 'કામેશ્વર' શિવનું પૂજન કરી માણસ વાહનનું સુખ પામે છે; અને જેમને લાડુ પ્રિય છે તે 'લડ્ડુકપ્રિય' ગણપતિનું પૂજન કરી માણસ સુખી થાય છે. તેમ જ કુસુમેશ્વર આદિ શિવલિંગોનું પૂજન કરી માણસ સર્વ ભોગોને પામે છે. ત્યાં જે 'યજ્ઞવાપી' નામની વાવ છે, તેમાં સ્નાન કરી જે માણસ ત્યાં રહેલ 'માર્કંડેશ' નામના મહાદેવનું જે પૂજન કરે છે, તે સર્વ યજ્ઞોનું ફળ મેળવી એક યુગના સમય

સુધી સ્વર્ગમાં વસે છે. વળી હે સતિ! જે માણસ સોમવતી અમાસના દિવસે સ્નાન કરી ત્યાં રહેલ સોમેશ્વર શંકરનું પૂજન કરે છે, તે હે મોહિનિ! આ લોકમાં તથા પરલોકમાં ઇચ્છિત કામનાઓને મેળવે છે. ત્યાં યાતનાકૈલનતીર્થમાં સ્નાન કરી માણસ (નરકાદિ)નાં દુઃખરૂપી કોઈ યાતનાને કદી જોતો જ નથી. વળી ત્યાં જે 'નરકેશ્વર' નામના મહાદેવ છે, તેમનું સારી રીતે પૂજન કરીને માણસ સ્વર્ગલોકમાં ગતિ પામે છે અને તે પછી ત્યાં રહેલ 'કેદારેશ્વર' તથા રામેશ્વર, સૌભાગ્યેશ્વર તથા 'નારદાદિત્ય' શિવનું પૂજન કરીને માણસ ઇચ્છિત ફળ મેળવે છે. કેશવાર્ક શિવનું પૂજન કરીને માણસ શ્રીકેશવ ભગવાનને પ્રિય થાય છે. તે પછી શક્તિભેદ તીર્થમાં સ્નાન કરી માણસ અત્યંત ઉગ્ર સંકટમાંથી છૂટી જાય છે. તેમ જ 'સ્વર્ણક્ષુર–બ્રહ્મવાપી' નામની વાવમાં સ્નાન કરી ત્યાં રહેલા અભયેશ્વરને તથા અમસ્ત્યેશને જે પૂજે છે, તે હે બ્રહ્માની પુત્રિ! સમગ્ર સંપત્તિઓનું આશ્રયસ્થાન થાય છે. વળી તે મહાકાલવનમાં ૐકારેશ્વર આદિ જે શિવલિંગો છે, તેમને જે સારી રીતે પૂજે છે, તે મહેશ્વર શિવની કૃપાથી સમગ્ર કામનાઓને મેળવે છે. હે દેવિ! મોહિનિ! મહાકાલવનમાં શિવલિંગોની સંખ્યા નથી. જ્યાં ત્યાં શિવલિંગો જ રહેલાં છે. તેમનું જે કોઈ પણ શિવલિંગ જે સ્થળે રહ્યું હોય તેનું સારી રીતે પૂજન કરીને માણસ શિવને પ્રિય થાય છે. તે મહાકાલવનની ચોપાસ આટલી નગરીઓ આવેલી છે. જેમ કે, કનકશૃંગા નામની નગરી તેમ જ કુશસ્થલી, અવન્તિકા, તથા પદ્માવતી, દેવી કુમુદ્વતી, ઉજ્જયિની, પ્રતિકલ્પા નામની નગરી, જુદી જ વિશાલા તથા અમરાવતી નગરી ત્યાં વસી છે. જે માણસ ત્યાં રહેલી 'શિપ્રા' નદીમાં સ્નાન કરી મહાકાલેશ્વર શંકરનું સારી રીતે પૂજન કરે તો શિવપાર્વતીની કૃપાથી સમગ્ર કામનાઓને મેળવે છે. ત્યાં રહેલા ગોમતીકુંડમાં સ્નાન કરીને માણસ સ્વર્ગમાં ગતિ મેળવે છે. વળી ત્યાં બીજો એક વામનકુંડ પણ છે. તેમાં સ્નાન કરી 'વિષ્ણુસહસ્ર' નામના સ્તોત્ર વડે (ત્યાં રહેલ) સર્વ દેવોના ઈશ્વર શ્રીધર ભગવાનની જે સ્તુતિ કરે છે, તે પૃથ્વી પર સાક્ષાત્ શ્રીહરિસ્વરૂપ જ બની જાય છે. તેમ જ એ સ્થળે રહેલા 'વીરેશ' સરોવરમાં સ્નાન કરી જે માણસ ત્યાં રહેલા કાલભૈરવની પૂજા કરે છે, તે સર્વ સંપત્તિઓને ભોગવી શિવલોકને પામે છે. વળી જે માણસ ત્યાં કુટુંબેશ્વર મહાદેવ પાસે જઈ સર્વ ઉપચારો એટલે કે પૂજાનાં બધાં સાહિત્યો વડે તેમની પૂજા કરે છે, તે વિવિધ પ્રકારના કામભોગોને મેળવી–ભોગવીને અંતે સ્વર્ગમાં ગતિ પામે છે. તેમ જ દેવપ્રયાગ નામના સરોવર પર જઈ જે માણસ ત્યાં રહેલા 'દેવ માધવ'ને પૂજે છે, તે શ્રીમાધવ વિષે ભક્તિ મેળવી વિષ્ણુના પદને પામે છે. કર્કરાજન્યાતીર્થમાં જઈ ત્યાં પણ અતિશય સંયમયુક્ત મનવાળો થઈને જે માણસ સ્નાન કરે છે, તે સર્વ રોગોથી અતિશય છૂટી જઈ ધનવાન તથા ભોગવાન થાય છે. હે સતિ! અંતર્ગૃહતીર્થની યાત્રા વખતે જે માણસ વિઘ્નેશ ગણપતિનું, ભૈરવનું, ઉમાદેવીનું, રુદ્રોનું, આદિત્યોનું અને બીજાં દેવોનું જેટલા મળ્યા હોય તેટલા પૂજાના ઉપચારો વડે શ્રદ્ધાથી પૂજન કરે છે, તે સ્વર્ગલોકને પ્રાપ્ત કરનાર થાય છે. હે ભામિની મોહિનિ! જે માણસ રુદ્રસર વગેરે બીજાં જે ઘણાં તીર્થો છે, ત્યાં જઈ શંકરનું પૂજન કરે છે, તે સુખી થાય છે. વળી ત્યાં જે અષ્ટતીર્થ એટલે કે આઠ તીર્થોનો સમુદાય છે, ત્યાં હે બ્રહ્મપુત્રિ! સ્નાન કરીને મહાકાળના

વનની યાત્રાનું અંગ સાથે ફળ મેળવે છે; આ મેં ખરેખર સત્ય કહ્યું છે. અવંતી નગરીનાં તીર્થોનું આ સર્વ આખ્યાન જે મેં તમને કહ્યું છે, તે પાપોનો નાશ કરનાર છે; તેને સાંભળી માણસ સર્વ પાપોથી છૂટી જાય છે. ૧-૪૭

एतत्ते सर्वमाख्यातं माहात्म्यं पापनाशनम्।
अवन्त्या यन्नरः श्रुत्वा सर्वपापैः प्रमुच्यते ॥४७॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'અવંતિકા-માહાત્મ્ય' નામનો ૭૮ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૭૯ : મથુરાના માહાત્મ્યનો પ્રારંભ

मोहिन्युवाच

श्रुतं ह्यवन्त्या माहात्म्यं वसो पापहरं नृणाम्।
अधुना श्रोतुमिच्छामि माहात्म्यं मथुराभवम् ॥१॥

મોહિનીએ કહ્યું: હે વસો! લોકોનાં પાપોને અવશ્ય દૂર કરનારું અવન્તીનું માહાત્મ્ય મેં સાંભળ્યું. હવે મથુરાનું માહાત્મ્ય સાંભળવા હું ઇચ્છું છું.

વસુ બોલ્યા: હે મોહિનિ! મથુરાનો જે શુભકારક વૈભવ છે; તેને હું કહું છું, તમે સાંભળો; જ્યાં ભગવાન શ્રીકૃષ્ણ, બ્રહ્માથી પ્રાર્થના કરેલા હોઈને જન્મ્યા હતા. ત્યાં પ્રકટ થયા પછી એ પ્રભુ નંદના ગોકુળમાં પ્રાપ્ત થયા હતા; અને ત્યાં રહીને તે પરમેશ્વરે ગોવાળોની સાથે સમગ્ર ક્રીડાઓ કરી હતી, તેમ જ કંસે મોકલેલ પૂતના આદિ રાક્ષસોનો વધ કર્યા પછી ગોપીઓની સાથે બારે વનોમાં તે શ્રીકૃષ્ણે વિહાર કર્યો હતો. હે મોહિનિ! મથુરાનાં તે બારે વનોમાં જે જે તીર્થો છે, તેને હવે હું કહું છું; તમે સાંભળો. પહેલું 'મધુવન' છે, જ્યાં જે ઉત્તમ મનુષ્યે સ્નાન કર્યું હોય અને પછી ત્યાં જ દેવોનું, ઋષિઓનું તથા પિતૃઓનું માણસ તર્પણ કર્યું હોય, તે વિષ્ણુના લોકમાં પૂજાય છે. તે પછી હે દેવિ! બીજું ઉત્તમ 'તાલ' નામનું વન છે, જ્યાં ભક્તિથી જેણે સ્નાન કર્યું હોય તે માણસ કૃતકૃત્ય થાય છે. તે પછી ત્રીજું કુમુદ નામનું જે વન છે, ત્યાં પણ સ્નાન કરીને હે સુંદર નેત્રોવાળી મોહિનિ! માણસ આ લોકમાં તથા પરલોકમાં ઇચ્છિત કામ-ભોગોને મેળવે છે અને આનંદ પામે છે. તે પછી ચોથું કામ્યવન નામે જે કહ્યું છે, તે ઘણા તીર્થોથી યુક્ત છે, જ્યાં જઈને માણસ વિષ્ણુના લોકને પામનારો થાય છે. એ કામ્યવનમાં જે નિર્મળ કુંડ છે, તે સર્વ તીર્થોમાં ઉત્તમ કરતાં પણ ઉત્તમ છે. ત્યાં જેણે સ્નાન કર્યું હોય, તે હે ભદ્રે! વિષ્ણુના સ્થાનને પામે છે. તે પછી પાંચમું જે 'બહુલા' નામનું વન છે, તે પણ પાપોનો વિનાશ કરનાર છે, જ્યાં સ્નાન કરેલો માણસ પણ સર્વ કામ-ભોગો પ્રાપ્ત કરે છે. તે પછી છઠ્ઠું ભદ્રવન નામે જે વન છે ત્યાં જે માણસે સ્નાન કર્યું હોય, તે શ્રીકૃષ્ણ દેવની કૃપાથી બધાં કલ્યાણોને જુએ છે. તે પછી હે દેવિ! સાતમું જે 'ખાદિર' નામનું વન છે, ત્યાં માત્ર સ્નાન કરવાથી માણસ વિષ્ણુના પરમ પદને પામે છે. તેમ જ આઠમું જે 'મહાવન' છે, તે પણ શ્રીહરિને સર્વકાળ વહાલું છે. તેનું ભક્તિથી દર્શન કરી માણસ ઇંદ્રના લોકમાં પૂજાય છે. પછી સાતમું 'લોહજંઘ' નામનું જે વન છે, તેમાં જેણે સ્નાન કર્યું હોય, તે શ્રીવિષ્ણુની કૃપાથી ભોગને તથા મુક્તિને પણ મેળવે છે. હે સુંદર મધ્ય ભાગવાળી મોહિનિ! તે પછી ત્યાં 'બિલ્વવન' નામનું જે દસમું વન છે ત્યાં જેણે સ્નાન કર્યું હોય, તે પોતાની ઇચ્છાથી શિવના અથવા વિષ્ણુના પણ લોકમાં જાય છે. પછી ત્યાં અગિયારમું જે 'ભાંડીરવન' છે, તે તો યોગીઓને અત્યંત વહાલું છે. ત્યાં ભક્તિથી જેણે સ્નાન કર્યું હોય, તે માણસ સર્વ પાપોથી છૂટી જાય છે. તેમ જ બારમું જે 'વૃંદાવન'

છે, તે તો સર્વ પાપોનો અત્યંત નાશ કરનાર છે. તેની તુલના કરે એવું બીજું કોઈ પણ હે સતિ! આ પૃથ્વી પર નથી. ત્યાં સ્નાન કરી જે માણસે દેવોનું, ઋષિઓનું તથા પિતૃઓનું તર્પણ કર્યું હોય, તે ત્રણે કરણોથી છૂટી જઈ વિષ્ણુના લોકમાં પૂજાય છે. એ મથુરાનો પ્રદેશ, ચોપાસ વીસ યોજનમાં ઘેરાવામાં રહેલ છે, જ્યાં હરકોઈ સ્થળે જેણે સ્નાન કર્યું હોય, તે શ્રીવિષ્ણુની ભક્તિને પામે છે. એ પ્રદેશની વચ્ચે મથુરા નગરી છે, જેનાં દર્શન માત્રથી માણસ શ્રીમાધવ વિષેની ભક્તિ પામે છે. ત્યાં વિશ્રાંતિ નામનું એક શ્રેષ્ઠ તીર્થ છે. ત્યાં ભક્તિથી સ્નાન કરનાર અવશ્ય મુક્તિ મેળવે છે. હે દક્ષે! ચતુર મોહિનિ! એ વિશ્રાંતિતીર્થની સમીપ વિમુક્ત નામનું ઉત્તમતીર્થ છે. તેમાં ભક્તિથી જેણે સ્નાન કર્યું હોય, તે અવશ્ય મુક્તિ પામે છે. હે જનેશ્વરિ!–હે લોકોનાં ઈશ્વરી મોહિનિ! તે વિમુક્તતીર્થથી દક્ષિણે રામતીર્થ છે. તેમાં જેણે સ્નાન કર્યું હોય તે માણસ અજ્ઞાનરૂપ બંધનથી અવશ્ય છૂટી જાય છે. એ રામતીર્થથી દક્ષિણ બાજુ સંસારમોક્ષણ નામે ઉત્તમ તીર્થ છે. તેમાં સ્નાન કરીને મનુષ્ય વિષ્ણુલોકમાં પૂજાય છે. એ તીર્થથી જમણી બાજુ દેવોને પણ દુર્લભ પ્રયાગ નામનું તીર્થ છે, તેમાં જેણે સ્નાન કર્યું હોય એવો માણસ હે દેવિ! અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મેળવે છે. હે સતિ! તે પછી કનખલ નામનું એક તીર્થ છે, તેમાં જેણે સ્નાન કર્યું હોય તે દેહના અંત પછી સ્વર્ગને પામી નંદન આદિ ક્રીડાસ્થાનોમાં આનંદ મેળવે છે. એ કનખલતીર્થની જમણી બાજુ તિંદુક નામનું એક તીર્થ છે, જેમાં સ્નાન કર્યું હોય એવો ઉત્તમ પુરુષ રાજસૂય યજ્ઞનું ફળ મેળવી સ્વર્ગલોકમાં દેવની પેઠે આનંદ પામે છે. તે પછી સૂર્યને પ્રિય, યદુસ્વામીતીર્થમાં સ્નાન કરી સૂર્યનું દર્શન કરીને માણસ એ લોકના ભોગો ભોગવીને સ્વર્ગમાં જાય છે. હે ભદ્રે! એ તીર્થથી દક્ષિણ બાજુ જેનાથી બીજું કોઈ ઉત્તમ નથી એવું ધ્રુવતીર્થ આવેલું છે, જેમાં સ્નાન કરી ધ્રુવનું જે દર્શન કરે છે, તે વિષ્ણુના પદને પામે છે. એ ધ્રુવતીર્થથી જમણી બાજુ સપ્તર્ષિઓએ સેવેલું એક તીર્થ છે. તેમાં સ્નાન કરી, સપ્તર્ષિ મુનિઓનું દર્શન કરીને માણસ ઋષિઓના લોકમાં અત્યંત આનંદ અનુભવે છે. એ ઋષિતીર્થથી જમણી બાજુ જેનાથી બીજું કંઈ ઉત્તમ નથી એવું મોક્ષતીર્થ આવેલું છે. તેમાં માત્ર સ્નાન કરવાથી માણસ સર્વ પાપોથી છૂટી જાય છે. એ તીર્થની જમણી બાજુ બોધિનીતીર્થ રહેલું છે, જ્યાં સ્નાન કરી પિતૃઓને પિંડદાન દઈને મનુષ્ય એ પિતૃઓને સ્વર્ગલોકમાં પહોંચાડે છે. તે તીર્થની જમણી બાજુ આવેલા કોટિતીર્થમાં સ્નાન કરી માણસ સર્વ પાપોથી વિશેષ છૂટી જઈ વિષ્ણુલોકને પામે છે. હે દેવિ! ઉપર દર્શાવેલ વિશ્રાન્તિતીર્થથી ઉત્તરભાગમાં અસિકુંડક નામનું એક તીર્થ છે, જેમાં નાહેલો માણસ વિષ્ણુના પદ–વૈકુંઠધામને પામે છે. હે સૌમ્ય મોહિનિ! એ અસિકુંડકની જમણી બાજુ એકનવતીર્થ છે, જેમાં સ્નાન કરવાથી માણસ સ્વર્ગલોકમાં પૂજાય છે. તે તીર્થથી ઉત્તરમાં સંગમનતીર્થ છે, તેમાં સ્નાન કરી દાન દેવાથી માણસ યમલોકને જોતો નથી. એ સંયમનતીર્થથી ઉત્તરમાં ધારાયતન નામે શ્રેષ્ઠ તીર્થ છે. તેમાં સ્નાન કરી માણસ પિતૃઓની સાથે આનંદ ભોગવે છે. એ તીર્થની ઉત્તર તરફ એક નાગતીર્થ છે. તેમાં સ્નાન કરવાથી સર્પો દ્વારા અભય મેળવીને માણસ સ્વર્ગલોકમાં પૂજાય છે. એ તીર્થથી ઉત્તરમાં ઘંટાભરણક નામે બ્રહ્મલોકતીર્થ છે. તેમાં સ્નાન કરવાથી એ તીર્થ પાપનો નાશ

કરનાર થઈ ને બ્રહ્મલોકરૂપી ગતિને આપનાર થાય છે. હે સૌમ્યે મોહિનિ! એ તીર્થની પછી 'સોમ' નામનું એક તીર્થ છે. ત્યાં સ્નાન કરેલ ઉત્તમ માણસ પાપરહિત થઈ ને 'સોમલોક'ને પામે છે. હે શુભે! એ તીર્થની ઉત્તરમાં પ્રાચીસરસ્વતી નામનું તીર્થ છે, જેમાં માત્ર સ્નાન કરવાથી માણસ વાણીનો ઈશ્વર થાય છે. એ તીર્થની ઉત્તરમાં ચક્રતીર્થ નામનું એક તીર્થ છે, જેમાં સ્નાન કરેલ માણસ શત્રુઓના સમુદાયને જીતી સાત યુગો સુધી સ્વર્ગમાં આનંદ મેળવે છે. એ ચક્રતીર્થથી ઉત્તરમાં દશાશ્વમેધિક નામનું એક તીર્થ છે, જ્યાં સ્નાન કરવાથી માણસ હે ઉત્તમ ભાગ્યવતિ! અશ્વમેધ યજ્ઞનું ફળ મેળવે છે. વળી ત્યાં 'ગોકર્ણ' નામના જે શિવ છે, તેનું વિધિ પ્રમાણે સારી રીતે પૂજન કરીને માણસ સર્વ કામ–ભોગોને મેળવે છે અને શિવલોકમાં પૂજાય છે. એ તીર્થથી ઉત્તરમાં વિઘ્નરાજતીર્થ રહેલું છે, જેમાં સ્નાન કરીને માણસ વિઘ્નરહિત થઈ સર્વ કર્મોનું ફળ મેળવે છે. એ વિઘ્નરાજ-તીર્થથી ઉત્તરમાં અનંત નામે એક તીર્થ છે, જેમાં સ્નાન કરેલ માણસ મથુરાનાં ચોવીસ તીર્થોનું ફળ મેળવે છે. હે મહા-ભાગ્યવતી મોહિનિ! મથુરામાં શ્રીહરિ દેવ સાક્ષાત્ રહેલા છે. તે શ્રીહરિ પોતાના ચતુર્વ્યૂહ સ્વરૂપ વડે મથુરાના લોકોને વિશેષે કરી મુક્તિ આપનાર થાય છે. એ ચતુર્વ્યૂહ સ્વરૂપમાં એક વરાહની મૂર્તિ છે, બીજી નારાયણ નામની મૂર્તિ છે; ત્રીજી વામન ભગવાનની મૂર્તિ છે અને ચોથી હળને ધારણ કરનારી સંકર્ષણ બલદેવની મૂર્તિ છે. એ ચતુર્વ્યૂહ સ્વરૂપે ત્યાં મથુરામાં રહેલા તે શ્રીહરિનું દર્શન કરી, વિધિથી પૂજન પણ કરીને માણસ મુક્તિ પામે છે, એમાં વિચારણા કરવી યોગ્ય નથી. વળી ત્યાં મથુરામાં રહેલ રંગેશનું, ભૂતેશનું, મહા-વિદ્યાનું તથા ભૈરવનું દર્શન કરી, સારી રીતે વિધિપૂર્વક પૂજન પણ કરીને માણસ એ મથુરાનાં તીર્થની યાત્રાનું ફળ મેળવે છે. ત્યાં મથુરામાં 'ચતુઃસામુદ્રિક' નામનો એક કૂવો છે; તેમાં સ્નાન કરી કુબ્જાનું તથા ગણેશનું દર્શન કરીને કૃષ્ણા નામની ગંગામાં જેણે સ્નાન કર્યું હોય, તે પાપથી છૂટી જાય છે. હે શુભ મુખવાળી મોહિનિ! ક્લેશોનો નાશ કરનારા કેશવ શ્રીકૃષ્ણ આખા યે મથુરાના પ્રદેશના અધિપતિ તરીકે રહ્યા છે, તેથી મથુરાના પુણ્ય પ્રદેશમાં રહેલા તે શ્રીકેશવ ભગવાનનું દર્શન જેણે ન કર્યું હોય, તેનો જન્મ આ સંસારસાગરમાં નિરર્થક જાય છે. (એમ જાણવું). હે શુભ મુખવાળી મોહિનિ! તે મથુરાના પ્રદેશ પર બીજાં અસંખ્ય તીર્થો વિદ્યમાન છે, તેમાં પણ સ્નાન કરી ત્યાં રહેલા સુપાત્રને કંઈક પણ દાન કરીને માણસ દુર્ગતિને પામતો નથી. આ મેં તમને સત્ય કહ્યું છે. જે માણસ આ મથુરાનું માહાત્મ્ય પોતે સાંભળે અને બીજાને પણ સંભળાવે, તે પણ શ્રીહરિની ભક્તિ મેળવી સર્વ કામ–ભોગોને પામે છે. ૧–૫૬

मथुरायाश्च माहात्म्यं श्रावयेद्यः शृणोति च ।
सोऽपि भक्तिं हरौ लब्ध्वा सर्वान्कामानवाप्नुयात् ॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'મથુરાના માહાત્મ્યનું વર્ણન' નામનો ૭૯ મો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૮૦: વૃંદાવન ક્ષેત્રનાં વિભિન્ન તીર્થોના સેવનનું માહાત્મ્ય

मोहिन्युवाच

मथुरायास्तु माहात्म्यं वनानां चापि मानद ।
श्रुतं वृन्दावनस्यापि रहस्यं किञ्चिदीरय ॥

મોહિનિ બોલી: હે દ્વિજશ્રેષ્ઠ! મથુરા અને દ્વાદશ વનોનું માહાત્મ્ય મેં સાંભળ્યું. હવે થોડુંક વૃંદાવનનું રહસ્ય પણ જણાવો.

પુરોહિત વસુ બોલ્યા: હે દેવિ! મારી પાસેથી વૃંદાવનનું રહસ્ય સાંભળો. મથુરામંડળમાં રહેલું શ્રીવૃંદાવન જાગ્રત આદિ ત્રણે અવસ્થાઓથી પરે ચિન્મય તુરીયાંશ રૂપ છે. તે ગોપીવલ્લભ શ્યામસુંદરની એકાંત લીલાઓનું ગુપ્ત સ્થળ છે. ત્યાં સખીસ્થળની સમીપે ગિરિરાજ ગોવર્ધન શોભી રહ્યો છે. વૃંદાવન વૃંદાદેવીનું તપોવન છે. તે નંદગામ(ગોકુળ)થી લઈને યમુનાના કિનારે દૂર સુધી ફેલાયેલો છે. યમુનાના સુરમ્ય તટ પર રમણીય તથા પવિત્ર વૃંદાવન શોભી રહ્યું છે. વૃંદાવનમાં પણ કુસુમ સરોવર પરમ પુણ્યમય સ્થળ છે. તેના મનોહર તટ પર વૃંદાદેવીનો અત્યંત સુખદાયક આશ્રમ છે. ત્યાં મધ્યાહ્નકાળે ગોપાંગનાઓની સાથે શ્રીકૃષ્ણ નિત્ય વિશ્રામ કરે છે.

ત્યાં જ કુસુમ સરોવરના શીતળ જળનો સ્પર્શ કરીને નારદે મધ્યાહ્ન કર્મ કર્યું અને તે સરોવરને કાંઠે બેઠા. ત્યાં રમ્ય વૃંદાશ્રમમાં હે મોહિનિ! નારદના દેખતાં ગોપીઓ અને ગોપો વર્ગવાર આવતાં જતાં હતાં. નારદ આ બધું જોતા રહીને એક પ્રહર સુધી ત્યાં બેઠા. જ્યારે દિવસનો અર્ધ પ્રહર બાકી રહ્યો ત્યારે નારદે તે અદ્ભુત આશ્રમમાં પ્રવેશ કર્યો. ત્યાં આશ્રમમાં આવનારાઓને ફળ વગેરેથી સત્કાર કરતી કૃષ્ણની ભક્તિમાં તલ્લીન દેવી વૃંદા રહેતી હતી.

હે ભદ્રે! નારદે તે તપસ્વિનીને જોઈને સાધુઓને છાજે એ રીતે સદ્ભાવે નમસ્કાર કર્યા અને પછી તેઓ ભૂમિ પર બેઠા.

વૃંદા ધ્યાનયોગમાંથી જાગૃત થયાં અને તેમણે નેત્રો ઉઘાડ્યાં. પછી અતિથિ નારદને આસન આપ્યું. પછી ગોપિકાના ઈશ એવા શ્રીકૃષ્ણના રહસ્યના જિજ્ઞાસુ નારદ વૃંદા દ્વારા થયેલા આદરસત્કારનો સ્વીકાર કરી રહેવા લાગ્યા. વૃંદાને પ્રસન્ન અંતઃકરણવાળી જાણીને નારદે પોતાના હૃદયની વાત જણાવી. હે ભામિનિ! વૃંદાએ ધ્યાનયોગથી તેની ઇષ્ટ વસ્તુ જાણી લીધી અને પોતાની માધવી નામની સખીને ત્યાં બોલાવીને તેને કહેવા લાગ્યા, 'હે માધવિ! આપણા આશ્રમના પુણ્યનો ઉદય થવાથી મહાત્મા નારદ અહીં પધાર્યા છે, તેથી તું મારું પ્રિય કાર્ય કરે છે તેવી જ રીતે નારદને પ્રિય લાગે તેવું તેમનું પ્રિય કાર્ય કર. પોતાના આશ્રમમાં આવેલા અભ્યાગતનું જે પ્રિય કરતું નથી, તેનો આશ્રમ શિયાળની બોડ સમાન નિષ્ફળ જ સમજવો.

પોતાની અધિષ્ઠાત્રી વૃંદાની આજ્ઞાથી માધવીદેવી વાયવ્યદિશામાં આવેલા એક સરોવરના તટ પર નારદને લઈ ગઈ અને તેમાં સ્નાન કરવા માટે નારદને કહ્યું.

હે ભદ્રે! તે પછી દેવોના દર્શનરૂપ નારદે દેવી માધવીની આજ્ઞાથી શ્રીકૃષ્ણનો સંગમ થવા માટે ધ્યાન કરી તે સરોવરના જળમાં ડૂબકી મારી. મુનિશ્રેષ્ઠ નારદ જળમાં ડૂબકી માર્યા પછી પોતાનું ઇષ્ટ કાર્ય કરીને વૃંદાની પાસે ગયા. પરંતુ તે સરોવરના જળમાં ડૂબકી મારીને બહાર નીકળ્યા ત્યારે તેમણે પોતાની જાતને એક અદ્ભુત વનિતાના રૂપમાં ફેરવાઈ ગયેલી જોઈ.

સુંદર હાસ્ય કરતી તે નારદીએ આજુબાજુ જોયું ત્યારે ઈશાન ખૂણામાં ઊભેલી સુંદર વસ્ત્રો અને અલંકારો ધારણ કરેલી એક વનિતાને હાથના ઇશારે કરીને પોતાને બોલાવતી જોઈ. તે વનિતાના બોલાવવાથી નારદી તેની પાસે ગઈ. તે સ્ત્રીએ નારદીને પોતાના વિશ્વાસમાં લીધી. તેને આશ્વાસન આપ્યું અને પછી રત્ન અને મણિઓથી જડેલા સ્ત્રીઓના ભવ્ય આવાસમાં તે સ્ત્રી નારદીને પોતાની સાથે લઈ ગઈ અને પોતે ત્યાંથી પાછી ફરી.

તે સ્ત્રીઓના આવાસમાંની વિશાખા વગેરે સખીઓએ નારદીનો સારી પેઠે સત્કાર કર્યો. અને ફરીથી તેને આશ્વાસન આપ્યું. તે પછી તે સખીઓમાંની એક સખી વળી નારદીને તે સ્વયં વનિતા આવાસના અંદરના એક ઓરડામાં લઈ ગઈ. ત્યાં નારદીએ ગોપિકાઓના ઈશ્વર એવા શ્રીકૃષ્ણને બેઠેલા દીઠા. નારદી સાથે આવેલી દૂતી શ્રીકૃષ્ણ પાસે નારદીને મૂકીને પાછી ફરી, એટલે શ્રીકૃષ્ણે પ્રિયા નારદીને પાસે બોલાવી. તેમના બોલાવવાથી નારદી લજ્જા અનુભવતી નમ્રભાવે પોતાના નાથ શ્રીકૃષ્ણ પાસે ગઈ. રસિક શ્રીકૃષ્ણે નારદીને ગાઢ આલિંગન આપ્યું અને રમાડ્યા પછી વિદાય આપી.

નારદી ફરીથી કુસુમ સરોવર પર ગઈ. માધવીએ તે સરોવરના નૈર્ઋત્ય ખૂણામાં નારદીને સ્નાન કરવા જણાવ્યું. નારદીએ તે સરોવરમાં ડૂબકી મારી અને જ્યારે તેમાંથી તે બહાર નીકળી ત્યારે પોતે પુરુષપણાને પ્રાપ્ત થઈ છે એવું જોઈને નારદ વિસ્મય પામ્યા. નારદીમાંથી નારદ, નારદ બની ગયા.

પછી વૃંદાની આજ્ઞાથી તે કુસુમ સરોવરના અગ્નિખૂણામાં એકાંતમાં નારદ તપ કરતા બેઠા. આ પ્રમાણે મહાત્મા નારદ તપ કરતા હતા ત્યારે વૃંદા દ્વારા મોકલાતાં ફળોથી તેઓ જીવનવ્યવહાર ચલાવતા.

એક સમયે નારદ વૃંદાના આશ્રમમાં વિચરતા હતા ત્યારે કોઈ સ્ત્રીથી બોલાતો સુંદર શબ્દ સંભળાયો. આથી અધ્યાત્મદર્શન કરનારા નારદ તે શબ્દ સાંભળીને કૌતુકમાં પડી ગયા. એ શબ્દ કોનો હશે તેની શોધ કરતા નારદને તે વનમાં કોઈનું પણ પગલું પડેલું દેખાયું નહીં. આશ્ચર્યથી ચકિત થયેલા નારદે આ સંબંધમાં વૃંદાને આદરપૂર્વક પૂછવાથી તેણે કુબ્જાનો વૃત્તાંત આદિથી અંત સુધી કહી સંભળાવ્યો. વૃંદાએ નારદને કહ્યું કે ભૂમિની અંદર આવેલા એક ઘરના ઓરડામાં સર્વવ્યાપક શ્રીકૃષ્ણની એક સુંદર કુબ્જા નારી રહે છે. તે પોતાના ઈશ શ્રીકૃષ્ણનું સર્વ કામ એકાંતમાં જ કરતી હોય છે. હે મુનિશ્રેષ્ઠ! મારા વિના બીજું કોઈ પણ તેને જાણતું નથી. તમે જેને જોવાની ઈચ્છા રાખો છો તે સ્ત્રીના વિષે સંક્ષેપમાં હું તમને કહું છું.

પ્રથમ તો શ્રીકૃષ્ણ વિષે મારે કહેવાનું છે. સવાર થતાં માતા યશોદા તેમને ઉઠાડે છે; નવડાવે છે અને ખવડાવે છે. પછી ગાયોના ધણને લઈ ને તેમની પાછળ પાછળ ચાલતા શ્રીકૃષ્ણ જંગલમાં ચરાવવા લઈ જાય છે. પછી ગાયોને પાછી વાળી લાવી પોતાના બે ત્રણ ગોપ સખાઓ સાથે ક્રીડા કરતા રહીને વૃંદાવનમાં મારા આશ્રમમાં આવીને બેસે છે. મેં બનાવેલી ગોશાળામાં ગાયોને રાખીને, ફળ-મૂળાદિ આહારથી તૃપ્ત થઈ ને શ્રીકૃષ્ણ પોતાની પ્રિય અને સુંદર રાધા નામની સખી સાથે સૂઈ જાય છે. રાધા તે વ્રજને પ્રિય શ્રીકૃષ્ણની સેવા કરે છે. અર્ધા પ્રહર સુધી વૃંદાવનનાં જુદાં જુદાં નિકુંજોમાં તે વિહાર કરે છે. પછી રાધા આદિ સખીઓ શ્રીકૃષ્ણને પંખો વીંઝે છે, ને તે સૂઈ જાય છે. અર્ધ પ્રહર પછી આખરે જાગ્રત થઈ ને પોતાની માનીતી પ્રિયાઓને લાડ કરી ગોપ અને ગોપીઓ તેમ જ પ્રિયા રાધા સાથે શ્રીકૃષ્ણ ખુશ થતા ગાયોના ધણ સાથે વ્રજભૂમિ ગોકુલમાં પાછા જાય છે. વિશાળનેત્રોવાળી સખીઓ સ્વસ્થળે જાય છે. આ પ્રમાણે અહીં આવતા જતા અને નિત્ય લીલા કરતા શ્રીકૃષ્ણને હે વત્સ! હું એકલી જ જોઉં છું, બ્રહ્મા અને શંકર પણ તે જોઈ શકતા નથી.

હે વત્સ! કુબ્જાના સંકેતસ્થળને તો મેં પણ જોયું નથી. મારી વહાલી સખીઓના કહેવા પરથી મેં જે કંઈ જાણ્યું છે,

તે છુપાવવા જેવી વાત હું તમને કહું છું. તે કુબ્જાએ સદા પોતાના અંગપ્રેમના અર્પણના પુણ્યથી તે શ્રેષ્ઠ સંકેતસ્થળ પ્રાપ્ત કર્યું છે. તે શ્રીકૃષ્ણની સેવા કરવા માટે સદા આતુર રહે છે. એવાં એક એક કુબ્જા અને શ્રીકૃષ્ણનાં સેંકડો કરોડો યુગલો ત્યાં રહીને ક્રીડા કર્યા કરે છે. તે આદિ–યુગલો ગમનાગમનથી રહિત નિત્ય નવીન સ્વરૂપે ઉત્પન્ન થયાં છે. શ્રીકૃષ્ણનું જ પોતાનું (કુબ્જારૂપ) દ્વિતીય સ્વરૂપ શ્રીકૃષ્ણની એકત્વ પામ્યા પછી સૃષ્ટિ, સ્થિતિ અને લયવાળું વિલક્ષણ તૃતીય સ્વરૂપનો અગમ્ય જ રહે છે. હે વિપ્ર! એ રૂપને કેવળ હું જ એકલી જાણું છું. મારી વાણીથી સાંભળ્યા પછી હવે તમે પણ તે રૂપને જાણો છો. કહેવામાં આવ્યું છે કે છ કાન પર ગયેલી વાતનું રહસ્ય ખુલ્લું થઈ જવાથી વાત નિષ્ફળ નીવડે છે, તેથી આ રહસ્ય તમે સારી પેઠે જાળવી રાખજો. વૃંદાએ કહેલા રહસ્યમય વૃત્તાન્તને સાંભળ્યા પછી મુનિ નારદ એ વિષયનું ચિંતન કરતા મૌન રહ્યા.

હે બ્રહ્મપુત્રી મોહિનિ! વૃંદારૂપ ગુરુ અને નારદરૂપ શિષ્ય વચ્ચે રહસ્યમય વિષયને બીજું કોઈ પણ જાણતું નથી, તેથી આપણાં બન્નેનો પણ એ જ ધર્મ બની રહે છે. હે શુભે! વક્તાએ કહેલી વાતને એકલો શ્રોતા જ જાણે છે. તે જ એક તત્ત્વ અહીં જાણવા જેવું છે. એના વિના બીજું કંઈ પણ જાણવા જેવું નથી.

હે મહાભાગ્યશાલિની મોહિનિ! ગોપિકાઓના ઇષ્ટ શ્રીકૃષ્ણની લીલાઓનું રહસ્ય મેં તમને કહી સંભળાવ્યું. શ્રોતારૂપે તેમણે જે કંઈ પૂછ્યું છે, તે હવે હું તમને કહું છું, તે તમે ધ્યાન દઈને સારી પેઠે સાંભળો.

હે મોહિનિ! જ્યાં ભગવાને તમારા પિતાને તત્ત્વનો સાક્ષાત્કાર કરાવ્યો હતો, તે પુણ્યસ્થાન વૃંદાવનમાં બ્રહ્મકુંડ નામથી પ્રસિદ્ધ છે. ત્યાં મૂલવેષનું ચિંતન કરતો રહીને જે મનુષ્ય સ્નાન કરે છે, તે નિત્ય વિહાર કરનારા શ્યામસુંદર શ્રીકૃષ્ણના વૈભવનો થોડોક ચમત્કાર જુએ છે. જ્યાં શ્રીકૃષ્ણનું તત્ત્વ જાણ્યા પછી ઇંદ્રે તે ગોવિંદનું ચિંતન કર્યું હતું તે સ્થાનને ગોવિંદકુંડ કહે છે. ત્યાં સ્નાન કરવાથી પણ મનુષ્ય ગોવિંદને મેળવી લે છે. એક હોવા છતાં અનેક રૂપધારણ કરીને કુંજવિહારીએ ગોપાંગનાઓ સાથે જ્યાં રાસલીલા કરી હતી તે સ્થળનું પણ તેવું જ માહાત્મ્ય છે. જ્યાં નંદ આદિ ગોપોએ ભગવાન શ્રીકૃષ્ણનો વૈભવ જોયો હતો, તે યમુનાજીના જળમાં તત્ત્વપ્રકાશ નામનું તીર્થ કહેવાય છે. જ્યાં ગોપોએ કાલિયમર્દનની લીલા જોઈ હતી, તેને પણ પુણ્યતીર્થ હોવાનું કહ્યું છે. એ તીર્થ મનુષ્યોનાં પાપનો નાશ કરનારું છે. જ્યાં સ્ત્રી, બાળક, ગોધન અને વાછરડાંઓ સહિત ગોપોને શ્રીકૃષ્ણે દાવાનલથી મુક્ત કર્યા, તે પવિત્ર તીર્થ સ્નાન માત્રથી સર્વ પાપોનું હરણ કરનારું છે. જ્યાં ભગવાન શ્રીકૃષ્ણે ઘોડાનું રૂપ ધારણ કરનારા કેશી નામના દૈત્યને રમતાં રમતાં મારી નાખ્યો હતો, ત્યાં સ્નાન કરનારો મનુષ્ય વિષ્ણુના ધામને પ્રાપ્ત થાય છે. જ્યાં ભગવાને દુષ્ટ વૃષભાસુરને માર્યો હતો, તે પુણ્યતીર્થ અરિષ્ટકુંડના નામથી વિખ્યાત છે. ત્યાં સ્નાન કરવા માત્રથી મુક્તિ પ્રાપ્ત થાય છે.

ધેનુકાસુર, અઘાસુર, બકાસુર, વત્સાસુર, વ્યોમાસુર અને લંબાસુર વગેરેને શ્રીકૃષ્ણે જ્યાં લીલામાત્રથી મારી નાખ્યા હતા, તે તે તીર્થોમાં સ્નાન કરી પિતૃઓનું અને દેવતાઓનું શ્રદ્ધાપૂર્વક તર્પણ કરવાથી ગોપાલની કૃપાથી મનુષ્ય ઇષ્ટ વસ્તુને પ્રાપ્ત કરે છે.

જ્યાં ભગવાને શયન, ભોજન, વિચરણ, શ્રવણ, દર્શન તથા વિલક્ષણ કર્મ કર્યું છે, તે પવિત્ર ક્ષેત્ર સ્નાન માત્રથી દિવ્ય ગતિ

પ્રદાન કરે છે. હે ભદ્રે! જ્યાં પુણ્યાત્મા પુરુષોએ ભગવાનનું શ્રવણ, ચિંતન, દર્શન, નમસ્કાર, આલિંગન, સ્તવન અને પ્રાર્થના કરી છે તે પણ ઉત્તમ ગતિ આપનારું તીર્થ છે. જ્યાં શ્રીરાધાએ અત્યંત કઠિન તપશ્ચર્યા કરી હતી, તે શ્રીરાધાકુંડ સ્નાન, દાન અને જપ માટે પરમ પવિત્ર તીર્થ છે. વૃંદાતીર્થ, ચંદ્ર સરોવર, અપ્સરાતીર્થ, રુદ્રકુંડ તથા કામકુંડ—આ ભગવાન શ્રીહરિનાં ઉત્તમ નિવાસસ્થાન છે. વિશાલા, અલકનંદા, મનોહર કદંબખંડ, વિમલતીર્થ, ધર્મકુંડ, ભોજનસ્થળ, બલસ્થાન, બૃહત્સાનુ, સંકેતસ્થાન, નંદિગ્રામ (નંદગામ–ગોકુલ), કિશોરીકુંડ, કોકિલવન, શેષશાયીતીર્થ, ક્ષીરસાગર, ક્રીડાદેશ, અક્ષયવટ, રામકુંડ, ચીરહરણ, ભદ્રવન, ભાંડીરવન, બિલ્વવન, માનસરોવર, પુષ્પપુલિન, ભક્તભોજન, અક્રૂરઘાટ, ગરુડગોવિંદ તથા બહુલાવન—આ બધું વૃંદાવન નામક ક્ષેત્ર છે. એ ચારે બાજુએથી પાંચ યોજન ચાલીસ માઈલના વિસ્તારવાળું છે. આ પરમ પુણ્યમય તીર્થ પુણ્યાત્મા પુરુષોથી સેવાયેલું છે અને દર્શનમાત્રથી મોક્ષ આપનારું છે. તે અત્યંત દુર્લભ છે. દેવતાઓ પણ તેનાં દર્શન કરવા ચાહે છે. ત્યાંની આંતરિક લીલાનું દર્શન કરવામાં દેવતાઓ તપસ્યા દ્વારા પણ સમર્થ થવા પામતા નથી. જેઓ સર્વ બાજુની આસક્તિઓ છોડી દઈને વૃંદાવનનું શરણ લે છે, તેમને માટે ત્રણે લોકમાં કંઈ જ દુર્લભ નથી. જે માણસ કેવળ 'વૃંદાવન' નામનું પણ ઉચ્ચારણ કરે છે, તેની પણ શ્રીકૃષ્ણમાં સદા ભક્તિ બની રહે છે. પવિત્ર વૃંદાવનનાં નર, નારી, વાનર, કૃમિ, કીટ, પતંગ, પક્ષીઓ, પશુઓ, વૃક્ષો અને પર્વત પણ નિરંતર, હે મોહિનિ! 'શ્રીરાધાકૃષ્ણ' શબ્દનું ઉચ્ચારણ કરતાં રહે છે. જેઓ શ્રીકૃષ્ણની કથાથી મોહિત છે અને જેમનું ચિત્ત કામરૂપી મળથી મલિન થઈ રહ્યું છે, તેવા પુરુષોને સ્વપ્નમાં પણ વૃંદાવનનાં દર્શન દુર્લભ છે. જે પુણ્યાત્મા પુરુષોએ શ્રીવૃંદાવનનાં દર્શન કર્યાં છે, તેમણે પોતાનો જન્મ સફળ કરી લીધો છે. તેઓ શ્રીહરિની કૃપાના પાત્ર છે. હે વિધિનંદિનિ! વધુ કહેવાથી શો લાભ? મુક્તિની ઇચ્છા રાખનારાઓએ ભવ્ય તેમ જ પવિત્ર વૃંદાવન ક્ષેત્રનું સેવન કરવું જોઈએ; સદા ત્યાંની યાત્રા કરવી જોઈએ અને તેનું સેવન તથા ધ્યાન કરવું જોઈએ. આ પૃથ્વી પર વૃંદાવન સમાન કીર્તિ વધારનારું સ્થાન બીજું કોઈ નથી.

પ્રાચીન કલ્પની વાત છે. વૃંદાવનમાં ગોવર્ધન નામના એક બ્રાહ્મણે ભારે તપશ્ચર્યા કરી હતી. તે સંસારથી વિરક્ત થઈ ગયો હતો. દેવતાઓના સ્વામી અવિનાશી ભગવાન વિષ્ણુ પોતાની લીલાભૂમિમાં તે બ્રાહ્મણને વર આપવા માટે ગયા. બ્રાહ્મણે દેવદેવેશ્વર શ્રીહરિને પોતાના હાથોમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરેલા જોયા. તેમનું વક્ષઃસ્થળ સુંદર કૌસ્તુભમણિથી સુશોભિત છે, કાનોમાં મકરાકૃતિ કુંડળ ઝગમગી રહ્યાં છે, માથા પર સુંદર કિરીટ ચમકી રહ્યો છે, હાથોમાં કડાં શોભી રહ્યાં છે, પગોમાં મધુર ઝણકાર કરનારા નૂપુર શોભા આપે છે. તેમનું આખુંયે અંગ વનમાળાથી વ્યાપ્ત થયેલું છે, વક્ષઃસ્થળ શ્રીવત્સચિહ્નથી સુશોભિત છે, નૂતન મેઘ સમાન શ્યામ વર્ણ, શરીર પર વિદ્યુત જેવી કાંતિવાળું પીતાંબર પ્રકાશી રહ્યું છે, નાભિ અને ગ્રીવા સુંદર છે, કપોલ અને નાસિકા સુઘડ છે, દાંતોની પંક્તિ સ્વચ્છ છે, મુખ પર મનોહર સ્મિત ફરકી રહ્યું છે, જાનુ, ઉરુ, ભુજાઓ તથા શરીરનો મધ્ય ભાગ રમણીય છે. તેઓ કરુણાના તો મહાસાગર જ છે, સદા આનંદમાં મગ્ન રહે

છે. તેના મુખારવિંદથી સદા પ્રસન્નતા વર્ષતી રહે છે. આ 'પ્રમાણેનું' ભગવાનનું સ્વરૂપ જોઈને બ્રાહ્મણે એકદમ ઊભા થઈને પૃથ્વી પર દંડની જેમ પડીને ભગવાનને સાષ્ટાંગ પ્રણામ કર્યા. પછી ભગવાન તરફથી વર માગવાની આજ્ઞા મળતાં ગોવર્ધન બ્રાહ્મણે શ્રીહરિને ઉદ્દેશીને બોલ્યા: 'પ્રભો! આપ મને આપના ચરણોથી દબાવીને મારી પીઠ પર ઊભા રહો. આ જ વર મારે જોઈએ છે.'

ગોવર્ધનનાં આ વચન સાંભળીને ભક્તવત્સલ ભગવાને વારંવાર આ વાત પર વિચાર કર્યો. પછી તેઓ તેની પીઠ પર ચડીને ઊભા રહ્યા. એટલે બ્રાહ્મણે ફરીથી કહ્યું: 'હે જગત્પતે! મારી પીઠ પર ઊભા રહેલા આપને હવે હું ઉતારી શકતો નથી; માટે આ જ રૂપમાં સ્થિર થઈ રહો. ત્યારથી જ વિશ્વાત્મા ભગવાન પર્વતરૂપધારી ગોવર્ધન બ્રાહ્મણનો ત્યાગ ન કરતાં પ્રતિદિન યોગી વનમાં જાય છે.

કૃષ્ણાવતારમાં ભગવાને ગોવર્ધન બ્રાહ્મણને પોતાના સારૂપ્યભાવને પ્રાપ્ત થયેલો જોઈને તેને નંદ આદિ દ્વારા ગિરિરાજ-પૂજનના મિષથી ભોજન કરાવ્યું. અન્નકૂટ તથા દૂધ વગેરે પેય પદાર્થોથી પર્વતરૂપધારી બ્રાહ્મણને તૃપ્ત કર્યા પછી તેને તરસ્યો થયેલો જાણીને ભગવાને નૂતન મેઘોનું જળ પાયું. આ કાર્યથી ભગવાન વાસુદેવનો તે મિત્ર થઈ ગયો.

હે દેવિ! જે મનુષ્ય ભક્તિપૂર્વક જુદા જુદા ઉપચારોથી ગોવર્ધન પર્વતની પૂજા અને પ્રદક્ષિણા ભાવથી કરે છે, તેનો ફરીથી આ સંસારમાં જન્મ થતો નથી. જનાર્દનના નિવાસથી ગોવર્ધન પર્વત પરમ પવિત્ર થઈ ગયો.

હે સુભગે! તમે જ કહો. આ પૃથ્વી પર શ્રીકૃષ્ણની ભાતભાતની ક્રીડાઓથી સુશોભિત યમુનાનો રમણીય પુલિન વૃંદાવન સિવાય બીજે ક્યાં છે? એટલા માટે સર્વ પ્રકારના પ્રયત્ન કરીને બીજાં પવિત્ર તથા પુણ્યદાયક વન, નદીઓ અને પર્વતોને છોડી દઈને માણસોએ સદા વૃંદાવનનું સેવન કરવું જોઈએ. ત્યાં યમુના જેવી પુણ્યપ્રદ નદી છે. ત્યાં ગિરિરાજ ગોવર્ધન જેવો પુણ્યમય પર્વત છે. તે વૃંદાવનથી અધિક પવિત્ર વન આ પૃથ્વી પર બીજું કયું છે? તે વૃંદાવનમાં મોરપિચ્છનો મુકુટ ધારણ કરેલા, કણેરનાં ફૂલોથી કાનોને શણગારેલા, નટવર વેષધારી શ્યામસુંદર શ્રીકૃષ્ણ, ગોપ, ગાયો તથા ગોપાંગનાઓની સાથે નિત્ય વિહાર કરે છે. તેમની વાંસળીના મધુર નાદ આગળ હંસીનો મધુર કલરવ ફિક્કો લાગે છે. વૈજયંતીમાળા તેમનાં તમામ અંગોને વ્યાપીને રહેલી છે. જ્યાં સ્વભાવથી જ ક્રૂર જીવજંતુઓ પોતાના સહજ વૈરભાવનો ત્યાગ કરીને અકારણ સ્નેહ કરનારા સુહૃદોની જેમ રહીને ભગવત્સુખનો જ આશ્રય લે છે, તે વૃંદાવનમાં જઈને જેવી રીતે જીવ ભગવાનને પ્રાપ્ત કરી લે છે તે પ્રમાણે ભગવત્સુખનો અનુભવ કર્યા પછી વૃંદાવનને છોડીને જે અન્યત્ર ચાલ્યો જાય છે, તે શ્રીકૃષ્ણની માયાના પટારારૂપ આ જગતમાં શું ક્યાંય પણ સુખી થઈ શકે ખરો?

તે વૃંદાવન ધામ સમસ્ત વસુધાનું પુણ્યરૂપ છે. તેનો આશ્રય લઈને મારું ચિત્ત આ અજ્ઞાનના અંધકારથી ઘેરાયેલા જગતને નીચે નખાવીને સ્વયં સદા માટે સર્વથી ઊપર રહેલું છે.

ભગવાન ગોપીનાથ અહીં ડગલે ને પગલે પ્રેમથી દ્રવિત ચિત્તવાળા થઈને ઊંચનીચનો વિચાર કરતા નથી. પોતાના સર્વ ભક્તોનો ઉદ્ધાર કરી જ નાખે છે. જે માણસ વ્રજનાં ગોપજન, પક્ષીઓ, પશુઓ,

પર્વતો, ગાયો, ભૂભાગ તથા રજકણોનાં પણ દર્શન તેમ જ સ્મરણ કરીને તેમને પ્રણામ કરે છે. તેના પ્રેમપાશમાં બંધાઈને ભગવાન શ્રીકૃષ્ણ તે ભક્તના અંતઃકરણમાં પોતાના પ્રતિ દાસ્યભાવનો ઉદય કરાવી દે છે. તે વ્રજરાજ શ્યામસુંદર સિવાય બીજો કયો દેવ સેવન કરવા યોગ્ય હોઈ શકે છે? હે મોહિનિ! તે તમે જ કહો, હું તો જાણતો જ નથી. આ વૃંદાવનનું માહાત્મ્ય તમને મેં સંક્ષેપથી કહ્યું. આથી વિશેષ બીજું કંઈ કહેવાનું બાકી રહેતું નથી. સંસારથી ભય પામેલા પાપરહિત મનુષ્યોએ સદા આ વૃંદાવનના જ માહાત્મ્યનું શ્રવણ, કીર્તન, સ્મરણ તથા ધ્યાન કરવું જોઈએ. જે મનુષ્ય પવિત્રભાવથી વૃંદાવનના માહાત્મ્યનું શ્રવણ અથવા કીર્તન કરે છે, તે પણ હે બ્રહ્મપુત્રિ! સાક્ષાત્ વિષ્ણુરૂપ જ છે, એમાં કંઈ જ સંશય નથી. ૯૮-૧૧૬.

वृन्दारण्यस्य माहात्म्यं यः शृणोति नरः शुचिः ।
कीर्तयेद्वापि विधिजे सोऽपि विष्णुर्न संशयः ॥११६

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'શ્રીવૃંદાવનમાહાત્મ્ય' નામનો ૮૦ મો અધ્યાય સંપૂર્ણ

## અધ્યાય ૮૧: શ્રીકૃષ્ણચરિતનું વર્ણન

वसुरुवाच

यदेतत् कीर्तितं देवि तीर्थमाहात्म्यमुत्तमम् ।
तल्लमस्व महाभागे चरित्वा तीर्थमंडलम् ॥१॥

વસુ બોલ્યા: હે દેવિ! હે મહાભાગે! તીર્થોનું જે આ ઉત્તમ માહાત્મ્ય કહેવામાં આવ્યું, તેને તમે સર્વ તીર્થોમાં ભ્રમણ કરીને પ્રાપ્ત કરો.

હે નરેશ્વરિ! હું તમારા પિતા બ્રહ્માને મળ્યા પછી વૃંદાવનમાં જઈને ત્યાંની પ્રશુઓ સાથે વિચરણ કરીશ.

સૂત બોલ્યા: હે બ્રાહ્મણો! મોહિનીના પુરોહિત વસુએ મોહિનીને આ પ્રમાણે કહ્યા પછી તેના દ્વારા વારંવાર કરવામાં આવેલા સત્કાર અને પૂજાનો સ્વીકાર કરીને તેઓ બ્રહ્મલોકમાં ચાલ્યા ગયા. ત્યાં જગત્સ્રષ્ટા વિધાતા બ્રહ્માજીની સમીપ જઈને તેમણે પ્રણામ કર્યા અને મોહિનીનો સર્વ વૃત્તાંત તેમને કહી સંભળાવ્યો. હે બ્રાહ્મણો! વસુ બ્રાહ્મણનું વચન સાંભળીને બ્રહ્માજી પ્રસન્ન થઈને બોલ્યા: 'હે વત્સ! તમે અતિ પુણ્યનું કાર્ય કર્યું છે. હે વિપ્ર! દેવોનું કાર્ય કરવા માટે મેં મારી પુત્રી મોહિનીની નિયુક્ત કરી હતી. તે પોતાનું કાર્ય પૂરું કરી ન શકી અને તેને તમે શાપ આપવાથી તે મરણ પામી હતી. હે વત્સ! મારી આજ્ઞાથી તમે તેને જીવિત કરીને કૃતાર્થ કરી, તેથી તમારા કરતાં વધારે પુણ્યશાળી બીજું કોણ હોઈ શકે! હે વિપ્ર! તમે મને મોહિનીનો ઉત્તમ વૃત્તાંત કહ્યો તેથી હું તમારા પર પ્રસન્ન થયો છું. હું તમને વરદાન આપીશ. તમારી ઇચ્છા અનુસાર કોઈ વર માગો!'

જગદ્વિધાતા બ્રહ્માએ આ પ્રમાણે કહેવાથી વિપ્રવર વસુએ તેમને પ્રણામ કર્યા અને વૃંદાવનમાં નિવાસ કરવો માટે વરદાન માગ્યું.

હે મુનીશ્વરો! આ સાંભળીને જગતની સૃષ્ટિ કરનારા, શરણાગતના ક્લેશને હરનારા બ્રહ્માજી ચારે મુખોથી સ્મિત કરતા બોલ્યા–'તથાસ્તુ–ભલે, તેમ થાઓ!'

વસુનું મન પ્રસન્ન થઈ ગયું. તેમણે વિધાતાને પ્રણામ કર્યા અને વૃંદાવન ભણી પ્રસ્થાન કર્યું. ત્યાં તેઓ એકાગ્રચિત્ત થઈને તપ કરવા લાગ્યા. તપશ્ચર્યા કરતાં કરતાં બ્રાહ્મણ વસુનાં પાંચહજાર વર્ષ વ્યતીત થઈ ગયાં. આથી સંતુષ્ટ થઈને ભગવાન શ્યામસુંદર પોતાના અંતરંગ પ્રિય ગોપ સખાઓ સાથે ત્યાં આવીને તે શ્રેષ્ઠ દ્વિજને કહેવા લાગ્યા: હે વિપ્રવર!

હું તમારા તપથી સંતુષ્ટ છું, બોલો! શું ઇચ્છો છો?' આ સાંભળી વસુ ઊભા થયા ને ભગવાનને સાષ્ટાંગ પ્રણામ કર્યા અને બોલ્યા : 'હે દેવ! હું સદા વૃંદાવનમાં નિવાસ કરવા ઇચ્છું છું.'

હે દ્વિજશ્રેષ્ઠ! ત્યારબાદ શ્રીકૃષ્ણે તેમને મનોવાંછિત વર આપ્યો. વસુએ ફરીથી તેમને પ્રણામ કર્યા અને ભગવાન્ અંતર્ધાન થઈ ગયા. ત્યારથી જ બ્રાહ્મણ વસુ ઇચ્છાનુસાર રૂપ ધારણ કરીને ભગવાન શ્રીકૃષ્ણની વૃંદાવનમાંની લીલાઓનું ચિંતન કરતા રહીને ત્યાં સદા નિવાસ કરે છે.

એક દિવસે વિપ્રવર વસુ ભગવાનનું ચિંતન કરતાં યમુનાને કાંઠે બેઠેલા હતા. એવામાં બ્રહ્માના પુત્ર નારદને તેમણે વૃંદાવનમાં આવેલા જોયા. પોતાના પરમ ગુરુ નારદને જોઈને તેમણે નમસ્કાર કર્યા અને ભગવદ્ભક્તિ વધારનારા નાના પ્રકારના ધર્મ વિષે પૂછ્યું.

વસુએ નારદને એ પૂછવાથી અધ્યાત્મ દર્શન કરનાર નારદે શ્રીકૃષ્ણનું સમસ્ત ભાવી ચરિત્ર તેમને કહી સંભળાવ્યું,

હે વિપ્ર! એક સમયે હું કૈલાસવાસી દેવ ભગવાન શંકરને મળવા માટે અને ભાવી વૃંદાવનનું રહસ્ય પૂછવા માટે તેમની પાસે ગયો હતો. સિદ્ધોથી ઘેરાયેલા સર્વ બ્રહ્માંડ અને ગોલોકમાં પોતાના મહિમાથી વ્યાપ્ત દેવોના ઈશ્વર મહાદેવને પ્રણામ કરીને મારી ઇષ્ટ વસ્તુ મેં તેમને પૂછવાથી તેમણે સ્મિત કરતાં આ ભદ્ર વાત મને જણાવી. તેઓ બોલ્યા, 'હે બ્રહ્મકુમાર! તમે ભગવાન શ્રીહરિના ભવિષ્ય ચરિત્રના વિષયમાં જે વાત પૂછી છે, તે હું તમને કહું છું. એક સમયે ગોલોકમાં રહેનારી સુરભિનાં મેં દર્શન કર્યાં અને ગોમાતા સુરભિને પ્રશ્ન કર્યો. મારા પ્રશ્નના ઉત્તરમાં સુરભિએ શ્રીહરિના ભવિષ્ય ચરિત્રના વિષયમાં આ પ્રમાણે કહ્યું : 'મહેશ્વર! અત્યારે રાધાની સાથે ભગવાન શ્રીકૃષ્ણ આ ગોલોકમાં સુખપૂર્વક રહે છે અને ગોપો તથા ગોપીઓને સુખ આપી રહ્યા છે. શિવ! તેઓ કોઈ સમયે ભૂલોકમાં આવેલા મથુરા–મંડળમાં પ્રકટ થઈને વૃંદાવનમાં અદ્ભુત લીલા કરશે. તે પછી બ્રહ્માજી દ્વારા પૃથ્વીનો ભાર હલકો કરવા માટે પ્રાર્થના કરાયાથી શ્રીહરિ પણ પૃથ્વી પર વાસુદેવરૂપે પ્રકટ થશે. વસુદેવના ઘરમાં જન્મ લઈને પછીથી શ્રીકૃષ્ણ કંસાસુરના ભયથી નંદના વ્રજમાં ચાલ્યા જશે. ત્યાં જઈને શ્રીહરિ પોતાની પાસે આવેલી બાળકોની હત્યા કરનારી પૂતનાના પ્રાણનું હરણ કરી લેશે. દાનવ ચક્રવાત (તૃણાવર્ત)ને તથા દેવતાઓને પીડા આપનારા મોટી કાયાવાળા વત્સાસુરને યમસદનમાં મોકલી દેશે. કાલિયનાગનું દમન કરીને તેને યમુનામાંથી ઉજાડી નાખશે. દુઃસહ ધેનુકાસુરને મારી નાખીને બકાસુર અને અઘાસુરના પણ પ્રાણ હરી લેશે. દાવ, પ્રદીપ્ત તથા પ્રલંબાસુરનો પણ વધ કરશે.

બ્રહ્મા, ઇંદ્ર, વરુણ તથા મળવાળા કુબેરપુત્રોના પણ દર્પનું ચૂર્ણ કરીને શ્રીહરિ વૃષાસુરનો વધ કરશે. તે પછી મથુરામાં જઈને ધનુષ તોડી શ્રેષ્ઠ હાથી કુવલયાપીડનો વધ કરશે. તે પછી ચાણૂર આદિ મલ્લો અને પોતાના મામા કંસને પણ શ્રીકૃષ્ણ મારી નાખશે. પછી કેદમાં પડેલાં પોતાનાં માતાપિતાને મુક્ત કરીને કાલયવનને મારી નાખી જરાસંધના ભયથી દ્વારકામાં જઈને વસશે.

ત્યાર પછી ભગવાન શ્રીહરિ ક્રમશઃ રુક્મિણી, સત્યભામા, સત્યા, જાંબવતી, કૈકયરાજકુમારી ભદ્રા, લક્ષ્મણા, મિત્રવૃંદા તથા કાલિન્દી સાથે લગ્ન કરશે. પછી ભૌમાસુરને મારીને સોળ હજાર સ્ત્રીઓનાં પાણિગ્રહણ કરશે. તે પછી પૌંડ્રક, શિશુપાલ, દંતવક્ત્ર,

વિદૂરથ અને શાલ્વને મારીને બલભદ્રરૂપથી દ્વિવિદ વાનર અને બલ્વલનો સંહાર કરશે. તે પછી ષટ્પુરવાસી દૈત્યોની સાથે વજ્રનાભ, સુનાભ અને વરદાનથી વધી ગયેલા ત્રિશિરા નામના દૈત્યનો વધ કરશે. હે શિવ! પછી પૃથ્વીનો ભાર ઉતારવા માટે ઉત્સુક થઈને શ્રીકૃષ્ણ કૌરવ અને પાંડવ પક્ષના વીરોને એકબીજાના નિમિત્ત બનાવીને મારી નાખશે. એવી જ રીતે, યાદવોને યાદવો સાથે આપસઆપસમાં લડાવી શ્રીહરિ પોતાના કુળનો સંહાર કરી નાખશે અને પોતાના અનુગામી બલરામની સાથે પોતાના પરમ ધામમાં ચાલ્યા જશે.

શંભો! આ પ્રમાણે મેં શ્રીહરિના ભવિષ્ય ચરિત્રનું વર્ણન કર્યું છે. જાઓ, જ્યારે ભૂતલ પર ભગવાન અવતાર લેશે, તે સમયે તમે સર્વ કંઈ જોશો.

બ્રહ્મકુમાર નારદ! સુરભિનું આ વચન સાંભળીને હું ઘણો પ્રસન્ન થયો અને હું ફરીથી પોતાના સ્થાન પર આવી ગયો. આ વાત મેં તમને પણ જણાવી છે. સમય આવશે ત્યારે તમે પણ ગોકુલપતિ શ્રીકૃષ્ણના ચરિત્રનું અવલોકન કરશો.'

હે વસુ! ત્રિશૂલધારી ભગવાન શંકરનું આ વચન સાંભળીને મારાં રોમે-રોમ હર્ષથી ખીલી ઊઠ્યાં. હું વીણા વગાડી ભગવાનના ગુણ ગાતો અને તેમાં જ મસ્ત રહેતો આ દુઃખી જગતને આનંદ પ્રદાન કરતો રહ્યો છું. હે દ્વિજશ્રેષ્ઠ! ભવિષ્યમાં થનારી આ વાત મેં તમને કહી. ગૌતમની જેમ હું પણ સર્વ પ્રાણીઓના હિતમાં લાગેલો રહું છું.

સૂત બોલ્યા: વિપ્રવર વસુને આ પ્રમાણે કહીને દેવર્ષિ નારદ વીણા વગાડતા યદુનંદન શ્રીકૃષ્ણનું ચિંતન કરતા કરતા ત્યાંથી ચાલી નીકળ્યા.

હે બ્રાહ્મણો! વ્રજમાં નારદનું તે વચન સાંભળીને વિપ્રવર વસુનું ચિત્ત પ્રસન્ન થઈ ગયું અને તેઓ ભાવી શ્રીકૃષ્ણલીલાનાં દર્શન કરવા માટે ઉત્સુક થઈને સદા વૃંદાવનમાં રહેવા લાગ્યા. ૧-૫૧.

स वसुस्तद्वचः श्रुत्वा व्रजे सुप्रीतमानसः ।
उवास सर्वदा विप्राः कृष्णक्रीडेक्षणोत्सुकः ॥५१॥

ઇતિ શ્રીનારદમહાપુરાણમાં ઉત્તરભાગમાં 'શ્રીકૃષ્ણ ચરિત નિરૂપણ' નામનો ૮૧ મો અધ્યાય સંપૂર્ણ.

## અધ્યાય ૮૨ : પુરાણશ્રવણાદિ ફળનિરૂપણ

ऋषय ऊचुः

सूत साधो त्वयाख्यातं श्रीकृष्णचरितामृतम् ।
श्रुतं कृतार्थास्तेन स्मो वयं मवदनुग्रहात् ॥ १ ॥

ઋષિઓ બોલ્યા: હે સાધુ સૂતજી! આપે ભગવાન શ્રીકૃષ્ણના અમૃતમય ચરિત્રનું વર્ણન કર્યું અને તે અમે સાંભળ્યું, તેથી આપની કૃપાથી અમે બધા કૃતાર્થ થઈ ગયા. વસુ બ્રહ્મલોકમાં ગયા પછી બ્રહ્મપુત્રી મોહિનીએ શું કર્યું; તે આપ અમને જણાવવાની કૃપા કરો.

સૂત બોલ્યા: હે ઋષિઓ! મોહિનીનું કલ્યાણકારી ચરિત્ર સાંભળો. વિપ્રવર વસુએ જે પ્રકારનો ઉપદેશ આપ્યો હતો, તે અનુસાર વિધિપૂર્વક તીર્થયાત્રા કરવા માટે બ્રહ્મપુત્રી મોહિની ગંગાજીના તટ પર ગઈ. ત્યાં જઈને વિધિનંદિનીએ ગંગા આદિ તીર્થોમાં સ્નાન કરીને સર્વ કાર્ય વિધિપૂર્વક કર્યું. પુરોહિત વસુએ જે તીર્થનો જે પ્રકારનો વિધિ બતાવ્યો હતો તેવી જ રીતે તેનું સેવન કરી તે તીર્થોમાં યાત્રા કરવા લાગી. અને તે તીર્થોમાં વિષ્ણુ આદિ દેવતાઓની પૂજા કરતી અને બ્રાહ્મણોને અનેક પ્રકારનાં દાન આપતી હતી. ગયામાં જઈને તેણે પોતાના પતિને વિધિપૂર્વક પિંડદાન કર્યું. પછી કાશીમાં વિશ્વનાથની પૂજા કરીને તે પુરુષોત્તમ ક્ષેત્રમાં ગઈ. તે ક્ષેત્રમાં જગ-

